# ઊર્મિ નવરચના

આદ્ય તંત્રી: સ્વ. ઇશ્વરલાલ મો. દવે
તંત્રી: જયમલ્લ પરમાર

સળંગ અંક : ૬૧૦
જાન્યુઆરી – ૧૯૮૧

URMI
NAVRACHNA



આણંદની ડેરી સાયન્સ કોલેજનું વલોણું વલોવીને ઉદ્ઘાટન કરતા ગુજરાતના માજી મુખ્ય પ્રધાન ડૉ. શ્રી જીવરાજ મહેતા (સ્વ.)

"સત્યનો વિજય છે, જ્યાં નીતિ છે ત્યાં
નારાયણુ ભગવાનનો વાસ છે."

# મનુભાઇ રજનીકાંત શ્રોફ

શ્રોફ એન્ડ ફાઇનાન્સિયર

તથા

## શ્રી સાંઇબાબા આંગડિયા સર્વિસ

### હિવ. ઓફિસ

પંચહાટડી, મહાલક્ષ્મી સ્ટ્રીટ, જૂનાગઢ પીન : ૩૬૨૦૦૧. ફોન : ૧૭૧૯

**શાખાઓ :** કેશોદ, વેરાવળ, ઉના, કોડીનાર, દિવ.

H. O. રીલીફરોડ પથ્થર કુવા, અમદાવાદ ફોન ; ૨૪૩૪૯

| ફી | ૩ માસ | ૬ માસ | ૯ માસ | ૧ વર્ષ | ૨ વર્ષ |
|---|---|---|---|---|---|
| ક્સ | ૯% | ૧૦% | ૧૧% | ૧૨% | ૧૫% |

નોંધ: રૂા. ૧૦૦૦/– ઉપરની ફીક્સ્ડ પર દર માસે વ્યાજ આપવામાં આવે છે.

## શુભલક્ષ્મી

| | | | | | |
|---|---|---|---|---|---|
| રોકાણુ રૂા. | ૧૦૦/– | ૫૦૦/– | ૧૦૦૦/– | ૨૦૦૦/– | ૫૦૦૦/– |
| પાંચ વર્ષને અંતે | ૨૦૦/– | ૧૦૦૦/– | ૨૦૦૦/– | ૪૦૦૦/– | ૧૦,૦૦૦/– |

**આ યોજનામાં વચ્ચે વ્યાજ મળશે નહીં.**

કરન્ટ એકાઉન્ટ : ૭%

સેવિંગ્ઝ એકાઉન્ટ : ૯% આપની નાની યા મોટી રકમ સેવિંગ્સ ખાતામાં જમા કરાવો, ઉપાડ માટે ચેકની સગવડ.

સાંઇબાબા ભેટ થાપણુ યોજના સર્ટીફીકેટ

૬૦ માસનાં અંતે રૂા. ૧૦૦/– ને બદલે રૂા. ૧૬૦/– મળશે, તથા પાંચ ડ્રોમાં આપનું ભાગ્ય અજમાવી ભાગ્યવંત બનો.

ગુજરાત, કચ્છ, મહારાષ્ટ્રના લગભગ દરેક શહેરો પર ડ્રાફ્ટ કાઢી આપવામાં આવે છે, તથા આપના બહારથી આવતા માલની હુંડી, બીલ્ટી અમારા મારફત મંગાવી, અમારી અમુલ્ય સેવાનો લાભ લઈ શકો છો.

[ઉપરોક્ત ૧૬ વર્ષ જૂની ૧૦૫ શાખા ધરાવતી અગ્રગણ્ય સંસ્થામાં આપના નાણા રોકી નિશ્ચિંત બનો].

બેંકીંગનાં તમામ કામ માટે આ શ્રોફને આપની બનાવવા વિનંતી.

સહકાર બદલ આભાર

–: વધુ વિગત માટે રૂબરૂ સંપર્ક સાધો :–

પ્રોપ્રાઇટર :
**શ્રી આર. એન. દેસાઇ**

મેનેજર
**શ્રી દિલીપભાઈ ભીસે**



ગ્રામ : "સહકાર"

નોંધણી ક્રમાંક ૧૫૪૭
નોંધણી તા. ૨૫-૬-૧૯૫૬

ફોન { ગોડાઉન : ૧૫
દુકાન : ૫૯ }

"સહકાર ત્યાં સિદ્ધિ"

# શ્રી વેરાવળ-પાટણ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

ગુજરાત રાજ્ય **વેરાવળ** જીલ્લો : જૂનાગઢ.

દુકાન : વખારિયા બજાર.

ગોડાઉન : ભાલકા રોડ

| : સભાસદ સંખ્યા : | | : શેર ભંડોળ : |
|---|---|---|
| મંડળીઓ | ૪૧ | રૂા. ૧૨૧૯૫૦-૦૦ |
| વ્યકિત | ૨૭૩ | રૂા. ૫૧૯૦-૦૦ |
| | ૩૧૪ | ૧૨૭૧૪૦-૦૦ |

ઓડીટ વર્ગ 'બ'

: બેન્કર્સ :
ધી જૂનાગઢ-ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ
કો-ઓપરેટીવ બેન્ક લી. જૂનાગઢ
બ્રાન્ચ : વેરાવળ.

: ઓડીટર્સ :
શ્રી સ્પેશ્યલ ઓડીટર
સહકારી મંડળીઓ
જૂનાગઢ

શ્રી જે. બી. બારડ — એકાઉન્ટન્ટ
શ્રી એમ. એ. ઝાલા — મેનેજર
શ્રી કાળાભાઇ રણમલભાઈ ઝાલા — પ્રમુખ



હાર્દિક શુભેચ્છા સાથે



# શ્રીજી ખાંડસરી ઉદ્યોગ

**મેન્યુફેકચરર ઓફ બેસ્ટ ખાંડસરી**

નેશનલ હાઇવે રોડ

મુ. પેઢલા

તા. જેતપુર : જિ. રાજકોટ





# વાળિયા બ્રધર્સ

૮૭/૮૯, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ - ૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી





# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઇ-૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી

# ઊર્મિનવરચના માસિકના લવાજમ ભરવાનાં સ્થળો

૧ – 'ઊર્મિનવરચના'
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ – ૩૬૦ ૦૦૧

૨ – ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪ ૬૦૧

૩ – ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
'કલ્યાણધામ'
મુ. ચાવંડ
(તા. લાઠી : જિ. અમરેલી)

૪ – ડૉ જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
ઠે. નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ – ૪૦૦ ૦૨૩

૫ – સોરઠ ક્ષય નિવારણ સમિતિ
અક્ષયગઢ : મુ. કેશોદ – ૩૬૨ ૨૨૦
(જિ. જૂનાગઢ)

૬ – રૂપાયતન (ગિરિતળેટી)
જૂનાગઢ

૭ – કસ્તુરબા કન્યા છાત્રાલય
દિલાવરનગર
મુ. વંથલી – ૩૬૨ ૬૧૦
(જિ. જૂનાગઢ)

૮ – ભ. મા. ગાંધી ક્ષય નિવારણ કેન્દ્ર
મુ. ઊના ૩૬૨ ૫૬૦

૯ – સુરૂપ મુદ્રિકા
યાજ્ઞિક રોડ : કન્યા છાત્રાલય સામે
રાજકોટ

૧૦ – વિજય સ્ટોર્સ
મહાત્મા ગાંધી માર્ગ
આણંદ (જિ. ખેડા)

૧૧ – વિજય સ્ટોર્સ
૬૨, કલ્યાણ ભુવન : બીજે માળે
રીલીફ રોડ : અમદાવાદ ૩૮૦૦૦૧

૧૨ – સૌરભ પુસ્તક ભંડાર
૬૨૫, રીલીફ રોડ : મેડા ઉપર
કેલીકો ડોમની સામે
અમદાવાદ – ૩૬૦૦૦૧

૧૩ – ભારતી સાહિત્ય સંઘ પ્રા. લિ.
૭, પૂર્ણેશ્વર ચેમ્બર્સ : દીનેશ હોલ સામે
ઈન્કમટેક્સ બિલ્ડીંગ પાછળ
અમદાવાદ – ૩૮૦ ૦૦૯

૧૪ – ઈન્ડિયન મેગેઝીન હાઉસ
૧૦૪૨/૧, લીંબડાવાળો ખાંચો
તાડની શેરી : જમાલપુર
અમદાવાદ ૩૮૦ ૦૦૧

૧૫ – પંકજ મેગેઝીન સરવીસ
૧૭૧૭/૪, કાકા બળીઆની પોળ
ઝાંડવીની શેરી
અમદાવાદ – ૩૮૦ ૦૦૧

૧૬ – ઈન્ટરનેશનલ બૂક સેન્ટર
પંજાબ નેશનલ બેંક સામે
સુરેન્દ્રનગર

૧૭ – ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી
મંડળ લિ.
રાવપુરા : પો. બો. નં – ૧૦
વડોદરા

૧૮ – રવીન્દ્ર બૂક હાઉસ
બાજવાડા : ભાટિયા શેરી
વડોદરા ૩૯૦ ૦૦૧

૧૯ – એન. એમ. ત્રિપાઠી લિ.
૧૬૪, સામળદાસ ગાંધી રોડ
મુંબઈ – ૪૦૦ ૦૦૨

૨૦ – એન. એમ. ઠક્કર
૧૪૬, પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ – ૪૦૦ ૦૦૨

૨૧ – ભાયાણી બૂક ડીપો
૧૫૦, પ્રીન્સેસ સ્ટ્રીટ
મુંબઈ ૪૦૦ ૦૦૨

# શ્રી રામકૃષ્ણ વિવેકાનંદ સાહિત્ય

ફોન નંબર { ઓફિસ ૪૦
પ્રમુખશ્રી ૫૬

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી વંથલી તાલુકા સહકારી ખરીદ – વેચાણ સંઘ લી.

વંથલી (સોરઠ)

રજી નંબર – ૮૪૬ ઓડીટ વર્ગ – અ

| | | | |
|---|---|---|---|
| ૧,૩૦,૫૦૦=૦૦ | વસુલ આવેલ શેર ભંડોળ | ૪૬ | સભ્ય સંખ્યા. |
| | ૧, ૩૦,૦૫૦-૦૦ મંડળીઓનું | | ૪૧ મંડળીઓ |
| | ૪૫૦-૦૦ વ્યકિતગત | | ૫ વ્યકિતગત |
| ૩,૭૯,૫૩૧-૦૦ | અનામત ભંડોળ | ૧૮,૯૭,૯૩૫-૦૦ | કાર્ય ભંડોળ |
| ૨૨૭,૭૩૬-૦૦ | અન્ય ભંડોળ | ૧,૦૧,૨૦૭૩-૦૦ | વર્ષ દરમ્યાન વેચાણ |

**જાહેર કરેલ ડીવિડન્ડ ૧૨%.**

સંઘે દરેક જાતના રાસાયણિક ખાતરો તેમજ સુધારેલી જાતના અને હાઈબ્રીડ બિયારણો પાક સંરક્ષણ સાધનો અને જંતુનાશક દવાઓ સાથે જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ, અંકુશિત કાપડ, સિંગતેલ, સિમેન્ટ, ખાંડ વગેરે સરકારી મંડળીઓ દ્વારા તેમજ સીધા ખેડૂતોને અગર વાપરનારને વ્યાજબી ભાવથી પૂરા પાડવામાં સહાયરૂપ થાય છે.

**ડાયાલાલ શામજીભાઇ પટેલ**
મેનેજર

**ઓઘાભાઇ સીદીભાઈ**
પ્રમુખ

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

જાન્યુઆરી વર્ષ : ૫૧ : ૮૧ : અંક : ૧૦ : સળંગ અંક : ૬૧૦

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન :




*



ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓક્ટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ નવરચના'ના લવાજમના દર
વાર્ષિક–દેશમાં રૂ. ૨૦–૦૦
વાર્ષિક પરદેશમાં રૂ. ૪૦–૦૦

લેખકોને—

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિ નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ઊર્મિ નવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ



ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ–૧
મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ–૧

# મરદનું ઓઢણું

(હો'શીલવંતી નાર)

જયમલ્લ પરમાર

ગોંડલના મેરવદર ગામની ખળાવાડ મોસમથી ઢીમકી હાલી છે. ખેડૂતોને આનંદના ઊભરા છૂટે છે. ખળાવાડ માથે આરબના પહેરા જેવાં ઝીણિયા કોળી'નાં રખોપાં છે. ઝીણિયાની નોકરીનો ગામને ગળા લગણ ભરુંસો છે.

ઝીણિયો દસેક વરસથી હવાલદારું કરે છે પણ દસ વરસમાં ખળાવાડમાં કોઈ ખાટસવાદીઆનો સગીસંચાર થાવા નથી દીધો. માર્યમૂળાના રાસડા જેવી ઝીણિયાની આબરૂ બંધાઈ ગઈ છે. ઝીણિયાના પે'રા હોય ત્યાં લોંટાઝોંટા કરનારા ફફર્યમાં ફરે ને ખેડૂ માતર નફકરા થઈને સૂવે.

પણ મેરવદરની ખળાવાડને મોસમથી ઠાંકતી ભાળીને સોઢાણાના ધાડપાડુ સંધીઓની ડાઢ્યું ગળકવા લાગી. ખળાં મસળાઈને ઊપણવાની રાહ જોઈ બેઠેલા સંધીઓની ટોળી મધરાતનો મોકો સાધીને અંધારામાં ચડી આવી. અહોરાત જાગતા હવાલદાર ઝીણિયાની નજરૂંએ અંધારા સોંસરવા સંધીઓના ઓળા નોંધ્યા ને બંદૂક સાબદી કરી. સામે સાત આઠ સંધીઓ અને પોતે એકલો હોવા છતાં જરાય ઝઝક્યા સિવાય ઝીણિયો સામે ડગ દેતો ચાલ્યો. ઝીણિયાને એમ કે પોતાના હવાલદારને કોઈ દી નહિ છંછેડતાં, સોઢાણાના સંધીઓને પોતાની આબરૂ માથે હાથ નાખતાં વારી શકશે.

સંધીઓ તો પોતાની એંટમાં હાલ્યા આવે છે. ઝીણિયા હવાલદારની એમને મન કોઈ ગણતરી નથી. એવાં તો કંઈક મગતરાં ચોળી નાખ્યાની ઘુમાખીમાં હાલ્યા આવે છે. ત્યા ઝીણિયાએ ઝડકારો કર્યો કે : "ગામેતીઓ! આંધ આકડે મધ ને માખિયું વિનાનું ભાળીને હાલ્યા આવતા હોતો પાછા ફરી જાઓ."

"હવે હાલતો થા હાલતો ગામેતીવાળા નાહટની તારી કોળણ રંડાઈ પડશે."

"તમારામાંથી કો'કને ઓછા કર્યા પે'લાં મારી કોળણ નહિ રંડાય."

"જીવતા રે'વું હોય ને હવાલદારું જાળવવું હોય તો આઘો પાછો જા!"

ઝીણિયો "જીવતો હોય ત્યાં લગણ ખળાવાડ તમારે હાથ નહિ પડે."

"લે ત્યારે" કહેતાંક એક સંધીએ લાગલો જ ઝીણિયા માથે બંદૂકની ગોળી છોડી. સાવધ ઝીણિયો નીચો નમી ગયો ને ગોળી ઉપરથી પસાર થઈ ગઈ અને ઝીણિયે બંદૂકના ભડાકા ભેગો એક સંધીને ઉપાડી લીધો.

બંદૂક ભડાકાના અવાજથી ખેડૂતો જાગીને હાથ પડ્યું હથિયાર લઈને દોડ્યા, દેકારો બોલતાં સંધીઓ ભાગ્યા, પણ ભાગતાં ભાગતાં ઝીણિયા માથે ભડાકો કરતા ગયા. ઝીણિયો પડ્યો.

હવાલદાર તો ગોંડલનો દરબારી નોકર. ઝીણિયો ગયો ને ગોંડલ દરબાર તરફથી પગાર મળવો બંધ થયો. ટાપોટાયો કરી ચાર પાંચ છોકરાને જાળવતાં રંડવાળ કોળણે બેક વરસ કાઢી નાખ્યા. પછી થયું કે ગોંડલ દરબારની અરજે જાઉં, જો કાંઈક પેટિયું બાંધી આપે છે.

કોળણ મેરવદરથી ગોંડલ આવી. ગરીબી અને ભૂખનાં દુઃખ કોળણ અને એનાં છોકરાંને આંટો લઈ ગયેલ છે. ચાગડથીગડ દેહ ઢાંકીને ગોંડલ દરબારની ડેલીએ બે ચાર દી કાઢ્યા ત્યારે માંડ દરબારનો ભેટો થયો છે. મેરવદરની ખળાવાડ સાચવતાં પોતાનો ધણી મરી ખૂટ્યો ને પોતે ને છોકરાં નિરાધાર થઈ ગયાં

છે તે રાબ છાશનું સાધન કરવા અરજી કરી. દરબાર કહે :

"તારો ધણી કાંઈ બંદોબસ્ત નથી કરતો ગયો ?"

કોળણ કહે : "પગારમાંથી માંડ રોટલા ભેળા થાઈં એમાં શું મૂકી જાય ?"

"તમારે કોળીને શું ? કોળીભાઈના કૂબો એક મૂઓ ને બીજો ઊભો. બીજું ઘર કરી લે. તને ધણી ધારતાં ન આવડયું એમાં હું શું કરું ?" દરબાર ભભકયા, ત્યાં તો મડા જેવી કોળણ તાડ જેવી થઈ. લાજ કાઢેલું ઓઢણું મોઢેથી ઉલાળીને માથે નાખતાં બોલી :

"બાપુ ! તમે માવતર ઊઠીને મને મરદનું ઓઢણું છાંડવા કયો છો ? મારો ધણી તો તમારી આબરૂ સાટુ સામી છાતીએ ગોળી ઝીલીને મર્યો છે. એણે તો તમારું ખાધેલું હક કર્યું, તમને અને અમનેય ઊજળાં કરી ગ્યો. મને તો ધણી ધારતાં આવડયું પણ મારા ધણીને ધણી ધારતાં નો આવડયું." કોળણ ઝાળ થઈને બોલી.

દરબાર કોળણનાં વેણ સાંભળીને ઘા ખાઈ ગયા, પણ સવળો અરથ લીધો. કોળણને જીવાઈ બાંધી દીધી.

*

## આ હતું એક વખતનું આપણા જાહેરજીવનનું ધોરણ

૧૯૫૧–૫૨ માં સૌરાષ્ટ્ર વિધાનસભાની ચૂંટણીઓ આવી રહી હતી. સૌરાષ્ટ્રના મુખ્યમંત્રીશ્રી ઢેબરભાઈએ ચૂંટણી લડવાની અનિચ્છા દર્શાવી શ્રી બલવંતભાઈને આગેવાની લેવા આગ્રહ કર્યો પરન્તુ શ્રી ઢેબરભાઈની આગેવાની નીચેજ ચૂંટણી લડાય એ અન્ય સાથીઓને જરૂરી લાગ્યું. લાંબી વાટાઘાટો પછી એવો તોડ નીકળ્યો કે શ્રી ઢેબરભાઈએ વિધાનસભાની ચૂંટણી લડવી. શ્રી બલવંતભાઈએ લોકસભાની ચૂંટણી લડવી. શ્રી ઢેબરભાઈ છ મહિના રાજ્યની ધૂરા સંભાળે. પછી એમને મુક્ત થવું હોય તો ખુશીથી થાય. એ વખતે શ્રી બલવંતભાઈએ સૌરાષ્ટ્રનું સુકાન સંભાળવું. ચૂંટણી પૂરી થઈ. શ્રી ઢેબરભાઈએ મુખ્યમંત્રી તરીકે જવાબદારી સંભાળી. શ્રી બલવંતભાઈ લોકસભામાં ગયા. દિલ્હીમાં પંડિત શ્રી જવાહરલાલ નહેરૂએ એમને કોંગ્રેસના મંત્રી તરીકેની જવાબદારી સુપરત કરી. સારો એવો વખત વીતી ગયો. શ્રી ઢેબરભાઈની કોંગ્રેસના પ્રમુખ તરીકે વરણી થઈ. સૌરાષ્ટ્રના મુખ્યમંત્રી તરીકે કોઈએ જવાબદારી સંભાળવી રહી.

શ્રી ઢેબરભાઈના મંત્રીમંડળમાં એમના પછી મહત્ત્વનું સ્થાન સંભાળનાર શ્રી રસિકભાઈ પરીખે શ્રી બલવંતભાઈને લખ્યું કે –

"શ્રી ઢેબરભાઈ કોંગ્રેસ પ્રમુખ તરીકે જઈ રહ્યા છે. એમના પછી તમે સીનિયર આગેવાન છો એટલે દિલ્હી છોડી સૌરાષ્ટ્રના મુખ્યમંત્રી તરીકેની જવાબદારી સંભાળી લેવા માટે આવી પહોંચવા વિનંતી છે."

શ્રી બલવંતભાઈએ એવી મતલબનો વળતો જવાબ લખ્યો કે "હું અહીં કોંગ્રેસના મંત્રી તરીકેની જવાબદારી સંભાળી રહ્યો છું. ઢેબરભાઈના મંત્રી મંડળમાં એમના પછીનું તમારું સ્થાન હોઈ, સ્વાભાવિક ક્રમમાં તમારે જ મુખ્યમંત્રીશ્રી તરીકેની જવાબદારી સંભાળવી જોઇએ. મારા પૂરા સહકારની ખાત્રી સાથે હાર્દિક શુભેચ્છાઓ."

આ હતું એક વખતનું આપણા જાહેર જીવનનું ધોરણ

# ધ્રોળની શસ્ત્ર તાલીમ શિબિર ને ધ્રોળ ઠાકોરસાહેબ

(જૂનાગઢની લોકક્રાન્તિ : હપ્તો ત્રીજો)

રતુભાઈ અદાણી

વલભીપુરમાં સેવાદળની શિબિરનું આયોજન, એનું સંચાલન અને એની પૂર્ણાહુતિ સુધી તો, એ વખતે દેશભરમાં કોમવાદની આગ લાગી હતી એની ઝાળ કદાચ કાઠિયાવાડમાં આવી પહોંચે તો એ આગ ઠારવા માટે સેવાદળ તરીકે શક્ય એટલી સેવા આપી છૂટવાની ગણતરી હતી. દેશ આઝાદીના આરે આવીને ઊભો હતો. દેશના ભાગલા પણ નિશ્ચિત થઈ ચૂકયા હતા. ૧૫ મી ઓગષ્ટે ભારતની ભૂમિ ઉપર આઝાદીનો ધ્વજ ફરકવાનો હતો. પરન્તુ દેશી રજવાડાંઓની પ્રજા માટે તો વિમાસણ જ હતી. અંગ્રેજોએ જતાં જતાં દેશી રજવાડાંઓને સાર્વભૌમત્વની બક્ષીસ આપેલી દરેક રજવાડું ધારે તો ભારત કે પાકીસ્તાન સાથે દોસ્તીના સબંધ બાંધી શકે, ધારે તો સ્વતંત્ર પણ રહી શકે જ્યારે સમગ્ર દેશ સ્વતંત્ર થતો હોય, એમાં પ્રજાકીય શાસન સ્થપાતું હોય, ત્યારે એની અંદર વેરવિખેર આવેલા રજવાડાં સ્વતંત્ર રીતે રહી શકે એ વાત પ્રથમ દષ્ટિએ જ બેહુદી લાગે. એમણે સાર્વભૌમત્વનો ખ્યાલ છોડી, પ્રજાકીય શાસનને આવકારવું જ રહ્યું. પરન્તુ સાર્વભામત્વની વાતે મોટાં રજવાડાં તો શું, પણ નાના નાના તાલુકદારો અને દરબારોને પણ વ્યવહારુ ડહાપણ સુઝવા દીધું નહીં. એમના મનમાં – મગજમાં ભવિષ્યનું કોઈ સ્પષ્ટ ચિત્ર ન હતું, હોય તો ભારતમાં ભળી જવાનું હોય, પણ થોડો વખત તો તેઓ બીજી જ દુનિયામાં રાચવા માંડયાં.

કાઠિયાવાડ રાજકીય પરિષદે આવા નાના તાલુકદારો અને દરબારોનો સંપર્ક સાધી, એમને સાર્વભૌમત્વના વિચારો છોડી દેશના પ્રવાહમાં ભળી જવા માટે સમજાવવાનો પ્રયાસ હાથ ધર્યો. એના ભાગ તરીકે મારે એક વિસ્તારમાં ફરવાનું આવ્યું. શ્રી જન્મશંકર અંતાણી રાજકોટથી મોટર લઈને તરઘડા આવ્યા, અને અમે બન્ને અમને સોંપાયેલા વિસ્તારોમાં ફરવા નીકળી પડયા. ભારે વિચિત્ર અનુભવ થયો. અમે ત્રણ દિવસ અને ત્રણ રાત ફર્યા. કેટલાયે તાલુકદારો, અને દરબારોનો સંપર્ક સાધ્યો. હિન્દી સંઘમાં ભળી જવાની અનુમતિ આપવા વિનંતી કરી. કોઈએ ડાયરામાં બેઠાં બેઠાં, કોઈએ એમના કારભારીની સલાહ લઈને, કોઈએ ઊંઘમાંથી ઊઠીને, પણ બધાજ તાલુકદારો અને દરબારોએ એકજ સરખો જવાબ આપેલો. "વિચાર કરશું." ભલે બધા વિચાર કરે, થોડો વખત સાર્વભૌમત્વના સ્વપ્નામાં રાચી લે, પણ એમને હિન્દી સંઘમાં જોડાયા સિવાય બીજો વિકલ્પ ન હતો. એમાંયે જૂનાગઢનું રાજ્ય પાકીસ્તાનમાં ભળવાનો વિચાર કરશે એવી તો કલ્પના જ ન હતી. જૂનાગઢના પાકીસ્તાન તરફી દીવાનની દાનત જૂનાગઢને પાકીસ્તાનમાં ભેળવવાની ખરી. પરન્તુ અમને–અમારા મંડળના મોટા ભાગના સાથીઓને વિશ્વાસ હતો કે જૂનાગઢના નવાબ એવું આત્મઘાતી પગલું નહી જ ભરે. પણ થોડા વખતમાં જ કંઈક અવનવું બની રહ્યું છે કે બનશે એવી ગંધ આવવા લાગી.

એ વખતે કાઠિયાવાડનાં મહત્વનાં ગણી શકાય એવાં દેશી રજવાડાંઓમાં, આપખુદ શાસનને બદલે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર મેળવવાના અને એ માટે પ્રજાને જાગૃત–સંગઠિત કરવાના ઉદ્દેશથી સ્થાનિક પ્રજામંડળો, પ્રજાપરિષદો જેવા રાજકીય સંગઠનો સ્થાનિક પરિસ્થિતિ અનુસાર કામ કરી રહ્યાં હતાં. અને સમગ્ર કાઠિયાવાડ માટે ગાંધીજીની પ્રેરણા અને સરદાર સાહેબની દોરવણી પામેલ કાઠિયાવાડ રાજકીય પરિષદ ભારે અસરકારક રાજકીય સંગઠન તરીકે મહત્ત્વની કામગીરી બજાવી રહી હતી.

કંઈક બફાઈ રહ્યું છે એવી ગંધ આવતાં જ કાઠિયાવાડ રાજકીય પરિષદની કારોબારી સમિતિની તાકીદની બેઠક મળી. આ બેઠકમાં સમગ્ર પરિસ્થિતિનું અવલોકન કરવામાં આવ્યું. કંઈક આફત આવી

રહી છે એ વિષે બેમત ન રહ્યા. આવી કોઈ આફત આવી પડે તો એને પહોંચી વળવાની તૈયારી કરવા અને આત્મરક્ષણ માટે સમગ્ર પ્રજાને સાબદી કરવા માટે શ્રી રસિકભાઈ પરીખ, શ્રી જેઠાલાલ જોશી અને હું, એમ ત્રણ સભ્યોની સંરક્ષણ સમિતિની રચના કરવામાં આવી. આ કોઈ નાનીસૂની જવાબદારી નહોતી. પરંતુ વાસ્તવમાં તો જવાબદારીની આ ઔપચારિક ફાળવણી હતી. કોઈ આફત આવી પડે તો એનો સામનો કરવા માટે કાઠિયાવાડ રાજકીય પરિષદના પ્રમુખ શ્રી દરબાર સાહેબ ઉપરાંત શ્રી ઢેબરભાઈ, શ્રી બળવંતભાઈ, અન્ય આગેવાન સાથીઓ અને કાઠિયાવાડના જાગૃત એવા સેંકડો કાર્યકરો સતત કાળજી લઈ રહ્યા હતા.

પરિસ્થિતિને પહોંચી વળવા માટે કાઠિયાવાડ રાજકીય પરિષદે અને પરિષદવતી સંરક્ષણ સમિતિએ કાર્યવાહી શરૂ કરી. કાઠિયાવાડ રાજકીય પરિષદને એની રાજકીય પ્રવૃત્તિમાં સમર્થન આપવા અને સહાય કરવા માટે મુંબઈમાં વસતા કાઠિયાવાડના પ્રજાજનોએ કાઠિયાવાડ પ્રજા મંડળની સ્થાપના કરેલી. આ પ્રજામંડળે મુંબઈમાં કાઠિયાવાડી પ્રજાજનોનું એક સંમેલન યોજ્યું. લોકોમાં ભારે ઉત્તેજના અને ઉત્સાહ જોવા મળ્યા. માનવમહેરામણ ઊભરાતા આ સંમેલનમાં ઘણા પ્રશ્નો ચર્ચાયા અને ઠરાવો પણ થયા. એક ઠરાવનું સમર્થન કરતી વખતે મેં કોઈ આફત આવી પડે તો એને પહોંચી વળવા માટે અન્ય માર્ગો ઉપરાંત યુવાનોને સશસ્ત્ર તાલીમ માટે કંઈક વિચારવું જોઈએ, એવો ઉલ્લેખ કર્યાનું સ્મરણ છે. સંમેલનમાં તો એ વાતને ખાસ ગંભીરતાથી લેવામાં ન આવી પણ દેશી રજવાડાંઓના આપખુદ શાસન નીચે કચડાતી પ્રજાની પડખે ઊભા રહી, એમના પ્રશ્નોને વાચા આપી, રાજા મહારાજાઓની ઊંઘ હરામ કરનાર અને અનેક જોખમી પ્રસંગોએ દોડી જઈ, હિંમત અને મર્દાનગીનો પરિચય આપનાર શ્રી અમૃતલાલ શેઠના દિલમાં આ વાત વસી ગઈ.

બીજે દિવસે જ અમે મળ્યા. "વલ્લભીપુરની ગઈ કાલે સશસ્ત્ર તાલીમની તેં વાત કરી. મારે એ સમજવું છે." અમૃતલાલભાઈએ વાતની શરૂઆત કરી. મેં સેવાદળ શિબિર અને એ પ્રસંગે થોડા જુવાનોને હથિયારની તાલીમ આપવા માટે કરેલા પ્રબંધની એમને વાત કરી. એમને તેમજ અન્ય જુવાનોને શસ્ત્રોની તાલીમ આપી, એક દળ ઊભું કરવાની પણ વાત કરી. "આવી તાલીમ આપવા માટે પ્રબંધ થઈ શકશે?" શ્રી અમૃતલાલભાઈએ સીધો સ્પષ્ટ પ્રશ્ન કર્યો.

"ખર્ચની અનુકૂળતા થાય તો તાલીમનો પ્રબંધ તો થઈ રહેશે," મેં જવાબ આપ્યો.

"કેટલું ખર્ચ થાય?" એમણે જાણે કંઈક નિર્ણય કરી લીધો હોય એવી છટાથી પ્રશ્ન કર્યો.

'બે મહીનાનો કૅમ્પ કરીએ તો પચ્ચીસેક હજારનો ખર્ચ થાય." મેં ઉતાવળે અંદાજ બાંધીને જવાબ આપ્યો.

"એટલા ખર્ચની જવાબદારી મારી. આગળ વધો," શ્રી અમૃતલાલ શેઠે પોતાનો નિર્ણય જાહેર કર્યો. એમનો સદાય ટટ્ટાર રહેતો સીનો વધુ ટટ્ટાર થયો.

આથી પ્રોત્સાહન પામીને અમે તાલીમનો પ્રબંધ કરવાની મથામણમાં પડી ગયા.

કાઠિયાવાડનાં રજવાડાં તો, એમના આપખુદ અને એકહથ્થુ શાસનને પડકારતી કાઠિયાવાડ રાજકીય પરિષદ પ્રત્યે નારાજ હોય એ સમજી શકાય એવી વાત હતી. આમ છતાં શ્રી રસિકભાઈને કેટલાક રાજવીઓ સાથે ગાઢ અને મીઠો સંબંધ હતો. પ્રોળના ઠાકોરસાહેબ એમાંના એક. શ્રી રસિકભાઈ, શ્રી જેઠાભાઈ અને હું ઊપડયા પ્રોળ ઠાકોર સાહેબને મળવા. પ્રોળના ઠાકોર સાહેબે અમને ઉમળકાથી આવકાર્યા. શ્રી રસિકભાઈએ અમારા આવવાનો ઉદ્દેશ જણાવ્યો અને એમાં પૂરો સહકાર આપવાની વિનંતી કરી.

"એમાં વિનંતી કરવાની હોય નહીં. આ તાલીમ આપવા પાછળનો તમારો હેતુ હું સમજું છું. એમાં સહકાર આપવો એ પણ મારી ફરજ છે. કાઠિયાવાડની ભૂમિ ઉપર પાકીસ્તાનને પગ મૂકવા ન દેવાય." ઠાકોર સાહેબની રાષ્ટ્રીય ભાવના ઝળકી ઊઠી.

"અમારા કૅમ્પ માટે મેદાન સાથેનું અનુકૂળ મકાન અને તાલીમ માટે જરૂરી હથિયારો, આટલી સગવડ આપના તરફથી મળી રહે તો બાકીની સગવડ તો અમે કરી લઈશું." મેં જોઈતા સહકારની સ્પષ્ટતા કરી.

"બાકીની બીજી કઈ સગવડ ?" ઠાકોર સાહેબે હસતાં હસતાં પ્રશ્ન પૂછયો.

"તાલીમાર્થીઓને માટે પ્રવાસ, ભોજન અને અન્ય જરૂરિયાતોનો અમે પ્રબંધ કર્યો જ છે." મેં જણાવ્યું.

"મારા ગામમાં આવીને તમારા રોટલા ખાવાના હોય તો બહેતર છે કે તમે બીજું સ્થળ શોધી લો. અહીં આવવું હોય તો મારા મહેમાન ગણાશો. બહાર તમારે જે કંઈ ખર્ચ કરવું હોય એ કરજો. પ્રોળમાં બધી જવાબદારી મારી." ઠાકોર સાહેબે અત્યંત ભાવથી પોતાની લાગણી વ્યક્ત કરી.

ઠાકોર સાહેબ પાસેથી આટલા ઉમળકાભર્યા સહકારની અમે અપેક્ષા નહોતી રાખી. અમે રાજી થયા. એમની વાતનો અમે સાભાર સ્વીકાર કર્યો અને થોડી વાતચીત પછી અમે વિદાય માગી

"એમ ન જવાય. કૅમ્પ તમારી અનુકૂળતાએ શરૂ કરજો. વ્યવસ્થા અત્યારથી જ વિચારી લઈએ" ઠાકોર સાહેબ એમનું ભારે શરીર ઊંચકીને ઊભા થતાં થતાં બોલ્યા.

તુરત જ અમને તેઓ એક મકાન પાસે લઈ ગયા. ડેલીબંધ મકાન. અંદર મોટું મેદાન.

"આ મકાન ચાલશે ?"

"ઉત્તમ"

"અમારી રસોઈ તમને નહીં ફાવે. દરબારગઢમાંથી મહારાજ અને કામવાળા આવી જશે. જોઈતું સીધું મોદીખાનેથી પહોંચતું કરવામાં આવશે; હથિયાર જોઈએ ત્યારે મને જણાવજો." ઠાકોર સાહેબે એકી સાથે બધી સગવડોનો પ્રબંધ કરી દીધો. એમની વ્યવહારકુશળતા અને ચોકસાઈ જોઈને અમને માન પેદા થયું. એમનો અમે આભાર માની અમે વિદાય લીધી.

વલભીપુરમાં પ્રતિજ્ઞા લેનાર મિત્રોને તેમજ થોડાં અન્ય જુવાનોને તાલીમવર્ગના ખબર આપ્યા. થનગની રહેલા આ મિત્રો તરફથી સમયસર આવી પહોંચવાના સમાચાર પણ મળી ગયા.

બરાબરીના ખેલ વખતે ખપમાં આવે એવી તાલીમ આપવા માટે કોઈ જમાદાર કે ફોજદાર ઉપર આધાર રખાય નહી. લડાઈના મેદાનમાં રમી ચૂકેલા ફોજના કોઈ અનુભવી અધિકારીની સેવા મળે તો તાલીમ લીધી લેખે લાગે. અનાયાસે આવા એક અધિકારી પણ મળી ગયા.

શ્રી સન્તભાઈ મહેતાએ પોતાના પરિચયમાં આવેલ આઝાદ હિન્દના શ્રી બાલમસિંહજીનું નામ સૂચવ્યું. એમને મળવા બોલાવ્યા. નેતાજીની આઝાદ ફોજમાં લડી ચૂકેલા અને એક વખત ભારે બૉમ્બ વર્ષામાં સારી પેઠે ઘાયલ થઈ, બે દિવસ બેભાન રહી ત્રીજે દિવસે ઊભા થયેલા, અને અનેક વખત મોતના મોઢામાંથી પાછા ફરેલા શ્રી બાલમસિંહજીએ ખૂબ જ ઉત્સાહથી કાઠિયાવાડના જુવાનોને તાલીમ આપવાની જવાબદારી સ્વીકારી.

અને કાઠિયાવાડના ૪૦ જુવાનોથી પ્રોળ મુકામે સશસ્ત્ર તાલીમ વર્ગનો તા. ૨૭ મી ઑગષ્ટ ૧૯૪૭ના રોજ પ્રારંભ થયો.

દેશી રજવાડાંના આપખુદ શાસનમાં, પ્રજા ઉપર વરસતા જુલમ અને અન્યાયની જોવા અને સાંભળવા મળતી વાતો ઉપરથી રાજા મહારાજાઓ વિષે અમારા જેવાના મનમાં કેટલાક ચોક્કસ ખ્યાલ બંધાઈ ગયેલા. પ્રોળના ઠાકોર સાહેબ એમાંથી મુક્ત હોઈ જ ન શકે એવી અમારી માન્યતા, પણ તાલીમ વર્ગ માટે મારે પ્રોળમાં રહેવાનું બન્યું એ દરમિયાન એમની બીજી બાજુનો સુખદ પરિચય થયો.

ઠાકોર સાહેબનું શરીર ખૂબ જ સ્થૂળ. જાતે બહુ હરી ફરી શકે નહીં. પણ એમની મોટરના આગળના ભાગની ખાસ બેઠકમાં બેસી દરરોજ સવારે ઘડિયાળના ટકોરે દરબારગઢમાંથી તેઓ બહાર નીકળે. ટપાલ ખાતા સાથે રાજને કંઈ લેવા દેવા નહીં. પણ

પોસ્ટ ઓફિસે જઈને ગાડી ઊભી રાખે. પોસ્ટ માસ્તર આવે એટલે એમની સાથે વાત કરે. કંઈ મુશ્કેલી હોય તો જણાવવાનું કહે. ત્યાંથી નીકળી રાજ્યના જે જુદા જુદા દફતરો હોય એના આંગણામાં જઈ મોટર ઊભી રાખે. પૂછવા જેવું પૂછી લે. કહેવા જેવું કહી દે. નિશાળે પણ જાય અને પોલીસ સ્ટેશને પણ જાય. બજારમાં પણ નીકળે. ફરતાં ફરતાં ધ્રોળથી થોડા અંતરે આવેલ રેલ્વે સ્ટેશને પણ જાય. રેલ્વે તંત્ર સાથે પણ ધ્રોળના રાજ્યને કંઈ નિસ્બત નહીં. પણ સ્ટેશન માસ્તરને પણ ખબર અંતર પૂછે. આ રીતે મુલાકાતો પૂરી કરી કચેરીમાં થોડો સમય ગાળી દરબારગઢમાં પાછા ફરે.

ધ્રોળનું રાજ્ય તો નાનું એવું, પણ જેવું હતું એવા રાજ્યના ગામેગામના પટેલને ઠાકોર સાહેબ જાણે. કયારેક ગામડામાં પણ ફરવા નીકળી પડે, રાજ્યના તંત્ર ઉપર ચાંપતી નજર.

તળાટી ગામડે જાય ત્યારે સીધું સાથે લઈ જવાનો હુકમ. ગામ પાસેથી કંઈ જ ન લેવાની કડક સૂચના. કોઈ એક તળાટીએ ગામડામાં મુકામ કરેલો. સાથે સીધું તો હતું જ પણ મીઠું ભુલાઈ ગયેલું. ગામમાંથી મુઠ્ઠી મીઠું મંગાવ્યું. વેપારીને થયું કે મુઠ્ઠી મીઠાના શું પૈસા લેવા ! તળાટીને થયું કે મુઠ્ઠી મીઠાના તે શું પૈસા દેવા ! ઠાકોર સાહેબને બીજે જ દિવસે ખબર પડી ગઈ કે તળાટીએ વગર દામ ચૂકવ્યે મીઠું લીધું છે, એની ઝાટકણી નીકળી ગઈ. કાઠિયાવાડનાં રજવાડાંઓમાં બુદ્ધિચાતુર્ય માટે અને દેખતા શાસન માટે ધ્રોળ ઠાકોર સાહેબ માટે સૌને ખૂબ માન.

આવા ધ્રોળ ઠાકોર સાહેબ દરરોજ સવારે નિયત સમયે તાલીમ વર્ગની ડેલીએ આવીને ગાડી ઊભી રાખે. ઊતરવું–ચડવું તો એમને માટે મુશ્કેલ. મોટરમાં બેઠા બેઠા ખબર અંતર પૂછે, અને કોઈ રીતે મુંઝાશો નહીં એમ કહીને હસતાં હસતાં વિદાય લે.

એક દિવસ અમારા તાલીમ વર્ગ માટે મોદીખાનેથી આવેલ સીધામાં ધ્યળ અને જીવાતનો પાર નહીં. મોદીને સારું અનાજ મોકલવા કહેવરાવ્યું. દરરોજ વિનયથી વર્તનાર મોદીએ ગમે તે કારણે એ દિવસે વિચિત્ર જવાબ આવ્યો. "એક તો મફતનું ખાવું અને મિજાજનો પાર નહીં !" વર્ગમાં આ વાત પહોંચી ગઈ. જુવાન મિત્રોના મગજમાં ખટાકો બોલી ગયો. તુરત જ નિર્ણય લેવાયો.

"આજથી ઠાકોર સાહેબનું સીધું ન જોઈએ. આપણે ગમે તેમ રોડવી લેશું" મારે એમાં સહમત થવું પડયું.

બીજે દિવસે તત્કાળ તો નાસ્તા માટે કંઈ પ્રબંધ થઈ શકે એમ ન હતું, એટલે સવારમાં ગામમાંથી ગાંઠિયા અને ડુંગળી મગાવ્યા. બપોર–સાંજના ભોજન માટે જોઈતી સામગ્રી ખરીદી લાવવાનો પ્રબંધ કર્યો.

થોડીવાર થઈ અને દરરોજના નિયમ મુજબ ઠાકોર સાહેબની ગાડી અમારી છાવણીની ડેલીએ આવીને ઊભી રહી. હું મળવા ગયો. દરરોજ મરક મરક હસતા ઠાકોર સાહેબ આજે ગંભીર જણાયા.

જેવો હું એમની પાસે પહોંચ્યો કે તુરત જ એમણે પ્રશ્ન કર્યો "આજે ગામમાંથી ગાંઠિયા – ડુંગળી કેમ મંગાવવા પડયા ?"

મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. મેં પણ કારણ જણાવ્યા વિના સામે પ્રશ્ન કર્યો. "આપને કઈ રીતે ખબર પડી ગઈ ?"

"રતુભાઈ ! હું ધ્રોળમાં રાજ કરું છું, હો ! ગામમાં ચકલુંય ફરકે એની મને ખબર પડવી જોઈએ." ઠાકોર સાહેબે કંઈક ગર્વ અનુભવતા હોય એ રીતે જવાબ આપ્યો.

"અમારા ભાઈબંધોને આજે મન થયું એટલે ગાંઠિયા ડુંગળી મંગાવ્યા," મેં એમના મૂળ પ્રશ્નનો ટૂંકમાં જવાબ આપ્યો.

"મન થયું હોય અને મંગાવ્યા હોય તો ભલે, પણ રોકડે પૈસે ગાંઠિયા ડુંગળી કેમ મગાવ્યા ? મોદીને કીધું હોત તો એ મોકલી આપતને ?" ઠાકોર સાહેબે

મૂળ વાત પકડી.

"એવી નાની વાતમાં મોઢીને શું કહેવું ?" હું મોઢીની તોછડાઈ અને મેથુની વાત ટાળવા ઈચ્છતો હતો.

"રોકડે પૈસે ગાંઠિયા મંગવી મારું નાક કપાવ્યું એનું શું ?" ઠાકોર સાહેબના ચહેરા ઉપર નારાજીનો ભાવ ઊપસી આવ્યો.

"આપ એવો અર્થ ન કરશો ! અમારો એવો ઈરાદો તો ન જ હોય !" મેં વાત ટૂંકાવવા પ્રયત્ન કર્યો. "તમારો ઈરાદો જે હોય તે. તમને મેં મારા મહેમાન લેખ્યા, અને તમે ગાંઠિયા ડુંગળી વેચાતા મગાવો એમાં મારી કિંમત શી ? હવે ફરી વાર એવું કરશો નહીં, અને મોઢીને સાફ કરીને ચોખ્ખું સીધું મોકલવાની હું સૂચના આપતો આવ્યો છું." ઠાકોર સાહેબ સહેજ મરકયા.

હું જે વાત ટાળવા માગતો હતો એ મોઢીના વર્તનની વાત પણ એમની પાસે કેવી રીતે પહોંચી ગઈ ? હું ભારે આશ્ચર્ય અનુભવી રહ્યો.

"આપની લાગણી બદલ આભાર. પણ આપને આ બધી વાતની ખબર કેમ પડી ?" મારાથી પૂછ્યા વિના રહેવાયું નહીં.

"પ્રોળમાં હું રાજ કરું છું." મરક મરક હસતા ઠાકોર સાહેબને લઈને એમની લાલ ગાડી રવાના થઈ ગઈ.

એક બાજુ ઠાકોર સાહેબની કાળજીભરી મીઠી મહેમાનગતી અને બીજી બાજુથી સ્વભાવે શાન્ત, સરળ અને હસમુખા કેપ્ટન બાલમસિંહની લોખંડી કહી શકાય એવી કડક શિસ્ત વચ્ચે હોંશેહોંશે હથિયારો ખખડાવતાં જુવાન મિત્રોનો તાલીમવર્ગ સારી પ્રગતિ કરતો રહ્યો.

છાવણીમાં પ્રાથમિક તાલીમનો તબક્કો પૂરો થયો અને શસ્ત્રોની તાલીમ શરૂ થઈ. પ્રોળ રાજ્યના શસ્ત્રો પ્રોળની જેલમાં જેલ અધિકારીને હવાલે રહેતા. દરરોજ કેપ્ટન બાલમસિંહજીની આગેવાની નીચે તાલીમાર્થીઓ કૂચ કરતા જેલના દરવાજે પહોંચે. ઠાકોર સાહેબે આપી રાખેલી સૂચના અનુસાર જેલના અધિકારી ગણી – નોંધીને શસ્ત્રો આપે. શસ્ત્રો સાથે તાલીમાર્થી જુવાનો બમણા જોશથી કૂચ કરતાં ગામની બહાર આવેલા મેદાન ઉપર પહોંચે. ત્યાં આકરી તાલીમ શરૂ થાય. બે કલાકમાં તો બધા પરસેવે રેબઝેબ થઈ જાય. તાલીમનો સમય પૂરો થયે ફરી કૂચ જેલના દરવાજે જઈ, જેલ અધિકારીને શસ્ત્રો સોંપી, છાવણીમાં આવી પહોંચે. કોઈ કોઈ વાર તાલીમાર્થી જુવાનો પ્રોળની નજીક આવેલ ભૂચર મોરીના ઐતિહાસિક યુદ્ધ મેદાન ઉપર જઈ પહોંચે. આ યુદ્ધમેદાન ઉપર શસ્ત્રોની તાલીમ લેતા જુવાનો કોઈ અનેરી પ્રેરણા અને અજબ જુસ્સો અનુભવી રહેતા.

આ તાલીમ વર્ગની આર્થિક જવાબદારી સ્વીકારી અમને નચિંત કરનાર શ્રી અમૃતલાલ શેઠને છાવણીના અહેવાલ મળતાં, તેઓ ખૂબ પ્રસન્ન થયા. થોડા દિવસોમાં તેઓ મુંબઈથી છાવણીની મુલાકાત લેવા આવી પહોંચ્યા. છાવણીમાં જુવાનોને મળી, એમની શસ્ત્રતાલીમ જોઈ; એમણે પોતાનો હર્ષ વ્યક્ત કર્યો "તમને જોઈને મારી છાતી ગજગજ ઊછળે છે."

આ તાલીમ વર્ગ શરૂ થયો અને ગણતરીના દિવસોમાં જ મોટો ધડાકો થયો. જૂનાગઢના નવાબ એમના પાકીસ્તાન તરફી દીવાનની સલાહને અવગણી શકયા નથી અને એમણે અંતે જૂનાગઢ રિયાસતનું પાકીસ્તાન સાથે જોડાણ કરવાનો આખરી નિર્ણય લઈ લીધો છે એવી હવા ચોમેર પ્રસરી ગઈ.

આ બદલાયેલી પરિસ્થિતિમાં હવે પછીના પગલાં વિચારવા માટે કાઠિયાવાડ રાજકીય પરિષદની ખાસ તાકીદની બેઠક બોલાવવામાં આવી. પ્રોળનો તાલીમવર્ગ છોડીને જવાની ઈચ્છા ન હતી. પણ સંરક્ષણ સમિતિ તરીકે અમારી ઉપર મોટી જવાબદારી આવી રહી હતી. એટલે છાવણીની જવાબદારી અન્ય મિત્રોને સોંપી હું રાજકોટ જઈ પહોંચ્યો.

# દૈત્યનો પંજો

વૈદ્ય બાળકૃષ્ણ દવે

[રોગવિજ્ઞાનમાં મદાત્યય નામનો એક રોગ છે જે અતિશય દારૂ પીવાથી પેદા થાય છે. ભારતીય સંસ્કારમાં દારૂ પીવાનું પણ આ દેશના હવામાનની દૃષ્ટિએ વિજ્ઞાન રચાયું છે અને એ વિજ્ઞાનની સમજણ પ્રમાણે ઠેઠ પ્રાચીન કાળથી દારૂનો વિચાર અને સ્વીકાર થયો છે. પરંતુ આજે પરદેશની સંસ્કૃતિના પ્રભાવમાં આપણે ભારતીય હવામાનમાં દારૂનો વિચાર કરવાને બદલે પશ્ચિમની આંખે દારૂ પીવાનું વિચારીએ છીએ, અને પરિણામે રોગોત્પાદક સ્થિતિ પેદા થાય છે. નીચેનો શ્રી બાલુભાઈનો લેખ વ્યક્તિ–પ્રકૃતિ અને દારૂનાં રોગનાં સુંદર દૃષ્ટાંત આપે છે.]

એક મિત્ર એમના સંબંધીને લઈને મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા. "......સાહેબને આયુર્વેદમાં શ્રદ્ધા નથી. છતાં હું એમને તમારી પાસે લઈ આવ્યો છું. મેં એમને કહ્યું છે કે તમને અહીં શ્રદ્ધા બેસશે."

"આમાં શ્રદ્ધાનો સવાલ નથી......દેશના આપણા એલચી ખાતામાં હું નોકરી કરું છું. એ દેશ તો વિજ્ઞાનમાં ખૂબ આગળ વધેલો છે. ત્યાંની મુખ્ય હોસ્પીટલમાં મારી બધી તપાસ થઈ છે. વિજ્ઞાને શોધેલી છેલ્લામાં છેલ્લી સારવાર પણ અપાઈ છે. છેવટે મને સ્વીટ્ઝરલેંડ મોકલવામાં આવ્યો. ત્યાં નવેસરથી બધી તપાસ કરવામાં આવી. અને ત્યાં પણ સારવાર આપવામાં આવી. પણ કંઈ ફાયદો થયો નથી. જુઓ આ એની ફાઇલો. આ... દેશની અને આ સ્વીટ્ઝરલેંડની. આટલી મોટી ફાઇલો થયા પછી મને કહેવામાં આવ્યું કે તમે તમારા દેશમાં જતા રહો. વાતાવરણના ફેરફારની માનસિક અસર તમને ફાયદો કરશે. આઠ મહીનાથી દેશમાં આવી ગયો છું. છતાં કંઈ સુધારો થયો નથી. હવે આપનો આયુર્વેદ શું વધારે કરી શકશે?"

સાહેબે એક સાથે પોતાની બધી વાત કહી નાખી.

સાહેબ બિચારા દુઃખી દેખાતા હતા. જુવાન ઉંમરે પણ મોઢું કરચલીઓવાળું અને શ્યામ પડી ગયેલું હતું. એક વખતની મોટી સરસ આંખો હવે નબળા ચહેરામાં બહાર ઊપડી આવેલી અને અનિદ્રાને કારણે લાલ દેખાતી હતી. ઉધરસ સાવ ખાલી છતાં સતત આવ્યા કરતી હતી.

મેં એમને પાણી પીવા આપ્યું. પંખો ચાલુ કર્યો. આશ્વાસન આપી મેં એમને કહ્યું કે "આપની વાત સાચી છે. વિજ્ઞાને જેટલું નવું સંશોધન કર્યું છે તે બધાંનો ઉત્તમ ઉપયોગ એ દેશોમાં છેલ્લી હદ સુધી થાય છે. એનો પૂરો લાભ આપને અપાયો છે છતાં આપની તબિયતમાં સુધારો થયો નથી એથી નિરાશા થાય એ સાવ સ્વાભાવિક છે. પરંતુ જ્યારે કોઈ સમસ્યા ઊભી થાય ત્યારે આપણે એનો ઉકેલ જે દૃષ્ટિકોણ (Approach) થી લાવવા પ્રયત્ન કર્યો હોય તેમાં નિષ્ફળતા મળે તો તે સમસ્યાને જુદા જ દૃષ્ટિકોણથી ફરી તપાસવી જોઈએ. એ રીતે કદાચ એનો ઉકેલ મળી આવે. આપને આધુનિક વિજ્ઞાનના દૃષ્ટિકોણથી જ તપાસવામાં આવ્યા છે. પરંતુ આયુર્વેદ પાસે એનો એક સ્વતંત્ર અને જુદો જ દૃષ્ટિકોણ છે અને સજીવ શરીરોની સમસ્યામાં કદાચ એ વધારે મૂલગામી અને કાર્યક્ષમ પણ છે. એ દૃષ્ટિકોણથી તપાસતાં આપનો રોગ સમજી શકાય છે કે નહિ તે જોઈએ. એમાં આપને શું હરકત છે?" એમને આ વાત ગળે ઊતરી.

મેં એમની નાડી તપાસી. નાડી ક્ષીણ, ઉતાવળી, હલકી અને ગરમ હતી. હાથ કંપતો હતો. એ જોઈને મને એમનું દર્દ સમજાઈ ગયું.

હતાં નિદાન ચોક્કસ કરવા માટે મેં એમને પૂછ્યું.

"આપ દારૂ બહુ પીતા હતા ?"

"દારૂ તો ત્યાં ખોરાક જેવો થઈ ગયો છે" એમણે જવાબ આપ્યો.

"આપને એજ નડયો છે; આપના બધા રોગોનું મૂળ એ છે" મેં ભાર દઈને કહ્યું.

"એ કેવી રીતે ? ત્યાં તો બધા પીએ છે. અને મારા રોગની શરૂઆત તો વિચિત્ર રીતે થયેલી. એક દિવસ હું ટાઈપ કરતો હતો. ઓચિંતા શરીરમાં આંચકો આવ્યો, ખુરશી ઊછળી પડી અને હું પણ પડી ગયો. બેભાન થઈ ગયો. મને સીધો હૉસ્પીટલમાં લઈ ગયા. ચાર-પાંચ દિવસે ભાનમાં આવ્યો. ત્યાર પછી આ બધી ફરિયાદો ચાલ્યા કરી છે. આ પ્રસંગને દારૂ સાથે કશોય સંબંધ ન હતો." એમણે વિસ્તારથી પોતાનો સંશય રજુ કરવા પ્રયત્ન કર્યો.

"ત્યાંના લોકો ઠંડા મૂલકના રહેવાસી રહ્યા એટલે એમને દારૂ નડતો તો હશે પણ બહુ નહિ. આપણું શરીર બંધારણ ગરમ દેશનું રહ્યું એટલે આપણને એ વધારે નડે. અને દારૂ પીધો હોય એ જ નડે એવું નથી હોતું. દારૂ તો શરીરને ધીમે ધીમે મારે છે. એનું છેલ્લું પરિણામ આમ અચાનક આવીને ઊભું રહે છે. એથી આ રોગના કારણમાં દારૂ તરત નજરે નથી ચડતો. જુઓ. ચરક સંહિતાએ હજારથીય વધારે વર્ષો પહેલાં જે લખ્યું છે એ આજે પણ બરાબર લાગે છે ને !" મેં એમને સમજાવવાનો પ્રયાસ કર્યો અને ચરકે આ વિષે જે લખ્યું છે તે વંચાવ્યું.

શરીરના સર્વ ધાતુઓનો સાર એ ઓજ કહેવાય છે. ઓજના ગુણો શરીરને બળ આપે છે, જીવનશક્તિ પૂરી પાડે છે, સ્નિગ્ધતા આપે છે, શરીરની મહાશક્તિ વધારે છે. થાક અને ક્લેશ સામે અને રોગના જંતુઓ સામે પ્રતિકાર કરવાની શક્તિ આપે છે. અને મનને પણ સ્વસ્થ રાખે છે. મદ્યના ગુણો ઓજથી સાવ વિરોધી છે. ઝેરના અને મદ્યના ગુણો સરખા છે. એ ઓજના જીવનરક્ષક બધા ગુણોને તોડી નાખે છે. એને લીધે ઓજના આશ્રયે રહેલું મન ક્ષોભ પામે છે. શરીરમાં બધી ધાતુઓના સ્રોતોનું મૂળ હૃદય છે. મન, બુદ્ધિ અને આત્માનું અધિષ્ઠાન અને ઓજનું આશ્રયસ્થાન પણ હૃદય છે. મદ્ય બહુ પીવાથી હૃદયમાં અને હૃદયમાં રહેલી ધાતુઓમાં વિકૃતિ થાય છે. શરીરમાં ઝેર જવાથી જે લક્ષણો ઊભાં થાય છે તે બધાં લક્ષણો મદ્ય પીવાથી પણ થાય છે અને શરીરના બધા દોષોને પ્રકોપાવે છે.

અતિ મદ્યનું સેવન કરવાથી વિક્ષય નામના ભયંકર રોગો થાય છે. જેને બહુ કફ આવે, ગળું અને મોઢું સુકાયા કરે, જરાય અવાજ સહન ન થાય, તંદ્રા અને અતિનિદ્રા આવ્યા કરે આટલાં લક્ષણ ધ્વંસિક રોગથી થાય છે. અને હૃદય અને ગળાના રોગો, ઉલટી, શરીરમાં બહુ કળતર, તાવ, તૃષા, ઉધરસ, માથાનો દુઃખાવો અને દેહની ક્ષીણતા આટલાં લક્ષણો વિક્ષયથી થાય છે. બોલો આપનો રોગ 'વિક્ષય' નામથી વર્ણવાયો છે એ જ છે કે નહિ ?" ચરકે કરેલા વર્ણનનો ભાવાર્થ આપીને મેં એમને સીધો પ્રશ્ન પૂછ્યો.

"મારા રોગનું આબેહૂબ વર્ણન કર્યું છે. આ બધાં લક્ષણો મને થાય છે. એ જમાનામાં પણ આટલું બધું વિચારાયું અને લખાયું છે એ જોઈને ખૂબ આશ્ચર્ય થાય છે." એમનો રોગ પરખાઈ ગયો એના આનંદ સાથે એમણે કહ્યું.

"હવે આનો ઉપાય શું ?" એમણે પૂછ્યું.

"એનો ઉપાય એક જ છે. ઓજની રક્ષા અને વૃદ્ધિ કરનારા ઉપાયો લેવા. દૂધ છૂટથી પીઓ. ઓજ વધારવામાં શ્રેષ્ઠ દૂધ છે. ગાયનું દૂધ અને ઘી આ માટે ઉત્તમ છે. માખણ ખાઓ. ફળો ખાઓ અને આનંદથી હરો ફરો. હું દવા આપું તે પણ લેતા રહો, પણ શરત બે. આજથી દારૂ બિલકુલ બંધ કરવો અને સીગારેટ પણ આખા દિવસમાં ચાર-પાંચથી વધારે નહિ જ. રાત્રે દસ વાગે એટલે ઉંઘ આવે કે ન આવે તો પણ સૂઈ જવું. ઊંઘ ન આવે તો માળા ફેરવવી. સવારમાં રોજ નહાઈ ધોઈને પૂજા કરવી." સાહેબ મુંઝાઈ પડ્યા. જીવતર નવેસરથી શરૂ કરવા જેવું હતું. છેવટે તેઓ

બોલ્યા. "દૂધ તો મને ફાવતું જ નથી." "દવા તરીકે પણ દૂધ તો પીવું જ," મેં આગ્રહ રાખ્યો અને એમણે પણ એનો સ્વીકાર કર્યો. શતાવરી, જેઠીમધ, આંબળાં, વીર્યશોધનવટી, કામદુધા વગેરે સૌમ્ય ઔષધો આપવાં શરૂ કર્યાં. રાત્રે ઊંઘ માટે કપુરવાળી ચંદ્રકલા, ચણકબાબ અને કામદુધા આપ્યાં. ઉધરસ માટે ખદીરાદિવટી આપી.

"ખાવામાં પાંઉ લઉં ને?" એમણે પૂછ્યું.

"ના, હાથના દળેલા ઘઉંની રોટલી, થૂલી. દૂધ, માખણ અને શાકભાજી ખાવાનાં. શીરો ખાઈ શકો." મેં પણ પૂરી જૂનવાણી રસમ પકડી ઉપચાર શરૂ થયા.

બે દિવસ તો બહુ સ્ફુર્તિમાં ગયા. ઊંઘ પણ આવી. ઉધરસ હળવી રહી. ભૂખ પણ લાગી. દૂધ લેવાયું. ચાલુ ખોરાક બરાબર લીધો. હૈયે શ્રદ્ધા વસી.

પણ ત્રીજે દિવસે નવી જ ફરિયાદ આવી. "બધું બગડી ગયું છે. ભૂખ બિલકુલ લાગતી નથી. એક ઉલટી થઈ. હજી મોળ આવે છે. માથું ભારે થઈ ગયું છે." વગેરે.

મેં જઈને નાડી તપાસી. જીભ અને આંખ તપાસ્યાં. એમનાં બહેનને બોલાવ્યાં. "સાહેબે દરરોજ કેટલું કેટલું માખણ ખાધું?" મેં પૂછ્યું.

"આખા દિવસમાં દસેક રૂપીઆભાર વપરાતું હશે." બહેને સંકોચપૂર્વક કહ્યું. કેટલું ખાધું એનું વર્ણન એમના સમુદાયમાં અશિષ્ટ ગણાય છે.

સાહેબની ફરિયાદનું કારણ મળી ગયું. મેં એમને સમજાવ્યું કે "દારૂ પીવાથી સૌથી પહેલું લીવર (યકૃત) બગડે છે. એની કાર્યશક્તિ ઓછી થઈ જાય છે. એથી એ વધારે ઘી માખણ પચાવી ન શકે. આપે લીવરના ગજા ઉપરાંત માખણ ખાધું એનું આ પરિણામ છે. કમળાના પૂર્વરૂપ આવી ગયા છે."

"હા આજે પેશાબ એકદમ પીળો હતો. મારે તમને એ કહેવું હતું પણ ભુલાઈ ગયું." એમને પણ આ સમજુતી ગળે ઊતરી ગઈ. ઘી દૂધ સાવ બંધ કર્યાં. એક દિવસ મગનું પાણી-પોપૈયું અને બાજરાનો રોટલો આપ્યાં. દવામાં આરોગ્યવર્ધની, હળદર અને સુતશેખર આપ્યાં. ત્રણ દિવસ નવી ફરિયાદો શમી ગઈ. મૂળ ઉપચાર પાટે ચડી ગયા. એમણે પણ હવે ખાવાપીવામાં માપ પકડી લીધું હતું.

આ ક્રમ પચીસેક દિવસ ચલાવીને તેઓ દવાખાને ફરીવાર આવ્યા ત્યારે મોઢા પરની શ્યામતા દૂર થઈ ગઈ હતી. નાડીમાં સ્વસ્થતા અને સ્થિરતા આવી હતી વજન પણ વધ્યું હતું. હવે એમને જીવનમાં પણ ફરી શ્રદ્ધા બેઠી. અને જે નોકરી છોડી દઈને આવ્યા હતા તે પાછી મેળવી લેવાના પ્રયત્નો પણ શરૂ કરી દીધા.

વચ્ચે વચ્ચે ઋતુઓના ફેરફારોની અસર આવતી ગઈ. એ બાદ કરતાં તબિયતમાં ઉત્તરોત્તર સુધારો થતો રહ્યો. જે બિલકુલ ખોરાક લઈ શકતા ન હતા એ ચોથે મહીને ગામડાના દળદાર બે રોટલા, ટંબલર ભરીને દૂધ, કેળાં, શાકભાજી વગેરે દર ટંકે ખાતા અને પચાવતા થઈ ગયા. દવા બંધ કરી અને પરદેશ ફરી જઈ શકાતું હોય તો જવાની પણ છૂટ આપી. સાથે સાથે ચેતવ્યા પણ ખરા કે ભૂલેચૂકે દારૂ કે દારૂડીઆનો સંગ ન જ કરજો. નહિતર હવે ફરીથી તબિયત નહિ સુધરે.

એમણે પણ ખાત્રી આપી કે "દૈત્યના પંજામાંથી માંડ છૂટયો છું. અને ગયેલું જીવન પાછું મેળવી શકયો છું. હવે ફરી એવી ભૂલ નહિ જ કરું."



# કૃષ્ણભક્ત મીર્ઝા રહીમ ખાનખાના

સં. વજુભાઈ વ્યાસ

[અકબરના દરબારના નવરત્નો માંહેના એક રહીમ ખાનખાનાની કવિતા અને દુહાઓ આજે લોકહૃદયમાં ગૂંજ્યા કરે છે. એક પુરાણા પુસ્તકને આધારે શ્રી વજુભાઈ વ્યાસ એમના જીવન-કવનનો રોમાંચક પરિચય અહીં આપે છે. વિઘ્નહર ગણેશજીની સ્તુતિ સાથે રહીમજી સરસ્વતીની સાધના કરે છેઃ

બંદહુ વિઘન વિનાશન, રિદ્ધ સિદ્ધ ઈસ;
નિર્મલ બુદ્ધિ પ્રકાશય, સિસુ સસિ સીસ.

રહીમ કહે છે કે હું વિઘ્નોનો વિનાશ કરવાવાળા, રિદ્ધસિદ્ધના દાતા, શુદ્ધ બુદ્ધિ આપનારા, ભગવાન શિવજીના પુત્ર ગણેશજીને વંદન કરું છું.]

અકબર બાદશાહના સમયની મોગલ સામ્રાજ્યના સમયની આ વાત છે. એ વખતે અકબરની રાજધાની ફતેહપુર – સિક્રીમાં રહેલી. એ સમયે મિર્ઝાખાં અબ્દુર રહીમ ગુજરાતના સુબા તરીકે રહેલા. એમનું સુબાપણું ઠેઠ નર્મદા નદી સુધી વિસ્તરેલું, ફતેહપુર-સિક્રીમાં રોજરોજ રાજદરબાર ભરાતો અને દરબારમાં સંગીતજ્ઞ તાનસેન રોજ સંગીત સંભળાવતા અને વાર્તાલાપ યોજવામાં આવતો. આ રોજનો કાર્યક્રમ થતો ગયેલો, એવા એક દિવસે દરબાર ભરાયો હતો ત્યાં દરવાને બાદશાહ અકબરને ખબર આપ્યા. "મહારાજ (આલીજાહ) મિર્ઝાખાં અબ્દુર રહેમત ગુજરાતથી પાછા આવી ગયા અને મળવા માગે છે".

મિર્ઝાખાંને મળવાથી બાદશાહને ખૂબ ખુશી ઉપજી. મિર્ઝાખાંએ ગુજરાતના કારોબારનો અહેવાલ આપ્યો અને નજરાણું અર્પણ કર્યું. આ નજરાણામાં પન્ના, માણેક, મોતી, નિલમ, પોખરાજ તેમજ અન્ય લાખો રૂ.નું જવાહર હતું. રાજદરબારમાં રહેલા આઠ રત્નોની પણ નજર મિર્ઝાખાંની આ ભેટ ઉપર પડી અને સૌએ વાહ વાહ પોકારી, બાદશાહે ગુજરાત જીત્યા પછી આ નજરાણું ભેટ ધરવા માટે મિર્ઝાખાંનો વાંસો થાબડયો અને અભિવાદન કર્યું

અકબરે મિર્ઝાખાંને પોતાની બાજુમાં રેશમી બિછાના ઉપર બેસાડી કહ્યું, "મિર્ઝાખાં, તમે ગુજરાતનો વિજય પ્રાપ્ત કરીને આવ્યા એથી મને ખૂબ ખુશી ઉપજી છે. એને માટે હું મુબારકબાદી આપું છું."

મિર્ઝાખાંએ ૧૯ વર્ષની ઉંમરે ગુજરાતની જીત મેળવી. એથી બાદશાહે એમના દરબારના આઠ રત્નોમાં રાજા બીરબલ, ટોડરમલ, તાનસેનજી, શેખ ફૈજી, અબુલ ફજલ, રાજા માનસિંહ આજમકોકા, મુલ્લાદો પ્યાઝાની સાથે એમને નવમા રત્ન તરીકે સ્વીકાર કરી રત્નની પદવી આપી. એ સમયે ગુજરાતમાં મુજફ્ફર સુલતાન રાજ કરતો હતો, તેને મિર્ઝાખાંઅબ્દુલની આગેવાની નીચેના શાહી (મોગલ) લશ્કરે હરાવી કેદ કર્યા હતા. પરંતુ તે બંદીવાન પછી જેલમાંથી નાસી જઈ ફરીથી મોગલ સામ્રાજ્ય સામે બળવો કરેલો એટલે પુનઃઅબ્દુર રહીમને ગુજરાતમાં મોકલવામાં આવ્યા.

મિરઝાં અબ્દુર રહીમના પિતા ખાનખાના બેરમખાં બાદશાહ અકબરના અંગરક્ષક હતા. તેઓ મક્કા હજ પઢવા જતા હતા ત્યાં વાટમાં એમનું ગુજરાતની ભૂમિ ઉપર મોત થયું. એમને મારી નાખવામાં આવ્યા. આ વખતે રહીમ ચાર વર્ષના બાળક હતા. એમના માતા પિતાના મૃત્યુ પહેલાંજ ગુજરી ગયા, મિર્ઝાખાંને મોટા કરવાની જવાબદારી બાદશાહે સંભાળી અને મોટા કરી

તાલીમ આપી અને છેવટે એમને ગુજરાતમાં મોકલ્યા.

બીજી વાર ગુજરાત જીત્યા બાદ જ્યારે તેઓ અકબરના દરબારમાં ગયા ત્યારે અકબરે એમનું સ્વાગત કર્યું માનપાન આપ્યું. અને બીરબલની હાજરીમાં મિર્જાખાં અબ્દુર રહીમને 'ખાનખાના' નું પદ આપ્યું. ત્યારથી તેઓ અબ્દુર રહીમ ખાન-ખાનાના નામથી ઓળખાવા માંડયા અને તેઓને ફરીથી ગુજરાતના સુબા તરીકે પ્રસ્થાપિત કરવામાં આવ્યા. બાદશાહ અકબરે તે જાતની જાહેરાત કરી. આ વખતે બીરબલે જાહેર કર્યું કે બાદશાહ, ખાનખાના એક સુંદર કવિ પણ છે. સરસ કવિતાઓ રચી જાણે છે. માત્ર વીર યોદ્ધા નહિ કવિજન છે. મેં એમની રચના સાંભળી છે. તેઓ "તલવાર અને કલમ" બંનેના ધણી છે. એમણે ૧૧ વરસની ઉંમરે કવિતાઓ રચવી શરૂ કરેલી છે.

અકબરે ખાનખાનાને કવિતા સંભળાવવા કહ્યું, એટલે ખાનખાનાંએ એક સવૈયો રાજ દરબારમાં જ ગાઈ બતાવ્યો :

દીન ચહૈં કરતાર જિન્હે સુખ સો
તો 'રહીમ' ટરે નહિ ટારે,
ઉધમ પૌરુષ કીને બીના ધય આવત
આપુહિ હાથ પ્રસારે;
દૈવ હંસે અપની અપની વિધિ કે
પર પંચન જાને બિચારે,
બેટો ભયો વસુદેવ ધામ ઔર
દુંદુભિ બાજત નંદ કે દ્વારે;

અર્થ : રહીમ કહે છે કે ભગવાન જેને સુખ દેવા માગે છે, તેનું સુખ કોઈના ટાળ્યાથી પણ ટળતું નથી. એમને ઉદ્યોગ કે ઉદ્યમ કર્યા વિના ધન મળ્યા કરતું રહે છે. ભાગ્ય સ્વયં પોતાની લીલા ઉપર હસતું રહે છે. ઇશ્વરની લીલા એમને પણ સમજાતી નથી. પુત્રનો જન્મ વાસુદેવને ઘરે થયો પણ આનંદ વધાઈ અને શરણાઈઓનાં ગાન નંદના ઘર પર ગવાયાં !'

આ સવૈયો સાંભળીને બીરબલ સહિત આખોય અકબર બાદશાહનો દરબાર ખુશખુશ થઈ ગયો અને અકબરે ખાનખાનાને શાબાશી આપી અને બીરબલને કવિત સંભળાવવા કહ્યું. બીરબલે તુરત સુરદાસનું પદ ગાયું :

જસુદા બાર - બાર યોં ભાખે,
હૈ કોઉ વ્રજમાં હિતુ હમારો,
ચલત ગુપાલહિં રાખે;

આ કવિત સાંભળીને અકબરે દરબારમાં બેઠેલાઓને પૂછયું કે આ કવિતમાં આવે છે તે "બાર - બાર"નો અર્થ શો ?

તાનસેન બોલ્યા "બાદશાહ, બાર - બાર નો અર્થ છે વારંવાર' શેખ ફૈજીએ કહ્યું "બાર - બાર" નો અર્થ છે રોવું. કવિતનો અર્થ છે કે જશોદા રોતી રોતી કહે છે...

આ પછી બાદશાહે બીરબલને અર્થ સમ-જાવવા કહ્યું એટલે બીરબલે કહ્યું, "આ પદમાં બાર - બારનો અર્થ છે દ્વાર - દ્વાર યશોદા દ્વારે દ્વારે ફરીને એ કહે છે કે..."

અકબરે રહીમને પૂછયું, "ખાનખાના, તુમ ઈસ શબ્દ કા કયા અર્થ કરતે હો ?"

ખાનખાનાએ કહ્યું કે મારી સમજણ મુજબ બાર - બારનો અર્થ રોમ - રોમ -છે. એટલે કે યશોદાના રોમ (શરીર પરનાં રૂંવાડા) રોમ એ કહી રહ્યા છે-

અકબરે પૂછયું "મિર્જાખાં, બાર - બારના અર્થ બધા જુદા જુદા કરે છે એનું શું કારણ ?

ખાનખાનાજીએ કહ્યું, 'કવિ પોતાની ચતુ-રાઈથી પોતાના કાવ્યમાં એવા શબ્દો મૂકે છે કે જેના અર્થ જુદા જુદા થાય. કારણ દરેકની રુચિ અને જોવાની દૃષ્ટિ ભિન્ન ભિન્ન રહેલી છે. એટલે જ તાનસેન જેઓ ગાયક છે અને આપના દરબારમાં ગાવામાં એમને વારંવાર આલાપ કરવો પડે છે. એટલે એમણે બાર - બારનો અર્થ વારંવાર કર્યો.

શેખ ફૈજી શાયર છે, રોવા સિવાય એ

બીજું શું જાણે એટલે એમણે રોવાનો અર્થ કર્યો.

બીરબલ રહ્યા બ્રાહ્મણ એટલે ઘરે ઘરે ભટકે, એમણે અર્થ કર્યો ઘરે ઘરે (ભટકવાનો) પરંતુ એનો ખરો અર્થ-તો મેં કહ્યો એ જ છે.

ગુજરાતમાં રહીને એમણે ભગવાન શ્રી કૃષ્ણની ભક્તિ વધારી અને નમાજ પઢવાની સાથે કૃષ્ણ ભગવાનની ભક્તિ કરતાં કવિતાઓ – કાવ્યોની રચના કરી. એમની કવિતાઓ જનતામાં ભજનકીર્તન તરીકે ગવાવા લાગી. રહીમખાંનાં બેગમ માહેબાનૂ પણ કૃષ્ણભક્ત હતા. તેઓ પણ નમાજ પઢવાની સાથે રાધા અને કૃષ્ણની પૂજા કરતાં.

કૃષ્ણભકિત પછી ખાનખાનાની દાનવૃત્તિ વિકસી અને દાન દેવા શરૂ કર્યાં. એમને આંગણે દાન લેનારાંઓની ભીડ જામતી. કોઈ પણ યાચક ખાલી હાથે પણ ફરતા નહીં.

એક દિવસ એમના દ્વાર પર એક એવો યાચક આવ્યો. એમણે માગણી કરી કે, "મેં લાખ રૂા. નો ઢગલો જોયો નથી તો જોવો છે!" આથી ખાનખાનાએ તિજોરી અધિકારીને બોલાવી લાખ રૂા. નો ઢગલો કરાવ્યો. તો પેલો યાચક કહે, યા અલ્લાહ – તારી કેવી કૃપા છે કે એકી સાથે એક લાખ રૂા. જોવા મળ્યા! યા ખુદા પરવર દિગાર! રહીમખાં યાચકની મનની વાત સમજી ગયા અને એમણે પેલા તિજોરી અધિકારીને લાખ રૂા. દાન તરીકે યાચકને આપી દેવા કહ્યું.

એ સમયે કહે છે કે મુસ્લીમોને મક્કા હજ પઢવાની ભારે મુશ્કેલી હતી એથી રહીમજીએ સૂરત બંદરે ત્રણ જહાજ બનાવી રાખેલા. "રહિમી" "કરીમી" અને "શલારી" આ જહાજનાં નામો હતાં.

ગુજરાતના વસવાટ દરમ્યાન એમણે કવિતા દુહાઓ સવૈયા રચ્યા. રચવાની સાથે તેઓ જીવનમાં ઉતારતા અને તેનો અમલ કરતા રહ્યા. એમણે લખેલા દુહાઓમાંના થોડાક:

તરૂવર ફલ નહિ ખાત હૈ; સરવર પિયત ન પાય,
કહિ રહીમ પર કાજ હિત, સંપતિ સંચહિ સુજાન;
યોં રહિમ સુખ હોત હૈ ઉપકારી કે અંગ,
બાંટન વારે કો લગે, જ્યોં મેંહદી કો રંગ;
રહીમ પર ઉપકાર કે, કરત ન યારી બીચ,
માંસ દિયો શિવિ ભૂપને, દીન્હો હાડ દધીચ;

અર્થ: વૃક્ષ પોતાનું ફળ પોતે ખાતું નથી. તેમજ તળાવ પોતાનું પાણી પોતે પીતું નથી. રહીમ કહે છે કે સજ્જન લોકો પરોપકારને ખાતર પોતાની સંપત્તિ ખર્ચે છે, વાપરે છે.

(૨) (૧) રહીમ કહે છે કે ભલાઈ કરનારી વ્યક્તિ-ભલાઈ કરવાથી એવું સુખ અનુભવે છે કે મેંદી વહેંચનારને મેંદી વહેંચતી વખતે જેમ-મહેંદીનો ખરેખરો રંગ લાગી જાય! (૩) રહીમ કહે છે કે પરોપકારને કરતી વખતે પૂરેપૂરો ત્યાગ બતાવવો જોઈએ. જેમકે પરોપકારને કારણે રાજા શિબિએ પોતાનું માંસ પૂરેપૂરું કાપી આપ્યું! અને વળી દધિચી ઋષિએ દેવતાઓના માગવાથી જેમ પોતાના હાડ શરીરનો મોહ રાખ્યા વિના જેમ પ્રસન્નતાપૂર્વક અર્પણ કરી દીધા!

એક વખત રહીમજી દુહા લખવા બેઠા. ત્યાં એક યાચક આવી ચડયો. કાવ્ય લેખનમાં એથી વિઘ્ન પડયું. એમણે યાચકને પૂછયું શું કામ પધાર્યા છો? તો યાચકે કહ્યું, ખાનખાના-સાહેબ, હું ભારે મોટી આફતમાં આવી પડયો છું! અને યાચક રડવા લાગ્યો, આંખોમાં અશ્રુ ચાલ્યા જાય.

એ કહે, એક યુવતી સાથે પ્રેમમાં છું. પરંતુ હું રહ્યો ગરીબ અને યુવતીના પિતા શ્રીમંત એટલે યુવતીના બાપ એની સાથે મારી શાદી કરવાની ના પાડે છે! સાંભળી રહીમજી કહે પ્રેમમાં ગરીબ – અમીરનો ભેદ નથી. એમ કહીને યાચકને રૂા. ૧ લાખ આપ્યા અને શાદી કરવા કહ્યું. અને શીખામણ આપી કે મારી જેમ જીવનમાંથી પાઠ શીખવાનું રાખજો અને મારા અનુભવોમાંથી પ્રેરણા મેળવજો એમ કહીને એમણે અનુભવો કહ્યા:

રહિમન વ્યાહ બિયાધિ હૈ,
સકહુ તો બહુ બચાય,
પાઈન બેરી પરત હૈ, ઢોલ બજાય – બજાય

અર્થ : રહીમ કહે છે કે વિવાહ – એ એક બિમારી છે. જો આપ એમાથી બચી શકો તેમ હો તો બચી જાઓ. વિવાહમાં ઢોલ વગાડીને માનવીના પગમાં વિવાહની બેડી પરોવી દેવામાં આવે છે। વિવાહ મનુષ્યોને સાંસારિક બંધનોથી જકડી દે છે.

જહાં ગાંઠ તહં રસ નહિં ય જાનત સબ કોય,
મંડપે તરકે ગાંઠ મેં ગાંઠિ – ગાંઠિ રસ હોય;

અર્થ : રહીમ કહે છે કે એતો બધા લોકો જાણે છે કે જ્યા ગાંઠ પડી જાય છે ત્યાં રસ હોતો નથી, રસ ટકતો નથી, શેરડીના સાંઠામાં જ્યાં ગાંઠ હોય ત્યાં રસ હોતો નથી, એવી રીતે મનમાં ભેદ-ભાવ કે વિરોધની ગાંઠ પડી જાય છે ત્યાં અરસ-પરસ પ્રેમ ટકતો નથી, પૂરો થઈ જાય છે. પરંતુ એ આશ્ચર્યની વાત છે કે લગ્ન સમયે લગ્ન મંડપ નીચે, પતિ પત્ની વચ્ચે ગઠબંધ પ્રેમની ગાંઠનું બંધન થાય છે જેમાં પરસ્પર અપાર પ્રેમનો રસ ભર્યો રહે છે.

રહિમન ધાગા પ્રેમ કા મત તોડો ચિટકાય,
ટૂટને ફિર ના મિલે, મિલે ગાંઠ પડ જાય;

રહીમ કહે છે કે, પ્રેમના કાચા તાંતણાને તાણીને તોડો નહિ જો એ તાંતણો તૂટી જશે તો ફરીથી જોડાશે નહિ. અને જો ફરીથી જોડાશે તો પણ એમાં ગાંઠ પડી જવાની (રહેવાની) છે. પ્રેમમાં ગાંઠ પડવી એ બૂરું છે, કારણ જ્યાં ગાંઠ (પડી જાય) હોય ત્યાં રસ રહેતો નથી.

રહીમના આ દુહા સાંભળીને પેલા યાચકે કહ્યું કે ખાનખાના આશીર્વાદ આપો કે હું મારું જીવન સુખી બનાવું. રહીમે સુખી થવા આશીર્વાદ આપ્યા.

ત્યાં થોડી વારે બીજો એક યાચક આવ્યો અને પોતાને ભરણપોષણ માટે કાંઈ નથી તેમ કહ્યું. રહીમે સુબેદારને બોલાવી એમને પણ રૂપિયા આપવા કહ્યું. તો સુબેદારે ખાલી હાથે પાછા આવી કહ્યું, "નામદાર! તિજોરીમાં હવે ધન નથી. ખજાનો ખાલી છે." એથી પેલો યાચક આ સાંભળી ચાલવા લાગ્યો તો રહીમજીએ એમને પાછો બોલાવી પોતાના ગળામાં જે રત્નોનો હાર હતો તે કાઢીને આપી દીધો। પેલા યાચકે લેવાની ના પાડી તો આગ્રહ કરીને એને આપ્યો.

કૃષ્ણજન્મના દિવસે રહીમજી અને એમના બેગમ બંને વ્રત ઉપવાસ કરતાં. કૃષ્ણજન્મની ખુશીમાં કૃષ્ણરાધાજીનું મંદિર સજાવતાં, હિંડોળે હિંચકાવતાં અને જન્મ પછી જ દિવસનું ભોજન લેતાં. એવી એમની બંનેની કૃષ્ણભક્તિ હતી;

એવા એક કૃષ્ણજન્મદિને – કૃષ્ણ અષ્ટમીને દિવસે બંને રહીમજી અને એમનાં બેગમ કૃષ્ણપૂજા કરતાં હતાં. ત્યારે રહીમજીએ એમનાં બેગમ માહે-બાનુને કહ્યું "કૃષ્ણભક્તિમાં જ મને હવે સાચું સુખ લાગે છે. હું હવે રાજ – સુબાપણું છોડી દેવા માગું છું. મને હવે રાજકાજનો જરાય મોહ રહ્યો નથી. હું આ બધું છોડીને કૃષ્ણભક્તિમાં જ જોડાઈ જવા માગું છું..."

સાંભળીને બેગમે કહ્યું, "તમે નાનપણમાં જ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું અને બધું સુખ માણી લીધું છે. ખૂબ ઉદારતા અને ઉચ્ચ વિચારો સેવી દાન કર્યાં, એ પ્રભુકૃપાનું ફળ છે. તમને વૈરાગ્ય લાગ્યો છે, તેવું મને પણ લાગ્યું છે. આપણે બંને કૃષ્ણભક્તિમાં જોડાઈએ અને આ બધું છોડી દઈએ. તમારા વિચારો એજ મારા વિચારો છે."

રહીમજીએ કહ્યું કે મને સૂર અને મીરાંનાં પદોએ કૃષ્ણનું ઘેલું લગાડયું છે, દિવાનો બનાવી દીધો છે. કબીરજીની વાણીથી વૈરાગ્યની ભાવના જાગી છે. રાજા બીરબલ, મહાકવિ ગંગ અને તાન-સેનજીની કવિતાઓએ મને બહુ જ પ્રભાવિત કર્યો છે અને એથી હું હવે સંત ગોસ્વામી તુલસીદાસજીનાં દર્શન અને આશીર્વાદ પામીને કૃષ્ણભકિતના પંથ પર ચાલવા ઈચ્છું છું.

રહીમજીની આ વાત સાંભળી બેગમ બાનુએ કહ્યું, "ભગવાન કૃષ્ણચંદ્ર આપની અભિલાષા પૂરી કરે."

આ વખતે એટલે કૃષ્ણજન્મના સમયે જ રહીમજીએ ભગવાન કૃષ્ણના પ્રેમમાં દીવાની બનતી ગોપીઓનું વર્ણન કરતું "મદનાષ્ટક" પદ બનાવ્યું અને તે જ વખતે એમાંની થોડી પંક્તિઓ ગાઈ બતાવી : અને પછી બેગમ માહેબાનુએ પણ એ ગાયું :

વિગત ઘન નિશીથે ચાંદ કી રોશનાઇ,
સઘન બન નિકુંજે કાન્હબંશી બજાઈ;
લિત લલિત ફમાલા વા જવાહિર જડા થા,
ચપલ ચખન વાલા ચાંદની મેં ખડા થા,
કટિ તટ બિચ મેલા પીત સેલા નવેલા,
અલિ બન અલબેલા યાર મેરા અકેલા;
સકલ સસિ કલાકો રોશની હીન લેખો,
અહહ ! બ્રજલાલ કો કિસ તરહ ફેર દેખો

અર્થ : અર્ધી રાતનો સમય થયો છે. આકાશ વાદળાં રહિત ચોખ્ખું છે ચંદ્રમાની ચાંદની ચોતરફ ખીલી ઊઠી છે, એવે સઘન વનમાં કુંજોમાં શ્રીકૃષ્ણે બંસરીના સૂર છોડયા.

એમના ગળામાં સુંદર માળા શોભી રહી છે. જેમાં જવાહર – હિરામાણેક જડયા છે. એમના નેત્રો ચંચળ છે, જે ચારે તરફથી ચાંદનીમાં ચમકી રહ્યા છે.

એમની કમર પર નવા અને રેશમી પીતાંબર ધારણ કરેલા છે. એવા એ કૃષ્ણ ! અમારા પ્રિયતમ વનરાવનમાં એકલા અટૂલા ઊભા છે !

એવા સમયે એમના મુખારવિંદ આગળ પેલા ચંદ્રમાની ચાંદની પણ લજ્જાઈ ઊઠી છે. ગોપીઓ કહે છે કે શ્રી કૃષ્ણ વ્રજ ભૂષણની અનુપમ છબી પુનઃક્યારે જોવા મળશે !

આ કવિતા ગાતાં ગાતાં રહીમજી અને બેગમ બંને ભાવ વિભોર બની ગયાં અને કૃષ્ણ જન્મની મધરાત્રે ખીલેલી ચાંદનીમાં બંને કૃષ્ણ ભક્તિમાં તલ્લીન થઈ ગયાં.

આમ ધીમે ધીમે રહીમને પોતાનું બાકીનું જીવન કૃષ્ણભક્તિમાં ગાળવાનું નક્કી કર્યું અને ગુજરાતની સુબેદારીમાંથી મુક્ત થવાને માટે પ્રયત્નો કરવા લાગ્યા. આ વિચાર એમણે અકબર બાદશાહને પણ જણાવ્યો. અને એ પછી અકબરના પ્રત્યુત્તરની પ્રતીક્ષા કરવા લાગ્યા.

એક દિવસ અકબરની રાજધાની ફત્તેહપુરથી એક સંદેશવાહક આવ્યો. આ સંદેશવાહક અકબર બાદશાહનો સંદેશો લાવેલો. તેમણે બીરબલના મૃત્યુના ખબર લખ્યા. જે વાંચીને રહીમન પોકે પોકે રડયા. કારણ રહીમન અને બીરબલની ઘાટી દોસ્તી હતી જે અકબર બાદશાહ જાણતા હતા.

અકબરે પત્રમાં થોડા દુહા પણ લખેલા :

દીન જાતિ સબદીન, એક ન દીન્હોં દુસહદુઃખ,
સો અબ હમ કહેં દીન, કછુ નહિ રાખ્યો બીરબલ;

હે બીરબલ ! તમે દુનિયાને દીન – ગરીબ જાણીને સબ કુછ દીધું. પરંતુ કોઈને કશું દુઃખ ન દીધું. પરંતુ એ દુઃખ (જે પોતે રાખેલું) તે આજે અમને દીધું. એ મુજબ તમે તમારી પાસે કશું પણ ન રહેવા દીધું !

બાદશાહ અકબરે લખ્યું કે આજે જ્યારે બીરબલે વિદાય લીધી છે ત્યારે તમે વૈરાગી બનીને અમને છોડી જાઓ એ ઉચિત છે ? આથી તો તમારે અમારી સાથે જ રહેવું વધુ ઉચિત અને જરૂરી છે.

આ પત્ર વાંચીને રહીમજીને ફત્તેહપુર સીકરીને રસ્તે અકબરને મળવા ઊપડયા.

અકબર બાદશાહે પોતાની રાજધાની સીકરીથી આગ્રા ખાતે ફેરવી અને સારાયે ભારતમાં એની આણ પ્રવર્તતી હોઈ હવે એને વધુ રાજ્ય મેળવવાની પ્યાયશ ન રહી. જ્યારે જ્યારે રાજ્યમાં કંઈકને કંઈક તકલીફ ઊભી થતી ત્યારે અકબર રહીમનને એ સરખું કરવા મોકલવા લાગ્યા. તેઓ મેવાડ ગયા અને ત્યાં લડાઈ કરી મેવાડનો કબજો મેળવ્યો.

# ભવાઈ–ગુજરાતનું લોકનાટય

(ગતાંકથી ચાલુ)

પ્રા. રમણભાઈ પી. પટેલ

પરંતુ ભવાઈના નાટયસ્વરૂપ અંગે એવી કશી સંદિગ્ધતા પ્રવર્તતી નથી. તે ગુજરાતનું લોકનાટય છે, અને ઘણા સમયથી અસ્તિત્વ ધરાવે છે. ભરત (ઈ. પૂ. બીજી સદીથી માંડી ઈ. સ. ની બીજી સદી દરમિયાન) તેના નાટ્યશાસ્ત્રમાં નાટ્યધર્મી ઉપરાંત લોકધર્મી નાટયપરંપરાનો ઉલ્લેખ કરે છે. નાટ્યધર્મી નાટયપરંપરા રાજદરબારમાં, ભદ્રવર્ગમાં, નગરોમાં આશ્રય પામી હશે, જ્યારે લોકધર્મી નાટય-પરંપરાને સામાન્ય લોકસમૂહમાં, મુખ્યતઃ ગ્રામવાસી કૃષકો–પશુપાલકો–શ્રમિકોમાં આશ્રય મળ્યો હશે. કાળક્રમે વિભિન્ન ભાષાભાષી પ્રદેશોમાં, સ્થાનિક પરિસ્થિતિ ભેદે, આ લોકધર્મી નાટયપરંપરાનાં નવાં નવાં સ્વરૂપો અસ્તિત્વમાં આવ્યાં હોય, તે બનવાજોગ છે. પશ્ચિમ ભારતમાં–રાજસ્થાન અને ગુજરાતમાં પ્રચલિત ભવાઈ પ્રાચીન લોકધર્મી નાટયપરંપરાના કોઈ (દા. ત. प्रेक्षणक પોંખણું જેવા કોઈ નૃત્ય–નાટય-પ્રધાન) સ્વરૂપમાંથી વિકસેલું લોકનાટય હોવાની શકયતા છે. તેનો જન્મ અને વિકાસ અમુક ચોક્કસ સમયે, કોઈ ચોક્કસ નાટયકાર દ્વારા થયો હોય, તેવું લાગતું નથી. લોકગીતો અને લોકકથાઓની જેમ ભવાઈના વેશોનું સર્જન–સંવર્ધન–સંરક્ષણ–પ્રચલન પણ સુદીર્ઘ સમયપટ પર, લોકો દ્વારા જ થયું હશે. અસાઈત (ચૌદમી સદી)નું નામ ભવાઈના પ્રણેતા તરીકે રજૂ થાય છે એ ખરું; પરંતુ તેણે ભવાઈના વેશો લખવા-ભજવવાની શરૂઆત કરી હોય તે કરતાં તત્કાલીન જાનપદીય લોકસમાજમાં પ્રચલિત ભવાઈ વેશોનું સંપાદન–સંસ્કરણ કર્યું હોવાની શકયતા વધુ છે, કારણકે તેના અવસાન પછી ઘણાં વર્ષે લખાયા હોય તેવા લાગતા કેટલાક વેશોમાં પણ તેનો નામોલ્લેખ થયેલો જોવા મળે છે. એટલે ભવાઈ અને અસાઈત વચ્ચેના સંબંધને નિર્ભેળ ઐતિહાસિક સત્ય નહિ પણ દંતકથાત્મક કિસ્સો (myth) માનવો તે જ ઉચિત ગણાશે. પરંતુ તે એક હકીકત છે કે અસાઈતના સમયથી (૧૪મી સદીથી) માંડી આજસુધી ભવાઈના વેશ ગુજરાતનાં–ખાસ કરીને ગ્રામવિસ્તારોનાં–લોકોને નાટયદર્શનનું ઓછુંવત્તું મનોરંજન પૂરું પાડતા રહ્યા છે.

આરંભમાં ભવાઈના વેશ સામાન્ય લોકસમૂહ દ્વારા, કોઈ મંગલ અવસર પર, પ્રસંગોપાત્ત ભજવાતા હશે. (આજે પણ ઉત્તર ગુજરાતમાં અંબાજીમાં યાત્રાર્થે પધારતા – વિવિધ સંઘોમાં આવતા – નાગર, બ્રાહ્મણ, વાણિયા, પટેલ આદિ ભદ્રવર્ગીય લોકો અંબા માતાના મંદિરના ચાચરચોકમાં ભવાઈના કેટલાક વેશો અમુક પુણ્યતિથિઓ પર ભજવે છે.) પરંતુ સમય જતાં તરગાળા, ભવૈયા, નાયક તરીકે ઓળખાતા લોકોનો એક વિશિષ્ટ વર્ગ અસ્તિત્વમાં આવ્યો, જેણે ભવાઈના વેશોની ભજવણીને પોતાના વ્યવસાય તરીકે સ્વીકારી. તેઓ ગ્રામવાસી કૃષકો – શ્રમિકો હતા. ઘણે ભાગે તેઓ નિરક્ષર હતા. ચોમાસામાં પોતાનાં ગામોમાં રહી, તેઓ ખેતી યા મજૂરી કરતા. ખેતરોમાંથી ચોમાસુ પાક લઈ લીધા પછી તેઓ, પોતાની ટોળી લઈ, યજમાનોનાં ગામોમાં ભવાઈના વેશ ભજવવા માટે નીકળી પડતા. નૃત્ય – નાટય – ગાનનું શિક્ષણ તેમને તેમના વડીલો દ્વારા ગળથૂથીમાં જ મળતું હતું. વેશોનાં ગીત – સંવાદને તેઓ કંઠસ્થ કરી લેતા. તેમના યજમાનો, ભવાઈના મનોરંજક વેશો જોવાના બદલામાં તેમને તેમનાં ગામોમાં રહેવાની જમવાની સગવડ ઉપરાંત 'દાપા' રૂપે સારી એવી રકમ એકઠી કરી આપતા. ભવૈયાઓનું તે રીતે ગુજરાન ચાલતું. તેમનું અનુકરણ કરી તરગાળા ન હોય તેવા લોકોએ પણ ભવાઈના વેશો ભજવવાનો વ્યવસાય સ્વીકાર્યો. પરિણામે વિવિધ કોમોની વિવિધ ભવૈયા – ટોળીઓ અસ્તિત્વમાં આવી, જેમકે – પટેલોના ભવૈયા, બારૈયા પાટણવાડિયાઓના ભવૈયા, હરિજનોના ભવૈયા (તૂરી) વગેરે. ભવૈયાની આવી ટોળીઓ મુખ્યતઃ ઉત્તર ગુજ-

રાતનાં ગામડાંમાંથી આવે છે. યજમાન – ગામના મુખી યા સરપંચની રજા લઈ ભવૈયાની ટોળીના નાયક ગામમાં પાંચ યા સાત દિવસ માટે મુકામ કરે છે. રાત્રે કોઈ મંદિરના ખુલ્લા ચોકમાં, જાહેર ચોગાનમાં કે ભાગોળે તેઓ ભવાઈના વેશ ભજવે છે.

ભવાઈના વેશોની ભજવણીનો આરંભ (સંસ્કૃત નાટકની જેમ) ઈષ્ટદેવ યા દેવીની સ્તુતિ યા વંદનાથી થાય છે. સૌ પ્રથમ 'ગણેશનો વેશ' ભજવાય છે; તેમાં તેમની સ્તુતિ – વંદના કેન્દ્રમાં હોય છે. ત્યાર પછી (સંસ્કૃત નાટકોમાં આવતા વિદૂષકને મળતો) રંગલો, જૂઠણ, ડાગલો, સામળિયો જેવાં નામ ધરાવતું હાસ્યાત્મક પાત્ર (Comic – Character) મોં આગળ થાળી ધરી, થા...થા ..ઠૈ થૈ .. કરતું, અભિનય સહિત ગીત ગાતું પ્રવેશે છે. આ રંગલો ભવાઈના વેશોમાં આવતું મુખ્ય પાત્ર છે. (લગભગ બધા જ વેશોમાં તે જોવા મળે છે, વેશનાં નાયક અને નાયિકા તથા અન્ય ગૌણ પાત્રોનાં વાણી – વર્તન પર ટીખળ-યુક્ત ટીકા – ટિપ્પણ કરતાં, મદદ કરતાં યા કોઈનો વિરોધ કરતાં, અવનવા ચેનચાળા કરી, તે સતત હાસ્ય ઉપજાવતો રહે છે.) તે પ્રથમ તો હાસ્યાત્મક ગીત – ઉક્તિ – અભિનય દ્વારા વાતાવરણને હળવું અને પ્રસન્ન બનાવી દે છે, અને પછી ભજવનારા વેશની – વિષયની અભિનય કરતાં જાહેરાત કરે છે. મુખ્ય વેશના પ્રારંભે 'આવણ' તરીકે ઓળખાતું એક ગીત ગવાય છે. તેમાં પણ રજૂ થનાર પ્રસંગ – પાત્રનું કંઈક સૂચન – વર્ણન થાય છે. તે પૂરું થતાં વેશનું મુખ્ય પાત્ર પ્રવેશે છે. અને એમ વેશની ભજવણીનો આરંભ થાય છે. આ રીતે એક રાતમાં અનેક વેશ ભજવાય છે.

આ વેશો વિવિધ વિષય–વસ્તુ ધરાવતા હોય છે. એક-બે વેશ, ધાર્મિક, ચાર-પાંચ વેશ દંતકથાત્મક અને બાકીના બધા સાંસારિક યા સામાજિક વિષય-વસ્તુ પર આધારિત છે. સાંસારિક વેશોની વ્યાખ્યા મોટી હોવાનું કારણ એ હોઈ શકે કે, તેમાં મનોરંજન-ની ક્ષમતા સવિશેષ છે. સામાજિક બદીઓ–વિકૃતિઓને લક્ષ્ય કરી, તેમની અતિરંજક રજૂઆત દ્વારા, હાસ્યની જમાવટ થઈ શકે; તેમ પ્રત્યક્ષ-પરોક્ષ રૂપમાં થોડાં બોધ-શિખામણ પણ દઈ શકાય. અર્થાત્ રમ્મત સાથે જ્ઞાન આપવાની ક્ષમતા સાંસારિક વિષયો પર આધારિત વેશોમાં સૌથી વધુ હોય છે. તેમાં સમાજના અઢારેય વરણની ખાસિયતો, ખૂબીઓ, ખામીઓ, રૂઢિઓ, વિચાર–વાણી–વ્યવહારની હાસ્યા-સ્પદ બાજુઓનું હળવું પણ અતિચિત્રણ થાય છે. તેમાં સમાજની ઊજળી બાજુ કરતાં નબળી બાજુનું નિરૂપણ સવિશેષ થાય છે. ખાસ કરીને અવૈધ કામસંબંધો અને તજ્જન્ય હાસ્યાસ્પદ પરિસ્થિતિ તેમાં વારંવાર આલેખાય છે તે સિવાય સિપાઈસપરાંનો ત્રાસ, મુખી આદિ ગ્રામઆગેવાનોનો ગરી"–ઉપલી ગણાતી કોમો પરનો જુલમ, વેશધારી સાધુ–બાવાનાં ઢોંગ-ધતિંગ, વિદ્યાહીન બ્રાહ્મણનાં પાખંડ, વાણિયાની કાયરતા, કણબીની મૂર્ખતા, રજપૂતના એદીવેડા, 'વસવાયાં' ગણાતી કોમોનાં સ્ત્રી–પુરુષોની સત્તાધીશ યા ઉચ્ચ વર્ગનાં માનવીઓ દ્વારા થતી હેરાનગતી યા ફજેતી, કજોડાંની કરુણતા–હાસ્યાસ્પદતાનું પણ તેમાં નિરૂપણ થાય છે. દા. ત. 'કૈડનો વેશ', 'બાવાનો વેશ', 'પુરબિયાનો વેશ', 'કજોડાનો વેશ' વગેરેમાં થયેલું નિરૂપણ. આ વેશોમાં ગ્રામવાસી અઢારેય વરણની એબોને વ્યંગાત્મક–હાસ્યાસ્પદ રૂપમાં ઉઘાડી પાડવામાં આવી છે. આવા સાંસારિક–સામાજિક વિષયોના વેશોની સાથે થોડા દંતકથાત્મક વેશો પણ રચાયા છે. દા. ત. 'ઝંડા ઝૂલણનો વેશ'. તેમાં તેજા વાણિયણ સાથેના મુસ્લિમ સુબેદાર ઝંડા ઝૂલણના વણપૂર્યા રહેતા પ્રણયનું કરુણ–ગંભીર નિરૂપણ થયું છે, જોકે તેમાં પણ ભવાઈની અનિવાર્ય લાક્ષણિકતા સમું કેટલુંક સ્ફુટ હાસ્ય પ્રસંગોપાત્ત જોવા મળે છે ખરું. 'લાલજી મણિયારાનો વેશ'માં પણ શૃંગારહાસ્યનું મિશ્રણ ક્યાંક હળવા તો ક્યાંક 'ગંભીર' રૂપમાં થયેલું દેખાય છે. 'કાળકાનો વેશ' જેવા કોઈક (myth) પર આધારિત છે. પરન્તુ ઘણા ખરા વેશ મધ્યકાલીન ગ્રામસમાજની કાળી બાજુનું નિરૂપણ કરતા હળવા, હાસ્યાત્મક, મનોરંજક વેશો છે. તેમાં મધ્યકાલીન

ગ્રામસમાજનું કંઈક વાસ્તવિક જો કે વિકૃત પ્રતિબિંબ ઝિલાયું છે.

ભવાઈના વેશોમાં વસ્તુ અને પાત્ર અનુસાર વિવિધ રસોનું નિરૂપણ થાય છે; પરંતુ ભવાઈના વેશોનો મુખ્ય રસ તો હાસ્ય જ છે. હાસ્ય ભવાઈનું જીવાતુભૂત તત્ત્વ છે. દરેક વેશમાં ઓછાવત્તા હાસ્યનો અનુભવ થાય છે. આ હાસ્ય મહદંશે સ્થૂલ, સ્ફુટ, ટીખળજન્ય છે; પરંતુ તેમાં ક્યારેક સૂક્ષ્મ, મર્માળા હાસ્ય વિનોદનું પણ દર્શન થાય છે. વેશના ભજવૈયા અને ભોક્તા બેઉ ઘણે ભાગે ગ્રામીણ લોકો છે. શિષ્ટતા, ભદ્રતા, કેળવેલ શિસ્ત – સંયમના નિયંત્રણોથી તેઓ મુક્ત છે. શિક્ષિત, નાગરિક, ભદ્રજનોને જેમાં અશિષ્ટતા – અશ્લીલતા લાગે તેવું ઘણું તેઓ તેમના રોજિંદા જીવનમાં જોતાં – બોલતાં – કરતાં હોય છે. આવી સ્થિતિમાં ભવાઈનું હાસ્ય સ્થૂલ હોય, તેમાં અશિષ્ટતા – અશ્લીલતા આવી જાય, તે સ્વાભાવિક છે. પરંતુ ભવાઈના વેશોમાં સૂક્ષ્મ, મર્માળા, ચાતુરીયુક્ત હાસ્યનો કેવળ અભાવ જ છે, એમ માની લેવું ઉચિત નથી. તેમાં વિવિધ કોમોની એબોને ખુલ્લી પાડી (તેમને હાસ્યાસ્પદ રૂપમાં રજૂ કરી) હાસ્ય ઉપજાવવાનો અને પરોક્ષ રૂપમાં તેમને તેમની આવી એબોથી સભાન અને તેમાંથી મુક્ત થવા માટે પ્રયત્નશીલ કરવાનો હેતુ પણ છે જ; દા. ત. 'દેગમ પદ્મિનીનો વેશ'માં રજપૂતોનું લડાયક ખમીર ઓસરી જતાં એમની સ્થિતિ કેવી હાંસીપાત્ર બની છે તેનું ચિત્રણ થયું છે. 'કજોડાનો વેશ' વગેરે વેશોના સ્થૂલ – સ્ફુટ હાસ્યમાં પણ આવી થોડી પ્રચ્છન્ન હેતુલક્ષિતા જોઈ શકાશે. ભવાઈને માત્ર ઠઠ્ઠા – મશ્કરી, હો હા અને ચેનચાળા દ્વારા સ્થૂલ, અશ્લીલ હાસ્ય પ્રગટ કરનારું નિકૃષ્ટ લોકનાટ્ય કહેવું યોગ્ય નથી... તેમાં ભરપૂર મનોરંજન, પરોક્ષ બોધ–ઉપદેશ ઉપરાંત કંઈક રસવૈવિધ્ય, કલાત્મકતા, જીવનનું વાસ્તવિક દર્શન, ઘરસંસારની પરિસ્થિતિનો ચિતાર પણ અવશ્ય મળે છે. વિવિધ વેશોમાં વચ્ચે ગૂંથાયેલાં કેટલાંક ગીત–કવિત–દુહા–સોરઠામાં હૃદયતા અને વિચારપ્રેરકતાનો અનુભવ થાય છે; દા.ત.

સુંદર મુખને બામણે,
 ચાલી આવો ગોરાંદેને આંગણે, રામા!
આંખડી અણિયાળી રે,
 રાજની કીકી કામણગારી, રામા!
ઊંચી મેડી સેજ ઢાળી રે,
 ફૂલ લાવે રાજનો માળી, રામા!

o o o

મનવા મોટી ખોટ, માણસને મરવા તણી;
બીજી લખ્ખ કરોડ, પણ એ જેવી એકે નહીં.

ભવાઈ લોકનાટ્ય છે, અને તે આપણા ગ્રામવાસી લોકસમાજ માટે ઘરઆંગણે પ્રાપ્ત મનોરંજનનું સુલભ અને સચોટ સાધન છે. સાધનહીણાં ગામડાં–ગ્રામવાસીઓ માટે તે ઘણું જ અનુકૂળ નાટ્યસ્વરૂપ છે. તેને રજૂ કરવા માટે ખર્ચાળ નાટ્યગૃહ, રંગભૂમિ, શિલ્પ–સજાવટ, પરદા કશાની જરૂર પડતી નથી. ગામને પાદરે, મંદિરના ખુલ્લા ચોકમાં કે કોઈ ફળિયાના ચોગાનમાં, થોડીવારની તૈયારી પછી તુરત જ ભવાઈના વેશ રજૂ થઈ શકે છે. ચાર વાંસ જમીનમાં દાટી તેની ઉપર–આજુબાજુ કપડું–ચંદરવો બાંધવામાં આવે, એટલે ભવાઈનો રંગમંચ તૈયાર થઈ જાય. એ વાંસ વચ્ચે બાંધેલું કપડું પરદાની ગરજ સારે છે. 'લાઈટ'ની સજાવટ મશાલ કે પેટ્રોમેક્ષ દ્વારા પૂરી થઈ જાય છે. વિવિધ વેશોનાં ગ્રામવાસી પાત્રો માટે વિશિષ્ટ મોંઘી વેશભૂષાની કશી જરૂર હોતી નથી. દિવ્ય યા અલૌકિક પાત્રનો પ્રવેશ કે પરિવેશ રાળના ભડકા દ્વારા સચોટ રૂપમાં સૂચવાઈ જાય! આમતેમ થોડાં ડગલાં ભરી પાત્ર લાંબો પ્રવાસ કર્યાનું બતાવી શકે. બે–ત્રણ પાત્રો થોડાં ચક્કર મારી મોટી સેના આવતી હોવાની પ્રતિતી કરાવી દે! બધાં પાત્રો રંગભૂમિ પરથી જતાં રહે, એટલે વેશ પૂરો થઈ ગયાનું સમજાઈ જાય. પાત્ર નાચતું–ગાતું પ્રવેશે, પોતાનો પરિચય અને પ્રસંગનું સૂચન–વર્ણન તે ગેય યા લયાત્મક પદ્યમાં કરે, અને અન્ય પાત્ર

સાથેની તેની વાતચીત ગદ્યમાં ચાલે. અર્થાત્ ભવાઈના વેશ નૃત્ય–નાટ્ય સમા બની રહે. તેમાં હળવા, રમૂજી, મનોરંજક સંવાદો સાંભળવાની મજા પડે; તેમ વિવિધ રાગ–તાલથી બદ્ધ દુહા, સોરઠા, કવિત જકડિયા, કુંડળિયા વગેરે ગેય યા લયયુક્ત પદ્યોના મધુર ગાનના શ્રવણથી સંગીતનો આસ્વાદ પણ મળે, કારણ કે નૃત્ય – ગીતની સાથે ભૂંગળ, નરઘાં, ઢોલક, પાવો, ભેર, રાવણહથ્થો જેવાં લોકવાદ્યોનો તેમાં સુયોગ સધાતો રહે છે. આ લોકવાદ્યોમાં ભૂંગળ ભવાઈનું મુખ્ય વાદ્ય, બલ્કે, પ્રતીત છે. તે ભવાઈ જોવા આવેલાંને રોમાંચનો અનુભવ કરાવે અને ઘરમાં સૂઈ રહેલાંને પણ એક વાર તો જાગૃત કરી દે ! આ બધું જોતાં કોઈને જૂની ભવાઈમાં નવીન પદ્યરૂપક યા નૃત્ય – ગીત – નાટિકાની કંઈક ઝાંખી થાય, તે પણ શક્ય છે.

ભવાઈના વેશોના કથાવસ્તુમાં ગતિ, વિકાસ, પરાકાષ્ઠા જેવું ભાગ્યે જ જોવા મળે છે; પાત્રો ચરિત્રો કરતાં વધુ તો ઠઠ્ઠાચિત્રો જેવાં લાગે છે; સંવાદોમાં અસંબદ્ધતા, શબ્દાળુતા, શ્લેષયુક્ત ગર્ભિત અશ્લીલતા વારંવાર દેખાય છે. ગીતોમાંનાં ઘણાં વેશનાં વસ્તુ – પાત્ર વાતાવરણ સાથે મજાગત સંબંધે જોડાયેલાં ન લાગતાં તેમની સાથે ચિટકાવી દીધાં હોય તેવાં લાગે છે. ભવાઈના વેશોની આવી કેટલીક મર્યાદાઓને અનુલક્ષી, અર્વાચીન યુગમાં પાશ્ચાત્ય શિક્ષણ પામેલા ઘણા લોકો તેની વિરુદ્ધ થઈ ગયાં તેમ પાશ્ચાત્ય ઢબનાં રંગભૂમિ અને નાટક, સિનેમા–મનોરંજન માટેનાં અન્ય સાધનોની ઉપલબ્ધિ વગેરેએ પણ ભવાઈના હ્રાસમાં પર્યાપ્ત ફાળો આપ્યો. પરંતુ ભવાઈ હ્રાસ પામી છે, નાશ પામી નથી એ એક હકીકત છે.'

ભવાઈ આજે પણ જીવંત છે. ગ્રામવાસીઓનું તેના તરફનું આકર્ષણ – ઓછું થયું હોવા છતાં – હજી ટકી રહ્યું છે. એટલું જ નહિ, શિષ્ટ સાહિત્યના સર્જકોનું લક્ષ પણ ભવાઈના નાટ્યાસ્વરૂપ તરફ ગયું છે. ભવાઈ વેશો અશ્લીલ યા અલ્પકલાત્મક હશે; તેનું નાટ્યસ્વરૂપ તેવું નથી. તે સરળતા, સાદાઈ, સૂચકતાની સાથે સચોટતાનાં લક્ષણોથી યુક્ત છે. તેની નાટ્યશૈલીમાં અનેક નવીન શક્યતાઓ અને ક્ષમતાઓ રહેલી છે. તેને અનુલક્ષી, આજના અનેક પ્રયોગશીલ નાટ્યકારોએ ભવાઈની નાટ્યરીતિમાં મૌલિક નાટકો પણ લખ્યાં છે, જે રંગભૂમિ પર સફળતાપૂર્વક ભજવાયાં છે અને શિક્ષિત વાચકો દ્વારા રસપૂર્વક વંચાયાં પણ છે. રસિકલાલ પરીખ કૃત 'મેનાગુર્જરી', ચંદ્રવદન મહેતા કૃત 'હો હોલિકા' જયંતી પટેલ કૃત 'નેતા – અભિનેતા', આઈ. એન. ટી. દ્વારા પ્રયોજિત 'મોતી વેરાણાં ચોકમાં' વગેરે તેનાં ઉદાહરણ છે.

ભવાઈશૈલીમાં નિરૂપાયેલાં અને રંગભૂમિ પર સફળતા પૂર્વક ભજવાયેલાં આ ગુજરાતી નાટકો અન્યભાષી નાટ્યરસિક લેખકો પ્રેક્ષકોનું ધ્યાન પોતાના તરફ આકર્ષી શક્યાં છે. ભવાઈની નાટ્યરીતિ દેશવ્યાપી અભ્યાસ અને અનુકરણનો વિષય બની છે. આવી સ્થિતિમાં ભવાઈના અસલ આંતર – બાહ્ય સ્વરૂપને વૈજ્ઞાનિક રીતિ – ઉપકરણો – ટેઈપરેકોર્ડર, કૅમેરા, ફિલ્મ વગેરે – દ્વારા હંમેશને માટે જાળવી રાખવાનો ઉચિત પ્રબંધ થાય, તે આવશ્યક છે.

❖

શેઠાણી : (નોકરને) હજી અઠવાડિયા પહેલાં જ આપણે એક ડઝન કાચના ગ્લાસ લાવ્યા છીએ. પણ ગ્લાસ કેમ ક્યાંય દેખાતા નથી ?

નોકર : આપણે ગ્લાસ લાવ્યા ત્યારે શેઠના હાથે એક ગ્લાસ ફુટી ગયો. આપે કહ્યું કે શુકન થયા. એટલે દરરોજ સવારે શુકન થાય એટલા માટે હું એક ગ્લાસ ફોડી નાખું છું હજી ત્રણ ચાર ગ્લાસ છે એટલે ત્રણ ચાર દિવસ ચાલશે.

# ચારણ નંદ કવિઓ

હરિલાલ ગોહેલ

કવિશ્રી ન્હનાલાલના શબ્દોમાં કહીએ તો સૌરાષ્ટ્રની સંસ્કૃતિને નિર્મળી છાંટનાર, એને વિશેષ શુદ્ધ અને સાત્ત્વિક બનાવનાર સ્વામિનારાયણ સંપ્રદાયના સ્થાપક શ્રી સહજાનંદ સ્વામીએ રામાનંદ સ્વામીથી ચાલ્યા આવતા 'ઉદ્ધવ સંપ્રદાય'નો કાયાકલ્પ કરી સ્વામિનારાયણ સંપ્રદાય પ્રવર્તાવ્યો અને આપશ્રીએ પોતાના જીવનકાળ દરમિયાન પાંચસો પરમહંસો તથા પાંચ લાખ કુટુમ્બોને સત્સંગી બનાવી સમાજોદ્ધારનો અદ્વિતીય દાખલો બેસાડયો. એમની આ ધર્મક્રાન્તિમાં એમને સહુથી વિશેષ સહાયભૂત થનાર એમના અષ્ટકવિઓ હતા. પુષ્ટિમાર્ગ વૈષ્ણવ સંપ્રદાયના પ્રવર્તક શ્રી વલ્લભાચાર્ય અને શ્રી વિઠ્ઠલનાથજીના અષ્ટ કવિઓએ જેમ વ્રજભાષાને સમૃદ્ધ બનાવી છે તેમ સ્વામિનારાયણ સંપ્રદાયના અષ્ટ કવિઓએ ગુજરાતી ભાષાને સમૃદ્ધ અને સાત્ત્વિક બનાવી છે. શ્રીજી મહારાજના આ અષ્ટછાપ કવિઓમાં મુક્તાનંદ, બ્રહ્માનંદ, પ્રેમસખી, નિષ્કુળાનંદ, દેવાનંદ, મંજુકેશાનંદ, ભૂમાનંદ અને પૂર્ણાનંદની ગણના થાય છે, જેમાંથી બ્રહ્માનંદ, દેવાનંદ અને પૂર્ણાનંદ આ ત્રણ ચારણ નંદ કવિઓ છે. આ ત્રણ કવિઓમાં બ્રહ્માનંદ કાવ્યગુરુ છે અને દેવાનંદ તથા પૂર્ણાનંદ એમના શિષ્યો છે. શિષ્યો હોવાને નાતે દેવાનંદ અને પૂર્ણાનંદ વચ્ચે સ્પર્ધા પણ છે.

શ્રી સહજાનંદ સ્વામીની દ્વિશતાબ્દી ઉજવાઈ રહી છે. આ પ્રસંગે એ સંપ્રદાયનું ઘણું સાહિત્ય પ્રકાશમાં આવી રહ્યું છે. અષ્ટ છાપમાંના ત્રણ ચારણ નંદ કવિઓનો પરિચય આ સંદર્ભમાં અસ્થાને નહિ ગણાય.

કવિશ્રી બ્રહ્માનંદ સ્વામી –

સામાન્ય રીતે એમ કહેવાય કે મધ્યકાલીન કવિઓએ પોતાનો પરિચય આપવાનું ટાળ્યું છે, પરંતુ બ્રહ્માનંદ સ્વામી આ બાબતમાં અપવાદ રૂપ છે. બ્રહ્માનંદ પોતાની એક હિન્દી રચનામાં પોતાનો પરિચય આ પ્રમાણે આપે છે.

જ્ઞાતિ ચારણ ઓડક આસિયુંકી
આબુ છાંય ભયો ખાણ ગામમેંજી ।
તાકે નામ શંભુદાન તાતરુકો
માતા લાલુબાઈ ધર્યો ઠામમેંજી ॥
લાડૂ મિટકે શ્રીરંગ નામ ધર્યો
દોઉ લીન બ્રહ્માનંદ નામમેંજી ।
ચિત્રધાર સહજાનંદ સ્વામી છબી
જગ જીત ગયો નિજ ધામમેંજી ॥

આ મુજબ બ્રહ્માનંદ સ્વામીનો જન્મ આબુની તળેટીમાં હાલ સિરોહી તાલુકામાં આવેલ ખાણ નામના ગામમાં થયો હતો. પોતે મારુ ચારણકુળના આશિયા શાખાના ગઢવી હતા. પિતા શંભુદાન અને માતા લાલુબા તથા પોતાનું નામ લાડૂદાનજી હતું. લાડૂમાંથી શ્રીરંગ નામ ધારણ કર્યું અને અંતે આ બન્ને નામ બ્રહ્માનંદમાં લીન થઈ ગયાં ! અંતિમ પંકિતઓમાં સહજાનંદ ઉપરની તેમની પરમ આસ્થાનાં દર્શન થાય છે અને આત્મશ્રાદ્ધાથી જણાવે છે કે પોતે ભવસાગર જીતી ગયા છે.

લાડૂદાનજી પંદર વરસના હતા ત્યારથી છંદ રચના કરે છે, એમની કવિત્વ શકિત આજુબાજુમાં ચમકી ઊઠી છે. મામાની સાથે ઉદેપુરના રાજદરબારમાં જવાનું થતાં રાણાજી ખુશ થાય છે અને સ્વખર્ચે કચ્છમાં પિંગળ શીખવા મોકલે છે. પાઠશાળામાં રહીને લાડૂદાન કવિપદને યોગ્ય તમામ પ્રકારની તૈયારી કરી લે છે અને અભ્યાસ પૂરો થતાં દેશાટનમાં નીકળે છે. ભાવનગર મહારાજા શ્રી

વજેસિંહજી કાવ્યપ્રેમી સજ્જન છે. તેઓ લાડુદાનને સત્કારે છે અને કવિત્વશક્તિથી પ્રસન્ન થઈ રાજ-કવિ તરીકે સ્થાપે છે. પ્રસંગ એવો બને છે કે દરબાર ભરાવાનો છે અને કવિપદને શોભે એ રીતે લાડુદાનજીએ એમાં મોભાસર હાજર રહેવાનું છે. લાડુદાન તો સીધા પાઠશાળામાંથી આવતા હતા આથી કવિપદને યોગ્ય કપડાં અને અલંકાર માટે રાજ તરફથી દરજી સોની વગેરે આવવા લાગ્યા. એક દિવસ વીંટીનું માપ લેવા રાજસોની આવે છે અને તેમના કપાળમાં – સ્વામિનારાયણ સંપ્રદાયનું તિલક જોઈ મશ્કરા સ્વભાવના લાડુદાન પ્રશ્ન કરે છે કે "આ ભેંસ ભળકામણું કયાંથી લાવ્યા ?" સોની શ્રીજી મહારાજનો પરિચય આપે છે, મહારાજશ્રીને પણ એમનું ભગવાનપણું જાણવાની જિજ્ઞાસા થાય છે અને દરબાર પત્યા પછી લાડુદાનજીને ગઢડા મોકલે છે. ગઢડામાં એક લીંમડાના ઝાડ નીચે બેસીને મુમુક્ષુઓ જોડે જ્ઞાન ચર્ચા કરતા સહજાનંદના સાદા પણ તેજસ્વી વ્યક્તિત્વથી લાડુદાન આકર્ષાય છે, એમની વિભૂતિમત્તા પારખે છે અને

આજની ઘડી રે ધન્ય આજની ઘડી
મે નિરખ્યા સહજાનંદ ધન્ય આજની ઘડી

એવા આત્મોદ્ગાર સાથે ગઢડા રોકાઈ જાય છે ! ભાવનગર દરબારનું કહેણ આવે છે, ઘરેથી માતાપિતા આવે છે પરંતુ લાડુદાન સહજાનંદને છોડતા નથી, એમને જાણે પોતાના જીવનની મંઝિલ હાથમાં આવી ગઈ છે. લાડુદાન સંસાર છોડે છે છે પણ રાજકવિના વસ્ત્રાલંકાર ગયા નથી, સહજાનંદ સ્વામી દીક્ષા નથી આપતા. બે મુમુક્ષુબહેનોના પરિચયનો પ્રસંગ પાડી સહજાનંદ એમને વસ્ત્રા-લંકારનો ત્યાગ ચરિતાર્થ કરાવે છે અને આખર બધો જ સ્થૂલ વૈભવ છોડી દેવા લાડુદાન તૈયાર થાય છે ત્યારે સહજાનંદ સ્વામી શ્રી રંગદાસજી નામ આપી દીક્ષા આપે છે. શ્રીરંગ હવે પ્રભુની લીલાનાં પદો કરે છે અને સહજાનંદની સાથે જ દેશાટન જોડે છે શ્રીરંગદાસની કવિત્વશક્તિથી આકર્ષાઈ વડો-દરા નરેશ એમને રાજકવિનું પદ આપવા નિમંત્રણ પાઠવે છે તેના જવાબમાં 'મે' ઠાઢી મહારાજ કા, હાજર હુકમ હજૂર' એ પદ રચીને મોકલાવે છે. પદરચનામાં શ્રીરંગ નામ બરાબર ગોઠવાતું નથી, સાધનામાં પણ શ્રીરંગ સાંસારિક રંગો વટાવીને આગળ વધ્યા છે આથી શ્રીજી મહારાજ એમને 'બ્રહ્માનંદ' એવું નામ આપે છે અને તે પછી સ્વામી બ્રહ્માનંદ તરીકે તેઓ સર્વત્ર પ્રસિદ્ધ થાય છે.

સતત કાવ્યરચનામાં રત બ્રહ્માનંદે લગભગ બે અઢી હજાર જેટલી પદરચના કરેલી છે. કાવ્ય-સર્જન ઉપરાંત સંપ્રદાયના ઉત્કર્ષ અર્થે મંદિરો બાંધવાની જવાબદારી પણ બ્રહ્માનંદ ઉપર આવે છે અને એમની નિજી દેખરેખ નીચે વડતાલ, જૂનાગઢ અને મૂળીનાં મંદિરો બંધાય છે. પ્રભુભક્તિ અને મંદિરોના ચણતર સાથે બ્રહ્માનંદના હાથ નીચે બે કવિઓનું પણ સર્જન થઈ રહેલ છે. અષ્ટછાપના જ દેવાનંદ અને પૂર્ણાનંદ એમના શિષ્યો છે. વડ-તાલ અને મૂળીનાં મંદિરો પૂરાં થાય છે, જૂનાગઢ મંદિરનું કામ ચાલે છે. ત્યાં જ સહજાનંદ અક્ષર-ધામવાસી બને છે. સહજાનંદનો અક્ષરવાસ બ્રહ્માનંદ માટે ઘણો કઠિન ઘા બની રહે છે અને વિરહ અસહ્ય બનતાં પદોની સાથે આંસુ પણ ઉભરાય છે. આખર સં. ૧૮૮૮ માં સંપૂર્ણ ભક્તિમય જીવન જીવતાં બ્રહ્માનંદ સ્થૂળ દેહ છોડે છે.

પદરચના ઉપરાંત બ્રહ્માનંદે બ્રહ્મવિલાસ, દશાવતાર ચરિત્ર, સતીગીતા આદિ અઢાર જેટલા સ્વતંત્ર ગ્રંથોનું સર્જન પણ કરેલ છે. સંપ્રદાયમાં એક મોટા કવિ તરીકે બ્રહ્માનંદનું સ્થાન છે તેમ ગુજરાતી કવિતાની મધ્યકાલીન પરંપરામાં પણ બ્રહ્માનંદનું ઘણું ઊંચું સ્થાન છે. શૃંગાર, જ્ઞાન અને ઉપદેશનાં સંખ્યાબંધ નોંધપાત્ર પદો બ્રહ્માનંદ તરફથી આપણને મળે છે. ગુજરાતી ઉપરાંત હિન્દીમાં પણ બ્રહ્માનંદે પદરચના કરી છે. અઢારમી સદીના અંતભાગના નોંધપાત્ર કવિઓમાં બ્રહ્માનંદની ગણના થાય છે.

## કવિશ્રી દેવાનંદ સ્વામી –

બ્રહ્માનંદના શિષ્ય દેવાનંદ સ્વામી વિશે હજુ જોઈએ તેવું કામ નથી થયું. આ લેખક હાલ દેવાનંદ ઉપર મહાનિબંધ લખી રહ્યા છે અને તેમના વિશે સારી એવી અપ્રસિદ્ધ સામગ્રી એકઠી કરી છે.

શ્રી દેવાનંદ સ્વામીનો જન્મ ભાલ પ્રદેશમાં બળોલ નામના ગામમાં સંવત ૧૮૫૯ના કાર્તકી પૂનમે થયો હતો. તેઓ મારુ ચારણ હતા. પિતાનું નામ જીજીભાઈ અને માતાનું નામ બહેનજીબા હતું. તેમનું મૂળનામ દેવીદાન/દેવીદાસ જણાય છે. પિતા શંકરના ઉપાસક છે, નિયમિત ગામ બહાર, ધીંગડા ગામની સીમમાં આવેલ અંકલેશ્વર મહાદેવની પૂજા કરવા જાય છે. એક દિવસ પિતાની ગેરહાજરીમાં બાળક દેવીદાન મંદિરે પહોંચે છે અને પ્રભુદર્શનની રઢ લઈને આવે છે. ઘરના સુખી છે, કંઈ દુઃખ નથી પણ પ્રભુના દર્શન કરવા એવી મનોકામના થયા કરે છે. લોકવાયકા કહે છે કે નરસિંહ મહેતાની જેમ દેવીદાનને પણ મહાદેવ પ્રસન્ન થયા અને સાક્ષાત્ શ્રીહરિનાં દર્શન થશે એવું વરદાન આપ્યું. એક મત મુજબ બાળક દેવીદાન માત્ર છ જ વરસના છે અને બળોલ ગામમાં સહજાનંદ સ્વામી પધારે છે તેના સ્વરૂપમાં આકર્ષાઈ ભેળા ચાલી નીકળે છે! આ સમય હજુ નિશ્ચિત નથી પરંતુ યુવાન દેવીદાન સહજાનંદ પાસે દીક્ષા આપી દેવાનંદ નામ ધારણ કરે છે અને બ્રહ્માનંદ પાસે કાવ્યશિક્ષણ પામી મૂળી મંદિરમાં મહંતપદે આવે છે તે વાત નિશ્ચિત છે. ૨૮ વર્ષ સુધી મૂળીમાં મંદિરના મહંતપદે રહી સંવત ૧૯૧૦ના શ્રાવણ વદી દશમીના દિવસે અક્ષરવાસ કરે છે. આજે પણ મૂળીમાં ભોગાવો નદીને કાંઠે ગુરુ બ્રહ્માનંદ અને શિષ્ય દેવાનંદની છતરીઓ હયાત છે.

કવિ તરીકે દેવાનંદ ધીરગંભીર અને તેલધારાવત જણાય છે. એકધારી પ્રભુભકિત અવિચલ શ્રદ્ધા અને જ્ઞાનવૈરાગ્યભકિતનું સ્વસ્થ ગાન તેમની કવિતાનાં મુખ્ય લક્ષણો છે. પદો સિવાય તેમણે બીજી રચના કરી હોય તેમ જણાતું નથી. કવિ ઉપરાંત તેઓ સારા લહિયા પણ હતા. ગુરુ બ્રહ્માનંદના લગભગ બધા જ ગ્રંથોની નકલો તેમણે કરેલી મનાય છે. બ્રહ્માનંદ ગુજરાતી ઉપરાંત હિન્દીમાં રચના કરતા તેમ દેવાનંદ ગુજરાતી ઉપરાંત મરાઠીમાં રચના કરતા હતા. તેમણે સંપ્રદાય ગ્રંથ શિક્ષાપત્રીનું મરાઠીમાં રૂપાંતર કરેલ છે. મધ્યકાલીન ગુજરાતી કવિઓમાં મરાઠી રચનાઓ આપનાર કદાચ દેવાનંદ એક જ છે.

## કવિશ્રી પૂર્ણાનંદ સ્વામી –

બ્રહ્માનંદના શિષ્ય અને દેવાનંદના ગુરુભાઈ પૂર્ણાનંદનો જન્મ સંભવતઃ વિ. સં. ૧૮૩૫ માં વીરમગામ પાસેના હેબતપુરમાં થયો હતો. તેઓ ટાપરિયા શાખાના મારુ ચારણ હતા. પિતા દાદભાઈ અને જન્મનું નામ ગજાભાઈ હતું. ગજા ગઢવીને જનમથી જ સરસ્વતીનો સાથ છે. યુવાનવયે આવતાં જ ગજા ગઢવી તાલુકદાર બની ગયા છે અને રાજવી જેવા ઠાઠથી રહે છે. પોતે ધ્રાંગધ્રા રાજ્યના દશોંદી છે, રાજશ્રી રણમલસિંહજીએ પોતાને ખર્ચે ગજા ગઢવીને કચ્છની પિંગળશાળામાં કાવ્યશિક્ષણ અર્થે મોકલ્યા છે અભ્યાસબાદ ધ્રાંગધ્રાના રાજકવિ તરીકે પોતે રહેલા છે, તેવામાં એકવાર સહજાનંદ સ્વામી મેંસકા ગામે પધારેલ છે તેના દર્શન કરવા જાય છે. શ્રીજી મહારાજ નદીએથી નાહીને આવી રહ્યા છે, તેમની ચાલ જોઈને ગજા ગઢવીને લાગે છે કે આ કોઈ સામાન્ય વ્યક્તિ નથી. પોતાના આ અનુભવને 'ચિત્તડું રે ચોર્યું ચટકતી ચાલમાં રે' એ પદમાં વ્યક્ત કરેલ છે. સહજાનંદ સ્વામીના મિલનથી ગજા ગઢવીના જીવનમાં એક મહાન પરિવર્તન આવે છે અને તેઓ ભર જુવાનીમાં રૂપાળી રાજવટ છોડી સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુ બની જાય છે! જુવાનીના વૈભવને એક બાજુ મૂકી મૂંડ મૂંડાવી સાધુદીક્ષા લે છે, સહજાનંદ સ્વામી તેમણે 'પૂર્ણાનંદ' એવું નામ આપે છે.

સંસારનો ત્યાગ કરી પૂર્ણાનંદ બ્રહ્માનંદ

પાસે સત્સંગી જીવન ગાળે છે અને જ્ઞાનવૈરાગ્ય ભક્તિની પદરચનાઓ આરંભે છે. પૂર્ણાનંદ મહાન સિતારવાદક અને ગવૈયા પણ છે. તેમના ગળાનો જાદુ એવો છે કે શ્રીજી મહારાજ પધાર્યા હોય અને પૂર્ણાનંદ કીર્તન ન ગાય તો રંગ જામતો નથી. કહે છે કે એકવાર લીંમડીમાં શ્રીજી મહારાજ પધારવાના હતા અને પૂર્ણાનંદનું ગળું ખરાબ થઈ ગયું, વૈદે કહ્યું કે 'ઘીના કોગળા કરાવો તો ગળું સારું થાય' આ ઉપરથી લાગલાગત એક માસ સુધી પૂર્ણાનંદને ઘીના કોગળા કરાવવામાં આવેલા. આ પ્રસંગ પૂર્ણાનંદના ગળામાં કેવું આકર્ષણ હતું તે જણાવી જાય છે. પૂર્ણાનંદનો સૌથી પ્રિય રાગ પરજ હતો, પરજ રાગમાં તેઓએ અસંખ્ય પદોની રચના કરેલી છે.

પૂર્ણાનંદ સ્વભાવથી ઘણા જ માની સ્વભાભાવના હતા. શ્રીજી મહારાજ પણ 'આવો' એમ ન કહે તો એમને ઓછું આવી જતું. આ ઉપરથી સહજાનંદ સ્વામીએ કહેલું કે 'પૂર્ણાનંદ સાક્ષાત્ માનની મૂર્તિ છે.' કવિત્વ શક્તિ ઉપરાંત પૂર્ણાનંદની શાસ્ત્રસૂઝ પણ બહુ જ મોટી હતી. ભલભલા પંડિતોને તેઓ શાસ્ત્રચર્ચામાં ચૂપ કરી શકતા. 'કવીશ્વર દલપતરામ'માં પૂર્ણાનંદના આવા વ્યક્તિત્વની નોંધ લેતાં ન્હાનાલાલ નોંધે છે કે 'પૂર્ણાનંદ પ્રતાપી અને જાજ્વલ્યમાન હતા.' પૂર્ણાનંદનો આ સ્વમાની સ્વભાવ દેવાનંદ સાથે સ્પર્ધામાં ઊતરે છે અને વિનમ્ર દેવાનંદ મૂળીમંદિરના મહંત બને છે. આ અને બીજાં કારણોથી પૂર્ણાનંદ સાધુવેશ ઉતારી પોતાના વતનમાં ચાલ્યા જાય છે. લગ્ન કરીને ગૃહસ્થાશ્રમી પણ બને છે, જોકે છેક સુધી તેમની આસ્થા સહજાનંદમાં બની રહે છે અને 'અંત સમયે મારે આંગણે પધારજો' એવી ભાવનાભક્તિ પણ રાખે છે. તેમની અંતિમ અવસ્થા મોસાળના ગામ ચંદ્રાસરમાં વીતે છે અને ત્યાં જ અક્ષરવાસી બને છે. તેમના અક્ષરવાસની તિથિ નિશ્ચિત જાણી શકાતી નથી.

પૂર્ણાનંદના સર્જનમાં અસંખ્ય પરજગીતો અને પદો છે. તેમણે 'ચિદ્ સ્વરૂપ પ્રકાશ' નામનો ગ્રંથ પણ લખેલો મનાય છે. પૂર્ણાનંદની કવિતામાં મહિમાનાં પદો, સ્નેહવિરહનાં પદો અને ઉપદેશનાં પદો મળે છે પણ કવિ તરીકેની તેમની શક્તિ મૂર્તિવર્ણનનાં પદોમાં સૌથી વિશેષ અનુભવાય છે. એમાં એમની સૌંદર્યદૃષ્ટિનાં દર્શન પણ મળી રહે છે.

સ્વામિનારાયણ સંપ્રદાયમાં નંદકવિઓ તરીકે ઓળખાતા આ ત્રણ ચારણ કવિઓ ઘણું અગત્યનું સ્થાન ધરાવે છે. ગુજરાતી કવિતાની પરંપરામાં પણ તેમનું પ્રદાન ઘણું મોટું છે.

*

## કોઠા સૂઝ

ખેતીમાં વિજ્ઞાનનો ઉપયોગ કરવો જોઈએ, નૂતન ખેતી પદ્ધતિ અપનાવવી જોઈએ, આધુનિક સાધનો વસાવવાં જોઈએ આવી આવી વાતનો પ્રચાર કરવા માટે ખેડૂતોની સભા યોજવામાં આવી.

આ સભામાં એક ખેતી – નિષ્ણાતે ટ્રેક્ટરના એક પછી એક લાભ વર્ણવી, શક્ય હોય તો ટ્રેક્ટર વસાવવાની ભારપૂર્વક ભલામણ કરી.

શાન્તિથી બધી વાતો સાંભળી રહેલા સમૂહમાં છેવાડે બેઠેલ એક ખેડૂત ટ્રેક્ટર અંગેની બધી વાતો સાંભળીને ઊભો થયો અને પ્રશ્ન કર્યો.

'હેં સાહેબ ! આ ટ્રેક્ટર પોદળો કરે ?" નિષ્ણાતને કહેવું પડયું. 'ના'

ખેડૂતે બેસતાં બેસતાં કહ્યું, "તો બીજા લાખ લાભ થતા હોય તોય અમારે એ નકામું."

# વસ્તુઓનાં દામ અને અગ્નિપુરાણ

(પ્રાચીન વાઙ્મય)

ડૉ. ભ્રમરલાલ મોહનલાલ જોશી

[ડૉ. ભ્રમરલાલ જોશી અમદાવાદ સ્વામિનારાયણ આર્ટ્સ કૉલેજમાં હિન્દી વિભાગના વડા છે. એમ. એ. પી. એચ. ડી. છે. હિંદી અને સંસ્કૃત સાહિત્યના ઊંડા અભ્યાસી છે. સાહિત્યશાસ્ત્રી અને સાહિત્યરત્ન છે.]

ભારતીય સંસ્કૃતિનો મૂળ આધાર વેદ છે. વેદોના સત્યને સ્પષ્ટ કરવા માટે ૭ અંગ (ષડંગ) અર્થાત્ શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છન્દ, નિરુક્ત અને જ્યોતિષનું અધ્યયન આવશ્યક ગણાતું હતું પણ સાધારણ લોકો માટે વેદોનું તેમજ તેમનાં ૭ અંગોનું અધ્યયન અશકય હોવાથી પુરાણોની કથાવાર્તાના વાચનનો પ્રારંભ થયો. જેના દ્વારા વૈદિક સત્ય રોચક બને તેમજ ઐતિહાસિક વ્યાખ્યાઓ દ્વારા સાધારણ લોકો સુધી તે સત્ય પહોંચી શકે. અથર્વવેદમાં સ્પષ્ટ લખ્યું છે કે યજ્ઞમાંથી યજુર્વેદની સાથે – સાથે ઋગ્વેદ, સામવેદ, છન્દ અને પુરાણો પ્રગટ થયાં :– ऋचः सामानि छन्दांसि पुराणं मनुसासह।

अथर्ववेद–७१–७–२४

ભારતના આદિકાલમાં સમાજનો પ્રતિભાશાળી વર્ગ જેમ વેદોના અધ્યયન – અધ્યાપનમાં ડૂબેલો રહેતો, તેજ કાળમાં સમાજના સાધારણ વર્ગને ધર્મમાં પ્રવૃત્ત રાખવા માટે પુરાણોની કથા – વાર્તાઓનાં વાચનનો પ્રારંભ થયો. જે પ્રાચીન આખ્યાનો ઋષિ-મુનિઓની સ્મૃતિમાં સુરક્ષિત હતાં અને જે યજ્ઞ – ઉત્સવ વગેરેના શુભ પ્રસંગોમાં ઋષિઓ વડે ઉપદિષ્ટ થયાં, તેમનું જ સંકલન ભગવાન વેદવ્યાસ વડે થયેલ છે. આથી જ વેદવ્યાસ પુરાણોના પ્રણેતા કહેવાય છે.

વેદવ્યાસના માટે અત્રે 'ભગવાન' વિશેષણ પ્રયુક્ત કરવામાં આવેલ છે, તે સ્પષ્ટતા માંગી લે છે. ભારતમાં પ્રાચીન કાળથી અત્યાર સુધી વિશિષ્ટ પ્રતિભાસંપન્ન ચરિત્રો માટે આ વિશેષણ સમ્માનાર્થે પ્રયુક્ત થયેલ છે. જેમકે ભગવાન રામ, ભગવતી અરુન્ધતી (ઉત્તરરામચરિત, – ભવભૂતિ') આજકાલ આચાર્ય રજનીશજી માટે પણ 'ભગવાન' વિશેષણનો પ્રયોગ થઈ રહ્યો છે, તે પણ આ સંદર્ભમાં જ. ઉહાપોહનો સંબંધ અસૂયાભાવ તેમજ ઇર્ષ્યા–દ્વેષ સાથે છે. અસૂયાનો અર્થ છે અચ્છાઈમાં ખરાબી શોધવી. દૂધમાંથી પોરા કાઢવા. 'गुणेषु दोषाविष्करणम्'।

ભગવાન વેદવ્યાસપ્રણીત અઢાર પુરાણોમાં અગ્નિ પુરાણનું વિશેષ – અનેરું – સ્થાન છે. 'અગ્નિ-પુરાણ' ના વર્ણ્ય – વિષયો એટલા બધા વિસ્તૃત છે કે આને વિશ્વકોશ (Encyclopaedia) કહેવામાં આવે છે. માનવજાતિના લૌકિક અને પારમાર્થિક હિતને લગતા સર્વ વિષયોનું વર્ણન અગ્નિ-પુરાણમાં મળે છે.

પુરાણોનાં પાંચ લક્ષણો કહેવામાં આવ્યાં છે–

सर्गश्च प્રतिसर्गश्च वंशोमन्वराणि च।
वंशानुचरितं चैव पुराणं पंचचक्षणम्॥

(૧) સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન, (૨) સૃષ્ટિ-વિલય વર્ણન, (૩) વંશપરંપરા વર્ણન। પુરાણના આ આ બધાં લક્ષણો અગ્નિપુરાણમાં છે. અગ્નિદેવ વિષ્ણુ સ્વરૂપ છે. એમના દ્વારા મહર્ષિ વશિષ્ઠને ઉપદેશવામાં આવેલ અગ્નિપુરાણ પણ બ્રહ્મ સ્વરૂપ છે. તેમજ તુલ્ય છે.

અગ્નિપુરાણમાં કુલ ૩૮૩ અધ્યાયો છે. અવતાર, પંચદેવોવાસના, ગ્રહ–નક્ષત્રોની ગતિ–સ્થિતિ, વ્યાવહારિક જ્યોતિષ, વાસ્તુવિદ્યા, સ્વપ્ન તેમજ શકુનશાસ્ત્ર, આયુર્વેદ, કાવ્યમીમાંસા, મંત્ર–તંત્ર–શાસ્ત્ર વગેરે અનેક સમાજ ઉપયોગી વિષયો પર અગ્નિપુ-

રોણુમાં સરસ રીતે પ્રકાશ પાડવામાં આવ્યો છે."

અગ્નિપુરાણના ૧૨૯ (એકસો ઓગણત્રીસ) મા અધ્યાયમાં વસ્તુઓ કયા મહિનામાં મોંઘી અને કયા મહિનામાં સસ્તી થાય છે, તે અંગેનું કારણ દર્શાવીને વર્ણન કરવામાં આવ્યું છે. આ અધ્યાયનું નામ 'અર્ઘકાંડ' છે. અર્ઘનો અર્થ દામ કે મૂલ્ય થાય છે. ભગવાન શંકરે વર્ષના જુદા જુદા મહિનાઓમાં કઈ વસ્તુ ક્યારે મોંઘી અને ક્યારે સસ્તી થાય છે, એ વિષે કહેલું છે. વેપારી કયા મહિનામાં કઈ વસ્તુનો સંગ્રહ કરે, જેનાથી ભવિષ્યમાં વધારે કીમતમાં વસ્તુ વેચાઈ જાય અને વેપારમાં ખૂબ લાભ થાય, એજ આ અધ્યાયનો વર્ણ્ય-વિષય છે. ગ્રહ-નક્ષત્રોના પ્રભાવ-નિરીક્ષણ તેમજ પ્રાકૃતિક વાતાવરણના પરિણામે જે તથ્યો પ્રાપ્ત થયાં, તેમનું જ કથન ભગવાન વેદવ્યાસ આ અધ્યાયમાં કરે છે.

ભગવાન શંકર કહે છે–

ચૈત્ર મહિનામાં આકાશમાંથી ઉલ્કાપાત થાય, ભૂકંપ થાય, વજ્રપાત (વીજળી પડવી) થાય, ચન્દ્ર અને સૂર્યગ્રહણ થાય તેમજ દિશાઓમાં ગરમીનું પ્રમાણ સવિશેષ વધી જાય, જો આમાંનો એક પણ બનાવ બને તો આ મહિનામાં સોનું-ચાંદી વગેરે આભૂષણોનો સંગ્રહ કરવો જોઈએ. એક સુવર્ણાદિનાં આભૂષણો છ મહિના પછી ચાર ગુણી કીમતમાં વેચાશે.

વૈશાખમાં જો આમ થાય તો વસ્ત્ર, ધાન્ય, સોનું, ઘી વગેરેનો સંગ્રહ કરવો જોઈએ. એ વસ્તુઓ આઠ મહિના પછી છ ગુણી કીમતમાં વેચાશે.

જેઠ અને અષાઢમાં જો આમ થાય તો જવ ઘઉં અને ધાન્યોનો સંગ્રહ કરવો જોઈએ. એ વસ્તુઓ ૭ કે આઠ મહિના પછી સારી એવી કીમતે વેચાશે.

શ્રાવણમાં જો આમ થાય તો ઘી તેલ વગેરે રસ– પદાર્થો (દ્રાવણશીલ પદાર્થો) નો સંગ્રહ કરવો જોઈએ. એ વસ્તુઓ ૭ કે આઠ મહિના પછી ઊંચા દામોમાં વેચાશે.

આશ્વિનમાં જો આમ થાય તો વસ્ત્ર તથા ધાન્ય બંનેનો સંગ્રહ કરવો જોઈએ. એ બંને જાતની વસ્તુઓ ૭ કે આઠ મહિનામાં સારા દામે વેચાશે.

કાર્તિકમાં જો આમ થાય તો બધી જાતના અનાજ–કઠોળ વગેરેનો સંગ્રહ કરવો જોઈએ. એ વસ્તુઓ ૭ કે આઠ મહિના પછી સારી એવી ઊંચી કીમતે વેચાશે.

માગસર કે પોષ મહિનાઓમાં આમ તો કંકુ તેમજ ચંદન વગેરે સુગંધિત પદાર્થોનો સંગ્રહ કરવો જોઈએ. એ વસ્તુઓ ૭ કે આઠ મહિના પછી ઊંચાં દામોમાં વેચાશે.

માઘ મહિનામાં જો આમ થાય તો ધાન્યોનો સંગ્રહ કરવો જોઈએ. એ ધાન્યો (અનાજ) ૭ કે આઠ મહિના પછી સારા ભાવે વેચાશે

ફાલ્ગુન મહિનામાં જો આમ થાય તો સર્વ સુગંધિત પદાર્થોનો સંગ્રહ કરવો જોઈએ. એ પદાર્થો ૭ કે આઠ મહિના પછી ઊંચા ભાવે વેચાશે.

'અર્ઘકાંડ' માં ફક્ત પાંચજ શ્લોકો છે; તે આ પ્રમાણે છે:–

अर्घमानं प्रवक्ष्यामि उल्कापातोऽथ भूचलौ।
निर्घातो ग्रहणं वेशो दिशा भवेद् यथा ॥१॥
लक्षयेन्मासि मासेवं यथे वै स्तुश्च चैत्रके।
अलंकारादि संग्राह्य षड्भिर्मासैश्चतुर्गुणम् ॥ २ ॥
वैशाखे चाष्टमे मासि षड्गुणं सर्वसंग्रहम्।
ज्येष्ठे मासि तथाषाढे यवगोधूमधान्यकैः ॥ ३ ॥
श्रावणे घृत तैलाद्यं राश्विने वस्त्रधान्यके ।
कार्तिके धान्यकैः मार्गमासे स्यात्मार्गशीर्षके ॥४॥
पुष्ये कुंकुम गन्धाद्यैर्लाभो धान्यैश्च माघके।
गन्धाद्यैः फाल्गुने कृतेरर्घकाण्डमुदाहृतम् ॥ ५ ॥

ભગવાન વેદવ્યાસે તે સમયના ગ્રહ–નક્ષત્રો તેમજ વાતાવરણના પ્રભાવને જાણીને આખા વર્ષના જુદા જુદા મહિનાઓમાં વસ્તુઓના દામો વિષે લખ્યું છે.–ભારતીય મનીષિઓ પાસે પ્રાકૃતિક

–નિરીક્ષણના આજકાલ જેવાં વૈજ્ઞાનિક સાધનો ન હતાં છતાં એ તેમણે જ આકાશીય જ્યોતિપિંડો તેમજ પ્રાકૃતિક વાતાવરણનું સૂક્ષ્મ જ્ઞાન તેમજ અનુભવ પ્રાપ્ત કરીને, તેના આધારે કર્યું એ ઉપરથી ચોક્કસ કહી શકાય કે તેમની પાસે આકાશીય જ્યોતિપિંડો તેમજ પ્રાકૃતિક વાતાવરણના પ્રભાવ ન ઝીલનારાં સાધનો હતાં જ. ગણિત તેમજ ફલિત તેમજ જ્યોતિષ શાસ્ત્રો એનાં પ્રમાણ છે. આ તથ્ય તો સર્વવિદિત છે કે ભારતીયોએ જ શૂન્ય '0' (મીંડું) (Zero)ની શોધ કરી છે. જેના પરિણામે ગણિત તેમજ વિજ્ઞાનના ક્ષેત્રે નવાં–નવાં સંશોધનો તથા આવિષ્કાર થયાં. ગણત્રીની આધુનિકતા દશમ લવ પદ્ધતિ પણ શૂન્ય પર જ આધારિત છે. શૂન્યની શોધ ખરેખર ગણિત શાસ્ત્રમાં જબરદસ્ત ક્રાંતિ છે. પૃથ્વીનો આકાર ગોળ છે, આનો સ્પષ્ટ ઉલ્લેખ પણ સર્વપ્રથમ ભારતીય મનીષિઓએ કર્યો છે. આજે સુસભ્ય ગણાતા યુરોપના ઘણા પ્રદેશો જ્યારે સભ્યતાના પહેલા પગથિયા સુધી પણ પહોંચી શક્યા નહોતા, તે દિવસોમાં ભારતીય સભ્યતા તેમજ ભારતીય–સંસ્કૃતિ વિકાસના અનેક શિખરો પાર કરી ચૂકી હતી.

અગ્નિપુરાણ ભારતની પ્રાચીન ઉપલબ્ધિનું સમષ્ટિરૂપ છે, આને 'વિશ્વકોશ' (Encyclopedia) કહેવામાં આવે છે. આ પુરાણ ફક્ત પંડિતો માટે જ નહિ, પણ સાહિત્યકારો, જ્યોતિષીઓ, સ્થપતિઓ, ચિકિત્સકો, વ્યાપારીઓ, મંત્ર – તંત્ર શાસ્ત્રીઓ, ધાર્મિક ઉપાસકો, સમાજસેવીઓ વગેરે સર્વના માટે પરમ ઉપયોગી છે.



## જીવનનું બીજ

સૃષ્ટિ ઉપર જીવનનું બીજ આવ્યું ક્યાંથી ? આ એક સનાતન પ્રશ્ન છે. કંઈ ઋષિ–મુનિઓએ, સાધુ–સંતોએ, સૂફી–સાંઈ–ફકીરોએ, વિદ્વાન–પંડિતોએ આ સનાતન પ્રશ્નનો ઉત્તર તો આપ્યો છે, પોત પોતાની ઢબે અને પોતપોતાની પરિભાષામાં. જ્ઞાની તો કહેશે કે આ પ્રશ્ન અનુત્તરીય છે કારણ કે બધાનો ઉદ્ભવ ચૈતન્યસાગર પ્રભુથી છે અને પ્રભુ તો ખુદા–સ્વયંભૂ છે. પણ આજના વૈજ્ઞાનિકોને આ પ્રશ્ન પૂછીએ છીએ તો એ પણ આખરે કવિ બનીને જ કલ્પના કરે છે – નભો મંડળના અમાપ અંતરને કાપતું કાપતું, અનંત અવકાશની અદૃશ્ય રજ ઉપર નિર્વાહ કરતું કરતું; પ્રકાશનાં કિરણો પર સવારી કરીને આવ્યું, પણ ન જાણે ક્યાંથી...?

(હિન્દી–વનસ્પતિ જીવનદર્શનમાંથી)

–ઇસ્માઈલભાઈ નાગોરી

# 'મગફળીની ખેતી પરવડતી નથી'

રતિભાઈ અંધારિયા

[સૌરાષ્ટ્રના એક અનુભવી અને ભણેલ – ગણેલ ખેડૂત સાથે મગફળીની ખેતી ખોટમાં ચાલે છે તે અંગે લેખક સાથે ચર્ચા થઇ તે અહીં રજૂ કરી છે.]

ખેડૂત :– રતિભાઈ! ખેતી અંગે વૈજ્ઞાનિક દૃષ્ટિ, ઉપયોગી માહિતી અને ઉત્તમ માર્ગદર્શન આપતા તમારાં લખાણો જ્યાંથી મળે ત્યાંથી વાંચી લઉં છું. તેનો શક્ય તેટલો અમલ પણ અમે કરીએ છીએ. અને તેના પરિણામ રૂપેજ તમારી પાસે કેટલાંક પ્રશ્નો ઉપર માર્ગદર્શનની જરૂર પડી છે.

અમે ખેડૂતોએ ખેડ સુધારી, સંશોધનને પરિણામે મગફળીની જે સુધરેલી જાતો બહાર પડી છે તે અપનાવી છે. શક્તિ પ્રમાણે જરૂરી ખાતરો પણ નાંખીએ છીએ. વળી મહેનત કરવામાં તો કોઈ મણા રાખતા નથી. આમ છતાં છેલ્લાં ત્રણ વર્ષના અનુભવથી હું તો નાસીપાસ થઈ ગયો છું.

ચાર વરસ પહેલાં મારી જમીનમાં વીઘે ખાંડી (એકરે એક હજાર કિ.ગ્રા.) મગફળી પાકેલી, ત્યાર પછીના વરસે વીઘે ત્રણ ચાર મણ (૬૦ થી ૮૦ કિ. ગ્રા), તે પછીના વરસે વીઘે ચાર – પાંચ મણ (૮૦ થી ૧૦૦ કિ. ગ્રા) અને આ વરસે પણ વીઘે ચાર પાંચ મણ માંડવી પાકી. બીજા કેટલાકને વધુ પાક થયો હશે તો વળી કોઈકને બિયારણ જેટલું પણ પાક્યું નથી. કોઈ વરસે વધુ વરસાદ, કોઈ વરસે ઓછો વરસાદ તો કોઈક વરસે તે વહેલો કે મોડો આવે છે. રાક્ષસી ઈયળોનો ત્રાસ દેખાય છે અને હવે તો મગફળીમાં પણ ગેરૂની પધરામણી થવા લાગી છે. આ બધું જોતાં જેને પીતની સગવડ ન હોય એવા મારા જેવા ઘણા ખેડૂતોને મગફળી વાવવી પરવડે તેમ નથી. તો આને માટે શું કરવું!

રતિભાઈ :– છેલ્લે ત્રણ ચાર વર્ષના અનુભવે તમે મગફળીની ખેતીમાં જે સહન કર્યું છે તેનાથી તમે નાસીપાસ થાઓ તે સ્વાભાવિક છે. તમારા જેવીજ હજારો ખેડૂતોની સ્થિતિ છે તે હું જાણું છું. પણ મગફળી એ તો આપણો મહત્ત્વનો રોકડિયો પાક છે. દુનિયાના બીજા દેશોની સરખામણીએ વાવેતર-વિસ્તાર અને કુલ ઉત્પાદનની સરખામણીએ ભારતનો પહેલો નંબર આવે છે અને ભારતમાં ગુજરાત રાજ્ય વધુમાં વધુ મગફળી વાવે છે. ગુજરાતની મગફળીના ૮૦ ટકા પાક સૌરાષ્ટ્રના ખેડૂતો પકવે છે. આમ મગફળી એ તો આપણા ખેડૂતોના અર્થકારણની કરોડરજ્જૂ સમાન છે.

તમારી એ વાત સાચી છે કે આપણે ખેતી પદ્ધતિમાં ઘણો સુધારો કર્યો છે, નિષ્ણાતોની ભલામણ મુજબ ખાતર વાપરીએ છીએ અને નવી સુધરેલી જાતનું વાવેતર કરીએ છીએ તો પણ ઉત્પાદન ધાર્યું આવતું નથી. કેટલીક વાર તો ખોટ સહન કરવી પડે છે.

આમ થવાનું મુખ્ય કારણ મગફળી એ વરસાદ આધીન પાક આપણે ત્યાં છે. વરસાદ ઓછો કે વધુ આવે તેનાથી મગફળીની ઊપજમાં પણ વધઘટ થાય છે. પીતની સગવડ નામનીજ હોવાથી ૧૦માંથી ૮ ખેડૂતો માટે તો મગફળી સૂકી ખેતીનો જ પાક છે. સૌરાષ્ટ્રમાં વરસાદ વરસે સરાસરી ૧૫ થી ૩૦ ઈંચ પડે છે. તેમજ દરવરસે એક યા બીજા વિભાગમાં વરસાદની અનિયમિતતા હોય છે. જો વરસાદ માંગ્યો મળે તો ૨૦થી૨૨ ઈંચ વરસાદ પણ સારામાં સારું ઉત્પાદન આપે. વરસાદ જોઈએ ત્યારે અને સમપ્રમાણ વહેંચાયેલો પડવો જોઈએ. જૂનના પહેલા અઠવાડિયાનો એટલે કે વહેલી વાવણીનો વરસાદ બહુ લાભદાયક છે. ઓગષ્ટ–સપ્ટે. માસમાં સૂયા બેસે તે સમય ગાળો ૮થી૧૨ ઈંચ વરસાદ માંગે છે. છેટલે દાણા ભરાવા

માંડે ત્યાંથી માંડવી પાકે ત્યાં સુધીમાં એટલે કે ઑક્ટોબરમાં ૩થી૪ ઈંચ વરસાદ હોય તો પણ ચાલે. આમ જોઈએ તો જૂનની શરૂમાં વાવણીનો વરસાદ પડયા પછી દર અઠવાડિયે બબ્બે ઈંચ વરસાદ ઑક્ટોબરના પહેલા પખવાડિયા સુધીમાં પડે તો ૧૮થી૨૦ ઈંચ કુલ વરસાદમાં સોળે સોળ આની પાક થાય.

છેલ્લા ૩–૪ વરસનો વરસાદ પણ અનિયમિત હતો. કુલ વરસાદ ગમે તેટલો વધુ પડે પણ સૂયા બેસતી વખતે દાણા બેસે ને ભરાય એ સમયમાં વરસાદ કે ભેજની ખેંચ વરતાય તો માંડવીના ઉત્પાદનમાં ઘણી ઉથલપાથલ થાય છે. આ મુદ્દાનો સાર એ ગણાય કે આપણા વિસ્તારમાં પીત્તની સગવડ વધારવી જોઈએ. ચાલુ સાલે તમે જોયું હશે કે જે ખેડૂતો પાસે કૂવા કે તળાવનું પાણી પાવાની સગવડ હતી તેમને મગફળી વધુ ઊતરી છે. મગફળીની ખેતી કેવળ વરસાદ એટલે કે કુદરત આધીન છે તેથી આ પાકને કટોકટીના સમયે પાણી આપી શકાય તેમ થવું જોઈએ.

ખેડૂતઃ – પીતની સગવડ થઈ શકે તેમ હોય તો અમે જાલ્યા રહીએ ! અમારે ત્યાં પાણીનાં તળ ઘણાં ઊંડાં છે. ખેત તલાવડી થોડી મદદ કરે પણ બધી ભોં પલળે નહીં. અમારે ત્યાં કોઈ બંધ કે નહેરની સગવડ થઈ શકે તેમ નથી. 'સૌરાષ્ટ્રને નર્મદાનું પાણી મળશે' એમ જાણીને કોઠે ટાઢક થાતી હતી. 'નર્મદાનું પાણી હવે સૌરાષ્ટ્રને નહીં મળે' એમ વાંચીને કોઠે શેરડો પડતો નથી. આ બંધ (ચેકડેમ) અને જળસ્રાવ (વૉટર શેઈડ) યોજનાથી કાંઈક ઉદ્ધાર થાય પણ ગોકળગાયની ગતિએ ચાલતા આ કામ જોઈને મારી હયાતીમાં તો હું ફળ કોઈ જોવાની આશા રાખતો નથી.

રતિભાઇ :– આપણા વિસ્તારમાં અનિયમિત તથા વધુ–ઓછો વરસાદ પડે છે એટલે જ્યારે અને જેટલો વરસાદ આવે ત્યારે ટીપે ટીપાં પાણીનો ઉપયોગ થવો જોઈએ વળી વધારાનું પાણી નદી, નાલા મારફત દરિયામાં વહી જવા દેવાને બદલે ખેતર – વાડી ભોંમાં ઊંડે ઊતરે તેમ થવું જોઈએ. આડબંધ અનુસ્રાવણ બંધ અને ખેત – તલાવડીઓ બાંધી તેમાં પાણીનો સંગ્રહ કરવો જોઈએ. આ બધા કાર્યક્રમોને આવરી લે તેવી એક યોજના જળસ્રાવ (વૉટર શેઈડ) યોજના આપણે ત્યાં હમણાં શરૂ થઈ છે. બીજાં રાજ્યોની સરખામણીએ આ યોજનામાં ગુજરાત મોખરે છે. આ વિશિષ્ટ યોજના ખેડૂતોની ઊપજ વધારી સમૃદ્ધ કરે તેવી છે. તેમાં જમીનનું ધોવાણ અટકાવવા બંધપાળા, વહી જતાં પાણીને રોકવા નાળા – બંધી તથા આડબંધ, ખેત તલાવડી કે મોટું તળાવ બનાવવા વગેરે તો આવેજ છે પણ જમીનની જાત પ્રમાણે ઢોળાઉ ઉપર જંગલ ઉછેર, તથા બીજી જમીનમાં બાગાયત પાકો કે મોસમી પાકોની સુધરેલી ખેતી થાય તેવું વિચારાયું છે. વૈજ્ઞાનિક ધોરણે સરકારી ખાતું આયોજન કરી તેનો અમલ હાથ ધરી છે. વળી એક બે ખેડૂત માટે નહીં પણ જળસ્રાવ વિસ્તારના બધા જ ખેડૂતોને આ યોજના આવરી લે છે અને કાર્યક્રમનો અમલ થાય છે. તેમાં થતું મૂડી રોકાણ ૧૦ થી ૧૫ વર્ષના હપ્તે અને મામુલી વ્યાજના દરે ખેડૂત ચૂકવે તેવી આમાં વ્યવસ્થા છે. તમારા વિસ્તારની આવી યોજનામાં તમે જોડાઓ અને સહકાર આપો તો મગફળીનું ઉત્પાદન તો વધશે જ, સાથોસાથ ખેતીની સમગ્ર આવકમાં પણ વધારો થશે.

ખેડૂત :– આડબંધ અને જળસ્રાવ યોજનાથી કંઈક ઉગારો થાય એમ તમારી વાત ઉપરથી લાગે છે. અને આ માટે લાખો અને કરોડો રૂપિયા ખર્ચવાની જાહેરાત થતી હોવા છતાં ધાર્યા કામ થતાં નથી. અમે અમારા ખરચે આવી યોજના હાથ ધરી શકીએ તેમ નથી. તો આવાં કામો ઝડપથી થાય એવો કોઈક માર્ગ બતાવશો ?

રતિભાઇ :– આ યોજનામાં સરકાર મૂડી રોકે છે. યોજના અને તેનો અમલ શરૂથી અંત સુધી

સરકારી અધિકારીઓ કરતા હોય છે. અધિકારીઓની કાર્યપદ્ધતિ ઢીલી હોય છે. તેને ત્વરિત કરનાર સંચાલન બળ. અને દૃષ્ટિ જોઈએ. ખેડૂતો તેમજ સરકારમાં બેઠેલી જવાબદાર વ્યકિતઓ તેને ગતિશીલ બનાવી શકે. લોકશાહી પદ્ધતિએ બધું કામ ધીમુંજ થાય તેવી દલીલ હંમેશા સાચી નથી. લોકોની જાગૃતિ વધુ તેમ અધિકારીઓ કામમાં ઝડપ લાવે છે.

ખેડૂત :– તમારી વાત સાચી પણ 'દીકરા મોટાથા...' જેવી આ વાત લાગે છે. એક તેમ થાય, વોટર – શેઈડ યોજના અમલી બને તેનાથી તળના પાણી વધે અને અમે અમારા ખેતર પલાળાને એવો દિ' આવતા વાર લાગશે. દરમિયાન, મગફળી વાવવાનું ચાલુ રાખવા સલાહ આપશો તો તે ગળે નહી ઊતરે. વધુ ભાવ મળવાથી વટક વળી રહે છે એમ કહેશો તો ખાતર, બિયારણ, કુડ, વીજળી અને મજૂરીના વધતા ભાવો જોતાં આ વાત પણ ગળે નહી ઊતરે. બીજું કઈક સૂચવશો ?

રતિભાઈ :– આપણા વિસ્તારમાં સૂકી ખેતીનો ઘણો અનુભવ, ઘણાં બધાં વરસો લીધા પછી પણ મગફળી એક સ્થિર અને રોકડિયા પાક તરીકે ખેડૂતો વરસોથી વાવતા આવ્યા છે. આમ છતાં ઉપરા ઉપરી વરસ ખરાબ આવે છે ત્યારે ખેડૂત બધી રીત ભાંગીને બેહાલ થાય છે. મને લાગે છે કે ચોમાસુ પાક તરીકે બીજા કઠોળ પાકની – દા. ત. સોયાબીનની – ખેતી શરૂ કરવી જોઈએ. મગફળીની સરખામણીએ સોયાબીનની ખેતીમાં ખર્ચ અને મૂડીરોકાણ ઓછુ આવે છે તે જોતાં ખરાબ-વરસમાં નુકશાની ઓછી ભોગવવી પડે.

ખેડૂત :– તમારો એક લેખ વાંચીને થોડા વરસ અગાઉ અમે એક વિઘામાં સોયાબીન વાવી જોયેલા પણ તેમાં કઈ ખાટયા નહી.

રતિભાઈ :– તમારી વાત સાચી છે. ઘણાં ખેડૂતોએ સોયાબીન વાવેલ. ઉત્પાદન કંઈ ઓછું નહોતું આવ્યું પરંતુ તેને માટે ખરીદનાર કે સરખી બજાર વ્યવસ્થા નહોતી. એટલે ઘણાં એ ઢોરને ખાણ–દાણમાં ખવડાવેલ. મારી જાણ પ્રમાણે હવે ગુજરાતમાં સરકારી ધોરણે સોયાબીન ખરીદવા કંઈક વ્યવસ્થા થઈ છે. તેમાંથી તેલ કાઢવાનું એક નાનું કારખાનું-સ્થાપવામાં આવે તેવી વાત પણ બહાર આવી છે. એટલે મારા મને બધીજ મગફળી વાવવાનું બંધ ન કરતાં- થોડા વિસ્તારમાં સોયાબીન વાવી જોઈએ અને સફળતા મળે તો-એક નવો વિકલ્પ પણ મળી રહે ખરો.

બીજું પણ એક સૂચન કરવાનું મન થાય છે. મગફળીમાં સૂયા બેસે ને અને દાણા બેસતા ભરાવો થાય તે બે સમય પાણી માટે કટોકટીના ગણાય છે. એટલે સૂયા બેસવાના એક સપ્તાહ પહેલા ઊભા પાક ઉપર સાયકોસીલ રસાયણનો છંટકાવ કરવો જોઈએ. આ એક પ્રકારનું હોરમોન છે. આ છંટકાવથી તેવે વખતે ઓછો વરસાદ પડે કે જમીનમાં ભેજની ખેચ હોય તો પણ છોડના પાંદડાં બરડ થાય અને પાંદડામાથી પાણી ઊડી જવાની ક્રિયા થોડો વખત બંધ થાય કે ધીમી પડે છે. અને જમીનમા જે થોડો ભેજ હોય તેનાથી સૂયા બેસવાની ક્રિયાને નુકસાન થતું રોકી શકાય છે.

પણ આ માટે ખેતીવાડીની યુનિવર્સિટીમાં વધુ સંશોધન થવાની જરૂર છે. મગફળીના પાક ઉપર જૂદાજૂદા હોર્મોન્સનો ઉપયોગ એ અંગે અખતરાઓ થવા જોઈએ અને તેમાં જો સફળતા દેખાય તો મગફળીની ખેતીમાં ક્રાન્તિ આવે તેમ મને લાગે છે.

※

પત્ની : (પતિને) આમ તો હવે મારે હવે ફરી જન્મ લેવાપણું નથી.- મોક્ષ જ મળવાનો હતો. પણ હવે એક જન્મ લેવો પડશે.

પતિ : કેમ ?

પત્ની : તમે મારી સેવા કરો છો એનું આવતા ભવે ઋણ ચૂકવવા.

# રશિયા–દર્શન

ગોરધનભાઇ શંભુભાઇ પટેલ

[શ્રી. ગોરધનભાઈ શંભુભાઈ પટેલ ગુજરાતના જાણીતા આગેવાન અને સમાજસેવક છે. દુનિયાના ઘણા દેશોનો પ્રવાસ ખેડયા પછી જિજ્ઞાસાથી એમણે રશિયાનો પ્રવાસ પણ ખેડયો અને જે કાંઈ જોયું જાણ્યું તે એમની નોંધપોથીમાં આલેખતા ગયા. વૈજ્ઞાનિક દૃષ્ટિએ તો તેઓ ગાંધીવિચારથી રંગાયેલા છે, સામ્યવાદી નથી. રશિયા વિષે સારો માઠો પ્રચાર થવામાં બાકી નથી રહ્યું. છતાં વિશ્વની રાજ્યપદ્ધતિઓ અને સમાજપરિવર્તનનો એક મહાન પ્રયોગ રશિયામાં થયો અને એની જગતવ્યાપી અસરો ઊપજી છે. આ બધી અસરો સોંસરવા તટસ્થ ભાવે રશિયા – દર્શન કરવાનો સ્તુત્ય પ્રયાસ એમણે કર્યો છે. અહીં એમનો ઉદ્દેશ રશિયાની કોઈ શાસનપ્રણાલી કે વિચાર – પ્રણાલી આપવાનો નથી. પણ સામ્યવાદી શાસન પ્રણાલી અને વિચારપ્રણાલીને પરિણામે જે કાંઈ ક્રિયા – પ્રક્રિયા થઈ, જે કાંઇ પરિવર્તન થયું કે થઈ રહ્યું છે એનો રોચક ચિતાર સહજભાવે સરસ અને પ્રવાહી શૈલીમાં એમણે આપ્યો છે. વિશ્વના વિકસિત અને નવવિકસિત દેશોની થયેલી અને થઈ રહેલી કાયાપલટનો તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરનારાઓને અને એક મહાનદેશના પ્રજાજીવનનો ઉપકારક ચિતાર આ લેખમાળામાંથી મળતો રહેશે. સં.]

"રશિયા" દુનિયાના ઘણા દેશો અને ઘણા લોકો માટે આકર્ષણ અને આશ્ચર્યનો દેશ બન્યો છે. ઝારના જુલ્મો નીચે કચડાયેલા આ દેશ નેતાઓએ યાતનાઓ અને કુરબાનીઓ વેઠીને દેશને ઝારશાહીમાંથી છોડાવ્યો અને દુનિયાએ નહીં અનુભવેલા આર્થિક પંથે પ્રયાણ કરવા પ્રેર્યો. સામ્યવાદ અને કીસાન મજદૂરોની સરમુખત્યારશાહી આ દેશની નવી ધૂરાના વાહકો બન્યા. સમાજવાદ તેમનો ધ્રુવ તારક રહ્યો. માર્ગમાં અનેક વિકટ યાતનાઓ અને અંતરાયો પડેલા હતા. દેશ બહારના અને દેશની અંદરના દુશ્મનો સામે રશિયનો સતત લડતા રહ્યા. અને સમાજવાદને પંથે ચાલતા રહ્યા. મૂડીવાદી દેશોને અને શાહીવાદી લોકોને આ નવો પ્રકાર પસંદ નહતો. તેની સફળતામાં તેમને તેમની પડતી દેખાતી હતી. અને તેથી તેઓએ રશિયાની સમાજવાદી વ્યવસ્થાને નિષ્ફળ બનાવવા આકાશ પાતાળ એક કર્યા. રશિયામાં આંતર વિગ્રહ સળગાવ્યો. રશિયાને આર્થિક ભીંસમાં લીધું, દુનિયામાં તેની નવી વ્યવસ્થાની વ્યાપક નીંદા કરી. તેની સામે પ્રચારનો વંટોળ ચઢાવ્યો અને રશિયાના લોકો લોખંડી પડદા પાછળ સરમુખત્યારની પિસ્તોલની અણી નીચે ભય અને દુઃખો વચ્ચે જીવી રહ્યાની ભ્રમજાળ ઊભી કરી. આજે પણ ઘણા લોકો એ જ ખ્યાલોમાં જીવે છે.

આ બધાની વચ્ચે પણ રશિયા નવા પંથે વિશ્વાસપૂર્વક આગળ વધતું રહ્યું. બીજા વિશ્વ વિગ્રહમાં તેનાં બે કરોડ યુવાનો – લોકો માર્યા ગયા. ઉત્તમ પ્રદેશો અને શ્રેષ્ઠ ઉદ્યોગો ખેદાનમેદાન થઈ ગયા. અને છતાં રશિયા વિજયી રહ્યું અને પાછું નવરચનાના પંથે પરવર્યું તેની સમાજવાદી રીતે, અને આવક ક્ષેત્રે બેનમૂન સિદ્ધિઓ અને વિક્રમો સ્થાપતું રહ્યું આકાશમાં ઉપગ્રહ છોડવામાં અને માનવીને મોકલવામાં તે પ્રથમ રહ્યું. ચંદ્ર ઉપર માનવ વિનાની ટ્રોલી ચલાવી ત્યાંથી ચંદ્રખડકો વિના માનવે ધરતી ઉપર લાવવામાં પણ તે પ્રથમ જ રહ્યું.

આવા આ દેશે પોતાની સિદ્ધિઓના લાભ દુનિયાના અનેક દેશોને આપ્યા છે. આપતો રહ્યો

તેહરાનમાં અને પહેલાં તો પ્લેનમાંથી નીચે ઊતરવા દેવાની ના પાડવામાં આવી. પણ પછી ઊતરવા દીધા. પરંતુ પ્લેનથી ૧૦૦' ફૂટની અંદર જ રહેવા જણાવ્યું. તેહરાનનું વિમાનઘર ઘણું જ વિશાળ છે. અનેક વિમાનો અહીં પડેલાં હતાં. લશ્કરી વિમાનો પણ પડેલાં હતાં. હેલીકોપ્ટરો ઊડતાં હતાં આ વિમાનઘરને હજી પણ વિશાળ બનાવી રહ્યાં છે. તહેરાન શહેર પ્લેનમાંથી જોયું. તે ઘણું જ વિશાળ અને સુરેખ લાગ્યું. તેની ચારે તરફ પહાડો આવેલા છે. અહીં પોણો કલાક રોકાઈને અમારું વિમાન તાશ્કંદ જવા ઊપડયું.

થોડા સમયમાં અમારું વિમાન રશિયાની સરહદમાં ઉઝબેકીસ્તાનની હદમાં દાખલ થયું. ઉઝબેકીસ્તાનનો મોટો ભાગ ૬૦ ટકા વેરાન પહાડો અને ઈરાનના કેટલાક ભાગો જેવો જ. વિમાનમાંથી નીચે નજર કરીએ તો સર્વત્ર રેતી અને વેરાનો જ દેખાય છે. સેંકડો માઈલના આવા નિર્જન પ્રદેશ વટાવીને અમારું વિમાન આમુદરિયા અને સીરદરિયાના વિસ્તારમાં દાખલ થયું. આ બે નદીઓ બરફના પહાડોમાંથી નીકળે છે. અહીંથી દૂર બરફ આચ્છાદિત હિંદુકુશના પહાડો દેખાય છે. અમારા વિમાન નીચે પણ થોડા બરફથી ઢંકાયેલા પહાડો આવતા હતા. પછી સપાટ જમીન આવી. આમુદરિયા અને સીરદરિયામાંથી અનેક નહેરો કાપેલી છે. આ બધી નાની મોટી નહેરો પાકી કોન્ક્રીટ લાઇનીંગ કરેલી છે. જેથી પાણી બગડે નહિ. આ જે આ બધી ધરતીને તેના પાણીથી હરિયાળી બનાવે છે. વિશાળ ખેતરો, અનેક નાનાં મોટાં ગામો અને નગરો આ કારણે આ વિસ્તારમાં પથરાયેલાં છે. ડબલ ટ્રેકની સડકો ઉપર વાહનો દોડે છે; પણ ખેતરોમાં શાની ખેતી – પાક ઊભા છે તે પ્લેનમાંથી સમજાતું ન હતું.

બરાબર બે વાગે અમે તાશ્કંદ આવ્યા. તે પહેલાં અમે એક મોટા શહેર (નામ યાદ નથી) ઉપર થઈને ઊડેલા. તે શહેર પણ ખૂબ-જ લાંબું અને પહોળું હતું. પછી તાશ્કંદ આવ્યું. આકાશમાંથી તે પણ ઘણું જ વિસ્તૃત અને સુંદર દેખાયું. વિમાન ધરતી ઉપર ઊતર્યું. અમારે અહીં બાર વાગે આવી જવાનું હતું. પણ વિમાન બે કલાક મોડું આવ્યું.

અહીં ઘણા માણસો અમારું સ્વાગત કરવા આવ્યા હતા. જેમાં ઇન્ડો–સોવિયેટ ફ્રેન્ડશીપ સોસાયટીના કાર્યકરો અને મુસ્લિમ વડા મુફતી પણ હતા. બે કલાકથી અમારી રાહ જોતા તેઓ ત્યાં બેઠા હતા. અમારા પાસપોર્ટ ઊઘરાવી લેવાયા. હેલ્થ સર્ટીફીકેટ જોવાયા અને અમે નીચે ઊતર્યા. સૌએ અમારું હાર્દિક સ્વાગત કર્યું. અમે ૭ બસીઝમાં બેસી ગયા. બસીઝ સુંદર હતી. એકમાં અઠ્ઠાવીસ બેઠકો હતી. બસીઝ એરકન્ડીશન્ડ હતી. ડ્રાયવર એકલો જ બધું કામ કરે છે. ચલાવવાનું અને ટિકિટો આપવાનું. અમારો સામાન રશિયન મિત્રોએ સીધો હોટલે પહોંચાડયો હોઈ અમે તે લીધા વિના જ શહેરમાં વિદાય થયા.

અમારો ઉતારો હોટલ રશિયામાં હતો. આ હોટલ શહેરની વચમાં આવેલ છે. નવ માળની છે. ૪૦૦ ઉતારૂઓનો સમાવેશ કરે તેવી છે. હું અને વિઠ્ઠલભાઈ અમીન રૂમ નં. ૪૧૨ માં ઊતર્યા શ્રી મોદી અને વેકરીઆ (M. P.) ને રૂમ નં ૪૦૨ માં ઉતારો અપાયો. અમારી રૂમ બે બેડની નાની છે. ટેરેસ છે. સંડાસ બાથરૂમ ભેગાં છે. ગરમ અને ઠંડા પાણીના નળ ચોવીસ કલાક ચાલુ છે. એકંદરે રૂમ સગવડવાળી છે. માત્ર અરીસો જ નથી. ટુવાલ, સાબુ, ચાદરો વગેરે અપાય છે. બે ખુરશી ટેબલ પણ છે. મેઈન રોડ ઉપરનાં સુંદર દૃશ્યો હોટલમાંથી દેખાય છે. રસ્તા ઉપર ટ્રામો, વીજળીની બસો, ડીઝલ બસો, ટેક્સીઓ અને નાની ગાડીઓ સતત દોડતી રહે છે. આ બધાં જ વાહનો ખૂબ જ સુઘડ અને સુંદર છે. અમને બબ્બે ટુવાલ આપ્યા પણ પનો ખૂબ જ નાનો. રોજ ધોવા માટેના ટુવાલ આવા જ. સારા જાજરૂનુ ફ્લશ બરાબર ચાલતું નથી. પાણી વહી જાય છે. એટલે ફ્લશીંગ કરવા તેને ગોઠવવું પડે. દર્પણમાં માત્ર એક પટી જ અને

તે પણ ઊંચી. આમ શાથી તેની સમજ પડી નહિ. બાજુમાં ટબ ગોઠવેલું પણ નાની સાઈઝનું ઉપર શાવર અને તેમાં ગરમ ઠંડુ પાણી તમારી જરૂર મુજબ ગોઠવી લેવાનું. અમે નાહીને નીચે આવ્યા. અમારો સામાન – પેટીઓ આવી ગઈ હતી. કસ્ટમ અધિકારીઓએ તેને ખોલ્યા વિના જ પાસ કરી હતી.

લગભગ ચાર વાગે અમે બપોરનું ભોજન લેવા બેઠા. માંસાહારીઓ માટે તો ભોજન સારું હતું. કંઈ પૂછવાનું પણ નહીં. જે આપે તે ખાધે રાખવાનું. અમારે પૂછપરછ કરવી પડે. એટલે શાકાહારીઓ માટે અલગ ટેબલ ગોઠવાયાં ત્યાં વેઇટર માંસાહારી ચીજ લાવે જ નહિ તેવી સૂચના અપાઈ છતાં ભૂલ થઈ જતી. અમને માંસવાળો સૂપ પીરસાયો. પણ અમે તે સમજી શકયા અને પાછો મોકલ્યો. ખાવામાં પાંઉ, ટમેટા, સલાડ, બટેટા, રશિયન બ્રેડ, દહીં, દૂધ ફળ માખણ ભાત વગેરે મળતાં હતાં. મીઠું મરચું અને ખાંડ પણ ટેબલ ઉપર ગોઠવતાં એટલે ખાવામાં કોઈ તકલીફ નથી પડતી. પ્લેનમાં પણ દહીં મળતું હતું. તેમાં ઘેરથી લાવેલું લસણિયું મરચું ઉમેરીને ખાવામાં મઝા આવતી.

સાંજે ૭ વાગે અમને અલીશેર નવાઈ નામના તાશ્કંદના પ્રખ્યાત થીએટરમાં તેમનો બેલે નામનું સંગીત નાટક જોવા લઈ ગયા. આ બેલે નાટક દુનિયાભરમાં પ્રખ્યાત હોય છે. ઊંચા ભાવે તેની તમામ ટિકિટો ખપી જાય છે. આ થીએટર ઘણું જ જ ભવ્ય છે. ચોક વિશાળ છે. તેમાં ઊંચા ફુવારાઓ ઊડે છે સામે તાશ્કંદ હોટેલ છે. ઉઝબેકીસ્તાનના વિખ્યાત કવિ અલીશેર નવાઈના નામ ઉપર આ થીએટર બાંધ્યું છે. અમને આખું થીએટર બતાવવામાં આવ્યું. પછી નાટક શરૂ થયું. સ્ટેજ વિશાળ, લાલ મખમલના પડદા તેની આગળ ઓરકેસ્ટ્રા, રશિયન – ઉઝબેક ભાષા અને જુદી હલકનું સંગીત મોટી તીણી ચીસો સાથે તે ગવાતું હતું. અમે થાકેલા અને ઉજાગરાવાળા હતા, એટલે એક અંક પછી કેટલાક ચાલ્યા ગયા. હું બીજા અંક પછી ચાલ્યો ગયો. કેટલાકે નાટક પૂરું કર્યું.

રાતે નવ વાગ્યે ભોજન કરી અમે રૂમમાં આવીને સૂઈ ગયા. સારી ઊંઘ આવી. મેઈન રોડ ઉપર હતા એટલે ફરતાં વાહનોનો અવાજ અને આકાશમાંથી વિમાનોનો અવાજ થોડી ડખલ કરતો હતો.

પૃ. ૫૭૧થી ચાલુ]

સગું ને કુંટુંબી રે મળ્યું જો ને સામટું રે જી;
ખોખલી હોડીમાં લીધી આગ રે...
પહેલો વિસામો રે ઘરડાને આંગણે રે જી;
બીજો વિસામો ઝાંપા બાર રે...
ત્રીજો વિસામો ગાયું કેરે ગોંદરે જી;
ચોથો વિસામો સમશાન રે...
કંકું સરખી કાયા, બાળી એની બાકડે જી;
ખનખન જલે છે અંગાર રે...
નરસૈંયાના સ્વામી રે વેગે વેલા આવજ્યો રે;
નળ આવ્યે થાશે અમારાં કામ રે...

# 'ભણે નરસૈંયો'

સં. અમરદાસજી ખારાવાળા

[આ વર્ષ નરસિંહ મહેતાની જન્મશતાબ્દીનું ચાલે છે. નરસિંહ મહેતાનાં પદો તો અપરંપાર છે, પણ લોકહૃદયમાં એમના રાસ રામગ્રી અને પ્રભાતી જે ગૂંજ્યા કરે છે તેમાંથી કેટલાકની ફૂલમાળ ગૂંથી શ્રી અમરદાસજીએ જનતા જનાર્દનના કંઠે આરોપી છે. એક વિવાદ વિદ્વાનોમાં એ ચાલે છે કે નરસિંહ – મીરાંનાં જે ગીતો લોકો ગાય છે તે લોકગીત ન કહેવાય. વિધાન એવું કરાય છે કે એમાં વૈયક્તિક અનુભૂતિને વાચા મળેલી. પાંચસો વરસથી ગવાતાં આ ગીતો ભાવ, ભાષા, ઢાળ અને ઢંગમાં લૌકિક વળોટ પકડી ગયાં છે. ઘણાં ગીતો તો નરસિંહ મહેતાના હોવા વિષે શંકા સેવાય છે. એમ કહેવાય છે કે લોકકવિઓ એવાં ગીતો જોડતા રહી નરસિંહ – મીરાં આદિને નામે અર્પણ કરતા રહ્યા છે. એમનું સુપ્રસિદ્ધ ગીત 'જળ કમળ છું છાંડ બાળા' પણ એમનું હોવાની શંકા સેવાઈ છે. કેટલાંક ગીતો એમનાં પુત્રવધૂ જૂઠીબાઈએ રચ્યા હોવાનું કહેવાય છે. અને લોકોમાં ગવાતાં નરસિંહ –મીરાનાં બધાં ગીતો નરસિંહ – મીરાંનાં હોવાનું પુરવાર કરવાનું શક્ય પણ નથી. ઊંડા તત્ત્વચિંતનનાં ગીતો લોકો ઝીલી શકયાં નથી પણ સરળ સુબોધ ને ભક્તિરસભર્યાં ગીતો જ ઝીલાયાં છે. પાંચસો વરસથી એવા રાસ રામગ્રી અને પ્રભાતી – ગરબી વગેરે ગુજરાતના ઘરઘરની પરંપરા બની ગયેલી. એવાં લોકહૃદયમાં ગૂંજતાં કેટલાંક ગીતો અહીં આપ્યાં છે.]

ગુજરાતના ગામડે અને નેસડે જેનું નામ ગૂંજે છે એવા સમર્થ ભક્ત શિરોમણિ નરસૈં મહેતાના કાવ્યો અને પ્રભાતિયાનાં ધ્વનિએ પ્રેમભક્તિનો પ્રસાર કર્યો છે.

એમનાં કાવ્ય – પુષ્પોની પાંખડીઓનો હાર ગૂંથીને લોકકંઠે આરોપવાનો આ અલ્પ પ્રયાસ છે.

મા જસોદાજીના આંગણે આવીને એક દિવસ ગોપીઓએ ફરિયાદ કરી કે; 'મા' –

## પ્રભાતી

જસોદાજી કાન કુંવરને, સાદ કરીને વાર રે;
આવડી ધૂમ મચાવે વ્રજમાં,
નહીં કોઇ પૂછણ હાર રે...

શીકું તોડયું ગોરસ ઢોળ્યું, ઉઘાડીને બાર રે;
માખણ ખાધું ઢોળી નાખ્યું,
જાન કર્યું આવાર રે...

ખાંખાંખોળા કરનો હીંડે, બીવે નહીં લગાર રે;
મહી મથવાની ગોળી ફોડી,
આવા તે શા લાડ રે...

વારે વારે કહું છું તમને,
હવે નહીં રાખું બાર રે;
નીત ઊઠીને એ કેમ સહીંએ,
વસીએ નગર મોઝાર રે...

મારો કાનજી ઘરમાં બેઠો કયારે દીઠો બાર રે;
દહીં દૂધના માટ ભર્યાં છે,
બીજે ચાખે નહીં લગાર રે...

શાને કાજે મળીને આવી, ટોળે, મળી દશ બાર રે;
નરસૈંયાનો સ્વામી સાચો,
જૂઠી વ્રજની નાર રે...

પણ જ્યારે એ જ કનૈયો ગોપીઓના ઘરે ચાર દિવસ ન ડોકાણો ત્યાં તો એને ચોમાસાના ચાર મહિના જેમ વહાલાના વિયોગમાં વીત્યા હોય તેમ લાગ્યું. પછી કહ્યું કે –

## રામગ્રી

સાસું જુઓને શામળા, આવો મેલી ન જાઓ;
ઘણા દિવસની પ્રીતડી,
તોડી અળગા ન થાઓ રે...
ગગને અષાઢી ગાજયો, વરસે મેઘની ધારા;
તેવે સમે હરિ સાંભર્યો,
મીઠી મોરલી વાળા રે...
શ્રાવણ સામે સુંદરી, ભજી લ્યો ભગવાન;
શ્રાવણ વરસે સરવડે,
ઘરે આવોને કાના રે...
ભાદરવો ભલે મદ ભર્યો. મેહુલી મદમાતી;
ગોરીએ ગોરસ રેડિયાં,
પીવા આવો સંગાતી રે...
આસો માસે આશા ઘણી, પૂરે અંતરજામી;
રિધિસિધિ નવનિધિ લઇ કરી,
મળ્યો નરસૈંનો સ્વામી રે...

વેદાંતની અઘરી વાતુંને ગામડાના અભણ માણસો જલદી ન સમજી શકે એટલે નરસૈં મહેતાએ પ્રેમભક્તિને મજબૂત કરવા અગણિત પ્રભાતિયાં અને ભજનો બનાવ્યાં છે જે આજે પણ ભાવિકોના કંઠે હેમના હારની જેમ સચવાઈ રહ્યાં છે.

એમનાં કાવ્યોમાં એમનાં પુત્રવધૂ જૂઠીબાઈનો ફાળો પણ નાનો – સૂનો નથી. માંગરોળના દિવાન નાગરગૃહસ્થ પાસેથી સાંભળેલી વાત છે. કર્ણોપકર્ણ જળવાઈ રહેલો આ પ્રસંગ છે.

આખો દિવસ અજવાળું આપી દ્વેષીલી દુનિયાથી થોડો સમય દૂર થવા પોતાના સોનેરી કિરણો સંકેલીને આથમણી ઓસરીએ સૂરજદાદા ઊભા રહ્યા તે જ વખતે જૂઠીબાઈએ નરસૈં મહેતાંને પૂછ્યું કે: "બાપુજી, આજે એકાદશી કે કોઈ વ્રતની તિથિ તો નથી : છતાં તમે નિર્જળા વ્રત કેમ કરી રહ્યા છો? શરીરમાં કાંઈ વ્યાધિ પીડા છે? કે કાંઈ બીજું કારણ છે?"

વિધવા પુત્રવધૂના હેતભર્યાં શબ્દોએ જેમ ઉનાળામાં હિમાલય ઓગળે તેમ ભક્તને પાંપણેથી પાણી પડી ગયાં. ગળું ખંખેરીને કહે : "બેટા, તું તો સમૃદ્ધિશાળીનું સંતાન છો છતાં મારી ઝૂંપડીમાં ગરીબીમાં જીવન ગુજારે છે. તને ધન્ય છે. તું તો ખાનદાન મા – બાપનું છોરૂ છો. તારે લઈને જ મારી પાછલી જિંદગી પ્રભુમય રીતે વીતી રહી છે. આ ઘરમાં હું અને તું બે જ છીએ. તારા સાસુ અને સ્વામી તો વર્ષો પહેલાં તેમના માર્ગે ગયા. તેનો વસમો વિયોગ પણ તેં મને કળાવા નથી દીધો. એટલું જ નહીં, પણ મારા ભજન અને સેવાના કામમાં અથાગ શ્રમ લઈને મને ઊજળો કર્યો છે. દીકરી! આજે તારી પાસે ચોખવટ કર્યા વગર નહીં ચાલે. મારે એક નીમ છે. રોજ એક ભજન બનાવવું અને ત્યાર બાદ ભોજન લેવું. આજે ગમે તે કારણ હોય, પણ સવારથી જ મારી કાવ્યસરિતા સુકાઈ ગઈ છે. મારા પ્રભુને મારા કીર્તનનો ઓડકાર આવી ગયો હોય તેમ લાગે છે. જ્યાં સુધી પંડમાં પ્રાણ છે, ત્યાં સુધી તો પ્રેમનાં પુષ્પોથી પ્રભુની પૂજા કરવી જોઈએ, પણ આજ ઊર્મિની કળીઓ ઊઘડતી નથી તો જૂઠી, બોલ બાપ! કેમ અન્નજળ લઉં?"

સાંભળતાં જ જૂઠીબાઈએ કહ્યું : 'બાપુજી, મેં સાંભળ્યું છે કે બાપનું અધૂરું કામ પુત્ર પૂરું કરે છે. તો હું આપની પુત્રવધૂ છું. મને તે કામ ન સોંપી શકાય? હું પણ આપના પુત્રનું જ અર્ધું અંગ છું."

સાંભળતાં જ મહેતાજીએ કહ્યું : બેટા જૂઠીબાઈ, તું કવિતા બનાવી મારા કનૈયાને રીઝવે તો પાછલી જિંદગી આનંદમય બની જાય, મારી પ્રતિજ્ઞાને આંચ ન આવે. નહિતર ઈશ્વરની પ્રેરણાથી સંસારી જીવોને સર્વેશ્વરના માર્ગે ચડાવવાનો ધંધો લઈને જ હું બેઠો છું. આપણી માથે લોકોએ માછલાં ધોવામાં કાંઈ બાકી નથી રાખી અને તેથી જ જૂનાગઢ છોડી માંગરોળમાં રહ્યાં છીએ. અહીં આનંદ છે. પણ કયાં એ ગરવાની તળેટીની રજ અને દામાકુંડનું જળ! એ દર્શન જ દુર્લભ છે."

જૂઠીબાઇ કહે : "બાપુજી, એ વીતેલ વાતોને યાદ કરવાનો અત્યારે સમય નથી. હું હમણાં જ એક કાવ્ય બનાવી આપના ચરણે અર્પણ કરું છું. પણ એક ખુલાસો કરી લઉં કે પદના નામાચરણમાં 'નરસૈયો ભણે', 'મહેતો ભણે' તેમ નહી લખું, કારણ કે આપ તો મારા વડીલ છો. તેથી માનવાચક શબ્દો વાપરીશ તેમ જ મારા નામને બદલે "નાગર નરસૈં", 'મહેતા નરસૈં' એમ લખીશ.

ભકતજી કબૂલ થયા અને ત્યાર બાદ થોડીવારે આવીને જૂઠીબાઈએ ભક્તને પ્રથમ કાવ્ય અર્પણ કર્યું. ભકતે વાંચીને સહર્ષ સ્વીકાર કર્યો – કાવ્ય અને પ્રસાદ બન્નેનો. વહેલી સવારે જૂઠીબાઈએ પોતાનું જ બનાવેલું રામગ્રી રાગનું પદ ગાયું. જેણે શબ્દો દ્વારા અવસ્થાને આરે ઊભેલા ભક્ત આશ્વાસન અને ઉચ્છ્વાસનાને મજબૂત બનાવ્યાં.

## રામગ્રી

સુખદુઃખ મનમાં ન આણીએ,
જે ઘટ સાથે ઘડિયાં;
ટાળ્યા તે કોઈના નવ ટળે,
રઘુનાથનાં જડિયા...

ઉપરોકત દોદ સાથે કડીઓ પછી આવતી ગઈ જેમાં નળ, હરિશ્ચંદ્ર, પાંડવો, રાવણ, શિવજી વગેરેનાં દ્રષ્ટાંતો આપીને છેલ્લે નામાચરણમાં–

સર્વે દેવોને જ્યારે ભીડ પડી,
સમર્યા અંતરજામી;
ભાવટ ભાંગી ભૂધરે,
મહેતા નરસૈંનો સ્વામી

રામગ્રી સાંભળીને ભકતજી ભાવ-વિભોર બની ગયા અને પછી કહ્યું કે "જૂઠી, હવે મને વૈકુંઠને માર્ગે જતાં કોઈ જાતની તકલીફ નહીં પડે. વૈશાખના કાળે ઉનાળે કોળામણુ વળતાં જેમ પાણી પાછાં ઉપર આવે છે તેમ આજે પાછી શબ્દોની સરવણી ફૂટી હોય તેમ લાગે છે." આમ કહીને એક ભજન એ જ વખતે ગાયું

વૈકુંઠ ઢૂંકડું રે મારા હરિજન કહે હજૂર;
દુરિજનિયાને દૂર દીસે છે, પ્રેમીજનને ઉર.
કામ ક્રોધ મદ લોભ નિવારી, કાઢે પાપનું મૂળ;
પુણ્યપંથે પગ ધરે, કરી માયા મમતા દૂર.
રટે જીવવા એ નામ રામનું, ભૂખ્યાને દે અન્ન;
પરનારીને માતા પેખે, પથ્થર લેખે પરધન.
પીડે નહીં કદી પરમાત્માને, મારે નીજનું મન;
ભણે નરસૈંયો પ્રિય કરી માને,
હરિ એવા હરિજન.

સમજણપૂર્વક જે જીવન જીવે એને વૈકુંઠ ઢૂંકડું છે. જૂઠીબાઈ કહેઃ "ભકતોને વૈકુંઠ ઢૂંકડું થાય, પણ હું તો આજે સ્વપ્નામાં ત્યાં પહોંચી ગઈ હતી."

ભકતજી કહેઃ "તો તો તું ધન્ય બની ગઈ. હો, તો પછી ત્યાં તને જે અનુભવ થયો હોય તેનું થોડું વર્ણન તો કર."

સાંભળીને જૂઠીબાઈએ રામગ્રી ઉપાડી.

આજ મારા નેણાં સફળ થયાં,
નાથ મેં જોયા નીરખી;
સુંદર વર નિહાળતાં મારા
હૃદયમાં હું હરખી.
જે મારા મનમાં હતું તે
મારા વાલાજીએ કીધું;
પ્રેમથી પિયુજી પધારિયા,
અમને આલિંગન દીધું.

જૂઠીબાઈ કહે છે કે હું તો જ્યાં એમના પગમાં પડવા ગઈ ત્યાં મને હૈયે લગાવી દીધી. એ ઈશ્વરના મહિમાને હું શી રીતે વર્ણવું?

જોગી જંગમ એવડા, જેના સ્વપનામાં ન આવે;
ભાગ્ય ભલાં વ્રજનારનાં, હરિ લાડ લડાવે.
ધનધન ગોકુળ ગામડું, ધનધન વ્રજનો વાસ;
ધનધન એ ભૂમિને, વહાલો રમિયા રાસ,
અંતરિક્ષથી સહુ દેવતા ત્યાં જોવાને આવે;
થાળ ભરિયો સગમોતીએ, નાગર નરસૈં વધાવે.

ભક્તજી કહે: "બેટા, ધન્ય છે તને તું તો ઠેઠ ગોકુળ પહોંચી ગઈ, ગોપીઓના સમુદાય અને ગોવિંદનાં વૈભવનાં દર્શન કર્યાં. બેટા મને મારું એક જૂનું કાવ્ય યાદ આવે છે. છે તો દાણલીલાનું, પણ અદ્ભુત છે."

નહીં આવું હો નંદના લાલ રે, મહીડા મારાં રે;
તું પાછળ પાછળ ના ચાલ, અમે નથી તારાં રે.
તારી જીભલડીના બોલ, હૈયે વાગે રે;
નિત્ય લેવા આવે છે દાણ, શું મોહન માગે રે.
જીત્યો જીત્યો જુગનો આધાર, ગોપીઓ હારી રે;
મળ્યો નરસૈંયાનો નાથ, બટુક બ્રહ્મચારી રે.

જૂઠીબાઈ કહે: "ધન્ય છે ગોપીઓને કે જે ગોવિંદના હાથે લૂંટાણી. નહીં તો જીવને કામ, ક્રોધ મોહ ભવમાર્ગમાં લૂંટી લેત પણ જ્યારે એ લૂંટાયા બાદ લૂંટનારનો જ વિયોગ થાય ત્યારે ગોપીઓથી કેવી સ્થિતિ થઈ હશે તેનું શબ્દચિત્ર આપને અર્પણ કરું છું.

## ગરબી

ગોકુળ વેલેરા પધારજો રે,
મથુરામાં જાવ તો મારા સમ હો લાલ...ગોકુળ
રથડો જોડીને અક્રૂર આવિયા રે;
એ તો દુઃખડાના દેનાર હો લાલ...ગોકુળ
રથડા આગળ રાધાજી ઊભા રિયાં રે;
હરિ મારા રદયા ઉપર રથ હાંકો રે...ગોકુળ
રથડો જાય છે મારા નાથનો રે;
માંહે બેઠા છે હળધર વીર હો લાલ...ગોકુળ
મહેતા નરસૈંયાનો સ્વામી શામળો રે;
વહાલે મારે રમાડેલ રાસ હો લાલ...ગોકુળ

નરસિંહ મહેતાનાં કાવ્યોમાં જૂઠીબાઈનાં કાવ્યો જેમ બાજરાના રોટલામાં મીઠું એકરસ થઈ જાય તેમ થઈ ગયાં છે.

એક દિવસ ભક્તજીએ પાછલી રાતે આરાધ ઉપાડયો.

દ્વારકાના વાસી રે વેગે વયા આવજ્યો રે,
રાણી રૂકમણી કેરા કંથ
દુષ્ટ દુર્યોધન રે લાગ્યો અમને પીડવા,
ચોદીશે નિહાળું તારો પંથ....દ્વારકાના

સોડ તાણી શું સૂનો રે મારા શામળા,
આળસ મરડી ઊઠો આજ,
લક્ષ્મી તળાંસે રે પ્રભુ તારાં પાવલાં રે;
અમપર મેર કરો મા'રાજ રે ...દ્વારકાના

o o o

અસવારી કરજો ગરૂડ ઉપરે;
નરસૈંયો વિનવે વારંવાર રે...દ્વારકાના

આ આરાધ સાંભળીને જૂઠીબાઈએ વહેલી સવારે રામગ્રી સંભળાવી. કાવ્યનો ભાવ હતો, ઈશ્વર ભકતોની લાજ રાખે છે.

## રામગ્રી

કોણ રે સમાના કામની દત ફળિયેલ રામા;
દ્રૌપદીની લજ્યા રાખવા, હરિ ઊભા છે સામા
વાલોજી ગિયા'તા વાડીએ, સરવે સુંદરી સાથે;
શેરડીનો સાંઠો છોલતાં, પાળી બેઠી હરિના હાથ.
ગરૂડે ચડીને ગોવિંદ આવિયા,
આવિયા અંતરજામી;
ભક્ત ઉધારણ ભૂધરો, મહેતા નરસૈંનો સ્વામી.

સો વર્ષમાં હજી ૨૧ વર્ષ બાકી હતા તે વખતે જૂઠીબાઇને નરસિંહ મહેતાએ કહ્યું: "બેટા, દીકરીને ગમે એટલી લાડકોડમાં ઉછેરીએ, પણ એના સાસરિયા ઉતાવળા થાય ત્યારે એને મોકલવામાં મોડું ન કરાય. હવે મારે પણ ધણીનું તેડું થયું છે," મે'તાજીએ મરણને ધણીનું તેડું ગણ્યું છે, નહીંતર તો મરણનું નામ સાંભળીને કંઈક ચીંથરાં માંડે છે ફાડવા.

વેલડાં છૂટિયાં ઘરડા તણે રે દુવાર;
ઓચિંતાનાં આણાં રે બલું મારે આપિયાં રે જી..
નાઈધોઇને રે નવાં વસ્તર પેરિયાં રે જી;
ચાંદલિયો કાંઈ ચોડી દીધો છે લલાટ.

[અનુ. પૃ. ૫૬૭

# પહેલું પ્રવચન

ધીરેન ગાંધી

આમ જુઓ તો ફ્રાંસિસનો આજનો દિવસ આનંદનો હતો. પાદરીની પદવી એનાયત થઈ હતી. તેમના પવિત્રમય જીવનથી મુખ્ય ધર્માચાર્ય ખૂબ જ પ્રસન્ન થઈને તેમની નિમણૂંક એક ગામમાં પાદરી તરીકેની પણ કરી દીધી.

પણ ફ્રાંસિસે આજની રાત ખૂબ બેચેનીમાં ગાળી. પથારીમાં તરફડિયાં જ મારતા રહ્યા ને વિચારના વમળમાં ઘૂમરીઓ ખાવા લાગ્યા. પાદરી તરીકે કાલે હું ગામમાં જઈશ ત્યારે દેવળમાં મારું પહેલું પ્રવચન હશે. ત્યારે હું શું બોલીશ ? હું સ્વસ્થતાથી બધાની વચમાં ઊભો રહીને બોલી શકીશ ખરો ? ગામના તથા આજુબાજુના ગામના પાદરીઓ, ધર્માચાર્યો, મઠાધિપતિઓ તથા વિદ્વાનો હાજર હશે. તેમની વચમાં મારી બુદ્ધિનું દેવાળું તો નહીં નીકળે ને ! જો હું મારા પહેલા પ્રવચનમાં બધાને આંજી શકું તો એક પછી એક પાદરી પછીના હોદાઓ તરફ સહેજે આંબી શકું. પહેલી જ છાપ ભવિષ્યની તેજરેખા બની શકે ને ?

આવા આવા વિચારોમાં ફ્રાંસિસને ઊંઘ આવતી નથી. એક જ વિચાર ઘૂમરી ખાયા કરે છે કે મારા પહેલા પ્રવચનમાં હું શું બોલીશ ? કયા વિષય પર પકડ જમાવીશ ! એ તો ઠીક પણ જો ઉઠાવદાર શરૂઆત હોય તો જ શ્રોતાઓ પર મારો પ્રભાવ પાડી શકાય ને !

અને અંત એવી રીતે કરવો જોઈએ કે શ્રોતાઓના ચહેરા પર શાંતિની આભા પથરાઈ જાય.

બોલતી વખતે મારા અવાજને ક્યારે નીચે લઈ જવો ને ક્યારે ઊંચકવો એ બધું પણ વિચારવું જ પડશે ને ! જેમ મધુર સંગીતમાં સ્વરોને આરોહ અવરોહમાં લેવા પડે છે તેમ મારા પ્રવચનના શબ્દોને પણ બરાબર આરોહ – અવરોહમાં ગોઠવવા પડશે ને ! તો જ શ્રોતાઓને પ્રવચન મધુર લાગે. જો એક જ સ્વરમાં હું શબ્દોને રમાડ્યા કરીશ તો તેની અસર પડશે જ નહીં અને સંભવ છે કે બધા કંટાળી જશે ને બગાસાં ખાવા લાગશે. મારે તો પહેલા પ્રવચનથી જ શ્રોતાઓને મુગ્ધ કરવા છે.

આમ ફ્રાંસિસ પડખાં ઘસતા રહ્યા, ઊંઘ હરામ થઈ ગઈ. મધરાત વીતી ગઈ ને આંખ ઘેરાવા લાગી. ને ધીરે રહીને સ્વપ્નામાં સરી પડ્યા.

સ્વપ્નમાં ફ્રાંસિસ શું જુએ છે ? દેવળ શ્રોતાઓથી ખીચોખીચ ભરાઈ ગયું છે. ધર્મગુરુઓ મઠાધિપતિઓ તથા વિદ્વાનો આગલી હરોળમાં બેઠા છે. પ્રાર્થનામંદિર આખું પ્રવચન સાંભળવા અધીરું બન્યું છે. અને પ્રવચન શરૂ થયું. ખૂબ જ વિદ્વત્તાપૂર્ણ પ્રવચન થયું. એકીટશે અને ધ્યાનથી બધા સાંભળી રહ્યા. બધા જ જાણે ઈશુભગવાન ન બોલી રહ્યા હોય એવા અનુભવ સાથે તરબોળ બની ગયા ને પ્રવચન પૂરું થયું. બધાયના ચહેરા ઉમળકાથી ભરાઈ ગયા ને 'વાહ વાહ'ના પોકારોથી દેવળના ઘૂમટો ગાજી ઊઠ્યા. આ પોકારના અવાજથી ફ્રાંસિસ ઝબકી ગયા ને આંખ ખૂલી ગઈ.

સવાર થઈ. ફ્રાંસિસ દેવળે જવાની તૈયારીમાં પડી ગયા. પાદરીનો પોષાક પહેર્યો. ને દૃઢ પગલે દેવળે પહોંચ્યા.

આજે તો નવા પાદરીનું પહેલું પ્રવચન હતું. ગામ આખું દેવળમાં ઊમટ્યું હતું. આજુબાજુના ગામમાંથી પણ લોકો અને ધર્મગુરુઓ પણ સારી સંખ્યામાં ઉપસ્થિત થયા હતા. ક્યાંય જગા ખાલી રહી ન હતી.

અને મુખ્ય ધર્માધિકારી આવ્યા ને ફ્રાંસિસને પ્રવચન સ્થળે દોરી ગયા. શ્રોતાઓએ પ્રભાવશાળી ફ્રાંસિસને આવકાર આપ્યો. ફ્રાંસિસે શ્રોતાજનો પર નજર ફેરવી. તેમના હૃદયની ગતિ વધવા લાગી. નાડીના ધબકારા વધવા લાગ્યા. છતાં ખૂબ હિંમતથી શરીર પર કાબૂ રાખી સ્વસ્થતા મેળવી.

પ્રાર્થના પૂરી થઈ. ને ફ્રાંસિસ પ્રવચન માટે

ઊભા થયા, પગમાં ધ્રુજારીએ પ્રવેશ કર્યો. આંખમાં ઝાંખપ આવતી હોય એમ લાગ્યું. બધું ધૂંધળું ધૂંધળું દેખાવા લાગ્યું. ગળામાં સોસ પડવા લાગ્યો ને જીભ તાળવે ચોંટવા લાગી હોય - એવો ભાસ થયો. શબ્દો બહાર નીકળવાને બદલે ગળાની અંદર ઊતરવા લાગ્યા. આવી દશામાં ફ્રાંસિસે મહા પરાણે પ્રવચન શરૂ કર્યું :

"ભગવાન ઈશુનો સંદેશો આજે મારા દ્વારા આ શુભ દિને પહોંચાડી શકું તો ?

"આ હું નથી બોલતો પણ મારી દ્વારા ભગવાન ઈશુ બોલી રહ્યા છે કે; 'જેઓએ કદી પાપ કર્યું નથી તેઓ જ આ સંદેશો સાંભળી શકશે.

"જેઓ પાપથી ખરડાયેલા હશે તેઓ આ સંદેશાનો એક પણ શબ્દ સાંભળી શકશે નહીં."

આટલા શબ્દો બોલતા તો ફ્રાંસિસને આખા શરીરે પરસેવો છૂટી ગયો. એ પછી એકેય શબ્દ બોલી શક્યા નહિ. બોલવા ખૂબ પ્રયત્ન કર્યો. હાથ અને મોઢા પર ખૂબ હાવભાવ લાવવા પ્રયાસ કર્યો પણ શબ્દો બહાર નીકળતા જ નહોતા. પછી તો જાણે બોલતા હોય એમ એક કલાક સુધી મોઢાને ઊઘાડ-બંધ કર્યા કર્યું ને છેવટે થાકીને પોતાની જગાએ બેસી ગયા.

શ્રોતાજનો તો બસ ફ્રાંસિસનું પ્રવચન જાણે સાંભળી રહ્યા હોય તેમ મંત્રમુગ્ધ બની ગયા. તેના હાથના લહેકા અને મોઢાના બદલાતા આકારોમાં જ શબ્દો નીકળતા હોય એમ સમજીને શાંતિથી બેઠા રહ્યા, અંધશ્રદ્ધા બધાના પર ફરી વળી. અને ભગવાન ઈશુના સંદેશમાં તલ્લીન બની ગયા.

જેવા ફ્રાંસિસ પોતાની જગા પર બેઠા કે મુખ્ય મઠાધિપતિએ ખૂબ જ ભાવવાહી શબ્દોથી ફ્રાંસિસને નવાજ્યા.

"આજનો ભગવાન ઈશુનો સંદેશ ફ્રાંસિસ દ્વારા સાંભળીને એક નવો જ રોમાંચનો અનુભવ થયો. આવો અવસર જિંદગીમાં ભાગ્યે જ આવે છે."

શ્રોતાજનો પણ ફ્રાંસિસના પ્રવચનથી પ્રભાવિત થઈ ગયા હતા.

બધા પાદરીઓ, ધર્મગુરુઓ તથા વિદ્વાનો પ્રવચન પૂરું થયે ફ્રાંસિસને વિંટળાઈ વળ્યા. આજના દિવ્ય પ્રવચનને વધાવ્યું. અને ફ્રાંસિસના દર્શન માટે શ્રોતાજનોમાં પણ પડાપડી થઈ.

આવું અદ્ભુત પ્રવચન સાંભળીને બધાએ પહેલી જ વાર ધન્યતા અનુભવી. રસ્તે ચાલતાં ચાલતાં પણ બધાના મુખમાંથી શબ્દો સરતા હતા "કેવો પવિત્ર પુરુષ. ઈશુ ભગવાનની વાણી તેમના દ્વારા સાંભળવા મળી, આવું પ્રવચન ક્યારેય સાંભળ્યું નહોતું."

o o o

પણ ફ્રાંસિસને ચેન પડતું ન હતું. શ્રોતાજનોને તો ઠીક પણ ધર્માધિકારી અને મસમોટા પાદરીઓ પણ મારા હાવભાવમાં ફસાયા! શું સત્ય! શું જિંદગી અંધશ્રદ્ધાથી જ ભરેલી હશે!

આવા આવા વિચારોથી ફ્રાંસિસ અકળાયા. ખાવાપીવાનું પણ ન ભાવ્યું. પોતે જાણે મોટું પાપ વહોરી લીધું હોય તેવી અકળામણ તેમની આસપાસ પથરાઈ ગઈ.

સાંજ પડી. રાતની કાળાશ વાતાવરણમાં ધીમે ધીમે ભરાવા માંડી.

રાત ઘેરી બનતી જતી હતી. ફ્રાંસિસ પથારીમાંથી બેઠા થઈ ગયા. ચેન પડતું ન હતું. ત્યાં બારણે ધીમે ધીમે ટકોરા પડયા.

ફ્રાંસિસે બારણું ઊઘાડયું. એક સફેદ સુંદર દાઢીવાળા વૃદ્ધ ફાટેલા જીર્ણ કપડામાં ઊભા હતા. ચહેરો ગમગીનીથી ભરેલો હતો. શરીર જાણે પાપના ભારથી લચી ગયું હોય એમ લાગતું હતું, પણ તેની આંખોમાં ન સમજાય તેવું આકર્ષણ હતું.

ફ્રાંસિસે તેને અંદર આવવા કહ્યું.

પણ વૃદ્ધના પગલાં સ્થિર રહ્યાં. અંદર પ્રવેશવાની હિંમત રહી ન હતી. તે દેવળનો જૂનામાં જૂનો રખેવાળ હતો. તેના ચહેરા પર નિર્દોષતા તરવરતી હતી. જાણે પ્રભુનો પ્યારો ન હોય!

ફ્રાંસિસ તેના ચહેરા તરફ જોતા જ રહ્યા. એક સામાન્ય રખેવાળમાં જાણે ઈશુનાં દર્શન ન થતાં હોય! ધીરેથી ફ્રાંસિસ બોલ્યા :

"ભાઈ જોન! કેમ બોલતા નથી? શું

થયું છે? કંઈ કામ છે?"

જોન તો જાણે ગુનેગાર હોય એવા ભાવથી તદ્દન નખાઈ ગયા હતા. તેના ચહેરા પર પશ્ચાત્તાપની રેખાઓ દોડાદોડ કરી રહી હતી. તે નતમસ્તકે ઊભા રહ્યા. શબ્દો ન નીકળ્યા પણ આંસુનાં બિંદુઓ ખરવા લાગ્યાં.

ફ્રાંસિસ તેના ખભા પર હાથ મૂકી અંદર લઈ ગયા. બેસાડયા. ખૂબ પ્રેમથી પૂછ્યું :

"જોન! જોન! બોલતા કેમ નથી? શું નોકરીમાંથી તમને છૂટા કર્યા! તમારે શું જોઈએ છે? જરાય ભય રાખ્યા વગર બોલો!"

છેવટે જોને માથું ઊંચક્યું. તેની આંખો આંસુથી છલછલતી હતી. એ આંખમાં વેદના ભરી હતી. એક ન કલ્પી શકાય એવું અજબ પ્રકારનું તેજ પણ એક ખૂણે આંખમાં ઝગમગતું હતું.

ફ્રાંસિસ તેની આંખ સામું જોતાં જ રહ્યા. એ આંખમાં ભગવાન ઇશુની છબી કંડારાતી હોય એમ અનુભવ્યું. જાણે ઇશુ પોતે જ એની સન્મુખ ઊભા ન હોય! ને ફ્રાંસિસની આંખ ઢળી પડી.

જોન તુટતા અવાજે બોલ્યા, "પાદરી "સાહેબ! આપની સમક્ષ એકરાર કરવા આવ્યો છું. હું આ ગામમાં પાપીમાં પાપી માણસ છું. મને પાપમાંથી બચાવો." જોન ઘૂંટણીએ પડી ગયો.

ફ્રાંસિસે તેનું મસ્તક ઊંચું કર્યું. ચહેરા પર નરી સરલતા. આ ચહેરો પાપી હોઈ શકે! કદી નહીં. અને આશ્ચર્યભર્યા સ્વરે બોલ્યા : "જોન! તમે શું કહી રહ્યા છો? તમે પાપી છો? શું પાપ કર્યું?"

જોન ડૂસકાં ભરતાં ભરતાં તૂટક સ્વરે બોલ્યા : "પ્રભુ, આપનું સવારનું દિવ્ય પ્રવચન થયું તેનો એકેય શબ્દ મને સંભળાયો નહીં; મેં મારા કાનને ખૂબ જ આપના અવાજ ભણી ખેંચ્યા પણ હું બહેરો થઈ ગયો હોઉં એમ લાગ્યું. આમના આટલા શબ્દો મારા કાનને અથડાયા : 'કે જેઓ પુણ્યાત્મા હશે એજ ભગવાન ઈશુનો સંદેશો સાંભળી શકશે. પાપી નહીં.'

"બોલો પ્રભુ! હું પાપી છું ને! ગામ આખાએ આપનો સંદેશો સાંભળીને ધન્યતા અનુભવી છે."

ફ્રાંસિસના હૃદયમાં ઘમસાણ મચ્યું. પણ સાથે સાથે એક તેજની રેખા પણ ચમકી ગઈ.

આ ગામમાં એક તો પુણ્યશાળી અને સત્યને સમજનારો આત્મા છે કે જેને પોતાના પર વિશ્વાસ છે, જેને પોતાને પુણ્યશાળી કહેવરાવવામાં સંકોચ છે. લાલચ નથી અને પાપી કહેવરાવવામાં જરાય ક્ષોભ નથી. નાનપ નથી.

ફ્રાંસિસ તરત ઊભા થયા. જોનના ગાલ પરથી આંસુની ધારા લૂછતાં લૂછતાં બોલ્યા : "જોન, તમે જ આ ગામમાં પુણ્યશાળી આત્મા છો, સાચું કહું જોન! તમારી પાસે જૂઠું બોલવાની મારી હિંમત નથી. હું આજે પ્રવચનમાં તમે જેટલા શબ્દો સાંભળ્યા તે સિવાય કશું જ વધુ બોલ્યો ન હતો, મેં બધાની આંખમાં ધૂળ નાખી. મેં બધાને મૂર્ખ બનાવ્યા. મારું આ પહેલું જ પ્રવચન હતું. મારે શું બોલવું એ જ મને સમજાતું નહતું. મેં મહાન ગૂનો કર્યો છે. તમારા જેવા નિષ્પાપી આત્માને ભેટીને મારા ખરડાયેલા પાપી શરીરને ધોઈ લઉં. મને તમે જ સાચો રાહ બતાવ્યો. હવે હું આ ગામમાં એક ક્ષણ પણ રહી નહીં શકું. તમારા જેવું સરલ જીવન જીવી શકું તો હું મને ધન્ય થયો માનીશ.

અને ફ્રાંસિસે તે વૃદ્ધ રખેવાળને છાતી સરસો દાબ્યો અને તે વૃદ્ધના પવિત્ર દેહમાંથી પવિત્રતાના થોડાં બિંદુ ઝિલાવવાનો પ્રયત્ન કર્યો.

• ० ० ०

બીજે દિવસ ઊગ્યો. ગામના ઘણા વિદ્વાનો અને લોકો તેમને મળવા અને પ્રેરણા લેવા આવ્યા પણ ફ્રાંસિસ ચૂપચાપ ઉષાનાં કિરણો ફેલાય તે પહેલાં જ ગામ છોડી સરલ અને નિર્મળ જીવનની ઝંખના માટે ચાલી નીકળ્યા હતા.



# 'વનસ્પતિ જીવનદર્શન'ની સસ્તી આવૃત્તિ ટૂંક સમયમાં પ્રસિદ્ધ થઈ રહી છે

પ્રકૃતિનાં ગૂઢ રહસ્યોને સહજભાવે રોચક રીતે ઉકેલતા અદ્વિતીય ગ્રંથ 'વનસ્પતિ જીવનદર્શન'માં એના લેખક શ્રી. ઇસ્માઇલભાઇ નાગોરીએ ચિંતનશીલ અને કાવ્યમય શૈલીમાં વનસ્પતિ જગતના રૂપ, રંગ, રસ, પ્રકૃતિના વૈવિધ્ય, ઐક્ય, વૈશિષ્ઠ્ય અને વૈભવનું ભાવાત્મક નિરૂપણ કર્યું છે. વનસ્પતિ – વિજ્ઞાન અને વનસ્પતિ – જીવનની પાયાની વાતો સાદી સરળ ભાષામાં વ્યકત કરતાં કરતાં આપણને નિસર્ગના સાન્નિધ્યમાં, આનંદચૈતન્યના મહાસાગરમાં અને આધ્યાત્મિક જગતમાં અદ્ભુત રીતે લઇ જાય છે. આવા ઉત્તમ અને અનુપમ ગ્રંથના કલાત્મક પ્રકાશનને કારણે એની કિંમત વધુ થવા પામેલી. એથી જેમને 'વનસ્પતિ જીવનદર્શન'ના આ ગ્રંથમાં રસ છે તેવા વિદ્યાર્થીઓ અને ગ્રામવાસીઓને પરવડે તેવી કિંમતે તેમને પુસ્તક મળી રહે એટલા માટે તેની સસ્તી આવૃત્તિ પ્રગટ થઇ રહી છે.

પ્રાપ્તિ સ્થાન :
**સોરઠ ક્ષય નિવારણ સમિતિ**
**અક્ષયગઢ, કેશોદ–૩૬૨૨૨૦**
**(જિ. જૂનાગઢ)**

**કિંમત**
**રૂપિયા દશ**

ઊર્મિનવરચનાના વિક્રમશીલ એવા ૧૩ વિશેષાંકોનો

# રૂા. ૧૬૫નો સેટ રૂા. ૧૨૫માં

લોકસાહિત્યના મગતલખ ખજાના સમા અને અતિ લોકપ્રિય બનેલા ઊર્મિનવરચનાના ૧૩ વિશેષાંકો એક સાથે ખરીદનારને રૂપિયા ૧૬૫ ને બદલે રૂપિયા ૧૨૫માં મળશે.

૧ – લોકસાહિત્યમાં સિંહ રૂા. ૧૫-૦૰
૨ – લોકસાહિત્યમાં અશ્વ રૂા. ૧૫-૦૦
૩ – લોકસાહિત્યમાં નદી રૂા. ૧૫-૦૦
૪ – લોકસાહિત્યમાં નારી રૂા. ૧૫-૦૦
૫ – સૌરાષ્ટ્રની ધર્મસાધના રૂા. ૧૫-૦૦
૬ – ગુજ.સા.પ.જૂનાગઢ અધિવેશન અંક રૂા. ૧૦-૦૦
૭ – લોકસાહિત્યમાં પક્ષીઓ રૂા. ૧૫-૦૦
૮ – લોકભરત અને કંડાર રૂા. ૧૫-૦૦
૯ – ખાંભી અને પાળિયા રૂા. ૧૫-૦૦
૧૦ – સ્વ. મેઘાણી સ્મૃતિ અંક રૂા. ૫-૦૦
૧૧ – સ્વ.ઈશ્વરભાઈ મો. દવે સ્મૃતિ અંક રૂા. ૫-૦૦
૧૨ – વનપ્રવેશ વિશેષાંક રૂા. ૧૦-૦૦
૧૩ – દુહો દસમો વેદ રૂા. ૧૫-૦૦

છૂટક અંકો મગાવનારને પૂરી કિંમત ઉપરાંત રજીસ્ટર્ડ પોસ્ટેજના રૂા. ૨-૭૫ સાથે મની.ઓર્ડર કરવાથી અંક મોકલાશે. વી.પી. કરતા નથી. ૧૩ અંકનો પૂરો સેટ એકસાથે મગાવનારને પોસ્ટેજ નહિ ભરવું પડે.

વ્યવસ્થાપક

'ઊર્મિનવરચના' : ૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ – ૩૬૦ ૦૦૧

# શ્રી. પોરબંદર નગરપાલિકા
## 'જાહેર – વિજ્ઞપ્તિ'



૧– પોરબંદર ઔદ્યોગિક શહેર છે અને દિનપ્રતિદિન વિકાસ પામે છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨– નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩– જન્મની નોંધણી દિન ૭ (સાત)માં અને મરણની નોંધણી દિન ૩ (ત્રણ)માં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪– બાળકોનાં સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીઓ–વેકસીન, ત્રિગુણી રસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા–બાળ કલ્યાણ કેન્દ્રોની અવશ્ય મુલાકાત લ્યો.

૫– સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬– નગરપાલિકાની મિલ્કત જનતાની મિલ્કત છે, તેને નુકસાન ન કરો.

૭– સરકારશ્રીની ખાસ પોષક યુક્તાહાર યોજના હેઠળ નગરપાલિકા મારફત ૧ થી ૬ વર્ષનાં બાળકોને વિના મૂલ્યે દૂધ તથા વિટામીન બ્રેડ આપવામાં આવે છે.

૮– રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષો વાવો.

૯– સુખી અને સમૃદ્ધ 'કુટુમ્બ કલ્યાણ કેન્દ્ર'ની મુલાકાત લ્યો.

૧૦– નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું, કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિ. છે.

૧૧– નગરપાલિકાની સીટી બસમાં મુસાફરી કરતાં ટિકીટ લઇને જ બેસવાનો આગ્રહ રાખો.

૧૨– નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

પોરબંદર : તા: ૨૧-૧૧-૧૯૮૦

ડોલરભાઇ ચોટાઈ
પ્રમુખ
પોરબંદર નગરપાલિકા.

# શ્રી અમરેલી જીલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક લી. અમરેલી



આજના પુણ્યપ્રભાતે, તમારા નામની સાથે જ નયનો ખૂલ્યાં તમારા નામની સાથે જ હૃદય-કમળની પાંખડીઓ ખીલી ઊઠી છે.

તમારા નામની સાથે જ અંધકારમાં સુવર્ણરેખા પ્રસ્ફુરિત થઈ છે. તમારા નામની સાથે જ ગગનમાં કિરણ-વાણી વાગી ઊઠી છે.

તમારા નામની સાથે જ પૂર્વ દિશાના તોરણમાં સિંહદ્વાર ખૂલી ગયો છે. સૂર્યદેવ નવીન આલોક સાથે પોતાના જગમગતા મુગટને સજાવી બહાર આવ્યા છે.

તમારા નામની સાથે જ જીવન-સાગરમાં આજે લહેરોની લાલી જાગી ઊઠી છે.
તમારા નામની સાથે જ સમસ્ત જીવન આજ સજાવી આવ્યો છે.

રવીન્દ્રનાથ ટાગોર



**એક શુભેચ્છક તરફથી**



# શ્રી કેશોદ તાલુકા ખે. ઓ. સે. સ. મં. લી. કેશોદ

## પ્રોસેસીંગ કરાવી વધુ ભાવ મેળવો.

૧: પોતે પકવેલ મગફળી પ્રોસેસીંગમાં મોકલી પાકા માલના માલિક બનો અને વ્યાજબી ભાવ મેળવો.

૨: પ્રોસેસીંગ કરાવવાથી કડ, તેલ ઉતારામાં છેતરપીંડી થતી નથી.

૩: કાચા માલને બદલે પાકા માલના એટલે કે તેલ અને ખોળના માલિક બનો.

૪; જ્યાં સુધી તમે ભાવ ઠરાવતા નથી ત્યાં સુધી પાકો માલ વેચતા નથી.

૫; જેથી કોઈ દિવસ ખેડૂતે સહન કરવાનો સમય આવતો નથી.

૬: તમારા માલનો ભાવ તમારી મરજી પડે ત્યારે થાય છે.

૭: મગફળી કારખાનામાં પહોંચ્યા પછી ઘટ થાય કે અકસ્માત થાય તો ખેડૂતે સહન કરવાનું નથી. હોતું કારણ કે અકસ્માત સામે વીમો હોય છે.

૮: મગફળી ખરીદ કે વેચાણ થતી ન હોવાથી મગફળી ઉપર ખરીદ વેરો ભરવો પડતો નથી.

ઉપરના તમામ લાભો લેવા માટે વહેલો તે પહેલોના ધોરણે મગફળીની નોંધણી કરવાનું ચાલુ છે, માટે જેમણે જેટલી મગફળી પ્રોસેસીંગ આપવી હોય તેણે નોંધ કરાવી જવી અને નોમીનલ સભ્ય થઈ જવું.

મોહનલાલ ડી. પટેલ
મેનેજર

હરિલાલ દેવજીભાઈ
પ્રમુખ

## શ્રી કેશોદ તાલુકા ખે. ઓ. સે. સ. મં. લી. કેશોદ

વેરાવળ રોડ, કેશોદ – ૩૬૨૨૨૦



હાર્દિક શુભેચ્છાઓ



## ગોકુલ ફાઉન્ડેશન - મુંબઈ

મેનેજીંગ ટ્રસ્ટી

જગમોહનજી સંઘવી

---

હાર્દિક શુભેચ્છા



## વિન્કો ફાઉન્ડેશન - મુંબઈ

હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઈએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઈએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઈ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઈએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે. —ગાંધીજી

કનુભાઈ હોમડિયા

મેનેજીંગ ડિરેક્ટર

## વિનય સોલવન્ટ એક્સ્ટ્રેક્શન ઇન્ડસ્ટ્રીઝ પ્રા. લિ.

ધોરાજી રોડ, જૂનાગઢ

ઊર્મિનવરચના
આદ્ય તંત્રી : સ્વ. ઇશ્વરલાલ મો. દવે
તંત્રી : જયમલ્લ પરમાર
ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
સળંગ અંક : ૬૧૧   ફેબ્રુઆરી ૧૯૮૧



ચાવંડ ગામે એક વિશાળ ટેકરી ઉપર ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ તરફથી ૪૮ હેકટર જમીનમાં એક કરોડને ખર્ચે રચાઇ રહેલા કલ્યાણધામ સંકુલનું પીપળાનું વૃક્ષ વાવીને ખાતમુહૂર્ત કરી રહેલાં વડાપ્રધાન શ્રીમતી ઈન્દિરા ગાંધી.

With best Compliments from :



# Economic Traders (Guj) LTD

PARA BAZAR

**RAJKOT**

# શ્રી. પોરબંદર નગરપાલિકા

## 'જાહેર – વિજ્ઞપ્તિ'



૧– પોરબંદર ઔદ્યોગિક શહેર છે અને દિનપ્રતિદિન વિકાસ પામે છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨– નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩– જન્મની નોંધણી દિન ૭ (સાત)માં અને મરણની નોંધણી દિન ૩ (ત્રણ)માં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪– બાળકોનાં સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીઓ-વેકસીન, ત્રિગુણી રસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા-બાળ કલ્યાણ કેન્દ્રોની અવશ્ય મુલાકાત લ્યો.

૫– સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬– નગરપાલિકાની મિલકત જનતાની મિલકત છે, તેને નુકસાન ન કરો.

૭– સરકારશ્રીની ખાસ પોષક યુક્તાહાર યોજના હેઠળ નગરપાલિકા મારફત ૧ થી ૬ વર્ષનાં બાળકોને વિના મૂલ્યે દૂધ તથા વિટામીન બ્રેડ આપવામાં આવે છે.

૮– રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધિ જીવન માટે વધુ વૃક્ષો વાવો.

૯– સુખી અને સમૃદ્ધ 'કુટુમ્બ કલ્યાણ કેન્દ્ર'ની મુલાકાત લ્યો.

૧૦– નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિ. છે.

૧૧– નગરપાલિકાની સીટી બસમાં મુસાફરી કરતાં ટિકીટ લઇને જ બેસવાનો આગ્રહ રાખો.

૧૨– નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

પોરબંદર : તા. ૨૧-૧૧-૧૯૮૦

ડોલરભાઇ ચોટાઈ
પ્રમુખ
પોરબંદર નગરપાલિકા.

ફોન નંબર { ઓફિસ ૪૦<br>પ્રમુખશ્રી ૫૬

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી વંથલી તાલુકા સહકારી ખરીદ – વેચાણ સંઘ લી.

વંથલી (સોરઠ)

રજી નંબર – ૮૪૬ ઓડીટ વર્ગ – અ

| | | | |
|---|---|---|---|
| ૧,૩૦,૫૦૦=૦૦ | વસુલ આવેલ શેર ભંડોળ | ૪૬ | સભ્ય સંખ્યા. |
| ૧, ૩૦,૦૫૦-૦૦ | મંડળીઓનું | ૪૧ | મંડળીઓ |
| ૪૫૦-૦૦ | વ્યક્તિગત | ૫ | વ્યક્તિગત |

| | | | |
|---|---|---|---|
| ૩,૭૯,૫૩૧-૦૦ | અનામત ભંડોળ | ૧૮,૯૭,૬૩૫-૦૦ | કાર્ય ભંડોળ |
| ૨૨૭,૭૩૬-૦૦ | અન્ય ભંડોળ | ૧,૦૧,૨૦૭૩-૦૦ | વર્ષ દરમ્યાન વેચાણ |

**જાહેર કરેલ ડીવિડન્ડ ૧૨%.**

સંઘે દરેક જાતના રાસાયણિક ખાતરો તેમજ સુધારેલી જાતના અને હાઈબ્રીડ બિયારણો પાક સંરક્ષણ સાધનો અને જંતુનાશક દવાઓ સાથે જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ, અંકુશિત કાપડ, સિંગતેલ, સિમેન્ટ, ખાંડ વગેરે સરકારી મંડળીઓ દ્વારા તેમજ સીધા ખેડૂતોને અગર વાપરનારને વ્યાજબી ભાવથી પુરા પાડવામાં સહાયરૂપ થાય છે.

ડાયાલાલ રામજીભાઇ પટેલ<br>મેનેજર

ઓધાભાઇ સીદીભાઈ<br>પ્રમુખ

---

હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઇએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઇએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઇ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઇએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

—ગાંધીજી

કનુભાઇ દોમડિયા

મેનેજીંગ ડિરેક્ટર

## વિનય સોલવન્ટ એક્સ્ટ્રેક્શન ઈન્ડસ્ટ્રીઝ પ્રા. લિ.

ધોરાજી રોડ, જૂનાગઢ

ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

ફેબ્રુઆરી '૮૧ : વર્ષ : ૫૧ : અંક : ૧૧ : સળંગ અંક : ૬૧૧



*



### ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓકટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહકે નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂા. ૨૦–૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂા. ૪૦–૦૦ |

### લેખકોને—

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

### પ્રકાશકોને—

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

### એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લૉટ
રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લૉટ, રાજકોટ–૧
મુદ્રણસ્થાન : સ્વરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ–૧

# સાધો મનકા માન ત્યાગો

(સ્વ) શ્રી ડોલરરાય માંકડ

*मानापमानौ यावेतौ तावेवाहुर्विषामृते ।*
*अपमानोऽमृतं तत्र मानस्तु विषमं विषम् ॥*
(માર્કંડેય ૧૮, ૧.)

આ શ્લોકનો શબ્દાર્થ આમ છે : "માન અને અપમાન છે તેને વિષ અને અમૃત કહે છે. તેમાં અપમાન અમૃત છે. માન પરમ વિષ છે."

સંસારના જે ભાવો છે અને જે મૂલ્યો છે, તેના પ્રમાણે માન તે અમૃત જેવું ગણાય છે, અપમાન ઝેર જેવું ગણાય છે. મારું કોઈ માન કરે, મને કોઈ માન આપે તો મને બહુ મીઠું લાગે છે, અમૃત જેવું લાગે છે. પણ મારું જો કોઈ અપમાન કરે તો મને કડવું ઝેર જેવું લાગે છે.

આજે તો બહારનાં માન અને પ્રતિષ્ઠાનો યુગ આવ્યો છે. ખોટા દંભ, ખોટી પ્રતિષ્ઠા અને એને લીધે ઊભાં થતાં ખોટાં સામાજિક મૂલ્યો, આ આપણા જમાનાનું મોટું દૂષણ છે. સંસારી ભાવમાં, સામાન્ય રીતે માન સારું અને અપમાન ખરાબ એમ મનાય છે. પણ આજે તો આ ભાવનાનો અતિરેક થયો છે. આજે બધાને માન જોઈએ છે, કોઈ અપમાન ખમી ખાવા તૈયાર નથી. માન અને પ્રતિષ્ઠાનો ખોટો વિચાર સમાજમાં ઘર કરતો જાય છે. માનમાં રહીને કે પ્રતિષ્ઠામાં રહીને પોતાની ભૂલ કબૂલ કરવામાં સહુ કોઈને હીણપત લાગે છે. આ ઉપ અહમ્‌ના ખોટા ખ્યાલો મૂળમાં છે. અને આ વૃત્તિ સમાજના નેતાઓમાં આવે, આવે અને ઘર કરી જાય ત્યારે સમાજ અસ્તવ્યસ્ત થઈ જાય.

સમાજના નેતામાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ચારે વર્ણના ગુણોનો સુયોગ હોવો જોઈએ.

માનને ઝેર જેવુ ગણવુ એ બ્રાહ્મણનો ગુણ છે. ક્ષત્રિયનો એ ગુણ ગણાતો નથી એટલે મનુસ્મૃતિમાં કહ્યું છે :

*संमानाद्ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव*

બ્રાહ્મણે માનથી ઉદ્વેગ પામવો, કેવી રીત ? ઝેરથી ઉદ્વેગ પામે તેવી રીત.

અહીં પણ માનને ઝેર ગણવાનું કહ્યું છે. બ્રાહ્મણ એટલે આત્મ – શ્રેયાર્થી માત્રે માનને ઝેર ગણવું. નાની નાની વાતમાં પણ આપણે માનાપમાનની પ્રતિષ્ઠાથી એટલા બધા ટેવાએલા છીએ કે એનાથી જ આપણે સંસારને ઝેર જેવો કરી મૂકીએ છીએ.

શ્રેયાર્થીએ તો એમ ગણવું જોઈએ કે માન નીચે પાડવાનો રસ્તો છે, અપમાન ઉપર ચડવાનો રસ્તો છે, કારણ એ અહમ્‌ને તોડે છે. માણસે માનને અહમ્‌નું પોષક અને અપમાનને અહમ્‌નું વિનાશક ગણતાં શીખવુ જોઈએ.

માન અને અપમાનની સંસારમાં પ્રવર્તે છે તેવી ભાવનાથી આ જગતમાં કેટલા બધા કજિયા કંકાસ થયા છે, કેટલાં વિનાશક યુદ્ધો ખેલાયાં છે, અને માણસે યુગો યુગોથી પ્રયત્ન કરીને સંચય કરેલી કેટલી બધી આધ્યાત્મિક સંપત્તિ નાશ પામી છે !

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટના

# કલ્યાણધામ કેન્દ્રનો શુભારંભ સમારંભ

(આંખે દેખ્યો અહેવાલ—અમારા ખાસ પ્રતિનિધિ દ્વારા)

પંદરેક દિવસ પહેલાં ભગવાન સવિતાનારાયણે ધરતી માથે સોનાના પછેડાનો ઘા કર્યો ત્યારે રાજકોટથી ભાવનગર જતાં અરધોઅરધ ભોં કાપતાં ચાવંડ ગામની પાસેની નાની ડુંગરમાળના મેર જેવી એક ટેકરી પાસે પહોંચતાં તળેટીમાં એક પાટિયું ભાળીને ભારે કૌતક થયું. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટનું આ બોર્ડ વાંચીને વિચારમાં પડયો. ત્યાં નહિ કોઈ રસ્તાનું નિશાન કે નહિ કોઈ સફેદ પથ્થરની હારમાળા કે ઢગલી. લાગલો જ ટેકરી ઉપર ચડી ગયો.

ટેકરી ઉપર વિશાળ પટ પથરાઈને પડેલો. ઝાડ પાંદ કે ઝાંખરું ય જોવા ન મળે. ખાડા ટેકરાવાળી જમીન. એકાદ કીલોમીટરને અંતરે પડેલા ચાવંડ ગામનાં મંદિરો સોનલવરણા સૂરજને વધાવી રહ્યાં હતાં. જુગદમ્બા ચાવંડ (ચામુંડા) માતાના આશીર્વાદ, ડેર આંહિરો અને ગ્રામ્યવાસીઓની વીરતા, ધીરતા ને ઉદારતા તથા સ્વ. શ્રી. મણિશંકર રતનજી ભટ્ટ (કવિ કાન્ત) જેવા કવિશ્રીની આ જનમ ભોમકા. ભક્તિ, શક્તિ અને સૌંદર્યની ભૂમિ ચાવંડને મનોમન વંદના કરીને ટેકરી ઊતરતાં ઊતરતાં હું વિચારી રહ્યો કે હવે ડૉ જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટની સેવાઓ મળતાં અહીં સોનામાં સુગંધ ભળશે.

પંદર દિવસ પછી તા. ૨૧મી જાન્યુઆરીના રોજ ભારતના પ્રધાનમંત્રીશ્રી ઈન્દિરાબેન ગાંધીના વરદ હસ્તે આ જ સ્થળે કલ્યાણધામ કેન્દ્રનો શુભારંભ સમારોહ યોજાયો. એનો આંખે દેખ્યો અહેવાલ મેળવવા હું બેએક દિવસ વહેલો ચાવંડ જઈ પહોંચ્યો. ટેકરી પાસે ગયો અને વિમાસણ થઈ. પંદર દિવસ પહેલાં જોયેલી ટેકરી કયાં? એની ઘડીભર વિમાસણ થાય. ધોરી માર્ગ ઉપરથી ટેકરી ઉપર જવા માટે પહોળો રસ્તો તૈયાર થઈ ગયેલો. ઢાળવાળા આ રસ્તા ઉપર મોટા ભારખટારા, ટ્રેકટરો, જીપો અને અન્ય વાહનોની ચડ ઊતર કોઈ હીલસ્ટેશન—હવાખાવાના મથક જેવી શોભી ઊઠી હતી. ઉપર ગયો તો સેંકડો બહેનો ભાઈઓ શુભારંભની તૈયારીમાં લાગી ગયેલાં. ભારતના પ્રધાન મંત્રી પધારવાનાં હોય એટલે સુરક્ષા અને વ્યવસ્થાની દૃષ્ટિએ આખું સરકારી તંત્ર સાબદું થઈ કામે લાગી જાય. અમરેલીના કલેકટર, જિલ્લાપોલીસ અધિકારી, કાર્યપાલક ઈજનેર અને અન્ય અધિકારીઓ એમની ભાગે આવેલ તૈયારીમાં રોકાયેલા. ટ્રસ્ટના પ્રમુખ શ્રી રતુભાઈ અને મેનેજીંગ ટ્રસ્ટી શ્રી હાવાભાઈ ઉપરાંત શ્રી રમણભાઈ, શ્રી દકુભાઈ, શ્રી દિનેશભાઈ, શ્રી ગઢવી, શ્રી રાઠોડ, શ્રી હીરાભાઈ શાહ, શ્રી પ્રભુદાસ કાણકિયા, શ્રી રાણાભાઈ, શ્રી કાન્તિભાઈ અને ટ્રસ્ટના કાર્યકરોનું મોટું જૂથ એમની તૈયારીમાં ગળાડૂબ કામે લાગી ગયેલા.

આ કેન્દ્રને અને એના કાર્યક્રમને ભગવાનના પણ આશીર્વાદ છે એની દુનિયાને જાણ કરવા વર્ષા રૂપે અમી છાંટણાં થયાં. ધરતી સુગંધથી મહેકી ઊઠી. વાતાવરણ આલ્હાદક બની ગયું ટેકરીના દિદાર ફરી ગયા.

નીચેથી આવતા રસ્તા ઉપર મોટું વર્તુળ, એની ચારે બાજુ રસ્તાઓ ને ઓપનએર થિયેટર હોય એવો જમીનનો કુદરતી ઢાળ. ખાડા ખડિયા અદશ્ય થઈ ગયેલા. કુદરતી ગાલીચા જેવી જમીન શોભી ઊઠેલી. વર્તુળથી ૬ ફૂટના અંતરે સુંદર મજાની અને મોટી વ્યાસપીઠ. ઉપર ચાકળા ચંદરવાથી શોભતો મંડપ. સભાસ્થાને સુરક્ષા અને વ્યવસ્થાની દષ્ટિએ નિયમ મુજબ ઊભી આડી આડચો તૈયાર થઈ રહી હતી. પણ એનાથી સ્થળનું કુદરતી સૌંદર્ય મર્યું જતું હતું

બે દિવસ પહેલાં જ આ સ્થળે લોકોની અવરજવર શરૂ થઈ ગયેલી. બધા જાણે હર્ષોલ્લાસના હિલોળે ચડેલા દેખાય. ચાવંડ ગામને આંગણે ઊજવાતા આ ઉત્સવને ચાવંડવાસીઓએ પોતાનો ઉત્સવ ગણ્યો. ગામમાં સફાઈ શરૂ થઈ ગઈ. ગામની શેરીઓ વળાઈને આગંતુકોને આવકારવા સજ્જ બની ગઈ. કમાનો અને ધજાપતાકાથી ગામ શોભી ઊઠયું. વિનયમંદિરના

વિદ્યાર્થીઓ, ગામની કુમારિકાઓ, ખેડૂતો, નાનાં મોટાં સૌ ઉત્સવના આનંદમાં આવી ગયેલાં.

જોતજોતામાં બે દિવસ વહી ગયા. તા. ૨૧મીના દિવસે પૂર્વ દિશામાં સૂરજ મહારાજ ડોકિયું કાઢે ત્યાર પહેલાં જ કલ્યાણધામ ગાજતું અને ધમધમતું થઈ ગયું. સૌરાષ્ટ્રમાં ફરી વળેલ ઠંડીનો ચમકારોય અલોપ થઈ ગયો. પાંચસો જેટલા પોલીસના સિપાહીઓએ પોતપોતાની જગ્યા સંભાળી લીધી. રંગબેરંગી વસ્ત્રો પરિધાન કરેલ લોકોનો પ્રવાહ શરૂ થયો. ઈંદિરાજીને આવવાની એકાદ કલાકની વાર હતી ત્યાં ચાવંડ અને આસપાસનાં ગામડાંઓમાંથી જાણે કોઈ જાનમાં જતા હોય એ રીતે ગીતો ગાતી બહેનોથી ઠાંસોઠાંસ ભરેલા અને ભરત ભરેલી આભલા જડેલી ઝૂલો ઓઢેલા ધીંગા ધોરી બળદોની ઘનગનતી ચાલે રમતા ગાડાની હેડ શરૂ થઈ ગઈ, અને સભાસ્થાનની પાછળ અર્ધ ચંદ્રાકારે ગોઠવાઈ ગઈ. દૃશ્ય અદ્ભુત હતું. તસ્વીરકારો માટે તો આવુ અનુપમ દૃશ્ય ઝડપવાનો માંડ મોકો મળ્યો.

થોડીવારે માથે મોતી ભરેલી ઈંઢોણી, એના ઉપર મોતી ભરેલ પાન સાથે મોતી ભરેલ કળશ અને એની ઉપર મોતી ભરેલ નાળિયેર લઈને લાલ ચૂંદડીઓ લહેરાવતી ૧૨૦ જેટલી કન્યાઓ સુંદરતાના લીસોટા પાડતી આવી પહોંચી.

નજીકના ગામવાસીઓની ધીરે ધીરે જમાવટ થવા લાગી. તો દૂર દૂર આગેવાન કાર્યકરોથી અને મહેમાનોના આગમન શરૂ થયા. સર્વ શ્રી ગીગાભાઈ દરજી, હરિવલ્લભ પરીખ, બાબુભાઈ મોદી, નરસિંહભાઈ મકવાણા, વાડીભાઈ કામદાર, નવીનભાઈ રવાણી, ભાવનગરથી પ્રતાપશાહ, પ્રાગજીભાઈ રાઠોડ, સરસ્વતી પ્રેસના શાન્તિભાઈ, જૂનાગઢથી મૂળજીભાઈ પટેલ, ગોરધનભાઈ પટેલ, રાજકોટથી જમનાદાસ વેકરિયા, દરબાર પુંજાવાળા અને મંડળી, અમદાવાદથી કલાત્મક ઓપ આપી, ને છાપેલી ટ્રસ્ટની અપીલની પુસ્તિકા લઈને રાજેશભાઈ શાસ્ત્રી, ભગવાનદાસભાઈ અને મધુબેન તથા બીજા અનેક કાર્યકરોની હાજરી આ કાર્યક્રમને ગૌરવ અર્પી રહી.

બરાબર ૯-૦૫ કલાકે પ્રધાનમંત્રીશ્રીને લઈને ગરૂડ સમુ સફેદ હેલીકોપ્ટર કલ્યાણધામ ઉપર ઊતર્યું. સદાય તાજાં અને પ્રફુલ્લ શ્રી ઈન્દિરાબેન હસતાં હસતાં બહાર આવ્યાં. ત્યારબાદ એમની સાથે પ્રવાસમાં જોડાયેલા ગુજરાતના મુખ્યમંત્રી શ્રી માધવસિંહજી સોલંકી, ગૃહમંત્રી શ્રી પ્રબોધ રાવળ અને અન્ય મિત્રો પણ બહાર આવ્યા. રાજ્ય તરફથી શ્રી કોકિલાબેન વ્યાસે અને ટ્રસ્ટ તરફથી શ્રી રતુભાઈ, શ્રી નટુભાઈ વોરા અને શ્રી હાવાભાઈ સંઘવીએ સ્વાગત કર્યું. લોકસભાના સભ્ય શ્રી રવાણી અને ધારાસભ્ય શ્રી દ્વારકાદાસ પટેલ પણ સ્વાગતમાં સાથે હતા. સરકારી અધિકારીઓ તો હોય જ.

શ્રી ઈન્દિરબેનને સભાસ્થાને લઈ જવા માટે જીપ ગાડી તૈયાર હતી, પણ એક તો અંતર ઓછું અને ખુશનુમા વાતાવરણ પગે ચાલીને જ જવા શ્રી રતુભાઈએ જણાવ્યું. અને સૌ સભાસ્થાન તરફ આગળ વધ્યા. શ્રી ઈન્દિરાબેને કલ્યાણધામની ધરતી ઉપર જેવો પગ મૂકયો કે તુરત જ આપણી ગામડાની પ્રણાલી મુજબ શરણાઈઓ મહેરી ઊઠી, ઢોલ ધડૂકી ઊઠયા. ઢોલ શરણાઈએ વાતાવરણને આનંદને હેલારે ચડાવી દીધું.

બન્ને બાજુ વ્યવસ્થિત ઊભેલી કન્યાઓનું અભિવાદન ઝીલતાં ઝીલતાં ઈન્દિરાબેન આગળ વધ્યાં. રતુભાઈ સાથે રહીને ઓળખ આપી રહ્યા હતા. કન્યાઓની હાર પૂરી થઈ એટલે ટ્રસ્ટના ટ્રસ્ટીઓ, દાતાઓ અને કાર્યકરો એમનું અભિવાદન કરવા ઊભા હતા. સૌ પ્રથમ ચાવંડના ત્રણ આગેવાનો શ્રી પ્રભુદાસ કાછડિયા, રાણાભાઈ ડેર અને સરપંચ શ્રી કાન્તિભાઈ ઊભા હતા. એમણે કલ્યાણધામ માટે રૂ. ૧૧૧૧૧૧ના ફાળાની જાહેરાત કરીને પ્રધાનમંત્રીનું સ્વાગત કર્યું. કેરિયા ચાડના એક મજૂર ભાઈએ પોતાની ટૂંકી-નાની બચતમાંથી શ્રી ઈન્દિરાબેનને રૂ. ૩૫૦/ની રકમ ભેટ આપી.

શ્રી ઈસ્માઈલભાઈ નાગોરીએ એમનું કલાત્મક, કાવ્યમય પુસ્તક 'વનસ્પતિ જીવનદર્શન' પ્રધાનમંત્રીને ભેટ આપ્યું. પ્રા. શ્રી ભ્રમરલાલ જોશીએ એમનું એક મહામોલું પ્રકાશન ભેટ આપ્યું બધા ટ્રસ્ટીઓ અને આગેવાન કાર્યકરોની ઓળખવિધિ પૂરી થઈ એ જ સ્થળે કલ્યાણધામ કેન્દ્રના શુભારંભનો મુખ્ય કાર્યક્રમ યોજાયો હતો.

સામાન્ય રીતે આવા પ્રસંગે કોઈ મકાનના શિલાન્યાસનો કાર્યક્રમ એ મહત્ત્વનો કાર્યક્રમ હોય છે. પણ ટ્રસ્ટના ટ્રસ્ટીઓએ શુભારંભ માટે આગવી પદ્ધતિ અપનાવેલી. પુરાણોમાં વૃક્ષારોપણને ઘણું મહત્ત્વ અપાયું છે. ઝાડ વાવવાં-ઉછેરવાંને ધાર્મિક દૃષ્ટિએ પવિત્ર લેખવામાં આવ્યું છે. એમાંય પીપળાના (અશ્વત્થ) વૃક્ષને પવિત્ર લેખવામાં આવ્યું છે. બહેનો કુમારિકાઓ પીપળાની પૂજા કરતી હોય છે. વૃક્ષ પોતે ટાઢ તડકો વેઠી, લોકોને શીતળ છાયા આપી ત્યાગ અને સેવાનો મંત્ર આપે છે. આજે વૃક્ષો વવાય છે એથી કપાય છે વધુ. આપણે વધુ વૃક્ષોની, જંગલોની જરૂર છે. લોકોમાં વૃક્ષો માટે પ્રેમ અને આસ્થા જગાડવાની જરૂર છે. આ દૃષ્ટિએ અહીંના ટ્રસ્ટીએ નિયત સ્થળે શાસ્ત્રોક્ત પદ્ધતિએ શ્રી ઈન્દિરાજીના વરદ્ હસ્તે સુંદર મજાનો પીપળાનો રોપ રોપાવીને શુભારંભ વિચાર્યો. અને શ્રી ઈન્દિરાજીએ આવીને ઊભાં કે તુરત જ બે ભૂદેવોનાં કેળવાયેલ કંઠમાંથી સંસ્કૃત શ્લોક વહેતા થયા. શ્રી ઈન્દિરાજીએ ખૂબ જ ભાવપૂર્વક પૂજન વિધિ કરી ખૂબ જ કાળજીથી પીપળાનો રોપ રોપી, જાતે પાણી પાયું. જંગલ ખાતાની તો આ મુખ્ય પ્રવૃત્તિએ ભાવ જગાડવા, જંગલ ખાતાના અધિકારીને મદદમાં રાખવામાં આવ્યા હતા.

કલ્યાણધામનો આલેખ અને ડૉ. જીવરાજ મહેતાની સ્મૃતિ તાજી કરતા કેટલાક ફોટાઓ જોઈને શ્રી ઇન્દિરાજી વ્યાસ પીઠ ઉપર આવી પહોંચ્યાં. પણ પોતાના સ્થાને બેસતાં પહેલા વ્યાસપીઠના બન્ને ખૂણે જઈ લોકોને નમસ્કાર કર્યા, લોકોનાં અભિવાદન ઝીલ્યા અને ત્યારબાદ પોતાનું આસન લીધું.

વ્યાસપીઠ ઉપરથી સભાનું અને સમગ્ર ટેકરીનું દૃશ્ય અદ્‌ભુત હતું. દૂર ક્ષિતિજમાં નાની મોટી ટેકરીઓની હારમાળા. આથમણી બાજુએ વૃક્ષોના ઝૂંડ વચ્ચે, ધર્મની ધજા ફરકાવતા બે મંદિરોથી શોભતું ચાવંડ ગામ. ટેકરી ઉપર ભરત ભરેલી ઝૂલોથી શોભતા બળદ જોતરેલા અને અર્ધ ચંદ્રાકારે ગોઠવાયેલા એકસોથી વધુ ગાડાં, હૈયે હૈયું દબાય એટલી માનવ મેદની, આલ્હાદક હવા અને પ્રાણશક્તિ ભરતી પુરાતનની મીઠી તડકી.

પ્રાર્થનાથી સભાનો કાર્યક્રમ શરૂ થયો. અમરેલી વિદ્યાસભાના ગાયક વૃન્દે સેવાની ભાવના રેલાવતા ગીતથી વાતાવરણ ભરી દીધું. પ્રાર્થના પછી ટ્રસ્ટના પ્રમુખશ્રી રતુભાઈએ શ્રી ઈન્દિરાજીનું, મુખ્ય મંત્રીશ્રીનું, અન્યમંત્રીશ્રીઓનું, મહેમાનોનું અને વિશાળ મેદનીનું ભાવભર્યું સ્વાગત કર્યું. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટની રચના, ઉદ્દેશ, કાર્યક્રમની વિગતો આપી. કલ્યાણધામ કેન્દ્રમાં થનારી આરોગ્ય સેવાઓ અને રચનાત્મક પ્રવૃત્તિઓનો પરિચય આપ્યો. મળેલા મહત્ત્વના દાનોની જાહેરાત કરી. એમની વાતોમાંથી બે ત્રણ વાતો તરી આવી.

પ્રધાનમંત્રી તરીકે શ્રી ઈન્દિરાજીએ અહીં આવીને સમારંભને ગૌરવ આપ્યું. પણ એમના હાથે આ કેન્દ્રનો શુભારંભ થાય એ માટે વિશેષ કારણ ઈન્દિરાજીનો ખાદી અને રચનાત્મક કાર્યક્રમ માટેનો ભાવ. દોડતી જીપ ઊભી રાખી નીચે ઊતરી એમણે એક વૃદ્ધ ડોશીના હાથમાંથી સૂતરની આંટી સ્વીકારેલી. ભેટ મળતા સુતરની ભાવપૂર્વક ખાદી વણાવે છે. કોંગ્રેસ સંગઠન દ્વારા રચનાત્મક કાર્યક્રમ પણ સંગીન રીતે હાથ પર લેવાનો એમનો આગ્રહ, આવી વ્યક્તિના હાથે શુભારંભ થાય છે એને એમણે સોનામાં સુગંધ ભળ્યા જેવો લેખાવ્યો.

આ કેન્દ્ર દ્વારા થોડાં મકાનો કે પાંચ પચ્ચાસ દર્દીઓની સેવા એ જ ટ્રસ્ટનો ઉદ્દેશ નથી. કાર્યક્રમો દ્વારા ગાંધીજીએ દેશમાં ચેતના જગાવી એ કાર્યક્રમ દ્વારા શોષણવિહીન સમાજનિર્માણ કરવાને આખરી ધ્યેય તરીકે જણાવી, અસ્પૃશ્યતા નિવારણ, નશાબંધી, લોકશિક્ષણ અને ગ્રામવિકાસના કાર્યક્રમો પણ હાથ ધરવાની હોંશ વ્યક્ત કરી.

આ કાર્યક્રમમાં સૌનો સહકાર મળ્યો છે, અને સૌનો સહકાર જોઈએ છે એમ જણાવી એમણે ઇન્દિરાજીને હાથે શુભારંભ થયો એને સદ્‌ભાગ્યની નિશાની લેખાવી.

એમને હાથે શુભારંભ થયો એની સ્મૃતિ કાયમ રહે એ માટે ગુજરાતી, હિન્દી, અંગ્રેજી ભાષામાં તૈયાર કરેલ આરસની તકતીઓની અનાવરણ કરવા

વિનંતી કરી.

શ્રી ઇન્દિરાજીએ બેઠાં હતાં ત્યાં બેઠાંબેઠાં રેંટિયાનું ચક્કર ઘુમાવવું શરૂ કર્યું. અને ૪૦ ફૂટ દૂર ગોઠવેલ ચોતરાની ત્રણ બાજુની તકતી ઉપરના રેશમી પડદા ધીરે ધીરે જાણે એમની પાસે આશીર્વાદ લેવા જતા હોય એમ સરકવા લાગ્યા. આ રચના અને દૃશ્ય સૌએ માણ્યું. શ્રી ઇન્દિરાજી પણ ચક્કર ઘુમાવતા ઘુમાવતા આ દૃશ્ય જોઈને હસી રહ્યાં હતાં.

ગુજરાત રાજ્યના મુખ્ય મંત્રીશ્રીએ શુભેચ્છાના બે શબ્દો કહેવાની વિનંતી થતાં એમણે ડૉકટર સાહેબની સેવાઓને બિરદાવી શ્રદ્ધાંજલિ અર્પી અને કેન્દ્રને સફળતા ઇચ્છી.

ત્યારબાદ ઇન્દિરાજીનું પ્રવચન શરૂ થયું. ધીમા અવાજે શરૂ થયેલું એમનું પ્રવચન કાન માંડીને સૌ સાંભળી રહ્યા. એમણે ડૉકટર સાહેબ સાથેના અંગત સંબંધો વર્ણવી, એમને રાષ્ટ્રના સપૂત લેખી, એમની શક્તિ અને સેવાને ભાવભરી અંજલી આપી. ડૉ. જીવરાજભાઈના પુત્રી કુ. અંજલીબેન આ પ્રસંગે હાજર હતાં એનો પ્રેમપૂર્વક ઉલ્લેખ કરી પોતાનો આનંદ વ્યક્ત કર્યો. પીપળાના વૃક્ષનું આગવી રીતે મહત્ત્વ વર્ણવ્યું. ઝાડ ધરતીમાંથી પોષણ લે છે પણ વધે છે ઊંચે ઊંચે આકાશ તરફ, આપણે પણ આપણી શક્તિ ધરતીમાં અડગ ઊભા રહીને મેળવીએ. પણ આપણું નિશાન, આપણી નજર આકાશ સુધી ઊંચા આપણા આદર્શો હોવા જોઈએ.

રચનાત્મક કાર્યના મહત્ત્વ ઉપર આપણે ખૂબ ભાર મૂકયો અને કલ્યાણધામ કેન્દ્ર ઉપર પોતાની શુભકામનાઓ વરસાવી. ટ્રસ્ટના ઉપપ્રમુખ શ્રી નટવરલાલ વોરાએ આભારદર્શન કર્યું અને ઝણઝણતા સ્વરમાં રાષ્ટ્રગીત શરૂ થયું. રાષ્ટ્રીય ગીત પૂરું થયું અને કાર્યક્રમ પૂરો થયેલો જાહેર થયો. અદ્‌ભુત બીના એ જોવા મળી કે બેઠાં બેઠાં કલબલ કલબલ અને ગરબડ કરનાર વિશાળ મેદનીમાંથી સૌ જ્યાં 'જનગણ' શરૂ થયું કે લશ્કરની જેમ શિસ્તબદ્ધ ઊભા રહી ગયા. જોવા જેવું એ દૃશ્ય હતું. સૌની ભાવભરી વિદાય લઈ, સૌના અભિવાદન ઝીલી, પ્રધાનમંત્રીશ્રી એમની મંડળી સાથે સાસણ તરફ રવાના થયાં. પણ આટલા ટૂંકા સમયમાં કલ્યાણધામ કેન્દ્રની અંદર નવી પ્રેરણા, નવો ઉત્સાહ, નવી શ્રદ્ધાનું વાતાવરણ જગવી ગયાં. એની મસ્તીમાં જ એની ધૂનમાં સૌ ધીરે ધીરે વિખરાવા લાગ્યા. અધિકારીઓએ હાશ અનુભવી. કાર્યકરો હળવા ફૂલ થઈ ગયા. હું પણ રાજકોટના એક ઓળખીતા મિત્રના વાહનમાં ચડી બેઠો.



## બીજનું વિસ્તરણ

વનસ્પતિ – બીજનું આદિ સ્વરૂપ તો આપણે જાણતા નથી. પરન્તુ સૃષ્ટિના પટ પર આવ્યા બાદ એ તો વસી ગયા પૃથ્વીના ખૂણે ખૂણે, તરેહ તરેહની તરકીબથી. પક્ષીઓની પાંખો પર ચીપકીને સમુદ્ર પાર કરી ગયા, પશુના પેટમાં બેસીને પહોંચ્યા કયાં ના કયાંય, પવનની સાથે ઊડયા માઈલોના માઈલ, કમળબીજની માફક વહ્યા સરિતામાં વહેતા નીરની સાથે, સમુદ્રનાં મોજાંઓની સાથે સફર કરી; કિનારાથી કિનારા, હવાઈ છત્રીની માફક પ્રવાસમાં નીકળ્યા ગામથી ગામ, જાનવરોની પીઠ પર બેસી, વણઝારા બની ઘૂમ્યા પ્રદેશથી પ્રદેશ, પ્રાણીઓના પેટના કારાવાસમાં રહ્યા રહ્યા નીકળી પડયા વૃક્ષારોપણ કરવાં જ્યાં આપણે માટે જવું જ મુશ્કેલ હોય, અને આ બધા પ્રવાસ ખેડયા પોતે તો સુષુપ્તાવસ્થામાં!

ઇસ્માઈલભાઇ નાગોરી

હિન્દી 'વનસ્પતિ જીવનદર્શન'માંથી –

# લોકકથા—એક પરિચય

પ્રા. ડૉ. પ્રહ્લાદભાઈ સી. પટેલ

(૧)

લોકકથા એ લોક જાતિઓના સાંસ્કૃતિક ઈતિહાસનું એક મહત્ત્વનું અંગ છે. માનવસંસ્થાઓના તમામ અભ્યાસીઓને પોતાની શોધોને સ્પષ્ટ કરવા માટે જુદી જુદી લોકકથાઓમાં વિકસતા સમૂહજીવનના ઈતિહાસનો ઉપયોગ કરવો પડે છે. જો તેઓ લોકજીવનના પ્રત્યેક ક્ષેત્રને સ્પર્શતી મોટા ભાગની લોકકથાઓને સારી રીતે સમજી શકે તો માનવીના બૌદ્ધિક અને ધાર્મિક જીવન વિષેના તેમના અભિપ્રાય તદ્દન સ્પષ્ટ અને ચોક્કસ બને.

આમ લોકકથાઓ એ લોકજીવનની મર્મસ્પર્શી અભિવ્યક્તિ છે. લોકરંજન અને લોકજ્ઞાનના ઉત્તમ સાધન સમી લોકકથાઓની વ્યાપકતા અને પ્રચુરતાની દૃષ્ટિએ જોતાં તેનું લોકસાહિત્યના અભ્યાસમાં વિશિષ્ટ અને મહત્ત્વપૂર્ણ સ્થાન છે. લોકકથાઓમાં લોકજીવનની સાધારણ— અસાધારણ ઘટનાઓનું આબેહૂબ વર્ણન મળતું હોવાથી આપણે તે દ્વારા માનવજાતિના આચારવિચાર, રીતરિવાજ, ધાર્મિક વિશ્વાસ, રહેણીકરણી, આશાનિરાશા તેમજ સુખદુઃખની અનુભૂતિ કરી શકીએ છીએ. લોકજીવનનાં આ પાસાંઓથી જ તો લોકકથાનું સ્વરૂપ ઘડાય છે અને સમય સમય પર બદલાતું રહે છે. લોકકથાઓનો ઉદ્દેશ કલ્પનામિશ્રિત આદર્શોન્મુખ યથાર્થ ચિત્રણનો હોય છે. તેમ વિશુદ્ધ જનજીવનના દૈનિક સુખ, હર્ષ, વિષાદ, રાગ, દ્વેષ વગેરે હોય છે અને તે લોકજીવનનું સાચું પ્રતિનિધિત્વ કરે છે.

લોકમાનસમાં અવિરત વહેતા માનવતાના અમરસ્રોતથી અહંકારશૂન્ય બનેલ માનવી સરળ અને સાહજિક રીતે પોતાની કથા સંભળાવે અને એવી જ સહૃદયતાથી બીજાની કથા સાંભળે ત્યારે તેમાં લોકજીવનના સત્યનું પ્રતિબિંબ ઝીલાતું જોવા મળે છે. તેમાં લોકજીવનની સાહજિક વિચિત્રતાઓ લોકકથાઓના સ્વરૂપે અભિવ્યક્તિ પામે છે. લોકકથાનો કથક કથાનાં તથ્યો ઉપરાંત તેના શાબ્દિક તથા ભાવાત્મક રૂપને પોતાની રીતે બદલીને કહે છે. ક્યારેક તો લોકકથાનાં તથ્યોમાં પણ પ્રદેશગત અથવા વ્યકિતગત રૂપે પરિવર્તન થઈ જાય છે.

માનસશાસ્ત્રના તત્ત્વજ્ઞોનું કહેવું છે કે માનવમનમાં જે શાશ્વત બાલભાવ સમાયેલો હોય છે તેની ભાવાભિવ્યકિત લોકકથા જ છે. કથાનો જન્મ બાળકના જન્મની સાથે જ થઈ જાય છે. લોકમાનસ પોતાના મનને અનુકૂળ અને જરૂરિયાત પ્રમાણે વિવિધ કથાઓ ઘડતું રહે છે. તેમાંની કેટલીક કથાઓમાં નરી વાસ્તવિકતાનું દર્શન થાય છે, તો ક્યાંક કલ્પના વિહાર કોઈમાં ધર્મપ્રધાનતા તો કોઈમાં સંસારપ્રચુરતા જોવા મળે છે. આમ લોકકથામાં આપણે કોઈને કોઈ સ્વરૂપે પ્રાચીન યુગનું દર્શન કરી શકીએ છીએ. તે વિશ્વવ્યાપ્ત હોવાથી તેમાં સમાજ અથવા દેશવિદેશની પરંપરાઓ સુરક્ષિત હોય છે. લોકકથાઓએ વિવિધ રૂપે લોકજીવનને આવરી લીધું છે. આદિકાળથી માનવચેતના લોકકથાનું ઘડતર કર્યા કરે છે. લોકકથામાં એકબાજુ માનવહૃદયની ગહન અનુભૂતિ મળે છે, તો બીજી તરફ દામ્પત્યપ્રેમ દ્વારા આધ્યાત્મિક પ્રેમનું રૂપ પણ આપવામાં આવે છે.

લોકમાનસ જ્ઞાનને કથા સ્વરૂપે જ સ્વીકારે છે. જે જ્ઞાન કથા સ્વરૂપે સરળ નથી તે લોકમાનસમાં પચતું નથી. માનવજાતિ બુદ્ધિનો કેટલોય વિકાસ કરે છતાં તે પ્રત્યેક નવી પેઢીમાં તે બાલભાવથી જ જીવનચક્રનો આરંભ કરે છે. બાલભાવની શિક્ષાદિક્ષા રુચિ અને વિચારનું એક માત્ર આશ્રય સ્થાન કથા છે.

## લોકકથા શબ્દપ્રયોગ

ભારતમાં લોકકથા શબ્દપ્રયોગ અંગ્રેજી

'ફોકટેલ'નો પર્યાય તરીકે થાય છે. અંગ્રેજીમાં 'ફોક-ટેલ' બહુ વ્યાપક અર્થમાં લેવામાં આવ્યો છે. એમાં દંતકથા, ધર્મગાથા, પશુપક્ષીઓની કથા, નીતિકથા અને લોકોમાં પ્રચલિત મનોરંજનક કથાઓનો સમાવેશ કર્યો છે. ભારતમાં વિદ્વાનોએ કથાના અનેક પ્રકારો પાડયા છે. તે જ રીતે યુરોપમાં પણ ૧૯મી સદીથી માંડી લોકકથાઓનો વિશિષ્ટ અભ્યાસ થઇ રહ્યો છે. ફ્રેન્ચ ભાષામાં લોકકથા માટે 'કોંત પોપ્યુલર' શબ્દ પ્રયોજાયો છે. યુરોપમાં સૌ પ્રથમ જર્મનીના ગ્રીમ ભાઇઓએ લોકકથાને ગ્રંથસ્થ કરીને ઇ. સ. ૧૮૧૨માં કથાસંગ્રહ આપ્યો તેને જર્મન ભાષામાં Marchen : 'માખે' એટલે લોકકથા નામ આપ્યું ડૉ સ્ટિથ થોમ્પસને તેમના પુસ્તક 'The Folk Tales' માં 'માખે' નામના લોકકથા પ્રકારની વિગતે વિશેષતાઓ તારવી છે. આ વિદ્વાનના મતે જર્મન ભાષાના 'માખે' શબ્દનો પર્યાય શબ્દ અંગ્રેજી ભાષા પાસે નથી છતાં તે 'પરીકથા' તરીકે ચલાવી લેવા તૈયાર થાય છે. આમ અંગ્રેજીમાં 'Fairy tale' શબ્દ લોકકથા માટે પ્રયોજાયેલ છે. ખરેખર તો પરીકથામાં એકાદ પાત્ર તરીકે પરી જોઈએ તેવું ડૉ. થોમ્પસન માને છે. છતાં તે નોંધે છે કે પરીકથા નામે જે લોકકથા પ્રકાર જાણીતો છે, તેની ઘણીખરી લોકકથાઓમાં પરી હોતી નથી. તેથી તે કહે છે કે પરીકથા કરતાં જર્મન શબ્દ 'માખે' યોગ્ય છે.

અમેરિકન લોકશાસ્ત્રી પ્રો. જે. એચ. બ્રુન્વાંદ લોકકથાના પર્યાય તરીકે 'માખે' શબ્દ સ્વીકારતાં લખે છે કે લોકકથા માટે પરીકથા શબ્દ અનુચિત છે. કેમકે તે નથી સામાન્ય લોકો સાથે સંબંધ ધરાવતો કે નથી પરીઓનાં વર્ણનવાળી દંતકથાઓ સાથે સંબંધ ધરાવતો.

લોકકથા ક્યાંથી આવી ? તેના જવાબમાં એમ કહેવાય છે કે તે માનવી પાસેથી આવી છે અને માનવી પાસે જઈ રહી છે. લોકકથાઓ એ માનવ-જાતિનો અમૂલ્ય મહાનિધિ છે અને સૃષ્ટિના આરંભ કાળથી જ માનવ હૈયાના પટારામાં તેનું જતન કરતો આવ્યો છે. તે જ જીવનનું શાશ્વત સત્ય છે.

## ધર્મગાથા અને લોકકથા

લોકવાર્તાનાં વિશેષ કરીને બે સ્વરૂપ જોવા મળે છે. ૧. ધર્મગાથા – Myth અને ૨. લોકકથા – Folk tale. વિદ્વાનોના મતે ધર્મગાથામાં ધાર્મિક આસ્થા નહિ પણ ધાર્મિક પૃષ્ઠભૂમિ અવશ્ય હોવી જોઈએ. તેમાં કોઈ દેવતા કે દૈવી પુરુષનો સમાવેશ થવો જરૂરી છે. નહીંતો તે લોકકથા ગણાશે. ઉપરાંત કથામાત્રમાં દેવ – દેવીઓનાં પાત્રો આવવાથી કોઈ વાર્તા ધર્મગાથા બની શકતી નથી. એટલે કે ધર્મગાથામાં દેવદેવીઓનો સમાવેશ કથાના આધાર-બીજ – Motifના સ્વરૂપે નથી હોતો પણ ધર્મ-ગાથા સંજીવની તત્ત્વની જેમ કોઈ દેવદેવીના વૃત્તથી ગૂંથાઈ રહેતી હોય છે.

કેટલાક વિદ્વાનો એમ પણ માને છે કે ધર્મ-ગાથા એ લોકવાર્તાભિવ્યક્તિ નથી. કેમકે તે આપણી સામે મહાકવિની રચના રૂપે આવે છે. તેમજ લોક-વાર્તાતત્ત્વનો સંબંધ આદિમાનવના વર્તમાન અવશે-ષોથી થાય છે, પરંતુ ધર્મગાથા તો અતીતકાળ સાથે સંબંધ ધરાવે છે. ધર્મગાથામાં આદિમ માનસ Primitive mindની અભિવ્યક્તિ નથી. કેમકે આદિમ માનસનો વિકાસ કંઈક નિમ્નક્રમથી થયો છે. પરંતુ ધર્મગાથા અને લોકકથામાં પાયાનું સત્ય એ છે કે, ધર્મ પણ લોકતત્ત્વનું અંગ છે અને ધર્મગાથાઓ પણ તે જ લોકતત્ત્વના આધાર પર બની છે. આથી ધર્મગાથા એ લોકકથા છે. એટલું નહિ લોકકથાઓની જનની પણ છે. ધર્મગાથામાં મૂલતઃ આદિમ માનસ ઓતપ્રોત છે. એના તમામ વિકાર, વિકાસ અને ઉદ્ભાવ લોકમાનસનાં જ પરિણામ છે. સંસ્કૃત માનસની વિદ્વત્તા તેમાં હોતી નથી.

## લોકકથા અને લોકવાર્તા

લોકકથા અને લોકવાર્તા નામકરણમાં સૂક્ષ્મ-ભેદ રહેલો છે. આપણે ત્યાં જે વાર્તા ધાર્મિક અભિપ્રાયથી અનુષ્ઠાન સાથે સાંકળવામાં આવે તે

કથા કહેવાય છે. આ કથાઓ સાથે એક પરંપરા જોડાયેલી હોય છે. કથા દ્વારા ઉપદેશની ભાવના એ કથાઓની એક મહત્ત્વપૂર્ણ શૈલી જ માનવામાં આવે છે. આમ છતાં આજે કથાનો અનુષ્ઠાન સાથેનો સંબંધ ઘસાવા લાગતાં લોકકથા અને લોકવાર્તાની ભેદરેખા ઝાંખી પડી ગઈ છે. આથી આપણે લોકકથાને સંકુચિત અર્થમાં ન સ્વીકારતાં વાર્તા-સ્વરૂપે લોકની મૌખિક અભિવ્યક્તિ એ અર્થમાં જ સ્વીકારીશું.

❋

૨

## લોકકથાની વિકાસયાત્રા

ભારત વાર્તાઓનો દેશ છે. વિશ્વની કથાઓની ઉદ્‌ગમ ભૂમિ ભારત છે એમ લગભગ બધા જ વિદ્વાનો સ્વીકારે છે. તેમનું માનવું છે કે વાર્તા કહેવાની અને લખવાની બાબતમાં ભારતીય જનો મનુષ્યજાતિના ગુરુ રહ્યા છે. ભારતીય લોકકથાઓના યુરોપના પ્રવાસની વાત ઘણી મોટી છે. તેનો ખ્યાલ ઈસપ ફેબલ્સની કથાઓને પંચતંત્ર અને હિતોપદેશની વાર્તાઓ સાથે સરખાવતાં આવી જાય છે. ડૉ. સ્ટિથ થોમ્પસન એશિયાના ત્રણ મુખ્ય દેશો, ભારત, ચીન અને અરબસ્તાનને લોકકથાની જનમભોમકા માને છે. યુરોપીય દેશોમાં પ્રચલિત ઈસપની કથાઓ–ઈસપ ફેબલ્સ તેમજ એરેબિયન નાઈટસની કથાઓમાં ભારતીય પ્રભાવ સ્પષ્ટ દેખાઈ આવે છે. આમ ભારતે વિશ્વને જે અનેક દેન આપી છે તેમાં કથાઓનું સ્થાન કાંઈ ઓછું મહત્ત્વપૂર્ણ નથી.

ભારતીય કથાસાહિત્ય ઘણું જ પ્રાચીન છે અને તેની પ્રાચીન-પરંપરા વેદોમાં મળે છે. ઋગ્વેદ એક એવો ગ્રંથ છે, જેમાં સ્તુતિ સ્વરૂપે કથાઓનાં મૂળતત્ત્વો મળે છે. તેમાં મળતાં બે અથવા ત્રણ પાત્રોના સંવાદ (કથોપકથન) સૂક્ત કહેવાય છે તેમાં ત્રણ સૂક્તો વિશેષ મહત્ત્વપૂર્ણ છે. ૧. પુરુરવા–ઉર્વશી સંવાદ (ઋ. ૧૦–૯૫) ૨. યમ–યમી સંવાદ (ઋ. ૧૦. ૧૦) અને ૩. સરમા-પણિષ સંવાદ (ઋ. ૧૦. ૧૩૦)

બ્રાહ્મણ ગ્રંથો અને ઉપનિષદોમાં પણ દૃષ્ટાંત-રૂપે કથાઓ મળે છે. શતપથ બ્રાહ્મણમાં પુરુરવા અને ઉર્વશીની વાત મળે છે. તેમજ મહાભારતમાં અને વિષ્ણુપુરાણમાં મળતાં તે જ કથાનકો પરથી સ્પષ્ટ થાય છે કે વેદોની આ કથાઓ પુરાણોમાં લોકનજરે આલેખાઈ છે.

વૈદિક કાળની કથાઓમાં યજ્ઞવિધિ, અનુષ્ઠાન અને સ્તુતિઓ સંબંધી કથાઓનાં બીજ મળે છે. પરંતુ ઉપનિષદ્ કાળમાં આવતાં તેની આનુષ્ઠાનિકતા અને અલૌકિકતા ચાલી જતાં દેવતાઓનું સ્થાન રાજાઓ કે ઋષિપુત્રોએ લઈ લીધું. આ યુગમાં કથાના વિકાસનો વેગ મંદ પડયો પણ આગળ જતાં પુરાણોમાં આ કથાઓનો વ્યાપક પ્રચાર થયો. તેમાં મહાભારતને તો કથાઓનો બૃહદ્‌કોશ ગણવામાં આવે છે. તેમાં અનેક કથાઓ દ્વારા નીતિ અને રાજનીતિનો ઉપદેશ આપવામાં આવ્યો છે. આમ મહાભારતમાં લોકકથાનાં અનેક તત્ત્વો મળે છે. આથી જ તેના માટે કહેવાયું છે કે 'યન્ન ભારતે તન્ન ભારતે' અર્થાત જે મહાભારતમાં નથી તે ભારત દેશમાં નથી.

બૃહત્કથા પણ લોકકથાનો એક વિશાળ ગ્રંથ છે. તેનો સંસ્કૃત અનુવાદ 'કથાસરિત્‌ સાગર' બૃહત્કથા શ્લોક સંગ્રહ' અને 'બૃહત્કથા મંજરી' વગેરેમાં મળે છે. ત્યારબાદ સંસ્કૃત સાહિત્યમાં પંચતંત્રની કથાઓ –નીતિકથાઓનું સુંદર ઉદાહરણ પૂરું પાડે છે. તેમાં મનુષ્યનો પશુજગત સાથેનો સંબંધ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. તેમાંય પંચતંત્રનો થોડોઘણો આધાર લઈ રચાયેલ હિતોપદેશ નોંધપાત્ર છે. ત્યારપછી 'વૈતાલ પંચ વિંશતિકા' (વૈતાલ પચ્ચીસી) સિંહાસન દ્વાત્રિંશિકા' (સિંહાસન બત્રીસી) અને પોપટ દ્વારા કહેવાયેલી 'શુક-શપ્તતિ'ની સીત્તેરવાતો વગેરે વાર્તા સંગ્રહો ઉલ્લેખનીય છે.

પાલી, પ્રાકૃત અને અપભ્રંશમાં પ્રચુરમાત્રામાં પ્રાપ્ત થતી જાતક કથાઓ નોંધપાત્ર છે. જૈન સાહિત્યમાં પણ બૌદ્ધસાહિત્ય કરતાં વધારે કથાઓ મળે છે. આ બધી કથાઓના આધારે ગુજરાતી લોકકથાનું કાઠું

ઘડાયું છે. જે કથાસાહિત્ય લિપિબદ્ધ બનીને આપણી સામે આવ્યું છે તેનો મૂળ આધાર લોકકથા સિવાય બીજો કોઈ નથી. કથાનું લેખિત રૂપ તેના મૌખિક રૂપનો જ વિસ્તાર છે.,

લોકકથાનો ક્ષેત્રવિસ્તાર :-

લોકકથા પાંખાળું સાહિત્ય – Floating Literature છે. તેમાં મદદગાર પરિબળો તરીકે ભૌગોલિક સમૃદ્ધિ, ઐતિહાસિક સત્તા પલટાઓ, ભ્રમણશીલ જાતિઓ – Nomedic tribes તેમજ સમુદ્ર વગેરેએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

સૌરાષ્ટ્રના દરિયા કિનારાએ લોકકથાના સીમાડા વધુને વધુ વિસ્તૃત કર્યાં છે. વેપારાર્થે ગયેલ દરિયા ખેડૂઓએ પરદેશથી માલની સાથે ત્યાંની લોકકથાઓ પણ અહીં આણી છે, આમ એક દેશની લોકકથા બીજા દેશમાં લોકોની જીભે ચડીને આવી છે, લોકકથાને આ રીતે પ્રવાહિત કરવામાં ભ્રમણશીલ લોકજાતિઓ મહત્ત્વનો ફાળો આપે છે. જેમ યુરોપના દેશોમાં હરતા ફરતા જિપ્સીઓના કાફલાઓનો વ્યવસાય કથા કહેવાનો છે તેમ ગુજરાતમાં પણ ચારણ મીર, ભાટ, તૂરી, રાવળ વગેરે કથાકથનમાં ખૂંપેલી જાતિઓ છે. આ ઉપરાંત સ્થળાંતર કરતી પ્રજાઓ દ્વારા પણ લોકકથાઓનું આદાન – પ્રદાન થયું છે.

લોકમેળાઓએ પણ કથાઓના ભ્રમણને વેગ આપ્યો છે. લોકોત્સવોમાં મહત્ત્વ ધરાવતા વર્ષોવર્ષ ભરાતા આ લોકમેળાઓમાં વિવિધ પ્રદેશના લોકો ઉત્સાહથી ભાગ લે છે. અને રાત્રે મોડા સુધી કથાઓ મંડાય છે. યંત્રયુગ પહેલાં જ્યારે વેપારવાણિજ્યમાં વણજારા માધ્યમ બનતા હતા ત્યારે રાત્રીપર થતા રોકાણના સમયે ચીજવસ્તુઓના રખોપા માટે જાગતા રહેતા અને તેમાં લોકકથાઓ તેમના જાગરણમાં મદદે આવતી ઉપરાંત તેમના સંપર્કથી કેટલીક નોંધપાત્ર ઘટનાઓ બનતાં વણજારા પોતે લોકકથાના પાત્ર બની જતા.

ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં આ ભોમકાએ અનેક રાજસત્તાઓના પલટા નિહાળ્યા છે. તેમાં કડવામીઠા અનુભવો ટાણે સારામાઠા પ્રસંગો ઉદ્ભવ્યા તે લોકકથા સ્વરૂપે લોકકંઠે જળવાઈ રહ્યા છે. આ રીતે લોકસમાજમાં હરહંમેશ બનતી ઘટનાઓ લોકકથાના નિર્માણમાં ભાગ ભજવી જાય છે. તેમાંના મોટાભાગના પ્રસંગોને આવશ્યકતા અનુસાર લોકકથામાં વણી લેવાય છે. તેમાં કોઈવાર નક્કર સત્ય નિરૂપાય છે તો કોઈવાર પ્રસંગ નર્યો કલ્પનારંગી બને છે. આથી કોઈવાર લોકકથામાં અમાનવીય ચમત્કારિક પ્રસંગો પણ આવી જાય છે. તેમાં પ્રજાની ધાર્મિક માન્યતાઓ અને લોકવિશ્વાસ પ્રગટ થાય છે.

આમ કોઈપણ જાતિના લોકકથાઓ તે જાતિના સમગ્ર જીવનને તેમજ તે પ્રદેશના લોકજીવનને આવરી લે છે. આ પરથી કહી શકાય કે લોકકથાનો વિસ્તાર જનજીવનના વિસ્તાર જેટલો છે, તેમજ તેનું ઊંડાણ લોકજીવનના ઊંડાણ જેટલું છે. લોકકથાઓને પાંખાળી બનાવવામાં સહયોગ આપનાર પરિબળોએ લોકકથાના સીમાબંધનો તોડીને તેને યથેચ્છ વિહાર કરાવ્યો છે. પંજાબની સોહિણી–મહિવાલની કથા આ રીતે જ પાંખાળી બનીને ઓખામંડળના વાઘેરોમાં 'સુણી–ચ્યાર'ની કથા સ્વરૂપે પ્રવેશી છે. એટલું જ નહિ પણ એ કથાની ઘટના આ પ્રદેશમાં જ બની છે તેની સચ્ચાઈના પુરાવારૂપ બેટની ખાડીમાં નજીક નજીક આવેલ બે નાના ટાપુઓને સુણી અને ચ્યાર એવાં નામ આપવામાં આવ્યાં છે. અને લોકવિશ્વાસ એમ કહે છે કે મિલનોત્સુક પ્રેમીઓના પ્રતીક સમા એ બે ટાપુઓ વચ્ચેનું અંતર દિન પ્રતિદિન ઘટતું જાય છે અને જ્યારે આ બે ટાપુઓ એક થઈ જશે ત્યારે પૃથ્વીનો પ્રલય થશે. કચ્છમાં અંજાર ખાતે આવેલ જેસલ–તોરલની સમાધીની કથા પણ આ પ્રકારની છે.

---

વિશ્વનો અર્થ છે માનવીઓના સંબંધો. માનવસંબંધો સુધરે તો જ વિશ્વમાં સુધારો થાય. માનવ – સંબંધો માનવની સ્થિતિ ઉપર આધાર રાખે છે. આ સ્થિતિ માનવીનાં શરીર અને મન ઉપર અવલંબિત છે : માનવશરીરની સ્થિતિ કેટલાક અંશે મન પર અને કેટલાક અંશે શરીરની જરૂરિયાત અને એની તૃપ્તિ ઉપર આધાર રાખે છે.

– વાય. જે. કૃષ્ણમૂર્તિ

# લોકજીવનમાં ગવાતા નરસિંહ મહેતાના રામગ્રી ને પ્રભાતી

સં. કરસન પઢિયાર

## રામગ્રી.

પઢો રે પોપટ રાજા રામના, સતી સીતાજી પઢાવે,
પાસે બાંધી પાંજરૂં, મુખડે રામ જપાવે,....
પઢો રે. ટેક

પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું,
એનું ઘડાવું પોપટ પાંજરૂં હીરા રતન જડાવું,
પઢો રે. ૧

પોપટ તારે કારણે, શી શી રસોઇ બનાવું,
સાકરનાં કરી ચૂરમા, ઉપર ઘી પીરસાવું.
પઢો રે. ૨

પાંખ લીલી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો,
નરસૈંયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો,
પઢો રે. ૩

## પ્રભાતી.

સાચાનો સાથી શામળોવાલો,
સાચાનો છે સાથી રે (૨)
બીલાડીના બાળ ઉગાર્યાં, નીંભાડામાંથી રે –
સાચાનો. ટેક

એક સમે ગજ ઉગારી લીધો,
જૂડે ગરાયો હાથી રે,– (૨)
પ્રેલાદની પ્રતિજ્ઞા પાળી, પ્રગટયા થંભમાંથી રે.
સાચાનો. ૧

સુધનવાને બળતો બચાવ્યો, તેલકડામાંથી. (૨)
ટીંટોડીના ઇંડા ઉગાર્યાં, કુરૂક્ષેત્રમાંથી રે. –
સાચાનો. ૨

પાંડવની પ્રતમાં પાળી, લાખાગ્રહમાંથી રે,– (૨)
ભણે નરસૈંયો સાચે સાચું, ખોટાનો નથી રે –
સાચાનો. ૩

## રામગ્રી

કોણ રે સમાના કામની, દત્ત ફળીઅલ રામા,
દ્રોપદીની લજ્જા રાખવા, હરિ ઉભા છે સામા. –
કોણ રે. ટેક.

વા'લોજી પધાર્યા વાડીએ, સર્વે સુંદરીની સાથે,
શેરડીનો સાંઠો છોલતાં, પાળી બેઠી છે હાથે. –
કોણ રે. ૧

માનુની મંદીર પધારીઆ, ચિંથરડી રે લેવા, –
દ્રોપદીએ ચીર વધેરિયા, હરિને પાટો બાંધવા.
કોણ રે. ૨

ત્રીકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે
નવસેં નવાણું ચીર પૂરીઆં, સઘળી સભા દેખે.
કોણ રે. ૩

ગરૂડે ચડીને ગોવિંદ આવિયા, આ'વા અંતરયામી,
ભક્ત ઉધારણ ભૂધરો, મે'તા નરસીનો સ્વામી.
કોણ રે. ૪

## પ્રભાતી.

જશોદા તારા કાનુડાને,
સાદ કરી ને વાર રે...
આવડી ધૂમ મચાવે વ્રજમાં,
કોઈ નહીં પૂછનાર રે. –
જશોદા. ટેક

શીકું તોડયું ગોરસ ઢોળ્યું,
ઉઘાડીને બા'ર રે (૨)
માખણ ખાધું ઢોળી નાખ્યું,
જાન કીધું આ વાર રે –
જશોદા. ૧

બાંખા ખોળા કરતો હીંડે
બીએ નહીં લગાર રે.. (૨)

મહી મથવાની મારી ગોળી ફોડી.
આ શાં કહીએ લાડરે-
જશોદા ૨

વારે વારે કરું છું તમને.
હવે ન રાખું ભાર રે...(૨)
નિત ઊઠી અમે કેમ સહીએ ?
વસીએ નગર મોજાર રે-
જશોદા ૩

મારો કાનજી ઘરમાં સૂતો,
ક્યારે દીઠો બા'ર રે...(૨)
દહીં દૂધના મારે માટ ભર્યાં છે,
બીજે ન ચાખે લગાર રે-
જશોદા૦ ૪

શાને કાજે મળીને આવી,
ટોળે વળી દશ-બાર રે...(૨)
નરસૈંયાનો સ્વામી સાચો,
જૂઠી વ્રજની ના'ર રે-
જશોદા૦ ૫

## પ્રભાતી

ભોળી રે ભરવાડણ હરિને, વેચવાને હાલી રે,-
ગિરિવર ધારી ને ઉપાડી, મટુકીમાં ઘાલી રે-
ભોળી રે૦ - ટેક

શેરીએ શેરીએ સાદ પાડે છે,
કોઈને લેવા મોરારી રે...(૨)
નાથના નાથને ચોટા વચ્ચે,
વેચે આહીરની નારી રે,-
ભોળી રે૦ - ૧

વ્રજનારી પૂછે શું છે માંહી,
મધુરી મોરલી વાગી રે,...(૨)
મટુકી ઉતારી જોતાં, મૂર્છા સૌને લાગી રે-
ભોળી રે૦ - ૨

બ્રહ્માદિક ઈન્દ્રાદિક સરખા,
કૌતુક ઉભા પેખે રે,...(૨)
ચૌદ લોકમાં માય ને તેને,
મટુકીમાં દેખે રે,-
ભોળી રે૦ - ૩

ભકત જનોનાં ભાગ્યે વ્રજમાં,
પ્રગટયાં અંતરયામી રે,...(૨)
દાસલડાને લાડ લડાવે, નરસૈંયાનો સ્વામી રે,-
ભોળી રે૦ - ૪

## પ્રભાતી

મેં કાનુડા તારી ગોવાલણ,
મોરલીએ લલચાણી રે-(૨)
મોરલીએ લલચાણી વાલા,
વાંસળીએ વિંધાણી રે-
મેં કાનુડા૦ -ટેક

ગાગર વરાંહે ગોળી લીધી,
ભરવા હાલી પાણી રે-(૨)
આરાની અજાણ કાનુડા, તમસું લાગી તાળી રે-
મેં કાનુડા૦-૧

ગાય વરાંહે ગોધો બાંધ્યો,
દોવા લીધી દોણી રે-(૨)
વાછરૂને વરાંહે કાના, બાળક બાંધ્યા તાણી રે-
મેં કાનુડા૦ -૨

તાવણ લૈ હું તાવવા બેઠી,
શુધ બુધ ગઈ ભૂલી રે-(૨)
માખણ વરાંહે ગોરસવાલા,
ઘીમાં રેડયું પાણી રે-
મેં કાનુડા૦-૩

ઘેલી ઘેલી મને સૌ કહે છે,
ઘેલી હું રંગમાં રેલી રે-(૨)
ભલે મળ્યા મે'તા નરસીનાં સ્વામી,
પૂરણ પ્રીત બંધાણી રે-
મેં કાનુડા૦-૪

# પહેલું પરબીડિયું

ધીરેન ગાંધી

નેપોલિયન ત્રીજાએ પોતાના અમલદારોની પસંદગી ખૂબ ચકાસી ચકાસીને કરી હતી. બધા જ બાહોશ અને પ્રતિભાશાળી હતા.

પણ સંરક્ષણ અમલદાર પર્સિંગ્ની બધા અમલદારો કરતાં વધુ જ્ઞાની અને તેજસ્વી હતા. પણ એમનામાં એક ભારે અવગુણ હતો. વાતવાતમાં, અરે નજીવી વાતમાંય એ છંછેડાઈ જતા.

ગમે તેટલા સારા ગુણોય એક અવગુણથી ઝાંખા પડી જાય છે. આથી પર્સિંગ્નીના ગરમ મિજાજથી તેમના મિત્રો પણ ધીરેધીરે દૂર રહેવાનો પ્રયત્ન કરતા.

પર્સિંગ્ની ઘણા જ ચકોર હતા. પોતાના ક્રોધી સ્વભાવથી બધા જ મિત્રો નારાજ તથા અતડા થતા જાય છે એ સમજી ગયા હતા આથી પોતે ઘણીવાર અકળાયા કરતા.

ઘણીવાર મિત્રો તેમની સાથે ખુશનુમા વાતાવરણમાં જાતજાતની ચર્ચા કરતા ત્યારે સહેજ પણ તેમનાથી વિરુદ્ધ મત દર્શાવાય એટલે તેમના ક્રોધથી જેમ શાંત સ્વચ્છ પાણીમાં એક નાની કાંકરી પડતાં વમળો સર્જાતાં પાણી ડહોળાઈ જાય તેમ વાતાવરણ ખળભળી ઊઠતું ને છેવટે મિત્રો ભારે હૈયે વિખૂટા પડતા. છતાંય તેમના કેટલાક ઉચ્ચ ગુણોને લીધે બધા તેમના ક્રોધી સ્વભાવને નિભાવી લેતા. ને કેટલીકવાર અપમાન પણ સહન કરી લેતા.

ધીરે ધીરે મિત્રોને પર્સિંગ્ની સાથે નિખાલસતાથી વાતો કરવામાં પણ મુશ્કેલીઓ ઊભી થવા માંડી. તેથી પર્સિંગ્નીને પોતાની જાત તરફ નફરત છૂટવા લાગી અને એકલવાયાપણું ડંખવા લાગ્યું.

આ એકાંતપણું તેમને પોતાની જાતને ઓળખવા માટે મિત્ર બની ગયું. ઘણીવાર દૂર દૂર ફરતાં ફરતાં કુદરતના સાંનિધ્યમાં પહોંચી જતા અને વહેતાં ઝરણામાં પગ બોળી વિચારોમાં ડૂબી જતા.

કોઈ પણ માણસ ગંભીરતાથી પોતાના દોષો તરફ નજર ફેરવે છે ત્યારે તે નમ્રતાની નજીક જતો હોય એવું નથી લાગતું ?

પર્સિંગ્ની હવે ગંભીરતાથી પોતાના ક્રોધી સ્વભાવથી મુક્ત થવાના માર્ગો શોધવા લાગ્યા.

"શા માટે હું ઉશ્કેરાઉં છું ! સામા માણસની દલીલ ભલે મારા વિચારોથી જુદી પડતી હોય પણ તેની વાત તો મારે શાંતિથી પૂરી સાંભળવી જ જોઈએને ! તેની અધૂરી વાતમાં જ હું કેમ વચ્ચે કૂદી પડું છું. ને મગજ ગુમાવી બેસું છું. આવી ક્ષણો ઉપસ્થિત થાય ત્યારે તે ક્ષણને હું દાબી દઉં તો ! તો કેટલી શાંતિથી ચર્ચા થઈ શકે ! સંભવ છે કે સામા માણસની વાતમાં કંઈક તો તથ્ય હશે ને ! એ વિચારું તો ! તો તે ક્ષણોને ક્રોધથી મુક્ત ન કરી શકું ! તો મારા જે ઉમદા ગુણો પડયા છે તે વધુ દીપી ન ઊઠે !

"મારામાં જેટલા દુર્ગુણો ભર્યા છે તેના કરતાં વધુ ગુણો પણ પડયા જ હશે ને ! તો શા માટે મારા દુર્ગુણો જ બધાની આંખે ચડે છે ? મારામાં રહેલા ગુણો શું મારા ક્રોધી સ્વભાવમાં ઢંકાઈ જતા હશે ?

જ્યારે હું મીઠાશ તથા હસતાં હસતાં વાત કરું છું ત્યારે મારા ગુણો અને મારી શક્તિ પર બધા મને કેટલું બધું માન આપે છે. પણ આ માન મને કેમ ઉપરછલ્લું લાગે છે ! શું મારા ગુણો કરતાં મારાં દુર્ગુણોનું પ્રતિબિંબ મારા ચહેરા પર વધુ તરવરતું હશે !"

આવા આવા વિચારોથી ઘેરાયેલા પર્સિંગ્નીએ ગાંઠ જ વાળી કે મારે મારા મિજાજને કાબૂમાં રાખવો જ જોઈએ.

એક દિવસે આવા જ વિચારોના વમળમાં ધૂમરીઓ ખાતાં ઓફિસમાં બેઠા હતા ત્યાં તેમનો એક ખાસ અમલદાર મિત્ર કંઈક કામ અંગે થોડી ચર્ચા તથા સલાહ લેવા આવ્યા.

ખૂબ દિલથી પર્સિંગ્નીએ મિત્રને આવકાર

આપ્યો. પેલા મિત્ર તેમના કોઈ વખત ન જોયેલા આ મમતાભર્યા આવકારથી થોડા મૂંઝાયા; વિચારમાં પડયા પણ તરત જ સ્વસ્થતા મેળવી લીધી.

વાતો શરૂ થઈ. સરસ ચાલતી રહી. થોડી વાર તો વાતો ઠંડા કલેજે ચાલતી રહી. પણ જેમ સવારના સૂરજની ગરમીનો પારો ધીમે ધીમે ધીમે વધતો વધતો બપોરના ૧૨ વાગે પૂર્ણ પરાકાષ્ઠાએ પહોંચી જાય છે તેમ આ બંનેની વાતોમાં ખબર ન પડે તેમ ગરમી વધતી ગઈ. અને ચર્ચા ઉગ્ર સ્વરૂપમાં ફેરવાતી ગઈ ને છેવટે તેમાંથી તણખા ઝરવા માંડયા ને જાણે હમણાં જ એ તણખામાંથી ભડકો થશે એવું વાતાવરણ બની ગયું.

આ ભડકાની જ્વાળામાં બંને જણા શેકાઈ જવાની તૈયારીમાં હતા ત્યાં એક પટ્ટાવાળો પૂછ્યા વગર જ દાખલ થયો ને એક પરબીડિયું ટેબલ પર મૂકીને તરત જ ચાલ્યો ગયો.

પર્સિંઆની નજર એ પરબીડિયા પર પડી. તેનો આદેશ હતો કે બોલાવ્યા વગર અંદર દાખલ થવું નહીં. આથી પટ્ટાવાળાને પરબીડિયા પરથી નજર ઊંચકીને કહેવા જતા હતા તે પહેલા તો તે ઓફિસનું બારણું બંધ કરીને બહાર નીકળી ગયો.

પરબીડિયું પર્સિંઆએ હાથમાં લીધું. ફોડયું. તેમાંથી કાગળ કાઢયો. થોડીવાર કાગળ તરફ નજર ફેરવી ને કાગળ પરબીડિયામાં નાખી ટેબલ પર મૂકી દીધો.

અને મિત્રની સાથે તણખા ઝરતી વાતનો ખૂબ જ નરમાશથી દોર સાંધી ખૂબ જ ઠંડકથી વાતને આગળ ચલાવી. જાણે કંઈ જ બન્યું નથી તેમ હસતાં હસતાં બંને મિત્રો વાતોએ વળગ્યા.

મિત્ર તો આવા અચાનક ફેરફારથી ચકિત થઈ ગયા. તે આશ્ચર્યમાં પડી ગયા. કાગળમાં એવું શું લખાણ આવ્યું હશે કે જેથી આગ ઝરતી વાણીને બદલે આટલી નમ્રતા અને શાંતિના સૂરો અવાજમાં ભળી ગયા.

મિત્રની નજર તો પેલા પરબીડિયા પર જ ચોંટી રહી હતી કે અંદરના કાગળમાં શું લખ્યું હશે! પણ કાગળ તો પરબીડિયામાં પુરાયેલો હતો.

ખેર, તે કાગળમાં જે હોય તે. ચર્ચા ખૂબ જ શાંતિથી પતી અને હસીમજાકમાં બંને આ રીતે પહેલી જ વાર આનંદમય વાતાવરણમાં છૂટા પડયા.

પણ મિત્રને તો ચટપટી લાગી હતી કે તે કાગળ કોણે મોકલ્યો! ને એ કાગળમાં એવું શું લખાણ હશે કે જેથી ન જોયેલી એવી શાંતિ પથરાઈ ગઈ.

મિત્ર સીધા પેલા પટ્ટાવાળા પાસે પહોંચ્યા અને પૂછ્યું : "પેલું પરબીડિયું કોણે તને આપ્યું, ને કયાંથી આવ્યું?"

પટ્ટાવાળો પહેલાં તો સહેજ ગભરાઈ ગયો પણ ધીમેથી બોલ્યો : "સાહેબ, તમે કોઈને ન કહો તો કહું. અમારા સાહેબે આ અંગે કોઈને કશું જ ન કહેવાનું કહ્યું છે પણ તમે એમના અંગત મિત્ર છો તેથી કહું છું."

અને પટ્ટાવાળાએ કહ્યું :

"સાહેબને તો તમે સારી રીતે ઓળખો છો, કે નજીવી વાતમાં પણ મિજાજ પૂરી વાત સાંભળ્યા કે જાણ્યા વગર ગુમાવી બેસે છે. તેઓ પોતાના આ સ્વભાવથી એકલા પડે છે ત્યારે ખૂબ ગમગીન બની જાય છે. કાલે જ મને બોલાવ્યો અને કહે : "જો હું મારા પરનો કોઈની સાથે વાત કરતો હોઉં ત્યારે કાબૂ ગુમાવી બેસું અને મારો અવાજ ઊંચા સ્વરમાં પલટાઈ જાય કે તરત જ તારે પરબીડિયામાં કોરો કાગળ મૂકી મારા ટેબલ પર મૂકી જવો.

"આજે તમે બંને વાતો કરતા હતા. પહેલાં તો ખૂબ જ શાંતિથી વાતો ચાલતી મેં સાંભળી પણ ધીરે ધીરે વાતોમાં ગરમી વધતી ગઈ ને છેવટે જોયું કે વાતાવરણ વધુ ગરમ થઈ રહ્યું છે ને કદાચ તેની ઝાળ તમને બંનેને દઝાડશે તેથી એ કોરા કાગળવાળું પરબીડિયું ટેબલ પર મૂકી ગયો.

"અને આ પહેલું જ પરબીડિયું હતું કે જે પરબીડિયાએ સાહેબ પર ખરેખર અસર કરી. એ તમે ય જોયું ને!"

# અમે જોયું ઉઝબેકીસ્તાનનું નવનિર્માણ

(હપ્તો ૨)

ગોરધનભાઈ શંભુભાઇ પટેલ

તાશ્કંદમાં સવારે ૬-૩૦ વાગે ઊઠી પ્રાતઃકર્મ પતાવી થોડું કામ પતાવ્યું ત્યાં ૮ - ૩૦ થયાં બહાર ફરવા જવાનું હોવાથી નાસ્તો કરી બસમાં ગોઠવાયા. અમારી બસમાં બે ગાઈડો હતી. એક, બીષિયા, જે અંગ્રેજી ઘણું સારું બોલતી હતી અને બીજી હતી નશીબા, જેનું હિંદી ઉપરનું પ્રભુત્વ સુંદર હતું. તે તાશ્કંદ યુનિવર્સિટીમાં હિંદી પણ શીખવતી હતી.

સૌ પ્રથમ અમે તાશ્કંદમાં આવેલા શહીદ પાર્કમાં ગયા. લડાઈમાં માર્યા ગયેલા સૈનિકોની યાદમાં અહીં એક સ્તંભ ઊભો કરવામાં આવ્યો છે. આજુબાજુ સુંદર બાગ છે અને સ્મારકની પાસે ગેસની અખંડ જ્યોત પ્રજ્વલિત રહે છે. બાજુમાં જ ઉઝબેકના પ્રથમ પ્રમુખ અને બીજા મહાનુભાવોની પ્રતિમાઓ છે.

ત્યાંથી તાશ્કંદના રેલ્વે સ્ટેશન સ્કેવરમાં ગયા. રેલ્વે સ્ટેશનના મકાનની બાજુમાં ઉઝબેકના ૧૪ કોમીસરો પ્રધાનો કે જેઓ એક કાવત્રામાં માર્યા ગયેલા તેસર્વની પ્રતિમાઓ કંડારેલા મેમોરીઅલને જોયું ત્યાંથી ક્રાંતિ બાગ જોવા ગયા. સામ્યવાદના પ્રણેતા કાર્લ માર્કસની યાદમાં અહીં એક મોટો સ્તંભ ખડો કરવામાં આવ્યો છે. સ્તંભની ટોચે માર્કસની માથાના ભાગની પ્રતિમા કંડારેલી છે. નીચે 'દુનિયાના કામદારો એક થાઓ' નું સૂત્ર લખેલું છે. બાજુમાં વૃક્ષોની સુંદર ઘટા છે. વૃક્ષોમાં આપણે ત્યાં કાશ્મીરમાં હોય છે તેવા ચીનારનાં વૃક્ષો સારા એવા પ્રમાણમાં હતાં. ત્યાંથી આગળ ચાલતાં રસ્તામાં એક જૂની મદ્રેસાનું ભવ્ય મકાન જોયું. તેમાં હાલ મદ્રેસા નથી ચાલતી, પણ સંશોધન - વિભાગ ચાલે છે.

અહીં તમામ પ્રકારનું શિક્ષણ આધુનિક ઢબે અને મફત અપાય છે. મેં જુવાન ગાઈડ બહેનને પૂછ્યું કે આ લોકો મસ્જિદ કે ચર્ચમાં જાય છે?

તેણે જણાવ્યું: "કેટલાક મોટેરાઓ જાય છે. સરકાર તેમાં અંતરાય નથી નાખતી, પણ જુવાનો ધર્મમાં નથી માનતા."

મેં આશ્ચર્યસહ પૂછ્યું: "તો તેઓ શેમાં માને છે?" તેણે જવાબ આપ્યો: "અમે અમારી જાતમાં અને માનવતામાં માનીએ છીએ. અમેજ અમારા ભગવાન છીએ. જેઓ પોતાની જાતને બદલે બીજામાં માને છે તેમનો કદી વિકાસ થતો નથી."

ગાઈડની આ વાત ઉપર વિચાર કરતો હું બસમાં બેઠો. અહીં અમારી આસપાસ ટોળું ભેગું થઈ ગયેલું અને અમને માનની નજરે જોતું હતું. થોડાં બાળકો આવ્યાં અને તેમની ભાષામાં અમારી પાસે કંઈક માગવા લાગ્યાં. કોઈએ સ્થાનિક ચલણના સિક્કા આપ્યા, પણ ગાઈડે અમને તે આપવાની અને છોકરાઓને તે લેવાની ના પાડી. મેં પૂછ્યું: "આ છોકરાઓ શું ભીખ માગે છે?"

ગાઈડ કહે: "રશિયામાં કોઈ ભીખ નથી માગતું. આ છોકરાઓ પરદેશીઓ પાસે તેમના દેશના સિક્કાઓ માગે છે. પણ ભાષા ન સમજનાર તેમને ભીખારી માની લે અને તેથી અમારા દેશને ન સમજનાર તેમને ભીખારી માને તેથી અમારા દેશને લાંછન લાગે. માટે મેં તેમને કાઢી મૂકયા." ગાઈડની આ વાતની ચકાસણી કરવા ગાઈડ દૂર ગઈ એટલે હું ધીમેથી તે છોકરાઓ પાસે ગયો ને તેમને રશિયન કોપેક આપ્યા. છોકરાઓએ તે લેવાની ડોકું ધુણાવીને ના પાડી પછી મેં ગાંધીજી તથા નહેરૂની છાપવાળા આપણા ભારતના સિક્કા બહાર કાઢયા તો તે લેવા માટે છોકરાઓએ પડાપડી કરી મૂકી. આવોજ અનુભવ અમને તાશ્કંદ યુનિવર્સિટીમાં પણ પછીથી થયો.

અહીંથી અમે લેનીન યુનિવર્સિટીમાં ગયા.

રસ્તામાં તાશ્કંદના જૂનાં મકાનો આવતાં હતાં આ મકાનો જૂનાં, માટીનાં અને નાનાં નાનાં હતાં. ગલીઓ આપણા જેવી જ. આપણા દેશના ગરીબોના મહોલ્લાને બરાબર મળતાં આવે. છાપરાં નળિયાનાં કે આ પતરાનાં હતાં. આ મકાનોમાં થોડા માણસોની હલચલ દેખાતી હતી. બીલિવાએ અમને સમજાવ્યું કે આ જૂનાં મકાનોમાંથી ઘણાં લોકો તેમને મળેલા નવા ફ્લેટસમાં રહેવા ચાલ્યા ગયા છે. જેમ જેમ નવા ફ્લેટસ બંધાશે તેમ તેમ અહીં રહેતાં બધા લોકો તેમાં રહેવા ચાલ્યા જશે. ઘણાંને પોતાનાં જૂનાં મકાનો અને જગ્યાની મમતા એટલી બધી હોય છે કે તેઓ તેને છોડીને નવા ફ્લેટસમાં રહેવા જવા તૈયાર નથી થતા. હાલ આ જૂનાં મકાનો છે તેને તોડીને થોડા માસમાં ત્યાં પણ નવા ફ્લેટસ બંધાશે.

અહીં મકાન દરેકની જરૂરીઆત પ્રમાણે અપાય છે. એક રૂમથી માંડી ચાર રૂમ સુધીના ફ્લેટ્સ કુટુંબના કદ પ્રમાણે અપાય છે. દરેક ફ્લેટમાં સંડાશ, બાથરૂમ અને રસોડું તો ખરાં જ. ગેસ, વીજળી અને પાણીની સગવડ તો હોય જ. કુટુંબના એક માણસ દીઠ ૨૫ ચોરસ મીટર જગ્યા લેખે મકાન મળે છે.

અહીંથી આગળ જતાં રસ્તામાં આઈન્સ્ટાઈનની પ્રતિમા જોઈ તેની ફરતો નાનો મજાનો સુંદર બાગ તો ખરો જ. દૂરથી અમે વીન્ટર સ્પોર્ટ હોલ પણ જોયો. જ્યારે શિયાળો બરાબર જામે ત્યારે આ હોલની અંદર રમત – ગમતો રમાય છે. ઘણો ભવ્ય અને વિશાળ આ હોલ છે. બીડાયેલા સંખગોળ કમળ જેવો તેનો આકાર છે.

બપોરના સમયે અમે તાશ્કંદની વિશાળ લેનીન યુનિવર્સિટી જોવા ગયા, લાંબા – પહોળા વિસ્તારમાં આ વિદ્યાધામ ફેલાયેલું છે. વનરાજીનો કોઈ પાર નથી. ૨૦,૦૦૦ વિદ્યાર્થીઓ અહીં ભણે છે, અમે ગયા ત્યારે વેકેશન ચાલતું હતું. બધાં જ વિદ્યાર્થીઓ તથા શિક્ષકો કપાસ વીણવામાં ખેડૂતોને મદદ કરવા સામૂહિક રીતે સરકારી ખેતરોમાં ગયેલાં. ત્યાં તેમને માટે રહેવા – જમવાની સગવડ થાય છે અને બદલામાં તેમણે સામૂહિક રીતે કામ કરવાનું હોય છે. બુદ્ધિજીવીઓ તથા જેમના પાસે ફાજલ સમય હોય છે તેવા સર્વે માટે આવું કામ કરવું ત્યાં ફરજિયાત હોય છે અહીં બસ અને ટ્રામ – ભાડાં પણ સસ્તાં છે. ટ્રામમાં ૩, તીજળી બસમાં ૪ અને ડીઝલ બસમાં ૫ કોપેક આપવાથી શહેરના કોઈપણ ભાગમાં જઈ શકાય છે. ટેક્સીઓ પણ મીટર પ્રમાણે ફરે છે. ટેક્સીઓ ઉપર 'T' અને 'T' આજુબાજુ નાનાં નાનાં ચોરસ ટપકાંઓ કરેલાં હોય છે. ટેક્સીઓ વિવિધરંગી તથા સુંદર ઘાટ ધરાવતી હોય છે.

યુનિવર્સિટીથી અમે તાશ્કંદની સૌથી મોટી હોટલ, હોટલ તાશ્કંદમાં ગયા. અહીં અમે અમારી પાસેના ડોલરના રૂબલ કરાવ્યા. મોટી હોટલોમાં આવી સગવડ હોય છે. એક ડોલરના ૭૦ – ૮ કોપેક લેખે રૂબલ મળ્યા. ( એક રૂબલ બરાબર ૧૦૦ કોપેક અને એક ડોલર બરાબર રૂ. – ૭ – ૮૭ ) આમ એક રૂબલ બરાબર ૧૧ રૂપિયા થાય. રશિયન રૂબલ આમ અમેરિકન ડોલર કરતા ઊંચો રહ્યો છે. રશિયામાં દરેક હોટેલોમાં 'બીરીઓસ્કો' નામની દુકાન હોય છે. તેમાં પરદેશીઓ માટે પરદેશી ચલણમાં રશિયન બનાવટની વસ્તુઓ વેચાય છે. અહીં રશિયન બનાવટની ઘણી ચીજો રશિયાના બાકીના બજાર કરતાં ૩૩% થી માંડીને ૫૦% સુધીની ઓછી કિંમતે... મળે છે. આ દુકાનોમાંથી ચીજ – વસ્તુઓ ખરીદવા માટે હાર્ડ કરન્સીમાં નાણાં ચૂકવવાનાં હોય છે. દરેક મોટી હોટેલ સાથે આવો 'બીરીઓસ્કો' આવેલ હોય છે.

આજ રીતે રશિયાના ગંજાવર ડીપાર્ટમેન્ટલ સ્ટોર્સમાં તમામ ચીજ વસ્તુઓ મળતી હોય છે. વેચાણનું કામ છોકરીઓ સંભાળે છે. દરેક વસ્તુ ઉપર ભાવ લખેલા હોય છે. વસ્તુઓને રૂપિયાની કિંમતમાં સરખાવીએ તો તે મોંઘી લાગે, પણ ત્યાંના ધોરણ પ્રમાણે જો રૂબલને જ રૂપિયો ગણીએ તો સસ્તી લાગે. આવા સ્ટોર્સ – રશિયાની તમામ દુકાનો અને સ્ટોર્સ સરકાર સંચાલિત હોય છે.

બપોરના અમારે ઉતારે આવી ભોજન કરી

પાછા ઊપડયા. અહીં ઉઝબેકીસ્તાને કરેલી પ્રગતિ દર્શાવતું એક વિશાળ કાયમી પ્રદર્શન છે. રશિયાના દરેક પ્રાંતના વડા મથકમાં જે તે પ્રાંતે કરેલી પ્રગતિ બતાવતું સિદ્ધિઓનું પ્રદર્શન હોય છે. જેમાં તે દેશે વિવિધ ક્ષેત્રે કરેલી પ્રગતિ અને ઉત્પાદનની ચીજો પ્રદર્શિત કરવામાં આવે છે. આવાં પ્રદર્શનો કાયમી હોય છે અને લોકો મોટા પ્રમાણમાં તે જોવા જતા હોય છે.

એક જમાનામાં પછાત અને અંધશ્રદ્ધાથી ઘેરાયેલા આ પ્રદેશે થોડાં વર્ષોમાં કરેલી પ્રગતિ આ પ્રદર્શનમાં બતાવવામાં આવી છે. આખા રશિયાના ૭૦% કપાસનું ઉત્પાદન અહીં થાય છે. દ્રાક્ષ, ઘઉં અને ડાંગર પણ સારી રીતે પાકે છે. ઉઝબેકીસ્તાનનો ૬૦% પ્રદેશ રણ છે ૨૦% પ્રદેશ આકાશિયા ખેતીનો છે. ૨૦% જમીનમાં આમુધ્યા અને સીરધ્યામાંથી કાઢેલી નહેરોના પાણીમાંથી ખેતી થાય છે. દ્રાક્ષ સારા પ્રમાણમાં થાય છે. ઉપરાંત શાકભાજી અને ફળફળાદિ પણ ખૂબ થાય છે. ઉદ્યોગો અને હસ્તકલા પણ ખૂબ વિકસ્યા છે. અહીંના ગાલીચા મશહૂર છે. પોતાની પ્રગતિ માટે લોકો મગરૂર છે. આ સ્થિતિ સર્જવા માટે લોકો લેનીન, ઓકટોબર ક્રાંતિ તથા સામ્યવાદી પક્ષનો આભાર માનતા હોય છે.

આ સ્થળેથી અમે ઉઝબેકીસ્તાનના સેક્રેટરીએટ પાસે થઈને કમસોમોલ તરફથી યોજાયેલી સભામાં જવા નીકળ્યા. અહીંનું સેક્રેટરીએટ વિશાળ અને ભવ્ય છે. વીસ માળનું એક વધારે મકાન બંધાયું છે. જૂના ભવ્ય મકાનના ચોકમાં લેનીનની પ્રતિમા છે. આ જ મકાનમાં ૧૯૬૬ માં સ્વ. શાસ્ત્રીજી અને સ્વ. અયુબખાન વચ્ચે મંત્રણાઓ થઈ હતી, કમસોમોલના હોલમાં સભા થઈ, જેમાં શાંતિ તથા ભારત–રશિયા સંબંધો અંગે પ્રવચનો થયાં. અહીં સ્વ. શાસ્ત્રીજીની તાસ્કંદ યાત્રાની તથા ઉઝબેકીસ્તાનના વિકાસની ફીલ્મો બતાવવામાં આવી. આમ આખો દિવસ બધું જોઈને સાંજે હોટલ ઉપર પાછા આવ્યા.

તા. ૨૩–૧૦–૭૩.

સવારે તાશ્કંદ-ટ્રેડ યુનિયનીસ્ટો તરફથી અમારા માનમાં સભા થઈ. શાંતિ, શાહીવાદી કરતૂતો વગેરે ઉપર પ્રવચનો થયાં. અમારી ગાઈડ વસીલા સુંદર બોલી. અમારા સંચાલક ચિત્રો બિશ્વાસે અમેરિકાની ખૂબ નિંદા કરી. દરેક સ્ટેટમાંથી એક વ્યક્તિ શાસ્ત્રીજી ગુજરી ગયેલા તે સ્થળની મુલાકાતે ગઈ. અમારા તરફથી શ્રી વિઠ્ઠલભાઈ અમીન ત્યાં ગયા. અમે સૌએ ત્યા જવાની માગણી કરી, પણ તે જગ્યા ઊંડાણમાં અને સાંકડી છે, તેમ જ તેનું સમારકામ ચાલે છે, તેવા કારણ બતાવી અમને લઈ ગયા નહીં. ૧૯૬૫માં તાશ્કંદમાં થયેલ ભીષણ ધરતીકંપની એક ફીલ્મ પણ અમને બતાવવામાં આવી. તે વખતે આ શહેરને ભારે નુકશાન થયેલું પણ આખા રશિયાના લોકો તેની મદદે આવ્યા. વિરાટ યંત્રો નવરચનાના કામે લાગ્યાં અને આજના આધુનિક તાશ્કંદનું નિર્માણ થયું. તાશ્કંદમાં વિશાળ રસ્તાઓની બન્ને બાજુએ બેથી ચાર હારમાં વૃક્ષો લહેરાય છે, પછી ફૂટપાથ આવે અને પછી ઊંચાં મકાનો આવે. ૧૯૬૫ ના ધરતીકંપમાં શહેરનાં ૬૦ o/o મકાનો નાશ પામેલાં. તે બધાની જગ્યાએ નવાં મકાનો બંધાઈ ગયાં અને હજી પણ સંખ્યાબંધ નવાં મકાનો બંધાયે જ જાય છે વિશાળ યંત્રો અને ક્રેનની મદદથી ૫ – ૭ માળનાં મકાનો ૨ થી ૩ માસમાં તૈયાર થઈ જાય છે. તેમની નેમ છે કે આગામી ૧૦ વર્ષમાં તમામ કુટુંબોને સંપૂર્ણ સગવડવાળાં આધુનિક નિવાસો પૂરાં પાડવાં. આથી યંત્રો દ્વારા મકાનનું બાંધકામ રાત – દિવસ ચાલતું જ રહે છે

બપોર પછી અમે વોરોશીઓલ કોટન પેકીંગ મશીન મેન્યુફેક્ચરીંગ ફેકટરી જોઈ. આ ફેકટરી નવા પ્રકારના સુંદર કોટન પેકીંગ મશીનો બનાવે છે જેની એકની કિમત ૯II હજાર રૂબલ એટલે કે એક લાખ રૂપિયાથી પણ વધારે થવા જાય છે. આ પ્રકારનાં યંત્રો બનાવતી રશિયાની આ એકમાત્ર ફેકટરી છે. અહીં ૬૫૦૦ કામદારો કામ કરે છે, જેમનું પગાર ધોરણ ૭૦ થી ૫૦૦ રૂબલ સરેરાશ હોય છે. સખત મહેનત અને કાળજી કૌશલવાળી કામગીરી કરનાર કામદારનો પગાર કંપનીના મેનેજર કરતાં પણ વધારે હોય છે.

મેનેજરને ૯૦૦ રૂબલથી વધારે પગાર મળતો નથી, જ્યારે કેટલાક કામદારોને ૮૦૦ રૂબલ પગાર મળે છે મજૂરો માટે ફેક્ટરીમાં વિના મૂલ્યે હોસ્પિટલ, સ્કૂલ, બાલમંદિર, ઘોડિયાઘર' વગેરેની સગવડ છે.

સાંજના સીટી કોમ્યુનિષ્ટ પાર્ટી તરફથી અમને વિદાયનું ભોજન અપાયું અને અમે ત્યાંથી સીધા જ એરપોર્ટે જવા નીકળ્યા, તાશ્કંદથી એક પછી એક એમ બે નાના પ્લેનમાં અમે મોસ્કો જવાના હતા અમારું પ્લેન રાત્રે ૧૦/૩૦ વાગે ઊપડવાનું હતું, અમે અમારા દુભાષિયા બહેનોની વિદાય લીધી.

આ બહેનો ખૂબ જ માયાળુ અને મહેનતુ હતી. તેમાંની એક લીલા નામની બહેન તો ભારતમાં પણ આવી ગયેલી. હિંદી સારું બોલતી હતી, બીજી બે બહેનો – નસીબા અને વસીલા પણ અંગ્રેજી થોડું ઘણું અને હિંદી સારું બોલતી હતી.

રશિયામાં લગ્ન રજીસ્ટ્રેશનથી થાય છે. મા – બાપ તેમાં આડે આવતાં નથી. રજીસ્ટ્રેશન કરાવ્યા પછી જેમની ઈચ્છા હોય તે કાજી કે પાદરી પાસે જાય છે. લગ્નમાં ૫૦૦ રૂબલથી વધારે ખર્ચ કરી શકાતો નથી. લગ્ન પછી વર – વધૂ, મા-બાપની સાથે જ રહે છે અમેરિકની જેમ પરણીને જુદાં રહેવા નથી જતાં.

આમ આવી જાત જાતની વાતો કરતાં કરતાં અમે સૌ રાત્રે ૧૦/૩૦ વાગે તાશ્કંદ છોડી મોસ્કો તરફ ઊડવા લાગ્યા.

---

## નોકરી માટેની લાયકાત

નોકરીની શોધમાં ભટકનો એક એમ એ. થયેલો જુવાન ફરતાં ફરતાં એક મોટી પેઢીમાં જઇ ચઢયો. પૂછપરછ વિભાગમાં જઇને પૃચ્છા કરી "આ ઓફિસમાં કોઇ જગ્યા ખાલી છે?"

"જગ્યા તો ખાલી થયા કરે અને ભરાયા કરે. જાહેરાત જોતા રહો." સંપર્ક અધિકારીએ કાગળોના ઢગલામાંથી માથું ઊંચું કરીને જવાબ આપ્યો.

"જાહેરાત તો જોયા જ કરું છું. અરજીઓ પણ કર્યા જ કરું છું. પણ ટેટો જામતો નથી એટલે આજે રૂબરૂ મળવા આવ્યો છું. કંઇક મદદરૂપ થશો તો આભારી થઇશ." જુવાને પોતાની પરિસ્થિતિ જણાવી.

"ગમે તે કામ કરવા ખુશી છો?" સંપર્ક અધિકારીના દિલમાં રામ વસ્યા

"નોકરી જ કરવી છે તો જે કામ આપશો એ સ્વીકારી લઈશ." જુવાને જવાબ આપ્યો.

" પટાવાળા તરીકે રહેવા તૈયાર છો?" સંપર્ક અધિકારીએ પૂછયું.

"એને માટે કેટલી લાયકાત જોઇએ?" જુવાને પ્રશ્ન કર્યો.

"મેટ્રીક સુધીનો અભ્યાસ જોઇએ." સંપર્ક અધિકારીએ ચશ્મા નીચે મૂકયા.

' એનાથી તો વધારે લાયકાત ધરાવું છું. કારકુન માટે શી લાયકાત જોઇએ." જુવાનને કંઈક આશા દેખાણી.

"એને માટે ગ્રેજ્યુએટ હોવું જરૂરી છે." સંપર્ક અધિકારીને પણ જુવાનમાં રસ પડયો.

' એનાથી પણ વધુ લાયકાત ધરાવું છું. હેડ કલાર્કની જગ્યા માટે શી લાયકાત જોઈએ?" જુવાન આગળ વધ્યો.

"એને માટે ડબલ ગ્રેજ્યુએટ હોવું જરૂરી છે" સંપર્ક અધિકારીએ સ્પષ્ટતા કરી...

"એટલી લાયકાત તો હું ધરાવું છું. એ ઉપરાંત સ્પોર્ટસ, સંગીત, ઇત્યાદિના પ્રમાણપત્રો પણ છે. વારૂ! મેનેજર થવા માટે કઇ લાયકાત નક્કી કરી છે?" જુવાને વધુ ઠેકડો ખાધો."

"એને માટે તો અમારી કંપનીના માલીકના જમાઈ હોવું જરૂરી છે." સંપર્ક અધિકારીએ હસતાં હસતાં જવાબ આપ્યો.

"મારી પાસે એ લાયકાત નથી અને એ લાયકાત મેળવી શકું એમ પણ નથી." જુવાને નિરાશ થઇને વિદાય લીધી.

# ઉનાળુ મગફળી વધુ નફો આપે છે.

રતિભાઈ અંધારિયા

થોડા દિવસો પહેલાં આપણા રાજ્યના કૃષિ મંત્રીશ્રીએ જાહેર કર્યું છે કે આ વર્ષથી મગફળીનું અને અન્ય તેલીબિયાંનું મોટા પાયે વધુ ઉત્પાદન કરવાની વ્યાપક યોજનાઓ અમલમાં આવનાર છે. આવતા ચાર વર્ષ દરમ્યાન ચોમાસુ અને ઉનાળુ મગફળીનું ઉત્પાદન વધારવામાં કેન્દ્ર સરકારની સંપૂર્ણ સહાય મળશે જે ૩૪૬ કરોડ રૂપિયા જેટલી છે. હાલમાં તેલીબિયાંનું ઉત્પાદન વાર્ષિક ૧૮ લાખ ટન છે ને વધારીને ચાર વર્ષમાં ૨૭ લાખ ટન સુધી પહોંચાડવાનો લક્ષ્યાંક નક્કી કરાયો છે. આ યોજનામાં ખેડૂતોને બિયારણ, ખાતર, પાકસંરક્ષણ અને સિંચાઈના કરવા પડતા ખર્ચમાં ઘણી જાતની રાહત અને સહાય મળશે.

ખેતીવાડી ખાતાની ગણતરી તો ચાલુ સાલના ઉનાળામાં દોઢ લાખ હેક્ટર (૧ હેક્ટર બરોબર અઢી એકર) મગફળીનું વાવેતર કરાવી દોઢ લાખ ટન મગફળી ઉત્પન્ન કરવાની છે, એકલા ભાવનગર જિલ્લામાં જ ૧ લાખ હેક્ટર જમીનમાં ઉનાળુ મગફળી વાવવા ઝુંબેશ શરૂ થઈ છે. સૌરાષ્ટ્ર ગુજરાતના બીજા જિલ્લાઓમાં પણ થોડું – વધું વાવેતર થશે.

ચોમાસુ મગફળી કરતા ઉનાળુ મગફળી વધુ લાભદાયક થાય છે કારણ કે ચોમાસુ મગફળી કેવળ વરસાદ ઓછો હોય કે અનિયમિત હોય તો ઉત્પાદન ઉપર ઘણી માઠી અસર પડે છે. વળી જોઈએ ત્યારે કેવળ જરૂર પૂરતો પણ વરસાદ ન આવવાથી મગફળીની ખેતી માથે પડે છે તે આપણો ચાલુ વર્ષનો પણ અનુભવ છે.

પરંતુ ઉનાળુ મગફળી તો જેની પાસે પાણી પાવાની સગવડ હોય તે જ ખેડૂતો વાવી શકે છે અને પાકને જરૂર પડે ત્યારે પૂરતું પાણી ખેડૂત આપે છે એટલે ઉત્પાદન પણ ધાર્યું લઈ શકાય છે.

## મગફળીની કઈ જાત વાવવી ?

ઉનાળુ મગફળી કરવી હોય તો ઊભડી જાત વાવવી જોઈએ. આડી કે પથરાતી (મોટી માંડવી) વાવી શકાય અને ઊગે પણ ખરી – ફૂલફાલ પણ આવે, પણ એક તો વેલાવાળી જાત મોડી પાકે એટલે વરસાદ આંબી જાય અને બીજું તેનો ઉતારો પણ ઉનાળામાં ઓછો આવે છે. એટલે ઊભડી જાતોમાંથી સુધરેલી અને વધુ ઉત્પાદન આપતી જાત જ વાવવી જોઈએ. આવી જાતોમાં જૂનાગઢ–૧૧ અને જી. એ યુ. જી–૧ જાત સૌથી સારી ગણાય છે.

તાજેતરમાં જલગાંવની જે. એલ. ૨૪ બહાર પડી છે તે ચોમાસામાં બીજી આપણી ઊભડી જાતો કરતાં ૨૦થી ૨૫ ટકા વધુ ઉત્પાદન આપે છે. પરંતુ આ જાતના ઉનાળામાં આપણે ત્યાં કેટલું ઉત્પાદન આવે છે તેના અખતરા ચાલુ સાલે પહેલી વખત કરવામાં આવશે એટલે એ ઉનાળામાં પણ સફળતા આપે તો એ જાત ખેડૂતો અપનાવી લેશે.

## કેવી જમીન અને હવામાનમાં વવાય?

ચોમાસુ મગફળી સફળતાથી વવાય તે જ જમીનમાં ઉનાળુ પાક પણ પાણીની સગવડ હોય ત્યાં વાવી શકાય છે. ક્ષારવાળી અગર પાણી લાંબો વખત ભરાઈ રહેતું હોય તેવી જમીન સિવાય બધા પ્રકારની જમીનમાં ઉનાળુ મગફળીની ખેતી થઈ શકે છે. ફળદ્રુપ અને કાંપાળ જમીનમાં તે વધુ ઉત્પાદન આપે છે.

ઉનાળુ મગફળીને દરિયાકાંઠાની આબોહવા વધુ માફક આવે છે. બીજા વિસ્તાર કરતાં દરિયાકાંઠાના વિસ્તારમાં ઉનાળુ મગફળી વધુ ઊપજ આપે છે.

## ક્યારે અને કેવી રીતે વાવણી કરાય?

ઉનાળુ મગફળી ફેબ્રુઆરીની ૧૫મી આસપાસ વાવવા રાજ્યનું ખેતીવાડી ખાતું ભલામણ કરે છે. કારણકે તે વખતે ઠંડી ઓછી થઈ ગઈ હોય અને બીનો ઉગાવો તરત થાય છે. આમ છતાં ખેડૂતો ખાસ કરીને ભાવનગર જિલ્લાના દરિયા કાંઠાનાં ગામોમાં જાન્યુઆરીની શરૂમાં અને મોટે

ભાગે ૧૫મી જાન્યુઆરી સુધીમાં વાવેતર કરી નાંખે છે. ફેબ્રુઆરીની પહેલેથી પાંચમી છઠ્ઠી તારીખ સુધીમાં વાવીએ તો પાકતી વખતે વહેલા વરસાદનો ભય રહેતો નથી.

બે છોડ વચ્ચે ૧૨ ઈંચ (૩૦ સે. મિ.) અંતરે વાવણિયાથી દાણા ઓરવી વાવણી કરવી. ભાવનગર જિલ્લામાં પાંચ દાંતે એટલે કે બે હાર ૯ ઈંચ (૨૨ સે. મિ.) અંતર રાખી ખેડૂતો ઉનાળુ મગફળી વાવે છે. સોરઠ વિસ્તારમાં બે હાર વચ્ચે ૧૮ ઈંચ (૪૫ સે. મિ.) અંતર રાખે છે. આ બાબત અખતરાઓ ઉપરથી ૧૨ ઈંચને અંતરે વાવવા સામાન્ય રીતે ભલામણ કરવામાં આવે છે.

## કેટલું બિયારણ જોઈએ ?

એક એકરે ૬૦થી ૭૫ કિલો બિયારણ પાંચ દાંતે ઉનાળુ મગફળી વાવીએ તો જોઈએ. બે હાર વચ્ચે ગાળો વધુ હોય તો આનાથી ઓછું બીજ જોઈએ.

બીજને વાવતાં પહેલાં એક કીલોગ્રામ બીજને ત્રણ ગ્રામ કેપ્ટન જેવી ફૂગનાશક દવાનો પટ આપી પછી વાવણી કરવી.

## ખાતર કયું અને કેટલું જોઈએ ?

ઉનાળુ મગફળીનો વધુ ઉતારો લેવા દેશી તેમજ રાસાયણિક બન્ને ખાતરોનો ઉપયોગ કરવો જરૂરી છે. જમીન તૈયાર કરતી વખતે એટલે કે એક કરતાં અગાઉ એક એકરે ૧૫ થી ૨૦ ગાડી છાણિયું ખાતર જમીન પર વેરી પછી ખેડ કરવી. આ ઉપરાંત વાવણી પહેલાં એકરે ૫૦ કિ. ગ્રા. ડાય એમોનિયમ ફોસ્ફેટ જમીનમાં મગફળીના ચાસમાં ઊંડે વાવી દેવું. આ ખાતર ન મળે તો ૧૫૦ કિ.ગ્રા સુપરફોસ્ફેટ અને ૨૫ કિ. ગ્રા. યુરિયા વાવી દેવુ.

## પાણી

જમીન ખેડી, ઢળિયા હાંકી તૈયાર કર્યા પછી ખાતર જોઈએ. આને ઓરવાણુ કહેવાય. વાવતી વખતે પહેલા પાણુ પછી પણ પૂરતો ભેજ જમીનમાં ન વરતાય તો બીજી વખત ઓરવાણુ કરવું. બીજ વાવ્યા પછી જો ઠંડીમાં વાવણી કરી હોય તો ૧૦ થી ૧૫ દિવસે ઊગે છે. અને ફેબ્રુઆરીમાં વાવણી કરી હોય તો ૬ થી ૭ દિવસે બીજ ઊગી જાય છે.

પાક ઊગ્યા બાદ પાણી આપવુ નહી. આમ ચાર પાંચ અઠવાડિયા રહે તો પાક પાણીની તાણુ વરતાવા લાગે છે અને ફૂલબેસવાની શરૂઆત થવા લાગે ત્યારે બરોબર ભેજની ખેંચ વરતાય ત્યારે પાણી પાવું આ પાણી પાયા બાદ પાકમાં મૂળ રૂપ બેસવા લાગશે અને તે બાદ પાણીની ખેંચ ન પડે તેવી રીતે પાણી પાયા કરવું. સૂયા બેસી ડોડવા થાય અને ડોડવા મોટા થાય તેથી આ સમયે પાણીની ખેંચ જરા પણ ન પડે તેની કાળજી રાખવી. દર ચારથી ૭ દિવસે જમીનની જાત પ્રમાણે પાણી આપવું. ભારે જમીનમાં સાત આઠ દિવસે પાણી આપીએ તો ચાલે.

## બીજી શું માવજત આપવી ?

વાવણી બાદ છોડ ઊગીને મોટા થાય ત્યારે ૧૫ દિવસને અંતરે વચલી ખેડ કરવી જેથી જમીન પોચી રહે અને ઘાસ–નિંદામણ ન થાય. બે છોડ વચ્ચે ઊગતું નિંદામણ દાતરડીથી કાઢી નાંખવુ. સૂયા બેસે તે વખતે અને તે પછી વચલી ખેડ ન કરવી.

ઉનાળુ મગફળીમાં ખાસ રોગ કે જીવાત નથી દેખાતી. પરંતુ હાલમાં ઉનાળુ આ પાકનો વિસ્તાર દર વરસે વધતો જાય છે એટલે પાનને રસ ચૂસનારી જીવાતોનો ઉપદ્રવ દેખાય તો આવે વખતે શોષક પ્રકારની દવા જેવી કે ડીમેક્રોન, રોગોર, મેટાસીસ્ટોક્ષ અથવા તે પ્રકારની બીજી દવાઓથી કોઈ પણ એક મેળવી દશ દિવસને અંતરે બે વખત છાંટવી ?

## ઉત્પાદન કેટલું આવે છે ?

ઉનાળુ મગફળીનું સરેરાશ ઉત્પાદન એક એકરે ૫૦૦ થી ૭૦૦ કિ. ગ્રા. આવે છે. સારી માવજત હોય તો ૧૦૦૦ કિ. ગ્રા. કે ૧૨૦૦ કિ. ગ્રા. આવવા સંભવ છે.

# ગુજરાતની સંસ્કૃતિ ઉપર ભક્તિ–સંગીતનો પ્રભાવ

ચિત્તરંજન રાજા

ભક્તિ સંગીતની ઝળહળતી જ્યોતનું અજવાળું ગુર્જરગિરા અને ગુર્જર રાષ્ટ્રના સંસ્કારસંસ્કૃતિ ઉપર અહર્નિશ ફેલાતું રહ્યું છે. મારા ખ્યાલ પ્રમાણે ભક્તિ–સંગીતે આપણી સંસ્કૃતિનું જ નહીં, જન્મગત સંસ્કારનું ઘડતર કર્યું છે. In fact it is the impact of not only Bhakti sangeet but mainly of Bhakti cult.

ગુજરાતની આગવી સંસ્કૃતિના, સંસ્કારનાં લક્ષણોમાં આ ભક્તિ – સંગીતના પ્રવાહે જબરજસ્ત અસર પાડી છે. આપણી પ્રજાએ પ્રાચીન સમયથી જીવન અને પર જીવન વિશે તેજસ્વી કલ્પના અને બુદ્ધિમત્તાથી વિચાર કર્યો છે. ભારતીય ધર્મ વિચાર કલ્પના ઉડ્ડયન અને તર્કશુદ્ધ નિબધ્યતામાં અનેક રીતે ચડિયાતો છે. ગુજરાતી ભક્તિ સંગીત અને ભક્તિ સાહિત્યનાં મૂળ ભારતીય વિચાર પરંપરાનું એક આગવું તત્ત્વ છે. ભક્તિરસની નીપજ માત્ર ગુજરાત કે સૌરાષ્ટ્રની કહેવી એ સંકુચિતતા લેખાશે. તેરમી સદીના આરંભ કાળથી વારાણસીથી પ્રગટેલી – પ્રગટાવેલી સ્વામી રામેશ્વરાનંદની ભક્તિજ્યોત સમગ્ર ભારત વર્ષમાં ઝળહળી ઊઠી હતી. આ ભક્તિરસના પ્રભાવે, ભક્તિ સંપ્રદાયે, ઈસ્લામના સાંસ્કૃતિક ઘોડાપૂરને ખાળ્યાં છે. સાડાત્રણસો વર્ષ સુધી : ઈ. સ. ૧૩૦૦ થી ૧૬૫૦ : ગુજરાતમાં ઈસ્લામી શાસન રહ્યું હોવા છતાં હિન્દુ ધર્મ અને સંસ્કારની પતાકા ઉન્નત મસ્તકે ફરફરતી રહી છે. જેમના સાંનિધ્યે, અને પટ્ટાંગણમાં આપણે બેઠા છીએ તે જ્યોતિર્લિંગ ધામ સોમનાથ કેટલીય વાર તૂટ્યું અને પુનઃ નિર્માણ થતું ગયું એ આ વાતની સાક્ષી પૂરે છે. દર્શનશાસ્ત્રનાં લુખ્ખા, સુક્કા, પાંડિત્યપૂર્ણ, ભાષાઆંડબરી વિલાસ સામે ભક્તિરસના પ્રવાહે સાદી, સરળ, સચોટ વાણીની ગંગા દ્વારા સંસ્કારપૂતતા સાચવી. આ ભક્તિ સંપ્રદાયે અનેક જાતિપાતિના ભેદ ભૂલાવ્યા, અલખની આરાધના માટે માનવ માત્રને સમાન ગણ્યાં. ઈસ્લામના એકેશ્વરવાદ, સહુને સમાન ગણવાના ધર્મપરિબળે હિન્દુ સંસ્કૃતિ – ધર્મ માટે ભય ઉપજાવ્યો. અસ્પૃશ્યતા અને જાતિપાંતિનાં રૂઢ બન્ધનોમાં જકડાયેલો હિન્દુ ધર્મ માત્ર બાહ્ય આવરણ બની રહ્યો હતો ત્યારે ભક્તિ સંપ્રદાયે નવજાગૃતિ, નવોન્મેષ પ્રેરણા જન્માવી. વીજળીના ચમકાર જેવી સચોટ સંતવાણીએ લોકહૃદયમાં સ્થાન લીધું. પોથીપુરાણ-પંડિતોની ભત્રાટવીમાં ભેરવાઈ પડેલા સનાતન ધર્મ સંસ્કારે નવ જ્યોત પ્રદીપ્ત કરી.

ભક્તિ સંગીત એટલે માનવ જીવનની મહત્તા, દેહનું અમૂલાપણું અને આત્માની અનળ જ્યોતિની ઓળખાણ. આ ભક્તિ રસના પ્રવાહે સહુથી મોટી સેવા કરી એકયભાવના કેળવવાની.

" ચોખાં જેના ચિત :એનાઃ વરણ કાંઉ વખોડિયે પ્રહલાદેય હતો પતિતર : મર : દાનવ હતો દાદવા"

" જેના અંતર ચોકખાં છે તેની જાત જોવાની જરૂર નથી. પ્રહલાદ ભલે દાનવ હતો છતાં મહાન ભકત ગણાય છે."

" વરણ કગરણ હોય : મરઃ કવરણ ઘર ઉછર્યો કરણ
કોયલ જસદ ન હોય :મરઃ દસદે પાળી દાદવા"

" વર્ણથી કશું જ નથી. મહારથી કર્ણ સારથિને ત્યાં ઊછર્યો તેથી શું : અને કોયલનાં બચ્ચાં કાગડાના માળામાં ઊછરે તેથી શું :"

ધર્મઝનૂનના વિષ ઊતરી જાય તેવો દિલાવરી સંસ્કાર આપણા ભક્તિ સંગીતમાં અભરે ભર્યો છે. સંગીતની પ્રતિ છાયા તો છેક વેદકાલીન મંત્રોથી આપણી અર્ચના, આરાધના ઉપર રહેલી છે. ધર્મ અને સંસ્કૃતિ એક બીજાથી અલગ નહીં પણ પૂરક રહ્યાં છે. જીવમાંથી શિવ, નરમાંથી નારાયણ, પામરમાંથી ચરમ બનાવે તેજ સાચી સંસ્કૃતિ, એ જ સાચી

સંસ્કારપરંપરા, આત્મશુદ્ધિ, તપ અને ત્યાગ દ્વારા જીવનનું ઉર્ધ્વીકરણ કરવાની નેમ સમગ્ર ભારતીય સંસ્કૃતિમાં રહેલી છે. ગુજરાતની સંસ્કૃતિ પણ આ અસરથી મુક્ત ન જ હોય શકે "ધર્મ એજ જીવન" એ મંત્રાનુસાર ધર્મની અસર માનવ અને સંસ્કૃતિ ઉપર યુગોથી રહેલી છે. ઋગ્વેદના બીજમાંથી જન્મેલા સામવેદને સંગીતના મૂળસ્થાન રૂપ ગણાવાય છે. વેદ એટલે સંતોની જ વાણી અને આ વાણી લોકભોગ્ય રૂપ તે ભક્તિસંગીત.

ભક્તિસંગીત અને ભક્તિ એક રૂપ જ છે. પ્રાચીન અને મધ્યકાલીન સાહિત્યનું વાહન તે પદ્ય. આ પદ્ય સ્વરૂપેજ ભક્તિસંગીતને સમૃદ્ધ અને સમર્થ બનાવ્યું છે. સંગીત એ માનવ જાતની આદિમ કળા છે. માનવીને શબ્દો, સ્વર, બોલી, ઉચ્ચાર જેવી અમૂલ્ય ભેટો મળી છે. પ્રકૃતિના રુદ્ર, રમ્ય સંગીતના તાલમાંથી જ સંગીત દ્વારા પ્રાણ અને પ્રકૃતિનું તાદાત્મ્ય સાધવાની સિદ્ધિ આપણી સંસ્કૃતિની વિશિષ્ટતા છે. ભક્તિસંગીત ઉપર ધર્મના, સંપ્રદાયના અનેક પ્રવાહોની અસર પડી છે. શાંકર વેદાંત- કેવલાદ્વૈતની અસરનો પ્રવાહ પણ આપણા ભક્તિસંગીતમાં જોઈ શકાય છે.

"અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ,
જૂજવે રૂપ અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું
શૂન્યમાં શબ્દ થઈ વેદવાસે."

નરસિંહની આ વાણીમાં કેવલાદ્વૈતનું તત્ત્વજ્ઞાન નર્યું દેખાય છે.

"નેત્ર વિણ નીરખવો, રૂપ વિણ પરખવો
વણ જિહ્વાએ રસ પીવો"

અથવા અખાની વાણીમાં પ્રગટ થતું-

"અમળ આતમ એકપુરણ, અખંડિત અવિનાશ
અજર અમર, અનામ અવ્યય-પૂરણ જ્યોતિપ્રકાશ'
અખેગીતા પાનું. ૨૨

પ્રીતમની વાણીમાં જોઈએ તો

"કાચનો કુંપો કાયા તારી, વણસતા ન લાગે વાર
જીવ – કાયાને સગાઈ કેટલી,
મૂકી ચાલે વન – મોઝાર

ભક્તિસંગીતે ભજનોની સરળ સચોટ વાણી દ્વારા ધર્મના વ્યાપક અર્થને મનના ટાડલે ટહુકતો કર્યો છે. કેવલાદ્વૈતની જેમ શૈવ અને શક્તિ સંપ્રદાયોએ ભક્તિ સંગીત દ્વારા જનમન ઉપર પોતાના સંસ્કાર આંક્યા છે.

"આજ કાલ કે કોઈક પર્મ,
ધારે જન્મ મરણના ધર્મ
પાણી પરપોટે જીવડો દશ વાયુ મધ્યે દીવડો.
શિવપુરાણ શાસ્ત્રનું પાનું ૨૪૭

આપણા ભક્તિસંગીત ઉપર પુરાણો, રામાયણ–મહાભારત વગેરેની ભરચક અસર છે. શક્તિ સંપ્રદાયની વાણીએ ગુજરાતની સંસ્કૃતિમાં પોતાનો સૂર પુરાવ્યો છે. ગરબી-ગરબા આપણી લાક્ષણિકતા છે. શરદની ધવલ ચાંદનીમાં, આસોમાસની નવધાન્ય સભર સોરભી હવામાં ગામને પાદર, નગરના ચોકમાં કે પોળના નાકે, વાસ કે વાડની શેરીએ ગુર્જર નારીના કંઠ "માનાં નોરતાંની વધામણી" ગૂંજતી કરે છે ગરબા ગરબીનું સંગીત એ ગુજરાતના ભક્તિ સંગીતની અનોખી પરંપરા છે. સંગીતની શાસ્ત્રીય વાચનામાં આ સગીતનો અભ્યાસ થવો જરૂરી છે.

જૂનાગઢના દિવાન રણછોડજીએ ચંડીપાઠના ગરબા રચ્યા છે, જે તાલ, લય, તત્ત્વજ્ઞાનની દષ્ટિએ નોંધનીય છે. વલ્લભ મેવાડા, શિવરામ ભટ્ટ, મધ્યકાલીન કવિ શામળ, નાથ ભવાન વગેરેના ગરબા ગરબી ઉલ્લેખનીય છે.

"દશે દિશોથી ગૂંથી જાળી રે, મા અંબાજી
મંગળરૂપે દિસે મા મહાકાળી રે, મા અંબાજી
સાત પાતાળનું કોડિયું કીધું રે. મા અંબાજી
મેરુ પર્વતથી કીધી વાટ રે, મા અંબાજી".
શિવશાસ્ત્રના ગરબા પાનું ૧૭૦

સરખે સરખી સાહેલીઓના સાથે તેજના

તાલમાં અને છાયાના છંદમાં મા ભવાનીની ઉપાસના આરંભાય છે. અહીં શક્તિનું સ્વરૂપ વાત્સલ્ય ભરી "મા"નું રક્ત બીજ સંહારિણી, મહિષાસુરમર્દિની ચંડિકાના સ્થાને ગુજરાતના ભક્તિ સંગીતમાં "મા" રૂપે વિરાજે છે, પ્રગટ થાય છે.

"રૂપ અનુપમ માતનું, વાણીથી ન કહેવાય
સુંદરતા ત્રિલોકયમાં તેથી છબી શરમાય."

દીવાન રણછોડના ગરબા પાનું ૧૨૮

મોટા ભાગના માતાના ગરબા–ગરબી ભુજંગી છંદમાં છે. શક્તિ સંપ્રદાયની માતૃપૂજાએ આપણા છંદશાસ્ત્રમાં અનેરો ફાળો આપ્યો છે.

શક્તિસંપ્રદાયના આ ભક્તિસંગીતના ઢોલક મંજીરાના નાદરવની સાથો સાથ, યાદ કરવા જેવી અસર પુષ્ટિમાર્ગ સંપ્રદાયની છે. "वेदानाम सामवेदोस्मि" એમ શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેવાયું છે. नादाधीनम् जगत्सर्वम् સર્વ જગત નાદને આધીન છે એમ ભાગવતકારે પણ કહ્યું છે. જે ધર્મે સમસ્ત જીવન ઉપર ઊંડી અસર કરી હોય તેમાંથી સંગીત : સાહિત્ય કેમ મુક્ત રહી શકે ! સંગીત એ ઉર્ધ્વમુખરતાનું સાધન છે. પ્રત્યેક સંસ્કૃતિ : સંસ્કારના મૂળમાં સંગીત સીંચાયેલું છે. પ્રત્યેક સંપ્રદાયે પણ સંગીતનો સથવારો સાધ્યો છે. ખ્રિસ્તી ધર્મના પ્રસાર : પ્રચારમાં રોમન અને ગ્રીસના સંગીતનો ઊંડો ફાળો છે. આ સોમનાથના લકુલીશ સંપ્રદાયમાં ભૂતકાળમાં એક હજાર દેવદાસીઓનાં નુપૂર રણઝણતાં એમ મેગસ્થેનીએ પણ નોંધ્યું છે. ઈસ્લામ સૂફીવાદમાં સંગીત ઘૂંટાયેલું પડયું છે. પુષ્ટિમાર્ગી સંપ્રદાયનાં મંદિરો હવેલી તરીકે ઓળખાય છે. આ મંદિરોમાં વૈષ્ણવોના ઉપાસ્ય આરાધ્ય દેવ બાલમુકુન્દ – ગોકુલ છોડી મથુરાગમન કર્યા પૂર્વેના દેવ. આ ઈષ્ટના પૂજન માટે કીર્તન એ આ હવેલી સંગીતની વિશિષ્ટતા છે. હવેલીમાં થતી પૂજનની કોઈપણ ક્રિયા સંગીત વિહોણી નથી. નિત્ય લીલાનાં પદો, ઋતુ ઋતુના ઉત્સવો, રાસોત્સવ, ઝૂલા ઉત્સવ હવેલી સંગીતના ઓજથી ભરપૂર છે. પુષ્ટિમાર્ગીય હવેલી સંગીતની પરંપરા વિઠ્ઠલ નાથજીના સમયથી ગણાય છે. હવેલીનાં આ પદોની ભાષા વ્રજ હોય છે. સંગીતશાસ્ત્રની દષ્ટિએ આ પદો વિશિષ્ટ અને વિશેષ શુદ્ધ છે. ભક્તિ સંગીતની દષ્ટિએ તો ધોળ અને ગરબી ઉલ્લેખનીય છે. રાધા–કૃષ્ણનું યુગલ તો યુગોથી રસિક વલ્લભ બની આપણી સંસ્કૃતિના પઠાને પ્રફુલ્લિત બનાવી રહ્યા છે.

ગુર્જર સંસ્કાર ઉપર આ સંપ્રદાયના સંગીતની અસર પ્રબળ રીતે પડી છે. નરસિંહ, મીરાં, દયારામની રચનાઓ આજે પણ પ્રભાતિયાં, પદ, ગરબી રૂપે ગવાય છે અને સંસ્કારશુચિતાને જગાડે છે.

ભક્તિ સંપ્રદાયે જનસમાગમ રચ્યા છે. જાતિ પાંતિ ઊંચ નીચના ભેદ વિસારે પાડયા છે. નરસિંહ, મીરાં, દયારામ, અખો, ભોજો, ધીરો, કબીર, ભાણ, રવિ, મોરાર, ખીમ, ત્રિકમ, દાસી જીવણ, મેકણ, દેવીદાસ જેસલ–તોરલ, રૂપાંદે–માલદે, પ્રેમસાહેબ, ડુંગર, મૂળદાસ, દેવાયત પંડિત, કતીબશા, ઢાઢી, સતાર, ગંગાસતી, ધનો, સેનાવાળંદ– આમ યાદી તપાસીએ લાંબી થાય તેવા સંતો એમાં કોઈ હિંદુ, મુસલમાન, કોઈ કોળી, કાઠી, જાટ, વણકર, સોની, ભરવાડ, કણબી હરકોઈ કોમ આવે છે. આ પરંપરામાં, આવે છે. સંપ્રદાયોની પણ છુત છાત નથી. હમણાંજ જેમની દ્વિશતાબ્દી છે એ સ્વામિનારાયણ સંપ્રદાયના ભક્તિ સંગીતે સદાચાર અને સદ્ગુણના તેજ ફેલાવ્યા છે. ચૈતન્ય સંપ્રદાયના મત પ્રમાણે ભક્તિના પાંચ રસ અને તેની પાંચ ભૂમિકા છે.

:૧: શાંત, :૨: દાસ્ય ;૩: સખ્ય, :૪: વાત્સલ્ય :૫: માધુર્ય

સ્વામિનારાયણી સંતોએ પોતાના ભક્તિ સંગીતમાં પ્રેમલક્ષણા ભક્તિને વિશેષ સ્થાન આપ્યું છે.

હરિજન સાચા રે, જે ઉરમાં હીંમત રાખે,
વિપત વરચી રે, કદિ દીન વચન નવ ભાખે."

બ્રહ્માનંદ પાનું –૬૮૧

અને

"સાચા શૂરા રે, જેના વેરી ઘાવ વખાણે
જીવન જૂઠું રે, મરવું તે મંગળ જાણે."

જ્ઞાનભગતીનાં પદો પાનું ૬૮૧

ગુજરાતના નીચલા થરમાં જ્યારે શિક્ષણ કે અક્ષરજ્ઞાનનું અજવાળું નહોતું ત્યારે સ્વામિનારાયણ સંપ્રદાયના ભક્તિ સંગીતે પોતાની પરાવાણીમાં સામાન્ય જનને સ્નાન કરાવી જિંદગી જીતી જવાનો પંથ બતાવેલો. "સબસે ઉપર માનુષ ભાઈ" કહી ચંડીદાસે ગાયેલ વાણી આપણા ભક્તિ સંગીતે અનોખી રીતે પ્રેરી છે. ભક્તિ સંગીતે આપણે ત્યાં સંતવાણીની પરબ મંડાવી. આ પરબના પ્રેરણાપિયુષે આપણા પ્રજાજીવનના ઉમદા સંસ્કારો ઘડ્યા છે.

ગુજરાતની જીવદયા, 'અહિંસા, સમધર્મ' સમભાવના આ સંસ્કારની દેણ છે. આપણાં ગામડે ગામડે જોવા મળતી પાંજરાપોળો, ગોચરો, પોળમાં કે ચોકમાં જોવા મળતાં પંખીની ચણના ચબૂતરા, કૂતરાંને રોટલા, ગાયને ગોંદરે ઘાસ, ભૂખ્યાંને ભોજન આપવાનો સંસ્કાર આપણી સંસ્કૃતિની વિશિષ્ટતા અને સંતવાણીના પડેલા પડછાયા પ્રગટ કરે છે. ગુજરાત અને સૌરાષ્ટ્રની કેટ-કેટલીય સંસ્થા અન્નદાનનો મહિમા ફેલાવે છે. "કર સાહબકી બંદગી ઔર ભૂખેકું અન્ન દે" આ વાત ભક્તિ સંગીતની સંતવાણીએ આપણાં વ્યવહારમાં ઊંડે સુધી ઉતારી છે. આ સંતવાણી તે ભક્તિસંગીતથી અલગ પાડવાનું કામ સહેલું નથી, બલ્કે, શક્ય જ નથી. ભાષાના દેખિતા ફલકો ગુજરાતને આંચ પણ આપી શક્યા નથી તેના મૂળમાં આ ભક્તિસંગીત અને સંતવાણીનો રંગ રહ્યો છે. લોયણના એક પદમાં—

"જીરે, લાખા, કાશીરે નગરના ઘાટ માંરે,
લખ આવે ને લખ જાય;
સાધુરે જનનો સંદેસડો ખુલાસો
કહ્યો નવ જાય રે—

તો વળી સતારશાની ફારસી
મિશ્રિત ગુજરાતીમાં—
"એક વખત હમારા બીથા જાહોજલાલકા
ખુશ હાલ શેઠ થા ઓર ખુશ હાલ દાસથા"

કબીર – નાનકનાં પદો ગુજરાતી બાનીના વેશ પહેરી લે છે. ગુજરાતની સંસ્કાર, દાક્ષિણ્યતાએ સંસ્કાર અને ભાવનું ઓઢાણ. દૂર દૂર ગામડામાં વસતો અબૂધ ગ્રામીણ કે જાવા સુમાત્રાની સાગર ખેડ કરતો નાગરિક વેપારી સહુના મનમાં ગુર્જર સંસ્કૃતિની મહેક ફોરમતી હોય છે. ગંગા સતીએ ગાયું છે કે :

"ભાઈ રે, સાંગોપાંગ એક રસ સરખો પાનબાઈ
બદલાય ન બીજો રંગ
સાચની સંગે કાયમ રમવું પાનબાઈ
કરવી ભગતિ અભંગ"

"सत्यमेव जयते न अनृतम्" મંત્રની વાત કેટલી સરળતાથી, સચોટતાથી ભજનવાણી ઉકેલે છે: ગુજરાતના ભક્તિસંગીતમાં કોઈ પંથનો પ્રચાર નથી, કોઈ સંપ્રદાયની સંકુચિતતા નથી. કોઈ એક દેવતાની સ્તુતિ કે કોઈ એક દાનવની નિન્દા નથી પણ એમાં તો છે શરણાગતિ, મસ્તી, આનંદ, ઉદ્વેગ, પ્રેમ-વિરહના ભાવ જીવનની લોલુપતા, સ્વાર્થવૃત્તિ, રૂઢિગત પૂજનવિધિ, બાહ્યાડંબર, કે ભેદભાવ અને જડતા ઉપર આકરા પ્રહારો છે.

વેદવાણીએ સોળ સંસ્કાર, નાથ પંથે કઠોર સાધનાના સંસ્કાર આપ્યા છે. બુદ્ધ-મહાવીરની વાણીએ અહિંસાના અને વૈષ્ણવ સંપ્રદાયે માધુર્યના સંસ્કાર આપ્યા , મહાપંથે ત્યાગ અને સેવાના સંસ્કાર સીંચ્યા છે. ગુજરાતના સંસ્કારમંદિરના આ સહુ ચણતર-ઘડતરના અભેદ્ય પાયાણો છે. જૈન સંપ્રદાયે પણ બે હજારથી વધારે વર્ષની પોતાની તેજ આભાની રંગરેખા આપણી સંસ્કૃતિના પોતમાં વણી છે. જૈન સંપ્રદાયની ભેટ રૂપે મળેલાં ભક્તિસંગીતમાં રાસ, ફાગુ, સજઝાય, બાલાવબોધ, સ્તવનો મુખ્ય છે. ગુજરાતી સાહિત્યની સૌથી પ્રાચીન કૃતિ ગણાય છે તે "ભરતેશ્વર બાહુબલિરાસ" છે. જૈન મતના સિદ્ધાંતો સરળ રીતે સમજાવવામાં આનંદઘન, સમય સુંદર વિ. નો ફાળો ઉલ્લેખ પાત્ર છે. અજ્ઞાનરૂપી તિમિરનો નાશ થવાથી જ્ઞાન રૂપી પ્રકાશ મળશે જ તેમ જૈન સંતવાણી પ્રગટ કરે છે.

"વીરજીને ચરણે લાગું રે,
વીરપણું તે માગું રે,
મિથ્યા મોહ તિમિર, ભય ભાગ્યું,
જિતનગારું લાધ્યું રે"
જૈન કાવ્યદોહન પાનું ૫૮ ભા–૧

જ્ઞાનનો મહિમા આ સંતવાણીમાં વિશેષ રહ્યો છે.
"જ્ઞાન વડું સંસારમાં અને જ્ઞાન જ્યોતિ જગમાંય
જ્ઞાન દેવ દિલમાં ધરું, જ્ઞાન કલ્પતરુ છાંય"
જૈન કાવ્યદોહન ભાગ–૧ પાનું ૫૮

જ્ઞાનવૈરાગ્યની અસરો જૈન સંતવાણી અને ભક્તિસંગીતે ગુજરાતની સંસ્કાર દૃષ્ટિમાં ઉમેરણનું કામ કર્યું છે. અહિંસા અને સૂક્ષ્મ જીવન દૃષ્ટિમાં સંપ્રદાયની મળેલી અમોલ ભેટ છે.

ભક્તિનાં અનેક સ્વરૂપો શાસ્ત્રોમાં વર્ણવાયાં છે. શાંડિલ્ય, નારદ, શંકરાચાર્ય, શ્રીધરસ્વામી, આદિ વિદ્વાન અને જ્ઞાનમાર્ગીઓએ ભક્તિનું સ્વરૂપ વિગતથી ચર્ચ્યું છે.

ભક્તિના નવ પ્રકારો જે સર્વ સામાન્ય માનવામાં આવે છે તેમાં શ્રવણ, કીર્તન, સ્મરણ પાદસેવન, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય, અને આત્મ નિવેદન આ નવધા ભક્તિમાં શ્રવણ, સ્મરણ અને આત્મનિવેદન આ ચારેય પ્રકાર ભક્તિસંગીતની મહત્તા દર્શાવે છે. ભક્તિસંગીતના વિકાસ અને ઉલ્લાસમાં સંપ્રદાયોનો ફાળો ભૂલવા જેવો નથી. વૈષ્ણવ, ભાગવત, ઉત્તરમાં પ્રચલિત રાધાવલ્લભ, આ સંપ્રદાયો તેમાં ઉલ્લેખનીય છે. શંકરને તો નટરાજ કલ્પવામાં આવ્યા છે. સંગીતના આદિમ સ્વરો ડમરુના નાદમાંથી ઉત્પન્ન થયાનું પણ કહેવાય છે. નરસિંહની પ્રેમલક્ષણાનાં ભક્તિનાં પદો તો સંપૂર્ણ શાસ્ત્રીય રાગોની નજીક પહોંચે છે. ગુજરાતને ગૂંજતું કરવામાં અને સંગીતના રસ પ્રવાહ દ્વારા આત્મદર્શન – આતમ જ્યોત અજવાળવાની કરવાની પ્રથા ગુજરાતમાં પ્રાચીન છે.

ભજન એ ભકિત સંગીત – સંતવાણીની ફુલઝર છે. ભજનના શબ્દે શબ્દે સંસ્કારની સરવાણી, સંસ્કૃતિની પિયુષધારા ખળકતી હોય છે.

"હરિના જનતો મુકિત ના માગે
માગે જન્મો જન્મ અવતાર રે,
નિત્યને સેવા નિત્ય કીર્તન – ઓચ્છવ
નિરખવા નંદકુમાર રે."

ગાતો નરસિંહ ને

વિઠ્ઠલ તારી વાંસડીએ મન વીંધ્યાં
કેમ રહીએ"

ગાતી મીરાં પોતાની ઉપાસનામાં કીર્તન અને સંગીતની મહત્તા વિસરતા નથી. કોઈપણ પ્રજાના સંસ્કાર વિકાસ અને સાંસ્કૃતિક ઐક્યમાં તે પ્રજાના આદિમ સંસ્કારો Primitive roots ઊંડી અસર કરે છે. યુગો સુધી આ અસર ભૂંસાતી નથી ભૂંસવી સહેલી નથી. ગુજરાતની પ્રજાના મૂળમાં ભકિતસંગીતના સંસ્કાર ધરબાયેલા પડયા છે તેથી આજના આપણા અભિજાત સંસ્કારનું ગૌરવ આપણે ઉન્નત મસ્તકે જાળવી શકયા છીએ. ગાંધીજીના ઘડતરમાં પ્રાર્થનાનું મહત્ત્વ કેટલું હતું તે આપણે જાણીએ છીએ. સવાર સાંજની તેમની પ્રાર્થના સભા સ્વ. પંડિત નારાયણ મોરેશ્વર ખરેના સંગીતની સૂચવણીથી વિશેષ દિવ્ય નહોતી બની, અસરકારક નહિ બની હોય તેમ કોણ કહેશે !

ભકિતસંગીતના સંસ્કારે તો જેસલ જેવા કાળઝાળ લૂંટારાને "પીર" બનાવ્યો છે. વીસામણ જેવા સાતતાળી લૂંટારાને વિસામણ ભગત બનાવે છે. આપા જાદરાને રોમ રોમ રામનામ રસના લાગી જાય છે. અનેક પરપંથી પ્રવાસી સંતોની વાણીએ ગુજરાતના ભકિતસંગીતમાં તાલ મિલાવ્યો છે. ભકત પીપાજી, રહીદાસ, દૂધધારી મહારાજ પાપી અને પતિતો પ્રત્યે, દીન દુ:ખિયા પ્રત્યે આ સંતોએ દયામાયા દાખવી છે અને દાખવવાનો ઉપદેશ ગાયો છે. સમાજ પોતાની "મરજાદા" રૂઢિઓમાં ચકચૂર બની મિથ્યાભિમાનમાં ગરકાવ બની રહેલો ત્યારે આત્માની સાચી ઓળખ આ સરવાણીએ પ્રગટાવી છે. આ ભકિતસંગીતની સરવાણી આ સરવાણીમાં જોવા મળે છે ત્યાગ, તપસ્યાની ભગવી ભમક, પરંતુ એથી એ[ય-

વ્યહાર જગત કે "અસાર સંસાર" થી ભાગવાની વાત કરે તેમ નથી.

"હે વીરા ! સાચી વસત છે તારા શે'રમાં રેજી...
દુનિયા અંધી ન થાય (દુનિયા ભૂલી મ જાય)
કેરો દીપકને ઘર ઢુંઢીએ રે જી...
પડ પ્રજાળ્યે, મૂકી કેમ ભાગીએ રેજી..."

વેલા બાવાના આ ભજનમાં જિંદગી જંગ જીતવાની વાત કહેવામાં આવી છે ગયા દશકાના મરમી કવિ "સગેદ" પણ ગાયેલું :

"મૂકી ઘર, આવ મેદાન, બેસી રહે તોડ નહિ
થાય રે'...

આમ, આ અમર રસવાણી માનવ અંતસ્ચેતનાને સ્પરશતી જ રહી છે.

સંગીત, સાહિત્ય જેવી કળાઓની અસર હમેંશા માનવ સમાજ ઉપર પડે છે. ઘણીવાર સમાજની અસર પણ આ કળાઓ ઝીલે છે. પરંતુ મોટે ભાગે સંગીત સાહિત્ય જેવી સર્જનાત્મક કળાઓ સ્વયંભૂ હોવાથી તેમની અસર વિશેષપણે પડે છે. ગુજરાતી સમાજ અને સંસ્કૃતિના ઘડતરમાં ભક્તિ સંગીતની સરવાણીના અમીર ચિહ્નો રહેલાં છે. આપણી સંસ્કૃતિના વિધાયક બળ તરીકે ભક્તિસંગીતે ઠીક ઠીક ફાળો આપ્યો છે. આપણી સંસ્કૃતિના અહિંસા. સત્ય અને સમાનતાના મહાન ગુણો આ ભક્તિસંગીતની સરવાણીના સીંચેલા છે તેમ નિઃસંકોચ કહી શકાય. આપણાં મધ્યકાલીન કવિઓ પ્રથમ ભક્ત પછી કવિ. પ્રથમ સંત પછી સર્જક રહ્યાં છે. પરિણામ આપણી સંસ્કૃતિની ગળથૂથીમાં પ્રભુ પ્રત્યેની નિષ્ઠા અને માનવ પ્રત્યેની મધુરિમા પ્રગટ થતી દેખાય છે. આપણી સંસ્કૃતિ ઉપર રહેલી ભક્તિસંગીતની ઘેરી અસરે આજે પણ પરપ્રાન્તોની સરખામણીએ આપણો સમાજ અને આપણું સાહિત્ય કુછંદે ચડયા નથી. ગુજરાતની નિરાળી સંસ્કૃતિનું પ્રેરક બળ આ ભક્તિ ભાવના રહેલ છે.

આપણી સંસ્કૃતિનું પ્રેરક બળ લોક સમસ્તની ભાષા અને બોલીમાં વહેતું રહીને લોકસંગીતની મધુરિમામાં પચી ગયું છે. ભક્તિસંગીત આપણા જીવનનું અંતરંગ પાન છે. અભણમાં અભણ ખેત મજૂર કે નિરક્ષર ગ્રામજન પણ પ્રભુનું નામ અનેરા ગૂંજનથી ગણગણતો હોય તે લોકગીત, ભજન, લોકવાર્તા દ્વારા આ વિશિષ્ટ સંસ્કાર આપણી સંસ્કૃતિને પોષતો રહ્યો છે.

આપણે જયારે ભક્તિસંગીતનો વિચાર કરીએ છીએ ત્યારે આપણા મધ્યકાળનો યુગ આપણી સમક્ષ રજુ થાય છે. ગુજરાતી સાહિત્ય અને ઈતિહાસ બંનેના મધ્યકાળમાં આપણે ત્યાં થયેલાં ભક્ત કવિઓએ પોતાની પરાવાણીને ભજન–પદ–લોકગીતની સરવાણીમાં રમતી મૂકી છે. તંબૂરના તારે, કરતાલના કલરવે, રામ સાગર કે રાવણહથ્થાના ગૂંજતા સૂરોમાં આ લોક પરલોકની, અગમ નિગમની રઢિયાળી વાતો કરી છે. તત્કાલીન સમાજ, સંસ્કૃતિ ઉપર આ ભક્તિસંગીતે પોતાની અસર અજબ રીતે રચી છે. માનવહૃદયને મનોભાવોને અજબ ગજબ રીતે પકડી ભક્તિસંગીત રજુ કરે છે. તેમાં ઉપદેશ છે, રોષ છે, પ્રસંશા છે ઠપકો છે બાળકને મા જેમ ફુલાવી ફુલાવી કડવું ઔષધ પાઈ દે તેમ સ્વર અને સૂરની મિલાવટ દ્વારા જ્ઞાન ઔષધિ પાવાનું કાર્ય પણ સંપન્ન થાય છે. મેરુ તો ડગે પણ જેના મન ના ડગે' તેવા દઢ મનના માનવની ગાથા તો "બાઈ, મારે તો વીજળીના ચમકારે મોતીડાં પરોવવાની" વાતો, તો કયાંકથી વળી કલ્યાણ અને સારંગ માં ગૂંજતો "અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ" કહી અદ્વૈતને ઉપદેશતો સ્વર આપણી સંસ્કૃતિની પરંપરાને સોનેથી મઢી દે છે.

ઈશ્વર ભક્તિને આપણી સંસ્કૃતિ નિષ્ક્રિયતા કે અકર્મણ્યતા તરીકે પંપાળતી નથી. આપણાં સંતો, કવિઓ, કલાધરોએ જીવનવ્યવહાર નિભાવી કાયા અને માયાનું કલ્યાણ ઈચ્છયું છે આપણાં ભક્તિસંગીત સાહિત્યના વિધાયકોએ પોતપોતાના કાળે આવેલા કામને ઈશ્વર ઉપાસના ગણી છે. ચાકડો ફેરવતાં ફેરવતાં મેપા ભગતે, હળથી ખેતર ખેડતાં આપાએ,

ધાણીના બળદ હંકારતાં દાદુએ, ભક્તિસંગીતની રસ લહાણ કરી છે. પરિણામે આપણી સંસ્કૃતિમાં પરિશ્રમનો આહ્લાદ જોવા મળે છે. ભક્તિસંગીતમાં જીવન નકારાત્મક નહોતું, રસહીન નહોતું, જીવનથી ત્રાસી ગયેલા માટેનો માર્ગ ભક્તિનો નહોતો. પરંતુ, જીવનની ક્ષણે ક્ષણ માણ્યા પછી પોતાના અંતરજ્ઞાનથી જીવનના એ સાચા રૂપને પિછાની, જાણી, મમત્વ અને અહમનો ત્યાગ કરી, પ્રભુ પ્રતિનું પ્રયાણ એ ભક્તિનો મર્મ હતો. કટોકટી ભરેલા સમયનું આ વર્તન હોવા છતાં પેઢીઓથી ઊતરી આવેલા સંસ્કારોનું એ સંગીત હતું. શૌર્ય, પ્રેમ, ધર્મ અને માનવતાનું રસાયણ ભક્તિસંગીતની પ્રત્યેક મીંડમાં, દરેક આરોહ-અવરોહમાંથી નીપજતું હતું. અને એ રસાયણ આપણી સંસ્કૃતિના પટ્કુળના તારે તારમાં રસાયેલું જોવા મળે છે.

હરિ કથા રસ ન પ્રેમે પીધો,
તો દેહ ધર્યો શું કરવા :
એળે જનમ ખોયો અપરાધી
આવ્યો માતાનું વિત હરવા."
"પ્રેમ રસ પાને તું મોરના પિચ્છ ધર
તત્ત્વનું ટુંપણું તુચ્છ લાગે"

આદિ પદ રચનાઓ દ્વારા ભક્તિસંગીતે ગુર્જર સંસ્કૃતિને પ્રેમભક્તિની પરબ બનાવી છે. ભક્તિમાર્ગનો સાચો અનુયાયી નરસિંહ આદર્શ "વૈષ્ણવજન" પણ બની રહ્યો છે. બાઈબલની દશ આજ્ઞાઓ Ten commandments જેવી ભાવના તેના "વૈષ્ણવજન તો તેને કહીએ" પદમાં રહેલી છે. મીરાંનાં કાવ્યોમાં સમર્પણ ભક્તિનો ભાવ છુપાયેલો છે. દયારામના ભક્તિભાવ સર્જનમાં પ્રેમ અને મમતાના અંશો પ્રગલ્ભ દીસે છે.

ગુજરાતની સંસ્કૃતિ ઉપર ભક્તિસંગીતની અસરે સહિષ્ણુતાની ભેટ આપી છે. લોહીની તરસ કે વેરતૃપ્તિ એ આપણા આદર્શો નથી. આપણી સંસ્કૃતિનો મંત્ર "ના કામાર્થ ના આત્માર્થ અથ ભૂતદયાં પ્રગતિ આપણા માટે નહીં, આપણી કામનાઓ માટે નહીં કિન્તુ માનવ માત્રના કલ્યાણ માટે આપણી પ્રગતિ હો." આ ભાવ 'પીડ પરાઈ" પોતાની કરવાની વાત આપણા ભક્તિસંગીતનો મમળો ભાવ છે. સ્વામિનારાયણ સંપ્રદાયની દ્વિશતાબ્દીએ આપણને યાદ રહે જ કે આપણા સાંસ્કૃતિક પરિપાલનને ઘડવામાં આ સંપ્રદાયના ભક્તિભાવ સર્જનોનો ફાળો અલ્પ નથી. "અમૃતવેલી અલ્પભલી, વધુ તોય ભૂંડી વિષ વેલ, ભક્તિ થોડી તોય ભલી છું સર્વ સુખની ભરેલ." ભક્તિની આ સુગંધે મારામારી અને કાપાકાપીના અંધાર યુગમાં પરગટ પ્રેમ જ્યોત-પરકાશી કેવળ ભક્તિસંગીતની ભભક દ્વારા.

ગુજરાતમાં આજે પણ સવાર-સાંજે રણઝણતી દેવમંદિરની ઝાલર, પીરના નગારે પડતી દાંડી કે ભભકતો લોબાન, ગળતી રાતના સથવારે સરોદ-તંબૂર કે રામ સાગરના ઝણકારે ભક્તિસંગીતની સમ હવા બંધાય છે. ચોતરફ જ્યારે અનાચાર, અત્યાચાર વિગ્રહ અને કલહના ઘટાટોપ અંધારા ઊતરી રહ્યા છે ત્યારે ગુજરાતની સંસ્કૃતિના પટદીપે ભક્તિ સંગીતની જળહળતી જ્યોત હજુયે જાગે છે :-

પૂરવમાં ઝળહળ થાતું
મારા હરિજન : પૂરવમાં ઝળહળ થાતું
એ તો મારા આતમાની
ઓળખાણી મારા હરિજન...."

આત્મચેતનાની આ સંકરાયેલી વાટ ગુજરાતનો મહામૂલો વારસો, વૈભવ છે.

(સોમનાથના ભક્તિસંગીતના સમારંભના પરિસંવાદમાં અપાયેલું વ્યાખ્યાન)

*

પશુ ઘડતાં નર ઘડયો, નહિ શીંગ કે પૂછ;
તુલસી હરિની ભક્તિ બિન, મીંક દાઢી મીંક મૂછ.

જામેં જીતની બુધ હે, તે તો દેત બતાય;
વાકો બુરા ન માનિયે, ઓર કહાંસે લાય ?



# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ

રચના —
ઉદ્દેશ–કાર્યક્રમ–અપીલ

## ટ્રસ્ટની રચના

આરોગ્ય ક્ષેત્રે મહત્ત્વની સેવા આપનાર દેશના એક લબ્ધપ્રતિષ્ઠ ડૉક્ટર, મહાન રાષ્ટ્રભક્ત, કુશળ રાજપુરુષ, કાબેલ વહીવટકર્તા, પૂ. ગાંધીજીના એક વિશ્વસનીય સાથી, રાષ્ટ્રના સપૂત અને અમરેલીના લાડીલા ડૉ. શ્રી જીવરાજભાઈની પુણ્ય સ્મૃતિમા, એમને પ્રિય એવી આરોગ્ય સેવા અને લોકકલ્યાણની રચનાત્મક પ્રવૃત્તિઓ શરૂ કરાવી–ચલાવી અને વિકસાવવાના ઉદ્દેશથી, સમાજના એક મોવડી શ્રી દુર્લભજીભાઈ ખેતાણીએ ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટની રચના કરી.

## ટ્રસ્ટી મંડળ

| | | |
|---|---|---|
| ૧ | શ્રી રતુભાઈ અદાણી | પ્રમુખ |
| ૨ | શ્રી નટવરલાલ શામળદાસ વોરા | ઉપપ્રમુખ |
| ૩ | શ્રી હાવાભાઈ કાળીદાસ સંઘવી | મેનેજીંગ ટ્રસ્ટી |
| ૪ | શ્રી પ્રાણજીવનદાસ ગીરધરલાલ વળિયા | ટ્રસ્ટી |
| ૫ | શ્રી ભવાનભાઈ ઠાકરશી સૂચક | ,, |

(ટ્રસ્ટડીડની કલમ ૯ ૧(૩) અનુસાર)

| | | |
|---|---|---|
| ૬ | શ્રી રજનીકાન્ત ન. વોરા | ટ્રસ્ટી |

(ટ્રસ્ટડીડની કલમ ૮–૨(૪) અનુસાર)

| | | |
|---|---|---|
| ૭ | શ્રી લક્ષ્મીદાસ સંઘવી | ,, |
| ૮ | શ્રી જયુભાઈ સંઘવી | ,, |
| ૯ | શ્રી વાડીભાઈ કામદાર | ,, |

૧. ટ્રસ્ટડીડની કલમ ૯–૩ ટ્રસ્ટની કોઈ પણ પ્રવૃત્તિ માટે જે શખસ રૂ. ૨૫૦૦૦૦– અઢીલાખ કે એથી વધુ રકમ કે એટલી કિંમતના સાધનો કે મિલકતનુ દાન આપશે તેઓ એમની હયાતી સુધી ટ્રસ્ટના આજીવન ટ્રસ્ટી લેખાશે.

૨. ટ્રસ્ટડીડની કલમ ૯–૪ કલમ૯–૧ મુજબ રચાયેલ ટ્રસ્ટી મંડળ અગર કલમ ૯–૨ અને ૯–૩ અનુસાર વિસ્તાર પામેલ ટ્રસ્ટી મંડળના આજીવન ટ્રસ્ટીઓ ટ્રસ્ટના અન્ય દાતાઓ કે શુભેચ્છકોમાથી પસંદગી કર્યાની તારીખથી પાંચ વર્ષ માટે વધુ ચાર ટ્રસ્ટીઓ ટ્રસ્ટી મંડળમા ઉમેરી શકાશે.

## વ્યવસ્થાપક સમિતિ

ટ્રસ્ટનો વહીવટ અને જવાબદારી સંભાળ-

વામાં ટ્રસ્ટી મંડળને મદદ કરવા માટે ટ્રસ્ટડીડની કલમ ૧૪ અનુસાર નીચે મુજબ વ્યવસ્થાપક સમિતિની રચના કરવામાં આવી છે.

| | | |
|---|---|---|
| ૧ ટ્રસ્ટી મંડળના તમામ ટ્રસ્ટીઓ | | |
| ૨ શ્રી જીવુભાઈ મોદી (વડિયા) | ... | મુંબઈ |
| ૩ શ્રી દ્વારકાદાસ (દકુભાઈ) પટેલ | ... | અમરેલી |
| ૪ શ્રી નાથાભાઈ ચંદારાણા | ... | ચલાળ |
| ૫ ડૉ. શ્રી જયસુખભાઈ જસાણી | ... | ધારી |
| ૬ શ્રી રમણભાઈ ગાંધી | ... | અમરેલી |
| ૭ શ્રી ભગુભાઈ ખખ્ખર | ... | બાબરા |
| ૮ શ્રી રતિભાઈ અંધારિયા | ... | સોનગઢ |

## ટ્રસ્ટનું મુખ્ય કાર્યાલય—જીવરાજ ભુવન —અમરેલી

ટ્રસ્ટનું મુખ્ય કાર્યાલય અમરેલી રાખવાનું ઠર્યું છે.

મુખ્ય કાર્યાલય માટે અનુકૂળ મકાનની શોધ શરૂ કરવામાં આવી. ડૉ. જીવરાજભાઈએ એમની હયાતીમાં એમની માલીકીનું એક મકાન એક સંસ્થાને વાપરવા આપેલું. આ સંસ્થા તરફથી મકાનનો કબજો મળે તો એ મકાન ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટને દાનમાં આપવાની શ્રી હંસાબેન મહેતાએ પોતાની ભાવના દર્શાવી. કબજો ધરાવનાર સંસ્થાને શ્રી હંસાબેનની ઇચ્છા જણાવતાં, એમણે ખૂબજ સદ્‌ભાવથી આ મકાન ટ્રસ્ટને સુપરત કર્યું.

આ મકાનને જીવરાજ ભુવન નામ આપવામાં આવ્યું છે. આ મકાનમાંથી જ ટ્રસ્ટ પોતાનું મુખ્ય કાર્યાલય શરૂ કરી, ટ્રસ્ટની પ્રવૃત્તિઓનો પ્રારંભ કર્યો છે. આવશ્યક વિધિ પૂરો થયે આજના મકાનના સ્થળે ત્રણેક માળનું સગવડભર્યું મકાન બાંધવાની યોજના વિચારવામાં આવી છે. આ યોજના પાર પાડવાની જવાબદારી શ્રી નટવરલાલ વોરા શ્રી રમણભાઈ ગાંધી અને શ્રી અરવિન્દભાઈ પરીખની બનેલી પેટા સમિતિએ સ્વીકારી છે.

## કલ્યાણધામ કેન્દ્ર—ચાવંડ

ટ્રસ્ટ તરફથી ગ્રામ વિસ્તારમાં અનુકૂળ સ્થળે આરોગ્ય સેવા અને અન્ય રચનાત્મક પ્રવૃત્તિઓનું કેન્દ્ર શરૂ કરવાનો નિર્ણય લેવામાં આવ્યો આ માટે બાબરા અને અમરેલીની આસપાસ કેટલાંક સ્થળો પસંદ કરવામાં આવેલાં, પરન્તુ અનાયાસેજ એક દિવસ ભાવનગર—રાજકોટના ધોરી માર્ગ ઉપર ઢસા અને ચાવંડની વચ્ચે, ચાવંડથી એકાદ કી.મી.ના અંતરે આવેલ એક ટેકરી ઉપર નજર પડી. સૌનું મન આ ટેકરી ઉપર ઠર્યું. ચાવંડ ગ્રામ પંચાયતે ખૂબ જ ઉત્સાહપૂર્વક કેન્દ્ર માટે લગભગ ૧૨૦ એકર જમીન આપવા તત્કાળ સર્વાનુમતે ભલામણ કરી. લાઠી તાલુકા પંચાયતે અને અમરેલી જિલ્લા પંચાયતે આ દરખાસ્તની રાજ્ય સરકારને ભારપૂર્વક ભલામણ કરી. રાજ્ય સરકારે ચાવંડના સરવે નંબર ૧૧૮ અને ૧૧૮ (૧)માંથી તા. ૩૧—૮—૭૯ના રોજ ટી. બી. હૉસ્પિટલ માટે વાર્ષિક રૂા. ૧—૦૦ના પ્રતિક ભાડાથી ૬૦ એકર જમીન મંજૂર કરી. અન્ય પ્રવૃત્તિઓ માટે વધારાની ૬૦ એકર જમીનની માંગણી કરવામાં આવી છે.

ટ્રસ્ટને મળેલી અને મેળવવા ધારેલી જમીન ઉપર ટી. બી. હૉસ્પિટલ, આયુર્વેદ હૉસ્પિટલ, આયુર્વેદ ફાર્મસી, કુદરતી ઉપચાર ધામ, આરોગ્ય ધામ ઈ. આરોગ્ય સેવાઓ અને ખેતી, બાગાયત, વનઉછેર, ગોસંવર્ધન, ગ્રામોદ્યોગ, શિક્ષણ વિ. રચનાત્મક પ્રવૃત્તિઓ શરૂ કરવાનું આયોજન છે. પાણી માટે ટ્યુબવેલ તૈયાર થઈ ગયો છે. વીજળીનું જોડાણ મળી ગયું છે, રસ્તાનો પ્રબંધ થઈ રહ્યો છે. બાંધકામ માટે જોઇતા પથ્થર માટે ખાણની જમીન મળી ગઈ છે. બાંધકામની તૈયારીઓ ચાલી રહી છે. આ કેન્દ્રને 'કલ્યાણધામ' નામ આપવામાં આવ્યું છે.

## બાંધકામ—સમિતિ

ટ્રસ્ટના કલ્યાણધામ કેન્દ્રમાં જુદી જુદી પ્રવૃ-

તિઓ માટે હાથ ધરવાના બાંધકામો અંગે જરૂરી તમામ કાર્યવાહી માટે નીચે મુજબ સમિતિ નિમુક્ત કરવામાં આવી છે.

૧ શ્રી ભવાનભાઈ સૂચક
૨ ડૉ. જયસુખભાઈ જસાણી
૩ શ્રી રમણભાઈ ગાંધી
૪ શ્રી કનુભાઈ પારેખ
૫ શ્રી દિનેશભાઈ ગાંધી
૬ શ્રી અરવિન્દભાઈ પરીખ

## ટી બી હૉસ્પિટલ

અસાધ્ય લેખાતો ક્ષય રોગ હવે વિજ્ઞાને સાધેલ વિકાસને કારણે અસાધ્ય રહ્યો નથી. પરન્તુ કમનસીબે એનો ફેલાવો વધતો જાય છે. સૌરાષ્ટ્રમાં અમરેલી સિવાય દરેક જિલ્લામાં ક્ષયના દરદીઓને સારવાર આપવા ટી. બી. હૉસ્પિટલો છે. અમરેલી પંથક ક્ષયના દરદીઓ માટે ટી. બી. હૉસ્પિટલની આવશ્યકતા ખરી.

બાબરાના શ્રી ચંદુભાઈ ચોકસીએ પોતાના વડીલની સ્મૃતિમાં બાબરા મુકામે ટી. બી. હૉસ્પિટલ બાંધવા સોરઠ ક્ષયનિવારણ સમિતિને રૂ. ૫ લાખનું દાન આપવા સ્વીકાર્યું પણ બાબરામાં ટી. બી.-હૉસ્પિટલ માટે અનુકૂળ જમીન મળી નહીં. બીજે સ્થળે ટી. બી. હૉસ્પિટલ થતી હશે તો પણ પોતે યથાશકિત સહકાર આપશે એમ કહીને એમણે અન્ય અનુકૂળ સ્થળ શોધવામાં અનુમતિ આપી.

અમરેલી જિલ્લામાં કોઈપણ અનુકૂળ સ્થળે ટી. બી. હૉસ્પિટલ શરૂ કરવા માટે શ્રી શ્યામ ગોકુળ ચેરીટેબલ ટ્રસ્ટ મુંબઈ વતી શ્રી રજનીકાન્ત નટવરલાલ વોરાએ રૂ. પાંચ લાખના દાનની જાહેરાત કરી ટી. બી. હૉસ્પિટલ માટે આ દાન મળતાં ચાવંડ મુકામે કલ્યાણધામમાં ૨૦૦ પથારીની સગવડ સાથે ટી. બી. હૉસ્પિટલ શરૂ કરવાનો ટ્રસ્ટી મંડળે નિર્ણય લીધો.

સોરઠ 'ક્ષયનિવારણ સમિતિના અક્ષયગઢ

### અપીલ

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટની રચના, ઉદ્દેશ, કાર્યક્રમ, અત્યાર સુધી થયેલ પુરુષાર્થ અને ભવિષ્યની રૂપરેખા જોઈ ટ્રસ્ટની આ લોકોપકારક પ્રવૃત્તિઓ માટે મળતા દાન આવકવેરા વિભાગના તા. ૩૧-૩-૮૦ ના હુકમથી ઈ ટે. ની કલમ ૮૦. જી અન્વયે કરમુક્ત જાહેર કરવામાં આવ્યા છે. એજ રીતે ટ્રસ્ટ તરફથી ચાવંડના કલ્યાણધામ કેન્દ્રમાં હાથ ધરવા ધારેલ ગ્રામ વિકાસનો કાર્યક્રમ રજૂ કરતાં એ માટે મળતા દાન આવકવેરા વિભાગના તા. ૧૬-૬-૮૦ ના હુકમથી ઇ ટે. ની કલમ 35 CCA અન્વયે ૧૦૦% કરમુક્ત જાહેર કરવામાં આવ્યા છે.

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટના લોકકલ્યાણના આ કાર્યક્રમોને સફળ બનાવવાનો આધાર ઉદાર ભાવે મળતા દાન ઉપર છે. જાહેર ટ્રસ્ટો, સંસ્થાઓ, ઔદ્યોગિક સાહસો, પેઢીઓ. પંચાયતો, સહકારી મંડળીઓ અને સુખી ગૃહસ્થોને ઉદાર દિલથી યથાશક્તિ સહાય કરવા હાર્દિક અપીલ છે.

### શુભેચ્છા

ડૉ. જીવરાજભાઈને પ્રિય એવી આરોગ્ય સેવાઓ અને લોકકલ્યાણની પ્રવૃત્તિઓ શરૂ કરવાના ઉદ્દેશથી ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટની રચના થઈ છે એ જાણીને શ્રી હંસાબેન મહેતાએ રૂ. ૧૦૦૦૦-૦૦ દસ હજારના દાન સાથે ટ્રસ્ટને પોતાની હાર્દિક શુભેચ્છાઓ પાઠવી છે.

કેન્દ્રના પ્રસંશા પામેલ આયોજનના સ્થપતિ શ્રી એસ. વાય. મદન દ્વારા આ હોસ્પિટલનું સુંદર આયોજન અને વિગતવાર નકશાઓ તૈયાર થઈ ગયા છે. ગણતરીના દિવસોમાં જ ટી.બી. હોસ્પિટલનું બાંધકામ શરૂ થઈ જવામાં છે.

## આરોગ્ય ધામ

ક્ષયના ભોગ બનેલા દરદીઓને તો ટી. બી. હોસ્પિટલમાં સારવાર મળી શકે. પરન્તુ ક્ષયના શિકાર બનવું ન પડે એ માટે જરૂરી કાળજી લેવા અને શાન્ત, કુદરતી વાતાવરણમાં આરોગ્ય સુધારવા ઇચ્છતા લોકોને સગવડ મળી રહે એ માટે ચાવંડના કલ્યાણધામ કેન્દ્રમાં ૨૦ જેટલા નિવાસો સાથે આરોગ્ય ધામનો પ્રબંધ કરવાનું ટ્રસ્ટી મંડળે નક્કી કર્યું છે.

આ આરોગ્ય ધામમાં ૧૨ જેટલા સગવડ ભર્યા નિવાસો બાંધવા માટે શ્રી ગોકુળ ફાઉન્ડેશન – મુંબઇના ટ્રસ્ટી શ્રી જગુભાઈ સંઘવીએ જરૂરી દાન આપવાનું સ્વીકાર્યું છે. ટ્રસ્ટના સ્થપતિ (વાસ્તુ કલાકાર) શ્રી મદન દ્વારા આરોગ્ય ધામના નકશાઓ પણ તૈયાર થઈ ગયા છે. ટી. બી. હોસ્પિટલના બાંધકામ સાથે આરોગ્ય ધામના ૧૨ નિવાસોનું બાંધકામ પણ શરૂ થશે.

## કુદરતી ઉપચાર ધામ

શરીરની મોટા ભાગની ફરિયાદ ઘણાખરા રોગનું કુદરતના નિયમોના ભંગમાં રહેલું છે. કુદરતી ઉપચાર દ્વારા આવી ફરિયાદ અને રોગનું નિવારણ થઈ શકે. દુનિયામાં અને દેશમાં આ શાસ્ત્રનો ઠીક ઠીક વિકાસ થઈ રહ્યો છે.

ટ્રસ્ટના ચાવંડ મુકામે કલ્યાણધામ કેન્દ્રમાં ટી. બી. હોસ્પિટલ, આયુર્વેદ હોસ્પિટલ, આરોગ્ય ધામ ઉપરાંત કુદરતી ઉપચાર ધામનું પણ આયોજન વિચારવામાં આવ્યુ છે.

આ ક્ષેત્રના નિષ્ણાત ડૉ. અગમ પ્રસાદજી અને અન્ય મહાનુભાવો પાસેથી કુદરતી ઉપચાર ધામ માટે જરૂરી માર્ગદર્શન મેળવવામાં આવ્યું છે. અને એના આધારે ટ્રસ્ટના સ્થપતિ દ્વારા નકશા અને અન્ય વિગતો તૈયાર થઈ રહ્યા છે.

## ખેતી વિકાસ

ખેતીના વિકાસ અર્થે રાજ્યના ખેતી વિભાગ તરફથી અને ગુજરાત કૃષિ વિશ્વવિદ્યાલય તરફથી સંશોધન–પ્રચારના પ્રયાસો થઈ જ રહ્યા છે. એમાં પૂરક થવાની ભાવનાથી તથા કલ્યાણધામ કેન્દ્રની જરૂરિયાતોમાં શકય એટલા સ્વાવલંબી થવાની ગણતરીથી ચાવંડ મુકામે, આવશ્યક મંજૂરી મેળવીને ટ્રસ્ટ તરફથી ૮૦ એકર જેટલી ખેડવાણ જમીન ખરીદવામાં આવી છે. આ જમીન ઉપર પ્રથમ વર્ષે જ ઊંડી ખેડ, કૂવો, બંધ પાળા, સુધરેલ બિયારણ, રસાયણિક ખાતર વગેરેનો પ્રબંધ કરી ખેતી શરૂ કરવામાં આવી છે.

રાજ્ય તરફથી અંજ વિસ્તારમાં બંધ, તળાવ, જમીન સંરક્ષણ વગેરેના ઉપયોગી કાર્યક્રમો હાથ ધરવામાં આવ્યા છે જેનો ટ્રસ્ટને તેમજ અન્ય ખેડૂતોને સારો એવો લાભ મળશે.

આ જમીન ઉપર નીલગીરી, વનૌષધિઓ, લીલો ચારો, તથા સ્થાનિક હવામાનને ધ્યાનમાં લઈ-ને અન્ય પાકો માટે પ્રાયોગિક ધોરણે કાર્યક્રમો હાથ ધરવામાં આવશે અને સફળ પ્રયોગોનો અ ય ખેડૂતોને લાભ મળે એવા પ્રયાસો કરવામાં આવશે.

## ગોસંવર્ધન

ખેતી અને ગોસંવર્ધન એક બીજાને પૂરક અને એક બીજા સાથે સંકળાયેલા કાર્યક્રમો છે. કલ્યાણધામ કેન્દ્રમાં સારવાર લેતા દરદીઓ તથા વસાહતીઓને ગાયનું ચોકખું દૂધ મળી રહે અને ગિર ઓલાદની ગાયોની જાત સુધારણામાં કંઈક ફાળો આપી શકાય, એવા બેવડા ઉદ્દેશથી કલ્યાણધામ કેન્દ્રમાં ગિર ઓલાદની ગાયોની ગૌશાળા શરૂ કરવાનું આયોજન છે.

આ ગૌશાળા સાથે, ગોબર ગેસ પ્લાન્ટ. સાઇલો

પીટ, નંદી ઉછેર, વગેરે 'ઉપયોગી કાર્યક્રમો પણ હાથ ધરવામાં આવશે.

## વન વિકાસ

વન એ ખેતીની માતા છે.

સમૃદ્ધ ખેતી માટે સમૃદ્ધ જંગલોઅનિવાર્ય છે.

દેશની કે રાજ્યની કુલ જમીનનો ત્રીજો ભાગ ગાઢ જંગલોથી છવાયેલો હોવો જોઈએ.

વર્ષોથી વન મહોત્સવ ઉજવાય છે.

પણ ખેદની વાત છે કે વનનો વિકાસ થવાને બદલે વૃક્ષોનો સોથ વધી રહ્યો છે.

આ ઉણપ દૂર કરવા સમજદાર નાગરિકોએ જ્યાં શક્ય હોય ત્યાં વૃક્ષો વાવવાં અને ઉછેરવાં જોઈએ

ચાવંડ મુકામે ટ્રસ્ટને મળેલ અને ટ્રસ્ટે ખરીદેલ જમીનમાં મોટા પાયા ઉપર વૃક્ષારોપણનો કાર્ય ક્રમ હાથ ધરવામાં આવ્યો છે. પ્રથમ વર્ષે જ એટલે વન વિભાગની સહાયથી ૧૯૮૦ના ચોમાસામાં આ જમીન ઉપર વનવિભાગની સહાયથી ૨૫૦૦– પચ્ચીસ હજાર જેટલા રોપાઓ રોપવામાં આવ્યા.

ખેડવાણ જમીનમાં પણ નીલગીરીનું વાવેતર કરતા રહેવા–વિકસાવતા રહેવા વિચાર્યું છે.

લોકોમાં પણ વૃક્ષ માટે પ્રેમ, વન માટે ઉત્સાહ વધારવાનો પ્રયાસ કરી, વનઉછેર–વનવિકાસના રાષ્ટ્રીય કાર્યક્રમમાં શક્ય એટલો ફાળો આપવાની અને આયુર્વેદ માટે વનૌષધિઓનાં ઉદ્યાનો વિકસાવવાની ટ્રસ્ટની નેમ છે.

## ખેતી–વનવિકાસ–ગોસંવર્ધન સમિતિ

ટ્રસ્ટ તરફથી ચાવંડ મુકામે કલ્યાણધામ કેન્દ્રમાં હાથ ધરવામાં આવેલ અને હાથ ધરવા ધારેલ ખેતી, વનવિકાસ અને ગોસંવર્ધન પ્રવૃત્તિઓ માટે કાર્યક્રમ વિચારવાની અને એનો અમલ કરવાની જવાબદારી નીચે મુજબ સમિતિએ સ્વીકારી છે.

શ્રી રતિભાઈ અંધારિયા
શ્રી દ્વારકાદાસ પટેલ
શ્રી હીરાલાલ શાહ
શ્રી કિશોર- નગીનદાસ સંઘવી
શ્રી વ્યવસ્થાપક ખેતી બાગાયત અને
વન વિકાસ કલ્યાણધામ કેન્દ્ર–ચાવંડ

## અન્નપૂર્ણા

અતિથિને તેમજ આગંતુકને ભોજનની સગવડ આપવી એ આપણો મહામૂલો અને વારસાગત સંસ્કાર છે. આ દૃષ્ટિએ વીરપુર, સતાધાર, તુલસીશ્યામ જેવાં તીર્થ ધામોમાં અન્નક્ષેત્ર – સદાવ્રત કે ભોજનશાળા જેવા નામે તમામ યાત્રીઓને ભાવ પૂર્વક અને વિના દરે ભોજન આપવામાં આવે છે.

કલ્યાણધામમાં જુદી જુદી આરોગ્ય સેવાઓનો લાભ લેનાર દરદીઓને મળવા આવતાં એમનાં સ્નેહી–સંબંધી–મુલાકાતીઓ કે સંસ્થામાં આવતા મુલાકાતીઓ માટે વિના મૂલ્યે આવો ભોજન પ્રબંધ કરવાની ટ્રસ્ટની ઈચ્છાને આવકાર આપીને અમરેલી રીલીફ ફંડના ટ્રસ્ટીઓએ કલ્યાણધામમાં અન્નપૂર્ણા શરૂ કરવા અને ચલાવવા માટે રૂા. એક લાખની સહાય આપવાનું ઠરાવ્યું છે. આ રકમ થાપણ તરીકે રોકી એના વ્યાજનો અન્નપૂર્ણા માટે ઉપયોગ કરવામાં આવશે.

અનુભવ એવો છે કે શક્ય હોય ત્યાં સુધી વિના મૂલ્યે ભોજન લેવાનું મોટા ભાગનાં લોકો પસંદ કરતાં નથી હોતાં, ભોજન લેનાર ભાઈ–બહેનો યથાશક્તિ સહાય કરતાં જ હોય છે. આવી રીતે પ્રાપ્ત થનાર સહાય અને થાપણના વ્યાજની મદદથી અન્નપૂર્ણાની યોજના સરળ રીતે ચાલશે એવી ધારણા છે.

## શ્રી સુરગભાઈ વરૂ અતિથિગૃહ

વિશ્વભરના રાષ્ટ્રો પોતાના અસલી અવશેષોનું જીવનની જેમ જતન કરતા હોય છે.

ભારતનું ખમીર ભારતની લોકસંસ્કૃતિમાં રહેલું છે.

આપણી સંસ્કૃતિને જાળવી રાખવા માટે દેશમાં અનેક સંગ્રહાલયો હશે. સૌરાષ્ટ્રમાં આપણા વડવાઓના નિવાસ, ડેલી, ડાયરા, રહેન સહેન, સુશોભનો, શણગાર, કલામંડિત, જીવનવ્યવહાર સૌરાષ્ટ્રની મધ્યકાલીન સંસ્કૃતિમાં સૌન્દર્ય અને સામર્થ્યની એક અપૂર્વતા આપે છે.

આ મબલખ સમૃદ્ધિની મહાન પરંપરા લુપ્ત થાય તે પહેલાં એને એના અસલ સ્વરૂપે જાળવી લેવી જોઈએ. આ સમૃદ્ધિ સંસ્કૃતિના પ્રતિનિધિ સમા શ્રી સુરગભાઈ વરૂ અને શ્રી નાજાભાઈ વાળાની ઈચ્છા હતી. આવું સંગ્રહ સ્થાન રચીને–જોઈને જવાની

પણ આવો મહત્ત્વનો વિચાર આપી બન્નેએ આપણી વચ્ચેથી વિદાય લીધી.

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટે આ વિચારને અપનાવી લઈ સ્વ. શ્રી સુરગભાઈ વરૂની સ્મૃતિમાં આ સંગ્રહને સમાવે–શોભાવે એવું અતિથિગૃહ બાંધવાનો નિર્ણય લીધો છે.

સૌરાષ્ટ્રની અને ખાસ કરીને અમરેલી જિલ્લાની સેવામાં જેમણે જીવન ખર્ચી નાખ્યું એવા સુરગભાઈની સ્મૃતિ જળવાઈ રહે એવી કોઈ પણ પ્રવૃત્તિ માટે અમરેલી જિલ્લા પંચાયતે ટ્રસ્ટને રૂા. ૧ લાખની સહાય મંજૂર કરી છે.

અમરેલી જિલ્લા પંચાયતના આ દાનનો શ્રી શ્રી સુરગભાઈ વરૂ અતિથિગૃહ માટે ઉપયોગ કરવામાં આવશે.

આ અતિથિગૃહમાં જ સૌરાષ્ટ્રની સંસ્કૃતિનું સંગ્રહસ્થાન યોજવામાં આવશે. અતિથિગૃહ અને સંગ્રહસ્થાન માટે રૂા. ૫ લાખના ખર્ચનો અંદાજ છે.

આ યોજના પાર પાડવા માટે ચલાલાની શ્રી દાનબાપુની જગ્યાના ભગત શ્રી વલકુભાઈના અધ્યક્ષસ્થાને એક વગદાર સમિતિની રચના કરવામાં આવી છે. ટ્રસ્ટના સ્થપતિ શ્રી મદન આના નકશાઓ તૈયાર કરી રહ્યા છે.

અતિથિગૃહમાં મોઢ મેડી, પાંચેક ઓરડા, બે કોઠાના ખંડ, અશ્વશાળા, વાહનઘર, ડોઢી વગેરેનો પ્રબંધ હશે. અને એમાં સંસ્કૃતિના નમૂનાઓથી અલંકૃત કરવામાં આવશે.

## ઊર્મિનવરચના

અર્ધશતાબ્દીથી ઉજ્જવળ પરંપરા ધરાવતા ઊર્મિનવરચના માસિકે પ્રથમ ૩૬ વર્ષ સાહિત્યિક અને સાંસ્કૃતિક સામયિક તરીકે અને છેલ્લાં ૧૪ વર્ષથી ગુજરાત – સૌરાષ્ટ્રના લોકસાહિત્ય તેમજ ચારણીસાહિત્યના સંશોધન – પ્રચાર વિકાસના ઝંડાધારી માસિક તરીકે લોકોની પ્રશંસા અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યાં છે.

આવી ઉજ્જવળ પરંપરા ધરાવતું ઊર્મિનવરચના માસિક હવે ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટનું પ્રકાશન બન્યું છે. ઊર્મિ નવરચનાનો ટ્રસ્ટના પ્રકાશન તરીકે સ્વીકાર એ ડૉ. જીવરાજ મહેતાના આદર્શો અને સેવાકાર્યો સાથે અત્યંત સુસંગત અને અનુરૂપ છે.

ટ્રસ્ટના પ્રકાશન તરીકે ઊર્મિનવરચના સાહિત્ય અને લોકસાહિત્ય ઉપરાંત લોકશિક્ષણ, કૃષિવિકાસ, આરોગ્ય અને શુદ્ધિ, ગોસંવર્ધન, આયુર્વેદ, ગ્રામોત્થાન વગેરે ક્ષેત્રોને આવરી લઈ પોતાની ક્ષિતિજો વિસ્તારવાની અભિલાષા સેવે છે.

ઊર્મિનવરચનાને તંત્રી તરીકે લોકસાહિત્યના ભેખધારી શ્રી જયમલ્લભાઈ પરમારની સેવા મળતી રહેશે. ઉપરાંત વૈદ્યશ્રી બાલકૃષ્ણ દવે, શ્રી રતિભાઈ અંધારિયા, શ્રી ધીરેનભાઈ ગાંધી અને અન્ય વિદ્વાનો, સાહિત્યકારો, અભ્યાસીઓ અને મિત્રોનો સહકાર સાંપડી રહ્યો છે.

ઊર્મિનવરચનાનું વાર્ષિક લવાજમ રૂ. ૨૦–૦૦ છે.

ઊર્મિનવરચના કાર્યાલય, ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ – ૧

## આરોગ્યધામ–અમદાવાદ

ટ્રસ્ટ તરફથી ચાલુ વર્ષમાં મહત્વનું કેન્દ્ર શરૂ કરવાની તૈયારી હાથ ધરવામાં આવી. એ માટે વધુમાં વધુ મિત્રોનો સહકાર મેળવવા એમનો સંપર્ક સાધવામાં આવી રહ્યો હતો. અમદાવાદના કેટલાક મિત્રો સાથે આ અંગેની વાત કરતાં, એમણે ડૉ. જીવરાજભાઈની સ્મૃતિમાં અમદાવાદ મુકામે પણ આરોગ્ય સેવાનું એક કેન્દ્ર શરૂ થાય એવી ભાવના દર્શાવી અને એ માટે બનતો સહકાર આપવા ખાત્રી આપી.

ડૉ. જીવરાજભાઈ માટે અમદાવાદના મિત્રોની ભાવના અને કેન્દ્ર માટે ઉપયોગી થવાની લાગણીનો સાનંદ સ્વીકાર કરી અમદાવાદમાં પણ ટ્રસ્ટે આરોગ્ય સેવાનું કેન્દ્ર શરૂ કરવાનો નિર્ણય કર્યો.

આ કેન્દ્ર માટે અનુકૂળ જમીન આપવા માટે અમદાવાદ મ્યુનિસિપલ કોરપોરેશનને વિનતી કરવામાં આવી. કોરપોરેશનના મેયરશ્રી અને સભ્યોએ રાજકીય મતભેદો બાજુએ રાખી, ખૂબ જ સહાનુભૂતિપૂર્વક ટ્રસ્ટની માગણીનો સ્વીકાર કર્યો અને અ. મ્યુ. કોરપોરેશનની હદના સીમાડે જીવરાજ પાર્કને લગીને આવેલ ૧૭૮૩૫ ચો. મી. જમીન વાર્ષિક રૂ. ૧–૦૦ ના પ્રતીક ભાડાથી ૯૯ વર્ષના પટ્ટે મંજૂર કરી. તા. ૨૬–૯–૮૦ના રોજ કોરપોરેશન અને ટ્રસ્ટ વચ્ચે મજકૂર જમીન અંગે કરાર કરવામાં આવ્યો.

અમદાવાદ મ્યુ. કોરપોરેશન તરફથી આરોગ્ય સેવા કેન્દ્ર માટે જમીન મળતાં, ડૉ. શ્રી હરિભક્તિ, ડૉ રંજનભાઈ નાણાવટી અને અન્ય આગેવાન ડૉકટર મિત્રોએ સારી એવી વિચારણા બાદ આ આરોગ્ય સેવાકેન્દ્રમાં જુદા જુદા મહત્વના વિભાગો સહિત નિર્માણ કરવા ધારેલ જનરલ હોસ્પિટલમાં ક્ષયના દરદીઓ, હૃદય રોગના દરદીઓ, લકવાના દરદીઓ, બાળકો, અને અન્ય રોગોના દરદીઓને ઉત્તમ પ્રકારની સેવા ચિકિત્સા મળી રહે એ દૃષ્ટિએ જરૂરિયાતો વિચારી, અભ્યાસપૂર્ણ નોંધ તૈયાર કરી. ટ્રસ્ટના સ્થપતિ શ્રી એસ. વાય. મદને જમીનની મુલાકાત લીધી. ડૉકટર મિત્રો સાથે હોસ્પિટલના સ્વરૂપ વિષે ચર્ચા કરી. હવે તેઓ એના પ્લાન નકશા તૈયાર કરી રહ્યા છે.

અમદાવાદના આરોગ્ય સેવા કેન્દ્રમાં નિર્માણ થનાર હોસ્પિટલ સાથે પોતાની પસંદગીનું નામ જોડવા ઈચ્છતા દાતા મિત્રો સાથે વાતો ચાલી રહી છે.

## આરોગ્યધામ–અમદાવાદ, સંચાલન સમિતિ

આરોગ્યધામ–અમદાવાદ માટે નીચે મુજબ સંચાલન સમિતિની રચના કરવામાં આવી છે.

### જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ આરોગ્યધામ અમદાવાદ સંચાલન સમિતિ

૧. શ્રી રતુભાઈ અદાણી — પ્રમુખ
૨. શ્રી વાડીભાઈ કામદાર — મંત્રી
૩. શ્રી નટવરલાલ શામળદાસ વોરા — સભ્ય
૪. શ્રી હાવાભાઈ સંઘવી
૫. શ્રી મેયરશ્રી અં.મ્યુ. કો.
૬. શ્રી કમીશ્નરશ્રી અ. મ્યુ. કો
૭. શ્રી વાડીલાલ લલ્લુભાઈ મહેતા
૮. શ્રી નરસિંહભાઈ મકવાણા
૯. શ્રી અરવિંદભાઈ બુચ
૧૦. શ્રી મૃગેશભાઈ જયકૃષ્ણ
૧૧. શ્રી હિરાલાલ ભગવતી
૧૨. શ્રી જગદીશભાઈ ઝવેરી
૧૩. ડૉ. શ્રી જયંત હરીભક્તિ
૧૪. ડૉ. શ્રી રંજન નાણાવટી
૧૫. ડૉ. શ્રી હસમુખભાઈ મહેતા
૧૬. શ્રી બળદેવભાઈ ડોસાભાઈ
૧૭. શ્રી ગૌતમભાઈ ચીમળભાઈ શાહ
૧૮. શ્રી ગુલાબરાય મ કોઠી
૧૯. શ્રી હસમુખભાઈ બી. શાહ
૨૦. શ્રી પ્રબુદાસભાઈ પટેલ
૨૧. શ્રી રાજેશભાઈ શાસ્ત્રી

૨૨. શ્રી નારણભાઈ પોટરીવાળા
૨૩. શ્રી ભગવાનદાસ શાહ
૨૪. શ્રી રતિલાલ કામદાર

## ડૉ. જીવરાજ મહેતા સ્મારક વ્યાખ્યાનમાળા

સમાજઘડતરની પ્રવૃત્તિ અને લોકશિક્ષણ એ ટ્રસ્ટનો એક અગત્યનો કાર્યક્રમ છે. એ દિશામાં પ્રથમ સોપાન તરીકે દર વરસે અગત્યના ત્રણ વિષયો ઉપર વ્યાખ્યાનો યોજવાના નિર્ણય સાથે અમરેલી જિલ્લા વિદ્યાસભાના સંયુક્ત ઉપક્રમે ડૉ. જીવરાજ મહેતા સ્મારક વ્યાખ્યાન માળાનો પ્રારંભ કરવામાં આવ્યો છે. પ્રથમ વર્ષ એટલે ૧૯૮૦–૮૧માં શિક્ષણ, આરોગ્ય અને ખેતીના વિષયો પસંદ કરી એ અંગેના પોતાના ચિંતન–મનન–અભ્યાસ–અનુભવનો સમાજને લાભ આપવા માટે અનુક્રમે

૧. શ્રી આર. એસ. ત્રિવેદી, કુલપતિ–ભાવનગર યુનિવર્સિટી, ભાવનગર
૨. વૈદ્યશ્રી બાલકૃષ્ણ દવે, જામનગર
૩. ડૉ. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ. સુરેન્દ્ર ફાર્મ

–ને વિનંતી કરવામાં આવી. આ મહાનુભાવોએ પ્રેમપૂર્વક ટ્રસ્ટના નિમંત્રણનો સ્વીકાર કર્યો અને એમનાં અભ્યાસપૂર્ણ વ્યાખ્યાનોથી આ વ્યાખ્યાનમાળાનો પ્રારંભ થયો આ યોજના અનુસાર દર વરસે સમાજને ઉપયોગી એવા ત્રણ વિષયો ઉપર ત્રણ વ્યાખ્યાનો યોજવામાં આવશે.

## આયુર્વેદ વિભાગ

અત્યારના આરોગ્ય વિજ્ઞાનનો જન્મ થયો ત્યાર પહેલાં કુદરતના ખોળે, ઋષિમુનિઓના આશ્રમના આધ્યાત્મિક અને પવિત્ર વાતાવરણમાં જન્મેલ આયુર્વેદ શાસ્ત્રે, શરીર અને મનને નીરોગી રાખવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે અને આજે પણ આપણા દેશની આર્થિક તેમજ સામાજિક પરિસ્થિતિમાં ઘણો મહત્ત્વનો ફાળો આપી શકે એમ છે. આયુર્વેદનો પ્રચાર અને વિકાસ એ ટ્રસ્ટનો એક મહત્ત્વનો કાર્યક્રમ છે. આ માટે ટ્રસ્ટના ચાવંડ મુકામે કલ્યાણધામ કેન્દ્રમાં આયુર્વેદ હૉસ્પિટલ, આયુર્વેદ ફાર્મસી, અને આયુર્વેદ વિકાસની પ્રવૃત્તિઓ સાથે આયુર્વેદ વિભાગ શરૂ કરવાનો નિર્ણય લેવામાં આવ્યો છે.

આ વિભાગ માટે માતુશ્રી મોંઘીબેન ધર્માદા ફંડના ટ્રસ્ટી શ્રી ઈન્દુમતીબેન નગીનદાસ સંઘવી તરફથી ટ્રસ્ટને રૂ. ૨૫૦૦૦૦–૦૦ બે લાખ પચ્ચાસ હજારનું દાન આપવાનો સંકલ્પ જણાવવામાં આવ્યો છે જેનો ટ્રસ્ટે સાભાર સ્વીકાર કર્યો છે.

## આયુર્વેદ હૉસ્પિટલ

આરોગ્ય સ્વાવલંબનનો પ્રબંધ થયે, પીઢ અને અનુભવી બહેનો પોતપોતાના વિસ્તારમાં સામાન્ય રોગોની પ્રાથમિક સારવાર તો કરી શકશે. પણ આ બહેનો જે રોગીઓનું નિદાન ચિકિત્સા કરી ન શકે એવા રોગીઓને આયુર્વેદ હૉસ્પિટલની આવશ્યકતા રહેશે. ચાવંડ મુકામે ટ્રસ્ટના કલ્યાણ ધામ કેન્દ્રમાં આવી આયુર્વેદ હૉસ્પિટલનું પણ આયોજન વિચારવામાં આવ્યું છે.

## આયુર્વેદ ફાર્મસી

આરોગ્ય સ્વાવલંબનનો કાર્યક્રમ વ્યાપક બને તો આયુર્વેદનું પાયાનું જ્ઞાન મેળવેલ અને આ જ્ઞાનના આધારે એવા– ચિકિત્સા કરનાર બહેનોને ઔષધીઓ પૂરી પાડવા માટે, આયુર્વેદ હૉસ્પિટલની જરૂરિયાતને પહોંચી વળવા માટે તથા અન્ય લોકોની જરૂરિયાતો પૂરી પાડવા માટે ધારી તરફના ગીર જંગલમાંથી ઉપલબ્ધ વનૌષધિઓ મેળવીને ચાવંડ મુકામે ટ્રસ્ટના કલ્યાણધામ કેન્દ્રમાં આયુર્વેદ ફાર્મસીનું પણ આયોજન વિચારવામાં આવ્યું છે.

અમરેલી જિલ્લાના સહકારી ખાંડ કારખાનાના પ્રમુખશ્રીએ ગાવડકા મુકામે મંડળીની જમીનમાં વનૌષધિઓનું કેન્દ્ર શરૂ કરવા માટે જરૂરી બધી સગવડો આપવાની તત્પરતા દાખવી છે જેનો ટ્રસ્ટે સાભાર સ્વીકાર કર્યો છે.

## આરોગ્ય સ્વાવલંબન

કોઈ રોગના ભોગ બનેલ રોગીઓની સેવા ચિકિત્સા કરી એમને સ્વસ્થ નીરોગી બનાવવા એ તો જરૂરી છે જ. પરન્તુ લોકોને આરોગ્યનું પાયાનું જ્ઞાન હોય, એને આધારે તેઓ કુદરતી અને નીરોગી જીવન જીવી શકે અને એમ છતાં રોગોનો ભોગ બને તો સહજ સુલભ ઔષધોથી સ્વાસ્થ્ય પ્રાપ્ત કરે એ માટે જરૂરી પ્રયાસો કરવા એ વધુ જરૂરી છે. આયુર્વેદ આમાં મહત્ત્વનો ફાળો આપી શકે. પહેલાના વખતમાં કેવળ વૈદોનેજ નહીં, ઘેર ઘેર પીઢ અનુભવી બહેનોને પણ વૈદકનું સામાન્ય જ્ઞાન હતું અને ઘેર બેઠાં સુલભ વનૌષધો દ્વારા બાળકો અને બહેનોની સેવા, ચિકિત્સા કરવી એ એમના જીવનનું મહત્ત્વનું કાર્ય લેખાતું. આજે આ વિદ્યા અને પ્રથા લગભગ નષ્ટ થયેલ છે. ગામડાની પીઢ અને અનુભવી બહેનોને આરોગ્ય અને આયુર્વેદનું પાયાનું જ્ઞાન અને જરૂરી ઔષધોની સગવડ આપી, એમના દ્વારા લોકોને તત્કાળ સેવા સારવાર મળી રહે એ માટે આયુર્વેદના પરમ સાધક અને અભ્યાસી વૈદ્ય શ્રી બાલુભાઈ દવેએ ટ્રસ્ટ સમક્ષ આરોગ્ય સ્વાવલંબનની યોજના રજુ કરી છે. ટ્રસ્ટે આ યોજનાને આવકારી છે અને અમરેલી જિલ્લાના એક તાલુકાથી આ યોજનાનો વૈદ્ય શ્રી બાલુભાઈ દવેના માર્ગદર્શન નીચે, વહેલી અનુકૂળતાએ પ્રારંભ કરવાનો અને ત્યાર બાદ ક્રમશઃ એનો વિસ્તાર કરવાનો નિર્ણય લીધો છે.

આ યોજનાના અમલ માટે નીચે મુજબ સમિતિ નિયુક્ત કરવામાં આવી છે.

1. વૈદ્ય શ્રી બાલકૃષ્ણ દવે
2. શ્રી નાથાભાઈ ચંદારાણા
3. શ્રી હીરાલાલ શાહ

## સ્મૃતિ દાન

જે દાતાઓ ટ્રસ્ટની કોઈ પ્રવૃત્તિ કે ઈમારત સાથે પોતાનું કે પોતાનું યોગ્ય લાગે એ શ્રદ્ધેય વ્યક્તિનું નામ જોડવાની ઈચ્છા સાથે દાન આપવા ઈચ્છે એમને માટે નીચે મુજબનું ધોરણ ઠરાવવામાં આવ્યું છે.

### ૧. કલ્યાણધામ ચાવંડ માટે

| | |
|---|---|
| ટી. બી. હોસ્પિટલ | ૫૦૦૦૦૦-૦૦ |
| એક્સ રે વિભાગ | ૨૫૦૦૦૦-૦૦ |
| આયુર્વેદ વિભાગ | ૨૫૦૦૦૦-૦૦ |
| આયુર્વેદ હોસ્પિટલ | ૨૫૦૦૦૦-૦૦ |
| આયુર્વેદ ફાર્મસી | ૨૫૦૦૦૦-૦૦ |
| કુદરતી ઉપચાર ધામ | ૨૫૦૦૦૦-૦૦ |
| પથિકાશ્રમ | ૧૦૦૦૦૦-૦૦ |
| ભોજનાલય | ૧૦૦૦૦૦-૦૦ |
| પ્રાર્થના ખંડ | ૧૦૦૦૦૦-૦૦ |
| અન્નપૂર્ણા | ૧૦૦૦૦૦-૦૦ |
| ટી.બી. હોસ્પિટલ ૨૦ દર્દીના એક વોર્ડ દીઠ | ૧૦૦૦૦૦-૦૦ |
| પ્રાથમિક શાળા | ૧૦૦૦૦૦-૦૦ |
| સ્મારક ગ્રંથમાળા | ૧૦૦૦૦૦-૦૦ |
| ટી. બી. હોસ્પિટલ લેબોરેટરી | ૧૦૦૦૦૦-૦૦ |
| ટાવર | ૧૦૦૦૦૦-૦૦ |
| અતિથિગૃહ | ૧૦૦૦૦૦-૦૦ |
| સંસ્કૃતિ સંગ્રહ સ્થાન | ૧૦૦૦૦૦-૦૦ |
| સ્ટાફ નિવાસ – અ – ચાર કુટિર | ૧૦૦૦૦૦-૦૦ |
| એમ્બ્યુલન્સ | ૭૫૦૦૦-૦૦ |
| સ્ટાફ નિવાસ (બ) ચાર કુટિર | ૭૫૦૦૦-૦૦ |
| ૧૦ દર્દીના વોર્ડ દીઠ | ૫૦૦૦૦-૦૦ |
| સ્ટાફ ક્વાર્ટર (ક) ચાર કુટિર | ૫૦૦૦૦-૦૦ |
| ગોકુલન દીઠ | ૫૦૦૦૦-૦૦ |
| બાલમંદિર | ૫૦૦૦૦-૦૦ |
| કાયમી અનામત પથારી કુટિરમાં | ૩૦૦૦૦-૦૦ |
| કાયમી અનામત પથારી વોર્ડમાં | ૨૫૦૦૦-૦૦ |
| કુવારા દીઠ | ૨૫૦૦૦-૦૦ |

| | | | |
|---|---|---|---|
| કુટિર અ | ૨૫૦૦૦-૦૦ | વોર્ડ... | ૨૦૦૦૦૦-૦૦ |
| ગોવિહાર દીઠ | ૨૫૦૦૦-૦૦ | કુટિર... | ૫૦૦૦૦-૦૦ |
| પ્રવેશ દ્વાર | ૨૫૦૦૦-૦૦ | ધ્વનિ પ્રસારણ.. | ૧૦૦૦૦૦-૦૦ |
| પુસ્તકાલય | ૨૫૦૦૦-૦૦ | પુસ્તકાલય... | ૫૦૦૦૦-૦૦ |
| કુટિર બ | ૨૦૦૦૦-૦૦ | એમ્બ્યુલન્સ | ૭૫૦૦૦-૦૦ |
| કુટિર ક | ૧૫૦૦૦-૦૦ | પ્રવેશ દ્વાર... | ૨૫૦૦૦-૦૦ |
| બાળ ક્રિડાંગણુ | ૧૦૦૦૦-૦૦ | ટાવર | ૧૦૦૦૦૦-૦૦ |
| નંદીઘર | ૧૦૦૦૦-૦૦ | ઉદ્યાન દીઠ | ૨૫૦૦૦-૦૦ |
| ઉદ્યાન દીઠ | ૧૦૦૦૦-૦૦ | ફૂવારા.... | ૧૦૦૦૦-૦૦ |
| | | પથિકાશ્રમ... | ૧૦૦૦૦૦-૦૦ |
| | | અન્નપૂર્ણા... | ૧૦૦૦૦૦-૦૦ |

## સ્મૃતિ દાન

આરોગ્યધામ અમદાવાદ માટે
મુખ્ય હોસ્પિટલ : આ માટે વાટાઘાટથી દાનની રકમ નક્કી કરવામાં આવશે.

| | |
|---|---|
| ક્ષય ચિકિત્સા વિભાગ | ૫૦૦૦૦૦-૦૦ |
| બાળ ચિકિત્સા વિભાગ | ૫૦૦૦૦૦-૦૦ |
| હૃદય ચિકિત્સા વિભાગ | ૫૦૦૦૦૦-૦૦ |
| અન્ય વિભાગો – દરેક માટે | ૨૫૦૦૦૦-૦૦ |
| એક્સ રે... | ૨૫૦૦૦૦-૦૦ |
| લેબોરેટરી... | ૨૦૦૦૦૦-૦૦ |
| ભોજનાલય... | ૨૦૦૦૦૦-૦૦ |

આ અને અન્ય બાબતો અંગે ચર્ચા વિચારણા કરી દાન નક્કી કરવામાં આવશે.

## ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ

મુખ્ય કાર્યાલય : જીવરાજ ભુવન – અમરેલી
મુખ્ય કેન્દ્ર : કલ્યાણધામ, મુ. ચાવંડ, તા. લાઠી જિ. અમરેલી
અમદાવાદ કેન્દ્ર : આરોગ્યધામ, અમદાવાદ.
મુંબઇ કાર્યાલય : ૯૪, નગીનદાસ માસ્તર રોડ, મુંબઈ – ૪૦૦૦૨૨

*

એક જાણીતા વૈદ્યરાજ આયુર્વેદ દવાખાનાના ઉદ્ઘાટન પ્રસંગે સંબોધન કરી રહ્યા હતા.

"મોટા ભાગના રોગ પેટ બગડવાથી થાય છે. અપચાથી પેટ બગડે. વધુ ખાવાથી અપચો થાય. નીરોગી રહેવું હોય તો હમેશા ઉણોદરી કરવી અધી હોજરી ભરાય એટલોજ ખોરાક લેવો."

એક શ્રોતાજન વચ્ચે જ બોલી ઉઠયો. "પાણી કે દવા પીવાના ગ્લાસમાં તો આંકા હોય છે. એના ઉપરથી ગ્લાસ કેટલો ભરાણો એ જાણી શકાય. હોજરીમાં તો ભગવાને આંકા કર્યા નથી. કર્યા હોય તો આપણને દેખાતા નથી. એટલે હોજરી અર્ધી ભરાણી એની ખબર કેમ પડે ?"

રંગબેરંગી ફૂલઝાડ, વેલ ફુવારા, હોજ, મંડપ, ઈત્યાદિથી શોભતા એક ઉદ્યાનમાં કોલેજ – શિક્ષણ લેતી કેટલીક બહેનો ફરવા આવેલી.

સુંદર મજાની વેલ અને ફૂલથી છવાયેલા એક મંડપ ઉપર 'લતામંડપ' નામ લખ્યું હતું.

કોલેજની એક વિદ્યાર્થીની એ નામ વાંચીને બોલી ઊઠી. "જુઓ ! જુઓ ! ફીલમમાં ગીત ગાનારી લતા મંગેશકરનું નામ આપવામાં આવેલ આ મંડપ કેવો શોભી રહ્યો છે ?"

# રાષ્ટ્રીય ઉદ્યાન

ધીરેન્દ્ર જાની

રાત્રીના આછા અજવાળામાં એનું દોરડી જેવું શરીર, મને તુરતજ દેખાઈ આવ્યું. સૂકો ભઠ ચ્હેરો, ઊંડી ઊતરી ગયેલી આંખો, રૂક્ષ વાળ, અને ફાટેલાં ચીંથરાં જેવાં કપડાં.

પરંતુ હું મારા કામ અંગેના વિચારોમાં મશગૂલ હતો. વાત એમ હતી કે આપણી સરકાર 'આ સ્થળે એક સૌંદર્ય ઉદ્યાન – ના – રાષ્ટ્રીય ઉદ્યાન-નું નિર્માણ કરી રહી હતી, અને એ અંગેનું કામ મને સોંપાયું હતું, અને હું એ ઉદ્યાનના વિચારોમાં પૌરાણિક ભવ્યતામાં સરતો જતો હતો...વિચાર–સ્વપ્નો એક પછી એક આવીને સરી જતાં હતાં.

...ભોજની અવંતી નગરીના કોઈ ઉદ્યાનમાં આવી જ કોઈ ચાંદની રાતે રાજરમણીઓ અને પુરાંગનાઓ અને અભિસારિકા બનીને કોઈ પ્રેમી-ઓને મળવા આવતી હશે...આ ઉદ્યાનની મધ્યમાં માનવ સૌંદર્યનું સજીવારોપણ કરતાં હોય એવાં સ્ત્રી–પુરુષોની શિલ્પાકૃતિઓ ઊભી થશે...ફુવારાઓ ઊડતા હશે, અને ગુલાબ, ચમેલી, ચંપો અને... રાતરાણીની માદક સુગંધથી ઉદ્યાન ભર્યું ભર્યું હશે...અચ્છોદ સરોવર જેવું તો નહીં, પરંતુ એની નાની આવૃત્તિ જેવું એકાદ સરોવર પણ હશે અને એમાં સુગંધી દ્રવ્યોના લેપ કરીને રેશમી વસ્ત્રો પરિધાન કરીને રાજકુટુંબ નૌકાવિહાર પણ કરતું હશે... પૂર્ણ વિકસિત અસંખ્ય કમળોથી એ સરોવર ભર્યું ભર્યું હશે... વાહ!

બસ આવું જ એક ઉદ્યાન સાકાર કરવાનો સંકલ્પ આપણી રાષ્ટ્રીય સરકારે કર્યો છે... 'નાન્ડ નેશનલ પાર્ક'...ધન્ય છે, હું વિચારોમાં લગભગ ગળગળો થઈ ગયો...

ભવિષ્યના આ રાષ્ટ્રીય ઉદ્યાનનો કલાવિભાગ તો મને વિશેષ ફરજ રૂપે સોંપાયો હતો... અને કેવી કેવી શિલ્પકૃતિઓ...ક્યાં ક્યાં ગોઠવવી એના વિચારોમાં જ હું તન્મય હતો... ચાંદની રાતમાં કલ્પના–તરબોળ બનીને ફરવા જવાની મને પ્રેરણા થઈ આવી અને હું બહાર નીકળી પડ્યો...

બાંકડા ઉપર પડેલાં પેલા માણસ પાસેથી પસાર થઈને હું વિચારોમાંજ મગ્ન – આગળ ચાલ્યો અને...અને ત્યાં પેલા ખૂણામાં રતિ – કામદેવનું શિલ્પ! પુષ્પધન્વાનો એ વસંતવિજયી ધનુષ્ટંકાર સાંભળીને સહેલગાહે આવેલા રસિક નરનારીઓના હૃદયમાં શું નું શું થઈ જશે...

વિચારો આગળ વધ્યા...અને ત્યાં...હમણાં પેલો દૂબળો પાતળો માણસ બાંકડા ઉપર પડ્યો છે ને!... ત્યાં એવું અન્નપૂર્ણાનું સુંદર સાત્ત્વિક શિલ્પ મૂકીશ...મા જાણે પોતાનાં હજારો નાગાં ભૂખ્યાં બાળકોને અન્નદાન કરી રહી હોય! પૂર્ણ માનવતા ભરી એની સ્નિગ્ધ શીતળ આંખોમાં દયાનો સાગર હિલોળા લઈ રહ્યો છે... અન્નદાનનો એમાંથી જાણે અખૂટ પ્રવાહ વહી રહ્યો છે... એવી મૂર્તિ ત્યાં મૂકીશ... અને ભલે થોડો વધારે ખર્ચ થાય. પરંતુ કેટલાંક નાગાં – ભૂખ્યાં દુબળાં માનવ શિલ્પો તો એની આજુબાજુ ગોઠવીશ જ અને હું એ સ્થળનું બરાબર નિરીક્ષણ કરવા પેલા બાંકડા પાસે ગયો. અને સહસા મારી દૃષ્ટિએ સૂતેલા માનવી તરફ પડી એનું દુબળું હાડપીંજર જેવું શરીર બિલકુલ સ્થિર હતું... કુતૂહલથી મેં બેટરીનો પ્રકાશ એના તરફ ફેંક્યો... અને મારા મોઢામાંથી એક ચીસ નીકળી ગઈ...આ માનવી મૃત્યુ પામ્યો હતો – એ મડદું હતું... અને એના લાકડા જેવા હાથની મુઠ્ઠી વળી ગઈ હતી.

મૃતદેહનું મોઢું જે દિશામાં હતું એ તરફ મારાથી જોવાઈ ગયું... કાંટાળા તારની વાડવાળો મારો બંગલો દેખાતો હતો..

...અને એ રાતે લથડતે પગલે ઘેર આવીને

હું સૂઈ ગયો... મારા કલ્પનાશીલ મગજમાં એ રાતે રાષ્ટ્રીય ઉદ્યાનની કલ્પના આવી જ નહીં. અને અન્નપૂર્ણાની શિલ્પકૃતિ પણ ઝાંખી દેખાવા લાગી.. અને એની આસપાસ જે નાગાંભૂખ્યાંનાં શિલ્પો ગોઠવવાના વિચારો હતા.. એમાંના એક શિલ્પનું મોઢું પેલા મૃત માણસ સાથે મળતું આવતું હતું...

○ ○ ○

સવારે મારા નોકરે મને કહ્યું "સાહેબ ગઈ કાલે ચીંથરેહાલ ભીખારી જેવો માણસ ત્રણ વાર આપણા બંગલે ખાવાનું આપો, ખાવાનું આપો... કરતો આવ્યો હતો... પરંતુ મેં એને તગડી મૂક્યો... એવા તો કંઈક રખડતા... ફરે છે... કેમ સાહેબ ?"

હું ખૂબ જ રડયો.



## અરોડાનું બિયારણ

એક શહેરી જુવાન ખેતી કોલેજમાં અભ્યાસ કરી, સ્નાતકની ઉપાધિ મેળવી, વિકાસ ઘટકમાં ખેતી વિસ્તરણ અધિકારી તરીકે જોડાઈને ગામે ગામ ફરી ખેડૂતોને વૈજ્ઞાનિક ખેતી અપનાવવા માટે ઉપદેશ આપી રહ્યો હતો.

એક ગામમાં રાત્રે ચોરા ઉપર એકઠા મળેલા ખેડૂતો પાસે આ વિસ્તરણ અધિકારીએ સુધરેલ બિયારણ, સુધરેલાં ઓજાર, રસાયણિક ખાતર વગેરેના લાભો સમજાવતું લાંબું ભાષણ કર્યું. ખેડૂતો અલિપ્ત ભાવે સાંભળી રહ્યા હતા.

ભાષણ પૂરું કર્યા પછી કોઈને સુધરેલ બિયારણ; ઓજાર કે ખાતર જોઈતાં હોય તો નોંધાવવા કહ્યું. થોડા ખેડૂતોએ પોતાની જરૂરિયાતો નોંધાવી પણ ખરી. વિસ્તરણ અધિકારીની વાતો સાંભળીને કંટાળેલા એક આધેડ–અનુભવી ખેડૂત ઊભો થયો. 'સા'બ ! મારે વીસેક વીઘામાં અરોડા વાવવા છે. એનું બિયારણ મળશે ?'

શું કામ ન મળે ? આપણા સંશોધન કેન્દ્રમાં શેરડીના પ્રયોગો પણ હાથ ધરવામાં આવ્યા છે., વિસ્તરણ અધિકારીએ જવાબ આપ્યો.

'તો વીસેક વીઘામાં કેટલું બિયારણ જોશે ?' ખેડૂતે હસવું ખાળીને ટાવકાઈથી પૂછ્યું.

''તમે દર વરસે અરોડા વાવતા હશો. એટલે તમેજ કહોને ! કેટલું બિયારણ મોકલાવું ?'' વિસ્તરણ અધિકારીએ નોંધમાં આંકડો ટપકાવવાની તૈયારી કરી.

''હવે રાખો રાખો સા'બ ! અરોડા માટે ક્યાંય બિયારણ જોતું હશે ? આટલીયે ખબર નથી તો શીદને અમને ખેતી સુધારવાની શીખ આપવા આવ્યા છો ?'' ખેડૂતે ધાર્યું નિશાન પાડયું હતું.

''અમને કોલેજમાં અરોડા વિષે કોઈએ કંઈ ભણાવ્યું નથી.'' વિસ્તરણ અધિકારીએ નિખાલસ એકરાર કર્યો.

''એકલું કોલેજનું ભણતર ન હાલે મારા સા'બ ! બાપગોતરથી અમે ખેડ કરતા આવ્યા છીએ. હવે અમને ભણાવવા, જેણે ખેતર જોયું ન હોય એવા તમ જેવા અધિકારીઓને મોકલી સરકાર પૈસાનું પાણી શીદ કરે છે એ અમને સમજાતું નથી. શેરડીનો વાડ વાઢી લીધા પછી, એના થૂંબડા એમને એમ જમીનમાં રહેવા દઈએ, પાણી પાઈએ, થૂંબડા ફોળે, એ શેરડીને અરોડા કહેવાય. એટલીયે ખબર નથી અને તમે અરોડાનું બી લખવા બેઠા !'' ખેડૂતે પછેડી ખંખેરી.

નાનકડી સભામાં હળવું હાસ્યનું મોજું ફરી વળ્યું.

વિસ્તરણ અધિકારીને ભોં ભારે થઈ પડી.

# આંબાનો ફાલ વહેલો લેવા શું કરશો?

ડૉ. વિઠ્ઠલભાઇ પટેલ

સૌરાષ્ટ્રના આંબામાં મુખ્ય કેસર જાત છે. કેસર કેરી સામાન્ય રીતે જૂન બેસતાં પાકવાની શરૂ થાય છે અને ઘણી વખત પાછલા ફાલને ચોમાસુ આંબી જાય છે, તેથી વેચાણની મુશ્કેલી ઊભી થાય છે. એટલે જો આ કેરી પંદર – ૨૦ દિવસ વહેલી પકવી બજારમાં મુકી શકાય તો બીજી કેરીઓ સાથે હરીફાઈ કરી શકે અને ભાવ પણ ઊંચો આવે.

વૈજ્ઞાનિક પદ્ધતિએ આયોજન કરી કેસર આંબા ૧૫ મી મે આસપાસ પાકે અને બજારમાં મુકાય તેમ કરવાનું હવે શક્ય છે. નીચે પ્રમાણે કરવાથી કેસર અને બીજી જાતોની કેરી બજારમાં વહેલી મૂકી શકીએ તેમ મારા અનુભવે મને લાગ્યું છે.

જો આપણે ૧૫ મેની આસપાસ કેરી પકવવી હોય તો મોર આવ્યા પછી તેમાંથી પરિપકવ કેરી થતાં કેટલો સમય લાગે છે તે જાણવું જોઈએ. મોટે ભાગે કેરીનો મોડામાં મોડો મોર આવવો જોઈએ. એટલે આખો આંબો મોરથી ભરાય અને તે પણ ડીસેમ્બરની અધવચ્ચે તેમ કરવાનો આપણો પ્રયાસ હોવો જોઈએ.

હવે આંબાની ડાળી પર દરેક સાંખમાંથી ફળી નીકળશે કે પાનની કોળ આવશે તે આ ક્રિયા શરૂ થાય તેનાથી બે મહિના પહેલાં કુદરતી નક્કી થઈ જાય છે. તેથી ઓકટોબરની અધવચ્ચે ડાળી પર કોળ ન આવે અને મોર આવે તેવી પરિસ્થિતિ આપણે ઊભી કરવી જોઇએ. ટૂંકમાં ત્યાં કોળ ન આવે એટલે કે વાનસ્પતિક વૃદ્ધિ ન થાય તેમ કરવુ જોઇએ. આમ ઓકટોબરની પંદરમી તારીખથી એક મહિના પહેલાં એટલે કે સપ્ટેમ્બર મહિનાની પંદરમી તારીખ આસપાસ આપણે એવા અંતઃસ્રાવ (હોર્મોન્સ) છાંટવા જોઇએ કે જેથી વાનસ્પતિક વૃદ્ધિ અટકી જાય આંખમાંથી મોર નીકળે.

આ વિચાર કે વાત આપણને ગળે ઊતરે તો અંતઃસ્રાવ છાંટવાની શરૂઆત આપણે સપ્ટેમ્બર મહિનાની પંદરમી આસપાસ કરી દેવી જોઇએ આને માટે નીચે જણાવ્યા પ્રમાણે કાર્યક્રમ બનાવવો.

સપ્ટેમ્બરની પંદરમી તારીખ આસપાસ વાનસ્પતિક વૃદ્ધિ રોકનાર હોર્મોન સી. સી. સી. (બજારમાં તે સાયકોસેલ અથવા હોર્મોસિલ નામે મળે છે) નું દ્રાવણ કરી આંબો આખો પલળે તેટલો છંટકાવ કરવો જોઇએ. અનુભવે માલમ પડયું છે કે જે ભાગપર સાયકોસેલ નથી આવતું ત્યાં વાનસ્પતિક વૃદ્ધિ અટકતી નથી તેથી આખાય આંબાને પલાળી દેવાય તેવી રીતે છંટકાવ કરવો જોઈએ. આમ કરવાથી હવે ડિસેમ્બર અધવચ્ચે દરેક આંખમાંથી મોર નીકળી આવશે. સાયકોસેલ જાતીય ફેરફારમાં મદદ કરે છે. તેથી બારીકાઈથી અવલોકન કરવામાં આવે તો જણાશે કે સામાન્ય રીતે અંતઃસ્રાવ છાંટયા વગર જેટલાં નારી ફૂલો આવે છે તેના કરતાં આમાં વધુ નારી ફૂલો આવશે. આમ નક્કી કરેલા સમયે આંબા ફૂટશે અને જવણ સારું થતાં વધુ ફળ પણ બેસશે.

જ્યારે ફળો વધુ બેસે ત્યારે તેને ટકાવી રાખવા જતન કરવાની જરૂર પડશે. તેથી ફળ ખીલે ત્યાર પહેલાં પંદર દિવસે અને ફૂલ ખીલ્યા પછી ઓછામાં ઓછું એક વખત એટલે કે ડીસેમ્બરના પહેલાં તથા છેલ્લા અઠવાડિયામાં એમ બે વખત એન. એ. એ. નામનુ રસાયણ (બજારમાં પ્લાનો ફીકસ, સેલમોન, હોર્મોફીકસ, ફુટોન, વગેરે નામથી વેચાય છે) છાંટવું પડશે. ત્યાર પછી દર પંદર દિવસે એન. એ. એ. ના છંટકાવ ચાલુ રાખવાથી ફળ મોટું થશે પાક સંરક્ષણની દવા છાંટવાની હોય તો તેમાં પણ એન એ. એ. નાખી શકાય જેથી અલગ છંટકાવ કરવાની જરૂરત નહીં પડે. આવા દરેક છાંટકાવમાં યુરિયાનું બે ટકા દ્રાવણ નાખવથી ફાયદો થાય છે.

ફળ ખૂબ બેસે તો તે નાના રહે તેથી આ ફળને મોટા કદના કરવા માટે કંઈક કરવુ જોઈએ. પહેલા ફળ મોટા કરી શકીએ તો તેને વહેલાં પાકે તેમ પણ કરી શકાય. આ માટે જીબ્રેલિક તેજાબનો છંટકાવ સૌથી વધુ ફાયદાકારક બને છે. ફળ મૂળ

નાના હોય ત્યારે જીબ્રેલિક તેજાબ છંટાય તો ફળનો ગોટલો નાનો રહે છે. વળી ઘણાં ફળ તે વખતે ખરી જવા મંડે તો આર્થિક રીતે ન પોસાય, તેથી મોર આવ્યા પછી બે મહિને પહેલો છંટકાવ કરવો જોઈએ. એટલે ફેબ્રુઆરીની અધવચ્ચે જીબ્રેલિક તેજાબ છાંટવાનું શરૂ કરવું. અને ત્યાર પછી દર પંદર દિવસને અંતરે ચાર વખત છાંટવું. છેલ્લો છંટકાવ પહેલી એપ્રિલ અથવા મોડામાં મોડો ૧૫મી એપ્રિલે પૂરો કરવો. આમ થતાં ફળ મોટા થઇ જશે અને મે મહિનાની શરૂઆતમાં ફળ પણ દાણાદાર દેખાવા માંડશે જેથી નક્કી થાય કે મેની પંદરમી પહેલાં ફળ પાકશે. ફળ મોટું થવા માંડે એટલે શક્ય છે કે ફળ મોડું પાકે. તેથી તેવાં સંજોગોમાં ૧લી મે. આસપાસ અને ત્યાર પછી એક અઠવાડિયે ફરીથી એમ ઈથરેલના બે છંટકાવ જરૂરથી કરવા. જીબ્રેલિક તેજાબથી ફળ મોટા થવા માંડે ત્યારે પવન લાગતા ખરે નહીં તે માટે આવા દરેક છંટકાવ સાથે એન. એ. એ. તથા યુરિયા ઉમેરવું. તેવીજ રીતે ઈથરેલ છાંટતાં ફળ પાકે તેથી ડીંટિયેથી ખરવા માંડે છે. અમારા અનુભવે આ અસર જમરૂખમાં ખૂબજ નોંધપાત્ર રીતે દેખાઈ છે. કેરીમાં તે પ્રમાણમાં ઓછી છે, છતાંય કેરીઓ ખરે છે તે હકીકત છે તેથી ઈથરેલની સાથોસાથ એન.એ.એ. ઉમેરવું જરૂરી છે.

આમ કેરી ૧૫ દિવસ વહેલી જરૂર પકવી બજારમાં મૂકી શકાય. પરંતુ આપણું લક્ષાંક ઓછામાં ઓછું કેસર મે મહિનામાં પહેલા અઠવાડિયામાં તથા હાફુસ કેરી એપ્રિલની અધવચ્ચે પકવવાનું હોવું જોઈએ. આ પ્રક્રિયા વહેલી કરવા 'થાયોયુરિયા' નો ઉપયોગ કરી શકાય. તેનાથી ઠોંસાઇ ગયેલ દરેક આંખે કળી કે મોર વહેલી ખૂલશે. આપણું લક્ષ્યાંક કેસર કેરી પહેલી મે આસપાસ પકવવાનું હોય તો મોર ૧ લી ડીસેમ્બર આસપાસ આવવો જોઈએ. એટલે કે આંબા જલદી જલદી ઠોંસાય અને તે વહેલાં ફૂટે તેટલું પોષણ મળવું જોઈએ. આપણો જૂનો ખ્યાલ છે કે મગ મગ જેટલી કેરી થાય ત્યારે જ પાણી પાવું તે ખ્યાલ છોડવો પડશે. આથી સપ્ટેમ્બર ૧૫ મીની આસપાસ સાયકોસેલ છાંટી, ગોડ કરી ખાતર આપી બંધણ કરી આંબાને તપવા દેવા પડશે. અને નવેમ્બર પહેલીની આસપાસ પાણી પાઈ દઈ તરત જ 'થાયોયુરિયા'નો છંટકાવ કરવો પડશે. ત્યાર પછી એક અઠવાડિયે થાયોયુરિયા અને એન. એ. એ. છાંટવા પડશે.

છેલ્લે એક પ્રશ્ન રહે છે. એપ્રિલ જે કોળ આવે તે વહેલા ફળ લેવા આવવા દેવી કે અટકાવવી? સામાન્ય રીતે કોળ અઠવાડિયામાં ઠરી જાય અને તેના પર મોર આવે છે. તેથી ડીસેમ્બરના પહેલા અઠવાડિયામાં આંબા ફૂટે તેવું કરવું હોય તો કોળ એપ્રિલના પહેલા અઠવાડિયામાં આવવી જોઈએ તો તેથી આ કોળ અટકાવવી જોઈએ નહીં. આ કોળ અટકાવીએ તો પછી કઈ કોળ લેવાય? અને તો પછી આંબાની વૃદ્ધિ ક્યાંથી થાય? તેથી આપણો પ્રયત્ન એ રહેવો જોઇએ કે એપ્રિલના પહેલા અઠવાડિયામાં ખૂબ જ કોળ આવી જાય. આપણે સૌએ જોયું હશે કે એપ્રિલ મહિનામાં કોળ આવે છે ત્યારે ખરવા ફળ માંડે છે, કારણ કે તે વખતે કેરીને મોટું થવાનું હોય છે. તે વખતે વધુ પાંદડાના વિકાસમાં નાઈટ્રોજનવાળા ખાતરોની સૌથી વધુ જરૂરત હોઈ માર્ચના છેલ્લા અઠવાડિયામાં આંબાને યુરિયા આપવું જરૂરી બને છે અને સાથોસાથ ફળ ખરતાં અટકાવવા એન. એ. એ. નો છંટકાવ પણ તેટલો જ જરૂરી છે. આ આપણે જીબ્રેલિક તેજાબ સાથે અગાઉ જણાવ્યું તેમ આપીએ જ છીએ.

કેરી વેડાઈ ગયા પછી તરત જ ઇથરેલનો એક છંટકાવ આપવામાં આવે તો દર વર્ષે સરખી જ કેરીઓ આવે અને ૧લી મેની આસપાસ જરૂરથી ઉપર કેરી પકવી શકાશે.

અમારા બગીચામાં અંતઃસ્રાવો (હોર્મોન્સ) નું પ્રમાણ નીચે મુજબ રાખ્યું હતું.

(૧) એન. એ. એ : ૧૦૦ લીટર પાણીમાં ૧૦૦ મી. લી. ભેળવવું નાંખવું.

(૨) સાયકોસેલ : ૧૦૦ લીટર પાણીમાં ૫૦ મી. લી. ભેળવવું

(૩) જીબ્રેલિક તેજાબ :– ૧૦૦ લીટર પાણીમાં ૧ ગ્રામ ભેળવવું.

(૪) ઈથરેલ :– ૧૦૦ લીટર પાણીમાં ૨૮૦ મી. લી. ભેળવવું.

# શિયાળામાં સાવચેતી

વૈદ્ય બાલકૃષ્ણ દવે

શિયાળો તો શકિતનો ખજાનો શરીરમાં ભરી દેવાની ઋતુ ગણાય, ઉત્તર દિશાનો સુક્કો, ઠંડો પવન વાવા લાગે અને રોગ ભાગવા માંડે. પૌષ્ટિક ખોરાક કે શક્તિની દવા લીધા વિના પણ શરીરમાં તાજગી અનુભવાય, ભૂખ વધે, પાચન વધે અને વજન પણ વધે, શિયાળાની ઋતુનો સહજ પ્રભાવ છે. એટલે તો આ ઋતુમાં માણસો પૌષ્ટિક પાક બનાવીને ખાય છે. વૈદ્યો ઋતુમાં જ શક્તિની દવાઓ આપે છે. અને આખું વરસ રોગને શરીમાં પેસવા ન દે એટલો આરોગ્યનો સંઘરો વધારી દે છે આરોગ્ય એટલે રોગ નહિ એટલો જ અર્થ નથી. રોગનો પ્રતિકાર કરનારી શકિત પૂરતા પ્રમાણમાં હોય એનું નામ આરોગ્ય. અકાળે વાળ ધોળા થવા માંડે, ચામડી પર કરચલી પડવા માંડે, વૃદ્ધાવસ્થા વહેલી આવતી લાગે એવા માણસો પર કાયાકલ્પના પ્રયોગો પણ આ ઋતુમાં જ કરવામાં આવે છે.

શિયાળાનો લુખ્ખો ઠંડો પવન આવે એની સૌથી પહેલી અસર ચામડી પર થાય. ચામડી લુખ્ખી પડી જાય એની સ્નિગ્ધતા ચાલી જાય. હોઠ ફાટે. પગની ચામડીની વીયા ફાટે. વાળ પણ કોરા પડી જાય અને લુખ્ખા લાગે એ માટે શિયાળામાં તેલનું માલીસ આખા શરીરે કરવું જોઈએ. વાળમાં પણ તેલ નાખવું અણુ તેલનાં ટીપા નાકમાં નાખવાં એથી નાક સુકાશે નહિ અને શ્વાસ સરખો લેવાશે. કાનમાં પણ તેલ સહેજ ગરમ કરીને એનાં ટીપાં નાખવાં. એથી શ્રવણ શકિત સારી રહેશે. સરસવનું-સરસિયું તેલ માલીસ માટે સારું છે કાનમાં પણ એ નખાય સરસિયું ન મળે તો તલનું તેલ વાપરવું. તલનું તેલ ઘાણીનું મળે તો વધારે સારું. હોઠે ઘી લગાડવું. પગની વીયા ફાટી હોય ત્યાં કોકમનું ઘી લગાડવું. પગનાં તળિયે ઘી અથવા તેલ ઘસવાથી આંખનું તેજ વધે છે અને મગજમાં પણ ઠંડક રહેછે. ઉપરાંત ખોરાકમાં પણ ઘી માખણ તેલનો ઉપયોગ વધારવો આ ઋતુમાં જરૂરી બને છે

શિયાળો નીરોગી ઋતુ ગણાય છે. છતાં આ ઋતુમાં રોગ થતા હોય છે પરંતુ એનાં બીજ આ પહેલાંની ઋતુમાં નખાઈ ગયાં હોય છે. જેમકે ચોમાસામાં પિત્ત ભેગું થયું હોય છે. શરદ ઋતુમાં પિત્તનું તોફાન પણ વધે. તાવ આવે, ઝાડા ઉલટી થાય, કોઈને કમળો પણ થાય. આ એમની જો પૂરી શાંતિ થઈ ન હોય, અને લક્ષણો જ દાબી દીધાં હોય તો એ પિત્ત શિયાળાની ઋતુની ઠંડીનો સ્પર્શ થતાં જ ચામડી પર ખજવાળ આવે છે, શીળસ નીકળે છે અને ચામડીના બીજા રોગો પણ થાય છે. એ માટે શિયાળો બેસતાં જ પિત્ત કાઢી નાખે એવો જુલાબ લઈ લેવો જરૂરી છે. શેકેલું કડુ પિત્તનો રેચ લગાડે છે કડુ સાથે હળદર મેળવીને લેવાથી ખજવાળ અને શીળસ પણ મરી જાય છે. અને એમાં ત્રિફળાં – હરડાં, બહેડાં અને આંબળાં નો ભૂકો ઉમેરીએ તો ચામડીના બીજા રોગો પણ મટે છે. અતિવિષની કળીની ભૂકી ઉમેરીએ તો તાવમાં પણ લાભ કરે છે.

ચોમાસાનું પિત્ત હજી શમ્યું નથી એટલે આ ઋતુમાં દહી, છાશ કે બીજી ખટાશ ન લેવી. પિત્ત કરે એવા મોગરી કે કાકડી ન ખાવાં.

શિયાળાના આરંભમાં બીજી તકલીફ વાયુની થતી હોય છે. ઉનાળાની આખરમાં ગરમી બહુ પડે, પરસેવો બહુ વળે, થાક પણ બહુ લાગે એથી જ્ઞાનતંતુઓ થાકી જાય અને વાયુ વધે. ચોમાસાનો ભેજવાળો ઠંડો પવન લાગતાં જ વાયુ કોપે અને અંગ ઝલાઈ જાય કેડ પકડાઈ જાય ડોક પકડાઈ જાય એવા વાના રોગ થઈ આવે. એ વખતે એના સરખા ઉપચાર થયા ન હોય અને લક્ષણ દાબી દીધાં હોય તો ફરીથી શિયાળાનો ઠંડો પવન લાગતાંજ વાયુ કોપે છે. ડોક,

વાંસો, કેડ અથવા ખભો ઝલાઈ જાય છે અને સખત દુ:ખાવો કરે છે સુવા,મેથી, ગુગળની બનાવટો, લસણ હિંગ, કપૂર વગેરે દવાઓ વાયુને મટાડનારી છે.

આ ઋતુની ફરિયાદ શરદીની હોય છે. સળેખમ થાય, ઉધરસ આવે, સાયનસમાં કફ ભરાઈને માથાનો દુ:ખાવો કરે. જેને શરદીની પ્રકૃતિ હોય છે તેને શિયાળો આવતાંજ આ ફરિયાદો શરૂ થઈ જાય છે એમણે બરફ ફ્રીજનું પાણી, આઈસ્ક્રીમ, દહીં કે શીખંડ ન જ વાપરવાં, અને આ શરદીની સાથે ચોમાસાનું પિત્ત પણ મળેલું હોય છે એટલે બહુ ગરમ ઉપાય પણ ન કરવા – અરડુસીનાં પાન અથવા તુલસીનાં પાન – લીલી હળદર, આદુ વગેરેનો ઉકાળો પીવો – સુદર્શનનું સેવન કરવું. સાયનસ ઉપર ગરમ પાણીમાં જરાક જવખાર અથવા ટંકણ ખાર મેળવીને નાકેથી પીવું એથી સાઈનસમાં ભરાઈ રહેલો કફ ધોવાઈને નીકળી જશે પાણી નાકમાંથી તરત મોઢામાં આવી જશે. સળવળાટ થાય એથી ગભરાવું નહિ. સૂંઠ અને હળદરની ગોળ સાથે ગોળી કરીને ખાવી. એવી ખૂબ રાહત રહેશે. સૂંઠને પાણી સાથે ઘસીને એમાં થોડો ગોળ મેળવીને નાકમાં ટીપાં પાડવાથી સાઈનસ મટી જશે. આધાશીશી પણ સાઈનસનો જ પ્રકાર છે. એમાં પણ ફાયદો થશે

જેનો શિયાળો સુધર્યો તેનું આખું વરસ સુધર્યું એ વાત યાદ રાખવા જેવી છે. અને શિયાળામાં રહી ગયેલો રોગ આખું વરસ નડે છે માટે શિયાળામાં રોગથી ખાસ સાવચેત રહેવું

*

## મોરુંકી વાતો !

**॰ ગીત ॰**

ઇ મોરુંકા માણસોની મોરુંકી વાતો કે લાખ લાખ જીભ વસી આપણજી ગાતો !
ઈ મોરુંકા માણસોની મોરુંકી વાતો !....

ઇ આસોપાલવ દાડમી જાંબુડી ઝૂલે કે ઝૂલે પાદર પીપળો આમલી આંબો,
ઇ ઝૂલે પાદર પીપળો આમલી ઝૂલે કે કોઇ કોઇ આજ એના ભીતરને આંબો !
ઇ આંખોમાં ડૂબેલો કાળ બહાર થાતો કે ઊઘડે ત્યાં ઝળહળતી મ્હેક મ્હેક રાતો !
ઇ મોરુંકા માણસોની મોરુંકી વાતો !...

ઈ લીલુડાં માથડાં ને રાતુડા હાથો કે હાથો ને પાળિયાની પાર રાસ લાંબો,
ઇ હાથો ને પાળિયાની પાર રાસ હાથો કે કોઇ કોઇ કળો; કોણ સૂનો છે લાંબો ?
ઈ દરિયો ઊછળે ત્રાડે ડુંગરિયો તાનો કે પ્રાણઝાણ પોઢેલી વાત વાત પાતો !
ઇ મોરુંકા માણસોની મોરુંકી વાતો !...

**મનહર ચરાડવા**

*

હજરત અબુ ઉસ્માન હજરીને એક માણસે પૂછ્યું, 'હજરત, મારી જબાન તો 'અલ્લાહ અલ્લાહ'' કર્યા કરે છે, પરંતુ મારું મન જ્યાં ત્યાં ભટકયા કરે છે. તો શું કરું ?' હજરતે કહ્યું, 'ભાઈ, આખા શરીરમાંથી એક અંગ પણ અલ્લાહનું નામ લે છે, તો તું એટલો નસીબદાર છું. ખુદાનો પાડ માન કે તારા એક અંગે તો નેક રાહ અપનાવી. ધીરે ધીરે બીજાં અંગો પણ અલ્લાહનું નામ લેતાં થઈ જશે.'

# સાપને મારો નહિ, બચાવો : આપણા ઝેરી અને બિનઝેરી સાપો

વજુભાઈ વ્યાસ

ચોમાસુ પૂરું થયા બાદ, નદીઓનાં પાણી પૂર ઓસર્યા પછી ગ્રામવિસ્તારોમાં ઝેરી સર્પના દંશથી મરણ થયાના સમાચાર રોજ રોજ અખબારમાં વાંચવા મળે છે. ભાગ્યે જ કોઈ દિ ખાલી હશે કે સર્પદંશથી મોત થયાના સમાચાર ન હોય! જો કે છેલ્લા આંકડા મુજબ આ દેશમાં હડકાયા કૂતરાંના કરડવાથી, વાહનવહેવારના અકસ્માતથી જેટલાં મરણ થાય છે એથી સર્પદંશથી અલબત્ત, ઓછાં મરણ થાય છે.

સર્પદંશના મરણમા અજ્ઞાનતા અને ગભરાટ મહત્ત્વનો ભાગ ભજવે છે. જો માનવીમાં થોડુંક પણ હિંમતપણું હોય અને ત્વરાથી કામ કરવાની તમન્ના તેમજ સૂઝ હોય તો સર્પદંશના ઝેરથી અવશ્ય બચી જવાય છે. આ માટે કેટલીક જૂની અને લૌકિક માન્યતાઓને છોડી વૈજ્ઞાનિક રીતે વિચારવાની જરૂર છે.

ઝેરી અને ફૂંફાડા મારતા કાળઝાળ સર્પ પાળવાના અને રાખવાના છેલ્લાં ત્રણ વરસના સતત અનુભવ પછી એવા નિષ્કર્ષ ઉપર અવાયું છે, મોટા ભાગના લોકોની સર્પ અંગેની સમજ સાવ અધૂરી બિનપાયાદાર અને જૂની માન્યતાને આધારિત છે. અને કેટલીક તો સાવ ખોટી છે.

પ્રથમ વાત : બધા સાપ ઝેરી નથી. મોટા ભાગના બિનઝેરી અને નિરુપદ્રવી છે.

બીજી વાત : સાપ સામે ચાલીને દુશ્મનાવટ રાખીને કરડતા નથી, એક ફૂરસા જાતનો સાપ જરાક ડંખીલો છે.

ત્રીજી વાત : સાપ કરડે એટલે ઝેર જ ચડે, મરી જવુ પડે કે હૃદય બંધ પડી જાય એવુ નથી.

ચોથી વાત : સાપ એ ઈશ્વરી અંશ, ધર્મનું પ્રતિક અને સંસારનું કુદરતી આભૂષણ છે.

પાંચમી વાત : સાપ માનવજાતને અતિ ઉપયોગી ઝેરી જીવજંતુની સફાઈ કરનાર ઉંદર ઉપર અંકુશ રાખનાર નાજુક નવયું પ્રાણી છે.

ભારતમાં સાપની રંગબેરંગી ચળકતી ૨૦૦ જાતોમાં સૌરાષ્ટ્રમાં માત્ર ત્રણ જ જાત ઝેરી છે. જો કે હમણાં આલેચ બરડાના ડુંગરામાંથી ચોથી ઝેરી જાત. કોરલ સ્નેઈક મળી આવી છે પરંતુ એ બહુ જ જુજ જોવા મળી છે અને એ આ જંગલમાં કેવી રીતે મળી આવી તેનું પૃથક્કરણ અને અભ્યાસ થઈ રહ્યો છે. પરંતુ આ તપાસ હેઠળની જાતને બાદ કરતા ત્રણ જ જાત ઝેરી છે. જે નીચે મુજબ છે અને તેને કોઈ પણ રસ્તે ચાલનાર માનવી ઓળખી શકે એમ છે.

એક જાત – ફણિધર નાગ (કોબ્રા) જેને ફણા હોય છે. બીજા કોઈ સાપને નથી જ. એની ત્રણ પેટા જાત ભાવનગર–અમરેલી બાજુ જોવા મળી છે (૧) સાદો ફણીધર (૨) ટીલાવાળો ફણીધર (૩) ફેણ ઉપર વર્તુળ વાળો ફણિધર. કોઈ પણ ફેણવાળો સાપ તે બિલકુલ ઝેરી. પણ ભાગ્યેજ કરડે. સ્વભાવે રાજા મહારાજા જેવો ઉદાર અને ભલો. છંછેડાય કે દબાય તો જ કરડે ભગવાન શંકરના ગળામાં છે તે મહારાજા ફણિધર–કીંગ કોબ્રા. અને એની કિંમત એક નાગની રૂા. એક લાખ છે. આપણે ત્યાં નથી પરંતુ એનાં સગાંવહાલાં ત્રણ પ્રકારના સાપ છે, જે આપણે ત્યા ઉપર મુજબ છે.

બીજી જાત–કાળોતરો, કાળ જેવો લાગે

પરંતુ એનું દામ્પત્યજીવન ભારે આદર્શ અનુકરણીય છે. નરનારી જોડલેજ હરેફરે. નરને મારો તો નારી (નાગણી) કરડે અને નારીને મારો તો નર (કાળોતરો) કરડે. બેઉ ભેગા જ ફરે. રાત્રે ખાસ ભેગાં વિહરે. રંગે વાદળી રંગનો કાળી ચળકતી ઝાંયવાળો, શરીરે પાતળા સફેદ પટા. મધરાત્રીએ ફરવાનો શોખીન. લાંબો અને શરીરે પાતળો. સ્વભાવે ચીડિયા મરચા જેવો પરંતુ જલદી કરડતો નથી. છંછેડાય તો કરડે. એવો જ એક કોડિયો સાપ થાય છે. આ બંને વચ્ચે ફેર રંગના ચળકાટનો તેમજ કાળોતરાના માથા ઉપર બે સફેદ 'ટીલડી. કોડિયો બિનઝેરી અને ઝાંખો લાગે. જ્યારે કાળોતરો અંધારામાં પણ ચળકી ઊઠે તેવો, આ કાળોતરો બહુ જ લાંબો થાય: જ્યારે કોડિયો પણ લાંબો હોય છે, પરંતુ મોઢે ચપટો અને અણીદાર મુખવાળો.

ત્રીજી જાત–ફૂરસો. નાનામાં નાનો પણ કાતિલ ઝેરી અને જાડો ધફડો, વજનમાં ભારે, આંખો મોટી બદામી અને ભૂરા ચમકતા રંગનો. એનું માથું △ ત્રિકોણ આકારનું તીરના ફણુસ જેવું. શરીરે લંબગોળાકારનાં અને પૂંછડીએ નાનાં નાનાં થઈ જતાં ઝીક ઝાક આકારનાં ચગદાં જેનાં વચ્ચે કાળી ઝાંય. સૂં...સૂં...સૂં...સૂં સિસકારા મારતો એ ગૂંચળું વાળીને પડયો રહે અને માથું બહાર રાખે. મોટા ભાગે અંગ્રેજી આઠડાની જેમ પડેલો જોવા મળે સ્વભાવે આક્રમક, ઝનૂની, કરડે ત્યારે શરીરને ખોટું અને પક્ષઘાતી બનાવી દે.

આ સાપથી સહેજે ચેતવા જેવું કારણ એ જરા ડંખીલા સ્વભાવનો અને અનઉદાર છે. પરંતુ એના વસવાટ ઉપરથી એ સહેલાઈથી ઓળખાઈ જાય છે. એ છાણાંના મોઢવામાં, ટોરની ગમાણમાં, ચૂલાની આગમણમાં, ઘાસ ભરેલા ઘરમાં માનવ વસવાટ નજીક રહે છે, આવો જ દેખાવે એક મીંદડિયો સાપ આપણે ત્યાં જોવા મળે છે પરંતુ એના માથા ઉપર અંગ્રેજી Y વાઈનું નિશાન રહેલું છે એ એટલો જાડો ધફડો નથી અને નબળો પાતળો છે.

જૂનાગઢ જિલ્લામાં કાળોતરો અને ફણિધર વિશેષ; અમરેલી ભાવનગરમાં ફૂરસા અને કાળોતરો, વિશેષ, જામનગર – સુરેન્દ્રનગર વિસ્તારમાં કાળોતરો ફુરસા વિશેષ, ગીરના જંગલમાં ફણિધર વિશેષ, પાલીતાણાથી માંડીને માળિયા – મોરબી સુધી ફૂરસા વિશેષ, રાજકોટ વિસ્તારમાં કાળોતરો, ફણિધર અને ફૂરસા એમ ત્રણેય જાતો વિશેષ જોવામાં આવી છે. ગુજરાતમાં પણ આ જાતો જોવા મળી છે.

આ સિવાયના બધાજ સાપ બિનઝેરી. એમાં દરિયાના સાપનો સમાવેશ થતો નથી. જમીન ઉપરના સાપની આ વાત છે. બિનઝેરી સાપોમાં અજગર (ગીર, આલેચ, બરડો, શેત્રુંજો ડુંગર અને ગિરનારમાં થોડા રહ્યા છે તે) ભંભોડી, આંધળી ચાકણ, કુંકરી રૂપ સુંદર, ધામણ (લાંબામાં લાંબો અને ઉંદરનો પરમ શત્રુ) ઘઉંલો, રેલિયો, વેલિયો, કોડિયો, મીંદડિયો અને મીઠા પાણીના બધા સાપ બિલકુલ બિનઝેરી. ફૂલની માળાની જેમ હાથમાં રાખો, ગળામાં પહેરો કે ઘરે પાળો તો સામાન્ય કરડ કે દંશ સિવાય કોઈ પણ જાતની જીવલેણ ઈજા કરતા નથી, માટે જ સાપને મારો નહિ બચાવો એ ઉપયોગી પ્રાણી છે.

*

જેલમાં કેદીઓ પંગતમાં બેસીને બપોરનું ખાણું લઇ રહ્યા હતા. જેલર લટાર મારતાં મારતાં એ સ્થળે આવી પહોંચ્યા.

ભોજન લઇ રહેલા એક કેદીએ એજ વખતે મોટેથી ઓડકાર ખાધો.

'તુમને બહોત ખાયા. અબ જ્યાદા મત ખાઓ.' જેલરે એ કેદી તરફ નજર કરીને સૂચના આપી.

કેદીએ તુરત જ જવાબ આપ્યો. "નહીં સા'બ ! બહોત નહીં ખાયા. ખાના આધા હુઆ ઇસકા યહ સિગ્નલ હૈ ! ખાયા ઇતના ખાઉંગા તબ પેટ પૂરા ભરેગા."

જૂનાગઢને પાકિસ્તાનમાં ભેળવી દેવાની ચાલથી

# સોરઠમાં જાગી ઊઠતો પ્રજા-જુવાળ

(જૂનાગઢની લોકક્રાંતિ-હપ્તો ચોથો)

રતુભાઈ અદાણી

રાજકોટમાં કાઠિયાવાડ રાજકીય પરિષદ્‌ની તાકીદની બેઠક મળે ત્યાર પહેલાં જૂનાગઢના નવાબને મળી એમણે પાકિસ્તાનમાં જોડાવાનો લીધેલો કહેવાતો નિર્ણય કેટલો ખતરનાક છે એ વર્ણવી, એ નિર્ણય ફેરવવા માટે સમજાવવાનો શ્રી ઢેબરભાઈએ પ્રયાસ કરી જોયો. એ માટે એમણે જૂનાગઢના ત્રણ ધક્કા ખાધા. પરન્તુ દિવાન શ્રી શાહનવાઝ ભૂતોએ નવાબને લગભગ નજરકેદ જેવી હાલતમાં મૂકી દીધેલા. કોઈ એમને મળી ન શકે એવો જાપ્તો ગોઠવાઈ ગયેલો. દિવાનના હાથમાં રમકડાની જેમ રમી રહેલા નવાબ લાચારી અનુભવી રહ્યા. શ્રી ઢેબરભાઈ પણ જૂનાગઢના નવાબને મળી શક્યા નહીં. દિવાન શ્રી ભૂતો સાથે એમણે લાંબી ચર્ચા કરી. પણ પથ્થર ઉપર પાણી ઢોળવા જેવો એ પ્રયાસ હતો દિવાન શ્રી ભૂતો એમની વાતમાં ખૂબ મક્કમ હતા.

કાઠિયાવાડમાં દેશી રજવાડાંઓમાં જૂનાગઢ રિયાસતનું સ્થાન મોભાવાળું લેખાતું. જૂનાગઢ રાજ્યને 'સોરઠ સરકાર'નો દરજ્જો ભોગવવાની છૂટ મળેલી. પરન્તુ જૂનાગઢના નવાબ શ્રી જામસાહેબને પોતાના મુરબ્બી અને હિતેચ્છુ લેખતા. સામાન્ય રીતે એમની સલાહ અવગણતા નહીં. એ સંબંધને દાવે શ્રી જામ સાહેબે પણ જૂનાગઢના નવાબને મળી એમનો નિર્ણય ફેરવવા માટે સમજાવવાનો પ્રયત્ન કરી જોવા વિચાર્યું પરંતુ દિવાન શ્રી ભૂતોએ એમાં પણ અંતરાય નાખી, શ્રી જામસાહેબની યોજના નિષ્ફળ બનાવી. હિન્દી સંઘના કાબેલ અધિકારી શ્રી મેનને પણ જૂનાગઢના નવાબને મળીને એમનો નિર્ણય ફેરવવા માટે સમજાવવાનો નિષ્ફળ પ્રયાસ કરી જોયો. શ્રી ઢેબરભાઈને આ બધા પછી ખાતરી થઈ ગઈ કે જૂનાગઢના નવાબને સમજાવવાના વ્યર્થ પ્રયાસ છોડી, જૂનાગઢ રાજ્યને - સોરઠની ભૂમિને પાકિસ્તાનમાં ન જવા દેવા માટે અન્ય માર્ગો વિચારવા જોઈએ.

આ ભૂમિકા સાથે તા: ૨૫ મી ઑગષ્ટ ૧૯૪૭ના રોજ રાજકોટ મુકામે કાઠિયાવાડ રાજકીય પરિષદ્‌ની તાકીદની બેઠક મળી.

જન્મભૂમિ અને 'નૂતન ગુજરાત' નામના પોતાના દૈનિક પત્રો મારફત પ્રજાને જાગૃત અને સંગઠિત કરવા માટે આકરી ઝૂંબેશ ચલાવી રહેલા શ્રી અમૃતલાલ શેઠ પોતાના લડાયક મિજાજ સાથે આ બેઠકમાં હાજરી આપવા આવી પહોંચ્યા. પોતાની કલમ દ્વારા તેમજ શ્રી જામસાહેબ અને અન્ય રાજવીઓ સાથેના પોતાના અંગત સંબંધને દાવે જૂનાગઢને પાકિસ્તાન સાથે જોડાણ કરતાં અટકાવવા માટે બધા પ્રયાસો કરી છૂટયા પછી, કંઈક વિશેષ કરી છૂટવાની ભાવનાથી શ્રી શામળદાસ ગાંધી પણ આ સભામાં હાજર રહ્યા. કાઠિયાવાડના જાહેર જીવનમાં અગત્યનો ફાળો આપી રહેલા તમામ આગેવાનો અને કાર્યકરો પણ મોટી સંખ્યામાં આવી પહોંચ્યા. સૌ ગંભીર ચિંતિત હતા, પણ જૂનાગઢને પાકિસ્તાનમાં જતું રોકવા માટે જે કંઈ કરવું પડે એ કરી છૂટવાની ભાવના અને ઉત્સાહથી થનગનતા હતા.

ભાષણો કે ચર્ચાનો કોઈ અવકાશ ન હતો. સોરઠની ધરતી એ કાઠિયાવાડનું કાળજું ગણાય. એને પાકિસ્તાનમાં કોઈ હિસાબે જવા ન દેવાય. એને માટે નક્કર પગલાં વિચારવાનો જ પ્રશ્ન હતો. સભાએ જૂનાગઢના નવાબના પાકિસ્તાન સાથે જોડાવાના નિર્ણયને સખ્ત શબ્દોમાં વખોડી કાઢ્યો અને જૂનાગઢ-માં પાકિસ્તાનને પગદંડો જમાવવા ન દેવા માટે

યુદ્ધની રણભેરીના લલકાર સાથે લડી લેવાની ઘોષણા કરી. આ માટે જરૂરી તમામ પગલાં લેવાની અને જરૂર પડે તો લડાઈ લડવાની પૂરી જવાબદારી અને સત્તા સંરક્ષણ સમિતિને સોંપવામાં આવી. જૂનાગઢનો પ્રશ્ન એ કાઠિયાવાડની પ્રજા માટે જીવનમરણનો અને ભારત માટે આબરૂનો પ્રશ્ન ગણી, સંરક્ષણ સમિતિના દરેક પગલામાં પૂર્ણ સહકાર આપવા બધા વર્ગોને અનુરોધ કરવામાં આવ્યો.

પરિષદના ઐતિહાસિક ઠરાવ પછી, મુરબ્બીઓની હાજરીમાં સંરક્ષણ સમિતિએ જરૂરી પગલાંની વિચારણા શરૂ કરી. પ્રથમ પગલાં તરીકે જૂનાગઢ રાજ્યને અને એના ધણી ધોરી થઈ બેઠેલા દિવાનને ભીંસમાં લેવા આર્થિક નાકાબંધીનો કાર્યક્રમ જાહેર કરવામાં આવ્યો. જૂનાગઢ રાજ્યમાંથી કોઈ ચીજની ખરીદી કરવી નહીં, જૂનાગઢ રાજ્યને કોઈ જરૂરિયાતની ચીજ વેચવી નહીં. લાગતા વળગતા આગેવાનો પોતપોતાની વગ પ્રમાણે આ કાર્યક્રમને સફળ બનાવવાના કામમાં લાગી ગયા. આ કાર્યક્રમને પરિણામે સમગ્ર કાઠિયાવાડમાં અને કાઠિયાવાડ બહાર વસતા તમામ કાઠિયાવાડી પ્રજાજનોમાં જૂનાગઢ રાજ્યની સામે લડાઈના મંડાણની હવા બંધાઈ ગઈ. પરન્તુ કેવળ આર્થિક નાકાબંધીથી જૂનાગઢની લડાઈ જીતી શકાય નહીં. જૂનાગઢના નવાબે હજી પોતાનો નિર્ણય જાહેર કર્યો ન હતો. પણ જેવી એમની જોડાણ ખત ઉપર સહી થઈ કે તુરતજ જૂનાગઢની પરિસ્થિતિ પલટાઈ જશે. કોમી રમખાણ ફાટી નીકળે. ગુંડાગીરી બેફામ બને, હિન્દુ ઉપર ત્રાસ અને દમનના કોરડા વિંઝાવા શરૂ થાય અને બીજે સ્થળે પણ એના છાંટા ઊડે આ પરિસ્થિતિમાં લોકોની પડખે ઊભા રહેવું જોઈએ અને લડાઈ લડવી પડે તો એને માટે પણ તૈયારી કરવી પડે. આ બધી બાબતોનો સંરક્ષણ સમિતિએ બહુ ગંભીરતાથી વિચાર કર્યો. પ્રશ્ન એ થયો કે લડાઈ લડવી પડે તો કઈ રીતે લડાઈ લડવી? ભારતની સૂતેલી પ્રજાને ઢંઢોળી, એને જાગૃત અને સંગઠિત કરી, અહિંસાનું અમોઘ શસ્ત્ર આપી, સત્યાગ્રહ સંગ્રામ ખેલી ગાંધીજીએ સ્વતંત્રતા હાંસલ કરી. જૂનાગઢમાં અહિંસાના શસ્ત્રથી સત્યાગ્રહનો કાર્યક્રમ શરૂ કરવો ? અહિંસાને વરેલા અને અનેક સત્યાગ્રહમાં આગેવાનીભર્યો ભાગ લઈ ચૂકેલા મિત્રોને લાગ્યું કે જૂનાગઢના જડ અને રાક્ષસી તંત્ર સામેપણ અહિંસાનું શસ્ત્ર સફળ ન થાય એવું નથી. પણ આપણી એટલી તાકાત નહીં. લડવું પડે તો સશસ્ત્ર લડાઈમાં વિચાર કરવો એ વાત ઉપર સૌ એકમત થયા અને એ દૃષ્ટિએ જરૂરી તૈયારી કરવામાં લાગી જવાનો નિર્ણય કરવામાં આવ્યો.

૧૯૩૦ – ૩૨ માં લડાયેલા સત્યાગ્રહ સંગ્રામમાં ધોલેરાના આંગણે અને ત્યાર બાદ ૧૯૪૨ ની હિન્દ છોડોના સૂત્ર સાથે શરૂ થયેલા આખરી સંગ્રામમાં ખભે ખભા મિલાવીને લડેલા મિત્રો પૈકી શ્રી ગોકુળભાઈ ગગલાણી શ્રી વીરચંદભાઈ શેઠ, શ્રી પ્રેમચંદભાઈ શાહ અને અન્ય મહારથીઓ, પોતપોતાનો ફાળો આપવા આવી પહોંચ્યા. ૧૯૪૨ના સંગ્રામમાં અજબ કુનેહ, હિંમત અને મર્દાનગી દાખવીને લડત પૂરી થયે પોતાનો અધૂરો અભ્યાસ પૂરો કરવા માટે કાશી વિદ્યાપીઠમાં અધ્યયન કરતા શ્રી ગુણવંતભાઈ પુરોહિત અને શ્રી જશભાઈ મહેતા પણ પોતાનો મોરચો સંભાળવા માટે ક્ષણ પણ ગુમાવ્યા વિના હાજર થઈ ગયા. હુલ્લડ કે રમખાણના પ્રસંગે સેવા બજાવવા શ્રી મનુભાઈ બક્ષીની આગેવાની નીચે અને શ્રી ગોરડિયાની તાલીમ નીચે સેવાદળ તૈયારીમાં લાગી ગયું. રેડક્રોસ જેવી સંસ્થાઓ પણ સાબદાઈમાં લાગી ગઈ. રાજકોટનું જ્યુબિલી બિલ્ડીંગ જયાં શ્રી ઢેબરભાઈ, શ્રી જેઠાલાલભાઈ જોષી વગેરે રહેતા હતા એણે છાવણીનું રૂપ ધારણ કરી લીધું. બરાબર આજ વખતે સૌને પોરસ આપે, ઉત્સાહ વધે એવો અદ્ભુત પ્રસંગ બની ગયો. સંરક્ષણ સમિતિના મથક રાજકોટમાં મોટા ભાગના કાર્યકરો, જુવાનો કાઠિયાવાડના. જૂનાગઢના નવાબના નિર્ણય સામે આ બધા લડવાની તૈયારીમાં લાગી ગયા એ વાત સાચી. પણ જૂનાગઢ રાજ્યના લોકો તરફથી જ જૂનાગઢના નવાબના નિર્ણય સામે બળવો જાગે નહીં ત્યાં સુધી રંગ ન જામે. આબરિયાવાડે આવો રંગ જમાવ્યો.

'બાંધે છોડે બાબરીઆ' એવો અસીધારા જેવો ઈતિહાસ છે. આ બભ્રુવાહનના વંશજ બાબરીઆઓ બારસોક વરસથી સૌરાષ્ટ્રમાં ઊતરી આવેલા, પણ એમના જ જેવી અન્ય લડાયક જાતિઓ સાથેના નિત્યના સંઘર્ષ. એની વચ્ચે બાવડાંના બળે ઢાંક પાટણ અને થાન – કંડોલામાં એમણે ગાદીઓ સ્થાપેલી. જૂનાગઢના રા ખેંગાર ઉપર ચડાઈ કરતાં સિદ્ધરાજ જયસિંહની હાથણીને હઠાવીને હદમ ખાટા કરી નાખેલા આ બાબરીઆઓએ. યુદ્ધમાં જોદ્ધા ને પ્રેમમાં પાળંદા. રાબાયત બાબરીઆ અને સોન કંસારીની પ્રેમશૌર્યની વાત તો અતિ પ્રખ્યાત છે.

લડાયક જાતિઓનાં જબરાં કુળો રાજ્યો બાંધીને એના સીમાડાઓ વિસ્તારતા બાબરીઆઓને ઠરીને થવા નહોતા દેતા એમાં એક બાજુ જૂનાગઢ બીજી બાજુ ભાવનગર અને ત્રીજી બાજુ જાફરાબાદની સીદી બાદશાહત વચ્ચે બાબરીઆઓની ત્રણ મુખ્ય શાખ ધ ખડાઓએ રાજુલામાં, કોટીલાઓએ ડેડાણમાં અને વરૂઓએ નાગેશ્રીમાં ગાદીઓ સ્થાપી ને ત્રણે રાજ્યોને તોબા પોકરાવવા લાગ્યા. રાજુલા ઉપર ચડી આવેલ ભાવનગર દરબાર વખતસિંહજીને, નાગેશ્રી ઉપર ચડી આવેલ જોગીદાસ ખુમાણ જેવાને આ બાબરીઆઓએ પારોઠનાં પગલાં ભરાવેલાં.

જેવા શૂરવીરાઈમાં એવા જ ભક્તિમાં આડો આંક કુંડલાને પાદર નાવલીનાં નીર ઉતારીને સુમેસર કોટીલો ભગીરથનો અવતાર કહેવાણો તો એની જ સાતમી પેઢીએ દેવા કોટીલાએ પાલીતાણાની કુંવરીઓને હાથ કરવા જૂનાગઢનાં કટક ઊતરેલા એને કટકા થઈ જઈને પણ પાછાં વાળેલાં. ત્યારે પ્રભાતે જેનાં નામ લેવાય એવા સેંસુર વૈવારિયા જેવા ભક્તો આ બાબરીઓમાં થતા રહ્યા છે. વૉકર સેટલમેન્ટ વખતે ભાવનગર અને જૂનાગઢ જેવાં રાજ્યોએ અંગ્રેજો સાથે મળીને બાબરીઆવાડને વીંખી નાખ્યો. ને પોતપોતાની હકૂમત નીચે લેવરાવી લીધો. બાબરીઆવાડનો ઘણો ભાગ જૂનાગઢ નીચે મુકાઇ ગયો પણ બાબરીઆવાડનાં ૪૨ ગામોનો માલિકી હક્ક બાબરીઆ દરબારો હસ્તક રહેવા પામેલો અને હકૂમતની દષ્ટિએ જૂનાગઢ નીચે મુકાયેલો બાબરીઆવાડનો ભાગ જૂનાગઢ રાજ્યનો એક મહાલ લેખાવા લાગ્યો.

આ બાબરિયાવાડના વરૂ કુટુમ્બના શ્રી દેવાયત ભાઈ વરૂ અને એમના નાના ભાઈ શ્રી સુરગભાઈ વરૂ રાષ્ટ્રીય રંગે રંગાયેલા. બાબરિયાવાડના ડાયરામાં એમનું વર્ચસ્વ પણ અદ્ભુત. એમની આગેવાની નીચે બાબરિયાવાડના કાઠી ગરાસદારો સંગઠિત થયા. નવાબના નિર્ણયને પડકાર દીધો. જૂનાગઢની હકૂમતનો વિરોધ કર્યો. બાબરિયાવાડને જૂનાગઢથી મુક્ત અને સ્વતંત્ર જાહેર કર્યો. અને એક સ્વતંત્ર એકમ તરીકે હિન્દી સંઘમાં જોડાવાનો હિંમતભર્યો નિર્ણય કર્યો. હિન્દી સંઘને એની જાણ કરી અને હિન્દી સંઘમાં જોડાવાના જોડાણખતનો સ્વીકાર કરવા વિનંતી કરી. જૂનાગઢની લોકક્રાન્તિનો બાબરિયાવાડમાંથી ઉદ્ભવ થયો.

બાબરિયાવાડના આ ઐતિહાસિક પ્રસંગે પરિસ્થિતિમાં અજબ પલટો આણી દીધો. બાબરિયાવાડ ઉપર જૂનાગઢનો અધિકાર છે એવી પાકિસ્તાને જોરદાર વકીલાત શરૂ કરી. બાબરિયાવાડ જૂનાગઢથી સ્વતંત્ર છે એવું હિન્દી સંઘે વલણ લીધું. બાબરિયાવાડના જોડાણખતનો હિન્દી સંઘ સ્વીકાર કરે તો બાબરિયાવાડને રક્ષણ આપવું એ હિન્દી સંઘની ફરજ થઈ પડે. આ માટે હિન્દી સંઘની ફોજ બાબરિયાવાડમાં પગ મૂકે તો જૂનાગઢની ફોજ એનો વિરોધ કરે. એમાંથી બે દેશ વચ્ચે લડાઈ પણ સળગી ઊઠે. હિન્દી સંઘ એવી પરિસ્થિતિ નોતરવાનું પસંદ ન પણ કરે. પણ બાબરિયાવાડનું ભાવિ હિન્દી સંઘ સાથે સંકળાઈ ગયું. એનો ઉકેલ કરવા માટે હિન્દી સંઘ જે કંઈ રસ્તો કાઢશે એની સાથે સાથે જૂનાગઢનો પ્રશ્ન પણ ઊકલી જવાનો સંભવ. આમ બને તો પ્રજાએ લડાઈ લડવી ન પડે. છતાં ગમે તે પરિસ્થિતિ પેદા થાય એનો મુકાબલો કરવા માટે શરૂ કરેલી તૈયારી આગળ વધારવાનો સંરક્ષણ સમિતિએ નિર્ણય કર્યો.

આ માટે જૂનાગઢ રાજ્યની ફરતી સરહદ ઉપર આવેલા અન્ય રજવાડાંઓમાં, જૂનાગઢ રાજ્યની વચ્ચે ગૂંથાયેલાં કેટલાંક રજવાડાંઓમાં અને છેલ્લે જૂનાગઢ રાજ્યમાં પણ, જૂનાગઢના નવાબની સામે બળવાની હવા પેદા કરવા, લોકોને અને ખાસ કરીને જુવાનોને સંગઠિત કરવા અને જૂનાગઢ રાજ્યની હલચલ ઉપર ચાંપતી નજર રાખવા માટે થાણાંઓ શરૂ કરવાનો કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો.

આ થાણાંઓની જવાબદારી સોંપવા માટે પ્રોળની શિબિરમાં તાલીમ લઈ રહેલા જુવાનો ઉપર જ સૌ પ્રથમ નજર જાય એ સ્વાભાવિક હતું. એમની તાલીમ હજી પૂરી થઈ નહોતી. પણ બદલાયેલી પરિસ્થિતિમાં તાલીમ વર્ગ ચાલુ રાખવાનું શકય ન હતું. એટલે નિયત સમય પહેલાં જ શિબિરની પૂર્ણાહુતિ કરી, પ્રોળના ઠાકોર સાહેબે આપેલા સહકાર બદલ એમનો આભાર માની અમે પ્રોળને સલામ કરી રાજકોટ આવી પહોંચ્યા. અને જૂનાગઢ રાજ્યની સરહદે આવેલ રાજુલા, ધારી કુંકાવાવ, જેતપુર, માધવપુર, મોટી મારડ, ગરેજ જેવાં મથકોએ અને જૂનાગઢ રાજ્યની વચ્ચે આવેલા અન્ય રજવાડાંઓમાં બીલખા, કોડીનાર, મેંદરડા જેવાં મથકોએ થાણાં નક્કી કરવામાં આવ્યાં કાર્યકરો તેમજ તાલીમ પામેલા જુવાનો પોતપોતાની ફરજ બજાવવા, એમને સુપરત થયેલાં મથકોએ અડ્ડો જમાવીને બેસી ગયા. જૂનાગઢ રાજ્યમાં પણ લોકોને સંગઠિત કરવા, એમનામાં બળવાનું માનસ પેદા કરવા માટે અને લડવું પડે તો એમને સાબદા કરવા માટે થાણાં જરૂરી હતાં. બહારના જુવાનો તો તુરત ઓળખાઈ જાય. જૂનાગઢની પોલીસ એમને જેલ ભેગા જ કરે. સ્થાનિક જુવાનોએ જ આ જવાબદારી સંભાળવી જોઈએ. જૂનાગઢ રાજકીય જાગૃતિની દૃષ્ટિએ પછાત રાજ્ય ગણાય. નવાબના રાજ્યમાં કોઈ પ્રજાકીય પ્રવૃત્તિ માટે અવકાશ જ નહીં. એક વખત જૂનાગઢ નજીકના એક ગામમાં પુસ્તકાલયનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું. એને રાજ્ય સામેનો દ્રોહ ગણી ઉદ્‌ઘાટક અને આયોજકોને જેલના સળિયા પાછળ ધકેલી દેવામાં આવેલા. પણ જૂનાગઢના નવાબના નિર્ણયથી આ જૂનાગઢ રાજ્યના કેટલાક જુવાનો સમસમી ઊઠયા. એમણે જૂનાગઢ રાજ્યમાં રહીને જ લોકમત કેળવવાની બહુ નાજૂક અને જોખમી કામગીરી સંભાળવાની તૈયારી દાખવી. આવા મરણિયા સાહસિક જુવાનોની મદદથી જૂનાગઢ રાજ્યમાંથી જૂનાગઢ, ભેંસાણ, વિસાવદર, વંથલી, કેશોદ, માળિયા, તાલાલા, વેરાવળ, પાટણ, ઉના, અને ગિર જેવાં અગત્યનાં મથકોએ થાણાં કામ કરતાં થઈ ગયાં. જરૂરી મથકોએ એમની મદદમાં ગુપ્ત રીતે પરિષદ્‌ના તાલીમ પામેલા જુવાનોએ ધામા નાખ્યા. આ બધા જુવાનોએ ભારે ચૂપકીદીથી અને સાવધાની સાથે પોતાની ફરજ બજાવવાની હતી. એમની સાથે રોજેરોજનો સંપર્ક રાખવાની વ્યવસ્થા થઈ શકી નહોતી. એમને અવાર નવાર સૂચના કે માર્ગદર્શન આપવાનું શકય ન હતું. પણ હવા જ એવી જામવા માંડી કે સૌ હૈયાસૂઝથી કામ ગોઠવવા લાગ્યા. અને પાકિસ્તાનમાં ન જવું હોય તો એ માટે આપણે લડી લેવું પડશે એ લાકડિયો સંદેશ એની મેળે ફેલાવા લાગ્યો. એક બાજુથી અમે આ રીતે તૈયારી કરી રહ્યા હતા ને બીજી બાજુથી જૂનાગઢ રાજ્યે નવાબના નિર્ણય સામે કોઈ માથું ઊંચકી ન શકે એવી ધાક બેસાડવા જોર જુલમ અને દમનનો રાહ અપનાવ્યો. જૂના રીઢા ગુન્હેગારોને છૂટો દોર આપવામાં આવ્યો. મુસ્લિમ અમલદારોને લોકો વચ્ચે ઘૂમી ધાક ધમકી દ્વારા એમને હેબતાવી મૂકવાની કામગીરી સોંપવામાં આવી. લડાઈ લડવાનો દેખાવ કરવા માટે મોટા પાયા ઉપર પોલીસની ભરતી કરવા માંડી. બહારથી હથિયારો અને દારૂગોળો મંગાવી ખડકલા ખડકવા શરૂ કર્યા. હિન્દુ પ્રજાની કોઈ સલામતી રહી નહીં. કેટલાક સુખી અને મુલાયમ લોકો ટાણું આવ્યે હિજરત કરવાનું વિચારી રહ્યા. જાણીતા આગેવાન કાર્યકરોની તો ત્યાં સલામતી હતી નહીં. જૂનાગઢમાં રહે તો એમને જેલની કોટડીમાં જ ગોંધાવાનું રહે.

'બાંધે છોડે બાબરીઆ' એવો અસીધારા જેવો ઈતિહાસ છે. આ બભ્રુવાહનના વંશજ બાબરીઆઓ બારસોક વરસથી સૌરાષ્ટ્રમાં ઊતરી આવેલા, પણ એમના જ જેવી અન્ય લડાયક જાતિઓ સાથેના નિત્યના સંઘર્ષ. એની વચ્ચે બાવડાંના બળે ઢાંક પાટણ અને થાન – કંડોડામાં એમણે ગાદીઓ સ્થાપેલી. જૂનાગઢના રા ખેંગાર ઉપર ચડાઈ કરતાં સિદ્ધરાજ જયસિંહની હાથણીભ કઢાવીને હદમ ખાટા કરી નાખેલા આ બાબરીઆઓએ યુદ્ધમાં જોદ્ધા ને પ્રેમમાં પાબંદા. રાખાયત બાબરીઆ અને સોન કંસારીની પ્રેમશૌર્યની વાત તો અતિ પ્રખ્યાત છે.

લડાયક જાતિઓનાં જબરાં કુળો રાજ્યો બાંધીને એના સીમાડાઓ વિસ્તારતા બાબરીઆઓને ઠરીને થવા નહોતા દેતા એમાં એક બાજુ જૂનાગઢ બીજી બાજુ ભાવનગર અને ત્રીજી બાજુ જાફરાબાદની સીદી બાદશાહત વચ્ચે બાબરીઆઓની ત્રણ મુખ્ય શાખ ધખડાઓએ રાજુલામાં, કોટીલાઓએ ડેડાણમાં અને વરૂઓએ નાગેશ્રીમાં ગાદીઓ સ્થાપી ને ત્રણે રાજ્યોને તોબા પોકરાવવા લાગ્યા. રાજુલા ઉપર ચડી આવેલ ભાવનગર દરબાર વખતસિંહજીને, નાગેશ્રી ઉપર ચડી આવેલ જોગીદાસ ખુમાણ જેવાને આ બાબરીઆઓએ પારોઠનાં પગલાં ભરાવેલાં.

જેવા શૂરવીરાઈમાં એવા જ ભક્તિમાં આડો આંક કુંડલાને પાદર નાવલીનાં નીર ઉતારીને સુમેસર કોટીલો ભગીરથનો અવતાર કહેવાણો તો એની જ સાતમી પેઢીએ દેવા કોટીલાએ પાલીતાણાની કુંવરીઓને હાથ કરવા જૂનાગઢનાં કટક ઊતરેલા એને કટકા થઈ જઈને પણ પાછાં વાળેલાં. ત્યારે પ્રભાતે જેનાં નામ લેવાય એવા સેંજુર વેવારિયા જેવા ભક્તો આ બાબરીઓમાં થતા રહ્યા છે. વોકર સેટલમેન્ટ વખતે ભાવનગર અને જૂનાગઢ જેવાં રાજ્યોએ અંગ્રેજો સાથે મળીને બાબરીઆવાડને વીંખી નાખ્યો. ને પોતપોતાની હકૂમત નીચે લેવરાવી લીધો. બાબરીઆવાડનો ઘણો ભાગ જૂનાગઢ નીચે મુકાઈ ગયો પણ બાબરીઆવાડનાં ૪૨ ગામોનો માલિકી હક્ક બાબરીઆ દરબારો હસ્તક રહેવા પામેલો અને હકૂમતની દૃષ્ટિએ જૂનાગઢ નીચે મુકાયેલો બાબરીઆવાડનો ભાગ જૂનાગઢ રાજ્યનો એક મહાલ લેખાવા લાગ્યો.

આ બાબરિયાવાડના વરૂ કુટુમ્બના શ્રી દેવાયત ભાઈ વરૂ અને એમના નાના ભાઈ શ્રી સુરગભાઈ વરૂ રાષ્ટ્રીય રંગે રંગાયેલા. બાબરિયાવાડના ડાયરામાં એમનું વર્ચસ્વ પણ અદ્‌ભુત. એમની આગેવાની નીચે બાબરિયાવાડના કાઠી ગરાસદારો સંગઠિત થયા. નવાબના નિર્ણયને પડકાર દીધો. જૂનાગઢની હકૂમતનો વિરોધ કર્યો. બાબરિયાવાડને જૂનાગઢથી મુક્ત અને સ્વતંત્ર જાહેર કર્યો. અને એક સ્વતંત્ર એકમ તરીકે હિન્દી સંઘમાં જોડાવાનો હિંમતભર્યો નિર્ણય કર્યો. હિન્દી સંઘને એની જાણ કરી અને હિન્દી સંઘમાં જોડાવાના જોડાણખતનો સ્વીકાર કરવા વિનંતી કરી. જૂનાગઢની લોકક્રાન્તિનો બાબરિયાવાડમાંથી ઉદ્‌ભવ થયો.

બાબરિયાવાડના આ ઐતિહાસિક પ્રસંગે પરિસ્થિતિમાં અજબ પલટો આણી દીધો. બાબરિયાવાડ ઉપર જૂનાગઢનો અધિકાર છે એવી પાકિસ્તાને જોરદાર વકીલાત શરૂ કરી. બાબરિયાવાડ જૂનાગઢથી સ્વતંત્ર છે એવું હિન્દી સંઘે વલણ લીધું. બાબરિયાવાડના જોડાણખતનો હિન્દી સંઘ સ્વીકાર કરે તો બાબરિયાવાડને રક્ષણ આપવું એ હિન્દી સંઘની ફરજ થઈ પડે. આ માટે હિન્દી સંઘની ફોજ બાબરિયાવાડમાં પગ મૂકે તો જૂનાગઢની ફોજ એનો વિરોધ કરે. એમાંથી બે દેશ વચ્ચે લડાઈ પણ સળગી ઊઠે. હિન્દી સંઘ એવી પરિસ્થિતિ નોતરવાનું પસંદ ન પણ કરે. પણ બાબરિયાવાડનું ભાવિ હિન્દી સંઘ સાથે સંકળાઈ ગયું. એનો ઉકેલ કરવા માટે હિન્દી સંઘ જે કંઈ રસ્તો કાઢશે એની સાથે સાથે જૂનાગઢનો પ્રશ્ન પણ ઊકલી જવાનો સંભવ. આમ બને તો પ્રજાએ લડાઈ લડવી ન પડે. છતાં ગમે તે પરિસ્થિતિ પેદા થાય એનો મુકાબલો કરવા માટે શરૂ કરેલી તૈયારી આગળ વધારવાનો સંરક્ષણ સમિતિએ નિર્ણય કર્યો.

આ માટે જૂનાગઢ રાજ્યની ફરતી સરહદ ઉપર આવેલા અન્ય રજવાડાંઓમાં, જૂનાગઢ રાજ્યની વચ્ચે ગૂંથાયેલાં કેટલાંક રજવાડાંઓમાં અને છેલ્લે જૂનાગઢ રાજ્યમાં પણ, જૂનાગઢના નવાબની સામે બળવાની હવા પેદા કરવા, લોકોને અને ખાસ કરીને જુવાનોને સંગઠિત કરવા અને જૂનાગઢ રાજ્યની હલચલ ઉપર ચાંપતી નજર રાખવા માટે થાણાંઓ શરૂ કરવાનો કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો.

આ થાણાંઓની જવાબદારી સોંપવા માટે પ્રોળની શિબિરમાં તાલીમ લઈ રહેવા જુવાનો ઉપર જ સૌ પ્રથમ નજર જાય એ સ્વાભાવિક હતું. એમની તાલીમ હજી પૂરી થઈ નહોતી. પણ બદલાયેલી પરિસ્થિતિમાં તાલીમ વર્ગ ચાલુ રાખવાનું શક્ય ન હતું. એટલે નિયત સમય પહેલાં જ શિબિરની પૂર્ણાહુતિ કરી, પ્રોળના ઠાકોર સાહેબે આપેલા સહકાર બદલ એમનો આભાર માની અમે પ્રોળને સલામ કરી રાજકોટ આવી પહોંચ્યા. અને જૂનાગઢ રાજ્યની સરહદે આવેલ રાજુલા, ધારી કુંકાવાવ, જેતપુર, માધવપુર, મોટી મારડ, ગરેજ જેવાં મથકોએ અને જૂનાગઢ રાજ્યની વચ્ચે આવેલા અન્ય રજવાડાંઓમાં બીલખા, કોડીનાર, મેંદરડા જેવાં મથકોએ થાણાં નક્કી કરવામાં આવ્યાં કાર્યકરો તેમજ તાલીમ પામેલા જુવાનો પોતપોતાની ફરજ બજાવવા, એમને સુપરત થયેલાં મથકોએ અડ્ડો જમાવીને બેસી ગયા. જૂનાગઢ રાજ્યમાં પણ લોકોને સંગઠિત કરવા, એમનામાં બળવાનું માનસ પેદા કરવા માટે અને લડવું પડે તો એમને સાબદા કરવા માટે થાણાં જરૂરી હતાં. બહારના જુવાનો તો તુરત ઓળખાઈ જાય. જૂનાગઢની પોલીસ એમને જેલ ભેગા જ કરે. સ્થાનિક જુવાનોએ જ આ જવાબદારી સંભાળવી જોઈએ. જૂનાગઢ રાજકીય જાગૃતિની દૃષ્ટિએ પછાત રાજ્ય ગણાય. નવાબના રાજ્યમાં કોઈ પ્રજાકીય પ્રવૃત્તિ માટે અવકાશ જ નહીં. એક વખત જૂનાગઢ નજીકના એક ગામમાં પુસ્તકાલયનું ઉદ્ઘાટન કરવામાં આવ્યું. એને રાજ્ય સામેનો દ્રોહ ગણી ઉદ્ઘાટક અને આયોજકોને જેલના સળિયા પાછળ ધકેલી દેવામાં આવેલા. પણ જૂનાગઢના નવાબના નિર્ણયથી આ જૂનાગઢ રાજ્યના કેટલાક જુવાનો સમસમી ઊઠ્યા. એમણે જૂનાગઢ રાજ્યમાં રહીને જ લોકમત કેળવવાની બહુ નાજૂક અને જોખમી કામગીરી સંભાળવાની તૈયારી દાખવી. આવા મરણિયા સાહસિક જુવાનોની મદદથી જૂનાગઢ રાજ્યમાંથી જૂનાગઢ, ભેંસાણ, વિસાવદર, વંથલી, કેશોદ, માળિયા, તાલાલા, વેરાવળ, પાટણ, ઉના, અને ગિર જેવાં અગત્યનાં મથકોએ થાણાં કામ કરતાં થઈ ગયાં. જરૂરી મથકોએ એમની મદદમાં ગુપ્ત રીતે પરિષદ્‌ના તાલીમ પામેલા જુવાનોએ ધામા નાખ્યા. આ બધા જુવાનોએ ભારે ચૂપકીદીથી અને સાવધાની સાથે પોતાની ફરજ બજાવવાની હતી. એમની સાથે રોજેરોજનો સંપર્ક રાખવાની વ્યવસ્થા થઈ શકી નહોતી. એમને અવાર નવાર સૂચના કે માર્ગદર્શન આપવાનું શક્ય ન હતું. પણ હવા જ એવી જામવા માંડી કે સૌ હૈયાસૂઝથી કામ ગોઠવવા લાગ્યા. અને પાકિસ્તાનમાં ન જવું હોય તો એ માટે આપણે લડી લેવું પડશે એ લાકડિયો સંદેશ એની મેળે ફેલાવા લાગ્યો. એક બાજુથી અમે આ રીતે તૈયારી કરી રહ્યા હતા ને બીજી બાજુથી જૂનાગઢ રાજ્યે નવાબના નિર્ણય સામે કોઈ માથું ઊંચકી ન શકે એવી ધાક બેસાડવા જોર જુલમ અને દમનનો રાહ અપનાવ્યો. જૂના રીઢા ગુન્હેગારોને છૂટો દોર આપવામાં આવ્યો. મુસ્લિમ અમલદારોને લોકો વચ્ચે ઘૂમી ધાક ધમકી દ્વારા એમને હેબતાવી મૂકવાની કામગીરી સોંપવામાં આવી. લડાઈ લડવાનો દેખાવ કરવા માટે મોટા પાયા ઉપર પોલીસની ભરતી કરવા માંડી. બહારથી હથિયારો અને દારૂગોળો મંગાવી ખડકલા ખડકવા શરૂ કર્યા. હિન્દુ પ્રજાની કોઈ સલામતી રહી નહીં. કેટલાક સુખી અને મુલાયમ લોકો ટાણું આવ્યે હિજરત કરવાનું વિચારી રહ્યા. જાણીતા આગેવાન કાર્યકરોની તો ત્યાં સલામતી હતી નહીં. જૂનાગઢમાં રહે તો એમને જેલની કોટડીમાં જ ગોંધાવાનું રહે.

એટલે એવા આગેવાનો પ્રજાકીય બળવામાં મદદ રૂપ થવાની ભાવનાથી સમયસર જૂનાગઢની હદ છોડી રાજકોટની છાવણીમાં આવી પહોંચ્યા. શ્રી દયાશંકરભાઈ દવે, શ્રી નરોત્તમભાઈ શેઠ, શ્રી દ્વારકાદાસ ત્રિવેદી અને અન્ય આગેવાનોએ રાજકોટમાં આવીને અલગ અલગ જવાબદારી સંભાળી લીધી. જૂનાગઢના આંતરિક પ્રવાહો અને બનાવોથી તેઓ ખૂબ પરિચિત હોઈને, એમની હાજરી અને સેવા ખૂબ ઉપયોગી થઈ પડયા. થોડાક જુવાન મિત્રોના જૂથને જાસૂસી વિભાગની કામગીરી સોંપવામાં આવી. એમના દ્વારા જૂનાગઢ રાજ્યમાં બનતા નાના મોટા બનાવોની, પ્રજા ઉપર વરસાવવામાં આવતા જુલમની અને રાજ્ય તરફથી ચાલતી તૈયારીની ઉપયોગી માહિતી મેળવવાનું ખૂબ જ સરળ અને સુગમ બની ગયું.

આ વિભાગ દ્વારા એક વાર જૂનાગઢથી સંદેશો મળ્યો કે જૂનાગઢના થાણાની જવાબદારી સંભાળનાર શ્રી મયારામજી મહારાજને હું જૂનાગઢ જઈ એમને મળું એવી ઈચ્છા દર્શાવી છે. હું જૂનાગઢ જાઉં તો જૂનાગઢની પોલીસ મને પાછો આવવા ન દે એ બે ને બે ચાર જેવી વાત હતી. અને છતાં જૂનાગઢ જવુ એ જરૂરી લાગ્યું. જૂનાગઢના જ શ્રી ભારથીભાઈ નામના રાજકોટની છાવણીમાં આવેલા એક જુવાન મિત્ર સાથે આ અંગે ચર્ચા કરી. અને થોડી સાવધાની રાખીએ તો હરકત નહીં આવે એમ લાગવાથી એક દિવસ શ્રી ભારથીભાઈને સાથે લઈને જૂનાગઢ જવાનું મેં નક્કી કર્યું. મોટરમાં તો જઈ શકાય એમ ન હતું. જૂનાગઢની હદમાં તો ઠેર ઠેર ચોકી અને નાકાબંધી ગોઠવાયેલા હતા. રેલ્વે મારફત જ થઈ શકાય એમ હતું. જેતલસરથી જૂનાગઢની રેલ્વે જૂનાગઢ રાજ્યની પણ રેલ્વેની હદમાં હકૂમત એજન્સી પોલીસની. ૧૫ મી ઓગષ્ટ પછી એજન્સીનું પોલીસતંત્ર ભારતના સેવકગણમાં ફેરવાઈ ગયું. એમનામાં ચમત્કારી પલટો જોવા મળ્યો. ગઈ કાલ સુધી પ્રજાકીય પ્રવૃત્તિમાં રૂકાવટ કરનારા આજ પોલીસો જૂનાગઢ સામેના બળવામાં અમારા હમદર્દ બની ગયા. એવા એક અધિકારીએ જૂનાગઢના સ્ટેશન અને રેલ્વેયાર્ડમાં મારા ઉપર કોઈ હાથ ન મૂકે એવી જવાબદારી લીધી એટલું જ નહીં, જૂનાગઢમાં રેલ્વેયાર્ડની હદમાં જ એમને મળેલા ક્વાર્ટરમાં મારો ઉતારો રાખ્યો. હું જૂનાગઢ પોલીસ યજમાનના ઘેર તો સહી સલામત પહોંચી ગયો.

પણ શ્રી મયારામજી મહારાજને મળવા માટે તો એમના આશ્રમમાં જવાનું હતું. એમનો પણ એવો આગ્રહ હતો. રસ્તામાં બહારથી આવતી વ્યક્તિ તરીકે મને રોકવા ટોકવાનો પૂરો સંભવ. શ્રી ભારથીભાઈએ અક્કલ ચલાવી. એક મુસ્લિમ ઘોડીગાડીવાળાની હમણાં ભાંગી કે ભાંગશે એવી ગાડી ભાડે કરી. અને બેફિકર બનીને આ ગાડીમાં બેસી આશ્રમમાં જવા મને ભલામણ કરી. પોતે સલામત અંતર રાખીને પડખેપડખે ચાલવાનું રાખ્યું. અમે ધીરે ધીરે માર્ગ કાપીને આશ્રમ પહોંચ્યા

આધેડ ઉંમર, બેઠી દડીનું શરીર, માથે લાંબી ચોટલી, કપાળમાં લાંબું તિલક, ઉઘાડી છાતી, ખભે જનોઈ, ડીલે ધોતિયું, પગમાં ચાખડી, એવા બ્રહ્મચારી સાધુ શ્રી મયારામજી મહારાજ એમના આસન ઉપર બેઠા હતા. ભારથીભાઈએ એમને જાણ કરી. અમે પહેલી જ વખત મળ્યા. એમણે આશ્ચર્ય અનુભવ્યું. થોડી વાતો કરી. અને તેઓ મને આશ્રમના એક ભંડકિયામાં લઈ ગયા. અંદર જઈને જોઉં તો તાજાં ઘડાવેલાં ધારિયાંનો મોટો ખડકલો. હું ઘડીભર જોઈ રહ્યો.

"આ શેના માટે ?" મેં પૂછ્યું.

"તમને અહીં બોલાવવામાં જોખમ હતું એ હું સમજતો હતો. હું રાજકોટ તમને મળવા આવી જાત. પણ આ ચીજ હું તમને રાજકોટ બતાવી ન શકત. તમે આવશો એમ ધારેલું નહીં. પણ આવ્યા એટલે હું રાજી થયો." મહંત શ્રી એકધારું બોલી ગયા.

"પણ આ ધારિયાંનું શું ?" મેં ફરી પૂછ્યું.

"જુઓ, આપણી પાસે બંધૂક ને તરવાર છે.નહીં. આપણને મળે પણ નહીં. બે ફોજ વચ્ચે લડાઈ થાય તો અમારું એમાં કામ નહીં. પણ

અહીં આપણી બહેનો દીકરીઓની આબરૂ ઉપર કોઈ હાથ નાખવાનો પ્રયત્ન કરે તો આ ધારિયા કામ આવવાનાં. એને માટે તાલીમ આપવાની પણ જરૂરી નહીં. ગામડા ગામમાં સૌ વાપરી જાણે. મેં એક લુહાર પાસે ઘડાવીને તૈયાર કરાવ્યાં છે." મહંતશ્રીએ એક ધારિયું હાથમાં લેતાં લેતાં સ્પષ્ટતા કરી.

"ધારિયાં તો ઘડાવી શકાય. વેચાતાં લઈ શકાય. પણ ધારિયાં વાપરશે કોણ?" મેં પ્રશ્ન કર્યો.

"તે હું ગાંડો છું? આ ધારિયાં ગણવા કે જોવા ઘડાવ્યાં છે? આ તો એકસો જ ધારિયાં છે. પણ એક હજારની વરધી આપી છે. હું ભલેને સાધુ રહ્યો પણ મારી મૂળ નાતના લોકો સાથે મારો સંબંધ મેં તોડી નથી નાખ્યો. એક હાકલે હજાર જોધા આવીને ઊભા રહેશે. પછી કોઈનો ભાર નથી' કે એક પણ બેન દીકરી ઉપર કોઈ નજર પણ કરી શકે.'' મહંતશ્રી મયારામજી મહારાજના ચહેરા ઉપર કોઈ રણયોદ્ધાની ખુમારી અને તેજ પ્રગટી ઊઠયા.

એમણે આ ધારિયાં ઉપરાંત બીજી જે જે તૈયારીઓ વિચારેલી અને કરેલી એની માહિતી આપી. અમે જરૂરી ચર્ચા કરી. એમને જરૂરી સાધન મદદ પહોંચાડવાની વ્યવસ્થા વિચારી મેં એમની વિદાય માગી.

અનાથ બાળકોને ઉછેરવા – ભણાવવા માટે બ્રહ્મચર્યાશ્રમનું સંચાલન કરતા આ આધેડ ઉંમરના બ્રહ્મચારી સાધુ જૂનાગઢને પાકિસ્તાનમાં જતું રોકવા માટે અને બહેનો દીકરીઓની રક્ષા કાજે સુભટની અદા અને ખુમારીથી જે તૈયારી કરીને બેઠા છે એ જોઈને હું ખૂબ પ્રભાવિત થયો.

એ જ જાહલ ઘોડાગાડીના એક ખૂણામાં બેસીને હું રેલ્વે યાર્ડ તરફ જવા રવાના થયો. આશ્રમથી કાળવા ચોક પહોંચ્યો ત્યાં તો બજારનો શહેરનો જુદો જ રંગ જોવા મળ્યો.

હજી દાઢી મૂછનો દોરો ફૂટતો આવે છે એવા તાજા ભરતી કરેલા અને ખાખી ગણવેશમાં શણગારેલા પોલીસની ટુકડીઓ કૂચ કરતી આવે છે. ખાખી લૂગડાંમાં, કસાયેલા સૈનિકો જેવા લાગવાને બદલે આ જુવાનોના પગ એકાબેકી રમતા આવે છે. ખભે ઉંપાડેલી લાઠીઓના ભારથી નમી ગયેલા હોય એવાં શરીર. ખદબદ ખદબદ કરતી ચાલ. એક પછી એક ટુકડી રસ્તા ઉપર કૂચ કરી રહી છે. આવી બે ચાર ટુકડી પછી એકાદ શસ્ત્રધારી ટુકડી ચાલતી આવે છે. અમારી ઘોડાગાડી રસ્તાની એક બાજુ તરીને ઊભી રહી. સેંકડો સિપાહીઓ પસાર થઈ ગયા. મને કહેવામાં આવેલું કે જૂનાગઢ રાજ્યે આવા સાત હજારની પોલીસમાં ભરતી કરી છે. લોકો ઉપર ધાક બેસાડવા સવાર સાંજ આવી કૂચો ગોઠવવામાં આવે છે. લડવા માટે જૂનાગઢ મોટા પાયા ઉપર તૈયારી કરે છે એમ સાંભળેલું. એ તૈયારી કેવી કંગાળ છે એનો અંદાજ મળી ગયો. પાંખી અવર જવરને કારણે ખાલી દેખાતા રસ્તા ઉપર આ સિપાહીઓની સંખ્યા હતી એના કરતાં વધુ દેખાતી હતી, તો એમની તાલીમ, શિસ્ત અને તૈયારીનો અભાવ છતો થઈ જતો હતો.

પોલીસોથી છવાઈ ગયેલો રસ્તો ધીરે ધીરે વટાવીને હું રેલ્વે યાર્ડમાં પહોંચી ગયો. ઘોડાગાડી વાળાને રાજી કરી વિદાય આપી. પોલીસ યજમાનને કહ્યું કે "શહેરમાં ખાસ મુશ્કેલી-ન નડી. પણ ધારો કે જૂનાગઢની પોલીસને મારી બાતમી મળી જાય અને મને પકડવા અહીં આવે તો તમે એને હાંકી શકો ખરા?"

"હું રહ્યો પોલીસ જમાદાર. અમારી હરોળના માણસો સાથે અમારે સારા સંબંધ હોય. એ ખબર આપે તો ઉપરી અધિકારીને જાણ થાય ને? એવું ડહાપણ ન કરવા અમારે સમજણ થઈ ગઈ છે. એમ ન હોય તો તમને મારે ત્યાં બોલાવવાનું હું જોખમ ખેડું નહીં ને!" મારા યજમાને ફોડ પાડયો.

"મારું કામ પતી ગયું. હવે રાજકોટની ટ્રેઈન ક્યારે મળે ?" મેં જવાની ઉતાવળ દર્શાવી.

"ટ્રેઈન તો અત્યારે સ્ટેશનમાં ઊભી છે. પણ આ ટ્રેઈનમાં નથી જવું. હજી તમારે મારા ઘેર આવવું પડશે." શ્રી ભારથીભાઈએ કહ્યું.

'ભારથીભાઈની અહીં પકડાઈ જાઉં તો મને બીજી કોઈ હરકત નથી. પણ અત્યારે પકડાઈ જવાનું મને પરવડે એમ નથી" મેં હસતાં હસતાં કહ્યું.

"હવે આપણે એજન્સીની હદમાં છીએ. અને મારા બાપુજી તો તમને મળવા માટે ખૂબ આગ્રહી છે," શ્રી ભારથીભાઈએ જણાવ્યું.

"તમે અમારી સાથે છાવણીમાં જોડાયા છો એની તમારા બાપુજીને જાણ છે? નહીં હોય અને અત્યારે જાણ થશે તો મને ઉધડો જ લઈ નાખશે." મેં ટકોર કરી.

"જે થાય તે. પણ તમારે ઘેર આવવુ પડશે." ભારથીભાઈ ઊભા થયા. હું પણ આનાકાની વગર એની સાથે ચાલતો થયો.

ભારથીભાઈનું ઘર રેલ્વે યાર્ડની પાછળ જ હતું. મોટા ફળિયામાં દાખલ થયા. આધેડ ઉંમર, કસાયેલું કદાવર શરીર, એવા ભારથીભાઈના બાપુજી ખાટલા ઉપર બેઠા હતા. અમને જોઈને સામે લેવા આવ્યા. અમે બેઠા.

"ભારથીભાઈ અમારી છાવણીમાં જોડાયા છે. તમારા આશીર્વાદ છે ને!" થોડી ઔપચારિક વાતો પછી મેં પ્રશ્ન કર્યો.

"મારા અને એની માના, અમારા બેયના આશીર્વાદ છે. હું ઝાઝું કાંઈ જાણું નહીં. પણ ટાણું આવ્યે અમારા વડવા ધરમ માટે ખપી ગયા છે. જૂનાગઢને કોઈ હિસાબે પાકિસ્તાનમા જવા દેવાય નહીં. મારો દીકરો એમાં ખપી જશે તો મને હું ભાગ્યશાળી લેખીશ." ભારથીભાઈના પિતાશ્રીના ચહેરા ઉપર મર્દાનગીના દોરા ફૂટી આવ્યા. એમની આંખોમાં અનેરું તેજ પ્રકાશી રહ્યું. હું એમની સામે અહોભાવથી જોઈ જ રહ્યો.

"અને જુઓ તમને અહીં આવવાનો મેં આગ્રહ કર્યો એ કેવળ દૂધ પીવા નહીં. મારી કાયા હવે કામ કરે એવી નથી. નહીંતર મારે હથિયાર લઈને તમારી હારે હાલી નીકળવું જોઈએ. પણ ભારથીથી નાનો મારો બીજો દીકરોય જુવાન છે. એને પણ લઈ જવા તમને ધક્કો ખવરાવ્યો છે." ભારથીભાઈના બાપુજીએ અવધિ કરી.

ભારથીભાઈના માતુશ્રીએ અમને ભાવ પૂર્વક દૂધ આપ્યું. હું એમની સામે કંઈ બોલી ન શક્યો વીર માતા પિતાને મનથી પ્રણામ કરી રહ્યો. લોકક્રાન્તિનો સંદેશો કેટલો ઝડપથી ફેલાઈ રહ્યો છે, પોતપોતાની સમજણ સાથે કેવા કેવા લોકો ખપી જવાની તૈયારી કરીને બેઠા છે એ જોઈ મારા આનંદની સીમા ન રહી.

થોડી વારે સાંજ ઢળવા આવી. ભારથીભાઈનો નાનો જુવાનભાઈ થેલી લઈને તૈયાર થઈ ગયો. માતાપિતાએ એને આશીર્વાદ આપ્યા. એક ભારથીભાઈને લઈને જૂનાગઢ ગયેલો હું બે ભારથી ભાઈઓની જોડલી સાથે રેલ્વે યાર્ડમાં પહોંચ્યો અને સ્ટેશનમાં આવીને ઊભેલી રેલગાડીમાં પાછલી બાજુથી ચડીને અમે ડબ્બામાં ગોઠવાઈ ગયા. મારા યજમાન પોલીસ જમાદાર જેતલસર સુધી સાથે આવી, મને સહીસલામત વળાવ્યાના સંતોષ સાથે પાછા ફર્યા. રેલગાડી રાજકોટ તરફ આગળ વધવા લાગી. મને મારો ફેરો સફળ થયાનો સંતોષ હતો. જૂનાગઢ રાજ્યની કંગાળ તૈયારીનો જાતે ચિતાર મેળવી શકાયો અને ક્ષાત્રતેજથી ઝળહળતા બ્રહ્મચારી મહંત શ્રી મયારામજી મહારાજનો તેમજ બલિદાનની ભાવનાથી તરબોળ એવા ભારથીભાઈનાં માતા-પિતાનો પરિચય થયો. લોકક્રાન્તિ માટે સારા શુકન થઈ રહ્યાં છે. એવા ભાવમાં રાચતાં રાચતાં મોડી રાત્રે હું રાજકોટ પહોંચ્યો.

"રામચરિત માનસ" : મંગલાચરણું

# "भवानीशंकरौ वंदे...."

(प्राचीन वाङ्‌मय)

ડૉ. ભ્રમરલાલ મોહનલાલ જોશી

આજથી લગભગ ૪૦૦ વર્ષ પહેલાં ગોસ્વામી તુલસીદાસે હિન્દી ભાષાના જ એક મધ્યકાલીન રૂપ અવધી ભાષામાં રામચરિતમાનસ મહાકાવ્યની રચના કરી. આ મહાકાવ્ય ન કેવળ ભારતીય અપિતુ વિશ્વવાઙ્‌મયનો મહા અનુપમ નિધિ છે. ભક્તિના મહાભાવમાં નિમગ્ન થઈને તુલસીદાસે મર્યાદા પુરુષોત્તમ શ્રી રામના પાવન ગુણો ગાયા છે. તેમણે 'રામચરિત માનસ'માં લખ્યું છે કે ભગવતી ગંગા નદીની જેમ મારી આ રામકથા પણ સર્વને પાવન કરનારી છે.

कीरति भणित भूति मलि सोई
सुरसरि सम सवकुर हित होई

ભારતીય મનીષિઓએ કાવ્યને કાવ્યાનંદને બ્રહ્માનંદ સહોદર કહીને તેની સંસ્તુતિ કરી છે. એથી જ કાવ્યના પ્રારંભમાં તેમણે મંગલાચરણ કરવું આવશ્યક ગણ્યું છે. ખરેખર મંગલાચરણ આપણી સંસ્કૃતિની એક મૂળભૂત વિશેષતા છે. કોઈ પણ શુભ કાર્યના પ્રારંભમાં ગણપતિનું સ્મરણ કરવાથી કાર્ય નિર્વિઘ્ન પૂર્ણ થાય છે, એવી ભારતીય આસ્તિક વિચારધારાની સુદૃઢ માન્યતા છે.

કાવ્યમાં મંગલાચરણ ત્રણ પ્રકારનાં હોય છે – આશીર્વાદાત્મક, વસ્તુનિર્દેશાત્મક અને નમસ્કારાત્મક. જે મંગલાચરણમાં આશીર્વાદના ભાવો હોય છે તે આશીર્વાદાત્મક મંગલાચરણ કહેવાય છે. કાવ્ય પોતે જ બ્રહ્મરૂપ છે. તેથી સીધો કાવ્યારંભ પણ એક પ્રકારનું મંગલાચરણ છે. આ જાતનું મંગલાચરણ વસ્તુનિર્દેશાત્મક કહેવાય છે. મહાકવિ કાલિદાસે પોતાના 'કુમાર સંભવ' તેમજ 'મેઘદૂત' કાવ્યોનો પ્રારંભ વસ્તુ નિર્દેશાત્મક મંગલાચરણ વડે કર્યો છે. જ્યાં ઈષ્ટદેવતાને નમસ્કાર કરીને કાવ્યનો આરંભ કરવામાં આવે છે, તે નમસ્કારાત્મક મંગલાચરણ છે.

તુલસીદાસ પરમ આસ્તિક ભક્ત કવિ હતા. તેમણે પોતાના ભક્તિ મહાકાવ્ય 'રામચરિતમાનસ'નો પ્રારંભ નમસ્કારાત્મક મંગલાચરણ દ્વારા કર્યો છે. મંગલાચરણનો પ્રથમ છંદ છે–

वर्णानामर्थसङ्घानां रसानां छन्दसामपि ।
मंगलानां च कर्तारौ वन्दे वाणीविनायकौ ॥

કવિએ વર્ણ, રસ અને છંદ રૂપ કાવ્યના દેવતા શારદા અને મંગલકારી ગણપતિની આ મંગલાચરણમાં વંદના કરી છે. આ મંગલાચરણ પછીનો શ્લોક છે–

भवानीशंकरौ वंदे श्रद्धविश्वासरुपिणौ ।
याभ्यां विना न पश्यन्ति सिद्धः स्वान्तःस्थमीश्वरम् ॥

અમારા આ લેખનો પ્રતિપાદ્ય વિષય આ મંગલાચરણ જ છે. આનો સાધારણ અભિધેયાર્થ આ પ્રમાણે છે :–

" હું શ્રદ્ધારૂપ પાર્વતી અને વિશ્વાસરૂપ શંકરની વંદના કરું છું, કે જેમની કૃપા વગર કોઈ પણ સિદ્ધયોગી – ઋષિ કે મુનિ પોતાના અંતઃ કરણમાં બિરાજમાન ઈશ્વરના પણ દર્શન કરી શકે તેમ નથી, તાત્પર્ય આમ છે કે અંતઃકરણમાં ઘટ ઘટમાં સ્થિત ઈશ્વરના સાક્ષાત્કાર માટે શંકર અને પાર્વતી બંનેની કૃપા આવશ્યક છે.

તુલસીદાસે આ છન્દમાં પાર્વતીને શ્રદ્ધારૂપ અને શંકરને વિશ્વાસરૂપ કહ્યાં છે, એની પાછળ શું ગૂઢ રહસ્ય છે? પાર્વતી શ્રદ્ધારૂપ કેવી રીતે છે અને શંકર વિશ્વાસરૂપ શા માટે છે, એજ આપણે અહીં જાણવું છે.

અહીં સર્વ પ્રથમ શ્રદ્ધા અને વિશ્વાસ બન્ને શબ્દોના અર્થ જાણી લઈએ

વિશ્વાસ એ મહાભાવ છે, એ સ્વયંભૂ અને જન્મજાત હોય છે. જેમ શિશુ જન્મની સાથે જ શ્વાસોચ્છ્વાસની ક્રિયા, પ્રાણ અને હૃદયના ધબકારા સાથે લઈને જ અવતરે છે, તેવી જ રીતે વિશ્વાસ પણ સહજ અને જન્મજાત હોય છે. બાળક માતા–

પિતા પર સહજ ભાવથી વિશ્વાસ કરે છે. માતા-પિતા તેને આમ નથી કહેતાં કે તું મારા પર વિશ્વાસ કર શ્વાસ-પ્રાણ વાયુને કહીએ છીએ. જે વાયુ આપણે જીવવા માટે અંદર લઈએ છીએ જે આપણા જીવનનો આધાર હોય છે, તે જ શ્વાસ છે. આ પ્રમાણે આપણે પણ જે માતા પર વિશ્વાસ કરીએ છીએ તે પણ શ્વાસની જેમજ આપણા જીવનનો આધાર હોય છે. જેમકે બાળક માટે તેના માતા-પિતા વગેરે.

શંકરના આધાર શ્રીરામ હતા. શંકરને એ વિશ્વાસ હતો કે રામજી સાક્ષાત્ પર બ્રહ્મ, સચ્ચિદાનંદ અને મોક્ષદાતા છે. તેઓ રાક્ષસોના સંહાર માટે આ ભૂમિ પર અવતરિત થયા છે. એથી જ તુલસીદાસે શંકરને વિશ્વાસરૂપ કહ્યા છે. આપણે દરરોજ વ્યવહારમાં ઘણી વાર આ શબ્દનો ઉપયોગ કરીએ છીએ. જૂઠા સોગન ખાતાં કહીએ છીએ કે – અમારા ઉપર વિશ્વાસ રાખો' પણ બીજા જ દિવસે જેને વિશ્વાસ આપવામાં આવેલ હતો તેની ગર્દન પર છરી જોઈએ છીએ. વિશ્વાસ ક્રિયા નથી. એ તો પ્રેમની જેમ સહજ દૃઢ ભાવ છે. કવિ ભવભૂતિ કહે છે.

> व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः ।
> नहि खलु बहुरुपाधीन् प्रीयः संश्रयन्ते ॥

વ્યક્તિના અંદરની જ કોઈ લાગણી – સંવેદના બે વ્યક્તિઓને નિકટ લાવે છે. એના માટે બહારના કોઈ સાધન શબ્દભવ કે વૈભવની આવશ્યકતા હોતી નથી.

શ્રદ્ધા વિશ્વાસ કરતાં નીચા સ્તરનો ભાવ છે. શ્રદ્ધા ઉત્પન્ન થવા માટે ચમત્કાર કે બાહ્ય સાધનો અપેક્ષિત હોય છે. વિશ્વાસની જેમ શ્રદ્ધા સહજ અને જન્મજાત હોતી નથી. પાર્વતીને રામમાં શંકરની જેમ વિશ્વાસ ન હતો કે તેઓ સચ્ચિદાનંદ પરબ્રહ્મ છે. રામનો ચમત્કાર જોઈને જ તેમના પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી. અહીં આપણે શ્રદ્ધાને સારી રીત સમજવા માટે 'રામચરિતમાનસ'ના બાલકાંડની સારસ્વત – યાત્રા કરીએ.

ત્રેતાયુગમાં એક વખત શંકર – પાર્વતી ફરતાં કુંભજ ઋષિના આશ્રમમાં પહોંચ્યાં. કુંભજ ઋષિએ શંકરને રામે દશરથને ત્યાં અવતાર લીધો છે – વગેરે રામકથા સંભળાવી. શંકરે ઋષિને સત્પાત્ર સમજીને રામભક્તિનો મહિમા સમજાવ્યો. તે પછી શંકર વનમાં જ્યાં રામ – લક્ષ્મણ સીતાની શોધખોળ કરતાં કરતાં વિચરી રહ્યા હતા ત્યાં ગયા અને રામના દર્શન કરીને – 'जय सच्चिदानंद जगपावन' કહીને તેમને વંદન કર્યા.

આ જોઈને પાર્વતીને સંશય ઉત્પન્ન થયો કે જગતના સ્વામી તો શંકર છે, તો શંકરે આ સાધારણ રાજપુત્રને પરબ્રહ્મ સચ્ચિદાનંદ કહીને વંદના કેમ કરી!

અંતર્યામી શંકરે પાર્વતીના મનનો સંશય જાણ્યો અને તેમને કહ્યું કે હે પાર્વતી! કુંભજ ઋષિએ જેમની કથા કહી હતી અને જેમની ભક્તિ મહિમા મેં કુંભજ સમક્ષ પ્રકટ કરી હતી તે આ મારા ઇષ્ટદેવ શ્રીરામ હતા. એમની સેવા મુનિઓ સદા કરે છે –

> जासु कथा कुंभज ऋषि गाइ
> भाक्ति जासु मैं मुनिहि सुनाइ ।
> सोइ मम इष्टदेव रघुवीरा
> सेवत जाहि सदा मुनि धीरा ॥

પાર્વતીના સંશય નિવારણ માટે શંકરે વારંવાર રામકથા કહી, છતાંએ તેમનો સંશય દૂર ન થયો. ત્યારે શંકરે મનમાં વિચાર કર્યો કે પાર્વતીનુ હવે કલ્યાણ થશે નહિ તેમણે પાર્વતીને કહ્યું કે તે પોતે રામની પાસે જઈને પોતાનો સંશય દૂર કરે.

ત્યારે પાર્વતી સીતાનુ રૂપ ધારણ કરીને રામની સામે ગયાં રામ કપટ વેષમાં પણ પાર્વતીને ઓળખી ગયા. અને કહ્યું કે હું રામ આપને પ્રણામ કરું છું. મહાદેવજી ક્યાં છે અને આપ એકલાં કેમ છો?'

> जोर पाणि प्रभु कीन्ही प्रणामू
> पिता समेत मीन्ह निज नामू ।
> केहेउ बहोरि कहा बृषकेतु
> बिपिन अकेलि फिरति केहि हेतु ॥

પાર્વતી લજ્જિત થઈને શંકરની પાસે આવ્યાં. આ ચમત્કાર પછી જ પાર્વતીનો રામ પ્રત્યે સંશય દૂર થયો અને તેમના પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઈ.

'सती समुझी रघुवीर प्रभाउ ।'

આમ શ્રદ્ધા વિશ્વાસની જેમ સહજ ભાવ નથી

પણ તે ચમત્કાર પછી, મહાત્મ્ય જોયા પછી ઉત્પન્ન થાય છે.

તુલસીદાસે આ કારણથી જ મંગલાચરણમાં શંકરને વિશ્વાસ રૂપે તેમજ પાર્વતીને શ્રદ્ધા રૂપ કહ્યાં છે. પાર્વતીએ સીતાનો વેષ કર્યો તેથી જ તેના પ્રાયશ્ચિત્ત રૂપે દક્ષયજ્ઞમાં પોતાની જાતને વિલુપ્ત કરવી પડી.

અહીં એ પણ સ્પષ્ટ કરવું અપેક્ષિત છે કે જીવનમાં આનંદ, શાંતિ, પ્રેમ અને સંવાદિતા માટે શ્રદ્ધા અને વિશ્વાસ બન્નેનો સમન્વય આવશ્યક છે. જેમ સિદ્ધોને આત્મ સાક્ષાત્કાર માટે પાર્વતીશંકરની કૃપા આવશ્યક છે તેમજ જીવનમાં વસંતના આવિર્ભાવ માટે શ્રદ્ધા અને વિશ્વાસનો મણિકાંચન યોગ અપેક્ષિત છે.

આ પ્રમાણે સુખ, દામ્પત્યજીવન માટે પણ શંકર – પાર્વતીની કૃપા આવશ્યક છે. આપણા હિન્દુ દેવતાઓમાં આદર્શ દામ્પત્ય શંકરનું જ ગણાય છે. તેથી જ લગ્ન વખતે વર – વધૂને શંકર – પાર્વતીની કથા સંભળાવીને કહેવામાં આવે છે કે તમે પણ એમની જેમ એક અને અભિન્ન થઈને રહો. વિષ્ણુ, કૃષ્ણ વગેરે દેવતાઓ બહુપત્નીઓવાળા છે, તેથી લગ્ન વખતે તેમની નહીં પણ એકપત્નીવ્રતધારી શંકરનો જ વર – વધૂ આશીર્વાદ મેળવે છે કેમકે સોન તો લાકડાની હોય તો પણ ખરાબ.

સંક્ષેપમાં અત્રે આટલું જ કહેવું છે કે શ્રદ્ધા અને વિશ્વાસના અભાવમાં જીવન વેર – વિખેર થઈ જાય છે. જીવનમાં સંવાદિતા માટે બન્નેનો સમન્વય આવશ્યક છે. હિન્દીના એક આધુનિક મહાકવિ જયશંકરપ્રસાદે પોતાના મહાકાવ્ય 'कामायनी' ના 'लज्जा' સર્ગમાં શ્રદ્ધા–વિશ્વાસના સમન્વયને લઈને કહ્યું છે કે–

नारी। तुम केवल श्रद्धा हो
विश्वास रजत नग पग तल में
पीयूष स्रोत सी बहा करो
जीवन के सुंदर समतल में।

અત્રે અહીં આ યાદ રાખવા જેવું છે કે તુલસીદાસે જેમ પાર્વતીને શ્રદ્ધા કહી છે તેમ પ્રસાદજીએ પણ નારીને શ્રદ્ધા કહી છે. કેમકે નારી પણ પુરુષના જીવનમાં પછી જ એટલે કે વસંતાગમન પછી જ આવે છે અને પીયૂષ સ્રોતની જેમ પ્રવાહિત થઈને જીવનને હૂંફાળુ બનાવે છે.

(શ્રી સ્વામિનારાયણ આર્ટ્સ કોલેજ : અમદાવાદ, ૨૨)

## 'ઊર્મિનવરચના' માસિકની તથા બીજી માહિતીનું નિવેદન


૧. પ્રકાશનનું સ્થળ...... ૧૩, જાગનાથ પ્લોટ; રાજકોટ
૨. પ્રકાશનની સામયિકતા ......માસિક
૩. મુદ્રકનું નામ ......રાજુલ ઈ. દવે
રાષ્ટ્રીયતા ......હિંદી
સરનામું ......૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ
૪. પ્રકાશકનું નામ ......રાજુલ ઈ. દવે :
રાષ્ટ્રીયતા ......હિંદી
સરનામું ......૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ
૫. તંત્રીનું નામ ..... જયમલ્લ પરમાર
રાષ્ટ્રીયતા ......હિંદી
સરનામું ૧૩ જાગનાથ પ્લોટ : રાજકોટ
૬. માલિક ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ ડૉ. જીવરાજ ભુવન–અમરેલી

હું રાજુલ ઈ. દવે આથી જાહેર કરું છું કે, ઉપર જણાવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે.

ફેબ્રુઆરી ૧૯૮૧ રાજુલ ઈ. દવે

# શ્રી ઉના તાલુકા ખેડૂત સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લી.

ગીરગઢડા રોડ, ઉના (સોરઠ)

કરોડો લોકોની જીવન જરૂરિયાતમાં ખાંડ અગત્યનું સ્થાન ધરાવે છે. શ્રી ઉના તાલુકા ખેડૂત સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લી. ખાંડ ઉત્પાદન કરી રાષ્ટ્ર પ્રત્યેની પોતાની ફરજ બજાવે છે.

સંસ્થામાં ૪૨૦૦ સભાસદ ખેડૂત ભાઇઓ શેરડી ઉગાડી આ કાર્યમાં પોતાનો સહકાર આપે છે.

| | | |
|---|---|---|
| (શશીકાન્તભાઇ ગો. ભટ) | ભાયાભાઇ કે. સોલંકી | લખમણભાઈ એમ. ડાંગોદા |
| (મેનેજીંગ ડીરેકટર) | ઉપપ્રમુખ | પ્રમુખ |

# શ્રી કેશોદ તાલુકા ખે. ઔ. સે. સ. મં. લી. કેશોદ

## પ્રોસેસીંગ કરાવી વધુ ભાવ મેળવો.

૧ઃ પોતે પકવેલ મગફળી પ્રોસેસીંગમાં મોકલી પાકા માલના માલિક બનો અને વ્યાજબી ભાવ મેળવો.

૨ઃ પ્રોસેસીંગ કરાવવાથી કડ, તોલ ઉતારામાં છેતરપીંડી થતી નથી.

૩ઃ કાચા માલને બદલે પાકા માલના એટલે કે તેલ અને ખોળના માલિક બનો.

૪; જ્યાં સુધી તમે ભાવ ઠરાવતા નથી ત્યાં સુધી પાકો માલ વેચતા નથી.

૫; જેથી કોઈ દિવસ ખેડૂતે સહન કરવાનો સમય આવતો નથી.

૬ઃ તમારા માલનો ભાવ તમારી મરજી પડે ત્યારે થાય છે.

૭ઃ મગફળી કારખાનામાં પહોંચ્યા પછી ઘટ થાય કે અકસ્માત થાય તો ખેડૂતે સહન કરવાનું નથી.
હોતું કારણ કે અકસ્માત સામે વીમો હોય છે.

૮ઃ મગફળી ખરીદ કે વેચાણ થતી ન હોવાથી મગફળી ઉપર ખરીદ વેરો ભરવો પડતો નથી.

ઉપરના તમામ લાભો લેવા માટે વહેલો તે પહેલોના ધોરણે મગફળીની નોંધણી કરવાનું ચાલુ છે, માટે જેમણે જેટલી મગફળી પ્રોસેસીંગ આપવી હોય તેણે નોંધ કરાવી જવી અને નોમીનલ સભ્ય થઈ જવું.

**મોહનલાલ ડી. પટેલ**
મેનેજર

**હરિલાલ દેવજીભાઈ**
પ્રમુખ

**શ્રી કેશોદ તાલુકા ખે. ઔ. સે. સ. મં. લી. કેશોદ**

વેરાવળ રોડ, કેશોદ – ૩૬૨૨૨૦

# 'વનસ્પતિ જીવનદર્શન'ની સસ્તી આવૃત્તિ ટૂંક સમયમાં પ્રસિદ્ધ થઈ રહી છે

પ્રકૃતિના ગૂઢ રહસ્યોને સહજભાવે રોચક રીતે ઉકેલતા અદ્વિતીય ગ્રંથ 'વનસ્પતિ જીવનદર્શન'મા એના લેખક શ્રી. ઇસ્માઇલભાઇ નાગોરીએ ચિંતનશીલ અને કાવ્યમય શૈલીમાં વનસ્પતિ જગતના રૂપ, રંગ, રસ, પ્રકૃતિના વૈવિધ્ય, ઐકય, વૈશિષ્ઠ્ય અને વૈભવનું ભાવાત્મક નિરૂપણ કર્યું છે. વનસ્પતિ – વિજ્ઞાન અને વનસ્પતિ – જીવનની પાયાની વાતો સાદી સરળ ભાષામાં વ્યકત કરતાં કરતાં આપણને નિસર્ગના સાન્નિધ્યમાં, આનંદ ચૈતન્યના મહાસાગરમાં અને આધ્યાત્મિક જગતમાં અદ્ભુત રીતે લઇ જાય છે. આવા ઉત્તમ અને અનુપમ ગ્રંથના કલાત્મક પ્રકાશનને કારણે એની કિંમત વધુ થવા પામેલી એથી જેમને 'વનસ્પતિ જીવનદર્શન'ના આ ગ્રંથમાં રસ છે તેવા વિદ્યાર્થીઓ અને ગ્રામવાસીઓને પરવડે તેવી કિંમતે તેમને પુસ્તક મળી રહે એટલા માટે તેની સસ્તી આવૃત્તિ પ્રગટ થઇ રહી છે.

પ્રાપ્તિ સ્થાન :
સોરઠ ક્ષય નિવારણ સમિતિ
અક્ષયગઢ, કેશોદ–૩૬૨૨૨૦
(જિ જૂનાગઢ)

કિંમત
રૂપિયા દશ



# રાજકોટ જિલ્લા ગોપાલ સહકારી દૂધ ઉત્પાદક સંઘ લિ.

દૂધ સાગર માર્ગ — રાજકોટ–૩૬૦૦૦૩.

## અમારા ઉત્કૃષ્ટ ઉત્પાદનો

**ગોપાલ ઘી**

- શુદ્ધ અને સાત્વિક
- એગમાર્ક
- વિશિષ્ટ સોડમવાળું
- દાણાદાર
- ઠરી જાય તેવું. ૧ કીલો, ૨ કીલો ૪ કીલો તેમજ ૧૭
- કીલોના પેકટીનમાં મળે છે.

**ગોપાલ પેંડા**

- શુદ્ધ મલાઈ યુકત દૂધમાંથી બનાવેલ
- એલાયચી પેંડા તેમજ
- કેસર પેંડા
- ૨૫૦ ગ્રામ તેમજ ૫૦૦ ગ્રામના આકર્ષક પેકીંગમાં મળે છે.

**ગોપાલ સ્કીમ મીલ્ક પાવડર**

- ૫૦૦ગ્રામ તેમજ ૨૫ કીલોના પેકીંગમાં મળે છે.

**ગોપાલ સ્ટરીલાઈઝડ ફ્લેવર્ડ મીલ્ક**

- એલાયચી
- કેસર
- ચોકલેટ
- પીસ્તા
- પાઈનેપલ તેમજ વિવિધ ફ્લેવર્ડમાં મળે છે.
- અન્ય પીણાં કરતાં સસ્તુ.

ગ્રામ :– "ડયેર મીલ્ક"

ફોન–૭૩૫૩/૭૪૫૩





# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઇ–૪૦૦૦૨૩
ના સૌજન્યથી

ગ્રામ : "સહકાર"

નોંધણી ક્રમાંક ૧૫૪૭

નોંધણી તા. ૨૫-૬-૧૯૫૬

ફોન { ગોડાઉન : ૧૫
દુકાન : ૫૯

"સહકાર ત્યાં સિદ્ધિ"

# શ્રી વેરાવળ-પાટણ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

ગુજરાત રાજ્ય **વેરાવળ** જીલ્લો જૂનાગઢ.

દુકાન : વખારિયા બજાર.

ગોડાઉન : ભાલકા રોડ

| : સભાસદ સંખ્યા : | | : શેર ભંડોળ : |
|---|---|---|
| મંડળીઓ | ૪૧ | રૂા. ૧૨૧૯૫૦-૦૦ |
| વ્યક્તિ | ૨૭૩ | રૂા ૫૧૯૦-૦૦ |
| | ૩૧૪ | ૧૨૭૧૪૦-૦૦ |

ઓડીટ વર્ગ 'બ'

: બેન્કર્સ :
ધી જૂનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ
કો-ઓપરેટીવ બેન્ક લી. જૂનાગઢ
બ્રાન્ચ : વેરાવળ.

: ઓડીટર્સ :
શ્રી સ્પેશ્યલ ઓડીટર
સહકારી મંડળીઓ
જૂનાગઢ

શ્રી જે. બી. બારડ — એકાઉન્ટન્ટ

શ્રી એમ. એ. ઝાલા — મેનેજર

શ્રી કાળાભાઈ રણમલભાઈ ઝાલા — પ્રમુખ



# વાળિયા બ્રધર્સ

૮૭/૮૯, નગીનદાસ માસ્તર રોડ

મુંબઈ – ૪૦૦ ૦૨૩

ના સૌજન્યથી

# ઊર્મિનવરચના

આદ્યતંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે

તંત્રી: જયમલ્લ પરમાર

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

સળંગ અંક : ૬૧૨

માર્ચ – ૧૯૮૧



પ્રેમ અને દયાની દેવી

મધર ટેરેસા

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

માર્ચ '૮૧ : વર્ષ : ૫૧ : અંક : ૧૨ : સળંગ અંક : ૬૧૨




*



*

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓકટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર
વાર્ષિક-દેશમાં રૂા. ૨૦-૦૦
વાર્ષિક પરદેશમાં રૂા. ૪૦-૦૦

પ્રકાશકોને—

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો:

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦ ૦૦૧ (જિ. રાજકોટ


ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ-૧
મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ-૧

# સેવા; ધર્મ-

"અમારે ત્યાં તો સ્વેચ્છાપૂર્વકનું અને સમજપૂર્વકનું સમર્પણ હોય છે, આવી રીતનું પૂરેપૂરું સમર્પણ કરનારને જ સાધ્વી તરીકે લેવામાં આવે છે, તેમની જ સેવાઓ અમે ઇચ્છીએ છીએ. વળી અમારે ત્યાં તો કઠોર પરિશ્રમભર્યું જીવન ગુજારવાનું હોય છે. સુંવાળા જીવનની આદતોને ત્યજી દેવાની હોય છે. હૈયાનો બધો પ્રેમ પ્રભુ પર અને જેમનામાં પ્રભુ રહ્યા છે એવા દેહધારી દુઃખી લોકો પર ઢોળવાનો હોય છે. સંપૂર્ણ સમર્પણ એ અમારા સાધ્વીમંડળની અતિશય મહત્ત્વની ભાવના છે. અમારાં રોજિંદાં સેવાકાર્યો દ્વારા અમારે અમારામાં રહેલો પ્રભુ પ્રત્યેનો પ્રેમ પ્રગટ કરવાનો હોય છે, અમારાં કાર્યો દુઃખીને શાતા પમાડે, ઉદાસને રાજી કરે, ભૂખ્યાની ભૂખ ભાંગે, તરસ્યાની તરસ છિપાવે, દુઃખીનું દુઃખ દૂર કરે તો જ એવાં સેવાકાર્યો દ્વારા અમે પ્રભુની પાસે પહોંચી શકીએ.

અમારી પાસે સહાય માટે આવનાર દરેક વ્યક્તિને અમારે એ વાતની પ્રતીતિ કરાવવાની હોય છે અમે તેને ઉમળકાપૂર્વક ચાહીએ છીએ. ભૂખ્યાં લોકોને કેવળ ભાખરીની જ જરૂર હોતી નથી, સદ્ભાવ અને સ્નેહની પણ બહુ જરૂર હોય છે. દર્દીને માત્ર દવાની જ જરૂર હોતી નથી, દિલની દયાની ને હૈયાના હેતની પણ બહુ જરૂર હોય છે. અનાથ ને અપંગોને અમારા અંતરનાં અમી પણ આપવાનાં હોય છે. હવે તો ક્ષય, રક્તપિત્ત ને લગભગ બધા જ અસાધ્ય ગણાતા રોગો માટે પણ દવાઓ શોધાઈ છે, પણ જ્યાં સુધી આપણે દર્દીઓને સાચા હૃદયથી ચાહતા ન થઈએ ત્યાં સુધી આ બધી દવાઓ ખાસ કશો ફાયદો કરી શકે નહિ.

અમે માનીએ છીએ કે ગરીબોને સાચી રીતે સમજવા માટે આપણે ગરીબ થવું જોઈએ. તેમની સેવા કરવા માટે સ્વૈચ્છિક ગરીબીનું વ્રત લેવું અમારા માટે અતિશય આવશ્યક હોય છે.

અમે અમારું સંપૂર્ણ હૃદય પ્રભુ ઈસુને સમર્પી શકીએ એ સારું અમારે આજીવન કૌમાર્યનું-બ્રહ્મચર્યનું વ્રત ધારણ કરવું જરૂરી છે. અને અમારા હૈયાનો પ્રેમ જુદી જુદી વ્યક્તિઓમાં વહેંચાઈ ન જાય પણ એક માત્ર પરમ પિતા ઈસુને અને ઈસુદીધા સેવાકાર્યને જ એ પ્રેમ મળે એ જરૂરી હોય છે. અમારા પ્રેમને અમે દૈવી સ્વરૂપ – પવિત્ર સ્વરૂપ આપીએ છીએ. અમારો પ્રેમ કામનાથી કે વાસનાથી અભડાયેલો નથી હોતો. એ તો હોય છે પ્રભુ ઈસુ જેવો જ પવિત્ર નિષ્કલંક અને સરળ.

આજ્ઞાંકિતપણું-શિસ્તપાલન એ પણ અમારાં વ્રત છે. અમો અમારાં સઘળાં વ્રત આજ્ઞાપાલન અને શિસ્તને તથા અમારા ઈસુ પ્રભુને નજર સમક્ષ રાખીને લઈએ છીએ. સંપૂર્ણ સમર્પણ એ આમાં સમાઈ જાય છે. અમારે અમારી વ્યક્તિગત કે સ્વતંત્ર ઈચ્છા જેવું કશું હોતું નથી. પ્રત્યેક બાબતમાં ભગવાનની ઈચ્છાને અમે માથે ચડાવીએ છીએ. આ ઉપરાંત એક ખાસ પ્રતિજ્ઞા અમારે લેવાની હોય છે અને તે એ કે અમે અમારી સેવા ગરીબોને–માત્ર ગરીબોને જ આપશું.

હું તો માનવમાત્રમાં ઈસુનું દર્શન કરું છું. ભૂખ્યા માનવમાં ભૂખ્યો ઇસુ દેખાય છે ને થાય છે કે મારે તેને જમાડવો જોઈએ. માંદા માનવને જોઈને થાય કે મારે માંદા ઇસુની સારવાર કરવી જોઈએ.

ભગવાન બધું આપી રહે છે. પ્રભુ પુષ્પોનું ને પંખીડાંનું પોષણ કરે છે. પોતે સર્જેલા જીવમાત્રનું પોષણ પ્રભુ કરે જ છે, અમને સર્જનહારની દયાળુતામાં પૂરો ભરોસો છે. સૃષ્ટિના બધા જીવોની ચિંતા કરનારો ભગવાન બેઠો છે. બધાનાં યોગક્ષેમનું વહન કરનારો વિશ્વંભર છે.

હે પરમદયાળુ પિતા! આખીયે સૃષ્ટિનાં અમારાં દીનદુખિયાં, ભૂખ્યાં, અપંગ ને રોગી ભાંડુંઓની સેવા કરવાને અમને લાયક બનાવ!

મધર ટેરીઝા

# આરઝી હકૂમતની રચના કેવા સંજોગોમાં થઈ!

(સોરઠની લોકક્રાંતિ : હપ્તો પાંચમો)

રતુભાઈ અદાણી

જૂનાગઢ રાજ્યની આસપાસ અને જૂનાગઢ રાજ્યની અંદર સંરક્ષણ–સમિતિ તરફથી એક પછી એક થાણાં વ્યવસ્થિત રીતે કામ કરતાં થઈ ગયાં. કાઠિયાવાડના જુવાનો એક યા બીજી કામગીરી માટે ઉત્સાહપૂર્વક ભરતી થવા લાગ્યા અને પોતાને ભાગે આવતું કામ હોંશપૂર્વક સંભાળતા ગયા.

આ બધાં થાણાંઓનો નિયમિત રીતે સંપર્ક સાધવાનું કે એમને રોજબરોજ સૂચના આપવાનું અમારા માટે મુશ્કેલ હતું. સાધનો પણ ટાંચાં, મુંબઈથી મળેલી એક જીપ સિવાય બીજું વાહન નહીં. ખર્ચ પણ જોઈ વિચારીને જ કરવું પડે. આમ છતાં થાણાંની જવાબદારી સંભાળીને બેઠેલા સાથીઓએ કોઇ મુશ્કેલી અનુભવી નહીં. સંપર્ક સધાય કે ન સધાય, સૂચના મળે કે ન મળે, સૌ પોતપોતાની સૂઝ અને શક્તિ પ્રમાણે કામ ગોઠવવામાં લાગી ગયા.

બાબરિયાવાડના દરબારોએ જૂનાગઢ રાજ્ય સામે બળવો કરીને અને માંગરોળના શેખે વાસ્તવિકતા સ્વીકારીને હિન્દીસંઘમાં જોડાવા માટે જોડાણખત ઉપર સહીઓ કરી આપી અને હિન્દીસંઘે આ જોડાણનો સ્વીકાર પણ કર્યો એટલે આ બને વિસ્તાર ઉપર હિન્દીસંઘનો ધ્વજ વહેલી તકે ફરકતો જોવા સૌ તલપાપડ થઈ રહેલા. હિન્દીસંઘના અનામત દળોની જમાવટ થવા લાગી. વ્યૂહથી દૃષ્ટિએ અનુકૂળ સ્થળોએ છાવણીઓ ધમધમવા લાગી. પણ એથી વિશેષ હલચલ જોવા ન મળી. હિન્દીસંઘ કોઈ પગલું ન ભરે ત્યાં સુધી લોકજાગૃતિ અને લોકસંગઠન સિવાય બીજું કંઈ કરવાપણું હતું નહિ, થોડી અકળામણ થવા લાગી.

એક દિવસ, પ્રભાતના પહોરે રાજકોટના જની બિલ્ડીંગમાં ઢેબરભાઈના નિવાસની અગાશીમાં અમે બેચાર મિત્રો આ અકળામણની વાત કરી રહ્યા હતા. એ જ વખતે શ્રી ઢેબરભાઈ એમના ખંડમાંથી બહાર આવ્યા. મને એક બાજુ બોલાવ્યો. એમના ચહેરા ઉપર ચિંતા હતી ધીમા પણ ગંભીર અવાજે એમણે વાત શરૂ કરી, "ગઈ કાલે સમાચાર મળ્યા છે કે શસ્ત્રસરંજામ ભરેલી સ્ટીમર કરાંચીથી વેરાવળ આવવા માટે રવાના થઈ છે. એને કોઈ હિસાબે રોકી શકાય?"

"આપને જાણ થઈ ત્યાર પહેલાં આપણા નૌકાદળને એની જાણ થઈજ હશે ને!" મેં પૂછ્યું.

"નૌકાદળને જાણ થઈ જ હોય. પણ બે દેશ વચ્ચે યુદ્ધ સળગી ન ઊઠે એની તકેદારી રખાતી હોઈને હિન્દીસંઘ કોઈ પગલું ન પણ ભરે." ઢેબરભાઈએ પોતાનું મંતવ્ય જણાવ્યું.

"શસ્ત્રસરંજામ લઈને આવતી સ્ટીમરને રોકવી હોય તો આપણું નૌકાદળ કે વાયુસેના જ રોકી શકે. લાલ ઝંડી બતાવવાથી સ્ટીમર થોડી ઊભી રહી જવાની હતી? એનો તો નાશ કરવો પડે." મેં કહ્યું.

"પણ નૌકાદળ કે વાયુસેના કોઈ પગલું ન ભરે તો સ્ટીમર સહીસલામત વેરાવળ પહોંચી જાય અને જોખમ વધી પડે એને કોઇ પણ હિસાબે રોકવી જ જોઈએ." ઢેબરભાઈ મુઠ્ઠી વાળીને બોલ્યા.

"આપણે કઈ રીતે સ્ટીમરને રોકી શકીએ?"

"કેમ; તમને '૪૨ની લડતમાં ભાંગફોડની પ્રવૃત્તિનો અનુભવ છે એટલે તો તમને વાત કરું છું. કોઈ રીતે આ સ્ટીમર રોકી ન શકાય?" ઢેબરભાઈના મનમાં એક જ વાત ઘૂંટાતી હતી.

"ઢેબરભાઈ! અમને '૪૨ની લડતમાં ટ્રેઈનના પાટા ઉખેડવાનો, તારના થાંભલા બટકાવવાનો, તારના દોરડા કાપવાનો, અને બીજી સામાન્ય ભાંગફોડ કરવાનો અનુભવ ખરો. એને માટે ડાયનેમાઈટ

મેળવ્યા, બૉંબ પણ બનાવ્યા. દરિયામાં જઈને સ્ટીમર ઉડાડવા માટે જરૂરી સાધનો આપણી પાસે છે નહીં, આપણને મળે પણ નહીં," મેં મુશ્કેલી જણાવી.

"સાધનો મળે તો ?" ઢેબરભાઈએ પ્રશ્ન કર્યો. "સાધનો મળે જ નહીં. મળે તોય એ માટે જરૂરી તાલીમ નહીં આંધળુકિયા જ કરવા હોય તો બે પાંચ જણા મોતના મોઢામાં ઓરાવા તૈયાર છીએ." મેં કહ્યું

"ના.ના. એમ કોઈને મોતના મોઢામાં ઓરાવા મારાથી મોકલાય નહીં." ઢેબરભાઈ ખૂબ ગંભીર બની ગયા. એમના મનમાં રાત અને દિવસ એક જ વિચાર ઘોળાયા કરતો હતો. 'જૂનાગઢને પાકીસ્તાનમાં જવા દેવાય નહી ' એની મથામણમાં એમણે ઊંઘ પણ હરામ કરી નાખેલી.

કરાંચીથી શસ્ત્રસરંજામ લઈને વેરાવળ જવા માટે કોઈ સ્ટીમર રવાના થઈ કે નહીં એ તો પાકે પાયે જાણવા મળ્યું નહીં. પણ વેરાવળ આવી કોઈ સ્ટીમર પહોંચી નથી એવી અમને બાતમી મળી ગઈ. વધારામાં અમારા ગુપ્તચર વિભાગ તરફથી એમ પણ જાણવા મળ્યું કેઃ 'પાકીસ્તાનથી એમના એક ઉચ્ચ દરજ્જાના લશ્કરી અધિકારી જૂનાગઢ આવી ગયા. જૂનાગઢ રાજ્યના જોડાણના પ્રશ્ને હિન્દીસંઘ સાથે લડાઈમાં ઊતરવું પડે તો વ્યૂહરચનાની દૃષ્ટિએ તપાસ પણ કરી ગયા. લડાઈમાં જેમ આગળ વધવા માટે અનુકૂળતા જોઈએ એમ કોઈ કારણે પાછા હઠવું પડે તો એને માટે પણ અનુકૂળતા જોઈએ. દરિયાકાંઠે - આવેલ જૂનાગઢની ધરતી ઉપર પીછેહઠ કરવા માટે જરૂરી મોકળાશ નથી એટલે લડાઈમાં ઊતરવું હિતાવહ નહીં એવો અભિપ્રાય લઈને એ લશ્કરી અધિકારી કરાંચી જવા રવાના થઈ ગયા.'

પાછળથી જૂનાગઢના એક નિવૃત્ત ફોજી અધિકારી પાસેથી જાણવા મળ્યું કે એ વખતે આવેલ ઉચ્ચ લશ્કરી અધિકારી બીજા કોઈ નહીં પણ જ. અયુબખાન પોતે જ હતા.

હિન્દીસંઘનું અનામત દળ બાબરિયાવાડમાં આજે કૂચ કરશે, કાલે કૂચ કરશે એની રાહમાં ને રાહમાં થોડા દિવસો વીતી ગયા. એક દિવસે બપોરે અમને સમાચાર મળ્યા કે અનામત દળના પાંચ સિપાહીઓ બાબરિયાવાડમાં પેટ્રોલીંગ કરવા ગયેલા અને જૂનાગઢની પોલીસે એમને ગોળીએ વીંધી નાખ્યા.

આપણા પાંચ જુવાનો ગોળીએ વીંધાઈ ગયા એ જાણી, પહેલાં તો અમને આંચકો લાગ્યો. પણ હવે લડાઈ જામશે એ ખ્યાલે ઉદાસીનતા ઊડી ગઈ. છાવણીમાં ફેરવાઈ ગયેલ જાની બિલ્ડીંગમાં આ સમાચારથી ગરમી આવી ગઈ.

અનામત દળના પાંચ સિપાહીઓ ગોળીએ વીંધાયા હોય તો વાત એટલેથી અટકવાની નહોતી. હિન્દીસંઘે હવે ચોક્કસ પગલાં ભરવાં પડશે અને તો થાણાં જમાવીને બેઠેલા સંરક્ષણસમિતિના જુવાનો માટે પણ આકરી ફરજ ઊભી થવાની. એ માટે અમારે થાણાંઓમાં પહોંચી જવું જોઈએ.

પરન્તુ એ પહેલાં, સાંભળેલી વાતની ચોક્કસાઈ કરવા શ્રી ઢેબરભાઈ, શ્રી રસિકભાઈ અને હું શ્રી બનેસિંહજીને મળવા એજન્સીની કોઠીએ જવા ઊપડ્યા. રાજકોટમાંથી એ.જી.જી.ની રવાનગી પછી શ્રી બનેસિંહજી હિન્દીસંઘના અધિકારી તરીકે કાઠિયાવાડનો હવાલો સંભાળી રહ્યા હતા.

અમે ગયા ત્યારે શ્રી. બનેસિંહજી ટાઢે કોઠે ટેબલ ઉપર કામ કરી રહ્યા હતા. અમે જઈને બેઠા અને શ્રી રસિકભાઈએ સાંભળેલા સમાચારની ચોકસાઈ કરવા પૃચ્છા કરી.

"મને હજી આ અંગે કંઈ સમાચાર મળ્યા નથી." શ્રી બનેસિંહજીએ ફાઈલોની થપ્પી બાજુ ઉપર મૂકી.

"સમાચાર ન મળ્યા હોય તો પુછાવી જોશો ? ખાત્રી તો કરવી જોઈએ." શ્રી ઢેબરભાઈએ સૂચવ્યું.

"પુછાવવાની જરૂર જ નહીં. તમે કહો છો એમ પાંચ શું એક સિપાહી જૂનાગઢની ગોળીએ

વિધાય તો મને તુરત જ એની જાણ કરવામાં આવે. વાસ્તવમાં અમે એવા બનાવની રાહ જ જોઈ રહ્યા છીએ." શ્રી બનેસિંહજીએ ટાઢે કોઠે વાત કરી.

"આપણા સૈનિકો ગોળીએ વીંધાય એની રાહ જોઈ રહ્યા છો?" શ્રી ઢેબરભાઈએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"હા, એ આપણી ચાલનો ભાગ છે." શ્રી બનેસિંહજીએ ટૂંકો જવાબ આપ્યો.

"આપણી ચાલનો ભાગ? પાંચ સિપાહી મરે એ ચાલનો ભાગ?" અમારાથી પુછાઈ ગયું.

"હા! એ આપણી ચાલનો ભાગ છે. તમે તો જાણો છો કે આપણે સામે ચાલીને પાકીસ્તાન સાથે લડાઈ છેડવા માગતા નથી. બાબરિયાવાડનો કબજો લેવા આપણું દળ બાબરિયાવાડમાં દાખલ થાય તો જૂનાગઢ સાથે ટકરાવું પડે. આપણે આક્રમણ કર્યું લેખાય. એમ કરીને આપણે લડાઈનું કારણ આપવા માગતા નથી એટલે આપણે દરરોજ પાંચ સિપાહીઓની એક ટુકડીને બાબરિયાવાડમાં ફેરણી માટે મોકલીએ છીએ. જૂનાગઢના સિપાહીઓ એમના ઉપર હલ્લો કરે તો, બાબરિયાવાડના લોકોના રક્ષણ માટે આપણાં દળો માટે બાબરિયાવાડમાં પ્રવેશ કરવાનો માર્ગ મોકળો થાય. તમારા કહેવા મુજબ જો પાંચ સિપાહીઓ માર્યા ગયા હશે તો આપણું દળ બાબરિયાવાડમાં કૂચ કરી ગયું હશે. પણ હજી એવું કંઈ બન્યું લાગતું નથી; નહીં તો તુરત મને સમાચાર મળે અને મારે પણ તુરત ત્યાં જવા રવાના થવું પડે." શ્રી બનેસિંહજીએ વિગતથી વ્યૂહરચના સમજાવી.

"એટલે જે પાંચ સિપાહીઓને દરરોજ મોકલવામાં આવે એમણે તો લડવા નહીં, પણ મરવા જ જવાનું. ને!" શ્રી ઢેબરભાઈએ પ્રશ્ન કર્યો.

"કોઈએ મરવું તો પડે જ. સિપાહીઓએ જ મરવું પડે એવું નથી. જૂનાગઢના દળને હાથે નાગરિકો પર હલ્લો થાય અને થોડાં નાગરિકો મરે તો પણ ચાલે." શ્રી બનેસિંહજીએ હસતાં હસતાં જવાબ આપ્યો.

અમે સાંભળેલી વાતને સમર્થન ન મળ્યું પણ આજે સાંભળેલી વાત કાલે સાચી પણ પડે એવી હલચલ બાબરિયાવાડના સીમાડે શરૂ થઈ છે એટલું જાણી શકાયું. આમ હોય તો અમારે પણ રાજુલા પહોંચી જવું જોઈએ. શ્રી રસિકભાઈ, શ્રી ત્રીકુભાઇ શાહ અને હું જીપ લઈને રાજુલા માટે રવાના થયા. બાબરિયાવાડમાં અનામત દળો પ્રવેશ કરે અને જૂનાગઢ એનો સામનો કરે તો પરિણામે લડાઈ જ ફાટી નીકળે. એવે પ્રસંગે અમારા ભાગે વિચારી રાખેલી ફરજો બજાવવા રાજુલા થાણાને સાબદું કરવામાં આવ્યું. શ્રી સુરગભાઈ વરૂ, શ્રી કનુભાઈ લહેરી અને અન્ય સાથીઓથી ધમધમતી અમારી અને અન્ય સાથીઓથી છાવણીમાં થનગનાટનું મોજું ફરી વળ્યું.

અનામત દળના થોડા સિપાહીઓ દરરોજ ફેરણી માટે બાબરિયાવાડમાં ચક્કર મારી આવે. જૂનાગઢ રાજ્ય તરફથી કશી જ રોકટોક નહીં. મરવાની તૈયારી કરીને સવારે નીકળેલા સિપાહીઓ સાંજે થાકીને પણ સહીસલામત પાછા આવે. રોજની આ સામાન્ય કસરત બની ગઈ. રમત કંટાળાજનક બનતી ગઈ.

આમ ને આમ ક્યાં સુધી બેસી રહેવું? સંરક્ષણ-સમિતિ માટે અને અમારા સૌને માટે આ મૂંઝવણ-ભર્યો કોયડો બનતો ગયો. દિવસે દિવસે સ્પષ્ટ થવા લાગ્યું કે જૂનાગઢ કારણ નહીં આપે તો હિન્દીસંઘનાં દળો કોઈ લશ્કરી પગલું ભરશે નહીં. જૂનાગઢને પાકીસ્તાનમાં જતું રોકવા માટે, સાચું કહીએ તો પાકીસ્તાનને જૂનાગઢની ધરતી ઉપર પગ મૂકતું અટકાવવા માટે પ્રજાકીય ધોરણે કંઈક વિચારવું પડશે. છાવણીમાં બેઠાં બેઠાં અમે મિત્રો આની ચર્ચા કરી રહ્યા હતા. નેતાજી સુભાષચંદ્ર બોઝના વીર નેતૃત્વ નીચે સ્થપાયેલી અને ઈતિહાસ સર્જી ગયેલી આરઝી હકૂમત અને એની, આઝાદ હિન્દ ફોજનું

# મહારાજના મુખેથી

'યાત્રી'

[સાબરમતી જેલમાં પૂ. રવિશંકર મહારાજના સ્વમુખે સાંભળેલી વાતોમાંથી]

એક બ્રાહ્મણ ભટકતાં ભટકતાં એક શહેરમાં આવી ચડયો– ખીહરના દિવસો આવતા હોઈને ખીચડાની ટહેલ નાખતો શેરીઓમાં આંટા મારે.

ચાર પાંચ દિવસ થઈ ગયા. પણ કોઈએ મહારાજનો ભાવ પૂછયો નહીં. હવે તો ખીહરને એક જ દિવસ બાકી રહ્યો. મહારાજ નિરાશ થઈ ગયા. પણ છેલ્લા પ્રયાસ કરી લેવા લાંબા લહેકાથી અને ઊંચા અવાજે "કોઈ યજમાન બ્રાહ્મણને ખીહરનો ખીચડો જમાડે!" ની ટહેલ નાખતાં ફરવા લાગ્યો.

શેરીને ખૂણે એક મેડીબંધ મકાન, એમાં એક યુગલ રહે. બહેન ભારે ભાવિક. દેવમંદિરે જાય. પૂજા આરતી કરે. દાન દક્ષિણા આપે. પણ એમના પતિ પૂરા નાસ્તિક. પરદેશ જઈ આવેલા. ધર્મને ધતીંગ ગણે. પત્નીની ઠઠ્ઠામશ્કરી કર્યા કરે.

બહેનને મન તો ઘણું કે "બ્રાહ્મણને ખીહરનો ખીચડો જમાડું." પણ પતિનું વલણ જોઈ, હિંમત કરે નહીં.

"આ બ્રાહ્મણ ઉઘાડે પગે પાંચ દિવસથી ખીહરના ખીચડા માટે બરાડા પાડી રહ્યો છે. તારું મન હોય તો આપણે બ્રાહ્મણને ખીહરનો ખીચડો જમાડવાનું પુણ્ય રળીએ." બાજુની ટિપાઈ ઉપર ચાનો કપ, એક હાથમાં સળગતી સીગરેટ, બીજા હાથમાં છાપું લઈ ખુરશી ઉપર બેઠેલા પતિદેવે ચશ્માંમાંથી ત્રાંસી નજરે પત્ની સામે જોઈને કહ્યું

"એવાં આપણાં ભાગ્ય ક્યાંથી? મને તો ઘણુંય મન છે પણ તમને ગમશે નહીં એમ માનીને મેં હિંમત કરી નહીં. તમે સામેથી જ મારા મનની વાત કરી. મારાં અહોભાગ્ય." બહેને કાચનાં વાસણ ઝાપટતાં ઝાપટતાં જવાબ આપ્યો.

"તો તારે મોઢેથી જ બ્રાહ્મણને કહી દે. મારે કાલે સવારે બહારગામ જવાનું છે એટલે વહેલી સવારે નાહી ધોઈને આવી જાય. મારે હાથે જ મહારાજને ખીચડો જમાડીને જાઉં." પતિએ સૂચવ્યું.

બહેન તો રાજી થતી થતી, હડી કાઢીને દાદરો ઊતરી. ટહેલ માટે આંટા મારતા ભૂદેવને આવતી કાલે વહેલી સવારે નાહી ધોઈને ખીહરનો ખીચડો ખાવા માટે નોતરું દીધું. મહારાજ આશીર્વાદનો વરસાદ વરસાવતાં, આવતી કાલે વહેલી સવારે આવી જઈશ એમ કહી ઉતારા ભેગા થઈ ગયા.

બીજે દિવસે સવારે વહેલા નાહી ધોઈ રેશમી અબોટિયું પહેરી, ડીલે ગરમ ધાબળી ઓઢી ચાખડીએ ચડીને મહારાજ યજમાનને ઘેર આવી પહોંચ્યા. યજમાન દાદરા ઉપર જ કોટ પાટલૂન પહેરીને એમનું સ્વાગત કરવા ઊભા હતા.

"પધારો પધારો મહારાજ, અમારું ઘર પાવન કર્યું." યજમાને સ્વાગત કર્યું.

"ભગવાન તમારું ભલું કરે." ભૂદેવે હાથ ઊંચો કરીને આશીર્વાદ આપ્યા.

મહારાજ આગળ વધે ત્યાર પહેલાં જ યજમાને અગાશી તરફ આંગળી ચીંધીને મહારાજને સ્નાન કરી લેવાની સંજ્ઞા કરી.

"હું મંદિરેથી નાહી ધોઈ પૂજાપાઠ કરીને જ આવ્યો છું." ભૂદેવે હાથમાં ફરતી માળાના મણકા ફેરવતાં ફેરવતાં કહ્યું.

"તમે તો નાહી ધોઈને નીકળ્યા હશો. પણ રસ્તામાં કોઈ કૂતરું બૂતરું અડી ગયું હોય. એવા અપવિત્ર શરીરે ખીહરનો ખીચડો જમાડું તો અમને પુણ્ય ન મળે." યજમાન સીગરેટની ઘૂંટ લઈને બોલ્યા.

"રસ્તામાં કૂતરું બૂતરું અડયું નથી, મંદિરેથી નીકળી, કોઈ અડે નહીં એની પૂરી કાળજી લેતો લેતો આવ્યો છું. એટલે હવે ફરી સ્નાન કરવાની જરૂર નહીં." મહારાજ ફરી વખત ટાઢીમાં ધ્રૂજવા તૈયાર ન હતા.

"જુઓ મહારાજ! મને તો આવી વાતોમાં

દૃષ્ટાન્ત નજર સામે જ હતું.

એક મિત્રે જૂનાગઢની આરઝી હકૂમત રચવા સૂચન કર્યું. આરઝી હકૂમત જૂનાગઢનાં નાગરિકોની જ હોવી જોઈએ. અન્યથા પાકીસ્તાન કે જૂનાગઢ કહી શકે કે જૂનાગઢનાં લોકોને તો નવાબનો નિર્ણય મંજૂર છે, બહારના લોકો ડખલગીરી કરે છે. આ દૃષ્ટિએ નામોની પણ વિચારણા શરૂ થઈ ગઈ. જૂનાગઢના પ્રશ્ને સંરક્ષણસમિતિને મદદ કરવા રાજકોટ આવી પહોંચેલા શ્રી દયાશંકરભાઈ, શ્રી નરોત્તમદાસ શેઠ, શ્રી દ્વારકાદાસ ત્રિવેદી અને અન્ય આગેવાનોનાં નામો વિચારવામા આવ્યાં.

શ્રી ઢેબરભાઈ એ વખતે કંઈક રસ્તો કાઢવાની ગડમથલમાં દિલ્હી હતા. શ્રી રસિકભાઈને અમે અમારો તુક્કો જણાવ્યો. એમને વિચાર ગમ્યો. પણ આરઝી હકૂમત સ્થાપીને એ દ્વારા જૂનાગઢ કબજે કરવાની વાત નાની સૂની ન ગણાય. સરદાર સાહેબને કાને વાત નાખવી જોઈએ. બાપુના પણ આશીર્વાદ મેળવવા જોઈએ. યોગ્ય સ્થળે આ વાત પહોંચાડવાની શ્રી રસિકભાઈએ જવાબદારી લીધી.

જૂનાગઢ સામે બળવો કરીને હિન્દીસંઘમાં જોડાયેલ બાબરિયાવાડ ઉપર પણ ભારતનો રાષ્ટ્રધ્વજ ફરકાવી શકાયો નથી અને જૂનાગઢનાં દળો બાબરિયાવાડની ધરતી ખૂંદી રહ્યા છે એથી અકળામણ તો અમે સૌ અનુભવી રહ્યા હતા. પણ કેટલાક સમયથી સૌરાષ્ટ્રના રાજકારણથી અળગા રહેતા, પરન્તુ જૂનાગઢને પાકીસ્તાનમાં જોડવાના નવાબના નિર્ણયથી ધુંવાફુંવા બની ઊકળી ઊઠેલા શ્રી અમૃતલાલ શેઠ પોતાની અકળામણ કાબૂમાં રાખી શક્યા નહીં. રાજકોટ આવીને એમણે બધી પરિસ્થિતિનો અભ્યાસ કર્યો, તાગ લીધો. હિન્દીસંઘની ગણતરીપૂર્વકની ચાલ એમને ગળે ન ઊતરી. રાજસ્થાની દફતરનો હવાલો સંભાળતા શ્રી મેનનને એમણે પોતાની અકળામણ ઠાલવતો કડક તાર કર્યો. અને વિલંબનીતિ છોડી તત્કાળ પગલાં ભરવા આગ્રહ કર્યો. તાર કરીને બેસી રહેવુ એમના સ્વભાવમાં નહીં. પોતે બાબરિયાવાડ ઉપર કૂચ લઈ જશે એવી એમણે જાહેરાત કરી અને મુંબઈથી જેટલા મળે એટલા સ્વયંસેવકોને લઈને બાબરિયાવાડ ઉપર કૂચ લઈ જવાની તૈયારી કરવા રાજકોટથી મુંબઈ ગયા. સ્વયંસેવકો નોંધવા અને એમને ખાસ ટ્રેઈનમાં બાબરિયાવાડ લઈ જવા માટે કામગીરી પણ આરંભી દીધી. આ એક પ્રકારનું જોખમી સાહસ હતું. પણ આવા પ્રસંગે જોખમનો વિચાર કરવો એ એમના લોહીમાં જ નહીં.

બરાબર આ જ સમયે શ્રી. મેનન મુંબઈ ગયેલા. શ્રી ઢેબરભાઈ અને શ્રી રસિકભાઈ એમની સાથે મસલત કરવા મુંબઈ પહોંચ્યા. જૂનાગઢને પાકીસ્તાનમાંથી મુક્ત કરવુ હોય તો પ્રજાકીય ધોરણે જ વિચારવું પડશે એવો શ્રી મેનને સ્પષ્ટ અભિપ્રાય આપ્યો. એ માટે આરઝી હકૂમતની રચના અનિવાર્ય હતી. સૌ તુરત જ એની વિચારણામાં ગૂંથાયા. શ્રી અમૃતલાલ શેઠને આની જાણ કરીને બાબરિયાવાડ કૂચ લઈ જવાના એમના વિચારને મોકૂફ રાખવા અને આરઝી હકૂમતની રચનામાં સહાય કરવા વિનંતી કરવામાં આવી. આ એક સાચી દિશાનું પગલું છે એમ સ્વીકારી શ્રી અમૃતલાલ શેઠે ખાસ ટ્રેનમાં મુંબઈના સ્વયસેવકોને લઈને બાબરિયાવાડ ઉપર ધસી જવાનો વિચાર માંડી વાળ્યો અને આરઝી હકૂમતની સરદારી લેવા પોતાની તૈયારી દાખવી.

## સાભાર સ્વીકાર

વીક્ષા : લેખક ડૉ. પ્રભાશંકર રા. તેરૈયા, વિક્રેતા પ્રવીણ પુસ્તક ભંડાર : બસ સ્ટેશન પાસે : રાજકોટ : મૂ. ૧૪ રૂપિયા.

ઘરગથ્થુ ઔષધો : લેખક વૈદ્યતીર્થ આપા શાસ્ત્રી સાઠે અનુવાદક વૈદ્ય દ્વારકાદાસ અંબાશંકર ત્રિવેદી : પ્રકાશક : સોરઠ ક્ષયનિવારણ સમિતિ : અક્ષયગઢ : કેશોદ – ૩૬૨ ૨૨૦ મૂ. ૧૦ રૂપિયા.

દાના ભગત (મોટા અક્ષરોમાં) લે. ઝવેરચંદ મેઘાણી : પ્રકાશક : જયન્ત મેઘાણી : પ્રસાર ૧૮૮૮ આતાભાઇ એવન્યુ : ભાવનગર – ૩૬૪ ૦૦૨ : મૂ. અઢી રૂપિયા.

# મહારાજના મુખેથી

'યાત્રી'

[સાબરમતી જેલમાં પૂ. રવિશંકર મહારાજના સ્વમુખે સાંભળેલી વાતોમાંથી]

એક બ્રાહ્મણ ભટકતાં ભટકતાં એક શહેરમાં આવી ચડયો– ખીહરના દિવસો આવતા હોઈને ખીચડાની ટહેલ નાખતો શેરીઓમાં આંટા મારે.

ચાર-પાંચ દિવસ થઈ ગયા. પણ કોઈએ મહારાજનો ભાવ પૂછયો નહીં. હવે તો ખીહરને એક જ દિવસ બાકી રહ્યો. મહારાજ નિરાશ થઈ ગયા. પણ છેલ્લા પ્રયાસ કરી લેવા લાંબા લહેકાથી અને ઊંચા અવાજે "કોઈ યજમાન બ્રાહ્મણને ખીહરનો ખીચડો જમાડે!" ની ટહેલ નાખતાં ફરવા લાગ્યો.

શેરીને ખૂણે એક મેડીબંધ મકાન, એમાં એક યુગલ રહે. બહેન ભારે ભાવિક. દેવમંદિરે જાય. પૂજા આરતી કરે. દાન દક્ષિણા આપે. પણ એમના પતિ પૂરા નાસ્તિક. પરદેશ જઈ આવેલા. ધર્મને ધતીંગ ગણે. પત્નીની ઠઠ્ઠામશ્કરી કર્યા કરે.

બહેનને મન તો ઘણું કે "બ્રાહ્મણને ખીહરનો ખીચડો જમાડું." પણ પતિનું વલણ જોઈ, હિંમત કરે નહીં.

"આ બ્રાહ્મણ ઉઘાડે પગે પાંચ દિવસથી ખીહરના ખીચડા માટે બરાડા પાડી રહ્યો છે. તારું મન હોય તો આપણે બ્રાહ્મણને ખીહરનો ખીચડો જમાડવાનું પુણ્ય રળીએ." બાજુની ટિપાઈ ઉપર ચાનો કપ, એક હાથમાં સળગતી સીગરેટ, બીજા હાથમાં છાપું લઈ ખુરશી ઉપર બેઠેલા પતિદેવે ચશ્માંમાંથી ત્રાંસી નજરે પત્ની સામે જોઈને કહ્યું

"એવાં આપણાં ભાગ્ય કયાંથી? મને તો ઘણુંય મન છે પણ તમને ગમશે નહીં એમ માનીને મેં હિંમત કરી નહીં. તમે સામેથી જ મારા મનની વાત કરી. મારાં અહોભાગ્ય." બહેને કાચનાં વાસણ ઝાપટતાં ઝાપટતાં જવાબ આપ્યો.

'તો તારે મોઢેથી જ બ્રાહ્મણને કહી દે. મારે કાલે સવારે બહારગામ જવાનું છે એટલે વહેલી સવારે નાહી ધોઈને આવી જાય. મારે હાથે જ મહારાજને ખીચડો જમાડીને જાઉં." પતિએ સૂચવ્યું.

બહેન તો રાજી થતી થતી, હડી કાઢીને દાદરો ઊતરી. ટહેલ માટે આંટા મારતા ભૂદેવને આવતી કાલે વહેલી સવારે નાહી ધોઈને ખીહરનો ખીચડો ખાવા માટે નોતરું દીધું. મહારાજ આશીર્વાદનો વરસાદ વરસાવતાં, આવતી કાલે વહેલી સવારે આવી જઈશ એમ કહી ઉતારા ભેગા થઈ ગયા.

બીજે દિવસે સવારે વહેલા નાહી ધોઈ રેશમી અબોટિયું પહેરી, ડીલે ગરમ ધાબળી ઓઢી ચાખડીએ ચડીને મહારાજ યજમાનને ઘેર આવી પહોંચ્યા. યજમાન દાદરા ઉપર જ કોટ પાટલૂન પહેરીને એમનું સ્વાગત કરવા ઊભા હતા.

"પધારો પધારો મહારાજ, અમારું ઘર પાવન કર્યું." યજમાને સ્વાગત કર્યું.

"ભગવાન તમારું ભલું કરે." ભૂદેવે હાથ ઊંચો કરીને આશીર્વાદ આપ્યા.

મહારાજ આગળ વધે ત્યાર પહેલાં જ યજમાને અગાશી તરફ આંગળી ચીંધીને મહારાજને સ્નાન કરી લેવાની સંજ્ઞા કરી.

"હું મંદિરેથી નાહી ધોઈ પૂજાપાઠ કરીને જ આવ્યો છું." ભૂદેવે હાથમાં ફરતી માળાના મણકા ફેરવતાં ફેરવતાં કહ્યું.

"તમે તો નાહી ધોઈને નીકળ્યા હશો. પણ રસ્તામાં કોઈ કૂતરું બૂતરું અડી ગયું હોય. એવા અપવિત્ર શરીરે ખીહરનો ખીચડો જમાડું તો અમને પુણ્ય ન મળે." યજમાન સીગરેટનો ઘૂંટ લઈને બોલ્યા.

"રસ્તામાં કૂતરું બૂતરું અડયું નથી, મંદિરેથી નીકળી, કોઈ અડે નહીં એની પૂરી કાળજી લેતો લેતો આવ્યો છું. એટલે હવે ફરી સ્નાન કરવાની જરૂર નહીં." મહારાજ ફરી વખત ઠંડીમાં ધ્રૂજવા તૈયાર ન હતા.

"જુઓ મહારાજ! મને તો આવી વાતોમાં

બહુ બાધ નહીં. પણ મારા પત્ની ખૂબ રૂઢિચુસ્ત છે. ભલે કૂતરું અડયું ન હોય પણ એનાં પગલાંથી અપવિત્ર બનેલી ધરતી ઉપર ચાલીને તમે આવ્યા છો. હવે તમે સ્નાન કર્યા વિના ખીહરનો ખીચડો જમવા બેસો તો એમનું મન કોચવાય" યજમાને રસોડા તરફ ત્રાંસી આંખે જોતાં જોતાં કહ્યું. યજમાન પત્ની ઊભાં ઊભાં મૂંગે મોઢે આ સાંભળી રહી.

ભૂદેવ માટે બીજો વિકલ્પ ન રહ્યો. પણ છેલ્લું શસ્ત્ર સૂઝયું. 'હું અબોટિયું પહેરીને આવ્યો છું. નાહીને પહેરવા બીજું વસ્ત્ર નથી."

"એની ફિકર કરો મા! મેં નવું નકોર અબોટિયું લાવી રાખ્યું છે." યજમાને ટેબલ ઉપર પડેલ પડિકાબંધ અબોટિયું હાથમાં લીધું.

મહારાજ તો અગાશીમાં ગયા. પાટલો ઢાળી રાખ્યો છે. બાજુમાં ત્રાંબાકૂંડી મૂકી છે. અંગ ઉપર ઓઢેલી ગરમ ધાબળી બાજુએ મૂકી મહારાજ પાટલે બેઠા. શિયાળાની કડકડતી ઠંડીમાં વગર નહાયે શરીર ધ્રૂજવા માંડયું.

યજમાને મહારાજને સ્નાન કરાવવા અગાશી ઉપર આગલી રાત્રે જ પાણી ભરાવી રાખ્યું હતુ. ટાંકામાં કે ડોલમાં નહીં – કુંભારને ત્યાંથી નવા ખરીદી મંગાવેલ બે ગોળામાં. એમણે ગોળો ઉપાડી ત્રાંબાકૂંડીમા ઠાલવ્યો.

'હર હર મહાદેવ! જય ભોળિયા.' ના નાદ સાથે ભૂદેવે નહાવાનુ શરૂ કર્યું. શરીરનો ધ્રૂજારો એમને ધૂણાવવા લાગ્યો.

માંડ માંડ સ્નાન કરી નવુ અબોટિયું પહેરી મહારાજ ગરમ ધાબળી લેવા જાય છે ત્યા જ યજમાને રોકયા.

"એ અપવિત્ર ધાબળીને અડશો નહીં. નહીતો ફરી નહાવું પડશે."

મહારાજ યજમાન સામુ જોઈ રહ્યા. મનમાં ને મનમાં બબડયા.

'આ ખીહરનો ખીચડો તો મોઘો પડી જાય એવો છે!'

અગાશીમાં રંગીન પાટલો પાસે મોટું દીંચણિયું, સામે મોટો બાજોઠ. યજમાને ભૂદેવને પોતાની બેઠક લેવા સંજ્ઞા કરી. ધૂણતા મહારાજે બેઠક લીધી. ટાઢને ભૂલવા માટે બોલતા 'જય શંભુ'ના શબ્દો પણ તૂટવા લાગ્યા.

મહારાજ થાળની પ્રતીક્ષા કરી રહ્યા છે ત્યાં તો યજમાન, આગલી રાતે ખરીદેલો અને પાણીની માટલીમાં સાચવી રાખેલો ફૂલનો નીતરતો હાર લઈને આવ્યા અને મહારાજ વિચાર કરે ત્યાર પહેલાં એમના ગળામાં આરોપી દીધો મહારાજની કાયા કંપી ઊઠી. 'જય શંભુ'ને બદલે લાંબો શીશકારો નીકળી ગયો.

મહારાજે નીતરતો હાર કાઢી લેવા હાથ ઊંચા કર્યાં ત્યાં જ યજમાન બોલી ઊઠયા. "એમને એમ બેસી રહેજો; અમારે તમારી પૂજા કરવી છે."

મહારાજ એમ ને એમ બેસી રહ્યા. શરીર ઠરડાવા માંડયું હતું. પતિપત્ની થાળીમાં દીવો, કંકુ, ચોખા, ગુલાલ; અબીલ વગેરે લઈને પૂજા કરવા આવી પહોંચ્યાં, મહારાજની દશા જોઈને યજમાન પત્નીનુ મન કકળી ઊઠયું. પણ પતિએ સામેથી ખીહરનો ખીચડો જમાડવાની એની ઈચ્છા પૂરી કરી હોઈ, કંઈ બોલવાની હિંમત કરી નહી.

ખાસી દસેક મીનીટ પૂજા ચાલી. મહારાજ ધ્યાનમાં બેઠા લાગ્યા. પણ ખરેખર તો શરીર સીઝી ગયું હતું. આંખો એની મેળે બંધ થઈ ગઈ હતી.

પૂજા પૂરી થઈ. એટલે યજમાન જાતે જ ખૂબ જ ભાવપૂર્વક પીરસેલો થાળ લઈને આવ્યો, અને બાજોઠ ઉપર મૂકયો.

આગલી રાત્રે મીઠાઈવાળાને ત્યાંથી ખરીદેલો શીખંડ બરફના ખાનામાં રાખી મૂકેલો. ઓછામાં પૂરું શીખંડની તાંસળીમાં બરફની બે ત્રણ કટકી મૂકેલી. પૂરી; શાક, અથાણાં – થાળમાં કંઈ કમી નહીં.

થાળની વાનગી જોઈને મહારાજના મોંમાં પાણી છૂટયું. પણ હાથ ઊપડે નહી. આંગળાં ઠરડાઈ ગયેલાં. થાળ સામું ટગર ટગર જોયા કરે. થાળ મૂકીને યજમાન ઘરમાંથી પત્નીએ આણામાં આણેલો ભરતભરેલો વીંઝણો લઈને મહારાજની પડખે ખુરશી નાખીને બેઠા. વીંઝણો વીંઝવા માંડયો.

મહારાજ તો ઘડીભર થાળ સામે અને ઘડીભર યજમાન સામે જોયા કરે. યજમાનપત્ની બારણામાં ઊભી ઊભી "બાપડાને ખીહરનો ખીચડો જમવા બોલાવવાનું મેં ક્યાં પાપ કર્યું?" કહીને મનમાં સમસમવા લાગી.

"લ્યો મહારાજ! થાળ તૈયાર છે. આરોગવાનું શરૂ કરો. મારે જવાની ઉતાવળ છે." યજમાને વીંઝણો વીંઝતા વિનંતી કરી.

મહારાજના હાથ ઠૂંઠવાઈ ગયા છે. આંગળાં ઠરડાઈ ગયાં છે. વીંઝણાની લેરખીએ લેરખીએ શરીર ચમક્યા કરે છે. ડાઢી ડગમગ થાય છે. જમવાની તો ઠીક, બોલવાની પણ સોં રહી નથી.

મહારાજ પૂતળાની જેમ બેસી રહ્યા. વીંઝણો વીંઝતાં ફરી યજમાને જમવાનું શરૂ કરવા આગ્રહ કર્યો.

મહારાજ મહાપ્રયત્ને પણ મંદ અવાજે અને તૂટતા સ્વરે બોલ્યા. "યજમાન! તમારો પ્રેમ તો અદ્ભુત છે પણ મારો પાપી પ્રાણ કેમેય કરીને જાતો નથી. ભોજન તો નસીબમાં લાગતું નથી. પ્રાણ છૂટે એની રાહ જોઈ રહ્યો છું. અહીંથી સીધો સ્વર્ગમાં જ જઈશ"

## આપણે આપણી ચિંતા કરીએ તો ભગવાન આપણી ચિંતા ન કરે

રવિશંકર મહારાજ વરસો પહેલાં બેત્રણ સાથીઓ સાથે ગુજરાતનાં ગામડાંઓમાં પગપાળો પ્રવાસ કરે.

ફરતાં ફરતાં એક દિવસ એક ગામથી બીજે ગામ જતાં સાંજ પડી ગઈ. કોતરોનો પ્રદેશ

થોડી વારે વાઘની ત્રાડ સંભળાણી.

સાથીઓ તરત જ દોડયા. એકે આવળની સોટી કાપી. બીજાએ આકડાની સોટી કાપી. જાણે હાથમાં ભરેલી બંધૂક હોય એવી છટાથી રવિશંકર મહારાજ પાસે આવી ગયા.

"આ શું કર્યું?" મહારાજે પૂછ્યું.

"સાંભળી નહીં વાઘની ત્રાડ? ક્યાંક નજીકમાં જ લાગે છે. ભટકાઈ પડે તો ના નહીં. હાથમાં હથિયાર સારું."

મહારાજ હસ્યા: "વાઘ આવી ચડે તો આ આવળ–આકડાની સોટીથી તમારો બચાવ કરશો?"

"હાથમાં કંઈક હોય તો સારું" એક સાથીએ જવાબ આપ્યો.

"રક્ષણ કરનારો ભગવાન છે. પણ જે પોતે પોતાની ચિંતા કરે એની ભગવાન ચિંતા કરતો નથી. આ સોટીઓ ફેંકી દો. ભગવાન એની મેળે ચિંતા કરશે." મહારાજ અડગ શ્રદ્ધાથી બોલ્યા. બન્ને સાથીઓએ સોટીઓ ફેંકી દીધી. વાઘની ત્રાડ સાંભળતાં સાંભળતાં સૌ બીજે ગામ જઈ પહોંચ્યા.

## તમે તમારો ધર્મ ચૂક્યા, હું મારો ધર્મ બજાવું છું.

એક ઠાકોર અફીણના ભારે બંધાણી. ફરતાં ફરતાં રવિશંકર મહારાજ એમની ડેલીએ જઈ ચડયા. અફીણની વાત નીકળી. જીવનને બરબાદ કરતા આ વ્યસનનો ત્યાગ કરવા મહારાજે ઉપદેશ આપ્યો. ઠાકોરે કોઈ દિ' અફીણ ન લેવાની પ્રતિજ્ઞા લીધી. દિવસો વહી ગયા. ફરી ફરતાં ફરતાં મહારાજ એ જ ઠાકોરની ડેલીએ જઈ ચડયા. જોયું તો કસૂંબાની ખરળ ઘૂંટાઈ રહી છે. જોઈને મહારાજને આંચકો લાગ્યો. "પ્રતિજ્ઞા લઈને તોડી?" મહારાજથી બોલી જવાયું.

ઠાકોરનો મિજાજ ઠેકાણે નહીં. "મહારાજ! તમે બ્રાહ્મણ. ઉપદેશ આપ્યા કરો. અમે ક્ષત્રિય. કોક દિ' અફીણની કાંકરી લેવી પડે. સૌ સૌનો ધરમ બજાવે. તમે કહેવાનું કહી લીધું. હવે આરામથી બેસો."

"ઠાકોર! તમે બહુ સાચી વાત કહી. રામચંદ્રજી ભગવાન ક્ષત્રિય હતા. બાપની પ્રતિજ્ઞા ખાતર એમણે વનવાસ વેઠ્યો. તમેય ક્ષત્રિય ગણાવ છો ને! ક્ષત્રિય લીધેલી પ્રતિજ્ઞા તોડે નહીં. તમે પ્રતિજ્ઞા તોડી. તમારો ધર્મ ચૂક્યા, હું રહ્યો બ્રાહ્મણ ઉપદેશ આપવો એ મારો ધર્મ. લીધેલી પ્રતિજ્ઞા પળાવવી એ પણ મારો ધર્મ. તમે તમારો ધર્મ બજાવતા નથી. હું તો મારો ધર્મ બજાવું છું. તમને પ્રતિજ્ઞા તોડતાં હું જોઈ શકું નહી" મહારાજના ચહેરા ઉપર બ્રહ્મતેજ પ્રકાશી રહ્યું.

ઠાકોરને ચોટ લાગી. અફીણની ડાબલી લઈને એણે ઘા કરી દીધો. પછી એમણે અફીણનું કદી નામ પણ લીધું નહીં.

# પ્રજાની નીડરતાનો પોરહ

કાનજીભાઈ બારોટ

ભાવેણામાં મહારાજ વજેસંગજીનો વખત છે; ભાવનગરથી દૂર એક ગામ છે, એની સીમમાં એક કપાસનું ખેતર. છે તો વણના છોડ પણ ભલો આંખો આવે એમ વણને પાંદડે પાંદડે ઝીંડવાં હિલોળા લઈ રહયાં છે. એને થડે દુબળું ઘોડું બંધાય તોય ખેંચાય નહિ. કેટલાંક કાલાં થોડાંથોડાં ફાટયાં છે. ઉપર પીળુડાં ફૂલ લકુંબ ઝકુંબ થઈ રહયાં છે. એનું રખોપું એક વૃદ્ધ ડોસી લાકડીને ટેકે કરી રહી છે. ડોસી કડયેથી વાંકી વળી ગઈ છે છતાં એનો અવાજ ત્રણ ત્રણ ખેતરવા સંભળાય છે. આ ખેતરમાં એક ધણખૂંટ (સાંઢ) ખાઈ ધરાઈને ઓડકારો છે ને રમતે ચડયો છે. વણના વરખડાનો દાળો વાટો કાઢી રહ્યો છે. ડોસી ખેતરને સામે શેઢે છે એને આ ધણખૂંટ ખેતરમાં ઘૂસ્યાની ખબર નથી. ધણખૂંટ ડોસીની રાડયું ગણકારતો નથી એને હાંકવા આવે એને ઢીંકે ચડાવે એવો છે.

ખેતર પાસે ગાડાકેડો વહ્યો જાય છે ત્યાં પાંચેક ઘોડેસવારો નીકળ્યા. એમાંથી એક અસવારે ધણખૂંટને જોતાં જ ખેતરમાં ઘોડો હાંકી ધણખૂંટને હડફેટે ચડાવી ગોચરમાં ચરતાં ધણ ભેળો કરી દીધો. ત્યાં સુધી ચારે સવારો ત્યાં જ ઊભા રહ્યા'તા એટલે આ અસવાર પાછો આવી એના સાથીદારોને મળ્યો. આ જ ખેતરમાં ચાલતી માણસ-કેડીમાં થઈ ઘોડાં હાકયાં ને સામે શેઢે નીકળ્યા, જ્યાં ખીજાળ ડોસી ખેતરનું રખોપું કરી રહી છે.

ડોસી બોલાતી થાય નહિ એવી રીસનું ભર્યું ને કપાસના ખેતરમાંથી નીકળતા અસવારોને જોતાં માંડી તાડુકવા, "એલા કોણ છો સાવ નવરા, તમારે તે કાંઈ કામ છે કે નહિ? આવાને આવા કેટલાક હાલી આવ્યા છો? આમ કોઈના ભર્યાભાદર્યા ખેતરમાં તે ઘોડાં હંકાય? તમને લાજ છે કે નહિ?"

આગેવાન અસવાર કહે, "અરે ડોસી? અમારાં ઘોડાએ તમારા ખેતરમાં નૂકસાન નથી કર્યું", પાહર્યા ચાલ્યા આવ્યા છે."

ત્યાં તો હડાળાની કૂતરી ભસે એમ ડોસી બોલવા લાગી :

"અરે પાહર્યાવાળા જોતો નથી, આ વણમાં ઘોડાં હાંકયાં ત્યાં વણનો ફાલ ને ઝીંડવાંનો સોથ બોલી ગ્યો હશે! તને ભાન કયાંથી હોય? જો અમારા ધણીને કહેશું તો તમારા બધાયની જીવતા ચામડી ઊતરડીને નખ કાઢશે.!"

"હે ડોસી! એવો કોણ છે તમારો ધણી?"

"નથી ઓળખતો? ભાવેણાનો રાજા વજેસંગ બાપુ, તમારા લાડ જેરીનાખે એવો છે."

અસવાર મરક મરક હસીને કહે છે "ડોસી! વજેસંગને જોયો છે કે ખાલી નામ જ આવડયું છે?"

"ભલેને જોયા ન હોય પણ એના કાયદાની ખબર છે? ખેડૂતના મોલ ભેળવે એની ઉપરતો કાળ-જાળ છે કાળજાળ! અમે જો ફરિયાદ કરશું તો તમારે માથે માછલાં ધોવાશે?"

સાથેના અસવારોની ડોસી ઉપર આંખ બદલતાં આ અસવારે સંકેતથી તેઓને શાંત રહેવાનું કહ્યું. ડોસી તો એને જેમ આવે એમ રાંપડ્યે જાય છે.

છેવટે એક જણ પોતાના આગેવાનની સહન-શીલતા ઉપર ઓળઘોળ થઈ ડોસીને કહે છે; "ડોસીમા ભાવનગર આઘું છે જતાં વાર લાગશે, તમારી ફરિયાદનો ફેંસલો અહીં જ કરી નાખીયે તો?'

ત્યાં તો ડોસીના મુખમાંથી હોળાનાં ફૂલ ખરવા લાગ્યાં. વધુ ખીજાણીને બોલી કે: "એમ

મારો ફેંસલો કરવો છે? મને મારવી છે? હાલ્યા આવો? હું એકલી ને તમે પાંચ ભલે રહ્યા. ઊતરો ઘોડાંથી હેઠા ને જોઈ લ્યો મારો ઝપાટો." ડોસી ચરાતનમાં ધ્રૂજવા મંડી

આ બધાયને થયું કે હવે આનું કરવું શું?

છેવટ એક જણ ખુલાસો કરે છે કે "ડોસીમા રીસ કરો મા. ભાવનગર તમારે જવાનું નથી. આ તમારી સામે વાતું કરે છે તે જ ભાવેણાનો ધણી વજેસીંગ મહારાજ છે.' ત્યાં તો ડોસી થીજી ગઈ. કાપો તો લોહી નીકળે નહિ એવી થઈ ગઈ. એની આંખોમાં આંસુડાં ને પોતાના ઓઢવાનાની આંચ પાથરી પગે લાગવા માંડી ને ગળગળે સાદે બોલી: "મારો અપરાધ માફ કરો બાપુ!"

ત્યાં તો વજે મહારાજ કહે છે "ડોસી! ડોસી! મારી છાતી આજ ગજગજ ફૂલી ગઈ છે કે મારી વસ્તીનું બાઈ માણસ પણ કેવું નીડર છે! ને મારા કાયદા ઉપર મારા ન્યાય ઉપર એને કેવો ભરોસો છે?" એમ કહી ઠાકોર વજેસીંગજીએ આ ડોસીને ઈનામ આપી શાંત કરી.

*

## સ્વાશ્રયનું તેજ

ખલીફા હારૂન અલ રશીદ મહાન દયાળુ અને દૃષ્ટિવાળા બાદશાહ હતા.

એક વખત સાંજના નમાઝ પઢવા જઈ રહ્યા હતા ત્યારે રસ્તામાં તેમને એક ભિખારી મળ્યો. ભિખારીએ ખુદાના નામ ઉપર કંઈક ભીખ આપવા-રહેમ કરવા દુવા ગુજારી.

બાદશાહે જોયું, ભિખારી જુવાન હતો, સશક્ત હતો. એમણે પૂછ્યું;

"તારી પાસે સાધનમાં કંઈ છે ભાઈ?"

"અય સખી દાતાર! મારી પાસે સાધનમાં તો બે વાસણો અને ચટાઈ સિવાય કશું નથી," ભિખારીએ કહ્યું.

બાદશાહ એ જુવાન ભિખારીને લઈને બજારમાં ગયા, અને ભિખારી પાસેથી એ ચીજો વેચાવી નાખી અને એમાંથી એક નવી ધારદાર કુહાડી ખરીદાવી, અને એક ટંકનો આટો અને તરકારી ખરીદ્યાં અને કહ્યું:

"જો ભાઈ, આજે સાંજના આ આટામાંથી રોટી પકાવીને તરકારી સાથે ખાઈ લેજે, અને સવાર માટે થોડું રાખજે. સવારે નાસ્તો કરીને જંગલમાં જજે, અને લાકડાં કાપીને બજારમાં વેચજે. અને તે રીતે ગુજરાન ચલાવજે. હાલ આટલું કરજે, પછી જોઈશું."

પંદરેક દિવસ પછી એક વખત ખલીફા નમાઝ પઢીને પાછા ફરી રહ્યા હતા કે એક માણસ દોડતો આવીને તેમના પગમાં પડી ગયો. ખલીફા હારૂન રશીદે હાથ પકડીને એને ઊભો કર્યો, અને જોયું તો એ પેલો જુવાન ભિખારી જ હતો. એની આંખમાં આંસુ હતાં, પરંતુ સ્વાશ્રયનું તેજ એના મોઢા ઉપર ચમકતું હતું.

— સાધક

# આવા હતા આપણી જૂની પેઢીના સ્થંભ

## (તાજેતરમાં જ બનેલી એક ઘટના ઉપરથી)

[દારૂબંધી દેશમાં અને ખાસ કરીને ગુજરાતમાં ચકડોળે ચડી છે. ગુજરાત સરકાર દારૂબંધીની નીતિ ઢીલી કરવાની છે એવી સમજ સાથે રચનાત્મક કાર્યકરોમાં ભારે ઉહાપોહ જાગેલો. આ ઉહાપોહ સમાજમાં દારૂબંધી અંગેની શિથિલતા વ્યાપક બની રહી છે તેની સામે આંદોલનનું સ્વરૂપ લેશે એવી એક આશા બંધાયેલી તે ઠગારી નીવડી. સંધ્યા ટાણે લબકારા લેતી હોળીની ઝાળ સવાર પડતાં રાખના ઢગલામાં ફેરવાઈ જાય એમ ઉહાપોહની આંચ ઊગતાં જ ઠરી ગઈ. દારૂનું સામાજિક અનિષ્ટ માત્ર સરકારને કારણે જ નહિ પણ સમાજના સન્નિષ્ઠ રખેવાળોની નિષ્ક્રિયતાને કારણે જ વધુ વ્યાપકરૂપ ધારણ કરી રહ્યું છે. હજારો રૂપિયાના ગાળેલા ને ગળાતા દારૂ સાથે ઠેરઠેર ભઠ્ઠા કેટલાક પકડાય છે ને ઘણા નથી પકડાતા. પકડવા જનારા પોલીસો ઉપરના દારૂ ગાળનારાઓનાં ઘાતક આક્રમણો વધી રહ્યાં છે. આજે એક રાજ્યમાં તો કાલ બીજામા ઝેરી લઠ્ઠાનાં પીવણ ૫૦-૫૦ માણસોને સામટા ભરખી લે છે. પણ સમાજના અને કુટુંબના રખેવાળોના રામ જાગે તો દારૂ એ વ્યવહાર અને વ્યવસાયની પ્રતિષ્ઠા બની રહ્યો છે એમાંથી સમસ્ત કુટુંબને ઉગારી શકે એનું એક ઊજળું ઉદાહરણ અહીં રજૂ થાય છે. સત્કાર્ય અને સદ્ધરમની જ્યોત એમના દિલમાં જાગવી જોઈએ. એ જ સમાજને ઉગારી શકશે. [સં.]]

રાજકોટ જિલ્લામાં જસદણ તાલુકાનું એક ગામ. એમાં રહે નિવૃત્તિ જીવન ગાળતા એક સુખી ગૃહસ્થ. ભાઈઓ, બહેનો, દીકરાઓ, દીકરાના દીકરાઓ, ભત્રીજાઓ, ભાણેજો, એમ બહોળું કુટુમ્બ. બધા ધંધાપાણીની દૃષ્ટિએ સારી રીતે ગોઠવાયેલા. મોટા ભાગનાને ધીકતી કમાણી: પણ કમનસીબે આ સમગ્ર પરિવારમાં દારૂએ ઘર ઘાલેલું. મહેમાન આવે અને દારૂ ન ધરે તો અપમાન લેખાય. વેપારધંધામાં પણ દારૂ પીવો અને સંગત આપવા માટે પીવો એ જરૂરિયાત લેખાય. આ માટે દર મહિને હજારો રૂપિયાનું આંધણ થાય. બીજા નૂકસાન વધારામાં. દારૂબંધીની નીતિ અને કાયદો હોવા છતાં કોઈને કશી મુશ્કેલી નડે નહીં.

પરિવારના વડા સુખી અને નિશ્ચિંત જીવન ગાળે. એક વખત એમને જાત્રાએ જવાનો વિચાર આવ્યો. અને સજોડે જાત્રા પણ કરી આવ્યા. સૌએ આ જાત્રાળુ બેલડીના ધામધૂમથી સામૈયાં કર્યાં.

જાત્રાએથી પાછા ફર્યાં પછી એક દિવસ આ ગૃહસ્થે પોતાના ભાઈઓ, ભત્રીજાઓ, ભાણેજો, દીકરાઓ વગેરે મળીને પરિવારના સોએક જેટલા જુવાનોને કાગળો લખી નિશ્ચિત દિવસે પોતાની પાસે આવી જવા જણાવ્યું. નિયત દિવસે, વહેલી સવારે આ ગૃહસ્થે ગામના પાદરમાં આવેલ શિવાલયમાં જઈને બેઠક જમાવી. સૌ સંબંધીઓ-નિમંત્રિતો હજાર કામ પડતાં મૂકી, વડીલની આજ્ઞા માથે ચડાવી, પ્રયોજન અંગે અટકળ કરતાં કરતાં નિયત સ્થળ અને નિયત સમયે હાજર થઈ ગયા.

મંદિરની છાયામાં ઊગતા પ્રભાતના સુંદર-શીતળ વાતાવરણમાં બેઠક જામી.

વડીલે ગંભીર બનીને શરૂઆત કરી. "તમને શું કામ બોલાવ્યા છે એ તમે જાણતા નથી છતાં તમે સમયસર હાજર થઈ ગયા એથી રાજી થયો. તમને નથી બોલાવ્યા મારી મિલ્કતની વહેંચણી માટે, કે નથી બોલાવ્યા કોઈ ઉત્સવ માટે. તમને બોલાવ્યા છે એક નાની પણ મહત્ત્વની વાત કરવા માટે,

ધંધો ખેડ્યો કમાણી પણ કરી જિંદગી માણી. દીકરા ઓને ધંધો સોંપી, તમને સૌને કામે ચડાવી મેં નિવૃત્તિ લીધી. મેં કદી દારૂ પીધો નથી, કોઈને પાયો નથી. પણ આજે જોઉં છું તો ધંધાને નામે અને આપણી નબળાઈને કારણે આપણાં કુટુમ્બોમાં દારૂની ઘો ઘરી ગઈ છે. મેં અત્યાર સુધી આ જોયા કર્યું. સહન કર્યું પણ તમે જાણો છો કે હમણાં હું આપણાં પવિત્ર તીર્થધામોની જાત્રા કરી આવ્યો—જાત્રા કરતાં કરતાં એક વિચાર સ્ફૂર્યો. તમે બધા છૂટથી દારૂ પીઓ છો અને પાવ છો. મહેમાનોને પણ દારૂ ધરવો પડે એટલી હદ સુધી દારૂ ઘર કરી ગયો છે. એથી તમને ક્ષણિક આનંદ અને સુખ મળતાં હશે. તમારા ધંધાપાણીમાં પણ દારૂ ઉપયોગી લેખો છો. પણ હું એમાં સરવાળે આપણો વિનાશ ભાળું છું. હવે મારી તો ઉમર થઈ. પણ જતી વખતે મારા પરિવારને વિનાશમાંથી બચાવી લેવાની લાલચ રોકી શકતો નથી. હું તમને કોઈ જાતનું દબાણ કરવા ઈચ્છતો નથી. પણ તમે હાજર છો એ બધા જ્યાં સુધી દારૂ હરામ નહીં કરો, દારૂ પીશું નહીં, પાશું પણ નહીં એવો સંકલ્પ નહીં કરો ત્યાં સુધી મારે અન્ન જળહરામ છે."

વડીલ આટલું બોલીને મૌન થઈ ગયા. મંડપમાં સન્નાટો છવાઈ ગયો. બેઠેલા સૌ અવાક્ બની ગયા. આ માટે વડીલે બોલાવ્યા હશે એની તો કલ્પના જ નહીં. સૌ વિચારમાં પડી ગયા. કેટલાકને તો વ્યવસાય જ એવો, જેમાં દારૂ પાવો પણ પડે અને પીવો પણ પડે. એના વિના ધંધો ચાલે જ નહીં. થોડી વારે ગણગણ વાતો શરૂ થઈ ત્યાર પછી ખુલ્લી ચર્ચા શરૂ થઈ,

ગૃહસ્થના જ્યેષ્ઠ પુત્રે કહ્યું "દારૂ એ આપણા જીવનમાં એટલો સહજ થઈ ગયો છે કે આપણે એને હવે અનિષ્ટ ગણતા જ નથી. મારો ધંધો પણ ઠીક ઠીક પથરાયેલો છે. એમાં તો ડગલે ને પગલે દારૂ જોઈએ. પણ મારા પિતા જ્યારે આપણું કલ્યાણ, આપણું હિત વાંછીને આપણને દારૂ છોડવાની વાત કરે છે એટલે મારે માટે બીજો કોઈ વિકલ્પ નથી. આજથી દારૂ પીવો—પાવો અગરાજ. ધંધાનું જે થવું હશે એ થશે."

થોડા જુવાનોએ આ વાતને વધાવી. પિતાએ પુત્રને પડખે બોલાવી મૂંગા મૂંગા વાંસો થાબડી શાબાશી આપી.

"દારૂ ન પીવાની જ વાત હોય તો અમે એ માથે ચડાવીએ. પણ પાવો નહીં એ વાત ગળે ઊતરે એવી નથી. કાલે અમારી ઘરાકી તૂટી જાય. અને લફરાં વધી જાય" થોડા જુવાનોએ પોતાની રજુઆત કરી.

સવારે સાત વાગ્યે શરૂ થયેલી બેઠક ખાધા પીધા વિના જુદા જુદા તબક્કાઓમાંથી પસાર થતી રહી. રોંઢો થયો. સૂરજ ઢળવા લાગ્યો. બેચાર જુવાનો વાત સ્વીકારવાની આનાકાની કરે. વડીલ તો વાત કરીને મૌન ધારણ કરીને બેઠા હતા. બરાબર સાંજના સાતના ટકોરા પડયા અને બધા ગૃહસ્થોના પરિવારના હાજર થયેલા એક પછી એક જુવાને એ ઊભા થઈ જઈ, વડીલને પગે લાગી દારૂ ન પીવાની અને દારૂ ન પાવાની પ્રતિજ્ઞા લીધી.

"તમને ડર છે કે દારૂ પાયા વિના તમારો ધંધો ભાંગી પડશે. એમ થાય તો એ માટે પણ તમારે તૈયાર રહેવું જોઈએ. પણ મારું દિલ કહે છે કે દારૂ છોડવાને પરિણામે તમારો ધંધો ભાંગી નહીં પડે પણ ભોળિયો શંભુ તમારા ધંધામાં બરકત મૂકશે."—વડીલે સૌને શાબાશી આપી. જ્યેષ્ઠ પુત્રને હાથે પિતાએ પાણી પીધું. થોડી વારમાં શિવાલયનો ઘંટારવ શરૂ થયો. સૌ ઉલ્લાસભર્યા વાતાવરણમાં વિખરાયા.

સૌએ પોતપોતાના સગાંસંબંધીઓને જાણ કરી દીધી કે હવે મહેમાન થઈને આવે ત્યારે દારૂની અપેક્ષા ન રાખે. સમગ્ર પરિવારમાં નવી હવા પ્રસરી ગઈ. આ વાતને સારો એવો સમય થઈ ગયો. પ્રતિજ્ઞાપાલન અંગે વડીલ ચાંપતી નજર રાખી રહ્યા છે. પણ પ્રતિજ્ઞા લેનાર કોઈ પણ સભ્ય દારૂને

હાથ પણ અડાડયાની એક પણ ફરિયાદ એમને મળી નથી.

સેંકડો નશાબંધી કાર્યકરો ન કરી શકે એવું અદ્દભુત કાર્ય આ વડીલે કર્યું. નશાબંધી હળવી કરવાની કે ખેંચી લેવાની વાતો સાંભળવા મળે છે ત્યારે એમને જાણે 'ખબરદાર' એમ કહેતા હોય એ રીતે આ વડીલે નશાબંધીનું મહત્ત્વ સિદ્ધ કરી સાચો રાહ બતલાવ્યો.

નશાબંધી ક્ષેત્રે આવી અજોડ સિદ્ધિ મેળવ્યા પછી પણ પ્રસિદ્ધિ–પ્રચારથી દૂર રહેવાના એમના આગ્રહને કારણે નામ નિર્દેશ કર્યા સિવાય પણ ઊર્મિ નવરચનાના ગ્રાહકો અને વાંચકો સમક્ષ આ પાવક પ્રસંગ રજૂ કર્યા સિવાય રહી શકાયું નહી

*

## આવા હતા પ્રજાસેવકો

શ્રી ઢેબરભાઈએ ૧૯૩૦ - ૩૨ના મીઠા સત્યાગ્રહમાં ભાગ લીધો અને ત્યાર પછી વકીલાતમાંથી જીવ ઊડી ગયો. ધીકતી વકીલાત છોડી એમણે પોતાનું જીવન દેશસેવામાં અર્પણ કર્યું.

કાઠિયાવાડ રાજકીય પરિષદના મોવડી તરીકે એમણે રાત અને દિવસ જોયા સિવાય કાઠિયાવાડની આઝાદી માટે કામ કર્યું. સૌરાષ્ટ્રનું એકમ થતાં પ્રજાકીય સરકારના મોવડી તરીકે સૌરાષ્ટ્રના મુખ્ય મંત્રી તરીકે એમના ઉપર જવાબદારી આવી.

૨૨૨ રજવાડામાંથી સૌરાષ્ટ્રના રાજ્યની રચના કરવાની લોકોની પણ ભૂખ એકસામટી ઊઘડેલી. નવું જ તંત્ર ઊભું કરવાનું. નવી જ કેડી કંડારવાની.

આ માટે ઢેબરભાઈ રાત અને દિવસ જોયા સિવાય પરિશ્રમ ઉઠાવે.

એક વખત પ્રવાસમાં નીકળ્યા. હજારો લોકો પોતપોતાની માગણીઓ અને ફરિયાદો લઈને ઢેબરભાઈ નેઘેરી વળે. કોઈ કોઈ વાર તો મટકુંય માર્યા વિના બીજા દિવસનું પ્રભાત ઊગે.

એક દિવસ આખી રાતનો ઉજાગરો વેઠીને, નાહી ધોઈ, બીજા દિવસની કામગીરી ઉપર બેસી ગયા. આંખમાં ઊંઘ અને મોઢા ઉપર થાક વરતાય.

'ઢેબરભાઈ! લોકો માટે બધું કરી છૂટવા માટે તમારું મન થનગને. પણ શરીરને શરીરના ધર્મ હોય છે. આરામ વિના ભાંગી પડશો.' એમનો થાક જોઈને એક સાથીએ ચિંતા વ્યક્ત કરી.

ક્ષણવાર તો ઢેબરભાઈ આંખો વીંચીને બેસી રહ્યા. પછી ધીરે સાદે શરૂ કર્યું. "મારા એક જાણીતા મિત્ર રળવા માટે આફ્રિકા ગયેલા. બે ત્રણ વરસે દીકરીના લગ્ન માટે દેશમાં આવ્યા. હું એમના ધંધા વિષે પૂછતો હતો. એમણે વાતમાં ને વાતમાં કહેલું કે કમાવાની અનુકૂળતા સારી પણ પરિશ્રમ એટલો જ લેવો પડે. એ મિત્રના કહેવા મુજબ સૂર્યોદય પહેલાં એ મિત્ર નાહીધોઈ દુકાને પહોંચી જાય. ઉમરાને, તાળાને, સાંકળને પગે લાગી દુકાન ઉઘાડે. જાતે સાફસૂફી કરે. માલ ગોઠવે. બપોરે જમવાનું પણ દુકાને મગાવે. રાત પડયે હિસાબ કરી ચોપડા લખી, પુરાંત મેળવી, દુકાન વધાવે. બાર ચૌદ કલાકનો પરિશ્રમ ખરો. હવે એ તે તો સેવા માટે નહીં, રળવા માટે ગયેલા. છતાંય બાર ચૌદ કલાકનો શ્રમ કરે, ત્યારે હું તો પ્રજાનો સેવક ૧૮ કલાક કામ કરું તોય ઓછા ગણાય."

આટલું કહીને ઢેબરભાઈએ એક પછી એક અરજદારને મળી એમના પ્રશ્નો ઉકેલવાની કામગીરી શરૂ કરી.

# સાધુ નારાયણગિરિ

મણિભાઈ વોરા

સંસારની ગડમથલમાં ગોથાં ખાતાં શ્રમિત જનોને, જગતનાં ઝેરથી વ્યથિત લોકને વિસામા તેમજ રામનાં રખવાળાં આપતી ધર્મની જગ્યાઓ સૌરાષ્ટ્રના સંતોએ ઘણાં ગામનાં પાદરે સ્થાપી જગાવી છે. આવાં સ્થાનો એ તો ગ્રામજનતા માટે ધર્મકર્મના પિયાવા કહેવાય.

વર્ધા–પવનાર આશ્રમથી ઋષિકેશના આશ્રમ સુધી કે સારંગપુરની જગ્યાથી બામણબોરના આશ્રમ સુધી; જલારામથી શ્રી મોટા સુધી કે રવિશંકર મહારાજથી ત્રિકમજી બાપુ સુધીનાં અનેક સ્થળો તેમજ મહાત્માઓ વિશ્વનાં વિષવલોપાતના શમન માટેના આશરા છે. ઘણાં સંસારી ગૃહસ્થો–પ્રચ્છન્ન સંતજનો જગતનાં દુઃખી મનુષ્યોને જોઈતી સહાય કરતા હોય છે, છેવટ મીઠાં વેણથી પીડિતોનાં જખમો રૂઝવે છે. માનવપશુઓને સદ્‌માર્ગે રાખવા શાંતિઅનુષ્ઠાન–પ્રભુપ્રાર્થના કરી ભલાઈનું વાતાવરણ સરજે છે. આવા દીવડાઓ તમસમાં સત્ત્વ–પ્રકાશ પૂરે છે. પૃથ્વી સતને આધારે છે.

અહીં એક ભલા ભોળા વિનમ્ર દીવડાની વાત કરી છે:

પોરબંદર તળે બળેજ ગામના પાદરમાં એક બાવાજીનો મઠ છે; તેમાં વિશાળ બદામના વૃક્ષ નીચે પૂર્વાભિમુખ શિવમંદિર, આગળ વીસેક માણસ બેસી શકે તેવડો ઓટલો. તેની ઉત્તરે સાદાં નળિયેલ છાપરા નીચે લીંપેલ ગૂંપેલ ઓટલા ઉપર સાધુ નારાયણગિરિનું આસન અને શુભ્ર ભસ્મ ભરેલી ઝીણા ઝગતા અગ્નિવાળી નિર્ધૂમ ધૂણી; પાસે જલપાત્ર .અને મોરપીંછની ઝૂડી. બાવાજી શાંત પ્રસન્ન મુખે કાયમ આસન ઉપર બેઠા હોય–રુદ્રાક્ષ-માળા હાથમાં અથવા ગળામાં હોય; મહારાજ બપોરે એકજ વખત ભોજન લીએ, કયારેક લીંમડાં તુલસીનાં પાંદડાં મમળાવે, જલપાન કરે. મુખમાં કાંઈ બીજું ન નાખે. ખાવાની કે વ્યસનની કોઈ વસ્તુ કે નકામી વાણી મહારાજના મુખે ન ચડે. પરમ સજ્જન સાદા સંત જન...

ઘૂંટણ સુધીની ભગવી કફની, ટૂંકી ધોયેલી ધોતી, માથા ઉપર દોઢ હાથ કાપડનો ભગવો ટુકડો, ડોકમાં રુદ્રાક્ષની માળા, દોઢ બે માસની વધેલી દાઢી મૂછ, પ્રસન્ન મુખમુદ્રા, આંખોમાં અમી, એવા પૂરા ઊંચા સુડોળ સ્વાસ્થ્ય ધરાવતા ભદ્રિક પુરુષ. જગ્યામાં સાત્ત્વિકતાના કેન્દ્ર દેવ જેવા સંત ગામ અને આસપાસના પ્રદેશમાં બાવાજી નારાણગરની પવિત્રતાથી સૌ પરિચિત.

મહારાજના આસનની આસપાસ અને પાછળ ભીંતે ચોમાસામાં બેસૂમાર મંકોડા–પાંખોવાળા મંકોડાના મધ જામ્યાં હોય મહારાજ જરા પણ અસ્વસ્થ ન થાય. ઓટા પર બેઠેલા સૌને ચલિત ન થવા કહે 'ભગવાનની માયા છે, બે દિવસ રહી ઊડી જશે. જેમ આવ્યા તેમ સમાઈ જશે' બેઠક આસપાસ ભસ્મની રેખા કરી સૌ બેઠા રહે. મઠમાં લીંબુ, દાડમ, સીતાફળ, ગુંદી, બોરડી, વડ, પીપળાનાં વૃક્ષો; તેનાં ફળફૂલ શિવજી અને પક્ષીઓનાંજ; ખર્યા ફૂલ કોઈ લઈ શકે. મઠનાં ખેતરનો ખેડુ રામદે કોળી તેના કુટુંબ સાથે ખેતરને છેડે ઝૂંપડા જેવાં ઓરડામાં રહે. મઠની સેવા કરે.

બાવાજીના નાનાભાઈ શિવગિરિ આસન આંગણું સાફ કરી સવારની આરતી કરે અને પછી ગામમાં 'અહાલેક' જગાવી લોટ લાવે – રોટલા ઘડી મહારાજને ભોગ ધરે. 'સવગર બાવા' મોટા મહારાજની લક્ષ્મણ જતિ જેમ સેવામાં હાજર. તેનું ઊંચુ સૂકલકડી શરીર, કંપતી ડોક, ટૂંકી ધોતી,

સફેદ પહેરણ અને ભગવી નાની પાઘડી અસલ સુદામા રૂપ પુરુષ 'નારણગર' અને 'સવગર' પાંસઠ સિત્તેર વર્ષના બાળ બ્રહ્મચારી ફક્કડ સંતપુરુષો.

મંદિરના ઓટે સાંજે રામકથા વંચાય. ખૂણે તુલસીક્યારાની ઓથે બેસી પુરુષોત્તમ માસ્તર નિશાળ છૂટયે આવીને તુલસીકૃત રામાયણ વાંચે. મહારાજ નારાયણગિરિ અને બે પાંચ કથા રસિયા શિવજીના સાંનિધ્યમાં કથા સાંભળે. આ રોજનો ક્રમ. સંધ્યા ટાણે નારણગર પોતે શિવજીની આરતી ઉતારે. બદામની ડાળે લટકતા ઘંટનો તાલબદ્ધ ધીમો મીઠો ઘંટારવ થાય. વાતાવરણને સ્વસ્થ બનાવે. ઝાડપરનાં પક્ષીઓનો કિલકિલાટ પણ આરતીમાં ભળે–

આ સમયે ક્યારેક મઢને આંગણે ગામનું કોઈ માંદુસાજું દુઃખિયું હોય તો તેને લઈ માણસ આવે. નારણગર બાપુ માંદા ઉપર મોરપીંછની પીંછી, ફેરવી બાજુમાં ખંખેરી ઝાડુ કાઢે. 'ૐ નમઃ શિવાય' ના મંત્ર સાથે સૌનું ભલું કરવા શિવજીની ખરા દિલથી મહારાજ પ્રાર્થના કરી ધૂણીની ભસ્મનો ચાંદલો કરી વિદાય આપે. દુઃખીજન શાંતિ સુખ અનુભવે.

મહારાજ આસનસિદ્ધ પુરુષ. – ગામમાં કદી જતા નહિ. નિર્લેપ જીવન. સંત સૌનું ભલું ઈચ્છે એવા પરમ સંત હિતકારી. પોતે કહેતા કે 'લોકોની શ્રદ્ધા અને મારી ખરાદિલથી કરેલ પ્રભુની પ્રાર્થના ફળે છે. 'નમઃશિવાય'નો મંત્ર શુદ્ધ અંતઃકરણથી બોલાયેલ મંત્ર કામ કરે છે.'

'ભલાઈને વળગો, ભલાઈ ભગવાનની વળગણી છે. મન ખેતર છે તેમાં હીણવિચારનો નેદ થવા ન દીઓ, કથીરા મનોરથ એ પાયા વગરના ઇમલા, થોડું જીવવું ને લાંબું લપસીંદર ઉપાડવું એ સમજુનું કામ નહિ. જીવ ઘડે રાખવો. કોઈમાં જીવ રહી જાય તો જીવતાં ભૂત થવાય માટે દુનિયામાં ક્યાંય જીવ ન રાખવો. પાખંડથી પ્રભુ છેટા, સૌનું સારું ભાખે એ નિર્ણય થાય. જીભને અભડાવાય નહિ હૃદયને અભડાવાય નહિ. સાચાં હૃદય અને જીભથી નીકળેલ શબ્દમાં બળ હોય. પ્રાર્થના તેમજ હાયની ભારે અસર થાય એ સમજવું. કાંઈ ન કરી શકો સૌનું ભલું ઇચ્છવું, એ ભલાઈનું પહેલું ચરણ. ભગવાન મંદિરનો ઉંબરો.' આ હતી સાધુ નારાયણગિરિની ફિલસૂફી!

બન્ને સાધુભાઈઓ 'હિંગળાજ પરસરા' ગયેલ અને ગળામાં માતાજીનાં ઠૂમરાં પહેરતા. સવગર પહેરતા મોટા. સંત નારાણગરે કાઢી નાંખ્યા અને માત્ર રુદ્રાક્ષ ધારણ કરી, તેની કક્ષા ઊંચેરી થઈ રહી હતી. કોઈને ત્યાં બાજુમાં રામદેવપીરના કે માતાજીના પાટ મંડાય રાત્રે ભજન જ્યોતદર્શન વગેરે વિધિ હોય તો પણ મહારાજ આસન પર જ હોય. ક્યાંય કદી જતા નહિ.

લોકો પણ મહારાજને જરા પણ દુભાયેલ ન રાખે. કોઈ ભૂલ થાય તો મહારાજ ભોજન બંધ કરે; અને પુરુષો પાઘડી ઉતારી અને સ્ત્રીઓ ખોળા પાથરી પગે લાગી ક્ષમા માગે–મહારાજ આનંદથી આશીર્વાદ આપી ભલાઈના પંથે ભગવાનના માર્ગે સૌને રાખવા પ્રયાસ કરે. આસપાસની જનતા પર નારાયણગિરિનો બહુ પ્રભાવ હતો એ યાદ આવે છે. આવી વ્યક્તિઓ હોય ત્યાંથી કળિયુગ દૂર રહે. લોકોમાં કુડકપટ ઓછાં આવે તેનું એ ધ્યાન રાખે. આવા પિયાવાની આજે ઘણી જરૂર છે.

આજે સાત દાયકા પછી પણ મારા હૃદય પર નારણગર મહારાજની છાપ ભૂંસાઈ નથી.

*

કલાકારના માર્ગમાં ત્યાગના અનેક માર્ગો આવશે; અજ્ઞાત જનસમાજ એની કૃતિની કદર નહિ કરી શકે, એવા દુઃખદ પ્રસંગ માટે એણે સર્વસ્વાર્પણનું પોલાદી બખ્તર પહેરી લેવું જોઇએ. ભવિષ્યમાં હજારો મનુષ્યોને લાભ થવાનો હોય, તો કલાકારને પોતાને એ જોવાનું સદ્ભાગ્ય પણ ન મળે, તોયે શું ? એ કાંઈ ઓછી ભવ્યતાવાળી વસ્તુ છે?

# સર્પના ઝેરથી બચવાનો સહેલો ઉપાય

આપણા ઝેરી અને બિનઝેરી સર્પ

વજુભાઈ વ્યાસ

થોડાં વરસથી ઠેર ઠેર ગ્રામવિસ્તારમાં ભારથીદાદા–સર્પનું ઝેર ઉતારનાર મનાતા દેવની દેરીઓ થવા લાગી છે. આ ભારથીદાદાના પૂજારીઓ–ભૂવા ઝેર ઉતારવાનું કામ કરે છે. આવી એક જગા ભાવનગર જિલ્લાના એક ગામમાં છે, જ્યાં આસપાસનાં લોકો સર્પ દંશે એટલે ઝેર ઉતારવા આવે છે. મારે પણ એ ગામે જવાનો અને આ વિધિ જોવાનો પ્રસંગ બન્યો. સર્પદંશ પામેલ માનવીને ગાડામાં અથવા વાહનથી ગામમાં લવાય ત્યારે સૌ પ્રથમ ઢોલીને બોલાવી બૂંગિયો ઢોલ વગાડવામાં આવે એથી ગામના સંખ્યાબંધ માનવીઓ ભેગાં થઈ જાય અને દર્દીની આસપાસ ભેગા મળીને લાંબી બૂમો પાડવા માંડે છે. કેમ જાણે મોટો બનાવ કે આગ લાગવાનો બનાવ બનવા પામ્યો હોય ! પછી દર્દીને ભારતીદાદાની જગામાં લઈ જવામાં આવે છે અને મંત્રો બોલી દર્દીના મોં ઉપર વારંવાર જળની અંજલીઓ છાંટવામાં આવે છે.

સર્પદંશ પામેલ દર્દીના મોં ઉપર ઠંડું પાણી છાંટવામાં આવે અને બીજી બાજુ બુંગિયો ઢોલ અને બૂમો પાડવામાં આવે તેના ઉપરથી દર્દીના મન ઉપર માનસિક અસર ઊભી થાય છે અને મોટા ભાગના સર્પ બિનઝેરી હોવાથી એના દંશને કારણે ઝેર ચડયું ન હોવાથી આ ક્રિયાકર્મથી એની માનસિક હાલત સુધરે છે અને દર્દી માનવા લાગે છે કે એનું ઝેર ઊતરી રહયું છે, આ બિલકુલ માનસિક ઉપચાર છે, અને જ્યારે આવી ક્રિયા પછી પણ દર્દીનાં પોપચાં ભારે થવા લાગે કે જીભ ઝલાવા લાગે કે એને ભ્રમ ચડવા લાગે એટલે એને અને એનાં સગાંને કહેવામાં આવે કે આ સાપ તો ઓલા ભવનો વેરી છે માટે ઊતરશે નહિ જીવ લેશે. આ સ્થળે તેમજ બીજા આવા સ્થળે આવું વારંવાર જોવામાં અને જાત અનુભવવામાં આવેલ છે. આ શ્રદ્ધા અને સંશોધનનો વિષય છે પરંતુ છેલ્લાં પાંચ વરસની સતત તપાસ અને જાણકારી પછી ખરેખર ઝેરી સર્પ કરડયો અને ઝેર ચડી ગયું હોય પછી મંત્રવિધિથી અથવા મંત્રક્રિયાથી સર્પનું ઝેર ઉતારવાની છાતી ઠોકીને કહેનાર આજ સુધી કોઈ મળેલ કે જાણેલ નથી. એનો અર્થ એ નથી કે સર્પનું ઝેર ઉતારવાનાં શાસ્ત્રોથી મંત્રો કે વિધિ ખોટાં છે. એ સાચું જ છે પરંતુ આજે એની સાધના અને સિદ્ધિ કયાં છે? કોઈ જગાએ અથવા સ્થળે એ જોવા મળે છે?

આવી સાચી સાધના સિદ્ધિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ઝેરી સર્પનું ઝેર ઉતારવાનો સરળ સહેલો ઉપાય મુંબઈની ઝેરી સર્પોનાં ઈન્જેકશન બનાવનાર શ્રી. હોફકીન્સ ઇન્સ્ટીટયુટ તરફથી જાણકારી અને બચવાની શાસ્ત્રીય તાલીમ લીધા પછી જાણવા મળેલ છે.

આ રહ્યો એ ઉપાય: આ ઉપાયમાં જેટલી તત્કાળ સારવાર એટલો વધુ ઝડપી ફાયદો. સર્પદંશના દર્દીને નજીકના દાક્તર અથવા દવાખાને અને ખાસ કરીને જો સરકારી દવાખાનું હોય ત્યાં ઝડપી વાહનમાં લઈ જવો. દરમ્યાન દર્દીને હિંમત આપવી, કોફી કડક પાવી અને મોં ઉપર પાણી છાંટવું. વારંવાર દંશવાળા ભાગનું લોહી જવા દેવું. તેના પર પરમેંગેનેટ પોટાસનું પોતું મૂકવું. જો હાથે દંશ થયો હોય તો કોણી ઉપરના માંસલ ભાગમાં સખત (રક્તભ્રમણ અટકી પડે એટલો સખત નહિ) પાટો કે રૂમાલ કે દોરી અથવા જે તત્કાળ મળે તે બાંધી દેવું. સરકારી દવાખાનાંઓમાં એન્ટીવિનમ ઝેરવિરોધી રસીનાં ઈન્જેકશનો અને તેને લગતી દવા લેવાથી જ બચી જવાય છે. એન્ટીવિનસનાં ઈન્જેકસનો ખાનગી દાક્તરો પણ લાઈસન્સથી રાખી શકે છે.

ને મુંબઈના શ્રી હૉફકીન્સ ઈન્સ્ટીટયુટ પાસેથી મળે છે, પરંતુ આવી દવા ખાનગી દાક્તરો કે દવાખાનામાં રખાતી નથી અને સારવાર થતી નથી કારણ પોલીસ કાયદા મુજબ દવા કરતાં પહેલાં પોલીસને જાહેરાત કરવી પડે છે અને પોલીસ આવી પૂછપરછ કરે, કેફીયત નોંધે તપાસ કરે તે પછી જ સારવાર કરવાની રહે છે એટલે આવી લફરાબાજીમાં કોઈ પડતું નથી અને કોઈ આવી દવા રાખવાની કડાકૂટ કરતું નથી એટલે નજીકના પંચાયત કે સરકારી દવાખાને જવાનું લાભકારક છે.

પરંતુ સર્પ કરડે તેને મારી ન નાખવો. જીવતો પકડી અથવા છેવટે મરેલો હોય તો તે મરેલો સર્પ દાક્તર અથવા જાણકાર પાસે રજૂ કરવો. તેથી એ એ સર્પ ઝેરી છે કે બિનઝેરી તે જોઈતપાસીને સારવાર કરવાનું સરળ સુયોગ્ય બને.

આપણે ત્યાં મોટા ભાગના સાપ બિનઝેરી છે, ઝેરી સાપનું વારણ એન્ટીવિનમ ઈન્જેક્શન–દવા છે, જે બધે ઉપલબ્ધ છે. સારવાર તુરત હાથ ધરવી જરૂરી છે. ભૂવાભરાડી કે મંત્રતંત્રની સારવાર કરતાં આ દાક્તરી સારવાર વધુ ઉપયોગી અને લાભકારક બનશે. સર્પનું ઝેર ઉતારવાના આયુર્વેદમાં પણ સચોટ ઉપાયો છે. પરંતુ એના જાણકાર તજજ્ઞો ઓછા છે. એટલે સારી વાત તો એ છે કે સર્પ કરડે એટલે પ્રાથમિક ઈલાજ કરીને વેળાસર સરકારી અથવા સામાન્ય દવાખાને જઈને સર્પવિરોધી રસીના એન્ટીવિનમનાં ઈન્જેકશનો લઈ લેવાં જોઈએ.

*

જૂના વખતની વાત છે.

બે ગ્રામવાસીઓ એક ધોરી સડક પર ચાલ્યા જાય. ચાલતાં ચાલતાં પોરો ખાવા માટે માર્ગને કાંઠે બેઠા અને ચલમ જગાવી.

થોડી વારે એક મોટર આવતી દેખી. નજીક આવીને મોટર ધીમી પડી.

'આવવું છે?' ડ્રાઈવરે પૂછ્યું.

'અમરેલી સુધી બેહાવડવાનું શું લેવું?' એક ગ્રામવાસીએ પૂછ્યું.

'આઠ આઠ આના.' ડ્રાઈવરે જવાબ આપ્યો.

"હાલો! આઠ આઠ આનામાં મજો કરી લઈએ." કહીને બન્ને ગ્રામવાસીઓ ઊભા થયા.

મોટા પાઘડા, ભારે પગરખા, ખભે ધાબળો અને હાથમાં કડિયાળી ડાંગવાળા બન્ને ગ્રામવાસીઓને ડ્રાઈવરે મોટરની પાછલી બેઠકમાં માંડ ગોઠવ્યા. ચલમ ઠારી નાખવાની અને મોટરમાં ચલમ ન જગવવાની સૂચના આપી, ડ્રાઈવરે ગાડી હંકારી. બે ત્રણ માઈલ ગાડી ગઈ હશે ત્યાં જ શરતચૂકથી ગાડી રસ્તાની એક બાજુ ઊતરી પડી અને સામે ઊભેલા લીમડાના થડ સાથે અથડાઈ પડી. મોટર ઊભી રહી ગઈ. કેટલું નુકસાન થયું છે એ જોવા ડ્રાઈવર નીચે ઊતર્યો.

બન્ને ગ્રામવાસીઓ પણ ધાબળા ઉપાડી, ડાંગ હાથમાં લઈ નીચે ઊતર્યા, બાજુમાં પડેલા રેતીના ઢગલા ઉપર બેઠા, અને ખીસામાંથી ચલમ કાઢીને જગવી. એક પછી એક, બન્ને જણા ઘૂંટ લેવા લાગ્યા. ડ્રાઈવર તો મોટરને સારી પેઠે નુકસાન થયું હતું એટલે એની ઉપાધિમાં હતો.

"ક્યારની તલપ લાગેલી. પણ ગાડીમાં ચલમ જગવવાની ના ફરમાવેલી. સારું થયું ગાડી ઊભી રહી ગઈ." એક જણ ચલમની ઘૂંટ લઈને બોલ્યો.

"બીજો ગ્રામવાસી ડ્રાઈવર તરફ જોઈને બોલ્યો: "ડ્રાઈવર સા'બ! આ લીમડાનું થડ આડું આવ્યું ઈ બહુ સારું થયું. જો આ થડ આડીં ઊભું ન હોત તો ગાડી ઊભી કેમ કરીને રાખત?"

ડ્રાઈવરે કપાળ કૂટ્યું.

# બોર, મગફળી અને સોયાબીનની વૈજ્ઞાનિક વાતો

રતિભાઇ અંધારિયા

ખેડૂત :– ગયા મહિને મેં ખેતીના મારા અનુભવને આધારે જે પ્રશ્નો તમારી પાસે રજૂ કર્યા અને તમે એ અંગે જે સ્પષ્ટતા કરી માર્ગદર્શન આપ્યું એનાથી મને આનંદ જરૂર થયો પણ બધી વાતમાં મારા મનને પૂરું સમાધાન થયું નથી. પણ તમારી વાત બીજાને પણ વધુ ઉપયોગી લાગશે એમ માનીને થોડા વધુ પ્રશ્નો પૂછવા છે.

રતિભાઇ :– બહુ ખુશીથી. તમારા પ્રશ્નોથી કેટલું નવું વિચારવાનો ખોરાક મળે છે.

ખેડૂત :– તમે છેલ્લે અન્તઃસ્રાવ–(હોરમોન) ની વાત કરી. સુરેન્દ્રબાગના શ્રી વિઠ્ઠલભાઈ પટેલે બોર ઉપર હોરમોનના પ્રયોગો કરીને કુદરત ઉપર ગજબ કાબૂ મેળવ્યો છે. બોરનાં બધાં ઝાડ એક સરખાં, બધી ડાળો બોરથી સરખી રીતે લચી–પચી પડેલી, બોર બધાં એકજ કદનાં, વિઠુભાઈ ઈચ્છે એ સમયેજ બોર આગળ પાછળ પાકે. કમાલ કહેવાય.

અમનેય મન થાય કે આપણે પણ બોરમાં નસીબ અજમાવીએ. એક એવી છાપ આપવામાં આવેલી કે જ્યાં ચણી બોરનાં અડબાઉ ઝાડ હોય એને જમીનથી વેંત ઊંચે કાપી નાખી, એક સોટો કેળવા દઈ એના પર સુધરેલી જાતના બોરની આંખો ચડાવવામાં આવે તો અઢળક કમાણી થાય. અડબાઉ છોડને પાણીની જરૂર નથી પડતી. પણ આ આંખો ચડાવેલી બોરડીને તો પાણી પુષ્કળ જોઈએ. એવી સગવડ ન હોય ત્યાં આ પ્રયોગ નકામોને ?

રતિભાઇ :– ના હોર્મોનનો પ્રયોગ પિયત વિનાની કલમી બોર ઉપર પણ થઈ શકે. વધુ ફાલ આવે, ધાર્યા સમયે ફાલ આવે, મોટા કદનું ફળ લેવાય અને જરૂરત વખતે રૂખપાકે તે માટેના હોર્મોન સૂકી ખેતીની બોરડી ઉપર પણ પરિણામ તો સરું જ આપે. પરંતુ જરૂર હોય ત્યારે વરસાદ ન આવ્યો હોય અને ફળ મોટાં કરવા માટે ખાતર પૂરતું આપીએ પણ પાણીની સગવડ ન હોય તો બોર મોટાં ન થાય, સરખાં પાકે પણ નહીં અને પરિણામે ઊંચો બજાર ન ઊપજે. આમ છતાં ચણી બોર કરતાં તો સૂકીખેતીના કલમી બોર વધુ આવક આપે તેમાં શંકા નથી.

હમણાં વડોદરા જિલ્લાની કપાસ તેમજ ફળઝાડની ખેતી જોવાની તક મળી. તેમાં તમે જણાવ્યું તેવાં પિયત ન આપ્યું હોય છતાં હોર્મોન છાંટેલા કલમી બોરના ફળ ખાવાં– ચાખવાં મળ્યાં હતાં. પિયત કરતાં ઝાડદીઠ આવક ઓછી આવે તે ખરું પણ સાધારણ કરતાં વધુ આવક તો આપેજ છે.

ખેડૂત :– અમારે મોટી મૂશ્કેલી પાણીની છે. વિઠુભાઈની પદ્ધતિએ બોર પકવવા હોય તો પાણી જોઈએ. એટલે અમારે માટે એ વાત નકામી, પણ મગફળીના પાકમાં પણ હોર્મોનની અજમાયશ કરવા તમે અને શ્રી વિઠુભાઈ ભલામણ કરો છો. તમે બન્ને ખેતીશાસ્ત્રના જાણકાર એટલે ક્યારે કઈ જાતના હોર્મોન કઈ રીતે ઉપયોગમાં લેવા એ તમે જાણો. અમને તો એમાં કંઈ ખબર ન પડે. અમારે શું કરવું ?

રતિભાઇ:– તમારી વાત સાચી છે. હોરમોન રસાયણોના સ્વરૂપમાં બજારમાં મળે છે, બોરની ખેતીમાં ચાર પ્રકારના હોરમોનનો ઉપયોગ શ્રી વિઠુભાઈએ સફળતા પૂર્વક કરી બતાવ્યો તેમ મગફળીમાં પણ કોઈકે કરવું જોઈએ. આ રસાયણો ઓછા વપરાય તો લાભ ન થાય વધુ પ્રમાણમાં વપરાય તો લાભને બદલે નૂકસાન થાય તેવું પણ બને. યોગ્ય હોરમોન યોગ્ય પ્રમાણ કયા સમયે મગફળીના છોડ પર છાંટવું તેના અખતરા થવા જોઈએ. સરકારી ખેતીવાડી ખાતાએ પોતાના બીજ સેવાર્થક ફાર્મ ઉપર અને કૃષિવિદ્યાપીઠે પોતાના સંશોધન કેન્દ્રો

ઉપર મગફળી ઉપર હોર્મોનની શું અસર થાય છે વગેરે બાબતના પ્રયોગો અને નિદર્શનો વ્યાપક રીતે ગોઠવી ખેડૂતોને પ્રત્યક્ષ કરી બતાવવું જોઈએ. વળી તમે અને તમારી જેવા નવી દૃષ્ટિવાળા ખેડૂતો પણ આપણે ત્યાં આગળ આવી સરકાર કે ખેતી વિદ્યાપીઠને તમારા ખેતર કે વાડીમાં આવા પ્રત્યક્ષ પ્રયોગો કરવા આમંત્રણ આપવું જોઈએ. વળી શરૂઆતમાં આ હોર્મોન શું છે, તેનો ઉપયોગ કેવી રીતે થાય વગેરે માટે ખેડૂતોના એક કે બે દિવસના શિક્ષણ વર્ગો, 'કૃષિ – વિદ્યાપીઠ ગોઠવે અને આ અંગે સમગ્ર માર્ગદર્શન પૂરું પાડે તેવું કરી શકાય.

સંકર ૪ કપાસનું બિયારણ નર અને માદા ફૂલને ઓળખી તેના પર પરાગસિંચન કૃત્રિમ રીતે કરી સંકર બીજ બનાવતા ખેડૂતોની સંખ્યા આપણે ત્યાં હજારોની છે તેનું આ હોર્મોન બાબતમાં પણ એક દિવસ જરૂર બને તેમ મને લાગે છે.

ખેડૂત :– આ બધું તો બને ત્યારે ખરું ! હું આ વખતે મારા ખેતરમાં હોર્મોનનો પ્રયોગ કરવા ઈચ્છું છું. મને કોઈ જાણકારની સેવા મળી રહે ?

રતિભાઈ :– એ કામ મારું. તમે તૈયાર હો તો તમારે ત્યાં અખતરો આગલી મોસમમાં જરૂર ગોઠવીએ. જાણકારની સેવા જરૂર તમને મેળવી આપીશ.

ખેડૂત :– પણ વિઠ્ઠલભાઈને તો એમ કહેતાં સાંભળ્યા છે કે બોરની સફળતા પછી મગફળી ઉપર પ્રયોગો કરવા જોઈએ.

પ્રયોગ કરવાનું અમારું ગજું નહીં. તમે કૃષિ વિદ્યાપીઠવાળાને ન સમજાવો ? કે એજ અમારા ખેતર ઉપર મગફળીના આવા પ્રયોગ ગોઠવે એક વરસ અમે એ બધું નજરે જોઈએ, શીખીએ, તો બીજે વરસે મોટા પાયે અમે કરીએ અને લાભ મેળવીએ.

રતિભાઈ :– તમારું સૂચન સારું છે કૃષિ વિદ્યાપીઠના મિત્રોને હું જરૂર કહીશ. તમે પણ માંગણી કરો. પણ એમાં વિલંબ થાય કે તેઓ ન કરે તો અંગત રીતે તમને એકાદ એકરમાં આવો પ્રયોગ કરવામાં હું મદદ કરીશ.

ખેડૂત :– તો મારી તૈયારી છે. મારે કઈ કઈ જાતની તૈયારી કરવાની છે તે મને અત્યારથીજ જણાવી દો.

રતિભાઈ :– તમારે બહુ ખાસ તૈયારી કરવાની નહીં રહે. માંડવી વાવો તે ચાસમાં સારું ગળતિયું ખાતર પૂરેપૂરું ભરાય તે માટે ૮ – ૧૦ ગાડી દેશી ખાતર જોઈએ. ઉપરાંત ડી એ. પી. તો તમે નાંખો છો જ. રોગ અને જીવાત સામે રક્ષણ મેળવવા દવા પણ લઈ રાખવી.

રસાયણોનાં (૧) સાયકોસેલ, (૨) જીબ્રેલિક તેજાબ (૩) એન. એ. એ. અને (૪) ઈથરેલની જરૂર પડશે આ જુદજુદા વ્યાપારી નામોવાળા હોર્મોન બજારમાં મળે છે પણ તે તો હું ખરીદી આપીશ.

ખેડૂત :– ચાલો ત્યારે, મગફળી માટે તો તમારા માર્ગદર્શન નીચે હું એકાદ એકરમાં અખતરો કરીશ, પણ એનાથી બધા ખેડૂતોનો પ્રશ્ન પતતો નથી. તમે ગયા વખતે સોયાબીનની વાત કરેલી પણ એ અધૂરી રહી હતી. એક વખત તો મને સોયાબીનની ખેતીમાં સારો અનુભવ નથી થયો પણ તમે કહેતા હોતો વધુ નહીં, એકાદ એકરમાં સોયાબીન વાવવાનું સાહસ કરું.

રતિભાઈ :– એકનોય ગોવાળ અને બધાનો ગોવાળ. તમે મગફળીના પ્રયોગ સાથે ભલે અખતરા રૂપે સોયાબીન પણ વાવો. અત્યારે તો સોયાબીન મગફળીના વિકલ્પ તરીકે નહીં તો પૂરક પાક કે મિશ્ર પાક તરીકે વાવી જોવાય તો સારું.

ખેડૂત :– હું દિલ્હી ગયેલો ત્યારે મેં એક સંસ્થાની મુલાકાત લીધી હતી ત્યાં સોયાબીનનું દૂધ, દહીં, છાશ જોવા મળ્યા હતા. આપણે ત્યાં આ થઈ શકે તો સોયાબીનના બજાર માટે સરકાર વ્યવસ્થા કરે કે ન કરે, સોયાબીનના દૂધ, દહીં કે છાશ લેનારા મળી રહે, તમારી શી સલાહ છે ?

રતિભાઇ :– તમારી વાત સાચી છે. મગફળી માંથી દૂધ, માખણ વગેરે બને છે અને યુરોપ, અમેરિકામાં તે ખૂબ વપરાય છે. તેની માફક સોયાબીનનું પણ દૂધ બને છે તેમાંથી દહીં, છાશ પણ બનાવી શકાય છે, સોયાબીનના દૂધમાં જે પોષક તત્વો છે તે માતાનું કે ગાય ભેંસનું પૂરતું દૂધ ન પામનારા બાળકો માટે શ્રેષ્ઠ ગણાય છે. સોયાબીનમાં દર ૧૦૦ ગ્રામ દીઠ પ્રમાણમાં કેલરી ૩૩૫ એકમ, પ્રોટીન ૩૮ ગ્રામ, ચરબી ૧૮ ગ્રામ. હોય છે એ ઉપરાંત રાખ, ચુનો, લોહ અને બહુજ ઉપયોગી એવા પ્રજીવકો પણ મળી રહે છે. સોયાબીનમાં મગફળી કરતાં દોઢું પ્રોટીન હોય છે અને આ પ્રોટીન ચડિયાતી ગુણવત્તાવાળું હોય છે વળી માસ મચ્છી કરતાં ૨ થી ૩ ગણું, ઈંડા કરતાં ૪ ગણું અને દૂધ કરતાં ૧૨ ગણું આ પ્રોટીન સોયાબીનમાંથી મળે છે. વળી સોયાબીનો તે લોટ બીજા લોટ સાથે ભેળવીને તેમાંથી પતરી, પૂરી, ભાખરવડી, વડા વગેરે પણ બને છે જે સ્વાદિષ્ટ પચુ હોય છે.

સોયાબીનની દૂધ કે બીજી વાનગીઓ ખરેખર પૌષ્ટિક છે અને તેને માટે નાના પાયા પર યંત્ર શક્તિનો ઉપયોગ કરી ગામડે ગામડે કે ઘેર ઘેર એ ઉદ્યોગ ખીલવી શકાય, પરંતુ આપણી સામાજિક ખોરાક ખાવાની ટેવો અને રુચિઓ બદલવી પડે તે પછીજ તેનું બજાર કે માંગ ઊભી થાય, આ માટે લોકોને કેળવવા પડે. આની શરૂઆત તો કરવી પડે તે પછી ધીમે ધીમે લોકો સોયાબીનની વાનગીઓ કે દૂધ દહીંથી ટેવાતા જશે. જીલ્લા ને તાલુકા પંચાયતો આ દિશામાં ઘણું કરી શકે.

ખેડૂત :– ત્યારે આજની વાતનો સાર એ કે મારે એક એકરમાં મગફળી અને એક એકરમાં સોયાબીન પણ વાવવા. તમારે હોર્મોન વગેરેમાં બે ચાર મહીના આ પ્રયોગો કરાવી શકે એવો તમારો જાણીતો કોઈ હોય તો કહેજો, એનું ખર્ચ મને માથે નહીં પડે.

રતિભાઇ :– એ બધું થઇ રહેશે; તમારી તૈયારી છે તો હું એ બધુ ગોઠવી દઈશ.

ખેડૂત :– છેલ્લે મને એક તુક્કો આવે છે તે પણ કહી દઉં.

મગફળી વાવીએ, બજારમાં વેચીએ. તેનાં ભાવ ની વધઘટ થયા કરે અને વચલા માણસોના નફો પણ ચડયા કરે. વળી મગફળી પકવનાર ખેડૂતને પણ તેલનો ડબ્બો તો વેચાતો લેવો પડે છે. તો ખેતરે મગફળી ફોલવા, પીલવા માટે વીજળીથી ચાલતા યંત્રો ન મૂકી શકાય? ખેડૂતને મગફળી વેચવીજ ન પડે. ફોતરી રહે, ખોળ મળે અને તેલનું જ વેચાણ કરવાનું રહે.

રતિભાઇ :– આ વિચાર તો સારો છે પણ અમલ કરવાનો પ્રશ્ન છે. પંજાબમાં ખેતરે ખેતરે ઉદ્યોગ શરૂ કરાવવા પ્રયાસ થયો છે. આપણે ત્યાં પણ એ થઇ શકે પરન્તુ બધા ખેડૂતોને એ પરવડે નહીં એટલે સહકારી ધોરણે આવી ગોઠવણ થઈ શકે. એક કે બે મગફળી પકવતા ખેડૂતો મળી મગફળીમાંથી તેલ – ખોળની પ્રક્રિયા માટેની સહકારી મંડળી રચે. તેને માટેની નાના પાયા પર વીજળીથી ચાલતી યંત્ર સામગ્રી વસાવે, મકાનો ગોદામ વગેરે બાંધે તો વચલા માણસો મોટી નફાખોરી કરે તે નીકળી જાય અને મગફળી અને તેલ ઉત્પાદન કરનારા અને તેલ વાપરનારા વચ્ચે જ સીધી લેણદેણ થાય. બન્ને પક્ષે શોષણ થતું અટકે અને ગ્રાહકોને વ્યાજબી ભાવે તેલ મળી રહે. વળી આવી મંડળીઓ ભેગી મળી જે ખોળ તૈયાર થયો હોય તે દેશમાં અને જરૂર પડે પરદેશમાં પણ મોકલી વેચી શકે.

ખેડૂત :– સહકારી ધોરણે વ્યવસ્થા થાય; પણ રતિભાઈ એમાંય કયાં ઓછા લફરા છે? હું તો એથી ત્રાસ્યો છું. હું તો મારા ખેતર ઉપર મૂકી શકાય તેવું યંત્ર મળતું હોય તો ખરીદી મૂકવા માંગું છું,

રતિભાઇ :– વ્યકિતગત રીતે કરવું હોય તો એ એક સાહસ છે અને તમે આવું સાહસ આમ નાના રૂપે કરો તો ખોટું નથી. મગફળીમાંથી તેલ–ખોળ બનાવવાની આવી યાંત્રિક પ્રક્રિયા નાના અને ગૃહ ઉદ્યોગમાં આવે છે, આ પણ એક પ્રકારનો કુટીર

ઉદ્યોગ ગણાય. અને તેને માટે યંત્ર સામગ્રી ખરીદવા જરૂરી નાણા ધીરાણ તેમજ સહાય માટે રાજ્યસરકારે જે યોજના અમલમાં મૂકી છે તેનો લાભ તમે પણ લઈ શકો. તમારી તાલુકા પંચાયતની કચેરીમાં આવા કુટીર ઉદ્યોગ માટેનું ધીરાણ તથા સહાય મેળવવા અરજી પત્રકો અને જરૂરી માર્ગદર્શન મળી રહેશે. તમે જરૂર જઈ સંપર્ક સાધશો.

ખેડૂત :– આપણે વાત કરીએ તેમાંથી થાય એટલું ખરું પણ આ વાતચીતથી મને આનંદ બહુ થાય છે. મારા બીજા બે ચાર સંબંધીઓ પણ ખેતી ખાતરમાં કંઈક કરી છૂટવા ઈચ્છે છે. એમનેય કંઈક મૂંઝવણો છે, આપણે એમને ત્યાં શેરડીનો રસ પીવા જઈએ તો એ બહુ રાજી થશે. પણ એ માટે તમે ન આવી શકો તો તમારી પાસે એમને લઈ આવું ?

રતિભાઈ :– ચીચોડે જવાનું મન તો થાય, મારે ય મારી ખેતી છે, તેના પ્રશ્નો પણ હોય છે; એટલે નીકળાય એવું તો નથી. તમે તમારા સંબંધીઓને લઈને અહીંજ આવજો ને મારી વાડીએ શેરડી નથી પણ દાડમ ને ચીકુ ખાવાની મજા આવશે. જરૂર આવજો

*

## તપ, કરી.... કરવી રહી.... સાધના

માનવ સેવા દ્વારા ઈશ્વરોપાસના કરનારા સંતમહંતોનો આપણા દેશમાં અને પરદેશમાં તોટો નથી.

કોઈ કાવડ ફેરવી દુખિયાંને અન્ન આપે, કોઈ નિજ કામળો ઓઢાડી અપંગોને હૂંફ આપે, કોઈ રેતીના રણમાં માગી ભીખીને અન્નક્ષેત્ર ઊભું કરે, તો કોઈ પતિતોના પરૂ લોહી લૂછે.

સેવાની આવી વણઝારથી જગત ઊજળું છે મદ્રાસ રાજ્યના (તામીલનાડુ) રળિયામણા કોડાઈ પરાડોમાં ૧૯૦૦ મીટરની ઉંચાઈએ આવેલા શેમ્બગનર ગામડે જનસેવાના હેતુથી પોસ્ટઓફીસ ખોલવાનો સંકલ્પ અડધી સદી પહેલાં સાધુ પીટરે કરેલો – ત્યાંની એક ખ્રિસ્તી કોલેજની બાજુમાંજ.

અને આજે અર્ધી સદીથી એ પાદરી પીટર જાત મહેનતે ટપાલ ખાતું – પેટા પોસ્ટ ઓફીસ ચલાવે છે.

પૂરાં પંચાવન વરસથી ચલાવે છે.

પંચાવન વરસ !

નાનો સૂનો ગાળો નથી ! !

મનની શાંતિ, સેવાનો સંકલ્પ અને માનવતાના ઝરણાનો ત્રિવેણી સંગમજ આ ઉપાસના કરાવી શકે.

પૂ. વિનોબાએ આ પ્રસંગ લખેલો છે. ટપાલ ખાતાની એકધારી કામગીરીથી કંટાળો ન આવે એટલા માટે પાદરી બાવાએ બાગબાની શરૂ કરેલી... અને ટપાલ ઓફીસ આસપાસ એક સુંદર બાગ બનાવ્યો છે... અખંડ પુરુષાર્થની જીવંત કવિતા જેવો.

પોસ્ટ ઓફીસની કામગીરી અને સ્થળના નયનરમ્ય દેખાવે, જોનારા સૌ ઉપર ભૂરકી છાંટી છે.

ટપાલ ખાતાના ડીરેક્ટર જનરલે તો એને ભારતની સૌથી સુંદર ટપાલ કચેરીનું પ્રમાણપત્ર આપેલ છે.

પરંતુ એ તો એની બાહ્ય પ્રશંસા થઈ, પણ એ બધામાં પડેલી છે સંત કે. વી. પીટરની સમજપૂર્વકની તપશ્ચર્યા...

અને મનુષ્યની સેવા દ્વારા ઈશ્વરોપાસના.

ધીરેન્દ્ર જાની

# શીલનાં સતામણાં

(કો શીલવંતી નાર)

જયમલ્લ પરમાર

ચૈતર મહિનામાં ચંપો મ્હોરે એમ કમા ને વિકોઈનો ઘરસંસાર મ્હોરી રહ્યો છે. એમાં એક દિવસ કમો ઘરે નહિ અને એનો ભાઈબંધ કાળો ઝાલ બહારગામથી આવી મહેમાન થયો. ચાર ટંક વાટ જોઈને કાળો ઝાલ તો ચાલતો થયો.

કમો ગામતરેથી ઘરે આવ્યો ત્યારે વિકોઈએ કાળો ઝાલ આવી ગયાની વાત કરી અને ભોળે ભાવે કાળા ઝાલનાં વખાણ કર્યાં. કમાને એની ખટક બોલી ગઈ પણ વરતાવા ન દીધી. રાત પડી ને બેય માણસ સૂતાં. અરધીક રાત ભાંગ્યે કમો અચાનક જાગી ગયો. એને એવા ભણકારા વાગ્યા કે જાણે વિકોઈ 'વાહ કાળો ઝાલ, વાહ કાળો ઝાલ! એમ ઊંઘમાં ઝંખે છે. વિકોઈના શિયળની શંકાએ એનું માથું ફેરવી નાખ્યું.

કમાએ વિકોઈને હલબલાવીને ઉઠાડી. "એય! હાલતી થા કાળા ઝાલ પાસે નફટ! ઊંઘમાં ય કાળા ઝાલને ઝંખે છે?"

ઝબકીને જાગેલી વિકોઈ માથે એકાએક દુઃખનાં આભ તૂટી પડયાં. "શું કાળો ઝાલ ને શું કાંઈ! હું તો કાંઈ બબડી નથી."

"તને કેમ ખબર પડે કે તું નહોતી બબડતી? હાલતી થા કાળા ઝાલને, હવે આ ઘરમાંથી તારો આસરો ઊઠી ગયો, હાલતી થા!"

"કમા! કમા! હું સ્વપ્નામાં ય કાળા ઝાલને ઝંખી હોઉં ને તેં મને કાઢી મૂકી હોત તો મને એનો ધોખો નો થાત."

ઓસરીના વળાને ઝાલીને વિકોઈ કાલાવાલા કરવા માંડી ને કમાએ વિકોઈના હાથમાંથી વળો છોડાવી હડસેલી મૂકી. વિકોઈ કહે:

"કમા! તું કે' એવાં સતનાં પારખાં આપું. મૂઠી ધાન ઉપર પેટગુજારો કર્યા કરીશ, હું જગતમાં કાટકુમાં ગણાઈશ કમા! મને ઘરને એક ખૂણે પડી રહેવા દે."

પણ કમાનું મન કોળ્યું નહિ. વિકોઈ કાળા ઝાલના ગામે જઈને ઊભી રહી. કાળા ઝાલને હૈયાફાટ રુદન સાથે વાત કરી. કાળા ઝાલે વિકોઈને ધરમની બહેન ગણી આશરો આપ્યો.

વખતને જતાં વાર લાગતી નથી. કમાને વિકોઈનો વિયોગ વસમો થવા માંડયો. પશ્ચાત્તાપની અગનઝાળ એને જંપવા દેતી નથી અને એક દિવસ કાળા ઝાલના ગામની વાટ પકડી.

સમી સાંજે ગામની નદીએ વિકોઈ કપડાં ધોઈને ઊઠતી હતી, એની પીઠથી જ કમો વિકોઈને કળી ગયો. વિકોઈ તો કપડાં ધોઈ ચાલી નીકળી અને મેલા ઘેલા કમાએ જે છીપર ઉપર વિકોઈ કપડાં ધોઈ ચાલી નીકળેલી ત્યાં બેસી બોર બોર આંસુડે છીપર સીંજવી.

અંધારું ઢળતાં લપાતો છુપાતો કમો કાળા ઝાલને ઘરે પહોંચ્યો ને પગમાં પડી ગયો. કાળા ઝાલના હરખનો કોઈ પાર ન રહ્યો, પણ બે ય માણસનો અચાનક ભેટો કરાવવા ટીખળ કરતાં બોલી ઊઠ્યો કે "વિકોઈ બેન! કમો તો ગુજરી ગયો!"

આ સાંભળતાં ઓરડામાંથી વિકોઈથી રાડ પડાઈ ગઈ કે 'હેં?' અને આ 'હેં' ભેગો જીવ ઉડી ગયો.

*

# શરીરને કોરી ખાતી સુંવાળપ

શ્રી બાલકૃષ્ણ વૈદ્ય

આયુર્વેદે વ્રતોને પણ આરોગ્યનાં સાધન ગણ્યાં છે, વ્રતો એટલે તિતિક્ષાની કેળવણી; શરીરને ખડતલ, કાર્યક્ષમ અને ટાઢ, તડકો, ભૂખ, તરસ વગેરે સહન કરે અને પરિણામે મન પણ અવિચલિત થઈ શકે એવું ઘડવાની તાલીમ. વ્રતમાં તો ઉપવાસ કરવાના હોય, ઉપવાસની રાત્રે જાગરણ કરવાનું હોય. માઘ માસની કડકડતી ઠંડીમાં ઠંડા પાણીથી નહાવાનું હોય, એક આસને અમુક જપ પૂરો થતાં સુધી બેસવાનું હોય, આહાર-વિહારમાં અમુક વસ્તુ ન લેવી અને અમુક વસ્તુ જ લેવી આવા નિશ્ચિત ત્યાગ અને સેવન કરવાનાં હોય. મેડીકલ કોલેજમાં ભણતા વિદ્યાર્થી આવી વાત સાંભળીને હસે છે. અને એમ લાગે છે કે આરોગ્ય સાથે એને શું સંબંધ? એમને તો શીખવા એ મળે છે કે રોગ મોટે ભાગે જંતુઓથી થાય અથવા આહાર તત્ત્વોમાં કોઈ તત્ત્વની ઊણપ રહી ગઈ હોય તો એથી થાય. અથવા શરીરના કોઈ મહત્ત્વના અવયવમાં કંઈ વિક્રિયા થાય તો એથી રોગ થાય. કોઈ કોઈ બાબતો વળી માણસોને એલર્જન તરીકે અસર કરીને વગર કારણે પણ રોગ ઊભા કરે છે પરંતુ રોગની એટલી જ સંપ્રાપ્તિ હવે જૂની થઈ ગઈ છે. આજે તો વિજ્ઞાનની કેટલીક શાખાઓ ઘણી આગળ વધી છે અને તેણે આરોગ્યશાસ્ત્ર ઉપર ઘણી અસર કરી છે. જનપદોધ્વંશક એપીડેમીક રોગ વખતે પણ રોગનો પ્રતિકાર કરી શકનાર શરીર અને મનની સ્થિતિ હવે સમજાતી જાય છે. વિજ્ઞાન આયુર્વેદની નજીક આવતું જાય છે પરંતુ આપણી મેડીકલ કોલેજમાં ખપનું નહિ એવું એટલું બધું શીખવાય છે કે જે ખપનું છે એ શીખવવાનો સાત વર્ષે પણ સમય રહેતો નથી. છતાં એ જ કોલેજોને ધોરણે આયુર્વેદની કોલેજો ચલાવવાનો દુરાગ્રહ સેવવામાં આવે છે.

હાવર્ડ વિશ્વવિદ્યાલયના માનસશાસ્ત્રના પ્રોફેસર સ્વ. વિલિયમ જેમ્સ 'સ્વભાવ' નામના પુસ્તકમાં લખે છે કે "પ્રયોજન વિના પણ હંમેશાં થોડો ઘણો શ્રમ અવશ્ય કરો અને એ રીતે તમારી કાર્યશક્તિ જાળવી રાખો. પ્રયોજન વિના પણ થોડું ઘણું કષ્ટ ઉઠાવો. તમને ન જ ગમતું હોય એવા કામમાં પણ મહેનત કરો, ઓછામાં ઓછું બે ત્રણ દિવસે એક વખત તો એવું શ્રમવાળું કામ કરો જ. કારણ કે જ્યારે એની જરૂરત ઊભી થશે ત્યારે એની ટેવના અભાવે જ તમે પાછા નહિ પડો. ફક્ત એ જ કારણે પરીક્ષામાં નાપાસ નહિ થાઓ. કઠણ કાળ સૌને આવે છે. આપણે નથી જાણતા કે કઈ મુસીબત અથવા કયા સંકટનો સામનો કરવાનું આપણે ભાગે આવશે અથવા તે ક્યારે આવશે? એવો ય સમય આવે છે કે જ્યારે પાસે પૈસા હોય પણ અનાજ ન હોય અને છતે પૈસે ભૂખે મરવું પડે આવા વખતે ધીરજ એ જ માણસ રાખી શકશે જેને ઉપવાસ સહન કરવાની આદત છે."

વ્રતો આવી આદત શીખવે છે ઉપરાંત એનું સર્વશ્રેષ્ઠ પ્રયોજન પણ આપે છે.

શરીર અને મન ગમે તેવી વિપત્તિને પહોંચી વળી શકે એવાં કાર્યક્ષમ રાખવા માટે જેટલો શ્રમનો મહાવરો આવશ્યક છે એટલો જ ટાઢ, તડકો, ભેજ વગેરે સહન કરવાનો મહાવરો પણ આવશ્યક છે. શિયાળામાં કડકડતી ટાઢ વાતી હોય ત્યારે ગરમ કપડાં મળી શકતાં હોય છતાં ટાઢ સહન કરવા ખાતર પણ સહન કરવી જોઈએ. જેથી કોઈ પ્રસંગે ટાઢ વેઠવાનો સમય આવે ત્યારે ન્યુમોનીઆ ન થઈ જાય. ઉનાળામાં મધ્યાહ્ન કાવ્ય માણનારા કાકા સાહેબ કાલેલકર જેવા થોડા નીકળશે પરંતુ સહેજ તડકો લાગવાથી સન સ્ટ્રોક લાગી જાય અથવા મૂર્છા આવી જાય એવું શરીર થવા ન દેવું હોય તો ઉનાળાનો તડકો શોખ ખાતર પણ સેવવો જોઈએ. ઉનાળામાં એરકંડીશન્ડ રૂમમાં રહેનારાઓને શરદી થતાં વાર લાગતી નથી એ જાણીનો અનુભવ છે. ગરમીને લીધે ધગેલી ધરતી પર પહેલો પહેલો વરસાદ પડે એ વખતે જે સુગંધ છૂટે છે અને વરસાદનાં ફોરાં શરીરને પ્રસન્ન કરે છે એની મોજ આજે કોણ લઈ શકે છે? સહેજ પણ પલળવાથી શરદી થઈ જવાનો ભય સેવનારા અને હંમેશાં

ગરમ પાણીએ જ નહાવાવાળા ચોમાસાની ઋતુમાં પણ નદીએ નહાવાનો આનંદ નથી લઈ શકતા એ શિયાળામાં કઈ રીતે નહાઈ શકે? આજે તો ઉનાળામાં પણ ખુલ્લી હવામાં નહાવામાં શરદી લાગી જાય છે.

મીઠું એ કંઈ શોખની વસ્તુ નથી, આવશ્યક વસ્તુ છે. પરંતુ એને પણ છોડવું પડે એવો પ્રસંગ જીવનમાં કોઈ વાર આવી જાય છે ત્યારે કેટલું આકરું પડે છે તે અનુભવીને પૂછી જો જો. બે દિવસ નહિ, ફક્ત બે ટંક અલૂણાં ખાવામાં પણ સ્વાદનો અભાવ એટલો નડે છે કે શરીરમાં નબળાઈ આવી જાય છે.

જેમ મીઠામોળું સહન કરવાની જીભને ટેવ હોવી જોઈએ તેમ ખારું સહન કરવાની શક્તિ પણ હોવી જોઈએ. સ્વ. દરબાર સાહેબ શ્રી ગોપાલદાસ દેસાઈના જીવનનો એક પ્રસંગ છે. એક મિત્રને ત્યાં જમવા બેઠેલા. દૂધીનું શાક હતું. દૂધી ભૂલથી કડવી આવી ગયેલી. કોઈને એ ખબર નહિ. દરબાર સાહેબે પહેલે કોળીએ જ અનુભવ્યું કે દૂધી કડવી છે. પણ યજમાનને ઓછું ન લાગે એ માટે તેમણે ખબર પડવા ન દીધી. પરંતુ કોળીએ કોળીએ કડવું શાક કેટલોક વખત ખાઈ શકાય? એમણે ઉતાવળ કરીને બે-ત્રણ કોળીઆમાં જ બધું શાક પૂરું કરી નાખ્યું. યજમાનને આ જોઈને લાગ્યું કે દરબાર સાહેબને આ શાક બહુ ભાવ્યું એટલે એમણે આગ્રહ કરીને વધારે શાક પીરસ્યું. હવે તો દરબાર સાહેબને ધીરજ રાખીને કોળીએ કોળીએ કડવું મોઢું કરવું જ પડ્યું, છતાં વાતના રંગમાં કે મોઢાના રંગમાં કે મોઢાના ભાવમાં દરબાર સાહેબે બિલકુલ ફેર પડવા ન દાધો. માણસની મહત્તા આવી શક્તિથી ઘડાય છે. મરચે મોળું કે તીખું, મીઠે મોળું કે ખારું અથવા કંઈ પણ જીભને ન ભાવે એવું નિભાવી લેવા માટે ઠીક ઠીક મનોબળ જોઈએ છે. લશ્કરના માણસો એમની શક્તિ પરેડથી કેળવે છે. એવી જ રીતે મનોબળ અભ્યાસથી-મહાવરાથી વધે છે. વ્રતો આવો મહાવરો આપે છે.

વ્રતોથી અણગમતું સહન કરવાની ટેવ પડે છે એમ કેટલીક ખોટી ટેવોમાંથી મુક્તિ પણ મળે છે. ચા, બીડી, અફીણ વગેરે વ્યસનોથી ઊભી થતી લાચારી ઘણાએ જોઈ કે અનુભવી હશે. એક વખત એક બંધાણી વિદ્યાર્થીને પ્રવાસમાં બીડીની તલપ લાગી, બીડી ક્યાંયથી ન મળી એટલે શરીર એકદમ ઢીલું થઈ ગયું. જરા પણ આગળ ચાલવાની શક્તિ ન રહી. એ વિદ્યાર્થીને મારે ખભે બેસાડીને લઈ જવો પડેલો. અફીણ વિના પગ ઢસડતા ઘણા માણસોની વાતો આપણે સાંભળીએ છીએ. એક ધારું સુખી અને સુંવાળું જીવન જીવવાની ટેવ પણ આવા વ્યસન જેવી દૃઢ થઈ જાય છે. હંમેશાં ગાદલાં પર સૂનારો માણસ જમીન ઉપર ઊંઘી શકતો જ નથી. શરીર દુઃખે છે. ખોરાકમાં પુષ્કળ પ્રવાહીથી ટેવાયેલ માણસ લૂખા રોટલા, રોટલી ખાઈ શકતો નથી. ઝીણું મલમલ પહેરનાર એથી સહેજ જાડું કપડું પહેરાવાથી પણ બેચેની અનુભવે છે. રસોઈમાં સહેજ ગંધ કે સ્વાદ ફેર થવાથી પણ ઘણા માણસો તે બિલકુલ ખાઈ શકતા નથી, પરિણામે આપણે જોઈએ છીએ કે એને બિમાર પડતા પણ વાર લાગતી નથી.

આયુર્વેદમાં અપથ્ય વસ્તુઓને પણ ટેવ દ્વારા પથ્ય કરવાનું સૂચવવામાં આવ્યું છે. અસાત્મ્યને પણ સાત્મ્ય કરવાની રીતને 'ઓકસાત્મ્ય' કહેવામાં આવે છે. આવી રીતે ઘડાયેલો માણસ ઋતુઓનો ગુલામ રહેવાને બદલે તેનો રાજા બને છે. ઋતુ ઋતુઓના ફેરફારો તેને બિમાર પાડવાને બદલે આહ્લાદ આપે છે. ખોરાકના, સ્થાનના, રહેણીકરણીના કે વાતાવરણના ફેરફારો તેનામાં એલર્જી ઊભી કરવાને બદલે વધારે તાજગી અને પ્રસન્નતા આણે છે.

જીવતા જીવમાં એક શક્તિ છે કે ઉગ્ર વિષને પણ અનુકૂળ થઈ જવું કારણ કે જીજીવિષા એટલી પ્રબળ છે. જે જંતુઓ પહેલાં ડી ડી. ટી. થી મરી જતાં તે હવે નથી મરતાં. એમને તે ઓકસાત્મ્યક થઈ ગયું, પરંતુ એ જંતુઓ હજી આપણને મારે છે કારણ કે આપણે બાહ્ય સંરક્ષણ શોધવા પ્રત્યે એટલું બધું ધ્યાન આપ્યું કે આપણી અંદર રહેલી શક્તિને કામ કરવા ન દીધું. બલકે શરીરમાં જુદા જુદા રોગોનાં વેકસીન દાખલ કરીને એ રોગોનાં જંતુઓને આપણા શરીરમાં એક 'ઓકસાત્મ્ય' આપી દીધું. હવે એ શરીરમાંથી ખસતાં નથી અને એનું વિપચક પણ અટકતું નથી.

ગરમ પાણીએ જ નહાવાવાળા ચોમાસાની ઋતુમાં
પણ નદીએ નહાવાનો આનંદ નથી લઈ શકતા એ
શિયાળામાં કઈ રીતે નહાઈ શકે? આજે તો ઉન
માં પણ ખુલ્લી હવામાં નહાવામાં શરદી લાગી ન

મીઠું એ કંઈ શોખની વસ્તુ નથી, તા. ૨૬
વસ્તુ છે. પરંતુ એને પણ છોડવું પડે એ આ બંધા-
જીવનમાં કોઈ વાર આવી જાય છે ત્યારે ઝાડી આવ્યા
પડે છે તે અનુભવીને પૂછી જો જો.;૭ પહેલાં બંધા-
ફક્ત બે ટંક અલૂણું ખાવામાં પબ્લેડવાઈઝર તરીકે
એટલો નડે છે કે શરીરમાં નબ્જ કરવામાં આવી હતી.

જેમ મીઠામોળું સહન-ર્થ, ૧૯૪૭ના પરિપત્ર
જોઈએ તેમ ખારું સહન ? ધારાસભાઓને પ્રશ્નોની
જોઈએ. સ્વ. દરબાર સાહે. અને તેમાં પ્રશ્ન નં. ૨૭
જીવનનો એક પ્રસંગ હેવાની જોગવાઈ શું હોઈ શકે
બેઠેલા. દૂધીનું શાક જુદા જુદા અનેક દેશોનાં રાજ્ય-
ગયેલી. કોઈને એ કરવાની સત્તા અંગેની જોગવાઈ-
કોળીએ જ અનુકરી બંધારણમાં કલમ ૩૬૮ની રચના
ઓછું ન લાગ્યું છે. આ કલમ ૩૬૮ આપણા રાજ્ય-
પરંતુ કોળીં પાર્લામેન્ટને બંધારણમાં સુધારો કરવાની
શકાય? એ છે.
જ બધું:
લાગ્યું કે ડૉક્ટર આંબેડકરે તા. ૧૭ સપ્ટે. ૧૯૫૦ ના
એમણે ભાષણમાં બંધારણમાં સુધારા અંગેની જોગ-
દરબારની ત્રણ ભાગમાં વહેંચણી કરેલી. તેમાં જણાવ્યું
કડવું; પહેલી કક્ષાના સુધારાઓ માત્ર સંસદની સાદી
મોહુમતીથી થઈ શકે છે. જેમાં બંધારણની કલમ ૨
બિને ૩ જે નવા રાજ્યોની રચના અને જૂના રાજ્યોની
પુનર્રચના અંગેની છે.તથા રાજ્યમાં ધારાસભાગૃહો કેટલાં
હોઈ શકે તે અંગેની છે. બીજી કક્ષાના સુધારા કરવા
માટે સંસદની હાજરીની ૨/૩ બહુમતીથી સંસદના
પ્રત્યેક ગૃહમાં મતદાન દ્વારા કરી શકાય ત્રીજી કક્ષામાં
આવતા સુધારા બંને સભાગૃહોની સંખ્યાની ૨/૩
હુમતી દ્વારા કરવામાં આવેલા સુધારાને રાજ્યોની
ધારાસભાઓની સંખ્યાની અડધાથી વધારે
ધારાસભાઓમાં બહુમતીથી પસાર કર્યા બાદ
ણમાં સુધારા થઈ શકે. શ્રી. આંબેડકરે

ઘનશ્યામ પંડિત

સૂચવેલી આ ત્રણ કક્ષાઓ સિવાય કોઈ ચોથી કક્ષા જે દ્વારા બંધારણના ભાગ ત્રીજામાં કોઈ જ સુધારો ન થઈ શકે એટલે કે બંધારણમાં ભાગ ત્રીજામાં આવેલાં મૂળભૂત અધિકારો પાર્લામેન્ટના સુધારણા કરવાના અધિકાર આપણું બંધારણ ૨૬ મી જાન્યુઆરી, ના ૧૯૫૦ ના રોજ અમલમાં આવ્યું છે. આંબેડકરે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે 'જો ભવિષ્યની પાર્લામેન્ટ બંધારણના ભાગ ૩ અગર કલમ ૩૦૪ માં કોઈપણ સુધારો કરવા ઇચ્છે તો તેને માટે સંસદની ૨/૩ બહુમતીને તમામ રાજ્યોના ધારાસભા ગૃહોની સ્વીકૃતિથી થઈ શકશે: વોલ્યુમ ૧૧, પાના નંબર, ૧૬૬૧: બંધારણનો ભાગ ૩: એ શબ્દો ત્રીજી કક્ષાની સુધારણા કરવાની જોગવાઈ જે કલમ ૩૬૮ માં ૨/૩ બહુમતી અને ઓછામાં ઓછા રાજ્યોના ધારાસભાગૃહોની બહુમતી દ્વારા તેની સ્વીકૃતિ થઈ શકે" ડૉ. આંબેડકરના કોન્સ્ટીટ્યુઅન્ટ એસેમ્બલી સમક્ષના આ ભાષણમાં બંધારણની તમામ કલમોમાં સુધારણા અંગેની વ્યવસ્થા આ મુજબ છે. બંધારણનો પહેલો સુધારો ૧૯૫૧ માં પ્રોવીઝનલ પાર્લામેન્ટ જે કોન્સ્ટીટ્યુઅન્ટ એસેમ્બલી પણ હતી. જેણે બંધારણ ઘડ્યું હતું તેણે જ મૂળભૂત અધિકારો અંગેની કલમ ૧૯ સુધારા અને તેના અધિકારો અંગેની જોગવાઈઓ ઓછી કરી હતી. જેના સમર્થનમાં શ્રી જવાહરલાલ નહેરૂ તથા ડૉ. આંબેડકર બનેએ જણાવ્યું હતું કે બંધારણની કલમ ૩૬૮ – માં જણાવેલી જોગવાઈઓને આધીન રહી મૂળભૂત અધિકારોના ભાગ ૩-માં પણ સુધારા થઈ શકેછે. ડૉ. શ્યામપ્રસાદ મુખરજી જેઓ ૧૯૫૧ના પહેલા સુધારાના કાયદાની વિરુદ્ધ હતા તેમણે પણ સંસદની બંધારણના ભાગ ત્રીજામાં મૂળભૂત અધિકારોમાં સુધારો કરવાની સત્તાને સ્પષ્ટ શબ્દોમાં અનુમતિ આપી હતી. શ્રી. જવાહરલાલ નહેરૂએ બંધારણના

ખુલ્લો તડકો ભારતને ઈશ્વર તરફથી મળેલું શ્રેષ્ઠ વરદાન છે. પરંતુ તડકામાં વધારે રહેવાથી ચામડી શ્યામ થઈ જાય છે. તડકાને અભાવે રહેતો ચામડીનો ફીક્કો પીળો રંગ શહેરીઓને વધારે ગમે છે. રંગ જાળવી રાખવા માટે ઘણાં નાણાં સ્ત્રીઓ ખરચે છે પણ તડકાથી ડરીને દૂર રહેવાનું પરિણામ એ આવે છે કે એનીમીઆ અને યકૃતના રોગો વધતા જાય છે. ઉપરાંત વીટામીન 'ડી' ઓછું ઉત્પન્ન થવાથી સ્ત્રીઓનાં શરીરનું કદ પણ રોજે રોજ નાનું થતું જાય છે. નવી પેઢી નીચી થતી જાય છે. એને વધારે નીચી જવા દેવી ન હોય તો ચામડીના રંગનો મોહ છોડવો પડશે.

ફક્ત ચામડીનો જ રંગ નહિ, કપડાંનો રંગ જેવી ઉજળાશ અને ગામડાંની ધૂળથી રોળાઈ ન જાય એ માટે વિદ્યાર્થીઓ વેકેશન ગાળવા માટે ગામડાંમાં ઓછા જાય છે. અને સાચી પ્રજાનો પ્રત્યક્ષ સંપર્ક થોડો ઘણો પણ મળે એમ છે તે ખૂંચે છે. કોઈવાર કાર્યક્રમ તરીકે 'શ્રમયજ્ઞ' કરવા વિદ્યાર્થીઓ બહાર આવે છે પણ દરરોજનો શ્રમ નથી થતો તેના કારણોમાં મોટું કારણ કપડાની સફાઈ જાળવવાનું પણ છે. કેટલાંક કન્યા છાત્રાલયોમાં આજ કારણે બહેનો પોતાનાં વાસણ પોતે માંજવાને બદલે કામવાળા પાસે મંજાવે છે.

દેહની અતિ આળપંપાળથી દેહાધ્યાસ વધે છે, એનું નૂકસાન સામાન્ય સમયમાં ભાગ્યે જ નજરે ચડે છે. પરંતુ પરીક્ષા સમયે એ બરાબર દેખાય છે. રાષ્ટ્રીય લડતમા જોડાવામા કેટલીક મહાન વ્યકિતઓને આ આળપંપાળ નડેલી. આ દેહાધ્યાસ સૌથી વધારે બિમારી સમયે નડે છે. જેણે કદી મુશ્કેલી વેઠી નથી એ રોગના હુમલાને રોકી શકતો નથી અને આવેલા રોગને સહન કરી શકતો નથી. રોગને એકદમ દબાવી દેવાનાં ઔષધો વાપરવા પાછળ આ માનસ રહેલું છે. સૌ સમજે છે કે આખર તો એથી શરીરને નૂકસાન જ છે. પણ દરદીની લાચારી આગળ ડોક્ટર પણ
જાય છે. સુંવાળા શરીરમાં મન પણ
જાય છે. આ દુનિયામાં દેહને તેમ મનને

# સુંવાળપ

શ્રી બાલકૃષ્ણ વૈ

શોખમાં શકિત જાળવી રાખો. પ્રયોજન વિના પણ થોડું
વિરલો, કષ્ટ ઉઠાવો. તમને ન જ ગમતું હોય એવા કામમાં
એ દુઃખ મહેનત કરો, ઓછામાં ઓછું બે ત્રણ દિવસે એક વ
ભય પેસે તો એવું શ્રમવાળું કામ કરો જ. કારણ કે જ્યારે
સંઘર્ષ માટે જરૂરત ઊભી થશે ત્યારે એની ટેવના અભાવે જ
છે. એથી કાંઈ નહિ પડો. ફક્ત એ જ કારણે પરીક્ષામાં ના
હિસ્ટિરીઆ કે થાઓ. કઠણ કાળ સૌને આવે છે. આપણે
પહેલાંની સરખામણીએ કઈ મુસીબત અથવા કયા સંકટનો સા
સંઘર્ષ થોડો ખમી શકાપણું ભાગે આવશે અથવા તે કયારે આ
રોગો, ગાંડપણ અને સમય આવે છે કે જ્યારે પાસે પૈસા હોય
છે. આનું કારણ બીજું અને છતે પૈસે ભૂખે મરવું પડે
મનની સુંવાળપ એ જ મોટુએ જ માણસ રાખી શકે
પની આદત છે."

દેહ અને મનની સાચવણ આદત શીખવે છે ઉપરાંત
ભાવિકતા વધી છે, તેટલી જીવનમાં પહે આપે છે.
જીવનશકિતનો અસાધારણ હ્રાસ થઈ ગમે તેવી વિપત્તિને પ
પુરુષને પૌરુષ અને સ્ત્રીનું સ્ત્રીત્વ ઓછાં રાખવા માટે જેટલો શ
પ્રભાવશાળી વ્યકિતત્વ દહાડે દિવસે ઓછા લો જ ટાઢ, તડકો,
છે એની અસર સર્જનાત્મક ક્ષેત્રમાં બ વરો પણ આવશ્ય
રહી છે
હોય ત્યારે ગરમ
ન કરવા ખાતર
પ્રસંગે ટાઢ વે
ઈ જાય. ઉન
કાલેલકર
સાગરાથી સન
જાય એવું
શોખ
ડીશન્ડ
નથી
ધરત
સુગં
રે છે
પણ

આપણા ઋષિઓની પેઠે આધ્યાત્મિક નહિ તો જર્મનોની પેઠે દુન્યવી હેતુઓ માટે આપણાં બાળકો અને જુવાનોને ફરીથી ખુલ્લામાં અને ટાઢ તડકાં અને વરસાદ, વન-વગડે અથ કરવા પડશે. મતને નામે નહિ તો કેળવણીના ના એમ કરવું પડશે. નહિ તો ફ્રાંસની પેઠે મોટું લશ્કર અને પુષ્કળ સાધનો હોવા છતાં વગર લડયે શરણાગતી સ્વીકારવાનો સમય આવશે.

માર્શલ પેતાએ ફ્રાન્સની હાર સ્વીકારતી વખતે કહેલું કે ફ્રાન્સ અતિ સુંવાળપને લીધે હાર્યું છે. ભવિષ્યમાં આપણે હાર સ્વીકારવાનો સમય આવે એ પહેલાં ચેતીએ.

ગરમ પાણીએ જ નહાવાવાળા ચોમાસાની ઋતુમાં
પણ નદીએ નહાવાનો આનંદ નથી લઈ શકતા એ
શિયાળામાં કઈ રીતે નહાઈ શકે? આજે તો ઉન
માં પણ ખુલ્લી હવામાં નહાવામાં શરદી લાગી ન

મીઠું એ કંઈ શોખની વસ્તુ નથી, તા. ૨૬
વસ્તુ છે. પરંતુ એને પણ છોડવું પડે એ આ બંધા-
જીવનમાં કોઈ વાર આવી જાય છે ત્યારે ગાઝાદી આવ્યા
પડે છે તે અનુભવીને પૂછી જો જો..ી પહેલાં બંધા-
ફક્ત બે ટંક અલૂણું ખાવામાં પ્ર્એડવાઈઝર તરીકે
એટલો નડે છે કે શરીરમાં નબ. કરવામાં આવી હતી.

જેમ મીઠામોળું સહન થ, ૧૯૪૭ના પરિપત્ર
જોઈએ તેમ ખારું સહન ? ધારાસભાઓને પ્રશ્નોની
જોઈએ. સ્વ. દરબાર સાહે. અને તેમાં પ્રશ્ન નં. ૨૭
જીવનનો એક પ્રસંગ ઐવાની જોગવાઈ શું હોઈ શકે
બેઠેલા. દૂધીનું શાક જુદા જુદા અનેક દેશોનાં રાજ્ય-
ગયેલી. કોઈને એ કરવાની સત્તા અંગેની જોગવાઈ-
કોળીએ જ અનુકરી બંધારણમાં કલમ ૩૬૮ની રચના
ઓછું ન લાગે છે. આ કલમ ૩૬૮ આપણા રાજ્ય-
પરંતુ કોળી પાર્લામેન્ટને બંધારણમાં સુધારો કરવાની
શકાય? એ છે.
જ બધું :
લાગ્યું કે ડૉક્ટર આંબેડકરે તા. ૧૭ સપ્ટે. ૧૯૫૦ ના
એમણે ભાષણમાં બંધારણમાં સુધારા અંગેની જોગ-
દરબારની ત્રણ ભાગમાં વહેંચણી કરેલી. તેમાં જણાવ્યું
કડવું; પહેલી કક્ષાના સુધારાઓ માત્ર સંસદની સાદી
બહુમતીથી થઈ શકે છે. જેમાં બંધારણની કલમ ૨
બિને ૩ જે નવા રાજ્યોની રચના અને જૂના રાજ્યોની
પુનર્રચના અંગેની છે. તથા રાજ્યમાં ધારાસભાગૃહો કેટલાં
હોઈ શકે તે અંગેની છે. બીજી કક્ષાના સુધારા કરવા
માટે સંસદની હાજરીની ૨/૩ બહુમતીથી સંસદના
પ્રત્યેક ગૃહમાં મતદાન દ્વારા કરી શકાય ત્રીજી કક્ષામાં
આવતા સુધારા બંને સભાગૃહોની સંખ્યાની ૨/૩
બહુમતી દ્વારા કરવામાં આવેલા સુધારાને રાજ્યોની
તમામ ધારાસભાઓની સંખ્યાની અડધાથી વધારે
સંખ્યાને ધારાસભાઓમાં બહુમતીથી પસાર કર્યા બાદ
જ બંધારણમાં સુધારા થઈ શકે. શ્રી. આંબેડકરે

---

ઘનશ્યામ પંડિત

સૂચવેલી આ ત્રણ કક્ષાઓ સિવાય કોઈ ચોથી કક્ષા
જે દ્વારા બંધારણના ભાગ ત્રીજામાં કોઈ જ સુધારો
ન થઈ શકે એટલે કે બંધારણમાં ભાગ ત્રીજામાં
આવેલાં મૂળભૂત અધિકારો પાર્લામેન્ટના સુધારણા
કરવાના અધિકાર આપતું બંધારણ ૨૬ મી જાન્યુ-
આરી, ના ૧૯૫૦ ના રોજ અમલમાં આવ્યું છે.
આંબેડકરે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે "જો
ભવિષ્યની પાર્લામેન્ટ બંધારણના ભાગ ૩ અગર કલમ
૩૦૪ માં કોઈપણ સુધારો કરવા ઇચ્છે તો તેને માટે
સંસદની ૨/૩ બહુમતીને તમામ રાજ્યોના ધારાસભા
ગૃહોની સ્વીકૃતિથી થઈ શકશે: વોલ્યુમ ૧૧, પાના
નંબર, ૧૬૬૧: બંધારણનો ભાગ ૩: એ શબ્દો
ત્રીજી કક્ષાની સુધારણા કરવાની જોગવાઈ જે કલમ
૩૬૮ માં ૨/૩ બહુમતી અને ઓછામાં ઓછા
રાજ્યોના ધારાસભાગૃહોની બહુમતી દ્વારા તેની
સ્વીકૃતિ થઈ શકે" ડો. આંબેડકરના કોન્સ્ટી
ટ્યુઅન્ટ એસેમ્બલી સમક્ષના આ ભાષણમાં
બંધારણની તમામ કલમોમાં સુધારણા અંગેની વ્યવસ્થા
આ મુજબ છે. બંધારણનો પહેલો સુધારો ૧૯૫૧ માં
પ્રોવીઝનલ પાર્લામેન્ટ જે કોન્સ્ટીટ્યુઅન્ટ એસેમ્બલી
પણ હતી. જેણે બંધારણ ઘડ્યું હતું તેણે જ મૂળભૂત
અધિકારો અંગેની કલમ ૧૯ સુધારા અને તેના
અધિકારો અંગેની જોગવાઈઓ ઓછી કરી હતી.
જેના સમર્થનમાં શ્રી જવાહરલાલ નહેરૂ તથા
ડો. આંબેડકર બંનેએ જણાવ્યું હતું કે બંધારણની
કલમ ૩૬૮ – માં જણાવેલી જોગવાઈઓને આધીન
રહી મૂળભૂત અધિકારોના ભાગ ૩–માં પણ સુધારા
થઈ શકે છે. ડો. શ્યામપ્રસાદ મુખરજી જેઓ ૧૯૫૧ના
પહેલા સુધારાના કાયદાની વિરુદ્ધ હતા તેમણે પણ
સંસદની બંધારણના ભાગ ત્રીજામાં મૂળભૂત અધિકારો
માં સુધારો કરવાની સત્તાને સ્પષ્ટ શબ્દોમાં અનુમતિ
આપી હતી. શ્રી. જવાહરલાલ નહેરૂએ બંધારણના

પડેલા સુધારાના કાયદાના સંદર્ભમાં જણાવ્યું હતું." પ્રજાએ ખાસ અગત્યની વાત સમજવાની જરૂરત છે કે અથાગ મહેનત બાદ તૈયાર કરવામાં આવેલો આપણો બંધારણનો કાયદો એ કોઈ આખરી કે જડ કાયદો નથી જેમાં કોઈ સુધારો કે ફેરફાર ન થઈ શકે. પ્રજાની ઈચ્છાઓને આધીન બંધારણ પ્રજાના વિચારોના વાહકબળ સ્વરૂપે વહેવું ઘટે. બદલાતા સમાજની જરૂરિયાતોને પહોંચી વળવા માટે વખતોવખત આ કાયદામાં સુધારો કરવો પડશે, જો તેમાં કોઈપણ ફેરફાર કે સુધારાને અવકાશ ન રહે તો તે ખચીત જોખમકારક બની જશે એ ઘણું ખરાબ થશે. એટલા માટે એ જરૂરી છે કે આપણું આજનું સુંદર બંધારણ જે વરસોની મહેનત બાદ આપણે તૈયાર કર્યું છે તે બદલાતા સમાજની જરૂરિયાતો, રહેણીકરણી પ્રમાણેના સુધારાને અનુરૂપ થાય તે યોગ્ય હશે બંધારણનો કાયદો કોઈ મીડીસ કે પર્શિયન કાયદા જે પોતાની આજુબાજુની પરીસ્થિતિને જરૂરિયાત પ્રમાણે ન બદલાય તેવો કાયદો નથી.

બંધારણ ગતિશીલ હોવું જોઈએ. ગતિશીલનો અંગ્રેજી પર્યાય ડાયનેમીક છે, જેનો સમાંતર ગુજરાતી શબ્દ પ્રેરકશક્તિ છે. બંધારણની ગતિશીલતાનું અંગ્રેજી 'ડાયનેમીકસ ઓફ કોન્સ્ટીટયુશન' થાય. ડાયનેમીકસનો નામ તરીકે અર્થ પ્રેરકશક્તિ થાય છે. બંધારણ એ ગતિશીલ હોય ત્યારે તે પ્રેરકશક્તિ બની શકે તે સ્વાભાવિક છે. કોન્સ્ટીટયુશન શબ્દનો અર્થ ઊભું કરવું, રચવું, શરીરનું બંધારણ, ઘડતર, પ્રવૃત્તિ, રાજ્યનું બંધારણ વગેરે એટલે જે ઊભું કરીએ, રચીએ તે જેમ શરીરનું બંધારણ, પ્રકૃતિ, તબિયત હોય છે તે રીતે રાજ્યનું બંધારણ પણ છે. જેમ શરીરની સ્થિતિ કાયમી સ્થિર રહેતી નથી, અને ઈનપર સેપ્ટીકલ ચેન્જીસ બાળપણથી વૃધ્ધાવસ્થા પર્યંત અનુભવતું રહે છે, તેની જ રીતે કાળ અને સમગ્ર સૃષ્ટિ ફેરફારો અનુભવે છે. બદલાતો એ સૃષ્ટિનો ક્રમ સૃષ્ટિના કુદરતી ક્રમને રોકીએ તો અનિષ્ટ પરિણામો આવે છે. જડતા એ અકુદરતી માટે જ આપણા ધારાશાસ્ત્રીઓએ ધર્મસ્થ ત્વરિતા ગતિ એટલે ધર્મને કાયદાના ભાવે ગણી તે પણ ત્વરિત ગતિશીલ રહે તેમ લખ્યું છે, સમાજની પ્રગતિ અને વિકાસને આધીન રહી સમયે સમયે ધર્મ, ફરજ કે કાયદો બદલાતા રહે છે.

હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યનું અંગ હતું ત્યારે અંગ્રેજોએ પોતાનું શાસન સુદૃઢ બનાવવા ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટ ૧૯૩૫ અને તે પહેલાંનો કાયદો પસાર કરેલો જે ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટ ૧૯૧૫ના કાયદામાં તથા તે અગાઉ ઇન્ડિયન કાઉન્સીલ એક્ટ ૧૮૯૧ વગેરેમાં સમયોચિત સુધારાઓ કરી ઘડવામાં આવેલા ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટ ૧૯૩૫નો જે કાયદો ભારત આઝાદ બન્યું ત્યારે અમલમાં હતો. તેમાં જ બંધારણસભાએ તમામ કલમોને તપાસી આપણી સ્વતંત્રતાને અનુરૂપ ફેરફારો કરી હાલના બંધારણનો કાયદો તા. ૨૬ જાન્યુ. ૧૯૫૦ના રોજ અમલમાં આણ્યો. આ બંધારણનો એ ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટની સુધરેલી આવૃત્તિ જ હતી, જેણે બદલાયેલી પરીસ્થિતિને અનુરૂપ નવા ફેરફારો સ્વીકાર્યા હતા. બંધારણસભાએ કાયદાની ગતિશીલતાનો તાત્ત્વિક સ્વીકાર કર્યો હતો. તે જ રીતે આપણે પણ ગતિશીલતાના નિયમનો સ્વીકાર કરી આપણું બંધારણ કે જે આપણી રાજ્યની દેહ છે, તેની પરિવર્તનશીલતા સ્વીકારી તેમાં સુધારા કરવાની જોગવાઈઓ હોવી જ જોઈએ. પરિવર્તનશીલતા કાયમી છે. એટલે કે ઇનપર્મેનન્સ ઇઝ પરમેનન્ટ તે બંધારણને પણ લાગુ પડે છે.

આજથી ૩૦ વરસ પહેલાંના સામાજિક નીતિ નિયમો, રીતરિવાજ, રહેણીકરણી તમામ બદલાઈ ગયાં છે. એનું અને ઉદ્યોગોનું આધુનીકરણ થયું છે, તેને કારણે જીવન જીવવાની ઢબમાં ફેરફારો થયા છે અને સામાન્ય વ્યક્તિમાં પણ પોતાના હિત અંગેની સમજ અને ચીવટ પેદા થઈ છે. જાગૃત રીતે પોતાના હકકો મેળવવા તથા અન્યાયને ન સહન કરી લેવા સૌ કોઈ કાર્યશીલ છે, અલબત્ત ગરીબોની ગરીબરેખા નીચે જીવતા નાગરિકો, પદદલિત ગ્રામીણ પ્રજા પોતાના હકકો સામાન્ય ચૂંટણીઓમાં મતદાન દ્વારા સરકારને નિયુક્ત કરે છે. જ્યારે તેના કરતાં ઉપલા

વર્ગ પોતાના હિતોનું રક્ષણ કરવામાં તથા તેને વિસ્તારવામાં સાધનસંપન્ન હોઈ ન્યાયની અદાલતો દ્વારા તેમજ અન્ય રીતે સરકારી જોગવાઇઓ પ્રમાણેના લાભો મેળવી શકે છે. આપણો દેશ પરદેશી શાસનમાંથી મુકત થયો અને બંધારણ અમલમાં આવ્યું તે સમયની આર્થિક સામાજિક પરિસ્થિતિ અનુરૂપ જે જોગવાઈઓ કરવામાં આવી હતી, તેમાં જણાવ્યા પ્રમાણે વખતો વખતના બંધારણના કાયદામાં સુધારા દ્વારા કરવામાં આવેલા ફેરફારથી મિલ્કત ધારણ કરનાર તથા સ્થાપિત હિતો ધરાવતા નાગરિકો મૂળભૂત અધિકારોના રક્ષણ માટે સર્વોચ્ચ અદાલત અગર હાઈકોર્ટમાં જઈ નવા આવેલા સુધારાનું અર્થઘટન કરાવી શકે છે. કોઈ અર્થઘટન આપણે ગમે તેટલું લીબરલ કરીએ તો પણ જડતાની પકડમાંથી જ્યાં સુધી આર્થિક અને સામાજિક રીતે જરૂરી બનેલા ફેરફારો ન કરીએ ત્યાં સુધી બહુજન સમાજને સુઘડ અને સ્વચ્છ સમાનશીલ જીવન જીવવા માટે વિશિષ્ટ જોગવાઈઓનો ઉલ્લેખ નથી. તેનો ઉમેરો કરવો અવશ્ય બન્યો છે. આ સુધારો કરવાનો અધિકાર બંધારણમાં તો છે જ તેના બેઈઝીક સ્ટ્રકચરમાં ફેરફાર કર્યા સિવાય કરવો જોઇએ તેવો સર્વોચ્ચ અદાલતે નિર્ણય કર્યો છે. કેન્સર જેવા ભીષણ મહારોગમાં શરીરમાંથી લોહીનું ટીપું પડયા સિવાય ઓપરેશન કરવું તે જેમ શકય નથી તેમ બંધારણમાંના સમયોચિત જરૂરી ફેરફારો તેના કોઈપણ અંગ ઉપર શસ્ત્રક્રિયા એટલે કે સંવૈધાનિક ઉપચાર દ્વારા ન કરવામાં આવે તો કેવી રીતે થઈ શકે? જેમ કેન્સરના દરદીને બચાવવા માટે શસ્ત્રક્રિયા અગર તેવા જ ઉપચારની જરૂરત છે, તેજ રીતે રાષ્ટ્રના દેહને 30 વરસમાં અસમાન વહેંચણીની વ્યવસ્થાને કારણે જે કારમો રોગ લાગુ પડયો છે તેનું નિવારણ સ્થિર બંધારણ ન કરી શકે. પ્રગતિ અને વિકાસની કૂચ બંધારણની ગતિશીલતાની ગેરહાજરીમાં શકય નથી. કારણ કે સ્થિરતા અને જડતા રાષ્ટ્ર તેમજ વ્યક્તિની પ્રગતિને વિકાસને બાધક છે. રાષ્ટ્ર એ માત્ર અલ્પસંખ્યક માણસોનો સમાજ નથી પણ અદના સામાન્ય માનવીનો બનેલો સમગ્ર બહુજન સમાજ છે. રાષ્ટ્રના દેહસમું બંધારણ સર્વકાળને આધીન સમાજની જરૂરિયાત પ્રમાણે સ્વેચ્છાએ ગતિશીલ બની પોષક બળ ન બને તો પાણી જેમ પોતાની સપાટી શોધી લે છે તેવી જ રીતે અન્યાય પામતાં બળો તેના હિતમાં અવરોધક હોય તેવા ગતિશીલ બંધારણને જોખમમાં મૂકી ક્રાંતિના વંટોળમાં ઉપાડી જાય તે શું સંભવિત નથી!



એક અધિકારી ગામડાની મુલાકાતે ગયા. ગ્રામજનોએ ફરિયાદ કરી કે અમને ખાંડ મળતી નથી.

અધિકારીએ કહ્યું કે હું જિલ્લા મથકે જઈને તુરતજ તમારા ગામની પરમીટ મોકલી આપું છું.

થોડા દિવસ પછી એ અધિકારી ફરી એજ ગામની મુલાકાતે ગયા. ગ્રામજનો મળ્યા. અધિકારીએ પૂછયું કે ખાંડ મળી ગઈને?

એક ગ્રામવાસી બોલી ઊઠયો.

"સાહેબ! આપે ખાંડની પરમીટ મોકલી એટલે ગામ તો હરખથી ગાંડું થઇ ગયું. ઘણા વખતથી ખાંડ ભાળી નહોતી એટલે બધાય ચા પીવા તલસતા હતા. અમે બધાય ચોકમાં ભેળા થયા. ચૂલા ઉપર પાણી ભરીને મોટો ટોપ મૂકયો. એમાં નાખી પરમીટ. સવાર સુધી પરમીટ ઉકાળી પણ સાહેબ! ચા ગળ્યો ન થયો."

# લોકકથાઓની વિશેષતા

પ્રા. ડૉ. પ્રહ્લાદભાઈ ટી. પટેલ

લોકસમાજનું પ્રતિબિંબ ઝીલતી લોકકથાઓ માટે સામાન્ય રીતે કહી શકાય કે જે તે સમાજની વિશેષતાઓ એ જ લોકકથાઓની પણ વિશેષતાઓ બની રહે છે. લોકકથાને લાગતો પ્રાદેશિકતાનો પાશ એ એની આગવી લાક્ષણિકતા છે. ગમે તેટલો દૂરનો પ્રવાસ કરીને આવેલ કથા જે તે પ્રદેશના વાઘા એવી સુંદર રીતે પહેરી લે છે કે શ્રોતા તેની સાથે પોતાપણું અનુભવે છે. આથી તેમાં વપરાતાં પાત્રો અને સ્થળો ચિર પરિચિત બની રહે છે. લોકજીવનની મુગ્ધતાએ કથામાં ચમત્કારિક તત્ત્વોને પ્રવેશ આપ્યો. તેથી તેમાં અલૌકિક તત્ત્વ પ્રવેશ્યું. તેને લીધે જન્મતી ધાર્મિકતા અને ભલા-બૂરાના તેમજ પાપપુણ્યના ભેદે લોકસમાજને નીતિયુક્ત બનાવ્યો છે. તે દ્વારા સધાયેલ જનકલ્યાણની ભાવનાનું લોકકથામાં વિશિષ્ટ સ્થાન છે.

લોકજીવનમાં કેન્દ્રસ્થાને રહેલ રાગાત્મકતા લોકકથામાં પણ પ્રેમનો અભિન્નપુટ સર્જે છે. પ્રત્યેક સામાજિક સંબંધોનાં નિર્વ્યાજ પ્રેમનાં ચિત્રોથી લોકકથાઓ ખચિત છે. દમ્પત્યને સ્પર્શતી લોકકથાઓમાં નિર્વ્યાજ પ્રેમ સાથે બલવત્તર પ્રેમોર્મિનું દર્શન પણ થાય છે છતાં પ્રણયના ઘૂઘવાટા મારતા તેમના રસસાગરની પાળ તો પુણ્યથી જ બંધાયેલી છે. આ કારણે લોકકથાઓમાં પ્રણયનાં ઉત્કટ આલેખન મળશે પણ ક્યાંય અશ્લીલતાનાં દર્શન નહિ થાય. માનવજીવનની મૂળભૂત વૃત્તિઓ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ મત્સર વગેરે વાસનાઓ લોકજીવન સાથે જ વણાયેલી છે આ વૃત્તિઓ લોકકથાના પ્રવાહને વેગવાન બનાવે છે. સાથોસાથ જીવનમાંગલ્યના ચાહક લોકસમાજે ઘણીવાર માત્ર લોકહૃદયના સંતોષ ખાતર જ લોકજીવનની કરુણાંત ઘટનાઓને લોકકથાઓમાં સુખાંત બનાવીને મૂકી છે.

લોકકથાનો કથક કથાને એવી ઢબથી કહે છે કે શ્રોતાઓની ઉત્સુકતા તેમજ રસવૃત્તિ વધુને વધુ સતેજ બનતી જાય છે. લોકકથામાં ગૂંથાયેલ પ્રસંગોને કારણે જન્મતી તેની પ્રાસંગિકતા અને તે પ્રસંગોને એકતંતુ સાથે સાંકળી લેતાં તેમાંથી જન્મતી એકસૂત્રતા એ પણ લોકકથાની વિશેષતા બનીને આવે છે. લોકકથાનાં વર્ણનોની સહજ સ્વાભાવિકતા પણ લોકકથાની વિશેષતા છે.

લોકકથાનું સાચું સ્વરૂપ લિખિત નહિ પણ મૌખિક પરંપરામાં જ છે. આથી જે તે સમાજની એક જ લોકકથાનાં અલગ અલગ મળી આવતાં પાઠાન્તરો પરથી તે તે સમાજની પરિવર્તનશીલતાનો ખ્યાલ પણ આવી શકે છે. લોકકથાઓમાં પ્રતિબિંબિત લોકમાનસ સર્વત્ર સમાન હોવાથી વિભિન્ન પ્રદેશોની લોકકથાઓમાં સ્થાનીય જીવનના ભેદો બાદ કરતાં બાકીનામાં આશ્ચર્યજનક સામ્ય દેખાય છે. ડૉ. કૃષ્ણદેવ ઉપાધ્યાયે લોકકથાની વિશેષતાઓને નીચે પ્રમાણે આઠ વિભાગોમાં વહેંચી છે.

૧. પ્રેમનો અભિન્ન પુટ ૨. અશ્લીલ શૃંગારનો અભાવ ૩. માનવની મૂળ વૃત્તિઓનું નિરંતર સાહચર્ય ૪. મંગલકામનાની ભાવના ૫. સુખાન્તતા ૬. અલૌકિકતાનું પ્રધાન્ય ૭. ઉત્સુકતાની ભાવના ૮. વર્ણનની સ્વાભાવિકતા.

કથાને લોકકથા બનવા માટે લોકમાનસની અંતઃ વ્યાપ્તિ અનિવાર્ય બની રહે છે. લોકકથાના અભ્યાસીઓ તો લોકકથાઓ દ્વારા આ લોકમાનસનાં તત્ત્વો અને તેનાં વિવિધ સ્તરો પર પ્રકાશ ફેંકવાનો હોય છે. સાહિત્યસિદ્ધાંતોથી હર હંમેશ અપરિચિત રહેતી આવેલ લોકકથામાં સાંકળી લેવામાં આવતી ઘટનાઓ અને વર્ણનોના આલેખનમાં લોકમાનસની વિશિષ્ટ પરિપાટીનાં દર્શન થાય છે. તેમાં કોઈ જ સાહિત્ય સિદ્ધાંત લાગુ પડતા નથી. આ લોકપરિપાટીનો

પરિચય આપણને કથા સાંભળતાં મળે છે. કથક જ્યારે લોકકથાની માંડણી કરે છે ત્યારે તે લોકજીવનમાં ગળાડૂબ બને છે.

લોકકથામાં વ્યાપ્ત આ લોકમાનસ જ એક એવું તત્ત્વ છે, જે તેને સાહિત્યિક કથાઓથી અલગ પાડે છે. ઉપરાંત લોકકથા કંઠોપકંઠ ઘણી લાંબી મંજલ કાપીને આવી હોવાથી તેમાં લોકમાનસનાં કેટલાંય સ્તર જોવા મળે છે. ઓખામંડળના વાઘેરોમાં ખૂબ જ પ્રચલિત એવી રાયબો-સાયબોની કથા ઈ.સ.ની બીજી સદીથી કંઠોપકંઠ વહી આવતી હોવાથી તેમાં લોકજીવનના સ્તરોનું વૈવિધ્ય દેખાય છે. અને તેનાં ઘણાં પાઠાન્તરો પણ મળે છે. લોકમાનસમાં વિવિધ યુગની લોકસંસ્કૃતિઓના જે અવશેષ વિવિધ સ્વરૂપે જળવાયેલા પડ્યા છે તે લોકકથાના નિર્માણ તત્ત્વના સ્વરૂપે પોતાનું અસ્તિત્વ પ્રગટ કરે છે. આથી જ લોકકથા વિવિધ સ્વરૂપો ધારણ કરે છે. કોઈ કથક લોકકથાને યથાતથ સાંભળ્યા પ્રમાણે રજૂ કરે છે તો કોઈ તેમાં કાપકૂપ કરી તેનો ઘાટ બદલી દે છે. કથકને કથા કહેતી વખતે લોકજીવનનો કેફ ચડતાં તે નિજી મસ્તીમાં આવીને કથા કહે છે. એટલે લોકકથા સ્વરૂપનો કોઈ ખ્યાલ કરવા તે બેસતો નથી. ખરેખર તો લોકકથા એકકંઠેથી બીજા કંઠે જતાં જ તેમાં પરિવર્તન આવી જાય છે.

## લોકકથાનું 'કથાશિલ્પ' :–

લોકકથાના 'કથાશિલ્પ'નો અભ્યાસ કરતાં વિદ્વાનોએ લોકકથાના કથાશિલ્પના વિવિધ આધારો કલ્પ્યા છે. ડૉ. સત્યેન્દ્ર લોકકથાના દસ નિર્માણતંતુ ગણાવે છે.

| | |
|---|---|
| ૧. લોક માનસ | ૨. કથારૂપ |
| ૩. પાત્ર | ૪. અભિપ્રાય, કથાનકરૂઢિ કે કથાતંતુ |
| ૫. સામાન્ય ઘટના | ૬. સંઘટના |
| ૭. અક્ષરકથા કે કથા માનકરૂપ | ૮. ઉપયોગ દૃષ્ટિ |
| ૯. અલંકરણ | ૧૦ વાતાવરણ |

'લોકકથા' શબ્દપ્રયોગમાં 'લોક' અને 'કથા' એ બે પદોમાં 'કથા' મુખ્યપદ છે. એટલે કથાનાં જે ઘટક તત્ત્વો છે તે જ લોકકથાનાં પણ ઘટક તત્ત્વો છે. ઉપરાંત કથાની સાથે 'લોક' વિશેષણ લાગ્યું હોવાથી તે કથાનાં તમામ ઘટક તત્ત્વો પર 'લોક' તત્ત્વ ઝળુંબેલું હોય છે.

લોકકથાનાં મુખ્ય તત્ત્વો છે કથાપ્રકૃતિ Types આધારબીજ – Motifs. દિનપ્રતિદિન જેમ જેમ લોકસાહિત્યની ક્ષિતિજો ઊઘડતી જાય છે તેમ તેમ લોકકથાની વ્યાપકતા વધતી જાય છે. આજે તો વિદ્વાનો લોકકથાને આંતરરાષ્ટ્રીય અનુબંધથી એકબીજા સાથે જોડવા તૈયાર થયા છે. તેઓ લોકકથાના અંતઃસ્તત્ત્વને દૃષ્ટિ સમક્ષ રાખી લોકકથાના સંબંધને સ્થાપિત કરે છે. લોકકથાનું આ અંતસ્તત્ત્વ છે આધારબીજ – Motif. આમ લોકકથામાં મુખ્ય હિસ્સો છે આધારબીજનો અને ત્યાર બાદ આવે છે કથાપ્રકૃતિ: Tale type. કથાપ્રકૃતિ લોકકથાનો દેહ છે, માળખું માત્ર છે. જ્યારે આધારબીજ તેનું પ્રાણતત્ત્વ છે. કથાપ્રકૃતિ સ્થળકાળ અનુસાર પરિવર્તનશીલ રહે છે પણ આધારબીજ લોકકથાનું સ્થાયિતત્ત્વ છે. તેને સ્થળકાળનાં કોઈ પરિબળો પલટાવી શકતાં નથી.

## લોકકથાની શૈલી:–

લોકકથાની શૈલી લોકજીવન જેવી જ સરળ અને સ્વાભાવિક હોય છે. શબ્દાડંબરને તેમાં કોઈ જ સ્થાન નથી. ટૂંકાં વાક્યો દ્વારા સામાન્ય વાતચીતની ભાષા પ્રયોજાય છે. આમ છતાં લોકકથાની ભાષાશૈલી ખાસ કરીને તેના કથક પર આધાર રાખે છે. આ અંગે દુહો મળે છે કે

વાતડિયું વિગતાળિયું, જણ જણ જુજવિયું
જેડાં જેડાં માનવી, એડી એડી વાતડિયું.

કથક લોકબોલીમાં હકીકતોને ફુલાવી ફુલાવીને કથામાં વર્ણવતો હોય છે. વળી વાર્તા કહેનાર અને વાર્તા સાંભળનાર વચ્ચે એકાગ્રતાની અપેક્ષા અનિવાર્ય બને છે. આ માટે કથક વચ્ચે વચ્ચે શ્રોતા પાસે

'હ'કાર ભણવાની અપેક્ષા રાખે છે. વાર્તા વૃદ્ધજનોના મુખે સાંભળવી વિશેષ ગમે છે કેમકે તે અનુભવની જેમ ઉંમરની સાથે વધતી રહે છે અને કહેવાની ઢબમાં પણ પરિમાર્જન થતું રહે છે.

લોકસમાજના માનવીની જેમ તેમની વાર્તાઓ પણ તંદુરસ્ત, બળવાન, સાદગીપૂર્ણ તેમ જ સરળ હોય છે. વેધકતા એ લોકકથાનું આગવુ લક્ષણ બની રહે છે. લોકકથામાં બળવાન ધસમસતા ભાવપ્રવાહોના ઓઘ ઊમટે છે. અને તેના ભોક્તાને પણ તે પ્રવાહમાં ખેંચી જઈને ડુબાડી દે છે. લોકકથામાં વાણીની સચ્ચાઈનો રણકો પણ સાંભળી શકાય છે. લોકકથા ભલે લોકકલ્પનાની સરજત હોય તો પણ તે જાણે કે કોઈકના જીવનની બિલકુલ સાચી ઘટેલી ઘટના હોય તેવા પૂર્ણ વિશ્વાસ સાથે કથક કહેતો હોય ત્યારે તેની સચ્ચાઈમાં સૂર પૂરાવવા વચ્ચે વચ્ચે દુહા પણ મૂકે છે. કારણ 'દુહે ગાલું સચ્ચિયું' 'એમ તે દૃઢપણે માને છે

આ ઉપરાંત લોકકથામાં લોકબોલી અને તેમાં પ્રયોજાતા વિશિષ્ટ શબ્દપ્રયોગો, વેધક રૂઢિપ્રયોગો, લોક જીવનમાંથી જડેલી ઉપમાઓ વગેરે વાર્તાની ઉત્કટ અભિવ્યક્તિમાં મહત્ત્વનો ફાળો આપે છે. આમ લોક જીવનના જુસ્સાનો પરિચય લોકકથાની જુસ્સાદાર શૈલી આપી શકે છે

રામાયણ અને મહાભારત વગેરે ધર્મગ્રંથોની કથાઓને પણ લોકસમાજે લોકતત્ત્વોનો પાશ લગાડીને લોકકથાનુ સ્વરૂપ આપી દીધું છે તેમાં ઘણીવાર મૂળ કથાને અન્યાય થઈજતો હોવા છતાં પણ તે લોકભોગ્ય બનવાનું કારણ તે કથાની લોકજીવનને આવરી લેવાની શક્તિ છે

આમ જે તે પ્રદેશની લોકકથાની શૈલી તે તે પ્રદેશની ધરતીની ફોરમને મઘમઘતી કરે છે એ ધરતીનું ધાવણ ધાવીને તૈયાર થયેલ માનવીની વફાદારી, નીતિમત્તા, ખમીર, જનકલ્યાણની ભાવના, અને દરિયાવદિલીને લોકકથાની શૈલીજ યોગ્ય ન્યાય આપી શકે.

*

## કુદરતની કરામત

એક દિવસ બગીચામાં ઘૂમતાં ઘૂમતાં જોયું તો ગુંદાનુ એક ઝાડ ઠુંઠા જેવું ઊભું હતું. પાન માત્ર ખરી પડેલાં. અકસ્માત બચી ગયેલું એક પીળું પાંદડું પોતાના તમામ સાથીઓને વિદાય આપીને જાણે 'ખડા તૈયાર અકે...લા' ભજન ગાઈ રહ્યું હતું. હવાની એક લેરખી આવી, પાંદડું એમાં ગળ-ગોટિયા ખાતું ખાતું ધરતી ઉપર ઊતરી પડયું. ઝાડ તદ્દન નિષ્પત્ર. એક સપ્તાહ પછી જોઉં છું તો રૂપેરી, લીલા, લેબાસ પહેરેલી અસંખ્ય કુંપળો ફૂટી નીકળી છે કેવી નાજુકતા ! કેવી કોમળતા ! કેવી વિપુલતા ! કેવુ સૌંદર્ય ! પીપળાનું ઝાડ પણ નવપલ્લવિત કુંપળોથી છવાઈ જાય છે. ત્યારે પાંદડે પાંદડું રંગીન હોય છે, પવનની લહેરીઓ સાથે નૃત્ય કરતી હોય છે, પ્રકાશના કિરણો સાથે રમવા મંડી જાય છે. કુદરતની કેવી કરામત !

(હિન્દી વનસ્પતિ જીવનદર્શનમાંથી) — ઇસ્માઇલભાઈ નાગોરી

# 'મારી પસંદગીની શ્રેષ્ઠ લોકવાર્તા'

સર્વશ્રી પિંગળશીભાઈ ગઢવી, શ્રી દુલેરાય કારાણી, શ્રી પુંજાવાળા, શ્રી શંભુપ્રસાદ હ. દેસાઇ, શ્રી હરસુરભાઇ ના. ગઢવી, અને શ્રી રતુભાઇ રોહડિયા.

[સામાન્ય રીતે લોકવાર્તાનું સૌથી સબળ તત્ત્વ એની ઘટના છે, કલ્પના નહિ. આ ઘટના તત્ત્વ એટલું પ્રબળ હોય છે કે એના શ્રોતા કે વાચકોમાં સંવેદનના જોરદાર ઉકરાંટા ઉઠાડે છે. જીવન જેને આધારે સત્ત્વશીલ બને છે એવા ખમીર, ખાનદાની, ત્યાગ, ભોગ, તપશ્ચર્યા, ઉદારતા, વીરતા, ધીરતા અને સાધુતાના સંસ્કારની સીધી ચોટ કરે છે. આવી દરેક વાર્તામાં કોઈને કોઈ એકાદ એવું પ્રબળ સંસ્કારતત્ત્વ રહેલું જ હોય છે. આવી લગભગ દરેક લોકવાર્તા જીવનનિષ્ઠ હોય છે. ઘટના તત્ત્વ અવશ્ય પ્રબળ હોય છે, પણ એની માંડણી, પાત્રચિત્રણ, સંયોજન, વાણીસામર્થ્ય, રજુઆતની શૈલી, કહેણી કે લેખનની માર્મિકતા અને આદિ–અંતની કલાત્મકતા પણ ઘણો ભાગ ભજવે છે. આમ બધી રીતે મૂલવણીની દૃષ્ટિએ વિચારતાં એકની એક ઘટના પણ એની કલાત્મકતા પ્રમાણે વધુ ઓછી અસર ઉપજાવે છે. એ જ રીતે કથક ભાવક (શ્રોતા કે વાચક) અને લેખકના ચિત્તતંત્ર પ્રમાણે જુદી જુદી લોકવાર્તા વધુ ઓછી અસરો નીપજાવે છે ને પસંદગીની દૃષ્ટિએ ઊતરતી એકેય ન લાગે છતાં એમાંથી કોઈ એક વધુ અસરકારક કે શ્રેષ્ઠ જરૂર લાગે.

આમાં કઈ લોકવાર્તા કયા લોકવાર્તા–લેખક કે લોકવાર્તાકથકને શામાટે સૌથી શ્રેષ્ઠ લાગી એ ઘણો રસિક વિષય છે. એ માટે ગુજરાતના સરટોચ લોકવાર્તા લેખકોને એમની પસંદગીની શ્રેષ્ઠવાર્તા અંગે થોડું થોડું લખી જણાવવા વિનંતી કરેલી. શીર્ષક આપેલું મારી પ્રિય લોકવાર્તા; એથી ગોટાળો એ થયો કે કેટલાક લેખકો ઊર્મિમાં આવી ગયેલી વાર્તા અંગે સમજ્યા, કેટલાક પોતાની વાર્તાઓમાંથી કઈ એમને વધુ–પ્રિય લાગે છે તેમ સમજ્યા અને કેટલાક સમગ્ર લોકવાર્તાઓ અંગે સમજ્યા. શ્રી મેકરણભાઈ ગગુભાઈ લીલાએ તો પૂછાવ્યું પણ ખરું, એમને તો મેં સમગ્ર લેખવાર્તાઓમાંથી કઈ વધુ લાગી તે અંગે લખાવવાના હેતુની સ્પષ્ટતા કરી, પણ પછી બીજાએ તે સ્પષ્ટતા કરવાનું માંડી વાળ્યું, કારણકે એમ કરવા જતાં એમાંથી લેખકની પોતાની વાર્તાઓ બાદ થઈ જતી હતી, એથી જે કાંઈ સમજ્યા હોય તે પ્રમાણે આવવા જ દીધી છે. અહી રજૂ કરી જે થોડી વાર્તાઓનું રસદર્શન કે લઘુ વિવેચન થયું છે તેમાં શ્રી. દુલેરાય કારાણી અને શ્રી. પુંજાવાળાએ પોતાની વાર્તાઓ અંગે લખી મોકલ્યું છે; સમગ્રતાની દૃષ્ટિએ આ બન્ને વાર્તાઓ પણ બેનમૂન છે, આ લઘુ વિવેચન અને રસદર્શન લોકવાર્તાઓને સમજવા અને માણવાની ગુરુ ચાવીઓ આપી જાય છે. સં.]

આપણા સમાજઘડતરમાં લોકવાર્તાઓનું મોટામાં મોટું પ્રદાન કહી શકાય, પછી એ વાર્તા પ્રણયની હોય, ત્યાગની હોય, ખમીર ખાનદાનીની હોય, ઉદારતાની હોય, દેશભક્તિની કે ભલે પરોપકારની :

હરકોઈ આવા પ્રસંગમાં કાંઈ પ્રેરણાદાયી તત્ત્વ આપણને મળી આવતું હોય છે અને તત્ત્વ હોય તેથીજ એને વાર્તા કહેવાય નહિતર એ પ્રસંગજ કહેવાય.

આવાં ઉમદા તત્ત્વ સભર વર્તાઓએ અનેકમાંથી એકનાં એકમો સરજ્યાં, અનેક કુટુંબનાં લોહીમિશ્રણ થયાં, કુલધર્મો પ્રગટયા ને ઊજળા સંસ્કારનું આદાન પ્રદાન થયું

ત્યાગ અને ભક્તિ પ્રવાહ તો આવા પ્રસંગોમાં આપોઆપ ભળી જતો હોય છે,

પ્રણયકથાઓમાં સામાન્ય રીતે દેહાકર્ષણ પૂરતી એક માન્યતા બંધાઈ ગઈ છે પણ એવું નથી. જીવનની સર્વોપરી ગૌરવગાથાઓ પણ આવા પ્રણયના પ્રસંગોમાંથી મળી આવે છે.

મેઘાણીજીએ "સૌરાષ્ટ્રની રસધાર"માં આપેલી

દસ્તાવેજની વાર્તા મારી દૃષ્ટિએ મને ઉત્તમ પ્રકારની વાર્તા લાગી છે,

ઊગતા યુવાનને કસોટી પરાકાષ્ઠા એ મૂકી દીધો છતાં દોરાવા ડગતો નથી. અગ્નિજવાળામાંથી એવોને એવો પસાર થાય છે,

"મેરૂ રે ડગે પણ જેનાં મનડાં ડગેનહિ મરભાંગી પડે ભરમાંડજી" આ ભજનપંક્તિને નિર્ણય ને નિશ્ચિત બનાવી દે છે,

એનાં સ્નેહમાં લેશ ઊણપ નથી છતાં સત્યની અનેકલક્ષી કસોટીમાં મઢાતો જાય છે

બન્ને માણસને અથાહ પ્રેમ હોવા છતાં સંયમ નાં બંધન ખૂટેનહિ આર્થિક સ્થિતિ સાવ ગરીબ હોવા છતાં ઊંડી ધીરજ, અનેક વીટંબણામાંથી માર્ગ કાઢવાની સૂઝ, ફરજની કિંમત, પ્રબળ પુરુષાર્થ, સર્વોપરી નીતિમત્તા. મનોમંથનની કોઈ જ ગંધ ન આવે એની પૂરેપૂરી ચોકસાઈ અને બોલનો તોલ, સજ્જન બોલ્યા ના ફરે પશ્ચિમ ઊગે સૂર" આ પ્રસંગમાં આમ, અનેકવિધ સદ્‌ગુણોની લંગાર લાગી જાય છે

રાજપૂતના દીકરાને સસરાનું કહેણ આવે છે કે રાજબાને પરણવાના કોડ હોય તો રૂપિયા એક હજાર અહીં આવીને ભરી જજો, નહિતર બીજે પરણાવી દઈશ. સમાચાર સાંભળતાં રાજપૂત ઉપર આભખડકેછે. પણ બેસી રહેવાથી શું વળે?

ગામના વાણીઆ પાસે જઈને કાગારોળ કરે છે: "કાકા તમારા પૈસા હું દૂધે ધોઈને આપી દેવાનો પણ અત્યારે એક હજાર રૂપિયા આપો! મારી આબરૂ તમારા હાથમાં છે" વ્યાજખોર વાણીઓ આમ રગાવી રગાવીને પૈસા તો આપે છે પણ એક આકરામાં આકરી શરત મૂકે છે "આ પૈસાની ભરપાઈ ન થાય ત્યાં સુધી પરણેતરને બેનને નાતે રાખવી. બોલ કબૂલ કબૂલ છે?" રજપૂત કહે "કબૂલ છે કાકાકબૂલ છે."

રજપૂત પરણીને ઘરે આવે છે પ્રથમની જ રાત્રિએ એક જ પથારીમાં તલવારની દિવાલ ઊભી કરી આડું પડખું કરીને સૂઈ જાય છે. ઊંઘમાં પણ રજપૂતાણીને હાથ ન અડી જાય એની ચીવટ રાખે છે. સવાર સુધી એક ધારી ઊંઘ ખેંચે છે: વિચાર કરતાં કરી મૂકે છે ને આ પ્રસંગ!

આજીવન બ્રહ્મચારી જૈન સાધુ જીવણવિજય ને રાજકોટ ઠાકોર મેરામણજી પૂછે છે ગુરુદેવ! આપણા ચિત્તમાં આ ઉમરે આવી વિહ્‌વળતા કેમ? ત્યારે આ જૈન જતિ એક ગીતની રચના કરી ઠાકોરને સંભળાવે છે:

પંથા ધાહીઓ અગેશ જોરે ઉઠાહીએ પબે પ્હાડ
ખીજીયો પેના કતકે વાહીઓ ખતંગ
ધુમજાળ નાહીઓ જગાહીઓ વ્યાલધીશ
અસાં એક મરદાં હઠાહીઓ અનંગ

આમ ઘણાં ઘણાં દૃષ્ટાંત દ્વારા કામની પ્રબળતાનું પ્રતિપાદન કરે છે. જ્યાં આવા વીતરાગીઓ આ પરિસ્થિતિમાં હોય ત્યાં ઊગીને સમો થતો યુવાન સાવનિર્લેપ રહે તે સંયમની પરાકાષ્ઠા કહેવાયને?

રાજપૂતાણી આ ભેદ સમજવા માગે ત્યારે વાણીઆનો દસ્તાવેજ રજૂ કરે. રજપૂતાણી દસ્તાવેજ વાંચી હરેરતી નથી. રજપૂતની ટેકને બિરદાવી રસ્તો કાઢે છે. બાપે આપેલો કરિયાવર વેચી બે ઘોડીઓ અને હથિયાર ખરીદી રજપૂત સાથે પુરુષ વેશ પહેરી નોકરીએ હાલી નીકળે છે. બાદશાહના મહેલને પહેરો ભરવાની નોકરી મળે છે. આઠ આઠ મહિના થયા એક સરખી ફરજ બજાવે છે. ચોમાસાની ઋતુ આવે છે. અનેક દૃશ્યો જોઈ રજપુતાણીના હૃદયમાંથી વિશ્વાસ નીકળી જાય છે. બેગમ સાંભળે છે કે આ નિશ્વાસ સ્ત્રીના હૃદયનો જ છે. બાદશાહ પાસે વાત કરે છે. કે આ બન્ને સિપાહીઓમાં એક સ્ત્રી છે. બાદશાહ સવારે બોલાવે છે. પરીક્ષા માટે દૂધની તપેલી ગરમ કરવા સગડી ઉપર મૂકે છે. દૂર ઊભરાય છે ને રજપૂતાણીથી ઉતાવળથી બોલી જવાયછે કે દૂધ ઊભરાય? દૂધની કિંમત તો એને જ હોયને કેટલી વેદના પછી એનો ઉદ્‌ભવ થાય છે એને કંઈ આમ વેડફાવા દેવાય? આમ રજપૂતાણીના બોલવા ઉપરથી ભેદ ખુલી જાય છે. બાદશાહ વાણીઆને આપવાના હજાર રૂપિયા અને બીજું ઈનામ આપે છે અને કહે છે "અહીંથી જ આપનો સંસાર શરૂ કરો" ત્યારે રજપૂત કહે "ના જહાંપનાહ હું જાતે જઈ વાણીઆને પૈસા ભરીને ખીસામાં પહોંચ મૂકું ત્યારે મારું વ્રત પૂરું થાય." આમ આ પ્રસંગનું અવલથી આખર સુધી એકધારું ગૌરવ જળવાઈ રહે એટલુંજ નહીં શેરડીનો રસ જેમ તવાનો જાય છે તેમ તેમ મીઠપ વધતી જાય છે. – પિંગળશીભાઈ ગઢવી

## વ્રજવાણીનો ઢોલી

પ્રથમ તો સૌથી પ્રિય વાર્તાની ચૂંટણી કરવી એ જ મુશ્કેલ: એક વાર્તામાં તત્ત્વ બળવાન હોય છે, બીજીમાં બીજું બળવાન હોય છે. છતાં વિચાર કરતાં એક અનેરું બલિદાન મારી વાર્તાઓને મોખરે આવી પડે છે.

કચ્છ–વાગડના પ્રાંથળ વિભાગમાં વ્રજવાણી નામે એક ગામ છે. વ્રજવાણી–કેવું સુંદર નામ ? એ નામ સાંભળતાં જ ગોકુળની ગોપીઓને ઘેલી બનાવનાર કનૈયો યાદ આવી જાય.

વ્રજવાણી ગામ પણ આહિરોનું આ ગામમાં ઢોલનો બજવૈયો એક ઢોલી રહેતો હતો. એનાં સગાં –વહાલાંમાં એક ઢોલ જ હતો. ઢોલ ભલો અને ઢોલી ભલો. એ બંને એક બીજામાં એકાકાર. એ ઢોલી ન હતો સાધક હતો. ઢોલને હસાવતો, રમાડતો, ક્યારેક રડાવતો પણ ખરો !

ઢોલ પર એની થાપ પડે અને વ્રજવાણીની આહિરાણીઓનાં હૈયાં ઊછળી નીકળે. કેવી હતી એ આહિરાણીઓ ? કચ્છી સાહિત્ય કહે છે :–

વ્રજ જયું આહેરાણીયું, રાણીયું રસરાણીયું,
રાણીયું પણ પાણી ભરી; એડીયું મહારાણીયું,
ઇન્દ્રપુરીનું આવયું, જાણે ઇન્દ્રાણીયું.
વાગડજી વનરાઇ જયું, ઇતાં વનરાણીયું,

આવી આહિરાણીઓ ઢોલીના ઢોલ પર મસ્તાન બની જતી. અખાત્રીજનો દિવસ હતો. વ્રજવાણીના પાદરમાં મોટો મેળો જામ્યો હતો. વડલાની ડાળીઓ પર ઝૂલા બંધાઈ ગયા હતા, જાતજાતની રમતગમતો ચાલતી હતી.

ઢોલી પોતાના ઢોલ સાથે વહેલી સવારે હાજર થઈ ગયો હતો. ઢોલ પર ઢોલીની થાપ પડી, અને વ્રજવાણીની આહિરાણીઓ અહીં દોડી આવી હતી. રાસની રમઝટ ચાલુ થઈ ગઈ હતી.

આજે ઢોલી તો એવા તાનમાં આવી ગયો હતો કે આહિરાણીઓ એમનાં ઘરને, વરને અને પોતાને પણ જાણે ભૂલી ગઈ હતી.

આખો દિવસ રાસની રસમસ્તીમાં પસાર થઈ ગયો. રાત પડી, રાતરાણી પણ વહી નીકળી પણ આહિરાણી કોઈ પાછી ફરી નહિ.

આહિરો ઊકળી ઊઠયા. વહેમાઈ ગયા. એમને થયું, આ ઢોલીડાએ એમની ઘરવાળીઓને વશ કરી દીધી છે. ક્રોધાયમાન આહિરો ઢોલી પર તૂટી પડયા. ઢોલી ઢળી પડયો. ઢોલીનો ઢોલ એકાએક અટકી પડયો.

આહિરાણીઓ આ જોઈ સ્તબ્ધ બની ગઈ. આહિરોના અંતરમાં ભરાયેલા વહેમના ભૂતને એ ઓળખી ગઈ. ઢોલીના મૃત્યુએ એમના અંતરમાં આગ લગાવી દીધી. જીવન ઝેર બની ગયું. સાત વીસું આહિરાણીઓ ચિતાઓ ખડકાવી, બળતી આગમાં કૂદી પડી. બળીને ભસ્મ થઈ ગઈ. વ્રજવાણીના પાદર પર ઊભેલા પાળીઆની લાંબી હાર આજે આ આત્મબલિદાનની યાદ આપતી ઊભી છે.

ગૃહલક્ષ્મી વિનાના ઘર આહિરોને પણ કડવાં થઈ પડયાં. આહિરો પણ વ્રજવાણીનો ત્યાગ કરી હાલાર અને સૌરાષ્ટ્રમાં ઊચાળા ભરી ગયા. પ્રાંથળીઆ આહિર કહેવાયા.

કચ્છી સાહિત્ય કહે છે.

વ્રજવાણીજી વાટ તેં ખડકાણીયું ચીયું,
આગ ઉથી નિકરઈ અને, લાહ્યું લગી વઇયું,
કુડી કરોડી ને પઇયું સતીયું સત વીયું,
ખેલ બધી બાંઉં બધી, ભેરીયું ભસમ થઇયું,

ગાલડિયું જ રઇયું,
કારાણી એં કચ્છ મેં,

દુલેરાય કારાણી

*

## ભૂલ્યા ! નહિ ભૂલીએ

ક્યારેક તો "ઊર્મિ" ઊર્મિઓને ઝણઝણાવીને જ રહે છે. આજે મારું બાવનમું વરસ ચાલે છે. મારી પાંત્રીસની ત્યારે ઉંમર હતી. 'દર્શનશાસ્ત્ર'

લઈને અનુસ્નાતક થયો, અને શૃંગારરસના સાહિત્યના ઘૂંટડા ભરી ભરી પીધા. ગોરંભતું ગંભીર છતાં મોજીલું મસ્ત રંગીલું જીવન. આનંદ આનંદ હતો.

એમાં મારા એક દીકરાને કાળે ઝડપી લીધો. વીસ વર્ષનો હોય એવું હાડેતું શરીર, ગોરો વાન, રૂંવાડે રૂંવાડે પાણી ઊભરાય. એવા પુત્રનું અકસ્માતથી અવસાન થયું.

અમારી સંસારવાડી થોડીવારમાં સૂનકાર થઈ ગઈ. ભેંકાર ભાસવા માંડી. જાણે કમળવન ઉપર હીમ પડયું.

છ મહિના વીત્યા. અકારા એ દિવસ? સૂમસામ રાત્રીઓ! હૂંફાળા પ્રેમી મારા પિતા, સમજણાં માતા, કહ્યાગરા ભાઈ, અને નાનકડાં બાળકોનાં મોઢાં જોઈ જોઈને, હું દુઃખમાંથી કડેડીને ઊભો થઈ ગયો.

પણ! પણ! મારા સંસારરથનું બીજું પૈડું તો ભાંગીને પડયું હતું. અમારા ઘરની દીવાલોમાં હીબકાં અને ડૂસકાંનાં ચિત્ર ચિતરાઈ ગયાં. ભૂંસાયા ભૂંસાતાં નથી.

હવે? હવે શું કરવું? કયાં જવું? કોઈ આશ્વાસન કારગત નથી થતું. કોઈ ઉપાય, કોઈ કળા કામ આવતાં નથી.

આવા સમયમાં પણ વાર્તા સાંભરી. નાનપણમાં સાંભળી'તી એ "સ્વાંતનાં સર્જેલાં" વાત યાદ આવી. દીકરાનું સર્પદંસથી અવસાન થાય છે. એકની એક દિકરીને પરણાવવા દીપા ખુમાણ પત્નીને ડીબકું હૈયામાં સંઘરી દેવાની સલાહ આપે છે.

ડીબકાને હૈયામાં સંઘરી, છાતી ઉપર શીલા મેલી કાઠિયાણી અને દીપો ખુમાણ દીકરીને લાડે કોડે પરણાવે છે ને બીજી બાજુ પાછલી પછીત તોડી દીપા ખુમાણના ચાર વૃદ્ધ જીવાઈદારો દીકરાને દેન દઈ આવે છે. જવતલ ભાઈના દીકરાને હાથે હોમાવે છે, પણ વળાવતી વખતે દીકરી ભાઈની પૃચ્છા કરે છે. ભાઈ કયાંક આડો અવળો થઈ ગયો છે એવાં ગળચવાં ગળીને કાઠિયાણી ને કાઠી દીકરીને વળાવે છે. વેવાઈ વરતી જાય છે. જાન રંગેચંગે ઊપડી પણ સીમાડેથી સૌ દીપા ખુમાણના દીકરાના ખરખરે પાછા વળ્યા.

આ વાણીનાં પાણીએ અમારી કુટુંબવાડી મ્હેકી ઊઠી. ફૂલ ઝાડ કોળ્યાં. વેલી વૃક્ષને વિંટળાઈ ગઈ. પાંદડે પાંદડે જીવ આવ્યો.

આજ, હું આ ફૂલવાડીના મારાથી "મોટા માળી"ને હાથ જોડીને બાગને જોઈ રહું છું. કો નીરનીરાળાં ભાવથી અગાધ ઊંડાણભર્યા રહસ્યમય "તત્ત્વ"ની પ્રેમપીછાણથી નિહાળી રહું છું. દૂર સુદૂરથી સર્જનહારની સૌન્દર્યલીલા. "સંહાર" અને "સર્જન"માં પણ વિરક્ત ભાવે જોવાથી ભૂલી ભૂલાય નહિ એવી છે.

તા. ૧૪–૧–૮૧ "મકર સંક્રાન્તિ" –પુંજાવાળા

*

## શ્રેષ્ઠ લોકવાર્તા

મારા લેખસંગ્રહ "પ્રકાશ અને પરિચય"માં લોકવાર્તાના પ્રકારો, પદ્ધતિ, રચના વગેરેની છણાવટ કરતો લેખ છપાયા પછી એક મિત્રે પૂછયું કે તેમાં કયો પ્રકાર, પદ્ધતિ કે રચના શ્રેષ્ઠ છે તેનો નિર્ણય તમે આપ્યો નથી તે શા માટે? આ પ્રશ્નનો ઉત્તર આપવાપણું નથી. લોકવાર્તાની રચના, તેનો પ્રકાર કે પદ્ધતિનો આધાર સમય, અવસર, શ્રોતાગણ આદિ અનેક તત્ત્વોને અનુલક્ષીને પસંદ કરવામાં આવે છે. એક લોકવાર્તા એકને સારી, સુંદર કે ભાવવાહી લાગે ત્યારે બીજાને ન લાગે તે સ્વાભાવિક છે. મારા અંગત મતે તે વાર્તામાં, વાર્તાનાં સમસ્ત અંગો સાંગોપાંગ શુદ્ધ હોય, કલ્પનાનો અતિરેક ન હોય, નિંદ્ય શૃંગાર કે અશ્લીલતા ન હોય, ચમત્કાર, શાપ, વરદાન કે અસંભવ પ્રસંગોની ગૂંથણી ન હોય અને આદિથી તે અંત પર્યંત શ્રોતાઓને સાંભળવી ગમે કે વાચકોને વાંચવી ગમે તેવી વાર્તા શ્રેષ્ઠ ગણાય.

સૌરાષ્ટ્રની વિવિધ પ્રકારની લોકવાર્તાઓમાં

એક પ્રકાર ઐતિહાસિક પાત્રોને કેન્દ્રમાં રાખી કહેવાયેલી કે લખાયેલી વાર્તાઓનો છે. તેમાં આ પાત્રોની વીરતા, ઉદારતા, વટ, ટેક, વચનપાલન, આત્મભોગ, સમર્પણ અને એવા અનેક ઉત્તમ પ્રેરણાદાયી અને વિશિષ્ટ સદ્ગુણોનું ચિત્ર ઉપસાવવામાં આવેલું હોય છે. અને તે સાથે તેમાં સુયોગ્ય આમુખ, નિયતાપ્તિ, પ્રાપ્યાશા, ઉપસંહાર વગેરે સુરેખ અને સળંગ હોય છે. અંગત રીતે મને આ પ્રકારની વાર્તા જો તેમાં ઈતિહાસ કે ઐતિહાસિક પાત્રો કે પ્રસંગોને શુદ્ધ રીતે રજુ કરાયા હોય તો વધારે સારી લાગી છે. આપણા લોકસાહિત્યમાં આવી અનેક સુંદર વાર્તાઓ છે પણ તેમાં મને રાહ નવઘણ અને જાસલની વાર્તા શ્રેષ્ઠ લાગી છે.

થોડાં વર્ષો પૂર્વે દિલ્હીમાં એક સ્થળે કેટલાક મિત્રો મળ્યા હતા તેમાં રાજસ્થાની, પંજાબી, ઉત્તર ભારતીય અને ગુજરાતીઓ હતા. સૌરાષ્ટ્રના લોકસાહિત્યની યોગાનુયોગ વાત નીકળી અને તેઓએ એક વાર્તા સાંભળવા ઈચ્છા પ્રદર્શિત કરી. હું વાર્તા કથક નથી કે મેં કળા સાધ્ય કરી નથી છતાં આ સૌરાષ્ટ્રથી અપરિચિત, અતિ શિક્ષિત અને પાશ્ચાત્ય સંસ્કારોથી રંગાયેલા સજ્જનો પાસે મેં હિન્દી ભાષામાં રાહ દયાસના શીરસમર્પણથી સુમરાના પરાજય સુધીની વાર્તા કરી ત્યારે મેં જોયું કે શ્રોતાઓ મંત્રમુગ્ધ થઈ એક પણ અવાજ વગર બેસી રહ્યા એટલું તો નહિ પણ દેવાયતના આત્મભોગ, અને નવઘણે જાસલનો પત્ર વાંચ્યો ત્યારની તેની સ્થિતિનું વર્ણન સાંભળી કેટલાયે મિત્રોની આંખો ભીની થઈ ગઈ. આ બધા પ્રસંગો ઉચ્ચ કક્ષાના માનવીઓને અને તે પણ આજના ભૌતિકવાદમાં પ્રભાવિત કરી શકે તે વાર્તાને શ્રેષ્ઠ વાર્તા કેમ ન કહેવી? આપણી લોકવાર્તાઓ બધી જ આવી રસિક અને પ્રાણવાન છે છતાં મને આ વાર્તા ખરેખર બહુ ગમે છે.

– શંભુપ્રસાદ હરપ્રસાદ દેશાઇ

*

## મારી પસંદગીની શ્રેષ્ઠ લોકવાર્તા

લોકવાર્તાઓના અતિ વિશાળ ફલકમાંથી માત્ર એક જ વાર્તાને પસંદ કરવી એ કપરું કાર્ય છે. દરેક વાર્તાને તેનું આગવું સ્વરૂપ હોય છે, અને તેના પ્રમાણમાં વત્તા–ઓછા અંશે ભાવવાહક તેમ જ ગુણદોષયુક્ત પણ હોય જ છે; છતાંય ખરેખર પસંદગી કરવાની જ હોય તો હું બેધડક રીતે 'રાણકદેવીની વાર્તા'ને અગ્રસ્થાન આપી શકું છું. એ માટેનાં કારણો પણ છે.

એક તો આ વાર્તા માત્ર કાલ્પનિક જ નથી. ઐતિહાસિક ભૂમિકા ઉપર રચાયેલી હોવાથી એનાં પાત્રો તેમજ પ્રસંગો જન–હ્રદયમાં સારી પેઠે હમદર્દી ઉત્પન્ન કરે છે વળી આ વાર્તા તળ સોરઠભૂમિની છે. ત્રીજું કારણ એ છે કે એનું દરેક પાત્ર અથથી જે સ્વરૂપે આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે એ જ સ્વરૂપે અંત સુધી જીવંત રહે છે. વિષમ પરિસ્થિતિ તેમ જ વિપત્તિઓ, તેઓનાં ધૈર્ય, શીલ, સ્વમાન અને નેક–ટેકને ચલાયમાન કરી શકતાં નથી. અને છેલ્લું પરંતુ સબળ કારણ તો એ છે કે–આ વાર્તામાં એક સાથે અનેક પ્રકારના રસો તથા ભાવો માણી શકાય છે.

સામાન્ય રીતે કોઈ પણ લોકવાર્તા એક પ્રકારના ચોક્કસ રસ–ભાવને અનુલક્ષિત જ હોય છે. જ્યારે આ વાર્તામાં પ્રસંગાનુસાર વિવિધ પ્રકારના રસોનું દર્શન થતું રહે છે. એક પદ્મિણી નારી રૂપે રાણકદેવીને પ્રાપ્ત કરવા માટે સિદ્ધરાજ–જયસિંહે તેની જોડે કરેલું વેવિશાળ, રાહખેંગારે કરેલું હરણ, અને તેમ છતાંય તેને પ્રાપ્ત કરવા માટે સિદ્ધરાજે કરેલા ભગીરથ પ્રયત્નોની પાછળ આછો પ્રેમભાવ–શૃંગારરસ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે, જો કે એ છે એકપક્ષીય, છતાંય વાર્તાની પૂર્વભૂમિકા રૂપે હોવાથી મહત્ત્વનું સ્થાન આપોઆપ મેળવી લ્યે છે. એ રીતે આ વાર્તા એક પ્રેમકથા પણ બની રહે છે. એવી જ રીતે વીરરસપ્રધાન પણ છે. પાટણના બળવાન રાજાની સાથે વેર ઊભું કરવાનું

જોખમ વ્હોરી લઈને જ રાહ ખેંગાર રાણકદેવીનું હરણ કરતો હોય છે. અને ત્યાર પછી પણ લોકકથા મુજબ બાર – બાર વરસો સુધી સિદ્ધરાજ જયસિંહનાં જબરાં લાવ – લશ્કરનો અડગ વીરતાપૂર્વક સામનો કરતો રહે છે, અને અંતે લડાઈમાં જ વીરગતિને પ્રાપ્ત કરે છે.

વાર્તામાં કરુણ રસ, પણ સારી પેઠે દૃષ્ટિગોચર થાય છે. રાહખેંગારનાં મૃત્યુ પછી રાણકદેવીનો વિલાપ માણેરાનો કરુણ વધ, અને અંતે રાણકદેવીનું ચિતા આરોહણ જેવા પ્રસંગો શ્રોતાજનોનાં હૃદયોને કરુણ રસથી છલકાવી ધે છે. એક રીતે જોતાં કરુણાંત કથા બની રહે છે.

આ વાર્તાનાં પાત્રો તેઓનાં જીવનકાળ દરમ્યાન અડગ ધૈર્ય, અદ્‌ભુત શૌર્ય, શીલપાલન તેમ જ ટેકટેક જેવા ઉમદા ગુણોને આચરતાં હોવાથી સાધારણ રીતે જ જનહૃદયમાં માન ઉત્પન્ન કરતાં હોય છે. આશરે હજારેક વર્ષનાં વ્હાણાં વહી ગયાં હોવા છતાંય આ વાર્તાનાં જાજલ્યમાન પાત્રો, આજે પણ એનાં એ જ સ્વરૂપે લોકોનાં હૈયામાં આદર-ભાવભર્યું સ્થાન ધરાવી રહ્યાં છે. ગુજરાતભરમાં આ કારણસર આ વાર્તા સર્વત્ર જાણીતી છે જ, તદુપરાંત રાજસ્થાન પ્રદેશમાં તેમ જ માળવા જેવા દૂરના પ્રદેશમાં પણ આ કથા લોકવાર્તારૂપે પ્રચલિત બની રહી છે. જીવનમાં પારાવાર સંકટો વેઠીને, અતિ ઉદાત્ત ચારિત્ર્યમાં લેશ પણ વિચલિત નહિ થનારાં અને એ કાજે જીવનસુદ્ધાંને હોમી દેનારાં વીર નર–નારીઓ લોકોનાં હૃદયમાં આપોઆપ માન-ભર્યું સ્થાન મેળવી લેતાં હોય છે. સામાન્ય માનવી મટી જઈને મહામાનવ બની રહેતાં હોય છે. આપણી સંસ્કૃતિમાં ઉત્તમ ચારિત્ર્યને આગવુ સ્થાન અપાયું છે, જેને લીધે 'અજ્ઞાત કુળમાં ઉત્પન્ન થયેલી રાણકદેવી જેવી સામાન્ય નારી પણ જોગમાયા જેવું પુનિત સ્થાન ધરાવી રહી છે.

– હરસુરભાઈ ના. ગઢવી

*

# મારી પ્રિય લોકવાર્તા

લોકવાર્તાનો જ્યારે વિચાર કરીએ ત્યારે તેને મનોરંજનની દૃષ્ટિએ મૂલવાય જ નહિ. સમગ્ર લોક-સાહિત્ય એક સંસ્કૃતિ છે. અને એમાંની લોકકથાઓ જીવનમાંથી સાંપડેલ માણસાઈનાં તેજે પ્રકાશતાં રત્નોનો સંગ્રહ છે જેમાંથી આપણે કશુંક પામવાનું હોય છે.

આ દૃષ્ટિએ મને શ્રી જયમલ્લભાઈ પરમાર લિખિતઃ 'દભરીને સર દોષ' (ધરતીની અમીરાતમાં પ્રગટ થઇ છે. અને એ પહેલાં 'ઊર્મિ' માં પણ છપાણીછે.) ઘણી મનગમતી કથા છે.

ચારણ–ચારણ્યનું જોડું છે. એક મનભાવન છોરું પણ છે. પણ સુખનો દિ' આથમતાં દુઃખની રાત પડે છે. અને આભ વસૂકતાં ધરતી પર 'દભરી' અંધારાં જેમ છવાઈ જાય છે. મતિ આંધળી થતાં કશું જ સૂઝતું નથી.

ચારણ અને ચારણ્ય અનાજ માટે ભટકે છે. 'દભરી' ના અંધકારમાં યે કો'ક કો'ક દાતારના માણસાઈના દીવા ટમટમે છે. એવો એક દીવો છે ભોજ ખાચર. અજાણ ચારણ–ચારણ્ય ચાલ્યાં જાય છે. કયાં જવું એનો કોઇ નેઠો નથી.

'દભરી' માં કશું સૂઝતું નથી, એમાં નિરા-શાએ જેને ભાંગી નાખ્યો છે, એવો ચારણ દેવ મટી દાનવ થાય છે. અહીં નારીની ચતુરાઈ પળવારમાં મામલો પારખે છે, અને બાળકને લઈને ભાગે છે, અહીં પુરુષની પામરતા અને માતાની મહત્તા પ્રગટે છે. વાર્તા મૂકપણે સમજાવે છેઃ 'મા તે મા બીજા વગડા ના વા;'

ત્યાં ભોજ ખાચર આવી પહોચે છે, બાળકને બચાવી ચારણને હાંકી કાઢે છે, પછી મા – બાળક ભોજ ખાચરને આશરે દુષ્કાળના કપરા દિવસોને વીતાવે છે.

ભોજ ખાચર જેવા દાતારને ત્યાં પણ દાણા

ખૂટે છે, એટલે એક દિવસ વગડાનાં રોઝ મારીને ચૂલે ચડાવીદે છે. જમનારાં જમી જાય છે. 'દભરીને સર દોષ' કે કોઈ સુગાતું નથી, સુગાવું પાલવે તેવું પણ નથી. ખુદ જોગમાયા જેવી ચારણ્ય જ એ વનગાયની માટીને પીરસે છે. રસોડું તો એના હાથમાં જ રહે છે. જમાનો જ એવો, છે કે જીવવા માટે જેટલાં પાપ કરવાં પડે એટલાં ઓછાં.

એમાં એક દિવસ ભૂખ્યાંઓની પંગતમાં ચારણ આવીને બેસીં જાય છે. ચારણ્ય એને પીરસે છે. અને પુરુષ અકરાંતિયો થઈ ખાય છે. ભોજ ખાચર પૂછે છે :

"આઈ! કોણ છે?"

"બાપ, મારો ચારણ,"

બસ, દરબારને દરબારની જ મતિ સૂઝે છેઃ "અરે, બાળકખાઉને મારીને કાઢી મૂકો!'

ભોજ ખાચરની વાત ન્યાયી છે. પણ અહીં જ સાડા ત્રણ હાથની ચારણ્ય વધીને આભે અડે છે. એની મહત્તા પ્રગટે છે! નારી તું નારાયણી રૂપે પાપનાશક દર્શન થાય છે. તે કહે છે :

"દભરીને સર દોષ, દોષ બીજાંને દૈયેં નઈ;
રંધાયે કિં રોઝ, ભડ રસોડે ભોજલા?"

એક જ દુહામાં ચારણ્યે ઘણું કહી દીધું: અંતે માનવી દોષિત નથી. દોષ તો ભૂખનો–ક્યારે ય ન ભરાતી હોજરીનો છે. નહિ તો વનગાયની માટી કદી ભોજ ખાચરને રસોડે રંધાય?'

અહીં નારીનાં જે રૂપનાં દર્શન થાય છે. એ મંગળ છે. ચારણ અપરાધી છે. સગા પુત્રને મારી ખાવાનો પ્રયાસ કરવાનો એનો અપરાધ અને અધમતા નાનીસૂની નથી. પુરાણકાલીન ઋષિ વિશ્વામિત્રે કૂતરાનું માંસ ખાઈને જીવ બચાવવાનો અધમ પ્રયાસ કરેલો, એ અધમતા કરતાં યે આ ચારણની અધમતા ચારગણી છે, પણ ચારણ્ય એના પર પણ જે કરુણા વર્ષાવીને જે વજનદાર શબ્દોમાં એનો બચાવ કરે છે, એ જ નારીની મહત્તા બતાવી આપે છે. એના હૃદયની વિશાળતાની પિછાન આપે છે, અને આ રીતે લેખક 'બૈરાંની બુદ્ધિ પાનીએ' એ કહેવત રચનાર અને એ કહેવતમાં રાચનારને શિરોહીની તરવારને ઝાટકે દેતા હોય એવું લાગે છે.

વાર્તામાં સાદ્યંત કરુણ રસ વહે છે, અને પરાકાષ્ઠાએ માનવતાની ગંગાનું અવતરણ થાય છે. લોકકથા કહ્યા વગર જ કહી જાય છે કે આ ધરતીનું એ સૌભાગ્ય છે કે જેના પટ પર નારી રૂપે નારાયણીઓ પદયાત્રા કરી ગઈ છે, એથી તો હજી ધરતી રસાતળે નથી ગઈ.

એ ચારણ્યનો– જોગમાયાનો વેલો આજેય ધરતી પર ક્યાંક ક્યાંક તો હશે જ, એને અમે મૂકપણે વંદન કરી લઈએ.

*

ગામડાનો એક માણસ શહેરમાં હટાણું કરવા ગયો.

મોદીની દુકાનના ઓટલે ખરીદી કરવા બેઠો.

એવામાં ધૂડિયા રસ્તા ઉપર પાણી છાંટવા સુધરાઈનો ટાંકો પસાર થયો. ગામડાનો જણ હડી કાઢીને દોડયો. ટાંકાને આંબી ગયો. હાલતાં હાલતાં કહે – "ડ્રાયવર સા'બ! ડ્રાયવર સા'બ! તમારી ગાડીમાંથી વાંહે પાણી ઢોળાઈ જાય!"

"મને પાણી ઢોળવા જ રાખ્યો છે." ડ્રાયવરે હસતાં હસતાં જવાબ આપ્યો.

# મોસ્કોની મધ્યતામાં માનવ-ગૌરવ

[ રશિયા-દર્શન હપ્તો ત્રીજો ]

ગોરધનભાઈ શંભુભાઈ પટેલ

પાંચ કલાક ને વીસ મિનિટ સુધી આકાશમાં અંધારે ઊડયા. જ્યારે મોસ્કો પહોંચ્યા ત્યારે મોસ્કોના સમય પ્રમાણે રાતના ૧ વાગેલો. રાત્રે ઠંડી કાતીલ હતી, બરફ પડતો હતો છતાં મોટી સંખ્યામાં ભાઈ-બહેનો અમારું સ્વાગત કરવા માટે મોસ્કોના એરપોર્ટ ઉપર હાજર હતાં. મોસ્કોનું એરપોર્ટ શહેરથી ૪૨ કિલોમીટર દૂર છે. છતાં આટલે દૂર, કડકડતી ઠંડીમાં, અડધી રાત સુધી આટલા માણસો અમારી રાહ જોતાં ઊભાં હતાં તેથી અમારા દિલમાં તેમના માટે માન અને આભારની લાગણી થઈ આવી.

કસ્ટમ્સની જરૂરી વિધિ પતાવી અમે બસમાં ગોઠવાયા. એક જુવાન રશિયન વિદ્યાર્થી-શાશા વિલ્સન મારી સાથે બેઠો. તે હિંદી અને અંગ્રેજી સારું જાણતો હતો. તેની સાથે વાતો કરતાં કરતાં અમે મોસ્કોની મધ્યમાં ક્રેમલીનની સામે આવેલી 'હોટલ રશિયા'માં આવ્યા. હોટલમાં પહોંચ્યા ત્યારે પરોઢના ચાર થવા આવેલા. અમને હોટલના છઠે માળે ઉતારો આપવામાં આવેલો. હું અને શ્રી વિઠ્ઠલભાઈ એક જ રૂમમાં સાથે હતા કાચની બારીઓમાંથી પરોઢના ઝાંખા અજવાળામાં મોસ્કો શહેર સામે દેખાતું હતું. બહાર શૂન્ય નીચે ૬ં જેટલું ઠંડું હવામાન હતું, પણ રૂમમાં ૨૩ં સેન્ટીગ્રેડ જેટલી ગરમી હતી.

થોડો આરામ કરી સવારે ઊઠયા તો સામે મકાનો, વૃક્ષો, બસનાં છાપરાં, જમીન પર સર્વત્ર બરફ છવાયેલો હતો. રસ્તા ઉપરનો બરફ મજૂરો ખસેડી રહ્યા હતા. રૂમમાં હવામાન હૂંફાળું હતું. નાહીધોઈ, નાસ્તો કરી પરવાર્યા અને પછી હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. ભાષાની મુશ્કેલી અને ઠંડીને લીધે બહાર જવાની હિંમત ચાલતી ન હતી. આજનો આખો દિવસ અમારા માટે છુટ્ટીનો હતો. જે શહેર દુનિયાભરમાં મશહૂર છે અને જેને જોવા અમે તલસી રહ્યા હતા તેમાં અમે ફરી શકતા નથી તે ખ્યાલથી મન બેચેન બની ગયું આખરે આ 'હોટલ રશિયા'ની આસપાસ એક ચક્કર લગાવવું એમ નક્કી કરીને હું, વિઠ્ઠલભાઈ તથા નાનજીભાઈ વેકરિયા હોટલની બહાર નીકળ્યા.

'હોટલ રશિયા' યુરોપની મોટી હોટલોમાંની એક છે તેમાં ૩૦૦૦ રૂમ છે. એક સાથે ૬૦૦૦ માણસો તેમાં સમાઈ શકે તેમ છે. ક્રેમલીનની બરાબર સામે જ છે. બાજુમાં મસ્કવા નદી વહે છે. અમે બહાર નીકળ્યા તો બહાર ઠંડો પવન ફૂંકાતો હતો દીવાલો, છાપરાં, ફૂટપાથ બધે બરફ છવાયેલો હતો. અમે હોટલની આસપાસનું એક ચક્કર પૂરું તો કર્યું, પણ ઠંડીમાં ઠૂંઠવાઈ ગયા.

પાછા હોટલમાં આવી ગયા. અમારી પાસે ડોલરના ચેક હતા તે વટાવ્યા અને રૂબલ લીધા. ૧૦ ડોલરના ૭ રૂબલ ૧૦ કોપેક લેખે રકમ મળી. બાજુમાં આવેલા 'બીરીઓસ્કો'માં ગયા. અહીં બધી ચીજો આપણા દેશના પ્રમાણમાં ચારથી પાંચ ગણી મોંઘી છે. ફક્ત ઘડિયાળો સસ્તી લાગી. થોડી ખરીદી કરી અમારી રૂમમાં પાછા આવ્યા અને બારીની બહાર આવેલા મોસ્કો શહેર ઉપર પડતા બરફને નિહાળી રહ્યા.

સાંજના હવામાન થોડું સુધર્યું. અમે બહાર જવાનું વિચારતા હતા, પણ અમને જણાવાયું કે ૭ વાગે સરકસમાં અને થિયેટરમાં નાટક જોવા જવાનું છે. આથી અમે ૭ વાગ્યા સુધી હોટલની લોબીમાં બેઠા રહ્યા. આખરે જાહેરાત થઈ કે આજે ટિકિટો ન મળવાને લીધે નાટક અને સરકસનો કાર્યક્રમ મુલતવી રહ્યો છે. અમે હવે શું કરવું તેનો વિચાર કરતા હતા ત્યાં ગઈકાલે મારી સાથે એરપોર્ટથી મોસ્કો સુધી જે રશિયન જુવાન-શાશા વિલ્સન આવેલો તે મળી ગયો. હું તેને લઈને રશિયાની ભૂગર્ભ રેલ્વેની સહેલગાહ કરવા ઊપડયો.

અહીં ભૂગર્ભ રેલવેને રશિયનો 'મેટ્રો' કહે છે. ભૂગર્ભ રેલ્વેના સ્ટેશનો ઉપર 'M'નું ચિહ્ન મૂકેલું હોય છે. જેના ઉપરથી તેને ભૂગર્ભ રેલ્વેનું સ્ટેશન માનવાનું. આ રેલ્વે દુનિયાભરની આવી તમામ રેલ્વે કરતાં સુંદર અને વિશાળ ગણાય છે. આ રેલ્વેમાં રોજનાં લાખો લોકો મુસાફરી કરે છે. જમીનની સપાટીથી લગભગ ૯૦થી ૧૦૦ ફૂટ નીચે આ રેલ્વે આવેલી હોય છે.

આપણે સ્ટેશનમાં દાખલ થઈએ એટલે ફરતી નિસરણીનાં પગથિયાં ઉપર જઈને જમણી બાજુ ઊભા રહેવાનું. નિસરણી ઊતરતી અને ચડતી જ રહે છે. જમણી બાજુ લોકો શાંતિથી ઊભા રહે. તે પગથિયું નીચે પહોંચે એટલે તરત તેના ઉપરથી ખસી જવાનું. તેમાં ગફલત કરો તો પગમાં વાગી જવાની શક્યતા ખરી. અમે નિસરણી ઉપર ઊભા રહ્યા. ૧૦૦ ફૂટ નીચે ગયા. પછી સ્ટેશન આવ્યું, વિશાળ સ્ટેશન આરસજડિત છે. સ્વચ્છતા બેનમૂન. વચમાં પ્લેટફોર્મ, બન્ને બાજુ ટ્રેનોની આવ-જા. એક-એક મિનિટના અંતરે ટ્રેનો આવે, બારણાં આપોઆપ ઊઘડે અને બંધ થાય. મોસ્કોની મેટ્રો ઊપડે પણ ઝડપથી અને અટકે પણ ઝડપથી છતાં આંચકો ન લાગે. દોડવાની તેની ગતિ પણ ખૂબ હોય છે. ટ્રેનમાં કે પ્લેટફોર્મ ઉપર ક્યાંય ગંદકી કે કચરાનું નામનિશાન નહીં. લોકોની ગીરદી ખરી, પણ ઘોંઘાટ નહીં.

અહીં ટિકિટ લેવાની હોતી નથી. સ્ટેશનમાં પ્રવેશીએ ત્યારે નાનાં-નાનાં પ્રવેશદ્વારો હોય છે. તેની બાજુમાં પાંચ કોપેક નાખવાનું મશીન હોય છે. તેમાં પાંચ કોપેક નાખીએ એટલે દરવાજો ઊઘડે અને અંદર દાખલ થઈ શકાય. જો કોઈ માણસ પાંચ કોપેક નાખ્યા વગર સ્ટેશનમાં દાખલ થવા જાય તો લોખંડનો એક હાથ આડો આવે અને તે વ્યક્તિ અંદર ન જઈ શકે. કદાચ કોઈની પાસે પાંચ કોપેકનો સિક્કો ન હોય તો બાજુમાં બીજાં મશીનો હોય છે. તેમાં મોટા સિક્કા કે નોટો નાખીએ એટલે પાંચ-પાંચ કોપેકના સિક્કાઓ બહાર નીકળે.

અહીં એક વખત પાંચ કોપેક નાખ્યા પછી સ્ટેશનમાં જઈ ટ્રેનમાં બેસી ગમે ત્યાં ફરી શકાય ગમે તેટલી ટ્રેનો બદલી શકાય. તેનો કોઈ વાંધો નથી હોતો. પણ સ્ટેશનની બહાર એક વખત નીકળી જઈએ તો ફરીથી દાખલ થવા પાંચ કોપેક નાખવા પડે. મોસ્કોની આ રેલ્વે દુનિયાની આ પ્રકારની બીજી રેલ્વે કરતાં વધારે લાંબી, સુંદર અને વ્યવસ્થિત ગણાય છે. મેં ન્યૂયોર્ક અને લંડનની ભૂગર્ભ રેલ્વે જોઈ છે. તેના કરતાં મોસ્કોની 'મેટ્રો' મને ઉત્તમ લાગી.

એક સ્ટેશને મેં જોયું તો તેના આરસ ઉપર સુંદર કોતરકામ હતું. તેમાં રશિયન ક્રાંતિના બનાવો કંડારેલા હતા. અમે પોણો કલાક મેટ્રોમાં ફર્યા અને પછી બહાર આવ્યા. ત્યાંથી ચાલતાં-ચાલતાં હોટેલ ઉપર આવવા નીકળ્યા. માર્ગમાં ક્રેમલીન, લેનિનનો મકબરો, સેંટ બેસીલીનું કેથેડ્રલ, બોલ્શેવાઈ થિયેટર, રેડ સ્ક્વેર વગેરે જોયું. આ બધાં સ્થળો અમારી હોટલની નજીકમાં જ હતાં.

અમને એક ખ્યાલ એવો હતો કે રશિયામાં સૌ રશિયન ભાષા જ બોલે. બીજી ભાષા કોઈ બોલે જ નહીં. તેથી અમને મૂંઝવણ થતી કે માર્ગમાં બસમાં કે ટ્રેનમાં આપણી ભાષા કોઈ ન સમજે તો? પણ પાછળથી અમને જાણવા મળ્યું કે દરેક રશિયનને ત્રણ ભાષા શીખવી ફરજિયાત છે. એક, તેની પ્રાંતીય ભાષા, બીજી, તેની રાષ્ટ્રીય એટલે કે રશિયન ભાષા અને ત્રીજી, કોઈ પણ એક વિદેશી ભાષા. એટલે દરેક રશિયન કોઈને કોઈ વિદેશી ભાષા જાણતો જ હોય છે. આમાં અંગ્રેજી, ફ્રેંચ અને સ્પેનીશના જાણકારો વધારે હોય છે.

આવો જ બીજો ડર અમને ટેક્સીનો હતો. અમારી પાસે પૈસા ઓછા અને ટેક્સી કરવા જતાં પૈસામાં મુંડાઈ જવાની ચિંતા હતી. અહીં ટેક્સી સરકારી માલિકીની હોય છે. દર કિલોમીટરે તેનું ભાડું ૧૦ કોપેક હોય છે અને તેમાં પાંચથી વધારે માણસો નથી બેસી શકતા. આમ આ બધાં કારણોને લઈને

અમે આજના દિવસનો પૂરો સદ્ ઉપયોગ કરી શક્યા નહીં.

સાંજના ફરીને રૂમ ઉપર પાછા આવ્યા. શાશાને મેં ફી-ચેઈનનું એક ગુચ્છ ભેટ આપ્યું. અમને દરેક પ્રતિનિધિને મોસ્કો પીસ કમીટી તરફથી એક કાંડા-ઘડિયાળ, એક પાકીટ અને એક ડાયરી ભેટ આપવામાં આવેલાં. બીજે દિવસે, જેના માટે અમે રશિયાનો આ પ્રવાસ કરેલો તે વિશ્વશાંતિ પરિષદનો પ્રારંભ થવાનો હતો. તેનો વિચાર કરતાં કરતાં અમે સૌ મોડી રાત્રે નિદ્રાધીન થયા.

૨૫-૧૦-'૭૩

આજે વિશ્વશાંતિ પરિષદનો પ્રારંભ થવાનો હતો. આજે સવારનું હવામાન સારું હતું. રાતના બરફ પડયો હતો. આકાશ પણ આછાં વાદળોવાળું કંઈક સ્વચ્છ હતું. અમે પરવાર્યા હું કેમેરા લઈને સવારમાં થોડો વખત બહાર નીકળી ગયો. હોટલની આજુબાજુ ક્રેમલીનના થોડા ફોટા લીધા. હોટલની સામે જ આવેલ પ્રખ્યાત ક્રેમલીનમાં સોવિયેટ સંઘનું સેન્ટ્રલ સેક્રેટરીએટ ઈંટચૂનાની સાદી દીવાલના કોટની અંદર આવેલું છે. આ દીવાલની મધ્યમાં મિનારવાળું સાદું એક ટાવર છે. તેને અડીને જ સાદા પથ્થરો જડેલા તળિયાવાળો વિશ્વવિખ્યાત રેડ સ્કવેર આવેલો છે.

પછી ૧૦ વાગે અમે સૌ બસમાં ગોઠવાઈને મોસ્કો જોવા નીકળ્યા. અમારી સાથે અંગ્રેજી અને હિન્દી જાણતો ભોમિયો હતો. બસ ચાલતી જાય અને રસ્તામાં ડાબી-જમણી તરફ આવતાં સ્થળોનું વર્ણન તે કરતો જાય. અમારી બસ બધી જગ્યાએ થોભતી નહોતી, તેમજ અમારે નીચે ઊતરવાનું નહોતું. બધું બસમાં બેસીને જ જોયા કરવાનું.

ક્રેમલીન, લાલમેદાન, લેનીન મકબરો, અનામી સૈનિકની કબર, લેનીન પુસ્તકાલય, બોલ્શેવિક થિયેટર, ગોરમ-માળકો માર્કેટનો સ્ટોર, કેથેડ્રલ, સ્ટેટ હીસ્ટોરીકલ મ્યુઝિયમ ઈત્યાદિ સ્થળો તો અમારી હોટલ પાસે જ છે, ત્યાંથી બસ ગોર્કી રોડ ઉપર થઈને શહેરના એક પછી એક રસ્તાઓ ઉપર દોડતી રહી. સર્વત્ર બરફ છવાયેલો હતો. ઝાડોનાં પાંદડાં ખરી પડયાં હતાં. રસ્તામાં કે મકાનોના ચોકમાં રાતના પાર્ક કરેલી ગાડીઓ ઉપર બરફના થર જામ્યા હતા. બાગ-બગીચા અને તેમાં બેસવાના બાંકડા ઉપર બધી જગ્યાએ બરફની ચાદર છવાઈ હતી, પણ રસ્તાઓ સાફ હતા. બરફ ખસેડવાનાં યંત્રો રાતદિવસ રસ્તાઓ ઉપર કામ કરતાં જ રહે છે. તે ઉપરાંત માણસો પણ મોટા હાથાવાળાં સુપડાં જેવાં સાધનોની મદદથી ફૂટપાથો પરથી બરફ ખસેડી લેતાં હોય છે. આથી ટ્રાફિક અને માણસોની અવરજવર ચાલુ રહે છે. તેમ કરવામાં ન આવે તો બધો જ વ્યવહાર બંધ થઈ જાય.

મોસ્કોના મોટા ભાગના રસ્તાઓ ખૂબ પહોળા છે. તેની આજુબાજુનાં વૃક્ષોની હારમાળાઓ હોય જ, એ પછી ફૂટપાથ અને એ પછી પાંચ-દસ પંદર અને પચીસ-પચીસ માળનાં મકાનોની હારમાળા. અવારનવાર મોટા ચોક (સ્કવેર) આવતા જાય. વચ્ચે કોઈને કોઈની પ્રતિમાઓ ઊભી કરાયેલી હોય છે. રશિયાભરમાં દેશ માટે શહીદ થનાર તેમજ જીવનનાં જુદાંજુદાં ક્ષેત્રો - વિજ્ઞાન, સાહિત્ય-સંશોધન, ઉત્પાદન, ખેતી, બહાદુરી વગેરેમાં નોંધપાત્ર કામગીરી કરનારી વ્યક્તિઓની પ્રતિમાઓ અને શીલાલેખો ઠેર ઠેર મુકાય છે. લેનીનની પ્રતિમાઓ સૌથી વધારે પ્રમાણમાં બધે જ જોવા મળે છે. આમ USSRમાં નામાંકિત વ્યક્તિઓના માન, આદર, સન્માન અને કદર સારા પ્રમાણમાં થાય છે.

અત્યારે આ વિવિધ પ્રતિમાઓ ઉપર પણ બરફ છવાયો હતો. વાહનો તેમજ માણસોની ભીડ આપણાં શહેરો જેટલી જોવા મળતી નથી. તેમ છતાં પીકઅવર્સમાં બસોમાં અને મેટ્રોઝમાં આપણા જેવી ગીરદી દેખાય છે, કેમકે અહીં પુરુષો અને સ્ત્રીઓ સૌ કામે જાય છે. મોસ્કોની વસ્તી ૭૫ લાખની છે. આવા વિશાળ શહેરમાં નોકરિયાતોનું પ્રમાણ ઘણું મોટું છે. અમે બસમાં ફરતા જ રહ્યા. રસ્તામાં મોસ્કો નદી ઓળંગતા રહ્યા. આ નદી શહેરની વચ્ચે સર્પાકારે વહ્યા કરે છે. તેની બન્ને બાજુ પાકી દીવાલો ચણેલી છે અને તેના પર અનેક પુલો છે. શહેરના

ઉદ્યોગોનું પાણી તેમાં પડે છે એટલે પાણી ગંદું દેખાય છે.

આ નદીની બન્ને બાજુએ જુદા જુદા આકારનાં, ભાતભાતના ઘાટ ધરાવતાં સંખ્યાબંધ મકાનો આવેલાં છે. આ બધાં મકાનોમાં કોણ રહે છે એવું ભોમિયાને પૂછતાં તેણે જણાવ્યું કે ઓફિસો બાદ કરતાં બાકીનાં મકાનોમાં મજૂરો, કર્મચારીઓ, ઓફીસરો સૈનિકોનાં કુટુંબીજનો અહીં વસવાટ કરે છે. બધાંજ મકાનો સરકારી માલિકીનાં છે, અને તેની ફાળવણી વ્યક્તિના હોદ્દાના ધોરણે થતી નથી, પરંતુ તેના કુટુંબની સંખ્યાને ગણત્રીમાં લઈને થાય છે. તેથી ઘણી વખત મોટા ઓફીસર કે મેનેજરો કરતાં મજૂરો અને નાના કર્મચારીઓને મોટાં મકાનો મળી જાય છે.

એક જગ્યાએ ૨૦ માળનાં ઉઘાડી કિતાબ જેવા ઘાટનાં ચાર મકાનો જોયાં. નવાઈ પમાડે એવો તેનો ઘાટ અને બાંધણી હતી. એપછી લેનીનની ટેકરીઓ ઉપર આવેલી લેનીન યુનિવર્સિટીની મુલાકાત લીધી. આ જગ્યા ભવ્ય છે. મકાન પણ અતિ ભવ્ય...આજુ-બાજુના ચારેતરફ ફેલાયેલા વિશાળ મેદાન પર બરફની સફેદ ચાદર છવાયેલી હતી. અહીંથી આખું મોસ્કો શહેર દેખાય છે. સૂર્ય બિલકુલ સ્વચ્છ આકાશમાં પ્રકાશી રહ્યો હતો એટલે છબીઓ પાડવાની સરળતા થઈ

લગભગ બે કલાક આ રીતે કુદરતી સૌંદર્ય જોવામાં ગાળ્યા અને મોસ્કોનું ઝડપી નિરીક્ષણ પણ થયું. એ પછી પાછા હોટલ પર આવ્યા. ત્યાં અહીં રહેતા ભારતીય શ્રી અતુલ સવાણી અમને મળવા આવ્યા. એ પછી અહીંના દૂતાવાસમાં નોકરી કરતા અને મોસ્કો યુનિ. માં વૈદકનો ઉચ્ચ અભ્યાસ કરતા ડૉ. ઠાકર મળવા આવ્યા, તેમની સાથે એકાદ બે દિવસ મોસ્કોમાં ફરવા જઈશું એવું નક્કી કર્યું.

બપોરના ભોજન સમયે અમને વિશ્વશાંતિ પરિષદમાં હાજરી આપવા માટેના પાસ આપવામાં આવ્યા. અમે ત્રણ વાગ્યે ક્રેમલીનમાં દાખલ થયા. વિશ્વ-શાંતિ પરિષદ ક્રેમલીનમાં આવેલા અને ક્રાન્તિ પછી બાંધેલા 'પેલેસ ઓફ કોંગ્રેસ' માં મળવાની હતી, તેથી અમને તેમાં હાજરી આપવા ક્રેમલીનમાં દાખલ થયા. દરેક શહેરના કિલ્લાને હોય છે તેવા સાદા દરવાજામાં થઈને ક્રેમલીનમાં દાખલ થવાય છે. આવા દશ જેટલાં દરવાજા છે, એક દરવાજામાં પેસીએ પછી પથ્થર જડેલાં ચઢતા ઢાળે આગળ જવાનું... પછી તેવોજ બીજો સાદો દરવાજો આવ્યો તેમાં થઈને ક્રેમલીનમાં પેઠા.

'પેલેસ ઓફ કોંગ્રેસ' સિવાયનાં મકાનો પુરાણાં છે. કેટલાંક તો પતરાના છાપરાવાળાં છે. ઠેર ઠેર જૂના જમાનાની તોપો અને ગોળા શોભા માટે ગોઠવાયેલા છે. ભવ્યતામાં તો આપણું દિલ્હીનું સેન્ટ્રલ સેક્રેટરી-એટ આનાથી ક્યાંયે ચઢી જાય.

ક્રેમલીનની આસપાસ ચોતરફ ઇંટોનો પુરાણો કિલ્લો છે. સાદી ઈંટોથી ચણાયેલા અને ઓછી ઊંચાઈવાળા સાદા ચણતરથી ઓપતો આ કિલ્લો જોવા જેવો છે. તેમાં રશિયાના રાજકર્તાઓની ઓફિસો આવેલી છે. આ કિલ્લાની અંદર રહીને રશિયાના ઝાર બાદશાહોએ રશિયાની પ્રજા ઉપર જુલ્મની ઝડીઓ વરસાવેલી અને આજે આ કિલ્લામાંથી રશિયાના વિકાસની, દુનિયાના પછાત દેશોની પ્રગતિની અને વિશ્વની શાંતિની યોજનાઓ ઘડાય છે. ક્રેમલીન દુનિયા માટે એક અજબ આકર્ષણનું સ્થળ છે. અહીં 'પેલેસ ઓફ કોંગ્રેસ' નામના વિરાટ મકાનમાં પાંચ હજાર માણસો બેસે એવો ભવ્ય હોલ છે. તેની બહાર લોબીઓ છે, તેના ભોંયતળિયે પોસ્ટઓફીસ, બેન્ક, પુસ્તકાલય વગેરે સગવડો છે. સર્વત્ર આરસપહાણ જડેલા છે. ઉપર નીચે જવા માટે એસ્કેલેટર્સ (ફરતી નીસરણીઓ) મુકાયેલી છે. બધું જ સિમેન્ટ કોંક્રીટના ધાબાનું કામ છે. આ મકાનના ગંજાવર મિટિંગ હૉલમાં કોઈ જગ્યાએ થાંભલો નથી. આવડું મોટું ધાબુ થાંભલા વિના ભરવું તે આપણી પ્રશંસા માગી લે છે. હોલની ચારે તરફ લાકડાની પટ્ટીઓ ચોડેલી છે. પ્રકાશ છતમાંથી આવે છે. છતમાં ત્રણત્રણ દીવાની અનેક હારમાળાઓ છે, તેની પાછળ તારાની માફક એક એક દીવો છે. સામે વિશાળ સ્ટેજ છે. સ્ટેજની આગળ ઓરકેસ્ટ્રા માટેની જગ્યા છે અને આખા હોલમાં લાલ કપડાંથી જડેલી હારબંધ ખુરસીઓ છે. દરેક ખુરસીના હાથા

ઉપર ડાયલવાળું ઈયરફોન છે. આપણે તેને કાન ઉપર લગાડવાનું અને જે ભાષામાં પ્રવચન સાંભળવું હોય તે ભાષા ઉપર ડાયલ ગોઠવવાનું. વક્તા બોલતા જાય અને તેનો ૧૩ ભાષામાં અનુવાદ થતો જાય. ખુરસીઓ ઉપર દેશવાર લેબલો મૂકવામાં આવ્યાં હતાં. અમે ભારતના વિભાગમાં ગોઠવાઈ ગયા. સભા ચાલુ થઈ. આ વખતે છતના બધા દીવાઓ ઝગમગી ઊઠયા. અનેક ફોટોગ્રાફરો દૂરદૂરથી ફોટાઓ લેવા લાગ્યા. અહીં સ્ટેજની પાસે જઈને કોઈ ફોટોગ્રાફરને અમે ફોટો લેતા જોયા નહીં. દરેક પ્રેસવાળા અને ધંધાએ ફોટોગ્રાફરો તેમના કૅમેરા ઉપર ટેલીલેન્સ ગોઠવીને દૂરથીજ ફોટો લેતા હતા

ટેલીવિઝન કૅમેરા પણ મોટી સંખ્યામાં ચારે તરફ ગોઠવાયેલા હતા. ઉપર અટારીમાં રશિયન સામ્યવાદી પક્ષના (તત્કાલીન) મહામંત્રીશ્રી બ્રેઝનેવ, વડાપ્રધાનશ્રી કોસીજીન (હવે સ્વ.) અને બીજા પ્રધાનો પણ આવીને બેઠા હતા. તેઓ દૂર એક ગેલેરીમાં બેઠા હતા. જે લોકોએ વિશ્વશાંતિ અંગેની આ પરિષદ બોલાવી હતી, તેના પ્રતિનિધિઓ જ મંચ ઉપર બેઠા હતા

તાલીઓના ગડગડાટ સાથે વિશ્વશાંતિ પરિષદના ઉપપ્રમુખે શાંતિ અંગેનું પ્રવચન કરી પરિષદનો પ્રારંભ કર્યો અને પછી પ્રમુખપદ રોમેશચન્દ્રને સોંપી દીધું.

શ્રી રોમેશચન્દ્ર પંજાબના છે. વિશ્વશાંતિ પરિષદના મંત્રી છે. તેમણે વિશ્વના દેશોમાં શાંતિની જરૂરિયાત, વિયેતનામનું યુદ્ધ આરબ – ઇઝરાયેલ સંઘર્ષ વગેરે બાબતોને સ્પર્શતું પ્રવચન કર્યું. આ વખતે રશિયાના (તત્કાલીન) વડાપ્રધાન શ્રી કોસીજીન ત્યાંની સામ્યવાદી પાર્ટીના જનરલ સેક્રેટરી શ્રી બ્રેઝનેવ અને રશિયાના પ્રમુખ શ્રી પોડગોર્નિ ગેલેરીમાં તેમના બધા પ્રધાનો સાથે બેસીને પ્રવચનો સાંભળતા હતા. વચ્ચે અરધો કલાકની રિસેસ પડી. ચા પીવા માટે છઠ્ઠા માળ પર જવાનું હતું. અહીં લિફ્ટ નથી, પણ એસ્કેલેટર્સ ઉપર જવાનું હતું. ત્યાં ગયા, અનેક ટેબલ ઉપર ચા, કોફી, સોડા અને ભાતભાતની શરાબની બોટલો ગોઠવેલી હતી. દરેકને ફાવે તે પીવા લાગ્યા. પીતા જાય ફરતા જાય અને વાતો કરતા જાય. દુનિયાના ૧૩૦ દેશોમાંથી આવેલા અનેક લોકોનો આ મેળો જોવા જેવો ખરો. બધાજ લોકો કાળા સુટમાં હતા. કેટલીક સ્ત્રીઓ પણ હતી. જેમણે પણ મોટા ભાગે કાળા કોટ પહેરેલા હતા અહીં આફ્રિકાના દેશોમાંથી આવેલાં સ્ત્રી પુરુષો ઘણાનું આકર્ષણ બની રહેતાં. ખાસ કરીને તેમાંની સ્ત્રીઓ. જેઓ રંગબેરંગી અને વિશિષ્ટ પ્રકારની વેશભૂષા સજીને આવેલી હતી.

આ સભામાં કાળા પોષાક અને ઊંચી કાળી ટોપીઓમાં સજ્જ બીશપો અને પાઘડીધારી મુસ્લીમ મૌલવીઓ ખાસ ધ્યાન ખેંચતા હતા. સોવિયેટ સંઘમાં લોકોને ધર્મ પાળવા દેવામાં આવતો નથી તેવી માન્યતા સર્વત્ર પ્રચલિત છે, પરંતુ એ માન્યતા અહીં જૂઠી ઠરતી હતી. રશિયામાં ફાવે તે ધર્મ પાળવાની છૂટ છે, પણ ધર્મના નામે ધતીંગ, ધમકી, પાખંડ, લાલચ કે દમન કરવાની મનાઈ છે એવું જાણવા મળ્યું...

સાત વાગ્યે તે જ હોલમાં રશિયન નૃત્યોનો કાર્યક્રમ રાખેલો હતો. રશિયાના તમામ પ્રાંતોના તમામ પ્રકારનાં કલાસીકલ નૃત્યો, લોકનૃત્યો અને સંગીત રજુ કરવામાં આવ્યું. સ્ટેજની સજાવટ, પડદા ઉપર ફોકસથી રંગ નાખવાની મેલોટ પડદા ઊંચે ચઢાવવાની પ્રક્રિયા ખરેખર અદ્ભુત હતી, અને નૃત્યો તો હેરત પમાડે તેવાં હતાં. એક એક નૃત્યમાં ઘણી વખત ૭૦ થી ૧૦૦ જેટલાં છોકરાછોકરીઓ ભાગ લેતાં હતાં. ભાષા ન જાણીએ એટલે તેની પૂરી મઝા તો ન માણી શકાય, પણ નૃત્યનો તાલ, અંગમરોડ, અભિનય અને વેશભૂષા ખરેખર મનોહર હતાં. ઊંચેથી લાઈટીંગના રંગો એવી રમ્ય રીતે પાથરવામાં આવતા હતાં કે પડદા અને અદાકારોના પહેરવેશ વખતોવખત જુદા જુદા લાગે. (ક્રમશઃ)

*

# આચમન

જ્યોતિર્ રાવળ

પોષ મહિનાની કડકડતી ઠંડી હતી. સૂરજ પણ જાણે કે થીજી ગયો હતો. વૃક્ષો પણ કાંપતાં હતાં એવા સમયે એક વાણિયો પોતાની દુકાનમાં રજાઈ ઓઢીને હિસાબ કરી રહ્યો હતો ત્યારે એક બ્રાહ્મણ કાંબળો ઓઢીને ધ્રૂજતો ધ્રૂજતો ત્યાં આવી બેસી ગયો થોડીક પળો આમતેમ વીતી ગઈ. શેઠે બ્રાહ્મણ સામે જોયું સુદ્ધાં નહિ એટલે એણે ધીમેથી ખોંખારો ખાધો. શેઠે હિસાબના આંકડા ગણતાં બ્રાહ્મણ તરફ જોયું અને સમજી ગયા કે આ ભૂદેવ સવારના પ્હોરમાં શા માટે પધાર્યા છે? પણ તેના તરફ ઝાઝું લક્ષ આપ્યું નહિ.

ફરી થોડીક પળો પસાર થઈ ગઈ હિસાબનો કોઈ અંત નજીકમાં ન દેખાતા બ્રાહ્મણે હિમ્મત કરી કહ્યું, "શેઠજી થોડી ઘણી દક્ષિણા આપો તો હું હવે બીજી પેઢી તરફ ઊપડું."

શેઠે ગણત્રી સ્હેજ અટકાવી એક નજર બ્રાહ્મણ પર ઠેરવી કહ્યું, 'મહારાજ, સ્નાન કરીને આવ્યા છો"

બ્રાહ્મણ જૂઠું ન બોલી શક્યો: અચકાતાં અચકાતાં જ જવાબ આપ્યો "ના, શેઠજી, સ્નાન તો નથી કર્યું."

શેઠે એ સાંભળી લીધું અને પાછા હિસાબના ટાંચિયા મેળવવામાં ડૂબી ગયા. પળ પર પળ વીતવા લાગી. બ્રાહ્મણને થયું કદાચ શેઠજી સ્નાન કર્યા વગર કોઈને દાન – દક્ષિણા નહીં આપતા હોય.

થોડીક વધુ પ્રતીક્ષા કરી એ ચાલ્યો ગયો. બીજે દિવસે બ્રાહ્મણનું દુર્ભાગ્ય કહો ભયંકર ઠંડી પડી. ઠંડી પણ એવી કે ખેતરમાં ઊભેલો મોલ સુદ્ધાં બળી ગયો પણ દક્ષિણાના લોભી બ્રાહ્મણે તો રામ રામ ઉચ્ચારતાં શરીર પર પાણી ઢોળ્યું. પાણીનો એક લોટો ખાલી થતાં જ તેણે અનુભવ્યું કે શ્વાસ વચમાંજ તૂટી ગયો. થોડી વારે એના જીવમાં જીવ આવ્યો હાથનાં આંગળાં સીધાં થતાં તિલક – છાપા કરી હાથમાં માળાના મણકા ફેરવતો શેઠની પેઢી પર આવ્યો તો શેઠ આગળના દિવસની જેમ જ હિસાબ – કિતાબમાં મગ્ન હતા.

બ્રાહ્મણ થોડીવાર તો ચૂપચાપ ઊભો રહ્યો પણ ઠંડો પવન ન સહેવાતાં આખરે મોં ખોલ્યું. કહ્યું, 'શેઠજી, અગ્નિદેવતાને પણ ઠંડી લાગે તેવી કારમી ઠંડીમાં આજે તો હું સ્નાન કરીને આવ્યો છું. હવે તો કંઈ કૃપા કરો.'

શેઠ હસ્યા. બોલ્યા "મહારાજ આમાં મહેરબાનીની વાત ક્યાં આવી? હંમેશા સ્નાન કરવું એ તો બ્રાહ્મણનો ધર્મ છે. તમે એ કર્યું. હેં, એમાં કોઈ નવઈ ખરી?" ને એ તો પાછા કામમાં ડૂબી ગયા પણ પેલો બ્રાહ્મણ?

એ બ્રાહ્મણ બિચારો પોતાના ધર્મનું જ્ઞાન મેળવી કશું લીધા સાંભળ્યા વગરજ ત્યાંથી સરકી ગયો.

*

કોઈ એક નદીને કાંઠે નિત્યકર્મથી પરવારી એક સંતે પૂજા – પાઠ કરવા માટે પદ્માસન વાળ્યું કે તરત જ એક વીંછીએ મહાત્માની જાંઘ પર ડંખ માર્યો.

સંત એથી સ્હેજ પણ વિચલિત ન થયા. એમણે વીંછીને પૂચકારી ઊંચકીને બાજુમાં મૂકી દીધો પણ વીંછીએ પોતાની અકડાઈ ન છોડી. એ તો સડસડાટ પાછો વળ્યો. મહાત્માની બીજી જાંઘ પર ફરી ડંખ માર્યો.

સંતે ફરીવાર એને પંપાળી – ઉઠાવી બાજુમાં મૂકી દીધો. પણ વીંછી તો જાણે તેમની પરીક્ષા જ કરવા બેઠો હોય એમ ફરી પાછો આવી તેમની પીંડી પર ચટકો ભર્યો.

આ વેળાય સંતે કશું ઉચ્ચાર્યું નહિ ફરી

એમણે તેને ત્યાંથી ઊંચકી બાજુમાં મૂકયો.

વીંછી વારંવાર ડંખ મારતો રહ્યો. અને સંતે તેને પંપાળી પંપાળી દૂર રાખવા કોશીસ કરી. જાણે એય તેની કસોટી ન કરતા હોય! પણ બાજુમાં બેઠેલા શિષ્યથી આ જોયું ન ગયું. એણે બેઉ હાથ જોડી કહ્યું, "પ્રભુ, આપ આદેશ આપો તો હું હાલ આ વીંછીને છૂંદી કાઢું, નહિ નહિ તો સાતવાર એ ચંડાળે તમને ડંખ માર્યો છે. દુષ્ટ પ્રકૃતિવાળા સામે ભલાઈ રાખવી નકામી છે." ત્યારે સંતે મર્માળુ સ્મિત કરતાં કહ્યું 'બેટા દુષ્ટ લોકો જ્યારે પોતાની બૂરી આદત પર દઢ રહેતા હોય ત્યારે સંત વ્યક્તિએ પણ પોતાના સ્વભાવથી ન ડગવું જોઈએ.'

સીધી વાત છે. ડંખ મારવો એ જેમ વીંછીનો સ્વભાવ છે એમ ક્ષમા આપવી તે સંતનો સ્વભાવ છે. એક અણુસમજુ વીંછી જ્યારે પોતાની કુટેવ ન છોડી શકે તો પછી સંત માણસ પોતાની સુટેવ કઈ રીતે છોડી શકે?

*

થોડા ગ્રામવાસીઓ પોતાના પ્રશ્નોની રજુઆત કરવા જિલ્લા મથકે, એક અધિકારીની કચેરીએ ગયા. સાહેબની કચેરીના બારણે પટાવાળો બેઠાં બેઠાં છાપું વાંચે. "સાહેબને મળવું છે." એક ગ્રામવાસીએ પટાવાળાને કહ્યું. "અત્યારે સાહેબ નહીં મળે." પટાવાળાએ છાપામાંથી માથું ઊંચું કર્યા વિના જવાબ આપ્યો.

"પણ અમે બહારગામથી આવીએ છીએ. સાહેબને મળી લેવાય તો જટ ઘર ભેગા થઈ જઈએ." ગ્રામવાસીએ ઉતાવળ બતાવી.

"એક વાર કહ્યું તો ખરું કે સાહેબ અત્યારે નહીં મળે. અંદર બેઠાં બેઠાં લાંચ લે છે. લાંચ લેતા હોય ત્યારે કોઈને અંદર ન આવવા દેવાનો હુકમ છે." પટાવાળાએ છાપું બાજુએ મૂકયું.

સાહેબ અંદર બેઠા બેઠા લાંચ લે છે! એ સાંભળીને ગ્રામવાસીને અચંબો થયો. લાંચ લેનારા તો કોઈ ન જાણે એ રીતે છાનામુના લાંચ લે આમ ધોળે દિવસે અને તેય તે કચેરીમાં સહુ જાણે સાંભળે એમ લાંચ લે!

"પટાવાળા ભાઈ! સાહેબે લાંચ લઈ લીધી હોય તો તપાસ કરો ને! અમારે ઉતાવળ છે." બીજા ગ્રામવાસીએ આજીજી કરી.

"પણ તમને કેટલી વાર કહેવું? સાહેબ લાંચ લેવા ટાણે કોઈને મળતા નથી. મારી નોકરી ખોવરાવવી છે?" પટાવાળાએ તાડૂકીને જવાબ આપ્યો.

અંદર બેઠેલા સાહેબના સરવા કાને બહારની ધમાલ સાંભળી. એમણે ઘંટડી વગાડી. પટાવાળો તરત હાંફતો હાંફતો અંદર દોડી ગયો.

"શેની ધમાલ છે?" સાહેબે ખુરશીમાં બેસતાં પૂછ્યું.

"સાહેબ! થોડા ગામડિયા આવ્યા છે. આપને મળવા ઉતાવળા થાય છે. મેં કહ્યું કે સાહેબ લાંચ લેવા બેઠા છે. લાંચ લેતાં લેતાં કોઈને મળતા નથી. પણ તોય સમજતા નથી અને રકઝક કરે છે." પટાવાળાએ સલામ ભરીને ખુલાસો કર્યો.

"હું અંદર બેઠો બેઠો લાંચ લઉં છું?" સાહેબ વિસ્મય પામ્યા.

"મેં કંઈ ખોટું કહ્યું સાહેબ! આપ દરરોજ એકને ટકોરે ઘેરથી ટીફીન આવે છે. એ ઉઘાડીને ખાવા બેસો ત્યારે કોઈને અંદર દાખલ ન થવા દેવાનો હુકમ નથી કર્યો?" પટાવાળાએ ખુલાસો કર્યો સાહેબ ગુસ્સે થયા અને તરત હસી પડયા. "મૂરખના સરદાર! એ લાંચ નહીં, લંચ કહેવાય. હવે ફરી વાર, મારી આવી ફજેતી કરતો નહીં."

# ગુજરાતની સંસ્કૃતિ પર ભક્તિસંગીતની અસર

મ. મ. અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી વિદ્યાવાચસ્પતિ

થોડા સમય ઉપર 'શ્રી નરસિંહ મહેતા સ્મારક વ્યાખ્યાન માળા'માં 'ભક્તિકવિતાનો ગુજરાતમાં ઉદ્ગમ અને એનો વિકાસ' એ વિષય ઉપર ત્રણ વ્યાખ્યાન આપવાનો સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ઉપક્રમે મને સુયોગ મળ્યો હતો, જેમાં મુખ્યત્વે જૈન અને જૈનેતર ભક્તિ-કવિતાના થયેલા વિકાસની રૂપરેખા બતાવવાનો મારો પ્રયત્ન હતો. એ વ્યાખ્યાનો ગ્રંથાકારે પ્રસિદ્ધ થયા છે જે થોડા સમયમાં વાંચકોના હાથમાં આવશે. અહીં 'ભક્તિકવિતા'થી નિર્દિષ્ટ સાહિત્ય મોટા ભાગનું ગેય સાહિત્ય છે. આવું જૈન ભક્તિસાહિત્ય તીર્થંકરો અને આચાર્યોના ચરિતોનું નિરૂપક છે અને ૧૨મી સદીથી લઈ છેલ્લી સદી સુધી મધ્યકાલીન અનેક સાહિત્ય-પ્રકારોમાં એ સરજાતું આવ્યું છે. આ સાહિત્ય મુખ્યત્વે દેશી રાગોમાં અને ઢાળોમાં ગાવાને માટે સરજાયું હતું. કેટલાંક પદ એવાં પણ મળી આવે છે કે જે શાસ્ત્રીય રાગોમાં પણ ગવાતાં હોય, અહીં નોંધ જોઈએ કે રાસ, ફાગુઓ, બારમાસીઓ વગેરે સાહિત્ય ભક્તિકવિતાત્મક છે. પણ એના ઉપર કોઈ રાગોનો નિર્દેશ નથી થયો હતો. 'રાસ'ના વિષયમાં એવું પ્રાપ્ત થાય છે કે अयं सर्वेषु रागेषु गीयते गीतकोविदैः । એટલે કે રાસ બધા રાગોમાં ગાઈ શકાય, એવી એની રચના હતી. આ નિરૂપણાત્મક કાવ્યોની પ્રણાલીમાં જૈનેતર કવિઓએ જે નિરૂપણા-ત્મક આખ્યાનકાવ્યો લખ્યાં છે તેમાંના પ્રત્યેક એકમ ઉપર 'રાગ'ના નામનો નિર્દેશ સામાન્ય રીતે હોય છે જ. ઉપરાંત કવચિત્ તાલનું નામ પણ નોંધાયેલું હોય છે. જે આપણને એમ કહેવામાં સહાયક થાય કે એવું નિરૂપણાત્મક ગેય સાહિત્ય શાસ્ત્રીય રાગોમાં પણ ગવાતું હોય. નોંધપાત્ર એ છે કે ૧૪મી સદીના ઉત્તરા-ર્ધના અસાઈત નાયકથી લઈ છેલ્લી સદીના ભક્તકવિ દયારામ સુધીના કવિઓએ ગેય પદો લખ્યાં છે તે વિભિન્ન રાગોમાં ગાવાને માટે છે. જૈનોનાં ગેય પદો છે, પણ એ તદ્દન અલ્પ સંખ્યાનાં અને પ્રાયઃ ગુરુઓના તરફનો ભક્તિભાવ વ્યક્ત કરવાને માટે. જૈનેતર કવિઓએ પણ ભક્તિકવિતા આપી છે, પણ એ રામ, કૃષ્ણ, શિવ, શક્તિ વગેરે અભૌતિક દેવદેવી-ઓની પ્રશસ્તિને લગતી છે.

પદો ગાવાની પ્રણાલી આપણે ત્યાં જૂની છે. ૭મી સદી આસપાસ થયા મનાતા ભિક્ષુ શાંતિદેવ (સૌરાષ્ટ્રના બૌદ્ધ ભિક્ષુ થયેલા એક રાજકુમાર)નાં કહેવાતાં અર્યાગીત પાલી ભાષામાં જાણવામાં આવ્યાં છે તે આપણી આવી મૂડી છે. બૌદ્ધોની જેમ જૈનો અને જૈનેતર ભક્તોનાં પણ આવાં ગીતો રચાયાં હશે, પણ સચવાયેલાં નથી. સંસ્કૃત ભાષા પાસે પણ આવું વિભિન્ન રાગમાં ગાવાનું પદસાહિત્ય હશે, પણ બચ્યું નથી. આપણે ઓરિસ્સાના જયદેવનું સંસ્કૃત 'ગીત ગોવિંદ' કાવ્ય જોઈયે છિયે ત્યારે ગેય રચનાઓનો સાચો ખ્યાલ આવે છે. ૧૨મી સદી આસપાસનો આ કવિ કૃષ્ણના વિહારને લગતા 'ગીતગોવિંદ'ના ચોવીસ જેટલા જે પ્રબંધ આપે છે તે ચોખ્ખાં ગેય પદો છે. પ્રત્યેક પ્રબંધ ઉપર કોઈ અને કોઈ રાગનું અને કેટલેક સ્થળે તાલનું પણ નામ આપવામાં આવેલ છે. આ બધા પ્રબંધસ્વરૂપ ઉપરથી જોતાં, રાગ. તાલ અને શકય છે કે અભિનયથી પણ રજૂ થતાં હોય. 'ગીતગોવિંદ'ની એક અષ્ટપદી ઉપર રાગદેશ જેવો નિર્દેશ હોઈ સદ્ગત મુનશીએ એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો કે એ અષ્ટપદી દેશી પ્રકારની પદ્ધતિએ ગવાતી હશે. એ નામનો શાસ્ત્રીય રાગ છે એનો એમને ખ્યાલ જ નહિ. હકીકતે 'ગીતગોવિંદ'ના બધા જ પ્રબંધ (અષ્ટપદીઓ) શાસ્ત્રીય રાગ અને તાલમાં ગાવાને માટે જ છે. ૧૩મી સદીમાં આ 'ગીતગોવિંદ' ગુજરાતમાં પણ જાણીતું હતું. અને ૧૫મી સદીના નરસિંહ મહેતાની પૂર્વે જૈન સાધુઓએ રચેલી

સાનેક સ્પષ્ટ ગીતરચનાઓ ભિન્ન ભિન્ન રાગોમાં ગવાતી જાણવામાં આવી છે. વળી 'ધવલ ગીતો' પણ છે. જે શક્ય છે કે દેશી પ્રકારે ગવાતાં હશે, શાસ્ત્રીય માર્ગી પ્રકારે નહિ.

જયદેવ પછી 'વિદ્યાપતિ' બિહારમાં તો મહાનુભાવ સંતો મહારાષ્ટ્રમાં જાણવામાં આવ્યા છે જેઓએ કૃષ્ણની લીલા ગાઈ છે અને એ બધી શાસ્ત્રીય રાગોમાં અને તાલોમાં. કબીરનાં ગેયપદો છે પણ એ સંતવાણી છે અને ગુરુ ગ્રંથસાહેબમાં નાનક વગેરે સંતોનાં વિપુલ પદો મળે છે, જે શાસ્ત્રીય રાગોમાં ગવાતી સંતવાણી છે. ગુજરાતે જે નરસિંહ મહેતો આપણને આપ્યો છે તે સંત તો ખરો જ, પણ એ મુખ્યત્વે ભક્ત છે. એનાં તત્ત્વજ્ઞાનનાં પદોમાં એ સંત છે, પણ એમાં પણ એ ભક્ત તરીકે સવિશેષ ઊપસી આવે છે. ગુજરાતી કવિતાઓમાં નરસિંહ મહેતો અને એના અનુગામી ભાલણ, કમણ, ભીંડણ અને રાજસ્થાનની મીરાં ભકતકવિઓની કક્ષાને શોભાવે તેવાં સર્જકો છે. કૃષ્ણની લીલા મુખ્યત્વે ગાય છે, આમ છતાં ભાલણ રામની લીલા પણ ગાય છે. ભાલણ વગેરેના યુગમાં શ્રી વલ્લભાચાર્યના અષ્ટછાપમાંના પહેલા ચાર શિષ્યો કુંભનદાસ, સૂરદાસ, પરમાનંદદાસ અને ચરોતરનો પાટીદાર કૃષ્ણદાસ વ્રજભાષાના ઉચ્ચ કોટિના ભકતકવિઓએ કૃષ્ણલીલાનાં શ્રેષ્ઠતમ પદો –કીર્તનોની રચના કરી, જેની ધારામાં ભાલણ પણ આવી ગયો અને સંખ્યાબંધ ગુજરાતી પદો રચ્યાં, એટલું જ નહિ, વ્રજભાષામાં પણ પાંચ–૭ પદોની રચના કરી. ગુજરાતમાં ૧૯મી સદીના પૂર્વાર્ધ સુધીમાં દયારામ જેવા અને સ્વામિનારાયણ સંપ્રદાયના પણ ભકતકવિઓ થયા, જેમણે શ્રીકૃષ્ણની લીલા ગાઈ. શિવાનંદ જેવાએ એ ઘાટીએ શિવલીલા ગાઈ, તો ભાણદાસ, વલ્લભ ધોળા વગેરે શક્તિભકતોએ શક્તિ માતાને લગતા ગરબા પણ ગાયા. ૧૫ મીથી ૧૯ મી સદી સુધીમાં આપણે ત્યાં ભકતોને કેન્દ્રમાં રાખીને વિપુલ પ્રમાણમાં ભક્તિકવિતા રચાઈ છે, જેમા વલ્લભીય અને સ્વામિનારાયણીય ભકતકવિઓની વિપુલતા છે. આ રીતે ગુજરાતમાં વિકસી આવેલી ભક્તિકવિતાએ ગુજરાતની સંસ્કૃતિ ઉપર ચોક્કસ પ્રકારનો પ્રભાવ પાડયો છે.

કોઈ પણ પ્રજાના સમુત્થાનનો આપણે વિચાર કરતાં હોઈએ છિયે ત્યારે એની સંસ્કૃતિ અને સભ્યતાને વિશે વિચાર કરવાનો હોય છે. સંસ્કૃતિ એ આંતરિક અને બાહ્ય સંસ્કારો છે અને સભ્યતા એ પેલા સંસ્કારોને કારણે ઊભી થયેલી જીવનપ્રણાલી છે. સંસ્કૃતિ આપણને વિવિધ કલાઓના વિકાસમાં અનુભવવામાં આવે છે. અને એ પ્રજાની જીવનપ્રણાલીને અમુક ચોક્કસ પ્રકારનો ઘાટ આપે છે. ભારતીય જીવન પ્રણાલીમાં જ્ઞાન અને ભક્તિ એ માનવજીવન ઘડવામાં અસામાન્ય ફાળો આપ્યો છે. જ્ઞાને માનવ માત્ર એકતટયાત્મક છે, અરે માત્ર માનવ જ નહિ, સમગ્ર ચેતન પદાર્થો અને જડપદાર્થો પણ એકતત્ત્વાત્મક છે એવું પ્રસ્થાપિત કરી આપ્યું છે. જેને કારણે કોઈ પણ ચેતન પ્રાણી અન્ય પ્રાણીને કષ્ટ આપે છતાં એ હકીકતે પોતાને જ કષ્ટ આપી રહ્યું હોય છે. આણે સર્વસમતા અને અહિંસાના ગુણોને વેગ આપ્યો છે. ભારતીય સિવાયનાં લોકોમાં ભાગ્યે જ જોવા મળે છે; ભાગ્યે જ એ માટે કે વિદેશીઓમાં પણ એવા સત્પુરુષો હોય છે કે જેમનામાં સર્વસમતા ને અહિંસાની ભાવના હોય છે. તફાવત માત્ર એટલો છે કે અહીં એની સાથે આધ્યાત્મિકતા છે અને તેથી કોઈના ઉપર ઉપકાર કરે છે એવો ખ્યાલ નથી, જ્યારે ત્યાં માત્ર ભૌતિકતા છે. અને એકાત્મકતા ભાવનાનો સર્વથા અભાવ છે.

માનવ માત્રને આનંદ તો જોઈએ છે, પણ આનંદની સંપ્રાપ્તિના પ્રકારમાં ફેર છે. ભારતીય આનંદની વિશિષ્ટતા એની સર્વજન હિતાયની ભાવનામાં છે, જ્યારે અન્ય પ્રજાઓમાં આનંદ પોતામાં જ મર્યાદિત છે. આ કારણે ભારતીયોએ આનંદના અનેક પ્રકાર વિકસાવ્યા છે, જે આત્મગત નથી. તેથી જ ભારતવર્ષમાં વિકસેલી વિવિધ લલિતકલાઓ પોતાના શોખને માટે નહિ, પણ એક પરમતત્ત્વ છે તેને સમર્પિત કરવાની દૃષ્ટિએ વિકસી છે. શિલ્પ, સ્થાપત્ય, સાહિત્ય, સંગીત, શૃંગાર, શોભન, પાકકલા, ક્રીડાચિત્રણ આદિ અનેક લલિતકલાઓનો અદ્ભુત વિકાસ અહીં

સેંકડો વર્ષોથી વિકસી એની ઉચ્ચ કોટિએ પહોંચેલો અહીં અનુભવાય છે. આ બધી જ કલાઓને રાજ્યાશ્રય મળતો હતો. એટલે કલાવિદોને પણ પોતાની કલામાં આગળ વધવાનો સુયોગ હતો. આપણે એ સાચી રીતે જાણીયે છિયે કે ક્રીડાના તત્ત્વે નાટ્ય અને નૃત્ત – નૃત્યની કલાને એની ઉચ્ચ કોટિએ ભારતવર્ષમાં લાવી આપી છે, નૃત્ત અને નૃત્યની કલા તો ભારતવર્ષની અદ્ભુત કલા છે. પરંતુ આ બધી જ કલાઓ પર-તત્ત્વના સંતર્પણને માટે છે એ ભાવના ભારતવર્ષ સિવાય (અને ભારતવર્ષીઓ જ્યાં ક્યાંય પણ પૂર્વના સાગરમાંના પ્રદેશમાં જઈ વસ્યા ત્યાંના પણ અપવાદે) અન્યત્ર સર્વથા નથી. સંગીત આમાંની એક કલા છે. એને અહીં પ્રબળ રાજ્યાશ્રય હતો. અરે 'મુઘલ'થી જાણીતા થયેલા તુર્ક શહેનશાહો–અકબર, જહાંગીર, શાહજહાન તેમજ અન્ય હિંદુ અને મુસ્લિમ રજવાડાંઓએ સંગીતકલાને ભારે ઉચ્ચ કોટિએ ઉત્તેજન આપ્યું. એક બાજુ રાજ્યાશ્રય અને બીજી બાજુ વૈષ્ણવાચાર્યોએ કરેલી કૃષ્ણભકિત, એ બેઉએ સંગીતકલાને મૂર્ધન્યકલાપદે સ્થાપિત કરી આપી. એમાં ભકિતસંગીતે પ્રજાને પ્રભુભક્તિનો માર્ગ ચીંધાડ્યો. એમાં નૃત્ત અને નૃત્ય સાથે લગું જ વિકસ્યું. ભક્તિ-સંગીત મૂળમાં શાસ્ત્રીય એટલે કે માર્ગપ્રકારનું હતું પરંતુ જનસામાન્ય એને ઉઠાવી ન શકે એને કારણે લોકસંગીત એટલે કે દેશીસંગીત વિકસ્યું. નરસિંહ, ભાલણ, દયારામ જેવા ઉચ્ચકોટિના સર્જકોએ પોતાની રચનાઓમાં શાસ્ત્રીય સંગીતમાં રચી આપી, તો અન્ય ભક્તકવિઓ અને આખ્યાનકારોએ દેશી સંગીત-ને સારો વિકાસ આપ્યો. માનવને આનંદ અને એ પણ નિર્દોષ આનંદ જોઈતો હોય તો આ ભક્તિસંગીત દ્વારા સુલભ થાય છે. પછી એ ભલે શાસ્ત્રીય હોય કે દેશી એ સંગીત દ્વારા મળતા બોધમાંથી માનવને એનું જીવન સરળ રીતે, કોઈ પણ જાતના આડંબર વિના જીવવાનું, અને શોખ કેળવવો હોય તો એ પણ આત્મગત નહિ, પણ પ્રભુને ઉદ્દેશી કેળવવાનું એ તત્ત્વ આમાંથી વિકસ્યું છે. આ જ ભક્તિસંગીતે પ્રભુભક્તિનો. શિવભક્તિનો તેમ શક્તિભક્તિનો કલાત્મક માર્ગે પણ વિકાસ આપ્યો. પદ કે કીર્તનમાં કવિએ ઊભા કરેલા ભાવો અને એકમોને તાદૃશ રૂપમાં રજૂ કરવાનો યોગ ચિત્રકારોને મળ્યો અને ચિત્રકાર છેલ્લાં સેંકડો વર્ષોથી એ ભાવોને પોતાની પીંછીમાં ઉતારી ઉચ્ચકોટિનાં ભાવવાહી ચિત્રો આપતો રહ્યો. એણે જ વિવિધ શૈલીઓને વિકસાવી છે. પહાડી હો, મુઘલાઈ હો કે એમાંથી વિકસેલી રાજપૂત કલા હો, અરે એ પહેલાંની ગુજરાત રાજસ્થાનની શૈલી જુઓ, એ બધા કવિઓએ વર્ણવેલાં ચિત્રણની જ પ્રતિ-કૃતિઓ છે.

ભક્તકવિ જ્યારે પ્રભુની વેશભૂષા તેમજ શૃંગારનાં ચિત્રો રજૂ કરતો હોય છે ત્યારે જે શબ્દ-ચિત્રણ કરતો હોય છે તે ચિત્રકાર પોતાના આલેખ-ખનમાં અંકિત કરે છે, બેશક એની પાસે જીવતાં જાગતાં વેશભૂષા વગેરે ખરાંજ. એ રીતે ખાસ સામગ્રીનાં વર્ણન એના 'થાળ'માં ગાતો હોય છે ત્યારે પાકશાસ્ત્રી એની કલાનું ભાથું સરળતાથી પ્રાપ્ત કરતો હોય છે. માણસ દરરોજ કાંઈ વિવિધ વાની કરી ખાઈ શકતો નથી. વાર પરબે વાનગીઓનું વૈવિધ્ય સાધે છે. પણ ભકિતસંગીત એમાં ઓર વધારો કરી આપે છે, અન્નકૂટને દિવસે પ્રભુસમક્ષ ગોપ વેઠે ગોપાલ कहत व्रजराजसेोનું પદ બિલાવલમાં ગવાતું હોય છે ત્યારે એમાં વિવિધ વાનગીઓનાં નામ આવે છે, આ વાનગીઓ કલામય છે અને કીર્તનમાં સંઘરાયેલી. હોઈ ભકતજનોમાં પણ પ્રભુના લાડ લડાવવા માટે સરજાય છે. ગુજરાતીઓના સાત્ત્વિક આહારની પાછળ આ ઉત્સવોનાં કીર્તનો ખૂબ નિયામક બની રહ્યાં છે. એની પ્રભુદર્શન તરફની લગનીનાં આમ કીર્તનો કાંઈ ઓછો ભાગ ભજવતાં નથી.

પુષ્ટિમાર્ગીય મંદિરો કે હવેલીઓમાં ભગવાન કૃષ્ણની બાલદિનચર્યાનો નિત્યના આઠ તબક્કા દર્શના-ર્થીઓને દર્શન નિમિત્તે બતાવવામાં આવે છે. આ આઠે તબક્કાઓમાં ભગવાન કૃષ્ણની પ્રત્યેક દિવસની દિનચર્યા જેમ દર્શનમાં તેમ કીર્તનોમાં પણ રજૂ થતી હોય છે. આણે દર્શનાર્થીના જીવનને નિયમિત કરવામાં સહાય કરી છે. એના જીવનમાં સુઘડતા લાવવામાં આ બેઉ ક્રિયાઓનો સારો ફાળો અનુભવાય

સાતિક સ્પષ્ટ ગીતરચનાઓ ભિન્ન ભિન્ન રાગોમાં ગવાતી જાણવામાં આવી છે. વળી 'ધવલ ગીતો' પણ છે. જે શક્ય છે કે દેશી પ્રકારે ગવાતાં હશે, શાસ્ત્રીય માર્ગી પ્રકારે નહિ.

જયદેવ પછી 'વિદ્યાપતિ' બિહારમાં તો મહાનુભાવ સંતો મહારાષ્ટ્રમાં જાણવામાં આવ્યા છે જેઓએ કૃષ્ણની લીલા ગાઈ છે અને એ બધી શાસ્ત્રીય રાગોમાં અને તાલોમાં. કબીરનાં ગેયપદો છે પણ એ સંતવાણી છે અને ગુરુ ગ્રંથસાહેબમાં નાનક વગેરે સંતોનાં વિપુલ પદો મળે છે, જે શાસ્ત્રીય રાગોમાં ગવાતી સંતવાણી છે. ગુજરાતે જે નરસિંહ મહેતો આપણને આપ્યો છે તે સંત તો ખરો જ, પણ એ મુખ્યત્વે ભક્ત છે. એનાં તત્ત્વજ્ઞાનનાં પદોમાં એ સંત છે, પણ એમાં પણ એ ભક્ત તરીકે સવિશેષ ઊપસી આવે છે. ગુજરાતી કવિતાઓમાં નરસિંહ મહેતો અને એના અનુગામી ભાલણ, કમણ, મીંડણ અને રાજસ્થાનની મીરાં ભક્તકવિઓની કક્ષાને શોભાવે તેવાં સર્જકો છે. કૃષ્ણની લીલા મુખ્યત્વે ગાય છે, આમ છતાં ભાલણ રામની લીલા પણ ગાય છે. ભાલણ વગેરેના યુગમાં શ્રી વલ્લભાચાર્યના અષ્ટછાપમાંના પહેલા ચાર શિષ્યો કુંભનદાસ, સૂરદાસ, પરમાનંદદાસ અને ચરોતરનો પાટીદાર કૃષ્ણદાસ વ્રજભાષાના ઉચ્ચ કોટિના ભક્તકવિઓએ કૃષ્ણલીલાના શ્રેષ્ઠતમ પદો – કીર્તનોની રચના કરી, જેની ધારામાં ભાલણ પણ આવી ગયો અને સંખ્યાબંધ ગુજરાતી પદો રચ્યાં, એટલું જ નહિ, વ્રજભાષામાં પણ પાંચ–છ પદોની રચના કરી. ગુજરાતમાં ૧૯મી સદીના પૂર્વાર્ધ સુધીમાં દયારામ જેવા અને સ્વામિનારાયણ સંપ્રદાયના પણ ભક્તકવિઓ થયા, જેમણે શ્રીકૃષ્ણની લીલા ગાઈ. શિવાનંદ જેવાએ એ ધાટીએ શિવલીલા ગાઈ, તો ભાણદાસ, વલ્લભ ધોળા વગેરે શક્તિભક્તોએ શક્તિ માતાને લગતા ગરબા પણ ગાયા. ૧૫ મીથી ૧૯ મી સદી સુધીમાં આપણે ત્યાં ભક્તોને કેન્દ્રમાં રાખીને વિપુલ પ્રમાણમાં ભક્તિકવિતા રચાઈ છે, જેમા વલ્લભીય અને સ્વામિનારાયણીય ભક્તકવિઓની વિપુલતા છે. આ રીતે ગુજરાતમાં વિકસી આવેલી ભક્તિકવિતાએ ગુજરાતની સંસ્કૃતિ ઉપર ચોક્કસ પ્રકારનો પ્રભાવ પાડયો છે.

કોઈ પણ પ્રજાના સમુત્થાનનો આપણે વિચાર કરતાં હોઈએ છિયે ત્યારે એની સંસ્કૃતિ અને સભ્યતાને વિશે વિચાર કરવાનો હોય છે. સંસ્કૃતિ એ આંતરિક અને બાહ્ય સંસ્કારો છે અને સભ્યતા એ પેલા સંસ્કારોને કારણે ઊભી થયેલી જીવનપ્રણાલી છે. સંસ્કૃતિ આપણને વિવિધ કલાઓના વિકાસમાં અનુભવવામાં આવે છે. અને એ પ્રજાની જીવનપ્રણાલીને અમુક ચોક્કસ પ્રકારનો ઘાટ આપે છે. ભારતીય જીવન પ્રણાલીમાં જ્ઞાન અને ભક્તિ એ માનવજીવન ઘડવામાં અસામાન્ય ફાળો આપ્યો છે. જ્ઞાને માનવ માત્ર એકતટયાત્મક છે, અરે માત્ર માનવ જ નહિ, સમગ્ર ચેતન પદાર્થો અને જડપદાર્થો પણ એકતત્ત્વાત્મક છે એવું પ્રસ્થાપિત કરી આપ્યું છે. જેને કારણે કોઈ પણ ચેતન પ્રાણી અન્ય પ્રાણીને કષ્ટ આપે છતાં એ હકીકતે પોતાને જ કષ્ટ આપી રહ્યું હોય છે. આણે સર્વસમતા અને અહિંસાના ગુણોને વેગ આપ્યો છે. ભારતીય સિવાયનાં લોકોમાં ભાગ્યે જ જોવા મળે છે; ભાગ્યે જ એ માટે કે વિદેશીઓમાં પણ એવા સત્પુરુષો હોય છે કે જેમનામાં સર્વસમતા ને અહિંસાની ભાવના હોય છે. તફાવત માત્ર એટલો છે કે અહીં એની સાથે આધ્યાત્મિકતા છે અને તેથી કોઈના ઉપર ઉપકાર કરે છે એવો ખ્યાલ નથી, જયારે ત્યાં માત્ર ભૌતિકતા છે. અને એકાત્મકતા ભાવનાનો સર્વથા અભાવ છે.

માનવ માત્રને આનંદ તો જોઈએ છે, પણ આનંદની સંપ્રાપ્તિના પ્રકારમાં ફેર છે. ભારતીય આનંદની વિશિષ્ટતા એની સર્વજન હિતાયની ભાવનામા છે, જ્યારે અન્ય પ્રજાઓમાં આનંદ પોતામાં જ મર્યાદિત છે. આ કારણે ભારતીયોએ આનંદના અનેક પ્રકાર વિકસાવ્યા છે, જે આત્મગત નથી. તેથી જ ભારતવર્ષમાં વિકસેલી વિવિધ લલિતકલાઓ પોતાના શોખને માટે નહિ, પણ એક પરમતત્ત્વ છે તેને સમર્પિત કરવાની દૃષ્ટિએ વિકસી છે. શિલ્પ, સ્થાપત્ય, સાહિત્ય, સંગીત, શૃંગાર, શોભન, પાકકલા, ક્રીડાચિત્રણ આદિ અનેક લલિતકલાઓનો અદ્ભુત વિકાસ અહીં

સેંકડો વર્ષોથી વિકસી એની ઉચ્ચ કોટિએ પહોંચેલો અહીં અનુભવાય છે. આ બધી જ કલાઓને રાજ્યાશ્રય મળતો હતો. એટલે કલાવિદોને પણ પોતાની કલામાં આગળ વધવાનો સુયોગ હતો. આપણે એ સાચી રીતે જાણીયે છીયે કે ક્રીડાના તત્ત્વે નાટ્ય અને નૃત્ત–નૃત્યની કલાને એની ઉચ્ચ કોટિએ ભારતવર્ષમાં લાવી આપી છે, નૃત્ત અને નૃત્યની કલા તો ભારતવર્ષની અદ્‌ભુત કલા છે. પરંતુ આ બધી જ કલાઓ પર-તત્ત્વના સંતર્પણને માટે છે એ ભાવના ભારતવર્ષ સિવાય (અને ભારતવર્ષીઓ જ્યાં ક્યાંય પણ પૂર્વના સાગરમાંના પ્રદેશમાં જઈ વસ્યા ત્યાંના પણ અપવાદે) અન્યત્ર સર્વથા નથી. સંગીત આમાંની એક કલા છે. એને અહીં પ્રબળ રાજ્યાશ્રય હતો, અરે 'મુઘલ'થી જાણીતા થયેલા તુર્ક શહેનશાહો–અકબર, જહાંગીર, શાહજહાન તેમજ અન્ય હિંદુ અને મુસ્લિમ રજવાડાંઓએ સંગીતકલાને ભારે ઉચ્ચ કોટિએ ઉત્તેજન આપ્યું. એક બાજુ રાજ્યાશ્રય અને બીજી બાજુ વૈષ્ણવાચાર્યોએ કરેલી કૃષ્ણભક્તિ, એ બેઉએ સંગીતકલાને મૂર્ધન્યકલાપદે સ્થાપિત કરી આપી. એમાં ભક્તિસંગીતે પ્રજાને પ્રભુભક્તિનો માર્ગ ચીંધાડયો. એમાં નૃત અને નૃત્ય સાથે લગું જ વિકસ્યું. ભક્તિ-સંગીત મૂળમાં શાસ્ત્રીય એટલે કે માર્ગપ્રકારનું હતું પરંતુ જનસામાન્ય એને ઉઠાવી ન શકે એને કારણે લોકસંગીત એટલે કે દેશીસંગીત વિકસ્યું. નરસિંહ, ભાલણ, દયારામ જેવા ઉચ્ચકોટિના સર્જકોએ પોતાની રચનાઓમાં શાસ્ત્રીય સંગીતમાં રચી આપી, તો અન્ય ભક્તકવિઓ અને આખ્યાનકારોએ દેશી સંગીત-ને સારો વિકાસ આપ્યો. માનવને આનંદ અને એ પણ નિર્દોષ આનંદ જોઈતો હોય તો આ ભક્તિસંગીત દ્વારા સુલભ થાય છે. પછી એ ભલે શાસ્ત્રીય હોય કે દેશી એ સંગીત દ્વારા મળતા બોધમાંથી માનવને એનું જીવન સરળ રીતે, કોઈ પણ જાતના આડંબર વિના જીવવાનું, અને શોખ કેળવવો હોય તો એ પણ આત્મગત નહિ, પ્રણ પ્રભુને ઉદ્દેશી કેળવવાનું એ તત્ત્વ આમાંથી વિકસ્યું છે. આ જ ભક્તિસંગીતે પ્રભુભક્તિનો, શિવભક્તિનો તેમ શક્તિભક્તિનો કલાત્મક માર્ગે પણ વિકાસ આપ્યો. પદ કે કીર્તનમાં કવિએ ઊભા કરેલા ભાવો અને એકમોને તાદૃશ રૂપમાં રજૂ કરવાનો યોગ ચિત્રકારોને મળ્યો અને ચિત્રકાર છેલ્લાં સેંકડો વર્ષોથી એ ભાવોને પોતાની પીંછીમાં ઉતારી ઉચ્ચકોટિનાં ભાવવાહી ચિત્રો આપતો રહ્યો. એણે જ વિવિધ શૈલીઓને વિકસાવી છે. પહાડી હો, મુઘલાઈ હો કે એમાંથી વિકસેલી રાજપૂત કલા હો, અરે એ પહેલાંની ગુજરાત રાજસ્થાનની શૈલી જુઓ, એ બધા કવિઓએ વર્ણવેલાં ચિત્રણની જ પ્રતિકૃતિઓ છે.

ભક્તકવિ જ્યારે પ્રભુની વેશભૂષા તેમજ શૃંગારનાં ચિત્રો રજૂ કરતો હોય છે ત્યારે જે શબ્દ-ચિત્રણ કરતો હોય છે તે ચિત્રકાર પોતાના આલેખ-નમાં અંકિત કરે છે, બેશક એની પાસે જીવતાં જાગતાં વેશભૂષા વગેરે ખરાંજ. એ રીતે ખાસ સામગ્રીનાં વર્ણન એના 'થાળ'માં ગાતો હોય છે ત્યારે પાકશાસ્ત્રી એની કલાનું ભાથું સરળતાથી પ્રાપ્ત કરતો હોય છે. માણસ દરરોજ કાંઈ વિવિધ વાની કરી ખાઈ શકતો નથી. વાર પરબે વાનગીઓનું વૈવિધ્ય સાધે છે. પણ ભક્તિસંગીત એમાં ઓર વધારો કરી આપે છે, અન્નકૂટને દિવસે પ્રભુસમક્ષ गोप बेठे गोपाल कहत व्रजराजसोनुं પદ ખિલાવલમાં ગવાતું હોય છે ત્યારે એમાં વિવિધ વાનગીઓનાં નામ આવે છે, આ વાનગીઓ કલામય છે અને કીર્તનમાં સંઘરાયેલી હોઈ ભક્તજનોમાં પણ પ્રભુના લાડ લડાવવા માટે સરજાય છે. ગુજરાતીઓના સાત્ત્વિક આહારની પાછળ આ ઉત્સવોનાં કીર્તનો ખૂબ નિયામક બની રહ્યાં છે. એની પ્રભુદર્શન તરફની લગનીનાં આમ કીર્તનો કાંઈ ઓછો ભાગ ભજવતાં નથી.

પુષ્ટિમાર્ગીય મંદિરો કે હવેલીઓમાં ભગવાન કૃષ્ણની બાલદિનચર્યાનો નિત્યના આઠ તબક્કા દર્શના-ર્થીઓને દર્શન નિમિત્તે બતાવવામાં આવે છે. આ આઠે તબક્કાઓમાં ભગવાન કૃષ્ણની પ્રત્યેક દિવસની દિનચર્યા જેમ દર્શનમાં તેમ કીર્તનોમાં પણ રજૂ થતી હોય છે. આણે દર્શનાર્થીના જીવનને નિયમિત કરવામાં સહાય કરી છે. એના જીવનમાં સુઘડતા લાવવામાં આ બેઉ ક્રિયાઓનો સારો ફાળો અનુભવાય

છે. માત્ર સાદી ભાષામાં ઉપદેશ આપવામાં આવે તો ઉપદેશ લેનારો એ ઉઠાવી નહિ શકે? ઉપદેશની ભાષામાં જ એ કહેવામાં આવે તો એ ભારરૂપ લાગશે. પણ એ જ જો સુંદર શબ્દાવલીઓમાં તેમ વાણીના અલંકારોમાં રસપૂર્ણ અભિવ્યક્તિથી રજૂ કરવામાં આવે તો સબળ રીતે પોતાના મનમાં ચોટી છે. ભક્તિ સંગીત આ રીતે માનવને એનું જીવન બાંધવામાં ઉપકારક થાય છે.

એકલું ભક્તિસંગીત જ સમગ્ર જીવનની પ્રણાલી બાંધે છે એમ તો ન જ કહી શકાય. બીજી કલાઓ પણ એમાં મહત્ત્વનો ફાળો આપે છે, એમ છતાં આનંદને ટકાવી રાખવાની શક્તિ તો સંગીતમાં જ છે અને પ્રભુનિમિત્તે હોય સવિશેષ ભક્તિસંગીતમાં.

ભારતવર્ષ પાસે એના સંગીતની પરંપરા છેક સામવેદથી છે. વૈદિક જમાનામાં મોટા યજ્ઞો થતા હતા ત્યારે દિવસ દરમ્યાન યાગક્રિયા થતી હતી; સાંજે તે તે દિવસનું કાર્ય પૂર્ણ થયે સાંઝનાં ભોજનાદિ થયે, રાતે કેટલોક સમય નાટ્ય – નૃત્ત – નૃત્ય અને ગાનમાં પસાર થતો હતો. ઋગ્વેદમાંથી કેટલાંક સૂક્ત પસંદ કરી ગાવામાં આવતાં હતાં એ વખતે કોઈ ચોક્કસ રાગ હતા કે નહિ એ જાણવામાં આવ્યું નથી ત્યારે ભરત નાટ્યશાસ્ત્રમાં પણ ગાનશાસ્ત્રની પ્રક્રિયા આપી છે ત્યાં 'જાતિ' શબ્દ વપરાયો છે, પણ કોઈ રાગની સંજ્ઞા નથી. એતો બારમી – તેરમી સદી પછીના સંગીતશાસ્ત્રના ગ્રંથોમાં જોવા મળે છે, પણ સાત સ્વર તો હતા જ, જે આજની પેઠે માત્ર આરોહાત્મક નહિ. પણ નારદીય શિક્ષામાં બતાવ્યું છે તેમ અડધા અવરોહાત્મક ને બાકીના આરોહાત્મક હતા. વધુમાં સાતે સ્વર ભાગ્યે જ ઉપયોગમાં આવતા, માત્ર પ્રથમના પાંચ સ્વરોમાં ગાન થતું. રાગોની સ્થાપના થઈ અને રાગ – રાગિણીઓ – બચ્ચાંનો વિકાસ સ્થપાયો અને પ્રત્યેકનાં સ્વરાંકન જ પણ નિશ્ચિત થયેલાં નોંધાયાં, પછી એ પ્રણાલીમાં ઓટ આવી. એ ખરું કે પ્રયોગાત્મક ગાન તો રહ્યું. પણ વાંશિક પ્રણાલી ભુલાઈ. રામપુરના નવાબે ત્યારે ઠાઠ પદ્ધતિનો વિકાસ સ્થાપી નવેસરથી રાગોની માંડણી કરી આપી. આને લીધે સંગીતશાસ્ત્રોમાં કરેલા સ્વરાંકનથી તેને રાગ મૂર્ત કરવો લગભગ અસંભવ બન્યો. આને કારણે એકના એક રાગની સારીગમોના વિષયમાં ઉત્તરહિંદની સંગીત પદ્ધતિમાં અને હવેલીસંગીતની પદ્ધતિમાં ભિન્નતા અનુભવાય છે, તો કર્ણાટકી સંગીત પદ્ધતિમાં વળી કયાંય વધુ.

['સોમનાથ'માંના ભક્તિ–સંગીત સમારંભમાં તા. ૧૩-૧-૮૧ના દિવસે રજૂ થયેલો નિબંધ]

*

પૃ ૭૦૭થી ચાલુ]

કવિ કાગ પર મધ્યકાલીન સાહિત્યની અસર પણ તેમની કવિતા પર જોવા મળે છે. 'સોનલા વાટકડી ને રૂપલા કાંગસડી, બાજોઠો નોગી બેઠો નાવા રે ભરથરી' એ ગીતનો પડઘો કવિ કાગ 'બંગાળાનો રાજા' નામક કાવ્યમાં પોતાની રીતે ઝીલે છે. તો એક ચારણ સ્ત્રીની પ્રસિદ્ધ પ્રાર્થના 'ભણતી સું કાનજી કાળા, મીઠી મોરલીવાળા' ની પંક્તિઓ તેમના 'મીઠી મોરલીવાળા' માં પડઘાય છે. કવિના એક કાવ્ય– 'કુબજાને ઘેર કાન ર' યો' માં ચૂડલી તૂટવાની કલ્પનાનું અનુસંધાન આપણને ઠેઠ આચાર્ય હેમચન્દ્રના સમય સુધી લઈ જાય છે

'વાંચ્યો કાગળીઓ બીજી વાર રે,
વાલાનો અખ્યર ઓળખિયો–
સુકાણું તે કુલાણું શરીર રે,
મારો કરનો ચૂડલો તૂટી ગયો.

આમ ભૂતકાળની પરંપરાને પણ કવિ કાગે ઝીલી છે અને પોતાનું મૌલિક સર્જન પણ કર્યું છે. તેમની કવિતામાં આવતા શબ્દોને કવિએ ઉજાળ્યા છે. નવા કર્યા છે. અને તેથી જ અતિપરિચિત લાગતી લોકવાણી પણ અપરિચિતનું આકર્ષણ જમાવી શકી છે. કારણ કે તેની પાછળ કવિની શબ્દની ઉપાસના છે.

# શબ્દના ઉપાસક : કવિ દુલા કાગ

ડૉ. પ્રભાશંકર તેરૈયા

કવિશ્રી દુલાભાઈ કાગનો જન્મ મહુવા નજીક સોડવદરી ગામે વિ. સં. ૧૯૫૮ના કાર્તક વદી ૧૧ ને શુક્રવારે ઇ. સ. ૧૯૦૩ ના નવેમ્બરની ૨૫ તારીખે થયો હતો. તેમનું વતન પોર્ટ વિકટર પાસે મજાદર ગામ. વ્યવસાય ખેતી અને પશુપાલન. કવિ જ્ઞાતિએ ચારણ હતા એટલે સરસ્વતીની કૃપા તેમના પર વિશેષ હતી.

એ યુગ અનેક અનિષ્ટો અને વ્યસનોનો હતો. તે સમયે જગતમાં બહાર વિજ્ઞાન અને વિચારની પ્રગતિ ચાલુ હતી પણ આ પ્રદેશની સામાજિક પરિસ્થિતિ અત્યંત વિષમ અને સ્થગિત હતી. કવિશ્રીમાં આ બધાં અનિષ્ટો આવે અને એ સમયના પામર માનવી બની જાય તેવી બધી જ શક્યતાઓ હતી. પરન્તુ નાનપણથી જ રામાયણ અને ધર્મગ્રંથોના વાચને તેમની દૃષ્ટિ વિકસાવી અને પોતાના જમાનામાં મૂઠી ઊંચેરા માનવી બની ગયા. તેમણે સમાજમાં પણ નીતિમત્તા, સદાચાર, ભક્તિ આદિ જીવન–મૂલ્યો સ્થાપિત થાય તે માટે જીવનભર કાર્ય કર્યું.

આ કાર્ય માટે તેમણે શબ્દને કામે લગાડયો. આમ તો દરેક કવિ શબ્દનો ઉપાસક હોય જ છે, પરન્તુ આ કવિ વિશિષ્ટ સંદર્ભમાં શબ્દના ઉપાસક છે. અભણ અને નિરક્ષર પ્રજા પાસે લિખિત સ્વરૂપનો શબ્દ કોઈ રીતે કામ આવે તેવો ન હતો તેથી તેમણે પોતાની જ્ઞાતિની પરંપરા પ્રમાણે બોલાતા શબ્દની–Spoken Word–ની સહાય લીધી અને એ શબ્દની ઉપાસના આજીવન ચાલુ રાખી.

કવિતા, કંઠ અને કહેણીનો વિરલ ત્રિવેણી સંગમ કવિ દુલાભાઈ કાગમાં વસ્યો હતો. તેમનો અવાજ પ્રભાવશાળી અને આકર્ષક હતો. ધ્વનિના આરોહઅવરોહ મોહક હતા. વાર્તા માંડતી વખતે વર્ણનો, દૃશ્યો કે વિચારોનાં ચોસલાં પડતાં આવે અને શ્રોતાજનો મંત્રમુગ્ધ બની જાય. કવિશ્રીનું કોઈ સ્થળે આગમન થાય અને તેના સમાચાર મળે કે શ્રોતાવૃંદ ટોળે વળે. આકાશવાણી રાજકોટ પાસે તેમની આવી કહેણી અને તેમના કંઠનું કલાકોનું ધ્વનિમુદ્રણ સચવાયેલું પડયું છે. તેમાંય ખાસ કરીને લોકરામાયણ, દુહા-છંદો અને ભૂચર મોરી જેવી વાર્તાઓ ગુજરાતી ભાષાના બોલતા સત્ત્વ માટે ચિરંતન મૂલ્ય ધરાવે છે.

કવિતામાં તેમણે પોતાની આગવી પ્રતિમા ઊભી કરી છે. કવિતા એ તેમને મન લોકરંજનનું શ્રેષ્ઠ અને સૂક્ષ્મ ઉપાદાન છે. તેઓ સ્વમુખે પોતાનાં કાવ્યો સંભળાવતા – ગાતા અને લોકો હોંસે હોંસે ઝીલતાં. કવિશ્રીનાં ઘણાં કાવ્યો તો અનેક લોકગાયકોની જીભના ટેરવે ચડી ગૂંજવા લાગેલાં. આમ તેમનાં કાવ્યો કંઠોપકંઠ સમગ્ર લોકસમૂહમાં છવાઈ ગયાં અને ઉચ્ચ ભારતીય લોકસંસ્કૃતિનાં વાહક બન્યાં.

તેમનાં કાવ્યસંગ્રહો આ પ્રમાણે છે–"કાગવાણી" ભાગ– ૧ થી ૮ ; 'ચંદ્રબાવની'; 'વિનોબા બાવની,'; 'સોરઠ બાવની'; 'રાષ્ટ્રધ્વજ પચ્ચીસી'; 'ગુરુમહિમા'; અને દારૂબંધી અંગે 'તો ઘર જાશે. ધરમ જાશે' આ બધાંયે પ્રકાશનોમાં કવિએ શબ્દની કેવી ઉપાસના કરી છે તેની સુંદર પ્રતીતિ થાય છે.

કવિ કાગની કવિતામાં પરંપરા અને પ્રગતિનો સુંદર અને સુભગ સમન્વય જોવા મળે છે. કદાચ કવિએ આ સમન્વય સમજપૂર્વક કર્યો છે. જો સમગ્ર લોકસમૂહ સાથે ચાલે તો જ પ્રગતિ અર્થપૂર્ણ બને છે. માત્ર વ્યક્તિઓની પ્રગતિથી સમાજને લાભ થતો નથી. પરંપરાને સ્વીકારીને જ પ્રગતિ માટે મીટ માંડી શકાય. માત્ર એકલી પરંપરા સમાજમાં સ્થગિતતા લાવશે અને માત્ર એકલી પ્રગતિ જો પરંપરાનો ઉચ્છેદ કરશે તો સમાજમાં અસ્થિરતા

આવશે. આમ કવિ દુલાભાઈની કવિતામાં પરંપરાગત તેમજ પ્રગતિશીલ એમ બંને અંશો જોવા મળે છે.

વ્યક્તિગત રીતે કવિશ્રી શ્રદ્ધાવાન અને ધાર્મિક છે. પોતાની ઉપર સ્વામી મુક્તાનંદની કૃપા થઈ અને કવિતાની સરવાણી ફૂટી તેમ તેઓ માને છે. રામાયણ અને ધર્મગ્રંથોના વાચને તેમનુ ચારિત્ર્ય ઘડયું. તેની મુદ્રા તેમનાં કાવ્યોમાં સ્પષ્ટ ઊપસી આવે છે.

ભગવાન રામ અને કૃષ્ણ, વિવિધ દેવીઓ અને ઈતિહાસરંગી પ્રસંગો તેમનાં કાવ્યોના વિષયો રહયા છે તો બીજી બાજુ યુગપ્રવર્તક મહાત્મા ગાંધીજી પણ તેમનો કવનવિષય બન્યા છે. સ્વતંત્રતા, ભૂદાન, નશાબંધી જેવા પ્રગતિશીલ વિચારો કવિનું સંવેદનશીલ ચિત્ત ગ્રહણ કરે છે અને પોતાની લોકવાણીમાં ઢાળે છે. અને તે કવિતા દ્વારા લોકસમૂહમાં આ ભાવનાઓનો સંપર્ક–પરિચય કરાવે છે.

કવિ દુલાભાઈની સાહિત્યદષ્ટિના વિકાસમાં સ્વ. ઝવેરચંદ મેઘાણીનો વિશિષ્ટ ફાળો છે. સ્વ. મેઘાણી સાથે લોકસાહિત્યનાં ચયન–સંશોધન નિમિત્તે તેમણે અનેક સ્થળે ઘણી મુસાફરી કરી છે. આ બંનેના ઘનિષ્ઠ પરિચયે બંનેને લાભ આપ્યો છે.

તેમણે ગઝલ, કવિત, સપાખરું, પ્રભાતી, ભજન, દુહા–સોરઠા, ગીતો જેવાં કાવ્યસ્વરૂપમાં સર્જન કર્યું છે. કાગવાણીનો પ્રથમ ભાગ વાંચતાં લાગે છે કે કવિ હજી ભાષાની પસંદગીની દ્વિધામાં છે. તેમાં વ્રજની છાંટવાળી હિંદી, ચારણી તેમજ લોકબોલી એમ ભાષાનું ત્રિવિધ સ્વરૂપ દેખાય છે, પણ કવિની કવિતા જેમ જેમ વિકસતી ગઈ તેમ તેમ તેમની અંતિમ પસંદગી લોકવાણી પર સ્થિર થઈ હોય તેમ લાગે છે. તેમની કવિતામાં આ લોકભાષાનું જ સ્વરૂપ વિશેષ આહ્લાદક હોય તેમ લાગે છે. છંદોની બાબતમાં પણ તેમણે ચારણી છંદો અને લોકઢાળોના સમાન્તર પ્રયોગ કર્યો છે, અને તે બંને પર કવિની કુશળ હથોટી જણાઈ આવે છે.

મહાત્મા ગાંધીજીની ગુજરાતી શિષ્ટ સાહિત્ય પર પ્રબળ અસર પડી છે અને તેથી કાવ્યના કલેવર અને અભિગમ બદલાઈ ગયાં, ત્યારે આ બાજુ કવિ દુલાભાઈ તો પરંપરા સાચવતી મધ્યકાલીન કાવ્યધારા સાથે અનુસંધાન ધરાવતા હોવા છતાં ગાંધીજી પ્રેરિત જીવનમૂલ્યો તેમની કવિતામાં પ્રતિબિંબિત થયાં છે. દીનદુખિયાં, પદદલિત, નિરક્ષર પ્રત્યેની અનુકંપા કવિ દુલાભાઈની કવિતામાં ઠેર ઠેર દેખાય છે.

સાગર ખેડવા ગયેલો ખારવો પાછો આવશે કે નહીં તેવી સતત પાપશંકી ખારવણોના હૃદય ભાવોને કદાચ ગુજરાતી કવિતામાં કવિ દુલાભાઈએ પ્રથમ આલેખ્યા છે. વરસાદી વાતાવરણ–થાય,વાદળીઓ ચડે, વાયરો વાય એટલે પેટમાં ધ્રાસકો પડે છે;–

સખી મેરે આરાધ્યો મલ્લાર, અષાઢ ધડૂકિયો રે...
એવું વાદળે રૂંધાણું આખું વ્યોમ, પૂનમ ચાંદો છુપિયોરે

વાદળો અને ચંદ્રના કલ્પન દ્વારા કવિ ખારવણના મનોભાવોને કલાત્મક રીતે વ્યક્ત કરે છે. માતા, બેન, પત્નીના વિવિધ ભાવોને પ્રગટ કરતાં કાવ્યો તેમણે લખ્યાં છે.

વ્રજમિશ્રિત હિંદીમાં લખાયેલાં કાવ્યો શ્રોતાજનોને મુગ્ધ કરે તેવા છંદ – લયમાં રચાયાં છે : જેમકે

કામ ટર્યો ના, ક્રોધ ટર્યો ના, જ્ઞાન ભયો ના લોભ ગયો,
ભેદ રહ્યો જિસકે ઘટ ભીતર, વો નર સાધુ ભયો ન ભયો.

અથવા

દેખા પ્રસન્નહૃદય દુખિયનકો, નારી પરકી નયન ભરી,
સંત પુરુષમેં ઔગુન દેખા, વો અંખિયનમેં ધૂર પડી.

જેવાં કાવ્યો સરળ ભાષામાં છે પરન્તુ ગહન ભાવોનું વહન કરે છે. અને પરિણામે લોકજીભ પર સવાર થઈ જતાં વાર લાગતી નથી.

તેવી જ રીતે ચારણી છંદો અને ભાષામાં લખાયેલાં કાવ્યોનાં લય, તાલ, અને નાદવૈભવ જ્યારે કવિશ્રી સ્વયં કાવ્યપાઠ કરતા ત્યારે શ્રોતાજનોને મંત્ર-

મુગ્ધ કરતા. 'વિકરાળ ચામુંડા'નું વર્ણન જુઓ–

ખડગેં ધરખંડા, અસુર ઉત્તંડા, ભય બ્રેકુંડા–ચામુંડા
જય ભય બ્રેકુંડા – ચામુંડા.

અથવા તો પ્રકૃતિનો રમાઈ રહેલો રાસ –

અષાઢ ધમધમ, ધરા ધમધમ, વરળ ચમચમ વીજળી
જય વરળ ચમચમ વીજળી.

આવાં કાવ્યોમાં શ્રોતાઓના કાનને અને આંખને અપીલ કરવાની પ્રબળ શક્તિ રહેલી છે.

કવિ પાસે એક આદર્શ છે. લોકોના જીવનનું નૈતિક અને સાત્ત્વિક સ્તર ઊંચે આવે તે તેમને અભિપ્રેત છે. પરન્તુ તેઓ કલાકાર હોઈ બરાબર સાવધ છે કે સીધો ઉપદેશ ક્યારેય લોકોને સ્પર્શી શક્તો નથી. તેથી તેઓ પોતાના વક્તવ્યને કાવ્યમાં કલાત્મક રીતે વણી લે છે. આ માટે તેઓ ઘણી વાર અન્યોક્તિનો આશ્રય લે છે, 'હંસ,' 'લોહ,' 'કાંચળી,' 'હાથી' જેવાં કાવ્યો આના ઉદાહરણ તરીકે આપી શકાય.

કર્તવ્યભ્રષ્ટ માનવીની કેવી દશા થાય છે તેને સીધી ઉપદેશાત્મક રીતિએ નહીં પરંતુ આ રીતે વાત કહી છે.

ત્યાગ હંસે કર્યો માનસરોવર તણો,
આવિયો તટ દધિ નીર નાયો;
કોઈ એને પછી હંસ કે'તું નથી,
હંસ બગલાંની હારે ગણાયો.

આ પછી પણ આગળ કેવો વિનિપાત થાય છે?

મોતી મળિયાં નહીં ત્યાં મળી માછલી,
સુખ લવલેશ ત્યાંથી ન લાધ્યું;
શરીર રઝળ્યું જુઓ તીર સાગર તણે,
બકગણે હંસનું માંસ ખાધું–

આમ કવિને જે કહેવું છે તે કલાત્મકતાથી કહી દે છે. આ ઉપરાંત તેમણે રામ અને કૃષ્ણને કેન્દ્રમાં રાખી ઘણાં કાવ્યો રચ્યાં છે તેમાં કવિની ભક્તિ, સમર્પણ, સહાનુકંપા જેવા વિવિધ ભાવો પ્રગટ થાય છે. કૃષ્ણે બાળલીલાં કરી, રાસલીલા કરી, રિપુઓને પરાજિત કર્યા, રાજ્ય કર્યું જેવા પ્રસંગોથી તો સામાન્ય જન પરિચિત હોય જ. પણ આ બધા પાછળ કૃષ્ણચિત્તમાં જે ભયંકર અને તુમુલ સંઘર્ષ ચાલ્યો હશે, અનેક દ્વન્દ્વો મનને કોરી ખાતાં હશે તેનો ભાગ્યે જ કોઈને ખ્યાલ આવે છે. કવિ કૃષ્ણના ચિત્તમાં પ્રવેશ કરી તે ભાવોને જાણી લઈને જાણે કે કવિતામાં મૂકે છે,

એટલું હૈડામાં તે દી' આવ્યું રે દ્વારિકાંને દેવળેજી
વાલા તમે સુખડાં લીધેલાં કે સંતાપ રે,
જનમીને જદુકુળમાં જી.

અને આગળ આખા કાવ્યમાં કૃષ્ણને કેટકેટલાં સંતાપ થયાં હશે તેનું આલેખન કરવામાં આવ્યું છે. અને શ્રોતાઓ પણ કૃષ્ણ સાથે સમ્પૂર્ણ સમભાવ ધારણ કરી દ્રવી ઊઠે છે.

મર્યાદા–પુરુષોતમ રામના જીવનમાં પ્રેય કરતાં શ્રેયનેજ પ્રાધાન્ય છે. કર્તવ્યનિષ્ઠાના ભારથી પ્રગલ્ભ બનેલા રામના જીવનમાં પણ કવિ હળવાશ લાવી દે છે.

પગ તમે ધોવા દ્યો રઘુરાયજી
પ્રભુ મને શક પડયો મનમાંય,
પગ મને ધોવા દ્યો રઘુરાય
રજ તમારી કામણગારી, નાવ નારી થઈ જાય જી,
તો અમારી રંકજનની આજીવિકા ટળી જાય–પગ–૦–

આમાં ગુહરાજની ચાલાકીને ભગવાન રામ કેવી રીતે – અનુકૂળ થાય છે તેનું પ્રસન્ન આલેખન છે.

ગાંધીજીના વિરાટ વ્યક્તિત્વને આલેખતાં ઘણાં કાવ્યો કવિ દુલાભાઈએ લખ્યાં છે. બધાં મહદ્ અંશે લોકઢાળ અને લોકવાણીમાં છે. તેથી લોકો સમક્ષ ગાંધીજીનું વ્યક્તિત્વ યથાર્થ રીતે ઊપસી આવ્યું છે જેમકે.

સો સો વાતુંનો જાણનારો,
મોભીડો મારો ઝાઝી વાતુંનો ઝીલનારો.
ડગલે ડગલે હાલ્યા કરે છે, ઊંચાણમાં ન ઊભનારો,
ઢાળ ભાળીને સૌ ઘોડવા આડે,
ઢાળમાં નવ ઘોડનારો – મોભીડો – ૦ –



અનુ. પૃ. ૭૦૪]

# ઘરગથ્થુ ઔષધો

સોરઠ ક્ષયનિવારણ સમિતિએ થોડા વખત પહેલાં મહર્ષિ અણ્ણાસાહેબ પટવર્ધન યોજિત ૫૦૦ ઉકાળાની તેમ જ અન્ય ઉપયોગી માહિતી આપતું ઉપયોગી પુસ્તક પ્રગટ કરેલું. એની સંક્ષિપ્ત માર્ગદર્શિકા પણ પ્રગટ કરેલી. બન્ને પુસ્તકો સારો આવકાર પામ્યા છે.

હવે એવું જ એક ઉપયોગી પુસ્તક ઘરગથ્થુ ઔષધો પ્રગટ થઈ ચૂક્યું છે. આયુર્વેદના પ્રખર અભ્યાસી અને અનુભવી વૈદ્યતીર્થ અપ્પા શાસ્ત્રી સાઠેના મરાઠી ઉપરથી અનુવાદિત આ પુસ્તકમાં ૨૭૫ ઘરગથ્થુ ઔષધોના ગુણધર્મ અને ૨૧૯ રોગ માટે ગુણકારી ઔષધોની સરળ સમજણ આપવામાં આવી છે.

૩૯૬ પાના પાકું પૂંઠું કિંમત રૂા. ૧૦-૦૦

પ્રાપ્તિસ્થાન

સોરઠ ક્ષય નિવારણ સમિતિ, અક્ષયગઢ – કેશોદ ૩૬૨ ૨૨૦

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, જીવરાજ ભુવન, અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, કલ્યાણધામ, ચાવંડ. જિ. અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, ૯૪, નગીનદાસ માસ્તર રોડ, મુંબઈ – ૪૦૦૦૨૩.

# શ્રી ઉના તાલુકા ખેડૂતસહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લી.

ગીરગઢડા રોડ, ઉના (સોરઠ)

કરોડો લોકોની જીવન જરૂરિયાતમાં ખાંડ અગત્યનું સ્થાન ધરાવે છે. શ્રી ઉના તાલુકા ખેડૂત સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લી. ખાંડ ઉત્પાદન કરી રાષ્ટ્ર પ્રત્યેની પોતાની ફરજ બજાવે છે.

સંસ્થામાં ૪૨૦૦ સભાસદ ખેડૂત ભાઇઓ શેરડી ઉગાડી આ કાર્યમાં પોતાનો સહકાર આપે છે.

| | | |
|---|---|---|
| (શશીકાન્તભાઇ ગો. ભટ) | ભાયાભાઇ કે. સોલંકી | લખમણભાઈ એમ. ડાંગોદા |
| (મેનેજીંગ ડીરેકટર) | ઉપપ્રમુખ | પ્રમુખ |



## સ્વચ્છતા.... ત્યાં પ્રભુતા છે.

## બસ સ્ટેન્ડો – બસ સ્ટેશનો

### સ્વચ્છ રાખવામાં આપનો સહકાર આપો

જાહેર સ્થળો કે જ્યાં જનસમુદાય મોટી સંખ્યામાં એકત્ર થાય છે
ત્યાં આપણી આસપાસનું વાતાવરણ સ્વચ્છ રહે તે અત્યંત આવશ્યક છે.
આપણાં ઘરો, શેરી કે ફળિયાં અથવા તેના આંગણાં આપણે સ્વચ્છ રાખીએ છીએ તો પછી
જાહેર સ્થળો તેવાં રાખવાની ટેવ કેમ ન પાડવી ?

અ પણી ચોખ્ખાઇનું પ્રતીક
આપણી આસપાસનું વાતાવરણ
આવું વાતાવરણ અતિ આનંદદાયક લાગે છે.
જાહેર સ્થળો માટે સ્વચ્છ ઝુંબેશ સફળતામાં પરિણમે છે.

**-: અને માટે જ :-**

સ્ટેન્ડો, સ્ટેશનો વધારે ચોખ્ખા રાખવા મદદગાર થઇએ.



એસ. ટી સ્ટેન્ડો – સ્ટેશનો આપની પોતાની મિલકત છે.
કૃપા કરીને તેને સ્વચ્છ અને સુઘડ રાખવામાં અમને સહાયભૂત થાઓ.

## ગુજરાત રાજ્ય માર્ગ વાહન વ્યવહાર કોર્પોરેશન

અમદાવાદ – ૩૮૦૦૨૨



ફોન નંબર { ઓફિસ ૪૦
પ્રમુખશ્રી ૫૬

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી વંથલી તાલુકા સહકારી ખરીદ – વેચાણ સંઘ લી.

વંથલી (સોરઠ)

રજી નંબર – ૮૪૬ ઓડીટ વર્ગ – અ

| | | | |
|---|---|---|---|
| ૧,૩૦,૫૦૦=૦૦ | વસુલ આવેલ શેર ભંડોળ | ૪૬ | સભ્ય સંખ્યા. |
| ૧, ૩૦,૦૫૦-૦૦ | મંડળીઓનું | ૪૧ | મંડળીઓ |
| ૪૫૦-૦૦ | વ્યક્તિગત | ૫ | વ્યક્તિગત |

| | | | |
|---|---|---|---|
| ૩,૭૯,૫૩૧-૦૦ | અનામત ભંડોળ | ૧૮,૯૭,૯૩૫-૦૦ | કાર્ય ભંડોળ |
| ૨૨૭,૭૩૬-૦૦ | અન્ય ભંડોળ | ૧,૦૧,૨૦૭૩-૦૦ | વર્ષ દરમ્યાન વેચાણ |

**જાહેર કરેલ ડીવિડન્ડ ૧૨%.**

સંઘે દરેક જાતના રાસાયણિક ખાતરો તેમજ સુધારેલી જાતના અને હાઈબ્રીડ બિયારણો પાક સંરક્ષણ સાધનો અને જંતુનાશક દવાઓ સાથે જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ, અંકુશિત કાપડ, સિંગતેલ, સિમેન્ટ, ખાંડ વગેરે સહકારી મંડળીઓ દ્વારા તેમજ સીધા ખેડૂતોને અગર વાપરનારને વ્યાજબી ભાવથી પૂરા પાડવામાં સહાયરૂપ થાય છે.

**ડાયાલાલ શામજીભાઈ પટેલ**
મેનેજર

**ઓઘાભાઈ સીદીભાઈ**
પ્રમુખ

શ્રી અમરેલી જીલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક લી. અમરેલી

# શ્રી કેશોદ તાલુકા ખે. ઔ. સે. સ. મં. લી. કેશોદ

## પ્રોસેસીંગ કરાવી વધુ ભાવ મેળવો.

૧ઃ પોતે પકવેલ મગફળી પ્રોસેસીંગમાં મોકલી પાકા માલના માલિક બનો અને વ્યાજબી ભાવ મેળવો.

૨ઃ પ્રોસેસીંગ કરાવવાથી કડ, તોલ ઉતારામાં છેતરપીંડી થતી નથી.

૩ઃ કાચા માલને બદલે પાકા માલના એટલે કે તેલ અને ખોળના માલિક બનો.

૪; જ્યાં સુધી તમે ભાવ ઠરાવતા નથી ત્યાં સુધી પાકો માલ વેચતા નથી.

૫; જેથી કોઈ દિવસ ખેડૂતે સહન કરવાનો સમય આવતો નથી.

૬ઃ તમારા માલનો ભાવ તમારી મરજી પડે ત્યારે થાય છે.

૭ઃ મગફળી કારખાનામાં પહોંચ્યા પછી ઘટ થાય કે અકસ્માત થાય તો ખેડૂતે સહન કરવાનું નથી હોતું કારણ કે અકસ્માત સામે વીમો હોય છે.

૮ઃ મગફળી ખરીદ કે વેચાણ થતી ન હોવાથી મગફળી ઉપર ખરીદ વેરો ભરવો પડતો નથી.

ઉપરના તમામ લાભો લેવા માટે વહેલો તે પહેલોના ધોરણે મગફળીની નોંધણી કરવાનું ચાલુ છે, માટે જેમણે જેટલી મગફળી પ્રોસેસીંગમાં આપવી હોય તેણે નોંધ કરાવી જવી અને નોમીનલ સભ્ય થઈ જવું.

મોહનલાલ ડી. પટેલ
મેનેજર

હરિલાલ દેવજીભાઈ
પ્રમુખ

**શ્રી કેશોદ તાલુકા ખે. ઔ. સે. સ. મં. લી. કેશોદ**

વેરાવળ રોડ, કેશોદ – ૩૬૨૨૨૦

# શ્રી. પોરબંદર નગરપાલિકા
## 'જાહેર – વિજ્ઞપ્તિ'



૧– પોરબંદર ઔદ્યોગિક શહેર છે અને દિનપ્રતિદિન વિકાસ પામે છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨– નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩– જન્મની નોંધણી દિન ૭ (સાત)માં અને મરણની નોંધણી દિન ૩ (ત્રણ)માં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪– બાળકોનાં સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીઓ–વેકસીન, ત્રિગુણી રસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા–બાળ કલ્યાણ કેન્દ્રોની અવશ્ય મુલાકાત લ્યો.

૫– સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬– નગરપાલિકાની મિલ્કત જનતાની મિલ્કત છે, તેને નુકસાન ન કરો.

૭– સરકારશ્રીની ખાસ પોષક યુક્તાહાર યોજના હેઠળ નગરપાલિકા મારફત ૧થી ૬ વર્ષનાં બાળકોને વિના મૂલ્યે દૂધ તથા વિટામીન બ્રેડ આપવામાં આવે છે.

૮– રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષો વાવો.

૯– સુખી અને સમૃદ્ધ 'કુટુમ્બ કલ્યાણ કેન્દ્ર'ની મુલાકાત લ્યો.

૧૦– નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું, કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિ. છે.

૧૧– નગરપાલિકાની સીટી બસમાં મુસાફરી કરતાં ટિકીટ લઇને જ બેસવાનો આગ્રહ રાખો.

૧૨– નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપે.

પોરબંદર : તા. ૨૧-૧૧-૧૯૮૦

ડોલરભાઇ ચોટાઈ
પ્રમુખ
પોરબંદર નગરપાલિકા.





# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઇ–૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી



હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઇએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઇએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઇ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઇએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશુ, અને એને એ સુધારવામાં મદદ કરીશુ તો એ ચીજો જરૂર સુધરશે.

–ગાંધીજી





એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડુબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી



ગુજરાત સરકારના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

WITH BEST COMPLIMENTS FROM :

# ECHJAY STEELS

Division of Echjay Industries Pvt. Ltd.
BOMBAY





LALPARI LAKE ROAD
**RAJKOT** 360 003

Phone : 7346-47-48 7442 Telex : 0169 229 Gram : FLANESG

ફોન નંબર { ઓફિસ ૪૦
પ્રમુખશ્રી ૫૬

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી વંથલી તાલુકા સહકારી ખરીદ – વેચાણ સંઘ લી.

વંથલી (સોરઠ)

રજી નંબર – ૮૪૬ ઓડીટ વર્ગ – અ

| | | | |
|---|---|---|---|
| ૧,૩૦,૫૦૦=૦૦ | વસુલ આવેલ શેર ભંડોળ | ૪૬ | સભ્ય સંખ્યા. |
| ૧,૩૦,૦૫૦-૦૦ | મંડળીઓનું | ૪૧ | મંડળીઓ |
| ૪૫૦-૦૦ | વ્યકિતગત | ૫ | વ્યકિતગત |

| | | | |
|---|---|---|---|
| ૩,૭૬,૫૩૧-૦૦ | અનામત ભંડોળ | ૧૮,૯૭,૯૩૫-૦૦ | કાર્ય ભંડોળ |
| ૨૨૭,૭૩૬-૦૦ | અન્ય ભંડોળ | ૧,૦૧,૨૦૭૩-૦૦ | વર્ષ દરમ્યાન વેચાણ |

**જાહેર કરેલ ડીવિડન્ડ ૧૨%.**

સંઘે દરેક જાતના રાસાયણિક ખાતરો તેમજ સુધારેલી જાતના અને હાઈબ્રીડ બિયારણો પાક સંરક્ષણ સાધનો અને જંતુનાશક દવાઓ સાથે જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ, અંકુશિત કાપડ, સિંગતેલ, સિમેન્ટ, ખાંડ વગેરે સહકારી મંડળીઓ દ્વારા તેમજ સીધા ખેડૂતોને અગર વાપરનારને વ્યાજબી ભાવથી પૂરા પાડવામાં સહાયરૂપ થાય છે.

**ડાયાલાલ શામજીભાઇ પટેલ**
મેનેજર

**ઓધાભાઇ સીદીભાઈ**
પ્રમુખ

# શ્રી ઉના તાલુકા ખેડૂતસહકારી
# ખાંડ ઉદ્યોગ મંડળી લી.

ગીરગઢડા રોડ, ઉના (સોરઠ)

કરોડો લોકોની જીવન જરૂરિયાતમાં ખાંડ અગત્યનું સ્થાન ધરાવે છે. શ્રી ઉના તાલુકા ખેડૂત સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લી. ખાંડ ઉત્પાદન કરી રાષ્ટ્ર પ્રત્યેની પોતાની ફરજ બજાવે છે.

સંસ્થામાં ૪૨૦૦ સભાસદ ખેડૂત ભાઈઓ શેરડી ઉગાડી આ કાર્યમાં પોતાનો સહકાર આપે છે.

| શશીકાન્તભાઈ ગો. ભટ્ટ | ડુંગરભાઈ દે. વેકરીયા | સામતભાઇ શ. મોરી |
|---|---|---|
| મેનેજીંગ ડીરેકટર | ઉપપ્રમુખ | પ્રમુખ |







# વાળિયા બ્રધર્સ

૮૭/૮૯, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ - ૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી

શુભેચ્છાઓ સાથે



# ગણેશ હાઉસીંગ કોર્પોરેશન

ફોન–૩૮૨૫૭૫, ૩૮૨૭૦૭

પથ્થર કૂવા : પેટ્રોલ પંપની બાજુમાં,

રીલીફ રોડ : **અમદાવાદ**

**શ્રી કેશોદ તાલુકા ખે. ઓ. સે. સ. મં. લી. કેશોદ**

શુભેચ્છાઓ સાથે–

# ખાદી ગ્રામોદ્યોગ સંઘ

'સમન્વય'
મવડી પ્લોટ
રાજકોટ

## સંસ્થાની પ્રવૃત્તિઓ

સંસ્થાના મુખ્ય દફતર 'સમન્વય'માં નીચે મુજબની પ્રવૃત્તિઓ ચાલે છે.

૧ – સંરક્ષણ વિભાગ :- વાર્ષિક રૂા. ૧૩,૦૦૦૦૦/ ના વેચાણ સાથે સંસ્થા પોતાનું અદ્યતન સુથારી – લુહારી વર્કશોપ ધરાવે છે.

૨ – સાબુ ઉદ્યોગ :- ગુજરાતમાં સૌ પ્રથમ ખાદી ગ્રા. કમીશન માન્ય એપ્રોપ્રીએટ ટેકનોલોજી વાપરીને ઉત્પાદન.

૩ – તેલ - ઘાણી ઉદ્યોગ :- નવી જ બનાવટની ચાર પાવર ઘાણીઓનો ખૂબ જ ટૂંકી જગ્યામા સમાવેશ, જેનું દૈનિક ઉત્પાદન ૪ ટીન જેટલું છે.

૪ – ચર્મોદ્યોગ વિભાગ :- વાર્ષિક રૂા. ૧,૫૦૦૦૦/ - ના વેચાણ સાથે સંસ્થા પોતાનો ચર્મોદ્યોગ વિભાગ ધરાવે છે, જેમાં શુઝ, ચંપલ તથા ચર્મોદ્યોગની અન્ય ફેન્સી ચીજ વસ્તુઓનું ઉત્પાદન થાય છે.

૫ – પોલીવસ્ત્ર કંતાઇ - સંસ્થાના પોતાના વિશાળ મકાનમાં લગભગ ૧૦૦ જેટલા ચરખા ચાલે છે, જેના મારફત આજુબાજુના વિસ્તારોની ૧૦૦ જેટલી બહેનો રોજી મેળવે છે.

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

# ઊર્મિનવરચના



## ભક્તિ અને ખુશામત

સુંદર સંધ્યા ખીલી હતી. ભક્તિ અને ખુશામત પોતપોતાના કામ પરથી નિવૃત્ત થઈ પાછાં ફરી રહ્યાં હતાં ત્યાં રસ્તામાં ઓચિંતા ભેટા થઈ ગયો.

ભક્તિનો ચહેરો હાસ્યથી છલકતો હતો. અને ખુશામતનો ચહેરો ઉદાસીનતાથી છવાયો હતો.

ભક્તિનો હાસ્યભરેલો ચહેરો જોઈ ખુશામતથી ન રહેવાયું અને બોલી ઊઠી : 'અરે ભક્તિ, આજે શું તને ખૂબ માલ મળ્યો લાગે છે નહિ ?'

ભક્તિ હાથ ખંખેરતાં બોલી : 'શું બતાવું ? મને મળ્યું છે ઘણું પણ હાથમાં નહિ પણ હૃદયમાં. આ મારી ઝોળી તો ખાલીખમ છે.'

આ સાંભળી ખુશામત ઉદાસ છતાં ખડખડાટ હસી પડીને બોલી ઊઠી : 'છી, છી આ તે કંઈ કમાણી કહેવાય ! જો આ મારી કમાણી. મારા ખીસા તો ફાટું ફાટું થાય છે ઉપરાંત હાથ પણ ભરેલા છે. આપણો તો રોકડો હિસાબ.'

ભક્તિ તો પોતામાં મસ્ત હતી. સહેજે મલકાતાં બોલી : 'તો પછી તારો ચહેરો આટલો બધો ઉદાસ શાને ?'

ખુશામતે રડમસ અવાજે કહ્યું : 'શું વાત કરું બહેન ! આ દુનિયા બહુ દુષ્ટ છે. કામના પ્રમાણમાં પૂરું વળતર નથી મળતું તેથી ઉદાસી છવાઈ જાય છે. મન અસંતુષ્ટ રહે છે. એ તો ઠીક. પણ બહેન, તું તો જ્યારે જોઉં છું ત્યારે હંમેશ હસતી જ હોય છે. એનું શું કારણ ?'

ભક્તિએ નમ્રતાથી કહ્યું : 'મને એ સિવાય બીજી રીતે રહેતાં જ આવડતું નથી. સંતોષ જ મારો આનંદ છે.'

ખુશામતને આ રુચ્યું નહીં. 'છી, છી !' કરી મોં મચકોડી છૂટી પડી પોતાને રસ્તે પડી.

–રવીન્દ્રનાથ ટાગોર

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જગનાથ પ્લૉટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સ્વરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ – ૧

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

એપ્રિલ '૮૧ : વર્ષ : પર : અંક : ૧ : સળંગ અંક : ૬૧૩



*

**ગ્રાહકોને નોંધ લેવા વિનંતી**

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓક્ટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર
વાર્ષિક–દેશમાં રૂ. ૨૫–૦૦
વાર્ષિક પરદેશમાં રૂ. ૬૦–૦૦

**લેખકોને—**

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**પ્રકાશકોને—**

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લૉટ
રાજકોટ ૩૬૦ ૦૦૧ (જિ. રાજકોટ

# સંકલ્પશક્તિને કામે લગાડીએ

अग्ने व्रतपते व्रतं चरिष्यामि तच्छकेयं तन्मे राध्यताम् ॥
इदमहमनृतात्सत्यमुपैमि ।

(शुक्लयजुर्वेद १/५)

હે વ્રતપતિ અગ્નિ, હું વ્રત આચરીશ. હું તે આચરી શકું તે માટે પ્રસન્ન થાઓ. આ હું અસત્યથી સત્ય તરફ ચાલ્યો.

આપણે જે આજકાલ ખોઈ બેઠા છીએ – વાતાવરણમાં પણ અત્યંત અભાવ લાગે છે તે છે સારા બનવાની સંકલ્પશક્તિ.

આજે જે કાંઈ ચાલી રહ્યું છે તેમાં ક્યાંય ખોટપ છે એનો જાણે ખ્યાલ આવતો નથી. અલબત્ત આસપાસ બધું અકળાવનારું છે એ અનુભવાય છે. પણ એના નિદાનમાં પડવાની જાણે ઈચ્છા જ થતી નથી. આ તબક્કે શુકલ યજુર્વેદના આરંભનો આ મંત્ર આપણને વધુ સક્રિય થવા સૂચવે છે.

એક વર્ગ સમાજમાં ચોક્કસ એવો હોય કે જેને આ બધું ખોટું ચાલી રહ્યું છે એનું અત્યંત દુઃખ હોય પણ મારે એમાં કાંઈ કરવા જેવું છે એ વાતની એને પ્રતીતિ નથી. અને કદાચ પ્રતીતિ થાય તો પણ એને કાને ધરવી નથી એવો જાણે પાકો નિશ્ચય છે. પ્રથમ તો સઘન પ્રતીતિનો સવાલ છે.

એક દૃષ્ટાંત તરત સ્મરણે ચડે છે. એક પાદરી અને શાસ્ત્રીજી રેલ્વેમાં મુસાફરી કરતા હતા. કલાકોની મુસાફરી હતી. થોડો પરિચય થતાં શાસ્ત્રીજીએ જાણ્યું કે મનમાં કોઈ ખરાબ વિચાર આવે ત્યારે પાદરી મહાશય છાતી ઉપર 'ક્રોસ' કરે છે. કલાક વીતી ગયો અને શાસ્ત્રીજીએ નોંધ્યું કે કલાકમાં વીસ વખત પાદરીએ ક્રોસ કર્યા હતા. બીજાના ન્યાયાધીશ બનવા તો મન હંમેશા આતુર હોય છે. શાસ્ત્રીજીએ વિચાર્યું પાદરી એટલા સારા ન ગણાય. – આટલા બધા ખરાબ વિચારો આવે.

ગાડી ચાલુ હતી. શાસ્ત્રીજીને ખાતરી હતી કે મને ખરાબ વિચારો આવતા નથી છતાં ગમ્મત ખાતર એક કલાકમાં પોતાને કેટલા ખરાબ વિચારો આવે છે એ જોવા માંડયું તો કલાક બાદ એમના આશ્ચર્ય વચ્ચે એમને પચીસ ખરાબ વિચારો આવ્યા હતા ! ત્યારબાદ પોતે જાગૃત હતા એટલે વધુ સઘનરીતે આદર્શમય જીવન તરફ વળ્યા.

બહુ બહુ તો અત્યાર સુધી આપણે બીજા લોકોએ કેટલાં સુધરવું જોઈએ એ વિચાર્યું છે. શક્ય છે કે આપણે કોઈવાર પોતાની અંદર ઊડતી નજરે જોઈ લીધું હોય પણ મારી યાત્રા અશેષ પણે અસત્યમાંથી સત્ય તરફ જવા માટે જ હોય એવું વિચાર્યું નથી.

આપણા સારું યે ચૈતન્ય પ્રતિજ્ઞાબદ્ધ થાય કે હવેની મારી મુસાફરી આ દિશામાં હશે. એ માટે મંત્રદષ્ટાનું આપણને આવાહન છે.

આપણી સંકલ્પશક્તિ આ દિશામાં સ્થિર થાય પછી જ આપણી દિવ્યશક્તિ માટેની પ્રાર્થના ફળે એમાં વિશેષ સાર્થક્તા છે.

– પ્રસાદ

# આરઝી હકૂમતની યુદ્ધ-ઘોષણા

[સોરઠની લોકક્રાંતિ : હપ્તો ૬ઠ્ઠો] રતુભાઈ અદાણી

કાઠિયાવાડમાં અને છેવટે જૂનાગઢમાં ભારતનો ધ્વજ લહેરાતો જોવા માટે અધીરા બનેલા શ્રી અમૃતલાલ શેઠે આરઝી હકૂમતનું નેતૃત્વ લેવાની દાખવેલી તત્પરતાને સૌએ પ્રથમ દૃષ્ટિએ વધાવી લીધી.

એકાદ બે કલાક માટે મળતી કોઈ સભા કે એકાદ બે દિવસ માટે યોજાયેલ કોઈ સમારંભ માટે પ્રમુખ પસંદ કરવાના હોય તો આયોજકો યોગ્ય વ્યક્તિ શોધી એમને પ્રમુખસ્થાન લેવા વિનંતી કરે. થોડી ઘણી આનાકાની અને વિવેક પછી કોઈ વ્યક્તિ પ્રમુખસ્થાનનો સ્વીકાર કરે. સભા કે સમારંભ સફળતાપૂર્વક પાર પડે. આરઝી હકૂમતનો મામલો જુદા પ્રકારનો હતો. એમાં થોડા વખત માટે ખુરશી શોભાવવાની વાત નહોતી. મોતના માંડવે પોંખાવા જવાનું હતું.

જૂના વખતમાં એક રિવાજ હતો, કોઈ સાહસનું-જોખમનું કામ હોય તો એ પાર પાડવા માટે રાજા, મહારાજા, બાદશાહ કે શહેનશાહ પોતાના દરબારમાં બીડું ફેરવે. સાહસ પાર પાડવાની જેનામાં હિંમત, શક્તિ અને વિશ્વાસ હોય એ બીડું ઉઠાવી લે. કોઈએ કોઈને વિનતી કરવાની હોય નહીં, કોઈએ બીજાના નામની ભલામણ કરવાની હોય નહીં, સાહસ ખેડવા માટે જોખમ ઉઠાવવા માટે પોતે જ પોતાની મેળે આગળ આવવું જોઈએ.

આરઝી હકૂમતનું નેતૃત્વ લેવા માટે કોઈની વિનંતીથી નહીં, પોતાની મેળે જ શ્રી અમૃતલાલ શેઠે પોતાની જાતને આગળ ધરી. એ દિવસોમાં સૌરાષ્ટ્રના સિંહ તરીકે લોકપ્રિય બનેલા શ્રી અમૃતલાલ શેઠે એમના સાહસિક અને લડાયક ખમીરનો અનેક પ્રસંગોએ પરચો દાખવેલો. કાઠિયાવાડના દેશી રજવાડાંઓની સામંતશાહી સામે બંડ પોકારી, એમના આપખુદ શાસન દ્વારા ગરીબ અને રાંક પ્રજા ઉપર વરસતા અન્યાયો અને અત્યાચારોને 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકમાં ચમકાવી, રાજાશાહી કે નવાબીને ખતમ કરવા માટે પ્રજાને જાગૃત અને સંગઠિત થવાની હાકલ કરતાં શ્રી અમૃતલાલ શેઠ ડગલે ને પગલે અનેક જોખમોનો સામનો કરી રહ્યા હતો. આરઝી હકૂમતને આવું બહાદુર, સાહસિક નેતૃત્વ મળે એનાથી રૂડું બીજું શું હોઈ શકે?'

પરંતુ જૂનાગઢના નવાબના પાકીસ્તાનમાં જોડાવાના નિર્ણયનો વિરોધ કરી, જૂનાગઢને પાકીસ્તાનમાં ભળતું રોકવા માટેનું આંદોલન જૂનાગઢના લોકો દ્વારા જ ચાલવું જોઈએ એવી નક્કી કરેલી નીતિને કારણે શ્રી અમૃતલાલ શેઠના નેતૃત્વથી આરઝી હકૂમતને વંચિત રહેવું પડયું.

"હું પણ જૂનાગઢનો વતની ન ગણાઉં. નહીં તો આરઝી હકૂમતની આગેવાની લેવા હું તૈયાર છું.' ચર્ચામાં ભાગ લઈ રહેલા શ્રી શામળદાસ ગાંધીએ પોતાની પહોળી છાતી ઉપર ધબ્બો મારીને પડકાર કર્યો.

"આપને આરઝી હકૂમતની આગેવાની લેવી હોય તો આપ જૂનાગઢના પણ વતની ગણાઓ." સૌની પાછળ બેઠેલા શ્રી દ્વારકાદાસ ત્રિવેદીએ ટોર કરી.

૧૯૩૦ના નીમક – સત્યાગ્રહમાં સત્યાગ્રહી તરીકે ભાગ લીધા પછી શ્રી દ્વારકાદાસ ત્રિવેદી જૂનાગઢમાં ધામો નાખીને શ્રી ઠક્કર બાપાના માર્ગદર્શન નીચે હરિજન સેવાનું મૂંગું પણ પાયાનું કામ કરી રહ્યા હતા. સાથે સાથે લોકસંગઠન માટે પણ ઝઝૂમ્યા કરતા. એ માટે નવાબી શાસનના જૂલ્મોનો પણ એમને ભોગ બનવું પડતું.

જૂનાગઢના નવાબે પાકીસ્તાન સાથે જોડાણ કરવાનો કમનસીબ નિર્ણય જાહેર કર્યો એનો વિરોધ કરવામાં શ્રી દ્વારકાદાસભાઈ પણ મોખરે. એમને માટે જૂનાગઢમાં રહેવું એટલે જેલની દીવાલો પાછળ દટાઈ જવાનું. જેલમાં ગોંધાઈ રહેવાને બદલે નવાબના નિર્ણય સામે બળવો જગાવવામાં ઉપયોગી

થવાની દૃષ્ટિએ તેઓ જૂનાગઢ છોડી રાજકોટ અમારી છાવણીમાં હાજર થઈ ગયેલા. અનાયાસે એમને કામ પ્રસંગે મુંબઈ જવાનું બન્યું. એ જ વખતે આરઝી હકૂમતની રચના આકાર લેતી હતી. એ માટે થોડા આગેવાનો મળી રહ્યા છે એની જાણ થતાં તેઓ પણ ચૂપચાપ આવીને સૌની પાછળ બેસી ગયેલા.

શ્રી દ્વારકાદાસભાઈએ કરેલો ઘટસ્ફોટ સાંભળીને સૌએ આશ્ચર્ય અનુભવ્યું. ગાંધી કુટુમ્બનું વતન તો પોરબંદર. શ્રી શામળદાસભાઈ જૂનાગઢના પણ વતની કઈ રીતે ગણાય?

શ્રી દ્વારકાદાસભાઈએ સ્પષ્ટતા કરી કે શામળદાસભાઈના દાદાના નામે કુતિયાણામાં જમીન છે. આ જમીનના ભલે નાનકડા એવા ભાગ ઉપર પણ શ્રી શામળદાસભાઈનો વારસાહક્ક ગણાય. વધુમાં એમની કુળદેવી પણ કુતિયાણામાં છે. આ હિસાબે શ્રી શામળદાસભાઈ જૂનાગઢ રાજ્યના પણ વતની ગણાય.

સૌને માટે આ નવી વાત હતી. ખુદ શ્રી શામળદાસભાઈને પણ આની જાણ ન હતી. શ્રી દ્વારકાદાસભાઈની વાત સાચી હોય તો આરઝી હકૂમતને પ્રભાવશાળી નેતૃત્વ મળી રહે. પણ વાતની ચોકસાઈ કરવી જોઈએ. તરત જ મુંબઈથી રાજકોટ તારના દોરડા રણઝણ્યાં.

ગાંધીજીએ સત્યાગ્રહની લડાઈમાં પોતાના આશ્રમને હોમી દીધા પછી, આશ્રમના મંત્રી તરીકે વરસોથી જવાબદારી સંભાળનાર શ્રી નારણદાસભાઈ ગાંધી રાજકોટમાં રાષ્ટ્રીયશાળાનું સૂકાન સંભાળીને બેઠા હતા. એમની પાસે ખરી માહિતી હોવી જોઈએ. એમ માનીને તરત જ એમનો સંપર્ક સાધવામાં આવ્યો. એમણે શ્રી દ્વારકાદાસભાઈની વાતનું સમર્થન કર્યું. શ્રી શામળદાસભાઈ જૂનાગઢના વતની ઠર્યા.

પડછંદ કાયા, સોનેરી ચશ્માથી શોભતો ગુલાબી ચહેરો, ભાષા ઉપર અજબ પ્રભુત્વ, અસ્ખલિત વાણીપ્રવાહ દ્વારા લોકોને મંત્રમુગ્ધ કરવાની અજોડ કળા, પત્રકારિત્વ ક્ષેત્રે હાંસલ કરેલી આગવી પ્રતિભા, સોરઠી ખમીર અને મોજીલો સ્વભાવ, એવા શ્રી શામળદાસભાઈ જૂનાગઢના નવાબના નિર્ણયથી ધગી ઊઠેલા, આ નિર્ણય ફેરવવા માટે એમણે પોતાની વગ વાપરવામાં મણા નહોતી રાખી. એમાં સફળતા ન મળવાથી એમનો ઉશ્કેરાટ અને રોષ પરાકાષ્ઠાએ પહોંચેલ. મુંબઈથી પ્રસિદ્ધ થતા એમના પોતાના દૈનિક 'વંદેમાતરમ્'નાં લખાણોમાં આ ઉશ્કેરાટ અને રોષ વ્યક્ત થતાં રહ્યાં. પણ એમને સ્વપ્ને પણ ખ્યાલ નહીં કે એ નવાબી સામે લડવા માટે આરઝી હકૂમતની રચના થશે અને એની આગેવાની એમને ફાળે આવશે. કલમથી લડી રહેલા શામળદાસભાઈએ હથિયારથી લડી લેવાનો સંકલ્પ કરી લીધો અને હાજર રહેલા સૌએ એમના નિર્ણયને ઉત્સાહથી વધાવી લીધો. શામળદાસભાઈના પોરસને કોઈ સીમા ન રહી.

આ નિર્ણય પછી એમના અન્ય સાથીઓ અંગે વિચારણા શરૂ થઈ. કોઈએ બીજાના નામની ભલામણ કરવાની હતી જ નહીં. જેને લડવાની, ખપી જવાની મોજ આવે એ સામેથી જ પોતાના નિર્ણયની જાહેરાત કરે.

શ્રી દુર્લભજીભાઈ ખેતાણી વેપારધંધા અર્થે અને મોજ ખાતર દુનિયા ઘૂમી વળેલા કુશળ અને સફળ વેપારી, પણ ટાણું આવ્યે તોલાતાજવા બાજુએ મૂકીને લડી લેવાનો ખમીરનો વારસો ખરો. એમણે પોતાના નામની જાહેરાત કરી.

શ્રી ભવાનીશંકર ઓઝા દવાના વેપારી. મુંબઈમાં દવાની દુકાન. પણ એમના વડવાઓએ ધીંગાણાં ખેલી ઉના પંથકમાં હકૂમત ભોગવેલી. શ્રી દુર્લભજીભાઈ પછી એમણે પોતાનું નામ જાહેર કર્યું.

શ્રી સુરગભાઈ વરૂ આ ચર્ચામાં હાજર ન હતા. પણ આરઝી હકૂમતનો વિચાર જન્મ્યો ત્યાર પહેલાં જ બાબરિયાવાડને જૂનાગઢથી સ્વતંત્ર જાહેર કરી, લોકક્રાન્તિનાં બીજ એમણે જ વાવેલાં. એમને પૂછવાની વાટ જોવાપણું હતું નહીં. આરઝી હકૂમતની રચના થતી હોય તો સુરગભાઈનું એમાં આગવું સ્થાન હોય જ.

શ્રી મણિલાલ દોશી વેપારી કુટુમ્બના નબીરા.

પણ નેતાજી સુભાષચન્દ્ર બોઝની આરઝી હકૂમત અને અને આઝાદ હિન્દ ફોજમા મહત્ત્વની કામગીરી બજાવેલી. ઢાલ માથે ડાડી પડે, રણશીંગુ ફૂકાય, ત્યારે આ તરવરિયો જુવાન શે ઝાલ્યો રહે? એમણે પોતાના નામની જાહેરાત કરી. દુબળો દેહ, મૂઠી હાડકાનું માળખુ, પણ લોહીમાં વડવાઓનુ લડાયક ખમીર, એવા કુશળ ધારાશાસ્ત્રી શ્રી નરેન્દ્રભાઈ નથવાણીએ પણ આરઝી હકૂમત માટે પોતાના નામની જાહેરાત કરી

આ રીતે શ્રી શામળદાસ ગાધી, શ્રી દુર્લભજી ભાઈ ખેતાણી, શ્રી ભવાનીશકર ઓઝા, શ્રી સુરગ ભાઈ વરૂ, શ્રી મણિલાલ દોશી અને શ્રી નરેન્દ્રભાઈ નથવાણી એમ ૭ સભ્યોનુ પ્રધાનમડળ નક્કી થયુ આ નિર્ણય કરતી વખતે ભવિષ્યની કામગીરીની કોઈ સ્પષ્ટ રૂપરેખા હતી નહી, લડવા માટે સૈન્યનુ અસ્તિત્વ નહોતુ, સાધનોનો કઈ વિચાર કરવામા આવ્યો ન હતો પણ એક અસાધારણ પ્રેરક શક્તિની ફૂફનુ બળ હતુ. સરદાર સાહેબ ભારત સરકારના ગૃહમત્રી તરીકે પાકીસ્તાન સાથેની લડાઈ ટાળવા માટે કોઈ સીધા પગલા ભરવામા ભલે સાવચેતી દાખવે પણ જૂનાગઢ પાકીસ્તાન સાથે જોડાય એ એમને હરગીઝ મજૂર નહોતુ એ માટે પ્રજા તાકાતનો પરચો બતાવે તો સરદાર સાહેબના આશીર્વાદ અને હૂફ મળી જ રહેવાના, એની સૌને ખાત્રી હતી.

વધારામા જાણે કોઈ ઈશ્વરી સકેત હોય અને આગલે દિવસે જ ગાધીજીએ દિલ્હીની પોતાની પ્રાર્થનાસભામા પોતાના અતરની વેદના ઠાલવેલી "કાઠિયાવાડમા વેરાવળનું બદર છે. પણ એ બદર જૂનાગઢનુ છે અને જૂનાગઢમા પાકીસ્તાન કઈ રીતે બની શકે? જૂનાગઢ અને એની આજુબાજુના બધા રાજ્યોમા મોટી બહુમતી તો હિન્દુ વસ્તીની છે છતા જૂનાગઢ પાકીસ્તાનમાં દાખલ થયુ. આતો ભારે ગજબની વાત કહેવાય. હિન્દમા ઠેર ઠેર આવુ થઈ રહ્યુ છે જૂનાગઢમાથી પાકીસ્તાન જવું જોઈએ"

'જૂનાગઢમાથી પાકીસ્તાન જવુ જોઈએ' એ શબ્દોમા સૌને ભવિષ્યવાણી સભળાણી. જૂનાગઢમાથી પાકીસ્તાનને વિદાય આપવા માટે પ્રજાકીય ધોરણે જે કઈ પ્રયાસ થાય એને ગાધીજીના આશીર્વાદ હશે જ એવો સૌને વિશ્વાસ હતો. આને પરિણામે પ્રગટેલ શ્રદ્ધા એજ આરઝી હકૂમતનું બળ બની રહ્યુ. એમા પોતાનુ આ સકલ્પબળ ભળ્યુ. હજી રણમોરચા ઉપર પહોચ્યા નથી ત્યા જ આ શ્રદ્ધાવિશ્વાસ અને સકલ્પબળને પરિણામે એમની સામે એક પછી એક દૃશ્યો ઊપસવા લાગ્યા. સમગ્ર પ્રજા જૂનાગઢની મુક્તિ માટે રણે ચડી હોય, ધીરજાગ ધીરજાગ બુગિયો વાગતો હોય, રણભેરી ફુકાતી હોય, હાકલાપડકારા થતા હોય, ઝાકાઝીક ઝાકાઝીક તલવારો વીઝાતી હોય, ધડીમ ધડીમ ધાણીફૂટ બધૂકો છૂટતી હોય, સામી છાતીએ ઘા ઝીલાતા હોય, નવાબી સૈન્યનો કચ્ચરઘાણ વળતો હોય જૂનાગઢના કિલ્લા ઉપર આઝાદીનો ધ્વજ ફડફડાટા લેતો હોય, લોકો ગાડા બનીને આરઝી હકૂમતના સામૈયા કરતા હોય એવી એવી સ્વપ્નમાળા રચાવા લાગી જે ખડમા આ નિર્ણય લેવાયો એની દીવાલો ફાટફાટ થવા લાગી વાતાવરણમા અજબ પલટો આવી ગયો. જેને જુઓ એ વેત વેત ઊછળતા લાગે.

ચાર દીવાલ વચ્ચે લેવાયેલા આ નિર્ણયને પ્રજાકીય મજૂરીની મહોર લાગવી જોઈએ. આથી, જૂનાગઢની અને કાઠિયાવાડની પ્રજા દ્વારા આરઝી હકૂમતની વિધિસર રચના કરવા, પ્રધાનમડળની જાહેરાત કરવા અને જૂનાગઢની નવાબી સાથે યુદ્ધની ઘોષણા કરવા વળતે જ દિવસે–તા ૨૫ મી સપ્ટેમ્બર ૧૯૪૭ ને ગુરુવારના રોજ સાજે મુબઈમા વસતા કેવળ જૂનાગઢ રાજ્યના જ નહી પણ સમગ્ર કાઠિયાવાડના ભાઈબહેનોની માધવબાગમા સભા મળી. હૈયેહૈયુ દળાય. માનવ મહેરામણ ઊમટયો ઉત્સાહ ઉછાળા મારે.

જૂનાગઢ રાજ્યના જ વતની અને અડીખમ આગેવાન શ્રી ન્યાલચદભાઈ શેઠે સભાનું પ્રમુખ સ્થાન લીધુ કાઠિયાવાડ રાજકીય પરિષદના પ્રમુખ શ્રી દરબારસાહેબ યુદ્ધના આવેશમા આવી ગયેલા શ્રી અમૃતલાલ શેઠ, શ્રી ઢેબરભાઈ, શ્રી રસિકભાઈ

અને અન્ય આગેવાનો હાજર હતા. સભા શરૂ થઈ. ગંભીરતા છવાઈ ગઈ. પ્રમુખસ્થાનેથી શ્રી ન્યાલચંદભાઈ શેઠે આઝાદખત કહો કે યુદ્ધઘોષણા કહો એવું ઐતિહાસિક જાહેરનામું બુલંદ અવાજે વાંચી સંભળાવ્યું.

આપણા પ્રખર વિદ્વાન, સમૃદ્ધ સાહિત્યકાર, કાબેલ ધારાશાસ્ત્રી, અને સફળ મુત્સદ્દી શ્રી કનૈયાલાલ મુનશીની કસાયેલી કલમે ઘડાયેલું આ જાહેરનામું વંચાતું ગયું અને એનો શબ્દેશબ્દ સમગ્ર સભામાં જૂનાગઢની મુક્તિ માટે કંઈક કરી છૂટવાની તમન્ના પેદા કરતો ગયો.

આ જાહેરનામા દ્વારા જૂનાગઢના નવાબે બધાં નીતિ–નિયમ અને સ્થાપિત ધોરણોને તિલાંજલી આપી, વાસ્તવિક્તાની અવગણના કરી, પાકીસ્તાન સાથે જોડાણ કરવાનો લીધેલો નિર્ણય કેટલો આત્મઘાતી અને ખતરનાક છે એની વિશદ છણાવટ કરવામાં આવી. જૂનાગઢના નવાબે પ્રજાદ્રોહ કરીને લોકોનો વિશ્વાસ ગુમાવ્યો હોઈને એનો નિર્ણય પ્રજાને બંધનકર્તા નથી એવી સ્પષ્ટતા કરવામાં આવી. પાકીસ્તાન સાથેના જોડાણનો જડબાતોડ વિરોધ કરવામાં આવ્યો. જૂનાગઢ રાજ્યને હિન્દી સંઘ સાથે જોડાવાના પ્રજાકીય નિર્ધારની જાહેરાત કરવામાં આવી હિન્દી સંઘને આ જોડાણ સ્વીકારવાની વિનંતી કરવામાં આવી. પ્રજાના આ નિર્ધારનો અમલ કરવા માટે આરઝી હકૂમતની વિધિસર રચના જાહેર કરવામાં આવી. તા. ૧૧ મી સપ્ટેમ્બર નવાબ જે સત્તા અને અધિકાર ભોગવતા હતા એ તમામ સત્તા અને અધિકાર આરઝી હકૂમતને સુપરત કરવામાં આવ્યા. શ્રી શામળદાસ ગાંધીના નેતૃત્વ નીચે ૬ પ્રધાનોનું પ્રધાનમંડળ નિયુક્ત કરવામાં આવ્યું, અને જરૂરી એવાં તમામ પગલાં ભરવાની આ પ્રધાનમંડળને સત્તા આપવામાં આવી.

આપણા ઈતિહાસમાં, ખાસ કરીને આપણા દેશી રજવાડાંઓના ઈતિહાસમાં આ એક ક્રાંતિકારી બનાવ હતો.

દરબારસાહેબે કાઠિયાવાડ રાજકીય પરિષદના પ્રમુખ તરીકે આરઝી હકૂમતને આશીર્વાદ આપ્યા અને અસહકાર યુગમાં અંગ્રેજ સરકારે જપ્ત કરેલા પરન્તુ ભારત સરકારે તાજેતરમાં જ પરત સોંપેલ ઢસા રાયસાંકળીના રાજવી તરીકે એમણે આરઝી હકૂમતને સત્તાવાર માન્યતા જાહેર કરી.

શ્રી અમૃતલાલ શેઠે પોતાની લાક્ષણિક અને લડાયક ભાષામાં જુવાનોને, શ્રીમંતોને, વેપારીઓને તેમ જ પ્રજાજનોને જૂનાગઢના મુક્તિસંગ્રામ માટે યથાશક્તિ ભોગ આપવાની હાકલ કરી.

આરઝી હકૂમતને પ્રજાએ જૂનાગઢ રાજ્યના બધા અધિકાર સુપરત કર્યા અને જૂનાગઢની મુક્તિ માટે જરૂરી તમામ પગલાં ભરવા માટે પૂરી સત્તા આપી એનો નમ્રતાપૂર્વક પણ ખુમારી સાથે સ્વીકાર કરીને આરઝી હકૂમતના વરાયેલા સરનશીન શ્રી શામળદાસ ગાંધીએ એમની લાક્ષણિક શૈલીમાં સમગ્ર સભાને બલિદાનની હવામાં ડોલતી કરીને અંતે જાહેરાત કરી કે પાકીસ્તાન સાથે આપણું ધર્મયુદ્ધ શરૂ થાય છે. જૂનાગઢના આકાશમાં આપણો ધ્વજ ફરકશે, જૂનાગઢનો કારભાર પ્રજાના હાથમાં આવશે, ત્યારે જ આ ધર્મયુદ્ધનો અંત આવશે. જૂનાગઢની આઝાદી સાથે આરઝી હકૂમતનું કર્તવ્ય પરિપૂર્ણ થશે.

ત્યાર બાદ દિલમાં દાઝ, વાણીમાં સચ્ચાઈનો રણકો, રોમે રોમ ખપી જવાની ખુમારી અને ધ્યેય હાંસલ કરવાની અડગ શ્રદ્ધા સાથે આરઝી હકૂમતના પ્રધાનમંડળના દરેક પ્રધાને પ્રધાન તરીકે નિષ્ઠાપૂર્વક કર્તવ્ય બજાવવાની પ્રતિજ્ઞા લીધી.

કેવળ પ્રધાનમંડળના સભ્યોના પુરુષાર્થથી જ જૂનાગઢ મુક્ત થઈ જવાનું નહોતું. પ્રજાએ પણ સાથ અને ભોગ આપવા માટે તૈયાર થવું જોઈએ. સમગ્ર સભામાં વીજળીનો સંચાર થઈ રહ્યો. જૂનાગઢના અને સમગ્ર કાઠિયાવાડના હાજર રહેલા પ્રજાજનોએ પણ ધ્યેયની સિદ્ધિ સુધી આ ધર્મયુદ્ધ ચાલુ રાખવાની અને આરઝી હકૂમત માટે જે સાથ અને ભોગ આપવાની પ્રતિજ્ઞા લીધી. ઇતિહાસનો

શકવર્તી બનાવ સર્જીને ઐતિહાસિક સભા પૂરી થઈ.

બીજી જ ક્ષણથી આરઝી હકૂમતના પ્રધાનો પ્રજાએ સોંપેલી અને પોતે સ્વીકારેલી જવાબદારી અદા કરવા માટે તૈયારીમાં લાગી ગયા અને આરઝી હકૂમતના કામચલાઉ મથક – રાજકોટ પહોંચી જવા સાબદા થઈ ગયા. ગુરુવારે જન્મેલી આરઝી હકૂમતનાં પ્રધાનમંડળે શનિવારે મુંબઈથી રાજકોટ જવા પ્રયાણ કર્યું.

પ્રધાનમંડળને શુભેચ્છાના ભાથા સાથે ભાવ ભરી વિદાય આપવા માટે સ્ટેશને વિશાળ મેદની ઊમટી પડી.

કાઠિયાવાડ પ્રજામંડળના પ્રમુખ શ્રી શામળદાસભાઈએ આરઝી હકૂમતની જવાબદારી સ્વીકારવાને કારણે, એ સ્થાને નવા વરાયેલા પ્રમુખ અને ૧૯૩૦ ૩૨-૪૨ના સ્વાતંત્ર્ય યુદ્ધોમાં આગેવાની ભર્યો ફાળો આપી, યુદ્ધકવિનું બિરુદ પામેલા પ્રમુખ શ્રી મોહનભાઈ સોપાને સૌ ઉપસ્થિત પ્રજાજનો વતી આરઝી હકૂમતના પ્રધાનમંડળને એમની અનોખી શૈલીમાં ભાવભરી વિદાય આપી.

પ્રધાનમંડળના સભ્યોને કોઈએ તિલક કર્યાં, કોઈએ ફૂલના હાર પહેરાવ્યા, કોઈએ મોઢાં મીઠાં કરાવ્યાં. શ્રી અમૃતલાલ શેઠે શ્રી શામળદાસ ગાંધીને તરવારની ભેટ આપીને લડાઈનાં શુકન કર્યાં.

પત્રકારિત્વની અનોખી કળા ખીલવી જાણનાર અને શબ્દોને રમાડી જાણનાર શામળદાસભાઈએ આરઝી હકૂમતના સરનશીન તરીકે આયુધ ધારણ કર્યાં ત્યારથી જ એમનો સીનો બદલાઈ ગયો. એમનો પહાડી પડછંદ દેહ વધુ પડછંદ લાગવા માંડયો. એમની વાણીમાંથી તીખારા ઝરતા થઈ ગયા. પરન્તુ મોટી સંખ્યાના લોકોએ ભાવભરી વિદાય આપી ત્યારે જે પ્રેમ અને ઉત્સાહનાં દરયો સર્જાયાં એથી તેઓ ભાવવિભોર બની ગયા. અને ભારે નમ્રતાપૂર્વક એક મજાની વાત કરી.

"મેદાનમાં પડેલા ઘાસનાં તણખલાં પવનની મંદ કે તેજ લહરીઓ સાથે ગેલ કરતાં કરતાં; અહીં તહીં ગડથોલિયાં ખાઈને પાછાં ધરતી ઉપર આવી જાય છે. પરંતુ કોઈ વખત વંટોળ જાગે, આંધી પેદા થાય ,ત્યારે એ જ તણખલાં એના જુવાળ ઉપર સવાર થઈને ઊંચે આભમાં વિહરવા માંડે છે.

"અમેય ઘાસનાં સામાન્ય તણખલાં. જીવનના મેદાનમાં અહીં તહીં અફળાતાં, કયારેક કોઈ પ્રવાહમાં તરતાં, કોઈ વાર થોડા અદ્ધર ઊડીને પાછા ધરતી ઉપર આવીને બેસનારાં પણ આજે સોરઠની ધરતીએ પાડેલા સાદે પેદા કરેલ ક્રાન્તિના જુવાળ ઉપર અસવારી કરીને, આભ જેટલા ઊંચે ચડી અમે પ્રયાણ કરી રહ્યા છીએ. હવે ગિરનારની ટૂક ઉપર જ અમારાં ઉતરાણ થશે."

શ્રી અમૃતલાલ શેઠ અને શ્રી શામળદાસ ગાંધી, બન્ને પોતપોતાના ક્ષેત્રમાં આગવી પ્રતિભા ધરાવે. પરન્તુ બન્ને વચ્ચે સ્વભાવ ભેદ, કાર્યપદ્ધતિનો ભેદ, મિજાજનો ભેદ અને પરિણામે એક જાતનું અંતર નિહાળતાં લોકો માટે આ બન્ને ભડવીરોને એક જ ધ્યેય માટે એક બીજાને ભેટી પડતા જોવા એ સુખદ લહાવો હતો.

હજારો લોકોની ઉષ્માભરી – ભાવભરી વિદાય લઈને આરઝી હકૂમતનું પ્રધાનમંડળ યુદ્ધ મોરચે જવા રવાના થયું.

અમે રાજકોટની છાવણીમાં રહ્યા આ બનાવને માણી રહ્યા હતા. એક ટુકડા તરીકે અમે આરઝી હકૂમતની વિચારેલી રચના થોડા જુદા સ્વરૂપે પણ મૂર્ત સ્વરૂપ પામી એનો અમને અનેરો આનંદ હતો.

આરઝી હકૂમતની રચનાથી જૂનાગઢ, રાજકોટ અને સૌરાષ્ટ્રનાં લોકો પણ ઉત્સાહઘેલા બની રહ્યાં હતાં. પરન્તુ એક બીજો પ્રવાહ પણ વહેતો હતો. જૂનાગઢના નવાબી તંત્રે રાજકોટમાં અમારી આસપાસ જાસૂસોની જાળ પાથરી, દીધેલી નવાબના પગલાંને યોગ્ય ઠરાવવાનો પ્રયાસ કરવા માટે જૂનાગઢથી મોકલેલા પ્રચારકો પણ રાજકોટમાં ઘૂમી રહ્યા હતા.

એમણે આરઝી હકૂમતની હાંસી ઉડાડવાનું શરૂ કર્યું. એટલું જ નહીં, આરઝી હકૂમતના

[અનુ પૃ. ૨૭

## અનુભવ - નવનીત

[અનુભવ–નવનીત આ નવા શરૂ થતા વિભાગમાં લોકોપકારક એવા અવનવા અને વિવિધ અનુભવો ટૂંકમાં અપાતા રહેશે. ભૂલોના, પશ્ચાત્તાપના, ચતુરાઈના, બુદ્ધિમત્તાના, ઉદારતાના, કોઠાસૂઝના, સમયસૂચક્તાના, પ્રામાણિકતાના, સત્યનિષ્ઠાના, વફાદારીના, સેવાભાવના, દયા ને કરુણાના, વ્યવહારદક્ષતાના ને આકસ્મિક આશ્ચર્ય પમાડનારા બનાવો જીવનમાં બનતા જ રહે છે. તો અનુભવો મોકલતા રહેવા વાચકોને વિનંતી છે. સ્વાનુભવો જ આલેખવા વિનંતી છે. અલબત્ત, આવા પ્રગટ કરવા ન કરવાનો નિર્ણય સંપાદકના હાથમાં જ રહે છે. બીજો વિભાગ શરૂ થશે 'જીવનમાંથી જડેલું'. – સંપાદક]

### સહજ સાવધાની

વૈદ, વકીલ અને વેશ્યાનો ધંધો બહુ વગોવાય છે. પરંતુ તેમાં પણ વિવેકબુદ્ધિથી, તેમજ સ્વાર્થત્યાગથી કામ કરવામાં આવે તો સમાજમાં ઉપયોગી થઈ શકાય છે. આવો એક કિસ્સો થોડાં વર્ષ ઉપર બની ગયો. એક યુવાનનું તરતમાં જ લગ્ન થયું હશે. મુંબઈમાં પિતાને ત્યાં પરણીને ગયો. વહુ પણ સાથે જ ગઈ. પરંતુ ત્યાર પછી આ યુવાન ભુજમાં કમાવા અર્થે આવ્યો શરૂઆતમાં તો તેને જોબવર્ક લુહારી કામનું મળ્યું, કારણ તે જાતે લુહાર–સુતાર હતો. તેના સસરા પણ અહીં જ વસે–સસરાને થયું કે પોતાનો જમાઈ હજુ આર્થિક રીતે પગભર નથી તેથી પોતાની પુત્રીને પોતાને ઘેર રોકી રાખી. જમાઈને આથી દુઃખ થયું. તેણે ઘણા પ્રયાસો કરી જોયા પરંતુ સસરાએ મચક ન આપી.

એ યુવાન મારી પાસે આવ્યો વાત કરી– મેં પૂછ્યું, "તમારી વહુનો તમારા તરફ કેવો ભાવ છે?" તો કહે, "બહુ સારો. તે તો આવવા ઇચ્છે છે પરંતુ પિતાથી ઉપરવટ જઈ શકતી નથી.". મને આથી લાગ્યું કે આ બાબત ઓપરેશન કરવા જેવી નથી. યુવાનને સમજાવ્યો. કહ્યું "ઉતાવળ ન કર સંભવ છે કે સસરાને તારી આર્થિક સ્થિતિ સારી નથી તેથી પોતાની દીકરી દુઃખી થાય તેથી હાલ તારી પાસે રાખવા ઈચ્છા નથી." આ યુવાન કોર્ટમાં લગ્નના હકકો પૂરા કરવા માટેનો દાવો કરવા જ આવ્યો હતો, પરંતુ સદાચારી તથા સમજુ હતો. વાત માની ગયો. ઈશ્વરેચ્છા પણ તેને મદદરૂપ થવાની હશે તેથી થોડા સમય પછી તેને કંડલા બંદરમાં વહાણોનાં સમારકામ માટેની સારી નોકરી મિસ્ત્રીની મળી ગઈ. સારો પગાર થયો. સસરાને સંતોષ થયો. પોતાની પુત્રી જમાઈને ઘેર મોકલી.

અત્યારે આ યુવાનને બે બાળકો છે. મને મળે છે ત્યારે બન્ને જણાં બે મિનિટ ઊભાં રહી હસી–ખુશીથી વાતો કરી આગળ જાય છે. તેમનાં આ સુખદ મિલનમાં મારો સહયોગ સદ્ભાગ્યરૂપ સમજું છું તેથી મને પણ આનંદ થાય છે.

એડવોકેટ કંચનપ્રસાદ કે. છાયા (ભુજ)

### નાની સરખી ભૂલ

જીવનમાં કેટલાક પ્રસંગો બને છે જે જીવનપર્યંત ભુલાતા નથી. એક પ્રસંગ યાદ આવે છે. ત્યારે મારી અવસ્થા દસેક વર્ષની. ધ્રાંગધ્રામાં સાયકલની દુકાન. કાકા રૂપસિંહભાઈ ઊતરતી અવસ્થામાં આંખ ખોઈ બેઠા. સાયકલની દુકાને એમની સાથે બેસવાની જવાબદારી એ ઉંમરે મારા માથે પડી. પાંચમા ધોરણ પછી અભ્યાસ છૂટી ગયો

એક સંબંધીને પણ સાયકલના ધંધામાં સાથી તરીકે જોડેલા. નામ મેરુભાઈ. એમની સાથે રાજકોટમાં બંગડી બજારના નાકે એક દુકાન શરૂ કરેલી નામ રાખેલું 'અંબિકા સાયકલ રંગ રીપેરીંગ વર્કસ.' દુકાન સારી ચાલતી. દુકાનના કામપ્રસંગે હું પણ

એટલી નાની ઉંમરે રાજકોટ આંટા ખાતો થઈ ગયેલો. મેરુભાઈને હું કાકા કહેતો. એ જમાનામાં નાત-જાત વિના પણ સંબંધીઓ સાથે ઘરના જેવા સંબંધો બંધાતા. મેરુભાઈ સાથે ઘરના જેવા ઘનિષ્ઠ સંબંધો બંધાયેલા. મેરુભાઈ પ્રેમાળ પણ એવા અને કડક પણ એવા. કડપ એવો કે ફળીમાં એ પગ મૂકે ત્યાં નાનાં બાળકો આડાઅવળાં થઈ જાય. અવારનવાર અમારા ધ્રાંગધ્રા અને રાજકોટ વચ્ચે સાયકલના ધંધા અંગે આંટાફેરા ચાલ્યા કરતા.

એક વખત મેરુકાકા ધ્રાંગધ્રા આવ્યા. સાયકલની દુકાને હું, મારા કાકા રૂપસિંહભાઈ અને મેરુકાકા બેઠેલા. ચા-પાણી બનાવ્યા ને પીધા ત્યાં મારા કાકા કહે: "બે-ત્રણ દિવસથી મારે ફરવા જવાયું નથી. જા, ગામમાં જઈને વિલાયતી મીઠું લઈ આવ. રેચ લઈ લઉં."

અવારનવાર તેઓ વિલાયતી મીઠાનો રેચ લે, સાયકલ લઈને હું વિલાયતી મીઠું વેચતા વેપારીની દુકાને ગયો. પણ એ દુકાન તે દિવસે બંધ, એટલે સાયકલ લઈ જરા આગળ ગયો. બીજા વેપારીની દુકાને જઈ વિલાયતી મીઠું માગ્યું. વેપારીએ એક નાનકડું ડબલું ઉઘાડી પડીકું બાંધી આપ્યું. પૈસા આપી મારમાર કરતો દુકાને પહોંચ્યો. કાકાના હાથમાં પડીકું આપ્યું. ત્યાં મેરુકાકા કહે:

"લાવો રૂપસીંગભાઈ પડીકું. મને પણ હમણાં બાદી રહે છે. હું લઈ લઉં. તમે બીજું મંગાવી લેજો. મારે પાછું રાજકોટ જવું છે. પછી મેળ નહિ ખાય."

કાકાએ ખોલેલું પડીકું મેરુકાકાને આપી દીધું. મને બીજું પડીકું લઈ આવવા કહ્યું. હું પાણીનો પ્યાલો લઈ આવ્યો. મેરુકાકાએ પડીકું મોઢામાં ઠાલવી દીધું. ઉપર પાણી પી ગ્લાસ મૂકવા માટે મને પાછો આપ્યો.

હું સાયકલ લઈ બીજું મીઠું લેવા જવાની તૈયારી કરતો હતો ત્યાં મેરુકાકાએ કહ્યું "રૂપસીંગભાઈ, મારા પેટમાં વાઢ ઊપડી છે, ઝટ ઘોડાગાડી મંગાવો.' એમ કહી એમણે પેટ દબાવ્યું. મોઢા ઉપર પીડાનાં ચિહ્નો દેખાતાં હતાં.

કાકા કહે: 'જા, જલદી ઘોડાગાડી લઈ આવ. ભાવતાલ કરવા રોકાતો નહિ."

મેં સાયકલ મારી મૂકી. પાસે જ શક્તિમાતાના મંદિર પાસે જ ઘોડાગાડીઓ ઊભી રહે, તેમાંથી એકને બોલાવી તુરત જ પાછો આવ્યો. મેરુકાકાને ઘોડાગાડીમાં બેસાડી રાજ્યના દવાખાને મોકલ્યા.

ડૉકટરે એમને શું પૂછ્યું, શું થયું હતું, શા પ્રયત્નો કર્યા એ કાંઈ જાણવા મળ્યું નહિ પણ થોડા જ સમયમાં ખબર મળ્યા કે મેરુકાકા હૉસ્પીટલમાં જ મૃત્યુ પામ્યા છે. કાકાની અંધ આંખોમાં આંસુઓની ધાર ચાલી. હું પણ હબકી ગયો. અમારે માટે એ જબરો આંચકો હતો.

હજુ એ આંચકો પચે ત્યાં તો પોલીસ આવી પહોંચી. જાતજાતના પ્રશ્નોની ઝડી વરસી. એ ગયા ત્યારે થોડીવાર તો અમે ગૂપચૂપ થઈ ગયા. પછી કાકા કહે: 'તું મીઠું ક્યાંથી લાવ્યો હતો?'

મેં કહ્યું: 'આપણે કાયમ લાવીએ છીએ એ દુકાન બંધ હતી એટલે બીજી દુકાનેથી. એમ કહી દુકાનનું નામ આપ્યું.

કાકા કહે; 'જો, એને જઈને પૂછ કે તેં શું આપ્યું હતું? વિલાયતી મીઠું કે બીજું કાંઈ?'

હું સાયકલ લઈ દોડયો. પેલાની દુકાને ગયો ત્યાં એને બદલે એનો ભાઈ હતો. મેં પૂછ્યું: "ફલાણાભાઈ ક્યાં?" તો કહે: "તળાવે નાંવા ગયા છે." "કયા? 'તો કહે, 'જોગાસર,"

દુકાને આવી કાકાને વાત કરી. કહે: જલદી જા. અને જો તળાવમાં નહાવા ન પડયો હોય તો એની સાથે કોઈ પડીકું કે ડબલું છે કે કેમ તે જોજે."

મારતી સાયકલે જોગાસર પહોંચ્યો. ત્યાં પેલાને જોગાસર તળાવમાંથી તરતો તરતો બહાર આવતો જોયો.

મેં એને બધી વાત કરીને પૂછ્યું: 'તમે મને શું આપ્યું હતું? એ કહે 'વિલાયતી મીઠું, બીજું શું?"

દુકાને પાછા આવી મેં કાકાને બધી વાત

કરી તો કહે; "બને જ નહિ. એણે ભૂલથી કાંઈક બીજું જ તને પધરાવી દીધેલું. ખબર પડી એટલે એ માલ લઈને તળાવમાં પધરાવી આવ્યો."

ગમે તે બન્યું એ પ્રસંગ આજે પચાસ ઉપરાંત વર્ષ વીતવા આવ્યાં છતાં એવો ને એવો તાજો જ છે. કોઈની એક નાની સરખી ભૂલ કે અસાવધાની પણ કોઈના જીવનને કેવું બનાવી મૂકે છે!

– ડૉ. નાગજી કે. ભટ્ટી (સુરેન્દ્રનગર)

## 'જડે ન ગોત્યા જોરસી'

મારી જિંદગી સુખની ટોચે દુઃખને તળિયે પહોંચેલી છે. કાશ્મીરના મહારાજા સ્વ. હરિસિંહજીનો હું મહેમાન થયેલો ત્યારે પાંચ પાંચ હજારના પગારદાર કેપ્ટન મારી તહેનાતમાં ઊભા રહેતા. અને એ જ હું પાછો કાળબળે મારી વાડીએ ઓવરકોટ પાથરી માટીનાં ઢેફાને ઓસીકું બનાવી સૂઈ રહેતો. મારા આ દુઃખના સમયમાં એક પળ એવી આવી કે મને જામનગર તાબાના લાલપુર તાલુકાના મોટા પાંચસરા ગામના જોરૂભા યાદ આવ્યા.

જોરૂભા ઘરધણી ગરાસિયો. પાંચ સાંતીનો ભાગીદાર પણ એના રોટલાની અને દિલની પગતાઈનું માપ નીકળી શકે નહિ. આ ધરતીની અમીરાત એનામાં ઠાંસી ઠાંસીને ભરેલી. જાણ્યા અજાણ્યાનો તે જે આત્મીય સત્કાર કરતા તેથી મોટા મોટા સરદારો ઝંખવાઈ જતા, બહુ સંપત્તિવાન નહિ; બહુ બુદ્ધિમાન નહિ, બહુ અનુભવી નહિ પણ દિલેરી અને દેણગીનો તળ કાઠિયાવાડની ધરતીનો અજાયબ ગુણ.

મારા દુઃખના સમયની અકથ્ય પળે મેં એક પત્ર લખીને મોકલ્યો. દોહા મળતાં તરત જામનગર મને મળવા આવ્યા ને ગજા ઉપરવટની ભલાઈ કરી છૂટેલા. દસ દસ હજાર રૂપિયા એકી સાથે આપનારા દાતા મને મળ્યા છે, પણ સાધારણ માણસમાં અસાધારણ અમીરાતવાળા તો મને જોરૂભા જ મળેલા:

મીઠી સરવાણી મળ્યે, મટે તરસ અમાપ;<br>
ટાળે નહિ મન તાપ, જળ સમદરનાં જોરસી.<br>
અસાધ્યના ઉપચાર, બીજાનાથી ના બને;<br>
પડે પાસા પોબાર, જડે ધનંતર જોરસી.<br>
સુખમાં સો સો વાર, અમને આદર આપતા;<br>
દુઃખના ભાગીદાર, જડે ન ગોત્યા જોરસી.<br>
દાદુ ઈસરદાસથી, ઊજળો થિયો અમીર;<br>
વાતું રહી ગઈ વીર, જગ બાધીમાં જોરસી,<br>
કાયમ સુખદુઃખ કોઈનાં થિર નથી થાનાર;<br>
મન સમજુને માર, જીવનભર રિયે જોરસી,<br>
પર ઉપકારે પ્રાણ, આપ્યા એનાં આજલગ;<br>
પૂજાણા પાષાણ (એમ) ઝાલર કે'તી જોરસી,

રાજકવિ નારાયણદાન બાલિયા<br>
જામનગર

---

મુંબઈમાં એક શ્રીમંત કુટુમ્બ રહેવા માટે મોટો બંગલો. પણ ઘરઘાટીની કાયમ ઉપાધિ. એક વાર તેઓ વતનના ગામે ગયા. ત્યાંથી ઘરકામ માટે એક જુવાનને સાથે લેતા આવ્યા.

જુવાન ઘર વાળે ચોળે, પોતા કરે, બાથરૂમ સાફ કરે, કપડાં ધૂવે, ચીંધ્યું બધું કામકાજ કરે. પણ એના મનમાં એક મૂંઝવણ ઘોળાયા કરે. એક દિવસ એણે હિંમત કરીને શેઠને પૂછ્યું.

"આપણા ગામડામાં તો પાદરે એક અવેડી હોય. ગામ આખાના ઢોર ત્યાં પાણી પીએ. આપણે ત્યાં તો ઢોરઢાંખર છે નહીં અને આ ના'વાના ઓરડામાં આવડી મોટી અવેડી શું કામ બાંધી છે?"

શેઠ હસવું ખાળી ન શક્યા. "અક્કલના બારદાન! એ અવેડી નથી. નાવાનું ટબ છે. જો જે! ભૂલે ચૂકે રસ્તે જતા-આવતા જાનવરને પાણી પાવા બાથરૂમમાં લઈ આવતો નહીં".

જુવાનની મૂંઝવણ ટળી નહીં.

# મણિયારો

[ગાયક-જોરાજી ભાવાજી ઠાકોર, ગામ-ઓટા : તા. વાવ    સંગ્રાહક : જયંતીલાલ સોમનાથ દવે]

રાધા કરસન રમે સોગઠે
રાણી ઢાળેરે ઘૂઘરિયાળો પાટ
હોવે હોવે ઢાળિયે ઘૂઘરિયાળો પાટ
હું તો તને વારું રે જીવો મણિયારા

રમતા હોય તો રેરાણી રમી લેજો,
મારે જાવું અજોધ્યામાંય
હોવે હોવે જાવું અજોધ્યામાંય
હું તો તને વારું રે જીવો મણિયારા

કે કરસન ભગવાન ચાલ્યા દ્વારકેને
રાણી ઢાળ્યો ઘૂઘરિયાળો પાટ
હોવે હોવે ઢાળ્યો ઘૂઘરિયાળો પાટ
હું તો તને વારું રે જીવો મણિયારા!

કે મણિયારો મણિયારો તું તો શું કરે ને,
કાંઇ મણિયારો નાનો જોને બાળ,
હોવે હોવે મણિયારો નાનો જોને બાળ
કે હું તો તને વારું રે જીવો મણિયારા!

કે ઊંચી ચડું ને નેચી ઊતરું ને
કાંઈ જોઉં રે મણિયારા તારી વાટ
હું તો તને વારું રે જીવો મણિયારા!

ઘરને આંગણિયે પારસ પીંપળીને
તું તો ગણજે પીંપળિયાનાં પાન
હોવે હોવે ગણજે પીપળિયાનાં પાન
હું તો તને વારું રે જીવો મણિયારા!

ઢાળ્યે ઢાળ્યે રે શું તો ફરી વળી રે
ઓઢ્યાં પાંદડાંનો નાયે પાર
કે હોવે હોવે પાંદડાનો નાયો પાર
કે...હું તો તને વારું રે જીવો મણિયારા!

કે...મણિયારાના હાથમાં ભમ્મર ભાલડો ને
ખંભે શિરોહી તરવેય
કે હોવે હોવે ખંભે શિરોહી તરવાય
હું તો તને વારું રે જીવો મણિયારા!

કે મણિયારો આયોરે ઘરને આંગણે
તે કાંઇ લાયો અષાઢીવાળો મેઘ
કે હોવે હોવે લાયો અષાઢીવાળો મેઘ
હું તો તને વારું રે જીવો મણિયારા!

કે રાસ્વું ના પોં કે મારો; ઘડૂલો ના ડૂબે
મારી નજરું મણિયારા જોને માય
હું તો તને વારું રે જીવો મણિયારા!

કે કેડ્યુ મોડીને ઘડો ભરિયોને
કાંઇ તૂટી મારી કમખાની કોહ
કે હોવે હોવે, તૂટી મારી કમખાની કોહ
હું તો તને વારું રે જીવો મણિયારા!

કે દરજીડા વીરા તું ને વીનવું રે
મને ટાંકી દે કમખાની કોહ
કે હોવે હોવે ટાકી દે કમખાની કોહ
હું તો તને વારું રે જીવો મણિયારા!

[આ મણિયારામાં ત્રણ ગીતો ભેગાં થઈ ગયાં છે. એક મણિયારાનું બીજું 'શિવપાર્વતીનું અને ત્રીજું 'નાગર ઊભા રહો રંગ રસિયા'ની એક કડી, મણિયારો ગુજરાતમાં કેટલો પ્રચલિત છે તે આ બનાસકાંઠામાંથી શ્રી. જયંતભાઈએ મેળવેલા ગીત ઉપરથી ફલિત થાય છે. –સં.]

*

# દરિયા

જયવદન પટેલ

"દરિયા તો અમારી લાડકી દીકરી છે. એને માટે તો કાંઈ રાજકુંવર જેવો વર શોધીશું. ખૂબ ધામ-ધૂમથી એનાં લગન લઈશું. એવો તો રૂપાળો માંડવો બંધાવીશું કે લોકો જોઈ જ રહે!" આવા તો કેટકેટલા કોડ સુમિત્રાબહેન અને રામરાયના અંતરમાં લહેરાતા હતાઃ "દરિયા હવે મોટી થઈ છે. એને વાજતે-ગાજતે પરણાવવી છે!"

પણ દરિયા તો એકાએક ભાગી ગઈ. જાણે કે ધરતીકંપનો એક ભયાનક આંચકો સુમિત્રાબહેન અને રામરાયના હૈયાને ધ્રુજાવી ગયો. કેવી માન્યામાં ન આવે તેવી વાત? દરિયા કદી આ રીતે ભાગી જાય ખરી? સુમિત્રાબહેન અને રામરાયને આસવ આશ્વાસન આપતો હતો. "પપ્પા-મમ્મી! દરિયા જરૂર પાછી આવશે. એ કદી તમારા પ્રેમ અને લાગણી વિના જીવી શકે ખરી?" આસવની આંખો પણ ભીની હતી.

રામરાયને ગળે ડૂમો ભરાયો હતો. એ મહા-પરાણે બોલ્યાઃ "હવે તો એ ક્યાંથી પાછી આવે ભાઈ! એ તો નંદિતની સાથે ભાગી ગઈ છે-!"

સુમિત્રાબહેન ડૂસકાં લેતાં બોલ્યાં હતાં "કોઈ સારો છોકરો શોધી એની સાથે ભાગી ગઈ હોત તો મન વાળત. પણ નંદિત-?"

વાત પણ સાચી હતી. નંદિત વગોવાઈ ગયેલો છોકરો હતો. આમ તો પૈસાદાર ઘરનો દીકરો હતો; પણ નઠારા મિત્રોની સોબતમાં એ વંઠી ગયો હતો. એના મમ્મીએ એક વાર સુમિત્રાબહેન પાસે સામેથી માંગું પણ કર્યું હતું "તમારી જો ઈચ્છા હોય તો આપણા નંદિત સાથે તમારી દરિયાનું ગોઠવીએ-નંદિતની મરજી પણ છે." પણ સુમિત્રાબહેને ખૂબ પ્રેમથી અનિચ્છા દર્શાવી હતી; "હમણાં તો દરિયાનો લગન કરવાનો વિચાર નથી. કહે છે કે શું ઉતાવળ છે?" અને સુમિત્રાબહેને પણ આ વાત દરિયાના કાને નાખી હતી. દરિયાએ જવાબ આપ્યોઃ "મમ્મી, એ આવારાની સાથે હું લગન કરું? સ્વપ્નામાં પણ એવો વિચાર કરીશ નહીં. આ તને કીધું-!"

એ દરિયા એ નંદિતની સાથે ભાગી ગઈ? અને તે પણ આમ અણધારી રીતે-કોઈને પણ કહ્યા વગર? દરિયા અને નંદિતને તો આભ-ધરતીના છેટા? જે કોઈ આ વાત સાંભળતું એ આશ્ચર્ય પામતું મનોમન દુઃખી પણ થતું. દરિયાને પણ શું સૂઝયું?

એ રાત્રે સુમિત્રાબહેન પથારીમાં પડયાં ત્યારે ફરી રડી પડયાં, રામરાયે એમને સમજાવતાં કહ્યુંઃ "સુમિ, છેવટે તો એ આપણી સગી દીકરી ઓછી હતી-?" સુમિત્રાબહેન જરા વિચારમાં પડી ગયાં. અને પછી બોલ્યાંઃ "તો આસવ પણ આપણો સગો દીકરો ઓછો છે? એ ભલે સગાં દીકરા-દીકરી ન હતાં, પણ આપણે પેટનાં જણ્યાં માન્યાં હતાં!"

રામરાય બોલ્યા; "છેવટે તો એ દીકરી જ હતીને? અને દીકરી એટલે તો પરદેશી પંખી-એક ને એક દિવસ તો એ ઊડી જ જવાની હતી ને?"

અને સુમિત્રાબહેન ફરી પાછાં સ્વપ્નાંઓમાં ખોવાઈ ગયાં હતાંઃ "આસવને માટે તો હું રૂડી-રૂપાળી વહુ શોધીશ- અને ધામધૂમથી પરણાવીશ."

રામરાય બોલ્યાઃ "આપણી તો દીકરી ભાગી ગઈ. પણ એની તો બહેન ચાલી ગઈ-એને કેટલું બધું દુઃખ થયું છે જાણે કે નું! આપણને એ જાણા રાખતો હતો પણ એના મનનું દુઃખ હું બરાબર સમજતો હતો હાં-!"

આસવ એના રૂમનાં બારણાં [illegible] કરી ટેબલ આગળ બેસી કંઈક વાંચવા [illegible]-એ [illegible] થયો. રૂમમાં દીવાલ પર ટિંગાતી દરિયાની [illegible]

# મણિયારો

[ગાયક-જોરાજી ભાવાજી ઠાકોર, ગામ-ઓટા : તા. વાવ   સંગ્રાહક : જયંતીલાલ સોમન[

રાધા કરસન રમે મોગઠે
રાણી ઢાળેરે ઘૂઘરિયાળો પાટ
હોવે હોવે ઢાળિયો ઘૂઘરિયાળો પાટ
હું તો તને વારું રે જીવો મણિયારા

રમતા હોય તો રેરાણી રમી લેજો,
મારે જાવું અજોધ્યામાય
હોવે હોવે જાવું અજોધ્યામાંય
હું તો તને વારું રે જીવો મણિયારા

કે કરસન ભગવાન ચાલ્યા દ્વારકેને
રાણી ઢાળ્યો ઘૂઘરિયાળો પાટ
હોવે હોવે ઢાળ્યો ઘૂઘરિયાળો પાટ
હું તો તને વારું રે જીવો મણિયારા।

કે મણિયારો મણિયારો તું તો શું કરે ને,
કાંઇ મણિયારો નાનો જોને બાળ,
હોવે હોવે મણિયારો નાનો જોને બાળ
કે હું તો તને વારું રે જીવો મણિયારા

કે ઊંચી ચડું ને નેચી ઊતરું ને
કાંઈ જોઉં રે મણિયારા તારી વાટ
હું તો તને વારું રે જીવો મણિયારા

ઘરને આંગણિયે પારસ પીંપળીને
તું તો ગણજે પીંપળિયાના પાન
હોવે હોવે ગણજે પીપળિયાનાં પાન
હું તો તને વારું રે જીવો મણિયારા।

ઢાળ્યે ઢાળ્યે રે શું તો ફરી
ઓઢ્યાં પાંદડાનો નાયે પાર
કે હોવે હોવે પાંદડાનો નાં
કે...હું તો તને વારું રે જીવો મણિયા

કે...મણિયારાના હાથમાં ભમ્મર
ખલે શિરોહી તરવેય
કે હોવે હોવે ખંભે શિરોહી
હું તો તને વારું રે જીવો મણિયારા

કે મણિયારો આયોરે ઘરને
તે કાંઇ લાયો અષાઢીવાળો મેઘ
કે હોવે હોવે લાયો અષાઢી
હું તો તને વારું રે જીવો મણિયારા

કે રાસ્વું ના પો કે મારો; ઘડૂલે
મારી નજરું મણિયારા જોને માય
હું તો તને વારું રે જીવો

કે કેડ્યુ મોડીને ઘડો ભરિયોને
કાંઇ તૂટી મારી ક
કે હોવે હોવે, તૂટી મારી કમખાનં
હુ તો તને વારું રે જીવ

કે દરજીડા વીરા તું ને વીનવું રે
મને ટાકી દે
કે હોવે હોવે ટાકી દે કમખાની
હું તો તને વારું રે જી

[આ મણિયારામાં ત્રણ ગીતો ભેગાં થઈ ગયાં છે. એક મણિયારાનું બીજુ અને ત્રીજું 'નાગર ઊભા રહો રંગ રસિયા'ની એક કડી, મણિયારો ગુજરાતમાં કેટલો આ બનાસકાંઠામાંથી શ્રી. જયંતભાઈએ મેળવેલા ગીત ઉપરથી ફલિત થાય છે. –સં.]

*

"એથી શું થઈ ગયું આસવ? તને મેં બચપણથી તે આજ સુધી ભાઈ માન્યો છે, બહેનની આંખે જોયો છે; મારા મનમાં બીજો કોઈ સંબંધ બીજો કોઈ ભાવ વસી શકે તેમ નથી, આસવ!"

"પણ–પણ હું તને ચાહું છુ દરિયા!' દરિયાએ આસવના હાથમાંથી પોતાનો હાથ છોડાવી દીધો.

આસવ બોલ્યો: "મારા મનની આ વાત હું મમ્મી–પપ્પાને પણ કરવાનો છું."

"મહેરબાની કરીને એ વાત તું મમ્મી–પપ્પાને કરીશ નહીં આસવ! એમનું તો કાળજું ફાટી જશે." દરિયાની આંખમાં આંસુ આવી ગયાં હતાં. એણે આસવને સમજાવવા માંડયો: "આસવ, જરા વિચાર તો કર. આપણે સગાં ભાઈ–બહેન નથી, એથી થઈ શું ગયું? આપણે ભાઈ–બહેન તરીકે ઊછર્યાં છીએ. મારા અંતરમાં તારે માટે ભાઈ વિના બીજો કોઈ ભાવ જન્મી શકે તેમ નથી. અને આસવ, જાણે છે ને તું કે મમ્મી–પપ્પા મારા માટે સારા મૂરતિયાની શોધમાં છે?"

"એટલે તો કહું છું કે મમ્પી–પપ્પા કંઈક નક્કી કરે એ પહેલાં આપણે એમને કહીએ કે અમે એક બીજાને ચાહીએ છીએ–" આસવ એટલું બોલે એ પહેલાં તો દરિયાએ એક તમાચો આસવના ગાલ પર ચોડી દીધો. એ આખી રાત દરિયા બેચેન રહી, અસ્વસ્થ રહી. મનમાં વટોળ જન્મી ગયો હતો. શું કરવું શું ન કરવું? બે – ત્રણ દિવસ સુધી દરિયાએ આસવની સામે આંખ માંડીને જોયું પણ નહીં અને એ પછી એક વહેલી સવારે એ ગૂમ થઈ ગઈ. તપાસ કરતાં વાત બહાર આવી કે એ નંદિતની સાથે ભાગી ગઈ છે. આસવ બધી જ વાત પામી ગયો; એની સ્થિતિ તો કહેવાય નહીં જેવી બની ગઈ હતી.

એક દુઃખનો પાર ન હતો. એક દિવસની રાત્રે આસવે બિસ્તરો તૈયાર કર્યો, બેગ તૈયાર કરી, અને ત્યાં જ સુમિત્રાબહેન અને રામરાય આવી પહોંચ્યાં; સુમિત્રાબહેન બોલી ઊઠયાં "દીકરી તો ચાલી ગઈ અમને મૂકીને – તારે પણ ચાલ્યા જવું છે. અમને એકલાં – એકાકી મૂકીને?" આસવે સુમિત્રાબહેન અને રામરાયની સામે જોયું. બન્નેની આંખોમાં દર્દ હતું, ચહેરા પર વેદના હતી.

આસવ બન્નેનાં ચરણોમાં ઢળી પડયો. "મને માફ કરો મમ્મી–પપ્પા!" આસવ બોલવા માગતો હતો કે દરિયા ચાલી ગઈ એનો અપરાધી હું છું– મને સજા કરો તમે–પણ કોણ જાણે કેમ એ બોલી શકયો નહીં.

દસેક દિવસ પછી દરિયા નંદિતને લઈને મમ્મી–પપ્પાના આશીર્વાદ લેવા આવી ત્યારે આસવ મારી બહેન કહીને એને ભેટી પડયો. મમ્મી–પપ્પાએ દીકરીના વરને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા. નંદિત બોલ્યો: "મારું નવું જીવન શરૂ થાય છે– મારો નવો જન્મ થયો છે; મમ્મી–પપ્પા! હવે તમે દરિયાની કોઈ ચિંતા કરશો નહીં.'

આસવ દરિયાની સામે આંખ માંડીને જોઈ શકતો નહીં. દરિયાએ હસીને એના ગાલ પર ટપલી મારી; "એય આસવ! છોકરીની જેમ નીચું જોઈ રહ્યો છે અલ્યા!" અને આસવ દરિયાના પગમાં પડી ગયો. દરિયાએ બે હાથ પકડી એને ઊભો કર્યો: "તું તો મને શરમાવે છે આસવ–!"

*

પૃ. ૨૦થી ચાલુ]

પ્રધાનો રાજકોટ આવી પહોંચે ત્યારે એમના ઉપર હુમલો કરવાના ષડયંત્રની વાત પણ અમારા ગુપ્તચર વિભાગ પાસેથી જાણવા મળી.

આરઝી હકૂમતના પ્રધાનો તો ઉત્સાહના ઘોડાપૂરમાં તરતાં તરતાં રાજકોટ ધસી આવતા હતા. પણ એમના આગમન સમયે કોઈ અનીચ્છનીય બનાવ ન બને એ માટે અમારે ખૂબ સાવધાન રહેવાની જરૂર હતી. આ માટે જરૂરી સાવચેતી સાથે અમે આરઝી હકૂમતના ભવ્ય સ્વાગતની તૈયારીમાં લાગી ગયા.

જોઈ રહ્યો. એની આંખો ભીંજાઈ ગઈ. એ બહાર ખુલ્લી અગાશી પર આવ્યો–આમથી તેમ બે –ત્રણ આંટા માર્યા અને પછી હિંચકા પર બેઠો. એનું મન ચગડોળની જેમ ઘુમરિયાં લઈ રહ્યું. એની આંખો આગળ એક પછી એક ચિત્રો ઊપસી આવ્યાં, એનું ચિત્ત–પંખી ભૂતકાળના ઝાડની એક ડાળ પર જઈને પાંખો ફફડાવી રહ્યું.

રામરાય અને સુમિત્રાબહેન સુખી અને સંસ્કારી પતિ–પત્ની હતાં. એમના દામ્પત્ય જીવનમાં મધુરતા હતી; સ્નેહની મહેક હતી. એ પ્રૌઢાવસ્થાની નજીક આવ્યાં છતાંય સંતાન થયું નહીં., બન્નેયે તબીબી તપાસ કરાવી. ડૉક્ટરની સલાહ હતી કે તમારે હવે કોઈ સંતાન થાય તેમ નથી– એટલે એ બન્ને પતિ–પત્નીએ ખૂબ સમજપૂર્વક–સંયમપૂર્વક એ દુઃખ જીરવી લીધું હતું અને સાથે બેસી કેટલીક ચર્ચા કરી હતી–વિચારણા કરી હતી. અને સગાં–સંબંધી કે મિત્રો પાસેથી એક બાળક અને એક બાળકી દત્તક લેવાનું નક્કી કર્યું હતું. એમના એક મિત્રની વિધવા શિક્ષિકા બહેનને એક દીકરી હતી–એ દરિયાને પહેલાં એમણે ખોળે લીધી; અને પછી એમના એક દૂરના સંબંધીનો દીકરો–આસવ ખોળે લીધો.

દરિયાને અને આસવને પેટનાં જણ્યાં કરતાંય વધુ પ્રેમ અને વધુ લાડથી એમણે ઉછેર્યાં– ભણાવ્યાં– ગણાવ્યાં– મોટાં કર્યાં. બન્નેમાંથી કોઈનેય રતિભાર જેટલોય ખ્યાલ ન હતો કે એ પરાયાં છે, કે દત્તક તરીકે ઊછરી રહ્યાં છે.

આસવની આંખો આગળ સેંકડો સંસ્મરણો ઝગમગી ઊઠયાં. કેવી ચપળ અને ચંચલ હરિણી જેવી હતી દરિયા? નાનાં હતાં અને બન્ને જણ સંતાકૂકડી રમતાં હતાં–એક દિવસ એ લીમડાની ડાળીએ ચડી સંતાઈ ગયો હતો – દરિયાએ એને શોધવા કેવી ઊથલપાથલ કરી હતી–અને પાછળથી જઈને એની આંખો કેવી દાબી દીધી હતી? અને એક દિવસ બન્ને સાંજે કૉલેજથી આવતાં હતાં અને વરસાદ તૂટી પડયો હતો; એક ભયાનક કડાકો થયો હતો અને દરિયા કેવી એની છાતી પર વળગી પડી હતી!

એ બધી ઘટનાઓ એક પછી એક બંધ આંખ આગળથી પસાર થતી ગઈ. આસવને છેલ્લા થોડા મહીનાઓ પહેલાંની વાતો યાદ આવી ગઈ. કોણ જાણે કેમ આસવને શું થઈ ગયું હતું? એના અંતરમાં એક ઘમસાણ મચી ગયું હતું–એક આંધી ઊમટી હતી: "હું દરિયાને ચાહું છું–હું દરિયાને ચાહું છું!" એની અંદરથી એક બીજો અવાજ આવતો હતો: "પણ દરિયા તો તારી બહેન છે આસવ!" અને એ જવાબ આપતો હતો: "પણ ઓછી એ મારી સગી બહેન છે? અમે સાથે ઊછર્યાં છીએ, સાથે ભણ્યાં છીએ, એટલું જ ને? એથી શું થઈ ગયું? એનાં મા–બાપ કોણ? મારાં મા–બાપ કોણ?"

એ પછીના એક દિવસે આસવ અને દરિયા ઘરમાં એકલાં હતાં, ત્યારે આસવે દરિયાનો હાથ પોતાના હાથમાં લીધો, અને કહ્યું: "દરિયા, મારે તને આજે એક વાત કરવી છે."

"એ માટેની કંઈ રજા લેવાની હોય?" અને દરિયાએ આસવના કપાળ પરના વાળના ગૂંચળા સરખા કર્યા હતાં.

આસવ બોલી ઊઠયો હતો: "દરિયા, હું તને ચાહું છું–પ્રેમ કરું છું તારી સાથે હું–!"

પહેલાં તો દરિયા એકદમ હસી પડી. એને થયું કે આસવ મશ્કરી કરે છે.

આસવે એના બન્ને હાથ જોરથી પકડી લીધા હતા: "દરિયા સાચે જ હું તને ચાહું છું–ચાલ આપણે પરણી જઈએ!" અને દરિયા એકદમ ચમકી ઊઠી હતી.

એ બોલી હતી: "આસવ, આપણે એક જ મમ્મી–પપ્પાનાં પુત્ર–પુત્રી તરીકે ઊછર્યાં છીએ એ કેમ ભૂલી જાય છે તું?"

"પણ તારાં મા–બાપ અને મારાં મા–બાપ તો જુદાં છે–"

"એથી શું થઈ ગયું આસવ? તને મેં બચપણથી તે આજ સુધી ભાઈ માન્યો છે, બહેનની આંખે જોયો છે; મારા મનમાં બીજો કોઈ સંબંધ બીજો કોઈ ભાવ વસી શકે તેમ નથી, આસવ!"

"પણ–પણ હું તને ચાહું છું દરિયા!' દરિયાએ આસવના હાથમાંથી પોતાનો હાથ છોડાવી દીધો.

આસવ બોલ્યોઃ "મારા મનની આ વાત હું મમ્મી–પપ્પાને પણ કરવાનો છું."

"મહેરબાની કરીને એ વાત તું મમ્મી–પપ્પાને કરીશ નહીં આસવ! એમનું તો કાળજું ફાટી જશે." દરિયાની આંખમાં આંસુ આવી ગયાં હતાં. એણે આસવને સમજાવવા માંડયો : "આસવ, જરા વિચાર તો કર. આપણે સગાં ભાઈ–બહેન નથી, એથી થઈ શું ગયું? આપણે ભાઈ–બહેન તરીકે ઊછર્યાં છીએ. મારા અંતરમાં તારે માટે ભાઈ વિના બીજો કોઈ ભાવ જન્મી શકે તેમ નથી. અને આસવ, જાણે છે ને તું કે મમ્મી–પપ્પા મારા માટે સારા મૂરતિયાની શોધમાં છે?"

"એટલે તો કહું છું કે મમ્પી–પપ્પા કંઈક નક્કી કરે એ પહેલાં આપણે એમને કહીએ કે અમે એક બીજાને ચાહીએ છીએ–" આસવ એટલું બોલે એ પહેલાં તો દરિયાએ એક તમાચો આસવના ગાલ પર ચોડી દીધો. એ આખી રાત દરિયા બેચેન રહી, અસ્વસ્થ રહી. મનમાં વંટોળ જન્મી ગયો હતો. શું કરવું શું ન કરવું? બે – ત્રણ દિવસ સુધી દરિયાએ આસવની સામે આંખ માંડીને જોયું પણ નહીં અને એ પછી એક વહેલી સવારે એ ગૂમ થઈ ગઈ. તપાસ કરતાં વાત બહાર આવી કે એ નંદિતની સાથે ભાગી ગઈ છે. આસવ બધી જ વાત પામી ગયો; એની સ્થિતિ તો કહેવાય નહીં જેવી બની ગઈ હતી.

એક દુઃખનો પાર ન હતો. એક દિવસની રાત્રે આસવે બિસ્તરો તૈયાર કર્યો, બેગ તૈયાર કરી, અને ત્યાં જ સુમિત્રાબહેન અને રામરાય આવી પહોંચ્યાં; સુમિત્રાબહેન બોલી ઊઠયાં "દીકરી તો ચાલી ગઈ અમને મૂકીને – તારે પણ ચાલ્યા જવું છે. અમને એકલાં – એકાકી મૂકીને?" આસવે સુમિત્રાબહેન અને રામરાયની સામે જોયું. બન્નેની આંખોમાં દર્દ હતું, ચહેરા પર વેદના હતી.

આસવ બન્નેનાં ચરણોમાં ઢળી પડયો. "મને માફ કરો મમ્મી–પપ્પા!" આસવ બોલવા માગતો હતો કે દરિયા ચાલી ગઈ એનો અપરાધી હું છું– મને સજા કરો તમે–પણ કોણ જાણે કેમ એ બોલી શકયો નહીં.

દસેક દિવસ પછી દરિયા નંદિતને લઈને મમ્મી–પપ્પાના આશીર્વાદ લેવા આવી ત્યારે આસવ મારી બહેન કહીને એને ભેટી પડયો. મમ્મી–પપ્પાએ દીકરીના વરને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા. નંદિત બોલ્યોઃ "મારું નવું જીવન શરૂ થાય છે– મારો નવો જન્મ થયો છે; મમ્મી–પપ્પા! હવે તમે દરિયાની કોઈ ચિંતા કરશો નહીં.'

આસવ દરિયાની સામે આંખ માંડીને જોઈ શકતો નહીં. દરિયાએ હસીને એના ગાલ પર ટપલી મારી; "એય આસવ! છોકરીની જેમ નીચું જોઈ રહ્યો છે અલ્યા!" અને આસવ દરિયાના પગમાં પડી ગયો. દરિયાએ બે હાથ પકડી એને ઊભો કર્યોઃ "તું તો મને શરમાવે છે આસવ–!"

*

પૃ. ૨૦થી ચાલુ]

પ્રધાનો રાજકોટ આવી પહોંચે ત્યારે એમના ઉપર હુમલો કરવાના ષડયંત્રની વાત પણ અમારા ગુપ્તચર વિભાગ પાસેથી જાણવા મળી.

આરઝી હકૂમતના પ્રધાનો તો ઉત્સાહના ઘોડાપૂરમાં તરતાં તરતાં રાજકોટ ધસી આવતા હતા. પણ એમના આગમન સમયે કોઈ અનીચ્છનીય બનાવ ન બને એ માટે અમારે ખૂબ સાવધાન રહેવાની જરૂર હતી. આ માટે જરૂરી સાવચેતી સાથે અમે આરઝી હકૂમતના ભવ્ય સ્વાગતની તૈયારીમાં લાગી ગયા.

# સેવાનિષ્ઠ સ્વ. ગોવિંદભાઈ શિણોલ

જયમલ્લ પરમાર

આપણા દેશના સ્વાધીનતાના સ્વાતંત્ર્ય- સંગ્રામે અનેક તરુણોના જીવનમાં અદ્ભુત પરિવર્તન આણીને આજીવન સેવાની દીક્ષા આપેલી એમાના એક શ્રી. ગોવિંદભાઈ શિણોલ હતા. એમની સેવાનાં તેજ ઘીની જ્યોત જેવાં શીળાં હતાં. જીવનભર ધંધૂકા તાલુકામાં અને અમદાવાદના પછાત વિસ્તારોમા ગરીબોના બેલી બનીને રહ્યા. ન જોઈ રાત, ન જોયો દિવસ. કાળી રાતે ય કોઈ દુનિયાના પ્રશ્નો ઉકેલવા સ્થિતિ કે સંજોગોની પરવા કર્યા સિવાય દોડયા જાય. પંડ પુરુષાર્થી પણ પરાર્થે ખરપવામાં કદી પાછું વાળીને નહિ જોયેલું.

અગર બળંતા ગુણ કરે, સુખડ ઘાસંતા;
શૂરા હોય તે રણ ચડે ને કાયર નાસંતા.

જેવા સેવાર્થી એવા જ સ્નેહાળ. જેના જેના સંસર્ગમા આવે એની સાથે આત્મીયતા ઊભી થઈ જાય અને સદાના મિત્ર બનીને રહે. ન કોઈ ડોળ ન કોઈ દમામ. કદી આત્મશ્લાઘા કે આત્મ-પ્રશસ્તિમાં ખેંચાયા વગર એક કામ કરી છૂટે એટલે બીજા કામે વળગી જાય. આવા સેવાનિષ્ઠ ને સ્નેહાળ ગોવિંદભાઈને તા. ૯ ૩-૮૧ના રોજ ધંધૂકા ને અમદાવાદ વચ્ચેના રસ્તે મોટર અકસ્માતે ભરખી લીધા.

હરિજન કુટુંબમા જન્મેલા ગોવિંદભાઈનું સાધારણ ભણતર પણ સેવાભાવ, સુજનતા અને સમજદારીથી આપબળે આગળ વધેલા અને અઢારેય આલમમાં વિશાળ સમુદાયોની ભારે ચાહના મેળવેલી. એમની આત્મીયતાની સુવાસ સૌરાષ્ટ્રમા ઊંડે સુધી પ્રસરેલી. તેઓ ગુજરાત વિધાનસભામા એક વખત ધારાસભ્ય તરીકે પણ ચુંટાઈ આવેલા અને આમ-જનતાની સેવા કરવાનો વિશેષ લાભ પામેલા 'ઊર્મિ-નવરચના'માં 'અમ્મા' જેવા માનવતાના દર્દભર્યા પ્રસંગ એની ગવાહી પૂરે છે.

ગાંધીવિચારના સંસ્કારોથી ઉછેર પામેલ ગોવિંદભાઈ લોકસાહિત્યથી રંગાયેલા હતા. હરિજનોના, ભક્તો અને કવિઓનાં જીવન અને કવનનું સંશોધન કર્યા જ કરતા. પણ ચૂડવિજોગણની વાત-વિગત અને છકડિયાનું તો એમને ઘેલુ લાગેલુ. એના સંશોધન અર્થે જ્યાં જ્યાં ચૂડવિજોગણના સ્થળનો નિર્દેશ મળતો ત્યા ત્યાં કાળી રાતે છુપાઈને પણ ચૂડના ચમત્કારોના સાચખોટની પ્રતીતિ મેળવતા રહેલા.

વર્ષોની જહેમતે એમણે ચૂડવિજોગણનું કોઈના પણ કરતાં વિશેષ સાહિત્ય મેળવેલું. એમના એક મિત્રે પોતાના નામે એમાથી કેટલુક છાપી નાખ્યાનો ભારે રજ એમના હૃદયમાં રહી ગયેલો પણ રંજે એમને કદી સુજનતા ચૂકવા નથી દીધી. ચૂડવિજોગણના એમણે સંઘરેલા સાહિત્યને લેખ-માળા રૂપે ઊર્મિનવરચના'માં આપેલી. એની પુસ્તિકા પ્રગટ કરવા સરકાર પાસેથી સહાય પણ માગેલી અને એ અંગે પ્રવેશક લખી આપવા પણ મને જણાવેલું. મારી તબિયત ત્યારે અત્યંત નાજુક. મારાથી અક્ષર માથે આંખ માંડી શકાતી ન હતી, પણ બધી શક્તિ એકઠી કરીને બે બોલ લખી મોકલ્યા. મને થયું કે કદાચ મારાથી નહિ લખાય. અને ગોવિંદભાઈની ઇચ્છા અધૂરી રહી જશે. સરકારી સહાયની મંજૂરી પણ આવી ગઈ. પણ કોને ખબર હતી કે આદર્યા અધૂરા રહી જશે ને ગોવિંદભાઈ જ આમ અચાનક ઊપડી જશે?

મન જાણે કે મેં કરૂં, કરતલ બીજા કોઈ;
આદર્યા અધવચ રહે ને હરિ કરે સો હોય.

ગોવિંદભાઈ જતાં એક વિશાળ સમુદાયે પોતાનો સ્નેહાળ સ્વજન ગુમાવ્યો છે, પીડિતોએ પોતાના પડખે ઊભો રહેનારો સુખ દુઃખનો સાથી ગુમાવ્યો છે. કુટુંબે પોતાનું શિરછત્ર ગુમાવ્યું છે, લોકસાહિત્યે એક સંશોધક ગુમાવ્યો છે ને ગુજરાતે સંનિષ્ઠ સેવક ગુમાવ્યો છે. એમની ખોટ પૂરે એવા માણસ જેવા માણસ ગુજરાતને મળતા રહો એ જ પ્રભુ પાસે પ્રાર્થના.

# આચમન

જ્યોતિર રાવલ

નાનું એવું ગામ.

આ ગામમાં એક જાટ રહે.

આ જાટ પણ કેવો?

હાથ વડે કામ કરવાની વાત તો દૂર રહી... પણ કામનું નામ પણ પડે કે તેના મોતિયા મરી જાય. ખાધા વગર ચાલી શકતું હોય તો ભાણામાંથી બટકું રોટલો ભાંગવાનીયે તકલીફ ન લે એવો એક નંબરનો એદી અને આળસુ

જીવવા માટે માણસે કંઈ કામ – ધંધો તો કરવો જ પડે. પણ આ ભાઈસાહેબ પથ્થરને ધક્કો મારીએ તો ખસે... એમ ઘરવાળાએ કંટાળીને કાઢી મૂકયા ત્યારે રામજી મંદિરમાં આવી બેઠા.

બીજે જાય પણ કયાં?

આવા આળસુ માણસોને બીજું કોઈ સંગ્રહે પણ કોણ? આ રામજી મંદિરમાંય ગુરુ મહારાજે પોતાના અકર્મણ્ય સ્વભાવને લીધે તો ભગવા ધારણ કર્યા હતા. પેલા જાટે ગુરુ મહારાજનાં ચરણે પડી કહ્યું 'પ્રભુ. મને આપનો ચેલો બનાવી મારો ઉદ્ધાર કરો.'

પણ ગુરુજી જેનું નામ – એમણેય પલાંઠીવાળી ચેલકાની કસોટી આરંભી. પૂછયું 'અલ્યા, હજી તો તારી ચઢતી જુવાની છે. આ કાચી ઉમરમાં વૈરાગ્ય લેવાનું કંઈ કારણ? શું તારી વહુનું આણું વળે એ પહેલાં જ મરી ગઈ કે તારા મા–બાપ મરી ગયા? કે પછી તારે ઘેર છોકરું જન્મ્યું એવું જ મરી ગયું તેનો આઘાત લાગ્યો? ચાલ જે હોય તે મને સાચે-સાચું કહે. આટલો બધો વૈરાગ્ય ઉપજવાનું કારણ શું છે?'

જાટે ઉચ્ચાર્યું. 'બાપજી તમેય શું... કારણ હોય તો બતાવું ને? ભલા. વૈરાગ્યનું કારણ શોધવા જેટલી મારામાં સમજ અને શક્તિ હોત તો જોઈતું તું શું? આપ ગુરુ છો હવે આપ જ જ્ઞાન આપો.'

ગુરુ મહારાજે જોયું કે આ જાટ તો એકદમ ભલો-ભોળો છે અને ચેલો તો એવો જ – ભોળો જોઈએ. ને એમણે થોડી ક્ષણો માટે આંખ બંધ કરી ચેલાને જ્ઞાન આપવા માંડયું, 'બેટા, મારી સમજ પ્રમાણે તો જગતમાં આળસ અને એદીપણું એ જ મનુષ્યને બગાડે છે. એટલે જ તું જો તારો જન્મ સાર્થક કરવા ઈચ્છતો હોય તો કયારેય આળસને તારા શરીરમાં પ્રવેશવા દેતો નહિ. બસ... આ એક વાત તું ગાંઠે બાંધીશ તો તારું કલ્યાણ થઈ જશે.'

જાટે વિચાર્યું. 'ઘર છોડયું તોય આ કામનું લકરું ન પત્યું. પણ અહિં હવે કયાં વિવાદ કરવો. – ને એણે એ દિવસે ચૂપચાપ સાંભળી લીધું.

રાત પડી.

ગુરુજીએ સૂતી વખતે શિષ્યને પોતાના પગ દાબવા કહ્યું તો શિષ્યએ જવાબ આપ્યો – 'બાપજી, આપના પગ દબાવવામાં મને તો કશો જ વાંધો નથી. પણ યાદ છે. આજે અમાસ છે. આજે તમે મારી પાસે પગ દબાવડાવશો તો તમને નરકમાંય જગ્યા નહિ મળે.'

'સારું, તું સૂઈ જા' કહી શિષ્યએ બતાવેલા ડરથી ડરી જઈ પડખું ફેરવ્યું. થોડીક વાર થઈ ત્યાં વાદળો ગાજવા લાગ્યા ફરી એમણે શિષ્યને બૂમ પાડી.. 'બેટા, જરા ઊભો થા. બહાર જઈને જો કે વરસાદ પડે છે કે નહીં? વરસાદ ન પડતો હોય તો હું લઘુ-શંકા કરવા જાઉં.'

શિષ્ય ન હાલ્યો કે ચાલ્યો. એણે એ જ પળે દાખલ થતી બિલાડી તરફ જોઇ ઉચ્ચાર્યું. 'મહારાજ, જુઓ, આ બિલાડી બહારથી જ આવી છે. આપ

[અનુ. પૃ. ૩૨

# તુલસી-કાવ્યમાં રામ

પ્રાચીન વાઙ્મય

ડૉ. ભ્રમરલાલ મોહનલાલ જોશી

હિન્દીના પ્રસિદ્ધ મધ્યકાલીન ભક્તકવિ તુલસીદાસે પોતાના ભક્તિસાહિત્યમાં રામમાં અલૌકિક તેમજ લૌકિક બન્ને પ્રકારના આદર્શ ગુણોની સ્થાપના કરી છે. રામ વિષ્ણુના અવતાર તો છે જ પણ સાથેસાથે તેઓ મર્યાદા પુરુષોત્તમ પણ છે. લોકમાં ઉત્તમ માનવીય આદર્શની સ્થાપના માટે તેમણે અવતાર લીધો છે. લોકમાં તે જ વ્યક્તિ શ્રેષ્ઠ ગણાય છે કે જે માનવતાના ઉત્તમ ગુણોથી સમલંકૃત હોય છે. જે સુખ – દુઃખ બન્ને પરિસ્થિતિઓમાં સમભાવથી રહે છે, જે સુખમાં છલકાતો નથી અને દુઃખમાં રડતો નથી તેજ શ્રેષ્ઠ ગણાય છે. એવી વ્યક્તિ માટે રાજ્યસિંહાસન પણ સુખકારી નથી અને વનગમન પણ દુઃખકારી નથી. રામને જ્યારે વનગમનની આજ્ઞા કરવામાં આવી ત્યારે તેઓ માતા પાસે ગયા અને કહ્યું – હે માતા ! મને પિતાએ વનનું રાજ્ય આપ્યું છે, ત્યાં સર્વ રીતે મારું મંગળ થશે, તેથી મને વનગમનની આજ્ઞા આપો.

धर्मधुरीण धर्मगति जानी
कहेउ मातुसन अतिमृदुबानी ।
पिता दीन्ह मोहिं काननराजू
जहँ सब भाँति मोर बड़ काजू ॥

એવું જેનું અડગ વ્યક્તિત્વ હોય છે તે સર્વદા વિગતસ્પૃહ, અનુદ્વિગ્નમના, વીતરાગભયક્રોધ, આત્મારામ, સ્થિતધી, સ્થિતપ્રજ્ઞ તેમજ અપ્રતિબદ્ધ હોય છે. તે સંસારમાં જળકમળવત્ નિર્લિપ્તભાવથી રહે છે. એવા વ્યક્તિત્વ માટે આજકાલ આપણે અપ્રતિબદ્ધ વિશેષણ પ્રયુક્ત કરીએ છીએ અપ્રતિબદ્ધને સમજવા માટે આપણે પ્રતિબદ્ધ શબ્દની વ્યાખ્યા કરીએ. પ્રતિબદ્ધ એટલે સંસારના વિકારો, વિષયો, કોઈ પણ જાતના ધાર્મિક વાદો, રૂઢિઓ, સંગઠનો, ગ્રંથિઓ, ઈત્યાદિથી બંધાએલો. હું અદ્વૈતવાદી કે શુદ્ધાદ્વૈતવાદી છું, 'હું' કોંગ્રેસી કે ભારતીય જનતા પરિષદવાળો છું' આ જાતના હજારો જાતના 'અહં'ના 'મમત્વ'ના વડો હોય છે, તેનાથી વીંટળાએલો પ્રતિબદ્ધ કહેવાય છે. એનાથી મુક્ત વ્યક્તિ અપ્રતિબદ્ધ કહેવાય છે. પ્રતિબદ્ધતાને Committedness તેમજ અપ્રતિબદ્ધતાને uncommittedness કહેવામાં આવે છે.

તુલસીદાસના રામ સંપૂર્ણ પણે અપ્રતિબદ્ધ વ્યક્તિત્વ સંપન્ન હતા. તેમના વ્યક્તિત્વને સમજવા માટે 'रामचरितमानस'ના अयोध्याकाण्ड ની એક ઘટનાને અત્રે પ્રસ્તુત કરવી યોગ્ય ગણાશે. રામને પ્રથમ યુવરાજ બનાવવાનો નિશ્ચય કરવામાં આવ્યો પણ બીજા જ દિવસે તેમને પિતા વડે વનમાં જવાની આજ્ઞા કરવામાં આવી. તુલસીદાસે આ ભાવી ઘટનાનો ઉલ્લેખ 'अयोध्याकाण्ड'ના જ મંગલાચરણમાં આ પ્રમાણે કર્યો છે–

प्रसन्नतां या न गताभिषेकतः
तथा न मम्लौ वनवासदुःखतः ।
मुखाम्बुज श्री रघुनन्दनस्य मे
सदास्तु सा मंजुलमंगलप्रदा ॥

રાજ્યાભિષેકના આનંદદાયી સમાચાર સાંભળીને જે પ્રસન્ન થઈ નહિ, અને વનવાસના દુઃખદાયી સમાચાર સાંભળીને જે મ્લાન થઈ નહિ, રામની તે જ સુંદર મંગળકારી, મુખકમળશોભા આપણા સહુ માટે કલ્યાણકારી થાઓ.

રામ જેવા પ્રચંડ અપ્રતિબદ્ધ વ્યક્તિત્વ માટે શું રાજ્ય અને શું વનવાસ. બન્ને સ્થિતિઓ તેમના માટે સમાન હતી. આપણે વિચાર કરીએ તો રામના હિમાલય જેવા ધવલ, ઉન્નત અને સુદૃઢ વ્યક્તિત્વને સમજવા માટે આ એક જ છંદ પર્યાપ્ત છે. જેમ વામન ભગવાને પોતાના ત્રણ ડગલાંમાં પૃથ્વી, આકાશ અને પાતાલ સર્વેને આવૃત કરી લીધાં હતાં તેમજ

આ છંદનાં ચાર ચરણોમાં રામનું સંપૂર્ણ વ્યક્તિત્વ રૂપાયિત થઈ ગયું છે. જે સુખ તેમજ દુઃખની એ બે પરાકાષ્ઠાઓમાં અડગ રહ્યું તે એક તો શું પણ હજાર હજાર રાવણો સાથે એકલો ટક્કર લઈ શકે તેમ છે.

અયોધ્યાકાંડ માં સ્વાર્થી દેવતાઓ સરસ્વતીને કહે છે કે તે એવું કંઈક વિપરીત કરો કે જેથી રામ વનમાં જાય કેમ કે રામ તો શોક – હર્ષરહિત છે, તેમને દુઃખ–સુખ કંઈ પણ સ્પર્શ કરતાં નથી.

विस्मय हरषरहित रघुराऊ।
तुम जानहु रघुवीर सुभाऊ।

દેવતાઓ ઈચ્છે છે કે રામ વનમાં જશે તો જ રાવણ વગેરે રાક્ષસો હણાશે.

'कवितावली' તુલસીનો એક બીજો મહત્ત્વપૂર્ણ ગ્રંથ છે. એમાં પણ રામકથા છે. આ ગ્રંથના 'अयोध्याकांड' ના પહેલા પદમાં તુલસીદાસે રામના વ્યક્તિત્વને લઈને કહ્યું છે કે જેમ વસંત ઋતુમાં જૂની પાંખો ત્યજીને પોપટ આનંદિત થાય છે તેમ જ રામે પણ રાજવસ્ત્રો તેમજ અલંકારોનો આનંદપૂર્વક ત્યાગ કર્યો. જેમ મુસાફરો રસ્તામાં પડતા વિશ્રામનાં વૃક્ષોનો ત્યાગ કરતાં દુઃખી થતા નથી, તેમ જ રામને પણ અયોધ્યા છોડતાં દુઃખ નથી થતું. તેમજ રસ્તાના સંગી–સાથીઓને છોડતાં જેમ મોહ થતો નથી તેમજ અયોધ્યા–વાસીઓને છોડતાં તેમને દુઃખ ન થયું. મુસાફરની જેમ તેઓ પોતાના પિતાના રાજ્યને છોડીને વનમાં જતા રહ્યા. તેમણે અયોધ્યા એવી રીતે ત્યજી કે જાણે તેઓ અયોધ્યામાં બે દિવસ માટે મહેમાન થઈને આવ્યા હોય. તેમની સાથે સુંદર ભાઈ લક્ષ્મણ અને પવિત્ર પ્રિયા હતાં. તેઓ એવાં લાગતાં હતાં કે જેમ ધર્મ અને ક્રિયા સુંદર દેહ ધારણ કરીને સાથે – સાથે ચાલતાં હોય.

જે વ્યક્તિની સાથે ધર્મ અને ક્રિયા (સદાચાર) બન્ને હોય તેના જેવો ત્રણે લોકમાં કોણ બડભાગી છે– ભાગ્યશાળી છે ! હિન્દીના એક આધુનિક કવિ નરેશ મહેતાએ પોતાના 'महाप्रस्थान' નામક કાવ્યમાં કહ્યું છે કે ધર્મનું ઝરણુ વ્યક્તિની પ્રચંડ મેધા, પ્રજ્ઞા અને બુદ્ધિમાં છે, નહિ કે રાજ્યમાં કે ખુરશીમાં. જે વ્યક્તિત્વ ખરેખર ધર્મનું ઝરણું છે, એવી વૈશ્વાનરીય અર્થાત્ અગ્નિની જેમ સદા પ્રજ્વલિત રહેનારું અનુપમ વ્યક્તિત્વ જ રાષ્ટ્ર, સમાજ અને વિશ્વમાં પૂજ્ય હોવું જોઈએ નહિ કે રાજ્યાસન. એટલે કે ખુરશી માટે લોહીતરસ્યા વરુઓની જેમ દુરાચારમાં પ્રવૃત્ત રાજકારણિયાઓ –

धर्म का उत्स
राज्य में नहीं,
व्यक्ति की प्रज्ञा में होता है
ऐसे वैश्वानरी व्यक्तित्व को
कैसे ही राज्य से
अधिक महत्त्व देना होगा पार्थ।

– महाप्रस्थान

રામનું વ્યક્તિત્વ આજકાલના બંદરલૂંટ મચાવનારા સ્વાર્થી રાજકારણીઓ જેવું નહિ પણ વૈશ્વાનરી હતું. વ્યક્તિત્વની એ સમૃદ્ધિ જ એમના માટે વનમાં પાથેયની જેમ પર્યાપ્ત હતી. રાજ્ય તો આજે છે અને કાલે નહિ પણ હોય પણ ધર્મ અને કર્મ તો સદા પડછાયાની જેમ સાથે રહેનારાં છે. જેમ હજારો ગાયોની વચ્ચે ઊભેલી માતાને વાછરડું ઓળખી લે છે તેમજ અમારાં શુભ – અશુભ કાર્યો પણ અમને ઓળખી લે છે. અમે ગમે ત્યાં જઈએ વાછરડાની જેમ અમારાં શુભ – અશુભ કાર્યો અમારી પાછળ પાછળ વળગી રહે છે. જ્યાં સુધી અમે કર્મોનો ઉપભોગ કરી લેતા નથી ત્યાં સુધી તેઓ અમારી સાથે રહે છે–

यथा धेनु सहस्रेषु वत्सो गच्छति मातरम्।
एवमात्मकृतं कर्मः मानवः प्रतिपद्यते ॥

તુલસીદાસ પણ આ પ્રમાણે જ કહે છે કે જીવ કર્માનુસાર સુખ – દુઃખ ભોગવે છે–
जीव करमबस दुखसुख भागी।

'જૈનાગમો' માં પણ આ પ્રમાણે જ વિધાન છે કે-

कडाण कम्माण ण मोक्ख अत्थि ।
(कृताना कर्मणा मोक्तुं विना मोक्षो नास्ति)

જે કર્મો અમે કર્યાં છે તેમને ભોગવ્યા વિના છુટકારો નથી

રામ મર્યાદા પુરુષોત્તમ હતા. તેઓ ધર્મ તેમજ શુભ કર્મો દ્વારા માનવીય ઉચ્ચ આદર્શોની સંસ્થાપના માટે ભૂતલપર અવતરિત થયા હતા. 'કવિતાવલી' ના અયોધ્યાકાંડ નું ૫૬ અ પ્રમાણે છે.

कीर के कागर ज्यो नृपचीर
विभूषन, उप्पम अंगनि पाई ।
औध तजी मगवास के रुख ज्यो
पंथ के साथ ज्यो लोग लुगाई
संग सुबन्धु, पुनीत प्रिया
मनोधर्म, क्रिया धरि देह सुहाई
राजिवलोचन राम चले
तजि बाप को राज बटाउ कीनाई ।
हिन है जनु औध हुते पहु नाई ।

અંતમાં તુલસીદાસના જ શબ્દોમાં કહીએ કે ભગવાન શ્રીરામની વનગમન સમયની તે જ અમ્લાન સુખ-કમળ-શોભા આપણા, સહુ માટે સર્વદા મંગલકારી થાઓ-

'सदास्तु सा मंजुलमंगलप्रदा'

-(श्री स्वामिनारायण आर्टस कोलेज)
-अहमदाबाद-२२

---

પૃ ૫૧થી ચાલુ]

કોઈ પ્રયોગો થયા છે? હા, તો જોવા મળે? મારે પાણીની સગવડ છે પણ બધી ભોંમાં ફરી વળે એટલું નથી. જો આ વાત સાચી હોય તો હું એનો પ્રયોગ કરવા ઈચ્છું છું.

રતિભાઈ :- અગાશી ઉપર કુંડામાં, બોખામાં કે તૂટેલી કોઠીના અડધીઆમાં અથવા પીપડામાં કે જે કંઈ છોડ, ટમેટાં, રીંગણી, ભીંડા, કોબીજ વગેરે શાકભાજી આપણે ત્યાં મોટાં શહેરોમાં સુખી લોકો કરતાં હોય છે. આમાં પાણીની બચતની ખાસ વાત નથી, આમાં તો જમીન ન હોય અને ગીચ વસતિ હોય તેવી જગાએ ઊંચી ઈમારતોની વિશાળ અગાશીઓનાં ફૂલ ફળ જોવા મળે છે. તેનાં બોખામાં માટી, દેશી સડેલું ખાતર, બીજાં રસાયણિક ખાતરોની મદદથી ફૂલ છોડ કે શાકભાજીનો રોપ રોપી ફૂલ કે ફળો લઈ શકાય છે. આપણે વાડીમાં કયારો બનાવી છોડ ઉછેરીએ તેમાં કયારા ભરી પાણી પાઈએ છીએ. તેની સરખામણીએ અગાશી ઉપરના બોખાના બાગમાં પાણી ઓછું જોઈએ છે પણ પાણી તો એમાં પણ વપરાય જ છે. ફળ ફૂલની જગાએ ઘાસ કે લીલો ચારો પણ ઊગાડી શકાય, તેનો વાઢ પણ લઈ શકાય. પરંતુ ઢોર માટે તે પ્રમાણ પૂરતુ ન થાય.

---

પૃ. ૨૯ થી ચાલુ]

આપના હાથે જ તેના પર હાથ ફેરવી જૂઓ એટલે ખબર પડી જશે. બહાર વરસાદ ચાલુ છે કે બંધ !'

ગુરુ-મહારાજે માથું ખંજવાળ્યુ- એવો તો ઉસ્તાદ નીકળ્યો. પણ ખેર ! બહાર જઈ આવી એ પાછા પથારીમાં પડયા પણ ઉંઘ ન આવી. શિષ્યને કહ્યું. 'બેટા, આ પ્રકાશમાં મને ઊંઘ નથી આવતી. જરા ઊભો થઈને દીવો રાણો કરી દે...તો :'

શિષ્યે તરત જ જવાબ આપ્યો, 'ઉંહ, અજ-...ાં ઊંઘ ન આવતી હોય તો આંખ બંધ કરી દો.... અંધારું આપોઆપ છવાઇ જશે.'

શિષ્યનો જવાબ ગુરુનાં કાળજે વાગી ગયો-એકદમ ચિડાઈને એમણે કહ્યું. 'મૂરખ, દીવો રાણો ન કરવો હોય તો કંઈ નહિ...પણ જો તો ખરો...પવન સૂસવાટા મારે છે. જરા ઊભો થઈ દરવાજો તો બંધ કર.'

શિષ્ય હસ્યો. કહ્યું 'મહારાજ, આજે તો આપે કહ્યું હતું. જગતમા આળસ અને એદીપણું જ માણસને બગાડે છે...આપના ત્રણ કામ તો મેં કર્યાં... હવે આ એક કામ આપ જાતે જ કરી લો તો કેવું ? -ને એ રજાઈ ઓઢી પડખું ફેરવી ગયો.

# આધુનિક ચિકિત્સા, શહેરો અને ગામડાં

વૈદ્ય શ્રી બાલકૃષ્ણ દવે

મિ. આર્થર મોરગને 'હિંદુસ્તાનનાં ગામડાં અને ઉચ્ચ કેળવણી' નામની પુસ્તિકામાં લખ્યું છે કે "સામાન્ય નિયમ એવો છે કે શહેરી કુટુંબો ચાર કે તેથી પણ ઓછી પેઢીઓમાં ખલાસ થઈ જાય છે. શહેરો વધતાં જતાં અને આબાદ થતાં દેખાય છે તેનું કારણ એટલું જ છે કે તેની વસતિમાં ગામડાંમાંથી સતત ભરતી થતી રહે છે." મિ. મોરગન અમેરિકાના ટેનેસી વેલી ઓથોરીટીના ચેરમેન છે અને ભારતમાં નિમાયેલા યુનિવર્સિટી કમિશનના તેઓ એક સભ્ય હતા.

શહેરોમાં આરોગ્યરક્ષા અને વૈદકીય રાહતોની જે સગવડો વિશાળ ખર્ચે અને અદ્યતન ધોરણે ઊભી કરવામાં આવી છે, તેમાં આપણે શહેરીઓ ગર્વ અનુભવીએ છીએ ને ગામડાં કરતાં આપણને વધારે અને ભાગ્યશાળી માનીએ છીએ; એટલું જ નહિ પણ અદ્યતન ઔષધોનો લાભ ગામડાંઓને નહિ મળે તો ગામડાંના લોકોનું આયુષ્ય પ્રમાણ વધવા નહિ પામે એવી ચિંતા કયારેક વ્યક્ત કરીએ છીએ ત્યારે આ અભિપ્રાય આંચકો આપે એવો છે; કારણ કે આરોગ્યવિષયક આટલી સગવડો છતાં પણ જો માનવપુરવઠો ગામડાંમાંથી સતત મળ્યા કરે છે એથી જ શહેરો આબાદ રહેતાં હોય તો પુરવાર થાય છે કે વધારે તંદુરસ્તી શહેરોને નહિ, પણ ગામડાંને મળે છે.

ગામડા ને શહેરો વચ્ચે એવો કયો મોટો તફાવત છે, જેથી આરોગ્યમાં આટલો બધો ફરક પડે છે? જીવન માટેની વધારે સગવડો તો શહેરોમાં છે. રોગને અટકાવવાના અને મટાડવાના ઉપાયો પણ શહેરોમાં જ તરત મળી શકે છે. છતાં આમ કેમ? એનું સૌથી મોટું કારણ એ છે કે શહેરી જીવન કુદરતથી બહુ વેગળું જતું રહ્યું છે. વિજ્ઞાનના અભિમાનપૂર્વક શહેરોએ આ કુદરતનાં તત્ત્વોમાંથી જ પોતાની નવી સૃષ્ટિ વસાવી છે. સૃષ્ટિમાં કુદરત માણસને ઘેર પાણી ભરે છે એટલે કે ઋતુ ઋતુની અસરવાળી ખુલ્લી હવા ચામડીને સીધી સ્પર્શે એવી રીતે રહેવું એ શહેરોમાં અસંસ્કારિતા ગણાય છે.

વ્યાયામશાળાઓમાં લંગોટ પહેરીને બાકી સાવ ખુલ્લા શરીરે વ્યાયામ કરવા કરતાં કપડાં અને બૂટ પહેરીને ક્રિકેટ જેવી રમતો રમવાનું વધારે શોભાસ્પદ ગણાય છે. કપડાં રાત-દિવસ શરીર ફરતાં વિંટળાયેલાં જ રહે છે. હવે તો ગરમ કાપડનો ઉપયોગ પણ વધ્યો છે. પરિણામ એ આવ્યું છે કે ખુલ્લી હવાના ટાઢા-ઊના પ્રવાહોમાંથી પ્રાણ મેળવવાની આપણી શક્તિ લગભગ ક્ષીણ થઈ ગઈ છે. જેનાથી તાઝગી આવવી જોઈએ તેજ 'એલર્જી' ઊભી કરે છે. એક છોકરો એના નાના ભાઈને વઢતો હતો કે, "ઉઘાડે શરીરે કેમ ફરે છે?" બીજે જ દિવસે ખબર પડી કે એને તાવ આવી ગયો છે.

એવી જ સ્થિતિ ખોરાકની છે. પહેલાં જેમ દેશી મીઠાંને નુકસાનકારક ગણીને ડહોળી નાખવામાં આવતું. અને ખાલી વહાણોમાં ભાર રોકવા માટે મીઠું લાદવામાં આવતું અને પરદેશી મીઠું જ દેશમાં વપરાતું પરંતુ એમ હવે આરોગ્યદાયક ખોરાકને નામે કૃત્રિમ ખોરાક પુષ્કળ પ્રમાણમાં વપરાય છે. સ્વાદ, શોભા અને સફાઈના નામે ખોરાકનાં મહત્ત્વનાં તત્ત્વો રસોઈ વખતે જ કાઢી નાખવામાં આવે છે. ક્રમ જાળવ્યા વિના ઠંડા ગરમ પીણાં, વેજીટેબલની મીઠાઈઓ વગેરે કંઈક આચરકૂચરનો ઉપયોગ શિષ્ટાચારરૂપે ઘર કરી બેઠો છે. એનું વળતર કુદરત પણ પૂરેપૂરું લે છે. ઉંમરના ફેરફારો, ઋતુના ફેરફારો કે સ્થળના ફેરફારો શરીરો પર ઉગ્ર અસર કરે છે. અનેકવિધ રોગો ઊભા કરે છે.

શહેરોનો મોટામાં મોટો રોગ ઝડપ છે. ગામડાં અને શહેરો વચ્ચે સૌથી મોટો ફરક અહીં પડે છે. રોગ માત્ર પીડાકારક હોય છે. રોગ જ શા માટે? દેહમાં આવતા પરિવર્તન પણ પીડાકારક હોય છે. બાલ્યાવસ્થાથી શરૂ કરીએ તો દાંત આવવા, કન્યાઓને ઋતુદર્શન થવું, પ્રસૂતિ, ઋતુદર્શન બંધ થવું, વૃદ્ધાવસ્થા વગેરે બધા પ્રસંગો પીડાકારક છે જ. આ હકીકતને ગામડાંનાં માણસો સ્વીકારે છે ને તે મુજબ વર્તે છે. મનમાં સાંત્વન માટે બહુ બહુ તો દોરા કે માનતાનો આશ્રય લે છે શહેરોમાં વિશેષ સમજવાળાં છે, એટલે એના ઝડપી ઉપાયો યોજે છે.

ગામડાં કુદરત સાથે જીવે છે. બિમારીમાં રુચિ ન થાય તો ખોરાક ન લે. એમની માંદગી જ એમનો ભોમિયો બને છે. શું ખાવું, શું પીવું, કયા રસોનું સેવન કરવું એ વિષે એમને ભાવાભાવ દ્વારા કુદરત પ્રેરણા કરે છે. શહેરમાં એ સ્વાભાવિક પ્રેરણા લગભગ મરી ગઈ હોય છે. અનેક પ્રલોભનથી લલચાયેલી રુચિ વિકૃત બની ગઈ હોય છે. માંદગીના દોષથી વિરુદ્ધ રસવાળાં વનોષધિથી ગામડાનું કામ પતે છે. પરંતુ દોષનું પાચન થાય અને રોગની સ્વાભાવિક નિવૃત્તિ થાય એટલી રાહ જોવાનું શહેરોને ન પોસાય. શહેરોએ જીવનની ઝડપ એટલી વધારી મૂકી છે કે જ્ઞાનતંતુઓ, હૃદય અને હૃદયની નાડીઓ સતત તંગ સ્થિતિમાં રહે છે. જીવને એટલો ઉદ્વેગ હોય છે કે લોહીમાં ખોટી ઉષ્ણતા અને રૂક્ષતા ઊભી થાય છે. શરીરના એકેએક કોષને સ્વસ્થતા માટે આવશ્યક સામ્યતા કે સ્નિગ્ધતાથી રહિત બનાવે છે. ઝડપી વાહનોના અકસ્માતનો ભય કાયમ વિહ્વળ રાખે છે. પરિણામે ઓજ વગરના દેહ અને દ્યુતિ વગરનાં મન એ શહેરોનાં પ્રધાન લક્ષણ થઈ પડયાં છે એથી નાની વેદના પણ શરીરવ્યાપી થઈને મોટી લાગે છે અને અકળામણ થોડી વારમાં વધી જાય છે.

ઝડપ એટલી હદે શહેરો પર સવાર થઈ છે કે કીડી માથે પણ કોશનો ડામ દેવા જેવી અધીરતા રખાય છે. સહેજ ગરમીમાં બરફ વાપરવો, સહેજ દરદમાં ઉગ્ર માત્રા વાપરવી, સહેજ નબળાઈ આવતાં શરીરમાં દોષ પુષ્કળ ભર્યો હોય તો પણ શક્તિપ્રદ ખોરાક ઠાંસવા આ બધું સહજ થઈ ગયું છે. વિજ્ઞાનની પ્રગતિ થતાં જેમ ઉદ્યોગોમાં અને વાહનવ્યવહારોમાં ઝડપ વધારવા માટે એનો ઉપયોગ થયો છે, બનાવટી ખોરાક અને બનાવટી વસ્ત્રો વધારવામાં ઉપયોગ એનો થયો છે તેમ રોગની પીડાને-અરે રોગના લક્ષણોને ઝડપભેર નાબૂદ કરવા માટે બનાવટી ઝેરો બનાવવામાં પણ વિજ્ઞાનનો ઉપયોગ થયો છે અને થાય છે. રોજ રોજ નવા નવા ઝડપી ઉપાયો શોધાતા જાય છે. ખરેખર શહેરો શાંતિના નહિ, પણ લડાઈના ધોરણે જીવે છે.

સૌથી મોટું નૂકસાન પીડાશામક ઔષધો કરી રહ્યાં છે. રોગની પીડા એકદમ દબાવી દેવાની ઉતાવળમાં ભૂલી જવાય છે કે રોગીને કાયમી નૂકસાન કેટલું થાય છે. પ્રસૂતિની પીડા નિવારવાનાં ઈન્જેકશનો વાપરવાથી થતાં નુકશાનો આજે હવે પશ્ચિમના દેશોએ સમજી લીધાં છે. ઈંગ્લાંડનાં રાણી એલીઝાબેથ પણ વગર ઈન્જેકશને પ્રસૂતિ કરવામાં આગેવાની લે છે. ઈન્જેકશનની અસર નીચે મુકાયેલાં ઈંડાંને પંખી સેવતાં નથી. એના પ્રત્યે એને મમતા થતી જ નથી. એ પણ દેખાયું છે કે પીડાશામક દવાઓ લીધેલી માતાઓનાં બાળકો ઘણી વાર જન્મ તખતે શ્વાસોચ્છ્વાસ લઈ શકતા નથી અને મરી જાય છે. એવી જ રીતે રોગની ઉગ્ર વેદનાને તેનાં કારણો દૂર કર્યાં વિના દબાવી દેવાથી શરીરની આંતરક્રિયા પાછી પડી જાય છે. જે હેતુ માટે જ્ઞાનતંતુઓમાં ક્રિયાનો વેગ આવ્યો હોય છે તેજ હેતુ પ્રત્યે ઉપેક્ષા કરી પીડા શમાવવાથી નાડીતંત્રને સખત આંચકો લાગે છે.

કોઈપણ યંત્રને અકસ્માત એવી સખત બ્રેક અવારનવાર એકદમ લગાડવામાં આવે તો એ યંત્ર ટળી જાય એમ સૌ સમજે છે. પણ માનવયંત્રની ચિંતા એટલી ઝીણવટથી નથી થતી, એટલે તો અફીણવાળી દવાઓ આડેધડ વપરાય છે. અને એસ્પ્રો તો પાનની દુકાનોએ પાન-બીડીની જેમ છૂટથી મળે છે અને લોકો વાપરે છે.

આવી રીતે નબળાં શરીરો રોગનાં જંતુઓની સામે પ્રતિકાર ન કરી શકે એ દેખીતું છે; પરંતુ એના ઉપાયો પણ એવા જ લેવામાં આવે છે. કાંઈ રોગચાળો દેખાય તો એ રોગમાં દેખાતાં જંતુઓમાંથી બનાવેલી રસી દરેક સાજા માણસના શરીરમાં દાખલ કરવાનો હુકમ નીકળે છે, જેથી શૂળીના ઘા કાંટાથી પતે. રોગનો મોટો હુમલો આવે તે પહેલાં નાનો હુમલો સામે ચાલીને નોતરી લેવો જેથી એ રોગનાં જંતુઓ સામે શરીરમાં જે પ્રતિકારશક્તિ પડી છે તે એકદમ જાગૃત થઈને કામે લાગી જાય.

જો કે કેટલાક વૈજ્ઞાનિકો માને છે કે રોગ જંતુઓથી થતો જ નથી, પરંતુ શરીરમાં એકઠા થયેલા દોષને કારણે થાય છે. એ દોષ લાંબો સમય શરીરમાં સંચિત થઈને પડયો રહે તો એમાં જંતુઓ આવે છે, અને એને વિખેરવામાં મદદ કરે છે. તે લોકો આવી રસીને સાજા શરીરમાં દાખલ કરવાની રીતનો સખત વિરોધ કરે છે, અને કહે છે કે આથી કેટલાંય અનિષ્ટો આપણે સામે ચાલીને નોતરીએ છીએ.

પરંતુ દુઃખની વાત એ છે કે જેઓ જંતુવાદમાં માને છે અને સાજા શરીરમાં રસી દાખલ કરીને શરીરની પ્રતિકાર શક્તિને જાગ્રત કરે છે તેઓ પણ એ રોગીને ઉપચાર કરતી વખતે એની પ્રતિકાર શક્તિને કામ કરવાને બદલે જંતુનાશક ઈંજેકશનો આપીને રોગનાં જંતુઓને એકદમ મારી નાખવા મથે છે. સલ્ફાડ્રગ્સ અને એન્ટી – બાયોટીકસનો ઉપયોગ પુષ્કળ પ્રમાણમાં આજે વધી રહ્યો છે. સામાન્ય કે અસામાન્ય બધા રોગોમાં તે છૂટથી વપરાય છે.

ટાઈફોઈડ તાવની મુદ્દત ઘટાડવા માટે કલોરોમાઈસેટીન ચમત્કારિક ઝડપ બતાવે છે. પણ જે દરદીની પ્રતિકાર શક્તિ ઓછી હોય છે તેને ટાઈફોઈડના ઉથલાની બીક રહે છે અને જેની શક્તિ ઠીક ઠીક પ્રમાણમાં એનાં શરીરે જંતુઓ સામે ઉપાડેલી લડત અધવચ્ચે અટકી શકતી નથી. ઔષધથી જંતુઓ નાશ પામ્યા એટલે તાવ ગયો, પણ હૃદયમાં ઉગ્ર થયેલો વેગ ઓછો થતો નથી. લાંબા સમય સુધી હૃદયની ગતિ વિક્ષુબ્ધ રહે છે. અને એને લીધે નાની નાની સામાન્ય બિમારીઓ અને બેચેની પણ લાંબો વખત ચાલે છે. સરવાળે જોઈએ તો સંપૂર્ણ આરામ મેળવવામાં ઊલટો વધારે વખત લાગે છે.

હમણાં હમણાં શરીરમાં જુદાં જુદાં તત્ત્વોની ઊણપથી દરદો, ડીફીસ્યન્સી ડીઝીઝ વધતાં જાય છે. એના પર જુદી જુદી અંતઃસ્રાવી ગ્રંથિઓનાં તત્ત્વો અપાય છે. વૈજ્ઞાનિકો કહે છે કે શરીરની કોઈપણ ગ્રંથિની ઊણપમાં જો એ ગ્રંથિના તત્ત્વો બહારથી આપ્યા કરવામાં શરીરની ખોટ તત્કાળ પૂરતી પુરાય છે. ઊણપ શરીરમાં રહેલી ગ્રંથિ પોતાની કાર્યશક્તિ ખોઈ બેસે છે. કારણ કે તેનો ઉપયોગ થતો નથી. મધુમેહમાં ઈન્સ્યુલિન લેવા માંડયાં એટલે પેન્ક્રીયાસ સુધારવાની આશા કાયમ માટે બંધ થાય છે. જંતુઓ સામેની પ્રતિકારશક્તિની બાબતમાં પણ એમ જ છે. જેનો ઉપયોગ ન થાય તેનો નાશ થાય છે એ હકીકત છે.

ઈંજેકશનો વાટે લોહીમાં ઝડપથી ઔષધ દાખલ કરીને કામ લેવાની ઉતાવળ એટલી વધી પડી છે કે એ ઔષધથી શરીરને સાજા કરવાના કુદરતી માર્ગોનો ઉપયોગ લેવાનું લગભગ બંધ થતું જાય છે. સજીવ લોહીમાં નિર્જીવ ઔષધ દાખલ કરવાનાં અનિષ્ટો કેટલાંક ઊભાં થતાં હશે એ શોધ વૈજ્ઞાનિકો હવે કરશે; પણ એક વખત તો સૌ અનુભવીએ છીએ કે ઈંજેકશનથી અપાયેલા ઔષધો શરીરમાં લાંબો વખત કાર્યરત રહેતાં નથી. અને ફરી ફરીને અંતે શરીરમાં દાખલ કરતાં રહેવું જ પડે છે. એ મુદ્દત ધીમે ધીમે ઘટતી જાય છે. અને પછી તો ઔષધની અસર સાવ ચાલી જાય છે. દમ કરનારાં યુસેનોફીલીયામાં સોમલના ઈંજેકશનો આ સ્થિતિ જ ઊભી કરે છે. આવો જ અનુભવ બીજા રોગોમાં પણ

દુખી છે. જમીનદારો દુર્વ્યસનમાં ડૂબી ગયા છે. પાપપૂન્યનું કશું ભાન નથી. પ્રજાને હેરાનગતિનો પાર નથી. 'માટે આપણે સૌથી પહેલાં એ કામ કરવાનું છે કે એવાં લોકોને અનાચારમાંથી પાછા વાળી સન્માર્ગે ચડાવી પ્રજાને દુખમુક્ત કરવાનાં કામે લાગી જવું.

ગામડે ગામડે ફરી માનવતાના પાઠ ભણાવો. આ પરોપકારના કાર્યમાં અનેક વિઘ્નો આવશે પણ સંતો તો હંમેશાં સહન કરતા જ આવ્યા છે. બૂરું કરનારનું પણ ભલું કરવાની ભાવના ભૂલશો નહિ. તમારા ઉપર ભગવાનના આશીર્વાદ ઊતરો.

ભગવાન સહજાનંદ સ્વામીનો આદેશ મળતાં સ્વામી ગુણાતીતાનંદજી ચાર પાંચ સાધુની મંડળી સાથે પ્રવાસે નીકળી ગયા. ગામે ગામ ઉપદેશ આપવો શરૂ કર્યો. લોકોમાં જાગ્રતિ આવવા લાગી. માણસો દુર્વ્યસન, માંસમદિરા, જુગાર છોડીને પ્રભુપરાયણ બનવા લાગ્યા. દયા, ધર્મ, ના'વું પ્રભુની માળા કરવી, મંદિરે દર્શને જવું, આમ સંસ્કારની વૃદ્ધિ થવા માંડી તે સૌરાષ્ટ્ર ઉપર જાણે પ્રભુની મહેર ઊતરી.

આ મંડળી ગામડે ગામડે સંસ્કારનાં બીજડાં રોપતી કુંડલા પાસેના જૂના સાવર ગામે એક મીઠા સાકરીઆ નામે ખેડૂતને ત્યાં ઉતારો કર્યો. બપોરનું ટાણું હતું. સાધુઓએ હાથે રસોઈ બનાવી ભોજન લીધું. બપોર પછી માણસો ભેળા કરી ઉપદેશ આપવો શરૂ કર્યો કે ભગવાને આપણને માનવ શરીરનો અમૂલ્ય દેહ આપ્યો છે તો દયા ધર્મ પ્રભુભજન કરી એને ધન્ય બનાવો. દુર્વ્યસનથી દૂર રહો એમાં તમારું કલ્યાણ છે. એક દિવસ પ્રભુના દરબારમાં સૌને હિસાબ આપવો પડશે. આમ સાદી સીધી વાતો કરી બધાને સમજાવી રહ્યા છે.

આ વાતની ગામધણી ઉગા ખુમાણને ખબર પડતાં કાળઝાળ થઈને આવ્યો પણ જોતાંજ સોંપો પડી ગયો. પારેવાંના ઘેરામાં મીંદડો પડે ને ધરરર કરતાં ઊડી નીકળે એમ માણસમાતર ઉગા ખુમાણને જોતાં ભાગી છૂટયું. પોતે જે સામું મળ્યું એને પરોણાની ઝાપટો દેવા જ માંડયો. ઘડીકમાં ચોક ખાલીખમ થઈ ગયો. પછી સંતો પાસે આવ્યો ને એને પણ એ જ પ્રમાણે લાણમાં લીધા ને કહ્યું કે ગામ છોડીને ભાગી જ જાઓ નહિતર ટાંટીઆ સાજા નહીં રહે. સંતોએ એની રીતે સમજાવવા પ્રયત્ન કર્યો પણ સાંભળે કોણ? એટલે આગળ ઉપર વિચારીને હાલી નીકળ્યા. ઉગો ખુમાણ ગામના ઝાંપા બહાર કાઢીને પાછો વળ્યો.

સંતો બે ત્રણ ખેતરવા જઈને એક કેરડાની ઓથે વિસામો લેવા બેઠા ને વિચાર કરે છે કે આ આત્માનું શી રીતે કલ્યાણ થાય? આમ ચર્ચા કરે છે ત્યાં એક ખેડુ આવ્યો ને કહ્યું કે મહારાજ! અહીં બેઠાં છે એવી ખબર પડશે તો એ દઈત પાછો આવશે ને આપને હેરાન કરશે માટે વહેતા થઈ જાઓ!

સ્વામી ગુણાતીતાનંદજી કહે ભાઈ! પગમાં ગોટલા ચડી ગયા એટલા તો ભાગ્યા. જરાક વિસામો ખાવા બેઠા છીએ એમ છતાં આવશે ને મારશે તો માર ખાઈ લેશું પણ એને પાપી પ્રવૃત્તિમાંથી બચાવવો તો જોઈએ. ત્યાં ખેડૂત કહે મહારાજ! એ વાતમાં કાંઈ માલ ન મળે. એમનું નામ દાટો ને ઈ વાંઝિયાના દિલમાં દયા આવે જ નહી. કોયલા કોઈ ઊજળા થતા હશે. ખેડૂતે વાંઝિયો કહ્યો ત્યાં સ્વામીજી એ પૂછયું કે એને કોઈ સંતાન નથી? ખેડુ કહે મહારાજ એવા પાપીને ઘરે હોય? બસ આટલી જ વાત.

સ્વામીજીને ઉપાય સૂઝી આવ્યો. સાથેના સાધુને કહ્યું કે જુઓ! આપણે અત્યારે એક કામ કરવાનું છે. બધાએ તનમનથી પ્રભુની પાંચ પાંચ માળા કરી ભગવાન પાસે માગવું કે ઉગા ખુમાણને ત્યાં દીકરો આપી વાંઝિયામેણું ટાળો. આપણી પ્રાર્થના સાંભળે ને ભગવાન એને દીકરો આપે તો એકની સાથે અનેકનું કલ્યાણ થાય.

આમ બધા સાધુએ માળા કરી ભગવાન પાસે માગણી કરી. ભગવાને જાણે આ પ્રાર્થના

[અનુ. પૃ. ૪૧

# 'વનસ્પતિ–જીવનદર્શન' એક હૃદયંગમ પરિચય

'અભિજ્ઞા'

"આજકાલ હું આપણા અધ્યાત્મ–વિજ્ઞાનની ભૂમિકા શોધવાનો પ્રયત્ન કરું છું. છેલ્લાં પચાસ વરસમાં વિજ્ઞાને સત્યની શોધ કરીને અદ્‌ભુત વિકાસ સાધ્યો છે વિકાસવાદનો વિકાસ પણ સાર્વભૌમ થતો જાય છે. જળચર, ભૂચર અને ખેચર સૃષ્ટિનાં પશુપંખી, મનુષ્ય વગેરે પ્રાણીસૃષ્ટિનો વનસ્પતિ સાથે કેવો સંબંધ છે એ બધું જોતાં અધ્યાત્મ-શાસ્ત્રનો પાયાનો સિદ્ધાન્ત जीवो जीवस्य जीवनम्– એક જીવ બીજા જીવને ખાઈને જીવે છે–તે પણ સાચો છે અને परस्परम् उपग्रहो जीवानाम्– બધા જીવ એકબીજા સાથે સહકાર કરે છે. સેવાનું આદાન-પ્રદાન કરે છે–એ સિદ્ધાન્ત પણ સાચો છે."

ગાંધીભક્ત શ્રી ઈસ્માઈલભાઈ નાગોરીના 'વનસ્પતિ જીવનદર્શન' નામના પુસ્તકની પ્રસ્તાવના-માં પૂ. કાકાસાહેબ આમ સૃષ્ટિનો વિવિધ પ્રાણશક્તિ-ઓની પારસ્પરિકતામાં અધ્યાત્મ તથા વિજ્ઞાનનો પાયો શોધે છે. તેનું યથાર્થદર્શન ઈસ્માઈલ દાદાએ એમના પુસ્તકમાં કરાવ્યું છે. જેવી રીતે કોઈ ઘટાદાર વૃક્ષની ડાળે ડાળે ઝૂલતાં પાંદડાંમાં કે ધરતીની છાતીએ તાજાં જ ફૂટી નીકળેલાં તૃણાંકુરોમાં પ્રાણમય પ્રભુતાનાં દર્શન થાય છે, તેવી રીતે આ પુસ્તકના વાક્યે વાક્યે, શબ્દે શબ્દે, અક્ષરે અક્ષરે અને એ સૌની વચ્ચે ખાલી રહેતી જગ્યાઓમાં પણ ઈસ્મા-ઈલદાદાના હૃદયવૈભવનું પ્રભુત્વ ઝળકી ઊઠ્યું છે.

લેખક પોતે જ કહે છે, "વનસ્પતિ જીવન-દર્શન ભગવાનના વિરાટ સ્વરૂપની જ એક સૌંદર્ય ઝલક છે. સરિતાને કાંઠે આપણે ઊભા હોઈએ, રૂપના એક મેળામાં આપણે નીકળ્યા હોઈએ, પ્રકૃતિના એક અતુલ સંગીતને આપણે સાંભળી રહ્યા હોઈએ, રજરજમાં જે માંગલ્ય ભર્યું છે તે ભાળી રહ્યા હોઈએ એવું ભાન, એવો અનુભવ આપણનેય થાય છે. વધુ તો જ્યારે શાંત પળોમાં આપણે એક જ પ્રકાશના આ પ્રાગટ્યને ભક્તિની આંખોથી પીએ છીએ ત્યારે."

પણ આ પુસ્તકમાં નરી ભક્તિ કે નર્યું કાવ્ય જ માત્ર નથી. અહીં તો એ વહી જતી કવિતા–સરિતાને બેય કાંઠે વિજ્ઞાનની ફૂલવાડીનાં અનુપમ ફૂલ પવનમાં ઝૂમતાં દેખાય છે. સામાન્ય પ્રશ્ન : જીવનનું બીજ આવ્યું ક્યાંથી ? એનો પરિચય શું ?–– જવાબમાં છલોછલ કાવ્ય પણ છે, વિજ્ઞાન પણ છે. "તારાઓના અમાપ અંતરોને કાપતું, અનંત અવકાશની અદૃશ્ય રજ પર નિર્વાહ કરતું પ્રકાશનાં કિરણો પર સવાર થઈ ને, પંખીઓની પાંખે વળગી, સમુદ્ર પાર કરી, પવનની સાથે માઈલોના માઈલ ઊડી, જાનવરોની પીઠ પર ચડી, વણઝારાની માફક ઊપડયાં એક પ્રદેશથી બીજા પ્રદેશે ! અને તેમ છતાંય આ બધો પ્રવાસ કર્યો પોતે સૂતાં સૂતાં જ !"

લેખકને માટે શું બીજ કે શું થડ, શું ડાળ કે શું ફળ–ફૂલ. નિર્મિતિ માત્ર ઓળખાણ કરવા લાયક વિભૂતિ છે : અને એ એકેક પૃષ્ઠ પરથી આગળ વધતા જઈએ છીએ તેમ તેમ બીથી માંડીને અંકુર, છોડ, મૂળ, થડ, ડાળી, પાંદડાં, ફૂલ, ફળ અને જીવનરસ સુધી એકેએકનો નખશિખ પરિ-ચય કરાવે છે. લેખક સૌના અલગ અલગ કાર્યવિભા-જનની વાત કરવા માંગે છે : "કેટલું વૈવિધ્ય છે પાનના આકારમાં ! કોઈ ગોળ, કોઈ લંબગોળ, કોઈ ત્રિશૂળાકાર; આકૃતિઓનો કંઈ પાર નથી. પણ કામ છે એક જ ! આકાશ અને ધરતીમાંથી કાચો સામાન મળે તેમાંથી પાકો ખોરાક બનાવી લેવો. અને આ ફૂલોને તો જુઓ ! રંગસુગંધનું પ્રદર્શન ભરીને બેઠાં છે. કામ એક જ : પ્રજાતંતુના સાતત્યમાં સહાય કરવી. કંદના આકાર પણ અનેક-

વિધ કોઈ મૂળા જેવા, કોઈ બટેટાં જેવાં, કોઈ સૂરણ જેવાં પણ કામ પ્રત્યેકનું સંગ્રહ. ડાળીઓના અંગમરોડ, અભિનયમાં પણ નૃત્યની અદા નજરે પડશે; પણ કામ તો છે પાનને પ્રકાશપાન કરાવવાનું! વૈવિધ્યમાં સૌંદર્ય અને સામર્થ્ય બેય છે."

આપણી સામાજિક કે પારિવારિક વિભૂતિઓને પણ વચ્ચે સંડોવે નહીં તો દાદા ગાંધીપ્રેમી શાના? "વૃક્ષ અને વેલીનો સંબંધ જીવનસાથી સરખો છે. દેખાય છે એવું કે આ નાજુક વેલને વૃક્ષનો આશ્રય છે, વૃક્ષને વેલીનો નથી. વાસ્તવમાં, જંગલજીવનમાં પવન જ્યારે તોફાન મચાવે છે ત્યારે વેલીના બંધનથી જ વૃક્ષો રક્ષિત રહે છે. બધાંય એક સાથે ઝૂમે છે, પડતાં નથી. સંયુક્ત કુટુંબને એક સુંદર, સાચી સમજદાર સાધ્વી સ્ત્રી કલહવંટોળથી બચાવી લે છે, એવી જ રીતે આપણી આ વેલી જંગલનો સંવાદ પોતાની પ્યારી આંગળીઓથી સંભાળી લે છે."

ઘઉંના ખેતરને જુઓ: "બસોથી પાંચસો માઈલની ઊંડાઈનો એક હવાઈ મહાસાગર ઘઉંના ખેતર પર છવાયો છે. એક એકર ઘઉંને ૬૩ પૌંડ નાઈટ્રોજન પૂરતો છે. અને એ જ એક એકર ઉપર ૩૭,૦૦૦ ટન નાઈટ્રોજન તરી રહ્યો છે. અંગ્રેજ કવિ કોલરિજની કડી યાદ આવે છેઃ Water, water everywhere and not a drop to drink! (પાણી પાણી સર્વત્ર, પીવાને નહીં ટીપું!)

ડાળી પર ઝૂલતી નાનકડી પત્તી. પણ એ ક્યાં ક્યાં પહોંચી ગઈ! "પોતાના બદનના રેસેરેસાથી, તારેતારથી રસ્સી બનાવતી એ પત્તી! હીંચકા માટે, ખાટલા માટે, વહાણ માટે! માનવના હાથમાં આવી તો કરોડો પ્યાલાને ભરનાર ચા બની, ટોપી બની, સુંદરીઓના હાથનો પંખો બની. કુંભારને ત્યાં ઈંટ પકવવાનું બળતણ બની અને ફૂલોની સાથે મળી ગજરો બની, ખેડૂતના હાથમાં આવી ખાતર બની, વૈદ્યની કુશળતાથી ગોળી બની ને ભોજનશાળામાં પત્રાવલિ બની બેઠી. મંગળ પ્રસંગમાં સુશોભન, પ્રકાશન માટે એ મંડપ પર ચડી અને મૃત્યુના સ્થળે તુલસી અને ડમરારૂપે હાજર થઈ. માળીને ઘરે ફૂલને બાંધવા પહોંચી તો મુલ્લાના દ્વારે મંત્રપત્ર માટે કામ આવી. ખજૂરીથી ઊતરીને વૃદ્ધ માતા માટે દાતણ બની, તો નાળિયેરી પરથી પડીને ગૃહિણીનો લોટો અંદરથી સાફ કરવા લાગી. સાધુની કુટીરને, ધરતીને ઢાંકતી અને રક્ષતી રહે છે લીલી સૂકી પત્તી."

પત્તીની વાતમાં આટલાં રૂપ–રસ–ગંધ તો ફૂલની વાતોમાં તો કવિ ગગને જ ઊડે ને! પણ એટલો તો વાચકે પોતે જ વિહાર કરવો રહ્યો. ચાલો આપણે બાગનું આંતરરાષ્ટ્રીય સંમેલન સાથે જોઈએ. "બાગમાં રાષ્ટ્ર રાષ્ટ્રનો ભેદ નથી. હિંદના વડની ડાળીઓ માડાગાસ્કરના ગુલમહોરની ડાળીઓ સાથે મળીને સલાહમસલત કરી રહી છે. આફ્રિકાની મોસંબી દક્ષિણ અમેરિકાનાં ચીકુ અને સિલોની નાળિયેર એક જ બાગમાં વર્ષોથી વસી ગયાં છે. માળીનાં શાકભાજીના ક્યારામાં સ્પેનનો કાળો, ચીનનો ગુલાબી અને ફ્રાન્સનો લાલ મૂળો પડખોપડખ પ્રેમથી પાનથી પાન અડાડી રહેલ છે. રંગભેદ તો છે જ નહીં. દૂર દરવાજા પાસેનો અરબસ્તાનનો બાવળ મિસિસ બટ્ટ (બાઝીલિયન બેગન) ને હાથનો ટેકો દઈ રહ્યો છે. શરમાળ ચમેલી અને જાજરમાન વિસ્ટેરિયા (ડિકારવ) — નારિયેળની છાયાને પૂર્ણિમાના પ્રકાશમાં જુઓ તો એ જ પ્રશ્ન ઊઠશે કે પાન સુંદર કે પડછાયો? સૂર્યના પ્રકાશમાં વનસ્પતિના રંગ, આકાર વધુ સ્પષ્ટ દેખાય છે, પણ તારલાઓના અજવાળામાં જે ક્ષિતિજરેખા દેખાય છે એ કેટલી સુંદર!... છાંયો શીતળ છે, શાંતિદાયી છે. પોતે જાતે તો કંઈ નથી, પણ આપણા માટે તો એ કંઈ કંઈ છે."

આપણા માટે પ્રાણીજગતની પ્રતિનિધિ ગાય અને વનસ્પતિ જગતની પ્રતિનિધિ વૃંદા! "પાન, ફૂલ, ફળ અને રસ બધાંનું દાન દેનારી વૃંદા અને તકમરિયાં છે 'તુખ્મે રૈહાન' એટલે કે રૈહાનનાં બીજ. આ રૈહાન (ડમરો) અને વૃંદા એ ભાઈબહેન જ છે તેની ખબર છે?"

દાદાને કેવળ વસંત પીવડાવતા નથી આવડતી, પાનખરનાં ગુલાબને પણ એ વેરી જાણે છે. "નાની નાની નાજુક ડાખળીઓથી લઈને મૂળ સુધી બાળકો તડકો ખાવા ઊભાં હોય એવો વનસ્પતિ દેશ નવસ્રો દેખાય છે. આ નગ્ન સૌંદર્યની પાછળ તો પ્રકૃતિ કળીઓ અને કૂંપળો સાથે વસંતને લાવવાની તૈયારી કરી રહી હોય છે. પાનખર પૂર્ણવિરામ પણ છે અને નીરવ અવિરત કાર્ય પણ."

આવું જ અતિ સુંદર આલેખન ઝાકળનું. પણ હવે હું મારી કલમને રોકી દઉં! તમને કાંઈ પૂરેપૂરો પ્યાલો થોડો ધરી દેવાનો હોય? આ તો જરાક સ્વાદનો ચટકો! ચાખો અને પછી ના રહેવાય તો પહોંચો પડખેના કોઈ પુસ્તકાલયમાં કે પછી કોઈ પુસ્તકભંડારમાં. માતૃભાષા ઉપરાંત રાષ્ટ્રભાષાને પણ બીજી આંખની દૃષ્ટિમાં એકાકાર કરી લીધી હોય તો અત્યંત સુંદર get up છે હિન્દી वनस्पति जीवन-दर्शननो. પુસ્તક દૂર પડયું પડયુંય આપણને ખેંચી -તાણી પકડી લઈ જાય તેવું! ગુલાબ-મોગરાનાં ફૂલ જેવું સ્તો! મુદ્રણ-કળા પણ સોળે કળાએ ખીલી ઊઠી છે! વળી હિન્દી ભાષાની રોનકભરી, રૂપભરી શૈલી! નખશિખ સૌન્દર્યનો એક ઉત્કૃષ્ટ નમૂનો! પણ હિન્દી ન ફાવે તો ગુજરાતી પ્રકાશન પણ છે.

નામ: વનસ્પતિ જીવન દર્શન; લેખક ઈસ્માઈલભાઈ નાગોરી. શ્રી સર્વોદય સહકારી પ્રકાશન સંઘ લિ. લોકભારતી. સણોસરા જિ. ભાવનગર કીમત રૂ. ૨/ પ્રકાશન સંસ્થા છે: સોરઠ ક્ષયનિવારણ સમિતિ, અક્ષયગઢ, કેશોદ ૩૬૨ ૨૨૦, જિ. જૂનાગઢ, કી. રૂ. ૪૦ સસ્તી આવૃત્તિ કિં. રૂ. ૧૦

ઈસ્માઇલદાદાના હૂંફાળા વાત્સલ્યનો સ્પર્શ ના થયો હોય તેવા કમભાગિયા સંતાનો ભાગ્યે જ મળે! એમના પરિચયમાં આવનારા સૌ વિદ્યાર્થીના-વિદ્યાર્થી યુવાનોના બરડે એમના શીતળ પસવારાની છાપ અમીટ સચવાઈ ગઈ હશે. પણ આ પુસ્તક દ્વારા તો દાદાની એ વહાલપ પાંદડે પાંદડે, ફૂલે-ફૂલે અને ડાળે-ડાળે અમીટ અંકાયેલી જોવા સાંપડી એ ઘણાને મન અનોખી લ્હાણી છે. દાદાની વહાલપ એમની કલમ દ્વારા કેવળ વનસ્પતિસૃષ્ટિ પર્યંત સીમિત ના રહેતાં સમગ્ર સૃષ્ટિના પ્રત્યેક ચૈતન્ય પર્યંત પહોંચતી આલેખાય તેવી પ્રાર્થના સાથે વિરમું.

*

પૃ. ૩૮થી ચાલુ]

સાંભળી હોય એમ ઉગા ખુમાણને ત્યાં એકાદ વરસે દીકરાનો જન્મ થયો. દીકરો જેમ મોટો થવા લાગ્યો એમ એના જીવનમાં પરિવર્તન આવવા લાગ્યું ને દીકરા પ્રત્યે એટલું બધું મમત્વ બંધાઈ ગયું કે ન પૂછો વાત. કંઈક પાપ કરીશને કો'કની હાય લાગી જશે ને દીકરો કયાંક ખોઈ બેસીશ તો? એ ફાળથી હૃદયમાં કરુણા વસવા માંડી ને વરસ વળોટતાં તો જાણે આ ઉગો ખુમાણ જ નહી. જેટલો અધર્મી એટલો જ ધર્મપરાયણ બની ગયો. આખા ગામને શાંતિના શેરડા છૂટયા.

આમ સ્વામી ગુણાતીતાનંદજીએ જીવનભર ધર્મ ઉપદેશ આપી, અસંખ્ય આત્માઓની બૂડતી બેડી ને કાંઠે પહોંચાડી. ખરેખર સંતોનો જન્મ બીજાના કલ્યાણ અર્થે જ હોય છે.

**સરોવર તરોવર સાંતજન ચોથા વરસે મેહ**
**પરમારથને કારણે ચાહો ધરિયા દેહ**



# નીલગીરીની ઘનિષ્ટ ખેતી

ડૉ. વિઠ્ઠલભાઈ પટેલ

અમદાવાદ નજીક વટવા ખાતેના આદર્શ ફાર્મમાં નીલગીરીનાં વાવેતર ખેડૂતોને નવી દિશા સૂઝ આપી વર્ષના અંતે નીલગીરીની કાપણી થતાં ત્યાં એકરે વર્ષે ૩,૫૭૫ રૂપિયાની આવક થઈ ત્યાંની ગણતરી મુજબ નીચે મુજબની વાર્ષિક ચોકખી આવક આવવાની અપેક્ષા છે.

| | |
|---|---|
| પ્રથમ કાપણી | બીજી કાપણી |
| (૫ વર્ષે) | (૯ વર્ષે) |
| રૂા. ૩,૫૭૫ | રૂા. ૫,૩૩૨ |
| ત્રીજી કાપણી | ચોથી કાપણી |
| (૧૩ વર્ષે) | (૧૭ વર્ષે) |
| રૂા. ૫,૩૩૯ | રૂા ૫,૨૫૩ |

ઉપરોક્ત માહિતી પરથી ખ્યાલ આવશે કે નીલગીરીની ખેતી આર્થિક રીતે પોસાય તેવી બની રહે છે. તદ્ઉપરાંત બીજી કાપણીથી ઊપજ લગભગ સ્થિર બની રહે છે જે પાંચ હજાર રૂપિયાની આસપાસ થવા જાય છે.

નીલગીરીની ખેતીએ ગુજરાતમાં એક અજબ પ્રકારનું આકર્ષણ જમાવ્યું છે. દર વર્ષે ઘણા ખેડૂતો નીલગીરીનું મોટા પ્રમાણમાં વાવેતર કરી રહયા છે. ગુજરાતનો મોટો ભાગ દુષ્કાળગ્રસ્ત વિસ્તારમાં આવે છે. ચોમાસાના વરસાદ પર ખેતીની ઉપજનો આધાર રહયો છે તેથી જો વધુ જમીનમાં વૃક્ષો વાવવામાં આવે તો સારા ચોમાસાની આશા વધે અને તો ખેતીની ઊપજ પણ વધે. જે લોકો વૃક્ષ પ્રત્યે પ્રેમ દાખવે તેવા લોકો આ પ્રવૃત્તિમાં જોડાય તો સફળતા વહેલી મળે. આવા લોકોમાં ખેડૂત અગ્રેસર છે તેથી તેઓ વૃક્ષ ઉછેર તરફ વળે તે જરૂરી છે. તેઓને આ રસ્તે વાળવા હોય તો બીજા કોઈપણ પાક કરતાં નીલગીરીની ખેતી ઘણી વધુ ઊપજ આપે તથા કાપણીનો સમય પાંચ વર્ષથી ઘટાડી ઓછો કરી શકાય તેવું આયોજન કરી સફળ ખેતી કરી બતાવવી પડે. આ જ હેતુથી વનવિભાગના સહકારથી સુરેન્દ્રબાગમાં વિવિધ અંતરે નીલગીરી વાવવામાં આવ્યા તથા ખાતર અને પાણીની માત્રા વધારી પ્રયોગો માટે નીચેનાં અંતરો રાખવા.

| બે હાર વચ્ચે અંતર | બે ઝાડ |
|---|---|
| ૨. ૫ મીટર | ૬૦ સે. મી. |
| ૨ ૫ મીટર | ૧ મીટર. |
| ૨. ૫ મીટર | ૧. ૨૫ મીટર |
| ૬૦ સે. મી. | ૬૦ સે. મી. |
| ૪૫ સે. મી. | ૪૫ સે. મી. |

આ બધા પ્રયોગો નીલગીરીની નફાકારક ખેતી શું હોઈ શકે તે સમજવાના હેતુથી કરવામાં આવ્યા.

## ખેતી અંગેની માન્યતા.

સામાન્ય માન્યતા છે કે ખોરાક મર્યાદિત છે માટે જીવનવિકાસ માટે વસ્તી ઘટાડો જરૂરી છે. માનવ જીવનમાં આજ હેતુથી કુટુંબનિયોજનનો કાર્યક્રમ અપનાવવામાં આવ્યો તેવી જ રીતે ઝાડ પણ દૂર દૂર અંતરે વાવવાનું સ્વીકારાયું. આ બન્ને વાત માનવીની નિઃસહાય સ્થિતિ બતાવે છે તેના કરતાં બીજી રીતે વિચારી ન શકાય? જો ખોરાક મર્યાદિત હોય અને વૃક્ષોની સંખ્યા વધે તો શું થાય? તો જીવવા માટેની એક લડત શરૂ થાય જે વૃક્ષો આ લડતમાં સક્રિય રીતે ભાગ લે તે પ્રગતિ મેળવે છે. જ્યારે જે વૃક્ષો આ લડતમાં ભાગ ન લે તે વિકાસમાં પાછળ પડી જાય. આ સિદ્ધાંતને ધ્યાનમાં રાખી નીલગીરીની ઘનિષ્ઠ ખેતીના પ્રયોગ મોટા પાયે સુરેન્દ્રબાગમાં કરવામાં આવ્યા. આવા પ્રયોગમાં ૬૦ સે. મી.% ૬૦ સે. મી. અને ૪૫ સે. મી. % ૪૫ સે. મી.ના

અંતરે નીલગીરીનાં વૃક્ષો વાવવામાં આવ્યાં, આ જીવવા માટેની લડત સમજવા એક સાથે ૫ હાર, ૧૫ હાર અને ૧૯ હારમાં નીલગીરી વાવવામાં આવ્યાં. દરેક વખતે એટલે કે પાંચ હાર, પંદર હાર, તથા ઓગણીસ હાર પૂરી થતાં ૩ મીટર (૧૦ ફૂટ) ની ખાલી જગ્યા છોડવામાં આવી. આવા સાંકડા પાટલાના વાવેતર નીલગીરીમાં વધુ શકય અને સફળ થાય કારણ કે નીલગીરી એક ઊંચુ વધનારું ઝાડ છે. તેનો બાજુ પરનો ફેલાવો ઘણો ઓછો છે. વળી આપણે ઉષ્ણ કટિબંધમાં રહીએ છીએ, જ્યાં ગરમી અને પ્રકાશ ઘણા વધુ પ્રમાણમાં છે, જેને કારણે ઉનાળામાં બાષ્પીભવનથી ઘણું પાણી ઊડી જાય છે. જમીન ઘણી તપી જાય છે.

અને તેથી પાણીની જરૂરિયાત ઘણી વધી જાય છે. જેમ માણસને પણ કાચના બારીબારણાવાળા મકાનમાં ઉનાળામાં રહેવાની અસુવિધા થાય છે તેવીજ રીતે ઉનાળામાં બળબળતા બપોરે જો વૃક્ષોને પૂરતું પાણી ન આપીએ અને સૂર્યનો તડકો જમીન પર પડવા દઈએ તો શું તેમની દશા પણ શું, આપણા જેવી ન થાય ? ત્યારે ખરી રીતે એવી ખરાબ સ્થિતિ અટકાવવી હોય તો ઝાડના જેટલા ઓછા ભાગને સૂર્યનો તડકો મળે તેટલું સારું. એનો અર્થ થાય કે બે હાર વચ્ચેનું અંતર બને તેટલું ઘટાડવું જોઈએ.' આમ બને તો સૂર્યનાં સીધાં કીરણો જમીન પર ન પડે અને બાષ્પીભવનથી ઊડી જતાં પાણીનું પ્રમાણ ઘટે તેથી ઉનાળામાં પણ ઓછા પાણીથી ચાલે. વળી જમીનપર છાયો રહેતાં નીચે ઘાસનો ઉગાવો ઘટે.

જીવવા માટેની લડત શરૂ થતાં જે વૃક્ષો આમાં ભાગ લે તેમણે ખોરાક મેળવવા તેનાં મૂળને વધુ જલ્દી જમીનમાં ઊંડે ઉતારવા પડે. વૃક્ષો જે પોષણ લઈ આવે તેનું ખોરાકમાં રૂપાંતર કરવા સૂર્યનો તડકો મેળવવો જોઈએ. પરંતુ ઝાડ પાસે પાસે વાવવાને કારણે આવો તડકો પૂરતા પ્રમાણમાં નથી મળતો તેથી તે મેળવવા વધુ ઝડપથી ઊંચે વધવું પડે તેથી મૂળ તથા ઝાડનો વિકાસ ઊભી દિશા (Vertical direction) માં વધુ થાય.

નીલગીરીની ખેતીમાં પણ આપણું ઝાડને વધુ ઊંચા કરવાના હોય છે. જે ઝાડ વચ્ચેનું અંતર ઓછું કરવાથી શકય બને પરંતુ પ્રશ્ન ઊઠે કે ઝાડો પાસે પાસે વાવવાથી તેમને ખોરાક ઓછો મળે, કારણ કે જમીનમાં મર્યાદિત પ્રમાણમાં ખોરાક છે. પરંતુ જમીનમાં પોષણ ન હોય તો તે જમીનમાં જાળવી શકાય. આમ નીલગીરીની ઘનિષ્ઠ ખેતીમાં વૃક્ષોની સંખ્યા સામાન્ય ભલામણ કરતાં ૩ થી ૬ ગણી વધુ રાખવામાં આવી અને તેને વધુ ખાતર અને ઘણા પાણી આપવામાં આવ્યાં જેના ખૂબજ સુંદર પરિણામ દેખાયા.

સુરેન્દ્રબાગની નીલગીરીની ઘનિષ્ઠ ખેતીનું મુખ્ય લક્ષ્યાંક ઝાડની વધુ ઊંચાઈ મેળવવાનો હતો ઉપરાંત મરી જતાં છોડની જગ્યાએ એક સાથે ખાલા પૂરવાને બદલે વખતોવખત જુદા જુદા સમયે આ ખાલા પૂરી તેવા ઝાડ અપૂરતા ખોરાક અને અપૂરતા પ્રકાશમાં શું કરે તેનો અભ્યાસ કરવાનો હતો. ઝાડની ઊંચાઈ ઘણી વધી તથા ખાલા પૂરે ઝાડ પણ ઊંચાં વધવા માંડયાં. આવા પ્રયોગમાં એક એકરમાં દર વર્ષે એક ટન યુરિયા તથા ૨૦ પાણ આપવામાં આવ્યા જેને પરિણામે ૧ વર્ષમાં ૬ મીટર અને ૨ વર્ષમાં ૧૧થી ૧૨ મીટર ઊંચાં ઝાડ થયાં. સામાન્ય રીતે પહેલાં વર્ષે નીલગીરીનાં ઝાડ વધે તેની કરતાં બીજે વર્ષે ઓછા વધે છે પરંતુ અહીં બધા વર્ષે ઝાડ સરખાં જ વધ્યાં જે બતાવે છે કે દરેક ઝાડે જીવવા માટેની લડાઈમાં સક્રિય ભાગ લીધો.

તો શું આવાજ પરિણામો બીજે ખેતી કરવામાં આવે તો મળે ખરાં કે ? આ વાત સમજવા શિહોર પાસે તરસીંગડાની સીમમાંથી કાળુભાઈ બોરડાના જગદીશ ફાર્મ પર પાંચ એકરમાં ૬૦ સે.મી. ૬ સે. મી. ના ગાળે નીલગીરી રોપવામાં આવ્યા તથા જે છોડ મરી જાય તેની જગ્યાએ તરત જ નવો છોડ રોપવામાં આવ્યો ત્યાં પણ ઝાડનો વિકાસ સુરેન્દ્રબાગ જેવો જ બલ્કે તેથી પણ સારો થયો, તેથી

નીલગીરીની ઘનિષ્ઠ ખેતીને સફળતા મળવાની શકયતાઓ વધવા લાગી.

નીલગીરીની સામાન્ય ખેતી કરતાં નીલગીરીની ઘનિષ્ઠ ખેતીમાં ૩ થી ૬ ગણાં ઝાડ રાખવામાં આવ્યાં તથા ઝાડનો વિકાસ સામાન્ય ખેતી કરતાં વધુ થયો તેથી નીલગીરીની ઘનિષ્ઠ ખેતીમાં ૩ થી ૬ ગણી આવક મેળવવાની શકયતાઓ છે એક એકરે વર્ષે ૧૦,૦૦૦ થી ૨૦,૦૦૦ રૂપિયા સુધીની આવક મેળવવાની શકયતાઓ દેખાય છે. ફક્ત આટલી ઊપજથી સંતોષ ન માનતા ઝાડનો હજુ પણ વધુ વિકાસ કરવાના પ્રયત્નો શરૂ કરવા જોઈએ. આવા પ્રયત્નોમાં ઝાડની ઉંચાઈ વધારવાના પ્રયોગો કરવા જોઈએ તેથી સુરેન્દ્રબાગમાં જીબ્રેલીક એસીડ અને એન. એ. એ.: પ્લાનોફીકસ, સેલમોન, પ્લાન્ટોમોન, હોર્મોન, પ્લોટોન વગેરે નાખવાથી મળે છે.: નીલગીરી પર છાંટવામાં આવ્યા જેને પરિણામે ઘનિષ્ઠ ખેતીમાં મેળવેલ ઊંચાઇ કરતાં ૩૫ ટકા વધુ ઊંચાઈ મેળવી શકાઈ, આવા પ્રયોગો સાથે વધુ ખાતર અને વધુ પાણીના પ્રયોગ કરવામાં આવે તો હજુ વધુ સારાં પરિણામો મેળવવાની શકયતાઓ છે.

નીલગીરીની ઘનિષ્ઠ ખેતીના ઘણા બધા ફાયદાઓ છે જેવા કે :–

૧. સામાન્ય ખેતી કરતાં ૩ થી ૬ ગણાં ઝાડ રોપી શકાય.

૨. પાસે વાવવાને કારણે ઝાડ ઊંચાં થાય.

૩. ઝાડ વધુ પાસે રોપવાથી સૂર્યનો તડકો જમીન પર નથી પડતો તેથી બાષ્પીભવનથી પાણી ઓછું ઊડે. પાણીનો વધુ સારો ઉપયોગ થાય.

૪. જમીન પર સૂર્યને પ્રકાશ નહીં પડવાથી ઘાસનો ઉગાવો ઘટે.

૫. બે હાર વચ્ચે અંતર વધુ વાવવાને કારણે આંતર પાકો લેવા પડે. દરેક પાકને કોઈને કોઈ રોગ હોય છે. આમ રોગનો ફેલાવો વધે, જ્યારે ઘનિષ્ઠ ખેતીમાં ઝાડનું અંતર ઓછું હોવાથી આંતર પાક લેવાનો સવાલ ઊભો જ નથી થતો.

૬. ઝાડ ખૂબ પાસે પાસે વાવવાથી ઝાડને નમવા જગ્યા નથી મળતી તેથી સીધા થાય છે.

૭. ઝાડ ખૂબ પાસે વાવવાથી ઝાડની ઊંચાઈ ખૂબ વધે છે પરંતુ જાડાઈ પ્રમાણમાં ઓછી વધે છે. તેથી ઝાડ લગભગ એકજ જાડાઈમાં મળે છે. આવી વળિયો દેખાવે ખૂબ સુંદર લાગે છે તેથી સહેલાઈથી વેચી શકાય છે અને વધુ ભાવ પણ મેળવી શકાય છે.

૮. ઝાડની સંખ્યા વધુ હોય તો ભવિષ્યમાં ઘટાડી શકાય પરંતુ દૂર દૂર વાવેલ હોય તો ઝાડની સંખ્યા વધારવી સહેલી નથી.

૯. નીલગીરીની સામાન્ય ખેતીમાં પાંચ વર્ષે ઊપજ શરૂ થાય જ્યારે ઊંચાઈ વધવાને કારણે ૩ વર્ષે નીલગીરી કાપી વહેલી ઊપજ મેળવી શકાય

૧૦. આવી ખેતી નાના અને સીમાંત ખેડૂત માટે સૌથી વધુ અનુકૂળ બને છે. કોઈ ખેડૂત પાસે બે એકર જમીન હોય તો તે શેઢા પાળા પર ૧૦ હાર નીલગીરી વાવે તો એક એકરમાં દશ હજાર નીલગીરી વાવી શકે. નવી શેઢાની થોડી જમીન તો આમેય પડતર રહે છે, આથી તે દર વર્ષે સહેલાઈથી ત્રણ હજાર ઝાડ કાપી શકે અને દરેક ઝાડના દશ રૂપિયા મેળવે તો ખૂબ જ મોટી ઊપજ મેળવી શકે. વળી તેની પાસે ખાલી રહેલ એક એકરમાં પોતાનું જરૂરી અનાજ જેવું કે બાજરો, ઘઉં પકવી શકે. આમ આવા ખેડૂતો સહેલાઈથી પગભર થઈ જાય, વળી શેઢાપાળા પર ઝાડોની દશ હાર કરવાથી તે બધા પવન અવરોધકો બનશે અને પવનથી ખેતીને થતું નુકશાન અટકાવી શકાશે.

*

# પહેલી પળ

ધીરેન ગાંધી

શિયાળાની દાંત કચકચાવી નાખે એવી ઠંડી વાતાવરણને પણ ધ્રૂજાવી રહી છે ત્યારે ઊઘડતી ઉષાના ઠંડા ફેલાયેલા રંગોની સવારે એક કંગાળ અને ચીંથરેહાલ કપડાંમાં વીંટાયેલા છોકરાએ ચારેકોરથી ગરમ કપડાંથી રક્ષાયેલા એક ગૃહસ્થને શબ્દોને માંડ માંડ દાંત વચ્ચેથી બહાર કાઢતાં કહ્યું,

"સાહેબ દીવાસળીની પેટી ખરીદશો ?"

ગૃહસ્થે પોતાની ચાલમાં જરાય ફરક કર્યા વગર ગરમ શબ્દોથી જવાબ આપ્યો : "મારે જરૂર નથી."

"પણ સાહેબ, કિંમત માત્ર ૨૦ પૈસા જ છે."

"એકવાર કહ્યું ને કે મારે એનો જરાય ખપ નથી." ગરમ પગ વધુ ઝડપથી રસ્તા પર ફરવા લાગ્યા.

છોકરો ઠંડા પડેલા પગથી માંડમાંડ ઢસડાતો હતો છતાં વધુ ઠંડા અને ધ્રૂજાવી નાખે એવા ઠંડા હોઠ પરથી ઠંડા શબ્દો સર્યા :

"તો, ૨૦ પૈસાની બે પેટી લો."

ગૃહસ્થે ઠંડીમાં ઠંડો ન પડી જાય તેની કાળજી રાખતાં ચાલતાં ચાલતાં જ એક પેટી ખરીદી પણ છૂટા પૈસા ન નીકળતાં પેટી પાછી આપતાં વધુ ઝડપ વધારતો બોલ્યો : "ખેર, કાલે ખરીદીશ"

છોકરાને તો આ શબ્દો બરફ કરતાં પણ વધુ ઠંડામાં ઠંડા લાગ્યા. શબ્દો પણ હોઠ પર ધ્રૂજી ઊઠયા : "સાહેબ ! કાલે નહીં આજે જ લો. હું ભૂખ્યો છું. લાવો, પેલી દૂર દેખાતી દુકાનમાંથી પરચૂરણ લાવી આપું !"

ગૃહસ્થે એક રૂપિયો આપ્યો.

એક રૂપિયો વટાવવા તે ૧૦ પૈસાની ગરમીમાં ઠંડા પગમાં ગરમી લાવી દોડી ગયો.

પાંચ મિનિટ, ૧૦ મિનિટ અરે ૧૫ મિનિટ પણ થઈ પણ તે ન આવ્યો. તેના ચહેરા પર એની સુંદર નિર્દોષ રેખાઓ ઈશ્વરે કંડારેલી કે તેના વિષે જરાય ખોટો વિચાર મનમાં ન ડોકાય.

ગૃહસ્થ રોજની જેમ બીજી સવારે ફરવા નીકળ્યા. એ જ વખતે એ જ જગાએ એક છોકરાએ બૂમ મારી : "સાહેબ ! ઊભા રહો. શું આપે કાલે કોઈને દીવાસળીની પેટી ખરીદવા રૂપિયો આપ્યો હતો !"

સાહેબ તો આશ્ચર્યથી પેલા નાનકા છોકરા સામું જોઈ રહ્યા. તેના હાલહવાલ જોઈ ચારેકોરથી ગરમ કપડાંથી લપેટાયેલા સાહેબના શરીરને પણ ઠંડી ધ્રુજાવી ગઈ. તેણે છોકરાને જોઈને કલ્પના કરી લીધી કે ગઈ કાલે મળેલ તે છોકરાનો ભાઈ હશે.

થથરતા શબ્દોથી છોકરો બોલ્યો : "સાહેબ, મારા મોટા ભાઈ નારણ પાસેથી આપે જ દીવાસળીની પેટી ખરીદી હતીને ! લ્યો ત્યારે તમારા ૪૦ પૈસા. નારણથી અવાય એમ નથી. તેને અકસ્માત નડવાથી ટોપી, દીવાસળીની પેટીઓ અને તમારા વધેલા ૯૦ પૈસા ગુમાવ્યા છે. તે ઉપરાંત તેના બંને પગ છુંદાઈ ગયા છે. ડૉકટર કહે છે કે તે નહીં બચે. મારી પાસે આટલા જ પૈસા છે. જે મળ્યા તે આપી શકું છું."

અને તેની આંખમાંથી નીકળતા ગરમ આંસુ ગાલ પર ઠરીને પેલા ગૃહસ્થના પગ પર દડી પડયા. ઠંડા છતાં જાણે અંગારા !

ગૃહસ્થની અંદર-ઠંડી-પડેલી સૂતેલી દયાની પળ આ ગરમ અંગારાથી પહેલી વખત દાઝી ઊઠી, ખદખદી ઊઠી.

છોકરાને માથે ગરમ મોજાથી પહેરેલો હૂંફાળો હાથ ફરી વળ્યો. અને પ્રેમ નીતરતા શબ્દો અચાનક સરી પડયા :

અને હવે ગૃહસ્થના શબ્દોમાં જ બધું કહીશ.

"જરાય ગભરા મા! ચાલ મારી સાથે.

અને મેં છોકરાને ચા તથા નાસ્તો કરાવ્યો ને તેની સાથે તેના ભાઈને ઘરે ગયો.

હું મારા પૈસાના ઘમંડમાં કોઈ ગરીબને પડખે ન ફરકવા દેનાર આજે આ નગ્ન છોકરાની આંગળી પકડી તેનો દોરવ્યો તેની સાથે ચાલી રહ્યો હતો. અને તે પણ કયાં? એક ગંધાતા ગંદવાડથી ખદબદી રહેલા આવાસ તરફ. મને ખબર નથી કોણ મારી પાસે આ કામ કરાવી રહ્યું હતું!

અને હું એક સડેલા જર્જરિત ઝૂંપડાની બહાર આવી ઊભો.

ગમે તેટલી ગરમી હોય તો પણ ધ્રૂજી ઊઠાય એવી આ જગા હતી.

ઝૂંપડાની બહારની ઓસરીના એક ખૂણામાં ગંધાતા કચરાના ઢગલાની વચ્ચે નારણ પડયો હતો.

ઠૂંઠવાયેલા પગ હતા. પણ નારણની શક્તિ ઠૂંઠવાયેલી ન હતી. તે મારી રાહ ન જોતો હોય! તેને કેટલો વિશ્વાસ હતો કે હું તેની પાસે આવીશ! ગમે તેવા ક્રૂર માણસના દિલને પીગળાવી મૂકે તેવું આ દૃશ્ય હતું. હું જરૂર ક્રૂર ન હતો પણ પૈસાના અભિમાનના પડોથી જરૂર મારી કરુણા દટાયેલી હતી. તેથી કરુણાની જગાએ તિરસ્કારથી હું ભરેલો રહેતો. આજે મારો તિરસ્કાર ઠેકાણે થઈ ગયો.

મને જોતાં જ નારણના ચહેરા પર એવી રેખાઓ ફેલાઈ ગઈ જાણે હું નારણ નહીં કોઈ સુંદર બાળકને જોઈ રહ્યો હોઉં.

નારણના હોઠ પર શબ્દો આટલા દુઃખમાં પર રમી રહ્યા; "સાહેબ, રૂપિયો વટાવીને આવતો હતો ત્યાં ખટારાએ મને કચડી નાખ્યો. આ મારો ભાઈ શાંતિ."

અને શાંતિ તરફ નજર ફેરવતાં નારણના શબ્દો પણ ખળભળી ઊઠયા: "શાંતિ, હું બચીશ નહિ. આ દુનિયામાં આપણા સાથીઓ આ ઝાડ, પશુ અને પંખીઓ જ રહ્યાં છે. હું એ સાથીઓ સિવાય બીજા કોને તને સોંપી જાઉં!"

અને તેના શબ્દો શરીરમાં ધીમે ધીમે ઠરી રહ્યા હતા.

મારાથી ઊભા ન રહેવાયું. મારામાં સૂતેલી કરુણા હળવેકથી આળસ મરડતી લાગી. હું નારણની પાસે ગયો. મારી સૂગ છતાં કોણ મને બેસાડયો તેની મને ખબર નથી પણ જ્યારે હું ભાનમાં આવ્યો ત્યારે મેં શું જોયું! હું નારણના માથે હાથ ફેરવી રહ્યો હતો.

નારણે મારો હાથ પકડયો. એવી રીતે કે એ હાથ કદી છોડશે જ નહીં. મેં એ હાથમાં કેવો સ્પર્શ અનુભવ્યો! જાણે મારા પુત્રનો સ્પર્શ. ઘડી નારણ મારી આંખ સામેથી હટી ગયો. મારા પુત્રને પંપાળી ન રહ્યો હોઉં એમ જાણે નિરાંતે તેને પંપાળતો રહ્યો, પંપાળતો જ રહ્યો.

મારી આંખોમાંથી ઊકળતાં આંસુઓ વહેવા લાગ્યાં. એ ઊકળતા આંસુથી નારણના શરીરમાં ફરી ગરમી આવી અને ઠંડા પડેલા શબ્દોમાં ફરી સળવળાટ થયો અને શબ્દો જ બોલી ઊઠયા :

'કોણ બાપુ! બા કયાં? જો શાંતિ, બાપુ તો આવ્યા, બા પણ આવશે. હાશ, હવે હું નિરાંતે છેલ્લો શ્વાસ લઈશ. અને બાને શોધીને તારી પાસે મોકલીશ." અને શબ્દો કાયમને માટે થીજી ગયા.

હું કોઈ દિવસ રડયો નથી. રડવાનો પ્રસંગ આવ્યો નથી. હાસ્યની છોળો વચ્ચે રમેલો હિલોળા ખાતો આજે હું રડી પડયો. સાથે સાથે મારું હૃદય રડી ઊઠયું.

[અનુ. પૃ. ૪૯

# સાપને પાળી શકાય છે

આપણા ઝેરી અને બિનઝેરી સર્પો

વજુભાઈ વ્યાસ

ઘણા લોકો પૂછે છે કે સાપને પાળી શકાય છે? છેલ્લાં ત્રણ વર્ષના ઘરે ઝેરી અને બિન ઝેરી સર્પો રાખવાના અનુભવ ઉપરથી એવું તારણ અનુભવ્યું છે કે સર્પને પાળી શકાય છે તેમજ ઘરે રાખી શકાય છે. જેમ અન્ય પશુ પક્ષીઓને પાળીએ છીએ, ઘરે એને સાચવીને ખવરાવી પીવરાવીએ છીએ એમ જ સર્પને પણ ઘરે પાળી શકાય છે. પરંતુ બિનઝેરી સર્પને રાખવા કરતાં ઝેરી સર્પને રાખવામાં પાળવામાં પૂરેપૂરું જોખમ રહેલું છે. કારણ ઝેરી સર્પના દંશને અને મોતને બહુ છેટું રહેતું નથી. ઝેરી સર્પને ઘરે રાખવા, સાચવવા અને પાળવામાં પૂરેપૂરું જોખમ રહેલું છે, એનો અનુભવ અવારનવાર થયા કરે છે.

સર્પ બિનઝેરી હોય તો પણ એ દેખાવે અને એની હિલચાલમાં ઝેરી સર્પ જેવા જ લાગે છે. એના રંગ રૂપ દેખાવ, એની ટેવો, જરૂરિયાત બધું જ સરખું રહેલું છે. બિનઝેરી સર્પ કરડે છે. એને એના મોઢાની બંને બાજુએ ઝીણા અને તીક્ષ્ણ દાંત રહેલા છે. કરવત જેવા દાંત રહેલા હોય છે એટલે જ્યારે એ કરડે છે ત્યાં લોહી કાઢે છે દાંત ખૂંચાડી બટકું ભરી લે છે. ઘણીવાર લોહીલોહાણ કરી મૂકે છે, ફેર માત્ર એટલો કે એના કરડથી ઝેર શરીરમાં ચડતું નથી, કે પ્રસરતું નથી. એનો કરડ બિલકુલ બિનજોખમી રહેલો છે. જ્યારે ઝેરી સર્પના કરડવાથી શરીરમાં ઝેર ચડવા લાગે છે અને એમાંથી મોતનો ભય ઊભો થાય છે. ઝેરી અને બિનઝેરી સર્પ વચ્ચે લૌકિક ભાષામાં ફેર માત્ર એટલો છે કે ઝેરી સર્પને પોતાના ઝીણા દાંત ઉપરાંત વધારાના ઝેરને ઈન્જેકટ કરવાની – ઝેરને ફેંકવાની તીક્ષ્ણ અણીદાર અને વળાંક વળેલી બે રાક્ષસીઓ રહેલી હોય છે, જે પોલી પાતળી મજબૂત અને માથાની નીચેના ભાગમાં આવેલી રૂની તળાઈ જેવી ઝેરની કોથળી સાથે જોડાયેલી રહેલી હોય છે. ઝેરી સર્પ ઈન્જેકશનની જેમ જ ઝેર ઈન્જેકટ કરે છે અથવા ફેંકે છે. પરંતુ એનું પ્રમાણ વધતું ઓછું રહેલું હોય ખરું, ઘણી વાર ઝેરી સાપ કરડે તો પણ ઝેર ચડતું નથી અથવા ઝેરી દાંતથી દંશ દીધો હોતો નથી અથવા દંશ દે તો એમાં ઝેર ફેંકાયેલું હોતું નથી. પરિણામે માણસ – જાનવર ઝેરના મારણથી બચી જાય છે. ઘણીવાર જાનવરને ઝેરી સર્પ કરડે તો પણ એની અસર થતી નથી કારણ જાનવરની પ્રતિકાર શક્તિના પ્રમાણમાં એને થયેલા દંશમાં ઝેરનું પ્રમાણ બહુ જ મંદ હોય છે.

શરીરમાં ઝેરનો પ્રતિકાર કરતી શકિત રહેલી છે જ પરંતુ વધતા ઓછા પ્રમાણમાં શરીરની તાસીર મુજબની એટલે એ મુજબ ઝેરની વધતી અસરો થયા કરે છે.

બિનઝેરી સર્પ કરતાં ઝેરી સર્પને પાળવામાં પૂરેપૂરું જોખમ રહેલું હોવા છતાં ઝેરી સર્પને આસાનીથી પાળી શકાય છે, રાખી શકાય છે પરંતુ એને પાળવામાં રાખવામાં ડગલે પગલે તીરના ઘા ઉપર રહેવા જેવી કાળજી – ખૂબ જ તીવ્ર કાળજી રાખવી પડે છે. જરા પણ ગફલત મોતના દર્શન કરાવે છે એટલે કે ગફલતનું પરિણામ મોત તરફ જવામાં પરિણમે છે. અને એવી ગફલતથી અણધાર્યા મોતના પરિણામ આવ્યા પણ છે અને એથી જ બહુસમાજ કહે છે કે 'ઝેરનાં પારખાં ન હોય!' આ કહેવામાં ઘણુંયે તથ્ય રહેલું છે.

ભાવનગર જિલ્લાના ઘોળા ગામમાં એક ભાઈ છેલ્લાં ૪૦ વરસથી સર્પ પકડવાનું કામ કરતા હતા. એમને સર્પ પકડવાની ભારે હથોટી હતી. ગમે તેવા સર્પને પણ પકડી પાડતા અને દૂર મૂકી આવતા હતા. પરંતુ મહિના પહેલાં જ ગમખ્વાર બનાવ

બની ગયો. સર્પને પકડવા જતાં કાંઈક ગફલત થઈ ગઈ અથવા ક્ષતિ રહી ગઈ અને સર્પે ભારે દંશ દીધો. પરિણામે એમને આ ફાની દુનિયામાંથી વિદાય લેવી પડી. આ ભાઈને કયો સર્પ ઝેરી છે કે કયો સર્પ બિનઝેરી છે, તેવા પ્રકારનું કોઈ જ્ઞાન હશે કે નહિ તેની ખબર નથી. પરંતુ સર્પ પકડનારા મોટા ભાગના લોકોને – લગભગ ૮૯ ટકા લોકોને આવું સૂક્ષ્મ અને બહુ જ શાસ્ત્રીય જ્ઞાન કે અનુભવ (થીઓરેટીકલ એન્ડ પ્રેકટીકલ નોલેજ) સમજણ હોતાં નથી એથી નાની એવી ભૂલ કે ગફલત મોતને નજીક લઈ આવે છે. એ તો એના જેવું થયું ગણાય. જૂનાગઢમાં એક ઈલેકટ્રીશ્યન વર્ષોથી ઈલેકટ્રીક વાયરોની દેખભાળનું કામ કરતો હતો. ૩૫ વર્ષે એમને નિવૃત્ત થવાનો સમય હતો. ભારે અનુભવી અને જાણકાર હતો છતાં ૩૫ વરસના અનુભવ પછી તે જરાક જેટલી ભૂલને કારણે વિદ્યુત વાયર પર ચોંટી જવાથી નિવૃત્ત થવા વખતે મોત આંબી ગયું.

અમે અહીં સર્પ – ઝેરી અને બિનઝેરી સર્પો પાળવાનું રાખવાનું શરૂ કર્યું ત્યારે લોકોએ પણ અમને સમજાવ્યું કે ' ઝેરનાં પારખાં ન હોય !" માટે આ ધંધો છોડો. વગર પૈસાની આવકનો આ ધંધો વહેલી તકે છોડી દો ! અને ભાઈ બીજા શોખ ક્યાં નથી કે આવો ખતરનાક શોખ રાખો છો ? એનું પરિણામ ખતરનાક આવવાનું છે. અને પછી ભારે પસ્તાવાના છો !

આડોશીપાડોશી અને ગામનાં લોકો આ કહેવાની સાથે જ અહીં ભાવનગર ખાતે અગાઉ બની ગયેલા બનાવોનો દાખલો આપતાં હતાં એ કે–

અહીં જીવો કરીને એક ભાઈ હતો. એ સર્પ પકડવાનું કામ કરતો કાળઝાળ સર્પને પણ એ પકડી પાડતો અને બહુ ચાલાક ઉપરાંત સર્પ પકડવાની હથોટી ધરાવતો હતો. લોકો એને પૂછતાં તારું નામ શું ?

જીવો !

શું કામ કરો છો ?

સાપ પકડવાનું...

તો જીવો ખરો પણ મૂઓ જેવો ?

અને આ જીવાનું મોત પણ આ દંશથી જ થયું. રેલ્વેના એક વેગનમાં કોબ્રા ફેણવાળો નાગ ઘૂસી ગયો. અંદર માલ હતો. જીવાને આ સર્પને પકડવાનું કામ સોંપાયું. એણે પકડવાની મથામણ કરી પરંતુ માલ ભરેલા વેગનમાં નાગને પકડવામાં કંઈ ગફલત રહી ગઈ અને નાગે જોરથી એને ડંખ દીધો. પરિણામે તત્કાળ જરૂરી તેમજ જોઈતી સારવારના અભાવે તેમજ બીજી બાજુ સત્વરે ઝેર ચડી જવાને કારણે એને મોત આંબી ગયું. આ વર્ષો પહેલાંનો ભાવનગરનો જાણીતો કિસ્સો જે દાખલા રૂપે લોકો આપે છે, તે મુજબ અમને પણ સંભળાવ્યું કે તમે જીવો ભલે પરંતુ મૂએલા જેવા જ છો !

અમને પણ ઝેરી સર્પ રાખવાનો કડવો અનુભવ થયો. અમારે ઘરે ચાર ફૂટ ઊંચી અને ૭ ફૂટ લાંબી સીમેન્ટની કૂંડીમાં ઝેરી સર્પો નાગ (કોબ્રા) રાખવામાં આવતા અને ત્યાં જ એને ખાવા પીવાનું અપાતું. કૂંડીની દીવાલ સાવ લીસી હોવાથી સર્પ ઊંચે ચડી શકતા નહિ, પરિણામે બહાર નીકળી જવાનો ભય નહોતો. અને જ્યારે બહાર કાઢવામાં આવે ત્યારે એને માટે ખાસ તૈયાર કરેલા છેડા ઉપર આંકડાની જેમ વાળેલા લોઢાના સળિયા ઉપર ચડાવી ઊચકીને બહાર કાઢવામાં આવતા. એમાં એક ચશ્મેશાહી નાગ (સ્પેકટેકલ કોબ્રા) બહુ તેજ સ્વભાવનો હતો. સાથોસાથ રમતિયાળ પણ હતો. એ ફેણ બહુ ડોલાવતો. આ નાગને ઘણીવાર પૂંછડેથી ઊંચો કરીને બહાર કાઢતા એમાં રવિવારે અમારી ગેરહાજરીમાં જોવા આવનારાં પ્રેક્ષકોએ એને ખૂબ ચીડવ્યો, ગુસ્સે કર્યો એની અમને જાણ નહિ પરંતુ એ પછી જ્યારે એને બહાર કાઢ્યો એટલે એ ગુસ્સો અમારા ઉપર ઠાલવ્યો. પરિણામે રોજ એને આળપંપાળ કરવા છતા દંશ દેતો નહિ પરંતુ આ ગુસ્સાને કારણે અને એનું મોં પકડવાને

કારણે ગફલત થવાથી એણે હાથ ઉપર દંશ માર્યો. પરિણામે ત્રણ દિવસ સુધી શરીરમાં ઝેરની અસર રહી અને એન્ટીવિનમ ઈન્જેકશનો અને અન્ય દવાની સારવાર લેવી પડી.

આ અનુભવ પછી ઝેરી સર્પોને ખાસ બનાવેલા પીંજરામાં રાખવાનું રાખ્યું છે. જેથી એને કોઈ ગુસ્સે કરી ન જાય. બીજી બાજુ એને સાચવવાનું એટલું આસાનીભર્યું બન્યું છે.

સર્પ પ્રત્યે જેટલો પ્રેમ બતાવો એટલો એ સામે પ્રેમ બતાવશે. એને સારી રીતે રાખો તો એ કોઈ જ ઉપદ્રવ નહિ કરે. એની પરત્વે મમતા બતાવો, એની આળપંપાળ કરો, એને સાચવો, ખવરાવો પીવરાવો તો ઝેરી હોવા છતાં બિન-ઉપદ્રવી બની રહેશે.

જામનગરમાં મહારાજા જામસાહેબના પ્રાણી-સંગ્રહાલયમાં ઝેરી કોબ્રા વર્ગના સર્પને હાથમાં રમાડાયા છે, એની ફેણ ઉપર હાથ મૂકીને પંપાળવામાં આવે છે, એના આખા શરીર ઉપર હાથ ફેરવી પંપાળવામાં, હાથ ફેરવવામાં આવે છે નિર્ભયતાથી. તો પણ એ કરડતો નથી, કે કશો ઉપદ્રવ કરતો નથી. માનવીનાં મન અને હૃદયના પ્રેમ અને નિર્ભયતાનો પડઘો ઝેરી કાળઝાળ સર્પ પર પડયા વિના રહેતો નથી।

જૂનાગઢ જિલ્લાના કેશોદથી ૧૫ કિલો દૂર ત્રણ ગામોને ત્રિભેટે કલીમલ બાપુ નામના સાધુની જગા છે. જ્યાં સાધુ પોતે એકલા જ કાચા મકાન-માં રહે છે. ફરતી તાર અને કાંટાની બેવડી વાડ છે. સાધુ વર્ષોથી મૌન પાળે છે અને સવાર સાંજ અડધો-અડધો કલાક બહાર આવે છે પરંતુ વાડની અંદર કોઈને આવવા દેતા નથી. એમને ત્યાં જ ઝેરીમાં ઝેરી ગણાતો ફણિધર (કોબ્રા) પાળેલો, આ પાળેલા ફણિધર નાગ ઉપરથી જ આ સાધુ 'કલીમલ બાપુ'ને નામે ઓળખાય છે.

આવી રીતે ઘણાં દેવસ્થાનો અને જગ્યાઓમાં ઝેરીમાં ઝેરી ગણાતા ફણિધર (કોબ્રા) જાતના સર્પો જેની ત્રણ જાત સૌરાષ્ટ્રમાં જોવામાં આવી છે. વર્ષો સુધી નિરૂપદ્રવી બનીને રહેતા હોય, જગ્યાની રખેવાળી કરતા હોય એવું જોવામાં સાંભળવામાં આવ્યું છે. એટલે સર્પોને પ્રેમદયાના ભાવથી જ પાળી રાખી શકાય છે.



પૃ. ૪૬થી ચાલુ]

હું એક એવી દુનિયામાં પહોંચી ગયો હતો જ્યાં બધા જવાનો ઉપર ઉપરથી દંભ અને ડોળ કરે છે. જવાનું તે ભાગ્યે જ પસંદ કરે છે. એ દુનિયામાં ગયા પછી જ મનુષ્ય સાચો મનુષ્ય બને છે.

મેં શાંતિને પાસે ખેંચ્યો. મારા ખોળામાં લીધો. મને એ જરાય ગંદો કે ગંધાતો ન લાગ્યો. શાંતિના દુઃખનાં આંસુમાં પલળ્યો ને મારા સુખના આંસુમાં શાંતિને પલાળ્યો.

આજે શાંતિ મારી સાથે છે. જેમ તેના પિતા સ્વર્ગમાંથી પાછા આવ્યા તેમ તેની મા (મારી પત્ની) પણ સ્વર્ગમાંથી પાછી આવી હોય એમ તેને હેતથી સાચવે છે.

જીવનમાં કોઈક વાર એવી પળ આવે છે જો એ પળને ઓળખી શકીએ, પકડી શકીએ તો મનુષ્ય જન્મ શું છે તેનો સાક્ષાત્કાર થઈ શકે.

મારા જીવનમાં આવેલી આ પહેલી પળને ઓળખી શકયો તેનો રાજીપો મારી સાથે જડાઈ ગયો છે.

નારણ મર્યો નથી ને મરવાનો પણ નથી. જ્યાં સુધી માનવતા મરી પરવારી નથી ત્યાં સુધી.

# ખેડૂતો સાથે અવનવી વાતો

રતિભાઇ અંધારિયા

ખેડૂત :- રતિભાઈ; આપણે વાત થયા મુજબ મેં મારા બે ચાર સ્નેહી-સંબંધીઓને બોલાવેલા, એ બધા તમારી પાસે કેટલાક પ્રશ્નો સમજવા આવ્યા છે. આ અમારા કાનજી પટેલ, આ રામજી પટેલ અને આ છે માવજી પટેલ મોટા અને સુખી ખેડૂતો છે. હવે એ જ આપણી વાતચીતની શરૂઆત કરશે.

કાનજીભાઇ :- મારી ઓળખાણ મોટા અને સુખી ખેડૂત તરીકે આપવામાં આવી, પણ આપણે ત્યાં ટોચમર્યાદાના કાયદાનો અમલ થયા પછી કોઈ મોટા ખેડૂત તો રહ્યાં નથી, હા, હું સીમાન્ત કે નાનો ખેડૂત નથી, એ વાત સાચી. મને સુખી ખેડૂત કહ્યો. રોટલા ખાધે પીધે સુખી છું પણ તમે તો જાણો છો કે આપણે ખેડૂતે અનેક આફતોનો સામનો કરવો પડે છે. વારૂ, તમને મળવવાની તક મળી તેથી આનંદ થયો.

રતિભાઇ :- મને પણ તમારા જેવા પ્રગતિશીલ ખેડૂત ભાઈઓને મળીને આનંદ થાય છે. તમારી સાથેની વાતચીતમાં મને પણ કંઈક જાણવા-શીખવાનું મળશે હું નિશાળમાં ભણ્યો છું તેના કરતાં તમ જેવા ખેડૂત ભાઈઓ પાસેથી વધુ ભણ્યો છું.

કાનજીભાઇ :- હવે હું મારી એક મૂંઝવણ રજુ કરું. જમીન તો સરકારે રહેવા દીધી એટલી છે. પાણીની ખેંચ નથી-શેરડી, મગફળી, કપાસ, ઘઉં જેવા પાક લઉં છું. પણ ભણ્યો છું એક રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થામાં. ત્યાં અમને ચાલુ ભણતર ઉપરાંત સ્વચ્છતા અને સૌંદર્યના પણ સંસ્કાર મળ્યા. એટલે મેં સારી જાતનાં ગુલાબનો પણ તકતો કર્યો છે. એક બે વરસ બહુ સારાં ફૂલ આવ્યાં. પણ છેલ્લાં બે વરસથી કદમાં ફૂલ નાનાં થતાં જાય છે, ફૂલ બેસે છે પણ ઓછાં,

રતિભાઇ:- ગુલાબના છોડને પૂરતું ખાતર, પાણી અને બીજી માવજત બરોબર કરીએ તો ફૂલ ઘણાં બધાં આવે છે. તમારા ગુલાબને વરસમાં બે વખત નીચે જણાવ્યા મુજબનું ખાતર આપવુ જોઈએ. પહેલાં ચોમાસાની શરૂઆતમાં અને બીજી વખત જાન્યુઆરી, ફેબ્રુઆરીમાં આપવાથી લાભ થાય છે.

છોડની આજુબાજુ સારી રીતે સડીને તૈયાર થયેલું ખાતર પાથરવુ જોઈએ. કોફી રંગના જેવુ દેખાય તેવુ કચરો કે પાંદડા – છાણ વાસીદાનું બનેલું ખાતર નાખવું. ૧૦ – ૧૨ છોડ દીઠ બે ટોપલી ખાતર જોઈએ. ખાતર નાખી હળવો ગોડ કરવો. ઉપરાંત બે છોડ દીઠ ૩૦૦ ગ્રામ યુરિયા, ૧૮૦ ગ્રામ સુપર ફોસ્ફેટ અને ૫૦૦ ગ્રામ જેટલી ખોળ નાખવી અને પાણી પાઈ દેવુ.

બીજી માવજતમાં દર પંદર દિવસે કોદાળીથી ગોડ કરવો અને નિંદામણ દેખાય કે તુરત દાતરડીથી કાઢી નાખવું. વળી રોગ કે જંતુ દેખાય તો દવાનો છંટકાવ પણ કરવો.

આ ઉપરાંત દર વરસે ગુલાબના છોડની છાંટણી કરવાથી વધુ ફૂલ બેસે છે, છાંટણીમાં ગુલાબના છોડની દરેક ફૂટ થડિયાની ઊંચાઈ પછીની જાડી-પાતળી ડાળીઓ કાપી નાખવી.

એક વાત જોવા મળી છે, ગુલાબના છોડ પાંચ-છ વરસના થાય ત્યાર પછી ફૂલ નાનાં ને ઓછાં બેસે છે. તમારે એવું તો નથી ને?

કાનજીભાઇ :- મને ગુલાબનો શોખ છે, એટલે હું જાતે કાળજી રાખું છું. નિયમિત ગોડ, ખાતર ને પાણી અપાય છે. ગુલાબ માટે હમણાં બજારમાં વેચાવા લાગેલ ખાસ ખાતરની કોથળીઓ પણ લાવ્યો છું.

રતિભાઇ :– તો પછી ગુલાબ નાનાં ને ઓછાં ઊતરવાનું ખાસ કારણ નથી. તમે કહો છો એટલે માનવું પડે. એક વાર નજરે જોઉં તો ખબર પડે.

કાનજીભાઇ :– અમારી વાડીએ તમે આવો તો એના જેવું રૂડું શું? પણ એક વાત કહું, હમણાં અમારે ત્યાં એક મહેમાન આવ્યા હતા. ભણેલા તો બહુ નહીં પણ અનુભવી જબરા. મારાં ગુલાબનો તકતો જોઈને એ રાજી થયા. પણ એમને થાતાં ગુલાબ કદમાં નાનાં અને સંખ્યામાં ઓછાં જોઈને આશ્ચર્ય થયું. ફરતાં ફરતાં થોડે દૂર એમણે લાલ ગુલાબ, ધોળી અને પીળી કરેણના આઠ દશ છોડ જોયા. જોઈને તરત બોલી ઊઠયા કે તમારા ગુલાબ નાનાં અને ઓછાં થતાં જતાં હોય તો એ આ કરેણને પ્રતાપે. કરેણ અડખેપડખેનાં ફળ કે ફૂલ ઉપર વિપરીત અસર કરે છે. એમણે તો તરત ગુલાબના તકતાની અડખેપડખેથી કરેણ કાઢી નાંખવા સલાહ આપી. પણ એમને મઝાના છોડ છે એટલે કાઢવાનો મારો જીવ ન ચાલ્યો. પણ આ વાતમાં તથ્ય હોય તો બગીચા કે વાડીમાં કરેણ વવાય જ નહીં ને? આમાં તમારી શી સલાહ છે ?

રતિભાઇ :– કરેણના છોડ આજુબાજુ ફળ, ફૂલ ઓછાં કે નાનાં આવે તેવો મારો અનુભવ નથી. મારે આંગણે એક પીળી કરેણ હતી અને નજીકમાં શાકભાજી વાવતો તેનો ફાલ પૂરતો આવતો, વળી ગુલાબ અને ટગરના છોડ પણ તેની પડખે હતા. તેના પર પણ તમે કહો છો તેવી અસર જણાઈ નહોતી. હાલમાં મારી વાડીમાં કેસર આંબાની તદ્દન નજીક એક લાલ કરેણ છે પણ આંબાનાં મોર કે કેરી ઉપર તેની કોઈ અસર થતી નથી. એટલે મારો અનુભવ જુદો છે.

માવજીભાઇ :– એ વાતમાં મને પણ કંઈક વજુદ તો લાગે છે. મેં શેતુરના થોડા કટકા વાવ્યા છે બેચાર છોડમાં શેતુર સારા ઊતરે છે પણ પીળી કરેણની પાસે વાવેલ એક છોડ ઉપર હજુ એક પણ શેતુર બેઠું નથી.

રતિભાઇ :– આવું થતું દેખાતું હોય તો એમ કહી શકાય. ફળ કે ફૂલવાળા છોડને મળવું જોઈતું પાણી ને ખાતરનો કસ વધુ પ્રમાણમાં ચૂસી લેતા હોય તેવું બને. પરિણામે ફળ કે ફૂલ ઓછાં અને નાનાં આવતાં હોય. પણ આ માટે બન્ને છોડની આજુબાજુ માટીના નમૂના લઈ તેનું પ્રયોગશાળામાં પૃથકકરણ કરાવી તેનો અભ્યાસ કરવાથી ખબર પડે.

રામજીભાઇ :– મને ફૂલછોડનો શોખ નથી. પૈયાને કાંઠે મેં બેચાર કરેણ વાવી છે. પણ અડખે-પડખે ફળ ફૂલના રોપ કે ઝાડ નથી. બલકે દોથે દોથાં ફૂલ આવે છે.

મારી બીજી મૂંઝવણ છે. ભેલાણથી હું ત્રાસી ગયો છું. ફરતે શેઢે થોર વાવ્યા પણ એમ એમાંય છીંડા પાડીને કોઈક મારા વાલીડા ખેતરમાં ઢોર તગડી મૂકે છે. મને કોઈએ સલાહ આપી કે કાંગચિયાની વાડ કરો તો ચકલુંય ન ફરકે. મેં તો એની તૈયારી આદરી ત્યાં તો મને કહેવામાં આવ્યું કે કાંગચિયાની વાડ કરવા ઉપર કાયદાથી મનાઈ છે. એટલે મેં એ વાત પડતી મૂકી. પણ કાંગચિયાની વાડ કરવામાં મનાઈ શું કામ ?

રતિભાઇ :– કાંગચિયા મેં નાનપણમાં જોયા છે. હવે તેની વાડ જોવામાં નથી આવતી. પણ તે ઉગાડવાની મનાઈ છે કે નહીં તેની મને ખબર નથી. મેં આ બાબત સ્થાનિક મહેસૂલના અને ખેતીવાડીના અધિકારીઓને પણ પૂછી જોયું. પણ કાંગચિયા કાયદાથી ન વવાય તેની માહીતિ તેમને પણ નહોતી. ફરી વધું તપાસ કરી તમને જણાવીશ.

કાનજીભાઇ :– હવે એક નવી વાત. મારો દીકરો ખેતી–કોલેજમાં ભણે છે. એ એક વખત રજામાં આવ્યો ત્યારે એક ચોપડી લઈ આવ્યો એમાં ઓછામાં ઓછા પાણીએ અગાશી ઉપર, ઓછામાં સારાં મોટાં ટમેટાં, કોબીજના દડા અને બીજાં શાક લઈ શકાય – એમ જણાવ્યું છે. વળી યુરોપમાં તો ડેરીની ગાયો માટે પણ આજ પદ્ધતિએ મોટા પ્રમાણમાં લીલો ચારો ઉગાડવામાં આવે છે એમ ચિત્રો સાથે બતાવ્યું છે. આ વાત સાચી? આપણે ત્યાં આવા

[અનુ. પૃ. ૩૨

એવા માણસને ત્યાં જવાના માર્ગમાં મોડું જ્યાં ઘર પૂછી સારા ઘરે ઉતારો કરવાનું હેવામાં કેમરાઈ ગયું હોય. સારા ઘરનું નાનું છોકરું પણ પરદેશી મે'માનને જાણી રાજી થઈને પોતાને ઘેર લઈ જાય. ઘરધણી બહારગામ ગયો હોય તો ઘરવાળી મે'માનને પોતાના પિયરથી બાપ કે ભાઈ આવ્યો તેમ સમજીને મીઠો આવકાર આપે. આવા મે'માન જેવા મે'માનને મળવા, રાતે સુવાણુ કરાવવા ગામના મહેરા હોકા-લઈ-લઈને આવી પહોંચે. મહેમાનને સુવાણુ કરાવી, રાતે સુવડાવી ગામના મુખ્ય માણસ કાલની શીરામણી મારે ઘરે કર્યા વિના નહીં જવાય કહી રોકે, ને ભેગા ગામના પાંચ-પંદર મોવડીઓને બેસાડે.

આવો મે'માન પણ હાલવા ટાણે જેને ઘરે ચણુ કર્યું હોય તેના છોકરાને કે બાઈને બે-પાંચ રૂપિયાની પ્રસાદી આપ્યા વિના હાથ ઘસતો કેમ હાલ્યો જાય? વાહરે, મમાળુ માનવીઓ! તમારો દુકાળ કેમ પડી ગયો? સયાજીરાવ જેની મર્દાનગી જાણીને અનહદ ખુશી થયેલા ને વાંકીઆના આલગવાળા દ્વારકા જતાં સીસલી ગામે સૂર્યવંશી મેરને ત્યાં મહેમાન થયા. મેરનો જણુ બહારગામ ગયેલ. બાઈએ અનોધાં આદરમાન આલગવાળાને દીધાં. આલગવાળે ખડિયો બાઈને સોંપ્યો. આ ખડિયામાં જ બધી માલમત્તા હોય. બાઈએ ખડિયો પટારામાં મૂકયો. બીજે દિવસે સવારે પરિયાતા કરતાં આલગવાળાને ખડિયો સોંપ્યો. છોકરાના હાથમાં પાંચ રૂપિયા આપવા ખડિયામાંથી રૂપિયાની વાંસળી ખોલી તો વાંસળી ગેબ. પણ કહેવાય કેમ? 'કહું' તો મા મારી જાય અને ન કહું બાપ કુતા ખાય;

બાર જ કલાકમાં બાપુને અણોહરા ભાળી બાઈ બાપુના અતરનો ઉંડારણુ વાંચી ગઈ. "બાપુ કેમ અણોહરા રીગા? એમાંથી કેટલા ઓછા થયા?"

આલગવાળો કહે: "બાપ! ... આમાં નથી કેમ ... બાઈ

જોતા તે તમારા આપી દીધા. હમણું લાવી આપો."

એમ કહી ઊભાં ઊભાં વાંસળી સીવડાવી ઉછીઉધારાં કરી વાંસળીમાં ભરી અલગવાળાને આપીને માફી માગી. આવી ચતુર ને ખાનદાન બાઈ.

ત્યાં તો આલગવાળાનો પુત્ર કાળુવાળો મારતે ઘોડે ૧૦૦ ગાઉનો પંથ કાપીને ઘેર વાકિયામાં કાઢિયાણી ૩૦૦ રૂપિયાની વાંસળી ખડિયામાં મૂકવાનું ભૂલી ગયેલ એ લઈને આવી પહોંચ્યો. વાંસળી આલગવાળાના હાથમાં આપતાં આલગવાળો બાઈની ખાનદાની પામી ગયા. રૂપિયા ૧૦૦ની વાંસળી બાઈ માકબાઈ પાસેથી લીધેલી તે ને બીજા ૧૦૦ રૂપિયા કાપડાના આપી રણછોડરાય પરચવા જાય છે.

હવે આવી અનેક વાતોથી લોકવાર્તાઓ ઊભરાય છે, એમાં કઈ વાર્તા સારી એમ પૂછો ત્યારે આંચકો આવે જ ને!

સરધારપરના ડોસલ માડ્ને ધણીએ જાકારો આપ્યો. પરિવાર સાથે ગામ છોડતાં ગામ માથે પાળ ચડી આવ્યું ત્યારે પરિવાર સાથે ગામના રક્ષણ માટે હાળોવાટો થઈ ગયા. આમાંથી કોને સંભારવા અને કોને ન સંભારવા?

ડીપા ખુમાણુની વાતમાં ગઢમાંથી ઘોડી ચોરાઈ ગઈ ને વછેરી રહી ગઈ. ત્યારે જુવાન કાઠિયાણી કહે છે કે આને માથે (વછેરી માથે) ગાન્તરું કરશો તો ગામેગામથી કાઠીઓ કહેશે કે "આની માને (વછેરીને) ચોર લઈ ગયા." અને કાઠીએ જાનના જોખમે ઘોડી મેળવીને પછી તો મહાનગીથી મૂઝ્યા.

હવે આવી લોકવાર્તાઓમાંથી કઈ વાતને સૌથી સારી કહેવી ને કઈ વાતને ઊતરતી કહેવી?

– મૂળુભાઈ પાલિયા

*

## ...ની પસંદગી

આબેહૂબ રજૂ કરતી સાંભળનાર
અપાતી પરમહિતકારી

લોકવાર્તા શ્રેષ્ઠ પ્રકારની ગણાય સ્વીકૃત સંસ્કારપૂત માનવમૂલ્યોને દૃઢ બનાવતી ઉર્ધ્વમુખી સરસ કથાવસ્તુવાળી, શ્રોતાસમૂહમાંહેની પ્રત્યેક વ્યક્તિ પૂરેપૂરું સમજી શકે એવી વાણી અને ઢબમાં વહેતી લોકવાર્તા સમાજનોમાં ચેતન રેડે, અને આખી શ્રોતાસભાને ડોલાવી મૂકે તો એ વાર્તા સફળ કહેવાય.

ગામડાંમાં બારોટ કે ગઢવી આવે ત્યારે ચોરે ઠાકરમંદિરે કે કોઈ મોટાં ઓરડે ડાયરો ભરાય, કાવા-કસુંબા કઢાય અને વાર્તા મંડાય. આ એક રિવાજ હતો, આજેય ક્યાંક જોવા મળે છે. 'ચારણ ચોથો વેદ વણપઢયો વાતુ કરે' એવો બારોટ 'વિગતાળિયું' વાતુ' કરે ગ્રામ્ય જનતાને પોતાના જજમાનને નજરમાં રાખીને. સાંભળનાર પણ મોટે ભાગે અભણ છતાં કોઠાડાહ્યા માનવો હોય. વાતડાહ્યા બારોટ સાધારણ રીતે પ્રસંશા જ પામતા હોય છે. અન્ય વરણમાં પણ સારા વાર્તાકાર નીકળી આવે છે. સફળતા માટે વાર્તાકારે લોકવાર્તા આત્મસાત્ કરવી જોઈએ. ચારણી ભાષા કે ડીંગળી કાવ્યછંદ થોડાં મોઢે કર્યાં એટલે બસ, એવું નથી. લોકવાર્તામાં ઉછીનો ઓપ ન ચાલે. વાર્તાકાર બધા સફળ બનતા નથી. મેઘાણું દલાભાઈ ગઢવી, ઝવેરચંદ મેઘાણી, દુલા ભગત કાગ સમર્થ વાર્તાકાર હજુ હમણાં થઈ ગયા. આજે ઘણા ચારણ બારોટો વાતો કરે છે, પણ સૌરાષ્ટ્રમાં કાનજીભાઈ ભૂટા, રતુભાઈ રોહડિયા, શ્રી પૂંજાવાળા અને કચ્છમાં દુલેરાય કારાણી ની મર્માળી વાર્તાઓ શ્રેષ્ઠ પ્રકારની કહી શકાય

સાચો વાર્તાકાર નરવા સમાજનો પૂજારી છે, ત્રસ્ત માનવજીવનને હળવું ફૂલ બનાવનાર ભિષક્વર છે. આ 'સુતપુરાણી'થી લોકજીવનમાં ડાઘા કે ધોબા પાડી દીએ એવા પ્રસંગોને ના સ્પર્શાય તેમજ એવી વાણી ન ઉચ્ચારાય. હેતુલક્ષમાં રાખી વાર્તા રજુ કરવી એ એનો ધર્મ છે. આછકલાં માણસને પપાળવાની ચેષ્ટા સમર્થ લોકવાર્તાકાર કદાપિ ન કરે, પોતાની વાણીની કળાની સાત્ત્વિકતા સાચવી એ કલાકાર માનવી સુલભ નિર્બળતા પ્રતિ હળવેથી અંગૂલિનિર્દેશ કરશે, કોઈની નિંદા હરગીઝ નહિ કરે, ખુશામત પણ નહિ કરે.

સારી લોકવાર્તામાં સામાન્ય રીતે માનવહૃદયને સ્પર્શતા બધા રસ પ્રમાણસર આવી શકે છે. સૌરાષ્ટ્રની વાર્તામાં મુખ્યત્વે વીરરસ, શૃંગાર રસ અને કરુણરસ હોય છે. જનતા આ રસોની ભોગી છે. લોકરંજની ભાષામાં હાસ્ય રસ તો સપ્રમાણ વાર્તામાં અન્ય રસ સાથોસાથ વહેતો જ રહે છે. રસિક જનને ગલગલિયાં કરતો મૃદુ શૃંગાર અને મડાં બેઠાં કરી દીએ એવો ઉન્નત વીર રસ વાર્તાને થનગનતું જીવન અર્પે છે; પણ માનવ દિલને દિવ્ય કરુણરસ સવિશેષ સ્પર્શે છે, કારણ કે માનવ હૃદયમાં કરુણાનું બીજ તો માનવજીવનની ઉત્ક્રાંતિ અર્થે સહજ હોય છે કરુણા સમજુ માનવજાતને પૂર્ણ માનવતા તરફ લઈ જાય છે. સુખાન્ત વાર્તાઓ કરતાં દુઃખાંત વાર્તાઓ માનવજીવનને અનુરૂપ હોવાથી માણસને વધારે ગમે છે. આમ છતાં પણ જીવનને જીરવાનો સ્વાદ તો હાસ્યરસમાંથી જ માણસને સાંપડે છે, કલ્યાણકારી હાસ્યરસને જાણી નાણી અને માણી શકાય તો માનવજીવન ફોરી ઊઠે. પ્રભુએ સૃષ્ટિનાં સર્વ પ્રાણીઓમાં માત્ર મનુષ્યને જ હસવાની શક્તિ આપી છે. માનવ મુખ પર આનંદ પ્રદર્શિત કરવા, સ્મિત-હાસ્ય કરવા અનેક માંસપેશીઓ પ્રભુએ આપી છે. માણસ જેમ બોલી શકે છે વાણી દેવીની કૃપાથી તેમ હસી શકે છે આનંદઘન પરમાત્માની કૃપાથી, માટે વાણીને શુદ્ધ રાખવી તેમ હાસ્યને પણ વિશુદ્ધ રાખવું, એ વિભૂતિને નિર્મળ પવિત્ર રાખવી એ આપણો ધર્મ છે. માનવીનું હાસ્ય પોતાનું અને અન્યનું સૌનું કલ્યાણ કરે. કદાપિ કોઈને રંજ ન આપે. વાર્તામાં આનંદ ફલિત થવો જોઈએ.

– મણિભાઈ વોરા

*

એક ગૃહસ્થને ત્યાં એમના મિત્ર બપોરે મળવા આવ્યા. રિવાજ પ્રમાણે ચા આવ્યો. સાથે નાસ્તાની રકાબી પણ.

મિત્રે રકાબીમાંથી બરફીનું ચોસલું ઉપાડયું. યજમાન ગૃહસ્થે કહ્યું : "પહેલાં મિઠાઈ ખાશો તો ચાના ગળપણનો સ્વાદ માર્યો જશે. આ સાવ મોળો લાગશે." મિત્રે બરફીનું ચોસલું મોંમાં મૂકતાં કહ્યું. "મને ડાયાબીટીઝ છે. એટલે હું મોળો ચા જ પીઉં છું."

# 'મારી પસંદગીની શ્રેષ્ઠ લોકવાર્તા'

[આ લેખમાળાએ ઘણી રસપ્રદ ચર્ચા જગાડી છે. આ લેખમાળાનો હેતુ લોકવાર્તાનાં બળાબળો બહાર લાવવાનો છે. લોકવાર્તાઓમાં રહેલી તાકાતના વિવિધ અને વિશિષ્ટ અંશોને પ્રગટ કરવાનો છે. આ લેખમાં શ્રી. જોરાવરસિંહ જાદવ અને શ્રી. મૂળુભાઈ પાલિયા લોકવાર્તાના નિદર્શન સાથે ટૂંકં વિવરણ આપેલ છે. જ્યારે શ્રી. મણિભાઈ વોરાએ લોકવાર્તાની પસંદગી અંગે પોતાના વિચારો પ્રગટ કર્યા છે.–સં.]

## 'મને ગમતી લોકકથા 'ઢોલામારુ'

નિરભ્ર આભલામાં જેમ તારલિયા ટમૂકે છે એમ લોકસાહિત્યના વિરાટ વડલે ગણી ગણાય નહીં અને વીણી વિણાય નહીં એટલી લોકકથાઓ હિંચોળા ખાઈ રહી છે. એ બધી લોકકથાઓમાં મને ગમતી કથા છે 'ઢોલામારુ.' એનું કથાવસ્તુ આ પ્રમાણે છેઃ

મરુભોમકા માથે આવેલ પુગલનગરમાં પીંગલરાવ રાજાનું રાજ. કારમો દુકાળ પડયો. પીંગલરાવ કુટુંબ-કબિલા સહિત નરવનગઢના રાજવી નળરાજાના આશ્રયે આવ્યા. બંનેને આંતરે હેતની હિરલાગાંઠ બંધાણી. પીંગલરાવને મારવણી (મારુ) નામની રૂપાળી દીકરી અને નળરાજાને દેવના ચક્કર જેવો ઢોલા નામનો દીકરો. બેયના વેવિશાળ નક્કી થયા. કાળનું કરવરું વર્ષ પૂરું થતાં પીંગલરાવ દેશમાં ગયા. વર્ષોના વહાણાં વાયાં. વસમી વાટને કારણે બેય રાજવી કુટુંબ વચ્ચેનો સંપર્ક તૂટી ગયો. ઢોલો યુવાનીના ઉંબરે અલપઝલપ કરવા મંડાણો એટલે નાનપણના સંબંધની જાણ કર્યા વિના પિતાએ એને માલવણી નામની કામણગારી કન્યા સાથે પરણાવી દીધો.

આ તરફ મારુનું યૌવન ફોળી ઊઠયું. ઢોલાને સંભારીને એનું યૌવન પ્રીતના ટહૂકા દેવા માંડયું. પીંગલરાવ અને મારુ ઢોલાની તપાસ કરવા દૂતો મોકલે છે. દુષ્ટ માલવણી એમને મારગમાથે જ મરાવી નાખે છે. એવામાં નરવરગઢના ઘોડાના સોદાગરે પીંગલરાવને સાચી વાતની જાણ કરતા કહ્યુંઃ

'ઢોલો હયાત છે. પરણ્યો છે પણ જીવતરનું સુખ પામ્યો નથી. જોઈએ એવું જોડારું જડયું નથી.'

પછી પીંગલરાવે રાજ્યના ઢાઢીઓને બોલાવ્યા. મારુનો સંદેશો લઈને ગયેલા ઢાઢીઓ ઢોલાના મહેલની પાછળ ઊતર્યા. વરસાદ વરસી ગયો પછી ગળતી રાતે ઢાઢીઓએ રાવણહથ્થા પર મારુની વિરહવેદના નીતરતા દૂહા ગાવા માંડયા. દર્દીલા દૂહા સાંભળીને ઢોલાની ઊંઘ વેરણ બની. સંગીતના ગાયક ઢાઢીઓને ઢોલાએ મહેલમાં બોલાવ્યા. ઢાઢીઓએ અથથી ઈતિ સુધી માંડીને વાત કરી. મારુનો પ્રણય સંદેશ પાઠવ્યો અને મારુના રૂપયૌવનનું અને એની મનોવ્યથાનું વર્ણન કર્યું. ઢોલાને મારુ સાંભરી. ઊંટે આથર નાખીને ઢોલો મારુ પાસે જવા સાબદો થયો.

ઢોલાને મારુ પાસે જતો જોઈને માલવણી એને ન જવા વિનવે છે. ઊંટને ન જવા માટે લાલચો અને પ્રલોભનો આપે છે. છતાં ઢોલો સાહસ કરીને જાય છે. મારુને મળે છે. એને ઊંટ ઉપર લઈને પાછો ફરે છે ત્યારે દુષ્ટ ઉમર સુમરો એને દારુ પીવા રસ્તામાં રોકે છે. ડુમણી ગાયિકાની ચેતવણીથી ઢોલો બચી જાય છે અને મારુને ઊંટ ઉપર લઈને ભાગે છે. મહેલમાં હેમખેમ પાછો આવી સુહાગરાત ઊજવે છે.

રાજસ્થાની રંગીલી-ધરતી પર જન્મેલી આ લોકકથા ગુજરાત, પંજાબ અને અન્ય પ્રાંતોના લોકહૃદય પર અમર બનીને રાજ કરે છે. પાણીદાર મોતી જેવા સાડા ચારસો દૂહામાં મઢેલી આ ગીતકથાનું કથાવસ્તુ અને ધસમસતો ઘટના પ્રવાહ શ્રોતાઓના ચિત્તતંત્ર પર છવાઈ જાય છે. યૌવનના ઝરુખે ઊભેલી મારુના હૃદયસાગરમાં ઝબકોળાઈ ઝબકોળાઈને નીકળતા શૃંગાર,

પ્રણયવિરહના એક એક દુહામાં ભરેલું કાવ્યતત્ત્વ અભણ–અજાણ્યા લોકકવિના કલ્પનાવૈભવ અને શક્તિ તરફ ઊંડા આદરની લાગણી જન્માવે છે. લોકકથાના બંધારણની રીતે વિચાર કરીએ તો પણ તેમાં આવતાં પ્રસંગો, વિધવિધ રસો, પશુપક્ષીઓની તિર્યક સૃષ્ટિ, શૃંખલાબદ્ધ સંવાદો, માલવણીના સાંઢણી સાથેના સંવાદોમાં વ્યક્ત થતી પશુની સ્વામીભક્તિ, રાવણહથ્થા પર રેલાતું ઢાઢીઓનું, હૃદયમાં સ્પંદનો પ્રગટાવતું લોકસંગીત, નાટ્યાત્મક સંઘર્ષ અને સુખાન્ત એ બધાને કારણે જોરાળી બનેલી કથા શ્રોતાઓના ચિત્તતંત્રમાં અમીટ પગલાં પાડી જાય છે. કાવ્યતત્ત્વ નીતરતા દુહા, તેમાં થયેલા નારીહૃદયના હૃદયંગમ ભાવવર્ણનો, લોકસંગીતની તાકાત બે બિછડેલાં હૈયાંને એક કરવા સમર્થ બને છે આથી મને આ લોકકથા ખૂબ જ ગમે છે.

– જોરાવરસિંહ જાદવ

## આમાંથી કોને ઊતરતી કહેવી

સ્વ. શ્રી જયમલ્લભાઈના તા. ૨– ૧ –'૮૧ ના પત્રમાં 'મારી સૌથી પ્રિય લોકવાર્તા' એ વિષય પર લખવાનું કહેતાં વાંચી પક્ષપાત થાય ને જેવો આંચકો લાગે તેવો આંચકો અનુભવ્યો. કોઈ માતાને પૂછો કે 'તારો કયો પુત્ર મરતાં તને વધારે દુઃખ થાય?' તો તે શું ન્યાય આપે? એમ આ વિષય ઉપર લખતાં ઘણી વિટંબણા થઈ.

અમરેલીના વાંકીઆ ગામના કાઠી દરબાર આલગ વાળો 'ઘર જાતાં ધરમ પલટતાં' બહારવટે ચડ્યો. જે જમાનામાં અંગ્રેજોની અને ગાયકવાડીની હાક બોલતી તે સમયે ગાયકવાડી તેજૂરી પર ધાડ પાડી. ગાયકવાડી લક્ષ્મી લૂંટી. તેની આ મર્દાનગીની કિંમત કરી ગાયકવાડ જેવી તે વખતની જહાંગીરી સરકારે આલગવાળા સાથે સમાધાન કર્યું, અને તેનું બહારવટું પાર પાડ્યું. એ બુઢ્ઢાવાળા કાઠીને જોવા માટે સયાજીરાવ ગાયકવાડને અમરેલી આવવાના કોડ થયા ત્યારે કહેવું પડે કે હજી ગઈ કાલ સુધી આપણા રાજાઓને શૂરાઓનાં શું મૂલ્ય હતાં!

વૃદ્ધ કાઠી ડોસો ગાયકવાડ શું કારણે તેડાવે છે તે મર્મ સમજી પોતાના અસલી બ્હારવટાંના પોશાકમાં અલબેલા કાળા બાવળા ઘોડા ઉપર ચડી કચેરીમાં હાજર થાય છે. એક ઘરધણી જેવો નાનો જાગીરદાર કાઠી બહારવટીઓ મોટા ભૂપતિથી ભયક ખાધા વિના ઘોડેથી પેગડું છોડી બેધડક સામી છાતીએ હાલી મહારાજા સયાજીરાવને 'રામ રામ' કરે છે. એટલે કે ગાયકવાડને પગે હાથ નથી નાખતો. પણ એકબીજાને ભેટે તેમ ગાયકવાડે ખભે હાથ મૂકી રામ રામ કરે છે. આનું નામ અટંકી સંસ્કૃતિની ખુમારી! તે પછી બહારવટિયા ઘોડે કેમ ચડતાં એ બતાવવાનું કહેતાં આલગવાળાનું ગઢપણ ગાયબ થઈ ગયું, અને પ્રહ્લાદને જેમ ધગેલા સ્તંભમાં પ્રભુ દેખાયા હતા તેમ આલગવાળે જુવાનીનું સ્મરણ કરી એક જ છલાંગે શસ્ત્રો તથા હોકા સાથે ઘોડેસ્વારી કરી બતાવી. એ આ ધરતીનું પાણી. જઈફ દેહમાં જાજરમાન હૈયાબળ હતાં. આ બળ લોકકથામાં પડયાં છે.

૭૫ વરસે અન્યાય સામે વેતરાઈ જવા જોગીદાસના બુઢ્ઢા બાપૂ હાદા ખુમાણ બહારવટે નીકળે એને જીવતર મૂઠીમાં રમતું હતું. મોત એને મન કાળો કોપ નહોતો. પાછો બહારવટાંના પાપ ધોવા દ્વારકાનાથને પરચબ જવાથી "અન્યક્ષેત્રે કૃતં પાપં તીર્થક્ષેત્રે વિનશ્યતિ" એ આપણી જીવનમાં વણાઈ ગયેલી ખાનદાનીની શ્રદ્ધાભરી સંસ્કૃતિનું લોકજીવન હાદા ખુમાણની અને જોગીદાસ ખુમાણની લોકકથા બતાવે છે.

તે કાળે આવો ઘરધણી જાત્રાએ જાય ત્યારે ખડિયામાં કુળવાન ઘરની સ્ત્રી અઢી અઢી શેર અફીણ તથા કંઈક જાતના મેવા–મીઠાઈ મૂકતી. એકસો રૂપિયા વાંસળીમાં બાંધી ખડિયામાં મૂકે. બારોટો દાયરામાં બેસે ત્યાં દેશ–વિદેશના સમાચારો ને વાતો જાણવા મળે. કુળનાં પારખાં થતાં ને ગોત્ર મળતાં આત્મીયતા ઊભી થતી. સીસલીના મોઢવાડિયા સૂર્યવંશી મેર છે. (પોરબંદર પંથકમાં) અને વાંકીઆના વાળાના કુળભાઈઓ ગણાય તેવા ભાવ જગાડે. જુદાઈના ભ્રમ ભાંગે, કારણ કે વાળા પણ સૂર્યવંશી છે. આલગવાળો સીસલીમાં મહેમાન થયેલા.

એવા માણુસને ત્યાં જાત્રાના માર્ગમાં મોડું થતાં ઘર પૂછી સારા ઘરે ઉતારો કરવાનું હૈયામાં કોતરાઈ ગયું હોય. સારા ઘરનું નાનું છોકરું પણ પરદેશી મે'માનને ભાળી રાજી થઈને પોતાને ઘેર લઈ જાય. ઘરધણી બહારગામ ગયો હોય તો ઘરવાળી મે'માનને પોતાના પિયરથી બાપ કે ભાઈ આવ્યો તેમ સમજીને મીઠો આવકાર આપે. આવા મે'માન જેવા મે'માનને મળવા, રાતે સુવાણુ કરાવવા ગામના ગલઢેરા હોકા-લઈ-લઈને આવી પહોંચે. મહેમાનને સુવાણુ કરાવી, રાતે સુવડાવી ગામના મુખ્ય માણસ કાલની શીરામણી મારે ઘરે કર્યા વિના નહીં જવાય કહી રોકે, ને ભેળા ગામના પાંચ-પંદર મોવડીઓને બેસાડે.

આવો મે'માન પણ હાલવા ટાણે જેને ઘરે ચણુ કર્યું હોય તેના છોકરાને કે બાઈને બે-પાંચ રૂપિયાની પ્રસાદી આપ્યા વિના હાથ ઘસતો કેમ હાલ્યો જાય? વાહરે, મર્માળુ માનવીઓ! તમારો દુકાળ કેમ પડી ગયો? સયાજીરાવ જેની મર્દાનગી ભાળીને અનહદ ખુશી થયેલા ને વાંકીઆના આલગવાળા દ્વારકા જતાં સીસલી ગામે સૂર્યવંશી મેરને ત્યાં મહેમાન થયા. મેરનો જણ બહારગામ ગયેલ. બાઈએ અનોખાં આદરમાન આલગવાળાને દીધાં. આલગવાળે ખડિયો બાઈને સોંપ્યો. આ ખડિયામાં જ બધી માલમત્તા હોય. બાઈએ ખડિયો પટારામાં મૂક્યો. બીજે દિવસે સવારે પરિયાતા કરતાં આલગવાળાને ખડિયો સોંપ્યો. છોકરાના હાથમાં પાંચ રૂપિયા આપવા ખડિયામાંથી રૂપિયાની વાંસળી ખોલી તો વાંસળી ગેબ. પણ કહેવાય કેમ? 'કહું' તો મા મારી જાય અને ન કહું બાપ કૂતા ખાય;

બાર જ કલાકમાં બાપુને અણોહરા ભાળી બાઈ બાપુના અંતરનો ઉંડારણ વાંચી ગઈ. "બાપુ કેમ અણોહરા થી ગા? એમાંથી કેટલા ઓછા થયા?"

આલગવાળો કહે: "બાપ! એકસોની વાંસળી આમાં નથી કેમ થયું હશે?"

બાઈ કહે: "બાપુ! એતો અમારે વેપાર રિયારે? તે રાતે લાજણુની લાજ રાખવા મેં ઘરમાં જો'તા તે તમારા આપી દીધા. હમણાં લાવી આપો."

એમ કહી ઊભાં ઊભાં વાંસળી સીવડાવી ઊછીઉધારાં કરી વાંસળીમાં ભરી અલગવાળાને આપીને માફી માગી. આવી ચતુર ને ખાનદાન બાઈ.

ત્યાં તો આલગવાળાનો પુત્ર કાળુવાળો મારતે ઘોડે ૧૦૦ ગાઉનો પંથ કાપીને ઘેર વાંકિયામાં કાળિયાણી ૩૦૦ રૂપિયાની વાંસળી ખડિયામાં મૂકવાનું ભૂલી ગયેલ એ લઈને આવી પહોંચ્યો. વાંસળી આલગવાળાના હાથમાં આપતાં આલગવાળો બાઈની ખાનદાની પામી ગયા. રૂપિયા ૧૦૦ની વાંસળી બાઈ માકુભાઈ પાસેથી લીધેલી તે ને બીજા ૧૦૦ રૂપિયા કાપડાના આપી રણછોડરાય પરચવા જાય છે.

હવે આવી અનેક વાતોથી લોકવાર્તાઓ ઊભરાય છે, એમાં કઈ વાર્તા સારી એમ પૂછો ત્યારે આંચકો આવે જ ને!

સરધારપરના ડોસલ મારુને ધણીએ જાકારો આપ્યો. પરિવાર સાથે ગામ છોડતાં ગામ માથે પાળ ચડી આવ્યું ત્યારે પરિવાર સાથે ગામના રક્ષણ માટે દાળીવાટો થઈ ગયા. આમાંથી કોને સંભારવા અને કોને ન સંભારવા?

હીપા ખુમાણુની વાતમાં ગઢમાંથી ઘોડી ચોરાઈ ગઈ ને વછેરી રહી ગઈ. ત્યારે જુવાન કાઠિયાણી કહે છે કે આને માથે (વછેરી માથે) ગામતરું કરશો તો ગામેગામથી કાઠીઓ કહેશે કે "આની માને (વછેરીને) ચોર લઈ ગયા." અને કાઠીએ જાનના જોખમે ઘોડી મેળવીને પછી તો મર્દાનગીથી ઝૂઝયા.

હવે આવી લોકવાર્તાઓમાંથી કઈ વાતને સૌથી સારી કહેવી ને કઈ વાતને ઊતરતી કહેવી?

—મૂળુભાઈ પાલિયા

*

## લોકવાર્તાની પસંદગી

લોકજીવનને આબેહૂબ રજૂ કરતી સાંભળનાર કે વાંચનાર વર્ગની માતૃભાષામાં અપાતી પરમહિતકારી

લોકવાર્તા શ્રેષ્ઠ પ્રકારની. ગણાય સ્વીકૃત સંસ્કારપૂત માનવમૂલ્યોને દૃઢ બનાવતી ઉર્ધ્વમુખી સરસ કથાવસ્તુ-વાણી, શ્રોતાસમૂહમાંહેની પ્રત્યેક વ્યક્તિ પૂરેપૂરું સમજી શકે એવી વાણી અને ઢબમાં વહેતી લોકવાર્તા સમાજનો-માં ચેતન રેડે, અને આખી શ્રોતાસભાને ડોલાવી મૂકે તો એ વાર્તા સફળ કહેવાય.

ગામડાંમાં બારોટ કે ગઢવી આવે ત્યારે ચોરે ઠાકરમંદિરે કે કોઈ મોટાં ખોરડે દાયરો ભરાય, કાવા-કસુંબા કઢાય અને વાર્તા મંડાય. આ એક રિવાજ હતો, આજેય ક્યાંક જોવા મળે છે. 'ચારણ ચોથો વેદ વણપઢયો વાતુ કરે' એવો બારોટ 'વિગતાળિયું વાતુ' કરે ગ્રામ્ય જનતાને પોતાના જજમાનને નજરમાં રાખીને. સાંભળનાર પણ મોટે ભાગે અભણ છતાં કોઠાડાહ્યા માનવો હોય. વાતડાહ્યા બારોટ સાધારણ રીતે પ્રસંશા જ પામતા હોય છે. અન્ય વરણમાં પણ સારા વાર્તાકાર નીકળી આવે છે. સફળતા માટે વાર્તાકારે લોકવાર્તા આત્મસાત્ કરવી જોઈએ. ચારણી ભાષા કે ડીંગળી કાવ્યછંદ થોડાં મોઢે કર્યાં એટલે બસ, એવું નથી. લોકવાર્તામાં ઉછીના ઓપ ન ચાલે. વાર્તાકાર બધા સફળ બનતા નથી. મેઘાણંદભાઈ ગઢવી, ઝવેરચંદ મેઘાણી, દુલા ભગત કાગ સમર્થ વાર્તાકાર હજુ હમણાં થઈ ગયા. આજે ઘણા ચારણ બારોટો વાતો કરે છે, પણ સૌરાષ્ટ્રમાં કાનજીભાઈ ભૂટા, રતુભાઈ રોહડિયા, શ્રી પૂંજાવાળા અને કચ્છમાં દુલેરાય કારાણી ની મર્માળી વાર્તાઓ શ્રેષ્ઠ પ્રકારની કહી શકાય

સાચો વાર્તાકાર નરવા સમાજનો પૂજારી છે, ત્રસ્ત માનવજીવનને હળવું ફૂલ બનાવનાર ભિષક્વર છે. આ 'સુતપુરાણી'થી લોકજીવનમાં ડાઘા કે ઘોબા પાડી દીએ એવા પ્રસંગોને ના સ્પર્શાય તેમજ એવી વાણી ન ઉચ્ચારાય. હેતુલક્ષમાં રાખીં વાર્તા રજુ કરવી એ એનો ધર્મ છે. આછકલાં માણસને પંપાળવાની ચેષ્ટા સમર્થ લોકવાર્તાકાર કદાપિ ન કરે, પોતાની વાણીની કળાની સાત્વિકતા સાચવી એ કલાકાર માનવી સુલભ નિર્બળતા પ્રતિ હળવેથી અંગૂલિનિર્દેશ કરશે, કોઈની નિંદા હરગીઝ નહિ કરે, ખુશામત પણ નહિ કરે.

સારી લોકવાર્તામાં સામાન્ય રીતે માનવહૃદયને સ્પર્શતા બધા રસ પ્રમાણસર આવી શકે છે. સૌરાષ્ટ્ર-ની વાર્તામાં મુખ્યત્વે વીરરસ, શૃંગાર રસ અને કરુણ-રસ હોય છે. જનતા આ રસોની ભોગી છે. લોકરંજની ભાષામાં હાસ્ય રસ તો સપ્રમાણ વાર્તામાં અન્ય રસ સાથોસાથ વહેતો જ રહે છે. રસિક જનને ગલગલિયાં કરતો મૃદુ શૃંગાર અને મડાં બેઠાં કરી દીએ એવો ઉન્નત વીર રસ વાર્તાને થનગનતું જીવન બક્ષે છે; પણ માનવ દિલને દિવ્ય કરુણરસ સવિશેષ સ્પર્શે છે, કારણ કે માનવ હૃદયમાં કરુણાનું બીજ તો માનવજીવનની ઉત્ક્રાંતિ અર્થે સહજ હોય છે કરુણા સમજુ માનવજાતને પૂર્ણ માનવતા તરફ લઈ જાય છે. સુખાન્ત વાર્તાઓ કરતાં દુઃખાંત વાર્તાઓ માનવજીવનને અનુરૂપ હોવાથી માણસને વધારે ગમે છે. આમ છતાં પણ જીવનને જીરવાનો સ્વાદ તો હાસ્યરસમાંથી જ માણસને સાંપડે છે, કલ્યાણકારી હાસ્યરસને જાણી નાણી અને માણી શકાય તો માનવજીવન ફોરી ઊઠે. પ્રભુએ સૃષ્ટિનાં સર્વ પ્રાણીઓમાં માત્ર મનુષ્યને જ હસવાની શક્તિ આપી છે. માનવ મુખ પર આનંદ પ્રદર્શિત કરવા, સ્મિત-હાસ્ય કરવા અનેક માંસપેશીઓ પ્રભુએ આપી છે. માણસ જેમ બોલી શકે છે વાણી દેવીની કૃપાથી તેમ હસી શકે છે આનંદઘન પરમા-ત્માની કૃપાથી, માટે વાણીને શુદ્ધ રાખવી તેમ હાસ્યને પણ વિશુદ્ધ રાખવું, એ વિભૂતિને નિર્મળ પવિત્ર રાખવી એ આપણો ધર્મ છે. માનવીનું હાસ્ય પોતાનું અને અન્યનું સૌનું કલ્યાણ કરે કદાપિ કોઈને રંજ ન આપે. વાર્તામાં આનંદ ફલિત થવો જોઈએ.

– મણિભાઈ વોરા

*

એક ગૃહસ્થને ત્યાં એમના મિત્ર બપોરે મળવા આવ્યા. રિવાજ પ્રમાણે ચા આવ્યો. સાથે નાસ્તાની રકાબી પણ.

મિત્રે રકાબીમાંથી બરફીનું ચોસલું ઉપાડયું. યજમાન ગૃહસ્થે કહ્યું : "પહેલાં મિઠાઈ ખાશો તો ચાના ગળપણનો સ્વાદ માર્યો જશે. આ સાવ મોળો લાગશે." મિત્રે બરફીનું ચોસલું મોંમાં મૂકતાં કહ્યું. "મને ડાયાબીટીઝ છે. એટલે હું મોળો ચા જ પીઉં છું."

# 'પ્રાચીન અપ્રકટ' દુહાસાહિત્યમાંથી

હરિવલ્લભ ભાયાણી

સદ્‌ગત મુનિ જિનવિજયજીએ વિવિધ હસ્તપ્રતો અને છૂટક-પત્રોમાં મળતા સુભાષિતરૂપ દુહાઓ અને ગાથાઓની એ દૃષ્ટિએ નકલ કરાવી રાખેલી કે તેમના પાઠની જાંચ કરી, વર્ગીકરણ કરીને તેમને બે ત્રણ સંગ્રહ રૂપે મૂકી દેવાય. પરંતુ એ યોજના આગળ વધી શકી નહીં. મુનિજીની સામગ્રી લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરને સોંપાઈ છે. તેમાંથી કેટલાક કાગળ તારવીને એ સંસ્થાના શ્રી લક્ષ્મણભાઈ ભોજકે મને સુલભ કરી આપ્યા. તે પરથી અહીં કેટલાક દુહા ક્રમશઃ પ્રસ્તુત કરવાનુ વિચાર્યું છે. આમાંના, કોઈ કોઈ દુહા પ્રકાશિત કૃતિઓમાં (કે મુક્તક સંગ્રહોમાં) મળવાનો સંભવ છે. પણ તે ક્વચિત જ જાણમાં આવે તેમ હોઈને આ સામગ્રીને 'અપ્રકટ' ગણવામાં વાંધો નથી. સામગ્રીનો ઉપયોગ કરવા દેવા માટે હું લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરનો આભારી છું

## અન્યોક્તિઓ

દેખીતાં પશુપંખી કે જડપદાર્થ વગેરેની વાત કરવી, પણ તે દ્વારા ખરેખર તો માનવ વ્યવહાર કે સ્વભાવને લગતું કશુંક તાત્પર્ય સૂચિત કરવું-- આ રીતિ અપનાવતાં અસંખ્ય મુક્તકો સંસ્કૃતપ્રાકૃત સાહિત્યમાં જાણીતાં છે. અપભ્રંશમાં પણ એ પરંપરા ચાલુ રહી છે. નીચેના દુહા ભ્રમર, વિવિધ વૃક્ષો, હંસ, મેઘ વગેરેની લગતી અન્યોક્તિઓ છે.

### ભ્રમર

છંડિય કમલિણિ વિમલ-દલ,
પરિમલ-બહુલ સુયંધ
બઇઠઉ તુહું વુણ-ફુલ્લ કઇ,
મરિ મહુઅર જચ્ચંધ.

'મર રે જન્માન્ધ મધુકર ! સ્વચ્છ પાંખડીઓ ને મઘમઘતા પરિમલવાળી કમલિનીને છાંડીને તું વણના ફૂલે જઈ બેઠો !'

રૂપગુણવાળી તરુણીને ત્યજી કોઈ ગમાર પર મોહી પડનાર માટે આ ઉપાલંભ છે.

કૈ કેવઇ કૈ કેતુકી, કેઈ અંબિ કલંબિ
કેઈ દીહા રે ભમલ, કડુયઇ નિંબિ વિલંબિ

'હે ભ્રમર, કેટલાક દિવસ તું કેવડા પર, કેટલાક કેતકી પર, કેટલાક આંબા પર અને કેટલાક કદંબ પર (ગાળે જ છે), તો પછી થોડાક દિવસ કડવા લીમડા પર પણ ખેંચી કાઢ'.

દુઃખના દિવસોનો ટૂંકો ગાળો ધીરજથી સહી લેવા માટે આશ્વાસન. 'કેવડો' અને 'કેતકી' બંનેનો ઉલ્લેખ છે, એટલે અહીં 'કેતકી' તે સૌરાષ્ટ્રમાં એ નામે જાણીતા, વાડ માટે વપરાતા છોડનો પ્રકાર–સુગંધી કેતકી તે 'કેવડો'. હેમચંદ્રના અપભ્રંશ વ્યાકરણમાં આને મળતો એક દુહો છે. ભાવાર્થ છે; હે ભ્રમર, થોડા દિવસો આ લીમડા પર ગાળી જા–ત્યાં તો પછી કદંબ ખીલશે.

વાય હણંતિ બુડંતિ જલે, કમલુ ન મેલ્લિઉ જહિં
રુચ્ચંતા–સરિસુ મરણુ, અંગમિયઉ ભસલેહિં.

'પવને ઝાપટવા છતાં અને પાણીમાં ડૂબકીઓ ખાવા છતાં ભ્રમરોએ કમળનો સંગ ન મૂક્યો: પોતાને જે પ્રિય હતું તેની સંગાથે તેમણે મરવાનું સ્વીકાર્યું.'

મરણસંકટને પણ ન ગણકારીને નિભાવાતો પ્રેમસંબંધ.

મહુઅર મ મરિ અકાલિ,
મનુ વાલિ મ મલય-સમીરિ
મ કરિસિ કૂડિ આલિ,
જાલિ પડિઉ જુવ્વણ-તણી

'હે મધુકર અકાળે મર મા, મલયપવન પ્રત્યે મન વાળ મા. જોબનની જાળમાં ફસાઈને ખોટાં તોફાન કર મા.'

વસંત પ્રભાવે અડપલાં કરતા જુવાનને શિખામણ. આ સોરઠો છે.

## વૃક્ષ

પંખ-ઝડપ્પડ ખર નહર,
ચંચૂ-તણા નિહાય
તરુ મિલ્હેવિણુ કો સહઇ,
સિરિ દિજજંતા પાય.

'પંખીઓની પાંખની ઝાપટો, તીક્ષ્ણ નહોર (નાઉઝરડા), ચાંચના ઘા ને માથા પર પદપ્રહાર—એક વૃક્ષને બાદ કરતાં આ બધું કોણ સહી લે ?'

બચ્ચાંની અળવીતરાઈ વડીલ જ (કે આશ્રિતો તરફથી અપાતો ઘસારો અને તેમનું તોછડું વર્તન ઉદારચિત્ત આશ્રયદાતા જ) સહી લે.

વટ્ટહ ટલિય જિ ઉગ્ગિયા, તે તરુવર અકયત્થ
રીણઉ પહિઉ ન વીસમઇ, છુહ્નિઉ ન વાહઇ હત્થ.

'જે વૃક્ષો માર્ગ છાંડીને ઊગ્યાં છે તે અકૃતાર્થ છે; નથી તેમની નીચે થાક્યો મુસાફર વિસામો લઈ શકતો, કે નથી કોઈ ભૂખ્યું તેમના તરફ હાથ લાંબો કરી શકતું.'

જે શ્રીમંત આશ્રયદાતા કે અન્નદાતા ન બની શકે તેની શ્રીમંતાઈ એળે ગઈ.

## એરંડો

જઈ એરંડહ થોર થડ, સઘણુ નિરંતર પન્ન
ગય-કંડૂયણુ જે સહહિં, મૂઢ તિ તરુયર અન્ન.

'ભલેને એરંડાને જાડું થડ હોય અને સઘન પર્ણઘટા હોય: ચળ શમાવવા હાથીના (ગંડસ્થળનું) ઘર્ષણ સહી શકે એ તરુવન બીજા;'

ખોટા દેખાવથી અંજાઈને કોઈના વખાણે ચડેલા મૂર્ખને અપાયેલી' પ્રબળ આક્રમણને પચાવી જાણનારો આ નહીં પણ બીજા જ' એવી ચીમકી.

## ચંપો

જહિં પરિમલ તહિં તુચ્છ દલ,
જહિં દલ નહિં નવિ ગંધ
રે ચંપય તુહ તિન્નિ ગુણ,
સુદલ સુરુવ સુગંધ'

જો સુગંધી હોય છે તો નાની પાંખડીએ હોય છે, ને પાંખડીઓ મોટી હોય તો ગંધહીન હોય છે. હે ચંપા, એક તારામાં ત્રણેય ગુણ છે; સુંદર પાંખડી, સુંદર રૂપ અને સરસ ગંધ.

વર્ણ આકૃતિ અને ગુણ—ત્રણે ધરાવતી વ્યક્તિને અનુલક્ષીને.

## પલાશ

પત્તલ-બહલ અખજ્જ-ફલ,
પરિહરિ એહ પલાસ
વરિ કડુઅઉ વિ કરીરડઉ,
જહિં જણુ બંધઇ આસ.

'વિશાળ પાનવાળા પણ અખાદ્ય ફળવાળા આ પલાશને તું તજી દેજે. કડવો તોયે ભલો કેરડો—જેના પર લોકો આશા બાંધે છે.'

પાઠાંતરો છેઃ 'પત્ત બહુત્ત', 'કાઈં ફુલ્લઉ પલાસ', 'વર કંટાલો કેરડો, 'જગહ જુ પૂરઈ આસ' એનો અર્થ થશે : 'ઝાઝા પાન પણ અખાદ્ય ફળ વાળા હે પલાશ, તું શું કામ ખીલ્યો ? ભલો કાંટાળો કેરડો, જે જગની પૂરે આશ.'

કોઈને ઉપયોગમાં ન આવતા ધનવાન કરતાં પરોપકારી નિર્ધન ભલો.

## સરોવર

હંસિઇ જાણિઉ એહ સર,
હઉં સેવિસુ ચિરકાલ

પહિલઇ અંચુ-ચણુક્કડઇ,
ઊમટિઉ સેવાલ.

'હંસને એમ આશા હતી કે આ સરોવરનું હું ચિરકાળ સેવન કરીશ. પણ ચાંચના પહેલા જ ચબકે પાણીમાં લીલ ઊભરી પડી.

મોટા આશ્રયદાતા પાસે દીર્ઘકાલીન આશ્રયની આશા રાખી આવનારને પહેલી જ માગણીએ થયેલ કડવા અનુભવનો સંકેત.

## મેઘ

ગજ્જવિ ઘોર તડક્ક કરિ,
કાલુ હોઇ મસિ-વન્નુ
ઈણિ પરિ બપ્પિહાંહ જલુ,
જલઉ જિ જલહરિ દિન્નુ.

'ગર્જી ઊઠી, ભીષણ તણખા ઝરી, કાળા મશ થઈને મેઘે બપૈયાને જે આપ્યું, બળ્યું એ જળ'

નિર્મળ ભાવે આપવાને બદલે, જે ખિજાઈને, અપમાન કરીને, અણગમો વ્યક્ત કરતા કાળા મોઢે આપવામાં આવે તે દાનની નિંદા.

## ચોમાસાનો વહેળો

રે વાહા મગ્ગેણ વહિ,
મન ઉમ્મૂલિ પલાસ
કલ્લઇ જલહર થક્કિસિઇ,
કવણ પરાઇ આસ.

'અરે વહેળા, તું સીધે રસ્તે વહે, અને ખાખરાને ઉખેડ મા. વાદળ વરસતું કાલ અટકી જશે –પારકી આશ ક્યાં સુધી?'

પાઠાંતરઃ 'મોહિમ અક્ક પલાશ'–'આકડાને ને ખાખરાને તોડી પાડ મા.' બીજાને જોરે કોઈક પર તૂટી પડનારને એની શક્તિ કે અધિકાર દો દિનકા હોવાનું ભાન કરાવતી ઉક્તિ.

*

એક ગૃહસ્થે મોટર ખરીદી.

મોટર ચલાવવા માટે ડ્રાયવર જોઇએ.

આની જાણ થતાં એક ઉમરલાયક ડ્રાયવર નોકરી માટે ગૃહસ્થના બંગલે જઇ પહોંચ્યો.

ડ્રાયવરને જોઇને જ ગૃહસ્થે ઉતાવળો અભિપ્રાય આપી દીધો. "તમારી ઉમર જોતાં તમે સંતોષકારક કામ આપી શકો નહીં. મારે તો રાતવરત પણ મુસાફરી કરવી પડે તમને ઓછું દેખાય તો ક્યાંક અકસ્માત કરી બેસો."

ડ્રાયવરનું સ્વમાન ઘવાયું. તુરત જ એણે ટટ્ટાર થઇને કહ્યું.

"ઘરમાંથી ઝીણી સોય અને દોરો મગાવશો?"

"સોય દોરાને શું કરવાં છે?" ગૃહસ્થને આશ્ચર્ય થયું.

"સોયમાં દોરો પરોવી દઉં પછી તો મારી આંખની મશ્કરી નહીં કરો ને?" ડ્રાયવરે જવાબ આપ્યો.

"એટલી બધી આંખો સારી છે?" ગૃહસ્થે પૂછ્યું.

સાહેબ! અભણને અંધાપો હોય નહીં. અને હું રહ્યો અભણ. અમારે તમારી જેમ ધોળા-કાળામાં આંખો ફોડવાની હોય નહીં." ડ્રાયવરે ખુલાસો કર્યો.

# કહેવતો-લોકસાહિત્યનું એક લઘુસ્વરૂપ

પ્રા. રમણભાઈ પી. પટેલ

લોકસાહિત્ય એ કંઠસ્થ સાહિત્ય છે અનામી લેખકો-કવિઓ દ્વારા તે રચાયું છે, અને સેંકડો વર્ષોથી તે લોકકંઠે જળવાઈ રહ્યું છે, તેમજ પ્રસાર પણ પામ્યું છે. તેમાં ગદ્ય, પદ્ય, ગદ્ય-પદ્યમિશ્ર માધ્યમોનું તથા સ્વરૂપનું સારું વૈવિધ્ય છે. તેમાં લોકવાર્તા, લોકગીત અને ભવાઈ જેવું લોકનાટ્ય આવે, તેમ નાનકડી કહેવતો પણ આવે.

આ કહેવતો બોલાતી લોકબોલીઓનું એક જીવંત અને મહત્ત્વનું અંગ છે. કૃષકો, પશુપાલકો, શ્રમિકોના લોકવ્યવહારની વાણી કહેવતોથી યુક્ત હોય છે. શિક્ષિતો પણ તેમનાં લખાણોમાં પ્રસંગોપાત્ત કહેવતો યોજે છે. કહેવતો લોકસાહિત્યનાં અન્ય સ્વરૂપોની જેમ ઘણા પ્રાચીનકાળથી અસ્તિત્વમાં આવી છે. તેમાંની કેટલીક ભુલાઈ ગઈ હશે; પણ ઘણી હજી જીવંત રહી છે. મધ્યકાલીન ગુજરાતી કવિઓમાંના માંડણ, અખો, શામળ જેવા કેટલાક શિષ્ટ કવિઓની કવિતામાં તત્કાલીન પ્રચલિત કહેવતો નોંધપાત્ર સંખ્યામાં યોજાઈ છે. (મેઘાણી, પન્નાલાલ જેવા અર્વાચીન સર્જકોની વાર્તા-નવલકથાઓમાં તેમજ સરદાર પટેલ જેવા નેતાનાં જોમ-જુસ્સાભર્યાં વ્યાખ્યાનોમાં પણ કહેવતો યોજાયેલી જોઈ શકાય છે.) આમ, કહેવતો કંઠસ્થ લોકસાહિત્ય ઉપરાંત શિષ્ટ સાહિત્યમાં પણ સ્થાન પામી છે.

કહેવત શબ્દ ઘણો પ્રચલિત છે, અને તેનો અર્થ પણ જાણીતો છે; પરંતુ તેની વ્યુત્પત્તિ કયા ધાતુ કે પદમાંથી થઈ હશે તે નિશ્ચિત રૂપમાં કહી શકાતું નથી. લાંબા સમયથી લોકોમાં પ્રચલિત કોઈ 'કહેણી' જેવો શબ્દ પરિવર્તન પામતાં 'કહેવત' બન્યો હોય તે શક્ય છે. હિન્દી कहावत શબ્દનું મૂળ कथावत માં શોધવાનો પ્રયત્ન પંડિત રામદહિન મિશ્ર જેવા વિદ્વાને કર્યો છે. તેનો અર્થ એ છે કે; મૂળ કોઈ કથામાંથી તેના સાર રૂપે કહેવત સર્જાઈ હોય. પરંતુ તેથી ઊલટું ઘણી લોકપ્રચલિત કહેવતોને અનુલક્ષી કથા-વાર્તાઓની રચના થઈ હોય તેવું પણ જોવા મળે છે. એટલે, 'કહેવત'ની કોઈ નિશ્ચિત વ્યુત્પત્તિ અંગે અસંદિગ્ધ રૂપમાં કહેવાનું શક્ય નથી. તેમ છતાં એવું લાગે છે કે તેના મૂળમાં કોઈ ચોક્કસ ધાતુ યા પદવિશેષ હશે ખરો; કારણકે ગુજરાતી 'કહેવત'ના અન્ય ભારતીય આર્ય ભાષાઓમાં જે પર્યાય મળે છે તેમાં પરસ્પર ઘણું સામ્ય છે, જેમકે, હિંદીમાં कहावत, નેપાલીમાં कह उत-कहावत्, પંજાબીમાં कहौत સિંધીમાં कहात વગેરે.

કહેવત શબ્દનો અર્થ તો સ્પષ્ટ છે – લોકોમાં પરંપરાગત પ્રચલિત એવી કોઈ ઉક્તિ. લોકોક્તિ-'ભગવદ્ ગોમંડલ' ભાગ-૩, 'સાર્થ ગૂજરાતી જોડણીકોશ' (ગૂજરાત વિદ્યાપીઠ), 'બૃહદ્ ગુજરાતી કોશ' ખંડઃ૧ (કે. કા. શાસ્ત્રી) વગેરેમાં તેમજ 'वृहत हिन्दी कोश' 'संस्कृत शब्दार्थ कौस्तुम' આદિમાં (ઉદાહરણ, દૃષ્ટાંત, કહેતી, કહાણી, ઉક્તિની સાથે) લોકોક્તિનો પર્યાય સવિશેષ ધ્યાન ખેંચે છે. લોકગીત, લોકકથા, લોકનાટ્ય વગેરે જેવા પ્રયોગોની સાથે આ લોકોક્તિ' શબ્દ સહજ સ્વાભાવિક રૂપે ભળી જાય છે. મૂળમાં તે કંઠસ્થ લોકસાહિત્યનો જ એક અંશ છે, ભાગ છે. કાળક્રમે તેને શિષ્ટ સાહિત્યમાં પણ સ્થાન મળ્યું છે. અજાણ્યાં-અનામી લોકો દ્વારા સૂત્રાત્મક ઉક્તિઓ (કહેવતો) જેમ સર્જાઈ છે અને પ્રચલિત થઈ છે, તેમ શિષ્ટ સર્જકો દ્વારા સર્જાઈને પણ તે પ્રચલિત છે અને બની છે. વ્યક્તિની મટી જ્યારે આવી કોઈ ઉક્તિ સમષ્ટિની બની જાય છે ત્યારે તે લોકોક્તિ કહેવતનું રૂપ ધારણ કરે છે.

લોકસાહિત્યનાં ગદ્યસ્વરૂપોમાં કહેવતો સૌથી નાનું ગદ્યસ્વરૂપ છે. તે ઘણું ખરું ગદ્યની એક પંક્તિમાં રજૂ થાય છે. પરંતુ, અપવાદરૂપે ક્યારેક બે પંક્તિમાં, તો ક્યારેક પદ્યમાં પણ તે પ્રાપ્ત થાય છે. આ કહેવતો કોણે ક્યારે રચી તે જાણવા મળતું નથી, પણ તે સેંકડો વર્ષોથી લોકોમાં વ્યાપક રૂપમાં પ્રચલિત છે. લોકબોલીઓની કહેવતો વિના કલ્પના પણ ન થઈ શકે. વ્યવહારુ બોલીનાં લાઘવ, માર્મિકતા, વેધકતા

ઠીક ઠીક અંશે કહેવતો પર અવલંબે છે. વ્યવહાર ભાષામાં તેમનું સ્થાન ટાળી ન શકાય તેવું મહત્ત્વનું છે.

પ્રત્યેક ભાષાકીય પ્રદેશમાં તેની આગવી કહેવતો પ્રચલિત હોય છે. ગુજરાતીભાષી પ્રદેશમાં પણ તેની પોતાની આગવી કહી શકાય તેવી કહેવતો છે. તેમાં પ્રજાનાં રીતરિવાજો, ખાસિયતો, માન્યતાઓ, સ્વભાવ લક્ષણ, વૃત્તિ-પ્રવૃત્તિઓ, વ્યવસાયો વગેરેનું પ્રતિબિંબ પડે છે. તે કારણે કહેવતોને પ્રજાની વ્યવહારસંપત્તિ અને અસ્મિતાની સૂચક ગણી શકાય. લાઘવ, સચોટતા, સુબોધતા, વેધકતા, વિવિધતા અને પ્રાસબદ્ધતા કહેવતોનાં ધ્યાનપાત્ર લક્ષણો છે. તેથી કહેવતો લોકકંઠે જલદી ચડી જાય છે અને સ્મૃતિમાં અંકિત થઈ જાય છે. પરિણામે વ્યવહારભાષામાં તે સ્થલણી બની રહે છે.

કહેવતો સીધી, સાદી અને માર્મિક ભાષામાં સંક્ષેપમાં તેમજ સચોટતાપૂર્વક, જીવન અને જગતનાં અનેક સનાતન સત્યોને, નિરીક્ષણો અને અનુભવોને પૂર્ણતઃ યા અંશતઃ પ્રગટ કરે છે. દા. ત. સંપ ત્યાં જંપ; આપ સમાન બળ નહિ, મેઘ સમાન જળ નહિ; પારકી આશ સદા નિરાશ; ઉતાવળે આંબા ન પાકે વગેરે, કેટલીક કહેવતો એક વસ્તુ યા વિચારને લગતી એક બાજુનું દર્શન કરાવે છે, તો કેટલીક તેની બીજી બાજુનાં દર્શન કરાવે છે. તે કારણે પરસ્પર વિરોધી સત્યો રજૂ કરતી અનેક કહેવતો પ્રાપ્ત થાય છે, જેમ કે ન બોલ્યામાં નવ ગુણ, બોલે તેનાં બોર વેચાય; ઝાઝા હાથ રળિયામણા, ઝાઝા રસોઈયા રસોઈ બગાડે, વગેરે. આવી કહેવતોમાં ઘણાં વર્ષોના સૂક્ષ્મ નિરીક્ષણ અને પ્રત્યક્ષ અનુભવ પછી પ્રાપ્ત થયેલું ડહાપણ સૂત્રાત્મક રૂપમાં પ્રગટ થતું હોય છે. તેમાંથી એક યા બીજા પ્રકારે બોધ, સલાહ યા શિખામણ મળે. ઘણી વાર આ બોધ-શિખામણ ગંભીરભાવે પ્રત્યક્ષ રૂપમાં મળે છે; તો કેટલીક વાર કટાક્ષ-વ્યંગ દ્વારા પરોક્ષ રૂપમાં પણ મળે છે. દા. ત. ઝાઝી કીડીઓ સાપને તાણે, ચકલી નાની ને ફરકડો મોટો, રડતી'તી ને પિયેરિયાં મળ્યાં વગેરે. કેટલીક કહેવતો પ્રાસ-અનુપ્રાસયુક્ત યુગ્મપંક્તિઓ દ્વારા તેમજ સચોટ દૃષ્ટાંત દ્વારા વક્તવ્યને પ્રભાવક રીતે રજૂ કરે છે. દા. ત. બાપ એવા બેટા, વડ તેવા ટેટા; ઘરનાં છોકરાં ઘંટી ચાટે, ને ઉપાધ્યાયને આટો; વાવે તેવું પામે; પાડ વગર ચેલો ન ચડે વગેરે. કોઈ કહેવતમાં સામાજિક વિષમતા કે અસમાનતા પ્રત્યે માર્મિક ટકોર જોવા મળે છે(દા. ત. મોટા કરે તે લીલા ને નાના કરે તે છિનાળું); તો કોઈમાં જાતિ યા જ્ઞાતિની ખાસિયતોનું દર્શન થાય (જેમકે-રાજા, વાજા ને વાંદરાં એ ત્રણેય સરખાં; પટેલ, પાડો ને પારધી, એનો કદી ન વિશ્વાસ; વાણિયાભાઈની નીચી મૂછ) કહેવતમાં ક્યારેક કલ્પન-પ્રતીક દ્વારા માનવનિર્બળતાઓ તરફ પરોક્ષ રીતે ટકોર કરવામાં આવે છે, જેમકે-કૂતરાની પૂંછડી ભોંયમાં દાટો તોય વાંકી; ઊંટનાં અઢારેય વાંકાં વગેરે.

કહેવતો પ્રદેશવ્યાપી હોય છે તેમ કોમ યા જ્ઞાતિવ્યાપી પણ હોય છે. કેટલીક કહેવતો અમુક ધંધો કરનાર પૂરતી મર્યાદિત પણ હોય છે. આવી કહેવતો અમુક કોમમાં જન્મી હોય અને પછી સમગ્રસમાજમાં પ્રચલિત થઈ હોય તે બનવાજોગ છે. દો દિન કહાં, કે મિયાંકે પાંવમેં જૂતી; ચાર દિનોંકી ચાંદની; હિંમતે મર્દા તો મદદે ખુદા; મિયાંની બેંસને ડોબું ન કહેવાય; તેલ જુઓ તેલની ધાર જુઓ; ઓડનું ચોડ વેતરવું, સઈનો દીકરો જીવે ત્યા સુધી સીવે; માર બૂધું ને કર સીધું; નબળા ઢોરને બગાઈઓ ઝાઝી વગેરે આ પ્રકારની કહેવતો છે. આમાંની કેટલીક કહેવતો પર હિન્દી યા ઉર્દૂ ભાષાની અસર વરતાય છે.

કહેવતો પૂર્ણ યા આંશિક સત્યોને જીવંત લોકબોલીમાં સૂત્રાત્મક રૂપમાં પ્રગટ કરે છે. ઘણી વાર તેમને અનુરૂપ દૃષ્ટાંતકથાઓ રચાય છે; તો કેટલીક વાર કોઈ સચોટ વાર્તાના મુખ્ય વક્તવ્યના નિષ્કર્ષ રૂપે યોજાયેલી પંક્તિઓ કહેવતો તરીકે પ્રચલિત થઈ જાય છે. કેટલીક કહેવતો જોતાં લાગે છે કે, તેમની પાછળ કશુંક કથાનક હોવું જોઈએ. આવાં મૂળ કથાનકો અતિપરિચિત અને અતિપ્રચલિત બનતાં વારંવાર એવો વિસ્તાર અપ્રસ્તુત ગણાતાં માત્ર તેમનો અમુક ઉત્કટ અંશ, જે કહેવત રૂપ બન્યો હોય, તેનો જ સ્વતંત્ર રૂપમાં ઉપયોગ થવા માંડે અને તે કાળક્રમે કહેવત બની જાય ઘણી વાર મૂળ કથાનક ભુલાઈ જાય, પણ તેમાંથી જન્મેલ કહેવત જીવતી રહી જાય. દા. ત. હીરા ઘોઘે જઈ આવ્યો આ

કહેવત પ્રચલિત છે. પરંતુ તેનું દ્યોતક કથાનક ભુલાઈ ગયું છે. ઘણી વાર ઉપલબ્ધ કહેવતોને અનુલક્ષી બંધબેસતાં કથાનકો ઉપજાવી કાઢવામાં આવે છે, જેમકે–પારકી આશ સદા નિરાશ એ કહેવતના દ્યોતક કથાનક રૂપે લાવરીનાં બચ્ચાંની વાત; સંપ ત્યાં જંપ જેવી કહેવત માટે પ્રયોજવામાં આવેલું સાંઠીના ભારાનું કથાનક વગેરે.

સામાન્ય રીતે એક પંક્તિની કહેવતો વધુ પ્રચલિત છે, પરંતુ કેટલીક કહેવતો કંઈક સુભાષિત યા મુક્તક જેવા રૂપમાં પણ પ્રાપ્ત થાય છે. પ્રાસાનુપ્રાસયુક્ત યુગ્મ–પંક્તિઓના રૂપમાં મળતી, આવી અનેક કહેવતો વ્યવહારમાં ચલણી બની છે. દા. ત. ઘરસંસાર યા સમાજવ્યવહારની અમુક વિષમ પરિસ્થિતિને લક્ષ્ય કરતી કેટલીક વિનોદયુક્ત કહેવતો–

પહેલો મૂરખ તે ઠેકે કૂવો,
બીજો મૂરખ તે રમે જૂઓ.
ત્રીજો મૂરખ તે બ્હેન ઘેર ભાઈ,
ચોથો મૂરખ તે ઘરજમાઈ.
પ્હેલ વર ભાંગે હાડ, બીજ વર લડાવે લાડ,
ત્રીજ વર કલ્લી સાંકળાં, ચોથ વર મરણ લાકડાં.

તમાકુના વ્યસન વિશે, નીચેની એક કહેવતમાં તમાકુના વ્યસનીઓ પ્રત્યે હળવો કટાક્ષ થયો છે :

ખાય તેનો ખૂણો, પીએ તેનું ઘર;
સૂંઘે તેનાં લૂગડાં, એ ત્રણે બરાબર.

જ્ઞાતિઓ વિશેની કહેવતોમાં વિવિધ જ્ઞાતિઓના સ્વભાવનું એમની લાક્ષણિકતાઓનું, વિશેષ તો એમની નિર્બળતાઓનું, વ્યંગ – વિનોદયુક્ત નિરૂપણ થયેલું જોવા મળે છે. દા. ત.

વાને રીઝે વાણિયો, રાગે રીઝે રજપૂત
બ્રાહ્મણ રીઝે લાડવે, ડાકલે રીઝે ભૂત.

o O o

સઇ ચોરે કપડું, ને સોની ચોરે રતી;
હજામ બાપડો શું ચોરે ? માથામાં કંઇ નથી !

આમ, કહેવતો બોધ, શિખામણ, જ્ઞાન, રમૂજ આદિથી યુક્ત હોય છે. તે કોઈ પ્રદેશવિશેષની કશી વિશેષતા પર પ્રકાશ પાડે છે, તેમ વર્ગ યા જ્ઞાતિવિશેષના સ્વભાવલક્ષણનું પણ દર્શન કરાવે છે. કેટલીક કહેવતોમાં અમુક કોમોની એબોને ઉઘાડી પાડી અન્ય કોમો તેની મજાક ઉડાવતી હોય, તેવું પણ જોવા મળે છે. ગમે તેમ, આ બધી કહેવતો લોકોના રોજિંદા વ્યવહારની જીવંત બોલીમાં અભિન્ન રૂપે વણાઈ ગઈ છે; લોકજીવનનો એક અંશ બની ગઈ છે. તેમાંની ઘણી કહેવતો પૂરા પ્રદેશમાં પ્રચલિત છે, તો કેટલીક નાનકડા પ્રદેશ પૂરતી સીમિત રહી છે. આવી કહેવતોને સ્થાનિક કહેવતો તરીકે ઓળખાવી શકાય. દા. ત. ઓડ – ઉમરેઠના ઊંડા કૂવા, દીકરી દીધી તેનાં મા–બાપ મૂવા; કહે કુંજરાવ ને અથડાય *આખડોલમાં જેવી કહેવતો પ્રદેશવ્યાપી નથી, પરંતુ ચરોતરના વિસ્તાર પૂરતી પ્રચલિત છે, તેથી આ કહેવતોને સ્થાનિક કહેવતો કહી શકાય.

કહેવતો ભાષાનો વૈભવ વધારનાર એક મહત્વનું અંગ છે. અરબી ભાષાની કહેવતોમાં કહેવાયું છે તેમ કહેવત વગરની ભાષા મીઠા વગરના ભોજન જેવી છે. તેમના ઉપયોગથી ભાષામાં લાઘવ, વિવિધતા અને વેધકતા આવે છે. ગાગરમાં સાગર ભરવાનું કૌશલ કે થોડામાં ઝાઝું કહેવાની કલા લોકસાહિત્યના આ લઘુસ્વરૂપમાં જોઈ શકાય છે, પરંતુ, આજે યુગસંદર્ભ બદલાતાં વ્યવહારજીવનમાંથી તેમ ભાષાસાહિત્યમાંથી કહેવતોનો ક્રમશઃ ઘટાડો થતો જાય છે જીવંત લોકબોલીઓ કહેવતોના સંરક્ષણ, સંવર્ધન અને પ્રચાર–પ્રસારનું પ્રબળ માધ્યમ હતી; પરંતુ શિક્ષણ સંસ્કાર, શિષ્ટ સાહિત્યનો પ્રભાવ વ્યાપક થતાં શિષ્ટ ભાષાનો વ્યવહાર સર્વત્ર વધતો જાય છે, અને બોલીઓનો હ્રાસ થતો જાય છે. પરિણામે લોકબોલીઓના હ્રાસની સાથે કહેવતોનો પણ હ્રાસ થવા માંડયો છે. આ સંજોગોમાં સાંસ્કૃતિક–સામાજિક દસ્તાવેજ સમાન અને ભાષાકીય મહત્ત્વ પણ ધરાવનાર આ કહેવતોનો –તે સાવ લુપ્ત થઈ જાય એ પહેલાં–વ્યવસ્થિત, સંપૂર્ણ શાસ્ત્રીય સંચય અને અભ્યાસ થાય તે જરૂરી છે.

* પહેલી કહેવતમાં, ઓડ–ઉમરેઠ ગામમાં પાણીના કૂવા ખૂબ ઊંડા હોવાથી એવી તકલીફવાળા ગામે દીકરી પરણાવનાર મા–બાપને દુર્ભાગી ગણાવ્યા છે,, જ્યારે બીજી કહેવતમાં, પ્રતિષ્ઠિત કુંજરાવ ગામે જવાની શેખી કરે, પણ એથી ઊતરતા આખડોલ ગામે અથડાતો ફરે એવી બડાશખોર અને ભરોસાપાત્ર નહિ તેવી વ્યક્તિની ટીકા કરવામાં આવી છે.

# મોસ્કોની વિશ્વશાંતિ પરિષદ

[રશિયા-દર્શન : હપ્તો ચોથો]

ગોરધનભાઈ શંભુભાઈ પટેલ

સ્ટેજની સામે એક તરફ ઓરકેસ્ટ્રા હતું, તેમાં લગભગ સો જેટલાં કલાકારો જુદાંજુદાં વાજિંત્રો વગાડતાં બેઠાં હતાં. આ કલાકારો સાથેનું તે આખું સ્ટેજ નીચે જતું અને ઉપર પણ આવતું. માઈકના સ્ટેંડ પણ જરૂરિયાત પ્રમાણે આપોઆપ ઊંચાં નીચાં થઈ જતાં હતાં. હું સામાન્ય રીતે સંગીત કે નૃત્યનો શોખીન નથી પણ મને આ નૃત્યો ખૂબ જ ગમ્યાં. આપણે ત્યાં આવા કાર્યક્રમો કોઈ શહેરમાં ગોઠવતા નથી, જો ગોઠવાય તો તેની સો સો રૂપિયાવાળી ટિકિટો મેળવવા પણ પડાપડી થાય. અહીં પણ આવા કાર્યક્રમોની ટિકિટો મહિનાઓ અગાઉથી વહેંચાઈ જાય છે. આ નૃત્યો તો એથી પણ વિશિષ્ટ હતાં. રશિયન કોમ્યુ. પાર્ટીની ગોઠવણથી ખાસ વિશ્વશાંતિ પરિષદના ડેલીગેટો માટે જ આ કાર્યક્રમ યોજાયો હતો. રાત્રીના ૯. ૪૫ વાગ્યે નૃત્યો પૂરાં થયાં અને જીવનનો એક વિશિષ્ટ અનુભવ લઈને સંગીતમાં ઝૂમતાં અમે હોટલ પર આવીને જમ્યાં. એ પછી પથારીમાં પડયાં પડયાં આજના દિવસભરના વિવિધ અનુભવોને વાગોળતાં નિદ્રાધીન થયા

તા. ૨૬ – ૧૦ – ૭૩

સવારે જાગ્યાં તો બરફ પડતો દેખાયો. આજનું હવામાન કંઈક સારું નથી – સવારનાં પ્રાતઃ કાર્યો પતાવી નવ વાગ્યે બસમાં બેસી ક્રેમલીનમાં પહોંચ્યા. નીચેના ભાગમાં કાઉન્ટર પર ઓવરકોટ, કેમેરા, ટોપી વગેરે ચીજવસ્તુઓ સોંપી ઉપર આવ્યા.

અહીં આ વ્યવસ્થા ઘણી સારી છે, ભારે ઓવરકોટ કે અન્ય સામગ્રી મિટીંગમાં લઈ જવાની અને સાચવવાની તકલીફમાંથી બચવા કાઉન્ટર ઉપર તમારી ચીજો આપો એટલે ત્યાં નંબરવાળા હૂક ઉપર ટિંગાડી દે અને તે નંબરનો ટોકન આપે તે લઈને મિટીંગમાં જવાનું પાછા વળતાં ટોકન આપી ચીજવસ્તુઓ પાછી લઈ લેવાની...

અહીંની બધી હોટલ લગભગ સેન્ટ્રલી એરકન્ડીશન્ડ હોય છે એટલે હોટલોમાં પણ આવી વ્યવસ્થા રાખવામાં આવેલી જ હોય છે. અમે ઊતર્યાં હતા એ હોટલમાં ૩૦૦૦ રૂમ અને ૬૦૦૦ માણસો મુકામ કરે છે: આવી મોટી ગંજાવર હોટલનો વહિવટ બધી સ્ત્રીઓ જ કરે છે. સહેજ પણ અવ્યવસ્થા કે વિલંબ થતાં ન દેખાયાં. વેજીટેરિયન અને નોન-વેજીટેરિયનનાં ટેબલ જુદાં હતાં. અમારા માટે બ્રેડ, બટર, દૂધ, કોબી, બટાટા, દ્રાક્ષ પાઈનએપલનો રસ વગેરે પૂરતા પ્રમાણમાં મળતાં. વળી સાથે ઘરેથી લઈ ગયેલાં તે લસણિયા મરચાંની લિજ્જત પણ અમે લેતાં...

સવારના ૯.-૩૦ મિનિટે મિટીંગ શરૂ થઈ. પ્રારંભિક પ્રવચન પછી ચીલીના સ્વર્ગસ્થ પ્રમુખ શ્રી સાલ્વાડોર એરન્ડેલના પત્નીએ ચીલીમાં આંતરરાષ્ટ્રીય કાવત્રાખોરો એ કેવાં કાળાંડો રચ્યાં અને બળવો કરાવ્યો, તેમના પતિને ઉથલાવી પાડવામાં આવ્યા અને લડાઈમાં તેનું મૃત્યુ થયું, અખબારો ઉપર સેન્સરશીપ, લડાઈ, રાજકીય પક્ષોને બરખાસ્ત કર્યાં, વ ણીસ્વ તંત્ર ગૂંગળાઈ ગયું અને લશ્કરીરાજ્ય સ્થપાયું, એ બધી ધમાલમાંથી શ્રીમતી એરન્ડેલ એક મેકસીકન એલચીની મદદથી ચીલીમાંથી ભાગી નીકળ્યા એ હૃદયદ્રાવક કથાનું વર્ણન કરી બતાવ્યું. તેમનું ગળું રૂંધાયું અને આંખો આંસુથી ઊભરાણી, આખું હવામાન ગમગીન થયું.

તેમના પ્રવચન પછી પ્રેસીડેન્ટ એરન્ડેલનું છેલ્લું પ્રવચન જે રેકોર્ડ થયું હતું તે સંભળાવવામાં આવ્યું. પ્રેસીડેન્ટ સાલ્વાડોર એરન્ડેલ સામે તેમના જ સેનાપતિઓએ બળવો કર્યો. તેમના મહેલ ઉપર બોમ્બવર્ષા થઈ એ વખતે તેમણે દેશને અપીલ કરતું પ્રવચન આપ્યું હતું. તેમાં તેમણે જણાવ્યું હતું કે આ મારો છેલ્લો

અવાજ છે. હું મરીશ, પણ તાબે નહીં થઉં, જે સિદ્ધાંતો માટે દેશ ઊભો છે, તેને જારી રાખજો અને પ્રતિક્રિયાદીઓથી દેશને બચાવવા તમામ પ્રયાસો કરજો....આવું જુસ્સાદાર પ્રવચન સાંભળીને બધાયે ડેલીગેટોને સ્વ. શ્રી એરૂન્ડેલ પ્રત્યે અત્યંત માનની લાગણી થઈ આવી; માથા પર બોમ્બ પડતા હોય, સામે જ મોત બેઠું હોય ત્યારે આવા દૃઢ, સ્થિર અને શાંત અવાજે દેશને અપીલ કરવાનું તેમનું પગલું બહાદુરીભર્યું જગણાય,

બધાયે ડેલીગેટોની આંખો લાગણીથી ભીની થઈ. મનોમન સ્વ. એરૂન્ડેલને ભાવભરી અંજલિ આપી અને પરિષદની કાર્યવાહી આગળ ચાલી–પ્રવચનો ચાલ્યાં.

આ વિશ્વશાંતિ – પરિષદની સમગ્ર કાર્યવહીને નીચેનાં ચૌદ વિભાગોમાં વહેંચી નાંખવામાં આવી હતી. એ વિભાગો પ્રમાણે ચર્ચાઓ શરૂ થતી ગઈ – અને અમારો કાર્યક્રમ આગળ ચાલતો રહયો.

## વિશ્વશાંતિ – પરિષદની કાર્યવાહીના ચૌદ વિભાગો :

(૧) શાંતિમય સહઅસ્તિત્વ અને આંતરરાષ્ટ્રીય સલામતી.

(૨) ઈન્ડો – ચાઈના

(૩) મીડલ ઈસ્ટ

(૪) યુરોપીઅન સલામતી અને સહકાર

(૫) એશિયામાં શાંતિ અને સલામતી

(૬) નિઃશસ્ત્રીકરણ

(૭) વસાહતવાદ અને રંગભેદ સામેના રાષ્ટ્રીય મુક્તિ સંગ્રામો

(૮) વિકસ અને આર્થિક સ્વાધીનતા

(૯) સંજોગોના સંરક્ષણ માટે સહકાર

(૧૦) શિક્ષણ અને સંસ્કારના ક્ષેત્રે સહકાર

(૧૧) આર્થિક, વૈજ્ઞાનિક અને ટેકનીકલ ક્ષેત્રે સહકાર

(૧૨) સામાજિક પ્રશ્નો અને માનવહક્કો

(૧૩) સરકારી અને બિનસરકારી સંસ્થાઓ વચ્ચે સહકાર

(૧૪) ચીલી

ઉપરના ચૌદ મુદ્દાઓની ચર્ચા હવે શરૂ થઈ. આજે પહેલા બે મુદ્દાઓ ઉપર વક્તાઓએ પોતાના મંતવ્યો જણાવ્યાં. પહેલા મુદ્દા ઉપર ઘાનાના પ્રતિનિધિ બોલ્યા, તેમણે જણાવ્યું કે એક દેશે બીજા દેશની આંતરિક બાબતમાં માથું મારવું જોઈએ નહીં અને દરેક દેશને તેની પોતાની રીતે કામ કરવા દેવું જોઈએ. બીજા મુદ્દા ઉપર યુ.એસ.ના પ્રતિનિધિ બોલ્યા, તેમણે જણાવ્યું કે અમેરિકા તેમના દેશોમાં ખોટી રીતે દખલ કરી તેમના દેશને બરબાદ કરી રહયો છે, આ ઉપરાંત હંગેરી અને પોલેન્ડના પ્રતિનિધિઓએ પણ આ મુદ્દા ઉપર સારી છણાવટ કરી.

આ ચર્ચાઓ પછી રશિયાનાં યુવાનોનાં લગભગ ૫૦૦ જેટલાં પ્રતિનિધિઓ રશિયાના તમામ પ્રાંતોના વિવિધ ધ્વજો હાથમાં લઈને જુદાજુદા વિશિષ્ટ પોષાકોમાં સજ્જ થઈ (યુવકો અને યુવતીઓ) ગીતો ગાતાં ગાતાં તાલબદ્ધ રીતે નાચતાં કૂદતાં હાથમાં ફૂલની છડીઓ સાથે હોલમાં પ્રવેશ્યાં – અમે તમામ સભ્યોએ એમને ઊભા થઈ આવકાર આપ્યો, તાળીઓના ગડગડાટ થયા. આખો હોલ સંગીત અને સુંદરતાથી ઊભરાઈ ગયો.

તમામ ડેલીગેટોને યુવકો અને યુવતીઓએ ફૂલની છડીઓની ભેટ આપી અને સલામ કરી...આ વખતે આખા હોલનું દૃશ્ય અદ્‌ભુત લાગતું હતું–યુવાનો અને યુવતીઓ અદબથી ઊભાં રહ્યાં, અને એ સૌના પ્રતિનિધિ તરીકે એક યુવક અને એક યુવતીએ વિશ્વશાંતિની જરૂરિયાત અને મહત્ત્વ ઉપર વારાફરતી પ્રવચન કર્યું. બેચાર વાક્યો યુવક બોલે પછી બેચાર વાક્યો યુવતી બોલે એરીતે આખું પ્રવચન ભવ્ય બન્યું.

એ પછી જે તાલબદ્ધ રીતે તેઓનું આગમન થયું હતું તે રીતે જ સંગીતમય ડોલન શૈલીથી ગીતોગાતાં ગાતાં તેઓએ વિદાય લીધી.

હવે અમારી પરિષદની આ પહેલી બેઠક વચ્ચે

જમવાના સમયનો વિશ્રામ હતો. અમે બધાં હોટલ પર આવ્યાં. જમ્યાં અને પાછાં બપોરના સાડાત્રણ વાગ્યે સેશનમાં જઈને બેઠા...આ સેશનમાં સોવીએટ કોમ્યુનિસ્ટ પાર્ટીના જનરલ સેક્રેટરી લીઓનાર્ડ બ્રેઝનેવે ૨॥ કલાક પ્રવચન કર્યું. રશિયાના પ્રભાવશાળી અને સર્વથી વધારે શક્તિશાળી ગણાતા આ નેતાએ તેમના પ્રવચનમાં દુનિયાના તમામ સવાલોની છણાવટ કરી. તેમના મંતવ્યમાં તે સ્પષ્ટ અને મક્કમ હતા. કોઈ દેશ તરફ તેમણે કટાક્ષ કર્યો નહીં. કોઈની નિંદા કરી નહીં, સઘળા વિશ્વને સ્પર્શતા ઘણા સવાલોના તેમણે ઉકેલ પણ સૂચવ્યા.

તેમના પ્રવચનમાં તેમણે સૌ પ્રથમ સર્વ પ્રતિનિધિઓનું સ્વાગત કર્યું અને પછી જણાવ્યું કે વિશ્વમાં શાંતિ વિના પ્રગતિ થઈ શકે નહીં આ પછી તેમણે પરસ્પરના અવિશ્વાસને કારણે દરેક દેશના સંરક્ષણખર્ચમાં થતા વધારા, વિયેટનામ યુદ્ધ, આરબ-ઈઝરાયેલ સંઘર્ષ, યુરોપના એક-બીજા દેશો સાથે આર્થિક સંબંધો વગેરે અનેક સવાલોને સ્પર્શીને અંતમાં તેમણે એવી મહેચ્છા પ્રગટ કરી કે જો શાંતિ સ્થપાય, વિગ્રહની વાતો દૂર થાય તો શસ્ત્રોમાં વપરાતાં નાણાં અને સાધનો અવિકસિત દેશોના વિકાસ માટે વાપરી શકાય. આ માટે દુનિયાના તમામ દેશોને પોતાનાથી શકય તે તમામ સહાય આપવાની બ્રેઝનેવે રશિયા વતી ખાતરી આપી

૨॥ કલાકનું તેમનું આ પ્રવચન પ્રભાવશાળી, શાંતિની ઝંખનાવાળું અને વિશ્વના દેશોને મદદ કરવાની ભાવનાથી રણકતું હતું. સૌ તેમનાથી ખૂબ પ્રભાવિત થયાં.

બ્રેઝનેવના પ્રવચન પછી ચા-નાસ્તાનો સમય થયો. પછી સેશન ફરીથી શરૂ થયું. થોડા વક્તાઓ બોલ્યા, જેમાં ખાસ કોઈ નોંધનીય ન હતું. સાંજે હું ત્યાંથી ચાલતો હોટેલ તરફ આવવા નીકળ્યો. રસ્તામાં ક્રેમલીનની દીવાલ પાસે અનામી સૈનિકોની કબર આવેલી છે. લાલ આરસનો મોટો ચોરસ ચોતરો છે, તેની ચારેબાજુ પથ્થરોની ફર્શ છે. સામે વૃક્ષોની સુંદર ઝાડી છે. કબરની સામે ગેસની એક અખંડ જ્યોત જલતી રહે છે, આ કબર પાસે લોકો હમેશાં પુષ્પ-માળાઓ ચઢાવે છે. રશિયાના લગભગ દરેક શહેરમાં આવા અનામી સૈનિકોનાં સ્મારકો હોય છે. દરેક નવ-પરિણિત યુગલ પરણ્યા પછી સીધું આ કબરસ્મારક ઉપર જઈને ફૂલમાળા અવશ્ય ચડાવે છે.

અનામી સૈનિકોના સ્મારકને જોઈ-વંદન કરી, થોડું ફરીને મોડી સાંજે હું અમારે ઉતારે આવ્યો

તા. ૨૭ – ૧૦ – ૭૩

સવારે ઊઠીને જોયું તો આકાશમાં વાદળાં ઘેરાયેલાં હતાં. આજે સેશન સવારે નવ વાગ્યાથી શરૂ થવાનું હતું એટલે અમે સૌ જલદી-જલદી પરવારીને કોંગ્રેસ-પેલેસમાં પહોંચી ગયા યથા સમયે બેઠક શરૂ થઈ. આજે આરબ-ઈઝરાયેલ સંઘર્ષ અંગે ચર્ચા થઈ. અમેરિકા-ઈઝરાયેલની શાહીવાદી મનોવૃત્તિની ટીકા કરવામાં આવી.

અમે ચારે જણા સાડા દસે બહાર નીકળ્યા અને ત્યાંથી ચાલતાં ચાલતાં મોસ્કોના સૌથી મોટા અને પ્રખ્યાત ડીપાર્ટમેન્ટ્સ સ્ટોર 'ગુમ' માં દાખલ થયા. થકયા ત્યાં સુધી એક ગામ જેટલા વિશાળ આ સ્કવેરમાં અમે ફર્યા. આજે રજાનો દિવસ હોવાથી ખરીદી કરનારાઓની સખત ગીરદી હતી, જેમાંની મોટા ભાગની સ્ત્રીઓ હતી. આ સ્ટોરમાં પણ ૯૦ ટકા સ્ત્રી કર્મચારીઓ છે, આ સ્ટોર સરકાર ચલાવે છે. રશિયામાં તમામ દુકાનો, ફેકટરીઓ, ખેતરો, હોટલો, વાહનો સરકારી માલિકીના છે. ખાનગી મિલકતને અહીં સ્થાન નથી. ચાનો ખૂમચો, ફળની નાની હાથ-ગાડી, પુસ્તકોનો નાનો સ્ટોલ, બધું જ સરકારહસ્તક અને છતાં બધું વ્યવસ્થિત.

રશિયાભરમાં ચીજોના લગભગ બધે જ સરખા ભાવ હોય છે. લાંબા અંતરનાં સ્થળોએ ટ્રાન્સપોર્ટ ખર્ચની દૃષ્ટિએ ૨-૩ ટકા ઊંચા ભાવ રહે, બધું સરકારસંચાલિત હોવાથી નફાખોરી, સંગ્રહખોરી, કાળાબજારનું નામ નહીં. માલ મળવાનો જ તેની દદ ખાત્રી હોવાથી જીવન જરૂરિયાતની ચીજો લોકો જરૂ

—ચાર દિવસ ચાલે એટલી લઈ જાય છે. પરિણામે માલની તંગી પડતી નથી અને દુકાનો ઉપર ઘરાકી ચાલુ રહે છે. બપોરના ભોજન, આરામ પતાવી ફરીથી સેશનમાં હાજર થઈ ગયા. બપોર પછી આ સંમેલને પાડેલાં ૧૪ કમીશનોની અલગ-અલગ બેઠકો મળી. હું તથા વિઠ્ઠલભાઈ 'વિકાસ અને આર્થિક સ્વાધીનતા' ના કમીશનમાં જોડાયા. આ કમીશન ફ્રાંકલિન એવન્યુ ઉપર આવેલા ફ્રેન્ડશીપ હાઉસના એસેમ્બલી હોલમાં મળ્યું. ભવ્ય મકાનોની હારમાળાવાળા વિશાળ રસ્તાઓ ઉપર થઈને અમારી બસો ફ્રેન્ડશીપ હાઉસ ઉપર પહોંચી.

સાંજના ચારથી ૭ – બે કલાક ચર્ચાઓ ચાલી. આ કમીશન માટે પસંદ કરવાના ઉપપ્રમુખ અને મંત્રીની પસંદગીમાં એક કલાક ગયો. પછી સૌ મૂળ વાત ઉપર આવ્યા. મોટાભાગના વકતાઓ અમેરિકન શાહીવાદ અને મૂડીવાદની નિંદા કરવાનું ચૂકયા નહીં. હર્ષદેવ માલવિયા અને ગીઆનાના છેડી જગન મુખ્ય વકતાઓ હતા. બીજા કેટલાક વકતાઓએ પણ પોતાનાં મંતવ્યો રજૂ કર્યાં. સાંજે ૭ વાગે સેશન પૂરું થયું અને અમે હોટલ પર આવ્યા. સાયં વિધિથી પરવારી રાત્રે નવેક વાગે અમે નિદ્રાધીન થયા.

## બે બહેનો

દુનિયાના ખુણે ખુણે જો વનસ્પતિની કોઈ પત્તી પહોંચી હોય તો એ છે ચાની પત્તી. સ્ટેશન હોય કે ધર્મશાળા, જ્યાં ખાવાનું પણ મળે નહીં ત્યાં આ શ્યામ ભાજીનું ગરમા ગરમ શરબત દિલાસો આપી રહે છે. ચાએ ગરીબ તવંગરનો કોઈ ભેદ રાખ્યો નથી.

આ રાજસી પત્તીની બહેન છે તમાકુની તામસી પત્તી. એ પોતે બળે છે, અને સાથે સાથે માણસના અંતરને પણ બાળે છે. આ બન્ને બહેનો અલાસ્કાથી ઈજિપ્ત અને પેકીંગથી પેરિસ સુધી પોતાનું સામ્રાજ્ય જમાવીને બેઠી છે. કેટલાક લોકો ચા અને તમાકુની એવી પકડમાં આવી ગયા હોય છે કે એના સેવન વિના ન ચાલે પગ કે ન ચાલે આંતરડા. અરે! મનને મૂડમાં લાવવા માટે પણ એના દર્શન જરૂરી બની જાય છે. [હિન્દી વનસ્પતિ જીવનદર્શન ઉપરથી] ઇસ્માઇલભાઇ નાગોરી







શુભેચ્છા સહ ...

# ધી ગોંડલ વિભાગ નાગરિક સહકારી બેંક લિ.

ગોંડલ

સ્થાપના તારીખ ૩-૫-૫૫

બેંકની પ્રગતિના આંકડા

"રજત જયંતિ વર્ષ"

| ૧૯૫૫-૫૬<br>૨૫ વર્ષ પહેલા | | ઓડિટ વર્ગ | ૩૧-૧૨-૮૦<br>૨૫ વર્ષ પછી | |
|---|---|---|---|---|
| રૂા. | ૨૬,૦૦૦/- | શેર ભંડોળ | રૂા. | ૫,૮૯,૦૦૦/- |
| રૂા | ૩૧૮/- | રીઝર્વ ફંડ | રૂા. | ૩,૭૦,૦૦૦/- |
| રૂા. | – | અન્ય ફંડો | રૂા | ૩,૫૩,૦૦૦/- |
| રૂા. | ૧,૦૭૦/- | થાપણ | રૂા. | ૯૨,૫૬,૦૦૦/- |
| રૂા. | ૧,૨૦,૮૦૦/- | ધીરાણ | રૂા. | ૬૫,૧૨,૦૦૦/- |
| રૂા. | ૧,૭૭,૦૦૦/- | કાર્ય ભંડોળ | રૂા. | ૧,૧૭,૨૦,૦૦૦/- |

કાંતિલાલ એલ. ભટ્ટ<br>મેનેજર | જયંતિલાલ એસ. પટેલ<br>મેનેજીંગ ડીરેકટર | મહેશકુમાર એસ. પારેખ<br>ચેરમેન



ગ્રામ : "સહકાર"

નોંધણી ક્રમાંક ૧૫૪૭

નોંધણી તા. ૨૫-૬-૧૯૫૬

ફોન { ગોડાઉન : ૧૫ / દુકાન : ૫૯ }

"સહકાર ત્યાં સિદ્ધિ"

# શ્રી વેરાવળ-પાટણ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

ગુજરાત રાજ્ય **વેરાવળ** જીલ્લો : જૂનાગઢ.

દુકાન : વખારિયા બજાર.

ગોડાઉન : ભાલકા રોડ

**: સભાસદ સંખ્યા :**

| | |
|---|---|
| મંડળીઓ | ૪૧ |
| વ્યક્તિ | ૨૭૩ |
| | ૩૧૪ |

**: શેર ભંડોળ :**

| | |
|---|---|
| રૂ. | ૧૨૧૯૫૦-૦૦ |
| રૂ. | ૫૧૯૦-૦૦ |
| | ૧૨૭૧૪૦-૦૦ |

ઓડીટ વર્ગ 'બ'

**: બેન્કર્સ :**

ધી જૂનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ
કો-ઓપરેટીવ બેન્ક લી. જૂનાગઢ
બ્રાન્ચ : વેરાવળ.

**: ઓડીટર્સ :**

શ્રી સ્પેશ્યલ ઓડીટર
સહકારી મંડળીઓ
જૂનાગઢ

શ્રી જે. બી. બારડ — એકાઉન્ટન્ટ

શ્રી એમ. એ. ઝાલા — મેનેજર

શ્રી કાળાભાઇ રણમલભાઈ ઝાલા — પ્રમુખ



શ્રી અમરેલી જીલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક લી. અમરેલી

# ઘરગથ્થુ ઓષધો

સોરઠ ક્ષયનિવારણ સમિતિએ થોડા વખત પહેલાં મહર્ષિ અણ્ણાસાહેબ પટવર્ધન યોજિત ૫૦૦ ઉકાળાની તેમ જ અન્ય ઉપયોગી માહિતી આપતું ઉપયોગી પુસ્તક પ્રગટ કરેલું. એની સંક્ષિપ્ત માર્ગદર્શિકા પણ પ્રગટ કરેલી. બન્ને પુસ્તકો સારો આવકાર પામ્યા છે.

હવે એવું જ એક ઉપયોગી પુસ્તક ઘરગથ્થુ ઓષધો પ્રગટ થઈ ચૂક્યું છે. આયુર્વેદના પ્રખર અભ્યાસી અને અનુભવી વૈદ્યતીર્થ અપ્પા શાસ્ત્રી સાઠેના મરાઠી ઉપરથી અનુવાદિત આ પુસ્તકમાં ૨૭૫ ઘરગથ્થુ ઓષધોના ગુણધર્મ અને ૨૧૯ રોગ માટે ગુણકારી ઓષધોની સરળ સમજણ આપવામાં આવી છે.

૩૯૬ પાના પાકું પૂંઠું કિંમત રૂા. ૧૦-૦૦

પ્રાપ્તિસ્થાન

સોરઠ ક્ષય નિવારણ સમિતિ, અક્ષયગઢ – કેશોદ ૩૬૨ ૨૨૦

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, જીવરાજ ભુવન, અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, કલ્યાણધામ, ચાવંડ. જિ. અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, ૯૪, નગીનદાસ માસ્તર રોડ, મુંબઈ – ૪૦૦૦૨૩.

# શ્રી. પોરબંદર નગરપાલિકા

## 'જાહેર – વિજ્ઞપ્તિ'



૧– પોરબંદર ઔદ્યોગિક શહેર છે અને દિનપ્રતિદિન વિકાસ પામે છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨– નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩– જન્મની નોંધણી દિન ૭ (સાત)માં અને મરણની નોંધણી દિન ૩ (ત્રણ)માં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪– બાળકોનાં સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીઓ–વેકસીન, ત્રિગુણી રસી વિ. માટે નગર પાલિકા સંચાલિત માતા–બાળ કલ્યાણ કેન્દ્રોની અવશ્ય મુલાકાત લ્યો.

૫– સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬– નગરપાલિકાની મિલકત જનતાની મિલકત છે, તેને નુકસાન ન કરો.

૭– સરકારશ્રીની ખાસ પોષક યુક્તાહાર યોજના હેઠળ નગરપાલિકા મારફત ૧ થી ૬ વર્ષનાં બાળકોને વિના મૂલ્યે દૂધ તથા વિટામીન બ્રેડ આપવામાં આવે છે.

૮– રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષો વાવો.

૯– સુખી અને સમૃદ્ધ 'કુટુમ્બ કલ્યાણ કેન્દ્ર'ની મુલાકાત લ્યો.

૧૦– નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું, કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિ છે.

૧૧– નગરપાલિકાની સીટી બસમાં મુસાફરી કરતાં ટિકીટ લઇને જ બેસવાનો આગ્રહ રાખો.

૧૨– નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખુબ જ લક્ષ આપો.

પોરબંદર : તા. ૨૧–૧૧–૧૯૮૦

ડોલરભાઇ ચોટાઈ
પ્રમુખ
પોરબંદર નગરપાલિકા.



## 'ઊર્મિનવરચના'નું વાર્ષિક લવાજમ દેશમાં

# રૂપિયા ૨૫ થાય છે

દરેક ચીજ વસ્તુના ભાવમાં વધારો થતાં 'ઊર્મિનવરચના'નું વાર્ષિક લવાજમ રૂપિયા ૨૦માં પોસાણ થતું ન હતું. એમાં ગત નવેમ્બર ૧૯૮૦થી 'ઊર્મિનવરચના' ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટનું પ્રકાશન બન્યું ત્યારથી માસિકનું કદ ડબલ થયું અને એમાં સાહિત્ય-લેખનના ૧૬ પાના વધુ આપવામાં આવે છે. આમ ખર્ચના દર પણ વધતા જતાં 'ઊર્મિનવરચના'નું વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૨૫ અને પરદેશમાં રૂપિયા ૬૦ કરવામાં આવ્યું છે.

વ્યવસ્થાપક : ઊર્મિનવરચના

**ઊર્મિનવરચનાના લવાજમના દર**

| | |
|---|---|
| **દેશમાં વાર્ષિક** | **રૂા. ૨૫-૦૦** |
| **પરદેશમાં વાર્ષિક** | **રૂા. ૬૦-૦૦** |

ઊર્મિનવરચના : ૧૩, જાગનાથ પ્લૉટ

ફોન નંબર : ૨૪૩૭૨ : રાજકોટ – ૩૬૦૦૦૧



# ઊર્મિનવરચના

ડૉ. જીવરાજ મહેતા
સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

વર્ષ–પર : અંક ૨
સળંગ અંક : ૬૧૪
મે ૧૯૮૧

આદ્ય તંત્રી : સ્વ. ઇશ્વરલાલ મો. દવે
તંત્રી : જયમલ્લ પરમાર





કેશોદ અક્ષયગઢમાં નિર્માણ થઈ રહેલું અક્ષયનાથ મહાદેવનું મંદિર





# નટવરલાલ શામળદાસ એન્ડ કું.




૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઇ-૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી





નૂતન વર્ષાભિનંદન

# ખાદી ગ્રામોદ્યોગ સંઘ



## સંસ્થાની પ્રવૃત્તિઓ

૧- સમન્વય, રાજકોટ-જેમા સુથારી, લુહારી, ઉદ્યોગ, ચર્મોદ્યોગ, તેલઘાણી ઉદ્યોગ, પોલી વસ્ત્ર, કતાઈ ઉદ્યોગ તથા ગુજરાતમા એક માત્ર 'કુટિર' ટોઇલેટ સાબુનુ ઉત્પાદન કરે છે

૨- જરી-રેશમ કેન્દ્ર, સુરત-કૃત્રિમ જરી તેમ જ રેશમના ઉત્પાદક

૩- ગ્રામશિલ્પ, અમદાવાદ-ખાદી તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓનુ વેચાણકેન્દ્ર

૪- ચર્મશિલ્પ, અમદાવાદ-ચર્મોદ્યોગની તમામ પ્રકારની ચીજો વેચનાર

૫- ખાદી ઉત્પત્તિ-વેચાણ કેન્દ્ર, સુરેન્દ્રનગર – ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, જેના દ્વારા લગભગ ૫૦ જેટલા વણકર કુટુંબો તથા ૨૦૦ કાતનારાઓને રોજી મળે છે

૬- પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, વાકાનેર

૭- અંબર કેન્દ્ર, બેડીપરા, રાજકોટ, ધીયાવડ, પડધરી પોલીવસ્ત્ર તેમ જ અંબર કેન્દ્રો દ્વારા લગભગ ૧૫૦ જેટલી બહેનોને રોજી મળે છે

'સમન્વય' : જયંત સોસાયટી : મવડી પ્લોટ
રાજકોટ-૩૬૦ ૦૦૪



હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઈએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઈએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઈ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઈએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

—ગાંધીજી

શ્રી અમરેલી જીલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક લી. અમરેલી



ગ્રામ : "સહકાર"

નોંધણી ક્રમાંક ૧૫૪૭
નોંધણી તા. ૨૫-૬-૧૯૫૬

ફોન { ગોડાઉન : ૧૫
દુકાન : ૫૯

"સહકાર ત્યાં સિદ્ધિ"

# શ્રી વેરાવળ-પાટણ તાલુકા
# સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

ગુજરાત રાજ્ય **વેરાવળ** જીલ્લો : જૂનાગઢ.

દુકાન : વખારિયા બજાર.

ગોડાઉન : ભાલકા રોડ

**: સભાસદ સંખ્યા :**

| | |
|---|---|
| મંડળીઓ | ૪૧ |
| વ્યકિત | ૨૭૩ |
| | ------ |
| | ૩૧૪ |

**: શેર ભંડોળ :**

| | |
|---|---|
| રૂા. | ૧૨૧૯૫૦-૦૦ |
| રૂા. | ૫૧૯૦-૦૦ |
| | -------- |
| | ૧૨૭૧૪૦-૦૦ |

ઓડીટ વર્ગ. 'બ'

**: બેન્કર્સ :**

ધી જૂનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ
કો-ઓપરેટીવ બેન્ક લી. જૂનાગઢ
બ્રાન્ચ : વેરાવળ.

**: ઓડીટર્સ :**

શ્રી સ્પેશ્યલ ઓડીટર
સહકારી મંડળીઓ
જૂનાગઢ

શ્રી જે. બી. બારડ
એકાઉન્ટન્ટ

શ્રી એમ. એ. ઝાલા
મેનેજર

શ્રી કાળાભાઇ રણમલભાઈ ઝાલા
પ્રમુખ

# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
# ઊર્મિ નવરચના



*


ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ
મુ. ચાવંડ
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
ઠે. નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ – ૪૦૦૦૨૩

*

Delhi office – Phone – 615 O 72
Manager
OORMY NAVRACHANA
Shree Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI – 110003


## પ્રાર્થના

"પ્રાર્થના એ એકાંતમાં પ્રભુને યાદ કરવાનું શું મધુર કાવ્ય નથી?

"એ એકાંતપળોમાં દુઃખીઓનાં હાડપિંજરોને નજર સમક્ષ રાખી તમારી આંખમાંથી આંસુ ટપકાવી શાંત ન બની જતા; પણ એ દુઃખી આત્માઓનાં વેદનાપૂર્ણ આંસુને તમારા ખોળામાં ઝીલવાની ઉત્કૃષ્ટ ઈચ્છા જો તમારી પ્રાર્થના બની રહે તો!

"તો એ પ્રાર્થના શું જીવનસંગીત ન બની શકે?

"તમારી પ્રાર્થનામાં કદી યાચનાના સૂરો ન છેડતા પણ તમને પ્રભુએ જે શક્તિનું દાન આપ્યું છે એમાંથી ખોબે ખોબે આપી શકાય એવી પ્રેરણા અને બળ મળે તો?

"તો આપવું એ જ તમારી યાચના બની જશે.

"અને જ્યારે તમે આપવાની ઈચ્છા કરશો ત્યારે તમે ખાલી નહીં પણ ભરેલા બની જશો– દ્રૌપદીના 'અક્ષયપાત્ર'ની જેમ.

"પ્રાર્થનાની મૌન પળોમાં તમારા હૃદયનાં દ્વાર-નો આગળિયો ખોલી નાખજો જેથી તમારા હૃદયમાંથી આવતા દિવ્ય સૂરો તમારા કાન સાંભળી શકે.

"પ્રાર્થના એ જીવનને શુદ્ધ કરતી નદી નથી શું? જેમાં તમે તમારા અંદરના મેલને ધોઈ શકો!

"કદાચ ઊંડે ઊંડે કોઈકવાર યાચકવૃત્તિ સળવળે તો પ્રભુ પાસે આટલું જ માગજો.

'હે પ્રભુ! મને પર્વત અને વૃક્ષના જેવો નિર્લેપ અને ચિંતામુક્ત બનાવી દો.'

"અને જ્યારે પ્રભુની કુદરતના સંગીતના સૂર સાથે તમારી હૃદયવીણાના સૂર મેળવશો ત્યારે તમે પ્રભુના ચરણસ્પર્શની નજીક હશો.

"શું તમે સાચે જ ઈશ્વરને ચાહો છો? તો ઈશ્વર તમને ચાહે એવું કરો જેથી ઈશ્વર તમારી પાસે આવે.

"ઈશ્વર પાસે જશો તો માગવાનું મન થશે. ઈશ્વરને તમારી પાસે આવવા દો તો તેને આપવાનું મન થશે."


ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જગનાથ પ્લૉટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ – ૧

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

મે '૮૧ : વર્ષ : ૫૨ : અંક : ૨ : સળંગ અંક : ૬૧૪




**જાહેરખબરો આપનારાઓને વિનંતી**

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

**ગ્રાહકોને નોંધ લેવા વિનંતી**

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓક્ટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

વાર્ષિક–દેશમાં રૂ. ૨૫-૦૦

વાર્ષિક પરદેશમાં રૂ. ૬૦-૦૦

**લેખકોને––**

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ઊર્મિનવરચના કાર્યાલય

૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ

# સૌંદર્યતત્ત્વ સભર ભર્યું છે–એને મન મૂકીને માણીએ

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा क्यचित्।
सुधियस्तुच्छमप्येतद् यन्नयन्ति न रम्यताम्॥ (યોગવાસિષ્ઠ ૧/૩૧/૭)

(આ પૃથ્વીમાં કે દેવોના સ્વર્ગલોકમાં એવી કોઈ તુચ્છ વસ્તુ નથી કે જેને સારી બુદ્ધિવાળા સુંદર ન બનાવી શકે)

દરેક વસ્તુ અને વ્યક્તિમાં સૌન્દર્ય છે. આપણે એને શોધવું રહ્યું. આ સંદર્ભમાં ડૉ. જયંત પાઠકનું એક કાવ્ય યાદ કરવા જેવું છે. નાયક કહે છે, મેં ઉથલાવી ઉથલાવીને અનેક દૃષ્ટિકોણથી મેં મારી પત્નીને જોવાનો પ્રયત્ન કર્યો. સત્ત્વ ગુણનો ઉદ્રેક હોય ત્યારે મારી ખાતરી હતી કે એમાંથી કાંઈક શોધી શકીશ પણ એ ચૈતન્ય મહાસાગરમાં મારી બધી ડુબકીઓ વ્યર્થ ગઈ અને એમાં હું ક્યાંકથી તો સૌંદર્ય જોઈ શકીશ એ મારી આશાનિરાશાને કિનારાને નાંગરવાની તૈયારીમાં હતી ત્યાં એક દિવસ અજબ બન્યું.–હવે એના ખોળામાં એક નવજાત બાળા રમતી હતી. અને એ એના સામું જોઈ હસી રહી હતી! મને થયું કે હું તો એનામાં સૌન્દર્ય શોધી ન શક્યો પણ નક્કી આ બાળાએ એનામાં સૌન્દર્ય શોધી કાઢ્યું છે નહિતર એ કેમ હસે? આ ભાવોદ્રેકની સ્થિતિમાં કવિ ગાય છે.

'તને અગર ચાહવા બની શકાય જો બાલક!' સૌન્દર્યમાંથી થોડી શાંતિ મળતી હોય તો આપણે એ શા માટે ન લેવી? કુદરતની સાથે તાદાત્મ્ય કેળવીએ અને એ તરત જ સૌન્દર્યમય શાંતિનો ખજાનો ખોલવા તૈયાર છે.

સહાનુભૂતિની ચાવીથી માનવના મનનાં દ્વાર તરત ખુલી જાય છે. અને ત્યાં એટલું લીલુંછમ પથરાયેલું છે કે આપણું મન યથેચ્છ ચર્યા જ કરે. આપણી જેમ ઈંગ્લાંડમાં પણ પ્રવાસના વિસામે વિસામે ધર્મશાળાઓ રહેતી. આપણી ધર્મશાળા કરતાં એમાં વિશેષ એટલો કે ત્યાં આહારાદિની પણ સગવડ હોય. એવી એક ધર્મશાળામા એક માણસ ગયો. થોડો સમય રહ્યો. અને પછી જતાં જતાં ધર્મશાળાના મુલાકાતીઓની નોંધપોથીમાં તેણે વિસ્તારથી લખ્યું કે આ સ્થળે રહેતા શેઠ અને સેવકોની તંદુરસ્તી કેવી રીતે સારી રહે. એવું નિદાન સાચું હતું. વારંવાર આ લોકો એ જ રોગથી વારા ફરતી પીડાયા કરતા હતા. ધર્મશાળાનો માલિક તો ભાવથી ગળગળો થઈ ગયો – તમે અમને બધાને જીવતદાન દીધું. અહીં હજારો મુસાફરો આવે છે. બધાં પોતાની અગવડની ફરિયાદ કર્યા કરતા હોય છે. તમારા સિવાય કોઈએ આટલા ઉંડાણથી અમારો વિચાર કર્યો નથી.

પણ આજકાલ જોવા મળે છે કે ઉત્સવાદિ પ્રસંગોમાં પણ જાણે આપણે બધું વિધિ પતાવવા માટે કરતાં ન હોઈએ. યજમાન અને મહેમાનોને એટલી બધી ઉતાવળ વળગી હોય છે કે આપણા ભાગ્યમાં વિધિની જડતા જ રહે છે. ઉત્સવનો આનંદ તો દૂર ને દૂર રહે છે. આટલા મોટા લખલૂંટ ખર્ચાઓ પછી પણ આપણે શાંતિ માટે તો વલખાં જ મારવાનાં રહે છે. માટે આપણે જે ક્ષણમાં જીવવાનું હોય એમાં મન મૂકીને જીવીએ.– એના સૌન્દર્યતત્ત્વને બને તેટલું વધુ ને વધુ માણી શકીએ એવી સગવડ ઊભી કરીએ.

યોગવાસિષ્ઠકારનો વિશ્વાસ તો આથી આગળ છે કે વિપરીત સંયોગો, સ્થળો અને વ્યક્તિઓને પણ સુંદર બનાવવાની આપણામાં શક્તિ પડી છે, ભલે એનો વિશ્વાસ એ આપણો વિશ્વાસ હોય.

"પ્રસાદ"

# શબ્દોના સાથિયા

સંકલન : મધુ કોઠારી

## સપનાં લ્યો / પ્રા. હસમુખ પટેલ 'શૂન્યમ્'

હું સપનાંની વેચણહારી રે રામ,
કોઇ સપનાં લ્યો.

મોહનનાં સપનાં લાવી શણગારી
કોઇ સપનાં લ્યો.

લીલુડી લીંબડીના લૂમમાં પાકેલ
મારા સપનાના રંગ,

નગર નગર ને ઘેર ઘેર વેચતી
ને હરખાતી લોકસંગ

મીઠો ટહૂકો કરું : છે કોઇ અલગારી ?
હું સપનાની વેચણહારી રે, રામ
કોઇ સપનાં લ્યો.

## બે લઘુ કાવ્યો / જિરિન જોષી

### ઇશ્વરને

આ તારા નામના
આગના સ્તંભને
હું ક્યારનોય
બથ ભીડીને બેઠો છુ
પણ,
કીડીની હાર દેખાતી નથી.
સ્તંભ ફાટતો નથી
અને
મારા હાથ છૂટતા નથી.

### બક્ષિસ

આ જગત
ઇશ્વરે મને બક્ષિસ આપેલ
પરી કથા – જેવું રૂપાળું – હૂંફાળું
સ્વપ્ન હતું તેની
મને છેક
પ્રભાતે ખબર પડી.

## ગઝલ / આશિત હૈદરાબાદી

ફૂલની હમણાં નનામી નીકળી
કોઈ છાતી ફાટ રોવે ગંધને !

રોશની હો કે હો અંધારું ડિબાંગ,
ફેર શું તેથી પડે છે અંધને !

લાગણી સાકળ ભલે ખખડાવતી,
ઊંઘ આવી ગઇ સંબંધને !

ઊંચકી નાજુક પળો ભાંગી પડયા
કોણ ટેકો આપશે એ સ્કંધને ?

જીવ જેવો દેહથી નાતો હતો
અલવિદા એવા ઋણાનુબંધને !

આરઝી હકૂમતનાં

# પ્રધાન-મંડળ અને લોકસેનાનાં અંડાણ

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૭ મો)

રતુભાઇ અદાણી

ધામધૂમ સાથે મુંબઈની વિદાય લઈને આરઝી હકૂમતનું પ્રધાનમંડળ ઉત્સાહના ઘોડાપૂર ઉપર હિલોળા લેતું લેતું રાજકોટ તરફ આગળ વધ્યું. પ્હો ફાટતાંની સાથે જ સ્ટેશને સ્ટેશને આરઝી હકૂમતને સત્કારવા, પોતાનો હર્ષાવેશ વ્યક્ત કરવા અને શુભેચ્છાઓનું ભાતું બંધાવવા માટે લોકો થોકે થોક ઊમટવા લાગ્યાં. વીરમગામ, લખતર, સુરેન્દ્રનગર, વઢવાણ, મૂળી, થાન, વાંકાનેર અને અન્ય સ્થળોએ સૌનો સત્કાર-સન્માન ઝીલતું ઝીલતું, આરઝી હકૂમતનું પ્રધાનમંડળ બપોરે રાજકોટ આવી પહોંચ્યું.

રાજકોટનો રંગ બદલાઈ ગયેલો. આરઝી હકૂમતની રચનાના સમાચારથી જ લોકોમાં જાણે વીજળીનો સંચાર થઈ ગયો. લોકો ઘેલાંઘેલાં થઈ ગયેલાં. વીસ હજાર જેટલાં નાગરિકોએ આરઝી હકૂમતનું ભવ્ય સ્વાગત કર્યું. સ્ટેશનેથી જાણે વિજયયાત્રા શરૂ થઈ. રસ્તાઓ, શેરીઓ, ગલ્લીઓ, મેડાઓ, મકાનોની અટારીઓ, અને અગાશીઓ, વૃક્ષો, જ્યાં જુઓ ત્યાં માનવમહેરામણના લોઢ ઊછળે. આરઝી હકૂમતની રચનાથી જેમના પેટમાં તેલ રેડાતું હતું, લોકોનો ઉમંગ-ઉત્સાહ જોઈને તેમના દિલમાં ઝાળ ઊઠતી હતી, આરઝી હકૂમતના એક એક પગલાંમાં જેમને જૂનાગઢની નવાબીનો મૃત્યુઘંટ સંભળાતો હતો એવાં તત્વો પણ રાજકોટમાં મોજૂદ હતાં. આરઝી હકૂમતના આગમન ટાણે આવાં તત્વો તરફથી નાનું સરખું અડપલું પણ થવા ન પામે એ માટે સંરક્ષણસમિતિએ પૂરી તકેદારી રાખવાની હતી. કેટલાક રસ્તાઓ પણ એવા હતા જ્યાંથી પસાર થવામાં જોખમ રહેલું ત્યાં પૂરી સાવધાની રાખવાની હતી. આ માટે અમારા ચૂનંદા સાથીઓને ખાસ જવાબદારી સોંપવામાં આવી. અમારી પાસે બેચાર નાની રિવોલ્વરો હતી એ એમને આપવામાં આવી.

'આરઝી હકૂમત ઝિન્દાબાદ'ના ગગનભેદી સૂત્રોથી વાતાવરણને ભરી દેતું, એના બુલન્દ પડઘા ઝીલતું સ્વાગતસરઘસ આગળ વધ્યું. આરઝી હકૂમતના સરનશીન અને પ્રધાનો જાણે અહીંથી જ પવનની પાંખે ઊડીને સીધા ગિરનાર ઉપર સ્વતંત્રતાનો ધ્વજ રોપવા જવાના હોય એવા સીના અને ભાવથી થનગની રહ્યા. નગરયાત્રા કરીને સરઘસ કશા અનિચ્છનીય બનાવ વિના નિશ્ચિત સ્થાને આવી પહોંચ્યું.

એજ રાત્રે રાજકોટમાં જંગી જાહેર સભા મળી. લોકોના ઉત્સાહની કોઈ સીમા નહોતી. જૂનાગઢના નવાબે પાકીસ્તાનમાં ભળવાનો નિર્ણય કર્યો છે એ જાણીને કેવળ રાજકીય આગેવાનોને જ નહીં, કેવળ જાહેર કાર્યકર્તાઓને જ નહીં, પણ કાઠિયાવાડના એક એક નાગરિકને ચોટ લાગેલી. કોઈ પણ હિસાબે કાઠિયાવાડના કાળજા જેવી સોરઠ ધરતી ઉપર પાકિસ્તાનને પગ મૂકવા દેવાય નહીં એવી સૌના દિલમાં ઝંખના હતી.

એ માટે કંઈક કરી છૂટવાની એમના મનમાં તાલાવેલી પણ હતી. આરઝી હકૂમતમાં એમણે એમની ઝંખના-ભાવના, તમન્ના ફળવાની આશા જોઈ.

સભાસ્થાનેથી જ જાણે ઘોડે ચડીને સીધા યુદ્ધમેદાન ઉપર ધસી જવાના હોય એવા ભાવથી રંગાઈ ગયેલા શામળદાસભાઈએ એમની ધખધખતી જબાનથી સભાને ડોલાવી. અન્ય આગેવાનોએ પણ પોતાની લાગણી વ્યક્ત કરી કોટડા સાંગાણી,

ભાડવા અને વાઘણિયાના રાજવીઓએ આરઝી હકૂમતને ધોરણસરની માન્યતા જાહેર કરી.

શૌર્ય અને શહાદતની વાતો કરનારા અને જૂનાગઢના નવાબના નિર્ણયથી હલી ઊઠેલા કાઠિયાવાડનાં નાનાં-મોટાં રજવાડાંઓ પાસેથી આરઝી હકૂમત માટે સહકારની મોટી અપેક્ષાઓ સેવવામાં આવેલી. જૂનાગઢના નવાબના નિર્ણય સામે પેદા થયેલ લોકજુવાળ એમને ગમતો હતો. આરઝી હકૂમતની રચનાને મનોમન એમણે આવકારેલી પણ ખરી. સરદાર સાહેબની મીઠી નજર મેળવવા માટે પણ બધા ભારે ઉત્સુક હતા. પણ આનો આ લોકજુવાળ આગળ વધે તો એમણે કાયમી માનેલાં એમનાં રાજસિંહાસનો પણ ધૂળમાં રગદોળાય એવી એમને ભીતિ લાગવા માંડેલી. આથી આ રજવાડાંઓ લાભહાનીની ગણતરીઓમાં પરોવાઈ ગયાં. આ સંજોગોમાં ઢસા – રાયસાંકળી, કોટડા સાંગાણી, ભાડવા અને વાઘણિયા જેવાં નાનાં રજવાડાંના રાજવીઓ, કશી ગણતરી ગણ્યા સિવાય, આરઝી હકૂમતને માન્યતા આપવાની જાહેરાત કરે એ ઓછા મહત્ત્વની વાત ન હતી. સભાએ આ જાહેરાતને વધાવી લીધી. મોડે સુધી ચાલેલી સભા પૂરી થઈ. હવે આરઝી હકૂમત શું કરશે એની અટકળો કરતાં કરતાં સભાજનો વિખરાયાં.

આરઝી હકૂમતે બીજા જ દિવસથી પોતાના કાર્યનો આરંભ કરી દીધો. આજે વલ્લભભાઈ પટેલ રોડ તરીકે ઓળખાતા મહત્ત્વના માર્ગ ઉપર એક વિશાળ મકાનના માલિક શ્રી ઝવેરચંદ સંઘરાજકાએ આરઝી હકૂમતની કચેરી માટે પોતાના મકાનમાં સગવડતા કરી આપી. આરઝી હકૂમતની કચેરી એ કેવળ ચીલાગત વહીવટ ચલાવવા માટેની કચેરી નહોતી. નગારે ઘા મારીને, રણશીંગું ફૂંકીને યુદ્ધે ચડેલી હકૂમતની એ કચેરી હતી. આરઝી હકૂમતે આ મકાનમાં વ્યવસ્થિત રીતે કચેરીનો પ્રારંભ કર્યો. જોતજોતામાં આ કચેરી યુદ્ધકચેરી બની ગઈ.

જૂનાગઢના નવાબ એમના દિવાન શાહનવાઝ ભુટ્ટોના દોરવાયા પાકિસ્તાન સાથે જોડાણ કરવાનું વિચારી રહ્યા છે એ વાતનો અણસાર મળતાંની સાથે નવાબને આ આત્મઘાતક પગલું ન લેવા માટે સમજાવવા કાઠિયાવાડ રાજકીય પરિષદે અને ખાસ કરીને શ્રી ઢેબરભાઈએ પ્રયત્નો હાથ ધરેલા. એમાં સફળતા ન મળતાં, નવાબના નિર્ણયનો વિરોધ કરવા માટે લોકજાગૃતિ અને આંદોલનનો કાર્યક્રમ પણ હાથ ધરેલો. જૂનાગઢ રાજ્યનો આર્થિક બહિષ્કાર જાહેર કરેલો અને એમાં સારી એવી સફળતા પણ મળેલી. લડવું પડે તો લડવાની તૈયારી સાથે, પૂરી જવાબદારી અને સંપૂર્ણ અધિકારો સાથે સંરક્ષણસમિતિની પણ રચના કરેલી. સંરક્ષણસમિતિ તરફથી આવી પડનારી પરિસ્થિતિનો સામનો કરવા માટે જૂનાગઢ રાજ્યમાં તેમજ જૂનાગઢ રાજ્યની બધી સરહદો ઉપર કાઠિયાવાડના ચૂનંદા કાર્યકરો – સ્વયંસેવકોનાં થાણાં પણ ગોઠવાઈ ગયેલાં.

પરન્તુ આરઝી હકૂમતની રચના થતાં સંરક્ષણસમિતિનું કામ પૂરું થયું. સંરક્ષણ સમિતિએ અત્યાર સુધી કરેલી વ્યવસ્થા, મેળવેલાં સાધનો અને જવાબદારી આપોઆપ આરઝી હકૂમતને સમર્પણ થઈ ગયાં. સંરક્ષણસમિતિનું વિસર્જન થઈ ગયું અને એના પાયા ઉપર આરઝી હકૂમત તરફથી વહીવટી તંત્રની તેમજ લડાઈના વ્યૂહની વિચારણા શરૂ કરવામાં આવી. સંરક્ષણસમિતિનું વિસર્જન થયું. પરન્તુ જેણે નવાબના પાકિસ્તાન સાથે જોડાણ કરવાના વિચારનો અને નિર્ણયનો વિરોધ કરવા માટે પહેલ કરી એ કાઠિયાવાડ રાજકીય પરિષદની જવાબદારી પૂરી થઈ નહોતી. આરઝી હકૂમતને હૂંફ અને મદદ કરવા માટે કાઠિયાવાડ રાજકીય પરિષદ અને એના પ્રમુખ શ્રી દરબાર સાહેબ તેમજ મંત્રી શ્રી ઢેબરભાઈ એ જ પરિશ્રમ ઉઠાવતા રહ્યા.

સૌ પ્રથમ આરઝી હકૂમતે પ્રધાનમંડળના સભ્યોને દફતરની અને જવાબદારીની વહેંચણી કરી.

શ્રી શામળદાસભાઈના નેતૃત્વ નીચે જ

આરઝી હકૂમતની રચના થયેલી અને આરઝી હકૂમતના સાનશીન તરીકે જ લોકોએ એમને વધાવી લીધેલા. દફતરની ફાળવણીમાં એમણે આરઝી હકૂમતના વડા પ્રધાનનું સ્થાન અને પરદેશ સાથેના સંબંધોનું દફતર સંભાળ્યું.

દેશના વડાપ્રધાનનું સ્થાન તો પંડિત જવાહરલાલ નહેરૂ શોભાવી રહ્યા હતા. એક જ દેશમાં બે વડાપ્રધાન હોઈ શકે? આવો પ્રશ્ન થાય એ સહજ હતું. પરન્તુ ભારતમાં જ રચાયેલી આરઝી હકૂમત વાસ્તવમાં તો પાકિસ્તાન સાથે જોડાણ જાહેર કરેલ જૂનાગઢ રાજ્યની આરઝી હકૂમત હતી – નવાબને હઠાવી જૂનાગઢ રાજ્યનો કબજો અને વહીવટ સંભાળી લેવાના નિશાન સાથે રચાયેલી હકૂમત હતી.

ભારત સરકારે એને માન્યતા આપી ન હતી. અને આ પ્રશ્ને પાકિસ્તાન સાથેનું ઘર્ષણ કે યુદ્ધ ટાળવા ઈચ્છતી ભારત સરકાર આરઝી હકૂમતને માન્યતા આપે પણ નહીં. સમગ્ર ભારતનાં લોકોની આરઝી હકૂમતને હૂંફ હતી. છતાં ભારતથી સ્વતંત્ર એવી એ હકૂમત હતી. આવી હકૂમતના વડાંએ હકૂમતના વડા પ્રધાનનો હોદ્દો ધારણ કરવો જ રહ્યો. સ્વતંત્ર હકૂમત તરીકે એણે બીજા રજવાડાંઓ અને ભારત સરકાર સાથે સંબંધ કેળવવા રહ્યા. એટલે પરદેશ સાથે સંબંધોનું દફતર પણ એટલું જ અનિવાર્ય ગણાય. શ્રી શામળદાસભાઈએ આ મહત્ત્વનો હોદ્દો અને જવાબદારી સંભાળ્યાં.

વ્યાપારધંધામાં સારી એવી નામના રળી ચૂકેલા શ્રી દુર્લભજીભાઈ ખેતાણીને આરઝી હકૂમતના નાયબ વડાપ્રધાનની જવાબદારી અને નાણાં ખાતું તેમજ વ્યાપાર ખાતું સુપરત કરવામાં આવ્યાં.

સફળ ધારાશાસ્ત્રી શ્રી નરેન્દ્રભાઈ નથવાણીને કાયદો તથા વ્યવસ્થાનું દફતર સોંપવામાં આવ્યું.

શ્રી ભવાનીશંકર ઓઝાને નિરાશ્રિતો અંગેનું દફતર સોંપાયું.

આઝાદ ફોજ સાથે રહીને મહત્ત્વની અને જોખમી સેવા આપી ચૂકેલા શ્રી મણિલાલ દોશી ગૃહખાતાના પ્રધાન નિયુક્ત થયા અને સ્વભાવે શાંત અને સૌમ્ય દેખાતા પણ લડાયક કોમનું ખમીર અને વારસો ધરાવતા તેમજ બાબરિયાવાડમાંથી લોકક્રાંતિની જ્યોત પ્રગટાવનાર શ્રી સુરગભાઈ વરૂને યુદ્ધખાતાના પ્રધાન તરીકે સૈન્ય અને યુદ્ધની જવાબદારી સોંપવામાં આવી.

આરઝી હકૂમતની કચેરીની વ્યવસ્થા શ્રી ચીમનભાઈ નાગરદાસ શાહ, શ્રી બાલુભાઈ વૈદ્ય, શ્રી જન્મશંકર. અંતાણી, શ્રી મનસુખલાલ કોઠારી અને અન્ય કાર્યકરોએ સંભાળી લીધી.

કાઠિયાવાડ રાજકીય પરિષદ્, મુંબઈનું કાઠિયાવાડ પ્રજામંડળ અને અન્ય સંગઠનોની આરઝી હકૂમતને જરૂરી સહકાર–મદદ મળતી રહે એ માટે: શ્રી દરબાર સાહેબ,

શ્રી રસિકભાઈ પરીખ
શ્રી રતુભાઈ અદાણી
શ્રી જેઠાલાલ જોશી
શ્રી મોહનભાઈ મહેતા – સોપાન
શ્રી ચીમનભાઈ ચકુભાઈ શાહ અને
શ્રી ગોકુળભાઈ ગગલાણીની બનેલી સહકાર સમિતિની રચના કરવામાં આવી.

યુદ્ધ માટે વ્યૂહ ગોઠવવા, યુદ્ધની તૈયારી કરવા અને યુદ્ધનું સંચાલન કરવા માટે

શ્રી શામળદાસ ગાંધી
શ્રી રસિકભાઈ પરીખ
શ્રી રતુભાઈ અદાણી અને
શ્રી ગોકુળભાઈ ગગલાણીની બનેલી

સંગ્રામ સમિતિ જાહેર કરવામાં આવી.

સૌએ પોતપોતાની કામગીરી શરૂ કરી દીધી. શ્રી શામળદાસભાઈએ કાઠિયાવાડનાં રજવાડાંઓનો સહકાર મેળવવા દોડધામ શરૂ કરી દીધી. શ્રી દુર્લભજીભાઈ આરઝી હકૂમત માટે નાણાં મેળવવાની તજવીજમાં લાગી ગયા. આરઝી હકૂમતના કમનમાં

એક તસુ પણ જમીન ન હોઈ કાયદો અને વ્યવસ્થા અંગે સીધી રીતે તો કંઈ કરવાનું હતું નહીં. પણ શ્રી નરેન્દ્રભાઈએ જૂનાગઢ રાજ્યમાં પલટાતા પ્રવાહોનો અભ્યાસ શરૂ કરી દીધો. ગૃહખાતાનો હવાલો ધરાવતા શ્રી મણિભાઈ એમની રીતે કામે લાગી ગયા. શ્રી સુરગભાઈ પાસે યુદ્ધનો હવાલો હતો. એમણે કચેરીમાં બેસવાને બદલે બાબરિયાવાડની ધરતી ખૂંદવાનું આ બધા પ્રધાનોની સરખામણીમાં ચાલુ રાખ્યું. નિરાશ્રિતોનું દફતર સંભાળતા શ્રી ભવાનીશંકર ઓઝા ઉપર શરૂઆતથી જ ભારે બોજો આવી પડયો.

જૂનાગઢના નવાબે પાકિસ્તાનમાં જોડાવાનો વિચાર કર્યો, ત્યારથી જ પ્રજામાં, ખાસ કરીને હિન્દુ પ્રજામાં ધાક બેસાડી દેવા માટે, નવાબના નિર્ણયનો કોઈ વિરોધ કરવાની હિંમત કરી શકે નહીં એવુ વાતાવરણ સર્જવા માટે જૂનાગઢના વહીવટી અને પોલીસતંત્રે જોરજુલમની શરૂઆત તો કરી દીધેલી. જનાગઢ રાજ્યમાં રહેવું સલામત નથી એમ માનનારાં લોકો હિજરત કરવા લાગેલાં. હિજરત કરી જતાં લોકોને પરેશાન કરવામાં નવાબી તંત્રે કોઈ મણા રાખી નહોતી.

પરન્તુ આરઝી હકૂમતની રચના થતાં જૂનાગઢના નવાબીતંત્રે હિન્દુ પ્રજા ઉપર દમનનો કોરડો વીંઝવાનું શરૂ કરી દીધું. ગુંડાગીરી બેફામ બની. લૂંટફાટ સામાન્ય બની ગઈ. પ્રજાને રીબાવવા–સતાવવા માટે ભાતભાતના ઉપાયો હાથ ધરવામાં આવ્યા. પરિણામે જૂનાગઢ રાજ્યની હદમાં રહેવું દોજખ જેવું બનવા લાગ્યું. સ્વમાન અને સલામતી માટે રાજ્યની હદ છોડી દીધા સિવાય, હિજરત કરી ગયા સિવાય બીજો ઉપાય ન રહ્યો. પણ ધરતીનો ખેડનારો, ધરતી સાથે મહોબતથી બંધાયેલો ખેડૂત ધરતી, ઢોર મૂકીને કયાં જાય? રોજેરોજનું પેટિયું રળનાર ભીખ લોકો કયાં જાય? એમણે તો રીબામણી – સતામણી સહન કરીને પણ ઘરબાર સાચવીને બેસી રહેવું પડયું. પણ વેપારીઓ, નોકરિયાતો, બુદ્ધિજીવીઓ એક પછી એક હિજરત કરવા લાગ્યા. મોટા ભાગનાં લોકોને સંઘરવાની સૌથી વધુ શક્તિ રાજકોટની. વધુમાં આરઝી હકૂમતની હૂંફ પણ રાજકોટમાં જ મળે. એટલે મોટા ભાગના હિજરતીઓ રાજકોટમાં એકઠાં થવા લાગ્યાં. એમને માટે શકય એટલી સગવડ અને વ્યવસ્થા કરવાની મોટી જવાબદારી નિરાશ્રિત વિભાગના પ્રધાન ઉપર આવી પડી.

આરઝી હકૂમતની કચેરી ધમધમવા લાગી. પરંન્તુ સૌથી મહત્ત્વની વાત તો જૂનાગઢનો કબજો કઈ રીતે મેળવવો એ હતી.

આરઝી હકૂમતની રચના પહેલાં કામગીરી બજાવતી સંરક્ષણસમિતિએ તો લડવું પડે તો લડવાની તૈયારી વિચારેલી પરન્તુ આરઝી હકૂમતનો તો જન્મ જ જૂનાગઢ સાથે સશસ્ત્ર યુદ્ધ કરવાના વિચારમાંથી થયેલો. એટલે આરઝી હકૂમત પાસે 'જો' અને 'તો' નો વિકલ્પ જ ન હતો. યુદ્ધ એ જ એક માત્ર કાર્યક્રમ, એક માત્ર માર્ગ હતો.

આરઝી હકૂમતની રચના થઈ ત્યારે લોકજુવાળ ચરમ સીમાએ પહોંચેલો. ખપી જવાની ભાવના સાથે પ્રધાનમંડળની રચના થઈ. પણ એ વખતે આરઝી હકૂમત પાસે સૈન્ય કે શસ્ત્રનો કંઈ પ્રબંધ ન હતો. આથી જ કેટલાક ટીકાકારોએ "લશ્કર વિના લડવા હાલી નીકળ્યા છે." એવો મહેર પણ કરેલો પણ વાસ્તવિકતા જુદી હતી. આરઝી હકૂમતની રચના પહેલાં જ સંરક્ષણસમિતિએ જૂનાગઢને પાકિસ્તાનમાં જતું રોકવા માટે પોતાની કામગીરી શરૂ કરી દીધેલી. એ માટે સંરક્ષણસમિતિ પાસે મરજીવિયાઓનું ખાસ દળ રચાઈ ચૂકેલું. વલભીપુરની સેવાદળશિબિરમાં ખપી જવાની તમન્ના અને તૈયારી સાથે પ્રતિજ્ઞા લઈ ચૂકેલા સ્વયંસેવકો પ્રૌઢની સશસ્ત્ર તાલીમ શિબિરમાં કેપ્ટન શ્રી બાલમસિંહજીના કડક શિસ્ત નીચે તાલીમ પામેલા સૈનિકો અને ત્યારબાદ વગર તાલીમે અમારી સાથે જોડાતા ગયેલા જુવાનો સંરક્ષણસમિતિના નેજા નીચે વિવિધ કામગીરી બજાવી રહ્યા હતા. આરઝી હકૂમતની

રચના થતાં, સંરક્ષણસમિતિની વ્યવસ્થા, સાધનો અને જવાબદારી આરઝી હકૂમતને વારસામાં મળી એ જ રીતે સંરક્ષણસમિતિના તમામ સૈનિકોએ અને સ્વયંસેવકોએ પોતાની સેવા અને વફાદારી આરઝી હકૂમતને અર્પણ કરી,ને આરઝી હકૂમતની સેનાનો પાયો નાખ્યો. આ સેનાને આઝાદ જૂનાગઢ ફોજ એવું નામ આપવામાં આવ્યું પણ લોકજીભે એ નામ ચડયું નહીં. લોકોએ આ ફોજને ટૂંકું અને વધુ અર્થસૂચક એવું 'લોકસેના'નું નામ આપ્યું.

શરૂઆતમાં લોકસેનાની અંદર કોઈ અધિકાર કે હોદ્દાનો વિચાર કરેલો નહીં. કરવાની જરૂર જ ન હતી. બધા એક પથારીએ સૂનારા, એક થાળીમાં જમનારા, હેડી હેડીના ભાઈબંધો જ હતા. એમાં કોણ સૈનિક અને કોણ સેનાપતિ? પણ કામની દૃષ્ટિએ અમારી વચ્ચે સહજ રીતે જ ફાળવણી થઈ ગઈ. સંગ્રામસમિતિના ચાર સભ્યો પૈકી શ્રી શામળદાસ ગાંધીને હથિયાર વિનાની લોકસેના ઉપર વિશ્વાસ બેસતો ન હતો. અને ન બેસે એ સ્વાભાવિક હતું. એટલે એક બાજુથી રજવાડાંઓનો સહકાર મેળવવાના પ્રયાસો આરંભ્યા, બીજી બાજુથી લોકોમાં ઉત્સાહ જગાડવા સભાઓ ગજવતા રહ્યા. શ્રી રસિકભાઈને શ્રી ઢેબરભાઈ સાથે અવારનવાર નાજુક મંત્રણાઓ માટે દિલ્હી જવું પડતું. છતાં એમણે શસ્ત્રો મેળવવા અને કસાયેલા તાલીમ પામેલા સૈનિકોની ભરતી કરવા ઉપર પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું. શ્રી ગોકુળભાઈ ગગલાણીએ જૂનાગઢ રાજ્યના અને કાઠિયાવાડના નકશાઓ અને જરૂરી માહિતી મેળવી, ક્યાંથી કઈ રીતે જૂનાગઢના પ્રદેશ ઉપર હલ્લો લઈ જઈ શકાય એનું આયોજન વિચારવા માંડયું. મારે ભાગે લોકસેનાના ભાઈબંધો સાથે રહી ને, ઠેર ઠેર કામ કરતાં થાણાંઓ સંભાળવાનું અને યુદ્ધની તૈયારી કરવાનું આવ્યું.

સુક્કી હાડકાનું માળખું, શાન્ત સ્વભાવ અને પૂરી રીતે અહિંસાને વરેલા છતાં લડાયક મિજાજ ધરાવતા શ્રી જેઠાલાલભાઈ અમને મદદ કરી રહ્યા હતા.

યુદ્ધના મેદાન ઉપર જઈને દુશ્મનો સાથે લડાઈ લડવા માટે તો અમારે ઘણી તૈયારી કરવી પડે એમ હતી. દરમિયાન પલાંઠી વાળીને શાન્ત બેસી રહેવું પરવડે એમ ન હતું. એક પછી એક પગલાં ભરવા એ જરૂરી હતું

એજન્સીનું મથક રાજકોટમાં હોઈને તેમજ દરેક રજવાડાને હાલતાં ને ચાલતાં પોલિટિકલ એજન્ટ સાથે કામ પડતાં હોઈને, કઠિયાવાડનાં કેટલાંક રજવાડાંઓએ રાજકોટમાં પોતાના 'ઉતારા' રાખેલા. જૂનાગઢ રાજ્યનો પણ રાજકોટમાં મહેલ જેવો 'ઉતારો' હતો. સૌ પ્રથમ આ ઉતારો કબજે કરવાની અમે યોજના વિચારી.

રાજકોટ રાજ્યે વિધિસર આરઝી હકૂમતને માન્યતા આપવાની તો હિંમત કરી નહોતી પણ આરઝી હકૂમતનું વડું મથક રાજકોટમાં જ હતું. કોઈ રાજ્ય અમાન્ય હકૂમતને પોતાની હદમાં પગ પણ મૂકવા ન દે. પરન્તુ રાજકોટ રાજ્યે આવી કોઈ હરકત કરી નહીં. બલ્કે આડકતરી રીતે રાજ્યની સહાનુભૂતિ અને સહકાર મળતા રહ્યા.

જૂનાગઢના ઉતારાની માલિકી જૂનાગઢ રાજ્યની. પણ હકૂમત તો રાજકોટ રાજ્યની. એટલે આ ઉતારાનો કબજો લેવો હોય, લઈને જાળવી રાખવો હોય તો રાજકોટ રાજ્ય તરફથી કોઈ હરકત કરવામાં ન આવે એવી ગોઠવણ કરવી રહી. શ્રી જેઠાલાલ જોશીએ આ બીડું ઝડપ્યું. આરઝી હકૂમત લોકસેના જૂનાગઢના ઉતારા ઉપર છાપો મારી એનો કબજો મેળવે તો એમાં રાજ્ય તરફથી કોઈ હરકત કરવામાં નહીં આવે એવી એમણે લાગતા વળગતા પાસેથી ખાત્રી મેળવી લીધી.

જૂનાગઢના ઉતારામાં કોણ કોણ રહે છે? કોઈ સશસ્ત્ર માણસો છે કે કેમ? સામનો થાય તો કેવોક થાય? આ બધી માહિતી મેળવવા અમારું જાસુસી દળ કામે લાગી ગયું. એમના તરફથી બાતમી મળી કે જૂનાગઢના વૈદકીય અધિકારી ડો. માર્ટીન્સ આ ઉતારામાં ધામો નાખીને પડયા છે.

એક બાતમી એવી મળી કે રાજ્યના અન્ય અધિકારીઓ સાથે કંઈક વાંધો પડતાં, તેઓ રજા ઉપર ઊતરી રાજકોટના ઉતારામાં રહ્યા છે. બીજો અભિપ્રાય એવો જાણવા મળ્યો કે કોઈને વહેમ ન પડે એટલા માટે વૈદકીય અધિકારી તરીકે ચાહના અને નામના મેળવેલ આ ડોકટરને જાસુસી માટે રાજકોટ રાખવામાં આવ્યા છે. ઉતારામાં બીજા માણસો પણ હતા. છૂપી રીતે થોડાં હથિયારધારી માણસો રાખવામાં આવ્યા છે એવી પણ ઊડતી બાતમી મળી. બીજી પણ કેટલીક ઉલટાસૂલટી વાતો સાંભળવા મળી. પણ એની ચિંતા કે દરકાર કર્યા સિવાય, વહેલી તકે જૂનાગઢના ઉતારા ઉપર છાપો મારી કબજો મેળવવાનો અમે નિર્ણય લીધો. એના કાર્યક્રમ અંગે પૂરી ગુપ્તતા જાળવવાની હતી. એટલે કયા દિવસે, કયારે, કોણ કઈ રીતે છાપો મારશે એની વિગતોની કોઈને ગંધ પણ ન આવે એની પૂરી કાળજી લેવામાં આવી. શ્રી જેઠાલાલ જોશીએ અને મેં મળીને દિવસ-સમય નકકી કરી લીધા. પણ આરઝી હકૂમતના પ્રધાનોને, અરે જાની બિલ્ડીંગમાં રહેતા અમારા સાથીઓને પણ આ વિગતોની જાણ થવા દીધી નહોતી.

અમારી કેટલીક ગુપ્ત લડાયક પ્રવૃત્તિઓ માટે રાજકોટમાં કાઠિયાવાડ જીમખાના પાસેનું એક મેડીબંધ મકાન અમે રાખેલું. થોડા વખત માટે શ્રી દ્વારકાદાસ ત્રિવેદી અને એમનાં પત્ની શ્રી મેરી બહેન આ મકાનમાં રહેલાં. એટલે અમારા મિત્રોએ મજાકમાં આ મકાનને 'મેરી મેન્શન' નામ આપેલું.

તા. ૩૦-૯-૪૭ ના રોજ એટલે આરઝી હકૂમતના રાજકોટમાં આગમન પછી ત્રીજા જ દિવસે ૩૦ જેટલા સાથીઓને જરૂરી કામ માટે મળવું છે એમ કહીને મેરી મેન્શનમાં ત્રણ વાગ્યે હાજર થઈ જવાની સૂચના આપવામાં આવી. શા કામે મળી રહ્યા છીએ એની એમને પણ જાણ થવા દીધી ન હતી. સમયસર બધા હાજર થઈ ગયા. બારણાં બંધ કરવામાં આવ્યાં કોઈ વાત નહીં, કોઈ ચીત નહીં, અહીંથી આપણે જૂનાગઢના ઉતારા ઉપર છાપો મારી, કબજો મેળવવા જવાનું છે મેં જાહેરાત કરી. કોઈ ચર્ચાવિચારણા કરવાની છે એવી સમજણ સાથે આવેલા સાથીઓ છાપો મારવાની વાત સાંભળીને ટટ્ટાર થઈ ગયા. ઉતારાને કેટલા દરવાજા છે, કોણે કયાંથી હલ્લો કરવાનો છે, સામનો થાય તો શું કરવાનું છે એની સૂચના અપાઈ ગઈ. મેરી મેન્શનથી ઉતારો બહુ દૂર ન હતો.

પણ ગુપ્તતા જાળવવા અને સમય બચાવવા માટે, મેરી મેન્શન પાસે ૮ ટેકસીઓ તૈયાર રાખવામાં આવી હતી. સૂચના પૂરી થઈ. ઉમંગમાં આવી ગયેલા અમારા સૈનિક મિત્રોને લઈને આઠ ટેકસીઓ જૂનાગઢના ઉતારા તરફ સડસડાટ રવાના થઈ ગઈ.



## પાની બિચ મીન પિયાસી રે ?

બસોથી પાંચસો માઈલ જેટલા થરનો હવાઈ મહાસાગર આપણા ઉપર છુપાયેલો હોય છે. આ હવાઈ મહાસાગરમાં નાઈટ્રોજનનું પ્રમાણ કલ્પનાતીત હોય છે. એક એકરમાં વાવેલ ઘઉંને પોષણ તેમજ વૃદ્ધિ માટે ત્રેંસઠ પાઉન્ડ નાઈટ્રોજન પૂરતો ગણાય. આજ એક એકર જમીન ઉપરના હવાઈ મહાસાગરમાં સાડત્રીસ હજાર ટન નાઈટ્રોજન તરતો હોય છે. પણ ઘઉંની હાલત તો પાની બિચ મીન પિયાસી જેવી. ઉપર તરતા નાઈટ્રોજનના મહાસાગરનો એને કશો જ લાભ નહીં. નાઈટ્રોજન મેળવવા માટે તો એને મૂળ, પાંદડાં કે માનવનો સહારો લેવો પડે. અંગ્રેજ કવિ કોલરિજની એક પંક્તિ યાદ આવે છે. "*Water water everywhere and not a drop to drink*" – પાણી જ પાણી સર્વત્ર, પણ પીવા ન મળે એક બુંદ !

[ હિન્દી 'વનસ્પતિ જીવનદર્શન' ઉપરથી ]

ઈસ્માઈલભાઈ નાગોરી

અક્ષયનાથના આયોજક અને સૌંદર્યના આરાધક

# રતુભાઈ અદાણી

જયમલ્લ પરમાર

મહારાજ મેર બેસી રહ્યા હતા. સંધ્યાના મલીરના આછા ફરકાટથી અક્ષયવનની સ્ફટિકશી હથેળીમાં કમનીય કંડારેલ ભગવાન અક્ષયનાથનું મંદિર ઝૂલી રહ્યું હતું. નાખી નજર પહોંચે ત્યાં સુધીની ચોફરતી અફાટ ડુંગરાળ ધરતીમાં રમણીયતાનો સાગર હિલોળા લઈ રહ્યો હતો. અક્ષયનાથના આરસમઢયા પ્રાંગણના આછા ગુલાબી આરસના ગાલીચા ઉપર ઊભાં ઊભાં નિસર્ગ વચ્ચે સર્જાયેલા આ સૌંદર્યધામને હું મુગ્ધ મને નિહાળી રહ્યો હતો. સાંજના સમીરની આછી લહરો શરીર – મનના સંતાપોને વિસરાવીને ચિત્તને પ્રસન્નતાને હીંચોળે હુલરાવી રહી હતી.

અક્ષયનાથનો આયોજક



સૌંદર્યના આરાધક

આસપાસ ૨૦–૨૫ માણસો મંદિરની આસપાસ અને મંદિરના બાંધકામને આખરી ઓપ આપી રહ્યા હતા. છતાં વાતાવરણની શાંતિ લગીરે ખલેલ પહોંચતી ન હતી. મંદિરના ગૂંબજ, સાધના-કુટીર, હોજ, ફુવારા અને બાગાયતનું કામ શાંતિના જ એક ભાગરૂપે પૂર્ણતા પામી રહ્યાં હતાં. નહોતી સઘન વનરાજી, નહોતાં સરિતા – સરોવર કે નહોતાં કોઈ ધોધઝરણ. ક્યાંક ક્યાંક વૃક્ષોની લીલવણી લકીર જુદી તરી આવતી. હળુ હળુ ઝૂકતી મંદિર ફરતાં દેવદેવીઓની મૂર્તિઓને પ્રણિપાત કરતી રહેતી હતી. અક્ષયવનમાં રોપેલાં હજારો વૃક્ષો આ અફાટ ધરતીના આછા શ્યામ ગુલાલ સાળુની લીલી કિનાર જેવાં શોભી રહ્યાં હતાં.

સંધ્યાના સાળુના ચેતનાદાયી ફરકાટ સિવાય કોઈ અવાજ નહિ. સાંજ ઢળવા લાગી. મન મસ્ત બનવા લાગ્યું. ક્ષયમાંથી નરવાઈ પ્રાપ્ત કરતા જઈ કલાવૃદ્ધિ પામતો નિસ્તેજ ચંદ્ર ભગવાનના મંદિરમાં નમ્રભાવે ભક્ત પ્રવેશતો હોય તેમ ધીરે ધીરે આકાશમાં ઊંચે ચડી રહ્યો હતો. એના આછા ઉજાસમાં તારલા ટમટમવા લાગ્યા. ઊડીને મારું મન પણ અંબર જઈ ચડયું.

આભે ચડીને જોતાં આ વિશાળ ડુંગરાળ ધરતી– દૃશ્ય અદ્ભુત લાગતું હતું. અક્ષયવનની ધરતી જાણે પોતાના વ્હાલસોયા બાળ ઉપર ખોળામાં ખેલવતી વાત્સલ્ય ઢોળી રહી છે. ધરતીનો લાલ માની અમી નીતરતી આંખો સામે મીટ માંડીને પાટુડિયું નાખતાં ખીલ ખીલ હસી રહ્યો છે. મા–બાળકના વાત્સલ્યના આ દૃશ્યમાં સૌંદર્યની દિવ્યતા પથરાઈ રહી હતી. આટલા ખાતર જ કદાચ સતી અનસૂયાને ખોળે બાળક બનીને ખેલવાના બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવને કોડ જાગ્યા હશે. એ જ કારણે કૃષ્ણ ભગવાન લાલજીનું સ્વરૂપ લઈને માતા જશોદાને ખોળે ખૂંદ્યા હશે. અક્ષયવન અને અક્ષયનાથના મંદિર માથે શીળાં કિરણોની આભાથી અર્ધ્ય આપી ચંદ્ર આગળ ચાલ્યો. તારલા વાત્સલ્યમયી ધરતીના સૌંદર્યને પીતાં ધરાતા ન હોય તેમ.

કેટલાંક વર્ષો પહેલાં આ જ ધરતી માથે ટી. બી. હોસ્પીટલ માટે પાયા ખોદાયેલ અને થોડા પાયા પુરાયેલા જોયેલા ત્યારે આ જ ધરતી જાણે જડબાં ફાડીને ડાકલી બજાવતી હોય એવી વિકરાળ લાગતી હતી. પછી તો વર્ષો વીતતાં ગયાં, વોર્ડ પછી વોર્ડ અને એને આનુષંગિક ઈમારતો ખડી થતી ગઈ. ચોતરફ અને માર્ગોમાં વાવેલાં વૃક્ષો મોટાં થતાં ગયાં અને ફૂલછોડોથી રમણીયતા વધતી ગઈ ને દરદીઓની માવજતમાં સ્નેહનો અને માનવભાવનો સંચાર નજરે નિહાળેલો. એને સાત સાત વરસનાં વહાણાં વીતી ગયેલાં.

સાત વરસ બાદ અક્ષયધામની ખૂબસૂરતી જોઈને ઝૂમી ઊઠેલો યુવાવસ્થાને ઉંબરે પહોંચેલા અક્ષયધામનાં ઉપવન, એના રૂપાળા વૃક્ષાચ્છાદિત માર્ગો, માર્ગોનાં પશુ પક્ષીઓનાં સુશોભનો, એના વિશાળ ચોક, એનો મિનાર સ્તંભ અને કમલ–હોજ, એનાં ઊંચાંનીચાં આવાસોની ફૂલછોડ મઢેલી રૂપાળી ચઢ – ઊતર, તળ ધરતીના જ રંગોની ભભક અને કલાકૃતિઓની રૂપસજાવટ જોઈ હું હેરત પામી ઊઠેલો.

ત્યાં માત્ર રૂપસજાવટ જ ન હતી પણ વ્યવસ્થામાં, વહીવટમાં, રખાવટમાં, આદર – આતિથ્યમાં અને સેવાભાવમાં એ રૂપ એકાકાર બની ઊઠેલાં. આ બધાના કેન્દ્રમાં હતો દરદી. દરદીની સારવાર માનવભાવ સાથેની માવજત. ઈલાજ, ઉપચાર અને ભોજન સુધી દરદીના ચિત્તની પ્રસન્નતા, જીવનનો ઉલ્લાસ, અંકુરો જેવી આશાની ટશરો અને સંસ્કારી જીવનની આત્મા પ્રસરાવતી આવતી જોઈ. ત્યાં ધરતી જ નહિ, ઝાડવાં જ નહિ પણ જીવન પણ પાંગરતાં જોયાં. દરદીને ત્યાં શરીરનો, મનનો અને આત્માનો ત્રણેયનો ખોરાક મળતો હતો. એટલે જ કદાચ શ્રી. મોરારીદાસ હરિયાણીએ લખ્યું હશે કે 'માંદો પડું ને અહીં માવજત લેવા આવું.'

સાત વર્ષે અક્ષયગઢ આવ્યો ત્યારે અક્ષયગઢના મંદિરનું કેટલુંક ચણતર થઈ ગયેલું અને કેટલુંક ચણતરદશામાં હતું. એનાં કપરાં ચણતરને નજરે જોયું. રતુભાઈના મુખેથી આ પરીકથા જેવી સમગ્ર ઘટના સાંભળેલી. અખબારોમાં પણ વાંચેલી. અવળસવળ કલ્પનાને કનકવે પણ આ સાહસકથા રમણે ચડેલી; પણ આજ નજરોનજર પહેલીવાર જોઈ. સોરઠ ક્ષયનિવારણ સમિતિ, એના રચનાકૌશલ અને એના રચનારાનાં મનોમન વારણાં લેતો રહ્યો અનેકોના સહકાર સિવાય આવાં કાર્યો કદી નથી બનતાં અનેકોના સહકાર સિવાય આવા પ્રચંડ પુરુષાર્થ પાકતા નથી. ભગવાન કૃષ્ણને પણ ગોવર્ધન તોળવા બધા ગોપાળોનો સહયોગ સાધવો પડેલો.

આવાં સર્જનોમાં કોઈક પ્રેરક હોય છે, કોઈક આયોજક હોય છે, કોઈક પુરુષાર્થ કરનારા ઉદ્યમવીર–કર્મવીર હોય છે, કોઈક ધર્મવીર હોય છે, કોઈક વહીવટકુશળ હોય છે, કોઈક રચનાકુશળ હોય છે, કોઈક દીર્ઘદૃષ્ટા હોય છે, કોઈક સંયોજક હોય છે તો કોઈક કલાસર્જક હોય છે. કોઈ કોઈમાં આમાંથી એકથી વધુ ગુણો પણ હોય છે, પણ આ સમગ્રનો સરવાળો અક્ષયધામના આયોજક અને સૌંદર્યના આરાધક રતુભાઈમાં ચરિતાર્થ થયેલો થયો.

અક્ષયગઢનું કામ હાથ ધરે ત્યારે પોતાની સમગ્ર શક્તિ રેડીને કાર્યને ઝળકાવ્યે રહે. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટનું કાર્ય હાથ ધરે ત્યારે એને તમામ શક્તિથી શોભાવે ને દીપાવે. અક્ષયનાથના મંદિરનું કાર્ય હાથ ધર્યું ત્યારે એને એટલી હદે વિકસાવતા રહ્યા છે કે તે ગુજરાતનું સૌંદર્યધામ બની રહ્યું છે.

મારી જાણમાં વિશ્વમાં આવા ત્રણ જ બનાવો બન્યા છે. એક તો ઈજિપ્તમાં નાઈલ નદીમાં આસ્વાન બંધ બાંધતા હતા ત્યારે હજારો વર્ષ પુરાણું એક મંદિર તોડવું પડે તેમ હતું. એ મંદિર વિશ્વની અજાયબી જેવું એક હતું. વિશ્વરાષ્ટ્ર સંઘની મદદથી એ મંદિરની શીલાઓ જંગી ક્રેઈનો દ્વારા ખસેડતા રહી યથાતય અકબંધ રાખેલું.

બીજો બનાવ છે ગોદાવરી નદીમાં નાગાર્જુન સાગર બંધ બાંધવા નાગાર્જુનના અવશેષો ખસેડવા પડયા તે. આ અવશેષો પુનઃસ્થાપન હજી નથી થયેલ એ મેં નજરે જોયો છે.

ત્રીજો બનાવ તે ઝાલાવાડના રાજસીતાપુર ગામેથી ૨૫૦ કીલોમીટર દૂર. કેશોદની ટી. બી. હોસ્પીટલની વિશાળ ધરતી હવે જે અક્ષયગઢના નામે ઓળખાય છે ત્યાં આખું શિવમંદિર ફેરવ્યું તે.

નાઈલના અસ્વાન બંધમાં આવતું મંદિર આંતરરાષ્ટ્રીય સહકારથી ફરેલું. ગોદાવરીના નાગાર્જુન બંધમાં આવતા નાગાર્જુનના અવશેષો એ રાષ્ટ્રીય સહકારથી ફેરવાયેલા; જ્યારે રાજસીતાપુરથી ફેરવેલું મંદિર ભલે નાનું હોય તો પણ એ એક વ્યક્તિની સાહસિક મહત્ત્વાકાંક્ષાનો વિરલ પુરુષાર્થ હતો.

લગભગ બે હજારથી વિશેષ નકશીદાર પથ્થરો અણુભંગ ઉખેડવા અને એને અકબંધ અક્ષયગઢ પહોંચાડવા અને માત્ર બે વર્ષ અને ત્રણ માસમાં જ એમાંથી મંદિરનો પુનરુદ્ધાર કરી પુનઃસ્થાપન કરવું એ કલ્પનાતીત કાર્યશક્તિની અસાધારણતા માગી લે છે.

આ સમય દરમિયાન મંદિરની પુનઃરચનાની શરૂઆતમાં જ માપ-મેળમાં ફેર પડતાં છ માસ સુધી તો ચણતર કામ બંધ રહ્યું. એટલે આમ તો માત્ર પોણા બે વર્ષમાં અક્ષયનાથનું મંદિર ઊભું થઈ શકયું કહેવાય.

મંદિરની રચના અન્ય ઈમારતોના ચણતર જેવી સરળ સહજ નથી હોતી. આપણી પ્રાચીન

સહયોગ



રામકૃષ્ણ આશ્રમના પ્રમુખ સ્વામી શ્રી વ્યોમાનંદજી મહારાજ, શ્રી જયમલ્લભાઈ પરમાર અને શ્રી હાવાભાઈ સંઘવી વજનદાર પથ્થર ચડાવવામાં મદદ કરે છે,

વાસ્તુવિદ્યા પ્રમાણે જ એની રચના થઈ શકે. એમાં અર્ધા ઈંચનો ય આઘો પાછો ફરક ચાલી શકતો નથી.

શિલ્પ-સ્થાપત્ય અને વાસ્તુવિદ્યાના પદ્ધતિસરના કોઈ શિક્ષણ સિવાય રતુભાઈની બાંધકામની આંતરસૂઝ, અનુભવ અને કલાસૂઝને કારણે મંદિર-

ની રચના સંપૂર્ણ કલાસંપન્ન બની શકી છે. એના બાંધકામ દરમિયાન રતુભાઈની સતત હાજરી અને ઝીણવટભરી દેખરેખ અનિવાર્ય બની. દોરાવા દોરાવા ફરક તેઓ ભાંગતા ગયા અને એક સ્થપતિના કૌશલથી મંદિરને અણીશુદ્ધ ઊભું કરાવતા ગયા.

પણ મંદિર આપોઆપ નથી ફરતું. આપો-આપ ઊભું થતું નથી. આજના યુગમાં તો તે લખલૂંટ પૈસા માગી લે છે. એમ એક બાજુથી એ માટેનું ભંડોળ ઊભું કરતા ગયા. ઉત્તમ કારીગરો મેળવતા ગયા અને આવી મંદિરની રચના કરતાં કરતાં જ નવી નવી માંગ ઊભી થતી જ ગઈ. મંદિરને મંદિરની રીતે સ્થાપન કરતાં જતાં અનેક-વિધ ચીજવસ્તુઓની જરૂરિયાતો ઊભી થતી ગઈ. જે મળેલું તે તો જીર્ણ મંદિરનું પથ્થરનું માત્ર ખોખું જ હતું. નહોતી એમાં ગર્ભદ્વારની મૂર્તિઓ કે નહોતી એમાં ગ્રહોની મૂર્તિઓ. ગોખની મૂર્તિઓ કે દ્વાર સોપાન તો ક્યાંથી જ હોય?

એમાં એવું પણ નથી કે કોઈ એક કામ હાથ ધરે, એટલે બીજાં બધાં કામ પડતાં મેલીને કરે રતુભાઈ એક સાથે અનેક કાર્યો પતાવતા રહેતા હોય છે. એમની આ શક્તિ એકબીજાં કામને એક બીજાનાં પૂરક બનાવવામાં રહેલી છે. એટલે જ્યારે કોઈ એક નવું કામ હાથ ધરે ત્યારે સૌનો સહકાર એમાં નોતરે છે, સૌનો સહયોગ એમાં નોતરે છે. પ્રત્યેકમાં પોતાના જેટલી જ આત્મીયતા તેઓ ઊભી કરે છે, પછી તે મોટા ઉદ્યોગપતિ હોય કે નાનકડો કારીગર હોય. એક કામને સૌનું કામ બનાવી દેવાની એમનામાં અજબ આવડત છે, જેથી બધા કામે લાગી જાય છે ને પોતે તન તોડતા રહીને કામ કરતા રહે છે. એમની કાર્યશક્તિથી સૌને ચાનક ચડે છે, ને જેમનામાં એટલી શક્તિ નથી હોતી તે પોતા પૂરતું તો કરી જ છૂટે છે. મારા સતત સંપર્કથી હું કહું છું કે અક્ષયનાથ મંદિર માટે તેઓ સેંકડો માણસોને કામે લગાડતા રહ્યા છે, પછી તે સ્ત્રી હોય કે પુરુષ, રંક હોય કે શ્રીમંત, જૈન હોય કે શૈવ, વૈષ્ણવ હોય કે સહજાનંદી, કોઈ પણ સંપ્રદાયથી અસ્પૃશ્ય રહીને તેઓ કામ લે છે એટલે તમામ સંપ્રદાયવાળાઓનો સહયોગ તેઓ પ્રાપ્ત કરી શકે છે. સાથોસાથ વિવિધ વ્યવસાયના અનેક લોકોની સહૃદયતાને જગાડી એ સૌને કામ લેતા કરે છે. વળી કોઈ પણ નવું કામ સામે આવે કે ઘડીભરમાં એની ફાવટ કેળવીને એ કાર્યનું કુશળતાથી સંચાલન કરે છે.

બીજું પોતાના સિદ્ધાંત કે મૂલ્યો સાથે બાંધ-છોડ કર્યા સિવાય સામાનો સદ્‌ભાવ મેળવી શકે છે. એથી એમના પ્રત્યેક કાર્યને ભારે વ્યાપક સહકાર મળે છે. રતુભાઈની સૈદ્ધાંતિક ભૂમિકાનો એમાં આદર આવકાર રહેલો છે.

સેવા સર્વાંગી હોય એમાં શક્તિ ભક્તિ અને સૌંદર્ય ત્રણેયનો સમન્વય થાય છે. શક્તિ સિવાય સેવા થતી નથી. ભક્તિ સિવાય કરુણા – પ્રેમને માનવ-ભાવ પેદા થતાં નથી. સૌંદર્ય સિવાય પૂર્ણતા પ્રાપ્ત થતી નથી. રતુભાઈમાં સર્જકતા પડેલી છે. એટલે નવી નવી સમાજ–ઉપકારક રચના એમને સ્વભાવ ગત છે. એ સર્જકતા એમને વસ્તુના મૂળ સુધી લઈ ગઈ છે. એટલે કે પાયાથી માંડીને સંપૂર્ણ સુવિધા ભરી ઈમારતની રચના સુધીનાં પ્રત્યેક કાર્ય સુધીની કાર્યક્ષમતા તેઓ ધરાવતા થઈ જાય છે.

સૌંદર્યદૃષ્ટિ એમનામાં અંદરથી આવતી રહે છે એટલે તો અક્ષયધામની પ્રત્યેક વસ્તુ આગંતુકને આકર્ષક આવકાર આપતી હોય છે. માત્ર નયનરમ્ય જ નહિ પણ મનોરમ્ય ને હૃદયગમ્ય પણ ખરી.

એમણે જેટજેટલી સંસ્થાઓની રચના કરી તે દરેકમાં સામાજિક ઉત્કર્ષ અને લોકોનું યોગક્ષેમ તો રહેલાં જ હોય છે. પણ માનવી એકલા શરીરનો નથી બનેલો હોતો, એ સૌંદર્યમાંથી આનંદ મેળવે છે ને ભક્તિથી શક્તિ મેળવે છે. એટલે પ્રાર્થના, લોકસંગીત, લોકનૃત્યો અને શિષ્ટ તથા લોકસાહિત્ય જેમ જીવનના આનંદ અને શક્તિનાં પ્રેરકબળ છે તેમ જીવન ઉપયોગી સાહિત્યમાં રસ લેતા રહી એનું પ્રકાશન પણ કરતા રહ્યા છે. 'વનસ્પતિ જીવન દર્શન'

ના પ્રકાશનમાં એમની સર્વ શક્તિઓ ઝળકી ઊઠી છે.

અહીં અક્ષયવનમાં અને અક્ષયનાથના મંદિરમાં તેમણે સર્વના સમન્વય કર્યો છે. સત્યં શિવં અને સુંદરમ્‌ના સાચા આરાધક બન્યા છે. લોકસેવા–લોકસંગ્રહના એક ભાગ રૂપે તેઓ આ પ્રચંડ પુરુષાર્થ ખેડી રહ્યા છે. સવાલ તો હતો માત્ર અક્ષયધામને કલાકૃતિઓથી આકર્ષક બનાવવાનો. એના ભાગ રૂપે જ મંદિર આખું ઉપાડી લાવ્યા પણ આ કલાકૃતિઓ માટે આખું મંદિર ઉપાડી આવવાની કલાસૂઝે એમની ચોકસાઈ, ઝીણવટ, કાર્યશક્તિ અને સહયોગની ભાવનાને પરાકાષ્ઠાએ પહોંચાડી.

અને જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં એમની નજર કોઈ પણ કલાત્મક વસ્તુને શોધ્યા જ કરતી હોય છે. એ માટે કલાસંગ્રહો પણ ખૂંદી વળે છે, એને પરિણામે જ મંદિર લાધ્યું. દરદીઓને–લોકને પોતાની શ્રદ્ધા અને વિશ્વાસ માટે કોઈને કોઈ દેવનું આલંબન જોઈતું હોય છે. લોક સીધો નિરાકારમાં નથી પહોંચી જતો, એ સાકારમાંથી નિરાકારમાં જાય છે. એવી લોકલાગણીમાંથી આ મંદિરની રચના થઈ છે, રતુભાઈ કોઈ સંપ્રદાયમાં માને છે એટલા ખાતર નહિ.

જન્મજાતથી તો તેઓ જૈન છે. જો કે એમનાં પત્ની શ્રી કુસુમબહેન વૈષ્ણવ કુળમાંથી આવે છે. આમ જૈન અને વૈષ્ણવ ધર્મનો સુભગ સમન્વય થયો છે. રતુભાઈ ઉપર ધાર્મિક વિચારોની કેટલીક અસર સ્વામી રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદની પણ ખરી. માનવ ધર્મની સીધી અસર ગાંધીજીની. ઉના એમનો ચૂંટણી વિસ્તાર હતો. ઉના – ગિરના ફરતા વિસ્તારના લોકદેવતા એમણે તુલસીશ્યામમાં નિહાળ્યા અને તુલસીશ્યામનો લોકો-



મંદિરના અવશેષોનું નિર્માણ વિચારતા શ્રી રતુભાઈ અદાણી

પકારક બને એ રીતે જીર્ણોદ્ધાર અને વિકાસ કરવાના પ્રયાસો હાથ ધર્યા. તે કાળના ત્યાંના મહંતને કારણે તે શકય ન બન્યું નહિ તો આજે તુલસીશ્યામ અપૂર્વ પ્રતિષ્ઠા અને પ્રસિદ્ધિ પામી ઉત્કર્ષના શિખરે ઝૂલતું હોત.

તુલસીશ્યામ વૈષ્ણવ સંપ્રદાયનો એક ફાંટો છે અક્ષયનાથ એ સીધો શૈવસંપ્રદાય છે. એમણે મંદિરની શાસ્ત્રોક્તતા બધી જાળવી છે પણ જડતા કે રૂઢિ-ચુસ્તતા નહિ. એમણે સૌરાષ્ટ્રના વિવિધ સંપ્રદાયના નવ સંત મહંતોના હાથે અક્ષયનાથના મંદિરનો શીલા-ન્યાસ કરાવ્યો એ જ એમના સર્વધર્મ સમભાવનું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. જો કે સંતો મહંતો સાથેનો એમનો લોકોત્થાન અંગેનો સંબંધ સ્વાધીનતાની સાથેસાથ જળવાતો આવ્યો છે.

આઠ મહિના પહેલાં મંદિરનું કેટલુંક ચણતર થયેલું. બાકીના પથ્થરો વેરવિખેર પડેલા. એ એક એક પત્થરને ખસેડવા, ઉપડાવવા અને ગોઠવવા સુધીની બધી કામગીરીમાં દિવસે રતુભાઈ કર્યરત રહેતા ને રાતે કામ કરતાં. થાકે ત્યારે પાછા મંદિરે ઊપડી જતા. આઠ મહિના બાદ જ્યારે અક્ષયવનની સ્વરૂપ શોભા સાથે મંદિરને પૂર્ણતાએ પહોંચતું જોયું ત્યારે ત્યાં નાનકડી અલકાપુરી ખડી થઈ ગયેલી.

ગજથર, હયથર, પક્ષીથર, કે નૃત્યથર મંદિરના કંડારણમાં નથી, પણ ખંડિત કહેવાય એવી આરસની કમનીય એકસો જેટલી મૂર્તિઓએ મંદિરને અને આસપાસની ધરતીને ઉપાડી લીધાં છે. બેઠકો, હોજ અને ફુવારાઓ વચ્ચે સૂંઢમાંથી ફુવારા છોડતા હસ્તીઓને જોતાં અને ઈલોરાનો કૈલાસ મહાપ્રાસાદ યાદ આવ્યો. પર્વતની ટોચથી કંડારતા જઈને ૧૦૫ ફૂટનું એ મંદિર વિશ્વની અજાયબી જેવું છે. અક્ષયનાથનું મંદિર ૭૦ ફૂટ ઊંચુ છે. મંદિરનો કુલ વિસ્તાર ૯૦ હજાર ચોરસ ફૂટનો છે. મંદિરની પશ્ચિમાભિમુખ ૧૧ સાધનાકુટીર રચી છે જ્યારે પૂર્વભાગે એક બાજુ સર્વધર્મોના ગ્રંથોનાં ગ્રંથાલય અને બીજી બાજુ સમગ્ર અક્ષયવનને આવરી લેતા ધ્વનિપ્રસારણના ખંડોની રચના કરેલી છે.

ધર્મથી ધર્મની વૃદ્ધિ થાય છે, ધર્મથી ધર્મનું રક્ષણ થાય છે. રાજકારણમાં રહેવા છતાં ઈતિ કર્તવ્ય સેવા એમનો સ્વભાવધર્મ છે. લોકકલ્યાણ માટે જીવનભર નાની મોટી રચનાઓ તેઓ કરતા જ રહ્યા છે જોકે નાનું કહી એમની નજરમાં નથી આવતું. સૂક્ષ્મભાવ એમના જીવનતત્ત્વનું લક્ષણ હોવા છતાં એ નાના માટે મોટાં કામ હાથ ધરે છે. આ રચના-કાર્ય કરતાં કરતાં સૌંદર્ય એમને સાદ દેતું રહે છે અને આમ અક્ષયવનનું મંદિર અને એની આસપાસ-ની રૂપસૃષ્ટિ ખડી થઈ રહી છે. રાતના ગમે ત્યારે અથવા તો રાતના પ્રવાસમાંથી પાછાં ફરતાં થાકીને ટેં થઈ ગયા હોય ત્યારે રાતનો ગજર ભાંગતાં મંદિરે વહ્યો જાય છે. કાંઈક કામનું નિદર્શન કરતા હશે કે અજવાળી કે અંધારી રાતે એવી નીરવ એકાંતમાં ગેબની સાથે કઈ ગોઠડિયું કરતા હશે તેઓ એ જાણે. મંદિર બંધાતાં સર્પો પણ રાતના વધુ સળવળતા થયા છે.

મંદિર અને મંદિરની આસપાસની રૂપસૃષ્ટિની રચના અને કલાની નાનામાં નાની ચીજવસ્તુઓમાં એમની આત્મીયતા જોડાયેલી છે. એક એક વસ્તુની વીણણી ને પસંદગી માટે એમણે અહોરાત પરિશ્રમ ઉઠાવ્યો છે. રાજસ્થાનમાં જ્યાં જ્યાં આ આરસ અને એની કલાકૃતિઓ હતી ત્યાં ત્યાં તેઓ ભમ્યા છે. એના તજજ્ઞોનો સાથ મેળવ્યો છે અને જે ભાવ-નાથી પોતે આ સર્જન કરી રહ્યા છે એ જ ભાવનું તાદાત્મ્ય તેઓ લાદી, પત્થર, સિમેન્ટ (લાઈમ) આરસ, એની કલાકૃતિઓ, મંદિરમાં જોઈતી અને ખૂટતી વસ્તુઓના વ્યવસાયીઓના કારીગરો, સ્નેહી સંબંધીઓ અને આર્થિક સહાય કરનારાઓમાં રેડતા રહ્યા છે પરિણામે ઘણી વસ્તુઓ ભેટ મળતી રહી છે, ઘણી તદ્દન નજીવા ભાવે મળતી રહી છે. ભારે સદ્ભાવ અને સહૃદયતાથી આર્થિક સહાય મળતી રહી છે અને રતુભાઈએ એની કરકસરમાં કોઈ કમીના રાખી નથી. સંસ્થાઓના સંચાલન માટે લાખો મેળવે છે ને લાખો ખર્ચે છે પણ એમાંની એક પાઈ પણ વ્યર્થ ન ખર-ચાય એની નિતાંત જાગૃતિ સેવે છે. સાટવે સોંઘું પણ ગુણવત્તામાં મોંઘું (ઊંચું).

નૈતિકતાનાં આવાં ઊંચાં મૂલ્યોને કારણે વિરોધી ગણાતાઓ પાસેથી પણ એટલા જ પ્રેમથી તેઓ કામ લઈ શકે છે. રાજકારણમાં વૈચારિક મતભેદો રહેતા હશે પણ સામાજિક ઉત્કર્ષનાં કાર્યોમાં તો સૌનો સાથ મેળવી શકે છે. એમની ધ્યેયનિષ્ઠા અને સેવાનિષ્ઠાને કારણે. પ્રજાસેવાનાં કાર્યો માટે તેઓ ધડકયા વગર કે આંચકો ખાધા વગર આર્થિક સહકાર માગે છે પણ સ્વમાનભેર અને ગૌરવભેર. આ બધી શક્તિઓને કારણે તેઓ સૌનો સમન્વય સાધી શકે છે.

શક્તિનો એમનો મહાધોધ જીરવવો સહેલો નથી પોતાના પંડય પાસેથી. તો તેઓ દુશ્મનની જેમ કામ લે છે પણ સાથીદારોને કોળિયો પ્રેમનો ભરાવે પણ કામ લેવામાં કોઈ કચાશ ન રાખે.

એક જ પલકમાં આખી પરિસ્થિતિનો સાર પામી જાય અને તુલનાત્મક દષ્ટિથી કામનો અંક કાઢી લઈને તરત આગળ વધે. આને કારણે કોઈ પણ કાર્યના ખૂણેખૂણા અજવાળતા રહે છે. જો કયાંય ઓછપ વરતાતી હોય તો તે મર્યાદા બહારની પરિસ્થિતિનું કારણ સંભવે એમની સાથે રહેનારો માણસ જો જાગૃત હોય તો સાધનથી કે દ્રવ્યથી સમૃદ્ધ ન બને પણ હૃદયના ગુણો અને માણસાઈથી અવશ્ય સમૃદ્ધ બને. શરીર મન અને મગજ પાસેથી કામ લેવાથી શક્તિ ઘટતી નથી પણ વધતી જાય છે એવો અનુભવ તો અવશ્ય કરે.

રાજકારણમાં કયારેક નાનકડા મતભેદો પણ મનભેદ કરી દે છે ને પછી એકબીજા એકબીજાને દીઠે ડોળે ગમતા નથી એવા અણગમા અને આત્યંતિક કડવાશ ઊભી થઈ જતી હોય છે. પણ રાજકારણ હંમેશાં પ્રવાહી હોય છે. એકની એક સ્થિતિ કદી ઊભી નથી રહેતી. જેની આંખો વઢતી હોય તેવા એકબીજાને હસતા અને હાથ મીલાવતા આપણે જોઈએ છીએ. મનમેળ ભલે ન થયા હોય પણ બીજા મેળ મળી જતા હોય છે. આવા કારણે ઈતર લોકો હંમેશાં ધોખામાં પડે છે.

આવા વિરોધાત્મક વાતાવરણ વચ્ચે પણ રતુભાઈ પ્રજાકીય પ્રવૃત્તિ માટે વિરોધી જણાતાઓ સાથે પણ હાથ મિલાવતા રહ્યા છે. કેટલાક મનમેળ ન હોય એટલા ખાતર લોકશ્રેય માટેના મેળ તોડવાને બદલે જોડતા રહે છે, એટલે કોઈનું નાનું કામ પણ એમની નજર બહાર નથી જતું.

એને જ્યાં જે રીતે ઉપયોગી થઈ શકાતું હોય ત્યાં ઉપયોગી થયે જ રહે છે. વળી સૌની શક્તિનું માપ કાઢીને જ એની સાથે કામ પાડતા હોય છે. આગ્રહ રાખતા દેખાય પણ અંદરથી અપેક્ષા ન રાખે. આવા કૃતજ્ઞ હોય તે રાષ્ટ્રીય ઋણ તે કેમ જ ચૂકે ?

અક્ષયનાથની પ્રાણપ્રતિષ્ઠાની વિવિધ વિધિઓ માટે નોતરેલ મહાનુભાવ વ્યક્તિઓમાં એમની દીર્ઘદૃષ્ટિ અને ભાવનાનું ઉંડાણ પરાકાષ્ઠાએ પહોંચે છે. ૧૦ થી ૪૦ વર્ષ પહેલાં અવસાન પામેલા ગુજરાતના પનોતા પુત્રો, સ્વાતંત્ર્યસંગ્રામના વીરો અને પ્રજા સેવકોએ પોતપોતાની રીતે પોતાનાં સમસ્ત જીવન હોમી દીધેલાં. એમની સાથે એમનાં ધર્મપત્નીઓએ પણ ત્યાગ, સમર્પણ અને સેવાપરાયણતામાં કોઈ કમીના નહિ રાખેલી. આજે એમાંનાં મોટા ભાગનાં બહેનો વિસરાઈ ગયાં છે, એમાંથી નવ બહેનોને અક્ષયનાથના મંદિરમાં કળશ ચડાવવાનાં આમંત્રણ આપી, સન્માનીને એટલું રાષ્ટ્રીય ઋણ અદા કર્યું એ સર્વ રીતે ઐતિહાસિક ઘટના બની રહેશે

સ્વ. દરબાર સાહેબ શ્રી ગોપાળદાસનાં ધર્મપત્ની પૂ. ભક્તિબા, સ્વાતંત્ર્યસંગ્રામનાં સેનાની શ્રી દેવીબહેન પટ્ટણી, ગુજરાતના કર્મવીર સત્યાગ્રહી વઢવાણના સ્વ. ફૂલચંદભાઈ શાહનાં ધર્મપત્ની શ્રી. શારદાબહેન, રાજકોટના સ્વ શ્રી. જેઠાલાલ જોષીનાં ધર્મપત્ની શ્રી. નિર્મળાબહેન, સૂરત–પારડીના સ્વ. ઈશ્વરભાઈ દેસાઈનાં ધર્મપત્ની શ્રી. કુમુદબહેન, ગારીઆધારના અડગ સત્યાગ્રહી સ્વ. શ્રી શંભુશંકરનાં ધર્મપત્ની શ્રી. સરલાબહેન. પાલીતાણાના સ્વ. શ્રી. જોરસિંહ કવિનાં ધર્મપત્ની શ્રી કસ્તુરબહેન, અમરેલીના સ્વ. શ્રી. ડૉ. હરિપ્રસાદનાં ધર્મપત્ની શ્રી. સુમિત્રાબહેન અને રાજકોટના સ્વ. ચંપકભાઈ

વેરાનાં ધર્મપત્ની શ્રી. કનકબહેન.

અક્ષયનાથની પ્રાણપ્રતિષ્ઠાએ વિસ્મૃતિમાં ડૂબી જતાં દેશસેનાનીનાં ત્યાગ, સમર્પણ અને સેવાપરાયણતાને સન્માનીને આવા ઊજળા આલેખો કંડાર્યા છે.

રતુભાઈ જેમ જેમ કામ કરતા જાય છે તેમ તેમ સરાણે ચડતી અસીધારાની જેમ એનાં તેજ વધતાં જાય છે. વિરોધો વચ્ચે કામ કરતાં એ વધુ ઝળકતા જાય છે. એમને જોતાં બ્રહ્માનંદનું ભજન યાદ આવે ;

રે શિર સાટે તે નટવરને વરીએ
રે પાછું તે પગલું નવ ભરીએ.
રે જો ચડીએ તો કટકા થઈ પડીએ
રે શિર સાટે તે નટવરને વરીએ.

આકૃતિ, રંગરેખાના એમના સંયોજનમાં જ સૌંદર્ય નથી પણ એમનો વ્યવહાર જ સૌંદર્યપૂર્ણ છે. જેમ અક્ષયનાથના મંદિર આસપાસ ગોઠવેલી મૂર્તિઓ, હોજ અને ફૂલછોડની બિછાતોએ મંદિરને ભવ્યતા અર્પણ કરી દીધી છે તેમ રતુભાઈના સમગ્ર વ્યવહારમાં એક ભવ્યતા રહેલી છે. સાદામાં સાદું ભોજન પણ તેઓ એવી ભવ્યતા ને ભાવથી પીરસે છે કે જમનારાને અમીના ઓડકાર આવે. એમનો સ્પર્શ ચેતનવંતો છે, એ જ્યાં સ્પર્શે છે ત્યાંથી સુંદરતા નિર્ઝરે છે. ગમે તેવી વસ્તુને નજીવા ફેરફારથી તેઓ મનોહર બનાવી દે છે. અક્ષયગઢની અને અક્ષયનાથના મંદિરની રમણીયતા એમની આંતરિક સુંદરતાનો જ આવિર્ભાવ છે.

એ કદીક કઠોર લાગ્યા હશે, કદીક કર્કશ લાગ્યા હશે, કદીક ઉગ્ર અને કોઈને અળખામણા પણ લાગ્યા હશે, પણ એ કઠોરતા નીચે માયામમતાના પ્રેમ અને આર્દ્રતાના ઝરા ખળકતા નહિ જોઈ શકનારા-નહિ પામી શકનારાને. અનાવૃત દૃષ્ટિ તો યોગીઓમાં જ સંભવે. એ આવરણ રતુભાઈમાં પણ હોઈ શકે અને એમને અનુભવનારામાં પણ હોઈ શકે.

એમનું શરીર જોઈને ભાગ્યે જ કોઈને લાગે કે એમના શરીરમાં રહેલા દરદની અસહ્ય યાતના દિનરાત તેમને દમ્યા કરતી હશે. મધુપ્રમેહને તો એ લગભગ પચાવી ગયા છે પણ એક મોટર અકસ્માતમાં પછડાટ ખાતાં કરોડરજ્જુના બે મણકાની કરચો થઈને જામી ગઈ છે એ ગમે ત્યારે શરીરના ગમે તે ભાગને અવશ બનાવી દે. એને માટે આરામ એ જ દવા હોઈ શકે, જ્યારે રતુભાઈને આરામ એ જ હરામ છે.

એમના આત્મબળમાંથી વેગબંધ પ્રગટ થયે જતી સર્જકશક્તિ અને મણકાના દરદની યાતના અહોરાત સામસામા હોડે ચડે છે, સામસામા જુદ્ધે ચડે છે ને આત્મબળ હંમેશાં વિજયી બને છે. એ થાકીને લોથ થઈને આડા પડે છે, આડા પડી જવાય છે ને ફરી પાછા બેઠા થઈને સામે આવેલા કામનો નિકાલ કરવા મચી પડે છે. ત્યારે એમ લાગે છે કે 'સૌંદર્ય શું જગત શું તપ એ જ સાથી' એમને માટે તો મેઘાણીભાઈની ઉક્તિ યાદ આવી જાય છે :

દમ દમ કર્મે મચી રહેતાં
ઉછળે ઉરમાં ધબકાર;
ભલે એ એની વિશ્રાંતિ,
એ સુખ, જીવનઆધાર

એ પડે, લડથડે,
છતાં ઊઠી ફરી ચડે યુદ્ધ અવિરામ,
એ મરદ કાજ કો' નવ કહેજો :
'પ્રભુ દે એને વિશ્રામ !'



ચડતા દિ'નું પારખું, ઘર આવે મે'માન;
પડતા દિ'નુ પારખું ઘર નાવે કોઇ શ્વાન.

જાયા ત્યારે નાહ્યાં, જાશું ત્યારે નાશું,
દાસ દ્વારકો એમ કહે, હાથ પગ ધોઈને ખાશું.

# પહેલો પડઘો

ધીરેન ગાંધી

હાથમાં એન્જીનિયરીંગ ડીગ્રીનું પ્રમાણપત્ર હતું. ભવિષ્યની જિંદગીની જાહોજલાલી એ પ્રમાણ-પત્રના ફિંડલામાં સંતાઈ કેમ ન હોય એ ખ્યાલથી ચીવટથી સાચવીને અમદાવાદના આશ્રમ રોડ પર જાણે હડકાયા કૂતરાના મોઢામાંથી નીકળતા લબકારા' જેવી ભયંકર ભર ઉનાળાની ગરમીમાં હું રીક્ષામાં બેસીને ઘરે જતો હતો. આવા અસહ્ય તાપથી તપેલા રસ્તા પરનો ડામર પણ ઓગળી રહ્યો હતો.

મારી આવનારી ખુશનૂમાભરી જિંદગીના સ્વપ્નામાં ડોકિયાં કરતો સુંદર રીતે રીક્ષામાં અદાથી ગોઠવાયો હતો અને આંખની પાંપણો ઢાળીને મીઠા વિચારોના ઘેનમાં ભીંજાતો હતો ત્યાં રીક્ષાચાલકે જોરથી બ્રેક મારી. રીક્ષા ખળભળી ઊઠી. મારી સ્વપ્નનિદ્રા તૂટી ગઈ. તો શું જોયું ?

એક પંદરેક વર્ષનો ગંદાં ચીથરેહાલ કપડાંમાં વીંટળાયેલો, ઉઘાડે પગે ચાના કપ લઈને જતો એક છોકરો. તેના ઉઘાડા પગ ગરમીથી ઓગળેલા ડામરથી ખરડાયેલા રસ્તામાં ચોંટી ગયા હતા તેથી તેને બચાવવા રીક્ષાને બ્રેક મારી છતાં પણ થોડીક સારી એવી ઠોકર લાગી.

હું તરત નીચે ઊતર્યો તેને ઉઠાડયો. તેનો ચહેરો દુઃખથી ભરેલો હતો. ચિંતાથી શરીર છલકાઈ રહ્યું હતું તો પણ આંખમાં કરુણા હતી.

મારી આંખમાં હજુ સ્વપ્નઘેન હતું. વિચા-રોની ધૂનનું આંખમાં આંજણ હતું પણ છોકરાની કરુણાથી ચૂતી આખનાં ટીપાં મારી આંખમાં પડયાં. એ ટીપાંએ મારી આંખ ધોઈ નાખી.

છોકરાને ધીમેથી ઊંચકી રીક્ષામાં બેસાડયો. દવાખાને લઈ ગયો. રસ્તામાં થોડી પૂછપરછ શરૂ કરી.

"અરે ભાઈ ! તારા પગમાં ચંપલ નથી ! આવી તળી નાખતી અસહ્ય ગરમીથી ખદખદી રહેલા ડામરમાં તારા પગ શેકાઈ નથી જતા !"

ધ્યાનથી સાંભળતા છોકરાના ગાલ પર થોડુંક પરાણે હાસ્ય ઊપસી આવ્યું. એનું વ્યથિત હૃદય જાણે કહી રહ્યું હતું.

"ચંપલ ! અરે ભાઈ, ખાવાનું પણ પૂરું મારા નાનકડા કુટુંબનું નથી કરી શકતો ત્યાં ચંપલનો વિચાર આવે ક્યાંથી ! તદ્દન ખરું કહું ! ! શેઠની ચા પર જ મારું શરીર ટકાવી રાખવું પડે છે."

જેમ જેમ તેના જીવનના પડો ઉથલાવતો ગયો તેમ તેમ મારી ભવિષ્યની રોનકભરી જિંદગીની ચમક ઊતરવા લાગી. મારું શરીર હચમચી ઊઠયું અંદર એક પછી એક પડઘા ઊઠતા હોય એમ અવાજ ગૂંજવા લાગ્યો !

"શું તને સુખી જિંદગી જીવવાનો અધિકાર ખરો ! આવાં કરોડો બાળકોની સામે તો જો !"

બસ, આ અંદર ઊઠતા પ્રતિઘોષમાં હું ગૂંગળાવા લાગ્યો.

મિત્ર ડોકટરે પાટો બાંધ્યો. છોકરાને રીક્ષામાં બેસાડી સીધો બજારમાં ગયો. ચંપલ ખરીદ્યાં. એક જોડી તૈયાર કપડાંની લીધી.

બાઘાની જેમ છોકરો આ બધું જોતો જ રહ્યો. તેનાથી બોલાઈ ગયું:

"ભાઈ! આ શું કરો છો ?. આ બધું શા માટે ! મારે ચંપલની શી જરૂર ! મારા પગ તો દેવતામાં નાખો તો પણ ન દાઝે. બળદની કાંધ જેવા સખત થઈ ગયા છે. આ અકસ્માત તો ડામરના રસમાં પગ ચોંટી ગયો ને જલદી દોડી ન શકયો તેથી થયો. રીક્ષાવાળાનો જરાય વાંક નથી. તમે આ બધું મને ન આપો. મારા પગ ચંપલને લાયક જ રહ્યા નથી. અને આ સુંદર રંગીન કપડાં! પહેરીશ તો મારા શેઠનું અપમાન ન થાય !"

"ના,ના ! હું અરે, મારાં જેવાં અસંખ્ય બાળકોને આ પોષાક ન શોભે. અમારે તો બીજાના દેહ પર એ શોભતા જોઈ રાજી થવાનું."

તેના એકએક શબ્દમાં અંગારાની ગરમી ઝરતી હતી.

મારા સૂંવાળા જીવનમાં આવા શબ્દોના ડામ મને કોઈએ દીધા નથી કે સાંભળ્યા નહોતા.

હું સ્વપ્નવિચારમાં સરી ગયો. તેના શબ્દોમાંથી નીકળતી વરાળ મારી આજુબાજુ પથરાઈ વળી. મારા પર અંધકારનું આવરણ છવાઈ ગયું.

વળી અંદરથી વારંવાર પડઘા પડતા રહ્યા: "શું તું લગ્ન કરીને તારી નાનકડી જાળમાં ફસાઈ જઈશ! તારા હૃદયના એક ખૂણામાં બેસીને વિચારતો ખરો! આવાં નિરાધાર બાળકોના જીવનને જોઈને તને મોજશોખમાં મહાલવાનો ને આરામલક્ષી જિંદગી જીવવાનો અધિકાર ખરો!"

આ અધિકારના પ્રતિઘોષો હૃદયમાં પડતા રહ્યા.

અને મારા જીવનમાં એક નવી જિંદગીનો ઝબકાર ઝબકી ગયો. એ ઝબકારના એક ટૂંકા અજવાળામાં એક નવી દુનિયાનું ચિત્ર ઊપસી રહ્યું.

મારી આંખ સામે શ્રીરામકૃષ્ણ અને વિવેકાનંદની છાયા તરવરી રહી. ને વિચારોએ નવો વળાંક લીધો.

પેલા છોકરાને લઈ હોટેલવાળા શેઠ પાસે ગયો. ખૂબ શાંતિથી કહ્યું: "ભાઈ, આ છોકરાને આવી સખત ગરમીમાં ચંપલની જોડી પણ ન અપાવી શકો?"

હોટેલવાળા ભાઈએ બેફિકરાઈથી મારા સામું જોયા વગર તોછડાઈથી જવાબ આપ્યો: "મેં કંઈ એને ના નથી પાડી. એને ખરચે ગમે તે લઈ શકે છે. હું ક્યાં આડો આવું છું?"

"જુઓ ભાઈ, તમને બીજું તો શું કહું! તમે મોટરમાં ફરો છો તો પૈડાંને ટાયર નથી ચડાવતા! તેમ તમારા ધંધાના વિકાસ અર્થે આ બાળકને ચંપલ પણ ન આપી શકો! આ તો તમારા કામ અંગે જ જાય છે ને!"

બસ આટલું કહી હું હોટેલની બહાર નીકળી ગયો. પેલો છોકરો ભીની આંખે મને જતો જોઈ રહ્યો.

છોકરાનું પછી શું થયું તેની મને ખબર નથી. પણ મારા જીવનમાં એક નવી જ પગદંડી કોતરાતી હોય એમ લાગ્યું.

કેટલાય દિવસો સુધી મારી અંદર "શું તને આવી સુખી જિંદગી જીવવાનો અધિકાર છે ખરો?" ના પડઘા ઘૂમરાતા રહ્યા.

છેવટે હું પિતાજી પાસે ગયો. મેં મારી ચાલતી મનોવ્યથા કહી. અને સંસાર છોડવાનો આખરી નિર્ણય લેવા આવ્યો છું કહી પગે લાગ્યો.

પિતાજીએ કેટકેટલી આશાઓના ઊંચા ઊંચા મિનારા પોતાના મોટા પુત્ર માટે બાંધ્યા હશે! તે બધું બેદાનમેદાન થતું જોઈ રહ્યા. તેમની આંખો આંસુઓથી છલકાઈ ગઈ પણ એ આંસુ પ્રેરણાદાયી હતા. એ આંસુથી મારા રહ્યાસહ્યા ઢચુપચુ વિચારો પણ તણાઈ ગયા.

પિતાનો પ્રેરણાદાયી હાથ મારી પીઠ પર ફરી વળ્યો.

મારી મા કે જેણે મને સંસ્કારોના અમી પાયા હતા. નાનો હતો ત્યારે ધર્મકથાઓ કહી મને મને સૂવડાવતી હતી. તેની રજા લેતાં મારા પગ ધ્રૂજી ઊઠ્યા. પણ એ સંસ્કારના અમીથી છલકતો, હું તેમની પાસે ગયો.

માને મારી અંદર થોડા દિવસોની જે ગડમથલ ચાલતી હતી તે ખૂબ ઝીણવટથી જોતી હતી તેથી મને જોતાં જ તેના હૃદયમાં હર્ષાશ્રુ ટપકતાં હું જોઈ શક્યો. એ હર્ષાશ્રુથી મને નવી તાજગી મળી, જેમ મૂરઝાતા રોપને પાણી મળે ને ખીલી ઊઠે તેમ હું માની સન્મુખ ખીલી ઊઠ્યો.

મા મને ભેટી પડી. મારા જીવનની એ અલૌકિક પળ હતી. અને મેં ત્યાગી જીવનનો ભેખ સ્વીકારી લીધો.

જ્યારે જ્યારે મારા જીવનમાં દુઃખી લોકોની યાતના જોઉં છું, ત્યારે ત્યારે અચૂક પેલા અમદાવાદના આશ્રમ રોડ પરના ગરમ ડામરમાંથી નીકળતા ઊના ઊના પડઘા સાંભળું છું. "શું તને સુખી જિંદગીમાં આળોટવાનો અધિકાર છે ખરો?"

(સત્યઘટના)

# 'ખુદા આપકો આબાદ રખ્ખે'

(સ્વ. મગનદાદાના સૌજન્યથી)

કાનજીભાઇ બારોટ

એક શેઠના ઘર લગોલગ અનાજનો કોઠાર, એમાં ચાર ચોરે ખાતર દીધું. ને કોઠારિયામાં ઊતર્યા. તેઓના નામ હીકલો, ઉકલો, ટીહલો ને સામલો. અરધીક રાત ભાંગી છે. ચોરો કોહિયુંનાં સાણાં ખેંચી અનાજની ગાંસડિયું મંડયા બાંધવા. એનો ખડખડાટ થતાં શેઠ જાગી ગયા. ચતુર શેઠ સમજી ગયા કે ભાઈબંધો (મિત્રો) લાગે છે.

શેઠે શેઠાણીને સાદ કર્યો, "એય, માધિયાની મા, જાગ્યતો ખરી! ઊંઘી છો ?"

"ના રે શેઠ ભૂખ્યેય ઊંઘ્યાં નથી. સાંભળિયે છીએ. ઈતો ઊંદરડાનો ખડખડાટ હશે."

શેઠ:' શેઠાણી, આજના ઉંદરડા બીજી ભાત્યના લાગે છે. હશે બિચાડા; ગામના ઉંદર કયાં જાય? ખાઈખાઈને તો દાણા ખાશેને! આપણને તો નહિ ખાયને ?"

શેઠ શેઠાણીની વાતો સાંભળી ચોરોના મનમાં થયું કે "વાંધો નહિ, શેઠને ઉંદરનો વહેમ (શંકા) છે, આપણે મૂંઝાવાનું નથી." ચોરોએ અનાજની ઊપડે એવડિયું ગાંસડિયું બાંધી, ને ખાતરના ભોણ (બાંકોરું)માંથી રવાના થઈ ગયા.

સવારે શેઠ ત્યાં ગયા ને કહ્યું. "શેઠાણી! આ તો ભારે ફાયદો થયો. આ નવેળામાં આપણે બારી મૂકવી'તી. બારણું પાડવાની મજૂરી બચી ગઈ, હમણાં ગારો કરી સરખું ચાંદી દયો ને આડાં પાટિયાં ભરાવી દયો, ફર થાશે ત્યારે બારણું મૂકી દેશું. [ફર=અનુકૂળતા] શેઠાણી: "અરે શેઠ! આપણું અનાજ ગયું એની રાજમાં ફરિયાદ તો કરો."

શેઠ: "ધીરાં રહો, હું એવી ફરિયાદ કરીશ. કે ઈ બેટાને ચોરી કરવાનું નહિ રહે ને આપણે કાયમનું સુખ થઈ જાહે"

પંદરેક દિ' વીત્યાં, કહેવત છે કે; 'ચોરના ઘરમાં અંજવાળિયામાં હોય, ને અંધારિયામાં ન હોય." આ ચોરો વળી એક રાતે શેઠના કોઠારિયામાં ઘૂસ્યા. હવે તો જાણુભેદુ હતા. કોહિયુંનાં સાણાં કાઢી પછેડિયું પાથરી. અનાજની ગાંસડિયું બાંધી બહાર નીકળવાની તૈયારી કરે છે ત્યાં શેઠ શેઠાણીની વાતો ચોરને કાને પડી.

શેઠ: "શેઠાણી! અઈને અટાણે જ સુરમાનાં ચારેક લાડુ બનાવો! બે તમારા, બે મારા, ખાઈપીને સૂઈ જાંયી:"

શેઠાણી; "અરે શેઠ! તમને અકલ છેકે નહિ?, કટાણે લાડવા કરવાનું કહો છો"

શેઠ: "મારે જો અકલ ન હોય તો મારો વેપાર કોણ તમારો બાપ કરી જાય છે? ખબરદાર, હવે ના પાડી તો! ઈતો હું સોજો (ગરીબ) છઉં બીજો કોક તમારો ધણી હોય તો, ને તમે ના પાડી હોય તો મારી નાખે."

શેઠાણી: "શેઠ! લાડવા તો બનાવીશ પણ કોઈ દી નહિ ને આજ આટલું બધું ધખો છો કેમ?"

શેઠ: "ધખે નહિને શું કરે.? થોડો કાંઈ હું તમારાથી દબાઉં છું? બાઈ માણસે એના ધણીનું કહેવું કરવું જોઈએ એનો ધરમ છે. ઈ બળે હું બોલું છું લ્યો."

શેઠાણીએ તો દીવો પેટાવ્યો, એકદમ ઘઉંના લોટના જાડાજાડા રોટલા બનાવી, ભાંગી ભૂકકો કરી એમાં ગોળ, ઘી-ભેળવી, એલચી, જાયફળ વગેરે નાખી ચાર લાડુ બનાવી ઉપર ખસખસ લપેટયાં, ને થાળીમાં પીરસી શેઠને લાડુ ધર્યા.

ચોરો આ બધી વાત સાંભળતા હતા. શેઠ શેઠાણી બે જ ઘેર. જુવાન દીકરાઓ પરદેશ. દીકરિયુંને સાસરે વોળાવેલ હતી. લાડુની થાળી જેમ શેઠાણીએ શેઠની પાસે મૂકી ત્યાં તો એકાએક યાદ આવી ગયું હોય એમ આંખ્યમાં આંસુ લાવી શેઠે કહ્યું.

"છોકડાં કોઈ ઘેર નંઈ ને આ લાડવા મારે ગળે કેમ ઊતરે; તમે એકલાં ખાઈ લ્યો."

શેઠાણી: "શેઠ, લાજતા નથી? અમે લડવા ભાળ્યા નથી? લાડવાના ભૂખ્યા તમે છો, કાંઈ દેશો તો જોયા જેવી થાહે. એક તો લાડવા કરાવ્યા ને આ શું?

તમારો લાડવો ખાવો અમારે હરામ છે."

શેઠ: "ઓ હો હો હો શેઠાણી, તમને તો ચાલતાં રીસ ચડે, બહુ રીસાળવાં; તમે લાડવા હરામ કર્યા છે, ભુકકો ક્યાં હડામ કર્યો છો" એમ કહી ચારેય લાડવા ભાંગી નાખ્યાને કહ્યું કે. "લ્યો હવે જમો."

શેઠાણી: "હું જો લાડવાની થાળીને અડું તો મારા બાપાના પેટની નહિ"

શેઠ: "તો તો હું પણ લાડુ ખાઉં તો તમારો દીકરો થાઉં."

શેઠે તો ઊભા થઈને ઈસ્કોતરા (તિજુરી) માંથી સોમલ જાતના ઝેરનું પડીકું લાડુના ભુક્કામાં ભેળવી દીધું ને વળી ચાર લાડવા વાળીને હાથ ધોઈ થાળી લઈ કોઠારિયા તરફ ચાલતા થયા. કોઠારિયાનું બારણું ખોલતાં બોલતાં બોલતા જાય છે. કે: "આ લાડુમાં શેઠાણી, મેં પારસનાથની પ્રસાદી ભેળવી છે એટલે હવે ખાવામાં બાદ નથી. અને રાતની રાત જાય એટલે આપણા બેઉના સમ પણ છુટ્ટા કેવાય. વળી આ લાડવા અટાણે કોઠારિયામાં મૂકી આવું, સવારે ઈ પ્રભુની પ્રસાદી આપણે સાથે જમશું, તો હમણાં રીંહઉતારો ને સૂઈ જાવ"

શેઠને કોઠારિયામાં આવતા જાણી ચોરો નવેળામાં સરકી ગ્યા પણ શેઠની વાત પૂરેપૂરી સાંભળીને ત્યાં ઊભા રહ્યા. કોઠારિયામાં એક કોઠી ઉપર લાડુની થાળી મેલી, ઉપર બીજી ઢાંકીને કોઠારિયાનું બારણું બંધ કરી પોતાના સૂવાના ઓરડામાં આવીને લાંબું ડીલ કર્યું. શેઠાણીએ પણ નિરાંતનો દમ લીધો.

ચોરો વળી કોઠારિયામાં પેઠા. એટલે સંચળ થયો શેઠ તો જાગતા'તા, એણે શેઠાણીને કહ્યું: "સાંભળ્યું! સૂઈ તો નથી ગયા ને!"

શેઠાણી કે: "હવે તો ઘોટાઈ જાવ!"

શેઠ કે: "તમારી કેવી મુર્ખાઈ? પારસનાથની પ્રસાદી હું કોઠારિયામાં મેલી આવ્યો તાડે ના ન પડાય? તમે આવડાં મોટા થયાં પણ અક્કલ ન આવી"

શેઠાણી ધુંવાફુવા થઈ બેઠા થઈ ગ્યાં'ને બોલ્યા: "હવે રાખો રાખો તમે જ લાડવા કોઠારિયામાં મેલી આવ્યા. હું શું કામ આડી કરુ? ઈ તો શેઠ, હું તો સારી છઉં નકર આમ ઉલવાવો ને બીજી હોય તો, માવતરે ચાલી જાય તમારી સામુ પણ ન જુવે."

શેઠ: "હવે રાખો, રાખો, સાઠ વરસે એવું બોલતા શરમ નથી આવતી? તમે તમારે તમારા માવતરે જાવ તો મારું કોણ?"

આ શેઠ શેઠાણીની વડચડ હીકલો, ટીહલો, ઉકલો ને સોમલો સાંભળે છે દાણાની ગાંસડિયું ઉપાડતા પહેલાં અરસપરસ નક્કી કર્યું કે "ભેલા આપણે બીજું ઘણુંય ખાધું છે પણ આ વાણિયાના પારસનાથની પ્રસાદી કોઈ દિ' ખાધી નથી. ચોરોએ કોઠી ઉપરથી લાડવાની થાળી હાથ કરી એક એક લાડવો વહેંચી લીધો ને મંડયા ખાવા. પણ પાવલીભાર, જો ભેંસ જેવા જનાવરના પેટમાં ગયું હોય તો ભેંસ દેકો થઈ (મરી જાય) એવું કાતીલ ઝેર લાડવામાં હતું. ફક્ત અરધો લાડવો ચોરોના પેટમાં ગયો હશે ત્યાં તો સહુના શરીરમાં વીષ પરવરી ગયું, ને ચારેય ચક્કર ખાઈ પડી ગ્યા. ઓહ...ઓહ ..ઓહ... એમ ઉંકારા કરવા લાગ્યાં. એકેય બોલી શકયા નહિ ને ચારેયને મોતના ઘરડકા ઊપડયા. ઘરડકાના અવાજ સાંભળી શેઠ બોલ્યા: "શેઠાણી આજ કોઠારિયામાં ધુંસડા (એક ઉંદરની જાત્ય-મોટી ધુસ્યો) ઘર્યા લાગે છે દાણા તો ભલે ખાય, પણ એતો પારસનાથ ભગવાનની પ્રસાદી ખાઈ જાશે તો શું કરશું? જુઓ ઉંદર ખાય ઈ કુર કુર થાય નેધુસડા ખાય ઈ બસાક બસાક થાય," હવે આ બે પગા ઉંદર બસાક...બસાક ઘરડકા કરે છે ઈ શેઠને ખબર છે.

ચારેય ચોરના જીવની ચિત્રગુપ્તને ચોપડે નોંધ થઈ ગઈ. ટળીગ્યાં, મરી ગયાં. ચોરોના ઘરડકા બંધ થયા. સંચળ બંધ થયો એટલે શેઠ પથારીમાંથી ઊભા થયા ને શેઠાણીને આજ્ઞા કરી. 'શેઠાણી, દીવો ને કોશ બેઈ લાવો" શેઠાણી તો બિચારાં માંડ સૂતા'તાં વળી ઊભા થઈ બોલ્યાં, 'અરે શેઠ! અટાણે દીવો ને કોશને શું કરવા છે!"

શેઠ: "મારા કામમાં તમારે માથું મારવું નહિ, હું કોઈ દિ' તમારા કામ વચ્ચે પડયો છું. દળણુ સોતા હો ત્યારે ઘઉંને કયાંઉય અડયો છું.?' દીવો ને કોશ બેઈ દયો છો કે નહિ? નહિતર હુ ગોતી લઈશ ને તમે બડોમડ ભૂંડા લગશો."

શેઠાણીએ માન્યું કે 'હમણાં હમણાં શેઠને ગાંડપનું પાસું ભરાણું છે. એટલે દીવો લઈ પોતે ચાલ્યા ને કોશ શેઠના હાથમાં દીધી. આવ્યા બન્ને કોઠારિયામાં ત્યાં તો' વિહલો, હિકલો, ઉકલો ને સામલો ચારેય લાંબા લહ થઈ પડયા છે. એનાં શરીરો લીલાં કાચ થઈ ગયાં છે. ઈ જોતાં તો શેઠાણી ગભરાઈ ગયાં. ને ધ્રૂજવા લાગ્યાં. એટલે શેઠ કે "તમાડા બદા તો શુડનીડ હતા. બાડવટિયા સામાં લડયા, ને મર્યાંતા ઈતો સૂડાપૂડા થઈને પૂજાય છે ને તમે કાં ધડુજો? એકદમ લોંઠકા ને બાંદુડ થઈ જાવ. ને પછી તમાડા ધણીના ધુબાકા જોઈ લ્યો." એમ કહી ચારેય ચોરના મડદા ઉપર બબ્બે ઘા કોશના કર્યા ને કહ્યું. 'ચોલટાવ! મડદના દીકડા હોતો થાવ બેઠા, ધીંગાણું કડીએ. ઈતો તમે જીવતા હના એટલે તમાડી પાસે આવતો નતો. કેમ કાંઈ હાલતાં કે બોલતા નથી?" કોણ બોલે! સહુનું પૂરું હતું.

શેઠાણી પરાણે કઠણ થઈ કહે "શેઠ, આ મડદા હવે કયાં નાખવાં? સવારે થાશે શું?"

શેઠ: "જડાય મૂંઝાતાં નહિ કાંઈ આભ નથી ફાટયો ને જો ફાટે તો માડે થીગડું દેવાની ત્રેવડ છે. છે. તાકાત છે સમજયાં?"

શેઠાણીએ ધ્રૂસકો મેલ્યો.

શેઠ: "અડે અડે આશું તમાડે રોવાનું નથી. રોશો તો નખોદ જાશે, નહિતર સાડાવાના થઈ જશે. હવે શેઠાણી એક કામ કરો. લાકડી લાવો. શેઠાણીએ તો શેઠના હાથમાં લાકડી દીધી ને શેઠ ઊપડયા તે આવ્યા આડોડિયાવાસમાં ને કાળિયો કરીને એક જોરૂકો આંડોડિયો. એને એવે ટાણે જગાડયો. અચાનક આ શાહુકારને પોતા પાસે આવેલો જાણી આ શેઠ કાળી રાતે મારી પાસે કયાંથી? એટલે ઓળખીને કહ્યું "અરે શેઠકાકા, અટાણે મારી પાસે શું લેવા આવ્યા?"

શેઠ કે: "કાળાભાઈ તમાડો બાપ એનો બાપ એનો બાપ ને માડા બાપા એના બાપા ને એના બાપા. આપણે ચાડ પેઢીનો સંબંઢ."

કાળિયો: "કાકા, હું કાંઈ તમારી વાતમાં સમજતો નથી."

શેઠ: "કાળાભાઈ, લે સમજાવું. આ છે દુકાળનો વખત. તમાડો ઢંઢો પણ બડોબડ ચાલતો નહિ હોય. મને સૂતાં સૂતાં ઊંઘ ન આવી ને માડા મનને થયું કે અટાણેને અટાણે જ કાળા ને પણ દાણા આપું. દિવસે વખતે કોઈ બીજા જોઈ જાય તો મને સંતાપે ઇ-પણ માગે. માડું પેટ બળે, માટે કાળાભાઈ, લઈ લે પછેડી હાલ્ય. બાજડો જુવાડ, ઘઉં ચોખા જે જોઈએ ઈ ઝટપટ લઈ જાવ ઉતાવળ કડો."

કાળાના ઘરમાં અનાજની અછત એટલે રાજીના રેડ થઈને શેઠ સાથે ચાલતો થયો કાળીઆને લઈ શેઠ ઘેર આવ્યા ને એને બેસાર્યો ઓસરીની પાળે ને પોતે ઘરમાં જઈ શેઠાણીના કાનમાં કહ્યું: 'હવે જોઈ લ્યો માડી કડામત" શેઠ કાળા કને આવ્યાને કહ્યું: "કાળાભાઈ આ દુકાળના દિવસ છે એમાં એક ઓળખીતો બડાબડ વાળું ટાણે આવ્યોને બેસાડી દીધો જમવા. ત્રણ દીનો ભૂખ્યો એટલે મંડયા ઝાપટવા, તાડી કાકી રોટલા ટીપે, હું પીરહું ને ઈ મંડયો ખાવા, એનો ધડો રહ્યો નહિ. ખાઈને પેટાપેટ પાણી પીધું ને એને વસમું લાગ્યું. તાડી કાકીને હું બેઉ મંડયા સાડવાડ કરવા ત્યાં તો ઈ દીવાડીમાં દીકડો મડી ગ્યો. હવે તમે તો લોઠકું વરણ. કોઈના બાપથી બીવો તો નહિ જ, એટલે ગામની ઉતરાદી દશ્યે જ ઊંડી વાવ છે એમાં એને નાખી આવો, હુંને તાડી કાકી એના મડદાને બાંધી તારા માથે ગાંસડી ચડાવી દઈ, પછી તું એને વાવમાં પધડાવી પાછો આવ્ય એટલે એક મણ અનાજ તને તડત જોખી દઉં."

કાળિયો સમજી ગ્યો કે શેઠ મફત દાણા દેવાના નથી પણ તાણયવાળું ઘર એટલે અનાજની લાલચે એક મડદાની ગાંસડી માથા ઉપર લઈ અંધારી રાતમાં ગામની ઉત્તરાદી કોરની વાવમાં ગાંસડી છોડીને મડદા સાથે પત્થરો બાંધી વાવના પાણીમાં ધુબાંગ કરતું ચોરનું મડદું નાખ્યું ને તુરત કાળીઓ શેઠને ત્યાં ઝટઝટ આવ્યો ત્યાં તો લીની પછેડીમાં બીજું મડદુ બાંધીને શેઠ બેઠા છે, ને કાળિયાને કહે છે "કાળાભાઈ ભારે થઈ. આ તો ભૂત થયો લાગે છે. વાત સાંભળો

છે કે બહુ ખાઈને મરે ઈ ભૂત સરજે, કાળાભાઈ, તમે ભૂતભૂતથી બીવો નઈ વળી આને માતાજીનું સમરણ કરીને વાવમાં નાખી આવો તમે તો માતાના ભૂવા છો."

કાળાને માથે શેઠ શેઠાણીએ બીજા મડદાની ગાંસડી ચડાવીને વળી કાળો ચાલ્યો આવે વાવે ને એની સાથે પણ પથરા બાંધી મડદાને વાવમાં નાખ્યું. ને શેઠને આવે ત્યાં ત્રીજા મડદાની ગાંસડી તૈયાર!

શેઠ કે: "કાળિયા ભાઈ, આનું શું કરવુ? ખવાયું પીવાયું ને હે દેવાડે છે હવે તમે એની પાછળ પડી જાવ, ઈ છેને તમે જુઓ કોણ જીતે છે? આ વખતે મંતર ભણતાં ભણતાં આને વાવમા નાખજો."

કાળો કે "શેઠ કાકા મંતર બોલતો જાઉં છું ને બોલતો જ આવું છું" કાળાએ ત્રીજું મડદું પણ ઈ જ વાવમાં નાખ્યું ને શેઠને ત્યાં આવ્યો ત્યાં તો ચોથા મડદાની ગાંસડી તૈયાર છે.

શેઠ કે: "કાળાભાઈ આ લપ આપણી પાછળ પડી હજી આને વાવમાં ઝીંકી આવો."

કાળો કે "કાકા! મડદાં ઉપાડી ઉપાડી મારા દેહના મકોડા ખખડી ગ્યા છે હો! હવે રાત થોડી છે. આ એકને હવે ઢાંકી રાખો કાલે નાખી આવીશ. દાણા પણ કાલે દેજો."

શેઠ કે: "ભાઈ હવે આ છેલહલા. હવે જો ભૂત પાછું આવે તો માડા ભાગ્ય. તમને હું બે પાલી દાણા મણ ઉપર વધુ આપીશ. ધરમના કામમાં ઢીલ ન કરીએ આ તમારો છેલ્લો ફેરો...હવે ક્યાં ભૂત આવવાનું હતું!" આ મડદું ચોથું હતું.

કાળો ચોથા મડદાની ગાંસડી માથે લઈ ઊપડ્યો ને આવ્યો વાવને કાંઠે. ભળભળું સવાર પડવા આવ્યું'તું કોઈ જોઈ શકે ઈ બીકે કાળાએ ઉતાવળમાં ગાંસડી છોડી મડદાને વાવમાં નાખ્યું ધમ દઈને...

ઈ વખતને માથે ગામની વોરાવાડમાં શાદીનો પ્રસંગ ને એના મુલ્લા નિકાહ પઢાવવા આવેલ, ઈ વહેલો જાગી આ પગથિયાવાળી વાવમાં છેલ્લે પગથીએ બેસી હાથ, પગ, મોં ને દાઢી ધોઈ પાણી ભરવાનો બટવો પાણીમાં બોળ્યો ને ધુબાંગ દેતો અવાજ પાણીમાં થયો.

મુલ્લાજી કે "યાઅલ્લા, પાક પરવરદિગાર; એ સાલો ઉપરથી કોન પર્યો?" મુલ્લાજીનો બટવો વાવમાં પડ્યો રહ્યો ને પોતે ભાગ્યા. અંધારા વાવના પગથીઆં ચડવા. કાળે ઉપરથી જોયું કે "આ તો ઓલ્યો મુલ્લો વાણિયાને હેરાન કરે છે. વાવના ટોડા આડો ઊભો રહ્યો ને જેમ મુલ્લા હાંફળાફાંફળા થાતા વાવ બહાર નીકળ્યા ને કાળીએ ઝાલી લીધા ને ઉપાડયા. મલોખા જેવા મુલ્લાને વાવને કાંઠે લઈ આવી કહ્યું: "કામણ કુટયા! હવે જો બારો નીકળીશ તો વાવના મતવાલામાં પ્રાસટીને મારી નાખીશ. કેતાંક મુલ્લાને કાળીએ ધુમાંગ દેતા વાવમાં નાખ્યા ને કળીઓ વાવના દ્વારમાં બેઠો.

પાણીનો સ્વભાવ છે કે માણસ પડે ત્યારે એક વખત બહાર આવે. મુલ્લાજીને તરતાં આવડે એટલે ઢબઢબીને તરીને પાણીમાંથી બહાર નીકળ્યા ને હળવે હળવે ખુદાને યાદ કરતા પગથિયાં ચડે છે.

કાળિયે વિચાર્યું કે હવે જો મુલ્લા પકડાય તો ગામમાં લઈ જઈ ફજેતો કરું. મુલ્લાને પછાડ લાગેલ. માંડ બહાર નીકળ્યા. કાળિયો આખી રાત મડદા તાણી કાય ગયેલ. એકદમ ઊભો ન થઈ શકયો ને મુલ્લાએ વાવ બહાર નીકળી દોટ મૂકી દીધી, પણ એવી કે મુલ્લાજી ઘણાક આગળ નીકળી ગયા ને કાળિયો પાછળ પડયો. રોગી પછડાટી બોલની જાય છે. મુલ્લનું ભાગવું મોતની બીકનુ હતું.

સાવ સવાર થઈ ગયું'તું. ચતુરચંદ શેઠ પોટલીએ નીકળ્યા ને મુલ્લાને ભાગતા જોયા. ઈ ફુમકડી દાઢી ને ટીનના વાટકા જેવી ટોપી સોતા....

શેઠ: મુલ્લા સાબ, કેમ ભાગો છો?"

મુલ્લા: "અરે શેઠજી ઓલ્યો કાળિયો આડો-ળિયો મારી પાછર પર્યો છે ને કહે છે કે તું શેઠના ઘરમાં ભૂત થઈને પરે છે, ભાઈ સા'બ! હું ભૂત નકી માનસ છું. ફકીર છું. ટમારી પાસે ખુડાના કસમ ખાઉં છું ઈવરાઈ કાળિયાને સમજાવો. મારું મુખરું ભાંગી નાખસે. બચાવો ટમને દુવા ડઈશ."

શેઠ કે: "બાપુ ઈ લૂંટફાટિયું વરણ, તમારી પાસે કાંઈ પૈસા છે?"

મુલ્લા: "હા સેઠજી અબદુલની સાદી બાબતના બે રૂપિયા આવા છે?"



[અનુ. પૃ. ૧૩૨

# પ્રાચીન અપ્રગટ દુહાસાહિત્યમાંથી–(ગુચ્છ બીજો)

હરિવલ્લભ ભાયાણી

## વિરહ

રે કેસૂઅ મ ગવ્વુ કરિ, મહુ સિરિ ભસલુ બઈટ્ઠુ
માલઈ – વિરહ – કરાબિયઉ,
હુ અવહ – ભણિય પઈટ્ઠું ૧૩

'રે કિંશુક, તું ગર્વ ન કર કે મારા ઉપર ભ્રમર આવીને બેઠો : એ તો માલતીના વિરહે વ્યાકુળ બનેલો તને ધગધગતો અગ્નિ માનીને તારામાં પેઠો છે.'

આ દુહો 'વસંત – વિલાસ'માં મળે છે. (ક્રમાંક ૭૭) અને નીચેની પ્રાકૃત ગાથા તેનો આધાર જણાય છે।

હા હા કિં તેણ કયં,
માલઈ-વિરહમ્મિ પુત્તિ ભસલેણ।
ઠંકેલ્લિ – કુસુમ – મજ્ઝે,
જલણો ત્તિ સમપ્પિઓ અપ્પા ॥

'અરેરે, પુત્રી ! માલતીના વિરહે એ ભ્રમરે કેવું કર્યું ! કેસૂડાના ફૂલને અગ્નિ જાણીને તેણે એમાં જાતને હોમી દીધી.'

"ભમરા પુચ્છઉં વત્તડી, કાલઉ કવણ – ગુણેણુ'
'બાહિર દદ્ધઉ લૂઅડિઇ, અબ્ભિંતર વિરહેણુ' ૧૪

'હે ભમરા, તને એક વાત પૂછું: "તું કાળો કયા કારણે છે ?"

'હું બહાર લૂથી દાઝેલો છું', અને ભીતર (માલતીના) વિરહથી.'

દવિ દદ્ધા બડ પલ્લવઇ, જિમ વુટ્ઠેણ ઘણેણ
વિરહ–પલિત્તહ માણુસહ, તિમ દિટ્ઠેણ પિએણ ૧૫

'દાવાનળે બળી ગયેલું ઘાસ જેમ વાદળ વરસ્યે કોળે, તેમ વિરહે દાઝ્યા માણસ પ્રિયજનને જોતાં કોળે.'

## સ્નેહી

ખણમવિ ચિત્ત ન ઉત્તરઇ, ગયા ચમક્કઉ લાઇ
મલ નવિ ચહુટઇ કંચણહ,
જઇ વરિસા સઉ જાઇ ૧૬

'જે ચિત્તને ચટકો લગાડીને ગયા, તે એક પળ પણ મનમાંથી અળગા ન થાય : સો વરસ વીતે તો પણ સોનાને કાટ ન લાગે.'

રત્તઉ દિણયર ઉગ્ગમઇ, રત્તઉ દાડિમ – ફુલ્લ
રત્તઈં રત્તઉં જઉ મિલઈ,
કવણ કરેસિઇ મુલ્લ ૧૭

'દિનકર રક્ત ઊગે છે. દાડમનું ફૂલ પણ રક્ત હોય. રક્તની સાથે જો રક્તનું મિલન થાય તો તેનું મૂલ કોણ કરી શકે ?'

'રક્ત' એટલે લાલ તેમજ અનુરક્ત.

## નિઃસ્નેહ

આસન્ના તે દૂરિ ઠિય, જે ચિત્તહ ઉવ્વિટ્ઠ
ચિહું અંગુલ વિચ્ચાલડઈ,
નયણિહિં કન્ન દિટ્ઠ ૧૮

'જેમના પ્રત્યે ચિત્તને અરુચિ થઈ તેઓ નિકટ હોય તો પણ વેગળા જ છે; વચ્ચે માત્ર ચાર આંગળનું જ અંતર હોવા છતાં આંખોને કાન દેખાતા નથી !'

## નિઃશ્વાસ

બહુ–દુક્ખહ ઉલ્લિંચણઉં, જઇ નીસાસ ન હુંત
હિયડઉં રત્ત–તલાવ જિમ,
ફુટ્ટિવિ દહ દિસિ જંત ૧૯

'અતિશય દુઃખને ઉલેચનારા જો નિસાસા

ન હોત, તો રક્તના તળાવ જેવું દેડું ફાટીને દશે દિશામાં વહી જાત'.

## નારીની ચંચળતા

સાયર બપ્પ, મુરારિ પિય, ચંદહ જેવડુ ભાઉ
લચ્છી હિંડઇ ઘરિહિં ઘરિ,
મહિલહ એહું સહાઉ ૨૦

'સાગર જેવો પિતા, વિષ્ણુ જેવો પતિ અને ચંદ્ર જેવો ભાઈ, ને તો પણ લક્ષ્મી ઘર ઘર ભટકતી હોય છે. સ્ત્રીઓનો સ્વભાવ જ એવો.'

## નારીની મોહકતા

જે પઢિયા, જે પંડિયા, ગરુઅઉ જાહું મટ્ટ
તે મહિલા - નઇ પગિ પડઇં,
જિમ ભમિયઇ રહટ્ટ ૨૧

'જેઓ બહુશ્રુત અને મોટા પંડિત હોય, જેઓ ભારે ગર્વિષ્ઠ હોય, તેઓ પણ સ્ત્રીના પગમાં પડે છે અને તેમને તે રહેંટની જેમ ભમાડે છે.'

## સુંદરીની વિરલતા

નયણિહિં વયણિહિં જા રમઇ,
સા વિરલ ચ્ચિય નારિ
કડિ – થણહર – નચ્ચાવણિય,
લબ્ભઇ ઘરિ ઘરિ બારિ ૨૨

'નયનોમાં અને વચનોમાં જે રમી રહે, એવી નારી તો કોઈક વિરલ જ. પણ કમર ને સ્તન નચાવનારી તો ઘેર ઘેર ને બારે બારે મળે'

## દુર્જનની નિંદાપ્રયતા

બજ્ઝઇ વારિ સમુદ્દહ બજ્ઝઇ પંજરિ સીહ
જઇ બજ્ઝી કોઇ કહઉ દુજ્જણ-કેરી જીહ ૨૩

'સમુદ્રનું વારિ બાંધી શકાય; સિંહને પણ પાંજરામાં બાંધી શકાય પણ દુર્જનની જીભને કોઈએ બાંધી હોય તો મને કહેજો.'

## ગીતરસ

ગાહા સિક્ખિ મ સિક્ખિ પ્રિય, વરિ બીજેરી આણિ
સઉકિ દહેસયઇ એક્ક દિણ,
ગાહા નિચ્ચ વિ હાણિ ૨૪

'હે વાલમ, તું ગાથા ન શીખ, ન શીખ–તે કરતાં તું તો તું ભલે મારી ઉપર બીજી લઈ આવ: શોક તો એક દી બાળશે જ્યારે ગાથા તો હંમેશની હરકત.'

## સ્વમાનશીલ ડૉ. જીવરાજ મહેતા

ડૉ. જીવરાજભાઈ ઈંગ્લેન્ડની મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરતા હતા ખૂબજ તેજસ્વી વિદ્યાર્થી તરીકે એમની ગણના થતી હતી.

કૉલેજના એક મહત્ત્વના સ્થાને વિદ્યાર્થીઓમાંથી એકની પસંદગી કરવાની હતી. ડૉ. શ્રી જીવરાજભાઈ એ સ્થાન માટે પૂરી પાત્રતા-ક્ષમતા ધરાવે. ગુણદોષ ઉપર એમની જ પસંદગી કરવી પડે. પણ કાળા ગોરાના ભેદને કારણે એમને પસંદ કરવાને બદલે કોઈ ગોરા વિદ્યાર્થીની પસંદગી કરવામાં આવી.

ડૉ. જીવરાજભાઈની યોગ્યતા હોવા છતાં એમને એ સ્થાન માટે પસંદ કરી ન શકાયા એનો રંજ અનુભવી કૉલેજના સત્તાવાળાઓએ એમને બીજું કોઈ સ્થાન આપવાની ઈચ્છા દર્શાવી.

"જે સ્થાન માટે હું યોગ્ય જ હતો, બલ્કે જે સ્થાન માટે મારો અધિકાર હતો એ સ્થાન મને આપવામાં ન આવતું હોય, તો એનાથી ઊતરતા સ્થાનનો સ્વીકાર કરી લેવો એ મને શોભે નહીં એમાં મારું સ્વમાન પણ નહી." ડૉ. જીવરાજભાઈએ નમ્રતાથી જવાબ આપ્યો.

# લોકકથાઓનું વર્ગીકરણ

પ્રા. ડૉ. પ્રહ્લાદભાઇ ટી. પટેલ

આપણે ત્યાં પ્રાચીન કાળમાં કથાને બે વિભાગમાં વર્ગીકૃત કરવામાં આવી છે. ૧. કથા અને ૨. આખ્યાયિકા. અહીં કલ્પનાજન્ય કથાને કથા નામથી ઓળખાવી છે જ્યારે ઐતિહાસિક ઇતિવૃત્ત પર આધારિત કથાને આખ્યાયિકા ગણી છે. તે પછી આનંદવર્ધનાચાર્યે વાર્તાના ત્રણ પ્રકારનો ઉલ્લેખ કર્યો છે. ૧. પરીકથા ૨. સકલકથા ૩. ખંડકથા. જેમાં રસ પરિપાક માટે વિશેષસ્થાન ન હોય અને માત્ર ઈતિવૃત્ત હોય તો પરીકથા. આચાર્ય અભિનવ ગુપ્તે તો પરીકથામાં વર્ણનની વિચિત્રતાવાળા વૃત્તાંતને આવશ્યક ગણ્યું છે. સકલકથામાં આરંભથી અંત સુધી સમગ્ર કથા ઉપલબ્ધ હોય છે. શ્રી હેમચંદ્રાચાર્યે આ કથાને 'ચરિત' નામ આપ્યું છે. શ્રી હરિભદ્રાચાર્યે લોકજીવનના પુરુષાર્થોને કેન્દ્રમાં રાખીને લોકકથાઓનું એક નવું મૌલિક વર્ગીકરણ આપ્યું છે, તેમાં કથાને તેમણે ચાર વિભાગમાં વહેંચી છે. ૧. અર્થકથા ૨. રામકથા ૩. ધર્મકથા અને ૪. સંકીર્ણકથા.

પાશ્ચાત્ય વિદ્વાનોમાં ડૉ. એ. એચ. ક્રાપે લોકકથાના મુખ્ય બે વિભાગ પાડે છે. ૧. લોકકથા–Folktale અને ૨. દંતકથા Legend. આ બે મુખ્ય વિભાગોને પેટાવર્ગીકરણમાં વહેંચતાં તે લોકકથાના ત્રણ પેટાપ્રકારનો નિર્દેશ કરે છે. અ The Fairy tale (વ) મનોરંજકકથા–The Merrytale અને (क) પ્રાણીકથાઓ The Animal tale. એ જ પ્રમાણે દંતકથાના પણ બે પેટાપ્રકાર પાડે છે. (અ) સ્થાનિક દંતકથા– The Local Legend અને ભ્રમણશીલ દંતકથા The Migratery Legend.

અમેરિકન લોકશાસ્ત્રવિદ શ્રી જે. એચ. બ્રુન્વાંદ લોકકથાને બે વિભાગોમાં વહેંચે છે. ૧. પુરાકથા અને દંતકથા Myth and Legend અને ૨. લોકકથા The Folktale. ડૉ. સ્ટીથ થોમ્પસને લોકકથાના વર્ગીકરણમાં બે આધારો લીધા છે. પ્રથમ આધાર સ્વરૂપલક્ષી છે તેમાં બે વિભાગો પડે છે. ૧. સરળકથાઓ અને ૨ જટિલ કથાઓ.

૧. સરળકથાઓઃ– આ કથાઓમાં કથાનક સીધું આરંભથી અંત સુધી એકજ ગતિએ ચાલે છે. ચરમબિંદુ એકથી વધારે સ્થાનો પર આવતાં નથી. કથાનું કામ ચાલી શકે તેટલાં જ પાત્રો આવે છે, અને આડકથાઓનો અભાવ વર્તાય છે. તેમાં કથાબીજ–Motif એક જ હોય છે. શિક્ષાપ્રદ, ગૃહસ્થજીવન સંબંધી તથા જાતિ સંબંધી કથાઓ ઉપરાંત અતિશયોક્તિપૂર્ણ કથાઓ પણ આમાં સમાઈ જાય છે.

૨. જટિલકથાઓઃ– આ પ્રકારની કથાઓનાં કથાનકમાં ચઢાવ–ઉતાર આવે છે. કથાનકના નિર્વાણ માટે નવાં પાત્રો આવે છે અને કથા અને નાયક પર પ્રભાવ પાડી જાય છે. તેમાં અમાનવીય અને અલૌકિક શક્તિઓ વિશેષ હોય છે. આમાં પરીકથાઓ, જાદુની કથાઓ દાનની કથાઓ વગેરે આવે છે.

આ જ વિદ્વાને બીજો વસ્તુલક્ષી આધાર લઈ લોકકથાઓનું આ પ્રમાણે વર્ગીકરણ આપ્યું છે.

૧. એક કાલ્પનિક લોકની ચર્ચા–આમાં નાયક અજ્ઞાત દેશનો અજ્ઞાત નામી રાજકુમાર હોય છે. એ વિરોધીઓ પર વિજય મેળવી રાજકુમારી સાથે લગ્ન કરે છે.

૨. અદ્દ્ભુત કથાઓ

૩. વીરકથાઓ

૪. ગાથા, અનુશ્રુતિઓ તથા એવી કથાઓ જેની ઐતિહાસિકતા સંદિગ્ધ હોય તેમજ અતિમાનવોની ચર્ચા હોય છે.

૫. પર્વત, નદી, ઝાડપાન, પશુપક્ષીની ઉત્પત્તિની કથાઓ

૬. પશુસંબંધી તથા પંચતંત્રની કથાઓ

૭. પૌરાણિક કથાઓ

૮. વિનોદાત્મક અને હાસ્યાત્મક ટૂચકાઓ સંબંધી કથા.

આ ઉપરાંત કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોએ વર્ણ્ય વિષયની દૃષ્ટિએ લોકકથાના ચાર ભાગ પાડયા છે. ૧. કલ્પિત કથા–Fable ૨. પરીકથા–Fairy tale ૩. દન્તકથા–Legend ૪. પૌરાણિક કથા–Myth.

પશ્ચિમી વિદ્વાનોનું અનુસરણ કરતાં કેટલાક ભારતીય વિદ્વાનોએ સાધારણતઃ લોકકથાના સ્થૂળ-દૃષ્ટિએ આઠ મોટા વિભાગ પાડયા છે. ૧. ગાથાઓ ૨. પશુપક્ષી સંબંધી અથવા પંચતંત્રીય કથાઓ ૩. પરીકથા ૪. વીરકથા ૫. કોયડા અને કહેવત સંબંધી કથા. ૬. નિરીક્ષણ ગર્ભિત કથાઓ. ૭. સાધુ-પીરોની કથાઓ ૮. કારણનિદર્શક કથાઓ. ડૉ. સત્યેન્દ્રએ ઉપરોક્ત આઠ વિભાગોમાંથી સાત પ્રકાર લીધા છે. આ ઉપરાંત ભારતીય વિદ્વાનોમાં ડૉ. દિનેશચંદ્ર સેનનું વર્ગીકરણ નોંધપાત્ર છે. તેમણે લોકકથાઓને ચાર ભાગમાં વહેંચી છે.

૧. રૂપકથા Supernatural tale ૨. હાસ્યકથા–Humorous tale ૩. વ્રતકથા Religious tale ૪. ગીતકથા–Nursery tale.

આ રીતે લોકકથાઓનું વર્ગીકરણ કરતાં વિદ્વાનોએ તેમને પ્રાપ્ત થયેલ મર્યાદિત લોકકથાઓને કેન્દ્રમાં રાખીને વર્ગીકરણ કરવા જતાં મતભેદ ઊભા થયા છે. ઉપરાંત લોકકથાઓ પણ પરસ્પર એટલી બધી સંકળાયેલી હોય છે કે તેનું કક્ષીય–ચુસ્ત વર્ગીકરણ કરવું મુશ્કેલ છે. સ્વરૂપની દૃષ્ટિએ જોતાં કથાઓ વિભિન્ન પ્રકારની હોવાથી તેના પ્રકારો વિશે વિદ્વાનોમાં એકવાક્યતા સધાઈ નથી.

ઓખામંડળના વાઘેરોની લોકકથાઓના સંશોધનમાં મને પ્રાપ્ત થયેલી લોકકથાઓને મે સાત વિભાગોમાં આ પ્રમાણે વિભાજિત કરી છે.

૧. પૌરાણિક કથાઓ અને દંતકથાઓ ૨. સ્થાનિક દેવ–દેવીઓની કથાઓ ૩. વીરકથાઓ–Heroic tales ૪. પ્રાદેશિક કથાઓ–Local Folk tales ૫. પ્રણય–કથાઓ. ૬. વ્રતકથાઓ ૭. મનોરંજક કથાઓ.

અન્ય પ્રદેશોમાંથી પ્રાપ્ત થતી લોકકથાઓના આધારે આ ઉપરોક્ત વર્ગીકરણમાં ફેરફારને ઘણો અવકાશ છે. વિદ્વાનો આ બાબતે વધુ પ્રકાશ પાડે તે ઇચ્છનીય છે.



## પ્રેમનો બોજો !

એક નાની છોકરી લગભગ પોતાની જેવડા જ એક તગડા બાળકને તેડીને જતી હતી. એ પરાણે પરાણે ચાલી રહી હતી. એટલામાં એક ભાઈ રસ્તામાં મળ્યા છોકરીને આમ કષ્ટાતી જોઈને એણે કહ્યું "અરે છોકરી, આ, આવડા મોટા છોકરાને તેડયો છે, તે તને ભાર નથી લાગતો ?"

"ના રે, ભાર શેનો લાગે ! આ તો મારો ભાઈ છે" એણે કહ્યું,

પેલા ભાઈએ કહ્યું 'સાચું છે બેટા, પ્રેમનો ભાર નથી લાગતો."

અને છોકરી કષ્ટાતી પણ હસતાં હસતાં આગળ ચાલવા લાગી.

ધી. જા.

# સાંસ્કૃતિક વિનિમયનો અભાવ

ચિત્તરંજન રાજા

ઇતિહાસના પુરાણા ગ્રંથોમાં ક્યાંક વાંચ્યું હોવાનું સ્મરણ છે. આદિ શંકરાચાર્ય શાસ્ત્રાર્થ માટે સમગ્ર ભારત વર્ષના પ્રવાસે નીકળેલા. અનેક દિવસોની યાત્રા, પદસંચાલન એટલે સાથે બોજ ઉપાડવો ન પડે માટે જે જ્ઞાન ભોજપત્રમાં સંપાદિત થતું જાય તે યથાયોગ્ય ગામે કોઈને ત્યાં મૂકીને આગળ વધતા જાય. જેને ત્યાં ભોજપત્રો રાખ્યાં હોય ત્યાં વર્ષ, બે વર્ષ સંઘરાઈ રહે પણ પછી સંભાળ મટી જાય; જે કોઈને રસ પડે તે લઈ જાય-વાંચે-વિચારે ત્યાંથી વળી બીજા કોઈ પાસે. આમ પ્રભાતના પવનની માફક શાંકર વેદાંતના વિચારો સામાન્ય જનપદમાં પથરાતા રહે. પછી તો ભોજપત્રો તૂટી ગયાં-વિખેરાઈ ગયાં ; રહી ગઈ વિચારોની સુગંધ, શંકરાચાર્ય જ્યારે કાશીમાં મંડનમિશ્રને ત્યાં વિવાદ અર્થે પહોંચ્યા ત્યારે પરિચય આપવાનો પ્રારંભ કરે છે ત્યાં એક મોટો સમૂહ આવીને આ "ભજગોવિંદમ્"ના કર્તાને ચરણે પડયો. વ્યક્તિની પહેલાં તેના વિચારોનો વિનિમય શરૂ થઈ ગયેલો. આવી જ વાત આપણા પંચતંત્ર, કથાસરિતસાગર, હિતોપદેશની પણ છે. બૌદ્ધના મહાન ઉપદેશો પણ કર્ણોપકર્ણ ભારત વર્ષમાં આપાદમસ્તક એમ જ વિસ્તરેલા.

જે યુગમાં સંદેશાવ્યવહારના, આવાગમનના કોઈ પણ સાધન ઉપલબ્ધ નહીં, કુદરતી વિષમતા સામે લડવાની કોઈ ઢાલ નહીં, વિજ્ઞાનની હજાર હજાર હાથવાળી સેવા નહીં તે વેળા સાંસ્કૃતિક વિનિમયનો પરિમલ જે રીતે પમરતો તેનો શતાંશ આજે નજરે પડતો નથી. સંસ્કૃતિ એ તો અમૂલું, ચિરંજીવી ધન છે. સંસ્કૃતિનું દારિદ્ર્ય ગમે તેટલાં ભૌતિક ઉપકરણોથી ઢાંકી શકાતું નથી. તેમ ગમે તેટલાં ભૌતિક સાધનો વડે સંસ્કૃતિનું જંગમતીર્થ બનાવી શકાતું નથી. યુગો સુધી એક ધારા રૂપમાં, પોતાના સંસ્કારને સાચવી તેમાંથી શીલ, સૌજન્ય, સાત્ત્વિકતાના સંગમરૂપ સંસ્કૃતિ ઉદ્‌ભવે છે. એ માત્ર culture-સંસ્કાર-નથી; તે સંસ્કારદાયી છે. આવી સંસ્કૃતિની વિલક્ષણતાઓ અને વિશિષ્ટતાઓનો પરસ્પર વિનિમય કોઈપણ રાષ્ટ્ર કોણેકોણને એક આત્મરસાયણે રસે તો જ તેની ગૌરવગાથા સાચી ગણાય.

આપણી સંસ્કૃતિનું બીજ સમન્વયનું છે. આપણી પ્રાર્થનાનો મંત્ર જગત સંસ્કૃતિના આદર્શ જેવો છે :–

"सर्वे वै: सुखिनो सन्तु, सर्वे सन्तु निरामया ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चिद् दुःखलाम भवेत्"

સર્વ કોઈ સુખી થાઓ, સર્વ કોઈનું કલ્યાણ થાઓ; કોઈ દુઃખના ભાગી ના બનો.' આવી "સર્વતો-ભદ્ર સંસ્કૃતિ" ભારતની યુગોથી ચાલી આવે છે. પ્રજાના વિશાળ સમૂહને પરસ્પર સાંસ્કૃતિક વિનિમય દ્વારા જાળવી રાખવા યુગેયુગે યથાશકિત પ્રયત્નો થયા અને સાંસ્કૃતિક વિનિમય દ્વારા એક હૃદયરૂપ ભારત-વર્ષ બનતું આવ્યું. કવિ કુલગુરુ કાલિદાસનાં સર્જનો વાંચી કે પંડિત સાધના, વ્યાસ કે વાલ્મીકિ, ભિષગ્ કે આચાર્ય નાગાર્જુન, અધીપ કે જગન્નાથ–આ સહુ કોઈ સાંસ્કૃતિક વિનિમયના જ વ્યવસાયી. ત્યાં દેશ, કાળ, વ્યક્તિવિચારનાં બંધન નહીં, ભેદ નહીં. તેઓના સર્જનમાં તો ફાલે છે સર્વતોભદ્રની સુખસુગંધ.

સાંસ્કૃતિક વિનિમય એ કોઈ વ્યવસાય નથી; કોઈ વ્યાપાર નથી. સંસ્કૃતિનો પરિમલ પ્રસરાવવાનો એક પ્રયત્ન છે. સાંસ્કૃતિક વિનિયમના અભાવે રાષ્ટ્ર ક્યારેય પણ એક રહી ન શકે. મોગલ સલ્તનત સામે પ્રાચીન આર્યસંસ્કૃતિ જો કેવળ વેદ, પુરાણ કે ઉપનિષદ્‌માં જ પડી રહી હોત તો તેનો લોપ થાત. એકેશ્વરવાદની કલ્પના ઝીલી, ઇસ્લામના સૂફીને સ્વીકારી, ભક્તિસંપ્રદાયે સમગ્ર ભારતમાં એક સાંસ્કૃતિક ચેતના જગાવી. ચૈતન્ય ભલેને ગૌડ બંગાળના

પણ સૌરાષ્ટ્રનાં પ્રાચીન ભજનમાં તેના સૂર ખરા. તુલસી, સૂર, નરસિંહ, મીરાં, નાનક, નિમ્બાર્ક—આ સહુની "વાણી" આખરે સાંસ્કૃતિક વિનિમયની લ્હાણ હતી. મારવાડમાં નરસિંહનાં પદ મળે; રામેશ્વરમાં કબીરની સાખી સંભળાય—જાણે એક તંતે બંધાયેલી સંસ્કૃતિની હવામાં રાષ્ટ્રભાવના મલપતી હોય તેવું લાગે. પરંતુ એ મૂલ્યો (values)ને બદલવાનો પ્રયત્ન જાણે થઈ રહ્યો છે. આજ જેટલાં ટાંચાં સાધનોના યુગમાં સહજ અને સ્વાભાવિક હતો તેટલો પણ સાંસ્કૃતિક વિનિમય શક્ય નથી રહ્યો.

મુદ્રણ, વાહન વ્યવહારનાં આટઆટલાં સાધનો વચ્ચે પણ આપણે સાંસ્કૃતિક વિનિમય સાધી શકતા નથી. આપણા સમગ્ર દેશના જુદા જુદા પ્રાંતની ભાષા, સાહિત્ય અને સંસ્કારથી આપણે અત્યંત અલ્પ પરિચિત છીએ. આપણે જેટલું કબીર વિષે જાણીએ છીએ જેટલું આજના કવિઓ વિષે જાણતા નથી. દક્ષિણની સંસ્કૃતિ તો આપણી પ્રાચીન સંસ્કૃતિની એક આધારશિલા રૂપ ગણાય. ભક્તિસંપ્રદાય, જ્ઞાનમાર્ગ—વિજયનગરનો મહાન ઇતિહાસ આમ અનેક રીતે સભર "દખણાદા દેશ" વિષે આપણી પાસે અલ્પ સાંસ્કૃતિક જ્ઞાન હશે.

કારણ: કારણ સ્પષ્ટ છે. સાંસ્કૃતિક વિનિમયનો અભાવ આપણે પ્રવાસી મનોવૃત્તિ મિટાવી છે. આપણે પરસ્પરની સાથે રહી જીવંત સંપર્ક (living attitude) ગુમાવ્યો છે. રામલીલાનાં અને કૃષ્ણલીલાનાં આવર્તનો દ્વારા ઉત્તર પ્રદેશ, ગુજરાત સૌરાષ્ટ્ર અને રાજસ્થાન એક કડીરૂપ બની રહ્યાં હોય તો આ સાંસ્કૃતિક વિનિમયના આધારે. રાસ, ગોપીગીતો બંસરીનું વાદન—ગૂંજન યમુનાતટથી વિસ્તરી છેક પ્રભાસના કાંઠા સુધી—સમુદ્રતટ સુધી ગૂંજતું રહ્યું. તુલસીરામાયણે ઉત્તરના અવધ પ્રદેશ, પંચવટી દંડકારણ્ય, ચિત્રકૂટને ઘરઆંગણાં પરિચિત જ રાખ્યાં છે. કબીરવાણીએ કે નાનકવાણીએ સતલજના વારિનો ઘોષ કાનમાં ગૂંજતો રાખ્યો છે. સંસ્કૃત સાહિત્યના અમર સર્જકોની વાણીમાં વર્ણવાયેલા હિમાલયના નગાધિરાજ પ્રદેશો, નિલગિરિઓ, ક્ષિપ્રાતટની મોહિની આજેય અજાણી લાગતી નથી પરંતુ ક્રમશઃ આપણી સંસ્કાર શૃંખલા વિચ્છિન્ન થવા માંડી. અરસપરસના સાંસ્કૃતિક વિનિયમો સાંકડા બન્યા. આર્થિક ઉપાર્જન અને રાજકીય અંધાધૂંધીના ઘેરા કાળમાં સંસ્કૃતિક કાર્યક્રમો હ્રાસ પામતા ગયા ઉપરનું સંગીત, દક્ષિણનું નૃત્ય, પૂર્વનો ભાવ, પશ્ચિમનું માર્દવ અરસપરસ વિખૂટા પડવા લાગ્યા. આ વિચ્છિન્નતાના પરિણામે સાંસ્કૃતિક હ્રાસ તો ઊભો થયોજ—સાથોસાથ પ્રાંતપ્રાંત વચ્ચેની પરિચયની યશોરેખા પણ ટૂંકી થવા લાગી. આજે ઉત્તરથી પરિચિત છીએ તેટલા દક્ષિણથી નથી પૂર્વથી પણ નથી. પૂર્વનાં ગીત, સંગીત, નૃત્ય, સાહિત્ય કળા વિષે પુસ્તકો સિવાય આપણે કેટલું જાણીએ છીએ! દક્ષિણના રીતરિવાજ—ભવ્ય નૃત્યો વિષે ગ્રંથો સિવાય આપણી જ્ઞાનદૃષ્ટિ કેટલી? આ પ્રશ્નો ઘણાજ ગંભીર છે. પ્રાચીન કળા અને સંસ્કારની વાતો કરનારા આપણે મનોગત રીતે વિચારી જવું જોઈએ. સમગ્ર દેશ અંતર્ગતરીતે પોતાની કળાથી કેટલો પરિચિત છે? આપણા આદિવાસીઓની કળાનો વિનિમય હજી સાધી શકાયો નથી અરણ્યસંસ્કૃતિ અને નગરસંસ્કૃતિ વચ્ચેનો વિનિમય તો મને હજી કોશો દૂર લાગે છે.

રાષ્ટ્રને એકરૂપ કરવા માટે સાંસ્કૃતિક વિનિમય માત્ર એક શ્રેષ્ઠ ઉપાદાન છે. સાંસ્કૃતિક પ્રવૃત્તિઓના પારસ્પારિક વિનિયોગ દ્વારાજ લોકહૃદય એક તંતુ કરી શકાય. આ માટે નાના મોટા સાંસ્કૃતિક આયોગો અને એકમો રચી શકાય. આ અભાવ મીટાવવોજ રહ્યો. ઉત્તુંગ હિમ—શિખરાવલીના ચંદ્રઘોષ અને દક્ષિણે સાગરના ગૂંજતા ગંભીર ઘોષની સાથે પૂર્વની પાયલ ને પશ્ચિમની ઢોલકનો રણકો સમગ્ર દેશના હૃદયમાં પાડવાનો ઉપાય પ્રાંતે પ્રાંતે સાંસ્કૃતિક વિનિમયની માધુકરી ઊભી કરવાનોજ છે. લોકહૃદય સંસ્કારભૂખ્યું, સંસ્કૃતિભૂખ્યું અને ઉત્સવભૂખ્યું હોય છે. આપણાં પ્રાચીન તીર્થો, અલગ અલગ જગ્યાએ રાખવા પાછળ પણ આજ વિચાર કામ કરી ગયો છે. મેળાઓનું પ્રયોજન પણ માત્ર માનવમિલન—મહોત્સવ જ નહીં, સંસ્કૃતિઓના સંગમનું દર્શન પણ ખરું જ.

[અનુ. પૃ. ૧૨૩

# આ યુગનો મોટો રોગ કેન્સર

બાલકૃષ્ણ વૈદ્ય

હમણાં હમણાં કેન્સર રોગ એવો વ્યાપક બન્યો છે કે મૃત્યુનાં કારણોમાં એનું નામ આગળ પડતું સંભળાય છે. પહેલાં ટી. બી. (ક્ષય) મારક રોગ ગણાતો. આજે એનો એટલો ભય રહ્યો નથી. અસરકારક દવાઓ પણ મળી છે અને ઉપચારની બહુ સારી સગવડો પણ જિલ્લે જિલ્લે થઈ છે. હૃદય રોગનો હુમલો પણ મૃત્યુનું મોટું કારણ છે. પરંતુ પહેલા હુમલામાંથી જો દરદી બચી ગયો તો પછી બહુ વાંધો આવતો નથી. પરંતુ કેન્સરમાં તો સમયસર નિદાન થયું હોય અને તરત યોગ્ય ઉપચાર કરી શકાયા હોય તો માણસ બચે છે. પરંતુ આ રોગ કેન્સર છે એવી ખબર પડે એ પહેલાં તો રોગ ઘણો આગળ વધી ગયો હોય છે. ત્યારે ઉપાય ભાગ્યે જ કામ આપે છે. આથી કેન્સર વિષે સૌએ બરાબર સમજી લેવું જરૂરી છે.

આ રોગ નવો નથી. એનું નામ નવું છે. આયુર્વેદે આપેલી સમજણમાં આધુનિક વિજ્ઞાને ઘણી મહત્ત્વની વિગતો ઉમેરી છે. આયુર્વેદે આપેલી સમજણ પણ ખપની છે.

આરંભમાં શરીરમાં કોઈ પણ ઠેકાણે નાની એવી ગાંઠ, જરા જેટલું ચાંદું અથવા થોડો ઉત્સેધ સોજા જેવું હોય. એની કોઈ ખાસ પીડા પણ ન હોય. એટલે શરૂઆતમાં એની ગંભીરતા કોઈને લાગતી નથી. રોગ ધીમે ધીમે આગળ વધે છે. જો ગળામાં હોય તો મોઢામાં પાણી બહુ આવે છે. બેચેની રહે છે. ગળું આવેલું હોય એમ લાગ્યા કરે છે. સ્વરનળીમાં હોય તો અવાજ બેઠેલો નીકળે છે. અન્નનળીમાં હોય તો ખાતાં ખાતાં કોળિયો અટકે, પાણી પીએ પછી જ ઊતરે. ક્યારેક ઓતરાસ જાય. આંતરડાંમાં હોય તો ઝાડા, વારંવાર હાજત લાગે અને ઝાડામાં લોહી પણ પડે. મૂત્રમાર્ગમાં હોય તો વારંવાર પેશાબની હાજત થાય અને પેશાબમાં ક્યારેક લોહી પણ પડે. મગજમાં થાય તો માથામાં સખત દુઃખાવો થાય. આંખે જોવામાં મુશ્કેલી ઊભી થતી લાગે અને ક્યારેક વાઈ જેવી મૂર્છા પણ આવે. આમ જુદાં જુદાં અંગોમાં તે તે અંગોની ક્રિયામાં વિકૃતિ આવવા લાગે છે.

આયુર્વેદમાં આ રોગને અર્બુદ કહ્યો છે. અર્બુદ એટલે પહાડ. એનો બીજો અર્થ 'ઘાતક' થાય છે. નાની એવી ગાંઠ હોય પણ પહાડની જેમ વધતી રહે છે અને રોગીનો ઘાત કરે છે એટલે બન્ને અર્થો સાચા છે. સોજા, ગ્રંથિ, ચાંદાં તો ઘણાને ઘણી વાર થતાં હોય છે. એ બધાં કેન્સર હોતાં નથી. એની ખરાબી ઉપરછલ્લી હોય છે. મૃદુ–પોચી હોય છે. અંદર પાણી હોય, પાક હોય અથવા ફક્ત મેદની રસોળી જેવી ગાંઠ હોય તો એ નિર્દોષ છે. એમાં અંતઃપૂરણ હોતું નથી. અર્બુદમાં અંતઃપૂરણ હોય છે. એની અંદર નવી નવી પૂરવણી થતી રહે છે. આયુર્વેદે આવા અંતઃપૂરણવાળા અર્બુદોને અલગ પાડયા છે. અને એને ઘાતક કહ્યા છે.

એ અંતઃપૂરણ અંદર ઉત્પન્ન થતા નવા નવા અંકુરોનું હોય છે. સામાન્ય રીતે શરીરમાં જ્યાં ક્યાંય જખમ થયો હોય તે પૂરવા માટે અંકુરો વધે છે. બાળક અવસ્થામાં શરીર જ્યાં સુધી વધતું હોય છે ત્યાં સુધી નવા નવા અંકુરો પણ વધતા રહે છે. પરંતુ એ વૃદ્ધિ સમગ્ર શરીરની હકૂમતમાં રહે છે. એની જરૂરત પ્રમાણે અને આંતરિક સૂચન પ્રમાણે વધે છે. પરંતુ જ્યારે એ વૃદ્ધિ શરીરના અંકુશથી સ્વતંત્રપણે બળવાખોર રીતે થવા માંડે છે ત્યારે એ વૃદ્ધિ ઘાતક અર્બુદનું સ્વરૂપ લે છે.

આધુનિક વિજ્ઞાને નવાં સાધનો શોધ્યાં. નવી પ્રક્રિયાઓ શોધી એટલે શરીરમાં ઉત્પન્ન થતા રહેતા સૂક્ષ્મ-

અંકુરો—સૂક્ષ્મ જીવકોષોનો વિસ્તારથી અભ્યાસ શક્ય બન્યો. એમાંથી સૂક્ષ્મ જીવકોષોનું શાસ્ત્ર ઊભું થયું છે. જીવમાત્રનાં શરીર આવા એક અથવા અનેક જીવ કોષોનાં બનેલાં છે, સૂક્ષ્મ જંતુ—બેક્ટીરીઆનું શરીર એક કોષનું બનેલું હોય છે. વનસ્પતિ, પશુપંખી, પ્રાણીઓ, મનુષ્યો બધાં શરીરો અનેક જીવકોષોનાં બન્યાં છે. આ જીવકોષો પોતે જ જરૂર પડે ત્યારે પોતે પોતાની વૃદ્ધિ કરી લે છે. એકના બે બેના ચાર એમ નવા કોષો પેદા થતા રહે છે અને જીવનપ્રક્રિયા ચાલુ રહે છે.

સામાન્ય રીતે જીવકોષ જે અંગનો ભાગ હોય એ અંગના બીજા જીવકોષ જેવો જ આકાર ધરાવે છે. એના વર્તન અને વૃદ્ધિ પણ એ રૂપે જ રહે છે. પરંતુ કોઈ કારણે આમાંથી કોઈ એક જીવકોષ શરીરના અંકુશથી મુક્ત થઈ જાય અને સ્વતંત્ર રીતે વર્તવા અને વધવા માંડે છે. એને કેન્સર કહે છે. બાજુ બાજુ ગોઠવાયેલા નરવા કોષો એક બીજાના સહાયક હોય છે. પરસ્પરોપગ્રહથી રહેતા હોય છે. પણ આ કેન્સર કોષ ઉપકારક થવાને બદલે બહારવટીઆની જેમ મારક બને છે. કેન્સર કોષનું વર્તન આજુબાજુના કોષોથી જુદું જ હોય છે. શરીરમાંથી મળતી રાસાયણિક કે જ્ઞાનતંતુઓની સૂચના એ કોષ સ્વીકારતો નથી. શરીરના નરવા કોષો સાથેનો એનો સંબંધ સાવ છૂટી જાય છે. શરીરમાં નરવા કોષો વધે તો એને પોષણ આપવા માટે લોહી પહોંચાડતી નસોને શરીર એ કોષને પહોંચે એટલી લંબાવી દે છે. જ્ઞાનતંતુઓ પણ એની સાથે જ વધે છે. પરંતુ કેન્સરના કોષો વધે એની સાથે લોહી પહોંચાડનારી નસો કે જ્ઞાનતંતુઓ લંબાતાં નથી. દરેક જીવકોષને જીવવા માટે પ્રાણવાયુ—ઓકસીજનની જરૂર રહે છે. માણસે ફેફસાં દ્વારા શ્વાસમાં લીધેલો પ્રાણવાયુ શુદ્ધ લોહીમાં ભળીને હૃદયમાં જાય છે અને ત્યાંથી નસો વાટે આખા શરીરને પહોંચી વળે છે. પરંતુ કેન્સરના કોષને લોહી મળતું નથી પ્રાણવાયુ પણ મળતો નથી. આ સ્થિતિમાં એ કોષ વધારે વખત જીવી ન શકે. પરંતુ શરીરમાં નસો સિવાય પણ નજીકના કોષોને પોષણ મળી શકે એવું છે. જેમ પાણી એક ઠેકાણે પડે તો આજુબાજુ પ્રસરી જાય છે, શબ્દ કે અવાજ થયો તે પણ બધે ફેલાઈ જાય છે, પ્રકાશ થયો તો એ પણ ફેલાય છે, એમ નજીકની નસોમાં જે પોષણ આવ્યું તે પણ આજુબાજુના થોડાક વિસ્તારમાં ફેલાતું હોય છે. આનો લાભ કેન્સરના કોષોને પણ મળે છે. આ પોષણમાંથી મળતી શક્તિ કેન્સરના વધતા જતા કોષોને એક પિંડ રૂપે ભેગા રાખવામાં ઉપયોગી થાય છે. કોષોની વૃદ્ધિ માટે જરૂરી શક્તિ અને દ્રવ્ય પણ એમાંથી જ મળી રહે છે.

પરંતુ એ પોષણ કેન્સરના બધા કોષોને ટેકો આપી શકતું નથી. જેમ જેમ કેન્સરનો પિંડ મોટો મોટો થતો જાય તેમ તેમ પિંડની કિનારી ઉપરના કોષોને પોષણ મળે પણ પિંડની અંદરના કોષોને તો કંઈ ન મળે, પ્રાણવાયુ પણ ન મળે એથી એ કોષો મરવા અને પછી સડવા માંડે છે.

અનુભવે દેખાયું છે કે નરવા શરીરમાં અન્ય શરીરનો કોષ મૂકીએ તો એ કોષને વિજાતીય ગણીને શરીર બહાર ધકેલી દે છે. પરંતુ કેન્સરનો કોષ ભલે બળવાખોર થયો પણ પોતાનો છે એટલે શરીર ઉતાવળું થઈને એને વિજાતીય કોષની જેમ એકદમ બહાર ધકેલી કાઢતું નથી. ઉલટું પોષણના અભાવે મરીને સડવા માંડેલા કોષની ગંધ અને એમાંથી છૂટતા ખરાબ રસથી ઉત્તેજિત થઈને શરીર એની મદદે દોડે છે અને લોહી અને પ્રાણવાયુ પહોંચાડવા માટે નસો લાંબી કરીને કેન્સરના પિંડમાં દાખલ કરવા પણ પ્રયાસ કરે છે. પુત્ર કુપુત્ર થાય પણ માતા કુમાતા થતી નથી. પરંતુ શરીરના આ પ્રયાસ છતાં કેન્સર સુધરતો નથી. એ તો વધતો રહે છે. પોતે મરે છે અને માને પણ મારતો જાય છે.

સૂક્ષ્મ જીવકોષનું વિજ્ઞાન વિકસ્યું એટલે જાણવા મળ્યું કે જે અંતઃપૂરણ કેન્સરનો પિંડ રચે છે તે શરીરના બળવાખોર જીવકોષનો જ પરિવાર છે. એ કેન્સરકોષની રચના પણ નરવા કોષો કરતા

જુદો જ છે. સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોઈએ તો પહેલું એ દેખાય છે કે જે અંગમાં એ કોપ હતો એ અંગના નરવા કોષોની જાતિ કેન્સરના કોપમાં ઊતરી નથી. એનો પ્રકાર બદલાઈ ગયો છે. વળી દરેક કોપમાં નિશ્ચિત પ્રમાણમાં રંગસૂત્રો–ક્રોમોસોમ્સ હોય છે. માનવશરીરના પ્રત્યેક કોષમાં ૪૬ રંગસૂત્રો હોય છે, પરંતુ કેન્સરકોપમાં એ રંગસૂત્રો ઓછાં હોય છે અથવા વધારે હોય છે : કોઈમાં બમણા પણ હોય છે. કોઈકમાં પૂરાં ૪૬ હોય છે તો તેના આકાર અને એની વ્યવસ્થા બદલાઈ ગયાં હોય છે. આ રીતે કેન્સરકોપનું મૂળમાંથી જ પરિવર્તન થઈ ગયું હોય છે.

આ રીતે કેન્સરના કોપને નરવા કોષથી અલગ રીતે ઓળખવાની ચાવી મળી ગઈ. આયુર્વેદ પાસે જ નહિ, કોઈ જૂનાં વૈદકશાસ્ત્ર પાસે આ ચાવી ન હતી. ફક્ત લક્ષણો ઉપરથી દવા થતી હતી. કેન્સરનું યથાર્થ નિદાન થઈ ન શકતું હવે જ્યાં ક્યાંય ગાંઠ કે ચાંદું હોય ત્યાંથી નાની કટકી કાપીને પ્રયોગશાળામાં વિધિપૂર્વક એને તપાસીને નિર્ણય કરવામાં આવે છે કે આ કોષ નરવો છે કે કેન્સરનો છે. આ વિધિને બાયોપ્સી કહે છે

શરીર ઘણીવાર આવા બળવાખોર, સ્વતંત્ર કેન્સરના પિંડને વધારે વખત સહી લેતું નથી અને કોઈ એક તબક્કે એને બહાર ધકેલી કાઢે છે આવા દાખલા બન્યા છે. એક ભાઈને ગળામાં કેન્સર થયું. મુંબઈ ગયા. નિષ્ણાતોએ તપાસીને કહ્યું 'હવે કંઈ થઈ શકે તેમ નથી. પેટમાં કાણું પાડીને નળી મૂકી દઈએ. એ વાટે પોપણ લેજો.' આ ભાઈ જૈન હતા. એમને થયું આવી રીતે જીવવા કરતાં સંથારો કરીને મરવું સારું. સવારથી સંકલ્પ કરીને નવકાર મંત્ર ભણવા બેસી ગયા. પાછલી રાત્રે ઊબકો આવ્યો. ઊલટી કરવા જાય ત્યાં ગળામાંથી લોચો નીકળી ગયો. ગળું ખૂલી ગયું. કોગળા કર્યા. ઘરનાંને બોલાવ્યાં, બધાં આનંદમાં આવી ગયાં. સવાર થતાં દૂધ પીધું. ખોરાક પણ લેવાયો. બે દિવસ પછી ફેમીલી ડૉક્ટરે ફોનથી પૂછયું કે 'નળી નખાવવા ક્યારે જવું છે ?'' ત્યારે દરદીએ જ ફોન લીધો અને બધી વાત કરી. આશ્ચર્યમુગ્ધ થયેલા ડૉક્ટર દોડતા આવ્યા. વાત સાચી હતી. બીજા ડૉક્ટરોને પણ જોવા બોલાવ્યા. છેવટે નક્કી કર્યું કે કદાચ કોઈ કેન્સરનો કોષ રહી ગયો હોય તો એ ફરી વૃદ્ધિ ન કરે એ માટે શેક તો આપવા જ. આજે પણ એ ભાઈ જીવે છે. જીવન ધર્મને અર્પણ કર્યું છે. શેકનો ડાઘ હજી એ દિવસોની યાદ આપે છે.

બીજા એક ભાઈ ગામડામાં રહેતા આયર હતા. એમને પણ ગળાનું કેન્સર હતું. જામનગર હૉસ્પીટલમાં બાયોપ્સી લઈને નિદાન કરેલું. મુંબઈ જવાની ત્રેવડ ન હતી. ઘરે આવતા રહ્યા. ગળે પ્રવાહી પણ ઊતરતું ન હતું. ઘરનાં બધાં ચિંતા કરતાં વીંટળાઈને બેઠાં. દરદીએ કહ્યું 'દૂધનું બોઘરણું મારી પાસે મૂકીને તમે સૌ સૂઈ જાઓ અને ગળે ઊતરશે ત્યારે હું દૂધ પી લઈશ.' રાત્રે એણે ગળાનો માર્ગ ખોલવા ગળાનો માર્ગ આમ તેમ દબાવ્યો. જોરથી ઊબકો આવ્યો અને ગળામાંથી લોચો બહાર નીકળી ગયો. ગળું સાફ કરીને દૂધ પી લીધું અને સૂઈ ગયા. સવારે ઊઠીને બધાને વાત કરી. કેરીમાંથી ગોટલી બહાર ધકેલાઈ જાય તેમ શરીરમાંથી કેન્સરનો પિંડ બહાર ધકેલાઈ ગયેલો.

કેન્સર રૂપે વિકૃત થયેલા કોષો પણ પાછા મૂળરૂપમાં આવી ગયાના દૃષ્ટાંતો વૈજ્ઞાનિકોએ નોંધ્યા છે. સિદ્ધ કે અવતારી પુરુષોની કૃપાથી અને પ્રબળ શ્રદ્ધાથી આમ બન્યું છે. ઓષધોથી પણ બન્યું છે. આ પ્રકારના દૃષ્ટાંતો બતાવે છે કે કેન્સર અસાધ્ય જ છે એ વાત સાવ સાચી નથી. ઓપરેશન અને રેડીઅમ કે કોબાલ્ટનાં કિરણોના શેકથી સાજા થયેલા દરદીઓ પણ આપણે જોઈએ છીએ. દેશમાં આજે એવી સગવડો વધતી પણ જાય છે.

સાજોનરવો જીવકોષ અચાનક વિકૃત થઈને કેન્સરનું રૂપ કયા કારણે લે છે એનું સંશોધન ઘણું ચાલે છે પણ હજી કારણ મળ્યું નથી. કોઈ કહે છે વાઈરસ નામનાં અતિસૂક્ષ્મ જંતુઓ શરીરમાં

દાખલ થઈને આ વિકૃતિ કરે છે. કોઈ કહે છે કે ડી. ડી. ટી અને એવાં બીજાં અનેક જંતુ કીટક ઉંદર નિંદામણ વગેરેના નાશ કરતાં ઔષધો છૂટથી વપરાય છે. ખેતીમાં એનો છૂટથી ઉપયોગ થાય છે. માલ સાચવવા પણ વપરાય છે. એ ઔષધો વરસાદ પડે ત્યારે પાણી સાથે ભળીને જમીનમાં જાય છે વનસ્પતિ–વૃક્ષો, અન્નો, ફળો, માછલી અને પ્રાણી એના શરીરમાં જાય છે. દૂધમાં આવે છે. આ વિષ માણસના શરીરમાં ખોરાક–પાણી વગેરે વાટે આવીને કેન્સર કરે છે. પ્લાસ્ટીક અને બીજા અનેક સીન્થેટીક પદાર્થો અને બીજાં નવાં નવાં રસાયણો વપરાશમાં આવે છે. એ પણ લાંબે ગાળે કેન્સર કરે છે. કોઈ કહે છે કે બીડી, તમાકુ, પાનવગેરેનાં વ્યસન કેન્સર કરે છે. ચા અને કોફીના વ્યસન પણ હવે કેન્સર કરનારાં મનાય છે. કોઈ અંગમાં લાંબો વખત ચાલુ રહેલી વેદના કે સડન પણ આવી વિકૃતિ જન્માવે છે. આ બધી વાતોમાં તથ્ય છે એના પુરાવા પણ મળ્યા છે.

આયુર્વેદ માને છે કે દૂષિત થયેલા કફ, પિત્ત અને વાયુ રસ, રક્ત, માંસ, મેદ વગેરે ધાતુઓને દૂષિત કરીને કોઈ વિચિત્ર રીતે અર્બુદ રોગ ઊભો કરે છે. બહારથી આવતું દુષી વિષ અથવા શરીરની અંદર જ ઉત્પન્ન થતું આમવિષ બધા ધાતુઓના સારરૂપ ઓજનો ક્ષય કરે છે. એક બાજુથી ધાતુઓ દૂષિત હોય, બીજી બાજુથી ઓજ ક્ષય થતાં ધાતુઓ ઉપરનું શરીરનું નિયમન ઢીલું થઈ જાય, એ સંજોગામાં ધાતુઓના જીવકોષોમાંથી કોઈ નબળો જીવકોષ વિકૃત બની જાય છે. અને તે અર્બુદ ઊભો કરે છે. આયુર્વેદે અર્બુદ રોગનો આ વિશિષ્ટ સ્વભાવ કહ્યો છે અને સ્વભાવ હંમેશાં અચિંત્ય હોય છે

અર્બુદમાં કફ અને મેદની દુષ્ટિ મુખ્ય હોય છે. એથી કેન્સરમાં પાક થતો નથી. કફ અને મેદથી થયેલ એક રોગ અપચીમાં કોઈ વાર પાક થાય છે. પણ કેન્સરમાં પાક થતો નથી એનું કારણ એનો વિશિષ્ટ સ્વભાવ છે. કેન્સરના કોષ મરે છે અને સડે છે ત્યારે દુર્ગંધવાળું પરૂ જેવું પ્રવાહી બહાર આવે છે. પણ એનું કારણ પાક નથી. કેન્સરમાં લોહી પડે છે પણ એ કેન્સરના પિંડનું નહિ પરંતુ એના દબાણથી આજુબાજુના નરવા ભાગમાં રહેલી લોહીની નસો તૂટવાથી લોહી પડે છે. કેન્સરના પિંડમાં જે નસો લબાઈ હોય છે એ પણ પિંડની અંદર થતા સડાને લીધે આગળ જઈ શકતી નથી. એ તૂટીને એમાંથી પણ લોહી પડે છે.

કેન્સરના પિંડમાં જ્ઞાનતંતુઓ હોતા નથી રાસાયણિક સંપર્ક પણ રહેતો નથી એથી એ પિંડમાં કોઈ વેદના અનુભવાતી નથી પરંતુ પિંડમાં થતા સડાનું ઝેર નરવા લોહીમાં ભળીને શરીરમાં ફેલાય છે અને સાજા ભાગ પર એનું દબાણ થવાથી અને મર્મ ભાગોના જ્ઞાનતંતુઓ ઉત્તેજિત થવાથી, તેમજ માર્ગમાં એનાથી અવરોધ થવાથી જે વેદના થાય છે એ બહુ વસમી હોય છે.

આ રોગ બિલકુલ ચેપી નથી. ચાકરી કરનારને એવો કોઈ ભય રહેતો નથી.

કેન્સરના કોષો શરીરના બધા નિયમોથી સ્વતંત્ર હોય છે એટલે એ કોષોમાંથી કોઈ કોઈ કોષ છૂટા પડીને શરીરના બીજા ભાગોમાં પણ થાણાં નાખે છે અને ત્યાં કેન્સરના નવા પિંડ ઊભા કરે છે. એક જ ભાગમાં રહે તો એને સર્જનો ઓપરેશન કરીને કાઢી નાખે. એનો કોઈ વારસદાર કોષ રહી ન જાય એ માટે રેડીઅમ કે કોબાલ્ટનાં કિરણોનો શેક આપીને એનો પણ નાશ કરી નાખે છે. પણ જો બીજે એનાં થાણાં સ્થપાઈ ગયાં તો પછી એનો ઉપાય શક્ય રહેતો નથી.

હજી સુધી કેન્સર માટે કોઈ દવા વિજ્ઞાનમાં શોધાઈ નથી. દુનિયાભરમાં એનાં સંશોધન પાછળ કરોડો રૂપિયા ખર્ચાય છે. કોષોની વિકૃત અને વૃદ્ધિ અટકાવવા માટે અનેક ઔષધો પર પ્રયોગો ચાલે છે. અત્યારે તો મરતા કેન્સર કોષોનું ઝેર શરીરમાં ફેલાતું અટકાવવા શરીરની શક્તિ જાળવી રાખવા અને વેદનાને અંકુશમાં રાખવા માટે દવાઓ

અપાય છે. બીજા કોઈ રોગના જંતુઓ ભેળાં ભળી જઈને નવો રોગ ઊભો ન કરે એ માટે દવાઓ અપાય છે આ બધા ઉપાયોથી રાહત મળતી હોય છે.

આયુર્વેદમાં આ રોગનું વિશિષ્ટ સ્વરૂપ જોઈને ઔષધો સૂચવાયાં છે. શરીરમાં ઓજ વધારે વિષને દૂર કરે અને જીવનશકિત વધારીને તમામ કોષો પર જીવનનો અંકુશ પુનઃ સ્થાપિત થાય એ માટે ઉપચારો અપાય છે. શિલાજીત, સ્વર્ણ પર્પટી ચંદ્રોદય, અભ્રક, લોહ, હીરા મોતી અને અકીકની પિષ્ટિ વગેરે રસાયન દ્રવ્યો વપરાય છે. ઉપરાંત ગળો, શતાવરી; જેઠીમધ, ઉપલસરો, ઉંબરાની છાલ, વરણની છાલ, રકત રોહિડાનાં મૂળ, સાટોડીનાં મૂળ, સરગવો, ગોખરૂ, આંબળાં, ભાંગરો, દેવદાર, ખેર, દારૂ, હળદર, અર્જુન, ગોરખમુંડી, બલદાણા, અનંતમૂળ, કાંચનાર, ગરમાળો વગેરે દ્રવ્યોનો ઉકાળો પણ અપાય છે. આ ઔષધો દ્વારા સ્વ. પ્રજ્ઞાચક્ષુ વૈદ્યરાજ શ્રી શિવજીભાઈએ ફેફસાં અને ગળાના કેન્સર મટાડયા હતા. રોગીને પ્રથમ નિરામ કરીને પછી દોષાનુસારી રીતે આ ચિકિત્સા કરવાથી સરસ પરિણામો આવતાં જોયાં છે. અસહ્ય પીડા અને અસાધ્ય સ્થિતિમાં પણ દરદીને રાહત મળી છે. રોગ નવો હોય, ફેલાયો ન હોય અને દરદી પથ્ય પાળે એવો હોય તો રોગ મટાડી પણ શકાય છે.

કોઈને કોઈ પ્રકારનું અજીર્ણ આહાર રસને વિકૃત કરે છે અને એ આહાર રસથી પોષાયેલા ધાતુઓ પણ વિકૃત બને છે. વિકૃત આહાર રસથી થયેલા આમ વિષનું નિવારણ પહેલું કરવું જોઈએ. ઓજક્ષય કરનારાં કારણો અતિ ચિંતા, અજંપો ઉજાગરા, ચિત્ત ઉપરના આઘાતો અને અશ્રદ્ધાથી બચવું જોઈએ. ખાટા, ખારા, તીખા, તળેલા, વાસી અને ફરી રાંધેલા બગડેલા પદાર્થો ખાવાથી પણ આહાર રસ અને રક્ત દૂષિત થાય છે. ફ્રીજનાં પાણી અને ઠારેલા પદાર્થોનું અતિ સેવન, ઠંડા ગરમનું ક્રમ રહિત સેવન, મળ, મૂત્ર, વાયુ, આર્તવ વગેરે સ્વાભાવિક વેગોનો અવરોધ વગેરે વાયુની ગતિને અવળી કરી નાખે છે. વિવિધ પ્રકારનાં મદ્યો ઓજને હણે છે. ઈંડાં મચ્છી અને માંસ તેમ જ ભારે કઠોળ બુદ્ધિજીવી માણસો પણ પ્રોટીનની તંગી પૂરવા લેતા થયા છે. પરંતુ શરીરશ્રમ વિના પ્રોટીન પચે નહિ અને વિકાર વધારે છે. લોહીને બગાડે છે અને વાયુ વધારે છે. આયુર્વેદ કહે છે કે રકત અને વાયુ બન્નેની દુષ્ટિથી થયેલો વાત રકતનો એક પ્રકાર અર્બુદ ઉત્પન્ન કરે છે એ અસાધ્ય છે.

શ્રદ્ધા, શાંતિ અને સમતાપૂર્વક જીવાતું શારીરિક અને માનસિક જીવન ઓજ વધારે છે. દોષોને સ્વસ્થ રાખે છે અને શરીરના પ્રત્યેક કોષને નિત્ય યુવાન અને નીરોગી બનાવે છે. આવું જીવન જીવાય તો કેન્સરમાંથી બચી શકાય છે.

*

પૃ. ૧૧૮થી ચાલુ]
આજે વિચ્છિન્ન થતી સાંસ્કૃતિક દૃષ્ટિ અને મૂલ્યહ્રાસની પ્રગટેલી અગ્નિશિખામાંથી સ્વાહા થતી જતી રાષ્ટ્રીય ચેતના બચતના બચાવવા અને નવોન્મેષ શાલિની પ્રતિભા પ્રગટાવવા સાંસ્કૃતિક મૂલ્યોનું પ્રતિસ્થાપન એક અગત્યની આવશ્યકતા લેખાશે. સાંસ્કૃતિક એકતાની સભાનતા સિવાય રાષ્ટ્રીય ઐક્ય કે માનવઐક્ય સાધી શકાય નહીં. આ મૂલ્યો જ એક એવું રસાયણ છે કે એકાત્મરૂપ બક્ષી દે. આજે તો આપણી વિચ્છિન્નતા, ખંડિત દશાના રહસ્યબીજમાં સાંસ્કૃતિક વિનિમયના અભાવ સિવાય પ્રગટ કારણ બીજું નથી. આ વિનિમય–વિનિયોગ જેટલી ઝડપથી સાંધી શકાશે તેટલી ઝડપથી જ એકતાનો યજ્ઞ સિદ્ધ થશે.

# આચમન

જ્યોતિર રાવળ

કોઈ એક ગામમાં એક રામ-સંન્યાસી મહંત ચાતુર્માસ કરવા રોકાયા. પણ એમનું એ રોકાણ કેટલાક માણસોને ન ગમ્યું. ન ગમવા પાછળનું મુખ્ય કારણ એ હતું કે તેઓ મહંતનાં લક્ષણોને સારી પેઠે જાણતા હતા એટલે એમણે વિરોધ કર્યો. પરંતુ જે માણસોએ આ મહંતને ચાતુર્માસ ગાળવા આમંત્રણ આપ્યું હતું એ લોકો માટે વટનો સવાલ બની ગયો.

ગામમાં બે જૂથ પડયાં એક જૂથ-વિરોધી જૂથે મહંતના પક્ષકારોને કહ્યું 'લ્યાભો, આ બાવાને અહીં રાખવો એટલે બદચલન સાંઢને આપણું ખેતર બતાવવા જેવું છે. જે માણસ રાતવાસો રાખવા ય યોગ્ય ન હોય તેને તમે અહીં રાખશો?'

પ્રયત્ન નિષ્ફળ ગયો-

મહંતજી તો ચાતુર્માસ કરવા ગામમાં આવી પહોંચ્યા.

ફરી એક પ્રયત્ન થયો-ગામના ચાર પાંચ આગેવાનોએ મહંત પાસે જઈ કહ્યું 'મહારાજ, છેલ્લાં કેટલાંય વર્ષોથી અમે સંપથી રહીએ છીએ કદાચ કોઈ ઝગડો થયો હશે તોય પરસ્પર મળી પતાવી દીધો છે. હજી સાથે રાખેલાં વાસણો ટકરાય પણ અમે આપસઆપસમાં કયારેય ટકરાયા નથી. હવે આપના આગમનને કારણે અમારી એકતા તૂટી રહી છે. આપ તો મોટા સંત છો. ગામના ભલા ખાતર અહીં ચાતુર્માસ ન કરો તો સારું કારણકે એકવાર જો ફૂટ પડી તો એ વરસો સુધી ચાલ્યા કરશે."

ગૃહસ્થોને સમજાવવાની જવાબદારી આમ તો સંતો પર હોય છે. પણ બિચારા ગૃહસ્થ! સંતોને કોણ સમજાવે? આ મહંતે તો આગેવાનોને કહી દીધું.'

'તમારા ગામનાં માણસોએ સાતવાર વિનંતી કરી ત્યારે અહીં આવ્યો છુ.' તમને કંઈ તકલીફ હોય તો હવે એ લોકોને જઈ કહો. મારીસાથે લમણાફોડ કરવાનો કશો અર્થ નથી'

આગેવાનોને ગુસ્સો ચઢયો. પણ એમણે સંયમ ન ગુમાવ્યો. કહ્યું 'બાપજી, અંદરોઅંદર વાત ન થતી એટલે તો અમે અહીં આવ્યા છીએ.'

પણ મહંત જેનું નામ, વિશાળ વડલા નીચે સુંદર પાથરીને બેઠા હતા એટલે મોં બગાડી કહ્યું, 'તમારા અંદરના ઝગડાને હું શું કરું?, હવે તો આ વડ હટે તો જ હું હટીશ"

આગેવાનો વીલે મોઢે પાછા ફર્યા.

થોડીવારે મહંતને જેમણે આમંત્રણ આપ્યું હતું એ ત્યાં પહોંચ્યા. થોડી ચાવી ચઢાવી "એ બધા ગમે તે કહે-તમે સ્હેજે ચિંતા ન કરશો. હવે તો તમારી ઈજ્જત એ અમારી ઈજ્જત, જો સ્હેજે નમતું મૂકશો તો માથે ચઢી જશે. અને જો બહુ બોલે તો અમને બૂમ પાડજો-એક એકને સીધા દોર કરી દઈશું."

આમ તો મહંત પણ હટ્ટા-કટ્ટા જેવા હતા. પોતાની શક્તિ પર તેમને ઘણો ઘમંડ હતો. કહ્યું 'તમે લોકો મારી સ્હેજ પણ ચિંતા ન કરશો? એ લોકો જો મને સતાવશે તો હું પહોંચી વળીશ.'

વર્ષોથી સંપથી રહેતાં ગામમાં ફાટ પડી વિરોધપક્ષે અંદરોઅંદર માથાં ફૂટે એના કરતાં મહંત સાથે ટક્કર લેવાનું ઉચિત માન્યું. મધરાત વીતી એટલે દસ-બાર જણાએ હાથમાં લાકડી પકડી મહંતને ઘેરી લીધા, અને સાથે લાવેલા ચાર ઢોલીને ચારે દિશામાં ઝાડવી જોરથી ઢોલ વગાડવાની સૂચના આપી. ઢોલનો અવાજ સાંભળી બાપજી એકદમ ઊભા થઈ ગયા. પણ આખરે જે થવાનું હતું તેજ થયું-

વિરોધીઓએ મારી મારીને મહારાજનું કચૂંબર કરી નાખ્યું. એમણે બૂમો તો ઘણીએ પાડી પણ ઢોલના અવાજમાં બધી દબાઈ ગઈ. ઉલ્ટાનું ગળું બેસી ગયું. આખરે લોકોના પગ પકડયા ત્યારે છુટકારો થયો. પણ એ રાતથી આ બાપજીને ઢોલ પર સખ્ત ચીડ વ્યાપી છે. હવે જ્યારે જ્યારે મધરાતે ઢોલનો અવાજ સાભળે છે ત્યારે જ્યાં બેઠા હોય ત્યાંથી પગ માથે મૂકી ભાગે છે.

કયાંક ફરી કચૂંબર ન થઈ જાય એ બીકે'સ્તો.

# ઘેડનું રતન : ભાણા આતા

કાકા ઉભડિયા

સૌરાષ્ટ્રના કાંઠાળ પ્રદેશ ઉપર આવેલો 'માધવપુર–ઘેડ' અનેક રીતે વિશિષ્ટ પ્રદેશ છે. કંઈક અનોખી પ્રકૃતિશોભા ધરાવતાં તેનાં ગામડાંઓને, એના પોતાના સંતો, મહંતો, ભક્તો, કવિઓ અને વીરપુરુષો છે. હજુ આજે પણ આ પ્રદેશમાં વીરતા અને માનવતા એક સિક્કાની બે બાજુ જેવા જોવા જાણવા મળે છે. માધવપુર પાસે ઘેડની કાંઠી ઉપર આવેલું ભાણસરા ગામ, એનાં મહાબલીપુરમ્ જેવા રથ આકારનાં મંદિરોને કારણે તો ઇતિહાસપુરાતત્ત્વમાં ઘણું જાણીતું છે, પરંતુ આ ભાણસરાના ભાણા આતા એની વીરતા, દાનશીલતા અને માનવતાને કારણે આજે પણ ઘેડનું રતન ગણાય છે. ગામને પાદર આવેલી તલાવડીને કાંઠે આજે પણ ભાણા આતાનું થાનક પૂજાઅર્ચના પામે છે. ઘેડના બળેજ મેર મીંઢોળ અને છેડાછેડી છોડવા આજે પણ અહીં આવે છે અને એકમની તિથિએ અબોટી બ્રાહ્મણ પણ આતાને જુવારવા આવે છે.

આ ભાણા આતા બળેજના મેર હતા. આજથી પાંચસો વરસ પહેલાંની આ વાત છે. ભાણા આતા અને તે ચાર ભાઈઓ. ભાણા આતા સૌથી મોટા. બીજા ભાદા આતા, કમા આતા અને સૌથી નાનો વણધો તથા એક બહેન લૂણાઈ, જે હાલ ભાણસરામાં સતી આઈ તરીકે પુજાય છે. નાનપણમાં માતાપિતા ચાલી નીકળેલાં એટલે ભાણા આતાએ પોતાનાં ચારે ભાંડુઓને ઉછેરીને મોટાં કર્યાં. આછીપાતળી ખેતી અને મજૂરી કરી ભાણા આતા પોતાના નાનકડા કુટુમ્બને સુખસંપથી રાખે છે. જોતજોતામાં ભાઈઓને મૂછના દોરા ફૂટવા લાગ્યા. ઢીંગલીપોતિયે રમતાં લૂણાઈ હવે ઘર સાંચવે છે. ચારે ભાઈઓના સંપ ઉપર આખો પંથક ફૂલડાં વરસાવે છે. બળુકા શરીર ભેળી દાનશીલતા પણ ભળી છે અને ગામનું કે આજુબાજુનું કોઈ ભૂખ્યું દુઃખ્યું આતાને આંગણેથી પાછું જતું નથી. રોટલાથી માંડીને પારકી ખેતી કરી આવવા જેવી જાતતોડ પણ આતા કરે છે. કોઈની ગાય વ્યાણી તો ભાણા આતા હાજર, કોઈનો બળદ માંદો તો ભાણા આતા હાજર ! ગામનાં સારા–માઠા પ્રસંગે ભાણો આતો અને તેમના ભાયું ખડે પગ હાજર જોવા મળે છે. ચારે બાજુ કહેતા સાંભળવા છે કે "લૂલાનો પગ ભાણો, ઠૂંઠાનો હાથ ભાણો, માંદાનો મોભ ભાણો ને દીનદુઃખીનો સાથ ભાણો." લૂણાઈ પણ બહુ નાની ઉંમરમાં પોતાની મીઠી જીભાનથી અને પરગજુ સ્વભાવથી જાણીતાં થયેલાં. કહે છે કે એક વરસ બારે મેઘ ખાંગા થયેલા અને ગામનાં ઢોર ભાદરના ગારામાં ખૂતી ગયેલાં. ભાણા આતા અને ચાર ભાયુએ થઈ વાછરુંને ખંભે ચડાવી બચાવ્યાં ! એક રાત ને એક દિવસ વીજળીના કટકા ને ગડગડાટથી ભાગતાં બળદોને નાથ ઝાલીને રોકી રાખેલા. ભાણા આતાનું અને તેમના ભાયુનું આ પરાક્રમ જોઈ ગામ આખું એમની ઉપર ઓવારી ગયેલું ! એમાં લવરમૂછિયા ભાણા આતાનાં લગન લેવાણાં. આખું ગામ હરખને હિંડોળે હિંચવા લાગેલું. લૂણાઈ તો લૂણગોરીના રૂપે હેતનો ફુવારો બની ચારેબાજુ ફોરવા માંડી. નક્કી સમયે જાન ચાલી, ભાણસરા ગામ ત્યારે ન હતું, માત્ર અડાબીડ ઝાડીમાં શિવશક્તિનાં ડેરાં અને ચાર પાંચ સાધુઓનાં રહેઠાણ હતાં. થોડે દૂર 'ટાડારુ'ના* ઘેઘુર વડલા. જૂનાગઢ અને શીલનાં થાણાંના મુસલમાન સૈનિકો

---

*'ટાડારુ' ઘેડમાં આવેલું ઉપવન છે, હાલ પણ હયાત છે. વડલાની ઘેઘૂર છાયામાં માતાજીનું થાનક છે. પુરાતત્ત્વ માટે અગત્યની જગ્યા છે. બળેજથી લગભગ એક ગાઉ માથે આ જગ્યા છે.

સસલાં, તેતર કે કયારેક લવારા વાછરું શંધીને અહીં ખાતા, તક મળતાં આજુબાજુનાં ગામને લૂંટવાનો ધંધો પણ કરતા.

કહેવાય છે કે ભાણા આતાની જાન નીકળી. શિવશકિતના બાવાઓએ ભાણા આતાને ફરિયાદ કરેલી કે સૈનિકો અમને રંઝાડે છે, અમારા દેવને અભડાવે છે અને જગ્યામાં બેસીને જ પરમાટી ખાવ ખાય છે. ભાણા આતાએ આશ્વાસન આપી બધાને રવાના કરેલા પણ કુદરતને કરવું કે બરાબર આજ સમયે લૂંટારુ સંધીની ટોળકી બેફામ ગાળું બોલતી, રસ્તે જે મળે તેને રંઝાડતી ચાલી આવે! કાળ ભરાણો હશે તે ભાણા આતાની જાનને આડા ફર્યા. લાંબા લહેકાથી ગવાતાં ઘેડનાં લગનગીતોમાં ભંગાણ પડયું, થોડીક રગજગ થઈ. એક લૂંટારુએ બાવાની દાઢી ખેંચી, એકની આંખ બગડી અને વણધનો પહેલો ઘા! ગદ્દાપચ્ચીસીમાં માલતો અને હાથી જેટલા બળવાળો વણુધો ઉતાવળો થઈ ગયો! સંધીઓને વણુધા ઉપર તૂટી પડેલા જોઈ ભાણા આતા સાથે બધાય જાનૈયા ધિંગાણામાં ખાબકી પડયા. જોત-જોતામાં લોહીની નદીયું વછૂટી. લગનગીતોને બદલે મારોકાપો અને ઓય માડીથી ઘેડની કાંઠી ધ્રૂજી ઊઠી! લૂંટારુંનો તો ભૂકડો બોલી ગયો પણ ભાણા આતા સહિત ત્રણે ભાઈ આ ધિંગાણામા માર્યા ગયા! લુણવંતીએ માથું પછાડી ત્યાં જ પ્રાણ આપ્યા અને કોડભરેલો સૌનો બેલી ભાણો સાધુ-સંતોના આશિષ સાથે શિવશકિતની તળાવડીને કાંઠે કાયમ માટે પોઢી ગયો!

આજે પણ ભાણા આતા અને એની લૂણ-વંતી લુણાઈ બહેનની ડેરીઓ એક સાથે આવેલી છે. થોડે દૂર ભાદો, ફમો અને વણુધોના ડેરા છે. જુદી જુદી પાખીના મેરભાઈઓ ભાદરેચા, કરકામણા અને વણુધોને જુવારવા આવે છે. ભાણા આતા પાસે છેડાછેડી છૂટે છે. આ જગ્યાની આજુબાજુ ભાણા આતાના નામ ઉપરથી ભાણસરા ગામ વસેલ છે. કુંવારા મૃત્યુની પાછળ લીલ પરણાવે છે, બ્રાહ્મણ કે બાવાની કન્યાનું દાન દે છે. અહીં શિવશકિત મંદિરના પૂજારીને ભાણા આતા પાછળ ગામ લોકો પરણાવે છે અને ત્યારથી આજ સુધી ભાણસરાના નાથસાધુઓ ગૃહસ્થાશ્રમી સાધુઓ છે.

**નોંધ**– આ લેખ તૈયાર કરવામાં ભાણ-સરાના પૂજ્ય શ્રી શંકરનાથ બાપુ, મુ. મિત્ર શ્રી જમનાદાસ વિઠ્ઠલાણી તથા મુ. મિત્ર શ્રી નરોત્તમ-ભાઈ પલાણની સહાય મળેલી છે તેનો આભાર માનું છું. – લેખક

કાકા ઉભડિયા
મુ. બાવાની પીંપળી
વાયા – કેશોદ. (જિ. જૂનાગઢ)

---

લોજમા ભોજન લેતા એક ગૃહસ્થ–'હું તો વખાણ સાંભળીને અહીં ભોજન લેવા આવ્યો. પણ અહીં તો શાકમાં લાકડાના અને કાચના ટૂકડા નીકળી રહ્યા છે.'

માલિક–'આપ કઈ લોજમાં જમવા આવ્યા છો?'

ગૃહસ્થ–'કેમ એમ પૂછો છો?'

માલિક–'મારા પૂછવાનો મતલબ એ છે કે આપ શાકાહારી લોજમા જમવા આવ્યા છો? કે મિષાહારી લોજમાં?'

ગૃહસ્થ–'હું ચૂસ્ત વૈષ્ણવ છું.'

માલિક–"તો માફ કરજો. આપ ભૂલા પડયા છો. આ મિષાહારી લોજ છે. આપને શાકમાં દેખાયેલ લાકડા કે કાચના ટૂકડા હકીકતે હડ્ડીના ટૂકડા છે."

# લોકવાર્તા-વિમર્શ

મધુસંપર્ક

'ઊર્મિ-નવરચના' માર્ચ 1981 અંકમાં 'મારી પસંદગીની શ્રેષ્ઠ લોકવાર્તા' વિશેની ચર્ચા રસિક થઈ પડી છે. આ વિભાગ ચાલુ રાખવા જેવો છે અને તે સાથે લોકવાર્તાના અભ્યાસ વિશે મધુસંપર્ક રચાય એવા હેતુથી આ લખું છું. સ્વસ્થ રહીને, આક્રમક બન્યા વિના ચર્ચા થતી હોય તો સહુ કોઈ એને આવકારશે એવી ભાવનાથી થોડો લોકવાર્તા-વિમર્શ અહીં પ્રસ્તુત છે.

'ઊર્મિ'ના ઉપરોક્ત અંકમાં સંપાદકસહિત કુલ સાત લખાણો પ્રસિદ્ધ થયાં છે 'પસંદગીની શ્રેષ્ઠ લોકવાર્તા' પૂછવામાં આવી છે એટલે સૌ પ્રથમ તો આ સાત લખાણોમાંથી 'લોકવાર્તા' વિશે જે ખ્યાલ ઊભો થાય છે તેને અલગ તારવીએ:

અ સંપાદકીય નોંધમાં (૧) લોકવાર્તામાં ઘટના તત્ત્વ પ્રબળ હોય છે. (૨) લોકવાર્તામાં માંડણી, પાત્રચિત્રણ, સંયોજન, વાણીસામર્થ્ય, રજૂઆતની શૈલી, કહેણી કે લેખનની માર્મિકતા અને આદિ-અંતની કલાત્મકતા પણ ભાગ ભજવે છે. (૩) લોકવાર્તાનો લેખક હોય છે. (૪) લોકવાર્તાનો કથક હોય છે.

વ સંપાદકીય સિવાયનાં બીજાં લખાણોમાંથી શ્રી પિંગળશીભાઈએ મેઘાણીલિખિત 'દસ્તાવેજ' ને, શ્રી કારાણીએ પોતાની એક વાર્તાને, શ્રી પૂંજાવાળાએ 'સ્વાંતનાં સર્જેલાં' ને, શ્રી શંભુપ્રસાદ દેસાઈ અને શ્રી હરસૂરભાઈએ ઐતિહાસિક કથાઘટક ઉપર રચાયેલી વાર્તાને અને શ્રી રતુભાઈ રોહડિયાએ શ્રી જયમલ્લ પરમારલિખિત વાર્તાને 'લોકવાર્તા' માની છે. આ ઉપરથી નીચેના ત્રણ મુદ્દાઓ તારવી શકીએ.

(૧) લોકવાર્તાનો કોઈ એક લેખક હોય છે. (૨) લોકવાર્તા આપણે પોતે પણ લખી શકીએ. (૩) લોકવાર્તામાં ઐતિહાસિક તંતુ પણ આવી શકે છે.

અસ્તુ 'લોકવાર્તા' વિશેના ઉપરોક્તમુદ્દાઓને, એ જ્યાં સમાન હોય ત્યાં ભેળા કરી ક્રમશ; ગોઠવીએ તો (૧) લોકવર્તામાં ઘટનાતત્ત્વ પ્રબળ હોય છે,

(૨) ઘટનાતત્ત્વ ઉપરાંત બીજું 'રજુઆતનું તત્ત્વ' પણ લોકવાર્તામાં હોય છે.

(૩) લોકવાર્તાનો લેખક હોય છે.

(૪) લોકવાર્તાનો કથક હોય છે.

(૫) લોકવાર્તામાં ઐતિહાસિક તંતુ પણ હોય છે.

હવે આ મુદ્દાઓનો આપણે ક્રમશ : વિમર્શ કરીએ.

(૧) લોકવાર્તામાં ઘટનાતત્ત્વ પ્રબળ હોય છે એ વાત સર્વસ્વીકૃત છે. પ્રબળ ઘટનાને કારણે જ લોકવાર્તા સામાન્ય વાર્તા કરતાં જુદી પડી આવે છે. લોકવાર્તાનું વર્ગીકરણ પણ સામાન્યત : ઘટનાને આધારે જોવા મળે છે, એટલે કે લોકવાર્તામાં સૌથી પ્રબળ તત્ત્વ ઘટના છે.

(૨) લોકવાર્તામાં બીજું તત્ત્વ 'રજુઆત' છે. 'ઘટના' ને આધારે લોકવાર્તા સનાતન અને સર્વત્ર છે જ્યારે 'રજુઆત' ને કારણે એનું પ્રાદેશિક સ્વરૂપ બંધાય છે ડૉ. પ્રહ્લાદ પટેલના શબ્દોમાં આપણે કહી શકીએ કે લોકવાર્તામાં બે મુખ્ય તત્ત્વો હોય છે. એક 'ઘટના' અથવા 'આધારબીજ' અથવા 'મોટિફ'. આ 'મોટિફ' અપરિવર્તનશીલ અને સર્વત્ર એક છે, જ્યારે બીજું 'રજુઆત' અથવા 'કથાપ્રકૃતિ' અથવા 'ટ્લ ટાઇપ'. આ 'ટેલ ટાઈપ' પરિવર્તનશીલ છે અને વર્ગવાર તથા પ્રદેશવાર તથા ભાષાવાર તેમાં ભિન્નતા અનુભવવા મળે છે. એક ઉદાહરણથી આપણે આ-મુદ્દો સમજવા 'હોથલ-પદમણી' ની લોકવાર્તા લઈએ. આ લોકવાર્તામાં મુખ્ય ઘટના એ છે કે એક દૈવી સ્ત્રી મર્ત્ય પુરુષ સાથે શરતી ઘરસંસાર માંડે છે. સ્ટીથ

થોમ્સન નામનો અંગ્રેજ વિદ્વાન આને 'મોટિફ' કહે છે. ગુજરાતીમાં 'આધારબીજ' અને હિન્દીમાં 'પ્રરૂઢિ' અથવા 'અભિપ્રાય' કહે છે.

અસ્તુ. ઉપરોક્ત ઘટના લઈને ગુજરાતીમાં જુદી જુદી ચાર પાંચ 'રજુઆત' મળે છે. એક 'રજુઆત' કચ્છી દુહાઓમાં છે, એક 'રજુઆત' કાઠિયાવાડી દુહાઓમાં છે, એક 'રજુઆત' નાટકમાં છે અને કુલ મુખ્ય ત્રણ 'રજુઆત' વાર્તાઓમાં છે. ઈ.સ 1928 માં ઝવેરચંદ મેઘાણીલિખિત 'હોથલ' ('સૌરાષ્ટ્રની રસધાર' ભાગ–૪ થો) / ઈ સ. 1929 માં શ્રી જીવરામ અજરામર ગોરલિખિત 'ઉંઢો કેર અને હોથલ નિમાણી' ("કચ્છની જૂની લોકવાર્તાઓ") અને શ્રી દુલેરાય કારાણીલિખિત 'ઓઢો જામ અને હોથલ પદમણી' ('કચ્છનું લોકસાહિત્ય') જરા વિસ્તાર થી નોંધીએ તો અંગ્રેજીમાં 'Swan Maiden'–'હંસકુમારી' નામથી આ વાર્તા મળે છે. ઋગ્વેદમાં 'પુરુરવા–ઉર્વશી' નામથી, મહાભારતમાં 'સન્તનુ–ગંગા' નામથી, મહાકવિ કાલિદાસમાં 'વિક્રમોર્વશીયમ્' નામથી, રાજસ્થાનીમાં 'ધાંધલ ઔર પાબૂ' તેમજ પૂર્વના દેશોમાં 'હિકો–ડેમી' ના નામથી આ વાર્તા મળે છે!

આનો અર્થ એ કે 'લોકકથા' એકની એક છે, 'રજુઆત' જુદી જુદી છે. હવે આપણે વિચારવાનું રહે છે કે 'રજૂ કરનાર' ને એનો લેખક માની લઈએ તો કેવડો મોટો અનર્થ થશે?

(૩) 'લોકવાર્તાનો લેખક હોય છે' આપણે ઉપર જોયું કે આ વાત શક્ય નથી. સંપાદકશ્રી અને બીજા વડીલ મિત્રો 'લોકવાર્તાનો લેખક હોય છે' એવી જે વાત સ્વીકારે છે તે યોગ્ય નથી. ક્ષતિ એ છે કે 'રજૂ કરનાર' ને 'લેખક' માની લેવામાં આવ્યો છે. ઉપરની હકીકત ધ્યાનમાં લેતાં સ્વીકારવું પડે છે કે લોકવાર્તાનો લેખક સમગ્ર મનુષ્ય સમાજ છે એટલે કે 'લોક' છે, એનો કોઈ એક લેખક હોય શકે નહિ. અહીં રજુઆતની વિશિષ્ટતા આપણે સ્વીકારવાની રહે છે એટલે શાસ્ત્રીય માર્ગ એ છે કે મેઘાણી લિખિત 'હોથલ'ને લોકવાર્તા નહિ કહેતાં, લોકવાર્તામાંથી વસ્તુ લઈને લખાયેલી વાર્તા કહેવી વધારે યોગ્ય છે. આ જ ન્યાયે 'મજવાણીનો ઢોલ' કારાણીની વર્તા છે, 'દસ્તાવેજ' મેઘાણીની વાર્તા છે, 'રા'નવઘણ' રાયચૂરાની વાર્તા છે અને 'હભરીને સર દોય' પરમારની વાર્તા છે– એને લોકવાર્તા ન કહેવાય, પરંતુ લોકવાર્તામાંથી ઘટના લઈને લખાયેલી વાર્તા કહેવાય. એ સાહિત્યના વર્ગમાં આવે, લોકસાહિત્યના વર્ગમાં ન આવે! કોઈ લેખક પોતાની વાર્તાને લોકવાર્તા કહે તો તે લોકવાર્તાને અન્યાયકર્તા છે.

અહીં સ્હેજ ઊંડા ઊતરીને તપાસ કરવાની રહે છે. લોકવાર્તામાં ઊંડે ઊંડે પણ લેખક તો હશે જ, કારણકે કોઈ વાર્તા લેખક વિના તો લખાય નહિ જ, પરંતુ ત્યારે એ વાર્તા માત્ર વાર્તા જ હશે, પછી જુદાજુદા કથકો દ્વારા એ ફરતી રહી હશે, સ્થળકાળ પ્રમાણે એમાં રંગ પૂરાતા હશે, પરિવર્તન થતું હશે અને છેવટે કોઈ એક વર્ગમાં, પ્રદેશમાં કે ભાષામાં સ્થિર બની હશે અને આમ થયું હશે ત્યારે જ તે વાર્તામાંથી લોકવાર્તા બની હશે. શેરડીના સ્વતંત્ર સાંઠા અને ગોળ વચ્ચે જે અંતર છે તે વાર્તા અને લોકવાર્તા વચ્ચે છે. સાંઠાનું અલગ વ્યક્તિત્વ સંપૂર્ણ નાશ પામે, એનો બાહ્ય આકાર ફેંકાઈ જાય, અંદરનું સત્ત્વ જ નીચોવાઈને બહાર આવે તે સમાજ ઉપર રમે, તવામાં ઊકળે, પરિવર્તન થાય અને પછી તેમાંની ગોળ સ્વરૂપે લોકવાર્તા બંધાય. આમાં અનેક સાંઠા ઓગળી ગયા છે, એકરસ થઈ ગયા છે. હવે એ સમગ્ર લોકનું સર્જન છે, લોકવાર્તા છે. 'લોકવાર્તા'માં કોઈ એક લેખક ન હોય શકે તેમજ કોઈ લેખક પોતાની વાર્તાને 'લોકવાર્તા' તરીકે ન ઓળખાવી શકે. દોલત ભટ્ટ અને જોરાવરસિંહ જાદવ આવું કરે છે તે તેમનામાં રહી ગયેલી લોકસાહિત્યની સમજની ઊણપ છે.

અતઃ લોકવાર્તાનો કોઈ એક લેખક નથી.

(૪) 'લોકવાર્તાનો કથક હોય છે' આ મુદ્દો સર્વ સ્વીકૃત છે. આપણે એમ પણ કહી શકીએ કે

કથકને આધારે લોકવાર્તા જીવે છે. જુદા જુદા કથક દ્વારા એ સતત તરતું રહેતું સાહિત્યસ્વરૂપ છે, કથક એનો આધાર છે. આ કથક તરીકે સ્ત્રીપુરુષ, આબાલવૃદ્ધ કોઈ પણ હોઈ શકે છે. હા ચારણ કે બારોટ જ્યારે કથક બને છે ત્યારે લોકવાર્તાના અસલ સ્વરૂપમાં વિકૃતિ આવે છે. આજે તો એની માત્રા અસહ્ય બની રહે છે! લોકસાહિત્યની સાથે ચારણી સાહિત્ય અથવા 'ચારણી શૈલીનું સાહિત્ય' પણ હવે આપણે સ્વીકારવાનું રહે છે.

(૫) 'લોકવાર્તામાં ઐતિહાસિક તંતુ' આમ સ્વીકાર્ય છે, પરંતુ કોઈ વાર્તામાં પાત્રોનાં નામ ઐતિહાસિક હોવાથી તે ઘટના ઐતિહાસિક બની જતી નથી. 'લોકવાર્તા'માં અમુક ઘટના ઐતિહાસિક છે કે નથી તે તપાસવાનું કામ આમ તો ઈતિહાસનું છે. રા'નવઘણનો જાહલ સાથેનો પ્રસંગ કે રાણક-દેવીનો પ્રસંગ ઐતિહાસિક નથી, ઐતિહાસિક પાત્રોનાં નામવાળી એ લોકવાર્તાઓ જ છે પરંતુ આ તો 'લોકસાહિત્ય અને ઈતિહાસ' એવો જુદો જ વિષય થયો. હાલ તો લોકવાર્તા – વિમર્શમાં આપણે એટલું સ્વીકારી શકીએ કે લોકવાર્તામાં ઐતિહાસિક તંતુ પણ હોઈ શકે છે.

'લોકવાર્તા – વિમર્શ'ના ઉપસંહારમાં આપણે નોંધીએ કે લોકવાર્તા વિશેની આપણી સમજ હજુ સ્પષ્ટ થઈ નથી. લોકવાર્તાને 'લખનારો તે લેખક' એવી સમજથી પ્રેરાઈને આપણે આપણી રચનાઓને લોકવાર્તા કહીએ છીએ અથવા બીજાએ લખેલી વાર્તાને લોકવાર્તા કહીએ છીએ, પરંતુ લોકવાર્તા ટપકાવી - લેનાર, સંગ્રહ કરનાર, સંપાદક તેમજ લેખક – આ બધાનો ભિન્ન ભિન્ન અર્થ છે. મેઘાણી પોતે પોતાને લોકસાહિત્યના સંગ્રાહક કહ્યા છે, પરંતુ 'સૌરાષ્ટ્રની રસધાર'નું કર્તૃત્વ તો એમનું પોતાનું જ છે. શ્રી પિંગળશીભાઈ ઉલ્લેખિત 'દસ્તાવેજ' વાર્તાનું જ દૃષ્ટાંત લઈએ તો તેમાં રજપૂતાણી પરણીને ગરાસિયાના ઘરમાં આવે છે, અવાવરુ ઘરને સાફ કરતાં ચંદરવાની ધૂળ દૂર થાય છે અને મેઘાણી કહે છે : "ઓરડામાં હજારો નાનાં આભલાંનો ઝગમગાટ છવાઈ ગયો." આ જ પ્રમાણે બન્ને સાથે શયન કરે છે ત્યારે "ઉઘાડી તલવાર આખી રાત વચ્ચે પડી રહી. નાનકડી એક તલવાર : કરોડો ગાઉનું જાણે અંતર." વગેરે વાંચતાં તુરત જ લાગે છે કે આ લોકવાર્તાની ઈબારત નથી. એટલે કે 'સૌરાષ્ટ્રની રસધાર'ની વાર્તાઓ મેઘાણીની વાર્તાઓ છે, એનું વસ્તુ લોકવાર્તામાંથી લેવામાં આવ્યું છે એટલું જ અભ્યાસ માટે આ જ શાસ્ત્રીય રાહ છે અને આમ કરશું ત્યારે જ આપણું લોકસાહિત્યનું અધ્યયન તેજસ્વી અને સત્ત્વવંતુ બનશે.

—નરોત્તમ પલાણ

પોરબંદર ૧૨–૩–૮૧.



લોજમાં એક જુવાન જમવા આવ્યો. ભાવ પૂછ્યા.

| | |
|---|---|
| મિઠાઈ સાથેની પૂરી થાળી | પાંચ રૂપિયા |
| સાદી પૂરી થાળી | ત્રણ રૂપિયા |
| અર્ધી થાળી | બે રૂપિયા |
| દાળભાતની થાળી | એક રૂપિયો |

જુવાને દાળભાતની થાળી મંગાવી. સુગંધી ભાત. મસાલાવાળી દાળ.

જુવાને દાળનો ચમચો ભર્યો ત્યાં માખી નજરે પડી.

જુવાને રાડ પાડી. "દાળમાં તો માખી છે." માલિકે ટાઢે કોઠે જવાબ આપ્યો. "રૂપિયાની થાળીમાં માખી ન હોય તો શું હાથી હોય?"

થોમ્સન નામનો અંગ્રેજ વિદ્વાન આને 'મોટિફ' કહે છે. ગુજરાતીમાં 'આધારબીજ' અને હિન્દીમાં 'પ્રરૂઢિ' અથવા 'અભિપ્રાય' કહે છે.

અસ્તુ. ઉપરોક્ત ઘટના લઈને ગુજરાતીમાં જુદી જુદી ચાર પાંચ 'રજુઆત' મળે છે. એક 'રજુઆત' કચ્છી દુહાઓમાં છે, એક 'રજુઆત' કાઠિયાવાડી દુહાઓમાં છે, એક 'રજુઆત' નાટકમાં છે અને કુલ મુખ્ય ત્રણ 'રજુઆત' વાર્તાઓમાં છે. ઈ.સ 1928 માં ઝવેરચંદ મેઘાણીલિખિત 'હોથલ' ('સૌરાષ્ટ્રની રસધાર' ભાગ-૪ થો) / ઈ સ. 1929 માં શ્રી જીવરામ અજરામર ગોરલિખિત 'ઓઢા કેર અને હોથલ નિમાઝરી' ('કચ્છની જૂની લોકવાર્તાઓ') અને શ્રી દુલેરાય કારાણીલિખિત 'ઓઢો જામ અને હોથલ પદમણી' ('કચ્છનું લોકસાહિત્ય') જરા વિસ્તાર થી નોંધીએ તો અંગ્રેજીમાં 'Swan Maiden'-'હંસકુમારી' નામથી આ વાર્તા મળે છે. ઋગ્વેદમાં 'પુરુરવા-ઉર્વશી' નામથી, મહાભારતમાં 'સન્તનુ-ગંગા' નામથી, મહાકવિ કાલિદાસમાં 'વિક્રમોર્વશીયમ્' નામથી, રાજસ્થાનીમાં 'ધાંધલ ઔર પાબૂ' તેમજ પૂર્વના દેશોમાં 'હિકો-ડેમી' ના નામથી આ વાર્તા મળે છે!

આનો અર્થ એ કે 'લોકકથા' એકની એક છે, 'રજુઆત' જુદી જુદી છે. હવે આપણે વિચારવાનું રહે છે કે 'રજૂ કરનાર' ને એના લેખક માની લઈએ તો કેવડો મોટો અનર્થ થશે?

(૩) 'લોકવાર્તાનો લેખક હોય છે' આપણે ઉપર જોયું કે આ વાત શક્ય નથી. સંપાદકશ્રી અને બીજા વડીલ મિત્રો 'લોકવાર્તાનો લેખક હોય છે' એવી જે વાત સ્વીકારે છે તે યોગ્ય નથી. ક્ષતિ એ છે કે 'રજૂ કરનાર'ને 'લેખક' માની લેવામાં આવ્યો છે. ઉપરની હકીકત ધ્યાનમાં લેતાં સ્વીકારવું પડે છે કે લોકવાર્તાનો લેખક સમગ્ર મનુષ્ય સમાજ છે એટલે કે 'લોક' છે, એનો કોઈ એક લેખક હોય શકે નહિ. અહીં રજુઆતની વિશિષ્ટતા આપણે સ્વીકારવાની રહે છે એટલે શાસ્ત્રીય માર્ગ એ છે કે મેઘાણી લિખિત 'હોથલ'ને લોકવાર્તા નહિ કહેતાં, લોકવાર્તામાંથી વસ્તુ લઈને લખાયેલી વાર્તા કહેવી વધારે યોગ્ય છે. આ જ ન્યાયે 'મજવાણીનો ઢોલ' કારાણીની વાર્તા છે, 'દસ્તાવેજ' મેઘાણીની વાર્તા છે, 'રા'નવઘણ' રાયચૂરાની વાર્તા છે અને 'હમીરને સર દોષ' પરમારની વાર્તા છે- એને લોકવાર્તા ન કહેવાય, પરંતુ લોકવાર્તામાંથી ઘટના લઈને લખાયેલી વાર્તા કહેવાય. એ સાહિત્યના વર્ગમાં આવે, લોકસાહિત્યના વર્ગમાં ન આવે! કોઈ લેખક પોતાની વાર્તાને લોકવાર્તા કહે તો તે લોકવાર્તાને અન્યાયકર્તા છે.

અહીં સ્હેજ ઊંડા ઊતરીને તપાસ કરવાની રહે છે. લોકવાર્તામાં ઊંડે ઊંડે પણ લેખક તો હશે જ, કારણકે કોઈ વાર્તા લેખક વિના તો લખાય નહિ જ, પરંતુ ત્યારે એ વાર્તા માત્ર વાર્તા જ હશે, પછી જુદજુદા કથકો દ્વારા એ ફરતી રહી હશે, સ્થળકાળ પ્રમાણે એમાં રંગ પૂરાતા હશે, પરિવર્તન થતું હશે અને છેવટે કોઈ એક વર્ગમાં, પ્રદેશમાં કે ભાષામાં સ્થિર બની હશે અને આમ થયું હશે ત્યારે જ તે વાર્તામાંથી લોકવાર્તા બની હશે. શેરડીનો સ્વતંત્ર સાંઠો અને ગોળ વચ્ચે જે અંતર છે તે વાર્તા અને લોકવાર્તા વચ્ચે છે. સાંઠાનું અલગ વ્યક્તિત્વ સંપૂર્ણ નાશ પામે, એનો બાહ્ય આકાર ફેંકાઈ જાય, અંદરનું સત્ત્વ જ નીચોવાઈને બહાર આવે તે સમાજ ઉપર રમે, તવામાં ઊકળે, પરિવર્તન થાય અને પછી તેમાંની ગોળ સ્વરૂપે લોકવાર્તા બંધાય. આમાં અનેક સાંઠા ઓગળી ગયા છે, એકરસ થઈ ગયા છે. હવે એ સમગ્ર લોકનું સર્જન છે, લોકવાર્તા છે. 'લોકવાર્તા'માં કોઈ એક લેખક ન હોય શકે તેમજ કોઈ લેખક પોતાની વાર્તાને 'લોકવાર્તા' તરીકે ન ઓળખાવી શકે. દોલત ભટ્ટ અને જોરાવરસિંહ જાદવ આવું કરે છે તે તેમનામાં રહી ગયેલી લોકસાહિત્યની સમજની ઊણપ છે.

અતઃ લોકવાર્તાનો કોઈ એક લેખક નથી.

(૪) 'લોકવાર્તાનો કથક હોય છે' આ મુદ્દો સર્વ સ્વીકૃત છે. આપણે એમ પણ કહી શકીએ કે

કથકને આધારે લોકવાર્તા જીવે છે. જુદા જુદા કથક દ્વારા એ સતત તરતું રહેતું સાહિત્યસ્વરૂપ છે, કથક એનો આધાર છે. આ કથક તરીકે સ્ત્રીપુરુષ, આબાલવૃદ્ધ કોઈ પણ હોઈ શકે છે. હા ચારણ કે બારોટ જ્યારે કથક બને છે ત્યારે લોકવાર્તાના અસલ સ્વરૂપમાં વિકૃતિ આવે છે. આજે તો એની માત્રા અસહ્ય બની રહે છે! લોકસાહિત્યની સાથે ચારણી સાહિત્ય અથવા 'ચારણી શૈલીનું સાહિત્ય' પણ હવે આપણે સ્વીકારવાનું રહે છે.

(૫) 'લોકવાર્તામાં ઐતિહાસિક તંતુ' આમ સ્વીકાર્ય છે, પરંતુ કોઈ વાર્તામાં પાત્રોનાં નામ ઐતિહાસિક હોવાથી તે ઘટના ઐતિહાસિક બની જતી નથી. 'લોકવાર્તા'માં અમુક ઘટના ઐતિહાસિક છે કે નથી તે તપાસવાનું કામ આમ તો ઈતિહાસનું છે. રા'નવઘણનો જાહલ સાથેનો પ્રસંગ કે રાણકદેવીનો પ્રસંગ ઐતિહાસિક નથી, ઐતિહાસિક પાત્રોનાં નામવાળી એ લોકવાર્તાઓ જ છે પરંતુ આ તો 'લોકસાહિત્ય અને ઈતિહાસ' એવો જુદો જ વિષય થયો. હાલ તો લોકવાર્તા – વિમર્શમાં આપણે એટલું સ્વીકારી શકીએ કે લોકવાર્તામાં ઐતિહાસિક તંતુ પણ હોઈ શકે છે.

'લોકવાર્તા – વિમર્શ'ના ઉપસંહારમાં આપણે નોંધીએ કે લોકવાર્તા વિશેની આપણી સમજ હજુ સ્પષ્ટ થઈ નથી. લોકવાર્તાને 'લખનારો તે લેખક' એવી સમજથી પ્રેરાઈને આપણે આપણી રચનાઓને લોકવાર્તા કહીએ છીએ અથવા બીજાએ લખેલી વાર્તાને લોકવાર્તા કહીએ છીએ, પરંતુ લોકવાર્તા ટપકાવી - લેનાર, સંગ્રહ કરનાર, સંપાદક તેમજ લેખક – આ બધાનો ભિન્ન ભિન્ન અર્થ છે. મેઘાણી પોતે પોતાને લોકસાહિત્યના સંગ્રાહક કહ્યા છે, પરંતુ 'સૌરાષ્ટ્રની રસધાર'નું કર્તૃત્વ તો એમનું પોતાનું જ છે. શ્રી પિંગળશીભાઈ ઉલ્લેખિત 'દસ્તાવેજ' વાર્તાનું જ દૃષ્ટાંત લઈએ તો તેમાં રજપૂતાણી પરણીને ગરાસિયાના ઘરમાં આવે છે, અવાવરુ ઘરને સાફ કરતાં ચંદરવાની ધૂળ દૂર થાય છે અને મેઘાણી કહે છે : "ઓરડામાં હજારો નાનાં આભલાંનો ઝગમગાટ છવાઈ ગયો." આ જ પ્રમાણે બન્ને સાથે શયન કરે છે ત્યારે "ઉઘાડી તલવાર આખી રાત વચ્ચે પડી રહી. નાનકડી એક તલવાર : કરોડો ગાઉનું જાણે અંતર." વગેરે વાંચતાં તુરત જ લાગે છે કે આ લોકવાર્તાની ઈમારત નથી. એટલે કે 'સૌરાષ્ટ્રની રસધાર'ની વાર્તાઓ મેઘાણીની વાર્તાઓ છે, એનું વસ્તુ લોકવાર્તામાંથી લેવામાં આવ્યું છે એટલું જ અભ્યાસ માટે આ જ શાસ્ત્રીય રાહ છે અને આમ કરશું ત્યારે જ આપણું લોકસાહિત્યનું અધ્યયન તેજસ્વી અને સત્ત્વવંતુ બનશે.

–નરોત્તમ પલાણ

પોરબંદર ૧૨–૩–૮૧.



લોજમાં એક જુવાન જમવા આવ્યો. ભાવ પૂછ્યા.

| | |
|---|---|
| મિઠાઈ સાથેની પૂરી થાળી | પાંચ રૂપિયા |
| સાદી પૂરી થાળી | ત્રણ રૂપિયા |
| અર્ધી થાળી | બે રૂપિયા |
| દાળભાતની થાળી | એક રૂપિયો |

જુવાને દાળભાતની થાળી મંગાવી. સુગંધી ભાત. મસાલાવાળી દાળ.

જુવાને દાળનો ચમચો ભર્યો ત્યાં માખી નજરે પડી.

જુવાને રાડ પાડી. "દાળમાં તો માખી છે." માલિકે ટાઢે કોઠે જવાબ આપ્યો. "રૂપિયાની થાળીમાં માખી ન હોય તો શું હાથી હોય?"

# નારણ ભગત

પુંજાવાળા

મારી તાજપ્ય હળવી રેવાલે મને ખુશખુશ કરી રહી હતી ત્રીશેક વર્ષ પહેલાંની સંધ્યા સોહામણી બની હતી. મારા ગામની સીમમાં હું નીકળ્યો હતો. આથમણી કોરના સૂર્યકિરણે સ્નેહથી-લાલ ગુલાબી અને કેસરી રંગનાં-રૂપેરી કોરવાળા સાળુ ઓઢીને આભમાં વાદળિયું-કો કુમારી કન્યાઓ જેવી મસ્તીથી ફરી રહી હતી.

સીમમાં ફાગણની ફોરમ હતી. કેશુડાંનાં ફૂલ ખાખરાને માથે કેસરિયા વાઘા પેરાવીને ખિલખિલાટ હસતાં હતાં, વાડિયુંના કોહ કિચૂડકિચૂડ કરીને ધરાર કોશિયા પાંહે દુહા ગવરાવતા હતા.

આવું વાતાવરણ! અને એમાં કાઠિયાવાડી ઘોડી-ની પીઠ! કંઈ કંઈ વિચારો આવતા, કુદરત અને એનાં રહસ્યોની નિગૂઢ નીતરતી લીલા, પ્રકૃતિનું સાંનિધ્ય અને તાજપ્યની રેવાલ ચાલ... જીવનની એક અદ્‌ભુત રંગત જમાવતાં હતાં.

ત્યાં બાજુના ખેતરમાંથી સાદ આવ્યો, 'એ બાપુ, હો! આયાં આવો બાપા; આયાં આવો...' મેં નજર કરી તો માલધારીનું મવાડું પડ્યું છે. અમારા ગામના વાતડાહ્યા કરશનઆભા વચ્ચોવચ્ચ બેઠા છે, વાતુંના ગાલબાં ઊપડયાં છે. મેં વછેરીને ઈ દશ્યે મરડી, એક સામટાં વીશેક હાથ ઊંચા થયા, રામરામ કરી મને આવકાર્યો.

જોકમાં નમતી સંધ્યાએ આનંદઆનંદ હતો. ખાટલા ઉપર ધોળાં ફૂલ ધડકધાં પથરાણાં'તાં. એક ખાટલા ઊપર મને બેસાડયો. માલધારી લોક થોડા થોડા થાવા મંડયા.

એક બાજુ બકડિયામાં-દૂધપાક પાકીને ફૂમણીએ પડયો'તો. નાનકડાં ઘેંટકાંનાં બચોળિયાં કુદાકુદ કરતા હતા, મંગાળા ઉપર બીજી રસોઈ તૈયાર થતી હતી. મંગાળા ઉપર રસોડું તૈયાર કરનાર નમણી ભરવાડણ બાયું-જણની વાતું સાંભળવા કયારેક કયારેક લાજ માંથી ત્રાંસું જોઈ હાથમાં રોટલાના ટપાકા ધીમા કરી મીઠું મરકતી હતી....

ધરતી ઉપર આ ભોળુડાં ભરવાડના ઝમેલાને જોવા સૂરજ નારણ્ય આમ થતાં આથમતાંય લાલ સોનેરી ઝાંયવાળા જામામાંથી રૂપેરી બાવડાં લંબાવતાં હોય એમ કૂણાં કિરણો પ્રસરાવતા હતા. ત્યારે ગામના ગવઢેરા કરશનભાભાએ કહ્યું, "બાપુ! આપણા જ ગામમાં આજથીસાંઠયક વરહ મોર્ય થઈ ગયેલા 'નારણ ભગત'ની આ વાત છે, પણ ઈ ભગત તો ભાર્યે ભગતિનો કરનારો હો!"

ને આટલું સાંભળતાં તો ઠીમેં ઠીમ ભરવાડું પછેડિયુંના બૂમટાં ભીડી, હાથમાં ઊભડી ચલગ્યુ દેરાવી, કોઈ મોગલ શહેનશાહની અદાથી વાત સાંભળવા તૈયાર થઈગ્યા.

સંધ્યા ઓગળી રહી હતી એની લાલી-કરશન ભાભાએ ચલમના ધૂંવાડા સોંસરવી જોવા, ધોળાં નેણ ઉપર છ જલી માંડી. અને ભાભાને ભળાણો ભગવો રંગ.

વાત માંડતાં પહેલાં એણે ચલમની એક ઘૂટ લીધી, થોભિયા ઉપર ધીમેથી હાથ ફેરવ્યો અને બોલ્યા, 'આતો જૂની વાતું, જૂનાં માણસની વાતું! પણ, નારણ ભગત જેવા ઘરદીવડા જેવા ભગતને એની મોટાઈ ભણાવને!

ને પછી કરશનભાભાએ વાત માંડી...'તમેં આપણું સાંથળી ગામ માંડમાંડ ત્રણશે માણહનું ગામ હશ્યે. નારણ ભગત સંસારી લૂગડામાં સંત હતા મેલડી માતાના થાનક પાહેં એની જોક હતી, માલધાલનો જબરો જખીરો. ને 'મેમાનું ને માન દલભરીને દ્યે' એવો સ્વભાવ. નારણબાપા ખાટલે બેઠાંબેઠાં વાતું કરતા હોય, ફરતો ડાયરો જામ્યો હોય, એના ભેગા બેહનારાં કોઈ દિ' કોઈનું હિણું બોલતા નો, ભાંગલ વાત કે એવું માણાં ભગતને નો પાલવતું. હતું તો એકવડિયું શરીર, પંડય ઉપર પાહાબધી કેડિયું, ઠાંસણાં-વાળો ચોરણો, માથે ભરવાડી મેકર અને હાથમાં કયમ માળા ફરતી હોય. આભકપાળું મોઢું ને નજરૂંમાં રૈંગી

(નકરી) જીવ ઉપર દયામાયા જ ઉભેરાય-સતસંગી જીવ, કયારેક હાથમાં રામસાગર લઈ મંજીરાંના તાલેતાલે વાણી ઉપાડે એના ગળામાંથી વ્હેતી વાણી તો ભાઈ સમંદર જેમ ઘૂઘવે... માંરોવાલો સામાં જાણયે હેંકારા દેવા માંડે.

ભક્તિમાં તરબોળ નારણુ ભગત ઘરના કામ ધંધામાં પણ એટલા જ પાવરધા. વ્હેલાં ઊઠી બે'ક પરભાતિયાં લલકારી, ગત્રીયુંને અને ટાટાને સાત્ય-વારમાં દોઈવાળે. જુવાનિયાં આઘા પાછાં ગ્યાં હોય તો છાશ્ય-ત્રાસિદાં પણ કરી નાખે.

ઘણીવાર ભગત કે'તા કે : "કાંઈ આળસ્યના પીર થઈને બેહે એનાથી રામને ભજાતાં હશ્યે?"

આવા ભજનભેખી ભગત હિંગળાજ માતાને પગસીને જાત્રા કરી આવ્યા હતા, એથી પોતાનો દેહ પડે તંઈ સમાધિ દેવાનું કહી દીધું હતું, વળી ઈ થવનું ઠેકાણું પણ નક્કી કરી રાખ્યું હતું (આજે પણ આપા નારણની ડેરીએ ધૂપધૂમાડો થાય છે)

– આટલું બોલી કરશનભાભા થોડુંક થંભ્યા. ને ભૂતકાળમાં ભમવા માંડયા, ચલમ ઉપરનો દેવતા ઠરી ગ્યો'તો. ઉપર અંગૂઠો દબાવી જોયો, ત્યાં તો વાત સાંભળવાના રસિયા જુવાનો હાથમાં ચકમક ને કડું લઈ મંડયા ઘહવાં – તીખારા ઝર્યા, કળી ઉપર તણખા ખર્યા અને જગતી હળી ચલમ ઉપર દબાણી. કરશનભાભાનું મોં 'મલકયુ'. અને વાત આગળ વધી.

નારણુ ભગત કોઈ જીવનું જરા જેટલુંય દુઃખ જોઈ શક્તા નૈ'. આડા ભાંગવામાં પણ ભગત બહુ સયરાં હતા. એક વખત ગામના પૈસાપાતર શેઠ – જેચંદ શેઠની દુકાને ડાયરો જામ્યો છે. રોંઢો ઢળ્યો તઈં નારણ આપા પણ દુકાને આવ્યા. વાતું હાલે-એમાં હાટડાના મેડા ઊપર્યથી મીંદડીનો કણસવાનો અવાજ આવ્યો. વાતુંની મજા ઓછી-થઈ. શેઠે કોકને ચીંધ્યુ – ભાઈ, મીંદડીને તગડી મૂકો પણ ત્યાં તો મીંદડીનો અવાજ વધ્યો, બધાયને આ મીંદડી ઉપર ચીડ ચડી. એવામાં નારણુ ભગત બોલ્યા, "ભાઈ, કોક જુવાન મેડા ઉપર્ય તો ચડો! નક્કી મીંદડીને વ્યાજમનો પીડા (સુવાવડ વખતની વેદના) થાતી લાગે છે."

બધાંયે દાંત કાઢયા. અને કયે. 'બાપા તમને પારકાનું દુઃખ જ કળાણાં કરે. આ મીંદડી નો ઉંદરડો નહીં મળતો હોય એટલે ભૂખ્યા બોકાહા' નાખતી હશે."

"ના, ના, બાપ! કોક ઉપર્ય જોવો તો ખરા!"

બે'ક જણ મેડા ઉપર ચડીને જ્યાં જોવે છે, તો મીંદડી સગર્ભા હતી દુઃખથી પીડાતી હતી, હળવે હાથે પોચી પોચી પકડીને મીંદડીને ભગત પાસે લાવ્યા, પ્રસવની પીડાથી મીંદડી બેશુદ્ધ થઈ ગઈ, બાપાએ એના શરીર ઉ ર હળુ હળુ હાથ ફેરવ્યો, પછી માથું હલાવીને બોલ્યા "આળું! આને આડું આવ્યું લાગે છે, શેઠ, તેલ ભરવાની પળી અંબાવો તો.!"

શેઠે, પળી આપી, ભગતે પળીના છેડાનો વળેલો ડાંડલો તપાસ્યો અને ઈ ડાંડલાના છેડાનું હથિયાર કરી મીંદડીની પ્રસવપીડા મટાડી દીધી મીંદડીને બચ્ચાં અવતર્યા; શુદ્ધમાં આવતાં જ મીંદડી છોરૂડાંને ચાટવા મંડી, ભેળુડા ભગતે સંતોષથી ને વ્હાલથી એના પર હાથ ફેરવ્યો.

શેઠની સામે જોઈ ભગત બોલ્યા – 'શેઠ, આ જોવો બચોળિયાં કેવાં એની માને વળગ્યાં છે, બસ, બાપલા આમ જ જો જીવ પરમાતમાને વળગે ને તો બેડો પાર થઈ જાય..."

ને કરશનભાભાએ વાત પૂરી કરતાં મારી સામું જોયું – "બાપુ! આવા હતા ઈ નારણ ભગત ને એની વાણી પણ મધરોખી મીઠી હો! અંતરના તારે તાર ઝણઝણાવે એવી..."

વાત પૂરી થઈ, જુવાનીયાવ ઊઠયા, દૂધપાક પકાને દર્યો'તો, એનાં છાલિયાં ભરાણાં – પ્રેમપૂર્વક બધાંને દૂધપાક પાયો, હવે હું નીકળવાની તૈયારી કરવા લાગ્યો ત્યાં કરશનભાભાએ કહ્યું : "બાપુ, આ ચંદરમાની અસવારી હવે હમણા આવશ્યે ઈ પેલાં એકાદ ભજન તો સાંભળતા જાવ..." ને હું રોકાઈ ગયો, રામસાગર મંજીરાં આવ્યાં, જુવાનોએ ભેગામળી નારણ ભગતની વાણી ઉપાડી... દૂધમદિયા જુવાનોના ગળા ગૂંજવા લાગ્યા, ભજનની કડિયુંની

ચોગઠ વળવા માંડી, અને સીધા સાદા સંતજીવનની સરિતાનાં એની વાણીના ગંગાજળમાં નાહવાનો આ લ્હાવો મળ્યો.

[-: ભજન :-]

પાયા પ્યાલા પ્રેમના, અલખને ઓળખાવિયા;
પરખે મેં તો પીર ભાળ્યા,
સાનમાં સમજીવિયાં – ૧
ધરમની ગુરુ ધજા બાંધી, નેચળ નેજા રોપિયાં;
લીલા પીળા તંબુ તાણ્યાં,
અમર આસન વાળિયાં – ૨
ભોમિયો ધણી મોચ હાલ્યા, માંડવ ને રોપિયાં,
વનથળીએ વિવા રચિયાં,
મેઘડીને પરણુવાં – ૩
નૂરત સૂરત નાળ્યું માંડિયું, જ્ઞાન ગોળા ફેંકિયાં;
માર્યા પલીતા પ્રેમના,
ગઢ ભીતર પાડિયા – ૪
ધરમની ગુરુ ઢાલું બાંધી ખમિયા ખડગ ઝીલિયાં;
શીલ સંતોષના સિપઈ રાખ્યા,
કાળને હટાવિયાં – ૫
શૂનમાં ગુરુ ચોપાટ માંડી, પ્રેમ પાસા ઢાળિયા;
સાદલ ચરણે નારણ બોલ્યા,
નકલંક રમવા આવિયા – ૬

ભજન પૂરું થયું, મેં ભાવપૂર્ણ વિદાય લીધી, તાજણ્ય ઉપર વળતાં હું એકલો વિચારે ચડયો – કુદરતની નજીક રહેનાર – પ્રકૃતિની રોજેરોજ પૂજા કરનાર આ મ.મિણુ માલધારીનું જીવનદર્શન કેટલું ભવ્ય ! કેટલું વિશાળ ! સરળ અને સોહામણું ?

ભજનમાં એક સમાધિથી માંડીને અંદરની ઓળખાણ આપી છે આ નિરક્ષર ભગતે ! અંદર સંઘર્ષ કરવો છે, જ્ઞાનના ગોળાથી ભીતરના ગઢને જીતી લેવો છે, નીજ સ્વ રૂપનું જ્ઞાન – ઓળખ થઈ જાય તો તો અલખ પુરુષની ઓળખાણ થઈ જ ગણાય શીલમય, સંતોષમય, સત્વભરપૂર સંયમી સાત્વિક જીવન હોય પછી નકલંક રમવા આવે જ ને !.’

*

પૃ ૧૧૮થી ચાલુ.]

શેઠ : ‘ લાવો, હું એને સમજાવીશ.’’

બે રૂપિયા ચતુર શેઠને આપી મુલ્લાએ મસ્જિદ ભેગા થઈ કપડાં બદલાવી નમાજ પઢીને ખુદાના શુક્ર ગુજાર્યા હશે.

ત્યાં તો કાળિયો પણ સામો મળ્યો ને શેઠને કહેવા લાગ્યો કે

કાકા તમારી વાંહે ઓલ્યો મુલ્લો પડયો છે એને પકડીને મારે ગામમાં એને ફજેત કરવો છે ’’

શેઠ: ‘‘કાળિયાભાઈ હવે જવા દયો, ઈ તો આપણા સાધુ ફકીર કે’વાય મને મુલ્લાજી મળ્યા ને માફી પણ માગી લીધી છે હવે તમે એને કનડો તો તમારા માતાજીના સમ છે. ચાલો ઘેર...કાળિયાને પોતાને ત્યાં લાવી ચતુરચંદ શેઠે મણ ઉપર બેપલી દાણા ભરી દીધા ને મુલ્લાજીના બે રૂપિયા આપી કહ્યું કે ‘આ બે રૂપિયા ઈનામ તને લટકાનું.’’

કાળો કે’ ‘શેઠ કાકા, તમે દાણાં વધારે દીધા તે હાઉ, રૂપિયા નથી જોતા.’

શેઠે : ‘‘કાળાભાઈ રૂપિયા ન લ્યો તો તમારી કાકીના સમ છે; ઉપાડો.’’

ગરીબ કાળો શેઠના આભાર તળે દબાણો ને જીવ્યો ત્યાં સુધી ચતુર શેઠ સાથે સારો સંબંધ રાખ્યો.

શેઠ કયારેક શેઠાણી પાસે પોરહ કરતા કે : ‘‘શેઠાણી તેદી આ ભાઈડાના ઝપાટા જોયાતા ને ?’’ અને શેઠાણી શેઠને વધુ પોરહાવવા કહેતા કે ‘‘તમે તો શેઠ તેદી કમાલ કરી’તી અને તમે સે ટકા પણ ખરૂ.. મેં તો બીતાં બીતાં માંડ રાત કઢી’તી.’’

ત્યાં તો શેઠ કહેતા કે: ‘‘માડી શુડવીડતા પડેલેથી એવી ને એવી. ચીતરેલા સાવજના મોઢામાં હાથ નાખવો હોય તો હું નાખું.’’ અને બેઉ બૂઢિયા હસી પડતા.

અને મુલ્લાજી જ્યારે શેઠને મળે ત્યારે ઝૂકી ઝૂકીને સલામ લ્યેને બોલે કે.

‘‘શેઠ સાહેબ ખુદા આપકો આબાદ રખ્ખે.’’

# પાણીનો વૈજ્ઞાનિક ઉપયોગ

રતિલાલ અંધારિયા

ખેડ, ખાતર અને પાણી ન હોય ત્યાંથી લાવે તાણી. ખેડૂતો એ પરંપરાગત કહેલી આ કહેવત પાછળ તેની ઉત્પાદનમાં આ ત્રણેય વસ્તુનું કેટલું સ્થાન છે તેની અગત્ય સદીઓથી સમજતા આવ્યા છે તે બતાવે છે.

કોઈ પણ વનસ્પતિ પછી તે ઘાસ હોય, ધાન્ય હોય કે ફળ ઝાડ હોય તેને ઊગવા, વધવા અને ફૂલવા-ફલવા માટે પ્રકાશ હવા અને પાણીની જરૂર પડે છે તે આપણે જાણીએ છીએ. પ્રકાશ અને હવા તો આપણી ચારે બાજુ અણખૂટ ભંડાર ભરેલો હોય છે. અને કુદરત આપણને છૂટા હાથે આપણા કશાજ પ્રયત્ન વિના ઉદારતાથી આપે છે. આમ જોઈએ તો પાણી પણ પુષ્કળ છે. કારણ કે પૃથ્વીની ચારે બાજુ પાણી ને પાણી જ છે. માણસ જ્યાં બી વેરે તે જમીનમાં છોડને જોઈએ ત્યારે અને જોઈએ તેટલું પાણી મળે તો જ ઉત્પાદન થાય એ આપણે સમજી શકીએ છીએ. માટે જ ખેતીમાં પાણી એ અતિ મહત્ત્વની વસ્તુ ગણીએ છીએ. કૂવા, તળાવ અને નહેર મારફત વરસાદ સિવાયનું પાણી ખેતીમાં આપણે વાપરીએ તેને સિંચાઈ કહેવાય છે.

વિશ્વમાં પાણી પૂરવઠો જે થોડા દેશોમાં સૌથી વધુમાં વધુ છે તેમાં ભારત પણ છે. એ આપણુ સદ્‌ભાગ્ય છે. પરંતુ કમનસીબી એ છે કે પૂરવઠાનો ઉપયોગ થાય તે રીતે સિંચાઈ નો વિકાસ ઘણો જ મામૂલી થયો છે. ક્ષેત્રફળની દૃષ્ટિએ દુનિયાના કોઈ પણ દેશ કરતાં સિંચાઈ આપણે ત્યાં વધુ થાય છે તો પણ ખેડવાણ જમીનમાં માત્ર ૬થી૭ ટકા જમીનમાં જ સિંચાઈ થાય છે.

સ્વતંત્રતા મેળવ્યા બાદ આપણે સિંચાઈ વિકાસ ઉપર ઠીક ઠીક ભાર આપ્યો છે.

ઘણાં વરસના પ્રયાસ પછી તેના લગભગ એક કરોડ એકર જમીનનો વધારો કરી શકયા છીએ, પરંતુ આ બધા પાણીનો યોગ્ય અને પૂરતો ઉપયોગ કરવા આપણે ખેડૂતોને સમજાવી શકયા નથી.

બિનપિયતવાળી જમીન કરતાં પિયત નીચેની જમીનમાં દર એકરે ઉત્પાદન એક ટનના ચોથા કે પાંચમા ભાગનું માંડ વધ્યું છે. આ ઉપરાંત સિંચાઈ નીચેની જમીનમાં લગભગ ૧૫ ટકા જમીનમાં જ વરસમાં એક કરતાં વધુ પાક લેવામાં આવે છે. ભારત જેવા ગરીબ દેશને પાણી વપરાયા વિનાનું પડયું રહે તેવો બગાડ કેવી રીતે પોસાય?

પાણીનો વધુ સારો, યોગ્ય અને કાર્યક્ષમ ઉપયોગ થાય તેવી વ્યવસ્થા જલદીમાં જલદી ઊભી થાય તે જરૂરનું છે.

યાત્રાના ધામ સમી મોટી મોટી સિંચાઈ યોજનાઓ આપણે ઊભી કરી દીધી પણ તે પછી એ યોજનાનું પાણી નહેર વાટે ખેતરમાં પહોંચે છે. ત્યાં તેનું શું થાય છે તેની પૂરી કાળજી લેવાતી નથી. પરિણામે ખેડૂત ફાવે તેટલું અને ફાવે તેમ એ પાણી વાપરતો થયો. ઘણાં રાજ્યોમાં પાણીનાં વધુ પડતાં વપરાશથી અને અવૈજ્ઞાનિક રીતે ઉપયોગ કરવાથી જમીનમાં, પાણીનું પચપચી જવું, ક્ષારોનું જમીનની ઉપલી સપાટી એ આવવું વગેરે નવા પ્રશ્નો ઊભા થયા છે. પાણીના બગાડથી જમીનનો પણ બગાડ થવાથી વધુ ઉત્પાદન મેળવવાનો મુખ્ય ઉદ્દેશ માર્યો જાય છે.

અમેરિકા, રશિયા તથા બીજા દેશો અને ખુદ ભારતમાં થયેલા પ્રયોગો અને સંશોધનથી માલૂમ પડે છે કે પાણીના વપરાશમાં આપણે જરૂર કરકસર કરી શકીએ તેમ છીએ.

કેટલાક સંશોધનકેન્દ્રમાં ઘઉંને જોઈતા પાણીનો જથ્થો કેટલી ઉંડાઈએ આપવો તે નક્કી કરવા માટે પ્રયોગો થયા છે. ૨ ૩, ૪, અને ૫ ઈંચ ઉંડાઈએ પાણી આપવાના અખતરા ગોઠવાયા અને જાણવા મળ્યું કે ૩ ઇંચ પાણીમાં ૨ ઈંચ કરતાં થોડો ફાયદો થાય છે. તે ખરું પણ ૩ ઈંચ અને ૪ ઈંચ પાણી પાવામાં બંને વચ્ચે ઉત્પાદનમાં કોઈ ફરક જણાયો નહોતો, ૩ ઈંચથી વધુ ઊંડુ પાણી આપવું તે માત્ર બગાડ છે. એટલું જ નહિ પણ તેનાથી ઉત્પાદન પણ ઘટે છે.

દક્ષિણમાં અનકાપાલી સરકારી ફાર્મ પર શેરડી ઉપર આવા જ અખતરા થયા છે. આમાં સાબીત થયું કે ૧॥ ઈંચ ઉંડાઈએ પાણી આપવું તે સૌથી ફાયદાકારક છે. આથી વધુ પાણી આપવું તે બગાડ છે.

સિંચાઈની કળા અને વિજ્ઞાનમાં આપણા ખેડૂતોને કેટલું બધું કેળવવાનું બાકી છે. તે આપણે ક્યારે સમજીશું ?



એક પ્રતિનિધિમંડળ પરદેશ ગયું.

યજમાન તરફથી એક રાત્રે ખાણાનો સમારંભ યોજાયો પ્રતિનિધિમંડળના નેતાએ એક નવા જુવાન સાથીને સલાહ આપી. "અહીં ભોજનના ટેબલ ઉપર એક સ્ત્રી, એક પુરુષ એમ બેસવાની ગોઠવણ હોય છે. તારી બન્ને બાજુ મહિલાઓ હશે ઊંધું માથું કરીને મૂંગા મૂંગા ખાવું એ અહીં અવિવેક લેખાય. બન્ને બાજુ બેઠેલ સાથે વાતો કરતા રહેવું જોઇએ."

પણ અહીં શેની ચર્ચા કરવી ?" જુવાને કહ્યુ.

ચર્ચા નહીં, વાતો કરવી. "કેમ છો ? તમારા પતિ શું કરે છે ? બાળકો કેટલાં ? શું ભણે છે ? તમને શેનો શોખ છે ? આવી વાતો કરવી" આગેવાને સમજણ આપી. ભોજન સમારંભ શરૂ થયો. જુવાનની બન્ને બાજુ યુવતીઓ બેઠેલી.

પોતાના નેતાની સલાહ મુજબ જુવાને પોતાની જમણી બાજુ બેઠેલ બહેન સાથે વાત શરૂ કરી.

"આપને કેટલાં બાળકો ?"

"મારે બે બાળકો છે. એક બાબો, એક બેબી." યુવતીએ હસીને જવાબ આપ્યો.

"આપે લગ્ન કર્યા છે ?" જુવાને વાત આગળ ચલાવી. પ્રશ્ન સાંભળીને યુવતી છેડાઈ પડી. છોભીલો પડેલો જુવાન થોડી વાર મૌન રહ્યો. મનમાં થયું કે પહેલાં બાળકો અંગે અને પછી લગ્ન અંગે પૂછવાનો અહીં રિવાજ નહીં હોય. થોડી વાર પછી ડાબી બાજુ બેઠેલી યુવતી તરફ મોં ફેરવીને વાત શરૂ કરી. 'તમે ક્યારે લગ્ન કર્યાં ?"

"મેં લગ્ન કર્યાં નથી. હજી મારો અભ્યાસ ચાલુ છે." યુવતીએ મોં મલકાવીને જવાબ આપ્યો.

"આપને બાળકો કેટલાં છે ?" જુવાને પ્રશ્ન કર્યો.

અને આ પ્રશ્ન સાંભળીને પણ યુવતી છેડાઈ પડી.

બન્ને યુવતીઓના છેડાવાનું કારણ જુવાન સમજી શકયો નહીં. એટલે વધુ વાત કરવાને બદલે મૂંગા મૂંગા જમવામાં જ એણે ડહાપણ માન્યું.

# ક્રાંતિકારી ભાઈ પરમાણુંદ

રતુભાઈ અદાણી

ગાંધીજીએ ભારતના રાજકારણમાં પ્રવેશ કર્યો અને દેશને સત્ય અને અહિંસાના સિદ્ધાન્ત સાથે સત્યાગ્રહનો કાર્યક્રમ આપ્યો ત્યાર પહેલાં દેશની આઝાદી ઝંખતા યુવાનો લોહિયાળ ક્રાન્તિનો માર્ગ અપનાવી જાનની બાજી લડાવી રહ્યા હતા.

ભાઈ પરમાણુંદદાસ આ ક્રાન્તિયુગના એક વીર અગ્રણી અંગ્રેજ પોલીસના હાથમાં ઝડપાઈ ગયા. ૪૦ વર્ષની સજા ફટકારી. એમને આંદામાન લઈ જવામાં આવ્યા. જેલઅધિકારીઓ તરફથી રાજકીય કેદીઓને ડગલે ને પગલે થતા અપમાન અને અનેકવિધ જુલ્મો સામે જેલમાં પણ એમણે બળવો કર્યો. ફટકાની સજા થઈ. એકાદ બે ફટકા લાગે ત્યાં ગમે તેવો ભડ માણસ બેભાન થઈ જાય.

ભાઈ પરમાણુંદદાસ એક–બે–ત્રણ એમ ઠેઠ સુધી બધા ફટકા ગણતા ગયા. જેવા ફટકા પૂરા થયા. એટલે જેલરને સંભળાવ્યું. I shall see હું જોઈ લઈશ કેવી ખુમારી!

આંદામાનમાં ભાઈ પરમાણુંદદાસનો તાપ સહન ન થતાં એમને ભારતમાં અને એમાંયે સાબરમતી જેલમાં ફેરવવામાં આવ્યા. ૧૯૩૦માં દેશભરમાં સત્યાગ્રહ શરૂ થયો. જેલમાં પુરાયેલા ભાઈ પરમાણુંદદાસ શાન્ત કેમ રહી શકે? એમણે જેલના કેદીઓને બળવો કરવા પ્રેર્યા. તોફાન થઈ પડયું. જેલમાં રહ્યા રહ્યા કેદીઓ કેટલીક ઝીંક ઝીલી શકે? જેલ સત્તાવાળાઓએ સખત હાથે બળવો દાબી દીધો. થોડા વખત પછી ભાઈ પરમાણુંદદાસને કોઈએ પૂછ્યું. ' જેલના કેદીઓને આપે બળવો કરવા શા માટે ઉશ્કેર્યા? બિચારા હેરાન થઈ ગયા."

"હું મુકત હતો ત્યારે આંગળી હલાવું અને હજારો માણસો દેશ માટે ફના થવા નીકળી પડતા. વરસોથી તો હું જેલના સળિયા પાછળ પુરાયેલો છું. મને પ્રશ્ન થયો કે લોકોને ફના થવા માટે તૈયાર કરવાની મારી આંગળીની શકિત મરી તો નથી ગઈ ને? પ્રયત્ન કરી જોવાનુ મન થયું. મને ખાત્રી થઈ કે વરસોથી જેલમાં હેવા છતાં આંગળી હલાવવાથી સેંકડો માણસોને કુરબાની માટે તૈયાર કરવાની મારી શક્તિ મરી નથી ગઈ. મને સંતોષ થયો." ભાઈ પરમાણુંદદાસે ઝાડ નીચે લટાર મારતાં મારતાં જવાબ આપ્યો.'

ભાઈ પરમાણુંદદાસ જેલમાં કોઈને મળી ન શકે એટલા માટે એમને ફાંસી ખોલીમાં રાખવામાં આવેલા

દરરોજ સાંજે થોડો સમય એમને બહાર એકલા ફરવાની છૂટ બાબા બેરેકના રાજદ્વારી કેદીઓને કચરો નાખવા ત્યાંથી જ પસાર થવું પડે.

એક દિવસ ભાઈ પરમાણુંદદાસને લટાર મારતા જોઈને બાબા કેદીઓ ઊભા રહી ગયા.

ભાઈ પરમાણુંદદાસે ઊભા રહી બાબા કેદીઓને કુશળ પૂછ્યા.

એક કેદીએ પૂછ્યું "આપ બધો સમય કેવી રીતે પસાર કરો છો? કંઈ લખો છો ખરા?"

"શું લખું?' ભાઈ પરમાણુંદદાસે હસતાં હસતાં સામો પ્રશ્ન કર્યો.

"ઈતિહાસ" બીજા કેદીએ જવાબ આપ્યો.

"હું ઈતિહાસ ઘડું છું. લખતો નથી. લખનારા લખશે" એમના ચહેરા ઉપર કોઈ અજબ ખુમારી તરી આવી.

[સર્પ ઝેરી-બીન ઝેરી. અનુ પૃ. ૧૪૮થી વાંચવા વિ.

ફરતો વીંટળાઈને શ્વાસ પી જાય-જેથી માનવી મરી જાય. પરંતુ આ વાત સાચી નથી. આ સાપ મધરાત્રીએ ફરનારો ઘેરા કાળા સ્ટીલ ચળકતા રંગનો, સાથે આપણને ફેરવનારો અને પાતળો લાંબો એના આખા શરીર ઉપર મોઢાથી તે પૂંછડી સુધી ધોળા રંગના પટ્ટા આવેલા છે. બીજા કોઈ પણ સાપના આખા શરીર ઉપર એના જેવા ધોળા પટ્ટા નથી. સૌથી મોટી ઓળખ આ પટ્ટાની છે પાંચ દસ વાર આ સાપને ધારી ધારીને દૂરથી જુઓ-નજીક ન જ જવાય -તો એની ઓળખ કાયમી યાદ રહી જાય. આ કાળોતરો એ અન્ય સાપોલિયાને ખાઈ જનારો : એના જાતિબંધુ ચટાપટાવાળો કાળોતરો સાપ આપણે ત્યાં નથી. દક્ષિણ હિંદુસ્તાનમાં જોવા મળે છે.

આપણે ત્યાં બીજી જાતનો ઝેરી સાપ તે ફુરસા (અં. સો સ્કેલ વાઈપર) જેને ફુરસો પણ કહે છે. એ સાપ નાનો એનું માથું તીરની ફણસ જેવા આકારનું ઢોરની ગમાણ, છાણાના મોઢવા, ચૂલાની આગાણ, ઘાસવાળું ઘર વગેરે સ્થળે અંગ્રેજી આકડાની જેમ પડેલો જુઓ, સીસકારા મારતો જુઓ, વારવાર ખીજાતો જુઓ અને ચાલુ જોવા મળતા સાપમાં નાનામાં નાનો જુઓ તો માનવું કે એ ફુરસો ચીડિયા મરચા જેવો પડ્યો પડ્યો શરીરને આમળે, જાણે રેતી પર ઘસાતું હોય તેવો અવાજ આવે, એની ચાલ ઊડતી લાગે જાણે ઊડતો ઊડતો ચાલતો ન હોય. એ ઝેરી ફુરસા. જેનો જાતિબંધુ તે (અં. રસેલ વાઈપર) કાળા ભૂખરા રંગનો. બરાબર ફુરસા જેવો અને એટલો નાનો. મોઢું પણ એના જેવું ફુરસાનાં શરીરે હિરા આકારના ત્રિકોણ ચટાપટા જ્યારે ચિતળમાં ગોળાકારના ચટાપટા એ પણ મરચા જેવો ચિડિયા સ્વભાવનો એનો બીજો જાતિબંધુ તે ઝાડ ઉપરનો ખડચિતળો (અં. પીટ-વાઈપર) એ ઝાડ ઉપર જ જોવા મળે છે, એની આંખ અને નાકના ભાગની વચ્ચે ખાડો-એટલે પીટ-વાઈપર કહે છે ખાસ કરીને ગીરના જંગલમાં જોવામાં આવ્યો છે.

જ્યારે હમણાં હિંગોળગઢ (જસદણ) પાસેના જંગલમાં એક નાનો ખડકાળ સર્પ (અં. કોરલ સ્નેઈક) મળી આવ્યો છે, આમ તો એ ઝેરી જાત છે પણ સૌરાષ્ટ્રમાં આજ સુધી ભાગ્યે જ જોવા મળ્યો છે એટલે એનું વધુ સંશોધન ચાલી રહ્યું છે. એકંદરે ત્રણ જાતના ફેણધર, ત્રણ જાતના ચિતળ અને એક જાતનો કાળોતરો એમ સાત પ્રકારના (મૂળ જાત ત્રણ) સાપ જ ઝેરી છે. બાકીના બધા જ બિનઝેરી અને નિરુપદ્રવી માનવા રહ્યા.

વર્ષો પહેલાં મુંબઈ નેચરલ હીસ્ટ્રી સોસાયટી મુંબઈ તરફથી શ્રી. એસ એચ પ્રેટરે શાળા, કોલેજ, દવાખાના માટે એક ચાર્ટ તૈયાર કરેલો છે જેમાં ઝેરી અને બિનઝેરી સર્પ વચ્ચેનો તફાવત આકૃતિથી બતાવવામાં આવ્યો છે. એ ચાર્ટ દ્વારા ઝેરી સર્પની ઓળખ થાય છે પરંતુ ઓળખ મેળવવાનું કામ બહુ અઘરું છે. અને એ મરેલો સર્પ હાથમાં લઈને એના પેટનો ભાગ મોઢા ઉપરનો ભાગ, શરીરના ભીંગડા વગેરે જોવામાં આવે, મોઢા ઉપરના ભીંગડા ગણવામાં આવે તો જ સર્પ ઝેરી કોઈ બિનઝેરીની ખબર પડે તેમ છે એ સામાન્ય માનવી માટે અઘરું કામ છે.

આપણે ત્યાં સૌરાષ્ટ્ર-ગુજરાતમાં મોટા લાંબા સાપ જોવા મળે છે, ભીંત પર લટકતા, જ્યાં ત્યાં દિવસે અથડાતા અને ખેતરોમાં આડાઅવળા ફરતા તે બધા ધામણ (અં. રૅટ સ્નેઈક) જે ખેતીને બહુ જ ઉપકારક છે ઉંદરના પાકા દુશ્મન છે, એનો મુખ્ય ખોરાક ઉંદર, ગંગેળા અને દેડકા છે. એમાંય ઉંદરને તો છોડે ન મૂકે. બધા પડકા કે પડકા જેવા સાપ બિનઝેરી અજગર-રેતીના સાપ બિનઝેરી. ચરબીથી ભરેલા જ્યાં ત્યાં પડયા રહેતા અવાજ કરીએ તો પણ હાલેચાલે નહિ તેવા આળસુ, સ્ફૂર્તિ વિનાના સાપ લગભગ બધા બિનઝેરી. સાપ બધા કરડે પણ કરડ ઉપર બધા એક સરખા દંશના નિશાન હોય તો બિનઝેરી સર્પનો દંશ પરંતુ બધા સરખા નિશાનની બંને બાજુ એક એક મોટું વીંધ અથવા દંશ માનવાનો ઝેરી સર્પ કરડે છે ત્યારે દંશના બધા નિશાનની બંને બાજુ બે મોટા વીંધ ઝેરીના તીક્ષ્ણ દંતશૂળના ખૂંચેલા નિશાન થઈ જાય છે, અભ્યાસી ઝેરી કે બિનઝેરી સર્પનો દંશ છે સત્વરે કહી શકે છે. ભારતમાં અભ્યાસીઓએ એવું તારણ કાઢ્યું છે કે ઝેરી સર્પના દંશ કરતાં બિનઝેરી દંશના પરિણામે ફડકાથી, આઘાતથી કે શોક લાગવાથી વધુ માનવીઓનાં મરણ નીપજી રહ્યાં છે.

# શ્રીમદ્ ભાગવતમાં નિરૂપિત વૃત્રાસુરની હરિ-ભક્તિ

प्राचीन - वाङ्मय

ડૉ. ભ્રમરલાલ મોહનલાલ જોશી
એમ. એ., પીએચ. ડી. શાસ્ત્રી

શ્રીમદ્ ભાગવત અઢાર પુરાણોમાં માળામાં સુમેરુની જેમ શ્રેષ્ઠ મહાપુરાણ છે. આ દ્વાદશ સ્કંધાત્મક પુરાણનો પ્રમુખ વિષય કૃષ્ણભક્તિ છે. દશમ સ્કંધ એનો પ્રાણ છે, જેમાં શ્રીકૃષ્ણની લીલાઓનું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે, પણ અન્ય સ્કંધોમાં ભગવાન તેમ જ દેવતાઓની અનેક લીલાઓનું વર્ણન કરવામાં આવ્યું છે. એના ષષ્ઠ સ્કંધના અધ્યાય ૯, ૧૦, ૧૧ અને ૧૨ માં વૃત્રાસુરની ઉત્પત્તિથી લઈને તેના વધ સુધીનું વર્ણન કરવામાં આવેલું છે.

વૃત્રાસુરના વધ માટે દેવતાઓએ દધિચિ ઋષિ પાસેથી તેમની અસ્થિઓ મેળવી તેમ જ વિશ્વકર્માએ તે અસ્થિઓનું દિવ્ય વજ્ર બનાવ્યું. તે વજ્રથી જ ઈન્દ્રે વૃત્રાસુરનો વધ કર્યો. એ જ વૃત્રાસુરના ચરિત્રની સંક્ષિપ્ત કથા છે. પણ અહીં વૃત્રાસુરની કથાનું વર્ણન અમને અભિપ્રેત નથી. વૃત્રાસુર અસુર હોવા છતાં એ એક શ્રેષ્ઠ જ્ઞાની તેમજ શ્રી હરિનો અનન્ય ભક્ત હતો. તેને આ જાતનું જ્ઞાન હતું કે સંસારના સર્વ પદાર્થો ક્ષણભંગુર છે. ભગવાનની કૃપા વગર પુરુષ, પ્રકૃતિ, મહત્ તત્ત્વ, અહંકાર, પંચભૂત, ઈન્દ્રિયો અને અંતઃકરણ એમાંથી કોઈ પણ વિશ્વને ઉત્પન્ન કરવા માટે શક્તિમાન નથી. વૃત્રાસુર ઈન્દ્રને કહે છે કે લાકડાની પૂતળી અને યંત્રચાલિત હરણની જેમ સંપૂર્ણ ચર – અચર જગત્ પરમાત્માને અધીન છે. પરમાત્મા જ સંપૂર્ણ જગતનું અધિષ્ઠાન છે, કારણ છે, સ્વામી છે અને સૂત્રધાર છે. સદાકાળ વિજય ફકત જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના અધિષ્ઠાન રૂપ સર્વજ્ઞ, સનાતન આદિપુરુષ પરમાત્માનો જ થાય છે. યુદ્ધોત્સુક આતતાયીઓનો સદા વિજય થતો નથી, તેઓ તો ક્યારેક વિજયી થાય છે તો ક્યારેક પરાજય પામે છે. જગતનાં પ્રાણીઓ જાળમાં ફસાએલાં પક્ષીઓની જેમ વિવશ છે અને કાળને વશ થઈને ફફડી રહ્યાં છે. ખરેખર તો કાળ જ જય અને પરાજયનું મુખ્ય કારણ છે નહિ કે વ્યક્તિ. વૃત્રાસુરનું તત્ત્વજ્ઞાન ઉપનિષદોના હૃદયને સ્પર્શે છે. તે ઇન્દ્રને કહે છે –

यथा दारुमयी नारी यथा यन्त्रमयो मृगः ।
एवं भूतानि मघवन्नीशतन्त्राणि विद्धि भो ः ॥
६–१० ॥

पुरुषप्रकृतिर्व्यक्तमात्मा भूतेन्द्रियाशयाः ।
शक्नवनमस्य सर्गादौ न विना यदनुग्रहात् ॥
६–११ ॥

युयुत्सतां कुत्रचिदाततायिनां
जयस्तदैकत्र न वै परात्मनाम् ।
विनैकमुत्पत्ति लयस्थितीश्वरं
सर्वज्ञमाद्यं पुरुषं सनातनम् ॥ ६–७ ॥
लोकाः सपाला यस्येमे श्वसन्ति विवशा वशे ।
द्विजा इव शिचा बद्धाः सकाल इह कारणम् ॥
६–८ ॥

ભારતીય સંસ્કૃતિ સ્વભાવતઃ આધ્યાત્મિક છે. જેમ બીજ ધરતીમાંથી સત્ત્વ મેળવે છે તેમજ સુર – અસુર – નર વગેરે પણ અહીંના વાતાવરણમાંથી જ અનાયાસ અધ્યાત્મિક દર્શનની સૂઝ પ્રાપ્ત કરે છે. ઈશ્વર કારણ છે. બધું તે જ કરી રહ્યો છે, માણસ યંત્રવત્ નિયંત્રિત થઈને કામ કરી રહ્યો છે, એ જ આ આધ્યાત્મિક સંસ્કૃતિનું નવનીત છે. અસુર વૃત્રની વાણીમાં પણ અમને વેદ, ઉપનિષદ્, બ્રાહ્મણ ગ્રંથોની પ્રજ્ઞા – અગ્નિનાં દર્શન થાય છે.

વૃત્રાસુર વિજયોત્સુક અને અભિમાની ઈન્દ્રને આ પ્રમાણે આધ્યાત્મિક વાણી દ્વારા જગતની ક્ષણભંગુરતા તેમજ પરમાત્માના સર્વકર્તૃત્વનું જ્ઞાન આપીને પછી કેટલાક છંદોમાં શ્રી હરિ પ્રત્યે અનન્ય ભક્તિની ભાવના પ્રકટ કરે છે.

ધર્મ આચરણની વસ્તુ છે. તેમજ ઈશ્વર ભાવની વસ્તુ છે. ઈશ્વરની સાથે ખરેખર ધર્મનો

વૃત્રાસુર ઈન્દ્ર સાથે યુદ્ધ કરતાં – કરતાં અનન્ય ભાવથી ભગવાનનું સ્મરણ કરે છે, ત્યારે ભગવાન પ્રત્યક્ષ તેની સામે પ્રકટ થાય છે તે સમયે હર્ષ ગદ્ગદ્ થઈને તે નિઃશેષ ભાવથી ભગવાનમાં જ પોતાની જાતને સ્થાપિત કરી દે અને દાસ્ય ભાવથી ભગવાનની પ્રાર્થના કરે છે કે હે ભગવાન ! જેમને તમારાં જ ચરણ કમળોનો આશરો છે, એવા તમારા ભક્તોનો જ હું દાસ થાઉં. મારું મન હે પ્રાણનાથ! તમારા જ ગુણોનું સદા ચિંતન કરે, મારી વાણી તમારા જ ગુણગાન કરે અને મારું શરીર તમારું જ કામ કરે–

अहं हरे तव पादैकमूल –
दासानुदासो भवितास्मि भूय।
मनःस्मरेतासुपते गुणांस्ते
गृणीत वाक्कर्म करोतु कायः ॥ ६–२४ ॥

વૃત્રાસુર ભગવાનને જ પોતાનું સૌભાગ્ય માને છે, તેને ભગવાન સિવાય બીજી કોઈ પણ વસ્તુની અપેક્ષા નથી. સ્વર્ગ, બ્રહ્મપદ, સાર્વભૌમ સામ્રાજ્ય, રસાતલનું આધિપત્ય, યોગસિદ્ધિ તેમજ મોક્ષમાંથી તેને કોઈ પણ જોઈતું નથી. તે તો ફક્ત ભગવાન જ ઈચ્છે છે, કેમ કે તે ભગવાન જ ખરેખર તેના સત્ત્વનો સ્વામી છે, તેના શરીરનો અણુ અણુ પણ તે જ છે, તેના શરીરના રક્તની એક – એક બૂંદ તે જ છે, તેની ઈન્દ્રિયજન્ય અનુભૂતિઓ અને સંવેદનાઓ પણ તે પરમાત્મા જ છે. તેના પ્રાણોની સમસ્ત ક્રિયાઓ પણ તે જ છે. આમ પરમાત્માને જ પોતાનો સ્વામી માનીને તે વૈદ્યની જેમ પોતાની જાતને સમર્પિત કરી દીધી છે –

બેઠાં જે આતુર મનથી ઈન્તજાર કરે છે, હું પણ તે જ આતુર મનથી આપશ્રીનાં દર્શનોની અભિલાષા કરું છું. સાંજે વનમાં ચરવા ગયેલી પોતાની માતાની ભૂખથી વ્યાકુલ થયેલું વાછરડું જે મનથી સાંઝના સમયે ઈન્તજાર કરે છે, તેવા જ આતુર મનથી હું તમારાં દર્શનોની પ્રતીક્ષા કરી રહ્યો છું. વિદેશ ગયેલા પ્રિયતમની ઝરૂખે બેઠી પ્રિયતમા જે આતુર મનથી રાહ જુએ છે તેવા જ આતુર મનથી હું આપશ્રીના દર્શન ચાહુ છું –

अजातपक्षा इव मातरं खगा:
स्तन्यं यथा वत्सतरा क्षुधार्ता ।
प्रियं प्रियेव व्युषितं विषण्णा
मनो ऽ रविन्दाक्ष दिदृक्षते त्वाम् ॥
६–२६ ॥

આ છંદોમથી વૃત્રાસુર પ્રાર્થનામાં વાત્સલ્ય અને મધુ ભાવની અભિવ્યક્તિ થયેલી છે.

જો પારબ્ધવશ વૃત્રાસુરને સંસારમાં ફરી જન્મ લેવો પડે તો પરમાત્મા પાસેથી તે એ જ માંગે છે કે તેઓ સદા પવિત્ર કરનારા તેમના ભક્તોમાં જ તેની પ્રીતિ રહે, તેમજ ભગવાનની વિશ્વમોહિની માયાથી વિમોહિત થયેલા તથા પુત્ર, કલત્ર, ઘર વગેરેમાં આસક્ત સંસારીઓમાં તેનું મન રહે નહિ.

ममोत्तम श्लोक जनेषु सख्यम्
संसारचक्रे भ्रमतः स्वन्कर्मभिः ।
त्वन्माययात्मात्मज दारगेहे –
ष्वासक्त चित्तस्य न नाथ भूयात् ॥ ६–२७ ॥

વિશ્વની ભગવદ્ સ્તુતિઓમાં એ ચાર સ્તુતિ છંદોનું અનેરું મહત્ત્વ છે. એ ચાર સ્તુતિ છંદોનું – '[illegible]श्लोक चतुष्ठयी' કહેવામાં આવે છે. ભગવાનની [illegible] એનાં કરતાં વધુ સમર્પણ તેમજ અનન્ય

સ્વામિનારાયણ આર્ટ્સ કૉલેજ
અમદાવાદ –

લગીરે સંબંધ નથી. ધર્મ એટલે ફરજ – ડયુટી ઈશ્વર એટલે અંતઃકરણમાં આલોકિત દિવ્યભાવ. સ્વાર્થી પંડા – પૂજારી – પુરોહિતોએ પોતાના સ્વાર્થ માટે ધર્મ સાથે ઈશ્વરનું ગઠબંધન કરી દીધું છે. આ અમારી હિમાલય જેવી મહાન ભૂલ છે. અમારા ઉપનિષદોએ હાથ ઊંચા કરી કરીને વારંવાર કહ્યું છે કે 'ધર્મં ચર ધર્મંચર' – તું ધર્મનું આચરણ કર, ધર્મનું પાલન કર આમ ધર્મ વિશેષ ક્રિયા છે તેના વડે 'સ્વ' અને 'પર' બન્નેનું હિત સધાય છે પણ ઈશ્વર તો શુદ્ધ ભાવ છે, નિરાકાર ભાવ સ્થિર છે. અન્તઃકરણમાં તે ભાવ રૂપ ઈશ્વર કોઈક વખતે કૃપા, કોઈક વખતે સ્નેહ, કોઈક વખતે પ્રેમ વગેરે સાત્વિક રૂપોમાં પ્રકટ થાય છે. જેમ વર્ષાથી ધરતીમાંની સુગંધ બહાર ફેલે છે તે જ પ્રમાણે માણસના અંતઃકરણમાં બિરાજમાન ભાવ રૂપ ઈશ્વર કોઈક ઠેકાણે કોઈની શુશ્રૂષા કરી રહ્યો હોય છે તો કોઈકને હાથનો ટેકો આપી રહ્યો હોય છે આમ માણસના આ સર્વ સાત્વિક અનુભવો તેના અંતઃકરણના ઈશ્વરીય રૂપો છે. માણસ એવી અદ્ભુત રચના છે કે તેણે આદર્શ નરોત્તમ દિવ્ય ગુણોથી વિભૂષિત મહાપુરુષોમાં જ ભગવત્તત્ત્વની સ્થાપના નથી કરી પણ તેણે એક ડગલું આગળ વધીને પાણી, માટી, પથ્થર, વાયુ વગેરેમાં પણ ભગવતતત્ત્વનાં દર્શનો કર્યાં છે. વેદોમાં પૃથ્વી, જળ, ઉષા વગેરેની સ્તુતિઓ કરવામાં આવી છે તેમજ માનવના કલ્પનાશીલ મસ્તિષ્કે જ રામ, કૃષ્ણ, મહાવીર, બુદ્ધ વગેરેમાં ભગવત્તત્ત્વની સ્થાપના કરી છે. શ્રીમદ્ ભાગવત પણ આવી જ દિવ્ય કલ્પનાઓનું શ્રેષ્ઠ ઉદાહરણ છે.

"सा परानुरक्ति ईश्वरे।" ઈશ્વરમાં પરમ અનુરક્તિ જ ભક્તિ છે. તો અનુરક્ત પણ ભાવ જ થયો ને. આ અનુરક્તિ ચાર રીતે ઈશ્વર સાથે સંબદ્ધ થઈ શકે તેથી ભક્તિના મુખ્ય ચાર પ્રકારો થયા – દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર। ભક્તોએ એ ચાર ભાવોનો સંબંધ ભગવાન સાથે બાંધ્યો છે. પોતાની જાતને દાસ અને ભગવાનને સ્વામીજીને જે ભક્તિ કરવામાં આવે છે તે દાસ્યભાવની ભક્તિ છે. હિન્દીના ભક્ત કવિ તુલસીદાસની ભક્તિ દાસ્યભાવની હતી તેઓ લખે છે.

सेव्य न सेवक भावबिनु,
भव न तरिय उरगारि॥ – रामचरित मानस

હે ગરુડ। સ્વામી – સેવકના ભાવ વગર આ સંસારસાગરને કોઈ તરી નહિ શકે.

ભગવાનને મિત્ર માનીને જે ભક્તિ કરવામાં આવે છે, તે સખ્ય ભાવની ભક્તિ કહેવાય છે સૂરદાસની કૃષ્ણભક્તિ સખ્ય ભાવની જ હતી. ભગવાનને પુત્ર માનીને જે ભક્તિ કરવામાં આવે છે તે વાત્સલ્ય ભાવની છે... યશોદાનંદનો શ્રીકૃષ્ણ પ્રત્યે વાત્સલ્યભાવ હતો એથી યશોદા અને નંદની ભક્તિ વાત્સલ્ય ભાવની હતી. ભગવાનને પ્રિયતમ કે પ્રિયતમા માનીને જે ભક્તિ કરવામાં આવે છે તે મધુર ભાવની ભક્તિ છે. લોકમાં એ જ શૃંગાર રસ કહેવાય છે. શ્રીકૃષ્ણ પ્રત્યે રાધાની, ગોપિકાઓની તેમજ મીરાંની ભક્તિ મધુરભાવની જ હતી.

વૃત્રાસુરે ભગવાનની જે સ્તુતિ કરી છે, તેમાં દાસ્ય, વાત્સલ્ય તેમજ મધુર ભક્તિના અનન્ય ભાવો વિદ્યમાન છે. વૃત્રાસુર ભગવત્ કૃપા – ભગવદ્ અનુગ્રહને જ પોતાના જીવનનો આધાર માને છે અને તે કહે છે કે જેમના પ્રત્યે ભગવાનની અનુકંપા હોય છે અને જેમને ભગવાન પોતાના માને છે, તેમને તેઓ દ્વેષ, ઉદ્વેગ, માનસિક પીડા, અભિમાન, ઝઘડો, વ્યસન અને શ્રમ આપનારી સ્વર્ગ, પૃથ્વી અને રસાતલની કોઈ પણ સંપત્તિ આપતા નથી.

पुंसां किलैकान्तधियां स्वकानां
याः सम्पदो दिवि भूमौ रसायाम्
न राति यद् द्वेष उद्वेग आधि
र्मदः कलिर्व्यसनं स प्रयासः॥

આ પ્રમાણે કહીને વૃત્રાસુર ઈન્દ્રને આ કહેવા માગે છે કે તમે સ્વર્ગના રાજા છો, એથી તમે ભાગ્યશાળી નથી પણ અભાગિયા છો. તમારા ઉપર ભગવાનની કૃપા નથી, એથી જ તમને ઉચ્ચ – પદ અને ભોગ – સુખ આપવામાં આવ્યું છે.

વૃત્રાસુર ઈન્દ્ર સાથે યુદ્ધ કરતાં – કરતાં અનન્ય ભાવથી ભગવાનનું સ્મરણ કરે છે, ત્યારે ભગવાન પ્રત્યક્ષ તેની સામે પ્રકટ થાય છે તે સમયે હર્ષ ગદ્‌ગદ્ થઈને તે નિઃશેષ ભાવથી ભગવાનમાં જ પોતાની જાતને સ્થાપિત કરી દે અને દાસ્ય ભાવથી ભગવાનની પ્રાર્થના કરે છે કે હે ભગવાન ! જેમને તમારાં જ ચરણ કમળોનો આશરો છે, એવા તમારા ભકતોનો જ હું દાસ થાઉં. મારું મન હે પ્રાણનાથ! તમારા જ ગુણોનું સદા ચિંતન કરે, મારી વાણી તમારા જ ગુણગાન કરે અને મારું શરીર તમારું જ કામ કરે–

अहं हरे तव पादैकमूल –
दासानुदासो भवितास्मि भूप।
मनःस्मरेतासुपते गुणांस्ते
गृणीत वाक्कर्म करोतु कायः ॥ ६–२४ ॥

વૃત્રાસુર ભગવાનને જ પોતાનું સૌભાગ્ય માને છે, તેને ભગવાન સિવાય બીજી કોઈ પણ વસ્તુની અપેક્ષા નથી. સ્વર્ગ, બ્રહ્મપદ, સાર્વભૌમ સામ્રાજ્ય, રસાતલનું આધિપત્ય, યોગસિદ્ધિ તેમજ મોક્ષ-માંથી તેને કોઈ પણ જોઈતું નથી. તે તો ફકત ભગવાન જ ઈચ્છે છે, કેમ કે તે ભગવાન જ ખરેખર તેના સત્ત્વનો સ્વામી છે, તેના શરીરનો અણુ અણુ પણ તે જ છે, તેના શરીરના રકતની એક – એક બૂંદ તે જ છે, તેની ઈન્દ્રિયજન્ય અનુભૂતિઓ અને સંવેદનાઓ પણ તે પરમાત્મા જ છે. તેના પ્રાણોની સમસ્ત ક્રિયાઓ પણ તે જ છે. આમ પરમાત્માને જ પોતાનો સ્વામી માનીને તે વૈદ્યની જેમ પોતાની જાતને સમર્પિત કરી દીધી છે –

न नाक पृष्ठं न च पारमेष्ठ्यं
न सार्वभौम न रसाधिपत्यम्।
न योगसिद्धिरपुनर्भवं वा
समञ्जसत्वा विरहय्य काङ्क्षे ॥ ६-२५ ॥

વૃત્રાસુર ભગવાનને પ્રાર્થના કરે છે કે કમલ-નયન જે પક્ષીઓનાં બચ્ચાંઓની પાંખો હજી ફૂટી નથી ચણ લેવા ગયેલી પોતાની માતાની માળામાં બેઠાં બેઠાં જે આતુર મનથી ઈન્તજાર કરે છે, હું પણ તે જ આતુર મનથી આપશ્રીનાં દર્શનોની અભિલાષા કરું છું. સવારે વનમાં ચરવા ગયેલી પોતાની માતાની ભૂખથી વ્યાકુલ થયેલું વાછરડું જે મનથી સાંજના સમયે ઈન્તજાર કરે છે, તેવા જ આતુર મનથી હું તમારાં દર્શનોની પ્રતીક્ષા કરી રહ્યો છું. વિદેશ ગયેલા પ્રિયતમની ઝરૂખે બેઠી પ્રિયતમા જે આતુર મનથી રાહ જુએ છે તેવા જ આતુર મનથી હું આપશ્રીના દર્શન ચાહુ છું –

अजातपक्षा इव मातरं खगाः
स्तन्यं यथा वत्सतरा क्षुधार्ताः।
प्रियं प्रियेव व्युषितं विषण्णा
मनोऽरविन्दाक्ष दिदृक्षते त्वाम् ॥
६–२६ ॥

આ છંદોમયી વૃત્રાસુર પ્રાર્થનામાં વાત્સલ્ય અને મધુ ભાવની અભિવ્યકિત થયેલી છે.

જો પ્રારબ્ધવશ વૃત્રાસુરને સંસારમાં ફરી જન્મ લેવો પડે તો પરમાત્મા પાસેથી તે એ જ માંગે છે કે તેઓ સદા પવિત્ર કરનારા તેમના ભકતોમાં જ તેની પ્રીતિ રહે, તેમજ ભગવાનની વિશ્વમોહિની માયાથી વિમોહિત થયેલા તથા પુત્ર, કલત્ર, ઘર વગેરેમાં આસક્ત સંસારીઓમાં તેનું મન રહે નહિ.

ममोत्तम श्लोक जनेषु सख्यम्
संसारचक्रे भ्रमतः स्वकर्मभिः।
त्वन्माययात्मात्मज दारगेहे –
ष्वासक्त चित्तस्य न नाथ भूयात् ॥ ६–२७ ॥

વિશ્વની ભગવદ્ સ્તુતિઓમાં એ ચાર સ્તુતિ છંદોનું અનેરું મહત્ત્વ છે. એ ચાર સ્તુતિ છંદોનું – 'वृत्रश्लोक चतुष्ठयी' કહેવામાં આવે છે. ભગવાનની પ્રાર્થનામાં એનાં કરતાં વધુ સમર્પણ તેમજ અનન્ય ભાવ દુર્લભ છે.

શ્રી સ્વામિનારાયણ આર્ટ્સ કૉલેજ
અમદાવાદ –

# સર્પ ઝેરી–બિનઝેરી તેની ખબર કેમ પડે ! આપણા ઝેરી અને બિનઝેરી સર્પો

વજુભાઈ વ્યાસ

લોકોને હવે ધીમે ધીમે સર્પ અંગે રસ પડવા લાગ્યો છે અને ઘણા ભાગોમાં ખાસ કરીને દક્ષિણ હિંદુસ્તાનમાં સર્પયજ્ઞો પણ થવા લાગ્યા છે યજ્ઞ એટલે કાચની બંધ કોટડીમાં ઝેરી સર્પો સાથે રાતદિવસો સુધી રહેવું અને લાંબામાં લાંબા સમય સુધી રહીને રેકર્ડ તોડવો આવા યજ્ઞના ખબર અખબારોમાં આવે છે. અને લોકો ખૂબ રસ લેતા થયા છે.

આપણે ત્યાં ગુજરાત-સૌરાષ્ટ્રમાં ઝેરી સર્પો કયા અને તેને ઓળખવા કેમ–એ જો જાણી શકાય તો પછી સર્પને જોવાની, ઓળખવાની, રાખવાની અને એનું નામ પડે એટલે ધ્રૂજારી છૂટી જવાની ભડક ભાગી જાય અરે, સાપની ભડક તે કેવી છે–અમે સાપ રાખતા થયા પછી સંખ્યાબંધ સ્વજનોએ છેલ્લાં ત્રણ વરસથી ઘરે આવવાનું છોડી દીધું. એટલું જ નહિ પરંતુ અમારા ઘરના રસ્તે પણ નીકળતા અચકાય. કામ હોય તો રસ્તા ઉપર ઊભા રહીને માણસને બોલાવવા મોકલે. એથી પણ આગળ વધીને કહીએ તો ઘણાને સર્પની વાત ચીત પણ ગમતી નથી. જાણે સર્પની એલર્જી ન થઈ હોય ! કોઈ વખત વાત નીકળે તો કહે કે, એ વાત છોડો, બીજી વાત કરો. કેમ જાણે સર્પની વાત કરવાથી કોઈ સર્પ દોડીને કરડવા ન ધસી આવે ! જ્યારે એમેઝોન–પેને ઝૂલાના અમેરિકાનાં ગાઢ જંગલો કે જ્યાં મોટા એને કોન્ડા નામના બિનઝેરી સર્પ થાય છે તે વિસ્તારમાં તો શાળાના નાનાં બાળકોઓને જીવતો સર્પ રાખી બતાવવામાં આવે છે. શાળા અને કોલેજમાં જીવતા સર્પ ઉપરની ફિલ્મ, સ્લાઈડ શો પ્રદર્શનો ગોઠવી સર્પના જીવનવ્યવહારનું વૈજ્ઞાનિક શિક્ષણ આપવામાં આવે છે.

જ્યારે ભારત દેશ કે જ્યાં નાગ (કોબ્રા) જેવા સર્પને પૂજ્ય સ્થાને–દેવ તરીકે માનવામાં આવે છે, દેવદેવીઓને સર્પ સાથે રહેવા બતાવવામાં-માનવામાં આવે છે અને ભગવાન શંકર કે જેના ગળામાં સાત ફેણનો ફણીધર રાખી પૂજવામાં આવેલ છે, સર્પના મંદિરો, મૂર્તિઓ, દેવસ્થાનો સર્પપૂજાનાં સ્થાનો છે, તેવા આ ભારત દેશમાં સામાન્ય માનવી સાપથી ડરી મરે, સાપ આડો ઊતરે તો છક્કા છૂટી જાય અને ભૂલેચૂકે જો સર્પ હડફેટમાં આવી કરડી જાય, આભડી જાય તો ('કરડવા' જેવો શબ્દપ્રયોગ પણ કરતા ડરીએ છીએ !) જાણે મોત સાક્ષાત સામે ઊભું હોય એવું લાગે છે ! સાપ પણ અન્ય પ્રાણીઓની જેમ ઉપયોગી જીવ છે તેમ માનતા જ નથી ! સાપ ઝેરી બહુ જ ઓછા છે અને ઝેરી સર્પને બાદ કરતાં બીજા સાપ નિરુપદ્રવી છે અને હાથમાં સુંવાળુ સુંવાળુ દોરડાનો કટો રાખીએ એટલું એનું મહત્ત્વ છે એટલે કે બિનઝેરી પછી ગમે તેટલો લાંબો કે જાડો હોય તો પણ એનાથી દૂર ભાગવાની જરૂર નથી.

પ્રથમ તો એક મીઠા પાણીના બધા જ સાપ બિનઝેરી. ખારા પાણીના દરિયાના બધા જ સાપ ભયંકર ઝેરી હવે જમીન અને ઝાડ ઉપરના સાપની વાત. જમીન પરના ફેણવાળા બધા જ સાપ ઝેરી. જે નાગ અથવા ફણીધર (અંગ્રેજીમાં કોબ્રા) ની જાતના છે. કોઈ પણ ફણીધર પછી એ નાનકડું બચ્ચું હોય તો પણ માનવ વસવાટમાં આવે, ફરે કે અવાજ થાય એટલે ફેણ માડવાનો જ. એની ફેણ જોઈને જ એ ઝેરી છે, તેનો ખ્યાલ આવે છે. ગુજરાતમાં ચશ્મેશાહી ફણીધર હળાહળ વિષથી ભરેલા છે, ફણીધર સર્પનો રાજા–નગાધિરાજ (અં. કીંગ કોબ્રા) હિમાલયનાં જંગલો સિવાય બીજે જોવા મળતો નથી. ફણિધરની ત્રીજી જાત–સાવ કાળા રંગનો ફણિધર દક્ષિણ હિંદમાં જોવા મળે છે,

બીજી જાત તે કાળોતરાની. અને મહારાષ્ટ્રમાં મણિયાર કહે છે. રાજસ્થાનમાં પીવન કે પિવણ કહે છે. આબુના જંગલમાં ફરવાનું થયું તો ત્યાં બહાર સૂનારા મજૂરોએ પોતાની ફરતી ડુંગળીની હાર કરેલી, માનીને કે આ કાળોતરો ડુંગળીની વાસથી ભાગી જાય ત્યાં એવી માન્યતા છે કે આ કાળોતરો રાત્રે આવીને ગળા

# 'મારી પસંદગીની શ્રેષ્ઠ લોકવાર્તા'

## ઘોડી અને ઘોડેસ્વાર

સ્વ. મેઘાણીભાઈ પોતાના પુસ્તક 'પરકમ્મા'-માં આ વાતને ટાંકે છે.

શેત્રુંજીના ગામ ગોરવિયાળીમાં સ્વ ગગુભાઈ સાથે મેઘાણીભાઈ ગયા હતા. વળતાં આજુલીમાં ચાલતે ઘોડે બેઠાં બેઠાં ગગુભાઈ લીલાએ એની ચિત્રાત્મક બાનીમાં વિગતપૂર્ણ ચિતાર ખડો કરીને અંતરપટ પર સદાને માટે છાપી નાખે તેવી શૈલીમાં જે કિસ્સો કહ્યો તે ઘોડી ને ઘોડેસ્વાર નામની વાર્તા રસધાર ભાગ ત્રીજામાં અગ્રપદે છે, ને મારી યાદદાસ્તમાં સાંગોપાંગ સમાઈ રહી છે.

મેં જાણે નજરોનજર સગી આંખે નિહાળેલ હોય તેવું છે એ શેત્રુંજીના કાંઠા પનું હૃદય એ નદીના પૂરના સૂસવાટા, એ ઘોડીનો યુવાન અસવાર, એ માફાવાળા ગાડામાં બાળક સોંતી ઊતરતી, પાયે લહેરાતા મલીરે શોભતી કઢિયાણી; એ ત્રાપો, ત્રાપા પર પોતાના શરીરને મલીરથી સંકેલી કાઢિયાણીનું મર્યાદાથી બેસવું, ત્રાપાનું એ નદીના પૂરમાં ખેંચાવું, મધ્યવહેને એ ત્રાપાના દોરડા ઉપર ચડી ચાલ્યો આવતો નાગ; નિરાધાર ત્રાપાનું પૂરના વહેણમાં ઘસડાવું ને ત્રાપાને ખેંચવાવાળાનું ત્રાપો છોડીને ભાગી છૂટવું.

ઘોડીનો અસવાર ઘોડી સહિત પૂરમાં ખાબકે છે. કાઠિયાણી તથા બાળકને બેલાડયે લઈ લેવાની બહાદુરી, બબ્બે વખત ભેખડે ચડતાં ઘસી પડતી ભેખડ ને ત્રીજી વખત કાંઠે ચડી ગયેલી ઘોડીનું કમોત. ઘોડીની બન્ને આંખો બહાર નીકળી ગયેલી. રડતાં અસવારે ઘોડીના નિર્જીવ દેહને માથે ઓઢાડેલો પોતાનો રેંટો (પાઘડી) ઢાંક્યો તે પણ જાણે નજરે તરે છે. એમાંથી કોને વખાણવાં? ઘોડીને ઘોડેસવારને કે કાઠિયાણીને? – કવિ મેકરણ ગગુભાઈ લીલા

## સાંઈ નેહડી

લોકવાર્તાને કઈ બાજુથી વખાણવી એ પ્રશ્ન છે. એક દુહો છે કે :

કોઈ ઘોડો કોઈ પરખડો કોઈ શીલવંતી નાર;
સરજનહારે સરજિયાં, તીનું રતન સંસાર.

એક જતિએ વરસાદને મંત્રીને એનો કાગળ એક હરણના શીંગમાં ડગળી દઈને અંદર ભરાવી હરણને છોડી મેલ્યું. એથી દુષ્કાળ પડવા માંડયા. હરણ ચરે ત્યાં પાણી પડે, બાકી બધે દુકાળ એવા બાર બાર વરસના દુકાળ પડતાં ધરતી ત્રાહીમામ પોકારી ગઈ. લાખું માનવી મરણને શરણ થઈ ગયાં. ઢોરનાં પૂછડાં ન રહ્યાં.

તળાજાના એભલવાળાને આ હરણની જાણ થઈ. ૫૦ ઘોડે એની ગોતણમાં નીકળી પડયા. છેવટ પકડાયું. એના શીંગમાંથી ડગળી કાઢી વરસાદ બાંધેલો કાગળ છૂટો કર્યો ભેગા બારે મેઘ તૂટી પડયા. કાળાં ઘોર વાદળ ચડી આવ્યાં, ધોળે દિવસે સામે હાથ ન સૂઝે એવાં અંધારાં જામી ગયાં. અસ્વાર વેરવિખેર થઈ ગયા. એભલવાળા એકલો ઘોડો જ્યાં લઈ જાય ત્યાં જાય છે. ડુંગર, ધાર, નદી, નાળાં વળોટતો ઘોડો વહ્યો જાય છે. દિવસો પર દિવસો વીતતા જાય છે. ભૂખથી, ત્રાસથી અને ટાઢથી એભલવાળો મડા જેવો થઈ જાય છે. એની ઘોડા સાથે મડાગાંઠ બંધાઈ જાય છે.

ઘોડો એક દીવાનો પ્રકાશ જોતાં ત્યાં ઝૂંપડે જઈને હાવળ નાખે છે. સાંઈ નેહડી ઝૂંપડામાંથી બહાર નીકળે છે. ઘોડે મડાગાંઠ લઈ ગયેલાં એભલવાળાને બાળકને તેડે તેમ તેડી ગરમી લાવવા સારવાર કરે છે. છેવટ ભગવાનનું નામ લઈ પોતાનું પડખુ આપે છે. એભલવાળાને પ્રાણ પાછો વળે છે, પછી તો સાંઈ નેહડી ઉપર ન વીતવાનાં વીતક વીતે છે. એના રક્તકોઢમાં ગયેલા ધણી ઉપર બત્રીસાનું લોહી છંટાય તોજ સાજો થાય. ગયાં તળાજા એભલવાળાને ત્યાં તેના પુત્ર અણા વચ્ચે લોહી આપવાની હોડ બંધાય છે. છેવટ અણો પોતાનુ લોહી છાંટે છે ને ચારણ સાજો થાય છે. અજબ છે આ વાર્તાની ફૂલગૂંથણી. માનવ સ્વભાવનાં વિવિધ પાસાં પણ આપોઆપ સંયોજિત થતાં આવે છે. સાંઈ નેહડીને નેસડાંનાં માણસ તો

[અનુ. પૃ. ૧૪૨

# વચનનાં બાંધ્યાં

જયંતીલાલ સે. દવે

[શ્રી. જયંતીભાઈ લોકસાહિત્યના ખંતીલા સંશોધક છે અત્યાર સુધીમાં એમણે બનાસકાંઠાનું ઢગલાબંધ સાહિત્ય મેળવ્યું છે. આ લોકવાર્તા એના અસલ સ્વરૂપની અહીં રજુ કરી છે વાર્તા કહેનાર નર્મદાબહેન આજે હયાત નથી]

એક બ્રાહ્મણ ને બ્રાહ્મણી હતા બ્રાહ્મણ કામસર ગામતરે ગયેલ. બ્રાહ્મણી સૂંડલો લઈને માટી ખોદવા ગઈ. બાઈ ઘેરથી મોડી નીકળેલ, અને માટીખાણમાં વધુ ને વધુ ઊંડેથી માટી ખોદીને સૂંડલો ભરતા વાર લાગી ગઈ દિ' આથમી ગ્યો. અંધારુ થૈ ગ્યુ. કોઈ આવે ને સૂંડલો ચડાવે તો સટ ઘરભેગી થઈ જાઉં, એમ થ્યા કરે, પણ કોઈ દેખાતું નથી. અંધારુ વધતુ જાય છે હવે આ બાઈ અકળાણી પણ ત્યાં તો બાજુની વાડપાડેથી એક માણસને નીકળીને આવતો જોયો. જેવો માણસનો ઓળો ભાળ્યો કે બાઈએ સાદ દીધો "એ ભાઈ, સૂંડલો ચડાવતા જાજો !"

સૂંડલો ચડાવવા માટે વટેમાર્ગુ આગળ આવ્યો મૂંગે મોઢે સૂંડલો ચડાવી પણ દીધો બાઈએ તો ઉતાવળે ગામની વાટ ઝાલી, આદમી પણ ગામમાં પહોંચી ગ્યો. સૂંડલો ચડાવતા આદમી ઓળખાણો, ત્યારે બાઈને ધ્રાસ્કો પડ્યો. કે "આ તો પોતાના પતિને જ ભાઈ કે'વાઈ ગ્યું" પણ એ વખતે તો બેમાંથી એકેય એક અક્ષર પણ ન બોલ્યા.

દિવસ ઉપર દિવસ જાય છે. ભાઈ બહેનના વે'વારથી જ રે'વુ પડે ના? ગામમાં ને બાઈના પિયરિયામાં બધે વાતું થાય છે, કે ઈશ્વર પારવતીનું જુગ્મ છે, બેયના વચ્ચે જળમીનની પ્રીત છે, પણ પ્રભુએ ઘેર માદીની જ ખોટ રાખી છે!"

આમ વરસ ઉપર વરસ વીતવા માંડ્યા ત્યારે એક દિ' બાઈએ વાત કરી કે આપણા ભાગ્યમાં તો જે લખાણું 'તુ ઈ બન્યુ, પણ તમે બીજું ઘર કરો, તો માતાજીની દયા, તો દીકરાનું મોઢુ ભાળ્યઈ"

આદમી કે "ભલે."

"પણ અજાણ્યા કુળ ખાવાં એનાં કરતા મારી નાની બેનને જ આ ઘરમાં લાવું તો? અમારે ય મીઠાશ રયે, અને રૂપે ગુણે તે ક્યાં તમારાથી અજાણ્યું છે?' પુરુષે તો હા પાડી દીધી બાઈએ માવતરમાં વાત કરી બધાયની હા થઈ. મૂરત કઢાવીને લગન લેવાણા. ચોરી ફેરા ફરી ઊતર્યાં વરઘોડિયા ગાડે બેઠા, આખું ગામ વળાવવા આવ્યુ. વાતાવરણ ભારે થૈ ગ્યું. સાસરે જાતી દીકરીની આંખ્યુ આંહુડે ઊભરાઈ ગઈ. પિતા પણ આંખના ખૂણા લુવે છે. એ વખતે દીકરીની મા જમાઈ પાસે આવી ગાડના પૈડાં ઝાલ્યાં બળદ હવે ઝાલ્યા રે'તા નથી. ત્યાં તો સાસુ બોલ્યા કે

"ઊભા રો, મારે કામ છે!"

ગાડાખેડુએ બળદ તાણી ઝાલ્યા.

ગાડાને પડખે ચડીને સાસુ બોલ્યા,'

"જમાઈરાજ, વચન આપો"

કે વચન છે, બોલો, જે કે'શો ઈ

માથે ચડાવશું"

"અમારી મોટી દીકરીને જેમ આજ સુધી રાખતા આવ્યા છો, એવી જ રીતે નાની દીકરીને રાખવી".

"ભલે મારું વચન છે." મોટીએ આ સાંભળ્યું, માથે જાણે આભ તૂટી પડ્યું. પણ, મનના ભેદ કોઈને કે'વાય છે?

શબદનાં બાંધ્યા ત્રણ માનવીએ જીવતર પૂરાં કર્યાં.

પૃ. ૧૪૧થી ચાલુ]

ઠીક પણ સગો ધણી શંકાશીલ બનીને સાઈ નેહડોને પીડે છે. અને એના રક્તપિતિયા ધણીને લોહી આપવા તળાજાના ધણી બાપ-દીકરાની હોડ મંડાય છે. આમ એકએકથી ચડે એવા પાત્રો અને સેવા તથા સમર્પણની ધારાઓ વહેતી આવે છે. એટલા માટે જ કવિએ ચારપંક્તિના દોહામાં એનો સમાવેશ કર્યો કે

કોઈ ઘોડો, કોઈ પરખડો, કોઈ શીલવંતી નાર,
સરજન હારે સરજિયા, તીનુ રતન સંસાર.

– જીવરાજ ગોહિલ

# ૨૦૦ વર્ષ જૂના મંદિરના અવશેષોના ઉપયોગ દ્વારા પુનરુદ્ધાર પામેલ મંદિર

રતુભાઈ અદાણી

સોરઠ ક્ષયનિવારણ સમિતિ એ મુખ્યત્વે ક્ષયનિવારણની દૃષ્ટિએ લોકશિક્ષણ, પ્રચાર, પ્રકાશન ઈત્યાદિ પ્રવૃત્તિઓ હાથ ધરવા અને ક્ષયનો ભોગ બનેલા દરદીઓને સમયસર યોગ્ય સારવાર મળી રહે એવો પ્રબંધ કરવાના હેતુથી રચાયેલ એક સાર્વજનિક સંસ્થા અને ટ્રસ્ટ છે.

સંસ્થાના હેતુઓ પાર પાડવા માટે અને લોકો આરોગ્ય વિષેનું પાયાનું જ્ઞાન સમજતાં થાય અને કુદરતી જીવન તરફ અભિમુખ બને એ દૃષ્ટિએ સમિતિ તરફથી કેટલાંક ઉપયોગી પ્રકાશનો કરવામાં આવ્યાં છે અને આવી રહ્યાં છે.

ક્ષયના દરદીઓને યોગ્ય સારવાર મળી રહે એટલા માટે સમિતિના ઉના કેન્દ્રમાં ૫૦ પથારીની સગવડ સાથે એક ક્ષયનિવારણ કેન્દ્ર ચાલી રહ્યું છે. સમિતિના અક્ષયગઢ (કેશોદ) કેન્દ્રમાં ૧૫૦ પથારીની સગવડ સાથે ટી બી. હોસ્પિટલ અને ૩૬ પથારીની સગવડ સાથે એક આરોગ્યધામ ચાલી રહ્યા છે.

આ કેન્દ્રોમાં સારવાર માટે આવતા દરદીઓને સાજા નરવા થવામાં, સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરવામાં ચોખ્ખો પૌષ્ટિક ખોરાક, સૂકી હવા, સ્વચ્છતા, અને ડોકટરો, પરિચારિકાઓ અને કર્મચારીઓની કાળજી-ભરી – મમતાભરી સેવા મહત્ત્વનો ભાગ ભજવે છે. પરન્તુ મનને શાન્તિ અને પ્રસન્નતા આપે એવું કુદરતમય – સાત્ત્વિક – આધ્યાત્મિક વાતાવરણ પણ એટલો જ બલ્કે એથી વધુ મહત્ત્વનો ભાગ ભજવી શકે છે એમ અનુભવના આધારે કહી શકાય.

દરદીઓને આવું વાતાવરણ મળી રહે એ માટે અક્ષયગઢ કેન્દ્રમાં ધ્વનિપ્રસારણની વ્યવસ્થા કરીને, એ દ્વારા દરેક દરદી પોતાના વોર્ડમાં હરતાં ફરતાં કે પોતાની પથારીમાં બેઠાં બેઠાં – સૂતાં સૂતાં સાંભળી શકે એ રીતે, લોકસાહિત્યના જાણીતા કલાકાર શ્રી કરશનભાઈ પઢિયારના ઘૂંટાયેલા–કેળવાયેલા કંઠે ભજન, કીર્તન, સંગીત, પ્રાર્થના, કથા, વાર્તા, ઈત્યાદિનો કાર્યક્રમ પીરસવામાં આવે છે. હરી ફરી શકે એવા દરદીઓ માટે દર અઠવાડિયે એક દિવસ સમૂહ – પ્રાર્થના પણ યોજવામાં આવે છે. દરદી ભાઈબહેનો આ કાર્યક્રમની મસ્તી માણતા જોવા મળે છે.

આ ઉપરાંત વસાહતમાં ફૂલછોડ, ફૂલઝાડ, વનઉછેર, બાગબગીચા વિકસાવીને એમાં સુશોભનની દૃષ્ટિએ જૂની નવી કલાકૃતિઓ ગોઠવી પ્રસન્ન વાતાવરણ સર્જવાનો પણ સમિતિનો નમ્ર પ્રયાસ છે.

આ બગીચામાં ગોઠવવા માટે કલાકૃતિઓ મેળવવાનો પ્રયાસ કરતાં કરતાં જાણ થઈ કે અમદાવાદમાં જાણીતા કલાકાર શ્રી પીરાજી સાગરા પાસે કલાકૃતિઓનો સુંદર – સમૃદ્ધ સંગ્રહ છે.

શ્રી ધીરુભાઈ જાની સાથે એક દિવસ સાંજે એમના સંગ્રહસ્થાનમાં જઈ ચડયો. કેટલીક કલા-કૃતિઓ જોઈને પ્રસન્નતા અનુભવી. એમાંથી એકાદ બે કલાકૃતિઓ અક્ષયગઢ કેન્દ્ર માટે ભેટ આપવા શ્રી સાગરાજીને વિનંતી કરી.

"તમે માગો એટલે ના ન જ કહેવાય. પરન્તુ તમારી જેના ઉપર નજર ઠરી છે એ બધી કૃતિઓ વેચાઈ ગઈ છે અને થોડા વખતમાં જ અમેરિકા મોકલી આપવાની છે. એ સિવાય બીજી કલાકૃતિઓ-માંથી તમને યોગ્ય લાગે એવી એક બે નહીં, બે પાંચ કલાકૃતિઓ પસંદ કરી લો. સમિતિને ભેટ આપતાં મને આનંદ થશે." શ્રી સાગરાજીએ ખૂબ

ભાવપૂર્વક જણાવ્યું.

એમણે બે પાંચ કલાકૃતિઓ ભેટ પણ આપી. વિદાય થતી વખતે એમણે વાત કરી. "તમને ખરે ખર આવી પથ્થરની કલાકૃતિઓમાં રસ હોય તો રાજસીતાપુરમાં શિલ્પકળાના ઉત્તમ નમૂના જેવું એક સુંદર મંદિર છે ત્યાંથી તમને જોઈએ એટલી કલાકૃતિઓ વેચાતી મળી શકશે"

મંદિરની કલાકૃતિઓ વેચાતી મળે છે?" મેં આશ્ચર્ય વ્યક્ત કર્યું.

તમે જે કલાકૃતિઓ જોઈને માગણી કરી એ બધી કલાકૃતિઓ હું રાજસીતાપુરના મંદિ માંથી જ વેચાતી લઈ આવ્યો છું. આખું મંદિર ખરીદવાની જોગવાઈ નથી. અન્યથા હું જ આખું મંદિર ખરીદી લેત.' સાગરાજીએ રાજસીતાપુરના મંદિરની શિલ્પકલા અને કોતરકામની ખૂબ પ્રસંશા કરી.

કલાકૃતિઓ વેચાતી લેવાની તો ગણતરી જ ન હતી એટલે સાગરાજીનો આભાર માની અમે વિદાય લીધી પરન્તુ સાગરાજીએ જેની આટલી પ્રસંશા કરી, એ મંદિર એક વખત નજરે જોવાની વાત મનમાં ઘૂંટાવા લાગી

ઠીક ઠીક સમય વીતી ગયા બાદ એક દિવસ એ મંદિર જોવા માટે રાજસીતાપુર જવા ઊપડયો. સુરેન્દ્રનગરથી શ્રી નમકભાઈ દવે, શ્રી જીતુભાઈ ભટ્ટ, શ્રી અરવિન્દભાઈ આચાર્ય અને અન્ય મિત્રોને સાથે લીધા. રાજસીતાપુર જઈને મહંત શ્રી છોટુ ભાઈને મળ્યા મંદર વિષે વાત નીકળી જાણવા મળ્યું કે લગભગ ૨૦૦ વર્ષ પહેલા એમના વડવા ઓએ સારી એવી મહેનત ઉઠાવી વર્ષોની મહેનત પછી એક સુંદર મંદિર બંધાવેલું કોઈ કારણસર એમાં લિંગપ્રતિષ્ઠા થવા જ પામી નહીં. બંધાયું ત્યારથી જ મંદિર અપૂજ રહ્યુ છે. કલાકાર મિત્ર શ્રી સાગરા આજ મંદિરમાંથી આટ અહની કલાત્મક કૃતિઓ ખરીદીને લઈ ગયા છે અને મહંત શ્રી છોટુભાઈ એક એક કરીને મંદિરના બધા પથ્થર વેચવા ઈચ્છે છે. મંદિર એ તો જગાની એટલે સાર્વજનિક મિલ્કત હોઈ વેચી ન શકાય પણ આ મંદિર ટ્રસ્ટ કે જગ્યાની નહીં પણ એમની અંગત માલિકીનું લેખવામાં આવ્યું છે

ઔપચારિક વાતો પછી અમે મંદિર જોવા ઊપડયા. ગામના છેવાડે, તળાવની પાળે નાની મોટી દેરીઓ વચ્ચે મંદિર ઊભું હતુ. દૂરથી જ મંદિરનું કલાત્મક કોતરકામ જોઈને અમે પ્રભાવિત થયા. પરન્તુ મંદિરની નજીક ગયા કે તુરત જ અમારા પગ થભી ગયા. આગળ ડગ માંડવાની હિંમત જ ચાલે નહીં ચોમેર અને મંદિરની અંદર ગંદકીના થર જામેલા જોઈ ન જાય, સહી ન જાય એટલી દુર્ગંધ. મંદિરના અવશેષો તૂટી રહ્યા હતા. ૨૦૦ વર્ષ પહેલા ખૂબ જ કાળજી અને ભાવથી બંધાયેલુ મંદિર જર્જરિત અવસ્થા અને દુર્દશા ભોગવી રહ્યુ હતુ.

ઓળખાણને કારણે, મંદિરની આવી દશા કરવા બદલ શ્રી છોટુભાઈને અમે મીઠો ઠપકો આપ્યો. પણ મંદિરને સાચવી શકવાની એમણે પોતાની અશક્તિ દર્શાવી અને કોઈ ગ્રાહક મળે તો બધા પત્થર વેચી મારવાની એમણે તત્પરતા દાખવી

અમે તો મંદિર જોવા જ ગયા હતા, ભેટ મળે તો બેચાર કલાકૃતિ લેવા ગયા હતા, ખરીદવા તો નહીં જ. પણ મંદિરની દુર્દશા જોઈને મનને આંચકો લાગ્યો ધીરે ધીરે મંદિરનું સુંદર શિલ્પ તૂટી જશે, કાં કોઈ એની ખરીદી કરી, પરદેશ રવાના કરી દેશે કોઈ હિસાબે આવું પુરાણુ સુંદર શિલ્પ, આવી સુંદર કલા નષ્ટ થવા દેવાય નહીં. એને કોઈ પણ હિસાબે બચાવી લેવાનો પ્રયાસ કરવો જોઇએ. અને ક્ષણવારમાં જ મંદિર ખરીદી લેવાનો નિર્ણય કર્યો. સારી એવી રકજક પછી મંદિર ઉતારી, એનો એકે એક પથ્થર લઈ જવાની શરતે સોદો કર્યો.

સૌ પ્રથમ તો મંદિરની હવે વધુ તોડફોડ થાય નહી, એનો પ્રબંધ કરવનો અને ગંદકી દૂર કરી મંદિર સ્વચ્છ બનાવવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. અનેક મહિનાની મહેનત પછી મંદિરમાં પગ માંડવા જેવુ થયુ.

હવે પ્રશ્ન થયો મંદિર ઉતારવાનો. પ્રથમ દૃષ્ટિએ આ તદ્દન સાદું સરળ કામ લાગે. પણ મંદિરના પથ્થરોની ગોઠવણ જ એવી હતી કે બે પથ્થર વચ્ચે સાંધો કયાં છે એ કેવળ એના જાણકાર જ કહી શકે. સોમપુરા કારીગરોનો એ વિષય. પણ કોઈ સોમપુરા કારીગર મંદિર ઉતારવા તૈયાર થાય નહીં. સમજાવવામાં સારો એવો સમય વ્યતીત થઈ ગયો. પણ પરિણામ આવ્યું નહીં. કોઈ નિષ્ણાત સોમપુરાની મદદ ન મળે તો મંદિર ઊતરે નહીં. અને મંદિર ઉતારી ન શકાય તો એના અવશેષોનું કરવું શું એ કોયડો બની રહ્યો.

છેવટે કંઈક માર્ગ કાઢવા એક દિવસ શ્રી બાબુભાઈ મોદીની સાથે ધ્રાંગધ્રા ગયો. સ્થાનિક મિત્રને ત્યાં સોમપુરા કલાકારોને બોલાવ્યા. એમણે મનની વાત કરી. "અમે સોમપુરા. મંદિર બાંધવાનો અમારો પેઢી દરપેઢીનો વ્યવસાય. પણ સોમપુરાનો દીકરો મંદિર તોડે નહીં."

'આપણે મંદિર તોડવું નથી. એક એક પથ્થર ઉતારી, એનો અક્ષયગઢની વસાહતમાં બાગબગીચાઓની અંદર કલાત્મક કૃતિઓ તરીકે ઉપયોગ કરવો છે.' અમે દલીલ શરૂ કરી.

'પણ તોડયા વિના એના પથ્થર લઈ કેમ જવાય?" સોમપુરા મિત્રે જવાબ આપ્યો.

'મંદિર તોડાય નહીં એ તમારી વાત સમજ્યા. પણ મંદિર કોને કહેવાય એ સમજાવશો?'

"એમાં વળી સમજાવવાનું શું હતું? મંદિર એટલે મંદિર. એમાં ભગવાનની પ્રતિષ્ઠા થઈ હોય, એની નિયમિત રીતે પૂજા આરતી થતી હોય, ભક્તિપૂર્વક દર્શને આવતાં લોકો શાન્તિ અનુભવતા હોય એ મંદિર." સોમપુરા મિત્રે જવાબ આપ્યો.

"બરાબર કહ્યું. આવું મંદિર હોય તો અમારે તમારી પાસે ઊતરાવવું નથી. પણ આપણે એક વાર રાજસીતાપુર જઈને મંદિર જોઈ આવીએ. તમે એને મંદિર કહો તો વાત પૂરી થઈ." અમને અનુકૂળ દલીલ મળી ગઈ.

"મેં તો એ મંદિર ઘણી વખત જોયું છે. એ માટે રાજસીતાપુર જવાની જરૂર નથી." સોમપુરા મિત્ર બોલ્યા.

"સારું તમે મંદિર જોયું છે તો કહો. મંદિર ઉપર ધ્વજા ફરકે છે?" 'ના'

"લિંગ છે?"

"ના"

'પાર્વતીજી, ગંગાજી, નંદી, કુર્મ, હનુમાન, ગણપતિ, કોઈની મૂર્તિ છે?'

'ના.'

"પૂજા આરતી થાય છે?"

'ના'

"ઘંટારવ સંભળાય છે?"

"ના"

"તો પછી મંદિર કહેવાય?

કેવળ ચણતરનું ખોખું છે."

"તમારી વાત સાચી. એ મંદિર ન કહેવાય.'

"અને આજે જઈએ તો તો અંદર ઊભા રહી શકાય એમ છે. થોડા વખત પહેલાં તો એમાં પગ મંડાય એમ ન હતું. ધીરે ધીરે મંદિર પડીને પાદર થઈ જશે. અમે તો આ સુંદર કલાને નષ્ટ થતી બચાવી એનો સારો ઉપયોગ કરવા માગીએ છીએ."

શ્રી લાલજીભાઈ સોમપુરાને વાત ગળે ઊતરી. એમણે મંદિરનો એક એક પથ્થર કાળજીથી ઉતારી આપવાની જવાબદારી સ્વીકારી અને ભારે જતનથી, કોઈ પથ્થરની કોર પણ ન ખરે એટલી કાળજી લઈને એમણે મંદિરના બધા પથ્થર ઉતરાવી દીધા. ૨૦૦૦ થી વધુ આ પથ્થર એટલી જ કાળજીથી અક્ષયગઢ લઈ જવામા આવ્યા.

મંદિર બાંધવાની તો કલ્પના જ ન હતી. જૂના અવશેષોથી મંદિર બાંધી શકાય એની પણ કલ્પના હતી નહીં. એટલે અક્ષયગઢની એક સુંદર ટેકરી પર

આ બધા નમૂના ગોઠવી દીધા. ધીરે ધીરે સમગ્ર વસાહતમાં યોગ્ય રીતે આ બધા પથ્થર ગોઠવી દેવાની ધારણા હતી.

કેટલાક મિત્રોનું કહેવું થયું કે શિલ્પકળાના આ ઉત્તમ નમૂના આવી વસાહતમાં વેરવિખેર ગોઠવી દેવાથી એની પૂરી જાળવણી થઈ શકશે નહીં. જતે દહાડે એ ભાંગી તૂટી જશે. જો આ સુંદર વારસો બચાવી જ લેવો હોય તો એનો ઉપયોગ કરીને મંદિર જ બાંધવું જોઈએ. સમિતિના ટ્રસ્ટી મંડળને આ વાત વિચારવા જેવી લાગી.

બીજી રીતે પણ આ વાત વિચારવા જેવી લાગી. હૉસ્પિટલના પ્રવેશ દ્વારના બે ગોખમાં બજારમાંથી ખરીદેલી બે કલાકૃતિઓ મૂકવામાં આવેલી. દરદી ભાઈ બહેનોએ એને કોઈ દેવીની મૂર્તિ માની પૂજા શરૂ કરી. એમને વારવામાં આવ્યા તો બગીચામા ગોઠવેલ એક નંદીની કલાકૃતિને ફળ-ફૂલ ચડાવી શ્રીફળ વધેરવાં શરૂ કર્યાં. ફરી એમને વારવામાં આવ્યા તો કોઈએ એક ગોળ પથ્થર લાવી એના ઉપર સિંદૂર ચડાવ્યો. દરદીઓએ એમાં મનમાન્યા દેવ-દેવીની કલ્પના કરી એની પૂજા શરૂ કરી. આનો અર્થ એ કે ભણેલા કે અભણ, શહેરના કે ગામડાના દરદી ભાઈબહેનોને એમની ધાર્મિક માન્યતા સંતોષવા માટે કંઈક આધાર-અવલંબનની જરૂર છે. દરદી ભાઈબહેનોની આ ભાવના સંતોષવી હોય તો પણ એક મુશ્કેલી હતી. સૌના દેવ-દેવીઓ અલગ અલગ. કોનું મંદિર બાંધવું? અને કયા દેવીની પ્રતિષ્ઠા કરવી?

અનુભવી મિત્રો, પંડિતો અને શાસ્ત્રીઓએ આનો ઉકેલ બતાવ્યો. શંકર ભગવાન એ દેવોના દેવ-મહાદેવ ગણાય. મૂળ અનાર્યોના એ દેવ, આર્યોએ એને અપનાવી લઈને સહિષ્ણુતા, સમભાવનું ઊજળું ઉદાહરણ પૂરું પાડયું. શંકર ભગવાનને મંદિર હોય તો ઠીક, અન્યથા સ્મશાનમાં કે જંગલમાં એની બેઠક. એને ન જોઈએ વસ્ત્રો, ન જોઈએ આભૂષણો, ઠાઠ-ઠઠારો, ભોગ કંઈ ન જોઈએ. બીલીનાં પાન અને પાણીની ધારાવડીથી એ પ્રસન્ન. એના દરવાજા કયારેય બંધ ન થાય. ચોવીસે કલાક એનો દરબાર ખુલ્લો. એ સામાન્ય જનસમાજનો દેવ ગણાય. શંકર ભગવાનનું મંદિર બાંધવામાં આવે તો બધા સંપ્રદાયના ભાવિક લોકોને પોતાને દેવ મળ્યો લાગે. સૌને જોઈનો આધાર, જોઈતું અવલંબન મળી રહે.

આ બધી વાતોનો વિચાર કરતાં, રાજ-સીતાપુરના મંદિરની લાવવામાં આવેલી કલાકૃતિઓ અહીં તહીં ગોઠવીને વેડફી નાખવાને બદલે એનો ઉપયોગ કરીને મંદિર બાંધવાનો નિર્ણય લેવામાં આવ્યો.

મંદિરના શિલ્પસ્થાપત્યના ઊંડા અભ્યાસી અને અનુભવી શ્રી રમુભાઈ ત્રિવેદીએ કેવળ સેવા ભાવે ખૂબ જ પ્રેમપૂર્વક સમિતિને આ કાર્યમાં મદદ કરવાનું સ્વીકાર્યું. એમના માર્ગદર્શન નીચે અક્ષયગઢની જે ટેકરી ઉપર વર્ષો પહેલાં ટી. બી હૉસ્પિટલનો શિલાન્યાસ વિધિ ઊજવાયો હતો એ જ ટેકરી ઉપર મંદિરના બાંધકામની શરૂઆત કરવામાં આવી.

સંવત ૨૦૩૫ના માગશર શુદ ૫ ને સોમવાર તા. ૪ ડિસેમ્બર ૧૯૭૮ના શુભ દિને, શુભ મુહૂર્ત ૯ સંત-મહંત મહાત્માઓના વરદ હસ્તે શાસ્ત્રોક્ત વિધિ અનુસાર ૯ શિલાઓ પધરાવીને શિલાન્યાસ વિધિ કરવામાં આવ્યો.

સંતો-મહંતોએ પોતાની જગ્યા કે આશ્રમના સંચાલન માટે ભાવિક લોકો પાસેથી દાન મેળવવાના હોય છે. પરન્તુ મંદિરના શિલાન્યાસપ્રસંગે પધારેલા સંતો-મહંતો - સાધુઓને મન મંદિર બાંધવું એ પવિત્ર કાર્ય, મંદિરનો જિર્ણોદ્ધાર કરવો એ વિશેષ પવિત્ર કાર્ય અને મંદિરનો પુનરુદ્ધાર કરવો એ એથી પણ વિશેષ પવિત્ર કાર્ય હોઈ, એમણે સમિતિને ઉદાર સહાય જાહેર કરી.

આજના જમાનામાં નવું મંદિર અને એ પણ ઉત્તમ પ્રકારની કળાકારીગીરી સાથે નવું મંદિર

બાંધવું એ અતિ ખર્ચાળ અને મુશ્કેલ બની ગયું છે. મંદિરશિલ્પના અનુભવી અને અભ્યાસી સ્થપતિ શ્રી રમુભાઇ ત્રિવેદીના અભિપ્રાય મુજબ આજે બાંધવું હોય તો સહેજે ચાલીસ લાખ રૂપિયાનું ખર્ચ થાય. અને સમય કેટલો લાગે એ કહેવાય નહીં. પરન્તુ અનુભવે જણાયું કે નવા મંદિર કરતાં જૂના મંદિરના અવશેષોનો ઉપયોગ કરીને મંદિર બાંધીએ તો એ ઓછું ખર્ચાળ ખરું પણ નવા મંદિર કરતાં જૂના મંદિરના અવશેષોથી મંદિર બાંધવું એ ઘણું વધારે મુશ્કેલ, એક એક પથ્થરને યથાસ્થાન ગોઠવવા, ખંડિત કૃતિઓ દુરસ્ત કરવી, ખૂટતી કૃતિઓ નવેસરથી બનાવવી, આ કોઈ આસાન કામ નહોતું.

એક વખત પાટ (બીમ)ના માપ લેવામાં એક ઈંચનો ફર્ક રહી જવા પામ્યો અને એને કારણે મંદિરના થરનો કોઈ હિસાબે મેળ ખાય નહીં. આ ભૂલ શોધવા માટે છ મહિના જેટલો સમય કામ સ્થગિત કરવું પડયું. ઘણી મથામણ પછી આ ભૂલ નજરે ચડી અને કામ આગળ ચાલ્યું.

મુખ્ય મંદિરનું કામ જ આગળ ચાલ્યું એટલે મહંત શ્રી છોટુભાઈએ એમની માલિકીના બીજા બે નાનાં મંદિરો પણ આપવાની તત્પરતા દાખવી. એ બન્ને મંદિરો ખરીદી લીધાં. પરિણામે મંદિરની સામે સારો એવો ચોક નિર્માણ કરી શકાયો.

સુંદર ટેકરી ઉપર બંધાયેલ આ મંદિરો, એની આસપાસનું વાતાવરણ, વિકાસ પામી રહેલ વનરાજી આ બધું જોઈને, રાજસીતાપુરમાં હતું એવું જ મંદિર બાંધીને સંતોષ લેવાને બદલે, દરદીઓને તેમજ ભાવિકોને મંદિરના વિસ્તારમાં જ પગ મૂકતાંની સાથે શાંતિનો, આનંદનો, પ્રસન્નતાનો અનુભવ થાય, એમના મન ડોળે, એવું વાતાવરણ સર્જવા માટે મંદિરની આસપાસ બેઠકો, બગીચાઓ, હોજ, ફુવારા, મૂર્તિઓ, કલાકૃતિઓ, ધ્યાન માટે ગુફા જેવી સાધનાકુટીરો ઈત્યાદિનું આયોજન કરવામાં આવ્યું.

ધ્વનિપ્રસારણ યોજના દ્વારા કેવળ હોસ્પિટલના દરદીઓ જ નહીં, પણ મંદિરેથી રેલાતો કાર્યક્રમ સમગ્ર વસાહતનાં કુટુમ્બો, બાળકો, મજૂરો, બધાં માણી શકે એવો પ્રબંધ વિચારવામાં આવ્યો છે. અધ્યયન, લેખન ઈત્યાદિ માટે સમૃદ્ધ ગ્રંથાલયની યોજના પણ વિચારવામાં આવી છે.

મંદિરની અંદર અને બહાર ચોકમાં આરસ ચોડવાની દરખાસ્ત થઈ. બને એટલા ઓછા ખર્ચે મંદિર બાંધવાનો પ્રયત્ન હોઈ પહેલાં તો એ સૂચન સ્વીકારવાનું શકય ન લાગ્યું પરન્તુ આરસની દુનિયામાં વ્યવસાય ખેડતા રાજકોટના શ્રી નાનુભાઈ ખેતાણીએ પોતાની વ્યાપારી કુશળતા, અને વગનો નિસ્વાર્થ ભાવે, કેવળ સેવા ભાવે સમિતિને લાભ આપ્યો. આબુના શ્રી રવીન્દ્રભાઈ ત્રિવેદીએ પણ એટલી જ ઉમદા મદદ કરી. સારો અને છતાં સસ્તો આરસ મેળવવા માટે તેમજ બીજી ખરીદી કરવા માટે શ્રી રમુભાઈ ત્રિવેદી, શ્રી રવીન્દ્રભાઈ ત્રિવેદી અને નાનુભાઈ ખેતાણીએ અંબાજી, આબુ, જયપુર, જોધપુર, મકરાણા, ભીલવાડા અને અન્ય સ્થળોનો બબ્બે વખત પ્રવાસ ખેડયો. એને પરિણામે મંદિરને અંદર અને બહાર આરસથી સુશોભિત કરવાનું કાર્ય ઘણું સસ્તું અને સરળ બન્યું.

પોપ્યુલર સિમેન્ટ પ્રોડકટસના શ્રી બાબુભાઈ પટવારી અને શ્રી વીરેન્દ્ર પટવારીએ પણ મંદિરની આસપાસની સજાવટમાં કિંમતી સહાય કરી અને કરતા રહે છે.

મંદિરની આસપાસની સજાવટમાં પોતાની કલાકૃતિઓનો લાભ આપી, રામકૃષ્ણ આશ્રમ રાજકોટના સ્વામી શ્રી વ્યોમાનંદજી મહારાજે તેમજ રંગ – સુશોભનમાં ખ્યાતનામ કલાકાર શ્રી ધીરૂભાઈ ગાંધીએ અને અન્ય મિત્રોએ સારો એવો પરિશ્રમ લઈને ઘણી કિંમતી સહાય કરી છે.

આ કાર્યને પહોંચી વળવા માટે અનેક મિત્રોએ, સંસ્થાઓએ ઉદાર સહાય કરી સમિતિનું કાર્ય ખૂબ જ સરળ બનાવ્યું છે.

મંદિરનો પાયો ખોદવાથી માંડીને એ પૂર્ણ-

તાને આરે આવ્યું ત્યાં સુધી કારીગરો, મિસ્ત્રીઓ, કલાકારો, મજૂરોએ પણ કેવળ મજૂરીની દૃષ્ટિએ જ નહીં, પણ ખૂબ જ ભાવપૂર્વક સેવા આપી છે.

વસાહતમાં વસતા પરિવારનાં સભ્યો અને ખાસ કરીને નાનાં નાનાં ભૂલકાંઓએ પણ ખૂબ જ ઉત્સાહપૂર્વક શ્રમ કરીને મંદિરના નિર્માણ–સુશોભન કાર્યમાં ખૂબજ અગત્યનો ફાળો આપ્યો છે.

મંદિરના શિલ્પમાં ઘણી ભાંગતૂટ થઈ છે એ પછી પણ એ જેવું છે એવું ખૂબ જ સુંદર લાગે છે વખત મળ્યે આ શિલ્પકૃતિઓમાં દુરસ્તી કરવાની રહેશે એ બાદ કરતાં દેખીતી રીતે મંદિરનું બાંધકામ પૂરું થવા આવ્યું છે.

આ મંદિરના કાળ–સમય માટે વિવાદ છે. રાજસીતાપુરથી મળેલ આધારોને હિસાબે આ મંદિર બસો વર્ષ જૂનું છે. પરન્તુ પુરાતત્ત્વ વિદ્યાના એક અભ્યાસી મિત્રે એને સાત સો વર્ષ જૂનું હોવાનો પોતાનો અભિપ્રાય આપ્યો છે જ્યારે પુરાતત્ત્વ ખાતાના નિષ્ણાત મિત્રોએ એને બસો વર્ષ જૂનું હોવાનું મંતવ્ય જણાવ્યું છે પુરાતત્ત્વ વિદ્વાનો માટે સમય–કાળ નિશ્ચિત કરવો એ અગત્યનો વિષય છે. એમનું સંશોધન–એમનો અભ્યાસ ચાલુ રહેશે અને આપણને રસપ્રદ માહિતી મળશે. પરન્તુ આ મંદિર સાતસો વર્ષ પુરાણું હોય કે ૨૦૦ વર્ષ પુરાણું, એ વાત બાજુએ રાખી, એના અવશેષો દ્વારા પુનરુદ્ધાર પામેલું મંદિર આપણો શિલ્પવિદ્યાનો – આપણી અમૂલ્ય કળાનો પ્રભાવ પાથરતું રહી દર્શકોને, ભાવિકોને ચિત્તની પ્રસન્નતા આપવામાં, મનને શાન્તિ આપવામાં, અંતરમુખ થવામાં મહત્ત્વનો ફાળો આપી રહ્યું છે અને આપતું રહેશે એ જ સંતોષની વાત છે.

આ મંદિરમાં નર્મદાના તટમાંથી કુદરતી લિંગ મેળવવાનો પ્રયત્ન કરી જોયો. ત્યાર બાદ તૈયાર લિંગો પણ જોઈ વળ્યા મન ઠર્યું નહીં એટલે સુંદર લિંગ તૈયાર કરી આપવા શ્રી રવીન્દ્ર ભાઈ ત્રિવેદીને વિનંતી કરી એમણે ખૂબ પ્રેમ અને ભાવથી લિંગ તૈયાર કર્યું અને વિશિષ્ટતા કહો તો વિશિષ્ટતા, પણ આ લિંગમાં જાણે શંકર ભગવાન હિમાચ્છાદિત બેઠક ઉપર વ્યાઘ્રચર્મનું આસનપાથરી, હાથમાં ત્રિશૂળ લઈને બેઠા હોય અને એમની જટામાંથી ગંગાનો અસ્ખલિત પ્રવાહ વહેતો હોય એવી આબેહૂબ આકૃતિ જોવા મળે છે. એ દૃષ્ટિએ આ લિંગ અમૂલ્ય ગણાય.

આ મંદિરમાં વૈશાખ શુદ ૩–૪–૫ તા. ૬–૭–૮ મે ના શુભ દિવસોએ અક્ષયનાથ મહાદેવની પ્રાણપ્રતિષ્ઠાનો મહોત્સવ યોજવામાં આવ્યો છે.

સોમનાથ મહાદેવના મંદિરથી અક્ષયનાથ મહાદેવની રથયાત્રાનો પ્રારંભ થશે. શ્રી કૌશિક દત્ત પુરુષકના આચાર્યપદે શાસ્ત્રોક્ત પૂજા–પ્રતિષ્ઠા વિધિ થશે. સમિતિના શુભેચ્છક મિત્રોમાંથી ૯ દંપતિ પૂજા વિધિમાં યજમાન તરીકે બેસશે. પૂ. પ્રમુખ સ્વામી અને અન્ય સંતો – મહંતોના વરદ હસ્તે લિંગ અને મૂર્તિઓની પ્રતિષ્ઠા થશે. લોકપ્રિય રામાયણ કથાકાર શ્રી મુરારીદાસ બાપુ અને અન્ય મહાનુભાવોના વરદ હસ્તે ૯ ધ્વજા લહેરાવવામાં આવશે. જેમણે દેશની આઝાદી માટે અને લોકસેવા અર્થે પોતાનું જીવન અર્પણ કર્યું એવાં પૂજ્ય ભક્તિબા અને અન્ય ભગવતી બહેનોના હાથે ૯ કળશ ચડાવવામાં આવશે. સમિતિના કર્મચારીઓના હસ્તે ધટારોપણ વિધિ થશે. સાધના અને સેવાનો નવો મંત્ર આપનાર રામકૃષ્ણ મીશનના સ્વામીજીના હસ્તે મંદિરનું વિધિપૂર્વક ઉદ્ઘાટન થશે.

પ્રાણપ્રતિષ્ઠા સંપન્ન થયે આ મંદિર અનેક લોકોને માટે કેવળ જોવા માણવાનું જ સ્થળ નહીં, બલ્કે શાન્તિ, ભક્તિ, ધ્યાન, યોગ, અભ્યાસ, ચિંતન, મનન માટે આકર્ષક અને ઉપયોગી ધામ બની રહેશે એવી શ્રદ્ધા છે.

કેન્દ્રમાં સારવાર લેવા આવેલા દરદીઓને સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરવામાં મંદિર અને એનું વાતાવરણ ખૂબ જ ઉપકારક બની રહેશે એવી પણ અમને શ્રદ્ધા છે અને એટલું થાય તો પણ અમારે માટે પરમ સંતોષની વાત બની રહેશે.

# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ.

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવાં ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમાં અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીયો-વેકસીન ત્રીગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત મતા-બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મીલકત જનતાની મીલકત છે તેને નુકસાન ન કરો.

૭.. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણ કેન્દ્રની" મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

ગોંડલ તારીખ ૧૩-૪-૧૯૮૧.

ગોવિન્દલાલ એસ. દેસાઈ.
પ્રમુખ,
નગરપાલિકા, ગોંડલ.



ગુજરાત રાજ્યમાં સહકારી ધોરણે ધીરાણ કરતી શિડયુલ બેંક
તરીકે રીઝર્વ બેંકની સ્વીકૃતિ પામેલી સર્વોચ્ચ બેંકીંગ સંસ્થા

# ધી ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ બેંક લી. અમદાવાદ

સહકાર ભવન, રીલીફ રોડ, પો. બો. નં. ૩૦૨ અમદાવાદ.

ટે. નં. ૩૮૧૯૭૦
૩૯૧૯૭૧
૩૮૧૯૭૨
૩૯૨૫૮૮
૩૮૩૮૩૦

તાર : એપેક્ષ બેંક
ટેલેક્ષ : AM 253

## પ્રગતિદર્શક આંકડાઓ (તા. ૩૧-૧૨-૮૦)

| | |
|---|---|
| ભરપાઈ થયેલ શેરભંડોળ | ૫-૬૫ કરોડ |
| રીઝર્વ અને અન્ય ભંડોળ | ૧૫-૦૧ કરોડ |
| થાપણો | ૧૪૨-૭૪ કરોડ |
| કાર્યભંડોળ | ૨૫૦-૦૧ કરોડ |

દ્વારકાદાસ મો. પટેલ
ચેરમેન

જશભાઈ ઉ. પટેલ
વાઈસ ચેરમેન

મહેન્દ્રભાઈ ગો. વ્યાસ
જનરલ મેનેજર

સેઇફ ડીપોઝીટ વોલ્ટની અદ્યતન સુવિધા સાથે બધા જ પ્રકારની બેંકિંગ
સેવાઓ પૂરી પાડવામાં આવે છે.



વિજ્ઞપ્તિ

## એસ. ટી. બસોમાં સ્ત્રીઓ માટે અનામત બેઠકો

- કોર્પોરેશનની દરેક બસોમાં સ્ત્રીઓ માટે પાંચ બેઠકો કાયદેસર અનામત ફાળવવામાં આવેલી છે.
- આ બેઠકો ખાલી હોય ત્યારે પુરુષ પ્રવાસી તે બેઠક પર બેસી શકે, પરંતુ સ્ત્રી પ્રવાસી બેઠક ઉપર બેસવા ઇચ્છા દર્શાવે તો તે બેઠક ફરજિયાત ખાલી કરવાની રહેશે.
- સ્ત્રીઓ માટેની આ બેઠક ખાલી ન કરવી તે મોટર વ્હીકલ્સ રૂલ્સ અનુસાર ગુન્હો બને છે.
- સ્ત્રીઓ માટે રાખવામાં આવેલ બેઠકો ખાલી કરી આપો સ્ત્રીદાક્ષિણ્ય દાખવો અને આ કાર્યમાં એસ. ટી. ને સહકાર આપો.



ગુજરાત રાજ્ય માર્ગ વાહનવ્યવહાર કોર્પોરેશન

અમદાવાદ-૩૮૦ ૦૧૧.



ફોન નંબર { ઓફિસ ૪૦
પ્રમુખશ્રી ૫૬

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી વંથલી તાલુકા સહકારી ખરીદ – વેચાણ સંઘ લી.

વંથલી (સોરઠ)

રજી નંબર – ૮૪૬ ઓડીટ વર્ગ – અ

| | | | |
|---|---|---|---|
| ૧,૩૦,૫૦૦=૦૦ | વસુલ આવેલ શેર ભંડોળ | ૪૬ | સભ્ય સંખ્યા. |
| ૧, ૩૦,૦૫૦-૦૦ | મંડળીઓનું | ૪૧ | મંડળીઓ |
| ૪૫૦-૦૦ | વ્યકિતગત | ૫ | વ્યકિતગત |

| | | | |
|---|---|---|---|
| ૩,૭૯,૫૩૧-૦૦ | અનામત ભંડોળ | ૧૮,૯૭,૯૩૫-૦૦ | કાર્ય ભંડોળ |
| ૨૨૭,૭૩૬-૦૦ | અન્ય ભંડોળ | ૧,૦૧,૨૦૭૩-૦૦ | વર્ષ દરમ્યાન વેચાણ |

જાહેર કરેલ ડીવિડન્ડ ૧૨%.

સંઘ દરેક જાતના રાસાયણિક ખાતરો તેમજ સુધારેલી જાતના અને હાઈબ્રીડ બિયારણો પાક સંરક્ષણ સાધનો અને જંતુનાશક દવાઓ સાથે જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ, અંકુશિત કાપડ, સિંગતેલ, સિમેન્ટ, ખાંડ વગેરે સહકારી મંડળીઓ દ્વારા તેમજ સીધા ખેડુતોને અગર વાપરનારને વ્યાજબી ભાવથી પૂરા પાડવામાં સહાયરૂપ થાય છે.

| | |
|---|---|
| કાંયાલાલ શામજીભાઇ પટેલ | ઓઘાભાઇ સીદીભાઈ |
| મેનેજર | પ્રમુખ |





## વળિયા બ્રધર્સ

૮૭/૮૯, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ - ૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી

# ઘરગથ્થુ ઓષધો

સોરઠ ક્ષયનિવારણ સમિતિએ થોડા વખત પહેલાં મહર્ષિ અણ્ણાસાહેબ પટવર્ધન યોજિત ૫૦૦ ઉકાળાની તેમ જ અન્ય ઉપયોગી માહિતી આપતું ઉપયોગી પુસ્તક પ્રગટ કરેલું. એની સંક્ષિપ્ત માર્ગદર્શિકા પણ પ્રગટ કરેલી. બન્ને પુસ્તકો સારો આવકાર પામ્યા છે.

હવે એવું જ એક ઉપયોગી પુસ્તક ઘરગથ્થુ ઓષધો પ્રગટ થઇ ચૂક્યું છે. આયુર્વેદના પ્રખર અભ્યાસી અને અનુભવી વૈદ્યતીર્થ અપ્પા શાસ્ત્રી સાઠેના મરાઠી ઉપરથી અનુવાદિત આ પુસ્તકમાં ૨૭૫ ઘરગથ્થુ ઓષધોના ગુણધર્મ અને ૨૧૯ રોગ માટે ગુણકારી ઓષધોની સરળ સમજણ આપવામાં આવી છે.

૩૯૬ પાના પાકું પૂંઠું કિંમત રૂા. ૧૦-૦૦

પ્રાપ્તિસ્થાન

સોરઠ ક્ષય નિવારણ સમિતિ, અક્ષયગઢ – કેશોદ ૩૬૨ ૨૨૦

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, જીવરાજ ભુવન, અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, કલ્યાણધામ, ચાવંડ. જિ. અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, ૯૪, નગીનદાસ માસ્તર રોડ, મુંબઇ – ૪૦૦૦૨૩.

# શ્રી. પોરબંદર નગરપાલિકા

## 'જાહેર – વિજ્ઞપ્તિ'



૧– પોરબંદર ઔદ્યોગિક શહેર છે અને દિનપ્રતિદિન વિકાસ પામે છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨– નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩– જન્મની નોંધણી દિન ૭ (સાત)માં અને મરણની નોંધણી દિન ૩ (ત્રણ)માં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪– બાળકોનાં સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીઓ-વેકસીન, ત્રિગુણી રસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા-બાળ કલ્યાણ કેન્દ્રોની અવશ્ય મુલાકાત લ્યો.

૫– સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬– નગરપાલિકાની મિલ્કત જનતાની મિલ્કત છે, તેને નુકસાન ન કરો.

૭– સરકારશ્રીની ખાસ પોષક યુક્તાહાર યોજના હેઠળ નગરપાલિકા મારફત ૧ થી ૬ વર્ષનાં બાળકોને વિના મૂલ્યે દૂધ તથા વિટામીન બ્રેડ આપવામાં આવે છે.

૮– રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષો વાવો.

૯– સુખી અને સમૃદ્ધ 'કુટુમ્બ કલ્યાણ કેન્દ્ર'ની મુલાકાત લ્યો.

૧૦– નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિ. છે.

૧૧– નગરપાલિકાની સીટી બસમાં મુસાફરી કરતાં ટિકીટ લઇને જ બેસવાનો આગ્રહ રાખો.

૧૨– નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

પોરબંદર : તા. ૨૧-૧૧-૧૯૮૦

ડોલરભાઇ ચોટાઇ
પ્રમુખ
પોરબંદર નગરપાલિકા.

## શ્રી કેશોદ તાલુકા ખે. ઔ. સે. સ. મં. લી. કેશોદ

### પ્રોસેસીંગ કરાવી વધુ ભાવ મેળવો.

૧ : પોતે પકવેલ મગફળી પ્રોસેસીંગમાં મોકલી પાકા માલના માલિક બનો અને વ્યાજબી ભાવ મેળવો.

૨ : પ્રોસેસીંગ કરાવવાથી કડ, તોલ ઉતારામાં છેતરપીંડી થતી નથી.

૩ : કાચા માલને બદલે પાકા માલના એટલે કે તેલ અને ખોળના માલિક બનો.

૪ ; જ્યાં સુધી તમે ભાવ ઠરાવતા નથી ત્યાં સુધી પાકો માલ વેચતા નથી.

૫ ; જેથી કોઈ દિવસ ખેડૂતે સહન કરવાનો સમય આવતો નથી.

૬ : તમારા માલનો ભાવ તમારી મરજી પડે ત્યારે થાય છે.

૭ : મગફળી કારખાનામાં પહોંચ્યા પછી ઘટ થાય કે અકસ્માત થાય તો ખેડૂતે સહન કરવાનું નથી હોતું કારણ કે અકસ્માત સામે વીમો હોય છે.

૮ : મગફળી ખરીદ કે વેચાણ થતી ન હોવાથી મગફળી ઉપર ખરીદ વેરો ભરવો પડતો નથી.

ઉપરના તમામ લાભો લેવા માટે વહેલો તે પહેલોના ધોરણે મગફળીની નોંધણી કરવાનું ચાલુ છે, માટે જેમણે જેટલી મગફળી પ્રોસેસીંગમાં આપવી હોય તેણે નોંધ કરાવી જવી અને નોમીનલ સભ્ય થઈ જવું.

**મોહનલાલ ડી. પટેલ**
મેનેજર

**હરિલાલ દેવજીભાઈ**
પ્રમુખ

**શ્રી કેશોદ તાલુકા ખે. ઔ. સે. સ. મં. લી. કેશોદ**

વેરાવળ રોડ, **કેશોદ** – ૩૬૨૨૨૦






142



# શ્રી ઉના તાલુકા ખેડૂત સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લી.

ગીરગઢડા રોડ, ઉના (સોરઠ)

કરોડો લોકોની જીવન જરૂરયાતમાં ખાંડ અગત્યનું સ્થાન ધરાવે છે. શ્રી ઉના તાલુકા ખેડૂત સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લી. ખાંડ ઉત્પાદન કરી રાષ્ટ્ર પ્રત્યેની પોતાની ફરજ બજાવે છે.

સંસ્થામાં ૪૨૦૦ સભાસદ ખેડૂત ભાઈઓ શેરડી ઉગાડી આ કાર્યમાં પોતાનો સહકાર આપે છે.

સામતભાઇ શ. મોરી
પ્રમુખ

ડુંગરભાઈ દે. વેકરીયા
ઉપપ્રમુખ



## 'ઊર્મિનવરચના'નું વાર્ષિક લવાજમ દેશમાં

# રૂપિયા ૨૫ થયા છે

દરેક ચીજ વસ્તુના ભાવમાં વધારો થતાં 'ઊર્મિનવરચના'નું વાર્ષિક લવાજમ રૂપિયા ૨૦માં પોસાણુ થતું ન હતું. એમાં ગત નવેમ્બર ૧૯૮૦થી 'ઊર્મિનવરચના' ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટનું પ્રકાશન બન્યું ત્યારથી માસિકનું કદ ડબલ થયું અને એમાં સાહિત્ય-લેખનના ૧૬થી વધુ પાનાં આપવામાં આવે છે. આમ ખર્ચના દર પણ વધતા જતાં 'ઊર્મિનવરચના'નું વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૨૫ અને પરદેશમાં રૂપિયા ૬૦ થયું છે.

**વ્યવસ્થાપક :** ઊર્મિનવરચના

**ઊર્મિનવરચનાના લવાજમના દર**

| | |
|---|---|
| દેશમાં વાર્ષિક | રૂ. ૨૫-૦૦ |
| પરદેશમાં વાર્ષિક | રૂ. ૬૦-૦૦ |

ઊર્મિનવરચના : ૧૩, જાગનાથ પ્લૉટ
ફોન નંબર : ૨૪૩૭૨ : રાજકોટ – ૩૬૦૦૦૧

Oormy Navrachana Rajkot-1 (May-'81) કિં' રૂા. ૨-૫૦ Regd. No.G-RJ-82



ઊર્મિનવરચનાના વિક્રમશીલ એવા ૧૩ વિશેષાંકોનો

# રૂા. ૧૬૫નો સેટ રૂા. ૧૨૫માં

લોકસાહિત્યના મણલખ ખજાના સમા અને અતિ લોકપ્રિય
બનેલા ઊર્મિનવરચનાના ૧૩ વિશેષાંકો એક સાથે ખરીદનારને
રૂપિયા ૧૬૫ ને બદલે રૂપિયા ૧૨૫મા મળશે.

| | | | |
|---|---|---|---|
| ૧ – લોકસાહિત્યમાં સિંહ | રૂા. ૧૫-૦૦ | ૭ – લોકસાહિત્યમાં પક્ષીઓ | રૂા ૧૫-૦૦ |
| ૨ – લોકસાહિત્યમાં અશ્વ | રૂા. ૧૫-૦૦ | ૮ – લોકભરત અને કંડાર | રૂા. ૧૫-૦૦ |
| ૩ – લોકસાહિત્યમાં નદી | રૂા. ૧૫-૦૦ | ૯ – ખાંભી અને પાળિયા | રૂા. ૧૫-૦૦ |
| ૪ – લોકસાહિત્યમાં નારી | રૂા. ૧૫-૦૦ | ૧૦ – સ્વ. મેઘાણી સ્મૃતિ અંક | રૂા. ૫-૦૦ |
| ૫ – સૌરાષ્ટ્રની ધર્મસાધના | રૂા. ૧૫-૦૦ | ૧૧ – સ્વ. ઇશ્વરભાઇ મો. દવે સ્મૃતિ અંક | રૂા. ૫-૦૦ |
| ૬ – ગુજ.સા.પ.જૂનાગઢ અધિવેશન અંક | રૂા. ૧૦-૦૦ | ૧૨– વનપ્રવેશ વિશેષાંક | રૂા. ૧૫-૦૦ |
| ૧૩–દુહો દસમો વેદ | રૂા. ૧૫-૦૦ | | |

છૂટક અંકો મગાવનારને પૂરી કિંમત ઉપરાંત રજીસ્ટર્ડ પોસ્ટેજના
રૂા. ૨-૭૫ સાથે મનીઓર્ડર કરવાથી અંક મોકલાશે. વી.પી. કરતા નથી.
૧૩ અંકનો પૂરો સેટ એકસાથે મગાવનારને પોસ્ટેજ નહિ ભરવું પડે.

વ્યવસ્થાપક




'ઊર્મિનવરચના' ૧૩, જાગનાથ પ્લૉટ
રાજકોટ – ૩૬૦ ૦૦૧



# ઊર્મિ નવરચના

ડો. જીવરાજ મહેતા
સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

વર્ષ–પર : અંક ૩
સળંગ અંક : ૬૧૫
જૂન ૧૯૮૧

આદ્ય તંત્રી : સ્વ. ઇશ્વરલાલ મો. દવે
તંત્રી : જયમલ્લ પરમાર



૨૫૦ કીલોમીટર દૂર રાજસીતાપુરથી કેશોદ-અક્ષયગઢ લાવેલ અક્ષયનાથ મહાદેવની પ્રાણપ્રતિષ્ઠા સાથે સંપૂર્ણ નવનિર્માણ [illegible]

# ઘરગથ્થુ ઔષધો

સોરઠ ક્ષયનિવારણ સમિતિએ થોડા વખત પહેલાં મહર્ષિ અણ્ણાસાહેબ પટવર્ધન યોજિત ૫૦૦ ઉકાળાની તેમ જ અન્ય ઉપયોગી માહિતી આપતું ઉપયોગી પુસ્તક પ્રગટ કરેલું. એની સંક્ષિપ્ત માર્ગદર્શિકા પણ પ્રગટ કરેલી. બન્ને પુસ્તકો સારો આવકાર પામ્યાં છે.

હવે એવું જ એક ઉપયોગી પુસ્તક ઘરગથ્થુ ઔષધો પ્રગટ થઇ ચૂક્યું છે. આયુર્વેદના પ્રખર અભ્યાસી અને અનુભવી વૈદ્યતીર્થ અપ્પા શાસ્ત્રી સાઠેના મરાઠી ઉપરથી અનુવાદિત આ પુસ્તકમાં ૨૭૫ ઘરગથ્થુ ઔષધોના ગુણધર્મ અને ૨૧૯ રોગ માટે ગુણકારી ઔષધોની સરળ સમજણ આપવામાં આવી છે.

૩૯૬ પાના પાકું પૂંઠું કિંમત રૂા. ૧૦-૦૦

પ્રાપ્તિસ્થાન

સોરઠ ક્ષય નિવારણ સમિતિ, અક્ષયગઢ – કેશોદ ૩૬૨ ૨૨૦

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, જીવરાજ ભુવન, અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, કલ્યાણધામ, ચાવંડ. જિ. અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, ૯૪, નગીનદાસ માસ્તર રોડ, મુંબઇ – ૪૦૦૦૨૩.

# રાજકોટ જિલ્લા ગોપાલક સહકારી દૂધ ઉત્પાદક સંઘ લિ.

દૂધ સાગર માર્ગ – રાજકોટ–૩૬૦૦૦૩.

## અમારાં ઉત્કૃષ્ટ ઉત્પાદનો

**ગોપાલ ઘી**

- શુદ્ધ અને સાત્વિક
- એગમાર્ક
- વિશિષ્ટ સોડમવાળું
- દાણાદાર
- ઠરી જાય તેવું.

૧ કીલો, ૨ કીલો ૪ કીલો તેમજ ૧૭ કીલોના પેક ટીનમાં મળે છે.

**ગોપાલ પેંડા**

- શુદ્ધ મલાઈ યુક્ત દૂધમાંથી બનાવેલ
- એલાયચી પેંડા તેમજ
- કેસર પેંડા
- ૨૫૦ ગ્રામ તેમજ ૫૦૦ ગ્રામના આકર્ષક પેકીંગમાં મળે છે.

**ગોપાલ સ્કીમ મીલ્ક પાવડર**

- ૫૦૦ગ્રામ તેમજ ૨૫કીલોના પેકીંગમાં મળે છે.

**ગોપાલ સ્ટરલાઈઝડ ફ્લેવર્ડ મીલ્ક**

- એલાયચી
- કેસર
- ચોકલેટ
- પીસ્તા
- પાઈનેપલ તેમજ વિવિધ ફ્લેવર્ડમાં મળે છે.
- અન્ય પીણાં કરતાં સસ્તું

ગ્રામ :– "ગ્યોર મીલ્ક"  ફોન–૭૩૫૨/૭૩૫૩



હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઈએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઈએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઈ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઈએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

—ગાંધીજી





હાર્દિક શુભેચ્છાઓ



## ગોકુલ ફાઉન્ડેશન - મુંબઇ

મેનેજીંગ ટ્રસ્ટી

જગમોહન જી. સંઘવી

---

હાર્દિક શુભેચ્છા



## વિન્કો ફાઉન્ડેશન - મુંબઇ



# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ–૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી



# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ.

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમાં અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીયો-વેકસીન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિક સંચાલિત માતા-બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મીલકત જનતાની મીલકત છે તેને નૂકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણ કેન્દ્રની" મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરંત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

**ગોંડલ તારીખ ૧૩-૪-૧૯૮૧.**

**ગોવિન્દલાલ એસ. દેસાઈ.**
પ્રમુખ,
નગરપાલિકા, ગોંડલ.

ફોન નંબર { ઓફિસ ૪૦
પ્રમુખશ્રી ૫૬ }

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી વંથલી તાલુકા સહકારી ખરીદ – વેચાણ સંઘ. લી.

વંથલી (સોરઠ)

રજી. નંબર-૮૪૬ ઓડીટ વર્ગ - અ

| | | | |
|---|---|---|---|
| ૧,૩૦,૫૦૦=૦૦ | વસુલ આવેલ શેર ભંડોળ | ૪૬ | સભ્ય સંખ્યા |
| | ૧, ૩૦,૦૫૦-૦૦ મંડળીઓનું | | ૪૧ મંડળીઓ |
| | ૪૫૦-૦૦ વ્યકિતગત | | ૫ વ્યકિતગત |
| ૩૭૬,૫૩૧-૦૦ | અનામત ભંડોળ | ૧૮,૯૭,૯૩૫-૦૦ | કાર્ય ભંડોળ |
| ૨૨૭,૭૩૬-૦૦ | અન્ય ભંડોળ | ૧,૦૧,૨૦૭૩-૦૦ | વર્ષ દરમ્યાન વેચાણ |

**જાહેર કરેલ ડીવિડન્ડ ૧૨%.**

સંઘ દરેક જાતના રાસાયણિક ખાતરો તેમજ સુધારેલી જાતના અને હાઈબ્રીડ બિયારણો પાક સંરક્ષણ સાધનો અને જંતુનાશક દવાઓ સાથે જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ, અંકુશિત કાપડ, સિગરેટ, સિમેન્ટ, ખાંડ વગેરે સહકારી મંડળીઓ દ્વારા તેમજ સીધા ખેડૂતોને અગર વાપરનારને વ્યાજબી ભાવથી પૂરા પાડવામા સહાયરૂપ થાય છે.

હાથાલાલ શામજીભાઇ પટેલ
મેનેજર

ઓધાભાઇ સીદીભાઈ
પ્રમુખ

# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
# ઊર્મિ નવરચના



*


ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ
મુ. ચાવંડ
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
C/o. નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ – ૪૦૦૦૨૩

*

Delhi office – Phone – 615 O 72
Manager
OORMY NAVRACHANA
Shree Navinchandra B. Shah
98, Ravindra Nagar
NEW DELHI – 110003


## સમયનું મૂલ્ય

કામ કરવામાં સમય ગાળો, સફળતાનું એ મૂલ્ય છે.

વિચાર કરવામાં વખત ગાળો એ બળનો સ્રોત છે.

રમવામાં વખત ગાળો, એ યૌવનનું રહસ્ય છે.

વાંચવામાં વખત ગાળો એ ડહાપણનો ઝરો છે.

મૈત્રીની ભાવના કેળવવામાં વખત ગાળો એ સુખ તરફ લઈ જતો માર્ગ છે.

સ્વપ્નો જોવામાં વખત ગાળો, તમારી યાત્રાનો તારાઓ સુધી તે સેતુ બાંધે છે.

પ્રેમ કરવામાં અને પ્રેમ પામવામાં વખત ગાળો, એ ઈશ્વરનો દિવ્ય અધિકાર છે.

તમારી આસપાસ નિહાળવામાં વખત ગાળો, દિવસ એટલો ટૂંકો છે કે સ્વાર્થી બની શકાય નહીં.

હસવામાં વખત ગાળો, એ આત્માનું સંગીત છે.

– એક આઈરિશ પ્રાર્થના


ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જાગનાથ પ્લોટ, –
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજ

# ઊર્મિનવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

જૂન '૮૧ : વર્ષ : ૫૨ : અંક : ૩ : સળંગ અંક : ૬૧૫





ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓક્ટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

વાર્ષિક–દેશમાં રૂ. ૨૫–૦૦

વાર્ષિક પરદેશમાં રૂ. ૬૦–૦૦

લેખકોને—

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ

એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ

## અક્ષયનાથની સ્તુતિ

### દોહો

આવે અક્ષયગઢ મહીં, શરણાગતિ સ્વિકારિ;
કૃપા ધામ સત્વર કરત, તન નિરોગી ત્રિપુરારિ.

### છંદ બિયાખ્ખરી

ક્ષય દુઃખ હર અક્ષયગઢ વાસી
શિવા કાંત શંભુ સુખ રાશી
નિર્વિકાર નિર્મળ નિષ્કામી
નમામી અક્ષયનાથ નમામી – ૧

ચન્દ્ર ભાલ મહ ઔષધ આદર
કંઠ વ્યાલ કમ્મર વ્યાઘામ્બર
જ્યોતિ સ્વરૂપ સદા જગ સ્વામી
નમામી અક્ષયનાથ નમામી – ૨

રોગ રોરહર લેત ભયંકર
ક્ષણુ મહીં નાથ કૃપાલ ક્ષયંકર
નિરાધાર આધાર અનામી
નમામી અક્ષયનાથ નમામી – ૩

દયાધામ દીર્ઘાયુષ દાતા
મહાદુઃખ ભંજન પિતુ માતા
ગંગા શીશ ધરત ગુણગામી
નમામી અક્ષયનાથ નમામી – ૪

ગાય કવિ પિંગળ ગુણગાથા
આપ સદાહિ અનાથન નાથા
જપત સુરાસુર અંતરજામી
નમામી અક્ષયનાથ નમામી – ૫

– પિંગળશીભાઇ ગઢવી

## અક્ષયનાથની આરતી

જય અક્ષયનામી શિવ,
જય અક્ષયનામી ।
ભય હર ક્ષય હર દેવા
સંશય હર સ્વામી !–

હ્રાસ હરો તનનો શિવ, ત્રાસ હરો મનનો,
પૂર્ણ કરો અંતરને, ધન્ય કરી નયનો.

ઘોર હલાહલ જ્વાલા, ભીષણ જગ ભક્ષે,
નીલકંઠ, તમ વિણ ત્યાં કોણ કહો રક્ષે ?

ડમ ડમ ડમરૂ કર, શિર અમૃત ચન્દ્ર તણાં
હે નટરાજ, પદે તવ મૃત્યુંજય રમણા,

ભેદી ઘન પાષાણ વહો શિવ, ઘટ ઘટમાં ગંગા,
રોમે રોમ અનાવૃત હો આતમ રંગા

હર હર હર મહાદેવ, ઉમાપતિ, શંભો, ત્રિપુરારિ,
પ્રગટ બિરાજો પ્રાણે, અક્ષય સુખકારી.

–મકરન્દ દવે

# દેવા આવ્યો છું

शतहस्त समाहर सहस्रहस्त सं किरा
कृतस्य कार्यस्य चेह स्फातिं समावहा ॥

અથર્વવેદ–૩/૨૪/૫

(સો હાથે એકઠું કરો અને હજાર હાથે વેરી દો. આ પ્રમાણે કરેલાં કર્મો અને ભવિષ્યમાં થનાર કર્મો પૂર્ણતા પ્રાપ્ત કરો.)

પુરુષાર્થી માણસ માટે આપણે ત્યાં કહેવાયું છે કે આ માણસ પથ્થરને પાટું મારીને એમાંથી પેદા કરી શકે તેમ છે, અને ખરેખર પુરુષાર્થથી ભર્યા ભર્યા માણસની ગાથા એથીયે સોનેરી અક્ષરે લખવા જેવી હોય છે પણ માણસની આવી કાર્યશક્તિ પાસે પૂર્ણવિરામ નથી. પણ કોઈ વીરલો જ્યારે પ્રાપ્ત કરીને હજાર હજાર હાથે વેરે છે અને ધન્ય થાય એ જોઈ નક્કી ઇશ્વરની છાતી પણ ગજગજ ફૂલતી હશે.

ભોગવવાની આ ચરમ સીમા છે. પોતા માટે ભોગવવું એ તો આનંદ સાવ ક્ષુલ્લક લાગે એવો આનંદ અહીં પડ્યો છે. કોઈના આનંદે પણ આપણો આત્મા કોળતો થાય, એનો આનંદ આપણો આનંદ બને એવી મનની સગવડ સાથે જેઓ જીવ્યા છે તે સાચે જ ખરેખર જીવનને માણ્યું છે.

આ બાબતમાં એક ધનિકનો પ્રસિદ્ધ દાખલો વારંવાર તાજો કરવા જેવો છે. ધનિકને કોઈએ પૂછ્યું કે તમારી પાસે કેટલી સંપત્તિ હશે? લાખોના માલિકે જવાબ આપ્યો.

'ફક્ત સિત્તેર હજાર!' પૂછનારના મુખ ઉપર આશ્ચર્યના ભાવો ઉભરાયા. એને સરળ રીતે ઝીલતા ધનિકે જવાબ આપ્યો. ફક્ત સિત્તેર હજાર જ હું ધર્માદામાં વાપરી શક્યો છું. એનો જ હું માલિક ગણાઉં બાકી આ બધાનો માલિક કોણ છે. એની યોગ્ય સમયે જ ખબર પડે!

માલિક દૃષ્ટા કહે છે કે તારામાં રહેલી પુરુષાર્થની શક્તિનો તને કાંઈક ખ્યાલ છે પણ એના કરતાં દસ ગણી તારામાં રહેલી દાનની શક્તિ છે એને ઓળખ અને એને સક્રિય કર.

દાનને દ્વારે આપણું ભર્યું ભર્યું સ્વાગત કરતો આ મંત્ર સમાજને જેટલો પચે એમાં એની ઊર્ધ્વગતિ છે. બાકી ભોગના મહાલય ઉપર ચીતરેલા સુંદર ચિતરામણના રંગો ફટકિયા મોતી જેવા ક્ષણિક છે. એના અનેક દૃષ્ટાન્તો આસપાસ સાવધાન નજર કરનારને તરત જોવા મળશે

કર્મની નિત્ય તાજગી વેરતી સીમા બતાવતો આ મંત્ર સ્નેહના જીવનનું સાચું ભાથું બની શકે તેમ છે. એ વાતને વધાવતા એક બેતથી પૂરું કરીએ.

'મને નિત થાય છે કે આ જગે કૈંક દેવા આવ્યો છું.
'ન દેતાં દેતાં જે મળે એ લેવા આવ્યો છું.

– પ્રસાદ

# અચાનક છાપો મારી જૂનાગઢનો ઉતારો
# કબજે કરતી લોકસેના

સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૮મો

રતુભાઈ અદાણી

જૂનાગઢના ઉતારા પર હલ્લો કરતાં પહેલાં અમે મેળવી લીધેલી બાતમી મુજબ ઉતારાની સામે જઈને ઊભા રહીએ, તો આગળના ભાગમાં બે ખૂણે બે દરવાજા હતા. એમાંથી જમણી બાજુના દરવાજાને કાયમ તાળું લાગેલું રહેતું. જૂનાગઢના નવાબનો આ ઉતારામાં મુકામ હોય ત્યારે જ આ દરવાજો ખૂલતો. ડાબી બાજુનો દરવાજો ખૂલ્લો રહેતો. એટલે મારે અર્ધા સાથીઓની સાથે આ દરવાજેથી ઉતારામાં પ્રવેશ કરવો એમ નક્કી થયેલું. ઉતારાની પાછળ એક દરવાજો હતો. એને મોટે ભાગે તાળું લાગેલું રહેતું. શ્રી ગુણવંતભાઈએ અર્ધા સાથીઓ સાથે ઉતારાની પાછળનો દરવાજો બંધ હોય તો દીવાલ ઠેકીને અંદર ધસારો કરવાનો હતો.

મેરી મેન્શનથી ઊપડેલી અમારી આઠ ટેકસી સડસડાટ જૂનાગઢના ઉતારા પાસે જઈ પહોંચી. અગાઉથી અપાયેલ સૂચના અનુસાર ચાર ટેકસી ઉતારાની પાછળના રસ્તાને નાકે ઊભી રહી અને ગુણવંતભાઈ તથા અન્ય સાથીઓએ ત્યાંથી પગપાળા દોટ મૂકી, વંડી ઠેકી, અંદર કૂદવાનું શરૂ કરી દીધું. હું અને મારી સાથેના સાથીઓ આગળના દરવાજે જઈને ઊભા તો ખૂલ્લો ધારેલો દરવાજો બંધ. અંદરથી સાંકળ ભીડેલી. અમને લાગ્યું કે ઉતારામાં રહેતા માણસોને અમારા હલ્લાની બાતમી મળી ગઈ હોવી જોઈએ અને એથી દરવાજો બંધ કરી દીધો હોવો જોઈએ. અમે વધુ સાવધાન બની ગયા. વિચાર કરવાનો વખત નહોતો. દરવાજો ખોલવાની કડાકૂટમાં સમય બગાડવો પાલવે એમ ન હતો. એટલે અમે પણ ઠેકી ઠેકીને અંદર દાખલ થયા. અમારી યોજના પ્રમાણે ઉતારામાં મારી ટુકડી પહેલાં પહોંચી જવાની હતી. પણ દરવાજા ઉપર અમને બેએક મિનિટનો સમય લાગ્યો એ દરમિયાન ગુણવંતભાઈની ટુકડી ઉતારાની પોર્ચમાં પહેલાં પહોંચી ગયેલી. હું પોર્ચમાં પહોંચ્યો તો જોયું કે પોર્ચમાં એક ટેકસી ઊભી હતી. અને ગુણવંતભાઈ ટેકસી હંકારી જવા માગતા ડ્રાયવર સાથે રકઝક કરી રહ્યા હતા.

અમારા ધસારાનો કોલાહલ સાંભળી એક ગૃહસ્થ ઉતારામાંથી દોડતા આવી ટેકસીનું બારણું ખોલી અંદર ગોઠવાઈ ગયા. અને ડ્રાઈવરને ટેકસી હંકારી જવાની સૂચના આપી. પણ ગુણવંતભાઈ તીરવેગે ત્યાં પહોંચી ગયા અને ટેકસીને રોકી દીધી. ટેકસીની પાછળની બેઠક ઉપર બેઠેલા ગૃહસ્થ પાસે એક મોટી પેટી પડી હતી. ગુણવંતભાઈને લાગ્યું કે આ ગૃહસ્થ ઉતારામાંથી કોઈ કિંમતી ચીજ લઈને છટકી જવા માગે છે એટલે એમણે તરાપ મારીને પેટી ઉપાડી લીધી. પેટી ભારે વજનદાર હતી. ભયભીત દેખાતા ગૃહસ્થે પેટી બચાવવાનો ખાસ પ્રયત્ન પણ ન કર્યો. ટેકસીની જડતી લેવામાં આવી. પણ ટેકસીમાં બીજું ખાસ કંઈ મળ્યું નહીં. ટેકસીને જવા દેવામાં આવી. ડ્રાયવરે ઝડપથી ટેકસી હંકારી મૂકી. ગુણવંતભાઈએ પેટી વરન્ડામાં મુકાવી એના ઉપર પહેરો ગોઠવી દીધો.

અમે બધા ઉતારામાં દાખલ થયા. ઉતારાના કર્મચારીઓ એક પછી એક આવીને શરણે થવા લાગ્યા. અમને કહેવામાં આવેલું કે જૂનાગઢથી બોલાવી રાખેલા થોડા હથિયાર ધારી માણસો ગુપ્ત રીતે ઉતારામાં ગોઠવાઈ ગયા છે. પણ એ બાતમી પાયા વિનાની નીકળી ત્યાં નહોતાં કોઈ હથિયારો કે ન મળ્યો કોઈ હથિયારધારી. શરણે થઈ ગયેલા દસેક જેટલા કર્મચારીઓને વરન્ડામાં એક બાજુ બેસાડી, એના ઉપર જાતો ગોઠવી અમે ઉતારાના એક પછી એક ખંડ તપાસવા

શરૂ કર્યા. આ ઉતારો એ વખતના કાઠિયાવાડના એક સમૃદ્ધ રાજ્યનો ઉતારો હતો. રાજા મહારાજાઓ અને નવાબો પોતાના વિલાસવૈભવમાં કશી કમીના રાખતા નહીં. ઊંચા પ્રકારના ગાલીચા, સુંદર કોતરકામવાળું ફરનીચર, રૂપાનાં વાસણો, ઊંચી જાતની ક્રોકરી અને બીજી અનેક કિંમતી ચીજોથી બધા ખંડો સજાવેલા હતા. અમારું પ્રથમ કાર્ય તો ક્યાંય કોઈ હથિયાર છે કે નહીં તે જોવાનું હતું એની તપાસ કરીને, એક એક ખંડને બંધ કરી. દરેક ખંડ ઉપર પહેરો ગોઠવતા જઈ અમે આગળ વધતા ગયા.

બેય તરફથી આ બધી ધમાલ ચાલતી હતી એ દરમિયાન અમારા આ હલ્લામાં અમારી મદદમાં રહેલા કેપ્ટન બાલમસિંહ સડસડાટ દાદરો ચડી ઉપરના મજલા ઉપર ચડી ગયા. ડૉ માર્ટીન્સ ઉપરના મજલે ઊતરેલા. નીચે ન મળ્યું કોઈ હથિયાર કે ન મળ્યો કોઈ હથિયારધારી પણ કદાચ ઉપર સામનો થાય એ ગણતરીએ બાલમસિંહે એમને ભાગે આવેલી એક પિસ્તોલ હાથમાં લઈને ઉપર પગ માંડયા. બાલમસિંહને એકલા ઉપર જતા જોઈને હું એમની પાછળ ગયો.

ઉપર જઈને જોઉં છું તો દાદરાની સામે જ એક મોટી બેઠકમાં ડૉ. માર્ટીન્સ, એમનાં પત્ની, એક વૃદ્ધ મહિલા. (ડૉ માર્ટીન્સનાં સાસુ હતાં એ પાછળથી જાણવા મળ્યું) અને બે બાળકો સોફા ઉપર બેઠાં હતાં સામે પિસ્તોલ તાકીને 'Hands up – હાથ ઊંચા કરો' કહેતા બાલમસિંહ પેંતરો લઈને ઊભા હતા.

મેં જોયું કે ડૉ. માર્ટીન્સના પત્ની, સાસુ અને બાળકો સામે તકાયેલી પિસ્તોલ જોઈને ધ્રૂજી રહ્યાં હતાં. શ્રીમતી માર્ટીન્સે તો બે હાથથી પોતાનો ચહેરો ઢાંકી દીધેલો. પણ ડૉ. માર્ટીન્સ સોફાની પાછળની પીઠ ઉપર બન્ને હાથ પસારી, પૂરી સ્વસ્થતાથી એમને એમ બેસી રહ્યા હતા.

બહેનો અને બાળકોને ભયથી ધ્રૂજતા જોઈને મે બાલમસિંહને એમની પિસ્તોલ મ્યાન કરવા જણાવ્યું અને ડૉ. માર્ટીન્સ તરફ આગળ વધ્યો. ડૉ. માર્ટીન્સ હલ્યાચલ્યા વિના એમને એમ બેસી રહ્યા.

"તમે જ ડૉ. માર્ટીન્સ?' મેં પૂછ્યું.

"હા, હું જ ડૉ. માર્ટીન્સ, આ શ્રીમતી માર્ટીન્સ, આ મારા સસુ અને આ બે મારાં બાળકો. પણ આ બધું છે શું?" એમણે બધાનો પરિચય આપી સામેથી પ્રશ્ન કર્યો. એમના સ્વસ્થ ચહેરા ઉપરની એક પણ રેખામાં કશોજ ફેરફાર નહીં.

"અમે આરઝી હકૂમત તરફથી જૂનાગઢના આ ઉતારાનો કબજો લેવા આવ્યા છીએ." મેં જણાવ્યું.

"તમારે કબજો લેવો હોય તો ખુશીથી લો. અમારે એની સાથે કશી નિસ્બત નથી. હું તો મારા કુટુમ્બ સાથે અહીં આરામ કરવા થોડા દિવસથી રહ્યો છું. અમારી સામે પિસ્તોલ તાકવાની શી જરૂર? આ બચ્ચાંને ગભરાવવાની શી જરૂર?" ડૉક્ટરે જરા કડક અવાજે પ્રશ્ન કર્યો.

'જુઓ ડૉક્ટર! તમે જૂનાગઢ રાજ્યના એક અધિકારી છો અત્યારે તમારી સાથે ચર્ચા-ચોખવટ કરવાનો અમને સમય નથી. નીચે દરેક કર્મચારીઓને કેદ કર્યા છે. તમે પણ અમારા કેદી છો. ઊભા થઈ જાઓ." મેં પણ એટલા જ કડક અવાજે જવાબ આપ્યો.

ડૉક્ટરે થોડી રકઝક કરી. પણ જોયું કે એમની કોઈ દલીલ કામ આવે એમ નથી એટલે સડાક દઈને તેઓ ઊભા થઈ ગયા.

"પહેલાં તમે જે ખંડમાં રહો છો એની અમારે જડતી લેવી પડશે." મેં ડૉક્ટરને એમનો ખંડ બતાવવા કહ્યું.

ડૉક્ટર અમને એમના ખંડમાં લઈ ગયા. દરમિયાન નીચેથી બીજા સાથીઓ આવી પહોંચ્યા. જડતી લેવામાં આવી. બાળકોને તાલીમ આપવાની બે

બંધુકો સિવાય ખંડમાં બીજું કોઈ હથિયાર હતું નહીં. ખંડની બહાર નીકળી, ખંડને તાળું મારવામાં આવ્યું.

બાજુમાં જ એક સગવડભર્યો નાનો ખંડ હતો. ડૉ. માર્ટીન્સ અને એમનાં કુટુમ્બીજનોને આ ખંડમાં નજરકેદ કરવામાં આવ્યાં અને ઉતારાનો પૂરો કબજો લેવાઈ ગયા બાદ તેઓ જૂનાગઢ તરફથી જાસૂસી કે એવી કોઈ પ્રવૃત્તિ સાથે સંકળાયેલા નથી એવી ખાત્રી થશે તો એમને મુક્ત કરવામાં આવશે એવું એમને આશ્વાસન આપવામાં આવ્યુ... ઉતારાના એક પછી એક ખંડની, ઉતારાની આસપાસ નાના મોટા નિવાસોની, ગેરેજની, એમ બધાં સ્થળોની કાળજી ભરી તપાસ કરી, દરેક સ્થળે લોકસેનાના સૈનિકોનો પહેરો ગોઠવી દેવામાં આવ્યો.

શ્રી ગુણવંતભાઈએ ટેકસીમાંથી ઝડપેલી વજનદાર પેટી ખોલવામાં આવી જોયું તો આખી પેટી સોનાના દાગીનાથી ભરેલી. તુરત જ એક એક દાગીનાની નોંધ કરી, બધા દાગીના પેટીમાં ગોઠવી પેટીને તાળું મારી, એક મજબૂત ખંડમાં મૂકી દેવામાં આવી.

આરઝી હકૂમતે જૂનાગઢના ઉતારાનો કબજો લીધો છે એ વાત વાયુવેગે શહેરમાં ફેલાઈ ગઈ. રમકડાં જેવાં બે પાંચ હથિયારે—વાસ્તવમાં વગર હથિયારે, કશો મુકાબલો કર્યા વગર જૂનાગઢના ઉતારાનો કબજો લેવો એ અમારે મન તો સામાન્ય વાત હતી. પરન્તુ થોડા દિવસ પહેલાં જ મુંબઈથી રવાના થઈ, ધામધૂમ સાથે રાજકોટ આવી પહોંચેલ આરઝી હકૂમતે ત્રણ જ દિવસમાં રાજકોટની અંદર જૂનાગઢની માલિકીનો ઉતારો કબજે કર્યો એ લોકોને મન ઘણી મોટી વાત હતી. લોકોનાં ટોળેટોળાં ઉતારા તરફ ધસવા લાગ્યાં. જૂનાગઢનો ઉતારો એક લશ્કરી છાવણીના રૂપમાં ફેરવાઈ ગયેલો. ત્રણેય દરવાજે અને ઉતારાની આસપાસ લોકસેનાના સૈનિકોનો પહેરો લાગી ગયેલો. ઉતારાની બહાર ઉત્સાહઘેલા લોકોની ઠઠ જામવા લાગી.

આરઝી હકૂમતની કચેરીમાં સમાચાર પહોંચ્યા કે લોકસેનાએ જૂનાગઢના ઉતારાનો કબજો લઈ લીધો છે. શ્રી સામળદાસ ગાંધી તો જૂનાગઢના સૈન્ય સામે લડવા માટે ખાનગી રીતે મદદ મેળવવાના એમના પ્રયાસના ભાગ તરીકે જામનગર ઊપડી ગયેલા. અન્ય પ્રધાનોએ સમાચાર જાણી આશ્ચર્ય અનુભવ્યું. મારતી મોટરે સૌ ઉતારે પહોંચી ગયા.

ઉત્સાહના ઘોડાપૂરમાં ઊછળતાં લોકોને લાંબો સમય ઉતારાની બહાર કાબૂમાં રાખવાનું મુશ્કેલ બન્યું એટલે ઉતારાના દરવાજા ખુલ્લા મૂકી દેવા પડયા. ઉતારાના પ્રાંગણમાં બગીચામાં બધા શાન્તિથી સભારૂપે ગોઠવાઈ ગયા.

આરઝી હકૂમતના નાયબ વડાપ્રધાન દુર્લભજીભાઈ ખેતાણીએ 'આરઝી હકૂમત ઝિન્દાબાદ'ના ગગનભેદી અવાજો વચ્ચે જૂનાગઢના ઉતારા ઉપર રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો. એમણે અને અન્ય આગેવાનોએ તીખાં તમતમતાં ભાષણો કર્યાં. જૂનાગઢ પર હલ્લો લઈ જવાની હાકલ કરી હોત તો સભામાં બેઠેલો એકે એક જુવાન ક્ષણનોયે વિચાર કર્યા વિના કૂચમાં જોડાઈ જાય એવા ઉત્સાહના લોઢ ઊછળતા હતા. સભાનો રંગ જામ્યો. સામળદાસભાઈ આવી પહોંચશે એવી ધારણાએ કેટલાક આગેવાનોનાં ભાષણો લંબાવ્યાં પણ તેઓ પહોંચી શકયા નહીં એટલે સભા પૂરી થયેલી જાહેર કરવામાં આવી. 'આરઝી હકૂમત ઝિન્દાબાદ'ના સૂત્રો ગજાવતાં સભાજનો ધીરે ધીરે વિખરાયા.

સભા પૂરી થઈ અને રાજકોટમાં ડૉકટર તરીકે પ્રેકટીસ કરતા એક જર્મન ડૉકટર આવી પહોંચ્યા. ડૉકટર માર્ટીન્સને જૂનાગઢની કોઈ રાજકીય બાબતો સાથે સંબંધ નથી અને રહેશે નહીં એવી ખાત્રી આપી. એમના વિશ્વાસે ડૉ. માર્ટીન્સ અને એમના કુટુમ્બીજનોને મુક્ત કરવામાં આવ્યાં.

જૂનાગઢના ઉતારા ઉપરના અમારા હલ્લા દરમિયાન, પીસ્તોલ તાકીને ઊભેલા બાલમસિંહને જોઈને ડૉ. માર્ટીન્સનાં પત્ની, સાસુ અને બાળકો ભયથીધ્રૂજી ઊઠેલાં. પણ ડૉ. માર્ટીન્સે બહારથીતો પૂરી સ્વસ્થતા અને સારી હિંમત દર્શાવેલ; પરન્તુ એ પ્રસંગની એના મન ઉપર એવી ધાક બેસી ગયેલી કે,

જૂનાગઢની સ્વતંત્રતા અને સૌરાષ્ટ્રના એકમ પછી રાજ્યના એક ડૉક્ટર તરીકે એમની સાથે મારે અનેક વખત કામ પડેલું પરન્તુ બને ત્યાં સુધી એમણે મને મળવાનું ટાળવા જ પ્રયત્ન કરેલો. ફરજના ભાગ તરીકે કેટલાક પ્રસંગ તો તેઓ નિવારી ન શકે પણ એમના મનમાં જૂનાગઢના ઉતારાના પ્રસંગનો ખટકો અને ધાક હજી દૂર નથી થયા એ કળાઈ આવતું. એમના પત્ની શ્રીમતી માર્ટીન્સના મનમાં તો છેવટ સુધી મારી ભડક રહી તેઓએ મને મળવાના દરેક પ્રસંગ કુશળતાપૂર્વક ટાળ્યા ડૉ માર્ટીન્સના દેહવિલય પછી, એમના તૈલચિત્ર બાબત વર્ષો પછી મુંબઈમાં મળવા આવ્યા ત્યારે પણ જૂનાગઢ ઉતારાનો કબજો લેતી વખતે એમની સામે તકાયેલી પિસ્તોલને એ ભૂલી શક્યા ન હતા પિસ્તોલતો કેપ્ટન બાલમસિંહે તાકેલી. પણ શ્રીમતી માર્ટીન્સની નજરમાં તો કેપ્ટન બાલમસિંહને બદલે હું જ દેખાયા કરતો હતો "અમે તો એ વખતે લોકસેનાના સિપાહી તરીકે અમારી ફરજ બજાવી રહ્યા હતા કોઈને મારવા ડરાવવાનો લેશ માત્ર આશય ન હતો' એવી મારી સ્પષ્ટતા પછી પણ એમની છાપમાં કંઈ ફેર પડેલો નહીં. ફરજ બજાવવા જતાં પણ એક સન્નારીના મનને આવી ચોટ લાગી ગઈ એ વાતનો મને પણ રંજ રહી ગયો

ડૉ માર્ટીન્સને અને એમના કુટુમ્બીજનોને ઉતારામાંથી વિદાય આપી ત્યાં એક ગૃહસ્થ આવી ચડ્યા ટેક્સીમાં ભાગી છૂટેલા એ જ ગૃહસ્થ હતા એમના કહેવા મુજબ તેઓ જેતપુરના રહીશ હતા. જેતપુર જૂનાગઢના સીમાડે આવેલ હોઈને તેમજ ચોમેર ભયનું વાતાવરણ હોઈને, એમનું ઘરેણું ગાંઠું કોઈ બેંકમાં મૂકવા માટે તેઓ જેતપુરથી રાજકોટ આવેલા ડૉ માર્ટીન્સ સાથે એમને સારો એવો પરિચય એટલે કઈ બેંકમાં ઘરેણું સાચવવા મૂકવું એ અંગે એમની સલાહ લેવા ગયેલા. અમારો હલ્લો જોઈ સાંભળી તેઓ પેટી લઈને ભાગી જવા ઈચ્છતા હતા પરંતુ શ્રી ગુણવંતભાઈની ચકોર નજરમાં પેટી આવી ગઈ અને એમણે તરાપ મારીને પેટી ઝડપી લીધી. આરઝી હકૂમતની લોકસેનાએ જૂનાગઢ રાજ્યના પ્રદેશ ઉપર કૂચ કરતાં પહેલાં રાજકોટમાં આવેલા જૂનાગઢના ઉતારાનો કબજો લેવા હલ્લો કર્યો છે એવી એમને કલ્પના જ નહીં. કોઈ લૂંટારાની ઝપટમાં આવી ગયાનું જ એમણે માનેલું એટલે શીર સલામત તો પઘડિયાં બહોત, એ ન્યાયે તેઓ જીવ લઈને નાઠેલા અને એમની પેટી લઈ લીધેલા લોકો કોઈ ધાડપાડુ ન હતા પણ લોકસેનાના સિપાઈઓ હતા એટલે તેઓ પણ પેટીની ઉઘરાણી કરવા આવી પહોંચ્યા

જૂનાગઢના ઉતારાનો કબજો લેવાઈ ગયે અમે દાગીનાની આ પેટી જૂનાગઢ રાજની જ મિલ્કત ધારી, આરઝી હકૂમતના નાણામંત્રી શ્રી દુર્લભજીભાઈ ખેતાણીને સુપરત કરેલી એમણે ઉતારા સાથે સોનાના દાગીનાની પેટી પણ મળી એને સારા શુકન લેખી, એના આધારે આરઝી હકૂમતની જરૂરિયાતોને પહોંચી વળવા માટે મનમાં ગણતરીઓ પણ ગણવા માંડી હશે જેતપુરના ગૃહસ્થ ઉઘરાણીએ આવ્યા એટલે એ પેટી એમની જ છે એની ખાત્રી કરવા, એમને પેટીની અંદરના દાગીનાની યાદી આપવા સૂચવવામાં આવ્યું. ગૃહસ્થે ઝબ દઈને ખીસામાંથી દાગીનાની યાદી કાઢીને શ્રી દુર્લભજીભાઈના હાથમાં ધરી દીધી અમે પેટી ખોલી અને એમાંથી દાગીના નીકળી પડ્યા એટલે એની યાદી કરી લીધેલી શ્રી દુર્લભજીભાઈએ બન્ને યાદી મેળવી જોઈ ગૃહસ્થની યાદીમાં પગના આંટીના બે સાંકળા હતા અમારી યાદીમાં એક જ સાંકળું હતું. આખી પેટી સલામત પાછી મળી એનો આનંદ કે સંતોષ વ્યક્ત કરવાને બદલે ગૃહસ્થે તો એક સાંકળું ઘટ્યું એની ફરિયાદ શરૂ કરી. શ્રી દુર્લભજીભાઈએ જરા કડક અવાજે સંભળાવ્યું કે "એમણે કરેલી યાદી પ્રમાણે એમણે અમને ઘરેણાં સોંપેલા નહીં. એમને ત્યાં જ એક સાંકળું રહી નહીં ગયું હોય એની શી ખાત્રી? આટલી ધમાલ વચ્ચે પણ એમના દાગીનાની પેટી કાળજીથી સાચવી લીધી છે એ જેવી તેવી વાત ન ગણાય. એક સાંકળું ઓછું છે એની ધડ કરવી હોય તો પેટી

[અનુ પૃષ્ઠ ૨૨૮–અ



# અક્ષયનાથ મહાદેવનો

## અભૂતપૂર્વ

## પ્રાણપ્રતિષ્ઠા

# મહોત્સવ

— જયમલ્લ પરમાર

અક્ષયનાથ મહાદેવની પ્રાણપ્રતિષ્ઠા થયા બાદ પૂ. શ્રી. પ્રમુખ સ્વામી, શ્રી. રતુભાઇ અદાણી, ભારદ્વાજ આશ્રમના સ્વામી શ્રી. સંપૂર્ણાનંદજી, સ્વામી શ્રી. વ્યોમાનંદજી અને અન્ય સંતો - મહંતો મંદિરના આંગણમાં

અક્ષય તૃતિયાને દિને કેશોદના ધાર્મિક નગરજનો ઉત્સાહઘેલા બની ઊમટી પડેલા. સોમનાથથી આવી રહેલ અક્ષયનાથ મહાદેવના લિંગને વધાવવા વહેલી સવારથી દોડધામ મચી રહેલી. બીજની સાંજે અક્ષયનાથનું બાણુ અને અન્ય પ્રતિમાઓ ભગવાન-સોમનાથના મંદિરમાં પૂજાઅર્ચન માટે પહોંચી જતાં સોમનાથના ટ્રસ્ટી શ્રી ચિત્તરંજન રાજાએ સ્વાગત કરેલું. સમિતિના મેનેજીંગ ટ્રસ્ટી ડૉ. નાણાવટી, શ્રી હાવાભાઈ સંઘવી વગેરે સાથે ગયેલા.

બારસો વરસ પહેલાંથી મુસલમાનોના આક્રમણથી સોમનાથ આસપાસના વસ્ત્રાપથ પ્રદેશમાંથી નાગરો અને અન્ય બ્રાહ્મણો સ્થળાંતર કરતાં બિહારમાં મિથિલા જઈ વસેલા. બિહારના દરભંગાથી

૨૮ કીલોમીટર જયનગરના રસ્તે સોરાડ નામનું એક ગામ છે ને ત્યાં સોમનાથનું મંદિર છે. મૈથિલી બ્રાહ્મણોમાં રહેલા સુપ્રસિદ્ધ 'ઝા' શાખાના બ્રાહ્મણો મૂળ સોમનાથ આસપાસથી સ્થળાંતર કરી ગયેલા.

સોમનાથમાં એ કાળે અપાતાં દાનનાં પીળાં રેશમી વસ્ત્રો વણનાર બ્રાહ્મણોની એક શાખા પ્રથમ લાટમાં વસી ને ત્યારબાદ દેવગિરિ (આજનું દોલતાબાદ) અને ત્યાંથી તામીલનાડુમાં જઈ વસી. બીજી માળવાના ચંદેમોરમાં વસી–એક શાખા બનારસ ને બીજી ભાગલપુર જઈ વસી. આમ કાંજીવરમ, ભાગલપુર અને બનારસની રેશમી સાડીઓના આદિ વણકરો સોમનાથના બ્રાહ્મણો હતા.

બીજી એક કથા પ્રમાણે મુસલમાનોના આક્રમણને કારણે સોમનાથનું શિવલિંગ ઘેલા સોમનાથ લઈ જવામાં આવેલું. મહાદેવનું લિંગ એ જ્યોતિર્લિંગ ગણાય છે. સોમનાથ આમ તો ક્ષયનિવારક દેવ છે, એટલે કે અક્ષય બનાવનાર દેવ છે. અક્ષયનાથ મહાદેવના લિંગની શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સોમનાથમાં પૂજા થતાં જ્યોતમાં જ્યોત ભળી. અક્ષયતૃતિયા એ આદિ શંકરાચાર્યનો પણ જન્મદિન છે કે જેમણે શૈવપૂજાને ભારતભરમાં સર્વપ્રથમ સંયોજિત સ્વરૂપ આપ્યું. આ રીતે પ્રભાસક્ષેત્રમાં આવેલ કેશોદના અક્ષયગઢમાં અક્ષયનાથનું સ્થાપન એક ઐતિહાસિક અને સાંસ્કૃતિક સંકલના બની રહે છે.

સૂર્યનારાયણ ભગવાન સોમનાથ–અક્ષયનાથને અર્ઘ્ય આપી રહ્યા ત્યારે સવારના સાડાસાત વાગ્યે સોમનાથના ટ્રસ્ટી અને સોરઠ ક્ષય નિવારણ સમિતિના ઉપપ્રમુખ શ્રી ચિત્તરંજન રાજાએ અક્ષયનાથના લિંગને વિદાય આપી. એ વખતે સોરઠ ક્ષયનિવારણ સમિતિના પ્રમુખ શ્રી. રતુભાઈ અદાણી અને સમિતિના મેનેજીંગ ટ્રસ્ટી ડૅા. શ્રી જનકરાય નાણાવટી તથા અન્ય અગ્રણીઓ સ્વાગત માટે ત્યાં ઉપસ્થિત રહેલા. ભૂદેવોએ મંત્રોચ્ચાર સાથે રસ્તા સુધી વળાવ્યા અને યાત્રા આગળ ચાલતાં ભાડિયા પાસેના મંડપમાં અક્ષયનાથનું સ્વાગત કરવામાં આવ્યું. એમ ઠેર ઠેર સ્વાગત કરાતાં સાડા નવ વાગ્યે કેશોદમાં પધરામણી થતાં અક્ષયનાથ મહાદેવના જયઘોષથી ગગન ગાજી ઊઠ્યું.

કેશોદના વેપારી એસોસીએશનના પ્રમુખ શ્રી નારણપરી રતનપરીએ નવ મહાનદીઓના જળથી અક્ષયનાથનો અભિષેક કર્યો, હાર ચડાવ્યા અને કેશોદના નગરશેઠ શ્રી. દુર્લભભાઈ નથવાણી, રતિલાલ હેમરાજ, જે. કે મેસવાણીઆ વગેરે અગ્રણીઓએ હારતોરાથી સ્વાગત કર્યું. રથયાત્રામાંના એક ગજરાજે પણ અક્ષયનાથના લિંગને ફૂલમાળા આરોપી ને જયજયકાર વર્તાવ્યો.

અક્ષયનાથની રથયાત્રામાં આગળ સાત ગજરાજ, ઘોડાઓ, કળશધારી કુમારિકાઓ અને સિંધી યુવક મંડળની રાસની રમઝટ બોલાવતી મંડળી સાથે નગરજનોની વિશાળ રથયાત્રાએ કેશોદના વાતાવરણને ભવ્ય અને ભક્તિભીનું બનાવી દીધું.

આ બાજુ સવારના સાત વાગ્યાથી આસપાસનાં ગામડાંએ તથા કેશોદમાંથી ભાવિક જનોનો પ્રવાહ અક્ષયનાથના મંદિર તરફ વહેવા માંડેલો. ફકીરો અને સાધુબાવાઓની પણ લાર લાગેલી. મહેમાનો તો પાંચમી તારીખથી અક્ષયગઢમાં ટહેવાવા માંડેલા. કાર્યકરોનાં જાડાં જૂથમાં મનુભાઈ મહેતા, બાવચંદભાઈ, નાથાભાઈ વગેરે આઠ દસ દિવસ અગાઉથી કામે લાગી ગયેલા. મંદિર, એની વિહારવાટિકા, કુટીરો અને ગુફાઓનું કામ પૂર્ણ કરવા દોઢસો માણસો રોજ મોડી રાત સુધી કામ કરતા રહેતા. અક્ષયવન અને વિવિધ માર્ગો ઉપર રેતી છાંટવાના કામે અક્ષયગઢના પરિવારનાં બાળકો હોંશભેર દોડી દોડીને કામ કરી રહ્યાં હતાં. અક્ષયગઢના પરિવાર માટે તો પોતાને આંગણે આવેલા આવા અપૂર્વ અવસરથી આનંદની કોઈ સીમા નહિ રહેલી કામ કરતા જાય અને નજર પૂર્ણરૂપ લઈ રહેલા મંદિર તરફ મંડાતી જાય જીવનની પરમ સિદ્ધિ પ્રાપ્ત કરી રહ્યાનો વિરલ સંતોષ પ્રગટતો રહેતો અને થાકેલાં શરીર સાથે પ્રસન્નતાથી શીળી છાયા પ્રસરતી રહેતી.

ભૂતનાથના ગણની જેમ સૌ કામકાજે મચી પડેલા. વંથળી કસ્તુરબા કન્યા છાત્રાલયની કન્યાઓ પણ સાગરમાં સરિતા ભળે એમ કામકાજમાં ભળી ગઈ અને કેશોદનાં વિવિધ જૂથોના જુવાનો પણ ઉત્સાહ-પૂર્વક આવી આવીને રાતની વેળા કામમાં જોડાઈ જતા. આમ સૌના રૂપાળા હાથથી અક્ષયગઢની ધરતી રળિયામણી બન્યે જતી. 'અપના હાથ, જગન્નાથ.'

થોડે થોડે આવી રહેલાં મહેમાનોને આદર-આવકાર, ઉતારાની વ્યવસ્થા, જમવાની વ્યવસ્થા અને મંદિરની પૂજાવિધિ અને લોકોના સમૂહોને સાચવવાની વ્યવસ્થા મુખ્ય બની રહી. વીજળી અને પાણીનો પ્રમુખ પ્રશ્ન. પાણીનાં ટેન્કરો દોડાવતાં પણ પરાણે ભેગું થાય. એવા સંજોગોમાં અક્ષયનાથના મહોત્સવમાં આવતાં હજારો આગંતુકોને પાણીને બદલે ગોળનું શરબત આપવાનું વિચારાયું. વરિયાળી, વાળો, તીખાં ને ગોળનું બરફથી ઠંડું કરેલું શરબત ચોથી તારીખથી શરૂ કરેલ તે પૂર્ણાહુતિ સુધી સૌને અપાતું રહ્યું.

અક્ષયનાથના લિંગ અને અન્ય પ્રતિમાઓની રથયાત્રા કેશોદથી બરાબર સાડાદસે અક્ષયનાથના પ્રવેશદ્વારે પહોંચી ત્યારે સોરઠ ક્ષય નિવારણ સમિતિના ટ્રસ્ટીઓ અક્ષયગઢના પરિવારના સભ્યો અને સેંકડો મહેમાનો તથા દર્શને આવી રહેલ વિશાળ સમુદાયે અક્ષયનાથના જયઘોષ સાથે દબદબાભર્યું સ્વાગત કર્યું. ઢબૂકતા ઢોલે મેદની ઉમંગ ઉત્સાહના હિલોળે ચડી.તરઘાયાની ત્રમઝૂટ સાથે ભીંસોભીંસ મેદની મંદિર સન્મુખના પગથિયે પહોંચી. આચાર્ય કૌશિકદત્ત પૃચ્છકે મંત્રોચ્ચાર સાથે મૂર્તિઓને વધાવી અને શંકરનું બાણ તથા પ્રતિમાઓને સુંદર સજાવટવાળા યજ્ઞમંડપમાં પધરાવવામાં આવી. ગારગોરમટીથી લીંપેલા અને વાંસની કલાત્મક રચનાથી આચ્છાદિત મંડપમાં એક બાજુ યજ્ઞ કરાવનાર ૧૮ ઋત્વિજો અને બીજી બાજુ નવ દંપતી એટલે સ્ત્રી–પુરુષ મળીને ૧૮ જણાં પૂજામાં બેઠાં.

મંદિર, એનું આરંસમઢયું પ્રાંગણ, કલાકૃતિઓથી સજાવટ પામેલ વિહારવાટિકા અને બન્ને બાજુના દીવાસ્તંભથી ઓપતાં પગથિયાંની હાર ભરચક મેદનીથી હીંચાકા લેતાં હતાં, લોકોનાં ટોળે ટોળાં આવ્યે જ જતાં હતાં. અને યજ્ઞમંડપની ચોતરફ દર્શનાર્થીઓની ભીડ જામ્યા કરતી હતી.

સામાન્ય રીતે પૂજામાં બેસનારાના ભાવ બોલાતા હોય છે, પૂજામાં બેસનારા ૨૫ ૨૫ હજાર રૂપિયા આપી પુણ્ય રળવા હોડમાં ઊતરતા હોય છે. પણ પૂજા એ તો ઈશ્વરી ભાવ ગણાય. એનો વેપાર ન થાય, એવી લાગણી સાથે ભાવના સૂચનને બદલે પૂજામાં બેસાડવા જે દંપતીઓની પસંદગી કરી એમની પ્રત્યેકની સેવાઓનો જ ખ્યાલ કરવામાં આવેલો.

એથી પૂજામાં બેઠેલાં દંપતીઓનાં અભેદભાવનું અનુપમ દૃશ્ય ખડું થતું હતું. એવા સુંદર રેશમી મુગટા પહેરેલા બ્રાહ્મણ; લેંઘો ને બાંડિયું પહેરેલા ભાવિક ગૃહસ્થ, લેંઘો ને ઝભ્ભો પહેરેલા વેપારી અને અતીત અને સાથે ચોરણા ને પાઘડી બાંધેલા કાઠિયા વરણના મજૂરી કરતાં દંપતી પણ હતાં. એમાં એક બાજુ અમદાવાદની કેલીકો મિલના વાઈસ ચેરમેન શ્રી બચુભાઈ ભટ્ટ (આર. એન. ભટ્ટ) તો બીજી બાજુ અક્ષયગઢમાં મજૂરી કરતા ભીખાભાઈ. એક બાજુ સોમપુરા સ્થપતિ શ્રી રમુભાઈ ત્રિવેદી તો બીજી બાજુ દૂધ પૂરું પાડનાર શ્રી. મેરામણભાઈ પણ સમાનભાવે પૂજામાં બેઠેલા. ત્રણ દિવસ સુધી પૂજામાં બેસનારા યજમાનોમાં :

૧ – શ્રી. અને શ્રીમતી બચુભાઈ ભટ્ટ

શ્રી. ભગવાનદાસભાઈ અને શ્રી. મધુબહેન

૨ – શ્રી. અને શ્રીમતી રવીન્દ્રભાઈ ત્રિવેદી

૩ – શ્રી. અને શ્રીમતી નાનુભાઈ ખેતાણી

૪ – શ્રી. અને શ્રીમતી રમુભાઈ ત્રિવેદી

૫ – શ્રી. અને શ્રીમતી પૂર્ણેન્દુભાઈ બૂચ

ડૉ. ગુણવંતભાઈ વ્યાસ ને ભારતીબહેન

શ્રી. જસુભાઈ પુરોહિત ને જ્યોત્સનાબહેન

૬ – શ્રી. અને શ્રીમતી નારણપરી

૭ – શ્રી. અને શ્રીમતી વિનુભાઈ ઝાલા
૮ – શ્રી. અને શ્રીમતી મેરામણભાઈ જેતાભાઈ
૯ – શ્રી. અને શ્રીમતી લીખાભાઈ આથાભાઈ

દિવસ વધતો ગયો તેમ દર્શનાર્થીઓનાં ટોળાં ઊમટવા માંડયાં. સૌરાષ્ટ્રનાં સુપ્રસિદ્ધ ધર્મ-સ્થાનકોમાં બને છે તેમ દર્શનાર્થીઓ સીધા ભોજનના મંડપમાં પહોંચવા લાગ્યાં. ભોજનશાળાના વ્યવસ્થા-પકો માટે અણધાર્યું આવી પડયું. કોઈકે વળી પૂછી નાખ્યું કે આ તો મહેમાનો માટે છે. ત્યારે દર્શનાર્થીઓ કહે 'અમે પણ મહેમાનો જ છીએ. આ તો ભગવાનને ઘરે માંડવો છે.' અને આમ આવતા ગયા તે સૌને જમાડતા ગયા. ભોજનના મંડપ પાસે બીજી પંગત માટે પોરો ખાવા માટે બીજા મંડપોની વ્યવસ્થા કરવી પડી. પરિવારના કવાર્ટર્સ આગળ તો એક એક મંડપ અગાઉથી ઊભો કરવામાં આવેલ. પણ વ્યવસ્થાપકોની વ્યવસ્થા શક્તિ અને ત્વરિત કામ લેવાની તત્પરતાથી ઝપાટે પહોંચી વળવા માંડયા. પાંચમી તારીખથી ભોજન-શાળા શરૂ કરવામાં આવેલી. આઠમી તારીખે તો ૧૧ હજાર માણસો જમ્યા, એટલે કે પૂરો પ્રસાદ લીધો.

હજારો માનવીઓનો ત્રણ ત્રણ દિવસ માટે મહામેળો મળે ત્યારે આવા અવસરે ગ્રામવિકાસ અને કૃષિવિકાસની દૃષ્ટિ કેળવાય એ માટે અક્ષયનાથની ટેકરીની તળેટીમાં ખાદીગ્રામોદ્યોગ અને કૃષિવિકાસનાં બે પ્રદર્શનો પણ યોજાયેલાં. અખાત્રીજના દિને જ ઢળતા બપોરે ત્રણ વાગ્યે આ બન્ને પ્રદર્શનોની ઉદ્‌ઘાટન વિધિ યોજાઈ. ખાદી ગ્રામોદ્યોગના પ્રદર્શનનું ઉદ્‌ઘાટન ખાદી ગ્રામોદ્યોગ બોર્ડના પ્રમુખ શ્રી. સુરાભાઈએ કર્યું અને કૃષિ વિકાસના પ્રદર્શનનું ઉદ્‌ઘાટન અમદાવાદના ધારાસભ્ય શ્રી વાડીલાલ કામદારના હસ્તે થયું. કૃષિ યુનિ. ના વાઈસ ચાન્સેલર શ્રી. રસિકભાઈ શુકલ તથા જૂનાગઢ વિભાગના શ્રી. ગોવિંદભાઈ શેખડા આ સમયે ઉપસ્થિત રહેલા.

સાંજે સાડા ચાર વાગ્યે ૨૦ પથારીના એક વોર્ડનું ખાતમુહૂર્ત, રાખેલું., માણાવદર પ્રભાત સોલવન્ટવાળા શ્રી ડાહ્યાભાઈ વડાલીઆનું પુના પાસેના એક ડુંગરામાં વિમાની અકસ્માતમાં મૃત્યુ થયેલું! પ્રભાત સોલવન્ટવાળા વડાલીઆ પરિવાર તરફથી રૂપિયા ચાર લાખનું દાન આપવામાં આવેલું. સ્વ. ડાહ્યાભાઈનાં પત્ની શ્રી ગંગાબહેનને હાથે ખાતમુહૂર્ત કરવામાં આવ્યું. ત્યારે પ્રભાત સોલવન્ટવાળા ભાણજીભાઈ ધનજીભાઈ પરિવારના યુવાનો શ્રી ધીરુભાઈ, નવીનભાઈ ને મહેશભાઈ હાજર રહેલા. માણાવદરના અગ્રણી શ્રી રામજીભાઈ પરબત વીકાણી પણ હાજર રહેલા. એ પછી શ્રી. કુસુમબહેન અદાણીનાં સંબંધીઓ અને સદ્‌ભાગીઓએ રૂા. ૫૧ હજારનું દાન જે વોર્ડ માટે આપેલું એ વોર્ડનું શ્રી. કુસુમબહેન અદાણીના નામનું નામકરણ શ્રી. દેવીબહેન પટ્ટણીએ કર્યું ને એમના નામની તકતી મૂકી.

રાતના નવ વાગ્યે વંથળી કસ્તુરબા કન્યા છાત્રાલયની કન્યાઓનો લોકનૃત્યોનો કાર્યક્રમ ભરચક મેદની વચ્ચે ઉજવાયો. કેલીકો મિલના વાઈસ ચેરમેન શ્રી. બચુભાઈ ભટ્ટ પ્રમુખસ્થાને હતા. ગામડા ગામની કન્યાઓએ લોકનૃત્યોમાં અજબ સ્ફૂર્તિ બતાવી રાસનૃત્યોમાં લહેરાતી હોય એવા અંગભંગ અને વેગભરી છટાથી મંચને ધમધમાવી નાખ્યો. સોળંગાના ગૂંફન અને ઉકેલમાં પણ એવી જ ચપળતા અને સ્ફૂર્તિથી પ્રેક્ષકમેદનીને દિંગ બનાવી દીધી.

ગણેશચોથ અને તા. ૭ મીના દિવસે સવારના સાત વાગ્યાથી દર્શનાર્થીઓનો ભારે પ્રવાહ વહેતો થયો. લોકોના ઉત્સાહ ઉમંગમાં પણ ભરતી ચડતી જતી હતી અને મહેમાનો પણ થોકે થોકે ઊમટવા માંડેલા. કેટલાક પાઘડીબંધ તો કેંક નાના મોટા કબીલાઓની સાથે સામટે 'શાહબા...શ શાહબાશ'ના શબ્દો ગાજતા રહેતા હતા અને જ્યાં રતુભાઈ રહે છે તે પાણીની ટાંકી નીચેની ઓરડી 'શીતલામ્'માં મહેમાનોની આવજા તાંતો બંધાયાં કરતો અને અભિનંદનની વર્ષા વર્ષા કરતી.

કળશની પૂજા કરવાવાળાં બહેનો તો અગાઉથી

આવી પહોંચેલાં. એમાંથી બે ત્રણ બહેનોએ તો હરખના હેતથી રતુભાઈના ખભે માથું મૂકીને હૈયાં હળવાં કરેલાં. આવા મહાન યજ્ઞકાર્યમાં આટલા વર્ષે વિસરાઈ ગયેલાં બહેનોને આજસુધી કોઈએ આ રીતે યાદ કર્યા નથી. જેમના પતિઓ પોતાની પત્નીઓ સાથે ઘરબાર રઝળાવી ને દેશખાતર જીવનભર ઝૂઝેલા એવા એક પછી એક મહારથીઓનાં અવસાન થતાં ગયાં. રાજકારણ અને સત્તાના તખ્તા ઉપર કૈંક નવા ચહેરા ચમકવા લાગ્યા અને જૂના પણ કૈંક પોતાના સાથીદારોને વિસરવા લાગેલા:

**દિન ગણંતાં માસ ગયા, વરસે વિસરિયાં;**
**સૂરત ભૂલી સાયબા, પછી નામેય વિસરિયાં.**

પછી એમનાં પત્નીઓને તો કોણ યાદ કરે?

એ બધી બહેનોના અંતરમાંથી તો આશીર્વાદના ધોધ વછૂટવા લાગેલા, એમના આંસુમાંથી દ્રવતા અંતરથી હૈયાં હોય તો લોઢાં પણ ગળી જાય. એમનાં વળેલાં અંગ, ધ્રૂજતાં શરીર અને કાયાની કરચલીઓમાંથી પચાસથી સાઠ સાઠ વરસનો ત્યાગ સેવા અને બલિદાનનો ઈતિહાસ કાળની કંગાલિયતની દયા ખાતો હતો.

સાતમી તારીખ તો જાણે સૌરાષ્ટ્ર-ગુજરાતના રચનાત્મક, સામાજિક અને રાજકીય કાર્યકર – મહેમાનોનો દિવસ બની ગયો. જૂનાગઢ જિલ્લાના ધારાસભ્યો, આગેવાનો અને પ્રધાનો કૃષિ ખાતાના મંત્રી મહંત શ્રી. વિજયદાસજી અને સમાજ-કલ્યાણ ખાતાના રાજ્યકક્ષાના મંત્રી શ્રી દેવજીભાઈ વાણવી તો અગાઉથી પહોંચી ગયેલા. સૌની કાર્યશક્તિ અને કામ કરવાની લાગણીને અહીં પૂરો અવકાશ હતો. પોરબંદરના શ્રી. શશીકાન્ત લાખાણી, કેશોદના શ્રી. હમીરજી રાયજાદા, વંથળીના શ્રી. મૂળજીભાઈ, ઉનાના શ્રી ઉકાભાઈ વગેરે તો ભાગે પડતા કામે લાગી જ ગયેલા. એ જ રીતે શ્રી. બાબુભાઈ મોદી અને પછી તો જિલ્લે જિલ્લાના ધારાસભ્યો ને કાર્યકરો આવવા લાગ્યા. નવી પેઢીના જ નહિ પણ જૂની પેઢીના આગેવાનો ને કાર્યકરો આવી લાગ્યા. અને વિપક્ષોના અનેક અગ્રણીઓ અને કાર્યકરો આવી મહોત્સવમાં ભળતા ગયા. શંકરને ભૂતનાથ કહ્યા છે, એટલે કે પ્રાણીમાત્રના દેવ. એમાં જનસંઘી જનસંઘી ન રહ્યા, જનતાપક્ષી જનતાપક્ષી ન રહ્યા, ઉર્સ કોંગ્રેસી ઉર્સ કોંગ્રેસી ન રહ્યા અને ઈંદિરા કોંગ્રેસની કોઈ જૂથબંધી જૂથબંધી ન રહી. બધા એકાકાર બની ગયા. મહોત્સવને માણવામાં કોઈ અંતર કોઈ પડદો ન રહ્યો. ઉલટું પક્ષાપક્ષી ને જૂથબંધીના અંતર અળગાં કરવાનો ઊજળો મહોત્સવ બની રહ્યો.

વેપારીઓ, વકીલો ને ઉદ્યોગપતિઓ પણ આવ્યા. રતુભાઈ કહે કે જમવાનો જુદો બંદોબસ્ત કરવો છે કે ગંગાના પ્રવાહમાં ભળવું છે? ત્યારે સૌએ ગંગાના પ્રવાહમાં જ ભળવાનો ઉમંગ દાખવ્યો અને પંક્તિભેદ સિવાય, રાય અને રંકના, નાત અને જાતના ભેદ સિવાય એક જ પંગતે સૌ જમતા રહ્યા. જેમણે વેરાવળ, માંગરોળ અને જૂનાગઢ મનોરંજનમાં સગવડ માગેલી એવા સૂંવાળા મહેમાનોએ પણ અક્ષયગઢની રમણીય અને મલય – શીતલ ધરતી માથે જ અહીં તહીં ઝૂકાવ્યું. ઠેરઠેર સૂવા બેસવાની સગવડવાળા મંડપો ઊભા કરી દીધેલા. સ્વચ્છતા જળવાય એવા પ્રકારનાં જાજરૂ પણ ઊભાં કરી દીધેલાં અને સૌ એનો યથેચ્છ લાભ લેતા રહ્યા. કેટલાક મહેમાનોને તો પરાણે કેશોદ અને અન્ય અતિથિગૃહોમાં મોકલવા પડેલા.

બપોરે ગુજરાત રાજ્યના મુખ્ય મંત્રી શ્રી. માધવસિંહ સોલંકી અને ગુજ. રાજ્યના નાયબ આરોગ્ય મંત્રી શ્રી. કોકિલા બહેન વ્યાસ આવી પહોંચ્યા. સાંજના પાંચ વાગ્યે મંદિરના પુનર્નિર્માણમાં ભાગ લેનાર પુરુષો અને મહિલા મજૂરોને નવાજવાનો કાર્યક્રમ રાખેલો.સમયના તદ્દન ટૂંકા ગાળામાં આવા અપરૂપ શિવાલયનું નિર્માણ, રૂપસુંદર વિહારવાટિકા, હસીને આવકાર આપતું અક્ષયવન અને અક્ષયગઢની સુમેળ લેતી રમણીયતા અને અનોધા લોકાદરે સમિતિ અને રતુભાઈના દિલમાં ઉમંગ ઉલટની

ભરતીઓ ચડાવતા રહેતા એમા દોડી દોડીને ઉમ ગયી નાના નાના કામમા સહભાગી બનતા અક્ષયગઢની પ્રાથમિક શાળાના ૬૫ બાળકો તથા બાલમંદિરના ૨૦ બાળકોને તો કેમ જ ભૂલે ? 'શીતલામ્'મા એમનો નાનકડો મેળાવડો થયો અને રતુભાઈએ દરેક બાળકને એક એક જોડ કપડાની ભેટ આપતા પ્રેમથી પ્રાર્થના કરી. બાળકો હસતા ખેલતા ગયા

• મુખ્ય પ્રધાન શ્રી. માધવસિંહ સોલંકીએ પુનરુદ્ધાર પામેલા મંદિર, યજ્ઞમંડપ અને વિહાર વાટિકામા ભ્રમણ કર્યું અને મંદિરનિર્માણમા કામ કરનાર મજૂર ભાઈ બહેનોને નવાજવાના સમારંભમા ભાગ લીધો. આ તકે શ્રી રતુભાઈ અદાણીએ મુખ્ય પ્રધાન શ્રી માધવસિંહ સોલંકીનું સ્વાગત કર્યું અને અક્ષયગઢ તથા મંદિર માટેની જમીન પાણી અને ધર્મશાળા વગેરેની જરૂરી સગવડો તરફ ધ્યાન દોર્યું અને રાતના લોકડાયરાના મેળાવડામા સરકારનું પુન ધ્યાન દોરવાની યાદી પણ આપી.

શ્રી માધવસિંહ સોલંકીએ પુન નિર્માણમા વધુ સુંદર બનેલા સ્થાપત્યની પ્રશંસા કરી અને જણાવ્યુ કે સંસારમા દરેક પ્રકારના માનવીના મન અને ચિત્તને શાંતિની જરૂર છે મંદિર એ નિરાશ બનેલા માનવીની આશાનું પ્રતિક છે અને હજારો વરસથી શાશ્વત શાંતિ ઝંખતા માનવીને એ દેવમંદિરોમાથી જ સાંપડે છે. સમાજને આવુ ભવ્ય અને અનોખુ મંદિર આપવા માટે આપણે પૂ શ્રી રતુભાઈનો આભાર માનવો જોઈએ.

ત્યારબાદ મંદિરનિર્માણમા કામ કરનાર ૬૧ બહેનોને એક એક સાડી, અને ૫૦ ભાઈઓને એક એક જોડ કપડા ને ૩૪ જણાને સફેદ કાપડ શ્રી. માધવસિંહ સોલંકીના હાથે એનાયત કરવામા આવેલ. આભાર વિધિ સમિતિના મેનેજીંગ ટ્રસ્ટી ડૉ. શ્રી જનકરાય નાણાવટીએ કરેલ.

રાતના નવ વાગ્યાના લોકસાહિત્ય પરિવારના કાર્યક્રમમા માનવ મહેરામણ હલકી ઊઠેલો અતિથિ વિશેષ પદે મુખ્યમંત્રી શ્રી માધવસિંહ સોલંકી હતા અને સમારંભના પ્રમુખપદે હતા સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના કુલપતિ શ્રી શંકરભાઈ દવે

અક્ષયનાથની સન્મુખે વિશાળ મંચ ઉપર લોકસાહિત્ય પરિવારના વીસેક કલાકારો અર્ધ ચંદ્રાકારે ગોઠવાયેલા હતા, પણ જોવા જેવુ દૃશ્ય તો સભામા બેઠેલ વિવિધ વ્યક્તિત્વનુ હતુ. જાતજાત ને ભાતભાતના લોકો આવા મેળાવડાઓમા તો એકઠા થતા જ હોય છે, પણ અહીં તો હજી અગિયારેક વરસ પહેલા જે એક જ ભાણામા જમતા, એક બીજાના હાથના અંકોડા મેળવીને દેશના કાર્યો ઉકેલતા, અરે સ્વાધીનતાના સંગ્રામમા સૌથી આગળ ધસનાઈ જવા દોટ મેલતા એવા જે સમાજજીવનના સાથીદારો પછી રાજકારણના ક્ષેત્રે વિવિધ પક્ષે વહેંચાતા રહી સામસામા મેદાને પડતા સામસામા આટાપાટા ખેલવામા મણા ન મેલતા અને કેટલાક તો એક બીજાના મોઢા ન જોવા અખાડા કરતા એ બધાને એકબીજાના ખભેખભા મીલાવીને મંદર કરતા, ભૂતકાળની મીઠી યાદ અપાવતા અને એકાકાર બનેલા જોવા એ જ સૌથી મોટો લહાવો હતો વળી કોઈ એક જ પક્ષના નહિ, બે ચાર પક્ષના જ નહિ પણ લગભગ તમામ પક્ષના સભ્યો, કાર્યકરો ને આગેવાનો આનંદને હિલોળે ચડેલા સૌ એકબીજામાથી આનંદ લેતા હતા

વિધ વિધ પક્ષો ને વેશ
વિધ વિધ વર્તન વિશેષ
તોયે નવકલેશ લેશ દાખવતા દેખ્યા

શિવજીના પરિવારના વાહનો તો જાણે લાગા સહવાસથી એક બીજા સામે ફેણા ડગકાવતા સાથે રહેતા ટેવાઈ ગયા હોય, અથવા શિવના ત્રીજા લોચનના તાપથી સમસમીને સાથે રહ્યા કરતા હોય, પણ આ તો શિવ અને વિષ્ણુને સાથે મળવાના સંજોગો ઊભા થાય ત્યારના સંજોગોની વાત છે, કારણકે વિષ્ણુનું વાહન ગરૂડ અને શિવનો અલંકાર સાપ હવે ગરૂડ તો સાપને દીઠો ન મૂકે એટલે જ્યા સુધી બન્ને દેવોનું મિલન ચાલે ત્યા સુધી

સાપ ને ગરૂડનો સંઘર્ષ ચાલ્યા જ કરે. અહીં લોકસાહિત્યના સમારંભમાં એ સંઘર્ષને બદલે સમન્વયની સમીર લહરો લહેરાતી જોઈ.

ઓતરાદી દિશામાં વાદળે શેડયું કાઢી ડુંગરા ઉપર મેઘાડમ્બર ઘઘુંબ્યો. ગિરની વનરાઈ અને વરસાદના ગડેડાટથી મોરલો ડોકના ત્રણ ત્રણ કટકા કરીને માંડયો ગહેકવા.

આષાઢનાં વાદળાં અને મોરના ગહેકાટથી ઓઢા જામને પોતાનું વતન કચ્છ સાંભર્યું. બાર બાર વરસના વતનના વિયોગે માંડયાં આંખમાંથી ડળક ડળક આંસુ સરવા.

હોથલે મોરલાના ટહુકાથી ઓઢાને ઉદાસી થતો ભાળ્યો ને અંતરમાં શેરડો પડયો. તરત ધનુષ્ય ઉપર બાણ ચડાવીને કહે :

મત લવ્ય મત લવ્ય મોરલા, લવતો આઘો જા;
એક તો ઓઢો અણોહરો, ઉપર તોજી ધા.

હે મોરલા! હવે બોલવું બંધ કર. એક તો અષાઢથી વતન યાદ આવતાં મારો ઓઢો ઉદાસી થઈ ગયો છે ને ઉપર જાતાં તું ધા – પોકાર પાડી રહ્યો છે ?

મારીશ તોકે મોર, સીંગણુજા ચડાવે કરે;
ઐયે ચિત્તજા ચોર, ઓઢા કે ઉદાસી કિયો ?

હવે બોલ્યો છો તો માર્યા વગર નહિ મેલું. ત્યારે મોર જવાબ દે છે કે :

અસીં ગિરિવરજા મોરલા, કાંકર પેટ ભરાં;
મારી રતેં ન બોલિયાં, તો હૈડા ફાટ મરાં.

હે બહેન હોથલ ! અમે તો ડુંગરાનાં પંખીડાં કહેવાઈં. કાંઈ ન મળે તો કાંકરા ખાઈને જીવીએ. પણ અમારી વર્ષાની ઋતુ આવે ને ન બોલીએ તો અમારાં હૈડાં ફાટી ને મરી જ જઈએને ? અષાઢ મહિનો આવે ને અબોલ કેમ રહેવાય ? મોરના જેવું જ માણસનું છે. ખરેખરું ટાણું આવે ને ન બોલે તો હૈડાં ફાટી જાય. કોઈ આંસુથી તો કોઈ વાણીથી અંતર ઠાલવે.

અમારો લોકસાહિત્ય પરિવાર પણ શિવજીની બરાત જ કહેવાય. એના પ્રમુખ પણ શ્રી. રતુભાઈ અદાણી જ છે. શ્રી. રતુભાઈએ સભાજનોનું સ્વાગત કરીને લોકસાહિત્ય પરિવારનો ટૂંકો ઇતિહાસ કહ્યો. જૂનાગઢ ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનમાં લોકસાહિત્યનો સ્વીકાર પરિવારના કારણે જ થયો હોવાનું જણાવ્યું અને સાત વરસ પછી પરિવારનું મિલન મળી રહ્યું હોવાનું જણાવી પરિવાર ફરી વહેતો રહે એવી ભાવના વ્યક્ત કરી.

પછી તો દાવાનળથી બળી ગયેલું ઘાસ વરસાદ આવતાં કોળી ઊઠે એમ કલાકારો કોળી ઊઠયા. અનરાધારે વરસ્યા ને ડુંગરા ધણેણ્યા. વરસાદ આવે ત્યારે અઢાર ભાર વનસ્પતિ કોળે, ન કોળે એક ધમાસો ને બીજો ભાંગરો. એ તડકો તપે ત્યારે કોળે.

લોકસાહિત્ય પરિવારના કલાકરો હતા :

૧ – ટપુભાઈ દેગામા (મંજીરાં)
૨ – હાજી ઈસાભાઈ (તબલાં)
૩ – કરસનભાઈ પઢિયાર
૪ – તખતદાન રોહડિયા
૫ – જિતુદાન ગઢવી
૬ – દાદુદાન ગઢવી
૭ – લાખાભાઈ ગઢવી
૮ – અમરદાસ ખારાવાળા
૯ – દિવાળીબહેન ભીલ
૧૦ – પુષ્પાબહેન છાયા
૧૧ – હિંગોળદાન નરેલા
૧૨ – બાપલભાઈ ગઢવી
૧૩ – દ. શ્રી. પુંજવાળા
૧૪ – કાનજીભાઈ બારોટ

સંકલન ને સંયોજન જયમલ્લ પરમારે કરેલું.

બારેક વાગ્યે શ્રી. માધવસિંહ સોલંકી વિદાય લેવાના હતા ત્યારે સાડા અગિયારે ઈન્ટવલ પડયો

અને શ્રી રતુભાઈએ શ્રી. માધવસિંહને વિદાય આપતાં અક્ષયગઢની કેટલીક તકલીફો અંગે એમનું ધ્યાન દોર્યું. અક્ષયગઢને જમીનની તાણ પડતી હોવાથી એક સાથે ૮૦ એકર જમીન આપવામા આવે તો એક સાથે જમીનનો વિકાસ કરી શકાય ને વૃક્ષારોપણ ઈત્યાદિ થઈ શકે.

બીજું અક્ષયગઢમે પાણીની ખેંચ પડે છે, એમાં વધુ દરદીઓ માટે સગવડો ઊભી કરતા વધુ પાણી જોઈએ. સરકાર આ પાણીના પૂરવઠા માટે પાતાળ કૂવા વગેરેનો બંદોબસ્ત કરી શકે.

ત્રીજુ નાનકડી તલાવડી બાંધી છે ત્યા તળાવ-સરોવર કરી શકે. ચોથું મંદિરની સામી ટેકરીએ ધર્મશાળા બંધાવી શકે.

પાંચમુ ૧ કિલોમીટરની હદમા અત્યારે એક ડેમ હોય એવો નિયમ છે, તો જમીનને ખારી થતી હોય ત્યાં અટકાવવા એકથી વધુ ડેમ કરવાની છૂટ આપી શકે વગેરે.

શ્રી. માધવસિંહ સોલંકી પણ મંચ ઉપર આવીને ડાયરાની સાથે બેઠેલા. એમણે સુરેન્દ્રનગર જિલ્લામાથી આખું મંદિર ઉપાડીને એજ મંદિરનું કેશોદમા પુનર્નિર્માણ કર્યું એ માટે શ્રી. રતુભાઈનું અભિવાદન કરીને જણાવ્યુ કે આ મંદિરનું સ્થાપન પણ જાહેર હેતુ માટે છે. સોરઠ ક્ષય નિવારણ જેવી પ્રજાકીય સંસ્થા જે કાંઈ કાર્ય જાહેર હેતુ માટે કરે એમા જે જે કામમા સરકારની મદદની જરૂર પડે એ કામ પણ સરકારના હોઈ શકે.

સૌરાષ્ટ્રના સાગરકાંઠે આગળ વધતાં ખારા પાણી રોકવા નદીઓ ઉપરના ચેક ડેમ જરૂર પડે તો વધારવાનો સુધારો થઈ શકે અને જરૂર પડે તો



ગુજ. ના મુખ્ય મંત્રી શ્રી માધવસિંહ સોલંકી તા. ૭ મી રાતે યોજાયેલા લોકડાયરામા શાયરી લલકારે છે તેમની બાજુમા શ્રી રતુભાઈ અદાણી તથા શ્રી જયમલભાઈ પરમાર બેઠેલા છે પાછળની પંક્તિમા શ્રી તખતદાન રોહડિયા, દરબાર શ્રી. પુંજાવાળા, શ્રી લાખાભાઈ ગઢવી વગેરે દેખાય છે.

નહેરો દ્વારા મીઠું પાણી જમીનમાં ઉતારી ખારાશ રોકી શકે.

લોકસાહિત્ય અંગે બોલતાં એમણે જણાવેલું કે સામાન્ય માનવી વેદો અને ઉપનિષદોનું જ્ઞાન મેળવી શકતો નથી. એ જ્ઞાન લોકસાહિત્યના યોજકો સામાન્ય માણસના જીવન સુધી પહોંચાડે છે.

ત્યારબાદ એમણે ખલીલ જિબ્રાનની એક કહાણી સંભળાવી કે સત્ય અને અસત્ય બન્ને કપડાં કાઢીને નહાવા પડેલ. બહાર નીકળતાં અસત્યથી સત્યનાં કપડાં પહેરાઈ ગયાં ને સત્યથી અસત્યનાં. ત્યારથી અસત્ય સત્યનાં કપડાંમાં ફરે છે ને સત્ય અસત્યનાં.

શ્રી. માધવસિંહ લોકડાયરાની રંગતમાં આવી ગયેલા. આ પ્રકારનો ડાયરો એમણે પહેલીવાર સાંભળેલો. એમણે ય બેક ગઝલ બોલવાની ઈચ્છા વ્યક્ત કરી. પ્રથમ એમણે ગાલીબની એક બેત અદાપૂર્વક સંભળાવી. ત્યારબાદ શૂન્ય પાલણપુરીના શેરની શક્તિ બતાવી. એ પછી અમૃત ઘાયલની ગઝલ સંભળાવતાં કહ્યું કે:

પૂછ મા, આમ કેમ ચાલે છે!
ચાલવા દે જેમ ચાલે છે,
પાઠ માન, ઇશ્વરનો ઘાયલ!
કે આપણું જેમ તેમ ચાલે છે.

પછી સમારંભના પ્રમુખ શ્રી. શંકરભાઈ દવેએ લોકસાહિત્યને પ્રોત્સાહન આપતું વિદ્વતાપૂર્ણ ઉદ્‌બોધન કર્યું ને રાતના ત્રણેક વાગ્યે ડાયરાની જમાવટ પૂરી થઈ.

આજ વૈશાખ સુદ પાંચમને તા. ૮ મીએ પ્રાણપ્રતિષ્ઠાનો ત્રીજો દિવસ હતો આજે સંતો મહંતોના હાથે મૂર્તિઓની અને શંકરના લિંગની પ્રતિષ્ઠા થવાની હતી. ધ્વજારોહણ, કળશ પૂજા અને સાંજે પૂર્ણાહુતિની સભા પછી રાતના શંકરપૂજા અને સ્મિતા બહેન શાસ્ત્રીનો નૃત્યનો કાર્યક્રમ હતો.

લાકડિયો સંદેશ ફરી વળે એમ ગામ ગામ-ડેથી લોક હલકવા માંડેલું. એક તો અક્ષયનાથ મહાદેવનાં દર્શન અને સંતો – મહંતોને નીરખવા અને બને તો ચરણસ્પર્શ કરવાની તાલાવેલી. ત્રીજું જે જગન મંડાયેલો એનાં દર્શનથી પુણ્ય રળવાની લોક લાગણી. પછી તો લોકો બીજું બધું વિસરી ગયાં, મંદિર; યજ્ઞ, વિહારવાટિકા અક્ષયવન અને આસપાસની ધરતી લોકસમુદાયની બની ગઈ હોય એવો ઉત્સવ – આનંદ છવાઈ ગયો. બધું લોકોનું બની ગયું. અક્ષયનાથ અક્ષયગઢના મટી લોકોના બની ગયા.

નવ સાડા નવના સુમારે સંત – મહંતોનું આગમન શરૂ થઈ ગયું. સૌ 'શીતલામ્' અને અન્ય સ્થળોએ વિરામ લેતા બેઠા. બરાબર સાડા દસે કળશપૂજા શરૂ થઈ. આ પૂજામાં:

૧ પૂ. શ્રી ભક્તિબા
૨ શ્રી. દેવીબહેન પટ્ટણી
૩ શ્રી. કસ્તુરબહેન કવિ
૪ શ્રી. સરલાબહેન ત્રિવેદી
૫ શ્રી. નિર્મળાબહેન જોશી
૬ શ્રી. કુમુદબહેન દેસાઈ
૭ શ્રી. કનકબહેન વોરા
૮ શ્રી. સુમિત્રાબહેન ભટ્ટ
૯ શ્રી. કુસુમબહેન અદાણી

એમ નવ બહેનોને કળશની શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે આચાર્ય શ્રી. કૌશિક દત્ત પૃચ્છકે પૂજા કરાવી અને બીજી બાજુ અક્ષયનાથના લિંગ તથા અન્ય મૂર્તિઓની પ્રતિષ્ઠા માટેની તૈયારી ચાલી. બરાબર સાડા દસે બોચાસણ–અક્ષર પુરુષોત્તમ મંદિરના પૂ શ્રી. પ્રમુખ સ્વામી અને અન્ય સંત મહાત્માઓ આવી પહોંચ્યા પણ પગથિયાંથી મંદિર સુધી સૌને પહોંચાડવાનું ભારે મુશ્કેલ બની ગયું એવી હજારો દર્શનાર્થીઓની ભીડ ને ભીંસ જામી પડી.

કુતૂહલ, આતુરતા અને ઉત્સુકતાને કારણે કોઈ કોઈને સાચવી શકે તેવું ન રહ્યું. સંતો

તેને જાળવવા પણ મુશ્કેલ બન્યું. અને મંદિરના શિખરેથી અક્ષયનાથના લિંગને પાઘડીમાં રાખીને મંદિરમાં ધીરે ધીરે ધીરે ઊતારવાનું શરૂ થયું. અતિ દુર્લભ અને અદ્‌ભુત હતું એ દશ્ય. ધીરે ધીરે ધીરે લિંગ નીચે ઊતરતું ગયું અને લિંગની પ્રતિષ્ઠા કરવાની એ શુભ ઘડી આવી પહોંચી. મંત્રોચ્ચારના ગોરંભતા નાદ સાથે પૂ. શ્રી. પ્રમુખસ્વામીએ લિંગની પ્રતિષ્ઠા કરી અને અક્ષયનાથનો જયઘોષ ગાજી ઊઠ્યો. દર્શનાર્થીઓનાં રોમાંચ ખડાં થઈ ગયાં. અને એક પછી એક સંતો–મહંતોના શુભ હસ્તે અન્ય મૂર્તિઓની પ્રતિષ્ઠા થતી ગઈ. ભક્તિભાવનાં આભઉછાળ મોજાં વહેતાં જ રહ્યાં. બીજી બાજુ દર્શનાર્થી બહેનોએ જ્યાં જગ્યા મળી ત્યાં એક તાળી ને ત્રણ તાળીનાં ધોળ કીર્તનથી ભક્તિભાવનાં ઝરણાં વહેતાં રાખ્યાં

જીવનનાં જે મૂલ્ય–સ્વીકાર ઉપર મંદિર–નિર્માણ અંગેની જે બધી પ્રવૃત્તિઓ ચાલી રહી હતી એમાં બે એક વાતો ખૂબ અર્થસૂચક હતી મંદિરના શિલાન્યાસ વખતે જે સાંપ્રદાયિક સમન્વયનાં દર્શન થયાં એ જ દર્શન બાણ અને મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠા વખતે થયાં. પંથ પંથ અને વિવિધ દેવ–દેવીઓના આચાર્યો, સતો મહંતો ને પુજારીઓ કોઈક સમાન સ્વાર્થ કે સમાન તકલીફોનો વિચાર કરવા કે ફરિયાદો રજૂ કરવા જરૂર એકઠા મળે, જેમકે ભારત સાધુ સમાજમાં બને છે તેમ. દેવ દેવીઓની પ્રાણપ્રતિષ્ઠા માટે પણ કેટલાક ફીરકાના સંતો – મહંતો પણ સમારંભમાં એકઠા મળે છે પણ અક્ષયનાથની પ્રાણપ્રતિષ્ઠામાં જે આચાર્યો સંતો ને મહંતો શિલાન્યાસ અને પ્રાણપ્રતિષ્ઠા વેળા મેળવી શકાયા એવો પ્રસંગ બીજો કોઈ બન્યો જાણમાં નથી.

'શ્રી પ્રમુખ સ્વામી સહજાનંદી છે,
શ્રી. સામજી ભગત પીરાણા પંથના છે.
શ્રી ગોપાલાનંદજી શૈવ છે.
શ્રી. ગીતાનાથજી શૈવ હોવા છતાં નાથ છે.
શ્રી રામલખન દાસજી રામાનંદી હોઈ શકે.
શ્રી. વ્યોમાનંદજી રામકૃષ્ણમીશનના છે.
શ્રી. તુલસીશ્યામના મહંત વૈષ્ણવ પંથના છે.
પાછળથી મંગળબાપુ પણ આવેલા એ નાથ સંપ્રદાયના છે.

હિંદુ ધર્મ અનેક સંપ્રદાયમાં વહેંચાયેલો છે. અને દરેક સંપ્રદાયમાં પાછાં જુદાં જુદાં તડાં છે. રાજકારણમાં તો ગઈ કાલે દુશ્મન બનેલા આજે મિત્ર બની જતા હોય છે. રાજકીય પક્ષોનાં વિભાજન અને એકીકરણ ચાલતાં જ રહે છે, પણ સંપ્રદાયો ને સાધુઓમાં એ શક્ય નથી બન્યું. એમાં સંપ્રદાયો વધતા જાય છે. એનાં તડાં વધતાં જાય છે ને એના વિરોધો પુરાવાને બદલે એમાં રહેલા અંતરની ખાઈઓ ઊંડી ને પહોળી બનતી રહે છે. નવા નવા આચાર્યો કે શાસ્ત્રીઓના નવા નોખા વાડા બંધાતા જ જાય છે. અપવાદ બાદ કરતાં લોકો રાજકારણીઓ પાછળ નહિ પણ આ સંતો, મહંતો, આચાર્યો ને શાસ્ત્રીઓ પાછળ જ ચાલતા આવ્યા છે ને આજે વધારે ચાલે છે. આપણા દેશની અનેકતાનું કારણ આ સાંપ્રદાયિક અનેકતા જ છે. એ સંપ્રદાયો વચ્ચે કદી ભાવાત્મક એકતા સધાતી નથી. ગતાનુગતિક લોકો આ બધા પાછળ અહીંથી તહીં આથડ્યા જ કરે છે. આપણે આપણી સંસ્કૃતિનું વિવિધતામાં એકતા હોવાનું ગુમાન લઈએ છીએ. હકીકતમાં આપણા સંપ્રદાયો અને એના ફીરકાઓ વિવિધતામાં એકતાને બદલે અનેકતા વધારતા ગયા છે. સંપ્રદાયો એક બને તો જ હિંદ એક, અવિભાજ્ય અને અભેદ્ય બની રહે. "સંપ્રદાયોની એકતા સધાય તો આપોઆપ તે 'રાજકીય છિન્નભિન્નતા ઉપરનું અંકુશ – બળ' બની રહે. શક્ય એટલા સંપ્રદાયો અને ફીરકાઓને સામાજિક અને ધાર્મિક યજ્ઞકાર્યના એક આસને લાવી શકાયા એ આ પ્રસંગની અસાધારણ અને મહાન સિદ્ધિ કહી શકાય.

પ્રાણપ્રતિષ્ઠાના મુહૂર્તવેળા આવી પહોંચેલા સંતો – મહંતોમાં

૧ – પૂ. શ્રી. પ્રમુખસ્વામી – અક્ષય પુરુષોત્તમ મંદિર (બોચાસણ)

૨ – સ્વામી શ્રી. સંપૂર્ણાનંદજી – ભારદ્વાજ આશ્રમ (બામણબોર)
૩ – સ્વામી શ્રી. ગોપાલાનંદજી – રાવતેશ્વર (બીલખા)
૪ – સ્વામી શ્રી. ગીતાનાથજી – ભીડભંજન (જેતપુર)
૫ – મહંત શ્રી. દેવગિરિજી–ઘેલા સોમનાથ
૬ – મહંત શ્રી. રામલખનદાસજી – રામટેકરી (જૂનાગઢ)
૭ – મહંત શ્રી. રામકૃષ્ણાનંદજી – ભીમનાથ
૮ – સંત શ્રી. સામજી ભગત – સતાધાર
૯ – સ્વામી શ્રી. વ્યોમાનંદજી – રામકૃષ્ણ આશ્રમ (રાજકોટ)

મૂર્તિઓની પ્રતિષ્ઠા થઈ ગઈ અને બરાબર સાડા-બાર વાગ્યે ધ્વજારોહણ માટેની પૂજાવિધિ શરૂ થઈ. એ પૂજામાં :

૧ – શ્રી. મુરારીદાસ હરિયાણી
૨ – શ્રી. બાલુભાઈ વૈદ્ય
૩ – શ્રી. નટુભાઈ વોરા
૪ – શ્રી. જયમલ્લ પરમાર
૫ – શ્રી. અરવિંદભાઈ બૂચ
૬ – શ્રી. હાવાભાઈ સંઘવી
૭ – ડૉ. શ્રી. લાલા

વગેરે બેઠેલા. પૂજાવિધિ પત્યા બાદ શ્રી. મુરારીદાસ હરિયાણી ધ્વજારોહણ માટે મંદિર માથે ચડયા પણ પવન એવો વીંઝાતો હતો કે સાવધ રહીને સાચવી ન લ્યો તો ઉપાડીને ફેંકી દયે. એમ કરતાં કરતાં શિખર ઉપરના ધ્વજદંડ પાસે શ્રી મુરારીદાસ પહોંચ્યા અને પવનના પ્રચંડ વેગ વચ્ચે ધ્વજારોહણ કરતાં અક્ષયનાથનો જયજયકાર વર્તાણો.

અક્ષયનાથના મંદિર ઉપર અને પડખેના ગણપતિ તથા હનુમાનજીનાં બન્ને મંદિરો ઉપર ધ્વજાઓ ફડાકા દેવા લાગી એ પછી પણ હજી એક વિધિ બાકી રહેલી હતી અને તે ઘંટારોપણની. પ્રાણપ્રતિષ્ઠાની સમગ્ર વિધિ બ્રાહ્મણથી માંડીને હરિજન સુધી, શ્રીમંતથી માંડીને મજૂર સુધી અને રાજ્યના મંત્રીથી માંડીને અક્ષયગઢના અદના કર્મચારી સુધી અભેદભાવે ઊજવાતી રહી. ઘંટારોપણ સુધીની શાસ્ત્રોક્ત વિધિમાં એવું કોઈ બાકી ન રહી જાય એનો કાળજીપૂર્વક વિચાર કરવામાં આવેલો એ જ તો આખા મહોત્સવના મૂળમાં રહેલાં મૂલ્યો હતાં. ઘંટારોપણ વિધિ :

૧– શ્રી. અમૃતલાલ ચોકસી
૨– શ્રી. છગનલાલ હીરા
૩– શ્રી. રમાબહેન ભાણાભાઈ
૪– શ્રી. પુરુષોત્તમ ડાહ્યાભાઈ

વગેરેને હાથે થયો અને એની સાથે પ્રાણપ્રતિષ્ઠાની તમામ શાસ્ત્રોક્ત વિધિઓ પૂરી થઈ. એ પછી પણ બાકી રહેલા સંતો મહંતો આવતા જ રહેલા અને અક્ષયનાથનાં દર્શન કરી સીધાવતા રહેલા.

તા ૮ની બપોર સુધીમાં ઘણાખરા મહેમાનો આવી પહોંચેલા. એમાં ભારત સરકારના ગૃહખાતા-ના રાજમંત્રી શ્રી. યોગેન્દ્રભાઈ મકવાણા, ગુજરાત સરકારના નાણામંત્રી શ્રી. સનત મહેતા, અને ગુજરાત વિધાનસભાના અધ્યક્ષ શ્રી. નટુભાઈ શાહ, ધારાસભ્યો શ્રી જશવંત ચૌહાણ, કરમશીભાઈ મક-વાણા, વલ્લભભાઈ પટેલ અને બીજા સેંકડો નામી અનામી કાર્યકરો હતા કે જેમના નામનો સમાવેશ અતિ વિસ્તૃત બની રહે.

પ્રસંગ તો એક મંદિર ૨૫૦ કિલોમીટરથી ઉપાડી લાવીને એનું પુનર્નિર્માણ કરવાનો હતો. અલબત્ત એમાં મહાદેવની પ્રાણપ્રતિષ્ઠા પણ થવાની હતી. સ્મૃતિપટ પર નજર નાખતાં આજસુધી કોઈ ગાંધીવાદી વિચારસરણીવાળાએ કોઈ મંદિર બાંધીને એમાં કોઈ દેવની પ્રાણપ્રતિષ્ઠા માટે ગાંધીવાદી વિચારસરણીવાળા અને અન્ય વિચારસરણીવાળા કાર્યકરોને આમંત્ર્યા હોય, એમાં વિવિધ સંપ્રદાયના સાધુસંતો હોય અને સમાન ભાવે કોઈ જ પ્રકાર-ના ભેદભાવરહિત એનો શાસ્ત્રોક્ત મહોત્સવ ઊજવ્યો હોય એવું યાદ નથી આવતું. ગાંધી અને

જવાહર યુગ સુધી તો આવું કશું બન્યું નથી. ત્યાં સુધી મંદિર પ્રવેશ હરિજનો માટે અસ્પૃશ્યતા નિવારણના એક ભાગ તરીકે થતો. વધુમાં મંદિરોના શિલ્પ-સ્થાપત્યોનું નિરીક્ષણ કરવામાં થતો કોઈ પણ દેવની પૂજા કે પ્રતિષ્ઠા કરવા નહિ.

મંદિર અને એમાં મહાદેવની પ્રતિષ્ઠા કરવાની સૌથી પહેલી પહેલ સરદાર વલ્લભભાઈ પટેલે સોમનાથની કરી. એ પછી મોરારજીભાઈ દેસાઈ એના ટ્રસ્ટી થયા અને વિધિવત પૂજા સોમનાથ અને દક્ષિણનાં મંદિરોમાં કરતા થયા. ઈંદિરાજી તો લગભગ તમામ દેવમંદિરોમાં જાય છે ને પૂજા કરે છે.

ગાંધીવાદી અને સામ્યવાદી નહિ એવા કેટલા કાર્યકરો મંદિરોમાં અને દેવપૂજામાં માનતા હશે તે એક પ્રશ્ન છે. સ્વરાજ આવ્યા પછી કોંગ્રેસના પ્રધાનમંડળોના સભ્યો સંતો મહંતો અને આચાર્યોના આમંત્રણોથી મંદિરોમાં અને યજ્ઞોમાં જતા રહ્યા છે. એ જ રીતે અન્ય પક્ષોના પ્રધાનો પણ જતા રહ્યા છે.

આ મંદિરો અને મઠો સાથે ઘણા બધા પ્રશ્નો સંકળાયેલા હતા. કેંક મંદિરો અને મઠો પાખંડના ધામ બની ચૂકેલાં, એના મહંતો કે પૂજારીઓની અંગત મિલકતો બની વૈભવવિલાસનાં ધામ બની ગયેલાં. સર્વોદયી સમાજ, સમાજવાદી સમાજ કે શોષણવિહીન સમાજરચના માટે મઠ-મંદિરો સાથે જોડાયેલી રૂઢિઓ, ઊંચનીચના ભેદભાવ અને સ્પૃશ્યાસ્પૃશ્યતા ઘણા મોટા અવરોધરૂપ રહેતા આવેલ છે.

જો કે જમાનાની કેટલીક અસરો મઠમંદિરો ને સંપ્રદાયોમાં જરૂર થઈ છે, તેઓ કેળવણી પાછળ પોતાની આવક ખરચતા થયા છે, નેત્રયજ્ઞો જેવા યજ્ઞો ચલાવતા થયા છે અને શાળા-કોલેજો ને દવાખાનાં તથા ગૌશાળાઓ ચલાવતા થયા છે. એટલું છતાં સમાજને જેટલું પ્રગતિ અને વિકાસનું પરિવર્તન સ્પર્શ્યું છે, એટલું આ સંપ્રદાયોને સ્પર્શ્યું છે એમ કહી ન શકાય. કેટલાક સંપ્રદાયો પ્રજાસેવાની ઘણી પ્રવૃત્તિઓ ચલાવતા દેખાય છે મોટી વ્યાખ્યાનમાળાઓ તથા સુધારક સામયિકો પણ ચલાવે છે, છતાં એમની સાંપ્રદાયિકતાના વાડા તો અકબંધ રહ્યા છે, એના સવિશેષ લાભ એના સંપ્રદાયવાળાઓને જ મળે છે.

આમ જોઈએ તો ઘણા મોટા ચિંતકો, સુધારાવાદીઓ અને રાષ્ટ્રવાદીઓ પણ અંદરથી સંપ્રદાયવાદી મટયા નથી. મહાન ગણાતા સર્વોદયવાદી ચિંતકો પણ સંપ્રદાયો તરફથી યોજાતી વ્યાખ્યાનમાળાઓમાં વ્યાખ્યાનો આપવા તો જાય જ છે.

અહીં અક્ષયનાથના પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવમાં એક પ્રશ્ન ઊઠે કે કદી મઠમંદિરોમાં ન દેખાતા સેંકડો કાર્યકરો ને આગેવાનો એમાં માનતા હશે કે નહિ ? છતાં એ સૌ ભાગ લેવા તો આવ્યા જ હતા. શંકર ભગવાનને કદાચ ન નમ્યા હોય પણ મંદિરમાં તો આવ્યા જ હતા. જો ભગવાનને નમ્યા હોય તો કેટલા શ્રદ્ધાપૂર્વક નમ્યા હતા તે આપણને ખબર નથી. રાજકારણીઓ અને સંત મહંતો ને શાસ્ત્રી-આચાર્યો બન્ને એકબીજાની નજીક આવ્યા છે. એનાં અન્ય કારણોમાં તો ઊંડા ન ઊતરીએ પણ રતુભાઈએ એક નવી જ દિશા ખોલી છે.

રાજા રામમોહનરાયથી ગાંધીજી સુધી અને ગાંધીજીથી માંડીને આજ સુધી સમાજનું આમૂલ પરિવર્તન શકય નથી બન્યું. પરિવર્તનની ગતિ કયારેક અતિ ઝડપી લાગે છે પણ હકીકતમાં એ ગતિ મંદ છે. પ્રગતિને બદલે પરાગતિ અને ક્રાંતિને બદલે પ્રતિક્રાંતિનો યુગ પણ આપણે નજરે નિહાળીએ છીએ. એ સ્થિતિમાં રતુભાઈએ લોકકલ્યાણ અર્થે મંદિરની સ્થાપના કરી. પોતે જે પ્રકારે સેવા કરે છે તે સેવાપ્રવૃત્તિ નજીક સાધુ સંતોને પણ લઈ આવ્યા ને સામાજિક સમાનતા, સામાજિક ન્યાય અને ગાંધીપ્રબોધ્યા સમાજ – સેવાનાં મૂલ્યોની પ્રતિષ્ઠા કરી, અને ખંડન કરવાને બદલે મંડન કરવાની દિશા ભણી શાસ્ત્રોક્ત વિધિઓ અને સંતો મહંતોની ભાવનાને લઈ ગયા. એમ વિભાજિત થઈ

થયેલા સમાજ માટે એકીકરણની નવી દિશા ખોલી. આજે જે સંતો, મહંતો, શાસ્ત્રીઓ, આચાર્યો ને આખ્યાનકારો નવાયુગની દૃષ્ટિથી પોતાનાં ઉદ્બોધનો કે વ્યાખ્યાનોને પ્રબોધે છે એ વધુ લોકપ્રિય બને છે એનું કારણ પણ લોકનું ભુલાયેલું, દિશાદોરચૂકેલું મન નવી દિશા ઝંખી રહ્યું છે તે જ છે. વર્ગભેદ ઊભા કરીને સમાજને છિન્નભિન્ન કરવાની નહિ પણ જમાનાનીમાંગ છે માનવભાવ કેળવવાની. અક્ષયનાથની પ્રાણપ્રતિષ્ઠાનો મહોત્સવ માનવતા કેળવવાનો મહામૂલો અવસર બની રહ્યો.

અક્ષયનાથ મહાદેવના મંદિર-ઉદ્ઘાટનના તા. ૮મીની સાંજના સાડાચાર વાગ્યાના ભરચક સમારંભમાં રામાયણના લોકપ્રિય આખ્યાનકાર શ્રી. મુરારીદાસ હરિયાણીએ પણ સમન્વયની એ જ વાત કરેલી. એમણે કહ્યું કે મહાદેવના પરિવારનાં વાહનો સિંહ, સર્પ, નંદી, મોર, ઊંદર વગેરે એક બીજાનાં વેરીભક્ષક હોવા છતાં સમન્વય સાધીને રહે છે. એમણે એમ પણ દુઃખ વ્યક્ત કર્યું કે સત્યમાં આપણે સામસામા હોઈએ છીએ ને અસત્યમાં એક બની જઈએ છીએ. એમણે રાજકારણીઓને ધર્મની નજીક આવવા કહ્યું ને ધાર્મિક વડાઓને સમાજની નજીક આવવા કહ્યું.

શ્રી. મુરારીદાસે એક બીજાને નજીક આવવા કહ્યું પણ નજીક તો જ અવાય જો પોતાના તંતો અહં અને માની લીધેલા આગ્રહોમાંથી મુક્ત બની શકાય. વાડાઓનાં બંધનો તૂટે તો જ એકતા માટેનો અવકાશ ઊભો થાય. મુક્ત થવાય તો જ મુક્ત થવાય.

ગોસ્વામી ઈંદિરા બેટીજીએ પણ શિવની કલ્યાણ ભાવના ને ઉપાસવાની શીખ આપેલી.

પૂર્ણાહુતિના સમારંભનો આખો પ્રવાહ સેવા, દુવા, ભક્તિ, સમન્વય અને લોકકલ્યાણની ભાવનાની ભરતીનો બની રહ્યો. શિવની મંગલકારી જ્યોતિસ્વરૂપ કલ્યાણ ભાવનાનો બની રહ્યો. યાદૃશ્ય ભાવના તાદૃશ્ય સિદ્ધિ.

શ્રી. રતુભાઈએ સમારંભના અતિથિવિશેષ રાજ્યકક્ષાના ગૃહપ્રધાન શ્રી. યોગેન્દ્ર મકવાણા, ગુજરાત વિધાનસભાના અધ્યક્ષ શ્રી. નટુભાઈ શાહ, પોતાના પુરાણા સાથી શ્રી. સનતભાઈ મહેતા, શ્રી મુરારીદાસ, ગો. ઈન્દિરાબેટીજી અને સમારંભના પ્રમુખ શ્રી. વ્યોમાનંદજી તથા વિશાળ સંખ્યાના સભાજનોનું અને સર્વેનું સ્વાગત કર્યું. સમિતિના મેનેજિંગ ટ્રસ્ટી ડૉ. શ્રી. જનકરાય નાણાવટીએ સંદેશાવાચન કર્યું. સૌ. ક્ષય નિવારણ સમિતિના ઉપપ્રમુખ શ્રી. ચિત્તરંજન રાજાએ મંદિરના માનદ સ્થપતિ શ્રી. રમુભાઈ ત્રિવેદીને એનાયત થયેલું માનપત્ર વાંચ્યું અને પ્રમુખ શ્રી. વ્યોમાનંદજીના હાથે મંદિરના નિર્માણમાં વિશિષ્ટ સેવાઓ આપનાર શ્રી. જસુભાઈ પુરોહિત, શ્રી. પુરુષોત્તમ વારિયા, શ્રી. નાથાભાઈ ગોરાણિયા, શ્રી. વજુભાઈ ચોલેરા, શ્રી. વાસુદેવ ભટ્ટ, શ્રી. બાબુભાઈ મિસ્ત્રી, શ્રી. ભીખાભાઈ મિસ્ત્રી તથા શ્રી. સુરેન્દ્ર પંચાલને પુરસ્કારોથી નવાજવામાં આવ્યા.

આ પ્રસંગે બોલતાં શ્રી. યોગેન્દ્ર મકવાણાએ જણાવ્યું કે ગુજરાતમાં અત્યારે જાતિ અને વર્ગો વચ્ચે ધિક્કાર અને અશાંતિની લાગણી પ્રવર્તી રહી છે, ત્યારે અક્ષયનાથ મહાદેવની પ્રાણપ્રતિષ્ઠામાં બ્રાહ્મણો અને હરિજનોને સાથે રાખ્યા છે એ પગલું ખરેખર આવકારદાયક છે. એટલું જ નહિ પણ આજના વિષારી વાતાવરણમાંથી બહાર નીકળવાનું પ્રથમ પગથિયું બન્યું છે આજની આ સ્થિતિમાં આપણા સૌની પવિત્ર ફરજ છે કે આપણે સૌ સાથે મળી ગુજરાતની પ્રતિષ્ઠાનું પુનઃસ્થાપન કરીએ.

ગુજરાત રાજ્યના નાણામંત્રી શ્રી સનત મહેતાએ હજારો વર્ષના મંદિરના શિલ્પ-સ્થાપત્યમાં પોતાનો ઊંડો રસ બતાવીને કહ્યું કે મંદિરો એ આપણા ભારતીય જીવનનું સાંસ્કૃતિક પ્રતીક છે. ગુજરાત ભાગ્યશાળી છે કે એમાં પણ ઠેર ઠેર મંદિરો નિર્માણ થયેલાં પડયાં છે, પણ આપણી એ સમૃદ્ધિથી આપણો રસ બીજે ખેંચાઈ જતાં આપણે



તા ૮ મીની આજે અક્ષયનાથ મંદિરના ઉદ્‌ઘાટન સમારંભમા અતિથિ વિશેષ ભારત સરકારના ગૃહખાતાના રાજ્યમંત્રી શ્રી યોગેન્દ્રભાઇ મકવાણા જાતપાતવિહીન પ્રાણપ્રતિષ્ઠાનુ અભિવાદન કરી રહ્યા છે

વ્યાસપીઠ ઉપર (ડાબી બાજુથી) વિધાનસભાના અધ્યક્ષ શ્રી નટવરલાલ શાહ, શ્રી બચુભાઈ રાજા, સમારંભના અધ્યક્ષ સ્વામી શ્રી વ્યોમાનંદજી, શ્રી. મોરારીદાસ હરિયાણી, શ્રી રતુભાઈ અદાણી તથા ગુજરાત રાજ્યના કૃષિમંત્રી મહંત શ્રી વિજયદાસજી વગેરે બેઠેના જણાય છે

વંચિત બન્યા છીએ. ગુજ. વિધાન સભાના અધ્યક્ષ શ્રી. નટુભાઇ શાહ, ગુજ સરકારના પંચાયત મંત્રી શ્રી. ત્ર્યંબકલાલ દવે શ્રી. ભોગીલાલ લાલાણી વગેરેએ પણ પોતાની લાગણીઓ વ્યક્ત કરેલી અને પ્રમુખ શ્રી. વ્યોમાનંદજી સહિત સૌએ શિવની કલ્યાણભાવના ચરિતાર્થ થઈ રહી હોવાનું જણાવી સૌએ શ્રી. રતુભાઈની સેવાભાવના, કાર્યશક્તિ અને કુશળતાને મુક્ત કંઠે વર્ણવી બતાવેલી.

દાનની શરૂઆત તો મંદિરનો શિલાન્યાસ થયો ત્યારે સંતો-મહંતો દ્વારા જ થયેલી. એ પછી સતાધારની જગ્યાનું ડીંટ બાંધનાર આપા ગીગાની જગ્યાના મહંત શ્રી. શામજી ભગત પાસેથી અક્ષય ગઢમા અન્નપૂર્ણા ચલાવવા માટે દાન મેળવેલુ એ અન્નપૂર્ણા માટે જૂનાગઢ કોંગ્રેસના આગેવાન અને જૂનાગઢ નાગરિક બેંકના ચૅરમેન શ્રી. પ્રાણલાલ વ્યાસે રૂપિયા એક લાખના દાનની જાહેરાત કરેલી. આ તકે માણાવદર દીપક સોલવન્ટ તરફથી રૂપિયા અઢી લાખ, પ્રભાત સોલવન્ટ તરફથી રૂપિયા ચાર લાખ ને અગિયાર હજાર, એચ જય સ્ટીલ ઇન્ડસ્ટ્રીઝ તરફથી ૭૫ હજાર અને શ્રી. ચિત્તરંજન રાજા તથા એમના ભાઈ બાબુભાઈ તરફથી રૂપિયા ૧૧ હજારની જાહેરાત થયેલી. આભાર દર્શન સોરઠ ક્ષય નિવારણ સમિતિના ટ્રસ્ટી શ્રી. દિવ્યકાંત નાણાવટીએ કરેલુ ચાર વાગ્યા પહેલાથી આવી બેઠેલાં હજારો સભાજનો સાંજના અપૂર્વ શાંતિ સાથે સવા સાતે વીખરાયા.

ત્રણ ત્રણ દિવસનો થાક, બબ્બે રાતના ઉજાગરા અને મંદિર ઉદ્ઘાટનના સમારંભની પૂર્ણાહુતિ થવા છતાં, રાતના નવ વાગ્યાના કાર્યક્રમમાં જંગી મેદની જામેલી. અનેક રીતે વિશિષ્ટ બનેલ આ મંદિર–નિર્માણ અને પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવની એક વિરલ સિદ્ધિ તે આજ રાતનો નૃત્યાર્પણનો કાર્યક્રમ હતો.

વિશ્વનો વિખ્યાત ચીની પ્રવાસી હ્યુ એન ત્સાંગ પંદરસો વરસ પહેલાં લખી ગયો છે કે એણે જ્યારે સોમનાથની યાત્રા કરી ત્યારે 300 દેવદાસીઓ સોમનાથના મંદિરમાં નૃત્ય કરતી હતી. એ એક કાળ હતો, જ્યારે નવયુવાન રૂપસુંદરીઓ શિવને અર્પણ થઈ જતી. હજી આજે ય દક્ષિણનાં મંદિરોમાં ક્યાંક એ રિવાજ ચાલુ છે. છેલ્લે ગુજરાતમાં સોલંકી કાળે ચૌલાદેવીએ સોમનાથના મંદિરમાં નૃત્ય કરેલું તે ઇતિહાસપ્રસિદ્ધ બીના છે.

ત્યારથી આજસુધી ગુજરાતમાં કોઈ નવા કે પુરાણા મંદિરમાં કોઈ નૃત્તિકાએ નૃત્યાર્પણ કર્યાનું જાણમાં નથી. ગુજરાતમાં તો શાસ્ત્રીય નૃત્યનું શિક્ષણ થોડા વરસથી શરૂ થયું છે. ગુજરાતને પોતાને કોઈ શાસ્ત્રીય નૃત્ય નથી. ભવાઈની મંડળીઓ ભવાઈના પ્રવાસે જતાં પહેલાં શિવની પાસે મુજરો કરે છે, ખાસ કરીને મોરબીના જડેશ્વરમાં.

ઉત્તર ભારતનું શાસ્ત્રીય સ્વરૂપ પામેલું કથ્થક નૃત્ય મુગલકાળ દરમિયાન વિકાસ પામેલું. એમાં રાધા-કૃષ્ણનો ભક્તિભાવ પાછળથી વિકસ્યો છે, બાકી એમાં વિલાસિતા વિશેષ છે.

આસામમાં શાસ્ત્રીય નૃત્ય મણીપુરી વિકાસ પામ્યું છે તે પણ કૃષ્ણભક્તિનું છે. જ્યારે દક્ષિણ હિંદનું ભરતનાટયમ એ શિવપૂજાનું વિશ્વપ્રસિદ્ધ નૃત્ય છે. ત્યાં નૃત્યની વિવિધ શૈલીઓ વિવિધ પૌરાણિક કથાઓ ઉપર વિકાસ પામી છે. જેમાં કથકલી, કોલાટ્ટમ વગેરેનો સમાવેશ થાય છે. એ જ રીતે કુચીપુડી એ દક્ષિણ હિંદનું સુપ્રસિદ્ધ શાસ્ત્રીય નૃત્ય છે. સ્મિતા બહેન શાસ્ત્રીએ એમાં ભારે નૈપુણ્ય મેળવ્યું છે. સ્મિતા બહેન શાસ્ત્રી એટલે અમદાવાદના હજી હમણાં સુધીના પ્રાધ્યાપક અને કલાની સૂઝબૂઝવાળા શ્રી. રાજેશ શાસ્ત્રીનાં પત્ની અને ભૂતપૂર્વ સૌરાષ્ટ્ર સરકાર અને કેન્દ્ર સરકારમાં પ્રધાનપદે હતા તે શ્રી. મનુભાઈ શાહનાં ભત્રીજી. મૂળ વઢવાણ – સુરેન્દ્રનગરનાં.

આ કલાધર યુગલ સાથે શ્રી. રતુભાઈ કામકાજે સંપર્કમાં આવ્યા, ત્યારથી કુટુંબના વડીલ બની રહ્યા અને અક્ષયનાથની પ્રતિષ્ઠા થતાં સ્મિતાબહેન તરફથી નૃત્યાર્પણ કરવાનું નક્કી થયું. કેશોદથી આઠેક કિલોમીટર દૂર ગમે તેટલી સગવડ ઊભી કરવામાં આવે તો પણ નૃત્ય પ્રયોગોને જરૂરી એટલી સુવિધા શક્ય ન જ બને. મંચ, લાઈટ, દૃશ્યરચના, માઈક અને મંડપ – પડદાની રચના માટે રાજેશભાઈએ પણ પૂરતી જહેમત ઉઠાવેલી. વેશભૂષા, અલંકાર અને મેઈકઅપ માટે કલાકો જોઈએ. એની તૈયારી તો કેશોદમાં જ કરવી પડી. તૈયાર થઈને જ સ્મિતાબહેન સ્ટેઈજ ઉપર આવ્યાં. પ્રથમ અક્ષયનાથની પૂજા મંદિરમાં જઈને કરી. મંદિરમાં જતાં પગથિયાં ચડતાં ને ઊતરતાં જ એમનાં ગૌરવભેર ડગલાંએ પ્રભાવ પાથરી દીધો. શિવ-પૂજા કરી આવીને સ્મિતાબહેને એવી લાગણી વ્યક્ત કરી કે આજના સમારંભનું પ્રમુખસ્થાન શ્રી. રતુભાઈ લ્યે. વચ્ચેના થોડા વિરામ દરમિયાન નૃત્યની પ્રશંસા કરીને રતુભાઈએ જણાવ્યું કે સ્મિતાબહેન શ્રી. મનુભાઈ શાહનાં ભત્રીજી થાય. મનુભાઈ મારા ભાઈ ગણાય. એ રીતે સ્મિતાબહેન મારાં દીકરી થાય અને રાજેશભાઈ મારા જમાઈ થાય. મંદિરના નિર્માણ વખતે એમણે જ એવી ભાવના વ્યક્ત કરેલ કે અક્ષય-નાથની પ્રાણપ્રતિષ્ઠા થાય ત્યારે નૃત્યાર્પણ થવું જ જોઈએ.

જેમ નૃત્ય દક્ષિણ ભારતીય તેમ એનું સંગીત પણ કર્ણાટકી. આ સંગીત સાથે કુચીપુડી નૃત્યના સ્મિતા બહેનના અંગભંગ, ચલન અને મુદ્રાઓએ અદ્ભુત પ્રભાવ પાથરીને મેદનીને છક્ક કરી શિવ–નૃત્યનો એક ઐતિહાસિક માર્ગ સ્તંભ રોપી દીધો. સર્વધર્મ-સર્વસંપ્રદાય સમભાવમાં એક વિશેષત્વ ભળ્યું. શ્રી. રાજેશ શાસ્ત્રી બ્રાહ્મણ પણ સહજાનંદી, શ્રી. સ્મિતા

શક્તિની ટીકડીઓ (વીટામીન્સ) આપે છે. વળી પાછો એને વિચાર આવે છે કે આ શક્તિની ટીકડીઓ ગરમ તો નહીં પડે ને? એટલે દરદીને સૂચના આપે છે કે આ ટીકડી લે ત્યારે દૂધ અથવા પૌષ્ટિક ખોરાક લેજે.

આ તો વાત થઈ રોગના હુમલા શરૂ થતાંની. પરંતુ દરદી ઘણાં સમય સુધી માંદો હોય, અને તેને હોસ્પિટલમાં દાખલ કરવા જઈએ, ત્યારે દાક્તર નિદાન કરવાનું પડતું મૂકી પહેલાં તો તેને શક્તિના બાટલા (ગ્લુકોઝ સેલાઇન) ચઢાવે છે. દાક્તર આમ શા માટે કરે છે? દાક્તર સમજે છે કે દરદીમાં જરાય શક્તિ નથી રહી અને તેથી દવા જીરવી શકે તેટલી તો શક્તિ જોઈએ ને? તેટલી શક્તિ હશે તો દવા અસર કરશે, નહિ તો દવાની વિપરીત અસર થશે. આમ દાક્તર રોગ નાબૂદ કરવાને બદલે દરદીને સાજા કરવાનું વિચારે છે અને તે મુજબ જ ઈલાજ કરે છે.

હવે આજ વાત આપણે કપાસ માટે વિચારીએ છોડને રોગ આવે ત્યારે શું કરીએ છીએ? જીંડવાની ઈયળ છે ને? છાંટો કાર્બારીલ. રાતડિયો છે ને? છાંટો ડીમેક્રોન દરેક વખતે આપણે રોગની વાત કરીએ છીએ અને જંતુનાશક દવા છાંટીએ છીએ? પરંતુ કદીયે કપાસના છોડનો વિચાર કર્યો? રોગ આવે ને છોડ નબળો પડી જાય તો? શું તે વખતે દવા કામ કરશે? આપણે તે વખતે છોડની શક્તિ વધે, તેને તરત પોષણ મળે જેથી રોગ સામે લડી શકે તેવું વિચારીએ તો!

તો વળી તમારામાંથી કોઈ બટકબોલો બોલી ઊઠશે, "હા, બરાબર છે. રોગ આવે ત્યારે કપાસને સાથોસાથ ખાતરનો ડોઝ આપો એટલે ખોરાક મળી રહેશે અને તેથી દવા અસર કરશે.'

ચાલો ફરીથી વિચાર કરીએ. એક દરદી ઘણા દિવસથી માંદો છે. તે હવે સાજો થઈ ગયો છે. હવે તેનામાં શક્તિ ભરવી છે જેથી જલદી તાજોમાજો થઈ જાય. તેથી આપણે તેને પૌષ્ટિક ખોરાક આપવા વિચારીએ તે સ્વાભાવિક છે. તેની પાસે સરસ ભાત ભાતનાં પકવાન લઈ આવો અને કહો, "ભાઈ, હવે ખૂબ જ ખાવા માંડ, તારામાં એકદમ શક્તિ ભરાઈ જશે." પેલો દરદી પહેલાં મીઠાઈ તરફ અને પછી તમારી તરફ જોઈ રહેશે, પણ ખાશે કાંઈ નહીં. તમે આગ્રહથી પૂછશો તો જવાબ મળશે કે "ભાઈ, મારી તો ભૂખ જ મરી ગઈ છે. ખાવાનું મન જ નથી થતું." દાક્તર હશે તો. આ દરદીને યુનિએન્ઝાઇમ જેવી કેપ્સુલ આપશે જેથી તેની ભૂખ ઊઘડશે. વૈદ્ય હશે તો કહેશે; 'તેને મગનું પાણી આપો, તેનાં આંતરડાં સાફ થઈ જશે અને તેની ભૂખ ઊઘડશે" આમ બન્નેનો વિચાર એક જ છે. દરદીની ભૂખ ઉઘાડવી જેથી તે વધુ ખોરાક લઈ શકે.

ત્યારે ભાઈ, આ જ વાત છે. આપણા કપાસની, રોગ આવી જતાં તે પાછો પડી જાય છે, જેથી ખોરાક લેવાની શક્તિ ઘટી જાય છે. આપણે તો રોગનું મારણ કરવા બેઠા છીએ. દવા છાંટયા જ કરીએ છીએ, રોગ નાબૂદ થશે, અને કદાચ છોડ પણ નાબૂદ થઈ જશે. છોડમાં શક્તિ નહીં હોય તો પોષણ લઈ શકવાનો નથી, તેથી રહેલાં જીંડવાં પણ ખરી જશે અને ભેલા સમયનો પાક હોવાથી રોગ નાબૂદ કરવા છતાં પણ તે ખોરાક નથી લઈ શકતો માટે નવો ફાલ આપનો નથી. રોગગ્રસ્ત માણસ પણ અકાળે ઘરડો થાય છે. તેવું જ આ છોડનું થાય છે.

માટે રોગ કાઢતાં સાથોસાથ છોડની ભૂખ ઊઘડે, છોડની શક્તિ વધે અને તે વધુ ખોરાક લેવા માંડે અને તે સમયમાં છોડ પર રહેલાં જીંડવાં ન ખરે તેવા પ્રયત્નો આપણે કરવા પડશે, એટલે કે છોડને એવી રીતે ઉત્તેજિત કરો કે તે વધુ ને વધુ ખોરાક લેવા માંડે અને પરિણામે વધુ જીંડવાં આપે.

આ છે વધુ ઉત્પાદન મેળવવા માટેની લડાઈ, તેમાં રોગ આવતાં પહેલાંથી છોડને ઉત્તેજિત કરવો પડશે જેથી વધુ ખોરાક લે અને તેથી વધુ તંદુરસ્ત રહેતાં રોગ સામે લડવાની શક્તિ વધારે. આ ઉત્તેજિત

(Stimulate) કરવાનું કામ એટલે હોર્મોન્સનો પાક પર ઉપયોગ. આ કામ દરેક પાક પર કરી શકાય.

મેં આમ આ વિચારધારાને અમલમાં મૂકવા ઘણા અખતરા કર્યા. એ અખતરાનો પણ ઘણો મોટો ઈતિહાસ છે. અમે મોટા ભાગના અખતરા બોરની ખેતી પર કર્યા. આજ સુધી બોરની ખેતીને સૂકી ખેતી સાથે જ સાંકળવામાં આવતી, પરંતુ રોગ શરૂ થતાં આપણે આ બાબત વધુ ગંભીરતાથી વિચારવી પડશે. સામાન્ય રીતે મોટા ભાગના બોર સડેલાં હોય છે. આપણે સડેલાં રીંગણાંનું શાક ખાઈશું ? લીંડો સડી ગયો હોય તો શું કરીએ ? આપણે સમજીએ છીએ કે જે કોઈ ફળ, શાકભાજી સડેલાં હોય તે આરોગ્યને નૂકસાન કરે. તો પછી સડેલાં બોર આપણે ખાઈએ કે બીજાને ખવડાવીએ તો ખાનારાં સૌને નૂકસાન તો થવાનું ને ? આમ લોકોનું આરોગ્ય બગડે તેવું આપણાથી ન થાય. ત્યારે સડા વગરના બોર કરવા દવા છાંટવી પડે જે માટે ખર્ચ થાય. આ ખર્ચને પહોંચી વળવા બોરડી પર વધુ બોર બેસવા જોઈએ, જે માટે બોરડીને ખાતર આપવું પડે અને મૂળ આ ખાતર થઈ શકે તે માટે ત્યાં ભેજ હોવો જોઈએ પરંતુ બોરનો પાક તો શિયાળુ પાક છે જ્યારે જમીનમાં ભેજનું પ્રમાણ ઘણું ઓછું હોય છે તેથી બોરડીને પાણી આપવું પડે. આમ બોરની ખેતી એ પિયત ખેતી જેમાં પૂરતાં ખાતર અને દવાનો ઉપયોગ કરવો જોઈએ.

આ તો કર્યું, પરંતુ તેથી ઊપજ બહુ વધી નહીં. ખૂબ મહેનત કરીએ, ખૂબ ખર્ચ કરીએ અને બદલામાં ઊપજ વધે નહીં તો ખર્ચ અને મહેનત કરવાનું મન થાય નહીં ને ? તેથી સૌથી પહેલો વિચાર આવ્યો કે ઝાડને આટલાં બધાં ફૂલ આવે છે તેમાંથી બહુ ઓછાં ફળ થાય છે અને વળી બેઠેલાં ફળમાંથી ઘણાં બધાં ખરી જાય છે. ત્યારે જો ફૂલમાંથી વધુ ફળ થાય અને આ ફળ ખરતાં અટકી જાય તો કેવી મજા !

એક હોમાન છે જેને અમે એન. એ. એ. કહીએ છીએ; પરંતુ બજારમાં તે પ્લાનોફીક્સ, સેલમોન, પ્લાન્ટોમોન, ફ્લાવરફીક્સ, પ્લોન્ટોન, ફ્રુટોન વગેરે નામથી વેચાય છે. બધાંય એક જ છે. આ જો વાપરીએ તો તેથી ડીટિયાં મજબૂત થાય અને તેથી ઝાડમાંથી ફૂલ તથા ફળ તરફ ખોરાક વહેતો રહે અને તો ફળ ઓછાં ખરે. વાત સાચી છે તેથી બોર પર તે છાંટયું, આથી ઘણાં ફળ ટકી ગયાં; પરંતુ સાથોસાથ ઝાડની ડાળીઓ પણ વધવા લાગી, ઝાડ પોતે વધવામાં વધુ ખોરાક લેવા માંડયું, પરિણામે કોઈક ફળને વધુ ખોરાક મળી ગયો તો તે મોટું થયું, કોઈક ફળને ઓછો ખોરાક મળ્યો એટલે તે નાનું રહી ગયું. આમ ફળ નાનાંમોટાં થવા માંડયાં, અને તેથી તેને કદ મુજબ છૂટાં પાડવાની ધમાલ વધી. વળી ડાળીઓ વધવા માંડી એટલે ફળ પાકવામાં મોડાં પડવા લાગ્યાં. તમારામાંથી કોઈએ કપાસ પર આનો અખતરો કર્યો હશે તો આવું દેખાયું હશે. કપાસ વધે ચઢવા માંડયો હશે અને તેથી ફાલ ચૂકી ગયો હશે.

આમ નાનાંમોટાં ફળ થતાં અટકાવવા સૌથી પહેલી જરૂરત છે ડાળીઓને વધતી અટકાવવાની. બજારમાં આવું હોર્મોન્સ મળે છે જેનું નામ છે સાયકોસેલ. તે છાંટવાથી ઝાડ વધતું અટકી જાય છે. હવે જો ઝાડને વધતું અટકાવ્યા પછી ખાતર અને પાણી અપાય તો ઝાડમાં પોષણનો ભરાવો ખૂબ વધી જાય તો તે બહાર નીકળવા એક સાથે પ્રયાસ કરે. પરંતુ સાયકોસેલ છાંટવાથી ઝાડની ડાળીઓ વધી શકતી નથી એટલે છેવટે તેને એકસાથે અને ખૂબ જ ફૂલ આવે છે. સાયકોસેલના બીજા ગુણો પણ ઘણા છે. દા.ત. પાંદડાંની લીલાશ વધારે છે, પાંદડાં બરછટ બને છે. બાષ્પીભવનથી જે પાણી પાંદડાંમાંથી શોષાય છે તે ઘટે છે, ઓછા પાણી સામે ટક્કર ઝીલે છે, હિમની અસરથી બચાવે છે અને થોડું ખારું પાણી હોય તોપણ પાક સારો લઈ શકાય છે. વળી તે વધુ સારાં ફૂલો આપે છે અને

તેથી વધુ ફળો બેસે છે. પરંતુ સાયકોસેલ જેમ ઝાડની વૃદ્ધિ અટકાવે છે તેવી જ રીતે ફળની વૃદ્ધિ અટકાવે છે તેથી ફળ નાનાં રહે છે. જેમ પાંદડાં જાડાં થાય છે તેવી જ રીતે ફળની છાલ પણ જાડી થાય છે અને તેની ફળની મીઠાશ ઘટે છે. આ બધું સાયકોસેલ વનસ્પતિના કોશ (cell) ની લંબાઈ ઘટાડે છે તેથી થાય છે. આમ સાયકોસેલ છાંટવાથી ઘણાં ફળ મળે છે. પરંતુ તે બધાં નાનાં હોય છે અને છાલ જાડી હોવાથી મીઠાશ ઘટે છે. ફળ વધુ હોવા છતાં નાનાં રહેવાથી ભાવ ઓછો મળે છે તેથી ખાસ ફાયદો થતો નથી. તમારામાંથી કોઈએ કપાસ પર સાયકોસેલ છાંટ્યું હોય તો દેખાશે કે કપાસનાં પાંદડાં, ખરબચડાં પરંતુ ઘેરા રંગનાં બને છે. જીંડવાંનું ઠાલિયું પણ તેવી જ રીતે જાડું બને છે. અને તેથી સહેલાઈથી ફાટતું નથી. વળી રૂના તારની લંબાઈ અને સુંવાળપ ઘટે છે તેથી ભાવ ઓછો મળે છે. આ બધું શાથી બન્યું ? વનસ્પતિના કોશ ટૂંકા કરવાથી, એટલે હવેના પ્રયોગો વનસ્પતિના કોશ લાંબા કરવા માટે હોવા જોઈએ.

જે હોર્મોન્સ ઝાડની વૃદ્ધિ કરે તે કોશની વૃદ્ધિ કરે. આવું હોર્મોન્સ છે જેને જીબ્રેલીન કહે છે. તે બજારમાં જીબ્રેલીક એસીડના નામથી મળે છે. આમ સૌથી પહેલું સાયકોસેલ છાંટયું, ત્યાર પછી ખાતર-પાણી આપ્યાં અને પછી જીબ્રેલીક એસીડ છાંટયો. તેથી શરૂઆતમાં ડાળીઓ વધતી અટકી ગઈ, ખૂબ ફૂલ આવ્યાં, તેમાંથી ઘણાં ફળ બેઠાં અને તેને જીબ્રેલીક એસીડ છાંટવામાં આવ્યો એટલે ફળ મોટાં થવા માંડયાં પણ તો ય થોડી મુશ્કેલી આવી, ફળ મોટાં અને પવનની લહેરખી આવે તો પણ ખરી પડે, માટે વળી પાછાં આ ફળને ખરતાં અટકાવવા સૌથી પહેલું છાંટેલ તે હોર્મોન એન. એ. એ. છાંટવું પડયું એટલે કે જ્યારે જ્યારે જીબ્રેલીક એસીડ છાંટયુ ત્યારે ત્યારે સાથે એન. એ. એ. પણ છાંટયું. મળ્યું શું ? ખૂબ ફળ, અને ઘણાં મોટાં, આમાં પણ પ્રશ્નો ઊભા થયા. ફળ વધવા લાગતાં પાકવામાં મોડાં પડયાં. હવે આપણે સૌ જાણીએ છીએ કે બજારમાં આપણે ફળ મોડાં મૂકીએ તો ઘણી વાર લોકો ખાઈને થાકી ગયા હોય છે એટલે પછી ખરીદવા તૈયાર નથી હોતા એટલે ઓછા ભાવ મળે છે. અમારે પણ થયું એવું, તેથી ખૂબ જ નૂકસાન ગયું.

ત્યારે કરવુ શું ? તમને તો ખબર છે. કેરી, કેળાં, ચીકુ, પપૈયાં વગેરે કાચાં હોય તો વેપારી વખારમાં કેલ્શીયમ કાર્બાઈડ મૂકી પકવે છે. પરંતુ આ રીતે પાકેલાં ફળની મીઠાશ ઝાડ પર પાકેલાં ફળ જેવી તો ન જ હોય ને ? તો પછી આપણે જોઈએ ત્યારે પણ ઝાડ પર ફળ પકવવાનું કરીએ તો બજારમાં વહેલાં પડીએ, વળી આ ફળ મીઠાં પણ હોય અને તેથી ભાવ પણ વધુ મળે. ત્યારે શું થાય તો ફળ ઝાડ પર વહેલાં પાકે ? ઝાડ જો ઈથેલીન નામના હોર્મોન્સ છોડે તો ફળ પાકે. તેથી ઈથરેલ નામનું હોર્મોન્સ છાંટીએ તો ઈથેલીન છૂટે અને ફળ ઝાડ પર પાકવા માંડે. આમ એવું હોર્મોન્સ છાંટી બજારમાં ફળ વહેલાં મૂકયાં. અમુક ઝાડ પર આ હોર્મોન્સ ન છાંટયું, પરંતુ ફળ મોટાં કરવા જીબ્રેલીક એસીડનો છંટકાવ ચાલુ રાખ્યો. તેથી તે મોડાં પાકયાં. આમ બજારમાં સૌથી વહેલાં ફળ મૂકી શકાયાં અને લાંબે સુધી ટકાવી મોડાં પણ મૂકયાં. જે સીઝન સામાન્ય રીતે એક મહિનો ચાલતી તે ત્રણ મહિનાની થઈ !

ત્યારે તમે પૂછશો કે આટલાં બધાં હોર્મોન્સ છાંટીએ તો ખર્ચ તો ખૂબ જ વધે ને ? તો પછી એમાં રહે શું ? આપણે સૌ જાણીએ છીએ કે ખેતીમાં ૫૦ ટકા નફો રહે તો ઘણું સારું ગણાય એટલે ૧ રૂપિયો નાખતાં ૧ રૂપિયો મળે તો ખેતી કરવાનું મન રહે. પણ ૧ રૂપિયો નાખતાં ૫ રૂપિયા મળે તો ? તો ખેતી કરવાની મજા આવે, અને ૧ રૂપિયો નાખતાં ૧૫ રૂપિયા મળે તો ? તો તો આપણે સૌ પગભર થઈ જઈએ. મેં આ બધા અખતરાથી થયેલા ફાયદાની ગણતરી કરી છે અને જાણવા મળ્યું છે કે :

| હોર્મોન્સ | ૧ રૂપિયો તેમાં વાપરતાં કેટલા રૂપિયા મળ્યા ? |
|---|---|
| ૧ એન એ. એ. | ૫ |
| ૨. સાયકોસેલ | ૧૪ |
| ૩. જીબ્રેલીક એસીડ | ૧૮ |
| ૪. ઈથરેલ | ૫ |
| ૫. સાયકોસેલ + એન. એ. એ. | ૮.૫ |
| ૬. સાયકોસેલ + એન.એ.એ + જીબ્રેલીક એસીડ | ૧૬.૫ |
| ૭. સાયકોસેલ + એન.એ.એ. + જીબ્રેલીક એસીડ + ઈથરેલ | ૧૨ |

આમ ખેતી કરવાની મજા આવી. ત્યારે તમે પૂછશો કે શું આ બીજા પાક પર પણ વપરાય ? આંબામાં વહેલી કેરી મેળવવાનું અમારું આયોજન આજે ગુજરાતમાં ઘણા ખેડૂત અનુસરે છે. તેવી જ રીતે કપાસમાં હોર્મોન્સના છંટકાવ આ વખતે વડોદરા જિલ્લાના ઘણા ખેડૂતો કરી રહ્યા છે. તમે પૂછશો કે અમારી મગફળીમાં આ વપરાય કે નહીં ? હું તો મગફળી પકવતો નથી એટલે મેં અખતરા કર્યા નથી, પણ ચાલો આપણે સાથે મળી વિચાર કરીએ.

મગફળીના પાકમાં મશી આવે છે. તમે સીસ્ટેમીક (Systemic) દવા છાંટો છો મગફળીનાં પાંદડાં પર પીળાં ટપકાં (ટીક) પડી જાય છે. આ વખતે તો લશ્કરી ઈયળ પણ આવી. આ દરેક રોગમાં ઉપદ્રવ માટે તો દવા છાંટતા હશો અને દવા છાંટવાનું વિચારતા હશો. વચ્ચેના ગાળામાં એકાદ વરસાદ ન થાય અને મગફળીના સુયા જમીનમાં જવાને બદલે બળતા જોઈ ખૂબ જ દુઃખ અનુભવતા હશો. ઘણી વાર મગફળી ખૂબ જ વધેલી હોઈ ઊપજ સારી આવશે તેવી આશા રાખતા હશો પરંતુ જ્યારે મગફળીના છોડ ખેંચી જુઓ તો મગફળીની બેસણી બહુ જ ઓછી હોઈ ખૂબ જ નિરાશ થતા પણ હશો. આ વર્ષે આ બધું તમે જોયું ને ? અમ ગધ્ધામજૂરી કર્યા કરીએ અને ઊપજ ન આવે એટલે ગુસ્સો તો આવે જ ને ? પણ એ ગુસ્સો આપણે કોની પર ઠાલવીએ ? ખરેખર તો ઉત્પન્ન વધે તેવાં પગલાં શરૂઆતથી જ લઈએ તો ?

ખરેખર આપણે ત્રણ પ્રકારનાં પગલાં લેવાં પડશે. (૧) એક તો રોગ સામે લડે તેવા તંદુરસ્ત છોડ કરવા. આ કામ તો જ થાય જો છોડને વધુ ખોરાક લેવા ઉત્તેજિત (Stimulate) કરીએ તો (૨) બીજું, વરસાદ ન થાય તોપણ તેની સામે ટક્કર ઝીલે તેવા છોડ બનવા જોઈએ, એટલે તે વખતે જો પાંદડાં જાડાં થાય તો બાષ્પીભવનથી પાણી ઓછું ઊડે, તે વખતે વધતાં ન હોય તો ઓછા પાણીએ પણ તંદુરસ્ત રહે અને (૩) છેલ્લે મગફળી જો મોટી થાય તો વજન પૂરે અને ભાવમાં પણ ફાયદો થાય.

આગળ જણાવ્યું તેમ છોડને વધતા અટકાવવા આપણે સાયકોસેલ છાંટી શકીએ. છોડને ઉત્તેજિત કરવા કે જેથી તે વધુ ખોરાક લઈ શકે અને તેથી તંદુરસ્ત રહે તે માટે છોડમાં ઓકઝીન અને જીબ્રેલીન બે હોર્મોન્સ વધુ ઉત્પન્ન થાય અથવા બહારથી છાંટીને આપવાં જોઈએ અને તે જ હોર્મોન્સ મગફળીના દાણા પણ મોટા કરશે. આ માટે આપણે એન. એ. એ. અને જીબ્રેલીક એસીડ છાંટવા જોઈએ. હવે આ ત્રણેય હોર્મોન્સ છાંટવાનો વિચારપૂર્વકનો કાર્યક્રમ કરીએ તો સફળતા મળે ચાલો વિચારીએ.

સામાન્ય રીતે સુયા બેસવા માંડે ત્યારે જ વરસાદની ખેંચ પડે છે અને તેથી સુયા બળી જાય છે. તેજ સમયે જો છોડ વરસાદની ખેંચ સામે લડી શકે તેવો થાય તો સફળતા મળે. આ વખતે જો છોડ વધતા ન હોય, ઘેરા લીલા રંગનાં હોય અને જાડાં હોય તો તેમાંથી બાષ્પીભવનથી પાણી ઊડતું ઘટી જાય અને તો વરસાદની ખેંચ સામે લડી શકે. માટે સુયા ફૂટવાના હોય તેનાથી પંદર દિવસ પહેલાં જો આપણે સાયકોસેલ છાંટી વૃદ્ધિ અટકાવી શકીએ તો થાય, એવો એક જ છંટકાવ કરવો પડે.

[અનુ. પૃ

# કચ્છના મહાન સંત : મેકણ દાદા

દુલેરાય કારાણી

મેકા બેટા મછંદર કા, રામાનંદ કા કબીર,
આદ–અંત ફિરતા રહા, ફિરતા–રામ ફકીર.

કચ્છના કબીર કહેવાતા મેકણ દાદાના આત્મ ત્યાગની અપૂર્વ ઘટના પર આજે અઢીસો વર્ષનાં વહાણાં વાઈ ગયાં છે આમ છતાં આજે પણ કચ્છ અને સૌરાષ્ટ્રની જનતાના હૃદયપટ પર મેકણ દાદાનું નામ ટંકોત્કીર્ણવત્ કોતરાયેલું રહ્યું છે. કચ્છના રણને કાંઠે આવેલા ધ્રંગ ગામની ગોદમાં જીવંત સમાધિ ધારણ કરનાર શૂરવીર સંત મહાત્મા મેકણના અનેરા આત્મવિસર્જનને કોઈ કદી પણ વિસરી શકે તેમ નથી.

જીવતાં જાગતાં ધરતી માતાના પેટમાં ધરબાઈ જનાર આ ભક્તમંડળમાં એક હરિજન ભક્ત પણ હતા. હરિજનો તરફ જ્યારે ચારે તરફથી તિરસ્કાર વરસી રહ્યો હતો એવા સમયમાં મેકણ દાદાના અંતરમાં આ હરિજનોનું સ્થાન ક્યાં હતુ તે એમના નીચેના શબ્દોથી સમજી શકાશે–

કેં કે વલિયું, કોરીયું કેં કે વલા વેઢ,
વૃસેં કના વલા મૂ કે ઢ.ઢી ને ભ્યા ઢેઢ

કોઈને કોરીઓ–લક્ષ્મી વહાલી છે અને કોઈને વેઢ–વીંટી જેવાં ઘરેણાં વહાલાં છે. પણ મને તો ઢાઢી અને ઢેઢ એવા હરિજનો વહાલા કરતાં પણ વહાલા છે.

મેકણ દાદાનો જન્મ વિક્રમની અઢારમી સદીની પહેલી પચ્ચીસીના અંતમાં કચ્છના નાની ખોભડી ગ્રામે ભટ્ટી હરઘોળજીને ત્યાં થયો હતો. આ બાલ પુત્રનું નામ મેકોજી રાખવામાં આવ્યું હતું. એનાં માતુશ્રીનું નામ પાબાંબા હતું. મેકાજી પર માતા–પિતા ઉભયને અતિ હેત હતું. મેકાજી એક સામાન્ય બાળકની માફક ઊછર્યા હતા. બાળપણમાં એમનામાં કંઈ અસાધારણ તત્વની ચમક જોવામાં આવી ન હતી.

એ સમયની સંપત્તિ પશુધનમાં જ સમાઈ જતી. હરઘોળજી ભટ્ટીને ત્યાં પશુધન પુષ્કળ પ્રમાણમાં હતું. મેકાજીની ઉંમર જ્યારે દશ બાર વરસની થઈ ત્યારે તેમને વાછરડાં ચારવાનું કામ સોંપવામાં આવ્યું. એમનો સ્વભાવ એકધ્યાની હોવાથી રાત દિવસ એ જ કાર્યમાં મગ્ન રહેતા હતા. વન–વગડામાં લહેરથી ફરવું, જંગલના જીવનનો આનંદ માણવો અને ગૌમાતાનાં બાળકો–વાછરડાંને પ્રેમપૂર્વક ચારવાં એ જ એમના બાલ્યજીવનનો કાર્યક્રમ હતો.

ભટ્ટી હરઘોળજી એક જાગીરદાર જેવા હતા. પોતાના રહેણાંકની જગ્યા ઉથલાવવાનો ઘણા વખતથી વિચાર કરી રહ્યા હતા. આ કારણથી સલાટ અને મજૂરો એમની જૂની જગ્યા તોડવાનું કામ કરી રહ્યા હતા. નવું મકાન ચણવા માટે તેનો પાયો ખોદવાનું કામ ચાલતું હતું. મોટી મોટી કોદાળીઓ વડે મજૂરો જમીન ખોદવા મંડી પડયા હતા.

આ વખત સૌના આશ્ચર્ય વચ્ચે એક અજબ જેવો બનાવ બન્યો. જમીન નીચે એક કૂંડી ઢાંકણાં વડે ઢાંકેલી જોવામાં આવી. આ કૂંડીમાં પતર, પાવડી, તૂંબડી, ખલકો ટોપી, ચાખડી અને ચૂનડી એટલી વસ્તુઓ જાણે તાજી જ મૂકેલી હોય એવી જોવામાં આવી. સૌ વિચારમાં પડી ગયા કે આ તો નવી નવાઈ! હરઘોળજી બોલી ઊઠયા કે આ વસ્તુઓ કોઈ તીર્થવાસીની હોવી જોઈએ. કોઈ સાધુ સંન્યાસીને આપી દેશું એવા વિચારથી આ વસ્તુઓ એક ઠેકાણે ઠીક કરીને ગોઠવવામાં આવી અને ખોદ–કામ ફરીથી ચાલુ કરવામાં આવ્યું.

સાંજ પડી. મેકાજી વાછરડાં ચારીને વળી આવ્યા. એ વખતે આ સામગ્રી પર એમની દૃષ્ટિ પડતાં એમના આખા શરીરે એક ઝણઝણાટી આવી ગઈ. કોઈ જુગજૂના સંસ્કાર જાગી ઊઠ્યા. ત્યાગ અને વૈરાગની ભાવના અચાનક એમના અંતરમાં જાગી ઊઠી.

રાત પડતાં મેકાજીએ આ વસ્તુઓ ઉઠાવી લીધી અને કોઈને કશી જાણ કર્યા વિના છાનામાના ત્યાંથી ચાલી નીકળ્યા. આખી રાત પગ પર કાઢીને વહેલી સવારે માતા આશાપૂરાજીના મહાન ધામ માતાના મઢ ગામે આવી પહોંચ્યા.

એ અરસામાં મઢ ગાદીના અધ્યક્ષ તરીકે કાપડી ગાંગારાજા હતા. મેકાજીએ અહીં આવતાંવેંત ગાંગારાજાનાં ચરણોમાં મસ્તક ઝુકાવી દીધું. કાપડી રાજાને અરજ કરી : 'દાદા, મને દીક્ષા આપો !'

આવા એક ઊગતા કિશોરને એનાં માતા–પિતાની રજા લઈ આવવા માટે ગાંગારાજા એને સમજાવવા લાગ્યા.

આ તરફ ખોંભડીમાં મેકાજીને માટે શોધા શોધ ચાલી રહી. રાત પડી. મેકાજી વાળુ સમય સુધી પણ ઘેર આવેલા ન હોવાથી હવે સૌને ચિંતા થવા લાગી. વાછરડાં તો સીમમાંથી વળી આવ્યાં પણ વાછરડાંને વાળનાર આજે ગેબ થઈ ગયો હતો. સાથે સાથે જમીનમાંથી નીકળેલી પેલી સામગ્રી પણ ક્યાંય જોવામાં આવતી ન હતી. મેકાજીની સાથે આ વસ્તુઓ પણ અલોપ થઈ ગઈ એનું કારણ શું ? કંઈ સમજી શકાતું ન હતું.

ભટ્ટી હરઘોળજી પોતાના લાડકવાયા કુંવરને માટે અહીંતહીં ફાંફાં મારી રહ્યાં હતાં ત્યાં એમને સમાચાર મળ્યા કે મેકાજી તો પગપાળા પૂરપાટ માતાજીના મઢને રસ્તે ઊપડ્યા જતા હતા. આ વાત સાંભળી હરઘોળજી ભટ્ટી વળતા દિવસની વહેલી સવારે ઘોડી પર પલાણ માંડી માતાના મઢને રસ્તે ઊપડ્યા.

મેકાજી જ્યારે મઢ જાગીરના કાપડી રાજા પાસે દીક્ષાની યાચના કરી તે જ વખતે હરઘોળજી ત્યાં આવી પહોંચ્યા. મેકાજીને ઘેર ચાલવા માટે આગ્રહ કરવા લાગ્યા.

મેકાજીનો નિશ્ચય તો વજ્રલેપ સમાન હતો. કોઈ પણ સમજાવટ હવે એમને એમના નિશ્ચયમાંથી ચળાવી શકે તેમ ન હતું. એમને સમજાવવાની હર ઘોળજીની બધી કુનેહ–કળા નિષ્ફળ ગઈ. આખરે નિરાશ થઈને હરઘોળજી પાછા ફર્યા.

ત્યારબાદ માતુશ્રી પાળાંબા પણ પુત્રના મનને ફેરવવા માતાને મઢ પહોંચી આવ્યાં. પણ માતા પુત્રને સમજાવી શકે ત્યાર પહેલાં પુત્રે માતાજીને સમજાવી લીધાં. પાળાંબાના મનનું સમાધાન થઈ જતાં મેકાજીને દીક્ષા લેવાની અનુજ્ઞા સાથે આશી-ર્વાદ આપીને ખોંભડીને માર્ગે ચાલતાં થયાં.

માતાજીની આજ્ઞા મળી જતાં મઢ જાગીરના મહંત ગાંગારાજાએ શુભ મુહૂર્ત નિહાળીને મેકાજીને વિધિપૂર્વક ગુરુમંત્ર આપ્યો. ખલકો–ટોપી, પતર–પાવડી વગેરે તેમની પાસે જ રહેવા દેવામાં આવ્યાં કચ્છમાં એમ કહેવાય છે કે ભગવાન રામચન્દ્રજી લંકા પર વિજય મેળવી રાવણને મારી લક્ષ્મણજી સાથે હિંગળાજની યાત્રાએ જતા હતા ત્યારે તેમણે ચાલતા રિવાજ અનુસાર આવો ત્યાગીનો વેશ ધારણ કર્યો હતો પાછા ફરતાં રામચન્દ્રજીએ પોતાના વેશની સામગ્રી જશરાજ કાપડીને અર્પણ કરીને કાપડી વંશની સ્થાપના કરી હતી. લક્ષ્મણજીએ પોતાનો વેશ, ખલકો–ટોપી વગેરે જમીનમાં ભંડારી દીધાં હરઘોળજીના ઘરના પાયામાંથી નીકળેલી વસ્તુઓ એ જ હતી. મેકણજીને લક્ષ્મણ જતીનો અવતાર માનવામાં આવે છે.

૨

મઢજાગીરના મહંત કાપડી ગાંગારાજા પાસે ગુરુમંત્ર ગ્રહણ કરીને મેકાજી, માતા આશાપૂરાજીની સેવા–પૂજામાં લાગી ગયા. કેટલોક વખત આમ પસાર થઈ ગયો.

અહીં કાપડી રાજના કેટલાક શિષ્યોની વૃત્તિ અને પ્રવૃત્તિથી મેકણજીને કંટાળો આવવા લાગ્યો. વનના વિહારી સિંહ જેવું એમનું માનસ આ બંદીખાનામાં પુરાઈ રહેવા સરજાયું ન હતું. એમનું મન અહીંથી 'ઊડું ઊડું' કરી રહ્યું હતું. એ જ અરસામાં એક નવીન ઘટના ઘટી.

ગાંગારાજા પાસે બે ફિમદા ઓલાદની ઘોડીઓ હતી. આખા કચ્છમાં આ ઘોડીઓ પ્રખ્યાત હતી. એમની ખ્યાતિ કંથકોટના કોળીઓને કાને આવતાં બે કોળીઓ રાતોરાત આ ઘોડીઓને ઉઠાવી ગયા. ઘોડીઓ ચોરાઈ જતાં ગાંગારાજા ઉદાસ થઈ ગયા.

ગુરુદેવની ઉદાસી દૂર કરવા મેકણજી પોતે ઘોડીઓની શોધમાં ઊપડી નીકળ્યા.

ઘણા પરિશ્રમ પછી કંથકોટમાંથી ઘોડીઓને શોધી કાઢીને ગુરુદેવને મોકલી આપી પણ પોતે ત્યાંથી પાછા ફરવાને બદલે ગિરનાર ઊપડી ગયા.

ગિરનાર આજે પણ યોગીઓ અને તપસ્વીઓનું ધામ મનાય છે. મેકણ દાદા અહીં આવીને ગિરનારની ગોદમાં સમાઈ ગયા. ખાનપાન વગેરેની ઝાઝી પરવા કર્યા વિના છ માસ સુધી ગિરનારની એક ગુફામાં ઉગ્ર તપસ્યા આદરી અખંડ સાધના માટે બેસી ગયા.

છ માસ પૂરા થતાં ગુરુ દત્તાત્રેયની ટૂંક પર પહોંચી ગયા. અહીં એક કાવડ બેકાર પડી હતી. ગુરુ દત્તાત્રેયની જાણે આજ્ઞા મળી હોય તેમ મેકણજીએ આ કાવડ પોતાના ખભા પર લઈ લીધી અને દત્તાત્રેયજીનાં પગલાંને વંદન કરી નીચે ઊતરી આવ્યા. જૂનાગઢ આવીને ગામમાં કાવડ ફેરવવા મંડી પડયા.

એ વખતે જૂનાગઢના અખાડામાં એક મહંત રહેતા હતા. ગામની ભીખ એમણે બાંધી લીધેલી હોવાથી એમના સિવાય ગામમાં કાવડ ફેરવવાની કોઈને છૂટ ન હતી. મેકણજીને કાવડ ફેરવતાં જાણી મહંતે એમને બોલાવી લીધા પૂછ્યું : "સાધુ મહારાજ, ક્યાંથી આવો છો?" દાદા બોલ્યા :

'આયાં તો ગિરનારથી, અસલ વતન કચ્છ.'

'હવે બરાબર! તમે દૂરના છો એટલે તમને ખબર ન હોવાથી અહીં કાવડ ફેરવો છો, પણ જૂનાગઢની ભીખ અમે બાંધી લીધેલી હોવાથી બીજા કોઈને એ અધિકાર નથી'.

'પણ મહંતજી, મારી કાવડ તો ગુરુ દત્તાત્રેયની દીધેલી છે. એ અટકે તેમ નથી'.

'ત્યારે એમ કરો, તમે અહીં અખાડામાં રહી જાઓ. ખાનપાનની વ્યવસ્થા અહીં થઈ જશે' મહંતે મેકણજીને નવો માર્ગ બતાવતાં કહ્યું.

'બાપજી, તમે મને તો ખવડાવશો પણ મારી કાવડ ભૂખી રહેશે તેનું કેમ?'

મેકણજીના આ શબ્દોથી મહંત સમજી ગયા કે આ તો કો સિદ્ધિશાળી પુરુષ છે, અને એમને જૂનાગઢમાં કાવડ ફેરવવાની રજા મળી ગઈ. ત્યારથી મેકણદાદાને 'મેકણ કાવડિયા' ની છાપ લાગી ગઈ.

મેકણદાદા એમની કાવડને કામધેનુ કહેતા કાવડને ખભે ચડાવી ભિક્ષા માગી આવતા અને ભૂખ્યાને ભોજન આપવામાં એનો ઉપયોગ કરતા.

મેકણદાદાએ પહેલી બાર વરસની ધૂણી ભીલખામાં નાખી. બાર વરસની અવધિ પૂરી થતાં હરદ્વાર ઊપડી ગયા. આખા હિમાલય પર ફરી વળ્યા.

કેટલોક સમય હિમાલયમાં ગાળી કચ્છ આવ્યા. બીજી બાર વરસની ધૂણી કચ્છ વાગડના જંગી ગામમાં, ત્રીજી ધૂણી લોડાઈમાં અને ત્યાર પછી ધૂણીનું આસન એમણે રણને કાંઠે આવેલ ધ્રંગ ગામમાં જમાવ્યું.

૧૩

એ અરસામાં ધ્રંગથી થોડે દૂર આવેલા લોડાઈ ગામમાં સાજન નામે એક ધર્મપ્રેમી કુંભાર રહેતો હતો. કુંભાર સુખી હતો પણ એને ત્યાં

શેર માટીની ખોટ હતી. પુત્ર-પ્રાપ્તિ માટે તેણે પાણા તેટલા પીર કર્યા હતા પણ એની આશા સફળ થઈ ન હતી. આ સાજન કુંભારની ઘરવાળી એક દિવસ ધ્રંગ ગામે દાદાના અખાડામાં આવી પહોંચી. મેકણદાદાના પગોમાં મસ્તક મૂકી અશ્રુભીની આંખે વિનંતી કરવા લાગી: 'દાદા, દયા કરો, મારે ઘેર પારણું ઝૂલે એવા આશીર્વાદ આપો!'

'પણ બહેન, મારી પાસે કંઈ દીકરા થોડા જ છે?'

'પણ દાદા, આશીર્વાદ તો છે ને?' કુંભારણ બોલી.

'તમે ભગવાનની ભક્તિ કરશો તો ભગવાન તમારું ભલું કરશે!'

દાદાના આ શબ્દોથી રાજી થઈને કુંભારણ વિદાય થઈ. પણ તે દિવસથી સાજન કુંભાર દરરોજ દાદાની ભજનમંડળીમાં હાજરી આપવા લાગ્યો.

હવે થયું એવું કે થોડા વખત પછી કુંભારણ બાઈને બેલડાના બે પુત્રોનો જન્મ થયો. પતિ-પત્નીના આનંદનો પાર રહ્યો નહિ. દીકરા છ મહિનાના થયા ત્યારે આ કુંભારદંપતિ બંને બાળકને લઈને દાદાના આશીર્વાદ માટે ધ્રંગ આવ્યા અને બંને બાળકોને દાદાના પગો પાસે ધરીને કહેવા લાગ્યા: 'દાદા આ તમારી કૃપાનું પરિણામ છે. હવે આજ્ઞા આપો. આપની કોઈ પણ જરૂરિયાત પૂરી કરવા અમે તૈયાર છીએ.'

'અરે, સાજન ભા, અમને ફકીર લોકોને શું જોઈએ? પાથરવાને પૃથ્વી અને ઓઢવાને આકાશ હોય તો અમારે બસ છે.'

'એમ નહિ દાદા, કંઈક તો કહો ને કહો!'

'ત્યારે કહી દઉં પ્રજાપતિ? પણ તું ના તો નહિ કહેને?'

'અરે એ શું બોલ્યા? મારું માથું ખપે તો મારૂં માથું પણ આપનાં ચરણોમાં ધરી દઉં!'

'ત્યારે તારો વહાલો ગધેડો લાલિયો મને આપી દે!'

'દાદા, તમે મોટા મહાત્મા થઈને મારી મશ્કરી શું કરો છો?'

'મશ્કરી નથી કરતો સાજન, મને લાલિયો જોઈએ છે.'

'અરે મને હુકમ કરો, હું તમને એક પાણીદાર ખખલખ ઘોડો લઈ દઉં.'

'ઘોડાની જરૂર નથી ભાઈ, મને આ ગધેડાની જરૂર છે!'

અને બીજે જ દિવસે લાલિયો દાદાના અખાડામાં હાજર થઈ ગયો.

મેકણ દાદા પાસે એક ચતુર કૂતરો હતો. તેનું નામ મોતિયો. હવે લાલિયા અને મોતિયાની જોડી જામી ગઈ.

ઉનાળાની ઋતુમાં કચ્છ અને સિંધ વચ્ચેના રણમાં એવો કાળઝાળ તાપ તપી નીકળે કે એ વખતે મુસાફર પાસે પાણી ન હોય તો ભાગ્યે જ તે રણમાંથી જીવતો નીકળે. આ કારણથી પાણીને અભાવે મરતા મુસાફરોને બચાવી લેવા મેકણ દાદાએ લાલિયા અને મોતિયાની જીવતી પરબની રચના કરી હતી. લાલિયાની પીઠ પર છાલકામાં ઠંડા પાણીનાં માટલાં મૂકવામાં આવતાં. મોતિયો લાલિયાને દોરતો રણના મુસાફરોની શોધમાં નીકળી પડતો. આ રીતે આ બંને મૂક પ્રાણીઓની જોડી માનવ સેવાનું મહાન કાર્ય કરતી.

પાશ્ચાત્ય પ્રદેશમાં સેન્ટ બર્નાર્ડ મઠના કૂતરા બરફમાં દટાઈ ગયેલા મુસાફરોને બહાર કાઢીને તેમને બચાવી લેવાનું જે કાર્ય કરતા એ જ રીતે તપતા રણમાં મરતા મુસાફરોને બચાવી લેવાનું કામ મેકણ દાદાના લાલિયો અને મોતિયો કરતા. આ બે પ્રાણીઓની પ્રશંસા કરતાં દાદા કહેતા—લાલિયો મૂંજો લખણ વંતો, મોતિયો મૂંજો ભા, ધણીયું પુછીયું

ગોરે વિજાં, જે જે પુછ મથા.

અર્થાત્ મારો લાલિયો સુલક્ષણો છે અને મોતિયો તો મારો ભાઈ છે એમના પૂછડા ઉપરથી હું માણસોની મૂછોને પણ ન્યોચ્છાવર કરી દઉં.

૪

વિક્રમ સંવત ૧૭૮૯ની સાલ ચાલતી હતી. આશ્વિન માસ હતો. કૃષ્ણ પક્ષની ચતુર્દશીનો દિવસ હતો. વાર શનિ હતો એ દિવસે એક અપૂર્વ ઘટના ઘટી. મેકણદાદાએ આત્માના કોઈ ઊંડા અવાજની સ્ફુરણાથી એ દિવસ જીવત સમાધિ ધારણ કરવા માટે પસંદ કર્યો હતો

આજે વહેલી સવારથી દાદાનો અખાડો નોબત અને શરણાઈના ગગનભેદી નાદથી ગાજી ઊઠયો હતો. આરતીઓ ઝણઝણી રહી હતી. શંખો ફૂંકાઈ રહ્યા હતા. આજે સેવામૂર્તિ સમા મેકણ દાદા જીવતા જાગતા ધરતી માતાના ઉદરમા સમાઈ જવા માટે તૈયાર થઈ ગયા હતા. એકલા જ નહિ પણ બાર ભક્તોની 'બારઈ' સાથે

આસપાસનાં ગામોની માનવમેદની દાદાના અખાડામા ધસી આવી હતી. સૌના મુખ પર શોક અને દુઃખની કાળી છાયા છવાઈ ગઈ હતી.

દાદાનું મુખ મંડળ આજે વધુ ભવ્ય અને ઓજસ્વી બની ગયેલું દેખાતું હતું. અખાડાના કાર્યકર્તાઓને જુદીજુદી સૂચનાઓ આપી રહ્યા હતા. એમના મુખ સામે નજર કરવાની આજે કોઈ માં હિંમત હતી નહિ. એમના પ્રત્યે મીટ માંડતાં જ લોકોની આંખો વહેવા લાગતી હતી.

ત્યાગમૂર્તિ સમાં માતાજી લીરબાઈ જે જિંદગીભર દાદાની સેવામાં જ ખડે પગે રહ્યાં હતાં તે આજે દાદાની આખરી વિદાય વખતે પણ એમની સાથે માટીમાં મળી જવા તૈયાર થઈ ગયાં હતાં.

દાદાના ગિરનારી દોસ્ત સ્વામી મયાગરજી પણ દાદા સાથેના ગિરનારની ગોદનો સ્નેહ સદાને માટે નિભાવવા આતુર હતા.

સેરૂ વુખના ભુજના સારસ્વત પ્રેમજી ગણપત જેણે ભુજની પોતાની જગ્યા દાદાના અખાડા માટે તુલસી પત્રે અર્પણ કરી હતી તે પોતે પણ આજે દાદાને અર્પણ થઈ જવા ઉત્સુક હતા.

પ્રંગના જાગીરદાર જાડેજા પેથારજીનાં માતુશ્રી પ્રેમાબા, જેમણે 'રામદુહાઈ' આપીને પ્રગમાં રોકી લીધા હતા તે પોતે આજે દાદા સાથે પ્રંગની ભૂમિમાં ભંડારાઈ જવા તૈયાર હતાં.

રાપર હારના રવિ-ભાણ સંપ્રદાયના સાધુ સુંદરદાસજી જે દાદાની સેવામાં જ રહેતા તે ધરતીની અંદર પણ દાદાની સેવા માટે હાજર થઈ ગયા હતા.

ઉપરાંત લોડાઈના સુતાર કાંયડ, લોડાઈના આહિર વીંધો, લોરીઆના જાડા ખીંયરાજી, બૈયાના ઠાકોર મોકાજી, નાગલપુરના કડિયા મિસ્રી કાનજી એ બધાએ દાદાની સાથે ધરતીમા ધરબાઈ જવાનો નિશ્ચય કરી લીધો હતો.

લોડાઈનો હરિજન હીરો પણ દાદાની સેવામાં રહેવા તૈયાર થઈ ગયો હતો.

આ તમામ સંત ભક્તો દાદાની સાથે ધ્રંગની ધરતીમાં સદાને માટે ગરક થઈ જવા જીવનમુક્ત બની ગયા હતા.

તમામ પ્રકારની તૈયારીઓ થઈ ચૂકી. કુમારી કન્યાઓએ આ મૃત્યુંજય વીરોને માથે એમના ભાલ પર કંકુ-ચોખાનાં તિલક કર્યાં. ધરતી માતાના મહેમાન બનનારા આ વીરો અને વીરાંગનાઓએ પોતપોતાના હાથે જ પોતાનાં આખરી વસ્ત્રો ધારણ કરી લીધાં. ઝોળી, ઝંડા, પતર, પાવડી સૌએ પોત પોતાની સાથે લઈ લીધાં. આ સંગાથીઓ સાથે દાદા તૈયાર થયેલી સમાધિઓ સમીપ આવી પહોંચ્યા.

દાદાની મૂર્તિ આજે અદ્ભુત દેખાતી હતી.

બે હાથ ઊંચા કરીને ગંભીર વદને દાદા સૌને આશીર્વાદ આપતા અંતિમ વિદાય લઈ રહ્યા હતા.

સૌથી પહેલાં દાદાના પટ્ટશિષ્ય અરજણ રાજા દાદાનાં ચરણોમાં ઝૂકી પડયા. એમની છાતીના બંધ છૂટી ગયા. આંખોમાંથી વહેતી અશ્રુધારા સાથે એમણે દાદાને અરજ કરી; 'દાદા, હવે અમારું કોણ?

'અરે, પણ હું કયાં મરી જાઉં છું? હું તો જીવતો જ છું અને જીવતો જ જાઉં છું. હું મરતો નથી અને મરવાનો પણ નથી. જીવંત છું અને સદા જીવંત રહેવાનો છું. જ્યારે મને યાદ કરશો ત્યારે હાજર થઈ જઈશ.'

એ વખતે છેલ્લું ભજન ગાઈ લેવા સાધુ સુંદરદાસે એક તારો હાથમાં લીધો.

જી રે વીરા, વહાણુ ખેડા તમે વડા વેપારી રે!

ભજન પૂરું થયું. વૃદ્ધાવસ્થામાં ઊભેલા દાદા સિંહની છલાંગથી પોતાની સમાધિમાં ગોઠવાઈ ગયા. સૌએ પોતપોતાની સમાધિમાં પોતાનું સ્થાન લઈ લીધું.

શંખ ફૂંકાવા લાગ્યા. અબીલગુલાલ ઊડવા લાગ્યા અગર ચંદન અને આશાપુરી ધૂપની વાસથી આખો અખાડો મહેકી ઊઠયો. 'જી નામ'ના ગગનભેદી પોકારોથી વાતાવરણ ગાજી ઊઠયું.

ઉપરથી ધીરે ધીરે સરતી માટી રેતી સમાધિઓમાં પડવા લાગી. લોકહૃદય પર તો જાણે ડુંગર તૂટી પડયા.

થોડીવારમાં તો સૌની ગરદન સુધીનો ભાગ માટી વડે ઢંકાઈ ગયો. માત્ર મસ્તક ખુલ્લાં દેખાતાં હતાં.

દેખાવ અદ્‌ભુત હતો, દુઃખદ હતો, દારુણ હતો. દાદાના મુખમંડળ પર કોઈ અનેરું ઓજસ ફરકી રહ્યું હતું.

સમાધિસ્થ સંતોએ હવે તો માત્ર આંખો વડે જ સૌને આશીર્વાદ આપ્યા. બસ, હવે વિદાય! છેલ્લી વારની વિદાય!

દાદાના મુખમાંથી 'જી નામ'નો છેલ્લો ઉચ્ચાર બહાર પડતાં જ દરેકના માથા પર માટીના ટોપ ગોઠવાઈ ગયા, અને સમાધિઓમાં ગાડાબંધ માટી તૂટી પડી. કચ્છના સંતો પર સદાને માટે ફરી વળી.

ઢોલ. શરણાઈઓ, આરતીઓ સઘળું બંધ પડી ગયું. લોકહૃદયમાંથી એક કારમી ચીસ નીકળી પડી. ગમગીન અને ઘેરી હવા ચારે તરફ ફેલાઈ ગઈ, દાદા ગયા, સદાને માટે ગયા પણ મરીને જીવવાના મંત્રની જ્યોત જનતાના અંતરમાં ઝબકતી મૂકી ગયા.

## દાદાની વાણી

જીયા ત ઝેર મ થીઓ, સકકર થીઆ મૂંજા સેણ,
મરી વેંધા મેકણ ચે. રોંધા ભલે જા વેણ.

– જીવતાં લગી ઝેર જેવા થશો મા! મારા વહાલા! તમે સાકર જેવા થજો! મેકણ કહે છે–સૌને માટે મૃત્યુ છે માત્ર ભાપાનાં વચનો રહી જવાનાં છે.

મૂં જે મન જાયું ગાલિયું, જેડયું સમધર લહરિયું,
હિકડયું પે.ત્યું તડ મથે, ત બઇયું ઉપટંઇયું

–મારા મનની વાતો સમુદ્રની લહેરો જેવી છે. એક કિનારા પર પહોંચે છે ત્યાં બીજી ઊપડી હોય છે.

મોતી મંગેઆ ન ડીજે, ભર ચડે કિટ,
જડે જડે પારખુ, ઉઘાડી જે હટ.

–મોતી જેવા તેવા માગનારને દેવાય નહિ. ભલે તેના પર કાટ ચડી જાય! જ્યારે તેના પારખનાર મળે ત્યારે જ હાટડી ખોલવી જોઈએ.

હિકડા હલ્યા, બ્યા હરંધા ગ્યા ભરે વિઠા ભા',
મેં કો ચેાે; માડુઆ, પાંપણ ઉની જી હા'.

–એક ચાલ્યા ગયા, બીજા હવે ચાલશે, ત્રીજા ભાર ભરીને બેઠા છે મેકણ કહે છે–બંધુઓ, આપણે બધા એમની હારમાં છીએ.

ખેંઘલ ખુટા, મેડીંઘલ સુઠા,
વો કુંઠ જી વાટ મેં, ડીંઘલ ડિઠા

– ખાનારા ખૂટી ગયા, સંઘરો કરનારા તો મૂઆ! મેકણ કહે છે વૈકુંઠને રસ્તે તો જે સૌને દેતા રહ્યા છે તેમને જ મેં દીઠા.

# "ખાંડા ધારે ખેલ"

ખોડીદાસ ભા. પરમાર

લોકકથાનું હાર્દસ્વરૂપ, ભારતીય લોકકથા પરંપરાના મૂળ તત્વની ભરમાર, નિયામકનો ન્યાય અને સૌરાષ્ટ્રીય સંતપરંપરાના ધર્મકર્મનો નીચોડ મને શ્રી જયમલ્લભાઈ પરમારકૃત લોકકથા "ખાંડા ધારે ખેલ"માં દર્શિત થાય છે.

દલડીમાં પ્રજાપત-કુંભાર ઢાંગો ભગત રહે છે. માટલા, ચલમું બનાવતા ઢાંગા ભગતને અલીકની લે લાગી ગયેલી છે.

તો વણુથલીમાં વણુવીર ભગત હતા ઢાંગો અને વણુવીર બંને ભાઈબંધ. એકવાર ઢાંગો ભગત વણુવીરને મળવા વણુથલી આવ્યા, પણ "વણુવીર ઘરે નથી" એમ કહી વણુવીરના વહુએ તેમને વળાવી દીધા. ઢાંગા ભગતને આ બહુ જ માઠું લાગ્યું અને વણુવીરને સંદેશો કહેવરાવ્યો, "વણુવીર ભા, તમારું ખોરડું મોટું પણ માંયલી થાંભલી બહલ ?"

વણુવીરે કાઠિયાણીને રજા આપી. નવી વહુ લાવ્યા અને ત્યારે ઢાગાને કહેવરાવ્યું "થાંભલી બદલાવી છે, ઝૂંપડી જોઈ જજો ?"

ફરીવાર ઢાંગો ભગત આવ્યો, ત્યારેય વણુવીર ઘરે નહિ વણુવીરની નવી ઘરવાળીએ ઢાગાને અછો અછો વાનાં કર્યાં અને રાત્રે ભગતને ઓછુ ન આવે તેથી પડખોપડખ ખાટલો ઢાળીને સૂતી.

જુવાન કાઠિયાણી પડખે સૂતેલી, એમાં નિદ્રામાં પોઢેલા ઢાંગાનો હાથ વણુવીરની ઘરવાળીની છાતી માથે જઈ પડયો. ઢાગો જાગતાં ભાન આવ્યું કે પોતાનો હાથ તો વણુવીરની ઘરવાળી માથે પડયો હતો. તે હાથ કાપી, વણુવીરને ઘેર મૂકીને કેતા ગયા, "ભગત, તમે ઘીરે નો'તા, પણ તમારા ચોરને તો તમારે ઘેર જ રાખતો આવ્યો છું"

ભારતીય કથા-વાર્તાની મધ્યકાલીન પ્રણાલિમાં એક રૂઢ રૂપ-એવું છે કે વાર્તા-કથામાં અંતે સદ્પક્ષે ન્યાય-અસદ્ પક્ષે શિક્ષા. એ રીતનો ન્યાય-શિક્ષા આ કૃતિના અંતે છે.

"ખાંડાધારે ખેલ"માં પ્રથમ ઘટના છે-વણુવીર ભગત ઘેર નથી ત્યારે તેના કુંભાર મિત્ર ઢાંગા ભગત વણુથલી આવે છે. વણુવીર કે ઢાંગો આમ તો કદીય મળ્યા નથી. આ અજાણ્યા ઢાંગાને વણુવીરની 'જૂની' ઘરવાળી કહે-"ભગત, ભગત કહીને આવા તો કેક આવ્યા કરે," બબડીને કહે "ભગત ઘીરે નથી જાઓ" આમ બાઈએ પરખાવી દીધું.

ત્યારે ઢાંગો ભગત જે દિલથી ભગત છે! તે વણુવીરની ઘરવાળીનો વાંક દેખી, ભગતને ચાડી કરે છે, "વણુવીર ભા! ખોરડું ઘણુય મોટું પણ થાંભલી સાવ બહલ જોઈ!" અને આ સંદેશો સાંભળી વણુવીર પોતાની ઘરવાળી-જે એક દીકરીની જણેતા છે, તેને ઊભાઊભ કાઢી મૂકે છે. વાંક એટલો જ કે ઢાંગા ભગતને તેણે ઘર-આંશરો-ઉતારો ન દીધો.

આ કથામાં બે ભક્તો, એક ઘરનારી-એમ ત્રણ જણાની અહમ્ વૃત્તિ ઘવાય છે. સૌ પ્રથમ વણુવીરની પ્રથમ ઘરવાળી જે ઘરમાં એકલી છે, અજાણ્યો માણસ આવે છે, ઘરે નથી-તેવી, અજાણ્યાને ના પાડે છે. નારી સ્વભાવ-આળસ સહજ આ સ્ત્રીને આવેલને ટીપી ટાચીને દેવું પડે તેથી સીધો વળાવે છે. તેમાં તેનો વાંક શું? કયો ગુનો?

ઢાંગો ભગત જાતિના પરજાપત હતા, તેવી ઊંડું વિચારી ન શકયા અને જે વણુવીરને તેઓ કદી મળ્યા નથી, (જો કે ભગતીથી બંને નજદીક આવ્યા હશે) તો વણુવીરની ઘરવાળી તો તેને ઓળખે કેમ! વળી પોતાની સાથે તો બાલકા હતા તેથી તે બાઈ ના જ પાડેને! આ ભગત વણુવીરની ઘરવાળીએ તેને આશરો ન આપ્યો તેથી તેનો અહમ ઘવાયો અને

ચાડી ખાધી કે "થાંભલી નબળી." જો ખરેખર ભક્ત હોત, માનવી માનવી પ્રત્યે તેને માયા હોત, તો તે આવી ચાડી ન ખાત, અહીં ઢાંગાની ભૂલ અને ભક્તિની કચાશ તેમજ તેના દૂધની પણ ઓળખ થાય છે.

વણવીર પણ ભગત ખરો, પણ હજી તેના મનમાં પોતે ભગત છે, બીજા કરતાં ઊંચો અને મનમાં ઊંડે ઊંડે પણ રૂપ-નારી તરફ અજાગરુક રીતની લાલસા હશે તેવું લાગે છે, તેથી પોતાની જૂની ઘરવાળી –એક છોકરીની જનેતાને એક કુંભાર ભગતના વચને વળાવી દે છે. (આ જૂની ઘરવાળીનો એવો કયો વાંક વળી ગયો હતો ?)

આમ આ પ્રથમ ઘટનામાં વણવીર તાત્કાલિક પગલું લઈ, ઢાંગાભગતે એક ઘરનારીનું ઘર ભંગાવ્યું તેનું, જૂની ઘરવાળીએ આંગણે આવેલને જાકારો દઈ કાઢયો તેથી ત્રણેયને સહન કરવું પડે છે. (એક વણવીરને તો રૂપાળી હીરના ફેલ જેવી નવી ઘરવાળી મળે છે).

બીજો બનાવ પણ પ્રથમ ઘટના જેવો છે. ફરીવાર ઢાંગો ભગત વણવીરને ઘેર આવે છે, આ ટાણેય વણવીર ઘેર નથી પણ તેની નવી ઘરવાળી ઢાંગાને મીઠો આવકારો આપીને ઘરમાં રાત રાખે છે.

આ બનાવમાં નવી ઘરવાળીને ચેતના છે કે આ ઢાંગા ભગતે જ મારી આગલી બહેનને ઘર છોડાવ્યું છે. તો તેની પૂરેપૂરી સરભરા કરવી. વળી કાઠિયાણી કોડાડાહી છે, ભગતીમાં પણ સાચી રીતે રંગાએલી છે, અને યૌવન અને રૂપે નીતરતી બાઈમાં ભાવ અને ભક્તિ સાથે છે.

ઢાંગો આવી ભાવ-ભગતીવાળી બાઈને જોઈને હરખાય છે, પણ તેના મનમાં ઊંડે ઊંડે કાંઈક સળવળાટ પણ થાય છે. ભક્તિ થોડીક ઝાંખી લાગે છે. પોતાની ઘરવાળીય કામેકાજે હરવાળેલી અને જરાક જાડીમોટી હશે તેથી ઢાંગાને મનોમન થાય છે કે "ઘરમાંય આટલો આદર પામતાં નથી. આ વણવીરને ઘેર તો ભા, નવતર ભાળ્યું ?" આમ મનમાં આ રૂપાળી કાઠિયાણીને જોઈને સળવાટ થાય છે. અહીં પણ ઢાંગાની ભક્તિ ઓછી ઊતરે છે તેનું ધ્યાન પણ વણવીરની જેમ રૂપાળી-ભાવવાળી સ્ત્રી તરફ જાણે અજાણે ખેંચાય છે.

ઢાંગા ભગતની મીઠી નજર અને મનમાં ચાલતી ગડમથલનો તાગ નવી કાઠિયાણીને આવી જાય છે. પતિના ભગત ભેરુને નાણવા આ સ્ત્રી મનોમન નક્કી કરી નાખે છે, પણ તેની અણસાર પોતાના મનનેય કળાવા દેતી નથી તો ઢાંગો તો ક્યાંથી જાણે? એ તો નવી કાઠિયાણીના રૂપ અને કુરત વીંઝણાની મીઠપમાં જ મોહી ગયો છે.

અંતે રાત-કાળનો બાપ કોણ ? તો કે એકાંત–આમ એકાંતે ઢાંગા ભગતને એકલું-મિત્ર વગર અણોહરું ન લાગે તેથી મિત્રની જેમજ મિત્ર પત્ની - તેમની બાજુમાં પાટલો ઢાળીને સૂએ છે. (અહીં નવી ઘરવાળી ઢાંગા ભગતની ભક્તિને જાણે કે તાવી રહી છે !) બાઈને તો મનમાં નિશ્ચિંત છે, પણ ઢાંગાના મનમાં ઊંડે ઊંડેય આ બાઈ પ્રત્યે અજાગરુક રીતે ખેંચાણ છે, તેથી જ તેનો હાથ પડખેના ખાટલામાં સૂતેલી બાઈના સ્તન ઉપર પડે છે ને ? સ્પર્શથી પોતે જાગે છે, બાઈ સૂતી જ છે. (તેના મનમાં મેલ નથી પણ ઢાંગાનો ખેલ ઢાંગાને જ ખટકે છે) તેથી જાગેલો ઢાંગો બંને બાજુથી જાગી ઊઠે છે, શારીરિક રીતે અને ભક્તિભાવથી માનસિક રીતે, તેને આ હાથ પડયાનું કૃત્ય ખટકે છે, તેથી હાથ કાપી, મૂકીને છાનોમાનો ઘરમાંથી નીકળી જાય છે "વણવીર ભગત ! તમે તો ધીરે નોતા પણ તમારા ચોરને ધીરે સોંપતો આવ્યો છું"

આ લોકકથામાં સૂક્ષ્મ રીતે ભક્તજીવન અને માનસની સાચી તાવણીનું અહીં દર્શન છે. ભારતીય કથામાં એક જ ઘટના બે વાર બને. પ્રથમમાં કારણ રૂપ ઘટના બને પછી તે ઘટનાનો બીજો બનાવ બને તેમાં સાચી વસ્તુનું સમીકરણ અને સાચાને ન્યાય, જૂઠાને શિક્ષા થાય તે પરંપરા પણ અહીં જળવાઈ છે. અંતે બીજા બનાવમાં વસ્તુ-કથનનો ઘટસ્ફોટ પણ થઈ જાય છે.

ઢાંગાને પોતાના મનમાં રહેલી ઊંડી પણ અજાગરૂક વાસના માટે હાથ કાપવાની શિક્ષા, (તેનું કારણ તો નિર્દોષ કાઠિયાણી જે એક દીકરીની જનેતા હતી તેને કાઢવી તેનું પણ પ્રાશક તો હોય જ ને!) વણઝાર જેવા આદમીએ અંતરમાં રહેલી નબળાઈએ નવી વહુ, મારા ઘરનો વહેવાર સાચવે તેવી લાવુ, અને તેના મનમાંય નવી સ્ત્રી માટેની ઝંખના જ તો છે! (સોક્રેટીસે ગમે તેવી કંકાસીયણ સ્ત્રીને પણ પત્ની તરીકે ક્યાં નહોતી રાખી?) આ નવી આવી તેના કારણે જ ભક્તનું લોહી તેના આંગણે છંટાણું આથી ભગતને મોટું દુઃખ બીજું કયું હોઈ શકે?

તો નવીએ બંને ભક્ત મિત્રોને તાવીને સાચી ભક્તિ શું? તેનો સાચો ખ્યાલ આપ્યો. આમ સૌ પ્રકૃતિરુપ છે. પુરુષ કરતા એક ડગલું આગળ છે.

'ખાંડા ધારે બેલ'માં સુંદર કથાવસ્તુ, મનોહર લયકારી વસ્તુનો વૈભવ, સચોટ બોલીવાળા સંવાદો અને એ ઘટના–બનાવનું સમતોલન રૂપે આલેખન અને તેમાંથી લોકકથાનું હાર્દ રજૂ કરનાર આ લોકકથા ઘણી ઉત્તમ છે. શીર્ષક વાર્તાના વસ્તુને બરોબર બંધ બેસતું અને અંત પણ નવલિકા જેવો અચાનક અને ઢાંગા ભગતના હૃદયમાં તેજનો ઝબકારો કરી સાચી ભગતાઈ શી? તેનો નમેરો ખ્યાલ કરાવી દે. પરંપરા સ્વરૂપની આ બળકટ અને ઉત્તમ કૃતિ છે.

*

અનુ. પૃ. ૧૯૭થી ચાલુ]

સુયા ફૂટવાના શરૂ થાય અને વરસાદ થાય કે જો આપણે એન. એ. એ. અને જીબ્રેલીક એસીડનો છંટકાવ શરૂ કરી દઈએ તો અત્યાર સુધી છોડ વધતો અટકી ગયો હતો તે વધવા માંડશે, અને સાથોસાથ સુયા પણ વધુ પ્રમાણમાં મળશે જેથી બેસણી વધશે અને મગફળીના દાણા પણ મોટા થશે. તમે પૂછશો કે આવા એન. એ. એ. અને જીબ્રેલીક એસીડના કેટલા છંટકાવ કરવા જોઈએ? અઠવાડિયાથી દશ દિવસના અંતરે તમો જેટલો વધુ છંટકાવ (સ્પ્રે) કરી શકો તેટલો વધુ ફાયદો મળશે.

પ્રમાણ શું રાખીશું? સાયકોસેલ ૨૫૦ પી. પી એમ.થી વધુ જોઈએ. જેના અખતરા કરવા જોઈએ પરંતુ ૧૦ લીટર પાણીમાં તેની નાની શીશીનું ઢાંકણું આ કામ આપશે એટલે ૫ થી ૬ મીલીલીટર જોઈએ.

એન. એ. એ. ૧૦ પી. પી. એમ. ચાલશે એટલે કે ૧૦ લીટરમાં ૨ મીલીલીટર હોય તો ૧૦ પી. પી. એમ થાય તેથી ૨॥ મીલીલીટર હશે તો ચાલશે, એટલે કે ૧૦ લીટરમાં તેની નાની શીશીનું એક ઢાંકણું ચાલશે એન. એ. એ. વધુ પડે તોપણ કાંઈ વાંધો નહીં.

જીબ્રેલીક એસીડનું પ્રમાણ વધુ હોય તો છોડને બાળે પણ ખરું. તેથી તેને છાંટીને જોવું જોઈએ. ૧૦ પી. પી. એમ. નું પ્રમાણ બરોબર ચાલશે એટલે કે ૧૦૦ લીટર પાણીમાં ૧ ગ્રામ નખાય.

એકવાર આ પ્રયોગ સારાં પરિણામો આપતો દેખાય તો આ ત્રણેય હોર્મોન્સના પ્રમાણ અંગે વધુ અભ્યાસ કરી શકાય. તમે ઉનાળુ ખેતી કરો ત્યારે પણ અખતરો ગોઠવી શકો, જે ચોમાસામાં મોટા પ્રમાણમાં વાપરી શકાય.

તમને આ બધી વાત શરૂઆતમાં અજાયબી જેવી લાગશે, કારણકે આ પ્રકારની ખેતી તમારામાંથી મોટા ભાગનાએ જોઈ નથી. પરંતુ જર્મનીમાં અડધાથી વધુ ઘઉંમાં સાયકોસેલ છટાય છે. દુનિયામાં ઘણી જગ્યાએ શેરડીમાંથી વધુ ખાંડ મળે તે માટે હોર્મોન્સના સફળ અખતરા થયા છે. રબર વધુ મળે તે માટે હોર્મોન્સના છંટકાવો થઈ રહ્યા છે. આ તો થઈ પરદેશની વાત; પરંતુ ઘર–આંગણે અમારે ત્યાં પણ બોરની ખેતીમાં હોર્મોન્સ છાંટી અમે નોંધપાત્ર સફળતા મેળવી શકયા છીએ.

તમારા અખતરાનાં પરિણામો મને જરૂર જણાવશો કારણ કે આ તો નૂતન અભિગમ છે, તેમા જેટલા વધુ જોડાશું તેટલા સારાં પરિણામો લાવી શકીશું.

# મોસ્કોના નિરીક્ષણનો મનભર આનંદ

(રશિયા-દર્શન : હપ્તો પાંચમો)

ગોરધનભાઇ શંભુભાઇ પટેલ

તા. ૨૩-૧૦-'૭૩

આજે રવિવાર થયો. મોસ્કોમાં રહેતા અમદાવાદના એક સ્નેહી ડૉ. ઠાકર સવારે અમારી હોટલ ઉપર આવ્યા. અમે આજનો આખો દિવસ તેમની સાથે મોસ્કોમાં ફરવાનું નક્કી કર્યું. એક ટેક્સી ભાડે કરીને અમે મોસ્કોમાં ફરવા નીકળ્યા.

રેડ સ્કવેર થઈ મોસ્કોના વિશાળ રસ્તાઓ અને ભવ્ય મહોલ્લાઓ પસાર કરતાં કરતાં અમે મોસક્વા નદીના કિનારે ચાલ્યા. અહીં પણ આપણા શ્રીનગરની જેમ બોટમાં ફરતું રેસ્ટોરાં હોય છે. આવા એક રેસ્ટોરાંની મુલાકાત લઈને અમે આગળ ચાલ્યા. રસ્તામાં એક સરકસનું વિશાળ મકાન જોયું. મોસ્કોમાં કાયમ બે સરકસો ચાલતાં હોય છે અને તેને માટે તંબુ નહીં, પણ પાકા વિશાળ મકાનો બાંધેલાં હોય છે. રશિયાનાં ઘણાં મોટાં શહેરોમાં સરકસ, નાટકો, ઓરકેસ્ટ્રા વગેરે લગભગ કાયમ ચાલુ જ હોય છે. પ્રજા કલા અને મનોરંજનપ્રિય છે. સરકસમાં મહિના પહેલાં અને થિયેટરમાં મહિનાઓ પહેલા બૂકીંગ થઈ ગયા હોય છે. બોલ્શેવીક થિયેટરમાં તો છ-છ મહિના પહેલાંથી ટિકિટોના બુકીંગ થઈ જાય છે.

આ વિશાળ મકાન જોઈને અમે લેનીન હીલ ઉપર ગયા, લેનીન હીલ ઉપર ફરી મોસ્કોના વિહંગ-દર્શન કરીને અમે મોસ્કોની વચ્ચે આવેલા એક નાનકડા ગામમાં ગયા. મોસ્કો ૮૮૫ ચોરસ કિલોમીટરમાં પથરાયેલું શહેર છે. તેનો અરધા કરતાં પણ વધારે વિસ્તાર વૃક્ષો અને બગીચાઓથી છવાયેલો છે. આ ગામડું આપણા ગામડાં જેવું જ હતું, મોસ્કોનાં વિશાળ મકાનો જોયા પછી અહીંનાં મકાનો સાવ નાનાં કૂબા જેવાં લાગ્યાં. દરેકના ઘરમાં પાણીના નળ નહોતા એટલે બે સ્ટેન્ડ-પોસ્ટ ઉપરથી પાણી ભરતા હતા. મોસ્કો સતત વધતું જતું શહેર હોવાથી એક જમાનામાં આ બધા ગામડાં જે મોસ્કોની બહાર હશે તે અત્યારે મોસ્કોની વચ્ચે આવી ગયાં છે. ગામડાંનાં કેટલાંક ઘરો હજી ખાનગી માલિકીના છે. થોડા સમયમાં આ ગામોનાં જૂનાં મકાનોની જગ્યાએ નવી ઈમારતો-ફ્લેટ્સ બંધાશે અને તેમાં આ લોકોને રહેવાની સગવડ મળશે.

આ જગ્યાએ વિશાળ મકાનોની વસાહત થવાની છે તેની પ્રાથમિક તૈયારી રૂપે અત્યારથી જ અહીં ભૂગર્ભ રેલ્વે, વીજળીની લાઈન, પાણીની પાઈપો વગેરે પદ્ધતિસર નાખવામાં આવી રહ્યા છે. જે વિસ્તારને વિકસાવવાનો હોય ત્યાં આ સગવડો પ્રથમ આવે છે. પછી શાળા, દવાખાના, દુકાનો વગેરે બંધાય છે અને ત્યાર બાદ રહેણાંકનાં મકાનો બંધાય છે, જેથી તેમાં રહેવા આવનારને સહેજ પણ મુશ્કેલી ન પડે.

અહીંથી આગળ ચાલ્યા, રસ્તામાં 'આર્ક ઓફ વિકટરી'-વિજય કમાન આવી, વિશાળ રસ્તાની વચ્ચે આ એક દરવાજો છે. ઈતિહાસ પ્રમાણે આ રસ્તેથી નેપોલિયન મોસ્કોમાં પ્રવેશેલો અને આ રસ્તેથી તેને પાછા ફરવું પડેલું.

'આર્ક ઓફ વિકટરી' જોઈને અમે 'બરોડી-પેનોરમા' જોવા ગયા. આ એક ગોળાકાર વિશાળ મકાન છે તેની બાજુમાં જનરલ કુટુસોફનું અશ્વારૂઢ પૂતળું છે. નેપોલીઅને જ્યારે ઈ. સ. ૧૮૧૨ માં રશિયા ઉપર ચડાઈ કરી ત્યારે રશિયન લશ્કરનો સેનાપતિ કુટુસોફ હતો. તેની વ્યૂહરચનાએ અને રશિયાના કાતીલ શિયાળાએ નેપોલીઅનને રશિયા છોડી જવાની ફરજ પાડી. કુટુસોફ અને નેપોલીઅન વચ્ચે મોસ્કોથી થોડે દૂર આ બોરોડીનો નામના સ્થળે ભયંકર લડાઈ થઈ હતી આ લડાઈનાં દૃશ્યો 'બોરોડીન-પેનોરમા'માં બતાવવામાં આવ્યાં છે. આ

સ્થળની મુલાકાતે રોજના હજારો પ્રેક્ષકો આવે છે. અમે જ્યારે અમે પહોંચ્યા ત્યારે પણ લોકોની લાંબી લાઈન શિસ્તબદ્ધ ઊભી હતી. અમે દરવાજા ઉપરના સંત્રીને કહ્યું કે અમે ભારતથી આવીએ છીએ. અને વિશ્વશાંતિ પરિષદના ડેલીગેટો છીએ. આટલું જણાવ્યા પછી તરત જ સંત્રીએ અમને અંદર જવા દીધા.

અંદર પ્રવેશ્યા પછી જોયું તો પેનોરમાના નીચેના ભાગમાં બોરોડીના સંગ્રામની કેટલીક માહિતીપ્રદ છબીઓ મૂકવામાં આવી છે. આ છબીઓ ધ્યાનથી જોઈ અમે ઉપર ગયા. અહીં ચોતરફ ગોળાકારમાં બોરોડીનો સંગ્રામની આખી લડાઈને એવી રીતે ચીતરવામાં આવી છે કે આપણે દીવાલ ઉપરનું ચિત્ર જોઈએ છીએ તેવું લાગે જ નહીં. જે જગ્યાએ ઊભા રહીને અમે આ ચિત્ર જોતા હતા તે જગ્યા હુબહુ રણભૂમિ જ હોય, તમે રણમેદાનમાં ઊભા હો, તમારી ચોતરફ ઘમસાણ યુદ્ધ ચાલતું હોય, મકાનો બળી રહ્યા હોય તેવો અદ્ભુત આભાસ આ ચિત્ર જોતાં અમે અનુભવ્યો. તદ્દન વાસ્તવિકતાનો જ અનુભવ કરાવતું આ થ્રી ડાઈમેન્શનલ ચિત્રકામ અદ્ભુત છે. જોતાં ધરાઈએ જ નહીં. અહીં રોકાઈને વધારે જોવાનું ખૂબ મન હતું પણ સમયાભાવે અમે કચવાતે મને બહાર નીકળ્યા. બહારથી જનરલ કટુસોફના અશ્વારૂઢ બાવલાનો ફોટો લઈને અમે ન્યુ વર્જીન મોનેસ્ટરી જોવા ગયા.

ન્યુ વર્જીન મોનેસ્ટરી એક પ્રાચીન દેવળ છે. આજે રવિવાર હોવાથી તેમાં ઘણાં લોકો ભક્તિપૂર્વક પ્રાર્થના કરતાં હતાં. અંદરથી આ ભવ્ય અને પ્રાચીન દેવળ જોઈને અમે બહાર નીકળ્યા ત્યારે મેઈનમાં ૩-૪ રશિયન યુવકો ઊભા હતા. તેઓ અંગ્રેજી જાણતા હશે તેમ માનીને મે તેમની સાથે વાત કરી કે રશિયામાં તો લોકો ઈશ્વરને બહુ માનતાં નથી તેમ છતાં આ દેવળમાં ૨૦૦૦ લોકો ભાવનાથી ભગવાનની પ્રાર્થના કરે છે!

યુવકોએ હસતાં હસતાં જણાવ્યું કે આવાં ૧૦-૧૫ દેવળો મોસ્કોમાં છે, જેમાં દર રવિવારે નિયમિત પ્રાર્થનાઓ યોજાય છે એક યુવકે મજામાં કહ્યું પણ ખરું કે ૭૫ લાખની વસ્તીવાળા મોસ્કોમાં ૨૫૦૦૦ ગાંડા લોકો વસતાં હોય તો તેમાં કાંઈ નવાઈ પામવા જેવું નથી!

આ દેવળની બાજુમાં વિશિષ્ટ વ્યક્તિઓ માટેનું એક કબ્રસ્તાન છે. દેશ માટે નોંધપાત્ર કામગીરી બજાવનાર વિશિષ્ટ વ્યક્તિઓને અહીં દફનાવવામાં આવી છે. જેમાં રશિયાના જાણીતા વૈજ્ઞાનિકો અને શિક્ષકો, કલાકારો અને શ્રમજીવીઓ, સૈનિકો અને સંશોધકો, રાજકીય નેતાઓ અને પંડિતો, ઈજનેરો અને ડૉક્ટરો—આમ દરેક ક્ષેત્રમાં નોંધપાત્ર કામગીરી બજાવી નામના મેળવનાર વ્યક્તિઓને અહીં રાજ્ય તરફથી દફનાવવામાં આવે છે. ૮×૬ ફૂટની જગ્યામાં દફન થાય છે. તેની ઉપર ૧ ફૂટ ઊંચો પાકો ઓટલો ચણીને ઉપર આરસ કે ઘસેલા ગ્રેનાઈટના પથ્થરો જડવામાં આવે છે. કબરને એક છેડે આરસ કે ગ્રેનાઈટના ૩-૪ ફૂટ ઊંચા ઓટલા ઉપર તે વ્યક્તિનું બસ્ટ કોતરીને મૂકવામાં આવે છે, આ રીતે આ કબ્રસ્તાનમાં રશિયાની સંખ્યાબંધ નામી વ્યક્તિઓની કબરો તથા અર્ધ પ્રતિમાઓ અમને જોવા મળી.

અહીં એક ખૂણામાં રશિયાના માજી સર્વેસર્વા ક્રુશ્ચેવની કબર પણ અમે જોઈ. હજી સુધી આ કબર કાચી છે—તેની ઉપર આરસ જડવામાં નથી આવ્યો. અર્ધ પ્રતિમાની જગ્યાએ ક્રુશ્ચેવનો ફોટો ત્યાં મૂકવામાં આવ્યો છે, ક્રુશ્ચેવની કાચી કબર અલબત્ત, લીલા પાન અને ફૂલોથી ઢંકાયેલી તો હતી જ. આ કબ્રસ્તાનમાં એક જગ્યાએ રશિયાના મોભાદાર ગણાતા સ્ટાલીનની પત્નીની પાકી કબર પણ આવેલી છે. એકંદરે આ કબ્રસ્તાન આકર્ષક લાગે તેવું છે. આનાથી પણ મોટા માણસોને ક્રેમલીનની દીવાલ પાસે દફનાવવામાં આવે છે. ક્રુશ્ચેવને ત્યાં કેમ ન દફનાવાયા તેનું અમને આશ્ચર્ય થયું.

આટલું જોયું ત્યાં બપોર થવા એથી અમે ટેકસીમાં બેસીને હોટલે આવ્યા. ટેકસીને ભાડું ચૂકવી આપ્યું. અમે સવારે નવથી બપોરના બે સુધી આ

ટેક્સી ભાડે રાખેલી, અહીં તેનો દર કિલોમીટરે ૧૦ કોપેક (૧–૧૦ રૂ.) હોય છે, અને એક ટેકસીમાં ચાર માણસોને બેસાડે છે. અમે પાંચ માણસો હોવાથી બે ટેકસી ન કરવી પડે તે માટે આ ટેકસી ડ્રાઈવર સાથે દોઢું ભાડું ચૂકવવાનું ઠરાવેલું. આમ એક કિલોમીટરે તેને ૧૫ કોપેક લેખે પાંચ કલાકના ૨૫ રૂબલ એટલે કે રૂા. –૨૭૫/– અમે તેને ચૂકવી દીધા. આ રીતે ટેકસી ભાડે કરી તેનું કીલોમીટર દીઠ દોઢું ભાડું આપી રશિયાના નિયમનો અમે ભંગ કર્યો અને અજાણપણે રૂસ્વતખોરી કરી તેનો અમને રંજ થયો. અમે ડૉ. ઠાકરને પૃછ્યું કે કીલોમીટરના ૧૦ કોપેકને બદલે આપણે ૧૫ કોપેક આપ્યા તો ડ્રાઈવર તે સરકારમાં જમા કેવી રીતે કરાવશે ?

ડૉ. ઠાકરે કહ્યું કે ડ્રાઈવર ૧૦ કોપેક લેખે જ ભાડું જમા કરાવશે અને બાકીના પૈસા તે પોતાની પાસે રાખી લેશે.

જમ્યા પછી આરામ કર્યો અને પછી રેડ સ્કવેરમાં આવેલું લેનીન મ્યૂઝિયમ જોવા ગયા. મોસ્કોમાં સવારે ૭II વાગે સૂર્યોદય અને સાંજે પાંચ વાગે સૂર્યાસ્ત થાય છે. આમ અમે પાંચ વાગે બહાર નીકળ્યા ત્યારે સાંજ જેવું થઈ ગયેલું. લેનીન મ્યુઝિયમમાં સમગ્ર માનવઈતિહાસને–વાંદરામાંથી માનવ થયો ત્યાં સુધી બહુ સારી રીતે દર્શાવવામાં આવ્યો છે. પુરાણા કાળથી માંડીને આજ સુધીનાં હથિયારો, વસ્ત્રો, ચીજ–વસ્તુઓ સિક્કાઓ ઈત્યાદિ અનેક ચીજો અહીં બતાવવામાં આવી છે. દરેક વસ્તુની ઉપર રશિયન ભાષામાં લખેલું હતું અને ગાઈડ પણ રશિયન ભાષામાં જ બધું સમજાવતો હતો. એટલે અમે તો ફક્ત ચીજ–વસ્તુઓને જોઈને જ સંતોષ માન્યો.

મ્યુઝિયમ જોઈને સાંજે હોટલ ઉપર આવ્યા. અમને સદ્દભાગ્યે સરકસની ટિકિટો મળી હતી તેથી સરકસ જોવા ગયા. પાકા વિશાળ મકાનમાં આ સરકસ ચાલતું હતું. સરકસના બધા જ ખેલ સુંદર હતા. અંગમરોડના, કસરતના, દોરડા ઉપર ચાલવાનાં તેમ જ પ્રાણીઓમાં ઘોડા, લામા, કૂતરા, શાહમૃગ દરેકના ખેલ મનપસંદ હતા. જાદુના તેમ જ હીપ્નોટીઝમના ખેલ પણ બતાવ્યા. એક નાના પોલા ખોખામાંથી પાંચ–છ ડોલ ભરીને પાણી કાઢયું. આ પાણીમાંથી થોડાક બાઉલ્સ ભર્યા અને તેને કપડાથી ઢાંકીને મૂકયા. કપડું ઉપાડયું ત્યારે બધાજ બાઉલ્સ ગાયબ થઈ ગયેલા! એક ખોખામાં માણસને સૂવાડીને તે ખોખું વેરી નાખ્યું. પણ માણસ જીવતો બહાર નીકળ્યો આવા ઘણા ખેલ અમે જોયા. આ બધા ખેલ દરમ્યાન પ્રકાશનું ફોકસીંગ ખૂબ જ સારી તથા કલાપૂર્ણ રીતે કરવામાં આવતું હતું. આખો શો સારી રીતે જોયા પછી અમે મોડી રાતે હોટલ ઉપર આવીને જમ્યા.

જમતી વખતે એક વિવાદ ઊભો થયો. વિશ્વ શાંતિ પરિષદમાં ભારતથી લગભગ ૩૨ જેટલા સંસદસભ્યો ૪૦ જેટલા ધારાસભ્યો તથા બીજા ઘણા નામાંકિત નાગરિકો મોસ્કોમાં આવ્યા હોવા છતાં ભારતની એલચી કચેરીનો કોઈ માણસ અમને મળવા કે ખબર કાઢવા નહોતો આવ્યો. બીજા દેશોના એલચીઓ તથા તેમના સ્ટાફ હોટલ ઉપર આવતા, જે તે દેશના દરેક પ્રતિનિધિઓને મળતા, તેમની સાથે ભોજન લેતા. જ્યારે આપણા એલચી તો દેખાયા સુદ્ધા ન હતા.

એલચી કચેરીની આ વર્તણૂંક ઉપર પ્રતિનિધિઓ ખૂબ ગુસ્સે ભરાયેલા અને અકરી ટીકા કરતા હતા. સંસદ સભ્ય ભૂપેશ ગુપ્તા અને બીજાઓએ આ ગુસ્સો અહીં વ્યક્ત ન કરવાની સલાહ આપી. તેમ છતાં શ્રી ઝેડ. અહમદ અને અન્યોએ કાલે ભારતીય એલચી અહીં આવે ત્યારે તેને ન મળવાનું તેમ જ તે બોલાવે ત્યારે ન જવાનું જાહેર કર્યું. આ બધા વિવાદ પછી ભોજન પતાવીને અમે રૂમ ઉપર આવ્યાં અને આજના આનંદમાં વીતેલા રવિવારની સ્મૃતિને વાગોળતાં નિદ્રાધીન થયા.

તા:–૨૯–૧૦'૭૩

આજે હવામાન બરફ પડયા વિનાનું રહ્યું.

રેસ્તાઓ ઉપરનો બરફ ઓગળી ગયો હતો. વૃક્ષો પાન વિનાનાં સાવ ઝાંખરાં જેવા લાગતાં હતાં. અહીંના લોકો કહે છે કે મે થી ઓગસ્ટ સુધી આ વૃક્ષો, અને બગીચાઓ અત્યંત આકર્ષક હોય છે. આખું મોસ્કો લીલી વનરાજીથી ભરપૂર રહે છે. અમે મન મનાવ્યું કે લીલી વનરાજી તો ભારતમાં જોવા મળે, પણ આ બરફની ચાદરો આપણે ત્યાં જોવા નથી મળતી તેથી આ દૃશ્યો અમારા માટે આહ્લાદક બની રહ્યાં.

અહીં સામાન્ય રીતે નવેમ્બરના મધ્યમાં બરફ પડવો શરૂ થાય છે. તેને બદલે આ વર્ષે વહેલો પડયો, વહેલો અને વધારે બરફ પડે તેને રશિયનો સારું ચિહ્‌ન ગણે છે. આથી તેમની ખેતી ખૂબ સારી થાય છે તેવી એક માન્યતા છે.

દસેક વાગે અમે મોસ્કોની મોટી ટ્રક ફેકટરી જોવા ગયા. આ ફેકટરીનું નામ તો અત્યારે યાદ નથી રહ્યું. ૧૯૧૬ માં સ્થપાયેલી આ ફેકટરીનો ૧૯૧૭ની ક્રાંતિ પછી લેનીનની પ્રેરણાથી વિકાસ કરવામાં આવ્યો. આ ફેકટરી રશિયામાં ૬ જગ્યાએ પોતાની શાખાઓ ધરાવે છે અને તેમાં વાર્ષિક ૨ લાખ ટ્રકના ઉત્પાદન સાથે ૬૦૦૦ માણસો કામ કરે છે. ક્રિમિયા, બ્લેકસી, સ્મોલેન્કસ વગેરે જગ્યાએ તેની શાખાઓ આવી છે.

અહીંનાં કારખાનાંઓના કારભારમાં ટ્રેડ યુનિયનો મોટો હીસ્સો લે છે. કારખાનું સારું ચાલે, માલ સારો બને અને ઉત્પાદન વધારે આવે તેની કાળજી આ યુનિયનો રાખે છે. કામદારોની સગવડનો પણ તેઓ વિચાર અને આયોજન કરે છે. ૯૯ ટકા કામદારો આ યુનિયનના સભ્ય હોય છે અને પોતાના વેતનનો એક ટકો યુનિયનના લવાજમમાં આપે છે.

કામદારો માટે આ કારખાનામાં ૨૮ કેન્ટીનો ચાલે છે. દવાખાનું, શાળા વગેરે સગવડો તો ખરી જ, ઉપરાંત આ કારખાનું પોતાની ટેકનીકલ કોલેજ, ડીપ્લોમા કોર્સીઝ, રીફ્રેશર કોર્સીઝ વગેરે ચલાવે છે. આ ફેકટરી ખૂબ જ વિશાળ જગ્યામાં ફેલાયેલી છે. તેમાં તોતીંગ અને નાજુક એમ બધા જ પ્રકારની યંત્રસામગ્રી છે. પુરુષો અને સ્ત્રીઓ બધાં જ અહીં સમાનતાથી કામ કરે છે.

દરેક વ્યક્તિને ભાગે જે કામ કરવાનું આવ્યું હોય તે કર્યે જાય છે. એક જગ્યાએ એન્જીનનો બ્લોક શરૂ થાય, તે ધીમે ધીમે કેરિયર ઉપર આગળ વધતો જાય. જેની પાસેથી પસાર થાય તે તેના ભાગે આવતું કામ તેના ઉપર કરતો જાય, ધીમે ધીમે બ્લોક આગળ વધતો જાય અને બીજા છેડે પહોંચે ત્યારે તે સંપૂર્ણ એન્જીન બની ગયું હોય.

તેવું જ ટ્રકની કેબીનનું જોયું. એક બાજુ પતરાં ડાઈથી કપાય, થાય, ઘાટ અપાય, રંગાય અને આગળ ફીટ થતાં જાય. બીજે છેડે સંપૂર્ણ કેબીન બનીને બહાર આવે. આમ જુદા જુદા પ્લાન્ટોમાં જુદા જુદા ભાગો બને અને પછી આ બધા ભાગો એસેમ્બલી પ્લાન્ટમાં જાય. ત્યાં એસેમ્બલ થઈને ટ્રક બનીને બહાર પડે. આ ટ્રકો ઘણા ઊંચા પ્રકારની ગણાય છે અને તે ૭ થી ૧૦ ટન વજન વહન કરી શકે છે.

અહીંના કારીગરોના પગારો ૧૨૦ થી ૩૦૦ રૂબલ સુધીના છે. પગારનાં ૭ ધોરણો છે. અને કામના પ્રમાણમાં પગારનું ધોરણ નક્કી કરવામાં આવે છે. મેનેજમેન્ટ અને કામદારો વચ્ચે જો વિવાદ ઊભો થાય તો તેની નિકાલ કરવા માટે કમિટી હોય છે અને તે બધા વિવિદોનો સુખાંત લાવે છે. અહીં કયાંય હડતાલ પડતી નથી. આ કારખાનાને લીધે રશિયાને ટ્રક બહારથી આયાત કરવી પડતી નથી. કારખાનું જોઈને અમે બપોરે હોટલ પર પાછા આવ્યા.

સાંજના હું તથા વિઠ્ઠલભાઈ રેડ સ્કવેરમાં ફરવા ગયા ચારે બાજુ ત્યાં ખૂબ ફર્યાં, થોડા ફોટા પણ પાડયા, સાંજે ૭ વાગે અંધારું થતાં રૂમ ઉપર પાછા આવ્યા રાત્રે અમે ચારે એક સ્નેહીને ઘરે જમવા ગયા.

જમતાં જમતાં વાતો નીકળી તેમાં એક,

મજાની વાત એ જાણવા મળી કે આખા રશિયાના દરેક મકાનમાં સરકાર તરફથી મોસ્કો રેડિયો સાંભળી શકાય તે માટે રેડિયોના જેવી જ સ્વીચો, વોલ્યુમ વગેરે ગોઠવેલા હોય છે. આ સગવડ વિના મૂલ્યે અપાય છે. આ નવી ઘટના જાણી અમે રોમાંચ અનુભવ્યો.

રશિયનોની જીવનપ્રથા પણ જાણવા જેવી છે. તેઓ પાછલી જિંદગીની ચિંતા કરતાનથી, કારણ કે વૃદ્ધાવસ્થા પેન્શનથી રક્ષાયેલી છે, અહીં ૧૮ વર્ષે લગ્ન થાય છે, લગ્ન પછી મકાન મળતાં પતિ–પત્ની પોતાના કુટુંબથી અલગ રહેવા જાય છે. રશિયામાં છૂટાછેડા લેવાય છે, પણ યુરોપ–અમેરિકા કરતાં ઘણા ઓછા. અહીં સ્ત્રી–પુરુષ બન્ને કમાય છે.

રશિયામાં ગુન્હાખોરીનું પ્રમાણ પણ ઘણું ઓછું છે. બળાત્કાર ભાગ્યે જ થાય છે. રશિયન સ્ત્રીઓ સ્વરૂપવાન પણ ખૂબ હોય છે, આવી સ્વરૂપવાન સ્ત્રીઓ અડધી રાતે એકલી મોસ્કોના ગમે તે વિસ્તારમાં છૂટથી નિર્ભયપણે હરીફરી શકે છે. બળાત્કારના કેસમાં અહીં ફાંસીની સજા થાય છે અને છેડતીના કિસ્સામાં ૩ થી ૭ વર્ષની જેલ અપાય છે. રશિયામાં ખૂન તો જવલ્લે જ થાય છે. અહીંની પોલીસ ઘણી વિવેકી છે, પણ ફરજપાલનની ચુસ્ત આગ્રાહી છે. લાંચ–રૂશ્વત તદ્દન નહીંવત્ છે.

રશિયામાં મોસ્કો, લેનીનગ્રેડ, તાશ્કંદ અને કીવ બંધ શહેરો (Closed Cities) છે, એટલે કે આ શહેરોમાં સરકારની પરવાનગી વિના બહારથી આવીને કોઈ વ્યક્તિ કાયમ માટે રહી શકે નહીં. બધાં શહેરોનો સમતોલ વિકાસ થાય અને તેથી તેમાં રહેનારાઓની સુખ–સગવડ સારી રીતે સચવાય તે હેતુથી આ ચાર મોટા Closed Cities શહેરોને જાહેર કરવામાં આવ્યાં છે. અતિ મોટાં શહેરોમાં વોટર સપ્લાય, ગંદકી, ટ્રાફીક વગેરે જેવા અનેક જટિલ સવાલો ઊભા થાય છે.

અહીં દરેક ક્ષેત્રના મોટા આગેવાનો પણ ફ્લેટમાં જ રહે છે. આગવા બંગલાઓની આ દેશમાં કલ્પના જ કરવાની નહીં. બ્રેઝનેવ પણ પાંચ રૂમના ફ્લેટમાં જ રહે છે.

રાતના મોડેથી જેમને ત્યાં જમવા ગયેલા તે સ્નેહી શ્રી અતુલ સવાણી મોટરમાં હોટલ ઉપર મૂકી ગયા અને અમે ગત બે દિવસોનાં મીઠાં સંસ્મરણો વાગોળતાં નિદ્રાધીન થયા. મનમાં મોસ્કોને ધરાઈને જોયાનો–જાણ્યાનો એક પરમ આનંદ હતો.



પૃ. ૨૧૭થી ચાલુ]

રાજ–જ્યોતિષી કે છે કે

"ભઈ ઊઘડતે દરવાજે જે નગરમાં પ્રવેશ કરે, ઈ જ આ નગરનો રાજિયો!" ગામના પ્રધાન, નગરશેઠ, પુરોહિત, આવા આવા આગેવાનોની હાજરીમાં નગરના દરવાજા ખૂલ્યા.

બહાર એટલે જ રાજા બેઠા'તા, ઇ તો દરવાજા ઊઘડતાં જ અંદર જવા માટે દરવાજામાં ઊભા.

આ એટલી વારમાં તો રાજાની ડોકમાં હાર પડી ગ્યા. બ્રાહ્મણ ચાંદલો કરવા આગળ આવ્યો. છડીદારે છડી પોકારી.

રાજા પૂછે છે, "કે શેના આ મૂરત થઈ રિયાં છે?"

ત્યારે પ્રધાને કીધું, કે "આપ છો અમારા રાજા. સો વરસના થાવ"

રાજાને આગેવાનોએ બધી વાત સમજાવી. પ્રથમ રાજતિલક થયું. રાજા સિંહાસને આરૂઢ થયા ત્યારબાદ સ્વર્ગવાસી રાજાની પાલખી નીકળી.

રાજાએ તો રાજકાજ સંભાળી લીધાં. ઈનામ અકરામ આપ્યા, બંદોબસ્ત ગોઠવી દીધો. બધાં કે છે, 'ભલે આવ્યા. આ નવા રાજા લાયક છે."

કઠિયારાને શેઠને ય ખબર પડી. રાજાએ જમવાનું નોતરું પણ મોકલી દીધું.

જમાડીને રાજા કાઠિયારાને પૂછે છે, "કે તાગ લઈ લીધો?"

કઠિયારે કે,' "લઈ લીધો તાગ?"

"શું તાગ લીધો?"

"હરિ કરે સો હોય" આ રાજમાં રાજાએ કાઠિયારાને ઘર જમીન આપીને સેવામાં રાખ્યો.

# પ્રાચીન અપ્રકટ દુહા સાહિત્ય

હરિવલ્લભ ભાયાણી

## દાન

સંગરિ-પિંડા અમિઅરસ, દિન્ના ભાવ-સુહેણ
લડ્ડુઅ પત્થર-સમસરિસ, દિન્ના વંક-મુહેણ ૧

'શુભ મનોભાવથી આપેલા સાંગરીના પીંડા પણ અમૃતરસ જેવા લાગે, જ્યારે વાકું મોં કરીને આપેલા લાડુ પણ પથરા જેવા લાગે'.

આ દુહો પાઠાંતરે પણ મળે છે

ઘઈસી-લુંદા અમિઅ-રસ, દિદ્ધા હસિય-મુહેણ
લડ્ડુઅ પત્થર-સરિસગુણ, દિદ્ધા વંક મુહેણ ૨

'હસતે મુખે આપેલા ઘેંશના લોદા પણ અમૃતરસ જેવા લાગે, જ્યારે વાકું મો કરીને આપેલા લાડુ પથરા જેવા લાગે !'

વારઈ લદ્ધઈ અપ્પણઈ, વાહિ ઝડખડ હત્થ
નલહ નરિંદહ રાવણહ, બિંહુજણ જોઇ અવ થ ૩

'પોતાની વારી આવે ત્યારે તું ઝટપટ હાથ (દાન દેવા) લંબાવજેઃ નળ અને રાવણ એ બને રાજવીની શી દશા થઈ તે ધ્યાનમાં રાખજે.'

## કૃપણ

કિં કિજ્જઇ કૃપણહ તણે, ધઉલે ધઉલહેરહિં
વરિ પન્નાલાં ઝુંપડાં,
પહિઉ વિસંભઇ જેહિ ૪

'કૃપણના શ્વેત મહાલયોને શું કરવાં છે? તે કરતાં તો પાંદડાંથી છાયેલાં ઝૂંપડાં ભલાં, કે જ્યાં મુસાફરને વિસામો મળે છે.'

ધન સંચઇ કેઇ કૃપણ,
વિલસહિં તાઇં છઇલ્લ
રંગિ તુરંગમ જવ ચરઇ,
હલ વહિ મરઇ બઈલ્લ ૫

'કેટલાક કૃપણ લોકો ધનનો સંઘરો કરે છે, અને બીજા ચતુર લોકો તેમનું ધન ભોગવે છે. બળદ હળ ખેંચીને મરે છે, અને ઘોડો રંગેચંગે જવ ચરે છે.'

## ધન

દમ્મા એક્ક સુલક્ખણા, જે વંછિઉ પૂરંતિ
એમ્વહિ પઢિયા પંડિયા,
ગજભજ ઘણિય કરંતિ ૬

'કોઈ સુલક્ષણું હોય તો એક માત્ર પૈસા, જે મનની પ્રત્યેક વાંછા પૂરી પાડે છેઃ ભણેશરી પંડિતો અમથા અમથા જ ભારે ગડગડ કર્યા કરે છે!'

વિરલઉ કો ધણ જુવ્વણઈ, જુવ્વણ સામિપસાઉ
ભર-ઉબ્ભાર સાયરુ સહઇ,
ફુટ્ટઇ ઇઅરુ તલાઉ ૭

'ધન, જોબન અને માલિકની મહેરબાનીને કોઈ વિરલો જ જીરવી જાણેઃ ભરતીનો ઉભાર સાગર જ ખમી શકે; તળાવડાં જેવાં તો તરત ફાટી પડે.'

## ભાગ્યવિધિ

કાલિહિં જંતિહિ વિહિ-વસિણ,
જિહિં કક્કર તિહિં કૂઅ
જિહિં બુડ્ડંતા મત્ત ગય,
તે સરવર થલ હૂઅ ૮

'સમય જતાં વિધિયોગે, જ્યાં કાંકરા ઊડતા હતા ત્યાં કુવા થયા ને જ્યાં મદમત્ત ગજવર પણ ડૂબી રહેતા, તેવાં સરોવરો સપાટ ભૂમિ બની ગયાં.'

ભવભૂતિના 'ઉત્તરરામચરિત'માં, સમય સાથે દંડકારણ્યમાં પરિવર્તન વર્ણવતાં જે કહ્યું છે- 'પહેલાં જ્યાં જળપ્રવાહ હતો ત્યાં રેતાળ તીર પ્રદેશ છે અને આગાં વૃક્ષો વધ્યાં અને ઘાટી ઝાડી વાળા પ્રદેશોની જાણે કે અદલાબદલી થઈ ગઈ છે' તે અહીં યાદ આવે તેમ છે (પુરા યત્ર સ્રોતઃ

પુલિનમધૂના તત્ર સરિતો વિપર્યાસં યાતો ધન વિરલ ભાવો ક્ષિતિસહામ્ ॥)

જઇ વેચ્ચિજ્જઇ સીસ,
જઇ પણુ મિજ્જઇ વઇરિયહ''
વલઇ ન તહ વિહુ દીસ,
જઇ વિહિ રુટ્ઠી માણુસહં ૯

'ભલેને માથાનું સાટું કરીએ કે વેરીના પગમાં પડીએ જો માણસ પર વિધાતા રૂઠયો હોય તો કશો જ દી ન વળે."

એક્કઇ દીહઇ દહવયણુ, સુર નર સેવ કરંતિ
દીહિ પલટ્ટઇ રાવણહ, પત્થર નીરિ તરંતિ ૧૦

'એક દિવસ એવો હતો કે દેવો અને માનવો રાવણની સેવા કરતા; પણ રાવણનો દી ફરતાં પત્થર પણ પાણીમાં તર્યા!'

સાયરુ લંઘઇ, મહિ ફિરઇ, કજ્જહં કજ્જ કરેઇ
હણુમતહં કચ્છોટડી,
વિહિ અગ્ગલઉં ન દેઈ ૧૧

'સાગર ઓળાંગે, આખી ધરતીમાં ફરે, પારાવાર કામો કરે, પણ વિધાતા, હનુમાનને કછોટી કશું વધારે આપતી નથી.'

વિહિ વિહડાવઇ, વિહિ ઘડિઉ,
વિહિ ઘડિઉ ભંજેઇ
એમ્વહિ લોઉ તડપ્ફડઇ,
જં વિહિ કરઇ સુ હોઇ ૧૨

'વિધાતા વિજોગ કરાવે છે, વિધાતા સંજોગ કરાવે છે, ને વિધાતા જોડેલું તોડે છે. લોકો નકામા દોડધામ કરે છે. વિધાતા એ કરવા ધાર્યું હોય તે જ થાય છે.'

### વૃદ્ધત્વ

સરવર નારિ સલાહિયઇ, જાં જલ ભીતરિ હોઇ
જલ સુકકઇ જુવ્વણુ ગયઇ, સુદ્ધિ ન પુચ્છઇ કોઇ ૧૩

'સરોવર અને સ્ત્રી, જ્યાં સુધી ભીતર પાણી હોય ત્યાં સુધી જ વખણાય છે: જળ સુકાય ને જોબન જાય તે પછી તેમની ખબર પણ કોઈ ન પૂછે'

ગઇ ગય, મઇ ગય, દંત ગયં,
ગય લોયણુ, ગય કન્નં
એક્કઇ જુવ્વનિ જંતડઇ, ગયાં જિ પંચ રતન્ન ૧૪

'ગતિ ગઈ, મતિ ગઈ, દાંત ગયા,, આંખ ગઈ અને કાન ગયા: એક જોબન જતાં, પાંચ રતન ગયાં;'

### અરસિક

કાઉ કવિટ્ઠચુઇ કિં કરઇ, મક્કડ નાલેરેહિં
અણુરસ ગીઇણુ કિંકરઇ,
દલિધિ ધવલ હરેહિં ૧૫

'કાગડો કોઠાને શું કરે? અરસિક ગીતને શું કરે? દરિદ્ર મહેલને શું કરે?'

ગાયણુ ગીયઇ રંજિયઇ,
ગુણિ રંજિયઇ છઇલ્લ
અણુરસ કિમ હિ ન રંજિયઈ,
વિણુ સિંગડાં બઇલ્લ ૧૬

'ગાયક ગીતે રીઝે ચતુર ગુણે રીઝે, પણ અરસિક કેમેય ન રીઝે: એ તો શીંગડાં વિનાના બેલ'

દિટ્ઠા જે નવિ આલવઇ, પુચ્છઇ કુસલ ન વત્ત
તાહં તણઇ કિમ જાઇયઇ, રે હિયડા નીસત્ત ૧૭

'જોતાં સાથે જે ન વાત કરે કે ન કુશળ સમાચાર પૂછે, તેને ત્યાં, હે નમાલા હૈડા, કેમ જાઈએ!'

### પ્રકીર્ણ

મુહ-ગોરઉં દંતુજ્જલઉં, સહરિસુ આલાવજ્જ
પુહવિઇ એત્તિઉં દુલ્લહઉં,
જઇ પરિ હોઇ તુ દિજ્જ ૧૮

'ગોરે મુખડે અને ઉજ્જવળ દાંતે સહર્ષ વાર્તાલાપ કરવો: આટલું આ પૃથ્વીમાં દુર્લભ છે. તારી પાસે હોય તો દેજે.'

માણિણુ માણિં રહિયઇ, કિ કિજ્જઇ અમિએણુ
વરિ વિસ પિજ્જઇ માણુ-સિઉં,
ટપ્પ મરિજ્જઇ તેણુ ૧૯

'હે માનિની, માન વિનાનાં અમૃતને પણ શું કરવું? તે કરતાં તો માન સાથે ઝેર પીવું સારું, જેથી ટપ દઈને મરી જવાય.'

સાયર સત્ત ભરિ (?) ભમિવિ,
સયલ મહીયલ-દિટ્ઠ
તત્તિ પરાઇ પરિહંઇ, મો મઈ કહિં વિ ન દિટ્ઠ ૨૦

'સાત સાગર પર ભ્રમણ કર્યું અને આખી ધરતી હું જોઈ વળ્યો, પણ પારકી પંચાતમાં ન પડે એવો માણસ મેં ક્યાંય પણ ન દીઠો!'

દિઢ-કચ્છા કરિ વરિસણા,
મણુ ચોકખા, મુહિ મિટ્ઠ
જે પર-લચ્છી પરિહરઇ,
તે મઈ વિરલા દિટ્ઠ ૨૧

'મેં એવા બહુ થોડા જોયા છે જેમનો કછોટો દૃઢ હોય, હાથ દાન વરસતા હોય, મન ચોખ્ખું હોય, મુખ મીઠું હોય, ને પરધનને પરહરતા હોય.'

'વૈષ્ણવ જન તો તેને કહીએ' એ જાણીતા પદના 'વાચ, કાછ, મન નિશ્ચલ રાખે' અને 'પરધન નવ ઝાલે હાથરે' એ શબ્દો અહીં સહેજે યાદ આવશે, 'કાછ'નો અર્થ બાબત વિવાદ થયેલો છે, પણ 'કાછ નિશ્ચલ રાખે' અને અહીંનું 'દિઢ-કચ્છા' પર્યાયો છે, એટલે કશી શંકા રહે તેવું નથી

પિસુણહ ભસણહ મદ્દલહં,
એ ત્રિહું એકકુ સહાઉ
જઈ નવિ દિજ્જઇ પિંડુ મુહિ,
તા નવિ મહુરાલાઉ ૨૨

'દુર્જન, શ્વાન અને મૃદંગ એ ત્રણેયનો સ્વભાવ એકસરખો: એમને મુખે પિંડ ન દઈએ ત્યાં સુધી એ મધુર આલાપ ન કરે.' પિંડ એટલે ભોજન, અનાજનો કોળિયો કે લોટનો પિંડ.

સાહસિયહં લચ્છી હવઇ, નહુ કાયર-પુરિસાહં
કન્નહં કુંડલ રયણમય,
કજ્જલુ પુપુ નયણાહં ૨૩

'લક્ષ્મી સાહસિકોને મળે, કાપુરુષોને નહીં: કાનને રત્નનાં કુંડળ મળ્યાં, પણ આંખને મળી મેશ.'

કુંકુમ કજ્જલ દેવડઉ, કંકણ તૂર કપૂર
કોમલ કપ્પાડ કવ્વરસ, એ પુન્નહ અંકૂર ૨૪

'કેસર કાજળ, દેવડો, કંકણ, વાજિંત્ર, કપૂર, મુલાયમ કાપડ અને કાવ્યરસિકતા – એ પુણ્યના અંકુર જેવાં છે.'

પૂર્વભવના પુણ્યે જ આવી ભોગસામગ્રી પ્રાપ્ત થાય.

## મધુસંપર્ક (નાગ અને કલીમલ બાપુ)

તંત્રીશ્રી,

એપ્રિલ-'૮૧ના ઊર્મિનવરચનામાં શ્રી વજુભાઈ વ્યાસનો 'સાપને પાળી શકાય છે' લેખ વાંચ્યો. આ લેખમાં 'કલીમલ' બાપુએ કાળા નાગ પાળ્યાનો ઉલ્લેખ વાંચી આશ્ચર્ય અને અફસોસ થયાં.

હું શેરગઢ ગામનો વતની છું. કલીમલ બાપુની મઢી મારા ગામથી ત્રણેક (૩) કિ. મી. દૂર આવેલી છે. જ્યાં સુધી મને ખ્યાલ છે ત્યાં સુધી કલીમલ બાપુએ આવો કોઈ નાગ પાળ્યો નથી કે બાપુએ એવી જાહેરાત કરી નથી.

શ્રી વજુભાઈ કદાચ વર્ષો પહેલાં કલીમલ બાપુને મળ્યા હોય એમ લાગે છે. 'કલીમલ' નામ કાળા નાગ પાળતા હતા તેથી નથી આવ્યું.' પચીસેક વર્ષ પહેલાં આ બાપુ શેરગઢ ગામમાં એક ઓટા ઉપર રહેતા હતા. અને સતત "કેશર કલીમલ હારી, ભજો મન ગિરધારી"ની ધૂન બોલ્યે રાખતા. આથી એનું નામ 'કલીમલ બાપુ' પડ્યું છે. વ્યુત્પત્તિની દૃષ્ટિએ પણ કાળા નાગ ઉપરથી 'કલીમલ' શબ્દ ન આવે. કલીમલ કાળનું મર્દન કરનાર.

કલીમલ બાપુ એક સાધુ છે. લોટો લઈને જાય છે. તેઓ આયુર્વેદ અને સંગીતનું સારું જ્ઞાન ધરાવે છે.

બીજલભાઈ દયાતર (શેરગઢ)

# એક જ ઘડી ને એક જ પળ

સં. જયંતિલાલ સોમનાથ દવે

એક હતો કઠિયારો. આ કઠિયારો કાયમ લાકડા કાપે ને નગરમાં વેચે. પણ પૂરું થાય નહિ. ચાર ભારા વાઢે પણ પૂરી રૂપિયાની મજૂરી નો છૂટે. હવે એક વખત ઉનાળાનો દિવસ હશે, તાપ કે મારું કામ, આણે તો સાંજ સુધી લાકડાં કાપ્યા, સાંજ પડી, ભારા બાંધીને આવ્યો નગરમાં; ઘેર ઘેર આથડયો, તોય પેટપૂરતું મળ્યું નહિ. આણે તો ઘેર આવીને નિહાકો નાખ્યો.

ઘેર ઘરડો બાપ હતો. દીકરાનું દુઃખ સમજી ગ્યો. કઠિયારો કે છે, "બાપા, મે'નત કરીને ય પેટનું પૂરું નથી થા'તું. મારાંભાગ્ય જ ફૂટેલાં હશે?"

તયે ડોહા વિચાર કરીને કે છે, 'ભાગ્યનો વાંક કેમ કરીને કઢાય? જો ભાગ્યનો વાંક હોવ, તો તારું ને નગરશેઠનું ભાગ્ય એક જ ગણાય. કેમકે જે વાર, તિથિ અને જે ચોઘડિયામાં નગરશેઠનો જલમ, ઈ જ વાર, ઈ જ તિથિ અને ઈ જ ચોઘડિયામાં તારો જલમ, એમાં ઘડી પળનો ય ફેર નથી. મને ખાસ ખબર છે. એટલે વાંક આપણા કરમનો. પણ તું શાંતિ રાખ, આ દિ' અને આ પળ કાંઈ કાયમ નથી રે'વાના."

હવે આ કઠિયારાનો મિજાજ ગ્યો. ખભે કુવાડો અને પોંચ્યો નગરશેઠની દુકાને શેઠે કઠિયારાને જોયો. તોર જુદો હતો. વાણિયો સમજી ગ્યો કે

"આદમી જુદા રંગમાં છે" ત્યાં તો કઠિયારો પેટી ઉપર આવી ગ્યો, કે

'શેઠ, હેઠા ઊતરો"

"ભલે. ભાઈ, તું કે એમ" વાણિયો ભારે ચાલાક. જીભાજોડી કરે ઈ બીજા.

નગરશેઠ હેઠે ઊતરીને પૂછે છે, 'શું હતુ' તારે!" કઠિયારો કે છે, કે" શેઠ, મારો બાપ કે'તો' તો કે મારો ને તમારો જલમ એક જ ચોઘડિયામાં છે. વાર, દિવસ, ઘડી, પળ કયાંય ફેર નથી. તો હું જ મજૂરી કરું, ને દુઃખ વેઠું? અને મજૂરી કર્યા પછી ય ખાવાના વાંધા? માટે દુકાનમાથે ને બેહવા દઉં. જે થાવી હશે, ઈ થાશે, મારો વાંક શું?'

આ તો નગરશેઠ, ડાહીમાનો દીકરો! કે છે. "કબૂલ. તારી વાત સત્તર આની. આજ તો તું કે એમ જ મારે કરવાનું, દુકાન શું, આખી પેઢી છોડી દઉં. અરે ઘરબારેય છોડી દઉં, પણ જે ઘડી પળમાં આપણો જનમ, ઈ જ ઘડી પળ, વાર અને દા'ડે આપણા રાજાનો જનમ છે. હું તો વેપારમાંથી ઊંચો જ નથી આવતો, તું મજૂરીમાંથી ઊંચો નથી આવતો અને રાજા તો રંગમોલમાં મોજું કરે છે. મારો એકલ નોય શું વાંક?"

કઠિયારો કે, 'શું વાત કરો છો?"

વાણિયો કે 'વાત સાવ સાચી મારા માવતરમાં ફેર હોય, તો મારી વાતમાં ફેર હોય!"

કઠિયારો કે, "હાલો રાજપાહે! અબ્બીને અબ્બી બીજી વાત નહિ".

આ તો બે ય ઊપડયા રાજપાંહે. રાજપાહે કઠિયારાને તો કોણ જાવા દયે? પણ આ તો હારે નગરશેઠ હતા. બે યે રાજાને મુજરો કરીને બેઠક લીધી.

રાજા પૂછે છે, "બોલો શેઠ, કાંઈ રાવ ફરિયાદ? કાંઈ જાણવાજોગ? કાંઈ કે'વાનું?"

શેઠ કયે "રાજાજી, સમજી જાણો તો ઘણું ય નકર કાંઈ નહિ!" મારે તો ઠીક પણ આ કઠિયારાને કામ છે!"

રાજા કે' છે, "બોલ, ભાઈ કઠિયારા મનમાં

મુંઝાતો જ નહિ જેવી હોય એવી પેટછૂટી વાત કહી દે."

ત્યારે કઠિયારો કે છે, 'રાજાજી, આજ મારા મગજનું ઠેકાણું નથી; વધુ ઘટયું બોલાય તો માફ કરજો, પણ મારો, તમારો, અને નગરશેઠનો ત્રણેયનો જનમ એક જ વાર, તારીખ, અને ચોઘડિયામાં છે ઉમર સરખી, એક વાર, એક તારીખ તેમ ઘડી પળ એક જ. તમે બાપુ રાજા થીને બેઠા. આ શેઠને પણ કયાં કમીના છે? અને મારે પેટનુ તો પૂરું થાતું નથી?"

રાજા બોલ્યા, "તારું કે'વુ ખરું. પણ હવે તારી મરજી શું છે? એનું હોય તો તારું દળદર ભાંગું..."

કઠિયારો કે, "ના મારે દળદર નથી ભાંગવુ. હું ઘરને તો રામરામ કરીને જ નીકળ્યો છું. શેઠને ય પેઢી માથેથી ઉતાર્યા છે, અને હવે તમારે ય રાજ મૂકીને હાલી નીકળવુ પડશે નકર મજા નહિ આવે. મારે તો તાગ લેવો છે"

રાજા કે છે, "તું જેમ કે' એમ બસ? તારે તાગ લેવો હોય તો મારે ય તાગ લેવો છે."

રાજાએ વેશપલટો કરી લીધો. ત્રણેય છાનામાના રાજમાંથી નીકળી ગ્યા. અજાણ્યા મલકમાં ઊતરી ગ્યા. હાલતાં હાલતાં એક ગામ આવ્યું. ગામની બહાર એક મંદિર હશે. આ મંદિરમાં ત્રણેય રાત રોકાણા. સવાર પડી. ત્યારે આ કઠિયારો બોલ્યો, કે, "સાંભળો. આજે કમાવાનો વારો મારો. હું મજૂરી કરું કે ગમે ઈ કરું, પણ હું રળું, ને તમે ખાવ. કાલે શેઠ કમાય અને આપણને ખવડાવે. પરમ દિ' રાજા કમાઈને લાવે."

શેઠ અને રાજા કે છે. "કબૂલ, તું કે એમ"

આ અજાણ્યા શહેરમાં કઠિયારો કુવાડો ખંભે કરીને હાલ્યો જાય છે. એક ડોશીને લાકડા ફડાવવાના જ હતા. ડોશીમાએ તો જૂનું ચડિયું, બાવળના ઢેઢાં, ને એવા લાકડા બતાવ્યા. કઠિયારે પણ ઊધડું રાખી લીધું. આ તો ઊચક પૈસા લઈને આવ્યો મંદિરે.

કે, "લ્યો આ પૈસા! ઉડાવો! લઈ આવો સીધું ને બનાવો જે બનાવવું હોય ઈ! હું ય બપોરકના પાછો આવું છું કાંઈ બાકી હશે, તો કરાવા લાગીશ!"

ત્રણે યે ખાધું પીધું. સાંજ પડી. રાત્રે સુતા. ત્યારે વાણિયો વિચાર કરે છે કે, કઠિયારો મજૂરી કરીને લાવ્યો, પણ કાલ હું શું કરીશ?"

સવારમાં શેઠને તો ઊંઘ વે'લી ઊડી ગઈ.

શેઠ ગામને ગોંદરે આંટો મારવા ગ્યા ત્યાં તો વણઝારાની પોઠયું પડેલી.

વણઝારાએ શેઠને જોયા. અને શેઠે વણઝારા-ને જોયો.

શેઠ કે છે, 'એ રામ રામ'

'રામ રામ રામ રામ. શેઠ. ભલે આવ્યા. પરભાતનો પોર છે. અમને સારા માણસના શકન થ્યા. આજ તો અમારું મન એમ કે છે કે તમારી જ બોણી કરવી છે!"

આ વણઝારા એની પોઠયમાં અનાજ ભરીને લાવેલા. શેઠે માલ જોયો, રકઝક કરી અને છેવટનો ભાવ ઠરાવ્યો. આ વણઝારાને પણ ઉતાવળ હતી. પોઠય ખાલી કરીને તરત જ બીજો વેપાર ખેડવાનો હતો. એમાં મળતર વધારે હતું, એટલે સોદો તો પતી ગ્યો. શેઠ મનની વાત કોઈને કળાવા દેતા નથી, પણ વિચારે છે કે જે થાવું હશે, ઈ થાશે, જોઈએ તો ખરા!'

જેમ જેમ દિવસ ચડયો, તેમ તેમ ગામનું માણસ આવતું જાતું થયું. ગામના વાણિયાને પણ અનાજ લેવાનું જ હતું, કેમ કે આ નગરમાં લશ્કરે છાવણી નાખેલી, તે બધું અનાજ ખરીદી લીધેલું. હજી બાદશાહનો હુકમ ચાલુ જ હતો કે અનાજ લાવો; ગામનો મોટો વેપારી હતો ઈ તો પોગ્યો. વણઝારાપાહે

કે' "બોલો, શું છે ભાવતાલ!" વણઝારો કે છે, "ભાવતાલ હવે ના થાય. સોદો થ ગ્યો છે. માલ વેચાઈ ગ્યો છે શેઠ!"

"કોણે લઈ લીધો માલ અટાણામાં. આ ગામમાંથી તો કોઈએ ખરીદી જ નથી કરી. એવો કોણ લેનાર જાગ્યો?" વણઝારો કે, "આ શેઠ. ઊભા ઈ પોતે" ગામના વેપારી તો ચમકી ગ્યા. ત્યારે પેલા શેઠ કે છે કે, "રામ રામ શેઠિયાવ?"

"રામ રામ, કયાં રે' વાં?"

"રે'વું તો આઘે, પણ અનાજની ખપત હતી, તે લેવા નીકળ્યો'તો માલ નજરમાં આવ્યો, એટલે સારવી લીધો."

આ ગામના શેઠિયા કહે, "ભલે લીધો. તમારે ને વણઝારાને પોહાતી વાત છે. પણ શેઠ માલ વેચવો હોય તો કે' જો. આ શેઠ કે' છે, માલ તો ઘરભેગો કરવો છે. વેચવો હોત તો લેવા શું કામ નીકળત?" વચ્ચે એક વાણિયો બોલ્યો, "અરે શેઠ ઘર ભેગો માલ કરજો, કરવો હોય તો. પણ છેવટ તો વેચવાનો જ છે ને! તો મન માને તો આય વેચી નાખો!"

એમ કરતાં એક બાજુ લઈ ગ્યા ખેહ લાંબા કર્યા, ભાવની આંગળિયું આગળ પાછળ થાવા માંડી. હા ના હા ના કરતા, શેઠે તો માલ વેચી નાખ્યો. વણઝારાની પોઠયું, આ ગામની વખારમાં બારોબાર ઠલવાઈ ગઈ.

આ શેઠે તો ઉપરનો નફો તારવી લીધો, લઈને ગાંઠે બાંધીને પહેચ્યા મંદિરમાં.

વણઝારો ને રાજા ઊઠીને હજી પરવાર્યાં'તા. શેઠની રાહ જોતા'તા. શેઠે કીધું કે, 'જુઓ, હું તો પંડયો પંડય જ હતોને'

બધા કયે કે–"હા"

આજે કમાવાનો વારો કોનો?"

"વારો તમારો, બીજા કોનો?"

"લ્યો તંઈ ઉપાડો" એમ કે' તાકને રૂપિયાનો ઢગલો કર્યો!

રાજા અને કઠિયારો વિચારમાં પડી ગ્યા.

"મારું બેટું, આ અમથો આંટો મારીને આવ્યો, ને આટલા રળી આવ્યો".

"બનાવો, જે બનાવવું હોય ઈ. ને મોજ કરો. આજની આ કમાણી થી ગો. હવે મારે કાંઈ કરવાનું રે' છે?"

કઠિયારો કયે, "ના. તમારું કામ પૂરું."

શેઠ કયે, "મને તો ગામના વાણિયાએ જમવાનું નોતરું આપ્યું 'તું પણ મારાથી આજે હા પડાય ખરી? મેં તો પાછું ઠેલ્યું"

આ ત્રણ જણાએ આજે ખૂબ મોજ કરી. તળાવ હતું એમાં નાયા ધોયા ને ધૂબાકા કર્યા.

સાંજ પડી પાછા મંદિરે આવ્યા. રાત પડી. સૂતા. રાજા મનમાં વિચાર કરે છે, 'હું શું કરીશ? કઠિયારો તો મજૂરી કરીને લાવ્યો, વાણિયે વેપાર કરી બતાવ્યો. પણ કાલ વારો મારો છે. પણ કાંઈ વાંધો નહિ. પડશે એવા દેવાશે! તાગ લેવાનો નીકળ્યા છૈ'." આમ વિચાર કરતાં કરતાં રાજાને ઊંઘ આવી ગઈ. બે ય ભાઈબંધ ભરઊંઘમાં હતા. અજવાળી દૂધ જેવી રાત હતી, પાછલા પહોરનો ઠંડો પવન વાતો 'તો, તે રાજા તો ઊપડયા નગર તરફ, નગરમાં પ્રવેશવા જાય છે, પણ ત્યાં નગરના દરવાજા બંધ. આ તો ત્યાં એક ઓટલો હતો, એથી ત્યાં બેઠા,

બીજી શું બીના બનેલી? આ નગરના રાજા રાત્રે દેવ થઈ ગ્યા'તા. રાજાને દીકરો નો'તો કુટુંબમાંય કોઈ વારસદાર નહિ. ત્યારે રાણી, પ્રધાન અને રાજના અમલદારોએ વિચાર કર્યો કે ગમે તેને રાજનો વારસદાર નીમશું તો રાજમાં કુસંપ વધશે માટે કોઈ ત્રાહિતને જ રાજા બનાવો. પણ ત્રાહિત ગોતવો કયાંથી? સવારમાં પહેલા પહોરમાં જ રાજતિલક કરી નાખવું પડે, રાજા વગરનું રાજ રખાય નહિં ત્યારે

[અનુ. પૃ. ૨૧૧

# આચમન

જ્યોતિર રાવળ

કોઈ એક શેઠને ત્યાં રામલો નોકર તરીકે રહ્યો. સવાર સાંજ ગાય-ભેંસ ચરાવવી, પાણી પાવું, છાણ-વાસીદું કરવું અને ઘર માટે છાણાં થાપવા તે એનું કામ. કામમાં તો કોઈ કસર ન્હોતી પણ શેઠના ઘરમાં હંમેશા એના ખોરાક વિષે ચર્ચા થયા કરતી. શેઠ ઘણીવાર તેને કહેતા 'લ્યા રામલા, તું કહે તો તારું આખું ખાતું ચોખ્ખું કરી દઉં પણ આ તારો ખોરાક! તા! ખોરાકને મારાથી નથી પહોંચી વળાતું.'

પણ રામલો જેનું નામ-નોકરીમાં રહેતાં પહેલાંજ એણે શેઠ સાથે શરત કરી હતી કે 'કામના બદલામાં એને ભરપેટ ખાવાનું અને કપડાં આપવાનાં રહેશે'. અને હજી તો એના હાથ-પગ સલામત હતા પછી એ શું કરવા શેઠની મશ્કરી સહન કરે; એણે તો ચટ્ટ દઈને જવાબ આપ્યો, ખાતું એમ તો કઈ રીતે ચોખ્ખું થાય-કરાર મુજબ હજી બે વર્ષ સુધી તો હું અહીંથી નહીં ખસું અને શેઠ રામલાના આ શબ્દો સાંભળ્યા વગર જ કામમાં ડૂબી જતા.

આમ તો રામલા જેવા શેઠને ત્યાં ઘણા નોકર હતા એક દિવસ બીજા એક નોકરે રામલાને કહ્યું "રામલા, આજતો મોટી અગિયારસ છે. તું ઉપવાસ કરવાનો છે કે નહિ? કરવાનો હોયતો પહેલેથી કહી દેજે."

રામલાએ જિંદગીમાં કયારેય ઉપવાસ કર્યો હોય તોને! એને શું ખબર કે વ્રત ઉપવાસ એ શી બલા છે? છતાં એણે સહકાર્યકર, નોકર પાસેથી ઉપવાસનો મહિમા જાણ્યો કે આ રીતે ઉપવાસ કરવાથી આગળનો જન્મ સુધરે છે, ને એણે ઝટ કરતો જવાબ આપી દીધો, મારે આ જન્મ બગાડી આગળનો જન્મ નથી સુધારવો-તમ તમારે ભૂખે મરો અને આવતો જન્મ સુધારો. પણ એ સાંજે એણે જે જોયું તેથી તેની આંખો ઊંચે ચઢી ગઈ. ભાત ભાતની વાનગી, તરેહવારના શાકભાજી, સુગંધ સુગંધ. ઉપવાસ ન કરવા બદલ રામલાને પસ્તાવાનો પાર ન રહ્યો. એની ધીરજ ન રહી, એણે પેલા નોકરને એક બાજુ લઈ જઈ કહ્યું, 'અલ્યા તેં તો મને ઉપવાસવાળા વ્રતની અડધી જ વાત બતાવી. આજે ખબર પડી કે મનનાં તો આ હાડ છે. હવે આવું હોય તો મને પૂછતો નહિ. હું ઉપવાસ કરવા તૈયાર છું."

આપણા તહેવારોમાં વ્રત – ઉપવાસનો કયાં તોટો છે? થોડા દિવસ વીત્યા ત્યાં રામલાને વ્રતના સમાચાર સાંપડયા. રામલાની ખુશીનો પાર ન રહ્યો. ખુશીમાં ને ખુશીમાં એણે રાતનું ખાવાનું પણ બરાબર ન ખાધું! પણ સવારે? સવારના પહોરમાં તો એને નાસ્તો કરવાની ટેવ હતી છતાં મન મજબૂત કર્યું. પરંતુ જેમ જેમ દિવસ ચઢતો ગયો તેમ તેમ તેની હાલત બગડવા માંડી. આંતરડાં વળ ખાવા લાગ્યાં. આંખે અંધારાં છવાવા માંડયાં. બપોર થતાં તો એકદમ ઢીલો પડી ગયો. એક ડગલું ચાલવાનીયે શક્તિ ન રહેતાં એક ખૂણામાં ટૂંટિયુ વાળી પડયો. થોડીવાર થઈ ત્યાં ગલીમાં પુરુષોનો ઘોંઘાટ કાને પડયો. શેઠ બહાર આવ્યા કોઈ નોકર નજરે ન પડતાં એમણે રામલા પાસે આવીને કહ્યું અલ્યા એય જો તો બહાર આ શાનો કોલાહલ છે?

પણ આ રામલો તો ભૂખને કારણે અધમૂઓ પડતો હતો. એણે સૂતાં સૂતાં જ જવાબ આપ્યો' વાત બીજી શું હશે? કોઈ વ્રતવાળો ભૂખનો માર્યો મરી રહ્યો હશે?

શેઠ મુશ્કેલીથી વાર – તહેવારે હસતા હતા છતાં રામલાની વાત સાંભળી એમનાથી હસ્યા વગર ન રહેવાયું. બોલ્યા: શક્તિ ન્હોતી તો પછી વ્રત શું કરવા રાખ્યું? વ્રત વચ્ચે તોડવાનું થાય તો તને ફાકરી પણ તું કહેતો હોય તો ખાવાનું મંગાવી આપું.

રામલો બોલ્યો પાપ – કાપનો તો મને ડર નથી પણ આ ગયા ભવની દુશ્મન ભૂખ આજે મારો જીવ લઈને રહેશે એટલે –

એટલે બીજું શું શેઠે રામલાને ખાવાનું આપવાનો હુકમ કર્યો ને એ પાછા હિસાબ – કિતાબમાં ડૂબી ગયા.

# આ....માનવી....આ કૂતરાં....

ધીરેન્દ્ર જાની

સડકો સૂની હતી. નીરવ અંધકારમાં બન્ને બાજુએ આવેલા બત્તીના થાંભલાઓમાંથી આછો પ્રકાશ પડતો હતો. રોન ફરતી પોલીસના ખીલાવાળા જોડા પથરાળ સડક ઉપર એક પ્રકારનો કર્કશ અવાજ કરતા વાતાવરણની સ્તબ્ધતાનો જાણે ભંગ કરી રહ્યા હતા.

સર્કસની અર્ધી રીંગ જેવો ચંદ્રમા આકાશમાં ચમકી રહ્યો હતો. ધીરે ધીરે હવા ચાલતી હતી અને રસ્તા ઉપર કાગળિયા, કચરો અને પાંદડાં આમ તેમ ઊડતાં હતાં. બે ચાર કૂતરાંનું એક ટોળું પાસેની ગલીમાંથી નીકળ્યું. અને બત્તીના થાંભલા પાસે બેસી ગયું. પોલીસવાળાઓ એ તરફ જોઈને હસ્યા. એક પોલીસે નીચેથી પથરો ઉપાડયો, ફેંકયો અને કૂતરાં પાસેની અંધારી ગલીમાં ભાગી ગયાં.

ટીપુડી એક દૂબળી પાતળી રખડેલ અને ગલીયેલ જેવી કૂતરી હતી. એક હિન્દુ કરિયાણાવાળા કનૈયાલાલે દયા બતાવી ન હોત તો ટીપુડી આઠ બચ્ચાં જણીને મરી ગઈ હોત – પરંતુ, કનૈયાલાલ અને એનાં બાળકો ટીપુડીની સુવાવડ પછી બચ્ચાંઓની દેખભાળ કરતાં રહ્યાં. એટલે એ બચી ગઈ.

જરા દૂરના પાડોશી ઈસ્માઈલનો કૂતરો મોતી પણ કોઈ સારી જાતનો કૂતરો ન હતો, પરંતુ ઈસ્માઈલને એ જીવથીય વહાલો હતો. ઈસ્માઈલે મોતીના બન્ને કાન તેમજ પૂંછડી થોડી થોડી કાપીને તેને અંગ્રેજી કૂતરાં જેવો બનાવવા પ્રયત્ન કર્યો હતો. માંસ–મટન ખાઈને મોતી ખાસ્સો તગડો અને બળવાન બની ગયો હતો, સાથે સાથે ગામનાં કૂતરાંઓનો સરદાર પણ હતો. ટીપુડીને મોતી પર ખૂબ ભાવ હતો, એ આખો દિવસ મોતી સાથે જ ફર્યા કરતી હતી.

ગામનું વાતાવરણ હાલમાં કોમી ઝઘડાઓથી તંગ હતું. દરેક ગલીને ખૂણે લોકોનાં નાનાં નાનાં ટોળાં ઊભાં રહેતાં, યોજનાઓ ઘડતા અને ઘુસપુસ કર્યા કરતાં કરફયુના સમય પડેલાં જ દુકાનો બંધ થઈ જતી. સડકો સૂમસામ બની જતી, કયાંક કયાંક ચીસો, ચિત્કારો અને આવારા કૂતરાંઓના ભસવાના અવાજો આવ્યા કરતા અને પોલીસના ખીલા જડેલા બૂટનાં તળિયાં સડક સાથે ઘસાઈને કર્કશ અવાજ કર્યા કરતા હતા.

આજ મોતી કયાંય દેખાયો નહિ. હકીકત એમ કે હુલ્લડનું વાતાવરણ શરૂ થતાંના સાથે જ ઈસ્માઈલે મોતીને ઘરમાં ખાટલાના પાયા સાથે બાંધી રાખ્યો હતો, એ રીતે ઈસ્માઈલના ઘરની દેખરેખ પણ રાખતો. ઈસ્માઈલની દુકાને ટીપુડી ઘણા ધક્કા ખાઈ આવી પરંતુ મોતી ત્યાં ન દેખાયો–બે ચાર દિવસ તેણે ધક્કા ખાધા કર્યા.

અને એમ દિવસો પસાર થવા લાગ્યા. ટીપુડીને એ સમજાતું ન હતું. કે મોતી કયાં ગયો ? હવે તે એકલી ગુસમુસ આમતેમ નિર્જન સડકો પર ફર્યા કરતી. પરંતુ મોતીનો કયાંય ભેટો ન થયો તે ન જ થયો.

અંતે ખૂબ રાહ જોઈને ટીપુડીએ નવા મિત્રો શોધી લીધા

એક દિવસ શેરીના એક ઓટલા પાસે ટીપુડીના નવા મિત્રો એક સાથે ભેગા થઈ ગયા અને ઘુરકિયાં કરી એકબીજાને ધમકાવવા લાગ્યા ટીપુડી દૂર ઊભી ઊભી તમાશો જોતી હતી. અંતે એક કાળા ડાઘિયા કૂતરા સામે બાકીના હારી ગયા એટલે ટીપુડી તેની પાસે જઈને ઊભી રહી અને પૂંછડી પટપટાવવા લાગી.

ઈસ્માઈલના ઘેર ખાટલાના પાયા સાથે બંધાયેલો મોતી ખરેખર અકળાયો હતો. વારંવાર આંખો ફાડીને એ ઈસ્માઈલ તરફ જોયા કરતો. ટીપુડીની યાદ તેને સતાવતી હતી, અને એ પણ જાણતો હતો કે ટીપુડીને પણ તેના વગર ગમતું નહી હોય. આ બધા ભાવ એ ક્રોધ અને કરુણામિશ્રિત આક્રંદ કરીને દર્શાવતો પણ હતો.

એ ખૂબ પ્રયત્ન કરતો પણ ઈસ્માઈલ એને કોઈ રીતે ઘરની બહાર કાઢતો નહી. દોરડું તોડવાનો પણ એણે પ્રયત્ન કરી જોયો, પરંતુ એમાં પણ એનું

કંઈ વળ્યું નહિ.

એ બધા પ્રયત્નો પછી એણે ખૂબ લાંબું લાંબું રોવાનું શરૂ કર્યું; અને એનો બદલો મોતીને ઈસ્માઈલના ડંડા મારફત મળ્યો.

ઘણી રાતોના ઉજાગરા પછી ઈસ્માઈલની ભારે થઈ ગયેલી આંખો જરાક મળી ગઈ હતી. માલિકને સૂતેલો જોઈને મોતીએ જોર જોરથી લાંબા રાગડે રડવાનું શરૂ કરી દીધું.

મોતીની ચીસોથી ઈસ્માઈલની ઊંઘ ઊડી ગઈ અને ખૂબ ગુસ્સે થઈને એણે હાથમાં ડંડો લીધો અને મોતીને મારવા આગળ વધ્યો.

બરાબર આ વખતે જ મોતીએ પોતાની પૂરી તાકાત લગાવી. અને દોરડું બાંધેલ કાથીના ખાટલાને ઘસડતો ઘસડતો દરવાજા સુધી લઈ ગયો. મોઢું લગાડીને એણે ખાલી બંધ કરેલો દરવાજો ખોલી નાંખ્યો, અને ખાટલો દરવાજામાં અટકી ગયો કે એણે બહાર નીકળી જવા માટે શ્વાસ રૂંધાય ત્યાં સુધી પૂરી તાકાત અજમાવી, અંતે દોરડું તૂટી ગયું અને તીર વેગે એ બહાર નીકળી ગયો, ઈસ્માઈલને મોતી પર કાળઝાળ લાગી ગઈ, અને એક લાંબો છરો ખમીસ નીચે સંતાડીને એ મોતી પાછળ નીકળી પડ્યો.

તંગ વાતાવરણને કારણે કનૈયાલાલ પણ છેલ્લાં કેટલાય દિવસથી સૂતા ન હતા. શું થાય? રાતે જાગવું પડતું. સામી કોમવાળા ક્યારે હલ્લો કરી બેસે એ કેમ કહેવાય? સાવચેતી તો રાખવી જ પડે ને?

ખાટલામાં પડેલા કનૈયાલાલની આંખ જરાક મળી હતી. ખાટલા નીચે પથરાઓનો ઢગલો તેમજ તેજાબ અને સોડાવોટરની બાટલીઓ ભરેલી પડી હતી. કૂતરાંઓના ભસવાના અવાજોથી એ એકદમ ચોંકી પડ્યો. ખડકી આડો ભરાવેલો મોટો પથરો હટાવીને એ બહાર આવ્યો અને આમતેમ જોઈને એક પથ્થર ઉપાડીને એણે ભસતા કૂતરાંઓ તરફ ફેંક્યો. એટલામાં જ એ ગલીમાંથી એક માણસ નીકળ્યો, પથ્થર બરાબર એના માથામાં વાગ્યો.

પથ્થર લાગવાથી ઈસ્માઈલને કોઈ મોટો જખમ થયો નહિ, પરંતુ પથ્થર એકાએક આવી પડવાથી આ અચાનક હુમલો થયો એમ માની ગભરાઈ ગયો.

"મેરે કો માર ડાલા!" એમ ચીસ પાડીને એણે પોતાનો છરો બહાર કાઢ્યો અને એક ક્ષણમાં જ એણે કનૈયાલાલને જોઈ લીધો. બન્ને પોતપોતાના ઘરો તરફ ભાગ્યા. થોડીજ વારમાં ગામના એક ખૂણેથી બીજે વાત ફેલાઈ ગઈ. શોરબકોર મચી ગયો. "મારો કાપો", 'જય ભોલાનાથ' "અલ્લાહ હો અકબર"...મંદિરો અને મસ્જિદોમાં ટોળાંઉભરાઈ ગયાં.

લોકોમાં કોના પર હુમલો થયો, એની પૂછપરછ વધવા લાગી કોઈ કહે કોઈને ઉપાડી ગયું. કોઈ કહે ફલાણાને ગુંડા મારી ગયા. એક કોમ બીજા કોમનું નામ તુરત જ આપે. વાતાવરણમાં ગરમી આવી ગઈ, "આ નીચ કૃત્યનો બદલો લેવો જ જોઈએ" બબે પાંચ, પાંચ, દશ, દશ, અને પાંચ-પચાસ, સો, સો એમ ધીરે ધીરે ટોળાં બંધાઈ ગયાં અને પછી તો પથરા, તેજાબ, લાકડી, છૂરી, ભાલાં, અને જે હાથ આવ્યુ તે, જાણે મોટું ધમસાણ મચી ગયું. કનૈયાલાલના ઘર પર મોટો હુમલો થઈ ગયો. ટોળું ઘર ઉપર તૂટી પડતું. અંદરથી પણ બન્યો એટલો મુકાબલો થયો. આજુબાજુમાં પણ આ આતંક ફેલાઈ ગયો. આખા ગામમાં હડબડાટ મચી ગયો શું હિન્દુ કે શું મુસલમાન... બધે જ આગ લાગી ગઈ.

અને ખરેખર અર્ધું ગામ ભડકે બળી રહ્યું હતું. ગામના બંબા ઓછા પડયા... બીજે દિવસે પણ આગ ચાલુ જ રહી.

કનૈયાલાલ અને બીજા ઘણા મુશ્કેલીથી જાન બચાવીને ભાગી છૂટયા.

ઘણા દિવસો સુધી ગામમાં ધૂમાડા, ખંડેરો અને મડદાં દેખાતા કર્યાં એ પછી...

ધીમે ધીમે બધું શાંત થઈ ગયું... એટલે કનૈયાલાલ પોતાનું ઘર જોવા પાછા ફર્યા. એણે જોયો બળેલ કાટમાળનો ઢગલો, બધુ જ સાફ થઈ ગયું હતું. બળેલ અને અર્ધું બળેલ મકાન ઊભું હતું.

અને જ્યાં એનું ફળિયુ હતું. ત્યાં એક ખૂણામાં તાજી વીયાયેલી ટીપુડી કાળા ડાઘિયાથી પેદા થયેલા બચ્ચાં ધવરાવી રહી હતી... બાજુમાં મોતી ઉભો હતો... ટીપુડીની રખેવાળી કરતો હોય તેવી અદાથી.

કનૈયાલાલને જોઈને બન્નેએ જોરજોરથી પોતાની પૂંછડી હલાવી અને ખુશી વ્યક્ત કરી

# कलिं सत्त्वहरं पुंसां

બાલકૃષ્ણ વૈદ્ય

શ્રીમદ્ ભાગવત કહે છે કે કલિ મનુષ્યોનું સત્ત્વ હરે છે. સત્ત્વ એટલે સત્વગુણ. સત્ત્વગુણના આધારે મનનું બળ ટકતું હોવાથી આયુર્વેદે મનને પણ સત્ત્વ કહ્યું છે. આયુર્વેદે તો એમ પણ કહ્યું છે કે દરદીનો ઉપચાર કરતી વખતે દરદીનું સત્ત્વ પણ જોવું જોઈએ નહિતર વિકૃતિ ઊભી થાય છે. બાળક માટે ધાવ પસંદ કરતી વખતે બન્નેનાં સત્ત્વોની સમાનતા રાખવી જોઈએ. સત્ત્વ સમાન ન હોય તો બાળક જીવતું નથી અને જીવે છે તો કષ્ટપૂર્વક જીવે છે.

સત્ત્વની પરીક્ષા શરીરના ઉપચય ઉપરથી થઈ શકતી નથી. સત્ત્વમાં સત્ત્વગુણનું પ્રાધાન્ય જોવાનું હોય છે. એટલે માણસ દુઃખ, અભ્યુદય કે કોઈ વિશિષ્ટ ક્રિયાના પ્રસંગમાં વિકળતા અનુભવે છે કે નહિ, અને તે કેટલા પ્રમાણમાં અનુભવે છે તે જોવાથી એના સત્ત્વની પરીક્ષા થઈ શકે છે. સત્ત્વની પરીક્ષા, સત્ત્વની પ્રકૃતિ, સત્ત્વ સાર અને સત્ત્વ બળ એ ત્રણથી કરી શકાય છે.

## સત્ત્વની પ્રકૃતિઓ :

ગર્ભ બંધાવા સમયે માતાનું સત્ત્વ, પિતાનું સત્ત્વ, ગર્ભકાળ દરમ્યાન આહાર, વિહાર અને ઉપચારથી ઘડાતું સત્ત્વ, અને પૂર્વકર્માનુસારે મળેલું ગર્ભનું પોતાનું સત્ત્વ એ ચારેય મળીને પ્રત્યેક વ્યક્તિનું સત્ત્વ વિશેષ રચાય છે. ગર્ભમાં લિંગભેદ વ્યક્ત થાય છે એથી લિંગભેદે પણ સત્ત્વ ભેદ થાય છે; જેમકે ભીરુતા, અનવસ્થા, અસહનતા, અવૈશારદ્ય (મોહ) અને ક્લૈબ્ય એ સ્ત્રી સત્ત્વનાં લક્ષણો છે, એથી વિરુદ્ધનાં પુરુષ સત્ત્વનાં લક્ષણો છે. આ રીતે સત્ત્વ વિશેષથી સત્ત્વની ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ રચાય છે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોની રીતે સત્ત્વની પ્રકૃતિના મુખ્ય ભેદો પડે છે. અને એ પ્રત્યેક પ્રકૃતિના વળી પેટા ભેદો પણ છે. જેમકે સાત્ત્વિક પ્રકૃતિના શાસ્ત્રે નવ ભેદો ગણાવ્યા છે. રાજસ પ્રકૃતિના સાત અને તામસ પ્રકૃતિના ત્રણ ભેદો ગણાવ્યા છે. શાસ્ત્રોએ એનાં લક્ષણો પણ વર્ણવ્યાં છે.

## સત્ત્વ સાર :

દરેક માણસમાં અમુક ધાતુનો સાર વિશેષ પ્રમાણમાં હોય છે એ ઉપરથી એ માણસને રક્તસાર કે અસ્થિસારવાળો ગણવામાં આવે છે. એ પ્રમાણે સત્ત્વ-સાર પણ કહેવામાં આવ્યો છે જે માણસનો સત્ત્વ-સાર ઉત્કૃષ્ટ હોય તે ઉત્તમ ગણાય છે.

## સત્ત્વ બળ :

સત્ત્વનું બળ ત્રણ પ્રકારે જોવાય છે. પ્રવર, મધ્યમ અને કનિષ્ટ. જે માણસ પ્રવર સત્ત્વવાળો હોય તેનું શરીર નાનું હોય છતાં નિજ કે આગન્તુ કોઈપણ મોટી પીડા વખતે તેનામાં વ્યથા કે વિકળતા દેખાતી નથી. તે બધું સહન કરી શકે છે. મધ્યમ બળવાળો માણસ બીજાનો આધાર લઈને સહન કરવાનું બળ મેળવી લે છે. પરંતુ કનિષ્ટ બળવાળો માણસ તો મોટાં શરીરવાળો હોય છતાં થોડી વેદના પણ સહન કરી શકતો નથી. ભય, શોક, લોભ કે મોહ અથવા રૌદ્ર, ભયંકર, જુગુપ્સા ઊભી કરે એવા કે બિભત્સ દેખાવ જોઈને કે એવી વાત સાંભળીને પણ તે વિકળ થઈ જાય છે. પોતાની મેળે કે કોઈની મદદથી પણ તે ટકી શકતો નથી. પશુ કે માણસનું માંસ અથવા લોહી જોઈને પણ તેને વિષાદ, મૂર્છા, ભ્રમ, ઉન્માદ, પતન કે વિવર્ણતા અને ક્યારેક મૃત્યુ પણ થઈ આવે છે.

પ્રકૃતિઓમાં શ્રેષ્ઠ પ્રકૃતિ સત્ત્વગુણવાળી કહી છે: સત્ત્વગુણ પ્રધાન માણસ ઉચ્ચ આદર્શવાળો, પ્રિય અને સત્યવાદી, જ્ઞાન વિજ્ઞાન સંપન્ન, માહા-ત્મ્યયુક્ત, આસ્તિક, ઉત્તાપ રહિત, મેધા–બુદ્ધિ–ધૃણા-

ક્ષમા-કરુણા-જ્ઞાન-નિર્દંભતા-નિઃસ્પૃહતા અને વિનય-યુક્ત હોય છે, વિહારશીલ હોય છે. એને અતિથિઓ પ્રિય હોય છે. તે આનંદિત કર્મ કરનારો, આદરપૂર્વક ધર્મનું સેવન કરનારો અને કલ્યાણના અંશવાળો હોય છે. જેનામાં આ ગુણો ઓછા એટલો એનામાં સત્ત્વગુણ ઓછો સમજવો.

સત્ત્વસારવાળો માણસ પણ હંમેશાં સત્ત્વગુણ-પ્રધાન હોય છે. એથી જ શાસ્ત્રે કહ્યું છે કે સત્ત્વ સારવાળો માણસ સ્મૃતિમાન, ભક્તિમાન, કૃતજ્ઞ, પ્રાજ્ઞ, પવિત્ર, મહોત્સાહ, દક્ષ, ધીર, યુદ્ધમાં પરાક્રમી, જેનો વિષાદ પણ વ્યક્ત હોય એવો, સુવ્યવસ્થિત ગતિવાળો, ગંભીર બુદ્ધિવાળો અને ચેષ્ટાવાળો અને કલ્યાણાભિનિવેશવાળો હોય છે.

સત્ત્વ બળ પણ એનામાં હોય, જેનામાં સત્ત્વગુણનું પ્રાધાન્ય હોય. ટૂંકમાં બધાં શુભ લક્ષણો સત્ત્વગુણની સાથે જ રહે છે.

## કલિનો પ્રભાવ

કલિ સત્ત્વને હરે છે એટલે કે સત્ત્વગુણ સાથે સંબંધ ધરાવતાં બધાં શુભ લક્ષણોને કલિ ઘટાડે છે. આયુર્વેદ તો કહે છે કે બધી ધાતુઓનો સાર ઓજ છે. કોઈપણ રોગની સામે પ્રતિકાર કરવાની અને આઘાત પામેલાં શરીરને પુનઃ સ્વસ્થ કરવાની શક્તિ ઓજમાંથી આવે છે. આ ઓજ સત્ત્વના આશ્રયે રહે છે. એથી જ્યારે સત્ત્વગુણ ઘટે ઓજ પણ ઘટે. એથી શરીર કોઈ પણ પ્રકારના વ્યાધિને આવકારવા તૈયાર થઈ જાય છે. એટલું જ નહિ, એક વખત શરીરમાં દાખલ થયેલો નાનો રોગ પણ લાંબા વખત સુધી મટતો નથી. આમ કલિનો પ્રભાવ શરીર ઉપર પણ પહોંચે છે. એથી જ શ્રીમદ્ ભાગવતે કહ્યું છે કે કલિમાં માણસોનાં શરીરો પણ રોગોથી પીડાયેલાં રહે છે.

## માનવીની ફરજ :

યુગ તો યુગનો ધર્મ સાચવે છે પરંતુ માનવીમાં ભગવાને બુદ્ધિ આપી છે. એટલે જેમ શિયાળામાં ઠંડી વધે છે ત્યારે ઠંડીનો પ્રતિકાર કરનારા ઉપાયો માણસ અગાઉથી તૈયાર કરી લે છે, ઉનાળામાં ગરમી પડે છે ત્યારે ગરમીના પ્રતિકાર કરનારા ઉપાય લે છે અને ચોમાસામાં વરસાદ સામે રક્ષણ મેળવવા છત્રી વગેરે તૈયાર રાખે છે, તેમ કલિકાલમાં જ્યારે સત્ત્વગુણ ઘટે છે ત્યારે સત્ત્વરક્ષા અને ઓજરક્ષાના ઉપાયો પણ અગમચેતી વાપરીને લેવા જોઈએ. સત્ત્વગુણ વધારે એવા વ્યવહાર અને વાતાવરણ ઊભાં કરવાં જોઈએ. શાળાઓમાં, ઘરમાં અને સમાજમાં પણ સત્ત્વગુણની હવા ઊભી કરવા સતત પ્રયત્નશીલ રહેવું જોઈએ. વ્યાધિ આવી પડે ત્યારે પણ હરેરી જઈને રોગને તત્કાળ દાબી દે પણ ઓજનો નાશ કરે એવા ઉપાયો ન લેતાં ધીરજપૂર્વક સહન કરીને એવા ઉપાયો લેવા જોઈએ જેથી ઓજનું બળ વધે અને સત્ત્વનું બળ પણ વધે.

## શ્રદ્ધાનું બળ વધારો :

સત્ત્વગુણ વધારનારા ઉપાયોમાં સૌથી પહેલું સ્થાન યોગશાસ્ત્રે શ્રદ્ધાને આપ્યું છે. કલિકાલમાં આપણે જોઈએ છીએ કે મોટામાં મોટું કાર્ય આજે શ્રદ્ધાખંડનનું ચાલી રહ્યું છે. વડિલો, અગ્રણીઓ, અધ્યાપકો, અને ઈશ્વર સુદ્ધામાંથી આજે માણસની શ્રદ્ધાનો ઉચ્છેદ થઈ રહ્યો છે. પોતાના ક્ષુલ્લક સ્વાર્થ, અહંકાર અને સમજણને મોટાં કરીને એની આડે આવતાં સૌની નિંદા-ટીકા-કરતાં કોઈ પાછું વાળી જોતું નથી. એમાંય ચૂંટણીઓ તો હદ વટાવે છે. એને લીધે નવી પેઢીને શ્રદ્ધા મૂકવાનું કોઈ ઠેકાણું રહેતું નથી. જવાબદાર માણસો પણ ક્ષણિક કાર્ય-સિદ્ધિના લોભમાં પડીને પોતાની શ્રદ્ધા વાયના ખોઈ બેસે છે. પરંતુ માણસની તમામ શુભ શક્તિઓનું આધાર સ્થાન એક માત્ર શ્રદ્ધા છે. જેના ઉપર ઊભા રહીને માણસ જોર કરી શકે એવી નક્કર ભૂમિકા શ્રદ્ધા આપે છે.

*

ગુજરાતમાં
# બિયારણ વિતરણ વ્યવસ્થા

રતિભાઈ અંધારિયા

બીજ એ ખેતી ઉત્પાદનનો પાયો છે. ખેતી–ઉત્પાદનાં અંગો જેવાં કે જમીન, ખાતર, પાણી, દવાઓમાં બીજ દાણો મહત્ત્વનો ભાગ ભજવે છે.

બિયારણ જે વાપરીએ તે શુદ્ધ હોવું જોઈએ. શુદ્ધ બિયારણ એટલે એવું બીજ કે જે વાવ્યા પછી તેમાંથી ઊગેલા છોડ નક્કી કરેલા ગુણધર્મોવાળા હોય એટલે કે આપણે ધારેલા અને ઈચ્છેલા છોડ બીજમાંથી પેદા થાય તો શુદ્ધ બિયારણ કહેવાય.

જે છોડમાં સ્વપરાગસિંચનથી ફળ અને બીજ પેદા થતા હોય તેમાં પણ જ્યારે અકસ્માતથી પરંપરાગત સિંચન થાય તો તેને પરિણામે બીની શુદ્ધતા ઘટે છે. પરપરાગસિંચનથી થતા બીજમાં કેટલી શુદ્ધતા આવશે તેનું અનુમાન કરવુ મુશ્કેલ હોય છે. ખેડૂતો પોતે વાવેલ પાકમાંથી સારા ડુંડા – ડુંડી કે છોડ પસંદ કરી આગલી સાલ માટે ફરી વાવવા તેમાંથી બિયારણ પસંદ કરે છે. આવા બિયારણમાં દર વર્ષે અશુદ્ધિ આવતી જાય છે.

બિયારણની શુદ્ધતા ઓછી થવાનું કારણ તેમાં ઊગેલા પાક સાથે નિંદામણનું બીજ અને બીજો કચરો ભળે તે પણ છે. વળી ખેડૂતો જે ઊભા પાકમાંથી બી પસંદ કરે છે તેમાં કેટલીકવાર ભેજ રહી જતો હોવાથી સમય જતાં સડી જાય છે. ભેજવાળા બીજને તડકે સૂકવીને પછી જ સંઘરો કરવો જોઈએ.

આ ઉપરથી જોઈ શકાય છે કે શુદ્ધ અને ગુણવત્તાવાળું બીજ ખેડૂતોને મળે તે માટે ચીલાચાલુ પદ્ધતિને બદલે વૈજ્ઞાનિક વ્યવસ્થા ગોઠવવી જોઈએ.

આ હેતુને સિદ્ધ કરવા ભારત સરકારે ૧૯૬૩ માં "રાષ્ટ્રીય બીજ નિગમ" નામની સંસ્થા સ્થાપી તેના મારફત શુદ્ધ, ઉચ્ચ ગુણવત્તાવાળું જુદા જુદા પાકોનું બીજ ખેડૂતોને સમયસર મળે તેવી વ્યવસ્થા ઊભી થઈ. આ રાષ્ટ્રીય કક્ષાની સંસ્થા કોઈ આવડા મોટા દેશના ખેડૂતોની જરૂરિયાતના જુજ ટકા જ બિયારણ આપે છે, પરિણામે જુદાં જુદાં રાજ્યોમાં રાજ્ય બીજ નિગમની રચના અમલમાં આવી. આના અનુસંધાનમાં આપણે ત્યાં ગુજરાત રાજ્ય બીજ નિગમ ૧૯૭૫ માં રચાયો.

નિગમ મારફત જે બીજો ખેડૂતોને પહોંચાડવામાં આવે છે તે સુધરેલા બીજના ત્રણ વર્ગો પાડવામાં આવ્યા છે.

**પહેલો વર્ગ :** સંશોધન કેન્દ્રો ઉપર જુદા જુદા પાકો ઉપર નિષ્ણાતો સંશોધન કરતા હોય છે. તેઓ તરફથી વધુ ઊપજ આપતી કોઈ નવી જાત બહાર પડે તેનું પ્રમાણ કે જથ્થો ખૂબ જ મર્યાદિત હોય છે. આ સંશોધિત બીજ કે બ્રીડર સીડ કહેવાય છે. આવું બીજ સો ટકા શુદ્ધ હોય છે. આવું બીજ સંશોધન નિષ્ણાત પોતે સંશોધન કેન્દ્ર ઉપર તૈયાર કરે છે.

**બીજો પ્રકાર :** બીજા પ્રકારને પાયાનું બીજ કે ફાઉન્ડેશન સીડ કહે છે. પાક સંશોધનકાર પાસેથી મેળવેલ બીજની વૃદ્ધિ કરવામાં આવે છે. આ પ્રકારના બીજમાં પણ પૂરેપૂરી શુદ્ધતા જળવાતી હોય છે. આમાં સંકર બિયારણ તૈયાર કરવા માટે જોઈતા નર–માદાના બિયારણનો સમાવેશ થાય છે. સામાન્ય રીતે પાયાનું બીજ કૃષિ વિશ્વવિદ્યાલયના ફાર્મ પર અને તાલુકાનાં સારાં બીજ વૃદ્ધિ કેન્દ્રો ઉપર તૈયાર કરવામાં આવે છે.

ત્રીજા પ્રકારમાં નર–માદા કે પાયાનું બીજ

ખેડૂતોને આપી તેમાંથી સંકરબીજ કે પ્રમાણિત તૈયાર થાય છે.

આવી રીતે તૈયાર થયેલ બીજને પ્રમાણિત કરાવવાનું હોય છે અને તે કામ રાજ્યની બીજ પ્રમાણન સંસ્થા કરે છે. શરૂઆતમાં આ સંસ્થા ખેતીવાડી ખાતાની એક શાખા તરીકે કામ કરતી હતી પણ છેલ્લા વર્ષથી તે એક સ્વતંત્ર સંસ્થા તરીકે કામ કરે છે. જેટલું આ સંસ્થાનું કામ સારું અને ગુણવત્તાવાળું હોય તેટલું વધુ સારું બીજ ખેડૂતે ને મળે છે. શુદ્ધતા, આનુવંશિક અને ભૌતિક તેમજ સ્ફૂરણ શક્તિ ચકાસણી કર્યા બાદ જ યોગ્ય કક્ષાનું બીજ માલૂમ પડે તેને જ પ્રમાણિત કરવામાં આવે છે.

બીજ પ્રમાણન એ ફરજિયાત નથી - પણ કાયદામાં કરેલ જોગવાઈ અનુસાર કોઈ પણ ઉત્પાદક બીજપ્રમાણન કરાવી શકે છે. આ સંસ્થા પ્રમાણન માટે નિયત ફી લે છે. પ્રમાણિત કામગીરીમાં સંસ્થાના ખેતી નિરીક્ષક ઉત્પાદક ખેડૂતના ખેતરની પહેલી મુલાકાત લઈ પ્રમાણન માટેના વાવેતર કરેલ વિસ્તારની ખરાઈ કરે છે ઉપરાંત તેનાં વપરાયેલ પાયાના બિયારણનું લેબલ જોઈ તેમાં ચકાસણી તારીખ, સ્ફુરણશક્તિના ટકા વગેરે ચકાસે છે. વળી પહેલી મુલાકાતમાં એકલન અંતર બરોબર જળવાયેલું છે કે નહીં તેની પણ ખાત્રી કરે છે. ઉત્પાદકને શુદ્ધ જાત સિવાયના છોડ હોય તો તે બતાવી તેને કાઢી નાખવાની સૂચના આપે છે અને આ માટે જરૂરી માર્ગદર્શન પૂરું પાડે છે.

બીજી મુલાકાત ખેતી નિરીક્ષક પાકના છોડની ફૂલકાળ અવસ્થા હોય ત્યારે લે છે. આ વખતે "રોગીંગ" એટલે કે અશુદ્ધ છોડ કાઢેલા છે કે નહીં તે તપાસે છે અને શુદ્ધતાની ખાત્રી માટે ગણતરી (કાઉન્ટ) લે છે. જો ઉત્પાદન પ્લોટમાં અશુદ્ધ કે વિજાતીય છોડનું પ્રમાણ ધારાધોરણ કરતાં વધુ માલૂમ પડે તો ઉત્પાદકોને તેની સમજ આપી તત્કાલિક આવા છોડ દૂર કરવા આદેશ આપે છે. બીજીવારની ગણતરી વખતે જો સંખ્યા પ્રમાણ વધુ જોવા મળશે તો તે પ્લોટ કે વિસ્તાર રદ કરવામાં આવશે તેવી લેખિત ચેતવણી પણ આપે છે.

જ્યારે ફૂલકાળ અવસ્થા ૭૦ થી ૮૦ ટકા જેવી થાય ત્યારે ત્રીજી મુલાકાત લે છે. એકલનની બાકી, પાકની શુદ્ધતાની ગણતરી વગેરે કરી જો તે બરોબર જણાય તો તે પ્રમાણને લાયક ગણી કાપણીની અંદાજી તારીખ ખેડૂતને આપવામાં આવે છે.

સંકર બાજરી, સંકર જુવાર, સંકર મકાઈ વગેરે પાકમાં કાપણીથી માંડી બીજ તૈયાર થાય, નમૂનો લેવાય ત્યાં સુધી પ્રમાણન સંસ્થાના ખેતી નિરીક્ષકે લાગલાગટ હાજરી આપવાની હોય છે. જ્યારે સંકર કપાસમાં કાચો કપાસ જીનમાં આવે ત્યારબાદ તેનું જીનીંગ, ગ્રેડીંગ કરાવી નમૂના લેવાય તે બધી ક્રિયા તેની હાજરીમાં થતી હોય છે.

આમ બીજ ઉત્પાદનમાં પ્રમાણ સંસ્થાની કામગીરી અતિ મહત્ત્વની હોય છે.

ગુજરાતમાં પ્રમાણિત બીજનું ઉત્પાદન ત્રણ ક્ષેત્રે થાય છે અને ત્રણે ક્ષેત્રો રાજ્યમાં એ બિયારણોનું વિતરણ પણ કરે છે.

ખાનગી ક્ષેત્રે જુદી જુદી ૨૦૦થી વધુ વ્યાપારી પેઢીઓ પાયાનું બીજ કે નર-માદાનું બીજ ખેડૂતોને આપી તેઓનું ઉત્પાદન થાય તે ખરીદી લે છે અને પછી પ્રમાણિત બીજ પોતાની કંપનીની છાપ અને નિયત માપ સાથેના પેકિંગમાં તેઓ ખેડૂતોને વેચે છે.

જાહેર ક્ષેત્રમાં ગુજરાત બીજ નિગમ લિ. મોટા પાયે પ્રમાણિત બીજ તૈયાર કરાવી રાજ્યમાં અને રાજ્ય બહાર વિતરણ કરે છે. બીજ નિગમની સ્થાપના વખતે અધિકૃત શેરભંડોળ રૂ. ૫૦ લાખનું જાહેર થયું છે તેમાં ૩૨ લાખ શેરભંડોળભરપાઈ થયેલ છે. ગુજરાત કૃષિ યુનિવર્સિટીના આ ભંડોળમાં રૂ. ૧૫ લાખના શેર હતા. જે ચાલુ સાલે સરકારે પરત કરતાં તમામ શેરભંડોળ રાજ્ય સરકારનું રહે

છે અને સરકારની જ આ સો ટકા સંસ્થા થઈ છે.

રાજ્ય બીજ નિગમ સંકર બાજરો, સંકર જુવાર, સંકર મકાઈ, સંકર કપાસ તથા જુદી જુદી જાતની ડાંગર, નવી શોધાયેલી ઘઉંની જાતો તથા કઠોળ પાકોના બીજનું ઉત્પાદન ખેડૂતો માટે કરે છે અને તેનું વિતરણ થાય છે.

બીજ ઉત્પાદકોને પોષણક્ષમ ભાવ મળી રહે અને બીજ વાપરનાર વર્ગને વ્યાજબી ધોરણે બીજ મળી રહે તે રીતે પ્રાપ્તિભાવ નિગમ નક્કી કરે છે. આ ભાવ ખાનગી કે બીજી બીજની સંસ્થા કરતાં હંમેશા ઉત્પાદક ખેડૂતો માટે ઊંચા રહે છે.

નિગમના બિયારણ ઉત્પાદન કાર્યક્રમમાં સમાજના બધા જ સ્તરના ખેડૂતોને લાભ મળી રહે છે. સીમાન્ત ખેડૂતો, નાના ખેડૂતો, આદિવાસી અને પછાત વર્ગના ખેડૂતોને પણ તેમના પ્રમાણમાં બીજ ઉત્પાદન વિસ્તાર મળી રહે તેવી ખાસ ગોઠવણ કરવામાં આવેલ છે. પરિણામે નાના ને પછાત ખેડૂતોની ખેતી સુધરી છે અને તેમનો દૃષ્ટિકોણ બદલાયો છે.

૧૯૭૫માં જુદા જુદા પાકોનું ૮૩૩ ક્વિન્ટલ બીજ વિતરણ કર્યું, ૧૯૭૬–૭૬માં ૧૩૨૩, ૧૯-૭૭માં ૧૫૭૫૦ ક્વિન્ટલ. ૧૯૭૮માં ૨૬૩૧૦, ૧૯૭૯માં ૫૮૫૬૦ ક્વિન્ટલ બીજનું રાજ્ય નિગમે ઉત્પાદન કર્યું હતું અને રાજ્યમાં તેમજ રાજ્ય બહાર તેનું વિતરણ થયું હતું.

ચાલુ સાલની વાત કરીએ તો લગભગ ૧૧ હજાર ખેડૂતો મારફત ૪ લાખ કિલો જેટલું સંકર કપાસનું બીજ ઉત્પન્ન થયું છે જેનું વિતરણ કરવામાં આવશે. સંકર બાજરીનું ૩૦ લાખ કિલોગ્રામ જેટલું ઉત્પાદન આવશે જે બીજ રાજ્યમાં તેમજ રાજ્ય બહાર વેચાશે. રાજ્યમાં બીજ ઉત્પાદન અને બીજ વિતરણ કરતું ત્રીજું ક્ષેત્ર છે તે ગુજરાત રાજ્ય કોઓપરેટીવ માર્કેટીંગ સોસાયટી છે. આ સંસ્થા અને રાજ્યનું બીજ નિગમ પરસ્પર સમજણ અને સહકારથી કામ કરે છે અને બન્ને સંસ્થાઓ પોતાનું બીજ જુદા જુદા જિલ્લા, તાલુકા સહકારી સંઘો અને સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને વિતરણ કરે છે.

---

સૌરાષ્ટ્રમાં ધસી આવેલા તીડના ટોળે ટોળાં ઊભા પાકનો વિનાશ કરી રહ્યાં હતાં. સૌરાષ્ટ્ર સરકાર તરફથી તીડોનો નાશ કરવા માટે લેવાતા પગલાથી કકળી ઊઠેલા એક જૈન મુનિએ રાજ્યના કૃષિ મંત્રીને તીડને મારીને 'ઘોર પાપ' આચરવાનું બંધ કરવા સમજાવી જોયા. એમાં નિષ્ફળતા મળતાં મુનિશ્રી વિહાર કરીને જામનગર પહોંચ્યા. એ વખતના રાજપ્રમુખ શ્રી જામસાહેબને મળ્યા.

'મારે એક અહિંસા પરિષદ યોજવી છે. આપ એનું પ્રમુખસ્થાન સ્વીકારો એવી વિનંતી કરવા આવ્યો છું.'

મુનિશ્રીએ જણાવ્યું.

"આ પરિષદનો શો હેતુ છે?" જામ સાહેબે પૂછ્યું.

"તમારી સરકાર લાખો તીડોનો સંહાર કરી ઘોર હિંસા આચરી રહી છે. એ રોકવા માટે નૈતિક દબાણ લાવવાનો મારો પ્રયાસ છે."

મુનિશ્રીએ સ્પષ્ટતા કરી.

"તો તો મારે આવવું જ જોઈએ. જરૂર આવીશ." જામસાહેબે હસતાં હસતાં જણાવ્યું.

મુનિશ્રી રાજી થયા હતા. આભાર માનીને વિદાય લેતા હતા. એમને રોકીને જામસાહેબે કહ્યું. "અહિંસા પરિષદના પ્રમુખ તરીકે તમે કોને પસંદ કર્યા એનો વિચાર કર્યો? તમે જાણતા હશો કે અમે માંસાહારી છીએ. મારે દરરોજ ભોજનમાં માંસાહાર જોઈએ. દર મહિનાની અમાસે આ મહેલમાં હિંસા બંધ હોય છે. એ દિવસે ભોજનમાં માંસાહાર મળે નહીં. મારે ભૂખ્યા રહેવું પડે છે. આવો અહિંસક માણસ તમારે પ્રમુખ તરીકે ચાલે તો હું જરૂર આવીશ.

મુનીશ્રીએ કંઈ બોલ્યા વિના મહેલમાંથી વિદાય લીધી.

# સાંસ્કૃતિક એકતા

ચિત્તરંજન રાજા

પૃથ્વીના પાટલે ભારત એક વિશાળ ઉપખંડ છે. આ ઉપખંડની હજારો વર્ષ જૂની સંસ્કૃતિ જનસંસ્કૃતિના સારથિ' સમી છે. ભૌગોલિક રીતે પ્રાકૃતિક રૂપમાં આ દેશ સમૃદ્ધ છે. અફાટ જળરાશિ શા સમુદ્ર, ઉન્નત ગિરિશૃંગોથી શોભતા પર્વતો, લોકમાતા શી સંસ્કૃતિ અને જનપદકલ્યાણ શી નદીઓ, અનેકવિધ નૈસર્ગિક ઉપાદાનથી શોભતાં વન-જંગલો: પ્રકૃતિની મહેર આપણા દેશ ઉપર છૂટે હાથે વેરાયેલી છે, એટલે જ આપણા આર્ષકવિએ વસુધાની આરાધના માટે ગાયેલી સ્તુતિમાં કહ્યું છે.

'સમુદ્રનાં નીલરંગી વસ્ત્રો પહેરેલી, પર્વતીય સ્તનોથી શોભતી આદ્યા પૃથ્વી.' સાંપ્રતયુગી દાર્શનિક રસેલે કહ્યું છે: જે પ્રદેશમાં પર્વતો, નદીઓ અને વનશ્રીની સમૃદ્ધિ હોય ત્યાં સૌંદર્યલક્ષીપણું, હૃદય ઔદાર્ય અને મનોગત ઉદારતા વિકસે અને સાગર-સમૃદ્ધિ હોય ત્યાં સાહસ, સંશોધન અને વૈજ્ઞાનિક પ્રતિભા જન્મે. આપણા રાષ્ટ્રને બન્ને સાંપડયાં છે. ઉત્તરે ઉન્નત ગિરિશૃંગશોભિત હિમાલયની પર્વતમાળા, પૂર્વે ગંગાયમુનાના સુંદરવનની સુશ્રી અને દક્ષિણ પશ્ચિમે અભૂતપૂર્વ સાગરસંગમ. આવા સુંદર પ્રાકૃતિક વાતાવરણના પારણે ઊછરેલી સંસ્કૃતિમાં ઉદાત્ત ગુણો સમાયા જ હોય તેમાં કશી નવાઈ નથી. પ્રકૃતિની ગોદમાં ઊછરેલી આપણી સંસ્કૃતિનો પ્રથમ અને સર્વોત્કૃષ્ટ સંસ્કાર તે 'ત્યાગવૃત્તિ', પ્રકૃતિસહજ એ ગુણ આપણી સંસ્કૃતિનો એક દિલાવર સંસ્કાર છે. આપણો ઉપદેશમંત્ર જ तेन त्यक्तेन भुञ्जीथा : ત્યાગીને ભોગવી જાણ; આપણી આ મૂલગામી સંસ્કૃતિને 'આરણ્યસંસ્કૃતિ' કહે છે. વાસ્તવમાં આરણ્યમાંથી 'નાગરિક' બનીને પણ આપણી સંસ્કૃતિએ આત્મગત કોઈ પલટો લીધોજ નથી – એ તો સદાની હૃદયપરિશીલક ઉપાસ્યજ રહી છે.

ઈતિહાસનાં પૃષ્ઠો ગવાહી આપે છે કે શત-કોથી આપણા દેશ ઉપર વિવિધ પ્રજાઓએ આવા-ગમન કર્યું છે. મશહૂર શાયર ઈકબાલની પંક્તિ યાદ આવે છે – "તેરે કિનારે ઉતરા કારવાં હમારા, એ આબરૂ દે ગંગા.' આર્યો આવ્યા; શક, હૂણ, ગ્રીક, મોગલ, ફીરંગી, અંગ્રેજ... અનેકવિધ પ્રજાઓ આવી. એક યા બીજા ઉપાદાનના કારણે પરંતુ આપણી સંસ્કૃતિએ એ સહુને સમાવિષ્ટ કર્યા, તેમની સંસ્કૃતિના ઉદાત્ત ગુણો અપનાવ્યા – પોતામાં સમાવ્યા. દ્રવીડ–અનાર્યના નકારાત્મક નામે ઓળખાતી મૂળ ભારતીય પ્રજા અને આર્યોના સંઘર્ષ-માંથી પણ જન્મી નવ્ય સંસ્કૃતિ જેમાં આર્યો અને દ્રવીડોની સંસ્કૃતિનાં સુભગ તત્ત્વોનું સંમિશ્રણ થયું. સંજાણ બંદરેથી ઊતરી આવેલા પારસિઓને "દૂધ-સાકર"ની પ્રસિદ્ધ દંતકથા કહે છે તેમ આપણી સંસ્કૃતિએ સ્વીકાર્યા. ગ્રીસ પાસેથી અનુપમ મૂર્તિ-કલા આપણે સ્વીકારી; સ્થાપત્ય વિવિધતાને સ્વીકારી. આમ આત્મસાત કરવાની આગવી વૃત્તિ આપણી સંસ્કૃતિનું ધ્યાન ખેંચે તેવું લક્ષણ ગણાવી શકાય.

સંસ્કૃતિ કેવી રીતે માપી શકાય તે પ્રાકૃત-જનનો નહીં પરંતુ વિદ્દ્જનનો પણ પ્રશ્ન છે. સંસ્કૃતિનું ઉપાદાન ધર્મ, ભાષા, લોકજીવન, શિલ્પ-સ્થાપત્ય અને સંગીત દ્વારા પ્રગટ થાય છે.

આપણા ધર્માચાર્યો સાંસ્કૃતિક એકતાના દૃષ્ટા હતા. દક્ષિણના રામેશ્વરનો પૂજારી વારાણસી કુલો-ત્પન્ન બ્રાહ્મણ જોઈએ; કાશીતલવાહિની ગંગાનીર દક્ષિણના દેવોને ચડાવવામાં અનેકગણું પુણ્ય મનાયું. પશ્ચિમતટના સોમનાથનો પૂજારી ગૌડ બંગાળી : જગન્નાથના મંદિરનો પ્રસાદ સર્વપ્રાંતીય ધાન્યનો; શાંકરવેદાન્તી શંકરાચાર્યની શારદાપીઠો પૂર્વ–પશ્ચિમ –ઉત્તર–દક્ષિણ તો વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યોની

એક પણ સર્વદિશાસંકલિત. પાટલીપુત્રવાસી સમ્રાટ અશોકનો બુદ્ધમાર્ગી જીવનઉપદેશ સાંચીથી માંડીને ગિરનારની તળેટી સુધી : ધાર્મિક આચાર્યો–ઉપદેશકોએ આપણી સાંસ્કૃતિક એકતાનું કેવું સુંદર સામંજસ્ય કલ્પી લીધું છે !

શિલ્પ – સ્થાપત્યે દક્ષિણમાં વિરાટગોપુરમ–ગુરુશિખરોવાળાં મંદિરો તો પૂર્વમાં ખજૂરાહો–કોણાર્કના જીવન ઉપાદેય શિલ્પો. ઉત્તરનું મોગલછાયામિશ્રિત ગુમ્મજપ્રધાન શિલ્પ. દક્ષિણમાં જરૂર વિસ્તર્યું છે. શિલ્પદ્વારા આપણી સંસ્કૃતિની એકતાનાં દર્શન તો આપણે સર્વત્ર જોઈ શકીએ છીએ. મૂર્તિકલા, ગાંધારકલાનું આપણી સંસ્કૃતિએ સ્વીકારેલ ઉપાદાન છે. ગાંધારથી વિકસેલી આ કળા દેશના ખૂણે ખૂણે એટલી વિસ્તરી કે ક્રમશઃ પરાક્રમી પ્રતિભાવંતોની અર્ચના–પૂજા માટે તે પ્રતીકરૂપ પણ સ્વીકૃત બની. મૂર્તિકલા સાંસ્કૃતિક–ઐક્યના પ્રતીક શી પણ છે રામ કે કૃષ્ણ, લકુલીશ, શંકર, બુદ્ધ, મહાવીર આ સહુ આપણા દેશના અગ્રીમ નગરથી નાનાં ગામો સુધી એકરૂપ રહી છે. શૈવસંપ્રદાયે સ્થાપેલા દ્વાદશ જ્યોતિર્લિંગ, રાધાકૃષ્ણ સંપ્રદાયનાં મંદિરો,–બૌદ્ધચૈત્યો, રામમંદિરો આ સહુ સંસ્કૃતિપ્રતીક સાંપ્રદાયિક ચિહ્ન નથી પણ એક શૃંખલાસંકલિત સંસ્કૃતિનાં વિવિધ રૂપો છે.

સાહિત્યમાં આપણી સંસ્કૃતિ સર્વદેશીય–સ્વતઃ સંપૂર્ણ એકરૂપ થઈ છે. વારાણસીના અસ્સીઘાટ ઉપર બેસી લખાયેલું રામચરિત માનસ અને દક્ષિણ ભારતનું વલોલ રામાયણઃ વાલ્મીકિનું મા નિષાદ પ્રતિષ્ઠા કાવ્ય રચાય છે ગોદાવરી તટે – પાત્રવાતાવરણ છે સરયૂતટના. મધ્યભારતવાસી કાલિદાસ આલેખે નગાધિરાજ વસુધામાનદંડ હિમાલયની તળેટી પ્રદેશની કથા. મેઘદૂત તો ઉત્તર દક્ષિણને સાંકળતું, રાષ્ટ્રીય પ્રવાસનું એક અમર કાવ્ય છે. ભટ્ટિકાવ્ય, પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમ્ બુદ્ધચરિત્ર, મુદ્રારાક્ષસ જેવા આપણા અમર ગ્રંથોમાં પ્રાદેશિક ઐક્યનું પ્રતિબિંબ કુંદનરત્ન સંયોગસમું છે. ગોપીગીતો, ભાગવતમધુરસ, જેયદેવરચિત ગીતગોવિંદ, મધ્યકાલીન ભક્તકવિઓની રચનાઓ–સૂર, કબીર, નરસિંહ, મીરાં, તુકારામ આ સહુનું સાહિત્ય કોઈ પ્રાદેશિક સંસ્કૃતિ, ભાવના કે વિચારનું સર્જન કે પ્રતિનિધિ નથી. તેમાંથી તો પ્રગટ થાય છે સર્વતોભદ્રની આપણી મૂલસંસ્કૃતિનું ઉપાસ્ય આરાધન. પ્રાચીન વૈદિક સાહિત્યથી માંડીને અર્વાચીન સારસ્વતો સુધી સાહિત્યસર્જન આપણી એકતાનું પ્રતિનિધિ રૂપક રહ્યું છે.

સામવેદના ગાનથી જેની ઉત્પત્તિ મનાય છે તે ભારતીય સંસ્કૃતિની જગત સંસ્કૃતિમાં વિશિષ્ટ અને આગવી ભેટ તે સંગીત. વનશ્રીની નૈસર્ગિક કુમાશ, સૌરભ, સમુદ્રવર્તનનું તાલબદ્ધ સ્વર આયોજન, ગગનચૂંબી પર્વતશિખર શી ભવ્યતા અને પૃથ્વીના ખોળે રમતાં શિશુઝરણનાં કલરવ ભારતીય સંગીતમાં ગૂંથાયાં છે. સૂર–સ્વરની સાધના આપણી સંસ્કૃતિની એક વિશિષ્ટ, મધુરપભરી સૌરભ ગાથા છે. સમય સમયની રાગિણી, પ્રાંતપ્રાંતની લોકસંસ્કૃતિ, લોકહૃદયની ભાવના, અને પ્રાંતીય વિશિષ્ટતાની તેમાં ફૂલગૂંથણી થયેલ છે. કૃષ્ણકથાનાં ગીતો આપણી લોકસંસ્કૃતિના વિશિષ્ટ પ્રતીકરૂપ છે. ગોપજીવન–ગ્રામજીવનનો આનંદ, વ્યથા પ્રેમ, વિરહ એમ વિવિધસંચારી ભાવો આપણા સંગીતમાં આત્મસાત થયા છે. ભારતીય સંગીતના ઉપાસકો–વિધાયકો પણ પ્રાંત પ્રાંતના–વિવિધ કોમના. પરદેશી તરીકે ઊતરી આવેલા પણ આપણા સંસ્કૃતિસાગર સંગમમાં ભળી ગયેલા મુસ્લિમ બિરાદરો પણ શુદ્ધ ભારતીય સંગીતના સાચા સાધકો. લોકવાણીનાં ભજનો, લોકગીતોથી માંડીને સંસ્કૃતિનું આપાદમસ્તક અવલોકન કરી શકીએ છીએ.

પશ્ચિમી સંસ્કૃતિએ આપણી ઉપર આક્રમણ કર્યાનું ઘણા માને છે. મારા મતે રાજકીય વ્યવસ્થા અને ગુલામી અવસ્થાના કારણે આપણે જ પશ્ચિમની સંસ્કૃતિનું આંધળું અનુકરણ કરેલું – કદાચ કરીએ પણ છીએ.

રાજકીય રીતે ગુલામી અવસ્થાના કારણે આપણી મનોદશા મોહવશ થઈને મહાન ઐતિહાસિ

સાંસ્કૃતિક વારસાને વિસારી પાશ્ચાત્ય સંસ્કૃતિને અનુસરવા માંડેલી ખરી. પરંતુ આપણી સંસ્કૃતિના આકરગ્રંથ ગીતામાં વેદવ્યાસે ગાયા પ્રમાણે "ધર્મ-સ્થાપનાય" આપણે ત્યાં યુગવિધાયક પ્રતિભાઓ જન્મતી આવી છે. આવી પ્રતિભાઓ આપણી સંસ્કૃતિ, સંસ્કાર અને સૌજન્યના સ્તંભ શી છે. આગવી મુદ્રાવાળી આવી પ્રતિભાના કારણે પણ સંભવતઃ અનેક આક્રમણો આકર્ષણોની સામે આપણી સંસ્કૃતિનું મહત્ત્વ અને વૈશિષ્ટ્ય જળવાતું રહ્યું છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ સામે પૌરસ્ત્ય સંસ્કૃતિનુ આરક્ષણ કરવા તત્કાલીન યુગમાં પણ સ્વામી રામકૃષ્ણ, વિવેકાનંદ રવીન્દ્ર, અરવિંદ, ગાંધીજી જેવી તપઃપૂત વ્યક્તિઓએ આપણી સંસ્કૃતિનો ધ્વજ ફરકતો રાખ્યો છે. સાથોસાથ પાશ્ચાત્ય સંસ્કૃતિના સધરવા જેવા ગુણો આપણે જરૂર અપનાવ્યા છે. સંસ્કૃતિના સંઘર્ષોને કારણે ડહોળાએલી આપણી સંસ્કૃતિ આ કાળમાં સ્થિર, પરિશીલક, અને ન્યાયબુદ્ધિ ધારણ કરતી અનુભવાય છે વળી વૈજ્ઞાનિક દૃષ્ટિ, જીવન પ્રત્યેની અભિનવ દૃષ્ટિ, સાહસિકતા, ઓજસ્વૃત્તિ પણ આપણે પશ્ચિમ પાસેથી મેળવીએ છીએ. વિવેકાનંદે પણ આપણી મહાન સાંસ્કૃતિક એકતાનો સંગમ ભારતના પાદાંગુષ્ઠ શા કન્યાકુમારીના સાગરતટથી નિહાળ્યો છેક પૂર્વબંગાળથી દક્ષિણના છેડે : ગાંધીજીએ તો આપણી સંસ્કૃતિનું મહત્ત્વ વિશ્વઐક્યમાં નિહાળ્યું. સત્ય, અહિંસા અને ભાઈચારાની આપણી મૂલગત ભાવના સાકાર કરવા તેમણે જીવનભર પ્રયત્નો કર્યા.

સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી વૈજ્ઞાનિક નિયમ અનુસાર આપણી સમસ્ત સાંસ્કૃતિક ચેતનાને ધક્કો વાગ્યો છે. ગુલામીએ દીઠું એક ગુલાબી સ્વપ્નની જેમ અનાયાસે મળી આઝાદીને કારણે આજે આપણે સાંસ્કૃતિક ક્ષુબ્ધતા અનુભવીએ છીએ. અધિકાર અને આક્રોશની ભાવના આપણી દૃષ્ટિને ધૂંધળી બનાવી દે છે, ક્ષણેક તો આપણે વિચારતા થઈ જઈએ કે–

આજ આપણી સંસ્કૃતિ કે જેના શિશુ-ધ્વનિમાં "सहनाववतु सहवीर्यं करवावहै" નાં ગુંજન છુપાયાં છે !

જંગલીઓના – ગોપલોકોના આક્રમણ સમયે જે રીતે રોમનો રહેતા હતા એ પ્રકારના સમયમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ – સાંસ્કૃતિક કટોકટીનો કાળ ન માત્ર કેવળ આપણે ત્યાં જ, પરંતુ વિશ્વભરમાં છે. ટેસીટસે પોતાના ગ્રંથ "ઈતિહાસ" ની પ્રસ્તાવનામાં લખ્યું છે "આપણે એવા યુગમાં પ્રવેશી રહ્યા છીએ જે સર્વનાશથી સમૃદ્ધ છે. યુદ્ધોથી છવાયેલો અને વિપ્લવથી વિદિર્ણ છે; શાંતિના સ્થાને અમાનુષી આક્રોશ છે; પવિત્ર અનુષ્ઠાનો અંધશ્રદ્ધા ગણાય છે. એ વ્યભિચાર કુલસંસ્કાર દેશ નિર્વાસિતોથી ઊભરાય છે અને ગિરિકંદરાઓ હત્યાથી રંગાયેલી છે આ ઘૃણા અને સન્નિપાતનો યુગ જ્યાં કોઈને કોઈપણ શત્રુ ન હોય ત્યાં તેનો મિત્ર જ વધ કરી નાખે છે." કવિવર ન્હાનાલાલે પણ પોતાની "સારથી" નવલકથામાં ભારતને જગત સમસ્તના રથવહન માટે સારથિરૂપ ગણેલ છે. એવે વખતે આપણી આ વિચ્છિન્નતા આત્મદાહ આપે ખરી.

પરંતુ પેલા એક લોકકવિએ આવા પ્રક્ષુબ્ધ-કાળને શેરડીના રસના તાવડા સાથે સરખાવ્યો છે. રસ ઊકળતો જાય, તેમ કચરો ઉપર આવતો જાય, મેલ છૂટો પડતો જાય અને ગોળ નીચે ઠરતો જાય. આ રીતે આપણો સંક્રાન્તિકાળ વીત્યે નવઅંકુરની ધક્કો લાગેલી કળ ઊતરે અને આર્થિક વિષમતા મટી જતાં, મને શ્રદ્ધા છે કે આપણી સાંસ્કૃતિક એકતા ફરી, પ્રગટ થશે. વાદળો ઘેરાયાથી સૂરજ ઊગ્યો જ નથી તેમ માની ન જ શકાય. આર્થિક વિષમતાએ આપણને આપેલ ભીષણ ફટકો છે; એ ફટકાની વેદના શમ્યે, ફરી આપણી સક્ષોભતા નિવારી, સંસ્કૃતિનું કમળવન એકાત્મભાવે કટકથી કન્યાકુમારી અને દ્વારકાથી પશુપતિનાથ સુધી ખીલી ઊઠો જ અને સંસ્કૃતિનો પરમમંત્ર ત્યાં સુધી આરાધવો જ રહ્યો :
"आनो भद्रा क्रतवो यन्तु विश्वतः '

પૃ. ૧૭૯થી ચાલુ]
તમારી નથી એમ માની આરઝી હકૂમતની તિજોરીમાં દાગીના જમા કરવા પડશે."

ગૃહસ્થ સમજી ગયા. અને શ્રી દુર્લભજીભાઈએ એમને પેટી સોંપી દીધી. આભારનો એક શબ્દ પણ ઉચ્ચાર્યા સિવાય ગૃહસ્થ પેટી લઈને ચાલતા થયા.

બધા વિખરાયા એટલે મોડી રાત્રે, ઉતારાનો કબજો મેળવવામાં ભાગ લીધેલા લોકસેનાના સૈનિકો એકઠા મળ્યા. જયસુખભાઈ નામના એક સાથીને હાથે પાટો બાંધેલો જોવામાં આવ્યો. પૂછતાં જાણવા મળ્યું કે એમને ફાળવવામાં આવેલ પિસ્તોલનો એમણે વગર કારણે, અતિ ઉત્સાહમાં ભડાકો કરેલો અને એ જ પિસ્તોલમાંથી છૂટેલી ગોળી એમના હાથને લબરકો કરતી ગઈ. એમની આટલી બેદરકારી-ને કારણે એમની પાસેથી પિસ્તોલ પરત લઈ લેવામાં આવી. પણ સાથે સાથે એમને થયેલી ઈજાની સારવાર માટે પ્રબંધ કરવામાં આવ્યો.

ઉતારામાંથી કેદ કરવામાં આવેલા કેદીઓની પૂછપરછ શરૂ કરવામાં આવી. જેઓ જવા માગતા હતા એમને મુક્ત કરવામાં આવ્યા. જેમને રાજપલટા સાથે કોઈ નિસ્બત ન હતી, જેઓ કેવળ પેટિયું રળવા માટે નોકરી કરતા હતા અને આરઝી હકૂમતની નોકરી કરવા ખુશી હતા એમને ફરજ ઉપર ચાલુ રાખવામાં આવ્યા.

રાત્રે કોઈ અડપલું ન કરે એની સાવધાની ખાતર જૂનાગઢના ઉતારામાં લોકસેનાના સૈનિકોનો પાકો પહેરો ગોઠવી દેવામાં આવ્યો. અમે મોડી રાત્રે અમારા નિવાસ તરફ જવા રવાના થયા. થોડા વખત પહેલાં જૂનાગઢના ઉતારા તરીકે ઓળખાતું અને ઉપયોગમાં આવતું આલીશાન મકાન આરઝી હકૂમત છાવણીમાં ફેરવાઈ ગયેલું. જૂનાગઢના નવાબ આ ઉતારામાં મુકામ કરે ત્યારે જે ધ્વજદંડ ઉપર સોરઠ સરકારનો ધ્વજ ફરકતો હતો તે દંડ ઉપર અત્યારે રાષ્ટ્રધ્વજ ફડાકા લેતો ફરકી રહ્યો હતો.

અમે મસ્તી સાથે અમારા નિવાસે પહોંચ્યા ત્યાં શ્રી જેઠાલાલભાઈએ જાણ કરી કે આપણે તો આપણી લડાઈના પ્રારંભ તરીકે જૂનાગઢના ઉતારાનો કબજો લીધો છે. રાજકોટ રાજ્યના અધિકારીઓએ આપણા આ પગલાં સામે આંખ આડા કાન કર્યા છે. પરન્તુ જૂનાગઢ રાજ્યે રાજકોટ રાજ્ય પાસે ફરિયાદ નોંધાવી છે કે કોઈ ધાડપાડુઓએ એમના ઉતારાનો કબજો લઈ લીધો હોઈ, આ ધાડપાડુઓને ઉતારામાંથી હાંકી કાઢવા માટે રાજકોટની પોલીસે યોગ્ય કાર્યવાહી કરવી જોઈએ. એટલે રાજકોટની પોલીસને ધોરણસરની કાર્યવાહી શરૂ કરવી પડી. અત્યારે મોડું થઈ ગયું છે એમ જણાવી એમને સવારે આવવા જણાવ્યું છે.

રાજકોટની પોલીસ તરફથી શરૂ કરવામાં આવેલી કાર્યવાહીનો મારે બીજે દિવસે મુકાબલો કરવાનો હતો. પણ અમે એને ગંભીર સ્વરૂપ ન આપતાં અમારી આગળની કાર્યવાહીની ચર્ચા કરતાં કરતાં ઊંઘી ગયા.

---

બાપ દીકરાને નાતમાં જમવાનું નોતરૂં મળ્યું. બાપે દીકરાને રસ્તામાં શિખામણ આપી.

"જમતાં જમતાં પાણી પીવું નહીં. પાણી પીએ તો એટલું ઓછું જમાય.

બાપ દીકરો જમવા બેઠા. જમતાં જમતાં દીકરાને તરસ લાગી. પાણીનો પ્યાલો ગટગટાવી ગયો.

"ના પાડી'તી તોય પાણી પીધું ?" બાપે દીકરાને તમાચો ચોડી દીધો.

ઘેર આવીને દીકરાએ કૂણીમાં રાખની ઢગલી કરી. માથે પાણીની ધાર કરી.

"આ શું રમત માંડી છે ?" બાપે પૂછ્યું.

"તમે જોયું ? રાખની ઢગલી ઉપર પાણી પડ્યું એટલે ઢગલી બેસી ગઈ. જમતાં જમતાં પાણી પીએ તો ખાધેલો ખોરાક બેસી જાય. અને વધુ જમવાની જગ્યા થાય. દીકરાએ ખુલાસો કર્યો.

'મને આ તરકીબ પહેલાં કેમ કીધી નહીં ?' કહીને બાપે દીકરાને બીજો તમાચો ચોડી દીધો.

## ૫ વર્ષ માટે જાહેરખબરના અધિકાર સાથે ગ્રામવિસ્તારમાં એસ. ટી. બસ-સ્ટેન્ડ બંધાવો

૦ ગુજરાત રાજ્યની સ્થાપના પછી ગ્રામવિસ્તારમાં ૧૩૨૨ પીક-અપ સ્ટેન્ડ (બસ-થોભો) બાંધવામાં આવ્યાં છે. પરંતુ, ગુજરાતના સમગ્ર ગ્રામવિસ્તારમાં બીજાં બે હજાર જેટલાં બસ-સ્ટેન્ડ બાંધવાની માંગણી છે.

૦ વિના વિલંબે આ માંગણીઓને પહોંચી વળવાના હેતુસર એસ. ટી. કોર્પોરેશને એવો નિર્ણય કર્યો છે કે સ્ટેન્ડ ઉપર પાંચ વર્ષ માટે જાહેરખબર મૂકવાના અધિકાર સાથે અથવા નામની તખતી મૂકી વ્યક્તિ, સંસ્થા, પેઢી, કંપની યા સહકારી સંસ્થા એસ. ટી. ને સ્ટેન્ડ બાંધી આપે.

૦ સ્ટેન્ડના જુદા જુદા ચાર પ્રકાર છે અને તેની ડીઝાઇન, અંદાજીત ખર્ચ અને યોજનાની વિગતો રસ ધરાવતી પાર્ટીને માગણી કર્યેથી કોર્પોરેશન તરફથી પૂરી પાડવામાં આવશે

૦ ગુજરાતના અને ગુજરાત બહાર વસતા ગુજરાતી નાગરિકો આ યોજનાનો લાભ લઈ પોતાના વતનમાં કે તેમની પસંદગીના ગ્રામવિસ્તારમાં બસ-સ્ટેન્ડ બાંધે તેવી આગ્રહભરી વિનંતી છે.

આ યોજનાની વિગતો માટે મુખ્ય બાંધકામ ઇજનેર,

## ગુજરાત રાજ્ય માર્ગ વાહનવ્યવહાર કોર્પોરેશન

વાહનવ્યવહાર ભવન,

અમદાવાદ-૩૮૦ ૦૨૨ને લખો



# શ્રી અમરેલી જીલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક લિ. અમરેલી

હે. ઓ. અમરેલી

ફોન નંબર-૨૪૦૫



શાખાઓ :-

અમરેલી, ધારી, ચલાલા, ખાંભા, લાઠી, લીલિયા, દામનગર, બાબરા, વડિયા, બગસરા, રાજુલા, જાફરાબાદ, ડુંગર, ડેડાણ. કુંકાવાવ, ચીત્તલ, મોટા દેવળિયા, ક્રાંકચ, પડાધાર, ગોવિંદપુર, તોરી, શાખપુર.

| | | |
|---|---|---|
| સ્વભંડોળ | : | રૂા ૧૩૯-૯૫ |
| કાર્યભંડોળ | : | રૂા. ૯૩૮-૯૯ |
| કુલ ધીરાણ | : | રૂા. ૭૩૦-૦૦ |
| કુલ થાપણો | : | રૂા. ૪૧૨ ૬૦ |

તમારી બચતોનું રોકાણ કરતાં પહેલા અવશ્ય આ બેન્કની મુલાકાત લઇ થાપણની જુદી જુદી યોજનાની સમજુતી મેળવી આ બેન્કમાં જ નાણાં રોકવા નિર્ણય કરી વધુ વ્યાજનો લાભ મેળવો.

| માણુભાઇ ભગવાનભાઇ પટેલ | હ. કા. હારોલા. | દ્વારકાદાસ મોહનલાલ પટેલ |
|---|---|---|
| ઉપપ્રમુખ | મેનેજર | પ્રમુખ |

શ્રી અમરેલી જીલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક લિ. અમરેલી



ગ્રામ : "સહકાર"

નોંધણી ક્રમાંક ૧૫૪૭
નોંધણી તા. ૨૫-૬-૧૯૫૬

ફોન { ગોડાઉન : ૧૫
હુકાન : ૫૯

"સહકાર ત્યાં સિદ્ધિ"

# શ્રી વેરાવળ-પાટણ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ.

ગુજરાત રાજ્ય **વેરાવળ** જિલ્લો : જૂનાગઢ.

હુકાન : વખારિયા બજાર.

ગોડાઉન : ભાલકા રોડ

**: સભાસદ સંખ્યા :**

| | |
|---|---|
| મંડળીઓ | ૪૧ |
| વ્યક્તિ | ૨૭૩ |
| | ૩૧૪ |

**: શેર ભંડોળ :**

[illegible]૧૯૫૦-૦૦
૫૧૯૦-૦૦
૧૨૭૧૪૦-૦૦

ઓડીટ વર્ગ 'બ'

: બેન્કર્સ :
ધી જૂનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ
કો-ઓપરેટીવ બેન્ક લિ. જૂનાગઢ
બ્રાન્ચ : વેરાવળ.

: ઓડીટર્સ :
શ્રી સ્પેશ્યલ ઓડીટર
સહકારી મંડળીઓ
જૂનાગઢ

શ્રી જે. બી. બારડ — એકાઉન્ટન્ટ
શ્રી એમ. એ. ઝાલા — મેનેજર
શ્રી કાળાભાઇ રણમલભાઈ ઝાલા — પ્રમુખ



# ગુજરાતમાં ભવ્ય પ્રગતિની ગતિ સ્થાપતી

# કામ કરતી સરકાર



ગુજરાત સરકારે લોકહિતના સંખ્યાબંધ કાર્યક્રમો અમલમાં મૂકયા છે. સમાજના છેલ્લામાં છેલ્લા માનવી સુધી પ્રગતિના લાભો પહોંચાડવા સરકાર ભગીરથ પ્રયત્નો કરી રહી છે:

- છઠ્ઠી પંચવર્ષીય યોજનાની જોગવાઈ ૫૫ ટકા વધારીને રૂા. ૩૭૬૦ કરોડની કરાઈ.
- વિકેન્દ્રિત જિલ્લા આયોજન માટે વધુ ફાળવણી.
- નાગરિક પુરવઠા નિગમ તેમજ ગુજરાત ગ્રામ કામદાર કલ્યાણ બોર્ડની સ્થાપના.
- આર્થિક સુધારા કાર્યક્રમ હેઠળ ૧,૬૦,૦૦૦ આદિવાસી, અનુસૂચિત જાતિ, સામાજિક પછાત વર્ગના કુટુંબો આવરી લેવાયાં.
- અનુસૂચિત જાતિઓ માટે રૂા. ૨૭ કરોડની ખાસ અંગભૂત યોજના અમલી બનાવાય.
- એન્જિનિયરીંગ અભ્યાસક્રમોમાં તેમજ ઔદ્યોગિક તાલીમ માટે પ્રવેશશક્તિ વધારવામાં આવી.
- પાક વીમા યોજના ઉદાર બનાવાઈ.
- ભૂમિહીન ખેતમજૂરો માટે ૮૫૨૩ વસવાટ બંધાયાં. છઠ્ઠી યોજનામાં રૂા. ૭૫ કરોડના ખર્ચે ૩ લાખ વસવાટો બંધાશે.
- કારીગરોને લોન-સહાય વધારવામાં આવી.
- ભૂમિહીન વ્યક્તિઓમાં ૪૨૮૮ એકર જમીનની વહેંચણી કરાઈ.
- આદિજાતિ વ્યક્તિઓના કબજા હક્કો બિન-આદિજાતિ વ્યક્તિઓને તબદિલ કરવા પર પ્રતિબંધ મૂકાયો.
- ઉદ્યોગોના વિકાસ માટે ઉદાર આર્થિક પ્રોત્સાહનો પૂરાં પડાયાં.
- પછાત વિસ્તારોમાં ૨૩ નવી ઔદ્યોગિક વસાહતોની સ્થાપના.

## ● ઉજ્જવળ આવતી કાલ

- ઉભરાટ ખાતે ઓફ શોર ગેસનું ભૂમિબિન્દુ નક્કી થતાં ગેસ આધારિત પેટ્રો કેમિકલ્સ ઉદ્યોગો વિકસશે.
- નર્મદા ટ્રીબ્યુનલ એવોર્ડ જાહેર થતાં જ રૂા. ૩૭૪૦ કરોડની સરદાર સરોવર યોજના અમલમાં મૂકાઈ. આથી સાત વર્ષ બાદ ૨૦ લાખ એકર જમીનને સિંચાઈ મળશે તેમજ ૨૦૦ મેગાવોટ વીજળી ઉત્પન્ન થશે.
- ૧૭૧૫ મેગાવોટ શક્તિના ૭ મોટા પ્રોજેક્ટોનું આયોજન કરાયું. પાંચ પ્રોજેક્ટોનો અમલ થઈ રહ્યો છે, જે ૧૯૮૩-૮૪માં પૂરા થશે. કોરબા સુપર થર્મલ પાવર સ્ટેશનમાંથી મળનાર ૧૮૭ મેગાવોટ વીજળીથી રાજ્યની વિદ્યુત ઉત્પાદન-ક્ષમતા ૪૦૮૨ મેગાવોટની થશે. પાંચ વર્ષમાં રાજ્યના તમામ ગામોને વીજળી પૂરી પડાશે.

---

**આવો, ગુજરાતની સમૃદ્ધિ માટે, સહિયારો પરિશ્રમ કરીએ**

Oormy Navrachana Rajkot-1 (June-'81) ફી રૂા. ૨-૫૦ Regd. No.G-RJ-8

# ઊર્મિનવરચના

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

વર્ષ–પર : અંક ૪

સળંગ અંક : ૬૧૬

જુલાઈ ૧૯૮૧

આદ્ય તંત્રી : સ્વ. ઇશ્વરલાલ મો. દવે

તંત્રી : જયમલ્લ પરમાર

# ઘરગથ્થુ ઔષધો

સોરઠ ક્ષયનિવારણ સમિતિએ થોડા વખત પહેલાં મહર્ષિ અણ્ણાસાહેબ પટવર્ધન યોજિત ૫૦૦ ઉકાળાની તેમ જ અન્ય ઉપયોગી માહિતી આપતું ઉપયોગી પુસ્તક પ્રગટ કરેલું. એની સંક્ષિપ્ત માર્ગદર્શિકા પણ પ્રગટ કરેલી. બન્ને પુસ્તકો સારો આવકાર પામ્યાં છે.

હવે એવું જ એક ઉપયોગી પુસ્તક ઘરગથ્થુ ઔષધો પ્રગટ થઈ ચૂક્યું છે. આયુર્વેદના પ્રખર અભ્યાસી અને અનુભવી વૈદ્યતીર્થ અપ્પા શાસ્ત્રી સાઠેના મરાઠી ઉપરથી અનુવાદિત આ પુસ્તકમાં ૨૭૫ ઘરગથ્થુ ઔષધોના ગુણધર્મ અને ૨૧૯ રોગ માટે ગુણકારી ઔષધોની સરળ સમજણ આપવામાં આવી છે.

૩૯૬ પાના પાકું પૂંઠું કિંમત રૂા. ૧૦-૦૦

પ્રાપ્તિસ્થાન

સોરઠ ક્ષય નિવારણ સમિતિ, અક્ષયગઢ – કેશોદ ૩૬૨ ૨૨૦

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, જીવરાજ ભુવન, અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, કલ્યાણધામ, ચાવંડ. જિ. અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, ૯૪, નગીનદાસ માસ્તર રોડ, મુંબઈ – ૪૦૦૦૨૩.

# બે પ્રસંગો

## સહિષ્ણુતા

સમર્થ હોય છતાં સહન કરે એને સહિષ્ણુ કહેવાય. આ અંગે જગવિખ્યાત સ્વામી વિવેકાનંદનો એક પ્રસંગ બહુ જાણીતો છે.

એક વખત સ્વામીજી ટ્રેનના પહેલા વર્ગમાં કલકત્તાથી કયાંક જઈ રહ્યા હતા. બે અંગ્રેજી લશ્કરી અધિકારીઓ પણ–એ જ ડબ્બામાં સ્વામીજી સાથે મુસાફરી કરી રહ્યા હતા.

સ્વામીજીનો ભગવો ઝભ્ભો, ભગવી પાઘડી, કમંડળ, વગેરે જોઈને એ બન્ને અધિકારીઓ એક બીજા સાથે સ્વામીજી અંગે વાતો કરી રહ્યા હતા અને ઠઠ્ઠા–મશ્કરી ઉડાવી રહ્યા હતા. સ્વામીજી આ બધું સાંભળતા હતા, સમજતા હતા છતાં શાંત ભાવે નિર્લેપ બેઠા હતા. એવામાં એક સ્ટેશન આવ્યું... અને એક અંગ્રેજ ટીકીટ ચેકરને જોતાં સ્વામીજીએ એને અંગ્રેજીમાં કંઈક પૂછ્યું...થોડી વાતો પણ કરી...પેલા બન્ને અંગ્રેજો તો એ જોતા જ રહ્યા.

ગાડી ઊપડી એટલે એમાંના એક અંગ્રેજે નમ્રતાથી પૂછ્યું "તમે અંગ્રેજી જાણો છો . અને અમે તમારા વિશે ગમે તેવી વાતો કરી રહ્યા હતા...અને આ તમે સમજતા પણ હતા.. છતાં તમે કેમ કંઈ બોલ્યા નહીં?"

સ્વામીજીએ પ્રેમાળ છતાં દૃઢ અવાજે કહ્યું "આ પ્રકારની વાતો મેં પહેલાં પણ સાંભળી છે... જેને નિંદા કહે છે...અને કોઈ સારું સારું કહે... જેને વખાણ કહે છે...તો આવી નિંદા સાંભળીને... ક્રોધ કરું...અને વખાણ સાંભળીને ગર્વ કરું.. આ બધામા મન પરોવીને મારે શા માટે મારી માનસિક શક્તિ ક્ષીણ કરવી જોઈએ?...જગતમાં આ બધું તો ચાલ્યા જ કરે..."

આટલું કહીને તેઓ બારીમાંથી બહાર દેખાતું કુદરતી સૌંદર્ય જોવામાં મગ્ન થઈ ગયા અને પેલા બન્ને અંગ્રેજો શરમાઈ ગયા.

## અપરિગ્રહ

દક્ષિણ ભારતમાં કૈયર કરીને એક મહાપંડિત થઈ ગયા. હમેશાં પોતાના વિદ્યાભ્યાસમાં જ લીન. આજુબાજુ શું ચાલી રહ્યું છે એનું બીલકુલ ભાન ન મળે. કૈયરનાં પત્ની સુશીલ, શાંત, અને ઘરરખ્ખુ હતાં, ઉપરાંત પતિને સર્વ વાતે અનુસરનારાં પતિભક્ત હતાં. રોજ વહેલી સવારે તેઓ જંગલમાં જતાં, અને ત્યાંથી મુંજ – લાકડીઓ વગેરે લાવતાં હતાં. એ મુંજનાં દોરડાં વણીને, વેચીને ઘરનુ કામકાજ ચલાવતાં હતા.

મહાપંડિતને તો ઘર કેમ ચાલે છે, એની જરાય ખબર ન હતી, અને ચિંતા પણ ન હતી.

એક વખત રાજાને કોઈએ આ વાત કરી. રાજાને થયું કે પોતાના રાજ્યમાં આવા મહાપંડિત રહેતા હોય, અને એમને આવી ગરીબીમા રહેવુ પડતું હોય એ બરાબર નથી. તેમની ગરીબાઈ દૂર કરવી જ જોઈએ.

આવા વિચારથી તેઓ એક વખત પંડિતજીને ત્યા ગયા.

કૈયર તો પોતાની નવી રચનામાં મગ્ન હતા. રાજાના આવવાની તેમને કશી ખબર પડી નહીં. થોડીવાર પછી તેમણે સહજ ભાવથી જ ઊંચુ જોયું. રાજાને જોઈને એમને આશ્ચર્ય જરૂર થયું. પણ ફરીથી તેઓ પોતાની રચનાના કામમાં પરોવાઈ ગયા...અને તલ્લીન થઈ ગયા. થોડીવારે રાજાએ જ પૂછયું.

"પંડિતજી, આપ મારા રાજ્યના આવા વિદ્વાન, મહાપંડિત હોવા છતાં ગરીબાઈમાં દિવસો

[અનુ. પૃ. ૩૦૩

# માંગડાવાળો

(હપ્તો પહેલો) કાનજીભાઈ બારોટ

[વિશ્વસાહિત્યમાં માંગડાવાળાની ભૂતયોનિની પ્રણયકથા અદ્‌ભુત અને અજોડ છે. લોકકથાની દુનિયામાં પણ વિરલ છે. મૃત્યુ પછીના પ્રણયની કેટલીક વાતો જોવાઈ છે પણ માંગડાવાળાની તોલે સૃષ્ટિમાં બીજી એકેય વાત આવી નથી. મૂઆ પછીથી રહી ગયેલી પ્રણયની વાસના એ તો કદાચ સર્વસામાન્ય તત્ત્વ હોઈ શકે પણ એક વણિક યુવતી પ્રથમ નજરના પ્રેમ પછી પ્રેત સાથે ઘરસંસાર માંડીને પ્રેમના તપ વડે પ્રેતાત્માને મુક્તિ અપાવે એ જ વાર્તાનું સાચું પરિબળ છે. મૂઆ પછી વાસનાથી ભડકે બળતો માંગડાવાળો તો કરુણાનું ભાજન છે, પણ પરણ્યા જેની આંખોમાંથી જ માંગડાના પ્રેતને પરણી લીધા પછી પણ એક ભૂત સાથે ભેંકાર વગડાની ભરખતી એકલતામાં ઘર માંડવાની તાકાત પદ્માને કોઈ પ્રકારની વાસનામાંથી નહિ પણ શુદ્ધ પ્રેમના સંકલ્પમાંથી જ મળી શકે. સ્ત્રીનું આવું ભવ્યોદાત્ત પાવનકારી સ્વરૂપ એ જ ભારતીય સંસ્કૃતિનું આદિઝરણુ છે વાસના ઉપરનો પ્રેમનો વિજય છે. માનવજીવનનું પરમ માંગલ્ય છે જેમાં વાસનાના ભડકાને પદ્મા પ્રેમના અમૃતથી ઠારે છે. જીવનનાં શુભ ને આધ્યાત્મિક તત્ત્વોને ન સમજી શકનાર આધુનિકતા કદાચ આ વાત ન પણ સમજી શકે, જેમાં સ્ત્રીશક્તિ પુરુષને પુરુષની વાસનાઓમાંથી ઊંચો ઉડાવે છે. ઐહિક વૃત્તિઓનું ઉર્ધ્વીકરણ કરતાં આવાં સ્ત્રીપાત્રો એ લોકકથાઓની પણ ધન્યતા છે.

માંગડાવાળાનું મૃત્યુ વીરોચિત છતાં વાસનાયુક્ત રહ્યું એવી લોકોક્તિમાંથી આ કથા સર્જાણી. મેઘાણીભાઈને એની જેટલી વાતોનાં વળાં મળ્યાં એમાંથી એમણે માંગડાવાળાની વાતને વાર્તાકલાનો દેહ આપ્યો અને બીજું ઘણું ખંખેરી નાખ્યું. શ્રી કાનજીભાઈ બારોટ માંગડાવાળાની વાત અંગે જે જે કાંઈ વાત – વિગતો મેળવી શક્યા એ સમાવીને લઈને અહીં માંગડાવાળાની રોચક અને હૃદયંગમ વાર્તા શરૂ કરે છે. આ એનો પ્રથમ હપ્તો છે. સં.]

સૌરાષ્ટ્રનો વળા, તળાજા, મિતિયાળા અને ધાતરવડ સુધીનો વિસ્તાર 'વાળાક' પંથક તરીકે ઓળખાતો. એમાં વાળાવંશી ક્ષત્રીઓની ઠકરાતો હતી. ધાતરવડી નદીને કાંઠે આવેલું ધાતરવડ શહેર ત્યારે વખણાતું. આજે તો એના અવશેષો ધાતરવડી ડેમમાં ડૂબી ગયા છે. રહ્યો છે થોડોક ટીંબો અને માંગડાવાળાનો કોઠો.

આ ધાતરવડ નગરમાં બે ભાઈઓનાં રાજ હતાં. મોટેરા એભલવાળો, ને નાનેરા અરસીવાળો. પણ રાજસત્તા મેલી છે, કોઈ ભાગ્યવંતને જ સંપ હોય, આ બન્ને ભાઈઓને મનમેળ થોડો... એભલવાળો સથરા ને સોજા ભલા આદમી; એભલવાળો માર્યા મૂવાનું રાસ! એને તો ઘોડા ખેલવવાં, મેલીકાર લઈ ગામ ભાંગવાં ને રણ ખેલવાં ગમે છે.

ધીંગાણા વન્યા ધાન, નાગરવને ભાવે નહીં;
કુંતે જે કરમણ સતણુ, મદઈના છોડાવછ માન.

એક દિવસને ટાણે ઉદ્દંડ અરસીવાળાની ડેલીએ સરખે સરખા હેડીહેડીના રજપૂતોનો ડાયરો જામ્યો છે. કહ્યું છે ને;

રજપુતોરા દાવડા, અરપોરા ભારા;
રીઝવીયા મોજું દિયે, ખીજવીયા ખારા.

કાવા કસુંબાની ધકબક બોલે છે :

અમલ ખાવની ઠાકરો, થાવની રાત ગલ્લ;
ધડ લડે માથાં પડે, આયો સેણ અમલ્લ.

અમલતો રાણા ચાવતા, અમલ શૂરા ખાય;
લૂખું ભોજન નાર કબારજા, તાકો અમલ નાય.

એક હિંદી કવિ તો બહુજ આગળ વધીને કહે છે :

ખિલ્લી જો પીવે તો, શ્વાન હું કો પ્રાન લેવે
બકરી જો પીવે તો, મારે બનરાજ કો;
મૂરખ જો પીવે તો, અનાજુ કી મોટ મારે,
ગધ્ધા જો પીવે તો મારે ગજરાજ કો;
ચાતુર જો પીવે તો, સુંદરી કી સેજ રચે,
સુંદરી જો પીવે તો, ઊઠી ધાય કાજકો;
કહત કવિ શડિવસંગ, કસુંબાકો એસો રંગ,
ચીડિયાં જો પીવે તો, કીડી મારે બાજકો;

આ માંયલો કસુંબે.–

ગાંધીરા હાટરો, માળવારા ઘાટરો, ત્રપક ત્રપક ત્રપક...

ખડિયેથી ખરલ, અરલેથી ઓબે,
ધધકરે ધોબે', ખાંડણ મ ભાવે ખોડિયા.

બાપ પીવે તો બેટાને ચડે, બેટા પીવે તો બાપને ચડે, ખોખલા ગાડામાં ખાલી અંજળી ભરીને છાંટયો હોય તો અઢી ખાંડી ભારસોતું ગાડું વગર બળધે ઢરડાતું જાય... પણ આવી વાતું તો બંધાણીઓને મોજ કરાવવાની જ હતી. સાચી વાત તો અફીણનું બીજું નામ અમલ, સત્તા, ખમીર, વટ, શૂરવીરતા.

અમલીયા રજપૂતડા, જગમાં અમલ કરંત,
બીન અમલાં રજપુતડા, નાહક નામ ધરંત.

જે રજપૂતોમાં અમલ એટલે સત્તા હશે એજ જગતમાં અમલ–અધિકાર ભોગવી જાણે – બાકી બીજાં તો નકામાં નામ ધારણ કરીને ધરતી લજાવે છે.

અરસીવાળાનો ડાયરો જામ્યો છે, ત્યાં એક બ્રાહ્મણની ટેલનો અવાજ સંભળાયો. 'નિરધન બરામણ છઉં, દીકરી જુવાન થઈ સે, છે કોઈ ગૌ બરામણ પ્રતિપાળ ક્ષત્રી! મારી દીકરીનાં લગનનું ખરચ ઉપાડી લ્યે એવો? આજે નિમી અગિયારસનો પવિતર દાડો છે, એટલે એક ગણું દાન ને સહસ્રગણું પૂન્ય મળશે..."

આ સાંભળતા અરસીવાળાએ બ્રાહ્મણને ડાયરામાં બોલાવ્યો, એની ટેલ પૂરી કરી પછી કહ્યું કે

"ભૂદેવ, આ નિમી અગિયારસનું માતમ શું છે?" ત્યારે બ્રાહ્મણ કહે છે, "બાપુ, આજે જો કોઈ નિયમ–વ્રત લેવામાં આવે તો ઘણું પુણ્ય મળે છે. બાર માસ સુધીનું વ્રત આજે લેવાનો મહિમા છે."

અરસીવાળો પોતાના ભાઈબંધોને કહે છે : 'એલા રાજપૂતો; આપણે પણ કાંઈક વ્રત લઈએ, એક વરસ સુધીનું શેનું વ્રત લેશું?"

ડાયરો વ્રત લેવા તૈયાર થયો, રાજપૂતો કહે ; "થાવા દો બાપુ, તયેં ભલે આજ કાંક વ્રત લેવાઈ જાય...' પણ લેવું શેનું?

અરસીવાળો કહે: "આપણે સૌએ મળીને અગિયારસે એક ગામ ભાંગવું એવું નીમ લઈએ તો?" ત્યાં ડાયરો કહે ; "બા, એવાં તે કાંઈ નીમ લેવાતાં હશે? નીમ શૂરવીરતાનું... પણ બધાંય ગામ એકસરખાં થોડાં હોય તે સહેલાઈથી ભાંગીએ? કોઈ ગામમાં મરદો સામા થાય, અને ધીંગાણું પણ થાય, એમાં આપણા માયલું કોઈ કામ આવે, એનાં કારજ અવસર, પાણીઢોળ ન ગયા હોય ત્યાં તો અગિયારસ આવીને ઊભી હોય. સમય થોડો રોકાય? અને લીધી ટેક પણ કેમ મેલાય? માટે પળે એવું કાંક નીમ ગોતો તો અમારે કબૂલ છે '

અરસીવાળો કહે : "ત્યારે અગિયારસે અગિયારસે મારે પરણવું – ને તમારે બધાયે મારી જાનમાં આવવું. છે કબૂલ?"

"શાબાશ! બાપુ, રંગ છે તમને, ધન્ય છે તમને. બારે મહિના વિવાયતા થાશું. આવાં નીમ હોય તો કાંક મજો આવે..." એમ કહેતાં સૌએ બ્રાહ્મણની હાજરીમાં નીમ લીધાં.

સામે આવતી અગિયારસ પહેલાં રાજવળામાં અરસીવાળાનું વેશવાળ થયું, વેલનું ખાંડું શણગારી જાન મોકલી. કોઈ રાજકન્યા અરસીવાળાના ખાંડા સાથે ત્રણ ફેરા ફરીને વેલમાં ધાતરવડ

આવી, ચોથો ફેરો અરસીવાળા સાથે ફરીને લીલાલ્હેર થયા... આવું તો પખવાડિયે-પખવાડિયે થવા લાગ્યું. રજપૂત જ્ઞાતિએ વિચાર્યું કે, "ભારે થઈ. અરસીવાળે આ શું આદર્યું છે? આપણી દીકરીયું કાંઈ વધારાની નથી... ખબરદાર! કોઈ રજપૂત હવે પછી અરસીવાળાને દીકરી દ્યે તો નાત બહાર છે..."

ત્યારે તો નાતજાતનાં બંધન બળવાન હતાં, અરસીવાળાના માણસો હવે એમનું સગપણ કરવા નીકળ્યા છે, પણ ક્યાંયે પાટો બાઝતો નથી. ગામોગામ ભળ્યા પણ કોઈ રજપૂતે હા ભણી નહીં. પાછા ધાતરવડ આવીને કહ્યું; "બાપુ; હવે કોઈ રજપૂતનો દીકરો હવે તમને એની દીકરી દેવા ખુશી નથી, શું કરશું? ટેક પૂરી કેમ થાશે?..."

અરસીવાળો કહે; "કોઈ રજપૂતો મને દીકરી ન આપે તો કાંઈ નહીં, જાવ, મારું સગપણ કરજો ઈતર વરણમાં..." ને સગપણ વસવાયામાં થયું. અગિયારસ તો ઊજવણી ત્યાં અઢારે વરણ વિચારવા લાગ્યા કે, અરસીવાળે તો કાપો વાળ્યો, આપણે પણ જે કોઈ એને દીકરી પરણાવશે તે નાત બહાર...

હવે તો તેર તાંસળીની પરજે પણ ચોખ્ખી ના સંભળાવી કે, અરસીવાળો અમને મારી નાખે પણ કોઈની દીકરી એમ રેઢી પડી નથી...'

માણસો મૂંઝાણાં, ફરીવળ્યા, કોઈએ ડોક નીડોળી નહીં એટલે પાછા આવી કહેવા લાગ્યા; 'અરસીવાળા; તમારે પરણવાનો જોગ હવે નહીં થાય..."

ત્યારે અરસીવાળો કહે; "શું બાયલા જેવી વાત કરો છો;...જાવ મેતરિયામાં મારું વેવિશાળ કરો એમ લીધેલી ટેક તે કાંઈ મેલાતી હશે?"

અરસીવાળો મેઘવાળની કન્યાને પરણ્યો, પણ ત્યાંતો, કાંસા કૂટિયા કે ન કૂટિયા, બાગા રણુંકા હજારા કોસ..."

નબળી વાત એકદમ ફેલાઈ જાય છે—સાવજને કોણ કહે કે, તારું મોઢું ગંધાય છે; અરસીવાળો અવળી ખોપરીવાળો.... એને કોઈ કાંઈ કહી શક્યું નહીં પણ દુનિયા મોટેરા એભલવાળાને ઠબકો દેવા માંડી કે, "—તમારો ભાઈ અરસીવાળો હેઠાજોયું કરી રહ્યો છે, એને કોઈ કહેનારો છે કે નહીં. ?—"

દુનિયામાં સમજણવાળાને જ દુઃખ છે. એભલવાળો એને સમજાવવા ચાલ્યા. અરસીવાળાના ગઢમાં આવી ભાઈને સમજાવતાં કહ્યું કે; 'ભાઈ, હવે તો બાપદાદાની આબરૂ જાય છે, કાંક શરમ રાખો તો સારું...' ત્યારે અરસીવાળો કહે; 'મોટા ભાઈ; મારી ટેક અફર છે. હું લીધી વાત મેલું નહીં. મારું લીધેલ નીમ તો કેમ તોડું..."

એભલવાળો મૂંઝાણો, અરસીવાળાને હજુ સમજાવી જોવા કહે છે; 'ભાઈ, મારે દુનિયાને શું મોઢું દેખાડવું? તું મારો નાનો ભાઈ છો, મારા જીવતર સામું તો જો..." અરસીવાળો તો એની હઠમાંને હઠમાં બોલીગ્યો; "તો ભઈ, એમ કરો—આપઘાત કરી નાંખો...."

સાંભળતાં તો એભલવાળાના કોઠામાં ઝાળ થઈ, અરે રે; આ મારો ભાઈ બોલે છે; સડડડ કરતાં ચાલી નીકળ્યા. પોતાની મેડીએ આવી, તલવાર છંડવી ઊભા રહ્યા જેમ તરબૂચમાં છરી પરોવે એમ પોતાના દેહ સોંસરવી તરવાર પરોવી દીધી. મોઢું યે બદલ્યું નહીં, ઉંહકારો સરખોયે કર્યા વિના એણે પોતાના પ્રાણ તજી દીધા.

વ્હાલા આડી વાડ, કંટાળી કરીએ નહીં;
ઊગે દુઃખનાં ઝાડ, પછે આઠોપેય આવે નહીં.

કોઈ નોકર ચાકર મેડીએ આવતાં એભલવાળાનો મૃતદેહ જોયો. ગઢમાં આક્રંદ થવા લાગ્યું. અરસીવાળાને ખબર પડતાં માણસોને હુકમ કર્યો કે: "એમનું રાજ કબજે કરો અને દીકરાને ગોતીને પતાવી દેજો, એટલે ધાતરવડનાં રાજ આપણા સ્વતંત્ર થયાં."

(જો) ખેતર ખાય વાડય, એનાં રખોપા કોણ કરે!
ક્યાં કરવો પોકાર, સાચુ સોરઠિયો ભણે.
વાડયે વેલો ઊગીગ્યો, વાડય વેલાને ખાય;
પોતાનું વ્હાલું પાલટે, એની રાવું ક્યાં જાય?

માર ! માર ! કરતા અરસીવાળાના માણસો એભલવાળાના ગઢમા ઘૂસ્યા મોટા સાથે નાના બાળકોને પણ વરધ્યા આ ખબર એભલવાળાના રાણીને પડયા એ સમયે રાણી પોતાના બાળકુવરને રાણી વાસમા પારણામા પોઢાડી રમાડતા હતાં એણે વડારણને કહ્યુ "બાઈ ! ધતરવડની ધરતી આપણને જાકારો ભણે છે, માટે એકદમ વેલ્ય જોડીને લઈ આવો આપણે નીકળી જાયી, હવે કોઈ આપણુ અડીખા નથી કે આપણી વારે ચડે "

૭ મહિનાના ફૂલ જેવા કુવરને ખોળામા લઈને એના તરફ દયામણી નજરે જોતા રાણી કહે છે, કાળમુખો અરસીર જો, મારા આ કાળજાના કટકાનેય જીવતો નો મેલે બાઈ ! હાલ્ય ઉતાવળી ને ગઢની ગુપતબારી પાસે વેલ્ય પહોચાડય "

"માત પિતા રક્ષક નહી, નહી રક્ષક ભૂપાળ
પ્રભુ શરણમે તાહરે, તુ રક્ષક ગોપાળ"

રાણી હાથમા માળા લઈને બેસી ગયા છે, ત્યા વેલડુ આવી પહોચ્યાના સમાચાર મળ્યા દાસીએ બધી વ્યવસ્થા કરી લીધી હતી ને એભલવાળાની તાજા જ વિધવા રાણી પોતાના કહોયાકુવરને લઈને વેલ્યમા બેસી ગઈ દાસી પણ સાથે ખરચી પૂરતા પૈસા, કપડા અને થોડા દાગીના લઈ રાણીની સાથે રવાના થઈ ગુપ્તબારી વાટે અધારે નીકળેલા રાણીની જાણ કોઈને થઈ નહી ને વેલ્ય ધૂમલીની દિશા તરફ રવાના થઈ ગઈ

છમહિનાનું બાળક પોતાના પગનો અગૂઠો ચસચસ ચૂસે છે, કલ્લોલ કરે છે, એને ખબર નથી કે એની માતા પર આજે આભ તૂટી પડયુ છે, પણ બાળારાજા કોને કહે ? કહ્યુ છે ને-

"મા મરી મડદુ પડયુ, છોરૂ ઉર ચડે,
(એને) ધાવણ ધાવવા દે, થોડીક ઘડી ઠાકરા'

'હે ઈશ્વર, માતાનું મડદુ પડયુ હોય તોય અણસમજુ બાળક સ્તનપાન કરી પોતાની ભૂખ ભાગવાનો વ્યર્થ પ્રયત્ન કરી રહ્યુ હોય છે-તેને કયા ખબર હોય છે કે એની માતાને શુ થયુ છે'

"ઊગ્યો આભજ કે, ઘર નીચી ગોકુળનાધણી,
કોને સાદ કરે (અમે) પરશોતમ પોકારીએ "

એભલવાળાના રાણી ધૂમલીના રાણા ભાણ જેઠવાના સગા બહેન હતા "ભાગ્યુ ભાણુ કસારાના હાટે જાય " એમ દુ ખણી દીકરીતો માવતરે જ જાય ને

૭ માસના બાળકુવરને લઈ રાણી ભાણ જેઠવ ને આગણે આવ્યા ભાઈને પોતાની માથે આવી પડેલી આપત્તિની વાત કહી સભળાવી ને કહ્યુ કે

"ભાઈ, અમારી માથે વિપતના વાદળા ઘેરાણા છે, દુ ખનો ડુગર હડેડયો છે મારા ધણીનુ નામહેલુ રાખવા તારે આશરે આવી છઉ, જો તુ અરસીવાળાથી બીતો હો તો અમરા ભાગ્ય, "

"બહેન, શુ બોલો છો ? તમે તો શુ, કોઈ પણ બેન-દીકરી આગણે આવે તો એને ઉગારવાનો, આશરો દેવાનો જેઠવા વશનો ધર્મ છે, વળી મારે નાનો ભાઈ હોત તો કેમ જમીન જાગીરનો ભાગ આપવો પડત ? ને સો બ્રાહ્મણ સમાન એક ભાણેજ તે મારે આકરો કયાથી ? "

આમ કહીને રાજા ભાણજેઠવે પોતાના ૭ માસના ભાણેજને પાસ્તરગામ જીવાઈમા આપ્યુ દૂઝણી ગાયુ-ભેસુ ને ઓગડા દીધા

મોટા થાવા લાગ્યો ઈજ માગડાવાળો રાતે ન વધે એમ કરતા કરતા સાત વરસનો કુવર થયો દરરોજ મામા ભાણજેઠવો અને શસ્ત્ર-અસ્ત્રોની તલીમ આપે છે નિશાળે જઈ ચૌદે વિદ્યા ભણી-ગણી બજ દો થઈ ગયો

ઘોડેસ્વારી, પટ્ટાબાજી, પટ્ટાલકડી તલવાર, પટ્ટા, બથ ભરવી, દોડવુ, મલ્લ કુસ્તી, નદીમા તરવુ, તીર કમળ, અગકસરતો વગેરે વીર રસની વિદ્યાઓમા પણ પારગત થઈ ગયો અને સ્વરૂપ કેવુ '

"જેની આગળીએ ઓગડવેળે,
નહિ વેઢા કે વળ,
કણ ભાતરા વખણ કરી. જાણ્ય માધવોનળ'

—આખાયે ઘૂમલી શહેરનો લાડીલો બનેલો માંગડાવાળો પોતાના વંશના સંસ્કારો અને સદ્ગુણોથી એવો ઓપે છે, જાણે કામદેવનો બીજો અવતાર...

ઘૂમલીની પ્રજાનો ભાણુભાઈ ભાણુભાઈ કહેતાં સાદ સુકાય છે અને પ્રાણુપાથરે છે. અઢાર વરસના જુવાનજોધ દીકરાનું મુખ જોતાં એભલવાળાની રાણી બધાં દુઃખો વિસરી ગયાં છે.

એક દિવસના સમયે હેડી હેડીના જુવાનો સાથે ઘોડાં ખેલવતો માંગડાવાળો દરબારગઢ તરફ પાછો વળે છે, ઘૂમલીની બજારમાં એનો ઘોડો જેમ દોર માથે નટવો રમે એમ ધમા... ધમા... ધમ... ઝમા ઝમ...ઝમા કરતો રમતો આવે છે. બજારની બંને બાજુએ દુકાનો શણુગારીને બેઠેલા શેઠીઆઓ 'ભાણુભાઈ'ને રામરામ્યું કરે છે... ને હસતે મોઢે માંગડાવાળો આજુબાજુના લોકો સાથે રામરામ કરતો મીઠું હસી રહ્યો છે. એમાં સાંકડી બજારના વળાંકમાં એક વૃદ્ધ ડોસી રસ્તાપર પડેલો છાણુનો પોદળો લેવા વાંકી વળી છે, ડોસી કાને જરા બહેરી, પણ મલક આખાની ઉપાધિ કરે એવી, એનું ધ્યાન ઘોડાના ડાબલા પર નથી, ને ઘોડો નજીકમાં આવી ગયો.

માંગડાવાળો ઘોડાને જ્યાં તારવે છે ત્યાં તો ડોસી ઊભી થઈને એ તરફ ભાગીને ઘોડાની હડફેટે ચડી. પડતાં વેંત ડોસીતો મરી ગઈ હોય એમ અચેતન જેવી થઈ ગઈ. પણ ડોસી હતી કેવી ! ..

એકતો કાળી કદરૂપી, કજિયાળી, બેસી ગયેલ ડાબલીનું પડ હોય એવું ડાચું, હાથમાં કાયમ દંડીકો રાખે એટલે લોકોએ 'દંડીકાડોસી' એવું નામ પાડી દીધેલ...

એકતો વાંદરો ને એને વીંછી કરડયો. ન કટું ને એને સળેખમ થાય પછી શું બાકી રહે ? એવું થયું.

'ઊંટ વળી ઉકરડે ચડયો,
વઢકણી વહુએ દીકરો જણ્યો;
ઓછું પાતરને વધુ ભણ્યો,
વાયલ ને પાછો વાને ચડયો.'

દંડીકા ડોસીને પડી ગયેલી જોઈ, માંગડાવાળો ઘોડેથી નીચે ઊતર્યો. અફસોસ કરતાં પાણી મંગાવી ડોસીને પાયું ને પવન નાંખવા લાગ્યો

જ્યાં ડોસીએ આંખ ઉઘાડી કે એની જીભડી ચાલુ થઈ ગઈ, "ફટ્ટ રે માંગડાવાળા; ફટ્ટ છે તારી જુવાનીને; મારા જેવી ડોસીને પછાડશ એમાં શું વળશે; અમે પણ એક દાડે જુવાન હતા પણ ઈ દાડા ભૂલ્યા નથી, ને તું ભૂલીગ્યો...તારો બાપુ હજી પીપળે લટકે છે ને તું કયે સુખે ઘોડા ખેલવછ ?... "

ડોસી તો મેણાંનો માર વરસાવવા લાગી... માંગડાવાળો મૂંઝાયો, ડોસીને કહે; "માજી, મારો ખ્યાલ નહોતો, ને તમે હડફેટે આવી ગયાં, લ્યો આ પાંચ સોનામહોર—એટલું વાપરશો તો સાજાં થઈ જશો, પણ મારા બાપુ કેમ હજી પીપળે લટકે છે ઈ વાત કહેશો; હું કાંઈ સમજ્યો નહીં..."

સોનામહોર હાથમાં આવતાંજ ડોસીતો ડાહીડમરી થઈને કહેવા લાગી; "ભાણુભાઈ, તારાં બા ને પૂછી જોજે—તારા બાપુનું મોત કેવું થયું હતું ને એનું રાજ એનો ભાઈ કેમ ભોગવે છે, માંગડાવાળા ! તારા બાપુની પાછળ કોઈએ એક કાગવાસ પણ નાખી નથી, હાંડલું ધાન કર્યું નથી (પ્રેતભોજન) શ્રાદ્ધ સરાવણું વગેરે કર્યું નથી, ને એને તર્પણ થયું નથી એટલે એની મુક્તિ કયાંથી થાય ? હજી પ્રેત થઈને પીપળે ટીંગાતા હશે—તારા જેવો કરમી દીકરોય કાંઈ કરે નહીં પછી શું થાય ?... "

માંગડો કહે; "માડી, મને તો આ વાત કોઈએ કરી નથી, હવે તમે કહો કે મારા બાપુના જીવને નિરાંત કેમ થાય ?" ત્યાં તો ડોસી સૂંડલો સરખો ગોઠવી બજારમાં જ પલોંઠી વાળીને બેસી ગઈ ને માંગડાવાળાને ઉપદેશ દેવા લાગી...

"ભાણુભા, હવે તમારા બાપુનાં ગયેલાં રાજ તમારે પાછાં લેવા જોઈએ, ને સોમૈયા પાટણ જઈ પાકા સરાવણાં કરીને પ્રાચીને પીપળે પાણી રેડવું જોઈએ—તોજ તારા પિતાનો જીવ સદ્ગતે જાય."

'મેણું તો માથાનો ઘા' માંગડે મનમાં ગાંઠ વાળી કે, 'મારા બાપુનુ રાજ મેળવું ને પછી શ્રાદ્ધ સરાવણું કરું તોજ હું ખરો કાઠીનો બચ્ચો.'

## સચ્ચિદાનંદ સંપ્રદાયના પ્રવર્તક

# સ્વામી માધવાનંદજી

જોરાવરસિંહ જાદવ

ભારતીય સમાજજીવન પ્રાચીન પરંપરાથી ધર્માભિમુખ રહ્યું છે. ગુજરાતના જનજીવન ઉપર સતો, મહંતો, જતિઓ, સતિઓ અને અવધૂત ઓલિયાઓના પ્રભાવ અહર્નિંશ રહ્યો હોવાથી ઠેરઠેર એમના મંદિરો, મઠો, સમાધિઓ, આશ્રમો, ઓટા અને જગાઓ જોવા મળે છે. આ જગાઓમા ધૂણિયું ધખાવીને બેઠેલા સતો-મહંતોએ ધર્મની પરબો બેસાડી પ્રજાજીવનમા શીલ, સદાચાર, નીતિ મત્તા, ચારિત્ર્યઘડતર અને વ્યસનમુક્તિ દ્વારા પ્રજાજીવનને નિત્ય નરવુ અને ઈશ્વરાભિમુખ રાખવા પ્રયત્નો કરતા રહ્યા છે.

ગયા માગશર મહિનાની વદી સાતમના રોજ સ્વામી અખંડઆનંદ સાગરજીની ઉપસ્થિતિમા પેગ્લાદ તાલુકાના ધર્મજ કાશી, બનારસ, હિમાલય, બદ્રિકેદાર અને ગુજરાતના સતશીરોમણિઓના સાનિધ્યમા જેમનો નિર્વાણ શતાબ્દી મહોત્સવ ઊજવાઈ ગયો એ સચ્ચિદાનંદ સંપ્રદાયના પ્રવર્તક સ્વામી શ્રી માધવાનંદજીનું સમાધિસ્થળ ધંધુકા તાલુકાના આકરુ[1] ગામમા આવેલુ છે આકરુ ઉપરાત ભાલપ્રદેશના ગામોમા, ગોહિલવાડ તથા ખેડા જિલ્લાના ગામોમાં સચ્ચિદાનંદ સંપ્રદાયના ઘણા સેવકો છે. સેવકપરિવારોના સંસ્કાર ઘડતરમા આ ધર્મનો ફાળો અત્યંત મૂલ્યવાન રહયો છે એ સંસ્કાર ઘડતરનો લાભ મેળવવા લેખના લેખક પણ સદ્દભાગી બન્યા છે

સમાજજીવનને સદાચારને પથે વાળનાર સ્વામી શ્રી માધવાનંદ સ્વામીનું જીવનવૃત્તાત પણ જાણવા જેવુ છે સુરેન્દ્રનગર જિલ્લાના વસતડી ગામમા ગિરિ (ગર) શાખાના દશનામી સાધુ શ્રી શામગરજી મહારાજ રહેતા હતા પાચસો વિઘા જમીન, વાડી ને વજીફો ધરાવતા શામગરજી મહારાજને ઘેર જીવામાની કુખે સવત ૧૮૦૦ ની આસપાસ પુત્રરત્નનો જન્મ થયો. બીજા નબરના આ પુત્રનું નામ માધવગર રાખવામા આવ્યુ. આ માધવગર આગળ જતા માધવાનંદજી સ્વામી તરીકે ઓળખાયા

માધવાનંદજીના મોટાભાઈ ખીમગરજી મહારાજ મેલડી માતાના પૂજારી હતા ધાડપાડુ તરીકે તેમના નામાકામાની નોધ ઘણી લાબી છે કાડાબળિયા ખીમગરજી વસતડી ગામથી પગપાળા અમદાવાદ જાતા ત્યાથી ઘોડેસ્વાર થઈને અમદાવાદની આજુ બાજુ પાચ પચ્ચીસ ગાઉના પંથામાં લૂંટોફાટો કરી, લોકોને ઠમઠોરી અમદાવાદ આવે, ઘોડા અમદાવાદને આગણે રમતા મૂકીને પગપાળા પવનવેગે વસતડી પહોચી જાય આજની ઘડી ને કાલ્યનો દી નવરાત્રિનું પરબ આવે ત્યારે મેલડી માતાને પ્રસન્ન કરવા માટે ઘેટા, બકરા, પાડા વગેરે પશુઓનો ભોગ આપતા નધરોળ હિંસા જોઈને માધવાનંદજીનુ હૈયુ કકળી ઊઠતુ. મૂંગા પશુઓના બાબરડા સાભળીને એમનું કાળજુ કટકે કટકે કપાઈ જતુ નાનાભાઈએ મોટાભાઈને વિનય પૂર્વક વાર્યા. પરિણામ સ્પષ્ટ જ હતુ. મોટાભાઈના માર પડતા પંદર વરસની કાચી વયે ઘરબાર, ખેતી વાડી અને મોટાભાઈને અલવિદા કરીને ભીમનાથ (તા. ધંધુકા) મહાદેવના મંદિરમા આવીને ભીમનાથદાદાની સેવાપૂજામા લીન બની ગયા ત્યાગ, તિતિક્ષા અને તપશ્ચર્યા વડે સ્વામીજીની સુવાસ ચોતરફ પ્રસરવા લાગી.

---

૧. આકરુ ગામ લેખકનુ વતન છે.

એવામાં એકવાર ગંગાતીરના વાસી કોઈ મહાત્મા ભીમનાથમાં આવ્યા. નીલકા નદીના કાંઠે આ અવધૂતે અડીંગો નાખ્યો. ભીમનાથના મહંતે માધવાનંદજીને આ સંતની સેવા માટે મોકલ્યા. સ્વામીજીને તો 'ભાવતું'તું તે વૈદે ચીંધ્યું' એવું થયું. નાનપણથી એમને સંત સમાગમ ગમતો. સેવા–પૂજા, ધ્યાન ધારણામાં એમનું અંતર આનંદ પામતું. એતો ઉલટથી અવધૂતની સેવા કરવા લાગ્યા. એટલે પ્રસન્ન થયેલા અવધૂતે રેતી ઉપર આંગળી વડે અક્ષરો પાડી અક્ષરજ્ઞાન આપવા માંડ્યું. એ વખતે આ અવધૂતે ભીમનાથ મહંતબાપુને કહ્યું :

"મહાત્મા! આપકા શિષ્ય આપકે બાદ યે મંદિરકા મહંત બને યે વિચારકો છોડ દો. મંદિરકા કાર્યક્ષેત્ર ઈસકે લિયે બહુત છોટા પડેગા. બડેસંત બનનેકે લિયે ઈસને અવનિ પર અવતાર લિયા હૈ."

એમ કહેવાય છે હમેશની માફક બીજે દિવસે માધવાનંદજી અવધૂતની સેવા કરવા નદીએ આવ્યા ત્યાં સંત ન મળે.

અવધૂત ગયા પછી માધવાનંદજીના મનમાં એમને મળવાની અભીપ્સા વધારે પ્રદીપ્ત થઈ. ભીમનાથ મહંતે એમને કાશી જવાને બદલે મંદિરની જગા સંભાળવા કહ્યું. માધવાનંદજીને મન એની કોઈ વિસાત નહોતી. એ તો પગપાળા ચાલી નીકળ્યા કાશીને મારગે.

કાશી આપણા સનાતન ધર્મની પીઠ. ત્યાં વેદ, ઉપનિષદ, વેદાંગ, ન્યાય, મીમાંસા આદિનો શાસ્ત્રાભ્યાસ થાય. મોટા મોટા પંડિતો, સંતો મુનિવરોને મહાત્માઓ કાશીમાં વસે. તેમના ચરણ સેવી મુમુક્ષુઓ શાસ્ત્રાભ્યાસ કરે. માધવાનંદજી કાશી પહોંચ્યા. વેદ, ઉપનિષદ અને આત્મતત્ત્વનો અભ્યાસ કર્યો. બ્રહ્મજ્ઞાન મેળવ્યુંને પોતે લોકહિતાર્થે પાછા ફર્યા. માધવગર હવે સાચા સંત માધવાનંદ બન્યા. લોકો સ્વામીજીનો ઉપદેશ સાંભળવા હોંશે હોંશે એકઠા થવા લાગ્યા. બ્રહ્મચારીઓને સ્વામીજીએ શાસ્ત્રાભ્યાસ કરાવવાની શરૂઆત કરી. ચાલીસેક શિષ્યોનું શિષ્યમંડળ થયું. એ પછી માધવાનંદજીએ નાનાં મોટાં અનેક ગામોમાં ફરીને અદ્વૈત વેદાન્તનો સંદેશો ઘેર ઘેર પહોંચાડવા માંડયો. અદ્વૈત વેદાન્તમાં લોકોનો વિશ્વાસ વધવા માંડયો. સ્વામીજીનો સંપ્રદાય 'સચ્ચિદાનંદ સંપ્રદાય' ને નામે ઓળખાવા લાગ્યો. રાજપૂત, કણબી, કોળી, સુથાર, દરજી વગેરે જ્ઞાતિનાં લોકો નાતજાતના ભેદભાવ વિના સ્વામીજીના શિષ્યો બન્યા. પૂજ્ય સ્વામીજીના માટે લોકોએ આશ્રમો બનાવીને અર્પણ કરવા માડયા.

માધવાનંદજી જયાં જતાં ત્યાં શિષ્યોને કહેતા 'ભાઈઓ, ભકિત આંખથી થાય, કાનથી થાય, બાહ્યેન્દ્રિયોથી થાય. તેવી રીતે મન અને બુદ્ધિથી પણ ભક્તિ થાય છે. જેઓ બાહ્યેન્દ્રિયોથી જ ભકિત કરી શકે છે તેઓ 'ગુરુ સાક્ષાત્ પરં બ્રહ્મ' તેમ સમજીને ગુરુની મૂર્તિનું ધ્યાન બ્રહ્મભાવે તથા સ્મરણાદિ નવધા ભકિતથી કરે. અધિકારીઓ શાસ્ત્રની આંખથી અને અંતરની આંખથી બ્રહ્મના સચ્ચિદાનંદ સ્વરૂપને અસ્તિ, ભાતિ અને પ્રિય રૂપે સર્વમાં સર્વ કાળે છે તેમ અનુભવી શકે છે. તેથી તેઓ નિર્ગુણ બ્રહ્મની ભકિત કરીને મન બુદ્ધિને શિઘ્ર સ્થિર કરી શકે છે. સગુણ નિર્ગુણ બ્રહ્મનું ભજન કરવાથી બ્રહ્મપણું બરોબર આવે છે.'

સ્વામી માધવાનંદજી વૈરાગ્યની મૂર્તિ સમા સંત હતા. તેઓ કાશીથી ભણીને પાછા આવ્યા ત્યારે પોતાના વતન વસતડી ગામે ભોગાવાને કાંઠે જાંબુડાના ઝાડ નીચે ઊતર્યા હતા. તેઓ રોજ ગામમાં ભિક્ષા માટે જતા. એમનો નિયમ એવો હતો કે કોઈ એક જ ઘેર ભિક્ષા માંગવી. ભિક્ષા લેવા જાય ત્યારે નીચું મોં રાખીને જ ચાલે. કોઈ એક આંગણે જઈને ઊભા રહે. કાષ્ટના ભિક્ષાપાત્રમાં જે કંઈ મળે તે ઝાડ નીચે જઈને આરોગી લે. તેઓ શરૂ શરૂમાં જ્યારે ભિક્ષા લેવા નીકળતા ત્યારે માથે વસ્ત્ર ઢાંકી દેતા, આથી નજર આડીઅવળી ન જાય. આથી લોકો એમને 'ઘૂંઘટિયા બાવા' તરીકે ઓળખતા.

કોઈ પરિગ્રહ નહીં. પાઈ પૈસો લેવાનો નહીં,

પહેરવાના ૨ જોડી વસ્ત્ર અને ચાખડી સિવાય કોઈ-ચીજો રાખવાની નહી. જરૂર પડે ત્યારે ભક્તો આ ચીજો લાવી આપતા. વર્ષો સુધી સ્વામીજીનો વિહાર ભાનપ્રદેશ ઝાલાવાડ અને ખેડા જિલ્લાના ગામોમા આવ્યો અનેક લોકો ભક્તિરસનુ પાનકરવા લાગ્યા.

એવામા અતકાળ નજીક આવતા માધવાનદ જીએ મનોમન સમાધિ લેવાનુ નક્કી કરી નાખ્યુ તેઓશ્રીની ઈચ્છા આકરુ જઈને સમાધિ લેવાની હતી એટલે ચમારડીથી આકરુ ગામે જવા નીકળ્યા. રસ્તામા બરવાળાના ભક્તોએ ત્યા રોકાવા આગ્રહ કર્યો ત્યારે એમણે કહ્યુ 'મારા એક ભક્તે મારા દર્શન કરીને ભોજન લેવાની પ્રતિજ્ઞા કરી છે માટે આકરુ પહોચવુ જ પડે'

ભક્તો તેમને રોકવા ગાડા આડા સૂઈ ગયા પણ તેમને સમજાવીને સાજે સ્વામીજી આકરુ પહોચ્યા.

મહારાજશ્રીને અચાનક પધારેલા જોઈને ભકતો સૌ રાજી થયા. એમના ચરણે ધરવા સૌ શ્રીફળ લાવવા લાગ્યા ત્યારે મહારાજશ્રીએ કહ્યુ 'આવતી કાલે સવારે બધા શ્રીફળ લઈને સાથે જ આવજો'.

તે રાતના મહારાજશ્રીએ સમાધિ લીધી એમનો આત્મા બ્રહ્મમા લીન થઈ ગયો ત્યા માધવાનદજીની સમાધિ કરવામા આવી માધવાનદજીના આશ્રમમા આ સમધિ આજે ય મોજૂદ છે. સમાધિના ઓટા પર જૂઈની વેલ છે ગુજરાતના ભકતો માગશર વદી સાતમના દિવસે અને ચૈત્રી પૂનમે સમાધિના દર્શને આવે છે. ભકતો સવાર સાજ પૂજા,પાઠ અને આરતી કરે છે.

માધવાનદજીએ સ્થાપેલા આ સપ્રદાયની અસરો લોકજીવન પર ખૂબજ વ્યાપક પડી છે. આ ધર્મના સત્સગીઓને માટે ચા, બીડી, તમાકુ ગાજો, દારૂ, જેવી નશાવાળી ચીજો વર્જ્ય છે ચોરી, છિનાળી કરનાર, જૂગટુ રમનાર ધર્મથી વિમુખ ગણાય છે આને લઈને આકરુ ગામમા આજદિન સુધી પાનની દુકાન નહોતી, ચાની હોટેલ નહોતી. ગામમા સીગરેટ વેચાતી નહોતી, અરે, ગામમા એક હોકો જોતો હોય તોય જોતો નહોતો મળતો આ લેખકનો પરિવાર આ ધર્મની અસરને કારણે ચા જેવા વ્યસનથી પણ મુક્ત રહી શકેલ છે. ધર્મનુ આ પ્રદાન કઈ નાનું સૂનું તો નથી જ

માધવાનદજી સ્વામી પછી આનદગીરીજી (શસ્ત્રી-સ્વામી) અને શિવાનદજી થયા શિવાનદજી પછી ચિદાનદજી, પછી શિવોઅહસાગરજી આ પરપરામા થયા નેક વર્ષ પૂર્વે શિવોઅહસાગરજી બ્રહ્મલીન થતા આજે આ પરપરાને સ્વામી અખડ આનદસાગરજી વધુ લોકપ્રિય બનાવી રહ્યા છે આજે તો લડન અને અમદાવાદ, આકરુ, પીપળિયા, નવા નાવડા, કપડવજ, ઓઝરાળા, લીબાસી નાર, વડદલા, ધર્મજ, ભાદરણ કથારિયા નાપાડ, આણદ, ખાધલી, ચમારડી, ચોગઠ ડભાળિયા, પાલડી (જિ ભાવનગર) પીપરિયા, ભાવનગર, લીબડી, સુરેન્દ્રનગર વડોદરા, સૂરત અને મુબઈમા માધવાનદ સ્વામીના આશ્રમો ધર્મધજા ફરકાવતા ઊભા છે

*

કવિ કેણુને સિદ્ધકળા, અતિ ચોડા અભ્યાસ,
એતા જાય પરદેશમા, જ્યા ગાજે ત્યા ગરાસ
કહે સુકવિયા કહાન, ભાગ વિના રહે જો લોડી
હુન્નર કરો હજાર ભાગ બિન મિલે ન કૌડી
કોરિયુ કોરિયુ કુરો કર્યો, કોરિયે મે આય કૂડ
મેરી વધા માડુઆ, મો મે પોથી ધૂડ

# કુંવર અળવીલાની વારતા

સં. જયંતીલાલ સો. દવે

[શ્રી. જયંતીભાઈ સાચા અર્થમાં લોકસાહિત્યના સંગ્રાહક છે, તદ્દન તળપદી લોકવાર્તાઓનો તેમણે મારો એવો સંગ્રહ કર્યો છે ને એમનું એકધારું સંશોધન ચાલુ છે. અળવીલાની વારતા પણ સિદ્ધરાજ અને જગદેવ પરમારની વાર્તાનું એક રૂપાંતર પાઠાંતર છે. વાર્તાનું ઘટકબીજ છે લીલાં નાળિયેર બે લીલાં પાછાં આપાવામાં રહેલું છે, જગદેવ પરમારની વાર્તાનાં તો ઘણાં રૂપાંતરો છે. પણ અહીં તો અળવીલો છેવટે રાજનો ધણી બને છે તેનું વિશિષ્ટ અંગ છે. આ વાર્તા આમ તો ગીતકથા સ્વરૂપની છે, એના ગાવાર વાવ ગામના વીસાજી વીનજી ઠાકોરને મુખેથી તેમણે મેળવી છે. -સંપાદક]

અરે કીધું "કુણ?"

કે અળવીલો. આ વાત છે કુંવર અળવીલાની. આ અળવીલો જ્યાં પૈણીને પાછો આવે છે; ત્યારે ફઈ દેવળે મલાજો ધર્યો. ફઈ દેવળ પોતે ચોક વચ્ચે બેઠાં છે, કોઈનો મલાજો ધરતાં નથી. પાટણના રાજાએ આ વાત જાણી, પાટણનો રાજા છે, સિદ્ધરાજ જેસંગ. તે ફઈ દેવળને પૂછે છે, 'આ મલાજા કોના ધર્યા છે? હું કોણ? પાટણનો રાજા. બાર બાર વરસથી રાજ કરું છું. ફઈ દેવળ મારો મલાજો ધરતા નથી, અને એક હવે મામૂલી છોકરું છે, તેનો મલાજો ધર્યો તમે?" ફઈ દેવળે કીધું કે "મલાજો શૂરાનો ધર્યો છે, કાયરોનો નહિ?'

'એમ?'

તો કે "હા"!

"એ શૂરા ચેવા?"

કે "લીલા નાળિયેર આલે એવા!" તાણે સિદ્ધરાજ જેસંગ કે છે, કે 'હું એક નહિ પણ બે નાળિયેર આલું!"

હવે અળવિલાને આ વાતની ખબર પડે છે. ઘેરે આવીને એવું કે છે?

ગાન

હે... શૂરો આવે શેરડીઆમાંય (૨)
જાણે ઊભી બજારે આવિયો જો.

ફઈ દેવળ દેવોમાયલા દેવ (૨)
માતા ચારે જુગોની જોગણી જો.

અમે એમને આલ્યાં તાં વેણ (૨)
અમે માથાં હારીને ઘેરે આવિયાં જો,

શૂરો ચડયો સુખડીએ મ્હેલ (૨)
ખૂંટીએથી રે ખાંડા તાણિયાં જો.

ઘરનાં બૈરાં પૂછે કે "શું કરો છો" કે 'અમે વચન આલ્યાં છે. માથાં હાર્યાં છીએ. બૈરાંએ કીધું કે' 'ઓ હો હો! એમાં શું? યાં ને યાં આલી દેવાં' તાંને! માથાં માગે તો આલી દેવાય, બૈરાને શું પૂછવાનું?'

(ગાન)

હાં રે ખાંડા મેલ્યાં રે દહ ને વોહ જો (૨)
ધડ મસ્તક પાડયા જુદા જુદા જો.

આણે તો ધડ મસ્તક જુદાં જુદાં કરી નાંખ્યા, મૂછું ફરફર ઊડે છે.

બઈ થાળીમાં મસ્તક લઈ, માથે રૂમાલ ઢાંકી, હવે ફઈ દેવળને જઈ અર્પણ કરે છે.

માથાં લીધાં થાળકડીમાંય (૨)
રેશમિયે રૂમાલે ઢાંકિયા જો.

ફઇ દેવળ, દેવોમાયલા દેવ
અમે માતાને આયા મળવા જો
ફઇ ઓડો જમણેરો હાથ (૨)
તારો ભઇ આલે તુંને દાયજો જો.

ફઇધું, માથાં લીધાં થાળકરીમાય ને રેશમી રૂમાલ ઢાંકીને હાલી, ફઈ દેવળ બેઠાં'તાં. બઈ ઓડો જમણેરો હાથ, મે તારો ભઈ, આલે તને દાયજો. હવે ફઈ દેવળના હાથમાં થાળી આલી છે. ત્યાં તો જુવે તો ફડ ફડ ફડ થરાને મૂછો ફરકે છે. આ તો ચારે જુગોની જોગણી.

(ગાન)

તારો અમ્મર રેશે ભરથાર (૨)
તારો અમ્મર રેશે ચૂડલો જો.

તારો ધણી મરતક નહિ પામે. આ તો મસ્તક લઈને ઘેર આવી. ધડમાથે અળવિલાનું મસ્તક મેલ્યું. આ તો આળસ મરડીને બેઠા થ્યાં છે.

હવે રાજા પોતે લીલાં નાળિયેર લેવા જ્યા. બૈરાએ જોયું કે, 'મારો સાયબો ઘણા દા'ડે ઘેર પધાર્યો"

(ગાન)

રે ભલે ઊગ્યા સૂરજનો ભાણ (૨)
મારો સાયબો ઘેરે આવિયા જો.
તાંબાકુંડીમાં આલો નીર (૨)
પૈણાના તો પગ ધોવડાવીએ જો.

તાણે રાજા કે છે, "વચન આલીને આયો છું."

કે "કેવાં ?"

કે "ફઈ દેવળને !"

કે "શેના !"

કે "બે મસ્તકના. એક તારું ને એક મારું"

કે "એ તો મારાથી કાંઈ બને એમ નથી"

હાં રે ભલે પડી ખજાને ખીર (૨)
મારે સુખની રૂડી રાબડી જો
આ પડી હેંડોળા ખાટ (૨)
મારે સુખની રૂડી સાદડી જો.

આ પડયો તારો ખજાનો. આ પડી તારી હેંડોળા ખાટ. દુખની ખીર ને બદલે મારે સુખની રાબડી સારી. દુઃખની હિંડોળાખાટ કરતાં મારે સુખની સાદડી ભલી હાલો મારે પિયર મેલવા !"

સિદ્ધરાજ કે' "ગજબ કર્યો." સિદ્ધરાજ તો માતાપાસે આવીને કે છે કે

"માતા, માથું તો એક મારું છે. બીજું તો નથી."

માતા કે છે "રાઈના પોર રાતે જ્યા. પાટણ માથે ગધાડે હળ હેંડશે. અળવિલો રાજ કરશે"

સિદ્ધરાજ પછી અળવિલે રાજ કર્યું.

※

કૂવા ઉપરના કઠણ જે, પાકા કાળા પ્હાણ;
દોરડીએ છેદાય છે, એ લેવું એંધાણ.
ક્લેશ કરે કજીયા કરે, ઉર ધારે અભિમાન;
પોરે વાળે પાટલી, નવરા તણું નિશાન.
નવરા છે જન જેહ, વિનાં કામ બેઠો રહે;
સુઝે કુબુદ્ધિ તેહ, સાચું સોરઠિયો ભણે
કવિવચન, કામિની નમન, અરૂ શિકારી કો બાન;
એતા લાગ્યાં શિર ન ધૂને, લાગ્યો કૌન પ્રમાન.

જળને વા'લાં મીનડાં, મોરાને જી મૂત;
હરિને વા'લા ભગતડાં ત્યું ચારણને રજપૂત.
લક્ષ્મી વિના લપોડ, ગોકુળમાં ગાયો ચારતા;
થઇ બેઠા રણછોડ, મહેરામણ મથ્યા પછી
કવિ આવ્યા લેવા કજુ લઇને વળિયા લોક;
મેની મેલી નો'ય, ભડ કોઇ લાલચ ભોળિયા.
પાન ખરંતા યું કહે, સુન તરૂવર વનરાય;
અબકે બિછુડે કબ મિલે, (હમ) દૂર પડેંગે જાય.

# આચમન

જ્યોતિર રાવલ

કોઈ એક ગામમાં અકસ્માત જ એક ખેડૂતનું અવસાન થયું. કુટુંબમાં નજીકનું સગું કહી શકાય એવું કોઈ ન્હોતું. ખેડૂતની પત્નીએ કેટલાય દિવસ સુધી રડવાનું બંધ ન કર્યું ત્યારે ન્યાતીલા તેને સમજાવવા આશ્વાસન બંધાવવા ગયા. પણ એતો રડતી રડતી કહેવા લાગી "પતિની પાછળ મરવાનું તો દૂર રહ્યું અલબત્ત મનમાં એ વસવસો રહી ગયો. પણ હવે રડવું તો એ વાતનું આવે છે કે મારા ઘરને સંભાળવાવાળું કોઈ ન રહ્યું. ભલા આ મારી છસો વીઘા જમીન હવે કોણ ખેડશે? એમાં કોણ વાવશે?"

હાથમાં કડિયાળી ડાંગ અને ખભે કામળો નાંખી એક ખેડૂત કે તેની પાસે ઊભો હતો એણે છાતી ઠોકી કહ્યું. 'તું એની ચિંતા ન કર, તારી જમીન હું ખેડી – વાવી આપીશ.'

'પણ મારી પાસે તો ગણુસો ગાય છે. બસો બકરાં છે એનું ધ્યાન કોણ રાખશે?'

પેલા ખેડૂતે બીજાને મોકો ન મળે એટલે તુરત કહ્યું – 'એનુંય ધ્યાન હું રાખીશ.'

પરંતુ તે છતાંય વિધવાનું રડવું બંધ ન થયું એણે તો હિબકિયાં ભરતાં ફરી સવાલ કર્યો 'મારી પાસે તો ચાર ગોચર છે. છ વાડા છે. અને આઠ તો ઘાસની ગંજી છે. હવે આટલા બધા ઘાસને કોણ સંભાળશે?'

ઉત્સાહી ખેડૂત ફરી કોઈને મોકો આપ્યા વગર બોલી ઊઠયો. 'એ પણ હું સંભાળીશ.' છતાં વિધવાને સંતોષ ન થયો. તેણે ધ્રૂસકું નાંખતા કહ્યું 'બધું તો તમે સંભાળશો પણ મારો વર તો પચાસ હજારનું દેવું મૂકતો ગયો છે. તે કોણ ચૂકવશે?'

આ વેળા પેલો ઉત્સાહી ખેડૂત ચૂપ થઈ ગયો અને એણે આજુબાજુ ઉભેલાં લોકોનાં મોં જોવા માંડયાં. આખરે કોઈ કશું ન બોલ્યું એટલે એણે હળવેથી ઉચ્ચાર્યું 'ભલા માણસો, મેં આટલી બધી વાતોની જવાબદારી લીધી ત્યારે તમે બધા મળી એક વાતની જવાબદારી નથી ઉઠાવી શકતા? કેવી શરમની વાત છે?'

એક ગોવાળિયો સ્વભાવથી તદ્દન ભોળો હતો. લોકો કહે છે ભોળાના ભગવાન હોય છે. પણ આ ગોવાળિયા માટે તો ભગવાન દુશ્મન કરતાં વધુ શત્રુ સાબિત થયો. – એક જ વરસમાં તેના બાપ, મા, ભાઈ, બ્હેન અને ઘરવાળી વિદાય થઈ ગયાં. મોતે જાણે કે ગોવાળિયાનો જ પીછો પકડયો પણ એમાં જ્યારે ઘરવાળી મરી ત્યારે તો તે તેના પર આભ તૂટી પડયું કેમ કરીને રડવાનું ન અટકયું.

લોકો તેને જેમ જેમ વધુ સમજાવતા જાય તેમ તેમ તે વધુ રડવા માંડતો – ખૂબ સમજાવ્યો. જેમકે 'ગાંડા, આ શરીર તો કાચની ચૂડી છે. એક દહાડો તો તે તૂટવાની જ. માટીનું શરીર તો છેવટે માટીમાંજ ભળે પછી આટલો બધો શો વલોપાત? શ્વાસનું શું? એ તો આવે ને જાય. લલાટે લખેલું હરાંગઝ મિથ્યા નથી થઈ શકતું. બધાને એક દિવસ જવાનું છે અને જગત તો એક ધરમશાળા જેવું છે – આપણે તો બધાં મુસાફર. – તારું દુઃખ અમનેય પીડે છે. પણ તારી મા – બાપ, ભાઈ, બ્હેન બધાં ગુજરી ગયા ત્યારે તો તું આટલું બધું ન્હોતો રડયો. જેવું લોકોએ સમજાવ્યું એવું સમજી ગયો હતો અને એજ રીતે તારી વહુ મરી ગઈ તોય તું હજી ઢકળાટ કરે છે. હવે તો રડવાનું બંધ કર.' ત્યારે ભોળા ગોવાળિયાએ કહ્યું 'ભૈ આ વેળા તો ગજબનું થયું છે. મારો બાપ મર્યો ત્યારે ઘણાંયે આવીને કહ્યું તેઓ મારા બાપની જગ્યાએ છે. ને મેં રડવાનું બંધ કરેલું. એજ રીતે મારી મા મરી ત્યારે કેટલીક સ્ત્રીઓએ ધીરજ બંધાવેલી કે અમે તારી માની જગ્યાએ છીએ એજ રીતે ભાઈ અને બ્હેનની જગ્યા પૂરવા બધાં આગળ આવ્યા હતા પણ હવે મારી ઘરવાળી મરી ગઈ છે ત્યારે કોઈ આવીને એમ નથી કહેતું કે 'લ્યા બંધ કર, તારી ઘરવાળીની જગ્યા અમે લઈશું' પછી હું રડવાનું કઈ રીતે બંધ કરું? હવે તો કોઈ મારી ઘરવાળીની જગ્યા લેશે ત્યારે જ રડવાનું બંધ કરીશ. સમજ્યા, હું કંઈ સાવ મૂર્ખ કે ભોળો નથી.'

હવે એને કોણ સમજાવે?

# અક્ષરનાં ઓવારણાં

નરોત્તમ પલાણ

**(૧) ઉચિત ગ્રંથાંજલિ** – ધૂપદીપની અંજલિ કરતાં વાણીની અંજલિની શ્રેષ્ઠતા સ્વીકાર્ય છે. કોઈ સારસ્વતના છૂટક લેખોને એકત્ર કરી એને ગ્રંથાંજલિ અર્પવાનું કાર્ય તો એનાથી પણ ચડિયાતું છે. સ્વ. રવિશંકર જોશી જેવા એક પ્રાધ્યાપકને સૌરાષ્ટ્ર યુનિવર્સિટી 'રવિદ્યુતિ'થી આવી ગ્રંથાંજલિ અર્પણ કરે છે ને ઉભયપક્ષે શોભાસ્પદ અને માનાર્હ છે. એક મુમુક્ષુ સાધક તરીકે પ્રા. રવિશંકર જોશીએ જે અક્ષરયાત્રા આરંભી તેનો સુયોગ્ય આલેખ તેમના જ એક વિદ્યાર્થી ડૉ. ઈશ્વરલાલ ર. દવે દ્વારા સંપાદિત થઈને અહીં પ્રાપ્ત થાય છે. ડેમી સાઇઝના ૩૪૦ પાનાંમા પ્રા. રવિશંકર જોશીના 'સાહિત્ય સિદ્ધાંત', 'મધ્યકાલીન સાહિત્ય', 'અર્વાચીન સાહિત્ય' અને 'ધર્મયોગ ચિંતન' એ ચાર વિભાગ હેઠળ કુલ ૩૬ લેખો અહીં સમાવિષ્ટ થયા છે. એક નિશ્ચિત દૃષ્ટિને વરેલું સૂઝપૂર્વકનું સાહિત્યવિવેચન આ ગ્રંથથી સુલભ બને છે.

પ્રા રવિશંકર જોશી આપણા ઉચ્ચ શિક્ષણની એક અદ્ભુત પ્રતિભા હતા. એક બાજુથી મહાન તાર્કિક એવા અખાના અજાતવાદમાં પ્રવેશ અને બીજી બાજુથી મીરાંના જીવનના બધા જ ચમત્કારોમાં શ્રદ્ધા। એક બાજુ નિવૃત્તિમાં જ પૂર્ણતાનું દર્શન (પૃ. ૩૨૦) અને બીજી બાજુ 'માનવી સુધરે કેમ ?' ની સક્રિય વિચારણા। જાણે કે બે ધ્રુવોની વચ્ચે 'રવિદ્યુતિ વિસ્તરેલી છે। સંપાદનનું પણ આ જમાપાસું છે કે એમાંથી પ્રા. રવિશંકર જોશીનું બહુવિધ અને તેજસ્વી વ્યક્તિત્વ બરાબર ઊપસી રહે છે.

સામાન્યતઃ આવા ગ્રંથો અભ્યાસુને નજરમાં રાખીને સુલભ બનાવાતા હોય છે અને ત્યારે એમાં વિશેષ ચોકકસાઈની અપેક્ષા રહે છે, જેમકે તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં અદ્વૈત વિચારણામાં શ્રી ગૌડપાદાચાર્ય પ્રણીત અજાતવાદને સહુ કોઈ જાણે છે, બીજી બાજુ અખાના 'અનુભવબિન્દુ'થી પણ અભ્યાસુ પરિચિત છે, પરંતુ 'અનુભવબિન્દુ'માં વ્યક્ત થયેલી વિચારણા અજાતવાદને અનુસરે છે એવો પ્રથમ નિર્દેશ કોણે આપ્યો ? અહીં 'અનુભવ બિન્દુ'નું પ્રા. રવિશંકર જોશીએ કયારે સંપાદન કર્યું તેનો સમય આપવો ઘટે. અભ્યાસમાં એનું મહત્ત્વ હોય છે. જો પ્રા રવિશંકર જોશીનો આ લેખ ૧૯૫૨ પછી હોય તો અખાની અને તેને અનુસરી બુટાજી, નરહરિ, ગોપાલદાસ વગેરેની અદ્વૈત વિચારણા 'અજાતવાદ'ની છે એવુ પ્રથમ સ્પષ્ટ કરનાર ડૉ. યોગીન્દ્ર ત્રિપાઠી છે.

'રવિદ્યુતિ'નાં અમુક લેખોમાં નીચે સમય આપ્યો છે, અમુકમાં નથી આપ્યો એ ઊણપ ખૂંચે છે. ખરેખર તો ગ્રંથને અંતે જે તે લેખ પ્રથમ કયાં અને કયારે છપાયો તેની વિગત આપવી જોઈએ. આ તો સૂચન માત્ર છે એનાથી ગ્રંથનું જે શાશ્વત મૂલ્ય છે એને બાધ નથી આવતો. અભ્યાસુને કાન્ત અને નાનાલાલ વિશેના પ્રા રવિશંકર જોશીના વિચારો કાયમી ઉપયોગી છે. એક પ્રાધ્યાપક કેવો સભર હોઈ શકે એનું ચિત્ર આપતું પ્રેરણાદાયી નથી ?

**(૨) અઢારમા સદીનો દસ્તાવેજ**– ભારતીય લોકજીવનની આ એક ખાસિયત ગણાવી ઘટે કે એમાં 'હરણ' નો રસ સદા જીવંત રહ્યો છે। આમ તો પશ્ચિમના દેશોમાં પણ હરણના દાખલા મળે છે, જેમકે મૂર કન્યાઓનું હરણ, પણ બહુધા ત્યાં અપહરણ વધારે છે. આપણે ત્યાં તો કન્યા સામેથી સંદેશો મોકલે કે મારુ હરણ કરો। હજુ સુધી આવો અભ્યાસ કોઈએ કર્યો નથી પણ થાય તો ભારે રસિક બની રહે કે આપણે ત્યાં હરણ કેટલાં અને કેવા પ્રકારનાં થયાં ? આ બધા જ હરણમાં 'ઓખા હરણ' વિશિષ્ટ છે, કારણકે એને સ્ત્રીને બદલે પુરુષનું હરણ થાય છે ? અનિરુદ્ધનું હરણ દ્વારકામાંથી થયુ છે એટલે ગુજરાતી કવિઓને એ ઘર આંગણાનો પ્રસંગ લાગ્યો હશે અને તેથી ગુજરાતીમાં 'ઓખાહરણ' વિશેષ લખાયાં. દરેક

સર્જકે પોતાની આગળ કલ્પનાથી આ પ્રસંગને લાડલડાવ્યા છે. પ્રેમાનંદે તો અવધિ કરી ! પ્રેમાનંદ પછી 'ઓખાહરણ' લખનારમાં ચારણ કવિ લાંગીદાસ (ઈ. સ. ૧૭૨૬) સહુથી જુદા પડે છે. એમણે શૃંગારને બદલે વીરરસપ્રધાન 'ઓખાહરણ'ની રચના કર્યાનું મેઘાણીએ નોંધેલું.

અદ્યાપિ અપ્રસિદ્ધ રહેલું લાંગીદાસનું આ 'ઓખા હરણ' ડૉ. ઈશ્વરલાલ ર. દવે અને શ્રી રતુદાન રોહડિયા દ્વારા સંપાદિત થઈને સૌરાષ્ટ્ર યુનિવર્સિટી દ્વારા દળદાર ગ્રંથમાં હવે ઉપલબ્ધ બને છે. ચારણી સાહિત્યનું તો આ શકવર્તી પ્રકાશન છે, સાથે સાથે ગુજરાતના ઈતિહાસ અને સાહિત્ય માટે પણ આ એક ઐતિહાસિક દસ્તાવેજ છે. અહીં પહેલી જ વાર ઈ. સ.ની અઢારમી સદીનો નજરે દેખ્યો અહેવાલ આપણને પ્રાપ્ત બને છે.

ડેમી સાઈઝના ૪૦૬ પાનાંના આ ગ્રંથમાં શ્રદ્ધેય કહી શકાય તેવો લાંગીદાસના જીવનકવન વિશેનો ઉપોદ્‌ઘાત છે. મૂળ રચનાના ૩૩૬ છંદો, એનો ગુજરાતી અર્થ, શબ્દાર્થ અને ટિપ્પણ ઉપરાંત આર્ટ પેપરમાં દાણલીલા અને કૃષ્ણબાણાસુર યુદ્ધનાં ચિત્રફલકો પણ મૂકવામાં આવ્યાં છે. ડિંગળી સાહિત્યની હસ્તપ્રતનું સંશોધન ઘણી કાળી- મજૂરીની અપેક્ષા રાખે છે. સંપાદકોએ પોતાની એ ફરજ ખૂબ નિષ્ઠાથી બજાવેલી જણાય છે. આવડા મોટા સંપાદનમાં શિથિલ અંશો ન હોય તો જ નવાઈ ! અહીં જ કંઈ અલ્પ શિથિલતા છે તે સંપાદકોની ઈતિહાસ સાહિત્ય, ખાસ કરીને મધ્યકાલીન સાહિત્ય પ્રતિની ઉદાસીનતાથી, જન્મેલી જણાય છે. જેમકે 'તૂ પાટડિયા પાટ' એ દુહા સાથે જ પ્રસંગ અને સમય જોડવામાં આવ્યા છે તે, તેમજ 'ઓખાહરણ'ના જે 'ઐતિહાસિક અંશો' ગણાવાયા છે તે હજુ વિશેષ વિચારણા માગે છે. પૃ. ૫૭ ની ટિપ્પણમાં લાંગીદાસના આશ્રયદાતા ઝાલા રાજા કરણજી વિશે સ્થળકાળની સ્પષ્ટતા નથી. 'ઓખાહરણ'નું સાહિત્ય સ્વરૂપ કયું એ પ્રશ્નની વિચારણા વખતે 'આખ્યાન' અને 'રાસ', 'રાસ' અને 'પ્રબંધ' એકબીજાના પર્યાયવાચી હતા તેમજ વીરસિંહ કર્મણ આદિનાં આખ્યાનો માત્રામેળ છંદમાં પણ લખાયેલાં છે એ હકીકતો ધ્યાન બહાર રહી જતી લાગે છે. ઉપોદ્‌ઘાતમાં પૃ. ૫, ૯, ૨૪, ઉપરની પુનરુક્તિઓ તેમજ પૃ – ૫ અને ૧૬ ની વિરોધી ઉક્તિઓમાં ફેરતપાસની અપેક્ષા રહી ગઈ છે. આમ છતાંય નિઃશંક આ એક મૂલ્યવાન સંપાદન છે અને જ્યારે અઢારમી સદીના ઈતિહાસ સમાજશાસ્ત્ર વિશે સ્વતંત્ર અભ્યાસો આરંભાશે ત્યારે આની વિશેષ ઉપાદેયતા સિદ્ધ થશે.

**(૩) હળવી નજરની 'વીક્ષા'** જીવનમાં તેમજ સાહિત્યમાં પણ હળવી નજરના અને ભારે નજરના માણસો અને વિવેચનો હોય છે. ડૉ. પ્રભાશંકર તેરૈયાનો લેખસંગ્રહ 'વીક્ષા' હળવી નજરનો અનુભવ કરાવે છે. અહીં કુલ ૧૭ લેખો છે. જેમાંથી એક સાહિત્યસ્વરૂપ વિશે, એક રસસિદ્ધાંત વિશે, કુલ પાંચ લેખો ભાષાવિષયક, બે કર્તાનિષ્ઠ, બે મધ્યકાલીન સાહિત્ય અને ૭ લોકસાહિત્ય વિષયક છે. સ્વરૂપ વિશેનો લેખ દુહાની, મધ્યકાલીન સાહિત્ય વિશેના બે લેખો કથાનક અને કથાઘટકની તેમજ કર્તાવિષયક મેઘાણીની ચર્ચા છે. એટલે આમ જુઓ તો અહીં લોકસાહિત્યની પ્રધાનતા છે. ડૉ. તેરૈયા ભાષાજ્ઞાનથી સજ્જ છે. લોકજીવનના અનુભવી છે અને તેથી લોકસાહિત્યના અવલોકન વિવેચનના એક અધિકારી છે. લેખકમાં લોકસાહિત્યના અધ્યયનની કુદરતી સૂઝ પણ છે અને જ્યાં પ્રધાન રહી ત્યાં સારું પરિણામ આવ્યું છે. જેમકે લોકસાહિત્યના સંશોધક તરીકે તેમણે સુયોગ્ય રીતે મેઘાણીને ઉપસાવ્યા છે. 'બે દુહા'ની તપાસનો આખો ઉપક્રમ ખૂબ સ્વસ્થ છે. 'કહેવત અને કથાનક'માં પણ એમની વીક્ષા તેજસ્વી રહી છે.

અર્વાચીન સાહિત્યમાં દુહાની ચર્ચા કરતાં જે અનેક ઉદાહરણો મુકાયાં તેમાં તથા 'ગુજરાતી ભાષાના દ્વિરુક્ત શબ્દ અને તેમનું વર્ગીકરણ'માં લેખકની બહુશ્રુતતા દેખાઈ આવે છે. લેખકને ચર્ચાઓ વિશેષ ફાવે છે. કૃતક સમાસો, ગદ્યના વિકાસ અંગે વિચારણા, 'પ્યારાં એટલે પરાયાં'

વગેરે આનાં ઉદાહરણો છે. અન્યત્ર થોડી ઉતાવળ થયેલી લાગે છે. લોકસાહિત્યમાં રામ અને કૃષ્ણ વિશેના લેખો સપાટી ઉપરના છે. આમ છતાં 'વીક્ષા'ના કુલ ૧૬૪ પાનાંનું વાચન એક હળવી, સદ્ય અને રસિક ચર્ચા પૂરી પાડે છે.

**(૪) પુષ્ટિમાર્ગની ઝંખના–** આચાર્ય રામાનુજ અને તેમનાથી ચાલેલી વૈષ્ણવ પરંપરાએ આપણી સંસ્કૃતિને ઘડવામાં સૌથી વિશેષ મૂલ્યવાન ફાળો આપ્યો છે. નિમ્બાર્ક અને મધ્વમાં થઈ આ પરંપરાએ વલ્લભાચાર્યના પુષ્ટિ માર્ગમાં પરાકાષ્ઠા અનુભવી. બાલકૃષ્ણની સેવા અને એકેશ્વરવાદ સાથે સાહિત્ય સંગીત ચિત્રકલાનો વિનિયોગ પુષ્ટિમાર્ગની મહાન સિદ્ધિઓ છે. કચ્છ, ગુજરાત સહિત સૌરાષ્ટ્રને તો પુષ્ટિમાર્ગ સાથે ઘનિષ્ટ સંબંધ રહ્યો છે. સૌરાષ્ટ્રના તો ઝાલા, જેઠવા જેવા રાજવીઓ પણ પુષ્ટિમાર્ગીય હતા. પુષ્ટિમાર્ગનું સાહિત્યસર્જન તો સાવ સાચા અર્થમાં વિપુલ કહી શકાય એટલું છે, જોકે પુષ્ટિમાર્ગીય આચાર્યો અને અનુયાયીવર્ગ આ પરત્વે ઉદાસ જણાય છે. આટલું સમૃદ્ધ સાહિત્ય હોવા છતાંય એને પ્રગટ કરવા તરફ કોઈ નિશ્ચિત કાયમી યોજના જણાતી નથી. પોરબંદરના ગો. શ્રી દ્વારકેશલાલજી મહારાજ અને ગો. શ્રી માધવરાયજી મહારાજ પોતાની રીતે આ બાબતમાં સક્રિય હોવાનો સુખદ અનુભવ કરાવે છે.

ભારતભરના એક ઉત્તમ હારમોનિયમવાદક તરીકે ગો. શ્રી દ્વારકેશલાલજીની ખ્યાતિ હતી. આપશ્રીએ પ્રસંગોપાત્ત સાહિત્યસર્જન પણ કર્યું છે. આપશ્રીના લાલજી ચિ. માધવરાયજીએ અનુક્રમે 'પુષ્ટિમાર્ગનો મર્મ', 'પુષ્ટિમાર્ગનું રહસ્ય', 'પુષ્ટિમાર્ગનો પ્રકાશ' અને 'પુષ્ટિમાર્ગની કલા' નામક કુલ ચાર લઘુપુષ્પોમાં પિતૃચરણ શ્રી દ્વારકેશલાલજી મહારાજનું સંપૂર્ણ ગુજરાતી સાહિત્ય પ્રકાશિત કર્યું છે. છેલ્લા પુષ્પમાં આપશ્રીનાં હિન્દી લખાણોને પણ સમાવી લેવામાં આવ્યા છે.

ચારે પુસ્તિકામાં જે લેખો સંગ્રહાયા છે તેમાં વૈષ્ણવ પરંપરામાં પુષ્ટિમાર્ગ, એનો મર્મ ભગવાનનું નિષ્કામ સ્વરૂપ, પ્રપત્તિ (શરણભાવના), પુષ્ટિતત્ત્વ, પુષ્ટિમાર્ગમાં શ્રીકૃષ્ણનું સ્વરૂપ આદિ વિષયો પર સંક્ષિપ્ત પણ વિશદ વિચારો અહીં પ્રાપ્ત થાય છે. પુષ્ટિમાર્ગની સેવાપ્રણાલી સંગીત-પ્રધાન સેવાની છે અને આપશ્રી તો એના અનન્ય ઉપાસક! ગો. શ્રી દ્વારકેશલાલજી 'પુષ્ટિમાર્ગીય સંગીત પરંપરા' વિશે લખે તો તે સોનામાં સુગંધ છે. અહીં કુલ પાંચેક લેખો સંગીત વિશે મળે છે અને તે આ પ્રકાશનનું શ્રેષ્ઠપ્રદાન છે. પુષ્ટિમાર્ગીય હવેલીમાં આઠ સમયનાં દર્શનો થાય છે. અને તે કયા રાગમાં કયાં પદો ગવાય છે તેની જાણકારી પણ અભ્યાસુઓને અહીં મળી રહેશે. લેખકની ભાષા સાદ્યંત સરળ અને મધુર છે. એમ લાગે છે કે આ ચાર પુસ્તિકાઓમાં તો પુષ્ટિમાર્ગની માત્ર ઝાંખી જ પ્રાપ્ત થઈ છે, કોઈ અધિકારી ગોસ્વામી બાલક આ વિષય ઉપર વિસ્તારથી અને વિશેષ ઊંડાણપૂર્વક લખશે તો ગુજરાતમાંથી ભુલાઈ જતી શાસ્ત્રીય સંગીત પરંપરાનો આલોક સહુ કોઈને તૃપ્તિકર નીવડશે.

(૧) **'રવિદ્યુતિ'** લે. પ્રા. રવિશંકર જોશી
સં. ડૉ. ઈશ્વરલાલ ર. દવે.
પ્રકાશક: સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ.
પ્ર. આ. ૧૯૮૦ કિંમત ૩૦-૦૦

(૨) ચારણ કવિ લાંગીદાસ મહેડુ કૃત **'ઓખાહરણ'**
સં. ડૉ. ઈશ્વરલાલ ર. દવે
શ્રી રતુદાન રોહડિયા
પ્ર. સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ.
પ્ર. આ. ૧૯૮૦/કિંમત રૂ. ૩૫-૦૦

(૩) **'વીક્ષા'** લે. ડૉ. પ્રભાશંકર રા. તેરૈયા,
વિક્રેતા: પ્રવીણ પુસ્તક ભંડાર, રાજકોટ
પ્ર. આ. ૧૯૮૦ / કિંમત રૂ. ૧૪-૦૦

(૪) 'પુષ્ટિમાર્ગનો મર્મ' : કુલ ચાર પુસ્તિકા
'પુષ્ટિમાર્ગનું રહસ્ય' : લે. ગો. શ્રી દ્વારકેશલાલજી મહારાજ
'પુષ્ટિમાર્ગનો પ્રકાશ' : પ્ર. ગો. શ્રી માધવરાયજી, પોરબંદર
'પુષ્ટિમાર્ગની કલા'

# ગામડાંનું આરોગ્ય

બાલકૃષ્ણ વૈદ્ય

ગામડામાં જેનું મૂળ ઊંચુ ઊપડેલું હોય એવા મોટા લીંબડા પાસેથી નીકળતાં ઘણી વાર દેખાશે કે કોઈ બહેન પોતના બાળકને એ મૂળ નીચેથી ગરકાવે છે; પછી બાળકનું માથું ઝાડ પાસે નમાવે છે, છેડો પાથરીને પોતે પણ પગે લાગે છે અને પોતાને ઘેર પાછી ચાલી જાય છે.

ગામડામાં આ દેખાવથી કોઈને આશ્ચર્ય નહિ થાય. મોટી ઉધરસ એક બાળકને વળગે એટલે ઘરનાં અને શેરીનાં બધાં બાળકોને વળગે. બાળક દિવસ રાત ઠોઠાં ઉધરસ ખાધા કરે. પેટમાં જે કંઈ જાય તેની ઉલટી થઈ જાય. ઉધરસ બરાબર ચડે ત્યારે તો એમ લાગે કે જીવ હમણાં જતો રહેશે. રોગનું આયખું પૂરું થતાં સુધી એકેય દવા કામ ન કરે. આવી કરુણ વેદનામાં બાળકને અવલંબન એની માતાનું મળે છે અને અસહાય માતા અવલંબન શોધે છે આવા અલૌકિક ટુચકામાં. ફક્ત મોટી ઉધરસ જ નહિ, શીતળા, ઓરી કે અછબડામાં, એકાંતરીઆ તરીઆ કે ચોથીઆ તાવમાં અથવા લપની પેઠે વળગેલા નવા રોગમાં ગામડાંના બધાં માણસોના આધાર આવા ટુચકા, દોરા ધાગા કે દેવ–દેવલાં જ હોય છે. બીજું કરે પણ શું ? દિવસ રાત વીંછી અને સાપના રહેઠાણમાં આથડવાનું, બરાબર મેલેરીઆની મધ્ય ઋતુમાં બાર માસનો રોટલો લણવાનું અને દવાખાનાં કે સારા વૈદ્ય ડૉક્ટરને એક આંટો તેડાવતાંય ત્રીસ ચાળીસ રૂપીઆની બાઈ બેસી જતી હોય એવાં ગામડામાં રહેવાનું અને છતાં મહેનતનો રોટલો પામવા માટે પણ અલખની મહેરબાનીની આશા રાખીને ઊંચું જોઈ રહેવાનું જેના ભાગ્યમાં નિર્માયું હોય એને આ શ્રદ્ધા જ જીવાડે છે. એ નિરંતર ભય વચ્ચે જ રહે છે અને છતાં જીવે છે. સાજો રહે છે, સુખી રહે છે તો એ માને છે કે એમાં મારી બુદ્ધિનો ચમત્કાર નથી, ભગવાનની દયા છે. જો શ્રદ્ધા ન હોત તો તે હરેરીને ગામડાંમાંથી કયે દિવસનો નાસી ગયો હોત. દરિયો ખેડનાર માનવી જેમ દરિયાપીરનું અવલંબન લઈને જીવ સટ્ટોસટનું જોખમ ખેડવા નીકળે છે એવી જ સાહસકથા આ જીવનની પણ છે.

માણસ જો બધુંય ટૂચકા કે દેવ – દેવલાં પર છોડીને બેસી જતો હોત તો હું પણ એને વહેમ કહીને તેનો વિરોધ કરત. કારણ કે આવી શ્રદ્ધા જ્યારે પુરુષાર્થનો વિકલ્પ બની જાય, એને આશરે જવાથી પુરુષાર્થનો અંત આવી જાય ત્યારે એ આખા જીવનને રૂંધે છે, ઓરીમાં આરંભથી માંડીને રોગ મટે ત્યાં સુધી જે આહાર અપાય છે, જે શુશ્રૂષા થાય છે અને જે સાચવણ રાખવામાં આવે છે તેને કોઈ રીતે અવૈજ્ઞાનિક કહી શકાય એમ નથી. એ જ વિધિ પ્રસૂતિમાં છે, બીજા રોગોમાં છે. એમાં સમજણ અને અનુભવપૂર્વકનો પુરુષાર્થ છે પુરુષાર્થમાં પણ માણસની શક્તિની મર્યાદા છે, એ મર્યાદા પૂરી થતાં માણસ રડવા ન બેસે પણ અગમ્ય તત્ત્વોનો આશ્રય લઈને જીવન માટેની પોતાની આશા અને લાંબા સમય સુધી સહન કરવાની પોતાની શક્તિ ટકાવી રાખે એવું માનસિક વલણ તો આજે પણ એટલું જ આવકારપાત્ર છે. શહેરોમાં દવા અને ઉપચારો ઉપરની અમર્યાદ શ્રદ્ધાએ કેટલાં અનિષ્ટો ઉભાં કર્યાં છે અને માણસને મૃત્યુને ઉંબરે પણ કેવો વલખાં મારતો કરી મૂક્યો છે, આખરની શાંતિ પણ કેવી હરી લીધી છે તે આપણે સૌએ વિચારવા જેવું છે.

ગામડાંની કરુણતા એ છે કે શહેરમાં જે દવાઓ અને ઉપચારોની સગવડો છે તે તો ગામડાંમાં હજી આવી નથી. અને પહેલાં જે શ્રદ્ધા હતી તે તૂટવા લાગી છે. બીજું મકાન તૈયાર થાય એ પહેલાં જે મકાન હતું તે પડવા લાગ્યું છે. ઋતુ ઋતુના ફેરફારો આજે ગામડાંના લોકો ખમી શકતા નથી. ઉનાળામાં કપાણ પડે છે, ઉનવા થાય છે. ચોમાસામાં ઝાડા,

મરડો અને મેલેરીઆ નડે છે આચકી અને બાળ લકવા પણ થઈ આવે છે શિયાળામા શરદી અને કફના રોગો થઈ આવે છે વસંત ઋતુ બેસતા જ શીતળા અને ઓરીના ઉપદ્રવ ઊપડે છે સખ્યાબધ બાળકો ટપોટપ મરે છે મૃત્યુ જાણે જન્મ પ્રમાણને ઉરાવવા તૈયાર થાય છે રોગ સામે પ્રતિકાર કરવાની શક્તિ જ રહી નથી

આહાર-વિહારનું પણ બિલકુલ ઠેકાણુ નથી ઘી દૂધ નાખુ ઉપજાવવા માટે બારોબાર શહેરમાં જતા રહે છે અન્ન જ તાજુ હોય છે પણ ચક્કીમા જઈને નિસત્ત્વ થઈ જાય છે શાકભાજી પણ મોટે ભાગે શહેરમા જ જાય છે રોકડ રકમે એવો પ્રભાવ જમાવ્યો છે આજ ગામડામા પણ છાશ મળતી નથી અને હોટેલ નાના ગામડામા પણ જાગી ઈ છે ચા ભરવાડને ઘેર પણ પહોચ્યો છે

સખત અને સતત શ્રમને અંતે પણ સુખ પૂર્વક નિદ્રા લઈ શકાય એવી સગવડ ઓછી છે ગામડામા પણ વસ્તી વધી છે એટલે મકાનોની સકડાશ વધી છે જૂ માકડ, ચાચડ મચ્છર, જુઆ વગેરેનો ઉપદ્રવ એટલો છે કે શાતિથી ક્યાય આરામ ન લઈ શકાય ગામડામા પૈસાના ક્લેશ સલામતીનો અભાવ અને કુદરતી આફતોથી ઊભી થતી અસ્થિરતા માણસના જીવનને એટલા અકળાવે છે કે જે કઈ જીવનશક્તિ બચી હોય છે તે આવા સઘર્ષણમા ઘસાઈ જાય છે કોઈપણ જનપદોધ્વસ કરનારા રોગને આવવા અને ફેલાવા માટેની ભૂમિકા ગામડામા તૈયાર પડી છે જીવનશાસ્ત્રનો નિયમ છે કે જીવતો માણસ આવી રહેલા ભયો સામે રક્ષણ શોધવાનો પ્રયત્ન કર્યા વિના રહી શકશે નહિ ગામડામા પણ એવા ઉપાયો લેવાતા હતા છે ગામડામા ઔષધીઓ પાર વગરની ઊગે છે એની માહીતિ ઘણા માણસો પાસે હમણા સુધી હતી કુંભાર વાણંદ, બ્રાહ્મણ એવા વર્ગો અને અનુભવી વૃદ્ધો બિમારોના રોગ તપાસતા અને ઘરગથ્થુ ઉપાયો પણ બતાવતા વધારે ગભીર સ્થિતિ હોય ત્યારે નજીકના વૈદ્યને બોલાવતા તેઓ પણ આજુ-બાજુમાથી ઔષધો તૈયાર કરીને ઉપચાર કરતા પણ હવે રીત બદલાઈ છે વેપારીઓ શહેરના આડતિયા બનીને જેમ ઘણી શહેરી વસ્તુઓ ગામડામા લાવે છે તેમ દવાઓ પણ લાવે છે હમણા જ એક વેપારી ભાઈ કહેતા હતા કે અમારા ગામના ભરવાડ અને કોળી પણ સીબાઝોલની ટીકડીઓ માગે છે મરડા એન્ટરોવાયો ફોર્મની ગોળીઓ માગે છે અને એસ્પ્રો તો સાવ ઘરગથ્થુ બની ગઈ છે વધારે ગભીર સ્થિતિ હોય નજીકના શહેરમાથી ડોક્ટરને બોલાવામા આવે છે તે મોટરમા આવે છે ઈંજેક્શન આપે છે અને પછી દવા લખી આપે છે જે લેવા માટે વળી શહેરમા જવુ પડે છે આજ સુધી શોષાતુ રહેલુ ગામડુ દવા અને ઉપચારોની બાબતમા પણ શોષાઈ રહ્યુ છે કમનસીબી એ છે કે આટલી મહેનત પછી પણ ગામડામા નિષ્ણાત માણસો નથી મળતા તેઓ એટલા મોઘા છે કે ગામડાને પરવડતા નથી કપઉન્ડર તરીકે અનુભવ લઈને તૈયાર થયેલા સસ્તા ડોક્ટરો જ મળે છે જે ગામડાના વેપારી કરતા થોડાક જ વધારે કુશળ હોય છે

ગામડાના રોગોમા પણ પ્રગતિ થતી રહી છે પહેલા તો ગામડામા રોગ ભાગ્યે જ થતા તડકો, ખુલ્લી હવા અને ચોખ્ખી માટીના પ્રતાપે સહેલાઈથી રોગના કારણો નાબૂદ થઈ જતા પણ હવે જીવનશક્તિ ઘટવાને કારણે સામાન્ય રોગો પણ ઘર કરીને બેઠા છે મોસમ પૂરતા મટીને બારમાસી થયા છે આખ, કાન અને દાતના રોગો, લોહીવિકાર અને ક્ષય વધતા જ જાય છે મે એક ગામની ઘેર ઘેર ફરીને તપાસ કરેલી તેમા જણાવ્યુ હતુ કે બારસો માણસોની વસ્તીમા ચાર સીફીલીસના દરદી હતા ત્રણ રક્તપિત્ત (લેપ્રસી) ના દર્દી હતા અને એક ગનોરીઅનો દર્દી પણ હતો લડાઈની ભરતી, શહેરનો વસવાટ વગેરે કારણોએ ગામડામા પણ આવા રોગો આવવા માડયા છે એ ત્યારે ખબર પડી

આ પરિસ્થિતિ વચ્ચે આપણુ સ્વરાજ્ય આવ્યુ છે ગામડાઓમા નવી જાગૃતિ અને પરિવર્તન આવી રહ્યા છે અને આપણી સરકાર પણ ગામડાના વિકાસ ઉપર વિશેષ ભાર મૂકીને પ્રયાસો કરી રહી છે,

ગામડાંમાં આરોગ્યના પ્રશ્નને નીચે પ્રમાણે ઉકેલી શકાય એમ મને લાગે છે.

ગામડાંના આરોગ્યનો પ્રશ્ન હલ કરવા માટે નીચેના પગલાં આવશ્યક છે. તેમાં સૌથી પહેલો ગામડાંમાં જે કેળવાયેલો વર્ગ છે, ગામડાંને માર્ગદર્શન આપવાની જવાબદારી લઈને જેઓ બેઠા છે તેઓને આરોગ્ય પ્રત્યે અભિમુખ કરવા જોઈએ. શાળાના શિક્ષક, ગ્રામપંચાયતના મંત્રી, સહકારી મંડળીના મંત્રી, સરપંચ, રચનાત્મક કે રાજકીય કાર્યકર અને ગામની દાયણ જે કોઈ હોય તેઓને માટે આરોગ્યની પ્રાથમિક તાલીમની વ્યવસ્થા વહેલી તકે કરવી જોઈએ. એમને સમજાવવું જોઈએ કે રોગનું ઘર ગંદકી છે. જ્યાં ગંદવાડ હોય ત્યાં જ જંતુઓ ઊછરે છે. એ જંતુ-ઓને ફેલાવનાર માખી, મચ્છર, જૂ, જુઆ વગેરે પણ ગંદવાડનાં સ્થળો ખોળી ખોળીને સાફ રાખવા તેમને ઉદ્યત કરવા જોઈએ. એના ઉપાયો શીખવવા જોઈએ. એઠવાડ નાખવાની, પાણી ઢોળવાની, મળમુત્ર નાખવાની, ઢોર બાંધવાની, થૂંકવાની, છોકરાંઓને મળમૂત્ર કરાવવાની આવી બધી જગ્યાઓ કેમ સાફ રાખી શકાય એના હાથવગા ઉપાયો બતાવીને એ અમલમાં મૂકવા જોઈએ. ખોરાક, પાણી, કપડાં, ઘર, પથારી, ચોરો, બજાર વગેરે સાફ રહે એ માટે કાળજી લેવાવી જોઈએ. એવી રુચિ ઊભી કરવી જોઈએ અને એટલો ઉત્સાહ પ્રગટાવવો જોઈએ કે તેઓ ક્યાંય ગંદવાડ ખમી ન શકે. તેઓને એવી તાલીમ પણ અપાવી જોઈએ કે રોગચાળો ફાટી નીકળે એ વખત સરકારી આરોગ્ય ખાતાં સાથે મળીને તેના સહકારમાં સમજ અને કુશળતાપૂર્વક સેવા આપી શકે.

આ ઉપરાંત સામાન્ય રોગોમાં લોકો આજે ગમે તેવી બજારુ દવાઓ ઉપર ઢળવા માંડયા છે તેને બદલે ગામમાં નિર્દોષ અને નિવડેલાં સારાં ઔષધોની પેટી રાખી દરદીઓને જરૂરત અનુસાર દવા આપી શકાય એવી તાલીમ પણ મળવી જોઈએ. તાવ માપતાં, એનીમા આપતાં કે પેશાબ ઉતારતાં પણ તેઓને શીખવવું જોઈએ. આટલી પ્રાથમિક તાલીમ માટે એક મહિનો પૂરતો થઈ શકે. ગામડે ગામડે આટલી તાલીમ લીધેલ એકાદ માણસ પણ હોય તો ગામડાની અર્ધ ઉપરાંતની તકલીફ ઓછી થઈ જાય છે.

એ પછી જે વધારે ગંભીર અથવા જૂની બિમારીવાળા હોય અથવા જે રોગના ઉપચાર સામાન્ય સમજણથી થઈ ન શકે એમ હોય તેઓને માટે પાંચ છ માઈલના અંતર સુધીમાં દવાખાનાની સગવડ કરવી જોઈએ. ગામડે ગામડે અપાતી દવાની પેટી અને આ દવાખાનાંઓની દવા મુખ્યત્વે આયુર્વેદિક રાખવી જોઈએ. જેથી ગામના પાદરમાં થતી અને પરાપૂર્વથી જાણીતી ઔષધીઓનો ઉપયોગ ફરી પ્રચ-લિત થઈ શકે. રોગનાં કારણો અને તેનું સ્વરૂપ પણ લોકો જાણીતી પરિભાષામાં સમજી શકે. આ પદ્ધતિથી વ્યવહારુ લાભ એ છે કે વૈદ્ય બહારની દવા-ઓના અભાવે લાચાર થઈને ઊભો નહિ રહે અને દરદીઓ પણ વૈદ્યની ગેરહાજરીમાં સાવ લાચાર ન રહે.

આ વૈદ્યોને ફક્ત દવાખાનાઓ ચલાવતાં જ નહિ પણ આરોગ્યરક્ષાનો કાર્યક્રમ ચલાવતાં પણ આવડતું હોવું જોઈએ. આયુર્વેદિક પદ્ધતિની સંપૂર્ણ તાલીમ ઉપરાંત જે રોગો માણસને એકદમ મારી નાખનારા છે તેને કાબૂમાં લેવા માટેના આધુનિક ઉપચારો આપવાની તાલીમ પણ આપવી જોઈએ. આજુબાજુનાં જે ગામડાંઓમાં પેટીઓ રાખવામાં આવી હોય તેનું નિરીક્ષણ કરવાની જવાબદારી પણ આ વૈદ્યોને આપવી જોઈએ.

સૌથી મોટું અને મહત્ત્વનું પગલું ગામડામાં આજે થોડી ઘણી પણ શ્રદ્ધા ટકી છે તેને જાળવી લઈને તેને શુદ્ધ આધ્યાત્મિક સ્વરૂપ આપવાનું છે. રામ નામ પર ગાંધીજીએ વ્યક્ત કરેલી શ્રદ્ધાની કક્ષાએ આ શ્રદ્ધાને પહોંચાડવી પડશે ગામડાના અનેક પ્રશ્નો સાથે આરોગ્યના પ્રશ્નનો ઉકેલ પણ એમાં જ રહેલો છે. ગામડાં જ શા માટે? આખા દેશના પ્રશ્નનો ઉકેલ પણ આમાં જ રહેલો છે. આધુનિક વિજ્ઞાન અને તેના પર રચાયેલી બીજી પદ્ધતિઓ કરતાં આયુર્વેદની જે વિશેષતા છે એનું કારણ એ છે કે આયુર્વેદનો પાયો આધ્યાત્મિક છે. આધ્યાત્મિક મૂલ્યો સાથેનું

આયુર્વેદનું 'સ્વસ્થવૃત્ત અને આધુનિક વિજ્ઞાને આપેલા આરોગ્યરક્ષાના તાત્કાલિક ઉપાયો એ બંનેના સહકારથી જો સરકાર રાજ્યવ્યાપી વ્યવસ્થા ગોઠવે તો આરોગ્યનું સાચું વાતાવરણ ઊભું થઈ શકશી. રોગો ઊભા થવાનો અવકાશ જ નહિ રહે. અને છતાં રોગો આવશે તો આયુર્વેદની નિર્દોષ, સાદી અને સ્વદેશી ઔષધીઓથી સારી રીતે અસરકારક રોગ નિવારણ કરી શકશે.

આટલી વ્યવસ્થા અમલમાં લાવ્યા પછી તાલુકાના દવાખાના સાથે નાની હસ્પિતાલો અને મોટાં શહેરોમાં મોટી ઇસ્પિતાલોની સગવડ આયુર્વેદને સાથે રાખીને કરવામાં આવે તો આરોગ્ય વિષયક જરૂરત પૂરી રીતે પાર પાડી જાય.

સૌરાષ્ટ્રમાં સરકારે આરોગ્યવિષયક સગવડો ઊભી કરવા માટે જે પ્રયાસો કરેલા તે હવે આ દષ્ટિએ મૂલવીએ.

સૌરાષ્ટ્રનાં કેટલાંક ગામડાંઓમાં પહેલાં પણ દવાખાનાં હતાં પરંતુ તેમાં મોટે ભાગે કમ્પાઉન્ડર ડાક્ટરો હતા. ભાવનગર રાજ્યે ટ્રસ્ટના દવાખાનાં કરેલાં તેમાં પણ લગભગ એવા જ વૈદ્યો હતા. જો કે એમને આયુર્વેદની તાલીમ આપવામાં આવેલી. પરંતુ એનું વલણ તે એલોપેથીક જ હતું. હવે સરકારે એ બધાં દવાખાનાઓને આયુર્વેદિક બનાવી દીધાં છે. એ વર્ગો ચલાવીને ઘણાખરા ડૉકટરોને આયુર્વેદની પ્રાથમિક તાલીમ આપી દીધી છે અને એ ઉપરાંત નવાં દવાખાનાઓ પણ મોટા પ્રમાણમાં શરૂ કર્યાં છે. આજે ત્રીજા ચોથા વર્ગના જ દોઢસો દવાખાનાં આયુર્વેદિક પદ્ધતિએ ગામડાની સેવા કરે છે. આ વૈદ્યો નજીકના ગામોને સંભાળવા પણ પ્રયાસ કરે છે.

આરોગ્ય પ્રત્યેનો આયુર્વેદિક દષ્ટિકોણ સમાજમાં ફરીથી પ્રતિષ્ઠા પામે એ માટે સરકારે આગ્રહપૂર્વક અલાયદો આયુર્વેદિક વિભાગ શરૂ કર્યો હતો અને એના નિયામક તરીકે એક સારા વૈદ્યને નિયુક્ત કર્યા હતા. જેમ જેમ નાણાંકીય જોગવાઈ ઊભી થતી ગઈ તેમ દવાખાનાંઓની અને પેટીઓની સંખ્યા વધતી ગઈ. જ્યાં દવાખાનાં થઈ શકયાં નથી ત્યાં વૈદકીય સારવાર પહોંચાડવા માટે ફરતું દવાખાનું પણ શરૂ કરવામાં આવ્યું છે. આ ઉપરાંત નિષ્ણાત ડૉક્ટરો તેમજ આયુર્વેદ અને એલોપથીની મિશ્ર તાલીમ પામેલા વૈદ્યોવાળાં પહેલા અને બીજા વર્ગનાં દવાખાનાંઓ તથા ઇસ્પિતાલોની સગવડો તો છે જ. એ સગવડોમાં દર વર્ષે ઉમેરો થતો રહ્યો છે.

જેમ આ રીતે વૈદકીય સગવડો ઊભી કરવામાં આવી છે તેમ રોગ પ્રતિબંધક ઉપાયો લેવા માટે આરોગ્ય ખાતું પણ પોતાની રીતે સુંદર પ્રયાસો કરી રહ્યું છે. વાળાનો રોગ હરે એવા કુવા સાફ કરાવવા, શીતળા ટંકાવવા, જ્યાં જ્યાં રોગચાળો ઊભો થાય ત્યાં પહોંચી જઈ તપાસ કરવી અને રોગ ફેલાતો અટકાવવા ચાંપતા ઈલાજો લેવા વગેરે કામગીરી ખાતા તરફથી ગામડામાં પણ ચાલી રહે છે. ક્ષયની સામે બી. સી. જી ટંકાવવાનો પ્રયાસ પણ ચાલે છે.

ગુજરાત રાજ્ય રચાયા પછી સમગ્ર ગુજરાતમાં આયુર્વેદે પ્રગતિ કરી છે. માનનીય શ્રી મોહનલાલ વ્યાસ આરોગ્યમંત્રી થયા પછી તો એમણે દેશભરમાં આયુર્વેદના ઉદ્ધારનું કાર્ય ઉપાડી લીધું. ગુજરાતમાં થતી ઔષધીઓની મોજણી નિષ્ણાતોની સમિતિ નીમીને એમણે કરાવી લીધી છે. સારાં શાસ્ત્રીય ઢબે બનાવેલાં ઔષધો મળે એ માટે આયુર્વેદ વિકાસ મંડળની સ્થાપના કરી છે. આયુર્વેદનું શિક્ષણ ઊંચું આવે એ માટે શુદ્ધ આયુર્વેદનો કોર્સ શરૂ કરાવીને વિદ્યાલયોને ૭૫ ટકા ગ્રાન્ટ આપવાનું શરૂ કર્યું છે. ઉપરાંત ભાવનગર અને અમદાવાદના વિદ્યાલયો સરકારે સરકાર હસ્તક લઈને ઉચ્ચ સ્તરે પહોંચાડયા છે. સારાં વિદ્યાર્થીઓને માસિક રૂ. ૧૦૦) સુધીની શિષ્યવૃત્તિઓ અપાય છે. અને સ્નાતકોને ઉત્તેજન આપવા માટે વૈદ્યોનું પગાર ધોરણ પણ ડૉકટરોની સમકક્ષ લઈ જવાનો પ્રયત્ન ચાલે છે એટલે હવે વૈદ્યો સારા મળશે એમાં શંકા નથી. હવે તો ગુજરાતમાં આયુર્વેદની યુનિવર્સીટી પણ સ્થપાઈ રહી છે.

ગુજરાતમાં આપણે આશા રાખીએ એવું કામ આગળ વધી રહ્યું છે પરંતુ મોટી મુશ્કેલી એ છે કે ઉચ્ચ તાલીમ પામેલા માણસો ગામડામાં કામ કરવા જતા નથી. આ હકીકત હોવા છતાં ગુજરાતમાં જે જ્ઞાન અને કાર્યની શક્તિ પડી છે તેનો જોઈએ તેવો અને તેટલો ઉપયોગ હજી થતો નથી ગુજરાતમાં પાંચ હજાર જેટલા સારા વૈદ્યોની કક્ષાનું ધોરણ નિશ્ચિત કરવા સરકારે એક બોર્ડ પણ નીમ્યું છે. હવે એ વૈદ્યોને જો થોડીક વધારે તાલીમ આપવાનો પ્રબંધ કરવામાં આવે, આયુર્વેદનું એમનું જ્ઞાન ચોક્કસ કક્ષાએ લાવવા ઉપરાંત એમને આધુનિક આવશ્યક ઉપચારો શીખવવામાં આવે તો તેઓ અત્યારે પણ મોટે ભાગે ગામડામાં જ વસે છે ત્યાં તેઓ લોકોને ઘણા ઉપયોગી થઈ શકશે.

અને જો આરોગ્ય ખાતું આયુર્વેદ ખાતાનો સહકાર લઈને કામ કરે તો આરોગ્ય માટેના આધુનિક ઉપાયોમાં જે ખૂટે છે તે આયુર્વેદ આપી શકશે. અને આધુનિક જરૂરતોને પહોંચી વળવામાં આયુર્વેદ પાસે જે ઉપાય છે તે આરોગ્ય ખાતું ટાળી શકશે. વૈદ્યોને નજીવી આર્થિક સહાય આપવાથી તેઓ ગામડામાં આરોગ્ય ખાતાના પ્રચારક થઈ શકશે બન્ને ખાતાં મળીને ગુજરાતમાંથી રોગ કાયમને માટે હાંકી મૂકી શકશે.

આ બધાં કાર્યને સફળ કરવા માટે ખાસ જરૂરત છે તે ગામડાંમાં પ્રાણ પ્રગટાવવાની. આર્થિક અસ્થિરતા, બિનસલામતી અને સામાજિક વિસંવાદ વચ્ચે આજ સુધી જીવતાં આવેલાં ગામડાંઓ પ્રત્યે જો આદરભરી સહાનુભૂતિથી કામ લેવામાં નહિ તો કોઈ પણ સારા કામ માટે લોકોમાં ઉત્સાહભર્યા સહકારની લાગણી જગાડી શકાશે નહિ. અને લોકોના જાગૃત સહકાર વિના કોઈ યોજના પરિણામ આપી શકશે નહિ.

ગામડાંમાં કામ કરવા જનાર સરકારી કર્મચારી હોય કે સ્વતંત્ર પ્રજાસેવક હોય, તેનામાં ગામડું, ગામડાંના માણસો, તેનું સાહિત્ય, કલા, હુન્નર અને વૈદકમાં જે જે ઉત્તમ તત્ત્વો છે તેને શોધી સમજીને તેના પ્રત્યે આદરની ભાવના હોવી જોઈશે. એમ થશે તો લોકોમાં આત્મશ્રદ્ધા પ્રગટશે. જીવનમાં આશા અને શ્રદ્ધા ફરી ઊભાં થશે.

ગામડાંના વૈદકમાં આજે પણ આશ્ચર્યજનક તત્ત્વો પડયાં છે જે વૈદ્યો અને ડૉકટરો સૌએ લક્ષમાં લેવાં પડે એમ છે. સહેજ રગ કરીને કેટલાય રોગને તેઓ મટાડે છે. પગ માથે ધંટુલાનું પડ ફેરવીને પગનો મરડ ઉતારે છે. આડાં ભાંગવાની અને હાડકું ચડાવવાની કળા હજી પણ સચવાઈ છે અને ચામડી પર અગ્નિ અડાડયા વિના જ ડામ દઈને પેટની ગાંઠો મટાડવાનું જાદુ પણ ગામડાંનાં લોકો કરી શકે છે.

ગામડાના ઉદ્ધારક નહિ પણ સેવક બનીને નમ્રપણે જો આપણે કામ કરીશું તો ગુજરાતને થોડા વર્ષમાં નંદનવન બનાવી શકશું એમાં શંકા નથી.



ગામડાની એક વિધવા બહેન દળણાં દળી, પેટે પાટા બાંધી એકના એક દીકરાને મોટો કર્યો, ભણાવ્યો. દીકરાએ કૉલેજમાં ભણતી એક વિદ્યાર્થીની સાથે લગ્ન કર્યાં.

પુત્રવધુને દરેક ચીજવસ્તુ ઉપર પોતાનું નામ લખવા–લખાવવાનો ભારે મોહ. એક એક વાસણ ઉપર પણ પોતાનું જ નામ.

વૃદ્ધ માજીથી આ સહ્યું ન જાય. એક દિવસ કહે, "મારે તો તું દીકરી જેવી. પણ જ્યાં હોય ત્યાં તારું જ નામ ? તોરણમાંય તારું જ નામ ! અને ચોપડીઓ ઉપર પણ તારું નામ ! શોભતું હોય એમ શોભે. બીજે ક્યાંય નહિં તો બે ઠોસરા ઉપર તો મારા દીકરાનું નામ રહેવા દે." પુત્રવધુએ જવાબ આપ્યો. " તમને તમારો દીકરો વહાલો હોય. પણ મને મારો ધણી ઓછો વહાલો નથી. વાસણ રોજ માંજવા પડે. મારા નામ ઉપર રોજ રાખ ઘસાય એનો વાંધો નહીં. તમારા દીકરાનું નામ રાખધૂળમાં રગદોળાય એ મારાથી સહન ન થાય."

# સાંણોર અને ઝૂલણા

પ્રા. ડૉ. રમણીકલાલ છ. મારૂ

ચારણી છંદોમાં સપાખરું, સાવઝડું, ચર્ચરી, ત્રિભંગી જેવા છંદોની માફક સાંણોર કે સાણોર પણ એક સુપ્રસિદ્ધ છંદ છે. આ છંદ એટલો બધો જાણીતો અને ઉત્તમ માનવામાં આવે છે કે 'રઘુનાથ રૂપક ગીતાંરો' ના કર્તા કવિ મંછ તે ચારણી છંદોના ગ્રંથના તૃતીય વિલાસના આરંભે જ્યારે છંદોનાં લક્ષણો અને ઉદાહરણો આપવાની શરૂઆત કરે છે ત્યારે સાંણોરથી જ શરૂઆત કરી તે છંદની સર્વોપરિતા દર્શાવતાં લખે છે–

'રૂપ સુકવિતા રીત રા,
ચતુર મીત ચિતચોર ;
કહું પ્રથમ સોં પ્રીત કર,
સિરે ગીત સાણોર ; (૧)

અર્થાત્ કવિતાની રીતિનું ઉત્તમ સ્વરૂપ, ચતુર (કાવ્યરસિક) મિત્રોનું ચિત્ત હરનાર સર્વોપરી સાંણોર ગીત (છંદ) હું સૌ પ્રથમ પ્રેમપૂર્વક વર્ણવું છું.

સાંણોર ગીતના ભિન્ન ભિન્ન પ્રભેદો છે તેમાં મુખ્ય ખડો સાંણોર છે. આ છંદનું લક્ષણ આપતાં કવિ મંછે લખ્યું છે–

ધુરાં દરસ, સર, પંડુ,
મનુ કુલાં તેવીસ ધર
જુગ વિસવ સપત કલ દુસર જતરૈ
પંચકલ તણી હૈ ચાર ગણ વિષમ પદ
સામુહૈ મેલ ગણ કલા સતરૈ. ૧.
વિષમ સમ વિષમ સમ દવાલે વેદ તૃક
ઠીક ગુર અંત તક વહસ ઢાલા;
પ્રકટ કસ સિતંતર હુવૈ દ્વાલૈ પ્રથમ
દૂસરૈં ચિમંતર કલા દ્વાલાં. ૨.[2]

(૧) કવિ મંછ: રઘુનાથ રૂપક ગીતાં રો'. પૃ ૫૦

(૨) એજન પૃ. ૫૦

અહીં દર્શાવ્યા અનુસાર ખડો સાંણોરનાં લક્ષણો આ પ્રમાણે ગણાવી શકાય.

(૧) પ્રત્યેક વિષમ (પ્રથમ તથા ત્રીજા) ચરણમાં ચાર પંચકલ અર્થાત્ ૨૦ અને બીજા તથા ચોથા ચરણમાં ૧૭ માત્રા હોય છે.

(૨) કાવ્યના આરંભની કડીના પ્રથમ ચરણમાં ૨૦ ને બદલે ૩ વધુ એટલે કે ૨૩ માત્રા હોય છે.

(૩) પ્રથમ કડીના ચાર ચરણની માત્રા ૨૩+૧૭+૨૦+૧૭ એમ ૭૭ થાય જ્યારે બાકીની બધી કડીના ચારેય ચરણની માત્રા ૭૪ થાય.

(૩) બીજા અને ચોથા ચરણને અંતે ગુરુ વર્ણ હોય છે.

કવિ મંછે આગળ જતાં એમ પણ કહ્યું છે–
'હ્રસ્વ દીર્ઘ હુકૈ નેમ વિણ રચીજે

જિકો હૈવ બડો સાણોર બુધ જોર;
ધરે જો નેમ સૂં ગીત પદબંધમે
સુદ્ધ પરહાસ દુય ભેદ સાણોર.' ૩

અર્થાત્ ચરણને હ્રસ્વ કે દીર્ઘ એવા નિશ્ચિત વર્ણના નિયમ વિનાની જે આવી રચના હોય તેને બુદ્ધિમાનો બડો સાણોર કહે છે અને જો નિશ્ચિત નિયમાનુસાર લઘુ ગુરુ વર્ણ પ્રયોજીને રચના કરવામાં આવે તો તેના બે ભેદ છે. (૧) શુદ્ધ સાંણોર (૨) પ્રહાસ સાંણોર.

આમ અહીં જે રીતે બંધારણ આપવામાં આવ્યુ છે એમાં પ્રથમ 'ઠીક ગુર અંત તક વહસ ઢાલાં' એમ કહીને પછી વળી 'હ્રસ્વ દીરઘ'ના નિશ્ચિત નિયમ વિનાની રચનાને સાંણોર બડો કહેવાય એમ

(૩) કવિ મંછ : 'રઘુનાથ રૂપક ગીતાં રો' : પૃ. ૫૧

જે કહ્યું છે તેમાં પહેલી દષ્ટિએ પરસ્પર વિરુદ્ધ લક્ષણોનો ભાસ થાય છે. એમાંથી કયા પ્રકારનું બંધારણ એમાં હોવું જોઈએ એ સ્પષ્ટ થતું નથી.

'રઘુવરજસપ્રકાશ'ના કર્તા કિસનાજી આઢા કવિ મંછનાં મંતવ્યથી જરા જુદા પડે છે, તેઓ લખે છે. "શુદ્ધ નૈ પ્રહાસ સાંણોરરા દગાળા ભેળા આવૈ સૌ બડો સાણોર કહાવૈ' (૪)

જો કે કવિ મંછે આરંભમાં જે લક્ષણ આપ્યું છે તે બડા સાંણોર છંદમાં આપ્યું છે તેમાં ચરણને અંતે સામાન્યતઃ ગુરુ વર્ણ જોવા મળે છે એટલે 'હ્રસ્વ કે દીર્ઘના નિયમ વિનાની રચના' આપણે એને કહી શકીએ તેમ નથી. હા, તેમાં પછી જે ઉદાહરણો આપ્યાં છે તેમાં અંતે લઘુ હોય કે ગુરુ લઘુ હોય તેમ જોવા મળે છે ખરું.

સાંણોરના મુખ્ય બે પ્રકારો અને તેનાં લક્ષણો તપાસીએ :

## (૧) શુદ્ધ સાંણોર

કવિ મંછ આ શુદ્ધ સાંણોરનું લક્ષણ આપતાં લખે છે–

'વિષમ બીસ, સમ ચરણ અઠારહુ
ધુર પદ કલ તેવીસ ધરો;
મંછ કહૈ ગુરુ લઘુ અંત મોહો રૈં
કવિ ઇમિ સુધ સાંણોર કરો. (૫)

પ્રથમ અને તૃતીય ચરણમાં વીસ માત્રા, દ્વિતીય અને ચતુર્થ ચરણમાં ૧૮ માત્રા, આરંભની કડીનાં પ્રથમ ચરણમાં ૨૦ ને બદલે ૨૩ માત્રા, ચરણાંતે ગુરુ લઘુ વર્ણ–આ શુદ્ધ સાંણોરનાં લક્ષણો છે, લક્ષણો છે.

એનું એક ઉદાહરણ લઈએ :

'મગણ આદ ગુર-તીન ફલ રમા બિબુધા મહી
પિતા પિંગલ ગિરા માત તન થીતઃ
રિષિ કસ્યપ અરોહણ કમઠ શૃંગાર રસ
મગધપત દુજવરણ નયણ ત્રિય મીતઃ

અહીં પ્રથમ ચરણમાં ૨૩ માત્રા, બીજામાં અઢાર, ત્રીજામાં વીસ અને ચોથામાં અઢાર માત્રાઓ અને બીજા તથા ચોથા ચરણને અંતે ગુરુ લઘુ (ગાલ) વર્ણ છે.

## (૨) પ્રહાસ સાંણોર

પ્રહાસ સાંણોરને ગરવત સાંણોર નામ પણ આપવામાં આવે છે. શ્રી કિસનાજી આઢા એનું બીજું નામ રેણખરૈ સાંણોર પણ આપે છે. અને લખે છે –" રેણખરૈ સાંણોર ને પ્રહાસ સાંણોર દીન્યું ગીત એક છૈ, નામ હોય છૈ લક્ષણ એક છૈ." (૬)

આ છંદનું લક્ષણ કિસનાજી આઢાએ આ પ્રમાણે આપ્યું છે.

'ધુર તક મત તેવીસ ધર, સતર બીસ સતરાસ્યઃ
વીસ સતર ગુરૂ અંત બે, સો જાણજે પ્રહાસ.' (૭)

જ્યારે કવિ મંછે આ પ્રમાણે લખ્યું છે.

ગુર સમ ચરણ પ્રહાસ ગીત ગિણ
તવકલ સતરૈ તિકણ તણો,
બીજી માત્રા સવ બરાબર
ભેદ ઇતોઇ જ મંછ ભણો. (૮)

અહીં મંછે પ્રહાસ અને શુદ્ધ સાંણોર વચ્ચે ભેદ દર્શાવતાં જણાવે છે કે શુદ્ધ સાંણોરના બીજા અને ચોથા (સમ ચરણ) ચરણમાં ૧૮ માત્રા હોય છે તેને બદલે ૧૭ માત્રા યોજવાથી પ્રહાસ સાંણોર છંદ થાય. આ બન્નેનો ભેદ માત્ર આટલો જ છે.

પરંતુ ખરેખર ભેદ માત્ર આટલો જ ગણી શકાય તેમ નથી. પ્રહાસ સાંણોરમાં સમ ચરણને

(૪) કિસનાજી આઢા : 'રઘુવર જસપ્રકાસ'. પૃ. ૧૯૨.
(૫) કવિ મંછ: 'રઘુનાથ રૂપક ગીતાં રો' પૃ. ૫૨.
(૬) કિસનાજી આઢા : 'રઘુવર જસપ્રકાસ' –પૃ. ૨૭૨
(૭) એજન. પૃ. ૧૯૬
(૮) કવિ મંછ : 'રઘુનાથ રૂપકગીતાંરો' – પૃ. ૫૫.

અંતે બે ગુરુ હોવા જોઈએ એમ ઉપરની વ્યાખ્યામાં કિસનાજી આઢા લખે છે જ્યારે કવિ મંછ 'ગુરુ સમ ચરણ' એવો ઉલ્લેખ કરે છે તેનો અર્થ સમ ચરણને અંતે બે ગુરુ હોય છે – હોવા જોઈએ એવો થઈ શકે તેમ નથી એટલે લક્ષણની બાબતમાં કવિ મંછે સ્પષ્ટતા કરી છે તે અપૂરતી લાગે છે વળી કવિ મંછે પ્રહાસ સાણોરનું જે ઉદાહરણ આપ્યું છે

તેમાં પણ સમચરણને અંતે બે ગુરુ હોવા જોઈએ એ લક્ષણનો સર્વત્ર નિર્વાહ થતો નથી જેમકે–

હુઉં જોડ કર પૂછિયો સગત એકણ દિવસ
 આખજે જગતપતિ ભેદ ઇણરો,
આપરો ધ્યાન નિત કરૈ સારો પવા
 કરો નિત ધ્યાન સો આપ કિણરો, ૧

આખઉ વિગત હુય સુચિત સાભળ ઉમા
 અગમ પરબ્રહ્મ ગુણગત અપાર,
રૂપ નિજ અખિલ સંસાર માહે રમૈ
 બધે સંસાર સૂ રહે બારે ર[૯]

અહી પ્રથમ કડીમા સમચરણોને અંતે એક ગુરુ છે જ્યારે બીજી કડીમા એ બન્ને ચરણોને અંતે બે ગુરુ છે આમ કવિ મંછ પ્રહાસ સાણોરને 'સમ-ચરણને અંતે ગુરુ વાળી' રચના ગણતા હોય તેમ જણાય છે જ્યારે કિસનાજી 'ગાગાન્ત' અર્થાત્ અંતે બે ગુરુવાળી રચના ગણે છે કિસનાજીએ આપેલ દૃષ્ટાંતોમાથી એક કડી લઈએ–

'કે પિતા બાળ સુગરીવ છડે કલહ
 ધરૈ ઘર ભટકિયો વિપત ધાયો,
પાણ ગહિ રામ કહિ મિત્ર અપણાવતા
 પયસરણ આવતા રાજ પાયો ૧૦

અહી સમચરણને અંતે, આપેલા લક્ષણો મુજબ, બે ગુરુ જોવા મળે છે

બડો સાણોર અને તેના મુખ્ય બે પ્રકારો–

શુદ્ધ અને પ્રહાસ સાણોરની ઝૂલણા છંદની સાથે તુલના કરતા આપણને લાગશે કે બંધારણની દૃષ્ટિએ એ લગભગ સરખા છે લગભગ એટલા માટે કે ચારણી છંદોની એ વિશિષ્ટતા છે કે પ્રથમ કડીના પ્રથમ ચરણમા એક માત્રા વધુ આવે છે ગુજરાતી છંદોમા એ તત્ત્વ જોવા મળતુ નથી એ બાદ કરીએ તો શુદ્ધ સાણોર કરતા પણ પ્રહાસ સાણોર ઝૂલણા છંદ જ લાગે છે

દલપતરામે ઝૂલણા છંદનું લક્ષણ આપતા લખ્યુ છે–

'કર કળા સર્વ તો સાડત્રીસે મળી
 દસ દસે શુદ્ધ વિશ્રામ આણી,
અંત ગુરુ એક તો અચળ કરી આણવો
 ઝૂલણા છંદની જાત જાણી ૧૧

અહી પણ દરેક ચરણમા ૩૭ માત્રા, દસ-દસ માત્રાએ (૧૦,૨૦,૩૦) યતિ અને ચરણાતે ઓછામા ઓછો એક ગુરુ (બે ગુરુ હોય તો વધુ નિર્વાહ) હોય તેને ઝૂલણા છંદ કહ્યો છે

પ્રહાસ સાણોરના પ્રથમ અને દ્વિતીય ચરણની માત્રાઓ મળીને ૩૭ માત્રા છે માત્ર પ્રથમ કડીના પ્રથમ ચરણમા ત્રણ માત્રા વધુ હોય છે તેમા પણ સમચરણને અંતે એક અથવા બે ગુરુ હોય છે એટલે પ્રહાસ સાણોર એ ઝૂલણા છે તફાવત માત્ર એટલો કે પ્રહાસ સાણોરના બે ચરણો મળી ઝૂલણાનુ એક ચરણ બને છે શુદ્ધ સાણોરના સમચરણને અંતે ગાત્ર આવે છે એટલે એમા એક માત્રા વધે છે ડો રા વિ પાઠકે બડા સાણોર અને પ્રહાસ સાણોરને ઝૂલણા છંદ ગણાવ્યો છે ડિંગળના ઘણા છંદોની પેઠે પહેલા છંદની પહેલી પંક્તિમા ત્રણમાત્રાઓ વધારે આવે છે તે સિવાય આ પ્રસિદ્ધ ઝૂલણા જ છે ૧૨ એ જ રીતે " પ્રહાસ કે ગરવત નામની પંચકલ રચના આપી છે તે ગાન્ત ઝૂલણા જ છે, સિવાય કે

(૯) કવિ મંછ 'રઘુનાથ રૂપકગીતારો' પૃ ૫૬
(૧૦) કિસનાજી આઢા 'રઘુવરજસપ્રકાશ' પૃ ૧૮૭

(૧૧) કવિ દલપતરામ 'દલપતપિંગળ' પૃ ૧૨
(૧૨) શ્રી રા વિ પાઠક 'બૃહદ્ પિંગળ' પૃ ૪૯૭

પહેલી કડીની પહેલી પંક્તિમાં ત્રણ માત્રા વધે છે." ૧૩ અહીં શ્રી પાઠક સાહેબે એ સ્પષ્ટ કર્યું નથી કે બંડો સાંણોર કે પ્રહાસ સાંણોરના પ્રથમ બે અને એ જ રીતે પછીથી બે બે ચરણ મળીને ઝૂલણાનું એક ચરણ બને છે.

કવિ મંછે સાંણોરનું લક્ષણ જે રીતે આપ્યું છે તે પહેલી દૃષ્ટિએ ભ્રામક લાગે છે. જેમ કે–

ધુરાં દરસ સર પંડુ મનુ કુલા તેવીસ ધર
જુગ ત્રિસષ સપત ટલ દુસર જત હી:
પંચકલ તણી હૈ ચાર ગણુ વિષમ પદ
સાસુ હૈ મેલ ત્રણ કલા સતરૈં.

અહીં દરેક ચરણનું માપ આ રીતે સ્પષ્ટ કર્યું છે. પ્રથણ ચરણમાં દરસ એટલે ૬, સર એટલે ૫, પંડુ એટલે ૫, મનુ એટલે ૭ અર્થાત ૬+૫+૫+૭ એમ ત્રેવીસ માત્રા, બીજા ચરણમાં બે વાર પાંચ એટલે દસ અને સાત થઈને ૧૭ માત્રા, ત્રીજા ચરણમાં ચાર પંચકલ એટલે વીસ માત્રા અને છેલ્લા ચરણમાં ૧૭ માત્રા હોય તેવા છંદને સાંણોર કહેવાય. માત્રાની સંખ્યા સીધે સીધી સમટી આપવાને બદલે ખંડશ: માત્રા જણાવી છે. આથી સાંણોરમાં માત્રાઓની કોઈ વિશિષ્ટ યોજના હોવાનો ભ્રામક ખ્યાલ ઊભો થાય છે. જેમ કડખો એમ ઝૂલણા છે, છતાં શ્રી જગન્નાથ પ્રસાદ 'ભાનુ' એ 'છંદ:પ્રભાકર' માં લખ્યું છે, ' ઈસકા હર એક ચરણ ૩૭ માત્રાઓંસે અધિકતર હોતા હૈ જિસમે. ૮, ૧૨, ૮ ઔર ૯ માત્રાઓં પર વિરામ હોતા હૈ જો કિ નિતાંત આવશ્યક નહીં હૈ" (૧૪) અહીં પણ સીધે સીધું પ્રત્યેક ચરણમાં ૩૭ માત્રાઓ હોય છે એમ કહેવાને બદલે ૮,૧૨, ૮,૯ ની માત્રાઓની પ્રતિચરણ કરાયેલી યોજના એક ભ્રમ જ ઊભો કરે છે. એવું જ કવિ મંછે આપેલ સાંણોરના લક્ષણનું બને છે. આમ સાંણોર અને ખસ કરીને પ્રહાસ સાંણોર એ ઝૂલણા છંદનું જ બીજું નામ હોય એમ લાગે છે.

(૧૩) એજન પૃ. ૪૯૮

(૧૪) શ્રી જગન્નાથપ્રસાદ 'ભાનુ': 'છંદ: પ્રભાકર' –છઠ્ઠી આવૃત્તિ. પૃ. ૧૯૧

---

ગામમાં એક શ્રીમંત સુખી ખોરડું. દીકરી મોટી થઈ પણ મૂરતિયો મળે નહીં.

એક દિવસ એમના સંબંધી મહેમાન આવ્યા. વાતમાંથી વાત નીકળી. મહેમાનને એક દીકરો. એનેય ક્યાંય ટેટો બાંધેલો નહીં. બન્નેનો મેળ બેસી ગયો. ચાંદલા નક્કી થયા. 'બોલાવો બ્રાહ્મણને'.

નોકર દોડતો ગયો. આવીને કહે કે, 'ભૂદેવ તો લોટ માગવા પડખેના ગામ ગયા છે.'

'એનો દીકરોય મૂહુર્ત જુએ છે એને બોલાવો'.

થોડી વારે બાર-તેર વરસનો છોકરો ટીપણું લઈને હાજર થયો.

"દીકરીના ચાંદલા કરવા છે. સારું મૂહુર્ત જોઈ દો બટુકજી !" દીકરીના બાપે કહ્યું,

બટુકજીએ ટીપણું ખોલ્યું. વેઢા ગણ્યા હોઠ ફફડાવ્યા. થોડી વારે માથું હલાવીને કહે, "બેનના વેવિશાળનો આણુ જોગ નથી".

દીકરીનો બાપ હતાશ થયો. માંડ મેળ બેઠો હતો એ તૂટી ગયો. સામેનો ધણી વરસ સુધી થોડી વાટ જુએ ?

બટુકજી ખાલી હાથે ઘેર ગયો. ત્યાં એનો બાપ આવ્યો. દીકરાએ બધી વાત કરી. બાપ તુરત ટીપણું લઈને દીકરીના બાપને ઘેર પહોંચ્યો.

' ક્યાં ગુડાણા હતા ? આપણી દીકરીના ચાંદલા કરવા'તા તમારા દીકરાને બોલાવ્યો, તો કહે કે આણુ જોગ નથી. શું ભરોસો ?" દીકરીના બાપે હતાશા ઠાલવી.

"મારો દીકરો અક્કલમઠો છે. ગરીબ ગુરબાના જોશ જોવાનું ટીપણું નોખું હોય, તમ જેવા સુખી માણસ માટે ટીપણું નોખું હોય. એને હું પટારામાં સાચવી રાખું છું. છોકરો ગરીબ ગુરબા માટેનું ટીપણું લઈને દોડ્યો આવ્યો." જોશીજીએ રેશમી કોથળીમાંથી ટીપણું કાઢીને લાંબું કરતાં કરતાં કહ્યું.

એમણેય વેઢા ગણ્યા, હોઠ ફફડાવ્યા. આંખો બંધ કરી. થોડી વારે કહે 'ભારે મેળ બેસી ગયો. આજેજ સારામાં સારું મૂહુર્ત છે. અડધા કલાક પછી શુભ ચોઘડીયું છે. કરો કંકુના',

તરતજ તૈયારી થવા લાગી. અરધી કલાક પછી દીકરીના ચાંદલા થયા.

જોશીજી દસ રૂપિયાની થોકડી ખખડાવતાં ખખડાવતાં ઘેર પહોંચ્યા. (ત્રંબકભાઈ પાસેથી સાંભળેલું.)

એક કવિએ લીંબડીના રાજકવિ શ્રી શંકરદાનજી (સ્વ.)ને સંબોધીને દુહો લલકાર્યો કે

વાળ્યા વળ્યાની વાતમાં, સમજે ધોરી સાન
(પણ) અણધાર્યો જાય આદમી,
એનું દખડું શંકરદાન !

કહેવાનો ભાવાર્થ એ છે કે ઢોરને જેમ વળાએ તેમ વળે અને સીમ વગડામાં ચરવા માટે પહોળાઈ ગયા હોય તો હાંકલો કરતા જ્યાં હોય ત્યાંથી પાછા ફરી ભેગા થઈને (ધીળાઈને) ગામભણી ને ઘરભણી હાલી નીકળે છે આમ ઢોર પણ સાન માં સમજે છે, પણ સાનભાન વિનાનો મનુષ્ય સાનમાં કે ઈશારતમાં સમજતો નથી એનું હે કવિ શંકરદાન ! મને બહુ દુઃખ થાય છે આ દુહો યાદ આવતા મને મારા જ ઘરમાં પશુસંબંધી એક યાદ તાજી થઈ આવી

સાથે ૧૯૪૭ માં મારી નોકરી આટકોટ ગામે જામ સાહેબના પોલીસ ઈન્સપેક્ટર તરીકે હતી આ વખતે દેશી રાજ્યોનું વિલીનીકરણ થઈ રહ્યું હતું એટલે બદલી ક્યાં થશે ને અન્નજળ ક્યાં લઈ જશે એના વિચારમાં નાના મોટા સૌ નોકરિયાતો ફીકરમાં ફરતા હતા આ કારણે પોતાના માલઢોર અને ઘણી ખરી ઘરવખરી ઘર ભેગી કરી દીધેલ. બાકી બિસ્તરે હુકમના પરિપત્રની રાહ જોવાતી હતી

આટકોટથી સાત ગાઉ દૂર ભાડલા ગામે મારું મોસાળનું ગામ અને જન્મભૂમિ આખું ગામ જૂન વટની રીતે જીવે અઢારે ય આલમ હરિજન અને રબેડર સહિત મામા અને મામીને નાતે વાલા લાગતા. હું પણ એમના બધાના ભાણા રૂપે સૌથી વહાલો હતો. આ ભાડલા ગામે મેં મારા વજામામા ચાભાડના દીકરા ભીમાને (એ ભરવાડ અને અમે ચારણ) ખબર દીધા કે '

"ભીમા ! આવા દુઝણામાં કુંવણી છે અને ઘરના દુઝણા વગર અમારી કાવ્યકળા થાય છે"

આ વાત સાભળી ત્રીજે દિવસે ભીમો સવાર પો'રહી ચડયે ગોરવ ગાય, હેડે રૂડી વછેરા જેવી અસલ પાચાળની નમણી વાટકીમાં પાણી પીએ એવી મો-નાચ્ય વાળી વાછડી સોતી તાજી જ વિયાણેલ ગા- મ તાજીને લઈને આવ્યો, અને મારા માને કહે "ફુઈ ! બે ત્રણ મહીનાથી આટકોટ આવ્યા અને દુઝણા વિના ભાઈના છોકરા ? તમને કાંઈ ન સૂજયું" એમ કહી વાછડી ગાયને બાંધ્યા તરત જ ખાણદાણ દીધું પાણી પાયું સારવન થઈ (શાંત થઈ) બે ઘરણ લીધું અને એક આંચળ વાછડી ધાવતા કીધું સોતુ આઠ શેર દૂધ પૂરું દોવાણું. ઘરના બધાય રાજી થયા અમે બધાયે ભેગા બેસી શીરામણ કર્યું. ભીમાને થાક ઉતારવા તે દી રોકયો અને બીજે દિવસે જતો રહ્યો

આ વાતને આઠ દસ મહીના થયા આવ્યા ૨ન યુનાઈટેડ સ્ટેટ ઓફ સૌરાષ્ટ્રથી પોલીસ કચેરીના હુકમથી મારી બદલી સાયલા સબ ઈન્સપેક્ટર તરીકે થઈ કહેવત છે કે 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય' એમ નોકરી ને ગાય દોરે ત્યાં જાય એ પણ એક નિર્માણ છે.

અમારા આટકોટના વસવાટ દરમિયાન રોજ સવારે દોવાઈ જાય એટલે વાછડીને ગળામાં ગાળિયા સહિત ગાય હારે છોડી મૂકીએ આટકોટની દખણ દીશીને ભાદર નદી ભરડો લઈને વહે છે ત્યાં ગાય – વાછડી ખજીની કુંડીને આરે જાય, ત્યાં પેટાળ સુધી ઊંડા પાણીમાં મા – દીકરી નાય, નરમળા ઠંડા પાણી પીએ. અડખે પડખે આંટા દઈ દોઢ બે કલાકે પાછા આવે અને બંધાય. આ નિત્ય નિયમ ચાલે એમાં બદલીના હુકમને દિવસે મારા માએ મને કહ્યું કે

'આજ ભાડલા ભીમાને ખબર મોકલો કે અમારી બદલી થઈ છે તે ગાયને પાછી દોરી જાય !"

બસ આટલી વાત ગાયને કાને ગઈ કે 'હવે

ભીમાને ખબર મોકલો કે ગાયને હાંકી જાય' તે દિવસે ગાય – વાછડી નિત્ય નિયમ પ્રમાણે ભાદરે ગયાં પણ સાંજ થવા આવી તોય પાછાં ન આવ્યાં મેં મારા પોલીસ પસાયતા માલધારી સૌને કહ્યું કે 'ગાય – વાછડી ગૂમ થયાં છે તો ગોતીએ', પણ રાત સુધી પત્તો ન લાગ્યો.

બીજે દિવસે સવારમાં ભાડલાથી પસાયતા પોલો ગોર અને મકરાણી મામદ ભરણું કરવા સરકારી તેજુરીએ આવેલ. તેમણે ઘરે આવી વાત કરી કે : "ભાઈ ! તમારી ગાયને ગોતશો નહિ કાલે રેઢે દિવસે ગાય ને વાછડી ભાડલે ભાગી આવ્યાં છે, અને ગામના ઝાંપે ગેટ પાસેથી ભીમાની નેહડાની શેરીએ જાતાં જોયાં છે."

આ વાત સાંભળી અમારા આખા ઘરને હૈયા ધારણ વળી અને ખાત્રી થઈ કે ગાયને 'હવે જવાનું છે' એટલે સમજાઈ જતાં પોતાના ટોળા ભેગી થવા ધણીની ઝોકે જતી રહી.

આનું નામ 'વાજ્ય ઘોડ્યની વાતમાં સમજે ઘોરી સાન;' પણ દુઃખ એટલું થાય છે કે જાનવરો જેટલાં સંવેદનશીલ હોય છે એટલાં કેટલાંક માણસો પણ નથી હોતાં. જાનવરોને વાચા નથી એટલે એની સમજણનું માપ કરી શકતા નથી.

રબારી રાણા અને કુંવરની વાત તો સૌરાષ્ટ્રમાં પ્રખ્યાત છે. રાણો પહર ચારવા જાય એવે ટાણે એટલે કે અધરાત ભાંગ્યા પછી પછેડી તાણીને સૂતો હોય એને એની ગાયું પછેડી મોંયેથી (મોઢેથી) તાણીને જગાડતી, એમાં એક રાતે કુંવરે આવીને પછેડી તાણી. સૂતેલા રાણાને થયું કે ગાવડી પછેડી તાણે છે, એટલે બોલાઈ ગયું કે 'હો, માવડી હો !' ત્યાં તો કુંવર બોલી ઊઠી "રામ ! રાણા હું કુંવર છું."

ત્યારે રાણો કહે છે : "અરેરે ! મારાથી 'હો માવડી હો !' એટલું બોલાઈ ગયું એટલે તુ મારે મન માવડી જ ગણાય" અને બન્નેનાં જીવન વલોવાતાં રહ્યાં પણ પછી એમાં પ્રેમનો વિરહ ન રહ્યો અ.જનો જમાનો ધગધગતી વરાળું નાખતો આગ ઝરતો દેખાય છે. એમાં કહેવું પડે કે :

લાગી હત જો લા, તો આડાં ફરીને ઓલવત;
આ તો દલડે લાગ્યા દા, કે હડૂડયા ડુંગર હેમીઆ.

---

વર્ષો પહેલાની વાત છે. સૌરાષ્ટ્રમાં એક વખત તીડનાં ટોળેટોળાં ઊતરી પડયા. જ્યાં બેસે ત્યાં ખેતરના ખેતર અને ઝાડના ઝાડ સફાચટ કરી નાખે.

પાક બચાવવા અને એમની વૃદ્ધિ અટકાવવા સૌરાષ્ટ્ર સરકારે તીડનો નાશ કરવા માટે વ્યાપક કાર્યક્રમ હાથ ધર્યો. ગામડાના જુવાનો, અધિકારીઓ, કાર્યકરો ભારે ઝનૂનથી કામે લાગી ગયા.

એક દિવસ એક જૈન મુનિ નમતી સાંજે સચિવાલયમાં જઈ પહોંચ્યા. ખેતી ખાતાના મંત્રીના ખંડમાં જઈ ઊભા.

"પધારો મુનીશ્રી. આપને અહીં શીદ તસ્દી લેવી પડી ?"

"સરકાર ભારે હિંસા આચરી રહી છે. મારી આંતરડી કકળે છે. આ ઘોર હિંસા બંધ કરવા માટે તમને કહેવા આવ્યો છું ' મુનિશ્રીએ ઊભાં ઊભાં જ વાત કરી.

'તીડનાં ટોળાં ખેતરના ખેતર સાફ કરી નાખે છે. એથી ખેડૂતોની આંતરડી કેવી કકળી ઊઠે એનો પણ આપણે વિચાર કરવો જોઈએ ને, મુનિ મહારાજ !' મંત્રીશ્રીએ મુનિશ્રીનો આદર કરવા ઊભા થઈને જવાબ આપ્યો.

"પણ તમે જૈન છો. આટલું ભયંકર પાપ કરીને તમારે સાતમા નરકમાં જવું પડશે એનો વિચાર કર્યો ?" મુનિશ્રીએ એમનું વિજ્ઞાન જણાવ્યું.

"અત્યારે તો મારે મારી ફરજ બજાવવી જોઈએ. ન બજાવું તો મારે નરકમાં જવું પડે. અને મૃત્યુ બાદ પહેલા કે સાતમા નરકમાં જવું પડે તે એની મને ફિકર નથી. કારણ કે ત્યાં પણ આપના જેવાની સોબત મળશે." મંત્રીશ્રીએ હાથ જોડીને કહ્યું.

મુનિશ્રીએ નિરાશ થઈને વિદાય લીધી.

# શ્રીમદ્ ભાગવતમાં નિરૂપિત અવધૂત ગુરુ દત્તાત્રેય

ડૉ. ભ્રમરલાલ જોશી

શ્રીમદ્ ભાગવતના ૧૧માં સ્કંધમાં અધ્યાય ૭, ૮, અને ૯ માં 'अवधूतोपाख्यान' ના નામે ગુરુ દત્તાત્રેયના ચરિત્રનું વર્ણન કરવામાં આવ્યું છે.

નિજાનંદમાં તલ્લીન થયેલા એક તેજસ્વી અવધૂતના દર્શન કરીને મહારાજ યદુને કુતૂહલ થયું. તેમણે હાથ જોડીને નમ્રતાપૂર્વક પ્રશ્ન કર્યો કે હે બ્રહ્મન કર્તાભાવથી રહિત આપશ્રીને એવું વિમળ તેજ અને નિર્મળ બુદ્ધિ કયાંથી પ્રાપ્ત થઈ છે કે જેથી આપશ્રી વિદ્વાન થઈને પણ બાળકની જેમ આનંદ-મગ્ન તેમજ નિર્ભીક ભાવથી સંસારમાં વિચરી રહ્યા છો? સંસાર જ્યારે આશા, તૃષ્ણાની જ્વાલામાં સળગી રહ્યો છે, ત્યારે તમે ગંગાજળમાં ઊભા ગજરાજની જેમ વિચરી રહ્યા છો—

कुतो बुद्धिरियं ब्रह्मन्नकर्तुः सुविशारदा ।
यामासाद्य भवाल्लोके विद्वांश्चरति बालवत् ॥
जनेषु दह्यमानेषु कामलोभ दवाग्निना ।
न तप्यसेऽग्निना मुक्तो गङ्गाम्भः स्थ इव द्विपः ॥

ગુરુ દત્તાત્રેયે કહ્યું — હે રાજન મારા અનેક ગુરુઓ છે, જેમને મેં સ્વબુદ્ધિથી ગુરુના રૂપમાં સ્વીકાર કર્યા છે. મારા ચોવીસ ગુરુઓ છે, તેનાથી શિક્ષા ગ્રહણ કરીને આજે હું મુક્ત રૂપમાં વિચરી રહ્યો છું.

सन्ति मे गुरवो राजन् बहवो बुद्ध्युपाश्रिताः ।
यतो बुध्धिमुपादाय मुक्तोऽटामीह तान् शृणु ॥

પૃથિવી, વાયુ, આકાશ, પાણી, અગ્નિ, ચંદ્ર, સૂરજ, કબૂતર, અજગર, સમુદ્ર, પતંગ, મધમાખી, હાથી, હરિણ, માછલી, વેશ્યા, ટિટોડો બાળક, કન્યા, બાણ બનાવનાર સાપ, કરોળિયો, અને ભંવરી આ મારા ચોવીસ ગુરુઓ છે.

ગુરુ દત્તાત્રેયના મુખથી તેમના ગુરુઓના નામ સાંભળીને એવી જિજ્ઞાસા થવી સ્વાભાવિક છે કે મોટા-મોટા મહર્ષિઓને ગુરુ ન બનાવીને દત્તાત્રેયે સાપ, મધમાખી જેવા સાધારણ જીવોને ગુરુ શા માટે બનાવ્યા હશે? પણ આ પ્રશ્નનો જવાબ આ છે કે જ્યારે અમને પોતાની આસ-પાસ જ પ્રેરણા આપનારાઓ અને ગુરુઓ મળી જતા હોય તો તેમના માટે દૂર જવાની શી જરૂર છે. અમે પોતાની આસપાસ દૃષ્ટિ કરીએ તો અમને સેંકડો પ્રેરણા આપનારાઓ ઉપદેશ આપનારાઓ દેખાશે. એના માટે અમારે ફક્ત બે કામો કરવાં પડશે. એ કે અમે પોતાની આંખો અને પોતાના કાનો ખુલ્લાં રાખવાં પડશે. બીજું એ કે વસ્તુઓને જોયા બાદ વિવેક જાગ્રત રાખવો પડશે. હંસની જેમ પાણી અને દૂધને છૂટા પાડીને દૂધ ગ્રહણ કરવાની વૃત્તિ કેળવવી પડશે એવું સંભળાય છે કે ગામની કન્યાઓનુ લોકગીત સાંભળીને બુદ્ધને પણ જ્ઞાન થયું. લોકગીતનો ભાવ હતો કે હે વાદક! તું વીણાના તારોને આટલા સખ્તીથી કસ નહીં કે તે તૂટી જાય અને આટલા ઢીલા પણ ન રાખ કે જેમનામાંથી, સ્વર ન નીકળે. કૃશ બુદ્ધ આ સાંભળીને ખીર ગ્રહણ કરી અને મધ્યમ માર્ગ ગ્રહણ કર્યો. ઠીક આ રીતે જિજ્ઞાસુઓ માટે પ્રેરણાસ્રોતો અને ગુરુઓની અછત નથી;

ગુરુ દત્તાત્રેયે સૌથી પહેલાં આ ધરતીને ધીરજ અને ક્ષમાની સાક્ષાત્ મૂર્તિના રૂપમાં જોઈ. લોકો તેના પર મળ-મૂત્રનો ત્યાગ કરે છે તો પણ તે ધીરજથી બધું સહન કરી લે છે. સંસ્કૃતમાં એટલા માટે જ ધરતીને 'सर्वसहा' પણ કહે છે, કેમ કે તે લોકોના ખરાબમાં ખરાબ આચરણને પણ સહન કરે છે. ગુરુ દત્તાત્રેયે પૃથ્વીને ગુરુ બનાવી

અને તેના પાસેથી ધીરજ શીખી.

भूतैराक्रम्यमाणाऽपि धीरो दैववशानुगैः ।
तद्विद्वान्न चलेन्मार्गादन्वशिक्षं क्षितेर्व्रतम् ॥

પૃથ્વી પછી દત્તાત્રેયે પવનને જોયો. પવન દુર્ગંધને તેમજ સુગંધને વહન કરીને પણ સર્વદા તેનાથી અલિપ્ત રહે છે અને શુદ્ધ રહે છે. દત્તાત્રેયે તેને ગુરુ બનાવીને સંસારના વિષયોથી અલિપ્ત રહેતાં શીખ્યું.

આકાશ જેમ જડ, ચેતન સર્વેમાં મોજૂદ છે, તેમજ પરમાત્મા પણ સર્વમાં મોજૂદ છે. 'सर्व खलु इदं ब्रह्मः' આ જગત પરામાત્મામય છે. આ શિક્ષા ગુરુ દત્તાત્રેયે આકાશ પાસેથી મેળવી (આકાશ એટલે પોલાણ, ખાલી જગ્યા, શૂન્ય.)

ગુરુ દત્તાત્રેયે આંખ, જીભ, મન વગેરે ઈન્દ્રિયોને વશમાં રાખવાની શીખ એક કબૂતરના જીવનમાંથી મેળવી. કોઈ પણ વસ્તુ કે વ્યકિત સાથે અધિક પ્રગાઢ સ્નેહ બાંધવો નહિ નહિતર પેલા કબૂતરની જેમ પીડા ભોગવવી પડશે.

नाति स्नेहः प्रसङ्गो वा कर्तव्यः क्वापि केनचित् ।
कुर्वन् विन्देत सन्तापं कपोत इव दीन धीः ॥

આ સંબંધમાં 'अवधूतोपाख्यान' માં એક નાનકડી વાર્તા છે. કોઈ વનમાં એક કબૂતર પોતાની પ્રેમિકા કબૂતરીની સાથે અત્યંત આસકત ભાવથી રહેતો હતો. સૂતાં-જાગતાં આમ એક પણ પલ કબૂતરીને પોતાનાથી અલગ થવા નહીં દેતો હતો. કબૂતરી જે કંઈ માંગતી તેને પોતે કષ્ટ વેઠીને પણ ગમે તે ભોગે તે લાવીને આપતો હતો. આમ કબૂતરીએ ઈંડાં મૂકયાં અને થોડા દિવસ પછી તેમનામાંથી બચ્ચાંઓ નીકળ્યાં. બચ્ચાંઓનું કૂદકા મારવું, રમવું, એક બીજાની ચાંચોમાં ચાંચો ભેરવીને રમવું વગેરે કબૂતર – કબૂતરીને ઘણું ગમતું હતું, એક દિવસે બન્ને દૂર વન વગડામાં બચ્ચાંઓના માટે ચણ લેવા નીકળી પડયાં. પાછળથી એક શિકારીએ બચ્ચાંઓને જાળમાં ફસાવી લીધાં. બન્ને આવીને પોતાનાં બચ્ચાંઓના હાલ જોયા. તેઓ એકદમ વ્યાકુળ થઈ ગયાં અને બચ્ચાંઓના વિયોગમાં પોતાના જીવનને ભારરૂપ ગણીને પોતાની જાતને પણ શિકારીને સોંપી દીધી આમ મોહમાં ફસીને બન્નેએ પોતાની જાતને પણ નષ્ટ કરી દીધી. ગુરુ દત્તાત્રેય કહે છે કે મનુષ્ય જીવનમુક્તિનું દ્વાર છે. આવા દુર્લભ જીવનને મેળવીને પણ જે માણસ કબૂતરની જેમ મોહમાં ફસીને ફસાઈ પડે છે, તે ઉપર ઊઠીને પણ નીચે પડવા જેવું છે–

यः प्राप्य मानुषं लोक मुक्तिद्वार मयावृतम् ।
गृहेषु खगवत्सक्तस्तमारुढच्युतं विदुः ॥

દત્તાત્રેયે અજગર, મધમાખી, હાથી, હરણ અને માછલીને ગુરૂ બનાવીને જે શીખ લીધી તે ખાસ કરીને વિરક્ત સન્યાસીઓના માટે ઉપયોગી છે. અજગરની જેમ સાધુને અનાયાસ જ જે કંઈ મળી જાય તેમાંજ સંતોષ માની લેવો જોઈએ. જેમ મધમાખી જુદાં – જુદાં ફૂલોમાંથી મધ એકઠું કરે છે, તેમજ સાધુને પણ જોઈએ કે તે ગૃહસ્થોને કષ્ટ ન થાય તેમ તેમના ઘરોમાં જઈને થોડી થોડી ભિક્ષા જ ગ્રહણ કરવી જોઈએ. એથી જ એની ભિક્ષાને સંસ્કૃતમાં 'माधुकरी' કહેવામાં આવે છે હાથી કામમાં આસક્તિને લીધે, હરણ શ્રવણ લોભને લીધે, અને માછલી જીભના સ્વાદના લીધે જાળમાં ફસાઈને પોતાના પ્રાણો ગુમાવે છે. એથી વિદ્વાનને જોઈએ કે તેઓ આવાં આકર્ષણોથી દૂર રહે.

દત્તાત્રેયે મધ એકઠું કરનારા માણસને પણ ગુરુ બનાવ્યો હતો તેનાથી તેમણે શીખ લીધી કે આવશ્યકતા કરતાં વધારે ધન એકઠું નહિ કરવું જોઈએ નહીંતર મધ લેનાર જેમ મધમાખીઓની સામે જ તેમનું સંચિત મધ ખાઈ જાય છે તેમજ કૃપણના ધનને તેમની સામે જ બીજા લોકો ઉપભોગ કરે છે. એક કહેવત છે કે કીડી સંગ્રહે અને તેતર ખાય તેવું બને.

ધનની તૃષ્ણા પણ મહાન અનર્થનું મૂળ છે.

પિંગલા નામે એક વેશ્યા ધનની આશામાં રાતભર બેચેન રહી અને છેવટે તેને સંસારથી વિરક્તિ થઈ ગઈ. વૈરાગ્યની સ્થિતિમાં ધનની તૃષ્ણાને તેણે પોતાના હૃદયમાંથી કાઢી નાખ્યા પછી જ શાંતિથી તે ઊંઘી શકી. આમ આપણે જ્યાં સુધી ધનની આશાનો ત્યાગ નહિ કરીશું ત્યાં લગી શાંતિ મળશે નહિ.

જળ ખરેખર શુદ્ધ, સ્નેહયુકત, મધુર અને તીર્થ સ્વરૂપ હોય છે. દત્તાત્રેયે જળને ગુરુ બનાવીને તેની પાસેથી એ ચારે-ચાર સદ્ગુણો શીખ્યા

અગ્નિ, ચન્દ્ર અને સૂરજને પણ દત્તાત્રેયે ગુરુ બનાવ્યા. અગ્નિ જેમ પ્રકાશિત રહે છે તેમજ માણસને પણ પ્રકાશિત રહેવું જોઈએ. ચાંદ જેમ નાનો-મોટો થાય છે, ઘટે છે અને વધે તેમજ શરીર પણ ઘટે છે અને વધે છે પણ આત્મા ઘટતો-વધતો નથી. આમ દત્તાત્રેયે ચાંદ પાસેથી શીખ્યું કે શરીર ક્ષણિક છે, જીવન નાશવંત છે પણ આત્મા અજર અમર છે. સૂરજ પરોપકારી છે. તે સમુદ્રમાંથી પાણી લઈને તેનો સંચય કરતો નથી પણ પૃથ્વી પર મેહના રૂપમાં વર્ષાવે છે. આમ દત્તાત્રેયે સૂરજ પાસેથી શીખ લીધી કે સંસારના વિષયોને ગ્રહણ કરીને પછી અનાસક્ત ભાવથી તેમનો ત્યાગ કરવો જોઈએ.

અન્ન-સંગ્રહ ધન-સંગ્રહ કરતાં પણ ખરાબ છે. ટીટોડાએ કુરરી પક્ષી આહારનો સંગ્રહ કર્યો તો બીજા પક્ષીઓ તેના પર તૂટી પડયાં અને બધાં મળીને તેને ખૂબ માર માર્યો. દત્તાત્રેયે ટીટોડા પક્ષીથી આ શીખ લીધી કે આહારનો સંગ્રહ નહિ કરવો જોઈએ.

દત્તાત્રેયે એક બાળકને પણ ગુરુ બનાવ્યો હતો. બાળક સદા નિશ્ચિંત રહે છે. તે માન-અપમાનની દરકાર કરતો નથી અને બીજો કોઈન મળે તો એકલો-એકલો આપ મેળે જ રમ્યા કરે છે. દત્તાત્રેયે બાળક પાસેથી નિશ્ચિંત રહેવું તેમજ નિજાનંદમાં રહેવું શીખ્યું.

એક કન્યા ઘરમાં એકલી હતી, તેના માતા-પિતા બીજા ગામે ગયાં હતાં. એટલામાં કન્યાનો જ્યાં વિવાહ નક્કી થયો હતો ત્યાંથી જ મહેમાનો આવ્યાં. મેહમાનોનો ભોજન વગેરેથી સત્કાર કરવો આવશ્યક હતો. કન્યા ડાંગરને ખાંડણિયામાં કૂટવા માટે ઘરના પછવાડે ગઈ. ત્યાં ડાંગર કૂટવા લાગી તો ચૂડિયાઓનો અવાજ થવા લાગ્યો, કન્યા ચતુર હતી. ઘરની દીન-હીન દશાની મેહમાનોને ખબર ન પડે તે માટે તેણે બન્ને હાથોમાં ફકત બબ્બે ચૂડિયો રહેવા દીધી અને બીજી કાઢી નાખી. છતાં એ અવાજ થવા લાગ્યો, તેણે બન્ને હાથોમાંથી એક-એક ચૂડી ઔર કાઢી નાખી હવે બન્ને હાથોમાં ફકત એક-એક ચૂડી જ રહી ગઈ. તેથી અવાજ બંધ થઈ ગયો. દત્તાત્રેયે કન્યાના આ વ્યવહાર પરથી શીખ લીધી કે કલહ-કંકાસથી દૂર રહેવું હોય તો સંસાર યાત્રામાં એકલા જ ભલા જ્યાં ઘણાં લોકો સાથે રહે છે ત્યાં કલહ-કંકાસ ચોક્કસ થાય છે. વિશ્વ કવિ રવીન્દ્રનાથે પણ એક સ્થાને કહ્યું છે કે

एकला चलोरे...

वासे बहूता कलहो भवेद् वार्ता द्वयोरवि ।
एक एक चरेत् तस्मात् कुमार्या इव कुंकण : ॥

કોઈ પણ કામમાં સિદ્ધિ મેળવવી હોય તો તે કામમાં પોતાની બધી શક્તિઓ લગાવીને એકચિત્ત થઈ જવું પડે છે. કવિ ગુરુજી કહે છે કે – 'सिद्धि मिलती नहीं, पागल हुए बिना।' કોઈ પણ કામની પાછળ માણસ ગાંડો થઈને પડે તો તે કામ ચોક્કસ પાર પડે છે. એક શિકારી બાણની ધાર તેજ કરી રહ્યો હતો. એક રાજાની સવારી તેની પાસે થઈને નીકળી, પણ તેને ખ્યાલ જ રહ્યો નહીં. દત્તાત્રેયે બાણ બનાવનારા પાસેથી શીખ લીધી કોઈ પણ કામમાં સફળ થવા માટે તલ્લીનતા જરૂરી છે.

સાપ પાસેથી દત્તાત્રેયે બેદરકારી નહિ કરવાની તેમજ જરૂરત કરતાં વધારે નહિ બોલવાની શીખ લીધી.

કરોળિયાને આપણે ઘરોમાં જાળું બનાવતો

જોઈએ છીએ, પણ આપણે કોઈ દિવસે આ વિચાર કર્યો છે કે આ મામૂલી જીવડાથી પણ આપણને કોઈ શીખ મળી શકે તેમ છે. ભારતના વેદાન્તીઓએ બ્રહ્મમાંથી જગત્ કેવી રીતે થયું, આ સમજાવવા માટે તેમને કરોળિયાનું ઉદાહરણ જ પ્રસ્તુત કર્યું છે. જેમ કરોળિયો પોતાના મુખમાંથી જાળું બહાર કાઢીને તેમાં વિહાર કરે છે — આનંદની રમત રમે છે અને રમ્યા પછી તે જાળાને પાછું નીગરી જાય છે, તેમજ પરમાત્મા પણ પોતાનામાંથી જગતને પરિણત કરીને, તેની સાથે આનંદની લીલાઓ કરીને, પછી ફરી તેને પોતાનામાં આત્મસાત કરી લે છે :–

यथोर्णनाभि हृदयाद्‌र्ण सन्तत्य वक्त्रतः ।
तथा विहृत्य भ्यस्ता ग्रसत्येवं महेश्वरः ॥

આમ પરમાત્મા વડે જગત્‌ના વિસ્તાર તેમજ લયની લીલાનું જ્ઞાન દત્તાત્રેયને કરોળિયાથી થયું. આમ કરોળિયાને તેમને ગુરુ બનાવ્યો.

ચોવીસ ગુરુઓમાં દત્તાત્રેયની છેલ્લી ગુરુ ભંવરી છે. જીવ પ્રેમથી, દ્વેષથી, કે ભયથી જેમાં સંપૂર્ણ રીતે પોતાના ચિત્તને લગાવી દે છે, તો છેવટે તે પોતાના પૂર્વ રૂપને છોડતાં પણ તેના જેવા રૂપવાળો થઈ જાય છે. જેમ ભંવરી વડે માટીના કસોટામાં બંધ કરવામાં આવેલ કીડો ભયથી પોતે ભંવરો બની જાય છે એના પરથી જ 'कीट भृंगी न्याय' કથન પ્રચલિત થયું. દત્તાત્રેયે ભંવરી કીડા પરથી આ શીખ લીધી કે ચિત્તની એકાત્મતા તલ્લીનતા પરમ ઉત્તમ પદાર્થમાં જ સ્થાપિત કરવી જોઈએ જેમકે વિદ્યા, પરમાત્મા, કલા, પ્રેમ વગેરે.

ગુરુ દત્તાત્રેયે ચોવીસ ગુરુઓ સિવાય પોતાની જાતને પણ પોતાનો ગુરુ માની છે. તેમણે કહ્યું છે કે એકલા ગુરુથી જ કંઈ સુદૃઢ શીખ મળતી નથી. એના માટે તો પોતે પણ હિત — અહિતનો વિચાર કરીને સારા માર્ગનું અવલંબન કરવું પડે છે. આમ આપણે પણ પોતે પોતાના ગુરુ છીએ–

नह्येकस्माद गुरोर्ज्ञानं सुस्थिरं स्यात् सुपुष्कलम् ।

ગીતામાં પણ ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કે તું પોતે પોતાનો ઉદ્ધાર કર. પોતાની જાતને મામૂલી ન સમજ. તું પોતે જ પોતાનો મિત્ર થા, તું પોતે પોતાનો શત્રુ નહિ થા :

उद्धरेदात्मनात्मनं नात्मानमवसादयेत ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैवरिपुरात्मनः ॥

આમ ગુરુ દત્તાત્રેય આપણા જીવનને ઉપર ઉઠાવવાની સરળતમ કળા શીખવે છે. કોઈએ કહ્યું છે કે– 'तुम अपने संकल्प को सदा जागृत रखो, जैसे कोई बर्फिली रात में आग जलाये रखता है।' તો સર્વ પ્રથમ સંકલ્પ જાગૃત રાખવો જોઈએ. એ પછી જીવનના માર્ગ પર આગળ વધતાં જતાં–ક્યાંય ઉત્તમ સદ્‌ગુણો હોય ત્યાંથી ગ્રહણ કરવાં જોઈએ. અહંકારનો ત્યાગ કરીને જ્યાંથી પણ સારા ગુણો મળે ત્યાંથી ગ્રહણ કરવા જોઈએ ઉત્તમ પદાર્થો ધરતી પર ડગલેને પગલે પથરાયેલા છે પણ તેમને પરખવાની આંખ જોઈએ અને ગ્રહણ કરવાની જીવનમાં ઉતારવાની ઉત્કંઠા જોઈએ.

કોઈએ કહ્યું છે કે કલા–સાધના (ભક્તિ) તેમન શૂરાતન કોઈના બાપની જાગીરી નથી. એતો જે શ્રમ કરે છે તેમનાં છે –

जे करसि उणरो हुसी, आसि विण नुतीह ।
आ नह किणरा वापरी भगती रजपूतीह ॥

शुभम्

શ્રી સ્વામિનારાયણ
આર્ટ્સ કોલેજ
અમદાવાદ – ૨૨

*

મારવાડ મનસુબે ડૂબી, પૂર્વ ડૂબી ગાને સેં;
ખાનદેશ ખુરાદામેં ડૂબી, દક્ષિણ ડૂબી દાનું સે.

કિરતારે કર્મ છોડિયું, બુંદ પડંતા મોર;
ગમે તો તું જાગને, ગમે તો તું દોડ.

# રશિયાની અનેકવિધ અદ્‌ભુતતાઓ

(રશિયાદર્શન હપ્તો ૭મો)

ગોરધનભાઈ શંભુભાઈ પટેલ

તા. ૩૦–૧૦–૭૩

આજે રાતના બરફ પડયો હોવાથી હવામાનમા ઠંડી વધી હતી સવારે દસ વાગે આર્થિક સિદ્ધિઓનું કાયમી પ્રદર્શન અમે જોવા ગયા. ૫૫૦ એકરમા પાકા મકાનોમા આ પ્રદર્શન પથરાયેનુ છે. રશિયાએ દરેક ક્ષેત્રમા કરેલી સિદ્ધિઓ દર્શાવતા અલગ–અલગ ઘાટના સુદર મકાનોમા આ પ્રદર્શન ગોઠવાયું છે.

અમે પ્રથમ એક મકાનમા ગયા ત્યા વિશાળ નકશા ઉપર જુદા જુદા રંગના વીજળીદીવાઓથી રશિયાએ તેના તમામ પ્રદેશોમા કરેલી અનેકવિધ પ્રગતિ અને સિદ્ધિઓ બતાવાઈ છે. વીજળી ઉત્પાદનમા રશિયાએ ઘણી જ પ્રગતિ કરી છે. ૧૯૭૫ મા તેઓ ૧૦,૮૫,૦૦૦ મેગાવોટ વીજળી પેદા કરવાની તૈયારીઓ કરી રહ્યા છે

અહીથી અમે આજ કંપાઉન્ડમા આવેલા ઉપગ્રહોના પેન્ડલમા ગયા. આજ સુધીમા રશિયાએ ૩૬૨ ઉપગ્રહો છોડયા છે તે બધાના નમૂનાઓ અને કેટલાક અવકાશમા જઈને પાછા આવેલા ઉપગ્રહો આ પેન્ડલમા રાખેલ છે ગાઈડ દરેક ઉપગ્રહ અંગે સુદર સમજૂતી આપતી હતી. આખો પેન્ડલ ઝીણવટથી જોવાની ખૂબ મજા આવે, પણ સમયાભાવે ઝડપથી જોઈ, સમજાય એટલુ સમજી બીજા પેન્ડલમા જવા અમે ઊપડ્યા.

અહીથી પાછા બસમા બેસી ગયા. આખા ચોગાનમા ફેરવીને અમને એક ગોળ મકાન પાસે લાવ્યા. અમે અંદર ગયા એટલે ચારે તરફ રશિયાની ફીલ્મ શરૂ થઈ. આખુ રશિયા આ ફીલ્મ દ્વારા અમને બતાવવામા આવ્યુ જે દૃશ્ય ચોતરફ દેખાય તે દૃશ્યની– તે પ્રદેશની વચમા જ આપણે ઊભા હોઈએ તેમ લાગે. આમા રશિયાના શહેરો, જંગલો, પહાડો, નદીઓ, દરિયા સુદરના ઘઉંના ખેતરો વગેરે આબેહૂબ બતાવવામા આવ્યા. જોઈને મન પ્રસન્ન થઈ ગયુ.

રશિયાના દરેક સ્ટેટનાં મુખ્ય શહેરોમા તે સ્ટેટે કરેલી પ્રગતિઓ અને મેળવેલી સિદ્ધિઓના કાયમી પ્રદર્શનો હોય છે એરકોનુ આ પ્રદર્શન આખા દેશે–તમામ રાજ્યોએ કરેલી પ્રગતિ અને સિદ્ધિઓ બતાવે છે. બે–બે વિશ્વ યુદ્ધોમા હજારો લોકોની જાનહાની અને અબજો રૂપિયાનુ નૂકસાન વેઠ્યા પછી પણ આ દેશે કરેલી પ્રગતિ અને સિદ્ધિઓ આપણને આશ્ચર્યના ચકકરમા નાખી દે છે.

સાંજે પાચેક વાગે અમે સૌ બસમા બેસીને આપણી એલચી કચેરીએ ગયા. એક વિશાળ મકાનમા આ કચેરી આવેલી છે અહી અમારા સૌ માટે ચા–પાણીની તેમજ હળવા નાસ્તાની વ્યવસ્થા કરવામા આવી હતી. અમે સૌએ નાસ્તા–પાણીને ન્યાય આપ્યો. આપણા એલચી શ્રી શેલવણકર પણ અમને મળ્યા આપણા પ્રતિનિધિમંડળને આવકારવાનો વિવેક પણ શરૂમા એલચી કચેરીએ ન કર્યો તે અંગેની અમારી નારાજી પણ વ્યકત કરી. શ્રી શેલવણકરે આ અંગે ઊંડા દુઃખની લાગણી વ્યકત કરી.

એલચી કચેરીએથી અમે ચારે જણા મોસ્કોમા રહેતા એક સ્નેહી શ્રી ઠાકરને ત્યા જમવા માટે ગયા તેમને ઘેર જવા માટે અમે ટ્રામનો ઉપયોગ કર્યો. અહી બસ કે ટ્રામમા ટિકીટ ફાડવા કંડકટર નથી હોતા, પણ બસ કે ટ્રામની વચમા એક મશીન મૂકેનુ હોય છે લોકો તેમા કોપેક નાખે અને જાતે ટિકીટ કઢાવી લે આપણી પાસે છૂટા કોપેક ન હોય તો જે સિકકો હોય તે મશીનમા નાખવાનો અને બાકીના પૈસા ટ્રામમા ચઢીને ટિકીટ લેવા આવનાર પાસેથી ઊઘરાવી લેવાના. ટિકીટના દર કરતા છૂટા કોપેકના અભાવે સામેની વ્યકિતએ મશીનમા વધારે પૈસા નાખ્યા છે એવી આપણી વાત દરેક રશિયન માની લે છે અને સામેની વ્યકિતના વિશ્વાસે તેના બાકી રહેતા પૈસા ચૂકવી આપે છે.

ડૉ. ઠાકરે જણાવ્યું કે દરેક વ્યકિત પૈસા નાખીને ટિકીટ કઢાવી જ લે છે અને કોઈ પણ માણસ તેના વધારાના નાખેલા પૈસા કરતાં બીજા પાસેથી વધારે પૈસા ઊઘરાવતો નથી. રશિયન પ્રજા ઉપર રાજ્યે મૂકેલા વિશ્વાસનો દ્રોહ કરીને જવલ્લે જ કોઈ નાગરિક વિના ટિકીટ મુસાફરી કરે છે, તેમ બીજા પાસેથી ખોટી રીતે પૈસા ઊઘરાવી લેતા નથી. રશિયન પ્રજાના આ ઊંચા ચારિત્રની અમારી ઉપર ભારે અસર થઈ.

આમ છતાં માનવ-સ્વભાવની કમજોરીઓ એક યા બીજા રૂપમાં ઓછા-વત્તા પ્રમાણમાં સર્વત્ર હોય છે. તે મુજબ અહીં મોસ્કોમાં દર સાલ ૨૫૦૦૦ જેટલા માણસો ટિકીટ વિના મુસાફરી કરતાં પકડાય છે. પહેલી વખત પકડાય તેનો બે રૂબલ દંડ થાય છે. બીજી વખત પકડાય ત્યારે થોડો વધારે દંડ થાય અને તે વ્યક્તિ જ્યાં કામ કરતી હોય ત્યાં ખબર આપવામાં આવે છે, જ્યાં તેને ઠપકો આપવામાં આવે છે. તે ઉપરાંત તેની નોકરીના સ્થળના પ્રવેશ દ્વાર પાસે ૧૫ દિવસ સુધી તેની છબી મુકાય છે અને નીચે તેની ભાડાની કરેલી ચોરીનો ઉલ્લેખ કરવામાં આવે છે. આ કારણે જે તે વ્યકિતને ભારે માનહાનિ ભોગવવી પડે છે. આથી તે ફરી ભાડાની ચોરી કરતો નથી. તે વ્યકિતની આ દશા જોઈ બીજાઓ પણ તેમ કરવાથી તે વેગળા રહે છે. જો વ્યકિત ત્રીજી વખત ચોરી કરતાં પકડાય તો તે નોકરીમાંથી ડીસમીસ થાય છે. અને કદાચ જેલમાં પણ જાય છે.

રાત્રે ૧૦/૩૦ વાગે અમે હોટલમાં આવવા નીકળ્યા ત્યારે ધીમો-ધીમો બરફ પડતો હતો.

તા. ૩૧-૧૦-૭૩

વિશ્વ શાંતિ પરિષદની પુર્ણાહુતિ બેઠક સવારે ૯-૩૦ વાગે શરૂ થઈ. આજનું પ્રમુખસ્થાન સોવિયટ શાંતિ સમિતિના અધ્યક્ષે સંભાળ્યું હતું. પ્રારંભિક પ્રવચન પછી ૧૪ કમીશનોના અધ્યક્ષોએ એક પછી એક પોતાના કમીશનના અહેવાલોનો સારભાગ આપવા માંડયો. લગભગ ૧૧ સુધી આ બેઠક ચાલી

અગિયાર પછી અમે ક્રેમલીનમાં ફરવા નીકળ્યાં દુનિયાની સાત અજાયબી પૈકીનો એક એવો મોસ્કોનો વિશ્વવિખ્યાત કાંસાનો ઘંટ જોયો. લગભગ ૨૦૦ વર્ષ પહેલાં કાંસાનો આ તોતીંગ ઘંટ કઈ રીતે બન્યો હશે તે જ સૌને મન આશ્ચર્યની વાત છે. આ ઘંટ લગભગ ૨૦ ફૂટ ઊંચો છે, તેનો વ્યાસ ૧૫ ફૂટ છે અને તળિયેથી ૨ ફૂટ જેટલો જાડો છે. કોઈ દેવળ ઉપર ગોઠવવા તેને બનાવેલો, પણ એક બાજુથી થોડો ભાંગી જતાં તેને હાલની જગ્યાએ ગોઠવવામાં આવ્યો છે. તેની સામે દક્ષિણ તરફ લેનીનની ભવ્ય પ્રતિમા છે. બાજુમાં સોવિયત યુનિયનની ઓફિસો આવેલી છે. આમ આખું ક્રેમલીન જૂના જમાનાની ભવ્યતાના નમૂનારૂપ છે. અમે અહીં કેટલાક ફોટાઓ પણ લીધા અને પછી લેનીનના મકબરામાં જવા ક્રેમલીનની બહાર નીકળ્યા.

લેનીનનો મકબરો ક્રેમલીનની પૂર્વ બાજુની દીવાલની બહાર અને રેડ સ્કવેરની પશ્ચિમે આવેલો છે. રાતા અને કાળા આરસના પથ્થરોનો તદ્દન સાદો દેખાય એવો આ નાનકડો મકબરો છે. અંદર લેનીનના શબને રસાયણોથી સુરક્ષિત કરીને કાચની કેબીનમાં રાખવામાં આવેલ છે. આ મકબરામાં લેનીનના મૃતદેહના દર્શનાર્થે રોજનાં હજારો લોકો આવે છે, અને અંદર પ્રવેશની રાહ જોતાં બહાર કલાકો સુધી લાઈનમાં શાંતિપૂર્વક ઊભાં રહે છે.

અમે લાંબી કતારો જોઈને કયારે વારો આવશે તેની ચિંતામાં પડી ગયા, પણ વિશ્વ શાંતિ પરિષદના ડેલીગેટોને ખાસ સગવડો અપાય છે તેને આધારે અમે મકબરાની સાચવણી માટે ઊભેલા ગાર્ડને અમારો પ્રતિનિધિનો બિલ્લો બતાવ્યો અને જણાવ્યું કે અમે ભારતથી પરિષદમાં ભાગ લેવા માટે આવેલા પ્રતિનિધિઓ છીએ અને અમારે અંદર જવું છે.

અમારી રજૂઆતની તરત અસર થઈ. મારી પાસે કેમેરા હોવાથી કેમેરા સાથે અંદર જઈ શકાશે નહીં તેમ ગાર્ડે જણાવ્યું. આથી હું બહાર ઊભો રહ્યો અને મારી સાથેના અન્ય બે મિત્રો શ્રી વિઠ્ઠલ-

ભાઈ અને શ્રી વૈદ્યરિયા અંદર ગયા. થોડી વારે તેઓ બહાર આવ્યા પછી કેમેરા તેમને સોંપીને હું પણ અંદર ગયો. અમને લાઈન તોડીને શા માટે અંદર જવા દો છો તેવો સવાલ કોઈએ ગાર્ડને પૂછ્યો નહીં કે અમારી તરફ કોઈએ અણગમાની નજરે જોયું પણ નહીં. રશિયનો પરદેશીઓને આ પ્રમાણે માન અને સગવડ આપે છે.

આ મકબરાના પ્રવેશ દ્વાર પાસે ફૂલની માળાઓ અને રીંગો મૂકેલી હતી. પ્રવેશ દ્વાર પાસે બે શસ્ત્રસજ્જ સૈનિકો આકર્ષક રીતે ઊભા હતા. લોકો અદબથી અંદર જતા હતા. અંદર ઝાંખો પ્રકાશ છે. કાળા ગ્રેનાઈટ પથ્થરોથી દીવાલો જડેલી છે. પથ્થરો ઘસીને કાચ જેવી ચકચકિત રખાય છે. અંદર સહેજ પણ અવાજ કરવા દેવામાં નથી આવતો. કોઈ સહેજ અવાજ કરે તો અંદર ઊભેલા ગાર્ડ સીસકારો કરી અવાજ બંધ કરાવે છે.

અમે ધીમે ધીમે અંદર ઊતર્યા. મકાનના ભોંયરામાં વચ્ચે કાચની પેટીમાં કાળો સૂટ પહેરેલા લેનીનનું પાર્થિવ શરીર સૂતેલું છે. પચાસ વર્ષથી આ શબ આ રીતે અહીં પડેલું છે. તેના ઉપર કાળની કોઈ અસર થઈ લાગતી નથી. ગોરો વર્ણ, નાની દાઢી અને બંધ આંખોવાળાં લેનીન જાણે સૂતા હોય તેમ જ લાગે. દર્શને આવતા લોકો આ કેબીનની ત્રણ બાજુએ ફરી બીજા દ્વારથી બહાર નીકળી જાય છે. આખું દૃશ્ય ખૂબ ગૌરવભરેલું લાગે છે.

મનમાં થોડી ગ્લાનિ પણ થઈ કે માનવી ગમે તેટલો મોટો હોય, પણ મૃત્યુ પાસે તે નાઈલાજ છે. રશિયાને જ્યારે લેનીનની ખૂબ જરૂર હતી. ત્યારે તે મૃત્યુ પામ્યા. ૧૯૧૭ થી ૧૯૨૩ સુધી તેઓ રશિયને દોરવણી આપી શક્યા.

લેનીનના પાર્થિવ દેહના દર્શન કરી અમે મકબરાની બહાર નીકળ્યા અને દક્ષિણ તરફ જવા આગળ વધ્યા. આ રસ્તે – લેનીનનો મકબરો અને ક્રેમલીનની દીવાલ વચ્ચે રશિયાના મહાપુરુષોની કબરો આવેલી છે તેથી કબરો અહીં છે. ઓટલો અને પાછળ શીલા ઉપર તે વ્યકિતની અર્ધ–પ્રતિમા મૂકેલી હોય છે. આ રીતે પચીસેક કબરો અહીં આવેલી છે. ન્યુ વર્ઝન કબ્રસ્તાનમાં જેમ દીવાલોમાં ગોખલા કરી તેમાં મરનારના વર્ણનની તકતીઓ રાખવામાં આવેલી છે. તેમ અહીં પણ દીવાલમાં જે તે વ્યકિતઓની તકતીઓ મૂકવામાં આવેલી છે.

આ કબરોના દક્ષિણ છેડે સ્ટાલિનની કબર પણ આવેલી છે. અગાઉ સ્ટાલીનનું શબ લેનીનના શબની બાજુમાં, લેનીન મકબરાની અંદર કાચની પેટીમાં રાખવામાં આવેલું, પણ ખ્રુશ્ચેવના જમાનામાં તેને મકબરામાંથી હટાવીને હાલની જગ્યાએ દફનાવવામાં આવ્યું. સ્ટાલિનને જુલ્મી ગણીને આ રીતે તેને ઉતારી પાડવામાં આવ્યો છે. થોડો સમય અહીં રોકાઈને અમે બપોરના હોટલ ઉપર પાછા આવ્યા

બપોર પછી વિશ્વ શાંતિ પરિષદની પૂર્ણાહુતિ બેઠક મળી. ચાર વાગે આ બેઠકનો આરંભ થવાનો હતો તેને બદલે ૬ાા વાગે બેઠક શરૂ થઈ. જાણવા પ્રમાણે સ્ટીઅરીંગ કમીટીમાં ઠરાવો ઘડવામાં ચીન અને કોરીઆના સવાલોએ વિવાદ ઊભો કર્યો અને તેથી સર્વસંમત ઠરાવ કરવામાં વિલંબ થયો. આને લીધે બેઠકનો સમય લંબાયો. બેઠકને અંતે વિશ્વમાં શાંતિ સ્થાપવા અંગેની અપીલ સર્વાનુમતે પસાર થઈ.

પરિષદમાં તેના ઠરાવોના follow-up અને અમલ માટે પણ અપીલ થઈ. છેલ્લે આફ્રિકા તરફથી ઘાના, એશિયા તરફથી લેબેનોન અને લેટિન અમેરિકા તરફથી કોલંબિયાના પ્રતિનિધિઓએ પ્રવચન કર્યાં. સોવિયેટ શાંતિ સમિતિને કેટલાક દેશોએ ભેટો આપી. અંતે આ બેઠકના પ્રમુખ રોમેશચંદ્રના ટૂંકા પ્રવચન પછી જેને કારણે અમને સોવિયેટ યુનિયનની મુલાકાત લેવાની તક મળી હતી તે વિશ્વ શાંતિ પરિષદની પૂર્ણાહુતિ થઈ. આ વખતે રાતના ૯ાા વાગ્યા હતા.

અમે હોટલ ઉપર આવ્યા. આજે અમને સોવિયેટ શાંતિ સમિતિ તરફથી સ્વાગત ભોજન અપાયું. ટેબલ ઉપર જાતજાતની વાનગીઓ ગોઠવી હતી. મોટા ભાગની વાનગીઓ માંસ અને માછલીની હતી. એટલે અમારે કાકડી અને બ્રેડથી જ સંતોષ માનવો પડયો.

# લોકસાહિત્ય પરિવાર જ્યારે સક્રિય બને છે....

જયમલ્લ પરમાર

ભારતભરમાં એક ગુજરાતનું સૌભાગ્ય છે કે એના લોકસાહિત્યને રજૂ કરવાની કંઠ અને કહેણીની એક પરંપરા ચાલે છે. લોકગીતો ભારતના પ્રત્યેક પ્રદેશમાં હવે સમારંભોમાં ગવાતાં થયાં છે પણ આસામ બંગાળ ને ઓરિસ્સાને બાદ કરતાં ઘણાખરા પ્રદેશોનાં લોકગીતો શાસ્ત્રીય અને અર્ધશાસ્ત્રીય ગાયકીનું અંગ બનીને ગવાય છે, રાજસ્થાનમાં લોકગીતો ગાયકવર્ગના કંઠે આલાપ અને તાન પલટાંથી ગવાય છે. ત્યારે તદ્દન તળપદા ઢંગે મહેફીલી ગાયકીના ઓછામાં ઓછા પ્રભાવ સાથે ક્યાંય લોકગીતો ગવાતાં હોય તો તે ગુજરાતમાં.

ગુજરાતમાં પણ જે ગાનારા લોકજીવનથી જુદા પડી ગયા છે ને આકાશવાણીથી ગાયકી ઉપર જ આગળ વધી પોતાના કંઠથી વિશિષ્ટતા સાથે ગાનારો એક વર્ગ ઝડપથી વધી રહ્યો છે. એના સ્વર અને શબ્દો, એના ઢાળ અને ઢંગ લોકોમાંથી મેળવેલા નથી હોતા. પણ આકાશવાણી અને શહેરી ગાયકીમાંથી મેળવેલા હોય છે. ફિલ્મી સંગીત લોકગીતોથી ખૂબ ઢાળ, ઢંગ અને નૈસર્ગિક સ્વરો નૈસર્ગિક સ્વરો ને શબ્દોને તોડી-મરોડીને લોકગીતોની એક ઉચ્છૃંખલ, ઉત્પાદક ને વર્ણસંકર ગાયકી ઉત્પન્ન કરી દીધી છે. એમાંનો એક વર્ગ લોકોને રીઝવતાં રીઝવતાં ટોળાંપ્રિય બની ગયો. એવા ઢંગથી લોકગીતો ને ભજનો ગાય છે. આ ટોળાંપ્રિય ગાયકી એટલે શાસ્ત્રીય, અર્ધશાસ્ત્રીય, સુગમ, ગઝલ, કવાલી અને લોકગીતોની ભેળસેળ, છતાં ગવાય લોકગીતો ને ભજનોને નામે. એના ઉપરથી ટોળાંપ્રિય ગાયકીની એક તાસીર બંધાઈ ગઈ છે ને ઊગતા ગાયકો એ જ ચીલે ચડી જાય છે, કારણકે ટોળાંની વાહ વાહ અને પૈસાના પથારા એમને એમાંથી મળે છે, આમ લોકસંગીતની અસલિયત (મૂળસ્વરૂપ) એક સ્વપ્નું બની રહેલ છે એમાં લોકસંગીતને એવા શકય તેટલા મૂળ સ્વરૂપે જાળવી રાખનારા લોકસાહિત્ય પરિવારમાં જ સવિશેષે મળે છે.

જે સ્થિતિ લોકસંગીતની છે એ જ સ્થિતિ કહેણીની છે. એમાં માણસાઈની ઉચ્ચકક્ષાને પડતી મેલીને ડાગલાવેડામાં ઊતરી પડાય છે. કહેણીવાળો નટવો બનીને લોકોને રીઝવવા જેટલા નીચા ઊતરાય તેટલો નીચે ઊતરતો જાય છે, ને કાં મધ્યયુગીન પછાત માનસને લોકસંસ્કૃતિમાં ખપાવીને એને લોકસાહિત્યને નામે રજૂ કર્યે જાય છે. જૂની જળી ગયેલી રૂઢિઓ અને જડતાભર્યાં જુદ્ધો ને નમાલી વાતમાં થયેલાં ધીંગાણાંનો લોકસંસ્કૃતિમાં ને પરાક્રમશીલતામાં ખપાવે છે ને પારકાની લૂંટેલી મિલ્કતનાં દીધેલાં દાનને ઉદારતામાં ખપાવે છે. જૂનાં મૂલ્યો એ નવાં મૂલ્યોના ઔચિત્યના ખ્યાલ વગર ઉપદેશનાં કથિતોની ઝડીઓ બોલાવે છે. વ્યક્તિ અને સમાજને અહિતકર એવી વાતોને લોકોના હિતમાં ખપાવે છે, કારણકે જીવનમાં નવાં મૂલ્યો કે નવયુગમાં વિકસી રહેલી વૈચારિકતાથી તેઓ ઘણા દૂર પડેલા હોય છે. પણ વાચાળતાથી તુક્કા ને તરંગો ઉડાડતા રહે છે. એની વચ્ચે લોકસાહિત્ય પરિવારના કહેણીના વારસદારો વધુમાં વધુ સમજદારી ધરાવે છે.

લોકવાર્તાના કથકો હવે ગણ્યા ગાંઠ્યા રહ્યા છે, એમાં પણ લોકવાર્તાને નામે ઘરાં ડીંડવાણાં ચાલે છે. કોઈ પ્રસંગ કે વાત સાથે મેળ ન ખાય એવા દુહા-છંદ ફટકાર્યે જાય, વાર્તાના છૂટા છૂટા કટકા ગોખીને સલાડ કર્યે જાય, શ્રોતાઓને ગલગલિયાં કરીને હસાવતા જાય અને વાર્તાનું કોઈ રૂપ બાંધ્યા વગર ગાડી ગગડાવ્યે જાય. વાર્તાકથનના તો ઘણા પ્રકારો છે, એમાંથી બારોટ શૈલી અને ચારણ શૈલીના શ્રેષ્ઠ કથકો લોકસાહિત્ય પરિવારમાં છે.

લોકજીવનના ઘડતરમાં અને મનોરંજન આપવામાં જેનો બહુમૂલ્ય ફાળો છે અને શાસ્ત્રો અને સંતકવિઓ, આચાર્યો અને ચિંતકો જ્યાં નથી પહોંચી શક્તા ત્યાં આ કંઠ, કાવ્ય અને કહેણી જીવનમાં સનાતન મૂલ્યોને હસતાં રમતાં પહોંચાડે છે, એવા આપણા વિરલ વારસાને જાળવી રાખવા લોકસાહિત્ય

પરિવારની સ્થાપના થયેલી જેના દ્વારા લોકસગીતના, કહેણીના અને લોકવાર્તાના અસલ સ્વરૂપને સમજદારી –પૂર્વક જાળવી શકાય, લોકોના યોગક્ષેમને જાળવી શકાય અને લોકસગીત, કહેણી અને લોકવાર્તાની તાકાતનો પરિચય આપીને એની પ્રતિષ્ઠા વધારી શકાય એવા સમર્થ અને સમાજદાર લોકગીત ગાયકો, કહેણીદારો અને લોકવાર્તા–કથકોનો આ પરિવાર બધા ચેલો. પણ સાતેક વર્ષથી એમા ઝોખો આવી ગયેલો

કેશોદમા અક્ષયનાથ મહાદેવની પ્રાણપ્રતિષ્ઠાનો મહોત્સવ રચાયો ત્યારે પરિવારના પ્રમુખ શ્રી રતુ ભાઈ અદાણીના મનોભાવ થયા કે લોકસાહિત્ય પરિવાર વગર આ મહોત્સવ ઊણો લાગે, એથી વાયક પહોચાડતા સૌ સગીયામાં આવી પહેચ। મે માસની સાતમી તારીખે એમનો પ્રભાવશાળી કાર્યક્રમ યોજાયો પણ સ્નેહના તાતણે બધાયેલા સૌના દિલમા પરિવાર સક્રિય બનાવાવાની ઝખના જાગી અને તા ૮મીની વહેલી પ્રભાતે નક્કી કર્યું કે મહિના પછી પરિવાર અ ગે વધુ વિચારણા કરવા ફરી મળવુ

જૂન મહિનાની તા ૮મીની સાજે ઘણાખરા મિત્રો અક્ષયગઢ આવી પહોચ્યા, ને રાતના સાડાબાર સુધી અવિધિસરની ચર્ચાઓ ચાલી સુદર સમણા સાથે સવાર ઊઘડી અને પરિવારના પ્રમુખ શ્રી રતુ-ભાઈના અધ્યક્ષસ્થાને સવારના નવ વાગ્યાથી વિધિસરની વિશાળ અને ચીવટભરી ચર્ચાઓ હાથ ધરણી એના બધા જ પાસાઓની સૂક્ષ્મ ચર્ચાઓ થઈ જે કેટલાક સૂચનો આવેલા એનો પણ વિગતે વિચાર થયો ચારેક કલાકની ચર્ચા બાદ રોઢાટાણે પણ કલાકેક વિચારણા ચાલી અને અતરના ભારે ઉમળકા અને ઉત્સાહ ઉમગ સાથે પરિવાર ચાલુ રાખવાનો સુભગ નિર્ણય લેવાયો

લોકસસ્કૃતિ અને લોકસાહિત્યના ઉચ્ચ તત્ત્વોના ધારણ, પોષણ અને સત્ત્વસશુદ્ધિ માટે લોક ઘડતરના ઉમદા હિતો માટે, લોકગીતો–લોકસગીતની વિશુદ્ધિ, વિકાસ અને સગ્રહ સશોધન માટે કહેણીની તાકાત, તેજસ્વિતા અને વૈચારિક વિકાસ માટે, અને લોકવાર્તા દ્વારા સાહિત્યના નવેય રસોના ઉદ્દીપન, કલા અને રસભાવ દ્વારા લોકોના ચિત્તનુ રજન કરવા માટે કે જેથી હૃદયના ઉચ્ચ ગુણો કેળવાતા રહે. ૭ માસ સુધી લોકસાહિત્ય પરિવારનુ સ્વરૂપ કશા જ ફેરફાર વગર યથાતથ રાખવા નિર્ણય લેવાયો દર ત્રણ માસે મિલન યોજવાનુ, એમા એક દિવસ સ્વાધ્યાયનો રાખવાનો અને બીજે દિવસે જાહેર કાર્યક્રમ રાખવાનુ વિચારાયુ

લોકસાહિત્ય પરિવારનુ મુખ્ય મથક, કેશોદ–અક્ષયગઢ રાખવાનુ વિચારાયુ પ્રમુખ તરીકે શ્રી, રતુભાઈ, ઉપપ્રમુખ શ્રી જયમલભાઈ અને મત્રીઓ તરીકે દ શ્રી પુજાવાળા તથા શ્રી નાથાલાલ ચદારાણા ચાલુ જ રહ્યા અને જે બધા સભ્યો હતા તે યથાતથ ચાલુ રહ્યા એમા થાનગઢથી ડૉ ઉમેદસિહ રાણા પહોચી નહિ શકયા અને ભાવનગરથી મેટાભાઈ ગઢડાવાળા ગાંધીનગરથી શ્રી રામભાઈ રામનામ વાળા અને અમરેલીથી શ્રી અમરદાસજી ખારાવાળા નાદુરસ્ત તબિયતને કારણે પહોચી નહિ શકેલા

પછી વાછરિયા ઘોડા છૂટે એમ લોકગીતના ગાયકો રાતના કાર્યક્રમ માટે કઠ તપાવવા મડાણા ઘણીવાર કાર્યક્રમ કરતા કાર્યક્રમ માટેની રિયાઝ મેદાન મારી જાય છે કારણ કે ત્યારે મનને અને કઠને પૂરતી મોકળાશ મળે છે

રાતના નવ વાગે અક્ષયગઢના ઝડા ચોક વચ્ચે પરિવાર મિલનનો કાર્યક્રમ શરૂ થયો શરૂઆતમા અક્ષયનાથના મદિરના માનદ સ્થપતિ શ્રી રમુભાઈ ત્રિવેદીને હાથોહાથ માનપત્ર આપવાનુ બાકી રહેનુ તે શ્રી રતુભાઈના હસ્તે અપાયુ ત્યારબાદ લોકસાહિત્ય પરિવાર ચાલુ રહેતો હોવા અગેની મગલ ભાવના અને એની પાછળની સમાજના સસ્કારોત્થાનની લાગણીઓ શ્રી રતુભાઈએ વ્યકત કરી શ્રી રતુભાઈની લાગણીમા સમસ્ત પરિવારની લાગણી આકાર લઈ રહી હતી એક મહિના પહેલા થયેલા કાર્યક્રમમા જે નહિ પહોચી શકેલા તે કચ્છથી શ્રી વેલજીભાઈ ગજ્જર અને રાજકોટથી શ્રી નાનજીભાઈ મિસ્ત્રી પણ આવી પહોચેલા પછી તો સાત સાત વરસના વિજોગી વાદળા સબેલા ધારે ધરતી ઉપર મડાય એમ કલાકાર

ભાઈ બહેનો મોરલાના થનગાટથી કાર્યક્રમ ઉપર મંડાણાં.

જેઠ સુદ સાતમ ને જૂનની નવમી તારીખની વાદળછાઈ રાત હતી. વર્ષાને વધામણાંના દુહા–છંદથી કાર્યક્રમની શરૂઆત થઈ. તાલ–તબલા માથે શ્રી હાજીભાઈ ઈસાભાઈ, મંજીરામાં શ્રી ટપુભાઈ દેગામા અને વાયોલીન માથે શ્રી નાનજીભાઈ મિસ્ત્રી હતા. પડની ઘનઘટા છવાઈ ગઈ. દુહા–છંદના મોરલા ગહેકી ઊડયા. શ્રી લાખાભાઈ ગઢવી, શ્રી. વેલજીભાઈ ગજ્જર, કવિ દાદ, કરસનભાઈ પઢિયાર, દાન અલગારી અને જિતુદાન ગઢવી એ સૂરના સેતુ ઉપર લયનો દોર બાંધી દીધો.

મધરા મધરા મલકાઈને મેડક
મેહશું નેહશું વાત કરે
ગગને ગગને ગુચરાઈને પાગલ
મેઘ ઘટા ગરજાટ ભરે
મોર બની થનગાટ કરે
મન મોર બની થનગાટ કરે

નવી વર્ષાનાં પાણીડાં ભરવા નીસર્યાં હોય તેમ દિવાળીબહેન ભીલ અધલાખની ઈંઢોણી અને સવા લાખનું બેડલું ભરીને પડ માથે આવ્યાં પણ એ ગીતોની સવાલાખની ગાગરીમાં લાખેણા સૂર ભરેલા હતા. દુહા–છંદની ઝડઝમકથી ધમધમતું પડ એમણે રૂપેરી ઘંટડીની રણકતી શ્રુતિઓથી ઉપાડી લીધું. દિવાળીબહેન અને લાખાભાઈની જુગલબંદીએ એ સૂરાવટમાં નવલખાં મોતીડાંની માળા ગૂંથી દીધી.

સૂરની રંગ–જમાવટ માથે શ્રી કાનજીભાઈ બારોટે રજપૂતાણી અને મૃગલાની (કસ્તુરીમૃગ) વાર્તાની રંગ જમાવટ કરી દીધી. વાર્તા બીન બનીને મધરા મધરા સ્વરે ગૂંજી રહી હતી. વેધુનાં હૈયાં વીંધતી વાર્તા શ્રોતાઓના અંતરની આરપાર વહી રહી હતી અને છેલ્લે છેલ્લે તો કાનજીભાઈએ કરુણ રસની આભા પાથરી શ્રોતાઓના હૃદયમાં વેદનાની ચૂમકીઓ ઉપાડી.

અને કરશનભાઈ પઢિયાર માથે મટુકડી લઈને ગોકુળની મહિયારીનાં હરિનાં હેત હિલોળતા આવ્યા, પણ કલાકારોએ પડ માથે લઈ લીધેલું. ગીતે ગીત કોરસમાં ઊપડી જાય અને ધરતીને ચકરાવે ચડાવે. ગોરંભતે નાદે કરશનભાઈ ગાઈ ગયા.

વાટ વસમી હતી. સંઘગાનની જમાવટ ઉપર હિંગોળભાઈ ડાયરાને ઘડીક હળવી વાતોમાં હિલોળીને લોકસાહિત્યનું રસદર્શન કરાવી ગયા. એમની નમણાઈ સરસ રીતે ઝીલાઈ રહી.

જિતુદાન ગઢવી કવિ અને હેમર હાથીની પડછંદની સમીંધી વાતો લાવ્યા. દુહા–કવિત અને ગીતથી ધૂળ ઉડાડતા હાથીની કહેણીમાં રસની છોળો છલકાવી ભરતીનાં મોજાં હિલોળી ગયા અને પરિવારના પડ ઉપર નટુભાઈ જોષી પહેલ વહેલા આવ્યા. આવ્યા ભેગા એમની જોશીલી જબાનથી ભક્તિ-કવિતને સાંકળતાં જઈને ભક્તિ-રસની ધારાઓ વહાવી ચારણી શૈલીની શ્રુતિ અને સ્મૃતિનો ચુંબકીય પરિચય આપી ગયા.

આજના કાર્યક્રમની વિશિષ્ટતા એ હતી કે વિવિધ રસો અને વિવિધ ભાવો એક પછી એક રજૂ થતા આવતા હતા. કવિ દાદ દીકરીના મનોભાવ લઈને આવ્યા. ગૃહજીવનના સૂક્ષ્મ મનોભાવની ઊર્મિઓને રમાડવાની એમની પાસે આવગી શૈલી છે. ગીતો, છંદો, દુહાઓ અને કવિતાની ફૂલગૂંથણી માથે ઊર્મિઓના બુટ્ટા ઉડાવી શ્રોતાઓને રસતરબોળ કરી દીધા, દાદુભાઈ ઊર્મિજનક વાસ્તવના સંવેદનશીલ કવિ–ગાયક અને કહેણીકાર છે.

આજ દીકરીના મનોભાવ ઉપર પુષ્પાબહેન છાયા વિરહી ખારવણના હૈયાંને હીંચોળતું હાલરડું લઈને આવ્યાં, ‘વાહોલિયા તમે ધીરા રે ધીરા વાજો.’ કવિએ પણ આ હાલરડાનો સમય મધરાત પછીનો આપ્યો છે. અહીં પણ મધરાતનો ગજર ભાંગતાં પુષ્પાબહેને હૈયાના તાર જેવા મધુર, સૂક્ષ્મ અને સુંવાળા સ્વરથી હાલરડું ઉપાડયું. પુષ્પાબહેન માત્ર સૂરીલાં જ નથી પણ કંઠ કંપ યમક અને ખટક વડે સ્વરને ધાર્યા સ્વરૂપ આપી શકે છે; એમના કંઠની મજા માણવા પણ એકતાન થવું પડે, તો જ એમના કંઠની નજાકત માણી શકાય.

# વિયાંયેલ ગાયની ઝર ન પડે તો?

રતિભાઇ અંધારીયા

વાછરુ ગાયના પેટમાં હોય ત્યારે ગર્ભ અને ગાયની ચામડી સાથે જોડનાર પદાર્થને ઝર કહેવાય છે. કેટલાક એને 'ઓર' પણ કહે છે, બચ્ચાના જન્મ પછી તરત જ થોડા કલાકમાં આ ઝર પણ બહાર નીકળી જવી જોઈએ. મોટા ભાગે તે એ પ્રમાણે થતુ જ હોય છે પણ કેટલીક વખત ઝર પેટમાં જ રહે છે અને ગર્ભાશયમાં એ સડવા લાગે છે, પરિણામે જાનવરની તબિયત લથડે છે, અને દૂધ દેવાનું અટકી પડે છે જો તરત જ ઉપાય લેવામાં ન આવે તો જાનવર ખલાસ પણ થઈ જાય છે અથવા તો કાયમ માટે વાંઝણું થઈ જાય છે. નબળા જાનવર કરતાં જાતવાન અને દૂધાળાં ગાય ભેસમાં આવા દાખલા વધુ બને છે

### ઝર ન પડવાનાં કારણો:-

ગાય કે ભેસના ગર્ભાશયમાં કંઈક ખામી આવી ગઈ હોય તો જ આવુ થાય છે. એક જાતના જીવાણુઓ રેસાદોર જડપેશીઓ પેદા કરે છે, જે ઝરને જકડી રાખે છે. એટલે સૌથી મોટું કારણ તો ઢોરની સભાળમાં રખાવી જોઈતી ચોકસાઇનો અભાવ ગણવો જોઈએ.

જ્યાં ચોકસાઈ રખાય છે, ત્યાં પણ જાનવરને ઝર ન પડે તો ખોરાકમાં કોઈ તત્ત્વની ખામી હોઈ શકે. ખનિજ અને વીટામીનવાળા ખોરાકની ખેંચ અને તેમાંથી પરિણમતી જાનવરની સામાન્ય નબળાઈ એ ઝર ન પડવાનું મોટું કારણ છે.

### ઝર ન પડે તો શુ થાય?

(૧) જાનવર હલનચલન કરતું નથી અને ગમગીન અને મૂઢ બની જાય છે.

(૨) જાનવરને ચરવાનું કે ખાવાનું મન થતું નથી. કેટલીક વાર તાવ આવે છે, તો કેટલીક વાર શરીર સાવ ટાઢું પડી જાય છે.

(૩) જનન અવયવો બહાર ફૂલી જાય છે, અને પેશાબની સાથે લોહીવાળું અને ગંધાતું પ્રવાહી નીકળે છે.

(૪) ચાર પાંચ દિવસ પછી શ્વાસ ઊપડે છે. અને પીડા ઊપડે છે.

(૫) હલનચલન બિલકુલ બંધ થઈ જાય, ઢોર સતત એક બાજુ મોઢું રાખી ઊભું રહે છે.

(૬) બીજા બે ત્રણ દિવસમાં શરીરમાં ઝેર વધે છે અને જાનવર મોટા ભાગે મરી જાય છે.

**ઉપાય :-** ઝર ન પડે તો તેના માટે બે પ્રકારના ઉપાયો છે.

(૧) ઝર ન પડે તેવુ બનવા દેવુ. આને માટે જાનવરના પાછલા ભાગો પોટશિયમ પરમેગનેટના પાણીથી દિવસના બે વખત ધોવા જોઈએ અને ઢોર બાધ્યું હોય તે જગ્યા, ગમાણ વગેરે સારી રીતે સાફસફ રાખવા જોઈએ. પાણી અને વપરાતાં વાસણ પણ હંમેશા સ્વચ્છ રાખવા જોઈએ. ઢોર વિયાંવાનું હોય તેની પૂછડીના વાળ બને તો થોડા કાપી નાખવા, કારણ કે ઘણીવાર એ જ બેક્ટેરીવાનુ ઘર બનતાં હોય છે. વિયાંવા પહેલા પૂછડીના વાળ સારી રીતે ધોઈ નાખવા જોઈએ ભોંય તળિયે ફિનાઈલ છાંટી ગટર હોય તો તેમાં થોડો ચૂનો છાંટી દેવો જાનવરનું ધ્યાન રાખનાર ગોવાળિયાના હાથ, પગ અને કપડાં સ્વચ્છ અને સુઘડ હોવા જોઈએ.

વિયાંવા પહેલા બે મહિનાથી તેને ખાણદાણ સારી રીતે આપવુ જોઈએ. અને ખાણની સાથે

[અનુ. પૃ. ૩૦૩

# લક્ષ્મણ જન્મ વખતે

કવિ દાદ

(ગીત ચારણી)

ગડહડ નાદ દુદુંભી ગડીયાં,
ચોહટ નગર બજે ચોઘડીયાં
અવધ તણા અજભાગ ઉઘડીયાં
ઝરે ગ્રહે ગ્રહમે ફુલ જડીયાં

સખી આજીરો દીન સુન્હેરો
કર્મ ખુલ્યો હો દશરથ કેરો
જન્મ્યો જબ વે સુમિત્રા જાયો
આજુકો ભવ સુધરી આયો

મન મુસકાતી સુમિત્રા મૈયા
બારહી બાર લેતી હે બલૈયા
ગોરે મુખ ધર ફેર અંગુલીયા
ચખ પર ભરની હે ચુંબનીયાં

ચારે વેદ ઉચારત ચારન
ધન્ય જનમ ધરણી કો ધારન
કાલકો દંડ અભયકો કારન
અવની ભયકો ભાર ઉતારન

પ્યારા દિન ઔર રેનલી પ્યારી
નાચન લગે સબે નર નારી
અવધરી ગલી ગલી ઉજીયારી
ફુલસે લચક રહી ફુલવારી

ચોર છુપે છુપે વ્યભિચારી
લંપટ છુપે છુપેહે લબારી
કામી પુરૂષ ભીચે સત કામી
પરગામી હો ગયે નિજગામી

મહેલ મહેલ પર ખુશ્બુ મહેકે
અગર ચંદન રે વાયુ લહેકે
પિંજર મેં મેના સુક ચહકે
ગાન મધુરા મધુરા ગહેકે

વેશ્યા લછન ભુલી ગઇ વામા
ભઇ સુલછની સઘરી ભામા
ચલતે થે જો ઉલટી ચાલે
સીધે હો ગયે સબ મતવાલે

ગીત બગીચે મધુકર ગુંજે
પ્રસરી ખુશ્બુ પૂંજે પૂંજે
ચાતક ચકવા કરત હે ચાવો
અવસર ફીરસે મીલે ન આવો.

ધરમ સે જુડ ગયે સબ અધરમી
કરની અછી કરે કુકરમી
'લછન' જનમ હવે સુલછન
કપટી ગયે ગયે કુલછન

કોકીલ કંઠ અજબરા કુહે
જાઇ જુઇ, ચમેલી જુહે
તાલ સરોવર નિર્મલ તટપે
ઘટ પનીયારી ભરે પનઘટપે

લછમી કો જો કરતે લેવા
સાધુકી વો કરતે સેવા
કાયમ જો પર નીંદા કરતે
હો ગયે લછમન લછમન જપતે

નીચે નમે ઝુમે હે નયનીયાં
ગાગર ભરે ખણુકે કંગનીયાં
ચાલ રહી મત વાલી ચાલે
તાલી દે પગ ભરતી તાલે

રોગ ગયે ન રહે કોઇ રોગી
ભોગ વિલાસ તજે સબ ભોગી
તુલે બનિક ના કમતી તોલે
સબકા દામ બરાબર બોલે

પંચાજ રહા ન રહા કોઇ બ્યાજી
તોલે ન્યાય અદલ તરાજી
ખુલ્લે મન ઓર દ્વાર ભી ખુલ્લે
ચાવી તાલા ડાલ દે ચૂલે

બહે નદીયા નિર્મલ જલ બહેતી
કલ કલ હાસ્ય કરી કુછ કહેતી
કમલ જ્યું ખીલો સબકો ખીલવાવો
બસ્તી બસ્તીમેં બહ જાવો

મનકી રહી ન તનકી બ્યાધી
બાંટે આધીમેં કર આધા
રામ રામ જપતી સબ રસના
બાની મુક્ત કીસે કે બસ ના

મીલો હીરદે સબકો મીલવાવો
ગાન તાનમેં હરિ ગુન ગાવો

*

દુહા

સખી આજરો દીણુ ભલો, ભલો ઉગીયો ભાણુ
જન્યો આજ લખમણજતી, રણઘેલો મહા રાણુ

અવધ બની અધ ઘેલડી ઘેલી સુમિત્રા માત
તિમીર ટળ્યો અવની તણો પ્રોહ ફાટ્યો પરભાત

ધારે નિશીચરની ધ્રુજતા નવ જાતા ઘરની બાર
આજ મેં'રામણુ ઉમટયો દશરથ તારે દ્વાર

રટણુ ન મૂકયો રામરો, મૂકી દીનો ઘરબાર
લખમણુ તું તો લખગુણો, તને-વંદુ વારંવાર

માતા તો ઉણુરી ભલી, પૂત જીણુરો પર કાજ
કંચન તજે તજે કામીની, તજે પદ યુવરાજ

પાંજી જગમેં પરખીયો બે જણુણીરો બેશ
લખમણુ જનની જશલીયો કૈકે લીયો કલેશ

દશરથરાયે દેહ તજ્યો રામે તજીયો રાજ
તેં નારી નીંદરા તજી લખણુ વધારી લાજ

સુમિત્રાએ ચાખ્યો હતો, અધમાંથી અધભાગ
સમવડ થઇ સાથે રહ્યો રામ તણો અનુરાગ

પરશુરામના પરાક્રમે - જેના - હરાઇ ગયાં 'તાં હીર
વીર લખમણુ તેં વાળીયાં પાછા ખત્રી વટનાં ખમીર

## ઊર્મિલા બિશે

રામ વન જાતા રઘુકુટુંબ, કોળીયો ધાન ન ખાત
ઊર્મિ ધીરજ ન આવતી તો ઝુર ઝુર મરી જાત

દશરથ કેરી રાણીયું સહુ પાગલ થઈ જાત
ઊર્મિ ધીરજ ન આપતી તો ઝુર ઝુર મરી જાત

અમાવાસની અવધપર, રહત અંધારી રાત
આશા દીવડો ઊર્મિલા, જો ન જગાવી જાત

ઝેરી કૈકૈની ઝાળથી અવત સબ અકળાત
સ્નેહજળ ઊર્મિ સીંચત નઇ તો સમૂળો બાગ સુકાત

મેના પોપટના મૌનથી, દીસત સૂના ધામ
પ્રીતે ઊર્મિન પઢાવતી રૈન દીન સીતા રામ

કૌશલ્યા કેરી લાકડી સુમિત્રા કેરી સહાય
ઊર્મિવીણ હો અવધની કહો કુણ પકડત બાંય

## કવિત

પ્રેમજળ સીંચ સીંચ અવધ કો પાની રહી કુલકો ખીલાતી રહી નેન જલ ભરી કે
હહરાયે લોગનકો દીલસે હલાતી રહી ગાતી રહી રામ ગુન હીરદે મે ધરી કે
કૌશલ્યારી સુમીત્રારી કૈકેકી પુત્રવધૂ બીન્ય ભઇહે કામ બીરહ સંગ લરીકે
લછનકી તીરીયા સુલછની પ્રમાન દેકે લઇ જશભાગી શુભ કરની કો કરી કે

*

પૃ. ૨૯૦થી ચાલુ]

કેમ વિતાવો છો? આપ મારી પાસેથી જે જોઈએ એ માંગી લો, હું આપની તમામ સગવડો પૂરી કરીશ.'

રાજાએ જ્યારે આમ કહ્યું, ત્યારે મહાપંડિતે ઊંચું જોયું

"રાજન, મને સંતોષ છે."

"ના પંડિતજી જ્યારે હું આપની પાસે આવ્યો જ છું, ત્યારે આપ કંઈક તો જરૂર માગો."

"હું માગું તે આપશો રાજા?"

"જરૂર."

"તો કૃપા કરીને આપ અહીંથી ચાલ્યા જાઓ, રાજન! મારા લેખનકાર્યમાં વિક્ષેપ પડે છે."

રાજાએ આ અપરિગ્રહી મહાપંડિતને મનોમન પ્રણામ કર્યા અને પાછો ફરી ગયો.

*

પૃ. ૩૦૦થી ચાલુ]

હાડકાંનો ભૂકો અને ક્ષાર (દર ટંકે નવટાંક) આપવો જોઈએ.

ગાભણાં ઢોરને રોજ સારી રીતે કસરત મળે તો પણ ફાયદો થાય છે. આદુ, અજમા, ગોળ વગેરેને પાણીમાં ઉકાળીને વિયાંણાં પછી તરત જ પાઈ દેવાથી ફાયદો થાય છે.

(૨) બીજો ઉપાય – જો આખા દિવસના અંતે ઝર ન પડે તો હાથથી પણ કાઢી શકાય છે પરંતુ સંભાળપૂર્વક કરી શકે તેવા આવડતવાળા માણસના હાથથી આ થવું જોઈએ. અને ધીમે ધીમે ઝરને બહાર કાઢવી જોઈએ. ફ્લેટીન બે ટીકડી અને સાલ્ફામેઝાથીનની એક ટીકડી ગર્ભાશયમાં મૂકવી અને ત્યારબાર પેનિસિલિનનું એક ઈંજેકશન આપવું. બીજા અને ત્રીજા દિવસે આ ઈંજેકશન ચાલુ રાખવું. બાજરો જવ બેથી ત્રણ શેર જેટલા અને તેમાં એક શેર જેટલો ગોળ, નવટાંક આદુ, નવટાંક અજમા વગેરે નાખીને સવાર સાંજ ખવડાવવું.

## અમદાવાદમાં ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટના

# આરોગ્યધામનો શિલાન્યાસ

અમદાવાદમાં આયોજનનગર પાસે અમદાવાદ મ્યુનિ. કોરપોરેશન તરફથી ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટને ડૉ. જીવરાજ મહેતા આરોગ્યધામ (જનરલ હોસ્પીટલ) બાંધવા માટે પાલડી વિસ્તારથી ત્રણેક કીલોમીટર દૂર ક્રોસ ક્રોસીંગ અને ડૉ. જીવરાજ પાર્ક પાસે ૨૦ હજાર ચોરસ વાર જમીન મળી છે. આ જમીન ઉપર તા. ૭–૯–૮૧ના રોજ રાજ્યપાલશ્રી શારદા મુખર્જીના વરદ હસ્તે શિલાન્યાસ વિધિ થયો. પ્રમુખસ્થાને ગુજરાત રાજ્યના મુખ્ય મંત્રીશ્રી માધવસિંહ સોલંકી હતા, જ્યારે અતિથિવિશેષપદે અમદાવાદ મ્યુનિ. કોરપોરેશનના મેયર શ્રી રફીઉદ્દીન શેખ હતા.

ભૂમિપૂજન ડૉ. જીવરાજ મહેતાનાં પુત્રી કુમારી અંજની મહેતાએ કરેલું. આ પ્રસંગે ગુજરાતના ત્રણ માજી મુખ્ય મંત્રીશ્રી. હિતેન્દ્ર દેસાઈ, શ્રી. ચીમનભાઈ પટેલ ને શ્રી. બાબુભાઈ પટેલ ઉપરાંત ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટના ટ્રસ્ટીઓ, ડૉ. જીવરાજ મહેતા આરોગ્યધામ સમિતિના સભ્યો અને અમદાવાદના અગ્રણી નાગરિકો ઉપરાંત વિશાળ જનમેદની હાજર રહેલી.

આ સૌનું સ્વાગત કરીને ટ્રસ્ટના પ્રમુખશ્રી રતુભાઈ અદાણીએ ડૉ. જીવરાજ મહેતાની જાહેર સેવાઓનો ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું કે ગુજરાતના પ્રથમ મુખ્ય પ્રધાન ડૉ. જીવરાજ મહેતાએ આ રાજ્યની સ્થાપનામાં કિંમતી ફાળો આપ્યો હોવા છતાં કેટલાંક કારણોસર તેમની વધુ સેવાઓ લઈ શકાઈ નહિ. પરંતુ તબીબ હોવાને નાતે આરોગ્ય તેમનો પ્રિય વિષય હોવાથી તેમના અમરેલી જિલ્લાના ચાવંડ ખાતે કલ્યાણધામ કેન્દ્રની સ્થાપના કર્યા બાદ કેટલાક મિત્રોએ અમદાવાદ ખાતે પણ ડૉ. જીવરાજભાઈની સ્મૃતિમાં આરોગ્યસેવાનું એક કેન્દ્ર શરૂ થાય એવી ભાવના પ્રગટ કરી, અને એ માટે બનતો સહકાર આપવાની ખાત્રી આપતાં ટ્રસ્ટે અમદાવાદમાં પણ આરોગ્ય સેવાકેન્દ્ર શરૂ કરવાનો નિર્ણય કર્યો.

આ આરોગ્ય સેવાકેન્દ્ર માટે અમદાવાદ મહાનગરપાલિકાએ વીસેક હજાર ચોરસવાર જમીન વાર્ષિક એક રૂપિયા ભાડાના પ્રતિકથી આપી એ આભારની અને આનંદની વાત છે. લોકો પાસેથી દાન મેળવીને આ અદ્યતન હોસ્પિટલ ઊભી કરવી છે. સરકાર એ લોકોની પ્રતિનિધિ છે તેથી તે વધુ નાણાં આપી શકે.

આવી સમાજોપયોગી પ્રવૃત્તિ કોઈ એક વ્યક્તિ કે પક્ષ સાધી શકે નહિ. ગુજરાત રાજ્યના ચારેય વર્તમાન અને ભૂતપૂર્વ મુખ્ય પ્રધાનો આજે એક જ મંચ ઉપર સાથે બેઠેલા જોઈને ઘણાને આશ્ચર્યનો પ્રશ્ન થાય છે, પણ આ તો સામાન્ય હોવું જોઈએ. રાજકારણમાં પ્રમાણિક મનભેદો હોય તો પણ સમાજજીવનના કામમાં સહુએ સાથે મળીને કામ કરવું જોઈએ. ગુજરાતના ટોચ સ્થાને રહી ચૂકેલી વ્યક્તિઓ એકબીજાને અવારનવાર મળતા રહી પ્રજાના પ્રશ્નો હલ કરતા રહે તો પણ મોટી સેવા કરી લેખાશે.

આ તકે કેતન ઉપેન્દ્ર શાહ નામનો એક આઠ વરસનો બાળક દાન દેવા આવ્યો એનો ઉલ્લેખ કરતાં શ્રી. રતુભાઈએ જણાવ્યું કે માત્ર આઠ વરસના આ બાળકે નાની નાની બચત દ્વારા એકઠા કરેલા રૂપિયા ૧ હજાર આ હોસ્પિટલ માટે આપ્યા છે. આ રૂ. ૧ હજારનો ચેક રાજ્યપાલશ્રી દ્વારા સ્વીકારવામાં આવ્યો હતો.

સ્વાગત પ્રવચન પછી ડૉ. રંજન નાણાવટીએ

સંદેશાવાચન કરેલું. ત્યારબાદ ભૂતપૂર્વ મુખ્ય પ્રધાનશ્રી હિતેન્દ્ર દેસાઈએ ડૉ. જીવરાજ મહેતાની ગુજરાતની સેવાઓને બિરદાવી જાહેર આરોગ્ય માટે સહાયરૂપ થાય તેવા સેવાકેન્દ્રની પ્રવૃત્તિ માટે ટ્રસ્ટને અભિનંદન આપ્યાં હતાં.

ભૂતપૂર્વ મુખ્ય પ્રધાન શ્રી. બાબુભાઈએ ડૉ. જીવરાજ મહેતાની સુદીર્ઘ કારકિર્દીને અંજલિ આપીને જણાવેલું કે શ્રી. રતુભાઈ જે કાર્ય હાથ ધરે કદી છોડતા નથી. મને વિશ્વાસ છે કે આવું પ્રશંસનીય કાર્ય હાથ ધર્યું છે તે પૂરું કરીને જ રહેશે.

એ જ રીતે ભૂતપૂર્વ મુખ્ય પ્રધાન શ્રી. ચીમનભાઈ પટેલે પણ ડૉ. જીવરાજ મહેતાની બહુવિધ કાર્યશક્તિને બિરદાવીને જણાવેલું કે આરોગ્યસેવાકેન્દ્ર અમારા વિસ્તારમાં જ ઊભું થઈ રહ્યું છે તેમાં અમારો સૌનો સહકાર મળી રહેશે. શ્રી રતુભાઈ હાથમાં લીધેલું કાર્ય પૂરું કરીને જ રહે છે તેવો મને એમની સાથે અને એમની સામે કામ કર્યાથી અનુભવ છે.

અતિથિવિશેષ અમદાવાદના નગરપતિ શ્રી. રફીઉદ્દીન શેખે પણ ડૉ. જીવરાજ મહેતાની ગુજરાતની સેવાઓ અને આરોગ્યસેવાઓને ભાવભરી અંજલિ આપેલી. ડૉ. જયંત હરિભક્તિએ પણ ભાવભરી અંજલિ ઉપરાંત આરોગ્યધામમાં મળનારી તબીબી સેવાઓનો ખ્યાલ આપેલો.

એ પછી ટ્રસ્ટના ઉપપ્રમુખ શ્રી. નટવરલાલ વોરાએ શિલાન્યાસ માટે રાજ્યપાલ શ્રી. શારદાબહેન મુખરજીને વિનંતી કરી. રાજ્યપાલશ્રીએ શિલાન્યાસ વિધિ કરી પોતાના પ્રવચનમાં જણાવ્યું કે મુંબઈ ડૉ. જીવરાજ મહેતાને પોતાના માને છે, ગુજરાત પણ ડૉ. જીવરાજ મહેતાને પોતાના માન આપે છે. ડૉ. જીવરાજ મહેતા તો રાષ્ટ્રના સપૂત હતા. એમની અપ્રતીમ સેવાઓને લક્ષમાં રાખી શ્રી રતુભાઈએ હાથ ધરેલી આ રચનાત્મક પ્રવૃત્તિ અભિનંદનને પાત્ર છે. તમામ પક્ષો આ પ્રસંગે પક્ષાતીત બનીને ઉપસ્થિત રહ્યા તે એક સુલભ પ્રસંગ છે. રાજકારણને એક બાજુ રાખીને આવી રચનાત્મક પ્રવૃત્તિઓ સમાજ હાથ ધરશે તો જ સરકાર દ્વારા ઉપાડાતાં કામ દીપી ઊઠશે. સરકાર એકલી બધાં કામ હાથ ધરી શકે નહિં.

પ્રમુખસ્થાનેથી મુખ્ય મંત્રી શ્રી. માધવસિંહે ડૉ. જીવરાજ મહેતાને ભવ્ય અંજલિ આપતાં જણાવેલું કે ગુજરાતની જનતા આજે ગુજરાતના પ્રથમ મુખ્ય મંત્રી ડૉ. જીવરાજ મહેતાની સ્મૃતિમાં ઊભી થતી હોસ્પિટલ માટે કૃતજ્ઞતાની લાગણી અનુભવી રહી છે. ગુજરાતના અલગ રાજ્યની વખતે ડૉ. જીવરાજ મહેતાએ જે સેવા કરી છે તે ગુજરાત ભૂલી શકશે નહિ. આરોગ્ય સેવાઓ સાથે ડૉ. જીવરાજ મહેતાએ ગુજરાતની સ્થાપનાકાળથી જ ગુજરાતને સંગીન પાયા ઉપર મૂક્યું છે તેથી આજે ગુજરાતનો અજોડ વિકાસ થયો છે. શ્રી રતુભાઈ એ જે શુભભાવનાથી આ કાર્ય ઉપાડયું છે તેમાં સહુ કોઈનો સહકાર મળી રહેશે.

એ પછી આરોગ્યધામ સમિતિના મંત્રી શ્રી. વાડીલાલ કામદારે આભારદર્શન કર્યા બાદ સમારંભનું સમાપન થયું હતું.



દિ' દિ' દાપે નહિ, વચન પાલવ ને વાદ ;
વચ્ચે બેસી વાતું કરે, ગણાય ગાંડો નવાજ...
મિત્ર પરખીયે દાંતણે, સગું પરખાયે સાંચ ;
ઘરનું માણસ પરખીયે, ઘરમાં ન હોય કાંઈ...
રાજા જોગી ને અગન જળ, વાંકી ઉલટી રીત ;
એ ચારેથી ડરતા રહો, થોડી પાળે પ્રીત...

મોતી ભાંગે વીંધતા, મનડું વેણુ કવેણ ;
તોરી ભાંગે ટેપાવનાં, એ સાંધો લીગે ન રેણ...
મોંઘેરા મળે તો, સોંઘેરા સાટવીયે નહિ ;
ખૂંદયા ઠોણુ ખમે, જાત વીનાના જોગડા...
સકળની ને સાંપડે, સંસાર સુખની ખાણ ;
ભૂંડી મળે જો ભારજ્યા, તો મંદિર થાય મસાણ...

# ડૉ. જીવરાજ મહેતા જનરલ હોસ્પીટલ (અમદાવાદ) માટે ફાળો આપવા શ્રી. રતુભાઈની અપીલ

સત્તાના સિંહાસને બેસતી વખતે જયજયકાર થાય એ સ્વાભાવિક છે પણ સત્તાનું સિંહાસન છોડતી વખતે લોકો એનો જયજયકાર કરી ભાવભરી વિદાય આપે એ વિરલ પ્રસંગ કહેવાય

સને ૧૯૬૦ મા મુંબઈ રાજ્યનું વિભાજન થયુ. નવા રચાતા ગુજરાત રાજ્યનું સુકાન કોણ સંભાળે એ અંગે થોડી ચર્ચા અને વિવાદ થયેલા ખરા, પરંતુ વિભાજન વખતે મુંબઈ રાજ્યના મંત્રી મંડળમા ગુજરાતના જે મંત્રીઓ હતા એમના બનેલા મંત્રીમંડળે જ ગુજરાત રાજ્યની જવાબદારી સંભાળવી એમ નક્કી થયુ સ્વાભાવિક રીતે જ ડૉ જીવરાજ મહેતાના શીરે મુખ્યમંત્રીશ્રી તરીકેની જવાબદારી આવી.

આ નિર્ણય થવાની સાથે જ ડૉક્ટર સાહેબે નવા રચાનારા ગુજરાત રાજ્યની ચિંતા શરૂ કરી દીધી. મુંબઈનું દ્વિભાષી રાજ્ય રચાયુ એ પહેલા એક તબક્કે મુંબઈ અને ગુજરાત એમ બે રાજ્ય રચવાની વાત પણ વિચારવામા આવેલી ત્યારે વનસ્પતિથી સમૃદ્ધ એવો ડાંગ જિલ્લો મુંબઈ રાજ્યમા જતો હતો, પણ જ્યારે દ્વિભાષી રાજ્યના વિભાજન પછી બે રાજ્યોની રચના નક્કી થઈ ત્યારે ડાંગ જિલ્લો ગુજરાતનો ભાગ બન્યો એનો યશ ડૉક્ટર સાહેબને ફાળે જાય છે.

ઉકાઈ ગુજરાત રાજ્યની એ જ વખતની મહત્ત્વની યોજના હતી મહારાષ્ટ્ર અને ગુજરાતની સરહદ ઉપર આકાર લઈ રહેલી આ યોજનાને સફળ બનાવવા માટે ડેમની મહારાષ્ટ્ર બાજુ સારો એવો વિસ્તાર ગુજરાતમા હોવો જોઈએ એવો ડૉક્ટર સાહેબે આગ્રહ રાખેલો. આ અંગે સારો એવો વિવાદ જામેલો કેન્દ્રના ગૃહ પ્રધાન શ્રી ગોવિંદ વલ્લભ પંત પાસે આ વિવાદ પહોંચ્યો. ડૉક્ટર સાહેબની માગણી સ્વીકારવાની થોડી આનાકાની થતા, જો ડેમની બાજુની જમીન ગુજરાત રાજ્યમાં રાખવામા ન આવે તો ડેમ કદી પૂરો થાય નહિ એમ માની, મુખ્યમંત્રી તરીકે બીજી કોઈ વ્યક્તિને શોધી લેવા માટે બહુ જ વિનયપૂર્વક અને મક્કમતાથી ડૉક્ટર સાહેબે જણાવી દીધુ અને અંતે આનો વ્યવહારુ ઉકેલ શોધાયો.

૩૦મી એપ્રિલ ૧૯૬૦ના રોજ મુંબઈ મંત્રીમંડળના ગુજરાતના મંત્રીઓ અમદાવાદ સ્ટેશને ઊતર્યા ત્યારે લોકોએ ભારે ઉત્સાહથી એમનુ સ્વાગત કર્યુ અને ડૉક્ટર સાહેબના સબળ-સફળ નેતૃત્વ નીચે ગુજરાત રાજ્યના વહીવટ શરૂ થયો

ડૉક્ટર સાહેબે નવા રચાયેલા ગુજરાત રાજ્યનો મજબૂત પાયો નાખ્યો એમ કહી શકાય. આજે ગુજરાત રાજ્ય આર્થિક દ્રષ્ટિએ સદ્ધર ગણાય છે, અને ઔદ્યોગિક દૃષ્ટિએ વિકાસ સાધી રહેલ છે એનો મજબૂત પાયો ડૉક્ટર સાહેબે નાખ્યો એમ કહી શકાય

તે સમયની ગુજરાતની કોંગ્રેસમા મતભેદ થતા ડૉક્ટર સાહેબને મુખ્યમંત્રીપદ છોડવુ પડ્યુ, પરંતુ સાડાત્રણ વર્ષ જેટલા ગાળામા શક્ય એટલા સ્વચ્છ, કરકસરભર્યા અને કાર્યક્ષમ વહીવટને પરિણામે એમણે પ્રજાનો પ્રેમ મેળવીને એમના દિલમા અજબ સ્થાન પ્રાપ્ત કરી લીધેલુ એમને ભાવભરી વિદાય આપવા માટે અમદાવાદના અગ્રણી નાગરિકોએ યોજેલા સમારંભમા હાજરી આપી, ત્યારે જ એમણે

અમદાવાદથી વિદાય લીધી ત્યારે લોકોએ એમનો જયજયકાર બોલાવ્યો અને ખૂબ જ ભાવભરી, પ્રેમભરી અને રંગભરી વિદાય આપી.

ગુજરાત એમની સેવાથી વંચિત બન્યું, પણ એમની શક્તિનો ઉપયોગ કરવા પંડિત જવાહરલાલ નહેરૂએ એમને લંડનમાં હાઈકમિશ્નર તરીકે નિયુક્ત કર્યા. ત્યાંની કામગીરી પૂરી કરીને ભારત આવ્યા પછી એમણે એમનો સમય અને શક્તિ, શિક્ષણ, આરોગ્ય, ગ્રામ્યવિકાસ ઈત્યાદિ રચનાત્મક પ્રવૃત્તિ અને લોકસેવાનાં કાર્યોને અર્પણ કર્યો.

દેશના એક ખ્યાતનામ ડોકટર, ગાંધીજીના વિશ્વસનીય સાથી, સ્વાતંત્ર્ય સંગ્રામના સૈનિક, કેન્દ્રના આરોગ્યવિભાગના ડાયરેકટર જનરલ, વડોદરા રાજ્યના પ્રથમ પ્રજાકીય મુખ્ય દીવાન, મુંબઈ રાજ્યના બાંધકામ ખાતાના અને બાદ નાણા ખાતાના પ્રધાન તરીકે એમની કારકિર્દી જાણીતી છે. અમરેલી જિલ્લા વિદ્યાસભા જે આજે ત્રણ કોલેજો ઉપરાંત બીજી અનેક પ્રવૃત્તિઓ ચલાવી રહી છે એ એમનું સર્જન છે.

ગઈ પેઢીની એક વિભૂતિની પુણ્ય સ્મૃતિમાં એમને પ્રિય એવી રચનાત્મક અને લોકકલ્યાણની પ્રવૃત્તિઓ ચલાવવા માટે એમના સ્નેહી અને ચાહક મિત્રોએ વિચારણા શરૂ કરી. એ ક્ષેત્રે કંઈક કરી છૂટવું જોઈએ એમ મારી પણ લાગણી ખરી. કારણ કે સ્વરાજ્યપ્રાપ્તિ પહેલાં મારી રચનાત્મક પ્રવૃત્તિઓનું કાર્યક્ષેત્ર અમરેલી. એ કારણે ડોકટર સાહેબ અને એમના કુટુંબ સાથે પરિચયમાં આવવાનું બનેલું. પરંતુ ડોકટર સાહેબના નિકટના પરિચયમાં આવવાનું મને સદ્‌ભાગ્ય મળ્યું. મુંબઈ રાજ્યના દ્વિભાષી રાજ્યની રચના પછી અને ખાસ કરીને ગુજરાત રાજ્યની રચના પછી એમના શિસ્તબદ્ધ કડક લાગતા જીવન વચ્ચે પણ માનવસેવાની ભાવના, ઉદાત્ત, નમ્રતા, ઔદાર્ય, નિયમિતતા, ગુણોનો મને પરિચય થયો. ડોકટર સાહેબના નિધન પછી એમને પ્રિય એવી સેવાપ્રવૃત્તિઓ ચલાવવા, વિકસાવવા માટે ટ્રસ્ટ રચવાનો નિર્ણય લેવામાં આવ્યો. ટ્રસ્ટની રચના થઈ. અમરેલી જિલ્લાના ચાવંડ ગામે ટ્રસ્ટ તરફથી આરોગ્યસેવાનું સંકુલ શરૂ થઈ રહ્યું છે, જેનો શુભારંભ-વિધિ આપણા વડાપ્રધાન શ્રી ઈન્દિરાબેનના શુભહસ્તે થયો. આ પ્રસંગે શ્રી ઈન્દિરાબેને એમને રાષ્ટ્રના એક સપૂત તરીકે અંજલિ આપીને એક મહત્ત્વની વાત કરી. એમણે કહ્યું કે કમલા નહેરૂ સ્મારક હોસ્પિટલમાં જ્યાં સુધી ડૉ. જીવરાજભાઈએ રસ લીધો, અને સેવા આપી ત્યાં સુધી આ હોસ્પિટલ બહુ જ વ્યવસ્થિત રીતે સંતોષકારક સેવા આપી રહી હતી. પરંતુ એમની સેવા મળતી બંધ થઈ ત્યાર પછી હોસ્પિટલનું કામ સંતોષકારક રહ્યું નથી. આ એક વાતમાં જ શ્રી ઈન્દિરાબેન ગાંધીએ ડોકટર સાહેબની વહીવટી કુશળતા અને ડોકટરી શક્તિને ભવ્ય અંજલિ આપી ગણાય.

અમદાવાદમાં આરોગ્યક્ષેત્રે સરકારી, અર્ધસરકારી કે ખાનગી હોસ્પિટલો મહત્ત્વની સેવા આપી રહી છે, પરંતુ દિનપ્રતિદિન કૂદકે અને ભૂસકે વિકાસ અને વિસ્તાર પામતા અમદાવાદ શહેર માટે આરોગ્ય-ક્ષેત્રે આ સુવિધાઓ પૂરતી ન લેખાય. એ જોતાં અમદાવાદને આંગણે ટ્રસ્ટ તરફથી ડૉ. જીવરાજ મહેતાની પુણ્ય સ્મૃતિમાં વિશિષ્ટ પ્રકારની સેવા આપી શકે એવી જનરલ હોસ્પિટલ શરૂ થાય એ લોકો માટે આશીર્વાદરૂપ બની રહેશે.

આ હોસ્પિટલ માટે એ વખતની અમદાવાદ મ્યુ. કોર્પોરેશને સર્વાનુમતિથી આયોજનનગર પાસે ૨૦,૦૦૦ ચો. વાર જેટલી જમીન વાર્ષિક રૂા. ૧ના પ્રતિક ભાડાથી ટ્રસ્ટને સુપ્રત કરી છે. એ માટે ટ્રસ્ટ મ્યુ. કોર્પોરેશનનો હૃદયપૂર્વક આભાર માને છે.

આ જમીન ઉપર ટ્રસ્ટના સ્થપતિ શ્રી મદને તૈયાર કરેલ આયોજન મુજબ બાંધવા ધારેલ જનરલ હોસ્પીટલનો શિલાન્યાસ વિધિ તારીખ ૭મી જૂન ૧૯૮૧ને રવિવારના રોજ સવારે ૯-૦૦ કલાકે આપણા રાજ્યના રાજ્યપાલશ્રી શારદાબેન મુખરજીના વરદ હસ્તે થયેલો છે. ગુજરાત રાજ્યના મુખ્યમંત્રીશ્રી માધવસિંહજી સોલંકી આ સમારંભનું પ્રમુખસ્થાન શોભાવશે.

ડૉ. જીવરાજ મહેતા જનરલ હોસ્પિટલ માટે અનેક મિત્રોનો બધી જાતનો સહકાર મળી રહયો છે. પરંતુ અમદાવાદને આંગણે ડૉ. જીવરાજ મહેતાની સ્મૃતિમાં અને એમના નામે શરૂ થતી આ કલ્યાણકારી યોજના માટે તમામ નાગરિકોને પોતાનાથી શક્ય એટલો સહકાર, ફાળો આપવા માટે ટ્રસ્ટ વતી અપીલ કરું છું. અમદાવાદ-ગુજરાતના સુજ્ઞ અને કદરદાન નાગરિકો આ અપીલનો યોગ્ય જવાબ આપી, અમદાવાદના આંગણે શરૂ થતી મંગળ પ્રવૃત્તિના સહભાગી બનશે એવી શ્રદ્ધા છે.

**રતુભાઇ અદાણી**
પ્રમુખ
ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ.

આરોગ્યધામ,
આયોજનનગર પાસે,
અમદાવાદ – ૭.

ગુજરાત રાજ્ય માર્ગ વાહન વ્યવહાર
કોર્પોરેશન સહર્ષ રજુ કરે છે.

○ અદ્યતન આરામદાયી ○ સંપૂર્ણ સગવડવાળી
સમગ્ર દેશની પરમીટ ધરાવતી

લગ્ન તથા સુખદ યાત્રા પ્રવાસ માટે ગુજરાત તથા
ભારતના અગત્યના કોઇ પણ સ્થળે જવા માટે

## લકઝરી અને મીની બસ

બે લકઝરી બસો તથા એક મીની બસ અમદાવાદ ખાતે તેમજ

**વડોદરા, હિંમતનગર, રાજકોટ અને સૂરત ખાતે**
**એક એક મીની લકઝરી બસની સુવિધા રહેશે.**



તા. ક. : ગુજરાત રાજ્યના ઉપરોક્ત સ્થળ સિવાયના કોઇ પણ પાકા રસ્તાના જોડાણવાળા સ્થળેથી પણ ખાલી બસનો ચાર્જ વસૂલ કર્યા સિવાય ઉપલબ્ધ થશે. વધુ વિગત માટે જે તે વિભાગના સ્થાનિક ડેપો મેનેજરનો સંપર્ક સાધવો.



એ. ડી. વી. ટાયર ટ્યુબ

તથા

ટ્રેક્ટરના ટાયર ટ્યુબ તથા વ્હીલ

# વિજયરાજ સ્ટોર્સ

એસ. ટી. બસ સ્ટેશન સામે,

ઢેબરભાઈ રોડ,

રાજકોટ



# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૬૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ-૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી

# શ્રી કેશોદ તાલુકા ખે. ઓ. સે. સ. મં. લિ. કેશોદ

## પ્રોસેસીંગ કરાવી વધુ ભાવ મેળવો.

૧: પોતે પકવેલ મગફળી પ્રોસેસીંગમાં મોકલી પાકા માલના માલિક બનો અને વ્યાજબી ભાવ મેળવો.
૨: પ્રોસેસીંગ કરાવવાથી કડ, તોલ ઉતારામાં છેતરપીંડી થતી નથી.
૩.: કાચા માલને બદલે પાકા માલના એટલે કે તેલ અને ખોળના માલિક બનો.
૪; જ્યાં સુધી તમે ભાવ ઠરાવતા નથી ત્યાં સુધી પાકો માલ વેચતા નથી.
૫; જેથી કોઈ દિવસ ખેડૂતે સહન કરવાનો સમય આવતો નથી.
૬: તમારા માલનો ભાવ તમારી મરજી પડે ત્યારે થાય છે.
૭: મગફળી કારખાનામાં પહોંચ્યા પછી ઘટ થાય કે અકસ્માત થાય તો ખેડૂતે સહન કરવાનું નથી હોતું કારણ કે અકસ્માત સામે વીમો હોય છે.
૮: મગફળી ખરીદ કે વેચાણ થતી ન હોવાથી મગફળી ઉપર ખરીદ વેરો ભરવો પડતો નથી.

ઉપરના તમામ લાભો લેવા માટે વહેલો તે પહેલોના ધોરણે મગફળીની નોંધણી કરવાનું ચાલુ છે, માટે જેમણે જેટલી મગફળી પ્રોસેસીંગમાં આપવી હોય તેણે નોંધ કરાવી જવી અને નોમીનલ સભ્ય થઈ જવું.

મોહનલાલ ડી. પટેલ
મેનેજર

હરિલાલ દેવજીભાઈ
પ્રમુખ

## શ્રી કેશોદ તાલુકા ખે. ઓ. સે. સ. મં. લિ. કેશોદ

વેરાવળ રોડ, કેશોદ - ૩૬૨૨૨૦

# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ.

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમાં અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીયો – વેકસીન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા-બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મીલકત જનતાની મીલકત છે તેને નૂકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણ કેન્દ્રની" મુલાકાત લ્યો

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

ગોંડલ તારીખ ૧૩-૪-૧૯૮૧.

ગોવિન્દલાલ એસ. દેસાઈ.
પ્રમુખ,
નગરપાલિકા, ગોંડલ.



# શ્રી. પોરબંદર નગરપાલિકા

## 'જાહેર – વિજ્ઞપ્તિ'



૧– પોરબંદર ઔદ્યોગિક શહેર છે અને દિનપ્રતિદિન વિકાસ પામે છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨– નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઈ કરો.

૩– જન્મની નોંધણી દિન ૭ (સાત)માં અને મરણની નોંધણી દિન ૩ (ત્રણ)માં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪– બાળકોનાં સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીઓ–વેકસીન, ત્રિગુણી રસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા–બાળ કલ્યાણ કેન્દ્રોની અવશ્ય મુલાકાત લ્યો.

૫– સ્વચ્છતા જાળવવામા સહાયરૂપ બનો

૬– નગરપાલિકાની મિલ્કત જનતાની મિલ્કત છે, તેને નુકસાન ન કરો.

૭– સરકારશ્રીની ખાસ પોષક સુક્તાહાર યોજના હેઠળ નગરપાલિકા મારફત ૧ થી ૬ વર્ષનાં બાળકોને વિના મૂલ્યે દૂધ તથા વિટામીન બ્રેડ આપવામાં આવે છે.

૮– રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષો વાવો.

૯– સુખી અને સમૃદ્ધ 'કુટુમ્બ કલ્યાણ કેન્દ્ર'ની મુલાકાત લ્યો.

૧૦– નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિ. છે.

૧૧– નગરપાલિકાની સીટી બસમા મુસાફરી કરતાં ટિકીટ લઈને જ બેસવાનો આગ્રહ રાખો

૧૨– નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

પોરબંદર : તા. ૯–૪–૧૯૮૧

ડોલરભાઈ ચોટાઈ
પ્રમુખ
પોરબંદર નગરપાલિકા.





ગ્રામ : "સહકાર"

નોંધણી ક્રમાંક ૧૫૪૭
નોંધણી તા. ૨૫-૬-૧૯૫૬

ફોન { ગોડાઉન : ૧૫
દુકાન : ૫૯

"સહકાર ત્યાં સિદ્ધિ"

# શ્રી વેરાવળ-પાટણ તાલુકા
# સહકારી ખરીદ વેચાણ સંઘ લિ.

ગુજરાત રાજ્ય **વેરાવળ** જિલ્લો : જૂનાગઢ.

દુકાન : વખારિયા બજાર.

ગોડાઉન : ભાલકા રોડ

**: સભાસદ સંખ્યા :**

| | |
|---|---|
| મંડળીઓ | ૪૧ |
| વ્યકિત | ૨૭૩ |
| | ૩૧૪ |

**: શેર ભંડોળ :**

| | |
|---|---|
| રૂા. | ૧૨૧૯૫૦-૦૦ |
| રૂા. | ૫૧૯૦-૦૦ |
| | ૧૨૭૧૪૦-૦૦ |

ઓડીટ વર્ગ 'બ'

: બેન્કર્સ :
ધી જૂનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ
કો - ઓપરેટીવ બેન્ક લિ. જૂનાગઢ
બ્રાન્ચ : વેરાવળ.

: ઓડીટર્સ :
શ્રી સ્પેશ્યલ ઓડીટર
સહકારી મંડળીઓ
જૂનાગઢ

શ્રી જે. બી. બારડ — એકાઉન્ટન્ટ

શ્રી એમ. એ. ઝાલા — મેનેજર

શ્રી કાળાભાઇ રણમલભાઇ ઝાલા — પ્રમુખ





# વાળિયા બ્રધર્સ

૮૭/૮૯, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ - ૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી

ગુજરાતમાં ભવ્ય પ્રગતિની
ગતિ સ્થાપતી

# કામ કરતી સરકાર



ગુજરાત સરકારે લોકહિતના સંખ્યાબંધ કાર્યક્રમો અમલમાં મૂકયા છે. સમાજના છેલ્લામાં છેલ્લા માનવી સુધી પ્રગતિના લાભો પહોંચાડવા સરકાર ભગીરથ પ્રયત્નો કરી રહી છે:

- છઠ્ઠી પંચવર્ષીય યોજનાની ફાળવણી ૫૫ ટકા વધારીને રૂા. ૩૭૬૦ કરોડની કરાઈ.
- વિકેન્દ્રિત જિલ્લા આયોજન માટે વધુ ફાળવણી.
- નાગરિક પુરવઠા નિગમ તેમજ ગુજરાત ગ્રામ કામદાર કલ્યાણ બોર્ડની સ્થાપના.
- આર્થિક સુધારા કાર્યક્રમ હેઠળ ૧,૬૦,૦૦૦ આદિવાસી, અનુસૂચિત જાતિ, સામાજિક પછાત વર્ગના કુટુંબો આવરી લેવાયાં.
- અનુસૂચિત જાતિઓ માટે રૂા. ૨૭ કરોડની ખાસ અંગભૂત યોજના અમલી બનાવાઈ.
- એન્જિનિયરીંગ અભ્યાસક્રમોમાં તેમજ ઔદ્યોગિક તાલીમ માટે પ્રવેશશક્તિ વધારવામાં આવી.
- પાક વીમા યોજના ઉદાર બનાવાઈ.
- ભૂમિહીન ખેતમજૂરો માટે ૮૫૨૬ વસવાટ બંધાયાં. છઠ્ઠી યોજનામાં રૂા. ૭૫ કરોડના ખર્ચે ૩ લાખ વસવાટો બંધાશે.
- કારીગરોને લોન–સહાય વધારવામાં આવી.
- ભૂમિહીન વ્યક્તિઓમાં ૪૨૮૮ એકર જમીનની વહેંચણી કરાઈ.
- આદિજાતિ વ્યક્તિઓના કબજા હકો બિન-આદિજાતિ વ્યક્તિઓને તબદિલ કરવા પર પ્રતિબંધ મૂકાયો.
- ઉદ્યોગોના વિકાસ માટે ઉદાર આર્થિક પ્રોત્સાહનો પૂરાં પડાયાં.
- પછાત વિસ્તારોમાં ૨૩ નવી ઔદ્યોગિક વસાહતોની સ્થાપના.

## ઉજ્જવળ આવતી કાલ

- ઉભરાટ ખાતે ઓફ શોર ગેસનું ભૂમિ-બિન્દુ નક્કી થતાં ગેસ આધારિત પેટ્રો કેમિકલ્સ ઉદ્યોગો વિકસશે.
- નર્મદા ટ્રીબ્યુનલ ચૂકાદો જાહેર થતાં જ રૂા. ૩૭૪૦ કરોડની સરદાર સરોવર યોજના અમલમાં મૂકાઈ. આથી સાત વર્ષ બાદ ૨૦ લાખ એકર જમીનને સિંચાઈ મળશે તેમજ ૨૦૦ મેગાવોટ વીજળી ઉત્પન્ન થશે.
- ૧૭૧૫ મેગાવોટ શક્તિના ૭ મોટા પ્રોજેકટોનું આયોજન કરાયું. પાંચ પ્રોજેકટોનો અમલ થઈ રહ્યો છે, જે ૧૯૮૩–૮૪માં પૂરા થશે. કોરબા સુપર થર્મલ પાવર સ્ટેશનમાંથી મળનાર ૧૮૭ મેગાવોટ વીજળીથી રાજ્યની વિદ્યુત ઉત્પાદન–ક્ષમતા ૪૦૮૨ મેગાવોટની થશે. પાંચ વર્ષમાં રાજ્યના તમામ ગામોને વીજળી પૂરી પડાશે.

---

*આવો, ગુજરાતની
સમૃદ્ધિ માટે,
સહિયારો
પરિશ્રમ કરીએ*

# ઊર્મિનવરચના

ડૉ. જયમલ્લ મહેતા
સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

વર્ષ–૫૨ : અંક ૫
સળંગ અંક : ૬૧૭

ઓગસ્ટ ૧૯૯૧



હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમા બનેલી ચીજોથી પૂરી પાડવી જોઇએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઇએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાથી કંઇ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઇએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઇશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

–ગાંધીજી

કનુભાઇ દોમડિયા

મેનેજીંગ ડિરેક્ટર

# વિનય સોલવન્ટ એક્સ્ટ્રેકશન

# ઇન્ડસ્ટ્રીઝ પ્રા. લિ.

ધોરાજી રોડ, જૂનાગઢ



# શ્રી અમરેલી જીલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક લિ. અમરેલી

હે. ઓ. અમરેલી

ફોન નંબર-૨૪૦૫



શાખાઓ :-

અમરેલી, ધારી, ચલાલા, ખાંભા, લાઠી, લીલિયા, દામનગર, બાબરા, વડિયા, બગસરા, રાજુલા, જાફરાબાદ, ડુંગર, ડેઢાણ, કુંકાવાવ, ચીત્તલ, મોટા દેવળિયા, ક્રાંકચ, પડાધાર, ગોવિંદપુર, તોરી, શાખપુર.

| | | |
|---|---|---|
| સ્વભંડોળ | : | રૂ ૧૩૯-૯૫ |
| કાર્યભંડોળ | : | રૂ. ૯૩૮-૯૯ |
| કુલ ધીરાણ | : | રૂ. ૭૩૦-૦૦ |
| કુલ થાપણો | : | રૂ. ૪૧૨-૬૦ |

તમારી બચતોનું રોકાણ કરતાં પહેલા અવશ્ય આ બેન્કની મુલાકાત લઇ થાપણની જુદી જુદી યોજનાની સમજુતી મેળવી આ બેન્કમાં જ નાણાં રોકવા નિર્ણય કરી વધુ વ્યાજનો લાભ મેળવો.

| | | |
|---|---|---|
| ભાણાભાઈ ભગવાનભાઇ પટેલ. | હ. કા. લાડોલા. | દ્વારકાદાસ મોહનલાલ પટેલ |
| ઉપપ્રમુખ | મેનેજર | પ્રમુખ |

શ્રી અમરેલી જીલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક લિ. અમરેલી



***************************************



# વાળિયા બ્રધર્સ

૮૭/૮૯, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ - ૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી



# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૬૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ-૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી

# ઘરગથ્થુ ઔષધો

સો૰ક્ષ૰ ક્ષયનિવારણુ સમિતિએ થોડા વખત પહેલાં મહર્ષિ અણ્ણાસાહેબ પટવર્ધન યોજિત ૫૦૦ ઉકાળાની તેમ જ અન્ય ઉપયોગી માહિતી આપતું ઉપયોગી પુસ્તક પ્રગટ કરેલું. એની સંક્ષિપ્ત માર્ગદર્શિકા પણ પ્રગટ કરેલી. બન્ને પુસ્તકો સારો આવકાર પામ્યાં છે.

હવે એવું જ એક ઉપયોગી પુસ્તક ઘરગથ્થુ ઔષધો પ્રગટ થઈ ચૂક્યું છે. આયુર્વેદના પ્રખર અભ્યાસી અને અનુભવી વૈદ્યતીર્થ અપ્પા શાસ્ત્રી સાઠેના મરાઠી ઉપરથી અનુવાદિત આ પુસ્તકમાં ૨૭૫ ઘરગથ્થુ ઔષધોના ગુણધર્મ અને ૨૧૯ રોગ માટે ગુણકારી ઔષધોની સરળ સમજણ આપવામાં આવી છે.

૩૯૬ પાના પાકું પૂંઠું કિંમત રૂા. ૧૦-૦૦

પ્રાપ્તિસ્થાન

સોરઠ ક્ષય નિવારણુ સમિતિ, અક્ષયગઢ – કેશોદ ૩૬૨ ૨૨૦

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, જીવરાજ ભુવન, અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, કલ્યાણધામ, ચાવંડ. જિ. અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, ૯૪, નગીનદાસ માસ્તર રોડ, મુંબઈ – ૪૦૦૦૨૩.

શુભેચ્છાઓ સાથે



# ગણેશ હાઉસીંગ કોર્પોરેશન

ફોન-૩૮૨૫૭૫, ૩૮૨૭૦૭

પથ્થર કૂવા : પેટ્રોલ પંપની બાજુમાં

રીલીફ રોડ : અમદાવાદ

# શ્રી. પોરબંદર નગરપાલિકા

## 'જાહેર – વિજ્ઞપ્તિ'



૧– પોરબંદર ઔદ્યોગિક શહેર છે અને દિનપ્રતિદિન વિકાસ પામે છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨– નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩– જન્મની નોંધણી દિન ૭ (સાત)માં અને મરણની નોંધણી દિન ૩ (ત્રણ)માં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪– બાળકોનાં સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીઓ–વેકસીન, ત્રિગુણી રસી વિ. માટે નગર-પાલિકા સંચાલિત માતા–બાળ કલ્યાણ કેન્દ્રોની અવશ્ય મૂલાકાત લ્યો.

૫– સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬– નગરપાલિકાની મિલ્કત જનતાની મિલ્કત છે, તેને નુકસાન ન કરો.

૭– સરકારશ્રીની ખાસ પોષક યુક્તાહાર યોજના હેઠળ નગરપાલિકા મારફત ૧ થી ૬ વર્ષનાં બાળકોને વિના મૂલ્યે દૂધ તથા વિટામીન બ્રેડ આપવામાં આવે છે.

૮– રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષો વાવો.

૯– સુખી અને સમૃદ્ધ 'કુટુમ્બ કલ્યાણ કેન્દ્ર'ની મૂલાકાત લ્યો.

૧૦– નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું, કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિ. છે.

૧૧– નગરપાલિકાની સીટી બસમાં મુસાફરી કરતાં ટિકીટ લઇને જ બેસવાનો આગ્રહ રાખો.

૧૨– નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

પોરબંદર : તા. ૯–૪–૧૯૮૧

ડોલરભાઈ ચોટાઈ
પ્રમુખ
પોરબંદર નગરપાલિકા.

# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
# ઊર્મિનવરચના



*


ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ
મુ. ચાવંડ
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
ઠે. નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ – ૪૦૦૦૨૩

*

Delhi office – Phone – 615 0 72
Manager
OORMY NAVRACHANA
Shree Navinchandra B. Shah
98, Ravindra Nagar
NEW DELHI – 110003


ચિરંજીવ ક્રાંતિ
એક જ હોઇ શકે.

આવી ક્રાંતિ
નૈતિક ક્રાંતિ જ હોય.

મનુષ્યના આત્માના
પુનરૂદ્ધારની
એ ક્રાંતિ
બનવી જોઇએ.

પ્રત્યેક મનુષ્ય
પોતાના અંતરમાં
તો આ ક્રાંતિ
કઇ રીતે થાય
એનો અનુભવ કરે જ છે.

પણ વિચિત્ર વાત
એ છે કે
દરેક મનુષ્ય
માનવ સમાજને
બદલવાનું જ
વિચારે છે.

કોઇ
પોતાને
બદલવાનું
વિચારતું જ નથી.

– ટૉલ્સ્ટૉય

*


ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાહુલ ઈ. દવે ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ – ૧

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

જુલાઈ '૮૧ : વર્ષ : પર : અંક : ૫ : સળંગ અંક : ૬૧૭





**જાહેરખબરો આપનારાઓને વિનંતી**

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

**ગ્રાહકોને નોંધ લેવા વિનંતી**

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓકટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂ. ૨૫–૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂ. ૬૦–૦૦ |

**લેખકોને—**

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ

# દુઃખનું વજન

कस्यात्यन्तं सुखमुपनतं दुःखमेकान्ततो वा।
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥
[મેઘદૂત ઉત્તરમેઘ/૪૬]

(કોને કેવળ સુખ કે કેવળ દુઃખ મળે છે? સુખદુઃખની દશા પૈડાની ધરીની જેમ ઊંચેથી નીચે અને નીચેથી ઊંચે ચાલ્યા કરે છે.)

દુઃખ માનવમાત્રના ભાગ્યમાં લખ્યું છે એ જેટલું સત્ય છે એટલું જ એ પણ સત્ય છે કે આવેલું દુઃખ જવાનું છે, સુખનું પણ એવું છે. એવો કોઈ મનુષ્ય નહિ મળે કે જેના જીવનમાં કેવળ દુઃખ જ પડયું હોય અથવા કેવળ સુખ જ પડયું હોય.

દુઃખ વખતે તમારું જ્ઞાન કેટલું કામ આવે છે.–તમારા પરંપરાપ્રાપ્ત સેવેલા આદર્શો તમને કેટલા મદદ કરે છે એમાં જ સત્ત્વશાળીનું સત્ય મપાય છે. ધીર માણસને એના ગુણો મદદે આવવાના અને અધીરને એના દોષો હેરાન કરવાના.

દુઃખ શા માટે આવે છે? કોઈ વાર આપણને ઘડવા. માણસ જેટલો દુઃખમાં ઘડાય છે એટલો અન્યથા ઘડાતો નથી. દુઃખમાં કોઈવાર માણસ ઈશ્વરની નજીક પણ પહોંચતો હોય છે. તો કોઈવાર ભયંકર નિરાશા અને તજ્જન્ય અનેક વિકૃતિઓનો ભોગ બની માનસિક આપઘાત વ્હોરે છે. આ માર્ગ તો ખુલ્લો છે. એમાં કોઈ પરિશ્રમની જરૂર નથી, બિલકુલ ઢાળનો રસ્તો છે.

અસહ્ય અને અનિવાર્ય દુઃખ વખતે એ સહન કરવાની આ માટીના પૂતળાની કોઈ તાકાત છે? તે વખતે જે દુઃખ આવે છે તે જ એને સહન કરવાની શકિત આપે છે એવો સંતોનો વિશ્વાસ છે.

દુઃખમાંથી હળવા થવાનો એક સારો ઉપાય આ રહ્યો. આપણા દુઃખનું વજન પોતાને ત્રાજવે તોળવાથી ટન જેવું લાગશે પણ વધુ દુઃખના ત્રાજવે તોળો તો કદાચ એ ગ્રામમાં માપી શકાશે.

આસપાસ વધુ દુઃખી ન મળે એમ બને નહિ છતાં ન મળે તો દ્રૌપદીના દુઃખના ત્રાજવે તમારું દુઃખ તોળી જુઓ.

એક તરફ પાંચ પરાક્રમી પતિઓ નિરાધાર થઈ રહ્યા છે. અને બીજી તરફ દ્રૌપદી એવી અસહ્ય દશામાં છે કે દુઃશાસન ભરસભામાં એનાં ચીર ખેંચે છે. આ બાબત દ્રૌપદીનો કોઈ અપરાધ કયાંય નોંધાયો નથી.

એથી આગળ દાખલો લ્યો સીતાનો–દ્રૌપદી દુઃશાસનને હાથે અન્યાય પામે છે જ્યારે સીતા પોતાના પરમ પ્રેમી રામને હાથે અન્યાય આપે છે. રામ કોઈપણ ખુલાસો કરવાની – પોતાના હૃદયને અશેષ પણે ખૂલ્લું કરવાની પણ જરૂર જોતા નથી. ચૂપચાપ લક્ષ્મણને સીતાને ગંગાકિનારે લઈ જવા કહે છે. આટલા બધા સ્નેહની આવડી મોટી વિડંબનાની કલ્પના પણ થઈ શકે તેમ નથી.

દુઃખ અને સુખ તો આવ્યાં જ કરવાનાં. બધી વખતે એનું સ્વાગત કરવા – એને મહત્ત્વ આપવા આપણા સારાએ ચૈતન્યને રોકી દઈશું તો આપણા કર્મનો રથ એ કળણમાં ખૂંચી જવાનો ભય છે. માટે તો કવિ એને પૈડાની ભ્રમણની જેમ સહજ ભાવે જોવાનું સૂચવે છે. – પ્રસાદ

# નીંદરડી કેમ ના'વે ?

અજવાળી તેરસની વાસતી રાત છે પંચવટીના આથમણા પડાળે ચન્દ્ર ઘડીક રેંકો લઈ ગયો છે પુષ્પોમાથી ગળાઈ ગળાઈને આવતો સુગંધિત વાયુ પંચવટીની ઝૂંપડીના પાંદડાં ય ન ખખડે એટલી ધીમી ગતિએ વાઈ રહ્યો છે. ચન્દ્રનું એક કિરણ ઝૂંપડીના છજા સોસરવુ થઈ શ્રી રામના મુખ ઉપર પડે છે કમળની પાંદડીઓ બીડાય તેમ શ્રી રામના પોપચા ધીમે ધીમે બીડાવા લાગ્યા શ્રી રામના મુખ સામુ જોઈને સીતાજી રામના પગ પાસે બેઠા છે. ત્યા અચાનક સીતાજીની નજર ઝૂંપડીના અધખૂલા બાર પર પડી. દ્વારપાળ પહેરો ભરી રહ્યો હોય તેમ એક ઓછાયો ટહેલતો'તો. સીતાજી હળવેકથી ઊઠીને મઢૂલીની બહાર આવ્યા અને માતાની વત્સલતાથી લક્ષ્મણજીને પૂછે છે

કે'ને વીરા લખમણ જતી
તુને નીંદરડી કેમ ના'વે ?

કાં તો સાભર્યાં તુને ભાઈબંધ-ભેરૂ,
તારી હૈયાની ડાળી કોણ હલાવે ?
તુને નીંદરડી કેમ ના'વે ?

વસંત આવીને કે' તો તુને વાહર ઢાળે
કે' તો તારી ફૂલડાં સેજ બીછાવે
કે' તો લખમણ તુને વનના પંખીડા
મધુરા ગીત સુણાવે,
તુને નીંદરડી કેમ ના'વે ?

જગત સૂવે ને મારો લખમણ જાગે
એ તો મારા અંતરને અકળાવે
હે જતી જોગી તારે રે અજંપે
પહાડે ય પીગળી જાવે
તુને નીંદરડી કેમ ના'વે ?

જતી રે લખમણ તારા જપ તપ માથે
મારુ આયખુ ઓવારી જાવે
કે' તો લખમણ સીતા સુમિત્રા બનીને
તુને હાલરડે હીંચકાવે
તુને નીંદરડી કેમ ના'વે ?

લક્ષ્મણ :

બાર બાર વરસથી માતા સપનુ રે જેનુ
ફરી રે રહ્યુ છે ચકરાવે
માતા જાનકીજી જો હુ આંખડી મીંચુ તો
મારા ઊર્મિલા દ્વાર ખખડાવે
મને નીંદરડી એમ ના'વે

—કવિ દાદ

# જૂનાગઢ સામે જંગ ખેલવાની લોકસેનાની વ્યૂહરચના

(સોરઠની લોકક્રાંતિ હપ્તો ૧૦)

રતુભાઈ અદાણી

'આવતી કાલે આપણે મળીએ!' એમ કહીને રાત્રે શામળદાસભાઈથી છૂટા પડી અમે થોડા મિત્રોએ મોડી રાત સુધી અમારા ભાવિ કાર્યક્રમ અંગે ગડમથલ કરી.

'આરઝી હકૂમતે હવે જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ શરૂ કરી જ દેવું જોઈએ' એવો અમારો મત વધુ પ્રબળ થતો ગયો.

'સશસ્ત્ર યુદ્ધ માટે પૂરતી તાલીમ અને પૂરતાં હથિયારો વિના લડાઈ શરૂ કરવામાં મોટું જોખમ રહેલું છે. આરઝી હકૂમતે લોકમત જાગૃત કરી દીધો. હવે કેન્દ્ર સરકારે જ જૂનાગઢને પાકીસ્તાનમાંથી મુક્ત કરવું જોઈએ.' આવો બીજો મત પણ એનું કામ કરતો હતો.

બધા મળીએ. આ બન્ને પાસાં ચર્ચાય અને એની બધી વાતો બહાર જાય તો બધાનો જુસ્સો તૂટી જાય. સૌએ સાથે મળી ચર્ચાવિચારણા કરવામાં જોખમ લાગ્યું.

આ મતભેદ દૂર થાય અને એક ચોક્કસ નિર્ણય ઉપર આવીએ એ માટે કેટલાક મિત્રો તરફથી વ્યક્તિગત પ્રયાસો હાથ ધરવામાં આવ્યા. પણ એમાં ખાસ સફળતા મળી નહીં. એટલે શ્રી શામળદાસભાઈને તત્કાળ મળવાનું અમારે ટાળવું પડયું. પરિણામે એમની ઈંતેજારી–અધીરાઈ વધતાં ગયાં.

જૂનાગઢના નવાબનો પાકીસ્તાનમાં ભળવાનો ઈરાદો છતો થઈ ગયા પછી, આવી પડનારી પરિસ્થિતિ અંગે મોવડી મંડળ સાથે ચર્ચાવિચારણા કરવા શ્રી ઢેબરભાઈ અવારનવાર દિલ્હી જતા પણ દરેક વખતે શ્રી રસિકભાઈ અગર બીજા કોઈ એમની સાથે હોય જ. આરઝી હકૂમતની રચના પછી પણ તેઓ અવારનવાર મસલત માટે મોટે ભાગે શ્રી રસિકભાઈને સાથે લઈને દિલ્હી જતા આવતા. પણ આ દિવસો દરમિયાન કોઈ અગમ્ય કારણોસર એમણે એકલા જ દિલ્હીની ખેપ ખેડી.

દિલ્હીમાં તેઓ સરદાર સાહેબને મળ્યા. આરઝી હકૂમતના ભાવિ કાર્યક્રમ અંગે ચર્ચા થાય એ સ્વાભાવિક હતું. બલ્કે શ્રી ઢેબરભાઈની દિલ્હીની મૂલાકાતનો એ જ આશય હતો.

શ્રી ઢેબરભાઈની અને સરદાર સાહેબની વચ્ચે શું વાત થઈ એ તો શબ્દશઃ જાણવા મળ્યું નહીં પણ અણસાર મળ્યો કે શ્રી ઢેબરભાઈ સરદાર સાહેબને પોતાનો અભિપ્રાય જણાવ્યા સિવાય રહી શકયા નહીં કે "આરઝી હકૂમતની રચનાથી લોકમત સારી રીતે જાગૃત થયો છે. પણ આરઝી હકૂમત કે એની લોકોસેના જૂનાગઢની સશસ્ત્ર ફોજ સામે લડી શકે નહીં. હવે કેન્દ્ર તરફથી પગલાં વિચારવાં જોઈએ." જાણવા મળ્યા મુજબ સરદાર સાહેબે ટૂંકોટચ જવાબ આપ્યો : 'જૂનાગઢનાં લોકોની લડવાની તેવડ ન હોય તો જૂનાગઢને પાકીસ્તાનમાં ભળતું રોકી શકાશે નહીં. કેન્દ્રે કયારે શું કરવું એની ચિંતા છોડો. જૂનાગઢને પાકીસ્તાનમાં ભળતું રોકવું હોય તો જૂનાગઢનાં લોકોએ જ લડવાની હિંમત કરવી જોઈએ.'

ઢેબરભાઈ દિલ્હીથી આવ્યા પછી એમના વલણમાં ભારે મોટો ફેરફાર જોવા મળ્યો. દિલ્હીની મૂલાકાત પછી એમને ખાતરી થઈ ગઈ કે આરઝી હકૂમતે આછીપાતળી લડાઈ તો શરૂ કરવી જ પડશે: ઊંડે ઊંડે એમના મનમાં ખરું કે લોકસેના લડાઈની ઝીંક ઝીલી નહીં શકે તો અને ત્યારે કેન્દ્રની એક યા બીજા પ્રકારની મદદ કે હૂંફ મળી રહેશે.

શ્રી ઢેબરભાઈનું આવું વલણ જોયા–સમજ્યા બાદ 'લડવું કે ન લડવું' એની ચર્ચા કરવા માટે બધાએ મળવું જરૂરી રહ્યું નહીં.

અમે અમારી રીતે આગળ વધી જ રહ્યા હતા. પણ હવે અમારી પ્રવૃત્તિમાં વેગ આવ્યો. પણ એ જ અરસામાં પ્રગટ થયેલી હિન્દી સંઘની એક જાહેરાતે તો અમને અજબગજબની હિંમત આપી દીધી.

તા. ૨૫મી સપ્ટેમ્બર ૧૯૪૭ના રોજ આરઝી હકૂમતની રચના થઈ. તા. ૨૭ સપ્ટેમ્બર ૧૯૪૭ના રોજ આરઝી હકૂમતે રાજકોટની ધરતી ઉપર પગ મૂક્યો. તા. ૩૦–૯–૪૭ના રોજ આરઝી હકૂમતની લોકસેનાએ રાજકોટમાં આવેલ જૂનાગઢનો ઉતારો કબજે કર્યો અને તા. ૫–૧૦–૪૭ના રોજ હિન્દી સંઘે ઘણી જ મહત્ત્વની કહી શકાય એવી જાહેરાત કરી કે : "જે સંજોગોમાં જૂનાગઢના નવાબે જૂનાગઢ રાજ્યનું પાકીસ્તાન સાથે જોડાણ કર્યું છે એ જોતાં આ જોડાણ સ્વીકારવાનો હિન્દ સરકાર ઈન્કાર કરે છે. વધુમાં જૂનાગઢ રાજ્યના ભાગ તરીકે બાબરિયાવાડ અંગે અને સાથે સાથે માંગરોળ અંગે પાકીસ્તાનના દાવાઓ સાથે પણ હિન્દ સરકાર સહમત નથી. હિન્દ સરકારની માન્યતા મુજબ બાબરિયાવાડે જૂનાગઢના નવાબ સામે બળવો કરી, હિન્દ સાથે જોડાણ કરવાની કરેલી માગણીનો હિન્દ સરકારે સ્વીકાર કર્યો હોઈને તેમજ માંગરોળે પણ હિન્દી સંઘ સાથે જોડાણ સ્વીકાર્યું હોઈને, આ બન્ને પ્રદેશોમાં જૂનાગઢ રાજ્યનું લશ્કર રાખવું એ ગેરવ્યાજબી, અને ઉશ્કેરણીજનક અને આક્રમક પગલું છે. હિન્દી સંઘમાં જોડાયેલાં કાઠિયાવાડનાં રજવાડાંઓની વિનંતીથી સમગ્ર પ્રદેશનું રક્ષણ કરવા હિન્દ સરકારનું લશ્કર પોરબંદર ઊતરશે"

કાઠિયાવાડનાં રજવાડાંઓનું રક્ષણ કરવા માટે તાકીદે પગલાં ભરવામાં હિન્દી સંઘ વિલંબ કરે છે એવી બંધાતી જતી માન્યતાઓનો આ જાહેરાતથી અંત આવી ગયો.

બાબરિયાવાડ – માંગરોળ જેવા પ્રદેશોમાં જૂનાગઢનું લશ્કર ગેરકાયદેસર છે એવા વિધાનથી એ પ્રદેશોમાં જરૂર જણાયે હિન્દી સંઘ તરફથી લશ્કરી પગલું લેવાનો માર્ગ આ જાહેરાતથી મોકળો થયો.

જૂનાગઢને પાકીસ્તાનમાં જતું રોકવું હોય તો જૂનાગઢની પ્રજાએ જ લડી લેવાની હિંમત કરવી જોઈએ એમ ભલે કહેવામાં આવ્યું પણ, પ્રસંગ આવ્યે હિંદી સંઘ યોગ્ય પગલાં ભરશે એવી આ જાહેરાતથી શ્રદ્ધા પગટી.

પરિણામે આ જાહેરાતથી સમગ્ર કાઠિયાવાડમાં નવી હવા જામી ગઈ.

આ જાહેરાત પછી પાકીસ્તાન વાસ્તવિકતાનો સ્વીકાર કરી, કંઈક ડહાપણ દાખવશે એમ લાગતું હતું. પણ એ ધારણા ખોટી પડી. તા. ૭–૧૦–૪૭ ની એક જાહેરાત દ્વારા પાકીસ્તાને તો માણાવદર, બાંટવા અને સરદારગઢ ઉપર પણ પોતાનો કાયદેસર હક્ક હોવાની વાતો કરી.

હિન્દી સંઘે પણ વધુ નિવેદનો કરવાને બદલે કડક હાથે કામ લેવાનું શરૂ કર્યું. તા. ૫–૧૦–૪૭ના રોજ કરેલી જાહેરાત અનુસાર એન્જિનિયરોની ટુકડી, સિગ્નલ ટુકડી અને તબીબી દળની ટુકડી સાથે હિન્દી નૌકાદળનાં જહાજો તા. ૧૭–૧૦–૪૭ના રોજ જાફરાબાદના કિનારે આવી પહોંચ્યાં. મહત્ત્વનાં મથકોએ ખાસ અનામત દળોનાં થાણાં પડવા લાગ્યાં અને રાજકોટમાં આખી બ્રીગેડની છાવણીની પૂર્વ તૈયારી રૂપે ધમધમાટ શરૂ થઈ ગયો. લોકોમાં સલામતી અને વિશ્વાસની લાગણી ફેલાઈ ગઈ.

હવે આરઝી હકૂમતે પણ વખત વિતાવ્યા વિના આક્રમણ શરૂ કરવું રહ્યું. અમને હથિયારોનો પ્રશ્ન મૂંઝવી રહ્યો હતો. એ અંગે શામળદાસભાઈએ જ છેલ્લો પ્રયાસ કરી લેવો જોઈએ એમ માની, શ્રી ગોકુળભાઈ અને હું પહોંચ્યા શામળદાસભાઈ

પાસે. મૂંઝાયેલા – અકળાયેલા – અધીર થતા જતા શામળદાસભાઈ ખંડમાં મૂંઝાયેલા સિંહની જેમ ટહેલી રહ્યા હતા. અમે ગયા એટલે પલંગ કે ખુરસી ઉપર બેસવાને બદલે એમણે નીચે ગાલીચા ઉપર આસન જમાવ્યું. અમે પણ એમની સામે બેઠા.

શ્રી ગોકુળભાઈ ગગલાણીએ તો એકાંતમાં બેસી, કેટલીયે ગણતરીઓ માંડી જૂનાગઢનો સમગ્ર પ્રદેશ લડીને કબજે કરવા માટે આયોજન કરી રાખેલું. એને માટે જરૂરી નકશાઓ પણ દોરી રાખેલા. એમણે શામળદાસભાઈને એમના આયોજનનો વિગતથી ખ્યાલ આપવાનું શરૂ કર્યું. એમનું છેલ્લું વાક્ય હતું કે "છેવટ હું (ગોકુળભાઈ) બીલખા તરફથી લોકસેનાની ટુકડી લઈને ગિરનાર પહોંચીશ અને રતુભાઈ ભેંસાણ – વડાળ થઈને ગીરનાર પહોંચશે. ગિરનાર ઉપર આપણો ધ્વજ ફરકાવીને અમે જૂનાગઢ પહોંચશું ત્યારે આપણા બીજાં દળોએ જૂનાગઢ શહેરનો કબજો લઈ લીધો હશે."

ગોકુલભાઈએ આયોજન અંગે દોરેલા નકશાના આધારે રચેલ વ્યૂહ મુજબ આગળ વધવામાં તો આંધળુકિયાં જ કરવાનાં હતાં. સરખાઈ આવી જાય તો અણધારી સફળતા મળી જાય. નહીં તો મોટા ભાગના મોતને ઘાટ ઊતરે. શ્રી રસિકભાઈએ કે મેં આ વ્યૂહરચના અંગે શ્રી ગોકુલભાઈ સાથે ચર્ચા–વિચારણા કરી નહોતી. પરંતુ શ્રી ગોકુળભાઈ અજબ આત્મશ્રદ્ધાથી પોતાનો વ્યૂહ સમજાવી રહ્યા હતા.

શ્રી ગોકુલભાઈએ એમની વાત પૂરી કરી. શ્રી શામળદાસભાઈને જૂનાગઢ હાથવેંતમાં દેખાવા લાગ્યું. એમના ચહેરાઓની રેખાઓ બદલાવા લાગી. થોડો વખત એમને એમની મસ્તીમાં રાચવા દઈને મેં શરૂઆત કરી. "જુઓ ! શામળદાસભાઈ ! જીતીએ કે હારીએ, જીવીએ કે મરીએ, પણ હવે લડયા વિના છૂટકો નથી. હિન્દી સંઘે કરેલી જાહેરાતનો અર્થ સમજીએ તો હવે આરઝી હકૂમતે પહેલ કરવી જોઈએ. લોકસેનાના જુવાનો પણ હવે હણહણી રહ્યા છે. વખત વિતાવીએ એ આપણા ગેરલાભમાં છે."

"તો પછી વિલંબ શીદ કરીએ છીએ ? સંગ્રામ સમિતિની બેઠક બોલાવીને નિર્ણય લઈ લઈએ. કરો કંકુના" અધીર બની ચૂકેલા સરનશીન બોલી ઊઠયા.

'ઓય ધાડેયના ! બાટલે મોટી ખોટ. પાયો જ ન મળે. આપણી પાસે લડનારા છે. પણ લડવા માટે પૂરતાં હથિયારો નથી. હવે અહીં બેસી, ઠેકઠેકાણે ઘૂમી લોકમત કેળવવાનું બીજાને સોંપી તમે તમારી કુનેહ અને લાગવગનો ઉપયોગ કરી પાંચસો જેટલાં હથિયાર મેળવી આવો એટલી જ તમને વિનંતી છે. ગોકુળભાઈએ સમજાવેલી વ્યૂહરચનામાં તો ક્ષણે ક્ષણે ફેરફાર થયા કરશે પણ હું તમને અમારા જુવાનો વતી એટલી ખાતરી આપું કે આજે હથિયાર લઈ આવો તો આવતી કાલે અમે જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ શરૂ કરી દઈશું." મેં વાસ્તવિકતા સમજાવી.

"હું કાલે જ અહીંથી રવાના થઈ જાઉં. છેલ્લો પાસો નાખી જોઉં. પણ ધારો કે મારો ફેરો નિષ્ફળ જાય તો શું ?" શામળદાસભાઈના ચહેરા ઉપર થોડી નિરાશા અને ચિંતાની રેખા ઊપસી આવી.

"તમે જાતે જ કાં આવું બોલીને અપશુકન કરો ? તમે જશો. આપણી તૈયારી, આપણો નિર્ધાર જણાવશો તો હથિયાર મળશે જ. આરઝી હકૂમતના વિચારને જેમણે પ્રોત્સાહન આપ્યું, આરઝી હકૂમતે જ જૂનાગઢના નવાબી નિર્ણય સામે લડી લેવું જોઈએ એમ વારંવાર ભારપૂર્વક આપણને તેમના તરફથી કહેવામાં આવ્યું, એ આગેવાનો આપણને કૂવામાં ઉતારી દોરડું થોડા કાપે ? સમજનારા એટલું તો સમજે કે સશસ્ત્ર સેના સામે લાકડીઓથી લડાય નહીં. એક વાર પ્રયત્ન તો કરી લેવો જોઈએ." મેં મારું મંતવ્ય જણાવ્યું.

"ભલે ત્યારે હું કાલે રવાના થઈ જાઉં છું, અહીંથી મુંબઈ જઈશ. ત્યાંથી જ્યાં જવાનું હશે ત્યાં જઈશ. અહીં હોહા ન થાય એ જોશો." શામળદાસભાઈ રંગમાં આવી ગયા.

"અને જુઓ! જાઓ છો ત્યારે એક વાત ધ્યાનમાં રાખવા જેવી પણ જણાવી દઉં. ધારો કે હથિયાર ન મળ્યાં તો પણ છે એવાં હથિયારથી સીધી લડાઈ તો ન થાય, પણ જૂનાગઢના નવાબ સામે બહારવટું તો શરૂ કરી જ દઈશું. તમે જાણતા હશો કે સોઢાણાના સંધીઓ નવાબનું રક્ષણ મેળવીને પડોશી રાજ્યોનાં ગામડાં ધમરોળે જ છે. આપણે પણ નવાબની ઊંઘ હરામ કરી દઈશું. તમે હથિયાર મેળવવામાં સફળ થઈને આવશો તો દશેરાના દિવસે આક્રમણ શરૂ કરી દઈશું અને હથિયાર નહીં મળે તો દશેરાને દિવસે બહારવટાંનો પ્રારંભ કરશું." મારાથી સહજ રીતે જ નજીક આવી રહેલ દશેરાના દિવસનો નિર્દેશ થઈ ગયો. બીજે દિવસે વંદેમાતરમ્‌ના કામને બહાને શામળદાસભાઈ મુંબઈ જવા રવાના થઈ ગયા.

*

આંધળુકિયાં કરવાં હોય તો તો લોકસેનાના જુવાનો થનગની રહ્યા હતા પણ મેદાન ઉપર ખરાખરીનું લડવાનું હોય તો મદદમાં થોડા તાલીમ પામેલા અનુભવી સૈનિકો જોઈએ. આવા ૨૦૦ જુવાનોની ભરતી કરવાનો નિર્ણય લેવામાં આવ્યો. આવી ભરતી માટે ઉપયોગી થઈ શકે એવા એક બે રાજવીઓ સાથે શ્રી રસિકભાઈને ગાઢ સંબંધ હતો. એમની અને એમના અધિકારીઓની મદદથી સૈન્યના નિવૃત્ત કે છૂટા કરવામાં આવેલા સૈનિકોની ભરતી કરવાની ગોઠવણ કરવામાં આવી.

બેઠી દડીનું કસાયેલું શરીર, માંસલ દેહ, સદાય હસમુખો ગુલાબી ચહેરો, શાન્ત સ્વભાવ અને અજબ કાર્યશક્તિ ધરાવતા શ્રી મનુભાઈ બક્ષીને આ ભરતીની જવાબદારી સુપ્રત થઈ. અને તેઓ પણ કશી હો હા કર્યા સિવાય શ્રી રસિકભાઈએ કરેલી ગોઠવણ મુજબ એમની કામગીરી માટે ઊપડી ગયા.

એ જમાનામાં પોતાના હકક ઉપર તરાપ પડતી હોય, કોઈના તરફથી અન્યાય થતો લાગે કે કોઈના તરફથી આચરાતી અનીતિ અસહ્ય બને ત્યારે એના મુકાબલા કે નિવારણ માટે સત્યાગ્રહ જેવું અમોઘ શસ્ત્ર એ વખતે શોધાયું ન હતું. માથું હાથમાં લઈ, હાથમાં આવે એ હથિયાર ધરી બહારવટે નીકળી પડવાનું એ દિવસોમાં સામાન્ય લેખાતું ઉનાળામાં ધોમ તડકો તપતો હોય, ચોમાસામાં બારે મેઘ ખાંગા કરી વરસાદ વરસતો હોય કે શિયાળામાં હાડકાં થીજાવી નાખે એવી ટાઢ વાતી હોય, તો પણ ગાઢાં જંગલોના અંધકારમાં, નદીઓના કોતરોમાં, પહાડ પર્વતની ખીણોમાં, કોઈ અવાવરુ ખંડેરોમાં રાત અને દિવસ જોયા વિના, ભૂખતરસ વેઠીને ભટકતા રહી, ધારેલા પ્રતિસ્પર્ધીને હરાવવા, નમાવવા કે હંફાવવા માટે એના શાંત જીવન જીવતાં ગામડાંઓને ધમરોળી, નિર્દોષ ગરીબ પ્રજાને રંઝાડવામાં કોઈ મણા રહેતી નહીં. ખૂન-લૂંટ સામાન્ય વાત લેખાતી. લૂંટ, ખૂન અને જૂલમનો માર્ગ અખત્યાર કરેલ અને 'પાકાને વાંકે પખાલીને ડામ'ના ન્યાયે પ્રતિસ્પર્ધી સાથે સીધું ધીંગાણું રમવાને બદલે એની રાંકડી વસતીને ધમરોળનાર બહારવટિયાઓમાં પણ જોગીદાસ ખુમાણ (બીજાં નામ લખી શકાય) જેવા બહારવટિયાઓએ ઈતિહાસના પાને નીતિ, નેક, ટેક, ખાનદાની, ખેલદિલી અને બહાદુરીનાં ઊજળાં અને વિરલ ઉદાહરણો નોંધાવ્યાં છે. આરઝી હકૂમતના સમયે કાઠિયાવાડમાં નીતિ – નેક – ટેકવાળો અને વીર કહી શકાય એવો કોઈ બહારવટિયો અસ્તિત્વમાં ન હતો પરન્તુ રાખધૂળ જેવી બાબતને કારણે કે અંગત સ્વાર્થ ખાતર નીકળી પડેલા અને ગામડાનાં ગરીબ લોકોને લૂંટનારા બહારવટિયાઓની બે ત્રણ ટોળી ગામડાંઓનાં લોકોને રંજાડી રહી હતી.

ગાંધીજીના વિચારોથી પ્રભાવિત થઈ આઝાદી માટે અને લોકસેવા અર્થે પોતાનું સમગ્ર જીવન અર્પણ કરી લોકોની વચ્ચે ઘૂમતા રહી લોકજાગૃતિના

તથા લોકસેવાના કાર્યમાં રચ્યાપચ્યા રહેનારા થોડા ચૂનંદા સેવકો પૈકીના એક શ્રી જોરસિંહભાઈ કવિ તરફથી આ જ દિવસોમાં સંદેશો મળ્યો કે "સંતાકૂકડી રમતા રહી, ગરીબ લોકોને રંજાડવામાં પોતાની બહાદુરી લેખતા આ બહારવટિયાઓને લોકસેનામાં જોડાઈ જઈ, યુદ્ધના મોરચે પોતાની મર્દાનગીના ખેલ ખેલી બતાવવા નોતર્યા હોય તો ?" એક પંથ ને દો કાજ જેવું આ સૂચન આવકારવામાં આવ્યું. લોકસેવાના કાર્ય માટે બહારવટિયાની જેમ જ રાતદિવસ ઘૂમ્યા કરતા શ્રી જોરસિંહભાઈને આ બહારવટિયાઓનો કયારેક કયારેક ભેટો થઈ જતો. શ્રી જોરસિંહભાઈ એમનો સંપર્ક સાધી રાંકડી પ્રજાને રંજાડવાને બદલે યુદ્ધમેદાન ઉપર પોતાની મર્દાનગી દેખાડી દેવા માટે નોતરું દેવા માટે નીકળી પડયા.

એ વખતના કાર્યકરોમાં એક ઉદ્દામવાદી વિચારો ધરાવનાર યુવાન ધારાશાસ્ત્રી અને કાર્યકર તરીકેની છાપ ધરાવનાર અને પ્રસંગોપાત્ત આઝાદીની લડાઈમાં પોતાનો ફાળો આપનાર શ્રી ઘનશ્યામભાઈ ઓઝાને વકીલાતના પોતાના વ્યવસાયને કારણે નાના મોટા અનેક તાલુકદારોના ગાઢ પરિચયમાં આવવાનું બનતું. આખો દિવસ ડાયરામાં બેસી, કસુંબા પાણીના રંગ લેતા દેતા અને વડવાઓની વીરતાની વાતોમાં અભિમાનથી રાચતા આ તાલુકદારોને, આળસ ખંખેરી, સાબદાં હથિયારો સજી, જૂનાગઢ સામેના યુદ્ધમાં જોડાવા માટે નોતરું આપવા શ્રી ઘનશ્યામભાઈ પણ પોતાના પરિચિત પ્રદેશમાં ઊપડી ગયા.

રમખાણ ફાટી નીકળે કે લડાઈ શરૂ થાય તો ઘાયલ લોકોની સેવા – સારવાર માટે સેવાદલ ઉપર જ આધાર રાખવો પડે. કાઠિયાવાડમાં વ્યવસ્થિત રીતે સેવાદળનું સંગઠન કામ કરી રહ્યું હતું. પરન્તુ વલભીપુરમાં યોજાયેલી શિબિરમાં વધુ તાલીમ માટે આવેલા સેવાદળના આગેવાન સ્વયંસેવકો પૈકી મોટા ભાગના તો મનથી અને તનથી સશસ્ત્ર લડાઈ માટે તૈયાર થતા જઈ, અંતે લોકસેનાનો પાયો બની રહ્યા.

જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ શરૂ કરવાની તૈયારીઓ આગળ વધી રહી હતી. યુદ્ધમાં ઘાયલ થતા સૈનિકોની સેવા સારવાર માટે સેવાદળમાં નવી ભરતી કરી એમને તાલીમ આપવાનું જરૂરી બન્યું. કાઠિયાવાડમાં સેવાદળની જવાબદારી સંભાળતા શ્રી મનુભાઈ બક્ષીની રાહબરી નીચે શ્રી રણછોડભાઈ ગોરડિયાએ અન્ય ચૂનંદા સાથીઓની મદદથી સેવાદળને તૈયાર કરવાની મહત્ત્વની કામગીરી સંભાળી લીધી.

શ્રી શામળદાસભાઈ સાથેની વાતચીતમાં સહજ રીતે દશેરાને દિવસે યુદ્ધનો કે બહારવટાનો પ્રારંભ કરવા માટે મારાથી જીભ કચરાઈ ગયેલી. એટલે એ જ દિવસે મુહૂર્ત કરવા માટે અમે ગંભીરતાથી વિચારણા શરૂ કરી દીધી.

જૂનાગઢનો ભાગ ગણાતા બાબરિયાવાડે તો જૂનાગઢના નવાબ સામે બળવો કરી, હિન્દી સંઘ સાથે જોડાણની માગણી કરેલી. માંગરોળ, માણાવદર, બાંટવા, સરગઢ પણ એ જ હરોળમાં આવી ગયા હતા. હિન્દી સંઘની જાહેરાત મુખ્ય આ વિસ્તારોમાંથી જૂનાગઢના સૈન્યને હટાવવાની જવાબદારી વહેલા મોડી હિન્દી સૈન્યે જ બજાવવાની હતી.

ઉનાથી કુતિયાણા સુધીના જૂનાગઢ રાજ્યના બાકીના પ્રદેશમાં પણ વચ્ચે વચ્ચે કોડીનાર, બીલખા, મેંદરડા જેવાં અન્ય રજવાડાંના વિસ્તારો હતા. એક વખત આ સ્થળોએ પહોંચી જવાય તો ત્યાંથી જૂનાગઢના પ્રદેશ ઉપર આક્રમણ કરવાનું સહેલું બને. લોકસેનાના કેટલાક જુવાનોએ આ સ્થળોએ થાણાં નાખી કામગીરી, શરૂ કરી દીધી હતી. પરન્તુ જૂનાગઢની મૂળ ધરતીથી દૂર અને અન્ય રજવાડાંઓથી ઘેરાયેલાં જૂનાગઢનાં કેટલાંક ગામો કુંકાવાવની આસપાસ પથરાયેલાં હતાં. ફોજને આ ગામડાંઓના રક્ષણ માટે આવવું હોય તો આમ રજવાડાંઓની હદમાંથી પસાર થવું પડે. હિન્દી સંઘની જાહેરાત મુજબ જૂનાગઢની ફોજ હિન્દી સંઘ સાથે જોડાયેલ

રજવાડાંની હદમાં પગ મૂકે તો એને ગેરકાયદેસર અને ગુન્હાહિત કૃત્ય લેખવામાં આવેલું. એ દૃષ્ટિએ કુંકાવાવની આસપાસનાં ગામડાંઓ માટે જૂનાગઢની કુમક આવી શકે એમ ન હતી. એટલે અમે આક્રમણની શરૂઆત કરીને સૌ પ્રથમ આ ગામડાંઓ કબજે કરવાનું વિચાર્યું. એ માટે કુંકાવાવમાં છાવણી નાખવી જોઈએ. આઝાદીની બધી લડતોમાં આગેવાનીભર્યો ભાગ લેનાર અને એક અચ્છા પત્રકાર શ્રી વીરચંદભાઈ શેઠ બુંગિયો વાગતાંની સાથે જ મુંબઈથી રાજકોટ આવી પહોંચેલા. કુંકાવાવમાં લોકસેનાની છાવણી નાખવાની પૂર્વ તૈયારી કરવા માટે તેઓ કુંકાવાવ ઊપડી ગયા.

કુંકાવાવ ઉપર હકૂમત બીલખા રાજ્યની. બીલખાના દિવાન શ્રી છોટુભાઈ ભટ્ટ આરઝી હકૂમતને બધી રીતે ઉપયોગી થવાનો પ્રયત્ન કરતા હતા. અવારનવાર તેઓ રાજકોટ આવીને અમને મળતા પણ ખરા. પરન્તુ કુંકાવાવમાં આરઝી હકૂમતનું મથક શરૂ કરવું હોય તો બીલખાના દરબારશ્રીની અનુમતિ મેળવવી જોઈએ. બીલખા તો જૂનાગઢ રાજ્યથી ઘેરાયેલું. બીલખાના દરબારશ્રીને મળવા માટે બીલખા જવું હોય તો જૂનાગઢની હદમાંથી અને જૂનાગઢ શહેરમાંથી જ પસાર થવું પડે.

જૂનાગઢની સરહદ ઉપર અને જૂનાગઢની હદમાં અનેક ઠેકાણે કડક નાકાબંધી ગોઠવાઈ ગયેલી. આમ છતાં બીલખા દરબારશ્રીને મળવું અનિવાર્ય હોઈ, એમની સાથે ગાઢ સંબંધ ધરાવતા અને આરઝી હકૂમતના કામમાં ગૂંથાઈ ગયેલા આગેવાન વકીલ શ્રી ચીમનભાઈ નાગરદાસ શાહની સાથે બીલખા દરબારશ્રીને મળવા હું એક રાત્રે ભગવાનનું નામ લઈને બીલખા જવા રવાના થયો.

જૂનાગઢથી બારેક માઈલના અંતરે આવેલ બીલખામાંથી બહારની દુનિયા સાથે વ્યવહાર કરવો હોય તો જૂનાગઢની હદમાંથી અને જૂનાગઢ શહેરમાંથી પસાર થવું જ પડે. જૂનાગઢ રાજ્યની સરખામણીમાં બીલખા એક નાનકડું રજવાડું ગણાતું પરંતુ પાડોશી રાજ્યો તરીકે જૂનાગઢ અને બીલખા વચ્ચે વિવેકભર્યા સંબંધ ખરા.

જૂનાગઢ રાજ્યનું પાકીસ્તાન સાથે જોડાણ કરવાનો નવાબનો ઈરાદો છતો થયા પછી આ સંબંધમાં ફેર પડે એ સ્વાભાવિક હતું.

જૂનાગઢની હદમાંથી પસાર થતી, બીલખા રાજ્યની ગાડીની પણ પૂછપરછ શરૂ થઈ ગયેલી. છતાં બીજાં વાહનોની સરખામણીમાં બીલખા રાજ્યની લાલ પાટિયાવાળી ગાડીને રોકટોક ઓછી થતી. અમારે બીલખા જવા માટે શ્રી ચીમનભાઈએ બીલખા રાજ્યની ગાડી રાજકોટ મગાવી લીધી. બીલખા રાજ્યના લાલ પાટિયાવાળું એક સ્ટેશન વેગન જેવું વાહન લઈને શ્રી ચીમનભાઈ મને લેવા આવ્યા.

રવાના થતાં પહેલાં શ્રી ચીમનભાઈએ સૂચના આપી કે 'જૂનાગઢની હદમાં અને ખાસ કરીને જૂનાગઢ શહેરમાં નાકાબંધીનો પાર નથી. મને તો નામથી અને જોયે ઘણા ખરા પોલીસ અધિકારીઓ ઓળખે, પણ તમે રહ્યા અજાણ્યા, એટલે તમારે વિષે દરેક સ્થળે પૂછપરછ કરશે. રતુભાઈ તરીકે તમને ઓળખી લે તો તમારે જૂનાગઢ રાજ્યના મહેમાન (!) તરીકે રોકાઈ જવું પડશે. એટલે પૂછપરછ થાય ત્યારે તમારે કશું બોલવું નહીં. હું તમારું નામ અને ઓળખાણ આપી દઈશ. તમારે તો મૌન જ સેવવું.'

અમે ગાડીમાં ગોઠવાયા. આગળ ડ્રાઈવર અને બાજુમાં શ્રી ચીમનભાઈ બેઠા. પાછળની બેઠકમાં હું અને બીલખા રાજ્યનો એક કર્મચારી બેઠા. અમારી પાછળ સામાનના થોડા દાગીના અને બીલખા રાજ્યના બેએક કર્મચારી ગોઠવાયા. જૂનાગઢની પોલીસને મારા સિવાય કોઈ અજાણ્યું ન લાગે અને બીલખા રાજ્યની ગાડી રાજકોટથી કંઈક સામાન લઈને બીલખા જતી હશે એમ લાગે. ગાડી રવાના થઈ.

જૂનાગઢની હદ આવી એટલે નાકાબંધી શરૂ

થઈ. રસ્તા ઉપર વાહનને ઊભા જ રહેવું પડે એવી લાંબી વળીની આડચ કરી દેવામાં આવેલી.

પોલીસે આવીને બીલખા રાજ્યનું લાલ પાટિયું જોઈ કંઈક વિવેકથી પૂછપરછ શરૂ કરી. બીજા બધાનાં તો સાચાં નામ અને સાચી ઓળખ આપવામાં હરકત જ નહોતી. મારું નામ અને ઓળખ પૂછતાં શ્રી ચીમનભાઈએ મને બીલખાના દિવાન શ્રી છોટુભાઈનો દૂરના સંબંધી તરીકે ઓળખાવ્યો. મારું નામ શું જણાવ્યું એનું મને અત્યારે સ્મરણ નથી, પણ કંઈક ભળતું જ નામ આપેલું એટલું યાદ છે.

એક પછી એક નાકાં વટાવતાં અમે જૂનાગઢ પહોંચ્યા. જૂનાગઢમાં દરેક મહત્ત્વના સ્થળે, પ્રત્યેક ચોકમાં નાકાબંધી અને મોટી સંખ્યામાં પોલીસોની ટુકડીઓ જોવા મળી. થોડા વખત પહેલાં શ્રી મયારામ બાપુને મળવા હું એજન્સી પોલીસની મદદથી અને અમારા એક સાથી તેમ જ જૂનાગઢના ભોમિયા એવા શ્રી ભારથીભાઈની ગોઠવણથી જૂનાગઢ જઈ આવેલો. એ વખતે જે જૂનાગઢ જોવા મળેલું એમાં અને આજે જે જૂનાગઢ જોવા મળ્યું એમાં ઘણો ફર્ક જણાયો. શહેર આખામાં ઠેર ઠેર નાકાબંધી, અને પોલીસનાં ધાડિયાં ગોઠવાઈ ગયેલાં. જૂનાગઢ લશ્કરની છાવણી હોય એવો ભાસ થાય.

બધી નાકાબંધી અને પૂછપરછમાંથી પસાર થઈ અમે બીલખા પહોંચ્યા. સીધા ગયા બીલખાના દિવાન શ્રી છોટુભાઈના બંગલે. તેઓ અમારી રાહ જ જોતા બેઠા હતા. થોડી વાતચીત પછી એમની સાથે અને બીલખાના દરબારથી રાવત વાળાને મળવા દરબારગઢમાં જઈ પહોંચ્યા. રાત સારી એવી વીતી ગઈ હતી. ઠીક ઠીક મોડું થયું હતું, છતાં દિવાન શ્રી છોટુભાઈની ગોઠવણથી અમે દરબારશ્રીને મળી શક્યા.

અમારા આવવાનું પ્રયોજન જણાવી કુંકાવાવને આરઝી હકૂમતનું મથક બનાવવું અનિવાર્ય છે એ સમજાવવાનો મેં પ્રયાસ કર્યો. દિવાન શ્રી છોટુભાઈ તો અંગત રીતે સહમત જ હતા. પણ અમારી વાતચીત દરમિયાન ઈરાદાપૂર્વક તેઓ મૌન રહ્યા.

બીલખા દરબારશ્રી પણ અંગત રીતે આરઝી હકૂમતની રચનાથી રાજી થયેલા. આરઝી હકૂમતના દરેક પગલામાં એમની છૂપી સહાનુભૂતિ હતી. કારણ કે જૂનાગઢના નવાબે જૂનાગઢ રાજ્યનું પાકીસ્તાન સાથે જોડાણ જાહેર કર્યું એના પરિણામે સૌથી વધુ કફોડી સ્થિતિ એમની બની હતી. જૂનાગઢ પાકીસ્તાનનો ભાગ બને તો બીલખા ચોમેરથી પાકીસ્તાનની સરહદ વચ્ચે ભીંસાઈ જાય. આથી નવાબના નિર્ણય સામે બીલખા દરબારશ્રીને ભારે રોષ હતો. અને એથી જ આરઝી હકૂમતને મનોમન એ આવકારતા હતા.

અમારી વાત સાંભળી થોડા ગંભીર બની દરબારશ્રી બોલ્યા. "કુંકાવાવની આસપાસનાં ગામડાંઓ ઉપર આક્રમણ કરવા માટે તમારે કુંકાવાવનો જ મથક તરીકે ઉપયોગ કરવો જોઈએ એ હું સમજું છું. ઢસા, ભાડવા ને વાઘણિયાના દરબારસાહેબોએ આરઝી હકૂમતને માન્યતા આપી એ મુજબ હું પણ આરઝી હકૂમતને માન્યતા આપી શકત, પણ તમે જાણો છો કે મારું રાજ્ય જૂનાગઢની સરહદોથી ઘેરાયેલું છે. એટલે જૂનાગઢ ધારે તો બીલખા ઉપર આક્રમણ કર્યા વિના પણ મને ભીંસી નાખે. પણ તમને લોકોનો સહકાર મળે તો તમે ખુશીથી કુંકાવાવમાં મથક શરૂ કરો. મારાથી જાહેર રીતે એ માટે અનુમતિ આપી શકાય એમ નથી. તમે કુંકાવાવમાં છાવણી નાખશો એટલે જૂનાગઢ તરત મને પૂછશે પણ હું એમને જવાબ આપી દઈશ કે આરઝી હકૂમતે જેમ રાજકોટમાં જૂનાગઢના ઉતારાનો કબજો લઈ લીધો તેમ કુંકાવાવમાં પણ એમણે જોરાવરીથી છાવણી નાખી છે."

આ પછી થોડી હળવી વાતો કરીને અમે છૂટા પડ્યા. મારો ફેરો સફળ થયો.

દરબારગઢમાંથી નીકળી ફરી અમે શ્રી છોટુ-

ભાઈના બગલે આવ્યા બીલખામા અમારા બે ત્રણ સાથીઓ લાબા સમયથી ગુપ્ત રીતે થાણુ નાખીને બેસી ગયેલા શ્રી છોટુભાઈના માણુસોની જ મદદથી એમની ભાળ કઢાવી વાવડ મળ્યા એટલે એમને શ્રી છોટુભાઈના બગલે બોલાવ્યા શ્રી છોટુ ભાઈને એમનો પરિચય કરાવ્યો અને એમના કામમા બનતી મદદ કરવા ભલામણુ કરી

શ્રી છોટુભાઈ અને બીજા અધિકારીઓ રગમા આવી ગયા બોલી ઊઠયા કે "આરઝી હકૂમત જૂનાગઢ ઉપર જે દિવસે આક્રમણુ કરશે ત્યારે બીલખાની પોલીસ પણુ એમા પૂરી મદદ કરશે '

એમની આટલી તત્પરતા બદલ અમે એમને ધન્યવાદ આપ્યા પણુ તત્કાળ તો અમારે કુકાવાવમા છાવણી શરૂ કરવા માટે શ્રી છોટુભાઈની મદદ જોઈતી હતી થોડી વાતચીત પછી એમણે ખાત્રી આપી કે એક બે દિવસમા જ તેઓ કુકાવાવ જઈ આવશે આરઝી હકૂમતને મદદ કરવા માટે કુકાવાવના આગેવાનોને ખાનગીમા સૂચના પણુ આપી દેશે

બીલખાનુ થાણુ સભાળીને બેઠેલા અમારા સાથીઓ દિવાન શ્રી છોટુભાઈને મળ્યા પછી વધુ ઉત્સાહમા આવી ગયા અને રાજ્યના અધિકારીની જ મદદ મેળવી એમની કામગીરીને વેગપૂર્વક આગળ વધારવામા લાગી ગયા

અમારો ફેરો બધી રીતે સફળ થયો એના સતોષ સાથે અમે શ્રી છોટુભાઈની વિદાય લીધી આવ્યા હતા એ જ ગાડીમા બેસી અમે બીલખા છોડયુ ફરી એ જ નાકાબધી અને એ જ પૂછપરછમાથી પસાર થઈ અમે હેમખેમ રાજકોટ પહોચી ગયા જૂનાગઢને ઉતારે પહોચ્યા ત્યારે મળસ્કુ થવા આવેલુ જાગૃત સત્રીએ ખાત્રી કર્યા પછી દરવાજો ખોલ્યા ઉતારાની પરસાળ અને અગાસીમા સાથીઓ ઘસ ઘસાટ ઊઘતા હતા એમને ખલેલ ન પહોચે એ માટે બિલ્લી પગે હુ પથારીમા લબાવવા અગાશીમા આગળ વધ્યો ત્યા તો સાથીઓ જાગી ગયા મારી પથારી આસપાસ ઘેરો વળીને સૌ બેસી ગયા બીલખાના અમારા પ્રવાસની એમને માડીને વાત કરી એક પછી એક, બધા જ સજોગો અનુકૂળ થતા જાય છે એવા સતોષને કારણે આછા અજ વાળામા સૌના ચહેરા મલકી રહ્યા બાજુમા જ ગોઠવાયેલા કૂડામા પવનની હળવી થપાટોથી ડોલતા ડોલર ઉપર ઝૂલતા અને મીઠી સુગધથી મહેકતા ફૂલ ને ઉપર ઝળૂબી રહેલ આકાશમા ચમક-ચમક ચમકતા તારલિયા અમારા મલકાટમા સાથ આપી રહ્યા

ઊઘ્યા વિના જ અમારી ઊઘ પૂરી થઈ અને નવા દિવસની દિનચર્યામા અમે સૌ પરોવાઈ ગયા

*

પ્રધાનમત્રીના એક મહત્ત્વના કાર્યક્રમનો આખ્યે દેખ્યો અહેવાલ મેળવવા એક તત્રીએ ખાસ પ્રતિનિધિને મોકલ્યો કાર્યક્રમ પૂરો થયો એટલે બધા ખબરપત્રીઓ પોતપોતાના તત્રીઓને તાર કરવા દોડયા ખાસ પ્રતિનિધિ સૌથી પહેલા પહોચ્યો પણુ તાર લખતા વાર લાગે બીજો કોઈ તાર લખીને આપી દે તો પોતે મોડો પડે હાથમા શેકસપિયરના એક નાટકનુ પુસ્તક હતુ ધડ દઇને એના બે પાના ફાડી તાર માસ્તરને આપી તાર મોકલવાનુ શરૂ કરવા કહ્યુ બે પાના મોકલાયા ત્યા ઊભા ઊભા અહેવાલ લખતો ગયો અને એક પછી એક પાનુ તાર માસ્તરને આપતો ગયો સૌથી પહેલા અહેવાલ મોકલવામા સફળતા મેળવી

તત્રીશ્રી પણુ તારમા શેકસપિયરમા નાટકના ફકરા વાચી આશ્ચર્ય પામ્યા ગુસ્સે પણુ થયા પણુ પછી કાવ્યમય અને છટાદાર ભાષામા અહેવાલ વાચી ખુશ થયા ફરી મળ્યા ત્યારે પ્રતિનિધિની આ તરકીબ જાણી ધન્યવાદ આપ્યા

# લાજવંતી

પિંગળશીભાઈ ગઢવી

ઈંદ્રલોકની અપસરાઓને તો ઝાંખી પાડે એવી રૂપરૂપના અંબાર સમી ગુણિકા લાજવંતીનો જન્મ સૂરત શહેરના એક શ્રીમંત કુટુંબમાં થયેલો.

લાજવંતી માંડ એક મહિનાની થઈ હશે ત્યારે વડીલોની મર્યાદા રાખી છાની રીતે શયનગૃહમાં એના પિતાએ ગોદમાં લઈને રમાડી. ઘડીક આમ તેમ ફંગોળી મીઠું હેત વરસાવી પત્ની મૃદુલાને સોંપી દીધી ને પોતે વળતી બપોરે કમાવા માટે જાવા સુમાત્રાના વહાણુમાં રવાના થઈ ગયો.

આ વણિક યુવાન ગયો તે ગયો. આજ પાંચ પાંચ વરસના વાયરા વીતી ગયા. પણ કશા સમાચાર નથી. બાળકી લાજવંતીની બા મૃદુલા પરદેશથી જતા આવતા અનેક મુસાફરોને સમાચાર પૂછે છે પણ શેઠ તરફના કશા સમાચાર કોઈ આપતું નથી. મૃદુલા આમ પતિવિયોગની અસહ્ય વેદના ભોગવતી દિવસો પસાર કરે છે.

ઘરમાં વરવગરની વહુ તો સાપણ્ય જેવી લાગે. સાસરવાસમાં મૃદુલાને કનડગત શરૂ થઈ. એમ થતાં અસહ્ય દુઃખ આપવા લાગ્યા. આ દુઃખ મૃદુલાથી કેમેય સહન ન થયું ત્યારે ધણીએ પરદેશમાં કાયમને માટે દુનિયા છોડી દીધી લાગે છે એમ માની એના નામનું માથાબોળ સ્નાન કરી એક અંધારી રાત્રિએ વખત જોઈ ઘરમાંથી ભાગી છૂટી. પણ જવું કયાં ? માવતરમાં તો દીકરી ભલે આવી તારા ભાગ્યનું અમને મળી રે'શે એમ કહેનારું કોઈ છે નહિ. એટલે મૃદુલા અંતરચક્ષુ ઉઘાડીને ચારેબાજુ આશ્રયસ્થાન ખોળવા માંડી. સગાંસબંધી બધાંનો વિચાર કરી લીધો પણ કોઈ આશ્રય આપે એમ નથી એટલે ભાંગ્યું ઠામ કંસારે જાય એ કહેવત મુજબ સૂરતની એક ખ્યાત નામ ગુણિકા પાસે જઈને આશ્રય માગ્યો.

સૂરતની આ સુપ્રસિદ્ધ ગણિકાના શરીરમાં હવે ઉંમર દેખાવા લાગી છે એટલે કુદરતે આપેલી નૃત્ય સંગીતની ઉત્તમ કળાને જીલનાર શિષ્યાની શોધમાં હતી ત્યાં ઘર બેઠાં આ મા–દીકરી મળી ગયાં. આ માદીકરીને રહેવા માટે સુંદર સગવડવાળું અભય-સ્થાન આપ્યું.

આ નિર્ભયસ્થાનમાં માદીકરી મૃદુલાને લાજવંતી આનંદથી રહેવા લાગ્યાં ને લાજવંતીને આવી કુમળી વયથી જ નૃત્યની ને સંગીતની તાલીમ આપવી શરૂ કરી.

લાજવંતીની ઉંમર તો હજી ફક્ત પાંચ જ વરસની છે પણ એની ચતુરાઈ ને હુશિયારી સૌ કોઈનું ધ્યાન ખેંચે એવાં છે. એક તો કંઠમાં પ્રભુએ ભારોભાર મીઠાશ ભરી છે એટલું જ અસાધારણ સ્વરૂપ છે. યાદશકિત પણ એટલી જ તીવ્ર છે કે એકને એક બે વખત કહીએ ત્યાં લાજવંતી કંઠે કરી લે.

સૂરતની આ ખ્યાતનામ ગણિકાએ લાજવંતીને એકધારી પંદર વરસ તાલીમ આપી છે. એ રાગ ત્રીસેય રાગણીને ચોસઠ કળામાં એવી તો તૈયાર કરી કે એનું નૃત્ય જોઈ સંગીત સાંભળી ઉર્વશીને મેનકાને પણ શરમાઈને કહેવું પડે લાજવંતી તો લાજવંતી.

આ સંગીત વિશારદ લાજવંતી સંગીતના મધુર સ્વરને છેડે એટલે વ્હાતા વાયુને સ્થિર થઈને સાંભળવા બેસી જાવું પડે. પાણીના પ્રવાહને પણ થાય કે ધીમે ધીમે વહન કરી લાજવંતીનું વહન કરી લાજવંતીનું સંગીત સાંભળતો જાઉં. આખા સૂરત શહેરમાં લાજવંતીના નૃત્ય સામે કોઈ ગણિકાને મૂકી શકાય તેમ નથી.

લાજવંતીની આવી અજબ કળાની સુવાસ ચોતરફ પંચાણુ ધૂપની માફક મઘમઘી ઊઠે છે. એક તો શરીર યુવાનીમાં વારણાં લઈ રહી છે. કુદરતે મોકળે મને સ્વરૂપ આપ્યું છે એમાં દૂધમાં સાકર ભળે એમ રૂપલાની ઘંટડી જેવો મીઠો કંઠ આપ્યો છે એટલી જ ચતુરાઈ છે. છ રાગ અને ત્રીસેય રાગણીનો ઊંડો અભ્યાસ છે. પછી કહેવાપણું શું રહે ! લાજવંતીના આ મધુર સંગીત ઉપર કંઈક રંગરાગના રસિયા

ઓળઘોળ થાવા લાગ્યા ને પતંગિયા દીવા ઉપર ને ભ્રમર ફૂલડા ઉપર ગણુંબતા હોય એમ યુવાનો રૂપિયાનો મેહ વરસાવવા લાગ્યા.

બાદશાહ અકબરે સૂરતનો કબજો સંભાળી જામકૂલીની સૂબેદાર તરીકે નિમણુંક કરી. જામકૂલી અકલમંદને અભિમાની સ્વભાવનો માણસ છે. એને આવો મોટો દરજ્જો મળતાં ઓછું પાતરને અદકું ભણ્યો જેવું થઈ ગયું. સૂરતની સૂબેદારીની અમીરાતને પચાવી શકયો નહીં ને અવળે રવાડે ચડી ગયો. હલકા માણસોની સોબત થતાં સારાસારાનું ભાન ભૂલી ગયો. દિવસ રાત દારૂના જલસા ને નાચકાઓ ગાનતાનની લહેર લૂટે ને સૂરત નગરી અનીતિનો અખાડો બની ગઈ.

લાજવંતીના સ્વરૂપની અને એના અદ્વિતીય સંગીતની તારીફ જામકૂલી પાસે પહોંચતા. લાજવંતીને મળવાની તાલાવેલી લાગી પણ સૂરતના સૂબાથી લાજવંતીને ત્યાં જવું કેમ ? એક તો કાનનો કાચો માણસ છે. વળી અકલમંદ છે એટલે પાસવાનો દોરે દોરવાય છે. પોતાની બુદ્ધિથી વિચાર કરવાની ગમ નથી તેથી પાસવાનોના કહેવા મુજબ વેશ પલટો કરીને લાજવંતીની સંગીત મ્હેફીલમાં ઘૂસી ગયો. પણ લાજવંતીનું દીવાનખાનું અને પ્રભાતના માનસરોવરનાં કમળ જેવું મુખડું જોતાં સૂરજનાં કિરણો ફૂટતાં ઘૂડ અંજાય જાય એમ જામકૂલી અંજાઈ ગયો.

લાજવંતી તો ભલભલાની ઉપેક્ષા કરનારી ગુણિકા છે, એનું અડપલું કરવું એ તો સિંહણની બોડમાં હાથ નાખવા જેવડું જોખમ છે કારણ કે એ સંગીત ઉપાસના સિવાય કોઈ લાલચમાં ફસાય એવી લાલસાવૃત્તિ નથી.

જામકૂલી આવેલ સંગીત સાંભળવા પણ એ તો બધું કયાંય ભુલાઈ ગયું અને લાજવંતીને પોતાની કરવાની ગડમથલમાં પડી ગયો. યુક્તિ વિચારી રહ્યો છે ત્યાં સમય પૂરો થયો ને બધાએ વિદાય લીધી. જામકૂલી પણ છૂપા વેશમાં રવાના થઈ ગયો.

આમ લાજવંતીની સંગીત મ્હેફીલમાં કેટલાક ઊંચ કુળના નબીરા પણ આવતા ને પ્રેમથી સાંભળતા. એવામાં એક દિવસ સૂરત શહેરનો લેખરાજ નામે એક ધનપતિ વણિક યુવાન લાજવંતીના સંગીતની મોજ માણવા આવી ચડયો. પોતે પણ સંગીતનો ઉપાસક છે. અભ્યાસ છે. જ્યાં સુધી સંગીતને નૃત્ય ચાલ્યું ત્યાં સુધી લેખરાજ એકબાજુ ચૂપચાપ બેસીને સાંભળ્યા જ કર્યો, ન કયારેય દાદ આપી ન કયારેય એણે મસ્તક હલાવ્યું. આળેખેલા ચિત્રની જેમ બેસી રહ્યો છે. આ વ્યક્તિ લાજવંતીની નજર બહાર ન હતી. કયારેક એમના સામે જોતી ને જાણી પણ ગયેલ કે ખરેખર સંગીતનો ઉપાસી આત્મા છે.

લાજવંતીનો આત્મા પણ આજે એટલો ખુશીમાં છે કે પોતા પાસે જેટલી કળા હતી એ બધી ઠાલવી નાખી. બધાને ખુશ ખુશ કરી દીધા. મ્હેફીલ પૂરી થતાં આવેલ પ્રેક્ષકો લાજવંતીની એક જીભ તારીફ કરતા રવાના થયા.

બધા પ્રેક્ષકો જતા તો પણ આ વણિક પુત્ર લેખરાજ તો એની ધૂનમાં આંખો મીચીને ચૂપચાપ બેઠો છે. લાજવંતીના સંગીત ઉપર એટલો બધો મુગ્ધ બની ગયો છે કે મ્હેફીલ પૂરી થઈ બધા ચાલ્યા ગયા એ પણ ખબર ન રહી.

લેખરાજને હજી બેઠેલો જોઈ લાજવંતીને પણ તર્કવિતર્ક થયા કે આ યુવાન હજી કેમ બેઠો હશે ? એટલે પાસે આવીને ઘણી જ નમ્રતાથી પૂછયું 'આપને મારું સંગીત ગમ્યું ?'

જવાબમાં લેખરાજે કહ્યું, 'લાજવંતી આપના સંગીતની દરેક પ્રેક્ષકે ખૂબ ખૂબ પ્રશંસા કરી છે પણ મારી પાસે તો આજના સંગીતની પ્રશંસા કરવા શબ્દો જ નથી ત્યાં હું શું કહું ?'

લાજવંતીએ વળતો જવાબ આપતાં કહ્યું, 'શેઠજી ! જે પ્રેક્ષકો મારા સંગીતને પ્રશંસાનાં પુષ્પો ચઢાવતા હતા તે મારા સંગીતના ઉપાસક નથી. એ તો મારા સૌંદર્યના પૂજારી હતા. એટલું જ નહિ સાથોસાથ વાસનાના ગુલામ પણ હતા. સંગીતની પરીક્ષા તો સંગીતના ઉપાસક કરી શકે. આપની પ્રથમની મુલાકાતે હું એટલું સમજી શકી છું આપ સંગીતના સાચા ઉપાસક છો. નહિતર કયાં સૂરતનગરીના

કુળવાન ઘરનું સંતાન મારા જેવી પતિતા ગણિકાને ત્યાં ક્યાંથી ? આટલું બોલી અંતરના ઉંડાણમાંથી નિશ્વાસ નાખ્યો ને આંખોમાં આંસુ આવ્યાં. હૈયું ખોલવાનું ઠેકાણું મળ્યું એમ માની પોતાની વીતક સંભળાવી કયા કુળમાં જન્મેલી, અહીં કયા સંજોગોમાં આવી, કેમ સંગીત શીખી, કેમ ગણિકા બની આ બધો પરિચય આપી ચોધાર આંસુડે રડતી લેખરાજના પગમાં પડી ગઈ.

લાજવંતીને આમ પશ્ચાત્તાપ કરતી જોઈ લેખરાજનું કોમળ હૃદય પણ દ્રવી પડયું. લાજવંતીને આશ્વાસન આપતાં કહ્યું કે, 'લાજવંતી સ્વસ્થ થા હું વચન આપું છું કે એક દિવસ હું તારે દ્વારે આવીશ અને સદાને માટે તારો થઈને રહીશ' આટલી વાત કરી લાજવંતી ને લેખરાજ જુદા પડયાં. શરીર ભલેને જુદાં પડયાં પણ બેયના મનને તો રોગ લાગી ગયો છે. પછી ગમે તેટલા દૂર હોય તો પણ પાસે જ છે તે–

કહાં ચંદા ચકોરા કહા કહાં મોરા-કહાંમે હે
બહુ દૂર તઉ ઠકાડા સાચો જીગુસો સ્નેહ

જામફૂલી વેશપલટો કરીને લાજવંતીની મહેફીલ માણી જોઈ ત્યારથી એનાં રૂપ અને લાવણ્ય ઉપર ઓવારી ગયો છે. લાજવંતીને મેળવવા માટે અનેક ઉપાયો શોધી રહ્યો છે, પણ આ અકલમંદને કોઈ રસ્તો મળતો નથી.

જામફૂલીની તહેનાતમાં રહેવા સૂરતની અનેક ગણિકાઓ તૈયાર હતી પણ લાજવંતીને જોયા પછી આ સૂબો ભાન ભૂલી બેઠો કે જોઈએ તો લાજવંતી જ. એટલે પાસવાનોએ ઘીસરાને મારગે ચડાવતાં કહ્યું કે 'આપ હૂકમ આપો એટલીજ વાર. આજ રાત્રે જ લાજવંતીને આપની પાસે હાજર કરીએ'.

પાસવાનોની આવી વાત સાંભળતાં જામફૂલીએ હૂકમ કર્યો કે 'જાવ લાજવંતીને ખબર આપો કે આજની રાત્રી સૂબાને બંગલે રહેવાનું છે'.

પાસવાનો તો હુકમની વાટ જોતા જ બેઠા હતા. હુકમ મળ્યો એવા ઊપડયા. આવ્યા લાજવંતીને બંગલે ને સૂબાનો હુકમ ફરમાવ્યો. લાજવંતી આવો હુકમ મળતાં કંપી ઊઠી. શું કરવું, ક્યાં જવું, કોને કહેવું આ દુષ્ટની દૃષ્ટિમાંથી કેમ બચવું આમ અનેક પ્રકારના વિચારો કરવા લાગી. ચતુર તો પૂરેપૂરી છે. ઘડીક વિચાર કરી પોતે બહુ ખુશી છે એવો દેખાવ કરી સીપાઈઓને વળતો જવાબ આપી દીધો.

લાજવંતી લેખરાજના પરિચયમાં આવી છે ત્યારથી સંગીતની મહેફીલો પણ બહુ જ ઓછી કરી નાખી છે એટલે વ્યકિતઓનો પરિચય પણ નહિવત્ રહ્યો છે. અંતરના ઉંડાણની કોને કેવી ને શું રસ્તો કાઢવો એ ચિંતામાં પડીને બચવાનો ઉપાય શોધી રહી છે. એવામાં ખબર મળ્યા કે કોઈ સંઘ વ્રજની જાત્રાએ જઈ રહ્યો છે અને આજનો પડાવ સૂરતની ભાગોળે પડવાનો છે.

ખબર મળતાં લાજવંતીને ઉપાય સૂઝી ગયો કે વેશપલટો કરીને આ સંઘમાં ભળી જઈ વ્રજ ભૂમિની જાત્રા કરી આવું. મનોમન આમ નક્કી કરી લેખરાજ ઉપર એક ચીઠી લખી કે શિયળ ઉપર આફત ઊતરતાં હું ભાગી છૂટી છું. ઈશ્વરને મંજૂર હશે તો ફરીને મળશું નહિતર છેલ્લા ને પહેલા રામ રામ છે. આ ચીઠી એક દાસીને આપતાં કહ્યું કે 'છાની રીતે લેખરાજને પહોંચાડજે. આ મકાનના દરવાજા કર્યાં બંધ. મરજી પડે એમ થાય. તારે હવે અહીં આવીને જોવાપણું છે નહિ.' આમ વ્યવસ્થા કરી પોતે યાત્રાળુ બનીને સંઘ ભેળી થઈ ગઈ. સંઘ થયો રવાના વ્રજની યાત્રાએ.

નવાબી રહેલમાં સૂબેદાર જામફૂલી આજે તરેહ તરેહની રોશની ઠઠારા સાથે સુંદર બિછાનું તૈયાર કરાવી લાજવંતીની રાહ જોઈ બેઠો છે. પણ લાજવંતી ન આવી તે ન જ આવી. એટલે સીપાઈઓને હુકમ કર્યો 'જાવ લાજવંતીને ઝબરજસ્તીથી પણ ઉપાડી લાવો ને અહીં હાજર કરો.'

સિપાઈઓને તો હુકમ મળે એટલી જ વાર. તરત જ ઊપડયા. આવ્યા લાજવંતીને બંગલે. ન મળે

લાજવંતી કે ન મળે દાસી. આસપાસ તપાસ કરી વળ્યા કયાયથી પતો મળ્યો નહી એટલે ચાલતા થયા તે સખા પાસ વાત કરી કે, 'દાર બધ છે.' જામ ફુલી વાત સાભળી ઘડીક ધમપછાડા કર્યાં આવેશમા આવતા આવતા દારૂ ઢીંચીને પથારી ભેળો પછી તો ભાનજ કયા હતી ?

સુરતથી ઊપડેલો સઘ કેટલક દિવસોએ વ્રજની પવિત્ર ભૂમિમા આવી પહોચ્યો ને લાજવતીનુ હૃદય નાચી ઊઠયુ. ઠેકઠેકાણે ભગવાન શ્રી કૃષ્ણનાં મદિરો એમની બાળલીલાના સ્થાન, એ જમુના કિનારો ને કદંબના ઝાડ, એ રાસલીલાની રમણ ભૂમિ એ સુરભિના ચરિયાણ, આ વિઘ્નહારી વૃદાવન મા નીરખી લાજવતી પરમ વૈષ્ણવ બની ગઈ બસ એકજ યાચના કે

અધમ ઓધારણ, નામ તૂહી કઈ તાર્યા જદુરાય રૂડો
રૂડો કયુ રહે તો બદ જૂઠો કહેવાય

હે નદ યશોદાના લાલ તને તો અધમ ઓધારણનું બિરદ આપ્યુ છે તે અનેક અધમ ઉપર પણ કૃપા વરસાવી એનો ઉદ્ધાર કર્યો છે. આવો દયાળુ શુ મારા ઉપર કૃપા નહિ કરે તો તો મારા નાથ તારુ આ અધમ ઓધારણનુ બિરદ જૂઠુ પડશે

લાજવતીને આ ભૂમિ એટલી બધી પ્રિય થઈ-પડી કે એને છોડીને બીજે જવાની ઈચ્છા જ ન થઈ સઘયાત્રા કરી પાછો વળ્યો પણ લાજવતી તો હમેશને માટે વ્રજમા રે કાઈ ગઈ

લાજવતી પ્રભુસમરણમાં અહી જ જીવન પૂરુ કરવાના નિર્ણય ઉપર આવી ગઈ છે એટલે કોઈ શાતિમય સ્થાનની શોધમા આખી વ્રજ ભૂમિમા પર્યટન શરૂ કર્યું આમ ફરતા ફરતા વૃદાવન, મધુવન, બરસાના, કામવન વગેરે સ્થળોમા ફરતી ફરતી સુન્હેરાની ને કદમખડીમા આવી પહેચી. આ સ્થાન લાજવતીને બહુ જ ગમી ગયુ, એક મઢી બનાવી કાયમને માટે નિવાસ કરી દીધો સાજ સવારે ભગવાનને મદિરે જાય સામે બેસી હાથમા વીણા લઈ બે ત્રણ પદ પ્રભુને સભળાવીને મઢીએ આવી જાય મઢીમા પણ શ્રી કૃષ્ણની મૂર્તિ રાખી છે એમની સેવાપૂજાને શ્રી કૃષ્ણ શરણ મમનો અવિરત જાપ ચાલતો હોય

અહી સુરતમા જામફુલીને લાજવતીનો વિયેગ સતાપવા લાગ્યો ફરીને તપાસ કરાવી. કયાયથી પત્તો ન મળ્યો એટલે એમના મકાન મિલ્કત તમામ કબજે કર્યા. હવે અહી ફરીને લાજવતીને આવવાપણુ છે નહિ

લેખરાજને લાજવતીની ચિઠ્ઠી મળતા ત્યારે આઘાત લાગ્યો તાજી પ્રીત છે કોઈ દિવસ દેવાના હેત હળવા કર્યા નથી પરતુ વચન આપેલ છે કે હુ તારો થઈને રહીશ આ વચન કોઈ હાલીમવાલીનુ નથી. એક ખાનદાન નબીરાનુ છે. એનુ પાલન થવુ જ જોઈએ એમા આ આફત આવી પડી લાજવતી કયા ગઈ હશે શુ થયુ હશે કયાં તપાસ કરાવવી ? આ ચિતાએ લેખરાજનુ શરીર ઘેરી લીધુ. ગણ્યા દિવસમા લેખરાજનું શરીર હાડપિજર થઈ ગયુ એવામા વ્રજની યાત્રા કરી સઘ પાછો વળ્યો ને એમાથી કોઈએ વાત કરી કે લાજવતી તો હમેશને માટે વ્રજની ભૂમિમા પ્રભુભજનમા બેસી ગઈ છે એમની હવે રાહ જોવાપણુ છે નહિ.

આવા સમાચાર મળતા લેખરાજને ધરપત આવી કે લાજવતી જગતમાં છે ખરી જીવતી છે તો કયારેક પણ મળશે આમ આ શુભ સમાચાર મળતા તબિયત સુધરવા માંડી ને મહિનો માસમા સાવ સારુ થઈ ગયુ એટલે વ્રજની યાત્રાએ જવાનુ પરિયાણ કર્યું. લેખરાજ વ્રજ ભૂમિમા આવ્યો ને લાજવતીની તપાસકરતો કરતો એક દિવસ વ્હેલી પ્રભાતે લાજવતીની મઢીએ આવી પહોચ્યો ને લાજવતીને જુએ છે તો ભગવાન બાલકૃષ્ણને જગાડવા માટે હાથમા વીણા લઈને મીઠા પ્રભાતિયા ગાઈ રહી છે "જાગોને જશોદાના જાયા વ્હાલા વાયા ' વ્રજની વનરાઈમાથી ગળાઈ ગળાઈને સાદ સભળાય છે પખીઓ મીઠા કલરવ કરી રહ્યા છે ધૂપની સુગધ ચોતરફ મ્હેકી રહી છે સામે ઘૃતની દીવડી ઝગમગી રહી છે ને લાજવતી આખો બધ કરી ચોળાફળી જેવી આગળી યુને ટેરવે વીણા વગાડતી ધ્યાન મગ્ન થઈ બેઠી છે લેખરાજ કયારે આવ્યો ને કોણ સામે ઊભુ છે એ કશી ખબર નથી

પ્રભાતિયુ પૂરુ થયુ ને લાજવતીએ આખ

ઉઘાડી તો સામે લેખરાજને ઊભેલો જોયો. જોતાં જ લાજવંતી સફાળી ઊભી થઈ સામે ચાલી 'પધારો, શેઠજી આપ મારી ખબર લેવા પધાર્યા,' કહેતાં એમ આદર આપતી મઢીમાં લાવી આસન ઉપર બેસાડી આભાર માન્યો. પણ અંતરપટ ભક્તિ તરફ વળી ગયેલું હોવાથી લેખરાજને જે પ્રથમની મૂલાકાતે માયાવી ભાવ ને તરવરાટ જોયેલા એ જોવામાં ન આવ્યો. એટલે લેખરાજની આંખમાં આંસુ આવ્યાં. લેખરાજનું આવું હેત જોઈ લાજવંતીનું હૃદય પણ પીગળી ગયું ને એની આંખમાં પણ આંસુ આવ્યાં એટલે લેખરાજે કહ્યું, 'લાજવંતી ! હું અહીં નિવાસ કરવા નથી આવ્યો પરંતુ તને વચન આપેલ કે હું એક દિવસ તારો થઈને રહીશ એનું પાલન કરવા આવ્યો છું. એટલે કે તુંને મારી સાથે તેડી જવા આવ્યો છું.'

લાજવંતીએ મ્હેફીલમાં મળેલ શેઠની નમ્રતાને પ્રથમની મૂલાકાતનું દૃશ્ય નજર સામે તરવા લાગ્યું. ઘડીક તો વિચારના વમળમાં ચડી ગઈ. જરા સ્વસ્થ થઈને વળતો જવાબ આપતાં કહ્યું, 'શેઠજી ! આપે સૂરતમાં જે લાજવંતીને જોઈ એ લાજવંતી આ વ્રજભૂમિમાં આવ્યા પછી રહી નથી. સૂરતમાં સંગીતની મહેફીલ ઉડાવનારી લાજવંતી સૂરતમાં મરી ગઈ. માટે હવે એ બધું ભૂલી જાવ. શ્રીકૃષ્ણનું ભજન કરી જીવનને ધન્ય બનાવો.'

જે લેખરાજ લાજવંતીના સમાચાર મળતાં ઘેરાયેલી માંદગીમાંથી સાજો થઈ ગયો અહીં વ્રજ સુધી આવ્યો ને આમ લાજવંતીના અનાદરથી લેખરાજનું હૃદય ભાંગી પડ્યું ને તરત જ ચાલતો થઈ ગયો. પણ પગ ઊપડતા નથી. આથા નાખે ને પાછા પડે છે. હળવે હળવે બરસાના સુધી આવ્યો ત્યાં એકદમ બિમાર પડી ગયો. ગણ્યા દિવસમાં ઉખેડી નાખેલ વેલાની જેમ કાયા સુકાઈને ક્ષીણ બની ગઈ. હવે તો ફક્ત શ્વાસની ધમણ ચાલે છે એટલું જ. આવી સ્થિતિમાંય તે લાજવંતીની પ્રતિમા તો નજર સામે જ તર્યા કરે છે.

લેખરાજની આમ અત્યંત બિમારીથી કોઈ યાત્રાળુએ લાજવંતી પાસે વાત કરી કે લેખરાજ છેલ્લા શ્વાસ ખેંચી રહ્યો છે એવા ખબર મળતાં લાજવંતી લેખરાજ પાસે આવી. એ પણ જાણે કેમ તૈયારી કરીને જ આવી હોય એ રીતે આવીને જોયું તો લેખરાજ છેલ્લા શ્વાસ ખેંચી રહ્યો છે. આંખો બંધ છે. લાજવંતીએ એની પાસે બેસીને બૂમ મારી લેખરાજને બોલાવ્યો 'લેખરાજ શેઠ ! હું લાજવંતી' એમ કહી સૂનમૂન પડેલ દેહને હલાવ્યો. હું લાજવંતી આવી અવાજ એના કાન ઉપર પડતાં લેખરાજે આંખ ખોલીને સામે જોઈ રહ્યો ને ધીમે ધીમે થોથરાતી જીભે એટલું બોલ્યો કે 'લાજવંતી તને યાદ છે ને મેં એક દિવસ વચન આપ્યું છે. કે હું હંમેશાં તારો થઈને રહીશ એનું પાલન કરવા હું અહીં વ્રજમાં આવ્યો હતો, એ વચનનું પાલન પણ થયું છે. તું મને આખરે મળી ખરી, મારી યાત્રા સફળ બની છે.' આટલું બોલી હંમેશને માટે લેખરાજે આંખો બંધ કરીને પ્રભુના ધામમાં રવાના થઈ ગયો. લાજવંતી લેખરાજની અંતિમ ઝંખના અને એનો સાચો સ્નેહ જોઈ કાળો કકળાટ કરતી ઊભી થઈ. એવી જ આઘાતની ચક્કર આવી ને પછડાટી ખાધી. એનું પાસેની દીવાલમાં માથું ભટકાતાં આ પ્રેમયોગિની પણ ત્યાંજ મૃત્યુ પામી ને લેખરાજને સ્વર્ગનો સાથ પુરાવ્યો.

ગ્રામજનોએ આ પ્રેમી યુગલની ખબર પડતાં બધા એકત્ર થઈ. બન્નેને એક જ સાથે પોઢાડી અગ્નિસંસ્કાર કર્યો.

કહેવાય છે કે આ લાજવંતી ગણિકાએ વ્રજમાં નિવાસ કરી ઘણાં બધાં પ્રભુપદની રચના કરી છે. વ્રજ લીધું ત્યારથી છેવટ સુધી ત્યાં જ રહી પ્રભુનું કીર્તન કરતી.

આ હકીકતનું પ્રતિપાદન કરતો સૂરતના કવિ દુલારામના કાવ્યસંગ્રહમાં એક દોહો મળે છે કે

સૂરત છોડ વ્રજમેં વસી, લાજવંતી રૂપ ધામ,
હરિસે હરિવર પેખિયા પાયા પૂર્ણ વિરામ.

હે સ્વરૂપના ભંડાર સમી લાજવંતી ગણિકા તેં હરિસે એટલે કામલીલામાંથી હરિવર એટલે ઈશ્વરને ઓળખી લીધા ને ગુજરાતના સર્વોપરિ ગણાતા સૂરત જેવા શહેરનો કાયમને માટે ત્યાગ કરી વ્રજની પવિત્ર ભૂમિમાં વાસ કરી વ્રજવિહારના ગુણગાન ગાતી પરમ ધામને પામી,

# મોસ્કોનું પ્રવેશ દ્વાર ને જવાંમર્દોની ભૂમિ મીન્સ્ક

(રશિયા-દર્શન હપ્તો ૭મો)

ગોરધનભાઈ શંભુભાઈ પટેલ

તા. ૧-૧૧-'૭૩

આજે સવારે ઊઠીને બહાર નજર કરી તો સર્વત્ર બરફ પથરાયેલો દેખાયો. આકાશમાંથી રૂના પોલ જેવો બરફ વરસી રહ્યો હતો. સાથે સાથે ઠંડો પવન પણ ફૂંકાતો હતો.

મોસ્કોમાં રહેતા બે સ્નેહી મિત્રો ડૉ. અશોક ઠાકર અને ડૉ. યોગેન્દ્ર જોશીએ મોસ્કો રેડિયો ઉપરથી અમારો વાર્તાલાપ ગોઠવ્યો હતો, જેના રેકોર્ડીંગ માટે અમારે ચારે મિત્રોએ ૧૧-૦૦ વાગે મોસ્કો રેડિયોના ભવને પહોંચવાનું હતુ. ડૉ. જોષી અમને લેવા આવેલા. તેમની સાથે અમે મેટ્રોમાં બેસીને રેડિયો મોસ્કોના મકાને પહોંચ્યા.

અમે જેવા રેડિયો સ્ટેશનના મકાનનાં પગથિયાં ચડયા કે તરત જ પ્રવેશદ્વાર પાસે ઊભેલી એક યુવતીએ ગુજરાતી ભાષામાં 'આવો, પધારો! હું તમારી જ રાહ જોતી હતી. તમારા સૌનું હું સ્વાગત કરું છું.' આમ બોલીને અમને સાનંદાશ્ચર્યમાં નાખી દીધા. તેણે પોતાનું નામ તાન્યા છે એમ જણાવ્યું અને તે મોસ્કો રેડિયોના ગુજરાતી વિભાગ સંભાળે છે તેમ જાણવા મળ્યું.

બહારથી સાદું દેખાતું રેડિયો ભવન અંદરથી ઘણું જ વિશાળ છે. મારે 'ભારત – સોવિયેટ મૈત્રી અને સહકારની તકો' ઉપર બોલવાનું હતું. વિઠ્ઠલભાઈ અમીનને વિશ્વશાંતિ પરિષદમાં બ્રેઝનેવે આપેલા પ્રવચન ઉપર અને શ્રી નાનજીભાઈ વેકરિયાને વિશ્વશાંતિ પરિષદના ઠરાવો અંગે બોલવાનું હતું. જ્યારે શ્રી બાબુભાઈ મોદીને અન્ય કોઈ વિષય ઉપર બોલવાનું હતું. (તેમનો વિષય અત્યારે યાદ નથી) અમે દરેક ૩-૩ મિનીટ બોલ્યા.

મોસ્કો રેડિયોનો ગુજરાતી વિભાગ તાન્યા નામની રશિયન યુવતી સંભાળે છે. તે ગુજરાતી ભાષા શીખવા અમદાવાદમાં દસ મહિના રહી ગઈ છે અને ગુજરાતી સારું બોલે છે. પરદેશના કોઈ એક પ્રાંતની ભાષા શીખવા માટેની આટલી કાળજી આ દેશમાં રખાય છે તે જોઈ અમને આનંદ અને આશ્ચર્ય થયાં. જાણવા મુજબ ભારતની ૧૪ મુખ્ય ભાષાઓના સારા જાણકારો રેડિયો મોસ્કોમાં કામ કરે છે.

વાર્તાલાપ પતાવીને અમે બહાર ફરવા માટે નીકળ્યા. બરફના વરસાદ વચ્ચે અમે ટ્રામ અને બસમાં બેસીને ફરવા લાગ્યા. અહીં બસ, ટ્રોલી, ટ્રામ કે મેટ્રો ગાડી જે જે સ્ટેશને આવે તે તે સ્ટેશનના નામની લાઉડ સ્પીકરથી જે તે વાહનમાં જાહેરાત કરવામાં આવે છે. આજે બરફ વધારે પડયો હોવાથી યંત્રો અને માણસો બરફ ખસેડવાના કામમાં લાગ્યાં હતાં. અમારા કોટ અને ટોપી ઉપર પણ બરફ જામી ગયો હતો—મારે રશિયાની થોડી ચિત્રસ્લાઈડો ખરીદવી હોવાથી એક સ્ટોરમાં પહોંચ્યા. અહીંથી મેં સારી એવી સંખ્યામાં સ્લાઈડો લીધી અને થોડું ફરીને લગભગ ચારેક વાગે અમે હોટલ ઉપર પહોંચ્યા.

શ્રી વિઠ્ઠલભાઈ આપણા દૂતાવાસમાં વેપાર વિભાગ સંભાળતા શ્રી ઓઝાને મળવા નીકળ્યા. અમારે આવતી કાલે લેનીનગ્રેડ યા કીવ જવાનું હતું. ત્યાં અમારે ૩ દિવસ રોકાવાનું હતું. મેં તથા શ્રી બાબુભાઈ મોદીએ લેનીનગ્રેડ જવાનું પ્રથમ જણાવેલું, પણ પાછળથી અમે કીવ જવાનું વિચાર્યું. આટલો ફેરફાર કરવા માટે મેં અમારા વ્યવસ્થાપક શ્રી ચિત્તુ વિશ્વાસને થોડા દિવસ પહેલાં લખીને આપેલું પણ આજે તપાસ કરી તો માલૂમ પડયું કે મારું નામ લેનીનગ્રેડ કે કીવ બન્નેમાંથી કોઈના લીસ્ટમાં ન હતું. હું તરત રશિયન વ્યવસ્થાપક એલાયેવને મળ્યો. તેમણે જણાવ્યું કે જો તમને કીવ જવાનું નહીં મળે

તો લેનીનગ્રેડ તો ચોક્કસ જવાશે જ. આથી હું નિશ્ચિંત થઈને રૂમ ઉપર પાછો આવ્યો અને ટપાલ લખવા બેઠો.

થોડી વાર થઈ ત્યાં શ્રી શાશા પિસ્સન નામનો દુભાષિયો દોડતો અમારી રૂમમાં આવ્યો અને મને જણાવ્યું કે તમારે અને શ્રી બાબુભાઈએ મીન્સ્ક જવાનું છે. પાસપોર્ટ, વીસા વગેરે તે રીતે નક્કી થયા છે. ટ્રેઈનનો સમય થવા આવ્યો છે અને જો નહીં જાઓ તો રહી જશો.

જલદી જલદી તૈયાર થઈને હું અને શ્રી બાબુભાઈ નીચે આવ્યા. નીચે અમારી રાહ જોઈને ઊભેલાં એક બહેને જણાવ્યું કે તમે મોડા આવ્યા એટલે મારી પાસે મીન્સ્કની એક ટિકીટ બાકી રહી છે. તમારા બેમાંથી એક જાઓ. થોડી વિચારણાને અંતે હું મીન્સ્ક જવા રવાના થયો.

હોટલ ઉપરથી સ્ટેશને જવા માટેની બસ તો ઊપડી ગઈ હતી. એટલે એક કારમાં એક દુભાષિયો મારી સાથે સ્ટેશને આવ્યો અને હું મીન્સ્ક જવાની ટ્રેનમાં છેક છેલ્લી ઘડીએ બેઠો. અહીં ટ્રેનમાં પણ બધી જગ્યાઓ ભરાઈ હતી. ભારતના ડેલીગેટોમાંથી દસ જણ મીન્સ્ક જતા હતા. હું જગ્યા ન થાય ત્યાં સુધી જનરલ હમીણુલ્લા નામના એક ભારતીય ડેલીગેટના કંપાર્ટમેન્ટમાં બેઠો. થોડીવારમાં મારી જગ્યા થઈ એટલે હું મારા કંપાર્ટમેન્ટમાં જઈને બેઠો.

અમારા પહેલા વર્ગના કંપાર્ટમેન્ટમાં બે બર્થ હતી. અહીં મારા સાથીદાર શાશા એલેક્ઝાન્ડાર નામના એક રશિયન દુભાષિયા યુવાન હતા. આ મીટરગેજ ટ્રેન છે. તેના ડબ્બા આપણી ટ્રેઈનો જેવા જ લાંબા હોય છે, પણ કંપાર્ટમેન્ટ બે બર્થના હોય છે. દરેક કંપાર્ટમેન્ટને ખૂબ જ સ્વચ્છ અને ચકચકિત રાખવામાં આવે છે. બે કંપાર્ટમેન્ટ વચ્ચે એક નાહવાનું બેઝીન હોય છે, જેમાં ઠંડા અને ગરમ પાણીની સગવડ હોય છે. નેપકીન, ટુવાલ, સાબુ વગેરે વ્યવસ્થિત રીતે ગોઠવેલાં હોય છે. બારીઓ કાચથી ફીટ કરેલી હોય છે. કંપાર્ટમેન્ટમાં અને કોરીડોરમાં જમીન ઉપર સરસ શેતરંજીઓ બિછાવેલી હોય છે.

દરેક કંપાર્ટમેન્ટમાં ડીમ અને ફૂલ લાઈટની સગવડ હોય છે. સંગીત, સૂચનાઓ અને જાહેરાતો સાંભળવા માટે દરેક ડબ્બામાં વ્યવસ્થા હોય છે. જે સ્ટેશન આવે તેનું નામ લાઉડ સ્પીકર ઉપર જાહેર થાય છે. આમ અહીંની ટ્રેનોમાં ઘણી જ સારી સગવડ હોય છે. છતાં રશિયન લોકો ટ્રેનમાં ઓછી મુસાફરી કરે છે. કારણ કે અહીં ટ્રેનના અને પ્લેનનાં ભાડાં લગભગ સરખાં છે, તેથી લોકો મોટે ભાગે પ્લેનમાં જવાનું વધારે પસંદ કરે છે.

હું અને શાશા વાતોએ ચડ્યા. તે યુનિવર્સિટીમાં હિંદીનો અભ્યાસ કરે છે. આ માટે સરકાર તેને માસિક ૪૫ રૂબલની સ્કોલરશીપ આપે છે. તેની સાથેની વાતોમાંથી રશિયાની રાજ્ય વ્યવસ્થા અંગે મને જાણવાનું મળ્યું. તેણે જણાવ્યું કે સોવિયેટ યુનિયનમાં સોવિયેટ નાગરિક મુક્તપણે હરી ફરી શકે છે. આખા સોવિયેટ યુનિયન માટે સુપ્રીમ સોવિયેટ કાયદા કરે છે. પ્રાંતો માટે દરેક પ્રાંત-જેને અહીં પ્રજાતંત્ર કહે છે—ની સોવિયેટ કાયદાઓ ઘડે છે. આ કાયદાઓનો ભંગ લોકો સામાન્ય રીતે કરતાં નથી.

અહીં ફોજદારી ગુનાઓ નહીંવત્ થાય છે. દીવાની કેસો થાય છે. ન્યાયાધીશોની પાંચ અને સાત વર્ષે ચૂંટણી થાય છે. ઓછી આવકવાળા લોકોને સરકારી ખર્ચે વકીલ મળે છે. રશિયન લોકો રશિયાની પ્રગતિ અને આબાદીનો યશ સમાજવાદી પદ્ધતિને આપે છે. આમ કેટલીયે વાતો કરતાં કરતાં અમે નિદ્રાધીન થયા.

તા. ૨-૧૧-'૬૩

ટ્રેન દોડતી જ હતી, પણ ડબ્બા એવા હતા કે ઝાઝો અવાજ કે ધડકા આવતા ન હતા. સવારે ઊઠીને જોયું તો આકાશ તદ્દન સ્વચ્છ હતું. અમે મિન્સ્કથી થોડા દૂર હતા. માઈલોથી જંગલ ગાઢું હતું. વ્યવસ્થિત રીતે ઉછેર પામેલા રશિયાનાં આવાં જંગલો ખૂબ સરસ લાગે છે.

મોટાં કલેકટીવ અને સરકારી ફાર્મ પણ રસ્તામાં જોયાં. મોટાં મોટાં ખેતરો – અને વચ્ચે ખેડૂતોની વસાહતો આવે. મોટે ભાગે મકાનો લાકડાનાં હતાં. દરેક મકાનમાં લાઈટની પૂરી સગવડ હતી. દરેક મકાનને બે – ચાર ગૂંઠા જેટલી જમીન હતી, તેના ફરતી લાકડાની વાડ કરેલી હતી. જાણવા પ્રમાણે આટલી જમીનની આવક જે તે ખેડૂતની પોતાની ગણાય છે. બાકીની જમીન ફાર્મની ગણાય છે. જેના નફામાંથી ૨/૩ ભાગ સરકારને અને ૧/૩ ભાગ ખેડૂતને મળે છે. હાલ તો ખેતરોમાં કાપણી થઈ ગઈ હોવાથી ખેતરો ખાલી પડેલાં હતાં. આ બધું જોતાં અમે મીન્સ્ક તરફ આગળ વધતા હતા અને મારા મનમાં મીન્સ્કનો ઈતિહાસ તાદ્દશ થતો હતો.

મીન્સક એ બાયલો રશિયાનું પાટનગર છે. લડાઈના સમયમા મોસ્કો પહોંચવા માટેનું પ્રવેશદ્વાર છે. નેપોલિયને અને હીટલરે અહીં થઈને જ રશિયામાં પ્રવેશ કર્યો હતો. હીટલરે આ શહેર ઉપર ચાર વર્ષ સુધી કબજો જમાવેલો રાખેલો. આખું શહેર ધરાશાયી થઈ ગયું હતું.

હીટલરના આક્રમણ વખતે મીન્સ્કની વસ્તી લગભગ પાંચ લાખ માણસોની હતી, જેમાંથી લગભગ બે લાખ લોકો આ એક જ શહેરમાંથી દ્વિતીય વિશ્વ-યુદ્ધ વખતે માર્યા ગયાં હતાં. ૮૦ ટકા મકાનો નાશ પામ્યાં હતાં. બાયલોરશિયાની લગભગ ૨૦ ટકા પ્રજા આ યુદ્ધમાં નાશ પામી હતી. હીટલરના નાઝી ધાડાં જ્યારે આ શહેર છોડી ગયાં ત્યારે પાંચ લાખની વસ્તીમાંથી પચાસ હજાર લોકો આ શહેરમા હતાં. બાકીનાં કાં તો ભાગી છૂટેલાં અથવા તો માર્યા ગયેલાં. આમ આ શહેરનું ઐતિહાસિક મહત્ત્વ ઘણું મોટું છે.

સવારના નવ વાગે અમારી ટ્રેન મીન્સ્કના સ્ટેશન ઉપર ઊભી રહી. મોટી સંખ્યામાં સ્ત્રી-પુરુષો ફુલછડીઓ લઈને અમારા સ્વાગત માટે ઊભા હતાં. પોલીસે એ બેંડના સરોદો છેડયા અને ઉપસ્થિત નાગરિકોએ તાળીઓના ગડગડાટ સાથે અમારું સ્વાગત કર્યું. સ્વાગતવિધિ પતાવીને અમે સૌ ધીરે ધીરે સ્ટેશનની બહાર નીકળ્યા.

સ્ટેશનની બહાર વિશાળ ચોક છે, જ્યાંથી શહેરમાં જવા માટે અમારા માટે ખાસ રાખેલી બસમાં અમે સૌ બેઠા અને બસે શહેર તરફ પ્રયાણ કર્યું. મીન્સ્કના રસ્તાઓ ખૂબ જ પહોળા તથા સ્વચ્છ છે. રસ્તાઓની બાજુ ઉપર વનરાજી તો ખરી જ. આ શહેરની વસ્તી આજે લગભગ તેર લાખની હોવા છતાં કયાંય ગીરદી કે ધમાલ દેખાતી ન હતી. લડાઈમાં ખંડેર થયેલા શહેરનું ઘણું જ સુંદર નવનિર્માણ થયું છે. રસ્તાઓ પણ પહોળા અને અદ્યતન 'ઢબે' બાંધેલા છે મોસ્કોની જેમ જ રસ્તાની બન્ને બાજુ ઊંચાં મકાનોની વ્યવસ્થિત હાર-માળા ચાલી આવે. મોસ્કોની મોસ્કવા નદીની જેમ અહીં પણ શહેરની વચ્ચેથી નદી વહે છે, જેની બન્ને બાજુએ દીવાલ ચણેલી છે. અમને શહેર ભવ્ય લાગ્યું.

શહેર જોતાં જોતાં અમે અમારો મુકામ જ્યાં હતો તે હોટલ જ્યુબિલી ઉપર આવ્યા. ૧૩ માળની, આ હોટલમાં ૧૦મા માળે ૧૧ નંબરની રૂમમાં મારો મુકામ હતો. અદ્યતન સગવડોથી સજ્જ આ રૂમની એક આખી દીવાલ કાચની બનાવેલી હતી, જેમાંથી મીન્સ્કનું સંપૂર્ણ દૃશ્ય જોઈ શકાતું હતું.

નાહીધોઈ, સ્વચ્છ થઈ અમે સૌ ફરવા માટે બસમાં બેઠા. અમારી સાથે કયુબાના પચીસ ડેલીગેટ્સ પણ હતા. બસ દોડતી રહી. અને ભોમિયો જે જે સ્થળ આવે તેનું વર્ણન કરતો જતો હતો. લેનીન એવન્યુ આ શહેરનો મુખ્ય માર્ગ છે. આ પ્રાંતનું સચિવાલય પણ આ માર્ગ ઉપર જ છે. સચિવાલયની સામે એક વિશાળ ચોક છે, તેને લેનીન સ્કવેર કહે છે. આ સ્થળે લેનીનની એક વિશાળ પ્રતિમા ગોઠવેલી છે. બાયલોરશિયાની પ્રાંતીય સામ્યવાદી પક્ષની કચેરીનું મકાન પણ સુંદર છે. બાળકો માટેનો બાગ, યુનિવર્સિટીનાં મકાનો, બેલે થિયેટર, સરકસ માટેનાં વિશાળ મકાનો, સ્પોર્ટ પેલેસ વગેરે ઘણું ઘણું બસમાં બેઠા બેઠાં જોયું.

ફરતાં ફરતાં અમારી બસ એક નાના સરખા

મકાન પાસે ઊભી રહી. રૂમીયાન્સ્કી નામના ગૃહસ્થનું તે મકાન હતું. સને ૧૮૯૮ની સાલમાં આ મકાનમાં રશિયન સોશિયલ ડેમોક્રેટીક પાર્ટી – હાલની સામ્યવાદી પાર્ટીની પહેલી મીટીંગ મળી હતી. તેમાં દેશના જુદા જુદા ભાગોમાંથી નવ વ્યક્તિઓ હાજર રહી હતી. લેનીન તે વખતે સાઈબેરિયામાં દેશનિકાલની સજા ભોગવતા હતા, તેથી આવી શકેલ નહીં. ઝારનો જુલમ તે વખતે ભયંકર હતો.

આ નવ જણા છૂપી રીતે ભેગા થયા હતા. રૂમીયાન્સ્કીની પત્નીનો જન્મદિન ઊજવવાનો છે તેવો દેખાવ કરવામાં આવેલો. સામે જ પોલીસ ચોકી હતી અને પાછળ જંગલ હતું. જો પોલીસ આવી ચડે તો જંગલમાં ભાગી છૂટવું તેવો નિર્ણય કરીને મીટીંગનું કામ ચલાવવામાં આવેલું. આ મીટીંગમાં સૌ પ્રથમ વાર સામ્યવાદી પક્ષનું જાહેરનામું ઘડવામાં આવ્યું. અને રશિયાના સામ્યવાદી પક્ષનો અહીં જન્મ થયો.

મીટીંગનું કામ તો નિર્વિઘ્ને પતી ગયું અને સૌ વિખરાઈ ગયા, પણ દિવસો પછી પોલીસને આની ખબર પડી ગઈ અને આ નવ જણામાંથી આઠ વ્યક્તિઓને પકડી લેવામાં આવી. રૂમીયાન્સ્કી ને સાઈબેરિયામાં દેશનિકાલ કરવામાં આવ્યા.

આમ આ મકાનમાં સામ્યવાદી પક્ષનાં મૂળ નખાયાં હોવાથી એક ઐતિહાસિક સ્મારક તરીકે તેને જાળવી રાખવામાં આવ્યું છે. મકાન સાદું જૂનું અને નાનું છે. ગત વિશ્વયુદ્ધ વખતે તેને ઘણું નૂકસાન પહોંચેલું પણ તેને ફરીથી રીપેર કરીને હતું તેવું બનાવવામાં આવ્યું છે. આમ છતાં તેમાંનું અસલ ફર્નિચર, દસ્તાવેજો વગેરે તો નાશ જ પામ્યાં છે.

અહીંથી અમે ટ્રેક્ટરોના એન્જીન બનાવતા કારખાનાની મૂલાકાતે ગયા. કામદારોએ ફૂલછડીઓથી અમારું સ્વાગત કર્યું. અમને દરેકને એક એક ઢીંગલી ભેટ આપવામાં આવી. રશિયન ઢીંગલીઓ તો સુપ્રસિદ્ધ છે. આ પોલી ઢીંગલી ખોલો એટલે તેમાંથી થોડી નાની બીજી એક ઢીંગલી નીકળે. તેને ખોલો એટલે ત્રીજી તેવી જ થોડી નાની ઢીંગલી નીકળે. આમ ત્રણથી દસ સુધી એક ઢીંગલીમાંથી બીજી ઢીંગલી નીકળતી જ જાય. રશિયન ઢીંગલીઓની આ વિશેષતા છે.

– ફેક્ટરીના ચેરમેને અમને ફેક્ટરી અંગેની માહિતી આપી. અહીં ૬૫૦૦ માણસો કામ કરે છે. પગાર ૧૦૦ થી ૩૦૦ રૂબલ અપાય છે. કારીગરોને ઓવરટાઈમ કામ ઈમરજન્સી વિના કરવા દેવામાં નથી આવતું. દવાખાનું, શાળા વગેરેની સગવડ છે. સ્ત્રીઓને પૂરા પગારે ચાર મહિના સુધી પ્રસૂતિની રજાઓ અપાય છે. દર સાલ ૨૫ ટકા કારીગરો ફેક્ટરીના ખર્ચે હોલીડે હોમ્સમાં આરામ માટે જાય છે. અહીં ૫૦ થી ૭૦ હોર્સ પાવરનાં ૪૫૦ એન્જીનો દરરોજ તૈયાર થાય છે. દરેક એંજીનની કિંમત ૫૨૦ રૂબલની છે.

ફેક્ટરી સરકારની હોઈને લોકો મન દઈને કામ કરે છે. કદી હડતાલ નથી પડતી. અમે કારખાનાના દરેક વિભાગમાં ફર્યા. ગંજાવર ફેક્ટરીમાં ઓટોમેશન મોટા પ્રમાણમાં છે. કામદારોમાં સ્ત્રીઓ અને પુરુષો સરખી સંખ્યામાં લાગ્યાં.

દરેક વિભાગમાં એન્જીનના અલગ – અલગ પાર્ટ્સ તૈયાર થાય, પછી એક જગ્યાએ બધા પાર્ટ્સ ગોઠવાય અને તે બધા સંયોજાઈને એન્જીન તૈયાર થાય. આ એન્જીનો તેની કામગીરી માટે ખૂબ પ્રસિદ્ધ છે

આખી ફેક્ટરી જોઈ લીધા પછી લગભગ બપોરે સાડાત્રણે અમે હોટલ ઉપર પાછા આવ્યા. બપોરનું ભોજન લઈને અમે બાયલો રશિયા ઐતિહાસિક સંગ્રહસ્થાન જોવા ગયા.

વિશાળ મકાનમાં આ સંગ્રહસ્થાન છે. હીટલરનાં નાઝી ધાડાંઓએ આ શહેરની અને બાયલો રશિયાની કરેલી ભયંકર બરબાદી, વરસાવેલા જુલ્મોની ઝડીઓ અને પ્રજાએ બહાદુરીપૂર્વક કરેલો તેનો મુકાબલો આ બધું ચિત્રોમાં અને વિવિધ ચીજ-વસ્તુઓમાં અહીં પ્રદર્શિત થયેલું છે. કેટલાંક વૃદ્ધો અને વૃદ્ધાઓ કે જેઓ હીટલરની સામે ગેરીલા પદ્ધતિ

એ લડાઈ લડેલાં તેઓ પણ બૂઝર્ગ ઉંમરે અમારા સ્વાગત માટે અહીં હાજર હતાં. અમે માનપૂર્વક તેમને વધાવી લીધાં.

અમે ઝીણવટથી આખું પ્રદર્શન જોયું. આ શહેરનાં ખંડેરો, ફાંસીએ ચડાવેલાં અને જીવતા સળગાવેલાં બાળકો, યુવાનો અને વૃદ્ધો, લડાઈમાં માર્યા ગયેલાં નાગરિકો વગેરેનાં દિલ કંપાવી મૂકે તેવાં ચિત્રો અહીં જોયાં. અમને કહેવામાં આવ્યું કે આ બધાં ચિત્રો તે વખતે જાનની બાજી લગાવીને છૂપી રીતે દેશભક્તોએ લીધાં હતાં આવી તસ્વીરો ખેંચવા માટે તેમાંના કેંકને ગોળાથી ઠાર કરી નાખવામાં આવ્યા. અથવા તો ફાસીને માંચડે લટકાવી દેવામાં આવ્યા.

જર્મનોની સામે અહીંનાં લોકો કેવી વીરતાપૂર્વક લડયા તેનાં દૃશ્યો પણ હુબહુ રીતે બતાવવામાં આવ્યાં છે. આ લડાઈ દરમ્યાન દેશભક્તોએ અને જર્મનોએ વાપરેલાં હથિયારો પણ પ્રદર્શિત થયાં છે. આખું મ્યૂઝિયમ જોયા પછી અમને ખાત્રી થઈ કે મીન્સ્ક જવાંમર્દોની ભૂમિ છે.

સંગ્રહસ્થાન જોઈને તેના વિચારો કરતાં કરતાં અમે બહાર નીકળ્યા ત્યારે જે આકાશ સવારે સ્વચ્છ હતું તે અત્યારે વાદળછાયું થઈ ગયું હતું. વરસાદના છાંટા પડતા હતા જો કે બરફ નહોતો પડતો અને ઠંડી પણ મોસ્કો કરતાં ઓછી હતી.

અમે તે પછી બેલે થિયેટરમાં દાખલ થયા. ગોળાકારે આ વિશાળ થિયેટર ઊભું છે. અને બહારથી આ આખું થિયેટર ખૂબ સુંદર છે. વિશાળ અને પહોળું સ્ટેજ છે. સ્ટેજના પડદા પણ મખમલના છે. બેઠકો લાલ રંગની આરામથી બેસી શકાય તેટલી લાંબી – પહોળી છે. લાઈટ અને ફોકસની સગવડ અદ્યતન છે.

અહીં રશિયાનો બેલે ડાન્સ અમે જોયો. આ બેલે નૃત્ય જગવિખ્યાત છે. રોમન રાજાઓનાં જીવન અને કૃત્યો ઉપરનો આ બેલે ખૂબ જ મજાનો હતો.

અહીં થિયેટરના સંચાલકોએ અમારા માનમાં પાર્ટીની વ્યવસ્થા કરેલી. સાંજે બેલે નૃત્યો જોઈ પાર્ટીને ન્યાય આપી રાત્રે લગભગ નવ પછી અમે હોટલ ઉપર આવ્યા.

એક જોશી મહારાજ ફરતાં ફરતાં એક ગામ આવી પહોંચ્યા. ઘડીનોય પોરો ખાધા વિના ટીપણું અને ખલતો લઈને ફળિયે ફળિયે નીકળી પડયા.

એક ફળિયામાં ગયા ત્યાં ફળિયાની બહેનો એમને વીંટળાઈ વળી.

'બેન ! બાપા ! તારું નામ શું ?' જોશીજીએ એક જુવાન બહેનને પૂછ્યું.

'કુમુદ' બહેને ટૂંકો જવાબ આપ્યો.

કુમુદબેન, બહુ રૂડું નામ તમારું કહી દે છે કે તમારે માવતર તમે દીકરા કરતા સવાયા લાડ પામો છો. પણ સાસરે સુખ નહીં. મંગળવારે માતાજીને દીવો કરતા રહેજો. સૌ સારાં વાનાં થઈ રહેશે.'

કુમુદ નીચું જોઈ ગઈ. પણ બાજુમા ઊભેલો જુવાન ઊકળી ઊઠયો. "મહારાજ ! ઢીંગ ઢીંગ હાંકો મા."

"બાપા ! હું મારા ઘરનું કંઈ કેતો નથી. જોશમાં દેખું એવું ભાખું" જોશીજી છોભીલા પડી ગયા.

"જોશમાં શું કપાળ દેખો ! મારા બા બાપુજી એને અમારા કરતાં સવાયા નહી, બમણા લાડ લડાવે છે." જુવાન બોલ્યો.

"મેં એમજ કીધું એને માવતર સુખનો પાર નથી." જોશીજી બોલ્યા

"પણ આ એનું માવતર નથી, સાસરું છે, મારી સાથે લગન કરીને આવી છે." જુવાન હસ્યો.

"બધી જુવાન બહેનો લાજ કાઢીને બેઠી છે. બેન લાજ કાઢી નથી. એટલે મને થયું કે આ એનું માવતર હશે." જોશીજીએ ટીપણું ખીસામાં નાખ્યું. [દીઠું મેં ગામડું જ્યાંના એક પ્રસંગ ઉપરથી]

# મને ગમતી લોકવાર્તા



તખ્તસિંહ પરમાર

આપણું લોક-વાર્તાધન વિપુલ તેટલું જ સમૃદ્ધ છે. શ્રી ફરામજી બમનજી માસ્તરે તેનો પ્રથમ સંચય પ્રકટ કર્યો ત્યારથી આજ સુધીમાં, શ્રી મેઘાણીભાઈની 'રસધાર'થી માંડી 'ધરતીની અમીરાત' સુધી અનેક સંગ્રહો થયા છે. 'રસધાર'માંની વાર્તાઓની જ વાત કરીએ તો 'ઘોડી અને ઘોડેસ્વાર', 'ઝુમણાની ચોરી', 'ભાઈ', 'કાઠિયાણીની કટારી', 'એક તેતરને કારણે', 'ઓળીપો', 'કરિયાવર' જેવી અનેક વાર્તાઓ ગમી જાય તેવી છે; પણ મને ગમે છે 'રસધાર ભા. ૩' માં આવેલી પાંચ પાનાંની ટચુકડી વાર્તા 'પાદપૂર્તિ'.

કોંઢના ઠાકોરના દરબારમા જોગાજી કસુંબા વખતે હાજર નથી, કારણ કે એ સ્વપ્નમાં હાથીથી ભાગ્યા હતા, જીવન એમને જીવવા જેવું લાગતું નથી. જે હાથીને જોઈને ભાગ્યા તે જ હાથીને ગાંડોતૂર કરી તેમની સામે મૂકવામાં આવે ને એ બચે તો જીવવું પસંદ કરે એવો માર્ગ કાઢવામાં આવે છે. અનુમાન થાય તેમ જોગાજીનો જ વિજય થાય છે. રાજાજીના મુખમાંથી કાવ્ય પંકિત દુહાનું ચરણ સરી પડે છે.

'કુંભાથળ વઈ કસી, જોગારી જમદઢ્ઢ' પણ બીજું ચરણ – બીજી પંક્તિ આવતી નથી. લોકો વચ્ચે, એ ચરણ પ્રાપ્ત થાય તેવી આશાએ રાજાજી બબ્બે વખત ચરણ દોહરાવે છે. છેવટે બીજું ચરણ સંભળાય છે :

'જાણ અષાઢી બીજળી, કાળે વાદળ કઢ્ઢ' ફરી એનું ઉચ્ચારણ થાય છે. એ ચરણ બોલનાર હોય છે રજપૂત વેશે જોગાજીને ત્યાં રહેતો ચારણ. કોંઢના ઠાકોરના રાજ્યમાં ચારણને રહેવાની મનાઈ છે ને જોગાજીને નીમ છે દેવીપુત્રને પોતાના ભાણામાં જમાડવાનો. મૃત્યુભયે પણ દેવીપુત્ર આ પરાક્રમને બિરદાવ્યા સિવાય રહી શકતો નથી : અલબત્ત એને મરણને બદલે પ્રાપ્ત થાય છે રાજાનું આલિંગન.

જોગાજીની શૂરવીરતા, દેવીપુત્રો માટેની તેમની લાગણી, રાજાઅને ચારણકંઠમાંથી સહજે સ્ફુરતી દુહાપંક્તિઓ અને રાજાનો ચારણો માટેનો ગળી જતો દ્વેષ આટલી બાબતો આ ટચુકડી વાર્તામાં સધાઈ છે એ કારણે પણ વાર્તા ગમે એવી છે.

બીજું કારણ છે એની માંડણી. વાંચનારની ઉત્કંઠા વધતી જ રહે, એક વિસ્મય બીજા વિસ્મયને પ્રેરે એવી કથાની કરામત અહીં છે જ, પણ ભાષા (કોઈએ મેઘાણીભાઈએ યોજેલી ભાષાનો અભ્યાસ આપવા જેવો છે) પાસેથી મેઘાણીભાઈએ અદ્‌ભુત કામ લીધું છે. જોગાજીનું અદ્‌ભુત વ્યક્તિત્વ, તેમનું અદ્‌ભુત પરાક્રમ લાંબાં લાંબાં વાકયોમાં વર્ણવાય નહિ. વિસ્મય બધાનો કબજો લે ત્યારે વાણીને અવકાશ કેવો! મેઘાણીભાઈ એ કસબ જાણે જ એટલે તેમણે તે સમયનું અદ્‌ભુત વાતાવરણ તાદશ થાય તેવી ભાષા યોજી છે.

પ્રસંગ છે હાથી સામે આવતા જોગાજીનો :

બરાબર ચોકમાં ભેટો થયો. ગજરાજે રાઠોડને પોતાની સૂંઢમાં ઉપાડયા. લોકોની મેદનીમાંથી 'અરરર' શબ્દ ઊઠયો પછી જાણે કે કોઈના ખોળિયામાં જીવ ન રહ્યા. આરસના જાણે પૂતળા ઊભાં.[1]

લોકોએ શું જોયું ? – જોયું કે હાથીએ સૂંઢમાં લઈને રાઠોડને ગગનમાં ઉડાડયો ! નીચે પડે તો ભુકકા થાય ! જરાક વાર હતી. કસાયેલો જોગો

---

૧. સહૃદયોને શ્રી કનૈયાલાલ મુનશીની પ્રખ્યાત નવલકથા 'પૃથ્વીવલ્લભ'ના છેલ્લા પ્રકરણનું સ્મરણ થાય તેવો સંભવ છે.

એ લક્ષ્ય ક્યાં પડ્યો? હાથીની પીઠ ઉપર! કેવી રીતે? ઊભો હોય તેવો! પડતાં પડતાં જ હાથીના કુંભસ્થળમાં લાંબી કટારી હુલાવી એ કટારી તો કુંભસ્થળમાં પેસી ગઈ કટારીએ સોંસરવી જઈને બીજી બાજુ મોઢું કાઢ્યું. હાથી થંભી ગયો. લોકો અવાક! હાથી અવાક! જોગો પણ હાથીની ગરદન પર ઊભો ઊભો અવાક! શું બોલે? લૂખી વાણી કાઢવાનો તો એ વખત નહોતો. કોઈ અમર વાણી: કોઈ - ચિરંજીવી કાવ્ય: કોઈ અક્ષય તસ્વીર: ચૂપચાપ ત્યાં તો ક્યાંકથી નાદ ગાજ્યો:

કુંભાથળ વાઇ કસી, જોગારી જમદઢુ[2]

પૃથક્કરણની આવશ્યકતા નથી. ભાષાનાં વળાં બદલાય છે. જોગાજી માટે બહુવચન યોજાતું હતું પ્રથમ તેમાંથી લેખક એક વચનમાં સરી પડે છે. એને ક્ષતિ ગણવી એમ ગણીએ તો એટલી અસંગતતા ઓછી થઈ એમ કહેવું? છેલ્લે પણ સર્જકમાં આવશ્યક તટસ્થતા થોડીક ખંડિત થાય છે તો લોકસાહિત્યકારને આવશ્યક તેની છટા સિદ્ધ થાય છે.

આ વાર્તા મારા ચિત્તમાં આટલા માટે જ વસી નથી. એ જેમ કાવ્ય-પ્રસવનો સિદ્ધાંત જાણ્યે અજાણ્યે સ્થાપી આપે છે. કાવ્ય પ્રસવે છે વિસ્મય પૂર્ણ મૌનમાંથી કોઈ અદ્‌ભુત – અનુભવમાંથી; તેમ લોકસાહિત્ય કોને કહેવાય તેની વિભાવના એ જાણ્યે અજાણ્યે સ્પષ્ટ કરી આપે છે. લોકસાહિત્ય: લોકગીત એ 'ચાલો સર્જન કરીએ' એ ભાવમાંથી નથી નીપજતું. એ કોઈ એક વ્યક્તિની રચના નથી. સમૂહકંઠ એનું ઉદ્‌ભવસ્થાન છે ('સંત વાણી' અપવાદ રૂપ 'કદાચ') તે અહીં સિદ્ધ થાય છે. જોગાજીના અદ્‌ભુત પરાક્રમે કોઈના કોઠારના કંઠમાંથી એક પંક્તિ પ્રસવાણી, તો પૂર્તિ કરી ચારણ યુગે. માટે જ લોકસાહિત્ય કોને કહેવાય, એ કેવી રીતે સર્જાય એ સમજાવવા મારું વક્તવ્ય પુષ્ટ કરવા, હું આ વાર્તાનું ઉદાહરણ આપું છું. માનું છું કે શ્રોતાઓ એ વાત બરાબર પામી જાય છે.

માટે મને આ વાર્તા ગમે છે.

---

2. રસધાર ભા. ૩ ની સુવર્ણજયંતી આવૃત્તિ પૃ. ૩૫

*

પૃ.૩૭૧થી ચાલુ]

અદ્વિતંત નથી થતો – જેમ સોનાનો કળશ નમ્યા વિના નિર્મળ જળે ભરાતો નથી.'

કિં કિજ્જૈ લહુડૈં વડૈં, ગુણ વડા સંસારિ
ગાગરિ અછઇ બયઠડી, કરવે પીજૈ વારિ. ૧૭

'કોઈ નાનું હોય કે મોટું હોય – તેટલા માત્રથી શું વળ્યું? જગતમાં વડાઈ ગુણની છે. ગાગર બેઠી રહે છે, જ્યારે પાણી તો કરવાથી પિવાય છે.'

સામી સારા ચ્યારિ કરિ, પરિહરિ કાયર સંઠિ
વાંકે વિસમે દોહિલે, તે ચ્યારે ચોસઠ્ઠિ ૧૮

'તું સારવાળા ચાર જ લોક રાખજે; કાયર સાઠ હોય તો યે તેમને તજી દેજે. વાંકી વસમી ને દોહલી વેળાએ એ ચાર ચોસઠ જેવા નીવડશે'.

વાયસ રાહુ ભુજંગ હર,
ત્રિયા લિખતિ ઇહુ ખ્યાલ
લિખિ લિખિ મેટેંતિ ફુનિહિં ફુનિ,
સુ કારણ કુંન જમાલ. ૧૯

'કાગડો, રાહુ (રાવા?) સર્પ અને મહાદેવ – એમનું ચિત્ર અમુક ખ્યાલથી સુંદરી દોરે છે. ચિત્ર દોરી દોરીને તે ફરી ફરી ભૂંસી કાઢે છે – તો એનું કારણ શું?'

# પ્રસૂતિનું સુખ



બાલકૃષ્ણ વૈદ્ય

સ્ત્રીઓને પ્રસૂતિનો સમય એટલે જીવન અને મૃત્યુના ઉંબર ઉપર ઊભા રહેવું. પ્રસૂતિ થઈ જાય ત્યારે જીવમાં પાછો જીવ આવે અને સગાંસંબંધીઓના જીવ પણ ત્યારે જ હેઠા બેસે સૌથી આકરી વેદનાની સરખામણી પ્રસૂતિની વેદના સાથે થાય છે.

ખરેખર તો પ્રસૂતિ એ પ્રાણીસૃષ્ટિનો પ્રકૃતિ-જીવન ધર્મ છે. પ્રાણીસૃષ્ટિની પ્રત્યેક માદાને પ્રસૂતિ આવતી જ હોય છે અને આપણે જોઈએ છીએ કે નૈસર્ગિક જીવન જીવતાં પ્રાણીઓની પ્રસૂતિ બિલકુલ વેદના વગરની હોય છે. મુશ્કેલીના પ્રસંગો જોવા સાંભળવા મળે છે પણ છે અપવાદરૂપે. મનુષ્ય સમાજમાં પ્રસૂતિ એ જીવનની એક મહત્ત્વની અભિલાષની સિદ્ધિનો પ્રસંગ હોય છે. વેદનાયુક્ત પ્રસૂતિ ઘણે ઠેકાણે જોવા મળે છે છતાં મોટા ભાગની સ્ત્રીઓની પ્રસૂતિ તો સુખરૂપ જ હોય છે. પરંતુ જેને જેને વેદના વેઠવી પડે છે એમનું દૃષ્ટાંત એટલું બધું ભયપ્રદ નીવડે છે અને માનવીનું મન એવું તર્ક અને કલ્પના કરનારું હોય છે. કે પ્રસૂતિ સમયની અનેક મુશ્કેલીઓની શકયતાઓ કલ્પીને એ ભયને ખૂબ વિસ્તારી દેવાતો હોય છે. એનું પરિણામ એ આવે છે કે સ્ત્રીઓ પ્રસૂતિમાં સાચેસાચ મુશ્કેલીઓ આવે એ પહેલાં જ, મુશ્કેલીઓની કલ્પના માત્રથી હરેરી ગઈ હોય છે. ભયથી ઉશ્કેરાયેલાં સ્નાયુઓ અને જ્ઞાનતંતુઓ સરળ પ્રસૂતિને પણ વિષમ બનાવી દે છે અને જે પ્રસૂતિ માનવને સુખ આપનાર બનવી જોઈએ તે અત્યંત કષ્ટદાયક બની જાય છે.

જીવનમાં જે પ્રસંગ પરમ સુખનો,માતૃત્વની સિદ્ધિનો છે, જેને માટે પ્રત્યેક સ્ત્રી હૃદયના ઊંડાણમાંથી ઝંખતી હોય છે એ પ્રસંગ વેદનારહિત બને એ પણ ઘેનની દવાથી કે પીડાશામક દવાથી મગજને જડ કરીને નહિ પણ પ્રસૂતિની પ્રત્યેક પ્રક્રિયાને બરાબર સમજીને એમાં સમજપૂર્વક સાથ આપતાં રહીને પોતાના બાળકને સુખરૂપ જન્માવવાનો આ સ્વાદ માતા માણી શકે એવી પદ્ધતિ ઊભી કરવા માટે કેટલાય ચિકિત્સકોએ પુષ્કળ પ્રયોગો કર્યા છે. એમાં ઠીક ઠીક પ્રગતિ પણ થઈ છે. અમેરિકામાં ડૉ. રીડે એક 'વેદનાવિહીન પ્રસૂતિ'ની પદ્ધતિ ઊભી કરી છે. તેઓ માને છે કે મોટા ભાગની માતાઓ પ્રસૂતિની પ્રક્રિયાઓથી અજાણ હોવાના કારણે ભય અનુભવે છે. આજુબાજુમાં ચાલતી કષ્ટાતી સ્ત્રીઓની વાતો સાંભળીને અને હોસ્પીટલમાં પ્રસૂતાઓની વેદનાની ચીસો સાંભળીને એનાં જ્ઞાનતંતુઓ એટલાં ઉત્તેજિત થઈ ગયાં હોય છે કે એથી પ્રસૂતિ વખતે જ્ઞાનતંતુઓ અને સ્નાયુઓએ જે દિશામાં કામે લાગવું જોઈએ એથી વિરુદ્ધ દિશામાં એ ઉશ્કેરાયેલાં અને તંગ બનેલાં જ્ઞાનતંતુઓ કામ કરે છે. એથી પ્રસૂતિમાં અવરોધ અને વેદના ઊભાં થાય છે. માટે સૌથી પહેલાં તો એ ભયનું નિવારણ કરવું જોઈએ અને બીજી બાજુથી હોસ્પીટલનું અને પ્રસૂતા સ્ત્રીની આજુબાજુનું વાતાવરણ પણ શ્રદ્ધા અને હિંમત ઊભી કરે એવું રાખવું જોઈએ.

પરંતુ ડૉ. રીડનું દર્શન અધૂરું હતું. પ્રસૂતિ વખતે સ્ત્રી મૂક પ્રેક્ષક નથી હોતી. એનાં અંગ પ્રત્યંગો બધાં પ્રસૂતિમાં કામે લાગતાં હોય છે. એ પ્રત્યેક અંગ પ્રત્યંગનું કાર્ય એ કાર્યનો વિશિષ્ટ સમય એ કાર્ય માટે સમયે સમયે અંદરથી આવતી પ્રેરણા અને એ પ્રેરણાને યોગ્ય રીતે ઝીલતી સ્ત્રીની સંવેદનશીલતા અને સાવધતા એ બધાં જોવાનાં હોય છે. પ્રાણીસૃષ્ટિમાં માદા સહજ ભાવે બધું કરે છે પણ શિક્ષિત અને કલ્પનાશીલ માનવ સ્ત્રી આગળ કહ્યું તેમ કાલ્પનિક ભયોથી વધારે સજાગ હોય છે; એથી એના અંગ પ્રત્યંગોની ક્રિયામાં પ્રસૂતિ વખતે જે સુમેળ રહેવો જોઈએ તે રહેતો નથી. ઘણી વાર તો આરંભમાં આવતી ખોટી વેણને

એ ગર્ભાશયને અકાળે તે જોર કરવા લાગે છે અને ગર્ભાશયને તંગ કરી દે છે. અને ખરે સમયે થાકી જાય છે અથવા વાયુની ગતિને અવળી દિશામાં ધકેલીને બિનજરૂરી પીડા નોતરે છે.

આથી રશિયાના ડૉ. પાવલોવે એનો બીજી રીતે અભ્યાસ કર્યો. પાવલોવ મોટા મનોવૈજ્ઞાનિક હતો. એમણે મગજ અને જ્ઞાનતંતુઓનાં કાર્યોનું ઊંડું સંશોધન કર્યું છે. એમણે અનેક પ્રયોગો પછી એક સિદ્ધાંત તારવ્યો છે. અમુક માનસિક ઉત્તેજકોની અસર મગજના અમુક નિશ્ચિત કેન્દ્ર ઉપર થતી હોય છે. એ ઉત્તેજનના ધીમે ધીમે એ કેંદ્ર પર એવા સંસ્કાર પડી જાય છે કે એ ઉત્તેજનાની સાથે જોડાયેલ અવાજ, ગંધ, સમય કે દૃશ્ય માત્રના સંપર્કમાં આવતાં જ એ કેંદ્રમાં પડેલા પેલા સંસ્કારો જાગૃત થઈને કામ કરવા લાગે છે. એ માટે કૂતરાનો દાખલો પ્રસિદ્ધ છે. એક કૂતરાને દરરોજ અગિયાર વાગે ટોકરી વગાડીને રોટલી ખાવા માટે આપવામાં આવતી. થોડા દિવસ એમ કરવાથી કૂતરાને એવી ટેવ પડી ગઈ કે અગિયાર વાગે એટલે રોટલી યાદ આવે અને મોઢામાં પાણી છૂટવાની ક્રિયાનું અભિસંધાન રોટલીને બદલે ટોકરી સાથે થઈ ગયું. માનસશાસ્ત્રની પરિભાષામાં આને અભિસંધિત પ્રતિક્રિયાનો સિદ્ધાંત Principle of Conditioned Reflex કહે છે. પાવલોવે આ સિદ્ધાંતનો ઉપયોગ પણ પ્રસૂતિના વિષયમાં પણ કર્યો.

પ્રસૂતિ સમયે ભય કે ચિંતાના કારણે જે કેન્દ્રો ઉત્તેજિત થઈને જ્ઞાનતંતુઓને જુદી દિશામાં ક્રિયાશીલ કરતાં હોય તેને શિથિલ કરી નાખીને એનો અવરોધ ટાળવાની પ્રક્રિયા એમણે ઊભી કરી. એ જ રીતે પ્રસૂતિમાં ઉપયોગી અંગ પ્રત્યંગોને સાચી દિશામાં ક્રિયાશીલ કરવા માટે એને અંદરથી પ્રેરણા મળતાં જ તે કામ કરતાં થશે એ હેતુથી અગાઉથી એવી તાલીમ આપવામાં આવે. અભિસંધિત પ્રક્રિયાઓની એને ટેવ પડી જાય. એમ થાય તો જેમ પ્રસૂતિઓથી ટેવાયેલી સ્ત્રીને કષ્ટ વગર સુખરૂપ પ્રસૂતિ આવી જાય છે એમ આવી તાલીમ લીધેલી સ્ત્રીને પણ પ્રસૂતિ સુખરૂપ આવે, અને પ્રસૂતિથી પ્રત્યેક ક્રિયામાં તે સમજપૂર્વક સાથ આપી શકે અને જરૂર પડે ત્યાં બળ પણ આપી શકે એ માટે એમણે કેટલીક શરતો સૂચવી. શ્વાસોચ્છ્વાસની જુદે જુદે સમયે લેવી જોઈતી રીતો સૂચવી. શરીરના કયા ભાગને તંગ કરવો અને કયા ભાગને શિથિલ કરવો તે સમજાવીને એમ કરવાની રીતો પણ શીખવી આ સમગ્ર પદ્ધતિને પાવલોવ પદ્ધતિ કહે છે. આ પદ્ધતિમાં સ્ત્રી ફક્ત પોતાની પ્રસૂતિની ફક્ત સાક્ષી જ નહિ પણ સક્રિય સાથીદાર પણ બને છે, અને પ્રસૂતિની પ્રત્યેક ક્રિયામાં સુખ પણ અનુભવે છે. કારણ કે એ ક્રિયાની પાછળ એનું બાળક સુખરૂપ આ સૃષ્ટિમાં અવતારવાની એના દિલમાં હોંશ ભરી હોય છે.

રાજકારણ વિજ્ઞાનને પણ છોડતું નથી. પ્રસૂતિની પદ્ધતિ બાબતમાં પણ એમ બન્યું છે. ડૉ પાવલોવ સામ્યવાદી દેશનો હોવાથી શરૂઆતમાં બીજા દેશોએ એમાં રસ ન લીધો. એટલું જ નહિ એનો વિરોધ પણ કર્યો. પરંતુ આવી કોઈ રીત ન સ્વીકારાય તો એના વિકલ્પ ચિકિત્સકો પાસે તો ઘેનની દવાઓ, પ્રસૂતિ ઝડપથી લાવનારાં ઈંજેકશનો અને છતાં મુશ્કેલી આવે તો ઓપરેશનો જ હતાં. એમાંથી બચવા મથતી માતાઓના આગ્રહને લીધે ધીમે ધીમે પશ્ચિમના દેશોમાં પણ એનો પ્રચાર થવા લાગ્યો. ૧૯૫૬માં રોમમાં કેથોલિક સંપ્રદાયના ત્રીસેક દેશોના ધર્મગુરુઓનું સંમેલન મળેલું, તેમાં પણ આ પદ્ધતિની ખૂબ ચર્ચા થઈ. પોપે આ પદ્ધતિને આશીર્વાદ આપ્યા ત્યારથી એનો પ્રચાર વધ્યો.

પાવલોવ પદ્ધતિના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે છે.

૧. પ્રસૂતિ સમયના કાલ્પનિક ભયના કારણે રક્ષણાત્મક હેતુથી ખોટી રીતે ઉત્તેજિત થયેલાં જ્ઞાનતંતુઓ એવી તંગ સ્થિતિ ઊભી કરે છે કે એથી પ્રસૂતિની સ્વાભાવિક ક્રિયામાં અવરોધ ઊભો થાય છે. એથી વેદના થાય છે. એની સામે અભિસંધિત પ્રતિક્રિયા (Conditional reflex) દ્વારા શિથિલી

કરવાનો પ્રયોગ કરવો. એથી તંગ સ્થિતિ શમે છે. અને વેદના મટે છે.

૨. પ્રસૂતિના આરંભમાં જે ક્રિયાઓ શરીરમાં થાય છે એ ખોટી રીતે સમજાય છે અને સમય આવ્યા પહેલાં સ્ત્રી બળ કરવા માંડે છે એથી પણ વેદના વધે છે. પ્રસૂતિની પ્રક્રિયાઓ અને એનો કુદરતી ક્રમ સમજી લીધો હોય તો એ ભૂલ ન થાય.

૩. જ્ઞાનતંતુઓનો એક ભાગ ઉત્તેજિત થતાં એ ઉત્તેજના બીજા ભાગોને પણ અસર કરે છે અને ગર્ભાશયની ક્રિયામાં દખલ કરે છે. અવયવોને શિથિલ કરવાની રીત કસરત દ્વારા શીખી લીધી હોય તો એવી ખોટી ઉત્તેજનાને તરત શમાવાય.

૪. લોહી ઓછું હોય અથવા નબળાઈને લીધે લોહીનું દબાણ ઓછું હોય ત્યારે શરીરને પૂરો ઓક્સીજન મળતો નથી; એથી પણ વેદના થાય છે. આમ થાય ત્યારે ખુલ્લામાં ઊંડા શ્વાસોચ્છ્વાસ લેવા, એથી ગર્ભાશયમાં પ્રાણવાયુ મળશે અને વેદના શમી જશે.

૫. જ્યારે ખરેખરી વેણ્ય શરૂ થાય ત્યારે બળ કરવું એ બરાબર છે. પરંતુ ગર્ભાશયની સામાન્ય ગતિને પણ વેણ્ય સમજીને બળ કરવા લાગે તો વેદના થાય અને વહેલાં થાકી જવાય. એથી ખોટી વેણ્યને રોકવા શિથિલીકરણ અને શ્વવાસોચ્છવાસની રીત શીખી લેવી જોઈએ.

૬. ઘણી વાર વેદનાનું કોઈ કારણ સમજાતું નથી. અને કારણ જાણ્યા વિના વેદનાનું નિવારણ થઈ શકતું નથી. આવા વખતે વેદના તો રહે પણ વેદના અનુભવનારા મગજના કેન્દ્રને થોડુંક બહેરું કરીને વેદના હળવી કરી લઈ શકાય છે. સભાનપણે મનને બીજે રોકવાથી અથવા બીજા સારા પ્રસંગોની સ્મૃતિ તાજી કરવાથી વેદના હળવી થતી જાય છે.

ટૂંકમાં પાવલોવ માને છે કે શરીર એ ક્રિયાવિષયક એક સમગ્ર એકમ છે. શરીરમાં ગમે તે ભાગમાં થતી સંવેદના પણ મગજના ઉપરના ભાગના કેન્દ્ર (cortex) સામે જોડાયેલી હોય છે. અને બધી પ્રક્રિયાઓનું નિયમન ત્યાંથી થાય છે. ખોટી રીતે થયેલી ઉત્તેજનાનું નિયમન અને શિથિલીકરણ કરીને જ્યાં જરૂર પડે ત્યાં ઉત્તેજના આપીને ગતિ ઊભી કરીને શરીર પાસેથી ધાર્યું કામ લઈ શકાય છે. પ્રસૂતિની આ પદ્ધતિ આ દૃષ્ટિએ સાવ નૈસર્ગિક નથી પણ સભાનપણે, તાલીમ દ્વારા મેળવેલી કુશળતા છે. અને એ કુશળતા દ્વારા સ્ત્રી પ્રસૂતિનું સાચું સુખ માણી શકે છે.

આ કુશળતા પ્રાપ્ત કરવા માટે શરીરરચના અને ક્રિયાનું અને ખાસ કરીને પ્રસૂતિની પ્રક્રિયાઓનું સામાન્ય જ્ઞાન જરૂરી છે. અને કસરતો પણ પહેલવાન માટેની નથી પણ જુદાં જુદાં અંગોને ઈચ્છાનુસાર શિથિલ અથવા તંગ કરી શકાય એવી ટેવ પડવા માટે છે. શ્વાસોચ્છ્વાસ પણ યોગીઓના પ્રાણાયામ જેવા નથી પરંતુ શરીરને શિથિલ કરીને આરામ આપવા માટે લાંબા અને ટૂંકા શ્વાસ કેવી રીતે અને ક્યારે લેવા, તેમજ બળ કરતી વખતે શ્વાસ કેવી રીતે રોકવા એની રીત શીખવાની હોય છે. આ બધું બહુ સહેલું છે. પ્રસૂતિ પહેલાં બે ત્રણ મહિના ધ્યાન આપે તો બરાબર તૈયાર થઈ શકાય છે.

ફ્રાંસમાં આ પદ્ધતિ શરૂ કરનાર ડૉ. લામાઝેએ ફ્રેંચ ભાષામાં એક પરિચય પુસ્તિકા તૈયાર કરી છે. એ વાંચીને અમેરિકાના એક મહિલા શ્રીમતી માર્જોરી કાર્મેલે પોતાની બે પ્રસૂતિઓ આ પદ્ધતિ મુજબ કરી એમાં એમને એટલી બધી સફળતા મળી કે એમણે પોતાના અનુભવોનું એક પુસ્તક લખી નાખ્યું અને છપાવ્યું. ગુજરાતનાં એક બહેન એનો અનુવાદ તૈયાર કરે છે તે છપાતાં આપણી બહેનો પણ આ પદ્ધતિનો લાભ લઈ શકશે.

શ્રીમતી માર્જોરી કાર્મેલે પોતાના પુસ્તકનું નામ 'આભાર ડૉ. લામાઝે' એવું રાખ્યું છે. પ્રસૂતિનો જે ભય સ્ત્રીઓનાં દિલમાં પડ્યો છે તેનું નિવારણ કરીને એમણે ખરેખર બહેનો પર મોટો ઉપકાર કર્યો છે.

# અક્ષરનાં ઓવારણાં

(ક્રમશઃ)

નરોત્તમ પલાણ

## (૧) સંતોની સુવાસ

જગતભરના સાહિત્યમાં સંતસાહિત્ય જેવું પરમ રોમાંચક અને અદ્‌ભુત સાહિત્ય અન્ય નથી. સંતજીવનથી માંડીને સંતસર્જિત સાહિત્યને જો ઊંડા ઊતરીને વાંચવામાં આવે તો રસનો પરમ નિધિ છે. નાના મોટા કેટલા સંતો અને કેવું વૈવિધ્યપૂર્ણ એમનું સાહિત્ય છે! કબીર ગગન તો સૂર સરિતા તુલસી તુલસી તો નરસિંહ નાગરવેલ, અખો અખો તો મીરાં મીણની પૂતળી! ઘરઆંગણે આધુનિક ગુજરાતમાં પણ સંતોનો આ વેલો ચિરંજીવ છે. એની સુવાસ હજુ અવિરત છે. વડોદરાની એમ. એસ. યુનિવર્સિટીના પ્રાચ્ય વિદ્યામંદિર તરફથી 'આધુનિક ગુજરાતના સંતો' કુલ બે ભાગમાં પ્રસિદ્ધ થયેલ છે. આ બીજા ભાગમાં કુલ બાવીસ સંતોની સુવાસ છે. ટૂંકા જીવનપરિચય' પછી એમના સાધનાપંથનું સ્વસ્થ અને સુંદર દર્શન લેખકે કરાવ્યું છે.

ભાગ બીજામાં સમાવિષ્ટ સંતોમાં નડિયાદ હરિ ૐ આશ્રમના શ્રી મોટા, કારવણના સંત શ્રી કૃપાલ્વાનંદ, બગદાણા (મહુવા)ના શ્રી બજરંગદાસજી, ધારીના સ્વામિનારાયણી સંત યોગીજી મહારાજ, અમરેલીના પણ મુંબઈ રહેતા ભાટિયા સંત નરમણિ, ધંધુકાના વાલમ બ્રાહ્મણ પુનિત મહારાજ, જૂનાગઢ પાસેના ડમરાળાના વતની પણ જામનગર જઈ વસેલા મુંડિયા સ્વામી, મોરબીના સ્વામી માધવતીર્થજી, 'સતાર ભજનામૃત' લખનાર સંત ફકીર સતારશાહ અને ગોંડલના યોગી હરનાથજી મુખ્ય છે. આ સંતો ગુજરાતના છે. તો ભારતના અન્ય ભાગોમાંથી આવી ગુજરાતમાં વસેલા સંતોમાં મદ્રાસથી આવી લીંબડી – જામનગર – પોરબંદરના રાજકુટુમ્બમાં રહેલા સ્વામી પ્રકાશાનંદજી, બંગાળથી આવી ગુજરાતના બેડેલી ગામમાં રહેલા પાગલ પરમાનંદ, બિહારથી આવી ગુજરાતના બંધવડ ગામે રહેલા ધ્યાનયોગી મધુસૂદનજી અને બ્રહ્મદેશથી આવી ભાદરણમાં રહેલા સ્વામી કૃષ્ણાનંદ વગેરે વિશેની માહિતી અહીં સુલભ બને છે.

લેખકે સંતોનાં જીવનવૃત્તાંતો કરતાં તેમનાં સાધનાસિદ્ધાંતની મીમાંસા ઉપર વિશેષ ભાર મૂક્યો છે. પરિણામે આ ગ્રંથ જીવનચરિત્ર કરતાં તત્ત્વચર્ચાનો વિશેષ . લાગે છે. મુમુક્ષુઓ માટે તો આ આશીર્વાદ રૂપ છે, પરંતુ જરૂરી માહિતીની અપૂર્ણતા અન્ય અભ્યાસીઓને ખૂંચે ખરી! જેમકે મોટા ભાગના સંતોએ સાહિત્યસર્જન કરેલું છે અથવા તેમના વિશે લખાયેલું છે, પરંતુ લેખક એ વિશે ક્યાંય પૂર્ણ માહિતી આપતા નથી. કયા ગામને પાદરે અને કઈ નદીને કાંઠે સંતે આશ્રમ બાંધ્યો એ નોંધવામાં આવ્યું છે, પરંતુ સંતે કયો ગ્રંથ લખ્યો અને ક્યાંથી પ્રસિદ્ધ થયો તેની વિગત લેખક ટાળે છે. સંતે લખેલું પુસ્તક સંતે સ્થાપેલો હરતો ફરતો આશ્રમ છે એ સત્યનો સ્વીકાર જાણે કે લેખકમાં જોવા મળતો નથી!

એક યુનિવર્સિટી જ્યારે આ ગ્રંથનું પ્રકાશન કરી રહી છે ત્યારે એમાં જે તે સંત વિશે ઉપલબ્ધ બધી જ માહિતીની અપેક્ષા રહે છે. પ્રસ્તુત ગ્રંથમાં અન્ય જે જે ગ્રંથોના ઉલ્લેખો છે તેની વિસ્તૃત સૂચિ ગ્રંથને અંતે મૂકવી જોઈએ. એવી સૂચિનો અભાવ આ ગ્રંથની એક માત્ર મર્યાદા છે. આ મર્યાદાને બાદ કરતાં આ એક ઉપયોગી પ્રકાશન છે. લેખક ડૉ. કેશવલાલ અંબાલાલ ઠક્કર એક સંતહૃદયના મુમુક્ષ સાધક જણાય છે. ગ્રંથને પાને પાને એમની બહુશ્રુતતા અને અનુભવની પ્રતીતિ આપણે પામીએ છીએ. પ્રસ્તાવનમાં અંતે 'નાથ નિરંજન ગ્રંથકર્તા,

'કેશવ તો નિમિત્તમાત્ર' એ પંક્તિમાં એમની નમ્રતા પણ ગુપ્ત રહેતી નથી. સંતવૃત્તાંતો લખવા માટે શ્રી ઠક્કર એક અધિકારી વિદ્વાન છે. કુલ ૩૭૫ પૃષ્ઠોમાં પ્રસરેલી આ સુવાસ સહુ કોઈને માણવી ગમે તેવી છે.

### (૨) 'હરિરસ'નું એક વધુ સંપાદન

ભક્તકવિ ઈસરદાસ એના 'હરિરસ'ને કારણે સમગ્ર પશ્ચિમ ભારતમાં સુપ્રસિદ્ધ છે. સંભવતઃ ઈ. સ. ની સોળમી સદીમાં થયેલા આ ચારણ ભક્તકવિએ જીવનનો વધુ ભાગ જામ રાવળ સાથે નવાનગર (જામનગર) માં ગાળેલો મનાય છે. સોળમી સદી એટલે વિષ્ણુભક્તિના જુવાળનો સમય. ગુજરાતમાં શ્રી મહાપ્રભુજી અને શ્રી વિઠ્ઠલનાથજીની પદયાત્રાઓ થઈ ચૂકી છે, નરસિંહ અને મીરાંની સુવાસ ચારે-બાજુ મઘમઘે છે. એ સમયના લગભગ દરેક કવિએ 'હરિવંશ' (કેશવદાસ), 'હરિરસ' (કવિ પરમાનંદ), 'ભ્રમરગીતા' (નાકર), 'ભાગવતસાર' (દેવીદાસ) જેવી વિષ્ણુભક્તિપ્રેરિત સંખ્યાબંધ રચનાઓ કરી છે. આ વાતાવરણથી ઈસરદાસ જેવું ભક્તહૃદય કેવી રીતે અસ્પૃશ્ય રહી શકે? વળી એમના આશ્રયદાતા ખુદ જામ રાવળ પણ દ્વારકાધીશના પરમ ભક્ત છે. ઈસરદાસે 'હરિરસ' રચ્યો. કહેવાય છે કે શિવભક્ત હરદાસ મીશણે 'ભૃંગી પુરાણ' ની રચના કરી પ્રથમ ખુદ શિવને જ સંભળાવ્યું તેમ ઈસરદાસે 'હરિરસ' ની પ્રથમ વાચના દ્વારકાધીશ સન્મુખ કરેલી. અભ્યાસી અને હરિભક્ત ઉભયને 'હરિરસ'નો મહિમા છે.

ભેંસાણ સોરઠના 'ઈસરદાસ ડિંગળી(ચારણી) સાહિત્ય પ્રસાર અને પ્રકાશન ટ્રસ્ટ' તરફથી 'મેરુભા ગઢવી સ્મારક ગ્રંથમાળા'ના પ્રથમ પુષ્પ તરીકે ડેમી સાઈઝ ના ૧૮૫+૨૪ પૃષ્ઠમાં કુલ ૩૬૦ કંડિકાનો 'હરિરસ' ગુજરાતી ભાવાર્થ અને પાંચ પરિશિષ્ટો સાથે પ્રગટ થયો છે. આ ગ્રંથનું સંપાદનકાર્ય ભાઈશ્રી રતુભાઈ રોહડિયાને 'હરિરસ' ની એક જે સંપૂર્ણ કહી શકાય તેવી પ્રત પ્રાપ્ત થયેલી તેને આધારે શ્રી હરસૂરભાઈ ગઢવીએ કરેલું છે. સંપાદનમાં ઘણી મહેનત લીધાનું જણાય છે. એનું ગુજરાતી ભાષાંતર પણ સરળ અને સુવાચ્ય થયું છે. જો કે અર્થઘટનમાં ક્યાંક મુસ્કેલી રહી જતી જણાય છે. ખાસ કરીને પૌરાણિક અર્થની બાબતમાં એકવાક્યતા નથી. જેમકે કંડિકા ૧૭૯ ની ત્રીજી ચોથી પંક્તિમાં 'અમૃતવાય' નો પૌરાણિક સંદર્ભ સંપાદકના ધ્યાન બહાર રહી ગયો છે. આ કારણે ભાષાંતરમાં અમૃત વાટિકાનો તથા ત્રણેય નગરનો નાશ કર્યો એવી સેળભેળ થઈ ગઈ છે. પૌરાણિક સાહિત્યની આ ઘણી ગહન કથા છે. એમાં ઈસરદાસની બહુશ્રુતતા પણ નોંધી શકાય. સંપાદકે ત્રિપુર (ત્રણ નગર) ના નાશની વાત કરી પરંતુ એ પરાક્રમ તો ભગવાન શંકરે કરેલું છે! અહીં વિષ્ણુનાં પરાક્રમોની વાત ચાલી રહી છે એમાં એનું ઔચિત્ય કેટલું? કથા એવી છે કે ત્રિપુરમાં રહેતા ત્રણ અસુરો એમાં આવેલી ત્રણ અમૃત કુંપીઓને કારણે અપરાજિત છે. પ્રથમ ભગવાન વિષ્ણુ ત્રણ અસુરોનો બુદ્ધિનાશ કરી દેવતાઓ દ્વારા એમની અમૃત કુંપીઓનો નાશ કરાવે છે. આમ થયા પછી ભગવાન શંકર ત્રણ અસુરોનો તથા ત્રણ નગરોનો નાશ કરે છે. પાછળ પરિશિષ્ટ એમાં 'પૌરાણિક શબ્દ પરિચય' માં પણ ત્રિપુરાસુર કે અમૃતવાપીની સ્પષ્ટતા નથી. એવી છાપ પડે છે કે સંપાદકે ગહન શબ્દોને ટાળી દીધા અને નવનાથ જેવા સર્વવિદિત સામાન્ય શબ્દોનો પરિચય વિશેષ આપ્યો છે.

સંપાદનની આવી જ શિથિલતા 'દ્વારકા સર્વ સંગ્રહ' જેવા એક માત્ર ગ્રંથને આધારે 'હરિરસ' ની રચના 'વિ. સં. ૧૫૯૬ માં જામ-નગરમાં થઈ એવું સ્વીકારી લેવાના વલણમાં જણાય છે. પહેલી બાબત એ કે વિ. સં. ૧૫૯૬માં દ્વારકા મંદિર ખંડિત જણાય છે અને તેની મૂર્તિ બેટમાં બિરાજે છે. બીજી બાબત એ કે વિ. સં. ૧૫૯૬નાં આખરી મહિનાઓમાં તો હજુ જામનગરનો પાયો નંખાઈ રહ્યો છે!

અસ્તુ. આ સંપાદન પરત્વે મુખ્ય પ્રશ્ન તો પ્રકાશન ટ્રસ્ટ તરફ છે. અગાઉ લગભગ એક ડઝન

જેટલા સંપાદકો દ્વારા જેનાં ભિન્ન ભિન્ન સંસ્કરણો પ્રકાશિત થઈ ગયાં છે અને લીંબડી પ્રકાશનની તો આઠ આઠ આવૃત્તિઓ થઈ છે છતાં પણ પુનશ્ચ 'હરિરસ' શા માટે? ઈસરદાસના જ અન્ય અપ્રગટ ગ્રંથો કે અન્ય ધૂરંધર ચારણકવિઓ, જેની હજુ એક પણ રચના પ્રકાશનમાં નથી આવી એના પ્રકાશન પરત્વે ટ્રસ્ટ ધ્યાન આપશે તો વિશેષ આવકાર્ય બનશે.

**(૩) 'ગોવિંદ જ્ઞાન બાવની'** – સૌરાષ્ટ્ર, કચ્છ, ગુજરાતમાં અઢારમી અને ઓગણીસમી સદી ધાર્મિક ક્રાન્તિની દૃષ્ટિએ સુવર્ણકાળ છે. એક બે કે પાંચ દશ નહિ સેંકડો સંતભક્તો આ સમયમાં હયાત છે. કચ્છ મેકરણના 'જી નામ'થી ગાજે છે અને સૌરાષ્ટ્રમાં ચલાળા, પાળિયાદ, સતાધાર, દાણીદાર, પરબવાવડી, સાયલા, વીરપુર, ભાણવડ, ખીલખા, જામનગર (પ્રણામી – મુંડિયા) અને ગઢડા (સ્વામિનારાયણ) જેવી જગ્યાઓ ઊભી થઈ રહી છે. આ બધાની ઉપર ટંકારાનો દયાનંદ ભારત વ્યાપી ખળભળાટ મચાવી રહ્યો છે! આ સમયે ખોબા જેવડા સૌરાષ્ટ્રમાં હજાર ઉપરની સંખ્યામાં તો એવા કવિઓ છે જે હિન્દી ભાષામાં પદરચના કરી ચૂકયા છે. આ કવિવૃંદમાં શિરમોર ગણાય એવો કવિ સિહોરવાસી ગોવિંદ ગિલ્લાભાઈ છે.

ઈ. સ. ૧૮૪૯માં સિહોરમાં જન્મેલા અને ૧૯૨૬માં સિહોરમાં જ જીવનલીલા સંકેલી લેતા ગોવિંદ ગિલ્લાભાઈએ નાની મોટી પચાસેક જેટલી કૃતિઓ આપી છે, જેમાંથી ત્રીસેક જેટલી હિન્દીમાં, દસેક જેટલી ગુજરાતીમાં, અને અન્ય સંસ્કૃતમાંથી થયેલા કોશ, 'કાવ્યશાસ્ત્ર આદિના અનુવાદો છે. કવિની આ રચનાઓ, જે હાલ એમ. એસ. યુનિવર્સિટીના હિન્દી વિભાગમાં સુરક્ષિત છે, મોટે ભાગે અપ્રગટ હતી. કવિના વંશજોની સાહિત્યપ્રીતિને કારણે હવે ક્રમશઃ એનું પ્રકાશન થઈ રહ્યું છે. એમાં સંપાદક ડૉ. મદનગોપાલ ગુપ્ત દ્વારા ગુજરાતી ભાવાર્થ સહિત પ્રસ્તુત 'ગોવિંદ જ્ઞાન બાવની' ઉપલબ્ધ બને છે. અહીં કુલ છપ્પન છંદો છે, જેમાંથી શરૂઆતના બે અને અંતના બે મંગલાચરણ તથા કવિપરિચયના હોઈ કુલ બાવન છંદોમાં કવિના નીતિ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ-વિષયક વિચારો ઉપદેશપ્રધાન શૈલીમાં વ્યક્ત થયા છે.

સંભવ છે પોતાના બે પુત્રો અને ચાર પુત્રીઓના અવસાનથી ખેદ પામી 'ગોવિંદ અવધિ વાકી આઈ તબ હોત જુદે, ઉનમે અધિક દુઃખ માનત ક્યોં ભોરે હૈ?' એવા આશ્વાસન માટે આ 'બાવની'ની રચના થઈ હોય! ગમે તેમ અહીં વૈરાગ્યની માત્રા વધારે તીવ્ર પ્રમાણમાં છે પર પરાગત નિરૂપણની વચ્ચે 'બકરો પોતાના માલિક ઉપર મોહ કરતો હોય છે' એવા તળપદા અલકારો કવિની અભિવ્યક્તિને બળકટ બનાવે છે.

આ કૃતિના વિદ્વાન સંપાદકે કવિના જીવન-કવન વિશે વિસ્તૃત અને શ્રદ્ધેય માહિતી આપી છે. ગુજરાતી ભાષાંતર પણ સરળ અને સુબોધ છે. જો કે ઘણે સ્થળે અગુજરાતી વાકયરચના, શબ્દો અને વિભક્તિયોજના રહી ગયાં છે., જેમકે 'યોગિયો સિંહના ચામડીમાંથી બિછાવન બનાવે છે.' (પૃ ૩૭) વિભક્તિપ્રત્યય ગુજરાતીમાં શબ્દ સાથે જાય છે, જ્યારે મોટે ભાગે હિન્દીની જેમ અલગ અલગ મુદ્રિત થયા છે.

કવિના વંશજોએ લોકકલ્યાણાર્થે આ કૃતિ છપાવી આપ્યાનું જણાવાયું છે ત્યારે પ્રશ્ન થાય છે કે આટલી નાની પુસ્તિકાના સાડા સાત રૂપિયા કિંમત શા માટે રાખવામાં આવી હશે? સંપાદકશ્રીને આપણે વિનંતી કરીએ કે કવિએ જે ઉચ્ચ ભાવનાથી કૃતિનું સર્જન કર્યું છે, એમના વંશજોએ જે નિસ્વાર્થ ભાવનાથી મુદ્રિત કર્યું છે એ સાહિત્યને એવી જ ભાવનાથી વિદ્વાન અને સામાન્ય જનસમાજ પાસે જવા દો.

**(૪) મેઘાણીના દાના ભગત** : હડાળાના દરબાર વાજસૂર વાળાની પ્રેરણાથી મેઘાણી સંતવૃત્તાંતો લખવા પ્રેરાયા. હડાળામાં જ વૃદ્ધ સૂરા બારોટનો મેઘાણીને ભેટો થયેલો અને એમના

ખોખા મોઢામાંથી અનેક સંતકથાઓ મેઘાણીને સાંભળવા મળેલી. મેઘાણીની ભ્રમણયાત્રા તો ચાલતી જ હતી. વડિયા ગામમાં રાવત જેબલિયાનો ભેટો થયો અને દાના ભગતનું વૃત્તાંત સાંભળવા મળ્યું, પરંતુ આ વૃત્તાંતો સીધેસીધાં પ્રસિદ્ધ કરી શકાય તેમ ન હતાં. લગભગ દરેક સંતવૃત્તાંત ચમત્કારોથી ખરડાયેલું છે. મેઘાણીએ શક્ય તેટલા ચમત્કારો દૂર કર્યા, અમુકનું અર્થઘટન આપ્યું અને પોતાની સૂઝ મુજબ સાફસૂથરાં કરી પ્રસિદ્ધ કર્યાં

પ્રથમ ૧૯૨૮માં ' સોરઠી સંતો ' નામે કુલ નવ સંતકથાઓ મેઘાણીએ આપી. એની અનેક આવૃત્તિઓ થયેલી. આજે આટલાં વર્ષે પ્રૌઢ શિક્ષણમાં ઉપયોગી બની રહે તે હેતુથી મોટા અક્ષરમાં 'દાના' ભગતની આ સ્વતંત્ર પુસ્તિકા પ્રગટ થાય છે. કિં. અઢી રૂપિયામાં કુલ ૬૩ પેજ, કાર્ડ પૂઠું અને 'પ્રસાર'નું સુઘડ પ્રકાશન આવકાર્ય બની રહે છે.

આ પુસ્તિકામાં ચલાળાના દાના ભગતના કુલ સોળ પ્રસંગો મૂકવામાં આવ્યા છે. મૂળ આણુંદપર ભાડલાના આ કાઠી ભગત જનમથી અંધ હતા. સંત આપા જાદરાની કૃપાથી દેખતા થયા અને પરભારી જ ગગનમાં નજરું માંડી ! દેખતાં થયા પછી ઘરે પાછા નહિ જતાં ભગવાં પહેરી ગૌમાતાની સેવા ઉપાડી. માનવ માત્ર તરફ કરુણા અને પ્રભુસ્મરણે એમનું જીવન સમાજ પર આશીર્વાદ બની રહેલું. ધારી પાસેના ગરમલી ગામના પાદરમાં દાના ભગત બેઠા છે ત્યાં માથામાં ઉંદરી પડેલી તેથી બે હાથે માથું ખજવાળતી ને ચીસો પાડતી એક નાનકડી છોકરી આવી ચડી. ભગતથી છોકરીનું આ દુઃખ જોયું જતું નથી અને માનવ દયાની પરાકાષ્ટા જેવો એક પ્રસંગ બની ગયો ! ભગત ઊભા થઈને, ગાય પોતાની જીભથી જેમ વાછરુંને ચાટે તેમ પોતાની જીભથી પેલી છોકરીનું માથું ચાટવા લાગ્યા ! આ એક જ પ્રસંગ દાનાના પરગજુ જીવનનો દ્યોતક બની રહે છે. આ ઉપરાંત દાના ભગત રાજગોરના છોકરાને નાતમાં લેવડાવે, કોઈ સાધુ પોતાની ભક્તિમાં ઢોલિયા ભાંગતો થાય તો એને ઠેકાણે લાવે, ગાયકવાડી સૂબા વિઠોબાને ખોબે ખોબે જુવાર આપે, સતાધારના સંત ગીગાની માતાનું રક્ષણ કરી, ગીગાને ઉછેરે લૂંટને ધંધે ચડેલા પાળિયાદના વિસામણને 'તું તો રામદેવપીરનો અવતાર છે' કહી સદ્‌માર્ગે વાળે. આ અને આવા અન્ય પ્રસંગો વાંચતાં આમ ધન્ય થઈ જવાય છે. ગાંધીજીએ માનવપ્રેમ અને માનવ એકતાનો આદર્શ વરાવ્યો એ સૌરાષ્ટ્રમાં તો જાણે જુગજૂનો છે.

સંતવૃત્તાંતો લખવામાં મેઘાણીની દૃષ્ટિ ઉચ્ચ ગ્રાહી છે. સ્થૂળ કહેવાય એવા પ્રસંગો ગાળી નાખી સંતોનો સાચો મહિમા નિખરી ઊઠે એની ચીવટ મેઘાણીએ સર્વત્ર રાખી છે. જોકે માત્ર 'ઉચ્ચતા'નો આગ્રહ સંતજીવનની અને એ સમયની વાસ્તવિકતાને ક્યારેક હાનિ કરતો જણાય ખરો ! 'દાના ભગત'માંથી જ દાખલો લઈએ તો અહીં (પૃ. ૪૭) ચૌદમા પ્રસંગમાં 'ધજડી ગામની નિર્દોષ લાખુ જગ્યાના જ કોઈ બાવાના સમાગમમાં ફસાઈ પડી.' એવી રજૂઆત છે, જ્યારે 'ઊર્મિ'નાં પાનાં ઉપર ચાલેલી લેખમાળા 'ટાંચણ પોથીનાં પાનાં', જે પાછળથી 'પરકમ્મા' નામે પ્રસિદ્ધ થઈ તેમાં (પૃ. ૧૪૬) દાના ભગત પોતે લાખુને ડોક બાવાનું બુંદ લઈ લેવાનું કહે છે ! મેઘાણીને આ 'ચોંકાવનારું' લાગ્યું છે એટલે તેમણે પ્રસંગ ફેરવીને મૂક્યો ! આશ્ચર્ય એ છે કે પ્રસંગ જમાવવા લેખક પોતે અન્ય પાત્રોને હલકાં ચીતરે છે ખરા ! જેમકે પ્રસ્તુત પ્રસંગમાં જ સંત ગીગાના બાપને છેલબટાઉ અને લંપટ કહ્યો છે, જ્યારે 'સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં' એવી નોંધ છે કે ભયંકર દુકાળ પડતાં ગીગાનો બાપ, જેનું નામ અલીભાઈ આપવામાં આવ્યું છે, પોતાનાં ઢોર ઉગારવા પત્ની સુરઈને સગર્ભા મૂકીને જતો રહેલો ! (પૃ. ૫૮) આ સાથે જ અગાઉની બુંદ લેવાની અને ફસાવાની વાત પણ લેખકના પોતાના જ અન્ય લખાણથી ખોટી પડે છે.

ખેર, આપણે જાણીએ છીએ કે મેઘાણીને ફરીવાર બધુ તપાસી જવાની તક નહિ મળેલી. એમના સમયનો પ્રભાવ પણ એમની ઉપર હતો. આ બધાને કારણે મેઘાણીલિખિત સંતવૃત્તાંતો સવિશેષ તો મેઘાણીનાં જ લાગે છે.

**(૫) ઇતિહાસકારની 'અંજલિ'**: શ્રી શંભુપ્રસાદ દેસાઈ આમ તો એક પ્રતિષ્ઠિત ઈતિહાસલેખક તરીકે પ્રસિદ્ધ છે, પરંતુ એમના રસના વિષયો લોકસાહિત્ય અને અધ્યાત્મ પણ છે. મિત્રો કે પ્રસંગોને બિરદાવવા ખપજોગી પદ્યરચના પણ તેઓ સહજ રીતે કરી શકે છે. પ્રસંગોપાત્ત પોતાના સંપર્કમાં આવેલી લોકસાહિત્ય, ઈતિહાસ અને આધ્યાત્મની વ્યક્તિઓને એમણે જે 'અંજલિ' આપી તેનો ૬૨ પેજનો આ સંગ્રહ, એમની સરળ ભાષા અને હળવી રજૂઆતને કારણે આસ્વાદ્ય બન્યો છે.

અહીં કુલ બાર 'અંજલિ' છે, જેમાં સ્વામી પ્રેમાનંદ અને જૂનાગઢના નાથ દલીચાના મહંત ભાગીનાથજી જેવા અધ્યાત્મવિદ, કાલિદાસ મહારાજ અને પ્રભાસ પાટણવાળા હરિશંકર પ્ર. શાસ્ત્રી જેવા ઈતિહાસવિદ, કચ્છની સૌજન્યમૂર્તિ તુલસીદાસ શેઠ અને મેઘાણંદ, કાગ, રાયચૂરા, મેરુભા, કારાણી અને માન ગઢવી જેવા લોકસાહિત્ય વિદ્વાનોનો સમાવેશ થાય છે. આ વ્યક્તિઓ સાથે પોતાને કેવી રીતે પરિચય થયો અને સંબંધ કેમ વિકાસ પામ્યો તેની આત્મનિષ્ઠ સંક્ષિપ્ત સ્મરણયાત્રા અહીં છે. આ યાત્રામાં પ્રેમ અને મહિમભૂખ્યું લેખકનું પોતાનું ચિત્ર પણ બરાબર ઊપસે છે.

લેખકની વિશેષ ઉષ્મા કવિ કાગ તરફ છે. જ્યારે રાયચૂરા અને કારાણી વિશે સંગ્રહ થતાં પહેલા મઠારવાની જરૂર હતી. પંડિત ગટુલાલજી વિશેનું લખાણ અહીં ન લેવાયું હોત તો સારું થાત. પ્રેમાનંદ અને ભાગીનાથજીમાં જ્યાં એમના ચમત્કારોમાં પણ લેખક શ્રદ્ધા વ્યક્ત કરે છે ત્યાં અતિરેક જેવું લાગે છે. ચાલુ કાગળનું સામાન્ય ટાઈટલ અને ૭૨ પેજની કિંમત દસ રૂપિયા પણ અતિરેક છે.

**(૬) નશાબંધીની ભવાઈ**: પ્રો. જનક દવેએ નશાબંધીના પ્રચાર અર્થે 'દેહનો દુશ્મન' નામે ભવાઈનો એક વેશ લખ્યો છે. આ ઘણું સ્તુત્ય કાર્ય છે અને શ્રીજનકભાઈની સજ્જતા વિશે પણ બેમત નથી. આમ છતાં પણ કોણ જાણે કેમ આ વેશ જામતો નથી. ભાષા, રજુઆત, રંગલો રંગલી બધું જ હોવા છતાં ભવાઈમાં જે મુખ્ય હોય છે તે ઘટના અહીં નથી. ગોદાવરી, વાલી વગેરે સ્ત્રીઓના મુખમાં મુકાયેલું 'દારૂડિયા પતિથી અબળાનો અવતાર એળે ગયો' નું ગીત દલપતરામની યાદ અપાવે છે. દલપતરામે નશાખોર પતિની સ્ત્રી કેવી દુઃખી હોય છે તેના 'મહિના' લખ્યા છે.

આ ભવાઈ વેશનો 'આમુખ' નોંધપાત્ર છે. સુંદર પ્રવાહી શૈલીમાં 'ભવાઈ' વિશેનો લેખકનો અભ્યાસ અહીં રજૂ થયો છે. જોકે આરંભમાં ભવાઈનું બીજ ૧૩મી–૧૪મી સદીમાં કહી બીજા જ પાનાં ઉપર 'ભવાઈ પર નવમી સદી દરમિયાન' ગ્રામીણતાની અસર થવાનું નોંધે છે. તે જરા આમ લાગે છે. આવું કાર્ય જે ધીરજની અપેક્ષા રાખે તે લેખકને પ્રાપ્ત હોત તો વિશેષ સારું પરિણામ આવત.

**(૭) સ્મરણિકા**: સૌરાષ્ટ્ર ઈતિહાસ સંશોધન સભાના તૃતીય જ્ઞાન સત્રનો અને પોતાના રજતોત્સવનો અહેવાલ, પોરબંદરના 'પુરાતત્ત્વ સંશોધન મંડળે' 'પુરાતન સ્મરણિકા' નામથી પ્રસિદ્ધ કર્યો છે. હિસાબ, પ્રવૃત્તિ આદિના અહેવાલોની વચ્ચે પ્રમુખ શ્રી કંચનપ્રસાદ છાયા, ડૉ. રમણલાલ મહેતા અને ગોસ્વામી મોહનપુરીના લેખો ધ્યાન ખેંચે છે. જો કે શ્રી છાયા અને ડૉ. મહેતાના લેખો ભારે ચર્ચાસ્પદ છે.

આજે જ્યારે ઈતિહાસ પુરાતત્ત્વ જેવા વિષયોની વિદ્યાર્થીપ્રિયતા ઘટી રહી છે ત્યારે પોરબંદરનું આ મંડળ યથાશક્તિ જે પ્રવૃત્તિ કરે છે તે પ્રેરણારૂપ છે.

(૧) 'આધુનિક ગુજરાતના સંતો' ભાગ–૨

લે. ડૉ. કેશવલાલ અંબાલાલ ઠક્કર.
પ્ર. પ્રાચ્યવિદ્યા મંદિર
મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા.
પ્ર. આ. ૧૯૭૯ પૃ. ૩૭૬ મૂ. ૪૫–૦૦

(૨) મહાત્મા ઈસરદાસજીપ્રણિત 'હરિરસ'
સં. હરસુરભાઈ ગઢવી
પ્ર. ઈસરદાસજી ડિંગળી સહિત્યપ્રસાર પ્રકાશન ટ્રસ્ટ ભેંસાણુ (જિ. જૂનાગઢ)
પ્ર. આ. ૧૯૮૧ (પૃ. ૧૮૫) મૂ. ૧૬–૦૦

(૩) 'ગોવિંદ જ્ઞાનબાવની'
મહાકવિ ગોવિંદ ગિલ્લાભાઈ. સં. ડૉ. મદનગોપાલ ગુપ્ત, વડોદરા પ્ર આ. ૧૯૮૦ (પૃ. ૬૩) મૂ. ૭–૫૦

(૪) દાના ભગત :
ઝવેરચંદ મેઘાણી 'પ્રસાર' ભાવનગર પ્ર. આ. ૧૯૮૧ (પૃ. ૬૩) મૂ. ૨–૫૦

(૫) 'અંજલિ' ;
શંભુપ્રસાદ દેશાઈ. પ્રભાસ પ્રકાશન. જૂનાગઢ. પ્ર. આ. ૧૯૮૦ (પૃ. ૬૨) મૂ. ૧૦–૦૦

(૬) 'દેહનો દુશ્મન' (ભવાઈ વેશ) :
લે. જનક દવે. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. પ્ર. આ. ૧૯૮૦ (પૃ. ૫૦) મૂ. ૬–૦૦

(૭) 'પુરાતન સ્મરણિકા'
પુરાતત્ત્વ સંશોધન મંડળ, પોરબંદર. પ્ર. આ. ૧૯૮૧ (પૃ. ૬૪)–



[અનુ. પૃ. ૩૬૯

૧૦૨ થી વધુ દિવસો પણ લાગે છે.

સોયાબીનને સમયસર વરસાદ મળે અને માવજત બરોબર હોય તો એક હેકટરે ૨૦૦૦ થી ૩૦૦૦ કિ. ગ્રા. ઉત્પાદન મળે છે.

ખેડૂત :– સોયાબીનને રોગ કે જીવાતથી નૂકસાન થાય ખરું ?

નિષ્ણાત :– આ પાકને મોલો મશી, સફેદ માખ, ટીડ જેવી જીવાતથી નૂકસાન થતું હોય છે. મોલો મશી માટે સીસ્ટેમીક દવા જેમ કે રોગર, ડાયમેક્રોન કે બીજી એવી દવા છાંટવી. જીવાત માટે એન્ડો સલ્ફાન મોનોક્રોટોફોસ કે કાર્બારીલમાંથી જે મળે તે છાંટવાથી ફાયદો થાય છે.

રોગોમાં સુકારો. પાનનો પચરંગિયો વગેરે સામે રક્ષણ કરવાનું હોય છે. વાવતાં પહેલાં થાયરમ દવાનો પટ આપવો.

ખેડૂત :– આ પાકના વેચાણનું શું છે ? દાયકા પહેલાં મેં નહોતું વાવ્યું પણ કેટલાક ખેડૂતોએ સોયાબીન વાવેલ, સારો ઉતારો મેળવેલ પણ ખરીદનાર કોઈ ન મળવાથી જાનવરોને ખાણદાણ તરીકે ખવરાવી દેવું પડયું તેવો અનુભવ થયો છે. આ સાલ આવું તો નહીં થાય ને ?

નિષ્ણાત :– તમારી વાત સાચી છે. પણ હવે તો ગુજરાતમાં સોયાબીનનું તેલ કાઢવાનું અને ખોળ બનાવી વેચવાનું કારખાનું સહકારી ક્ષેત્રે થયું છે. મને જાણ છે ત્યાં સુધી આણંદ તાલુકા કોટન જીનીંગ અને સેલ સહકારી મંડળી સોયાબીન દાણા ૧ કિલોના ૩ રૂપિયા લેખે ખરીદી લેશે એટલે વેચાણનો પ્રશ્ન હવે રહેશે નહીં.

# સોયાબીનની ખેતી

રતિભાઇ અંધારિયા

ખેડૂત :– ચાલુ સાલે ખેતી ખાતા તરફથી સોયાબીનની ખેતીનો બહુ પ્રચાર થાય છે. બિયારણુ પણુ ખેડૂતોને થોડું થોડું મફત આપવાની વાત છે. સોયાબીનની ખેતી વિશે મારે ઘણું ઘણું પૂછવાનું છે, જાણવાનું છે તમને નવરાશ છે ને ?

નિષ્ણાત :– મારી પાસે પૂરતો સમય છે. વળી સોયાબીનની ખેતી આપણા રાજ્યમાં બધે ફેલાય તેમા મને પણ રસ છે. સરકાર તેમાં બધી રીતે મદદ કરે છે. કારણ કે સોયાબીન એક કઠોળ પાક છે, જેથી જમીનની ફળદ્રુપતા વધે છે અને બીજું તેમાં ૩૮ ટકા પ્રોટીન છે અને ૨૦ થી ૨૨ ટકા તેલ છે. આમ સોયાબીનનું તેલ મળે જેથી પરદેશથી તેલ એટલું ઓછું મગાવવુ પડે અને તેનો ખોળ ઢોરના દાણમાં વપરાય જે ખૂબજ પૌષ્ટિક ગણાય છે.

ખેડૂત :– સોયાબીન માણસોને ખાવામાં કામ આવે ખરું ?

નિષ્ણાત :– હા, સોયાબીનો લોટ થાય ને લોટમાંથી ચણાના લોટની જેટલી વાનગીઓ ભજિયાં, ગાઠિયા, સેવ, ઢોકળાં અને ઘઉંના લોટ સાથે સોયાબીનનો લોટ ભેળવી ખાવાની અનેક વાનગીઓ બની શકે છે. આ ઉપરાંત સોયાબીન માંથી દૂધ, માખણ અને પનીર પણ બને છે જે ઉમદા પોષણ આપે છે.

ખેડૂત :– વાનગીઓના નામ સાંભળીને મોંમાં પાણી આવી જાય છે. એટલે હું થોડી જમીનમાં સોયાબીન તો વાવીશ. પણ સીંગની ખેતીમાં વાવેતર ઘટાડી તેને બદલે સોયાબીન વાવવાની વાત હોય તો તે ગળે ન ઊતરે. તમારી શું સલાહ છે ?

નિષ્ણાત :– સોયાબીન અને મગફળીની જગાએ કે મગફળીને બદલે વાવવાની આ વાત નથી. પિયતની સગવડવાળી ફળદ્રુપ જમીનમાં મગફળી જેટલી આવક કે નફો આપે તે સોયાબીનમાં ન મળે પણ આપણે ત્યાં થોડી ઓછી ફળદ્રુપ જમીન અગર તો ઓછી તેમજ ઢાળ ઢોળાવવાળી તમામ જમીનમાં મગફળીની ખેતી થાય છે તે નફાકારક નથી. કેટલીક વાર તો તેમાં એટલું ઓછું ઉત્પાદન આવે છે કે ખરચો પણ માથે પડે છે. આવી જમીનમાં સોયાબીન જેની ખેતી ઘણી ઓછી ખરચાળ છે તે વધુ ફાયદાકારક છે. આ ઉપરાંત સોયાબીન મિશ્રપાક તરીકે લેવાની ખાસ ભલામણ થઈ છે સંકર કપાસ કે બીજે કપાસ વાવીએ છીએ તેમાં બે હાર વચ્ચે જે ખાલી જગા રહે છે તેમાં એક કે બે હાર સોયાબીન વાવવાથી એકંદરે નફો વધુ મળે છે તે અખતરાઓ ઉપરથી સાબીત થયુ છે. મકાઈ, બાજરો, કે જુવાર વાવીએ તેમાં પણ એક હાર મુખ્ય પાકની ને એક હાર સોયાબીનની વાવવાથી ફાયદો થાય છે.

ખેડૂત :– તમારી વાત હવે સમજાણી. હું જ નહીં પણ અમરું આખું ગામ સોયાબીન ચાલુ સાલે વાવીશું. તે કયારે વવાય અને તેની ખેતી કેમ થાય તે વિગતથી તમારે બતાવવું પડશે.

નિષ્ણાત :– સોયાબીન આમ તો ચોમાસુ પાક છે, પણ ઉનાળામા પણ તે થઈ શકે છે. બીજા પાક માટે જેમ જમીન તૈયાર કરીએ છીએ તેમ બે ત્રણ લાકડાના કે દેશી હળની અગર એક ગણ લોઢાના હળની આખી જમીન ખેડી નાંખવી. તે પછી ત્રણ વાર કળિયાં કાઢી, ઢેફાં હોય તો ભાંગી જમીન સમતલ કરવી.

ખેડૂત :– ખાતર ને બિયારણ કેટલું જોઈએ ?

નિષ્ણાત :– સોયાબીન કઠોળ વર્ગનો પાક હોઈ તેને બહુ નાઈટ્રોજન તત્ત્વની જરૂર પડતી

નથી. શરૂઆતમાં થોડું આપવું જોઈએ, ફોસ્ફરસ તત્ત્વ વધુ જોઈએ. એટલે એક હેક્ટર દીઠ (અઢી એકર) ૧૦૦ કિલોગ્રામ ડાયએમોનિયમ ફોસ્ફેટ (બે થેલી) સોયાબીન વાવતાં પહેલાં ચાસે વાવી દેવું

દેશી ખાતરની સગવડ હોય તો હેકટર દીઠ ૪૦ થી ૫૦ ગાડી એટલે કે એકરે ૧૬ થી ૨૦ ગાડી જમીન તૈયાર કરતી વખતે ભેળવી દેવું જોઈએ.

બિયારણની વાત કરીએ તો એક હેકટરે ૮૦ કિ.ગ્રામ એટલે કે એકર દીઠ કિ. ગ્રામ બીજ એકલો પાક લેવાનો હોય તો જરૂર પડે છે. પણ જો મિશ્ર પાક તરીકે કપાસ કે બીજા ઓળિયા પાક સાથે વાવેતર કરવું હોય તો એકરે ૧૨ થી ૧૬ કિ. ગ્રા. બીજની જરૂર પડે છે.

ખેડૂત :– વાવેતરનું અંતર કેટલું રાખવું ?

નિષ્ણાત :– સોયાબીનના છોડનો ફેલાવો બહુ થતો નથી એટલે બે ચાસ વચ્ચે ૪૫ સે. મિ. એટલે કે દોઢ ફૂટનું અંતર રાખવું અને બે છોડ વચ્ચે ૧૦ સે. મિ. એટલે ૪ ઈંચનું અંતર રાખવું. વરસાદ પડે કે તુરત વાવેતર કરી દેવું.

ખેડૂત : આ સિવાય વાવણી વખતે કાળજી લેવાની છે ?

નિષ્ણાત : હા, સોયાબીન કઠોળ વર્ગનો પાક હોઈ તેના મૂળમાં જીવાણુઓ ગાંઠો બનાવીને રહે છે. આવાં જીવાણુઓ હવામાંથી નાઈટ્રોજન ચૂસી જમીન અને પાકને આપે છે. જુદાં જુદાં કઠોળ માટે જુદાં જુદાં જીવાણુઓ કામ આવે છે. સોયાબીન નવો જ પાક હોઈ તેના બીજને જીવાણુઓનો પટ આપીં પછી વાવણી કરવાથી પાક સારો થાય છે. આવાં જીવાણુઓનું પડીકું ખેતીવાડી ખાતા તરફથી બીજની સાથે જ મળશે એટલે પટ આપવાનું ભૂલતા નહીં.

બીજી ખાસ કાળજી વાવણી વખતે એ રાખવાની કે બીજ બહુ ઊંડું ન પડે. ઊંડું બીજ વાવશો તો ઊગવામાં ખામી આવશે અને ખાલાં પડશે. બીજું સોયાબીન નાજુક જાત હોવાથી ગરમીમાં તેના બીજના ઊગવાના ટકા ઘટે છે. એટલે સોયાબીન ઘાટાં વાવવો અને વધુ ઊગે તો પારવી નાંખવાં.

ખેડૂત :– બીજી કોઈ ખાસ માવજત ?

નિષ્ણાત : સોયાબીનની ખેતીમાં નિંદામણ બિલકુલ થવા દેવું ન જોઈએ. ખેતી એકલિયું નિયમિત અને જરૂર પ્રમાણે ચલાવવું. પરંતુ શરૂઆતના મહિનામાં ઊગ્યા બાદ તુરત નિંદામણ વધી ન જાય તેની ખાસ કાળજી લેવી. હળવા હાથે દાતરડીથી નિંદામણ કાઢી નાંખવું.

ખેડૂત :– સોયાબીન પાકને પૂરક ખાતર કયું અને કેટલું આપવું ?

નિષ્ણાત :– કઠોળ વર્ગના આ પાકને પૂરક ખાતરની જરૂરત પડતી નથી. બીજાં રાજ્યોમાં સોયાબીન ઉપર પૂરક ખાતર આપી અસર જોવા પ્રયોગો થયા છે તેમાં જાણવા મળે છે કે આ પાકને વધુ પડતું નાઇટ્રોઝન તત્ત્વ આપી એ તો પાકમાં રોગ અને જીવાતનું પ્રમાણ વધતું જાય છે. પચરંગિયો રોગ પાન ઉપર વધુ જોવામાં આવે છે. ફોસ્ફેટ ખાતરનું પ્રમાણ વધારતા જઈએ તેમ રોગ અને જીવાતનું પ્રમાણ ઘટતું જાય છે.

ખેડૂત :– સોયાબીન ચોમાસુ પાક લઈએ તો પાણી પાવાની જરૂર રહે ખરી ?

નિષ્ણાત :– જો વરસાદ નિયમિત અને સારી રીતે વહેંચાયેલો હોય તો સોયાબીનને પિયત આપવાની જરૂર રહેતી નથી, પણ એક વરસાદ પછી એ જો લંબાય અને પાકને ખેંચ વરતાય તો પાણી પાવું જોઈએ જેથી ધાર્યું ઉત્પાદન મળે.

ખેડૂત :– પાક ક્યારે તૈયાર થાય ? ઉત્પાદન કેટલું આવે ?

નિષ્ણાત :– સોયાબીન ૯૫ થી ૧૦૫ દિવસે તૈયાર થઈ જાય છે. વહેલી પાકતી જાત ૮૦ દિવસે પણ પાકે છે અને મોડી પાકતી જાતને

[અનુ. પૃ. ૩૬૭

# જમાલના દુહા

સં. હરિવલ્લભ ભાયાણી

[અમદાવાદના લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરની ૬૯૪૬ ક્રમાંકની પ્રતને આધારે આ દુહા અહીં રજૂ કર્યા છે અમુક અંશ પાઠભ્રષ્ટ હોવાથી કેટલાક દુહાનો કે તેમના એકાદ અંશનો અર્થ સ્પષ્ટ સમજાતો નથી. આથી શબ્દ વિભાગ પણ સંદિગ્ધ રહે છે વધુ સારી પ્રત મળે તો આ મુશ્કેલીઓ દૂર થાય. જ્યાં સમજાયું છે ત્યાં અર્થ આપ્યો છે. થોડીક સમસ્યા પણ આમાં છે, જેમાંથી એકાદનો જ ઉકેલ મને સૂઝ્યો છે. ૧૫ મો દુહો જમાલ અને અકબર શાહને નામે છે, અને ૧૬, ૧૭ અને ૧૮ ક્રમાંકવાળા દુહામાં જમાલના નામની છાપ નથી. ૧૯ મો દુહો હાંસિયામાં ઉમેરેલો છે. ૧૯મો દુહો પૂરો થયા પછી 'જમાલ વાક્ય' એવો નિર્દેશ છે. હસ્તપ્રતનો ઉપયોગ કરવા દેવા બદલ હું લા. દ. વિદ્યામંદિરનો આભારી છું.]

મન મંદરા તનુ મેખલી,
ભિખ્યા દેશી ન (?) લાલ
નયનુ જુ ખપર ઓઢિ કરિ,
તમ માંગો પ્રેમ જમાલ. ૧

'મનરૂપી... તનરૂપી મેખલા (?) કરી નયન રૂપી ખપ્પર લંબાવીને દર્શનની ભિખ્યા મળે એમ તમે પ્રેમ માગો' કોઈક આવો અર્થ બેસે છે. 'દેશીન'ને બદલે મૂળમાં 'દંશન' હોય એમ માની આ અર્થ કર્યો છે.

દીઉરા (?) દીપક દેહકા, ઇસ અજૂઆલે ચાલ
મત હો અંધારે એકલા, ભૂલા પડહી જમાલ ૨

'જીવન એટલે કે આત્મા દેહનો દીપક છે. તું તેના અજવાળે ચાલ. તું અંધારામાં એકલો ભૂલો ન પડીશ' 'દીઉરા'ને ભૂલ ગણી 'જીઉરા' મૂળમાં હોય એમ માન્યું છે.

પીઉ-કારણિ યોગનિ ભઈ,
કમર બાંધી મૃગ-છાલ
બાલા કંથ ન માંનહીં,
સો ગુંણુ કુંણુ જમાલ. ૩

'બાલા પ્રિયતમને ખાતર જોગણ બની અને કમ્મરે મૃગચર્મ પહેર્યું. પણ પ્રિયતમે તેનો આદર કર્યો. તો એનું શું કારણ?'

મુરખ લોક ન જાનહી, કોઇલ-નયનાં લાલ
આંખું લોહી ભર રહ્યા, ઢૂંઢત ફેરી જમાલ. ૪

'મૂરખ લોક કોયલની આંખો રાતી કેમ છે તે જાણતા નથી. શોધતી ફરતાં ફરતાં તેની આંખોમાં લોહી ભરાઈ આવેલું છે.'

તૃષાવતી ભઇ સુંદરી, ગઇ સરવર કિંકાલ(?)
સર સુકું આનંદ ભયો, સુ કારણ કુંણુ જમાલ ૫

'સુંદરી તરસી થઈ. સરોવરની પાળે ગઈ ત્યું જ તે સરોવર સુકાઈ ગયું ને તેથી સુંદરીને આનંદ થયો ! તો શા કારણે?'

'કિં લાલ'ને બદલે મૂળમાં 'કી પાલ' હોય એમ માનીને અર્થ કર્યો છે.

ચિત ચુરાયા ચુવટે, કોઊ ન દેખું કોટવાલ
નગરી સાદ પડાઇઆ, કમિની ચોર જમાલ ૬

'ચોટા વચ્ચે ચિત્ત ચોરાઈ ગયું. ક્યાંય કોઈ કોટવાળ દેખાતો ન હતો. નગરીમાં મેં સાદ પડાવ્યો તો એક કામિની ચોર નીકળી.'

અંખ કિલકિલા પલક પર,
નર કિત અન કેં તાલ
નિરખિ ગિરિ છબિ મીનકું,
નિકસતિ નાહિ જમાલ. ૭

અલક ચલા કઈ પલક એં,
પલક રહે તિહિં કાલ
પ્રેમ કરકકસ નયન મેં,
સું નિંદ ન પરત જમાલ ૮

નેત્રને લગતા આ બે દુહાનો અર્થ બેસતો નથી.

બહુરિ ન જાઊં સ્નાન કું,
ભૂલ સખી ઈહું તાલ
ચકઆ ચકઈ અલિય કું,
સુ હોત્ત વિયોગ જમાલ. ૯

'ફરીવાર હું ભૂલથી પણ એ તળાવે સ્નાન કરવા નહીં જાઉં, તેથી ચકવાચકવીને નકામો વિયોગ થાય છે.'

નાયિકા ચંદ્રવદન (કેશપાશ શ્યામ હોવાથી) ચકવાચકવીને રાત્રી હોવાનો ભ્રમ થાય છે.

એક–રંગ પ્રીતિ મજીઠ–રંગ;
સાધુ વચન પ્રતિપાલ
પાહન – રેખ કરમ – ગતિ,
સદા ઠાત જમાલ. ૧૦

'મજીઠરંગી પ્રીતિ, સાધુનું વચનપાલન, પથ્થર પરની રેખા અને કર્મની ગતિ એકરંગી હોય છે. તેમનું સ્વરૂપ કદી બદલાતું નથી. તે સર્વદા સ્થિર હોય છે.'

દો–રંગ પ્રિતિ કુસંભ–રંગ, નદી–તીર દ્રુમ–ડાલ
રેત-ભીંતિ ભૂસ-લીપનું, કિં દઢ હોત જમાલ. ૧૧

'કસુંબારંગી પ્રીતિ, નદીનો કાંઠો, ઝાડની ડાળી, રેતીની ભીંત અને ભૂંસનું લીંપણ દોરંગી હોય, છે – અસ્થિર હોય છે, તેમાં દઢતા નથી હોતી.'

નયન રસીલે કુચ કઠિન,
બોલતિ પ્રેમ કહ રસાલ
સુંદરિ નિકસી ગયંદ–ગતિ,
સવિ વિધિ મીલી જમાલ. ૧૨

'જેનાં રસીલાં નયન ને કઠિન કુચ, જે રસાળ પ્રેમગોષ્ઠી કરતી, એવી ગજગામિની સુંદરી નીકળી: સર્વ સદ્ભાગ્યની પ્રાપ્તિ થઈ ગઈ.'

ભરિ ભરિ નીર નિ છુટી ગયું,
ગંગ યમુન કિ તાલ
એક નવિ છુટો પ્રેમરસ,
દોઇ કુચ બિચિ જમાલ. ૧૩

'ગંગાનું, યમુનાનું કે તળાવનું જળ ભરાઈ ભરાઈને વહી જાય છે. માત્ર એક પ્રેમરસ બે કુચ વચ્ચેથી કદી છૂટીને જતો નથી'

બેશા બિસહર બધક ઠગ,
એ ચ્યારોં યમકાલ (?)
જું સિર કટિ દે બેઠનાં,
તુંઉ ન પત્યાહિ જમાલ. ૧૪

'વેશ્યા, ઝેરીનાગ, હત્યારો ને ઠગ એ ચારેય જમ જેવા, કાળ જેવા હોય છે: તેઓ પોતાનું માથું કાપીને આપે તો પણ તેમનો વિશ્વાસ ન કરવો.'

આઉ મિલહુ જમાલ તમ,
મિલ મત બિછુરો તાહે
કલિ મેં મિલન અનૂપ હેં,
કહતિ અકબ્બર સાહે. ૧૫

'તમે આવો, જમાલને મળો, ને મળીને તેનાથી જુદા ન પડશો: અકબર શાહ કહે છે કે કળિયુગમાં મિલન થવું એ જ અનુપમ છે.'

રૂપવંત નર વિનય વિણ,
ઋદ્ધિવંત નવિ થાઇ
કણય–કલસ જિમ વિમલ જલિ,
નમ્યા વિના ન ભરાય. ૧૬

'રૂપાળો નર જો વિનય વગરનો હોય તો તે
[અનુ. પૃ. ૩૫૮

# ભારતીય પંચાંગની સમસ્યા

બાલકૃષ્ણ વૈદ્ય

આપણા ઘણા ખરા વ્યવહારોનો આધાર પંચાંગ પર રહે છે. લગ્ન, શ્રાદ્ધ, જનોઈ, વાસ્તુ એવા કોઈ પણ પ્રસંગનું મુહૂર્ત જોવું પડે છે. અને મુહૂર્તનો આધાર પંચાંગ પર રહે છે. ઋતુ ઋતુના ફેરફારો, સૂર્ય કે ચંદ્રના ગ્રહણનો નિર્ણય પણ પંચાંગના આધારે જ શક્ય બને છે. ખેતી, આરોગ્ય વગેરેના કેટલાય પ્રશ્નો જે વાતાવરણ પર આધાર રાખે છે એના ફેરફારો પણ પંચાગ વડે જ જાણી શકાય છે. જ્યોતિષના ફલાદેશ અને જન્મકુંડલીઓ ઉપર જેઓને શ્રદ્ધા છે તેઓનો તો એક માત્ર આધાર પંચાંગ છે. કેટલાંય મહત્ત્વનાં ધાર્મિક ઉત્સવો અને વ્રતોનો નિર્ણય પણ પંચાંગ ઉપર જ આધાર રાખે છે.

પરંતુ આજે મોટી મુશ્કેલી એ છે કે આપણા જૂની પદ્ધતિ પ્રમાણેનાં પંચાંગો ગ્રહો અને નક્ષત્રોની આકાશમાં પ્રત્યક્ષ વેધમૂલક સ્થિતિ સાથે મેળ ખાતાં નથી એ કારણે એ પ્રમાણેનાં પંચાંગોના આધારે કરેલો કોઈ પણ નિર્ણય કેટલો યથાર્થ ગણવો એ પ્રશ્ન રહે છે.

આકાશમાં અમુક ચોક્કસ સમયે અમુક ગ્રહ કે નક્ષત્ર કયા સ્થાને હશે એનો નિર્ણય શકિતશાળી દૂરબીનો અને વેધશાળાઓમાં વપરાતાં વૈજ્ઞાનિક સાધનો વડે કરેલા પ્રત્યક્ષ વેધથી જ થઈ શકે. આવી સાધનસામગ્રી પ્રાચીન કાળમાં ઉપલબ્ધ ન હોવાથી આપણાં પંચાંગો ભૂલ ભરેલાં છે એમ વિદ્વાનોનો એક વર્ગ નિશ્ચિતપણે માને છે. તેઓ તો એમજ કહે છે કે સામ્પ્રત સમયમાં પંચાંગ આવાં અદ્યતન વૈજ્ઞાનિક વેધના આધારે મળતી માહિતી પર જ રચાવાં જોઈએ. આવાં વેધમૂલક ગણિતને સાયન પદ્ધતિ કહે છે. આપણાં જૂની પદ્ધતિ પ્રમાણેનાં પંચાગો વેધને અનુસારવાને બદલે પ્રાચીન સિદ્ધાંતકારોએ આપેલા ગણિતને અનુસરે છે. આ પદ્ધતિને નિરયન પદ્ધતિ કહે છે.

તો શું આ બે પદ્ધતિઓ વચ્ચે કોઈ જ મેળ નથી ? નિરયન પદ્ધતિનું ગણિત કોઈ પ્રત્યક્ષ આધાર વિના જ રચાયું હશે ?

નિરયન પદ્ધતિએ પંચાંગ તૈયાર કરવા માટે આકાશમાં નક્ષત્રના કોઈ એક સ્થિર બિંદુ જેવા તારાથી ગણિતનો આરંભ કરવો પડે છે. પ્રાચીન સિદ્ધાંતકારોએ આવા આરંભ બિંદુ તરીકે કયા તારા કે સ્થિર બિંદુને લીધો હશે તે શોધી કાઢવાની પ્રથમ આવશ્યકતા છે. નિરયન પદ્ધતિના એ સ્થિર બિંદુથી અર્વાચીન વેધ સિદ્ધ સાયન આરંભ બિંદુ (સંપાત બિંદુ) વચ્ચેના અંતર જેટલા અયનાંશ નક્કી કરીને તે અયનાંશને પ્રત્યક્ષ વેધથી આવેલાં સાયન સ્થાનોમાંથી બાદ કરવામાં આવે તો નિરયન ગણિત સાચું મળે અને પંચાંગ પણ તો જ સાચો નિર્ણય આપી શકે.

આ રીતે બન્ને પદ્ધતિઓનો સમન્વય કરવાનો પ્રયાસ આપણા દેશમાં થયો છે. પરંતુ મહત્ત્વનો પ્રશ્ન એ છે કે આમાં આરંભ બિંદુ તરીકે કયો તારો લેવો ? સ્વ. લોકમાન્ય તિલકે કરેલાં સંશોધન અનુસાર રૈવતી નક્ષત્રના ઝીટા નામના તારાને આરંભ બિંદુ ઠરાવીને મહારાષ્ટ્રના જ્યોતિષીઓ નવાં સાયન પંચાંગ તૈયાર કરે છે. 'જન્મભૂમિ' 'સંદેશ' વગેરેના પંચાંગકારો ચિત્રા નક્ષત્રની સન્મુખ આવતું સ્થિર બિંદુ લે છે. અને એ રીતે સાયન પંચાંગ તૈયાર કરે છે. જ્યોતિષીઓ એના આધારે સાયન પદ્ધતિએ ગણિત કરીને એમાંથી આગળ કહ્યા તે અયનાંશ બાદ કરીને નિરયન પંચાંગ તૈયાર કરે છે.

પરંતુ આ રીતે લીધેલાં બન્ને આરંભ

બિંદુઓ વચ્ચે પણ ચાર અંશનો ગાળો રહે છે. તેમ જ તે બન્ને આરંભ સ્થાનો લેવા માટે પણ કોઈ સૈદ્ધાંતિક પ્રમાણ મળતું નથી. એટલે પંચાંગની શુદ્ધિની સમસ્યા તો ઊભી જ રહે છે–એ બતાવે છે કે સ્થિર આરંભ બિંદુ શોધવાનો મૂળ પ્રશ્ન પત્યો જ નથી. વેધમૂલક પદ્ધતિ આપણને ગ્રહો તથા નક્ષત્રોની વર્તમાન સાયન સ્થિતિ બતાવી શકે પરંતુ એથી મૂળ સ્થિર આરંભ બિંદુ હાથ આવતું નથી. એ શોધવાની ચાવી મેળવવી જ જોઈએ.

એમ લાગે છે કે એક મહત્ત્વની ચાવી આપણા જ્યોતિષશાસ્ત્રે સ્વીકારેલી યુગમાન પદ્ધતિવાળી કાળગણના છે. યુગમાનને વેદો, પુરાણો, ગીતા અને જ્યોતિષગ્રંથોએ સ્વીકાર્યું છે. આ યુગમાન નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| સતયુગ | પ્રમાણ વર્ષ | ૧૭,૨૮૦૦૦ |
| ત્રેતાયુગ | પ્રમાણ વર્ષ | ૧૨,૯૬૦૦૦ |
| દ્વાપરયુગ | પ્રમાણ વર્ષ | ૮,૬૪૦૦૦ |
| કલિયુગ | પ્રમાણ વર્ષ | ૪,૩૨૦૦૦ |
| મહા યુગનાં કુલ વર્ષ | | ૪૩,૨૦૦૦૦ |

આવા એક હજાર મહાયુગનો કલ્પ માનવામાં આવ્યો છે. સૃષ્ટિના કુલ આયુષ્યને કલ્પ કહેલ છે. કલ્પનાં કુલ ચાર અબજ, બત્રીસ કરોડ વર્ષ માનવામાં આવ્યાં છે. કમનસીબીની વાત એ છે કે આધુનિક પંચાંગશોધકોએ આ યુગમાન ગણનાને મહત્ત્વ આપ્યું નથી. યુગમાનને પુરાણકારોની કવિકલ્પના માની લેવામાં આવી છે પરંતુ આ યુગમાનને આર્ષ સિદ્ધાંત તરીકે સ્વીકારીને ચાલવામાં આવે તો નિરયન પદ્ધતિનું આરંભ બિંદુ શોધવાનું કાર્ય સરળ બને એમ છે.

એવી જ બીજી મહત્ત્વની વાત વર્ષમાનમાં થતા ફેરફારની છે. કેટલાંક અગમ્ય કારણોને લીધે પૃથ્વીની સૂર્ય ફરતી ગતિમાં ફેરફાર થતો રહે છે એ હકીકત સ્વીકારયેલી છે. એને લીધે વર્ષમાન બહુ જ થોડે અંશે પણ વધતું રહે છે. વર્ષમાનની આ વૃદ્ધિ સમગ્ર કલ્પ દરમ્યાન થાય છે તેને કાલાંતર સંસ્કાર કહે છે. સૂર્ય સિદ્ધાંતકારે કલ્પારંભથી નાક્ષત્ર વર્ષમાન આ કાલાન્તર સંસ્કાર વડે ગણવાનું સૂચવ્યું છે તે સમજવા માટે જે ચાવી આપી છે તે રહસ્યમય છે. એ રહસ્ય ન સમજવાથી એનું ગણિત સૂર્ય સિદ્ધાંતકારના સમયથી ભૂલભરેલું આવે છે. જો એ રહસ્ય સમજાય તો ગણિતની ભૂલ દૂર થાય. નક્ષત્રો અને ગ્રહોનાં સ્થાન અને ગણિત સાચાં આવે. આ રહસ્ય સમજવામાં સૂર્યસિદ્ધાંતકારે કહેલાં સૃષ્ટિનાં વર્ષો મહત્ત્વની ચાવી રૂપ બની રહે છે.

ઈ. સ. ૧૯૦૦ માં પ્રત્યક્ષ વેધથી જે નાક્ષત્ર વર્ષમાન આવે છે તેટલું જ વર્ષમાન સૂર્યસિદ્ધાંતમાં આપેલો રહસ્યમય ગણિતની રીતે પ્રાપ્ત થતા કાલાન્તર સંસ્કારના હિસાબથી આવે છે. પ્રત્યક્ષ વેધસિદ્ધ વર્ષમાન ફક્ત બે સેકંડ ઓછું આવે છે. એ જ રીતે સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને આજ સુધીની ઉંમર આધુનિક વિજ્ઞાનની રીતે જેટલી આવે છે તેટલી જ ઉંમર પ્રાચીન શાસ્ત્રોએ યુગમાનાદિ કાળગણના અને સૂર્યસિદ્ધાંતકારે બતાવેલી કાલાન્તર સંસ્કારના ગણિતથી પણ આવે છે. એ બતાવે છે કે આપણી યુગમાનાદિ કાળગણના અને કાલાન્તર સંસ્કાર સાથેની વર્ષમાન ગણના યથાર્થ છે.

આ રીતે કલ્પમાન અને કલ્પારંભનું સાચું વર્ષમાન સમજવાની ચાવીઓ હાથ આવી એટલે એ પણ દેખાયું કે પ્રાચીન જ્યોતિષ ગણિતકારોને એ સમયમાં પણ સાયન અને નિરયન બન્ને પદ્ધતિનો ખ્યાલ હતો. સૂર્ય સિદ્ધાંતકારે અયનાંશ પદ્ધતિ આપી છે પરંતુ તે મૂળ શુદ્ધ અયનાંશ પદ્ધતિનું ફેરફાર કરાયેલું સ્વરૂપ છે. વર્ષમાન ભૂલ ભરેલું–મોટું લેવાયું એને પરિણામે સ્વાભાવિક રીતે જ એમણે આપેલી અયન ગતિ પણ વેધસિદ્ધ અયનગતિ કરતાં વધારે આવે છે. વેધસિદ્ધ સાયન વર્ષમાનો કરતાં નિરયન વર્ષમાનો ૫૭થી ૫૯ પળ જેટલાં મોટાં આવે છે અને તે અયન ગતિના હિસાબો જેટલાં જ મોટાં છે.

સાધનો વિના સ્થૂળ આંખે વેધ ઉપર આધાર રાખીને ગ્રહો અને નક્ષત્રોનાં સ્થાન અને

ગતિ પૂરી ચોકસાઈથી નક્કી થઈ ન શકે. બીજાં સાધનો પણ ત્યારે ન હતાં એ મર્યાદાનું વચગાળાના સિદ્ધાંતકારોને સ્પષ્ટ ભાન હતું. એટલું જ નહિ, જ્યારે જરૂર જણાઈ ત્યારે આંખે દેખાતાં ગ્રહો અને નક્ષત્રોનાં સ્થાન ઉપર આધાર રાખીને ગણિત પણ કરવાં પડ્યાં છે. અને એમાં વર્ષમાનની અને અયનાંશની ભૂલો પણ ભળી છે. એટલે એમના આંકડા સાચા ન આવે એ દેખીતું છે.

આ અશુદ્ધિઓ દૂર કરવાનો ઉપાય શું ?

સૌથી મહત્ત્વનો ઉપાય એક જ હોઈ શકે કે પ્રાચીન શાસ્ત્રકારોએ જે સ્થિર આરંભ બિંદુ લીધું હતું તે શોધી કાઢવું. એ સમયે ભલે વૈજ્ઞાનિક આજનાં જેવાં સાધનો ન હતાં પરંતુ યોગાભ્યાસજન્ય સિદ્ધિઓ એમની પાસે હતી જ. પાતંજલ યોગદર્શનનાં સૂત્રો કહે છે કે :

भुवनज्ञानं सूर्ये संयमात् ॥ विभूति पाद ३. २६
चन्द्रे तारा व्यूह ज्ञानम् ,, ३. २७
ध्रुवे तद्गति ज्ञानम् ,, ३. २८

સૂર્યમાં ચિત્તની ધારણા કરવાથી સમસ્ત ભુવનો – લોકોનું જ્ઞાન થાય છે. ચંદ્રમાં ધારણા કરવાથી તારા મંડળોનું જ્ઞાન થાય છે. ધ્રુવમાં ધારણા કરવાથી તારામંડળોની ગતિનું જ્ઞાન થાય છે.

જે યોગસિદ્ધ જ્યોતિષાચાર્યોએ જ્યોતિષ શાસ્ત્રનો આરંભ કર્યો તેમની પાસે ધ્યાન ચક્ષુથી મેળવેલું કોઈ સ્થિર આરંભ બિંદુ હોવું જ જોઈએ અને એમણે આપેલા ગણિતની પદ્ધતિથી શુદ્ધ ગણતરી થાય તો એ બિંદુ મળી પણ શકે.

વેદાંગ જ્યોતિષ કાળની અયન સ્થિતિ ઉપરથી અને સૂર્યસિદ્ધાંતે જે ગણિત પદ્ધતિ આપી છે તે પ્રમાણે યુગમાનાનુસાર કાળગણના કરતાં અને કાલાન્તર સંસ્કારપૂર્વકનું વર્ષમાન ગણતાં અને એ જ રીતે અયનાંશ જોતાં કલ્પારંભનું મૂળ આરંભ બિંદુ ધનિષ્ટા નક્ષત્રના આલ્ફા ડેલ્ફીની તારાથી પૂર્વમાં ૬૫ અંશ તે પર મળી આવે છે. જો એ સ્થાનને નિશ્ચિત કરીને ગણિત કરીએ તો સિદ્ધાંત ગ્રંથોના આંકડાની જે જે ભૂલો આવે છે તે બધી દૂર થાય છે અને વેધસિદ્ધ ગણિત સાથે પણ એનો બરાબર મેળ મળી રહે છે.

સિદ્ધાંતકારોએ કાળગણના માટે સ્વીકારેલી યુગમાન પદ્ધતિ, રાશિચક્રોમાંનું સ્થિર આરંભબિંદુ, કલ્પારંભનું કાલાન્તર સંસ્કારયુક્ત વર્ષમાન અને અયનાંશ ગતિની સાચી પદ્ધતિ એ ચારેય ચાવીઓ લગાડવાથી ફક્ત ખગોળ ગણિત અને જ્યોતિષના જ પ્રશ્નો નહિ, પણ કેટલીય પ્રાચીન ઈતિહાસની હકીકતોના સમયનો પ્રશ્ન પણ ઉકેલી શકાય છે. જેમકે મહાભારત યુદ્ધનો વિષ્ટિકાળ, યુદ્ધારંભ, બલદેવજીનું યાત્રાગમન અને પુનરાગમન, ભિષ્મપિતામહનો શરશય્યાકાળ, ઉત્તરાયનનો આરંભ, ભિષ્મપિતામહનું મૃત્યુ એ બધાને નિશ્ચિત સમય એ જ શાસ્ત્રે આપેલી નક્ષત્રોની સ્થિતિ ઉપરથી બરાબર મેળવી શકાય છે આ ચાવીઓ વડે વેદો જેવા આપણા અપૌરુષેય મનાતા ગ્રંથોના સમયો પણ એમાં નક્ષત્રોની સ્થિતિ પરથી જાણી શકાય એમ છે.

આપણું જ્યોતિષશાસ્ત્ર જે મૂળ સિદ્ધાંતો પર રચાયું છે તે આજે પણ એટલા જ સાચા છે. વૈજ્ઞાનિક પદ્ધતિ પ્રયોગમૂલક અને સ્થૂળ સાધનો પર આધારિત હોવાથી વધારે સારાં સાધનો કે પ્રક્રિયાઓ શોધાતાં એમાં હજી પરિવર્તનની શક્યતા કલ્પી શકાય. પરંતુ ધ્યાન ચક્ષુથી મેળવેલા આ સિદ્ધાંતો અને એના આધારે રચાયેલા ગણિતમાં ફેરફાર થવાને ભાગ્યે જ અવકાશ રહે છે. ફક્ત એને સાચા અર્થ અને સંદર્ભમાં સમજવાની જરૂર છે.

વિદ્વાનો આ ચાવીઓનું તથ્ય તપાસી જુએ, અને એ ચાવીઓનો ઉપયોગ કરીને જ્યોતિષશાસ્ત્રના સિદ્ધાંતોને પુનઃ પુનઃ ચકાસી જુએ એવી વિનંતી છે.

શાસ્ત્રી શ્રી શાંતિલાલ શિવશંકર ત્રિવેદી–
('કિરણ' ૬, જયરાજ પ્લોટ, રાજકોટ)
ના હસ્તલિખિત મહાનિબંધનો સંક્ષેપ.

# અનુભવ નવનીત

[જુલાઈ અંકમાં 'અનુભવ-નવનીત'માં એક ગાય – વાછરુ"નો અનુભવ શ્રી. મૂળુભાઈ પાલીઆએ આપેલો, પણ એમનું નામ મૂકવાનું રહી ગયેલું તે બદલ દિલગીર છીએ. શ્રી. મૂળુભાઈએ પોતાનો અનુભવ એક દુહાને આધારે ટાંકેલો કે :

વાછય ઘોડયની વાતમાં સમજે ધોરી સાન;
અણધાર્યો જાય આદમી, એનું દુખડું શંકરદાન.

એટલે ઢોરમાં સાન હોય છે પણ કેટલાંક માણસોમાં એવી સાનનો અભાવ હોય છે. ઢોરને ભનક આવી જાય છે, પણ માણસમાં સમજણ છતાં એ બેફામ રહે છે. એ જ દોહાના અનુસંધાનમાં શ્રી. મૂળુભાઈ એક બીજો અનુભવ ટાંકે છે. સં.]

## મોતનો પેગામ

સને ૧૯૬૮ની સાલમાં માળીઆ હાટીના તાબે દેવપરા ગામે એક ગુનાને કારણે ડેપ્યુટી સુપ્રિ. તરીકે મારો મુકામ થયેલો. એ વખતે એ વિભાગના ગિરનાં જંગલમાં રઝળપાટ કરવી પડેલી. એમાં એક રાતે સિંહણ ગરમીમાં આવેલ હોઈ એની પાછળ ભમતા હરીફ સિંહોની ગર્જનાઓથી અખી રાત ઉજાગરો કરવો પડેલ.

દેવપરાથી ૭ સાત માઈલને આંતરે આ ગર્જનાઓ થતી હતી પણ ગામમાં ફરીને જોયું તો તે દી રાતે ગાયું ભેંસું ને ઘોડાં પણ રાત – ઉજાગરે હતાં, એટલું જ નહિ પણ છતી ભૂખે મોઢામાં તરણું પણ નાંખતાં ન હતાં એવી ભયંકર ભે તો વનરાજાઓની જોવામાં આવી વધુ નવાઈની વાત એ જોઈ કે કોઈ જાનવર તે રાતે બેઠું પણ નહિ અને ભેમાં ને ભેમાં બધાં સજ્જડ થઈને ઊભાં જ રહ્યાં. સૌનો ફડકે શ્વાસ ફાટતો હોય એવું અનુભવ્યું. ત્યારે યાદ આવ્યું કે "કલ્પાંત મોત કાળો ગજબ, કેતાક ભૂપ ઠરીઆ અગે." મોતની બીકે વિક્રમ રાજાએ કાગડો ખાધેલો અને દુર્યોધન જેવો મહાબળવાન ભૂપતિ સરોવરમાં છુપાઈ ગયેલો :

વિક્રમ જાન પ્રબીન, ખોઇ પત વાયસ ખાયો;
અંત સમે જલ પેંઠ માન દુર્યોધન મિટાયો.

એમ મોતના ભયથી ગિરનાં ઢોર હરીફ કામી સિંહોની ભયંકર ત્રાડોથી રાત બધી થરથર ધ્રૂજતાં રહ્યાં ને સૂનકાર વ્યાપી રહ્યો, અને માંડ સવાર પડી.

તે રાતે ગામડાંનાં માણસો પણ કોઈ સૂઈ શક્યાં નહિ. કેમ જાણે વનરાજાઓ ગામને ઝાંપે ત્રાડો દેતા હોય ! રાત તો જાણે વીતી ગઈ. સવારમાં ગામના પાદરની વાડીમાંથી સિંહણે વરસ દીની પાડી ઉપાડી. વાડીમાંથી બૂમ મારતા સાંભળી ગામ આખું દોડયું. અમારા રામ પણ પોલીસ પાર્ટી સાથે કુતૂહલ સાથે જોવા ઊપડયા. ગામનાં માણસો હાકોટા પડકારા કરે. હાથમાં કાંટાળા ઝરડાં લઈ આગળ વધે, પણ અરધોક ખેતરવા આઘે જઈ સિંહણ મદોન્મત્ત રીતે પાછું વાળીને ઊભતી જાય, જોતી જાય ને ફરી હાલતી થાય. એમ કરતાં આગળના જોરડામાં જંગલના ઢોળાવમાં ગેબ થઈ જતી રહી ને મારણની મજા માણવા ગઈ તે ગઈ.

એ જ દિવસે રોંઢા પછી અમે જીપમાં દેવ ગામથી ઊગમણા સાંઢાખેડાના વડલે ગયા. ત્યાં શિકારનો પતરાંનો ધીંગો કોઠો કરેલ છે, ત્યાં સ્વ-રાજ પહેલાના કાળમાં રાજા-મહારાજાઓ, નવાબો અને બ્રિટિશ સલ્તનતના સૂબા સરકારો શેરસાવઝના શિકારની મોજો માણતા. ગિરમાં બીજે પણ

ભારે ઊંચા માચડા બાંધતા. એ એના ઉપર બેઠાં બેઠાં હાકા કરીને તગડાઈ આવેલા સિંહ ઉપર બંદૂકો ફોડતા. ત્યારે કેટલાક સિંહની ત્રાડો સાંભળી બંદૂકો ફોડી શકતા નહિ અને કેટલાકને ભે લાગતાં કપડાં બગડી જતાં એવી વાતો શિકારીઓ પાસેથી સાંભળેલી

અમે સાંઢાબેડા પહોંચ્યા અને એના સિંહ-દર્શનના બનાવેલા ઊંચા કોઠા નીચે ગપાટા સપાટા ચાલતા હતા ત્યાં શિકારીની બેરેકમાંથી શિકારી વીરમ ને ઈસ્માઈલ ચા પીવા તેડી ગયા આ ઠેકાણે ઊંચા પડથારે બેરેકના ઓરડાની પરસાળ ઉપર એક અઢી ત્રણ વરસનો પાડો પડથાર હેઠ બાંધેલ. એનું મોઢું – માથું મૂડદાલ જેવાં ઢાળી દીધેલ દેખ્યાં.

મેં પૂછ્યું કે: "આ શું પાડો છે ?"

ત્યારે શિકારીઓ હસ્યા, કહે કે: "સાહેબ! અમારે આગણે ફાંસીએ જતા પાડાના જ વિસામા હોય, ગાય કે ઘોડાં ક્યાંથી હોય ?"

મારો પણ ચારણને ઓળીએ માલધારી. અવતાર. ચા પડતો મૂકી, ઊંડો નિસાસો નાખી પાડાને પડખે ગયો, પણ જોયું તો પાડાનાં રૂંવાડે રૂંવાડાં ઊભાં થઈ ગયેલ. ચામડી લોહી બળી જવાથી નિસ્તેજ પડી ગયેલ. આંખુંમાં કોડી કોડી જેવડા ચીપડા વળેલ. પડખે જઈ માથે હાથ ફેરવ્યો પણ પાડો જુવાન હોવા છતાં મરેલ પડયો હોય એમ એનુ રૂંવાડુંય ફરકયું નહિ. ન થડકયો, ન ખાખી લૂગડાં જોઈ ભડકયો, ન રણુકયો.

મેં પૂછ્યું: "ઈસ્માઈલ! આ પાડો માંદો છે કે શું ?"

એટલે ખખડધજ કાયાવાળો સાવજ જેવો વીરમ મારા પડખે ચડયો અને કહે: "સાહેબ! આ પાડો આજે જ રબારીઓના નેહડામાંથી વેચાતો લઈ આવ્યા છીએ. એને પકડવામાં ત્રણ કલાક દોડધામ થઈ તયેં માંડ હાથ આવ્યો. પણ આ ચામડે મહેલ સુતરની ડોઈ (દોરડી) જે જનવરને બાંધીએ એ જનવરને મોતનો પેગામ પહોંચી જાય છે. આ ડોઈ બંધાણા પછી પાળેલ કૂતરાની જેમ વાંસે વાંસે હાલ્યો આવે એ પછી પાડો હોય, બોકડો હોય કે ઘેટા હોય, જે હોય તે સમજી જાય છે કે મને મરવા માટે આ તેડવા આવ્યા છે ને અમને જીવતા જમ સમજે છે ને તરત જ એના અઢારેય અંગમાંથી રામ જતો રહે છે, ચામડું મરી જાય છે, રૂંવાડાં ખોટાં પડી જાય છે, આંખ્યુંનાં નૂર ઊડી જાય છે ને મોટા મોટા ચીપડા તરત વળવા માંડે છે.

બીજુ તમે સાહેબ જો જો! હમણાં શિકારખાતાની લાંબી છકડી જીપ આપશે, એમાં આ ત્રણ વરસના પાડાંને અમારે ઉપાડીને ચડાવવો પડશે કારણ કે મોતના પેગામથી એના ટાંગા ભાંગી ગયા હોય, એ ઊંચા પગ કરી શક્તો નથી."

એ વાત થાય છે ત્યાં ઈસ્માઈલ બોલ્યો કે "મસાણીઆ જીપ આવી ગઈ." જીપ આવી ખડી થઈ અને પાડાને બધાએ ભેગા થઈ ઉપાડીને જીપમાં સુવડાવ્યો. 'મસાણીઆ જીપ જંગલમાં વહેતી થઈ, જ્યાં આવા મોતને પડથારે બાંધેલા પાડા ઉપર તરાપ મારતા સિંહનાં દર્શન કરવા ભારે ફી આપીને પાડાના મોતનો ખેલ જોવા નસીબદારો આવે છે ત્યાં એ જાણતા નહિ હોય કે એક દિવસ જમરાજાની થપાટે એમના મોતની મજા પણ એમણે માણવી પડશે ? પણ જાનવર મોતને પારખી લીએ છે તેમ માનવી મોત માથે ઝળુંબતુ આવતાં છતાં માની શક્તો નથી એટલો જ ઉચાટ છે. એટલા માટે જ મોતને મીઠું કરી માણનારા મરદોની જગત સદાય પ્રશંસા કરતું રહ્યું છે ને ? કારણ કે એ સાન જાનવરમાં નથી હોતી.

મૂળુભાઈ પાલીઆ

## કોનો વાંક ?

દસ કે અગિયાર વર્ષ પરની વાત છે. બહાઉદ્દીન કોલેજ જૂનાગઢથી બદલાઈને ભાવનગરની

શામળદાસ કૉલેજમાં આવ્યો હતો. આપણે કામ કર્યું હોય ત્યાં જવાની પ્રત્યેક તક આપણે ઝડપી લઈએ તે ન્યાયે દક્ષિણ વિભાગ રમત-ગમત સમિતિની બેઠકમાં હાજરી આપવા જૂનાગઢ ગયો હતો. બહાઉદ્દીન કૉલેજમાં જ મળવાનું હતું. બેઠકનું કામ પૂરું થયું એટલે તે વખતના આચાર્યશ્રી ડૉ. એચ. ડી. નારોન્હાએ ઊભા કરાવેલા લતામંડપમાં – મારા જૂનાગઢ નિવાસ દરમિયાન અમારું મંગળવારિયું જે મંડપમાં મળતું હતું અને જે મંડપમાં કેટલાક વર્ગો પણ લીધા હતા તે જ લતામંડપમાં થોડા અધ્યાપક મિત્રો સાથે બેઠો હતો. ચા-નાસ્તો, આ મંડપમાં લેવાનો ક્રમ હતો, તેમ લેવાતો હતો. ત્યાં એક વિદ્યાર્થી (શ્રી વિસાણી) સિગારેટ પીતાં પીતાં આવ્યા. એક હાથે લટકતી સલામ કરી કહે : 'જે જે સાહેબ!' મેં કહ્યું 'મને આવા જે જે મંજૂર નથી.' એમણે બીડી ફેંકી, પાસે આવી, પગમાં હાથ નાખી વંદન કરી કહ્યું : 'સાહેબ, હવે કોઈ કાન પકડતું નથી.'

– તખ્તસિંહ પરમાર



## દૂધમાં પાણી નહિ, પાણીમાં દૂધ

મંગળાબેન – (દૂધવાળાને) કીડી!

"હમણાં હમણાં દૂધ ચોકખું નથી આવતું."

કીડી :– "ભેંસ દોહીને સીધી તમારે ઘેર દૂધ દેવા આવું છું બેન!"

મંગળાબેન :– "પહેલાં સળી ઊભી રહે એવું દૂધ આવતું પણ હમણાં પાણી જેવું આવે છે."

કીડી :– "હરામની કમાણી નો ખપે, બેન! અમારે હરામની કમાણી નો ખપે."

મંગળાબેન :– "તું ભલે કહે, પણ દૂધમાં પાણી આવે છે એ વાત સાચી."

કીડી :– "હું દૂધમાં પાણી નાખતી હોઉં તો મારા એકના એક ગગાના સમ છે મને." કીડીએ એના સાડલાનો છેડો પકડીને ઊભેલા ગગા ઉપર હાથ મૂકયો.

મંગળાબેન :– "હં હં એવી નમાલી વાતમાં દીકરાના સમ ન ખવાય." થોડા દિવસ વહી ગયા.

મંગળાબેન :– "કીડી! તેં તારા એકના એક દીકરાના સમ ખાધા! પણ દૂધમાં પાણી આવે છે એ વાત નકકી. દીકરાના સમ ખાઈને આવું ન કરીએ. એકનો એક દીકરો છે" મંગળાબેનને દૂધ કરતાં કીડીના એકના એક દીકરાની ચિંતા થઈ.

કીડી :– "મેં સાચા સમ ખાધા છે. દૂધમાં કોઈ દિ' પાણીનો છાંટોય નાખ્યો નથી."

મંગળાબેન :– "ત્યારે દૂધ પાતળું પાણી જેવું કેમ આવે છે? સાચું બોલજે."

કીડી :– "પેટ સારુ પાપ કરવું પડે છે બેન! કોઈ હિસાબે ઘરનું પૂરું થતું નથી. મારા દીકરાના સમ ખાધા અને દૂધમાં પાણી નાખું તો મારો દીકરો ફાટી પડે ને! એટલે હું દૂધ દોતી વખતે બોઘરીમાં પાણી લઈને દોવા બેસું છું. મેં સમ ખાધા છે. હું દૂધમાં પાણી નાખતી જ નથી."

મંગળાબેન કીડી સામે જોઈ જ રહ્યાં.

# દાણેવો (દાનવ)

[લોકમહાભારતની પાંખડી] • સંગ્રાહક–જયંતીલાલ સો. દવે

બનાસકાંઠાના વાવ તાલુકાના વિસ્તારના ઊડાણનાં ગામોમાં લોકવાર્તાઓ અને મહાભારત ગદ્યપદ્યમાં એની વિશિષ્ટ રીતે રજૂ થાય છે. ધાર્મિક સંસ્કારોમાં અચળ નિષ્ઠા ધરાવતા આ પ્રદેશમાં રોઝનો શિકાર લોકો કરવા દેતાં નથી. તેથી રોઝનાં ટોળેટોળાં વગડે ઘૂમતા હોય છે. આ રોઝથી પાકને બચાવવા રાત્રે અખંડ જાગરણ કરવુ પડે છે. હાકલા પડકારાથી શેઢા ગાજતા રાખવા પડે છે. આ માટે પાંચ સાત મોટિયારો ભેગા થઈને ગીતમંડળી જમાવે છે. માટીનું માટલું (સાંકડા મોઢાનું) લઈ, તેના પર લૂગડું બાંધે છે. એ કપડાપર ભીની રાખ લગાડાય છે. તે થયું તેમનું વાદ્ય. આ વાદ્ય ઘોર ગંભીર અને અનોખો રણકો ગજવી જાય છે. વગડો ગાજે છે. એ વખતે મહાભારતના પ્રસંગો એક કે બે જણ ઉપાડે છે. બીજાં ઝીલે છે. શાસ્ત્રીય સગીતની જેમ અનેક આવર્તનો થાય છે. પરંતુ એ ગીત એટલાં મીઠાં હોય છે કે અનેક વખત એ કડીઓ ગાવાનુ મન થાય. લય, માધુર્ય, પ્રસંગ પ્રમાણેના ઢાળ, ભીમ, અભેમન કે કરસન ભગવાનના ગૌરવશીલ અને રમતિયાળ પાત્રાલેખન, અને એવાં જ પાછા ગાનારા. એક કડી ગવાઈ જાય, એટલે પાછો મોટા જબરજસ્ત પડકારો, લયબદ્ધ રીતે થાય. ત્યાર બાદ ગાયેલું હોય તે 'વંચાય' વંચાય એટલે કે એને વિસ્તારથી કહેવાય. પદ્યમાં જે આવ્યું હોય, તેની ગદ્યમાં પૂર્તિ થાય. વિસ્તાર સારી રીતે કરાય, થોડી ચર્ચા પણ થાય, અને ચલમબીડી ચેતવાય. ત્યાર બાદ આ પ્રસંગને આગળ વધારાય. આ રીતે આ સાહિત્ય જળવાયું છે. પરંતુ હવે વર્ષોવર્ષ દુષ્કાળ મજૂરી અર્થે દર વર્ષે વતનનો ત્યાગ, ભાંગતી જતી ખેતી, અસહ્ય ગરીબાઈ આ બધા વચ્ચે ભીંસાતા અને ભુલાતા આ સાહિત્યનું રેકોર્ડીંગ કરવા મેં પ્રયાસ કર્યો. એ શ્રમજીવી મિત્રોની સાથે દિવસ રાત સત્સંગ કર્યો. અને પોતાની અસલ ઢબે આ ગીતો ગવાયાં, અને તે કેસેટ–પટીમાં ઝીલાયાં. વાંચકો જોઈ શકશે કે આ અશિક્ષિત ભાઈઓના કંઠની કથાઓ જુદી જ ભાત પાડે છે.

તેમાંથી ઉતારીને આ સાથે મોકલેલ છે. ગાનાર ભાઈઓ છે જોરાજી, ભાવાજી, પોપટજી, ભગાજી, સાંકળાજી વગેરે.

પછી કીધું કે કરસન ભગવાને ખેદાનમેદાન કરી નાખ્યા. કેતાનો વંશ ન રહેવા દીધો. હવે એક બઈ ઈને બાળક પેટ સે. એ પિયેરમાં જાય સે. હવે એ જતી રે સે. યાં દાણેવો ધાવણો થ્યો સે. હવે ઈ મોટા થાય સે, વાહ વા બાર વરહનો થ્યો સે, ગલોલી લઈને શિકાર ઉપર જાય ઊડતું જનાવર મારે ! આવો હુશિયાર ! ત્યાં એક રાંડીરાંડ ડોશી હશે, પાણી ભરીને ધીમે ધીમે હેંડી જાય સે. એ ડોશીને મારી ગોળી. ત્યાં તો બે ય બાજુ પાણી હેંડયુ જાય. તાણે ડોશી બોલી, મને ગરીબને" હેરાન કરે સે, પણ એવો સેંઠો હોય તો, કરસન ભગવાને તારા બાપને કેંદી નાખ્યો સે એને મારને !"

"બસ, બસ, માજી, આટલું જ કેવડાવવું તું." એ તો ગ્યો, એની મા કને.

"એ મા, સાવ સાચું બોલ, મારા કાકા, બાપા, બધા કયાં સે ? હું તો મોહાળમાં મોટો થાઉં સું."

તાણે કીધું કે, 'બેટા, તારે કાકા, બાપા હતા ખરા, પણ દવાપરના કરસન ભગવાન હતા, એણે

ફેંદી નાખ્યા સે. તું મારે પેટ હતો, એથી મોહાળમાં આવી."

"તારે એ કરસનિયાને મારે ફસવવા પડશે. પેટી મારે હાલ ને હાલ પૂરવીસે :

મારે બાલુડે લીધી રઠ (૨)
સુથારિયા રે તું મારો ભાઈ !
વિસ્કર્મા રે તું મારો ભાઈ !
આટકાટ લાકડાની પેટી પૂરી આલય
આટકાટ લાકડાની પાઇઓ[1] પૂરી આલય
એવી પૂરે વજ્જરની પઈ
વિસ્કર્મા રે તુ મારો ભઈ.
ખારા મોળાની પ્રાંજ્યુ[2] મેલાવ (૨)
પેલો પેહે ઇ વેલો મરે. (૨)

(કથા)

બાલુડાને લઈ એ તો વિસ્કર્મા સુતાર કને ગઈ. "હે વિસ્કર્મા, તું મારો ભઈ સે, તાણે તું લાકડાની પેટી પૂરી ન આલે?"

તાણે વિસ્કર્મા કે.સે, "પેટી હાલ પૂરી આલું બોલો, પેટી કેવી રીતે પૂરવી સે ?"

હવે બુન જ્યાસે ધરી, ભાણેજને કીધું "હે ભાણેજ, કુવાડો પડયો સે, તું લાકડા લઈ આવ સેમમાંથી, પછી પેટી બનાવીએ."

ભાણેજને લાકડા લેવા મેલે સે.

(ગાન)

ખભે કુવાડો દાણેવ વનમાં જાય. ( )
મોહાળે ભાણેજ મોટો થાય.

પેલું વાઢ્યું તરવરનું ઝાડ (૨)
તો યે દાણેવાને ભારો ના થાય.

કેરડા કુમટનો ના આવે પાર (૨)
તો યે દાણેવાને ભારો ના થાય.

વડલા બેવળ આંટા રે ખાય (૨)
આજે ભીડાણો દાણેવો રાય !

વડલા રે ! મૂળ ઊંડેરા મેલ (૨)
આજે ભીડાણો, દાણેવો રાય !

(કથા)

કીધું કે ખભે કુવાડો દાણેવ વનમાં જાય. તો અગર ચંદણના ઝાડ વાઢયાં સે, બીજાનો પાર રાખ્યો નથી થાતો. આ તો વડલા બેવળ આંટા ખાય સે. કે હે વડલા ! તારે મૂળ ઊંડા મેલવા હોય, તો મેલ. આણે તો પિયાળામાંથી મૂળ કાઢી નાખ્યા. વડલો વાંહે ઢહડાતો આવે સે. વિસ્કર્માએ કીધું, ' આપણો વાડો સે, વીસ વીઘાનો. એમાં જઈને નાખો." સુતાર કે, 'મારું તો કર્યું'. પણ મારાં છોકરાનું ય સાજું કર્યું. આ લાકડું નેઠે એમ નથી."

હવે સુતારે કીધું "ભઈ, પેટી તો અબી હાલ પૂરી આલું, પણ આપણા ખેતર સૂડવના સે. એ ના સૂડે ?" (સાફ કરે)

તાણે કે "હેંડો !"

ભાણેજ ચેડી (પાછળ) મામો મોરી (મોર્ય) પચાસેક વીઘામાં તો જંગલ બાવળ ઊભા સે. મામાના ખેતરનો કોઈ પાર નથી. ભાણેજે કીધું, "મામા, તમે ઝાવ ધરી, ને હું સૂડું."

મામા જ્યા સે, ધર સામા આણે તો બધું રહાતાળ વાળી નાખ્યું. મામાના ખેતર તો સૂડી નાખ્યા, પણ પાડોશીનાય સૂડી નાખ્યા. ભાણેજ તો આયો પાસો, "મામા, સીધો વાવણિયો જોડો, એવું કરી નાખ્યું સે,"

મામા કે, " અલ્યા, મારા ખેતરનો પાર આવે એવું જ નથી. અને તું કેસે, તેં સૂડી નાખ્યું."

કે' "તાણે હેંડો જોવા !"
મામા તો બે જણને લઈને જોવા જ્યાસે.

આણે તો રણકોટ કરી નાખ્યો સે. મામા કે, "અબી હાલ પેટી પૂરી આલું, પણ આપણે સવાસો ગાયો અને સવાસો ભેંસ્યો, તરસી ઊભી સે.

પઈને આવ, એટલી વારમાં પૂરું. ભાણેજ, કાળાં ચેડ (પાછળ) આવવા જોઈ. (પ્રથમ ભેંસો, અને પાછળ ગાયો, એમ આવવુ જોઈએ. આ અશકય હતું. પાણી પીને ગાયો જ તરત પાછી વળે વળી તે ઉતાવળી ચાલે, ભેંસો ધીમે ચાલે.)

ભાણો કે, "મામો તપાવે સે. ગાયો પીને વળતી થી (થઈ) સે. ભેંસ્યો ઊંચા પુસડા કરીને પાણીમાં ઝરતી (મૂતરતી) જાય સે, ન હેંડી જાય. આણે તો માયાથી કર વધારીને ફેંકી તે જઈને પડી ગાયોની મોર્ય વાડામાં અને આ તો હડીલા ગાતો ગાતો હેંડયો જાય સે. હડીલા (બનાસકાંઠામાં ગવાતાં એક જાતનાં ગીતો) ત્યાંથી ચાલુ થ્યા. આ તો ગાયો-ની મોર ઘેરે આયા.

"મામા, પેટી પૂરી આલો."
"પણ ભેંસો ?"

ભેંસો એ પડી વાડામાં! આ તો બાર બવટાવા (જમીનનું વીઘાં જેવું માપ) વાડો પડયો હશે, એમા બધી ભેંસ્યો પડીને ફૂલી જઈસે. મામા-એ જઈને જોયું તો, 'ઓ હો આણે તો બેદાન મેદાન કરી નાખ્યુ. હવે મારે પેટી પૂરી આલવી પડશે હું બધા સુતારો ભેગા કરતા પેટી પૂરી આલું સું. તે એક સામટું સોડ વાળ્યું."

વિસ્કર્મા સુતારે તો પેટી પૂરી સે. મઈ આડી અવળી વરાંજ્યો મેલી સે. આણે તો પેટી ઉઠાઈ. માને કહે, 'મા, તું જા હું આવુ સું'"

તાણે એની મા કેસે, 'પેટી લી ને બેટા, તું કરસનને કેવી રીતે ફસાવીશ ?" તાણે દાણેવો કેસે, "કરસનને મારીને જ હું આવીશ. મને આવતાં વાર થાશે પણ મા, મને એટલું તો કે, ચમચમ કરસન એવા નમૂને થાશે ?"

તાણે દાણેવાની મા ચેતુ કેસે ?

(ગાન)

કરસન થાશે નદીઓનાં નીર (૨)
તને જળમાં ડૂબાડી મારશે જો !
કરસન થાશે આહાડો મેઘ (૨)
તને વીજળી પાડીને મારશે જો !
કરસન થાશે તરવરનું ઝાડ (૨)
તને છાંયે બેહાડી મારશે જો !
કરસન થાશે કાળુડો નાગ (૨)
તને વાંહે પડીને કેડશે જો !
કરસન થાશે ભરામણને વેશ (૨)
છેતરીને તમને મારશે જો !

(કથા)

હવે કીધું કે "બેટા, કરસન આવે નમૂને થાશે. તું ફસાતો નહિ, હો !"

પોતે પેટી ઉપાડીને હવે દવાપરને મારગે પડયા સે. તાણે વિસ્કર્માની બેટી એક કાગરાશ હતી, તે યાં ભણતી'તી. એણે કરસન ભગવાનને ખબર આપવા માટે વિચાર કર્યો. એ પણ ચેવી બેડી બેડી કરેસે ? આણે તો એક કાગડી બનાવી.

(ગાન)

વિસ્કર્માની બેટી કાગરાશ ભણે (૨)
ભણે ગણે ને લેખ લખે
બાવળના છોડડિયાની કાગડી કાગડી નાણા (૨)
લેખણને લખાણ કોટે બાંધ્યા
આઈથી કાગડી અમદાવાદ જાય (૨)
કરસન ભગવાનને ખબર્યું થાય.
અમદાવાદથી કાગડી દવાપર જાય (૨)
કરસન ભગવાનને ખબર્યું થાય.
કરસન રે તું રે'જે હુંશિયાર (૨)
ભેદુ આવે તારો, સામે પૂર

(કથા)

વિસ્કર્માની બેટડી કુણ ? કે, કાગરાશ. ત્યાં એ ભણેસે "જા, કાગડી ઊડાઊડ. આ કાપડીપ જાય સે ભગવાન બેઠા બેઠા દાતણ ડોળેસે. કાગડી આગળ ઊડેસે કે સે, 'આ નવીનતા શું ?"

અરે, કર માયા વધારતા, ને.બળ કરીને કાગડીને પકડી, કીધું, 'ઓ હો હો હો આ ચ્યાંથી

પેદા થ્યો?"

ભગવાને ચિઠ્ઠી વાંચી. ભરામણનો વેહ લીધો. આ બાજુથી દાણેવો હેંડ્યો આવે સે, તાણે ભગવાન ભરામણનો વેહ લઈને સામે ધસ્યા. (આવ્યા) ભગવાને હાથ હાથના સપટા (જોડા) પેર્યાસે. હાથમાં ચોપડો સે.

"અરે મારા જજમાનોને બધાયને મારી નાસ્યા, સાલે કરસનિયે." કરતાં કરતાં વળ્યા આવે સે. નેળિયે નેળિયે. આ દાણેવો વિચાર કરે સે, "ભલે ભગવાન, અમારો કો'ક ગોર આવે સે. ગોરને ભાળીને કેસે કે "ઊભારો, ઊભારો, ગોર, તમે ચ્યાંથા આયા સો?"

તાણે ગોર કેસે, 'અલ્યાભાઈ, તું તારે જાને, જતો હોય ત્યાં. મારા જજમાનો મરાણા સે. મારે ત્યાં જવું સે".

"અરે ગોર, તમે પાછા આવો પાછા. હું એ કરસનને ફસાવવા જ જઉસું. હું તો તમારો જજમાન સું. મારું નામ દાણેવો."

"ભઈ, એ કરસન એવો સે, જેને તું ફસાવવા જાય સે, એ તને ફસાવી દેશે" તાણે દાણેવો ગોરને પૂસે સે, "પણ એ કરસન સે ચેવો?"

કે, "તને આપોઆપ ને મને દીઠાદીઠ" આવું ભગવાન કે સે. દાણેવાને છેતરે સે.

"તને આપોઆપ ને મને દીઠાદીઠ જરાય ફેર નથી."

"જો, તું આ પેટીમાં સમાઈ જાય, તો એ કરસનિયો ય આ પેટીમાં સમાઈ જાય. તું આ પેટમાં પેહી જો"

"હું પેહું તો ખરો, પણ મને તમે શેકિંડ વારમાં બાર કાઢો તો હું પેહું. આનું પરમાણું આપણે લઈ લઈએ. હું સમઈ જઉં તો કરસન સમઈ જાય."

આ દાણેવો હતો, એણે કીધું, "જોજો છેતરતા નહિ!"

"ના છેતરું. હું તમારો ગોર સું. છેતરતો હોયશ?"

તાણે દાણેવો સીધો જાળવીને પેહી જ્યો પેટીમાં. તાણે ફટ દઈને કમાડ આડું વાળી દીધું. ભગવાને તો ઝટ તાળું મારી દીધું સે. વરાંધો માંઈ મૂકેલી હતી, સોયા જેવી એ પેટમાં પેહવા માંડી સે.

"અલ્યા કે બારો કાઢય બારો, હું મરી જઉસું. હવે વરાંધો મારું પેટ ફાડી નાખેસે." કરસન ભગવાનં કૂંચી મરડીને કે સે, "કૂંચી ભાંગી ગઈ. હવે શું કરું?"

"ગામમાંથી કૂંચી લઈ આવો."
"મને કોઈ કૂંચીઓ નથી આવતું"

દાણેવો હવે સમજી ગ્યો, "આ કરસન ભગવાન પોતે સે, સાલો, સેતરી જ્યો"

અંકાસમાં ચડી પેટી. કરસન ભગવાનની પાછળ ને પાછળ પેટી આવે. કરસન ભગવાન તો ભૂલી ગ્યા બધા વેદ હતા ઈ. ધોડ ધોડ ને ધોડ ધોડ જ કરે. પેટી પાછળ પડી સે. ભગવાને કીધું કે પેટી જો માથે પડી, તો મને ઠેઠ પિયાળામાં ઉતારી દેશે. મેલશે નહિ. તાણે રબારી સાંઢયો ચરતો'તો કે "ભગવાન નાહો સો ચ્યમ? અરે ઊભા તો રો આવા ચ્યમ નાહો સો?"

ભગવાન કેસે, 'અલ્યા, ભલા આદમી, જો તો ખરો, આ પેટી અંકાસમાં જાય સે ને અંકાસમાંથી ભોંય પડે સે. ઉપર પડે તો મારા ડૂચા નેહરી જાય!"

પણ કે "આ પચા કરોડ પૃથમી સે, એની તમે ચપટી ભરી ધૂળ નાખી દો, પછી પેટી હલવાની નથી."

"અરે ભઈ આવું મને ન'તું સાંભર્યું."

કરસન ભગવાને તો ધૂળની ચપટી ભરીને પેટી માથે નાખી સે. પેટી તો હતી એમને એમ જ

પડી રઈ. પેટી ઉપાડીને કરસન ભગવાન તો હેંડયા સે ભઈ. તાણે કરસન ભગવાનને સવાસો ગોપીઓ હતી. ભગવાનને જોઈને ગોપીઓ કેસે, "ઓહો, આ કરસન ભગવાન ઘણે દિવસે આયા સે, કાંક લાયા હશે!' તાણે કરસન ભગવાનની બોન હતી સમુંદ્રા. કે, 'બોન, આ પેટી, તારે ખોલવાની નહિ.

કે, "એમ?"

કે, "હા."

"સારું ભઈ, નહિ ખોલવા દઉં."

હવે ભગવાન તો નાંવા જયા સે. સવાસો ગોપીઓએ કીધું કે, "આપણે પેટીમાંથી શું ખઈ જવાના હતા. લાવો જરાક જોઈ લઈએ."

દાણેવો હતો ઈ માંય ભમરો થઈને ચોંટી રહેલો.

જાવળીને (બાળવીને) પેટી ખોલી જ સે, નેચા પડી તે જોવા જયા એવો જ ભમરો સીધો સમુંદ્રાના પેટમાં પેહી જયો. કરસન ભગવાન આયા, ત્યાં કીધું કે. 'સમુંદ્રાના પેટમાં ભમરો પેહી જયો." ભગવાન કે, " ઊધું બાફી નાખ્યું."

તારે આ સમુંદ્રાને બળતરા ઊપડવા માંડી. તારે કરસન ભગવાને કીધું કે "મારે કોઠાની માંડવી પડશે."

સમુંદ્રા ઘેનમાં સે. ને વાત માંડી. ભાણિયો પડયો પડયો હોંકારા આલે. એમ કરતાં કરતાં છ કોઠાની વાત માંડી હવે ભગવાન કે સે, 'બુન તમે જાગો સો?"

તાણે ભાણેજ કે, "મામા વાત માંડો, હું સાંભળું પૂરે પૂરી"

તારે કરસન ભગવાન કે સે,' "તું પેટમાંથી બહાર આવી જા. પછી તને સાતે ય કોઠાની વિદ્યા શીખવાડું,"

ભાણેજ તારે પૂસે સે, "મામા બધું ય ભૂલી તો નહિ જઉંને?"

કરસન ભગવાન કે સે, "જા મારું વચન સે, નહિ ભૂલી જાય." આ પછી અભેમન્યુનો જલમ થાય સે. ભાણેજ રૂપે ભગવાન સામે વેર લેવા આયા. "આ ત્યાંથી અભેમનની પાંખડી પૂરી થઈ

નોંધ : ૧–પઈઓ–લાકડાના સાલ: ૨–પ્રાંજ્યુ–ચાવીઓ : ૩– પિયાળામાં–પાતાળમાં : ૪– ફૂલી જઈસે–આફરો ચડવાથી ફૂલીને મરી ગઈ છે : ૫–દવાપર–દ્વારિકા : (૬) વરાંધો–પીલા : (૭) સમુંદ્રા–સુભદ્રા.

⁂ ।

પૃ.૩૮૩થી ચાલુ]

પણ હવે ખબર પડવા માંડી કે રાજપ્રમુખ પાસે પ્રધાનો પ્રશ્નો રજૂ કરે તો એ સમજવા અને ઉકેલવામાં બુદ્ધિની જરૂર પડે. એટલે બંદા ફરી મૂંઝવણમાં મુકાયા છે. રાજપ્રમુખ તરીકે રહેવું એ આપણું કામ નહીં. એટલે હવે રાજપ્રમુખપદ છોડી એવું કાંઈક કામ શોધું છું કે જેમાં બુદ્ધિના છાંટા-નીય જરૂર ન પડે. કોઈના ધ્યાનમાં હોય તો કહેજો."

સમારંભના શ્રોતાજનોને તો એક જાતનું મનોરંજન મળ્યું, પણ જેમણે સવારે રેડિયો ઉપર રાજપ્રમુખની નાબૂદી અંગેની પંચની ભલામણ સાંભળી હતી તેઓ જામસાહેબે કેટલી સ્વસ્થતાથી, કેટલા સમતુલનથી, પોતાની જાત ઉપર કટાક્ષ કરીને પોતાની આગવી શૈલીમાં મજાક કરી, કડવો ઘૂંટડો પી ગયા એ જોઈને સ્તબ્ધ બની ગયા.

# સ્વ. જામસાહેબની લાક્ષણિકતા

સૌરાષ્ટ્રનું એકમ થયું. જામનગરના જામ સાહેબ સૌરાષ્ટ્ર રાજ્યના પ્રથમ રાજપ્રમુખ તરીકે નિયુક્ત થયા. સમજણ એવી હતી કે તેઓ આજીવન રાજપ્રમુખ રહે. રાજ્ય પુનર્રચનાના કેટલાક પ્રશ્નો ઊભા થતાં ભારત સરકારે એ માટે એક પંચ નિયુક્ત કર્યું. પંચે પોતાનો એનો અહેવાલ તૈયાર કરીને સરકારને સુપ્રત કર્યો. આકાશવાણી ઉપર એની મુખ્ય મુખ્ય ભલામણો પ્રસારિત કરવામાં આવી.

એ જ દિવસોમાં સૌરાષ્ટ્રના વિકાસમંત્રી સાથે જામ સાહેબે સૌરાષ્ટ્રની સારી ગણાતી કેટલીક ગ્રામ પંચાયતોની મુલાકાત લેવા માટે એક સપ્તાહનો કાર્યક્રમ ગોઠવેલો. એ કાર્યક્રમ માટે તેઓ જામનગરથી રાજકોટ આવ્યા. વચ્ચે રાજકોટના અતિથિ ગૃહમાં થોડું રોકાયા.

એજ વખતે એમણે રેડિયો ઉપરથી પ્રસારિત થતી પંચની ભલામણો સાંભળી. એક ભલામણ રાજપ્રમુખપદની નાબૂદીની હતી.

જામ સાહેબ આ ભલામણ સાંભળી વિસ્મય પામ્યા. આંચકો પણ અનુભવ્યો, પણ અક્ષરેય બોલ્યા નહીં.

એજ દિવસે જૂનાગઢ જિલ્લાની શ્રેષ્ઠ લેખાતી કેવદરા ગ્રામ પંચાયત તરફથી એક સમારંભમાં ભાગ લેવા જામ સાહેબ કેવદરા આવી પહોંચ્યા. લોકોએ ધામધૂમથી મહેમાનોનું સ્વાગત કર્યું. સમારંભનું કામ શરૂ થયું.

વિકાસમંત્રીએ કેવદરા ગ્રામપંચાયતની વિશિષ્ટતાઓ વર્ણવી. અન્ય વક્તાઓ પણ બોલ્યા. એ વખતના સંસદ સભ્ય શ્રી.નરેન્દ્રભાઈ નથવાણીએ કેટલાક મહત્ત્વના મુદ્દાઓ રજૂ કરી જામસાહેબને સંબોધન કરવા વિનંતી કરી.

સવારની આકાશવાણીની જાહેરાત સાંભળ્યા પછી સહેજે મનમાં ઊઠેલા પ્રત્યાઘાતો દબાવી દઈ બહુજ સ્વસ્થ રીતે એમણે એમની લાક્ષણિક શૈલીમાં અને તળપદી ભાષામાં બોલવું શરૂ કર્યું :

" હમણાં તમારી પાસે આપણા પાર્લામેન્ટના સભ્ય બોલી ગયા. એમનું શરીર તો છે ખીલમાં કડા જેવું પણ ભારે બુદ્ધિશાળી. પાર્લામેન્ટમાં સારું કામ કરે છે. આપણે તો જન્મ્યા ત્યારથી બુદ્ધિ સાથે બારમો ચંદ્રમા ભણવા બેઠા, વિદ્યા કોઠે ન ચડે.

બુદ્ધિ ક્યાંથી કાઢવી ? વડીલોએ વિચાર્યું કે જેમાં બુદ્ધિનું કામ ન પડે એવા કામમાં મને ગોઠવી દેવો. લશ્કરમાં બુદ્ધિનું કામ ન પડે. કેવળ હુકમ સાંભળવાના અને પાળવાના. બંદા લશ્કરમાં જોડાઈ ગયા.

ધીરે ધીરે લશ્કરમાં આગળ વધતો ગયો. વધુ ને વધુ જવાબદારીવાળી કામગીરી મળતી રહી. એમાં બુદ્ધિની જરૂર પડે. બંદાને તો એ જ વાંધો. એટલે વિચાર કર્યો કે હવે લશ્કરમાં આપણું કામ નહીં

બુદ્ધિનો ખપ ન પડે એવું બીજું કંઈક શોધવું જોઈએ.

કહેવાય છે કે રાજાને બુદ્ધિની જરૂર ન પડે. એટલે બંદા જામનગરના રાજા બની બેઠા. ધીરે ધીરે રાજકાજમાંય બુદ્ધિની જરૂર પડવા લાગી. બંદા મૂંઝાણા, વિચાર કરતો હતો કે રાજ કરવામાં બુદ્ધિની જરૂર પડવા લાગી. આપણે બુદ્ધિ સાથે મેળ નહીં. બુદ્ધિનું જરાય કામ ન પડે એવું બીજું કામ ગોતવું જોઈએ.

આજે જાણવા મળ્યું કે લોકશાહીમાં પ્રધાન મંડળ કામ કરે, રાજપ્રમુખને બુદ્ધિની જરૂર જ ન પડે. એટલે આપણે જામનગરનું રાજ છોડી રાજપ્રમુખ બન્યા.

[અનુ. પૃ. ૨૮૨

# માંગડાવાળો

કાનજીભાઈ બારોટ

[માંગડાવાળાની આ લોકવાર્તામાં જુલાઈમાં પ્રગટ થયેલા પહેલા હપ્તામાં વાર્તાને છેવાડે 'તો જ હું ખરો કાઠીનો બચ્ચો' એમ લખાયું છે ત્યાં 'તો જ હું ખરો રજપૂતનો બચ્ચો' એમ સુધારીને વાંચવા વિનંતી છે. 'રજપૂત'ને બદલે 'કાઠી' ભૂલથી લખાયું છે. સં.]

માંગડાવાળો સૂસભેર પોતાની માતા પાસે આવે છે. માંગડાની જનેતા ઓછી ઓછી થાય છે.

સખી જેણુ રાંડીરાંડાનો ઉજેરી,
એકલને મોટો કર્યો;
એને નેણે જનેતાનો ભાવ,
અંધાની જાણે લાકડી.

"દીકરા! કેમ આજ ઘરે આવતાં મોડું થયું?"

ત્યારે માંગડાવાળો ગંભીરતાથી કહે છે કે: "મા! મારા બાપુની બધી માંડીને વાત કરો."

દિન ગણંતા માસ ગયા, વરસે આંતરિયાં;
સૂરત ભૂલી સાયબા, નામે ય વિસરિયાં.

દીકરો ઘોડીએથી (પારણેથી) ઘોડાચડ થયો છે. બાળા તેને શા દકાળા? ક્ષત્રાણી દીકરાના મનની મૂંઝવણ પામી ગઈ. દીકરો હવે બાપનું તર્પણ કર્યા વગર નહિ જંપે એમ જોઈ લીધું. સમજણો થયો ત્યારથી ધાંતરવડ–ધાંતરવડ કરે છે, પણ મા માંગડાની જુવાની ફૂટવાની વાટ જોઈ રહી હતી; જનેતાએ માંડીને માંગડાવાળાને બધી વાત કરી.

"ત્યારે હે માવડી! મને રજા આપો."

"શેની બેટા?"

"મારા બાપુકા રાજ વાળવાની. મારા બાપુનું રાજ ઘરે કરી પછી હું પ્રાચી પાટણ મારા પિતાનાં શ્રાદ્ધ સરાવીશ. ત્યાથી પરભારો ઘૂમ્રી આવી તમોને ધાંતરવડ તેડી જઈશ. આ મારી પ્રતિજ્ઞા છે."

માતા કહે, "બેટા! સમય આવવા દે."

"મા! હવે સમયની વાટ હું નથી જોવાનો. જો આપ રજા નહીં આપો તો હું ભાગીને જઈશ."

ઘટમાં ઘોડાં થનગને, આતમ વીંઝે આંખ
અણદીઠેલી ભોમપર; યૌવન માંડે આંખ.

માંગડાવાળો ચડયે ઘોડે એના મામા ભાણ જેઠવાની કચેરીએ આવ્યો ને બોલ્યો.

"મારે મારા પિતાના ગામ-ગરાસ વેર કરીને એનુ શ્રાદ્ધ, પાટણ જઈ સરસ્વતીને તીરે કરવું છે. આજ્ઞા આપો."

"ભાણેજ! ઉતાવળો મ થા, હજી તને પરણાવવો–પહટાવવો બાકી છે, તું બરડા મુલક બહાર નીકળ્યો એવા સમાચાર તારા કાકાને મળતાં તને છોડશે નહીં. ગાડી માથે ઘડો, એમ તારું માથું ગણાશે."

"મામા, હવે મારે જ પહેલાં મારા કાકા સામું ભરી પીવું છે. હવે મારે સંતાવું નથી. હું કોઈનો રોકયો રોકાઈશ નહીં. મારી પ્રતિજ્ઞા પૂરી કરી મારી માને ધાંતરવાડ તેડી જઈશ. મારે બાવડે હવે બળ આવ્યું છે. અમને અટાણ સુધી સાચવ્યા એટલે મામા તમને ધન્ય છે."

યુદ્ધ ચડતાને અપશુકન કરશો નહીં,
કેસરી વીરના કોડ હરશો નહીં,
મત્ત યૌવન તણી ગોત કરશો નહીં;
કોઈ પ્રિયજનતણાં નેન રડશો નહીં.

ભાણ જેઠવાએ ભાણેજના રક્ષણ માટે દોઢસો ક પછેડી પાથરીને મરે એવા રજપૂતો અંગરક્ષક

તરીકે દીધા. જાણે જીવતોજાગતો હરતો ફરતો ઘોડેશ્વારોનો ગઢ.

રજપૂતોને કહ્યું : "ખબરદાર ! ભાણેજનું રૂંવાડું ખંડિત થાય તો મને અને બેનને મોઢું બતાવતા નહીં."

માંગડાવાળો ઓચિંતો, વીટાળો આવે એમ દોઢસો ઘોડે વાળાક દેશમાં ઊતર્યો. મલકમાં ખબર પડયા કે, ધાંતરવડ એભલવાળાનો કુંવર માંગડાવાળો ધૂમલીએથી એના બાપુકા રાજ ઘરે કરવા આવ્યો છે. માંગડાવાળો એના કાકા અરડીવાળાને ધાંધળિયા ધુણાવવા માંડયો. ધાંતરવડ પરગણાના ગામેગામ બૂંગિયા ઢોલ ધણેણવા લાગ્યા.

### ગીત

મચે ખેલ ઘોડાતણાં કસે બગતર કડાં,
રડક નાખે બધા રાવ તણાં,
થડક કોટે ગઢે એમ બાંધે થડે,
મદાસક ધખાવ્યું વેર માણા.

ઘોડાના ખેલ મચે છે. બગતરની કડીઓ ભીડાય છે. રાવ રાણા રડક (રાડય) નાખે છે. ગઢ ને કિલ્લાઓ થડક થડક થાય છે. એવું 'મદછક વેર માણે' એટલે માંગડે વાળે ઉપાડયું છે.

આજ એભલ તણો ઊતર્યો ઉકસી,
પ્રજપત થયો ભડ સોડ પૂરો,
કુંત હાથા ગ્રહી સમશેર બાંધી કડે,
સરદ કાકા તણી લિયે સુરો.

એભલનો પુત્ર ઉકસ કરી ઊતર્યો છે. પૂરો સોહડભડ છે. હાથે ભાલું ને કડયે તરવાર બાંધી કાકાની હદ દબાવી રહ્યો છે.

ગામડે ગામડે ત્રંબાળુ ગડેડે
થાનકે એમ રણતાળ થાવે
ધોમ ચક માંગડે મલકને ધોમિયો
જમી મરદો તણી કેમ જાવે !

ગામેગામ ત્રંબાળુ ઢોલ ગગડે છે. ઠેકાણે ઠેકાણે રણરંગ થાય છે. ક્રોધવંત માંગડેવાળે મુલકને તાવે ચડાવ્યો છે. કારણ મરદોની જમીન કેમ જાય !

માંગડાવાળાના દાયરા, ગિરને ડુંગરે ડુંગરે અને નદીઓને કિનારે કિનારે થાવા લાગ્યા. માલણ નદીના કાંઠાનો ડુંગર માંગડાની બેઠક-રહેઠાણ બન્યો. [પ્રસિદ્ધ સોરઠી દાતાર રામ વાળાનું ઈંટાળા ગામ, માલણ કાંઠે છે. તેને સામે કાંઠે માંગડાનો ડુંગર છે. એને અડીને જ મનોહર માલણ નદી સદાય નીરી વહે છે.]

માંગડાવાળાએ એક વખત હલ્લો કરી એના કાકા અરડીવાળા પાસેથી ધાંતરવડ જીતી લીધું. અરડીવાળો મીતિયાળે ગયો. માંગડાની તેગ ને દેગ પ્રસિદ્ધ બન્યા. ધાંતરવડનું રાજ માંગડેવાળે કટેલા દૂધ માથે જેમ તર જામે એમ જમાવ્યું. જાણે જાળંધર વારો હોય.

હવે જ્યાં સોમનાથ પાટણ કે'વાય, ઈ પાટણની તે દિ' દોમ દોમ સાયબી. ચોરાસી બંદરનાં વહાણોના વાવટા આ પાટણના દરિયામાં ફડાકા કરે. પાટણનો તે દિ' આખી દુનિયા હારે વહેવાર.

દેશ-પરદેશમાં જેનાં વહાણો ચાલે એવા લાખો ને કરોડપતિ શેઠીઆ પાટણને શોભાવી રહ્યા છે. એમાં 'પદમાશા' નામે એક નગરશેઠ છે. જેના ખજાનામાં એકત્રીસ કોટડી દ્રવ્ય છે. પોતાની કેટલી મિલકત છે એની પદમાશાને ખબર નથી. શેઠને સંતાનમાં એક જ દીકરી. નામ 'પદમાવંતી.' રૂપ ને ગુણનો ભંડાર.

ભરત ખંડ ભોમડી, જમી આખ્યો સણ જોય,
આ બદને અને આ નેણે,
એવી નાર ન દીઠી કોય.

રાજકુંવરી જેમ પદમાવતી વૈભવમાં ઉછરે છે. અનેક દાસ-દાસીઓ ને સાહેલીઓ એની સેવામાં છે. પણ હજી પદમાવતીને વરાવી નથી.

ઈ વખતને માથે ધાંતરવડના નગરશેઠ મોતીચંદ. એને પણ માયાનો તાગ નહીં. એને પણ એકનો

એક દીકરો. નામ 'લાડણશા' પણ ગામ એને લોડણશા કે લોડણ કે લોડણિયો કહે. કારણ આ લોડણ હદ બહાર કદરૂપો. અડદના ઢગલામાં ભાર્યો હોય તો રંગ એકમેક થઈ જાય. વળી શીતળામાતાએ મહેરબાની એની ઉપર કરેલ એટલે એક આંખ્ય ગયેલ. મોઢા માથે ને આખે ડીલે શીળીના મોટા મોટા ડાળખા. અપસળો પણ એવો કે નાનપણમાં બોર ખાવા ઊંચી બોરડી ઉપર ચડેલ, ત્યાંથી પડેલ. એક પગ રેંટો થઈ ગયેલ એટલે પગે પણ ખોટય. દેખાવ બરોબર કાળા વાંદર્યા જેવો. ટૂંકામાં કોઈ પૈસાદારને ત્યાં એનું પાપ સંતાનરૂપે અવતરે એવો લોડણ.

એક દાણ લોડણ મોતીચંદ શેઠની દુકાને બેઠો છે. એમાં એના ચારેક નાતીલા કામકાજે આવ્યા ને એક દૂતે (લુચ્ચે) નાતીલે ટકોર કરી કે, 'હે શેઠ ! આ હીરાને તમારે કે દી' વટાવવો છે? હવે એને કાળે વળગાડો ને ? એનું સગપણ કે દી' કરવું છે ?"

શેઠ કે, "હં હું સમજું છું. તમે મરમ કરો છો કે મારા દીકરાને કોઈ નાતીલો દીકરી ન આપે, પણ મારા લોડણ સારુ ધાંતરવડને ટીંબે ન આવી હોય એવી રૂપાળી વહુ ન લાવું તો હું મોતીચંદ નહીં. ભલેને તમારા જેવાને પાઘડી આપવી પડે !"

ત્યાં તો ચારેયે કહ્યું કે: 'શેઠ ! તો ઈ કામ હવે બીજાને સોંપતા નહીં. લાડણશાભાઈનું વેહવાળ અમે જ ગોતી લાવશું, પણ પાઘડીના અમને હજાર હજાર રૂપિયા આપવા પડશે. લાડણશાભાઈ માટે કન્યા દશે પ્રથ્વીના પડમાં રૂપાળી નહી હોય એવી લ્યો."

શેઠ કે, "હજાર હજાર ને એક એક રંગનો, માથે છોગલું. ઊપડો, કરી આવો લાડણશાનો સંબંધ"

આ ચારેય વાણિયા ધાંતરવડથી ચાલી નીકળ્યા. શહેર-પાટણ ભમતાં ભમતાં પ્રભાસ પાટણના શેઠ પદમાશાની દીકરી પદમાવતીની પ્રસંશા સાંભળી. પાટણ અને પદમાશાને જુહાર કર્યા. શેઠે તો મે'માનોને રોકયા ને રૂડાં વાનાં કર્યાં એટલે મે'માનોએ કહ્યું : "અમે ધાંતરવડથી આવીએ છીએ અને ધાંતરવડના નગરશેઠ-મોતીચંદના દીકરા લોડણશાહ વેરે તમારા દીકરી પદમાવતીબાઈનું માગું નાખીએ છીએ."

પદમાશાહ કે, "ભાઈઓ નાતીલાને ત્યાં નાતીલો દીકરીનું માગું લઈને આવે, ઈ તો રાજા હોય કે રાંક. સંસારનો વહેવાર છે પણ સાંભળો, મારા ઉપર ભગવાનની મ્હેર છે. લક્ષ્મીનો તોટો નથી. જમાઈને કરોડપતિ બનાવી દઉં પણ મૂરતીઓ ભણેલ, ગણેલ, સરળોટા અને રૂપાળો જોઈએ."

"ઓ...હો...! શેઠ ! એમાં કહેવાપણું નથી. અમારા લાડણશા એટલે ઈંદ્ર – ભાણનો અવતાર, માધવો નળ, કલૈયા કુંવર. રૂપમાં ખામી નથી. તમારી દીકરી હારે જો ઊભા રાખ્યા હોય તો એક ચંદાવા ચડી જાય."

પદમાશાહ ભરમાઈ ગયા અને પદમાવતીનું વેવિશાળ લોડણ સાથે થયું. ચારેય વાણિયા ફુલાતાં ફુલાતાં ધાંતરવડ આવ્યા અને શેઠ પાસેથી પાઘડીઓ પડાવી.

દેવ પાટણ તો જાત્રાનું ધામ એટલે ધાંતરવડનો યાત્રાળુ સંઘ, પાટણ આવ્યો. પદમાશાહને ત્યાં ઊતર્યો. વેવાઈના ગામનો સંઘ એટલે સંઘને શેઠે ઝાઝા આદરમાન દીધાં. વળી નવાં સગાં ઉપર માણસને હેત બહુ જ થાય. કોકકોક તો તાજા વેવાઈ થાય ત્યારે એક બીજાને ગાલે બકા લેવા માંડે.

સંઘ જમાડી–જુઠાડી નિરાતે પદમાશા શેઠે મોતીચંદ શેઠના કુશળ સમાચાર પૂછ્યા અને કહ્યું કે "કરો વાત હવે, અમારા વેવાઈ, વેવાણ અને મુરતીઓ કેવાં છે ?"

સંઘના માણસો કહે "તમારા વેવાઈ ને વેવાણનું મૂલ નહીં પણ મૂરતીઓ જરાક ભાંગડ-ભૂતડીઓ છે."

ત્યાં બીજો જણ કે જેને મોતીચંદ શેઠ સાથે અણબનાવ હતો અને ઈર્ષાળુ પણ ખરો એણે ભક્-કાવ્યું કે : "એલા ભાઈ સાચું કહોની, કદરૂપો છે !"

પદમાશા કહે : "એલા ભાઈ, શું કહો છો ?"

એણે વળી કહ્યું કે, "તમારા જમાઈને જોઈ ગયા હોઈએ તો ત્રણ દી' સુધી અનાજ પણ ભાવે નહીં. વળી અક્કલની તાણ. બોલ્યે પણ બેખબરો."

શેઠ ઘડીક તો માથે વીજળી પડી હોય એવા થઈ ગયા ને બોલ્યા: "અ...રે...રે તો તો મારી લાડકી દીકરીનો ભવ બગડશે. મારી એકની એક દીકરી' :

દી ફેરવે દીકરા, કાં વેરી ને કાં વરા,
કાં પોતાના પાડોશી; નકર નાનીલાનો ખરા.

દીકરા કમૂળ થાય તો દિનમાન નબળો કરી દયે કાં દુશ્મન ને કાં ગજા ઉપરવટ વરા કરીએ તો પણ માઠો દી' બેસે. ભૂંડા પાડોશી પણ દિવસ ફેરવી નાખે નહીંતર સ્વાર્થી નાતીલા તો ખરા જ.

પદમાશા શેઠને મૂંઝવણનો પાર રહ્યો નહીં. ધાંતરવડનો સંઘ રવાના થઈ ગયો.

પદમાવતીની સાહેલીએ આ વાત સાંભળીને એણે પદમાને કહ્યું :

"બાઈ તારી સાથે સગપણ થયું ઈ વાણિયાનો દીકરો તો કે' છે, કદરૂપો ને અકલમઠ્ઠો છે."

પદમા કે "બેન, કોણે કહ્યું ?"

"ધાંતરવડના માણસો આવ્યા'તા એણે માંડી માંડીને વાત કરી."

સાંભળતાં પદમાનો મનવો ઉદાસ થયો ને વિધાતાને કહે છે : "તમે મને એવા રૂપ દીધાં કે પરદેશી વાણિયા મારા પિતાજીને છેતરી ગયા!"

પ્રવીણસાગરમાં કવિએ બ્રહ્માજીને ઉપાલંભ દીધો છે કે :

ખારો કીયો હે પયો નિધીકો જલ;
કારો કીયો પીકસા અનુગાનો,
કંટક ડાર ગુલાબ કીયો અરું,
ચાતક બાર હી માસ ત્રસાનો,
પંક કો અંક કીયો હે મયંક મેં;
આગ કીયો હે ચકોર સેખાનો,
સાગર મિત્ર સબે પરખા કરી;
હંસપતિ હર વાહન જાનો.

વિધિએ અગાધ સમુદ્ર જળ નિરચ્યું પણ ખારું કર્યું. કોયલનો કંઠ મધુર કરી કાળી બનાવી. ગુલાબનું પુષ્પ સુંદર કરી સાથે કાંટા રચ્યા, બપૈયો જેની ભાષા મધુર એને બાર મહિના તૃષાતુર રાખ્યો. તારા ભંડારમાં પાણીની તાણય છે? ચંદ્રમાં સુશોભિત બનાવી એમાં કાળા ડાઘ કર્યા શાહી વધી'તી? ચકોર પક્ષીને ખોરાકમાં અગ્નિ જ જમવી! હે મિત્ર સાગર હંસપતિ એટલે બ્રહ્મા કહેતાં શંકર, એને વાહન બળદનું દીધું.

નાજુક હોય નાર; એને ભોંગલ મળે ભરથાર
ભેદુ કવ્ય મેંકરણ ભણે, (એનો)
એળે ગ્યો અવતાર.

રૂપ અને જોબન હિલોળે ચડયાં હોય, એવી નારીને નમાલા ને કાં વૃદ્ધ ધણી સાથે પરણાવે તો ઈ બિચારીનો અવતાર એળે જાય હો...ઓ! વખતે ઉગતો માંડવામાં જ મરી જાય.

પદમાવતી પોતાના મનને કહે છે, "હે જીતવા! હવે મારે શું કરવું? કેને કહેવું?"

ધાંતરવડમાં માંગડે વાળે જમાવટ લીધા પછી ઘૂમલીના જે દોઢસો રજપૂત ઘોડેસ્વારોને લઈ, સોમૈયે પાટણ, પોતાના પિતાના શ્રાદ્ધ સરાવવા ચાલ્યો. મનમાં નક્કી કર્યું કે કામ પૂર્ણ કરી પછી ઘૂમલીએ જઈ, મામા ભાણુ જેઠવાની રજા લઈ, માતાજીને ધાંતરવડ લાવીશ.

માંગડે વાળે સરસ્વતી ત્રિવેણીને તીર પિતૃશ્રાદ્ધ પ્રેમથી પરિપૂર્ણ કર્યા અને બ્રહ્મભોજન સાથે અનેક પ્રકારનાં પુન્ય – દાન કર્યાં. પાટણની ચોરાસી જમાડી. પાટણે પણ જાણ્યું કે ધાંતરવડનો ધણી 'માંગડાવાળો' યાત્રાએ આવ્યા છે.

❋

# કેળવણી અને સંસ્કાર

શારદાબેન બાબુભાઈ શાહ

કોઈ માણસ શિક્ષિત હોય એટલે તે અંદરથી સંસ્કારી અને ગુણવાન હોય એમ બની શકતું નથી. સંસ્કાર એ અંદરની વસ્તુ છે અને માણસને તે વારસાગત સાંપડે છે અથવા તો માણસ પોતાના પુરુષાર્થથી તે પ્રાપ્ત કરે છે. દા ત ઘરની અંદર સાત્ત્વિક વાતાવરણ હોય, નીતિનિયમોનું પાલન થતું હોય, દાન-ધર્મની, પુણ્યપ્રવૃત્તિ થતી હોય તો એવા વાતાવરણમાં ઘરના સભ્યોને સારા સંસ્કારો પ્રાપ્ત થાય છે આથી ઊલટું જો હોય તો એવા વાતાવરણમાં બાળકોને તેમ જ ઘરના અન્ય સભ્યોને પોતાનું સાચું સંસ્કાર ઘડતર થાય તેવું વાતાવરણ મળતું નથી. વાતાવરણની આપણા પર ઘણી અસર થાય છે. માનો કે ઘરમાં પૂજાપાઠ સામયિક, પ્રતિક્રમણ ઉપવાસાદિ વ્રતો વગેરે ધર્મક્રિયાઓ થતાં હોય, ઘરની વ્યક્તિઓ સાચું બોલતી હોય, નીતિનિયમોનું પાલન કરતી હોય, દયા ધર્મને અનુસરતી હોય તો આ ગુણો બાળકોમાં પણ ખીલશે. માટે જ આપણે ઘરના વાતાવરણને સાત્ત્વિક રાખવા પર ભાર મૂકીએ છીએ.

અંદરના સંસ્કારો અને કેળવણીમાં ઘણો તફાવત છે. કેળવણી માણસની બૌદ્ધિક શક્તિને ખીલવે તેમ જ તેના બાહ્ય જ્ઞાનને સમૃદ્ધ કરે છે અને વિવિધ વિષયોમાં તેની જાણકારી વધારે છે, પરંતુ એથી કરીને માણસ અંદરથી પણ સંસ્કારસભર છે એમ માની શકાય નહિ. વિદ્વાન માણસોની સંખ્યા આપણા જોવામાં ઘણી આવે છે. વકીલ, ડૉકટર, એન્જિનિયર વગેરે ઉચ્ચ કેળવણી લીધેલી વ્યક્તિઓનો પાર નથી, પરંતુ એથી કરીને તેમનામાં સારા સંસ્કારો હોય એમ બની શકતું નથી. દયા, ન્યાય, નીતિ, દિલની સરળતા, સચ્ચાઈ, ઈશ્વર પર શ્રદ્ધા આ બધા સારા સંસ્કારો છે અને તેનો સંબંધ હૃદય સાથે છે. અંદરની સંસ્કારિતા પ્રાપ્ત કરી હોય એટલે કે ભણતર સાથે જીવનની શુભ બાજુઓની પણ ખીલવણી કરી હોય એવી વ્યક્તિઓ ઘણી ઓછી હોય છે. સમાજને સમૃદ્ધ કરવા અંદરની સંસ્કારિતા પ્રાપ્ત કરી હોય. આવા માણસોની આપણને ઘણી જરૂર છે. આવી સંસ્કારિતા કેવળ ભણેલાં માણસોમાં જ હોય છે અને અભણમાં નથી હોતી એવું બનતું નથી. ઘણી વાર ભણેલાં કરતાં ન ભણેલાં કે ઓછું ભણેલાં સસ્કારિતાની દૃષ્ટિએ ઘણા આગળ વધેલા હોય છે. એક વાર મારે એક પરિચિત માજી અને તેમનાં પુત્રીને મળવાનું બન્યું. આ બહેન શાળામાં શિક્ષિકા હતાં અને મા દીકરી સાથે રહેતાં હતાં. કંઈ વાત નીકળતાં મેં માજીને ઉદ્દેશી કહ્યું કે તમારી પુત્રી શાળામાં શિક્ષિકા છે એટલે તમને ઘણું જાણવા મળતું હશે. આના જવાબમાં પુત્રીએ કહ્યું કે બા મારી પાસેથી શીખ્યા છે એ કરતાં હું જ બા પાસેથી ઘણું શીખી છું અને બાએ અમને ઘણી પ્રેરણા આપી છે. તેમના કહેવાનો ભાવાર્થ એ હતો કે બા તદ્દન ઓછું ભણેલાં હતાં, પણ ઘણાં સંસ્કારી હતાં અને એમની પાસેથી એમને સાચો સંસ્કારવારસો મળ્યો હતો. જીવનમાં આપણે આ જ પ્રમાણે ઘણા માણસોને જોઈશું જે તદ્દન ઓછું ભણેલાં હોય છે પણ અંદરથી ઘણા સંસ્કારી હોય છે. તેમનામાં દયા, કરુણા, પ્રામાણિકતા, સચ્ચાઈ, નિખાલસતા વગેરે ગુણો સારી પેઠે વિકસિત થયેલાં હોય છે. આવા માણસોના હાથે પુણ્ય કર્મો થતાં જ રહે છે અને તે જ્યાં જાય ત્યાં પોતાના શુભ સંસ્કારોની સુગંધ ફેલાવે છે. મારી ઓળખાણમાં એક ભાઈ છે જે તદ્દન ઓછું ભણેલાં છે, પણ સંસ્કાર અને ઉચ્ચ વિચારોની દૃષ્ટિએ ઘણા આગળ વધેલા છે. તેમની રહેણીકરણી, વાતચીત કરવાની રીત વગેરેમાં તેઓ ખૂબ સંસ્કારી છે. આથી ઊલટું કૉલેજની ઉચ્ચ કેળવણી લીધેલા કેટલાક માણસો અંદરથી વિકસિત હોતા નથી. તેમનું જ્ઞાન ઉપરછલ્લું છે. એટલે કે

બાહ્ય રીતે તેઓ ઘણું જાણતા હોય પણ તેમનું અંતર વિકાસ પામ્યા વગરનું રહી ગયું હોય છે. આપણે કેળવણી અને અંતરનો વિકાસ બંનેનો સમન્વય હોય એવું ઇચ્છીએ છીએ. એવી વ્યક્તિ જ કુટુંબને, સમાજને અને દેશને સાચા અર્થમાં ઉપયોગી બની રહે છે.

આપણી એક દૃઢ માન્યતા થઈ ગઈ છે કે ભણેલા હોય તે સુસંસ્કારી પણ હોય છે. સગપણ કરતી વખતે પણ આપણે કન્યાના ભણતર પર મદાર બાંધી તે સંસ્કારી હોવાનું માનીએ છીએ, પરંતુ ઘણી વાર ઘરમાં ભણેલી વહુ હોવા છતાં ઝઘડા–કંકાસ અને તંગદિલી વધુ પ્રમાણમાં રહેતાં હોય છે અને સુખ શાન્તિનું નામ હોતું નથી. આથી ઊલટું ઘરમાં ઓછું ભણેલી વહુ હોય, પરંતુ તેનામાં અંદરની સંસ્કારિતા એટલે કે સારા ગુણો હોય છે તો તે સાચા અર્થમાં કુલવધૂ તરીકે દીપી નીકળે છે. એટલે કહેવાનું તાત્પર્ય એ છે કે માણસની પાસે ભણતર હોય એટલે ગણતર પણ હોય, સાચી સમજ અને સંસ્કારિતા હોય એમ બનતું નથી. કેળવણી અને સંસ્કારનો મેળ હોવો જોઈએ.

અંદરના સંસ્કારો, ખાનદાની અને શુભ બાજુઓ પુરુષાર્થથી ખીલી શકે છે. એ માટે સારા માણસની સોબત, સારા પુસ્તકોનું વાંચન, પ્રાર્થના, ધ્યાન વગેરે ખૂબ મદદરૂપ નીવડે છે. ભૂલો તો આપણાથી થાય છે, પરંતુ એ ભૂલોનો પશ્ચાતાપ કરી શુભ દિશાનો વિચાર કરવાથી અને એને વળગી રહેવાનો જાગૃત પ્રયત્ન કરવાથી આપણો વિકાસ થતો રહે છે. બાકી સંસ્કાર વિનાની એકલી કેળવણીથી કંઈ વળતું નથી. એમ જોઈએ તો વિદ્વાન માણસોનો તોટો નથી. પણ વિદ્વત્તાની સાથે અંદરના શુભ સંસ્કારોનો મેળ હોવો જરૂરી છે. તો જ વિદ્વત્તા સાચા અર્થમાં દીપી નીકળે છે. એકલી કેળવણીથી આપણે બૌદ્ધિક રીતે ચમકી ઊઠીએ, બુદ્ધિની તાકાત પર વાદવિવાદ અને જ્ઞાનચર્ચા કરી સામાને આંજી શકીએ પણ એથી કરીને આપણે સામા પર સ્થાયી અસર ઉપજાવી શકતા નથી. સામા પર સ્થાયી અસર ઉપજાવવા કેળવણીની સાથે સુસંસ્કારોનો પણ મેળ હોવો જોઈએ. આપણે એટલું જાણીએ છીએ પણ ખરા કે સદ્‌ગુણી અને સંસ્કારી માણસોનું આપણને ઘણું આકર્ષણ રહે છે. માણસની હોંશિયારી કરતાં અંદરના ગુણોનો વધુ વિજય થાય છે અને એમાંય હોંશિયારીથી અને બુદ્ધિમત્તા સાથે અંદરના સંસ્કારોનો વિકાસ સાધ્યો હોય એવી વ્યક્તિ તો સમાજને ખૂબ ઉપયોગી છે માટે તો આપણે ઈશ્વર પાસે 'અંતર મમ વિકસિત કરો' એમ પ્રાર્થના કરીએ છીએ. સારા સંસ્કારો, સદ્‌ગુણો અને જીવનને સમૃદ્ધ કરે એવી શુભ બાજુઓ વડે જ આપણે આપણું કલ્યાણ સાધવા સાથે સમાજની પણ સાચા અર્થમાં સેવા કરી શકીએ છીએ. એટલે કેળવણી સાથે અંતરને જાગૃત રાખવાની પણ ઘણી જરૂર છે. ('પ્રબુદ્ધ જીવન'માંથી સાભાર)

પૃ. ૩૯૭થી ચાલુ]

નીકળે છે. લાચાર સ્ત્રીઓને છોડાવવા "નારીનિકેતન" જેવી સરકારી ઢબે સંસ્થાઓ ચાલે છે, ત્યાં પણ સ્ત્રીઓ ઊગરી શકતી નથી. ઊલટું, વધારે મજબૂર બને છે. હમણાં સુપ્રીમ કોર્ટે દિલ્હી શહેરના નારીનિકેતનની ગેરવ્યવસ્થા માટે તપાસ કરવા ખાસ સમિતિને હુકમ કાઢયો છે. રક્ષણ આપવા માટેની આવી સંસ્થાઓમાં દાખલ થતાં સ્ત્રીઓ ધ્રૂજી ઊઠે છે કેમકે ત્યાં મરજીથી નહિ પણ ધમકીને વશ થઈને વેશ્યા થવું પડે છે. આવા 'રક્ષણ'નો હવે અંત લાવવો જોઇએ.

આ દિશામાં કાર્ય કરવું હોય તો લોકકેળવણીનો એક જ માર્ગ છે. જે સમાજ વૈભવી જીવન, દેખાવવાળું જીવન, આર્થિક વપરાશ અને બગાડ નીપજાવનારું જીવન રાખે, એનો જ મહિમા વધારે તેના ભોગ લાગવાના જ. અને જે સમાજ જીવનની જરૂરિઆતો ઓછી રાખે, સંયમ વધારે, સંતોષ વધારે તે સુખી રહે. આ સાદી વાત આ દેશમાં હજારો વર્ષથી ખૂબ જાણીતી છે. લાંચ, દારૂ અને વેશ્યા એ પ્રજાજીવનના તોલમાપ જાણવાનાં સાધન છે. સંસ્કાર શું સરકારી રીતે મળવાના છે? સામ્યવાદે લોકોના સ્વભાવ બદલવાના આકરા પ્રયોગ કરી લીધા પણ એમનું શું વળ્યું? એમની સરકારોમાં બેઠેલા માણસો જ એવું સમજી બેઠા કે ભ્રષ્ટ થવાનો પણ એમનો અધિકાર છે. પ્રલોભનથી કે ધમકી અને સજાથી સ્વભાવ નથી બદલાતા, એ બદલાવ છે ત્યાગવાળા–ઓછી જરૂરિયાતોવાળા અને સમજદારીવાળા જીવનમાંથી.

સામાજિક કલ્યાણનું કામ સમાજ કરે, સ્ત્રીઓની સંસ્થાઓ કરે, તે માટે સરકાર ભલે ઉત્તેજન આપે.

# નીતિની રક્ષા સામાજિક સંસ્થાઓ કરે

'ઉજાસ'માંથી સાભાર]

શ્રી નાનુભાઇ દવે

'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા'ના તા ૧૨-૫-૮૧ના અંકમા એક હેવાલ છે કે મધ્ય પ્રદેશના રાયપુર શહેરના કેટલાક અમલદારોએ ૪૦ જેટલી રૂપજીવી બાઈઓની એક સભા કરી એમને એમણે સમજાવવા માંડ્યુ કે દેહ વેચીને ગુજારો કરવામાં જોખમો છે. ચેપી રોગ વળગે છે, ઉમર થતા આ ધધો ભાગી પડે છે, સમાજમા કલકિત થઈને જીવવુ પડે છે, ગુડાઓનો ત્રાસ વેઠવો પડે છે, અને કુટુબ જીવનનું સુખ મળતુ નથી એ છોડીને કોઈ કામ શીખી લેવુ સારુ એ શીખવવાનો પ્રબધ થાય તો આ ધધો તમે છોડશો ?

પેલી બાઈઓએ જીવનની લીલીસૂકી ઘણી જોયેલી એટલે ક્ષોભ કે સકોચ છોડીને એમણે પૂછ્યુ 'તમે જે કામ શીખવશો તેમાથી અમે કેટલુ કમાઈ શકીશુ ?'

'એક સો રૂપિયા જરૂર મળે' અમલદારે ખુશ થતા જણાવ્યુ

'એટલામા કોનો ગુજારો થઇ શકે છે ? અમે એક રાતમા બસો કમાઈ શકીએ' એટલુ કહેતામાં એની અને બીજી બાઈઓની જીભ ઊઘડી ગઈ કહી નાખ્યુ 'અમને જેવો ગુડાઓનો ત્રાસ છે તેવો પોલીસોનો અને સરકારી માણસોનો છે અમારા દલાલો મલાઈ ચપાવી જાય છે તમે સરકારને કહો કે જેમ લોટરીમાથી એ કમાય છે તેમ અમારો ધધો પણ એ ચલાવે તો એમને અને અમને બનેને લાભ થશે આ ધધો અસતી છે એ રાષ્ટ્રિય ધોરણે રાખવો જોઈએ તમે હિસાબ માડી જુઓ કે કેટલા શહેરો ને આ ધધામા કેટલી બાઇઓ રોકાયેલી છે કેટલુ વળતર મળે છે અને કેટલો નફો થાય એમ છે આવુ પુણ્યનું કામ કરી આપશો જેથી અમે રોગ તથા ત્રાસમાથી છૂટીએ આ માટે સરકારે એક ખાતુ ખોલવુ જોઈએ'

એક બાઈએ તો ગુસ્સામાં કહી દીધુ, 'તમને અમારુ લાગી આવતુ હોય અને અમને ઉગારવાની ખરી ધગશ પણ રાખતા હો તો અમારી સાથે લગ્ન કરવા એક જણ તો તૈયાર થાવ, અમને કુટુબ જીવનનું સુખ આપો જુઓ કે અમે પણ સારી ગૃહિણી થઈ શકીએ છીએ'

એ સભા તો ત્યા પૂરી થઈ પણ પેલી બાઇઓનો પ્રશ્ન બધા શહેરોમા ઊભો છે પુરુષો કેમ કલકિત થતા નથી ? અનીતિના મુખ્ય ભાગીદાર તો એ જ હોય છે દોષ બાઈઓનો જ કેમ નીકળે છે ? લાચમાં લેનાર માણસ અપરાધી ઠરે છે, આપનારને કલક લાગતુ નથી. તો સરકારી બનાવટ કરીને લાચ આપવા છટકા ગોઠવે છે પ્રલોભન ધરવુ એ શુ અનીતિ નથી, એ માટે છટકુ ગોઠવવુ એ શુ કપટ નથી ? એમ આ બાઇઓની પાસે પહોચી જનારા થોડીવારમા હસીને બેઠા થઈ જાય છે, કલક ચોટતા નથી. શુ આપવામા સમૃદ્ધિ છે ને તેથી સચ્ચાઇ પણ છે ? બનાવટી ગ્રાહકો અને બનાવટી લાચ આપનારી સરકારો માટે માન થવુ જોઈએ ?

સમાજની રક્ષા અને સમાજનું કલ્યાણ કોણ કરી શકશે ? જેમને કોઈ સ્વાર્થ નથી, જેમને કામિની કાચનનો મોહ રહ્યો નથી ને ઈન્દ્રિય-સુખથી વેગળા રહે છે તેમનુ આ ગજુ છે એવા લાયક માણસો ન મળે તો એવા કામ હાથ ન ધરવા

નીતિનું શિક્ષણ આપી શક ન.પ તુ કે ણે શુ ખાવુ – પીવુ, શુ પહેરવુ, કેમ રહેવુ તે વ્યક્તિ પોતે નક્કી કરશે એનો સમાજ જાગ્રત રહ્યો હશે તો આસપાસના માણસો એને વિનવશે, સમજાવશે અને સબધ રાખશે કે છોડશે વ્યક્તિની વર્તણુકથી જે કોઇને ઇજા થતી હોય તે દાદ માગી શકે અને ત્યારે સરકાર મદદ આપી શકે બાકી લહીપીને મરવુ હોય તેને કોઈ શુ ઉગારશે ?

સરકારને બધા કામ ન સોપી શકાય અને એમ નાથી ઘણી બધી બાબતોમા દખલ ન દેવાય લાચ, દારૂ કે વેશ્યાની પાછળ દોડાદોડી કરવાથી કશુ વળતુ નથી, એ પણ સ્વાર્થની રમત થઈ જાય છે એક અનિષ્ટને કાઢવા જતા બીજા ચાર અનિષ્ટ ઊગી

[અનુ પૃ ૩૮૯

# મૌન અને એકાંત

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

રોગવિજ્ઞાનમાં રોગનાં કારણો સમજવાની અને એનાથી મુક્ત થવાની આજે દિવસે દિવસે ઠીક પ્રગતિ થઈ રહી છે. વિજ્ઞાનનો આ યુગ છે, એટલે કોઈ પણ વસ્તુનો વિજ્ઞાનની સરાણ ઉપર જ વિચાર કરવાનું માનસ વિકસી રહ્યું છે, અને પરિણામે જૂનાં સત્યોની પાછળનું એક પ્રેરક બળ આજે વિજ્ઞાનની કસોટીએ પ્રગટ થઈ રહ્યું છે. મૌન અને એકાંતનો ભારતીય સંસ્કારમાં સ્વીકાર થયો છે. સમાધિ, શાંતિ એ પ્રાચીન કાળના ઋષિમુનિઓએ અપનાવેલા પ્રયોગો – પ્રયત્નો છે. પ્રાચીન સંસ્કારે એમ સમજાવ્યું છે કે મૌન, એકાંત, સમાધિ અને શાંતિથી માનવીને નવું બળ જોવા મળે છે. એથી શારીરિક અને માનસિક શક્તિનો વિકાસ થાય છે; પણ આ પ્રકારના પ્રયત્નો તરફ ઉપેક્ષા કરવામાં આવી છે. વિજ્ઞાન અને યંત્રયુગમાં માનવીએ પોતાનું જીવન ટકાવી રાખવા માટે જે પ્રયત્ન અને પુરુષાર્થ કરવાનો છે તે શહેરી જીવનની વચ્ચે જ થઈ શકે, એવી અનિવાર્ય સ્થિતિ છે, અને આ સ્થિતિમાં જે કેટલાંક દોષો – દૂષણો છે તે પણ ભોગવ્યે જ છૂટકો છે, પરંતુ આ શહેરી જીવનના દોષોની એક વૈજ્ઞાનિક ધોરણે પ્રતીતિ થઈ રહી છે. આમાં ઘોંઘાટ એક મહત્ત્વનું સ્થાન ભજવે છે. આ ઘોંઘાટમાંથી પ્રજાને મુક્ત કરવાના ભગીરથ પ્રયત્નો થઈ રહ્યા છે.

ઘોંઘાટ એટલે અવાજ. આ અવાજ કાન દ્વારા મગજને એક પ્રકારની ઉત્તેજિત સંવેદના આપે છે અને આ સંવેદના દ્વારા માનવી રોજિંદા જીવનમાં જીવન જીવે છે. કેટલીક વખત આ અવાજ સુખદ લાગણીઓ અનુભવાવે છે, તો કેટલીક વખતે એ જ અવાજ એના વિકૃત સ્વરૂપમાં દુઃખદ સ્થિતિમાંથી પસાર કરે છે.

આ અવાજથી ટેવાઈને એનાં જ્ઞાનતંતુઓને એવી સ્થિતિમાં મૂકી દે છે કે જેના પરિણામે એનાં જ્ઞાનતંતુઓ હંમેશાં ઉત્તેજિત જ રહે છે. આ સ્થિતિનાં પરિણામોની નોંધ લઈને ચિકાગોની ઈલીનોઈઝ ટેકનોલોજી સંસ્થા આજે ચિકાગોની શેરીઓના અવાજનો અભ્યાસ કરી રહી છે અને એનાં સારાંમાઠાં પરિણામો જોઈ રહી છે. એ માટે અવાજ વગરનાં વાહનોની યોજના વિચારવામાં આવી છે.

બ્રિટિશના લશ્કરના વૈદકીય વડા ડૉ. ડોન કેન્સી કહે છે કે અવાજ અને તેમાંય અચાનક મોટો અવાજ માનવી માટે ભારે મોટો આઘાત આપનારો નીવડે છે. આવા અવાજની બીજી વિશ્વવ્યાપી લડાઈમાં કેટલાય માખીનાં મૃત્યુ થવાનો પણ નિર્દેશ થયો છે. આથી, શસ્ત્રોની દુનિયામાં અવાજ વગરનાં હથિયારો શોધવાની યોજના પણ અમલી સ્વરૂપ લઈ રહી છે. અને શ્રાવ્ય અને અશ્રાવ્ય, અવાજનું વૈદકીય રીતે સંશોધન પણ કરવામાં આવી રહ્યું છે.

ડૉક્ટર ફોસ્ટર કેન્ડી બ્રેઈન નિષ્ણાત, પોતાના રોજિંદા જીવનની એક નોંધ આપતાં જણાવે છે કે અવાજના આઘાત પ્રત્યાઘાતોથી માણસની કામ કરવાની શક્તિ ક્ષીણ થાય છે. એની પ્રતિકાર શક્તિ ઘટે છે. અને પરિણામે તમે એક પ્રકારની ઉદ્વેગજન્ય સ્થિતિમાંથી પસાર થવું પડે છે.

શહેરી દુનિયામાં આજે જે પ્રકારના અકસ્માતો વધી રહ્યા છે તેમાં પણ આ અવાજના કારણે આવેલી વિશિષ્ટ પ્રકારની બહેરાશનો ઠીક ફાળો છે એવું જોવા મળ્યું છે થોમસ એડિસન નામના એક નિષ્ણાતે એક વખત કહેલું કે શહેરી અવાજનું એક અંતિમ પરિણામ એ આવશે કે માનવી બહેરો બનશે અને આ ભવિષ્યવાણીના સંદર્ભમાં જ કેમ જાણે અવાજમાંથી બચવાની ઝુંબેશ ચાલી રહી હોય તેમ લાગે છે. માનવીના રોજિંદા જીવનમાં અવાજ એક પ્રેરક બળ છે. એટલે એક અવસ્થા સુધી–એક ચોક્કસ પ્રમાણ સુધી એ આ અવાજને સહન કરી શકે છે. એ એને ગમે છે, પ્રિય લાગે. પણ સહન થઈ શકે એના કરતાં વિશેષ અવાજથી એ ઉશ્કેરાય છે, એનાં જ્ઞાનતંતુઓ ઉપરનું દબાણ વધી જાય છે. પરિણામે આ અવસ્થા અનેક નાના મોટા રોગ નોતરે છે.

અવાજ ઉપરનાં વૈદકીય સંશોધનોને અંતે એવું જોવા મળ્યું છે કે ઘોઘાટથી માણસની કર્તવ્યશકિત ક્ષીણ થાય છે. અજંપામાથી અનિદ્રા આવે છે, અને પરિણામે મંદાગ્નિ અજીર્ણ જેવા પચનતંત્રના રોગો પણ જોવા મળ્યા છે માનસિક અસ્વસ્થતા માણસને ચીડિયો બનાવે છે, ગુસ્સો પેદા કરે છે અને એની એક અવસ્થામા ગાડપણ જેવી સ્થિતિ પણ પેદા થતી જોવા મળે છે

અવાજના પણ કેટલાક પ્રકારો છે પવનના પ્રવાહમા ઝાડના પાદડાનો અવાજ એક સ્થિતિ છે, તો રસ્તે ચાલતા માણસને દૂર કરવા માટે મોટરના હોર્નનો અવાજ વળી જુદા જ પ્રકારની સ્થિતિ પેદા કરે છે એક પ્રકારની મનની શાંતિનો પ્રેરક બને છે તો બીજો પ્રકાર મનની શાંતિને આઘાતક બને છે. અને આથી એવી આઘાતક સ્થિતિમાથી લોકોને બચાવવા આજે શાંતિ વિભાગો જાહેર કરવામા પણ આવી રહ્યા છે મુંબઈ જેવા શહેરમા હોસ્પિટલ, શાળા કે એકાગ્ર ચિત્તે કામ કરવુ પડે તેવા મહત્વના સ્થળે હોર્ન વગાડવાની કાયદાથી મનાઈ ફરમાવવામાં આવી છે.

એક એવી જ બીજી સ્થિતિ પણ વિચારવા જેવી છે આજે એવુ જોવા મળ્યુ છે કે દુનિયામાં ધધાદારી બહેરાશ દિવસે દિવસે વધતી જાય છે મીલમા કામ કરનારો, મોટર લોરી ચલાવનારો, હવન ચલનનુ નિયમન કરનારો અને રસ્તા ઉપર રહેનારો માણસ દિવસે દિવસે બહેરો થતો જાય છે

માનવીના જીવનમા શાંતિ જ્ઞાનતંતુઓને એક પ્રકારનુ પૂરક બળ આપે છે આ જ્ઞાનતંતુઓ દ્વારા જ માનવીના સમગ્ર જીવનનો વ્યવહાર ચાલે છે

અવાજનો ધ્રાસકો હૃદયને નૂકસાન કરે છે, તો શરીરનો આચકો લાગે તેવો અવાજ સ્નાયુઓને આઘાતક નીવડે છે જ્યારે સતત અવાજ જ્ઞાનતંતુઓને ક્રિયાશૂન્ય બનાવે છે. આથી જ પ્રાચીનોનો મૌન, એકાંત અને શાંતિ જીવનમા આવશ્યક છે તેવો નિર્દેશ છે. ધાધલ અને ઘોઘાટના આજના જમાનામા એનું મૂલ્યાંકન સમજીએ.





# ભારત ટીન ફેક્ટરી

આજી ઉદ્યોગ વસાહત

**રાજકોટ**

ફોન : ૭૧૯૪



હે નાથ, તમે મારાં નયનોમાં, મારા અન્તરમાં, તમારી કૃપાદષ્ટિ રાખો. હે હૃદયદેવ, તમે મારા પ્રાણોમાં વિદ્યમાન છો. તેથી મન તેને સ્થિરતાથી જાણે છે. જેથી પાપની ચિન્તા દુ:સહ લજ્જામાં બળીને મરી જાય છે.

સમસ્ત દિનોમાં, સમસ્ત કલરવોમાં હું અનાદિનું સંગીત સાંભળું. સૌની સાથે તમારી અવિરત સંગતિ વિરાજિત રહો,

જેથી ક્ષણુ – ક્ષણુમાં, નયનમાં, વચનમાં સમસ્ત કર્મોમાં, સમસ્ત વિચારોમાં, સમસ્ત હૃદયમાં મંગળ – વાદ્ય વાગી ઊઠો.

રવીન્દ્રનાથ ટાગોર

# શ્રી મોહનલાલ ખીમજીભાઇ ચંદારાણા ચેરીટી ટ્રસ્ટ

(રજી. નં. ઇ. ૨૨૫)

**ચલાલા.**

જિલ્લો-અમરેલી (સૌરાષ્ટ્ર)

હે નાથ, તમે મારાં નયનોમાં, મારા અન્તરમાં, તમારી કૃપાદૃષ્ટિ રાખો. હે હૃદયદેવ, તમે મારા પ્રાણોમાં વિદ્યમાન છો. તેથી મન તેને સ્થિરતાથી જાણે છે. જેથી પાપની ચિન્તા દુઃસહ લજ્જામાં બળીને મરી જાય છે.

સમસ્ત દિનોમાં, સમસ્ત કલરવોમાં હું અનાદિનું સંગીત સાંભળું. સૌની સાથે તમારી અવિરત સંગતિ વિરાજિત રહો,

જેથી ક્ષણુ – ક્ષણુમાં, નયનમાં, વચનમાં સમસ્ત કર્મોમાં, સમસ્ત વિચારોમાં, સમસ્ત હૃદયમાં મંગળ – વાદ્ય વાગી ઊઠો.

રવીન્દ્રનાથ ટાગોર

# શ્રી મોહનલાલ ખીમજીભાઈ ચંદારાણા ચેરીટી ટ્રસ્ટ

(રજી. નં. ઇ. ૨૨૫)

ચલાલા.

જિલ્લો-અમરેલી (સૌરાષ્ટ્ર)

ફોન નંબર { ઓફિસ ૪૦
પ્રમુખશ્રી ૫૧

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી વંથલી તાલુકા સહકારી ખરીદ – વેચાણ સંઘ. લી.

વંથલી (સોરઠ)

રજી. નંબર–૮૪૬ ઓડીટ વર્ગ – અ

| | | | |
|---|---|---|---|
| ,૩૦,૫૦૦=૦૦ | વસુલ આવેલ શેર ભંડોળ | ૪૬ | સભ્ય સંખ્યા. |
| ૧, ૩૦,૦૫૦–૦૦ | મંડળીઓનું | ૪૧ | મંડળીઓ |
| ૪૫૦–૦૦ | વ્યકિતગત | ૫ | વ્યકિતગત |

| | | | |
|---|---|---|---|
| ૩૭૯,૫૩૧–૦૦ | અનામત ભંડોળ | ૧૮,૯૭,૯૩૫–૦૦ | કાર્ય ભંડોળ |
| ૨૨૭,૭૩૬–૦૦ | અન્ય ભંડોળ | ૧,૦૧,૨૦૭૩–૦૦ | વર્ષ દરમ્યાન વેચાણ |

**જાહેર કરેલ ડીવિડન્ડ ૧૨%.**

સંઘે દરેક જાતના રાસાયણિક ખાતરો તેમજ સુધારેલી જાતના અને હાઈબ્રીડ બિયારણો પાક સંરક્ષણ સાધનો અને જંતુનાશક દવાઓ સાથે જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ, અંકુશિત કાપડ, સિંગતેલ, સિમેન્ટ, ખાંડ વગેરે સહકારી મંડળીઓ દ્વારા તેમજ સીધા ખેડુતોને અગર વાપરનારને વ્યાજબી ભાવથી પૂરા પાડવામાં સહાયરૂપ થાય છે.

હાથાલાલ શામજીભાઇ પટેલ
મેનેજર

ગોઘાભાઇ સીદીભાઈ
પ્રમુખ



************************************

# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ.

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપ ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમાં અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગ પાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીયો – વેકસીન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિ સંચાલિત માતા-બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મીલકત જનતાની મીલકત છે તેને નૂકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણ કેન્દ્રની" મુલાકાત લ્યો .

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અ પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

**ગોંડલ તારીખ ૧૩-૪-૧૯૮૧.**

**ગોવિન્દલાલ એસ. દેસાઈ**
પ્રમુખ,
નગરપાલિકા, ગોંડલ.

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખર સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એ…

ડૉ. જીવરાજ મહેતા
સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

વર્ષ—પર : અંક ૬
સળંગ અંક : ૬૧૮

સપ્ટેમ્બર ૧૯૮૧

# ઊર્મિનવરચના

આદ્ય તંત્રી :
સ્વ. ઇશ્વરલાલ મો. દવે
તંત્રી :
જયમલ્લ પરમાર




કોઈકનો આધાર કાલે, કોઈની એ અસરી,
કોઈકની આખરી શૈયા એ જ કોમળ સાદર.

"સત્યનો વિજય છે, જ્યા નીતિ છે ત્યાં
નારાયણ ભગવાનનો વાસ છે."

# મનુભાઇ રજનીકાંત શ્રોફ

શ્રોફ એન્ડ ફાઇનાન્સિયર

તથા

## શ્રી સાઇબાબા આંગડિયા સર્વિસ

ડિવિ. ઓફિસ

૫ ચહાટડી, મહાલક્ષ્મી સ્ટ્રીટ, જુનાગઢ પીન: ૩૬૨૦૦૧. ફોન: ૧૭૧૯

શાખાઓ: કેશોદ, વેરાવળ, ઉના, કોડીનાર, દિવ.

H. O. ગીનીફ્રોડ પથ્થર કુવા, અમદાવાદ ફોન; ૨૮૩૪૯

| ફી | ૩ માસ | ૬ માસ | ૯ માસ | ૧ વર્ષ | ૨ વર્ષ |
|---|---|---|---|---|---|
| ક્સ | ૯% | ૧૦% | ૧૧% | ૧૨% | ૧૫% |

નોંધ: રૂા. ૧૦૦૦/- ઉપરની ફીક્સ્ડ પર દર માસે વ્યાજ આપવામાં આવે છે.

## શુભલક્ષ્મી

| | | | | | |
|---|---|---|---|---|---|
| રોકાણ રૂા. | ૧૦૦/- | ૫૦૦/- | ૧૦૦૦/- | ૨૦૦૦/- | ૫૦૦૦/- |
| પાંચ વર્ષને અંતે | ૨૦૦/- | ૧૦૦૦/- | ૨૦૦૦/- | ૪૦૦૦/- | ૧૦,૦૦૦/- |

**આ યોજનામાં વચ્ચે વ્યાજ મળશે નહીં.**

કરન્ટ એકાઉન્ટ: ૭%
સેવિંગ્ઝ એકાઉન્ટ: ૯% આપની નાની યા મોટી રકમ સેવિંગ્ઝ ખાતામા જમા કરાવો, ઉપાડ માટે ચેકની સગવડ.

ગુજરાત, કચ્છ, મહારાષ્ટ્રના લગભગ દરેક શહેરો પર ડ્રાફ્ટ કાઢી આપવામા આવે છે, તથા આપના બહારથી આવતા માસની હુંડી, બીલ્ટી અમારા મારફત મગાવી, અમારી અમુલ્ય સેવાનો લાભ લઈ શકો છો.

[ઉપરોકત ૧૬ વર્ષ જૂની ૧૦૮ શાખા ધરાવતી અગ્રગણ્ય સસ્થામાં આપના નાણા રોકી નિશ્ચિત બનો].

બેકીંગના તમામ કામ માટે આ શ્રોફને આપની બનાવવા વિનતી.

સહકાર બદલ આભાર

-: વધુ વિગત માટે રૂબરૂ સંપર્ક સાધો :-

પ્રોપ્રાઇટર:
**શ્રી આર. એન. દેસાઇ**

મેનેજર
**શ્રી દિલીપભાઈ ભીસે**

શુભેચ્છાઓ સાથે



# ગણેશ હાઉસીંગ કોર્પોરેશન

ફોન – ૩૮૨૫૭૫, ૩૮૨૭૦૭

પથ્થર કૂવા : પેટ્રોલ પંપની બાજુમાં

રીલીફ રોડ : અમદાવાદ



# વાળિયા બ્રધર્સ

૮૭/૮૯, નગીનદાસ માસ્તર રોડ

મુંબઈ - ૪૦૦ ૦૨૩

ના સૌજન્યથી

# શ્રી કેશોદ તાલુકા ખે. ઓ. સે. સ. મં. લિ. કેશોદ

## પ્રોસેસીંગ કરાવી વધુ ભાવ મેળવો.

૧: પોતે પકવેલ મગફળી પ્રોસેસીંગમાં મોકલી પાકા માલના માલિક બનો અને વ્યાજબી ભાવ મેળવો.

૨: પ્રોસેસીંગ કરાવવાથી કડ, તોલ ઉતારામાં છેતરપીંડી થતી નથી.

૩: કાચા માલને બદલે પાકા માલના એટલે કે તેલ અને ખોળના માલિક બનો.

૪; જ્યાં સુધી તમે ભાવ ઠરાવતા નથી ત્યાં સુધી પાકો માલ વેચતા નથી.

૫; જેથી કોઈ દિવસ ખેડૂતે સહન કરવાનો સમય આવતો નથી.

૬: તમારા માલનો ભાવ તમારી મરજી પડે ત્યારે થાય છે.

૭: મગફળી કારખાનામાં પહોંચ્યા પછી ઘટ થાય કે અકસ્માત થાય તો ખેડૂતે સહન કરવાનું નથી હોતું કારણ કે અકસ્માત સામે વીમો હોય છે.

૮: મગફળી ખરીદ કે વેચાણ થતી ન હોવાથી મગફળી ઉપર ખરીદ વેરો ભરવો પડતો નથી

ઉપરના તમામ લાભો લેવા માટે વહેલો તે પહેલોના ધોરણે મગફળીની નોંધણી કરવાનું ચાલુ છે, માટે જેમણે જેટલી મગફળી પ્રોસેસીંગમાં આપવી હોય તેણે નોંધ કરાવી જવી અને નોમીનલ સભ્ય થઈ જવું.

**મોહનલાલ ડી. પટેલ**
મેનેજર

**હરિલાલ દેવજીભાઇ**
પ્રમુખ

**શ્રી કેશોદ તાલુકા ખે. ઓ. સે. સ. મં. લિ. કેશોદ**

વેરાવળ રોડ, કેશોદ – ૩૬૨૨૨૦

શોધતાં શોધતાં હું ખુદાઈ આદેશ પ્રમાણે જીવતા એ પાક શહેરમાં જઇ ચડયો. હું તો હેરાન થઇ ગયો. જ્યાં જોઉં ત્યાં બધાને એક આંખ અને એક હાથ. મેં એક વૃદ્ધજનને પૂછયું કે આમ કેમ? તે મને એક મસ્જિદમાં લઇ ગયો. એના એક ખૂણામાં હાથ. અને આંખોનો ગંજ સડતો ને દુર્ગંધ ફેલાવતો હતો. મેં પૂછયું કે કોણે આ તમારી બદબખ્તી બેસાડી? એણે મને એક શિલાલેખ વંચાવ્યો કે: "જો તમારી જમણી આંખ તમને ઠોકર ખવરાવે તો એને ખેંચી કાઢજો, જો તમારો હાથ બુરાઇ માટે તમને મજબુર બનાવે તો એને કાપીને ફેંકી દેજો, જેથી તમારું એક જ અંગ નષ્ટ થશે, પણ આખું શરીર નર્કમાં જતું બચી જશે." હું તો ભાગી છૂટયો. હું કાંઇ નાદાન ન હતો. શિલાલેખ બરાબર સમજી શકતો હતો.

—ખલિલ જિબ્રાન

# શ્રી મોહનલાલ ખીમજીભાઇ ચંદારાણા ચેરિટી ટ્રસ્ટ

(રજિ. નં. ઇ ૨૨૫)

**ચલાલા**

**જિલ્લો-અમરેલી (સૌરાષ્ટ્ર)**

# પ્રગતિશીલ ખેતીનું રહસ્ય

## : ગુજરાત રાજ્ય બીજ નિગમનાં બિયારણો :

વધારે ઉત્પાદન તથા અધિક વળતર માટે ગુજરાત રાજ્ય બીજ નિગમના વિશ્વાસનીય તથા ઉત્તમ સર્ટિફાઇડ તેમ જ ફાઉન્ડેશન બિયારણ વાપરવાનો આગ્રહ રાખો.

| | | |
|---|---|---|
| સંકર કપાસ | : | સંકર-૪, વારાલક્ષ્મી અને સંકર-૬ |
| સંકર બાજરી | : | બી. જે. ૧૦૪, સી. જે. ૧૦૪ અને બી. કે. ૫૬૦ |
| સંકર મકાઇ | : | ગંગા સફેદ-૨ અને ગંગા-૫ (પીળી) |
| સંકર જુવાર | : | સીએસ એચ-૫ |
| ઘઉં | : | કલ્યાણસોના, સોનાલીકા, જે-૨૪, જે-૧-૭ અને લોક-૧ |
| મગફળી | : | જૂનાગઢ-૧૧, જીએયુજી-૧, જીએયુજી-૧૦ અને જે એલ-૨૪ |
| રાઇ | : | વરુણા (ટી-૫૯) |
| જીરુ | : | એમસી-૪૩ |
| કઠોળ | : | મગ ગુજરાત-૨, ચોળા, પુસા ફાલ્ગુની તથા અડદ ઝાન્ડેવાલ તુવેર ટી-૧૫-૧૫ અને એચસી-૩ |
| ભીંડા | : | પુસા સાવની |

### આપની જરૂરિયાત માટે સંપર્ક કરો

૧. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. સેકટર-૧૬, પેટ્રોલ પંપ પાસે, ગાંધીનગર-૩૮૨૦૧૬ — ફોન : ૨૫૩૧, ૨૩૨૮, ૩૦૯૫

૨. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. — ફોન : ૨૯૭૦
જિલ્લા પંચાયત કચેરી પાછળ,
મ્યુનિસિપલ કવાર્ટર નં. ૧૦
અમરેલી-૩૬૪૬૦૧

૩. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ.
જમીન વિકાસ બેન્ક પાસે,
શિહોર, જિ. ભાવનગર.

# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

# ઊર્મિનવરચના



*


ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ

જીવરાજ ભુવન

અમરેલી – ૩૬૪૬૦૧


*


ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ

કલ્યાણધામ

મુ. ચાવંડ

(તા. લાઠી : જિ. અમરેલી)


*


ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ

ઠે. નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૯૪, નગીનદાસ માસ્તર રોડ

મુંબઈ – ૪૦૦૦૨૩


*


Delhi office – Phone – 615 O 72

Manager

OORMY NAVRACHANA

Shree Navinchandra B. Shah

98, Ravindra Nagar

NEW DELHI – 110003


o જ્યારે કરુણ રુદનના સ્વરો કાને અથડાય ત્યારે સૃષ્ટિ પર પહેલવહેલા જન્મેલા બાળકનું પહેલવહેલું રુદન કાન પર અથડાતું હોય એવો અનુભવ કરી શકાય તો ?

o વેદના જ્યારે તપી જાય છે ત્યારે તે ઓગળીને આંસુ દ્વારા ટપકે છે.

o ખેડૂત ખેતર ખેડે છે ત્યારે નિરાશાના બીજ વાવવા માટે નહીં; આશાના અંકૂરોને સૂર્યના પ્રકાશમાં નવડાવવા માટે.

તેમ નિરાશાને દાટવા માટે તમે ખાડો નથી ખોદતા પણ આશા દટાયેલી છે તેને બહાર કાઢવા માટે ખોદો છો.

o યાતનાને જે હાસ્ય નીચે દાબી શકે છે તે જ આનંદની નજીક પહોંચી શકે છે.

o યાદ રાખજો બીજાના અનુભવો તમારી પ્રગતિના કદી પગથિયાં બની નહીં શકે. તમારી નિષ્ફળતા જે પગથિયાં ચણે છે તે જ તમને પ્રગતિના શિખરે પહોંચાડશે.

o દુઃખ એ તો જીવન ઘડતરનો વારસો છે. દુઃખને તમારા જીવનની મૂડી માની આગળ વધશો તો કીર્તિને રસ્તે એ પહોંચાડી દેશે.

o સુખને પચાવવું એટલે દુઃખમાંથી મુક્તિ. દુઃખને પચાવવું એટલે સુખના ખોળામાં શાંતિભરી નીંદર.


જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ–૧ ડૉ.
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ – ૧

# ઊર્મિનવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

સપ્ટેમ્બર '૮૧ : વર્ષ : પર : અંક : ૬ : સળંગ અંક : ૬૧૮



## જાહેરખબરો આપનારાઓને વિનંતી

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓકટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂા. ૨૫-૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂા. ૬૦-૦૦ |

### લેખકોને—

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

### એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ

# કવિ દાદનાં કાવ્યો

## રૂમઝૂમતી આવે જો શ્રાવણની રેલ

ગોરી હાલ્યને ઉતાવળી
ભરવાને હેલ્ય
આ રૂમઝૂમતી આવે જો
શ્રાવણની રેલ્ય – ગોરી.

વરસનાં વાસી આ પાણીડાં ઢોળી
સ્નેહના સાગરમાં ગાગરને બોળી
ગાંઠયેથી છૂટી તું મૂકીને ગેલ – ગોરી.

ભીંજાય ભર ચીર તું ભીંજાવા દે
રદિયાના ક્યારાને રીઝાવા દે
લાજુંના ઘૂંઘટાને આઘા હડસેલ-ગોરી

બેઠી વિચારશ તું શું રે અલી બાઈ
થડકારો કાળજમાં કાં રે નવ થાય
મનડાના ભોરીંગને છૂટો તું મેલ-ગોરી

વાદલડી આવીને વિનવે છે ગોરી
ગોરીને ચિતડામાં શેની છે ચોરી
દાદલ કયે ભાવ એનો કળવો મુશ્કેલ-ગોરી

## બપોર

ખૂતી ગયો હાથલાની વાડયમાં બપોર,
આભમાંથી તડકલડો એવી રીતે નીતરે;
ઝૂઝતા હોય જેમ ડીંડલિયા થોર-ખૂતી.

કૂવાને કાંઠડે એકલડી પનિહારી,
ધીમે હાથ પેટડિયાં ધોવે;
અવાડામાં પડ્યું પડ્યું ગામનુ ખહુરિયું,
લસલસતી જીભ કરી જોવે;
વાડીના વડ હેઠળ સૂઇ ગયો રખોપીઓ ને
ચાસટિયો ખાઈ ગયું હરાયું ઢોર-ખૂતી.

નળિયાંની આડસથી ધારદાર નીરખતા
સૂરજ ને કો'ક તો રો કો,
આંખમાં ચાંદરણું એવી રીતે પડ્યું જાણે
વાગ્યો હોય જોરદાર ઝોંકો,
ધાવીને બચુડિયો છાનોમાનો સૂઈ ગયો
એમનેમ રહી ગઇ કાપડાની કોર-ખૂતી.

બાજના નોરમાં આવી ગયો સાપ એણે
દરમાંથી મોઢું જ્યાં કાઢ્યું,
બાવળની કાંટયમાં હોલાએ એક વાર
પ્રભુ તું ! પ્રભુ તું ! ઉચ્ચાર્યું,
ભડકે બળતાં ઓલ્યાં ઝાંઝવાનાં જળ સામે
દાદ કહે હરણાંએ બાંધી લીધો દોર-ખૂતી

# મધુમય

*मधुमन्मे निक्रमणं मधुमन्मे परायणम् । वाचा वदामि मधुमद् भूयासं मधुसंदृशः*

મારી પ્રવૃત્તિ મધુમય હો. મારી નિવૃત્તિ મધુમય હો. હું વાણીથી મધુર આપું છું. સર્વત્ર મધુર જોવાવાળો થાઉં. મારી પ્રવૃત્તિ મધુમય હો.

પ્રવૃત્તિ એ જો ઈશ્વરની પૂજા હોય તો દરેદરેક પ્રવૃત્તિ મધુમય હોવી ઘટે. મધુમયનો અર્થ સ્પષ્ટ થઈ ગયો. ન આપણી પ્રવૃત્તિથી કોઈને ઈજા કે ન ખુદને નુકસાન નિરાશાને સ્થાન નહિ. કર્મમાંથી મબલખ આનંદ લૂંટવાની અને લુંટાવવાની વાત જાણે. વિશ્વશાંતિનો પાયો. કર્મના પરિણામની જેટલી આપણી અપેક્ષા ઓછી એટલા આપણે આનંદના વધુ અધિકારી સંતોષનો એકડો જેટલો ઘૂંટાયો એટલો આનંદ આપણો થઈને રહેવાનો.

કેટલાક અભાગિયાઓ તૃષ્ણાના અતિરેકમાં ઘેર આવેલી આનંદની પળને માણી શકતા નથી.

હું આટલું વધુ મેળવી શકત. આના કરતાં તો હું વધારે લાયક હતો.

મને તો મળ્યું પણ મારો બેટો આવ ખાટી ગયો.

ડહાપણ અને તૃષ્ણાના અતિરેકના નશામાં આપણે કેટલીકવાર ઈશ્વરના ન્યાયીતત્ત્વને પણ પડકારીએ છીએ અને દુ:ખી થઈએ છીએ. આને આટલું મળવું જોઈતું ન હતું પણ તને આ મળ્યું છે એનો પૂરો આનંદ તું તો માણ. તો કહેશે, 'ના'. મારી નિવૃત્તિ મધુમય હો.

'મારે શાંતિ જોઈએ છે' એ દરેક જીવની માગ છે. પ્રવૃત્તિ વખતે નિવૃત્તિનો થોડો સમય મળી જાય એનો બરાબર ઉપયોગ કરતાં આવડવું જોઈએ. પ્રવૃત્તિનો ભાર શિર પરથી ઉતારીને શાંત પળોમાં જેને ધર્મ, રમત, આગાયત વગેરે સાથે ઓતપ્રોત થતાં આવડ્યું એ જીવન જીતી ગયો. તે વખતે એ પ્રવૃત્તિમાં માણસ બરાબર ભળી જાય તો એને જીવતરનો થાક ઓછો થરે. ઉપરાંત મૂળ કામમાં પણ એ ગજબની સ્ફુર્તિ માણી શકે.

કેટલાક ઉતપાતિયા જીવ એવા હોય છે કે પહેલાં તો આશીર્વાદ સમી આવી પ્રવૃત્તિ હોય એનો એને ખ્યાલ નથી ને કેટલાકને ખબર હોય છે ને આવી પ્રવૃત્તિ કરે છે પણ એમાં જીવ પરોવી શકતા નથી.

પ્રવૃત્તિ દરમિયાન આવી નિવૃત્તિ બરાબર સેવી હોય એણે એના જીવનનો માર્ગ ભારે ચીવટથી કંડાર્યો હોય છે. સિફતથી ક્રમેક્રમે એ પ્રવૃત્તિનો બોજો યોગ્ય માણસો ઉપર નાખી નીકળી જાય છે અને નિવૃત્તિમાંય ભર્યાભર્યા રહે છે. જાણે કાંઈ ન બન્યું હોય એમ સરળતાથી કહે છે, 'દુકાન તો ભાઈએ ઉપાડી લીધી છે. હજુ અડધો કલાક દુકાને જાઉં છું', બે મોઢાં થાય બીજું કાંઈ નહિ, અને છ મહિના પછી જુઓ તો એટલામાંથી ય બહાર. એવા બહાર કે યમરાજા આવશે તે વખતે જીવનમાંથી કાંઈ ઉતરડવાનું બાકી નહિ હોય. યમરાજાનેય જાણે જીવનભર કેળવાયેલ ડાવકાઈથી કહેશે, 'દેવ થોડું મોડું થયું નહિ ? !' આવાં મનુષ્યો વાણીથી મધ આપતા હોય અને એમની નજર જ્યાં જ્યાં મધુમય હોય એ તરત પકડી લેતી હોય એ કહેવાની જરૂર રહે છે? પૂછો તો જીવનનું રહસ્ય થોડા શબ્દોમાં કહે, "બોલીએ મીઠું એટલે આપણે માથે જગતમાં અશાંતિ વ્હોર્યાનું પાપ નહિ ને નજરેય ચોખ્ખી રાખવી એટલે જગતમાંથી આનંદ મળ્યા કરે.'

જગતમાં આનંદ અને દુઃખ બેય પડ્યાં છે આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ બેય આપણને સ્પર્શવાનાં. જીવનની યાત્રા આમ જ ચાલવાની પણ આપણે કોઈના હાર્યા હારીએ, કોઈના લડાવ્યા લડીએ, કોઈ નિરાશ કરે એટલે નિરાશ થઈએ અને ભગવાને આપણને આપેલ જ્ઞાનશક્તિનો જરાય ઉપયોગ ન કરીએ તો જીવન ભાગ્યે જ મધુમય બને.

મહાપુરુષોનાં જીવનચરિત્રો ખુલ્લાં પડયાં છે. જીવનને મધુમય બનાવવા એમાંથી અખૂટ પ્રેરણા મળે તેમ છે. આ મંત્રના વિચારની ગાડીમાં બેસવામાં ક્યારેય મોડું નથી. આજે બેસો અને તત્ક્ષણ એનું સુખ માણતાં થાઓ એવી તૈયાર આ વાત છે.

**–પ્રસાદ**

જૂનાગઢ મેળવવામાં

# હિંસક અને અહિંસક બળાબળોની એક તલસ્પર્શી ચર્ચા

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૧૧મો)

રતુભાઈ અદાણી

સવારનો પહોર છે. ઊગતા સૂર્યનો કૂણો કૂણો તડકો હરિયાળી જમીન ઉપર લીલવણા ભાતનાં લહેરિયાં ઉપાડી રહ્યો છે. ઉતારાની સામેના બગીચામાં ખીલેલાં ભાત ભાતનાં ફૂલ પવનની મંદ મંદ લહેરીઓની હળવી હળવી થપાટો ખાતાં ડોલી રહ્યાં છે. એક બાજુના ખૂણે આછી રેતીમાં ઘૂમતાં પારેવાં ઘૂઘવી રહ્યાં છે. લોકસેનાના સૈનિકો પોતપોતાની કામગીરીમાં ગૂંથાતા જાય છે.

આખી રાતનો ઉજાગરો હોવા છતાં, જાણે ઘસઘસાટ પૂરી ઊંઘ કરીને ઊઠ્યા હોઈએ એટલી તાજગીથી અમે પણ અમારી કામગીરી શરૂ કરી દીધી.

અમારે સૌથી પહેલું કામ કુંકાવાવમાં લોકસેનાનું મથક સ્થાપવા માટે પૂર્વતૈયારી કરી રહેલા શ્રી વીરચંદભાઈને સંદેશો પહોંચાડવાનું હતું કે કુંકાવાવમાં મથક સ્થાપવા માટે જોઈતી બધી અનુકૂળતા મળી ગઈ છે. ખાસ સંદેશાવાહક મારફત એમનો આ સંદેશો પહોંચાડયો બે-ચાર દિવસમાં બીલખાના દિવાન શ્રી છોટુભાઈ કુંકાવાવ આવે ત્યારે એમને તથા એમની હાજરીમાં આગેવાન નાગરિકોને મળી, લોકસેનાના મથક માટે જરૂરી સગવડ વિચારી લેવા પણ એમને વિનંતિ કરવામાં આવી.

આટલી ગોઠવણ કરીને હું ઉપરના ખંડમાં જવાનો વિચાર કરું છું ત્યાં ઉતારાના પ્રવેશદ્વારે શ્રી નાનાભાઈ ભટ્ટને પ્રવેશ કરતા જોયા. પરસાળમાં ઊભા ઊભા હું એમની પ્રતીક્ષા કરી રહ્યો. સફેદ ખાદીના ટૂંકી બાંયનો જભ્ભો, માથે સફેદ ટોપી, ગોઠણ સુધીની છૂટી પાટલીએ પહેરેલી ધોતી, અને હાથમાં ખાદીની સફેદ થેલી સાથે શ્રી નાનાભાઈ એમની લાક્ષણિક ચાલે ચાલતાં ચાલતાં ઉતારાનાં પગથિયાં પાસે આવી પહોંચ્યા.

મેં સામે ચાલી, પગથિયાં પાસે જઈ શ્રી નાનાભાઈને નમસ્કાર કર્યા. એમણે હાથ જોડીને સ્મિત વેર્યું.

શહેરમાં આરઝી હકૂમતની કચેરી વ્યવસ્થિત રીતે કામ કરી રહી હતી. પરંતુ જૂનાગઢના ઉતારાનો આરઝી હકૂમતે કબજો લીધા પછી આ ઉતારો પણ આરઝી હકૂમતની બીજી કચેરી બની રહ્યો હતો. આરઝી હકૂમતને મદદ કરવા ઇચ્છતા, આરઝી હકૂમત પ્રત્યે સહાનુભૂતિ વ્યકત કરવા ઇચ્છતા, આરઝી હકૂમતને ગુપ્ત અને ઉપયોગી માહિતી પૂરી પાડવા ઇચ્છતા ઘણા મિત્રો – આગેવાનો અહીં આવ્યા કરતા. કેટલાક મુરબ્બીઓ ક્યારેક ક્યારેક ખબરઅંતર પૂછવા પણ આવી ચડતા. મેં માન્યું કે શ્રી નાનાભાઈ એ રીતે શ્રી શામળદાસભાઈને કે અન્ય કોઈને મળવા આવ્યા હશે.

પરંતુ પગથિયાં ચડી, પરસાળમાં આવી શ્રી નાનાભાઈ બોલ્યા, "રતુભાઈ! તમારી સાથે નિરાંતે થોડી વાત કરવા આવ્યો છું."

મને ભારે આશ્ચર્ય થયું.

એ વખતના કાઠિયાવાડના જાહેર જીવનમાં શ્રી નાનાભાઈ વિશિષ્ટ સ્થાન ધરાવતા હતા. સીધી રીતે કોઈ રાજકીય પ્રવૃત્તિ કે સંગઠન સાથે તેઓ જોડાયેલા ન હતા પરંતુ એ વખતે રાજકીય પ્રવૃત્તિના પાયામાં રચનાત્મક દૃષ્ટિ હતી. અનેક કાર્યકરો એવા હતા કે જેમનો એક પગ રાજકીય ક્ષેત્રે તો બીજો પગ રચનાત્મક ક્ષેત્રે હોય. કેવળ રચનાત્મક પ્રવૃત્તિમાં પરોવાઈ ગયેલા કાર્યકરો પણ અસહકાર કે સત્યાગ્રહની રણભેરી વાગે એટલે એના મોરચા ઉપર પહોંચી જતા. કેવળ રાજકીય પ્રવૃત્તિમાં જ ગળાડૂબ આગેવાનો પણ એક યા બીજી રીતે કોઈ ને કોઈ રચનાત્મક સંસ્થા સાથે ગાઢ રીતે સંકળાયેલા હોય; લોકોને મન રાજકીય પ્રવૃત્તિ અને રચનાત્મક પ્રવૃત્તિ એક જ સિક્કાની બે બાજુઓ હતી. શ્રી નાનાભાઈનું જીવન કેળવણી ક્ષેત્રને અર્પણ થયેલું પરંતુ

અમારી રાજકીય પ્રવૃત્તિઓમાં પણ એમની હાજરીનો અને એમના માર્ગદર્શનનો લાભ મળ્યા કરતો.

ઉચ્ચ શિક્ષણ પૂરું કરીને શ્રી નાનાભાઈએ કૉલેજના પ્રાધ્યાપક તરીકે પોતાની કારકિર્દી શરૂ કરી. પરંતુ એમનામાં રહેલો કેળવણીકારનો જીવ શિક્ષણ ક્ષેત્રે કંઈક નવું કરી છૂટવા થનગની રહ્યો હતો. એટલે એમણે શાન્ત સ્થિર સરોવરનો વિહાર છોડી, લોઢે લેવાતી, ગડથોલિયા ખાતી, તોફાની નદીમાં ઝંપલાવ્યું. પ્રાધ્યાપકપદ છોડી ભાવનગરમાં 'દક્ષિણામૂર્તિ' સંસ્થાની સ્થાપના કરી. શ્રી હરભાઈ ત્રિવેદી અને શ્રી ગિજુભાઈ બધેકા જેવા શિક્ષણક્ષેત્રના પ્રયોગવીરો અને સાધકોનો એમને સાથ મળી ગયો. 'દક્ષિણામૂર્તિ' સંસ્થા દ્વારા આ ત્રિપુટીએ કેળવણી ક્ષેત્રે કંઇક નવા પ્રયોગ શરૂ કર્યા, કંઈક નવી કેડીઓ કંડારી, જોતજોતામાં દક્ષિણામૂર્તિએ દેશભરમાં એક આગળપડતી રાષ્ટ્રીય શિક્ષણસંસ્થા તરીકે ખ્યાતિ હાંસલ કરી પરંતુ શ્રી નાનાભાઈને એથી પૂરો સંતોષ ન હતો. એ જ અરસામાં ગાંધીજીએ દેશને નઈ તાલીમનો એક નવો જ વિચાર અને મહત્ત્વનો કાર્યક્રમ આપ્યો. શ્રી નાનાભાઈને એમાં સાચી કેળવણીનાં દર્શન થયાં. 'દક્ષિણામૂર્તિ'ની જામેલી સંસ્થા અન્ય મિત્રોને સોંપી શ્રી નાનાભાઈએ 'આંબલા' નામના નાનકડા ગામમાં ધૂણી ધખાવી. 'ગ્રામદક્ષિણામૂર્તિ' દ્વારા એમણે લોકશાળાનો નવલો પ્રયોગ હાથ ધર્યો. શ્રી નાનાભાઈએ વાવેલું અને પોષેલું બીજ 'લોકભારતી' સ્વરૂપે આજે વટવૃક્ષ બની શિક્ષણક્ષેત્રે મહત્ત્વનું પ્રદાન આપી રહેલ છે.

ગાંધીજીના વિચારોને સમજી, પચાવી, પોતાની આગવી શૈલીમાં લોકો પાસે રજૂ કરવાની એમની કળા અસાધારણ હતી. એમના બોલે બોલ પાછળ એમની સાધના અને તપનું બળ હતું. કાર્યકરો, વિદ્યાર્થીઓ, યુવાનો ઉપર એમનો અદ્દ્ભુત પ્રભાવ હતો. અમે પણ એમને અમારા એક આદરણીય વડીલ લેખતા અને એમના એકેએક વેણને એ રીતે મૂલવતા.

કાર્યકરોનાં સંમેલનો અને શિબિરોમાં, ધાર્મિક આખ્યાનો અને જાહેર વ્યાખ્યાનોમાં, પરિષદની કારોબારીમાં કે અન્ય મેળાવડાઓમાં સામૂહિક રીતે અને ઘણી વાર વ્યક્તિગત રીતે શ્રી નાનાભાઈને મળવાનું થતું. એમની સાથે ચર્ચા કરવાના અનેક પ્રસંગો મળેલા. પણ અમે એમની સાથે વાદ કરતા, વિવાદ નહીં. એમની વાત ખૂબ જ આદરથી સાંભળવાનો અને સમજવાનો અમારો પ્રયાસ રહેતો.

આરઝી હકૂમતની રચના પહેલાં અને પછી કેટલીયે વાર અમને એમના સાન્નિધ્યનો લાભ મળેલો પરંતુ એવો એક પણ મુદ્દો ઊભો થયો નહોતો કે જેને કારણે વ્યક્તિગત રીતે એમને મારી સાથે વાત કરવી પડે. એટલે મારી સાથે વ્યક્તિગત રીતે નિરાંતે વાત કરવા માટે શ્રી નાનાભાઈ જેવા મુરબ્બીને જૂનાગઢના ઉતારા સુધી આવવાનો પરિશ્રમ લેવો પડયો એનું મને ખૂબ જ આશ્ચર્ય થયું.

"નિરાંતે વાત કરવી હોય તો ઉપર જઈશું ?" દાદરા તરફ હાથ લંબાવી મેં પૂછ્યું.

"ના. ના. ઉપર જવાની જરૂર નથી. અહીં જ ક્યાંક બેસીને વાત કરી લઈએ." શ્રી નાનાભાઈ પરસાળના એક છેડા તરફ વળ્યા

હું સાથે ચાલ્યો. પરસાળના છેડે પહોંચ્યા એટલે બાજુના ખંડમાંથી હું બે ખુરસી લઈ આવ્યો. અમે વાત કરવા બેઠા.

"આજે હું તમને જે વાત કરવા માટે આવ્યો છું એને માટે ખરી રીતે તો હું ઘણો મોડો પડયો ગણાઉં. પણ ઘણા દિવસથી મનમાં એક વાત ઘોળાયા કરે છે. મનમાં ઘોળાતી વાત એક વાર તમને કહી દેવી જોઈએ એમ લાગવાથી આજે અહીં આવ્યો છું." નાનાભાઈએ ધીર ગંભીર અવાજે વાત શરૂ કરી.

"એવી કઈ વાત છે ?" મેં પૂછ્યું.

"જુઓ ! દુનિયામાં આદિકાળથી હિંસક યુદ્ધો લડાતાં આવ્યાં છે. બાપુએ આપણને અહિંસાનો મંત્ર, સત્યાગ્રહનું અમોઘ શસ્ત્ર અને પ્રેમથી સામાને જીતવાનો નવો રાહ આપ્યો. દુનિયા તો એ વખતે બાપુની મશ્કરી કરતી હતી.

"એ વખતે વાત કરવાની તો ઘણી ઇચ્છા હતી પણ શ્રી રસિકભાઈ, શ્રી જેઠાલાલભાઈ, તમે અને તમારા સાથીઓ સશસ્ત્ર યુદ્ધની એવી ધૂન અને મસ્તીમા હતા કે મે વાત કરી હોત તોપણ તમે સાભળત કે નહી એ પ્રશ્ન હતો." નાનાભાઈએ દલીલ કરી

"હવે તો અમે ઘણા આગળ વધી ગયા છીએ આપણે બેઠા છીએ એ જૂનાગઢના ઉતારાનો કબજો લઈ લીધો જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ શરૂ કરવાની તૈયારીઓ ચાલી રહી છે હવે રાહ બદલવો એ શક્ય નથી." મે ભાર દઈને કહ્યુ

"શક્ય છે તમે ધારો તો શક્ય છે જ બીજા કોઈ હિસાથી – શસ્ત્રોથી લડાઈ લડવાની વાત કરે એ સમજી શકુ પણ તમે ઊઠીને આવી વાત કરો એ રુચતુ નથી જૂનાગઢની લડાઈને તમારે અહિસક લડાઈનો વળાક આપવો જોઈએ"

નાનાભાઈએ ભાર દઈને કહ્યુ

"આરઝી હકૂમતની રચના બાપુથી અજાણ નથી જો એમને આ રાહ ખોટો લાગ્યો હોત તો એમણે આપણને રોકયા જ હોત ને! બાપુની જાણમા આરઝી હકૂમતની રચના થઈ છે અને બાપુની શુભેચ્છા પણ છે એમ હુ સમજ્યો છુ" મે કહ્યુ.

"બાપુ જાણતા જ હશે એમનાથી કશુ અજાણ્યુ ન હોય પણ બાપુની શુભેચ્છા છે એમ શાથી કહો છો?" નાનાભાઈએ પ્રશ્ન કર્યો

'એક પ્રાર્થનાસભામા બાપુએ કહ્યુ છે કે જૂનાગઢમાથી પાકિસ્તાન જવુ જ જોઈએ" પ્રસિદ્ધ થયેલા એક સમાચારનો આધાર ટાકીને મે કહ્યુ.

'જૂનાગઢમાથી પાકિસ્તાન જવુ જ જોઈએ એ બાપુની વાત સાચી આપણે પણ ઇચ્છીએ છીએ કે જૂનાગઢમાથી પાકિસ્તાન જવુ જ જોઈએ એમા કયા મતભેદ છે?' નાનાભાઈએ કહ્યુ

'જૂનાગઢમાથી પાકિસ્તાન એની મેળે તો જશે નહિ એને માટે પ્રજાએ પુરુષાર્થ કરવો જ રહ્યો પ્રજાએ આરઝી હકૂમતને આ જવાબદારી સોપી છે અને આરઝી હકૂમતે એ જવાબદારી સભળી છે" મે કહ્યુ, "પણ કઈ રીતે આ જવાબદારી અદા કરવી એ જ પ્રશ્ન છે સશસ્ત્ર લડાઈથી એ થઈ શકે અને અહિસક સત્યાગ્રહથી પણ એ થઈ શકે." નાનાભાઈએ પોતાનો આગ્રહ જારી રાખ્યો.

'અમે આરઝી હકૂમતને સશસ્ત્ર લડાઇ લડી લેવાનો કોલ આપી ચૂકયા છીએ. એના આધારે તો લોકસેનાની રચના થઈ છે. હવે અમારાથી પાછા ફરાય નહિ" મે મારે મન મહત્ત્વનો બીજો મુદ્દો રજૂ કર્યો.

"તમે લડવાનો કોલ આપ્યો હશે, પણ લડાઈની પદ્ધતિમા ફેરફાર થઈ શકે સવાલ આપણી શ્રદ્ધાનો છે" નાનાભાઈ કઇક નિરાશ હોય એમ લાગ્યુ.

'આપે શ્રદ્ધાની વાત કરી તો થોડી ચોખવટ કરી લઉ ૧૯૪૨ની લડતમા અમે થોડા મિત્રોએ ભાગફોડનો કાર્યક્રમ સ્વીકારેલો ત્યારે હિસા અહિસાની ખૂબ ચર્ચા થયેલી. આપ સૌ અમારા કાર્યક્રમ સાથે સહમત ન હતા–થોડા નારાજ પણ થયેલા. પરતુ અમને લાગેલુ કે ભાગફોડ અહિસક રીતે જ કરશુ છતા એમા સૂક્ષ્મ રીતે થોડી હિસા થઈ જતી હોય તો દેશની આઝાદી માટે એટલી હિસા ક્ષમ્ય ગણાવી જોઈએ જૂનાગઢ સામેની લડાઈ અહિસક રીતે લડવી જોઈએ એવુ આપે શરૂઆતમા જ સૂચન કર્યુ હોત તો આપણે એનો વિચાર જરૂર કરત પણ જૂનાગઢ રાજ્ય સામે સત્યાગ્રહના માર્ગે લડવાની વાત સાથે અમે સહમત થાત નહી." મે મારુ વલણ સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો!

'આ તમે બોલો છો? કાઠિયાવાડના આપણા જુવાનોએ સત્યાગ્રહના મોરચે અજોડ ખમીરનો પરિચય કરાવ્યો છે તમે પણ સત્યાગ્રહી તરીકે અનેક મોરચે લડયા છો. તમારી સૌની ખુમારી બદલ મારા જેવો ગૌરવ અનુભવે છે. સત્યાગ્રહમાથી જાણે તમારી શ્રદ્ધા ઊઠી ગઈ હોય એવી તમે વાત કરો છો એનુ મને આશ્ચર્ય થાય છે" નાનાભાઈના મનમા આમ જુવાનો માટે જે ઊચો ખ્યાલ હતો એ વ્યક્ત થતો હતો

"અહિસા અને સત્યાગ્રહમા અમારી શ્રદ્ધા નથી એમ નહી. પરન્તુ જૂનાગઢ રાજ્ય સામે સત્યાગ્રહી તરીકે અહિસક લડાઈ લડવા માટે જે બળ જોઈએ,

જે હિંમત જોઈએ એનો અમારામાં અભાવ છે. એનો અમારે નમ્રતાપૂર્વક સ્વીકાર કરવો જોઈએ." મેં નમ્રતાપૂર્વક જણાવ્યું.

"અંગ્રેજ સરકાર જેવી પરદેશી સરકાર સામે સત્યાગ્રહી તરીકે આપણે લડી શકયા, હિંમતથી લડી શકયા, શ્રદ્ધાથી લડી શકયા અને જૂનાગઢ સામે લડવા માટે બળ અને હિંમત નથી એમ કહો છો ? તમારી પાસેથી આ નવી વાત સાંભળી રહ્યો છું." નાનાભાઈએ આશ્ચર્ય વ્યકત કર્યું.

મારી વાત આપને નવી લાગતી હશે પણ એ સાચી વાત છે. અનુભવ આધારિત વાત છે. અંગ્રેજ લોકો પરદેશી હતા. એમણે જુલમો ગુજારવામાં બાકી નહોતી રાખી. પણ એ બધા પછી કાયદાને માન આપનારી અને કાયદાની મર્યાદામાં કે કાયદાનો આધાર લઈને ચાલનારી એ પ્રજા હતી. આપ તો જાણતા હશો કે નાસિક જેલમાં પગ ઉપર હાથ રાખી, માથું નીચે રાખીને બેસવાના જેલના અપમાનજનક નિયમ સામે જેલમાં અમે સત્યાગ્રહ કરેલો. શ્રી રોસ નામના જેલરે અને શ્રી જેકસન નામના નાયબ જેલરે જેલના નિયમોનો ભંગ કરી અમારા ઉપર જુલમ ગુજારવો શરૂ કરેલો. અંગ્રેજ અધિકારીઓને એની જાણ થતાં જેલર – નાયબ જેલરની ધરપકડ કરવામાં આવેલી, એમની સામે કેસ કરવામાં આવેલો અને બન્નેને સજા પણ કરવામાં આવેલી. અંગ્રેજ લોકોની સામે લડવામાં જુલમો તો ઘણા સહન કરવા પડયા છતાં એક જાતની મજા આવતી હતી. ત્યારે આપણે ત્યાં જ એક દેશી રજવાડામાં જવાબદાર રાજ્યતંત્ર માટે ચાલતા સત્યાગ્રહ દરમિયાન રાજ્યે આપણા સત્યાગ્રહીઓ ઉપર અંધારે ખૂણે વ્યકિતગત રીતે જંગલી જુલમો વરસાવ્યા છે એ કેમ ભૂલી શકાય? જૂનાગઢ રાજ્યે પણ ૧૯૪૨ની લડત દરમિયાન જૂનાગઢના આગેવાનો ઉપર અંધારી કોટડીઓમાં જુલમ ગુજારવામાં બાકી રાખી નથી. આ રજવાડાઓમાં કાયદાનું તો નામ જ નહીં. રાજા-નવાબ કે દિવાનને મન ફાવે એ જ કાયદો. જૂનાગઢ રાજ્યની સાથે સત્યાગ્રહના માર્ગે લડાઈ શરૂ કરીને આપણા જુવાનોને આવા જંગલી લોકોને હવાલે કરવાની મારી હિંમત નથી ચાલતી. એટલે ફરી કહું છું કે અહિંસા અને સત્યાગ્રહની શક્તિમાં અશ્રદ્ધાનો કોઈ સવાલ નથી એની શક્તિનો તો દુનિયાને પરિચય મળી ગયો છે. પણ કાયદા કાનૂનને નેવે મૂકી, કેવળ આપખુદીથી જંગલી રીતે વર્તતા જૂનાગઢ જેવા રજવાડામાં સત્યાગ્રહ કરવાની અમારી શક્તિ નથી." મેં વિસ્તારથી મારી વાત સમજાવવા અને સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો.

"સશસ્ત્ર લડાઈમાં પણ આવાં જોખમ તો છે જ." નાનાભાઈએ નવી દલીલ આગળ ધરી.

તમારી વાત સાચી છે, પણ અનુભવને આધારે એક વાત કહું. અહિંસક સત્યાગ્રહમાં કોઈને મારવાની નહીં કેવળ સહન કરવાની અને મરવાની વાત હોય છે. એને માટે અસાધારણ બળ જોઈએ. જ્યારે સશસ્ત્ર સૈનિકના હાથમાં હથિયાર હોય છે, સામાને મારવાની જ વાત હોય છે એનું ઝનૂન પણ હોય છે. એનો ગજબનો ઉશ્કેરાટ હોય છે. લોહી તપેલું હોય છે. લડવાની ગજબ હિંમત આવી જતી હોય છે. લડતાં લડતાં, મારતાં મારતાં, મરવું પડે તો એને માટે માનસિક રીતે એની તૈયારી હોય છે. પણ સશસ્ત્ર સૈનિક માટે મોરચા ઉપર લડતાં લડતાં આવી પડનારું મોત એ એને માટે કેવળ અકસ્માત હોય છે.

બીજી વાત. સામૂહિક સત્યાગ્રહમાં દુશ્મનો તરફથી વીંઝાતી લાઠીઓ કે ફૂટતી બંધૂકો ઝીલતી વખતે એક જાતની સામૂહિક હૂંફ મળતી હોય છે. સમૂહમાંથી એક જાતનું બળ મળતું હોય છે. જ્યારે અંધારી ઓરડીમાં વ્યકિતગત રીતે વરસતા જુલમો સહન કરતી વખતે તો કેવળ ઇશ્વર ઉપરની શ્રદ્ધા જ મદદે આવે. એ ન હોય તો સત્યાગ્રહી તુરત ભાંગી પડે.

મારે નમ્રતાપૂર્વક કહેવું જોઈએ કે સામૂહિક સત્યાગ્રહોમાં અમે મિત્રોએ આકરામાં આકરી કસોટીનો ખુમારીપૂર્વક સામનો કર્યો છે પણ અંધારી કોટડીમાં પૂરીને મારા ઉપર શારીરિક ત્રાસ અને જુલમ વરસાવવામાં આવે તો હું કયાં સુધી ટકી શકું એ હું પણ કહી શકું નહી. જુવાનીના જોમથી ઊછળતા અને ખપી જવું પડે તો ખપી જવાની તમન્ના ધરા-

વતા આપણા જુવાનોને સત્યાગ્રહી તરીકે ધકેલી દઈ, એ પોતાની બહાદુરી અને ખુમારી ખોઈ બેસે એવી સ્થિતિમા એમને મૂકવાની મારી તૈયારી નથી. અમ જુવાન મિત્રો માટે આપ જે લાગણી વ્યકત કરો છો અને અપેક્ષા સેવો છો એથી અમે ધન્યતા અનુભવીએ છીએ. પણ મે સ્પષ્ટ કરેલી અમારી મર્યાદાઓ જોતા આપની અપેક્ષા પૂરી કરવાની અમારી અશક્તિ પણ આપે સ્વીકારી લેવી જોઈએ " મે આટલાથી વાત પૂરી થશે એમ માની જે કઈ કહેવા જેવુ હતુ એ કહી દીધુ.

"તમે જે કઈ કહ્યુ એ જોતા હવે વધુ વાત કરવાનો ખહુ અર્થ નથી પણ હજીયે મને લાગે છે કે અગ્રેજ સલ્તનત સામે અહિસક રીતે લડીને જે પ્રદેશના જુવાનોએ બહાદુરી અને ખમીરનો પરિચય આપ્યો છે એ જ પ્રદેશમાં, છેલ્લી કસોટી વખતે જ આપણે સિદ્ધ માર્ગ છોડી હિસા તરફ જઈ રહ્યા છીએ એમા મને આપણુ દેવાળુ નીકળતુ હોય એમ લાગે છે" નાનાભાઈએ છેલ્લી વાત કરી

નાનાભાઈના દિલની વાત સમજાય એવી હતી. એની અકળામણ પણ સમજાય એવી હતી એમના કથનમા ઘણુ તથ્ય અને જોર પણ હતુ. એમની પ્રત્યેના આદરને કારણે એમના પ્રવાહમા તણાઈ જવાનો મને ભય પણ હતો એ રીતે તણાઈ ન જવા માટે મારે સારી એવી સાવધાની રાખવી પડેલી પણ જ્યારે એમણે છેલ્લી વાત કરી એટલે મનને ઝાટકો લાગ્યો

"નાનાભાઈ! અમે સ્વીકારેલા માર્ગની ભૂમિકા મે સ્પષ્ટ કરી. સમયમર્યાદાઓ પણ મે સ્પષ્ટ કરી. આ બધા પછી પણ આપને એમ જ લાગતુ હોય કે સશસ્ત્ર લડાઈનો રાહ છોડી, અહિસક સત્યાગ્રહને માર્ગે જ જૂનાગઢને મુક્ત કરવાનો પ્રયાસ કરવો જોઈએ તો મારા પૂરતી હુ એ વાત સ્વીકારી લઉ છુ " મે કહી નાખ્યુ

"મને શ્રદ્ધા છે કે તમે આ નિર્ણય લેશો તો કાઠિયાવાડના સેકડો જુવાનો સત્યાગ્રહી તરીકે ફના થવા નીકળી પડશે." નાનાભાઈ ખુશી થતા બોલ્યા.

"પણ મે મારી વાત હજી પૂરી કરી નથી. જેને પૂરી શ્રદ્ધા ન હોય, એણે આવા કાર્યક્રમની જવાબદારી સ્વીકારવી નહી જોઈએ મે સ્પષ્ટ કર્યુ જ છે કે સત્યાગ્રહને માર્ગે જૂનાગઢને મુક્ત કરી શકવા અગે મને શકા છે. એટલે મારાથી આ સત્યાગ્રહની જવાબદારી તો લઈ શકાય જ નહી. એમ મારા મિત્રોને હુ આવી કસોટીમા મૂકવાની પણ હિમત કરી શકુ એમ નથી મે તો કેવળ વ્યકિતગત રીતે આપની વાતનો સ્વીકાર કર્યો છે શરત એ છે કે આપે કહેલા માર્ગે એટલે સત્યાગ્રહના માર્ગે જૂનાગઢને મુકત કરી શકાશે એવી જેમને શ્રદ્ધા હોય એ આગેવાની લે હુ એમના પહેલા સૈનિક તરીકે–સત્યાગ્રહી તરીકે એમની સાથે ચાલીશ. આપના કહેવા મુજબ એ સત્યાગ્રહમા જોડાવા માટે સેકડો જુવાનો ઊમટી પડશે તો હુ એમને ના નહી કહુ. પણ હુ મારા મિત્રોને કે અન્ય જુવાનોને આવા સત્યાગ્રહમા જોડાવા સામે ચાલીને આગ્રહ નહી કરુ. આપ આજે સત્યાગ્રહના સેનાપતિ નક્કી કરી આપો એટલે આરઝી હકુમતને જાણ કરી, હુ એકલો આજે જ સત્યાગ્રહી તરીકે જોડાઈ જઈશ ' મે ઊભા થતા થતા કહ્યુ

"મે તો એ અપેક્ષા તમારી પાસેથી રાખેલી" નાનાભાઈ પણ ખુરસીમાથી ઊઠયા.

"હુ આપની અપેક્ષા પૂરી કરી શકતો નથી એ બદલ આપે મને ક્ષમા આપવાની રહેશે" મે બે હાથ જોડયા અમારી વાત અહી પૂરી થઈ નાનાભાઈએ વધુ ગભીર બનીને પગથિયા તરફ પગ ઉપાડયા હુ પગથિયા સુધી એમને વળાવવા ગયો અને ભારે દિલે એમને વિદાય આપી

મારા ખડમા જઈને બેઠો અને થોડી વારે આરઝી હકુમતની કચેરીમાથી સદેશો મળ્યો કે શામળદાસભાઈ એમની ખેપ સફળ કરીને અવતી–કાલે રાજકોટ પાછા ફરી રહ્યા છે નાનાભાઈ સાથેની વાતચીતને પરિણામે થોડુ ક્ષુબ્ધ બનેલુ મન હળવુ થયુ અને શામળદાસભાઈ શુ શુ લઈને આવતા હશે, એમને કેવી સફળતા મળી હશે, એના ઘાટ ઘડતા ઘડતા અમે બીજા કામમા પરોવાઈ ગયા

મહામહિમોપાધ્યાય વિદ્યાવાચસ્પતિ શુદ્ધાદ્વૈતાલંકાર

# અધ્યાપક કેશવરામ કાશીરામ શાસ્ત્રી (બાંભણિયા)

[માંગરોળ(સૌરાષ્ટ્ર)ના વતની અને શાળાનું મેટ્રિક્યુલેશન (માધ્યમિક શાળાંત પરીક્ષા) સુધીનું જ શિક્ષણ પામેલા શ્રી. શાસ્ત્રીજીનો અમૃત – મહોત્સવ ચાલુ માસે રાજકોટમાં ઊજવાઈ રહ્યો છે ત્યારે અહીં એમના જીવનકાર્યનો પરિચય આપ્યો છે.]

## શૈક્ષણિક ક્ષેત્રે સિદ્ધિઓ :

૧૯૩૩માં માંગરોળ (સોરઠ) નજીકના એક નાના ગામ ચંદવાણામાં બોડીવાવ મઠના સાકેતનિવાસી મહંત શ્રી બાલકદાસજીના શિષ્ય (હાલના મહંતશ્રી) રાધેવલ્લભના અધ્યાપન માટે એક વર્ષ ગાળ્યા પછી માંગરોળની પિતાશ્રીની સંસ્કૃત પાઠશાળામાં ખંડ-સમયના શિક્ષક તરીકે અને કોરોનેશન હાઈસ્કૂલમાં સહાયક શિક્ષક તરીકે પૂરાં ૧૧ વર્ષની ઉચ્ચ વર્ગમાં સંસ્કૃત અને ગુજરાતીના વિષયે અધ્યાપનની સેવા આપી. આ સમય સુધીમાં એમની તીક્ષ્ણ સંશોધક-વૃત્તિ ગુજરાતી વ્યાકરણ અને ભાષાશાસ્ત્રના ક્ષેત્ર ખેંચી ગઈ અને અનેક લેખો ઉપરાંત જૂની ગુજ-રાતીના ક્ષેત્ર મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનું સંશોધન એમને હાથે શરૂ થઈ ગયું.

૧૯૩૬ના ૧લા મહિનામાં એ અમદાવાદ સ્થિર થવા આવ્યા, અને બે મહિના એક મુદ્રણા-લયમાં વ્યવસ્થાપકની સેવા આપ્યા પછી એક વર્ષ 'પ્રજાબંધુ' – સાપ્તાહિકના તંત્રીખાતામાં સેવા આપી અને ૧૯૩૭ના એપ્રિલથી ગુજરાત વિદ્યાસભા (એ વખતની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી)માં સંશોધક તરીકે દાખલ થઈ એક પછી એક ઉત્તમ ગ્રંથ આપવા લાગ્યા. ૧૯૩૯થી અનુસ્નાતક વર્ગમાં ગુજરાતી ક્ષેત્રે અપભ્રંશ અને જૂની ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ શીખવવા લાગ્યા. ૧૯૪૪માં મુંબઈ યુનિવર્સિટીએ એમને એમ.એ.ના વર્ગ લેવાની માન્યતા આપી. ૧૯૫૧થી ગુજ. યુનિ માં માન્યતા ચાલુ રહી. ૧૯૫૫માં આ યુનિ. એ પીએચ. ડી. ના માર્ગદર્શન માટે માન્યતા આપી. સતત ૩૮ વર્ષના અધ્યાપનકાર્ય દરમ્યાન હજારથીયે વધુ સંખ્યાના એમ. એ. ના વિદ્યાર્થીઓ એમણે તૈયાર કરી આપ્યા, જ્યારે ૨૪ વર્ષમાં એમના પોતાના જ ૧૩ શિષ્યો પીએચ. ડી. થયા. એ ઉપ-રાંત એમની પાસે નહિ નોંધાયેલા, અન્ય, માર્ગ-દર્શકોના સોથી ઓછા નહિ તેટલા શિષ્યો માર્ગ-દર્શન લઈ પીએચ. ડી. થયા છે. અત્યારે વિધિસરના સાત શિષ્યો પીએચ. ડી. માટે તૈયારી કરી રહ્યા છે.

વચ્ચે ૧૯૬૧થી ૧૯૭૦ સુધી અમદાવાદની ભાલાભાઈ દામોદરદાસ મહિલા કૉલેજમાં પણ સાથો-સાથ સંસ્કૃત અને ગુજરાતીના સંલગ્ન અધ્યાપકની સેવા આપી અનેક વિદ્યાર્થિનીઓને બી. એ. બના-વવામાં ફાળો આપ્યો.

૧૯૩૯થી સતત અનુસ્નાતક વિદ્યાર્થીઓને વ્યાપક રીતે માર્ગદર્શન આપવાની એમની સેવા અભૂતપૂર્વ કહી શકાય તેવી છે. વિદ્યાર્થીઓ ઉપરાંત અનેક જિજ્ઞાસુઓ એમને ઘેર તેમ જ તે એમના સ્થાનરૂપ ભો. જે. વિદ્યાભવનમાં (જ્યાં છેલ્લા ૨૧ વર્ષથી તો એઓ માનાર્હ અધ્યાપક છે ત્યાં) માર્ગ-દર્શન માટે સતત ચાલુ રહે છે, જેમને હમેશાં આત્મીયતાથી આદર આપી માર્ગદર્શન આપે છે.

૧૯૩૭માં 'અનુગ્રહ' માસિક વલ્લભ-સંપ્રદા-યનું શરૂ કર્યું. એનાં શરૂનાં ૧૦ વર્ષથી અને છેલ્લાં ૮ વર્ષથી ફરી તંત્રી તરીકેની સેવા ચાલુ છે.

## એમની સિદ્ધિઓની ફલશ્રુતિ

૧. મેટ્રિક્યુલેટ છતાં હાઈસ્કૂલમાં શરૂથી જ

ઉચ્ચ વર્ગોમાં સંસ્કૃત અને ગુજરાતીના વિષયે અધ્યાપનકાર્ય.

૨. પિતાજીની છત્રછાયા નીચે છંદ વ્યાકરણ કોશ કાવ્યશાસ્ત્ર નાટ્યશાસ્ત્ર અને વેદાંતના વિષયોમાં આગળ વધી અનેક તદ્વિષયક ગ્રંથોનું લેખન. યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ તરફથી છપાતો 'બૃહદ્ ગુજરાતી કોશ' એમની ચરમ સિદ્ધિ.

૩. ૧૯૩૯માં કે વા. ડૉ. આનંદશંકર ધ્રુવે એમ. એ. ના વર્ગમાં અપભ્રંશ અને જૂની ગુજરાતી સાહિત્યના ઇતિહાસનું અધ્યાપનકાર્ય સોંપ્યું.

૪. ૧૯૪૪માં એ માટે મુંબઈ યુનિવર્સિટીએ માન્યતા આપી.

૫. ૧૯૫૧માં ગુજ. યુનિ.એ માન્યતા આપી **૧૯૫૫માં પીએચ. ડી.ના માર્ગદર્શક** તરીકેની માન્યતા આપી.

૬. ૧૯૫૨માં ગુજરાતી વ્યાકરણ અને ભાષાશાસ્ત્રના સંશોધનક્ષેત્રે આપેલા પ્રદાન માટે ગુજરાત સાહિત્યસભા-અમદાવાદ તરફથી **'રણજિતરામ સુવર્ણચંદ્રક'** અને ઇતિહાસક્ષેત્રે 'દ્વારકા' ઉપરના નિબંધને માટે ૧૯૭૧માં દ્વારકાના ગુજ ઇતિ. પરિષદ-અધિવેશનમાં **ગોકાણી સુવર્ણચંદ્રક.**

૭. ૧૯૫૨માં મુંબઈ યુનિવર્સિટીનું ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો માટે નિમંત્રણ.

૮. એ પછી વડોદરા યુનિવર્સિટીના સંગીત મહાવિદ્યાલય તરફથી'ભરત-નાટ્યશાસ્ત્ર અને અભિનવાચાર્ય' ઉપર ૭ અને 'ભાણ-એક નાટ્યપ્રકાર' ઉપર ૩ વ્યાખ્યાન.

૯. ૧૯૬૬માં અખિલ ભારતીય સંસ્કૃત સંમેલન તરફથી સ્વ. રાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણનને હસ્તે **'વિદ્યાવાચસ્પતિ'**ની પદવી.

૧૦. ૧૯૭૬માં વ્યાકરણ અને ભાષાશાસ્ત્રક્ષેત્રે મળેલી સિદ્ધિ માટે રાષ્ટ્રપતિ ડૉ ફકરૂદ્દીન અલી અહમદને હસ્તે **'પદ્મશ્રી'**નું માન.

૧૧. ૧૯૭૭માં પ્રયાગની ભારતી પરિષદ તરફથી **'મહામહિમોપાધ્યાય'**ની પદવીથી વિભૂષિત.

૧૨. ગુજરાતી વ્યાકરણોમાં ગુજ. ક્રમિક વ્યાકરણ, ગુજ. વ્યાકરણશાસ્ત્ર,ગુજ.પારંપરિક વ્યાકરણ, ગુજ. માન્ય ભાષાનું લઘુ વ્યાકરણ; ભાષાશાસ્ત્રના ખેડાણમાં 'સંસ્કૃતભાષા' 'વાગ્વિકાસ' 'ગુજરાતી ભાષાનો વિકાસ અને અર્વાચીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ' 'ભાષાશાસ્ત્ર અને ગુજરાતી ભાષા' અને 'ભાષા અને ગુજરાતી ભાષા.'

૧૩. કોશક્ષેત્રે 'ગુજ. અનુપ્રાસકોશ', 'પાયાનો ગુજરાતી કોશ', 'ગુજરાતી લઘુ કોશ' 'અમર કોશ(ગુજ. અનુવાદ)', 'બૃહદ્ ગુજરાતી કોશ (ભાગ ૧લો મુદ્રિત, ભાગ ૨જો છપાય છે)' 'દસ ભાષાનો વનૌષધિકોશ' (તૈયાર)', 'ગુજ. વ્યુત્પત્તિ કોશ (લખાય છે). લખવા ધારેલા 'મધ્યકાલીન ગુજરાતી કોશ' અને 'સંસ્કૃત-ગુજરાતી-હિંદી કોશ'.

મહાભારતના મૂળ રૂપ 'ભારતસંહિતા' ૨૪,૦૦૦ શ્લોકોની અલગ કાઢી એમાંથી ૮,૮૦૦ શ્લોકોની જયસંહિતા તારવી છપાવી [ગુજરાત રિસર્ચ સોસાયટી (મુંબઈ – અમદાવાદ)નું પ્રકાશન]– ઉચ્ચ કોટિનું આંતરરાષ્ટ્રિય ખ્યાતિનું કાર્ય. એ પદ્ધતિએ 'હરિવંશ'નો સંક્ષેપ (પૂનાના ભાંડારકર ઑરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટનું પ્રકાશન).

૧૫. બાર જેટલાં ધાર્મિક, સામાજિક, સાહિત્યિક, સાંસ્કૃતિક ટ્રસ્ટોના કુશળ ટ્રસ્ટી.

૧૬. વિશ્વ હિન્દુ પરિષદની ગુજરાત શાખાના કાર્યકારી પ્રમુખ.

૧૭. શુદ્ધાદ્વૈત સંસદના ૧૯૪૦થી એક મંત્રી અને ૧૯૭૫થી પ્રમુખ.

૧૮. ગુજરાત સાહિત્યસભા – અમદાવાદના ૧૯૪૨થી એક મંત્રી

૧૯. ૧૯૬૧થી ગુજરાત રિસર્ચ સોસાયટી

– અમદાવાદ શાખાના નિયામક અને ૧૯૭૪થી મંત્રી પણ.

૨૦. ૧૯૬૯ના ગુજરાતી સાહિત્યપરિષદના જૂનાગઢ અધિવેશનમાં ભાષા - સાહિત્ય - ઇતિહાસ - પુરાતત્ત્વ વિભાગના અધ્યક્ષ

૨૧. ૧૯૭૫ના ગુજરાત ઈતિહાસપરિષદના પાટણ અધિવેશનના પ્રમુખ.

૨૨. એમના 'શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજી' ગ્રંથને અગાઉના મુંબઈ રાજ્યે રૂ. ૧,૦૦૦નું પારિતોષિક આપી સંશોધનગ્રંથ તરીકે એનું મૂલ્યાંકન કરેલું.

૨૩. ગુજરાત, મુંબઈ અને ઉત્તરપ્રદેશની યુનિવર્સિટીઓમાં ગુજરાતી, સંસ્કૃત, હિન્દી અને ઈતિહાસના વિષયોમાં પીએચ. ડી. ની પદવી માટેના મહાનિબંધોના અવારનવાર પરીક્ષક, તેમ ગુજરાતની વિવિધ અને મુંબઈની બે યુનિવર્સિટીઓમાં એમ.એ.ના ગુજરાતી વિષયે પરીક્ષક.

૨૪. ૧૯૩૮માં મુંબઈ–'આકાશવાણી' ઉપર 'હવેલીનું સંગીત' એ વિષય ઉપર વાર્તાલાપ આપ્યા પછી અમદાવાદનું કેન્દ્ર ખોલવામાં આવતાં ત્યાં અત્યાર સુધી ધર્મ, સમાજ, સાહિત્ય, ઈતિહાસ વગેરે અનેક વિષયો પર એમના દોઢસોથી યે વધુ વાર્તાલાપ. પ્રસંગવશાત્ વડોદરા અને ભૂજ કેન્દ્રો ઉપર પણ થોડા વાર્તાલાપ. ગુજરાત ટી.વી. કેન્દ્ર ઉપર એક વાર અને મુંબઈ ટી.વી પર બે વાર રજૂઆત.

૨૫ સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના 'બહાઉદ્દીન કૉલેજ અમૃત મહોત્સવ સમિતિ–જૂનાગઢ' તરફથી અર્પિત 'ભક્તકવિ નરસિંહ મહેતા સ્મારક વ્યાખ્યાનમાળા'ના ૧૯૭૯ના પ્રથમ વર્ષના પસંદ થયેલા ઉદ્ઘાટક વ્યાખ્યાતા.

૨૬. પ્રસંગવશાત્ ગુજરાત યુનિવર્સિટીની 'સેનેટ' ના પાંચ વર્ષ માટે અને જામનગરમાં આયુર્વેદ યુનિવર્સિટી શરૂ થતાં બે વર્ષ માટે એની 'સેનેટ'ના પણ સભ્ય.

૨૭. શુદ્ધાદ્વૈત-પુષ્ટિમાર્ગના આદરણીય કોટિના વિદ્વાન અને તેથી સુરતની શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા તરફથી 'શુદ્ધદ્વૈતાલંકાર ;

શાસ્ત્રીજીના અનેક વિષયે અત્યાર સુધીમાં ૧૪૦ ગ્રંથ છપાયા છે અને નવા લખાયે જાય છે. હજારથીયે વધુ લેખ છપાઈ ગયા છે. ગુજરાતને આપેલી અને હજી અપાતી જતી સેવાથી એઓ ઉજ્જ્વલ કારકિર્દીના ભાગી બન્યા છે.



## નમ્રતા

પાબ્લો નેરૂદા, ચિલીના વિશ્વવિખ્યાત હતા. એક જમાનામાં ચિલીના રાષ્ટ્રપતિ તરીકે તેઓ ચૂંટણીમાં પણ ઊભા હતા, અને સાહિત્યના નોબેલ–ઈનામ માટે પણ તેમનું નામ વિચારાયું હતું. આ બધા પછી પણ એમની નમ્રતા અને એકાંત સેવન તથા પ્રસિદ્ધિથી બને એટલા દૂર રહેવાની જાગરૂકતા ગજબ હતી.

એકવાર કોઈએ એમને પૂછ્યું "તમારે રાષ્ટ્રપતિપદ અને નોબેલ ઈનામ વિજેતા એ બે પદમાંથી પસંદગી કરવાની આવે તો તમે શું કરો ?"

"આ પ્રકારની કાલ્પનિક પસંદગીનો હું વિચાર જ ન કરુ" એમણે નમ્રતાથી કહ્યું.

"પરંતુ ધારો કે એ બન્ને પદો આજે જ–અત્યારે જ આ ઓરડામાં તમારી પાસે મૂકવામાં આવે તો ?"

"પરંતુ ભાઈ......"

"ના, પણ ખરેખર, જો એમ થાય તો......" પેલા ભાઈએ ફરીથી કહ્યું

"તો હું અહીંથી ઊભો થઈને બાજુના ઓરડામાં ચાલ્યો જાઉં......બસ !" – સાધક

# આચમન

જ્યોતિર રાવળ

યુનાઈટેડ સ્ટેટ્સના એક સેનેટરની વાત છે. આ સેનેટર મહાશય જ્યારે એકવીસ વર્ષની વયના હતા ત્યારે પત્રકારનો વ્યવસાય કરતા હતા અને એમનાં લગ્નની તૈયારી ચાલતી હતી ત્યાં સખત માંદગીમાં પટકાયા. છેલ્લા સ્ટેજનાં ક્ષય રોગનાં ચિહ્નો પ્રગટ થયાં.

ક્ષયની અસ્પતાલના દાક્તરોએ આશા છોડી દીધી. સગાસંબંધીઓને તાર કર્યા. વેદના અસહ્ય હતી. એ રાત્રે સેનેટરને ટેબલ પર પડેલી ચોળવાની ઝેરી દવા પી જઈને દુઃખદ જીવનનો અંત આણવાનું મન થઈ ગયું પણ ત્યાં તેનો મિત્ર જેમેસ આવી પહોંચ્યો.

જેમેસે પરિસ્થિતિ પલટાવી નાખી. જેમેસે સેનેટરને કહેલા શબ્દો આ રહ્યા :

"ક્યારેય ન ભૂલી શકે, ક્ષયમાં તારો વિનાશ કરવાની કોઈ તાકાત નથી. ક્ષયને તારા ફેફસામાંથી આગળ મન ઉપર ન જવા દઈશ. જો આશા અને શ્રદ્ધા ગુમાવીશ, જો વ્યગ્રતા અને ભયના વિચારો કરીશ તો મૃત્યુ નક્કી છે. ક્ષયથી જેટલા દર્દી મર્યા છે તેથી વિશેષ તો ક્ષયની ચિંતાથી મર્યા છે. ખાતરી રાખજે કે ક્ષયની તાકાત નથી કે તને મારી શકે."

જેમેસના શબ્દોએ અમૃતનું કામ કર્યું. સેનેટરનું હૈયું પ્રફુલ્લિત થઈ ગયું. ધીરે ધીરે પોતે રોગમુક્ત થઈ જશે એવી દૃઢ શ્રદ્ધા તેનામાં જાગી. વજન અને તંદુરસ્તી સુધરતાં ગયાં, ડૉક્ટરોએ તેને અસ્પતાલમાં હરવા-ફરવાની છૂટ આપી. પ્રત્યેક દર્દી પાસે જઈ પોતાનો અનુભવ કહેતો અને જેમેસના શબ્દોની ચેતવણી આપતો—'ક્ષય ફેફસા ઉપરથી તમારા મન પર ન પહોંચે તેની કાળજી રાખો.' પોતાની ડાયરીમાં એણે બે હજાર દર્દીઓની મુલાકાતો નોંધી છે. જેમનું મન શ્રદ્ધા અને આશાથી પ્રફુલ્લિત હતું, લગભગ બધા જ બીમારો સાજા થયા હતા.

પોતાના જીવનનો બીજો પ્રસંગ આ સેનેટર વર્ણવે છે. કોંગ્રેસમાં સેનેટર થયા પછી છાતીનો દુઃખાવો થતાં વૉશિંગ્ટનના હૃદયના નિષ્ણાત ડૉક્ટરને તેમણે બતાવ્યું. ડૉક્ટરે તપાસીને કહ્યું, 'તમે સેનેટમાંથી આજે જ રાજીનામું આપો, તમારું હૃદય અત્યંત નબળું છે. બિલકુલ આરામ કરો."

બીજા દાક્તરોએ પણ એમ જ કહ્યું, ત્યારે એક ક્ષણ માટે તેમનામાં ભય અને નિરાશા વ્યાપી ગયા હતા પણ ત્યાં જેમેસના શબ્દો અને રાખેલી શ્રદ્ધાનું રૂપ યાદ આવતાં એમણે જીવનચર્યા ફેરવી. વારંવાર પ્રવાસ, લાંબા ભાષણો, નિરર્થક ચર્ચા, શરીર અને મન પર બોજો કરનારી પ્રવૃત્તિઓ બંધ કરી શ્રદ્ધા દૃઢ કરી.

એક વર્ષનો આરામ મળતાં ફરી પેલા ડૉક્ટરોને જઈ બતાવ્યું ત્યારે તેમણે કહ્યું, 'પરમ આશ્ચર્ય, તમારું હૃદય તો એકદમ સરસ થઈ ગયું છે.'

---

એક નેતા – (એમના મંત્રીને) મેં તમને એકાદ બે પાનાનું ટુંકું ભાષણ તૈયાર કરી આપવા સૂચના આપેલી. તમે જાણો છો કે લાંબુ વાંચતાં મને ફાવતું નથી. અને તમે તો દસ બાર પાનાનું લાંબુ ભાષણ ઢસડી નાખ્યું. પ્રેક્ટીસ કરવા માટે વાંચી વાંચીને થાકી ગયો.

મંત્રી – મેં આપની આજ્ઞા પ્રમાણે બે જ પાનાનું ભાષણ લખી ટાઈપીસ્ટને ટાઈપ કરવા આપેલું. ટાઈપીસ્ટે એની પાંચ નકલ ટાઈપ કરી. આપને એક નકલ આપવાને બદલે પાંચેય નકલની થોકડી આપવાની એણે ભૂલ કરી. આપે એકનું એક ભાષણ પાંચ વખત વાંચ્યું લાગે છે."

# પ્રાચીન અપ્રગટ દુહા

સં. હરિવલ્લભ ભાયાણી

[અહીં આપેલા દુહાઓનો પાઠ કેટલેક સ્થળે અશુદ્ધ કે અસ્પષ્ટ છે. કેટલેક સ્થળે અર્થ પણ મને બરાબર બેઠો નથી. જેઓ પાઠની કે અર્થની દૃષ્ટિએ અહીંની ખામીઓ સુધારી શકે તેમને પૂર્તિ કરવા વિનંતી છે.]

કામિણિ વઇરિણિ સિંગિણી,
સિંગિણિ ભમુહ બિજાણિ
વિઅડ – કડકખ – સરાવલિ,
રાઉલિ મૂકઇ તાણિ. ૧

'કામિની ધનુષ્ય જેવી વેરણ છે. તેની બે ભમરને ધનુષ્ય જાણજો. તેમને ખેંચીને તે કટાક્ષોના કારમા બાણ રાજવી ઉપર (?) છોડે છે.' 'રાઉલિ' પાઠ શંકાસ્પદ લાગે છે.'

સીલ અલદ્ધઇ પ્રેમરસિ,
જે કે રુવિ રચ્ચંતિ
દીવા – સંગ પયંગ જિમ,
સંગોવંગ બલંતિ. ૨

'શીલની પ્રતીતિ વિના પ્રેમના આવેગમાં ખેંચાઈને જેઓ રૂપથી રાચી ઊઠે છે, તેઓ દીવાનો સંગ કરનાર ફૂદાની જેમ સાંગોપાંગ બળી જાય છે.'

કર કંપઇ લોઅણુ ગલઇ,
લીલ્લરી વલી ભત્તિ (?)
જુવ્વણુ ગયા જે દીહડા,
વલી ન ચડિસિઇ હત્થિ. ૩

'હાથ કંપે છે, આંખ ગળે છે, મુખે લાળ ટપકે છે (?) : યુવાનીના જે દહાડા વહી ગયા, તે ફરી હાથ ચડવાના નથી.'

બીજા ચરણનો પાઠ ભ્રષ્ટ છે. અર્થ અનુમાને કર્યો છે.

જૂવણુડા તૂં કાંઇ ગઉ,
સંપઇ ગઇ તુ જાઉ
કામિણી રચ્ચઇ રૂયડઇ,
સામી કરઇ પસાઉ. ૪

'સંપત્તિ ગઈ તો ભલે જતી, પણ જુવાની, કેમ ચાલી ગઈ ? સુંદરી જુવાનીના રૂપ પર રાચી ઊઠે છે, અને માલિક પણ (જુવાન પર જ) કૃપા વરસાવે છે.'

નહ ઘટ્ઠા કર પંડરા,
સજ્જણ દુજ્જણ હૂઅ
સૂના દેઉલ સેવિયઇ,
તુજ્ઝ પસાઈ જૂઅ. ૫

નખ ઘસાઈ ગયા, હાથ પીળા પડી ગયા, સગાસંબંધી વિમુખ થઈ ગયા; તારી કૃપાની, હે દ્યૂત, હવે ખાલી પડેલ (અપૂજ) દેવળનો આશરો લેવો પડયો છે.'

એકિક દિયહા દહવયણહ,
સુર નર સેવ કરંતિ
દી હિ પલટ્ટઇ રાવણહ,
પત્થર નીરિ તરંતિ. ૬

'દશમુખવાળા રાવણના એક વાર એવા દહાડા હતા જ્યારે દેવો અને માનવો તેની સેવા કરતા પણ રાવણનો દહાડો પલટતાં – દિનદશા બદલાતાં, પથરા પણ પાણીમાં તરવા લાગ્યા.'

ઇક આંબા અનિ આકડા,
બિહુ સરિખાં ફૂલ હોઇ,
ઇક ગુણ ઇક અવગુણ સયરિ,
હાથ ન વાહઇ કોઇ. ૭

'એક તરફ આંબા અને બીજી તરફ આકડા બંનેને સમાનપણે ફળ બેસે છે પણ પહેલાના ફળ શરીરને ગુણ કરે છે, જ્યારે બીજાના એવા અવગુણકારી છે કે તેમની તરફ કોઈ પણ ન લળાવે'

ગુણવંતા તઉ જાણિયઇ,
જઉ ગુણ ગુણિહિ મિલંતિ
કેસર બંધિઉ કંબલઇ,
તઉ ગુણ કાઇ કરંતિ ૮

'ગુણવંતનું મૂલ ત્યારે જ બરાબર જણાય, જ્યારે તેના ગુણને પરખનાર ગુણી જન મળે કેસરને કામળામા બાંધ્યાથી તેના ગુણની શી પરખ થાય ?'

એકિક ઠામિ વસંતાહં,
એવડુ અંતરુ હોઇ
અહિ-ડસિઉ મહિયલ પડઇ,
મણિ જીવઇ સહુ કોઇ ૯

'એક જ ઠેકાણે વસનારાઓ વચ્ચે મોટું અંતર પણ હોય છે સાપે ડસ્યો ભોંય પર ઢળી પડે છે, જ્યારે (તેના જ માથે રહેલો) મણિ સૌ કોઈને જિવાડે છે'

ઉત્તર દિસિ નઉ ઉન્નમઇ,
ઉન્નમઇ તુ વરિસેઇ
સુપુરિસ વયણુ ન ઉચ્ચરઇ,
ઉચ્ચરઇ તુ (?) કરેઇ ૧૦

'વાદળ ઉત્તર દિશામા ઘેરાય નહી, પણ જો ઘેરાય તો વરસ્યા વિના રહે નહી સજ્જન વેણ ઉચ્ચારે નહી પણ જો ઉચ્ચારે તો તે પ્રમાણે કર્યા વિના રહે નહી'

કરિસણુ સુક્કઇ ધણિ મુઅઇ
સજ્જણિ ગયઇ વિદેસિ
અવસર-ચુક્કઉ મેહડઉ,
વુટ્ઠઉ કાઇ કરેસિ ૧૧

'ધણી મરતા કે સાજન પરદેશે જતા ખેતી-મોલ સુકાઈ રહ્યો છે અવસરચૂક્યો મેહુલો વરસીને હવે શું લાભ કરશે?'

આ દુહાનો પાઠ બરાબર હોય એમ લાગતું નથી.

લહુડા વડ્ડા મા ભણઉ
પુરિસહ પ્રાણ પ્રમાણ
લહુડઉ કેસરિ સમટ-ભરિ
દલઇ ગયદહ માણ ૧૨

'માણસો વચ્ચે નાનામોટાનો ભેદ (તેમના શરીર ઉપરથી) ન કરવો બળથી જ તેમનું માપ નીકળે નાનો હોવા છતા કેસરી સિંહ મોટા ગજેન્દ્ર સાથેની લડાઇમા તેનું અભિમાન ચૂરી નાખે છે'

ગચ્છઉ જણુ વચ્ચઉ વિહવ,
અહવા જીવા જાઉ,
બુડિઅમાણ-મડપ્ફરહ,
સપનિ વિ મંગલ નાઉ ૧૩

'સ્વજનો છોડી જાય તો જાઓ વૈભવ પણ ભલે જતો રહે અરે, જીવ જાય તો પણ ભલે પણ માનમર્તબો નષ્ટ થાય તેમનું સ્વપ્ને પણ કલ્યાણ ન થાય'

તં કાઇ આરંભિયઇ,
મહિમંડલિ ગુરુ કજ્જ
જેણ જગત્તય ધુણઇ સિરુ
તહ નિય નામ રહિજ્જ ૧૪

'એવું કોઇ ભગીરથ કામ હાથ ધરવું જેથી સમગ્ર જગત પ્રશંસાથી માથું ધુણાવે અને આપણું નામ રહે'

રાઉલિ દેઉલિ અંબ-વણિ,
સપક્ખા વિલસંતિ
નિપક્ખા પક્ખાહ વિણુ
દિસિ પક્ખા જોવંતિ ૧૫

'જેઓ સબળ 'પક્ષ' ધરાવે છે, તેઓ રાજદ્વારે, દેવળમા અને આમ્રરાજિમા – અમરાઈમા લહેર કરે છે, જેઓ 'નિષ્પક્ષ' છે, તેઓ 'પક્ષ'ના અભાવે દિશા અને પક્ષ જોયા કરે છે'

દુહાનો અર્થ થોડોક અસ્પષ્ટ છે. 'પક્ષ' એટલે 'સહાયક' કે 'પક્ષકાર' તેમ જ 'પાંખ' દિશા અને પક્ષ જોવાં એટલે સ્થળકાળનાં શુકન પર આધાર રાખવો.

જા મતિ પચ્છઇ સંભરઇ,
સા જઇ પહિલી હોઇ
કજ્જ ન વિણસઈ અપ્પણઉં,
દુજ્જણુ ન હસઈ કોઇ. ૧૬

'જે મતિ પછીથી સૂઝે, તે જો પહેલેથી સૂઝે, તો પોતાનું કામ બગડે નહીં અને કોઈ દુર્જન પણ હાંસી ન કરે.'

આ દુહો ઉત્તરાર્ધના પાઠાંતર સાથે 'મુંજ-પ્રબંધ'માં નીચે પ્રમાણે મળે છે ('પ્રબંધચિંતામણિ', પૃ. ૨૪) :

જા મતિ પચ્છઇ સંપજઇ,
સા મતિ પહિલી હોઇ'
મુંજ ભણઇ મુણાલવઈ,
વિઘન ન વેઢઇ કોઇ'

મુંજ કહે છે કે હે મૃણાલવતી જે મતિ પછીથી સૂઝે, તે જો પહેલેથી સૂઝતી હોત તો તો કોઈને કશું વિઘ્ન વેઠવું ન પડત.'

આમ મુંજ – મૃણાલની લોકકથા સાથે આ દુહો સંકળાઇ ગયેલો છે.

દુબ્બલ – કન્ના વંક – મુહ,
ખંધગ્ગલા સ – રોસ
જેત્તા તુરયહ હુંતિ ગુણા,
તેત્તા સામિય દોસ. ૧૭

કાનના દૂબળા, વાંકા મોંવાળા, આગળ પડતી કાંધવાળા, તરત ઉશ્કેરાઈ ઊઠતા—આવા ઘોડા ગુણવાન ગણાય છે. પણ ઘોડામાં જે ગુણરૂપ છે, તે જ લક્ષણો માલિકમાં દોષરૂપ છે.'

પાઠાંતરમાં 'સામિય'ને બદલે 'નરવઈ' મળે છે. તે પ્રમાણે આ ઉક્તિ રાજાઓને લાગુ પડે છે.

ધુત્તા હુંતિ સવચ્છલા, અસઈ હોઇ સલજ્જ
ખારઉં પાણિઉ સીયલઉં,
બહુફલિ ફલઇ અભકખ. ૧૮.

'ધૂર્ત લોકો વત્સલ હોય છે. અસતી લજ્જાળુ હોય છે. ખારું પાણી શીતળ હોય છે. બહુફળીનાં ફળ અભક્ષ્ય હોય છે.'

ધૂર્ત, અસતી અને ખારા પાણીનો દેખાવ છેતરામણો હોય છે, બહુફળી વેલાનાં ફળ ઢગલાબંધ, પણ અભક્ષ્ય હોય છે.

ભદ્દા (૧) ભૂખ ભુઅંગમા, મુહિ દુહિલ્લા હુંતિ
વઇરી વીછી વાણીઉ, પૂઠિં દાય દિયંતિ. ૧૯

'ભાટ (?), ભૂપતિ અને ભોરિંગ મોંએથી કે (સામેથી) દુઃખદાયક હોય છે; જ્યારે વેરી, વીંછી અને વાણિયો પૂંઠે (કે પૂંઠથી) દાવ લે છે.'

'ભદ્દા'ને બદલે 'ભટ્ટા' માનીને અર્થ કર્યો છે. 'ભદ્દા' એટલે ભદ્રજાતિનો હાથી અર્થ થાય, પણ તે અહીં પ્રસ્તુત લાગતો નથી.

આલસ નિદ્ર અનંત ભઉ ગેહ દુછંડી જાહે
લચ્છિ ભણઇ સુમિણંતરિહિં'
હઉં નિઅડી નહુ તાહં ૨૦

'લક્ષ્મી સ્વપ્નમાં આવીને બોલે છે કે

"જેમને આળસ છે, ઊંઘ છે, ભારે ડર છે, અને ઘરમાં.....છે, તેમની પાસે હું ફરકતી નથી."

જઇ ધમ્મકખર સંભલઉં નયણે નિદ્દ ન માઈ
વત્તકરંતા હે સહી ઢબકઇ રયણ વિહાઇ. ૨૧

'હે સખી જ્યારે હું ધરમના અક્ષર સાંભળવા બેસું છું ત્યારે આંખમાં ઊંઘ સમાતી નથી પણ ગપસપ કરતાં તો ટપ દઈને રાત વીતી વહાણું વાઈ જાય છે.'

ગોહણ ગોરસ સાલિ ધિઅ,
દેવંગઇં વત્થાઇં'
બાલિય સુંદરિ વિબ્ભ – ભરિ,
પુન્નહ એહ ફલાઇં'. ૨૨

'ગોધણ, ગોરસ, શાળ, ઘી, દેવતાઈ વસ્ત્રો તથા પ્રેમભરી બાલા સુંદરી – એ સૌ પુણ્યકર્મના ફળ છે.'

મરણહ કેરુ કવણુ ભય,

જિહા સહુઇ જગ જાઇ

મન અચ્છઇ નીસંબલૂ,

તિણિ કારણિ ઝેલાઇ (૧) ૨૩

'જ્યા આખું જગત જતું હોય છે, તેવા મરણનો ડર શો? પણ માણસ (ધરમનું) ભાતું લીધા વિના ત્યા જતો હોય છે, એટલે તે ફફડે છે.'

'મન' ને બદલે 'જન' પાઠ હોવાનું માન્યું છે. 'ઝોલાઈ'નો અટકળે અર્થ કર્યો છે

અપાઉ રંજિ મ રજિ પરુ,

પરુ રંજઇ તુહું કાઇ

જઇ મણુ રજિસિ અપ્પણુંઉ,

સરિસઇં કજ્જ સયાઇં ૨૪

'તું પોતાનું – આત્માનું રંજન કર, બીજાનું – પરનું રંજન શા માટે કરે છે? તુ જો પોતાનું – આત્માનું રંજન કરીશ તો તારાં સેકડો કાજ સરશે'

જીવ કલેવરુ ઇમ ભણઇ,

મહુ હુંતઇ કરિધમ્મુ

હુઉં માટી હુઉ (૧) રયણુમઇ,

હારિ મ માસુસ – જમ્મુ. ૨૫

કલેવર જીવને કહે છે કે હું છુ ત્યાં સુધીમાં ધરમ કરી લે (પછી તો) હું માટીમાં મળા જઈશ. તુ રતન જેવો મનુષ્ય જન્મ હારી ન જા

પાઠ કાંઈક અશે ભ્રષ્ટ જણાય છે. અટકળે અર્થ કર્યો છે.



એક શ્રીમંત બહેન ઘેર મહેમાનો આવ્યા.

"આજ તો ચાલો મારી સાથે અમારા શહેરનો સારામાં સારો આઈસક્રીમ ખવરાવુ" બહેને આગ્રહ કર્યો

હા–ના કરતા સહુ સહમત થયા અને ગાડીઓમાં ગોઠવાઈ જઈ, આઈસક્રીમ માટે ખૂબ જ પ્રખ્યાત એવા કેન્દ્રમા હંકારી ગયા. મોટુ ટેબલ જોઈ સૌ ગોઠવાઈ ગયાં

બહેને સારામા સારા, મોઘામા મોઘા આઈસક્રીમની ૧૦ પ્લેટનો ઓર્ડર આપ્યો.

"આટલુ બધુ ખર્ચ રહેવા દો" મહેમાનના મોવડીએ વિવેક કર્યો

"તમે મારે ત્યા ક્યાથી ?" બહેને જવાબ આપ્યો

આઈસક્રીમ આવ્યો. બધાને મોજ આવી ગઈ મહેમાનો ના–ના કહેતા રહ્યા અને બહેને બીજી વખત ૧૦ પ્લેટ મગાવી.

આઈસક્રીમની મજા માણી સૌ બેઠા હતા

"હમણા આવુ છુ." કહીને બહેન પર્સ લઈને ઊઠયા મહેમાનોએ માન્યુ કે કાઉન્ટર ઉપર બિલ ચૂકવવા ગયા હશે. થોડીવારે બેરરે આવીને બિલ સાથે રકાબી ધરી મહેમાનોએ યજમાન બહેન માટે ચારે બાજુ નજર દોડાવી પણ બહેન ક્યાય દેખાયા નહી. ઊભા થઈને જુએ તો બહેન આરામથી મોટરમાં જઈને બેઠા હતા

મહેમાનો યજમાન બહેનની હુશિયારી પામી ગયા આપણે પૈસે આપણને મોજ કરાવી

મહેમાનના મોવડીએ બિલની રકમ ચૂકવી આપી. સૌ મૂગા મૂગા આવ્યા હતા એમ મોટરમા બેસી ગયા.

ઘેર જઈને બહેને પૂછ્યુ : 'કેમ ! જોયુ ને ! કેવો ઉત્તમ પ્રકારનો આઈસક્રીમ ! બીજા કોઈની બનાવટ આની તોલે ન આવે."

"સારી વાત બહેન ! આ આઈસક્રીમનો તમે ચખાડેલો સ્વાદ તો જિંદગી સુધી ભૂલાશે નહી" મહેમાને મરક મરક હસતાં જવાબ આપ્યો.

# પહેલી પરીક્ષા

ધીરેન ગાંધી

એક સંત હૃદયનો પુરુષ પોતાના કુટુંબ સાથે આનંદથી જિંદગી પસાર કરતો હતો. બે બાળકો હતાં. સુંદર અને રૂપકડાં. પરાણે સૌને વહાલાં લાગે તેવાં. પ્રેમાળ પત્ની હતી. બાળકોને જોયા પછી જ માબાપને ખાવાનું ગળે ઊતરતું.

સંતપુરુષ સાંજે નોકરીએથી આવે. બાળકો નિશાળેથી આવે. થોડાં તોફાનમસ્તી પછી સાથે ભાણે બેસે. બાળકો વહેલાં–મોડાં થાય તો સંત વ્યાકુળ બની જાય. સંતપત્ની પણ પતિ અને બાળકોમાં એકરૂપ. જાણે દુનિયાનું બધું જ સુખ આ ઘરમાં જ આવી વસ્યું ન હોય!

સંતપુરુષની આસપાસ સાંજ ઢળે અને સૂરજ ડૂબ્યા પછી આજુબાજુનાં સ્ત્રીપુરુષો વીંટળાઈ વળતાં. મધુર અને ગંભીરવાણીમાં કંઈક ને કંઈક વાતો કરતાં. સુખ–દુઃખ, આશા–નિરાશા, હર્ષ–શોક વિષે એટલું બધું સુંદર રીતે પ્રસંગકથા કહી સમજાવતાં કે બધાં તેમની વાણી સાંભળ્યા જ કરતા. કેટલાક તેમના જીવનમાં તેમની બોધકથાથી દુઃખ વખતે આશ્વાસન મેળવી લેતાં.

એક દિવસ બાળકો નિશાળે ગયાં. સંતપુરુષ કામે ગયા. ત્યાં બપોરે નિશાળેથી ખબર આવ્યા કે બંને બાળકોને શાળામાં ઝાડાઊલટી થઈ પડયાં છે. મા દોડતી પહોંચી. ઘરે લાવી. પણ થોડી વારે બંને બાળકો ભગવાન પાસે પહોંચી ગયાં.

હવે!!! પણ સંતપત્નીએ ધીરજ ન ગુમાવી. ખૂબ સાચવીને બંને બાળકોને એક ઓરડામાં જાણે ગાઢ નિદ્રામાં સૂતાં હોય તેમ ચાદર ઓઢાડી સુવાડી દીધાં.

સાંજ પડી. સંતપુરુષ આવ્યા. બાળકોને ન જોયા. આમતેમ આંટા મારે. સંતપત્નીએ કહ્યું : "આમ આટલીવારમાં બાવરા શું બની જાઓ છો! હમણાં આવશે. રમતગમતમાં કોઈ વાર મોડું પણ થઈ જાય. બાળકો છે."

"અરે પણ કોઈ દિવસ આટલા મોડા મારા બાળકો આવ્યા છે?"

"હશે, જરાક તો ધીરજ ધરો. હાથપગ ધુઓ, પાણી પીઓ, ત્યાં હું ચા કરી આવું; ત્યાં આવી જશે. બધાં સાથે દૂધ, ચા પીજો."

સંતપત્ની પાણીનો પ્યાલો મૂકી ચાલી ગયાં.

પાણીનો ભરેલો પ્યાલો એમ ને એમ પડયો રહ્યો.

સંતપુરુષ તો બસ બાળકોની આતુરતાથી દૂર નજર નાખતા બારીએ ઊભા રહ્યા.

ત્યાં સંતપત્નીએ ધીમે આવીને કહ્યું : "સાંભળો છો! મારે એક વાત પૂછવી છે. કેટલાયે દિવસથી વિચાર કરતી હતી પણ આજે પૂછી લઉં! મને આપણા પાડોશી બહેને જાત્રા કરવા જતાં થોડા મહિના પહેલાં થોડાં ઘરેણાં સાચવવા આપી ગયાં હતાં તે સુંદર છે અને આપણાથી એવાં ઘરેણાં આ જિંદગીમાં થઈ નહીં શકે તો તે રાખી લઉં! કોઈક વાર બીજી બહેનોને ઘરેણાં પહેરતી જોઉં છું ને મન ચળી જાય છે. ને બહેન પાછાં જાત્રાએથી આવી ગયાં છે. તેમને કહી દઈશ કે ચોર આવેલા ને અમારાં ઘરેણાં સાથે તમારાં ઘરેણાં પણ ચોરાઈ ગયાં છે. કયાં સહીસિક્કા કરી આપ્યાં છે.

ગુસ્સે થતાં સંતપુરુષ બોલ્યા: "તું શું બોલી રહી છે? તું કોની પત્ની છે? મારી પત્ની છે? મારી પત્ની આવું બોલે? કોઈની વસ્તુ, એ પણ સાચવવા આપેલી તે આવી રીતે રાખી લેવાય? અત્યારે ને અત્યારે જ આપી આવ. એક પળ પણ આપણાથી ન રખાય."

સંતપત્નીએ ધીરજથી કહ્યું: "આ તો સહેજ વિચાર આવ્યો ને તમને કહ્યો. હું એ ઘરેણાં નહીં રાખું. હમણાં જ આપી આવું છું. હું જરા અહીં આવો તો તે ઘરેણાં બતાવું."

[અનુ. પૃ.

# સંત હીરાદાસ

પિંગળશીભાઇ ગઢવી

સૂરતના સંત હીરાદાસની નામના ગુજરાતને ગામડે ગામડે ફરી વળી છે. પાંચ માણસ જ્યાં ભેળાં થઈને બેઠાં હોય ત્યાં એ જ વાત થતી હોય છે કે યુગ ભલેને કળિયુગ હોય પણ સંત હીરાદાસ તો સતયુગના જોગી કહેવાય. ત્યાં બીજો કહે એ તો કામદહન ભગવાન શંકરનો ગણ છે. મેરુ ડગે પણ એ ગોરખ જતિનું મન ન ડગે. આપણે નસીબે જ એવા પ્રતાપી સંત અહીં આવીને વસ્યા છે. એમના દર્શનથી પાપ જાય એવી મૂર્તિ છે. કોઈનો દોષ તો જોવાપણું જ નહીં ને જીવમાત્રનું કલ્યાણ કેમ થાય બસ એ જ ભાવના.

થોડા વખત પહેલાં દિલ્હીથી એક ખિન્ની નામે ખ્યાતનામ ગણિકાએ પોતાનો ધંધો વિકસાવવા અહીં સૂરતમાં આવીને વસવાટ કર્યો છે, પણ એના રૂપે લાવણ્યે ગામમાં ડમરી ચડાવી દીધી છે. યુવાનોના ઘટમાં ઘોડાં થનગની ઊઠયાં છે. ચાટયની કૂંડીમાં એઠવાડ પડતાં કૂતર્યાં ટોળે વળે એમ જ્યાં ખિન્નીને જુએ ત્યાં ગાંડાતૂર થઈને ઘેરી વળે. આખા શહેરમાં આ ગણિકાએ એવું જાદુ પાથર્યું છે કે ન પૂછો વાત.

ખિન્નીનું રૂપ પણ વર્ણન કર્યું જાય નહિ એવું છે. ભગવાને મોકળે મને હતું એટલું ખિન્નીને જ આપી દીધું છે. હેમના પાસાં જેવો વાન, ગોળમટોળ પૂનમના ચંદ્ર જેવું મોઢું, કમળની દાંડી જેવી કળાયું, ચોળાફળી જેવી *મહેંદીવાળી આંગળીઓ, ગુલાબના ફૂલ જેવા ગાલ* ને દાડમની કળી જેવા દાંત, લાલ પરવાળા જેવા હોઠ, મૃગલીના બચ્ચા જેવાં કામણગારાં નેણ જેના સામે નાંખ્યા તે ભફ દઈને હેઠું પડે. પછી દેવલોકનો રાજા ઈંદ્ર ભલેને હોય!

ખિન્ની તળજાના બાગ જેવો પોશાક પહેરીને બજારમાં નીકળતી જોતાં માણસ માત્રનાં મન થંભી જાય ને બોલી જવાય કે ઘડી છે ને કુદરતે આરસની પૂતળી રાખી.

આ ગણિકા ખિન્ની, સૂરતમાં આવી ત્યારથી બાખી સંત હીરાદાસની ખૂબ નામના સાંભળી છે એટલે એમના દર્શન કરવાની ઇચ્છા થઈ છે. પણ સંતના આશ્રમમાં એક ગણિકાથી જવાય કે ન જવાય. કોઈ ના પાડે તો અનેક પ્રકારના વિચાર આવે છે ને વળી પાછી હિંમત કરે છે કે સાચા સંત હોય તો એને મન ગણિકા કે સાધવી એવો કશો ભેદ હોય જ નહિ. એ તો 'પિંડે સો બ્રહ્માંડે' જોતા હોય કે જે બ્રહ્માંડમાં છે એ જ પિંડમાં બેઠા છે આમ ખિન્નીને અનેક પ્રકારના તર્કવિતર્ક ઊઠે છે.

આજે અમાસનો દિવસ છે. સૂર્યગ્રહણનો યોગ થયા પછી સંત હીરાદાસ તાપી નદીના ગુર્જરી ઘાટ ઉપર સ્નાન કરવા આવ્યા. એક તો એમનું પાંચ હાથ પૂરું દેદીપ્યમાન શરીર, ગોરો વાન, મસ્તક ઉપર પગની પેની સુધીની જટા, એક હાથમાં કમંડળ, ખભામાં ઝોળી ને ચાખડિયુંના પટાકા બોલાવતા ઘાટ પર આવ્યા. બધી સામગ્રી એક બાજુ મૂકીને સ્નાનની તૈયારી કરે છે. આ વખતે ગણિકા ખિન્ની પણ સૂર્યગ્રહણનું સ્નાન કરવા તાપીતીરે આવેલી. એમણે આ સંતની નામના ખૂબ સાંભળેલી પણ દીઠે ઓળખે નહીં.

ખિન્નીએ પણ આજે નક્કી કર્યું છે કે સ્નાન કરી ઘરે જઇ કપડાં બદલાવીને સાંજે સંતને દર્શને જવું છે.

આ ઘાટથી થોડે દૂર સંત હીરાદાસ એક કોપીન સાથે નદીમાં સ્નાન કરવા ઊતર્યા – ત્યાં ખિન્ની બોલી, "સ્વામિ! સાધુ થયા છતાં માયા મુકાણી હોય એમ લાગતું નથી, નહીંતર જ્યાં સ્ત્રીઓ નહાતી હોય ત્યાં સાધુથી અવાય ખરું?" એ તો ગણિકા છે એટલે ચબરાક તો હોય જ.

સંત હીરાદાસે ગણિકાનો ઠપકો માથે ચડાવતાં વળતો જવાબ આપ્યો, "દેવી તમારું કહેવું બરાબર છે. હું સાધુ થયો પણ મન વૈરાગમાં રંગાયું

નથી" એટલું જ બોલીને તરત રવાના થઈ ગયા.

સંત હીરાદાસ રવાના થયા પછી ગણિકા ખિન્નીને ભારે પશ્ચાત્તાપ થવા લાગ્યો કે કારણ વિના એક સંતનો આત્મા દુભાવ્યો. એમાં વળી આજે ગ્રહણને દિવસે હું અહીં પાપ ધોવા આવી છું. એને બદલે સામે ગાડડી બાંધીને બેઠી. કયે ભવે છૂટીશ. આમ ધલવલાટ કરતી સ્નાન કરીને રવાના થઈ.

જે સંતના આજે દર્શને જવાની છે એ આ સંત હીરાદાસ હતા, પણ પોતે ઓળખતી નથી. પણ આ સંતની મૂર્તિ એમના હૃદયમાં ઓળખાઈ ગઈ છે.

ઘરે આવી મજાનાં કપડાં પહેર્યાં. સંત-પૂજનની સામગ્રી લીધી અને ઠઠારેથી સંતના આશ્રમમાં આવી. કોઈ સાધુને પૂછ્યું કે મારે સંત હીરાદાસનાં દર્શન કરવાં છે. એટલે પેલા સાધુએ હાથની સમસ્યા કરી બતાવ્યા કે પેલી ધૂણી પાસે બેઠા છે તે. ખિન્ની ધૂણી પાસે આવી. સામે ઊભી ને જુએ છે તો ધખતી ધૂણીની કોરે એક પાવડી ઉપર મસ્તક ટેકાવી બન્ને હાથની ભુંગટી વાળી ધ્યાનમાં બેઠા છે. ખિન્નીએ સંતને જોતાં કાળજામાં શેરડો પડયો કે અરેરે આ તો સવારે તાપીમાં સ્નાન કરવા આવેલ ને મેં એની મશ્કરી કરી અનાદર કરેલ એ જ સંત. આમ પશ્ચાત્તાપ થતાં ખિન્નીનું આત્મબળ ઓસરવા લાગ્યું. ને સામેથી તેમનો પ્રભાવ પથરાવા લાગ્યો. થરથર કંપી ઊઠી. આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. અરેરે એ જ સંત. એમને મેં દુભવ્યા છે. મારી શું વલે થશે. ખિન્ની તો માંડી રડવા ને હીબકા ભરવા. ત્યાં સંતે આંખ ઉઘાડી ને સામે જોયું તો ખિન્ની ગણિકા. સવારે તાપીને તીરે ઠપકો આપ્યો હતો. એ જ સંતે આવકાર આપ્યો. એટલે નજીક આવીને બોલી, "સ્વામી, આપના દર્શનની ઘણા દિવસથી ઇચ્છા હતી. આજે એ પૂરી થઈ. આપનાં દર્શન કરી હું પાવન થઈ."

સાંભળતાં સંત હીરાદાસ થોડુંક હસ્યા ને કહ્યું : "ખિન્ની, કોઇ સાચા સંતનાં દર્શન કરી પાપમુક્ત બનો. મારા જેવા માયાવી જીવના દર્શને નથી શું વળવાનું?"

આ માર્મિક શબ્દોએ ખિન્નીનું હૃદય વલોવી નાખ્યું ને ખિન્નીએ નક્કી કર્યું કે સંત તો એ જ છે એટલે દંડવત્ પડીને બોલી : "સ્વામીજી, હું અભાગણી આપને ન ઓળખી શકી. મારા જેવી પતિતા સંતોને કયાંથી ઓળખે? અમે તો અમારામાંના દોષ બીજામાં પણ જોતાં હોઈએ. મને ક્ષમા કરો, હું દોષિત છું." એમ કહેતાં સંતના ચરણમાં પડી ગઈ.

સંત હીરાદાસે ખિન્નીનો હાથ પકડી બેઠી કરતાં કહ્યું, "ખિન્ની, રડીશ નહિ. હૃદયની ભ્રમણા તજી દે. સ્વસ્થ થા. આ સંસારમાં તું મુક્ત બનીશ. પ્રભુ તો દયાળુ છે. એને શરણે જાવ. પછી ગમે તેટલા તમારા અપરાધ હોય પણ ક્ષમા કરી દેવાના. એવાં તો પુરાણકથાઓમાં અનેક દૃષ્ટાંતો મળે છે.

"અજામેલ પાપ અતિ, વછૂટો વસમી વાંર
કીધો નારાયણ કને પુત્ર હેત પોકાર"

અરે અજામેલ તો ઠીક બ્રાહ્મણ હતો, પણ સજનો તો કસાઈ હતો ને એનો પણ મારા રામે ઉદ્ધાર કર્યો છે. ભજનવાણી કહે છે ને –

"હતનેકમેં એક કસાઈ સજનો જીભે બકરા જરન
તાકુ હરિયે તારી લીધો કિયા સુકરત કેરન
ધન્ય હો ધન્ય ગિરિવર ગિરિધરન્, સબ દુઃખ રચન
સબ દુઃખ હરન, જેમ ઘટમટે. આવન મરન"

ખિન્નીએ કહ્યું : "સ્વામી! આપે મારો હાથ પકડીને મને બેઠી કરી. હવે હું આપની જ થઈ ચૂકી છું. મેં પ્રથમથી જ આપને સ્વામી કહીને સંબોધ્યા છે. તે મુજબ આપ મારા સ્વામી ને હું સ્વામિની. સાચા સાધુ કોઈ દિવસ વચન-વિમુખ થતા નથી. હાથ પકડીને હવે રખડતી મૂકતા નહીં. હું આપની થઈ ચૂકી છું અને સદાને માટે આપની થઈને જ રહીશ. અત્યાર સુધી હું ગણિકા હતી. આજથી હું એક ઋષિ-પત્ની બનું છું અને પવિત્ર પ્રેમનું મને પૂરેપૂરું ભાન છે. આપ પણ સાધુના બિરદને બરાબર સાચવજો." આમ આ

ખિન્ની ગણિકાએ પવિત્ર ભાવનાથી આ સંતને બાંધી લીધા.

ચાલાક ખિન્ની ગણિકાની આ હુશિયારીને પ્રભુપરાયણ થવાની ભાવના જોઈ સંતે કહ્યું : "ખિન્ની, પ્રેમ તો ઈશ્વરનું સાચું સ્વરૂપ છે. પણ એ પ્રેમને ઓળખવો જોઈએ. રામબાણ તો લાગ્યા હોય તે જાણે. જેણે જેણે એ પ્રેમ માણ્યો છે એ જ એ પ્રિયતમની સેવામાં પોઢયા છે."

"પિયુપિયુ તમે શું કરો સજની,
રવિ ઊગે નતદન
પરણ્યા પછી ખબરૂ પડે મીઠપ દેશે મન
સેજલડીમાં સૂતાં રે પરણ્યાજીની ખબરૂ પડે
બાઇઓ એ વર વિના રે
કહોને અમને કેમ રે ચડે."

ખિન્ની કહે, "બસ સ્વામીજી, એટલું જ જોઈએ" આટલી વાત કરી ઘરે જવા તૈયાર થઈ એટલે સ્વામીએ કહ્યું, "ખિન્ની, મધ્ય દરિયે નાવ છે કો જાને કા હોય." જરા પણ ગફલત રાખતી નહિ. આમ ખિન્ની સંત હરીદાસની આજ્ઞા માથે ચડાવી ઘરે આવી ને એક ધ્યાનથી પ્રભુભજનમાં બેસી ગઈ. રૂંવાડે રૂંવાડે રામનામના રણુકાર બોલવા લાગ્યા. રોજ સવારે એક વખત આશ્રમમાં આવે, સ્વામીજીનું પૂજન કરી ઘરે વહી જાય.

સંત નિર્વાણસાહેબની જગ્યામાં જ્ઞાન-ગુદડીના મેળાનો દિવસ છે. દૂર દૂરથી અનેક સંતો આવ્યા છે. સંત હીરાદાસની ધૂણી પાસે અનેક સાધુ વીંટળાઈને બેઠા છે. ત્યાં ખિન્ની આવીને હીરાદાસના ચરણ સ્પર્શી પૂજન કરી પુષ્પમાળા પેરાવી ચરણમાં મસ્તક નમાવ્યું, એટલે સ્વામીએ જય હો એમ કહી આશીર્વાદ આપ્યા.

ખિન્નીએ કહ્યું, "સ્વામી, આજના મંગલ દિવસે હું આપની પાસે અંતિમ વિદાય લેવા આવી છું. આપ પ્રસન્ન ચિત્તથી આ દાસીને વિદાય આપો." એટલે સ્વામી હીરાદાસે પોતાનો હાથ ખિન્નીના મસ્તક ઉપર મૂકયો. તે જ ઘડીએ ખિન્નીનો આત્મા દિવ્ય જ્યોતમાં ભળી ગયો. આમ એક ગણિકાએ સંત હીરાદાસના મિલાપથી પરમ ગતિને પ્રાપ્ત કરી. ત્યારથી આ દોહો કહેવાયો છે કે

"વિમલ પ્રેમ પહિચાન કે ખિન્ની ધોયા કલંક
બારામુખી બહુરિ લિપે ખિન્ની તૂં નિકલંક"

⁂

પૃ. ૪૪૧થી ચાલુ]

અને પત્ની સંતપુરુષને બાળકો સૂતાં હતાં તે ખંડમાં લઈ ગઈ. બંને બાળકોના મોઢા પરથી ચાદર ખસેડી.

ને સંતપુરુષ સમજી ગયા. ધ્રુસકે ધ્રુસકે રડી પડયા.

સંતપત્ની હૃદય પર હિમાલયનો પહાડ ખડકીને બોલી: "અરે! તમે આક્રંદ કરો છો! હમણાં જ શું કહ્યું. જેનું હોય તેને પાછું આપી દેવું જોઇએ. ઈશ્વરનાં આ બાળકો ઘરેણાં જ હતાંને! આપણને સાચવવા આપ્યાં હતાં. ઇશ્વરે માગ્યાં ને આપણે આપી દેવાં જ જોઈએ ને?"

સંતપુરુષ પત્નીના તેજભર્યા મુખને નીરખી તરત સ્વસ્થ થયા પોતાની સુખદુઃખની બીજા લોકોને કહેલી પ્રસંગકથા આંખ સામે પસાર થતી લાગી. ઇશ્વર શું મારી પરીક્ષા કરી રહ્યા છે! જે વિચારો હું બીજાને સમજાવતો તેને આચારમાં મૂકવાનો જ આ વખત છે ને?

સંતપુરુષ પત્નીના તેજભર્યા મુખને જોતા જ રહ્યા. પણ હવે પત્ની હિમાલયનો ભાર સહન ન કરી શકી ને ભાંગી પડી. જમીન પર ફસડાઇ પડી.

વેદનાભરી પળો પર વિજય મેળવી બંને બાળકોને ઇશ્વરને સ્વસ્થ ચિત્તે પાછા સોંપી પતિ-પત્ની સ્વસ્થ થયાં.

કેવી પહેલી પરીક્ષા!

# કથારૂપો – Tale Types

પ્રા. ડૉ. પ્રહ્લાદ પટેલ

આજે લોકકથાઓનો વૈજ્ઞાનિક અભ્યાસ થઇ રહ્યો છે ત્યારે વિદ્વાનોનું ધ્યાન લોકકથાનાં મુખ્ય બે તત્ત્વો ૧. કથારૂપ Tale Type અને ૨. આધારબીજ–Motif પર કેન્દ્રિત થયું છે. તેમાં કથારૂપ એ લોકકથાનો દેહ છે. માળખું માત્ર છે જ્યારે આધારબીજ તેનું પ્રાણતત્ત્વ છે. કથારૂપ સ્થળકાળ અનુસાર પરિવર્તનશીલ રહે છે. જેમકે 'આપકમી અને બાપકમી' કથાનાં અનેક રૂપો અલગ અલગ પ્રદેશોમાંથી પ્રાપ્ત થાય છે. જ્યારે આધારબીજ એ લોકકથાનું સ્થાયી તત્ત્વ છે.

લોકકથાનું 'લોક' તત્ત્વ એ કોઇ નાના માનવ-સમૂહ, જાતિ કે વર્ગ પૂરતું મર્યાદિત હોતું નથી. તે તો નાના. મોટા વાડાઓને ભેદીને, સાર્વભૌમ માનવ-લોકમાં મળે છે. વળી તેને સમયનાં બંધન પણ નડતાં નથી. આ લોકતત્ત્વનાં મૂળ વર્તમાન યુગથી માંડી પ્રાગૈતિહાસિક અતીત સુધી પહોંચેલાં હોય છે. લોકકથાના આ લોકતત્ત્વના અભ્યાસ માટે સૌ પ્રથમ કથારૂપ નક્કી કરવું પડે છે. તે નક્કી થતાં વિવિધ કથાઓની ઓળખ અને નામકરણમાં સુવિધા રહે છે.

લોકકથાના અભ્યાસ માટે તેના સ્વરૂપની દૃષ્ટિએ બે વિભાગ પાડી શકાય. ૧. જટિલ કથાઓ અને ૨. સરળ કથાઓ. જટિલ કથામાં એક મુખ્ય કથાપ્રવાહને અનેક નાની મોટી સરળ કથાઓ પુષ્ટ કરતી હોય છે. આમ જ્યારે જટિલ કથાના અંગ તરીકે સરળકથા સંકળાયેલ હોય ત્યાં તેનું સરળકથા હોવા છતાં સરળકથા તરીકેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી. દ્વારકા પ્રદેશના વાઘેરોમાં ભોપા-રબારી અને અને તુંબેલ ચારણની ઉત્પત્તિકથા આ પ્રમાણે જટિલ કથારૂપમાં મળે છે.

૧. શંકર હિમાલયમાં તપ કરવા ગયા ત્યારે સમય પસાર કરવા પાર્વતીએ ઘેર બેઠાં બેઠાં માટીના સાંઢિયા ઘડે રાખ્યા. શંકર તપ કરી પાછા આવ્યા ત્યારે પાર્વતીએ હઠ પકડીને શંકર પાસે સાંઢિયા સજીવન કરાવ્યા.

૨. તે સાંઢિયાને ચારવા જતા શંકર ભગવાન તેમની રખવાળી માટે થતી દોડધામથી કંટાળી ઘેર આવી પાર્વતીને પોતાની ભૂલ માટે ઠપકો આપ્યો ત્યારે વટની ખાતર પાર્વતીએ સાંઢિયા ચારવા જવાની હઠ લીધી.

૩. નાસાભાગ કરતા સાંઢિયાઓને સાચવતાં ત્રાસી ગયેલ પાર્વતીએ સાંઢિયાઓને શાપ આપ્યો કે 'તમને પાંચ પગ થાઓ.'

૪. પાંચમા પગને કારણે એક જ જગ્યાએ સ્થિર ઊભેલ સાંઢિયા ઘેર પાછા ફરવા અશક્તિમાન હોવાથી પાર્વતી અફસોસ કરતાં ઊભાં.

૫ સમય થવા છતાં પાર્વતી ઘેર પાછાં ન ફર્યાં હોવાથી ચિંતાતુર શંકર તેમને શોધવા નીકળ્યા તો વગડામાં સાંઢિયા સ્થિર ઊભેલા જોયા.

૬. છેવટે પાર્વતીને મીઠો ઠપકો આપી સાંઢિયાનો પાંચમો પગ દબાવીને ઊંચે ચડાવી દીધો તેની નિશાની રૂપ ઊંટના આગળના બે પગ પાસે પાંચમા પગની ગાદી છે.

૭. પાર્વતીએ પોતાના શરીર પરથી મેલ ઉતારી તેનું પૂતળું બનાવી, તેને સજીવન કરી સાંઢિયાના ગોવાળ તરીકે મેલ્યો તે આજના ભોપા–રબારી.

૮. આ ભોપો (ગોવાળ) સાંઢિયા દોહી દૂધને ઝાડવાંમાં સંતાડતો, છતાં ઈન્દ્રની અપ્સરાઓ આવીને દૂધ પી જઈને દૂધના ખાલી પારિયા

ઊંધા વાળતી તે ગોવાળે સંતાઈને શોધી કાઢયું.

૯. પરણવાની તીવ્ર ઇચ્છાવાળા ગોવાળે શંકરના સૂચવ્યા પ્રમાણે માન સરોવરે નગ્ન થઈને સ્નાન કરતી અપ્સરાઓનાં વસ્ત્રો લઇને ભાગ્યો.

૧૦. પોતાનાં કપડાં લેવા સમડી રૂપે પાછળ પડેલ અપ્સરાઓ ગોવાળને આંબે એટલે એક વસ્ત્ર ફેંકતો તે કોનું છે તે નક્કી કરવા બધી અપ્સરાઓ પડાપડી કરતી ત્યાં પેલો ગોવાળ દૂર નીકળી જતો.

૧૧. આમ જ્યારે ગોવાળ શંકર પાસે આવ્યો ત્યારે તેની પાસે એક અપ્સરાનાં વસ્ત્રો બચ્યાં હતાં તે અપ્સરા પણ ત્યાં પહોંચી.

૧૨. શંકરના કહેવાથી તે અપ્સરાએ ગોવાળ સાથે અબોલ રહેવાની શરતે સંસાર માંડયો.

૧૩. ચાર વિયા થયા બાદ, 'હવે તે કયાં જવાની ?' એ વિશ્વાસે ચારણે દૂર દોહતી અપ્સરા સાથે અબોલા તોડયા.

૧૪ શરતભંગ થવાથી અપ્સરા ચારણને છોડી ચાલી નીકળી.

૧૫. આ સમયે અપ્સરા સગર્ભા હોવાથી અપ્સરા ગણમાં ભળવા માટે ગર્ભ ચીરી, રૂથી વીંટાળી, તુંબડામાં મૂકી પાણીમાં તરતો મૂકયો.

૧૬. તુંબડામાં રહેલ આ ગર્ભમાંથી તુંબેલ ચારણો ઉત્પન્ન થયા.

ઉપરોકત જટિલ કથામાં ૧. ચારણની ઉત્પત્તિ ૨. સાંઢિયાના પગ વચ્ચેની ગાદીની ઉત્પત્તિ ૩. તુંબેલ ચારણોની ઉત્પત્તિ–આ ત્રણ કથાઓ સંકળાયેલી છે. આથી પણ વધુ સંખ્યામાં સરળ કથાઓ જટિલ કથા સાથે સંકળાયેલી હોય છે.

જેમ જટિલ કથામાં અનેક સરળ કથાઓ હોય, તેમ સરળ કથામાં અનેક ઘટનાઓ આવતી હોય છે. આવી અનેક ઘટનાઓ ધરાવતી સરળ કથાનું પણ લઘુતમ સ્વરૂપ હોઈ શકે છે. જેને હિન્દી ભાષી વિદ્વાનોએ 'અક્ષર કહાની' એવું નામ આપ્યું છે તેનાથી વધારે નાનું સ્વરૂપ લોકકથાનું હોઈ જ ન શકે. આવી કથાઓમાં પાત્ર, ઘટના અને ક્રિયા – પ્રતિક્રિયા જ માત્ર હોય છે. એમાં ક્રિયા – પ્રતિક્રિયા અને ઘટનામાં કથાતત્ત્વ હોવું જરૂરી છે. અહીં ઘટના માત્ર ઘટના તત્ત્વરૂપે જ આવતી નથી પણ વિશિષ્ટ કથાતંતુ – 'મોટિફ'ના સ્વરૂપે હોય છે. 'મોટિફ' અને 'કથારૂપ'માં ભેદ એ છે કે 'મોટિફ'નું ક્ષેત્ર બહુ વ્યાપક છે, તે આંતરરાષ્ટ્રીય છે. અનેક દેશની કથાઓમાં એક જ પ્રકારના 'મોટિફ' મળી શકે છે જ્યારે કથારૂપનું ક્ષેત્ર કોઈ દેશવિદેશની ભૌગોલિક સીમાની અંદર જ હોય છે.

જટિલકથા સાથે સંકળાયેલ સરળ કથાઓનું કથારૂપો tale type દ્વારા અધ્યયન કરવામાં આવે તો જણાય છે કે તેમાંની મોટા ભાગની કથાઓ તો વિશિષ્ટ અને પ્રચલિત કથારૂપોમાં ગુંફિત બની જાય છે. આમ વસ્તુતઃ આ કથારૂપ એક જટિલ વાકયરચના જેવાં હોય છે. પરંતુ આવી કથાઓમાં એક મુખ્ય કથા સાથે અન્ય કથાઓ ગૂંથી લેવાની વિશેષતા કથા કહેનારની હોઈ શકે છે. આથી તેમાં સ્થળભેદે તેમ જ વ્યકિતભેદે ભિન્નતા વર્તાય છે. આથી કથારૂપોની પ્રાપ્તિનું ક્ષેત્ર મર્યાદિત બને છે.

આ સરળ કથાઓનાં કથારૂપો Tale Types નકકી કરવાનો પ્રયત્ન વર્ષોથી થતો રહ્યો છે. તેમાં ફિનલેન્ડના કથાવિદ કાર્લ ક્રોહનના પ્રયત્નોથી કથારૂપોની સ્થાપના અને તેના અભ્યાસને વેગ મળ્યો. વિશ્વભરની કથાઓ એકત્ર કરી તેને સુલભ બનાવવા માટે *અભ્યાસની નિશ્ચિત પ્રણાલીમાં ઢાળવાના* પ્રયત્નમાં તેના મિત્ર એન્ટીઆર્નેએ પણ પોતાનો ફાળો આપ્યો અને અમેરિકન લોકકથાવિદ ડૉ. સ્ટિથ થોમ્પસને કથારૂપોની આર્નેની અનુક્રમણિકાને વધુ વ્યવસ્થિત નિરૂપવા પ્રયત્ન કર્યો છે.

કયારેક ધર્મગાથાની કોઈ એક કથા પાત્ર અને સ્થળનાં નામ બદલીને નીકળી પડે છે. તેવી જ રીતે

એક જ સમયે એક દેશમાંથી બીજા દેશમાં તે જ કથા સ્થાનીય જરૂરિયાત મુજબ પાત્રો અને સ્થળનાં બદલાયેલ નામથી પ્રચલિત બને છે. ત્યારે કથારૂપ-ક્રમાંક વડે વિવિધ પ્રદેશની લોકકથાઓ વચ્ચે સંબંધ સ્થાપી શકાય છે અને તે દ્વારા એક લોકસંસ્કૃતિનો બીજી લોકસંસ્કૃતિ સાથેનો સંબંધ જાણી શકાય છે.

લોકસાહિત્યના વિદ્વાનો 'કથારૂપ' શબ્દ એવી લોકકથા માટે વાપરે છે કે જે મૌખિક પરંપરામાં પોતાની સત્તા જમાવવા સમર્થ હોય. કોઈ કથા જે સ્વતંત્ર રૂપ ધરાવતી હોય અને પોતાની વિશેષતાઓ Characteristicsના કારણે તે અન્ય કથાવર્ગથી જુદી પડતી હોય, એવા કથાવર્ગને Type કહે છે. વિદ્વાનો લોકકથાનું કથારૂપ નક્કી કરતાં પહેલાં તેનાં જુદાં જુદાં પાઠાન્તરો શોધી કાઢે છે. આ વિભિન્ન પાઠાન્તરોમાં કોઈ વિશેષ સમાનતાઓ મળે ત્યારે તેને એક શ્રેણીમાં રાખે છે. ફરી તે એ પ્રકારના સામાન્ય ગુણો ધરાવનાર બધી કથાઓને એકત્ર કરે છે. આ રીતે સામાન્ય ગુણ સમન્વિત આ કથાઓનું એક અલગ Type બની જાય છે.

લોકકથાના અભ્યાસનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે પાશ્ચાત્ય વિદ્વાનો સંસ્કૃતના સંપર્કમાં આવ્યા તો તેમને લાગ્યું કે સંસ્કૃતની ઘણી બધી કથાઓ સાથે પશ્ચિમની કથાઓ ખૂબ જ મળતી આવે છે. પરિણામે પૂર્વ અને પશ્ચિમના કથાસાહિત્યનો તુલનાત્મક અભ્યાસ થયો અને તે દ્વારા ફલિત થયું કે મૂલતઃ એક જ કથા જુદી જુદી આર્ય ભાષાઓમાં તેમ જ અન્ય ભાષાઓમાં નામ–રૂપ બદલી વધારા–ઘટાડા સાથે મળે છે. આ મૂળ રૂપને શોધી કાઢવાથી 'કથારૂપ'નો જન્મ થયો. પછી તો પ્રશ્ન ઉદ્ભવ્યો કે આ 'કથારૂપ' સૌપ્રથમ ક્યાં જન્મ્યાં? તેના જવાબ રૂપે પશ્ચિમી વિદ્વાનોએ જણાવ્યું કે પશ્ચિમની બધી જ કથાઓ ભારતમાંથી આવી છે. ડૉ. સ્ટિથ થોમ્પસન માને છે કે 'અશોપ્સ ફેબલ્સ' ની વાર્તાઓ બાદ કરતાં બાકીની કથાઓનું મૂળ ભારતમાં છે .અને ભારતમાંથી ત્રણ રીતે પશ્ચિમના દેશોમાં ગઈ છે. (૧) ૧૦મી સદી પહેલાં કેટલીક કથાઓ મૌખિક પરંપરા દ્વારા ગઈ છે. (૨) ૧૦મી સદી પછી સાહિત્યિક પરંપરા દ્વારા મુસ્લિમ સંસ્કૃતિની અસર તળે ઇટલી, સ્પેન થઈને ગઈ છે અને (૩) બૌદ્ધધર્મ સાથે ચીન તિબેટ થઈને કે સીધી મોંગોલિયા થઈને યુરોપ પહોંચી છે. કદાચ એમ પણ બન્યું હોય કે ભારત-યુરોપીય ભાષા-પરિવારની Wiros પ્રજા મધ્યએશિયામાંથી સ્થળાંતર કરી, તેમાંની કેટલીક ટોળીઓ યુરોપ તરફ ગઈ, જ્યારે કેટલાક ઈરાન થઈને ભારતમાં આવી સ્થિર થયા. આ સ્થળાંતર સમયે તેઓ પોતાની લોકકથાઓને સાથે લઈ ગયા હશે અને તેમાં સ્થળ–કાળની આવશ્યકતા પ્રમાણે ફેરફારો થતા ગયા હશે. આ કારણે જ લોકશાસ્ત્રના અભ્યાસીઓને વિશ્વની લોકકથાઓનો તુલનાત્મક અભ્યાસ કરવા જતાં એ લોકકથાઓનાં 'કથારૂપો' અને 'મોટિફ'માં સામ્ય સાંપડે છે.

શ્રીમતી સોફિયા બર્ન પોતાના પુસ્તક 'હેન્ડબુક ઑફ ફોકલોર'માં પશ્ચિમના દેશોમાં પ્રચલિત એવાં ૭૦ કથારૂપો આપ્યાં છે તે આપણી લોકકથાઓનાં કથારૂપો સાથે સામ્ય ધરાવે છે.

પશ્ચિમમાં મળતું 'ક્યૂપિડ એન્ડ સાઈક'નું કથારૂપ આ પ્રમાણે છે.

'એક સુંદર છોકરીને દિવ્યજાતિ–Supernatural Raceનો માનવ પ્રેમ કરે છે. તે રાત્રે માનવદેહે પ્રગટ થઈને છોકરીને સમજાવે છે કે "તારે મને જોવો નહિ." છોકરી તેના આ આદેશનું ઉલ્લંઘન કરે છે. પરિણામે છોકરી માટે તેનો પ્રેમી અદૃશ્ય થઈ જાય છે. છેવટે ઘણા મુશ્કેલીભર્યા પ્રયત્નો બાદ છોકરીને તેનો પ્રેમી પાછો મળે છે.

યજુર્વેદ બ્રાહ્મણમાં ઉર્વશી અને પુરુરવાની કથા સાથે ઉપરોક્ત કથારૂપ ઘણું સામ્ય ધરાવે છે. તેમાં ઉર્વશીએ પુરુરવાને કહ્યું હતું કે તે તેને નગ્ન સ્વરૂપે ન જુએ. આ શરતનો ભંગ થતાં સર્જાતા અનિષ્ટનાં અનેક કથારૂપો ગુજરાતની લોકકથાઓમાં વેરાયેલાં પડયાં છે. ઉત્તર ગુજરાતમાં વિજાપુર

પાસેના હાડોલ ગામે હરસિદ્ધિ માતાનું મંદિર છે. તે અંગે લોકકથા છે કે સિદ્ધરાજે ઉજ્જયિનીમા આવેલ હરસિદ્ધિ માતાને પ્રસન્ન કરી માતાજીને પાટણ લઈ જવા નીકળેલ રાજાની પાછળ આવતા માતાજીએ સિદ્ધરાજને પાછું વળીને ન જોવાની શરત કરી સિદ્ધરાજને માતાજીના ઝાંઝરનો અવાજ ન સભળાયો એટલે પાછા વળીને જોયુ તો ત્યા જ હાડોલ ગામે માતાજી અટકી ગયા. દ્વારકા પ્રદેશમા વાઘેરોમા પ્રચલિત તુબેલ ચારણની ઉત્પત્તિની અગાઉ જણાવેલ જટિલ કથામા પણ આવુ કથારૂપ ભળેલું છે

પશ્ચિમની કથાઓમા Gold Child Type – સ્વર્ણપુત્ર કથારૂપ આ પ્રમાણેનું છે.

'એક માતા વિશિષ્ટ પદાર્થ ખાવાથી ગર્ભવતી થાય છે. તે ભોજનના પદાર્થનો બાકી વધેલ ભાગ ફેંકી દીધો તે એક ઘોડી અને એક કુતરી ખાય છે અને તે બંને પણ સગર્ભા બને છે બાકીનો જમીન પર પડેલ ભાગ ઊગી નીકળે છે. માતા પોતાના નવજાત શિશુને મારી નાખવા ઇચ્છે છે ત્યારે પેલી ઘોડીનો વછેરો, કુરકુરિયુ અને છોડવો તેને બચાવી લે છે અને સાથે મળી સાહસના વિવિધ કાર્યો કરે છે.'

એક જર્મન કથામા એક ગરીબ માણસ માછલી પકડે છે માછલીની ઇચ્છા મુજબ તે તેના છ ટુકડા કરે છે. તેમાના બે ટુકડા તેની સ્ત્રીને અને બે ટુકડા ઘોડીને આપે છે. બાકી વધેલ બે ટુકડા જમીનમા દાટે છે તેમાથી અનુક્રમે બે પુત્રો, બે વછેરા અને બે કમળ ઉત્પન્ન થાય છે તે સૌ સાથે મળી પરાક્રમો કરે છે

વ્રજની લોકકથામા જાહરપીર કે ગુરુ ગગ્ગાની વાર્તામાં લીલી વછેરી અને ગુરુ ગગ્ગા આ રીતે પેદા થાય છે અને વછેરી ગુરુ ગગ્ગાની સવારીમા કામ આવે છે.

સૌરાષ્ટ્રની રસધાર ભા. ૩ની 'હજાર વર્ષ પૂર્વે' જટિલ કથામા સ્વ. શ્રી મેઘાણીએ આ કથારૂપ વણી લીધુ છે. તેમા કચ્છનો લાખો ફુલાણી તેની માતાએ ફૂલ સૂંઘ્યુ તેથી જન્મ્યો અને તે જ ફૂલ ઘોડી ડાહી ડૂમડી સૂંઘે છે અને સગર્ભા બને છે.

આ રીતે અલગ અલગ પ્રદેશોમા વિભિન્ન સ્વરૂપનુ આ એક જ કથારૂપ અસ્તિત્વ ધરાવે છે.

પશ્ચિમમાં 'લીઅર' કથારૂપ આ પ્રમાણે મળે છે.

'એક પિતાને ત્રણ પુત્રીઓ છે. પિતા તેમના પ્રેમની પરીક્ષા કરે છે. નાની દીકરી વિશેષ પ્રેમ દાખવતી નથી આથી તેને દેશવટો આપે છે. પિતા જ્યારે આફતમા ફસાને છે ત્યારે માત્ર નાની દીકરી જ તેને મદદ કરે છે

ગુજરાતમા 'આપકમી'–બાપકમી'ના અનેક કથારૂપો પ્રાપ્ત થાય છે દ્વારકા પ્રદેશના નિર્માણ અંગે વાઘેરોમા લોકકથા છે કે 'માધાતા રાજાએ પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર પોતાની પત્ની પૃથ્વીના દેહના નવ ટુકડા કર્યા, ત્યારથી નવખંડ ધરતી કહેવાઈ તે પછી પોતાના પુત્રોને પ્રશ્ન પૂછ્યો કે તમે આપકમી કે બાપકમી ? સૌથી નાના પુત્રે પોતાને આપકમી ગણાવ્યો એટલે તેને હદપાર કર્યો. આ પુત્રે તપ કરી કૃષ્ણ ભગવાનને રીઝવી જમીન માગી અને કૃષ્ણે દરિયામાથી જમીન ઉચકાવી આપી તે આજનો ઓખામંડળ – દ્વારકા પ્રદેશ છે પશ્ચિમની Rhea sylvia –'રહીઅ સિલ્વિયા'નુ કથારૂપ આ પ્રમાણે છે

'માતાએ ત્યજેલ નવજાત બાળકને એક વન્ય પશુ ધવડાવે છે તે અનેક સાહસકાર્યો કરે છે. છેવટે તેને ઓળખવામા આવે છે અને સિંહાસન ઉપર બેસાડવામા આવે છે.

'સૌરાષ્ટ્રની રસધાર' ભા ૩ મા 'હજાર વર્ષ પૂર્વે' કથામા સોનબાને બીજ સોલંકીથી પુત્ર થયો પણ જન્મપળ લેવામા વિલંબ થતા જોષીની જન્માક્ષરની ગણતરી ખોટી પડતાં, તે દીકરાનુ મો જોતા તેનો પિતા મૃત્યુ પામશે તે ભયે માતા



[અનુ. પૃ. ૪૬૦

# બહેનોનો મેદરોગ (તેના પ્રકારો અને ઉપાયો)

બાલકૃષ્ણ વૈદ્ય

યુગ બદલાયો છે. જીવનના ખ્યાલો પણ ઝડપભેર બદલાઈ રહ્યા છે. એક વખત એવો ય હતો જ્યારે મોટું પેટ પાથરીને બેસવામાં અથવા ભારે શરીરથી મલપતી ચાલે ચાલવામાં મોટા ઘરની ગૃહિણીની શોભા ગણાતી; ત્યારે સ્થૂળતા એ સુખ અને શ્રીમંતાઈનું લક્ષણ હતું; પરંતુ એ યુગ હવે પૂરો થયો છે. આજે કોઈ સ્ત્રી એવું નહિ ઈચ્છે. સ્ત્રીઓ આજે ખૂબ સક્રિય બની છે, એમને પ્રવૃત્તિ જોઈએ છે અને પ્રવૃત્તિમાં મદદગાર થાય એવું સ્ફૂર્તિવાળું, હળવું અને પાતળું શરીર જોઈએ છે. જરા પણ વજન વધવા માંડે તો આજની બહેનોને તુરત ચિંતા થવા લાગે છે. વજન ઘટાડવાનો દાવો કરતી દવાઓની જાહેરાતો અથવા છાપાઓમાં આવતા વજન ઘટાડવાના કિમિયા બહેનો હંમેશા જોયા કરતી હોય છે. આડાઅવળા ખોરાકના અખતરા તો ચાલતા જ હોય છે. બહેનો આજે સ્થૂળતા અંગે ખૂબ સભાન થયાં છે એ હકીકત છે.

**ચરબીની આવશ્યકતા–**

એક પ્રકારની ચરબી અથવા વસા તો બહેનોના શરીરમાં હોવી જરૂરી છે. સુશ્રુત કહે છે કે દરેકના શરીરમાં અગ્નિ રહેલો છે તે ખાધેલા ખોરાકનું પાચન કરીને તૈયાર કરેલા આહાર રસનું ઉત્તરોઉત્તર ધાતુઓમાં ક્રમશઃ પરિણામ કરે છે. એને લીધે શરીરની અંદર રહેલા સ્નેહ દ્રવ્યમાંથી વસારૂપે એક તૈજસ દ્રવ્ય ઉત્પન્ન થાય છે, જે સ્ત્રીઓનાં શરીરમાં મૃદુતા, સુકુમારતા, લાવણ્ય, ઉત્સાહ, કાંતિ, દીપ્તિ, આંખની ચમક અને ચામડી પર અલ્પ અને મૃદુ વાળ હોવાપણું વગેરે થાય છે. પાચન શક્તિ, દર્શન શક્તિ અને શરીરની સ્થિરતા પણ એનાથી થાય છે. આપણે જોઈએ છીએ કે નાની કન્યાઓ મોટી થતાં જેમ જેમ સ્ત્રીત્વમાં આવવા લાગે છે તેમ તેમ એમનાં શરીર વસાથી ભરાવા લાગે છે. ઉપર કહ્યાં લક્ષણો પણ વધવા લાગે છે. આ લક્ષણો ન હોય ત્યાં શુદ્ધ વસાની એટલી ઊણપ માનવામાં આવે છે. એ ઊણપને સુશ્રુતે 'તેજ ક્ષય' નામ આપ્યું છે.

આધુનિક વિજ્ઞાન અંતઃસ્રાવિ ગ્રંથિઓના સ્રાવ–હોર્મોન્સનું આવું જ વર્ણન કરે છે. એ ગ્રંથિઓમાં કોઈ વિકાર થાય તો એના સ્રાવની ઉત્પત્તિ અને તેનું કાર્ય બન્ને વિકૃત થઈ જાય છે. એવી વિકારવાળી બહેનોમાંથી કોઈને શરીરના અમુક ભાગમાં જ મેદ વધે છે. જેમ કે કોઈને ગરદન અને ખભા ઉપર જ મેદ વધે છે, કોઈને નિતંબ અને સાથળ ઉપર જ ચરબી વધે છે તો કોઈને મોઢા ઉપર અને બાવડાં ઉપર જ મેદના થર જામે છે, કોઈનું વળી આખું શરીર સ્થૂળ થઈને તેનું મન પણ સુસ્ત અને જડ જેવું થઈ જાય છે. આ બધા ભિન્ન ભિન્ન પ્રકારના રોગો છે એની ચર્ચા અહીં ન કરતાં એવી બહેનોને હું એ જ સલાહ આપીશ કે તેઓ સારા ચિકિત્સકની સલાહ લે.

**સુખજન્ય મેદ—**

રોગીમાં ન ગણાય છતાં રોગથી પણ વધારે મૂંઝવે એવો મેદ તો આગળ કહ્યો તેવો સુખજન્ય મેદ છે. આયુર્વેદમાં એને સંતર્પણજન્ય મેદ કહે છે. જેને સ્નિગ્ધ અને મધુર–સારો ખોરાક છૂટથી ખાવા મળતો હોય, ખાટા ખારા સ્વાદ સંતોષાવાથી ખૂબ ખવાતું પણ હોય, ભાત, બટેટાં વગેરે મેદકારક પદાર્થો પણ છૂટથી લેવાતા હોય અને શરીરશ્રમ બિલકુલ ન હોય, અભ્યાસની કે કૌટુંબિક જવાબદારીની કાંઈ મગજમારી ન હોય, આરામથી પલંગ પર સૂવાનું હોય, દિવસે પણ નિરાંતે સૂવાનું

હોય એવી સ્ત્રીઓનો બધો આહારરસ મેદમાં જ પરિણામ પામે છે. એમાં ય જો કફની પ્રકૃતિ હોય અને ઉપરની સગવડો મળે તો તો પાણી પીએ એનાય જાણે મેદ થતો હોય એમ મેદ વધે છે. વપરાશ વિના શરીર અને મગજ વધારે સુખાળવાં થઈ જાય છે; તે એટલે સુધી કે થોડોક પણ શ્રમ કરતાં શ્વાસ ચડી જાય છે અને પરસેવો વળી જાય છે. આમેય મેદવાળાને પરસેવો વધારે રહે જ છે. થોડો પણ મનનો ક્લેશ હૃદયમાં ઉદ્વેગ વધારી દે છે. આ પ્રકારનો મેદ ઉપલા વર્ગની બહેનોમાં ખૂબ દેખાય છે. મધ્યમ વર્ગની બહેનોમાં આરંભમાં મેદ ભાગ્યે જ હોય છે પણ સંયુક્ત કુટુંબની જંજાળમાંથી છૂટીને એકદમ સ્વતંત્ર અને નિરાંતવાળાં વાતાવરણમાં મુકાય છે તો તરત જ તેઓ પણ મેદ સંઘરવા લાગે છે.

### મેદથી થતા વિકારો–

મેદ જ્યારે અતિશય વધે છે ત્યારે આહાર-રસ સહેજ કાચો રહે છે એને આમ કહે છે. શરીરના ધાતુઓનું ઉત્તરોઉત્તર પરિણામ મંદ પડે છે. શરીરમાં આમ વધે છે એટલે અંદરનાં સ્રોતો આમથી અને મેદથી પૂરાવા માંડે છે. આવી રીતે માર્ગ રોકાવાથી વાયુના વિકારો થાય છે. એ વાયુના વિકારો શમાવવા ઘી તેલવાળા ઉપાયો લેવાય તો વળી એમાં સોજા પણ ઉમેરાય છે. આમના આવરણથી પાચન બગડે છે અને અપચો થાય છે; અપચાથી શરીરમાં ખટાશ વધે છે અને સાંધા પકડાય છે; આમથી આર્તવ ઓછું થાય છે; એથી ગરમી શરીરમાં રહે છે અને લોહીને બગાડે છે. નસો કઠણ થાય છે અને લોહીનું દબાણ વધે છે. ચામડીના વિકારો થાય છે, અનિદ્રા થાય છે. મેદથી શરીરમાં ક્લેદ પણ વધે છે. ક્લેદ વધે એટલે શરીરમાં જલીયધાતુ વધે અને બહુ વધે ત્યારે એમાં શિથિલતા આવે. પરિણામે કોઈને અતિમૂત્રતા થાય છે તો કોઈને મધુપ્રમેહનો રોગ થાય છે. આવા તો અનેક વિકારો મેદવૃદ્ધિમાંથી જન્મે છે. સુખ ઈશ્વરની કૃપા ગણાય છે પણ અહીં તો કૃપા વેડ-ફાઈને આપરૂપ થઈ પડે છે સુખ વાપરતા ન આવડે તો આવી સ્થિતિ સરજાય છે.

### મેદનો બીજો પ્રકાર–

પરંતુ બધેય જો આવા મેદની જ ફરિયાદ હોત તો એના રોગીઓની સંખ્યા ઝાઝી ન હોત, અને એના ઉપાય પણ એટલા મુશ્કેલ ન હોત. આજે બહેનોમાં મેદ વધવાની જે વ્યાપક ચિંતા છે તે સુખ કે સંતર્પણજન્ય મેદની નહિ પણ આર્તવકાલ અથવા પ્રસૂતિ દરમ્યાન કરેલી આહાર-વિહારની ભૂલોમાંથી અથવા જાતીય વ્યવહારોના વિધિ નિષેધો પ્રત્યે રાખેલી બેપરવાઈથી ઊભા થયેલા સોજાવાળા મેદની હોય છે. આમાંના કોઈપણ કારણથી ગર્ભાશયમાં સોજો આવીને પેઢુનો ભાગ ફૂલે છે. એને લીધે આખું શરીર ફૂલી જાય છે. શરીર બાલી જાય છે. એમાં મેદથી વધેલો ક્લેદ ઉમેરો કરે છે. આ પ્રકારના મેદની ફરિયાદ આજે બહેનોમાં ખૂબ વ્યાપક બનતી દેખાય છે.

આર્તવકાળમાં શરીરમાં કુદરતી ખટાશ રહે છે. એ વખતે દૂધ ખાવામાં આવે તો એની ખટાશ ચડીને ગર્ભાશયમાં અને પરિણામે સમગ્ર શરીરમાં સોજો કરે છે. સગર્ભાવસ્થામાં ગર્ભની રક્ષા માટે જે દ્રવ શરીરમાં એકઠો થયો હોય છે તે બધો પ્રસૂતિ પછી છૂટથી બહાર નીકળી જવા દેવો જોઈએ. એને પૂરો સમય આપવો જોઈએ, દ્રવ શરીરમાં સંઘરાઈ ન રહે એ માટે શેક આરંભથી જ બરાબર કરવો જોઈએ, અને ખાટા તથા ખારા પદાર્થો બિલકુલ લેવાવા ન જોઈએ. ઉપરાંત પ્રસૂતિ પછી કોઠો એકદમ ખાલી થઈ જતો હોવાથી એમાં વાયુ થઇ જાય છે. એ થતો રોકવા માટે સૂંઠ જેવી વાયુ-નાશક, બલપ્રદ અને પથ્ય વસ્તુઓ ઘીમાં પકાવીને ખાવી જોઈએ. શરીરને સંપૂર્ણ આરામ આપવો જોઈએ. પ્રસૂતિ વિષમ રીતે થઇ હોય તો તો વધારે ધ્યાન રાખવું જોઈએ. આજે હોસ્પિટલોમાં આવી બધી સગવડો ભાગ્યે જ જળવાય છે. આજે તો ઘરમાં પણ ક્રમ ઊલટી દિશામાં જ ચાલે છે. પ્રસૂતા

બહેન બે-ત્રણ દિવસમાં જ સાફસૂથરી થઈને ઊઠબેસ કરવા લાગી જાય છે અને હરતીફરતી થઈ જાય છે. પહેલે જ દિવસથી બધું ખાવા લાગે છે. આના પરિણામે શરીર ફૂલી જાય એ તદ્દન સ્વાભાવિક છે. જાતીય વ્યવહારમાં પણ જો સ્ત્રી અજીર્ણથી પીડાતી હોય તો એના શરીરના બધા દોષો ગર્ભાશયમાં આવીને ત્યાં કાયમી સોજો કરે છે અને આખા શરીરને ફુલાવી દે છે. આવાં કારણોથી ખાલી શરીર ભારે વિષમતા ઊભી કરે છે. તાજું માપ લઈને સીવેલાં કપડાં પણ બે દિવસમાં સાવ ઢીલાં થઇ જાય છે અથવા કયારેક વાયુનો એવો વેગ આવી જાય છે કે શરીર એકદમ ફૂલે છે. અને પહેરેલાં કપડાંના ટાંકા તડતડ તૂટી જાય છે. કોઇને શરીર સવારે ફૂલે છે તો કોઇને વળી સાંજે ફૂલતું હોય છે.

ઉપરાંત આ રોગમાં શરીરના સાંધાઓ અને કેડ ઝલાઈ જાય છે. વાંસામાં દુઃખાવો થાય છે. માથામાં ફેર અને ચસકા આવે છે. બેચેની અને અનિદ્રા થાય છે. પેઢુનો દુઃખાવો અને સફેદ પ્રદર વગેરે ફરિયાદો થાય છે. આર્ત્તવ ઓછું થઈ જાય છે. એથી પણ સાંધાનો દુઃખાવો, સાઇટીકા (નિતંબથી પેની સુધીની નસોમાં સખત દુઃખાવો થવો), પગનાં તળીઆં બળવાં, ઝણઝણાટી, હૃદયના ધબકારા વધી જવા વગેરે અનેક ઉપદ્રવો ઊભા થાય છે. વધારે અવાજ કે મગજમારી જરાય સહન થતાં નથી.

## ઉંમરની અસર–

કેટલીક બહેનોને આખું જીવન નીરોગી રહ્યું હોય પરંતુ ચાળીસ પિસ્તાલીસ વર્ષે આર્ત્તવ બંધ થવાનો સમય નજીક આવે ત્યારે શરીર ફૂલવા માંડે છે. આ ઉંમરે અંતઃસ્રાવી ગ્રંથિઓનો સ્રાવ ઘટવા માંડે છે, એથી ધાતુઓનું ઉત્તરોત્તર પરિણામ પણ ઓછું થવા લાગે છે. એથી મેદ વધે છે. એ વખતે જો મેદ વધે એવા આહારવિહાર પણ થતા હોય તો મેદ અચૂક વધે છે. આ ઉંમરે ઘણાને આર્ત્તવનું પ્રમાણ ખૂબ ઓછું થાય છે અથવા ખૂબ વધી જાય છે. આર્ત્તવ ઓછું થઈ જવાથી પણ શરીરમાં વાયુ વધે છે અને શરીર ફૂલે છે. અત્યાર્ત્તવથી શરીર ખાલી પડી જવાને લીધે રક્તાલ્પતા થાય છે અને વાયુ વધે છે. એથી પણ શરીર ફૂલી જાય છે.

## મેદરોગના ઉપાયો–

હવે આપણે મેદરોગના ઉપાયો વિચારીએ. મેદસ્વી બહેનો જેમને સ્થૂળતા વારસામાં મળી છે અથવા નાનપણથી શરૂ થઈ છે અથવા તો પાછળથી શરૂ થઈ છે તેમણે ભાત, ખીચડી, કૂણી રોટલી વગેરે પોચા પોચા ખોરાક બંધ કરીને ચાવવા પડે એવા ભાખરી, રોટલા વગેરે કઠણ પદાર્થો ખોરાકમાં લેવા જોઈએ. ખોરાકમાં ગળપણ, નિમક અને ખટાશ બંધ કરવા. ઘી તેલ પણ ઓછાં જ લેવાં. નવાં અન્ન, ફોંટા ઉગાડેલાં અન્ન અને ભારે પદાર્થો ન જ લેવાં. દિવસે બિલકુલ ન સૂવું. રાત્રે કઠણ પથારી પર સૂવું. સવારે પણ વહેલું ઊઠવું ઈચ્છનીય છે. કેમકે એથી સ્ફૂર્તિ વધારે રહે છે. મગ જેવા હળવા કઠોળ ખાઈ શકાય. કંદમૂળ ન વાપરવા. પણ સુરણ લઈ શકાય. લીલોતરી શાકભાજી અને ફળફૂલ છૂટથી લેવાં. પરીક્ષાની ચિંતા સાથે રહે એવો કોઇ અભ્યાસ કરવો. વ્યાયામ અથવા શરીરને શ્રમ મળે તે ખાસ જોવું. અવારનવાર ટટ્ટાર બેસીને ઊંડા શ્વાસોચ્છ્વાસ લેવા. અઠવાડિયામાં એકાદ બે ટંક ખોરાક તજી દેવો. પખવાડિયામાં એક બે ઉપવાસ પણ કરવા, ધરાઇને કયારેય ન ખાવું, વર્ષમાં એકાદ માસ મીઠું અવશ્ય છોડવું. ચૈત્ર અને ભાદ્રપદ બન્ને માસમાં એમ કરી શકાય તો વધારે સારું. શરીર અને મનને નવરાં ન જ રહેવા દેવાં. આ ઉપાયોથી મેદ વધતો રોકાય છે અને થયો હોય તે ઘટવા લાગે છે.

મેદ ઘટાડવા માટે દરરોજ સવારે નવશેકા પાણીમાં મધ મેળવીને પીવું, મગનું અથવા તુવેરનું ઓસામણ પીવું, રાત્રે સૂતી વખતે મધ સાથે હરડેનું ચૂર્ણ ચાટવું, ગુગળની કોઈ બનાવટ લેવી.

સાથે ઠંડી પ્રકૃતિવાળા બહેનોએ આઠ દસ મરીના દાણા ગળવા. ગરમ પ્રકૃતિવાળા બહેનોએ વાવડીંગના દાણા ગળવા અથવા જીરું ચાવવું વાયુ પ્રકૃતિવાળા બહેનોએ મેથીના દાણા ગળવા અથવા સુવા ચાવવા જેમને મેદને કારણે હૃદયના ધબકારા બહુ વધી જતા હોય તેમણે અર્જુનની અંતર છાલનું ચૂર્ણ બે આની ભાર લેવું ઊંઘ ન આવતી હોય એ બહેનોએ સૂતી વખતે ચણકબાબના સાત આઠ દાણા વાટીને સાકર સાથે ફાકડી લેવી એથી શાંતિથી ઊંઘ આવી જશે

વિશેષ ઉપચાર–

ઉપરોક્ત ઉપચાર તો સામાન્ય સુખજન્ય મેદના કહ્યા પરંતુ જેમને આંતરિક સોજા સહિતનો મેદ હોય, જેનું શરીર ખાલી ગયું હોય એવી બહેનોના ઈલાજો જુદી રીતે વિચારવા પડે છે પ્રથમ એમના સોજા મટાડવા માટે પ્રયાસ કરવો જોઈએ આર્ત્તવ સારું અને નિયમિત આવે એવા ઉપાય પણ કરવા જોઈએ. સોજા વધારનારા ખારા, ખાટા પદાર્થો સાવ બંધ કરવા જોઈએ. આર્ત્તવ સારું લાવવા માટે ઘરઆંગણે થતી કુંવારનો ગર્ભ દરરોજ સવારમાં હળદર અને ગોળ સાથે ખાવો. વાંસની ગાંઠનો ઉકાળો, આંબાહળદર, સુવા, વાપુંભા, અસેળીઓ, અને કાળા તલનું ચૂર્ણ મેળવીને પીવાથી આર્ત્તવ સારું લાવે છે અને ગર્ભાશય શુદ્ધ કરે છે કળથીનું ઓસામણ મેદ પણ ઘટાડે છે અને આર્ત્તવ પણ સારું લાવે છે પેઢુની અંદરના અવયવો શિથિલ થઈને ભાર કરતા હોય તો તેને મજબૂત બનાવવા અને એના મૂળ સ્થાને સ્થાપિત કરવા માટે યોગના સાદા આસનો સવારમાં નિયમિત કરવા બલાતેલ અથવા તલના તેલના પોતા ગર્ભાશયમાં પહેરવા મળ, મૂત્ર કે વાયુનો વેગ સહેજ પણ ન રોકાય તે માટેના ઉપાયો લેવા શેષગુંદર, એળીઓ, હીરાબોળ, હિંગ વગેરે ચીજો મળ અને વાયુને સારું લાવે છે, આર્ત્તવનો દુખાવો પણ દૂર કરે છે તે બહુ થોડા પ્રમાણમાં એકલા લઈ શકાય અથવા પેટ સારું લાવવા માટે કડુ, મીંઢી કે હીમેજની ફાકી સાથે મેળવીને પણ લઈ શકાય આ સિવાય હળદર, આંબાહળદર, અશોક, લોધ્ર, વગેરે ઔષધો પણ મેદ હરનારા અને ગર્ભાશયને શુદ્ધ કરનારા છે તાજું ગોમૂત્ર પણ આ માટેનું ઉત્તમ ઔષધ છે

ફાર્મસીના ઔષધો

ફાર્મસીઓની પ્રચલિત બનાવટોમાં પુનર્નવા મંડુર મૂત્ર સાફ લાવે છે અને સોજા દૂર કરે છે. આર્તવ સારું લાવવામાં પણ મદદ કરે છે અને લોહીની નબળાઈ દૂર કરે છે એ મેદોહર પણ છે દાર્વ્યાદિ ક્વાથ મેદોહર ઉપરાંત ગર્ભાશય શોધક છે દરેક પ્રકારના પ્રદર મટાડે છે દેવ દાર્વ્યાદિ ક્વાથ પ્રસૂતાવસ્થા પછીના બધા વિકારો દૂર કરે છે એથી એ સુવાવડીનો કાઢો, બાળંત કાઢો કહેવાય છે. ત્રિફળા, ગુગળ, ખોલ બદ્ધ ગુગળ, ગોક્ષુરાદિ ગુગળ, લઘુ યોગરાજ ગુગળ વગેરે ગુગળની બનાવટો મેદ, સોજા અને વાયુ ત્રણેયને દૂર કરે છે જેમને સોજા, મેદ વગેરે સાથે સખત કબજીઆત પણ રહેતી હોય તેઓને માટે આરોગ્યવર્ધિની ઉત્તમ છે દક્ષિણના વૈદ્યોએ આરોગ્યવર્ધિનીમાં એળીઓ અને રેવચીને ઉમેરીને અને લીમડાના પાનના રસની ભાવનાને બદલે કુંવારના ગર્ભની ભાવના આપીને આરોગ્યવર્ધિની સ્ત્રીઓના રોગોને અનુકૂળ પડે એવો જુદો પ્રકાર તૈયાર કર્યો છે, તેને કામિનિ કુલ મંડન રસ નામ આપ્યું છે. એ નામ સાર્થક પણ છે.

આ બધા ઔષધો સારા છે, સસ્તા છે, નિર્દોષ છે અને સરસ પરિણામ લાવનારા છે અને એના ઉપયોગ સંબંધમાં નજીકના કોઈપણ વૈદ્ય પાસેથી માર્ગદર્શન મેળવી શકાય એમ છે

*

ગઢ કણુંકા ખીચડા, ખગ વાહા ને છાશ, એતા તો જાડ ભવા, છાની બહરા કાચ. કાન કુળ એતો કરમ, ગઢ મઢ ભંડારા એ તૂટયા ફૂટયા ખૂટયા તો ભલા ઢોર તોય તલવાર.

# હેલુચનનો વિવાહ

(લોકભારત) સંગ્રાહક : જયંતીલાલ સો. દવે

લોકભારતની પ્રથમ પાંખડીમાં દાણવો અને કરસન ભગવાનની વાત આવી. સમુંદ્રા માતાને પેટ અભેમનનો જનમ થયો એ પણ આપણે જોયું. હવે આવે છે, અભેમનના લગનની વાત. આ વાત કથા-ગીતના સ્વરૂપમાં જ આગળ વધે છે. મૂળ મહાભારતમાં સુરેખા-હરણ સાથે જે કથા સંકળાયેલી છે, તે જ કથા આ લોક-ભારતમાં વૈરાટ રાજાની પુત્રી ઓત્તરા સાથે સાંકળવામાં આવેલ છે. આ કથામાં અને આગળ ઉપર પણ વૈરાટરાજા માટે 'જેરંડાવેરાટ' એવો શબ્દપ્રયોગ યોજાયેલ છે. વૈરાટરાજા માટે 'રા' વેલરો એવું નામ પણ આ કથામાં અપાયેલ છે. વળી આશ્ચર્યની વાત એ છે કે દુર્યોધનના પુત્ર માટે 'હેલુચન' શબ્દ વાપર્યો છે. (અહિલોચન રાક્ષસના નામ સાથે આ નામને કંઈ સંબંધ હશે? આમ કેવી રીતે બન્યું હશે?) આ રીતે સુરેખા-હરણની સાથે વૈરાટ રાજાનો નામોલ્લેખ તથા હેલુચન શબ્દપ્રયોગ શી રીતે થયો તે એક તપાસનો વિષય છે. તે કામ હવે પછીનું-સંશોધનનું-છે. જોકે આવી રીતે પ્રસંગોની સેળભેળ અન્યત્ર પણ જણાય છે. તેનાં ઘણાં કારણો પૈકી એક કારણ ગાનારનું અજ્ઞાન પણ હોઈ શકે. ભુલાતાં ભુલાતાં ફેરફાર થતા ગયા હોય, તેમ પણ બને એ જે હોય તે, આ કથા હવે થોડાક જ વિસ્તારમાં સંચવાયેલી છે. આ કથાના મૂળ ગાયક એ 'કાળો ગોપાણી' આજે હયાત નથી. તેમણે મોટિયારોને આગ્રહ કરીને શીખવાડેલું અને તે રીતે શીખેલ જુવાનો જે છે, તેમની પાસેથી મને મળી છે. કથાભાગ જેટલો મળ્યો, તેટલો ટપ કરી લીધેલ છે. હવે તો આ બધું ઝડપથી ભુલાવા માંડયું છે. મહાભારતની પાંખડીઓ ગવડાવ્યા બાદ વડીલોને સંભળાવવામાં આવી હતી. તેમણે પણ જણાવ્યું કે "અમે આ રીતે જ સાંભળતાં આવ્યાં છીએ. આમાં કંઈ ભૂલ નથી." આટલી ખાતરી બાદ આ કથા લોકસાહિત્યના સંશોધકો અને રસિકો સમક્ષ રજૂ કરું છું. આ વખતની કથામાં ગેય ભાગ વધારે છે. અભેમનને બદલે દુર્યોધનપુત્ર 'એલુચન'નો વિવા' કેવી રીતે થાય છે, તેટલો જ કથાભાગ રજૂ કરું છું.

ગાન :-

રા' વેલરો વેરાટનો રાય (૨)
એણે વેલરે વિવા' રે આદર્યો જો
ભરામણને તેડાં થાય (૨)
રા' આંગણે ભરામણ આવિયો જો
જોશીઓને રે તેડાં થાય (૨)
જણે કુળનાં ભરામણ તેડિયાં જો
કુંવરી જલમી કમૂરતામાં ય
કમૂરતા વિવા' આદર્યા જો.
ગોર એવા રે આપું સું અલાણો (નિશાની) (૨)
તું રસ્યે (રખેને) ભરામણ ભૂલતો જો
સામસામા ભઈઓના સે મોલો (૨)
તું રસ્યે (રખેને) ભરામણ ભૂલતો જો
એને ટોડલે ઊભી સે નાગરવેલ્યો
એના ઘૂઘરિયાળા ઝાંપલા જો.
એના લોઢે જડેલાં કમાડો (૨)
તું રસ્યે ભરામણ ભૂલતો જો
સામસામા ભઈઓના સે મ્હોલો (૨)
એને મ્હોલે પારેવા ગેહેંકૂવે જો.

હવે કથા –

કીધું કે ગોર એવાં એવાં આપુસું અલાણો, પણ ભરામણ તું ભૂલી મત જાજે. કોરેવાના ને પાંડેવાના મોલો સામસામે સે. પણ તારે કોરેવાને મોલે જવાનું નહિ. હવે ચેવું થાય સે?

ગાન :

ગોર ખેડે મધમની રાતો (૨)
ગોર સૂડલા[1] વનમાં ઊતર્યા જો
પાસાં મેલ્યાં સે સૂડલા વન (૨)

જણુ કોયલા[2] વનમાં ઊતર્યાં જો.
પાસાં મેલ્યાં સે કોયલાં વન (૨)
જણુ બાપિયા[3] વનમાં ઊતર્યાં જો
ભૂલી જયોસે પાંડવાના મ્હોલો (૨)
કોરેવા કચેરીએ આવિયાં જો
સામો બેઠો રે દુર્યોધન રાય (૨)
ગોરને આવતા ભાળિયા જો.
ઓરા આવો અમારાં જો ગોર (૨)
તમે કયાંના રે ખેડયાં આવિયા જો.
ઓતરાદે અમારો દેશ (૨)
અમે જેડીવેરાટથી આવિયાં જો.
ગોરને આલે સે આદર ને ભાવ (૨)
જોને જાજમે ઝૂલો રે પાથરી જો.

કથા –

પછે કીધું કે "રા વેલરો વેરાટનો રાય પઠે વેલરે વિવા આદર્યા જો.

ગાન :

ગોર લાખે (નાખે) ગુંજામાં હાથ (૨)
કંકુને રે કાગળ કાઢિયા જો
વેદ વાંચે બ્રમ્માના જો ગોર (૨)
વાંચે લગનના મૂરતો જો.

(કથા)

ત્યારે કીધું સે દુર્યોધને, આપણે હેલુચન સે. એ હેલુચનના લગન વધાવો તિયારી કરી, તાં એક આંધળો ડોહો હશે, એ ચેવુ કેસે–

ગાન :

ગોર લાખે (નાખે) ગુંજામાં જો હાથ (૨)
કંકુને રે કાગળ કાઢિયા જો
વેદ વાંચે બ્રમ્માનો જો ગોર
જાણે ખડખડ બોલે બોલણુા જો
"ભાઈઓ મેલો રે વાનોના વિચારો,
આણી વાને રે અવગણુ ઊપજે જો.
ઊભો મેલ્યો અભેમન રાયો (૨)
હેલુચનને વધાવા સાંચર્યા જો.
છૂટા મેલ્યા માથાના કેશ (૨)
છૂટા મેલ્યા રે ચારે છેડલાં જો.
બાઈ ચાલ્યાં રે બજારામાંય (૨)
બાઈ ઊભી બજારે સાંચર્યાં જો
સગ ભર્યો મોતીડાનો થાળ (૨)
જણુ હેલુચનને વધાવવા સાચર્યા જો.
બાઈને થાય સે હોણુ ને કહોણો
જેના મોતી ઢાળાણુા માણેકચોકમાં રે

કથા :

હવે તાણે આંધળો શું કેસે ? કે એને સકને તમે ચાલશો, તો કુંવરને ભાળવાના નથી તો ય આતો માનતા નથી. અને આગળ હેંડે સે.

ગાન :

તાણે પાવટિયેથી લપસ્યો પગ (૨)
એના મોતી ઢાળાણુા માણેક ચોકમાં રે

કથા :–

આંધળો ઘણું કેસે, પણ એનુ કુણ માને ? આ તો માટે સકને હેલુસનને વધાવ્યા સે. લગનની તિયારી પણુ થાય સે.

આ આટલેથી આ પાંખડી પૂરી થાય સે, અને આ વાતની અભેમનને ખબર પડેસે, એટલેથી નવી પાખડી હેડેસે.

નોંધ :– સૂડલા વન – જેમાં પોપટ કલ્લોલ કરતાં હોય તે વન.
કોયલા વન – જેમાં કોયલો કૂંજતી હોય તે વન.
બાબિયા વન અથવા બાપિયા વન જેમાં બપૈયા બોલતા હોય તે વન.

જણુ :– ચાલુ પાત્રના સર્વનામ તરીકે 'જણુ'ના પ્રયોગ થાય છે.

આ લોકભારતમાં જ્યારે જ્યારે પ્રવાસ વર્ણન આવે છે, ત્યારે આ પ્રકારના વનોનો ઉલ્લેખ અવારનવાર આવે છે.

# સ્વાનુભવ નવનીત : અદ્‌ભુત આત્મસમર્પણ

દુલેરાય કારાણી

સંસ્કૃત ભાષાના મહા કવિ મહરાજા ભર્તૃહરિનું કથન છે—

એકો દેવો કેશવો વા શિવો વા,
એકં મિત્રં ભૂપતિ ર્વા યતિ ર્વા.

અર્થાત્ દેવ એક ધારવો, કાં તો કેશવ–રસરાજ કૃષ્ણ કનૈયો કાં તો સ્મશાનવાસી શંકર.

અને મિત્ર પણ એક જ રાખવો કાં તો ભૂપતિ નહિ તો કોઈ યતિ.

પણ હું તો નસીબદાર, મને તો બંને મળી ગયા, ભૂપતિ પણ મળ્યા અને યતિ પણ મળ્યા.

ભૂપતિમાં કચ્છના મહા રાઓ શ્રી મદનસિંહજી બાવા અને યતિમાં સોનગઢના શ્રી મહાવીર જૈન આશ્રમના અધ્યક્ષ યતિ કલ્યાણચન્દ્રજી.

ઈ. સ. ૧૯૪૮ના અરસામાં હું કચ્છ–માંડવી તાલુકાના ગુંદિયાળી ગામમાં એક શિક્ષક તરીકે મારી ફરજ બજાવી રહ્યો હતો. એ વખતે પણ મારી સાહિત્ય – પ્રવૃત્તિ ચાલુ હતી. "કચ્છના કળાધરો અથવા ચન્દ્રવંશ ચરિત્ર" નામે મારો ઐતિહાસિક ગ્રંથ છપાઈને તૈયાર થઈ ગયો હતો.

એ વખતે કચ્છના દીવાન હતા શ્રી જે. જે. આશર. આશર સાહેબ એક વાર કોઈ કામગીરી પ્રસંગે માંડવી આવ્યા હતા. કચ્છ રાજ્યના મુસાફરી બંગલે દરિયાકિનારે ઊતર્યા હતા. આ વાતની મને જાણ થતાં મેં એ તક ઝડપી લીધી. ગુંદિયાળી અને માંડવી વચ્ચે બે ગાઉનું અંતર. હું મારા ઐતિહાસિક ગ્રંથ સાથે પગે ચાલતો કચ્છના દીવાન આશર સાહેબને ઉતારે પહોંચી ગયો. સલામ કરી મારો ગ્રંથ એમના હાથમાં ધરી દીધો.

ડેમી સાઈઝનો ૯૦૦ પાનાનો આ દળદાર સચિત્ર ગ્રંથ જોઈને આશર સાહેબ ચમકી ગયા. એ કચ્છી ભાટિયા હતા, સાહિત્યપ્રેમી હતા, સજ્જન હતા, કદરદાન હતા. એમણે મને પ્રશ્ન કર્યો: 'કચ્છના ઇતિહાસનો આ ખજાનો તમે ક્યાંથી કાઢ્યો?"

પ્રત્યુત્તરમાં મેં જણાવ્યું: 'સાહેબ એ તો મોટી વાત છે. છતાં ટૂંકમાં કહું – મદનસિંહજી બાવાના દાદા મહારાઓ શ્રી ખેંગારજી બાવાના અમલમાં કચ્છના દીવાન તરીકે ગુજરાતના મહાન સાક્ષર શ્રી રણછોડભાઈ ઉદયરામ હતા. આ રણછોડભાઈ મોટા સાહિત્યકાર હતા. કચ્છના દીવાન હતા. એટલે આખા કચ્છના ભાટચારણોના ચોપડા ઉલેચીને એમણે ઘણી મહેનતે કચ્છનો ઇતિહાસ લખાવીને તૈયાર કરી રાખ્યો હતો. કર્મસંજોગે આ ઇતિહાસની નકલ મારા હાથમાં આવી પડતાં તેની તારવણી કરીને યતિ શ્રી કલ્યાણચન્દ્રજી મહારાજની સહાયથી આ ઇતિહાસ પાલિતાણામાં બહાદુરસિંહજી પ્રેસમાં છપાવીને તૈયાર કર્યો છે.'

મારી વાત સાંભળી આશર સાહેબ ખુશ થઈ ગયા. આ ઐતિહાસિક ગ્રંથના પ્રકાશન પાછળ કચ્છના દીવાન રણછોડભાઈ ઉદયરામ છે એ જાણીને એમના આનંદ અને આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

ભુજ જઈને આશર સાહેબે મહારાઓ શ્રી મદનસિંહજીની સમક્ષ આ પુસ્તક રજૂ કરતાં કહ્યું: 'બાવા, આ પુસ્તકમાં તો તમારા બાપદાદાનો શૃંખલાબદ્ધ ઇતિહાસ છે. એનો લેખક કચ્છના ગુંદિયાળી ગામમાં માસ્તરપણું કરી રહ્યો છે. એને આપણે ઉપાડી લેવો જોઈએ.'

દીવાનની આ વાત મહારાઓને રુચિ ગઈ. થોડા વખત પછી કચ્છના મહાન તીર્થધામ નારાયણ સરોવર જાગીરના મેનેજર તરીકેની મારી નિમણૂકનો ઠરાવ કરવામાં આવ્યો.

એક માસ્તર એક મોટી જાગીરનો મેનેજર બની જાય એ મોટી વાત હતી. દુનિયામાં દરેક ઠેકાણે કોઈ ને કોઈ ઈર્ષાખોર તત્ત્વોની હાજરી હોય છે. એમની ઈર્ષાદૃષ્ટિએ મારી નિમણૂકનો વિરોધ કર્યો. મને પણ ધર્માદા જાગીરના મેનેજરની વાત ગમતી ન હતી. પરિણામ એ આવ્યું કે મને મારી

મનગમતી જગાએ કચ્છ કેળવણીખાતાના ડેપ્યુટી ઈન્સ્પેકટરની જગાએ નીમવામાં આવ્યો. મને વિદ્યાર્થીઓની સેવા છોડવાનું ગમતું ન હતું. એ જ કામગીરી મને મળી જતાં હવે મને આનંદ થયો. મેં ભુજ જઈને મારી જગાનો ચાર્જ સંભાળી લીધો.

આ નિમણૂકમાં પણ તાલુકા સ્કૂલોના મહેતાજીઓના હક પર તરાપ પડતી હતી પણ શું થાય? રાજાશાહીનો જમાનો હતો. કોઈથી કશું બની શકે તેમ ન હતું. 'રાને ગમી તે રાણી ને છાણા વીણતી આણી' એવું જ બની ગયું.

સન ૧૯૪૨માં મેં મારી નવી કામગીરી મારા હાથ પર લઈ લીધી. કચ્છના વાગડ વિભાગની દરબારી શાળાઓના ક્રમવાર નિરીક્ષણનો મારો પ્રોગ્રામ ઘડાઈ ગયો.

સૌથી પ્રથમ ભચાઉ અને રાપર થઈને હું ગેડી આવ્યો. આ ગેડી ગામ પાંડવોના વખતની વૈરાટ નગરી કહેવાય છે. એ વખતનાં જૂનાં સ્થળો આજે પણ ત્યાં બતાવવામાં આવે છે. ગેડી શાળાનું કામકાજ પૂરું કરીને હું બેલા ગામે જવા તૈયાર થઈ ગયો. તોફાની વાગડિયા વેઢા જોડેલું વાગડનું લાંબું પહોળું મોટું ગાડું ત્યાંની ખરબચડી ધરતી પર ધમધમાટ કરતું દોડવા લાગ્યું. પ્રવાસ વખતે મારી એક આદત પડી ગઈ હતી, ગાડાવાળાને ગામનું નામ પૂછવાની.

થોડેક ચાલતાં એક ગામ દેખાયું. ગાડાવાળાને મેં પૂછ્યું: 'આ ગામનું નામ?'

જવાબ આવ્યો: 'વ્રજવાણી.'

વ્રજવાણી? આ નામ સાંભળી હું ચમકી ગયો. આવી વાગડની ભૂમિમાં આવું મીઠું મધુરું નામ ક્યાંથી આવ્યું? વ્રજવાણી શબ્દે મારા અંતરમાં તોફાન મચાવ્યું. વ્રજવિહારી બંસીધારી કૃષ્ણ—કનૈયો મારા મનમાં રમવા લાગ્યો. હું વ્રજવાણીના વિચારોમાં જ ઘેરાઈ ગયો. ,

આગળ જતાં એ જ વ્રજવાણી આવી ગયું. ડાબા હાથે તળાવ હતું. જમણા હાથે પાળીઆની લાંબી હાર હતી. હું પાળીઆને જોઉં છું ત્યારે મારા મનમાં કંઈક થઈ જાય છે. ભૂતકાળ મારી આંખો આગળ જાગી ઊઠે છે.

ગાડાવાળાને કહ્યું: ભાઈ, ગાડું ઊભું રાખને! ગાડું અટક્યું. હું ગાડા પરથી નીચે ઊતરી ગયો. ગાડાવાળો બોલ્યો: ભાઈ, આ મેદાન ઢોલીથર કહેવાય છે. ઢોલીથરનું નામ સાંભળતાં મને વધુ રસ લાગ્યો. હવે ગામમાંથી પોલીસપટેલને બોલાવી લાવવા મેં ગાડાવાળાને સૂચના કરી.

એ વખતે કચ્છનાં ગામડાંઓમાં પ્રૂ—તલાટીના હાથ નીચે ગામની દેખરેખ રાખનાર પોલીસપટેલ કહેવાતો. આ માણસ દરબારી અધિકારીઓની સગવડ પણ સાચવતો.

ગાડાવાળો ગામ તરફ ચાલતો થયો અને હું પાળીઆઓનું ઝીણવટથી નિરીક્ષણ કરવા લાગ્યો. પ્રત્યેક પાળીઆ પર અક્ષરો તો હતા, પણ એ અક્ષરો એવા ઘસાઈ ભૂંસાઈ ગયા હતા કે માત્ર અક્ષરોનો આભાસ જ થતો હતો. કંઈ વાંચી શકાતું ન હતું.

પાળીઆની હાર કતાર વચ્ચે એક મોટો—ઊંચો પાળીઓ હતો. એની પાસે હું ઊભો રહી ગયો. ઝીણી નજરે જોતાં તેના પર ઢોલની રેખા જેવું કંઈક દેખાયું. મને ગાડાવાળાનો શબ્દ 'ઢોલીથર' યાદ આવી ગયો. ઢોલવાળો પાળીઓ અને ઢોલીથરના નામનો મેળ બેસાડવાના વિચારો મારા મનમાં રમવા લાગ્યા.

એટલામાં ગાડાવાળો પોલીસપટેલને લઈને આવી પહોંચ્યો. પોલીસપટેલે સલામ કરીને કંઈ કામ હોય તો તે જણાવવા કહ્યું.

'કામ તો બીજું કંઈ નથી પણ આ આટલા બધા પાળીઆ કોના છે?' મેં તેને પ્રશ્ન કર્યો.

આવો સવાલ આજ લગી એને કોઈએ પૂછ્યો ન હતો. મારા પ્રશ્નથી તે હોંશમાં આવી ગયો. બોલ્યો: 'સાહેબ, એક ઢોલી પાછળ વ્રજવાણીની સાત વીસું આહેરાણીઓ બળીને ભસ્મ થઈ ગઈ હતી તેના આ પાળીઆ છે.' અને આ આખી વાત તેણે મને પૂરી વિગતથી સંભળાવી દીધી.

આ વાત સાંભળી હું તો સ્તબ્ધ બની ગયો.

મને થયું કેવું અદ્દભુત આત્મસમર્પણ! આખી દુનિયાના ઈતિહાસમાં આવી કુરબાની ક્યાંય નહિ હોય. વ્રજવાણીની વટ્ટવાળી ટેકીલી આહિરાણીઓ મને યાદ આવવા લાગી. કેવી હશે એ આહિરાણીઓ? કચ્છી સાહિત્યો આ આહિરાણીઓનું વર્ણન કરતાં કહે છે–

વ્રજ જી આહેરાણીયું, રાણીયું રસ રાણીયું,
રાણીયું પણ પાણી ભરી; એડીયું મહારાણીયું,
ઈન્દ્રપુરી જ્યું આવયું, જાણે ઇન્દ્રાણી યું,
વાગડ જી વનરાઇ જ્યું, ઇતાંવનરાણી યું,
અજપણ આખાણીયું.
અમર ઈની જે નામ જ્યું.

ભાવાર્થ–વ્રજવાણીની આહિરાણીઓ, એ તો રાણીઓ હતી, રસરાણીઓ હતી. રાણીઓ પણ પાણી ભરે એવી મહારાણીઓ હતી. ઈન્દ્રપુરીથી જાણે ઈન્દ્રાણીઓ આવી હોય એવી એ તો વાગડની વનરાઈની વનરાણીઓ હતી. એની આખાણીઓ – વાર્તાઓ આજે પણ અમર છે.

અખાત્રીજનો દિવસ હતો. આહિરાણીઓ ઢોલીના ઢોલના તાન પર મસ્તાન હતી. રાસના રસ-ગાન સાથે ઢોલ બજાવનાર ઢોલીની ચારે તરફ ઘૂમતી હતી. તાળીઓની ત્રમઝટ જામી હતી.

તાડીએં જી ત્રમઝટ મેં, ઘૂઘરીયું ધમકેં,
પગજા અણુવટ વીછુઆ, છમ છમ તો છમકેં,
કાંબી-કડલા તેં મથે, ઠમક ઠમક ઠમકેં,
કારેં કમખેં આભલા, ચમક ચમક ચમકેં
મરક મરક મરકેં,
અજ તાં આહે રાણીયું

ભાવાર્થ– તાળીઓની ત્રમઝટમાં ઘૂઘરીઓ ધમકે છે. પગનાં અણુવટ-વીછવાં છમક છમક છમકે છે. તેના ઉપર કાંબી–કડલાં ઠમક ઠમક ઠમકે છે. કોરા કમખામાં આભલાં ચમક ચમક ચમકે છે. આહિરાણીઓ આજે મરક મરક મલકી રહી છે.

આમ ને આમ રાસમંડળની રસ રમતમાં આખો દિવસ વીતી ગયો. સાંજ પડી. સીમમાં ગયેલી ગાયો ભેંસો ઘેર ઘેર આવી ગઈ. પણ એમને પંપાળનારી ઘરધણિયાણી આજે હાજર ન હતી. રોતાં-રડતાં બાળુડાંને છાનાં રાખનારી પણ આજે કોઇ ન હતી એ તો ઢોલીના ઢોલ પાછળ પાગલ જેવી બનીને પોતાને અને પોતાનાં ઘરબારને પણ ભૂલી ગઇ હતી–

ભુલી વઈયું ઉત ભામનીયું,
પિંઢ પિંઢ જા પરિવાર,
ભુલયું નિંઢડિયું નીંગરીયું, ભુલયું નિઢડા બાર,
ઘર જા ઘર કમ કાજ ને, વઇયું ભુલી વેવાર,
ઘર જ્યું ઘરધણિયાણીયું ભુલી વઇયું ઘરબાર,
ભુલી વઈયું ભરથાર
ભવ જા ભાર વઇયું ભુલી.

ભાવાર્થ– આ ભામનીઓ પોતપોતાના પરિવારને ભૂલી ગઈ. નાની દીકરીઓને ભૂલી ગઇ, નાનાં બાળકોને ભૂલી ગઈ. ઘરનાં કામકાજ અને વહેવાર પણ ભૂલી ગઈ, ઘરની ઘરધણિયાણી ઘરબારને ભૂલી ગઇ. અરે, પોતાના પતિને પણ ભૂલી ગઇ. ભવના. ભારને પણ ભૂલી ગઈ.

ગામની ગૃહલક્ષ્મીઓની ગેરહાજરીથી ગામના કેવા હાલહવાલ થાય છે, એ તો કલ્પનાથી બહારની વાત છે. સીમમાંથી પાછા ફરેલા આહિરો આ બધું જોઈને અકળાઈ ગયા, મૂંઝાઈ પડયા. મૂંઝવણમાંથી ક્રોધ ભભૂકી ઊઠયો. આહિર કોમ લડાયક છે, એમના ક્રોધને જાગી ઊઠતાં વાર લાગતી નથી.

આહિરો ઉશ્કેરાટમાં કહેવા લાગ્યા : આ ઢોલીડાએ તો હવે આપણને દિ'ના તારા દેખાડયા છે. આપણી ઘરવાળીઓ તો એની પાછળ આંધળીભીંત બની ગઈ છે. કોણ જાણે એણે કેવાં કામણ કર્યાં છે?' કંઈ સમજી શકાતું નથી.

અર્ધી રાત વીતી ગઈ પણ કોઈ આહિરાણી પાછી ફરી નહિ. ગાયો ભેંસોને દોહવાનું અને છોકરાંને છાનાં રાખવાનું મુશ્કેલ બની ગયું હતું. આહિરો હવે ઊકળી ઊઠયા. એમણે નક્કી કર્યું : આ ઢોલીડાને કૂટી નાખીએ તો એની પાછળ ઘેલીતૂર બનેલી ઘરવાળીઓ સીધી દોર બની જાય અને ટપ ઠરી જાય.

ક્રોધાયમાન બનેલા આહિરો લાઠીઓ અને કડિયાળીઓ લઈને ઊપડયા અને ઢોલના તાલમાં બેતાલ

બનેલા ઢોલી ઉપર તૂટી પડયા. ઢોલ ઢળી પડયાં. ઢોલનો ઢમકાર અટકી પડયો. રાસની રમઝટમાં રમઝમ કરતી આહિરાણીઓ આ જોઈને પથ્થરની પૂતળીઓ પેઠે જડ જેવી બનીને ઊભી રહી. ઢળી પડેલા ઢોલીની હાલત જોઈને આહિરાણીઓની આંતર વ્યથાનો પાર રહ્યો નહિ. ઢોલી તો વહેમીલા આહિરોના વહેમનો ભોગ બનીને ધરતી પર હાથપગ પછાડતો પડી રહ્યો હતો. થોડી જ વારમાં એના પ્રાણ પરવારી ગયા. આહિરાણીઓ માટે આ દૃશ્ય અસહ્ય નીવડયું. એમણે નિર્ણય કરી લીધો કે આહિરોએ ખોટા વહેમથી આ નિર્દોષ, પવિત્ર ઢોલીને મારી નાખ્યો તો હવે આપણે પણ આ દુનિયામાં જીવતા રહેવું અશક્ય છે. એમણે ભયંકર નિશ્ચય કરી લીધો – ઢોલી પાછળ ભસ્મીભૂત બની જવાનો. ચિતાઓ ખડકાવા લાગી–

વ્રજવાણી જી વાત તેં ખડકાણીયું ચીયું,
આગ ઉથી નિકરઇ અને, લાયું લગી વઇયું,
કુડી કરેણીને પઇયું સતીયું સત વીયું
બેલ બધી બાંકું બધી, ભેરીયું ભસમ થઈયું
ગાલડ્યુિં જ રઇયું,
કારાણી ચેં કચ્છ મેં,

ભાવાર્થ–વ્રજવાણીની વાટ પર ચેહો ખડકાવા લાગી. આગ ઊઠી નીકળી. લહાય લાગી ગઈ. આંખો-મીંચીને સાતવીસુ આગમાં કૂદી પડી. બેલ બાંધી, અંકોડા ભીડી બધી ભસ્મ થઈ ગઈ. કચ્છમાં વાતો જ બાકી રહી ગઈ.

o o o

વ્રજવાણીની આહિરાણીઓના આ આત્મ – સમર્પણની કથાએ મારા મન પર મોટી ચોટ લગાવી. ભાંગતે પગે હું ગાડા પર પહોંચ્યો અને ચડી બેઠો. બેલા શાળાનું કામ પુરું કરીને હું ભુજ આવ્યો. રસ્તામાં ઢોલીથરના ઢોલીની એક કરુણરસની કવિતા પણ તૈયાર થઈ ગઈ. ભુજ આવીને આ કવિતા મેં મદનસિંહજી બાવા પાસે રજૂ કરી દીધી.

મદનસિંહજી બાવા કચ્છની આ અનેરી કથાથી પ્રભાવિત થઈ ગયા અને રાજના ખર્ચે આ કવિતા છપાય એવો હુકમ પણ કરી દીધો. કચ્છમાં છાપખાનાનો અભાવ હતો. સમય મેળવી હું અમદાવાદ ગયો અને સન ૧૯૪૮માં અમદાવાદના શારદા મુદ્રાલયમાં 'વતન જી વાણી' કારાણી કાવ્યકુંજ ભાગ ત્રીજામાં આ કવિતા છપાઈ ગઈ. એ કવિતાનો સંક્ષેપ અહીં વાચકની જાણ માટે આપવામાં આવે છે.

## ઢોલી

(રાગ– વનમાં પીલુ પાકયાં)

ઢોલી થરના ઢોલી, હો ઢોલીથરના ઢોલી।
તેં રસની પરબો ખોલી, હો ઢોલી થરના ઢોલી !

ઢોલી તારા ઢોલે, હો ઢોલી તારા ઢોલે,
કંઇ દિલના પડદા ડોલે, હો ઢોલી થરના ઢોલી !

ઢ્રીબાંગ ઢોલ વાગ્યાં, કંઇ ઢ્રીબાંગ ઢોલ વાગ્યાં,
ને ઝબકી હૈયાં જાગ્યાં, હો ઢોલી થરના ઢોલી !

રડતાં છોરૂ છોડી, કંઇ રડતાં છોરૂ છોડી,
સૌ આહિરાણી દોડી, હો ઢોલી થરના ઢોલી !

રાસ રમે રઢિયાળી કંઇ રાસ રમે રઢિયાળી
ને ત્રમઝટ વાગે ભાળી, હો ઢોલી થરના ઢોલી।

ઢોલી માથે ફૂલી સૌ ઢોલી માથે ફૂલી,
ને ભવનાં બંધન ભૂલી, હો ઢોલી થરના ઢોલી।

ઘર ઘર ગાયો આવી કંઇ ઘર ઘર ગાયો આવી,
પણ ઘર ધણિયાણી નાવી, હો ઢોલી થરના ઢોલી।

વ્રજવાસી વહેમાયા, કંઇ વ્રજવાસી વહેમાયા
એ ભૂલ્યાને ભરમાયા, હો ઢોલી થરના ઢોલી

ઢોલી માર્યો ઝટકે કંઇ ઢોલી માર્યો ઝટકે,
ને ધડથી માથું લટકે, હો ઢોલી થરના ઢોલી !

ઢળતો દીઠો ઢોલી, કંઇ ઢળતો દીઠો ઢોલી,
ને હૈયે જાગી હોળી, હો ઢોલી થરના ઢોલી।

વનલીલા વીંખાણી, કંઈ વનલીલા વીંખાણી
ને ચેહું તો ખડકાણી, હો ઢોલીથરના ઢોલી।

અગન પછેડો ઓઢી, કંઇ અગન પછેડો ઓઢી,
સૌ પરમ નીંદમાં પોઢી, હો ઢોલીથરના ઢોલી।

રડતાં રણનાં પાણી કંઇ રડતાં રણનાં પાણી
ને રડતું વરજ વાણી હો ઢોલી થરનાં ઢોલી।

# હોર્મોન્સ અને ગૌમૂત્રથી ઉત્પાદન વધે છે

રતિભાઈ અંધારિયા

છોડની વૃદ્ધિ અને તેને પરિણામે પાકનું ઉત્પાદન વધારવામાં નાઈટ્રોજન તત્ત્વનો બહુ મોટો ફાળો છે. નાઈટ્રોજન પૂરો પાડવા આપણે ત્યાં મોટે-ભાગે યુરિયાનો ઉપયોગ કરવામાં આવે છે. આ ખાત-રનું ઉત્પાદન તથા એમોનિયમ સલ્ફેટ આપણે ત્યાં પૂરતા પ્રમાણમાં થતું નથી અને ખેડૂતો દરેક પાકમાં દર વખતે તે વાપરી શકતા નથી. કારણકે આ રાસાયણિક ખાતરો વાપરવા તે એમને મોંઘું અને ખરચાળ લાગે છે.

વનસ્પતિના વર્ધન અને વિકાસના છોડમાં આપમેળે પેદા થતાં ઉત્તેજકો (હોર્મોન્સ) મહત્ત્વનો ભાગ ભજવે છે. આ ઉત્તેજકો રસાયણ રૂપે આપણે કારખાનામાં ઉત્પન્ન કરી શકીએ છીએ. તે ખેતી ઇતિહાસમાં એક ક્રાંતિકારી બીના છે. ઈન્ડોલએસેટીક એસિડ જેને ટૂંકમાં આઈ. એ. એ. કહેવાય છે તે આવું રાસાયણિક હોરમોન છે.

ઢોરના પેશાબમાં નાઈટ્રોજન તત્ત્વની સાથો-સાથ હોરમોન્સ પણ હોય છે. ટમેટાં અને મરચીના પાકમાં ગાય અને ભેંસના મૂતરને પાણીમાં દ્રાવણ કરી છોડ ઉપર છાંટવાથી વધુ અને મોટાં ફળોનો ઉતારો લઈ શકાય છે, એમ આપણે ત્યાં થયેલ પ્રયોગોથી સબિત થયું છે.

ઢોરનું મૂતર અને આઈ. એ. એ.નો ઉપયોગ કરવાથી યુરિયા ઓછું વાપરીએ તોપણ ઉત્પાદન સારું મેળવી શકાય, એ ધારણાથી બનારસ હિન્દુ વિદ્યાપીઠમાં શ્રી. કે. એમ. પીલાઈએ રીંગણાના પાકનો એક પ્રયોગ કર્યો હતો. તે અખતરાનું પરિણામ આપણા ખેડૂતોને ઉપયોગી થશે તેથી તેની કેટલીક વિગતો અહીં રજૂ કરી છે.

(૧) રીંગણીના તંદુરસ્ત રોપને કૂંડામાં રોપીને ઉછેર કર્યો.

(૨) કુલ કૂંડા ૨૩૪ હતાં.

(૩) કેટલાંક કૂંડાંમાં એક એકરે ૧૫, ૩૦ અને ૪૫ કિલોગ્રામના હિસાબે એમોનિયમ સલ્ફેટ ખાતર નાખવામાં આવ્યું. કૂંડામાં રોપ બરાબર ચોંટી ગયા પછી ૪૦મે દિવસે એ. સ. આપ્યું હતું.

(૪) બીજાં કેટલાંક કૂંડાંમાં એકરે ૭½, ૧૫ અને ૨૨½ કિલોગ્રામના હિસાબે રોપ્યા પછી ૪૦મે દિવસે કૂંડાની માટીમાં એ. સ. ખાતર નાખ્યું અને તેની સાથોસાથ તે કૂંડામાં આવેલ રીંગણીના છોડ ઉપર આઈ. એ. એ. તેમ જ ગૌમૂત્રનું દ્રાવણ છાંટવામાં આવ્યું. આ દ્રાવણ સાત દિવસને અંતરે ૧૨ વખત છાંટવામાં આવેલ.

(૫) આઈ. એ એ. હોરમોન્સનું દ્રાવણ નીચે મુજબ બનાવવામાં આવેલ.

અ. એક ભાગ આઈ. એ. એ.માં એક લાખ ભાગ પાણી ભેળવીને.

બ. બે ભાગ આઈ. એ. એ.માં એક લાખ ભાગ પાણી ભેળવીને.

(૬) એક ભાગ ગૌમૂત્રમાં પાંચસો ભાગ પાણી ભેળવીને ગૌમૂત્રનું દ્રાવણ હળવું બનાવવામાં આવ્યું હતું.

ઉત્પાદનની દૃષ્ટિએ પરિણામ નીચે મુજબ આવ્યું.

| નંબર | ક્રિયા | છોડ દીઠ રીંગણા-નો ઉતારો ગ્રામમાં |
|---|---|---|
| ૧. | કંઈ જ નાખ્યા વિના | ૧૬-૪ |
| ૨. | એકરે ૧૫ કિ. ગ્રા. એ.સ. | ૫૪-૪ |
| ૩. | એકરે ૩૦ કિ. ગ્રા. એ.સ. | ૧૧૨-૨ |

૪. એકરે ૪૫ કિ. ગ્રા. એ.સ. ૧૭૯–૮

૫. એકરે ૨૨½ કિ. ગ્રા. એ સ. ૯૩–૦
+ આઈ. એ. એ. છંટકાવ

૬. એકરે ૨૨½ કિ. ગ્રા. એ.સ. ૯૬–૫
+ ગોમૂત્ર છંટકાવ

૭. એકરે ૧૫ કિ. ગ્રા. એ. સ. ૬૩–૪
+ આઈ. એ. એ. છંટકાવ

૮. એકરે ૧૫ કિ ગ્રા. એ. સ. ૬૫–૮
+ ગોમૂત્ર છંટકાવ

આ કોઠામાં જોઈ શકાય છે કે કંઈ પણ ખાતર કે હોરમોન્સ ન આપ્યું હોય તેના કરતાં રીંગણાને સૌથી વધુ ઉતારો એકરે ૪૫ કિ. ગ્રા. એ.સ. આપવાથી આવે છે. પરંતુ એ.સ.નું પ્રમાણ અરધું કે ત્રીજા ભાગનું કરી નાખીએ અને સાથે ગોમૂત્રનો છંટકાવ છોડ ઉપર કરવામાં આવે તો ઉત્પાદન થોડું ઘટે છે પણ કંઈ ન નાખીએ તેના કરતાં તો સારા પ્રમાણમાં રીંગણાનો ઉતારો આવે છે. વળી ગોમૂત્ર છાંટીએ કે આઈ. એ. એ. રસાયણ છાંટીએ તેનાથી ઉત્પાદનમાં ખાસ ફેર પડતો નથી. એટલે જ્યારે એ. સ. ની અછત હોય અને મોંઘું પડતું હોય એમ લાગે ત્યારે તેનું પ્રમાણ ઘટાડી સાથોસાથ સસ્તું અને સહેલાઈથી મળી શકે તેનું ગોમૂત્રનું દ્રાવણ પાન ઉપર છાંટવાથી ઉતારાનું ઊંચું પ્રમાણ જાળવી શકાય છે.

રીંગણા, મરચાં અને ટમેટાં જેવા પાકમાં આપણા ખેડૂતો ગોમૂત્રનો છંટકાવ કરી આવા અખતરાથી થતા ફાયદા ઉઠાવશે તેવી આશા છે.

પૃ. ૪૪૮થી ચાલુ]

બાળકને ત્યજે છે. બાનડી નવજાત શિશુને જંગલમાં નાખી આવે છે. તેને વાઘણ ધવડાવે છે. છેવટે બાળક ઓળખાય છે તે પાટણનો મૂળરાજ સોલંકી.

આ રીતે વિશ્વની અનેક કથાઓના કથારૂપોનો અભ્યાસ કરી તેના વિભાગો પાડવામાં આવે તો ઘણા પ્રદેશોનો સાંસ્કૃતિક સંબંધ સ્થાપી શકાય. આજે અનેક જાતિમિશ્રણોને કારણે નૃવંશશાસ્ત્ર નાકામિયાબ બની રહ્યું છે ત્યાં નવું વિકસી રહેલ સાંસ્કૃતિક નૃવંશશાસ્ત્ર Cultural Anthropologyના અભ્યાસીઓને આ કથારૂપો ખૂબ જ ઉપયોગી બની રહે તેમ છે. પશ્ચિમમાં શ્રીમતી સોફિયા બર્ને કથારૂપો આપ્યાં છે તેમ, ઈન્ડિયન ફોકલોર સોસાયટી પ્રતિવર્ષ 'ફોકલોર'ના અધિવેશનો યોજે છે તેમાં ભારતના વિભિન્ન પ્રદેશોમાંથી ભાગ લેવા આવતા વિદ્વાનોમાંથી પ્રત્યેક વિદ્વાન પોતાના પ્રદેશનાં કથારૂપો એકત્રિત કરે અને ફોકલોર સોસાયટી તેનું સંકલન કરી પ્રગટ કરે તો લોકસાહિત્યના સંશોધકોને ઘણી રસપ્રદ અને ઉપયોગી માહિતી સાંપડી શકે તેમ જ સંશોધનની નવી દિશાઓ પ્રાપ્ત થાય તેમ છે. ગુજરાતમાં પ્રત્યેક પ્રદેશની લોકકથાઓ ઉપલબ્ધ થાય તો તેનાં કથારૂપોનો અભ્યાસ લોકસાહિત્યને એક નવી દિશા ખોલી આપશે. યુનિવર્સિટીઓ પણ યુ.જી.સી. તરફથી આર્થિક સહાય મેળવી આ અંગેના સેમિનારો યોજે તે જરૂરી છે. લોકસાહિત્યપ્રેમીઓએ આ માટે આગળ આવવું રહ્યું.

પૃ. ૪૬૩થી ચાલુ]

-અંતે તો ગુરુ અક્ષર આણી,
ચરણ રચો શુભ ચારે,
બે ચરણે પણ કોઈ કહે છે,
થશે સુણેલ હજારે."[૧૫]

જાંગડો સાણોરની સાથે આ છંદની સમાનતા તપાસીએ તો આ છંદના ચરણનો પ્રથમ યતિખંડ જાંગડોનું પહેલું ચરણ બને છે જ્યારે બાકીનો ભાગ બીજું ચરણ બને છે. આમ જાંગડોના પ્રથમ અને દ્વિતીય ચરણો સંયુક્ત રીતે જોડીને યોજીએ તો ચોપાયાનું એક ચરણ થાય. જોકે જાંગડોના સમપદોને અંતે બે ગુરુ હોવા જોઈએ એવો સ્પષ્ટ નિર્દેશ છે જ્યારે ચોપાયાના ચરણાંતે બે ગુરુ અનિવાર્યપણે હોય જ એવું નથી. જોકે સામાન્યતઃ બે ગુરુ યોજાય છે ખરાં. આ રીતે ચોપાયા છંદની સાથે જાંગડોનું સામ્ય પણ તરી આવે તેવું છે.

૧૫ કવિ દલપતરામ : 'દલપતપિંગળ' : પૃ. ૧૬.

# સાણોર અને સવૈયા

પ્રા. ડૉ. રમણીકલાલ છ. મારુ

'સાણોર' શબ્દનો અર્થ સિંહ થાય છે. સિંહના જેવી ગંભીરતા, ગતિ વગેરેની બાબતમાં બડો સાણોર-તેનો એક પ્રભેદ પ્રહાસ સાણોર અને ઝૂલણા સાથેનું સામ્ય ધ્યાન ખેંચે તેવું છે. આવી રીતે ડિંગળના કેટલાક છંદો આપણી ગુજરાતી ભાષાના છંદોની સાથે જે સમાનતા ધરાવે છે તે વિચારવા જેવું છે. માત્ર ગતિ, લય, ગાંભીર્ય જ નહીં બંધારણગત સમાનતા પણ તરી આવે તેવી હોય છે.

સાણોરના મુખ્ય બે ભેદો છે (૧) બડો સાણોર (૨) છોટો સાણોર. બડા સાણોરના બે પ્રભેદો છે. (૧) શુદ્ધ સાણોર (૨) પ્રહાસ સાણોર કે ગરવત સાણોર કે રેણુખરો સાણોર. છોટા સાણોરના ચાર પ્રભેદો છેઃ (૧) વેલિયો (૨) સોહણો (૩) ખુડદ (૪) જાંગડો.

સૌ પ્રથમ સાણોર (છોટા) અને તેના પ્રભેદોનાં લક્ષણો સંક્ષેપમાં જોઈએ :

## છોટો સાણોર

આ છંદનું લક્ષણ આપતાં કવિ મંછે કહ્યું છે કે આ છંદના વિષમ પદો (પહેલું અને ત્રીજું) માં સોળ અને સમપદો (બીજું તથા ચોથું)માં ૧૪ અથવા ૧૫ માત્રાઓ હોય છે. જો સમપદોને અંતે ગુરુવર્ણનો પ્રયોગ થયો હોય તો ૧૪ માત્રાઓ અને જો ગુરુ-લઘુનો પ્રયોગ હોય તો ૧૫ માત્રાઓ હોય છે. ચારણી છંદોના સામાન્ય નિયમ અનુસાર ધુર પદ (કાવ્યની પહેલી કડીના પહેલા ચરણ) માં બે માત્રા વધુ હોય છે. આ રીતે છોટા સાણોરના સમપદો કયારેક ગુરુ અંતવાળાં કે કયારેક ગુરુ-લઘુ અંતવાળાં પણ હોય છે. ૧

એક ઉદાહરણ જોઈએ :

" એકણ દિન અમર સકલ મિલ આયા,
કરી અરજ સાંભલ કરતાર,
રાજ બિના મારૈ કુણ રાવણ,
ભૂરો કવણ ઉતારૈ ભાર. ૧.
દલા સખત મંડિયો અસુરાણોં,
સંકટ ભીરો અકથ સહાં,
દીનાનાથ તૂજ બિન દુખરી,
કિણને જાય પુકાર કહાં. ૨ [2]

આ બન્ને કડીઓ પૈકી પહેલી કડી સમપદને અંતે ગુરુલઘુવાળી છે જ્યારે બીજી કડીના સમપદોને અંતે માત્ર ગુરુ છે.

હવે છોટા સાણોરના ચારેય પ્રભેદોનાં લક્ષણો અને ઉદાહરણો ક્રમશઃ લઈએ.

**(૧) વેલિયો સાણોર :** કવિ કિસનાજી આઢા લખે છેઃ જિણ ગીતરૈ પૈહલી તુક માત્રા ૧૮ હોય, દૂજી તુક માત્રા ૧૫ હોય, ત્રીજી તુક માત્રા ૧૬ હોય, ચોથી તુક માત્રા ૧૫ હોય. દૂજાં સારાં દૂહાં ૧૬/૧૫/૧૬/૧૫ તુક કે અંત આદ ગુરુ, અંત લઘુ આવે, જિણ ગીતરૈ નાંમ વેલિયો સાણોર કહીજે." ૩

એટલેકે પહેલાં અને ત્રીજાં ચરણમાં ૧૬ માત્રા તથા બીજાં અને ચોથાં ચરણમાં ૧૫ માત્રા હોય (પહેલી કડીનું પહેલું ચરણ ૧૮ માત્રાનું હોય તેમ જ સમપદોને અંતે જો ગુરુ-લઘુ હોય તો તેને વેલિયો સાણોર કહેવાય. બીજી રીતે જોઈએ તો શુદ્ધ સાણોરના ઉપર દર્શાવેલાં ઉદાહરણો પૈકી પહેલી કડીનું માપ જેમાં જળવાતું હોય તેને વેલિયો સાણોય કહેવાય.

ઉદાહરણ તરીકે-

"જોવૈ જાં ગૃહિ ગૃહિ જગન જગાવૈ,
જગનિ જગનિ કીજૈ જપજાપ;

૧. કવિ મંછ : રઘુનાથ રૂપક ગીતાં રો : પૃ. ૯૭.

૨. એજન : પૃ. ૯૮.

૩ શ્રી કિસનાજી આઢા : 'રઘુવર જસપ્રકાસ' : પૃ. ૨૦૦

મારગિ મારગિ અરુણ મોરિયા,
અગ્ણિ અગ્ણિ કોકિલ આલાપ."[4]

(૨) સોહણો સાણોર : કવિ કિસનાજી આઢા લખે છે–

'ધુર તુક મહ અઠાર મત,
ચવદ સોળ ચવદેણ;
સોળ ચવદ લઘુ ગુરુ મોહર,
જાંણ સોહણો જેણ. (૭૧)[5]

અર્થાત્ જેનાં વિષમ પદો વેલિયા સાણોર જેવા અને સમપદોમાં ૧૪ માત્રા હોય તેમ જ સમપદોને અંતે લઘુ-ગુરુ હોય તેને સોહણો સાણોર ગણવામાં આવે છે. અહીં પણ 'ધુરપદ'માં ૧૬ને બદલે અઢાર માત્રા હોય છે. દા. ત.

"રાઘવ આદેશ પાય દશરથરો,
કવસલ્યા ચે આય કને,
હાખે રાજ ભરથ ને દેસી,
માત દિયો વનવાસ મને."[6]

(૩) ખુડદ સાણોર : કવિ મંછે આનું લક્ષણ આ પ્રમાણે આપ્યું છે.

"જત સોળે મત વિષમ જાંગડે,
સમપદ કલા તેરહે સોર,
જુગ લઘુ અંત અઠારહ ધુર ઝડ,
સો કવિ મંછ ખુડદ સાણોર.[7]

આ છંદની પહેલી કડીના પહેલા ચરણમાં ૧૮, બાકીના બધા વિષમ પદોમાં ૧૬ તથા સમપદોમાં ૧૩ માત્રા હોય અને સમપદોને અંતે બે લઘુ વર્ણો પ્રયોજાયા હોય છે. દા. ત.

"ત્રીવદનિ પીતતા ચિંતિ વ્યાકુલતા,
હિયઈ પ્રગધગી ખેદ હુહ,
ધરિ ચખિ લાજ, પગે નેઉર ધુનિ,
કરે નિવારણ કંઠ કુહ."[8]

(૪) જાંગડો સાણોર : કિસનાજી આનું લક્ષણ આ પ્રમાણે આપે છે :

"હે મતા ધુર આઠ દસ.
બાર સોળ મત બાર;
ગિણ તુકંત જિણ હોય ગુરુ,
ઓ જાંગડો ઉચાર."[9]

એટલે કે જાંગડો સાણોરનાં વિષમ પદોમાં ૧૬ (ધુર પદમાં ૧૮) અને સમપદોમાં ૧૨ માત્રાઓ તથા સમપદને અંતે બે ગુરુ અક્ષરો પ્રયોજાયેલા હોય છે. જેમકે–

"કૈટભ મધુ કુંભ કબંધ કચરિયા,
સંખ સંભ સારીસો,
ખળ અવગાઢ અનેકાં ખાયા,
દાઢ પીસતો દીસો."[10]

આમ વેલિયો, સોહણો, ખુડદ અને જાંગડો-આ ચાર સાણોરના મુખ્ય પ્રભેદો છે. કિસનાજી આઢાએ આ ઉપરાંત સોરઠિયો સાણોર, તથા મિશ્ર વેલિયો નામે બીજા પ્રભેદો વિષે પણ કહ્યું છે. આ પૈકી સોરઠિયો સાણોરના વિષમ પદો ૧૬ માત્રાના અને સમપદો ૧૦ માત્રાના હોય છે. સમપદોને અંતે લઘુ અક્ષર હોય છે. મિશ્ર વેલિયો એ તો ખુડદ, સોહણો અને વેલિયોનું મિશ્રણ માત્ર છે.

ઉપર આપણે છોટા સાણોર તેમ જ તેના ચારેય પ્રભેદોનો સોદાહરણ અને લક્ષણો સાથે પરિચય મેળવ્યો. છોટા સાણોર એ પોતે વેલિયો અને સોહણોનું મિશ્રણમાત્ર છે, કોઈ વિશિષ્ટ લક્ષણોવાળો છંદ

---

૪ મહાકવિ પૃથ્વીરાજ રાઠોડ : 'વેલી ક્રિસન રુકમણીરી' : કડી ૫૦
૫ શ્રી કિસનાજી આઢા : 'રઘુવરજસપ્રકાશ' : પૃ. ૨૦૧
૬ કવિ મંછ : 'રઘુનાથ રૂપક ગીતાં રો' પૃ. ૧૦૨
૭ એજન : પૃ. ૧૯૩.

૮. શ્રી પૃથ્વીરાજ રાઠોડ : 'વેલિ ક્રિસન રુકમણી રી'
૯. કિસનાજી આઢા : 'રઘુવરજસપ્રકાસ' પૃ. ૨૦૨
૧૦. એજન : પૃ. ૨૦૩.

નથી. વેલિયો અને સોહાણો વિષે વિચારીએ તો એ બન્ને છંદોના વિષમ પદો ગુજરાતીમાં સુપ્રસિદ્ધ સવૈયાના પ્રથમ યતિખંડો જ છે. જોકે જાંગડો અને ખુડદ સાણોરમાં પણ એ જ પરિસ્થિતિ છે. આ ચારેય પ્રભેદોના સમપદોમાં ક્રમશઃ એક એક માત્રા ઓછી થતી જાય છે. વેલિયોમાં સમપદો ૧૫ માત્રાના, સોહણોમાં ૧૪ માત્રાના, ખુડદમાં ૧૩ માત્રાના અને જાંગડોમાં ૧૨ માત્રાના હોય છે. ચારેયના વિષમપદો તો ૧૬ માત્રાના જ છે.

જો વેલિયો સાણોરના પહેલા અને બીજા તેમ જ ત્રીજા અને ચોથા ચરણને સાથે ગણીને તેનું એક જ ચરણ ગણવામાં આવે તો બે મળીને થયેલું એક ચરણ સવૈયા (એકત્રીસા) નું જ ચરણ હોય એમ લાગે છે. દલપતરામે સવૈયા છંદના બે પ્રકાર આપ્યા છે. (૧) એકત્રીસા (૨) બત્રીસા.

"સજ્જન કવિ જો કરો સવૈયા
હૈયામાં ધરિ હેત અનંત,
માત્રા એકત્રીસ ચરણમાં સોળે
તો વિશ્રામ વસંત;
બત્રીસા પણ બીજી તરેના
રુચિરા તુલ્યે તાળ રહંત,
એકત્રીસે અંતે ગુરુ-લઘુ,
બત્રીસામાં બે ગુરુ અંત." ૧૧

ઉપર મુજબ સાણોરના બે ચરણોને સંયુક્ત રીતે યોજવાથી બત્રીસ માત્રા થતી નથી, પણ એકત્રીસ તો અવશ્ય થાય છે. એટલું જ નહિ બન્નેનો લય પણ સરખો છે. આમ વેલિયો સાણોર અને સવૈયો સાણોર અને સવૈયા બન્ને છંદો બધી દૃષ્ટિએ સમાનતા ધરાવે છે. તફાવત માત્ર ચરણોની સંખ્યાનો રહે છે. સ્વ. શ્રી રા. વિ. પાઠક લખે છે," સાણોરના ચાર પ્રકાર ગણાય છે. તેમાંનો પહેલો વેલિયો તે ૩૧-સો ગાલાન્ત સવૈયો છે." ૧૨

સોહણો, ખુડદ અને જાંગડોમાં અમુક ચતુષ્કલ કે અમુક માત્રા ઓછી છે, બાકી તો એનું આયોજન પણ સવૈયા જેવું જ છે. આ ચારેય ચતુષ્કલ સંધિઓના બનેલા છે. પરંતુ ક્યાંક એક, ક્યાંક બે કે ત્રણ માત્રાઓ ખૂટે છે. એ એનું લક્ષણ છે, દોષ નહિ.

ડિંગળનો સવૈયો અને ગુજરાતીમાં પ્રચલિત સવૈયો બંધારણની દૃષ્ટિએ જુદા પડે છે. શ્રી પાઠક સાહેબ એને ષોડશી ત્રિપદી રચના ગણે છે ૧૩ પણ ખરેખર ડિંગળમાં એ પંચપદી રચના છે. આ સવૈયા છંદના પ્રત્યેક ચરણમાં બે સગણ આવે છે. એવા ચાર ચરણો પ્રયોજયા પછી પાંચમા ચરણમાં ચાર સગણ યોજવામાં આવે છે. જેમકે–

થિર બૂધ થટો
કૃત હીણ કટૌ
દુઃખ ઓઘ દટૌ
મહ પાપ મટૌ
રિવ વંસ તણૌ રિવ રાંમ રટો. ૧૪

આ ડિંગળનો સવૈયો અક્ષરમેળ છંદ છે. (એનાં બે ચરણોને એક સાથે પ્રયોજીએ અને એનું એક ચરણ બનાવીએ તો તોટક છંદનું ચરણ બને.) ગુજરાતી સવૈયો એ માત્રામેળ છંદ છે. વેલિયો સાણોર બંધારણ અને લયની દૃષ્ટિએ ગુજરાતી માત્રામેળ સવૈયા છંદ સાથે ખૂબ જ મળતો આવે છે એમ તો નિઃશંકપણે કહી શકાય તેમ છે.

એ જ રીતે જાંગડો સાણોર ગુજરાતી માત્રામેળ ચોપાયા છંદ સાથે બંધારણગત સામ્ય ધરાવે છે. દલપતરામે ચોપાયા છંદનું બંધારણ આ પ્રમાણે આપ્યું છે.

"પ્રથમ અરધમાં સોળ કળા કરિ,
ઉપર બારે આણો,
તાળ પ્રથમ પછી શ્રુતિ શ્રુતિ ઉપર,
જો ચોપાયા જાણો;

---

૧૧. કવિ દલપતરામ: 'દલપતપિંગળ' : પૃ. ૧૭
૧૨. રા. વિ. પાઠક: 'બૃહદ્ પિંગળ' : પૃ. ૪૮૪
૧૩. એજન, પૃ. ૪૮૧
૧૪. કિસનાજી આઢા: 'રઘુવરજસ પ્રકાસ' : પૃ. ૨૮૦

[અનુ. પૃ. ૪૬૦

# માગડાવાળો (હપ્તો ત્રીજો)

કાનજીભાઈ બારોટ

પોતાના પિતાના શ્રાધની સંપૂર્ણ વિધિ પતાવી માગડેવાળે રજપૂતોને કહ્યું: "ભાઈયો! પાટણ જોવા જેવું લાગે છે!"

"હા! ભાઈ જીવ્યા કરતાં જોયું ભલું પૂરે મનની આશ." પાટણમાં પ્રવેશ કરતાં પહેલાં માગડોવાળો અમીરો સહિત શહેર બહારના આંબા ાડિયામાં ઊતર્યા. ફૂલવાડીના માળી'ની રજા લીધી. આ બાગ નગરશેઠ પદમાશાહનો છે. બગીચામાં અઢારભાર વનસપતિ હિલોળા લ્યે છે. રેંટ ખટૂકી રહ્યા છે. એક વિશાળ તંબું સમાન આંબા નીચે દાયરો જામ્યો છે. હેડી હેડીના જુવાનો વચ્ચે માગડોવાળો બિરાજેલ છે.

ઈ વખતને માથે પદમાવંતીના જીવને જંપ નથી. એને યાદી આવી "અરેરે મારો સબંધ કદરૂપા સાથે!" દાસીને પદમા કહે છે, "બાઇ હાલ્યને બગી ચામાં મન હળવું થાય તો!'

દાસીએ રથ જોતર્યો. પદમાવંતી એમાં બેસીને બગીચે આવી કે જ્યાં માગડોવાળો ઊતર્યા હતા. રથમાં બેઠેલી પદમાવંતીએ અંબવનની ઘટામાં રજપૂતોનો દાયરો દીઠો અને માળીને પૂછ્યું, "ભાઇ, આપણી વાડીમાં કોણ મહેમાન છે?"

"બહેનબા! ધાતરવડનો ધણી માગડોવાળો એના પિતાના શ્રાધ સરાવીને આવ્યા છે ને ઘડી બેઘડીમાં પાટણ જોવા નીકળશે?"

"આ જુવાનોમાં માગડોવાળો કયાં?"

"બહેન! બરોબર વચ્ચે બેઠેલો આભકપાળો પુરુષ છે ઈજ."

માગડાવાળાને જોતો જ પદમાવંતીને પૂરવ ભવનો વિખૂટો પડેલ પુરુષ મળ્યો હોય એવો ભાવ થયો. હૃદયમાં પ્રેમબીજ પડયું, પણ લોકલાજનું ઉપર ખાતર પથરાણું. હવે મિલાપ રૂપી મેહ વરસે તો કોટા ફૂટે.

પદમાનો રથ વાડીમાં ન જતાં પાછો આવાસે આવશે. અને દાસીને કહ્યું, "બાઈ, અદાને બોલાવ્ય મને મજા નથી." દાસી શેઠની દુકાને આવીને બોલી કે "બાપા બહેનને અસુખ થાય છે." વાણિયો બનાવટી ગુસ્સો કરી બોલ્યો "જ્યાં બરોબર ધરાણી હોય તંઈ દીકરી ઘેર તેડાવે. પણ શું કરવું જેને કોઈ ન પુગે એને એનું પેટ પુગે" શેઠ એકદમ પદમા પાસે આવ્યા ને બોલ્યા "દીકરી, પદમા! તને શું થાય છે?"

"બાપુ, મને કૂવામાં નાખીને વરત (દોરડું) વાઢવો છો?"

"ગગી હું સમજ્યો નથી."

"લ્યો સમજાવું. ઓલ્યા ધુતારા તમને છેતરી ગયા છે. મને અફીણ ઘોળી દયો. પી જાઉં. તમારે મારું દુઃખ જોવું નહિ."

"બેટા, એનો ઉપાય ખરો."

"હા બાપા. ધાતરવડનો રાજા માગડોવાળો આપણી વાડીએ આવ્યા છે. હમણાં શહેરમાં આવશે. પરબારા આપણે ઘેર લાવો ને જમાડો કોળીયાનો માર્યો માણસ નીચું જુવે." પછી તમો માગડાવાળાને લઈ મારી પાસે લાવજો. આપણું દુઃખ ભોગવવાની એને વિનંતી કરશું. બાપુ ઈ વાણિયા કદરૂપાને હું નહિ પરણું, હું જીભ કરડીને મરીશ."

"પદમા બેટા! હું બરોબર સમજ્યો. મગનું નામ ન પડાય."

પદમાવતીના આવાસેથી શેઠ પરબારા

પહોંચ્યા બગીચે, ત્યાં તો દોઢસો ઘોડે સાબધા માગડોવાળો સામા મળ્યા. પદમાશાહે સૌને જુહાર કરીને કહ્યું, "આમાં દરબાર માગડોવાળો કોણ ?"

એક રજપૂતે શેઠને માગડોવાળો બતાવ્યા. શેઠે એની પાસે જઈ હાથ લંબાવી રામ રામ કર્યા ને પોતાની ઓળખાણ આપી કે "મારું નામ પદમાશા, તમારા ગામના શેઠ મોતીચંદ એનો હું વેવાઈ એટલે મારે તમને રોકવા છે."

માગડોવાળો કે: "શેઠજી ! પાટણ જોઈને તુરત ધુમલીએ જાવું છે. ત્યાં મારા માવજી મારી વાટ જોતાં હશે. ઉતાવળ છે."

શેઠ કે "તમારા વરણ જેમ અમારામાં ખેંચતાણ્ય ન હોય પણ આજ ન રોકાવ તો મારા એકની એક દીકરી પદમાવંતીના તમને સોગંન છે."

માગડોવાળાના પગમાં બેડી પડી ગઈ. રોકાણા. શેઠની હવેલીએ ઉતારા દીધા. ઘોડાઓનો રાતબ (જોગાણ) (ગોળ ઘીને મણ્યા) ને ભુંગરમગ જેવા બાજરાના થાવરા દીધા. ને મેમાનોને અનેક પ્રકારના પકવાન પીરસાણા. પછી ફક્ત એકલા માગડાવાળાનો હાથે આકડા ભીડી પદમાશાહ એને પદમાવંતીના મહેલમાં લાવ્યા. જે અગર ચંદનના આડસર ને વળા, હાથીદાંતના જડાવ કિનારીવાળા મોતીયા, ઉપર બિલોલી કાચના નળિયાં ને મોભિયાં. ઉપર મણિરતનના મોરલા શોભે છે. અને માલીકોર આરસના કંડારેલ સોનાની ગારવાળા થંભ ને પરવાળાની પુંભિયું ઓપે છે.

શેઠે પુત્રીને કહેવરાવ્યું કે : "ધાતરવડનો ધણી માગડોવાળો ને હું તારી પાસે આવીએ છીએ."

સાંભળાતાં પદમાની રોમાવળી પુલકાયમાન થઈ ને ઉપર માખ બેસે તોય ખટૂક ખટૂક ચાલવા માંડે એવા હેમના હિંડોળા ઉપરથી ઊભી થઈ ગઈ. ત્રણેકોર સાહેલીઓએ વીંટી છે જાણ્યે તારોડિયા વચ્ચે પૂનમનો ચંદ્રમાં સૂર્યને મળવા ચાલ્યો.

માગડોવાળો શેઠ સાથે પાંત્રીસેક પિત્તળિયા પગથિયાં ચડી ઉપર આવ્યા, ત્યાં તો પદમાવંતીનાં મુખેથી અમૃતવાણી નીકળી : "પધારો ! પધારો ! દરબાર !" માગડાવાળાને પણ પદમાને જોઈ ઓલ્યા ભવની ઓળખાણ લાગી. શેઠ ને માગડાવાળો સામે પલંગે બેઠા. પદમાવંતી ને માગડોવાળો એક બીજાને ચોર નજરથી નિરખી રહ્યાં છે. આંખડિયું ગુપત સ્નેહની ગોઠડિયું કરે છે કે

## સવૈયા

"મોરકો ધ્યાન લગ્યો ઘન ઘોરસે,
દોરસે ધ્યાન લગ્યો નટકી;
દીપક ધ્યાન પતંગ લગ્યો,
પનિહારી કો ધ્યાન લગ્યો મટકી.
ચંદ્રકો ધ્યાન ચકોર લાગ્યો,
ચકવાનકો ધ્યાન દિનેશ ટકી,
મીન મનોજલ ધ્યાન સુ સાગર,
પંથ પ્રબિન રહે અટકી."
(પ્રવીણ સાગર)

ભોળિયો પદમાશાહ કે : "રાજાજી અમારે આપને એક અરજ કરવાની છે." માગડોવાળો કે : "શેઠજી, અરજ નહિ આજ્ઞા કરો."

"બસ, લ્યો બંધાઈ ગ્યા : તો આ મારી પુત્રી પદમાવતી અને તમારા ગામના શેઠ મોતીચંદ. એનો દીકરો લાડણ, જોડય ગણાય ?"

માગડોવાળો કે : "કેમ શેઠ છોકરો કેવો લાગે છે?"

શેઠ, કે "દરબાર, તમારી વસ્તીનું તમે કપુરૂ ન કહો પણ તમને ધરમના સોગન છે. ઈ છોકરો સવવોટો કેવોક ? અમે તો જોયો નથી."

માગડોવાળો કે, "જરાક ભીનેવાન લાગે."

શેઠ કે "બાપુ ! સાચું બોલોને કે ઈ લોઢણને ભાળ્યો હોય તો આખો દિવસ અનાજ ન ભાવે એટલે હવે કહો તો આ મારી પદમાને ઝેરની પડીકી પાઈ દઈએ ને કાં અમારે નથી રમવું એટ-

લામાં સમજી જજો, હે ધાતરવડના ધણી! તમને પાંચ હજાર સોનામોર કસુંબાની ભેટ ધરીશ."

માગડોવાળો કે: "શેઠ! એવા કસુંબા ન લેવાય, મોતીચંદ શેઠને બરોબર હું સમજાવીશ."

"ધન્ય છે, રાજા મોગડાવાળા! તમારી અમર કીર્તિ થાય" એમ કઈ શેઠ ઊભા થયા સાથે માગડાવાળાએ પણ પદમાની મૌનભાષામાં રજા માગી. પદમાવતીને થયું કે "ચોખ્ખું કહી દઉં કે રોકાય જાવ. રોકાઈ જાવ, પણ જગતની લોકલાજે પદમાને બોલવા ન દીધી ને માગડોવાળો ઉતારે આવ્યા, ને હજી આડે પડખે થયા ત્યાં પદમાવંતીના એને ચોપાટ ખેલવાના નોતરા આવ્યાઃ 'હે રાજા! ચોપાટનો એક દાવ રમીને ઘુમલીએ જાજો."

પદમાવતીની માઢ મેડયે પંચરંગી ભાતવાળી ચોપાટ પંથરાણી અને સોનારૂપાના સોગઠા ને પાસાં લીધાં ત્યાં તો માગડોવાળો આવી ગયો પદમાએ કહ્યું કે:

## દોહા

"અમે વેપારી વાણિયા: તમે રાજાની રીત,
પૂર્વ ભવની પ્રીત: મળિયા તમસું માંગડા,
અમે વેપારી વાણિયા: પળીયે સીમંતા તેલ
તમ અમ વચે અંતર નહિ:
વીટાણી મંચે નાગરવેલ.

કોણે હેમાળો સેવિયો: કોણે સેવેલ આગ
કોણે કરવત મેલાવિયા: કઇ નારીને કાજ
હાથે હેમાળો સેવિયો: ચુને સેવેલ આગ
સોપારીયે કરવત મેલાવિયા નાગરવેલને કાજ"

માગડોવાળો ને પદમા સામસામા બેઠાં ને બીજી બે દાસિયો બેઠી. ચોપાટ શરૂ થઈ. એક એક પળ કોડ મૂલી થઈ જાય છે.

બન્નેના દેહ ચોપાટ રમે છે. અંતર એકાકાર થતા જાય છે. બાનીયો પણ રમતમાં મશગૂલ બની એવો રંગ જામ્યો છે.

## સવૈયો

"રંગ હી રંગ રહ્યો મીલકે અતિ:
મંજતહી ચટકી નહિ છૂટે.
ભેદ કછુ ન પરે પરસે કર:
પામ પ્રસૂન ખરે નહિ ખૂટે
ભાજન ફૂટ ગયે હે ઇતે પર:
ટૂક ભયે હે તિતિબિધિ ટૂટે
ઐસે પ્રબિન વસો ઉર ભીતર:
જૈસે બનાય બિલોર મેં બૂટે."

(જેમ બિલોરી કાચમાં વેલના બુટ્ટાનો રંગ એવો મળી ગયો છે કે એને માંજવાથી મટે નહિ. એને હાથથી સ્પર્શ કરવાથી પણ ભેદ પડે નહિ એમ એમાંની પત્તી કે ફૂલ ખરે નહિ એમ ખૂટે નહિ. જો એ કામ ભાંગે તો જેટલા ટુકડા કાચના એટલા કટકા વેલના થાય એવી રીતે હે પ્રબિન અમારા હૃદયમાં તમે વસો છો)

ત્યાં તો: "અણહોની હોણી નહિ: હોનેકી સો હોય." આ પંથકમાં રાજા એભલવાળાના વખતનો 'આહરો બાયલ કરીને વિકરાળ કાઠી લુટારો. એભલવાળાના દેહાંત પછી સાડાત્રણસો ઘોડાં એના ફરે. આહરો બાયલ ક્યાંય ન ફાવે ત્યારે પાટણ માથે પડે તે દિ પાટણમાં કોઇ રાજા નહિ મહાજનનું (વેપારીનું) પંચ રાજ કરે એટલે "આંકડે મધને માખિયું વિનાનું" જાણી આહરો પાટણનો માલ વાળે (ઢોર હાંકે) ને સીમાડે ઊભો રાખે. શહેરમાં ગોવાળો ખબર દયે એટલે મહાજન પૈસા લઇ સીમાડે જાય ને આહરા બાયલાને મેરાયું (માલના બદલાનું દ્રવ્ય) ચૂકવે ને માલ લઈ ઘેર આવ્યે. આવું વારંવાર બન્યાં જ કરતું.

હવે જે દિ માગડોવાળો પાટણમાં પદમાવંતીની માઢ મેડિયે ચોપાટે રમે છે ઈ જ વખતે આહરા બાયલે પ્રભાસપાટણનો માલ વાળ્યો અને દેકારો બોલ્યો.

## દુહા

હુઈ હાકોહાક; દળ છૂટયા દેશોતના.
શોભે આંબા શાખ; લાખયણુવણુ લેવાય નહિ

આહરાની હાક બોલી. એના દળ આવ્યાં. ત્યાં પદમાવતી આંબે શાખ આવે એવી છે પણ લખ્યા લેખ વિના એનો ઉપભોગ થાય નહિ.

મહાજન ડાહી જાત. એણે વિચાર્યું કે "ધાતરવડનો રજપૂતરાજા માગડોવાળો નગરશેઠનો મેમાન છે. ક્ષત્રીનો બેટો બેઠો નહિ રહે. ગાયોની વહાર કરશે. મહાજનના કહેવાથી પાટણની બજારમાં ગળામાં મોટા પીપ જેવડો ઢોલ લઈ રખેહર માંડયો વગાડવા. ધ્રીબાંગ ધ્રીબાંગ, ધ્રડીબાંગ. અને સાથે પોકાર પાડયો કે "છે કોઈ ખત્રીનો બેટો. ગૌબ્રાહ્મણપ્રતિપાળ. આ ગામની ગાયો લુટારા વાળી જાય છે."

ચોપાટ ખેલતા માગડાને કાને આ પોકાર પડયો ને એણે હાથના પાસા ફેંકી દીધા ને કહ્યું, "પદમા હમણાં રમત્ય બંધ રહેશે."

## સવૈયો

ચલવો વહ કાન ભનંક પરી,
તબતે અખિયાન ભરે જલવો
જલવો વિરહાનલ પાવકસે
જીમ નાવિક બાણુ લગ્યો સલવો
સલવો હિત હોત પ્રવિન મીટે નહિ,
બને નહિ ફેર ધરી મિલવો
મિલવો મિલવો મુખ સેંતી ગયો,
હે આવે તો રહ્યો મલવો મલવો
(પ્રવિણસાગર)

કાને ચાલવું એવો અવાજ સાંભળ્યો ત્યાં તો આંખ્યોમાં નીર ઊભરાણાં. વિરહઅગ્નિથી બળવું રહ્યું. જેમ શિકારીનું બાણ સાલે એમ હૈયાની એ પીડા મટશે નહિ. કારણ ફરી વખત મળાશે નહિ. મળવું મળવું એવી વાત તો ગઈ હવે તો ચાલવું ચાલવું એ જ રહ્યું છે.

પદમાવતી કે: "દરબાર ઉપાધિ ન કરો. પાટણનું માજન મોરાયું ચુકવી માલ પાછો લેશે."

માગડો કે, "પદમા! પદમા! હું રાણીજાયો જે ગામ હોઉં ને ગાયો વળાય એ પાછી ન લાવું તો જનેતાનું દૂધ લાજે."

ત્યારે પદમા કહે છે:

## : દુહા :

"માઢ ઉપર મોડેલ છે, પિત્તળિયા પાહા
સોગઠીયું સગા મારતો જાની માગડા."

દેહરૂપી મેડીમાં પ્રેમના પાહા ઢાળ્યા છે તો હે વાલા સગા આકાંક્ષારૂપ સોગઠી મારતો જા.

પદમાવંતી રાજાનો પાલવ પકડીને કહે છે:

"માગડાવાળા! આહરાને જીતવો કઠણ છે. વળી આપણી બાજી અધૂરી છે."

"પદમાવંતી! અરે એનો શું ભાર છે? હમણાં આવતો રહીશ પછી રમત્ય પૂરી કરીશું. તમે રજપૂતની રીત જાણો છો? તમારે બદલે કોઈ રજપૂતની દીકરી હોત તો આ વખતે મને તરવાર બંધાવી વળાવત."

તુરત વસ્ત્રનો છેડો મૂકીને પદમાએ કહ્યું, "હે માગડાવાળા હું હવે હૈયું ખોલું છું તમને વરી ચૂકી છું. મેં નાતજાતના બંધન ફગવી દીધા છે. આ કંઠમાં માગડાની જ વરમાળ આરોપાશે. માટે મારા સાથે ચાર ફેરા ફરી પરણવાના કોલ દેતા જાવ, નહિતર હમણાં મારા દેહમાં કટાર પરોવીશ."

માગડો પદમાને પરણવાનું વચન દઈ લુટારા ઉપર ચડયો. પદમાવતીએ જોયો.

## દુહો

ઘોડા ઘોડાને ઘાટ અસવારેય ઓછો નહિ.
ભાલુ ભરે આકાશ, મીંટે ભાળ્યો માંગડો.

માંગડે સાથીદારોને કહ્યું:

ભલ ઘોડાં ભલ વંકડા, હલ બાંધો હથિયાર
ઝાઝી ફોજમાં ઝૂઝવું, મરવું એક જ વાર

કડાં ખીડતે દોઢસો ઘોડે ભાલે આભ ચીરતો માગડોવાળો પાટણને સીમાડે પુગ્યો. જ્યાં આહરો માલઢોર રોકી ઊભો છે. સાથે કાળજાળ સાડા ત્રણસે પૂરા હથિયારે કાઠી છે. એક કાઠી કહે છે: "ભણ્યું આપાઓ. ખેપટ ઊડતી સે. આ વખતે પાટણનું

માજન નોય. ભાલા તરવારું જબકતા સે.

આહરો બાયલ કે, "તો ભણ્યું આવવા દયો ને આપણે હાંકો ઘોડા. આને આઘેરા લઈ જાયેં." આગળ આહરાનું કટક ને વાંહે માગડાનું પાળ. ભાગતાં ભાગતાં. સરસ્વતી નદીને કાંઠે ઘટાટોપ વડલો એની નીચે આવ્યાં. અને માગડેવાળે લગોલગ પહોંચી પડકાર્યો કે "આહરા બાયલ પાટણનો માલ પાછો આપી દયો."

"ભા તું કમણ"

"ધાતરવડાનો ધણી માગડોવાળો. મેં પાટણનું અનાજ લીધું છે. એની વહારે ચડયો છું."

"બાપ માગડાવાળા એભલવાળાના પુતર ઓળખાણો ! હું તાળા બાપાનો જૂનો કાઠી છું. ધીંગાણા કીં કરાં. મુંહે તાળી દયા આવતી સેં. વળી તાળા માતાજી ધુમલીએ વાટ જોતા હશે, તો પાછો વળ્ય."

## દુહો

"જીવતો પાછો જા. (તારે) વઢયાની વેળા નહિઃ
રોશે તારી મા (તું) પરદેશી પરોણલો"

તું તો પાટણનો પરદેશી પરોણો વળી તું ને હું વઢય નો ભણાય"

માગડો કે "બાયલ કાઠી ઈ તો ખરેખરાનો ખેલ જામે તંઈ ખબર પડે."

"માગડાવાળા આપણે ઈં કરીએ. પાટણનો માલ અડધો તાળો ને અડધો માળો."

'એક મગ ને બે ફાડ"

"આહરા બાયલ એમ પારકો માલ હું ઓળવતો નથી."

"અરે માળા આંટા ફરા જેટલાં દસ વીસ ઢોરડાં તો દે."

"આપા. ચીંથારા ફાડો માં એક વાછરુનો કાન નહિ મળે."

"બાપા હાઉં કરો તો સારું."

આહરો બાયલ રઝક કરતા માન્યો નહિ એટલે માગડેવાળે પોતાના જુવાનોને કહ્યું. "રજપૂતો કરો પેંલા ઘા આપણે."

ધુમલીના દૌદસો લવરમૂછા જુવાનો લોઢાની લાઠ જેવા સાડાત્રણસો કાઠિયો ઉપર ત્રાટકા. પછી તો કાઠિયોએ વળતો હલ્લો કર્યો. મારો. મારો. મારો કરતું ઘોડાનું ધમસાણ મચ્યું. "કાઠી રજપૂત જાયા. મંડાણા કલેશ." રણસંગ્રામના ખેલંદા કાઠિયોના હાથથી દૂધમલિયા જુવાનો ટપોટપ ઢળવા લાગ્યા. માગડેવાળે જાણ્યું, કાઠિયો નહિ જીતવા દયે એટલે "ચડમાં ઘા કરું. આહરાને જ મારું." પોતાના ઘોડાને ચકરાવે ચડાવી આહરા ઉપર તરવારનો ઘા કર્યો આહરે પોતાના ઘોડાને ગોઠણિયાભર કરી ઘા ચુકવ્યો. અને માંગડો બીજો ઘા કરવા જાય ત્યાં તો આહરાની આંગળીને ટેરવે બરછી ચકૂર ચકકર ફરતી હતી. ઈ માંગડાના પડખામાં સોય ઝાટકીને ઠબકારી, કાળી નાગણની જીભ જેવી બરછીએ. લુહાર લાકડામાં લોઢાનું ફૂદકું જડે એમ માંગડાનો દેહ જમીન સાથે જડાઈ ગયો.

આસરાબાયલે આ દશ્ય જોયું ને ફકળી ઊઠયોઃ "ભણ્યું ગજબ થઈ ગો. ઢીમ ઢળી ગ્યું. જો હું યાને બરછીએ ન વીંધત તો માળા માગડોવાળો કટકા કરત" કાઠિયોનું કટક ધણઢોર પડતાં મેલી ભાગી નીકળ્યું.

## દુહો

વડલે વીંટો લીધેલ, સોનરી સરપાવનો.
મોગડસી મારે આહરે ઉખત્ય કરી

માગડાવાળાનો સોનેરી સરપાવ વડલાની ડાળે વીંટાય ગ્યો છે ને ફરફરી રહ્યો છે. માગડાવાળાને મારીને આહરે ભૂંડી કરી.

માગડાના સો રજપૂત કામ આવ્યા. પચાસ ઊગર્યા. એણે માગડાવાળાએ કહ્યું કે; "હવે અમે અમારા કાળા મોં લઈ ધુમલીએ નહિ જાયી. ભાઈ તમારા કામ આવ્યાના સમાચાર મોકલશું" માંગડો કે "ધુમલી જાવ કે ન જાવ પણ પદમાવંતી પાસે જઈને કહેજો.

## દુહો

"જતે આંબી વાર તને માગડસી રિયો
ઝાઝા ભણજો જુહાર પાટણ જઈ પદમાવંતીને"

# પંજા આમ નીમજાય

પુંજાવાળા

કાઠિયાવાડની ભૂમિ ઉપર્ય દેહાણ્ય સંતોના એહણાએ, લોક-જીવનમાં. કર્મપ્રધાન ભકિતના, સેવા-ધર્મના, તપ અને ત્યાગના, અનોખાં સંસ્કાર રેડયા છે.

સાચુકલાં મોરૂકા સંતોના પંજા જેની જેની ઉપર નિમંજાણા એનાં બેડાં પાર થઈ ગ્યા છે. એમ માણસો માનતા આવ્યા છે. વાત સાચી તો છે. પણ એની પાછળ ઘણાં કારણો છે. એક તો જેની જેની ઉપર સંતોની નજરૂં ઠરતી ઈ જીવાત્મા ખાલ ખોલ ન્હોતા.

વળી આવા ગુરૂજનોની કમાય આભે અડે એવડી વધીને વડ થયેલી હતી. એવાં ભગતો ચેતેલાં-નાં જીવતરમાં ચેતનાં પૂરવાની ગજબની આધ્યાત્મિક તાગાત ધરાવતા હતા. એમની આગલ્યાં માણસનાં જીવતરને જાણવાની–નાંણવાની આવડત અજબ હતી.

જેની જેની ઉપર્ય પંજા નિમજાંણાં એ બધાય હતા તો કાળા માથાના માનવી, પણ એમનાંમાં ઈશ્વરિ કળાંની લગોલગ જાવાનાં "તેજ" પડયાં હતા. માનવીય નબળાયોને ખંખેરી નાંખવા આ અધિ-કારીઓ અનોધાં બળે પોતા સામે જ લડયા હતા. ગુરૂ એમાં પ્રેરક તાગાત પૂરતા હતા. આવા સાધકોના રસ્તાં જૂજવાં હશે, જીવનનાં કેડાં નોખાં નોખાં કોતરાણાં હશે પણ આત્મજ્ઞાનના પ્યાલા ભરપૂર પીવાના કોડમાં કોઈ ઊણપ ન્હોતી. અને એટલે તો એ બધાં "પંજા" ના "નિમજાયા" ની વાટે પાગલ બન્યા હતા. આવા ભક્તોની વંણઝારે દેહાણ્ય જગ્યાના સત્ત્વ ભરપુર હીરને જાળવી જાણ્યા છે. એમનાં સત્ જીવનની લ્હેરૂં લોકહ્રદય સુધી લાગી છે. એમાં ઘણાય ભિંજાયને પાવન થયા છે. રોગા આનંદ ઉજાસ ઉમંગ. આ અમિ છાંટણામાં ભળ્યાં છે.

ગુરૂ પરંપરા અજબની છે. જે સાધકોમાં સંતોએ વિશ્વાસ મૂકયો એ ડગ્યા નથી. આ બધાની ભૂમિકા જોવા માપવાની રીતું ભાયે અકળ હતી. છતાં કેવાં કેવાં ઉપર્ય કેવા સંયોગો વચ્ચે મ્હેર ઊતરતી એ પ્રસંગો જાંણવા જેવા છે. વાંચવા, વિચારવા રોખાં છે.

દેહાણ્ય જગ્યાનાં મોટેરાવ કેવા માનવસેવામાં કાયાને પ્રેમથી હંસતા મોઢે ધંસી નાખતા, ઈ વાતુના મૂળમાં એમના સદગુરૂએ બતાવેલ કેડાની હકીકતો મહત્ત્વની છે.

વળી આ સંત પ્રણાલીમાં કોક જેમ પોતે સમજ્યાં છે એમ કુદરત ને વાંણીમાં મૂકવા જ મથી રહ્યા છે. એમાંથી, આત્મજ્ઞાનની વાતું અભણ ગામડીયાં સમજી ને એનાં પ્યાલા 'પિ' જીંવતરમાં નવી તાજગી સાદગી તાગાત પામ્યા છે.

આવા ત્રણ વિવિધ પ્રકારના જૂજવા ઘાટના, કાઠાના, માપના, નમૂનાં ધરું છું.

હા. એમાંય જિંણી આંખ્યે જોતા એક જ "રંગ"ની ચટકી જરૂર ચમકી રહી છે.

વાતું ગૂઢિ છે. સાંભળો બાપા!

ચલાળાના દાન મહારાજ અને પાળિયાદના આવા વિહામણ ખસ ગામની બજારમાં હાલ્યા જાય છે. પોર દિ' ચડયો છે. એક ઘાંણી પાંહેથી નીકળ્યા. બળદિયો ઘાંણીએ ફરે છે. ઘાંચી હાંકી રહ્યો છે. પણ ઢાંઢાનું કાંધ સુજિ ગ્યું છે. માંથે એક સૂંડો ભરાય એટલી માખિયું બંણબંણે છે. માથું હલાવતો જાય, કયારેક પગ ખોડી, વાંહે હાંકનારા સામે નજરૂં નાંધી લ્યે અને એની આખ્યુમાં વાચા ફૂટિ વંચાય કે કે "હવે હદ થઈ ગઈ હો." પણ તાં

ફરતો ફરતો રામસાગર જીવણના હાથમાં આવ્યો. દેશી ઉપર ઘસરકું પડી રામના સાગરમાંથી ભક્તિ "રસ" ટપકવા જ જાણે કે માંડયો. મંજિરાએ એને વધાવવા રણઝણાટ કર્યો ધૂપ ભભકવા માંડ્યો. ઈશ્રી જીવણના ગળાની ગુંજનશક્તિએ ભજન રેલાવા માંડ્યું.

મજરો મારો માની લ્યો,
હું નોકર તારા નામની-મજરો-ટેક

આજે આવી ઉગારી લેજો;
ગ્વાલન ગોકુળ ગામની.
સંત ઉધારણ શામળા વાલા;
કર જોડી કહું કામની-મજરો (૧)

નાચ નાચું મારા નાથજી;
રમત મારા રામની
લાલજી આગે લટકું એવું;
શોભા વખાણું શામની -મજરો (૨)

ભજન હવામાં ગૂંજિ રહ્યું છે. ભક્તિ રસ દાસી ભાવમાં વશ થઈને ભક્ત સામે દેહ ધરવા મંડાણો હોય એમ દેખાવ રહ્યો છે.

સંત દાનેવ આપા વિહામણ સામે જોઈ રહે તો વળી વિહળા આપા દાના બાપુ સામે તાંકી-ને મોં મલકાવી જાય છે. ભજનિક ભાવમાં ગરકાતુર બન્યો છે.

બેવ સાધુનો તાર સંધાવા માંડયો છે.

ભજન આગળ હાલે છે.

આઠે પોર રામ આરાધું;
નિત નિત ખૂબી તેમની
સાચી જૂઠી તારે ચરણે આવી;
હવે કરી લ્યો હેમની-મજરો (૩)

દાસી જીવણ ભીમ પ્રતાપે;
જેમ કહાવો તેમની

સાચું સુનો શામળા! વાલા!
આંખ હલાડે

ભજન પૂરું થયું. એકસામટા બેય સંત બોલ્યા: વાહ! રંગ! રંગ! પણ આ "ભીમ" કોણ?

બાપુ આપના ભીમ સામી. કહીને જીવણે હાથ જોડયા. હે? હા, હા. મારા સદ્‌ગુરૂ ભીમ સાહેબ ભીમ મેળામાં જ હતા. બોલાવ્યા એ આવ્યા: બેય સંતોને માથું નમાવ્યું. દાસી જીવણે ભીમના પગમાં હાથ દીધા. વિહળા નાથ થોડીક રીંહનો ડોળ કરીને પૂછવા માંડયા: બોલો ભીમ આ કામ તમારા?

હેં બાપુ? જી? જા જા તો કળાં ના કામણ અને દાસી ભાવના કામા છે. મારા હાથથી તો ખાલી એક જરાંક...

રાખ્ય હવે! કહીને દાને જીવણ તરફ વળ્યાં અને પૂછયું. આ હાથમાં ચૂડલિયું, આંખ્યુમાં આંજણ, લ્હેરખડાં વેશ અને આવાં આવાં નખરાં! આમ ભક્તિ કરો છો? કે ભોળા મનખ્યા ને.

દાદા દાદા વધુ પૂછતા નહીં!

જીવણે ભાવાવેશમાં કહ્યું: માણસોના મનરંજન તો કલાધર કરે છે અને બાપુ! મિર ઉંમરાવની દાસી હોય ને, ઈ એય ચટક મટક હાલે છે! તઈ હું તો ચૌદ બ્રહ્માન્ડનાં નાથની દાસી છું. હું શેનો ચિડવ્યો ચિડવાવ! ઈ તો ભળ્યો આપા? હા વધુ ભીમ સાહેબ જાણે એને પૂછો પણ ત્યાં તો દાન મહારાજ અને સંત વિહામણ ભીમને ભેટી પડયા અને બોલ્યા. ભીમ બાપ! તું "સાખ્ય" સાચો જા. તારો "પંજો" પણ 'પાકો"–

બાપ ભીમ સાબ હવે સાંચવી ને હોં કે?

છેલ્લાં બોલ ને ઘૂંટડે ઘૂંટડે "પી" જોજ્યો બાપલા–જેનાં સાંચવી સાંચવીને "પંજા-નિ મજાણા" એની એવાની જ વાતું રહી છે.

પ્રસંગો માં બે વાતું કહી દીધી. ત્રીજો ...' નાથ ધોય ને ટહેર

"આમ પંજા નિંમજાતા" બાપલા ઉતાવળ કરતાં નહિં! હાલ્યા આવો મારા ભેગાં ભેગાં–

જૂનાગઢમાં શિવરાત્રીનો મેળો જામ્યો છે.

ગળામાં મોરલાનાં ગહેકાટ ગૂંજવાતો જુવાનડો ઊભો છે. દૂહાની શગ્ય ચડતી આવે છે. માણસોનું કીડિયારૂં ઉભરાણું છે. ભીમ સાહેબ બરોબર્ પાંહેથી નીકળ્યા. ઊભા રહી ગયા. રાધાજીની "વિરહ" વેદનાં સાધા માટે ના "વલખાંની "કરુંણ" કંઠના કંણે કંણમાં ઉભરાય છે

હવામાં દુહા લેરાય છે

દુહા

(ઈ) વાંહળીયે વણુંભતી; નવલખ ધેનું નાથ!
હરિવર કરે ન હાથ; ચુંમન લેતો શામળા
તરછોડયા અમને તમે; કીયે અવગણે કાન?

(તુંને) ભેળપની ભગવાન; સેંજા ન આવી શામળા
મુખડું જોવાં માધવા; તલખેં મન તોખાર,
(હવે) લગામે લગાર; સારે ન અમને શામળા
ઠાકર! શું ઠપકો તુંને; દેવો દીન દયાળ.
ઝાંપે ન વિરહા ઝાળ; સોંણેય તું વણ શામળા
આગે જો જાણુત અમે; નેહ બાંધ્યે સુખ નોય
(તો) કરસ્યો ન મોબત કોય; (એવા) સાદ પડાવત શામળા

હવે ભીમ સાહેબ રહી ન શકયા. સાહેબ હતા ને? ભાયલા! એટલે હો? પોતે ટોળા વચ્ચે હાલ્યા. ગાનારની લગોલગ આવ્યા. દુહાગીર જેમ રાધા કાનને તાંકી રીયે એમ જોઈ રહ્યો (કે જોઈ રહી લખું?)

એલાં નામ શું?

"જીંવણ".

જીંવણ ભાયેં રૂડું નામ. તારા ભાયલામાં "દાસી" પડી છે. જાણછ? કાંઈ?

"હા પણ કાન મળે તંઈ શૃંગાર શોભે? કે એમ ને એમ?

ભીમ સાહેબ કહે હાલ્ય ભેગો ગોતવા લાગીશ હુંય. હાલ્ય મારી હારોહાર હાલતા આવડશે?

હા હાલો કહીને જીંવણ ભીમની સાથે હાલી નીકળ્યા. પણ પગ ભીમથીએય જાજા ઊપડયાં. ભીમ જાણુતા જ હતા. કળા 'કળાધાર"ની બિલકુલ નજિકની "ચિજ" છે.

બસ ભીમ સાહેબ જીંવણના જીંવન રસાયણના દાસી ભાવને એ રસને કળાધાર તરફ વાળવા થોડોક ધકો મારી દીધો.

'પંજો નિંમજાય ગ્યો."

આ દાસી જીંવણ પાળિયાદ આવ્યા. આપા વિહામણે મોટો મેળો ભર્યો હતો. રાતે ભજનિકો ભાયેં ભકિત રસ રેલાવતા. એમાં જીંવણનો વારો આવ્યો પણ મેદની ખગાકાર થઈ ગઈ. બે ત્રણ જાણ ભેદુંએ આપા વિહામણ અને ચલાલાવાળા આપો દાનો જ્યાં બેઠાં હતા ત્યાં આવીને આ વાત કરી.

દાના આપાએ પૂંછ્યું ભાઈ! ગાનારે ઈવા કામણ કર્યા તો ગળું મીઠું હશે કેમ?

હા બાપુ, પણ નકરું એમ નથી. તો આપાએ આવનાર સામે તાંકીને કીધું તો એનાં સાજિંદા તાલના ખરાં બજૈયાં હશે. વળી પોતે ખૂબ સૂરીલો હોય? બીજું કાંવ?

જવાબ દેનારો 'વેધુ" હતો. એ કહે–

બાપુ! મને લાગે છે એના કંઠમાં ગાનારાની કરણી ભળી ગઈ છે. છતાં તમું બેય આવીને સાંભળો તો ખબર્યું પડે!

મેળામાં જ્યાં ભજન જામ્યા છે. ત્યાં દાન મહારાજ અને વિહળા ભગત પધાર્યા.

ભજનીકો જુક બોલાવે છે.

આર એનાં પડખાંમાં ખૂતી જાય. હાલવા માંડવું પડે.

આ જોઈને બેય સંતો થંભી ગ્યા. જીવ કોચવાણું.

આપા વિહામણ તાડૂકયાં—એલા એય ! જરાંક ધોહરૂં ઊંચું ઉપાડયતો ?

ઘાંચીએ હાથ જોડયાં, અને જવાબ દિધો બાપુ રાત્ય ને દિ' ભેગાં રવ છું. તે ઈનાં કાંધમાં જોયુંજ હોય ને ?

ભંઈ શિદને બચાડાને આરૂં મારછ ?

બાપુ એના કાંધમાં જિવડાં ખદબદે છે ને ? આ ઈવાજ કીડાં, ખાવા ટાંણે મારા પેટમાં કે દેવરાવે છે. લ્યો ! નકર આ અધરમ ન કરું.

હવે દાનાબાપુ હળુંક લઈને બોલ્યા.

હે' ભાઈ ! કેટલાં પેટ ભરવાં આ કામો કરવો પડે ?.

' એક" એક મારું, અને એક આ બળદિયાનું

એમ "બે', બેજ પેટ ભરવાં આ ન કરવાનું કરું છું. આટલ્યું બોલતાં બોલતાં તો ઘાંચીના માથાંમાં "ઘા" વાગ્યા હોય એમ

હદય વલોવાય ગ્યું. આખ્યું ચૂવવા માંડી.

આટલ્યું સમજસ તો ખરો ને ?

તંઈ છોડી નાંખ્યા આ બળદિયાને, આંહ.

તાંણી મૂકી દે મોકળો—મર ચરતો લીલા ખડ

ભલે કરે લીલાંલેર બાપડો : ઘણાં દિ' ઘાણીએ હાલ્યો.

કહીને સાધુ હંસ્યા.

અને હું ? ભીમ સોમી ઓરો ઘાંચી, જેમ જીંવતરનું પોટલું ઉતારી નાંખવાં પૂછતો હોય એમ પૂછી વળ્યો. અને હું ?

"હા" તું વયો આવ્ય જગ્યામાં."

બેય સંતોના એકસામટાં વચન વછૂટયાં. મહાપુરૂષોનાં અતઃકારણના કમાડ ઊઘડયાં. ઘડીક પેલાંના ઘાતકી દેખાતાં છતાં પેટ સાટું હીંસાનું પાપ કરુંછું એમ સમજનારાં ઘાંચી માટે કમાડ ખૂલ્યાં. "થળ" મળી ગ્યું ભીમને.

"ભીમ સોમીની ઘાંણી છૂટી ગઈ."

એનો જીંવ અહિંસાની મહાન મિંમાસા નજરે જોઈને ચેતી ગ્યો. પોતે જગ્યામાં આવ્યો. માંડયો ભજનમાં એકતાર થાવા. અને જગ્યાના કામમાં લાગી ગ્યો. પણ ઓલ્યાં બળદ જેટલો ઢહડો દહડવાં માંડયો હો ! પછી વિહળ ભગત એક દિ' એને એક કોર લઈ ગ્યાં, ગળગળાં અવાજે પૂછયું. ' એલાં ભીમ હવે હાંવ ?'

કાં શેનું હાંવ ? ભીમે સામે પૂછયું.

આપા કયે—તારો રંગ ફરી ગ્યોછ ? ખોટું બોલતો નહીં હો ? ઘાંચી ? નકર ?

ના ના ગુરૂદેવ હું તો ઈનો ઈ જ છું. બળદને આર મારનારો અપરાધિ". બોલયમાં બોલયમાં બાપ ! હવે તેં તો તારી ઈન્દ્રીઓને અવળે માર્ગે ન હાલવા દેવા જ આરૂં મારી છે. ભાઈ ! તે જીવતરનાં "ઝેર" નિતારી નાંખ્યા છે.

જિણવટનો જાણનારો ભિતરમાં ભાળનારે વિહળ સમજિ ગ્યો કે ભીમની આંખ્યુ અકળ કળાનાં ખેલ પારખવાં અંતરનાં ઊંડાણમાં પ્રકાશ પ્રકાશ જ જોવે છે. ભીમની રસનાં તૂહિ તૂંહિ તૂંહિ જાય થઈ છે. ભીમનાં કાન બ્રહ્મ રસ જ ઝંખે છે.

અને આપો વિહામણ ભીમને જિવતરમાં "અમૃત" ઘોળવા એકલા ભીમને નહિં કોઈ ! કેટલાકનાં જીવનમાં અમૃત રેલાવાં સાટું ભિમને કયે છે ભાઈ તૂં કચ્છમાં ચિત્રોડ ગામે પોગી જા. ત્રિકમ ભજનનો માલમિ છે. ભીમ બાપ ! તને મારે "સાબ" થાતો જોવો છે. આડુંઅવળું જોયાં વગર ભીમ ઘાંચી હાલી નીકળ્યો. આવ્યો ત્રિકમ સાહેબ પાંહે અને ત્રિકમે જ્યારે ભીમને પ્રબોધ્યો ને ! તંઈ ભજન લેરૂં લાગી. ભીમ સાહેબ બન્યા.

"આમ પંજા નિંમજાતા" બાપલા ઉતાવળ કરતાં નહિં! હાલ્યા આવો મારા ભેગાં ભેગાં–

જૂનાગઢમાં શિવરાત્રીનો મેળો જામ્યો છે.

ગળામાં મોરલાનાં ગહેકાટ ગૂંજવાતો જુવાનડો ઊભો છે. દૂહાની શગ્ય ચડતી આવે છે. માણસોનું કીડિયારૂં ઉભરાણું છે. ભીમ સાહેબ બરોબર્ય પાંહેથી નીકળ્યા. ઊભા રહી ગયા. રાધાજીની "વિરહ" વેદનાં માધા માટે ના "વલખાંની "કરુંણ" કંઠના કંણે કંણમાં ઉભરાય છે

હવામાં દુહા લેરાય છે

દુહા

(ઈ) વાંહળીયે વણુંભતી; નવલખ ધેનું નાથ!
હરિવર કરે ન હાથ; ચુંમન લેતો શામળા
તરછોડયા અમને તમે; કીયે અવગણે
કાન?

(તુંને) ભેળપની ભગવાન; સેંજા ન આવી શામળા
મુખડું જોવાં માધવા; તલખેં મન નોખાર,
(હવે) લગામે લગાર; સારે ન અમને શામળા
ઠાકર! શું ઠપકો તુંને; દેવો દીન દયાળ.
ઝાંપે ન વિરહા ઝાળ; સોંણેય તું વણુ શામળા
આગે જો જાણુત અમે; નેહ બાંધ્યે સુખ નોય
(તો) કરસ્યો ન મોળત કોય; (એવા) સાદ પડાવત શામળા

હવે ભીમ સાહેબ રહી ન શકયા. સાહેબ હતા ને? ભાયલા! એટલે હો? પોતે ટોળા વચ્ચે હાલ્યા. ગાનારની લગોલગ આવ્યા. દુહાગીર જેમ રાધા કાનને તાંકી રીયે એમ જોઈ રહ્યો (કે જોઈ રહી લખું?)

એલાં નામ શું?

"જીંવણ".

જીંવણ ભાર્યે રૂડું નામ. તારા ભાયલામાં "દાસી" પડી છે. જાણુછ? કાંઇ?

"હા પણ કાન મળે તંઈ શૃંગાર શોભે? કે એમ ને એમ?

ભીમ સાહેબ કહે હાલ્ય ભેગા ગોતવા લાગીશ હુંય. હાલ્ય મારી હારોહાર હાલતા આવડશે?

હા હાલો કહીને જીંવણ ભીમની સાથે હાલી નીકળ્યા. પણ પગ ભીમથીએય જાજા ઊપડયાં. ભીમ જાણતા જ હતા. કળા 'કળાધાર"ની બિલકુલ નજિકની "ચિજ" છે.

બસ ભીમ સાહેબ જીંવણના જીંવન રસાયણના દાસી ભાવને એ રસને કળાધાર તરફ વાળવા થોડોક ધકો મારી દીધો.

'પંજો નિંમજાય ગ્યો."

આ દાસી જીંવણ પાળિયાદ આવ્યા. આપા વિહામણે મોટો મેળા ભર્યો હતો. રાતે ભજનિકો ભાર્યે ભક્તિ રસ રેલાવતા. એમાં જીંવણનો વારો આવ્યો પણ મેદની ખગાકાર થઈ ગઈ. બે ત્રણ જાણ ભેદુંએ આપા વિહામણ અને ચલાલાવાળા આપો દાનો જ્યાં બેઠાં હતા ત્યાં આવીને આ વાત કરી.

દાના આપાએ પૂંછ્યું ભાઈ! ગાનારે ઈવા કામણ કર્યા તો ગળું મીઠું હશે કેમ?

હા બાપુ, પણ નકરું એમ નથી. તો આપાએ આવનાર સામે તાંકીને કીધું તો એનાં સાજિંદા તાલના ખરાં બન્યાં હશે. વળી પોતે ખૂબ સૂરીલો હોય? બીજું કાંવ?

જવાબ દેનારો 'વેધુ" હતો. એ કહે–

બાપુ! મને લાગે છે એના કંઠમાં ગાનારાની કરણી ભળી ગઈ છે. છતાં તમું બેય આવીને સાંભળો તો ખબર્યું પડે!

મેળામાં જ્યાં ભજન જામ્યા છે. ત્યાં દાન મહારાજ અને વિહળા ભગત પધાર્યા.

ભજનીકો જુક બોલાવે છે.

ફરતો ફરતો રામસાગર જીવણના હાથમા આવ્યો દોકડ ઉપર થપાટુ પડી રામના સાગરમાથી ભકિત "રસ' ટપકવા જ જાણ્યે કે માડયો મ જિરા એ એને વધાવવા રણુજાણાટ કર્યો ધૂપ ભભકવા માડયો. દાસી જીવણના ગળાની ગૂ જનશકિતએ ભજન રેલાવા માડયુ

મજરો મારો માની લ્યો,
હુ નોકર તારા નામની-મજરો-ટેક

ઓળે આવી ઉગારી લેજો,
ગ્વાલન ગોકુળ ગામની
સત ઉધારણ શામળા વાલા,
કર જોડી કહુ કામની-મજરો (૧)

નાચ નાચ્યુ મારા નાથજી,
રમત મારા રામની
લાલજી આગે લટકુ ખેલુ,
શોભા વખાણુ શામની -મજરો (૨)

ભજન હવામા ગૂજિ રહ્યુ છે ભકિત રસ દાસી ભાવમા વશ થઈને ભકત સામે દેહ ધરવા મડાણો હોય એમ રેલાય રહ્યો છે

સત દાનેવ આપા વિહામણ સામે જોઈ રહે તો વળી વિહળા આપા દાના બાપુ સામે તાકી ને મો મલકાવી જાય છે ભજનિક ભાવમાં ગોડીતુર બન્યો છે

બેય સાધુનો તાર સધાવા માડયો છે ભજન આગળ હાલે છે

આઠે પોર રામ આરાધુ,
નિત નિત ખૂબી તેમની
સાચી જૂઠી નારે ચરણે આવી,
હવે કરી લ્યો હેમની-મજરો (૩)

દાસી જીવણ ભીમ પ્રતાપે,
જેમ કહાવો તેમની
સામુ જુવો શામળા! વાલા!
આખ ઉઘાડો આપની-મજરો (૪)

ભજન પૂરુ થયુ એકસામટા બેય સત બોલ્યા વાહ! રગ! રગ! પણ આ "ભીમ" કોણુ?

બાપુ આપના ભીમ સોમી કહીને જીવણે હાથ જોડયા હે? હા, હા મારા સદ્ગુરુ ભીમ સાહેબ ભીમ મેળામા જ હતા બોલાવ્યા એ આવ્યા બેય સતોને માથુ નમાવ્યુ દાસી જીવણે ભીમના પગુમા હાથ દીધા. વિહળા નાથ થોડીક રીહનો ડોળ કરીને પૂછવા માડયા બોલો ભીમ આ કામ તમારા?

હે બાપુ? જી? જા જા તો કળા ના કામણ અને દાસી ભાવના કામા છે મારા હાથથી તો ખાલી એક જરાક

રાખ્ય હવે! કહીને દાને જીવણ તરફ વળ્યા અને પૂછ્યુ આ હાથમા ચૂડલિયુ, આખ્યુમા આજણ, લ્હેરખડા વેશ અને આવા આવા નખરા! આમ ભકિત કરો છો? કે ભોળા મનખ્યા ને

*દાદા દાદા વધુ પૂછતા નહીં!*

જીવણે ભાવાવેશમા કહ્યુ માણસોના મનરજન તો કલાધર કરે છે અને બાપુ! મિર ઉમરાવની દાસી હોય ને, ઈ એય ચટક મટક હાલે છે! તઈ હુ તો ચૌદ બ્રહ્માન્ડના નાથની દાસી છુ હુ શેનો ચિડવ્યો ચિડવાવ! ઈ તો ભણો આપા? હા વધુ ભીમ સાહેબ જાણે એને પૂછો પણ ત્યા તો દાન મહારાજ અને સત વિહામણ ભીમને ભેટી પડયા અને બોલ્યા ભીમ બાપ! તુ "સાખ્ય' સાચો જ તારો "પજો' પણ 'પાકો"-

બાપ ભીમ સાબ હવે સાચવી ને હો કે?

છેલ્લા બોલ ને ઘૂટડે ઘૂટડે "પી જોજ્યો બાપલા-જેના સાચવી સાચવીને "પજા નિમજાણા" એની એવાની જ વાતુ રહી છે

આ પ્રસગોમા બે વાતુ કહી દીધી ત્રીજો નાગડો વણ છુ તરવેણીમા નાય ધોય ને લ્હેર કરીએ

જેમ ભીમને, સાહેબ થાવા સંત વિહામણે ત્રિકમ સાબ પાસે મોકલ્યા હતા, પોતે જાણતા હતા, કે "વાંણી" ભીમમાં પડી છે. એનાં "પાણી" નો ધોધ ત્રિકમના હાથ અડશે તંઈ બરોબર્યનો વછૂટશે અને ઈથી એક ડગલું ભીમ આગણ્ય વધીને જીંવણ-માં ધોધ છોડાવ્યે રીયાં–

પંજા નિંમજાણાં તંઈ પાત્રો ઉત્તમ મળ્યા છે–

દાનેવને ગીગેવ મળ્યા. સોરઠે મહામૂલું સંત રત્નનું "તેજ" જોયું ત્યારે એ જ આપા ગીગાને ભાયે નવાય લાગે એવા સંજોગોમાં સુરોવાળો મળ્યા હતા. ચહડકો તો સુરાવાળામાં કળાનો હતો. પણ દેશ કાળ એણે જોયો નહીં. કળાના જીંવે એમાં ભોઠામણ ખાધી. એનો આત્મા અકળાણો એવો મુંજાણો કે સંસારની મોહ માયા છૂટવા માંડી.

શરમના શેરડાંમાંથી સુરાવાળાના જીંવતરે કેડો જુદો જ પકડયો કેવું બન્યું ? વાત આમ હતી.

ચાંપરડાના આપો સુરોવાળો ભાયે આનંદી હતો. પોતાને ભવાય વેશનો ગજબ શોખ હતો. એમાં વ્યાસમંડળના ભાયુંની દોસ્તી જામી ગઈ.

વળી ભવાયમાં આપાને ડાગલાનો વેશ ખૂબ ગમે. થાતાં થાતાં પોતે માંડયા આ વેહ ભજવવા. પોતાના ગામથી ઠીક ઠીક આગા જ્યાં ભવાય મંડળ હોય ત્યાં ઊપડી જાય.

ડાગલો થાય તંઈ આપાને નિરાંત વળે.

એમાં એક વખત અજાણ્યા ગામડામાં ડાગલો થાવા પુગ્યા સુરોવાળો. ભવાય મંડાણી. પેલવેલો જ પડમાં ડાગલો ઊતરે. વાગ્યા ભૂંગળા. ખોલી બઘડાટી પડ બંધાણું

મોઢાં આડી થાળી ધરીને પૈતરા ભરતો ભરતો ડાગલો પડમાં આવ્યો. છે તો આ વેશ સમજવાં રોખો જીંવ, જગત, ભગવાનના ત્રણેય ખૂણાના જ્ઞાનનો નમૂનો હોય એવો–પણ જા જા ભાગે લોકો તો આમાંથી દાંત કાઢીને ટોળટીંખળ જ કરવાનું ઉપાડી લ્યે છે.

આજ બન્યું એવું કે સુરાવાળાના છેટે છેટે-ના સગાં ગામમાં આવેલાં. આ ડાયરો ભવાય જોવા આવ્યો.

ફીલતોડ શરીરનાં આપો સુરો ડાગલાના રૂવાબમાં મોં આગળ્ય થાળિ રાખિને–જેવાં ઊતર્યા–પડમાં ત્યાં ડાયરો વ્હેમાણાં–માળું ! સુરાવાળા જેવું કોણ ?

અને એમાં થાળી જરાંક મોઢાં આડીથી એક કોર્ય કરી.

કાઠિ બરોબર ઓળખી ગ્યા.
પછી ઈ તે જાલ્યા શેનાં રહે ?
કર્યો હાંકલો અને પૂછયું ?
હાં સુરાવાળા છો તો ભલીયુંમાં ને ?

આપા અવાજ પારખિ ગ્યા. થાળીનો ઘા કર્યો. અને પડમાંથી ભાગ્યા. ઘોડી છોડીને ખેંતાળી જ મૂકયાં.

પણ મુંજાય ગ્યાં. ભોંઠામણનો પાર નથી. ધરતી મારગ આપે તો સમાય જાવાનું મન થાય છે. આવાં આવાં મનસૂબા ઊપડયા છે. કયાંક આઘો ઊતરી જાવ ? શું કરું ? કાઠિડાયરામાં જિન્દગી આખી બેસવાપણું રહ્યું નથી. મોઢું શું બતાવવું ? ખૂબ અકળાણાં – વાત સાચી હતી. પોલે ઠીમ આદમીએ જૂનો રૂઢિવાળો જમાનો ! એમાં ડાગલાનો વેશ ! અને ઈએય કાઠી ડાયરો ! જોઈ ગ્યાં પોતે રાત્યનાં અંધારામાં – વિચારના વમળમાં ચકરાવે ચડી ગ્યાં છે. મારગ એક કેતાં એક્ય સૂઝતો નથી. એમાં ઘનઘોર વાદળામાં જેમ વીજળી જબકે – એમ વિચાર આવ્યો –

આપા ગીગા પાંહે જાવ. અમથાય આતમા-રોખાં સુરાવાળા ને ગીગેવ વ્હાલા હતા. હૂંફનું ઠેકાણું હતા. પછી શું પુછવાનું ! મારી મૂકી ઘોડી સતાધાર ભણી. રાત્ય આખી હાલ્યા જ આવ્યા. પેર્યા વેહે આપા સંતના પગમાં જઈ પડયાં.

સુરાવાળાને જેવાં આપા ગીગાએ બાવડાં પકડીને ઊભાં કર્યાને કે સાધુરાજ ઓળખી ગ્યાં. ખરેખર ગીગેવ ઓળખી ગ્યા હો બાપલા!

સાચ વાટીને પોતે બોલ્યા, ભાઈ! સુરાવાળા! ઈમાં આટલ્યું ભોંઠામણ શીદ લાવછ? તેં તો બાપ, બલખ બુખારાનો બાદશા – રાજપાટ છોડીને હાલી નીકળ્યો હતો. આ ઈનો પાઠ ભજવ્યો છે.

આતો ભાયેં આતમ્ ગનાનનો પાઠ ભંણાય – મુંજામાં! કોચવા માં! બા આમ ને આમ ચાંપરડાના જ પાદરમાં અલખને આરાધવાં બેઠી જા–આજ વેંહે હો! દુનિયા તારા દાંત નહિં કાઢે આપા! એવી–કરણી કરી બતાવ્ય ને? કે તારા દિદારે પાપ જાય.

હું'ય આવી જ વાટ જોતો હતો.

થઈ ચૂકયું – મોતી જેવાં એક એક વેંણ – સુરાવાળાના અતઃકરણના ધાગામાં પરોવાય ગ્યા. આપો સુરો – ના ના! . ભગત સુરો શાંત ભાવે ગુરુદેવ સામે જોઈ રહ્યો. પ્રેમથી ગીગેવે આપનાં વાંહા ઉપર "પંજો નિંમજ્યો".

## –: દોહો :–

ઓચિંતાની આવી પડે; સૂજે ન મારગ એક
મનમાં રાખે ટેક; તો ઘડય ઉકેલે ગીગડો

ગીગેવે સુરાવાળાની એક નહી આખા જિવતરની ઘડય ઉકેલી દીધી. જીંવતરનાં તરભેટે ઊભેલો જંણ જ્યારે અકળાયને દુનિયાદારીના માથે એક કરુંણાભરી નજરે જોઈ રહ્યો હતો ત્યારે જુદા જ રંગે આ સંતે એને રંગી નાંખ્યો.

પેર્યા વેડે જુવાન કાઠી ચાંપરડાના પાદરમાં અલકની આરધનામાં પડી ગ્યો–એનાં ભકિતરસનાં થેતરાં એવાં ભરાણાં કે પડ ગાજી ઊઠયું.

કોક કયારેક સુરાવાળાને પૂછી બેસતું! કે આપા આ લગન કેમ લાગી? આ ગરાસની મોજ કેમ છૂટી? આ જુવાની કયાં ગઈ?

હંસીને ભગત જવાબ વાળતા. અતઃકરણની વાંણીથી બોલીને કહેતા. ભાઈ મારી માથે સમ્રથ સંતનો "પંજો" નિમજ્યો" છે. મારામાં એમણે પોતાની ભકિત ત્યાગ, સમર્પણની કરણીની "નિમ" નાંખી છે. હું મારગ ચાતરૂં તો મુરખ કેવાવ?

ખરેખર સુરાવાળાએ "સત્" જીંવન ગાળ્યું. અને મરણને મુઠીમાં ભીડી વાળ્યું જીંવતા સમાધિ લીધી.

આજ આ સમાધિ સ્થળ ઉપર્ય સુરાવાળાના આઈ કમરીબાઈએ મન્દિર બાંધ્યું છે. અન્નક્ષેત્ર માટે અડાવીશ વીઘા વાડી પડું અર્પણ કર્યું છે.

બા! આને "પંજો નિમજ્યા" કહેવાય.

---

**નોંધ :–** (૧) પ્રસંગ વૈદ્ય મોટાભાઈ ગઢડાવાળા પાંસેથી મળ્યો છે.

(૨) ચિ. વિક્રમવાળાએ કહ્યો છે.

(૩) બારોટ કાનજીંભાઈ પાંસેથી આવ્યો છે. મેં ત્રણેયની એક ગૂંથણી કરી છે.

*

પૃ. ૪૭૬થી ચાલુ)

નમૂનાઓ લઈને અનેક વ્યક્તિઓ માર્ગદર્શન માટે આવે છે.

આ સભાને આપણી સરકારે કાંઈ અનુદાન આપ્યું નથી તેમાં આ વિષયમાં તેમને રસ હોય તેના પ્રત્યે ભાવના હોય તેવા જ સહ્યો લેવામાં આવે છે એટલે સભાએ વિચારેલી પુસ્તકાલયની, વિદ્યાભવનની અને સંગ્રહસ્થાનની યોજના અમલમાં મૂકી શકાઈ નથી પણ સભાના સંચાલકોને પૂર્ણ વિશ્વાસ છે કે સૌરાષ્ટ્રની પ્રજાના સહકાર અને સહાનુભૂતિથી તેમનું સ્વપ્ન અવશ્ય સાકાર થશે.

# સૌરાષ્ટ્ર ઇતિહાસ સંશોધનસભા

[આ સંસ્થાનું ચોથું અધિવેશન સપ્ટેમ્બર '૮૧માં રાજકોટ મુકામે મળી રહ્યું છે ત્યારે અમારા વૃત્તાંત–નિવેદક તરફથી પ્રાપ્ત થયેલો સંસ્થાનો પરિચય અત્રે આપ્યો છે. સં.]

સૌરાષ્ટ્ર રાજ્યની ઈ. સ. ૧૯૪૮માં સ્થાપના થઈ તે સાથે સૌરાષ્ટ્ર સંશોધન મંડળ અસ્તિત્વમાં આવ્યું અને તેના ઉપક્રમે પ્રથમ અને અંતિમ પરિષદ જૂનાગઢ મુકામે તા. ૧૫/૧૬–૧૦, ૧૯૫૦ના દિવસોમાં ભરવામાં આવી. થોડાં વર્ષોમાં આ સંસ્થાનું કાર્ય સ્થગિત થઈ ગયું અને ઇ. સ ૧૯૬૦માં ગુજરાત રાજ્ય અસ્તિત્વમાં આવતાં સ્વ શ્રી. અમૃત પંડયાના પ્રયાસોથી ગુજરાત ઈતિહાસ પરિષદની સ્થાપના થઈ. આ પરિષદનું પાંચમું અધિવેશન તા. ૨૮–૨–૧૯૭૦ના રોજ રાજકોટમાં, છઠ્ઠું અધિવેશન તા. ૨૮–૧૦–૧૯૭૧ના રોજ દ્વારકામાં, અને સાતમું અધિવેશન તા. ૩૦–૧૨–૧૯૭૩ના રોજ ભુજમાં થયું જ્યારે તા. ૩૧–૧૦–૧૯૭૨ના રોજ પોરબંદરમાં જ્ઞાનસત્ર થયું. આ આ પ્રસંગોમાં સૌરાષ્ટ્રના ઇતિહાસવિદો અને રસજ્ઞોમાં ઉત્સાહનો સંચાર થયો અને જે દેશના પથ્થરે પથ્થરમાં અને તસુએ તસુમાં ઈતિહાસ ભર્યો પડયો છે, જે દેશની ભાતીગળ અને વિશિષ્ટ સંસ્કૃતિ અનોખી અને અજોડ છે, જે દેશની ભૂમિમાં અનેક વીરો, સાહસિકો, મુત્સદ્દીઓ, મહારથીઓ, દાતાઓ, ભક્તો, સિદ્ધો, સંતો અને સતીઓ થઈ ગયાં છે, જે દેશમાં સેંકડો વર્ષોના ઈતિહાસની સાક્ષી પૂરતા પુરાતત્ત્વના અવશેષો, કાળ સાથે અટ્ટહાસ્ય કરતા હજી પણ ઊભા છે, જે દેશમાં અનેક અભિલેખો સંપ્રાપ્ત છે તે દેશના પુરાતત્ત્વ અને ઈતિહાસના શાંત, સુષુપ્ત અને ધીમી ગતિએ થતા સંશોધન અને સંકલનનું કાર્ય ગતિશીલ કરવાનો સમય પાકી ગયો છે અને તેમ કરવા માટે પૂર્ણ અવકાશ છે અને તેનાં માટે સંશોધકોનું કાર્યક્ષેત્ર માત્ર કાર્યક્ષમતાની દૃષ્ટિએ સીમિત અને સંકુચિત થાય તો જ એ કાર્ય સરળ અને સચોટ બને એ વિચારે સૌરાષ્ટ્ર ઈતિહાસ સંશોધન સભાની સ્થાપના કરવા ઈ. સ. ૧૯૭૪માં નિર્ણય લેવામાં આવ્યો. છેલ્લાં ૨૫ વર્ષથી પોરબંદરમાં કામ કરતા પુરાતત્ત્વમંડળે અને જૂનાગઢના સોરઠ સંશોધન મંડળે આ નિર્ણયને મૂર્ત સ્વરૂપ આપવાનું નક્કી કર્યું. જૂનાગઢમાં રહીને સંશોધનની દિશામાં કાર્ય કરતા શ્રી શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈ અને પોરબંદરમાં વસીને પુરાતત્ત્વ સંશોધનમાં અવિરત કામ કરતા શ્રી મણિભાઈ વોરાએ આ કામ ઉપાડી લીધું. તેમાં સૌરાષ્ટ્રમાં વસતા અને સૌરાષ્ટ્રના ઇતિહાસમાં રસ લેતા ભાઈઓ–બહેનોનો સહકાર મળ્યો અને પરિણામે તા. ૨૩–૬–૧૯૭૯ના રોજ સૌરાષ્ટ્ર ઈતિહાસ સંશોધન સભાની જૂનાગઢ મુકામે વિધિસરની સ્થાપના થઈ.

અનેક મહત્ત્વાકાંક્ષી ઉદ્દેશો પાર પાડવાના મનોરથો લઈ સૌરાષ્ટ્રના જુદા જુદા ભાગોમાં વસતા મિત્રોએ સભાની સફળતા માટે અથાક પરિશ્રમ કર્યો અને એક પણ પાઈની મૂડી વગર કે કોઈ દ્રવ્ય સહાય વગર શરૂ થયેલ સંસ્થા જેમ ગંગા નીકળે છે ત્યારે નાની છે પણ આગળ વધતાં વિરાટ થાય છે તેમ આજે વિરાટ નહિ તો વિકસી છે જરૂર. સભામાં આ વર્ષે ૨૪૮ સભ્યો નોંધાયા.

સભાનું પ્રથમ અધિવેશન તા. ૨૮–૧૯૭૪-માં વાંકાનેરમાં શ્રી શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈના પ્રમુખપણા નીચે મળ્યું. તેનું ઉદ્‌ઘાટન વાંકાનેરના ભૂતપૂર્વ રાજવી રાજસાહેબ પ્રતાપસિંહજીના શુભ હસ્તે થયું. આ અધિવેશનમાં ૭૧ પ્રતિનિધિઓએ ભાગ લીધો અને તે ઉપરાંત સભ્ય નહિ છતાં વિષયમાં રસ ધરાવતા ૨૦૦થી ૨૫૦ ભાઈબહેનોએ ઉપસ્થિત રહી ચર્ચાવિચારણામાં રસ દાખવ્યો. આ પ્રસંગે સૌરાષ્ટ્રના અને ગુજરાતના ઈતિહાસવિદો, લોકસાહિત્યકારો અને અન્ય વિદ્વાનોએ હાજરી આપી સૌરાષ્ટ્ર ઇતિહાસ સંશોધનસભાનું સર્જન

આવકાર્યું, તેમાં ૧૫ જેટલા નિબંધો રજૂ થયા અને ચર્ચાનું સ્તર ઘણું ઊંચું રહ્યું.

ઈ. સ. ૧૯૭૫ તા. ૨૭–૨૮ ડિસેમ્બરના રોજ પ્રભાસપાટણ મુકામે પ્રથમ જ્ઞાનસત્ર મળ્યું. તેનું ઉદ્ઘાટન દ્વારકાના પૂજ્ય જગદ્ગુરૂ શ્રી. શંકરાચાર્યજીના વરદ હસ્તે થયું. તેમાં પણ સભ્યો અને અન્ય વિદ્વાનોની સારી હાજરી રહી અને નિબંધોની ચર્ચા પણ ઊંચા પ્રકારની થઈ.

સભાને બે વર્ષ પૂરાં થતાં હોઈ નવી ચૂંટણી થઈ. તેમાં શ્રી શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈને બીજા બે વર્ષ માટે પ્રમુખ તરીકે અને શ્રી પુષ્પકાન્ત ધોળકિયા, પ્રો. અનિલભાઈ કાકાણી તથા પ્રો. ઈશ્વરલાલ ઓઝાને તે સમય માટે મંત્રીઓ તરીકે ચૂંટી કાઢયા.

સભાનું બીજું અધિવેશન તા. ૨૫ – ૨૬ ડિસેમ્બર ૧૯૭૬ના દિવસોમાં ગોંડલમાં ભરવામાં આવ્યું તેનું ઉદ્ઘાટન ભુવનેશ્વરી પીઠના અધ્યક્ષ શ્રી ઘનશ્યામભાઈ રાજવૈદના શુભ વસ્તે થયું. ગોંડલના અગ્રગણ્ય નાગરિકો, શહેર સુધરાઈ, કોલેજ વગેરેએ અપ્રતિમ ઉત્સાહ બતાવ્યો આ પ્રસંગે સભાના નોંધાયેલા સભ્યો ઉપરાંત અનેક વિદ્વાનો અને ઈતિહાસરસિક નગરજનો ઉપસ્થિત રહ્યા સભામાં ચર્ચા માટે ૧૯ નિબંધો રજૂ થયા અને ચર્ચાનું સ્તર અવશ્ય સવિશેષ ઊંચું રહ્યું.

તા ૭–૫–૧૯૭૮ના રોજ જૂનાગઢમાં બીજું જ્ઞાનસત્ર મળ્યું. આ પ્રસંગે જૂનાગઢ જિલ્લા પંચાયતના અધ્યક્ષ શ્રી પરમાણંદભાઈ ઓઝાએ સ્વાગતાધ્યક્ષ તરીકે ઉત્સાહપૂર્વક જ્ઞાનસત્રને સફળ કરવામાં સહાય આપી. જ્ઞાનસત્રમાં ચાર નિબંધો આવેલા પણ તેની ચર્ચા સાથે અન્ય વિષયો ઉપર ઘણી રસિક અને ઉપયોગી ચર્ચા થઈ. જ્ઞાનસત્રમાં આ વર્ષે પ્રમુખ અને મંત્રીઓના હોદ્દાની મુદત પૂરી થતાં તેમ જ શ્રી શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈ ગુજરાત ઈતિહાસપરિષદના પ્રમુખપદે ચુંટાતાં નવી ચૂંટણી થઈ તેમાં શ્રી મણિભાઈ વોરા પ્રમુખ અને શ્રી ડી. જે. ડુંગા, શ્રી સુમનસિંહ ગોહિલ અને શ્રી. અનિલભાઈ કાકાણી મંત્રીઓ તરીકે ચૂંટાયા.

તા. ૨–૩/૯–૭૯ના દિવસોમાં સભાનું ત્રીજું અધિવેશન ખાખરેચી મુકામે શ્રી મણિભાઈ વોરાના પ્રમુખસ્થાને મળ્યું. ભરદ્વાજ આશ્રમના અધ્યક્ષ પૂ. સ્વામી સંપૂર્ણાનંદજીને વરદ હસ્તે તેનું ઉદ્ઘાટન થયું. આ અધિવેશનમાં આઠ નિબંધો રજૂ થયા તથા અન્ય વિષયો તે સમયે રજૂ થતાં ઘણી જ સારી ચર્ચાવિચારણા થઈ. આ પ્રસંગે પૂ. સ્વામી શ્રી સંપૂર્ણાનંદજીએ રૂ. ૫૦૦ ની રકમ શ્રેષ્ઠ નિબંધ-સ્પર્ધા માટે જાહેર કરી. ઝાલાવાડનાં ઐતિહાસિક સ્થળોની યાત્રા કરી સભ્યો છૂટા પડયા.

તા. ૧૭–૧૮ મે ૧૯૮૦ના રોજ પોરબંદર મુકામે સભાનું ત્રીજું જ્ઞાનસત્ર નવા વરાયેલા પ્રમુખ શ્રી કંચનપ્રસાદ કે. છાયાની અધ્યક્ષતામાં ભરાયું. આ પ્રસંગે પોરબંદર પુરાતત્ત્વ મંડળની રજત જયંતી હોવાથી તે પ્રસંગ પણ ઊજવાયો અને શ્રી મણિભાઈ વોરાનો અમૃતમહોત્સવ પણ ઊજવાયો.

આ જ્ઞાનસત્રમાં ૧૨ નિબંધો રજૂ થયા અને અન્ય વિષયોની ચર્ચા થઈ. ઈ સ. ૧૯૮૦–૮૧ નાં બે વર્ષો માટે શ્રી શૈલેશભાઈ ધોકા, શ્રી ઉમિયાશંકર અજાણી તથા ડૉ. નાગજીભાઈ ભટ્ટી મંત્રીઓ તરીકે ચૂંટાયા.

આગામી સપ્ટેંબર માસમાં સભાનું ચોથું અધિવેશન રાજકોટમાં મળી રહ્યું છે.

માત્ર પાંચ વર્ષના ટૂંકા ગાળામાં સભાએ ધાર્યા કરતાં વધારે પ્રગતિ કરી છે. સભાએ લગભગ ૨૫૦ જેટલા વિદેશી અને પરપ્રાંતીય વિદ્વાનોને માહિતી પૂરી પાડી છે. અનુસ્નાતક વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપ્યું છે અને સૌરાષ્ટ્રના પ્રત્યેક વર્ગનાં સુખી પ્રજાજનોમાં ઈતિહાસ, પુરાતત્ત્વ, અભિલેખ અને મુદ્રા શાસ્ત્ર પ્રત્યે અભિરૂચિ ઉત્પન્ન કરી છે. જૂના સિક્કાઓ, જૂના દસ્તાવેજો, હસ્તલિખિત પુસ્તકો, પાળિયાઓ અને ખંડિત મંદિરો વગેરેની જાળવણી કરવા પ્રત્યે એક પ્રકારની જાગૃતિ જનતામાં આવી છે અને સભાના કાર્યાલયમાં આવા

[અનુ. પૃ. ૪૭૪

# નાઝીઓના ક્રરપીણ હત્યાકાંડની

# ગમગીન છતાં ગૌરવવંતી ભૂમિ

(રશિયા–દર્શન : હપ્તો ૮મો)

ગોરધનભાઈ શંભુભાઈ પટેલ

તા. ૩–૧૧–'૭૩

ગઈ રાત્રે મોડેથી સૂતા હોવાને લીધે સવારે વહેલા ન ઊઠી શકાયું. સદ્‌ભાગ્યે હોટેલના કાઉન્ટર ઉપરની બહેને સવારમાં લગભગ સાત વાગે ઈન્ટરકોમ ઉપર રિંગ આપી મને કહે કે 'દોબ્રે ઉત્રા'.

હું તે સમજ્યો નહીં તેથી મેં પૂછયું "What is the matter please."

તે બહેને કહ્યું : "Good morning, sir."

'દોબ્રે ઉત્રા'નો અર્થ 'સુપ્રભાતમ્' થાય છે તેની હવે મને ખબર પડી. મેં સામે "good morning' કહી તે બહેનનો આભાર માન્યો.

પ્રાતઃકર્મ અને ચા – નાસ્તો પતાવી અમે મીન્સ્કની લેનિન યુનિવર્સિટીની મુલાકાતે જવા નીકળ્યા. યુનિવર્સિટીમાં તેના સ્ટાફે અમારું સ્વાગત કર્યું. એક મોટા હોલમાં અમે સૌ ભેગા થયા. યુનિવર્સિટીના રેકટરે રશિયન ભાષામાં યુનિવર્સિટી વિષે માહિતી આપી. અમારી સાથે કયૂબાના પ્રતિનિધિઓ પણ હતા. તેથી દુભાષિયાએ કયુબન અને હિન્દી ભાષામાં તેનો ભાવાર્થ અમને સમજાવ્યો.

આ યુનિવર્સિટી સને ૧૯૨૧માં સ્થપાઈ હતી. તે પહેલાં બાયલો રશિયામાં ઉચ્ચ શિક્ષણની કોઈ સગવડ ન હતી. લોકો ૮૦ ટકા અભણ હતા. વળી બાયલો રશિયન ભાષામાં લખવાની કે ભણાવવાની પણ મનાઈ હતી. એટલે આ યુનિવર્સિટી સ્થપાઈ ત્યારે બાયલો રશિયન ભાષામાં ઉચ્ચ શિક્ષણ માટે પ્રોફેસરો કે પુસ્તકો પણ ન હતા, આમ છતાં ધીમે ધીમે કરતાં આ યુનિવર્સિટી પોતાની એક પછી એક ફેકલ્ટીઓ વધારતી ગઈ અને સને ૧૯૪૦માં તે બરાબર સ્થાયી થઈ.

૧૯૪૦માં બીજું વિશ્વયુદ્ધ આવી પડયું. નાઝીઓએ તેમના મીન્સ્ક ઉપરના આક્રમણ દરમ્યાન આ યુનિવર્સિટીનો લગભગ સંપૂર્ણ નાશ કર્યો. મકાનો તોડી નાખ્યા, સાધનો બરબાદ કરી નાખ્યા, લાયબ્રેરી બાળી નાખી અને શિક્ષકો તથા વિદ્યાર્થીઓનો મોટો ભાગ નાઝીઓને હાથે મૃત્યુ પામ્યો.

વિગ્રહ પછી આખા રશિયાએ આ યુનિવર્સિટીની પુનસ્થાપનામાં સાથ આપ્યો અને પહેલાં હતી તેના કરતાં વધારે ભવ્ય આ યુનિવર્સિટીનું નિર્માણ થયું. આજે તો આ યુનિવર્સિટીમાં ૧૮,૦૦૦ વિદ્યાર્થીઓ ભણે છે, જેને માટે ૧૭૦૦ જેટલા પ્રોફેસરો, નિષ્ણાતો, ડેમોન્સ્ટ્રેટરો વગેરે રોકાયેલા છે. અહીં ફીઝિક્સ, કેમેસ્ટ્રી, ઈલેકટ્રોનિક્સ, એપ્લાઈડ મેથ્સ, હિસ્ટ્રી, પત્રકારત્વ વગેરે પ્રકારના અનેકવિધ વિષયોનું શિક્ષણ અપાય છે. તે ઉપરાંત જરૂરિયાતવાળા વિદ્યાર્થીઓ માટે રાત્રી વર્ગો તથા રીફ્રેશર કોર્સિઝની ગોઠવણ પણ થયેલી છે. આ યુનિવર્સિટીની લાયબ્રેરીમાં લગભગ ૧૨ લાખ જેટલા પુસ્તકો છે અને દરેક વિષયો માટે યુનિવર્સિટી અદ્યતન લેબોરેટરીઓ ધરાવે છે.

આ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ ઓલમ્પિક જેવી વિશ્વરમતોમાં પણ આગળપડતું સ્થાન ધરાવે છે. રશિયાનો બીજો અવકાશયાત્રી શ્રી ટીટોવ એક કાળે આ યુનિવર્સિટીનો વિદ્યાર્થી હતો. અહીંના વિદ્યાર્થીઓ વેકેશન કે રજાઓમાં હોલીડે હોમ, આરામગૃહો વગેરેમાં જાય છે. અહીં પાંચ વર્ષે ગ્રેજ્યુએટની અને બીજા ત્રણ વર્ષે માસ્ટરની ડિગ્રી મળે છે. ડોકટરેટ માટે કોઈ સમયમર્યાદા નથી. અહીંના આખા શિક્ષણની ઈમારત માર્કસ – લેનિન ઈકોનામી – ફિલોસોફી અને ડાય લેકટિકલ મટિરિયાલિઝમ ઉપર ઊભેલી છે.

યુનિવર્સિટી કેમ્પસના પરિભ્રમણ પછી ફરી અમે હોલમાં એકઠા થયા. આખો હોલ વિદ્યાર્થીઓથી ભરાઈ ગયો હતો. અહીં વિગ્રહની ભયાનકતા તથા શાંતિની જરૂરિયાત અને મહત્ત્વ ઉપર પ્રવચનો થયા. ભારત, ક્યૂબા, જર્મની, નેપાળ વગેરે દેશોના પ્રતિનિધિઓ બોલ્યા, અવારનવાર જ્યારે પ્રવચનોની અંદર કોઈ સારી વસ્તુ આવે ત્યારે તાળીઓના ગડગડાટ થતા હતા.

સભા પતાવી અમે બહાર નીકળ્યા. યુનિવર્સિટીના મકાનની સામે જ વિશાળ ચોકમાં લેનિનની પ્રતિમા આવેલી છે અને તેની પાછળ રશિયાના નવા બંધાયેલા સચિવાલયનું ભવ્ય ભવન આવેલું છે.

અહીંથી અમે બાયલોરશિયાની આર્થિક સિદ્ધિઓના કાયમી પ્રદર્શનમાં ગયા. કાચની દીવાલોવાળા એક વિશાળ મકાનમાં આ પ્રદર્શન ગોઠવેલું છે. એક બહેને અમને ફરીને આખું પ્રદર્શન બતાવ્યું. અહીં જાતજાતના યંત્રો – પ્રીસીશન યંત્રો, ટેલિપ્રિન્ટર્સ, ટાઈપરાઈટર્સ, ટ્રેક્ટર્સ, કોમ્પ્યુટરો વગેરે આકર્ષક રીતે ગોઠવેલાં છે. આ ઉપરાંત શેતરંજીઓ, ફર્નિચર, ઢીંગલીઓ, જંગલી પ્રાણીઓ, ફ્રૂટ, શાકભાજી વગેરે પણ સારી રીતે ગોઠવ્યા છે. એક વિશાળકાય પ્રાણી કે જેને રશિયનો 'લામા' જેવુ કંઈક નામ આપે છે તે પણ અમે જોયું. આખી દુનિયામાં આ જાતના હવે ફક્ત ૧૨૦ પ્રાણીઓ જ બચ્યા છે, જેથી તેમને રશિયન સરકારે ખાસ રક્ષણ આપ્યું છે.

આ બાયલોરશિયા કે જેની ૨૫ ટકા વસ્તી બીજા વિશ્વયુદ્ધમાં સાફ થઈ ગયેલી જેનાં શહેરો, તથા ગામડાં ઉજ્જડ થઈ ગયેલાં, જેનાં જંગલોનો વિનાશ કરવામાં કરવામાં આવેલો તે પ્રજાઓએ બહાદુરીપૂર્વક પચીસ વર્ષમાં ચમત્કારિક કહી શકાય તેવી પ્રગતિ હાંસલ કરી છે. સમગ્ર પ્રદર્શન જોઈને મન પ્રફુલ્લિત થઈ ઊઠયું.

બપોરના ભોજન પછી અમે મીન્સ્કથી ૬૦ કિલોમીટર દૂર આવેલ ખાતીન નામનું સ્થળ જોવા ઊપડયા. અમે મીન્સ્કની બીજી બાજુથી પસાર થતા હતા. શહેર પૂરું થયું કે તરત જ જંગલ શરૂ થયું. પોપલર અને પાઈન વૃક્ષોને વ્યવસ્થિત રીતે ઉછેરીને આ જંગલો ઊભા કરવામાં આવ્યા છે. રસ્તાની બન્ને બાજુએ માઈલો સુધી આવા જંગલો પથરાયેલા છે. જંગલોની વચ્ચે સીમેન્ટ – આસ્ફાલ્ટના વિશાળ રસ્તાઓ ઉપર વાહનવ્યવહાર તેજ ગતિથી દોડતો હોય છે.

વચ્ચે – વચ્ચે સરકારી ખેતરો પણ દેખાતા હતા. લાંબા અંતર સુધી પથરાયેલા આ ખેતરો સાફ કરેલાં હતાં. સપ્ટેમ્બર સુધીમાં કાપણી થઈ જાય છે. મોટા અને વિશાળ ખેતરોમાં કામ કરતા લોકો માટે ખેતરોની વચ્ચે લાકડાનાં નાનાં પણ સગવડ ભરેલા મકાનો બાંધેલા હોય છે. દરેક ખેતર ઉપરની વસાહતો એક નાના ગામડા જેવી લાગે છે. દરેક ખેતરની વચ્ચે એક નાનું સરખું કારખાનું હોય છે, જેમાં તે ખેતરોની પેદાશોનું પ્રોસેસીંગ કરવામાં આવે છે. ખેતી યંત્રોથી જ થાય છે. બસમાં બેઠાં બેઠાં રસ્તામાં આવા કેટલાંય દૃશ્યો જોતાં જોતાં અમે ખાતીન આવી પહોંચ્યા.

ખાતીન બીજા વિશ્વવિગ્રહ પહેલાં એક નાનકડું ગામડું હતું. તેની ચારે તરફ જંગલો અને ખેતરો હતાં. જર્મનોએ તેના ઉપર કબજો જમાવી ત્યાંની પ્રજા ઉપર જુલમની ઝડીઓ વરસાવી.

એક દિવસ એક મકાનમાં ૧૩૬ જેટલા બાળકો, સ્ત્રીઓ અને પુરુષોને પૂરીને એ મકાન ઉપર પેટ્રોલ છાંટી મકાનને આગ ચાંપી દીધી. જોતજોતામાં બધાં જ ૧૩૬ લોકો જીવતાં બળીને ભડથું થઈ ગયાં. એક સવારે ૯થી ૧૪ વર્ષની ઉમરના ૧૪૬ બાળકોને જર્મનો મરતાં મરતાં નદી કાંઠે લઈ ગયા. નદી કાંઠે પથ્થરની શિલાઓ ઉપર બધા બાળકોને લાઈનસર ઊભા રાખ્યા અને પછી તેમના ઉપર ગોળીબાર શરૂ કર્યો. ગોળી વાગે એટલે એક બાળકનું શબ શિલા ઉપરથી નદીમાં પડે અને નદીના વહેણમાં તે તણાઈ જાય. આમ ૧૪૬

બાળકોને મારીને તેમના શબ નદીમાં નાખી દીધા.

આ ગામના તમામ મકાનો સળગાવી દેવાયાં અને ગામનું નામોનિશાન મીટાવી દીધું. જેટલા લોકો ભાગી જઈ શકયા તે બચી ગયા અને બાકીના તમામ લોકોને જુદી જુદી રીતે મોતને ઘાટ ઉતારી દેવાયા. તા. ૨૨-૩-૧૯૪૩ના રોજ આ બધું બનેલું તેથી આ દિવસે ખાતીનમાં ઐતિહાસિક શોકદિન તરીકે પાળવામાં આવે છે.

ગામમાં પ્રવેશતાં જ પ્રથમ વિશાળ ચોક આવે છે, જેની એક તરફ લાલ રંગનું રેસ્ટ હાઉસ છે. ચોકથી થોડે દૂર એક વૃદ્ધની વિશાળકાય પ્રતિમા છે. વૃદ્ધના હાથમાં એક બાળકનું શબ છે. ખાતીન ઉપર ગુજરાયેલ અત્યાચારની ચાડી ખાતી આ પ્રતિમા છે. વૃદ્ધના મોઢા ઉપર શોક, લડાઈની ભયાનકતાની અસર તથા બદલો લેવાની દૃઢ ભાવના અંકિત કરેલી છે. આ પ્રતિમા તરફ કાળા પથ્થરોનો ખેઢાળિયો ચોતરો છે. આ જગ્યાએ જે મકાન હતું તેમાં જ આગળ જણાવ્યા મુજબ ૧૩૬ માણસોને જીવતા શેકી નાખવામાં આવેલા.

પ્રતિમાની જમણી બાજુ માર્યા ગયેલા બાળકોની સામૂહિક કબર છે જેની ઉપર આરસની કમાન ઉપર રશિયન ભાષામાં લખાણ છે તેનો અર્થ થાય છે– "અમે અમારા મા-બાપને પ્યારા હતા. અમે પણ લોકોને પ્યાર કરતા હતા. લડાઈએ અમને તમારાથી જુદા પાડયા છે, માટે તમે લડાઈની ભયંકર ભાવનાનો અંત લાવજો. દુનિયામાં શાંતિ કાયમ કરજો. આજે જો અમે જીવતા હોત તો તમારી જેમ દેશ માટે કામ કરતા હોત."

આ આખા વિસ્તારની ચોતરફ અગાઉ જ્યાં જ્યાં મકાનો હતાં ત્યાં ત્યાં સીમેન્ટના પીલરો ઊભા કરેલા છે. દરેક પીલર ઉપર એક ઘંટ ગોઠવેલો છે જેમાં એની રચના કરેલી છે કે એમાંથી થોડા થોડા સમયે ગમગીન અવાજવાળા ટકોરા થયે જાય છે.

આ બધું જોઈને અમે આગળ ચાલ્યા. એક સ્થળે ૧૩૨ માણસોની કબરો છે. જર્મનોએ આ બધાને એક સાથે મારીને આ સ્થળે સામટા દાટી દીધેલા. આગળ જતાં સીમેન્ટની એક લાંબી અને ઝૂકેલી દીવાલ આવે છે. આ દીવાલ જર્મનોએ કેદીઓને પુરવા અને ત્રાસ આપીને મારી નાખવા માટે ઊભા કરેલા કોન્સન્ટ્રેશન કેમ્પનું પ્રતીક છે. દીવાલને નમેલી રાખી છે તેનો અર્થ એ કે રશિયાના લોકોએ જર્મનોના જુલમોની દીવાલો ગિરાવી દીધી છે.

આ દીવાલોમાં ઠેર ઠેર તકતીઓ મૂકી છે. દરેક તકતીમાં એક એક કોન્સેન્ટ્રેશન કેમ્પનું નામ આપેલું છે અને તેમાં પૂરવામાં આવેલા માણસોની સંખ્યા તથા માર્યા ગયેલાઓનો આંકડો બતાવ્યો છે, ૨૫૦૦૦થી એક લાખ સુધીની સંખ્યામાં આવા કેમ્પોમાં રશિયન લોકોને રાખવામાં આવેલા. તેમાંના ઘણાને ગોળીઓ મારીને યા ગેસ ચેમ્બરમાં ગૂંગળાવીને મારી નાખવામાં આવેલા. એકલા બાયલોરશિયામાં જ આવા ૨૬૦ કેમ્પ હતા.

કેટલાંક કેમ્પોમાં ગેસ ચેમ્બરો ઊભી કરેલી હતી. રશિયનોને પકડીને આ ગેસ ચેમ્બરમાં નહાવાના બહાને પૂરી દેવામાં આવતા પછી તેમના ઉપર ઝેરી ગેસ છોડી મારી નાખવામાં આવતા અને તેમના મડદાંને મોટા ખાડામાં નાખી તેના ઉપર માટી પૂરી દેવાતી. કોઈને ઝાડ ઉપર દોરડાથી ટાંગીને મારી નાખતા. કોઈને ચાબૂકોના માર મારીને મારી નાખવામાં આવતા.

દીવાલની બાજુમાં શહીદોની યાદમાં ઊભો કરેલો કાળા આરસનો વિશાળ ચોતરો છે. તેની આગળ ગેસની અમર જ્યોત જલ્યા કરે છે. ચોતરા ઉપર ત્રણ ખૂણે ત્રણ વૃક્ષો છે, જ્યારે એક ખૂણો ખાલી છે, જે બતાવે છે કે બાયલોરશિયામાં દર ચાર માણસે ત્રણ જીવતા રહ્યા છે. આવી રીતે સમગ્ર રશિયામાં જર્મનોએ નવ હજાર ગામોની બરબાદી બેસાડી દીધેલી આ ચોતરાની દક્ષિણે મોટું કબ્રસ્તાન છે, જેમાં લડાઈમાં માર્યા ગયેલા

આ ગામના લોકોને સામૂહિક રીતે દફનાવવામાં આવ્યા છે. ઈતિહાસના આ જ્ઞાન સાથે ખાતુનને જોવાથી આપણા દિલમાં ગમગીની ભરાઈ જાય છે, લડાઈ માટે નફરત થાય છે અને શાંતિની અનિવાર્યતા તથા યથાર્થતા સમજાય છે.

અહીથી અમે 'પીલર ઓફ ગ્લોરી' જોવા ગયા. એક ઊંચા ગોળ ટેકરા ઉપર ચાર ઊભી બેયોનેટના રૂપમાં પીલર બનાવેલો છે. બાયલોરશિયાએ યુદ્ધમાં પ્રાપ્ત કરેલા વિજયની ઉજવણીમાં આ કીર્તિસ્તંભ લોકોએ ઊભો કર્યો છે. બસમાં બેઠાં બેઠા અમે આ સ્તંભ જોયો અને આખા દિવસના પ્રવાસને વાગોળતા મીન્સ્ક તરફ પાછા ફર્યા

મીન્સ્કમાં પ્રવેશ્યા ત્યારે રાત પડી ગઈ હતી. સર્વત્ર રોશની જ રોશની દેખાતી હતી. 'ઓકટોબર ક્રાંતિની' ઉજવણી રશિયનો કરી રહ્યા હતા, તેની આ બધી રોશની હતી. દરેક મકાનો ઉપર વીજળીના થાંભલાઓ ઉપર, ઊંચી જગ્યાએ, રસ્તાઓ ઉપર રંગબેરંગી, જુદા જુદા ઘાટની રોશની ઝળહળતી હતી. કેટલીક જગ્યાએ ફુવારાના રૂપમાં રોશની હતી. જાણે રોશનીનો ફુવારો ન ઊડી રહ્યો હોય! અનેક જગ્યાએ સોવિયેટનું રાજચિહ્‌ન દાતરડું અને હથોડો રોશનીના રૂપમા દેખાતા હતા. આખું શહેર રોશનીમય હતુ.

[ક્રમશઃ]



# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમા અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગર-પાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા–બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલકત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્રની" મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

**ગોંડલ. તારીખ ૧૩–૪–૧૯૮૧** **ગોવિન્દલાલ એસ. દેસાઈ**
પ્રમુખ
નગરપાલિકા, ગોંડલ.

આ ગામના લોકોને સામૂહિક રીતે દફનાવવામાં આવ્યા છે. ઈતિહાસના આ જ્ઞાન સાથે ખાતુનને જોવાથી આપણા દિલમાં ગમગીની ભરાઈ જાય છે, લડાઈ માટે નફરત થાય છે અને શાંતિની અનિવાર્યતા તથા યથાર્થતા સમજાય છે.

અહીંથી અમે 'પીલર ઓફ ગ્લોરી' જોવા ગયા. એક ઊંચા ગોળ ટેકરા ઉપર ચાર ઊભી બેયોનેટના રૂપમાં પીલર બનાવેલો છે. બાયલોરશિયાએ યુદ્ધમાં પ્રાપ્ત કરેલા વિજયની ઉજવણીમાં આ કીર્તિસ્તંભ લોકોએ ઊભો કર્યો છે. બસમાં બેઠાં બેઠાં અમે આ સ્તંભ જોયો અને આખા દિવસના પ્રવાસને વાગોળતા મીન્સ્ક તરફ પાછા ફર્યા.

મીન્સ્કમાં પ્રવેશ્યા ત્યારે રાત પડી ગઈ હતી. સર્વત્ર રોશની જ રોશની દેખાતી હતી. 'ઓક્ટોબર ક્રાંતિની' ઉજવણી રશિયનો કરી રહ્યા હતા, તેની આ બધી રોશની હતી. દરેક મકાનો ઉપર વીજળીના થાંભલાઓ ઉપર, ઊંચી જગ્યાએ, રસ્તાઓ ઉપર રંગબેરંગી, જુદા જુદા ઘાટની રોશની ઝળહળતી હતી. કેટલીક જગ્યાએ ફુવારાના રૂપમાં રોશની હતી. જાણે રોશનીનો ફુવારો ન ઊડી રહ્યો હોય! અનેક જગ્યાએ સોવિયેટનું રાજચિહ્ન દાતરડું અને હથોડો રોશનીના રૂપમાં દેખાતા હતા. આખું શહેર રોશનીમય હતું.

[ક્રમશઃ]



# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમા અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા-બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલકત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્રની" મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

**ગોંડલ. તારીખ ૧૩-૪-૧૯૮૧** **ગોવિન્દલાલ એસ. દેસાઈ**

પ્રમુખ

નગરપાલિકા, ગોંડલ.

હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઈએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઈએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઈ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઈએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

–ગાંધીજી

કનુભાઈ દોમડિયા

મેનેજીંગ ડિરેકટર

# વિનય સોલવન્ટ એક્સ્ટ્રેક્શન

# ઇન્ડસ્ટ્રીઝ પ્રા. લિ.

ધોરાજી રોડ, જૂનાગઢ

# શ્રી. પોરબંદર નગરપાલિકા

## 'જાહેર – વિજ્ઞપ્તિ'



૧– પોરબંદર ઔદ્યોગિક શહેર છે અને દિનપ્રતિદિન વિકાસ પામે છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨– નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩– જન્મની નોંધણી દિન ૭ (સાત)માં અને મરણની નોંધણી દિન ૩ (ત્રણ)માં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪– બાળકોનાં સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીઓ-વેકસીન, ત્રિગુણી રસી વિ. માટે નગર-પાલિકા સંચાલિત માતા-બાળ કલ્યાણ કેન્દ્રોની અવશ્ય મૂલાકાત લ્યો.

૫– સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬– નગરપાલિકાની મિલ્કત જનતાની મિલ્કત છે, તેને નુકસાન ન કરો.

૭– સરકારશ્રીની ખાસ પોષક યુક્તાહાર યોજના હેઠળ નગરપાલિકા મારફત ૧ થી ૬ વર્ષનાં બાળકોને વિના મૂલ્યે દૂધ તથા વિટામીન બ્રેડ આપવામાં આવે છે.

૮– રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષો વાવો.

૯– સુખી અને સમૃદ્ધ 'કુટુમ્બ કલ્યાણ કેન્દ્ર'ની મૂલાકાત લ્યો.

૧૦– નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું, કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિ. છે.

૧૧– નગરપાલિકાની સીટી બસમાં મુસાફરી કરતાં ટિકીટ લઇને જ બેસવાનો આગ્રહ રાખો.

૧૨– નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

પોરબંદર : તા. ૯-૪-૧૯૮૧

ડોલરભાઈ ચોટાઈ
પ્રમુખ
પોરબંદર નગરપાલિકા.





# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૯૪, નુગીનદાસ માસ્તર રોડ
મુંબઈ-૪૦૦૦૨૩
ના સૌજન્યથી



હાર્દિક શુભેચ્છાઓ



# ગોકુલ ફાઉન્ડેશન - મુંબઈ

મેનેજીંગ ટ્રસ્ટી
જગમોહન જી. સંઘવી

---

હાર્દિક શુભેચ્છા



# વિન્કો ફાઉન્ડેશન - મુંબઈ

# ઘરગથ્થુ ઔષધો

સોરઠ ક્ષયનિવારણ સમિતિએ થોડા વખત પહેલાં મહર્ષિ અણ્ણાસાહેબ પટવર્ધન યોજિત ૫૦૦ ઉકાળાની તેમ જ અન્ય ઉપયોગી માહિતી આપતું ઉપયોગી પુસ્તક પ્રગટ કરેલું. એની સંક્ષિપ્ત માર્ગદર્શિકા પણ પ્રગટ કરેલી. બન્ને પુસ્તકો સારો આવકાર પામ્યાં છે.

હવે એવું જ એક ઉપયોગી પુસ્તક ઘરગથ્થુ ઔષધો પ્રગટ થઇ ચૂક્યું છે. આયુર્વેદના પ્રખર અભ્યાસી અને અનુભવી વૈદ્યતીર્થ અપ્પા શાસ્ત્રી સાઠેના મરાઠી ઉપરથી અનુવાદિત આ પુસ્તકમાં ૨૭૫ ઘરગથ્થુ ઔષધોના ગુણધર્મ અને ૨૧૯ રોગ માટે ગુણકારી ઔષધોની સરળ સમજણ આપવામાં આવી છે.

૩૯૬ પાના પાકું પૂંઠું કિંમત રૂા. ૧૦-૦૦

પ્રાપ્તિસ્થાન

સોરઠ ક્ષય નિવારણ સમિતિ, અક્ષયગઢ – કેશોદ ૩૬૨ ૨૨૦

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, જીવરાજ ભુવન, અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, કલ્યાણધામ, ચાવંડ. જિ. અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, ૯૪, નગીનદાસ માસ્તર રોડ, મુંબઇ – ૪૦૦૦૨૩.

સ્વચ્છતા.... ત્યાં પ્રભુતા છે.

બસ સ્ટેન્ડો—બસ સ્ટેશનો

સ્વચ્છ રાખવામાં આપનો સહકાર આપો.

જાહેર સ્થળો કે જ્યાં જનસમુદાય મોટી સંખ્યામાં એકત્ર થાય છે ત્યાં આપણી આસપાસનું વાતાવરણ સ્વચ્છ રહે તે અત્યંત આવશ્યક છે. આપણાં ઘરો, શેરી કે ફળિયાં તથા તેના આંગણાં આપણે સ્વચ્છ રાખીએ છીએ તો પછી જાહેર સ્થળો તેવાં રાખવાની ટેવ કેમ ન પાડવી ?

આપણી ચોખ્ખાઈનું પ્રતીક
આપણી આસપાસનું વાતાવરણ
આવું વાતાવરણ અતિ આનંદદાયક લાગે છે.
જાહેર સ્થળો માટે સ્વચ્છ ઝુંબેશ સફળતામાં પરિણામે છે.

-: અને માટે જ :-

સ્ટેન્ડો, સ્ટેશનો વધારે ચોખ્ખા રાખવા મદદગાર થઈએ.



એસ. ટી. સ્ટેન્ડો—સ્ટેશનો આપની પોતાની મિલ્કત છે.

કૃપા કરીને તેને સ્વચ્છ અને સુઘડ રાખવામાં અમને સહાયભૂત થાઓ.

## ગુજરાત રાજ્ય માર્ગ વાહન વ્યવહાર કોર્પોરેશન

અમદાવાદ—૩૮૨ ૦૦૨૨

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ શરૂ કરે છે

# લોકસાહિત્યનું પ્રકાશન

## ગુજરાતની શ્રેષ્ઠ લોકવાર્તાઓનો રસભર્યો અને રોમાંચ સંગ્રહ

# લોકવાર્તાની રસલ્હાણ

## ભાગ ૧લો

છેલ્લાં ૧૧ વર્ષ દરમિયાન ઊર્મિનવરચનાએ લોકવાર્તાના કથકોની પરંપરાના જ વારસદારો પાસેથી પ્રાપ્ત કરેલી અનેક શ્રેષ્ઠ લોકવાર્તાઓનો રસધોધ વહાવ્યો છે. એમાંથી ત્રીસેક જેટલી લોકવાર્તાઓનો પ્રથમ સંગ્રહ બહાર પડી રહ્યો છે.

સમાજ જીવનની આધારશીલા સમા નેક અને ટેક, ખમીર અને ખાનદાની, શીલ અને શૌર્ય, બલિદાન અને સ્વાર્પણ તથા દિલાવરી અને ન્યોચ્છાવરીના સબળ સંસ્કારનો રસથાળ.

જૂની અને નવી પેઢીના
એ જ બધા અડીખમ લેખકો

સ્વ. કવિ દુલાભાઈ કાગ, સ્વ. કવિ કાનજીભાઈ લીલા, સ્વ. જેઠસુર બારોટ, સ્વ. સુરગભાઈ વરૂ, સ્વ. નાજાભાઈ વાળા, સ્વ. મગનભાઈ ગોંડલિયા, સ્વ. મેરામભાઈ બારોટ, તથા સર્વશ્રી કાનજીભાઈ બારોટ, પિંગળશીભાઈ ગઢવી, મૂળુભાઈ પાલિયા, દ. શ્રી પુંજાવાળા, ખોડીદાસ ભા. પરમાર, કવિ શ્રી મેકરણભાઈ લીલા, દુલેરાય કારાણી, અમરદાસજી ખારાવાળા વૈદ્ય શ્રી મોટાભાઈ ગઢડાવાળા, દાદુદાન પ્ર. ગઢવી, બાપલભાઈ ગઢવી, શંભુદાન બારોટ, રતુભાઈ રોહડિયા, હરસુરભાઈ ના. ગઢવી, ડૉ. હરિભાઈ ગોદાની, હિંગોળદાન નરેલા, ગભરૂ ભડિયાદરા, દાદાભાઈ જે. વાળા લખુભાઈ ગઢવી અને જયમલ્લ પરમાર.

પ્રકાશનની તારીખ માટે જુઓ આગામી
ઓકટોબર માસનો 'ઊર્મિનવરચના'નો અંક

વ્યવસ્થાપક : 'ઊર્મિનવરચના'

'ઊર્મિનવરચના' : ૧૩, જગનાથ પ્લોટ : રાજકોટ–૧

# ઊર્મિનવરચના

આદ્યતંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે

તંત્રી: જયમલ્લ પરમાર

વર્ષ – ૫૨ : અંક ૭
સળંગ અંક : ૬૧૯

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

ઑક્ટોબર : ૧૯૮૧



કાકાસાહેબ કાલેલકર

# પ્રગતિશીલ ખેતીનું રહસ્ય

## : ગુજરાત રાજ્ય બીજ નિગમનાં બિયારણો :

વધારે ઉત્પાદન તથા અધિક વળતર માટે ગુજરાત રાજ્ય બીજ નિગમના વિશ્વાસનીય તથા ઉત્તમ સર્ટિફાઇડ તેમ જ ફાઉન્ડેશન બિયારણ વાપરવાનો આગ્રહ રાખો.

| | | |
|---|---|---|
| સંકર કપાસ | : | સંકર-૪, વારાલક્ષ્મી અને સંકર-૬ |
| સંકર બાજરી | : | બી. જે. ૧૦૪, સી. જે. ૧૦૪ અને બી. કે. ૫૬૦ |
| સંકર મકાઇ | : | ગંગા સફેદ-૨ અને ગંગા-૫ (પીળી) |
| સંકર જુવાર | : | સીએસ એચ-૫ |
| ઘઉં | : | કલ્યાણસોના, સોનાલીકા, જે-૨૪, જે-૧-૭ અને લોક-૧ |
| મગફળી | : | જૂનાગઢ-૧૧, જીએયુજી-૧, જીએયુજી-૧૦ અને જે એલ-૨૪ |
| રાઈ | : | વરુણા (ટી-૫૯) |
| જીરુ | : | એમસી-૪૩ |
| કઠોળ | : | મગ ગુજરાત-૨, ચોળા, પુસા ફાલ્ગુની તથા અડદ ઝાન્ડેવાલ તુવેર ટી-૧૫-૧૫ અને એચસી-૩ |
| ભીંડા | : | પુસા સાવની |

### આપની જરૂરિયાત માટે સંપર્ક કરો

૧. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. સેકટર-૧૬, પેટ્રોલ પંપ પાસે, ગાંધીનગર-૩૮૨૦૧૬ — ફોન : ૨૫૩૧, ૨૩૨૮, ૩૦૯૫

૨. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ.
જિલ્લા પંચાયત કચેરી પાછળ,
મ્યુનિસિપલ કવાર્ટર નં. ૧૦
અમરેલી-૩૬૪૬૦૧ — ફોન : ૨૯૭૦

૩. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ.
જમીન વિકાસ બેન્ક પાસે,
શિહોર, જિ. ભાવનગર.

# "ક્યુ" માં ઊભા રહો

આપની સલામતી અને
અમારી વ્યવસ્થા માટે
એસ ટી. સ્ટેન્ડો કે સ્ટેશનો પર બસની રાહ
જોતા પ્રવાસીઓ. કૃપા કરી
આટલું યાદ રાખો

- "ક્યુ" વ્યવસ્થામાં સહકાર આપો
- અવ્યવસ્થાને કારણે અકસ્માત
  થવાનો ભય રહે છે.
- શિસ્ત સૌની સલામતી માટે જરૂરી છે.
- ખિસ્સા કાતરૂઓ પણ અવ્યવસ્થાનો લાભ ઉઠાવે છે
  માટે "ક્યુ" ની વ્યવસ્થા આવશ્યક છે.

માટે જ

આપ સૌ "ક્યુ" માં ઊભા રહો.
અમને જનતાની સેવા કરવામાં
સહકાર આપો.



# ઘરગથ્થુ ઓૌષધો

સોરઠ ક્ષયનિવારણ સમિતિએ થોડા વખત પહેલાં મહર્ષિ અણ્ણાસાહેબ પટવર્ધન યોજિત ૫૦૦ ઉકાળાની તેમ જ અન્ય ઉપયોગી માહિતી આપતુ ઉપયોગી પુસ્તક પ્રગટ કરેલું. એની સંક્ષિપ્ત માર્ગદર્શિકા પણ પ્રગટ કરેલી બન્ને પુસ્તકો સારો આવકાર પામ્યાં છે.

હવે એવુ જ એક ઉપયોગી પુસ્તક ઘરગથ્થુ ઓષધો પ્રગટ થઇ ચૂક્યું છે. આયુર્વેદના પ્રખર અભ્યાસી અને અનુભવી વૈદ્યતીર્થ અપ્પા શાસ્ત્રી સાઠેના મરાઠી ઉપરથી અનુવાદિત આ પુસ્તકમાં ૨૭૫ ઘરગથ્થુ ઓષધોના ગુણધર્મ અને ૨૧૯ રોગ માટે ગુણકારી ઓષધોની સરળ સમજણ આપવામા આવી છે.

૩૯૬ પાના પાકું પૂંઠું કિંમત રૂ. ૧૦-૦૦

પ્રાપ્તિસ્થાન

સોરઠ ક્ષય નિવારણ સમિતિ, અક્ષયગઢ – કેશોદ ૩૬૨ ૨૨૦

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, જીવરાજ ભુવન, અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, કલ્યાણધામ, ચાવંડ. જિ. અમરેલી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, ૯૪, નગીનદાસ માસ્તર રોડ, મુંબઇ – ૪૦૦૦૨૩.

# ઊર્મિનવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

ઑક્ટોબર '૮૧ : વર્ષ : ૫૨ : અંક : ૭ : સળંગ અંક : ૬૧૯



*

[પૃષ્ઠ ૫૨૮નું અનુસંધાન પૃષ્ઠ ૫૬૮ પર લઈ ગયા છીએ તે નોંધવા વિનંતી.]

**જાહેરખબરો આપનારાઓને વિનંતી**

જાહેરખબરના બ્લૉક, ડ્રાફ્ટ કે સ્ટીરિયો 'ઊર્મિનવરચના'ના નામે જ મોકલવાં.

**ગ્રાહકોને નોંધ લેવા વિનંતી**

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઑક્ટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂ. ૨૫–૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂ. ૬૦–૦૦ |

**લેખકોને—**

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨
ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લૉટ
રાજકોટ ૩૬૦ ૦૦૧ (જિ. રાજકો.

# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

# ઊર્મિ નવરચના



*


ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ
મુ. ચાવંડ
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
ઠે. નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
ટે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

Delhi office – Phone – 615 O 72
Manager
OORMY NAVRACHANA
Shree Navinchandra B. Shah
98, Ravindra Nagar
NEW DELHI – 110003


## સરહદ

સદ્‌ગુણે એકવાર મારું બારણું ઠોકયું 'હું આવું ?'

'ભૂલું પડીને ભળતે ઘેર તો આવતા નથી ને ?'

'ના.'

'આવ, ત્યારે.'

મારા મુખ પર સત્કારનો ભાવ હતો એનો લાભ લઈને કે એનો સ્વભાવ હશે ગમે તેમ એણે વધુ ને વધુ અંદર જવા માંડયું.

મેં એને ટપાર્યો. 'પેલા ઊંટની વાત સાંભળી છે ?'

'કાંઈ નહિ. હું ઊંટ જેવું નહિ કરું. તું કહેશ તે પ્રમાણે રહીશ.'

મેં એને બહારની ઓસરી કાઢી આપી છે. એ ત્યાં રહે છે.

આવતાં જતાં માણસો મારાં વખાણ કરે છે 'કેવા સારા છે, સદ્‌ગુણને સાચવે છે.'

પણ હું અને સદ્‌ગુણ બંને જાણીએ છીએ કે અમે સરહદ નક્કી કરે છે.

❋


જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જગનાથ પ્લૉટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સ્વરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ – ૧

## ફકીરાના શાયરી

દોસ્તો, કહો તો માફ કહો, કૈં નથી રહ્યું,
જે હોય તે નિભાવી રહો, કૈં નથી રહ્યું.

આ રોગ છે અસાધ્ય, કે છે કોઈ ઉપાયો ?
એ જીવતી ચિતાને રહો, કૈં નથી રહ્યું.

નુકસાન થયું હોય જો નોદામ જિગરથી,
સહેવાય તો હસીને સહો, કૈં નથી રહ્યું.

મારી નજર ભરી છે હજી મળે જ પ્રેમથી
એ પ્રેમને ખભે તો વહો, કૈં નથી રહ્યું.

દુનિયાં બને છે ખાલી તો થઈ જાય છે ભારે,
એ આપણી વચે તો વહો, કૈં નથી રહ્યું.

આહ, દોસ્ત ! મીરની ફકીરાના શાયરી હોઠ પર આવી જાય છે :

મસ્તીસે દરહમી હૈ, મેરી ગુફ્તગૂ કે બીચ,
જો ચાહો તુમ ભી મુઝકો કહો, મૈં નશે મેં હૂં.

માં'જૂર હું, જો પાંવ મેરા બેતરહ પડે,
તુમ સિરગિરાં તો મુઝસે ન હો, મૈં નશેમેં હૂં.

---

દરહમી-ઢંગધડા વગરના બોલ. માં'જૂર-લાચાર. બેતરહ-આઠાં અવળા. સિરગિરાં-નારાજ.

– મકરન્દ દવે

## ચંભો આલાં ફકીરનો

પંજો પડી ગયો છે કરાફાટ પીરનો,
નેણામાં ઘુરે છે તુમાર એના તીરનો.

તું હાલ્ય તો પછાડી કરું રામ પાંસરો.
તું ભાળ્ય તો લીરો ઉડાડું આ શરીરનો.

દીવો કરીને ઘરમાં ભલે વાટ એ જુએ,
આંયા તો એક ભડકો બળે છે કબીરનો.

વાતું મને તું આમ વ્યથાની કહ્યા ન કર,
શેણીની લ્હાય જો, તું ઘાવ જોને હીરનો.

એનાં તો કોડ કોડ રૂંવાડાં ફરી ગયાં,
ચંભો તો ચાખી જો આલાં ફકીરનો.

મારું કહ્યું ન માન તો ગરવાને પૂછી જો,
આ છે અલેખ એના ધૂણાની લકીરનો.

આ મોટપુંમાં મેલ્ય તું પૂળો ને મોર્ય થા,
ટીંબો તને પુકારે સતાધાર ગીરનો.

– મકરન્દ દવે

# આનંદની ચાવી

તે ઘેદગ્ને સ્વાધ્યો । અહા વિશ્વા નૃચક્ષસ ।
તરન્ત સ્યામ દુર્ગહા ॥ (ઋગ્વેદ ૮/૪૩/૩૦)

[હે અગ્નિદેવ, અમે સદાકાળ, બધા દિવસોમા નક્કી તારે માટે ઉત્તમ કર્મ કરનારા થઈએ માણુસોને બરાબર ઓળખનારા થઈએ એ રીતે દુસ્તર પ્રસગોને તરી જનાર થઈએ ]

સર્વને જીવનમા આનદ જોઈએ છે એકમા હોય ? એ શોધ્યો જડે ખરો ? મન્ત્રદષ્ટા કહે છે કે 'હા'

તમે ખોરાકનો સ્વાદ માણો છો તે પ્રમાણે તમે જે કામ કરી રહ્યા છો એમાથી સ્વાદ માણી શકો છો ? જો એનો જવાબ હા હોય તો સસારનું અરધુ સુખ તમારે બારણે છે

હુ આ બધુ કામ કોના માટે કરુ છુ એવો જ્યારે જ્યારે પ્રશ્ન જાગે ત્યારે તમારા ચિત્તે દઢતાપૂર્વક કહેવાનું અને માનવાનું છે કે હુ પ્રભુ પ્રીત્યર્થે કામ કરી રહ્યો છુ એટલે મન જેની તેની પાસે કલદાર, કીર્તિ કે કદર રૂપે ભીખ માગવા માડે છે, એ પામરતામાથી તમે બચી જશો અને નિરાશા કે નાસીપાસી આવીને દ્વાર ઉપર ઊભી રહેશે ત્યારે પણ આ રીતે કેળવાયેલુ તમારુ સત્વ સારો એવો સામનો કરી શકશે ટૂકમા કર્મની વાટને ભક્તિનું દીવેલ નિત્ય મળી રહે એવી સગવડ ઊભી કરો

બીજી વાત લાખ પ્રયત્ન કરો પણ માણસ નામના પ્રાણીથી તમે સર્વથા દૂર જઈ નહિ શકો જો આ પરિસ્થિતિ છે, તો ઋષિ કહે છે એને જેવો છે એવો બરાબર ઓળખો.

મુગ્ધ માણસ બીજાના પરિચયમા આવે છે ત્યારે અહોભાવ જ આગળ હોય છે અહોભાવની ભરતી એવી રીતે કામ કરતી હોય છે કે એને તો માણસ સિવાય જગતમા બીજુ કશુ દેખાતુ નથી પણ માણસને ચાહવાની કે ઓળખવાની આ સાચી રીત નથી કારણકે એ ભરતી શાત થઈ જાય–થોડો સમય પસાર થાય–ત્યારે સામા માણસમા જાતજાતના પોલાણ દેખાવા માડે છે એટલે માણસ પાછો પડી જાય છે

સ્વભાવથી ધીરગભીર માણસ તો પહેલેથી વિચાર કરે છે કે આનામા દોષ હોય પણ ખરો. એનાથી હુ દાઝીશ નહિ દોષ દેખાયા પછી પણ હુ એના ગુણને ચાહી શકીશ આમ જે માણસને ઓળખે છે તે એમાથી સારો લાભ મેળવી શકે છે

થોડી મનની ઉદારતા હોય, આપણુ હૃદય ખુલ્લુ હોય, હૃદયના ઊડાણમાથી–સામાના હૃદયમા પડઘાય એ રીતે–સહાનુભૂતિના બે શબ્દો નિત્ય તૈયાર હોય તો જીવનમા માણવા જેવુ ઘણુ સામે આવીને મળે.

માણસની એક ત્રીજી જાત પણ છે, જે પોતાને પૂરો ઓળખતો નથી બીજાને ઓળખવાની ઘસીને ના પાડે છે એને દુનિયાની બધી વસ્તુઓ જોઈએ છે અને કાલ સવારે ઈશ્વર બધી વસ્તુ આપી દે તો પણ એને સતોષ થવાનો નથી જેને ભવિષ્યનો વિચાર નથી આ રીતે જીવનારો કયારેક ખાડામા પડે છે ત્યારે વધારે વસમુ લાગે છે કારણ કે એણે બધામા દોષ દીઠેલા છે ગુણ તરફ નજર ગઈ જ નથી – એવો સમય જ એને ન હતો ! હવે આવો માણસ 'બચાવો બચાવો' એમ રાડ પાડે તો એમા ઝાઝુ જોર હોતુ નથી કારણ કે એની સ્મૃતિમા કાદવ જ એઠો કર્યા છે એની બુદ્ધિ એના તરફ સહાનુભૂતિ બતાવનારને પણ શકાની નજરે જોવા પ્રેરે છે આવો આત્મા સીધો દુ ખની સાથે પાકો સબધ બાધી લે છે

જીવનમા નિરાશાના અથવા કહો કે કઠિન પ્રસગો આવવાના જ છે કોઈનું જીવન એમાથી ન રહેવાનું નથી એ નક્કી છે તો એ આવે ત્યા સુધી રાહ જોવી છે અને ઘરને આગ લાગે ર કૂવો ખોદવા બેસવો એ કહેવત એક વધુ વાર સાચી પાડવી છે કે પછી આઠ તૈયારી કરી રાખવી છે ?

અનુ પૃષ્ઠ ૫૬૫]

# જુદ્ધે ચડવાની જમાવટ થવા માંડી

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૧૨મો)

રતુભાઈ અદાણી

જૂનાગઢ રાજ્યને પાકિસ્તાનમાંથી મુક્ત કરવા માટે–કહો કે જૂનાગઢમાંથી પાકિસ્તાનને રૂખસદ આપવા માટે, પ્રજા વતી લડી લેવાના ઉદ્દેશથી આરઝી હકૂમતનો જન્મ થયો. કાઠિયાવાડ રાજકીય પરિષદની સંરક્ષણ સમિતિના નેજા નીચે, ઓછી કે અધૂરી તાલીમે પણ સશસ્ત્ર લડાઈ લડી લેવાની નેમથી એકઠા થયેલા જુવાનોએ લોકસેના રચી, સત્યાગ્રહ સંગ્રામ અને સશસ્ત્ર યુદ્ધ અંગેના તાત્ત્વિક મતભેદો વચ્ચેથી પણ માર્ગ કાઢીને જૂનાગઢ સામે લડી લેવા માટે પૂરજોશમાં તૈયારીઓ થવા લાગી, પણ પૂરતો શસ્ત્રસરંજામ ન મળે તો 'સોયના નાકામાંથી હાથી જેવો હાથી નીકળી ગયો પણ પૂછડે જતાં અટકી પડ્યો' એવો તાલ થાય. શામળદાસભાઈ જાતે યોગ્ય સ્થળે જઈને રજૂઆતો કરે તો હથિયારોની જોઈતી સગવડ મળી જાય એવી આશાએ અમે એમને એક છેલ્લો પ્રયાસ કરી જોવાની વિનંતી કરી. એમણે અમારી વાતનો સ્વીકાર કર્યો અને બીજે જ દિવસે તેઓ રાજકોટથી મુંબઈ જવા રવાના થઈ ગયા એ આપણે જોઈ ગયા.

એમણે રાજકોટથી મુંબઈ સુધીની હવાઈ-જહાજની મુસાફરી કરી શામળદાસ ગાંધી તરીકે. પરન્તુ પોતે ક્યાં જાય છે, શા માટે જાય છે, કોની પાસે જાય છે, એ બધી વાતો ગુપ્ત રાખવાનું એમને જરૂરી લાગ્યું હશે, એટલે મુંબઈથી દિલ્હી-ની હવાઈ જહાજની સફર એમણે કોઈ ભળતા જ નામે કરી.

દિલ્હી પહોંચીને સૌ પ્રથમ તેઓ સરદાર સાહેબને જ મળ્યા, અને જૂનાગઢ સામે લડી લેવાના ઉદ્દેશથી જ રચાયેલી આરઝી હકૂમત તરફથી જૂનાગઢના પ્રદેશ ઉપર આક્રમણ કરવા માટે તડામાર તૈયારીઓ ચાલી રહી છે, એવી ભૂમિકા સાથે માંડણી કરીને, એમણે એમની લાક્ષણિક શૈલીમાં અમારા વ્યૂહની, અમારી તૈયારીની વિગતે વાત કરી.

ઢેબરભાઈએ સરદાર સાહેબને, ક્યારેક કોઈ સાથીદાર સાથે, તો ક્યારેક એકલા મળીને જૂનાગઢના પ્રશ્ને એમની સાથે અનેકવાર મસલતો કરેલી, પરન્તુ લડવાની વાત આવી ત્યારે ઢેબરભાઈએ આરઝી હકૂમતની મર્યાદાઓ અને લોકસેનાની અશક્તિની જ વાત આગળ ધરેલી. એમની છેલ્લી મુલાકાત વખતે તો સરદાર સાહેબે સ્પષ્ટ અભિપ્રાય આપી દીધેલો કે જૂનાગઢને બચાવવું હોય તો પ્રજાએ જ લડી લેવું જોઈશે. આટલી સ્પષ્ટતા પછી ઢેબરભાઈનું વલણ બદલાયું ખરું. પણ એમની વાતમાં સરદાર સાહેબને ક્યારેય યુદ્ધનો લલકાર સાંભળવા મળેલો નહીં.

જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ કરવા માટે આરઝી હકૂમતની લોકસેના તડામાર તૈયારી કરી રહી છે એની વાત સરદાર સાહેબે સૌ પ્રથમ સાંભળી શામળદાસભાઈના મુખેથી. આ સાંભળીને સરદાર સાહેબ રાજી થયા.

"લડાઈની તૈયારી થઈ ચૂકી હોય તો આગળ વધવું જોઈએ" સરદાર સાહેબે એક વાક્યમાં બધું કહી દીધું.

"ખાટલે મોટી ખોટ, પાયો જ ન મળે. કાઠિયાવાડના ચૂનંદા જુવાનો લોકસેનામાં જોડાયા છે. એમને આછી પાતળી તાલીમ પણ આપવામાં આવી છે. થોડા હથિયારો પણ મેળવી શકાયાં છે. પણ પૂરતા પ્રમાણમાં શસ્ત્રસરંજામ વિના લડાઈ શરૂ કેમ કરવી એની જ મૂંઝવણ છે." શામળદાસભાઈએ મુદ્દાની વાત કરી.

# આનંદની ચાવી

તે ઘેદગ્ને સ્વાધ્યો ! अहा विश्वा नृचक्षस ।
तरन्त स्याम दुर्गहा ॥ (ઋગ્વેદ ૮/૪૩/૩૦

[હે અગ્નિદેવ, અમે સદાકાળ, બધા દિવસોમા નક્કી તારે માટે ઉત્તમ કર્મ કરનારા થઈએ માણસોને બરાબર ઓળખનારા થઈએ. એ રીતે દુસ્તર પ્રસગોને તરી જનાર થઈએ]

સર્વને જીવનમા આનદ જોઈએ છે એકમા હોય ? એ શોધ્યો જડે ખરો ? મન્નદ્રષ્ટા કહે છે કે 'હા'

તમે ખોરાકનો સ્વાદ માણો છો તે પ્રમાણે તમે જે કામ કરી રહ્યા છો એમાથી સ્વાદ માણી શકો છો ? જો એનો જવાબ હા હોય તો સસારનું અરધુ સુખ તમારે બારણે છે

હુ આ બધુ કામ કોના માટે કરુ છુ એવો જ્યારે જ્યારે પ્રશ્ન જાગે ત્યારે તમારા ચિત્તે દૃઢતાપૂર્વક કહેવાનુ અને માનવાનુ છે કે હુ પ્રભુ પ્રીત્યર્થે કામ કરી રહ્યો છુ એટલે મન જેની તેની પાસે કલદાર, કીર્તિ કે કદર રૂપે ભીખ માગવા માડે છે, એ પામરતામાથી તમે બચી જશો અને નિરાશા કે નાસીપાસી આવીને દ્વાર ઉપર ઊભી રહેશે ત્યારે પણ આ રીતે કેળવાયેલ તમારુ સત્ત્વ સારો એવો સામનો કરી શકશે ટૂકમા કર્મની વાટને ભક્તિનું દીવેલ નિત્ય મળી રહે એવી સગવડ ઊભી કરો

બીજી વાત લાખ પ્રયત્ન કરો પણ માણસ નામના પ્રાણીથી તમે સર્વથા દૂર જઈ નહિ શકો જો આ પરિસ્થિતિ છે તો ઋષિ કહે છે એને જેવો છે એવો બરાબર ઓળખો

મુગ્ધ માણસ બીજાના પરિચયમા આવે છે ત્યારે અહોભાવ જ આગળ હોય છે અહોભાવની ભરતી એવી રીતે કામ કરતી હોય છે કે એને તો માણસ સિવાય જગતમા બીજુ કશુ દેખાતુ નથી પણ માણસને ચાહવાની કે ઓળખવાની આ સાચી રીત નથી કારણકે એ ભરતી શાત થઈ જાય– થોડો સમય પસાર થાય–ત્યારે સામા માણસમા જાતજાતના પોલાણ દેખાવા માડે છે એટલે માણસ પાછો પડી જાય છે.

સ્વભાવથી ધીરગભીર માણસ તો પહેલેથી વિચાર કરે છે કે આનામા દોષ હોય પણ ખરો. એનાથી હુ દાઝીશ નહિ દોષ દેખાયા પછી પણ હુ એના ગુણને ચાહી શકીશ આમ જે માણસને ઓળખે છે તે એમાથી સારો લાભ મેળવી શકે છે

થોડી મનની ઉદારતા હોય, આપણુ હૃદય ખુલ્લુ હોય, હૃદયના ઊડાણમાથી–સામાના હૃદયમા પડઘાય એ રીતે–સહાનુભૂતિના બે શબ્દો નિત્ય તૈયાર હોય તો જીવનમા માણવા જેવુ ઘણુ સામે આવીને મળે.

માણસની એક ત્રીજી જાત પણ છે, જે પોતાને પૂરો ઓળખતો નથી બીજાને ઓળખવાની ઘસીને ના પાડે છે એને દુનિયાની બધી વસ્તુઓ જોઈએ છે અને કાલ સવારે ઈશ્વર બધી વસ્તુ આપી દે તો પણ એને સતોષ થવાનો નથી જેને ભવિષ્યનો વિચાર નથી આ રીતે જીવનારો ક્યારેક ખાડામા પડે છે ત્યારે વધારે વસમુ લાગે છે કારણ કે એણે બધામા દોષ દીઠેલા છે ગુણ તરફ નજર ગઈ જ નથી – એવો સમય જ એને ન હતો ! હવે આવો માણસ 'બચાવો બચાવો' એમ રાડ પાડે તો એમા ઝાઝુ જોર હોતુ નથી કારણ કે એની સ્મૃતિમા કાદવ જ એકઠો કર્યો છે એની બુદ્ધિ એના તરફ સહાનુભૂતિ બતાવનારને પણ શકાની નજરે જોવા પ્રેરે છે આવો આત્મા સીધો દુખની સાથે પાકો સબધ બાધી લે છે.

જીવનમા નિરાશાના અથવા કહો કે કઠિન પ્રસગો આવવાના જ છે કોઈનું જીવન એમાથી બાકાત રહેવાનું નથી એ નક્કી છે તો એ આવે ત્યા સુધી રાહ જોવી છે. અને ઘરને આગ લાગે ત્યારે કૂવો ખોદવા બેસવો એ કહેવત એક વધુ વાર સાચી પાડવી છે કે પછી આજ તૈયારી કરી રાખવી છે ?

અનુ પૃષ્ઠ ૫૬૫]

# જુદ્ધે ચડવાની જમાવટ થવા માંડી

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૧૨મો)

રતુભાઈ અદાણી

જૂનાગઢ રાજ્યને પાકિસ્તાનમાંથી મુક્ત કરવા માટે–કહો કે જૂનાગઢમાંથી પાકિસ્તાનને રૂખસદ આપવા માટે, પ્રજા વતી લડી લેવાના ઉદ્દેશથી આરઝી હકૂમતનો જન્મ થયો. કાઠિયાવાડ રાજકીય પરિષદની સંરક્ષણ સમિતિના નેજા નીચે, ઓછી કે અધૂરી તાલીમે પણ સશસ્ત્ર લડાઈ લડી લેવાની નેમથી એકઠા થયેલા જુવાનોએ લોકસેના રચી, સત્યાગ્રહ સંગ્રામ અને સશસ્ત્ર યુદ્ધ અંગેના તાત્ત્વિક મતભેદો વચ્ચેથી પણ માર્ગ કાઢીને જૂનાગઢ સામે લડી લેવા માટે પૂરજોશમાં તૈયારીઓ થવા લાગી, પણ પૂરતો શસ્ત્રસરંજામ ન મળે તો 'સોયના નાકામાંથી હાથી જેવો હાથી નીકળી ગયો પણ પૂછડે જતાં અટકી પડયો' એવો તાલ થાય. શામળદાસભાઈ જાતે યોગ્ય સ્થળે જઈને રજૂઆતો કરે તો હથિયારોની જોઈતી સગવડ મળી જાય એવી આશાએ અમે એમને એક છેલ્લો પ્રયાસ કરી જોવાની વિનંતી કરી. એમણે અમારી વાતનો સ્વીકાર કર્યો અને બીજે જ દિવસે તેઓ રાજકોટથી મુંબઈ જવા રવાના થઈ ગયા એ આપણે જોઈ ગયા.

એમણે રાજકોટથી મુંબઈ સુધીની હવાઈ-જહાજની મુસાફરી કરી શામળદાસ ગાંધી તરીકે. પરન્તુ પોતે ક્યાં જાય છે, શા માટે જાય છે, કોની પાસે જાય છે, એ બધી વાતો ગુપ્ત રાખવાનું એમને જરૂરી લાગ્યું હશે, એટલે મુંબઈથી દિલ્હીની હવાઈ જહાજની સફર એમણે કોઈ ભળતા જ નામે કરી.

દિલ્હી પહોંચીને સૌ પ્રથમ તેઓ સરદાર સાહેબને જ મળ્યા, અને જૂનાગઢ સામે લડી લેવાના ઉદ્દેશથી જ રચાયેલી આરઝી હકૂમત તરફથી જૂનાગઢના પ્રદેશ ઉપર આક્રમણ કરવા માટે તડામાર તૈયારીઓ ચાલી રહી છે, એવી ભૂમિકા સાથે માંડણી કરીને, એમણે એમની લાક્ષણિક શૈલીમાં અમારા વ્યૂહની, અમારી તૈયારીની વિગતે વાત કરી.

ઢેબરભાઈએ સરદાર સાહેબને, ક્યારેક કોઈ સાથીદાર સાથે, તો ક્યારેક એકલા મળીને જૂનાગઢના પ્રશ્ને એમની સાથે અનેકવાર મસલતો કરેલી. પરન્તુ લડવાની વાત આવી ત્યારે ઢેબરભાઈએ આરઝી હકૂમતની મર્યાદાઓ અને લોકસેનાની અશક્તિની જ વાત આગળ ધરેલી. એમની છેલ્લી મુલાકાત વખતે તો સરદાર સાહેબે સ્પષ્ટ અભિપ્રાય આપી દીધેલો કે જૂનાગઢને બચાવવું હોય તો પ્રજાએ જ લડી લેવું જોઈશે. આટલી સ્પષ્ટતા પછી ઢેબરભાઈનું વલણ બદલાયું ખરૂં. પણ એમની વાતમાં સરદાર સાહેબને ક્યારેય યુદ્ધનો લલકાર સાંભળવા મળેલો નહીં.

જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ કરવા માટે આરઝી હકૂમતની લોકસેના તડામાર તૈયારી કરી રહી છે એવી વાત સરદાર સાહેબે સૌ પ્રથમ સાંભળી શામળદાસભાઈના મુખેથી. આ સાંભળીને સરદાર સાહેબ રાજી થયા.

"લડાઈની તૈયારી થઈ ચૂકી હોય તો આગળ વધવું જોઈએ." સરદાર સાહેબે એક વાક્યમાં બધું કહી દીધું.

"ખાટલે મોટી ખોટ, પાયો જ ન મળે. કાઠિયાવાડના ચૂનંદા જુવાનો લોકસેનામાં જોડાયા છે. એમને આછી પાતળી તાલીમ પણ આપવામાં આવી છે. થોડા હથિયારો પણ મેળવી શકાયાં છે. પણ પૂરતા પ્રમાણમાં શસ્ત્રસરંજામ વિના લડાઈ શરૂ કેમ કરવી એની જ મૂંઝવણ છે." શામળદાસભાઈએ મુદ્દાની વાત કરી.

"લડી શકો એમ છો, તો શસ્ત્રો તો મળી રહેશે." સરદાર સાહેબે વિશ્વાસ પ્રકટ કર્યો—બલ્કે વિશ્વાસ આપ્યો.

"આજે શસ્ત્રો મળે તો આવતી કાલે જ લોકસેના જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ કરે એમ છે. એટલી તૈયારી થઈ ગયા પછી જ હું આપની પાસે આવ્યો છું." શામળદાસભાઈ રણકા સાથે બોલ્યા.

"હથિયાર તો મળી રહે. પરન્તુ તમારા જુવાનો હથિયાર સાચવી શકશે ને ? લડાઈના મેદાન ઉપર હથિયાર ગુમાવીને તો પાછા નહીં ફરે ને ? એક પણ હથિયાર દુશ્મનના હાથમાં જવું ન જોઈએ. જેટલાં હથિયાર મળે એટલાં ગણીને સહી-સલામત પાછાં આપવાનાં રહેશે." સરદાર સાહેબે કસોટી શરૂ કરી.

"અત્યારે તો વિશ્વાસ છે કે લોકસેનાનો એક પણ સૈનિક હથિયાર ગુમાવીને મેદાન ઉપરથી પાછો નહીં ફરે. પણ લડાઈ છે. સૈનિકોની ખુવારી માટે આપણે તૈયાર રહેવું જોઈએ, એ જ રીતે હથિયારોની ખુવારી માટે પણ આપણે તૈયાર રહેવું જોઈએ." શામળદાસભાઈએ ચોખવટ કરી.

"બરાબર છે. દસ ટકા હથિયાર ઘટે ત્યાં સુધી છૂટ. તમને જેમની પાસેથી હથિયાર મળે એમને કામ પત્યે નેવું ટકા હથિયાર પાછા પહોંચાડવાની તમારે જવાબદારી સ્વીકારવી જોઈશે. પહોંચી જાઓ રાજકોટ. તમને ત્યાં બેઠાં જોઈતા પ્રમાણમાં શસ્ત્ર સરંજામ મળી જાય એવી ગોઠવણ થઈ જશે" સરદાર સાહેબે એમના સ્વભાવ મુજબ તત્ક્ષણ ફેંસલો કરી દીધો. શામળદાસભાઈ રાજીરાજી થઈ ગયા.

હથિયારો મેળવવા માટે છેલ્લો પ્રયાસ કરી જોવા તેઓ રાજકોટથી રવાના થયા ત્યારે એમણે હથિયાર મળવા અંગે આશા તો સેવેલી પરંતુ આટલી સરળતાથી, આટલી ત્વરાથી, ધાર્યા કરતાં પણ વધુ પ્રમાણમાં સફળતા મળી જશે એવી તો કલ્પના પણ ન હતી. એમના ઉત્સાહને, એમના હર્ષને કોઈ સીમા ન રહી. ઘડીનોય વિલંબ કર્યા વિના તેઓ મુંબઈ જવા માટે રવાના થઈ ગયા.

શામળદાસભાઈ એમની ખેપ સફળ કરીને આવે છે એવા સમાચાર તો અમને મળી ચૂક્યા હતા. પણ કોની પાસેથી, કઈ રીતે, કઈ જાતનો અને કેટલો શસ્ત્ર સરંજામ મળશે એની વિગત જાણવા મળી નહોતી, અને ન જ મળે. શામળદાસભાઈ પાસેથી જ એ વિગતો જાણવા મળે. એટલે અમે ઈંતેજારીપૂર્વક એમની રાહ જોઈ રહ્યા.

શામળદાસભાઈ મુંબઈથી હવાઈ જહાજમાં ઊડીને રાજકોટ આવ્યા. હવાઈજહાજ ધરતી ઉપર ઊતર્યું. ઊભું રહ્યું. શામળદાસભાઈનો પડછંદ દેહ હવાઈ જહાજની બહાર આવ્યો. નીસરણી ઊતરી ને ધરતી ઉપર પગ મૂકયો પણ ધરતી ઉપર પગ ઠરે જ નહીં. હરખના હિલોળે ચડીને ઊડતા આવતા હોય એ રીતે તેઓ આગળ વધ્યા. છાતી હતી એના કરતાં પહોળી લાગતી હતી. ગુલાબી ચહેરાએ વધુ ગુલાબી ધારણ કરી હતી એમની પાસેથી નિરાંતે વાત સાંભળી, વિગત જાણીએ ત્યાર પહેલાં જ એમના સીના ઉપરથી, એમની ચાલ ઉપરથી, અમને અંદાજ આવી ગયો કે તેઓ ધાર્યા કરતાં પણ કંઈક વધુ મેળવીને આવી રહ્યા છે.

વિમાનઘરથી એમની ખાસ મોટરમાં તેઓ જૂનાગઢને ઉતારે આવવા રવાના થયા. પણ જેના વખાણ કરતાં તેઓ થાકતા નહીં એ જ મોટર આજે એમને ખૂબ મંદ ગતિએ ચાલતી લાગી. પાણીના રેલાની જેમ પૂર વેગે દોડી જતી મોટરની ગતિ કરતાં એમનું મન વધુ તેજ ગતિએ દોડી રહ્યું હતું. જૂનાગઢના ઉતારાના પગથિયે એમની ગાડી ઊભી રહી. સૌના નમસ્કાર ઝીલ્યા અને કોઈની સાથે એક અક્ષર પણ બોલ્યા વિના સડસડાટ દાદરો ચઢી ગયા. ડાયરામાં બેસીને જમાવટ સાથે વાત

કરવા માટે ટેવાયેલા શામળદાસભાઈએ હવે લડાઈ અંગેની કેટલી વાત ગુપ્ત રાખવાની ગંભીરતા સમજી લીધેલી અને એ માટેની કળા પણ કેળવી લીધેલી.

પોતાના ખંડમાં પહોંચી, સ્વસ્થ થઈ એમણે અમને બોલાવ્યા. રસિકભાઈ, ગોકુળભાઈ અને હું એમનાં ખંડમાં પહોંચ્યા. શામળદાસભાઈ નવાબની ખુમારીથી બેઠા હતા. અમે એમની સામે ખુરશીઓ ગોઠવીને બેઠક લીધી.

"આપણી છેલ્લી વાત મુજબ હું અહીંથી મુંબઈ થઈને દિલ્હી ગયો. હિન્દી ફોજ જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ કરીને પાકીસ્તાન સાથે યુદ્ધમાં ઊતરવાનું અત્યારે પસંદ ન કરે એ સમજાય એવી વાત છે. પણ આપણને ક્યાંયથી હથિયાર મળવાનાં હોય તો સરદાર સાહેબના કહેવાથી જ મળે. એટલે એમને જ મળ્યો. બધી વાત કરી. અહીંથી રવાના થતી વખતે થોડાઘણાં હથિયાર મળી રહેશે એવી આશા તો હતી. પણ ચપટી વગાડીએ એટલી વારમાં, આટલી સરળતાથી, પૂરતા પ્રમાણમાં હથિયારોની સગવડ મળી રહેશે એવી શ્રદ્ધા ન હતી. આપણી ધારણા કરતાં વધુ સફળતા મળી છે." બાદશાહી બેઠક જમાવીને બેઠેલા શામળદાસભાઈએ શરૂઆત કરી.

"કોની પાસેથી, કઈ રીતે હથિયાર મળશે એ વાત ગુપ્ત રાખવી હોય તો ગુપ્ત રાખજો. પણ કઈ કઈ જાતનાં, કેટલા હથિયાર ક્યારે મળશે એ જાણવાની ઈચ્છા ખરી." મેં જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું.

"૩૦૩ રાયફલ નંગ ૫૦૦, રિવોલ્વર નંગ ૧૦૦, જોઈતા પ્રમાણમાં કારતુસની પેટીઓ, અને વધારામાં શકય હશે તો થોડી સ્ટેનગન." શામળદાસભાઈએ આંકડામાં જ વાત કરી.

"કોની પાસેથી અને ક્યારે આ હથિયારો મળશે એ જાણી શકાય?" મેં પ્રશ્ન કર્યો.

"એની મનેય ખબર નથી. અહીં બેઠા આપણને આ હથિયારો મળી જશે અને એ પણ ગણતરીના દિવસોમાં જ; એટલું નક્કી." શામળદાસભાઈએ ટૂંકો જવાબ આપ્યો.

"કોની પાસેથી હથિયારો મળશે એ વાત ખાનગી રાખવી હોય તો ખુશીથી ખાનગી રાખશો. એ જાણવાનો અમારો આગ્રહ નથી, જરૂર પણ નથી. અમારે તો રોટલાનું કામ, ટપાકાનું નહીં. પરન્તુ હથિયાર મળવાનો ચોક્કસ દિવસ જાણી શકાય તો એ પ્રમાણે આપણે તૈયારી કરીએ." મેં કહ્યું.

"કોઈ ચોક્કસ તારીખ તો જાણવા મળી નથી. વહેલી તકે મળી જશે એટલું જાણું છું." શામળદાસભાઈએ જવાબ આપ્યો.

"દશેરા પહેલાં મળી જશે? આપણે ત્યાં દશેરાનો બહુ મહિમા છે. આપણે પણ આ મહીમાવંતા દિવસે જૂનાગઢની ધરતી ઉપર આપણા આક્રમણનું મંગળાચરણ કરવા ઈચ્છીએ છીએ." ગોકુળભાઈએ અમારા વ્યૂહની વાત કરી.

"મને લાગે છે કે દશેરા પહેલાં આપણને અહીં બેઠા હથિયારો મળી જશે: એ ગણતરીએ તૈયારી કરવામાં હરકત નહીં. ગોઠવણ એવી નક્કી થઈ છે કે હથિયાર સંભાળનાર તરીકે તમારું નામ આપ્યું છે. હથિયાર આપનાર તમને જ ગણી-ગાંઘીને હથિયારો સોંપશે. લડાઈ પૂરી થયે બધાં હથિયાર પરત સોંપવાની પણ જવાબદારી તમારી રહેશે." મારા તરફ જોઈને શામળદાસભાઈએ, થયેલી ગોઠવણની વિગત આપી. અને એમની જવાબદારી મારા ઉપર ઓઢાડી.

"બધાં જ હથિયારો પરત કરવાની જવાબદારી કેવી રીતે લઈ શકાય? લડાઈ છે, થોડા સૈનિકોની પણ ખુવારી ખમવી પડે. આપણા નસીબમાં મરવાનું સદ્‌ભાગ્ય લખાયું હશે તો આપણે પણ નહીં હોઈએ. હથિયારોની પણ થોડી ઘણી ખુવારી થાય. આ હિસાબે મારાથી બધા જ હથિયારો પરત કરવાની જવાબદારી લઈ શકાય

નહી." મે આની પડનારી જવાબદારી અંગે સ્પષ્ટતા કરી

"તમે મને કેવળ પત્રકાર સમજો છો? હુ ય સમજુ કે મા જણે એટલા જીવતા ન રહે, કુંભાર ઘડે એટલા સાજા ન રહે અને લડાઈમા પણ બધા હથિયાર સલામત ન રહે એટલે મે જરૂરી ચોખવટ કરી જ કરી છે. આપણને જે હથિયારો મળે એમા દસ ટકા ઘટે ત્યા સુધીની છૂટ મેળવી લીધી છે." શામળદાસભાઈના ચહેરા ઉપર એમણે દાખવેલ કૂનેહ બદલ સતોષ અને આનદના ભાવ રમી રહ્યા અમારી વાત પૂરી થઇ

રાજકોટ રાજ્યે આરઝી હકૂમતને ધોરણસર માન્યતા નહોતી આપી પણ આરઝી હકૂમતનું મુખ્ય મથક રાજકોટમા જ હતુ. આરઝી હકૂમતની કચેરી ચોવીસે કલાક રાજકોટમા જ ધમધમ્યા કરતી હતી જૂનાગઢનો ઉતારો આરઝી હકૂમતની લશ્કરી છાવણીમાં ફેરવાઈ ગયો હતો રાજકોટ રાજ્ય તરફથી આ અગે કોઈ હરકત લેવામા આવી ન હતી. પરન્તુ રાજ્ય સાથે અમારી ખાનગી સમજણ એવી હતી કે રાજકોટ રાજ્યની હદમા, ખાસ કરીને રાજકોટમા અમારે ખુલ્લી રીતે શસ્ત્રોની કે શસ્ત્રસજ્જ સૈનિકોની હેરફેર કરવી નહી.

શામળદાસભાઇના કહેવા મુજબ અમને મળનારા શસ્ત્રો અમને રાજકોટમા મળવાના હતા. જ્યાથી મળે ત્યાથી એ બધા શસ્ત્રો સૌ પ્રથમ જૂનાગઢના ઉતારામા જ લાવવા રહ્યા રાજકોટ રાજ્ય સાથેની સમજણ મુજબ ખુલ્લી રીતે તો એની હેરફેર કે સોપણી – સભાળણી થાય નહી. થયેલી સમજણનુ પાલન કરવુ જ રહ્યુ. હવે ખાનગી રીતે આ હથિયારોની હેરફેર કરવી કઈ રીતે, એ પ્રશ્ન થયો અમે એની મથામણમા હતા પણ આરઝી હકૂમતના નાયબ વડા પ્રધાન શ્રી દુર્લભજીભાઇ ખેતાણીએ એનો તોડ કાઢયો મુબઈથી તેઓ પોતાની એક મોટર લાવેલા આ મોટરની પાછળ અને નીચે જો ગુપ્ત ખાના કરાવી લેવામા આવે તો એમા સતાડીને શસ્ત્રસરજામની હેરફેર થઈ શકે અમારી પાસે એક જીપ સિવાય બીજુ કોઈ વાહન હતુ નહી એટલે અમને બધાને આ વાત ગમી ગઈ શ્રી દુર્લભજીભાઇ પોતાની મોટરમા આવા ગુપ્ત ખાના કરાવવા માટે તુરત જ એક જાણીતા મિત્રના ગેરેજમા જવા ઊપડી ગયા

આ રીતે મોટરના ગુપ્ત ખાનામા હથિયારો મૂકી, સૌ પ્રથમ જૂનાગઢના ઉતારામા લાવ્યા બાદ મોરચા ઉપર એનો ઉપયોગ ન થાય ત્યા સુધી સાચવવા માટે યોગ્ય સ્થળ પસદ કરવા અમે ઉતારાના બધા ખડો ફરી વળ્યા અને બધી રીતે વધુમા વધુ સલામત લાગેલા એક ખડની શસ્ત્રાગાર તરીકે પસદગી કરી.

વધુ સલામતી માટે એ ખડમા તાબડતોબ જરૂરી સુધારાવધારા કરાવી લેવામા આવ્યા શસ્ત્રો સભાળવાની, સાચવવાની, તેમજ જરૂરિયાત મુજબ વહેચણી કરવાની જવાબદારી વઢવાણના એક ભડ આગેવાન કાર્યકર શ્રી નબકભાઈ દવેને તેમજ વર્ષોથી કાઠિયાવાડ રાજકીય પરિષદની પ્રવૃત્તિમા રસ લેતા આવેલા વાસાવડના યુવાન નાગર દરબાર શ્રી માર્કન્ડભાઈ દેસાઈને સુપરત કરવામા આવી

બીલખાના દિવાન શ્રી છોટુભાઈ સાથે બીલખામા થયેલી અમારી વાતચીત અનુસાર તેઓ કુકાવાવ આવી ગયા. આરઝી હકૂમતની રચના પછી સર્વત્ર એવી હવા જામતી જતી હતી કે નગરવાસી હોય કે ગ્રામવાસી, ગરીબ હોય કે તવગર, અભણ હોય કે શિક્ષિત, નાના હોય કે મોટા, સૌ કોઈ જૂનાગઢને મુક્ત કરવા માટે આરઝી હકૂમતને એક યા બીજી રીતે મદદરૂપ થવાનું ઇચ્છે કુકાવાવમા પણ આવી જ હવા પ્રવર્તતી હતી વેપારી, ખેડૂત, શ્રમજીવી સૌ આરઝી હકૂમતને ઉપયોગી થવા ઇચ્છતા હતા પણ આખરે તેઓ રહ્યા એક નાનકડા રજવાડાના પ્રજાજનો રજવાડાની પ્રજા બેવડી ગુલામી ભોગવતી આવેલી રાજ્ય રાજી હોય ત્યા સુધી શાન્તિથી રહી શકે રાજ્ય નારાજ

થાય તો રાતોરાત ઉચાળા ભરવા પડે. એટલે રાજ્યની ખફગી ઊતરે એવું કોઈ પગલું ભરવાની સામાન્ય રીતે કોઈ હિંમત કરે નહીં.

દિવાન શ્રી છોટુભાઇએ કુંકાવાવ આવીને થોડા આગેવાનોને બોલાવ્યા અને આરઝી હકૂમતને બને એટલી મદદ કરવાની ભલામણ કરી. આગેવાનોને તો જોઈતુ હતું અને વૈદ્યે કીધું, ધોડવું હતું અને ઢાળ મળ્યો. છોટુભાઈનો આટલો ઇશારો એમને પૂરતો થઇ પડયો. એમના મનમાં મૂંઝવણ હતી એ ટળી ગઈ, ખચકાટ હતો એ નીકળી ગયો. રાજ્યની જ હુંફ હોય પછી ચિંતા કયાં રહી ? સૌ આગેવાનો આરઝી હકૂમતને વધાવવા અને છાવણીને ઉપયોગી થવા કટિબદ્ધ થયા.

કુંકાવાવ સ્ટેશનથી ગામ તરફ જતી સડક ઉપર જ એક જીન આવેલું. શ્રી પરશોતમ ભગવાનજી, શ્રી મૂળજી સુંદરજી, શ્રી મણિલાલ સુંદરજી, શ્રી દયાળજી વશરામ અને શ્રી બાવાલાલ વશરામ, આ રીતે મોદી પરિવારના પાંચ ભાઈઓની સંયુક્ત માલીકીનું આ જીન હતું. જીનના વહીવટી કામ માટે પ્રવેશદ્વાર પાસે જ બે ઓરડા અને ફરતી ઓશરીવાળું એક સાદું બેઠા ઘાટનું મકાન હતું. એક છેડે કપાસ લોઢવાના ચરખા સાથેનું વિશાળ છાપરું હતું. મેદાન ઘણું વિશાળ હતું. લોકસેનાની છાવણી માટે આ સ્થળ ખૂબ જ અનુકૂળ જણાયું. જીનના પાંચેય ભાગીદારોએ લોકસેનાની છાવણી માટે ખૂબ જ ભાવથી અને ઉત્સાહથી આ જીનના મકાનો, મેદાન અને અન્ય સગવડો આરઝી હકૂમતને હવાલે મૂકયા. એટલું જ નહીં, મહાજન પરંપરામાં ઊછરેલા આ ગૃહસ્થોએ છાવણીની નાની મોટી સગવડ સાચવવા માટે ખડે પગે સેવા આપવા તત્પરતા દાખવી અને છાવણીને તેઓએ ખૂબ જ કિંમતી સેવા આપી પણ ખરી.

આ જીન ઉપરાંત, છાવણીના સૈનિકો માટે ગામમાં આવેલી લક્ષ્મીકાન્ત ધર્મશાળા, જંકશન ઉપર આવેલી એક ધર્મશાળા, અને અન્ય ધર્મશાળાના સંચાલકોએ પણ પૂરતી સગવડ આપતા ખુશી દર્શાવી. એટલું જ નહીં, પણ ધર્મશાળાના વહીવટ સાથે સંકળાયેલા ડૉ. જટાશંકર મહેતા, શ્રી મોહનલાલ ઓઝા વગેરેએ જાતે આરઝી હકૂમતને પોતાની સેવાઓ આપી. કુંકાવાવની રાસમંડળી પ્રસિદ્ધ છે. એ વખતે પણ રાસમંડળી ખૂબ જ વ્યસ્થિત અને શિસ્તબદ્ધ લેખાતી. શ્રી દુર્લભજી નાગ્રેચાની પ્રેરણાથી આ રાસમંડળીના ૨૦–૨૫ યુવાનો છાવણીના કામમાં અને આસપાસના વિસ્તારમાં ઘૂમી લોકોને જાગૃત અને સંગઠિત કરવાના કામમાં લાગી ગયા. આજે કુંકાવાવના જાહેર જીવનમાં જેઓ મહત્ત્વનું સ્થાન ધરાવે છે એ ભગત શ્રી લક્ષ્મણભાઈ પટેલ રાજકોટની રાષ્ટ્રીયશાળા સાથે સંકળાયેલા હોવા છતાં, અવાર નવાર કુંકાવાવ આવી ખૂબ જ ઉત્સાહથી છાવણીને મદદ કરતા. આ ઉપરાંત અનીડા, બરવાળા, નાની કુંકાવાવ અને અન્ય ગામના તેમજ ખુદ કુંકાવાવના આગેવાનો પણ આરઝી હકૂમતના દરેક કામમાં મહત્ત્વનો સહકાર આપતા રહ્યા.

ગમે તે સમયે લોકસેનાનાં દળો કુંકાવાવ આવી પહોંચે તો કોઇ જાતની ખામી કે મુશ્કેલી વરતાય નહીં એ દૃષ્ટિએ શ્રી વીરચંદભાઇએ છાવણીની વ્યવસ્થાને આખરી ઓપ આપવો શરૂ કરી દીધો.

યુદ્ધના તાલીમબદ્ધ અને અનુભવી એવા નિવૃત્ત સૈનિકોની ભરતી કરવા માટે શ્રી રસિકભાઇએ કરેલી ગોઠવણ મુજબ કામે ઊપડી ગયેલા શ્રી મનુભાઈ બક્ષી હાથમાં થેલી લઇ, મરક મરક હસતાં હસતાં મસ્તી ભરી ચાલે ચાલતાં ચાલતાં અમારી છાવણીમાં આવી પહોંચ્યા તેઓ ૧૦૦ શીખ સૈનિકો અને ૧૦૦ ગુરખા સૈનિકોની ભરતી કરવાનું એમનું કામ પૂરી રીતે સફળ કરીને આવ્યા હતા. જ્યારે સંદેશો કહેવડાવવામાં આવે ત્યારે બન્ને ટુકડીઓ રાજકોટ આવી પહોંચશે એવી ગોઠવણ કરતા આવ્યા હતા. મોરચા ઉપર ન છૂટકે જ આ સૈનિકોનો ઉપયોગ કરવાનું વિચાર્યું હોઈ, એમના

રહેવા કારવવાની વ્યવસ્થા રાજકોટમા જ કરવાની હતી શ્રી રસિકભાઈએ આ અંગેનો જરૂરી પ્રબધ કરી લીધો

બહારવટિયાઓની બે ત્રણ ટોળીનો સપર્ક સાધી, 'પાડા વાકે પખાલીને ડામ'ના ન્યાયે ગામડાના ગરીબ, નિર્દોષ લોકોને રજાડવામા જ બહાદુરી લેખવાને બદલે જૂનાગઢની સામે ખેલાનારા જગમા મર્દાનગી દાખવવા માટે એમને સમજાવવાનુ બીડુ ઝડપનાર શ્રી જોરસિંહભાઈ કવિ એમનું કામ સફળ કરીને રાજકોટ આવી પહોચ્યા ધધુકા, વલ્લભીપુર અને પાલીતાણા પ્રદેશમા ઘૂમતી બે ત્રણ ટોળીઓના સપર્કને પરિણામે આ ટોળીઓના થોડા સભ્યો એમને કહેવામા આવે ત્યારે લોકસેનાની છાવણીમા પહોચી જવા કબુલ થયાના એમણે સમાચાર આપ્યા. એમનો સપર્ક ચાલુ રાખી ટાણુ આવ્યે એમને લઈને જાતે આવી પહોચવાની જવાબદારી સ્વીકારીને બીજી જ ક્ષણે શ્રી જોરસિહભાઇ પાલીતાણા જવા રવાના થઈ ગયા

શ્રી ઘનશ્યામભાઈ એમના પરિચિત ડાયરામા ઘૂમીને આવી પહોચ્યા અને ઉત્સાહપ્રેરક સમાચાર આપ્યા કે લીમડાના દરબાર શ્રી રણજીતસિહજીની આગેવાની નીચે ૪૦ જેટલા રણબકડાઓએ આરઝી હકૂમતને પોતાની સેવા આપવાની પ્રતિજ્ઞાઓ લીધી છે અને સદેશો મળ્યે યુદ્ધ મેદાન ઉપર પહોચી જવાની તૈયારીમા લાગી ગયા છે. અમારી દૃષ્ટિએ આ કોઈ નાનીસૂની વાત નહોતી.

લડાયક ખમીર ધરાવતી કાઠી, ગરાસિયા રજપૂત કોમોનો ભૂતકાળ ભવ્ય હતો ઇતિહાસને પાને પાને એમની બહાદુરીના, ખમીરના, ખાનદાનીના ગરવાઈના, શહીદીના ઊજળા અને પ્રેરક એવા અનેક પ્રસગો અકિતી થયેલા છે કોઈ કોડીલો જુવાન, પરણીને હોશ ભર્યો ચાલ્યો આવતો હોય, પરણેતરનુ હજી મોઢુ પણ જોવા પામ્યો ન હોય, અને રીડ પડે કે કોઈએ ગામનુ ધણ વાળ્યુ છે, કે ગામ ઉપર કોઈ દુશ્મનનું દળ કટક ચડી આવ્યુ છે કે કુળની આબરૂ ઉપર કોઈએ હાથ નાખવાનો પ્રયત્ન કર્યો છે તો ભાવિજીવનના સેવેલા અનેક સુવાળા સ્વપ્નોને એક ઝાટકે ધરતીમા ધરબી દઈ, ક્ષણુનોય વિલબ કર્યા વિના હાથમા આવ્યા એ હથિયાર ધારણ કરી, રાગમા ઘોડો લઈ હાજર હોય એટલા ભેરૂબધોને સાથે લઈ, ગાયોનુ ધણ વાળી લાવવા કે દુશ્મન ઉપર ત્રાટકવા માર માર મેદાન ઉપર દોડી જતો આવા કઈક શૂરવીરોએ છેલ્લા શ્વાસ સુધી વીરતાપૂર્વક લડતા લડતા, ગાય ખાતર, ગામ ખાતર, કે ઈજ્જત ખાતર પોતાના જાન કુરબાન કર્યા છે. આજે પણ ગામના ગોદરે સરોવરની પાળે, ડુગરની ધારે કે વનવગડાની વાટે ઊભેલા સખ્યાબધ પાળિયા આવા શૂરવીરોની સ્મૃતિ તાજી કરાવી રહ્યા છે, ભૂતકાળની ભવ્ય વીરગાથાઓ સભળાવી રહ્યા છે અને સમર્પણની — શહાદતની પ્રેરણા આપી રહ્યા છે.

કાળે કરીને ધીરે ધીરે આ ખમીર ઓસરતુ ગયુ, સમર્પણની ભાવના ભુસાતી ગઈ, તલવારો મ્યાનમા પડી પડી કટાવા લાગી, શસ્ત્રો શોભાના બનતા ગયા, રગરાગ વધતા ગયા કાવા કસુબાના ડાયરા જામતા ગયા, વડવાઓની શૌર્યકથાઓ સાભળીને જ ધન્યતા અનુભવવા લાગ્યા, પ્રમાદમા ઘેરાવા લાગ્યા.

આવી પરિસ્થિતિમા, ઘનશ્યામભાઈ દ્વારા આરઝી હકૂમતનો સદેશો અને જૂનાગઢનો સાદ સુણી, આળસ ખખેરી, ખોખરા ખાઈ, જૂના આયુધો સભાળી, ૪૦ જેટલા શૂરવીરો જૂનાગઢની સખાતે ચડવા માટે પ્રતિજ્ઞા લે એ કોઇ જેવી તેવી વાત ન ગણાય જૂનાગઢના નવાબના પાકિસ્તાનમા ભળવાના નિર્ણયને કારણે સમગ્ર કાઠિયાવાડની હવામા કેવુ અજબ પરિવર્તન આવી ગયુ હતુ એની આ નિશાની હતી આ દૃષ્ટિએ વિચારતા ઘનશ્યામભાઈ એક મહત્ત્વની સિદ્ધિ હાસલ કરીને આવ્યા હતા એમની પાસેથી આ સિદ્ધિની વાત સાભળીને લોકસેનાની છાવણીમાં ઉત્સાહ અને ઉમગની એક વધુ લેરખી છવાઈ ગઈ

[અનુ. પૃષ્ઠ ૫૬૪

# શિવાલય

મકરન્દ દવે

એ અજ્ઞાત સંન્યાસીએ કહ્યું:

"આજકાલ મંદિરોનું મહત્ત્વ નથી રહ્યું. ઘણા લોકો દર્શને નથી જતા અને જાય છે તે સાચી રીતે દર્શન નથી કરતા. તેમને મંદિરના રહસ્ય-દ્વાર ખોલીને દર્શન કરાવનાર પણ લગભગ કોઈ નથી રહ્યું. જૂનાં મંદિરો માત્ર પુરાતત્ત્વના નમૂના તરીકે અને કાળના રસિયા માટે જોવા પૂરતાં રહી ગયાં. મંદિરનાં પગથિયાંથી માંડી શિખર સુધી જે આધ્યાત્મયાત્રા થતી તે અટકી પડી. અરે, બહારના મંદિરના પથ્થરે પથ્થરમાંથી માનવીની ભીતર જે મંદિરની રચના થતી તે ક્યાં? જીવનનું મંદિર ક્યાં?"

સંન્યાસીના ચહેરા પર વિષાદની છાયા છવાઈ ગઈ. પણ પછી તેમનાં નેત્રો ઉજ્જવળ બની ગયાં. કોણ જાણે અંતરના કયા ઊંડા સ્તરેથી વહેતી શ્રદ્ધાથી ભરી ભરી વાણી તેમના સ્વરમાં આવી ગઈ:

'પણ આ ધરતીના પ્રાણ હજી પરવારી ગયા નથી. મંદિરોની નવેસરથી પ્રતિષ્ઠા થશે. નવા સંકેતોથી આધ્યાત્મનો મર્મ પથ્થરમાંથી પ્રગટશે.'

અમે એક પુરાણા શિવાલયને ઓટલે બેઠા હતા. સન્ધ્યા નમતી હતી. અપૂજ અને અવાવરુ શિવાલય ભેંકાર લાગતું હતું. બહારના ભાગમાં આવેલી ભૈરવની મૂર્તિ આ વાતાવરણમાં વધુ ભયંકર લાગતી હતી. સંન્યાસીએ એ મૂર્તિ પર નજર ઠેરવી કહ્યું :

'બહારથી આ સ્વરૂપ કેવું વિકરાળ લાગે છે! પણ તેની અંદર સૌન્દર્ય ને માધુર્યનો ભંડાર છે. ભીષણને જે ભેટવા તૈયાર, તેને શિવનો મંગલનો મેળાપ થાય.'

પછી જરા ઊંડા વિચારમાં ઉતરતાં ધીમે સ્વરે કહ્યું :

'મનુષ્યના અત્યંત સૂક્ષ્મ સાક્ષાત્કારોને જેમણે પથ્થરમાં કંડારી આપ્યાં તેમણે કાંઈ ભૂલ તો નથી કરી? ના ના આ જડની ઉપાસના જ નથી. પણ જડના આધારમાં મનુષ્યે ઉતારેલું પરમ ચૈતન્યનું પ્રતિબિંબ છે. આજે વિચારનો જમાનો છે. મંદિરને સ્થૂળ અને મૂર્તિને જડ માનવામાં આવે છે. અષ્ટાંગ-યોગના પુસ્તકનું પરિશીલન કરે તે જિજ્ઞાસુ અને આ શિવાલયના દર્શને આવે તે જડ? પણ પુસ્તક શું જડ નથી? અને વિચાર પણ એક અવલંબન નથી? હું તો કહું કે આ શિવાલય દ્વારા અષ્ટાંગ યોગનું જ નિરૂપણ કરવામાં આવ્યું છે. આ મંદિર-નો નિર્માતા કોઈ શિલ્પી-દ્રષ્ટા હતો અને પથ્થરની લિપિમાં તેણે યોગશાસ્ત્ર રચી આપ્યું છે. એકવાર વાંચો પછી કદી ન ભૂલો એવી પ્રત્યક્ષ રીતે.'

સંન્યાસીનો વાર્તાલાપ હવે વધારે અસ્ફૂટ અને મનોમન થતો ગયો.

'સૂક્ષ્મતત્ત્વને, અવ્યક્તને પામવું કાંઈ સહેલું છે? ગીતાએ માનવમનનું વિશ્લેષણ કરી કેવું સાચું કહી દીધું! 'ક્લેશઃ અધિકતર તેષામ્ અવ્યક્તાસક્ત ચેતસામ્.' અવ્યક્તમાં સીધે સીધું પહોંચવા માટે વધુ ક્લેશ, વધુ પરિશ્રમ પડે છે સાકારની સીડી દ્વારા નિરાકારની આગાસી પર જવું માણસને સહેલું પડે છે. એટલે જ મંદિરોની રચના કરવામાં આવી છે. પણ આજકાલના જ્ઞાનીઓ પરબારા નિરાલંબ થવાની હાકલ કરે છે.'

સંન્યાસીને મેં પૂછ્યું: "શિવાલય એ અષ્ટાંગ યોગનું પ્રતીક એમ આપે કહ્યું, એ કેવી રીતે?"

"ચાલો, આપણે આ પ્રાચીન શિવાલયનાં

જ દર્શન કરીએ અને યોગની ભૂમિકાઓને સમજીએ '

શિવાલયના તોરણ પાસે ઊભા રહી સન્યાસીએ ભૈરવની મૂર્તિ બતાવતા કહ્યુ 'જુઓ, યોગના આઠ અગ યમ, નિયમ, આસન, પ્રાણાયામ પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ આ આઠ અગોનું આપણને સ્પષ્ટ સ્મરણ થતું રહે એટલા માટે શિવાલયમા એને યોગ્ય જગ્યાએ મૂર્ત સ્વરૂપ આપવામા આવ્યુ છે.

"પહેલા લઈએ યમ શિવાલયના બહારના ભાગમા ભૈરવની મૂર્તિ હોય છે ભૈરવ એ યમનુ પ્રતીક છે. યમ પાચ છે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ યોગમાર્ગમા પ્રવેશ કરતા માણસે પ્રાણીમાત્ર સાથેનો પોતાનો સબધ શુદ્ધ કરવો જોઈએ. યમ એ બીજાઓ સાથેના સબધમા પ્રગટતી વર્તનની સચ્ચાઈ અને સૌમ્યતા છે એ બહિરંગ સાધના છે ભૈરવના ખડગથી તમારા અહકારનો વધ ન થાય અને તેના ખપ્પરમા તમારી મમતાની સામગ્રી ન હોમાઈ જાય ત્યા સુધી શિવાલયમા તમારો સાચો પ્રવેશ ન ગણાય. ભૈરવ પાસેથી સ્વાર્પણની દીક્ષા લઈ મદિરમાં દાખલ થવુ જોઈએ.

"યમ પછી આવે છે નિયમ એ યમ બીજાઓ સાથેના આચરણની સાધના તો નિયમ એ પોતે પોતાને માટે કરવાની સાધના હવે આપણે શિવાલયમા પ્રવેશીએ છીએ સાથે સાથે બહારના જગતમાથી નીકળી આતરિક સાધનામા આગળ વધીએ છીએ આપણી નજરે નદી અને કાચબો ચડે છે શિવાલયમાં કાચબો શા માટે? એ સવાલ *હનુમાને કર્યો હતો કાચબો એ નિયમનું પ્રતીક છે.* નિયમ પણ પાચ છે શૌર્ય, સતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વર પ્રણિધાન પોતાના અગોને કાચબો જેમ સકેલી લે છે એમ આ નિયમો દ્વારા આત્મનિમગ્ન થતા જવાનુ છે. ગીતાએ પણ 'યદા સહરતે ચાય કૂર્મોગાનીવ સર્વશ '-કહીને ઈન્દ્રિયોના વિષયોમાંથી ઈન્દ્રિયોને પાછી વાળવાની વાત કરતા કાચબાને યાદ કર્યો છે.

"યમ અને નિયમના-બહાર અને અદરના વહેવારની ભૂમિકા ચોખ્ખી કરીને માણસે સાધના માટે બેસી જવુ જોઈએ હવે આવ્યુ આસન નદી એ આસનનું પ્રતીક છે યોગશાસ્ત્ર કહે છે ને? 'સ્થિરસુખમાસનમ્ – સ્થિરતાથી અને સુખથી બેસી શકાય તે આસન શિવનું વાહન નદી આસન ઉપરાત પરમ તત્ત્વને સ્થાપવાની પણ પ્રેરણા આપે છે

' શિવાલયના ગર્ભગૃહમા પ્રવેશતા પહેલા આપણે એક બાજુ હનુમાન અને બીજી બાજુ ગણપતિનાં દર્શન કરવા જોઈએ આસન પછી આવે છે પ્રાણયામ અને પ્રત્યાહાર. વાયુપુત્ર હનુમાનની મૂર્તિ પ્રાણના જયને સિદ્ધ કરવાની વાતને કેટલી સચોટ રીતે સૂચવે છે! "મરુતજય"-એ યોગમા ચિત્તને વશ કરવાની, શુદ્ધ કરવાની અને નિર્મલ વિવેકજ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રથમ ભૂમિકા છે મારુતિની મૂર્તિ તો કેટકેટલા આતરિક વિજયને નજર સામે લાવી મૂકે! પ્રાણાયામની સિધ્ધિ દ્વારા યોગાચાર્ય કઈ પ્રાપ્તિ બતાવે છે! 'તત ક્ષીયતે પ્રકાશ આવરણમ્'– તેનાથી પ્રકાશ આડેનો, શુદ્ધજ્ઞાન આડેનો પડદો હટી જાય છે એમ પ્રાણાયમ દ્વારા ઈન્દ્રિયોના દોષો બળી જાય છે એમ મનુ ભગવાન કહે છે 'ઈન્દ્રિયાણા દહ્યતે દોષા પ્રાણસ્ય નિગ્રહાત્ –એ તો બરાબર હનુમાનના લકાદહન જેવુ થયુ શિવાલયમા હનુમાનની મૂર્તિના દર્શન કરીને આપણે મરુત અને મનની ગતિવિધિ પારખતા જઈએ

' ગણપતિની મૂર્તિ પ્રત્યાહાર માટે એટલી જ સુયુક્ત અને સૂચક છે ઈન્દ્રિયો બહિર્મુખ છે અને કોઈને કોઈ વિષયમા રાગ પામી કે દ્વેષ પામી તે *ચિત્તને ખેંચે છે કે ખરાબે ચડાવે છે પણ ચિત્ત* નિર્મલ અને એકાગ્ર હોય તો એ ઇન્દ્રિયોને જ વિવેકશક્તિથી પોતાને અનુસરતી બનાવી દે છે આ થયો પ્રત્યાહાર ગણોના અધિપતિ ગણપતિ દ્વારા આવી રીતે ઈન્દ્રિયગણનો વિજય સૂચવવામા આવ્યો છે 'તત પરમ વશ્યતેન્દ્રિયાણામ્'–પ્રત્યાહારની સિદ્ધિથી ઇન્દ્રિયોનો પરમ જય થાય છે ગણપતિના સ્વરૂપમાથી જે સૂક્ષ્મ બુદ્ધિ ને સબળતાની

[અનુ પૃ ૫૬૩

સમન્વયના સાધક, જીવનનિષ્ઠ આચાર્ય

# શ્રદ્ધેય આનંદયાત્રી કાકાસાહેબ કાલેલકર

ઉપેન્દ્ર છ. પંડયા

## નમન નત મસ્તકે કાકા !

વિકસવા વાટ જોતાં'તાં
કુમુદ સાહિત્ય કાસારે
પ્રકટ કીધી પુનિત રાકા
નમન નત મસ્તકે કાકા !

(૨)

પ્રયોજ્યા સાર્થ ચિંતનમાં
અભિનવ શબ્દ ઔચિત્યે
સમંજસ રસ સભર પાકા
નમન નત મસ્તકે કાકા !

(૩)

સરસ પટુ ભાવમય ભાષા
સહૃદયા વિશ્વ માનવની
લહરી યશવંત પતાકા
નમન નત મસ્તકે કાકા !

(૪)

સમાજે શિક્ષણે દેશે
વિવિધ આચાર સંસ્કારે
સમન્વયના કીધા હાકા
નમન નત મસ્તકે કાકા

(૫)

વતન કાજે ફના થાવા
ફકીરીને સ્વીકારી છે
ફિકરના કર્યા ફાકા
નમન નત મસ્તકે કાકા !

**સ્વ- કવિશ્રી ત્રિભુવનભાઇ વ્યાસ**

તાજેતરમાં ૯૬ વર્ષે આચાર્ય કાકાસાહેબ કાલેલકરનું અવસાન થતાં મહાન રાષ્ટ્રસેવક, સંસ્કૃતિ-ચિંતક, શિક્ષણકાર અને સાહિત્યકાર–એવું દીપ્તિમંત બહુમુખી વ્યક્તિત્વ ધરાવતા ધુરંધર સંસ્કારસ્વામીની સમગ્ર રાષ્ટ્રને ખોટ પડી છે. ગાંધીવાદી વિચારસરણી ધરાવતા કાકાસાહેબ જંગમ વિદ્યાપીઠ જેવા હતા. એ એવા વિરલ વિદ્યાપુરુષ અને સંસ્કારપુરુષ હતા, જેમના વ્યક્તિચૈતન્યમાં ભારતીય સંસ્કૃતિની ચેતનાનો પ્રાણવંત ધબકાર જોવા મળતો હતો એટલું જ નહિ, એમના જેવી વિભૂતિ દ્વારા સમગ્ર વિશ્વચૈતન્ય સાથેની સંવાદિતા અને સમરૂપતા પણ અનુભવાતી હતી. જેમની સ્વૈરકથા પણ શાસ્ત્ર જેવી બની જાય એવા અનેક-ભાષાવિદ્ રાષ્ટ્રપુરુષ એ હતા.

કાકાસાહેબ એમના જીવનના આરંભકાળમાં પ્રખર ક્રાન્તિવાદી માનસ ધરાવતા હતા. રાષ્ટ્રના સ્વાતંત્ર્ય માટે હિંસા જો અનિવાર્ય જ બને તો તેને કર્તવ્યભાવે આચરવાના મતના એ હતા. સદ્‌ભાગ્યે ગાંધીપ્રભાવ નીચે એ આવ્યા. ગાંધીજી એમને રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાંથી ગુજરાતમાં લાવ્યા અને એ ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા ત્યારથી સમગ્ર જીવન–પર્યંત શિક્ષણ, સમાજસેવા ને સાહિત્યક્ષેત્રે રાષ્ટ્રોદ્ધારની ભાવનાથી એમણે પોતાનું ઉત્તમોત્તમ જીવનવ્રતીની–મિશનરીની–લગનીથી રાષ્ટ્રને ચરણે સમર્પિત કર્યું.

જન્મે મહારાષ્ટ્રી હોવા છતાં ગુજરાતમાં આવીને એમણે ગુજરાતી ભાષા એવી તો આત્મસાત્ કરી અને એવી પ્રસન્નમધુર શૈલીમાં રાષ્ટ્રોત્થાનના ધ્યેયથી એ લખતા થયા કે મહાત્મા ગાંધીજીએ 'સવાઈ ગુજરાતી'નું જે બિરૂદ એમને આપ્યું તે સર્વથા સાર્થક ઠર્યું. ગુજરાતના ગણનાપાત્ર દશ

ગદ્યકારોમાં બ. ક. ઠાકોરે એટલે જ કાકાસાહેબનો સમાવેશ કર્યો છે. શ્રી. ઉમાશંકર જોશીએ એમના લલિતમનોહર કલ્પનોદ્દીપ્ત ગદ્યને યોગ્ય રીતે જ "કાકાસાહેબની કવિતા" કહીને ઓળખાવ્યું છે.

કાકાસાહેબ ગાંધીવાદી વિચારસરણી ધરાવતા હતા, પણ એના અંધ અનુયાયી કદી ન હતા. ગાંધીજીની સત્યસાધના ને ટાગોરની સૌંદર્યસાધના બન્નેનો સુયોગ્ય સમન્વય એમનામાં થએલો છે. બાળક જેવા નિર્દોષ હૃદયે, વિસ્મયવિમુગ્ધ ભાવે, પ્રકૃતિની સૌંદર્યલીલાનું, આનંદલીલાનું ગાન ગાતાં કાકાસાહેબ કદીયે થાકતા નથી. પ્રકૃતિદર્શનનો આનંદાનુભવ વ્યક્ત કરતાં કેવા જાતજાતના અલંકારો એમને હાથે-ના, હૈયે-ચઢી આવે છે! કાકાસાહેબે જીવનમાં આનંદનો ભારે મહિમા કર્યો છે પણ એ આનંદ ઉછાંછળો, ઉપરછલ્લો કે અસંયત નથી; સ્વયંસ્ફૂર્ત, શુચિસ્વરૂપ અને ઉદાત્તમંગલ છે. એ આનંદ આપણને જીવનવિમુખ બનાવતો નથી, ઊલટો જીવનપરાયણ બનાવે છે

એથી જ તમામ તત્ત્વચર્ચામાં કાકાસાહેબનું વલણ સ્થિરરૂપે હમેશાં જીવનપરાયણ, જીવનસ્પર્શી, જીવનલક્ષી રહ્યું છે. સાહિત્ય, સંગીતાદિ કલાઓનું ગૌરવ એ અવશ્ય કરે છે; પણ સઘળી કળાઓ-સાહિત્ય પણ-જીવનદેવતાનું પૂજનઅર્ચન કરીને જ કૃતાર્થ થાય એમ એ માને છે, એ જ એમને ઇષ્ટ છે. તેથી સાહિત્યને પણ જીવનવિકાસના અમૂલ્ય સાધન તરીકે જ એ સ્વીકારે છે અને સાધ્ય ન બનતાં એ સાધન જ રહે એમ હૃદયથી ઇચ્છે છે. કાકાસાહેબ કહે છે: "તુલસીદાસના મનમાં હનુમાન પ્રત્યે આદર હતો પણ એની નિષ્ઠા તો શ્રી રામચંદ્ર પ્રત્યે જ હતી તેવી રીતે હું માગું છું કે આપણી ઉપાસના જીવનની જ હોય." પુષ્પનું દૃષ્ટાંત આપીને કાકાસાહેબ કહે છે-પુષ્પ જ્યારે ખીલે છે ત્યારે કળીના રૂપમાં બધી પાંખડીઓ સાથે લઈને જન્મે છે; અને જ્યારે તે ખીલે છે ત્યારે તેની બધી પાંખડીઓ સામટી ખીલે છે. જીવન આ રીતે બધી બાજુથી ખીલતું રહે, એને લૂણો ન લાગે, એ જોવાનું કામ સાહિત્યકારનું છે. જીવનમાં સદાચારનો ને શુચિતાનો મહિમા કરનાર કાકાસાહેબ ઇચ્છે છે કે કળાકારનું પોતાનું જીવન અભદ્ર, અધઃપતિત ન હોય, તો જ તેની રચનામાં સાચું હૈવત આવે. માત્ર સાહિત્યના સેવનથી ઓપ આવે, પણ અંદરનું તેજ તો ન આવે એમ પણ એ માને છે. આવી દૃષ્ટિને લીધે જ એમણે કહ્યું છે: "મારા બધા રસો કેળવણી પ્રત્યેની જીવનનિષ્ઠાનો પરિપોષ કરવા માટે જ છે ગુજરાતી પ્રજા મને ભૂલે નહિ ત્યાં સુધી મને સાહિત્યકાર તરીકે ન ઓળખે પણ કેળવણીકાર તરીકે ઓળખે એવી મારી આંતરિક ઇચ્છા છે."

"જીવતા તહેવારો", 'લોકમાતા", 'ઓતરાતી દિવાલો", હિમાલયનો પ્રવાસ", 'સ્મરણયાત્રા", "જીવનભારતી", "જીવનનો આનંદ", 'જીવન-વિકાસ" જેવી અનેકાનેક કૃતિઓથી ગુજરાતી સાહિત્યને જેમણે સતત સમૃદ્ધ કર્યું છે, તે શબ્દના સાચા અર્થમાં આચાર્ય હતા. એમણે માત્ર શાસ્ત્રાર્થનું સમગ્રતાથી ચયન જ નથી કર્યું, પોતાના અને પ્રજાના જીવનમાં આચાર રૂપે એની સ્થાપના કરવાનો ઉજ્જ્વલ પુરુષાર્થ પણ કર્યો છે, જેમનું સમગ્ર જીવન યજ્ઞવેદીની જ્વલમાન અગ્નિશિખા જેવું પુનિત હતું, એવા રાષ્ટ્રોદ્ધારક આચાર્યને-અર્વાચીન ઋષિને-આપણી સૌની હૃદયવંદના હો!

※

સન્નિષ્ઠ અને સમર્થ અધ્યાપક તથા વિદ્વાન કવિ-વિવેચક

# સ્વ. શ્રી મનસુખલાલ ઝવેરી

કાકાસાહેબના અવસાનનો આઘાત હજી ...ા નથી ત્યાં જ તો સુપ્રસિદ્ધ કવિ-વિવેચક પ્રો. મનસુખલાલ ઝવેરીનું નિધન-એ બીજી દુઃખદ ઘટના છે.

# સંત રાબિયા

પિંગળશીભાઈ ગઢવી

સંત રાબિયાનું જીવન પણ સતી તોરલની જેમ અનેક પ્રકારની આકરી કસોટીમાંથી પસાર થઈ સોળવલા સુવર્ણની જેમ ઝળકી ઊઠે છે.

અંજારનો ભયંકર ડાકુ જેસલ જાડેજો સાસતીઆ પાસે સતી તોરલની માગણી કરે છે. એ જ પ્રમાણે અમદાવાદનો એક છેલબટાઉ નવાબજાદો ફકીરવેશે આવી રાબિયાના પાલવછેડાની માગણી કરે છે. રાબિયા વચને બંધાઈ ગઈ. કાંઈ પણ કચવાટ કર્યા સિવાય પ્રસન્ન ચિત્તથી સર્પ જેમ કાંચળી ઉતારીને ચાલી નીકળે એ જ રીતે પિતાજીની દોમ દોમ સાહ્યબીનો એ જ ક્ષણે ત્યાગ કરી એક ફટકતા ફકીર સાથે ત્રણ લૂગડાંભેર ચાલી નીકળે છે.

દેવતાનાં મન ડગી જાય એવી પિતાની જાહોજલાલીમાં આ નિર્મોહી રાબિયા લેશમાત્ર લોભાણી તો નહિ પણ જતી વખતે એમની સામે હેરીને જોયું પણ નહિ. આમને આમ ફકીરી દશામાં ભટકતા ફકીર સાથે ઘર ઘરના ટુકડા ખાઈ પ્રભુ-ભજન કરી જીવન ધન્ય બનાવી ગઈ.

આ સંત રાબિયા એટલે સુરતના સૂબા ખલીજખાનની એકની એક લાડકવાયી પુત્રી રાબિયાનો બાલ્યઉછેર બહુ જ લાડકોડમાં થયો છે. રાબિયા પાણી માગે ત્યાં દૂધ હાજર થાય. રાબિયા એક ચીજ માગે ત્યાં અનેક ચીજો હાજર થાય. રાબિયાને કોઈથી કદીયે નારાજ કરાય નહિ. એની ખિદમતમાં ચાર-પાંચ દાસીઓ ખડેપગે દિવસરાત હાજર રહેતી.

રાબિયા એક તો રાજનું છોરું. મનગમતાં સુખસગવડ મળતાં. વાતની વાતમાં ઉંમર પહોંચી આવી. શરીર ઉપર યુવાનીનાં પગરણ વરતાવા લાગ્યાં એટલે માતાપિતા ધામધૂમથી લગ્ન કરવાના કોડ સેવી રહ્યાં છે મનમાં ઉત્સાહ માતો નથી. ધીરે ધીરે તૈયારી ચાલી રહી છે. રાબિયાને આ વાતની જાણ પડતાં માતાપિતાને ચોકખું કહી દીધું કે મારી શાદી માટે આપને કોઈ ચિંતા કરવાની નથી. મેં તો ખુદાતાલાની બંદગી કરી, ગરીબગુરબાની સેવા કરી જીવન વ્યતીત કરવાનું નક્કી કર્યું છે. હું આ સંસારના માયાવી બંધનમાં પડવા માગતી નથી. દીકરીનો આવો આકરો સંકલ્પ સાંભળી માતાપિતા ચિંતામાં પડી ગયાં.

રાબિયા પાસે વ્યાવહારિક વાતો કરી ખૂબ ખૂબ સમજાવી પણ રાબિયા એકની બે થઈ નહિ. લીધી વાત મૂકી નહિ એટલે એ ચર્ચા જતી કરી, એને રાજી રાખવા પરમાર્થિક પ્રવૃત્તિમાં લગાડી લીધી. કોઈ ગરીબ-ગુરબાની સેવા કરે, એને ખેરાત આપે ને ઈશ્વરની બંદગી કરે.

સૂબેદાર ખલિજખાન દર ગુરુવારે ગરીબગુરબાંને ખૂબ ખેરાત આપી રાજી કરતો. ગુરુવારના દિવસે એમના મહેલ પાસે ભિખારીઓની એટલી બધી ભીડ જામતી કે ચાલવા મારગ મળતો નહિ. આ વખતે રાબિયા એના પિતાને મદદગાર બનતી. આમ ઘણો વખત ચલાવ્યા પછી ખલિજખાને આ ખેરાતનું તમામ કામકાજ રાબિયાને સોંપી દીધું. રાબિયા અનેક ક્ષુધાર્થીને ખાવા અનાજ, નિર્વસ્ત્રને પેરવા કપડાં અને દર્દીઓને દવા આપી અનેકના આશીર્વાદ લઈ પોતાનું જીવન ધન્ય બનાવતી.

એક વખતે કોઈ તહેવારને દિવસે ફકીરોને મોં માગી ખેરાત આપી, સૌને રાજી કરી હસતે મુખડે વિદાય આપી. એવામાં સૌથી છેલ્લે એક યુવાન ફકીર આવીને ઊભો રહ્યો ને ખેરાત માટે ડાબો હાથ લંબાવ્યો. રાબિયાનું આ હાથ ઉપર ધ્યાન ખેંચાયું ને આશ્ચર્યથી પૂછ્યું; 'સાંઈ મૌલા, આપ આમ ડાબો હાથ કેમ લંબાવો છો? જમણો હાથ ધરો, આપને

શું જોઈએ? જે જોઈએ તે ખુશીથી માંગો.'

ફકીર કહે : 'નવાબજાદી આપવુ હોય તે આ ડાબા હાથમાં આપી દે જમણા હાથમાં આપવું હોય તો હું જે માગીશ તે આપવુ પડશે મારું વ્રત છે કે હું જે માગુ તે આપે તો જ જમણો હાથ લંબાવુ છું અને તે આપવું કઠીન પણ એટલું જ છે. માટે જે ઈચ્છા હોય તે આ ડાબા હાથમાં આપી દે એટલે હું પણ બધાની સાથે ચાલતો થાઉં.'

ફકીરની આ વાત સાંભળતા રાબિયા એક નજરે જોઈ રહી, ને મનમાં થયું કે, આ કોઈ જુદી ખોપરીના માણસ લાગે છે. આમ વિચાર કરતી હતી ત્યાં તેના હાથમાં પહેરેલી વીંટી ઉપર રાબિયાની નજર પડી. વીંટીના ઝગમગાટ જોતા ઘણી કિંમતી લાગી એટલે થયું કે આ કોઈ ભટકતો ઘર ઘરના ટુકડા ભીખતો ફકીર નથી; કોઈ શ્રીમંત કુટુંબનો નબીરો છે. ગમે તે સંજોગવશાત્ આ દશામાં ફરતો હોય. આમ વિચારી રાબિયાએ કહ્યું : 'સાંઈ તમે માગશો તે આપીશ પણ જમણો હાથ લંબાવો.'

ફકીરકહે : 'નવાબજાદી, હઠ છોડી દે. જે આપવું હોય તે આ હાથમાં આપી દે. મારા જમણા હાથની શરત બહુ જ કઠીન છે. માગણી પૂરી ન થાય તો સમાજમાં હાંસી થશે.'

રાબિયા કહે : 'સાંઈ મૌલા, મારા વચન પર વિશ્વાસ રાખો. હું આપને નિરાશ નહિ કરું. સુરતના સૂબાને ઘરે શેનો કમીનો છે? આપની ઝોળી છલકાવી શકુ છું માટે એ ચિંતા છોડી પ્રસન્ન ચિત્તથી જે જોઈએ તે માગો. રાબિયાના આવો દૃઢ સંકલ્પ સાંભળી ફકીરે જમણો હાથ લંબાવતાં કહ્યુ કે 'નવાબજાદી, તું ખરેખર મને આપવા માગતી હોય તો હું તારા પાલવછેડાની ખેરાત માગુ છું.'

ફકીરની આ માગણીએ રાબિયાને ભાંગી નાખી. કલ્પના ન હતી કે આ ફકીર મારા શરીરની માગણી કરશે! એ વિચાર વમળમાં અટવાઈ. આખરે દારુણ આઘાતમાંથી રસ્તો કાઢયો ને કહ્યુ : 'સાંઈ મૌલા, હું વચને બંધાણી છુ. ખુશીથી આપની માગણી મુજબ હું આપવા તૈયાર છું' એમ કહી પોતાનો હાથ ફકીરને સોંપતાં કહ્યું કે, 'આજથી મારું સૌભાગ્ય આપને અર્પણ કરું છું. ચાલો હવે મારાથી આ રાજ-મહેલમાં ન રહેવાય' એમ કહી રાબિયા એ જ ઘડીએ અજાણ્યા ફકીર સાથે ચાલી નીકળી.

રાબિયાના આમ અચાનક પ્રયાણથી સૂબેદાર ખલિજખાન આકુળવ્યાકુળ થઈ ગયો. લાડકી રાબિ-યાનો વિયોગ કેમેય સહન થતો નથી. ચારે બાજુ અનેક માણસો દ્વારા તપાસ કરાવી પણ રાબિયાનો ક્યાય પત્તો મળતો નથી. ખલિજખાને રાબિયાને મેળવી આપનારને મોટામાં મોટું ઈનામ જાહેર કર્યું. માણસો ફરી ફરીને ધરતી ખૂંદી વળ્યાં પણ ક્યાંયથી સમાચાર મળ્યા નહિ. પુત્રીના વિયોગમાં ખલિજખાન દુઃખના દરિયામાં ડૂબી ગયો. એક દિવસ વખંભર થઈ પડયો છે. આ અસહ્ય વેદનામાં શરીર પણ સાવ ક્ષીણ બની ગયું ને ખલિજખાન ખાટલાવશ થઈ ગયો.

ફકીર નવાબજાદી અને રાબિયા ગામોગામ ફરતાં. ઘર ઘરના ટુકડા ખાતાં. દૂર દૂરના એક ગામના મુસાફરખાનામાં રાતવાસો રોકાયાં છે. રાતે વાળુ કરીને બંને જ્યાં બેઠાં છે એ વખતે ફકીરે રાબિયાના હૃદયની સ્થિરતા જોવા એક પ્રશ્ન કર્યો–

'નવાબજાદી! શાહી મહેલાતનો ત્યાગ કરી મારા જેવા ભટકતા ફકીર સાથે આમ રખડીરઝળીને જીવન પૂરું કરવામાં શો લાભ?' રાબિયાએ વળતો જવાબ આપતાં કહ્યું : 'આપ ફકીર હો કે અમીર હો પરંતુ આપ તો આશિક છો. મેં મારુ સૌભાગ્ય આપના ચરણમાં અર્પણ કર્યું છે એટલે આપ જ મારુ સર્વસ્વ છો જે સ્થિતિમાં આપ રહેશો એ સ્થિતિમાં રહેવા બંધાઈ છું મારા દિલમા એ માટે કશો હર્ષશોક નથી. વૈભવ માણવાનું લેશમાત્ર મમત્વ નથી. આપની સંગાથે ચાલી ત્યારથી ઝાંઝવાના જળ જેવી આ સંસારની વ્યર્થ માયાને ત્યાં જ મૂકી દીધી છે. કદી પણ એ યાદ આવી નથી અને

આવવાની પણ નથી. એ માટે આપ ચિંતા ન કરી મને જોઈતું હતું એવું જ મળી ગયું કહેતા રાબિયાએ ફકીરનો હાથ પોતાના હાથમાં લીધો ને આંગળીમાં પહેરેલ વીંટી નીરખીને જોઈ રહી.

રાબિયાને થયું કે આટલી બધી કિંમતી વીંટી એમની પાસે ક્યાંથી આવી હશે તે સમજવા પ્રશ્ન કર્યો કે, 'ખાવિંદ, ફકીરોનું વળી આવું અમીર જેવું વર્તન ! ફકીર થયા પછી આવો અમીરાતનો રંગ શોભે નહિ. આપની રહેણી કહી બતાવે છે કે આપ કોઈ અમીર કુટુંબનું ફરજંદ છો માટે આપનો પૂરો ઈતિહાસ કહો.'

ફકીરને પોતાની જાહોજલાલી તાજી થતાં આંખમાં આંસુની ધારો થઈ ને બાળકની જેમ ધ્રુસકા મૂકી રડી પડયો. થોડી વારે શાંત થઈ પોતાનો ઈતિહાસ રજૂ કરતાં કહ્યું :

'રાબિયા, અમદાવાદના એક અમીર કુટુંબમાં મારો જન્મ. અમો ચાર ભાઈઓ. એમાં હું સહુથી નાનો. અત્યંત લાડકોડમાં મારો ઉછેર થયો એટલે સ્વચ્છંદી બની ગયો. ખૂબ પૈસા ઉડાડયા. માતાપિતાની શિખામણ માની નહિ ને હું અધોગતિમાં હડસેલાઈ ગયો. સ્વાર્થી મિત્રમંડળ પાસે ચડી ગયું. સૌ સૌના સ્વાર્થના પાસા ફેંકવા લાગ્યા. ને મારું જીવન ફના થઈ ગયું. માતાપિતાએ મને રસ્તે દોરવા ખૂબ પ્રયત્ન કર્યા પણ મારી બુદ્ધિ ફરી ગઈ તેથી એકે વાત ગળે ઊતરી નહીં. એટલે ઊલટાના માતપિતાનું અપમાન કરી પાપના પોટલા બાંધ્યા. છેવટે મારા પિતાએ ગુસ્સે થઈ ચોકખું કહી દીધું કે જે પુત્ર મારી આજ્ઞાનું પાલન ન કરે એ મારો પુત્ર નથી ને મારી મિલકતમાં એનો કશો હક્ક હિસ્સો નથી. તને ઠીક પડે ત્યાં જઈ શકે છે. ચારે દિશાઓ તારે માટે ખુલ્લી છે.

આમ, પિતાની રજા મળતાં હું ઘરેથી રવાના થઈ ગયો. પણ જવું કયાં એ વિચાર સંતાપવા લાગ્યો. ઘરની બહાર નીકળેલ નથી. કોઈ દિશા સૂઝતી નથી. ભારે મૂંઝવણ થઈ. આવા અસહ્ય દુઃખને અંતે આ સંસારના વૈભવનો મોહ છોડવા ફકીરોનો સાથ લીધો. એક મસ્ત ફકીરનો સંગ થતાં મને ઓળખી લીધો અને પોતાની પાસે બેસાડી ખૂબ સમજાવ્યો. રજા લેતી વખતે આ માર્ગની એમણે સલાહ આપીને તું મને સાંપડીશ એ કથા ઓલિયે મને અગાઉથી કહી એટલે હું ત્યાં આવ્યો ને સુરતના સૂબેદારની રાબિયા મને પ્રાપ્ત થઈ.'

આટલી વાત કરતાં ફકીરનું હૃદય ભરાઈ ગયું.

રાબિયા કહે : 'ખાવિંદ, ગઈ ગુજરી ભૂલી જાવ. મેં તમને ફકીર વેશમાં પ્રાપ્ત કર્યા એટલે હવે આપણે આજીવન આમ ફકીરી હાલતમાં જ વિતાવવું.' રાબિયાનો આવો દૃઢ સંકલ્પ જાણી ફકીરનું મન શાંત થયું. વચનને ખાતર શાહી મહેલનો ત્યાગ કરી એક ફકીર સાથે ગામેગામની ખેરાત ખાઈ જીવન વીતાવવા લાગી.

એવામાં રાબિયાને એક પુત્રનો જન્મ થયો. પુત્રનું મોહક સ્વરૂપ જોઈ વાત્સલ્ય પ્રેમમાં ગરકાવ થઈ ગઈ. પુત્રની અને પતિની સેવામાં રાબિયા આનંદના દિવસો વીતાવે છે.

સૂબેદાર ખલિજખાનથી પુત્રી રાબિયાનો વિયોગ કેમેય સહન થાતો નથી. મનનો ઉદ્વેગ ઓછો કરવા ધર્મના કામમાં ધ્યાન આપ્યું. ગુરૂવારે ખેરાત આપવાનો નિયમ પોતે જ સંભાળી લીધો. આમ ને આમ આ વાતને પાંચેક વર્ષ વીતી ગયાં.

એવામાં એક દિવસ ખલિજખાન ખેરાત આપી રહ્યો છે. ચારે બાજુ ફકીરોની ભીડ જામી છે. એકેકને બોલાવી રાજી કરે છે. એ વખતે એક યુવાન ફકીર સાથે પોતાની રાબિયાને ફકીરીવેશમાં જોઈ કમરથી એક ફૂટડો બાળક તેડયો છે ને ખલિજખાન પાસે આવીને હાથ લંબાવે છે. હાથમાં પહેરેલ અંગૂઠી ઉપર ખલિજખાનનું ધ્યાન પડયું. આ કિંમતી અંગૂઠી રાબિયાની સાલગિરાના મંગલ પ્રસંગે ખલિજખાને પોતાના હાથે જ રાબિયાને પહેરાવેલ એટલે વીંટી જોઈને લાડલી પુત્રી રાબિયાને ઓળખી ગયો. આમ, ફકીરી દશામાં રાબિયાને જોતાં ખલિજખાનનું હૃદય

ભરાઈ ગયું

આસન ઉપરથી ઊભો થઈ, બેટી રાબિયા રાબિયા કરતો દોડીને રાબિયાને ભેટી પડયો ને ધ્રૂસકે ધ્રૂસકે રડતો કહેવા લાગ્યો 'બેટી રાબિયા, તુ આવી દશામા તારા ઉપર મારી તમામ મિલકત ઓળઘોળ કરવા તૈયાર છુ. તારે શુ જોઇએ છે? જે જોઈએ તે માગી લે બેટા, ખુશીથી માગી લે તારુ જીવન સુખી થાય એવુ માગી લે'

'પિતાજી હુ આપની પાસે ખેરાત માગુ છુ ફકીરને ખેરાત સિવાય બીજુ શુ માગવાનુ હોય?

'બેટા રાબિયા ખુશીથી માંગ એક વખત કહ્યુ છુ ને કે તારો પિતા તુ જે માગીશ તે આપવા તૈયાર છે

'અબ્બાજાન, હુ આપની બેટી છુ મને મારો હકકહિસ્સો આપવો જોઇએ એમ કહી રાબિયાએ હાથ લબાવ્યો એટલે ખલિજખાન કહે 'બેટી, જરા થોભીજા એમ કહી પોતે ત્યાથી સીધો રાજમહેલમા આવ્યો ને કિમતી ઝવેરાતનો થાળ ભરીને આવ્યો અને કહ્યુ 'બેટી રાબિયા, લે તારો હિસ્સો' આમ ઝવેરાતનો થાળ જોઇ રાબિયા ખુશ થઈ ગઈ ને નાચતી કુદતી પોતાના પિતાના સ્થાન ઉપર બેસી ગઈ થાળમાથી એક એક કિમતી ઝવેરાત લઈને ગરીબ – ગુરબાને આપવા મડી ખલિજખાન એક નજરે રાબિયાની ઉદારતા જોઈ રહ્યો પોતાની પુત્રીનો આવો ત્યાગ જોઈ આશ્ચર્ય પમી ગયો આમ, બધુ ઝવેરાત રાબિયાએ પોતાના હાથે ફકીરોને આપી દીધા પછી રાબિયા શાહીમહેલને ઓટલેથી ઊતરી પિતાના ચરણમા મસ્તક નમાવી પોતાના ખાવિદ સાથે રવાના થઈ ગઈ પુત્રીને આમ જતી જોઈ ખલિજખાન રાબિયા રાબિયા કરવા લાગ્યો પણ રાબિયાએ ફરીને પાછુ વાળી જોયુ નહિ ને પોતાના ખાવિદ સાથે ચાલી નીકળી

આમ રાબિયા એક અમીર કુટુબનું ફરજદ હોવા છતા ઘર ઘરની ખેરાતનો ટુકડો ખાઈ સાચા સતનું જીવન જીવી મુક્તિનો રાહ બતાવી ગઈ

ખાયા પિયા ખરચિયા, દિયા લિયા વહી સત્થ
જશવત ઘર પોઢાડિયા, માલ પરાયે હત્થ

## આવા હતા પ્રજાનક્ષા રાજકર્તા

શ્રી ઢેબરભાઈ સૌરાષ્ટ્ર રાજ્યના મુખ્યમત્રી એક વખત ભાલ પ્રદેશના પ્રવાસમા ગયા એ પ્રદેશમા નક્કી થયેલી મહેસુલ અગે લોકોને વાધો હતો એટલે કોઇ મહેસુલ ભરે નહી ફરી પ્રતવારી કરવાની એમની માગણી હતી

શ્રી ઢેબરભાઈએ આગેવાનોને મહેસુલ ભરી દેવા તાકીદ કરી ગામલોકોએ ફરી પ્રતવારી ન થાય ત્યા સુધી મહેસુલ ભરવાની અશક્તિ અને અનિચ્છા દર્શાવી

"મહેસુલ નહી ભરો તો સરકારના હાથ લાબા છે' શ્રી ઢેબરભાઈએ કઇક કડકાઈ વાપરી

'જુઓ સાહેબ! અહીથી મારુ ગામ ચારેક માઈલ દૂર છે તમારી સરકારના લાબા હાથ ત્યા સુધી કેમ પહોચે છે એ અમારે જોવુ છે એક ગામના પીઢ આગેવાને ઊભા થઈને સણસણતો જવાબ આપ્યો

'એટલે? જવાબ સાંભળી ઢેબર ભાઈ ચમકયા

એટલે એમ કે દેશી રજવાડુ હતુ ત્યારે એમની સામે લડવાનુ તમે જ અમને શીખવાડેલુ અમે હજી એ કળા ભૂલી નથી ગયા દેશી રજવાડા સામે લડતા આવડયુ તો તમારી શીખવાડેલી રીત જ તમારી સામે લડતા અમને નહી આવડે? પારખુ કરવુ રહેવા દ્યો તમારી સરકારના હાથ આ કચેરી બહાર નીકળવા નહી પામે આગેવાને મીઠુ મીઠુ હસતા, જવાબ આપ્યો ઢેબરભાઈએ ફરી પ્રતવારીનો હુકમ કરી, ગામના આગેવાનોના વાસા થાબડી હસતા હસતા વિદાય લીધી

# મોટિફ (ઘટનાબીજ !)

પ્રા. ડૉ. પ્રહ્‌લાદ ટી. પટેલ

## લોકકથાનો જન્મ અને મોટિફ :

આદિમાનવ સૌ પ્રથમ પ્રકૃતિના સંપર્કમાં આવ્યો ત્યારે તેની નજર સમક્ષ પ્રકૃતિનાં અનેક સ્વરૂપો હતાં. તેના પરિણામ સ્વરૂપે આદિમાનવના ચિત્તમાં અનેક પ્રકારની ભાવનાઓ જન્મી આ ભાવનાઓને અભિવ્યક્ત કરવા માનવ પ્રવૃત્ત થયો તેના ફલસ્વરૂપે આપણને પુરાકથા-Myth પ્રાપ્ત થઈ. ત્યારબાદ માનવ સમાજ બાંધીને રહેતો થયો ત્યારે તેનો જીવન વ્યવહાર નિયમબદ્ધ બન્યો. ત્યારથી માનવની કથાઓ સમાજકેન્દ્રી બની. આદિમાનવ ધર્મ નામની વસ્તુથી પરિચિત ન હતો છતાં કોઈ અજ્ઞાત ભયના કારણે અનેક દેવ-દેવીઓની પૂજા-ઉપાસના કરવા લાગ્યો. અને ક્રમશઃ તેણે સૂર્ય વાયુ, નદી વગેરે પ્રકૃતિતત્ત્વોનું માનવીકરણ કર્યું. તે સ્વર્ગ- નર્કની ભાવનામાં વિશ્વાસ કરવા લાગ્યો. આમ માનવીની ધાર્મિક ચેતનાનો વિકાસ થતાં ધર્મકથાઓ દૃષ્ટાંતકથાઓ બનવા લાગી.

આદિમાનવની શ્રદ્ધાને કારણે તેની લોકકથાઓમાં દેવ-દેવીઓ, રાક્ષસો વગેરેને સ્થાન મળ્યું. ત્યારબાદ માનવનો વિશ્વાસ એટલો પ્રબળ બન્યો કે અસ્પષ્ટ, કલ્પનાતીત વસ્તુઓ પણ સત્ય મનાવા લાગી. પરિણામે અપ્સરાઓ, પરીઓ, રાક્ષસો વગેરેએ તેની લોકકથાઓમાં સ્થાન જમાવ્યું. તેમના રીત-રિવાજોમાં મંતર-તંતર અને કામણ ટૂમણને સ્થાન મળ્યું. અહીં માનવના અંધવિશ્વાસે કામ કર્યું છે.

વિકાસ સાધવો એ માનવની વિશિષ્ટ પ્રવૃત્તિ છે. તે તમામ મુશ્કેલીઓને ભૌતિક અને માનસિક રૂપે જીતવા ઇચ્છે છે. આના પરિણામ સ્વરૂપે માનવનું કલ્પનાશીલ માનસ લોકકથામાં આવતા જાદુઈઓનું નિર્માણ કરતું જ રહે છે. માનવ જે કંઈ કરી શકવા અસમર્થ રહે છે ત્યાં કલ્પના દ્વારા તે પ્રાપ્ત કર્યાનો સંતોષ મેળવે છે. આમ જ્યાં સુધી આવી કલ્પનાઓનું માનવ માટે વિશેષ મહત્ત્વ રહેશે ત્યાં સુધી લોકકથાઓમાં જાદુ અને જાદુઈ વસ્તુઓનું અસ્તિત્વ રહેવાનું. માટે જ લોકકથાઓમાં શક્તિપૂજા, વીરપૂજાની કલ્પનામયી ઘટનાઓ દ્વારા નાયકના જીવનને મઢી લેવામાં આવે છે. ધાર્મિક કથાનાયકોને ઈશ્વરનો અવતાર બનાવવા તેમના જીવન સાથે વિવિધ આશ્ચર્યકારક ઘટનાઓ જોડી દેવામાં આવે છે. જ્યારે માનવ મુશ્કેલીઓ સામે હારી જાય છે ત્યારે વિવિધ કલ્પનામય અસંભાવ્ય ઘટનાયુક્ત લોકકથાઓને જન્મ આપે છે.

લોકકથાના કથા શબ્દમાં ભાષાની દૃષ્ટિએ કથ્ ધાતુનો અર્થ કહેવું એવો થાય છે. કથાકાર કોઈ વસ્તુ કે ભાવને પોતાની કથાનો વિષય બનાવી તેને પોતાની રીતે કહે છે. આથી આધુનિક લોકકથાવિદોએ લોકકથાના કથાનક અને તેના ભાવતત્ત્વ બન્નેને વધારે મહત્ત્વ આપ્યું છે. લોકકથાનું પરંપરાગત રૂપ તેના કથાનકમાં વધુ સુરક્ષિત રહ્યું છે લોકકથાની જે કોઈ વિશેષતાઓ છે તે મોટા ભાગે તેના કથાનકમાં જ વ્યક્ત થઈ છે. આથી લોકશાસ્ત્રીઓએ લોકકથામાં કથાનકને પોતાની ચર્ચાનો મુખ્ય વિષય બનાવી કથાની શૈલીને ગૌણ સ્થાન આપ્યું છે. લોકકથાઓમાં કથાની શૈલી બદલાતી રહે છે પણ તેનું કથાનક તો સ્થિર જ રહે છે. આમ કથાનું જે આ સ્થિરતત્ત્વ છે તે તેનો 'મોટિફ' છે.

## 'મોટિફ' નો પરિચય:

મોટિફ અંગે જેમનું વિશિષ્ટ પ્રદાન છે તેવા ડૉ. સ્ટિથ થૉમ્પ્સનના મતે મોટિફ કથાનું

લઘુતમ તત્ત્વ છે. મોટિફ એ એક અંશ છે, જેમાં Folklore ના કોઈ ભાગ Itemનું વિશ્લેષણ કરી શકાય. લોકચિત્રમાં આકૃતિના મોટિફ હોય છે તેમ લોકસંગીતમાં પણ મોટિફ મળે છે. પરંતુ લોકકથામાં તેનું સાંગોપાંગ અધ્યયન કરવામાં આવ્યું છે. તેમાં મોટિફ એ લોકકથાનું નિર્માણ તત્ત્વ છે. જે પરંપરામાં સ્થિર રહેવાની ક્ષમતા ધરાવે છે. આ પ્રકારની ક્ષમતા માટે તેમાં કંઈક અસાધારણપણું કે અપૂર્વતા હોવી જોઈએ. જેથી સર્વસાધારણ જનતા પણ તેને યાદ રાખી શકે. જેમ કે 'માતા' એ કથાનો મોટિફ નથી પણ ક્રૂરમાતા મોટિફ છે. કેમ કે તેમાં એક વિશેષતા છે. જીવનનું સામાન્ય કાર્ય મોટિફ નથી. જેમ કે "રાજા વસ્ત્રો પહેરી નગર બહાર ચાલી નીકળ્યો" તેમાં મોટિફ નથી પરંતુ એમ કહેવામાં આવે કે "રાજા અંધારપછેડો ઓઢી પવન પાવડી પર બેસી પરીઓના દેશમાં ચાલી નીકળ્યો" તો તેમાં ચાર મોટિફનો ઉપયોગ થયો ગણાય. ૧ અંધારપછેડો ૨. પવનપાવડી ૩. જાદુઈ યાત્રા ૪. દિવ્યલોક.

ભારતીય લોકકથાઓમાં શિયાળને લુચ્ચું નિરૂપ્યું છે તેમ ગધેડો મૂર્ખ રૂપે દેખાય છે. આ બંને તે પ્રકારની કથાઓના મોટિફ છે. કેટલાક મોટિફ તો પરંપરાથી લોકકથાઓમાં સતત વપરાતાં સરળ ભાવચિત્રો હોય છે. તેમાં અદ્દભૂત પ્રાણીઓ આવી શકે છે જેમ કે પરીઓ, જાદુગર, સુર્ય, દાનવ, ક્રૂર અપરમાતા, બોલતાં પશુપક્ષીઓ વગેરે. ડૉ. સત્યેન્દ્રના જણાવ્યા પ્રમાણે તો કોઈકવાર નાની કથા કે કોઈક આકર્ષક ઘટના પણ કલાતંતુ Motif હોઈ શકે છે.

ડૉ. સ્ટિથ થોમ્પસન મોટિફને ત્રણ વિભાગમાં વહેંચે છે :

૧ કર્તા કથાઓમાં દેવતા, અસાધારણ પશુ, આશ્ચર્યજનક પ્રાણી જેવા કે ચુડેલ, રાક્ષસ, અપ્સરા અને પરંપરિત માનવચરિત્ર જેમ કે સૌથી નાનું બાળક કે ક્રૂર અપરમા વગેરે.

૨. કેટલીક એવી વસ્તુઓ કે જે કથા વ્યાપારમાં કામ આવતી હોય. જેવી કે જાદુની વસ્તુઓ, અસાધારણ રિવાજ, અનોખી શ્રદ્ધાઓ વગેરે.

૩. બાકીની એવી કેટલીક ઘટનાઓ જેમાં બાકીના મોટિફ આવી જાય છે.

ઉપરોકત વર્ગીકરણથી જાણી શકાય છે કે મોટિફ કથાનકના બધા અંગોને પોતાનામાં સમાવિષ્ટ કરી લે છે. કથા ઘટના, ચરિત્ર અને કાર્યના સુમેળથી બને છે. અને મોટિફ ઘટનાના હોઇ શકે છે તેમજ ચરિત્ર અને કાર્યના પણ 'મોટિફ' હોઈ શકે. આમ 'મોટિફ' એ કથાનું લોકકલાત્મક રૂપ છે. માટે જેમ કથાનક વિના કથાનું અસ્તિત્વ સંભવી ન શકે તેમ પ્રત્યેક કથામાં એક કે વધારે મોટિફ વિના કથાનક ન સંભવી શકે.

## મોટિફના પર્યાયો :

ભારતીય ભાષાઓમાં મોટિફના પર્યાયરૂપ ઘટના કથાનકરૂઢિ, પ્રરૂઢિ, મૂળ અભિપ્રાય, પ્રયુકિત, આધારબીજ, અભિપ્રાય, મૂળભાવ, કથાનકનું મૂળલક્ષણ, પ્રયુકત રૂઢિ, જુકિત, કરામત, પ્રયોજન, રૂઢકથાંશ અને મોટિફ વગેરે અનેક શબ્દ પ્રયોગો જુદા જુદા વિદ્વાનો કરે છે. અંગ્રેજી શબ્દ કોશમાં 'મોટિફ' નો અર્થ 'કલાત્મક રચના પાછળનો મૂળ વિચાર, એવો મળે છે. જ્યારે હિન્દી ભાષામાં મોટિફ શબ્દનો અર્થ પ્રધાન અભિપ્રાય અથવા ભાવ કરવામાં આવે છે. તેથી ત્યાં 'મોટિફ'ના પર્યાય તરીકે 'અભિપ્રાય' શબ્દ પ્રયોજાય છે. ડૉ. દુર્ગાભાગવત એ માટે કલ્પનાબંધ પર્યાય આપે છે. ડૉ. સત્યેન્દ્ર 'કલાતંતુ' પર્યાય વાપરે છે. તો ડૉ સાવિત્રી સરીન 'અભિપ્રાય' ને રૂઢ કરવાના મતનાં છે.

ગુજરાતીમાં 'મોટિફ'ના પર્યાય તરીકે ડૉ હરિવલ્લભ ભાયાણી 'પ્રયુકિત' અને 'આધારબીજ' પ્રયોજે છે. શ્રી અનંતરાય રાવળ 'મોટિફ'નેજ રૂઢ કરવાના મતના છે. છતાં તેઓ 'વસ્તુવણ઼ે' જેવો પર્યાય પ્રયોજે છે. સ્વ. શ્રી મેઘાણીએ 'મોટિફ'ના પર્યાય તરીકે

'જૂક્તિ' અને 'કરામત' તેમજ 'કારગત' જેવા શબ્દો પ્રયોજયા છે. ડૉ. ભોગીલાલ સાંડેસરા તે માટે 'પ્રયોજન' શબ્દ સૂચવે છે.

## 'મોટિફ'ને ઘડનારાં પરિબળો :

આદિમાનવને ધર્મના કોઈ પરિચય વગર પણ સમજાતી કેટલીક હકીકતોને ચમત્કારિક ઘટનાઓ માની તદજન્ય ભયના કારણે તે અનેક દેવ-દેવીઓને પૂજતો થયો. આ ચમત્કારિક ઘટનાઓ તેમજ દેવ-દેવીઓમાં માનવીને જન્મેલ વિશ્વાસમાંથી લોકકથાના મોટિફનો જન્મ થયો છે. લોક જીવનમાં ઉદ્‌ભવતા સુખદુઃખ. ત્યાગ, ભક્તિ, શૌર્ય તેમજ ચમત્કારો વગેરે તત્ત્વોને આ લોક જાતિઓએ લોક-તત્ત્વનો પુટ આપી લોકકથામાં ગૂંથી લીધાં છે. આમ 'મોટિફ' ને ઘડનાર તત્ત્વો તરીકે લોકશ્રદ્ધા, લોકમાન્યતા અને લોક વિશ્વાસ ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. કોઈ સંક્રમણકાળમાં કે આવી પડેલ આપત્તિમાં માનવ જ્યારે હતાશ થઈ જાય છે ત્યારે વિવિધ - પ્રકારની કલ્પનામય અસંભાવ્ય ઘટનાયુક્ત લોકકથાઓને જન્મ આપે છે. આ કારણે પણ 'મોટિફ'નો જન્મ થયો છે. માનવજાતના પ્રાગૈતિહાસિક વિશ્વાસને કારણે લોકકથામાં દેવ-દેવીઓ રાક્ષસ અને માનવેતર પાત્રોના 'મોટિફ' પ્રવેશે છે. માનવની વિશ્વાસની આવૃત્તિ એટલી પ્રબળ હોય છે કે કલ્પનાતીત વસ્તુઓને પણ લોકો સત્ય માની લે છે. તેમાંથી જન્મતાં લોક સંસ્કૃતિનાં લોકતત્ત્વો લોકકથામાં 'મોટિફ'નું સ્થાન લે છે. આમ 'મોટિફ' લોકકથાનું પરંપરાગત લોકતત્ત્વ છે. મોટિફ દ્વારા પ્રાપ્ત થયેલ લોકકથાની સામગ્રીને કથારૂપ tale type સ્વરૂપ આપે છે. આમ 'મોટિફ' લોક કથાનો પ્રાણ છે. તેના આધારે લોકકથાની પ્રાચીનતા વ્યાપકતા અને ઉદ્‌ભવસ્થાનનું પગેરું શોધી શકાય છે. વળી લોક-સંસ્કૃતિનાં અગમ્ય રહસ્ય પ્રાપ્ત કરવામાં તેમજ લોકતત્ત્વનો પરિચય મેળવવામાં પણ 'મોટિફ' મહત્ત્વનો ભાગ ભજવી જાય છે. ડૉ. વાસુદેવશરણ અગ્રવાલના મતે મકાન માટે ઈંટ-ચૂનાનું જેટલું મહત્ત્વ છે તેટલું જ મહત્ત્વ લોક કથા માટે મોટિફનું છે. 'મોટિફ' દ્વારા સંસ્કૃતિનું પરંપરિત સ્વરૂપ સુરક્ષિત મળે છે.

## મોટિફ અને કથારૂપો :

તો હવે પ્રશ્ન એ થાય છે કે એક જ પ્રદેશની સમાન મોટિફ ધરાવતી લોકકથાનાં વિવિધ રૂપાંતરો કેમ મળે છે? આ માટે બે કારણો જવાબ દાર છે: ૧. લોકકથાની પરિવર્તનશીલ શૈલી અને ૨. સાંસ્કૃતિક વિભિન્નતા. મોટિફ એકજ પ્રકારના હોવા છતાં તેને જે રીતે રજૂ કરવામાં આવે છે તેના કારણે એક કથા બીજી કથાથી ભિન્ન રૂપની બને છે આ માટે કથાના કથકો વિશેષ જવાબદાર છે. શૈવ કથા સરિત્સાગરને જ્યાં ત્યાં શૈવ ધર્મનો રંગ આપવામાં આવ્યો છે. જ્યારે જાતકની બૌદ્ધકથાઓને બૌદ્ધ રંગ ચડાવ્યો છે. આમ કથાકથકના મુખે વિભિન્ન રૂપ ધારણ કરતી હોય છે. આ અંગે રૂસી વિદ્વાન સોલોકોવ કહે છે કે કથા અને કથકો વચ્ચે બહુ ઊંડો અને જૂનો સંબંધ છે. તેમાં કથકનું માનસિક સ્તર, તેની ભાવનાઓ ચરિત્ર વગેરે નોંધપાત્ર બને છે. કથકની માનસિક ભૂમિકાને અનુરૂપ કથા તેનું રૂપ ધારણ કરે છે. કથકનું માનસિક સ્તર દેશ અને સંસ્કૃતિ પર આધાર રાખે છે. કથક જે પ્રદેશનો રહેવાસી છે, જે સભ્યતા અને સંસ્કૃતિની પરંપરામાં ઊછર્યો છે તે બાબતો, તેના દ્વારા કહેવાતી કથામાં પ્રતિબિંબિત થશે. જેમકે તુર્કસ્તાનના લોકોને ભારતીયોની જેમ પરીકથાઓ અને પ્રેમકથાઓ વિશેષ પસંદ છે. ભારતમાં વ્રજની લોક કથાઓમાં વિનોદપ્રિયતા સર્વત્ર દેખાય છે તો રાજસ્થાની લોકકથાઓને શૌર્યનો રંગ ચડાવવામાં આવ્યો છે. લોકકથાને જો આ પ્રાદેશિક રંગ ન ચડાવવામાં આવે તો લોકકથાનો રસ માર્યો જાય છે. આ કારણે જ લોકકથાની શૈલી પરિવર્તનશીલ છે. જ્યારે 'મોટિફ' કથાનું પરંપરિત અને સ્થાયી તત્ત્વ છે. 'મોટિફ' દ્વારા લોકકથાની સામગ્રી રજૂ થાય છે અને શૈલી દ્વારા તેને એક રૂપ આપવામાં આવે છે.

## 'મોટિફ'ના અભ્યાસનો ઇતિહાસ :

'મોટિફ'નો અભ્યાસ સૌ પ્રથમ અમેરિકન વિદ્વાન બ્લુમફિલ્ડે કર્યો. તેની સાથોસાથ ડૉ. સ્ટિથ થોમ્પસને જગતભરની કથાઓના અભ્યાસ માટે મોટિફ પદ્ધતિનો આરંભ કર્યો. બ્લૂમફિલ્ડના ઘણા શિષ્યોમાંથી રુથ નોર્ટન, નાર્મન, બ્રાઉન વગેરેએ પણ અમેરિકાના ઓરિએન્ટલ સોસાયટી તેમજ ફિલોસોફીકલ સોસાયટીના જર્નલોમાં મોટિફનો ઐતિહાસિક અભ્યાસ રજૂ કર્યો. બ્લૂમફિલ્ડે પણ સંસ્કૃત ગ્રંથો અને અંગ્રેજીમાં પ્રકાશિત કથા સંગ્રહોના આધારે મોટિફનો ઐતિહાસિક અભ્યાસ કર્યો. આ બધા પ્રયત્નોમાં સૌથી મોટું પ્રદાન ડૉ. સ્ટિથ થોમ્પસનનું છે. તેમણે જગતભરની સંગૃહિત અને ઉપલબ્ધ કથાઓના મોટિફનો એક કોશ તૈયાર કર્યો. આયરલેન્ડ વગેરે દેશોમાં પણ આવા કોશ તૈયાર કરવામાં આવ્યા છે.

ભારતમાં મોટિફ પર સૌ પ્રથમ ધ્યાન ટેમ્પલ અને સ્ટીલના પુસ્તક 'વાઇડ અવેક સ્ટોરીજ'માં આપેલ નોટ્સના રૂપે શ્રી ટેમ્પલે ઈ. સ. ૧૮૮૪માં આપ્યું. ત્યાં તેમણે 'મોટિફ'ને 'ઘટના' એવું નામ આપ્યું છે. વાસ્તવમાં બધી જ ઘટનાઓ 'મોટિફ' નથી હોતી પણ બધા 'મોટિફ' ઘટના હોઈ શકે. તે પછી સ્વિનરટન વગેરે વિદ્વાનોએ પોતાના કથાસંગ્રહોની ભૂમિકામાં ઘણા એવા મોટિફ જેને 'ઘટના' પણ કહેવામાં આવતી, તેના પર પ્રકાશ ફેંક્યો છે. તે પછી પેંજરે 'ઓશન ઑફ સ્ટોરીજ'–૧૦ પુસ્તકોમાં ઘણા મોટિફનું ઐતિહાસિક વિવરણ બ્લૂમફિલ્ડની પદ્ધતિના આધારે આપ્યું છે તેમણે પણ 'મોટિફ' ને 'ઘટના' નામથી ઓળખાવેલ છે.

ડૉ. વેરિયર એલ્વિને "ફોક ટેલ્સ ઑફ ઉડિયા"; 'ફોક ટેલ્સ ઑફ મહા કોશલ"ની કથાઓમાં આવેલ 'મોટિફ'ના એક કોશ જેવું આપ્યું છે. અને ઘણા 'મોટિફ'નું વિવરણ પણ આપ્યું છે. 'મોટિફ' અંગેનું આ બધું કામ અંગ્રેજી ભાષામાં થયું છે. હિન્દીમાં ડૉ. સત્યેન્દ્રએ "બ્રજ લોકસાહિત્ય કે અધ્યયન" ગ્રંથના 'લોક કહાનિયાં' અધ્યાયમાં 'મોટિફનું' વિવરણ આપ્યું છે. આ કાર્યમાં ડૉ. સત્યેન્દ્ર એક જ એવા સર્વ પ્રથમ વિદ્વાન છે. જેમણે મોટિફના અધ્યયનમાં મૌલિક રીતે ધ્યાન આપ્યું છે. ડૉ. હજારીપ્રસાદ દ્વિવેદીજીએ હિન્દી કાવ્યના 'મોટિફ' પર પ્રકાશ પાડયો છે. ઉપરાંત 'મોટિફ'ની આંતરરાષ્ટ્રીય 'સ્ટિથ થોમ્પસન પદ્ધતિ' અપનાવીને ડૉ સાવિત્રી સરીને મહત્ત્વનું કામ કર્યું છે ગુજરાતીમાં મેં પણ સ્ટિથ થોમ્પસન પદ્ધતિ અનુસાર ઓખા મંડળની લોકકથાઓના 'મોટિફ' પર મારા પીએચ ડી થીસીસમાં કામ કર્યું છે. આમ છતાં આપણે ત્યાં 'મોટિફ'ની દિશામાં કોઈ વિશેષ કામ થયું નથી. જો કે બધી જ ભારતીય ભાષાઓના વિદ્વાનોનું ધ્યાન 'મોટિફ' તરફ ગયું છે. આશા રાખીએ કે નજીકના ભવિષ્યમાં આ અંગે જરૂર કોઈ કામ પ્રગટ થશે

*

પૃ. ૫૫૮થી ચાલુ]

વિજ્ઞાન હવે આ માર્ગે જઈ રહ્યું છે. થિયેસોફીમાં પણ કર્મનો મહિમા સ્વીકારાયેલ છે. વૃત્તિઓના જીવન વ્યાપારની આ રોગવૃત્તિ એટલી વિશાળ બની રહી છે કે જેમાં ઔષધોનું કોઈ જ મૂલ્ય નથી. આજનાં ઔષધોએ માનવીની સંવેદનાની લાગણીઓને મારી છે, અને પરિણામે આજનું રોગવિજ્ઞાન વધારે અને વધારે મૂંઝવતો પ્રશ્ન બની રહ્યું છે. આજની આ સ્થિતિ પેદા કરવામાં આહારે મહત્ત્વનો ફાળો આપ્યો છે. અને આથી જ માનવીમાત્રે પોતાના આહારનો વિચાર એ જીવનદૃષ્ટિથી કરવો જોઈએ કે જેમાં માનવીના પ્રેમ, અહિંસા અને સત્યના ગુણ-ધર્મનો વિકાસ થાય.

# બે યાદગાર સાંસ્કૃતિક સમારંભો

(અમારા વૃત્તાંત નિવેદક તરફથી)

મહામહિમોપાધ્યાય વિદ્યાવાચસ્પતિ પદ્મશ્રી વિભૂષિત શુદ્ધાદ્વૈતાલંકાર શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ ગુજરાતી ભાષા, સાહિત્ય, ઈતિહાસ અને સંસ્કૃતિના ક્ષેત્રે અનન્ય પ્રદાન કર્યું છે એ માટે શ્રી. કે. કા. શાસ્ત્રી અમૃત મહોત્સવ સમિતિ – પોરબંદર તરફથી રાજકોટમાં તા. ૧૯–૯–૮૧માં કોનોટ હોલમાં એમનું બહુમાન કરવાનો સમારંભ યોજાયેલો. આ સમારંભમાં રાજકોટની અગ્રગણ્ય સમાજસેવાની સંસ્થાઓ અને પોરબંદરના આગેવાન નાગરિકોએ મોટા પ્રમાણમાં ભાગ લીધેલો.

પ્રમુખસ્થાને પોરબંદરના ગોસ્વામી શ્રી ગોવિંદરાયજી હતા અને અતિથિ વિશેષ તરીકે ગુજરાત સરકારના શિક્ષણ અને ગૃહમંત્રી શ્રી. પ્રબોધ રાવળ હતા. જ્યારે સ્વાગત પોરબંદરના શ્રી. ધીરેન્દ્ર મહેતાએ કરેલું.

આ પ્રસંગે શ્રી. શાસ્ત્રીજીને રૂપિયા ૨૫ હજારની થેલી અને શ્રી. નરોત્તમ પલાણ તથા શ્રી. નાથાલાલ રૈયારેલાએ સંપાદન કરેલ ગ્વાલગ્રંથ અર્પણ કરવામાં આવેલ. રૂા. ૨૫ હજાર શ્રી. કે. કા. શાસ્ત્રીએ ઘેડ માધવપુરમાં સ્થપાનાર આરોગ્ય અને સંશોધન ભવન ટ્રસ્ટને ભેટ આપી દીધા.

શ્રી. શાસ્ત્રીજીને અર્પણ થયેલ 'ગ્વાલગ્રંથ' એની કોટિનો એક વિશિષ્ટ ગ્રંથ છે. એમાં ૭૫ વર્ષ દરમિયાન થયેલી ઈતિહાસ પ્રવૃત્તિની વિવિધ સંસ્થાઓ, વ્યક્તિઓ અને સામયિકો દ્વારા થયેલ કાર્યની નોંધો આપી છે. પુષ્ટિમાર્ગીય હવેલીઓમાં ગ્વાલ દર્શન થાય છે. ઠાકોરજીના ગ્વાલ સ્વરૂપને નાના પ્રકારનો નવનીત–મિસ્રીનો ભોગ ધરાય છે. શ્રી. શાસ્ત્રીજીના જીવનકાર્યના અભિનંદન – લેખોને બદલે એમના જીવનકાર્યમાંથી એક પ્રવૃત્તિનાં ૭૫ વર્ષમાં ગુજરાતમાં થયેલાં કાર્યનો આ ગ્રંથ અભિનંદનીય બન્યો છે.

એ જ રીતે વિવિધ વિદ્વાન વક્તાઓએ પણ શાસ્ત્રીજીની સાહિત્યિક, શૈક્ષણિક અને સાંસ્કૃતિક સેવાઓ ઉપરાંત એમનું નિરાભિમાનપણું, વિનય, વિવેક, મધુરભાષિતા, અજાતશત્રુતા, સાદાઈ અને વૈષ્ણવી ગુણોની નવનીત – મિસ્રીનો ગ્વાલભોગ ધરીને એમના જીવન અને કાર્યની અનન્યતા અને ધન્યતા નિરાડંબરી રીતે વ્યક્ત કરી શાસ્ત્રીજીનું બહુમાન કરેલ.

## સૌરાષ્ટ્ર ઇતિહાસ સંશોધન સભા

આઠમા વર્ષમાં પ્રવેશતી આ સંસ્થાનું ચોથું અધિવેશન રાજકોટમાં તા. ૨૦ અને ૨૧ એમ બે દિવસ માટે શ્રી. કંચનપ્રસાદ છાયાના પ્રમુખપદે ધર્મેન્દ્રસિંહજી કોલેજના મુખ્ય ખંડમાં મળેલું.

નંદવાણા બોર્ડિંગને બદલે ધર્મેન્દ્રસિંહજી કોલેજના મુખ્ય ખંડમાં સમારંભ સ્થળ ફેરવ્યું ત્યારે સૌરાષ્ટ્ર ઇતિહાસ સંશોધન સભાની સામે જે ભગીરથ કાર્ય પડેલું છે તેનાં સાક્ષાત દર્શન થયાં. મુખ્ય ખંડના મુખ્ય દ્વારની ચાવી મળતી ન હતી લાઈટ ચાલી ગયેલી. ખંડનું એકાદ દ્વાર ને બેક બારીઓ પરાણે ઉઘાડી શકાઈ. જાણે અંધકારમાં સંશોધન સભાએ પ્રકાશ પાથરવાનું જે મહાન કાર્ય ઉપાડયું છે તેની પ્રતીતિ થઇ. નહિ પ્રકાશ, નહિ પવન છતાં વિશાળ જનમેદનીએ ઉત્સાહભર્યો ભાગ અધિવેશનમાં લીધો અને અણથક રીતે આગળ વધ્યા

શ્રી કે. કા. શાસ્ત્રીએ દીપ પ્રગટાવીને અને શ્રી. નાથાલાલ રૈયારેલાએ ઉદ્‌ઘાટન કરીને સમારંભનો પ્રારંભ કર્યો. વિદ્વાન વક્તાઓએ ઈતિહાસના સંશોધનની ઉપયોગિતા, મહત્તા અને અનિવાર્યતા સમજાવી. પ્રમુખશ્રી કંચનપ્રસાદ છાયાએ પોતાનું વિદ્વતાભર્યું પ્રવચન કર્યું.

બપોર બાદ અને બીજા દિવસની બપોર સુધી ઘણા બધા ઇતિહાસના વિદ્વાનોએ સમારંભમાં અને નિબંધ ચર્ચામાં વિદ્વતાભર્યો ભાગ લીધો. સંસ્થાના પ્રાણ શંભુપ્રસાદભાઇનું જીવનકાર્ય આમ સફળતાપૂર્વક સૌરાષ્ટ્રના ઈતિહાસ સંશોધનનું કાર્ય પ્રગતિ અને વિકાસની કેડીએ વેગ પકડી રહ્યું છે.

****-****************************

'ઊર્મિનવરચના'ના ગ્રાહકોને અપૂર્વ લાભ

## રૂા. ૩૦નું પુસ્તક રૂા. ૧૬માં મળશે

ગુજરાતના ૩૦ શ્રેષ્ઠ લોકવાર્તાકારોની

૩૦ શ્રેષ્ઠ લોકવાર્તાઓનો અપૂર્વ રસથાળ

# લોકવાર્તાની રસલ્હાણ

ભાગ ૧ લો

જેની સૌ આતુર નયને રાહ જોઇ રહ્યા છે તે ગુજરાતની શ્રેષ્ઠ લોકવાર્તાઓનો ૩૨૦ પાનાંનો આ સંગ્રહ જાન્યુઆરીના પ્રથમ સપ્તાહમાં બહાર પડશે. આજના બજાર ભાવે જેની કિંમત રૂા. ૩૦ થાય, પણ ડિસેમ્બરની ૩૧મી તારીખ સુધીમાં એ સંગ્રહના આગવા ગ્રાહક થનાર 'ઊર્મિનવરચના'ના ગ્રાહકોને એ રૂા ૧૬માં મળશે.

એ માટે ઊર્મિનવરચનાના ગ્રાહકોએ પોતાના ગ્રાહક નંબર અને સરનામા સાથે રૂા ૧૬ મનીઓર્ડરથી મોકલવા રહેશે. કાર્યાલયે આવી લઇ જનારને રૂા. ૧૫માં આ સંગ્રહ મળશે, ૧૬ રૂપિયામાં બુકપોસ્ટથી મોકલાશે રજીસ્ટર્ડ બુકપોસ્ટથી મગાવનારે રૂા. ૧૮ મનીઓર્ડરથી મોકલવા. વી. પી. નહિ થાય.

વ્યવસ્થાપક : ઊર્મિનવરચના

ટેલીફોન નંબર – ૨૪૩૭૨

'ઊર્મિનવરચના' : કડિયા બોર્ડિંગ સામે, ૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ – ૩૬૦ ૦૦૧

************************

# લોકસાહિત્ય-પરિવાર શિબિર-સંમેલન : ચલાળા

જયમલ્લ પરમાર

ચલાળામાં દાના ભગતના સુપ્રસિદ્ધ અને પવિત્ર ધામમાં સપ્ટેમ્બર માસની તા. ૨૩ અને ૨૪ એમ બે દિવસ માટે શ્રી. રતુભાઈ અદાણીના પ્રમુખપદે લોકસાહિત્ય પરિવારની શિબિર અને મિલન અપૂર્વ ઉત્સાહ અને અસાધારણ લોકાદર સાથે મળી ગયાં.

દાના ભગતની જગ્યાની પ્રસિદ્ધિ તો હતી જ, પણ એમની ભક્તિ, સાધના અને કર્મયોગને વધુ પ્રસિદ્ધિ સ્વ. મેઘાણીભાઈએ આપી સોરઠી સંતો' નામના એમના પુસ્તક દ્વારા. એમાં પાંચાળનું ભક્ત મંડળ વિશેષ પ્રકાશમાં આવ્યું. સોરઠી સંતો એટલે લોકોના આરાધ્ય દેવો-લોકદેવતા લોકદેવો. સંતોનું સાહિત્ય એ લોકસાહિત્યનું સર્વોચ્ચ સાહિત્ય છે. અંતે તો બધા રસો શાંત રસમાં આવીને વીરમે છે. જીવનની બધી ઘટમાળ છેવટે ભક્તિમાં આવીને વીરમે છે.

## ભક્ત-પરંપરાનો પમરાટ

દાનબાપુની જગ્યામાં લોકસાહિત્ય પરિવારનાં શિબિર – મિલન એટલે એ લોકદેવને ચરણે લોકસાહિત્ય પરિવારની ભક્તિભીની અંજલિનો ધન્ય અવસર. દાનબાપુની જગ્યાના મહંત ભગત શ્રી વલકુબાપુ આ યુગમાં જવલ્લે જ મળે એવા પરમ ભગવદી પુરુષ છે. દાનબાપુની ભક્તિની સુવાસ લોકજીવનના વ્યાપક ક્ષેત્રો સુધી એમણે પહોંચાડી છે. યુવાન વયે આવી ભક્તિ – સાધનાની સુવાસથી જગ્યાનાં તેજ વધુ તપી રહ્યાં છે. એમનું જ્ઞાનમય જીવન ઘૃતદીપ જેવું શીળું, શાંત, સૌમ્ય અને ગૌરવશીલ છે. એમની પ્રાચીનતાનો પમરાટ અને નવાયુગની દૃષ્ટિના સુભગ સમન્વયભર્યા સૌજન્ય અને આદર આતિથ્યથી લોકજીવનનો પ્રવાહ દાનબાપુની જગ્યા તરફ વહેવા લાગ્યો છે.

## ચલાળાનો અચલ સંસ્કાર

ચલાળા પણ જૂના અને નવા યુગ વચ્ચે વિકાસ પામતું સંસ્કારી નગર છે. સુજનોનું આ નાનકડું નગર માનવભાવના લાગણીભર્યા આદર આતિથ્યના વારણાં લેતું હોય છે. લોકસાહિત્ય પરિવારના ૨૫ સભ્યોમાંથી પાંચ સભ્યો તો ચલાળાના જ છે. આમ તો અમરેલી જિલ્લો આખો લોકસાહિત્યનો ચાહક અને લોકસાહિત્યની સરવાણી વહાવતો પ્રદેશ છે એ કારણે પરિવારના ૩૩ ટકા સભ્યો અમરેલી જિલ્લાના છે. કવિ શ્રી. દુલાભાઈ કાગ, શ્રી. સુરગભાઈ વરૂ, શ્રી. નાજભાઈવાળા, શ્રી. કાનજીભાઈ લીલા અને શ્રી. મગનભાઇ ગોંડલિયા જેવા અડીખમ લોકસાહિત્યકારો અમરેલી જિલ્લાએ ગુમાવ્યા છે, પણ શ્રી. કાનજીભાઈ બારોટ, દ.શ્રી પુંજાવાળા, શ્રી. અમરદાસજી ખારાવાળા કવિ શ્રી. મેકરણભાઈ લીલા જેવા ધરખમ લોકસાહિત્યકારોથી અમરેલી જિલ્લાનો ટીંબો તપે છે, તો શ્રી નટુભાઈ જોષી અને મનસુખલાઇ ભટ્ટ જેવા નવયુવાનો પણ મેદાનમાં આગળ આવતા જાય છે.

આવું સંસ્કારવંતુ ચલાળા, લોકદેવતા દાનબાપુનું પવિત્રધામ, શ્રી. નાથાભાઇ ચંદારાણા જેવા પરિવારના સભ્ય અને જિલ્લાની જૂનવટના અગ્રણી રખેવાળ યજમાન હોય પછી પરિવારને હૃદયની રંગતના તોરા જ છૂટે ને ?

## પરિવારનો જન્મ ને ઉછેર

પરિવારની રચનાનો પ્રથમ વિચાર સૂઝ્યો શ્રી રતુભાઇ અદાણીને, ચલાળામાં પ્રથમ યજમાન શ્રી કાનજીભાઇને ત્યાં એનો જન્મ થયો, નાનીસાણથલીમાં દ. શ્રી. પુંજાવાળાને ત્યાં એનું પારણું ઝૂલ્યું, સ્વ. સુરગભાઈના નાગેશ્રી અને

મેઘાણીભાઈની શિશુભૂમિ ધારગણીમાં એનો યૌવન ઉછેર થયો, જ્યારે ચલાળા દાનબાપુની જગ્યામાં જ પરિવારનાં શિબિર – સંમેલનનું આયોજનનો આદર પણ શ્રી રતુભાઈએ જ કર્યો. કદાચ શ્રી રતુભાઈની ભણતર–ભૂમિ અને કર્મભૂમિ અમરેલી જિલ્લો રહ્યો હોવાનું પણ કારણ હોય. જો કે એમને માટે તો :

સબી ભૂમિ ગોપાલકી, વા મેં અટક કહાં !
જિસકે મનમેં અટક રહી, વોહી અટક રહા.

ધર્મ–સ્થાનકનો પણ પ્રભાવ હોય છે ને ? એટલે પરિવારની શિબિરનો પ્રારંભ સંપૂર્ણ વિચાર-ગાંભીર્ય સાથે થયો. શ્રી રતુભાઈના અધ્યક્ષસ્થાને એની ત્રણ બેઠકો થઈ. તા. ૨૩ મીની રાતના, તા. ૨૪ મીની સવારના ૯ થી ૧૨–૩૦ સુધી અને નમતી બપોરના ૩-૩૦થી સાંજના ૭ વાગ્યા સુધી.

## લોકશિક્ષણ ને સ્વયંશિસ્ત

પરિવારની રચના, કાર્ય, વિકાસ અને ભાવિ આયોજનના પ્રશ્નો પ્રથમ ચર્ચાયા. પરિવારના સભ્યો પોતાના કાર્યક્રમોની રજૂઆત તો મનોરંજિત રીતે કરે જ છે પણ એનો ઉદ્દેશ લોકશિક્ષણનો રહેવો જોઈએ, એ ભૂમિકાના સ્વીકાર સાથે ચર્ચા – વિચારણા આગળ વધી.

લોકસાહિત્ય પરિવાર એ કોઈ બંધારણીય સ્વરૂપની સંસ્થા નથી, એટલે તો એની શિસ્તબદ્ધતા દૃષ્ટાંતરૂપ બનવી જોઈએ. અને એવો એનો સ્વયં-આગ્રહ રખાવો જોઈએ. પરિવારમાં પરિવારિક લાગણી હોય, પણ એમાં શિથિલતા ન હોય, આમ દૃઢપણે પરિવારના આયોજન અને કાર્યને વળગી રહી શકે તેજ પરિવારમાં રહી શકે એવી સૌની સ્પષ્ટ સમજણ સાથે પરિવારનું કામ આગળ વધ્યું.

## શિક્ષણ અને સ્વાધ્યાય

શિક્ષણ અને સ્વાધ્યાય એ એનો ત્રીજો પ્રશ્ન હતો. પોતાના ઘડતર સાથે જ સમાજનું ઘડતર થઈ શકે,' એ માટે સ્વાધ્યાય અનિવાર્ય છે. 'કારણ કે મેળવ્યા સિવાય કાંઈ આપી શકાતું' નથી. જ્યાં ત્યાંથી થોડુંક મળી જાય એનું સંકલન કરીને લોકોને રીઝવી દેવાની ડાયરાની એક રમત ચાલી છે. એને બદલે અધ્યયન માટેની સુવિધાઓ ઊભી કરવી. 'જે કાંઈ મિલનના કાર્યક્રમમાં રજૂ થાય તેના ઉપર જ્ઞાનગોષ્ટિ 'કરવી અને ખુલ્લા દિલે એનો વિચાર વિમર્શ કરવો.

ચોથો પ્રશ્ન આવ્યો એક નવી હરોળનો. પરિવારના સભ્ય બનવા ઘણા બધા નવજુવાન મિત્રો આગ્રહ રાખે છે. આમાં લોકગાયકો અને લોકવાર્તાકથકો, લોકસાહિત્યના લેખકો અને લોક-સાહિત્યના ચાહકોનો પણ સમાવેશ થાય છે.

## પરિવારની નવી હરોળ

આનાં બે–ચાર કારણો છે. એક તો 'પરિવારના સભ્ય બનવામાં સ્વાભાવિક રીતે જ પોતાનું માન સમજે છે. બીજો પ્રતિષ્ઠાનો પણ પ્રશ્ન છે. એમ માનવામાં આવે છે કે પરિવારના સભ્ય બનવાથી લોકપ્રતિષ્ઠા–લોકચાહના–લોકપ્રસિદ્ધિ મળે છે. ત્રીજું નવયુવાન લોકસાહિત્યકારોને પણ પરિવારના મંચ ઉપર પોતાની શક્તિનો પરિચય આપવાની સ્વાભાવિક ઈચ્છા થાય અને એમાં આગળ વધવાનું વિશાળ ક્ષેત્ર 'મળી રહે.

## નવી હરોળનાં આવશ્યક અંગો

આ નવી ભરતીમાં ઘણા બધા પ્રશ્નો સમાયેલા છે. પહેલું તો એ કે રજૂઆતની' થોડી કે વધુ આવડત હોય પણ લોકગીતોના તળપદા 'સ્વર, શબ્દ, ભાવ, રસ, ઢાળ, ઢંગ કાંતો એનામાં હોવા જોઈએ અને કાંતો એ શીખવાની તત્પરતા હોવી જોઈએ. એ જ રીતે વાર્તા કથનમાં કલાત્મકતા, સત્વશીલતા લાઘવતા, સુચારુતા ને સમાજલક્ષિતા હોવી જોઈએ. લોકસાહિત્યને તદ્દન ' જૂનવાણી દૃષ્ટિએ જ જોનારા કે એવો આગ્રહ રાખનારામાં આધુનિક યુગદૃષ્ટિની ખામી' હોય ત્યાં તેનો સ્વીકાર કરીને આગળ 'વધવાની પ્રગતિશીલતા' હોવી જોઈએ. આટલી તૈયારી

[અનુ. પૃ. અ–૫૪૪

# ખાનપાનના વિધિનિષેધો

બાલકૃષ્ણ વૈદ્ય

જીવવા માટે આહાર અનિવાર્ય છે. ખાધા પીધા વગર કોઈ માણસ લાંબું જીવી શકતો નથી. ચરક મુનિ કહે છે કે "અન્નપાન– રૂપી બળતણથી અંદરનો અગ્નિ ટકી રહે છે અને મનને પ્રબળ કરે છે. વિધિપૂર્વક સેવવાથી તે શરીરની ધાતુઓનો સંઘાત કરે છે અને બલ, વર્ણ અને ઈન્દ્રીઓની પ્રસન્નતા કરે છે. બલ, આરોગ્ય, આયુષ્ય અને પ્રાણ અગ્નિ ઉપર આધાર રાખે છે, અને અગ્નિ અન્નપાન ઉપર આધાર રાખે છે."

આહારનો મહિમા તો આપણે સૌ જાણીએ છીએ અને ઘડીએ ઘડીએ અનુભવીએ છીએ. પણ ચરક મુનિ કહે છે તેમ 'વિધિપૂર્વક સેવન' એ ઉપર બહુ ઓછું ધ્યાન આપીએ છીએ.

આયુર્વેદે તો ખાનપાનને યજ્ઞ સાથે સરખાવેલ છે. "જઠરાગ્નિમાં હિતકારી અન્નપાનરૂપી સમિધનો હોમ સ્વસ્થચિત્તવાળા પુરૂષે માત્રા અને કાળનો વિચાર કરીને કરવો." આ બતાવે છે કે આયુર્વેદે અન્નપાન સેવન કરવાના વિધિને કેટલી ઝીણવટથી વિચાર્યો હશે અને આયુર્વેદ આપણા દેશ માં લગભગ શાસ્ત્રની પોથીઓમાં જ નથી રહ્યો પણ ડૉ. પંડિત કહે છે તેમ લોકોના જીવનમાં અને સંસ્કારમાં વણાઈ ગયો છે. ખાનપાનની અનેક વસ્તુઓ આ જગતમાં છે. બધી વસ્તુઓના ગુણ–દોષનું શાસ્ત્ર 'નિઘંટુ' રૂપે આપણી પાસે પડેલું છે. એટલું જ નહિ કઈ વસ્તુ કેમ ખાવી, કેટલી ખાવી ક્યારે ખાવી, શાની સાથે ખવાય અને શાની સાથે ન ખવાય એવી વિગતો સહિતનું એનું જ્ઞાન આપણા લોકોમાં પરંપરાથી ચાલ્યું આવે છે અને અનુભવથી એમાં ઉમેરો થતો આવે છે. આપણી પાસે હજારો વર્ષોના આ અનુભવનો કિંમતી વારસો પડેલો છે.

પરંતુ આધુનિક વિજ્ઞાને રાસાયણિક પૃથક્કરણના પાયા પર રચેલું આહારશાસ્ત્ર હવે કેળવાયેલા સમાજ પાસે આવતાં જૂના જ્ઞાન અને અનુભવનો મહિમા ઘટયો છે. એટલું જ નહિ એની સ્પષ્ટ અવગણના થવા લાગી છે. ખાનપાનમાં મોટો સ્વૈરાચાર ચાલી રહ્યો છે અને એના પરિણામે કેટલાક રોગોનું પ્રમાણ અસાધારણ રીતે વધી રહ્યું છે.

કેળવાયેલા વર્ગમાં એક પ્રબલ માન્યતા છે કે સત્ય એક જ છે અને વિજ્ઞાન સત્યને રજુ કરે છે, માટે વિજ્ઞાનને અનુસરવું. પણ વિજ્ઞાન હજી આરંભ કાળમાં છે એ ભૂલવું નહિ જોઈએ. પદાર્થના સંશોધનમાં વિજ્ઞાન સૌથી આગળ ગયું છે પણ નવાઈની વાત એ છે કે પદાર્થના આખરી સ્વરૂપ અંગે બે મત પ્રવર્તે છે, અને એ બન્ને મતને કેટલાક કોયડાઓ સમજવા માટે સાચા ગણીને ઉપયોગમાં લેવામાં આવે છે. સેંદ્રિય પદાથના સંશોધનમાં વિજ્ઞાન હજી પાછળ છે અને જીવંત વ્યક્તિઓ વિષેના સંશોધનમાં તો હજી સાવ શરૂઆત જ થઈ છે. જો કે જેટલું સંશોધન થયું છે તે પણ પરિણામની દૃષ્ટિએ ઘણું છે, પરંતુ જીવંત શરીરના ઉપયોગ માટે એની મર્યાદા આપણે ભૂલવી નહિ જોઈએ અને આપણને વારસામાં મળેલા જ્ઞાનને અને અનુભવને અવગણવા નહિ જોઈએ.

આયુર્વેદે આહાર વિજ્ઞાનને જડ પદાર્થના વિજ્ઞાન તરીકે નથી જોયું પણ જીવંત વ્યક્તિ પર ખાનપાનની વસ્તુઓ જે અસર કરે છે એનું સંશોધન કર્યું છે. આજે વિજ્ઞાનની મર્યાદા સમજતાં કેટલાક વૈજ્ઞાનિકોએ પણ સંશોધનની જૂની રીતો છોડીને આવી અસરોનું સંશોધન કરવા માંડયું છે.

ખાનપાનની વસ્તુઓ શરીરના સંપર્કમાં જીભ દ્વારા આવે છે એટલે પહેલાં ખાટા મીઠા વગેરે છ રસો અને શરીર પર થતી એની અસરો નોંધી છે. ત્યાર પછી પંચ મહાભૂતના સિદ્ધાંત અનુસાર કયા દ્રવ્યમાં કયું ભૂત તત્ત્વ પ્રાધાન્ય ભોગવે છે એનું સંશોધન કરીને દ્રવ્યના ગુણોનું સંશોધન કરવામાં આવ્યું છે.

એ ગુણોમાં જે ગુણ સૌથી વધારે ઉત્કૃષ્ટ હોય તેના ઉપરથી એ દ્રવ્યનું વીર્ય નક્કી કરવામાં આવ્યું છે. દ્રવ્ય પેટમાં ગયા પછી જઠર રસ વગેરેની તેના ઉપર જે અસર થાય છે એના અનુભવો એકઠા કરીને દ્રવ્યનો 'વિપાક' નક્કી કરવામાં આવ્યો છે. અને આ બધા ઉપરાંત દ્રવ્યની કોઈ વિશિષ્ઠ શક્તિ જેનાં કાર્ય કારણ સમજી શકાતાં ન હોય છતાં શરીર પર ચોક્કસ પ્રકારની અસર કરતી હોય તેને 'પ્રભાવ' નામ આપીને તેનું સંશોધન કરવામાં આવ્યું છે. આમ રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવ—આ પાંચેય રીતથી દ્રવ્યનું સંશોધન કરીને એના આહાર તરીકેના ગુણાવગુણ નક્કી કરવામાં આવ્યા છે. દ્રવ્ય-ગુણ વિજ્ઞાનનો આ સિદ્ધાંત દરેક વૈદ્યે શીખવો પડે જ છે.

આહારનો વિચાર કરતી વખતે ફક્ત આહાર દ્રવ્યોનો જ વિચાર કરવાનો છે એવું નથી. આહાર લેનારની સ્થિતિ-સંજોગો અને બીજી ઘણી બાબતોનો વિચાર કરવાનો નિર્દેશ આયુર્વેદે કર્યો છે.

સૌથી પહેલું દેશ અંગે વિચાર કરવો જોઈએ. ભેજવાળા કે દરિયા કાંઠાના અથવા ઠંડા દેશમાં જે ખાનપાન ઈષ્ટ હોય તે ગરમ દેશમાં નુકસાન કરે છે. એવું જ ઋતુનું છે. શિખંડ ગરમ ઋતુમાં છૂટથી ખાઈ શકાય પણ શિયાળામાં ખવાય તો તરત માંદગી આવે. ખાનારનો જઠરાગ્નિ પણ જોવો પડે છે. જે વસ્તુ જે લોકોને સદી ગઈ હોય એ એને નડતી નથી, પણ બીજા એનું અનુકરણ કરવા જાય તો હેરાન થઈ જાય. વાયુ વગેરેની પ્રકૃતિ પણ જોવી જોઈએ. શરદીની પ્રકૃતિવાળો માણસ ઠંડી વસ્તુઓનું સેવન બહુ કરે તો અવશ્ય બિમાર પડે છે. નાજુક કોઠાવાળા ને ભારે ખોરાક, અને ભારે કોઠાવાળાને હલકો ખોરાક પણ અનુકૂળ આવતો નથી. આહારના સંજોગો પણ જોવા જોઈએ થાકેલા માણસ ને વાયડો ખોરાક અપાય, એકદમ તડકેથી આવનારને ઠંડું પીણું અપાય અથવા ઠંડા રૂમમાંથી બહાર આવીને તરત જ તડકામાં બેસાય તો મુશ્કેલી ઊભી થાય છે, એવી જ રીતે ક્રમનું . રાખવું જોઈએ. ઝાડા કે પેશાબની હાજત લાગી હોય છતાં એ રોકીને જમવા બેસાય અથવા ભૂખ લાગ્યા વિના જમવા બેસાય તો એ ખોરાક પચતો નથી. ડુક્કરનું માંસ ખાઈને ઉપર ગરમ પદાર્થનું સેવન કરવું ન જોઈએ છતાં એમ કરનારને લોહીના ઝાડા થયેલા એ મેં જોયું છે. ઘી પીધા પછી અથવા ખજુર ખાધા પછી ઠંડું પાણી પીવાથી પેટમાં ભાર રહ્યાના દાખલાઓ આપણે સૌએ જોયા હોય છે. આ પરિહાર અને ઉપચારનું ધ્યાન પણ રાખવું પડે છે. કેવા અગ્નિથી ખોરાક પકાવ્યો છે એમાં પણ પાચન અને શરીર પરની અસરમાં ફેર પડી જાય છે. ચુલાની રસોઈ, લાકડાના કોલસાની રસોઈ, પથ્થરીઆ કોલસાની રસોઈ અને ઇલેકટ્રીક સગડીની રસોઈના સ્વાદમાં પડતો તફાવત આપણા અનુભવની વાત છે. રુચિ-અરુચિની પણ મોટી અસર થાય છે. ઉતરી ગયેલો, બગડી ગયેલો કે જેમાં પૂરો રસ આવ્યો નથી એવો કાચો ખોરાક નડે જ છે. ખોરાક ઉપર મનની સ્થિતિ અને આજુ-બાજુના વાતાવરણની પણ મોટી અસર પડે છે, એના તરફ આયુર્વેદે ખાસ ધ્યાન ખેંચ્યું છે.

ઉપર કહેલી બાબતોને ખ્યાલમાં રાખ્યા વિના લેવાયેલું અન્નપાન વિરુદ્ધ-અન્નપાન ગણાય છે. પણ વધારે સ્પષ્ટપણે ખ્યાલમાં રાખવા જેવા અન્નપાન એ ગણાય છે જે વીર્ય વિરુદ્ધ છે. એટલે કે જેના ઉત્કૃષ્ટ ગુણો એકબીજાની વિરુદ્ધ જાય છે. શીતવીર્ય અને ઉષ્ણવીર્ય દ્રવ્યોને એકઠાં ખાવાં નહિ જોઈએ. એને માટે આયુર્વેદના દરેક ગ્રંથોએ લાંબી યાદી તૈયાર કરી આપી છે.

આ વિરુદ્ધતા કેટલીક વાર સંયોગથી થાય છે. જેમ કે મૂળા, લસણ, સરગવો, ડુંગળી એની સાથે દૂધ ખાવું નહિ જોઈએ. કારણ કે એ વસ્તુઓ ઉષ્ણ-વીર્ય છે, જ્યારે દૂધ શીતવીર્ય છે છતાં એકઠાં ખાવામાં આવે તો એથી લોહીવિકાર થાય છે.

કેટલીક વખત સંયોગથી સમાનતાગુણ ખેંચાય છે. પરિણામે ઠંડી વસ્તુ વધારે ઠંડી થાય છે, અથવા ગરમ વસ્તુ વધારે ગરમ થાય છે અને રોગ કરે છે. જેમ કે તલ, ગોળ, અડદ, મૂળા, કોંટા ફૂટેલા અનાજ વગેરે બધા અભિષ્યંદી હોવાથી શરીરમાં રસો વહેવાના

માર્ગો રૂંધાઈ જાય છે અને આમ વિષ ઉત્પન્ન થઈને અનેક રોગો ઉત્પન્ન કરે છે.

કોઇ પણ ખાટા દ્રવ્યો દૂધથી વિરૂદ્ધ છે. કેમકે ખાટી વસ્તુઓ પિત્ત કરે છે. અને દૂધના પાચનને વિકૃત કરે છે. જો કે યુરોપમાં દૂધ સાથે ખાટાં ફળોનો રસ મેળવીને છુટથી લેવાય છે. પરંતુ પિત્તની વિદગ્ધતા જેટલી આપણા ગરમ દેશોમાં થાય છે એટલી ત્યાંનાં ઠંડાં દેશોમાં નથી થતી. વળી ટેવ પણ મોટો ભાગ ભજવે છે. જેમ દક્ષિણ ભારતના લોકો આંબલી જેટલી છુટથી લઇ શકે છે એટલી છુટથી આપણે લઇ શકતા નથી. દૂધ સાથે ખટાશ લેવાથી આમવાત (રૂમેટીઝમ) અથવા વિદગ્ધાજીર્ણ (એસીડીટી) ના રોગો થવા પામે છે. વાયુવાળા માણસને જેમ દૂધ ફાવતું નથી અને ગડબડાટ કરેછે તેમ કાંગ, મઠ, કળથી, અડદ, વાલ, વગેરે વાયુકારક વસ્તુઓ સાથે દૂધ લેવાથી પણ વાયુના વિકારો થાય છે.

મધ હંમેશા ગરમ વસ્તુઓ સાથે મેળ ખાઈ શકતું નથી. કારણ કે મધ પોતે જ સ્હેજ ગરમ અને રૂક્ષ છે. એટલે ગરમ ખોરાક ઉપર મધ ખાવામાં આવે, અથવા મધ કોઈ ગરમ-પ્રવાહી કે પાણી સાથે મેળવવામાં આવે તો ઝેર જેવું નીવડે છે. ૪૦ ડીગ્રી ફેરનહીટથી વધારે ગરમી મધ ખમી શકતું નથી.

કેટલીક વસ્તુઓ એવી છે જે એકઠી કરવામાં એનું પ્રમાણ જાળવવામાં ન આવે તો નુકસાન કરે છે. ખાસ કરીને મધ અને ઘી સરખે ભાગે લેવાથી એની અસર ઝેર જેવી થાય છે. બન્ને ઓછાવત્તા પ્રમાણમાં લેવામાં આવે તો એ જ વસ્તુઓ હિતકર નિવડે છે.

માંસાહારીઓ માટે તો એક એક પશુ પક્ષીના માંસ આહારના માટે વિધિનિષેધો આયુર્વેદે બતાવ્યા છે. વિરૂદ્ધ ગુણવાળાં દ્રવ્યો જેમ એક બીજાના ગુણથી વિરૂદ્ધ ન જોઈએ એ રીતે દેહના ધાતુઓથી પણ વિરૂદ્ધ ન હોવાં જોઈએ, નહિતર શરીરને નુકસાન કરે છે.

વિરૂદ્ધાહારથી જે રોગો થાય છે તે સામાન્ય નથી હોતા. ચરક મુનિએ એ રોગોને 'નિંદિત' શબ્દથી ઓળખાવ્યા છે, એટલે કે જે રોગ લઈને બહાર નીકળતાં માણસને શરમાવું પડે છે. જેમ કે લોહી વિકાર, કોઢ, જલોદર, નપુંસકતા, રતવા, ઉન્માદ, પાંડુ, સોજા, ખરજ, ભગંદર, મૂર્છા, પેટના રોગો અને સંતાન વિકૃતિ વગેરે રોગો થાય છે.

આટલા માટે જ આયુર્વેદે પથ્યનો મહિમા વર્ણવ્યો છે અને શીખવ્યો છે.

સમાજમાં કેટલીક વ્યક્તિઓ આ નિયમોનું ઉલ્લંઘન કરતી હોય છે, છતાં રોગ થયા હોતા નથી, એનો આધાર આપીને ઘણા આ નિષેધોને ગમતમાં ઉડાડવા પ્રયાસ કરે છે, પણ એ અપવાદો આગળ કરીને જોનારાઓએ આ નિયમનો ભંગ કરવાથી જેઓને રોગ થયા છે એ મોટી સંખ્યાને જોવી જોઈએ.

જગતમાં જેમ દરેક નિયમોને અપવાદ હોય છે એમ આ નિયમોમાં પણ અપવાદ છે જ. આયુર્વેદ કહે છે કે જેઓ પ્રદીપ્ત જઠરાગ્નિવાળા છે, નિત્ય શ્રમ કરનારા છે અને કઠણ ખોરાક ખાનારા છે તેઓને બહુ બાધ નથી આવતો. પરંતુ જેઓ અલ્પ બળ વાળા છે, કોમળ છે, સુખાળવા છે તેઓએ બરાબર ધ્યાન રાખવું જોઇએ. જો કે ઉપર કહ્યા તેવા માણસોને પણ પ્રતિકૂળ ઋતુમાં અને શરીરમાં નબળાઈ આવે છે ત્યારે પૂરી હેરાનગતી ભોગવવી પડે છે.

અન્નપાન એ પ્રાણ છે એમ સમજીને તેનો વિવેકપૂર્વક અને ઉપર કહ્યા તે વિધિનિષેધો સમજીને તેનો ઉપયોગ કરવો જોઇએ.

પૃ. ૫૪૨થી ચાલુ]

આંખો મીંચી ગયો. થોડી વારે આંખમાં ઝળઝળિયાં લાવી કહ્યું : 'જાવ, તમારો દીકરો તમને મળી જશે' અને બાવો ધ્યાનસ્થ થઈ ગયો.

બન્ને બાઈઓ ગિરનારની એ સાંકડી કેડી ઊતરતી 'તી. પાછળ દિવસ ગિરનારની ટૂક પરથી ઉપર આવી રહ્યો 'તો. બાવાના ધૂણીના તિખારા પર રાખ ઠરી 'તી.

(તે બાઈનો દીકરો પછી મળી ગયો 'તો. હાલ તેના દીકરાનો દીકરો હયાત છે. વાત સત્યઘટના છે પણ નામ ઠામ બદલાવીને આપેલ છે. - લેખક)

# ગોરી બાંહડિયું કાળાં ત્રાજવાં

દાદુદાન પ્ર. ગઢવી

ગિરનારની ઘાટી વનરાઈની વચ્ચે એક બાવો ધૂણીની સામે બેઠો છે. રાતનો ગજ્જર ભાંગી ગયો છે છતાં તે હજી નિદ્રાધીન થયો નથી. વારેવારે ઓલવાઈ જતી ધુણીમાં તે લાકડાને સંકોરીને અગ્નિને પ્રજ્વલિત કરતો રહે છે. ધૂણીમાંથી ઉડતાં તણખા અને આભનાં ચાંદરણાંનાં તેજ સામસામાં ટકરાય છે. ક્યારેક ક્યારેક સાવજની ગર્જના અને બાવાના અલખ નિરંજનના નાદ પણ સામા ભટકાય છે. આ બાવાનો એક હાથ ગૌમુખીમાં છે. આંખો ધૂણીમાંથી નીકળતા ધુંવાડા સામે મંડાયેલી છે. ગોળ વર્તુળે ઊંચા ચડતા વાંકાચૂંકા ઈ ધુંવાડાની સેરમાંથી એક આકૃતિ કંડારાય છે અને બાવાની સામે ખડી થાય છે. આંખ આગળ ભૂતકાળ ડોળા ફાડીને જાણે ઊભો થાય છે.

નામ એનું રાસંગ. જાતનો કારડીયો રજપૂત. કાણજડી ગામના ભાયા પટેલનો ઈ દીકરો. ૫૦૦ વીઘા સોરઠની ફળદ્રૂપ જમીન અને બીજી જાયદાદનો એકનો એક વારસદાર. ઘરના લાડકોડમાં ઉછરેલો. વળી, બાપની નાતમાં વારસાગત પટલાઈ. રૂપ પણ ભગવાને હરખીને દીધેલું. સફેદ જગન્નાથી સુરવાળની માથે પાસાબંધી કેડિયું અને પગમાં ઊંચી એડીની ફુદડિયુ વાળી મોજડીમાં ચરડ ચરડ થાતા મુંછુંને વળ દેતો બજારમાં નીકળતો ત્યાં ગરીબ ગુરબાં અને વસવાયાંના અનાયાસે હાથ ઊંચા થઈ જાતાં. મકાનુની બારિયુંમાંથી કો'કની આંખ્યું ટગ પણ માંડી રે'તી. પ્રાચીન મેળામાં ફાળિયું ફેરવતો ત્યારે એની સામે બથ લેવાની કોઈની હિંમત ન ચાલતી. ત્રણ ત્રણ રાત્યું સુધી મંડળીમાં ટપ્પા લેતો તોય થાકતો નઈ એવા મજબૂત બાંધાનો ઈ રજપૂત.

એક દી ભાઈબંધની જાનમાં ઈ માનસેખડા ગામે ગયો. રાંગમાં રોઝા ઘોડાને રમાડતો ઈ પાદરે પૂગ્યો. ખેસથી લુગડાંની ધૂળ ખંખેરી ઊભો રહ્યો. વાણંદે પાણીનો કળશિયો આપ્યો. હાથમાં ધોઈ ખોખારો ખાય છે ત્યાં વરરાજાને જોવા આવેલાંની નજર વરને બદલે રાસંગ પર ચોંટી રહે છે.

બાયુંના ટોળામાંથી રાસંગ પર મંડાયેલી કેટલીક આંખ્યુંમાંથી એક મારકણી આંખે રાસંગને વીંધી નાખ્યો. જાનનાં સામૈયાં કરે ઈ પહેલાં ઈ રોઝા ઘોડાને એક ફળીમાં બાંધવા ગયો ત્યાં તો ઈ જ મારકણી આંખે રાસગને આરકાર્યો. 'આવો ..' ટૂંકો આવકાર આપ્યો. ઈ લથબથતા યૌવને રોઝાને ખીલે બાંધતા રાસંગની નજરને ખેંચી લાલ ટીબકીવાળી કાળી જીમી ને માથે લાલ ગલાલિયામાં વાલીનું સવળોટું શરીર વસંતના વન જેવું ખલવલી રહ્યું'તું. ઘોડાનો તંગ છોડી, સામાન ઉતારી, ઓસરીની કોરે મૂકી તે ઊભો રહ્યો ત્યાં તો ગાજવાં ત્રોફેલા ગોરા ગોરા હાથે કળશિયો ભરીને વાલી તેની સામે ઊભી રઈ. " લ્યો, પાણી પીશો ?" રાસંગને પાણી નો'તું પીવું છતાં તે આખો કળશિયો ગટગટાવી ગયો. પગના કરડા ચાપડાથી માથા સુધી વાલીને નીરખતાં ધીરે ધીરે રાસગની નજર વાલીના મુખ સામે થીજી ગઈ.

હંસ ગેદ પર ચડયો, કટિ પર સિંહ બીરજ્જે
સિહ સગર શિર ધર્યો, તાપે દો ગિરિવર ગજ્જે;
ગિરિવર પર એક કમલ, કમલ બીચ કોયલ બોલે,
કોયલ પર એક કીર, તા પર મૃગ હી ડોલે.
મૃગ શશી પર શિર ધર્યો, તે સદા શ્યામલ રહે;
કવિ ગંગ કહે, સુનો ઠાકરાં હંસ ભાર કિતનો સહે.

હંસ અને હાથણી જેવી ચાલ, સિંહણની કેડય જેવી પાતળી કેડય, સાગર જેવું પેટ, ગિરિવર જેવાં બે ઉર, કમળની દાંડી જેવી ગ્રીવા, કોયલના જેવો અવાજ, પોપટની ચાંચ જેવું નાક, મૃગનાં લોચન જેવી આંખો અને સદાય શ્યામ રહે તેવા કાળા સર્પ જેવા વાળ. આવી વાલીને નીરખી. વાલીની લાંબી લાંબી પાંપણો આંખો પર ઢળી ગઈ. રાસંગે પૂછ્યું : 'આ કોનું ઘર ?' 'રામભાઈ ડોડીયાનું.' એમ જ ઢળેલી

પાંપણે વાલીએ જવાબ આપ્યો:

'રામભાઈ ઘરે નથી ?'

"ઈ તો આજ લગન છે ને ત્યાં સવારના ગયા છે. આવોને ? બેસોને ?" વાલીએ ઓસરીમાં ઢાળેલ ખાટલા સામે હાથથી ઈશારો કર્યો.

રાસંગના શરીર સોંસરી એક ઝર્ણઝણાટી નીકળી ગઈ. ઓસરીની માથોડુંક ગેરને એક ઠેકડે ઉતરતાં રાસંગે કહ્યું : 'હું પછી આવીશ.'

તે માંડવે ચાલ્યો ગયો. જાનની સાથે મન વગરનું જમીને તે માંડવા પડખે તેના માટે ખાસ ઢાળી રાખેલા ઢોલિયા પર આવીને બેઠો. પાંચસાત માંડવિયા અને પાંચસાત જાનૈયા તેને ઘેરી વળ્યા. સહુ રાસંગની સાથે બેસવામાં પોતાનો મોભો ગણતા.

'સ્વસ્તીના ઈન્દ્રો વૃધ સવાહા:' ના બ્રહ્મવાક્યે વરઘોડિયાં સપ્તપદી ફરે છે. માંડવા વચ્ચે ગામની બાયું લગન ગીતના ઝકોળ બોલાવે છે. તેમાં એક શરણાઈ જેવો સાદ નોખો તરી આવે છે. ફેરા ફરતા ભાઈબંધના સ્થાને રાસંગ જાણે પોતે પરણતો હોય તેવો ભાસ થાય છે. પાછળ એ જ ત્રાજવાં ત્રોફેલા હાથે જાણે વાલી સાળુ–ચુંદડી ઝાલી પાછળ ફરી રહી છે. 'કાં રાસંગભા ઊંઘ આવે છે?' એક જાનૈયાએ રાસંગને તંદ્રામાંથી જગાડ્યો. 'હા' કહી તે ઊભો થયો. ઉતારામાં આવીને તે સૂઈ ગયો પણ નીંદર ન આવી ગોરા ગોરા ત્રાજવાવાળા હાથ અને ઘાંટીલું મુખ તેની સામેથી સવાર સુધી ખસ્યું નહિ.

જાન ઊઘલવા ટાણે ફરી એ જ ફળિયામાં તે ઘોડાને લેવા ગયો ત્યારે ખાટલા પર ગાદલું અને રજાઈ પાથરી તેની વાટ જોતો રામો તેને લેવા સામે આવ્યો. રામરામ કરી કહ્યું : 'હું માંડવે કામકાજમાં રોકાઈ રહ્યો. અને તમે ઘરેથી ચા પાણી પીધા વન્યા વયા ગ્યા. બેસો લ્યો.' રામે રાસંગનું બાવડું ઝાલી બેસાડ્યો, પણ 'મારે મોડું થાશે, જાન વઈ જાશે.' કહી રાસંગે ખોટી ઉતાવળ દેખાડી.

'અરે આ તમારા રોઝાને જાનને આંબતાં કેટલી વાર લાગે ? આમ આંબી લ્યો.' રામે ચપટી વગાડી અને રસોડામાં હાંકલ દીધી : 'એ વાલી બેટા, જટ ચા બનાવીને લાવ્ય.' રામે રાસંગના કાન પાસે મોં લાવીને વાત કરી : 'રાસંગભા, તમે રયા નાતનાં પટેલના દીકરા, તમને વાત કરી હોય તો મારી દીકરી વાલીને ક્યાંક સારું ઠેકાણું મળે. મારી દીકરીનાં સાસરિયાં કજાડાં નીકળ્યાં. પરણાવીને વરસ દિ યે ન થયું ત્યાં છૂટું કરાવવું પડ્યું. હવે તમે ક્યાંક સારું ઠેકાણું ગોતીને મને કે'જો," ત્યાં વાલી ચાનો કળશિયો લઈને આવી. ઈ જ ગોરા હાથે રકાબીમાં ચા ભર્યો. રાસંગની નજર ઈ બાંહડિયુંમાં જાણે ત્રાજવાં ભેળી ત્રોફાઈ ગઈ. રામાને ચા આપીને વાલી કાંબીકડલાં ઠણકાવતી રસોડામાં ચાલી ગઈ. રાસંગે એક ઊંડો શ્વાસ ભરી રામાને કહ્યું : 'ભલે, રામભાઈ, સારું ઠેકાણું ગોતી તમને જણાવીશ.' કહી તે ઊભો થયો. રામે સામાન માંડી ઘોડાની સરક હાથમાં આપી કહ્યું 'ગરીબ માણસ છું, ધ્યાન રાખજે ભાઈ.'

રાસંગ ઘોડા પર ઝબ દઈ ચડી ગયો. ઘોડો ઊપડ્યો...બખડ બખડ બખડ. રસોડાની જાળીમાંથી બે આંખ્યું જોતી રહી અને રાસંગનો રોઝો ધૂળના ગોટામાં ગોટવાઈ ગયો.

પછી તો રાસંગના ઘોડાના ડાબલાએ માનસેખડા ગામને રસ્તે કેડા પાડી દીધા: "સારું ઘર ગોતું છું" એવું રામાને સમજાવતો રહ્યો. થાતાં થાતાં વરસ વીતી ગયું. તેવામાં રાસંગ ઘરભંગ થયો. પત્ની નિઃસંતાન ગુજરી ગઈ, ને રાસંગનો રસ્તો સાફ થઈ ગયો. એક દી માણસ સાથે રાસંગનો સંદેશો આવ્યો. ખુદ રાસંગનું જ માગું લઈને. રામાની અચરજનો પાર ન રહ્યો. જો'તું 'તું એવું મળી ગયું. વળી, ગામમાં ચણભણ ચણભણ વાતું થાતી'તી તેના પર પણ પડદો પડી જાશે એમ માની રામે હા ભણી દીધી.

કારડિયાણીના નાકે વેડલી શોભે તેમ આથમણા આભે બીજ ઝૂલી રહી'તી એવે ટાણે વાલીને લઈને ગાડું કાણુજડીના પાદરમાં આવીને છૂટ્યું. (ઘરઘેણાની વવારુને અંધારું થયે ગામમાં લવાય છે.) અંધારે વાલી રાસંગના ઘરનો ઉંબરો ચડી ત્યાં તો ઓરડામાં અજવાળાં પથરાઈ ગયાં. વાલીના રૂપેરંગે રાસંગના ભર્યાભાદર્યા ઘરમાં ઓર વધારો કર્યો. ગામની બાયું

વાલીનાં વખાણ કરતી કરતી ઘરે ગયું અને રાસંગના ઓરડાના આગળિયા વસાણા. સામસામે કાંઠે તરફડતાં સારસ પંખી એક માળામાં ભેળાં થયાં. વાલીના હાથ-પગના એક એક ત્રાજવડાની ગણતરીએ રાસંગના દિવસો વીતવા લાગ્યા. દિવસ ક્યારે ઊગે છે ને ક્યારે આથમે છે તેની ખબર ન રહેતી.

ગામના એક નિર્દોષ જુવાનનો રાસંગના ઘરે આવરો-જાવરો થાતો. જુવાન રાસંગથી રંગેરૂપે જરાય ઊતરતો નો'તો પણ આખ્યુંમાંથી જરાક જુદો પડતો. રાસંગની આંખ્યુંમાં કમનાઈ ભરી'તી ત્યારે આ જુવાનની આંખ્યુંમાં ગંગાજી જેવી પવિત્રતા દેખાતી. પણ ઈ પવિત્રતામાં રાસંગે કાંઈક બીજા જ ભાવ જોયા. એના શકાશીલ મનમાં કાંઈક ખટકવા લાગ્યું અને એક રાતે મોડે સુધી તે જુવાનને વાતે વળ-ગાડીને તેનું કાસળ કાઢી નાખ્યું. ગામમાં થોડા દિવસ હોહા થઈ પણ રાસંગની બીકે કોઈ આગળ જઈ શક્યું નહિ પારેવડા જેવી નાની બાળ કારડિયાણી થોડા દિવસ ફફડીને બેસી રહી. વાલી પણ રાસંગના આ ઘાતકી કામથી હેબતાઈ ગઈ. પહેલા જેવો મીઠો છણકો કરવોય તેણે મૂકી દીધો. રાસંગની હાએ હા અને નાએ ના કરવા લાગી રિસામણા અને મના-મણાના મીઠા પ્રસંગો ભયના વાતાવરણમાં જાણે કેદ થઈ ગયા. વાલી અને રાસંગ વચ્ચે ફક્ત કામ પૂરતો જ બોલા ચાલો રહ્યો. હસીખુશી જાણે એક નિર્દોષ જુવાનનાં પોપચાં ભેળી બિડાઈ ગઈ. આનંદપ્રમોદ કરાવનારા તેના ભાઈબંધો રાસંગથી ધીરે ધીરે દૂર ખસતા ગયા. રાસંગના હૈયે એય ધીરે ધીરે કાળાશ પકડવા માંડી. મુખડાનું નૂર ઝાંખું પડવા મંડયું આતમ અંદરથી પાપની છડી પોકારતો હથોડા મારવા લાગ્યો. રાસંગથી એ બધું સહન ન થયું અને એક દી મેઘલી રાત્યે તે હાલી નીકળ્યો. એક નાના દીકરાને અને વાલીને મૂકીને. એણે સીધી ગિરનારની વાટ પકડી. આસન વાળી બેસી ગયો. પશ્ચાતાપની આગમાં શરીરને શેકી નાખ્યું. જપતપ કરી કરીને કાયાને નિચોવી નાખી, કામણગારી આખ્યું અને રાતી રાણ્ય જેવા દેહ પર તેણે વે'લુ બુઢાપણ લાવી દીધું.

ગિરનારના સાધુ સંતોનો તે માનીતો બન્યો એટલી તેણે ભક્તિ મૂઠી કરી લીધી. સંસારથી બળ્યા ઝળ્યા મનુષ્યનો તે ગુરુદ્વારો બન્યો. અનેક શિષ્યોને તેણે જ્ઞાન આપી મુક્તિનો માર્ગ ચીંધ્યો. થઈ થાવી અને થાશેની સિદ્ધિ પ્રાપ્ત કરી. એની એ સઘળી સાધનાએ કંઈક દુખિયાનાં દુઃખ ઓછાં કર્યાં. કંઈક રડતાંને હસાવ્યાં. ચાળીસ વર્ષની કઠોર તપસ્યાએ એનામાં ફરી તપનાં તેજ પ્રગટયાં 'તાં પણ આજ ઈ ચાળીસ વર્ષની તપસ્યા માથે પગ દઈને એનો ભૂતકાળ ડોળા ફાડી સામે ઊભો થયો 'તો. બાવો જટા જંજેડી રાખ ભેળો ભૂતકાળને ખંખેરવા માથાં ધૂણાવે છે પણ ભૂતકાળ ખંખેરાતો નથી સ્મૃતિના પટ પર તે લીલો કુંજાર થઈને પાછો ઊગી નીકળે છે. સવાર પડયું ત્યાં સુધી બાવે જપ જપે રાખ્યા તોય એની આંખો આગળથી ભૂતકાળ ખસ્યો નહિ. એક જબરો નાદ તેણે શ્વાસોચ્છવાસમાં ઘૂંટયો હઉ...મ

આંખો ચોળી તે ઊભો થયો ત્યાં સામેથી શિષ્ય આવતો દેખાણો. તેની પાછળ બે કાળા ઓળા પણ આવત ભાળ્યા. થોડી વારમાં શિષ્ય અને બે વૃદ્ધ સ્ત્રીઓ તેના સામે આવીને ઊભાં રહ્યાં. જૂનાગઢ-માંથી ગાંજો અને બીજી ચીજવસ્તુનું પોટલું નીચે મૂકી અને શિષ્યે બાવાને કહ્યું : 'ગુરુજી, આ બન્ને સ્ત્રીઓ જૂનાગઢના સ્ટેશનમાં બેઠી બેઠી રડતી 'તી. મેં પૂછયું : 'શું દુઃખ છે, માતાઓ !' તેમાંથી આ જરા નાની બાઈએ કહ્યુ : 'બાપુ, અમારો એકનો એક દીકરો આજ પાંચ પાંચ વર્ષથી વયો ગયો છે. ક્યાંય પત્તો મળતો નથી' બીજીએ કહ્યું : 'હા અમારી આંધળાંની લાકડી ખોવાણી છે. દયા કરો.' મેં કહ્યું : 'હું તો કાંઈ જાણતો નથી મારા ગુરુ સમર્થ છે. તેની પાસે હાલો અને તે અહીંયા આપની પાસે આવિયું છે. વચ્ચે મોટી દેખાતી બાઈએ કહ્યું 'મારો ધણી આ બાઈના ધણીનું ખૂન કરીને વયો ગયો પછી અમારી બંનેની વચ્ચે ઈ એક જ દીકરો છે. મારે એક દીકરો હતો તે બે વર્ષનો થઈને ગુજરી ગયો,' બાઈ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.

બાવો ફરી એક વાર જટાને જંજેડીને

[અનુ પૃ. ૫૩૯

# પહેલું પગલું

ધીરેન ગાંધી

સુખી કુટુંબનો નબીરો છું. સુંદર મઝાનાં બે બાળકો છે. બાબો અને બેબી. નમણી રૂપઝરતી વહાલસોઈ પત્ની. રહેવાને માટે આધુનિક ઢબનો બંગલો. પિતાશ્રી સારી એવી મૂડી મૂકી ગયા છે તેથી પગને ધૂળ નથી અડી.

હંમેશા સાંજે છ ના ટકોરે મારી વાટ જોતી વરંડાને થાંભલે અઢેલીને ચિત્રની જેમ મારી પત્ની હસતી ઊભી હોય. પણ આજે ચિત્ર કંઈક જુદું જ હતું. શરીર ઢીલું હતું. આંખ સૂઝેલી ચણોઠી જેવી લાલઘૂમ હતી.

હું ચમકયો : શું કોઈનું મૃત્યુ થયું હશે! મારું રોજનું હાસ્ય ફૂલની જેમ કરમાઈને પહેલે પગથિયે જ ખરી પડયું.

મૂગા મૂગા અમે ઘરમાં દાખલ થયાં. મારા હાથમાં 'ઊર્મિ'નો અંક મૂકયો અને 'પહેલી પળ' વાંચવાનું કહ્યું.

મારી ખોટી અકળામણ દૂર થઈ. હવે હાસ્યને રમાડતો બોલ્યો : "પેલા ચાપાણીનું તો તો કર. પછી નિરાંતે વાંચીશ"

"હું ચા લાવું છું. પણ આ જરૂર હમણાં જ વાંચી જજો. પછી પછી ન કરતાં. મારે તમારી એ વાંચ્યા પછીની પ્રતિક્રિયા અત્યારે જ જાણવી છે."

હું હાથ મોઢું ધોઈ સ્વસ્થ થયો. ચા પીધી ને 'ઊર્મિ' વાંચવા બેઠો.

માનું છું મારી પત્ની એ દરમ્યાન મારા ચહેરા પરના હાવભાવ જોતી જ રહી હશે.

હું જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ મારી આંખોમાં ભીનાશ તરવરતી હોય એમ લાગ્યું. આમ તો હું રડું એવો ઢીલોપોચો નથી છતાં એક ટીપું આંસુનું આંખમાંથી દડી પડયું.

મારી પત્ની એ આંસુ જોતી જ રહી હશે. હું આગળ વાંચતો રહ્યો. વાંચવાનું પૂરું થયું ને મેં પત્ની સામું જોયું. તેની નજર પેલા દડી પડેલાં આંસુના ટીપાં પર જ સ્થિર હતી.

શું એ ટીપાંને વાંચતી હશે!

હું ધીરે રહી ઊભો થયો. તેની નજીક ગયો. ગાલ પર હાથ ફેરવ્યો. ગાલ ભીનો હતો. ગાલ પર હાથ ફરતા આંસુની ધારા જ પછી તો વહેવા લાગી.

"અરે, તું રડે છે? શા માટે!"

"તમારી આંખમાંનું દુઃખી ટીપું જોઈને."

અને પેલા 'ઊર્મિ'માં વર્ણવેલા બે બાળકોના દયામણા પણ સોહામણા ચહેરાનાં પ્રતિબિંબો એ ટીપામાં ઊપસી આવતાં અમે બંને નિહાળી રહ્યાં.

ધીરે ધીરે એ ટીપુ મોટું થતું ગયું. બે ચહેરાને બદલે હજારો અનાથ અને દુઃખી બાળકોના ચહેરા દેખાતા ગયા.

મારાથી અચાનક જ બોલી જવાયું.

"આપણે પણ આવાં રખડતાં નિરાધાર બાળકોને રાખીએ તો?"

હજુ તો શબ્દો હોઠ પર લટકી રહ્યા હતા ત્યાં તો પત્નીનું શરીર આનંદવિભોર બની ગયું. ચહેરા પર કરુણતા અને વેદનાની રેખાની જગાએ હાસ્યની રેખા કંડારાઈ. દાંત હાસ્યથી દાડમની કળીની જેમ ખીલી ઊઠયા. મારી નજીક તદ્દન નજીક આવી શકાય એટલી નજીક આવી આંખ મીંચીને બોલી :

'મારા હૃદયમાં ભયંકર યુદ્ધ મચી રહ્યું હતું. તેને તમે શાંત કર્યું. મારા મનની વાતનો તમે

પડઘો પાડયો હુ આવા નિરાધાર બાળકોને આપણા બાળકોના જેટલો જ પ્રેમ કરીશ "

સાચે જ કેટલીકવાર કેવી અદ્ભુત ક્ષણ આપણી પાસેથી પસાર થતી હોય છે એ ક્ષણ એટલી ઝડપથી પસાર થતી હોય છે કે ભાગ્યે જ પકડાય જ્યારે પકડાઈ જાય છે ત્યારે સૌરભ ફેલાવતી સમૃદ્ધ જીવન તરફ જવાની પગદડી બની જાય છે

અને અમે બનેએ નક્કી કર્યું કે બીજા બે અનાથ બાળકોને અમારા ભર્યા કુટુબમા જગા કરી આપવી

અમારા આ પહેલા પડતા પગલા પર બીજાના પગલા પડતા રહે ને એ પગદડી ધીરે ધીરે મોટી થતી રાજમાર્ગ બની રહે તો !

તો જેમ પૃથ્વી પર ઉષા ખીલી ઊઠે છે તેમ અધકારભર્યા ભટકતા અનાથ બાળકોના ગાલ પર એ ઉષાના રગો ન પથરાય !

*

આમ હવે અમારા ચારેય બાળકો વચ્ચે દિવસો તોફાન મસ્તીમા ઝડપથી પસાર થઈ રહ્યા હતા

ને એક સાજે હુ જરા વહેલો ઓફીસેથી ચૂપચાપ આવતો હતો સભવ છે કે મારી પત્ની મને દૂરથી આવતા જોઈ ગઈ હશે ને તરત વરડામાથી ઊઠી અદરના ભાગમા કશુક સતાડતી દોડી ગઈ

હુ જોઈ ગયો અહી શકાશીલ પુરુષ સ્વભાવ મારામા ખળભળી ઊઠયો તરત ધીમે પગલે દોડીને તેના હાથમા જે હતુ તે ઝૂટવીને જોયુ તો 'ઊર્મિ' નો તાજો જ અક હતો હુ છોભીલો પડી ગયો છતા શકાભર્યા સ્વરે ગુસ્સે થઈ જવાયુ.

'કેમ મારાથી છુપાવે છે ! શુ આમા કઈ સતાડયુ છે ?'

નિર્દોષ પત્ની મારા સામુ તાકતી જ રહી એ નજરમા કેવી નિરવ શાતિ અને સ્થિરતા હતી મારો રોષ, શકા એ નજરમા ઓગળી પીગળી ગયો

અને સ્વસ્થતાથી તે બોલી !

'સાચુ કહુ ! આ વખતના 'ઊર્મિ'ના અકનો એક જ લેખ તમારે વાચવા જેવો ન હતો તેથી તમે આવો તે પહેલા મારે સતાડી દેવો હતો. પણ પકડાઈ ગઈ કઈ વાધો નહી હવે નિરાતે આ પાને વાચજો પણ

'મને ડર છે કે એ વાચીને ભગવા કપડા ન પહેરી લેતા નહિ તો મારુ અને આપણા આ ચાર બાળકોનુ શુ ?'

'ઊર્મિ'નો અક વાચ્યો. ઊડા વિચારમા હુ પડી ગયો કયો રસ્તો સાચો !

મારો કે સ્વામીજીનો !

મે જવાબદારી સ્વીકારી સ્વામીજીએ જવાબદારી ખખેરી નાખીને સસાર છોડયો

શુ મારી જવાબદારી નાના વર્તુળમા જ પૂરાઈ રહેશે ?

શુ સ્વામીજીના ત્યાગમા મોટા વર્તુળની રેખા દોરાતી જશે !

આ વિચારોમા ગુચવાતો જતો હતો ને પત્નીએ ધીમે રહી 'ઊર્મિ' આચકી લીધુ.

હુ બોલી ઊઠયો "ભલે સ્વામીજી મોટા વર્તુળની રેખા દોરતા રહે શુ એ રેખા બાળકોના જીવનમા નવા પ્રકાશનો ઝબકારો આપશે ? મારા નાના વર્તુળની રેખા ભલે મારા ઘરની અદર અટકી જતી પણ બીજી અનેક રેખાઓ મે જે વર્તુળ દોર્યુ છે તેની આજુ બાજુ દોરાતી રહે તો કયા વર્તુળની રેખા લાબી થઈ જશે ! અને કઈ રેખા બાળકોના જીવનમા પ્રકાશનો ઝબકારો કરશે !"

અને મારી નજર સામે બે બાળકોની ઝળકતી વિકાસ રેખા ઊચેને ઊચે ચઢતી જોઈ રહ્યો

હુ ઊભો થયો અને હોઠ પર શબ્દો અટકી રહ્યા

મારે એક પગલુ જ બસ
ભલે સ્વામીજી વધુ પગલા ભરે "

પૃ. ક-૫૩૯થી ચાલુ ]
હોય અને નવું નવું શીખવાની નમ્રતા હોય તો જ નવી હરોળ ઊભી કરી શકાય.

## કહેણીમાં વિવેક ને મર્યાદા

કહેણીમાં હસાવવાની આવડત હોય અને એ આવડત સ્થૂળ હાસ્યની હોય તો બુદ્ધિયુક્ત પણ મર્મસ્પર્શિત સૂક્ષ્મ હાસ્ય કેળવવાની તૈયારી હોવી જોઈએ. એ જ રીતે આધુનિક યુગનાં નેક ટેક, શીલ, શૌર્ય ક્ષમા, ઉદારતા અને જાજરમાનપણાને સમજવાની અને એ બધાં ભૂતકાલીન તત્ત્વો સાથે આધુનિક યુગના તત્ત્વોને પચાવી લેવાની સૂઝ બૂઝ હોવી જોઈએ. માત્ર તરંગો ને તુક્કા ફેંકીને ઘડીક હેરત પમાડી 'ઘેરના ઘેર અને ભરડકા ભેર' જેવું કરનારા કલાકારોને પોતાની મર્યાદા સમજાવી જોઈએ.

## સમજદારી ને નવું આયોજન

લોકસાહિત્યની જાડી ચર્ચા કરવાને બદલે લોકસાહિત્ય રજૂ કરતા હોય, નવું નવું સંશોધન કરવાની તત્પરતા હોય, વાર્તાકલાને વિકસાવવાની આવડત હોય, લોકભાષાના સામર્થ્ય વડે લોકપ્રાણને જાળવીને લોકઢાળનાં ઊર્મિસભર અને વિચાર સભર નવાં કાવ્યો આપી શકે તેનો પણ નવી ભરતીમાં વિચાર કરી શકાય.

એ જ રીતે ભજનોને એના તળપદા ઢાળ ઢંગમાં ભાવપૂર્વક ગાતા હોય અને મહેફીલી ગાયકીનો પૂટ ન આપતા હોય એવા સમજદારીપૂર્વક ગાનારાને પણ નવી ભરતીમાં દાખલ કરી શકાય

પણ આ બધામાં નવું સમજવાની, નવું શીખવાની, જૂનું જે ગાતા કહેતા એમાં ખામી બતાવાય તો તે સુધારવાની તૈયારી હોય તેમને જ નથી હરોળમાં લઇ શકાય.

## શિસ્તપાલન અને જિજ્ઞાસા

આમ આવી જેની તત્પરતા હોય, જેનામાં નવું નવું જાણવાની જિજ્ઞાસા હોય, ખોટાને કે માથું પકવનારી પદ્ધતિને છોડી દેવાની નમ્રતા હોય તેમની એક નવી હરોળ ઊભી કરવાનું નક્કી કરવામાં આવ્યું, પણ જે સૌમાં સમરસ બનીને એકાત્મભાવે રહી શકે તે જ પરિવારમાં સમાઈ શકે. કારણ કે પરિવારમાં કૌટુંબિક લાગણી અને ભાવના છે.

તે ઉપરાંત તે શિસ્તપાલન માટેનો આગ્રહી પણ હોવા જોઇએ. મહિના પહેલાંથી પરિવાર શિબિર સંમેલનની તારીખો નક્કી થાય પછી એ તારીખોને જીવજાન વળગી રહે અને અનિવાર્ય કે અસાધારણ સંજોગો સિવાય માત્ર કાર્યક્રમ મળતા હોય કે બીજાં આલતું ફાલતું કામમાં રોકાઇ રહે તેમનો પરિવારમાં સમાવેશ ન થઈ શકે, અને પરિવારમાં જોડાયા હોય ને પરિવારની શિસ્ત કે નિયમ ન પાળી શકે એણે પરિવારથી છૂટા થઈ જવું જોઈએ.

## પારંગત બનાવવાના પ્રયાસો

આવી જિજ્ઞાસા, નમ્રતા અને શિસ્તપાલન જેમનામાં હોય એમની એક નવી હરોળ ઊભી કરવી એમ નક્કી થયું. આ નવી હરોળના જુવાનોને આવકારવા, સાંભળવા, જરૂર જણાય તો પહેલો કાર્યક્રમ એમનો જ રાખવો. અને એમને સાંભળ્યા પછી એમની જ્ઞાનગોષ્ટિ રાખવી અને યોગ્ય-માર્ગદર્શન આપતા રહી એમના કંઠ, કાવ્ય અને કહેણીને વિકસિત કરવાના પ્રયત્નો હાથ ધરવા.

પરિવારના જૂના સભ્યોની બેઠક અલગ રાખવી અને નવા સભ્યોની બેઠક પણ અલગ રાખવી. નવા સભ્યો પૂરા પારંગત લાગે અથવા બનતા જાય તેમ તેમ એમને પ્રથમ હરોળમાં લેતા જવા અને બીજી હરોળના ભાઇઓને કેળવતા જવા. આ રીતે બીજી હરોળ દ્વારા લોકસાહિત્યના નવા ભાઈઓને તૈયાર કરતા જઈ લોકસાહિત્યની પરંપરાને જાળવી લેવી.

લોકપ્રસિદ્ધિ, લોકપ્રતિષ્ઠા અને લોકચાહના એ અંગત વ્યક્તિત્વના વિકાસ માટે કેટલેક અંશે

જરૂરનાં છે. પણ એની સાથેસાથ એનામાં કાં તો કાંઈક આપવાની અને કાં તો કાંઈક શીખવાની શક્તિ હોવી ઘટે.

## સાહિત્યના સર્વ પ્રકારોનો નીચોડ

આ બધા પ્રશ્નો અને નિર્ણયો પછી સ્વાધ્યાય-સ્વરૂપે પ્રાચીન શિષ્ટસાહિત્ય, ચારણી સાહિત્ય અને લોકસાહિત્ય શું છે તેની વિશદ વિચારણા થઈ. આજે આપણે જે રજૂ કરીએ છીએ તેમાં શિષ્ટ, ચારણી અને લોકસાહિત્ય કેટલું છે ને કેટલું નથી તેની પણ વિચારણા થઈ.

આજના ડાયરાઓ કે કાર્યક્રમોમાં લોકસાહિત્યને નામે આ બધાનું મિશ્રણ રજૂ કરવામાં આવે છે તેનું અવલોકન કરવામાં આવ્યું, અને શક્ય તેટલા લોકસાહિત્ય તરફ વળવાનું વિચારવામાં આવ્યું. આજકાલ થઈ રહેલી રજૂઆતમાં પ્રાચીન શિષ્ટ-સાહિત્ય અને ચારણી સાહિત્ય દૂર કરી શકાય તેમ છે નહિ. તરંગ, તુક્કા, તર્ક અને કલ્પિત ઘોડા છોડી મૂકવાને બદલે ત્રણેય પ્રકારના સાહિત્યનો નીચોડ સુચારુ રૂપે રજૂ કરવાનું નક્કી કરવામાં આવ્યું. એટલું જ નહિ પણ સાહિત્યના તમામ પ્રકારનું દોહન, તમામ પ્રકારનો નિષ્કર્ષ લોકસાહિત્યની ભૂમિકા ઉપર શક્ય તેટલી તુલનાત્મક દૃષ્ટિએ રજૂ કરવાનું નક્કી કરવામાં આવ્યું.

## જૂનાંને યથાતથ જાળવવું

જૂનાં લોકગીતો ફેરફાર કરીને ન ગાવાં અને નવાં જૂનાની ભૂમિકા ઉપર રચવાં જૂની વાર્તાઓને યથાતથરૂપે રહેવા દેવી ને એ જ રીતે રજૂ કરવી. એના મર્મો ખોલી ખોલીને બતાવવા ને નવી વાર્તાઓ માટે સંશોધન કરતા રહેવું. પણ એકબીજી વાર્તાના કટકાનાં સખળ ડખળ સાલવણાં ન કરવાનું નક્કી કરવામાં આવ્યું. જૂની વાર્તામાં રૂપાંતર પાઠાંતર હોઈ શકે પણ લોકવાર્તાની ખૂબી એમાં વ્યક્તિના મનધાર્યા ફેરફાર કરવામાં નહિ પણ એની કલાત્મક રજૂઆત કરવામાં રહેલી છે.

## ઐતિહાસિક જવાબદારી

બીજી વિચારણા લોકસાહિત્ય ઉપર ચારે બાજુથી થઈ રહેલા આક્રમણમાંથી એને બચાવી લેવાની અને એની પરંપરા ચાલુ રાખવાની ઐતિહાસિક જવાબદારીથી થઈ. એ જવાબદારી લોક-સાહિત્યને જાળવવામાં માનનારા તમામ લોકો ઉપર આવે છે. જેમ લેખનમાં તેમ કવનમાં પણ. લોક-જીવનનાં સાધનોને લોકસાહિત્ય મનાવવામાં આવી રહ્યાં છે. લોકસાહિત્યને ચીજ-વસ્તુના અર્થમાં લેવાતું હોય તો તે સાધનોના કે ચીજ વસ્તુના સંગ્રહને લોકસાહિત્ય કહી શકાય, પણ વાસ્તવમાં એ સાધનો ઢોર ઢાંખર રૂપે હોય, મકાનો રૂપે હોય, ચીજ વસ્તુ રૂપે હોય તો તેને લોકકળા અથવા સાધન-સંપત્તિમાં લેખી શકાય. આજે લોકસાહિત્ય જે અર્થમાં લેવાય છે તેમાં તો લોકગીતોના બધા પ્રકારો, વાર્તાના બધા પ્રકારો, લોકનાટ્યોના બધા પ્રકારો, કહેવત – ઉખાણાના બધા પ્રકારો, કહેણીના બધા પ્રકારો અને વધુમાં સંત સાહિત્યના બધા પ્રકારોને જ ગણી શકાય.

આ ઐતિહાસિક જવાબદારી લોકસાહિત્ય પરિવારના શિરે પણ આવે છે. કારણ કે એ સંગઠિત અને જાગૃત સંસ્થા છે. લોકસાહિત્યને શ્રેષ્ઠ રીતે રજૂ કરનારાઓનો તે પરિવાર છે. એટલે લોકસાહિત્યને એના મૂળ સ્વરૂપે જાળવી લેવામાં અને એને જાળવનારાઓની નવી હરોળ ઊભી કરીને એમને શિરે પણ એ ફરજ ફાળવવાથી એ જવાબદારી અદા થઈ શકશે એમ વિચારવામાં આવ્યું.

## કાર્યક્રમ સંમેલન

તા. ૨૩મીના દિવસે જ દાનબાપુની જગ્યાના મહેમાન ડાયરાનો સમૂહ હલકારા દેતો આવી પહોંચેલો. પહેલા દિવસનો ખાસ કાર્યક્રમ આપવાની તૈયારી નહિ કરી શકેલા. રાતના ૧૦-૩૦ના સમયે તો અમારી પહેલી બેઠક પૂરી થઈ. પણ સૌના પ્રેમભર્યા આગ્રહથી ઘડીક ડાયરો જમાવ્યો પણ એવો જામ્યો કે રાતનો દોઢ વાગી ગયો.

તા. ૨૪મીની બપોર પછી ઝરમર ઝરમર વરસાદ શરૂ થયો. હજારો માણસોને સમાવી શકે તેવો ચોક પણ પાણીથી તરબતર થવા માંડયો. સાંજના ૭ એક વાગ્યા સુધી ધીરાં ધીરાં ઝાપટાં આવ્યા કર્યાં. પછી જરા ધીમો પડયો. પણ છાંટા આવવા બંધ ન થયા અને ચલાળ.નું લોક હલકયું. બ્હેનો દીકરીઓ અને આબાલ વૃદ્ધ સૌ ઊમટી પડયા. જગ્યાના ચોક, ઓસરીઓ, ચોપાટ વગેરેનો તો ઠીક પણ ડેલાબહાર પણ લોક હલકી ઊઠયું. ઘડીક તો કાબુ રાખવો મુશ્કેલ પડયો.

## ઉદ્‌ઘાટન અને આદર

મેદની હીચાકા લેવા માંડી. લાગ્યું કે આમાં-કાર્યક્રમ કયાંથી આપી શકાશે ? લોક ચોકમાં સમાતું નહોતું ને પાછળથી ભીંસ વધ્યે જતી હતી. પણ સંસ્કારી નગર ઘડીક કલબલાટ પછી શાંતિ પ્રસરી રહી. અને છાંટા પડવા તો ચાલુ જ રહ્યા,

જગ્યાના મહંત શ્રી વકુલબાપુએ ભક્તિભાવ-ભર્યું, સ્નેહની ઉષ્માભર્યું ગૌરવપૂર્ણ ઉદ્‌ઘાટન કરી આશીર્વચનો ઉચ્ચાર્યાં અને પરિવારના પ્રમુખ શ્રી. રતુભાઈ અદાણીએ એવો જ પ્રેમભર્યો પ્રત્યુત્તર વાળ્યો. એમણે શ્રી. વલકુબાપુને આદર સાથે પરિ-વારના એક વડીલ તરીકે સદાય સાથ સહકાર આપવા અને પરિવાર સાથે રહેવાની ઉષ્માભરી લાગણીઓ વ્યક્ત કરી.

અગિયારસનો દિવસ હતો. દર અગિયારસે રામધૂન લેવાની જગ્યાની પ્રણાલિકા મુજબ શ્રી. અમરદાસજીએ રામધૂન લેવરાવી અને દુહા-છંદની રમઝટ સાથે કાર્યક્રમની શરૂઆત થઇ. જગ્યામાં ભરચક મેદની આનંદના ઓગાળ લઈ રહી હતી અને સામે મોરલા પડછંદા પાડી રહ્યા હતા. પણ તેમ તેમ વરસાદ સતરાણો થતો ગયો. મેદનીએ મચક ન આપી.

## ભક્તિરસ અને વર્ષારસ

સર્વશ્રી અમરદાસજી ખારાવાળા, તખતદાન રોહડિયા, દાદુદાન ગઢવી, જીતુદાન ગઢવી, અને કરસનભાઈ પઢિયારના દુહા છંદે ભક્તિરસથી ભીંજવી દીધા પણ કલાકારો વરસાદને વધાવ્યા સિવાય શ્યે રહી શકે? ચાતુર્માસના છંદોથી વરસાદને વધાવ્યો ને છાંટણા-એ ધીમી ધારનું રૂપ લીધું. વાદળિયું મહિયારણ બનીને મથુરાંથી ઊપડેલી તે જાણે ગોકુળના કાન માથે ત્રાટકવા માંડીને કરસનભાઈ પઢિયારે 'અમે મહિયારાં કંસ રાજાના કાના ! કોઈને દઈએ દાણ'નું રસીલું ગીત ઉપાડયું. જોત જોતામાં એણે કોરસનું -સમૂહગાનનું રૂપ લીધું ને ભારી જમાવટ કરી. કલાકારોએ રંગ પકડયો અને એ રંગથી રંગાતા શ્રોતાઓને વરસાદ રસતરબોળ કરવા લાગ્યો. થોડાક ઊંચા નીચા થઈને શ્રોતાઓ ગોઠવાતા રહ્યા. ત્યાં શ્રી. મનસુખભાઈએ મિત્રપ્રેમના દુહાઓનો પ્રસ્તાર વિસ્તાર કર્યો, પણ વરસાદ જંપ લેવા દેતો ન હતો.

## ઝીલણિયાં ને રામરસ

મંચ ઉપર શ્રી તખતદાન આવ્યા. એમણે વત્સલ રસ ઉપર સ્ત્રીના વાત્સલ્યભાવથી શરૂઆત કરી. તખતદાન જામતા ગયા ને વરસાદ પણ જામતો ગયો. કયાં સુધી સૌ પલળે ? માણસો કાંઈક વીંખાયા ને ફરી પાછા છાંટા ઓછા થતાં બેસી જાય. કલા-કારો વરસાદ અને સાહિત્યરસિક મેદની વચ્ચે હોડ મંડાણી. પછી તો વરસાદ માંડયો દેવા. લોકોમાં ખળભળાટ મચી ગયો. થોડા માણસો આડા અવળા થઈ ગયા પણ બાકીની મેદનીને જવાનું મન ન થાય. અને લોકગીત ગાયકોએ ઝીલણિયા ઉપાડી લીધાં.

કલાકારો વરસાદની સામે મોરલા થઈને મંડાણા. મેદની ફરી જમાવટ લઇ ગઈ. એક પછી એક ઝીલણિયાની પણ જમાવટ થતી ગઇ. અને એવી જમાવટ સાથે અમરદાસજીએ રામાયણમાં મહાવીર હનુમાનજીનો પ્રસંગ ઉપાડયો. રામરસની તે શી વાત કરવાની હોય? વરસાદની ઠંડીમાં રામ-રસની ગરમી આવી ગઈ. રામાયણ ને અમરદાસજી

એકાકાર બની ગયા.

## કાનજીભાઇ ને લોકપ્રેમ

પણ વરસાદ કહે મારું કામ. ત્રણ ત્રણ કલાક સુધી શ્રોતાઓ ભીજાતા ને પલળતા રહ્યા પણ મચક નહોતા આપતા તે હવે ખળભળ્યા જગ્યાની ઓસરીઓ, પડથારો, ડેલીની ચોપાટ વગેરેમાં દબાઈ દબાઈને ઠાસો થયા ન સમાયા તે ઊભા ઊભા ભીજાતા રહ્યા, પણ આગળ બેઠેલા જુવાનો તો અડીગો લગાવીને બેસી ગયેલા એમાં ચલાળા, સૌરાષ્ટ્ર અને ગુજરાતના ગૌરવ રૂમા કાનજીભાઈ માઇક માથે આવ્યા અને તાળીઓના ગગડાટ સાથે હુડુડુડુ કરતી મેદની બેસી ગઇ

## મેઘધારમાં રતુભાઈએ આસન ભીડયાં

રાતના બાર વાગી ગયેલા. કાનજીભાઈએ માંડણ ભગતની વાત જમાવી પણ મે કહે કે મારું કામ. લોકો ઘણા પ્રમાણમાં બેસી રહેલા આગળ બેઠેલા જુવાનો અને વયની બહેનો પણ વરસાદને મચક નહોતી આપતી. એમાં શ્રી. રતુભાઇ જઈને વરસતા વરસાદ વચ્ચે લોકોની વચ્ચે જઈ બેઠા બેસી રહેલા માણસો વચ્ચે ગરમી આવી ગઈ વરસાદ જામતો રહ્યો. વાર્તા જામતી રહી અને બન્ને રસથી શ્રોતાઓ ભીજાતા રહ્યા.

## કલાકારો ખરયા, લોકો ન ખરયા

આમને આમ રાતના સાડા બાર વાગ્યા. થયું કે હવે લોકોની ધીરજનો અંત લેવા જેવું થશે લોકો કહે હવે ભીંજાવામાં કાંઈ બાકી રહ્યું નથી. લુગડાં તરબોળ થયાં પણ ચામડીમાંથી થોડું પાણી અંદર ઊતરવાનું છે? પણ લોકોની અદ્ભુત ધીરજ અને લોકસાહિત્યના પ્રેમને માથે ચડાવીને કાર્યક્રમ ટૂંકવી નાખ્યો. વાર્તા પૂરી થઈ, માઈક ઉપરથી જાહેર કર્યું કે કાર્યક્રમ હવે પૂરો થાય છે તો ય લોકો ન ખસે. અમે બધા ઊભા થઈને ઉતારામાં ગયા. પણ લોકોને લગ્યું કે હજી વરસાદ બંધ થતાં કાર્યક્રમ શરૂ થશે. કારણ કે મોટા ભાગના કલાકારો તો બાકી જ રહેલા, એટલે કલાકેક સુધી હજારેક માણસો શેરિયુંમાં ઘૂમલે જ વળતું રહ્યું કેટલા રંગ દેવા ચલાળાની કલાપ્રેમી અને ધીરજવાન પ્રજાને? અને પડ ગાજતું રાખનાર કલાકારોને પણ!

## સંતની કરુણા ધારા ઝીલતાં

દાન બાપુની જગ્યાનો જ આ પ્રતાપ. લોકો માથે અને લોકસાહિત્યકારો માથે સંતની કરુણાની ધારાઓ વરસતી રહી એ અમીરસ ઝીલીને સવારે સૌએ એકબીજાની પ્રેમભરી વિદાય લીધી. બરાબર ત્રણ માસ પછી ડિસેમ્બરની તા. ૨૩ અને ૨૪મી-એ પરિવારના સભ્ય કવિ દાદના વતન 'ધુનાના ગામ' પરિવારના શિબિર–સમેલનમાં મળવાના કોલ સાથે પરિવારના નિશ્ચિત સમયને ટાળે એ પરિવારની બારે એવા વાયકપાલન સાથે, અનિવાર્ય કારણ જણાવ્યા સિવાય ગેરહાજર રહેનાર માટે પણ પરિવારમાં સ્થાન નહિ રહે એવા નિરધાર સાથે પરિવારના ચલાળા શિબિર – સમેલનની સમાપ્તિ થઈ



## સાભાર સ્વીકાર

**રામચરિત માનસ** : અનુવાદક : રામનારાયણ ના. પાઠક : શબરીવાડી : વાળુકડ : જ. ભાવનગર . મૂ. ૨૫ રૂપિયા : **સુંદરકાંડ** લેખક અને પ્રકાશક ઉપર મુજબ મૂ. ૩ રૂપિયા : મુખ્ય વિક્રેતા : સંસ્કાર સાહિત્ય મંદિર ભાવનગર, **અમરેલી હલી હલી** : સંપાદક : અરવિંદ ભટ્ટ. હર્ષદ ચદારાણા : મોતીવાલા કલીનીકલ લેબોરેટરી, ઈંદિરા માર્કેટ સામે, અમરેલી. મૂ. દસ રૂપિયા :

# ગજગતિ છંદ

પ્રા. ડૉ. રમણીકલાલ છ. મારૂ

ગજગતિ છંદનો ઉલ્લેખ કેટલાક ડિંગળ છંદ શાસ્ત્રના રચયિતાઓએ કરેલ નથી, જ્યારે કવિ મંછે એનો નિર્દેશ કરેલ છે. ગજગતિ શબ્દ જ એના લયનું સૂચન કરે છે. શ્રી ઝવેરચંદ મેઘાણીએ પણ નોંધ્યું છે, "છંદ પણ ગજગતિ કહેવાય છે એટલે કે હાથીની ચાલને મળતી આ છંદની ગતિ છે."[1]

આ છંદનું લક્ષણ આપતાં કવિ મંછે લખ્યું છે કે આરંભમાં નવ નવ માત્રાનાં ચાર ટૂંકા ચરણો રચીને એ ચારેયને અંતે પ્રાસ આણવો. એ ચારેયને અંતે ગુરુ-લઘુ વર્ણો પ્રયોજવા જોઈએ. ચાર પૈકી બે બે ચરણની વચ્ચે 'જી' શબ્દનો પ્રયોગ થવો જોઈએ. આ રીતે ચાર ચરણોની રચના થયા પછી ગિયા છંદનાં ચાર ચરણો યોજવાથી ગજગતિ છંદની એક કડી પૂર્ણ થાય છે. ટૂંકા ચરણો પૈકીનું ચોથું ચરણ, ગિયા છંદના પ્રથમમાં કુંડળિયાની માફક બેવડાય છે.

કવિ મંછે આપેલું એક ઉદાહરણ લઈએ :

કુંભજ કહે કહે જી સિયવર સુણ સહે;
બંદે પગ બહે જી ગેલો બન ગહે.
બન ગહે ગેલો જેણ બિચ મેં
રહે રાખસ રોસમેં,
તન તુંગ નામ કબંધ તિણ રો
કરગ જોજન કોસમેં;
સો હુતો ગંદ્રપ શ્રાપ વાસવ
ધિકે પ્રાક્રમ ધારિયા,
વિણુસીસ દૂર પ્રસાર બાહાં
ઘણાં જીવ સંહારિયા.[2]

પ્રસ્તુત ઉદાહરણમાં નવમાત્રાનાં બે ચરણો વચ્ચે 'જી' શબ્દનો પ્રયોગ થયો છે. પછી ચાર પંક્તિઓ ગિયા છંદની છે. આ ગિયા છંદના બંધારણ વિષે ગજગતિ છંદની સમજૂતિ આપતાં કે અન્યત્ર પણ કવિ મંછે ખાસ નિર્દેશ કર્યો નથી. કવિ કિસનાજી આઢાએ તો 'રઘુવર જસ પ્રકાસ'માં ગજગતિ છંદનો અલગ નિર્દેશ કર્યો નથી તેમજ ગિયા છંદ વિષે પણ કશું કહ્યું નથી. પરંતુ 'રઘુનાથ-રૂપક'માં ગજગતિ છંદના ઉદાહરણોમાં અને અન્યત્ર ગિયા છંદનો પ્રયોગ થયો છે. એના ઉપરથી એ ૨૮ માત્રાનો હરિગીત હોય એમ જણાય છે. શ્રી રા. વિ. પાઠક સાહેબે પણ એમ જ નોંધ કરી છે, "આ પછી એવી ચાર પંક્તિઓ આવે છે જે હરિગીત જેવી જ છે."[3]

હરિગીત છંદનો પ્રયોગ તો શિષ્ટ-સાહિત્યમાં તેમજ લોકસાહિત્યમાં સારા પ્રમાણમાં કરવામાં આવ્યો છે. પરંતુ ગજગતિ છંદનો પ્રયોગ બહુ ઓછા પ્રમાણમાં નજરે પડે છે. ધ્રાંગધ્રા તાબા હેઠળના પાંડરાતીરથ ગામના રહેવાસી જીવણ રોહડિયાનું રચેલું એક કાવ્ય મળે છે. આ કાવ્ય ગજગતિ છંદમાં રચાયેલું છે અને આશરે બસો વર્ષો પૂર્વેનું હોય એમ માનવામાં આવે છે. કવિએ બારમાસનું વર્ણન કરેલું છે. એમાંથી એક બે ઉદાહરણો લઈએ :

અંબા મોરિયા જી કે કેસુ કોરિયા;
ચિત ચકોરિયા જી કે ફાગણ ફોરિયા.
ફોરિયા ફાગણ, પવન ફરફર,
મહુ અંબા મોરિયા,
ઘણ રાગ ઘર ઘર ફાગ ગાવે,
ઝટ પવ્વન જોરિયા;
ગલ્લાલ ઝોળી, રમત હોળી,
રંગ ગોપ રમાવણાં,

---

૧. સ્વ. ઝવેરચંદ મેઘાણી : 'લોકસાહિત્યમાં ઋતુ ગીતો' : પૃ. ૧૨

૨. કવિ મંછ : 'રઘુનાથ રૂપક ગીતાં રો' : પૃ. ૧૨૫.

૩. સ્વ. રા. વિ. પાઠક : 'બૃહદ્ પિંગળ' : પૃ. ૫૮૫.

આખંત રાધા, નેહ બાધા

વજ્જ માધા આવણું !

જીય વજ્જ માધા આવણું ![4]

પોય પ્રગટ્ટિયા જી કે પવન પલટ્ટિયા;

વન ગહટ્ટિયા જી કે હેમ ઉલટ્ટિયા.

ઊલટે ઓતર પોસ આયા કામ પ્રગટે કામણી,

પય ઘટે નસ વા થટે ઉપટે

ત્રટે છાંયા વન તણી;

જોમન્ન ઉવરત, તપે કુપ–જળ,

પંડળ–દળ ઓપાવણું,

આખંત રાધા, નેહ બાધા !

વજ્જ માધા આવણું !

જીય વજ્જ માધા આવણું ![5]

ગજગતિ છંદનાં આ સુંદર ઉદાહરણો છે. સ્વ. શ્રી મેઘાણી લખે છે– "(કવિએ) આ છંદ પણ હરિગીતમાંથી ઘડયો, બનાવ્યો ગજગતિ છંદ. હાથીની ઝૂલણ ગતિના તાલ આ છંદના ડોલનમાં ઉતારવાનો યત્ન થયો અને અનુસ્વારોનો અભાવ સ્વાભાવિક વર્ણસગાઈથી પૂરવામાં આવ્યો. જુઓ દરેક પંક્તિમાં 'ટ' 'ર' 'ગ' વગેરે વર્ણો ભિન્ન ભિન્ન પુષ્પો પર બેસતાં પતંગિયાંની માફક સાહજ્યપૂર્વક પોતાનાં સ્થાન બદલતાં જાય છે અને આ છંદની ગજરાજ શી વિક્રમશીલ ગતિ ઘડે છે."[6] (પ્રસ્તુત વિધાન પ્રથમ ઉદાહરણના સંદર્ભનું છે)

કવિશ્રી મેઘાણીએ પોતે પણ પોતાની કવિતાના પહુબંધ તરીકે ચર્ચરી, ચારણી કુંડળિયા જેવા ચારણ કવિઓએ વિશિષ્ટપણે પ્રયોજેલા છંદોનો ઉપયોગ કર્યો છે. એમણે ગજગતિ છંદનો પણ પ્રયોગ એક કાવ્યમાં કર્યો છે. 'એકતારો' કાવ્યસંગ્રહમાં ૧૯૩૦ના સ્વાતંત્ર્ય સંગ્રામના સંદર્ભમાં લખાયેલ 'મોતનાં કંકુઘોળણ' કાવ્ય આ છંદમાં રચાયું છે. જો કે બીજાં કાવ્યોની માફક અહીં કવિએ ગજગતિ છંદનો નામનિર્દેશ કર્યો નથી. છતાં એમાં પ્રયોજાયેલ છંદનું બંધારણ જોતાં એ ગજગતિ છંદ છે એમાં કશી શંકા રહેતી નથી. એક બે કડી એ કાવ્યમાંથી લઈએ.

કંકુ ઘોળજો જી કે કેસર રોળજો !

પીઠી ચોળજો જી કે માથાં ઓળજો !

ઘોળજો કંકુ આજ જોદ્ધા રંગભીને અવસરે,

રોપાય મંડપ મોતના ગુર્જરી કેરે ઘરઘરે;

મીંઢાળ બંધા તજી માયા,

સજી આયુધ નીસરે,

હરખાવ પ્રિયજન, ગાવ ગુણીજન,

દાવા દુશ્મન થરથરે (૧)

જોદ્ધા જાગિયા જી કે કાયર ભાગિયા,

ડંકા વાગિયા જી કે હાકા લાગિયા.

લાગિયા હોકોકાર રણલલકાર ઘર ઘર બારણે,

કંકુ લગાવત પ્રિયા, બંકેની લળે વીરને વારણે;

સહુ સાથ લડશે, પછી રડશે કોણ કોને કારણે

રિપુઓને આંગણ સંગપોઢણ

પામવા દિલ રણઝણે. (૨)[7]

આ કાવ્યમાં 'કંકુ ઘોળણ' દ્વારા કવિએ માતાની આઝાદી કાજે શૌર્ય અને સ્વાર્પણ ભરેલો મૃત્યુના સુઅવસરનો નિર્દેશ કર્યો છે. મધ્યકાલીન સંસ્કૃતિમાં જે શૌર્ય, સ્વાર્પણ અને શહીદીની ભાવના હતી તેનું અનુસંધાન કવિએ નવા યુગમાં નિજી રીતે સાધ્યું છે. સામગ્રી મધ્યકાલીન છતાં એનો નવા સંદર્ભમાં ઉચિત પ્રયોગ કરવાની કવિની દૃષ્ટિનો એ પરિચય આપે છે.

ડિંગળ છંદોના લય, નાદવૈભવ, ગતિ વૈવિધ્ય વગેરેનો મહત્તમ લાભ લઈ તેનો સ્વરચિત કવિતામાં ઔચિત્યપુરઃસરનો વિનિયોગ કરનાર ગુજરાતી કવિઓમાં શ્રી ઝવેરચંદ મેઘાણી અગ્રણી છે એમાં કાંઈ શંકા નથી.

---

૪. સં : સ્વ. ઝવેરચંદ મેઘાણી : 'લોક સાહિત્યમાં ઋતુગીતો' : પૃ. ૧૮.

૫. એજન પૃ. ૧૭.

૬. એજન પ્રવેશક : પૃ. ૨૩.

૭. સ્વ. ઝવેરચંદ મેઘાણી : 'એકતારો' પૃ. ૪૬.

# અભેમનના વિવા

સંગ્રાહક : જયંતિલાલ દવે

**કથા :** હવે અભેમન નેહાળેથી ભણીને આવેસે પોતાની માતાને પૂસે સે, 'માતા આજે દા ડો ધૂંખળો ચ્યમ સે?' તાણે માતા જવાબ આલેસે.

**ગાન**

ઊણી ઊણી ઊડે સે રજોલ્યો (૨)
એણી રજીએ રવિ રે ધૂંખળો જો.

બેટા, આઢી રે વણઝારાની પોઠગો (૨)
એની રજીએ દા'ડો રે ધૂંખળો જો.

બેટા, આઢયાં રે લોકોના જો ઢોરો (૨)
એની રજીએ રવિ રે ધૂંખળા જો.

માડી, સાવ રે સાચેરું જો બોલ, (૨)
મારા ભઇઓની છૂટી જો જાનો.

માડી સાવ રે સાચેરું જો બોલ (૨)
વેલડીએ વાટયું જો પાડિયું જો.

**કથા :** કીધું કે "માડી, મારે જાને જવું સે. સું શું લઈને જાને જાઉં?"

તાણે અભેમનની માતાએ કીધું, 'તું જા, તારા મામા કને! તારા મામા કનેથી રથ લઇને જા.' પછે અભેમન રથ લેવા જાય સે.

**ગાન**

હાં...ચાલ્યો આવેરે ઓરડીઆમાય (૨)
જણ ઊભી રે બજારે સાંચર્યો જો.

ઓરા આવો રે અમારા ભાણેજો, (૨)
તમે શાને કારણિયે આવિયાં જો ?

ભાણેજ ! કને બોલી છે તને ગાળ (૨)
તને કિયે સૂડલે મેણાં મારિયાં જો.

મારા, ભાઇઓની છૂટી જો જાન
હું રથને કારણિયે આવિયો જો.
રથ પડયો સુથારાને ઘેર (૨)
રથની રે તૂટી સે પેંજણી જો.

મામા, જાણું તારી જાતને ભાત
તારાં અરિયાં પરિયાં રે માગ હાથમાં જો.

તું ગોકુળમાં ચારનો'તો ઢગ્ગો (ગાયો)
તું મખની (મુખે) વગાડતો મોરલી જો.

મધરો સે તારી મોરલીનો સાદ
એણે રેરાગેન્ઊતરી રેંસડી જો!

તું વનમાં પરણ્યો રેંસડી જો (રીંછડી)

**કથા :** હવે અભેમન પોતાની મામીઓને મળવા જાય સે. ચ્યમ તે મામાએ તો બરાબર જવાબના આલ્યો. ઈથી રીંહઈને પોંચ્યો આ તો મામીઓની કને.

ઓરા આવોને અમારા ભાણેજો, (૨)
તમે ચ્યાંના રે ખેડયા આવિયા જો.

સૌ સૌ જાયે રે સૌએને બોલ જો, (૨)
રાણી કુબ્જાના બોલ સે વેગળા જો.

રાણી ઊતરે ભોંયરિયા માંય
કુબ્જા ઊતરે ભોંયરિયા માંય
ભગવાનનો રથ રે લાવિયાં જો

રથ લાગ્યો રા આંગણિયામાંય (૨)
રથ સમળી રે વેગે સાંચર્યો જો

**કથાં:** હવે કુબ્જા મામીએ રથ લાવીને આલ્યો. આ તો રથ લઇને જાને હેંડયા સે રથમાં માતાને લીધા સે. હવે એના પતાના કાંપરી બાણ હતા, પવનદેવ બાણ હતા, જળદેવ બાણ હતા, અગ્નિદેવ બાણ હતાં, એ બાણ ભરીને માંયથે હેંડયો. જાણે હેંડયો સે તાણે મોટું જંગલવન આવ્યું.

"ઓહોહોહો અરે, ભલા ભગવાન! હવે હું આમાંથી રથ શી રીતે કાઢીશ? રથ તો ચ્યાંય હેડે એવું નથી." પણ સમુંદરા ભેગાં હતાં.

"અરે બેગા અભેમન ! તારા પતાના કાપરી બાણુ પડયા સે તે સોડી મૂક! આખુ વન કાપી નાખશે

ગાન

હા રે તારા પતાના કાપરી બાણુ (૨)
તુ વન વાઢીને રથ ખેડજે જો

કથા આણે તો પોતાના પિતાના કાપરી બાણુ માર્યા, તે વન કપાઈને ઢગલા થાવા માડયા આ તો હતુ ઈ થી યે ભૂડુ થ્યુ. હવે શુ કરવુ તાણે સમુદ્રા કે સે

ગાન

હા રે તારા પતાના અગનદેવ બાણુ (૨)
તુ વનડા બાળીને રથ ખેડજે જો
તારા પતાના જળદેવ બાણુ (૨)
તુ વનડા ઠારીને રથ ખેડજે જો
તારા પતાના પવનદેવ બાણુ (૨)
તુ વનડા સૂકવીને રથ ખેડજે જો

કથા : કીધુ આટલા બધા બાણુ ભર્યા સેને તુ બેઠી ચ્યમ રૂયોસે ? હવે આણે તો અગનદેવ બાણુ માર્યા સે, વનમા અગ્નિ લાગ્યો હડ હડ હડ તાણે જળદેવ બાણુ મારીને અગ્નિ ઠારી નાખ્યોસે પછી પવનદેવ બાણુ મારીને બધુ સૂકવી લાખ્યુ પસી રથ હાંકે સે, તારે, આ વનની અદર ઘડીઘટૂકો રે'તો તો સામો હશે, ડુગર ઈ ડુગર ઉપર રે'સે તારે એણે બતકની માફક મોઢુ બા'ર કાઢયુ. આ ઘડી ઘટૂકો ડુગર ઉપર મધ ખાતો હશે એણે જોયુ, 'ઓહોહો! સાલો આવો કુણ જાગ્યો ?'

તારે આ ઘડી ઘટૂકે (ઘટોત્કચ્ચ) કીધુ સે, ચેવુ કે સે ઘડી ઘટૂકો ?

ગાન

ઘડી ઘટૂકો
શૂરા હોય તો ને કરજે પેલો ઘાય (૨)
નકે કાયરોને મારગ મોકળો જો

કથા અભેમન બરાબર બાણુ ચડાવીને એવું મારે સે, કે તે અડધો ડુગર તોડી લાખ્યો. ત્યારે ઘડીઘટૂકાની માતા હેગળાજ હતી. આણે પિયાળામા (પાતાળમા) ઉતારી દીધો, ઘડીઘટૂકાને. વળી આ તો પાસો આવે સે

ઘડીઘટૂકાએ સોળ પૈડાવાળો રથ હતો એની પેજણીએ પેજણી નોખી કરી નાખી હવે બાણુ મૂકીને બેય બથોબથ આઈ જ્યાસે. વઢીવઢીને બેય મરતૂક પામી જ્યાસે

સમુદ્રા બેઠી બેઠી વળાપ કરીને રોવેસે કે સે 'બેટા અભેમન, આજે તારો કાકો ભેમસગ નથી, તારા પતા નથી, તારો કાકો સેદેવ નથી,

તાણે હેગળાજ કે સે, 'ક્યાક ભરમ સે. હેગળાજે પૂસી લીધુ સાભળીને ઘેર આઈ સે અમીનો કૂપો લીધો.

અભેમન અને ઘડીઘટૂકાને સજીવત કર્યા સે તારે બેય બથોબથ આવવા તૈયાર થાય સે

'અયા મૂરખો! સમજો સમજો, તમે તો કાકા બાપાના ભઈ સો."

બેય હસ્યા. ભેગા થઈને રામ રામ કર્યા

"અરે શુ ભલા આદમી! આ તો આપણે જાને જાવાનું સે"

તાણે કે, "આપણે જાશુ શેના ઉપર ? રથ તો તોડી લાખ્યો!"

તાણે કે, "આપણે બેય ઘોડા સજાવો ભઈ!"

ઘોડા સજીને ઊપડયા સે, આયથા ઈ (ત્યાં) તો હતુ કુંભારણનું ઘર. હવે એવુ કુભારણ કે સે ?

ગાન

હા ઊજી ![1] સાવરણો લીધો હાથ (૨)
અભેમન આયા રે તારા પોખણા જો!

---

૧ (કુભારણનુ નામ)

**કથા :** ઘડીઘટૂકે કીધું કે 'લ્યો; સવાલાખનું ગેંડૂ રતન હતો, એ આલ્યો કુંભારણ ભૂલે ? પાસી કુંભારણ કેસે, "આવા તો મારે ઘણાંય સે."

"અરે ગાંડી! આવું રતન કયાંય ન મળે." ઊજી તો રતન લઇને બજારમાં ગઇ. વાણિયો કે' 'જે જોઈએ એ વ્યાજમાં લઈ જા.'

હવે આ બે યે તો અસ્રીના વસ્તર પેર્યાં સે. અને સજી બની ઠણીને જ્યાં કુંભારણનું ઘર સે, ઈં આયા. કે' કુંભારણ નંઇ ઓળખે, તો બીજું કોઇ નઈં ઓળખે. તાણે આ બેયને જોઇને કુંભારણ બોલીઃ

'ઓહો ! આવો બાપા જાનડિયું, તમે ! તમે કયાંથી ? આણે કીધું. "આપણને ઓળખ્યા નથી." મનમાં વિચાર કર્યો ડરેસ તો બરાબર થૈ ગ્યો."

ઘડીઘટૂકે ડરેસ ઉતાર્યોને ઊપડયો. પાસો ગોરનો ડરેસ ચડાવ્યો. લગનવાળા ઘડીઘટૂકાને જોઈને ચેવું કેસે ?"

**ગાન :**

હાં રે ઓરા આવો અમારા જો ગોર (૨)
તમે શ્યાંના રે ખેડયાં આવિયાં જો
ગોર લાખે રે શુંજામાં જો હાથ(૨)
જાણે કોરા રે કાગળ કાઢિયાં જો.

**કથાઃ** જાનવાળે કીધું, "ઓરાં આવો અમારાં ગોર", ઘડીઘટૂકે મૂરત જોઈને કીધું કે "ભઈઓ! હમણાં આ જાનમાં તરવેર્યોના ઝટકા ઊડશે! મૂરત તમારું બરાબર નથી. ઊભા રો. ઊભા રો. મને બીજું મૂરત કાઢવા દો." વળી કાગળ કાઢયો બીજું મૂરત કાઢી આલ્યું. બેય સજીને આ મૂરત પરમાણે પૈણવા આયા સે. હવે ચેવું થાય સે ?

**ગાન**

ધરતીને ઊઠયો સે ધમકારો (૨)
જાણે પોળે પાંડવા રે સાંચર્યા જો.

**કથા :** એક આંધળો ચોકીદાર હતો. ભાળતો ન'તો, આંખે અખમ હતું. જમીન વાગતી જાય, એને હિસાબે આને એમ થયું કે આ તો પાંડવ આયા. તાણે બીજાં જાનૈયા હતાં એ કે સે કે,

"એલા, આ બોલ બોલ કરે સે–એક લાડવો હશે, એ આંધળાના ખોળામાં લાખ્યો–કે "લે, ખા, પડયો પડયો." '

તાણે આધળો કે સે, 'મારો અર્જુન આવજો, ને કાયમ આવું ને આવું ખવડાવજો !"

હવે ઘડીઘટૂકો ચેવું કરે સે. અસ્રીનો ડરેસ પેરીને જાય સે.

**ગાન**

સરખી રે સાહેલીમાં કોણ સાવધાન ? (૨)
તારી નણદો આવી તને મળવા જો !

**કથા :** આ ઘડીઘટૂકો હતો ઈ મળવા જ્યો સે- અભેમનની રાણીને. ઘડીઘટૂકો તો નણંદ થઈને ભેટે સે, તાણે રાણી કે સે

**ગાન**

નણદલ તમે પાછેરા જાવ (૨)
એને મળવાની સે આખડી જો.

**કથા :** આમ રાણી કે સે, ઘડીઘટૂકો માયાએ કરીને રાણીને લઈને અંકાસમાં ઊડે સે. અભેમન કુંભારણને ઘેર આવે સે. ઈં એને કુંભારણ પોંખી લે સે. ને બેય ભઈ લગન કરીને જતા રે'સે. આ યાંથી અભેમનના વિવા'ની પાંખડી પૂરી થાય સે.

*

એક નાનકડો તાંતણો પણ જ્યાં સુધી દોરાને છેડે લટકેલો ન રહે, દોરો સીધો, અણિયાળો હશે તો જ સોયમાં જઈ શકશે. જીવનમાં પણ લક્ષ્ય તરફ આપણે આવા એકાગ્ર અને અણિયાળા નહીં થઈએ ત્યાં સુધી આત્મદર્શન શકય ન થઈ શકે.

# ભારતીય જીવનદર્શનમાં માંસાહારને સ્થાન નથી.

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

માનવીનો જીવનધર્મ પ્રેમ, અહિંસા અને સત્યનો છે. થિયોસોફીના વિશાળ કુટુંબજીવનમાં આ વિચારને પાયાના ધ્યેય તરીકે સ્વીકારવામાં આવ્યો છે. જીવનની આ પવિત્ર વૃત્તિઓનો પાયો માનવીનો ખોરાક છે. માનવીનો ખોરાક એ માત્ર શરીરને પોષણ આપનારો કે એની વૃદ્ધિ કરનારો ખોરાક ન હોઈ શકે, ન હોવો જોઈએ. કારણ કે માનવીનું શરીર એ તો એની સ્થૂળતા છે. જ્યાં સુધી એમાં પ્રસન્ન આત્માનો અંશ ન મળે ત્યાં સુધી સંપૂર્ણ માનવીની કલ્પના અધૂરી જ રહે છે. અને આથી જ, આરોગ્યની વ્યાખ્યામાં :

"समदोष समाग्निश्च समधातु मलक्रिया।
प्रसन्नात्मे-न्द्रियमना स्वस्थ इत्वमिधीयते ॥"

એમ કહેવામાં આવ્યું છે.

જ્યારથી ભૌતિક વિજ્ઞાનનો વિકાસ થયો છે ત્યારથી ખોરાકનો વિચાર કેવળ શરીર વૃદ્ધિની દૃષ્ટિએ જ થયો છે અને પરિણામે માનવીની સંસ્કારગત જીવન પ્રણાલિકા સાથે ખોરાકને કશો જ સંબંધ ન હોય એવી સ્થિતિ પેદા થઈ રહી છે. અને પરિણામે દુનિયા ભારે ઘોર પાપકર્મો તરફ પૂરઝડપે દોડી રહી છે.

ભારતીય જીવન દર્શનમાં રોગોત્પતિનાં કારણો આહાર, વિહાર અને મનોવ્યાપારને માનવામાં આવ્યાં છે અને આથી જ એના રોજિંદા જીવનમાં એવા ખોરાકનો, આહારનો કે વિહારનો વિચાર થયો છે કે જે જીવનમાં ઉત્તેજનાત્મક ન હોય, લાગણીઓને અસ્વસ્થ બનાવનારો ન હોય.

ખોરાકથી માનવીની વૃત્તિઓ સાત્ત્વિકતા તરફ વળે, ઉત્તમ ચારિત્ર્યનું ઘડતર કરે તેજ ખોરાક માનવીના શરીર અને મનના પોષણ માટે હિતકર માનવામાં આવ્યો છે. આવો ખોરાક વનસ્પતિ આહાર છે વનસ્પતિ આહારની નૈતિક ભૂમિકા જ એ છે કે એમાં હિંસા નથી. જ્યાં અહિંસા હોય ત્યાં પ્રેમના ગુણોનો વિકાસ થાય. ભૂતદયાના ધર્મનું જાગ્રત ભાન રહે. વૃત્તિઓમાં ઉત્તેજના ન હોય પણ સાત્ત્વિક સ્વસ્થતા સ્થિરતા હોય.

આહાર વિજ્ઞાનના ચયાપચયની દૃષ્ટિએ માંસાહાર અમ્લયોગી વિકૃતિ પેદા કરનારો ખોરાક છે. આ અમ્લયોગી વિકૃતિ એટલે રોગ. અને આથી જ રોગોમાંથી બચવા માટે પણ માંસાહારી પ્રજાએ મોટા પ્રમાણમાં વનસ્પતિ આહાર લેવાનો રહે છે. પશ્ચિમના દેશોમાં કાચાં શાકભાજીનો આજે જે વૈજ્ઞાનિક મહિમા વધી રહ્યો છે એની પાછળ આ અમ્લયોગી વિકૃતિમાંથી રોગજન્ય સ્થિતિમાંથી બચવાની દૃષ્ટિ છે.

મનની સ્વસ્થતા હિંસા ઉપર જ રચાયેલા ખોરાકથી આવી શકે નહિ. યૌગિક પ્રક્રિયામાં આથી જ ફલાહારનો આહાર સ્વીકારાયો છે. માનવ શરીર એક એવું અણપ્રીછાયેલું યંત્ર છે કે જેને કેવળ ભૌતિક વિજ્ઞાનના માપદંડથી માપી શકાય એવું નથી, એમ નોબલ પારિતોષિક વિજેતા શ્રી એલેક્ષી કેટલ એના "મેન ધી અનનોન"માં કહે છે. એટલે જ, માણસ કેટલું ખાય છે એ મહત્ત્વનું નથી, પણ શું ખાય છે એ ખૂબજ મહત્ત્વનું છે. વનસ્પતિ આહારની આ જીવન દૃષ્ટિ છે.

વનસ્પતિ આહાર અને માંસાહારને વચ્ચે એક બીજો મહત્ત્વનો તફાવત એ પણ છે કે વનસ્પતિ માનવીની જેમ જ જીવંત-ચેતનશીલ પંચમહાભૂતોની પ્રતિનિધિત્વવાળી જીવસૃષ્ટિ છે અને આથી જ માનવીનું શરીર અને મન પોતને જોઈતાં સર્વાંગ જીવંત તત્ત્વો આ વનસ્પતિ આહારમાંથી મેળવી લે છે. માંસાહાર એ જીવંત ખોરાક નથી. મૃત્યુ પછીની અવસ્થા એટલે જ માંસાહાર. આથી જ એમાં ચેતનવંતા જીવંત પંચમહાભૂતોનું પ્રતિનિધિત્વ નથી. અને આથી જ એ શરીર અને મનને પોષણ આપનારા ખોરાકના ગુણધર્મો ધરાવતું નથી.

હિન્દુ જીવનદર્શનમાં કર્મના રોગોનો વિચાર અને સ્વીકાર થયો છે. આજનું સાયકોસોમેટિક-રોગ-

[અનુ. પૃ. ૫૩૬

## તમને શું આપવાનું ?

'તમને શું આપવાનું ?' એ પ્રશ્ન આજના જાહેરજીવનમાં સામાન્ય થઈ પડયો છે. કોઈની પાસે કશું કામ કઢાવવાનું હોય – મેં 'કરાવવાનું ને બદલે 'કઢાવવાનું' શબ્દ સહેતુક વાપર્યો છે – ત્યારે આ પ્રશ્ન પુછાય છે કોઇને શાળામાં પ્રવેશ અપાવવાનો હોય, તુમાર ચાલતો કરવાનો હોય, સાહેબની મુલાકાત લેવાની હોય, સિમેન્ટ કે લોખંડનાં પતરાં મેળવવાનાં હોય, નોકરી મેળવવાની હોય, અરે કશું પણ કામ કરાવવાનું હોય કશુંક આપવું પડે છે. આપણે ન પૂછીએ ને ન આપીએ તો કામ થતું નથી. ઘણી વખત આપણે ન આપીએ તો સામેથી સંકેત થાય છે. 'પેપરવેઈટ–કાગળદબાણિયાં – વિના કાગળ ઉડી જાય' તેમ કહેવામાં આવે છે.

આ અંગે મને એક કરુણ – મારી દૃષ્ટિએ જ તો – અનુભવ થયો તેની મારે વાત કરવી છે. આ રાષ્ટ્રરોગનાં મૂળ કેટલાં ઊંડા છે, પ્રજાજીવનમાં અનૈતિકતા કેવી સ્વાભાવિકતાથી પ્રસરી રહી છે, એમાં કશું જ અજુગતું નથી, પવનની લહરી જેવી કે વર્ષાનાં છાંટણા જેવી એ કુદરતી લીલા છે તે આપણે કેટલી હદે સ્વીકારી લીધું છે તેની ઝાંખી મને એ પ્રસંગ દ્વારા થઈ.

કોલેજમાં માફી માગનાર બધા વિદ્યાર્થીઓની આર્થિક સ્થિતિ ખરાબ હોતી નથી કે ઘણા વિદ્યાર્થીઓનાં માવતરને પોતાનાં બાળકે માફી માટે અરજી કરી છે તેની પણ ખબર હોતી નથી. વીસેક વર્ષ પર એક ન્યાયાધીશ સાહેબના દીકરાએ માફી માટે અરજી કરેલી. આ ઘટસ્ફોટ ઈન્ટરવ્યૂમાં થયો. એમને પૂછવામાં આવતાં જણાવ્યું કે 'આ રકમ વાપરવા થાય ને!' એટલે કેટલાક આચાર્યો વિદ્યાર્થીના માવતરને જાણ થાય તે સદ્‌હેતુથી માફીની રકમ ચેકથી આપે છે. વાસ્તવમાં માફી પાત્ર વિદ્યાર્થીને બેંકમાં ખાતું હોય જ નહિ. આવો એક વિદ્યાર્થી દસેક વર્ષ પર મારી પાસે આવ્યો. મેં એને ચેકની રકમ મળે તેવી વ્યવસ્થા કરી આપી. મારે મન વાત ત્યાં પૂરી થઈ હતી.

ચાર – પાંચ દિવસ પછી મને રસ્તામાં મળ્યો. વંદન કર્યાં કહે : 'સાહેબ, મારે આપને શું આપવાનું છે ?' હું કાંઇ સમજ્યો નહિ. પૂછ્યું 'શાનું ?' 'પેલા ચેકની રકમ મને મળી ગઇ છે તેનું.'

એને મારી રીત મુજબ વાંસામાં – ટપલી મારી 'એનું કાંઇ આપવાનું ન હોય' કહી વિદાય આપી. પણ તેની મુલાકાતે મને દુઃખી દુઃખી કરી મૂકયો. તેનો પ્રશ્ન ગુંજ્યા જ કરે છે ચિત્તમાં 'મારે આપને શું આપવાનું છે ?'

ભાવનગર, –તખ્તસિંહ પરમાર
૧-૯-૮૧

## પપ્પા ! તમે ખોટું બોલો છો

પેઢીએથી ઘેર પાછા ફરતી વખતે શેઠે મિઠાઈની એક દુકાન પાસે ગાડી થંભાવી, પોતાની લાડકી બેબી માટે મોંઘા ભાવની મિઠાઈનું બોકસ ખરીદ્યું. ઘેર પહોંચી એમણે દિવાનખાનામાં રમતી નાનકડી બેબીને ઉપાડી, ગળે વળગાડી મિઠાઈનું બોકસ આપતાં આપતાં કહ્યું,"

"બેબી ! તું મને બહુ વહાલી લાગે છે." મિઠાઈનું બોકસ લઈને નીચે સરકી આવેલી બેબીએ કહ્યું, "પપ્પા ! તમે ખોટું બોલો છો."

"ના સાચું જ કહું છું. તું મને સૌથી વહાલી છો." પપ્પા પ્રેમ નીતરતી આંખે બોલ્યા.

"ગઈ કાલે સોનાની નવી બંગડીઓ આપતી વખતે મમ્મીને તમે આમ જ કહેતા હતા." બેબી બહાર દોડી ગઈ.

# યુવાનો અને રાષ્ટ્રભાવના

રાજુલ દવે

રાષ્ટ્રીયતા અને આધુનિક યુવાનોનો જ્યારે વિચાર કરું છું ત્યારે થાય છે કે આજે આ બેયને કોઈ સંબંધ રહ્યો છે ખરો ? રાષ્ટ્રસંઘના બંધારણમાં પ્રત્યેક દેશની રાષ્ટ્રીયતાને અખંડ રાખવાની કલમ રહેલી છે એટલા પૂરતી પણ પ્રત્યેક દેશની સીમા જળવાઈ નથી રહેતી. ભારતની સીમા ચીને અને પાકિસ્તાને દબાવી છે તો ઈઝરાયેલ અને આરબ દેશોની તથા ઈરાન – ઈરાકની સીમાઓ સળગી રહી છે. આપણી સીમાઓ ક્યારે નહીં સળગી ઊઠે તેની કોઈ ખાત્રી નથી.

આ સંજોગોમાં કોઈ પણ રાષ્ટ્ર એની પ્રજાની રાષ્ટ્રીયભાવના અને રાષ્ટ્રીયએકતાથી જ પોતાને બચાવી શકે.

આપણો દેશ પરાધીન હતો ત્યારે આપણા યુવાનોએ રાષ્ટ્રીયભાવના માટે – રાષ્ટ્રીયએકતા માટે ત્યાગ અને બલિદાનની ધારાઓ વહાવી છે.

સૌથી પ્રથમ તો નાતજાતના બંધનો, એની રૂઢિઓ, અને એની સંકુચિતતા રાષ્ટ્રભાવનાની બાધક છે. કારણ કે કોમવાદ અને જ્ઞાતિવાદ પોતાના વર્તુળનો પોતાની કોમ અને પોતાની જ્ઞાતિના વિકાસનો જ વિચાર કરી શકે એ આપણા દેશના સૌથી વધારે જરૂરતવાળા માનવીનો પ્રથમ વિચાર કરી જ ન શકે. પછી એમાં ગરીબી ફેડવાનો શિક્ષણનો કે કામ – ધંધાનો સવાલ હોય તો પણ પોતાની કોમ અને જ્ઞાતિની દૃષ્ટિએ જ વિચારવાનો ત્યારે આપણો દેશ અનેક પ્રદેશો, અનેક ભાષાઓ, અનેક જ્ઞાતિઓ અનેક સંપ્રદાયો અને સામાજિક તથા આર્થિક રીતે ઘણા ઊંચ – નીચના ભેદો વચ્ચે વહેંચાયેલો છે.

આ બધા જ ભેદો આપણી રાષ્ટ્રીયભાવનાના, એકતાના, રાષ્ટ્રીય વિકાસના અને ભાવાત્મક એકતાના માર્ગમાં મોટા પહાડો રૂપે ખડકાયેલા પડ્યા છે.

આધુનિક યુવાન પરાધીન ભારતના યુવાન કરતાં વિગતો અને માહિતીજ્ઞાન કદાચ વધારે ધરાવતો હશે, સ્કૂલો – કોલેજોનું શિક્ષણ કદાચ વધારે ધરાવતો હશે, વિજ્ઞાનમાં વધારે આગળ વધ્યો હશે અને વૈજ્ઞાનિક સાધનોનો કદાચ વધારે ઉપયોગ કરતો હશે, પણ બીજી બાજુ એ કોમવાદ અને જ્ઞાતિવાદના, પ્રદેશવાદ અને ભાષાવાદના, સંપ્રદાયવાદ અને મૂડીવાદના કળણમાં વધારેને વધારે ખૂંપતો જાય છે. ત્યારે પરાધીન ભારતનો યુવાન રાષ્ટ્રીયભાવનાનો વધારે ઉપાસક હતો. એનામાં ઉત્તર દક્ષિણ કે પૂર્વ – પશ્ચિમ ભારતના ભેદભાવ ન હતા. એ દેશની બધી જ ભાષાઓ તરફ આદર ધરાવતો હતો અને પોતાની રાષ્ટ્રભાષા માટે ગૌરવ લેતો હતો. એ બધી રીતે પ્રગતિશીલ અને વિકાસશીલ હતો, છતાં એ સમગ્ર દેશનો વિચાર કરીને આગળ વધતો હતો. એ દેશના કોઈ પણ માનવીનો નાત–જાત ધર્મ – સંપ્રદાય કે ઊંચ – નીચના ભેદભાવ વગર વિચાર કરતો હતો. એ સમજતો હતો કે સૌના હિતમાં મારું હિત સમાયેલું છે. છતાં પ્રથમ મારે મારા દેશનો, મારા દેશના પ્રત્યેક માનવનો વિચાર કરવો જોઈએ.

દેશનો – રાષ્ટ્રનો – રાષ્ટ્રીયતાનો વિચાર કરવામાંથી એ રાષ્ટ્રનો વગર વળતરનો સિપાહી બની રહ્યો, અને એ રાષ્ટ્રની સ્વાધીનતા માટે, દેશદાઝ માટે માથું મૂકીને પણ દેશને આઝાદ કરવાની તમન્ના કેળવતો થયો. એમાંથી આપણા દેશના જવાનોએ ત્યાગ અને બલિદાનની, સેવા અને સમર્પણની ધારાઓ વહાવી

એ યુવાન સમજતો હતો કે ઊંચ-નીચના ભેદ માનવ-માનવ વચ્ચેના ભ્રાતૃભાવની આડે આવે છે, એટલે એ સાદાઈનો સ્વૈચ્છિક અંગીકાર કરતો થયો. વૈભવી કે વિલાસી જીવનથી જ ઊંચ-નીચના

ભેદ સરજ્યા છે માટે શ્રીમંતાઈના ટેકરા તોડવા અને ગરીબાઈની ખાઈઓ પૂરવા એ ઉત્સુક થયો.

એ સમજતો હતો કે સંપ્રદાયવાદ માણસ માણસ વચ્ચે જાત-પાંતના, ઊંચ-નીચના અને છૂતા છૂતાના ભેદભાવ સર્જે છે. એથી એ યુવાન સર્વધર્મ સમભાવ તરફ વળેલો. બધા ધર્મો પ્રત્યે આદર ધરાવતો થયો અને સંપ્રદાયની વાડાબંધીનો એણે નિષેધ કર્યો.

દેશને ઊંચો ઊઠાવી શકાય, સમાનતા પેદા કરી શકાય, માનવભાવ ઉત્પન્ન કરી શકાય તો જ રાષ્ટ્રભાવના જળવાય. દેશને ઊંચો ઉઠાવવા માટે એણે દેશની ગરીબી અને અજ્ઞાનતા, અંધશ્રદ્ધા અને વહેમ, નિરક્ષરતા અને રૂઢિજડતાને આડાં આવતાં જોયાં અને તેથી તે અભણને ભણાવવા તરફ થયો. અંધશ્રદ્ધા, વહેમ અને અજ્ઞાનતા તોડવા એને સાચું જ્ઞાન આપવા પ્રેરાયો, ગરીબી ફેડવા એ ગ્રામઘોગો અને ગૃહઉદ્યોગો ઊભા કરવામાં પરોવાયો.

પણ સમાજને ઊંચો ઉઠાવવામાં એને સામાજિક રૂઢિઓ અને જડ-પછાત માનસનો ભારે સામનો પોતાના જ ઘરથી કરવો પડયો. વરવિક્રય અને કન્યા વિક્રય સામે એણે જેહાદ જગાવી. પ્રેત-ભોજન સામે તેણે પીકેટીંગ શરૂ કર્યાં. જેમ લગ્નના તેમ મરણના ભારે ભભકા અને ભારે ખર્ચા સામે વિરોધ ઉઠાવ્યા અને અસ્પૃશ્યતા તથા છૂતા છૂત સામે તેણે આંદોલનો જગાવ્યાં.

એ સમજતો હતો કે એક જ પ્રભુના અને એક જ રાષ્ટ્રના બાળ જો છિન્ન ભિન્ન હશે તો દેશ એક કયાંથી થશે ? જો નીચાંને ઊંચા નહીં ઉઠાવાય તો નીચાં ઊંચા સામે બળવાખોર બનશે. જો અસ્પૃશ્યતાને દૂર કરવામાં નહીં આવે તો અસ્પૃશ્યો કાં ધર્મપરિવર્તન કરશે ને કાંતો આંતર વિગ્રહ નોતરશે. જો ધર્મપરિવર્તન થતાં જ રહેશે તો હિંદુ ધર્મનો નાશ થશે ને ધાર્મિક ભાગલા દેશના ભાગલાને નોતરશે. આજે જેમ ખાલીસ્તાનની માગણી થઈ રહી છે તેમ.

આમ પરાધીન ભારતનો યુવાન રાષ્ટ્રભાવના પ્રતિ દોટ દઈ રહ્યો હતો. એને એક એવું માનવમંદિર રચવું હતું કે એમાં કોઈ જ પ્રકારના ભેદભાવ સિવાય સૌ બંધુતાના ખોલડે બંધાયા હોય, સમાનભાવે વિકાસ સાધતા હોય, સમગ્ર રાષ્ટ્રની ચિંતા કરતા હોય અને સૌ એકબીજાના સુખ-દુઃખના સમાન ભાગીદાર હોય.

પરાધીન ભારતના યુવાનની દોટ આમ રાષ્ટ્રીયતા તરફ હતી. એથી એ પોતાના અને પ્રજાના ઘડતરના કામમાં જોડાઈ જતો. એનું વ્યક્તિ સ્વાતંત્ર્ય અન્યના ભોગે જાળવવા નહોતો માગતો, પણ સૌનું સ્વાતંત્ર્ય જળવાય તેવો રાષ્ટ્રીયવિવેક કેળવતો જતો હતો. એ પોતાનું ઘડતર જ એવી રીતે કરતો હતો કે જેથી આસપાસના લોકોનું પણ ઘડતર થતું જાય પ્રજાજીવનના ઘડતરમાં જ એનું ઘડતર થયે જતું હતું. પરિણામે એમાંથી પ્રચંડ પ્રતિભાઓનો જન્મ થતો રહેતો, જેમણે દેશને આગળ વધારવાનાં અનેક મહાન કાર્યો કર્યાં અને દેશ આઝાદ બન્યો.

આજના યુવાનમાં એવી રાષ્ટ્રીયભાવનાનો વિકાસ મંદ પડયો છે. એ દેશ કરતાં-દેશની પ્રજા કરતાં પોતાના અંગત વિકાસ તરફ વધારે આગળ વધી રહ્યો છે. પોતાના કે દેશના ઘડતરનો અર્થ આજે અંગત આર્થિક આબાદીના પ્રયાસોમાં ફેરવાઈ રહ્યો છે. એવી આર્થિક આબાદી માટે એ કોમવાદ, જાતિવાદ, સંપ્રદાયવાદ, મૂડીવાદ, પ્રદેશવાદ, ભાષાવાદ કે પછી ગમે તે વાદનો આશ્રય લેતાં તે આંચકો ખાતો નથી, પરિણામે આ બધા વાદો સમાજ સેવાના દાંભિક વિકાસરૂપે વકરી રહ્યાં છે.

રાષ્ટ્રીયભાવનાનું નિર્માણ રાષ્ટ્રીયચારિત્ર્યના નિર્માણ સિવાય થતું નથી. રાષ્ટ્રીય-ચારિત્ર્યનું નિર્માણ ત્યાગ, સ્વાર્પણ, સેવાભાવ, સમભાવ અને પ્રત્યેક વ્યક્તિ પરત્વેના ભ્રાતૃભાવના વિકાસથી જ થઇ શકે. પણ લોકશાહીના અને વ્યક્તિ-સ્વાતંત્ર્યના નામે ને રાષ્ટ્રના ભોગે પોતાનું જ હિત સાધતા સૌ થઈ

જાય તો રાષ્ટ્ર છિન્ન – ભિન્ન થઈ જાય. પ્રત્યેક યુવાને પોતાનો વિકાસ એવી રીતે સાધતા રહેવુ જોઇએ કે જેથી રાષ્ટ્રનો પણ વિકાસ થતો રહે પછી એ ક્ષેત્ર રમત – ગમતનું હોય કે હરકોઈ પ્રકારના મનોરંજનનુ, સામાજિક કે આર્થિક હોય અથવા ધાર્મિક હોય કે રાજકીય. રાષ્ટ્રના વિકાસ અને આબાદીના વિચાર સાથે જ એનુ પ્રત્યેક પગલુ ભરાવુ જોઇએ.

દેશ આજે અંગત સ્વાર્થની ગાડી દોડમા ગૂંચવાઈ રહ્યો છે તેને આજનો યુવાન રાષ્ટ્રીય-ભાવનાથી જ ઉગારી શકે જે ક્ષેત્રમા આજનો યુવાન જોડાય એ ક્ષેત્રને રાષ્ટ્રીયતાનુ સાધન બનાવે જેમા રાષ્ટ્રીયતા ન રહેલી હોય એવી પ્રત્યેક બાબતનો તે વિરોધ કરે, માનવ – માનવ વચ્ચે જે કોઈ વાદ, વિચાર કે કોઇ પ્રવૃત્તિ ભેદભાવ ઊભો કરે તે તમામ અવરોધોને તોડીને માનવતાનું પુનર્સ્થાપન કરે, દભને પાખડના પડદા ચીરી નાખે, પોતાનામા અને સમાજમા આત્મસન્માન પેદા કરે, જે વિચારો, જે વાદ કે જેહાદ એને માણસ મટાડી દેતી હોય હોય એના ફાસલામા ન ફસાતા એવા બધનો તોડી નાખે ને મુક્ત વિચારો સાથે મુક્ત માનવ તરીકે આગળ વધે.

બેડીઓ તો લોખડની હોય કે સોનાની, બધી એકસરખી બંધનકર્તા છે સ્વાર્થપ્રેરિત દોડમા આજ છૂપો વ્યક્તિવાદ ભયકર રીતે વિકસી રહ્યો છે પણ બધાની દોડ એક જ દિશામા હોવાથી તે એકબીજાની સાથે સઘર્ષમા આવે ત્યારે જ દેખાય છે કે દરેક વ્યક્તિ એકબીજાને શોષી લેવાની વેતરણમાં રચી પચી રહે છે. આજનો યુવાન જો આમાથી નહી બચી શકે અને રાષ્ટ્રીયતા તરફ વિકાસોન્મુખ નહી બને તો આપણા દેશનુ ભાવિ ઘણુ ધૂધળુ દેખાય છે.

આ દેશને ઊચો ઉઠાવ્યો હતો દેશના યુવાનોએ જ. આ દેશને ઊચો ઉઠાવી શકશે દેશના યુવાનો જ. યુવાનો જ એક આશા છે બાકી તો બધી નિરાશા જ છે. અલબત્ત યુવાની ઉંમરમા નહિ પણ આત્મબળમા રહેલી છે.

આ દેશના યુવાનોએ તમામ રૂઢિઓના બંધનો તોડીને સમર્પણની ધારાઓ વહાવીને, પરાધીનતાના બધનો તોડેલા. હવે સાપ્રદાયિક, સામાજિક, આર્થિક અને રાજકીય દાસત્વના બંધનો તોડીને રાષ્ટ્રનું ચારિત્ર્ય – નિર્માણ કરવાનું કર્તવ્ય આજના યુવાનો ઉપર જ આવી પડયુ છે કોઈ પણ દેશ એના યુવાનોને લીધે જ ઉજ્જવળ અને મહાન બની શકે

સ્વતંત્રતાનો ચોત્રીસમો જન્મદિન આપણે જ્યારે હમણા જ ઉજવ્યો છે ત્યારે આજના યુવાનોમા આવી રાષ્ટ્રીયભાવના પ્રજ્વલિત થાય તેવી આશા રાખીએ. સમયની એ તાતી જરૂરિયાત છે. આ દેશની સ્વાધીનતા, સમાનતા પ્રગતિશીલતા અને વિકાસશીલતાના જીવનનિષ્ઠ ઉપાસકોની પરંપરા જળવાતી રહે એ જવાબદારી આજના યુવાનોની છે એ પડકાર ઝીલવામા જ જુવાનીનું સાફલ્ય છે.

(આકાશવાણીના સૌજન્યથી)



પૃ. ૫૫૬થી ચાલુ]

'હે કંથ, મારા પીયર પર રણે તુ મહેણુ આણતો. જેઓ પાછા પગલા ભરશે, તેઓ સુભટોના હાસીપાત્ર બને છે.'

ઇમ કાયર-મહિલી ભણઇ,
સામી રાઉત હોજિ
નહી તુ જાઉ ઝૂઝિવા,
પાછઇ મૂં કર જોજિ. ૧૭

'કાયરની પત્ની કહે છે. હે સ્વામી, તુ મરદ થજે. નહી તો પછીથી રણે ચડી ને તુ મો ફેરવીને (?) જો જે.' (ક્રમશ.)

# દેવચંદ-સંગૃહીત વીરરસના દુહા

સંપાદક : હરિવલ્લભ ભાયાણી

સદ્‌ગત મુનિ જિન વિજયજીએ નકલ કરાવી રાખેલા દુહા આદિના સંગ્રહમાંથી આ દુહા સંપાદિત કરી અહીં રજૂ કર્યા છે. નકલમાં આ દુહા–ગુચ્છના આરંભે, 'શ્રી વીરદુગ્ધઘટાઃ શ્રી દેવચન્દ્રેણોચ્છતા' એવી નોંધ છે. આમાં 'દુહડા' એવા જૂની ગુજરાતી રૂપનું 'દુગ્ધઘટાઃ' (=દૂધના ઘડા!) એવું સંસ્કૃત કરેલું છે. અન્યત્ર પણ, જૈન લેખકોમાં આ પ્રયોગ મળે છે. તે પછીનાં શબ્દોમાં 'ઉચ્છતા' ભ્રષ્ટ છે. 'ઉદ્‌ધૃતાઃ'ને બદલે તે હોય એમ માનીએ તો આ દુહા દેવચંદે રચેલા નહીં પણ બીજેથી સંગ્રહેલા ગણવા જોઈએ. જો કે પાછળના ભાગમાં આવતું યુદ્ધવર્ણન કોઈની સળંગ રચના હોવાનું જણાય છે. સારી હસ્તપ્રત મળે ત્યારે કર્તૃત્વનો નિર્ણય કરી શકાશે.

જેમ પ્રાચીન તેમજ મધ્યકાલીન ભારતીય જીવનનું પણ યુદ્ધ એક મહત્ત્વનું અંગ હોઈને સમગ્ર પ્રાચીન સાહિત્યમાં ભરપૂર યુદ્ધવર્ણનો અને વીરરસનાં નિરૂપણો મળે છે. વીરરસના કેટલાક ઉત્કૃષ્ટ અપભ્રંશ દુહા હેમચંદ્રના વ્યાકરણમાંથી આપણને જાણીતા છે. અહીં આપેલા દુહાઓમાં એમની જ ઉત્તરકાલીન પરંપરા જોઈ શકાશે. જૂનું રાજસ્થાની સાહિત્ય વીરરસની રચનાઓથી સમૃદ્ધ છે.

દુહાઓનો પાઠ કેટલેક સ્થળે ભ્રષ્ટ હોઈને અર્થ બેસતો નથી. વિષયને અનુસરીને વિભાગ મેં કર્યા છે.

## (૧) વીર પત્નીના પ્રોત્સાહન–વચન

સૂરા–કન્હઈ ઘરુ કરી, ભલી લજાવી કંત
જઇ તઉં રાખત ઝૂંપડા, (તુ)હૂં ઝૂઝેવા જંત. ૧

'હે કંથ, શૂરવીરની પડોશમાં ઘર રાખીને તો તેં મને લજવી. તું જો ઝૂપડાની સંભાળ રાખત, તો હું યુદ્ધમાં જાત–રણે ચડત.'

કટ્ટારી તિમ બાંધિ પ્રિય, જિમ બંધી સૂરેણ
બંધઈં કાયર બાપડા, પહિરણ-ખિસણ-ભએણ. ૨

'હે પ્રિયતમ, જેમ શૂરવીર બાંધે એ રીતે તું કટાર બાંધજે. બિચારા કાયરો પહેરણ ખસી જવાની બીકે કટાર બાંધતા હોય છે.'

સવિ રૂડા સવિ ચંગડા, સવિ કજ્જડાં–સમત્થ
લોહ વહેતે જાણીઈ, જાસુ વિહિલા હત્થ. ૩

'હાથ તો સૌના રૂડા, સુંદર અને કાર્ય કરવામાં સમર્થ હોય. પણ હથિયાર વાપરતી વેળા જ ખબર પડે કે કોના હાથ ચપળ છે.'

એતઉ સામી એઉ પ્રહુ, એ તે દંતીય–દંત
એ મૂં – આગલિ સારિજે, જેતું વાત કહંત ૪

અર્થ અસ્પષ્ટ હોઈ અનુમાને ભાવાર્થ આપું છું. 'જ્યારે તું મરી પસે યુદ્ધની વાત કર, ત્યારે આટલું કહેજે : આ હું તારો પતિ, આ મારો માલિક, અને આ (યુદ્ધમાં હણેલા) હાથીઓના દાંત.'

સામિય ઇક મૂં વત્તડી, કરિજે કરિઉ પસાઉ
સુરકામિણિ મન લોલિયઉ જઉ પહુચઉ (?હિ)
સુરઠાઉ. ૫

'હે સ્વામી. કૃપા કરીને મારી એક વાત માનજે (મારુ એક કહ્યું કરજે) – જો તું દેવલોકમાં પહોંચે તો અપ્સરાઓથી ભોળવાતો નહીં.'

વહંત ઇ આવઉં છઉં, ચિહ–મારગિ તુહ પૂઠિ
તૂં અરિ અંબર છાઈયઉ,
સામી આહિરિ ઊઠિ. ૬

'તું જઈ રહ્યો છે ત્યાં જ હું તારી પાછળ ચિતાને રસ્તે આવું છું. હે સ્વામી તું શત્રુ ઉપર આકાશમાં છવાઈ ગયો છો...(?).'

ઈમ સુહડહ ઘરિ કામિણી, દોછઈ માડ ભત્તાર
સામી ભલઉ ભણાવિજે,
બોલઈ તે તિણિ વાર ૭

'આ પ્રમાણે સુભટોના ઘરમા પ્રિયાઓ ભર્તારને જુસ્સાભર્યા ઉપાલભ આપે છે, અને કહે છે કે નાથ, આપણુ સારુ કહેરાવજે'

આગઈ પ્રિઉ અતિ ઝૂઝણુઉ,
અનિ ખિમણુઈ કિઉ પ્રાણિ
તીન્હઉ નર ખર છાનીઉ (?)
કામિણિ વયણહ બાણિ ૮

'એક તો પતિ યુદ્ધપ્રિય, અને તેમા તેનો પોરસ બમણો કર્યો—તીખો નર અને પ્રિયાના વચન-બાણે ઘાયો (પછી પૂછવુ જ શુ ?)

## (૨) કાયર પત્નીના પ્રોત્સાહક વચન

રાઉત નણિ રોમ ચિયા, સાભલિ સી ગણિ-નાહુ
સુહડહ જણુ જાણામણી (?)
જાણે કીઉ (?) સાદુ ૯

'ધનુષ્ટકાર સાભળીને મરદોને રણરસનો રોમાચ થયો—જાણે કે, સુભટોને બોલાવવા સાદ પાડવામા આવ્યો'

કાયર-કેરી કામિની દોછે નિતુ નિતુ કતુ
કુલિ ખપણુ રાખે કરે સામી રણિ ઝૂઝતુ ૧૦

'કાયરની સ્ત્રી પતિની રોજ રોજ નિર્ભર્ત્સના કરે છે હે સ્વામી, રણસગ્રામમા યુદ્ધ કરતા રખે તુ આપણા કુળને કલક લગાડતો'

રણિ પહિલા પગ દેયજે, પાછા મ કરિસિ નાહ
ઘણુ ભડ મારી તૂ મરે,
અમ્હ મનિ એ ઊછાહ ૧૧

'હે નાથ, રણસગ્રામમા તુ પહેલા પગલા દેજે, પાછા પગલા ન કરતો અનેક સુભટોને મારીને તુ ખપી જજે – અમારા મનની આવી હોશ છે'

પાછઈ પઈ પ્રિય ઉરિ કરી,
ચિહિ બાલિસુ નિઅ-અગુ
મન જાણિસિ મિલિનિઉ નહી,
સગ્ગીયા ( ) વલિ મગુ ૧૨

'એ પછી હે પ્રિયતમ, તને ખોળામા લઈ હુ ચિતા પર મારુ શરીર પ્રજાળીશ તુ એમ ન જાણતો આપણો ફરી મેળાપ નહી થાય સ્વર્ગમા આપણો ફરી સગમ થશે'

સામી-કજ્જિહિ જે વિ નર,
જઉ મન-શુદ્ધિ મરતિ
તે તુહુ નીછઈ જાણિ પ્રિય,
સુરવર-વહૂ વરતિ. ૧૩

'હે પ્રિયતમ, તુ નિત જાણજે કે જે શૂરવીરો સ્વેચ્છાથી પોતાના માલિકને કાજે મૃત્યુને વરે છે, તેઓને દેવ ગના વરે છે

ગોગ્રહિ સ્ત્રીગ્રહિ સામિગ્રહિ
જે નર જીવિય જતિ
તે પરભવિ નીછઈ વલી (?)
સુરવર વહૂ લહતિ ૧૪

'જે શૂરવીરો ગાયો અને સ્ત્રીઓના અપહરણ અને પોતાના માલિકના બ દિગ્રહણ વેળા પોતાનો જીવ આપે છે, તેઓ પછીના ભવમા નિશ્ચે દેવાગનાને પામે છે'

અમ્હ મ લજ્જાવિસિ નાહ હિવ
સામી-કેરી દ્રોઠિ
ભણિ તુ જાઉ (હુ) ઝૂઝિવા
તુ કરિજે ઘરિ વેઠિ ૧૫

'હે નાથ માલિકની નજરમા હવે તુ અમને લજવીશ મા જો તુ કહેતો હોય તો હુ રણે ચડુ ને ઘરની વેઠ તુ કરજે

અમ્હ પીહરિ ગાજણુ રખે
જાઇ ય (?) આણે કત
સુહડહ ત હાસઇ ( સયઈ,
જે કાયડા (?) કરત ૧૬

[અનુ પૃ ૫૫૪

# માગડાવાળો

(હપ્તો ચોથો)

કાનજીભાઈ બારોટ

પદમાને પ્રીતાળ, હિરણ્યની હદમાં રિયો,
ઝાઝા ભણજે જુહાર, મરતાં બોલ્યો માંગડો.
(આ હિરણ્યકાઠો કેવાય છે)

'હે પદમાવંતી તારો પ્રિયતમ હિરણ્યને સરસ્વતીને કાંઠે કામ્ય આવ્યો છે, ને તને ઝાઝાથી જુહાર કહેવરાવ્યા છે."

કળકળને કટકે, હાકોટે હબક્યો નહિ;
આહરો આગ્યે (તંઈ) મચિયો ખાગે માંગડો.

આહરાના હટકના હાકલાથી ડર્યો નહિ ને માંગડે તેગ (તરવાર) તાણી.

પદમાવંતીએ માંગડાવાળાને દોઢસે ઘોડે ભાલે આભ તોળી ગાયોની વ્હારે ચડતાં દીઠો હતો એટલે પદમા પોતાના મહેલના ઝરોખામાં ઊભી ઊભી પાછા વળવાની વાટ જુએ છે ત્યાં તો ધીગાણામાંથી ઉગરેલા ધુમલીના પચાસ રજપૂતોએ માથે ધોળાં ફાળિયાં વીંટેલા નીચે જોયાં. હવે તેઓને શિરે પચરંગી પાઘડીઓ નથી.

(આ) પાઘડિયું પચાસ,
(એમાં) આંટાળી એકેય નહિ,
(ઇ) ઘોડો ને અસવાર,
(હવે) મીટે ન ભાળું માંગડો.

અરે! આ પચાસ જેટલી પાઘડીઓવાળા છે. પણ કોઇને માથે આંટીઆળી પાઘો કેમ નથી? વળી, એમાં પોતાના ઘોડાનો અસવાર માંગડાવાળો નજરે કેમ ચડતો નથી?!

(જેનો) ઘોડો આવે ઘૂમતો,
માથે સોનેરી સાજ;
એક જ ઇ અસવાર,
મીટે ન ભાળું માંગડો.

જેનો ઘોડો હમચી ખૂંદી રહ્યો હોય, શિરે સોનેરી સરપાવ શોભી રહ્યા હોય એવો એક અસવાર પદમાવંતી કહે છે હું મીટે (નજરે) કેમ જોતી નથી?

વળી આવે વાર, ભૂંડે મોંએ ભાણુની;
(એમાં) એકલડો અસવાર,
પદમાએ પેખ્યો નહિ.

આ ધૂમલીના ભાણુ જેઠવાની વાર ભૂંડે મોંઢે નિસ્તેજ બની પાછી આવી છે. પદમાએ એમાં એક અસવાર જોયો નહિ માંગડાવાળો.

પદમાએ આ રજપૂતોને પૂછ્યું: 'ભાઈઓ, માંગડાવાળા ક્યાં ગયાં? ધુમલીએ એના માવજીને તેડવા ગયા અથવા હું મારા માવતરને ત્યાં લાડકોડે ઉછરી છું. વખને ચોપાટે રમતાં કાંઈ બોલાણું હોય ને રાજા રીસાણા તો નથી ને?' પદમાનું મન ખોટા ઘાટ ઘડી રહ્યું છે કે વાળો રાજા રીસાણા હોય તો હું એને મનાવી લઈશ. જીવતો જોગી ભલો.

રજપૂતો કહે છે: 'ના બાઈ, માંગડાવાળો આહરા બાયલની બરછીએ સરસ્વતીના તીરે વીંધાણો પણ મરતી વખતે મનુષની મતિ એવી ગતિને પામે તે મરતાં મરતાં બાઈ તારામાં એની વાસના રહી ગઈ છે. તું કલેવર તજતી નહિ. અધૂરી વાસનાવાળો માંગડાવાળાનો જીવ ભૂત બનીને તને ભેટશે.' એટલું કહી આ રજપૂતો ધુમલીએ કોઈને મોઢું બતાવવા ગયા જ નહિ, કારણ "હું તું તે હારવિયા ખજીનો ખેદ ખોઈ" માંગડા જેવા પુરૂષને ગુમાવી બરડા દેશમાં કોને મુખ બતાવવાં?

પદમાવંતીએ આશાને તાંતણે દેહ પાડ્યો નહિ, ભલે ભૂતસ્વરૂપે માંગડાવાળો મળતો.

ધુમલીના રજપૂતો માંગડાવાળો તથા સાથે

કામ્ય આત્મલાના દેહને રાતા ખિનખાબની સોડ્યુ ઓઢાડીને ગયા'તા પાટણના મહાજને માંગડા અને એના સાથિયોના દેહને સરસ્વતીને કાંઠે સહુની દહન ક્રિયા કરી.

સોડ્યુ મગાવી સાત, માગડાના મોસાળની
કરશ્યોમા કલ્પાત પાટે ઊભી પદમાવતી.
(કરે કાળો કલ્પાત પાટણમા પદમાવતી)

માગડાવાળાનો વાસનાદેહ વાયુસ્વરૂપે ભૂતયોનિ પામી સરસ્વતીને તીરે ભમી રહ્યો છે ને પાટણમા પદમાવતી કાળો કલ્પાત કરી રહી છે વિરહાગ્નિમા બળતી બળતી આશાને તાતણે એનું જીવતર ટકી રહ્યુ છે કે માગડો આવીને મારી સાથે ચાર ફેરા ફરશે

ઊ ચા સળગ્યા આભ, નીચા ધરતીના ધડા
(ઈ) ઓળખવાને આવ્ય, ધાતરવડના ધણી.

હે ધાતરવડના નૃપતિ, આભથી ધરતીના પડ સુધી અમારે આગ લાગી છે. ઈ અગ્નિ બુઝાવવા તુ ક્યારે આવીશ ?

બાતન ધાત ભઈ હે ઇનેપર,
ધાત અનગ રચી કયો નિવારો,
અ બરલો ધર જવાળ ઊઠી,
તાપર પાવ કહા નિરધારો

કોસ પચાસહ પાચ ભયે,
ડર્ગ પાચ ભયે હેકોસ હજારો,
યા દિન યાદ કરોન પ્રબિન નમુ,
કૌનહુ પે ફરિયાદ પોકારો
(પ્રવીણ સાગર)

એક વાત ધાત જેવી થઈ છે એના ઉપર અનગે (કામદેવે) ધાત રચી છે. આકાશથી ધરતી સુધી જ્વાળા ઊઠી છે હવે અમારે કયા પગ મૂકવા ? પચાસ ગાઉ પાચ જ ડગલા થયા'તા પણ હવેના પાચ ડગલા હજારો ગાઉ જેવા થયા છે. તો હવે અમોને યાદ નહિ કરો તો અમારે ફરિયાદ કેને જઈને કરવી ?

મારા પંડય પર પડયા (કોઇ)
રાતા છાટા રગતના,
રહ્યા જનમારો રોઇ મીટે ન ભાળુ માગડો

મારા અ ગ ઉપર કકુકેસરના નહિ પણ લોહીના છાટયા પડયા. મારો અવતાર રડવામા જાય છે, કારણ માગડો મારી નજરે ચડતો નથી.

ઓશિયાળા અમે ટોઠાઝલ ટળ્યા નહિ,
તરછોડયા તમે (અમને) મેણાઝલ કર્યા માગડે.

હે માગડાવાળા, અમે કાયમના ઓશિયાળા થયા અમારા દ્વારના ટોડાઝલ (થાભલા ઝાલનાર) મટયા નહિ. તે મને તરછોડીને મેણિયાત કરી છે

ખુ દલ પડ ખેળા વાલમ વિસરસુ નહિ,
આખડિયું એભલકા મારકણિયુ હુત્યુ માગડા.

હે એભલવાળાના કુવર તારી સાથે ચોપાટના ચારેય પડ પાથરીને રમી ઈ ભુલાતુ નથી તારી આખડિયુ તીર જેવિયુ મારકણિયુ હતી

પદમાને એક એક દિવસ જુગ જેવડો જાય છે એમ થાતા થાતા જેઠ અધુસાર્યો ને અષાડા આબાને કેરીની લૂણ 'આવિયુ.

અષાડને આબે લૂણુ વાળા લાગિયુ,
અલબેલા આવે મેળાપ કરવાને માગડા

હે અલબેલા, હવે તુ આપણો મેળાપ કરવા આવજે અષાડી આબાને કેરીઓ લટકી રહી છે

ધાતરવડના નગરશેઠ મોતીચદ શેઠનો દીકરો લાડણશાહ પણ બરોબર જુવાન થયો એનું નાક ઘોલર મરચા જેવડુ' થઇ ગયુ ગળાનો સ્વર માડયો ભરડાવા. પણ અકલને અને લાડણને ઝાઝુ છેટુ પડી ગયુ છે એના બાપે સુધારવા ઘણા પ્રયાસ કર્યા કે સુધરે કે ડાયો થાય, પણ સુધરે તો લાડણ શેનો ?

લાડણના કરૂપને અક્કલમઠાઈની વાત પાટણ પદમાશાહને પહોચી ગઈ છે શેઠ પોતની પુત્રીને લાડણ સાથે પરણાવશે નહિ એવા પાકા સમાચાર

મોતીચંદ શેઠને મળી ગયા છે. આ શેઠે લાડણનું વેશવાળ કરનાર દલાલોને બોલાવ્યા ને કહ્યું : 'બોલો વાત વણસી ગઈ છે. હવે તમે કોઈ રીતે મારા દીકરાંના લગન લઇ આવે તો હું પદમાશાહને પહોંચી વળીશ. તમોને વળી પાઘડિયું બંધાવીશ.'

આ ચારેય વાણિયા વળી પાટણ પહોંચ્યા ને પદમાના પિતાને કહ્યું કે, 'અમને ધાંતરવડથી મોતીચંદ શેઠે લગન સમજવા મોકલ્યા છે.'

પદમાશાહ કહે : 'ધુતારાવ, હું તમને ઓળખીગ્યો છું. ઇ કદરૂપાને, બુદ્ધિ વિનાનાને મારે દીકરી પરણાવવી જ નથી. ચાલતા થાવ. સો વાતની એક વાત.'

વાણિયા કહે : 'શેઠ, તમારું ખાનદાન ખોરડું. તમે ઊઠીને વાત કરો કે નથી રમતા તો આ જમીન રસાતાળ જાશે.'

પદમાશાહ કે : 'ભલે પ્રલયકાળ આવે પણ નહિ બને ઈ નહિ બને. મારી દીકરી ઈ છોકરાની જોડય નથી.'

વાણિયા કે : 'શેઠ ગામેગામમાં ઈર્ષાળુ, વિઘ્નસંતોષી અને હૈદખજિયા હોય છે. એવા કોઈએ તમારા કાન ભંભેર્યા હશે. બાકી લાડણશાહ એટલે બીજો કાનજી મા'રાજની મૂર્તિ. ફક્ત એને મોરલી વગાડતાં ને ગાયો ચારતાં આવડતું નથી અને જુઓ ક્યારેક સાંભળેલી વાત પણ ખોટી હોય છે. નજરે જોયા પછી સાચું માનજો. તમે અમને લગન લખાવી દયો. પછી અમે જાન જોડીને આવશું. તમારે પાદર જાન આવે એટલે વરરાજાને જોઈ લેવો. જો રૂપાળો હોય તો સામૈયાં કરજો, નકર અમારી જાન પરણ્યા વિના પાછી જશે.'

આંબા આંબલી બતાવી દલાલોએ લગન લખાવ્યાં. બ્રાહ્મણને ત્યાં જ લગનની દક્ષિણા ચૂકવી લગન લઈ ધાંતરવડ આવી ગ્યા ને મોતીચંદ શેઠને માંડીને વાત કરી કે આમ થયું છે.

શેઠ કે : 'ફિકર નહિ. ગગડાટિયું કરો. એ જ વહુ મારા લાડણને પરણશે.'

લાડણનાં લગન વધાવ્યાં.

માંગડાવાળો, મરાણા પછી અરહીવાળાએ મોતિયાળાથી આવી ધાંતરવડ લઈ લીધું'તું પણ હવે અરહીવાળો જુદો જ હતો. બારવટિયા જેસલની જેમ એનો રાહ બદલીગ્યો'તો જેટલો ક્રૂર એટલો કોમળ, જેવો નિષ્ઠુર એવો જ દયાળુ ને પ્રજાપાલક બન્યો'તો—કોઈ સંતના સંગથી પોતાના પાપનો પસ્તાવો કરતો જાણે ઈ અગાઉનો અરહીવાળો જ નહિ.

મોતીચંદ શેઠ અરહીવાળાના દરબારમાં આવ્યા ને કહ્યું : 'બાપુ, મારા દીકરા લાડણસાના લગન આદર્યાં છે.'

'બહુ જ રૂડીવાત શેઠ ! કરો ધામધૂમ. કાંઈ પણ જો'તું કારવતું હોય તો કહેજો ગાજ તમારું છે. હું તો ફક્ત રખોપિયો છું.'

'વાહ ! રંગ બાપુ. આપના મુખમાં આવાં જ વેણ શોભે. પણ સમય જરાક બારીક છે. પારકે પાદર જાવું છે. ધાંતરવડની શોભા દેખાય એમ વરતવું પડે. વરરાજાને ઘરેણું ગાઠે શણગારવો જોશે. બાઈયું બેનુંએ પણ આગરુ પ્રમાણે શણગાર પહેરવા પડશે.'

'શેઠ ! ઘરાણું જોતાં હોય તો ગાજખજાનામાંથી મોકલું.'

'ના બાપુ, તમારો પ્રતાપ છે. સાત સાત પેઢીનાં જૂનાં ઘરાણાં અમારા ઘરમાં છે. પણ ધાંતરવડથી પાટણનો લાંબો પંથ વચમાં લૂંટફાટની બીક છે. એટલે જાનમાં વળાવિયો જોરદાર જોઈએ ને.'

અરહીવાળો કે : 'શેઠ મારી દયારીમાં પડેડી પાથરી મોતને ભેટે એવા ચારસો રજપૂતો છે. કરો પસંદ એટલા તમારા દીકરાની જાનમાં આવશે. ક્ષત્રી બેટડાનું ઈ તો કામ છે.'

શેઠે સભામાં નજર નોંધી કહ્યું : 'મને કોઇ ધ્યાનમાં આવતા નથી.'

'અરે, શેઠ, શું બોલો છો ? મારા આ રજ-

પૂતોને મારી આંખ્યે ભાલાં-તરવારુંના ઘા ઝીલતા જોયા છે. મારી ડયારીમાં તમારી જાનની રક્ષા કરે એવો કોઈ રજપૂત નથી?'

'બાપુ હોય, પણ કેમ કહેવું એવું હોય તો!'

'શેઠ જરાય અચકાયા વિના કહી દયો ઈ આવશે.'

'તો બાપુ મારા દીકરાની જાનમાં આપ પોતે જ પધારો'

'શેઠ, હું જાનનો વેળાવિયો બનું?'

'બાપુ, વેળાવિયા નહિ જાનૈયા કા ના પાડો કે હું વેણ દઈ ફરી ગ્યો. આપે કહ્યું'તું કે જોતું કારવતું માગજો!'

વેણ દઈ ન પાળવું ઈ તો મોટી ખોટ ગણાય.

વચન છળ્યો બલરાય, વચન કૌરવ કુળખોયો,
વચન કાજ હરિશ્ચંદ્ર, નીચ ઘર નીર સમોયો,
વચન કાજ શ્રી રામ, લંક મેં વિભીષણ થાપ્યો,
વચન કાજ જગદેવ, શીષ કંકાળણ આપ્યો.
વચન કઈ કવચન કહે, કટ્ટ કટ જીભ કટીએ,
વિક્કમ સુનો બૈતાલ કહે, વચન દઈ ના પલટીએ.

મોતીચંદ શેઠે સામટી જાન નોતરી. બીજા વિચારવંત વાણિયા કહે છે: 'મોતીચંદ શેઠે વાત સાંભળી છે કે વરરાજો રૂપાળો હશે તો જ વેવાઈ કન્યા પરણાવશે. જાન લીલે તોરણે પાછી ફરે તો અમારી પણ લાજ જાય.'

શેઠ કે: બાપા જરાય મૂંઝાતા નહિ. આપણે તો 'આગળ બુધિ વાણિયો' ઈ વેંત પણ રાખ્યો છે. ધાતરવડનો ધણી અરઠીવાળો આપણી સાથે છે. વેવા ઈ હનકન કરી પરણાવવાની ના પાડશે તો રજપૂતના બેટાને આબરૂની ખેવના હોય. તરવારની અણી પદમાશાહને બતાવશે ને મારો લોડણ લ્હેરથી પરણશે.' લોડણને માડ માડ પાડીવાળો કર્યો. કાડે મીંઢળ બાંધ્યાને વેંવના બેમાર્યો ને પઈ સીચાણું. નેકુક ગાડાં જાનમાં જૂત્યાં ને જાન પાટણ ટીમની રવાના થઈ. જાનડિયુંએ ગીત ઉપાડયો.

મોર જાજે ઊગમણે દેશ,
મોર જાજે આથમણે દેશ,
વળનો જાજેરે વેવાયુંને
માંડવે હો રાજ.

પૂરે હથિયારે અરઠીવાળો શેઠિયાની જાનના વળાવિયા થયા છે ને જાન પાટણને પથે ચડી. હાલતાં હાલતાં પાટણ શહેર જોજનવા દૂર રહ્યું છે. સરસ્વતી નદીને કાંઠે ઘટાટોપ વીઘાવામાં છાંયડો દેતો વડલો છે એની નીચે જાન બપોરા ગાળવા ઊતરી છે. આ છેલ્લુ મુકામ છે.* સાંજે તો પાટણ પહોંચવુ છે.

જાન ટીમણ કરવા બેઠી. (રસ્તામાં ભાથું ખાવું તેને ટીમણ કહેતા) એક તરફ જાનૈયાને બીજી બાજુ જાનડિયોની પંગત પડી છે. પકવાન, લાડુ ને ગાંઠિયા પત્રાવળામાં પીરસાય છે.

મોતીચંદ શેઠે અરઠીવાળાને કહ્યું: "બાપુ ટીમણ કરવા પધારો."

---

* આ સ્થળ માંગડાવાળાનું મૃત્યુ સ્થાન કહેવાય છે પ્રાચીથી વેરાવળ જતાં ગોરખમઢી નજીક ઉમરી ગામ પાસે સરસ્વતી નદીને કાંઠે છે. ત્યાં માગડાની રખેવાળી છે. હાલમા પણ બ્રહ્માણીઓ તરફથી માનતાઓ થાય છે. ત્યાં એક સાધુ રહે છે. વડલો થોડોક રહ્યો છે. વાવ દટાઈ ગઈ હશે બીજું સ્થાન હિરણ કાંઠે પાટણ તરફ ભેરવનાથની જગ્યાની બાજુમા કહેવાય છે. ત્રીજું રામનેળના ગામ કટાળા પાસે માલણના કાંઠા ઉપર માગડાનો ડુંગર કહેવાય છે. ત્યા પણ ત્રણ પાળિયા છે: માગડાનો, પદમાવંતીનો ને થોડેક દૂર લોડણનો. ચોથુ સ્થાનક બર્ડામા ઘુમલી નજીક ભાણવડથી દખણાદુ છે. ત્યા પદમાના સ્થાનનો જીર્ણોદ્ધાર શેઠ નાનજી કાળિદાસના સુપુત્રી સવિતાબહેને કરાવ્યો છે. એક પાળી ની ગાળા બાજુ પણ કહેવાય છે.

ભલે શેઠ, પણ હું આ પડખેની વાવમાં હાથપગ ધોઈ સૂરજદાદાની માળા કરી લઉં પછી શીરાવીશ."

ધાંતરવડની જાડીજાન ફક્ત તંબુ જેવડા વડલાની એક જ ડાળ નીચે સમાઈ ગઈ છે. અરહીવાળો એક પછી એક પગથિયાં ઊતરી વાવમાં ઊતરે છે. વાવ 'કોઈ જુગની વખંભર છે. પાતાળે પહોંચી હોય એટલી તો ઊંડી અંખરી જગ્યા છે. ભેંકાર ડેણ્યું રાહડો લ્યે અથવા બારવટિયા જ એમાં રહી શકે. શૂરવીર અરહીવાળો એકલો થડકયા વિના છેલ્લે પગથિયે કાખમાં તરવાર દબાવી. વાવના પાણીમાં બેવ હાથથી ખોબો વાવના પાણીમાં બોળ્યો.

આ વાવ ઉપર પણ વડલાની એક ડાળ ફેલાણી છે. ઇ ડાળની ટગલાશે (છેક ઊંચે) એક ભૂત બેઠું છે. ઇ ભૂતે પદમા! પદમા! એના પોકાર પાડી ચાર ચાર ગાઉની સીમ ઉજ્જડ કરી છે. આ વડલા સામું કોઈ ડોકાતું પણ નથી. આ વાણિયા ને અરહીવાળો અજાણ્યા હોવાથી ઊતર્યા છે.

આ ભૂત એટલે માંગડાવાળાનો વાસના દેહ. એને ખબર પડી કે ધાંતરવડના વાણિયાની જાન પાટણ પદમાવંતીને પરણવા જાય છે. સાથે મારો સગો કાકો અરહીવાળો વોળાવિયો છે. વાણિયાઓને દેખાવ કરીશ તો ફાટી પડશે. મારો કાકો નહિ ડરે એને બોલાવું ને કહું કે, કાકા પદમા મને મનથી વરી ચૂકી છે. ફક્ત ફેરા બાકી છે. મેં એને કોલ દીધો છે.'

હજી અરહીવાળાના હાથ પાણીમાં જ છે ત્યાં ભૂતે વડલાની ડાળેથી પોતાનો એક હાથ વાવની નાળ્યમાં લંબાવી અરહીવાળાનો જમણો ખભો પકડયો. અરહીવાળો થડકી ગ્યો. 'અરે આ શું?' એમ વિચારી પાછું વાળી જુવે ત્યાં કાંઈ ન મળે. અરે જીતવા ખંભા ઉપર વડલાનું પાન પડયું હશે પણ ખબર વિના પડયું એટલે લાગ્યું કે મારો ખંભો ઝાલ્યો.'

વળી અરહીવાળાએ પાણીમાં હાથ બોળ્યા ત્યાં તો પ્રેત એનો ડાબો ખંભો પકડયો. હવે અરહીવાળાને થરેરાટી વછૂટી. રુંવાડા શમ શમ ઊભાં થયાં પણ ક્ષત્રિય છે ને! કઠણ છાતી કરી વળી પાછું જોયું તોય કાંઈ ન મળે! અરહીવાળે પડકારો કર્યો 'એ ભાઈ કોણ છો?' વાવમાં પડછંદા પડયા. 'કોણ છો? જે હોય ઈ સામો આવે." "હું ક્ષત્રિય છું કોઈથી ડરું નહિ."

એના ય પડછંદા સંભળાણા એટલે અરહીવાળે કાંખમાંની તરવારની કોટી છોડી ગાળાચી કરી (બહાર કાઢી)ને જમણા હાથમાં તરવાર લઈ ડાબો હાથ પાણીમાં રાખ્યો. ભૂતે ત્રીજી વખત એનો ખંભો પકડયો. એટલે અરહીવાળે પાણીમાંથી હાથ સેરવી પ્રેતનો પંજો પકડી લીધો ને વાવનાં પગથીઆં ચડવા લાગ્યો. એમ એમ ભૂતનો હાથ સંકેલાવા લાગ્યો. અરહીવાળો વાવ બહાર નીકળ્યો ત્યાં એના હાથમાંથી ભૂતનો હાથ સરકી ગયો અને અરહીવાળાના સફેદ બગલાની પાંખ જેવા વસ્ત્રોમાં રાતાં રાતાં રુધિરનાં ટીપાં પડયાં, એટલે અરહીવાળે ઊંચે જોયું ત્યાં વડલાની ડાળે એક જુવાન જોયો. એની આંખ્યોમાંથી રોણું લોહી વરસી રહ્યું છે. નીડર ક્ષત્રિય અરહીવાળો કે: "ભાઈ કોણ છો ને કેમ રોઈ રહ્યો છે?" ત્યાં તો શબ્દ સંભળાય છે:

સૌ રુવે સંસાર (એને) પાપણીએ પાણી ઝરે,
(પણ) ભૂત રુવે ભેંકાર
(એને) લોચનીએ લોહી ઝરે.

હે કાકા, સંસારમાં બીજા જે રોવે એની પાંપણમાં પાણી વહે પણ ભૂત રુવે એનાં લોચનમાંથી લોહી ઝરે છે.

ટમટમિયું ટાણું માણા મે થયું,
અરહી ઊઘડે ના ધખિયું ધાતવડના ધણી.

હે માણાકુળના અરહીવાળા ધાતરવડના ધણી! અમારી આંખ્યું જ મેહ થઈ વરસે છે. લાલઘૂમ ધણી ગયું છે. ઊઘડતી પણ નથી.

અરહીવાળો કે "અરે ભૂત ને વળી મારો

કયો ભત્રીજો છો?" તો કે:

'હું બેટો ને તું બાપ અરહી કાં ઓળખ નહિ?
પેલા ભવનાં પાપ, આ ભવ આવી મળ્યાં.

"કાકા! તારા સગા મોટાભાઈ એભલવાળાનો પૂતર હું માંગડાવાળો છું. કેમ ભૂલી ગયો? ઓળખતો નથી? આપણા કોઈ પૂરવનાં પાપ હશે, નકર કડુંબ કલેશ શ્યા સારું થાય? તું મારા બાપને ઠેકાણે તોય તારા સામી તરવાર તાણવી પડી. તે સામે ચાલીને મારો ભાગ દીધો હોતતો અપીતે ધંતરવડના રાજ કરત"

અરહીવાળાના હૃદયમાં કરુણા છવાણી. "અરેરે ધરતી કાજે શું નું શું થાય છે?"

ધરતી રાજા રામની, કેની ન પૂરી આશ,
કેતા રાણા રમી ગયા, કેતા ગયા નિરાશ

ત્યાં વેણ સંભળાય છે–

સચું ગૂટિયું સગા, નવાણ નોંધારાં થયાં,
વાયલ વા કવા, અરહી જળ ઊંડાં ગયાં.

કાકા સગાના સંબંધની સરવાણી ડૂકી. નવાણ (કૂવા) એટાં થયાં એવો કજર (પવન) વાયો કે પાણી પાતાળે ચાલ્યાં ગયાં. ઊંડા ઊતરી ગયાં.

"હા, બેટા તારી વાત સાચી છે. મારા કારણે તારા બાપે પ્રાણ તજ્યા. તુને તારા મા મોસાળે તેડી ગયા. તું જવાન થયો. મારી સામે બારવટુ કરીને તારો બાપુકો ભાગ લીધો પછી મારા મોટા ભાઈને તારા બાપુ એભલવાળાના શ્રાધ સરાવવા તું સોમૈયે પાટણ ગ્યો અને આહરા બાયલે તને બરછીએ દીધો એવા કવા વાયા. તો બોલ્ય બાપ, હવે તારે શું જોઈએ છે? માંગડો કે, 'કાકા, હવે હું રાજમાં ભાગ નથી માગતો. ફક્ત એક જ અવઢર છે, ઇચ્છા છે."

માયલિયું મનમાંય, દાખીને કેને દેખાડિયે,
વીંધાણાં વઠ માંય, પદમાસું પરણ્યા વિના.

"કાકા, મનની ઊંડી વેદના કેને દેખાડવી? કેને કહેવી? હું આ વડલા નીચે પદમાવંતીને પરણ્યા વિના વિંધાણો છું. તું જે જાનનો વોળાવિયો છો ઈ પાટણના નગરશેઠની દીકરી પદમાવંતી સાથે મારે પ્રેમ થયો. એની સાથે ચોપાટ રમતો'તો ત્યાં ધરમના ધીંગાણાના પોકાર પડયા. પાઠા ફેંકી દઈ ગાયુંની વ્હારે ચડયો. પણ પદમા મને મનથી વરી ચૂકી હતી. એટલે મેં એને પરણવાનો કોલ દીધો ને આહરા બાયલ સાથે ધીંગાણું કર્યું ને બાયલની બરછીએ હું વીંધાણો–કાકા અસમેર ડગલાં ભરે ઈ ભૂત ન સરજે પણ:

(મારું) સુખ હતું સગા,
પાટણ પદમા પાંહે રહ્યું,
અરહી આવનમાં (મારે)
ભૂતોની હારે ભળવું પડયું.

હે સગા! મારું સુખ પદમા પાસે રહ્યું છે એટલે એનામાં વાસના રહેવાથી ભૂતોના ટોળામાં ભળ્યો છું. કાકા અહીં અનેક અવગતિયા જીવો સંતાપથી પ્રજળે છે.

ભેળા થાયીં ભૂત, આડી ગયું ઓળંગવા;
તન સળગે તાબૂત, અરહી વિના ઓલાશે નહિ.

આ વનરા વળોટવા ભૂત એકઠા થાયીં છઈ. અમારા તન તાબૂત (તાજિયા) માફક સળગે છે. તો કાકા, તારા વિના ઈ ઓલાશે નહિ.

જીવડો તલપે જંપ નહિ, જાય વાળાની જાન;
અરહી મેલ્યાં એકલાં, પદમા પાહણ પ્રાણ.

જીવ તલખે છે. એને નિરાંત નથી. એમાં જાનમાં તને જોયો. તો મારા પ્રાણ (વાસના) પદમાવંતી પાસે છે.

અરહીવાળો કે; 'બાપા માંગડા! મારા ભાઈના પૂતર? હવે કેમ કરશું?'

'કાકા જાનનો વર કદરૂપો છે. એને બદલે મને વર બનાવી વેલ્યમાં બેસારવો. હું પાટણમાં પદમાવંતી સાથે ચાર ફેરા ફરીશ. જાન પાછી વળશે એટલે'

પાછો આ વડલે ઊતરી જઈશ. ન ઊતરું તો મને ભૂતનાથની આણ્ય. તમે મોતીચંદ શેઠને ત્રણ દિવસ માટે વરરાજો બદલાવવાની વાત કરો. ત્યાં કોઈ રૂપે હું દર્શાઈશ. જો હું ભૂતરૂપે દેખાડો દઈશ તો તમામ જાન બીને મરી જાશે.'

કાકા ભત્રીજાએ આમ નક્કી કર્યું ને પ્રેત પવનમાં મળી ગયો.

અજાજુડ વડલાની એક જ ડાળ નીચે જાન બપોરા ગાળે છે ઈ તો ખાવાપીવામાં ગુલતાન છે ત્યાં આવી અરહીવાળાએ મોતીચંદ શેઠને બોલાવ્યા : 'શેઠ એક વાત કરું ?'

'બોલો, બાપુ.'

'મેં સાંભળ્યું છે કન્યા બહુ જ સ્વરૂપવાન છે.'

'બાપુ તમારા પ્રતાપે મારા લાડણશાહનું ઘર બંધાઈ જાશે.'

'પણ મેં સાંભળ્યું છે કે વર કદરૂપો હશે તો વેવાઈ પરણાવશે નહિ.'

'બાપુ, ઈ માટે જ તમને હારે લીધા છે. વેવાઈ અવળા થાય તો એની ફાંદમાં તરવારની અણી તમારે થોડીક પરોવી દેવી. આખરું સૌની સાથે છે." (ક્રમશઃ)

*

પૃષ્ઠ ૫૨૬થી ચાલુ]

ઝાંખી થાય છે તે પ્રત્યાહાર માટે સહાય રૂપ બને છે.

"શિવાલયના ગર્ભગૃહમાં જવાનો હવે વારો આવ્યો. જૂનાં શિવાલયોમાં એ માટે પાંચ પગથિયાં રાખવામાં આવતાં. પંચતત્ત્વના આ જગતની બધી વિવિધ, વિરોધી ને વિનાશશીલ લાગતી પરંપરા વટાવીને એક અવિભાજ્ય અને અવિનાશી આત્મલોકમાં પ્રવેશવાનો આમાં સંકેત છે એટલે યોગના પહેલાં પાંચ અંગોને બહિરંગ અને હવેનાં ત્રણ અંગોને અંતરંગ કહેવામાં આવે છે એ ધારણા, ધ્યાન અને સમાધિ.

"ધારણા એટલે ચિત્તને ધ્યાનના આધારભૂત સ્થાનમાં એકત્રિત કરવું તે. શિવલિંગને વિંટળાઈ વળેલો અને માથે ફેણ માંડી રહેલો નાગ ધારણાનું પ્રતીક છે. શિવાલયના ગર્ભગૃહમાં રહેલી પાર્વતીની પ્રતિમા ધ્યાન દર્શાવે છે. અને જ્યાં ધ્યાન, ધ્યાતા અને ધ્યેય એક બની જાય છે તે સમાધિ અવસ્થાનું દ્યોતક શિવલિંગ છે.

શિવાલયમાં આ રીતે અષ્ટાંગયોગને મૂર્ત સ્વરૂપ આપવામાં આવ્યું છે. જે પરમતત્ત્વ યોગીઓના ચિત્તમાં પણ સહેલાઈથી આવતું નથી, તેને પથ્થરમાં કંડારીને દર્શાવવાનો આ ભગીરથ પ્રયત્ન છે. ગીતાએ આ જગતને 'દુઃખાલયમ અશાશ્વતમ્' કહ્યું છે. એ ક્ષણભંગુર દુઃખાલયમાંથી માણસને શાશ્વત શિવાલયમાં કેમ લઈ જવો એનાં પગલાં અહીં પાડવામાં આવ્યાં છે. કેટલી બધી કરુણા ! પણ જે પ્રત્યક્ષ એને ય કોણ પ્રીછે છે ?"

સંન્યાસીની વાત પૂરી થઈ. અને વધુ કાંઈ બોલ્યા વિના ઢળતા અંધકારમાં એ વિલીન થઈ ગયા. પેલા જીર્ણ શિવાલયને અંધકારમાં દરિયો ગળી જતો હતો પણ મારા અંતરમાં દીવો ઝગી ઊઠયો હતો. મારાથી આપોઆપ હાથ જોડ઼ઈ ગયા. શિવલિંગને મસ્તક નમાવી કહ્યું :

"નમો વર્ષિષ્ઠાય ત્રિનયન અવિષ્ઠાય ચ નમો"
"જ્ઞાનનેત્રથી પ્રકાશતા
એ વૃદ્ધોથી યે વૃદ્ધ
અને તરુણથી યે તરુણને નમસ્કાર."

[પૃ. ૫૨૪થી ચાલુ]

અમારી દૃષ્ટિએ જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ કરવાનો દિવસ નજીક આવી રહ્યો હતો. પૂરતાં હથિયાર હજી હાથમાં આવ્યાં ન હતાં. પણ વહેલી તકે પૂરતાં હથિયારો મળી રહેશે એ નિશ્ચિત હતું. લોકસેનાના જુવાન મિત્રોને શસ્ત્રોની આછી પાતળી તાલીમ તો આપવામાં આવી હતી પણ એમને મહાવરાની પૂરતી તક મળી ન હતી. તાલીમનું મહત્ત્વ ઘણું, પણ મહાવરા વિના બધું નકામું. ક્રિકેટના સિદ્ધ ખેલાડીઓ પણ મેચ પહેલાં છેલ્લી ઘડી સુધી નેટ પ્રેક્ટીસ કરતા હોય છે. સૈન્યમાં પણ તાલીમ પામેલા સૈનિકોએ રોજેરોજ મહાવરો ચાલુ રાખવાનો હોય છે. લોકસેનાના જુવાનો પણ હથિયાર ઉપર છેલ્લો હાથ અજમાવી લે એ જરૂરી હતું. આ માટે ટૂંકા ગાળાની તાલીમ શિબિરો તો યોજેલી. પણ હવે ખરાખરીનો ખેલ ખેલવાનો સમય નજીક આવી રહ્યો હોઈ, એમને છેલ્લી ઘડીની તાલીમ અને મહાવરો આપવા માટે ફરી શિબિરો શરૂ કરવાનું નક્કી કર્યું. ભાડવાના તેમજ વાઘણિયાના દરબારશ્રીઓ શરૂઆતથી જ આરઝી હકૂમતને પોતાનો પૂરો સાથ આપી રહ્યા હતા. છેલ્લી શિબિરો માટે પણ પૂરતો સાથ અને પૂરતી સગવડ આપવા તેમણે તત્પરતા દાખવી. આથી લોકસેનાની એક ટુકડી વાઘણિયા અને એક ટુકડી ભાડવા રવાના કરવામાં આવી. ત્યાં એમને માટે સઘન તાલીમનો કાર્યક્રમ શરૂ થઈ ગયો.

પ્રોળની સશસ્ત્ર તાલીમ શિબિરમાં જુવાનોને તાલીમ આપવા માટે આઝાદ હિંદ ફોજના બહાદુર અને અનુભવી કેપ્ટન બાલમસિંહની સેવા મળી હતી. જૂનાગઢની પરિસ્થિતિએ અચાનક પલટો ખાતાં અધૂરી તાલીમે શિબિરની પૂર્ણાહુતિ કરવી પડેલી પરન્તુ મહોબ્બતને તાંતણે બંધાઈ ચૂકેલા કેપ્ટન બાલમસિંહજી જૂનાગઢ સામેના સશસ્ત્ર યુદ્ધમાં લોકસેનાને મદદ કરવા રોકાઈ ગયેલા. લડાઈની તૈયારીઓ જોયા પછી અને આક્રમણનો દિવસ નજીક આવી રહ્યો જાણી, એમણે આઝાદ હિન્દ ફોજના એમના કેટલાક જૂના સાથીઓને કહેણ મોકલ્યું. કેપ્ટન બાલમસિંહજી તરફથી કહેણ મળતાં જ શ્રી બળવંતસિંહજી અને ડઝન-એક જેટલા બીજા સાથીઓ આવી પહોંચ્યા. આઝાદ હિન્દ ફોજમાં બર્માની સરહદે તેઓ મરણિયો જંગ ખેલી ચૂક્યા હતા. અને એ પણ વેતનની અપેક્ષાએ નહીં, કેવળ દેશદાઝથી પ્રેરાઈને. અહીં પણ તેઓ કોઈ વેતનની ગણતરીએ નહીં પણ જૂનાગઢને પાકિસ્તાનમાંથી મુક્ત કરવા માટેના આઝાદી-જંગના છેલ્લા યુદ્ધમાં પોતાનો ફાળો આપવા માટે કેવળ દેશદાઝથી પ્રેરાઈને આવેલા. એમના આવવાથી લોકસેનામાં એક નવું બળ ઉમેરાયું. આવતાંની સાથે જ તેઓ લોકસેનાના જુવાનોને તાલીમ આપવાના મહત્ત્વના કાર્યમાં ગૂંથાઈ ગયા.

આ રીતે, સમયસર હથિયાર મળી જાય તો દશેરાના દિવસે જૂનાગઢ સામે યુદ્ધના શ્રીગણેશ કરવા માટે પૂરજોશમાં તૈયારીઓ ચાલવા લાગી. અને જમાવટ પણ થવા લાગી. પરન્તુ જૂનાગઢના પ્રદેશ ઉપર લોકસેના આક્રમણ કરે, એક પછી એક વિસ્તાર ઉપર કબજો જમાવીને આગળ વધે ત્યારે સાથે સાથે જૂનાગઢની ધરતી ઉપર વસતા પ્રજાજનો તરફથી પણ એમને ઉમળકાભર્યો આવકાર અને સહકાર મળે એ પણ એટલું જ જરૂરી હતું. આરઝી હકૂમતની જૂનાગઢ સામેની લડાઈ એ કેવળ લોકસેનાની નવાબી ફોજ સામેની લડાઈ નહોતી. 'બરોબરિયા' કહી શકાય એવા શસ્ત્રસજ્જ બે સૈન્યો વચ્ચેની લડાઈ નહોતી. પરન્તુ આરઝી હકૂમતની જૂનાગઢ સામેની લડાઈ એ વાસ્તવમાં તો જૂનાગઢના લોકોનો જૂનાગઢના નવાબ સામે બળવો હતો, ક્રાન્તિ હતી. લોકોને ક્રાન્તિની હવા સ્પર્શી ગઈ હતી. સળવળાટ થવા લાગ્યો હતો. એમની આ જાગૃતિ, આ ભાવના, આ શક્તિને સંગઠિત કરવામાં આવે તો લોકસેનાને પગલે પગલે ઠેર-ઠેર સ્થાનિક લોકો ક્રાન્તિનો ઝંડો ફરકાવીને નવાબીને ખતમ કરવામાં મહત્ત્વનો ફાળો આપી શકે. આ દૃષ્ટિએ પ્રથમ જૂનાગઢ રાજ્યના ફરતા સીમાડે સંરક્ષણ સમિતિ તરફથી ચુનંદા જુવાનો થાણા નાખી, બેસી ગયા હતા. આરઝી હકૂમતની રચના પછી આ થાણાઓ વધુ જમાવટ કરી શક્યા.

બાબરિયાવાડે તો જૂનાગઢના નવાબ સામે

રાજકીય બળવો પોકારવામાં પહેલ કરેલી. રાજકીય દૂબળવા પછી, સશસ્ત્ર યુદ્ધ માટે એમને તૈયાર કરવા ઉપર આરઝી હકૂમતના એક પ્રધાન શ્રી સુરગભાઈએ ધ્યાન કેન્દ્રિત કર્યું. રાજુલામાં તો કનુભાઈ લહેરીએ અન્ય મિત્રોની મદદથી લોકસેના માટે બીજી હરોળ રચી દીધી હતી. અમરેલીના યુવાન ધારાશાસ્ત્રી શ્રી રતિલાલ સુંદરજી શાહ અને અન્ય મિત્રો ધારીમાં થાણું જમાવી રહ્યા હતા. કોડીનારમાં શ્રી રતિલાલ દેવચંદ શાહે ઉના અને વેરાવળ બન્ને દિશામાં ઉપયોગી થવા માટે તૈયારી આદરી દીધી હતી. કુંકાવાવ તો આરઝી હકૂમતની પ્રથમ લશ્કરી છાવણી માટે તૈયારી કરી રહ્યું હતું. બીલખામાં શ્રી બંસીલાલ શાહ અને અન્ય જુવાનો, રાજ્યની હૂંફ મળી જતાં, બમણા વેગથી કામે લાગી ગયા હતા. અમરેલીમાં આરઝી હકૂમતનું એલચીપદ સંભાળી રહેલા શ્રી હાવાભાઈ સંઘવી એક પછી એક ગણતરીનાં પગલાં માંડી રહ્યા હતા. પોરબંદર અને બરડા પંથકમાં લોકોની—ખાસ કરીને લડાયક ખમીર ધરાવતી મેર કોમની સેવામાં જેમણે પોતાનું સમગ્ર જીવન ખર્ચી નાખેલું અને સારાએ પંથકમાં જેમના જ્ઞાન અને તપના તેજનો પ્રભાવ પથરાયેલો હતો એવા ઋષિ સમા ભાસતા શ્રી માલદે બાપુ, રાત અને દિવસ જોયા સિવાય ગામડે ગામડે ફરીને શિક્ષણ સંસ્કાર અને ધર્મની વાતો કરી રહ્યા હતા પણ નગારે ઘા પડતો સંભળાયો અને એમની ક્ષાત્રવૃત્તિ જાગૃત થઈ આવી. શિક્ષણ અને સંસ્કારના ઉપદેશની વાતો ઘડીભર બાજુએ મૂકી ક્રાન્તિની મસાલ ધારણ કરી કુતિયાણાની સરહદે લોકોને સાબદા કરવા, તેઓ ગામે ગામ વિજળીવેગે ઘૂમવા લાગ્યા.

આ બધી વાતો થઈ જૂનાગઢ રાજ્યની હદ બહાર, ફરતા સીમાડાની, પણ વધુ અગત્યની વાત તો જૂનાગઢ રાજ્યમાં જ વસતા લોકોની હતી. લોકસેનાના કોઈ કાર્યકર માટે તો જૂનાગઢ રાજ્યની હદમાં પગ મૂકવાનું પણ મુશ્કેલ હતું. છતાં કેટલાક ચબરાક અને સાહસિક જુવાનો જોખમ ખેડીને ગુપ્ત રીતે જૂનાગઢ રાજ્યના જુદા જુદા વિસ્તારોમાં લટાર મારી આવતા.

પરંતુ જ્યારે લોકક્રાન્તિની ભૂમિકા પેદા થાય, વિચાર જન્મે, લોકક્રાન્તિની હવા જામવા લાગે ત્યારે તો ખળખળ વહેતી નદીઓ લોકક્રાન્તિના ગીત ગાતી થઈ જાય, પંખીઓ લોકક્રાન્તિનો કલરવ કરતા થઈ જાય, ઝાડવાને પાંદડે પાંદડે લોકક્રાન્તિના દીવડા પ્રગટી ઊઠે, પવન લોકક્રાન્તિના સૂસવાટા બોલાવવા માંડે, દેવમંદિરોના ઘંટારવમાં લોકક્રાન્તિનો નાદ સંભળાવા લાગે, ફરકતી ધજાઓ લોકક્રાન્તિના ફડફડાટા બોલાવવા માંડે, પહાડ અને પર્વતો લોકક્રાન્તિના સંદેશવાહકો બની જાય, સૂતેલી પ્રજામાંથી સ્વયંભૂ લોકક્રાન્તિના મશાલધારીઓ જાગી ઊઠે જૂનાગઢની ધરતી ઉપર કંઈક આવો જ ચમત્કાર સર્જાઈ રહ્યો હતો.

ગિરનારની છાયામાં આવેલા કોઈ બાલાશ્રમમાં, તો જૂનાગઢની કડિયાવાડમાં કબીર આશ્રમમાં, ઉબેણ નદીના કિનારે વર્ષોથી ચડતી પડતીના ઝપાટા ઝીલતા મઠમાં તો મેંદા-હાટીની વીરભૂમિના કોઈ અજાણ્યા ગામમાં, ગિરના જંગલમાં આવેલા કોઈ નેસડામાં તો પહાડ-પર્વતની કોઈ ખીણમાં લોકક્રાન્તિની મશાલો પ્રગટવા લાગી અને સ્વયંભૂ જાગી ઊઠેલા લોકક્રાન્તિના અવધૂતો આ મશાલ લઈને આસપાસના વિસ્તારમાં રાત દિવસ જોયા વિના, ઘૂમી વળીને લોકક્રાન્તિની જ્વાળા ફેલાવવામાં લાગી ગયા. આ આગેવાનોના પુરૂષાર્થ અને પરાક્રમોની વાતો સાંભળવા મળતી ગઈ અને સૌને પોરહ ચડતો ગયો. ચાલો, આપણે પણ અહીં આમાંની થોડી વાતો સાંભળીએ. (ક્રમશ :)

પૃ ૫૧૮થી ચાલુ]

એ માટે આટલી જ તૈયારી બસ છે – બસ, આટલો જ વિશ્વાસ.

આપણું ઉત્તમ કામ જ આપણો મોટો સહારો છે.

આપણે સાચા મરજીવા છીએ. માણસના હૃદય સાગરમાં ડૂબકી મારીને આપણે સાચું મોતી ખોળી શકીએ છીએ.

કહો, તમે ઇશ્વર હો તો તમને આવો માણસ વહાલો લાગે કે નહિ? – "પ્રસાદ"

# દિવંગત શ્રી બાળકોબા ભાવે

બાલકૃષ્ણ વૈદ્ય

એક જ પરિવારના ત્રણેય ભાઈઓ આજીવન બ્રહ્મચર્યવ્રતની દીક્ષા લઈને દેશ-સેવા દ્વારા અધ્યાત્મની સાધના કરવા નીકળી પડે એવુ ભાગ્યે જ બને સૌથી મોટાભાઈ વિનોબા ભાવે અને એમનો પવનાર આશ્રમ તો આજે વિશ્વ વિખ્યાત છે એમનાથી પાચ વર્ષ નાના ભાઈ બાળકોબા પણ વિનોબાજીની પાછળ જ ઘર છોડીને ગાધીજીના કોચરબ ખાતેના આશ્રમમા પહોચી ગયા એમનાથી બે વર્ષ નાના ભાઇ શિવોબા ભાવે થોડા પાછળથી નીકળ્યા એમણે ધુળિયામા આશ્રમ વસાવ્યો છે

બનેલુ એવુ કે વિનોબા ઈંટરની પરીક્ષા આપવા માટે વડોદરાથી મુબઈ જવા નીકળેલા. રસ્તામા સુરત જકશને ગાડી બદલીને સીધા કાશી પહોચી ગયા અધ્યાત્મનુ કેન્દ્ર ત્યારે કાશી મનાતુ. પણ એમને ત્યાનુ વાતાવરણ ન ગોઠયુ. છ મહિના પછી અમદાવાદ ગાધીજીના આશ્રમમા આવી ગયા બાળકોબાને એ ખબર મળ્યા એટલે એ પણ મોટા ભાઈને અનુસરીને અમદાવાદ આવી ગયા ઘેરથી રજા લીધા વગર નીકળેલા એટલે થોડા દિવસો ત્યા રહેવા દઈને વિનોબાએ એમને પાછા ઘેર મોકલ્યા પરતુ આશ્રમ જીવન અને ગાંધીજીનો રગ ત્યારથી લાગી ગયો ઘેર રહીને પણ ત્યારથી આશ્રમ જીવન જીવતા થયા. અને પાછા વહેલી તકે રજા લઈને આશ્રમમા પહોચી ગયા

બાળકોબાનુ શરીર ત્યારે અસમસ્ત હતુ તેઓ પોતે લખે છે કે કોચરબ આશ્રમમા અપાતી રોટલી તો મારે કોળિયા જેટલી થતી આશ્રમમા રેટીઓ શીખ્યા, વણતા શીખ્યા, બાગ કામ અને ભગી કામ પણ કર્યું, આર્થિક શ્રમ સ્વાવલબન સિદ્ધ કરવા એટલો સખ્ત પરિશ્રમ કર્યો અને સાધનાની દૃષ્ટિએ એટલી તપશ્ચર્યા કરી, ટાઢ, તડકો, વરસાદ એકેયની પરવા ન કરી, પરિણામે એમનુ આરોગ્ય ખળભળી ગયુ ક્ષય રોગ લાગુ પડયો આ ખબર પડતા જ ગાધીજીએ બાળકોબાને પોતાના હાથમા લઈ લીધા ખાન, પાન, ઉપચાર બધાની વ્યવસ્થા કરી જામ-નગરમા સોલેરીઅમની મોટી પ્રતિષ્ઠા. ડૉ પ્રાણજીવન મ્હેતાને લખ્યુ કે બાળકોબા દેશનુ ઉત્તમ રત્ન છે એની સેવા કરશો તેથી દેશની સેવા થશે પણ બાળકોબા તો ગાધીજીના શિષ્ય જે ઔષધ દેશના કરોડો દરિદ્રો પામી ન શકે એ હુ કેવી રીતે લઈ શકુ ? એ ખટકો. અને તમામ રોગ મટાડવાની શક્તિ રામનામ અને એના કાયદાઓના પાલનમા રહેલી છે એવી ઊડી શ્રદ્ધાથી પ્રેરાઈને ગાધીજીએ કુદરતી ઉપચારનો સ્વીકાર કરેલો ડૉ પ્રાણજીવન મહેતાથી સ્નેહભરી ચિંતાથી પ્રેરાઈને કહેવાઈ ગયુ કે 'રામનામ તો પછી ય લેવાશે. આ રોગ અસાધ્ય ગણાય આધુનિક દવાઓ વિના એ નહી મટે માટે પહેલા રોગ મટાડી લો' બાળકોબાએ તરત કહી દીધુ 'આ દેહ રામ નામ માટે જ છે રામનામ છોડીને આ દેહનોય કોઈ ખપ નથી" સીધા શામજીભાઈ મિાદીને ઘેર જતા રહ્યા

આવા અસાધ્ય રોગના રોગી તરીકે જીવવુ અને રોગના જતુઓ ફેલાવતા રહેવુ એ કરતા અનશન કરીને દેહ પાડી નાખવો સારો એવો વિચાર કરીને અનશન શરૂ કરવા માટે ગાંધીજીની રજા મગાવી ગાધીજીએ લખ્યુ કે આ દેહ પરમાત્માએ દીધેલો છે રોગ મટાડવાના પ્રયાસો શ્રદ્ધાપૂર્વક ચાલુ રાખો'

નિસર્ગોપચાર અને ખરખોડીના પાન-લસણ વગેરેના ઉપયોગથીજ રોગ મટાડવાનો નિશ્ચય કરીને થોડો વખત ચોરવાડ શ્રીજીવણલાલ શેઠને ત્યા રહ્યા ત્યાર પછી રાજકોટ રાષ્ટ્રીયશાળામા આવીને રહ્યા

રાજકોટ નિવાસનાં સ્મરણો તો મને પણ તાજાં છે. બાળકોબા પરમ જિજ્ઞાસુ હતા. અધ્યાત્મશાસ્ત્રોનું અવગાહન સતત કર્યા કરતા. ઉપરાંત કલાકાર પણ હતા. માટીના સરસ પુતળાંઓ બનાવી શકતા. પરંતુ એમની સમગ્રતા પ્રગટ થતી સંગીતમાં. સંગીતની સાધના તો સમાધિની સાધના જેવી જ એમને માટે હતી. ભજનમાં તલ્લીન બાળકોબાનાં દર્શન એક લહાવો હતાં પણ એમના અધ્યાત્મજ્ઞાનની કસોટી કરતો એક પ્રસંગ બન્યો. શાળાના લીલોતરી ખેતરમાં ફરતા હતા. ઓચિંતો પગે વીંછીએ ડંશ દીધો. ડંશનું ઝેર આખા પગમાં ચડયું વેગ ચડે ને ઉતરે. પીડા અસહ્ય હતી. બાળકોબાએ માટી મંગાવી. ડોલમાં પાણી અને માટી એકઠાં કરી, એમાં પગ બોળી દીધો. અને આત્મ-અનાત્મનો શાસ્ત્ર વિવેક યાદ કરીને દેહથી પોતાને ભિન્ન સમજીને પગમાં થતી વેદનાના તટસ્થ દ્રષ્ટા બની ગયા. વેદના જાણે બીજા કોઈના પગમાં થાય છે! થોડીવારમાં ઊંઘ આવી ગઈ. જાગ્યા ત્યારે વેદના શમી ગઈ હતી. આ અનુભવ તે દિવસે એમણે પોતે જ મને કહેલો. આવી દૃઢ અધ્યાત્મનિષ્ઠા અને નિસર્ગોપચારની સહાયથી બાળકોબા ક્ષય રોગમાંથી સાવ મુક્ત થઈ ગયા.

આ અરસામાં ગાંધીજીએ દેશનાં લાખો ગામડાંઓના આરોગ્યને પહોંચી વળવા માટે સ્વમાન પ્રેર્યો છતાં જીવનમાં ક્રાંતિ લાવે એવો એક માત્ર ઉપાય નિસર્ગોપચાર ગણીને ઉરૂળી કાંચન નામના એક ગામડામાં પ્રયોગ રૂપે નિસર્ગોપચારનું કેન્દ્ર શરૂ કરેલું. ચિકિત્સક તરીકે પોતે જ બેસતા. ક્ષય જેવો અસાધ્ય રોગ નિસર્ગોપચારથી મટાડીને સિદ્ધ નીવડેલા બાળકોબાને આ કામ માટે એમણે પૂરા યોગ્ય ગણ્યા અને એમને જ આ કેન્દ્ર સોંપ્યું. બાળકોબાએ એને આશ્રમનું રૂપ આપી દીધું. સૌરાષ્ટ્રમાં ફરીને ઉત્તમ ગાયો મેળવી અને ગૌશાળા વસાવી. ઉપચાર માટે ઉરૂળી જનારા દર્દીઓને ઉપચારોએ લાભ કર્યો જ છે. પણ એથીય વધુ લાભ બાળકોબાના સત્સંગનો થયો છે. દરદીનું જીવન પલટાઈ જાય છે.

બાળકોબા અધ્યાત્મશાસ્ત્રોના ઊંડા અભ્યાસી રહ્યા. જરૂર પડે ત્યારે પવનાર જઈને વિનોબા પાસેથી શાસ્ત્રની ગૂંચ સમજી આવે. અને પોતે પણ સ્વતંત્રપણે ચિંતન મનન કરતા રહે. જેવી અભ્યાસની ઉત્કટ રુચિ એવો જ જિજ્ઞાસુઓને અધ્યાપન કરાવવામાં પ્રેમાળ. શાસ્ત્રો શીખવા સમજવા એમની પાસે જિજ્ઞાસુઓ કાયમ રહ્યા કરતા. એમના અભ્યાસના નિચોડરૂપમાં ગીતા તત્ત્વ બોધ અને બ્રહ્મસૂત્ર રહસ્ય ઉત્તમ ગ્રંથો પ્રસિદ્ધ થયા છે. પાતંજલ યોગ દર્શનનાં સૂત્રોને સંક્ષેપમાં સમજાવતી એક પુસ્તિકા પ્રસિદ્ધ કરી છે. મુમુક્ષુઓને માર્ગદર્શન આપતા એમના પત્રો તો કેટલાય લખાયા છે. પ્રસંગોપાત લખાયેલા અને છપાયેલા લેખો પણ ઘણા છે.

ઋષિયુગની સ્મૃતિ તાજી કરાવે એવા સંત, સેવક અને સાધકની ત્રિવેણી સમા બાળકોબા તા. ૨૮-૮-૮૧ના રોજ પુના ખાતેની ક્લિનીકમાં દિવંગત થયા. પૂ. કાકા સાહેબની વિદાયની શોક સભાઓ દેશમાં ચાલતી હતી ત્યાં જ આ દુઃખદ સમાચાર આવ્યા. ગાંધીજીના અધ્યાત્મના વારસદારો પણ આપણી વચ્ચે જે બે ચાર હયાત છે એમાંથી બાળકોબા પણ ગયા. પરંતુ એમણે દેશને આપેલું પ્રદાન જીવંત છે અને રહેશે

*

ખેતી ન કિસાન કો, ભિખારી કો ન ભીખ બલિ,
બનિક કો બનિજ ન ચાકર કો ચાકરી;
જીવિકા વિહીન લોગ સીદ્યમાન સોચ બસ,
કહૈ એક એકન સોં કહાઁ જાઇ ? કા કરી ?

(અકબરના જમાનાનું તુલસીદાસજીએ દોરેલું આમ જનતાની દશાનું ચિત્ર)

પૃ. ૫૨૮થી ચાલુ]

ગુજરાતી વિષયના ઉત્તમ અધ્યાપકોની જો ગણના કરવાની થાય તો એમાં જેમનું નામ નિર્વિવાદ મોખરે રહે, એ કોટિના સંનિષ્ઠ અને સમર્થ અધ્યાપક શ્રી. મનસુખલાલ ઝવેરી હતા. એમનો વાગ્વૈભવ અને વક્તૃત્વછટા એવાં મોહક અને પ્રભાવક હતાં કે એમના અધ્યાપનકાળમાં ભાગ્યે જ કોઈ વિદ્યાર્થી મંત્રમુગ્ધ થયા વિના રહ્યો હોય. સ્વભાવે એ શિસ્તપ્રિય હતા; પહેલે પરિચયે કદાચ જરા સખત પણ લાગે. પણ ગરીબ અને તેજસ્વી વિદ્યાર્થીઓ પ્રત્યે હંમેશાં એમની કૂણી નજર હતી.

શ્રી મનસુખલાલ ઝવેરી વ્યવસાયે ઝવેરી રહી શક્યા હોત, પણ બહારના અંગ–આભૂષણરૂપ ઝવેરાત કરતાં માણસનું અંદરનું ઝવેરાત એમને વધુ આકર્ષી ગયું તેથી ઝવેરીનો વ્યવસાય છોડી એ શિક્ષક અને અધ્યાપક બન્યા અને ઉચ્ચ અવિશ્રાંત સાધનાથી ઊંચી ટોચે પહોંચ્યા. શ્રી મનસુખલાલ સંસ્કૃતના પણ સારા વિદ્વાન હતા. કવિ કાલિદાસને પગલે ચાલીને એમણે 'મેઘદૂત'ના અનુસરણમાં 'ચંદ્રદૂત' લખ્યું. પછી તો 'ફૂલદોલ'. 'આરાધના', 'અભિસાર', 'અનુભૂતિ' 'દૂમો ઓગળ્યો' જેવા કાવ્ય સંગ્રહો ઉત્તરોત્તર પ્રગટ કર્યા અને ઉમાશંકર સુંદરમ્‌ની પેઢીના ગણનાપાત્ર કવિ તરીકે સહેજે સ્થાપિત થયા. એમની પદાવલી પ્રમાણમાં સંસ્કૃતાઢ્ય લાગે ખરી. પણ એકંદરે એ એમનું જમાપાસું રહ્યું છે. વક્તવ્યમાં જેવો ભાષાશુદ્ધિનો ને ઉચ્ચારસૌષ્ઠવનો એમનો આગ્રહ હતો, તેવું જ અકલેશકર છંદઃસૌષ્ઠવ એમની કાવ્યરચનાઓમાં પણ છે. કંઈક વિસ્તારીને નિરૂપવું એમને વધુ ફાવે છે. વર્ણનકાવ્યોમાં, કેટલાંક પ્રણય-કાવ્યોમાં, મહાભારતના યુદ્ધપ્રસંગને લક્ષ્ય કરીને લખાયેલાં વિવિધ કાવ્યોમાં, કવચિત ચિંતનકાવ્યમાં, એમની શક્તિનો ઉન્મેષ સહેજે વરતાય છે.

ઉત્તરાવસ્થામાં એ શેકસ્પીઅરની કરુણાંત કૃતિઓના ભાષાંતર તરફ વળ્યા હતા. કાલિદાસના 'શાકુંતલ' પછી એમણે 'હેમ્લેટ' અને 'ઓથેલો'નો અધિકૃત અનુવાદ આપ્યો છે. ('કિંગ લીઅર'નો અનુવાદ હવે પ્રસિદ્ધ થશે)

એમનું વિવેચન વિદ્વાન અધ્યાપકને છાજે તેવું અભ્યાસપૂર્ણ છે. 'થોડા વિવેચનલેખો', 'પર્યેષણા', 'કાવ્યવિમર્શ', 'અભિગમ' દૃષ્ટિકોણ જેવા વિવેચનગ્રંથો એમની શક્તિ અને સૂઝના પરિચાયક છે. નિર્ભીકતા, અભ્યાસશીલતા, ઉચ્ચ મૂલ્યોનો આગ્રહ, સૌંદર્યરસિત પર્યેષક દૃષ્ટિ અને સંમાર્જિત શૈલીને લીધે એમનાં વિવેચનો માત્ર આસ્વાદ્ય જ નહિ, અભ્યાસીઓને માટે આધારભૂત પણ નીવડયાં છે. ગોવર્ધનરામ, ન્હાનાલાલ, કાન્ત મુનશી, ઉમાશંકર, આદિ વિશેના એમના લેખો અભ્યાસમંડિત છે.

કલાદૃષ્ટિએ કૃતિ સફળ બને, રૂપનિર્મિતિ સધાય, એમાં જ કળાકારના પુરુષાર્થની પર્યાપ્તિ એ માનતા નથી. તેથી જ એમણે '૬૩માં ગુજરાતી સાહિત્ય-પરિષદ્‌ના ૨૨મા સંમેલનમાં, સાહિત્ય-વિભાગના એમના અધ્યક્ષીય વ્યાખ્યાનમાં કહ્યું હતું: "પણ અર્થનિરપેક્ષ કે ભાવનિરપેક્ષ શબ્દ કાવ્યનું ઉપાદાન બની શકતો નથી; અને ભાવ આવ્યો કે તરત એ ઊંચો છે કે હલકો, ઉચિત છે કે અનુચિત, એનો વિચાર પણ આવતો જ હોય છે. આ વિચાર કરવાનો હોય છે નૈતિક દૃષ્ટિએ. એટલે કવિ ભલે નીતિનિરપેક્ષ દૃષ્ટિએ કાવ્યસર્જન કરતો હોય; ભાવક નીતિનિરપેક્ષ દૃષ્ટિએ કાવ્યનું ભાવન કરી શકતો નથી." (પૃ. ૧૫૮) આમ સાહિત્યમાં સદ્‌ગત મનસુખલાલ કાકાસાહેબની જેમ, હંમેશાં મૂલ્યોના આગ્રહી હતા.

સદ્‌ગત જામનગરના હોઈ, સૌરાષ્ટ્ર માટે અમને ખાસ મમત્વ હતું. રાજકોટમાં એમણે પોતે કહ્યું હતું તેમ, એમના જીવનનો ઉત્તમ દસકો એમણે ધર્મેન્દ્રસિંહજી કોલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે ગાળ્યો હતો. રાજકોટમાં યોજાયેલા સોળમા સાહિત્ય પરિષદ્–સંમેલનમાં તેમ જ પ્રથમ સૌરાષ્ટ્ર લેખક મિલનમાં શ્રી.મનસુખભાઈ ઉત્સાહથી, આત્મીય ભાવથી આવ્યા હતા. મેઘાણીએ રાજકોટના કોનોટ હોલમાં એમને વિદાય આપતાં જણાવ્યું હતું તેમ, '૪૫માં રાજકોટ છોડીને મુંબઈની સેંટ ઝેવિયર્સ કોલેજમાં જોડાવાનું નક્કી કર્યા પછીયે, સૌરાષ્ટ્ર

પ્રત્યેના અપાર મમત્વથી એ રાજકોટ છોડતાં ઊંડો વસવસો અનુભવતા હતા અને "પોતે કંઈ ખોટું પગલું તો નથી ભર્યું ને ?" એમ મુંબઈ જતા પહેલાં છેક છેવટ સુધી કંઈક વ્યગ્રતાથી વિચારતા હતા.

કદાચ એમની નીચેની પંક્તિઓ એમના જીવનની કૃતાર્થતા અને ઋજુતા વધુ સારી રીતે વ્યક્ત કરે છે :

મારે આંગ્યે થઈ વસુમતી ના ભલે લેશ ધન્ય,
હું તો આવી અહીં બની ગયો, સર્વથા ધન્યધન્ય.

આવી ધન્યતા એ જ શું જીવનની પરમ સાર્થકતા નથી ?



## અમને વગોવો છો શીદને ?

સૌરાષ્ટ્રનું અલગ રાજ્ય હતું ત્યારનો આ પ્રસંગ છે.

કેન્દ્રના અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિના કમિશ્નરશ્રી શ્રીકાન્તભાઈ સૌરાષ્ટ્રના પ્રવાસે આવેલા. પાલીતાણાની બાજુમાં આવેલ ભૂતડિયા આશ્રમમાં શ્રી જોરસિંહભાઇ કવિએ શ્રી શ્રીકાન્તભાઇની હાજરીનો લાભ લેવા પછાત લેખાતી વાઘરી કોમનું એક સંમેલન યોજેલું.

ધંધા માટે, મકાન માટે, સરકાર તરફથી સારી એવી સહાય મળશે એવી અપેક્ષાએ સારી એવી સંખ્યામાં વાઘરી કોમના બહેનો અને ભાઈઓ સંમેલનમાં હાજર થઈ ગયેલાં.

વાઘરી કોમના આર્થિક, શૈક્ષણિક, સામાજિક પછાતપણા અંગે વક્તાઓએ લાંબા લાંબા ભાષણો કર્યાં. એમના ઉત્કર્ષ માટે રાજ્ય તરફથી શા શા પગલાં લેવાયાં છે એનું રાજ્યના મંત્રીએ વિગતથી બયાન આપ્યું. આવી પછાત લેખાતી કોમોના ઉત્કર્ષ માટે કેન્દ્ર તરફથી પણ પૂરતી સહાય કરવા શ્રી જોરસિંહભાઈએ શ્રી શ્રીકાન્તભાઈને અપીલ કરી.

આ બધી વાતો સાંભળીને શ્રી શ્રીકાન્તભાઇ બોલવા માટે ઊભા થતા હતા ત્યાં જ સભા મંડપને છેડે, એક પથ્થર ઉપર બેઠેલ એક આગેવાન ઊભો થઈ ગયો. દુબળો પાતળો પણ કસાયેલો દેહ, બગલાની પાંખ જેવા ઊજળાં કપડાં, માથે રંગીન ફેંટો, હાથમાં સોળ સળિયાવાળી મોટી છત્રી, એવો આગેવાન પાંચ દસ ડગલાં આગળ આવીને ઊભો.

"મારે બે વેણ કહેવા છે." એણે બે હાથ જોડીને કહ્યું.

"ખુશીથી. તમે તમારા દિલની વાત કરો એ જ જરૂરનું છે." જોરસિંહભાઇએ અનુમતિ આપી.

"ક્યારના તમે સંધાય અમને પછાત પછાત કહી આંસુડા સારો છો અને અમારી દયા ખાવ છો. પણ તમને ખબર છે ? જેને જગતનો તાત કહો છો એવા ખેડુનો અચાનક બળદ મરી જાય, એની જોડ તૂટી જાય, ત્યારે ગમે તેવો લોંઠકો ખેડુ મનથી સાવ ભાંગી પડતો હોય છે અને લમણે હાથ દઈને બેઠો હોય છે. એવે ટાણે, એની પાસે રાતી પાઇ પણ ન હોય છતાં, કેવળ વિશ્વાસના વહાણે કોઇ જાતના લખત વિના, અમારા બાળધુમાંથી સાતેય સમેલે હાલે એવો બળદ દોરી દઈ, એનું બાવડું ઝાલી, એને બેઠો અમે કરીએ. અમને તમે શાહુકાર ભલે ન કહો, પણ લાખ રૂપિયાના ભાંગી પડેલા ખેડૂતને ખરે ટાણે બેઠો કરનારને પછાત પછાત કહીને વગોવો છો શીદને ?"

આટલું કહીને એ આગેવાન પાછો ફરી ગયો અને હતો ત્યાં જઈને બેસી ગયો.

વાઘરી કોમના આ જુવાનડા આગેવાનની ખમીર ભરી, સ્વમાન ભરી વાત સાંભળીને શ્રી શ્રીકાન્તભાઈ છક્ થઇ ગયા.

હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઇએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઇએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઇ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઇએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઇશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

–ગાંધીજી

# ખાદી ગ્રામોદ્યોગ સંઘ



## સંસ્થાની પ્રવૃત્તિઓ

૧– સમન્વય, રાજકોટ–જેમાં સુથારી, લુહારી, ઉદ્યોગ, ચર્મોદ્યોગ, તેલઘાણી ઉદ્યોગ, પોલી વસ્ત્ર, કંતાઇ ઉદ્યોગ તથા ગુજરાતમાં એક માત્ર 'કુટીર' ટોઇલેટ સાબુનું ઉત્પાદન કરે છે.

૨– જરી–રેશમ કેન્દ્ર, સુરત–કૃત્રિમ જરી તેમ જ રેશમના ઉત્પાદક.

૩– ગ્રામશિલ્પ, અમદાવાદ–ખાદી તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓનું વેચાણકેન્દ્ર

૪– ચર્મશિલ્પ, અમદાવાદ–ચર્મોદ્યોગની તમામ પ્રકારની ચીજો વેચનાર.

૫– ખાદી ઉત્પત્તિ–વેચાણ કેન્દ્ર, સુરેન્દ્રનગરઃ– ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, જેના દ્વારા લગભગ ૫૦ જેટલાં વણકર કુટુંબો તથા ૨૦૦ કાંતનારાઓને રોજી મળે છે.

૬– પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, વાંકાનેર.

૭– અંબર કેન્દ્ર, બેડીપરા, રાજકોટ, ધ્રોળ, પડધરી. પોલીવસ્ત્ર તેમ જ અંબર કેન્દ્રો દ્વારા લગભગ ૧૫૦ જેટલી બહેનોને રોજી મળે છે.

**'સમન્વય' : જયંત સોસાયટી : અવડી પ્લોટ**
**રાજકોટ–૩૬૦ ૦૦૪**

# શ્રી કેશોદ તાલુકા ખે. ઓ. સે. સ. મં. લિ. કેશોદ

## પ્રોસેસીંગ કરાવી વધુ ભાવ મેળવો.

૧ : પોતે પકવેલ મગફળી પ્રોસેસીંગમાં મોકલી પાકા માલના માલિક બનો અને વ્યાજબી ભાવ મેળવો.
૨ : પ્રોસેસીંગ કરાવવાથી કડ, તોલ ઉતારામાં છેતરપીંડી થતી નથી.
૩ : કાચા માલને બદલે પાકા માલના એટલે કે તેલ અને ખોળના માલિક બનો.
૪ ; જ્યાં સુધી તમે ભાવ ઠરાવતા નથી ત્યાં સુધી પાકો માલ વેચતા નથી.
૫ ; જેથી કોઈ દિવસ ખેડૂતે સહન કરવાનો સમય આવતો નથી.
૬ : તમારા માલનો ભાવ તમારી મરજી પડે ત્યારે થાય છે.
૭ : મગફળી કારખાનામાં પહોંચ્યા પછી ઘટ થાય કે અકસ્માત થાય તો ખેડૂતે સહન કરવાનું નથી હોતું કારણ કે અકસ્માત સામે વીમો હોય છે.
૮ : મગફળી ખરીદ કે વેચાણ થતી ન હોવાથી મગફળી ઉપર ખરીદ વેરો ભરવો પડતો નથી

ઉપરના તમામ લાભો લેવા માટે વહેલો તે પહેલોના ધોરણે મગફળીની નોંધણી કરવાનું ચાલુ છે, માટે જેમણે જેટલી મગફળી પ્રોસેસીંગમાં આપવી હોય તેણે નોંધ કરાવી જવી અને નોમીનલ સભ્ય થઈ જવું.

મોહનલાલ ડી. પટેલ
મેનેજર

હરિલાલ દેવજીભાઈ
પ્રમુખ

**શ્રી કેશોદ તાલુકા ખે. ઓ. સે. સ. મં. લિ. કેશોદ**
વેરાવળ રોડ, કેશોદ - ૩૬૨૨૨૦

ફોન નંબર { ઓફિસ ૪૦
પ્રમુખશ્રી ૫૧

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી વંથલી તાલુક સહકારી ખરીદ – વેચાણ સંઘ. લી.

વંથલી (સોરઠ)

રજી. નંબર-૮૪૬ ઓડીટ વર્ગ – અ

| | | | |
|---|---|---|---|
| ૧,૩૦,૫૦૦=૦૦ | વસુલ આવેલ શેર ભંડોળ | ૪૬ | સભ્ય સંખ્યા. |
| ૧, ૩૦,૦૫૦-૦૦ | મંડળીઓનું | ૪૧ | મંડળીઓ |
| ૪૫૦-૦૦ | વ્યકિતગત | ૫ | વ્યકિતગત |
| ૩૭૯,૫૩૧-૦૦ | અનામત ભંડોળ | ૧૮,૯૭,૯૩૫-૦૦ | કાર્ય ભંડોળ |
| ૨૨૭,૭૩૬-૦૦ | અન્ય ભંડોળ | ૧,૦૧,૨૦૭૩-૦૦ | વર્ષ દરમ્યાન વેચાણ |

જાહેર કરેલ ડીવિડન્ડ ૧૨%.

સઘ હરેક જાતના રાસાયણિક ખાતરો તેમજ સુધારેલી જાતના અને હાઈબ્રીડ બિયારણો પાક સંરક્ષણ સાધનો અને જંતુનાશક દવાઓ સાથે જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ, અંકુશિત કાપડ, સિંગતેલ, સિમેન્ટ, ખાંડ વગેરે સહકારી મંડળીઓ દ્વારા તેમજ સીધા ખેડૂતોને ગામડે જરૂરીયાતો વ્યાજબી ભાવથી પૂરા પાડવામાં સહાયરૂપ થાય છે.

દયાલાલ શામજીભાઇ પટેલ
મેનેજર

ઓઘાભાઇ સીદીભાઈ
પ્રમુખ

ગ્રામ : "સહકાર"

નોંધણી ક્રમાંક ૧૫૪૭
નોંધણી તા. ૨૫-૬-૧૯૫૬

ફોન { ગોડાઉન : ૧૫
દુકાન : ૫૯

"સહકાર ત્યાં સિદ્ધિ"

# શ્રી વેરાવળ-પાટણ તાલુકા
# સહકારી ખરીદ વેચાણ સંઘ લિ.

ગુજરાત રાજ્ય **વેરાવળ** જિલ્લો : જૂનાગઢ.

દુકાન : વખારિયા બજાર.

ગોડાઉન : ભાલકા રોડ

| : સભાસદ સંખ્યા : | | : શેર ભંડોળ : |
|---|---|---|
| મંડળીઓ | ૪૧ | રૂા. ૧૨૧૯૫૦-૦૦ |
| વ્યક્તિ | ૨૭૩ | રૂા. ૫૧૯૦-૦૦ |
| | ૩૧૪ | ૧૨૭૧૪૦-૦૦ |

ઓડીટ વર્ગ 'બ'

: બેન્કર્સ :
ધી જૂનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ
કો-ઓપરેટીવ બેન્ક લિ. જૂનાગઢ
બ્રાન્ચ : વેરાવળ.

: ઓડીટર્સ :
શ્રી સ્પેશ્યલ ઓડીટર
સહકારી મંડળીઓ
જૂનાગઢ

**શ્રી જે. બી. બારડ** — એકાઉન્ટન્ટ

**શ્રી એમ. એ. ઝાલા** — મેનેજર

**શ્રી કાળાભાઇ રણમલભાઈ ઝાલા** — પ્રમુખ

## શુદ્ધિ અંગની અને અંતરની

ધારો કે બે જણા ગંગામાં સ્નાન કરવા જાય છે. તેમાંનો એક કહે છે : "અરે આ ગંગા ગંગા શું કરો છો ? બે ભાગ હાઈડ્રોજન અને એક ભાગ ઓકિસજન, એ પ્રમાણમાં બે ભાગ એકઠા કર્યા કે એ થઈ ગંગા !"

બીજો કહે છે : ભગવાન વિષ્ણુના ચરણકમળમાંથી એ નીકળી શંકરની જટામાં અટવાઈ પડી. પછી આગળ ચાલી હજારો બ્રહ્મર્ષિ અને હજારો રાજ - રાજર્ષિઓએ એને કાંઠે તપ કર્યાં, અને પાર વગરનાં પુણ્ય કાર્ય એને કાંઠે થયાં. આવી આ પવિત્ર ગંગા છે."

એવી ભાવનાથી પલળીને તે સ્નાન કરે છે. પેલો ઓકિસજન અને હાઈડ્રોજનવાળો પણ સ્નાન કરે છે દેહશુદ્ધિનું ફળ બન્નેને મળ્યા વગરનું નહિ રહે પણ પેલા ભકતને દેહશુદ્ધિ સાથે ચિત્તશુદ્ધનું ફળ પણ મળશે. ગંગામાં બળદને પણ દેહશુદ્ધિ કયાં નથી મળતી ? શરીરનો મળ ધોવાશે પણ મનનો મળ કયાંથી ધોવાશે ? એકને દેહશુદ્ધિનું નજીવુ ફળ મળશે. બીજાને તે ઉપરાંત ચિત્તશુદ્ધિનું અમોલું ફળ પણ મળશે.

– વિનોબાજી

# શ્રી મોહનલાલ ખીમજીભાઇ ચંદારાણા ચેરિટી ટ્રસ્ટ

(રજિ. નં. ઇ ૨૨૫)

**ચલાલા**

જિલ્લો-અમરેલી (સૌરાષ્ટ્ર)



# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઈ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમાં અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા-બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલકત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્રની" મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

ગોંડલ. તારીખ ૧૩-૪-૧૯૮૧

ગોવિન્દલાલ એસ. દેસાઈ
પ્રમુખ
નગરપાલિકા, ગોંડલ.

# ખભેથી ટુવાલ ઉપાડી લીધો

શહેરમાં ઉછરેલા, ભણેલા અને વ્યવસાય કરતા એક ગૃહસ્થ ગ્રામજીવનની મોજ માણવા બે ચાર દિવસ માટે એક ગામડામાં રહેતા એમના સંબંધીને ત્યાં આવ્યા.

આ ગૃહસ્થને દરરોજ સવારે ફરવા જવાની ટેવ.

ગામડાના પોતાના યજમાનને ત્યાં આ ગૃહસ્થ સવારે ખભે ટુવાલ નાખી ફળિયામાં લટાર મારવા લાગ્યા. એમને લટાર મારતા જોઈને થોડી વાર થઈ ત્યાં ગામના બે ચાર જણા ખભે ટુવાલ નાખી યજમાનને ત્યાં આવી પહોંચ્યા. ગંભીર બનીને યજમાનને પૂછ્યું. ''ડોશીમાને એકાએક શું થયું ? અમને ખબરેય ન આપ્યા ?'' ''ડોશીમા તો સવારે વહેલા ઊઠી નાહી ધોઈ, ઠાકોરજીની પૂજામાં બેઠાં છે. તમને કોણે કહ્યું કે ડોશીમા દેવ થઈ ગયા ? ઘરધણીએ આશ્ચર્યથી પૂછ્યું.

''કોઈએ તો કોઈએ નથી. પણ આ એક ભાઈ ખભે ટુવાલ નાખીને ફળિયામાં આંટા મારે છે, એટલે અમને થયું કે કંઈક માઠું બન્યું છે. ડોશીમા ઉમર લાયક છે. એટલે માન્યું કે ડોશીમાં સ્વધામ પહોંચ્યાં હશે.'' એક આગંતુકે ચોખવટ કરી.

''ભગવાનની કૃપાથી ઘરમાં સહુ સાજાં નરવાં છે અને ડોશીમા તો પૂજા કરે છે. પણ આ ફરે છે એ શહેરમાંથી આવેલા મારા મહેમાન છે, એમને સવારે ફરવાની ટેવ. એકલા કયાં જાય એટલે ફળિયામાં લટાર મારે છે.'' યજમાને સ્પષ્ટતા કરી.

''ફરે ભલે. પણ ખભેથી ટુવાલ ઊતારી લે નહીંતો અમારી જેમ બીજાય કોઈનું મરણ થયું માની દોડયા આવશે.'' ભાઈઓ હસતા હસતા ચાલ્યા ગયા. યજમાને લટાર મારી રહેલ મહેમાનના ખભેથી ટુવાલ ઉપાડી લીધો. યજમાનને એનું કારણ સમજાયું ત્યારે એ છોભીલા પડી ગયા.

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી રાજુલા તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

પો. બો. નં. ૧૭, ટાવર પાસે, રાજુલા સીટી (જી. અમરેલી)

"રજત જયંતિ વર્ષ"
નોંધણી ક્રમાંક: ૧૫૩૬
તા. ૧૦-૫-૧૯૫૬
(ઓડીટ વર્ગ અ)

તાર : "સહકાર"
ટેલીફોન: મુખ્ય ઓફીસ ૩૮
સીધી ખરીદી વિભાગ ૧૩૮
પ્રમુખ નિવાસસ્થાન ૧૨૩
મેનેજરશ્રી નિવાસસ્થાન ૧૪૮

| | |
|---|---|
| શેર ભંડોળ રૂ. | ૨,૮૪,૧૦૦=૦૦ |
| અનામત તથા અન્ય ભંડોળ રૂ. | ૧૨,૬૫,૬૬૭=૫૪ |
| થાપણો રૂ. | ૯,૬૪,૬૪૩=૪૦ |
| સભાસદ સંખ્યા- | ૨૨૩ |

: વ્યવસ્થાપક કમીટી મંડળ :

| | |
|---|---|
| શ્રી બાબુભાઇ પોપટભાઇ પટેલ | પ્રમુખ |
| શ્રી પીઠાભાઇ ડાહ્યાભાઇ | ઉપપ્રમુખ |
| શ્રી કરશનભાઇ ભગવાનભાઇ પટેલ | સભ્ય |
| ,, લાખાભાઈ મેઘજીભાઇ પટેલ | ,, |
| ,, રાણાભાઇ ગોવીંદભાઇ | ,, |
| ,, નાનાભાઈ સગાળભાઇ | ,, |
| ,, દયાળભાઇ ગોવિંદભાઈ પટેલ | ,, |
| ,, ભીમજીભાઇ લાખાભાઇ પટેલ | ,, |
| ,, પરશોતમભાઇ રામભાઈ પટેલ | ,, |
| ,, બાલુભાઈ ભાભાભાઇ | ,, |
| ,, ભીખાભાઇ લુણાભાઈ | ,, |
| ,, પાતાભાઇ જીવાભાઇ | ,, |
| ,, જમાલખાંભાઈ મુરાદખાંભાઇ પઠાણ | ,, |
| મોહનભાઇ નાનજીભાઇ પટેલ | બેંક પ્રતિનિધિ |
| ઓધવજીભાઇ કે. વાળા | મેનેજર |

# હવે ૬ વર્ષે બમણાં

## નાની બચતની નવી યોજના
## ૬ વર્ષીય રાષ્ટ્રીય બચત પત્રો (શ્રેણી: ૬/૭)

## વાર્ષિક ૧૨ ટકાનું આકર્ષક વ્યાજ

### ૬ વર્ષીય રાષ્ટ્રીય બચત પત્ર
(છઠ્ઠી શ્રેણી)

- રૂ. ૧૦૦ના બમણા કરતાં વધુ રૂ. ૨૦૧.૫૦ પૈસા મેળવો.
- બચતપત્રો રૂ.૧૦, ૫૦, ૧૦૦, ૫૦૦, ૧,૦૦૦ અને ૫,૦૦૦ના મૂલ્યમાં મળી શકશે.
- વાર્ષિક ૧૨ ટકા ચ.વૃ. વ્યાજ પાકતી મુદતે મેળવો.

### ૬ વર્ષીય રાષ્ટ્રીય બચત પત્ર
(સાતમી શ્રેણી)

- પ્રતિ ૬ મહિને વાર્ષિક ૧૨ ટકાના દરે વ્યાજની ચૂકવણી.
- બચતપત્રો રૂ. ૧૦૦, ૫૦૦, ૧,૦૦૦ અને ૫,૦૦૦ના મૂલ્યમાં મળી શકશે.

### વિશિષ્ટ સવલતો:

- વારસ નિયુક્તિ (નોમીનેશન)ની સગવડ વ્યકિતગત ઉપરાંત હવે સંયુક્ત નામે લેવામાં આવતાં આ બચતપત્રોમાં મળી શકશે.
- આ બચતપત્રો વ્યકિતગત ઉપરાંત સંયુક્ત નામે પણ લઈ શકાશે.
- રોકાણની મર્યાદા નથી.
- આવકના સ્થળે કર કપાતો નથી.
- ત્રણ વર્ષ બાદ, વટાવી શકાય.
- કરપાત્ર વ્યાજની ગણતરી વરસો-વરસના હિસાબમાં લેવા જરૂરી સર્ટિફિકેટો મેળવી શકાય છે.
- રૂ. ૧,૫૦,૦૦૦ સુધી સંપત્તિવેરા-માંથી મુક્તિ. રૂ. ૩,૦૦૦ સુધીનું વ્યાજ કરમુક્ત.

વધુ માહિતી માટે:
નજીકની પોસ્ટ ઓફિસ; જિલ્લા કલેકટર કચેરી; નાયબ નિય.ક. નાની બચત–રાજકોટ, વડોદરા, અમદાવાદ; રાષ્ટ્રીય બચત સંસ્થા, લાલ દરવાજા, અમદાવાદ કે અધિકૃત એજન્ટોનો સંપર્ક સાધો.

— સંયુક્ત સચિવ, નાની બચત, ગુજરાત રાજ્ય.

**નર્મદાનો આધાર શિલા બનશે આપની બચત**

Oormy Navrachana Rajkot-1 (Oct.-'81) ફી રૂા. ૨-૫૦ Regd. No.G-RJ-82

******-***************************

'ઊર્મિનવરચના'ના ગ્રાહકોને અપૂર્વ લાભ

## રૂા. ૩૦નું પુસ્તક રૂા. ૧૬માં મળશે

ગુજરાતના ૩૦ સમર્થ લોકવાર્તાકારોની

૩૦ શ્રેષ્ઠ લોકવાર્તાઓનો અપૂર્વ રસથાળ

# લોકવાર્તાની રસલ્હાણ

ભાગ ૧ લો

જેની સૌ આતુર નયને રાહ જોઈ રહ્યા છે તે ગુજરાતની શ્રેષ્ઠ લોકવાર્તાઓનો ૩૨૦ પાનાંનો આ સંગ્રહ જાન્યુઆરીના પ્રથમ સપ્તાહમાં બહાર પડશે. આજના બજાર ભાવે જેની કિંમત રૂા. ૩૦ થાય, પણ ડિસેમ્બરની ૩૧મી તારીખ સુધીમાં એ સંગ્રહના આગોતરા ગ્રાહક થનાર 'ઊર્મિનવરચના'ના ગ્રાહકોને એ રૂા. ૧૬માં મળશે.

એ માટે ઊર્મિનવરચનાના ગ્રાહકોએ પોતાના ગ્રાહક નંબર અને સરનામા સાથે રૂા. ૧૬ મનીઓર્ડરથી મોકલવા રહેશે. કાર્યાલયે આવી લઈ જનારને રૂા. ૧૫માં આ સંગ્રહ મળશે, ૧૬ રૂપિયામાં સદા બુકપોસ્ટથી મોકલાશે. રજીસ્ટર્ડ બુકપોસ્ટથી મગાવનારે રૂા ૧૮ મનીઓર્ડરથી મોકલવા. વી. પી. નહિ થાય. અન્ય મિત્રોના આગ્રહથી 'ઊર્મિ-નવરચના'ના ગ્રાહકો સિવાય પુસ્તક ખરીદનારને રૂપિયા ૩૦નું પુસ્તક રૂપિયા ૨૦માં અપાશે. પોસ્ટેજ એક રૂપિયો અલગ થશે.

વ્યવસ્થાપક : ઊર્મિનવરચના

ટેલીફોન નંબર – ૨૪૩૭૨

'ઊર્મિનવરચના' : કડિયા બોર્ડિંગ સામે; ૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ – ૩૬૦૦૦૧

# પ્રગતિશીલ ખેતીનું રહસ્ય

## : ગુજરાત રાજ્ય બીજ નિગમનાં બિયારણો :

વધારે ઉત્પાદન તથા અધિક વળતર માટે ગુજરાત રાજ્ય બીજ નિગમના વિશ્વાસનીય તથા ઉત્તમ સર્ટિફાઇડ તેમ જ ફાઉન્ડેશન બિયારણ વાપરવાનો આગ્રહ રાખો.

| | | |
|---|---|---|
| સંકર કપાસ | : | સંકર-૪, વારાલક્ષ્મી અને સંકર-૬ |
| સંકર બાજરી | : | બી. જે. ૧૦૪, સી. જે. ૧૦૪ અને બી. કે. ૫૬૦ |
| સંકર મકાઇ | : | ગંગા સફેદ-૨ અને ગંગા-૫ (પીળી) |
| સંકર જુવાર | : | સીએસ એચ-૫ |
| ઘઉં | : | કલ્યાણસોના, સોનાલીકા, જે-૨૪, જે-૧-૭ અને લોક-૧ |
| મગફળી | : | જૂનાગઢ-૧૧, જીએયુજી-૧, જીએયુજી-૧૦ અને જે એલ-૨૪ |
| રાઇ | : | વરુણા (ટી-૫૯) |
| જીરુ | : | એમસી-૪૩ |
| કઠોળ | : | મગ ગુજરાત-૨, ચોળા, પુસા ફાલ્ગુની તથા અડદ ઝાન્ડેવાલ તુવેર ટી-૧૫-૧૫ અને એચસી-૩ |
| ભીંડા | : | પુસા સાવની |

### આપની જરૂરિયાત માટે સંપર્ક કરો

૧. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. સેક્ટર-૧૬, પેટ્રોલ પંપ પાસે, ગાંધીનગર-૩૮૨૦૧૬ — ફોન : ૨૫૩૧, ૨૩૨૮, ૩૦૯૫

૨. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ.
જિલ્લા પંચાયત કચેરી પાછળ,
મ્યુનિસિપલ ક્વાર્ટર નં. ૧૦
અમરેલી-૩૬૪૬૦૧ — ફોન : ૨૯૭૦

૩ ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ.
જમીન વિકાસ બેન્ક પાસે,
શિહોર, જિ. ભાવનગર.

## વિજ્ઞપ્તિ

### એસ. ટી. બસોમાં સ્ત્રીઓ માટે અનામત બેઠકો

- કોરપોરેશનની દરેક બસોમાં સ્ત્રીઓ માટે પાંચ બેઠકો કાયદેસર અનામત ફાળવવામાં આવેલી છે.
- આ બેઠકો ખાલી હોય ત્યારે પુરુષ પ્રવાસી તે બેઠક પર બેસી શકે, પરંતુ સ્ત્રી પ્રવાસી બેઠક ઉપર બેસવા ઇચ્છા દર્શાવે તો તે બેઠક ફરજિયાત ખાલી કરવાની રહેશે.
- સ્ત્રીઓ માટેની આ બેઠક ખાલી ન કરવી તે મોટર વ્હીકલ રૂલ્સ અનુસાર ગુન્હો બને છે.
- સ્ત્રીઓ માટે રાખવામાં આવેલ બેઠકો ખાલી કરી આપો સ્ત્રીદાક્ષિણ્ય દાખવો અને આ કાર્યમાં એસ. ટી. ને સહકાર આપો.



## ગુજરાત રાજ્ય માર્ગ વાહનવ્યવહાર કોર્પોરેશન

વાહનવ્યવહાર ભવન, અમદાવાદ-૩૮૦૦૨૨

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

# ઊર્મિનવરચના



*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ
મુ. ચાવંડ ૩૬૪૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
ટે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

Delhi office – Phone – 915 O 72
Manager
OORMY NAVRACHANA
Shree Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI – 110003



*

## વર્ષાભિનંદન

નવા વર્ષનાં લેખકોને શુભેચ્છકોને, સહાયકોને, ગ્રાહકોને, વિજ્ઞાપકોને, વાંચકોને, સ્નેહીઓને અને સંબંધીઓને સર્વરીતે નવું વર્ષ સુખી નીવડો એવી અંતરની અભિલાષા સાથે....

જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જાગનાથ પ્લૉટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ – ૧

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

નવેંબર '૮૧ : વર્ષ : ૫૨ : અંક : ૮ : સળંગ અંક : ૬૨૦



*

[૬૩૦ પાના પરનું અનુસંધાન ૬૦૩ને બદલે ૬૨૭ તથા ૬૨૭ પાના પરનું અનુસંધાન ૬૦૬ને બદલે ૬૩૦ વાંચવા વિનંતી.]

## જાહેરખબરો આપનારાઓને વિનંતી

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિ નવરચના'ના નામે ભરી મોકલવાં.

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ નવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂા. ૨૫-૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂા. ૬૦-૦૦ |

## લેખકોને—

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

## એજન્ટોને—

* 'ઊર્મિ નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨

ઊર્મિ નવરચના કાર્યાલય

૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ ૩૬૦૦૦૧ ( જિ. રાજકોટ

# ચકવી ચકોરીની વડચડ

કવિ દાદ

(દુહા : ઢાળ સવાઇનો)

નો'નો દિવસ નો'તી રાતડી,
નો'તો ચાંદો નો'તા સૂર;
ચકવી ચકોરી વડચડયાં,
પહેલે જોબન પૂર.
ચકોરી તલસે દિનને,
ચકવી તલસે રાત;
એકને પડે નહિ રાતડી,
બીજીને ઊગે નહિ પરભાત.

(ચાલ હીંચ)

ચકવી -

તારા ચાંદાની રોગલી રાત્યું,
મારા સૂરજની ઊજળી મોલાત્યું;
મુખ જોયા વિના કેમ મો'યે,
રાત આવે ને રહ રહ રો'યે.

ચકોરી -

તારા સૂરજનાં તેજ કોણ ઝીલે,
રૂપ ચાંદાનાં ઘૂંટડે પી લે;
ગોરી ગોરી વસુંધરાની ગાત્યું,
રંગ રૂપેરી ચાંદનીની રાત્યું.
રાત માજમના એકતારા બોલે,
ભીંજાય અંતરને મનડાં ડોલે.

ચકવી-

જારે જારે ધુતારી રે ચકોરી,
તારી રાતલડી જાય બાઇ ધોળી;
એનાં ભોરીંગશાં રૂપ નવ ભાવે
મારા દિવસના તોલે રે ના'વે;
ઘટમાં વાગે કેવી કેવી ઘાત્યું,
ઘોળી જાવ રે પૂનમ કેરી રાત્યું.

ચકોરી -

તારા સૂરજના તેજથી બળું છું,
હું તો લાજુંમાં લાજી રે મરું છું;
કંથ હાર્યે નવ વાતડી થાતી,
મારી હૈયાની હૈયામાં સમાતી.

ચકવી -

તારા ચાંદાનો રંગ છે ઢીલો,
ઘડીક ધોળો ને ઘડીકમાં પીળો;
મારો સૂરજ સદાય એક રંગી,
એની ચાલ સદાય એકઢંગી.

ચકોરી -

જોયાં જોયાં તમારાં હેત જોયાં;
તમે ઇર્ષ્યામાં નેણલાં ખોયાં;
રાત આખી વિયોગે વીતાવો,
બળ્યો બળ્યો અવતાર બાઈ આવો.

(સાખી - ચલતી)

ચકોરી -

કાળજડામાં ઠંડક કરતી,
અંગ અંગ અજવાળી છે;
ભડ ભડ બળતા દિવસ કરતાં,
રાત અમુને વાલી છે.

ચકવી -

ખંડ ખંડ અજવાળા કરનો,
ફુલ ફુલમાં મલકાતો;
સોના રૂપા એડલે મારો,
સૂરજ આવે છલકાતો.
વાલપની વાંસળિયું વાગે,
ગીત મધુર પંખી ગાતાં,



[અનુ. પૃ. ૬૪૮

# मानवीनुं स्वरुप

नर्मदाशंकर હ વ્યાસ

માણસનુ બાહ્ય શરીર માનવીના ખરા સ્વરૂપનો ખ્યાલ નથી આપતુ શરીર તો માત્ર બાહ્ય કવચ છે જેનો જન્મ થાય છે, જે જુદી જુદી અવસ્થાઓમાથી પસાર થાય છે જેમકે બચપણ કિશોર અવસ્થા, યુવાની પ્રૌઢ અવસ્થા ઘડપણ અને છેવટે દેહાત અથવા મૃત્યુ આ બધી અવસ્થાઓ માત્ર દેહની છે, માત્ર દેહની કક્ષાએ જીવતા માણસો માટે એ બધી અવસ્થાઓનું ઘણુ મહત્ત્વ છે પણ માનવી માત્ર દેહ નથી માનવીને મન છે, ચિત્ત છે, અતકરણ છે અને સમગ્ર દેહનું તથા પાચ જ્ઞાનેન્દ્રિયો અને પાચ કર્મેન્દ્રિયોનું સચાલન કરતુ આત્મચૈતન્ય છે

દેહની કક્ષા પછી પ્રાણની કક્ષા આવે છે પ્રાણ એટલે માત્ર શ્વાસોશ્વાસની પ્રક્રિયા નહિ પણ માનવીની અદર રહેલી 'જીજીવિષા', જીવવાની ઈષણા, ગમે તે પરિસ્થિતિમા જીવવાની અદમ્ય ઇચ્છા

પ્રાણની કક્ષા પછી આવે છે મનની કક્ષા લગભગ માનવ સમુદાયનો મોટો ભાગ મનની કક્ષાએ જ જીવતો હોય છે મોટા સમુદાયના જીવનની પર્યાપ્તિ દેહ, પ્રાણ અને મન, એ ત્રણ કક્ષામા જ હોય છે પણ વાસ્તવમા તેમ નથી હોતુ. મનની કક્ષા પછી આવે છે બુદ્ધિની કક્ષા બુદ્ધિ એ માનવ જીવનનું સર્વશ્રેષ્ઠ ધન છે બુદ્ધિ માનવીની ખાસ વિશિષ્ટતા છે બુદ્ધિ વિનાનો માનવી પશુ સમાન છે 'મનુષ્ય રૂપેણ મૃગાશ્ચરન્તિ'

બુદ્ધિ મનને નિયત્રણમા રાખે છે બુદ્ધિ માનવીને સારાસારની વિચાર શક્તિ આપે છે અનિયત્રિત મન મધદરિયે શઢ વિનાના વહાણ જેવુ છે અનિયત્રીત મન માનવ જીવનને કેવા રાહે કે કેવા ઊડા ગર્તમા લઈ જાય તે કલ્પી ન શકાય

બુદ્ધિ માત્ર મનનું જ નિયત્રણ કરે છે, એમ નથી, પણ માનવીના સમગ્ર જીવનનું બધી કક્ષાએ નિયત્રણ કરે છે

દેહ અને ઇન્દ્રિયો મનની પ્રેરણા પ્રમાણે કામ કરે છે એ મન ઉપર જો બુદ્ધિનું નિયત્રણ ન હોય તો દેહ અને ઈન્દ્રિયો ગમે તેવુ અશોભનીય કાર્ય પણ કરે, જેથી વ્યક્તિગત નુકશાન તો હોય જ પણ સમગ્ર સમાજને પણ હાનિકર્તા નિવડે એટલે વ્યવસ્થિત સમાજ માટે, સભ્ય સમાજ માટે, સુસચાલિત સમાજ માટે, માનવી બુદ્ધિની કક્ષાએ જીવે એ ઘણુ મહત્ત્વનું છે

માનવજીવનના વિકાસક્રમના પાચ પગથિયા છે પેલુ પગથિયુ છે દેહ બીજુ પગથિયુ છે પ્રાણ, ત્રીજુ પગથિયુ છે મન, ચોથુ પગથિયુ છે બુદ્ધિ અને પાચમુ પગથિયુ છે 'આનદ

પાચમે પગથિયે પહોચવાનું માનવીના જીવનનું અતિમ ધ્યેય હોય છે પણ પાચમે પગથિયે પહોચવા માટે પહેલા ચારે પગથિયા જીવનના શુભ અભિગમથી વ્યવસ્થિત થયેલા હોવા જોઈએ જીવનમા શુભ અભિગમ પ્રાપ્ત કરવા સત્સગ, સારૂ વાચન, સારો સહવાસ, અને શુભ સકલ્પની જરૂર હોય છે

માનવ જીવનના વિકાસ ક્રમના પાચ પગથિયા પૈકી પહેલા બે પગથિયા, દેહ અને પ્રાણ, સ્થૂળ છે અને સ્થૂળ દેહના અત સાથે તેની સમાપ્તિ છે

પછીના ત્રણ પગથિયા, મન, બુદ્ધિ અને આનદ સૂક્ષ્મ છે અને એ ત્રણે માનવીના સૂક્ષ્મ શરીર સાથે સકળાયેલા છે આ ત્રણેનો દેહના અત સાથે અત નથી આવતો પણ સૂક્ષ્મ શરીર સાથે એટલે કે જીવાત્મા સાથે તે જન્મ જન્માતરની સાકળ રૂપે ફર્યા કરે છે

ક્રાન્તિના મશાલચી બનતાં

# સોરઠના મહંતો અને જવાંમર્દો

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૧૩મો)

રતુભાઇ અદાણી

સોરઠમાં અને એની આસપાસના વિસ્તારમાં લોકક્રાન્તિની હવા જામતી ગઈ અને સોરઠમાં તો ઠેકઠેકાણે સ્વયંભૂ લોકક્રાન્તિની મશાલો પ્રગટવા લાગી. એવી એક મશાલ પ્રગટી જૂનાગઢની 'બ્રહ્મ-ચર્યાશ્રમ' નામની સંસ્થામાં.

ભૂતકાળમાં જૂનાગઢ ઉપર થયેલા આક્રમણો વખતે, દુશ્મનોના ઝનૂની હલ્લા ખાળવામાં હજાર હજાર યોદ્ધાઓની ગરજ સાર્યાનું ગૌરવ અનુભવતા અને ખેલાયેલા ખૂનખાર દ્વંદ્વોમાં ચડતી અને પડતી, ભરતી અને ઓટ, વિશ્વાસ અને દગાબાજી, વફાદારી અને ખુટલાઈના અનેક સારા માઠા પ્રસંગોના મૂક સાક્ષી બની રહેલા, 'ઉપરકોટ'ના નામે ઓળખાતા જીર્ણ છતાં ખખડધજ કિલ્લાની તળેટીમાં, ગિરનાર તરફ દોરી જતા માર્ગ ઉપર વર્ષોથી 'બ્રહ્મચર્યાશ્રમ' નામની આ સંસ્થા અનાથ બાળકોને એમના અનાથપણાનો લેશમાત્ર પણ ખ્યાલ આવવા દીધા સિવાય, આશ્રય, શિક્ષણ અને સંસ્કાર આપી, એમના જીવનઘડતરનું ઉપયોગી કાર્ય કરી રહી હતી. એનું સંચાલન કરતા હતા મહંત શ્રી મયારામ બાપુ નામના એક સાધુ.

આ સાધુનું બાળપણ કુદરતને ખોળે વીતેલું. એનો ત્રાંબાવર્ણો દેહ ભગરી ભેંસોના શેડકઢાં દૂધથી બંધાયેલો હતો. બેઠી દડીનું, બેવડા બાંધાનું શરીર, સદાય હસતો ચહેરો અને ચમકતી આંખો ધરાવતા આ ગૃહસ્થને વૈરાગ્ય જાગ્યો અને સાધુ જીવન અંગીકાર કરી લીધું કોઈ વિદ્યાપીઠમાં જઈ, ગુરુને ચરણે બેસી એમણે શાસ્ત્રોનો ઊંડો અભ્યાસ ભલે નહોતો કર્યો, પણ સાધુ પરંપરા અને સાધુ જીવનને કારણે એમણે ત્યાગ, તપ, સહિષ્ણુતા, સાદાઈ, સેવાભાવ અને કઠોર પરિશ્રમના ઉમદા ગુણ સાથે જીવનમાં જરૂરી એવું જ્ઞાન મેળવી લીધેલું. કોઈ ઠાઠ ઠઠારો નહીં, સાધુવેશમાં એમના તપસ્વી અને સેવામય જીવનનું તેજ ચોમેર પ્રભાવ પાથરી દેતું. લોકો એમને 'મયારામ બાપુ' તરીકે ઓળખતા અને 'બ્રહ્મચર્યાશ્રમ' પણ 'મયારામ બાપુ'ની જગ્યા તરીકે જ ઓળખાતો.

જૂનાગઢના નવાબે પાકિસ્તાનમાં જોડાવાના લીધેલા નિર્ણયની જાણ થતાં જ, રાત અને દિવસ બાળકોની સેવામાં મગ્ન એવા 'મયારામ બાપુ'ને ઝાટકો લાગ્યો. એમના નસેનસમાં વહેતું ક્ષાત્રતેજ જાગી ઊઠયું. જૂનાગઢના નવાબના પગલાને નિષ્ફળ બનાવવા માટે બનતું કરી છૂટવાનો એમણે સંકલ્પ કરી લીધો. બાળકોને રમાડતાં, જમાડતાં અને ભણાવતાં મયારામ બાપુના મનને ક્રાન્તિના વિચારોએ ઘેરી લીધું.

મયારામ બાપુની આવી ભાવના અંગે શરૂઆતમાં જ જાણ થતાં હું એમને જૂનાગઢ જઈ, એમના આશ્રમમાં મળી આવેલો. બહારથી દેખાતા અનાથ બાળકોના આશ્રમમાં, અંદરથી મયારામ બાપુએ લોકોના રક્ષણ માટે અને પ્રસંગ આવ્યે આક્રમણ માટે જે તૈયારીઓ આદરી દીધેલી એ જોઇને હું ત્યારે જ છક્ થઈ ગયેલો. ત્યાર પછી તો એમણે વેગપૂર્વક એમના પ્રયાસો આગળ વધાર્યા. ધારિયા, કુહાડી, ફરસી જેવા હાથહથિયારોનું એમણે મોટા પાયા ઉપર ઉત્પાદન શરૂ કરાવ્યું અને ગિરનારની આસપાસના પ્રદેશમાં ઘૂમતા રહી, લોકોને સંગઠિત કરવા લાગ્યા. આરઝી હકૂમતની લોકસેના આગળ વધીને જ્યારે ગિરનારના વિસ્તારમાં દાખલ થાય ત્યારે મયારામ બાપુએ સજ્જ કરવા માંડેલું એમનું લોકદળ ભારે ઉપયોગી નીવડે એમ હતું.

લોક ક્રાન્તિની આવી જ એક વધુ પ્રભાવશાળી, તેજસ્વી મશાલ પ્રગટી જૂનાગઢના કડિયાવાડમાં આવેલ કબીર આશ્રમમાં. કબીર આશ્રમના મહંત શ્રી વીરદાસજી બાપુની એક પવિત્ર, સાત્ત્વિક સાધુ તરીકે

ચોમેર સારી ખ્યાતિ હતી. જૂનાગઢ ઉપરાંત મોટા આંકડિયા, લુણીવાવ, મૈયારી વગેરે સ્થળે પણ એમના આશ્રમો, 'कर साहेबकी बंदगी, भूखेको अन्न दे' જેવાં સૂત્રો ચરિતાર્થ કરી, કબીર સાહેબનો સંદેશો સંદેશો ફેલાવી રહ્યા હતા.

ગામડા ગામમાં અભ્યાસની પૂરી સગવડ ન હોવાને કારણે એક વિદ્યાર્થી મહંત શ્રી વીરદાસબાપુના વત્સલભાવથી પ્રેરાઈને, અભ્યાસ અર્થે જૂનાગઢના કબીર આશ્રમમાં આવીને વસે છે. એક બાજુથી શાળામાં એનો અભ્યાસ આગળ વધે છે. બીજી બાજુથી આશ્રમ જીવનમાં એમનું જીવન ઘડતર શરૂ થાય છે. આશ્રમમાં આવતા અનેક અનુયાયીઓના સ્વાગત – સરભરા – ભોજન – સફાઈ જેવા કામો આ વિદ્યાર્થી હોંશે હોંશે હાથમાં લઈને સંતોષકારક રીતે પાર પાડે છે. જેમ હાથમાં હીરો આવતાંની સાથે જ ઝવેરી એની પરખ કરી લે છે, એ જ રીતે મહંત શ્રી વીરદાસ બાપુએ પણ એમની નજરમાં આવેલા હીરની પરખ કરી લીધી ઘઉંવર્ણી કાયા, એકવડી કાઠીનો બાંધો, ગુલાબી અને મોહક ચહેરો, ચમકતી આંખો અને અંગે અંગમાં તરવરાટવાળા આ વિદ્યાર્થીને મહંત શ્રી વીરદાસબાપુએ પોતાના શિષ્ય તરીકે–પોતાના ભવિષ્યના વારસદાર તરીકે મનોમન પસંદ કરી લીધો. વિશાળ અનુયાયી વર્ગે આ પસંદગીને ખૂબ જ ઉત્સાહ-પૂર્વક વધાવી લીધી. ગુરુએ આ શિષ્યનું પોતાના વારસદાર તરીકે ઘડતર શરૂ કરી દીધું. આ વિદ્યાર્થી; આ શિષ્ય એ જ આજના મહંત શ્રી વિજયદાસજી– સોરઠ પ્રદેશને લોકક્રાન્તિની ઉત્તમ દેણગી.

જૂનાગઢના નવાબે પાકિસ્તાનમાં ભળવાનો નિર્ણય લીધો, એટલે અનેક લોકો હિજરત કરીને જૂનાગઢ રાજ્ય છોડવા લાગ્યા. હિજરત કરી જતા લોકોને પણ નવાબી ને કરશાહી તરફથી ભારે રંજાડ થવા લાગી મહંત શ્રી વિજયદાસજીએ આવા લોકોને રંજાડ થાય નહીં અને સહીસલામત તેઓ હિજરત કરી શકે એ માટે ભારે ઝુંબેશ ઉઠાવી. હિજરત કરનારા હિજરત કરી ગયા. પણ એથી જૂનાગઢનો પ્રશ્ન હલ થતો નહોતો. જૂનાગઢને હરગીજ પાકિસ્તાનમાં જવા દેવાય નહી એવો આ યુવાન મહંત શ્રી વિજયદાસજીના મનમાં સંકલ્પ બંધાઈ ગયો. આશ્રમમાં બેસીને આ સંકલ્પ પાર પડે નહી.

જૂનાગઢને બચાવવું હોય તો લોકોએ નવાબી સામે બળવો કરવો જ જોઈએ અને બળવો સફળ બનાવવો હોય તો લોકોને એ માટે તૈયાર કરવા જોઈએ. કબીર આશ્રમના ભકતો જેમને હવે 'મોટા મહંત સાહેબ' તરીકે સંબોધવા લાગેલા એ ગુરુ શ્રી વીરદાસબાપુના આશીર્વાદ મેળવી, આશ્રમ જીવનનો ત્યાગ કરી, ઘડીભર સાધુવેશ બાજુએ મૂકી, સુભટનો સાજ સજી મહંત શ્રી વિજયદાસજી લોકક્રાન્તિની મશાલ લઈ, એમના વિશાળ અનુયાયી વર્ગમાં ઘૂમવા નીકળી પડયા. લડાયક ખમીર ધરાવતી મેર કોમ ઉપર મહંત સાહેબનું ભારે વર્ચસ્વ હતું.

મહંત સાહેબ જ્યાં જ્યાં ગયા ત્યાં લોકક્રાન્તિની ચીનગારી પ્રગટવા લાગી પ્રસંગ આવ્યે હાથમાં આવે એ હથિયાર લઈને લડવા માટે મહંત સાહેબે મોટી સેના ખડી કરી દીધી

લોકક્રાન્તિની એવી જ એક વધુ મશાલ પ્રગટી ઉબેણનદીના રળિયામણા કિનારા ઉપર વર્ષોથી સ્વાર્પણની, સત્યાગ્રહની, વીરતાની, ધર્મની ધજા ફરકાવતા કોયલી મઠના ત્રિનેત્રેશ્વર મહાદેવના મંદિરમાંથી કોયલી મઠનો કડીબદ્ધ અને આધારભૂત ઇતિહાસ તો ઉપલબ્ધ નથી પણ લોકકથા કહે છે કે આજથી લગભગ અઢીસો–ત્રણસો વર્ષ પહેલાં વડોદરાના જીન્થર જીનતખ્ત, સેના ખાસખેલ, શમશેર બહાદુર, એવા શ્રીમંત ગાયકવાડના એક રાજવંશી ભાણેજ શ્રી માધવરાવે, વૈરાગ્યનો રંગ લાગતાં, રાજ-સુખ છોડી, ફરતાં ફરતાં ઉબેણ નદીના કિનારે આવીને ધૂણી ધખાવી. એમને શોધીને, સમજાવીને, પાછા લઈ આવવા શ્રીમંત ગાયકવાડે ચોમેર પોતાના અધિકારીઓને રવાના કર્યા અધિકારીઓને ફરતાં ફરતાં અહી શ્રી માધવરાવની ભાળ લાગી. એમને જોગીનું કઠણ જીવન છોડી, પાછા આવવા માટે ખૂબ સમજાવી જોયા પણ વૈરાગ્યના રંગે પૂરા રંગાઈ ચૂકેલા શ્રી માધવરાવે પાછા ફરવાનો ઈન્કાર કરી દીધો. અધિ-

કારીઓ નિરાશ થઈને પાછા ફર્યા. શ્રી માધવરાવ પાછળથી શ્રી ગુલાબગિરિ તરીકે ઓળખાવા લાગ્યા.

શ્રી ગુલાબગિરિને પોતાના નિર્વાહ માટે ઘેર-ઘેર ભટકી, ભિક્ષાની જોળી ફેરવવી ન પડે એટલા માટે ગાયકવાડ સરકારે જૂનાગઢ રાજય પાસેથી કોયલી ગામ વેચાતું લઈ કોયલી મઠને અર્પણ કર્યું અને આજે ઊભું છે એ ત્રિનેત્રેશ્વર મહાદેવનું મંદિર પણ બંધાવી આપ્યું.

સને ૧૮૧૩ના અરસામાં આ કોયલી મઠના મહંત શ્રી કૃપાલગિરિ ન્યાય, વચન, નેક અને ટેક ખાતર, મઠના ચોકમાં જ ૩૦ જેટલા સાધુઓ સાથે પ્રાણની આહૂતિ આપી ભવ્ય ઈતિહાસ સર્જી ગયા.

વાત એવી છે કે એ વખતે જૂનાગઢ રાજ્યની દિવાનગીરી માટે બે હરીફ જૂથો વચ્ચે કાળઝાળ સ્પર્ધા શરૂ થઈ. જૂનાગઢના નવાબે એક પક્ષકાર શ્રી સુંદરજી શિવજીની ભંભેરણીથી એમના હરીફ શ્રી રૂગનાથજીના સમર્થક એવા શ્રી અમરજી રૂદજી અને શ્રી મૂળચંદ હેમતરામ નામના બે અધિકારીઓને કેદ કર્યા. કોયલી મઠના મહંત શ્રી કૃપાલગિરિ આ બન્ને અધિકારીઓના હામી બનેલા હોઈને એમણે આ બન્ને અધિકારીઓને મુક્ત કરવા નવાબને વિનંતિ કરી. નવાબે આ વિનંતિનો સ્વીકાર કર્યો નહીં. પોતાના વેણ ખાતર જીવન ઓળઘોળ કરી દેવાનો એ જમાનો હતો. કોયલી મઠના મહંત શ્રી કૃપાલગિરિ ન્યાય ખાતર, પોતાના વેણ ખાતર. પોતાની નેક ટેક ખાતર પ્રાણ અર્પણ કરી દેવાના સંકલ્પ સાથે કોયલી મઠના ચોકમાં અન્ય અતીત સાધુઓ સાથે ધરણામાં બેસી ગયા. મેઘપુરના ભાટો તથા જૂનાગઢના સૈયદો પણ આ ન્યાય લડતમાં જોડાયા. અદ્‌ભૂત હતો એ સત્યાગ્રહ.

આવું ગાંડપણ છોડી ધરણામાંથી ઊઠી જવાનું સમજાવવા માટે જૂનાગઢના નવાબે સામતખાન બાબી અને જમાલખાન બલુચીને મઠમાં મોકલ્યા. એમણે મઠમાં પહોંચી બધાને ધરણામાંથી ઊઠી જવા માટે સમજાવવાનું શરૂ કર્યું. જૂનાગઢના સૈયદો એમના સમજાવ્યા સમજી ગયા. પણ મહંત શ્રી કૃપાલગિરિ અને એમના સાધુઓ–સાથીઓ તો અડગ નિર્ધાર કરીને બેઠા હતા. સમજાવટ ધાકધમકી, બધું નિષ્ફળ જતાં સામતખાન બાબી અને જમાલખાન બલુચી ઉશ્કેરાઈ ગયા અને એમની સાથેના સશસ્ત્ર સૈનિકોને હથિયાર ઉપાડવા હુકમ કર્યો. નવાબના સૈનિકોએ નિઃશસ્ત્ર ધરણાધારીઓ ઉપર હિચકારો હુમલો કર્યો. ત્રિનેત્રેશ્વર મહાદેવની ફરકતી ધજા નીચે, મઠના ચોકમાં ન્યાય ખાતર ખપી જવાની પ્રતિજ્ઞા સાથે બેઠેલા મહંતશ્રી, સાધુઓ અને અન્ય સાથીઓ અચલ, અડગ બેસી રહ્યા. હત્યારાઓના હથિયાર ચાલવા લાગ્યાં. એક પછી એક માથાં વધેરાવા લાગ્યાં. લોહીની છોળો છૂટી. કોઈએ ચૂંકારો ય કર્યો નહીં. મહંત શ્રી કૃપાલગિરિએ, ૨૬ જેટલા અતીત સાધુ-ઓએ અને ૨ ભાટ વીરોએ હસતા હસતા પોતાના પ્રાણની આહૂતિ આપી દીધી. ક્ષણભરમાં નવાબી માટે કાળો અને મઠ માટે ઉજળો ઈતિહાસ આલેખાઈ ગયો.

આ હીચકારા કૃત્ય પછી નવાબની બેચેનીને કોઇ સીમા ન રહી. ઊંઘમાં જટ ધારી સાધુઓ દેખાવા લાગ્યા. ભોજનની થાળીમાં નિર્દોષ સાધુઓનું લોહી તગતગવા લાગ્યું. સામાન્ય પ્રજાના દિલ પણ ઊકળી ઊઠયાં. આ બેચેની અને અશાન્તિમાંથી બચવા ખાતર જૂનાગઢના નવાબે બોડકા અને રંગપુર એમ બે ગામ કોયલી મઠને અર્પણ કરી પોતાના પાપનું પ્રાયશ્ચિત કર્યું માન્યું.

મંદિર અને દિવાલના પત્થરે પત્થરમાં, ધરતીની રજેરજમાં, શાન્ત – અહિંસક શૌર્ય અને અદ્‌ભુત સ્વાર્પણનો ઈતિહાસ ધરાવતા આ કોયલી મઠના મહંત શ્રી ભગવાનગિરિજી સાથે સાધુ મોતીગરજી રહે. પડછંદ કાયા, માથે લાંબા – ઝૂલતા કેશ, પહોળી છાતી ઉપર પથરાયેલી કાબરચીતરી લાંબી દાઢી. લાલઘૂમ આંખો, પ્રભાવશાળી ચહેરો, ગળામાં રૂદ્રાક્ષની મોટી માળા એવા સાધુ મોતીગરજી કોયલી મઠની સેવામાં જીવન વ્યતિત કરે. પણ જૂનાગઢના નવાબે પાકિસ્તાનમાં ભળવાનો નિર્ણય કર્યો અને આ

સાધુનું સોડી ઊકળી ઊઠયું. હાથમાં દંડ લઈને એમણે ઘૂમવા માંડયું. ધર્મના ઉપદેશ આપવાનું છોડી ક્રાન્તિનો સંદેશો ફેલાવવાનું શરૂ કર્યું. લોકોમાં હિંમત આવવા લાગી, જાન પેદા થવા લાગ્યો, સૂતેલી મર્દાનગી સળવળવા લાગી અને જોતજોતામાં તો આ પ્રભાવશાળી મર્દ સાધુએ વંથલી–વિસાવદરના ગામે ગામમાં ક્રાન્તિની ચીનગારીઓ જગવી દીધી.

મેર કોમ એક બહાદુર કોમ લેખાતી. ભૂતકાળમાં જૂનાગઢ રાજ્ય માટે આ કોમે આપેલ ભોગની કદર કરીને રાજ્ય તરફથી એમને કેટલીક ખાસ સગવડો અને હક્કો બક્ષવામાં આવેલા.

વખત જતાં જૂનાગઢના કોઈ નવાબને લોભ લાગ્યો અને મેર કોમને બક્ષેલા હક્કો રદ કરી એમના ઉપર વેરો લાદવાનો પ્રયાસ કર્યો. મેર કોમ આ સાંભળીને ચમકી ઊઠી. અન્યાય બરદાસ્ત કરે તો કોમને કલંક લાગે. આગેવાનોએ અન્યાયનો સામનો કરવાનો સંકલ્પ કરી લીધો. પણ હથિયાર બાંધી જાણનારી, હથિયાર વાપરી જાણનારી આ કોમે હથિયારનો ઉપયોગ કરીને સામનો કરવાને બદલે અનોખો જ માર્ગ અપનાવ્યો. ગાંધીજીએ તો વર્ષો પછી અન્યાયનો પ્રતિકાર કરવા માટે આપણને અહિંસાનો મંત્ર અને સત્યાગ્રહના શસ્ત્રની ભેટ આપી. મેર કોમના આગેવાનો અહિંસા શું અને સત્યાગ્રહ શું એ જાણતા જ ન હતા. પરંતુ એમને કુદરતી રીતે જ નવાબના અન્યાયનો સામનો કરવા માટે અહિંસા અને સત્યાગ્રહની ભૂમિકા સૂઝી ગઈ. નવાબના અન્યાયનો નિઃશસ્ત્ર પ્રતિકાર કરવા માટે દરેક કુટુમ્બમાંથી કમમાં કમ એક એક પ્રતિનિધિને કનરાના ડુંગર ઉપર હાજર થઈ જવાના કહેણ મોકલાઈ ગયાં કહેણ મળતાં જ, ઘડીનો પણ વિચાર કરવા માટે થોભ્યા સિવાય, મેર કોમના ઘેર ઘેરથી જુવાન હોય, વૃદ્ધ હોય પણ એક એક પ્રતિનિધિ, હથિયાર ઘેર મૂકીને ચાલી નીકળ્યો. એક કુટુમ્બમાં કોઈ ઉંમર લાયક આદમી ન મળે. માતાએ પોતાના ૯–૧૦ વર્ષના કિશોરને અને આ કિશોરની સંભાળ લેવા માટે ૧૧–૧૨ વર્ષની એની બહેનને પોતાના કુટુમ્બનું પ્રતિનિધિત્વ કરવા માટે કુમકુમના તિલક કરીને વળાવેલા.

કનરાના ડુંગર ઉપર એકઠા થયેલા મેર કોમના પ્રતિનિધિઓએ નવાબના હૃદય પરિવર્તન માટે અનશન શરૂ કર્યા અદ્‌ભૂત હતો એ પ્રસંગ.

કહેવાય છે કે જૂનાગઢના કોઈ ફોજી અફસરે વાટાઘાટ કરવાના બહાને કનરા ડુંગર ઉપર પહોંચી જઈ, દગો કરી અનશન ઉપર બેઠેલા નિઃશસ્ત્ર મેર લોકોની ક્રૂર રીતે કતલ શરૂ કરી. એક એક મેરે ચૂંકારો પણ કર્યા વિના, સામેથી પોતાની ગરદન ધરી, શહીદી વહોરી લીધી. ૯–૧૦ વર્ષના કિશોરે અને ૧૧–૧૨ વર્ષની એની બહેને પણ પાછી પાની કરી નહિ. કનરાના ડુંગર ઉપર આજે પણ, મેર લોકોએ શાન્ત અને અદ્‌ભૂત વીરતા દાખવીને વહોરી લીધેલી શહાદતની વીરગાથા સંભળાવતા સંખ્યાબંધ પાળિયા ઊભા છે. ધીરે ધીરે મેર કોમ બધી રીતે ઘસાતી ગઈ. પણ પ્રસંગ આવ્યે લોહીમાં રહેલું ક્ષાત્રતેજ છૂપું રહે નહીં. કેશોદ વિસ્તારમાં શ્રી વીરાભાઈ અને અન્ય આગેવાનો મેર કોમના જુવાનોને સાબદા કરવાના કામમાં લાગી ગયા.

માળિયાની હાટી કોમ પણ એક બહાદુર કોમ લેખાય. આ કોમના એક તાલુકદાર અને આગેવાન શ્રી જશાભાઈ પણ પાકિસ્તાનમાં જૂનાગઢને જતું રોકવા માટે, પોતાની કોમના ખમીરવંતા જુવાનોને સાબદા કરવા લાગ્યા. નવાબીતંત્રને આની જાણ થતાં બધાના હથિયારો જપ્ત કરવામાં આવ્યા. જશાભાઈ ઉપર કડક નજર રાખવા માટે જાસુસો ગોઠવાઈ ગયા. જૂનાગઢની હદમાં રહીને પોતે અસરકારક કારોબારી કરી નહી શકે એવી પ્રતીતિ થતાં એમણે માળિયા તાલુકો છોડી, બાજુમાં આવેલ માધવપુર મુકામે અડ્ડો જમાવ્યો. અને ત્યાં બેઠાં બેઠા હાટી કોમના જુવાનોને તેમ જ અન્ય જુવાનોને અન્યાયનો સામનો કરવા માટે કટિબદ્ધ કરવાની કામગીરી શરૂ કરી દીધી.

શ્રી દુલર્ભજીભાઈ નાગ્રેચાએ એક બાજુથી કુંકાવાવની છાવણી માટે શ્રી વીરચંદભાઈને મદદ કરતા રહી, બીજી બાજુથી ભેસાણ વિસ્તારના એમના

પરિચિત વિસ્તારમાં ભળવા માટે લોકોને તૈયાર કરવાની કામગીરી આરંભી દીધી....

ઊના – વેરાવળ – જેવા વિસ્તારોમાં પણ સ્થાનિક જુવાન કાર્યકરો પોતાની મેળે, સ્વયંસ્ફુરણાથી જ નવાબના નિર્ણયને નાકામિયાબ બનાવવા માટે પોત પોતાની રીતે કામે લાગી ગયા.

જૂનાગઢ રાજ્યની હદમાં જ આ રીતે ક્રાન્તિની મશાલ લઈને ઘૂમી રહેલા આગેવાનોના પ્રયાસ અને પુરુષાર્થની પ્રેરક વાતો આરઝી હકૂમતના મુખ્ય મથકે પહોંચવા લાગી. આ વાતો સાંભળીને સૌનો પોરહ વધતો ચાલ્યો. લોકસેનાના જુવાનોનો વિશ્વાસ વધતો ગયો. અમને સૌને આ પ્રેરક કથાઓ સાંભળી અસાધારણ બળ મળતું રહ્યું.

જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ કરવા માટે હવે દશેરાનો શુભ દિવસ નક્કી થઈ ગયો અને એ રીતે તૈયારીઓ આગળ વધવા લાગી. મનુભાઈ બક્ષી જેમની ભરતી કરીને આવેલા એવા ૧૦૦ શીખ જુવાનો અને ૧૦૦ ગુરખા જુવાનોની ટૂકડીઓ આવી પહોંચી. રસિકભાઈ પરીખે જાતે જ એમની જવાબદારી અને વ્યવસ્થા સંભાળી લીધી.

શ્રી ઘનશ્યામભાઈની પ્રેરણા અને પ્રયાસથી જૂનાગઢ સામેના યુદ્ધમાં ભાગ લેવા માટે લીમડાના દરબાર શ્રી રણજીતસિંહજીની આગેવાની નીચે ૪૦ જેટલા લડવૈયા રાજકોટ આવી પહોંચ્યા. જૂનાગઢના ઉતારામાં જ એમનો મુકામ નક્કી થયો.

બધાનું અમે સ્વાગત કર્યું. એમાંનાં કેટલાક જુવાનોને જોઈને આંખો ઠરી. એક એક લડવૈયો દસ દસ દુશ્મનોને ભારે પડે એવા એમના પડછંદ કસાયેલા દેહ, એવો એમનો થનગનાટ. પણ આ ટુકડીમાં કેટલાક પીઢ આગેવાનો પણ હતા. એક બાજુ બગલમાં તરવાર, તો બીજી બાજુ હાથમાં હોકો. આવતા વેંત જ એમણે કસુંબાની માગણી કરી. આવી જરૂરિયાત ઊભી થશે એવી અમે ક્યારેય ગણતરી કરેલી જ નહીં. તત્કાળ કસુંબો કાઢવો ક્યાંથી? પણ કસુંબો લીધા પછી જ બપોરનું ભોજન લેવાનો આ પીઢ લડવૈયાઓએ આગ્રહ રાખ્યો. અમારી છાવણીમાં આ વાત સાંભળી સૌને આશ્ચર્ય થયું. પણ બીજો ઉપાય ન રહેતાં, એક અનુભવી કાર્યકરને એ અંગેનો પ્રબંધ કરવાનું સોંપ્યું. તત્કાળ તો પ્રશ્ન પતી ગયો, પણ તુરત જ બીજો પ્રશ્ન ઊભો થયો. કસુંબા વિના ડગલું પણ માંડી ન શકે એવા આ પીઢ આગેવાનોને લડાઈના મેદાન ઉપર લઈ કેમ જવા? છેવટ શ્રી ઘનશ્યામભાઈ, દરબાર શ્રી રણજીતસિંહજી અને બીજાઓએ સાથે બેસી તોડ કાઢયો. ૪૦ લડવૈયાની ટુકડીમાંથી કસુંબાના હરેડ બંધાણી અને ઉંમરલાયક એવા લગભગ અર્ધા લડવૈયા લડાઈના મોરચે જવાને બદલે જૂનાગઢના ઉતારાના રક્ષણની કામગીરી સંભાળે અને બાકીના અડધા જેટલા જુવાન લડવૈયાઓની ટુકડી દરબાર શ્રી રણજીતસિંહજીની આગેવાની નીચે લડાઈના મોરચામાં જોડાય એમ નક્કી થયું અને એ રીતે એમને ફરજ સોંપવામાં આવી.

આ જ દિવસોમાં અચાનક શ્રી શામળદાસભાઈ તરફથી મને સંદેશો મળ્યો કે મારે એક ચોક્કસ સ્થળે જાતે જઈ હથિયારો સંભાળી લેવાનાં છે. આ સમાચાર સાંભળીને અમે રોમાંચ અનુભવ્યો. શ્રી દુર્લભજીભાઈની ગાડી આવી ગુપ્ત ખાનાઓ સાથે તૈયાર થઈને આવી ગઈ હતી. એ ગાડી અને બે સાથીઓને લઈને હું તુરત જ સૂચવેલા સ્થળે જઈ પહોંચ્યો. હથિયાર સોંપનાર ગૃહસ્થ સાથે ઓળખવિધિ પૂરો કર્યા બાદ અમે આલીશાન મકાનના એક ખંડમાં ગયા. અમને મળનારા હથિયારો ત્યાં વ્યવસ્થિત રીતે ગોઠવેલાં હતાં. દુર્લભજીભાઈની મોટરના ગુપ્ત ખાનામાં સમાઈ શકે એટલાં જ હથિયાર એક ફેરામાં લઈ આવી શકાય એમ હતું. એ હિસાબે નહીં નહીં તોય ૨૫–૩૦ ફેરા થાય એમ હતું. દરેક ફેરે મારે હથિયાર સંભાળવા જવું પડે એને બદલે મારી સાથે જેમને લઈ ગયો હતો એ મિત્રોને પણ હથિયાર સોંપવામાં આવે એવી અમે સમજૂતી સાધી શક્યા. હથિયારોનો પહેલો ફેરો લઈને અમે જૂનાગઢના ઉતારે પહોંચ્યા. શ્રી ત્ર્યંબકભાઈ દવે અને શ્રી માર્કન્ડભાઈ દેસાઈ એમની ફરજ ઉપર હાજર

જ હતા. શસ્ત્રાગાર માટે પસંદ કરેલા ખંડમાં હથિયારો ગોઠવાવા લાગ્યાં. શસ્ત્રાગાર ફરતો અમારા વિશ્વાસુ સાથીઓનો સખ્ત પહેરો લાગી ગયો. મોટર એક પછી એક ફેરા કરવા લાગી. સાંજ સુધીમાં બધી કામગીરી પૂરી થઈ. બાકીના હથિયારો બીજે દિવસે લાવવાનું ઠર્યું.

સાંજ પાડવા આવી અને ઢેબરભાઈ તરફથી, એમને મળી જવા માટે મને સંદેશો મળ્યો. શા માટે મને બોલાવ્યો હશે એની કલ્પના કરતો કરતો હું એમના નિવાસે જઈ પહોંચ્યો. સફેદ દૂધ જેવી ચાદર બિછાવેલ ગાદી ઉપર બેઠેલા ઢેબરભાઈની સામે જેવો હું બેઠો કે તુરત જ એમણે ધીમા અવાજે વાત શરૂ કરી. "રતુભાઈ! યુદ્ધવિદ્યાના જાણકાર અને અનુભવી એવા એક નિવૃત્ત અધિકારી આવ્યા છે. તમે એમને મળ્યા ?"

"ના,ના કોઈ નિવૃત્ત અધિકારી આવ્યા હોય તો મને એની જાણ નથી." મેં જણાવ્યું.

"રસિકભાઈ એ જ એમને બોલાવ્યા છે અને તમને એની જાણ નથી ?" ઢેબરભાઈએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"રસિકભાઈએ હજી સુધી મને આ અંગે કંઈ વાત કરી નથી. કરવા જેવી હશે તો આજે જ વાત કરશે. અને એમણે આવેલ અધિકારીને મળી લીધું હોય હોય તો મારે એમને મળવાની જરૂર પણ નહીં." મેં જવાબ આપ્યો.

"આમ તો મને પણ કશી જાણ ન હતી. પણ આજે મને આ અધિકારી મળ્યા. મારા ઉપર એમણે ઊંડી છાપ પાડી છે. મને થયું કે તમારે એમને મળવું જોઈએ અને તમારી વાતો સાંભળ્યા પછી એમની સલાહ મળે તો જ આપણે જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ શરૂ કરવું જોઈએ." ઢેબરભાઈએ એમના મનમાં ઘોળાતી વાતનો પડઘો પાડ્યો.

"અધિકારીને મળવામાં હરકત નથી તમે ઈચ્છતા હો તો જરૂર એમને મળી લઉં પણ એમની સલાહ મળે તો જ આપણે આક્રમણ શરૂ કરવું એ વાત મને ગળે ઊતરતી નથી. એમના અભિપ્રાયને પૂરું વજન આપીએ, પણ નિર્ણય તો આપણે જ લેવાનો રહે છે." મેં થોડી નારાજગી સાથે મારો સ્પષ્ટ અભિપ્રાય જણાવ્યો.

"તમે એમને મળી તો લો. તમારી સાથેની વાતચીત પછી એમનો અભિપ્રાય જણાવવા મેં એમને વિનંતી કરી છે." ઢેબરભાઈએ આગ્રહ કર્યો

"રસિકભાઈ પાસેથી માહિતી મેળવીને જરૂર મળી આવીશ." ઊઠતાં ઊઠતાં મેં જણાવ્યું.

રસિકભાઈ પાસેથી જાણવા મળ્યું કે "લશ્કરના એક નિવૃત્ત અધિકારી, હાલ એક રજવાડાને પોતાની સેવા આપી રહ્યા છે. આપણને મદદ કરવા એમને બોલાવ્યા છે. એમને મળી લેવું જરૂરી ખરું."

લશ્કરના નિવૃત્ત અધિકારીને મળી લેવા શ્રી ઢેબરભાઈએ મને આગ્રહ કર્યો અને શ્રી રસિકભાઈએ પણ જરૂરિયાત દર્શાવી. પણ બન્નેની ભૂમિકા જુદી જુદી હતી એ જોઈ શકાયું.

ઢેબરભાઈની ઈચ્છા અને રસિકભાઈની ભલામણ જાણી હું તુરત જ સાઈકલ ઉપર સવાર થઈ અધિકારી મિત્રને મળવા ઊપડયો.

પ્રાદેશિક કમિશનરના બંગલાની બાજુમાં આવેલ એક મકાનમાં આ અધિકારીને ઉતારો આપવામાં આવ્યો હતો. બંગલાના પ્રવેશદ્વારમાં જ એમના બે સિપાહીઓ એમના ગણવેશમાં ઊભા હતા— અલબત્ત હથિયાર વિના.

મેં બંગલમાં પ્રવેશ કર્યો સામેના ખંડમાં જ એક સોફા ઉપર, ગણવેશ પહેરેલા એક અધિકારી આરામથી બેઠા હતા. બેઠી દડીનું કસાયેલું શરીર, ગોરો વાન, કાળી દાઢી, હાથમાં કડું, બાજુમાં કીરપાણ, માથે લાંબા વાળને ઢાંકતી પાઘડી, ચંદનસિંહજી એમનું નામ. જાણે મારી પ્રતીક્ષા જ કરતા હોય એમ લાગ્યું. મેં બાજુમાં બેઠક લીધી.

"મારે તમારા દળનું નિરીક્ષણ કરવું છે." એમણે લાગલી જ અંગ્રેજી ભાષામાં શરૂઆત કરી.

એમના પહેલા જ પ્રશ્ન ઉપરથી લાગ્યું કે આરઝી હકૂમતની લોકસેનાનું અને જૂનાગઢ સામેની લડાઈનું નેતૃત્વ એમણે સંભાળવાનું છે એવો કાંતો કોઈના તરફથી એમને ખ્યાલ આપવામાં આવ્યો છે અથવા એમણે જાતે જ એમ માની લીધું છે. મને આથી ભારે તાજુબી થઈ.

"તમે નિરીક્ષણ કરી શકો એવું કોઈ ટ્રુપ મારી પાસે નથી." મેં ટૂંકો જવાબ આપ્યો.

"ઢેબરભાઈ કહેતા હતા કે બે ત્રણ દિવસમાં તમે જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ કરવાનું વિચારો છો. વગર ટ્રુપે કઈ રીતે આક્રમણ કરશો?" મારા ટૂંકા જવાબથી આશ્ચર્ય અનુભવતા સરદારજી બોલ્યા.

"તમારી વ્યાખ્યા મુજબનું કોઈ ટ્રુપ અમારી પાસે નથી. છે થોડાં માથા ફરેલા જુવાનો." મેં આરામથી જવાબ આપ્યો.

"તો મારે એમને મળી લેવું જોઈએ એમની લડવાની કેવીક તૈયારી છે એ જોઈને મારે શ્રી ઢેબરભાઈને મારો અભિપ્રાય જણાવવાનો છે." સરદારજી બોલ્યા.

"અમારા મોટા ભાગના જુવાનો મોરચા ઉપર જવા માટે અહીંથી રવાના થઈ ગયા છે. એટલે એમને મળવાનું પણ શક્ય નથી." મેં જવાબ આપ્યો.

"જો તમારા જુવાનોને મળી ન શકાય તો તેઓ મોરચા ઉપર લડી શકશે કે કેમ એનો મારે કઈ રીતે અભિપ્રાય આપવો! વારૂ! તમારા જુવાનોને ગણવેશ આપવામાં આવેલ છે?" ચંદનસિંહજીએ પ્રશ્ન કર્યો.

"ના, રે ના. કોઈએ સેંધા પહેરણ પહેર્યાં છે, કોઈએ ચડી-બંડિયું પહેર્યાં છે, કોઈએ સુરવાલ જભ્ભા પહેર્યા છે." મેં હળવી રીતે જવાબ આપ્યો.

"ગણવેશ વિના મેદાને ઉપર કોઈને લડવા મોકલી જ ન શકાય. તમે સેનાની પહેલી જરૂરિયાત પણ પૂરી પાડી નથી વારૂ એમને હોલ બૂટ તો આપ્યા જ હશે" સરદારજીએ સેનાની બીજી મહત્ત્વની જરૂરિયાત વિષે પૂછ્યું.

"ગણવેશ ન હોય ત્યાં હોલબૂટ તો ક્યાંથી હોય! અમારા જુવાનોમાંથી કોઈએ સાદા પગરખા પહેર્યાં છે, કોઈએ ચંપલ પહેર્યા છે તો કોઈ ઉઘાડે પગે પણ હશે." સરદારજીના પ્રશ્નો સાંભળીને મારૂં આશ્ચર્ય વધતું ચાલ્યું.

"ભારે કહેવાય! વારૂ! એમના માથાનું રક્ષણ થઈ શકે એ માટે એમને ટોપ તો આપ્યા જ હશે." સરદારજીએ ત્રીજી જરૂરિયાતનો ઉલ્લેખ કર્યો.

"ના રે ના. અમે કોઈને ટોપા પણ આપી શક્યા નથી. કોઈએ માથે ટોપી પહેરી હશે, કોઈએ પાઘડી કે સાફો બાંધ્યો હશે તો કોઈ મારી જેમ ઉઘાડે માથે હશે" મેં હસતાં હસતાં જવાબ આપ્યો.

"લડતાં સૈનિકને અચાનક પાણીની જરૂર પડે. તમે વોટર બેગનો પ્રબંધ કર્યો છે?" સરદારજીના ચહેરા ઉપર ભાવ બદલાવા લાગ્યા.

"માફ કરજો! વોટર બેગનો પ્રબંધ તો થઈ શક્યો નથી. થોડી ભંભલીઓ મગાવી રાખી છે." મેં જણાવ્યું.

"સૈન્યની કોઈ પ્રાથમિક જરૂરિયાતો કે સાધનો વિના તમે જુવાનોને લડાઈના મોરચે મોકલવાનું વિચારો છો? એમને હથિયારો વાપરવાની તાલીમ તો આપી જ હશે! કે એનો પણ પ્રબંધ થઈ શક્યો નથી!" ચંદનસિંહજીએ વ્યંગ ભાષાનો ઉપયોગ કર્યો.

તમારી વાત સાચી છે. અમારા જુવાનોને હથિયાર વાપરવાની તૂટી-ફૂટી તાલીમ જ આપી શકાઈ છે. લશ્કરના સિપાહીઓને જે રીતે તાલીમ અને મહાવરાની તક મળે છે એવી તક અમારા જુવાનો મેળવી શક્યા નથી." મેં શાન્તિથી જવાબ આપ્યો.

"તમે કહો છો એમ જ હોય તો જૂનાગઢની શસ્ત્ર સજ્જ અને તાલીમબદ્ધ સેના સામે તમારી લોકસેના લડી જ ન શકે મારે શ્રી ઢેબરભાઈને આ મતલબનો મારો સ્પષ્ટ અભિપ્રાય જણાવવો પડશે અને તમને પણ મારી સલાહ છે કે ખોટી ઉતાવળ કરશો નહીં." સરદારજીએ ગંભીર બનીને સલાહ આપી.

"ઢેબરભાઈને તમે તમારો અભિપ્રાય જરૂર જણાવશો પણ અમે તો બે દિવસ પછી જ જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ શરૂ કરવાનો અમારો કાર્યક્રમ નક્કી કરી નાખ્યો છે મેં તમને જણાવ્યું એમ અમારા જુવાનો એ માટે નિયત સ્થાને જવા રવાના પણ થઈ ગયા છે." મેં ઊઠવાની તૈયારી કરી

'ભૂલ કરો છો. તમે જાણતા હોવા જોઈએ કે જૂનાગઢના પ્રશ્ને આખા દેશનું ધ્યાન ખેંચ્યું છે આરઝી હકૂમતની રચના પછી આખો દેશ એના ઉપર મીટ માંડીને બેઠો છે. આરઝી હકૂમતે જૂનાગઢની સામે લડવું જ જોઈએ પણ એ માટે પૂરતી તૈયારી કર્યા પછી જ લડાઈ શરૂ કરી શકાય. અધુરી તૈયારીએ તમે આક્રમણ શરૂ કરો અને કદાચ એમાં પાછા પડો, કે માર ખાઈ બેસો તો એના ઘણાં વિપરિત પરિણામો આવે જુવાનોનો અને લોકોનો જુસ્સો ભાંગી પડે થોડી વધુ તૈયારી કરો. પછી તો ખરાખરીનો ખેલ ખેલવાનો જ છે હું અહીં તમને મદદ કરવા જ આવ્યો છું" ચંદનસિંહજીએ ખૂબ ગંભીરતાથી અને ડાહ્યકાઈથી વાત કરી.

"સરદારજી! આપણો વિશેષ પરિચય નથી. શ્રી ઢેબરભાઈએ ઈચ્છા દર્શાવી અને શ્રી રસિકભાઈએ સલાહ આપી કે મારે તમને મળવું. એટલે મળવા આવ્યો. તમે મારી મૌખિક પરીક્ષા લીધી. તમારી દૃષ્ટિએ અમે નાપાસ ઠર્યા. તમારા અભિપ્રાયની, તમારી સલાહની અમારે મન ઓછી કિંમત નથી, પણ હવે તો બેએક દિવસમાં અમે આક્રમણ ન કરીએ તો અમારા જુવાનોનો જુસ્સો ભાંગી પડે અને ઘોર નિરાશા પેદા થાય. મારી દૃષ્ટિએ આક્રમણ માટે અમે પૂરતી તૈયારી કરી લીધી છે. લોકસેનાના જુવાનો માટે એક સ્પષ્ટતા કરી લઉં. એ પગારદારી સૈનિકો નથી ખડિયામાં ખાપણ લઈ, જૂનાગઢને મુક્ત કરવા માટે જાનની બાજી લડાવવા માટે આવી પહોંચેલા સાથીઓ છે. અમારી ફતેહ માટે અમને પૂરી શ્રદ્ધા છે." મેં સરદારજીને મારો સ્પષ્ટ અભિપ્રાય જણાવ્યો.

"ભલે ત્યારે! હું તો શ્રી ઢેબરભાઈને મારો અભિપ્રાય આપી દઈશ. મને ખાત્રી છે કે મારો અભિપ્રાય જાણ્યા પછી શ્રી ઢેબરભાઈ જ તમને આક્રમણ મોકુફ રાખવાની સલાહ આપશે." સરદારજીએ ઢેબરભાઈના મનનો પડઘો પાડયો.

"સરદારજી! આપણી વાત પૂરી થઈ. પણ જતાં જતાં તમને એક વાત કહેવાનું મન રોકી શકતો નથી. તમને એ વાત તદ્દન નવી અને વિચિત્ર લાગશે. કાઠિયાવાડના આ પ્રદેશમાં કોઈને પોતાનો હક્ક ઝૂંટવાતો લાગે કે અન્યાય થતો લાગે અને મનમાં એનો ખટકો પેદા થઈ જાય તો તુરંત જ એ બહારવટે નીકળી પડે. ત્યારે એની પાસે ગણવેશ ન હોય, હોલબૂટ ન હોય, માથાનું રક્ષણ કરવા ટોપ ન હોય, તરસ છીપાવવા વોટર બેગ ન હોય, હથિયાર ન હોય, હથિયાર વાપરવાની તાલીમ કે મહાવરો પણ ન હોય. તરવારનું કાતું બગલમાં નાખી, પહેર્યે કપડે અન્યાય સામે લડવા એ ઘર છોડીને ચાલી નીકળે. સીમમાં સામે કોઈ ઘોડેસ્વાર મળે તો એનું ઘોડું આંચકી લે, કોઈ હથિયારધારી મળે તો એનું હથિયાર ઝૂંટવી લે, થોડા બેરૂખંધીની ટોળી બાંધે અને રજવાડા સામે જંગ શરૂ કરી દે. આવા બહારવટાં દિવસો સુધી નહીં, મહિનાઓ સુધી નહીં, વરસો સુધી ચાલે. રજવાડાની ફોજ એને ખતમ કરવા, પાછળ પાછળ આંટા માર્યા કરે. કયારેક આ ફોજ સાથે બહારવટિયાઓનો ભેટો પણ થઈ જાય. એવે પ્રસંગે ફોજ સાથે વીરતાપૂર્વક લડી, એને વીલે મોઢે પાછા વાળ્યાના, તો કયારેક ખુમારી સાથે લડતાં લડતાં મોતને ભેટયના અનેક દાખલાઓ છે. તમારા અભિપ્રાય પ્રમાણે જૂનાગઢની સશસ્ત્ર સેના સામે લડવાની અમારી લોકસેનાની પૂરી તૈયારી નથી. પણ અમારી દૃષ્ટિએ આવતી કાલે જ કૂચ કરવાની અમારી તૈયારી છે. છતાં ઢેબરભાઈ તમારી સલાહ માનીને અમારા કાર્યક્રમ સાથે સહંમત નહિ થાય તો અમે જૂનાગઢ સામે બહારવટું શરૂ કરીશું. એમ કરતા અમને કોઈ રોકી શકે એમ નથી મારું તો તમને પણ નિમંત્રણ છે કે અમારું યુદ્ધ કે બહારવટું, જે શરૂ થાય એ જોવા માટે થોડા દિવસ રોકાઈ જાઓ." આટલું

કહીને મેં ચંદનસિંહજીની વિદાય લીધી.

ચંદનસિંહજીના ઉતારેથી હું સીધો રસિકભાઈને મળ્યો અને અમારા સંવાદથી એમને માહિતગાર કર્યા. ત્યાંથી જૂનાગઢના ઉતારે જઈ પહોંચ્યો. અમારા મોટા ભાગના જુવાનો તો કુંકાવાવની છાવણીમાં પહોંચી જવા ગુપ્ત રીતે રવાના થઈ ગયા હતા. પણ જે થોડા ઘણા મિત્રો બાકી રહ્યા હતા એમને પણ ચંદનસિંહજી સાથેના વાર્તાલાપનો ખ્યાલ આવ્યો. આ સાંભળીને બધાનો જુસ્સો વધી ગયો.

'આપણને અંગ્રેજી હકુમત તરફથી ધોરણસરનું આક્રમણ શરૂ કરવાની ના કહેવામાં આવશે તો આપણી રીતે આપણે જૂનાગઢના રાજ્ય સામે બહારવટું શરૂ કરી દઈશું' એવી મસ્તી સાથે અમે વિખરાઈ રહ્યા હતા ત્યાં જ મને સંદેશો મળ્યો– "નીચે કેપ્ટન બાલમસિંહ અને ગુણવંતભાઈ વચ્ચે ચકમક જરી ગઈ છે. નાજુક અને ગંભીર સ્થિતિ પેદા થઈ છે. જલ્દી નીચે પહોંચો."

વળી કંઈ નવી બલા ઊભી થઈ એની ચિંતા સાથે હું તુરત જ નીચે દોડી ગયો.

(ક્રમશઃ)



## આને શું કહેવું ?

ગ્રામ વિસ્તારમાં એક સેવા સંસ્થા તરફથી આરોગ્ય કેન્દ્ર શરૂ થઈ રહ્યું હતું.

આસપાસના ગામલોકોએ અને ગ્રામ પંચાયતોએ આ કેન્દ્ર માટે ખૂબ જ ઉત્સાહ દાખવી, શક્ય એટલો ફાળો એકઠો કરી આપ્યો.

એક દિવસ બાજુના એક ગામના આગેવાન નિર્માણ થતા આરોગ્ય કેન્દ્રમાં આવી ચડયા. વાતને વાતમાં આરોગ્ય કેન્દ્રના સંચાલકે આગેવાન મિત્રને ટકોર કરી, "ઘણા ગામો તરફથી આ કેન્દ્ર માટે ઉત્સાહપૂર્વક ફાળો મળ્યો છે. તમારા ગામ તરફથી હજી કોઈ જાતની મદદ મળી નથી. તમારે આગેવાની લઈને કંઈક કરવું જોઈએ."

"ટ્રેઈનમાં સંકટ સમયે સાંકળ ખેંચવાની હોય છે. અમારું ગામ સંકટ સમયે ખેંચવાની સાંકળ છે. મુશ્કેલી પડે ત્યારે કહેજો." આગેવાને હસતાં હસતાં જવાબ આપ્યો.

"તમે જાણો છો કે આ કેન્દ્ર તૈયાર કરવામાં સારું એવું ખર્ચ થશે. એટલે અત્યારે જે કંઈ મદદ કરો એ ઓછું મહત્ત્વનું નથી." સંચાલકે ગંભીર બનીને કહ્યું.

"તમે હો એટલે નાણાંની ખેંચ પડે નહીં. નાણાં તો મળી રહેશે." કેન્દ્ર ચાલુ કરવા ટાણે ખરી મુશ્કેલી આવશે. એવે ટાણે અમને યાદ કરશો. પૂરતી મદદ કરશું." આગેવાને દાવકાઈથી કહ્યું.

"બધા સાધનોનો પ્રબંધ થઈ ગયો છે. બાંધકામ પૂરું થવા આવ્યું છે ભવિષ્યની વાત ભવિષ્યમાં પણ અત્યારે જ ખરી નાણાભીડ છે. એટલે ગામ તરફથી ફુલ નહીં તો ફુલની પાંખડી અપાવવા પ્રયત્ન કરો." સંચાલકે કહ્યું.

"જુઓ ભાઈ! મેં કહ્યું એમ તમને નાણાં તો મળી રહેશે. આરોગ્ય કેન્દ્ર શરૂ કરતી વખતે દરદીઓની જરૂર પડશે. એવે ટાણે બીજા કોઈ મદદ કરે કે ન કરે, અમે ખડે પગે ઊભા રહીશું. અત્યારથી જ નામ લખવાં શરૂ કરી દીધાં છે. દરદીની તમને તાણ નહીં પડવા દઈએ.' આગેવાને ખંધું હસી, હાથ જોડી રજા લીધી.

# આચમન

જ્યોતિર રાવલ

ખંભાતની આર્ટ્સ અને કોમર્સ કોલેજના આચાર્ય શ્રી જે. પી. અમીને એક બહુ સરસ વાત કહી હતી કે આપણને વિચારો કેમ આવે છે?

કારણ–

કારણ આપણી અંદર રહેલ કુદરત બહાર આવવા સતત તરફડે છે. કુદરત પળે પળે પ્રગતિ તરફ પ્રયાણ કરી રહી છે. ખનિજમાંથી વનસ્પતિમાં, વનસ્પતિમાંથી પશુમાં, પશુમાંથી માનવીમાં અને માનવમાંથી માનવમાં ક્રમે ક્રમે માનવ જીવન વિકસી રહ્યું ત્યારે આપણે આપણી અંદર વિકસવા મથતી કુદરતી શકિતને મોકળાશ આપવાની જરૂર છે. ને એમાં કુદરતી ઢોલને ઝીલવા માટે દ્રઢ સંકલ્પ કરવો જોઈએ કે હું પણ એવો અથવા એવી થઈશ જ. એકવાર આવો દ્રઢ સંકલ્પ કર્યા પછી એનું રૂપ આપોઆપ આવી મળવાનું. સાદો દાખલો લઈએ તો ઘણીવાર આપણે કોઈને અંતરનાં ઊંડાણથી યાદ કરીએ છીએ ને તે વ્યકિત આપણને આકસ્મિક જ મળી જાય છે. અથવા તો તે વ્યકિત પોતે ચાહીને એકાએક આપણે ત્યાં આવે છે. એ જ રીતે સતત જે વસ્તુની ઝંખના કરતા હોઈએ છીએ તે કોઈ ને કોઇ સાધના દ્વારા પ્રાપ્ત થાય છે. ત્યારે થાય કે આવું કઈ રીતે બને છે?

જ્યારે વ્યકિત પોતે સંકલ્પ કરે છે ત્યારે તે સંકલ્પ અથવા વિચાર ઉચ્છ્વાસ અંતઃકરણમાંથી બહાર નીકળે છે. અને વ્યાપક ચૈતન્યમાં જઈ ભળે છે. અને તેનાં આંદોલનો સર્વત્ર પ્રસરી જાય છે. જેમકે તળાવમાં આપણે પથ્થર નાંખીએ છીએ ત્યારે એ પથ્થર દ્વારા તળાવનાં પાણીમાં જે પ્રકારે આંદોલનો ઉત્પન્ન થાય છે તે જ રીતે હવામાં આંદોલનો ઉદ્દભવે છે ને દુનિયાનાં બધા જ માણસો જ્યારે એક જ હવા લેતા હોય ત્યારે તે સંકલ્પ આંદોલનો દ્વારા પહોંચે છે.

સાયન્સ કોલેજમાં દાખલ થતી વખતે દરેક વિદ્યાર્થી કે વિદ્યાર્થીની મેડિકલ કે ફાર્મસીમાં એડમિશન મેળવવાનો સંકલ્પ કરે છે. પણ વ્યવહારમાં આપણે જોઈએ છીએ કે બહુ થોડા જણનાં સંકલ્પ સફળ થાય છે. ને જેમના નથી થતાં તેમને બી. એસ.સી થઇ સંતોષ માનવો પડે છે. ત્યારે પ્રશ્ન થાય કે આ આ સિદ્ધાંત સાચો કે વ્યવહાર?

અમીન સાહેબનું કહેવું છે કે સિદ્ધાંત સો ટકા સાચો છે. પણ તેનાં અમલીકરણમાં કાંઈક ક્ષતિ હોવાને કારણે વ્યવહારમાં ધારેલું પરિણામ આવતું નથી. બાકી વ્યકિત જેવો સંકલ્પ કરે છે તેવું તેને પ્રાપ્ત થાય છે. એમાં શરત એટલી છે કે વ્યકિતએ ચોક્કસ હેતુ માટે ઘડેલા સંકલ્પને વળગી રહેવું પડે અથવા તો કહો કે વફાદાર રહેવું પડે. એમાં જે વફાદાર રહે છે તે મેળવે છે અને નથી રહેતા તેમને નિરાશ થવું પડે છે.

ફર્સ્ટ કલાસ ફર્સ્ટ લાવવાનો સંકલ્પ કરનાર રીટા શાહ કે મીતલ અશોક જ્યારે ઘેર આવી આઈન્સ્ટાઈનનું પુસ્તક ઉઘાડે ત્યારે તેને સમજ પડતી નથી કે ત્યારે એ વિચારે કે આઈન્ટાઈનને પચાવવાનું આપણું ગજુ નહિ. એ તો જાગૃતિ કે સુધા અથવા સમીર કે નિક્ષિપ્તનું જ ગજુ. ત્યારે એનાં નિષેધાત્મક વિચારને કારણે કુદરતમાં જે એને ફર્સ્ટ કલાસ ફર્સ્ટ આપનારા આંદોલનો તૈયાર થાય છે તે તૂટી જાય છે. ત્યારે એ સ્થિતિમાં નસીબ પર આધાર રાખી વ્યકિત નિષેધાત્મક કે નિષ્ફળતાના વિચારો ન કરે અને નક્કી કરેલાં લક્ષ્યાંકને પહોંચી વળવા માટે પોતાની જાતને પૂરેપૂરી પરોવે તો સિદ્ધિનાં શિખર સર કરવા એ અઘરી વાત નથી.

સ્વામી વિવેકાનંદ, ગાંધીજી, લિંકન, માઈકલ એંજેલો, લિયેનાર્દો-દ-વિન્સ, વોલ્ટર, રૂસો, રમણ મહર્ષિ, વશિષ્ઠ, વિશ્વામિત્ર, ટાલસટોય, ટાગોર ખલીલ જિબ્રાન, હેન્રી ફોર્ડ, રોકફેલર, માદામ કયૂરી, સિકંદર વિ. નાં જીવનમાં શું હતું? તેઓ કયા બળે આગળ વધ્યા? વિચારી જુઓ જવાબ જડી જશે.

# શિયાળામાં સાવચેતી

બાલકૃષ્ણ વૈદ્ય

ઉત્તર દિશાનો ઠંડો સૂક્કો પવન શરૂ થાય, ગામડાંની ભાષામાં કહીએ તો ભૂર વાવા લાગે એટલે શિયાળો આવ્યો ગણાય. આ પવનનો સ્પર્શ થતાં જે જઠરાગ્નિનું બળ વધે ભૂખ વધારે લાગે ખાધેલું જલદી પચી જાય. શરીરમાં સ્ફૂર્તિ લાગે. શરીરમાં વજન અને બળ વધવા માંડે. કોઈ રોગ હોય તો તે ઘટવા લાગે અને આરોગ્ય એની મેળે પણ વધવા માંડે.

આ ફેરફારનું કારણ સમજવા માટે ઋતુઓનું જ્ઞાન જરૂરી છે. પૃથ્વી પોતાની ધરી આસપાસ ફરે છે એથી દિવસ રાત થાય છે. પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા પણ કરે છે એથી વરસ થાય છે. પ્રદક્ષિણા કરતી પૃથ્વીની ધરી એક બાજુ નમેલી રહે છે એથી સૂર્યનાં કિરણો બારે માસ પૃથ્વી પર એકસરખાં ન પડતાં ઓછા વત્તાં પડે છે. એને લીધે દિવસ રાત લાંબાં ટૂંકાં થાય છે. અને ઉત્તરાયન અને દક્ષિણાયન એમ વરસના બે ભાગ પડે છે. મકર સંક્રાંતિથી સૂર્ય ઉત્તર દિશામાં વધવા માંડે છે અને એનો પ્રકાશ પણ ધીમે ધીમે વધે છે. દિવસ લાંબો અને રાત ટૂંકી થવા લાગે છે. કર્કરાશીથી સૂર્ય દક્ષિણ દિશામાં વધવા લાગે છે અને એનો પ્રકાશ ધીમે ધીમે ઓછો થવા લાગે છે. દિવસ ટૂંકો અને રાત લાંબી થવા લાગે છે, જે ક્રમથી આ વધઘટ થાય છે એને લીધે પ્રત્યેક અયનના ત્રણ ત્રણ ભાગ પડે છે. આ રીતે પ્રત્યેક અયનની ત્રણ ત્રણ ઋતુઓ થાય છે. ઉત્તરાયનમાં શિશિર, વસંત અને ગ્રીષ્મ એ ત્રણ ઋતુઓ આવે છે. દક્ષિણાયનમાં વર્ષા, શરદ અને હેમન્ત આ ત્રણ ઋતુઓ આવે છે. શરીર ઉપર આ પ્રત્યેક ઋતુની અસર થાય છે. ઠંડી, ગરમી, જલ, વાયુ, અન્ન, વનસ્પતિ બધાં પર એની અસર થાય છે. અને એ બધાંથી બંધાતા દેહના બળ ઉપર પણ એની અસર થાય છે.

ગરમી, ઠંડી અને વરસાદ આ ત્રણ મુખ્ય લક્ષણોને આધારે વ્યવહારમાં આપણે ઉનાળો, શિયાળો અને ચોમાસુ આ ત્રણ ઋતુઓને જ ઓળખીએ છીએ પરંતુ આરોગ્યના હેતુથી પેલી છ યે ઋતુઓ સમજવી પડે છે. કારણ કે શિયાળામાં હેમંત અને શિશિર એ બે ઋતુઓ ગણાય છે પરંતુ શિશિર ઉત્તરાયનની પહેલી ઋતુ છે. શરદનો તડકો ઉનાળાનાં તડકા કરતાંય આકરો લાગે છે છતાં શરદ દક્ષિણાયનની ઋતુ છે.

મહીનાઓનો ઋતુઓમાં સમાવેશ પણ જુદી રીતે થાય છે. જેમ કે કારતક, માગશર, પોષ અને માઘ માસ શિયાળામાં ગણાય છે. પરંતુ હેમન્ત અને શિશિર ઋતુ ઠંડીની – શિયાળાની હોવા છતાં માગશર પોષ, હેમન્તના અને માઘ ફાગણ શિશિરના મહીના ગણાય છે. ચૈત્ર વૈશાખ વસંતમાં ગણાય છે અને જેઠ, અષાડ ગ્રીષ્મમાં ગણાય છે. શ્રાવણ ભાદરવો વર્ષામાં અને આસો કારતક શરદમાં ગણાય છે. મહીનાઓમાં ફેર પડવાનું કારણ કદાચ એ પણ હોય કે આપણે ત્યાં સુદ એકમથી વદ અમાસ સુધીનો મહીનો ગણાય છે. ઉત્તર ભારતમાં વદ એકમથી સુદ પૂર્ણિમા સુધીનો મહીનો ગણાય છે. ઉત્તર ભારતનો મહીનો આપણા કરતાં પંદર દિવસ વહેલો શરૂ થાય છે. આયુર્વેદના શાસ્ત્રો ઉત્તર ભારતમાં રચાયાં હોય ત્યાંનું ધોરણ સ્વીકારાયું હોય.

વરસાદ લાવતા પવનો કઈ દિશાએથી આવે છે એને અનુસરીને પણ ઋતુઓમાં થોડો ફેર નોંધવામાં આવ્યો છે. આપણે ત્યાં દક્ષિણ પશ્ચિમ સમુદ્રના પવનો વરસાદ લાવે છે. પરંતુ ગંગાનદીની ઉત્તરના કેટલાય ભાગોમાં દક્ષિણ પૂર્વ બંગાળ સમુદ્ર બાજુના પવનો વરસાદ લાવે છે. એ વરસાદ આપણાથી એક મહીનો વહેલો શરૂ થાય છે એટલે ત્યાં ગ્રીષ્મ અને વર્ષા વચ્ચે એક પ્રાવૃટ્ (વર્ષા પહેલાંની) ઋતુ ઉમેરી છે. શિશિર ત્યાં હોતી નથી.

જ્યોતિર રાવલ

ખંભાતની આર્ટ્‌સ અને કોમર્સ કોલેજના આચાર્ય શ્રી જે. પી. અમીને એક બહુ સરસ વાત કહી હતી કે આપણને વિચારો કેમ આવે છે ? કારણ–

કારણ આપણી અંદર રહેલ કુદરત બહાર આવવા સતત તરફડે છે. કુદરત પળે પળે પ્રગતિ તરફ પ્રયાણ કરી રહી છે. ખનિજમાંથી વનસ્પતિમાં, વનસ્પતિમાંથી પશુમાં, પશુમાંથી માનવીમાં અને માનવમાંથી માનવમાં ક્રમે ક્રમે માનવ જીવન વિકસી રહ્યું ત્યારે આપણે આપણી અંદર વિકસવા મથતી કુદરતી શક્તિને મોકળાશ આપવાની જરૂર છે. ને એમાં કુદરતી ઢોલને ઝીલવા માટે દઢ સંકલ્પ કરવો જોઈએ કે હું પણ એવો અથવા એવી થઈશ જ. એકવાર આવો દઢ સંકલ્પ કર્યા પછી એનું રૂપ આપોઆપ આવી મળવાનું. સાદો દાખલો લઈએ તો ઘણીવાર આપણે કોઈને અંતરનાં ઊંડાણથી યાદ કરીએ છીએ ને તે વ્યક્તિ આપણને આકસ્મિક જ મળી જાય છે. અથવા તો તે વ્યક્તિ પોતે ચાહીને એકાએક આપણે ત્યાં આવે છે. એ જ રીતે સતત જે વસ્તુની ઝંખના કરતા હોઈએ છીએ તે કોઈ ને કોઈ સાધના દ્વારા પ્રાપ્ત થાય છે. ત્યારે થાય કે આવું કઈ રીતે બને છે ?

જ્યારે વ્યક્તિ પોતે સંકલ્પ કરે છે ત્યારે તે સંકલ્પ અથવા વિચાર ઉચ્છ્વાસ અંતઃકરણમાંથી બહાર નીકળે છે. અને વ્યાપક ચૈતન્યમાં જઈ ભળે છે. અને તેનાં આંદોલનો સર્વત્ર પ્રસરી જાય છે. જેમકે તળાવમાં આપણે પથ્થર નાંખીએ છીએ ત્યારે એ પથ્થર દ્વારા તળાવનાં પાણીમાં જે પ્રકારે આંદોલનો ઉત્પન્ન થાય છે તે જ રીતે હવામાં આંદોલનો ઉદ્‌ભવે છે ને દુનિયાનાં બધા જ માણસો જ્યારે એક જ હવા લેતા હોય ત્યારે તે સંકલ્પ આંદોલનો દ્વારા પહોંચે છે.

સાયન્સ કોલેજમાં દાખલ થતી વખતે દરેક વિદ્યાર્થી કે વિદ્યાર્થીની મેડિકલ કે ફાર્મસીમાં એડમિશન મેળવવાનો સંકલ્પ કરે છે. પણ વ્યવહારમાં આપણે જોઈએ છીએ કે બહુ થોડા જણનાં સંકલ્પ સફળ થાય છે. ને જેમના નથી થતાં તેમને બી. એસ.સી થઈ સંતોષ માનવો પડે છે. ત્યારે પ્રશ્ન થાય કે આ આ સિદ્ધાંત સાચો કે વ્યવહાર ?

અમીન સાહેબનું કહેવું છે કે સિદ્ધાંત સો ટકા સાચો છે. પણ તેનાં અમલીકરણમાં કાંઈક ક્ષતિ હોવાને કારણે વ્યવહારમાં ધારેલું પરિણામ આવતું નથી. બાકી વ્યક્તિ જેવો સંકલ્પ કરે છે તેવું તેને પ્રાપ્ત થાય છે. એમાં શરત એટલી છે કે વ્યક્તિએ ચોક્કસ હેતુ માટે ઘડેલા સંકલ્પને વળગી રહેવું પડે અથવા તો કહો કે વફાદાર રહેવું પડે. એમાં જે વફાદાર રહે છે તે મેળવે છે અને નથી રહેતા તેમને નિરાશ થવું પડે છે.

ફર્સ્ટ કલાસ ફર્સ્ટ લાવવાનો સંકલ્પ કરનાર રીટા શાહ કે મીતલ અશોક જ્યારે ઘેર આવી આઈન્સ્ટાઈનનું પુસ્તક ઉઘાડે ત્યારે તેને સમજ પડતી નથી કે ત્યારે એ વિચારે કે આઈન્ટાઈનને પચાવવાનું આપણું ગજુ નહિ. એ તો જાગૃતિ કે સુધા અથવા સમીર કે નિક્ષિપ્તનું જ ગજુ. ત્યારે એનાં નિષેધાત્મક વિચારને કારણે કુદરતમાં જે એને ફર્સ્ટ કલાસ ફર્સ્ટ આપનારા આંદોલનો તૈયાર થાય છે તે તૂટી જાય છે. ત્યારે એ સ્થિતિમાં નસીબ પર આધાર રાખી વ્યક્તિ નિષેધાત્મક કે નિષ્ફળતાના વિચારો ન કરે અને નક્કી કરેલાં લક્ષ્યાંકને પહોંચી વળવા માટે પોતાની જાતને પૂરેપૂરી પરોવે તો સિદ્ધિનાં શિખર સર કરવા એ અઘરી વાત નથી.

સ્વામી વિવેકાનંદ, ગાંધીજી, લિંકન, માઈકલ એંજેલો, લિયેનાર્દો-દ-વિન્સ, વોલ્ટર, રૂસો, રમણ મહર્ષિ, વશિષ્ઠ, વિશ્વામિત્ર, ટોલ્સટોય, ટાગોર ખલીલ જિબ્રાન, હેન્રી ફોર્ડ, રોક ફેલર, માદામ ક્યૂરી, સિંકદર વિ. નાં જીવનમાં શું હતું ? તેઓ કયા બળે આગળ વધ્યા ? વિચારી જુઓ જવાબ જડી જશે.

# શિયાળામાં સાવચેતી

બાલકૃષ્ણ વૈદ્ય

ઉત્તર દિશાનો ઠંડો સૂકો પવન શરૂ થાય, ગામડાંની ભાષામાં કહીએ તો ભૂર વાવા લાગે એટલે શિયાળો આવ્યો ગણાય. આ પવનનો સ્પર્શ થતાં જ જઠરાગ્નિનું બળ વધે ભૂખ વધારે લાગે ખાધેલું જલદી પચી જાય. શરીરમાં સ્ફૂર્તિ લાગે. શરીરમાં વજન અને બળ વધવા માંડે. કોઈ રોગ હોય તો તે ઘટવા લાગે અને આરોગ્ય એની મેળે પણ વધવા માંડે.

આ ફેરફારનું કારણ સમજવા માટે ઋતુઓનું જ્ઞાન જરૂરી છે. પૃથ્વી પોતાની ધરી આસપાસ ફરે છે એથી દિવસ રાત થાય છે. પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા પણ કરે છે એથી વરસ થાય છે. પ્રદક્ષિણા કરતી પૃથ્વીની ધરી એક બાજુ નમેલી રહે છે એથી સૂર્યનાં કિરણો બારે માસ પૃથ્વી પર એક સરખાં ન પડતાં ઓછા વત્તાં પડે છે. એને લીધે દિવસ રાત લાંબાં ટૂંકાં થાય છે. અને ઉત્તરાયન અને દક્ષિણાયન એમ વરસના બે ભાગ પડે છે. મકર સંક્રાંતિથી સૂર્ય ઉત્તર દિશામાં વધવા માંડે છે અને એનો પ્રકાશ પણ ધીમે ધીમે વધે છે. દિવસ લાંબો અને રાત ટૂંકી થવા લાગે છે. કર્કરાશીથી સૂર્ય દક્ષિણ દિશામાં વધવા લાગે છે અને એનો પ્રકાશ ધીમે ધીમે ઓછો થવા લાગે છે. દિવસ ટૂંકો અને રાત લાંબી થવા લાગે છે, જે ક્રમથી આ વધઘટ થાય છે એને લીધે પ્રત્યેક અયનના ત્રણ ત્રણ ભાગ પડે છે. આ રીતે પ્રત્યેક અયનની ત્રણ ત્રણ ઋતુઓ થાય છે. ઉત્તરાયનમાં શિશિર, વસંત અને ગ્રીષ્મ એ ત્રણ ઋતુઓ આવે છે. દક્ષિણાયનમાં વર્ષા, શરદ અને હેમન્ત આ ત્રણ ઋતુઓ આવે છે. શરીર ઉપર આ પ્રત્યેક ઋતુની અસર થાય છે. ઠંડી, ગરમી, જલ, વાયુ, અન્ન, વનસ્પતિ બધાં પર એની અસર થાય છે. અને એ બધાંથી બંધાતા દેહના બળ ઉપર પણ એની અસર થાય છે.

ગરમી, ઠંડી અને વરસાદ આ ત્રણ મુખ્ય લક્ષણોને આધારે વ્યવહારમાં આપણે ઉનાળો, શિયાળો અને ચોમાસુ આ ત્રણ ઋતુઓને જ ઓળખીએ છીએ પરંતુ આરોગ્યના હેતુથી પેલી છ યે ઋતુઓ સમજવી પડે છે. કારણ કે શિયાળામાં હેમંત અને શિશિર એ બે ઋતુઓ ગણાય છે પરંતુ શિશિર ઉત્તરાયનની પહેલી ઋતુ છે. શરદનો તડકો ઉનાળાનાં તડકા કરતાંય આકરો લાગે છે છતાં શરદ દક્ષિણાયનની ઋતુ છે.

મહીનાઓનો ઋતુઓમાં સમાવેશ પણ જુદી રીતે થાય છે. જેમ કે કારતક, માગશર, પોષ અને માઘ માસ શિયાળામાં ગણાય છે. પરંતુ હેમન્ત અને શિશિર ઋતુ ઠંડીની – શિયાળાની હોવા છતાં માગશર પોષ, હેમન્તના અને માઘ ફાગણ શિશિરના મહીના ગણાય છે. ચૈત્ર વૈશાખ વસંતમાં ગણાય છે અને જેઠ, અષાડ ગ્રીષ્મમાં ગણાય છે. શ્રાવણ ભાદરવો વર્ષામાં અને આસો કારતક શરદમાં ગણાય છે. મહીનાઓમાં ફેર પડવાનું કારણ કદાચ એ પણ હોય કે આપણે ત્યાં સુદ એકમથી વદ અમાસ સુધીનો મહીનો ગણાય છે. ઉત્તર ભારતમાં વદ એકમથી સુદ પૂર્ણિમા સુધીનો મહીનો ગણાય છે. ઉત્તર ભારતનો મહીનો આપણા કરતાં પંદર દિવસ વહેલો શરૂ થાય છે. આયુર્વેદના શાસ્ત્રો ઉત્તર ભારતમાં રચાયાં હોય ત્યાંનું ધોરણ સ્વીકારાયું હોય.

વરસાદ લાવતા પવનો કઈ દિશાએથી આવે છે એને અનુસરીને પણ ઋતુઓમાં થોડો ફેર નોંધવામાં આવ્યો છે. આપણે ત્યાં દક્ષિણ પશ્ચિમ સમુદ્રના પવનો વરસાદ લાવે છે. પરંતુ ગંગાનદીની ઉત્તરના કેટલાય ભાગોમાં દક્ષિણ પૂર્વ બંગાળ સમુદ્ર બાજુના પવનો વરસાદ લાવે છે. એ વરસાદ આપણાથી એક મહીનો વહેલો શરૂ થાય છે એટલે ત્યાં ગ્રીષ્મ અને વર્ષા વચ્ચે એક પ્રાવૃટ્ (વર્ષા પહેલાંની) ઋતુ ઉમેરી છે. શિશિર ત્યાં હોતી નથી.

છે, એટલે કે કોઈ રોગની ચિકિત્સા લાંબો વખત ચાલી હોય એનાં ઔષધો વાપરવાથી દુર્બળતા આવી હોય, અથવા અત્યંત વિષય સેવનથી કે જાતીય કુટેવથી જેના શરીરમાં ધાતુઓની દુર્બળતા આવી હોય, અથવા જેઓ ઉમરનાં કે એવાં કારણે નિયમિત અને વ્યવસ્થિત વ્યાયામ કરી શકે એમ ન હોય એવા માણસો માટે ઔષધ પ્રયોગો જરૂરી છે.

સૌથી શ્રેષ્ઠ ઔષધ પ્રયોગ લીલાં આંબળાંનું જીવન છે. ચ્યવન ઋષિએ એ પ્રયોગથી વૃદ્ધાવસ્થા દૂર કરીને પુનઃ યૌવન મેળવ્યું હતું. એ માટે એને ચ્યવન પ્રાશ અવલેહ પણ કહે છે. આ ઋતુમાં આંબળાં ખૂબ આવે છે. જુનાગઢ કે બરડામાં થતાં આંબળા' નાનાં હોય છે પણ એમાં કુદરતી લોહ તત્ત્વ વધારે છે. રોગોના પ્રતિકાર માટે શરીરમાં જરૂરી મનાતું વિટામીન સી આંબળાંમાં પુષ્કળ છે. તાજાં આંબળાંનો રસ મધ નાખીને પી શકાય. આંબળાં એવી રીતે બાફવાં જોઈએ કે જેથી એનું સત્ત્વ પાણીમાં જતું ન રહે. એ રીતે બાફીને આંબળાં છીણી લેવાં. ધોયેલું શણીયું કલઈવાળાં તપેલાં ઉપર બાંધીને બાફેલાં આંબળાં ઘસવાથી એનો માવો નીચે આવી જશે. માવાને સહેજ ઘી સાથે શેકવો. બદામી રંગનો માવો થાય ત્યારે ઉતારી લેવો જેટલા વજનમાં આંબળાં હોય એટલી ખાંડ લઈને તેની ચાસણી કરવી. બે તારી ચાસણી પાકે ત્યારે તેમાં દૂધમાં ઘૂંટેલું કેસર મેળવી દેવું અને પછી માવો ચાસણીમાં નાખીને હલાવતા જવું. બરાબર પાકી રહે ત્યારે ઉતારી લઈને ઠરવા દેવું. ત્રણચાર દિવસ ઠરવા દઈને પછી એમાં તજ, તમાલપત્ર, એલચી, પીપર, શતાવરી, અશ્વગંધા, શંખાવળી, બ્રાહ્મી, મુસળી, વિદારી કંદ, વારાહી કંદ, બળદાણા વગેરે ઔષધોનું ચૂર્ણ મેળવીને હલાવી લેવું. ચ્યવન પ્રાશ અવલેહની વિધિ થોડી જુદી છે પરંતુ સ્વ. વૈદ્યરાજ શ્રી ઝંડુભટ્ટજીએ સૌને ઉપયોગી થાય એવી આ બનાવટ સૂચવી છે. અને એને 'જીવન' નામ આપ્યું છે. વૈદ્યોએ સલાહ આપી હોય તે પ્રમાણે આમાં મકરધ્વજ, અભ્રક ભસ્મ, બંગ ભસ્મ, પ્રવાલ ભસ્મ વગેરે ઉમેરી શકાય છે. બાળકો માટે આ દવાઓની જરૂર નથી.

જેઓનું પાચન નબળું છે, કબજીઆત રહે છે એવા લોકો માટે આંબળાના માવા સાથે ચોથા ભાગની મોટી હરડે બાફીને એનો ઉપરની રીતે કાઢેલો માવો મેળવવામાં આવે છે. એને શેકવામાં ઘી જેટલું તલનું તેલ પણ મેળવાય છે અને એમાં મેળવવાના ઔષધોમાં હળદર, પુનર્નવા (સાટોડીનાં મૂળ), ઉપલસરી, ગોખરૂ, બેડાં વગેરે ઔષધોનું ચૂર્ણ પણ ઉમેરવામાં આવે છે એને 'અભયામલકી અવલેહ' કહે છે. શતાવરી, અશ્વગંધા, વિદારીકંદ, કોચાંનાં મીંજ, વગેરે પ્રત્યેક ઔષધનો સ્વતંત્ર પાક પણ બનાવવામાં આવે છે. એનાં ચૂર્ણને દૂધમાં પકાવીને માવો બનાવી લેવામાં આવે છે અને એને ઘીમાં શેકીને ખાંડની ચાસણીમાં પકાવી લેવામાં આવે છે. જ્ઞાનતંતુઓની નબળાઈમાં, વાયુના રોગોમાં અને ધાતુની નબળાઈમાં એ બહુ સારું કામ કરે છે

જેને કાયમ શરદી રહેતી હોય, પાચન નબળું રહેતું હોય, ભૂખ લાગતી ન હોય, જીર્ણ તાવ રહ્યા કરતો હોય એવી વ્યક્તિઓ માટે એક સાદો પ્રયોગ 'વર્ધમાન પિપ્પલી'નો છે. ત્રણ લીંડીપીપર અર્ધો શેર દૂધમાં નાખવી, દૂધમાં અર્ધું પાણી મેળવવું અને એ પાણી બળી જાય ત્યાં સુધી દૂધ પકાવવું. પેલી પીપર પણ સાવ પોચી પડી જશે એ પછી દૂધ પી જવું અને ઉપર પેલી પીપર ચાવી જવી. દરરોજ એકેક પીપર વધારતા જવું. ૨૧ પીપર સુધી પહોંચવું. દૂધ પીધા પછી એમાં પાકેલી બધી પીપર ચાવી જવી ત્યાર પછી દરરોજ એકેક પીપર ઘટાડતા જવું અને ફરી ત્રણ પીપર પર આવી જવું. એનો લાભ તો બહુ સારો અનુભવાયો છે.

શિયાળામાં ખજુર અને ખારેક નવાં આવે છે એ પણ ખૂબ પુષ્ટિપ્રદ છે. દરરોજ પાંચ સાત પેશી ખજુર ઘી કે દૂધ સાથે લેવાથી શરીરમાં લોહી અને માંસ ભરાય છે. ખારેકનો ભૂકો કરીને એને ખાંડની સાથે થર ઉપર થર કરીને રાખવામાં આવે છે. સાથે ઘી પણ નાખવામાં આવે છે એ પણ

માણુસનું શરીર અન્નથી પોષાય છે અને અન્ન પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂતોથી પોષાય છે અન્નના છ રસ છે મધુર, અમ્લ, લવણ (ખારો) તીખો, તૂરો અને કડવો આ રસો પણ અન્નની પેઠે ભૌતિક છે. મધુર રસ પૃથ્વી અને જલ પ્રધાન છે અમ્લરસ પૃથ્વી અને અગ્નિ પ્રધાન છે લવણ રસ જલ અને અગ્નિપ્રધાન છે, તીખો રસ અગ્નિ અને વાયુ પ્રધાન છે, તૂરો રસ પૃથ્વી અને વાયુ પ્રધાન છે, કડવો રસ આકાશ અને વાયુ પ્રધાન છે જે જે ઋતુમા જે જે મહાભૂતનું બળ વધારે હોય તે તે ઋતુમા તે તે રસો પણ બળવાન બને છે એ રસોની અસર કફ પિત્ત અને વાયુ આ ત્રણ દોષો ઉપર થાય છે અને એ દોષોની અસર સમગ્ર શરીર પર થાય છે આથી પથ્યાપથ્ય સમજવા માટે અને રોગનું સરખુ નિદાન કરવા માટે આ ઋતુઓની સમજણ જરૂરી છે

શિયાળામા પહેલી ઋતુ હેમત ઋતુ આવે છે આ ઋતુમા સૂર્યના કિરણો શાત થયા હોય છે જલ નીતરી ગયા હોય છે પૃથ્વી શીત, સ્નિગ્ધ અને સૌમ્ય બની હોય છે એથી હેમત ઋતુમા મધુર રસ બળવાન બને છે એને લીધે શરીરનું બળ કુદરતી રીતે જ વધે છે.

કુદરત બધી રીતે બળ વધારવામા અનુકૂળ હોય ત્યારે એમા આપણો પણ સાથ આપીએ તો બળ વિશેષ વધે

આયુર્વેદનું પ્રયોજન એક છે સ્વસ્થ માણુસના સ્વાસ્થ્યનું રક્ષણ કરવુ બીજુ પ્રયોજન છે રોગીનો રોગ મટાડવો પરતુ એક ત્રીજુ પ્રયોજન પણ મહત્વનું છે તે સ્વસ્થ માણુસની ઊર્જા વધારવાનુ કામ છે સ્વસ્થવૃત્તના ગમે તેટલા નિયમો પાળીએ ખાવા પીવામાં, આહાર વિહારમા ગમે તેટલુ ધ્યાન રાખીએ છતા વિષમતા ઊભી થાય એવા કોઈ અનિવાર્ય સજોગો આવી પડતા હોય છે ત્યારે સમજવા છતા અપથ્ય આચરવુ પડે છે ઋતુઓ એના ભાવ પ્રગટ કરવાની જ છે એમાય ઋતુઓ વિષમ થાય શિયાળામા ઠડી ઓછી પડે અથવા વધારે પડે માવઠુ થાય ત્યારે શરીર પર એની અસર થશે જ ઉપરાત શરીરની અવસ્થા પણ ભાગ ભજવતી હોય છે એ વખતમા શરીરમાં જેટલુ બળ વધારે હશે ઊર્જા વધારે હશે એટલે આરોગ્યનો સગ્રહ વધારે હશે આરોગ્યનો અર્થ 'રોગ નહી' એટલો જ નથી રોગને આવતો રોકે, રોગ કરનારા કારણો સામે બરાબર પ્રતિકાર કરે એવી શક્તિના સગ્રહને પણ આરોગ્ય માનવામા આવેલ છે સ્વસ્થ માણુસની ઊર્જા વધારવાનું કામ એ દૃષ્ટિએ પણ અત્યત આવશ્યક છે એને રસાયન કર્મ પણ કહે છે રસાયન કર્મ વૃદ્ધાવસ્થાને પણ આવતી રોકે છે શિયાળાની ઋતુ રસાયન કર્મ માટે સૌથી વધારે અનુકૂળ છે

રસાયન કર્મ કરનારા ઘણા ઔષધ પ્રયોગો આયુર્વેદમા જાણીતા છે. પરતુ ઔષધ પ્રયોગો સિવાય પણ શરીરનુ રસાયન કર્મ કરનાર પ્રયોગ વ્યાયામ છે સ્વ લોકમાન્ય તિલક કોલેજમા આવ્યા ત્યારે એમનું શરીર અત્યત દુર્બળ હતુ એની એમને પોતાને જ શરમ લાગી એમણે એક વર્ષ માટે અભ્યાસ છોડી દીધો અને વ્યાયામ શાળામા જઈને વ્યાયામ કરવાનું શરૂ કરી દીધુ દડ, બેઠક, મગદળ ફેરવવા, કુસ્તી કરવી, દોડવુ, નદીમા તરવુ વગેરે ધીમે ધીમે શરીર સહન કરતુ તેમ વધારતા ગયા કસરત કરીને દૂધ પીએ આહાર વિહારમા બરાબર સાવધ રહ્યા એક વરસમા પહેલવાન જેવુ મજબૂત શરીર બનાવી લીધુ એ પછી ફરી અભ્યાસ શરૂ કર્યો એ વખતમા જે મોટા પડિતો હતા તેમા એમની પ્રતિષ્ઠા ઘણી મોટી હતી. સરકારે રાજદ્રોહના આરોપસર ગુનેગાર ગણીને છ વર્ષની સજા ફટકારી બ્રહ્મદેશની જેલમા રાખ્યા છતા એમનુ ઉત્તમ આરોગ્ય જળવાઈ રહ્યુ અને 'ઓરાયન નામનો ઉત્તમ ગ્રથ જેલમા રહેવા છતા લખી શક્યા

વ્યાયામ દ્વારા દુર્બળ શરીરને મજબૂત કરી લેવાના આવા કેટલાક દષ્ટાતો જાણીતા છે શિયાળામા શરીરને વ્યાયામ દ્વારા સુદૃઢ બનાવવામા કુદરત ખૂબ સહાય કરે છે એનો લાભ સૌએ લેવો જોઈએ જેઓ રોગ દુર્બળ છે એટલે કે કોઈ રોગને કારણે શરીર નબળુ થઈ ગયુ છે જેઓ ઔષધ દુર્બળ

છે, એટલે કે કોઈ રોગની ચિકિત્સા લાંબો વખત ચાલી હોય એનાં ઔષધો વાપરવાથી દુર્બળતા આવી હોય, અથવા અત્યંત વિષય સેવનથી કે જાતીય કુટેવથી જેના શરીરમાં ધાતુઓની દુર્બળતા આવી હોય; અથવા જેઓ ઉમરનાં કે એવાં કારણે નિયમિત અને વ્યવસ્થિત વ્યાયામ કરી શકે એમ ન હોય એવા માણસો માટે ઔષધ પ્રયોગો જરૂરી છે.

સૌથી શ્રેષ્ઠ ઔષધ પ્રયોગ લીલાં આંબળાંનું જીવન છે. ચ્યવન ઋષિએ એ પ્રયોગથી વૃદ્ધાવસ્થા દૂર કરીને પુનઃ યૌવન મેળવ્યું હતું. એ માટે એને ચ્યવન પ્રાશ અવલેહ પણ કહે છે. આ ઋતુમાં આંબળાં ખૂબ આવે છે. જુનાગઢ કે બરડામાં થતાં આંબળાં નાનાં હોય છે પણ એમાં કુદરતી લોહ તત્ત્વ વધારે છે. રોગોના પ્રતિકાર માટે શરીરમાં જરૂરી મનાતું વિટામીન સી આંબળાંમાં પુષ્કળ છે. તાજાં આંબળાંનો રસ મધ નાખીને પી શકાય. આંબળાં એવી રીતે બાફવાં જોઈએ કે જેથી એનું સત્ત્વ પાણીમાં જતું ન રહે. એ રીતે બાફીને આંબળાં છીણી લેવાં. ધોયેલું શણીયું કલઈવાળાં તપેલાં ઉપર બાંધીને બાફેલાં આંબળાં ઘસવાથી એનો માવો નીચે આવી જશે. માવાને સહેજ ઘી સાથે શેકવો. બદામી રંગનો માવો થાય ત્યારે ઉતારી લેવો જેટલા વજનમાં આંબળાં હોય એટલી ખાંડ લઈને તેની ચાસણી કરવી. બે તારી ચાસણી પાકે ત્યારે તેમાં દૂધમાં ઘૂંટેલું કેસર મેળવી દેવું અને પછી માવો ચાસણીમાં નાખીને હલાવતા જવું. બરાબર પાકી રહે ત્યારે ઉતારી લઈને ઠરવા દેવું. ત્રણચાર દિવસ ઠરવા દઈને પછી એમાં તજ, તમાલપત્ર, એલચી, પીપર, શતાવરી, અશ્વગંધા, શંખાવળી, બ્રાહ્મી, મુસળી, વિદારી કંદ, વારાહી કંદ, બળદાણા વગેરે ઔષધોનું ચૂર્ણ મેળવીને હલાવી લેવું. ચ્યવન પ્રાશ અવલેહની વિધિ થોડી જુદી છે પરંતુ સ્વ. વૈદ્યરાજ શ્રી ઝંડુભટ્ટજીએ સૌને ઉપયોગી થાય એવી આ બનાવટ સૂચવી છે. અને એને 'જીવન' નામ આપ્યું છે. વૈદ્યોએ સલાહ આપી હોય તે પ્રમાણે આમાં મકરધ્વજ, અભ્રક ભસ્મ, બંગ ભસ્મ, પ્રવાલ ભસ્મ વગેરે ઉમેરી શકાય છે. બાળકો માટે આ દવાઓની જરૂર નથી.

જેઓનું પાચન નબળું છે, કબજીઆત રહે છે એવા લોકો માટે આંબળાના માવા સાથે ચોથા ભાગની મોટી હરડે બાફીને એનો ઉપરની રીતે કાઢેલો માવો ભેળવવામાં આવે છે. એને શેકવામાં ઘી જેટલું તલનું તેલ પણ મેળવાય છે અને એમાં મેળવવાના ઔષધોમાં હળદર, પુનર્નવા (સાટોડીનાં મૂળ), ઉપલસરી, ગોખરૂ, બેડાં વગેરે ઔષધોનું ચૂર્ણ પણ ઉમેરવામાં આવે છે એને 'અભયામલકી અવલેહ' કહે છે. શતાવરી, અશ્વગંધા, વિદારીકંદ, કૌચાંનાં બીજ, વગેરે પ્રત્યેક ઔષધનો સ્વતંત્ર પાક પણ બનાવવામાં આવે છે. એનાં ચૂર્ણને દૂધમાં પકાવીને માવો બનાવી લેવામાં આવે છે અને એને ઘીમાં શેકીને ખાંડની ચાસણીમાં પકાવી લેવામાં આવે છે. જ્ઞાનતંતુઓની નબળાઇમાં, વાયુના રોગોમાં અને ધાતુની નબળાઇમાં એ બહુ સારું કામ કરે છે જેને કાયમ શરદી રહેતી હોય, પાચન નબળું રહેતું હોય, ભૂખ લાગતી ન હોય, ઝીણો તાવ રહ્યા કરતો હોય એવી વ્યક્તિઓ માટે એક સાદો પ્રયોગ 'વર્ધમાન પિપ્પલી'નો છે. ત્રણ લીંડીપીપર અર્ધો શેર દૂધમાં નાખવી, દૂધમાં અર્ધું પાણી મેળવવું અને એ પાણી બળી જાય ત્યાં સુધી દૂધ પકાવવું. પેલી પીપર પણ સાવ પોચી પડી જશે એ પછી દૂધ પી જવું અને ઉપર પેલી પીપર ચાવી જવી. દરરોજ એકેક પીપર વધારતા જવું. ૨૧ પીપર સુધી પહોંચવું. દૂધ પીધા પછી એમાં પાકેલી બધી પીપર ચાવી જવી ત્યાર પછી દરરોજ એકેક પીપર ઘટાડતા જવું અને ફરી ત્રણ પીપર પર આવી જવું. એનો લાભ તો બહુ સારો અનુભવાયો છે.

શિયાળામાં ખજુર અને ખારેક નવાં આવે છે એ પણ ખૂબ પુષ્ટિપ્રદ છે. દરરોજ પાંચ સાત પેશી ખજુર ઘી કે દૂધ સાથે લેવાથી શરીરમાં લોહી અને માંસ ભરાય છે. ખારેકનો ભૂકો કરીને એને ખાંડની સાથે થર ઉપર થર કરીને રાખવામાં આવે છે. સાથે ઘી પણ નાખવામાં આવે છે એ પણ

ખૂબ શક્તિપ્રદ અને શરીર બાંધનાર છે. થાયરોઈડ ગ્રંથિની વિકૃતિઓ ખજુર અથવા ખારેક લેવાથી મટતી અનુભવી છે એમા કુદરતી આયોડીન છે જે આ ગ્રંથિઓના રસમા મુખ્ય તત્ત્વ હોય છે

ભાગરાનું ચૂર્ણ, હરડે, કાળા તલ અને આંબળાને સરખે ભાગે લઈને બનાવેલુ ચૂર્ણ એકેક ચમચી સાકર સાથે સવાર સાજ લેવાથી વાળ કાળા થાય છે અને ખરતા મટે છે બાળકોને પથારીમા થઈ જતો પેશાબ મટે છે અને આંખોનું તેજ પણ વધે છે.

શિયાળો શરદ ઋતુ વીત્યા પછી આવે છે રોગાણા શારદા માતા શરદ ઋતુને રોગની માતા ગણી છે. વર્ષા ઋતુના નવા પાલર પાણી, વાદળા, વરસાદ બાફ વગેરેથી શરીરમા પિત્ત ભેગુ થયુ હોય છે શરદના આકરા તડકા પડવાથી એ પિત્ત પ્રકુપિત થાય છે અને તાવ, કોઈ પણ માર્ગેથી લોહી પડવુ, લોહી વિકાર, પેટમા કે હાથ પગના તળિયામા દાહ થવો, માથાનો દુખાવો, પિત્તની ઉલટી વગેરે થાય છે કારતક મહીનાના પહેલા પદર દિવસ તો યમદષ્ટ્રાના દિવસો કહેવાય છે યમના ઝાઝા તેડા એ દિવસોમા થાય છે

શિયાળો આવે એ પહેલા જો આ પિત્ત શરીરમા પડયુ હોય છે તો સળેખમ-તાવ ઉધરસ વગેરે કરે છે. એ માટે કડુનું ચૂર્ણ અને સાકર અથવા હરડે અને સાકર લઈને ઝાડા વાટે પિત્ત પહેલા કાઢી નાખવુ સુદર્શન કે કરિયાતાનું થોડા દિવસ સેવન કરવુ ઉધરસ હોય તો અરડુસીનો રસ અથવા સિતોપલાદિ ચૂર્ણ મધ સાથે લેવુ. આવી ફરિયાદો મટાડયા પછી રસાયન પ્રયોગો કરવા એકઠુ થયેલુ પિત્ત જો લોહીમા ભળીને રહી જશે તો આખુ વરસ નડયા કરશે માટે ઝાડા વાટે એને અવશ્ય કાઢી નાખવુ. બીજુ કઈ ન મળે તો 'અવિપત્તિકર ચૂર્ણ' લઈ લેવુ એથી પિત્ત સુખ રૂપ નીકળી જશે

જેને શરદી ઉધરસ, દમ, અજીર્ણ વગેરે ઘર કરી ગયા હોય એમને માટે સૌથી સારી દવા હળદર છે હળદરના ગાઠીઆ ધોઈને સૂકવી લેવા કાળા પડી જાય અને ફુલે ત્યા સુધી શેકી લેવા એનું ચૂર્ણ હમેશા એક ચમચી સવાર સાજ પાણી સાથે લેવુ શેકેલુ કડુ અને હળદરનું ચૂર્ણ લેવાથી જૂનું શીળસ મટશે કબજીઆત દૂર થશે અને લોહી વિકાર પણ મટશે શિયાળાનો સ્વાભાવિક રસ મધુર છે એમા બહુ મધુર પદાર્થો લેવાથી કફનો સચય થશે માટે સૂઠ, પીપર, મરી વગેરે તીખા પદાર્થોનું સેવન રાખવુ પણ મરચાની તીખાશ ઓછી લેવી. દિવસે સૂવાથી કફ વધે છે. શિયાળામા દિવસે ન જ સૂવુ રાતનો ઉજાગરો હોય અને દિવસે સૂવુ પડે તો જમ્યા પહેલા સૂવુ એથી કફ નહિ વધે. જમ્યા પછી સૂવાથી કફ વધે છે

સખત ઠડીથી શરીરનું રક્ષણ કરવુ જરૂરી છે ખુલ્લા ઠડા પવનનું સેવન ન કરવુ પરતુ શરીરને ઠડી સહન કરવાની પણ ટેવ પાડવી જોઈએ ચામડી, મૂત્રપિડ વગેરે અવયવો બહારની ઠડી ગરમીનો યોગ્ય પ્રતિસાદ આપે જ છે પણ જે જરાય ઠડી ન વેઠે, ગરમ કપડામા કે ગરમીમા ઢબુરાઈ રહે એની ચામડી અને મૂત્રપિડો કાર્યક્ષમ રહેતા નથી કષ્ટ જરાય સહન કરવાની જેને ટેવ નથી એમની સકલ્પ શક્તિ પણ દુર્બળ હોય છે આપણે ત્યા તો કુભ રાશીમા રાતે ખુલ્લામા નવા ઘડામાં ભરી રાખેલા પાણીથી સવારે વહેલા નહાવાનો મહિમા છે. શરીર સહન ન જ કરી શકે એવો અત્યાચાર કરવો ન જોઈએ તેમ શરીરની સહન શક્તિ કેળવાય જ નહિ એવી નિર્બળતા પણ હોવી ન જોઈએ

ગમે તેટલા 'જીવન' ખવાય, શક્તિપ્રદ આહાર અને ઔષધ ખવાય પણ જેનું ચિત્ત કામ, ક્રોધ, ઈર્ષ્યા, દ્વેષ વગેરેથી વ્યાકુળ છે, જેના દરેક વ્યવહાર જૂઠાણા અને હિંસાથી ભર્યા છે એમનું આરોગ્ય સારુ નહિ જ રહે. ચિત્તની શાતિ લોહીની શુદ્ધિ માટે જરૂરી છે આરોગ્યનો પાયો એ છે માટે એને આચાર રસાયન કહે છે મૈત્રી ભાવ, શ્રદ્ધા અને દુશ્મનો પ્રત્યે પણ સદ્ભાવ એ આરોગ્યની પહેલી ચાવી છે

જેનો શિયાળો સુધર્યો તેનું વરસ સુધર્યુ એ કહેવત સાવ સાચી છે.

# સાંગડાવાળો

(હપ્તો પાંચમો)

કાનજીભાઈ બારોટ

અરઠીવાળો કહે : "મોતીચંદ શેઠ ! હું તો તમારી જાન લૂંટાય નહિ એટલે રખોપે આવ્યો છઉં, કન્યાની મરજી લાડણને પરણવાની ન હોય અને વેવાઈ ન પરણાવે તો મારાથી કાંઇ જોરજુલમ થોડા થાય છે?"

હવે શેઠ મુંઝાયા : "બાપુ, ત્યારે શું કરશું ?" અરઠીવાળો કહે : શેઠ, એક ઉપાય છે. જો ત્રણ દિવસ માટે કોક રૂપાળો વર મળી જાય તો કાંઇ ચિંતા નહીં." શેઠને ગળે વાત ઊતરી, એણે તો જાનમાં સાંઢાડેલા (નાતરેલા) એંસીક જુવાનિયાને અરઠીવાળા સામે હાજર કર્યા ને કહ્યું, "બાપુ આમાં તમને પસંદ પડે એને ત્રણ દિ' માટે વરરાજો બનાવીએ." તમામ જુવાનોના મનમાં થયું કે, દરબાર જો આપણને પસંદ કરે તો ત્રણ દિવસ સુધી હિલોળા થાય. સૌ •સમાનમા થાવા મંડયા પણ અરઠીવાળો કહે કે : "આમાં કોઈ જુવાન પદમાવંતીને પરણી શકે એવો પાણિયાળો નથી."

મોતીચંદ શેઠ કે : "બાપુ, એંસીમાં એક પણ રૂપાળો ન લાગ્યો ?" અરઠીવાળો કહે : "શેઠ, ખબર છે ને ! મારા ચારસો શુરવીરો તમને ધ્યાનમાં આવ્યા'તા ?"

"બાપુ તમે બરોબર ઘા માર્યો હો !"

આમ વાતચીત ચાલે છે ત્યાં એક તેલપાળીયો (તલ વેચનાર તેલી) જુવાન દરશાણો. છે તો ચીંથરેહાલ પણ એનું અંગે અંગ રૂપમાં નીતરી રહ્યું છે, જાણ્યે વનમાં રઝળતો નળરાજા. આ જુવાનને પ્રથમ અરઠીવાળાએ જોયો. જુવાને તેલનો કુડલો (વાસણ) વડની ડાળે ટીંગાડયો ને પોતાનું ભાતું ખાવા બેઠો.

અરઠીવાળો મોતીચંદ શેઠને કહે છે, "શેઠ, જુવો તો ખરા ! ઓલ્યા જુવાનનાં રૂપ ! શેઠે જુવાનને જોયો, ગમી ગયો ને બોલ્યા : "બાળો બહુ સવળોટો લાગે છે, કોણ હશે ? ઈ જ ત્રણ દિ' વરરાજો થાયતો ?"

અરઠીવાળો કહે : "શેઠ ! એને પૂછી જુઓ, વાત કરો." મોતીચંદ શેઠે જુવાનને પાસે બોલાવ્યો ને પુછપરછ શરૂ કરી, "જુવાન ! કેવો છો ? ક્યાં જાવું છે ? શું કામ કર્યું છો ? શું તારૂં નામ ?"

જુવાન કહે : 'શેઠ, તેલતુરીનો વેપારી છઉં, ગામડાં ફરૂં છું, વાણિયાનો દીકરો ને મારૂં નામ તેલપાળ."

શેઠ કહે : એલા ભાઇ, ત્રણ દિ, અમારી સાથે આવીશ ? તને દાડી દેશું (મજૂરી દેશું), તમેય વાણિયાને અમેય વાણિયા, ઘી ઢોળાય તોય ખીચડીમાં..." જુવાન કહે : 'શું દેશો શેઠ ?"

શેઠ કહે : "ત્રણ દિવસે જાન પાટણથી પાછી આ વડલે આવે એટલે તને એક રૂપિયો રોકડો પતાસા જેવો, રણકાટ કરે એવો આપી દેશું."

જુવાન કે : "પણ મારે કામ શું કરવાનું ?"

"એઈને કાંઈ કામ કરવું નહિ, ફકત તારે હાથે મિંઢોળ બાંધશું વરવાઘા પહેરાવશું, જાનની સાથે તરેહ તરેહના ભોજન જમાડશું, વેવાઇને માંડવે તોરણ જાવું ને એની દીકરી હાર્યે ચાર ફેરા તારે નિરાંતે મોજથી ફરવા ઇ તારૂં કામ."

"ત્યારે એમ જ કહોને કે વરરાજા તરીકે મને ભાડે લેવો છે."

શેઠ કહે : "એલા ભાઈ, તું વાણિયો કાચો. મનમાં સમજી જાને, આપણે સગનું નામ પાડીએ ?"

જુવાન કે : "તો તો શેઠ સો રૂપિયા થાય." સાંભળીને શેઠ અરહીવાળાને કહે છે : "લ્યો બાપુ કરો કમાણી. માળો સો રૂપિયે આંબ્યો. કીધું છે ને ગરજ કોઈની પડશે નહીં."

અરહીવાળો કહે : 'શેઠ, સો રૂપિયા સારુ ચીંથરા ફાડો મા, આ હજારનું ખરચ કર્યું છે, ભેળું આટલુંક 'વધારે."

મોતીચંદ શેઠે સો રૂપિયા તેલપાળને આપવાની ના છૂટકે હા પાડી, પણ શરત કરી કે આ તેલપાળને જાન પાછી પરણીને આ ઠેકાણે આવે ત્યારે વેલ્યમાંથી ઊતરે, તેલનો કુડલો લઈ હાલનો થાય પછી હું પૈસા આપીશ. અરહીવાળો બેય પક્ષના જામીન થયા એટલે મોતીચંદ શેઠે એના દીકરા લોડણને કહ્યું : "ગગા, તારો આ પોશાક, વરવાઘા આ તેલપાળ ભાઈને પેરવા આપી દે."

લોડણ કહે: "બાપા! પછે મારે શું પહેરવું ?"

શેઠ કહે : "લે એમ કર્ય, તું એનાં લુગડાં પેરી લે, એટલે બધું ઠીક થઈ જાશે."

બીજી વાતની કાંઈ ગમ તો નો'તી. લોડણે તો વરવાઘા ઉતાર્યા ને તેલપાળના જૂના લુગડાં પહેર્યા; અને તેલપાળ વસ્ત્રો અલંકારો, આભુષણોનો ઠઠારો કરીને વરરાજાના સ્વાંગમાં કામદેવના અવતાર જેવો દેખાવા લાગ્યો. રથમાં બેઠો ત્યાં રથ કિરણ્યું કરવા મંડ્યો. લુણ ઉતારનારી નાની બાળકી જે શરમાતી શરમાતી સંકોચાતી મન વિના લોડણનું લુણ ઉતારતી હતી એ પણ હવે રૂપાળો સાંવરિયો વરરાજો આવતાં પૂરતા ઉમંગમાં આવી વરરાજાના વાંસામાં નાનકડી સુંદર ચાંદીની ટણુડી ફેરવવા લાગી. અંદર નાખેલી ઘુઘરીઓનો રણકાર પણ મીઠપવાળો થઈ ગ્યો.

જાનડિયુંએ વરને વખાણ્યો, ને અંદરોઅંદર વાતો કરવા લાગી કે : "હવે બાપડો વેવાઈ ક્યાં જાશે ?" હવે તો 'લાખેણી લાડડી અમે જીતશું રે' ગીતના સાદ, એના રંગ બધું ફરીગ્યું, ગીતના ઝંઢોળા બોલવા લાગ્યા. તેનું ગાડે વડલા નીચેથી જાન ઉપડી ત્યારે લોડણ એકલો ત્યાં ઊભો હતો. કોઈ ગાડાવાળાએ એને બેસવા દીધો નહીં એટલે એણે ચીંસ નાખી :

"એ બાપા, હું કેમ કરીને આવું ? મને કોઈ ગાડામાં બેસવા દેતા નથી."

એક ચતુર જાનૈયો કહે : 'શેઠ, આ રસતના (ચીજવસ્તુઓ – સામગ્રી વગેરેના) ગાડામાં ભાતાનો પટારો ખાલી થયો છે, એમાં નાખો લોડણને નહીંતર આ વગડામાં એને સાવઝ – દીપડા ખાઈ જાશે."

લોડણશાહ ખાલી પટારામાં વિરાજમાન થયા, શેઠે શીખામણ આપી કે : એલા "ઓટીવાળેલ, ત્રણ દિ' સુધી પટારામાં જ પડ્યો રે'જે. રાતના બા'ર કાઢું તયેં ઝાડો પેશાબ જઈ આવવું, અમે જમવા જાશું તયેં તારા સારુ ખાવાનું લેતા આવશું અને ભાળ્ય જો પટારા બા'ર ડોકું કાઢ્યું છે ને! તો તારા વિવા' નહીં થાય સમજ્યો ને? અને કોઈ જોઈ જાય તો કે'જે કે શેઠના સગાનો દીકરો છઉં. લોડણશાહ છઉં એમ કહીશ તો ભૂંડી થાશે"

રાજા અરહીવાળા સહિત જાન દણણણ કરતી પાટણને પાદર પહોંચી. જાન આવ્યાની જાણ કરવા બંધૂકોના ચંભા છૂટયા. ગડીંગ...ગડીંગ ગડીંગ... અને પાટણના નરનારીઓ પદ્માવંતીના વરને જોવા ટોળે ટોળા ઉમટ્યા, પણ જ્યાં વરરાજાને જોવે ત્યાં ઠરીને હિમ થઈ જાય. સૌ ચરકબાજ થઈ ગ્યા. અરે ભાઈ છેટાના ગલોલાય કેવા હાલે છે? આયાં તો વાતું થાતી'તી કે વરરાજો કાળમિંઢ પાણા જેવો છે, તાવડીના તવા જેવો છે ને આતો કામદેવનો અવતાર છે.

ગામની કોઈ કોઈ સ્ત્રીઓ અરસપરસ વાતો કરે છે, "એ ફલાણીબાઈ, એ ઢીંકણીબાઈ જુઓ હું તમને સાચું કહું છું આવો રૂપાળો વર ગામને ટીબે, આ પાટણને પાદર કોઈ દા'ડે આવ્યો નથી, આ તો જાણે ઈંદરનો કુંવર... !"

એક બાઈ પોતાની બેનપણીને કહે છે : "આપણા બેયના ધણી રૂપાળા છે પણ આ વરરાજાની તોલે તો ન આવે હો બેન !"

પદ્માવંતીને એક દાસીએ વધામણી દીધી, કે : "બેન, તમારી જાન આવી ગઈ."

પદ્મા કહે : "બાઈ, જાન નહીં મારી કાળાખરી હશે"

"બ્હેન એવું માઠું ન ભાખતા, હું ભાગોળે તમારા વરને જોઈ આવી શું એનાં રૂપ ! શું શોભા ! મારાથી વર્ણન થતું જ નથી."

પદ્મા કહે : "બાઇ મને બાળેલને બાળ્યમા."

ઘાયલ માથે ઘા, કારમ્યા કરીએ નહીં;
ઇ સજાવેલ સાંગના, રાણા રૂજાશે નહીં.

ત્યારે દાસી કહે છે : "પદમા બા, તમને મારી વાત ઉપર વિશ્વાસ ન આવતો હોય તો અમારામાંથી એક જણીના જૂના લુગડાં પેરીને અમારી સાથે ચાલો, અમારી વચ્ચે કોઈ ન જાણે એમ અમે તમને પાદર પહોંચાડશું, તમારા મનના માનેલને એકવાર નીરખીને જોઈ તો લ્યો, મને તો તમારી સાથે ચોપાટ રમતા હતા ઈ વીરપુરૂષ જેવો જ આ વર દેખાય છે"

માંગડાવાળાની યાદ આવતાં પદ્માવંતીને થયું કે ક્યાંક માંગડો તો આવ્યો નહીં હોય? એમણે દાસીને કહ્યું : "રાજપુત જો વચન પાળવા, પૂરું કરવા પરણવા આવ્યો હશે, વાસના દેહે આવ્યો હશે તો હું એનું મોઢું જોઈને જીવતી રહીશ. નહીંતર જો એ માંગડો ન હોય તો પાટણને પાદર મારા દેહમાં કટાર પરોવીશ."

"દાસી કહે : "ભલે બેન, તમારો પાળિયો પૂજાશે."

ને સખીઓની સાથે છાનીછાની પદમા પાટણના પાદરમાં આવી. વરરાજાને માથે નજરૂં માંડી, પણ ત્યાંતો—

જેની જોતાંતાં વાટ, ઈ સજજન સામા મળ્યા;
ઉઘડયાં હૈયાનાં હાટ, (હવે) કુંચી કાંઉ કામની.

પદમાએ વરરાજામાં માંગડાના વાસના દેહને જોયો. રૂપરૂપનો અંબાર, તેજનો કટકો ને તરવરતા તોખાર જેવું યૌવન જોઈ, પોતાનો પિયુ પાછો આવ્યો જાણી ઘેલી થઈ ગઈ. તરત પોતાને આવાસે આવી દાસીઓને વસ્ત્રો અલંકારોની બક્ષીસ દીધી.

સાજન–માજન સામૈયું લઈને વાજતે ગાજતે પાદર આવ્યું. બન્ને વેવાઇ એકબીજાને બથું ભરીને મળ્યા. પદમાશાહે મોતીચંદની માફી માગી કે : "શેઠીયાવ ! અમારા બોલ્યા સામું જોશો નેં, તમે મોટા પેટવાળા છો. અમે રયાં નાનું માણહ."

એક આલીશાન આવાસમાં જાનને ઉતારો દીધો, ખાતર બરદાસમાં ખામી નથી.

ઘોડાને માણુ બાજરો, બળદુને ઓળાં ખાણ;
જમે વાળાની જાન, ભલી ખાંતે ભૂતની.

ઘોડાઓને મૂઠી ફાટે એવા બાજરાના જોગાણના પાવરા દીધા ને બળદોને ઘી, ગોળ રાતબ ને કપાસિયાના ખાણ નીર્યાં, જાનને અનેક પ્રકારની મીઠાઈઓ મેવા અને પકવાનો પીરસાઈ રહયાં છે. જાનીવાસેથી કન્યા માટે વસ્ત્ર અલંકારોનો સુવર્ણથાળ ભરીને જુવાનો નીકળે છે, આગળ ઢોલીડા ધ્રુમતાં–મતાં...ધ્રુમતાં–મતાં... ધ્રુમતાં–મતાં... કરતા રમતા આવે છે, શરણાઇમાં મંતા મંતા રાગ બજી રહ્યા છે.

છાબ પદમાને આવાસે આવી, એની માતાએ વધાવી. પછી સરખી સાહેલીઓ મળીને પદમાવંતીને પીઠી–ચોળી અંઘોળ કરાવી પાનેતર પહેરાવ્યાં, સોળે શણગાર કરાવ્યા.

આંગણામાં રૂડો સાચા મોતીએ શણગારેલો મંડપ શોભી રહ્યો છે, ત્યાં વરરાજો ઘોડે ચડીને સાજનમાજન સાથે આવી પહોંચ્યા, મનખ્યો હિલોળા કરે છે, ક્યાંય શેરિયુંમાં માણસો મા'તા નથી, પાટણશેરની બજારૂં આજ સાંકડી લાગે છે.

વેવારી વાણિયાની જાત, કાઉં સમજણ કરે;
આજ ફુલેકાં ફરે, માજન વશાંહે માંગડો.

વરને સાસુ પોંખે છે, વરકન્યા માયરે બેઠા, બેઈના હથેવાળો મળ્યો ત્યારે પદમાવંતીએ માંગડાવાળાને જોયો એને બીજા કોઈ પુરુષો દેખાયા નહીં, માત્ર તેલપાળનું મોઢું અને હાથ જ નજર સામે છે, એને થયું કે આ શુરવીર પરલોકમાંથી મને તેડવા આવ્યો છે, અથવા તો કોઇ દેવે એની રાખ ઉપર અમી છાંટી સજીવન કર્યો હશે.

પદમાવંતીએ વરરાજા સાથે ચાર ફેરા પૂરા કર્યા, રંગેચંગે વરકન્યા પરણી ઊતર્યાં, ત્રણ દિવસ જાનને રોકી પદમાશાએ પૂરતી પેરામણી કરી, ક્યાંયે કચાશ રાખી નહીં.

જ્યારે દીકરીને વળાવવાનો સમય આવ્યો ત્યારે પદમાશાહ ભાંગી પડયો. માતા પિતા, સગાવહાલાં, કુટુંબીઓને જાજા જુહાર કરી પદમાવંતી રથમાં બેઠી. સૌને થયું કે આજ પાટણનું હીર હાલ્યું જાય છે, જાન વળાવવા સહુ ભાગોળે આવ્યા, જાનને શીખ આપી જાનને વિદાય દીધી.

જાન રવાના થઈ. પહોંચી અડાબીડ ભૂતવડલા પાસે. ઈ સરસ્વતી નદીનો કાંઠો, ઈ વખંભર વાવ્ય જ્યાં કાકા ભત્રીજાનો મેળાપ થ્યો'તો ને વરની અદલાબદલી પણ ત્યાં જ થઈ'તી, ઈ ઠેકાણું આવતાં મોતીચંદ શેઠના દીકરાની જાનના નેવું ગાડાં ટીમણ કરવા રોકાણા. મોતીચંદ શેઠ, તેલપાળ નામના જુવાનને જે વરરાજા સ્વરૂપે વેલ્યમાં બેઠો છે તેને કહેવા લાગ્યા "ભાઇ તેલપાળ! હવે તારું કામ પૂરણ થયું, વેલ્યમાંથી ઊતર્ય હેઠો, ને તારા તેલનો કુડલો સંભાળી લે. તારૂ મેનતાણું ચુકવી દઉં."

પટારામાં પૂરેલા લોડણશાહને બહાર કાઢયો, નીકળ્યો પીળા પેપા જેવો થઈને! અને તેલપાળ પાસેથી વરરાજાના પોશાક ઊતરાવી લોડણશાને પેરાવ્યો. તેલપાળને એના લુગડાં દીધા. લોડણને પદમાવંતી પાસે બેસાડયો ત્યાં તો જાણયે કાગડાની ચાંચમાં કેસુડું આવી ગ્યું.

વેલ્ય ચાલી ત્યાં તો તેલપાળ લોડણની નજરે તાડ જેટલો ઊંચો દરશાણો. બીજું કોઈ એને જોતું નથી, લોડણશાહે રાડય પાડી: "ઓય માડી મરી ગ્યો." ત્યાં તો ભૂતે લોડણનો પગ ઝાલી વેલ્યમાંથી ખેંચી એના ઘા કર્યો, ને પદમા પાસે બેઠો. ઓચિંતાનો લોડણશાહ ઊડયો એ જોઈ જાનૈયા બધાય થરથરવા લાગ્યા. મોતીચંદ શેઠ હાંફળા-ફાંફળા થઈ અરહીવાળાને કહે છે: "બાપુ! આ તો સઈના ઘરમાં સાપ ઘર્યો, આ વાણિયો નથી. તેલપાળ તો ભૂત કે ચળિતર છે. એને ગાડેથી ઉતારો, તમે જામીન થ્યા છો"

અરહીવાળો તેલપાળને કહે છે "ભાઈ, વેલ્યેથી ઊતરી જા. આપણે વદાડ (ઠેરાવ) કર્યો'તો ઈ ભૂલી ગ્યો?"

ને વેલ્યેથી ઠેકડો મારીને માંગડાનો વાસના દેહ અદશ્ય થયો. પણ પદમાને તો—

ચલવો વહ કાન ભનંક પરી,
તખને અખીયાન ભરે જલવો;
જલવો વિરહાનલ પાવક સેં,
જિમ નાવિક બાન લગ્યો સલવો.
સલવો હિય હોત પ્રબીન મિટે નહી
બને નહીં ફેર ધરી મીલવો.
મીલવો મીલવો મુજએ હી ગયો હે
અબે તો રહ્યો ચલવો ચલવો.
(પ્રવિણ સાગર)

ભૂતવડની વડવાયુંમાં, ખોખડધજ વડલાની ડાળ્યું ડાળ્યુંમાં ભડકા દેખાણા અને "પદમા! પદમા! પદમા!" એવા પોકાર સંભળાણા

ઉપરથી પદમાને અવાજ આવ્યો કે! "પદમાવંતી! આપણાં થાનક આવી ગ્યાં, મારાથી આગળ અવાય એમ નથી, ભૂતનાથની આણથી બંધાણો છઉં, હવે તો આવતા જનમે મળશું.."

પદમાએ પોતાની પાસે વળી કદરૂપા લોડણશાને બેસાડેલો જોયો, કાળઝાળ થઈ વેલ્યમાથી કૂદી પડી અને વડલાના થડ પાસે થઈ ઊભી રહી.

શેઠ કહે : 'અરે વહુ દીકરા! ઇ તો બનાવટી વર હતો, એની સાથે જવાય નૈ."

"શેઠ બાપા રામ રામ ભણો, હું એની જ સાથે ચાર ફેરા ફરી છઉં, ઇ જ મારો સાચો ધણી છે."

"અરે પણ ઈતો ભૂત છે. ભૂત હાર્યે કંઈ સંસાર થોડો મંડાય છે? બેટા પાછા વળો, તમને આવી કમત્ય કયાંથી સૂઝી?"

પદમાવંતી કહે છે : "બાપલા! કમત્ય તો તમને સૂઝી'તી તે ભૂત હાર્યે મારા ફેરા ફેરાવ્યા. હવે તો જેવા મારાં ભાગ્ય." એમ કહીને નીચે બેસી ગઈ.

કેટલાક હિંમતવાળા જુવાનો પદમાને વેલ્યમાં બેસારવા એનું બાવડું પકડવા જાય છે ત્યાં તો વડલાના પાને પાનમાંથી અંગારા ખરે છે. પાંદડે પાંદડે ભડકા ભળાણાં. જાનૈયા કે : "ભાગો, ભાગો, એલા કયાંક આપણને ય આ ભૂત ભરખી જાશે!"

ને પદમાને ઘોર વનરાઇમાં એકલી મૂકીને વાણિયાભાઈની જાન ભાગી નીકળી. ધાતરવડ સુધી કોઈએ પાછું વાળીને જોયું ય નહીં.

પદમાવંતીએ એના પ્રીતમને કહ્યું : "માંગડા! માંગડા! તારી વાસના પૂરી કરવા રોકાણી છઉં હો! હવે નિરાશ થાતો નહીં."

પ્રેતમાંથી પિયુ સ્વરૂપે આવેલો માંગડો કહે છે : "રંગ પદમા! રંગ પદમા... જગતમાં વાત રે'શે કે પદમાવંતીએ ભૂત બનેલ ભરથારનેય તજ્યો નહીં, વાણિયણ થઇને વીરાંગનાનું બિરદ તે જાળવ્યું. રંગ છે તને."

વડલા તારી વરાળ, પાને પાને પરઝળે;
કયાં જપાવું જાપ, મને ભડકા લાગે ભુતના...
ડાળે ડાળે હું ફરૂં, પાને પાને દુઃખ;
સપનેય ન ભાળ્યું સુખ, મરતાં વાળો માંગડો,

"હે વડલા! અમારા મનવાની અગની તારા પાંદડે પાંદડે પ્રજળે છે, જ્વાળા ઓલવાતી નથી, મારા પિયુ ખાતર હું શું કરૂં? એના આત્માની શાંતિ માટે જો તું કહે તો જાપ જપાવું, તું કહે તો હોમ–હવન કરાવું ને કહે તો અહીંજ મારો પ્રાણ ત્યાગી દઈને મારા વાલ્યમની ઝેહઝાળ બૂઝાવી દઉં.

વડલા, મારા વીર! મને કહે તો ખરો હું શું કરૂં...!"

ને અઢળક સુખસંપત્તિમાં ઉછરેલી વણિક કન્યાએ પોતાના પ્રીતમની વાસનાની તૃપ્તિ અર્થે રણવગડામાં વડલા નીચે મઢી બનાવી પ્રેમજોગણ બની ગઈ. માંગડાની વાસના છુટી ત્યાં સુધી પ્રેતની પ્રેયસી બનીને તપ તપતી રહી અને માંગડાની વાસના છૂટતાં પોતે ય દેહને પ્રજાળી માંગડાની સદાની સંગાથીની બની ગઇ. (સમાપ્ત)

✻

પંડિત પુત્ર પતિવ્રતા વિદ્યા વપુ વિનરોગ,
સુખહીં ફલ અભિલાષતે સંપતિ મિત્ર સંજોગ.

બાડો બેરો કે બોબડો જે ઘર પૂતર ન હોય,
દિવા વિના દ્વાર ઈ ધબક અંધારાં હોય.

કુવા ઢાંકણુ પાવડો નરનું ઢાંકણુ નાર,
બાપનું ઢાંકણુ બેટડો. જગનું ઢાંકણુ જુવાર.

# ગજગતિ અને ભાખરી (ભાખડી) છંદ :
## – એક તુલના –

પ્રા ડૉ રમણીકલાલ છગનલાલ મારુ

'ચારણો અને ચારણી સાહિત્ય'મા સ્વ શ્રી ઝવેરચદ મેઘાણીએ ચારણી સાહિત્યના લાબા છંદોબદ્ધ કાવ્યોનો પરિચય આપ્યો છે. તેમા જામકવિ બારોટ વજમાલજી પરબતજી મહેડુ કૃત 'વિભા-વિલાસ'નો પણ ઉલ્લેખ કર્યો છે આ વજમાલજી મહેડુનો ઉલ્લેખ સ્વ. મેઘાણીએ 'અનેકવિધ ડિંગળી વૃત્તોને પોતાના હાથમા – કે હૈયામા રમાડનાર ચારણ' કવિ તરીકે કર્યો છે ત્યા તેમણે લખ્યુ છે, 'ભૂચર મોરીના મેદાનમા સોરઠના અને દિલ્હીપતિના સૈન્ય વચ્ચે અઘોર રણથળ મડાવાની આગાહી આપતી ઘટના એણે આમ આપી છે

(છદ ભાખડી)

પળચર પખણી જી (કે) ખાતા ચુ' કરે,
ભય તબ ભૂચરી જી (કે) આગમ ઓચરે.

પર એક સમયે ધ્રોળ પાધર ધાર જોજન પાધરં
રજપૂત એકહ નામ ભૂધર, ચાહ રહ હે ધણચરં
સોય થભ ચતતણ આય સાથી,
પરખ સુરભિ રખ પરે
પળચર પખણીજી (કે) ખાતા ચુ કરે" ૧

અહી કવિએ આ છદને ભાખડી છદ કહ્યો છે પરતુ ખરેખર તો આ છદ ગજગતિ હોય એમ પહેલી દૃષ્ટિએ જણાય છે કારણ કે ગજગતિ છદની આરભની બે પક્તિઓમા નવ – નવ માત્રાના ચાર ચરણો હોય છે અને બબ્બે પદની વચ્ચે 'જી' શબ્દનો પ્રયોગ કરવામા આવે છે. આમ ચાર ચરણ પ્રયોજ્યા પછી ચાર ચરણો ગીતા છદ – ગીતક છદના (હરિગીત છદના) યોજવામાં આવે છે નવ માત્રાનું ચોથુ ચરણ ગીયા છદના પ્રથમ ચરણમા કુડળિયાની માફક ભેવડાય છે. નવ માત્રાના ચારે ચારણને અતે એક સરખો પ્રાસ હોય છે તથા અતે લઘુ – ગુરુ વર્ણ હોય છે. ૨

સ્વ શ્રી મેઘાણીએ ઉલ્લેખેલા ઉપર્યુક્ત ઉદાહરણમા 'નવમાત્રાના ચારે ચારણને અતે એક સરખો પ્રાસ હોવો જોઈએ' એ સિવાયના બધા લક્ષણો ગજગતિ છદના જોવા મળે છે. જો કે નવ માત્રાના ચાર ચરણ પછી ગીયા છદના ચારને બદલે ત્રણ ચરણો અહી મળે છે તો આટલી બધી સમાનતા છતા કવિએ એને ભાખડી છદ કેમ કહ્યો હશે તે પ્રશ્ન અહી સહેજે થાય તેમ છે. એને માટે ભાખડી (ભાખરી) છદના બધારણનો વિચાર સૌ પ્રથમ કરવો જોઈએ એમ મને લાગે છે.

કવિ મછે ભાખરી છદના લક્ષણો નીચે મુજબ આપ્યા છે

(૧) આરભના ચાર ચરણો ૨૩ માત્રાના હોય છે જેમા દરેક ચરણમા ૯ માત્રા પછી 'જી શબ્દનો પ્રયોગ થાય છે આમ ૯+૧૪=૨૩ માત્રાનું દરેક ચરણ બને

(૨) આ ચારે ચરણને અતે ગુરુ લઘુ વર્ણ હોય છે સામાન્યત ચારેય ચરણમા આરભના નવ માત્રાના ખડને અતે અને પછી ૧૪ ને અતે પ્રાસ યોજવાનો હોય છે

(૩) આ રીતે ચાર ચરણ પ્રયોજ્યા પછી ચાર ચરણ વૈતાલ છદના યોજવાથી ભાખરી છદ બને

(૪) ૨૩ માત્રાના ચોથા ચરણનો ઉત્તરાર્ધ કે એના અતિમ શબ્દો વૈતાલ છદના આરભના પ્રથમ

---

૧ સ્વ ઝવેરચદ મેઘાણી 'ચારણો અને ચારણી સાહિત્ય પૃ ૬૬

૨ કવિ મછ 'રઘુનાથ રૂપક ગીતા રો' પૃ ૧૨૫

ચરણમાં ખેવડાય છે. [3]

'રઘુનાથ રૂપક ગીતાં રો'ના સંપાદકશ્રીએ આ લક્ષણોની સમીક્ષા અને સમજૂતી આપતાં લખ્યું છે–, "ચાર ઔર પાંચ માત્રાઓં કે બાદ 'જી' શબ્દ કરો, ઈસકે બાદ ૧૪ માત્રા ઔર અંતમેં ગુરૂલઘુ રખો. ઇસ પ્રકાર ઈસ ગીતમેં એક પદકી ૨૫ માત્રાયેં જોડકર ચાર પદ બનાઓ." [૪] પરંતુ અહીં સંપાદકશ્રીની શરતચૂક થઈ લાગે છે કારણ કે ૯+૧૪=૨૩ થાય, ૨૫ નહીં.

અહીં કવિમંછે વૈતાલ છંદનાં ચાર ચરણો યોજવાનો નિર્દેશ કરેલ છે પરંતુ વૈતાલ છંદનું બંધારણ આપ્યું નથી. પરંતુ કવિ મુરારિદાને આ છંદનું લક્ષણ આપતાં કહ્યું છે કે વૈતાલ છંદ ૨૬ માત્રાનો સમપદ છંદ છે અને તેનાં દરેક ચરણને અંતે ગુરૂ-લઘુ વર્ણ આવે છે. [૫]

ભાખરી છંદનું કવિ મંછે આપેલું એક ઉદાહરણ લઈએ :

મિથલા મહિપતી જી અવની કીધ જિગ આરંભ,
તેડે સમગતી જી લિખ ફુરમાણ બાહુ પ્રલંભ;
કર કર કામતી જી ખોપે જૈથ હથ જસ ખંભ,
નાગર નોવતી જી ઘર ઘર ઘુરત દ્વાર અસંભ.
ઘર દ્વારા નોમ્રત ઘુર બાજત
તીસ ષટ્ અવરેખ,
બંદ પોલ પોલ વિસાલ તોરણ
વણે ચિત્ર વિસેષ;
ત્રન સદન પીત પતાક ફરકત
વરણ સુખ ચહુવેશ,
મધ જનકપુર સુર અસુર
માંનવ પડે સંભૃત પેખ. [૬]

કવિ મંછે ભાખરી છંદના આ એકજ પ્રકારનો નિર્દેશ કરેલ છે. એટલે આ દષ્ટિએ સ્વ.શ્રી મેઘાણીભાઈએ ભાખડી છંદનું જે ઉદાહરણ આપ્યું છે તે આ ભાખડી છંદના માપ બંધારણની સાથે બિલકુલ બંધબેસતું નથી. કારણ કે એ ઉદાહરણ માત્ર પાંચ પંકિતનું છે. (ઓછામાં ઓછું ૭ પંકિતનું તો હોવું જોઈએ.) જ્યારે આ ભાખડી છંદનું દષ્ટાંત આઠ પંકિતનું છે. એટલે ઉદાહરણ આ છંદની સાથે કશી સમાનતા ધરાવતું નથી એમ ચોક્કસપણે કહી શકાય તેમ છે.

કવિશ્રી કિસનાજી આઢાએ ભાખરી છંદના બે પ્રકાર નિરૂપ્યા છે. કવિ મંછે જેને ભાખરી છંદ કહ્યો છે તેને શ્રી કિસનાજી આઢાએ બીજા પ્રકારનો ભાખરી છંદ ગણાવ્યો છે. એમણે વર્ણવેલા બન્ને ભાખરી છંદ બંધારણગત ભિન્નતા ધરાવે છે. 'રઘુવરજસપ્રકાસ'માં પહેલા પ્રકારના ભાખરી છંદના લક્ષણો આ પ્રમાણે આપ્યાં છે :

(૧) આરંભની બે પંકિતઓમાં નવ–નવ માત્રાનાં ચાર ચરણો હોય છે જેને અંતે લઘુગુરુ વર્ણ હોય છે.

(૨) પહેલાં તથા બીજા અને ત્રીજા તેમજ ચોથા ચરણની વચ્ચે 'જી' શબ્દનો પ્રયોગ હોય છે.

(૩) નવ માત્રાનું ચોથું ચરણ પછીનાં વૈતાલ છંદનાં પ્રથમ ચરણમાં કુંડળિયાની માફક ખેવડાય છે.

(૪) નવ માત્રાનાં ચાર ચરણ પછી, જેના દરેક ચરણમાં ૨૬ માત્રા અને અંતે ગુરુ–લઘુ વર્ણ હોય છે તેવા વૈતાલ છંદનાં ચાર ચરણો યોજવામાં આવે છે.

(૫) નવ માત્રાનાં ચાર ચરણોવાળી આરંભની બે પંક્તિ દરેક કડીના આરંભમાં પ્રયોજાય છે.[૭] કિસનાજી આઢાએ આને પ્રથમ પ્રકારનો

---

૩ કવિ મંછ : 'રઘુનાથ રૂપક ગીતાં રો' પૃ. ૬૯
૪ એજન : પૃ. ૭૦
૫ કવિ મુરારિદાન : 'ડિંગલ કોશ' ખંડ–૪ : છંદક્રમ–૯૭
૬ કવિ મંછ : 'રઘુનાથ રૂપક ગીતાં રો' : પૃ. ૭૦
૭ કવિ શ્રી કિસનાજી આઢા : 'રઘુવરજસ–પ્રકાસ' – પૃ. ૨૪૧

ભાખરી છંદ કહ્યો છે. કવિ મંછે આનો ઉલ્લેખ કર્યો જ નથી. આ જાતના ભાખરી છંદની બે કડીઓ લઈએ–

'ખગ દત બ્રદ ખટાં જી, રાખણ રજવટાં,
થૂરણ ખળ થટાં જી, રાઘવ રિણવટાં;
રિણવટાં રાઘવ ખળાં રહચણ
ભુજબળાં અણભંગ,
સુજ પળાં પ્રઘળાં દિયણ સમળાં,
ગળાં શ્રીધ સુચંગ;
ચળવળાં જોગણ ખપર ચઢવે,
સિંભ કમળાં સંગ,
જગ ગીત ચિહૂં વે-વળાં જાહર,
સુજસ હુવૈ સુઢંગ.
ખગ દત બ્રદ ખટાં જી, રાખણ રજવટાં,
થૂરણ ખળ થટાં જી, રાઘવ રિણવટાં;
ભડભડૈ કે લડથડ ભારથ, અડૈ કે અખડૈત,
વડવડૈ કે હડહડ વીજળ, જડૈ કે જરદૈત,
અડવડૈ કે ધડહડૈ આતસ, જુડૈ કે કજ જેત,
વિચ સમર હેકણ ધડૈ રાઘવ,
બડૈ રંગ બરદૈત."[૮]

ઉપર જોયાં તે તમામ લક્ષણો આપણને આ ઉદાહરણોમાં જોવા મળે છે. જો કે કિસનાજીએ કડીના આરંભના ચરણ (ધુર પદ)માં અગિયાર માત્રાના હોવાનો નિર્દેશ કર્યો છે. (ગ્યાર મત્ત ધુર) એ અહીં 'ખગ દત બ્રદ ખટાં'માં જોવા મળતું નથી એટલે કે એમાં અગિયારને બદલે નવ જ માત્રાઓ છે. બાકી બધું જ બરાબર જણાય છે.

ઉપરના શ્રી કિસનાજીએ કહેલા ભાખરી છંદનાં બંધારણને ખ્યાલમાં રાખીએ તો પણ શ્રી મેઘાણીભાઈએ નિર્દેશેલ ઉદાહરણ ભાખરી છંદનું હોય એમ લાગતું નથી. કારણ કે એમાં આરંભની બે પંક્તિઓ પછીનાં ચરણો ૨૮ માત્રાનાં છે. જ્યારે ભાખરી છંદમાં એ ૨૬ માત્રાનાં હોય છે. કિસનાજીએ કહેલાં પહેલા પ્રકારના ભાખરી છંદમાં આરંભમાં નવ – નવ માત્રાનાં ચાર ચરણો આવે છે એ વજમાલજી મહેડુએ પ્રયોજેલ છંદમાં છે. પણ પછીનાં ચરણોમાં ૨૬ને બદલે ૨૮ માત્રા છે.

અહીં આ પહેલા પ્રકારના ભાખરી છંદ અને ગજગતિ છંદની તુલના પણ જરા જોઈ લઈએ :

(૧) બન્નેમાં આરંભની બે પંક્તિમાં નવ – નવ માત્રાનાં ચાર ચરણો પ્રયોજાય છે.

(૨) બબ્બે ચરણોની વચ્ચે 'જી' નો પ્રયોગ પણ બેય છંદમાં થાય છે.

(૩) નવ – નવ માત્રાનાં ચાર ચરણ પછી ગજગતિમાં ૨૮ માત્રાનાં ચાર ચરણો પ્રયોજવામાં આવે છે જ્યારે ભાખડીમાં ૨૬ માત્રાનાં ચાર ચરણો હોય છે.

(૪) ભાખડીમાં દરેક કડીના આરંભમાં નવ નવ માત્રાનાં ચાર ચરણો જે પ્રથમ કડીમાં હોય છે તેની જ વારંવાર પુનરુક્તિ થાય છે. જ્યારે ગજગતિમાં એમ થતું નથી.

(૫) બન્ને છંદોમાં આરંભના ચાર ચરણો પૈકીનું ચોથું ચરણ કે તેમાંનાં અમુક શબ્દો પછીના છંદના પ્રથમ ચરણમાં કુંડળિયાની માફક બેવડાય છે.

આમ શ્રી મેઘાણીએ જેનો ઉલ્લેખ કર્યો છે એ ઉદાહરણમાં આરંભના ચાર ચરણો જે બન્નેમાં સરખાં છે – નવ – નવ માત્રાનાં છે. પરંતુ પછી ૨૮ માત્રાનાં યોજી ગજગતિ બનાવ્યો હોય એમ લાગે. તો વળી આરંભની પંક્તિઓ બીજી કડીઓમાં પુનરુક્ત કરી ભાખડી છંદનું લક્ષણ દાખવ્યું છે એટલે એમાં ગજગતિ અને ભાખડી બન્નેનું મિશ્રણ બન્યું હોવાનું દેખાય છે. કાં તો પછી હસ્તપ્રતોમાં લહિયાઓએ સુધારા વધારા કર્યા હોય એવું પણ બને. પરંતુ એ ઉદાહરણને જ ફક્ત ધ્યાનમાં રાખીએ તો એ શુદ્ધ ભાખરી છંદનું ઉદાહરણ નથી એમ તો સ્પષ્ટપણે તારણ કાઢી શકાય તેમ છે.

૮ એજન : પૃ. ૨૪૨.

# કવિ દેવચંદ્રના વીરરસના દુહા

(આગલા અંકથી ચાલુ)

સંપાદક : હરિવલ્લભ ભાયાણી

## સુભટોનું પ્રયાણ

હિવ વર વીર જિ નીસરઇં,
ચડીય ભમહ નિલાડિ ।
રણ-રસિ નર -રોમંચિયા,
ઊડઇં ઇક વિચિ વાડિ (?) ॥ ૧૮

'હવે શૂરવીરો સંગ્રામમાં જવા નીકળે છે. તેમના કપાળે ભમર ચડી છે. રણરસે એ નરવીરો રોમાંચિત થઈ ઊઠયા છે.......'

અહીં તેમજ આગળ ઉપર જ્યાં પાઠ ભ્રષ્ટ હોવાથી કે અન્યથા અર્થ બેઠો નથી તેવાં સ્થાન ખાલી રાખ્યાં છે.

સામી - અગ્ગલિ સવિ સુહડ,
જાઇ સિર નામંતિ ।
તિણિ અવસરિ સવિ જૂજૂયાં,
બીડાં વીર લહંતિ ॥ ૧૯

'સૌ સુભટો તેમના સ્વામી આગળ જઈને શીશ નમાવે છે. તે અવસરે એ બધા વીરોને અલગ અલગ બીડું અપાય છે.'

## રણવાદ્યો

વેસર (?) સરિ રણિ એતલઇં,
કાહલ ઘણ વાજંતિ ।
ઇણઇ મિસિ કરિ જાણીઇ,
સુહડહ મનિ તાજંતિ (?) ॥ ૨૦

'એટલામાં વિવિધ સ્વરે અનેક રણતૂર વાગવા લાગે છે. એમિશે જાણે કે સુભટોના ચિત્ત...?"

બિહું દલિ ઢાક જિ ઢમઢમી,
વાજીય બૂક નિસાણ ।
ગયણંગણ ગાજી રહ્યઉ,
કાયર તિજઇં પરાણ ॥ ૨૧

'બંને દળોમાં ઢાક ઢમઢમી રહી, બૂક અને નિશાન બજી ઊઠયાં. ગગનાંગણ ગાજી રહ્યું, કાયરોનાં જીવ ઊડી ગયા.'

ડક (?) ઝલ્લરિ રણિ વાજિયાં,
ભેરી સંખ કંસાલ ।
સંગરિ સિરરુહ ઊધસઇં,
સુહડહં સિરિ સકમાલ ॥ ૨૨

'ડફ (કે 'ડાક'), ઝાલર, ભેરી શંખ ને કાંસાજોડ, રણમાં વાગવા લાગ્યાં. સુભટોના શિરના કોમળ વાળ (વીરરસે) ખડા થઈ ગયા.'

હયવર હેષારવ કરઇં, બેલડી મંડી ઘાટ।
બિહું દલિ વીરહ નામ લિઇં,
બોલઇં તિહિં રણિ ભાટ ॥ ૨૩

'ઘોડાઓ હણહણાટ કરે છે.......બંને સેનામાં ભાટ વીરોની નામાવલિ બોલે છે.'

પહિલઉં બિહું દલિ સાંચરઇ,
રાયહં તણા પ્રધાન ।
બોલ્યા પર દલ બૂઝવઇં,
પુણ નવિ દેયઇં માન ॥ ૨૪

'બંને દળમાં સૌથી પહેલાં પ્રધાનો આગળ જઈને સામ સામેની સેનાના માણસો ઓળખાવે છે. પણ કોઈને માનપાન દેતાં નથી.'

ગયવર કારઇ સારસી, પાખરિયા પઉંતારિ ।
અઠ અઠ જણ પાસે રહઇં,
ગયવર- ગુડિ મઝારિ ॥ ૨૫

'હાથીઓ ચિત્કાર કરી રહ્યા છે. મહાવતોએ

તેમને બખતરથી સજ્જ કરેલા છે. તેમના બખતરની લગોલગ (?) આઠ આઠ રક્ષક રહેલા છે.'

ગયવર કેરે વય આગલે, બંધી અર(?) પ્રલંબ।
જિમ જણુ સંગરિ ઝૂઝતાં,
ફેડઇં હિયઇં નિઉંબુ (?) ॥ ૨૬

'હાથીઓના પગ આગળ . ...જેથી
સંગ્રામમાં યુદ્ધ કરતાં સૈનિકો.. . (?).'

કરિ દંતૂસલ ઝલહલઇ, પટ્ટા જિમ જમ જીહ,
પરદલ ક્ષણુ ઇક નિજ્જણઇ
કિરિ ગુડિયા રણિ સીહ ॥૨૭

'હાથીઓના દંતૂશળ ઝળહળે છે. તેમના પટ્ટા જમની જીભ જેવા લાગે છે. જાણે કે બખતરિયા સિંહ હોય તેમ શત્રુસેનાને એક ક્ષણમાં જીતી લેશે (એવી પ્રતીતિ કરાવે છે).'

## ભાટોની બિરદાવલી

બોલઇ રણિ બિરદાવલી,
વીરહ તણિય જિ ભાટ।
કુલ મ લજાવસિ આપણઉં,
ઊધરિ બાપહ પાટ ॥૨૮

'ભાટો રણભૂમિ પર વીરોની બિરદાવળી બોલે છે: તું પોતાનું કુળ ન લજાવતો, તારા પિતાના પટ્ટનો (?) ઉદ્ધાર કરજે.'

તુમ્હ આગઇ સૂરા હૂઆ, પૂરવ-પુરુષ પ્રચંડ।
સામી-કજ્જિહિં આપણઉં,
સયર કરાવિઉં ખંડ॥ ૨૯

'પહેલાં જે તમારા પ્રચંડ ને શૂરા પૂર્વજો થઈ ગયા, તેમણે પોતાના સ્વામી ખાતર શરીરના ટુકડે ટુકડા કરાવી નાખેલા.'

આજ દિવસ મરવા-તણઉ,
લાધઉ જઈ કિરિ દાઉ।
ચઉપટ થઇ ઝુઝઉ હિવં,
જિમ તિમ્હિ સુરવર થાઉ ॥ ૩૦

'આજ જો લાગ મળે તો મૃત્યુને ભેટવાનું ટાણું છે. ચોપટ થઈને હવે યુદ્ધે મચજો, જેથી કરીને તમે દેવત્વ પામો.'

આજ તણઉ દિન મોકલી,
સગ્ગ કિયાં દિયારે।
જે કુલ પહરઉ દેઇસ્યઇ,
તે સુર-વહુ-ભત્તાર ॥૩૧

'આજનો દિવસ સ્વર્ગના દ્વાર ખોલી આપે છે. જે બરાબર પ્રહાર કરશે (અને યુદ્ધમાં ખપી જશે,) તે અપ્સરાનો ભર્તાર થશે.' આ અર્થ કામ ચલાઉ બેસાર્યો છે.

સુર-કામિણિ લેઇ રહી, છઇ કરિ કુસુમમાલ।
સાપી-ભત્ત જિ હોઇ સ્યઇં,
તેહિં ખવિસિઈ વરમાલ ॥ ૩૨

'હાથમાં ફૂલમાળા લઈને અપ્સરા ઊભી છે; જે સાચો સ્વામી – ભક્ત હશે, તેના (ગળામાં) તે વરમાળા નાખશે'.

## યુદ્ધ વર્ણન

સામી સિરુ નામી કરી, સંગરિ સુહડ જુડંતિ।
ઇક વીરહ સિરુ રડવડઇ,
તોઇ ન ધડ પડંતિ ॥ ૩૩

'સ્વામીને શીશ નમાવીને સુભટો યુદ્ધમાં ભીડયાં. કેટલાક વીરોનાં માથાં (કપાઈને) રડવડે છે, તો પણ તેમનાં ધડ પડતાં નથી.'

સિર-વિણુ ઇક ધડિ ધાવતઇ,
મારિય રાઉત-કોડિ।
ખગ્ગ પહારિ આહણિય,
ફેડઇ માંડ કરોડિ ॥ ૩૪

'માથા વગર દોડી રહેલા એક ધડે કરોડ સૈનિકને માર્યા, અને ખડગના પ્રહાર કરીને ઘણાના ઘુંટણો ને કરોડરજ્જૂ તોડયાં.'

વીર-તણે કરિ આગલાં, પહરણુ રણિ ઝલકંતિ।
ઝૂઝઇ ભડ બીહામણા,
લોહી-નદિય વહંતિ ॥ ૩૫

'લડતા વીરોના હાથમાં હથિયારો ઝબકતાં હતાં. ઝૂઝતા સુભટો ભીષણ લાગતા હતા. લોહીની નદીઓ વહેતી હતી.'

આમાં ઉત્તરાર્ધમાં નીચે પ્રમાણે પાઠાંતર છે :

હાકી સામ્હઉં ઓડવઇ, ભલ ભડ ઇમ ઝૂઝંતિ ।

'શત્રુને પડકાર કરી બોલાવી, પોતાને તેની સામે ધરી દેતા: ખરા સુભટો એવી રીતે લડતા હતા.'

નિય-મણિ માણિહિં પૂરિયા,
ઇકિ નર તીણિ વિઢંતિ ।
ઇક વલિ રોસિહિં પૂરિયા,
સિરવર મહિઇ રઢંતિ ॥ ૩૬

'કેટલાક સુભટો અભિમાન ભર્યા ચિત્તે લડતા હતા. તો કેટલાક રોષે ભરાઈને લડતા હતા માથાં રણભૂમિ પર રડવડતાં હતાં.'

ઇક ભડ ફેડઇ આપણી, નિય-કર કેરી ખાજિ ।
તીહ હઇતે જોતાં હૂઉં,
ઇમ કવલિસ જણ-લાજિ (?) ॥ ૩૭

'કોઈક સુભટ પોતાના હાથની ચળ એમ કહીને ફેડે છે કે જો તે રહેશે તો મારે લોકોમાં શરમાવું પડશે.'

આમાં ઉત્તરાર્ધ અસ્પષ્ટ છે.

એક સુહડ સામી-તણી, જીવી ચાડઇં દિંતિ ।
ઇક ભાગા જીવેઇવા;
તિણિ દિણિ પૂરઉ લિંતિ ॥ ૩૮

'કેટલાંક સુભટો સ્વામીને ખાતર પોતાનો પ્રાણ હોંશથી તજી દે છે, તો કેટલાક જીવ બચાવવા નાઠા...'

ઇક કીરતિ કારણિ મરી,
મહિયલિ બિઇ જસવાઉ ।
રણ દેખી રુય ઊધસઇ,
એકહ એઉ સહાઉ ॥ ૩૯

'કેટલાક કીર્તિને ખાતર મરીને જગતમાં ધન્યવાદ મેળવે છે. તો રણસંગ્રામ જોઈને રૂંવાડાં ઊભાં થઈ જાય – એવો કેટલાકનો સ્વભાવ હોય છે.'

ઇક-મણિ ચિંતઇ સુહડ જણ,
જોતાં લાધિય વાર ।
આગે ઇક ઇમ ચિંતતા,
દિણ હોસિઇ કિંમાર (?) ॥ ૪૦

'કેટલાકના સુભટોને એમ થતું હતું કે જેની રાહ જોતા હતા, એ વિરલ તક આજે મળી. તો કેટલાકને એમ થતું હતુ કે ક્યારે...થશે?'

જોતાં તે દિણ આવીઉ, સસિહરિ નામ લિહેસુ ।
સામી – કેરી ચાડ હઉં,
પ્રાણઇ આજ તિજેસુ ॥ ૪૧

'(કેટલાકને એમ થતું કે) ચંદ્રમાં મારું નામ લખાવીશ એવા જે દિવસની હું વાટ જોતો હતો, તે દિવસ આવી લાગ્યો છે. તો સ્વામીની ભક્તિમાં હું આજે મારા પ્રાણ તજી દઈશ.' (અપૂર્ણ)

(પૃ. ૬૦૬થી ચાલુ

તેમજ 'માનવ પ્રકૃતિ'ને બદલે એકલા 'પ્રકૃતિ' શબ્દથી અર્થાન્તર થઈ જતા પૃ. ૫૪ના વિધાનોમાં ભાષાગત અસ્પષ્ટતા રહી ગયેલી જણાય છે. છેલ્લે ડૉ. દિલાવરસિંહજીની પૂર્તિમાં અને રવીન્દ્રનાથની પંક્તિમાં 'એકતા' અને 'શાંતિ'નો જે ભાવાત્મક ખ્યાલ છે તેની તુલનામાં આગળનું લખાણ શુષ્ક અને અધ્યાપકીય લાગે છે.

એક યુનિવર્સિટી આ પ્રકાશન કરે છે ત્યારે આ વ્યાખ્યાન પુસ્તિકા કેટલામી છે, અગાઉની ક્યારે, કયા વિષય ઉપર, કોના દ્વારા વગેરે વિગતોની સ્પષ્ટતા હોવી ઘટે. એવી વિગતો અભ્યાસીને સહાયરૂપ બને છે.

(૧) 'સાવધાન! એકવીસમી સદી આવી રહી છે.'

લે. ડૉ. ગુણવંત શાહ

પ્ર. હેરલ્ડ લેસ્કી ઈન્સ્ટિટ્યૂટ ઓફ પોલિટિકલ સાયન્સ, અમદાવાદ (૧૯૮૦/પૃ.૨૨+૪/ મૂ. ૨=૫૦)

(૨) 'માનવ એકતા અને વિશ્વશાંતિ'

લે. જ્યોતિ થાનકી

પ્ર. સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભ વિદ્યાનગર. (૧૯૮૧/પૃ. ૪૩+૬/મૂ. ૨=૫૦)

# રોકડિયા પાકોમાં ખાદ્ય તેલીબિયાંનું મહત્ત્વ

રતિભાઈ અંધારિયા

ખેતીના પાકનું ઘણી રીતે વર્ગીકરણ કરવામાં આવે છે. જેમકેઃ અનાજના પાકો, કંદમૂળ પાકો, રેષાના પાકો, ચારાના પાકો વગેરે વગેરે. બીજી રીતે જોઈએ તો ધાન્ય પાકો અને રોકડિયા પાકો એમ બે વર્ગોમાં પણ આ બધા પાકો વહેંચાય છે. આ દૃષ્ટિએ જોઈએ તો ઘઉં, ડાંગર, બાજરો, જુવાર જેવાં પાકો ધાન્ય પાકો તરીકે અને કપાસ, મગફળી, શેરડી, તમાકુ, દિવેલા વગેરેને રોકડિયા પાક તરીકે ઓળખવામાં આવે છે.

તેલીબિયાં એ મહત્ત્વના રોકડિયા પાકો ગણાય છે.

તેલીબિયાંમાં ખાદ્ય તેમજ અખાદ્ય તેલવાળા પાકો વાવવામાં આવે છે. આ પાકોમાં પાંચ મહત્ત્વના ગણાય છે–જેમાં મગફળી, રાઈ, તલ, દિવેલો અને સોયાબીનનો સમાવેશ થાય છે.

છેલ્લી અડધી સદીથી જોઈએ તો આ ખાદ્ય તેલીબિયાં પાકોનું ઉત્પાદન નીચી કક્ષાએ સ્થિર રહ્યું છે, બલકે કેટલીકવાર ઘટયું પણ છે. વળી આ સમય દરમ્યાન જે કંઈ ઉત્પાદન વધ્યું છે તેનો વાવેતરનો વિસ્તાર વધ્યો છે તેને લઈને છે. આપણે ત્યાં આયોજનનો યુગ શરૂ થયો ત્યારથી જોઈએ તો ખેતીનું સમગ્ર ઉત્પાદન ૧૩૦ ટકા વધ્યું છે અને તેમાં ખોરાકના પાકોમાં તો ૧૪૦ ટકાનો વધારો થયો છે પણ તેલીબિયાંમાં તો ફક્ત ૬૦ ટકાનો જ વધારો થયો છે. એ જ અરસામા વસતિમાં ૮૦ ટકાનો વધારો થયો છે. પરિણામે ખાદ્ય તેલોનું ઉત્પાદન અને માંગ વચ્ચે બહુ મોટો ગાળો રહેતો આવ્યો છે. આનું પરિણામ તેલના ભાવ વધવામાં દેખાઈ આવે છે. ૧૯૫૦–૫૧માં ખાદ્ય તેલના ભાવ હતાં તેના કરતાં ૧૯૭૧–૭૨માં ૧૨૮ ટકા વધુ, ૧૯૭૪–૭૫માં ૧૮૨ ટકા વધુ અને ૧૯૭૯–૮૦માં ૪૦૦ ટકા વધુ ઊંચા ગયા છે. તેલીબિયાંમાં મગફળી એ મહત્ત્વનો રોકડિયો પાક છે. તેની થોડી વિગત જોઈએ તો ભાવિ વિષે જાણી જાણી શકાય.

સમગ્ર રાષ્ટ્રની દૃષ્ટિએ જોઈએ તો ૧૯૫૧થી '૫૬ ના ગાળામાં ૪૮.૫ લાખ હેકટરમાં મગફળી વવાતી ને ૧૯૭૬–૭૯ના ગાળામાં ૭૨ લાખ હેકટર સુધી વધેલ છે. ઉત્પાદન તે સમય દરમિયાન ૩૫ લાખ ૪૦ હજાર ટનથી વધીને ૫૯ લાખ ટન સુધી પહોંચ્યું છે. અને હેકટર દીઠ સરાસરી ઉત્પાદન પણ ૭૨૯ કિ.ગ્રા. હતું તે વધીને ૮૩૦ કિ. ગ્રા. થવા પામ્યું છે. આમ એકર દીઠ ઉત્પાદન નહિવત વધ્યું છે. પણ વિસ્તાર વધવાને લઈને કુલ મગફળી ઉત્પાદનનો આંક વધુ આવ્યો છે.

ગુજરાત રાજ્યમાં મગફળી રોકડિયા પાકમાં મોખરાનું સ્થાન પામેલ છે. વળી સૌરાષ્ટ્રના અર્થકારણનું તો આ પાક કરોડરજ્જુ ગણાય છે.

ગુજરાતમાં ૧૯૬૦–૬૧માં મગફળીનું વાવેતર ૧૯ લાખ ૮૨ હજાર હેકટરમાં થતું હતું તે ૧૯૭૮–૭૯માં ૨૦ લાખ ૪૭ હજાર હેકટર સુધી વધ્યું છે. તેવીજ રીતે કુલ ઉત્પાદન ૧૨ લાખ ૧૪ હજાર ટન હતું તે ૧૮ લાખ ૨૩ હજાર ટને પહોંચ્યું છે. હેકટર દીઠ સરાસરી ઉત્પાદન ૧૯૬૦–૬૧માં ૬૧૩ કિ. ગ્રા. હતું ને ૧૯૭૯માં ૮૯૦ કિ. ગ્રા. થયું છે.

ઘઉંમાં મેકિસકન ઠીંગણી જાતો આવવાથી ઉત્પાદન બમણું મેળવી શકાયું અને હરિયાળી ક્રાન્તિના દર્શન થયા તેવી જ રીતે કપાસમાં સંકર જાત શોધાઈ એટલે તેનું ઉત્પાદન અને ઉપજ અસાધારણ વધવા પામી છે તેવુ મગફળીમાં થયું નથી. સંશોધન પાછળ નિષ્ણાતો અવિરત શ્રમ કરે છે. પણ હજુ તેમાં સંકર જાતો કે ખૂબ વધુ ઉત્પાદન આપે તેવી જાતો મળી શકી નથી. આમ છતાં ખેડૂતો મગફળી વાવેતર ચાલુ રાખે છે કારણ તેની

સરખામણી કરી શકે અથવા મગફળીની જગા લઈ શકે તેવો બીજો રોકડિયો પાક ખેડૂતોની નજરમાં છે નહિ. વળી મગફળી લગભગ ચોમાસુ પાક તરીકે વધુ વવાય છે અને વરસાદની અનિયમિતતા કે ઓછો, વધુ પડે તેની અસર ઉત્પાદન ઉપર પણ માઠી થાય છે. છેલ્લાં બે ત્રણ વરસથી અને ખાસ તો ગઈસાલ મગફળીના ભાવ ૮૦ થી ૯૫ રૂપિયા વીશ કિલોના ખેડૂતોને મળવા લાગ્યા એટલે તે પાકનું ભાવિ ઉજળું છે એમ કહી શકાય. વળી દેશમાં તેલની જે ખેંચ છે તેની ખાધ પૂરવા ખેડૂતો વધુ વિસ્તારમાં મગફળી વાવે તેમજ એકર દીઠ વધુ ઉત્પાદન મેળવે તે માટે મધ્યસ્થ સરકારે આવતા ત્રણ વર્ષમાં ૩૫ કરોડ રૂપિયાની સહાય આપવાનું કબૂલ્યું છે. આ યોજના નીચે ગઈસાલ ખેડૂતોને સુધારેલા બિયારણમાં તથા પાક સંરક્ષણના કામમાં સરકારે સારી એવી આર્થિક મદદ કરી છે. જેથી ખેડૂતોને મગફળી ઉગાડવાનું આકર્ષણ ચાલુ રહે.

ઉનાળુ મગફળી વધુ વિસ્તારમાં વવાય તેને માટે પણ સરકાર ખેડૂતોને ઉત્તેજન આપે છે. બિયારણ, દવા, ઉપરાંત પાણીના ખર્ચમાં પણ ખેડૂતોને નાણાંકીય સહાય આપવા સરકારે નક્કી કર્યું છે. ઉનાળુ મગફળી બે વરસ અગાઉ માત્ર ૩૦ કે ૩૫ હજાર હેક્ટરમાં વવાતી તે ચાલુ સાલે દોઢ લાખ હેક્ટરના વિસ્તારમાં થઈ તે બતાવે છે કે મગફળી જેવા રોકડિયા પાકનું ભાવિ ઉજળું છે. એક મુશ્કેલી ઉભી થઈ છે. બે ત્રણ ઋતુમાં મગફળીનો પાક ખેડૂતો લેવા લાગ્યા હોવાથી મગફળીમાં ગેરૂ દેખાવા લાગ્યો છે. ગેરૂનો સામનો કરી શકે અથવા ગેરૂ ન લાગે તેવી જાતો ન શોધાય તો તેલીબિયાં માટે કટોકટી ઊભી થાય ખરી. પરંતુ આ બાબત નિષ્ણાતોના ખ્યાલમાં છે અને ગેરૂથી થતાં નુકશાન ન પ્રસરે તેવું ગોઠવી શકાશે.

**રાઈ અને સરસવ :** મગફળી પછી રાઈ અને સરસવ એ રોકડિયાં તેલીબિયાં પાકમાં મહત્ત્વના સ્થાને છે. છેલ્લા ત્રણ-ચાર દાયકામાં દેશમાં તેનું વાવેતર ૨૦ લાખ હેક્ટરથી વધીને ૩૫ લાખ હેક્ટર સુધી પહોંચ્યું છે. એટલે કુલ ઉત્પાદન ૮ લાખ ટનથી વધીને ૧૬ લાખ ટન થયું છે. જો કે-હેક્ટર દીઠ ઉત્પાદનમાં ખાસ વધારો થવા પામ્યો નથી.

ગુજરાતમાં આ પાકોનું વાવેતર બમણાંથી પણ વધ્યું છે. શિયાળામાં તેલીબિયાં વાવવા હોય તો રાઈ અને સરસવ ખેડૂતોનું મોટું આકર્ષણપાત્ર બનેલ છે. કારણ તેનું ઉત્પાદન ખર્ચ મગફળીથી ઘણું ઓછું આવે છે. વળી પિયત પાક હોઈ ચોમાસા પાકની જેમ કુદરતની દયા પર રહેવું પડતું નથી અને આજકાલ તેલના ભાવો ખૂબ ઊંચે ગયા હોઈ ખેડૂતોને વધુ નફાકારક છે એટલે તેનું વાવેતર પણ વધવા લાગ્યું છે.

**તલ :** તલ એ પણ રોકડિયો પાક છે અને આપણે ત્યાં પાટણ ૬૫ અને ગુજરાત-૧ જેવી નવી જાતોએ ખેડૂતોનું ખૂબ ધ્યાન ખેંચ્યું છે. તલમાં પણ મૂડી રોકાણ મગફળીની સરખામણીએ ઘણું નજીવું છે. વળી વરસાદી ઋતુમાં થાય છે. છતાં તે વહેલાં પાકી જતાં હોવાથી અને તેમનાં ભાવ આસમાને ગયા હોવાથી આ રોકડિયા પાકથી ખેડૂતો ખૂશ છે. મગફળીનું વાવેતર કેટલાક ખેડૂતો ઘટાડીને પણ તલ પસંદ કરે છે. ખાસ કરીને જ્યારે પહેલો વરસાદ મોડો આવે તો તલ આશીર્વાદરૂપ લાગે છે.

દિવેલાં આપણા રાજ્યમાં બધે થાય છે પણ બનાસકાંઠા, મહેસાણા, ગાંધીનગર, સાબરકાંઠામાં તે બહુજ લોકપ્રિય છે. વળી સંકર જાતોની શોધ થયા પછી રોકડિયા પાક તરીકે દિવેલાનું મહત્ત્વ ઘણું વધી ગયું છે.

સોયાબીનને પણ તેલીબીયાંના વર્ગમાં મૂકી શકાય. તેમાં ૧૮ થી ૨૨ ટકાં તેલ હોય છે. ચાલુ સાલે રાજ્ય સરકારે હજારો ખેડૂતોને મફત બીયારણ આપી ખેડૂતો તેનો અનુભવ લે તેવું ગોઠવ્યું છે. આવતા વર્ષોમાં સોયાબીન રોકડીયા પાક તરીકે ખેડૂતોમાં પ્રિય થઈ પડશે તેમ લાગે છે.

નરોત્તમ પલાણ

## (૧) એકવીસમી સદી

એક નવબહાર શિક્ષણશાસ્ત્રી અને નિબંધકાર લેખે ડૉ. ગુણવંત શાહની તાજગી સર્વત્ર વ્યાપ્ત છે. વિકસિત માનવસમાજની અપ-ટુ-ડેઈટ માહિતી અને નિર્ગ્રંથદર્શન એમનાં લખાણોની આગવી ખાસિયતો છે. ડૉ. શાહને વાંચવા કે સાંભળવા તે હંમેશાં વિસ્મયનો અવસર છે. એક તો ગુણવંત શાહ અને વળી લેસ્કી ઇન્સ્ટિટ્યૂટના સોક્રેટીસ હૉલમાં! સોનામાં સુગંધ જેવું જે પરિણામ આવ્યું તે આ 'સાવધાન! એકવીસમી સદી આવી રહી છે' ની નાનકડી રૂપકડી વ્યાખ્યાન પુસ્તિકા!

ડેમી સાઇઝના માત્ર ૨૨ પૃષ્ઠોમાં ડૉ. શાહે આવી રહેલી એકવીસમી સદીની જે છડી પોકારી છે તે આબાલવૃદ્ધ સહુને ઉત્સુક બનાવી મૂકે તેવી છે! એફ્રામ વિકાસ પામ્યે જતા આ વૈજ્ઞાનિક યુગમાં કેવી હશે એકવીસમી સદી? ડૉ. શાહે આપણા ખ્વાબને વધારી મૂકે એ રીતે વિશ્વશાંતિનું, શિક્ષણનું અને માનવસમાજનું ભાવિ અહીં આંક્યું છે. બર્ટ્રાંડ રસેલે 'ફ્યુચર ઑફ મેનકાઇન્ડ'માં જે ત્રણ સંભાવના કરી તેમાંથી 'એક વિશ્વ સરકાર હેઠળ માનવજાત એક હશે' એ સંભાવનાને મરઘી ઈંડું સેવે એ રીતે સેવવાની વાત ડૉ. શાહે અહીં કરી છે. શિક્ષણના ભાવિ વિશે લેખકે એલન એ. ગ્લેથોર્નની પંક્તિઓ ટાંકી છે: 'વિદ્યાર્થીઓ રાજ ચલાવવાના ઓજાર નહિ, ઈશ્વરના બાળકો હશે.' માનવજાતના ભાવિ વિશે ઘણા જ આશ્ચર્યકર અને આનંદદાયક નિર્દેશો અહીં સાંપડે છે: "આર્થર કલાર્કે 'ઈ. સ. ૨૦૦૨' નામનું પુસ્તક લખ્યું છે તેને આધારે અહીં જણાવાયું છે કે ચંદ્રયાત્રા ઘણા મોટા વર્ગ માટે શક્ય બનશે. પ્રદૂષણના પ્રશ્નો વધી રહ્યા છે તે સાથે જ તેના ઉકેલો પણ શોધવા માંડ્યા છે. એકવીસમી સદીમાં તો પ્રદૂષિત પદાર્થને રૉકેટ દ્વારા અવકાશમાં ફેંકી દેવામાં આવશે! કુટુમ્બજીવનની આવતી કાલ પણ સુંદર છે. સેક્સના મૂલ્યો બદલાઈ જશે, લગ્ન સંસ્થા તૂટી જશે. માતૃત્વ, પિતૃત્વ, પતિત્વ અને પત્નીત્વને બદલે મૈત્રીભાવ વધારે શુદ્ધ બનશે. વસતી વધારાની ચિંતા નહિ રહે. ગરીબનું ક્યાંય નામનિશાન નહિ હોય. એકવીસમી સદીમાં ધર્મસંપ્રદાયો ભાંગશે અને ગાંધીવિચાર વિશ્વધર્મ બનશે! એકવીસમી સદી સુધી જીવતા રહેવાની ઈચ્છા થાય એવું રોચક ચિત્ર લેખકે અહીં ઉપસાવ્યું છે.

સુંદર પ્રવાહી, ક્યાંક વધારે પડતી વાચાળ શૈલીમાં ડૉ. શાહે એકવીસમી સદીનો ચિતાર અહીં રજૂ કર્યો છે. સુંદર સુઘડ મુદ્રણ વ્યાખ્યાનને સાર્થ કરે છે.

## (૨) હરિ ૐ આશ્રમનાં મીઠાં ફળ

પૂ. મોટા પ્રેરિત શ્રી હરિ ૐ આશ્રમે જુદી જુદી યુનિવર્સિટીઓને જે આર્થિક તેમજ વૈચારિક સહાય પહોંચાડી તેનાથી ઘણાં સ્તુત્ય કાર્યો ગતિમાં આવેલાં જણાય છે. આમાં એક નાનકડું પણ ઘણું અગત્યનું કાર્ય સરદાર પટેલ યુનિવર્સિટી દ્વારા 'શ્રી અરવિંદ તત્ત્વજ્ઞાન વ્યાખ્યાનમાળા'નું છે. શ્રી અરવિંદ અને શ્રી માતાજીના વિચારો પર આધારિત કોઈ એક વિષય ઉપર વ્યાખ્યાન ગોઠવાય છે અને તેને પુસ્તિકા સ્વરૂપે સુલભ બનાવવાની યોજના પણ છે. ૧૯૮૧માં પ્રા. જ્યોતિ થાનકી દ્વારા આ શ્રેણીમાં 'માનવએક્તા અને વિશ્વશાંતિ' નામની એક સુંદર પુસ્તિકા મળે છે. ડેમી સાઈઝના ૪૯ પૃષ્ઠોમાં લેખિકાએ ઘણી જ સરળતાથી, શ્રી અરવિંદ અને શ્રી માતાજીના પરિપ્રેક્ષ્યમાં રહી માનવીની ભાવિ એક્તા અને શાંતિ વિશે વિચારો વ્યક્ત કર્યા છે. લેખિકાને વિચારોની અડચણ ક્યાંય નડી નથી પરંતુ 'પરિભ્રમણ કરાઈ રહેલાં,' 'સમરાંગણભૂમિ'

અનુ. પૃ. ૬૦૩

# લોકકથા-રૂપવિચાર

કનુભાઈ જાની

## ૧

લોકસાહિત્યમાં શું કે બીજામાં, એક – એક કામ લઈને એક – એક જણ બેસે નહિ ત્યાં સુધી કશું ઊંડું – વ્યાપક, કાયમી ધોરણનું કામ ભાગ્યે જ થાય. ક્રોન પિતા–પુત્રે બે પેઢી એક 'પંચતંત્ર' પર કામ કર્યું ! ટોની – ફ્રેઝરે એકલા 'કથાસરિત્સાગર' પર કર્યું ! એન્ટી આર્નેએ લોકકથાના પ્રકારો ને વિભાગીકરણ તથા એની સાથે સંકળાએલા પ્રશ્નોને આખું જીવન આપ્યું, તોય કામ અધૂરું રહ્યું તે સ્ટિથ થોમ્પસન વગેરેએ પૂરું કર્યું! આમ, ક્યારેક, એક જ કામ ચાર–પાંચ પેઢી પણ ચાલે. ચાઈલ્ડે પોતાના ૭૧ વર્ષના આયુમાંથી, અભ્યાસ-કાળના આરંભથી મૃત્યુ સુધીનાં બધાં જ વર્ષો – લગભગ અડધી સદી જેટલાં – કેવળ બૅલેડ્ઝ – સંપાદનને જ આપ્યાં ! ને કેટલાં કથાગીતો [કે રાસડા (રાહડા)] ભેગાં કર્યાં ? માત્ર ૩૦૫ ! પણ એ પ્રત્યેકના હજારેક જેટલાં રૂપો (Versions) આપ્યાં. આ કામ છેક ૧૮૯૮ સુધી એના મૃત્યુ સુધી ચાલ્યું ! મૃત્યુ પામ્યો ત્યારે પ્રસ્તાવના લખવાનોય સમય નહોતો મળ્યો ! એનું અધુરું રહેલું કામ ફ્રાન્સિસ ગમીઅરે કર્યું; કિટ્રિજે કર્યું; એ બધાએ લોકસંગીત પર નહોતું કર્યું તે કામ વળી સેસિલ શાર્પે (૧૯૦૬) કર્યું; બાકી રહેલું હેરી બ્રોન્સને પૂરું કર્યું–હજી હમણાં ૧૯૭૨માં; આમ, બૅલેડ્ઝનો એક અધ્યાય પાંચેક પેઢીએ પૂરો થયો !! આ કાળક્ષેપ નહોતો; આળસ ન હોતી, હતો સતત પરિશ્રમ; છતાં એક જ વાતને ચીટકી રહીને કરેલો સાતત્યપૂર્ણ અભ્યાસ. જેની પાસે એક જ સ્થળેથી મળેલું એક સળંગ બૅલેડ સમખાવા માંડ મળે એવી એ પ્રજાએ ૩૦૫ બૅલેડ તો આપ્યાં. સંગીત ચર્ચ્યું, ને જગતની આ વિષયની સર્વોત્તમ ચર્ચા આપી. લોકકથામાં પણ આમ જ થયું છે. જ્યાં લોકકથાનો ખજાનો છે ત્યાં અભ્યાસ નથી !

હમણાં શ્રી ચંદરવાકર અને પ્રા.શ્રી પ્રિયકાન્ત પરીખના અભ્યાસો થયા. તે પહેલાં ફ. બ., મેઘાણીભાઈ વગેરેનાં હતાં છતાં, એ બધું ખ્યાલમાં લઈએ તોય કહેવું પડે છે કે આ વિષયમાં ગુજરાતીમાં હજી પગરણ જ માંડ થયું ગણાય. અભ્યાસયાત્રા તો બાકી જ છે. જગતમાં થયેલ સ્વરૂપ વિચારમાંથી જે સૌથી મહત્ત્વનું હોય તે ગુજરાતીમાં ઉપલબ્ધ કરવું બાકી છે; આ વિષયના પ્રશ્નોની જગચર્ચામાં જોડાઈ શકીએ એવી ભૂમિકા રચાવી બાકી છે; ડૉ. દુર્ગા ભગવતે, કહે છે તેવી frame story, કે અન્ય પણ ભારતીય લોકકથાને પૂરી પિછાણવી બાકી છે; 'બહુકહા'ની તો બડી બાત, પણ 'મઝઝમ કહા' ને 'કથાસરિત્સાગર' જેવાના ઊંડા અભ્યાસો બાકી છે (આમાં ડૉ. ભાયાણીનું પ્રદાન વિશિષ્ટ ગણાશે તે નોંધવું જોઈએ); આપણી તળપદી ગુજરાતી લોકકથા હજી શોધવી બાકી છે; એ માટે પણ ગુજરાતી લોકકથાનાં બધાં જ ગ્રંથસ્થ સંપાદનો એક સ્થાને સહજ સુલભ બને એવી વ્યવસ્થા થવી પણ બાકી છે; ગ્રંથસ્થ સંપાદનોનો વ્યવસ્થિત ઈતિહાસ વિગતે લખાવો બાકી છે; લોક પ્રચારમાં કંઠોપકંઠ ઊતરતી રહેલી લોકકથાને ધ્વનિમુદ્રિત કરવાની ને એવી ટેપોની લાયબ્રેરી કરવાની વ્યવસ્થા ઊભી કરવી પણ બાકી છે. યુનિવર્સિટીઓએ એના અભ્યાસક્રમોમાં આવા સ્વરૂપોને પણ સ્થાન આપવું જોઈએ. એથી વિદ્યાર્થીને ક્ષેત્ર-કાર્ય, ચર્ચા અને પુસ્તક ત્રણેની તાલીમ મળે. જીવતી ભાષાનો મુકાબલો કરવાનો આવે. એનો સીધો સંપર્ક થાય એ ફાયદો જેવો-તેવો નથી. આપણા ગુજરાતીના અમ-અધ્યાપકોએ પણ આ લાભ લેવા જેવો છે. અમ-કારણે ગુજરાતી હવે તો પુસ્તકિયું થતું આવે

છે! અલબત્ત, આ છે અવાન્તર લાભ; અને આ થઈ તે કથા પણ છે અવાન્તર કથા.

૨

અહીં મૂળ તો વાત જ છે લોકકથાની પણ એમાં ઘણું વિચારવું પડે એમ છે. ૧૭૦ વર્ષ પહેલાં, ૧૮૧૨ ને ૧૮૧૪માં, ગ્રિમબંધુઓ જેકબ અને વિલ્હેમે બે ભાગમાં, પોતે સંપાદિત કરેલી કથાઓનો સંગ્રહ ('Kinder...Und-Housmarchen') આપ્યો. ત્યારથી એક મૂળ પ્રશ્ન શરૂ થયો : મુખપરંપરાની કથાને કઈ રીતે ઉતારવી? આ બંધુઓએ તો બન્ને સાધનો વાપર્યાં હતાં-જૂની હસ્ત પ્રતોમાંની કથાઓનું લિખિત સાધન અને મુખપરંપરા. એટલે, ત્યાંથી જ 'પ્રાચીન' કે 'જૂનું' તે પણ 'લોક' માં ભેળવી દેવાનું વલણ શરૂ થયું. Old અને Folk વચ્ચેનો ભેદ ભુંસાયો! વળી, કથાનિરૂપણની બાબતમાં પણ બેય ભાઈઓ વચ્ચે ભેદ રહ્યો : જેકબ વિદ્વાન, પંડિત. એનો આગ્રહ હતો કે, કથા જેવી મળે તેવી મીનમેખ ફેરવ્યા વગર, મુકાવી જોઈએ. જ્યારે, વિલ્હેમ સાહિત્યનો જીવ. એણે મૂળના લોકસર્જકની કલ્પના કરીને, કથાને રંગી. વિલ્હેમરંગી એ બસ્સો કથાઓ, પછી, પેઢી-દરપેઢી છપાતી રહી. એની ઘેરી છાપ છે. શું કરવું? કઈ રીતે કથા મૂકવી? જો કે આ પ્રશ્ન હવે રહ્યો નથી. આપણે ત્યાં, મોડું મોડું પણ, છેક ૧૯૪૫માં 'રંગ છે બારોટ'ની પ્રસ્તાવનામાં, મેઘાણીભાઈએ કથાચર્ચા કર્યા પછી, છેક છેલ્લું વાક્ય લખ્યું છે: "સૂચના એટલી જ કે મૂળ કંઠસ્થ સ્વરૂપને કશા ફેરફાર વગર પકડી લેવું."

એનીયે સોએક વર્ષ પહેલાં, ૧૮૬૦માં જહોન ફ્રાન્સિસ કેમ્બેલે સ્કોટલેન્ડની લોકકથાઓ સંપાદિત કરતાં, કથાશાસ્ત્ર (Storiology)નો પહેલો સિદ્ધાન્ત ભારપૂર્વક સમજાવેલો: જૂનો સિક્કો મળશે તો શું એને ઘસશો કે ગિલેટ ચડાવશો? કોઈ પ્રાચીન મૂર્તિને રંગશો? "...it seemed to me... barbarous to 'polish'a genuine popular tale..." (રિચર્ડ ડૉર્સન સંપાદિત 'Folklore And Folk-life', યુનિ. ઑવ્ શિકાગો; 1972; પૃ. 55)

પણ ફેરફાર વિના ઉતારવાથી જ અખંડ રૂપ કે આખરી રૂપ પકડાય છે ખરું? લિખિત જે મળ્યું તે જ રૂપ કે? ૧૯૨૯માં આન્દ્રે જોલ્સ નામે કલાસાહિત્યના ઈતિહાસકારનું પુસ્તક 'Einfache Formen' પ્રસિદ્ધ થયું. એમાં એણે લોકસાહિત્યનાં સ્વરૂપોને અભિજાત સાહિત્યનાં ધોરણોથી અવલોકવાની પદ્ધતિની સાચી રીતે ટીકા કરી છે: એક છે, કંઠોપકંઠ પ્રચલિત સરળ અને બોલાતી ભાષામાંથી જ આપોઆપ જેમ જેમ બોલાય તેમ તેમ પ્રગટ થતું જતું રૂપ 'સ્પોન્ટેનીઅસ' અને 'સિમ્પલ'; બીજું છે સંકુલ અને સભાનપણે ઘડવામાં આવેલું રૂપ. તો પછી, પહેલામાં પણ કલા નહિ? સભાનતા નહિ? ખરી. પણ તે રજુઆતની કળા. આ વાત સ્પષ્ટ થઈ છેક ૧૯૬૦ પછી, આફ્રિકાના નિરક્ષર પણ સંસ્કાર સમ્પન્ન લોકોની સજીવ કલાનો ઊંડો અભ્યાસ, એમનામાંથી જ ભણી – ગણીને ઉચ્ચ અભ્યાસમાં લાગેલા કેટલાક ડૉ. વાનસિના જેવાએ ને પછી ડૉ. રૂથ ફિન્નેગન જેવાંએ કર્યો ત્યારે. "Oral Literature in Africa"માં (પ્રથમાવૃત્તિ ૧૯૬૮; છેલ્લી સુધારેલી ૧૯૭૮; ઑક્સફર્ડ યુનિ. પ્રેસ, નૈરોબી) ડૉ. ફિન્નેગન કહે છે કે, કંઠ્ય સ્વરૂપો લિખિત રૂપે ઉતારવામાં આવ્યા પછી, માત્ર એ લિખિત સામગ્રીની જ ચર્ચા થાય છે! પોતે સાંભળેલાં કથા ગીતોનાં મૂળ કંઠ્ય સ્વરૂપની સરસ ચર્ચા 'ધ સિંગર ઑવ્ ટેઈલ્સ'માં (૧૯૬૦) એ. બી. લોર્ડે કરી છે. એ કથનારને ચિત્તે એ કથાઓ કેમ, કેવે રૂપે કંડારાયેલી છે, એમનાં માનસ કેવાં છે, પછી એ કથાઓ કેમ વ્યક્ત થાય છે ને કેમ પ્રત્યાયન પામે છે તે વિષે લેવી સ્ટ્રૉસે ચર્ચા કરી છે. ('The Savage Mind' 1966)

શૈલીના ને માનસના એ બે પ્રશ્નો બાજુ પર રાખીએ, પછી કંઠ્ય સાહિત્યનું પ્રધાન લક્ષણ કયું? એ તો એની રજૂઆતક્ષમતા જ. ડૉ. ફિન્નેગન ભારપૂર્વક, હાથ પછાડીને જાણે, સમજાવે છે:

"Oral literature is by definition dependant on performer who formulates it in words on a specific occasion – there is no other way in which it can be realised as a literary product." (p. 2) અભિજાત સાહિત્યની કૃતિ રચાઈ – લખાઈ – મુદ્રિત થઈ જાય પછી, એ સ્વાયત્ત હોય. જેટલી વાર છાપવી હોય, એક મૂળ નકલ હોય એટલે બસ. પછી જેટલી છાપો તેટલી નકલો જ નકલો. બીજી રીતે મૂકીએ તો, કૃતિનું નિર્માણ અને તેનો ફેલાવો (transmission) એ બે ભિન્ન પ્રશ્નો એક સર્જકનો બીજો મુદ્રક-પ્રકાશકનો. એ પ્રશ્નો સ્વરૂપની દૃષ્ટિએ પરસ્પરાવલંબી નહિ. જ્યારે, કંઠ્ય સાહિત્યમાં ? રજૂઆતકાર બોલતો હોય ત્યારે જ ભાવક ઝીલતો હોય, ભાવકને માટે ને એને કારણે જ એ બોલતો હોય; એ પ્રકારની નિર્માણ-પ્રસરણની સજીવ એકાકારતા કે એકરૂપતા ત્યાં હોય. કૃતિ જેમ જેમ નિર્માતી હોય તેમ તેમ તત્ક્ષણ આસ્વાદાતી પણ હોય; અને એ તત્ક્ષણ આસ્વાદનના સીધા પ્રતિભાવો નિર્માણમાં પણ પડતા હોય. એટલે, કંઠ્ય સાહિત્યની કૃતિનું કેવળ શાબ્દિક સ્વાયત્ત અનન્યપરતન્ત્ર અસ્તિત્વ શક્ય નથી. આ દૃષ્ટિએ લોકસાહિત્યને સરખાવવું જ હોય તો અભિજાત સાહિત્ય સાથે સરખાવવા કરતાં સંગીત કે નૃત્ય સાથે સરખાવવું જોઈએ. કંઠ્ય સાહિત્યની કે લોકસાહિત્યની કૃતિનું સાચું રૂપનિર્માણ તો હકીકતે એની રજૂઆત (Performance) વખતે જ થતું હોય છે. એ રજૂઆતનો પ્રસંગ પણ ઉચિત હોવો જોઈએ. (મનોરંજન, કાલક્ષેપન, અર્થોપાર્જન પ્રદર્શન એવા એવા ઇતર પ્રયોજનોથી યોજાતા 'પ્રયોગો'તો વળી એક અલગ વ્યવસાય જ થયો । એમાં કૃતકતા ન હોય તો નવાઈ.) જેવી રજૂઆત તેવું રૂપ કૃતિ લેશે કૃતિમાં એનું પોતાનું પ્રકટીકરણ જ અગત્યનું, માત્ર શબ્દો નહિ. મૃત્યુપોક કે મરશિયામાં ઘણી વાર, શબ્દો તો નહિવત્ કે ઓછા – આછા, પણ છાપ રજૂઆતવેળા સાંભળી ન જાય એટલી કરુણ ! છાપેલા શબ્દો તો મૂળ લાગણીનાં ખોખાં પણ નહિ ! જે સંજોગોમાં પેલો શબ્દ ઉચ્ચારાય તે તત્ક્ષણ ઉચ્ચારરૂપ જ મહત્ત્વનું. પ્રસંગ જોડે કૃતિનો પૂરો ને અવિચ્છેદ્ય સંબંધ. મરશિયા જેવામાં પ્રતીકાદિ જે અલંકરણો આવે તે બધું પ્રસંગાનુવર્તી. શબ પડયું હોય કે બંધાતું હોય, સ્વજનોનો ઘા તાજો ઊભરાતો હોય, મરશિયા લેનારીઓ ચોપાસથી લાગણીથી ઘેરાયેલી હોય, કંઠ ને હૈયાં ભીંજ્યાં-ભીંજ્યાં ને ભર્યાં-ભર્યાં હોય, ઊભરાતાં ડૂસકાં પણ વેણમાં વણાતાં હોય, આ બધું જ મરશિયાનો એક ભાગ બને. શીતળા સાતમની કથા હોય તો કેવો લાં...બો પરિવેશ લઈને, એના એક ભાગરૂપે આવતી હોય છે ! બોળ-ચોથ ને નાગપાંચમ તો જવા દો ! પણ રાંધણછઠ તો ખરી જ ને ? પછી ? ચૂલા લીંપ્યા ગૂપ્યા હોય. માથાં-બોળ નાહ્યાં હોય. શીતળામાને આરાધી, કુલેરનું નિવેદ ધરી પ્રસાદી લીધી હોય, સ્ત્રી સમુદાય હોય, એક હાથમાં ચોખા હોય, બીજે એ દાણા અમુક રીતે જ અગૂંઠા આંગળી વચ્ચે ફેરવાતા હોય,ને કોક માજી ત્યારે અમુક જ ઢબે લયબદ્ધ રીતે કથા કહેતાં હોય, એના હોંકારા પણ અમુક રીતે જ થતા હોય ! એ પરિવેશમાં જ શીતળા સાતમની વારતા આવે. કથાની શબ્દેતર સ્થિતિ તે અહીં માત્ર ઉપકરણ કે ઉદ્દીપન નહિ, માત્ર અલંકરણ નહિ, માત્ર ઉત્તેજના નહિ, કૃત્યાંગ. અવિચ્છેદ્યાંગ. કથા જાનેજ ત્યાં એક ઉપાંગભૂત પ્રસંગ. વક્તા, શ્રોતા, કથા ને એ ટાણું-બધું જ પેલા પ્રસંગનું અંગભૂત. મહત્ત્વ પ્રસંગનું જ, બાકી બધું ગૌણ.

પણ આ સિવાય પણ બીજી કથાઓ કહેવાય છે. એમાં રજૂઆતકાર હાવ ભાવ ભેળવે, અભિનયાદિ તત્ત્વોનો પણ સહારો લે. ખાસ કરીને વાચિક અભિનય ત્યારે એક પ્રકારની દૃશ્યાત્મકતા પણ ઊભી થાય. પોતાના શ્રોતાઓ સાથે કથાકારનો સીધો સજીવ સમ્પર્ક તો હોય જ. એટલે કથાને અસરકારક બનાવવા એ એને થોડીક દૃશ્યાત્મક પણ કરે. કેટલી, કેમ ને ક્યાં એ એની કળાનો એક ભાગ ગણાય. એ ભાગ એણે કેળવેલો હોય. એ તત્ત્વો વધારાનાં

હોય તોય એની કળાનાં અવિભાજ્ય અંગો બની જાય છે. કાનજી ભૂટા બારોટને વચમાના એમના લયબદ્ધ લહેકા 'હો' અને કથનમા એમને પોરો આપતી પણ શ્રોતાને ભાવાનુસંધાન કરાવતી એમના તત્ત્વાધની તરંગાવલિઓ વિનાના કલ્પીજ ન શકો. એ દ્વારા એમની કળા સાકાર બને છે. એમા પણ ઔચિત્ય, એટલે કે ગૌરવભર્યું ઔચિત્ય, તેઓ જાળવે છે. એની એક પરંપરા પણ છે. રજૂઆતમા સંયમ એ પણ કથાકળાની એક અનિવાર્યતા છે.

રજૂઆતવેળા સુધારા–વધારા થયે જવાના. એક મૂળ પરંપરિત રૂપ, એને અનુરૂપ જે કાઈ આવશે તે એમા ભળવાનું એ પરંપરાનું જેને ભાન નથી કે એ જેણે આત્મસાત કરી નથી તે, કેવળ સર્જનઅર્થે કે અન્ય પ્રયોજને જે ઘાલમેલ કરશે તે નહિ ભળે. બાકી જમાનાજૂની વાત આજેય કામની લાગે છે તે તો આજ સાથે એને જોડનાર અંતર્ગત તત્ત્વોથી જ. એનામા એ હોય છે જ સાથે, એય ખરુ કે જે ઉતારી લેવાનું કે લખી લેવાતુ હોય છે તે તો કથાના કોઈ એક મંડાણ વખતનું એક રૂપમાત્ર. મંડાણે–મંડાણે કથારૂપ જૂજવુ રહેવાનું જ. લોકકથા માટે કોઈ એક 'Standard from'નો આગ્રહ ન રાખવો એવી જૂનોડ નામે એક વિદ્વાનની સલાહ ("The Life of a South African Tribe" p 5) છે. મૂળ ભાષક બોલે ને તમે પટપટ ઉતારી લો કે ટપી લો, ને એમ જે કથા ઉતારાઇ તે, બસ, 'સ્ટાન્ડર્ડ' એમ માનશો નહિ. કથા તો જમાનેજમાને એને અનુરૂપ થતી જીવે છે એનામા લવચીકતા છે. એ જ એની સજીવતા આને કારણે પણ કથામા અનેક પાઠાન્તરો હોય જ. સામગ્રી પણ થોડી-ઘણી બદલાય. એ બધો ફેરફાર સમાજ–પરમ્પરામાન્ય હોય તો કથામા ભળી જાય છે. સ્મૃતિ એ જડ જાળવણી નથી સજીવ જીવનાનુબંધ છે

ગદ્યમા જ મોટે ભાગે કથા મંડાય વતકથાની લઢણ જુદી. ત્યાં શૈલીને વસ્તુ બન્ને વધુ બંધાયેલા. તે સિવાય કથાઓ ગદ્યમા હોય ત્યારે પણ લહેકા, લય, કાકુ, શ્રોતા કથાકાર વચ્ચે ક્યારેક સવાલ – જવાબ, કથાગત સંવાદ, હોકારા, ઊર્મિ–સ્પંદનાનુસારી ઉચ્ચાવચ થતો અવાજ, આવુ બધુ સહયોગી ભાવે આવે છે. એટલે, લોકકથા જેવા ગદ્યના લાગતા સ્વરૂપની રજૂઆતમા પણ જે તે 'કથાકાર'ની લયલીલા કામે લાગતી હોય છે. શબ્દ તો, પરંપરાગત હોય ત્યારે પણ પ્રસંગ સદ્ભી બને છે. શબ્દ, પ્રસંગ અને લય એ ત્રણના અનુસંધાનને જ કૃતિ પમાય તેમાય પ્રસંગ તો કૃતિને ખરો ઘાટ આપનાર વસ્તુ છે. એ પ્રેત્સાહક તત્ત્વ છે, માત્ર પુનરાવર્તનની તક નથી લોકસાહિત્યનો લય એ સદીઓના રિયાઝનું પરિણામ છે, માત્ર આવર્તન નથી કે વૈયક્તિક ઉપાર્જન નથી એમા પણ નિશ્ચિત ઘરાના હોય છે.

## ૩

દેશ – દેશની કથા જુદી પડે, પ્રદેશ – પ્રદેશની ભારતીય કથાનો જેટલો અભ્યાસ વિદેશીઓએ કર્યો છે એટલો આપણે નથી કર્યો ! ક્રોહન પિતા – પુત્રથી માડીને ટોની – ફ્રેઝર સુધીના – ને તે પછીનાના પણ નામો આપી શકાય. 'પંચતંત્ર' કે 'કથાસરિત્સાગર' કે 'મંજઝમકહા' જેવી કૃતિને આધારે થએલા અભ્યાસોને બાદ કરતા, ખરેખર કહેવાતી કથાઓના અભ્યાસો યાદ કરીએ તો સ્ટિથ થોમ્પસન યાદ આવે જ્હોન બેલીસના સાથમાનો એમનો અભ્યાસ મળે છે. 'Oral Tales of India"મા તથા વોરન રોબર્ટસના સાથમાનો અભ્યાસ મળે છે 'Types of India Oral Tales 'મા ભારતીય લોકકથા સંગ્રહોની તપાસ કાંક કરી છે નૉર્મન બ્રાઉનની સાથે વેરિયર એલ્વિને, ને અંગ્રેજી સનદી અમલદારો અથવા એમના સ્વજનોએ ભારતીય લોકકથાના જે સંગ્રહો અંગ્રેજીમા કર્યા તેનો ઈતિહાસ, પોતાના પિએચ. ડી થિસિસ નિમિત્તે, લખ્યો છે ડૉ. મઝરુલ ઈસ્લામે 'A History of Folk-tale Collections in India and Pakistan"મા.

ભારતીય કથા જમાના જૂની છે, એ વાત

૧૯૩૫માં વિશ્વલોકકથા પરિષદમાં લુન્ડ મુકામે વિગતે થઇ. પછી પૂર્વના દેશોની કથાનો અભ્યાસ વિગતે ને વ્યવસ્થિત શરૂ થયો. મૂળ ઍન્ટી આર્નેના "Types of Folktales"ની ભાષાન્તર તથા સુધારાવધારા સાથેની અંગ્રેજી આવૃત્તિ તૈયાર કરતાં ૧૯૬૪માં સ્ટિથ થોમ્સન (હેલ્સિન્કી; ૧૯૬૪) કહે છે કે, "Students of the tale have long realized that the lands from Ireland to India from an important tradition - area where the same stories are found, some of them extending over the entire territory, and some following these peoples as they migrate to distant continents."

આપણે ત્યાં ભિન્ન ભિન્ન પ્રકારની લોકકથા માટેના જેટલા શબ્દો મળે છે એટલા ભાગ્યે જ કોઇ બીજી ભાષામાં હશે. ડૉ. દુર્ગા ભાગવતેએ "લોકસાહિત્યાંચી રૂપરેખા"માં એ આપ્યા છે. 'ગાથા', 'કથા', 'અર્થવાદ', 'ઇતિહાસ', 'પુરાણ', 'નિદાન', 'આખ્યાન', 'પવિત્રાખ્યાન', 'જાતક', ચૂર્ણિ', 'ગુણકથા', 'ધર્મકથા', 'મહાકથા', 'અદ્ભુત કથા', 'કલ્પિત કથા,' 'કૂટકથા', 'કથાનકે', આખ્યાયિકા', 'ખંડકથા', 'કથાનિકા', 'પ્રહેલિકા', 'પરિકથા'. (The round-about tale)... હજી બીજા ઉમેરી શકાય

બ્રાહ્મણ પરંપરાથીયે જૂની હતી સૂતપરંપરા. સૂતો આગળ બ્રાહ્મણો ને ઋષિઓ કથાઓ સાંભળતા એ માટે રીતસર સત્રો યોજાતા. સંસ્કૃત વૈયાકરણો પણ કથાપ્રવીણ હતા. ગુણાઢ્યની ખોવાયેલી 'બૃહત્કથા' તો 'રામાયણ' 'મહાભારત'ની કોટિની હતી. એ કથાનાં રૂપાન્તરોમાં આજેય આપણી પ્રાચીન કથા જળવાઈ છે. 'પંચતંત્ર', 'કથાસરિત્સાગર' વગેરેની કથાઓ જગતની પ્રાચીન લોકકથાના અભ્યાસની કેટલીક મહત્ત્વની સામગ્રી પૂરી પાડે છે.

છતાં, એ તો હવે છે લિખિત સામગ્રી.

## ૪

મુખપરંપરાએ પણ કથા હજી વહે છે. એ બધી કથાઓના, જેમ સંપાદનના તેમ વર્ગીકરણના પ્રશ્નો પણ છે. પ્રયત્નો પણ થયા છે. પહેલો વ્યવસ્થિત પ્રયત્ન આર્નેનો. ૧૯૧૦માં એનું "Types of folktale' બહાર પડ્યું. ૧૯૨૮માં એની બીજી આવૃત્તિવેળા, ફરીથી વિચાર થયો. એક ધોરણ માન્ય થયું. એ મુજબ પાંચ મોટા વિભાગો દર્શાવાયા: Legends and traditions (દંતકથાઓ અને પારંપરિક કહેણીઓ); Fairy Tales (પરી-કથાઓ); Animal Tales (પશુ-પંખી કથાઓ); Fables (બોધ-કથાઓ); અને Myths (પુરાકલ્પન કથાઓ). ૧૯૩૫માં પાછી ચર્ચા થઈ, ફેરવિચાર થયો. બાકી રહી જતા દેશોની કથાઓ મેળવાઈ. સ્ટિથ થોમ્પસને હજારો કથાઓ જોઈ-મેળવી-મૂલવી-તુલવી. 'મોટિફ ઈન્ડેક્સ' કરી આપ્યો-ખાસ્સા ૭ દળદાર ગ્રંથોમાં જગતની કથાઓના તુલનાત્મક અભ્યાસનું મોટામાં મોટું સાધન પૂરું પાડયું. અનેક દેશોમાં લોકકથાના સંગ્રહાલયો archives-થયાં. બ્રિટનની માફક (કેથેરીન એમ. બ્રિગ્ઝ-સંપાદિત, ચાર મોટા ગ્રંથોમાં, "A Dictionary of British Folk-Tales) અનેક દેશોએ પોતાની લોકકથાઓના કોશો તૈયાર કરાવ્યા. મૂળ પાંચ વિભાગમાંના પ્રત્યેકના પાછા પેટા વિભાગો પણ અપાયા.

છેલ્લાં કેટલાંક વર્ષોમાં સ્ટિથ થોમ્પસન પણ એમના 'Motif-Index of Folkliterature" માં પણ સુધારાવધારા કરતા રહ્યા છે. એમાંના સંદર્ભોની ફેરચકાસણી પણ તેઓ કરતા રહ્યા છે. સુદીર્ઘ અને સંકુલ કથાઓમાંનાં કથાઘટકો (Motifs) નું પૃથક્કરણ કરીને કથાના પ્રકારનો નિર્ણય કરવો એ એમને જરૂરી લાગ્યું છે.

આર્નેની સૂચિ પણ છેવટે તો સ્ટિથ થોમ્પસને જ અંગ્રેજીમાં સંપાદિત કરી છે. એ સૂચિ અને

'મોટિફ – ઈન્ડેક્સ' વચ્ચે ભેદ એ છે કે સૂચિમા આખી મૂળ કથા વાચીને, એના પ્રકારનો નિર્ણય કરી, એને જે તે પ્રકારના વિભાગમા મૂકી છે (એનો સાર ત્યા આપ્યો છે) જે કથાઓને સ્વતત્ર પરપરા હતી તે જ ત્યા લક્ષમા લેવાઈ છે કયા પ્રદેશમા જે તે કથા પ્રચલિત છે તે પણ નિર્દેશાયુ છે ત્યારે મોટિફ ઈન્ડેક્સમા તો જગત આખાની બધી જ કથાઓને બીજભૂત કથાઘટકોને જ આધારે તારવીને મૂકી છે એમ કરવા જતા, વસ્તુની તુલના કરવી પડી છે, અત્યત મહત્ત્વના કથાઘટકોની તારવણી કરવી પડી છે

આ બધુ છતા વર્ગીકરણની એક મુશ્કેલી મૂળથી જ છે પાચ વિભાગો જોતા લાગશે કે મૂળ તો ત્રણ મોટા વિભાગો છે Myth, Tale અને Legend હવે જુઓ Taleના વિભાગોમા જ પાછી Tale આવે !! વળી એ વિભાગો ખૂબ સાકડા પડે છે હવે બાસ્કમે લોકકથાના વર્ગીકરણના પ્રશ્નને ચર્ચતા, Folk taleને સ્થાને Oral Narration શબ્દનો જ આગ્રહ રાખ્યો છે રૂથની ફરિયાદ છે કે આફ્રિકાની કથાઓની બાબતમા સ્ટિથની વર્ગીકરણ પદ્ધતિ પૂરી કામમા આવે એમ નથી. ક્યાક Mythને Tale વચ્ચે સામ્ય હોય એવી કથાઓ પણ મળે છે

(ક્રમશ)

## સામાર સ્વીકાર

**સોરઠ દર્શન** સપાદક નવીન રા જોષી અનુરાગ નગર પચાયત કોલોની ઊના મૂ. ૪૦ રૂપિયા

**યુનિ દર્શન** લે ડૉ હિમાશુ ભટ્ટ વ્યાખ્યાતા ગુજ ભા સા ભવન સૌ યુનિ રાજકોટ મૂ. ૮ રૂપિયા

**કાનુડાની બાળક્રીડા** લેખક અને આલેખક ખોડીદાસ પરમાર પ્રકાશક ગુજ રા લલિતકલા અકાદમી, ગાધીનગર

**મેઘાણી સદર્શ** લેખકો કનુભાઇ જાની અને નવલસિહ વાઘેલા પ્રકાશન શ્રી મૌલિક પ્રકાશન 'વીરડો આણદ મૂ. દસ રૂપિયા

**ઝવેરચદ મેઘાણી** (જીવન કથા) લે સ્વ કપિલભાઇ ઠક્કર સપાદક ડૉ ઇશ્વરલાલ ર દવે સૌરાષ્ટ્ર યુનિવર્સિટી રાજકોટ મૂ. ૧૮ રૂપિયા

**નાટ્યલોક** લેખક જશવત શેખડીવાળા એ–૯, યુનિ સ્ટાફ ક્વાર્ટર્સ, વલ્લભવિદ્યાનગર જિ ખેડા) મૂ. ૩૨ રૂપિયા

**કે કા શાસ્ત્રી ગ્રથ** સપાદકો નરોત્તમ પલાણ અને નાથાલાલ રૈયારેલા કે કા શાસ્ત્રી અમૃત મહોત્સવ સમિતિ મુખ્ય વિક્રેતા અક્ષર ભવન પચવટી સોસાયટી કાલાવાડ માર્ગ રાજકોટ મૂ ૫૦ રૂપિયા

## 'પ્રસાર'ના નવા પ્રકાશનો

**સોરઠી બહારવટીઆ** લે ઝવેરચદ મેઘાણી ભાગ ૧ ની કિ રૂા ૭ ભાગ બેની કિ રૂા ૧૨ ભાગ ત્રીજાની કિ રૂા ૧૦ **દરિયાપારના બહારવટીઆ**, પ્રયોજક ઝવેરચદ મેઘાણી કિ રૂા ૬ **પરકમ્મા** લે ઝવેરચદ મેઘાણી કિ રૂા ૨૦ 'પ્રસાર ૧૮૮૮ આતાભાઇ એવન્યૂ ભાવનગર ૩૬૪૦૦૨

# ગામને ગોંદરે–મામેજવો

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

શ્રાવણ માસ પૂરો થઈ ભાદરવો શરૂ થાય કે તરત જ ભાદરવાનો તીવ્ર તાપ અને હવામાનમાં રહેલો ભેજ એક એવી રોગોત્પાદક સ્થિતિ પેદા કરે છે કે જેમાંથી રોગોનો મહાવ્યાધિ મેલેરિયા, મંદાગ્નિ અને એવાં જ બીજાં આમ જ દોષનાં દરદો અને નાના મોટા તાવના પ્રકારો પેદા થાય છે. કોઈ પણ ઋતુ કરતાં શ્રાવણ અને ભાદરવા માસમાં વિશેષ માંદગી જોવા મળે છે.

આજથી લગભગ ૨૫ વર્ષ પહેલાંનો આ પ્રસંગ છે. એ વખતે મારી ઉંમર માંડ દસેક વર્ષની હશે. હું મારા દાદીમા સાથે અમારે ખેતરે ગયો હતો. ત્યાં ગયા પછી ભાદરવાના એ દિવસોમાં હું ખૂબ રખડયો હતો. કાચા ચીભડાં વગેરે પણ સારી પેઠે ખાધાં હતાં. આ ખાધા પછી અચાનક મને તાવ આવ્યો. ખૂબ જ આકરો એ તાવ હતો. મને ખેતરની વચમાં તૈયાર કરેલી ઝાડપાલાંની ઝૂંપડીમાં સુવાડવામાં આવ્યો હતો. જંગલમાં દવા તો કયાંથી હોય ? તે દિવસની દવાઓ તો હતી જંગલનો છાલ પાલો. મારાં દાદીમાને આ છાલ-પાલાની સાદી સમજ છે. એટલે એમણે તો ખેતરમાંથી કોઈક છોડના થોડાંક બીલાં પાન ભેળાં કરી એને વાટી એમાંથી થોડો રસ કાઢી મને પીવડાવી દીધો અને સાથે જ એજ પાલાની થોડી ચટણી બનાવી એ ચટણીનો લોંદો મારા હાથ ઉપરની બાંય ઉપર મૂકી પાટો બાંધી દીધો. થોડા કલાકો પછી જ્યાં આ વનસ્પતિનો પાટો બાંધેલો તે જગ્યાએ એક ફોડલો મેં જોયો. પાટો છોડી નાખ્યા પછી એ આપો આપ ફૂટી ગયો અને એ સાથે જ મારો તાવ પણ ઉતરી ગયો.

મને યાદ આવે છે કે આ આખી ક્રિયાને મારા દાદીમાએ મામેજવાનો દોકડો બાંધવાનું નામ કહેલું. દોકડા જેટલા પરિઘમાં જે ફોડલા ઉઠેલાં એના ઉપરથી જ આ નામ પડયું હશે એમ આજે લાગે છે. આ ક્રિયાને વૈજ્ઞાનિક આધાર પણ છે. ભારતીય આયુર્વેદમાં કેટલાંક દરદો ઉપર ક્ષાર-કર્મ ક્રિયા કરવાનો નિર્દેશ છે. મામેજવો આવી ક્ષાર કર્મની ક્રિયા માટે ઉપયોગી બને તેવી વનસ્પતિ છે. આચાર્ય સોઢલ કહે છે કે क्रमिहत क्षार कर्माय तयो ममिगक स्तत:

મામેજવાનો આ મારો પ્રથમ પરિચય. આ પરિચયને આજની વૈજ્ઞાનિક સ્થિતિ સાથે સરખાવું છું ત્યારે સહજ રીતે જ એક પ્રશ્ન થાય છે કે સાદી, સસ્તી અને નિર્દોષ આવી વનસ્પતિઓ હોવા છતાંય આજે કેમ એનો વપરાશ નથી ? આપણો સમાજ વૈજ્ઞાનિક યંત્રવાદના ઔષધોથી અંજાઈ ગયો છે અને એ જ હિતકર નીવડશે એવું માનીને પોતાનું જૂનું ભૂલવા માંડયો છે.

મામેજવો જમીનના કસ પ્રમાણે ૩ થી ૬ ઈંચ જેટલો ઊંચો ઊગતો વર્ષાયુ છોડ છે. ખેતરોમાં અને પડતર જમીનમાં ખેતરને શેઢે એ જોવા મળે છે. કચ્છ – કાઠિયાવાડમાં તો એ પુષ્કળ પ્રમાણમાં ઊગે છે અને આપણા ગ્રામ વિસ્તારમાં એનો છૂટથી ઉપયોગ પણ થાય છે.

નાગની જીભ જેવાં સાંકડાં અણીદાર અને લાંબા લાંબાં લીલાં ચમકદાર તેના પાન સહજ રીતે જ આકર્ષક લાગે છે. એક માત્ર ચોરસ ડાંડી ઉપર ફૂટી નીકળતા પાનથી આ છોડ ઢંકાઈ ગયો હોય છે એજ એની સુંદરતા છે.

આયુર્વેદના દ્રવ્યગુણ વિજ્ઞાનનાં પંડિતો કહે છે કે મામેજવો રસે અને સ્વાદે અતિશય તીવ્રતર કડવો છે અને આ કડવાટથી જ એ ઉપયોગી બન્યો છે. પંડિતો કહે છે કે કડવો રસ પિત્ત અને કફમાં

ખૂબ જ હિતકારી છે. કારણ કે એના સેવનથી દીપન, પાચન અને સંસન થાય છે.

સામાન્ય રીતે રોગોનું કારણ એ મળદોષ, આમસંગ્રહ અને એનો સડો હોય છે અને આ આમદોષમાંથી જ નાનાં મોટાં દરદો પેદા થાય છે. આપણે જાણીએ છીએ કે કડવો રસ એ આમનું સુંદર રીતે પાચન કરે છે અને સાથે જ ઉદ્દીપનની શક્તિ વધારે છે. આથી જ નાના મોટા રોગો પછીની અશક્તિમાં પણ મામેજવો લેવાથી કટુ પૌષ્ટિક શક્તિ મળે છે અને સંગ્રહ થયેલા આમને એની સંસન શકિત બહાર કાઢી નાખે છે.

મેલેરિયા અને મેલેરિયાના ઝાડામાં આથી જ મામેજવો સિદ્ધ ઔષધિ જેવું કામ કરે છે. આજે સહેજ પણ તાવ આવે કે તુરત જ ક્વીનાઇન, મેપાક્રીન, ક્વીનારસોલ કે પેલ્યુડ્રીનનો જે રીતે ઉપયોગ કરવામાં આવે છે તેમાં થોડો કાબૂ નાખીને આ સાદી વનસ્પતિઓનો ઉપયોગ કરવામાં આવે તો પણ શરૂ થનો રોગ કાબૂમાં આવી જાય એવો અનેક દરદીઓ ઉપરનો અનુભવ છે.

કડવો રસ એક બીજી રીતે પણ ઉપયોગી બને છે. સામાન્ય રીતે રોગ વિજ્ઞાનમાં જે જંતુ-જન્ય સ્થિતિ પેદા થાય છે અને તેમાંય આજે આંતરડાના જે કૃમિજન્ય દરદો વિશેષ વધતા જાય છે, તેમાં પણ આ આમનો જ સડો હોય છે. ખોરાક પચે નહિ તેટલી હદે લેવાથી અને અતિ ગળ્યા પદાર્થોનો ઉપયોગ કરવાથી આ કૃમિ પેદા થાય એટલે પછી અનેક નાના મોટા રોગો પેદા થાય છે. આ સ્થિતિને ઊગતાં જ દબાવી દેવા માટે શરૂ થતાં આ જંતુઓનો તુરત જ નાશ કરવા કડવો રસ ખૂબ જ ઉપયોગી બને છે. કારણ કે આ રસમાં એક વિશિષ્ટ પ્રકારની જંતુઘ્ન શકિત રહી છે.

કડવો રસ એ પિત્તજદોષનું શોધન અને શમન કરે છે એવું શાસ્ત્રવચન છે. આ દોષની વિક્રિયામાંથી પેદા થતાં કેટલાક લીવર ખરોળ, પેન્ક્રીયાસના દરદો ઉપર એ હિતકારી બને છે. આવાં પિત્ત જ દોષની ખામીમાંથી પેદા થનારાં દરદોમાં મીઠી પેશાબ એ આજનું પ્રસરતું જતું કષ્ટસાધ્ય દરદ છે. માણસને ખોરાકનાં પાચનની ગરમી માટે ગળ્યા પદાર્થો જરૂરનાં હોય છે પણ એની સાથે જ એનો ઉપયોગ મર્યાદા કરતાં વધી જાય છે ત્યારે એ નુકસાન કરનાર નીવડે છે ગળ્યો રસ ગરમી આપતો હોવાથી આંતર અવયવો ઉપર એની દાહક ક્ષોભક અસર થાય છે અને પરિણામે આ અવયવો-માંથી જે પાચક રસો છૂટતા હોય છે તે આવતા અટકી જાય છે, અને પરિણામે ખાધેલા ખોરાકનું પાચન મંદ પડે છે. આમ પેશાબમાં જતી સાકર એ લીવર પેન્ક્રિયાસની મંદતાનું દરદ છે. અને એ દૂર કરવા માટે મામેજવો ઠીક ઉપયોગી બની શકે એવો છે.

અનુભવસિદ્ધ હસ્તલિખિત પુસ્તકોને આધારે સંગ્રહાયેલી નોંધોમાં જોવા મળે છે કે મામેજવાનું ઘનસત્ત્વ બનાવી એની મગ મગ જેવડી ગોળી કરી એની ત્રણથી ૭ ગોળી જરૂર પ્રમાણે સવાર સાંજ લેવાથી પેશાબમાં જતી સાકરનું પાચન થઇ જાય છે. અને પરિણામે એ જતી રોકાય છે. ગુજરાતી વૈદક સાહિત્યમાં જેણે અનેક પ્રતિભાસંપન્ન ગ્રંથો આપ્યા છે તે ગુજરાત ફાર્મસીનાં સંચાલક, સ્થાપક અને 'ઘરવૈદુ'ના લેખક શ્રી જટાશંકર લીલાધરે એમના ઉપરોક્ત ગ્રંથમાં આ હકીકતનો નિર્દેશ કર્યો છે.

આ સાકરના ક્ષયમાંથી જ આપણે જોયું છે કે કેટલાંક રક્તજન્ય દરદો થાય છે. મીઠી પેશાબનું પાકું કે ગૂમડાં ખૂબ જ ભયંકર દરદ ગણાય છે. મામેજવાનો કડવો રસ આ રક્તદોષને પણ દૂર કરે છે અને એની પોષક શુદ્ધ શક્તિ વધારે છે. આથી જ નાનાં મોટાં ચામડીનાં દરદોમાં પણ એ ઉપયોગી બને છે.

કડવા રસની દીપનપાચન શક્તિ ઋતુજન્ય દુષિત હવામાનમાં પેદા થતાં શરદી, સળેખમ, ઝાડા, અજીર્ણ ઉપર તો ખૂબ જ સફળ નીવડે છે. મુરબ્બી શ્રી બાપાલાલભાઈ એમના નિઘંટુ આદર્શમાં નોંધ

લે છે કે મામેજવાનું ચૂર્ણ ૧ થી ૨ ગ્રામ જેટલું છાશ સાથે આપવાથી ઝાડામાં અને તેમાંય ઋતુજન્ય દોષના ઝાડામાં તો ઝડપી ફાયદો કરે છે.

ટાઢ વાઈને તાવ આવતો હોય તેવા શરૂ થતાં મેલેરિયામાં મામેજવાનો સ્વરસ ગ્રામ ૧૦ એમાં અડધો ગ્રામ મરીનું ચૂર્ણ મેળવીને સવાર-સાંજ આપવાથી તાવ આવતો અટકશે અને ઝાડા, પેશાબ અને પસીના વાટે મળદોષ દૂર થશે. સ્વરસ ન મળી શકે ત્યાં કે બીજી ઋતુમાં એનું છાંયે સૂકવેલું ચૂર્ણ ગ્રામ ૨ અને મરી ગ્રામ ૧ સવાર–સાંજ લેવાથી પણ ફાયદો થાય છે.

મેલેરિયા સાથે ઝાડા થતા હોય તેવી સ્થિતિમાં મામેજવો મોથ અને બીલાનું સમાન વજને ચૂર્ણ બનાવી એમાંથી પાવલીભાર સવાર-સાંજ લેવાથી કે ૧૦ ગ્રામ ચૂર્ણમાં ૧૦ ગ્રામ પાણી નાખી ઉકાળી ૧૦ ગ્રામ બાકી રહે એટલે ગાળીને પીવાથી પણ દરદ દૂર થાય છે.

કાયમી શરદી રહેતી હોય, અને સાથે જ ઝીણો ઝીણો તાવ રહ્યા કરતો હોય, પેટ ભરેલું લાગતું હોય, મોઢામાં કાયમી ચીકાશ આવતી હોય તેવી સ્થિતિમાં મામેજવો ગ્રામ ૨, ત્રિકટુ, (સૂંઠ, મરી પીપરનું સમાન વજને કરેલું ચૂર્ણ) ગ્રામ ૦।, અને હરડે ગ્રામ ૦॥, એનાં બે પડીકાં સવાર સાંજ લેવાથી ફાયદો થશે.

મીઠી પેશાબના દરદમાં મામેજવો અઢી કિલો લઇ એને સારી પેઠે ઉકાળી ગાળીને તે પાણી ફરીથી શીરા જેવું થાય ત્યાં સુધી ઉકાળી લેવું. આ રીતે તૈયાર થયેલું મામેજવાનું ઘન તત્ત્વ ગ્રામ ૫૦, જાંબુના ઠળિયા ગ્રામ ૩૦ ગુડમાર બૂટી ગ્રામ ૩૦ એનું મિશ્રણ કરી વટાણા જેવડી ગોળી કરી લેવી અને એમાંથી સવાર-સાંજ ૨-૨ અને ઉગ્ર દરદમાં ૪ થી ૬ ગોળી લેવી.

કોઈને કોઈ માંદગી પછી ભૂખ ન લાગતી હોય, ખોરાકનું પાચન થતું ન હોય, હાડમાં ઝીણો ઝીણો તાવ રહ્યા કરતો હોય એવો લોહીનો તપારો લાગતો હોય એવી સ્થિતિમાં મામેજવો ગ્રામ ૩, કાળી દ્રાક્ષ ગ્રામ ૧૦ રાત્રે પલાળી સવારનાં ચોળીને પી જવાથી લોહીનો તપારો વગેરે દૂર થઈ જશે અને રુચિ જાગૃત થઈ ભૂખ લાગશે.

ભેજવાળા હવામાનમાં જ્યારે સહજ રીતે જ માંદગી આવી પડે તેવી સ્થિતિ હોય તેમાં નિયમિત મામેજવાનું કોઈને કોઈ રીતે સેવન કરવાથી રોગમુક્ત રહેવાની અને ઝેરી હવામાનમાં રોગ સામે પ્રતિકાર કરવાની શક્તિ મળે છે

આમ મામેજવો ઋતુજન્ય દરદોમાં, દૂષિત હવામાનમાં સસ્તી અને સિદ્ધ ઔષધિ બને છે. આપણો સમાજ એનો પરિચય અને ઉપયોગ કરશે તો શારીરિક અને આર્થિક રીતે હિતકર નીવડશે.



## ઉદ્‌ઘાટન અને તકતી

એક ગામની સાર્વજનિક સંસ્થાના મકાનનો એ વિસ્તારના એક આગેવાનના વરદ્ હસ્તે ઉદ્‌ઘાટન વિધિ કરાવવામાં આવ્યો. ઉદ્‌ઘાટકના નામની આરસની તકતી પણ મૂકાઈ ગઈ.

પાંચેક વર્ષ બાદ એ આગેવાન કોઈ બીજા કાર્યક્રમ નિમિત્તે ફરી એજ ગામે જઈ ચડયા. એજ સંસ્થાના પ્રાંગણમાં કાર્યક્રમ હતો.

આગેવાન મહાશયે મકાનના પ્રવેશ દ્વારે ઉદ્‌ઘાટન સમયની તકતી જોઈ ઉદ્‌ઘાટક તરીકે એમના નામને બદલે બીજું જ નામ વાંચવા મળ્યું.

આગેવાન મહાશયે આશ્ચર્ય સાથે સંસ્થાના એક કાર્યકરને આ ફેરફાર અંગે પૂછ્યું.

"આપના વરદ્ હસ્તે આ મકાનનું ઉદ્‌ઘાટન થયા પછી તો નવા નવા દાતાઓ મળતા ગયા અને એમના વરદ્ હસ્તે ફરી ફરી ઉદ્‌ઘાટન વિધિ થતા રહ્યા અમારે એક વખત નહીં ત્રણ વખત ઉદ્‌ઘાટન અંગેની તકતી બદલવી પડી છે." કાર્યકરે ઠંડે કલેજે જવાબ આપ્યો. આગેવાન મહાશય સડક્ થઈ ગયો.

# પહેલું પુસ્તક

ધીરેન ગાંધી

હુ સોળ વરસનો થનગનતો દેખાવડો યુવાન હતો કૉલેજમા દાખલ થયો. બસ ત્યારથી મે નવલકથા વાચવાનુ શરૂ કર્યું. મને બીજા કોઈપણ વિષયનું વાચન માથાનો દુખાવો થઈ પડતું. આથી હુ કૉલેજમા છેલ્લે નબરે જ રહેતો અગ્રેજી, ગુજરાતી, હિન્દી જે નવલકથા હડફેટે ચઢી તે વાચવામા મે ગતોની રાતો ગાળી છે અને દિવસો-ના દિવસો પસાર કર્યા છે

શહેરના બધા પુસ્તકાલયો ખુદી વળ્યો છુ હુ દરેક પુસ્તકાલયનો સભાસદ બન્યો છુ.

એકવાર એક શહેરના મોટા પુસ્તકાલયમા ગયો. જઈને કબાટોના ખાના વિખતો હતો નવી નવલકથાની શોધમા મસ્ત હતો ત્યા ઉપરથી એક પુસ્તક મારા માથા પર પડયુ થોડુક વાગ્યુ પણ ખરુ

પહેલા તો હુ ચમકયો કે શુ પડયુ! નીચે વળી જોયુ તો એક પુસ્તક હતું. પુસ્તક ઉપાડયુ. મને એમ કે ચાલો ભગવાને નવલકથા જ મોકલી હશે. નામ વાચ્યુ તો 'શ્રી રામકૃષ્ણના વચનામૃતો' થોડીક જિજ્ઞાસાથી થોડાક પાના ફેરવવા અક્ષરો પર નજર ફરતી હતી ત્રુટક ત્રુટક વચાતુ હતુ. રસ પડયો ને વધુ પાના ફેરવ્યા.

ને નવલકથા શોધવાનુ પડતુ મૂકી એ પુસ્તક લઈને ગ્રથપાલ પાસે પહોચ્યો

ગ્રથપાલે આશ્ચર્યથી મારા તરફ જોયુ. સહેજ હોઠ પર હાસ્યની રેખા ફરકી રહી બોલ્યા "અરે ભાઈ તમે આ પુસ્તક લઈ જશો? ભૂલ તો નથી થતીને! આ નવલકથા નથી એ જાણો છો?"

હુ વિચારોમા ગોથા ખાતો હતો પણ શરીરની અદરથી શબ્દો મને પૂછ્યા વગર જ બહાર આવ્યા જુઓ ભાઈ! નવલકથા તો ખૂબ વાચી શહેરના બધા પુસ્તકાલયો ઉથલાવી વળ્યો. કોઈ ન વાચેલી નવલકથા શોધતો હતો ત્યા આ પુસ્તક મારા પર પડયુ તેથી વિચાર થયો કે જોઉ તો ખરો આ પુસ્તકમા શુ છે! ને શા માટે પડયુ? કઈ સકેત તો નથીને!

નહીં વાચુ ગમે તો કાલે કયા પાછુ નથી અપાતુ જ્યારે પુસ્તક મારી પાછળ પડયું છે તો તેને કઈ પાછુ કબાટમા મૂકી દેવાય!

અને પુસ્તક લઈ ઘરે આવ્યો કયા નવલકથાના પ્રેમથી નીતરતા તરબોળ પાના અને કયા આ વચનામૃતો! છતાય કઈ શક્તિ મારી પાછળ પડી હશે તેની મને જરાય ખબર નથી પણ એ પુસ્તકના પાનામા હુ ખેંચાતો ગયો તણાતો ગયો

પુસ્તક એક દિવસમા જ પૂરુ કર્યું. પાછો એ પુસ્તકાલયમા ગયો ગ્રથાલયને પૂછ્યુ શ્રી રામકૃષ્ણ પરમહસના બીજા પુસ્તકો છે?

ગ્રથપાલ તો ચક્કર વક્કર આખે પાગલની જેમ મારા સામુ જોતા રહ્યા કયા હું નવલ કથાનો રસિયો ગમે તેવી નવલકથા હોય તે પણ હુ લઈ જતો તેથી સહેજે જ ગ્રથપાલ આશ્ચર્ય તો પામે જ.

તેમની આશ્ચર્યભરી નજરથી હુ મુઝાયો. તેમને ભાનમા લાવવા મે ફરી પૂછ્યુ 'આપની પાસે બીજા શ્રી રામકૃષ્ણના પુસ્તકો છે?'

છેવટે તે ઊભા થયા મારી પીઠ થાબડતા બોલ્યા "અરે ખીલતા યુવાન! તુ સાચે જ રસ્તે હવે ચાલ્યો ખરો. મને ખબર છે તે નવલ કથા સિવાય આ પુસ્તકાલયમાથી એકેય પુસ્તક નથી વાચ્યુ મને ઘણીવાર તારા જેવા યુવાનીમા પગ મૂકતા યુવાનોને કહેવાનુ મન થતુ કે તમારી

વાંચનભૂખ નવલકથામાંથી ક્યારે છૂટશે! પણ ચૂપ બેસી રહેતો. આજે હું ખૂબ ખુશ છું. શ્રી રામકૃષ્ણ તને નવે રસ્તે લઈ જાય એમ ઈચ્છું છું. હા, જરૂર તેમના બધાં પુસ્તકો આ પુસ્તકાલયમાં છે."

એક પછી એક પુસ્તક હું લેતો ગયો. શ્રી રામકૃષ્ણ વિષે વધુ જાણવાની ઈચ્છા થઈ. મેં ગ્રંથપાલ પાસે શ્રી વિવેકાનંદના પુસ્તકોની માગણી કરી.

ગ્રંથપાલ મારા જીવનના નવા વળાંકની નોંધ લેતા હતા. મને જોઈ તેઓ ખૂબ જ ખુશ થતા. જે પુસ્તકો પુસ્તકાલયમાં ન હતાં તે બધાં જ તેમણે મગાવ્યા. ને મારા હાથમાં એક પછી એક મુકતા ગયા કેટલીકવાર હું વિચારે ચડતો કે ગ્રંથપાલ મારા હાથમાં પુસ્તક મૂકે છે કે નવું જીવન જીવવાનું ભાથું મૂકે છે.

ખેર, હું નવલકથાનાં બધા પાત્રો ભૂલી બેઠો. ઘરના બધાં જ મારી મશ્કરી કરવા લાગ્યા. તેમાં ખાસ કરીને મારી મોટી બહેન.

એકવાર તો તે બોલી ઊઠી: "ભાઈ! તું હવે રામકૃષ્ણ આશ્રમમાં ભરતી તો નહી થઈ જઈશને? મને તો એમ કે તું નવલકથા વાંચીને એક સુંદર નવલકથાનું પાત્ર કોલેજમાં બની જઈશ અને પાછો તું છેય રૂપાળો ને નમણો.

"તારું વાંચન પણ નવલકથામાંથી બીજી દિશામાં વળતું જોઉં છું. ક્યાં જેવી તેવી નવલકથા અને ક્યાં રામકૃષ્ણનાં વચનામૃતો!

"પણ હમણાં હમણાં છેલ્લા એક વર્ષથી તારો સ્વભાવ કંઈ જુદી દિશા તરફ ઢળતો જોઉં છું. ક્યાં તારી કપડાં પહેરવાની સફાઈ, માથાનો એક વાળ પણ આડો ન થવા દેનાર આજે સાવ અસ્તવ્યસ્ત. જાણે આઈન્સ્ટાઈન જેવો લઘરવઘર.

"તારો વિચારવંત ચહેરો જોઇ હું રાજી સાથે થોડું દુઃખ અનુભવું છું. દુઃખ એટલા માટે કે તું આપણા માળામાંથી ઊડી તો નહીં જાય ને!"

હું મોટી બહેનની વાત સાભળી ખડખડાટ હસી પડયો. ને બોલ્યો: "તારી વાત સાચી તો ખરી. હું નવલકથાનું પાત્ર બનવા જ માગતો હતો. પણ જીવનમાં ક્યારે ને કયે વખતે ઓચિંતું શું બની જાય છે તેની કોને ખબર છે? પુસ્તકો વાંચવાની મારી ટેવ તો તમે બધા જાણો છો. કેટલાક પુસ્તકો કેટલીકવાર માણસને ડૂબાડે છે ને તારે પણ છે. કેમ ખરું ને!"

o o o

હું ઈન્જીનીયરીંગના છેલ્લા વર્ષમાં હતો. મને ભણવામાં હવે વધુ રસ જાગ્યો હતો. ને હું જે છેલ્લે નંબરે આવતો હતો તે છેલ્લી પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયો.

મારા કુટુંબીજનો ખૂબ ખૂબ ખુશ થયા. મને સારી મોટી કંપનીમાં સારા પગારની નોકરી પણ મળી. ચારે બાજુથી કન્યાઓના માગા આવવા લાગ્યા. બહેનો ભાઇઓ મારી પ્રગતિમાં કેટલો ઉલ્લાસ બતાવતા હતા! પણ હું બીજા જ વિચારોમાં ગડથોલાં ખાતો હતો.

મેં ઘરનાંને અજાણ રાખીને શ્રી રામકૃષ્ણ આશ્રમ બેલૂરમઠ સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો હતો. મારા જીવનનો વળાંક પડેલા પુસ્તકથી ચાલુ થઇ ગયો હશે એમ માનું છું

આખરે મારા કુટુંબીજનોને એક દિવસે જમતાં જમતાં કહ્યું કે, "હું હવે સદાને માટે તમારાથી દૂર થાઉં છું. તમે મને ખૂબ પ્રેમ આપ્યો. એ પ્રેમને બીજા ગરીબોના જીવનમાં રેડી શકું તો જ હું તમારા પ્રેમનો પૂરો અધિકારી બની શકીશ."

મેં ખૂબ સ્વસ્થતાથી શ્રી રામકૃષ્ણ આશ્રમમાં જવાનો નિર્ણય જણાવ્યો. અને ત્યાંથી મંજૂરી મળી ગઈ છે તે કાગળ ટેબલની વચ્ચે મૂકયો.

બધાની નજર મારી તરફ તાકી રહી. હું વારાફરતી બધાની નજરમાં મારી નજર પરોવી રહ્યો. તે નજરમાં હૂંફ હતી; દુઃખ હતું. આશ્વાસન હતું, પ્રેરણા હતી, શું ન હતું? બધું જ હતું. હજુ એ નજર હું ભૂલ્યો નથી. એ મારા કુટુંબની બધી નજરો મારા જીવનની આસપાસ ફરી રહી છે. મને બળ આપી રહી છે. [એક સત્ય ઘટના]

# અદ્ભુત આર્ટ ગેલેરી ને લેનીન નિવાસ

(રશિયા-દર્શન હપ્તો ૯મો)

ગોરધનભાઇ શંભુભાઇ પટેલ

ઓકટોબર ક્રાંતિનો દિવસ સોવિયટ સંઘનો સૌથી મોટો તહેવાર છે ૧૯૧૭ના ઓકટોબરમાં રશિયાએ ઝારની સામે બળવો કર્યો ક્રાંતિ કરી અને ઝારશાહીને ઉથલાવીને લેનીનની આગેવાની નીચે રશિયામાં સોવિયેટ સમાજવાદની સ્થાપના કરી તેની આ ઉજવણી છે આપણને થાય કે ઓકટોબર ક્રાંતિની ઉજવણી નવેમ્બરમાં શા માટે? પણ બનેલું એવું કે ૧૯૧૭માં તત્કાલીન રશિયાના રાજા ઝારે વિશ્વમાં પ્રચલિત કેલેન્ડર નહી સ્વીકારેલું, પણ તે જૂના કેલેન્ડર પ્રમાણે ચાલતો હતો. સોવિયટ સંઘે નવું કેલેન્ડર સ્વીકારતા જે દિવસે ક્રાંતિ થઈ તે દિવસ નવેમ્બરની સાતમીએ આવ્યો અને માટે તે સમયથી ઓકટોબર ક્રાંતિની ઉજવણી નવેમ્બરની સાતમી તારીખે થાય છે.

રોશની જોતા જોતા, સોવિયેટ નાગરિકોની પ્રશંસા કરતા કરતા અને અમારા મુકામ હોટેલ જ્યુબિની ઉપર આવ્યા અમારા માનમાં અત્રેની શાંતિ સમિતિએ ભોજન સમારંભ રાખેલો ભોજન વખતે શાંતિ માટે પ્રવચનો થયા જમીને અમે સ્ટેશન ઉપર આવ્યા અને મોસ્કો પાછા ફરવા માટે ટ્રેનમાં બેઠા.

તા. ૪-૧૧-૧૯૭૩

મીન્સ્ક અને ખાતુનની સ્મૃતિઓ વાગોળતા વાગોળતા સવારે સાડા સાતે અમે મોસ્કો આવી પહોંચ્યા અને હોટેલ રશિયાની તે જ ૨૧૯-૬ નંબરની રૂમમાં દાખલ થયા લેનીનગ્રેડ ગયેલા વિઠ્ઠલભાઇ વગેરે આવતીકાલે આવવાના છે

આકાશ વાદળાથી ઘેરાયેલું છે. ટેમ્પરેચર ૦ ડીગ્રીએ છે વરસાદના છાંટા પડે છે ઠંડો પવન ફૂંકાય છે એટલે બહાર જવું કે કેમ તેની ગડમથલમાં પ્રાત વિધિથી પરવાર્યો.

પ્રાત કર્મથી પરવારીને ૨૨૫ નંબરની રૂમમાં અમારા મુખ્ય ગાઇડ ગોલોબેવને મળ્યો અને આર્ટ ગેલેરી તથા બીજા જોવાલાયક સ્થળો અંગેની તેમની પાસેથી માહિતી માગી અને ભોમિયા માટે માગણી કરી. ગોલોબોવે કાગળ ઉપર રશિયન ભાષામાં બધી વિગતો લખી આપી, દિશા બતાવી અને રસ્તામાં કોઈ પણ રશિયનને તે અંગે પૂછવા મને જણાવ્યું

હું કાગળ લઈને બહાર નીકળ્યો. ક્રેમલીન પાસેના પૂલ ઉપર થઈ ચાલતો મોસ્કવા નદી ઓળંગી આગળ ગયો અને પેલો કાગળ બતાવીને ઈશારાથી રસ્તો શોધતો આગળ ચાલ્યો અને આર્ટ ગેલેરી પાસે આવી પહોંચ્યો

આર્ટ ગેલેરી જોવા માટે લાંબી લાઈન લાગી હતી લાઇનમાં ઊભો રહું તો લગભગ દોઢ બે કલાકે વારો આવે તેમ હતું મને લેનીન મોસોલીઅમ અને બોરોડીન પેનોરમા યાદ આવ્યા અમને શાંતિ પરિષદના પ્રતિનિધિઓ તરીકે લાઈન તોડીને આગળ જવા દેવામાં આવ્યા હતા મે અહી પણ તે રીત અજમાવવાનું વિચાર્યું. લાઇનમાંથી બહાર નીકળીને હું ગેલેરીના દરવાજા પાસે ગયો ત્યાં ઉભેલા સંત્રીને સંજ્ઞાથી જણાવ્યું કે હું શાંતિ પરિષદનો એક ડેલીગેટ છું તેણે મને તરત અંદર જવા દીધો.

અંદર એક વિશાળ ચોક હતો બે-ત્રણ દરવાજા અને બે-ત્રણ મકાનો દેખાતા હતા કયાં જવું તેની ખબર પડે તેમ ન હતું કોઈ ભાષા સમજતું ન હતું એટલામાં એક દ્વારમાંથી લોકો બહાર આવ્યા હું તેમાં થઈ અંદર દાખલ થયો

આ આર્ટ ગેલેરીમાં નાની-મોટી સાઈઝોમાં સો-દોઢસો વર્ષ પહેલાના અનેક કિંમતી ચિત્રો સંગ્રહિત થયા છે. દરેક ચિત્રોની ફ્રેમો પણ ખૂબ કિંમતી હતી ચિત્ર અંગેની માહિતી રશિયન

ભાષામાં પિત્તળની પ્લેટ ઉપર લખી હોવાથી ચિત્ર શેનું છે તે સમજી શકાતું ન હતું. ગાઈડ બહેનો પણ રશિયન ભાષામાં બધું સમજાવતી હોવાથી મેં શેના ચિત્રો છે તે જાણવાની જીજ્ઞાસા છોડી દઇ માત્ર સુંદર ચિત્રોને જોઈ સંતોષ માનવાનું નક્કી કર્યું અને એક પછી એક ખંડમાંના ચિત્રો જોવા માંડયો

આગળ જણાવ્યું તેમ આ ચિત્રો ઘણાં કિંમતી છે. કેટલાકની કિંમત તો લાખોના હિસાબે હશે. અમુક ચિત્રો ઘણાં ભાવવાહી લાગતાં હતાં. વચ્ચે વચ્ચે પ્રતિમાઓ પણ આવતી હતી. ભીખ માગતા બાળકની એક આરસ – પ્રતિમા જોઈ હું ખૂબ પ્રભાવિત થયો. આ બાળકના મુખ ઉપર લાચારી અને ગરીબાઈના ભાવો ગજબ રીતે અંકિત કરેલા છે. આમ એક પછી એક એમ ૫૦ રૂમ ફરતાં મને લગભગ બે કલાક થયા. જો દરેક ચિત્ર સમજાવનાર ગાઈડ સાથે હોય તો આખી ગેલેરી જોતાં એક આખો દિવસ પણ ટૂંકો પડે. દુનિયાની ગણીગાંઠી ઉત્તમ આર્ટ ગેલેરીઓમાંની આ એક ગેલેરી છે.

બપોરે અઢી વાગે ત્યાંથી નીકળી હોટેલ ઉપર આવ્યો. જમીને રૂમમાં જઈ આરામ કરવાનું વિચારતો હતો ત્યાં ખબર પડી કે એક બસ 'ક્રાંતિનું સંગ્રહસ્થાન' 'Museum of Revolution' જોવા જાય છે. હું તરત જ તેમાં સામેલ થઈ ગયો.

ગોર્કી રોડ ઉપર આ સંગ્રહસ્થાન 'Museum of Revolution' આવેલું છે. તેનું મકાન ક્રાંતિ પહેલાં ઈંગ્લીશ કલબ તરીકે ઓળખાતું હતું અને અમીર – ઉમરાવો, ધનિકો તેનો કલબ તરીકે ઉપયોગ કરતા. ક્રાંતિ પછી સરકારે તેને મ્યુઝિયમ બનાવ્યું છે. એક ગાઇડ બહેન પ્રદર્શનની માહિતી આપવા માટે અમારી સાથે આવ્યાં.

અહીં ક્રાંતિના બનાવોના ચિત્રો, તે સમયના દસ્તાવેજો, અખબારો અને પત્રિકાઓ, હથિયારો અને ઝારે અજમાવેલા જુલ્મોના સાધનો વગેરે ક્રમબદ્ધ રીતે ગોઠવેલાં છે. સને ૧૯૦૩ થી ૧૯૧૭ સુધીમાં અવારનવાર થયેલા વિપ્લવોનાં ચિત્રો ઉપરાંત બોરોડીન પેનારમાની જેમ મોસ્કોમાં થયેલી ક્રાંતિની લડાઈના થ્રી ડાયમેન્શનલ દશ્યો પણ બતાવેલાં છે. રશિયાની ક્રાંતિમાં આદિથી અંત સુધી ભાગ લેનાર આગેવાનોની છબીઓ, તેમને પહેરાવેલી બેડીઓ, લોકોને મારેલી ચાબૂકો, જેલનાં તાળાંની ચાવીઓ, વપરાયેલી તોપો અને ક્રાંતિની લડાઈનાં બિહામણાં દશ્યો આપણને અસર કરી જાય તેવાં છે.

મ્યુઝિયમના મુખ્ય – મુખ્ય ચારેક ખંડો જોઈ લગભગ દોઢેક કલાકે અમે બહાર નીકળ્યા. ઘડિયાળમાં સાંજના સાડાપાંચ થયેલા, પણ બહાર તો રાત જામી હોય તેવું અંધારૂં હતું. હોટલ ઉપર આવતાં ખબર પડી કે બોલ્શોઈ થિયેટરની દસેક ટિકિટો આવેલી; પણ તે બધી વેચાઇ ગઈ છે. બોલ્શોઈ થિયેટર રશિયાનું સૌથી ભવ્ય થિયેટર છે. તેને જોવાનો અણમોલ અવસર અમને ન મળ્યો તેનું દુઃખ થયું.

રાત્રે અમારા મુખ્ય ગાઈડ ગોલોબેવ મળ્યા. તેમણે મોસ્કોમાં એકલા ફરવાની કેવી મજા આવી તે પૂછ્યું. મેં જણાવ્યું કે મજા તો આવી, પણ જો તમે મને ભોમિયો આપ્યો હોત તો વધારે મજા આવત.

તેમણે જણાવ્યું કે મેં તમને જાણી જોઈને ભોમિયો નથી આપ્યો. પરદેશોમાં એવી છાપ છે કે રશિયામાં કોઈને એકલા ફરવા દેવાતા નથી. ભોમિયાના સ્વાંગમાં જાસૂસો સાથે મોકલવામાં આવે છે એટલે રશિયનો સાથે છૂટથી વાતો થતી નથી અને સાચી વાત જાણી શકાતી નથી. આ વાત મિત્ર – દેશોના પ્રવાસીઓ પૂરતી સાચી નથી તેની સાબિતી માટે મેં તમને એકલા જવા દીધા. તમે ગમે ત્યાં ફરો, ગમે તેની સાથે વાત કરો અને આનંદથી રહો એટલે જ તમને એકલા ફરવા મોકલેલા.

ગોલોબેવની વાતો ઉપર વિચાર કરતાં કરતાં મેં ડાયરી લખી અને કડકડતી ઠંડી હોવાથી રાત્રે સાડાનવે નિદ્રાધીન થયો.

# અદ્ભુત આર્ટ ગેલેરી ને લેનીન નિવાસ

(રશિયા–દર્શન હપ્તો ૯મો)

ગોરધનભાઈ શંભુભાઈ પટેલ

ઓક્ટોબર ક્રાંતિનો દિવસ સોવિયેટ સંઘનો સૌથી મોટો તહેવાર છે. ૧૯૧૭ના ઓક્ટોબરમાં રશિયાએ ઝારની સામે બળવો કર્યો, ક્રાંતિ કરી અને ઝારશાહીને ઉથલાવીને લેનીનની આગેવાની નીચે રશિયામાં સોવિયેટ સમાજવાદની સ્થાપના કરી તેની આ ઉજવણી છે. આપણને થાય કે ઓક્ટોબર ક્રાંતિની ઉજવણી નવેમ્બરમાં શા માટે? પણ બનેલું એવું કે ૧૯૧૭માં તત્કાલીન રશિયાના રાજા ઝારે વિશ્વમાં પ્રચલિત કેલેન્ડર નહીં સ્વીકારેલું, પણ તે જૂના કેલેન્ડર પ્રમાણે ચાલતો હતો. સોવિયેટ સંઘે નવું કેલેન્ડર સ્વીકારતાં જે દિવસે ક્રાંતિ થઈ તે દિવસ નવેમ્બરની સાતમીએ આવ્યો અને માટે તે સમયથી ઓક્ટોબર ક્રાંતિની ઉજવણી નવેમ્બરની સાતમી તારીખે થાય છે.

રોશની જોતાં જોતાં, સોવિયેટ નાગરિકોની પ્રશંસા કરતાં કરતાં અમે અમારા મુકામ હોટેલ જ્યુબિલી ઉપર આવ્યા. અમારા માનમાં અત્રેની શાંતિ સમિતિએ ભોજન સમારંભ રાખેલો. ભોજન વખતે શાંતિ માટે પ્રવચનો થયાં. જમીને અમે સ્ટેશન ઉપર આવ્યા અને મોસ્કો પાછા ફરવા માટે ટ્રેનમાં બેઠા.

તા. ૪-૧૧-૧૯૭૩

મીન્સ્ક અને ખાતુનની સ્મૃતિઓ વાગોળતાં વાગોળતાં સવારે સાડા સાતે અમે મોસ્કો આવી પહોંચ્યા અને હોટેલ રશિયાની તે જ ૨૧૯-૧ નંબરની રૂમમાં દાખલ થયા. લેનીનગ્રેડ ગયેલા વિઠ્ઠલભાઈ વગેરે આવતીકાલે આવવાના છે.

આકાશ વાદળાથી ઘેરાયેલું છે. ટેમ્પરેચર ૦ ડીગ્રીએ છે. વરસાદના છાંટા પડે છે. ઠંડો પવન ફૂંકાય છે એટલે બહાર જવું કે કેમ તેની ગડમથલમાં પ્રાતઃવિધિથી પરવાર્યો.

પ્રાતઃકર્મથી પરવારીને ૨૨૫ નંબરની રૂમમાં અમારા મુખ્ય ગાઇડ ગેલીબેવને મળ્યો અને આર્ટ ગેલેરી તથા બીજાં જોવાલાયક સ્થળો અંગેની તેમની પાસેથી માહિતી માગી અને ભોમિયા માટે માગણી કરી. ગેલીબેવે કાગળ ઉપર રશિયન ભાષામાં બધી વિગતો લખી આપી, દિશા બતાવી અને રસ્તામાં કોઈ પણ રશિયનને તે અંગે પૂછવા મને જણાવ્યું.

હું કાગળ લઈને બહાર નીકળ્યો. ક્રેમલીન પાસેના પુલ ઉપર થઈ ચાલતો મોસ્કવા નદી ઓળંગી આગળ ગયો અને પેલો કાગળ બતાવીને ઈશારાથી રસ્તો શોધતો આગળ ચાલ્યો અને આર્ટ ગેલેરી પાસે આવી પહોંચ્યો.

આર્ટ ગેલેરી જોવા માટે લાંબી લાઈન લાગી હતી. લાઈનમાં ઊભો રહું તો લગભગ દોઢ બે કલાકે વારો આવે તેમ હતું. મને લેનીન મોસોલીઅમ અને બોરોડીન પેનોરમા યાદ આવ્યાં. અમને શાંતિ પરિષદના પ્રતિનિધિઓ તરીકે લાઈન તોડીને આગળ જવા દેવામાં આવ્યા હતા. મેં અહીં પણ તે રીત અજમાવવાનું વિચાર્યું. લાઈનમાંથી બહાર નીકળીને હું ગેલેરીના દરવાજા પાસે ગયો ત્યાં ઊભેલા સંત્રીને સંજ્ઞાથી જણાવ્યું કે હું શાંતિ પરિષદનો એક ડેલીગેટ છું. તેણે મને તરત અંદર જવા દીધો.

અંદર એક વિશાળ ચોક હતો. બે–ત્રણ દરવાજા અને બે–ત્રણ મકાનો દેખાતાં હતાં. ક્યાં જવું તેની ખબર પડે તેમ ન હતું. કોઈ ભાષા સમજતું ન હતું. એટલામાં એક દ્વારમાંથી લોકો બહાર આવ્યા. હું તેમાં થઈ અંદર દાખલ થયો.

આ આર્ટ ગેલેરીમાં નાની–મોટી સાઈઝોમાં સો–દોઢસો વર્ષ પહેલાંના અનેક કિંમતી ચિત્રો સંગ્રહિત થયા છે. દરેક ચિત્રોની ફ્રેમો પણ ખૂબ કિંમતી હતી. ચિત્ર અંગેની માહિતી રશિયન

ભાષામાં પિત્તળની પ્લેટ ઉપર લખી હોવાથી ચિત્ર શેનું છે તે સમજી શકાતું ન હતું. ગાઈડ બહેનો પણ રશિયન ભાષામાં બધું સમજાવતી હોવાથી મેં શેના ચિત્રો છે તે જાણવાની જીજ્ઞાસા છોડી દઇ માત્ર સુંદર ચિત્રોને જોઈ સંતોષ માનવાનું નક્કી કર્યું અને એક પછી એક ખંડમાંના ચિત્રો જોવા માંડયો

આગળ જણાવ્યું તેમ આ ચિત્રો ઘણાં કિંમતી છે. કેટલાકની કિંમત તો લાખોના હિસાબે હશે. અમુક ચિત્રો ઘણાં ભાવવાહી લાગતાં હતાં. વચ્ચે વચ્ચે પ્રતિમાઓ પણ આવતી હતી. ભીખ માગતા બાળકની એક આરસ – પ્રતિમા જોઈ હું ખૂબ પ્રભાવિત થયો. આ બાળકના મુખ ઉપર લાચારી અને ગરીબાઈના ભાવો ગજબ રીતે અંકિત કરેલા છે. આમ એક પછી એક એમ ૫૦ રૂમ ફરતાં મને લગભગ બે કલાક થયા. જો દરેક ચિત્ર સમજાવનાર ગાઈડ સાથે હોય તો આખી ગેલેરી જોતાં એક આખો દિવસ પણ ટૂંકો પડે. દુનિયાની ગણીગાંઠી ઉત્તમ આર્ટગેલેરીઓમાંની આ એક ગેલેરી છે.

બપોરે અઢી વાગે ત્યાંથી નીકળી હોટેલ ઉપર આવ્યો. જમીને રૂમમાં જઈ આરામ કરવાનું વિચારતો હતો ત્યાં ખબર પડી કે એક બસ 'ક્રાંતિનું સંગ્રહસ્થાન' 'Museum of Revolution' જોવા જાય છે. હું તરત જ તેમાં સામેલ થઈ ગયો.

ગોર્કી રોડ ઉપર આ સંગ્રહસ્થાન 'Museum of Revolution' આવેલું છે. તેનું મકાન ક્રાંતિ પહેલાં ઈંગ્લીશ કલબ તરીકે ઓળખાતું હતું અને અમીર – ઉમરાવો, ધનિકો તેનો કલબ તરીકે ઉપયોગ કરતા. ક્રાંતિ પછી સરકારે તેને મ્યુઝિયમ બનાવ્યું છે. એક ગાઇડ બહેન પ્રદર્શનની માહિતી આપવા માટે અમારી સાથે આવ્યાં.

અહીં ક્રાંતિના બનાવોના ચિત્રો, તે સમયના દસ્તાવેજો, અખબારો અને પત્રિકાઓ, હથિયારો અને ઝારે અજમાવેલા જુલ્મોના સાધનો વગેરે ક્રમબદ્ધ રીતે ગોઠવેલાં છે. સને ૧૯૦૩ થી ૧૯૧૭ સુધીમાં અવારનવાર થયેલા વિપ્લવોનાં ચિત્રો ઉપરાંત બોરોડીન પેનોરમાની જેમ મોસ્કોમાં થયેલી ક્રાંતિની લડાઈના થ્રી ડાયમેન્શનલ દૃશ્યો પણ બતાવેલાં છે. રશિયાની ક્રાંતિમાં આદિથી અંત સુધી ભાગ લેનાર આગેવાનોની છબીઓ, તેમને પહેરાવેલી બેડીઓ, લોકોને મારેલી ચાબૂકો, જેલનાં તાળાંની ચાવીઓ, વપરાયેલી તોપો અને ક્રાંતિની લડાઈનાં બિહામણાં દૃશ્યો આપણને અસર કરી જાય તેવાં છે.

મ્યુઝિયમના મુખ્ય – મુખ્ય ચારેક ખંડો જોઈ લગભગ દોઢેક કલાકે અમે બહાર નીકળ્યા. ઘડિયાળમાં સાંજના સાડાપાંચ થયેલા, પણ બહાર તો રાત જામી હોય તેવું અંધારું હતું. હોટલ ઉપર આવતાં ખબર પડી કે બોલ્શોઈ થિયેટરની દસેક ટિકિટો આવેલી; પણ તે બધી વેચાઇ ગઈ છે. બોલ્શોઈ થિયેટર રશિયાનું સૌથી ભવ્ય થિયેટર છે. તેને જોવાનો અણમોલ અવસર અમને ન મળ્યો તેનું દુઃખ થયું.

રાત્રે અમારા મુખ્ય ગાઈડ ગોલોબેવ મળ્યા. તેમણે મોસ્કોમાં એકલા ફરવાની કેવી મજા આવી તે પૂછયું. મેં જણાવ્યું કે મજા તો આવી, પણ જો તમે મને ભોમિયો આપ્યો હોત તો વધારે મજા આવત.

તેમણે જણાવ્યું કે મેં તમને જાણી જોઈને ભોમિયો નથી આપ્યો. પરદેશોમાં એવી છાપ છે કે રશિયામાં કોઈને એકલા ફરવા દેવાતા નથી. ભોમિયાના સ્વાંગમાં જાસૂસો સાથે મોકલવામાં આવે છે એટલે રશિયનો સાથે છૂટથી વાતો થતી નથી અને સાચી વાત જાણી શકાતી નથી. આ વાત મિત્ર – દેશોના પ્રવાસીઓ પૂરતી સાચી નથી તેની સાબિતી માટે મેં તમને એકલા જવા દીધા. તમે ગમે ત્યાં ફરો, ગમે તેની સાથે વાત કરો અને આનંદથી રહો એટલે જ તમને એકલા ફરવા મોકલેલા.

ગોલોબેવની વાતો ઉપર વિચાર કરતાં કરતાં મેં ડાયરી લખી અને કડકડતી ઠંડી હોવાથી રાત્રે સાડાનવે નિદ્રાધીન થયો.

# અદ્ભુત આર્ટ ગેલેરી ને લેનીન નિવાસ

(રશિયા-દર્શન હપ્તો ૯મો)

ગોરધનભાઇ શંભુભાઇ પટેલ

ઓકટોબર ક્રાંતિનો દિવસ સોવિયટ સંઘનો સૌથી મોટો તહેવાર છે ૧૯૧૭ના ઓકટોબરમા રશિયાએ ઝારની સામે બળવો કર્યો ક્રાંતિ કરી અને ઝારશાહીને ઉથલાવીને લેનીનની આગેવાની નીચે રશિયામા સોવિયેટ સમાજવાદની સ્થાપના કરી તેની આ ઉજવણી છે. આપણને થાય કે ઓકટોબર ક્રાંતિની ઉજવણી નવેમ્બરમાં શા માટે? પણ બનેલુ એવું કે ૧૯૧૭માં તત્કાલીન રશિયાના રાજા ઝારે વિશ્વમાં પ્રચલિત કેલેન્ડર નહી સ્વીકારેલુ, પણ તે જૂના કેલેન્ડર પ્રમાણે ચાલતો હતો. સોવિયટ સંઘે નવુ કેલેન્ડર સ્વીકારતા જે દિવસે ક્રાંતિ થઇ તે દિવસ નવેમ્બરની સાતમીએ આવ્યો અને માટે તે સમયથી ઓકટોબર ક્રાંતિની ઉજવણી નવેમ્બરની સાતમી તારીખે થાય છે.

રોશની જોતા જોતા, સોવિયેટ નાગરિકોની પ્રશંસા કરતા કરતા અને અમારા મુકામ હોટેલ જ્યુબિલી ઉપર આવ્યા. અમારા માનમાં અહેની શાંતિ સમિતિએ ભોજન સમારંભ રાખેલો. ભોજન વખતે શાંતિ માટે પ્રવચનો થયાં જમીને અમે સ્ટેશન ઉપર આવ્યા અને મોસ્કો પાછા ફરવા માટે ટ્રેનમાં બેઠા.

તા. ૪-૧૧-૧૯૭૩

મીન્સ્ક અને ખાતુનની સ્મૃતિઓ વાગોળતા વાગોળતા સવારે સાડા સાતે અમે મોસ્કો આવી પહોંચ્યા અને હોટેલ રશિયાની તે જ ૨૧૯-૬ નંબરની રૂમમા દાખલ થયા. લેનીનગ્રેડ ગયેલા વિઠ્ઠલભાઈ વગેરે આવતીકાલે આવવાના છે

આકાશ વાદળાથી ઘેરાયેલુ છે. ટેમ્પરેચર ૦ ડીગ્રીએ છે વરસાદના છાંટા પડે છે. ઠંડો પવન ફૂંકાય છે એટલે બહાર જવું કે કેમ તેની ગડમથલમા પ્રાત વિધિથી પરવાર્યો.

પ્રાત કર્મથી પરવારીને ૨૨૫ નંબરની રૂમમા અમારા મુખ્ય ગાઇડ ગાલીના ને મળ્યો અને આર્ટ ગેલેરી તથા બીજા જોવાલાયક સ્થળો અંગેની તેમની પાસેથી માહિતી માગી અને ભોમિયા માટે માગણી કરી. ગાલીનાએ કાગળ ઉપર રશિયન ભાષામાં બધી વિગતો લખી આપી, દિશા બતાવી અને રસ્તામાં કોઈ પણ રશિયનને તે અંગે પૂછવા મને જણાવ્યુ.

હુ કાગળ લઈને બહાર નીકળ્યો. ક્રેમલીન પાસેના પૂલ ઉપર થઈ ચાલતો મોસ્કવા નદી ઓળંગી આગળ ગયો અને પેલો કાગળ બતાવીને ઈશારાથી રસ્તો શોધતો આગળ ચાલ્યો અને આર્ટ ગેલેરી પાસે આવી પહોંચ્યો.

આર્ટ ગેલેરી જોવા માટે લાંબી લાઈન લાગી હતી લાઇનમા ઊભો રહુ તો લગભગ દોઢ બે કલાકે વારો આવે તેમ હતુ. મને લેનીન મોસોલીઅમ અને બોરોડીન પેનોરમા યાદ આવ્યા. અમને શાંતિ પરિષદના પ્રતિનિધિઓ તરીકે લાઈન તોડીને આગળ જવા દેવામા આવ્યા હતા. મે અહીં પણ તે રીત અજમાવવાનું વિચાર્યુ. લાઇનમાથી બહાર નીકળીને હુ ગેલેરીના દરવાજા પાસે ગયો ત્યા ઉભેલા સંત્રીને સંજ્ઞાથી જણાવ્યુ કે હું શાંતિ પરિષદનો એક ડેલીગેટ છુ. તેણે મને તરત અંદર જવા દીધો.

અંદર એક વિશાળ ચોક હતો. બે-ત્રણ દરવાજા અને બે-ત્રણ મકાનો દેખાતા હતા ક્યા જવું તેની ખબર પડે તેમ ન હતુ કોઈ ભાષા સમજતુ ન હતુ એટલામા એક દ્વારમાથી લોકો બહાર આવ્યા. હુ તેમા થઈ અંદર દાખલ થયો

આ આર્ટ ગેલેરીમાં નાની-મોટી સાઈઝોમા સો-દોઢસો વર્ષ પહેલાના અનેક કિંમતી ચિત્રો સંગ્રહિત થયા છે. દરેક ચિત્રોની ફ્રેમો પણ ખૂબ કિંમતી હતી ચિત્ર અંગેની માહિતી રશિયન

ભાષામાં પિત્તળની પ્લેટ ઉપર લખી હોવાથી ચિત્ર શેનું છે તે સમજી શકાતું ન હતું. ગાઈડ બહેનો પણ રશિયન ભાષામાં બધું સમજાવતી હોવાથી મેં શેના ચિત્રો છે તે જાણવાની જીજ્ઞાસા છોડી દઈ માત્ર સુંદર ચિત્રોને જોઈ સંતોષ માનવાનું નક્કી કર્યું અને એક પછી એક ખંડમાંના ચિત્રો જોવા માંડયો.

આગળ જણાવ્યું તેમ આ ચિત્રો ઘણાં કિંમતી છે. કેટલાકની કિંમત તો લાખોના હિસાબે હશે. અમુક ચિત્રો ઘણાં ભાવવાહી લાગતાં હતાં. વચ્ચે વચ્ચે પ્રતિમાઓ પણ આવતી હતી. ભીખ માગતા બાળકની એક આરસ – પ્રતિમા જોઈ હું ખૂબ પ્રભાવિત થયો. આ બાળકના મુખ ઉપર લાચારી અને ગરીબાઈના ભાવો ગજબ રીતે અંકિત કરેલા છે. આમ એક પછી એક એમ ૫૦ રૂમ ફરતાં મને લગભગ બે કલાક થયા. જો દરેક ચિત્ર સમજાવનાર ગાઈડ સાથે હોય તો આખી ગેલેરી જોતાં એક આખો દિવસ પણ ટૂંકો પડે. દુનિયાની ગણીગાંઠી ઉત્તમ આર્ટ ગેલેરીઓમાંની આ એક ગેલેરી છે.

બપોરે અઢી વાગે ત્યાંથી નીકળી હોટેલ ઉપર આવ્યો. જમીને રૂમમાં જઈ આરામ કરવાનું વિચારતો હતો ત્યાં ખબર પડી કે એક બસ 'ક્રાંતિનું સંગ્રહસ્થાન' 'Museum of Revolution' જોવા જાય છે. હું તરત જ તેમાં સામેલ થઈ ગયો.

ગોર્કી રોડ ઉપર આ સંગ્રહસ્થાન 'Museum of Revolution' આવેલું છે. તેનું મકાન ક્રાંતિ પહેલાં ઈંગ્લીશ કલબ તરીકે ઓળખાતું હતું અને અમીર – ઉમરાવો, ધનિકો તેનો કલબ તરીકે ઉપયોગ કરતા. ક્રાંતિ પછી સરકારે તેને મ્યુઝિયમ બનાવ્યું છે. એક ગાઇડ બહેન પ્રદર્શનની માહિતી આપવા માટે અમારી સાથે આવ્યાં.

અહીં ક્રાંતિના બનાવોના ચિત્રો, તે સમયના દસ્તાવેજો, અખબારો અને પત્રિકાઓ, હથિયારો અને ઝારે અજમાવેલા જુલ્મોના સાધનો વગેરે ક્રમબદ્ધ રીતે ગોઠવેલાં છે. સને ૧૯૦૩ થી ૧૯૧૭ સુધીમાં અવારનવાર થયેલા વિપ્લવોનાં ચિત્રો ઉપરાંત બોરોડીન પેનોરમાની જેમ મોસ્કોમાં થયેલી ક્રાંતિની લડાઈના થ્રી ડાયમેન્શનલ દશ્યો પણ બતાવેલાં છે. રશિયાની ક્રાંતિમાં આદિથી અંત સુધી ભાગ લેનાર આગેવાનોની છબીઓ, તેમને પહેરાવેલી બેડીઓ, લોકોને મારેલી ચાબૂકો, જેલનાં તાળાંની ચાવીઓ, વપરાયેલી તોપો અને ક્રાંતિની લડાઈનાં બિહામણાં દશ્યો આપણને અસર કરી જાય તેવાં છે.

મ્યુઝિયમના મુખ્ય – મુખ્ય ચારેક ખંડો જોઈ લગભગ દોઢેક કલાકે અમે બહાર નીકળ્યા. ઘડિયાળમાં સાંજના સાડાપાંચ થયેલા, પણ બહાર તો રાત જામી હોય તેવું અંધારું હતું. હોટલ ઉપર આવતાં ખબર પડી કે બોલ્શોઈ થિયેટરની દસેક ટિકિટો આવેલી; પણ તે બધી વેચાઇ ગઈ છે. બોલ્શોઈ થિયેટર રશિયાનું સૌથી ભવ્ય થિયેટર છે. તેને જોવાનો અણમોલ અવસર અમને ન મળ્યો તેનું દુઃખ થયું.

રાત્રે અમારા મુખ્ય ગાઈડ ગોલોબેવ મળ્યા. તેમણે મોસ્કોમાં એકલા ફરવાની કેવી મજા આવી તે પૂછયું. મેં જણાવ્યું કે મજા તો આવી, પણ જો તમે મને ભોમિયો આપ્યો હોત તો વધારે મજા આવત.

તેમણે જણાવ્યું કે મેં તમને જાણી જોઇને ભોમિયો નથી આપ્યો. પરદેશોમાં એવી છાપ છે કે રશિયામાં કોઈને એકલા ફરવા દેવાતા નથી. ભોમિયાના સ્વાંગમાં જાસૂસો સાથે મોકલવામાં આવે છે એટલે રશિયનો સાથે છૂટથી વાતો થતી નથી અને સાચી વાત જાણી શકાતી નથી. આ વાત મિત્ર – દેશોના પ્રવાસીઓ પૂરતી સાચી નથી તેની સાબિતી માટે મેં તમને એકલા જવા દીધા. તમે ગમે ત્યાં ફરો, ગમે તેની સાથે વાત કરો અને આનંદથી રહો એટલે જ તમને એકલા ફરવા મોકલેલા.

ગોલોબેવની વાતો ઉપર વિચાર કરતાં કરતાં મેં ડાયરી લખી અને કડકડતી ઠંડી હોવાથી રાત્રે સાડાનવે નિદ્રાધીન થયો.

ભાષામાં પિત્તળની પ્લેટ ઉપર લખી હોવાથી ચિત્ર શેનું છે તે સમજી શકાતું ન હતું. ગાઈડ બહેનો પણ રશિયન ભાષામાં બધું સમજાવતી હોવાથી મેં શેના ચિત્રો છે તે જાણવાની જીજ્ઞાસા છોડી દઇ માત્ર સુંદર ચિત્રોને જોઈ સંતોષ માનવાનું નક્કી કર્યું અને એક પછી એક ખંડમાંના ચિત્રો જોવા માંડયો.

આગળ જણાવ્યું તેમ આ ચિત્રો ઘણાં કિંમતી છે. કેટલાકની કિંમત તો લાખોના હિસાબે હશે. અમુક ચિત્રો ઘણાં ભાવવાહી લાગતાં હતાં. વચ્ચે વચ્ચે પ્રતિમાઓ પણ આવતી હતી. ભીખ માગતા બાળકની એક આરસ – પ્રતિમા જોઈ હું ખૂબ પ્રભાવિત થયો. આ બાળકના મુખ ઉપર લાચારી અને ગરીબાઈના ભાવો ગજબ રીતે અંકિત કરેલા છે. આમ એક પછી એક એમ ૫૦ રૂમ ફરતાં મને લગભગ બે કલાક થયા. જો દરેક ચિત્ર સમજાવનાર ગાઈડ સાથે હોય તો આખી ગેલેરી જોતાં એક આખો દિવસ પણ ટૂંકો પડે. દુનિયાની ગણીગાંઠી ઉત્તમ આર્ટ ગેલેરીઓમાંની આ એક ગેલેરી છે.

બપોરે અઢી વાગે ત્યાંથી નીકળી હોટેલ ઉપર આવ્યો. જમીને રૂમમાં જઈ આરામ કરવાનું વિચારતો હતો ત્યાં ખબર પડી કે એક બસ 'ક્રાંતિનું સંગ્રહસ્થાન' 'Museum of Revolution' જોવા જાય છે. હું તરત જ તેમાં સામેલ થઈ ગયો.

ગોર્કી રોડ ઉપર આ સંગ્રહસ્થાન 'Museum of Revolution' આવેલું છે. તેનું મકાન ક્રાંતિ પહેલાં ઈંગ્લીશ કલબ તરીકે ઓળખાતું હતું અને અમીર – ઉમરાવો, ધનિકો તેનો કલબ તરીકે ઉપયોગ કરતા. ક્રાંતિ પછી સરકારે તેને મ્યુઝિયમ બનાવ્યું છે. એક ગાઇડ બહેન પ્રદર્શનની માહિતી આપવા માટે અમારી સાથે આવ્યાં.

અહીં ક્રાંતિના બનાવોના ચિત્રો, તે સમયના દસ્તાવેજો, અખબારો અને પત્રિકાઓ, હથિયારો અને ઝારે અજમાવેલા જુલ્મોના સાધનો વગેરે ક્રમબદ્ધ રીતે ગોઠવેલાં છે. સને ૧૯૦૩ થી ૧૯૧૭ સુધીમાં અવારનવાર થયેલા વિપ્લવોનાં ચિત્રો ઉપરાંત બોરોડીન પેનોરમાની જેમ મોસ્કોમાં થયેલી ક્રાંતિની લડાઈના થ્રી ડાયમેન્શનલ દશ્યો પણ બતાવેલાં છે. રશિયાની ક્રાંતિમાં આદિથી અંત સુધી ભાગ લેનાર આગેવાનોની છબીઓ, તેમને પહેરાવેલી બેડીઓ, લોકોને મારેલી ચાબૂકો, જેલનાં તાળાંની ચાવીઓ, વપરાયેલી તોપો અને ક્રાંતિની લડાઈનાં બિહામણાં દશ્યો આપણને અસર કરી જાય તેવાં છે.

મ્યુઝિયમના મુખ્ય – મુખ્ય ચારેક ખંડો જોઈ લગભગ દોઢેક કલાકે અમે બહાર નીકળ્યા. ઘડિયાળમાં સાંજના સાડાપાંચ થયેલા, પણ બહાર તો રાત જામી હોય તેવું અંધારૂં હતું. હોટલ ઉપર આવતાં ખબર પડી કે બોલ્શોઈ થિયેટરની દસેક ટિકિટો આવેલી; પણ તે બધી વેચાઇ ગઈ છે. બોલ્શોઈ થિયેટર રશિયાનું સૌથી ભવ્ય થિયેટર છે. તેને જોવાનો અણમોલ અવસર અમને ન મળ્યો તેનું દુઃખ થયું.

રાત્રે અમારા મુખ્ય ગાઈડ ગોલોબેવ મળ્યા. તેમણે મોસ્કોમાં એકલા ફરવાની કેવી મજા આવી તે પૂછયું. મેં જણાવ્યું કે મજા તો આવી, પણ જો તમે મને ભોમિયો આપ્યો હોત તો વધારે મજા આવત.

તેમણે જણાવ્યું કે મેં તમને જાણી જોઈને ભોમિયો નથી આપ્યો. પરદેશોમાં એવી છાપ છે કે રશિયામાં કોઈને એકલા ફરવા દેવાતા નથી. ભોમિયાના સ્વાંગમાં જાસૂસો સાથે મોકલવામાં આવે છે એટલે રશિયનો સાથે છૂટથી વાતો થતી નથી અને સાચી વાત જાણી શકાતી નથી. આ વાત મિત્ર – દેશોના પ્રવાસીઓ પૂરતી સાચી નથી તેની સાબિતી માટે મેં તમને એકલા જવા દીધા. તમે ગમે ત્યાં ફરો, ગમે તેની સાથે વાત કરો અને આનંદથી રહો એટલે જ તમને એકલા ફરવા મોકલેલા.

ગોલોબેવની વાતો ઉપર વિચાર કરતાં કરતાં મેં ડાયરી લખી અને કડકડતી ઠંડી હોવાથી રાત્રે સાડાનવે નિદ્રાધીન થયો.

# અદ્‌ભુત આર્ટ ગેલેરી ને લેનીન નિવાસ

(રશિયા-દર્શન હપ્તો ૯મો)

ગોરધનભાઇ શંભુભાઇ પટેલ

ઓકટોબર ક્રાંતિનો દિવસ સોવિયટ સંઘનો સૌથી મોટો તહેવાર છે. ૧૯૧૭ના ઓકટોબરમાં રશિયાએ ઝારની સામે બળવો કર્યો, ક્રાંતિ કરી અને ઝારશાહીને ઉથલાવીને લેનીનની આગેવાની નીચે રશિયામાં સોવિયેટ સમાજવાદની સ્થાપના કરી તેની આ ઉજવણી છે. આપણને થાય કે ઓકટોબર ક્રાંતિની ઉજવણી નવેમ્બરમાં શા માટે ? પણ બનેલું એવું કે ૧૯૧૭માં તત્કાલીન રશિયાના રાજા ઝારે વિશ્વમાં પ્રચલિત કેલેન્ડર નહીં સ્વીકારેલું, પણ તે જૂના કેલેન્ડર પ્રમાણે ચાલતો હતો. સોવિયટ સંઘે નવુ કેલેન્ડર સ્વીકારતાં જે દિવસે ક્રાંતિ થઈ તે દિવસ નવેમ્બરની સાતમીએ આવ્યો અને માટે તે સમયથી ઓકટોબર ક્રાંતિની ઉજવણી નવેમ્બરની સાતમી તારીખે થાય છે.

રોશની જોતાં જોતાં, સોવિયેટ નાગરિકોની પ્રશંસા કરતાં કરતાં અને અમારા મુકામ હોટેલ 'જ્યુબિલી ઉપર આવ્યા. અમારા માનમાં અત્રેની શાંતિ સમિતિએ ભોજન સમારંભ રાખેલો. ભોજન વખતે શાંતિ માટે પ્રવચનો થયાં. જમીને અમે સ્ટેશન ઉપર આવ્યા અને મોસ્કો પાછા ફરવા માટે ટ્રેનમાં બેઠા.

તા. ૪-૧૧-૧૯૭૩

મીન્સ્ક અને ખાતુનની સ્મૃતિઓ વાગોળતાં વાગોળતાં સવારે સાડા સાતે અમે મોસ્કો આવી પહોંચ્યા અને હોટેલ રશિયાની તે જ ૨૧૯-૬ નંબરની રૂમમાં દાખલ થયા. લેનીનગ્રેડ ગયેલા વિઠ્ઠલભાઈ વગેરે આવતીકાલે આવવાના છે.

આકાશ વાદળાથી ઘેરાયેલું છે. ટેમ્પરેચર ૦ ડીગ્રીએ છે. વરસાદના છાંટા પડે છે. ઠંડો પવન ફૂંકાય છે એટલે બહાર જવું કે કેમ તેની ગડમથલમાં પ્રાતઃવિધિથી પરવાર્યો.

પ્રાતઃકર્મથી પરવારીને ૨૨૫ નંબરની રૂમમાં અમારા મુખ્ય ગાઇડ ગોલોબેવને મળ્યો અને આર્ટ ગેલેરી તથા બીજા જોવાલાયક સ્થળો અંગેની તેમની પાસેથી માહિતી માગી અને ભોમિયા માટે માગણી કરી. ગોલોબોવે કાગળ ઉપર રશિયન ભાષામાં બધી વિગતો લખી આપી, દિશા બતાવી અને રસ્તામાં કોઈ પણ રશિયનને તે અંગે પૂછવા મને જણાવ્યું.

હું કાગળ લઈને બહાર નીકળ્યો. ક્રેમલીન પાસેના પૂલ ઉપર થઈ ચાલતો મોસ્કવા નદી ઓળંગી આગળ ગયો અને પેલો કાગળ બતાવીને ઈશારાથી રસ્તો શોધતો આગળ ચાલ્યો અને આર્ટ ગેલેરી પાસે આવી પહોંચ્યો.

આર્ટ ગેલેરી જોવા માટે લાંબી લાઈન લાગી હતી. લાઇનમાં ઊભો રહું તો લગભગ દોઢ બે કલાકે વારો આવે તેમ હતું. મને લેનીન મોસોલીઅમ અને બોરોડીન પેનોરમા યાદ આવ્યા. અમને શાંતિ પરિષદના પ્રતિનિધિઓ તરીકે લાઈન તોડીને આગળ જવા દેવામાં આવ્યા હતા. મેં અહીં પણ તે રીત અજમાવવાનું વિચાર્યું. લાઇનમાંથી બહાર નીકળીને હું ગેલેરીના દરવાજા પાસે ગયો ત્યાં ઉન્નસા સંગીને સંજ્ઞાથી જણાવ્યું કે હું શાંતિ પરિષદનો એક ડેલી-ગેટ છું. તેણે મને તરત અંદર જવા દીધો.

અંદર એક વિશાળ ચોક હતો. બે-ત્રણ દરવાજા અને બે-ત્રણ મકાનો દેખાતાં હતાં. ક્યાં જવું તેની ખબર પડે તેમ ન હતું. કોઈ ભાષા સમજતું ન હતું. એટલામાં એક દ્વારમાંથી લોકો બહાર આવ્યા. હું તેમાં થઈ અંદર દાખલ થયો.

આ આર્ટ ગેલેરીમાં નાની-મોટી સાઈઝોમાં સો-દોઢસો વર્ષ પહેલાંના અનેક કિંમતી ચિત્રો સંગ્રહિત થયા છે. દરેક ચિત્રોની ફ્રેમો પણ ખૂબ કિંમતી હતી. ચિત્ર અંગેની માહિતી રશિયન

ભાષામાં પિત્તળની પ્લેટ ઉપર લખી હોવાથી ચિત્ર શેનું છે તે સમજી શકાતું ન હતું. ગાઈડ બહેનો પણ રશિયન ભાષામાં બધું સમજાવતી હોવાથી મેં શેના ચિત્રો છે તે જાણવાની જીજ્ઞાસા છોડી દઇ માત્ર સુંદર ચિત્રોને જોઈ સંતોષ માનવાનું નકકી કર્યું અને એક પછી એક ખંડમાંના ચિત્રો જોવા માંડયો.

આગળ જણાવ્યું તેમ આ ચિત્રો ઘણાં કિંમતી છે. કેટલાકની કિંમત તો લાખોના હિસાબે હશે. અમુક ચિત્રો ઘણાં ભાવવાહી લાગતાં હતાં. વચ્ચે વચ્ચે પ્રતિમાઓ પણ આવતી હતી. ભીખ માગતા બાળકની એક આરસ – પ્રતિમા જોઈ હું ખૂબ પ્રભાવિત થયો. આ બાળકના મુખ ઉપર લાચારી અને ગરીબાઈના ભાવો ગજબ રીતે અંકિત કરેલા છે. આમ એક પછી એક એમ ૫૦ રૂમ ફરતાં મને લગભગ બે કલાક થયા. જો દરેક ચિત્ર સમજાવનાર ગાઈડ સાથે હોય તો આખી ગેલેરી જોતાં એક આખો દિવસ પણ ટૂંકો પડે. દુનિયાની ગણીગાંઠી ઉત્તમ આર્ટ ગેલેરીઓમાંની આ એક ગેલેરી છે.

બપોરે અઢી વાગે ત્યાંથી નીકળી હોટલ ઉપર આવ્યો. જમીને રૂમમાં જઈ આરામ કરવાનું વિચારતો હતો ત્યાં ખબર પડી કે એક બસ 'ક્રાંતિનું સંગ્રહસ્થાન' 'Museum of Revolution' જોવા જાય છે. હું તરત જ તેમાં સામેલ થઈ ગયો

ગોર્કી રોડ ઉપર આ સંગ્રહસ્થાન 'Museum of Revolution' આવેલું છે. તેનું મકાન ક્રાંતિ પહેલાં ઈંગ્લીશ કલબ તરીકે ઓળખાતું હતું અને અમીર – ઉમરાવો, ધનિકો તેનો કલબ તરીકે ઉપયોગ કરતા. ક્રાંતિ પછી સરકારે તેને મ્યુઝિયમ બનાવ્યું છે. એક ગાઇડ બહેન પ્રદર્શનની માહિતી આપવા માટે અમારી સાથે આવ્યાં.

અહીં ક્રાંતિના બનાવોના ચિત્રો, તે સમયના દસ્તાવેજો, અખબારો અને પત્રિકાઓ, હથિયારો અને ઝારે અજમાવેલા જુલ્મોના સાધનો વગેરે ક્રમબદ્ધ રીતે ગોઠવેલાં છે. સને ૧૯૦૩ થી ૧૯૧૭ સુધીમાં અવારનવાર થયેલા વિપ્લવોનાં ચિત્રો ઉપરાંત બોરોડીન પેનોરમાની જેમ મોસ્કોમાં થયેલી ક્રાંતિની લડાઈના થ્રી ડાયમેન્શનલ દૃશ્યો પણ બતાવેલાં છે. રશિયાની ક્રાંતિમાં આદિથી અંત સુધી ભાગ લેનાર આગેવાનોની છબીઓ, તેમને પહેરાવેલી બેડીઓ, લોકોને મારેલી ચાબૂકો, જેલનાં તાળાંની ચાવીઓ, વપરાયેલી તોપો અને ક્રાંતિની લડાઈનાં બિહામણાં દૃશ્યો આપણને અસર કરી જાય તેવાં છે.

મ્યુઝિયમના મુખ્ય – મુખ્ય ચારેક ખંડો જોઈ લગભગ દોઢેક કલાકે અમે બહાર નીકળ્યા. ઘડિયાળમાં સાંજના સાડાપાંચ થયેલા, પણ બહાર તો રાત જામી હોય તેવું અંધારૂં હતું. હોટલ ઉપર આવતાં ખબર પડી કે બોલ્શોઈ થિયેટરની દસેક ટિકિટો આવેલી; પણ તે બધી વેચાઇ ગઈ છે. બોલ્શોઈ થિયેટર રશિયાનું સૌથી ભવ્ય થિયેટર છે. તેને જોવાનો અણમોલ અવસર અમને ન મળ્યો તેનું દુઃખ થયું.

રાત્રે અમારા મુખ્ય ગાઈડ ગોલોબેવ મળ્યા. તેમણે મોસ્કોમાં એકલા ફરવાની કેવી મજા આવી તે પૂછયું. મેં જણાવ્યું કે મજા તો આવી, પણ જો તમે મને ભોમિયો આપ્યો હોત તો વધારે મજા આવત.

તેમણે જણાવ્યું કે મેં તમને જાણી જોઈને ભોમિયો નથી આપ્યો. પરદેશોમાં એવી છાપ છે કે રશિયામાં કોઈને એકલા ફરવા દેવાતા નથી. ભોમિયાના સ્વાંગમાં જાસૂસો સાથે મોકલવામાં આવે છે એટલે રશિયનો સાથે છૂટથી વાતો થતી નથી અને સાચી વાત જાણી શકાતી નથી. આ વાત મિત્ર – દેશોના પ્રવાસીઓ પૂરતી સાચી નથી તેની સાબિતી માટે મેં તમને એકલા જવા દીધા. તમે ગમે ત્યાં ફરો, ગમે તેની સાથે વાત કરો અને આનંદથી રહો એટલે જ તમને એકલા ફરવા મોકલેલા.

ગોલોબેવની વાતો ઉપર વિચાર કરતાં કરતાં મેં ડાયરી લખી અને કડકડતી ઠંડી હોવાથી રાત્રે સાડાનવે નિદ્રાધીન થયો.

તા. ૫-૧૧-'૭૩

સવારે લગભગ નવેક વાગે વિઠ્ઠલભાઈ વગેરે લેનીનગ્રેડથી આવી ગયા. નાસ્તા-પાણી પછી અમારે સૌએ 'ગોર્કી' નામના ગામે જવાનું હતું. આ ગામ મોસ્કોથી ૩૦-૩૫ કિલોમીટર દૂર છે અહીં જંગલમાં ટેકરી ઉપર આવેલા એક મોટા મકાનમાં લેનીન આરામ માટે રહેતા હતા અને તેમનું અવસાન પણ આ જ મકાનમાં થયું હતું. આ સ્થળ જોવા અમારે જવાનું ગોઠવાયું હતું.

અમારી બસ દોડતી હતી મોસ્કોના ભવ્ય મકાનોની હારમાળાઓ પસાર કરીને તે મોસ્કોની બહાર નીકળી. અહીં જ્યાં સુધી નજર પડે ત્યાં સુધી બરફનો સાગર જ દૃષ્ટિગોચર થતો હતો. થોડા આગળ ગયા તો સામૂહિક ખેતરો આવ્યા. અહીં તેને 'કોલખોઝ' કહે છે અને સરકારી ફાર્મને 'સોવોઝ' કહે છે. અત્યારે તો બધાં ખેતરો ખાલી હતાં તેમાં ઘઉં, રાઈ, ઓટ વગેરે વવાશે, પછી તેની ઉપર બરફ પડશે, ઉગેલા ઘઉં તેમાં દટાયેલા રહેશે, ફેબ્રુઆરી-માર્ચમાં તેઓ ખીલશે અને જૂનમાં કપાશે.

થોડા સમય પછી અમે ગોર્કી પહોંચવા આવ્યા. અમારી બસ એક સુંદર ટેકરી ઉપર ચડવા લાગી ઊંચા સોટા જેવા, પણ પાંદડા વગરનાં વૃક્ષો શોભા હતા. નીચે સફેદ બાસ્તા જેવી બરફની જાડી જાજમ પથરાયેલી હતી. આકાશ વાદળઘેરું હતું. ઠંડી ચમકારા કરતી હતી. આખું દૃશ્ય ખૂબ જ મજાનું લાગતું હતું.

એક મોટા પણ સાદા ઝાંપા પાસે આવીને અમારી બસ ઊભી રહી. અમે નીચે ઉતરી કંપાઉન્ડમાં પ્રવેશ્યા. થોડું ચાલીને ત્રણ મકાનોવાળા એક મોટા ચોકમાં આવીને અમે ઊભા રહ્યા. અમારા ગાઈડે જણાવ્યું કે પૂર્વ તરફના મકાનમાં લેનીન શિયાળામાં રહેતા હતા, દક્ષિણ તરફના મકાનમાં ઉનાળામાં રહેતા હતા, જ્યારે પશ્ચિમ મકાનનો ઉપયોગ થતો ન હતો.

અમે પૂર્વ તરફના મકાનમાં દાખલ થયા ઓવરકોટ અને ટોપી બહારના કાઉન્ટર ઉપર આપ્યા. પછી અમને જણાવવામાં આવ્યું કે દરેક બૂટ ઉપર કેનવાસના કવર ચડાવવાં પડશે. અમે કવર ચડાવી દોરીથી બાંધી દીધા અને ગાઈડની સાથે ચાલવા માંડયું. ગાઈડે એક પછી એક દરેક રૂમ અમને બતાવ્યા. કોઈ રૂમમાં લેનીન જમતા હતા, કોઈમાં વાંચતા, કોઈમાં આરામ કરતા તો કોઈમાં લોકોને મળતા હતા. દરેક રૂમમાં લેનીને વાપરેલી ચીજ-વસ્તુઓ મૂકેલી હતી.

અહીંથી અમે લેનીનના સમર હાઉસમાં ગયા. બુટ, ઓવરકોટની એ જ પ્રાથમિક વિધિ પતાવી ગાઈડની સાથે જુદા જુદા ઓરડા જોયા. અહીં પણ લેનીને લખેલા પત્રો, ફરમાનો, દસ્તાવેજો વગેરે ગોઠવેલાં હતાં. એક ખંડ લેનીનનો શયનખંડ હતો. જે પલંગમાં તેમનું અવસાન થયું તે પલંગ તે જ સાધનો સાથે ત્યાં ગોઠવેલો હતો.

લેનીન સામાન્ય રીતે મોસ્કોમાં રહેતા. ત્યાં તેમને કામ ખૂબ રહેતું. વળી એક વખત એક કારખાનાની મુલાકાતે તેઓ ગયા ત્યારે તેમની ઉપર હૂમલો થયેલો તેમાં તેઓ ઘવાયેલા. આ બધાં કારણોને લઈને તેમને આરામની જરૂર રહેતી. તેથી આ એકાંત અને શાંત સ્થળ લેનીન માટે પસંદ કરવામાં આવેલું. લેનીન અહીં આવીને પણ ખૂબ કામ કરતા. આ મકાનમાંથી તેમણે ૭૦ જેટલાં અગત્યના દસ્તાવેજો, ફરમાનોની જાહેરાતો કરેલી. લેનીનની તબિયતની કાળજી રાખવા તેમના પત્ની ક્રુપ્સકાયા અને બહેન ઓરીઆના તેમની સાથે રહેતાં હતાં અને લેનીનની કામગીરી તથા રોકાણો ઉપર શક્ય તેટલાં નિયંત્રણો રાખતાં. ૧૯૨૪ના જાન્યુઆરીની ૨૧મી તારીખે તેમનું આ જ મકાનમાં અવસાન થયું હતું.

આ મકાનની બહાર એક સ્મારક ઊભું કરવામાં આવ્યું છે. એક જ પથ્થરના આ સ્મારકમાં લેનીનના શબને બાળકો ઉપાડીને જાય છે તેવું દૃશ્ય કોતરેલું છે. અહીં ચારે બાજુ રંગબેરંગી ફુગ્ગાઓ ટીંગાડવામાં આવ્યા છે. આમ આ આખું સ્થળ શાંત રમણીય અને ગૌરવભર્યું લાગે છે. આ જોઈને દોઢ વાગે અમે પાછા મોસ્કો આવવા નીકળ્યા. (ક્રમશઃ)

# વાંસાવડનો વીર વણિક ધોળો શેઠ

લખુભાઈ ગઢવી

"ભાઈ! મારા વીરા, આજ રહેવા દે."

"એમ તે હાલે બ્હેન! રાજનાં કાજ થોડાં રોળાય છે બાપા?"

"પણ વીરા, મારી જમણી આંખ ફરકે છે."

"બોલ્ય"માં બ્હેન! તું તો ચારણની દીકરી, તારો આશીર્વાદ જ મારે શુકન છે મા!"

શિયાળાની કડકડતી ટાઢ, હિમળાનાં હાડગાળી ને પેટ સોંસરવી નીકળતી હતી નદિયુંનાં પાણી ઠરીને હીમ થઈ ગયાં હતાં, અને ટાઢી અગ્નિના વાયરા છૂટયા હતા.

આજથી પાંચસોહને તેર વરસ પહેલાં સંવત ૧૫૨૪ની ટાઢી બોળ મકરસંક્રાંતિની ઉષા આકાશમાં ઊગી હતી. એવે ટાણે વાંસાવડના દરબાર વીકા સરવૈયાના કામદાર ધોળો શેઠ જાતે વાણિયો પોતાની ધરમની માનેલ બ્હેન ચારણ આઈ રાજબાઈ પાસે ગળામાં આંતરવાસ પાઘડી નાખી હાથ જોડી આશિષ માગતો ઊભો હતો.

સંવત પંદરસોની આસપાસ મહમદનો લીલો-નેજો ગુજરાતની ધરતી ઉપર ચડી ચૂકયો હતો. મહમદની ફોઝ સોરઠને ધમરોળી રહી હતી. એની ધાકથી ધરા ધ્રુજતી, એના ઘોડાની ખડતાળે ડુંગરા ડોલતા હતા અને સમદર મોજાં ઉલાળતો હાલ્યો આવતો હોય એમ ફોઝ હાલતી

જૂનાગઢના રા'માંડળીકના પતન પછી માંગરોળ, વેરાવળ, કોડીનાર ઊના અને ઠેઠ વાંસાવડ સુધીના પંથકના પરગણાં મોટા મગરમચ્છ જેમ માછલાં ગળે એમ ગળી ગયો હતો.

રાજાઓને ખંડિયા બનાવ્યા હતા અને ખંડણી ઉઘરાવવા સલાબતખાં નામના સરદારને હાકેમ નીમ્યો હતો.

આ સલાબત લંગાળા ગામને પાદર ડેરા તંબુતાણીને ખસિયા સરવૈયા અને અન્ય રજવાડાંમાં દબાવી ધમકી આપી અને છેલ્લે લૂંટ કરીને પણ ખંડણી ઊઘરાવી રહ્યો હતો.

જોતાં જોતાં વાંસાવડના નામ માથે મીટ મંડાણી અને લાલઘુમ આંખ્યું કરીને કારભારીને પૂછ્યું કેઃ "વાંસાવડ?"

"વાંસાવડ બાકી છે નામદાર!"

"ખંડણી ભરી જવાનું કહેણ મોકલ્યું'તું!"

"હાજી, ખાસ માણુસ મોકલ્યો હતો. પણ દરબાર વીકા સરવૈયાએ કહેવડાવ્યું છે કે વરસ મોળું છે તો આ સાલ ખંડણી મોકુફ રાખો." કારભારીએ જવાબ આપ્યો.

"મોકુફ રાખું? ખંડણી મોકુફ રાખું એમને! કારભારી અટાણે ને અટાણે એને લખો કે કાલ્ય સવારમાં ખંડણી ભરી જાય. નહીંતર વાંસાવડ રોળાઈ જાશે અને લોકના ગાભા ચૂંથીને ખંડણી વસૂલ કરીશ." સલાબતે રાતો પીળો થાતાં કારભારીને હૂકમ કર્યો.

તાબડતોબ ખરીતો લખાણો અને સલાબતે વાંચતાં વાંચતાં કાંઈક વિચાર કર્યો. પછી કારભારીને ખરીતો પાછો આપતાં આપતાં કહ્યું કે : "આમાં એમ પણ લખો કે આવતી કાલ સવારમાં તમારા કામદાર ધોળા શેઠને અમારી સામે રજૂ કરવા."

સાંઢણી સ્વાર વાંસાવડ માથે વેતો કર્યો અને વીકા સરવૈયાના હાથમાં જ્યારે ખરીતો આવ્યો ત્યારે વાંચતા વાંચતા એની આંખ્યે અંધારાં આવવા માંડયાં અને માણુસને કહ્યું કે "એલા ઝટ કામદારને બોલાવો."

ધોળા શેઠ દોડતા પૂગ્યા છે; દરબારે ખરીતો ધોળા શેઠના હાથમાં આપતાં કહ્યું કેઃ "કામદાર

તમે જાણો છો કે વરસ નબળું છે અને નાણાં નથી. જો વસ્તીના ગાભા ચૂંથાય તો તો... !" દરબારથી બીજાં વેણ બોલાણાં નહીં.

"ધરપત રાખો બાપુ! ધોળો હજી જીવતો બેઠો છે અને વાંસાવડની વસ્તીના ગાભા ચૂંથાય ઇટાણે મોતને મીઠું કરતાં નહીં મુંઝાઉં." અને જવાબ લખાણો કે આવતી કાલે સવારમાં અમારા કામદાર ધોળા શેઠ રૂબરૂ આવે છે.

બીજે દી ખીસર હતી. સવારમાં વ્હેલા ઊઠી, નાઈ ધોઈને ધોળા શેઠ તૈયાર થયા. થોડોક ખીચડો ખાધો, દાન પૂન્ય કર્યું. અને ભડૈન ચારણ આઈ રાજબાઈને આંગણે આવી રજા લેવા ઊભા રહ્યા છે.

આઈ રાજબાઇ ના પાડે છે; છતાં ધોળા શેઠને ગયા વગર છૂટકો નહીં, એટલે લંગાળા ઉપર ઘોડાને વ્હેતો કર્યો.

લંગાળાને પાદર તે દી સલાબતખાં ફોજની વચ્ચે વીંટાઇને બેઠો છે. બેય બાજુ ઘોમ ચક આંખ્યું વાળા ઝરખિયાના ઝાંપા જેવી દાઢીવાળા, શિયાળામાં સુવરડાં ચરીચરીને અવળી કાંધ નાખી ગયા હોય એવી કાંધવાળાં; દારૂની એક એક બતક પી જાવા વાળા અને ગાજર મૂળા મરડે એમ હાથીનાં માથા મરડી નાખે એવા આતશબાજીના અંગારા જેવા મુસલા, આરબી, પઠાણી અને મકરાણુનાં જોધા જેમ કાળની જમાત બેઠી હોય એમ પલોંઠા વાળીને બેઠા છે. ત્યાં માણસે સમાચાર આપ્યા કે "વાંસાવડથી ધોળા કામદાર આવ્યા છે."

"આવવા દયો." સલાબતે મંજૂરી આપી

મોઢાં માથે થોભિયાં, માથે પાઘડી, ખંભે એસ, અંગરખું વાણિયાશાહી ધોતિયું, ગોઠણ સુધી પહોંચતા હાથ, પાંચ હાથ પૂરો કામદાર જ્યાં તંબુમાં દાખલ થયા ત્યાં ફોજના માણસોની મીટ આભ કપાળા ધોળા શેઠના દેવતાઈ રૂપ માથે મંડાઈ રહી.

સલાબતને તાજીમ ભરીને શેઠે કહ્યું કે :

"નામદાર ! હું વાંસાવડનો કામદાર ધોળો અરજે આવેલ છુ."

"અરજે કે ખંડણી ભરવા ?"

"ખંડણીનું તો એવું છે ને કે બાપા ભરી દેવી'તી પણ..."

"પણ એટલે નાણાં નથી લાવ્યા એમને ?" સલાબતે વાતને વચ્ચેથી કાપતાં પૂછ્યું.

"ના બાપુ" કામદારે જવાબ આપ્યો કામદારનો જવાબ સાંભળી સલાબતે કાંઈક વિચાર કર્યો અને ફોજમાંથી એક પહાડ જેવા આદમીને ઇશારો કરીને પાસે બોલાવ્યો. એના કાનમાં કાંઇક કહ્યું અને પછી ધોળા શેઠ સામે જોયું !

"વરસ બહુ મોળું થયું. વસ્તીનો નિભાવ પણ થાય એમ નથી બાપા !" કામદારે વાતનો દોર સાંધ્યો.

"અમારો પણ નિભાવ થાવો જોઈએ ને કામદાર !"

"તમારે તો બાપુ ગુજરાત દૂઝે છે ને અમારું તો વાટકીનું શીરામણ."

"વાટકીનું હોય કે તાંસળીનું, અમારે તો વસૂલાતથી કામ છે"

"મારા ઉપર વિશ્વાસ રાખો બાપા !"

'હું મારા સૈનિકો ઉપર વિશ્વ સ રાખું છું, કામદાર"

"ઇતો હોય જ ને ?"

હોય નહીં, છે. અટાણે મારા સૈનિકો વાંસાવડ માથે ચડી ચૂકયા છે. અને લૂંટ - કરીને પણ વસૂલાત લઈ આવશે".

સૈનિકો વાંસાવડ માથે ચડી ચૂકયા છે એમ જ્યાં સલાબત બોલ્યો ત્યાં તો કો'કે લમણાનો ઘા માર્યો હોય એમ કામદારને ઘા લાગ્યો; માથામાં સાટકા નીકળવા મંડયા. રોમરાઇ લાગી ગઇ કે હું જીવતો બેઠો છું ને મારું વાંસાવડ લૂંટાશે ? ભારે

કરી. પણ વાણિયો ઇ વાણિયો. ઘૂંટડો ઉતારી ગયો. મોઢાની એકપણ રેખા બદલવા ન દીધી અને અહીંથી કેમ ભાગવું એમ તરકીબ વિચારતાં વિચારતાં વિનંવણી કરી કે :

"નામદાર ! વસ્તીને પૂરાં લૂગડાં પણ પેરવા નથી. થોડીક તો દયા રાખવી'તી !"

"દયા તો તમને વાણિયાને શોભે, અમને નહીં."

"ઠીક બાપુ તમારી મરજી, તો હવે હું રજા લઉં !"

"કયાં ?"

"વાંસાવડ"

"વાણિયા ! તું મને એટલો મૂરખ માને છે કે તને જાવા દઉં ? એટલે તો તને આંહી તેડાવ્યો. ખંડણી આવે તો ઠીક નહીંતર વાંસાવડ વિના જોખમે લુંટાશે." સલાબતે ચાલાકી છતી કરી.

"ફટય છે તને, દગો કર્યો ? હું તો એમ ધારતો તો કે સબાલત મરદ છે. મને ખબર નો'તી કે મહમદ શાહની ફોજમાં આવા દગાખોર હશે.

"અને સલાબત ! ભાઈડાના ઝપાટા જોવા હતા તો મેદાનમાં પડકારવો'તોને ?" એમ કહેતાં કહેતાં ધોળા શેઠની આંખ્યુંના ખૂણા લાલ થવા માંડયા. શેઠના એકએક વેણ સલાબતી નામર્દાઈ ઉપર ફીટકાર દેતાં હતાં અને સલાબતે હુકમ કર્યો કે: "પકડી લ્યો આને !"

પણ હજી તો સૈનિકો ઊભા થાય ન થાય ત્યાંતો વાણિયે હિસાબ માંડી લીધો અને આંખના પલકારામાં સલાબત પાસે ઉઘાડી તલવારે ઊભેલ અંગરક્ષકની બેય તલવાર ઝપટ મારીને પડાવી લીધી અને પલકારામાં માંડી દીધી સલાબતના ગળા માથે. અને ત્રાડ પાડીને કહ્યું કે: "સલાબત ! કહી દે તારા માણસોને કે જ્યાં ને જ્યાં જ ઊભા રહે નહીંતર આ કાળકા હમણાં મારી ખંડણી વસૂલ કરી લેશે."

તલવાર જ્યાં સલાબતના ગળા માથે મંડાણી ત્યાં તો એની આંખ્યું છાશ પાણી થાવા માંડી. માથે મોત ઘૂમરિયું લેવા માંડયું અને પરસેવો છૂટી ગયો. ઘડીક પહેલાંનો સીધો સાદો વાણિયો કાળના દૂત જેવો ભાસ્યો. સલાબતે હાથ ઊંચો કરીને પોતાના માણસોને કહ્યું કે: "સબૂર..."

પાંચસો માણસોના હાથ તલવારની મૂઠ માથે ઠર્યા રહ્યા. પછી તો કામદારે સલાબતને આગળ કર્યો. પાછળ પોતે ઠેઠ તંબુની બહાર પોતાનો ઘોડો બાંધ્યો હતો ત્યાં સુધી લઈ ગયો અને એક તલવાર સલાબતના ગળા માથે અને બીજી તલવારે ઘોડાની સરક કાપી ને પતંગિયું જાય એમ ઘોડા માથે ગયો. વાંસાવડ મારગે ઘોડેસ્વાર ઓગળી ગયો. વાંસે ખેપટ ઊડતી હતી. ઘડીકમાં રંગ પલટાઈ ગયો.

આંહી વાંસાવડમાં શું બન્યું ? સલાબતના એકસો ઘોડેસ્વારો જેમ ચકલાના ઘેરામાં બાજ પડે એમ વાંસાવડ માથે પડયા. નીકા સરવૈયાને એના પાંચ પચાસ માણસોને ઓચિંતા પકડી લીધા. અને લૂંટની જ્યાં તૈયારી કરે છે ત્યાં તો ઘોડાના ડાબલા સંભળાયા. હોળી માથે નાળિયેર આવતું હોય એમ કામદાર આવે છે બેય હાથમાં કાળી કાળી નાગણી જેવી તલવારો રહી ગઈ છે. અને પ્રેમંડ, વીંધતી ત્રાડ પાડી કે: 'ભાઈડા ધાજો વાંસાવડ માથે હાથ નાખનારા !"

સલાબતના માણસો પણ લૂંટને પડતી મેલીને સામા દોડયા. કામદારના પડકારે પડકારે ગામનું લોક પણ ઉમટયું. બરાબર આજ ટાણે ધોળા શેઠના ભાઈબંધ જેઠાભાઈ કુંભારની જાન સાજિયાણી ગામે પરણવા ગઈ હતી ઈ આવી.

ઢોલ ઉપર જોરાવર હાથની થપાટું પડી રહી છે. શરણાયુંમાં મીઠા સૂર ગહેકતા આવે છે. જાનડિયું ગળાં મોકળાં કરીને લગનનાં ગીત ગાઈ રહી છે અને કંકુની લોળ્ય જેવી કુંભારણને વરલાડો જેઠો ગાડામાં બેઠો છે.. જાનૈયા ગુલતાન કરતા આવે છે.

જાન પાદરમાં આવી ત્યાં શેઠના પડકારા સંભળાણા અને ધીંગાણું ભાળ્યું. કુંભારણને જીવ્યા મુવાના રામરામ કરીને જેઠો ગાડા ઉપરથી ઠેક મારીને ઊતરી ગ્યો ને તલવાર કાઢી દોટ દીધી.

ઢોલમાં તરઘાયો વાગવા માંડ્યો અને શરણાઈમાં લગન ગીતને બદલે સિંધુડો ઘૂંટાવા માંડ્યો.

જેઠાને આવતો જોઈને શેઠે રાડ પાડી, "એ... જેઠા ! પાછો વળી જા. પાછો વળી જા. હજી તારે હાથે મીંઢોળ છુટ્યાં નથી. ભલો થઈને ભાગી જા જેઠા !" ત્યાં તો જેઠો કામદારની લગોલગ પૂગી ગ્યો ને કહ્યું કેઃ "શેઠ, ભાઈબંધને મૂકીને ભાગું તો તો બોમકા લાજે, અને મેંય વાંસાવડનું પાણી પીધું છે હો ?"

આમ કહીને જેઠો પણ મંડાણો. વાંસે જાનૈયા જે હાથમાં આવ્યું હથિયાર લઈને કૂદ્યા.

તલવારોની ઝીકાઝીક બોલવા માંડી. પેંતરા ભરીભરીને એકબીજા માથે ઘા કરવા મંડ્યા જેઠો કુંભાર શેઠની આગળ જઈ ચાકડા માથેથી માટલાં ઉતારે એમ માથાં ઉતારવા મંડ્યો; પણ જેઠો જરાક ચૂક્યો અને જનોઈવઢ તલવાર પડી ને ભાઈબંધીને ઉજાળતો જેઠો પડ્યો.

પછી તો વાણિયો ને ગામ વીફરી ગયાં અને ગોંડળિયાના કણબી જુવાન જેમ ખડ વાઢે એમ સલાબતના માણસોને વાઢવા મંડ્યા. ઘડીકવારમાં તો ખળું કરી દીધું. સો માણસોમાંથી માંડ માંડ વીસ પચીસ માણસ બચ્યા અને મંડ્યા ભાગવા. પણ પણ જાતાં જાતાં કો'ક જોરાવર હાથની તલવાર પડી અને શેઠનું માથું લેતી ગઈ. આજ વાંસાવડના પાદરમાં ઘોળો કોઠો કહેવાય છે ત્યાં શેઠ પડ્યા. વાંસાવડ લૂંટાતું બચી ગયું.

આવા હતા વાંસાવડના જવાંમર્દો. ચારણ આઈ રાજબાઈ ને ભાઈ કામ આવ્યાના વાવડ મળતાં માથાં પછાડીને જીવ કાઢી નાખ્યો.

ઘોળા શેઠની નવમી પેઢીયે શેઠ ગીરધરલાલ દેવચંદ ગાંડા થયા અને તેમનો પરિવાર અત્યારે મુંબઈમાં રંગ રસાયણ તથા બીજા મોટા વેપારમાં છે.

❊

[અનુ પૃ. ૬૦૧થી]

ભાત ભાતનાં રંગરંગનાં,
યૌવન જાગે ઊભરાતાં.
ચાંદાને અજવાળે ચકોરી,
ગીત મળે સંગીત મળે,
મનની ક્ષુધા મટી જાય,
પણ તનની ક્ષુધા કેમ ટળે ?
ગાન તાન ને મંજલ ગીતો,
ભૂખ્યાં પેટે નવ ભાવે,
ધાન તણા ઢગલે ઢગલા,
સૂરજ વીણ કોણ નીપજાવે ?

ચકોરી –

ભાત ભાતનાં ભોજન મુજને,
નાથ વિનાના નવ ભાવે;
નાથ ગયો નોકરીએ એ તો
દિન આથમે ઘર આવે.

સાખી

જળથી ઊજળું મોતીડું,
મોતીથી ઊજળો તારલિયો;
તારાથી ઊજળી ચાંદની,
ચાંદનીથી ઊજળો ચાંદલિયો.

ચકવી –

ચાંદલિયાથી સત ઊજળું,
સતથી ઊજળો સતવાદી;
સતવાદીથી સૂરજ ઊજળો,
જે છે આદિ – અનાદિ.

# કૃષિ શિક્ષણમાં યુવાનોનું યોગદાન

ગોવિંદભાઇ કે. પટેલ

કોઈ પણ દેશમાં સામાજીક, આર્થિક શૈક્ષણિક કે રાજકીય પરિવર્તનમાં યુવાશક્તિનો ફાળો મોખરે માલુમ પડેલ છે. કારણ કે, યુવાનોમાં તેમનાં ઉછળતા લોહીને કારણે કામ કરવાનો તરવરાટ ધગશ, દિલચસ્પી, ઈન્તેજારી અને થનગનાટ જોવા મળે છે. તેમજ ઘણાં દેશની કરવટ બદલવામાં યુવાનોનો ફાળો અજોડ જોવા મળે છે. અને સિદ્ધિઓનાં શિખરો સર કરેલ છે.

દરેક દેશમાં તેમનાં સીમાડાઓનું રક્ષણ યુવાનો જ કરતાં હોય છે. પછી ભલે તે હવાઈ–દળ, નૌકા–દળ કે ભૂમિ–દળ હોય પરંતુ દેશનાં રક્ષણની મહત્ત્વની ફરજ અને જવાબદારી યુવાનો બજાવતા હોય છે. વળી દેશનાં કારખાનાઓ તેમજ ઔદ્યોગિક એકમોમાં પણ યુવાન કારીગરો તેમજ ઈજનેરોની મહત્ત્વની સેવા જોવા મળે છે. તેથી કોઈ પણ દેશની અગત્યની મૂડી કે ધન તો તે યુવાધન ગણાવું જોઈએ. તેથી દરેક દેશ પોતાના સર્વાંગી વિકાસ માટે તેનાં દેશનાં ભાવિ યુવાન નાગરિકોનાં ચારિત્ર્ય ઘડતર માટે વિવિધ યોજનાઓ પણ અમલમાં મૂકતા હોય છે. અને આ અંગે સંપૂર્ણ કાળજી પણ સેવવામાં આવે છે.

આજે દેશનાં ભૌતિક વિકાસ માટે યુવાનોને જે વૈજ્ઞાનિક તેમજ ટેકનિકલ જ્ઞાન આપવામાં આવે છે અને વૈજ્ઞાનિક પદ્ધતિઓનાં જ્ઞાનનાં ઉપયોગથી આપણે ઔદ્યોગિક તેમજ કૃષિ ઉત્પાદન ક્ષેત્રે અનેક સિદ્ધિઓ હાંસલ કરેલ છે. પરંતુ હજુ આ સિદ્ધિઓને વધુ સુદૃઢ અને વેગવંતી બનાવવા માટે યુવાનોએ કમર કસવી પડશે. યુવાનોમાં અનેક શક્તિઓ પડેલ હોવા છતાંય તેને પૂર્ણ રીતે ખીલવવાની તકો ન મળે અને તેમની શક્તિઓને જો આપણે રચનાત્મક અને વિકાસનાં માર્ગે ન વાળીએ તો દેશને એ શક્તિઓનો ફાયદો મેળવવાને બદલે ઘણી વખત નુકસાન પણ થતું હોય છે. જેથી દરેક યુવાનોમાં દેશદાઝ, રાષ્ટ્રભાવના, માનવતાવાદ, ગંભીરતા અને પીઢતાનાં સદ્‌ગુણો ખીલવવામાં આવે તો જ આદર્શ યુવાન બની શકે. અને ભારત જેવો દેશ કે જેમની પ્રજા ૫૦ ટકા કરતાં વધુ ગરીબી રેખા નીચે જીવી રહી છે તેમનાં ઉત્કર્ષ માટે વધુ ઉપયોગી નીવડી શકે. આ વૈજ્ઞાનિક યુગમાં દેશનું ઔદ્યોગિક તેમજ ખેત ઉત્પાદન અનેકગણું વધારી શકવાની શકયતાઓ રહેલી છે. અને તે જરૂર પાર પાડી શકાય તેમ છે. પરંતુ યુવાનોનાં ચારિત્ર્યની જાળવણી અને ખીલવણી અંગેની કાળજી લેવામાં આવશે તો આ તમામ બાબતોને પહોંચી વળવાનું મારી દૃષ્ટિએ વધુ અઘરું નથી. તેથી યુવાનોની આ ધસમસતા પૂર જેવી શક્તિને આપણે સારે માર્ગ વાળવી ઘણી જ આવશ્યક છે. દેશનાં યુવાનો પોતાનાં ગરીબ અને પછાત દેશબંધુઓને આર્થિક તેમજ સામાજીક સ્થિતિ નજર સમક્ષ રાખી વિચારતા થાય અને રચનાત્મક અભિગમ અપનાવે તો દેશની કાયાપલટની ગતિમાં અનેકગણો વેગ લાવી શકાય.

અત્યારે દુનિયાનાં અનેક દેશો અને મહાસત્તાઓ વિજળી વેગે પ્રગતિ કરી રહેલ છે. અને આધુનિક વિજ્ઞાન અને ટેકનોલોજીનાં ઉપયોગનાં કારણે અનેક આર્થિક સિદ્ધઓનાં શિખરો સર કરેલ છે. અને યંત્રો તથા માનવશકિતનાં વૈજ્ઞાનિક ઢબે અને ગણત્રીપૂર્વક ઉપયોગો થઈ રહેલ છે, ત્યારે આપણાં દેશના અનેક નાગરિકો હજુ બેકારી ભોગવી રહ્યા છે. અને શિક્ષિત યુવાનો પણ નોકરીઓ માટે ફાફાં મારી રહ્યા છે અને દિશાસૂઝ ન હોવાને કારણે માનવશકિતનો સદ્‌ઉપયોગ થતો નથી અને માનવશકિત સુષુપ્ત અવસ્થામાં પડી રહે છે. જે દેશ માટે કમનસીબીની બાબત છે. દરેક માનવને દેશનાં સર્વાંગી વિકાસ માટે કામે લગાડવાનો અને સખત પરિશ્રમ કરવાનો સમય પાકી ગયો છે.

જાન પાદરમાં આવી ત્યાં શેઠના પડકારા સંભળાણા અને ધીંગાણું ભાળ્યું. કુંભારણને જીવ્યા મુવાના રામરામ કરીને જેઠો ગાડા ઉપરથી ઠેક મારીને ઊતરી ગ્યોને તલવાર કાઢી દોટ દીધી.

ઢોલમાં તરઘાયો વાગવા માંડયો અને શરણાઈમાં લગન ગીતને બદલે સિંધુડો ઘૂંટાવા માંડયો.

જેઠાને આવતો જોઈને શેઠે રાડ પાડી, "એ... જેઠા! પાછો વળી જા. પાછો વળી જા. હજી તારે હાથે મીંઢોળ છૂટયાં નથી. ભલો થઈને ભાગી જા જેઠા!" ત્યાં તો જેઠો કામદારની લગોલગ પૂગી ગ્યો ને કહ્યું કે: "શેઠ, ભાઈબંધને મૂકીને ભાગું તો તો બોમકા લાજે, અને મેંય વાંસાવડનું પાણી પીધું છે હો!"

આમ કહીને જેઠો પણ મંડાણો. વાંસે જાનૈયા જે હાથમાં આવ્યું હથિયાર લઈને કૂદયા.

તલવારોની ઝીકાઝીક બોલવા માંડી. પેંતરાં ભરીભરીને એકબીજા માથે ઘા કરવા મંડયા જેઠો કુંભાર શેઠની આગળ જઈ ચાકડા માથેથી માટલાં ઉતારે એમ માથાં ઉતારવા મંડયો; પણ જેઠો જરાક ચૂકયો અને જનોઈવઢ તલવાર પડી ને ભાઈબંધીને ઉજાળતો જેઠો પડયો.

પછી તો વાણિયો ને ગામ વીફરી ગયાં અને ગોંડળિયાના કણબી જુવાન જેમ ખડ વાઢે એમ સલાબતના માણસોને વાઢવા મંડયા. ઘડીકવારમાં તો ખળું કરી દીધું. સો માણસોમાંથી માંડ માંડ વીસ પચીસ માણસ બચ્યા અને મંડયા ભાગવા. પણ પણ જાતાં જાતાં કો'ક જોરાવર હાથની તલવાર પડી અને શેઠનું માથું લેતી ગઈ. આજ વાંસાવડના પાદરમાં ધોળો કોઠો કહેવાય છે ત્યાં શેઠ પડયા. વાંસાવડ લૂંટાતું બચી ગયું.

આવા હતા વાંસાવડના જવાંમર્દો. ચારણ આઈ રાજબાઇ ને ભાઇ કામ આવ્યાના વાવડ મળતાં માથાં પછાડીને જીવ કાઢી નાખ્યો.

ધોળા શેઠની નવમી પેઢીયે શેઠ ગીરધરલાલ દેવચંદ ગાંડા થયા અને તેમનો પરિવાર અત્યારે મુંબઇમાં રંગ રસાયણ તથા બીજા મોટા વેપારમાં છે.

※

અનુ પૃ. ૬૦૧થી]

ભાત ભાતનાં રંગરંગનાં,
યૌવન જાગે ઊભરાતાં.
ચાંદાને અજવાળે ચકોરી,
ગીત મળે સંગીત મળે,
મનની ક્ષુધા મટી જાય,
પણ તનની ક્ષુધા કેમ ટળે?
ગાન તાન ને મંગલ ગીતો,
ભૂખ્યાં પેટે નવ ભાવે,
ધાન તણા ઢગલે ઢગલા,
સૂરજ વીણ કોણ નીપજાવે?

**ચકોરી –**

ભાત ભાતનાં ભોજન સુજને,
નાથ વિનાના નવ ભાવે;
નાથ ગયો નોકરીએ એ તો
દિન આથમે ઘર આવે.

**સાખી**

જળથી ઊજળું મોતીડું,
મોતીથી ઊજળો તારલિયો;
તારાથી ઊજળી ચાંદની,
ચાંદનીથી ઊજળો ચાંદલિયો.

**ચકવી –**

ચાંદલિયાથી સત ઊજળું,
સતથી ઊજળો સતવાદી;
સતવાદીથી સૂરજ ઊજળો,
જે છે આદિ – અનાદિ.

# કૃષિ શિક્ષણમાં યુવાનોનું યોગદાન

ગોવિંદભાઇ કે. પટેલ

કોઈ પણ દેશમાં સામાજીક, આર્થિક શૈક્ષણિક કે રાજકીય પરિવર્તનમાં યુવાશક્તિનો ફાળો મોખરે માલુમ પડેલ છે. કારણ કે, યુવાનોમાં તેમનાં ઉછળતા લોહીને કારણે કામ કરવાનો તરવરાટ ધગશ, દિલચસ્પી, ઈન્તેજારી અને થનગનાટ જોવા મળે છે. તેમજ ઘણાં દેશની કરવટ બદલવામાં યુવાનોનો ફાળો અજોડ જોવા મળે છે. અને સિદ્ધિઓનાં શિખરો સર કરેલ છે.

દરેક દેશમાં તેમનાં સીમાડાઓનું રક્ષણ યુવાનો જ કરતાં હોય છે. પછી ભલે તે હવાઈ-દળ, નૌકા-દળ કે ભૂમિ-દળ હોય પરંતુ દેશનાં રક્ષણની મહત્ત્વની ફરજ અને જવાબદારી યુવાનો બજાવતા હોય છે. વળી દેશનાં કારખાનાઓ તેમજ ઔદ્યોગિક એકમોમાં પણ યુવાન કારીગરો તેમજ ઈજનેરોની મહત્ત્વની સેવા જોવા મળે છે. તેથી કોઈ પણ દેશની અગત્યની મૂડી કે ધન તો તે યુવાધન ગણાવું જોઈએ. તેથી દરેક દેશ પોતાના સર્વાંગી વિકાસ માટે તેનાં દેશનાં ભાવિ યુવાન નાગરિકોનાં ચારિત્ર્ય ઘડતર માટે વિવિધ યોજનાઓ પણ અમલમાં મૂકતા હોય છે. અને આ અંગે સંપૂર્ણ કાળજી પણ સેવવામાં આવે છે.

આજે દેશનાં ભૌતિક વિકાસ માટે યુવાનોને જે વૈજ્ઞાનિક તેમજ ટેકનિકલ જ્ઞાન આપવામાં આવે છે અને વૈજ્ઞાનિક પદ્ધતિઓનાં જ્ઞાનનાં ઉપયોગથી આપણે ઔદ્યોગિક તેમજ કૃષિ ઉત્પાદન ક્ષેત્રે અનેક સિદ્ધિઓ હાંસલ કરેલ છે. પરંતુ હજુ આ સિદ્ધિઓને વધુ સુદઢ અને વેગવંતી બનાવવા માટે યુવાનોએ કમર કસવી પડશે. યુવાનોમાં અનેક શક્તિઓ પડેલ હોવા છતાંય તેને પૂર્ણ રીતે ખીલવવાની તકો ન મળે અને તેમની શક્તિઓને જો આપણે રચનાત્મક અને વિકાસનાં માર્ગે ન વાળીએ તો દેશને એ શક્તિઓનો ફાયદો મેળવવાને બદલે ઘણી વખત નુકસાન પણ થતું હોય છે. જેથી દરેક યુવાનોમાં દેશદાઝ, રાષ્ટ્રભાવના, માનવતાવાદ, ગંભીરતા અને પીઢતાનાં સદ્ગુણો ખીલવવામાં આવે તો જ આદર્શ યુવાન બની શકે. અને ભારત જેવો દેશ કે જેમની પ્રજા ૫૦ ટકા કરતાં વધુ ગરીબી રેખા નીચે જીવી રહી છે તેમનાં ઉત્કર્ષ માટે વધુ ઉપયોગી નીવડી શકે. આ વૈજ્ઞાનિક યુગમાં દેશનું ઔદ્યોગિક તેમજ ખેત ઉત્પાદન અનેકગણું વધારી શકવાની શકયતાઓ રહેલી છે. અને તે જરૂર પાર પાડી શકાય તેમ છે. પરંતુ યુવાનોનાં ચારિત્ર્યની જાળવણી અને ખીલવણી અંગેની કાળજી લેવામાં આવશે તો આ તમામ બાબતોને પહોંચી વળવાનું આરી દષ્ટિએ વધુ અઘરું નથી. તેથી યુવાનોની આ ધસમસતા પૂર જેવી શક્તિને આપણે સારે માર્ગ વાળવી ઘણી જ આવશ્યક છે. દેશનાં યુવાનો પોતાનાં ગરીબ અને પછાત દેશબંધુઓને આર્થિક તેમજ સામાજીક સ્થિતિ નજર સમક્ષ રાખી વિચારતા થાય અને રચનાત્મક અભિગમ અપનાવે તો દેશની કાયાપલટની ગતિમાં અનેકગણો વેગ લાવી શકાય.

અત્યારે દુનિયાનાં અનેક દેશો અને મહાસત્તાઓ વિજળી વેગે પ્રગતિ કરી રહેલ છે. અને આધુનિક વિજ્ઞાન અને ટેકનોલોજીનાં ઉપયોગનાં કારણે અનેક આર્થિક સિદ્ધિઓનાં શિખરો સર કરેલ છે. અને યંત્રો તથા માનવશકિતનાં વૈજ્ઞાનિક ઢબે અને ગણત્રીપૂર્વક ઉપયોગો થઈ રહેલ છે, ત્યારે આપણાં દેશના અનેક નાગરિકો હજુ બેકારી ભોગવી રહ્યા છે. અને શિક્ષિત યુવાનો પણ નોકરીઓ માટે ફાંફાં મારી રહ્યા છે અને દિશાસૂઝ ન હોવાને કારણે માનવશકિતનો સદ્ઉપયોગ થતો નથી અને માનવશકિત સુષુપ્ત અવસ્થામાં પડી રહે છે. જે દેશ માટે કમનસીબીની બાબત છે. દરેક માનવને દેશનાં સર્વાંગી વિકાસ માટે કામે લગાડવાનો અને સખત પરિશ્રમ કરવાનો સમય પાકી ગયો છે.

આજે આપણા દેશ કરતા પશ્ચિમના ભૌતિક ક્ષેત્રે અનેક સિદ્ધિઓ મેળવેલ છે અને શિક્ષણનુ સ્તર પણ ઘણુ ઊંચુ જોવા મળે છે. જેથી આપણા દેશના પણ ઘણા યુવાનો પરદેશમા જઈ ઉચ્ચ વિદ્યાભ્યાસ લઈ ત્યાના દેશોમા સ્થિર થાય છે. કારણ કે આવા ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરનાર ટેક નિશ્યનો તથા વૈજ્ઞાનિકો ત્યા આર્થિક રીતે સારૂ વળતર તેમજ ઉચ્ચ ભૌતિક જીવનધોરણને કારણે ત્યા રહેવું વધુ પસદ કરે છે. અને આપણા દેશમા આની સુવિધાઓ ન મળવાને કારણે દેશને આવા યુવા ધનના જ્ઞાનનો લાભ મળતો નથી.

ભારત દેશ કૃષિ પ્રધાન દેશ છે અને દેશની ૭૦ થી ૮૦ ટકા વસ્તી ગ્રામ વિસ્તારમા વસે છે અને આ રાષ્ટ્રની આવકમા ખેતી ઉત્પાદન દ્વારા ૫૦ ટકા કરતા પણ વધુ આવક થાય છે. આમ છતાય કૃષિ સશોધન અને શિક્ષણક્ષેત્રે જોઈએ તેટલુ પ્રાધાન્ય આપવામા આવતુ નથી. અત્યારે સામાજીક રીતે પણ લોકોમા અને ખાસ કરીને યુવા વર્ગમા ખેતી અને ખેતી શિક્ષણ કરતા મેડિકલ, ઈજનેરી તથા ટેકનોલોજીના શિક્ષણ તરફ વધુ આકર્ષણ છે અને આવી શૈક્ષણિક સસ્થાઓમા પ્રવેશ ન મળે ત્યાર બાદ જ કૃષિ શિક્ષણને યુવાનો પ્રાધાન્ય આપે છે. દેશનો સર્વાગી વિકાસ ત્વરિત ગતિએ સાધવો હશે તો ગ્રામ્ય વિસ્તારમા વસતા યુવકો ખેતી શિક્ષણ તરફ વળે તે બાબતે આકર્ષવા જોઈએ. કારણ કે દેશમા માનવ ધન જે ગ્રામીણ વિસ્તારમા આડે સાથરે પડેલ છે, તેનો કાર્યક્ષમ સદ્ઉપયોગ કરવો હશે તો કૃષિ અને કૃષિ શિક્ષણને વધારે પ્રોત્સાહિત કરવા પૂરતુ વજન આપવુ અતિ જરૂરી છે.

અત્યારે દેશની અદર વસ્તીવધારો પણ એક મૂઝવતો અને સળગતો પ્રાણ પ્રશ્ન છે અને દેશની જરૂરિયાતને પહોચી વળવા અને કૃષિ ઉત્પાદન ક્ષેત્રે વધારો કરવા વિવિધ ક્ષેત્રે કૃષિ સશોધન દ્વારા આ સમસ્યાઓ હલ કરવી પડશે. આપણો દેશ ગામડાઓનો બનેલો હોય આપણે ગામડાઓના શિક્ષિત યુવાનો દ્વારા જાગૃતિ લાવી શકીશુ અને મહાત્મા ગાધીએ પણ કહેલ કે 'દેશને સુખી અને સમૃદ્ધ બનાવવો હશે તો ગામડાઓને એકમ ગણી તેમનો સર્વાગી વિકાસ સાધવામા આવશે તો દેશમા આપમેળે સમૃદ્ધિ આવશે.'

હવે આપણે કૃષિ શિક્ષણ અગે વાત કરીએ તો અત્યારે દેશની અદર કૃષિ શિક્ષણ અનેક ક્ષેત્રે વિસ્તૃત પ્રમાણમા પાગરી રહેલ છે અને જેના ફાયદાઓ આપણે મેળવી રહ્યા છીએ. અગાઉ આપણે કૃષિ શિક્ષણ મેળવવા માટે દૂર દૂરના સ્થળે જવુ પડતુ હતુ. પરતુ અત્યારે દેશના દરેક રાજ્યમા કૃષિ શિક્ષણની વિવિધ સસ્થાઓ દ્વારા કૃષિ શિક્ષણ આપવામા આવે છે.

શિક્ષણ ક્ષેત્રે ભૂતકાળમા દૃષ્ટિપાત કરીએ તો જણાશે કે અગાઉ તક્ષશિલા યુનિવર્સિટી એક જ એવી યુનિવર્સિટી હતી કે જ્યા ૧૮-વિદ્યા શાખાઓનુ શિક્ષણ આપવામા આવતુ હતુ. અને તેમા કૃષિ શિક્ષણનો પણ સમાવેશ કરવામા આવતો પરતુ વૈજ્ઞાનિક ઢબે ખેતી અને તાલીમબદ્ધ માણસોની જરૂરિયાત અને પશુપાલનનું મહત્ત્વ ૧૮૭૦થી સમજાયુ, કે જ્યારે ખેતી અને પશુપાલનનુ શિક્ષણ આપતી નહિવત્ સસ્થાઓ આપણે ત્યા શરૂ થઈ હતી.

દેશની સામાન્ય શિક્ષણ અગેની વાત કરીએ તો ભારતની પ્રથમ ત્રણ યુનિવર્સિટી ૧૮૫૭મા મદ્રાસ, મુબઈ અને કલકત્તામા શરૂ થઈ હતી. ત્યારબાદ ઠીક ઠીક સમય ગયો અને છેક ચાલુ સદી (૧૯૦૦-૧૯૧૦)મા એગ્રીકલ્ચરનું કોલેજ સુધીનુ ઉચ્ચ શિક્ષણ આપવા નાગપુર અને કાનપુર ખાતે ૧૯૦૬, કોઈમ્બતુર (મદ્રાસ) અને પુના ખાતે ૧૯૦૮ અને અરહાબાદ ખાતે ૧૯૧૦ એમ કુલ પાચ એગ્રીકલ્ચર કોલેજ શરૂ થઈ. બ્રિટીશ સત્તાધીશોએ કેટલાક સશોધન કેન્દ્રો પણ ખોલ્યા હતા કે જેમાનુ એક સશોધન કેન્દ્ર બિહારમા પુસા ખાતે ૧૯૦૫મા શરૂ થયેલુ. જે પાછળથી ૧૯૨૦મા દિલ્હી ખાતે ફેરવવામા આવેલ.

રોયલ કમીશનને આધારે દેશમાં કૃષિ અને પશુચિકિત્સા વિજ્ઞાનનાં વિકાસ અને ઉત્તેજન માટે ૧૯૨૯માં દિલ્હીમાં ઈન્ડીયન કાઉન્સીલ ઓફ એગ્રીકલ્ચર રીસર્ચ ઈન્સ્ટીટયુટ પૂર્વમાં દેશની અનુસ્નાતક શિક્ષણ અને સંશોધન માટેની સૌથી મોટી સંસ્થા બની.

સ્નાતક કક્ષાનું શિક્ષણ તો ૨૦મી સદીનાં પહેલાં દાયકામાં શરૂ થયું હતું. પરંતુ અનુસ્નાતક સુધીનું શિક્ષણ ઉપલબ્ધ ન હતું. છેક ૧૯૫૮માં ઈન્ડીયન એગ્રીકલ્ચર રીસર્ચ ઈન્સ્ટીયુટ નવી દિલ્હીમાં પોસ્ટ ગ્રેજ્યુએટ સ્કુલ શરુ થઈ. જ્યારે ભારતની પ્રથમ જી. બી. પંત એગ્રીકલ્ચર યુનિવર્સિટી આઝાદી મળ્યા પછી ૧૯૬૦માં રૂદ્રપુર-પંતનગર ખાતે વડાપ્રધાન સ્વ. જવાહરલાલ નહેરુનાં હસ્તે ખૂલી મુકાઈ.

ગુજરાતની વાત કરીએ તો પ્રથમ ૧૯૪૭માં બી. એ. કોલેજ ઓફ એગ્રીકલ્ચર આણંદ ખાતે શરુ થઈ. ત્યારબાદ ૧૯૬૦માં જુનાગઢ ખાતે અને ૧૯૬૫માં નવસારી ખાતે અન્ય બે કોલેજો શરૂ કરવામાં આવી. ગુજરાતની પ્રથમ ડેરી સાયન્સ કોલેજ ૧૯૬૦માં તથા પ્રથમ વેટરનરી સાયન્સ' અને એનીમલ હસબન્ડરી કોલેજ ૧૯૬૪માં આણંદ ખાતે શરૂ થઈ. ગુજરાતની ત્રણેય એગ્રીકલ્ચર કોલેજમાંથી પ્રતિ વર્ષ આશરે ૨૫૦ થી ૩૦૦ તથા વેટરનરી તેમજ ડેરી સાયન્સની કોલેજમાંથી આશરે ૩૦, ૩૫ જેટલા વિદ્યાર્થીઓ સ્નાતક કક્ષાનું શિક્ષણ લઈ બહાર આવે છે.

એકંદરે જોઈએ તો ૧૯૬૦માં ભારતમાં પ્રથમ એગ્રીકલ્ચર યુનિવર્સિટીની સ્થાપના થઈ. ત્યાર પછીનાં ૨૦ વર્ષમાં વર્ષે દીઠ એક એગ્રી-કલ્ચર યુનિવર્સિટીની સરેરાશથી આજે કુલ ૨૨ એગ્રીકલ્ચર યુનિવર્સિટી થઈ છે. આઝાદી મળી ત્યારે સમગ્ર દેશની કુલ ૨૦ યુનિવર્સિટીમાં ૨,૫૬,૮૦૦ વિદ્યાર્થીઓ હતા. જેમાં બહુ ઓછા વિદ્યાર્થીઓ એગ્રીકલ્ચર ફેકલ્ટીમાં હતા. અને સને ૧૯૭૬માં દેશની કુલ ૩૨૦૦ કોલેજોમાં ૨૦ લાખ વિદ્યાર્થીઓ હતાં. જેમાં માત્ર ૪ ટકા એગ્રીકલ્ચર અને ૧ ટકા વેટરનરી ફેકલ્ટીમાં હતાં. બીજી રીતે જોઈએ તો દેશનાં કુલ ૨૦ લાખ વિદ્યાર્થીઓમાં ૮૦,૦૦૦ એગ્રીકલ્ચર ગ્રેજ્યુએટ હતા, જેમાં ૧૨,૦૦૦ પોસ્ટ ગ્રેજ્યુએટ હતા, જ્યારે ૧૧,૦૦૦ વેટરનરી ગ્રેજ્યુએટ હતા. અને ૧૦૦૦ પોસ્ટ ગ્રેજ્યુએટ હતા અને બહુ ઓછા એગ્રીકલ્ચર એન્જીનીયરીંગ, હોમસાયન્સ, ડેરી તથા ફીશરીઝ સ્નાતકો હતા. દેશની આર્થિક, સામાજીક અને ઔદ્યોગિક કાયાપલટ સાથે શિક્ષણની પણ કાયાપલટ થઈ. દિન પ્રતિદિન કૃષિ શિક્ષણ પ્રત્યે યુવાનોની ભૂખ વધતી ગઈ. કૃષિશાળામાં પ્રવેશ મેળવવા વિદ્યાર્થીઓનો ધસારો ઘણોજ વધતો રહ્યો. જે આજે સમગ્ર દેશની કુલ ૧૧૫ યુનિવર્સિટીનાં ૪૬૧૦ કોલેજોમાં પાંચમાં ભાગની એટલે કે ૨૨ એગ્રીકલ્ચર યુનિવર્સિટી છે. આ બતાવી આપે છે કે, હવે આપણે કૃષિ શિક્ષણ તરફ આપણો ઝોક વધારી રહ્યા છીએ. અત્યારે કૃષિ શિક્ષણ મેળવતા યુવાનોને રોજગારીની તકો પણ ઘણી જ ઉજ્જવળ છે. અને કૃષિ શિક્ષણ મેળવતા તમામ યુવકોને કૃષિ તથા વિવિધ ક્ષેત્રે રોજગારી મળી રહે છે. તથા શિક્ષણ મેળવેલ યુવકો કૃષિને આનુષંગિક વ્યવસાયમાં પણ રોકાયેલા જોવા મળે છે. જેથી યુવાનોમાં પણ હવે કૃષિ શિક્ષણ અંગેનો અભિગમ વધી રહેલ છે.

કૃષિ શિક્ષણનું જ્ઞાન લઈ યુવાનો કૃષિ ક્રાંતિ કરે તો જ કંઈક નવી ક્રાંતિ થઈ ગણાશે. આધુનિક ખેતી વિજ્ઞાનના જ્ઞાનથી ખેડૂતો વાકેફ થશે નહી ત્યાં સુધી ખેતી ક્ષેત્રે પૂરેપૂરા વિકાસ થવાનો નથી. વિશ્વવિદ્યાલયમાં જે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, નવું સંશોધન થાય છે તેને ગામડામાં ખેતી કરતાં ખેડૂત સમાજ સુધી પહોંચાડવું ઘણું જરૂરી છે. જેથી ગ્રામ્ય વિસ્તારમાં વસતા અને કૃષિ ઉદ્યોગ સાથે સંકળાયેલા તમામ યુવાનોમાં જાગૃતિ લાવવા સૌએ સહિયારા પ્રયાસો કરવા પડશે.

ભારત જેવા દેશોમાં જ્યાં ૬૦ ટકાથી વધારે

લોકો અભણ છે. તેનાં વિકાસ માટે, વિસ્તરણ માટે નિર્દેશનની ભલામણ રોયલ કમિશને સૌપ્રથમ ૧૯૨૮માં કરી. 'જોઈને માનવુ અને કાર્ય દ્વારા શીખવું' એ સિદ્ધાંતનાં આધારે સુધરેલી પ્રવૃત્તિઓ સમજાવવામાં અગત્યનુ સ્થાન ધરાવે છે. ગુજરાત કૃષિ યુનિવર્સિટી હસ્તક જુનાગઢ, આણંદ અને નવસારીની કોલેજોમાં આશરે ૧૨૦૦ જેટલા વિદ્યાર્થીઓ કૃષિ જ્ઞાન સપાદન કરે છે અને વિદ્યાર્થીઓ મોટા ભાગનાં ગ્રામ્ય વિસ્તાર અને ખેતી સાથે સકળાયેલા હોય છે. આ પૈકી કૃષિ શિક્ષણની ડીગ્રી મેળવ્યા બાદ ૫૦ ટકા વિદ્યાર્થીઓ પણ પોતાની ખેતીમાં જોડાય અને આધુનિક ખેતી પદ્ધતિઓ અને પાકોનુ વાવેતર કરતા થાય તો દરેક ગ્રામ્ય વિસ્તારમા ખેડૂતો ઉપર તેની મોટી અસર થાય તે સ્વાભાવિક છે. અને ખેડૂતોમા કૃષિ સશોધનમાં આધુનિક અને છેલ્લા જ્ઞાનનો લાભ મળી શકે. પરિણામે બહોળા પ્રમાણમા ખેડૂતો સુધારેલી ખેતી પદ્ધતિઓ અપનાવતા થશે અને ખેતી વિસ્તરણની પ્રક્રિયા વધુ વેગીલી બનશે. આમ જો યુવાનો પોતાના સમયનુ યોગદાન આપે તો ખરેખર ખેતી ઉત્પાદનમાં વધારો કરી શકાય. આ ઉપરાંત દર વર્ષે યોજાતા કૃષિ સમેલનો, ખેડૂત દિન, ખેડૂત ચર્ચા સભાઓ, પરિસવાદો વગેરેમા જે યુવાન ખેડૂત મિત્રોને કે જેઓ જાતે ખેતી કરે છે તેમને સાંકળવામાં આવે તો તેઓ ખેતીવાડીની નૂતન પદ્ધતિને સફળતાથી પ્રૌઢો કરતા વધારે ઝડપથી અપનાવી લેશે.

આ માટે કૃષિ શિક્ષણ લેતાં વિદ્યાર્થીઓને જેમ બને તેમ ગામડા અને ખેડૂતોની ખેતી સાથે સાંકળી પ્રત્યક્ષ અનુભવો મેળવવા પડશે. ચાલુ સાલે ગુજરાત કૃષિ યુનિવર્સિટીએ આ અગે "ખેડૂતોનાં ખેતર પરની તાલીમ" નામનો 'નવો' પ્રયોગ દાખલ કર્યો છે. ગામડે રહી વિદ્યાર્થીઓ ખેડૂતોનાં ખેતર પર ચાલતી ખેતી નિહાળે, પ્રત્યક્ષ કામ કરીને અનુભવ મેળવે એ આ કાર્યક્રમનો મુખ્ય ઉદ્દેશ છે. તા. ૨૦-૧૧-૮૦થી ૪-૧૨-૮૦ સુધી 'જૂનાગઢ' ખેતીવાડી કોલેજનાં ૯૭ વિદ્યાર્થીઓએ જુદા જુદા ૬ ગામડાઓમાં રહી ખેડૂતોનાં ખેતરો પર ખેડૂતો સાથે કામ કરી પ્રત્યક્ષ અનુભવો મેળવ્યા હતા. અને ખેડૂત અને ખેતીનાં પ્રશ્નો અંગે વિગત-પૂર્ણ અભ્યાસ તથા નોંધ કરવામાં આવેલ.

શિક્ષણથી વચિત રહેલા ગ્રામ યુવક યુવતિઓને તેમનાં વિકાસ માટે અને દેશનાં નાગરિકોને ઘડતર કરવા માટે નહેરુ યુથ-કલબો શરૂ કરવામાં આવી છે. ગ્રામ કક્ષાએ આવા ઘણાં બધા યુવક મંડળ બનાવાય છે. આ ઉપરાંત ગ્રામ્ય વિસ્તારમાં કૃષિ યુવક મંડળો તથા આકાશવાણી તરફથી ખેડૂત મડળો' સ્થાપવામા આવે છે. આવા મડળોમાં સમાવેશ કરવામાં આવેલા યુવકો મોટાભાગે અભણ હોય છે. તેમજ જાતે ખેતી કરતા હોય છે. આવા યુવકોને કૃષિ અંગેની તાલીમ અને માર્ગદર્શન આપવામાં આવે તો તેમાંથી ખેતી વિકાસને વધુ વેગ મળશે. જે યુવાનો શાળા-કોલેજોમાં જઈ શક્યા નથી તેવા માટે જુદી જુદી તાલીમથી શિક્ષણ અપાય છે. આ માટે કૃષિશાળાઓ, ખેડૂત તાલીમ કેન્દ્રો, સરદાર સ્મૃતિ કેન્દ્રો, પશુપાલન અગેની તાલીમ, ગ્રામ્ય કારીગરી તાલીમ, બેકરી તાલીમ, ગૃહ વિજ્ઞાન તાલીમ, ખેત સેવા સલાહ, પ્રયોગશાળાથી ખેતર પર જેવી પ્રત્યક્ષ તાલીમ અનેક કેન્દ્ર આપે છે. ખેતીનાં ધંધામાં રોકાયેલા યુવાનો ખેડૂતો, બહેનો, યુવક-યુવતીઓએ ઉપર મુજબનું શિક્ષણ લેવું જોઈએ. જેથી કૃષિ ક્ષેત્રે થતા અવનવા સશોધનથી વાકેફ થઈ શકાય.

આ રીતે કૃષિ શિક્ષણને લગતી તમામ શાખાઓનું વ્યવસ્થિત આયોજન વધુ સુદૃઢ અને વેગીલુ કરવામા આવે તો આ દેશની યુવાશક્તિનું કૃષિક્ષેત્રે મહત્વનુ યોગદાન પ્રાપ્ત થઈ શકે.

*

# થાણદારી કડપની મનોચિકિત્સા

જૂના વખતની વાત છે.

એ વખતે આજનું સૌરાષ્ટ્ર કાઠિયાવાડ તરીકે ઓળખાતું અને ૨૨૨ નાના મોટા રજવાડાઓમાં વહેંચાયેલું હતું. વચ્ચે વચ્ચે એજન્સીના થાણા. થાણદાર થાણાનો વરિષ્ટ અધિકારી. એક થાણદારની બદલી થઈ. નવા થાણદારે વહીવટ સંભાળ્યો.

નવા થાણદારે સમગ્ર થાણાંના પ્રવાહોથી પરિચિત થવા માટે મદદનીશો પાસેથી માહિતી મેળવવાનું શરૂ કર્યું.

"આમ તો બધું સમુ-સુતર છે. લોકો પણ પૂરી અદબ રાખે છે. પણ જૂના થાણદાર સાહેબ બહુ ભલા માણસ. કોક કોક માથું કાઢી ગયા છે. ગામના એક શેઠ પણ માથાભારે ખરા. ઝટ દઈને ગાંઠે નહીં. જૂના થાણદાર સાહેબ એનાથી નમતા ભજતા ચાલે. એમને વતાવવા જેવા નહીં." મદદનીશે માહિતી આપી.

"સારું! જોયું જશે." થાણદારે ટૂંકો જવાબ આપ્યો.

જૂના થાણદાર દરરોજ સાંજે રસાલો લઈને ગામની બજારમાં નીકળે. લોકો ઊભા થઈ સલામ કરે. એક શેઠ એની સામુંય જુએ નહીં પણ થાણદાર એમની દુકાન પાસે ઊભા રહે, સામેથી જેજે કરે. અને થોડીવારે ચાલતા થાય.

આને પરિણામે લોકોમાં પણ શેઠ માટે એક જબરા માણસ તરીકે કડપ જામી ગયેલો.

નવા થાણદાર એક અઠવાડિયું તો દફતર-માંજ બેસી રહ્યા. બહાર નીકળે જ નહીં. દરરોજ થાણદાર સાહેબને બજારમાં જોવા ટેવાયેલ લોકો પણ નવા થાણદાર માટે ભાત ભાતની અટકળ કરવા લાગ્યા.

અઠવાડિયું પૂરું થયું એટલે નવા થાણદારે કચેરીના નાના મોટા કર્મચારીઓ, ફોજદાર, સિપાહી વગેરેના મોટા કાફલાને સાંજે તૈયાર રહેવા ફરમાન કર્યું. પહેલેથી બજારમાં વાત વહેતી કરાવી દીધી કે "નવા થાણદાર સાહેબ આજે બજારમાં નીકળ-વાના છે. બહુ કડક સ્વભાવના છે." સાંજે ચાર વાગે થાણદાર સાહેબની સવારી નીકળી. બજારમાં લોકો નવા થાણદારને જોવા બન્ને બાજુ ઊભા રહી ગયા. આગળ પટાવાળા, અને પોલીસ પાછળ હાથમાં લાકડી લઈને થાણદાર સાહેબ, કોઈ સલામ ભરે, કોઈ નમસ્કાર કરે સૌનું અભિવાદન ઝીલતા થાણ-દાર આગળ વધ્યા. ભરબજારે ઊંચા ઓટા ઉપર શેઠની દુકાન. એ તો એમની રીત મુજબ પાઘડી પડખે મૂકી, પગ પર પગ ચડાવી, તકિયાને ટેકો દઈને પીંડીએ પટાકા બોલાવતા નિરાતે બેઠેલા. એમણે દૂરથી થાણદાર સાહેબની સવારી આવતી ભાળી. પણ એના તરફ ધ્યાન આપે એ બીજા. એમના મનમાં કે નવા થાણદાર એની મેળે નમતા ભજતા દુકાને આવશે. થોડે દૂરથી થાણદારે શેઠને જોયા. થાણદાર શું કરે છે એ જોવા જાણવાની જૂના કર્મચારીઓને તાલાવેલી જાગી.

"કેમ શેઠ! આ બજાર છે કે ઘર? ઉઘાડે માથે બેઠા છો? પાઘડી માથે મૂકો." શેઠની દુકા-નની નજીક પહોંચ્યા એટલે થાણદારે ચાલતાં ઊંચા અવાજે હુકમ કર્યો. શેઠ તો આ સાંભળી આભા થઈ ગયા. કોઈ દિ કોઈએ શેઠને આટલું કહેવાની હિંમત નહોતી કરી. પણ વધુ વિચાર કરે ત્યાર પહેલાં યંત્રવત્ એમનાથી પાઘડી માથે મૂકાઈ ગઈ.

થાણદારે જોયું કે એમનાં પહેલાં જ તીરે ધાર્યું નિશાન પાડયું છે.

તરત જ એમણે બીજો હૂકમ છોડયો. "વિવેક વિનયમાં સમજો છો કે નહીં? પલાંઠી

અનુ. પૃ. ૬૫૫

# સંસ્થા સમાચાર

## ગોદાવરીબા પ્રસુતિગૃહ શિલાન્યાસ

અમરેલી જિલ્લાના બાબરા મુકામે સાર્વજનિક સંસ્થાઓ દ્વારા આરોગ્ય શિક્ષણ ઈત્યાદિ ક્ષેત્રે સારો એવો પ્રબંધ થતા પામ્યો છે. અમરેલી જિલ્લા પંચાયત તરફથી આરોગ્ય કેન્દ્ર પણ ચાલે છે, પરન્તુ પ્રસુતિગૃહની ખાસ વ્યવસ્થા નથી. આ જરૂરિયાત પૂરી કરવા માટે બાબરાના શ્રી ગોદાવરીબેન કાનજીભાઈ પિતાંબર આસરા પરિવાર તરફથી શ્રી કાનજીભાઈએ ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટને રૂા. ૨,૨૫,૦૦૦નું દાન દેવાની ઈચ્છા દર્શાવી.

ટ્રસ્ટ તરફથી પ્રસુતિગૃહ બાંધી, જરૂરી સાધનો વસાવી, જિલ્લા પંચાયત અમરેલીને સોંપવામાં આવે તો એના સંચાલનની જવાબદારી જિલ્લા પંચાયત અમરેલીએ સ્વીકારી. આથી ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટે આ દાનનો સાભાર સ્વીકાર કર્યો જિલ્લા પંચાયતે પ્રસુતિગૃહ માટે જમીન ફાળવી અને પ્રસુતિગૃહનું બાંધકામ શરૂ કરવામાં આવી રહ્યુ છે. અન્ય ગૃહસ્થોએ પણ પ્રસુતિગૃહ માટે જરૂરી સાધનો ભેટ આપવાની તત્પરતા દર્શાવી છે. પ્રસુતિગૃહ તૈયાર થઇ ગયે ટ્રસ્ટ તરફથી આ પ્રસુતિગૃહ જિલ્લા પંચાયત અમરેલીને અર્પણ કરવામાં આવશે.

આ પ્રસુતિગૃહનો શિલાન્યાસ વિધિ ગુજરાત રાજ્યના રાજ્યપાલ શ્રી શારદાબેન મુખરજીના વરદ હસ્તે તા. ૧૨ ઓક્ટોબર ૧૯૮૧ના રોજ સાંજના ચાર વાગ્યે થયો હતો. આ પ્રસંગે મુખ્ય અતિથિ તરીકે શ્રી કાનજીભાઈ પિતાંબર આસરા હતા, જ્યારે કાર્યક્રમનું પ્રમુખસ્થાન ટ્રસ્ટના પ્રમુખ શ્રી. રતુભાઈ અદાણીએ સંભાળેલુ. સ્વાગત પ્રવચન ટ્રસ્ટના ઉપપ્રમુખ શ્રી. નટવરલાલ વોરાએ કરેલું. જિલ્લા પંચાયતના પ્રમુખ ડૉ. શ્રી જયસુખલાલ જસાણીએ પ્રાસંગિક પ્રવચન કરેલું અને બાબરાના અગ્રણી શ્રી ભગુભાઈ ખખ્ખરે આભારદર્શન કરેલું. આ પ્રસંગે સંસ્થાના મેનેજીંગ ટ્રસ્ટી શ્રી હાવાભાઈ સંઘવી અને અન્ય સંભાવિત ગૃહસ્થો ઉપરાંત મોટી સંખ્યામાં બાબરા અને તેની આસપાસના વિસ્તારની બહેનો હાજર રહેલ. શ્રી રતુભાઈએ બાબરાની પ્રાથમિક શાળા માટે પ્રસુતિગૃહના જ દાતા શ્રી કાનજીભાઈ આસરા તરફથી મળેલ રૂા. બે લાખ ને ચાલીસ હજારના દાનની પણ જાહેરાત કરેલી.

## અક્ષયગઢ (કેશોદ)માં પથિકાશ્રમ ને ગૌશાળાનું ઉદ્‌ઘાટન
## ડૉ. ઇન્દુમતી ઠાકોરભાઇ પટેલ પથિકાશ્રમ

સોરઠ ક્ષય નિવારણ સમિતિ તરફથી કેશોદ અક્ષયગઢમાં ભગવાનજી સુંદરજી નથવાણી ટી. બી. હૉસ્પીટલ અને કાળાભાઇ દેવરાજ પટેલ આરોગ્યધામ ચાલે છે. એમા સારવાર લેતા દરદીઓને મળવા આવતા એમના સ્નેહી સંબંધીઓ અને અન્ય મુલાકાતીઓ માટે પથિકાશ્રમ બાંધવા ડૉ. ઇન્દુમતી ઠાકોરભાઇ પટેલ અને ડૉ ઠાકોરભાઇ પટેલે રૂા. ૨૫ હજારનું દાન આપી આ યોજનાને પ્રોત્સાહન આપેલું. રૂા. ૨૫ હજારની યોજનાના પ્રથમ તબક્કા તરીકે રૂા. ૮૦ હજારના ખર્ચે પથિકાશ્રમનો એક ભાગ તૈયાર કરવામાં આવ્યો છે.

## નારણદાસ ગાંધી ગૌશાળા

એ જ રીતે સારવાર લેતા દરદીઓને ગાયનું ચોકખુ દૂધ મળી રહે અને ગિર ઓલાદની

ગાયોનું સંવર્ધન થઇ શકે એવા બેવડા ઉદ્દેશથી સમિતિ તરફથી અક્ષયગઢમાં ગૌશાળા કરવામાં આવી છે. ગુજરાત રાજ્યના પશુપાલન વિભાગે ગૌશાળા વિકાસ યોજનામાં આ ગૌશાળાનો સમાવેશ કર્યો છે. આ યોજનાના તબક્કા પૂરા થવા આવ્યા છે. આ ગૌશાળા સાથે પ્રખર ગોસેવક ગોભક્ત નારણદાસભાઈ ગાંધીનું નામ જોડવામાં આવ્યું છે. આ યોજનાઓનો ઉદ્‌ઘાટન વિધિ તા. ૧૩ ઓકટોબર '૮૧ના રોજ ગુજરાત રાજ્યના રાજ્યપાલ મા. શ્રી. શારદાબેન મુખરજીના વરદ હસ્તે કરવામાં આવેલો. સૌ. ક્ષ. નિ. સમિતિના પ્રમુખ શ્રી રતુભાઈ અદાણીએ સ્વાગત પ્રવચન કરેલું ને સંસ્થાની પ્રવૃત્તિઓનો ચિતાર આપેલો. અતિથિવિશેષ તરીકે ડૉ. ઠાકોરભાઈ પટેલે, ગુજ. પ્રાદેશિક સમિતિના પ્રમુખ શ્રી માલદેવજી ઓડેદરાએ, રાજ્યના કૃષિ મંત્રી શ્રી વિજયદાસજીએ અને સંસ્થાના મેનેજીંગ ટ્રસ્ટી શ્રી જનકરાય નાણાવટીએ પ્રાસંગિક પ્રવચનો કરેલાં. આભાર દર્શન સંસ્થાના ઉપપ્રમુખ શ્રી ચિત્તરંજન રાજાએ કરેલું અને કાર્યક્રમનું સંચાલન સંસ્થાના મંત્રીશ્રી શશીભાઈ ભટ્ટે કરેલું.

રાજ્યપાલશ્રીએ અક્ષયગઢનાં વિવિધ સ્થળો હોસ્પીટલ, ગૌશાળા, વગેરેનું નિરીક્ષણ કરેલું અને અક્ષયનાથ મહાદેવના મંદિર અને ત્રણ દિવસ માટે યોજાયેલા લોકમેળાના વિવિધ સ્ટોલની પણ મુલાકાત લીધેલી. અક્ષયગઢની અને અક્ષયનાથની સુંદર રચના માટે રાજ્યપાલશ્રીએ રતુભાઇને ધન્યવાદ આપેલા અને અહીં સુપાત્રે થયેલા દાનનો મહિમા વર્ણવેલો. આ દિવસો દરમિયાન ત્રણ દિવસ માટે યોજાયેલા લોકમેળામાં ત્રણેય રાત સાંસ્કૃતિક કાર્યક્રમ રહેલો. મેળામાં ૭૦ હજાર માણસોએ ભાગ લીધેલો.

પૃ. ૬૫૩થી ચાલુ]



વાળીને બેઠા શું રહ્યા છો? જોતા નથી બીજા લોકોને! ઊભા થઈ જાઓ."

શેઠ પૂતળાની જેમ ઊભા થઈ ગયા. એટલું જ નહીં, હડી કાઢીને પગથિયા ઉતર્યા. થાણદારની સામે ચાલ્યા. "પધારો! પધારો! અમે તો કેદિના આપના દર્શન માટે રાહ જોઈએ છીએ. આપની તો બહુ નામના સાંભળી છે. અમારા સારા નસીબ કે અમને આપ જેવા થાણદાર સાહેબ મળ્યા. હવે અમારે રામરાજ્ય! દુકાને પગલાં કરશો?"

"અત્યારે વખત નથી. કરડાકીથી ટૂંકો જવાબ આપી થાણદાર આગળ ચાલ્યા. શેઠ પડખે ખસી ગયા.

શેઠનો કડપ ઓગળી ગયો. શેઠ કોડીંના થઈ ગયા. નવા થાણદારનો હાકો જામી ગયો.



જૂની જાહોજલાલી અને સંસ્કાર ધરાવતા કુટુમ્બનો જુવાન પુત્ર અભ્યાસ માટે શહેરમાં ગયો. એક વખત ઉનાળાની રજાઓમાં પશ્ચિમી ઢબે ઉછરેલા બેત્રણ જુવાન મિત્રોને લઇને પોતાને ગામ આવ્યો.

બપોરે ભોજનનો સમય થયો. ભરત ભરેલી ગાદીઓ પથરાણી. સામે બાજોઠ મૂકાયા. કાંસાના થાળમાં ભાતભાતના ભોજન પીરસાયા. ગોરસ ભરેલી તાંસળીઓ આવી.

ભોજન શરૂ કરવાની તૈયારી હતી ત્યાં જુવાનના પિતા બહારથી આવી પહોંચ્યા. એમણે નજર ફેરવીને ચાકરને હુકમ કર્યો. "મહેમાનોને ઢીંચણિયા કેમ નથી આપ્યા? એક એક ઢીંચણિયું આપી દે."

એક શહેરી જુવાન બોલી ઊઠયો. "જેટલું પીરસ્યું છે એટલું માંડ ખાઇ શકાશે. પહેલાં એ પૂરું કરવા દો. પછી પેટમાં જગા હશે તો ઢીંચણિયું માગશું."

હાર્દિક શુભેચ્છાઓ.



## ગોકુલ ફાઉન્ડેશન - મુંબઈ

મેનેજીંગ ટ્રસ્ટી
જગમોહન જી. સંઘવી

---

હાર્દિક શુભેચ્છા



## વિન્કો ફાઉન્ડેશન - મુંબઈ



# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ-૪૦૦૦૨૩
ના સૌજન્યથી

# ઘરગથ્થુ ઔષધો

સોરઠ ક્ષયનિવારણ સમિતિએ થોડા વખત પહેલાં મહર્ષિ અણ્ણાસાહેબ પટવર્ધન યોજિત ૫૦૦ ઉકાળાની તેમ જ અન્ય ઉપયોગી માહિતી આપતું ઉપયોગી પુસ્તક પ્રગટ કરેલું. એની સંક્ષિપ્ત માર્ગદર્શિકા પણ પ્રગટ કરેલી. બન્ને પુસ્તકો સારો આવકાર પામ્યાં છે.

હવે એવું જ એક ઉપયોગી પુસ્તક ઘરગથ્થુ ઔષધો પ્રગટ થઈ ચૂક્યું છે. આયુર્વેદના પ્રખર અભ્યાસી અને અનુભવી વૈદ્યતીર્થ અપ્પા શાસ્ત્રી સાઠેના મરાઠી ઉપરથી અનુવાદિત આ પુસ્તકમાં ૨૭૫ ઘરગથ્થુ ઔષધોના ગુણધર્મ અને ૨૧૯ રોગ માટે ગુણકારી ઔષધોની સરળ સમજણ આપવામાં આવી છે.

- ૩૯૬ પાના પાકું પૂંઠું કિંમત રૂ. ૧૦–૦૦

# શ્રી કેશોદ તાલુકા ખે. ઓ. સે. સ. મં. લિ. કેશોદ

## પ્રોસેસીંગ કરાવી વધુ ભાવ મેળવો.

૧ : પોતે પકવેલ મગફળી પ્રોસેસીંગમાં મોકલી પાકા માલના માલિક બનો અને વ્યાજબી ભાવ મેળવો.
૨ : પ્રોસેસીંગ કરાવવાથી કડ, તોલ ઉતારામાં છેતરપીંડી થતી નથી.
૩ : કાચા માલને બદલે પાકા માલના એટલે કે તેલ અને ખોળના માલિક બનો.
૪ ; જ્યાં સુધી તમે ભાવ ઠરાવતા નથી ત્યાં સુધી પાકો માલ વેચતા નથી.
૫ ; જેથી કોઈ દિવસ ખેડૂતે સહન કરવાનો સમય આવતો નથી.
૬ : તમારા માલનો ભાવ તમારી મરજી પડે ત્યારે થાય છે.
૭ : મગફળી કારખાનામાં પહોંચ્યા પછી ઘટ થાય કે અકસ્માત થાય તો ખેડૂતે સહન કરવાનું નથી હોતું કારણ કે અકસ્માત સામે વીમો હોય છે.
૮ : મગફળી ખરીદ કે વેચાણ થતી ન હોવાથી મગફળી ઉપર ખરીદ વેરો ભરવો પડતો નથી

ઉપરના તમામ લાભો લેવા માટે વહેલો તે પહેલોના ધોરણે મગફળીની નોંધણી કરવાનું ચાલુ છે, માટે જેમણે જેટલી મગફળી પ્રોસેસીંગમાં આપવી હોય તેણે નોંધ કરાવી જવી અને નોમીનલ સભ્ય થઈ જવું.

મોહનલાલ ડી. પટેલ
મેનેજર

હરિલાલ દેવજીભાઈ
પ્રમુખ

**શ્રી કેશોદ તાલુકા ખે. ઓ. સે. સ. મં. લિ. કેશોદ**
વેરાવળ રોડ, કેશોદ – ૩૬૨૨૨૦

ગ્રામ : "સહકાર" નોંધણી ક્રમાંક ૧૫૪૭
નોંધણી તા. ૨૫-૬-૧૯૫૬

ફોન { ગોડાઉન : ૧૫
દુકાન : ૫૯

"સહકાર ત્યાં સિદ્ધિ"

# શ્રી વેરાવળ-પાટણ તાલુકા
# સહકારી ખરીદ વેચાણ સંઘ લિ.

ગુજરાત રાજ્ય **વેરાવળ** જિલ્લો : જૂનાગઢ.

**દુકાન** : વખારિયા બજાર. ગોડાઉન : ભાલકા રોડ

**: સભાસદ સંખ્યા :**

| | |
|---|---|
| મંડળીઓ | ૪૧ |
| વ્યક્તિ | ૨૭૩ |
| | ૩૧૪ |

**: શેર ભંડોળ :**

| |
|---|
| રૂા. ૧૨૧૯૫૦-૦૦ |
| રૂા. ૫૧૯૦-૦૦ |
| ૧૨૭૧૪૦-૦૦ |

ઓડીટ વર્ગ 'બ'

: બેન્કર્સ :
ધી જૂનાગઢ ડીસ્ટ્રીક્ટ સેન્ટ્રલ
કો-ઓપરેટીવ બેન્ક લિ. જૂનાગઢ
બ્રાન્ચ : વેરાવળ.

: ઓડીટર્સ :
શ્રી સ્પેશ્યલ ઓડીટર
સહકારી મંડળીઓ
જૂનાગઢ

શ્રી જે. બી. બારડ — એકાઉન્ટન્ટ
શ્રી એમ. એ. ઝાલા — મેનેજર
શ્રી કાળાભાઈ રણમલભાઈ ઝાલા — પ્રમુખ

સરલ વર્ણ ભાષા સરલ, સરલ અર્થમય બાની;
તુલસી સરલતા સંત જન, તાહિ પરી પહિચાની.

તુલસી ઐસે કહું કહું, ધન્ય ધરનિ બહુ સંત;
પરકાજે પરમારથી, પ્રીતિ લિએ નિબહંત.

કી મુખ પટ દન્હેં રહૈ, યથા અર્થ ભાપંત;
તુલસી યા સંસારમેં, સો વિચારયુત સંત

બોલૈ બચન બિચારિકૈ, લીન્હે સંત સુભાવ;
તુલસી દુઃખ દુર્વચનકૈ, પંથ દેત નહિ પાવ.

શત્રુ ન કાહુ કરિ ગનૈ, મિત્ર ગનૌ નહિ કાહિ;
તુલસી યહ મત સંતકો, બોલૈ સમતા માહિં.

એક ભરોસો એક બલ, એક આસ વિશ્વાસ;
રામ-રૂપ સ્વાતી-જલદ, ચાતક તુલસીદાસ

સો જન જગત-જહાજ હૈ, જાકે રાગ ન દ્વેષ;
તુલસી તૃષ્ણા ત્યાગિકૈ, ગહેઉ શીલ સંતોષ.

કંચન કાંચહિ સમ ગનૈ, કામિની કાઠ પષાન;
તુલસી એસે સંત જન, પૃથિવી બ્રહ્મ સમાન.

# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમાં અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા-બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલકત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી-અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્રની" મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

**ગોંડલ. તારીખ ૧૩-૪-૧૯૮૧**

**ગોવિન્દલાલ એસ. દેસાઇ**
પ્રમુખ
નગરપાલિકા, ગોંડલ.

ગુજરાતમાં લાવ્યા પ્રગતિની
ગતિ ઝડપથી

# કામ કરતી સરકાર



ગુજરાત સરકારે લોકહિતના સંખ્યાબંધ કાર્યક્રમો અમલમાં મૂકયા છે. સમાજના છેલ્લામાં છેલ્લા માનવી સુધી પ્રગતિના લાભો પહોંચાડવા સરકાર ભગીરથ પ્રયત્નો કરી રહી છે:

- છઠ્ઠી પંચવર્ષીય યોજનાની જોગવાઈ ૮૫ ટકા વધારીને રૂ. ૩૭૬૦ કરોડની કરાઈ.
- વિકેન્દ્રિત જિલ્લા આયોજન માટે વધુ ફાળવણી.
- નાગરિક પુરવઠા નિગમ તેમજ ગુજરાત ગ્રામ કામદાર કલ્યાણ બોર્ડની સ્થાપના.
- આર્થિક સુધારા કાર્યક્રમ હેઠળ ૧,૬૦,૦૦૦ આદિવાસી, અનુસૂચિત જાતિ, સામાજિક પછાત વર્ગના કુટુંબો આવરી લેવાયાં.
- અનુસૂચિત જાતિઓ માટે રૂ. ૨૭ કરોડની ખાસ અંગભૂત યોજના અમલી બનાવાઈ.
- એન્જિનિયરીંગ અભ્યાસક્રમોમાં તેમજ ઔદ્યોગિક તાલીમ માટે પ્રવેશશક્તિ વધારવામાં આવી.
- પાક વીમા યોજના ઉદાર બનાવાઈ.
- ભૂમિહીન ખેતમજૂરો માટે ૮૫૨૩ વસવાટ બંધાયાં. છઠ્ઠી યોજનામાં રૂ. ૭૫ કરોડના ખર્ચે ૩ લાખ વસવાટો બંધાશે.
- કારીગરોને ધિરાણ–સહાય વધારવામાં આવી.
- ભૂમિહીન વ્યક્તિઓમાં ૪૨૮૮ એકર જમીનની વહેંચણી કરાઈ.
- આદિજાતિ વ્યક્તિઓના કબજા હક્કો બિન-આદિજાતિ વ્યક્તિઓને તબદિલ કરવા પર પ્રતિબંધ મૂકાયો.
- ઉદ્યોગોના વિકાસ માટે ઉદાર આર્થિક પ્રોત્સાહનો પૂરાં પડાયાં.
- પછાત વિસ્તારોમાં ૨૩ નવી ઔદ્યોગિક વસાહતોની સ્થાપના.

## ઉજ્જવળ આવતી કાલ

- ઉભરાટ ખાતે ઓફ શોર ગેસનું ભૂમિબિંદુ નક્કી થતાં ગેસ આધારિત પેટ્રો કેમિકલ્સ ઉદ્યોગો વિકસશે.
- નર્મદા ટ્રીબ્યુનલ એવોર્ડ જાહેર થતાં જ રૂ. ૩૬૪૦ કરોડની સરદાર સરોવર યોજના અમલમાં મૂકાઈ. આથી સાત વર્ષ બાદ ૨૦ લાખ એકર જમીનને સિંચાઈ મળશે તેમજ ૨૦૦ મેગાવોટ વીજળી ઉત્પન્ન થશે.
- ૧૭૧૫ મેગાવોટ શક્તિના ૭ મોટા પ્રોજેક્ટોનું આયોજન કરાયું. પાંચ પ્રોજેક્ટોનો અમલ થઈ રહ્યો છે, જે ૧૯૮૩–૮૪માં પૂરા થશે. દોરણા સુપર થર્મલ પાવર સ્ટેશનમાંથી મળનાર ૧૮૭ મેગાવોટ વીજળીથી રાજ્યની વિદ્યુત ઉત્પાદન-ક્ષમતા ૮૦૮૨ મેગાવોટની થશે. પાંચ વર્ષમાં રાજ્યના તમામ ગામોને વીજળી પૂરી પડાશે.

---

આવો, ગુજરાતની
સમૃદ્ધિ માટે,
સહિયારો
પરિશ્રમ કરીએ

ડૉ. જીવરાજ મહેતા સ્મારકટ્રસ્ટ પ્રકાશન
વર્ષ – પર : અંક ૯
સળંગ અંક : ૬૨૧
ડિસેમ્બર : ૧૯૮૧

# ઊર્મિનવરચના

આદ્ય તંત્રી : સ્વ. ઈશ્વરલાલ મો. દવે        તંત્રી : જયમલ્લ પરમાર




નવેમ્બર તા. ૧ રાતના ૧૧–૦        ડિસેમ્બર તા. ૧ રાતના ૯–૦
,, તા. ૧૫ ,, ૧૦–૦        ,, તા. ૧૫ ,, ૮–૦

[વધુ વિગત માટે જુઓ પાનું ૭૩૪ : 'આપણું આકાશ'

'ઊર્મિનવરચના'ના ગ્રાહકોને અપૂર્વ લાભ

## રૂા. ૩૦નું પુસ્તક રૂા. ૧૬માં મળશે

ગુજરાતના ૩૦ સમર્થ લોકવાર્તાકારોની

૩૦ શ્રેષ્ઠ લોકવાર્તાઓનો અપૂર્વ રસથાળ

# લોકવાર્તાની રસલહાણ

ભાગ ૧ લો

જેની સૌ આતુર નયને રાહ જોઇ રહ્યા છે તે ગુજરાતની શ્રેષ્ઠ લોકવાર્તાઓના આ સમૃદ્ધ સંગ્રહ જાન્યુઆરીના પ્રથમ સપ્તાહમાં બહાર પડશે. આજના બજાર ભાવે જેની કિંમત રૂા. ૩૦ થાય, પણ ડિસેમ્બરની ૩૧મી તારીખ સુધીમાં એ સંગ્રહના આગોતરા ગ્રાહક થનાર 'ઊર્મિનવરચના'ના ગ્રાહકોને એ રૂા. ૧૬માં મળશે.

એ માટે ઊર્મિનવરચનાના ગ્રાહકોએ પોતાના ગ્રાહક નંબર અને સરનામા સાથે રૂા. ૧૬ મનીઓર્ડરથી મોકલવા રહેશે. કાર્યાલયે આવી લઇ જનારને રૂા. ૧૫માં આ સંગ્રહ મળશે, ૧૬ રૂપિયામાં સાદા બુકપોસ્ટથી મોકલાશે. રજીસ્ટર્ડ બુકપોસ્ટથી મગાવનારે રૂા. ૧૮ મનીઓર્ડરથી મોકલવા. વી. પી. નહિ થાય. અન્ય મિત્રોના આગ્રહથી 'ઊર્મિ-નવરચના'ના ગ્રાહકો સિવાય પુસ્તક ખરીદનારને રૂપિયા ૩૦નું પુસ્તક રૂપિયા ૨૦માં અપાશે. સાદા બુકપોસ્ટનું પોસ્ટેજ એક રૂપિયો અલગ થશે. રજીસ્ટર્ડ બુકપોસ્ટથી મગાવનારે ૩ રૂપિયા વધારે મોકલવા.

વ્યવસ્થાપક : ઊર્મિનવરચના

ટેલીફોન નંબર – ૨૪૩૭૨

'ઊર્મિનવરચના' : કડિયા બોર્ડિંગ સામે; ૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ – ૩૬૦૦૦૧



# પ્રગતિશીલ ખેતીનું રહસ્ય

## : ગુજરાત રાજ્ય બીજ નિગમનાં બિયારણો :

વધારે ઉત્પાદન તથા અધિક વળતર માટે ગુજરાત રાજ્ય બીજ નિગમના વિશ્વાસનીય તથા ઉત્તમ સર્ટિફાઇડ તેમ જ ફાઉન્ડેશન બિયારણ વાપરવાનો આગ્રહ રાખો.

સંકર કપાસ : સંકર-૪, વારાલક્ષ્મી અને સંકર-૬
સંકર બાજરી : બી. જે. ૧૦૪, સી. જે. ૧૦૪ અને બી. કે. ૫૬૦
સંકર મકાઇ : ગંગા સફેદ-૨ અને ગંગા-૫ (પીળી)
સંકર જુવાર : સીએસ એચ-૫
ઘઉં : કલ્યાણસોના, સોનાલીકા, જે-૨૪, જે-૧-૭ અને લોક-૧
મગફળી : જૂનાગઢ-૧૧, જીએયુજી-૧, જીએયુજી-૧૦ અને જે એલ-૨૪
રાઇ : વરુણા (ટી-૫૯)
જીરુ : એમસી-૪૩
કઠોળ : મગ ગુજરાત-૨, ચોળા, પુસા ફાલ્ગુની તથા અડદ ઝાન્ડેવાલ તુવેર ટી-૧૫-૧૫ અને એચસી-૩
ભીંડા : પુસા સાવની

### આપની જરૂરિયાત માટે સંપર્ક કરો

૧. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. સેકટર-૧૬, પેટ્રોલ પંપ પાસે, ગાંધીનગર-૩૮૨૦૧૬ — ફોન : ૨૫૩૧, ૨૩૨૮, ૩૦૯૫

૨. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. — ફોન : ૨૯૭૦
જિલ્લા પંચાયત કચેરી પાછળ,
મ્યુનિસિપલ ક્વાર્ટર નં. ૧૦
અમરેલી-૩૬૪૬૦૧

૩. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ.
જમીન વિકાસ બેન્ક પાસે,
શિહોર, જિ. ભાવનગર.

## ૫ વર્ષ માટે જાહેરખબરના અધિકાર સાથે ગ્રામ-વિસ્તારમાં એસ. ટી. બસ-સ્ટેન્ડ બંધાવો

○ ગુજરાત રાજ્યની સ્થાપના પછી ગ્રામવિસ્તારમાં ૧૩૨૨ પીક-અપસ્ટેન્ડ (બસ-થોભો) બાંધવામાં આવ્યાં છે. પરંતુ ગુજરાતના સમગ્ર ગ્રામવિસ્તારમાં બીજાં બે હજાર જેટલાં બસ-સ્ટેન્ડ બાંધવાની માંગણી છે.

○ વિના વિલંબે આ માંગણીઓને પહોંચી વળવાના હેતુસર એસ. ટી. કોર્પોરેશને એવો નિર્ણય કર્યો છે કે સ્ટેન્ડ ઉપર પાંચ વર્ષ માટે જાહેરખબર મૂકવાના અધિકાર સાથે અથવા નામની તખતી મૂકી વ્યક્તિ, સંસ્થા, પેઢી, કંપની યા સહકારી સંસ્થા એસ. ટી. ને સ્ટેન્ડ બાંધી આપે.

○ સ્ટેન્ડના જુદા જુદા ચાર પ્રકાર છે અને તેની ડીઝાઇન, અંદાજીત ખર્ચ અને યોજનાની વિગતો રસ ધરાવતી પાર્ટીને માંગણી કર્યેથી કોર્પોરેશન તરફથી પૂરી પાડવામાં આવશે.

○ ગુજરાતના અને ગુજરાત બહાર વસતા ગુજરાતી નાગરિકો આ યોજનાનો લાભ લઈ પોતાના વતનમાં કે તેમની પસંદગીના ગ્રામવિસ્તારમા બસ-સ્ટેન્ડ બાંધે તેવી આગ્રહભરી વિનંતી છે.

આ યોજનાની વિગતો મુખ્ય બાંધકામ ઈજનેર,

## ગુજરાત રાજ્ય માર્ગ વાહનવ્યવહાર કોર્પોરેશન

વાહનવ્યવહાર ભવન,
અમદાવાદ-૩૮૦ ૦૨૨ને લખો

હાર્દિક શુભેચ્છાઓ



# ગોકુલ ફાઉન્ડેશન - મુંબઈ

મેનેજીંગ ટ્રસ્ટી
જગમોહન જી. સંઘવી

---

હાર્દિક શુભેચ્છા



# વિન્કો ફાઉન્ડેશન - મુંબઈ

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
ઊર્મિનવરચના



*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ
મુ. ચાવંડ ૩૬૪૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
ટે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

Delhi office –
Phone – 915 0-72
Manager
Oormy Navrachana
Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI-110003

## પ્રેમની જ્યોત

માનવી માત્રમાં પ્રેમની જ્યોત કેવી રીતે પ્રગટાવી શકાય તે કહેવાનું મારું ગજું નથી અથવા તો એની કોઈ રીત જ નથી. એ માટે જરૂર છે અનુકૂળ હવામાનની, અને હૃદયને વિકૃત કરતા તંતુઓનો ઉચ્છેદ કરવાની. માનવીને બુદ્ધિશાળી બનાવવા કરતાં સહૃદયી બનાવવો સરળ છે. શૂન્યના અફાટ અને અનંત સાગરમાં આ આપણી પૃથ્વી જીવંત તત્ત્વોથી ભરેલો નાનકડો ટાપુ છે. આ વિશાળ બ્રહ્માંડની રચના જોઈ માનવ વિસ્મય અનુભવે છે. સાથે સાથે ભાન થાય છે કે પ્રત્યેક માટે રાત્રીનું આગમન થવાનું છે, જન્મના વરદાન સાથે મૃત્યુનો અભિશાપ સંકળાએલો છે. આ જ્ઞાન થતાં આપણને સૌને સંવાદ અને સ્નેહની સાંકળે ગૂંથાઈ જવાનું મન રહે છે. બુદ્ધિની મર્યાદા જાણી, હૃદયનું બળ સમજાય છે.

આપણે સૌ એક એવી બસમાં જઈ રહ્યા છીએ કે જેનો આખરી મુકામ મૃત્યુભૂમિ છે. બસમાં ધક્કામુક્કી કરી અનુકૂળ જગ્યા મેળવીએ તે પહેલાં તે બસનો આખરી મુકામ આવી જાય છે. આ ભાન તીવ્ર થતાં જ આપણે સૌ સહયાત્રીઓને ચાહવા લાગીએ છીએ. મૃત્યુની આ સભાનતા જ માનવજાતને જીવતી રાખવા કામયાબ નહિ નીવડે?

–એરિક હોફર

જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૭, જાગનાથ પ્લોટ, રાજકોટ-૧
મુદ્રણ સ્થાન : સ્વરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ–૧

ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

ડિસેમ્બર '૮૧ : વર્ષ : ૫૨ : અંક : ૯ : સળંગ અંક : ૬૨૧



**જાહેરખબરો આપનારાઓને વિનંતી**

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

**ગ્રાહકોને નોંધ લેવા વિનંતી**

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'નાં લવાજમના દર

વાર્ષિક—દેશમાં રૂા. ૨૫-૦૦

વાર્ષિક પરદેશમાં રૂા. ૬૦-૦૦

**લેખકોને—**

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨
ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ)

## ફના – ફકીરી

(ભજન)

હો મન !
ફના – ફકીરી છે –
તુજ તાના,
તુજ તાના,
એના ખોલ ખજાના;
હો મન ! – ૧

મોશાં હો કર
ઘર ઘનધ્યાના,
ઘનધ્યાના,
પણ માયલે મથ લે
થા મસ્તાંના;
હો મન ! – ૨

અંકાશ ધરે
અઢળક વાનાં,
અઢળક વાનાં
એના શોર શાના ?
હો મન ! – ૩

સાગર માગે
જલ મેઘ – ઝરાનાં
જલ મેઘ – ઝરાના,
ને હુંકાર ખરાના;
હો મન ! – ૪

કરમ લખેલાં
પણ જૂઠડાં પાનાં :
પણ આલિશાના અક્ષર –
લખ તું
અમર ફનાના;
હો મન !
ફના – ફકીરી છે –
તુજ તાના ! – ૫

પોરબંદર સુધાંશુ

## એક લોકવાર્તા વસ્તુ પ્રેરિત ગઝલ

વર માંડવે પણ વીર નવ !
એના વગર હોમાય જવ !
કે શોરના ગુલમ્હોરમાં,
મઘમઘ થઇ રંગાય ભવ !
એ હાથ નણદલના શિરે,
ને આંખમાં ખોડાય ધવ !
તરુ કેમ લીલેરાં રહે ?
જ્યાં હૃદયમાં ઘેરાય દવ !
એ ઉભયઉર પથ્થર બની,
દે ફૂલને વિદાય અવ !
સૂરજ ઢળ્યે છૂટયું રુદન,
ગઢ વીંધીને ફેલાય રવ !
મેં સાંભળેલી વારતા;
આ ગઝલમાં રૂપાય લવ !

જેતપુર મનહર ચશાડવા

## સ્વાતિ અને છીપ

સાજન ! સ્વાતિનું જલવર્ષણ તું
ને હું સાગરની છીપ.
આ નીર તણા ભંડાર ભર્યા પણ ખારા વ્યર્થ જણાતા,
તારા અમૃતપાને અંતર સાચાં મોતી થાતાં;
ઘોર તિમિર સંહાર કરંતી તું જ્યોતિ, હું દીપ.
– સાજન !

સ્નેહ સુધાથી સિંચિત જ્યારે તેં ધારા વરસાવી,
અગાધ જલધિના તળિયેથી ત્યાં હું ઉપર આવી;
ઝંખું છું કયારે રસિયાની રહેશું જઈ સમીપ.
– સાજન !

કામણગારા ! જડ કાયાને મોંઘું મોતી કીધું,
ઝળહળ જ્યોતિ ઝળકી છો ને દેવું'તું તે દીધું;
તું મરજીવો થઈને મારા અંતરતલ આવીશ ?
– સાજન !

ઉપલેટા આ. મનસુખલાલ સાવલિયા

# શુભ સંકલ્પની દિશામાં

યજ્જાગ્રતો દૂરમુદૈતિ દૈવં
તદુ સુપ્તસ્ય તથૈવેતિ ।
દૂરઙ્ગમં જ્યોતિષાં જ્યોતિરેકં
તન્મે મનઃ શિવસઙ્કલ્પમસ્તુ ॥

(જે દિવ્ય શક્તિ રૂપ મન હું જાગતો હોઉં ત્યારે દૂર દૂર સુધી જાય છે અને સૂતો હોઉં ત્યારે પણ જે એવી જ રીતે દૂર દૂર સુધી જઈ શકે છે. જે દૂર દૂર પહોંચી જનાર અને જ્યોતિઓનો પણ એક જ્યોતિ છે તે મારું મન કલ્યાણકારક સંકલ્પ કરનારું હો.)

ઈશ્વરે મને અહીં શા માટે જન્મ આપ્યો ?
ઈશ્વરે મને આટલું દુઃખ કેમ આપ્યું ?
ઈશ્વરે બીજાને આટલું સુખ કેમ આપ્યું ?
અહીંથી હું ક્યાં જવાનો છું ?
ઈશ્વરે મને અમુક વસ્તુ કે અમુક શક્તિ ન આપીને છેતર્યો છે.
ઈશ્વરે મને બહુ ઓછું આપ્યું છે.

આ અને આવા પ્રશ્નો નિરુત્તર રહેવા સર્જાયેલાં છે. અને આપણી પ્રગતિની દિશામાં ક્યાંય કામ આપતાં નથી. તદુપરાંત એક તરફથી ઈશ્વરને સર્વજ્ઞ અને ઘટઘટમાં વ્યાપી રહેલો દયાળુ કહેવો, આકાશમાં સૂર્ય, ચંદ્ર, તારા વગેરેની ગતિ અને નિયમિતતાથી અહોભાવ વ્યક્ત કરવો અને બીજી તરફથી આપણે કાંઈક આડું પડે ત્યારે આવો મોરચો માંડવા મનને છુટ્ટી લગામ આપવી એ સુસંગત નથી. એમાં આપણી આસ્તિકતાના મૂળ કેટલાં ઊંડા છે એ મપાઈ જાય છે.

તરત અંદરથી અવાજ આવશે–તો શું આપણે નિરાધાર છીએ ? આપણે કશું કરવાનું નથી ? આપણે કોઈના – ભલે પછી સમર્થ પ્રભુના – પ્યાદાં તરીકે જ જીવવાનું છે. આપણને કશીયે સ્વતંત્રતા નથી ? આવી વિચારધારા ચાલુ થાય ત્યારે સ્વસ્થ માણસ પાસે તરત એક વાત આવીને ઊભી રહે છે. આપણે પોતા માટે કે કોઈના માટે શુભ સંકલ્પ કરી શકીએ – મનથી અને એ પાર પાડવા મથીએ તે વખતે મનના વેગમાં જે આનંદ ભળે છે તેના આપણે માલિક છીએ.

મન એવું તૈયાર કરીએ કે સૂતું હોય ત્યારે પણ એ શુભસંકલ્પના બળે આપણને આનંદના દૂર દૂર પ્રદેશમાં અનાયાસે લઈ જતું હોય.

આપણી પાસે મનની આ મોટી સંપત્તિ છે. આપણે રંક નથી. આપણી પાસે ધન નથી. કદાચ ચાલશે. આપણી પાસે સેવા વગેરે કાંઇ કરવાની શક્તિ નથી. કદાચ ચાલશે. પણ જો આપણા મને જો શુભ સંકલ્પો કરવાની આદત કેળવી હશે તો–

તો તમારી પ્રાર્થનામાં આટલું ઉમેરો. દરરોજ કોઈ દીનહીનના કલ્યાણની કામના કરો.

તમારી ચેતના એક અનોખી તાઝગી અનુભવશે.

અલબત્ત ત્યાં અટકવાનું નથી. શુભ સંકલ્પ કાર્ય રૂપે પરિણમે – તમે કોઇના માટે કાર્ય કરતા રહો છો. અરે એનો વિચાર કરો એટલે તરત જ તમે જાણે ઈશ્વરને હાક મારો છો – ત્યારે ઈશ્વરની છાતીમાં હર્ષ સમાતો નથી.

ત્યારે જ તમે પ્રભુના મુખ ઉપર છવાયેલા સ્મિતનો સ્વાદ પૂરેપૂરો માણી શકો છો. **–પ્રસાદ**

# અટપટા અને રોમાંચક પ્રસંગો પછી યુદ્ધ માટે પ્રયાણ

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૧૪મો) રતુભાઈ અદાણી

હું નીચે જઈ પહોંચ્યો કે તુરત જ પરસાળમાં ફરજ ઉપર ઊભેલા એક સૈનિકે મારી પાસે આવીને જણાવ્યું કે "છેલ્લા ખંડમાં કેપ્ટન બાલમસિંહજી અને ગુણવંતભાઈ બેઠા છે અને તેમની વચ્ચે ઉગ્ર ટપાટપી ચાલી રહી છે."

હું પરસાળના છેડે આવેલા ખંડ તરફ વળ્યો. ખંડના બારણાં ખુલ્લાં હતાં. દરવાજા ઉપર આછો પડદો ઝૂલી રહ્યો હતો. પડદામાંથી ચળાઈને આવતો પ્રકાશ પરસાળમાં અજવાળું પાથરી રહ્યો હતો. પડદો ખસેડીને હું ખંડમાં દાખલ થયો.

ખંડમાં બત્તીઓ ઝળહળાટ બળતી હતી. ખંડની વચ્ચોવચ્ચ એક મોટું મેજ હતું. મેજ ફરતી નવાબી ઠાઠની, સુંદર કોતરકામ વાળી ચાર ખુરસીઓ ગોઠવાયેલી પડી હતી. મેજની એક બાજુ ગણવેશમાં સજ્જ કેપ્ટન બાલમસિંહજી અને બીજી બાજુ સાદા પોષાકમાં ગુણવંતભાઈ બેઠા હતા. બન્નેના ખભે રિવોલ્વરો લટકતી હતી. બન્ને શાન્ત હતા. પણ બન્નેના ચહેરા ઉશ્કેરાટથી ધગીને લાલચોળ થઈ ગયા હતા. મેં એમની વચ્ચે એક ખુરસી ઉપર બેઠક લીધી.

"રતુભાઈ ! સારું થયું કે તમે અહીં આવી ચડયા. અન્યથા હું જ તમને મળવા આવતો હતો. અમે જૂનાગઢની મુક્તિ કાજે લડવા આવ્યા છીએ, મરવું પડે તો મરવા આવ્યા છીએ, પણ અપમાન સહન કરવા નથી આવ્યા." ગુણવંતભાઈએ એમની વાતની શરૂઆત કરી.

"કોણે તમારું અપમાન કર્યું ?" મેં આશ્ચર્ય સાથે પૂછ્યું.

"કોણે અમારું અપમાન કર્યું એ તો હું જાણતો નથી પણ જાણવા મળે છે એ મુજબ આરઝી હકૂમતે કે એની સંગ્રામ સમિતિએ કેપ્ટન બાલમસિંહજીને અને મને એક એક દળના દળપતિ તરીકે નિયુક્ત કરવાનો નિર્ણય લીધો છે..." ગુણવંતભાઈ આગળ વધ્યા.

"બરાબર છે. અત્યાર સુધી તો આપણી લોકસેનામાં આપણે સૌ મિત્રો તરીકે 'સમાન ભાવે આપણી ફરજ બજાવતા હતા. પરંતુ હવે જ્યારે આપણે મોરચા ઉપર જઈ રહ્યા છીએ ત્યારે દરેકને નિશ્ચિત જવાબદારી સોંપવી જોઈએ. દશેરાના દિવસે અમરાપુર ઉપર લોકસેનાની ચાર ટુકડીઓ હલ્લો કરે એમ વિચાર્યું છે. તમને, કેપ્ટન બાલમસિંહજીને, જસુભાઈને અને દરબાર રણજીતસિંહજીને એક એક દળના દળપતિ તરીકેની મહત્ત્વની જવાબદારી સોંપવાનું નક્કી કરવામાં આવ્યું છે. મને લાગે છે કે આ ખૂબ જ વ્યાજબી નિર્ણય છે. આમાં માન-અપમાનનો પ્રશ્ન ક્યાં આવ્યો ?" મેં થોડી વિગતો આપીને પ્રશ્ન કર્યો.

લશ્કરમાં જુદા જુદા હોદ્દા, સ્થાન અને જવાબદારીઓ નિશ્ચિત હોય છે. મોરચા ઉપર જતી વખતે લોકસેનામાં પણ એ જ ધોરણે નિશ્ચિત જવાબદારીઓ સોંપવામાં આવે એ જરૂરી છે. એમા કશું ખોટું નથી. પરંતુ તમે કેપ્ટન બાલમસિંહજીને અને અમને એક જ કક્ષામાં મૂકયા એમાં મને અમારું ભયંકર અપમાન લાગે છે." ગુણવંતભાઈએ તેમનો મૂળ મુદ્દો સ્પષ્ટ કર્યો.

ભારે વિચિત્ર વાત સાંભળી રહ્યો છું. અમારી દૃષ્ટિએ તો યોગ્ય વ્યક્તિને યોગ્ય જવાબદારી સોંપવામાં આવી છે. તમારામાં અને કેપ્ટન બાલમસિંહજીમાં તમે કઈ જાતનો ભેદ જોઈ રહ્યા છો જેથી તમને બધાને એક કક્ષામાં મૂકવાથી તમને અપમાન લાગે ?" મેં આશ્ચર્ય સાથે પૂછ્યું.

"ભેદ છે. બહુ મોટા ભેદ છે. આપણે સમ-

જણ્યા થયા ત્યારથી દેશની આઝાદી ખાતર, કેવળ રાષ્ટ્રીય ભાવનાથી પ્રેરાઈને, અંગ્રેજી શાસન સામે જુદા જુદા મોરચે લડતા આવ્યા છીએ જ્યારે બાલમસિંહજી સમજણા થયા ત્યારથી લશ્કરમાં જોડાઈને અંગ્રેજી શાસનની સેવા બજાવી રહ્યા હતા. અમને તમે એમની હરોળમાં મૂકો એ જેવું તેવું અપમાન નથી." ગુણવંતભાઈ કંઈક ઉશ્કેરાટ સાથે બોલ્યા.

"અને એ જ કેપ્ટન બાલમસિંહજી નેતાજી સુભાષચંદ્ર બોઝની પ્રેરણાથી રચાયેલ આઝાદ હિન્દ ફોજમાં જોડાયા, અનેક મોરચે ખૂનખાર જંગમાં ભાગ લઈને અપ્રતીમ શૌર્ય દાખવ્યું, અને એ રીતે ભારતના મુક્તિ સંગ્રામમાં પોતાનો ફાળો આપ્યો એ કેમ ભૂલી શકાય ?" મેં જણાવ્યું.

"ખેર ! એ વાત જવા દઈએ પરન્તુ ત્યાર પછી પણ એક મોટો ભેદ રહે જ છે. આપણે સૌ મિત્રો જૂનાગઢની મુક્તિ કાજે દેશદાઝથી પ્રેરાઈને લડવા આવ્યા છીએ, જ્યારે બાલમસિંહજીને તો આરઝી હકૂમતે પગાર આપીને રોક્યા છે. એક પગારદારની હરોળમાં અમને મૂકવામાં આવે એ પણ અમારું નાનું સૂનું અપમાન નથી. આવું અપમાન સહન કરવા હું લેશમાત્ર તૈયાર નથી." ગુણવંતભાઈએ બીજો મુદ્દો રજૂ કર્યો.

ઉશ્કેરાટને કારણે ચહેરો લાલઘૂમ બની ગયો હોવા છતાં અત્યાર સુધી ગજબની શાન્તિ ધારણ કરી, અમારી વાતો સાંભળી રહેલા કેપ્ટન બાલમસિંહજી ખુરસીમાં ટટ્ટાર થયા, મેજ ઉપર મુઠ્ઠી પછાડી અને ગુણવંતભાઈ તરફ તાકીને એમની હિન્દી જબાનમાં બોલી ઉઠ્યા, 'હવે ચૂપ કરો. મને દેશદ્રોહી અને પગારદાર ગણી તમે મારા સાથે ઝગડો લીધું. હવે રતુભાઈ પાસે તમે માની લીધેલા અપમાનની ક્યારના વાત કરી રહ્યા છો. આ રીતે તમે મારું કેવું ઘોર અપમાન કરી રહ્યા છો એનો કંઈ ખ્યાલ કરો છો ? હું ક્યારનો શાન્તિથી તમારી વાત સાંભળી રહ્યો છું. પણ હવે હદ થાય છે. તમે અપમાન સહન કરવા તૈયાર નથી તો હું પણ મારું અપમાન સહન કરવા તૈયાર નથી." બોલતાં બોલતાં કેપ્ટન બાલમસિંહનો એક હાથ એમના ખભે લટકતી રિવોલ્વર ઉપર રમવા માંડયો.

"અને હું પણ અહીં છબે રમવા નથી આવ્યો." ગુણવંતભાઈએ પણ પોતાની રિવોલ્વર ઉપર હાથ મૂક્યો.

પરિસ્થિતિ નાજુક બની ગઈ. નાની વાત મોટી બની ગઈ.

"સાંભળો ! લોકસેનામાં તમને બન્નેને તો દળપતિ તરીકે મહત્ત્વની જવાબદારી સોંપાઈ રહી છે. આરઝી હકુમત તરફથી મને ધોરણસર લોકસેનામાં કોઈ જવાબદારી સુપરત થઈ નથી. પણ શરૂઆતથી જ આપણા સૌ મિત્રોએ મારા પ્રત્યે ખૂબ જ લાગણી રાખી છે અને મારા એકે એક બોલનો આદર કર્યો છે. એટલે બીજા કોઈ અધિકારથી નહિ, પણ આપણા સંબંધને દાવે તમને બન્નેને તમારી રિવોલ્વરો મેજ ઉપર મૂકી દેવા વિનંતિ કરું છું." નાજુક બની રહેલ પરિસ્થિતિ વધુ વણસે નહિં એ દૃષ્ટિએ મેં બન્ને મિત્રોને ભારપૂર્વક જણાવ્યું.

બન્ને મિત્રોએ ખભે લટકતી પોતાની રિવોલ્વરો મેજ ઉપર મૂકી દીધી. મેં બન્ને રિવોલ્વરો મારી પાસે ખેંચી લીધી.

"મને હતું કે આપણે જૂનાગઢની મુક્તિ કાજે જાનનું જોખમ ખેડવાની તૈયારી સાથે લડવા માટે અહીં એકઠા થયા છીએ. પણ પાયાની એ વાત ભૂલીને, આપણા માન અપમાનના ક્ષુલ્લક પ્રશ્ને એક બીજા સાથે રિવોલ્વર રમાડી આપણે કંઈક જુદું જ ચિત્ર ઉપસાવી રહ્યા છીએ. આ પ્રશ્ને લડવું જ હોય તો સૌ પ્રથમ મારા ઉપર રિવોલ્વરનો ઉપયોગ કરો. પછી તમે બન્ને મિત્રો એક બીજાને ખતમ કરો, આપણી લડાઈ અહીં જ પૂરી થઈ જાય. જૂનાગઢનો મુક્તિ સંગ્રામ જેમને લડવો હશે એ લડશે" મારાથી નારાજી અને દુઃખ વ્યક્ત થઈ ગયાં.

ઘડીભર શાન્તિ છવાઈ ગઈ.

"હવે ઉશ્કેરાટ શમ્યો હોય અને શાન્ત બન્યા હો તો એક ચોખવટ કરી લઉં. ધ્રોળની સશસ્ત્ર તાલીમ શિબિર માટે કેપ્ટન બાલમસિંહજીની સેવા મળી ત્યારે એમને નામનું માનધન આપવાનું ઠરાવેલું. શિબિર પૂરી થયે તેઓ પાછા જઈ શક્યા હોત. પરન્તુ આપણી સાથે બંધાઈ ગયેલી મહોબ્બતને કારણે તેઓ આપણને મદદ કરવા રોકાઈ ગયા. એમણે કોઈ વેતનની માગણી કરી નથી. આપણે એમને કોઈ પગાર ઠરાવ્યો નથી. જે દેશદાઝથી આપણે આવ્યા છીએ એવી જ દેશદાઝથી તેઓ રોકાઈ ગયા છે. બોલો ગુણવંતભાઈ! હવે કેપ્ટન બાલમસિંહની અને આપણી વચ્ચે કોઈ ભેદ રહે છે?" મેં ગુણવંતભાઈ સામે જોઈને એમના મનનું સમાધાન કરવા પ્રયત્ન કર્યો.

"તમે કહો છો એમ જ હોય તો એમની અને આપણી વચ્ચે કોઈ ભેદ રહેતો નથી. મારી ગેર-સમજણ થઇ. હું એ બદલ દિલગીર છું." ગુણવંત-ભાઈએ નિખાલસતાપૂર્વક સ્વીકાર કર્યો.

"ગુણવંતભાઈ! એટલું પૂરતું નથી. દશેરાને દિવસે આપણે જૂનાગઢની ધરતી ઉપર કૂચ કરવાના છીએ ત્યાં આપણે સૌએ ખભે ખભા મિલાવીને લડવું પડશે. એવે વખતે કે. બાલમસિંહજીના અને તમારા મનમાં એક બીજા માટે સહેજે ખટકો હોવો કે રહેવો ન જોઈએ. તમે બન્ને સાચા અર્થમાં દોસ્ત બનીને અહીંથી છૂટા પાડો એમ ઈચ્છું છું." મેં બન્ને મિત્રોને ભાવથી કહ્યું.

ગુણવંતભાઈ ઊભા થયા. અને કે. બાલમ સિંહજી તરફ પગલું માંડ્યું. કે. બાલમસિંહજી પણ ઊભા થયા. થોડી ક્ષણ પહેલાં જ ઉશ્કેરાટથી એક બીજાની સામે જે હાથ રિવોલ્વર રમાડી રહ્યા હતા એ જ હાથથી બન્નેએ હસતા હસતા, બાવડામાંથી હાથ ખડી જાય એટલા જોમ અને જોશથી હસ્તધૂનન કર્યું.

મેં ઊભા થઈને બન્નેને એમની રિવોલ્વરો પરત આપીને બન્ને સાથે હસ્તધૂનન કર્યું અને હળવો થઈને હું ખંડમાંથી બહાર નીકળ્યો.

અજવાળી આઠમનો ચંદ્રમા ધીરે ધીરે આથમી રહ્યો હતો. બહાર વીજળીના ઝાંખા દીવા આછો પ્રકાશ પાથરી રહ્યા હતા. શસ્ત્રાગાર અરધી રાતે પણ સળવળી રહ્યું હતું. પહેરેગીર સંત્રીઓનાં પગલાં સંભળાઈ રહ્યાં હતાં. તમરાં તમતમ બોલી રહ્યાં હતાં. એ સિવાય બધે શાંતિ પ્રથરાઈ ગઈ હતી. હું દાદરો ચડીને ઉપર ગયો. જઈને જોઉં છું તો શામળદાસ-ભાઈના ખંડમાં દીવા બળે. નજીક ગયો અને જોયું તો શામળદાસભાઈ એમના ખંડમાં પાંજરે પૂરાયેલા સિંહની જેમ ઘૂમરિયું ખાધા કરે.

"કેમ શામળદાસભાઈ! હજી ઊંઘ્યા નથી?" મેં દરવાજામાં ઊભા ઊભા જ પૂછ્યું.

"ઊંઘ તો હરામ થઇ ગઈ." શામળદાસ-ભાઈએ ટહેલતાં ટહેલતાં જવાબ આપ્યો.

"એવું શું બન્યું છે કે ઊંઘ હરામ થઈ જાય?" મેં આશ્ચર્ય સાથે પૂછ્યું.

"ભોંમાંથી ભાલાં ઉગ્યા કરે પછી ઊંઘ હરામ ન થાય તો શું થાય?" શામળદાસભાઈ થંભી જઈને બોલ્યા.

"મને તો ક્યાંય ભાલાં દેખાતાં નથી." મેં હળવી રીતે કહ્યું.

"તમને આજે નહીં દેખાતાં હોય તો કાલે દેખાશે." શામળદાસભાઈએ ખુરસીમાં બેઠક જમાવી.

"પણ વાત શું છે?" હું ખંડમાં દાખલ થયો અને સામેની ખુરસીમાં બેઠો.

"ઢેબરભાઈનો થોડા વખત પહેલાં જ સંદેશો મળ્યો છે. કહેવરાવ્યું છે કે એક લશ્કરી નિષ્ણાતના અભિપ્રાય મુજબ જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ કરવા માટે લોકસેનાની તૈયારી ઘણી અપૂર્ણ હોઈ, દશેરાના દિવસે આક્રમણ શરૂ કરવાનું મોકૂફ રાખીએ." શામળદાસભાઈએ ઊંઘ હરામ થયાનું કારણ જણાવ્યું.

"હું એ જાણું છું." મેં કહ્યું.

"તો તમે મને કહેતા કેમ નથી?" શામળ-

દાસભાઈ નારાજ થઈને બોલ્યા.

"મોડી રાતે તમને ક્યાં ખલેલ પહોંચાડવી ? સવારે વાત કરવાનો જ હતો." મેં કહ્યું.

"તમે એમાં સહમત છો ? " શામળદાસભાઈએ પ્રશ્ન કર્યો.

'બિલકુલ નહિ.' મેં ટૂંકો જવાબ આપ્યો.

"પણ ઢેબરભાઈનો આવો અભિપ્રાય હોય તો એની અવગણના પણ કેમ થાય ? અને દશેરાના દિવસે આરઝી હકૂમત આક્રમણ શરૂ ન કરે તો અમારે કૂવામાં ડૂબી જ મરવું પડે." શામળદાસભાઈએ દ્વિધા વ્યક્ત કરી.

"દશેરાના મંગળ પ્રભાતે જૂનાગઢના અમરાપુર ગામ ઉપર આરઝી હકૂમતની લોકસેના કૂચ કરી જશે એ નક્કી એટલે કોઈએ કૂવામાં ડૂબી મરવાની જરૂર ઊભી નહીં થાય. હવે રહ્યો ઢેબરભાઈના અભિપ્રાયનો પ્રશ્ન. કાલે સાથે બેસીને વિચારી લઈએ." મેં એમને નચિંત કરવા પ્રયત્ન કર્યો.

"પણ ઢેબરભાઈ કયા લશ્કરી નિષ્ણાતનો અભિપ્રાય લઈ આવ્યા ?" શામળદાસભાઈ હસ્યા.

"રસિકભાઈએ એક લશ્કરી નિષ્ણાંતને આપણી મદદમાં બોલાવ્યા છે. ઢેબરભાઈની સૂચનાથી હું એમને મળી આવ્યો. ત્યાર બાદ રસિકભાઈને પણ મળી આવ્યો. આ લશ્કરી નિષ્ણાંત સરદારજી સાથેની ચર્ચા પછી પણ રસિકભાઈના અને મારા વિચારમાં કંઈ ફેર પડયો નથી. ઢેબરભાઈનો અભિપ્રાય જુદો છે. સારી વાત એ છે કે આપણે એ ચાર જણ કુલડીમાં ગોળ ભાંગ્યા કરીએ તેના કરતાં આપણી સંગ્રામ સમિતિ અને સંકલન સમિતિની સંયુકત બેઠક બોલાવી આ પ્રશ્નની છણાવટ કરી લઈએ. મને વિશ્વાસ છે કે દશેરાના કાર્યક્રમમાં કશો ફેરફાર નહીં થાય." મેં વિસ્તારથી વાત કરી.

બીજે દિવસે સવારે આરઝી હકૂમતની સંગ્રામ સમિતિ અને સંચાલન સમિતિની સંયુકત બેઠક બોલાવવાનું શામળદાસભાઈએ સ્વીકાર્યું-અને અમે છૂટા પડયા.

આભમાં આસો સુદ ૯ નો સૂરજ ઊગ્યો અને કૂચની તૈયારીમાં પરોવાયેલું આરઝી હકૂમતનું અમારું લશ્કરી મથક ધમધમી ઊઠયું.

એક બાજુથી અમને મળવાના બાકી રહેલાં શસ્ત્રો મેળવવાની કામગીરી શરૂ થઈ, બીજી બાજુથી દશેરાના કાર્યક્રમ માટે સૈનિકોની ટુકડીઓ અને શસ્ત્રો કુંકાવાવની છાવણીમાં પહોંચાડવાની કામગીરી ચાલવા લાગી.

પરંતુ છેલ્લી ઘડી સુધી દશેરાના દિવસે આક્રમણ શરૂ કરવા અંગે જે દ્વિધા પ્રવર્તતી હતી એનો ફેંસલો કરવા, આગલી રાતે નક્કી થયા મુજબ શામળદાસભાઈએ આરઝી હકૂમતની સંગ્રામ સમિતિ અને સંકલન સમિતિની સંયુક્ત બેઠક બોલાવી. નવેક વાગ્યે. ઉતારાના એક છેડે આવેલ ખંડમાં આ બેઠક શરૂ થઈ.

આરઝી હકૂમતના પ્રધાન મંડળના બધા સભ્યો હાજર થઈ ગયા. ઢેબરભાઈને હાજરી આપવા ખાસ વિનંતી કરવામાં આવેલી દરબાર સાહેબ પણ આવી પહોંચ્યા. રસિકભાઈ, ગોકુળભાઈ અને જેઠાલાલભાઈ તો હોય જ. પરિષદના અન્ય આગેવાનો પણ આ મહત્ત્વના પ્રશ્નની વિચારણામાં અને ગંભીર નિર્ણય લેવામાં મદદ કરવા માટે હાજરી આપવા આવી પહોંચ્યા. શસ્ત્રો મેળવવાની અને કુંકાવાવ છાવણી માટે સૈનિકો અને શસ્ત્રો રવાના કરવાની કામગીરીમાં હું રોકાયેલો હોઈને બેઠકમાં સળંગ હાજરી આપવાનું મારે માટે શકય ન હતું છતાં વચ્ચે વચ્ચે થોડો સમય મેળવી બેઠકમાં હાજરી આપી આવતો.

બેઠકની શરૂઆત થઈ અને થોડીવારમાં જ આગેવાનો બે મતમાં વહેંચાઈ ગયા. ઢેબરભાઈનો સ્પષ્ટ અભિપ્રાય અને આગ્રહ કે, આક્રમણ માટે લોકસેના પૂરી રીતે તૈયાર ન હોઈને દશેરાનો કાર્યક્રમ મોકુફ રાખવો. એને બે-ચાર મોવડીઓનું સમર્થન પણ મળી ગયું.

આરઝી હકૂમતનું પ્રધાનમંડળ તો કોઈપણ હિસાબે દશેરાના દિવસે જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ શરૂ થાય એ જોવા ખૂબ આતુર હતું. રસિકભાઈ, ગોકુળભાઈ, જેઠાલાલભાઈ અને હું લોકસેનાએ આક્રમણ માટે પૂરતી તૈયારી કરી લીધી હોઈને દશેરાના દિવસે આક્રમણનું મંગલાચરણ કરવાના પૂરા હિમાયતી હતા. ચર્ચા નિખાલસ ભાવે આગળ વધી અને જુદાં જુદાં પાસાંઓ ઉપસવા લાગ્યાં.

* આક્રમણ મોકુફ રાખવા માટે નીચેના મુદ્દાઓ રજૂ થયા:

૧. પહેલા જ આક્રમણમાં લોકસેના માર ખાઈ બેસે તો દેશભરમાં એના માઠાં પ્રત્યાઘાત પડે.

૨. આપણે અમરાપુર જેવાં જૂનાગઢની મૂળ ભૂમિથી છૂટા પડી ગયેલા ગામો ઉપર હલ્લો કરીએ તો એના જવાબમાં નવાબનું લશ્કર જૂનાગઢની ધરતી ઉપર વસતા હિંદુ કુટુમ્બોની કત્લેઆમ શરૂ કરે એવી પૂરી સંભાવના.

૩. લશ્કરી નિષ્ણાતના અભિપ્રાય મુજબ લોકસેનાની તૈયારી અપૂર્ણ હોય તો આપણા જુવાનોને જાણી જોઈને મોતના મોઢામાં હડસેલી દેવાય નહીં.

* આક્રમણ શરૂ કરવાની તરફેણમાં નીચે મુજબના મુદ્દાઓ રજૂ થયા:

૧. આરઝી હકૂમતે જૂનાગઢનો ઉતારો કબજે કર્યાને ૩ અઠવાડિયાં જેટલો સમય વીતી ગયો છે. આ સમય દરમ્યાન કોઈ અગત્યનું લડાયક પગલું ભરવામાં આવ્યું ન હોઈ લોકો આરઝી હકૂમતની ટીકા અને મશ્કરી કરતા થઈ ગયા છે. આરઝી હકૂમતે હવે વહેલી તકે લડાઈ શરૂ કરવી જોઈએ.

૨. લોકસેનાના જુવાનો લાંબા સમયથી તૈયારી કરી રહ્યા છે. હવે એમને રોકવાથી એમનો જુસ્સો તૂટી જશે.

૩. સરદાર ચંદનસિંહજી ભલે કહે કે, "લોકસેનાની તૈયારી અપૂર્ણ છે." એમનાં માપદંડ જુદા છે. આપણી દૃષ્ટિએ આક્રમણ માટે પૂરતી તૈયારી છે.

૪. જૂનાગઢની હદમાં રહેતા હિંદુ કુટુમ્બોની કત્લેઆમ શરૂ થાય તો રાજકોટમાં છાવણી નાખીને પડેલ હિન્દી ફોજની બ્રીગેડ શાંતિથી બેસી નહીં રહે. હિન્દુ કુટુમ્બોની રક્ષા માટે જૂનાગઢની ધરતી ઉપર એ અવશ્ય ધસી જશે.

૫. જૂનાગઢથી કપાયેલા ગામોમાં પોલીસની સંખ્યા મર્યાદિત છે. જૂનાગઢ રાજ્ય એમાં વધારો કરી શકે એમ નથી. કારણ કે વધુ કુમક મોકલવા માટે એમને હિન્દીસંઘ સાથે જોડાયેલા અન્ય રાજ્યોની હદમાંથી પસાર થવું પડે. એવા રાજ્યોની હદમાં પગ મૂકવા સામે જૂનાગઢ–રાજ્યને હિન્દીસંઘે ચેતવણી આપી છે. એનો ભંગ કરી, હિન્દીસંઘ સાથે સીધા લશ્કરી સંઘર્ષમાં ઊતરવાની જૂનાગઢ રાજ્યની તૈયારી નથી, હિમત નથી.

૬. આરઝી હકૂમતના જાસૂસીવિભાગ તરફથી પાકે પાયે મળેલી માહિતી અનુસાર જૂનાગઢના નવાબ જૂનાગઢ છોડી, કરાંચી જવાનું વિચારી રહેલ છે. એમ થશે તો, જૂનાગઢની ફોજનો નૈતિક જુસ્સો ભાંગી પડશે. એનો પૂરો લાભ ઉઠાવવો જોઈએ.

૭. અને છેલ્લે, આ લડાઈ છે. એમાં થોડી ખુવારીની તૈયારી રાખવી જ જોઈએ. બહુ ગણતરી કરવા બેસાય નહિ.

ચર્ચામાં સૌ મુક્ત મને ભાગ લઈ રહ્યા હતા. પરન્તુ જુદો જુદો અભિપ્રાય ધરાવતા ઢેબરભાઈ અને શામળદાસભાઈ કયારેક અકળામણ અનુભવવા લાગ્યા. હું હથિયારો મેળવવા માટે આંટા ફેરા કરતો રહું, કુંઠાવાવ સૈનિકો અને શસ્ત્રો મોકલવા માટે જરૂરી તજવીજ કરતો રહું અને વચ્ચે વચ્ચે બેઠકમાં હાજરી આપતો રહું અને શાન્તિથી ચર્ચા સાંભળ્યા કરું. આક્રમણ શરૂ કરવું અને આક્રમણ મોકુફ રાખવું એવા

બંને અભિપ્રાયો જોરદાર રીતે રજૂ થવા લાગ્યા. આક્રમણના વિરોધનો દોર ઢેબરભાઈના હાથમાં જઈ પડયો અને તરફેણનો દોર રસિકભાઈએ સંભાળી લીધો.

૧૯૩૦થી સત્યાગ્રહના જુદા જુદા મોરચા ઉપર વજુભાઈ અમારી સાથે – બલ્કે મોખરે રહેલા. પણ ૧૯૪૨માં ભાંગફોડના કાર્યક્રમ અંગે અમારી વચ્ચે સૈદ્ધાન્તિક મતભેદ પેદા થયેલો. સશસ્ત્ર યુદ્ધનો તો તેઓ વિચાર જ ન કરી શકે. પણ અંગત રીતે અમારી સાથે અને ખાસ કરીને મારી સાથે તેઓ એવા સ્નેહ સંબંધથી સંકળાયેલા કે સશસ્ત્ર યુદ્ધની વાત એમને રુચે નહી છતાં અમને એમની રીતે બને એટલા મદદરૂપ થવા માટે તેઓ રાજકોટ આવીને રહેલા. એમની હાજરી પણ અમને બળ અને હૂંફ આપતી. બેઠકમાં તેઓ હાજર હતા. એમના સ્વભાવ પ્રમાણે વચલો રસ્તો કાઢવા એમણે પ્રયત્ન કરી જોયો પણ બે સામસામા છેડાની વાતમાં વચલા રસ્તા માટે કોઈ અવકાશ જ રહ્યો નહીં. સવારના નવ વાગ્યાથી શરૂ થયેલી ચર્ચા બપોર સુધી ચાલી. જેઓ આક્રમણની વિરુદ્ધમાં હતા એમને સમય વીતે એની ચિંતા ન હતી. પણ આક્રમણની તરફેણ કરનારા અમારે મન એક એક ક્ષણ ખૂબ જ કિંમતી હતી. આવતીકાલે આક્રમણનું મુહૂર્ત કરવું હોય તો એક ક્ષણ પણ ચર્ચા લંબાવવી અમને પાલવે એમ ન હતી. ભોજનનો સમય થયો પણ પ્રશ્ન એટલો ગંભીર અને મહત્ત્વનો હતો કે ભોજન માટેનો વિરામ પોસાય એમ ન હતો. ચાલુ બેઠકે જ સૌને થોડી વાનીઓ પીરસાણી અને એને ન્યાય આપતાં આપતાં ચર્ચા ચાલુ રહી. બપોરના ત્રણ વાગવા આવ્યા. ઢેબરભાઈએ બધી ચર્ચા પછી પોતાનો સ્પષ્ટ અભિપ્રાય આપ્યો કે જૂનાગઢની ભૂમિ ઉપર કૂચ કરવાના પગલાંને પોતે કોઈ રીતે વ્યાજબી લેખતા નથી.

ઢેબરભાઈનો આ અભિપ્રાય બધા સાંભળી રહ્યા. કોઈ કશું બોલે નહીં તો ઢેબરભાઈનો અભિપ્રાય એ જ છેવટનો નિર્ણય લેખાય. શામળદાસભાઈ અકળાયા અને સમસમી રહ્યા. રસિકભાઈ અને બીજા મિત્રો એની એ ચર્ચા કરીને થાકયા હતા. બાજી હાથમાંથી સરી જતી લાગી. અત્યારસુધી મને કશું બોલવાની જરૂર લાગી ન હતી. પણ હવે મૌન સેવવું આકરું થઈ પડયું.

'ઢેબરભાઈ! બેઅદબી માફ કરજો. અમે થોડા મિત્રો જૂનાગઢ સામે સશસ્ત્ર લડાઈ લડવી પડે તો લડી લેવા પ્રતિજ્ઞાબદ્ધ છીએ. લાંબા વખતથી અમે અમારી રીતે તૈયારી કરી રહ્યા છીએ. આરઝી હકૂમતની રચના થઈ એટલે અમે એના નેજા નીચે લોકસેના રચી. પણ તમારા અભિપ્રાય મુજબ આરઝી હકૂમત લડાઈ લડવા ઈચ્છે તો અમે કંઈ આરઝી હકૂમતની નોકરી નથી નોંધાવી. આજથી અમને આરઝી હકૂમતમાંથી મુક્ત ગણજો. લડાઈ લડતાં નહીં આવડે તો જૂનાગઢ સામે અમે બહારવટું માંડશું. દશેરાને દિવસે આરઝી હકૂમતની લોકસેનાને નામે અમને કૂચ કરતા રોકી શકશો. પણ બહારવટાનું મુહૂર્ત કરતાં તમે અમને રોકી શકશો નહીં. અને મુદ્દાની વાત તો એ છે કે હવે શસ્ત્રસરંજામ અમારી પાસે છે." કામ અને ચર્ચાના બેવડા થાકથી કંટાળીને મેં અમારા મિત્રો વતી સ્પષ્ટ જાહેરાત કરી દીધી.

ઢેબરભાઈએ આક્રમણની વિરુદ્ધમાં વ્યક્ત કરેલ અભિપ્રાય સૌ સ્તબ્ધ બનીને સાંભળી રહ્યા, તો મારી વાત સાંભળીને પણ થોડીવાર સૌ સ્તબ્ધ બની બેસી રહ્યા.

થોડીવારમાં જ બેઠકનો રંગ પલટાઈ ગયો. ફરી વજુભાઈ અને અન્ય મિત્રો તરફથી કંઈક વચલો માર્ગ કાઢવા માટે પ્રયાસો શરૂ થયા. થોડી ચર્ચા બાદ ઢેબરભાઈએ જ માર્ગ સૂચવ્યો. "દશેરાના દિવસે મુહૂર્ત તરીકે લોકસેના કેવળ અમરાપુર નામના એક જ ગામ ઉપર આક્રમણ કરે. અમરાપુર કબજે લેવાઈ જાય એટલે કૂચ થંભાવી દેવી. લોકસેનાની તૈયારી અંગે ફરી લશ્કરી નિષ્ણાતોનો અભિપ્રાય લેવો અને ત્યારબાદ આગળનો કાર્યક્રમ વિચારવો."

મોટા ભાગના આગેવાનોને આ સમાધાનકારી માર્ગ ઠીક લાગ્યો. પણ અમારે માટે આ નિર્ણય

સ્વીકારવાનું શકય ન હતું.

"હું આ વાત સાથે સહમત નથી." મેં ગંભીરતાથી જણાવ્યું.

"પણ આમાં તો બન્ને વાત રહી જાય છે." એક મોવડીએ સલાહ આપી.

"આક્રમણ કરવું કે ન કરવું એ આપણી ચર્ચાનો મહત્ત્વનો મુદ્દો છે. આક્રમણ શરૂ કર્યા પછી એક ગામ કબજે કરવું કે વધુ એ આપણી ચર્ચાનો મહત્ત્વનો મુદ્દો નથી. અને એનો નિર્ણય અહીં બેઠાં લઈ શકાય પણ નહીં. મોરચાની જવાબદારી સંભાળનાર વ્યકિત જ પરિસ્થિતિ જોઈને નિર્ણય લઈ શકે. એટલે આક્રમણ માટે કોઈ શરતી અનુમતી ન ચાલે. હવે આપણી પાસે બે જ વિકલ્પ છે. એક આક્રમણ શરૂ કરવાનો અને બીજો અમને લોકસેનામાંથી મુકત ગણવાનો." મેં અમારું વલણ સ્પષ્ટ કર્યું.

આ પ્રશ્ને ઠીક ઠીક મથામણ ચાલી. છેવટે એક જ નિર્ણય લેવાને બદલે બે જુદા જુદા અભિપ્રાયો સાંભળીને સૌ છૂટા પડયા.

ઢેબરભાઈએ કહ્યું કે "કેવળ અમરાપુર નામનું એક જ ગામ કબજે કરવાની શરતે લોકસેનાને આક્રમણ કરવાની અનુમતિ આપવામાં આવે."

મેં કહ્યું કે "લોકસેનાને આક્રમણ કરવાની અનુમતિ આપવામાં આવી છે પછી એક ગામ કબજે કરીને થંભી જવું કે વધુ ગામો કબજે કરવા માટે આગળ વધવું એનો નિર્ણય હું પરિસ્થિતિ જોઈને મોરચા ઉપર લઈશ."

કંઈક હળવા મને અને કંઈક ભારે મને અમે સૌ બપોરના ચારેક વાગ્યે છૂટા પડયા.

## સાભાર સ્વીકાર

અવધૂત પ્રસાદી : લે. વિમલા ઠકાર : યજ્ઞ પ્રકાશન : ભૂમિપુત્ર, હુઝરાતપાગા, વડોદરા–૧ મૂ. ૧૧ રૂપિયા: અસ્પૃશ્યતા નિવારણ એ જ ધર્મ : લે. છગનલાલ ન. જોષી. હરિજન આશ્રમ ટ્રસ્ટ, સાબરમતી, અમદાવાદ. મૂ. રૂા. ૧૦ : દયારામ – રસધારા : ધારા પાંચ અને ૭ : સંપાદકો : અધ્યા : કેશવરામ કા. શાસ્ત્રી તથા અધ્યા : જીવનલાલ છ. જોષી. ગુજરાત સાહિત્ય સભા : અમદાવાદ : દરેક ધારાની કિંમત પાંચ પાંચ રૂપિયા : વહીવટી જંગલ : લે. હરિભાઈ નારણભાઈ ચૌહાણ : જયંતિકા ભૂવન, નવા પરા : ભાવનગર : મૂ. રૂા. ૧૦ : મનોરથ : લે. માધવ ગોસ્વામી: નવપ્રકાશ કાર્યાલય : માધવ ભવન–પોરબંદર : મૂ. રૂા. ૬ : મ્હેંકતી માનવતા : લે. સુશીલા આ. પંડિત : આર્ય કન્યા ગુરૂકુલ, પોરબંદર : મૂ. રૂા. ૪–૫૦ : સ્વસ્થ જીવન : લે. રતિલાલ અધ્વર્યુ: ૩, દત્ત સોસાયટી : અમદાવાદ–૭ : મૂ. રૂા. ૩–૭૫ : ધન્ય ભૂમિ ભારત : લે. મીરાં ભટ્ટ : યજ્ઞ પ્રકાશન : હુઝરાત પાગા, વડોદરા–૧ : મૂ. રૂા. ૧

# લોકસાહિત્યના દિલાવર પ્રોત્સાહક સ્વ. નંદલાલભાઈ

જયમલ્લ પરમાર

ચલાળા દાના ભગતની જગ્યામાં ગત સપ્ટેમ્બર મહિનાની તા. ૨૩-૨૪ના બે દિવસ લોકસાહિત્ય પરિવારનું મિલન ચલાળાના લોકસાહિત્યના દિલાવર પ્રોત્સાહક શ્રી નંદલાલભાઈ સાથેનું છેલ્લું મિલન બની રહ્યું અને ત્યારબાદ એકાદ મહિને બરાબર દિવાળીના દિવસે જ તેમનું હૃદયરોગના હુમલાથી અવસાન થયું.

આમ તો અમરેલી જિલ્લો જ લોકસાહિત્યનું સ્થાનક છે. મજાદર, નાગેશ્રી, ચલાળા, સનાળી, સાણથલી, બગસરા એ બધાં એનાં બેસણાં છે. પણ એમાં શ્રી નંદલાલભાઈ, શ્રી નાથાલાલ ચંદારાણા અને શ્રી. કાનજીભાઈ બારોટના લોકસાહિત્યકારોના આદર આતિથ્ય અને બેઠક ઉઠકથી ચલાળા એમાં સરટોચ બની રહેલું.

અમરેલી જિલ્લાના અડાભીડ આગેવાન અને ચલાળા તથા એની આસપાસના વિસ્તારના સેવાભાવી સેવકોમાં શ્રી નંદલાલભાઈ તથા નાથાભાઈની જોડીએ લોકોનાં અનેક કાર્યો કરીને ભારે લોકાદર મેળવ્યો છે. નંદલાલભાઈ અકિંચન અને નાથાભાઈ સાધનસંપન્ન છતાં અજબ રીતે બન્નેનું સખ્ય જળવાતું આવતું. ભાણા ખડખડ તો જગતમાં બધે હોય છે પણ સમત્વભાવે એકબીજાને જાળવી લેવાનું એક ઊજળું ઉદાહરણ એમણે પૂરું પાડયું છે.

નંદલાલભાઈને કાનજીભાઈ બારોટ ગેલમાં મહાદિલાવર જસા લીંબડની ઉપમા આપતા તે ઉપમા અણીશુદ્ધ રીતે શ્રી નંદલાલભાઈ જીવી ગયા. ચલાળાની આસપાસના ગામોમાં ક્યાંય કોઈ કવિ, ગાયક, વાર્તાકાર, વાતડાહ્યા, ભવાઈ કલાકાર કે ડાયરામલ આવ્યા નથી અને નંદલાલભાઈના મહેમાન થયા નથી. સ્નેહાળ અને સાહિત્યનું સંસ્કારી ગામ, નંદલાલભાઈનો બહોળો મિત્ર સમુદાય એટલે જમવામાં પાંચ પચીસ માણસો સાથે જ હોય. અને આવી બેઠકો દિવસો સુધી ચાલે. દૂબળા પાતળા કવિ-ગાયકને ખબર ન પડે એમ એ'ચાઈને પણ એનાં ખિસ્સાં ભરી દયે, અને પોતે પાછા અકિંચનના અકિંચન.

અડખે પડખેનાં પાંચ પચીસ ગાઉમાં ક્યાંય ભવાઈવેશ, ક્યાંય ડાયરા, ક્યાંય એવા મંગળ પ્રસંગો હોય ત્યાં પહોંચ્યા જ હોય. જેવાં એમના આદર આતિથ્ય એવા જ લોકસાહિત્યની, લોકકળાની ઊંડી સમજણવાળા. લોકસાહિત્યની ભાષામાં જેને 'વેધુ' કહે એવા મમીલા, હોંશીલા ને દર્દીલા. એવા જ વિનમ્ર અને લોભલા. બોલે ઓછું પણ એમનો પ્રેમ પથરાતો આવે. જેવા પ્રેમાળ એવા જ કુટુંબવત્સલ. નંદલાલભાઈ એટલે ચારેય ભાઈ અને કુટુંબ કબીલાનો વિશાળ વડલો. પરિવારનાં પંખી એમાં અહોરાત ગૂંજ્યા કરે. વડલો જતાં પરિવાર અને મિત્રો અણોહરા થઈ ઊઠયા.

લોકસાહિત્ય પરિવારમાં ચલાળામાંથી કોને લેવા નંદલાલભાઈને કે નાથાભાઈને એ પ્રશ્ન ઊઠયો ત્યારે ઉદાર દિલે નંદલાલભાઈએ નાથાભાઈની જ તરફેણ કરી અને આજે પરિવારમાં રહેલા શ્રી નટુભાઈ જોષી અને શ્રી મનસુખભાઈ ભટ્ટ શ્રી નંદલાલભાઈનું જ પ્રતિનિધિત્વ કરે છે. સીધી રીતે સભ્ય ન હોવા છતાં નંદલાલભાઈ પરિવારમાહેના જ એક હતા. અસ્વસ્થ તબિયતને કારણે એક માત્ર અક્ષયનાથ પ્રતિષ્ઠા મહોત્સવ અને ત્યાર પછીના મિલનની એક બેઠક સિવાય તમામ બેઠકોમાં તેમણે ઉત્સાહપૂર્વક ભાગ લીધેલો. નંદલાલભાઈની એક અદબ રહેતી તેમ સૌને એક હૂંફ પણ રહેતી. એવા જીવનનિષ્ઠ, સિદ્ધાંતપ્રેમી સેવક, સન્મિત્ર અને ઝિંદાદિલ સાહિત્ય પ્રેમીનું અવસાન થતાં અનેક ક્ષેત્રે ન પૂરાય એવી ખોટ પડી છે.

સજ્જન તમારી ખાખ પર, ઝાઝા હજો જુહાર
ભર ભર છાંટું અંજલિ, દિલ દરિયા જેઘાર
તૂટયા તંબૂર-તાર, ભણકારા ભવ ભવ રિયા

# પિંગળશીભાઇનાં ગીતો

## આ સાચું છે કે ખોટું ?

પાગલ થઈ સમજ્યા વીણ પૂરૂં દઈ રહ્યો શું દોટું ?
કાળું ધોળું કરી છૂટવા, કસબ ઘણા તેં કરિયા
સંતોના હિતકારી શબ્દો, એકે ના અનુસરિયા
સંદૂકમાં સંઘરી શું બેઠો નવી નવી તું નોટું
આ સાચું છે કે ખોટું ?

ફાંફાં માર્યાં ફંદ ઢાંકવા, અંચળા માથે ઓઢ્યા
તો પણ તે રહિયાં નહિ છાનાં, પાપ પલંગે પોઢ્યા
એના ઉપર ઓપ આપવા, દઈ રહ્યો છે દોટું
આ સાચું છે કે ખોટું ?

કંગાલોની ભેર કરીને કદિયે સુકૃત કીધું – કે
જ્યાં ફાવ્યું ત્યાં કરી કબાલા સ્વારથ સાધી લીધું ?
ઉપજમાં તો આવી પડિયું ભાગે પાપ ભરોટું
આ સાચું છે કે ખોટું ?

તારા હિતની વાત કરું છું, કંઈક વિચારી લે તું
પિંગલશી કે' માણસ છે તો માણસ થઈને રે' તું
ક્યાં સુધી દીધા કરવી છે ઝપટી લેવા ઝોટું
આ સાચું છે કે ખોટું ?

## આવું ન્હોતું ધાર્યું

આવું ન્હોતું ધાર્યું અમે આવું ન્હોતું ધાર્યું
સૂરજના ઘરમાં આંટા મારશે અંધારૂ. આવું.
હેમાળાને હૈયે અગની ભભૂકી ઊઠશે
ઝડપી લેશે આભા મંડળને જવાળું. આવું.
મેરામણ મથીને અમે માંડ માંડ મેળવ્યું
દેવનું દીધેલું અમૃત બની જાશે ખારું. આવું.
રામની રચેલી દુનિયાં સૌની સૈયારી
ભાવના ભૂલીને સરવે કરે મારું મારું. આવું.
પિંગલ કહે છે આશા રહી છે અધૂરી
વરણ્યું ન જાય એવું વાયરું ફુંકાણું. આવું.

## હંબક હાંકયે રાખ હરિ !

દીનબંધુનું નામ દયાળુ હવે ફેરવી નાખ્ય હરિ
બળિયાના બેલીનું બાપા નામ રૂપાળું રાખ્ય હરિ
શ્રીમંતોને સાંજ સવારે નવાં નવાં પકવાન હરિ
ભક્ત સુદામા ભૂખે મરતો ખાવા ન મળે ધાન હરિ
તેલ વિનાનો કોરી તવીમાં સુધન્વા શેકાય હરિ
દેવ બધાં ને વેદો મોળાં ખાંડ વિનાનાં ખાય હરિ
ધનપતિઓને ધૂમ કમાણી આ ભારતની માંય હરિ
નામાને રેવા નહિ નેઠો ટાઢયે થર થર થાય હરિ
ખીચ નથી કરમાંને ખાવા વિદુરને નહિ ભાજી હરિ
અભયાગતને મળે ન આટો બગડી ગઇ છે બાજી હરિ
અહિં કોઈ ઉધાર ન આપે નથી ગાંઠયમાં મૂડી હરિ
શામળની પેઢી ન સ્વિકારે નરસૈયાની હુંડી હરિ
નથી કયાંય વનરામાં મળતાં ખાટાં મીઠાં બોર હરિ
છે અહિંયાં શબરીનું સ્વાગત સાવ કોરૂં ધાકોર હરિ
ગળે ઉતરે વાત ગરીબની તો કરજે ઠીક ઠાક હરિ
નહિતર તૂં પણ નાથ બધા જેમ હંબક હાંકયે રાખ હરિ

## એકે ઓછો થાય નહિ

કારણ કહે મા તૂં કહે એવું મુજથી વર્તન થાય નહીં;
પક્ષ તજી નૃપ દુર્યોધનને એમ દગો દેવાય નહીં.
કૃષ્ણ વિષ્ટિ કરવાને આવ્યા વલણ જરા ન વિશુદ્ધ હતું;
દુનિયામાં દેખાવ કર્યો તો અંતરમાં તો યુદ્ધ હતું.
રાજદ્વારી પુરુષો પર કદિયે રે વિશ્વાસ રખાય નહીં;
મુખથી મીઠી વાત કરે પણ છાની વૃત્તિ સમજાય નહીં.
દિલખોટા મુત્સદ્દીઓ દ્વારા શાંતિ કદિ મળવાની નથી;
કાષ્ટ સંકોર્યા કરે કદીપણ હૂતાશણ સમવાની નથી.
યુદ્ધખોર, ધીમાન, વપારી, સમાધાન ચ્હાય નહીં;
કલહ ઉપાસકની કુટવૃત્તિઓ નિર્મળ કદિયે થાય નહીં.
પ્રાણ ગુમાવી દિયે સુયોધન તોપણ હઠ તજવાનો નથી;
પ્રતિપક્ષની વાત સ્વિકારી નમતું એ દેવાનો નથી.
તેં વેલાસર ધાર્યું હત તો આ અણધાર્યું થાય નહીં;
મોડું કરિયું માતા કુંતા શું ભાવિ સમજાય નહીં.
હું અર્જુનને કે મને અર્જુન કોણ હણે કહેવાય નહીં;
યુદ્ધ હવે અનિવાર્ય સમજવું એનો કોઈ ઉપાય નહીં.
એમ છતાં પણ વચન આપતો તવ આજ્ઞા લોપાય નહીં;
'પિંગલ' 'તારા પાંચેમાંથી એકે ઓછો થાય નહીં'.

# इन्द्रिय दमन

નર્મદાશંકર-હ. વ્યાસ

દમનનો ભાવ નૈસર્ગિક નથી. કોઈ પણ પ્રકારનુ દમન અકુદરતી અને અવાસ્તવિક હોવાનુ. દમનની પ્રક્રિયા સ્વશોષણની પ્રક્રિયા સમાન છે. માનવીનું જીવન અનેક પ્રકારના શોષણોથી ઘેરાયેલુ છે. શારીરિક શોષણ તો કેવળ ભૌતિક પ્રકારનુ શોષણ છે, સ્થૂળ શોષણ છે, તેમજ રાજકીય શોષણ પણ સ્થૂળ પ્રકારનુ શોષણ છે. સામાજીક શોષણ, આર્થિક શોષણ, એ પણ સ્થૂળ પ્રકારના શોષણમા મુકી શકાય.

સ્થૂળ પ્રકારના શોષણ કરતા સૂક્ષ્મ પ્રકારના શોષણ વધારે ભયકર અને ભયાનક હોય છે. સ્થૂળ પ્રકારનું શોષણ તો જોઈ શકાય છે, સમજી શકાય, કળી શકાય છે-પણ સૂક્ષ્મ પ્રકારના શોષણ અકળ અને અગમ્ય હોય છે. જેવા કે નૈતિક શોષણ, ધાર્મિક શોષણ અને આધ્યાત્મિક શોષણ. નીતિના ઓઠા તળે, ધર્મના નામે અને આધ્યાત્મિકતાના અચળા નીચે માનવીનુ સૂક્ષ્મ પ્રકારે શોષણ થઈ રહ્યુ હોય છે, જેની માનવીને બાહ્ય રીતે ખબર પડતી નથી.

શોષણમા કે શોષણની પ્રક્રિયામા બીજી વ્યક્તિ, બહારની સત્તા, બાહ્યસજોગો અભિપ્રેત છે. પણ ઈન્દ્રિયદમનમા પોતે જ પોતાના શોષણનો કર્તા બને છે. ઈન્દ્રિયો માનવદેહના ઉપકરણો છે. માનવદેહની સ્થૂળ અને સૂક્ષ્મ લીલાના દ્વાર છે. ઈન્દ્રિયો દ્વારા માનવજીવન શકય બને છે.

સમજવાની વાત એ છે કે ઈન્દ્રિયો પોતે પોતાની મેળે કશુ કાર્ય કરતી નથી. ઈન્દ્રિયોનું સચાલન માનવીનુ મન કરે છે, માનવીની ઈચ્છાઓ કરે છે. એટલે ઈન્દ્રિયો કોઈ પણ કાર્ય માટે જોખમદાર નથી. મનની પ્રેરણા વિના કોઈ પણ ઈન્દ્રી કોઈ પણ કાર્ય કરતી નથી. ઈચ્છાઓની જનની મન છે. માટે ઈન્દ્રિય દમનનો માર્ગ ખોટો છે, અવાસ્તવિક છે. જે જોખમદાર નથી એની ઉપર દમનનો કોરડો ફેરવવો, એ યોગ્ય નથી. દાખલા તરીકે આખ જુએ છે, પણ જે આખ દશ્ય ઝડપે છે તેની વ્યાખ્યા મન કરે છે. આખમા ઝડપાયેલુ દશ્ય માનવીના ચિત્તમા અકિત થાય છે અને મન તેની વ્યાખ્યા કરે છે. સારુ જોવુ કે નરસુ જોવુ, શુભ જોવુ કે અશુભ જોવુ, એની સાથે આખને સબધ નથી. આખ તો માત્ર દશ્ય ઝડપવાનું સાધન છે, તેને સારા નરસા સાથે કે શુભ અશુભ સાથે નિસ્બત નથી.

સાધારણ રીતે આપણે એમ કહીએ છીએ કે સુદર દશ્યો આખને ગમે છે, પણ એ વક્તવ્ય ખરુ નથી. દશ્ય સુદર લાગવુ કે અસુદર લાગવુ તેનો આધાર આખ ઉપર નથી પણ મન ઉપર છે, ચિત્તના સસ્કાર ઉપર છે.

એટલે ઈન્દ્રિય દમનનો રાહ સ્વશોષણનો રાહ છે. ઈન્દ્રિયોનું સ્વરૂપ સમજ્યા વિના, ઈન્દ્રિયોને જોખમદાર ગણી, ઈન્દ્રિયોનું દમન કરવુ એ ખરા તપનો માર્ગ નથી. વાસ્તવમા તો શરીર, મન અને બુદ્ધિ પણ ઉપકરણો જ છે. એ ઉપકરણોનું સચાલન કરનાર શક્તિને સમજવાની જરૂર છે. આખ નથી જોતી પણ આખની પાછળ રહેલુ ચૈતન્ય જુવે છે. કાન નથી સાભળતા પણ કાનની પાછળ રહેલ ચૈતન્ય સાભળે છે. નાક નથી સુઘતુ પણ નાકની પાછળ રહેલ ચૈતન્ય સુઘે છે, ત્વચા સ્પર્શ સુખ નથી માણતી પણ ત્વચા પાછળ રહેલ ચૈતન્ય એ સ્પર્શ સુખ અનુભવે છે.

# લોકકથા–રૂપવિચાર

(ગતાંકથી ચાલુ)

કનુભાઈ જાની

કેટલીક કથાઓ તો અનેક વિભાગોના મિશ્રણ જેવી છે. એનું શું કરવું? ૧૯૬૬માં ઝેકોસ્લોવાકી-આના લિબ્લીસ (Liblice) નગરમાં 'International Society of Folk Narrative Research'– લોકકથાસંશોધન માટેના આંતરરાષ્ટ્રીય મંડળની બેઠક મળી. એમાં ખાસ ચર્ચા બે જ વિષયની થઈ : mixed form અથવા transition forms, અનેકવિભાગોનાં લક્ષણોવાળી કથાઓ–મિશ્રિત કથા જાતિનો. બદલાએલા સમાજની નવી ઊભી થએલી પરંપરાએ કેટલીય કથાનાં રૂપો બદલ્યાં છે. જોલ્સ, વેસ્સેલ્સ્કી અને વોન સીડો જેવાએ રોજ–બ–રોજના અનુભવમાંથી કથાને સરળ ને આપોઆપ ઉદ્‌ભવતી કલ્પેલી. આ પછીના વિદ્વાનો કહે છે કે એવાં જ ત્રણ મુખ્ય વલણો જો કોઈ હોય તો એ છે ૧ સુખ, ૨ આનંદ–પ્રમોદ અને ૩ અણગમતી ઘટનાઓ. આજની કથાઓ આ ત્રણ બાબતની હોય : ૧ સુખના પ્રસંગોવાળી, ૨ આનંદ–પ્રમોદના પ્રસંગોવાળી અને ૩ દુઃખદ ઘટનાઓની. વેરણ ચાકરીની, જાત અનુભવોની, સ્થળાંતરોની–એવી સ્વાનુભવકથાઓ પણ આમાં હોય. Memorities કે Memoratને પણ હવે લોકકથા પ્રકારમાં ઉમેરવામાં આવે છે. એક વાર જ્યારે પશ્ચિમને ભારત આદિ પૂર્વના દેશોનો પ્રથમ પરિચય થયો હતો ત્યારે જેમ અનેક પ્રશ્નો ઊભા થયા હતા તેમ હવે આ દસકામાં આફ્રિકાના સંપર્કે લોકકથાની એવી ને એટલી સામગ્રી સાંપડી છે કે એવા જ નવા પ્રશ્નો ઊભા થયા છે. પણ અભ્યાસ સામગ્રી સુલભ છે અને આરંભની કેટલીયે ગૂંચો ઉકલી પણ છે. છતાં રૂપ-વિચાર વિગતે થયો નથી.

## ૫

કૃતિએ કૃતિએ નવું રૂપવિધાન એ અભિજાત સાહિત્યનું લક્ષણ છે, તો પરંપરાગત રૂપને જાળવવું તે લોકસાહિત્યનું. ડંડિસ કહે છે: "One of the characteristics of folklore is its great persistence with respect to form." ('The Study of Folklore') (p. 127) વસ્તુ ભલે બદલાય, રૂપ જળવાઈ રહે છે. દા. ત. પહેલિકા કે દુહો કે ઊખાણું. એમાંનું વસ્તુ બદલાય, રૂપ રહે છે. જો કે, જેટલો અભ્યાસ વસ્તુનો થયો છે, એટલો સ્વરૂપનો થયો નથી. કારણ કે કૃતિનાં સ્થળ–કાળ નક્કી કરવામાં આરંભકોને (ફિનિશ-સ્કૂલવાળાને) વધુ રસ હતો અને એ નક્કી કરવામાં વસ્તુ જ વધારે સહાયક નીવડે છે. મૂળ શોધવું, સ્થળાંતરો શોધવાં અને વિભાગીકરણ કરવું તથા 'મોટિફ' નિશ્ચિત કરવું એમાં લોકકથા અભ્યાસીઓ લાગી ગયા હતા.

હકીકતે તો, એલન કહે છે તેમ (પૃ. 127) લોકવિદ્યાના શ્રીગણેશ જ મંડાય કોઈ એક સ્વરૂપના અભ્યાસથી. લક્ષણો કે મૂળ કે પ્રયોજન વગેરે તારવવામાં પણ સ્વરૂપનો અભ્યાસ ઉપકારક. વળી અભિજાત સાહિત્ય અને લોકસાહિત્યના તુલનાત્મક અધ્યયન માટે તો આ અત્યંત જરૂરી. અમુક લોકસાહિત્ય – સ્વરૂપનાં કયાં લક્ષણોની કેટલા પ્રમાણમાં અમુક અભિજાત સાહિત્ય-સ્વરૂપ પર અસર પડી છે તેની તારવણી માટે પણ સ્વરૂપાભ્યાસ અનિવાર્ય. દા. ત. 'સૌરાષ્ટ્રની રસધાર" માં કેટલું લોકકથાના ઢબનું અને કેટલું નવલિકાનું, એ લોકકથાસ્વરૂપ જોયું–જાણ્યું હોય તો તારવી શકાય.

વળી, લોકસાહિત્યનાં અમુક સ્વરૂપનાં લક્ષણો એનાં બીજાં કયાં સ્વરૂપોમાં છે તે પણ તપાસાય. કયારેક લોકવિદ્યાની અમુક શાખાઓમાં પણ અમુક પ્રકારનાં સમાન લક્ષણો દેખાશે. દા. ત. લોકસંગીત. એમાં જેવી ભાત (Pattern) છે એવી લોકવિદ્યાનાં

બીજા પ્રકારોમાં પણ હોય. દા.ત. ધ્રુવપંક્તિ. આરંભે હોય ને અંતે આવે. (કડીને આંતરે આંતરે, વચમાં વચમાં આવ્યા કરે, તે જુદી !) વળી વળીને ભાવ ને સૂર એકજ આરંભબિન્દુએ આવે. એમ જ લોકરમતમાં રમનાર એક જ આરંભબિન્દુએ પાછો આવે છે. લોકનૃત્યમાં નર્તક આરંભબિન્દુએ પાછો આવે છે. લોકકથામાં નાયક આરંભબિન્દુએ પાછો આવે છે. અહીં, પુનરાવર્તન એ જાણે લોક વિદ્યાસ્વરૂપનું એક લક્ષણ છે. લોકવિદ્યા એ આખરે તો, વ્યાપક એવી માનવ સંસ્કૃતિનો એક સાંસ્કૃતિક ભાગ છે. એટલે કેટલુંક એવું પણ હોવાનું જે બધે હોય. લોક સંસ્કૃતિ પરંપરાથી અમુક તત્ત્વો લાંબા સમય સુધી જાળવી રાખે છે. એ કારણે પણ માનવસંસ્કૃતિના અભ્યાસની સારી સામગ્રી પૂરી પાડે છે. આવી સામગ્રીની જાળવણી રૂપની જાળવણી દ્વારા ઘણીવાર થઈ હોય છે. એ દૃષ્ટિએ પણ રૂપવિચાર જરૂરી.

## ૬

આવો રૂપવિચાર જે ઍક્સેલ ઑલરીકે ૭૩ વર્ષ પૂર્વે કરેલો તે આજેય કામનો છે. એ ડૅનિશ લોકવિદ્યાશાસ્ત્રી બહુ જાણીતા નથી. એમણે ૧૯૦૮માં બર્લિનની એક આંતરવિદ્યાકીય પરિષદ સમક્ષ લોકકથાનાં લક્ષણનો નિબંધ વાંચેલો. એ માને છે કે લોકસાહિત્યને એની આગવી જ દુનિયા છે, એના આગવા જ સિદ્ધાન્તો કે નિયમો પણ છે. એ નિયમો કે સિદ્ધાન્તોથી જ લોકસાહિત્યને મૂલવવું જોઈએ. ઑલરિક લોકકથાના નિયમોને 'સુપરઆર્ગેનિક' ગણે છે. એટલે કે એ નિયમોનો સીધો પ્રભાવ કથા માંડનાર પર હોય, વચમાં માણસ સીધી રીતે ન આવે ! આનો અર્થ તો એ પણ થયો ને કે વચમાં 'લોક' પણ ન આવે ? ! આ આગ્રહ આત્યંતિક છે. આવા આગ્રહથી કદાચ આ વિષય ને વિજ્ઞાનની જેમ સ્વતંત્ર શાસ્ત્રનું મહત્ત્વ મળતું હશે, પણ લોકવિદ્યામાંથી 'લોક' જ બાકાત થાય છે ! આ નિયમાનુસાર તો, પછી, લોકમાનસ કે એના પૃથક્કરણનો પણ વિચાર જ ન થાય ! અને લોકકથાનો પ્રસાર કે ફેલાવો પણ આપમેળે થયેલો માનવો પડે, લોકકથાને automigratary – વિચરતી જાતિની જ ગણવી પડે ! પણ એની ટીકા બાજુ પર રાખી ઑલ્રિકને જ અનુસરું. [ઍલન ડંડિસ્ સંપાદિત, 'The Study of Folklore', Prentice Hall, Englewood Cliffs, N J; p 1127 to 141]

લોક સાહિત્ય વાંચતા જ જાણે એને એની આગવી દુનિયા હોય એમ લાગશે. આ આગવાપણું શેને લીધે છે ? બે બાબતો નોંધી બતાવાય છે : ૧. બધે જ આદિમાનવની બૌદ્ધિકતાનો એકસમાન સ્તર દેખાય છે; ૨. આદિમાનવની પ્રકૃતિતત્ત્વોની વિભાવના આગવી છે અને તદનુરૂપ આગવી છે એમની પુરાકલ્પનકથાઓ. પરંતુ, લોકસાહિત્યની સામગ્રીનું પૃથક્કરણ કરતાં જણાશે કે માત્ર આટલું જ નથી, એની કથાઓમાં બીજાં પણ કેટલાંય સમાન તત્ત્વો છે જે એને આગવાપણું અર્પે છે. દા. ત. એ કથામાં નાનો ભાઈ જ વધુ ભાગ્યશાળી નીવડે છે, એમ કેમ ? અમુક ઘટનાઓ ત્રણ તબક્કે બને છે, એમ કેમ ? આવાં સમાન તત્ત્વો નોંધવાં જેવાં છે, એને ઑલ્રિક 'epic laws for folk-narrative' કહે છે. એ નિયમો યુરોપની કથાઓના એના અભ્યાસ પરથી એણે તારવ્યા, પણ કદાચ બધે લાગુ પડશે એમ એનો દાવો છે. એટલે આ સમાનતા વૈશ્વિક છે. એટલે, કોઈ રાષ્ટ્રની કથાનાં તત્ત્વો આથી જુદાં લાગે તો એ માત્ર બોલીગત ભેદો જેવાં ગણાય, એમ એ કહે છે. લોકકથાનાં જે પરંપરાગત પ્રકારો છે તે બધામાં આ સમાન તત્ત્વો છે. આ સિદ્ધાન્તો કે તત્ત્વોને પોતે 'નિયમો' – Laws કહે છે કારણ કે લિખિત સાહિત્ય કરતાં વધુ ચુસ્ત રીતે, અને એથી તદ્દન ભિન્ન રીતે જ આ નિયમો લોકસાહિત્યની કૃતિના નિર્માણ પર અંકુશ ધરાવે છે. એના જ શબ્દોમાં : "We call these principles 'laws' because they limit the freedom of composition of oral literature in a much different and more rigid way than in our written literature."

હવે એ નિયમો જોઈએ. (ક્રમાંકો મારા છે.)

૧. આરંભ ને અંતનો નિયમ : કથાનો આરંભ એકાએક કોઈ કાર્યથી નથી થતો ને અંત પણ અચાનક નથી આવતો. શાન્તથી આરંભ થાય. પછી કાર્યવેગ વધે તેમ તેમ ક્યારેક ઊર્મિ ઉછાળ પણ અનુભવાય, પરાકાષ્ઠા પણ ક્યાંક આવે, પણ અંત પાછો શાન્તમાં જ હોય. કથા લાંબી હોય તો શમબિન્દુઓ (rest points) પણ ઝાઝાં, ટૂંકી હોય તો એકજ. માટે ભાગે પ્રેમીઓના મૃત્યુ સાથે કથા પૂરી ન થાય. અંતે મૃત્યુ બન્નેનું હોય તો કબર પર બે વેલડી ઊગે (મોટિફ E631.0.1). એટલે અંતે તો શમ જ.

જોકે, આનાય અપવાદો મળી આવે. દા. ત. 'વહુએ વગોવ્યાં...' આરંભ પણ એકાએક ને અંત પણ. એવું જ એક દૃષ્ટાંત એક સ્પેનિશ બેલડનું ઑલરિક આપે છે. આવા અપવાદો વિરલ.

૨. પુનરાવર્તનનો નિયમ : અભિજાત સાહિત્યમાં અમુક તત્ત્વો પ્રત્યે ધ્યાન દોરવું હોય કે ભાર મૂકવો હોય તો એ માટે અનેક તરકીબો અજમાવી શકાય. દા. ત. વર્ણન. લોકસાહિત્યમાં એ માટે પણ (સ્મૃતિ સુલભતા માટે તો ખરું જ) વપરાય પુનરાવર્તન. ગીતમાં એ ધ્રુવ પંક્તિ વગેરે દ્વારા કળાય; કથામાં? એક નાયક ત્રણ દિવસ સુધી રોજ જઈને ત્રણ રાક્ષસોને એક પછી એક, એકજ સ્થળે, પૂરા કરે. અમુક દૃશ્ય કે પ્રસંગ વારંવાર આવ્યા કરે. ક્યારેક કથામાં સંઘર્ષની માત્રા વધુ દેખાડવા આમ થાય, ક્યારેક નાયકના અમુક ગુણો દેખાડવા. પુનરાવર્તન ક્યારેક ભાવની તીવ્રતા વધારવા માટે પણ હોય; ક્યારેક સીધું-સાદું પણ હોય. પણ પ્રત્યેક લોકકથામાં કોઈક પ્રકારનું પુનરાવર્તન હોવાનું જ.

૩. ત્રણનો કે અમુક જ સંખ્યાનો વપરાશ : હજારો ને લાખો કથાઓમાં ત્રણની સંખ્યામાં અનેક તત્ત્વો, પાત્ર, પ્રસંગ વગેરે, આવે છે. જો કે દુનિયાના બધા લોકસાહિત્યમાં આમ નથી. ભારતીય કથાઓમાં ક્યારેક ચાર આવે છે. ઑલ્રિકનું એક નિરીક્ષણ ચર્ચાસ્પદ છે. ભારતીય કથાઓ ત્રણના આંકને જાણીને ટાળે છે, એ વાત કેટલે અંશે સાચી? In India, there are also collections of traditional oral tales in which the number three is completely avoided in an attempt to reflet the authentic fullness of life. Here the investigator can see that the three was once present, but that it has been eliminated by the narrator." (p. 134) ગ્રીક, જર્મન, કૅલ્ટિક, વગેરેમાં ત્રણ છે. સેમેટિક અને આર્યન સંસ્કૃતિઓમાં ત્રણનું મહત્ત્વ હતું જ. કથાઓ જણાશે. ત્રણ જાદૂઈ ચીજો, ત્રણ વરદાનો, ત્રણ ભેટો, મંદિરને ત્રણ વાર ફેરા. (અરે, જનોઈના તાર ત્રણ ને આ લોક પણ ત્રણ !)

૪. બેના સંખ્યાંકનું મહત્ત્વ : કોઈ પ્રસંગ કે દૃશ્યની વાત હોય તો પાત્રો બે હોય. સંવાદ કે કાર્યમાં બેથી વધુ પાત્રો એક સાથે બોલતાં ચાલતાં વર્તતાં હોય એમ લોકકથામાં ન બને. એક પ્રસંગ, બે પાત્ર.

૫. પરસ્પરથી વિભિન્નતાનો નિયમ : બે પાત્રો ને એક પ્રસંગવાળા નિયમ સાથે જ સંકળાયેલા છે. પરસ્પરથી વિભિન્નતાનો નિયમ–Law of contrast. એક પ્રકારનું સંતુલન એમાં સધાય છે. "The Sage is always polarised." ઑલરિકે જે કહ્યું તે, એની પછી, ક્લોડ લેવી સ્ટ્રોસે પૃથક્કરણ કરીને બતાવ્યું કે અનેક તત્ત્વોના સંતુલનનો નમૂનો છે myth. એક સસલું હોય તો સામે સિંહ હોય. એક ભોળું પાત્ર હોય તો સામે કુટિલ હોય. એક ગરીબ, સામે અમીર. એક જુવાન, સામે વૃદ્ધ. દુઃખી, સુખી. મોટું, નાનું. માણસ, રાક્ષસ. ભલું, બૂરું. ક્યારેક આ વિરોધી એક અને વિરોધી બે-ની અડખે પડખે એ પ્રકારનાં બીજા હોય–કથાની

આવશ્યકતા મુજબની.

જેમ વિરોધી ગુણવાળાં પાત્રો હોય; એટલી બધીવાર એ આવે છે કે એ લોકકથાનું એક લક્ષણ બન્યું; એમ એને અનુરૂપ ઘટના પણ હોય. દા. ત. ખલનાયકને હાથે કયારેક ઘાતકી રીતે નાયકનું મૃત્યુ થાય. અથવા તેજસ્વી રાજાનો વારસ -પાણી-વિનાનો હોય! (દીવા પાછળ અંધારું!) એજ રીતે કયારેક બે પાત્રોને એક કામે' જોતરવામાં આવે તો એ બન્ને મોટે ભાગે નબળાં હોય.

૬. જોડકાંનો કે બેલડાંનો નિયમ: વિરોધીઓના નિયમનો આ એક જુદો પ્રકાર ગણાય-બેલડાંનો નિયમ. ગુણમાં ગાળુ હોય એવાં બેની બેલડ મોટે ભાગે હોય. બે ભાઈ કે બે રાજકુંવરો, બે રાક્ષસો, બે પરી, બે ડાકણ, બે યોદ્ધા.

૭. એક વ્યાપક નિયમ છે આરંભ અને અંતના સ્થાનના મહત્ત્વનો. જ્યાં પાત્ર-પ્રસંગની શ્રેણી હોય ત્યાં સૌથી મહત્ત્વનું પાત્ર પહેલું આવશે અને મહત્ત્વનો પ્રસંગ પણ પહેલો આવશે. જેના પ્રત્યે સૌથી વધુ સહાનુભૂતિ જગાડવાની હોય એ પાત્ર છેલ્લે આવે. આ આરંભ ને અંતના પાત્ર – પ્રસંગ-સ્થાન વચ્ચે જે સંબંધ હોય છે તેને દરિયાઇ પરિભાષાથી સમજાવવો હોય તો એમ કહેવાય કે એક છે વહાણના આગળના ભાગનું વજન-The Weight of the Bow, જ્યારે બીજું છે વહાણના છેવાડાનું વજન-The Weight of the Stern. કથાનું ગુરુત્વબિન્દુ હંમેશાં પાછળના ભાગમાં હોય છે. કથામાં આ નિયમ તરત કળાય એટલો સ્પષ્ટ હોય છે. કથામાં, આખરે, નાનોભાઈ કે નાનો પુત્ર જે 'જહેમત ઉઠાવે છે તે મહત્ત્વની બને છે (મોટિફ H1242 L 10).

આ છેડાના વજનનો નિયમ અને ત્રણના મહત્ત્વનો નિયમ-The Law of Three-એ બે ભેગાં થઈને લોકકથાનું એક પાયાનું લક્ષણ બને છે. ઍક્સેલ કહે છે: "'Achterge wicht' combined with the Law of Three is the principle characteristic of folk-narrative – it is an epic law." (p. 137) અહીં ખાસ નોંધવા જેવું એ છે કે ધર્મકથામાં આથી વિરુદ્ધ બનતું લાગશે. ત્યાં અગ્રભાર કે પુરોવર્તી ભાર મહત્ત્વનો. રામ જ જીતે. યુધિષ્ઠિર જ જીતે. પણ જો આ જ પાત્રો લોકકથામાં આવે તો પશ્ચાત્વર્તી ભારનો નિયમ પ્રવર્તતો દેખાશે.

૮. આ મુખ્ય મુખ્ય લક્ષણસૂત્રો તારવ્યાં પછી પણ પ્રશ્ન એ રહે છે કે બાકી રહી જતી કથાને પણ આમ બધાં સૂત્રોમાં વિભક્ત કરીને દર્શાવી શકાશે કે?

એક મુખ્ય સિદ્ધાન્ત ખ્યાલમાં રાખવો જોઈએ કે, લોકકથામાં પાત્રાદિની જે વિશેષતા હોય તે વિશેષણો દ્વારા નહિ પણ કાર્ય દ્વારા પ્રગટ થતી દર્શાવાતી હોય છે; નહિ તો એનો કોઈ અર્થ પણ રહે નહિ. દા. ત. કથા જો આમ શરૂ થતી હોય: 'એક હતી એક અત્યંત તેજસ્વી સુંદર, પણ દુઃખી અને ભલી મા વિનાની કન્યા...' તો સમજવું કે, એ લોકકથા નથી; કારણ કે આવી સંકુલ રજૂઆત, એકબીજા સાથે ગૂંચાઇ – ગૂંથાઈને રજૂ થતા વિચારો, લોકકથામાં આવે જ નહિ. આ જ વિચારો કાર્યોરૂપે આવે અને એમાંનાં કાર્યો એક બીજાં સાથે સંકળાયેલાં બતાવાયાં હોય. નિરૂપણ આમ હોય: (૧) અપર મા. સાવકી દીકરીને મોટી પછેડી આપી, સવારના પહોરમાં વગડે મોકલે. 'જા, ઝટ આ પછેડી ભરીને છાણાં લઈ આવ. જો જે રાંડ, રાંધવાનું મોડું થાય નહિ.' (૨) દીકરી તો વગડે જાય. રુએ. શું રુએ, શું રુએ! એક ગાયે પૂછ્યું, 'દીકરી, બેટા, બેન, બાપુ! છાની રે. શું દુઃખ છે?' કીધું. ગાય કે, 'ઓહો, એમાં શું? કહીને ગાયે તો પછેડી પાથરવા કહ્યું'. પાથરી કે ગાય ઊભી રહી. ને પછેડી આખી ભરાઈ ગઈ? હવે પછેડી તો ભરાઈ, પણ બંધાવે કોણ? (૩) ગોવાળાએ મદદ કરી. છોડી કહે, 'તું મારો ભાઈ. આમાંથી બેચાર છાણાં લે.' આગ્રહ કરીને આપ્યાં. (૪) બીજે દિ' ગોવાળ ત્યાં જ ઊભેલો. હાથમાં મોતી–રત્નો. કહે, 'બેન, તારો પરતાપ?' 'કેવી રીતે?' તો કહે, 'છાણાં બાળ્યાં, મહીંથી આ

નીકળ્યાં.' કહે, 'તું રાખ...' આમ વાર્તા આગળ ચાલે. છોકરીનાં ગુણો, એની સાલસતા, એની માનવતા કાર્યો દ્વારા પ્રગટ થતી જાય. એનો જ વસ્તુપિંડ બંધાતો જાય.

૯. બીજું એક લક્ષણ લોકકથાનું એ છે કે, અર્વાચીન ટૂંકી વાર્તામાં વસ્તુના અનેક તંતુઓ એક સાથે ગૂંથાતા ચાલે છે જ્યારે લોકકથામાં એક જ તંતુ એક વખતે ચાલતો હોય છે. ઍકસેલ કહે છે: "Folk-narrative is always single-stranded.) (p.137) પાછળ રહી ગયેલાં ખૂટતાં તત્ત્વોની પૂર્તિ કરવા કથા પાછળનું યાદ કરવા બેસે નહિ, એ માટે એ .પાછળ જાય નહિ. એવી કોઈ પૂર્વવર્તી વિગતની ભૂમિકા જરૂરી હોય તો એ ક્યાંક સંવાદમાં ગૂંથી લે. પણ મુખ્ય કથા તો એકને લઈને જ ચાલે. જો એકસાથે કોઈ બે વાતને લઈને કથા ચાલતી લાગે તો સમજવું કે એ લોકકથા નથી, કોઈક સાહિત્યિક કથા છે. લોકકથા એ પૂર્ણરંગી વિગતસભર ચિત્ર-પેઈન્ટિંગ નથી; એવા ચિત્રમાં જે પરિમાણો પમાય તે આમાં ન હોય. આ તો એક તક્ષિત ચિત્રાંકન (રેખાંકન) – bas-relief છે. એની સંરચના કાંઈક શિલ્પ–સ્થાપત્યને મળતી છે. એમાં સપ્રમાણતા સાધક તત્ત્વોના સંયોજનનું બહુ મહત્ત્વ નથી; યાંત્રિક સપ્રમાણતા જરૂરી નથી. એને એનું આગવું રૂપાનુસંધાન (patterning) હોય. એ રૂપાંનુસંધાન, લોકકથાથી જે પરિચિત ન હોય તેને તો, ખરેખર, નવાઈ પમાડે એવું હોય છે. બે પાત્રો ને બે પ્રસંગો જુદી જુદી કથામાં સમાન હોય છે. એક જુવાન ઉપરાઉપરી ત્રણ દિવસ સતત, એક જ સ્થળે જાય છે, એક રાક્ષસ પ્રગટે છે, એક જ જાતના સવાલ – જવાબ થાય છે, એને રાક્ષસ સાથે યુદ્ધ કરવું પડે છે, જુવાન જીતે છે, રાક્ષસ હણાય છે. ત્રણ દિ સતત આમ જ ! જીવનની આવી એકવિધતાની શૈલી ! એનું પણ રસદષ્ટિએ એક આગવું મૂલ્ય છે. જે કંઇ તુચ્છ કે નગણ્ય છે તે બધું આપોઆપ ખરી પડે છે, અને જે મહત્ત્વનું ને અનિવાર્ય છે તે જ રહે છે, ટકે છે.

૧૦. દિલધડકનનાં દૃશ્યો–ટબ્લો–સીન્સ: tableaux scenes – પ્રસંગોની પરાકોટિઓ પણ લોકકથામાં હોય. આમાં પાત્રો એકબીજાની નિકટ આવી જાય. વીર પુરુષ ને એનો અશ્વ, નાયક ને રાક્ષસ, મણિમય સર્પ અને બાળક, કાળીનાગ ને બાળકૃષ્ણ; મૃત્યુમાં પણ વફાદારીથી માલિકની પડખે પડતો અનુચર; આવા પ્રસંગો જાણે એક સંઘાડે ઉતારેલા લાગે. એમાં વાસ્તવ તો નામ માત્રનું; બાકી અતિકલ્પન (fantasy), માયામયી નિર્બંધ મનોલૌલ્યવાન તરંગ વધુ હોય. અંધારપછેડાવાળો વીર વિક્રમ, બ્રાહ્મણના નવજાત શિશુને લલાટે લગ્નપ્રસંગે સિંહમુખમૃત્યુ આલેખતી વિધાત્રીનો છેડો પકડીને એને પોતે એનું આલેખેલું ખોટું પાડયે રહેશે – એમ સંભળાવે ! પણ લગ્નટાણે ચોરીને માટલે ચીતરેલો સિંહ પ્રગટીને પેલાને ફાડી ખાય ! ત્યારે, પોતે છ માસમાં અમીકૂપી લાવીને શબને સજીવ કરશે, એવો વાયદો આપી, અમી લેવા નીકળી પડે. નાગને અગ્નિથી બચાવે, તો એ એના પેટમાં પેસી જાય !... એ કથામાં ઉત્તેજક પ્રસંગો અનેક, આવ્યા કરે છે.

વળી, આવા ઉત્તેજક પ્રસંગો કેવળ ઘડીની ક્ષણિક મનોરંજક વાતોને મૂકી જવાને બદલે, કોઈક કાલાતીત રહસ્ય રજૂ કરે છે. આશરાધર્મ તો મોટો છે; વિધાત્રીનું લખ્યુંય ફેરવી શકાય–ધર્માર્થે, પરાર્થે, સેવાર્થે જો કાર્ય થયું હોય તો. એવું કરનારને શો ભો ? ભીતિ તો સ્વાર્થ–જા છે. આ બધું પેલી ઘટનાઓ વણકથ્યે કહી જાય છે. એ ઘટનાઓ જાતે પણ એવી હોય છે કે સ્મૃતિપટે કોરાઈ જાય.

૧૧. લોકકથાને એનું આગવું જ તર્કશાસ્ત્ર હોય છે. પસંદ કરેલ પ્રસંગોથી જ વસ્તુપટ વણાતો જાય, ને એને અનુરૂપ કથન થતું જાય, કથાઘટકો એના પ્રસંગને અનુવર્તે. આવી તર્કસરણી આપણા વ્યવહાર જગતથી જુદી પણ લાગે. એમાં પશુ–પ્રાણી વગેરે સાથેનો માનવવ્યવહાર પણ આવે. ચમત્કારો આવે. જાદુ આવે. એ બધું કથાવસ્તુને અનુસરે, વ્યવહારજગતને નહિ. એ બધું એના આંતરજગતને વફાદાર, બહિર્જગતને નહિ.

૧૨. એમાં Unity of Plot–કથાવસ્તુગત એકતા તો હોય જ. એનું પ્રમાણ વત્તું–ઓછું હોય. લોકકથા, લોકગીત ને દંતકથામાં એવી એકતા બહુ બળવતી હોય. પુરાકલ્પનકથા ને પરાક્રમ કથાઓમાં એ જરા ઓછી હોય; પણ હોય તો બધે જ. હકીકતે, આવી 'એપિક યુનિટી' કે અનવદ્ય એકતા એવી હોય છે કે કથાનાં બધાં જ ઘટકો જાણે એને સિદ્ધ કરવાં કામે લાગી ગયાં હોય એમ લાગે છે. સાંભળનાર, પહેલેથી જ, અમુક બનવાનું છે એમ ધારીને એક ધ્યાને એની અપેક્ષામાં ઉત્સુક થઈને બેસે છે. લગ્નમંડપેથી સિંહ જેને ફાડી ખાવાનો છે એવું જેના ભાગ્યમાં છે, અથવા ૭ માસમાં જેના શબને અમીથી જીવિત કરવાનું છે, એનું એમ કેવી રીતે બને છે તે જોવા જાણવા શ્રોતા ઉત્સુક હોય.

૧૩. એથી વિરુદ્ધ, કયારેક આદર્શ 'એપિક-યુનિટી' પણ હોય. ઘણાં કથાતત્ત્વો એકઠાં થઈને પાત્રોના પરસ્પરના સંબંધને પ્રગટાવે, સ્પષ્ટ કરે. રાક્ષસકન્યાની ચતુરાઈથી રાજકુમાર મુક્ત થાય, પણ કુમાર ત્યારે રાક્ષસકન્યાને જ ભૂલી જાય! એને પેલીએ પાછો જીતવો પડે! આ વધારાનું તત્ત્વ.

૧૪. વળી, લોકપરંપરાનો મોટામાં મોટો નિયમ તો મુખ્ય પાત્ર પર ધ્યાન કેન્દ્રિત કરવું તે. તેમાંય, ઐતિહાસિક ઘટનાઓના કથનમાં તો સ્મૃતિને બરાબર સતેજ રાખવી પડે.

૧૫. કયારેક કોઈક મુખ્ય પાત્રના પરાક્રમોની હારમાળા કરવાની હોય ત્યાં બંધ શિથિલ બને છે. ત્યાં અનેક પરાક્રમો સાંધે છે પાત્રની એકતા. પાત્ર એક જ હોય છે (વિક્રમ, બિરબલ વગેરે). એ એક તે સાંધતો તંતુ કે સૂત્ર, એમાં પેલા પ્રસંગો તે 'સૂત્રે મણિગણા ઈવ.'

નાયક એક હોય તો એકતા સહજ બને; બે હોય તો? તો મોટે ભાગે એક ખલનાયક કે વિરોધી પાત્ર હોય છે. વિસ્મૃત પ્રેયસીની કથામાં રાક્ષસકન્યા નહિ પણ એને ભૂલનાર રાજકુમાર તે વિરોધી વર્તન કરતું પાત્ર બને છે – protagonist. શ્રોતાને વધુ લાગણી એ કન્યા પ્રતિ થાય છે, કુંવર પ્રતિ નહિ.

ટૂંકમાં, લોકકથા, ધારીએ એના કરતાંય ઘણી વધારે સુનિયંત્રિત છે. એના મુખ્ય નિયમોમાં – ૧ આદિ અંતનો, ૨ પુનરાવર્તનનો, ૩ ત્રણનો, ૪ એક ઘટના ને બે જણનો, ૫ વિરોધનો, ૬ જોડકાંનો, ૭ આદિ–અંત – સંતુલનનો, ૮ એક ચોક્કસ તંતુનો, ૯ ચોક્કસ રૂપાનુસંધાનનો, ૧૦. પરાકાષ્ઠાયુક્ત દશ્યોનો, ૧૧ કથાગત તર્કસરણીનો, ૧૨ વસ્તુની એકતાનો, ૧૩ આદર્શ એકતાનો, ૧૪ મુખ્યપાત્ર પરની એકાગ્રતાનો અને ૧૫ પાત્રની એકન્તાનો. બાકી તો, હવે આ પ્રત્યેક નિયમની મર્યાદાઓ તો, લોકકથાનો અભ્યાસ જેમ વધતો જશે તેમ તેમ જણાતી જશે.

આપણે ત્યાં લોકકથાને આપણે ગંભીર અભ્યાસને પાત્ર ગણી છે કયારેય?

*

## સુખ અને દુઃખ

### દોહા

આધી વ્યાધી અપમાન ઋણ, પરઘર ભોજન વાસ.
કન્યા સંતત વૃદ્ધતા, બરસા કાલ પ્રવાસ

કુજન કુસ્વામી કુગતિ હય, કુપુર નિવાસ કુનારિ
પરવશ દારીદ આદિ હૈ, એ દુઃખ દાન વિચારિ.

પાપ પરાજય જુઠ હઠ, શઠતા મુરખ મિત.
બ્રામન નેગી રૂપબિન, અસહ શીલ ચરિત.

# રશિયાના ક્રાંતિ-દિનનો ઉત્સવ

(રશિયા દર્શન-હપ્તો ૧૦મો

ગોરધનભાઈ શંભુભાઈ પટેલ

તા. ૬-૧૧-૭૩

સવારે કોઈ ખાસ કાર્યક્રમ ન હતો. આવતીકાલે સવારે 'ક્રાંતિ'ની પરેડ છે તેના ફોટા લેવા માટે મારી પાસે કેમેરાની ફીલ્મ ન હતી. તેથી હોટલના ખીરીઓસ્કોમાં, હોટલથી નજીકના 'ગુમ'માં વગેરે સ્થળે તપાસ કરી, પણ કેમેરાની ફીલ્મો ન મળી. ૧-૫૦ રૂબલની ફીલ્મ માટે ૩ રૂબલનું ભાડું ખર્ચી દૂર જવું મને ઠીક ન લાગ્યું તેથી ફીલ્મ લેવાનું મુલત્વી રાખ્યું.

દશેક વાગે અમે કેટલાક ભાઈઓ ભોમિયા સાથે ક્રેમલીનમાં આંટો મારવા ગયા. જોયેલું ફરીથી-બલકે છેલ્લી વખત જોવાનું હતું. સૌપ્રથમ અનામી સૈનિકોની કબર જોઈ. મોસ્કોમાં નવપરિણિત યુગલો પરણીને રજીસ્ટ્રી ઓફિસેથી સીધા આ કબરના દર્શને આવે છે અને ફૂલમાળા ચડાવે છે. અમે આજે આવાં કેટલાંક યુગલોને અહીં ફૂલમાળા ચડાવતાં જોયા.

ત્યાંથી આગળ ચાલીને સંગ્રામ પછી ઊભા કરવામાં આવેલ પીલર અને કમાન જોયા. કોંગ્રેસ પેલેસની સામે કેટલીક તોપો જોઈ. નેપોલિયન સામેના યુદ્ધ વખતે ફ્રેંચો પાસેથી મેળવેલી આ તોપો છે. ત્યાંથી અમે એક જમાનામાં ઝારના અંગત ગણાતા ચર્ચમાં ગયા. હાલ અહીં કોઈ ધાર્મિક પ્રાર્થનાઓ નથી થતી, પણ સોનેરી ઘુમટોવાળા આ ચર્ચની અંદર દિવાલો અને છતો પુરાણા વખતના ખ્યાતનામ ચિત્રકારોએ ધાર્મિક પ્રસંગોના દોરેલા અનેક સુંદર ચિત્રોથી ભરેલી છે.

અમે તે જોઈ સામેનું ૬૨ મીટર ઊંચું ટાવર જોયું. જેમાં ૧૬ ઘંટ ટીંગાડેલાં છે. આ ઘંટને વગાડવામાં આવે તો ૨૦ કિલોમીટરમાં તેનો અવાજ સંભળાય છે. મોસ્કોનો પ્રખ્યાત એવો ૨૦૦ ટન વજનનો ઘંટ પણ ફરી એકવાર જોયો. આ ઘંટ ૬.૬ મીટર વ્યાસનો અને ૬.૧૪ મીટર ઊંચો છે. તેના તૂટેલા એક ટુકડાનું વજન ૧૧.૪ ટન છે. આ ઘંટને અગાઉ નિર્દેશ કર્યો છે તે ૬૨ મીટર ઊંચા ટાવર ઉપર લટકાવવાનો હતો. પણ ઘંટ તૈયાર થયા પછી તેના રક્ષણ માટે લાકડાનું કવચ તેની સાથે રાખવામાં આવેલું. એમાં અકસ્માતે આગ લાગી અને લાકડાનું ખોખું સળગ્યું. ખોખું સળગવાથી ઘંટ ગરમ થયો અને આગ ઓલવવા માટે તેની ઉપર ઠંડું પાણી છાંટવામાં આવ્યું આથી ઘંટ તૂટી ગયો અને તેનો એક ટુકડો છૂટો પડયો. જો આ ઘંટ અખંડ રહ્યો હોત અને તેના ૬૨ મીટરના ટાવર ઉપર ચડાવવામાં આવ્યો હોત તો તેનો અવાજ ૫૦ કિલોમીટરમાં સંભળાત.

આ બધું જોઈ હું અને વિઠ્ઠલભાઈ ફરતાં ફરતાં લગભગ બપોરે એકાદ વાગે હોટલ ઉપર પહોંચ્યા.

સાંજે સાડાચારે અમને કેટલાક ભાઈ-બહેનોને ક્રેમલીનમાં જવાનું આમંત્રણ મળ્યું. પાસપોર્ટ અને આમંત્રણ કાર્ડ બન્ને સાથે લઈને અમારે જવાનું હતું. બાકીના પ્રતિનિધિઓ માટે શહેરની રોશની જોવા અને બજારમાં જવાનું ગોઠવાયું.

ક્રેમલીનમાં-પેલેસ ઓફ કોંગ્રેસમાં જ્યાં વિશ્વ શાંતિ પરિષદ મળી હતી ત્યાં જ આ સભા હતી. આવતીકાલે ૧૯૧૭ની 'ક્રાંતિ'ની ઉજવણી છે તેના અનુસંધાને આ સભા હતી. આખો હોલ હકડેઠઠ ભરાયો હતો. બરાબર પાંચ વાગે રશિયાના તમામ નેતાઓ - બ્રેઝનેવ, કોસીજીન, પોડગોની, તમામ પ્રધાનો, સામ્યવાદી પક્ષના આગેવાનો, મહત્ત્વના જનરલો વગેરે મંચ ઉપર ગોઠવાયા. લોકોએ ઊભા થઈને લાંબા સમય સુધી તેમને તાળીઓથી વધાવ્યા. થોડા પ્રાસંગિક પ્રવચનો બાદ સામ્યવાદી પક્ષના

એક મંત્રીએ એક કલાક સુધી રશિયન ભાષામાં પ્રવચન કર્યું. તેમાં તેમણે સોવિયેટ નાગરિકોને તેમની મહેનત, ત્યાગભાવના, અને બહાદુરી માટે બિરદાવ્યા. પંચવર્ષીય યોજનાની પ્રથમ ત્રણ વર્ષની સિદ્ધિઓના આંકડા આપ્યા. દુનિયામાં આરબ ઈઝરાયેલ વચ્ચે ચાલતા સંઘર્ષનો તથા શાહીવાદીઓની યુદ્ધખોર કરામતોનો ઉલ્લેખ કર્યો. દુનિયામાં શાંતિની જરૂરિયાત અને મહત્ત્વ ઉપર ભાર મુકયો અને વિશ્વના વિકસતા જતા દેશો તથા પીડિતજનોને સહાય કરવાની ખાત્રી આપી. તેમના પ્રવચનને સૌએ ઊભા થઈને તાલીઓના બુલંદ અવાજે વધાવ્યું.

આ પછી એકાદ કલાકનો વિરામ પડયો અને બાદમાં સાંજે સાત વાગે ફરીથી આજ હૉલમાં બેઠક શરૂ થઈ. હૉલની ઉપલી ગેલેરીમાં રશિયાના નેતાઓ બીરાજમાન હતા. સામે મંચ ઉપર નૃત્ય સંગીતનો ભવ્ય કાર્યક્રમ બે કલાક રાતના નવ સુધી ચાલ્યો. અમને કાર્યક્રમ ખૂબ ગમ્યો, પણ ભાષાના અજ્ઞાનને લીધે બરાબર સમજી ન શકયા. આ નૃત્યોની વેશભૂષા ગજબની આકર્ષક હતી. નૃત્ય અને અંગ કસરતના સમન્વય જેવો આ કાર્યક્રમ ભારે તેજ ગતિવાળો અને નયન રમ્ય હતો. બે કલાકના આ કાર્યક્રમ પછી સામાન્ય માણસ તો થાકીને લોથ થઇ જાય, પણ મજબૂત બાંધાના આ રશિયન યુવક યુવતીઓ કાર્યક્રમને અંતે પણ અણથક અને તાજગીભર્યાં રહ્યાં હતાં.

રાત્રે નવ વાગે આવીને ભોજનાદિથી પરવારીને સામાન પેક કરવા માંડયા જેથી આવતી કાલે ઉતાવળ ન થાય, વસ્તુઓ ભાંગે તૂટે નહીં અને અને કસ્ટમમાં સહેલાઈથી બતાવી શકાય તે રીતે બધું પેક કરી રાત્રે એક વાગે અમે નિદ્રાધીન થયા.

૭-૧૧-૭૩

ગઈ રાત્રિના ઉજાગરો હોવા છતાં સવારે સાડ પાંચે ઊઠી ગયો. વાતાવરણમાં ઠંડક હોવાથી શરીર પણ સ્ફૂર્તિમાં હતું. આજનો દિવસ રશિયામાં અમારે માટે છેલ્લો દિવસ છે. આવતી કાલે બપોરે તો અમારે ભારત પાછા ફરવા માટે ઉપડવાનું છે.

આજનો દિવસ બીજી રીતે પણ ઐતિહાસિક છે. 'સોવિયેટ ક્રાંતિ'નો આજે જન્મદિન છે. સવારે નવ વાગે અમને રેડસ્કવેરમાં જવા માટેના અને પરેડ જોવા માટે ઊભા રહેવાના પાસ આપવામાં આવ્યા. પાસ અને પાસપોર્ટ બન્ને સાથે લઈને અમારે જવાનું હતું.

સવાનવે અમે હોટેલની બહાર નીકળ્યા. થોડે ચાલ્યા ત્યાં મીલીત્સીયા (પોલીસ)નું ચેકીંગ આવ્યું. પાસ અને પાસપોર્ટ તપાસ્યાં, બન્નેમાં નામ મેળવ્યાં અને પછી આગળ જવા દેવામાં આવ્યા. આગળ ચાલતાં રેડ સ્કવેરમાં પહોંચ્યા. અહીં ફરીથી ચેકીંગ થયું. ચેકીંગ વટાવીને ક્રેમલીનની દિવાલ પાસે લેનીનના મકરબાની દક્ષિણે જે પગથિયાઓ ઉપર અમારે ઊભા રહેવાનું હતું ત્યાં સુધી પહોંચ્યા. અમે પહોંચ્યા ત્યારે અહીં બધું ચિક્કાર ભરાઇ ગયું હતું. અમે માંડ કરીને રસ્તો કરતાં અંદર ઘુસ્યા. હું સૌથી પાછળ ઊંચી જગ્યાએ જઈને ઊભો રહ્યો.

રશિયામાં ક્રાંતિનો જન્મદિન એ સૌથી મોટો તહેવાર ગણાય છે. રેડ સ્કવેરમાં ઊભા રહીને આ ઉજવણી જોવી એ જિંદગીનો એક અમૂલ્ય લ્હાવો અને એક અણમોલ તક ગણાય છે તેથી આજે વરસાદના છાંટા અને ઠંડો સૂસવાટા મારતો પવન હોવા છતાં હજારો લોકો આ સ્થળે એકત્રિત થયા હતા.

પરેડ ૧૦ વાગે શરૂ થવાની હતી. ક્રેમલીનના ટાવરમાં ૧૦માં ૨ મિનિટ ઓછી હતી ત્યાં લાઉડ સ્પીકરમાં છડી પોકારાતી હોય તેવા અવાજે રશિયન ભાષામાં કંઈક જાહેરાત થઈ એ જ વખતે ક્રેમલીનમાંથી બ્રેઝનેવ, કોસીજીન, પોડગોની અને અન્ય રશિયન નેતાઓ લેનીન મોસોલિયમના આગળના ભાગ ઉપર આવીને ઊભા.

(ક્રમશઃ)

# મરકટ ડોકે મણિ

દાદુદાન પ્ર. ગઢવી

મારૂ તુને શિયાળાની શીરખ કરી રાખું
દાડમદંતીના સાયબાને
મારૂ તુને ઉનાળાનો આંબો કરી રાખું
કુંજડ કોટિના સાયબાને

આવાં રૂડાં ગીતના ઝકોળે કવાડિયા ગામના ખોડા ખડિયો ચોખાણુ, વહરા દરહ(શ)ણુવાળા ખોડાભાઈને ચારણ બાઈયુંએ રૂડી ઉપમા આપી આપીને લડાવ્યા.

કંકુની પગલિયું પાડતી ધનબાઈએ ખોડા ખડિયાના ઘરમાં પગ દીધો ત્યાં તો ઘર ઝળાં ઝળાં થવા માંડયું. ઓરડે અજવાળાં પથરાયાં. ધનબાઈનાં કરિયાવરની દસ દસ ગાડાંની હેડયું ચારે ખૂણે ચોખ્ખા એવા ખોડા ખડિયાનાં ઘરમાં ઠલવાણી. આભલાં ભરેલા ચાકળા ચંદરવા અને ઠામ વાસણે ખોડાભાઈની અડવી ભીંતોને શણગારી દીધી. ચોપાટ રમવાની મોતીથી ભરેલી કાચલીથી માંડીને ઊંટ–ઘોડાં સુધીનો કરિયાવર ધનબાઈના બાપે કર્યો હતો. ચીજ વસ્તુનો ઓરડા વચ્ચે ઢગલો કરીને ગામની નાની મોટી બાઈયું વહુનો કરિયાવર જોવા લાગી.

"આમ તો જુઓ બાઈ ! એક જુઓ ને એક ભૂલી જાઓ એવો રૂડો રૂપાળો કરિયાવર ધનુ લાવી છે ને શું ?"

"વાહ ! ખોડા ખડિયા તારાં ભાગ્ય !" બીજી કહે : "પાંતરીસ વરસે પરણ્યો તોય કુંજડ કોટિ વહુ ને સોળ સાંઢિયા કરીઆવર. ઘરમાં તો અજવાળાં પડે છે અજવાળાં !"

આમ ધનબાઈ અને એના કરિયાવરનાં વખાણ કરતાં ગામની બાયું થાકતી નથી. ખોડા ખડિયાનાં મા તો આજ ગાંડાં થઇ ગયાં'તાં. ક્યાંય પાટો બાઝતો નો'તો અને એના બદલે રૂડી રૂપાળી વહુ અને ઘરમાં સમાતો નથી એટલો કરિયાવર ભાળીને માનુ મગજ ચસકી જવા જેવું થઇ ગયું'તું. સાનભાન ભૂલીને ગામની બાયુંને 'આવજો' કહેવાનો વિવેક પણ ભૂલી ગયાં.

ખોડો ખડિયો ચારણ હતો પણ સાવ જાડી બુદ્ધિનો. ચતુરાઈ નાખતાં જ જાણે વિધાતા ભૂલી ગઈ હતી. અઢીક હાથનું શરીર, ટૂંકા ટૂંકા હાથ, ધોળે દિવસે બી મરાય એવો બેરના સાર જેવો કાળો ડીબાંગ વાન અને અવળાઈ આંટો લઇ ગયેલી. શેરીમાં કૂતરાં બાજતાં હોય ત્યાં ખાતો ખાતો લાકડી લઈને ઊભો થઈ જાય તેવો હડકાયો સ્વભાવ. હાલતાં કજિયા કરે એવો. ગામના જુવાનોને મશ્કરી કરવાનું ઠેકાણું એટલે ખોડો ખડિયો. સાંજે ખાધેલું સવારે ભૂલી જાય અને સવારે ખાધેલું સાંજે ભૂલી જાય. ખાતાં ધરાય નહિ. મા કહે 'ખોડા તું હવે ધરાઈ ગયો' ત્યારે જ ઊભો થાય. સાંતી હાંકતો હોય અને બપોર થાય એની ખબર ન પડે. પડખેવાળો ખેડુ કહે : "ખોડાભાઈ ! હવે બપોર થયા સાંતી છોડો !" ત્યારે જ બળદને ઘરમાંથી કાઢે. કો'ક જુવાન નાડય ઝાલીને કહે : "અરે ખોડાભાઈ ! તમને તો તાવ છે." એટલે તરત ખાટલો ઢાળે. એમાં વધારેમાં પૂરું ખોડોભાઈ પરણીને આવ્યા. ગામના જુવાનીઆઓને જાણે ગોળનાં ગાડાં આવ્યા. ખોડાભઈને પજવવામાં પછી શેના મણા રાખે ? ખોડા ખડિયાને જુવાનીઆઓએ ઘેરી લીધા.

"ખોડાભાઇ ! તમે તો ભારે ભાગ્યશાળી હો. ગામમાં તો વહુનાં અને કરીઆવરનાં ઘરોઘર વખાણ થાય છે."

"તે થાય જ ને ! ખોડોભાઈ થોડા કાંઇ જેમ તેમ છે ? ત્રણ વરી માયલો ચારણ છે. (ચારણોમાં ખડિયા, મહેડુ અને રોહડિયા આ ત્રણ મોટી શાખો

કહેવાતી.) પછી વહુ આટલો કરિયાવર ન લાવે તો ખોડોભાઇ શું કરે ખબર છે ?"

"શું કરે ?"

"વહુને એક દી ઘરમાં ન રાખે સમજ્યા ?"

"એલા કહે છે કે વહુ સોળ સાંઢયો કરિયાવર લાવી પણ ખોડોભાઈ કાં સાવ અડવા હડમાન જેવા ? વાલની વીંટી યે નથી હાથમાં !"

બીજો કહે : "ધનબાઈના બાપ તો ધનબાઈને કરિયાવર કરે. કાંઈ ખોડાભઈને થોડા કરે છે ? ખોડાભાઈ અને એને શું ? જમાઇ તો જમ જેવા."

ત્રીજો કહે : "આવા ડળિયલ હાથમાં પહેરાવવામાં સસરોય શરમાયો હશે."

હા . હા...હા...હી..હી...હી... જુવાનીઆઓએ ખોડાભાઈને ઉધડા લીધા. બોલે તો બોળી મારે એવા ખોડાભાઈ જુવાનીઓની મશ્કરીથી ટેવાઇ ગયા'તા. પણ સસરાએ તેને પહેરામણી નથી કરી એ જાણીને ખોડાભાઈને ભારે રીસ ચડી. ભુરાંટા થઈને ઘરે આવ્યા. એક તો બળતણિયો સ્વભાવ અને એમાં ગામના જુવાનીઆઓએ મીઠું મરચું ભભરાવ્યું. થઈ રહ્યું. ખોડાભાઈના ક્રોધ ખોપરીમાં ખટાકા લેવા માંડયો. તરત ગાડું જોડી, ખડકી પાસે ઊભું રાખી માને હાકલ દીધી.

"એ મા આ આ ! ઈ રાંડને કો' કે ગાડામાં બેસી જાય !"

"શું છે ખોડાભઈ !" વહુનાં સોના રૂપાનાં ઘરેણાંને પટારામાં મૂકતાં મા ધોડયાં.

"જે છે ઈ છે. તમને ખબર નો પડે." લાલ પીળા થાતાં ખોડાભાઇએ કહ્યું.

"પણ દીકરા ! હજી તો વહુને પરણીને આવ્યે પાંચ દી પણ નથી થયા ત્યાં તું રાંડ રાંડ કહીને કાં બોલાવ્ય ? થોડા દી ચૂપ રે'જે રોયા ! નકર ગદવાડામાં વાતું થાશે." માએ ખોડાભાઇને ઠારતા કહ્યું.

પણ માનું સાંભળે ઇ બીજા. ખોડાભાઈએ તો હડી કાઢીને ધનબાઈનું બાવડું ઝાલીને ઢસડી. ગુલાબની પાંદડી જેવા કાળજાવાળી ધનબાઇ ફફડી ગઈ. બાપના ઘરે લાડકોડમાં ઊછરેલી ધનબાઈએ કોઈનો તુંકારો ય ખાધો ન હતો, તે આજ ધણીના આક્રમણથી ધ્રૂજી ગઇ. સોનરેખ માટીની પૂતળી જેવી ધનબાઈ પારાધી પાસે હરણી ફફડે એમ ફફડવા લાગી. ખોડાભાઈએ પૂળાની જેમ ધનબાઇનો ગાડામાં ઘા કર્યો. ગોટો વળીને, ડીલ સંકોરી ધનબાઇ ગાડામાં બેસી ગઈ. ખોડાભાઈએ ગાડું તતડાવી મૂકયું ચાડધ્રાને મારગે.

ઝીપો વળોટી ઘુંઘટામાંથી હીબકતું મુખ બહાર કાઢી ધનબાઈએ ખોડા ખડિયાને કહ્યું : "અરે ચારણ ! વાંક ગના વન્યા આમ કાં કાઢી મૂકો ? અને મારી દુનિયા કેવી કેવી વાતું કરશે ? કાંક તો વચાર કરો ?" ધનબાઇના ગોરા ગાલ, ઉપર પાણીના ઊના ઊના રેલા વ'યા જાતા'તા. "હવે મુંગી મર્યને રાંડ ! એક તો તારા બાપે મને વાલની વીંટીયે આપી નથી અને ઉપરથી વેવલી થાશ ? કરિયાવર કર્યો છે તો તને કર્યો છે, એમાં મારે કાંઈ ?" ખોડાભઇએ મૂર્ખાઈ છતી કરી.

"પણ આ સઘુય તમારું જ છે, હું યે તમારી જ છું. આવી છોકરાં જેવી વાત સારુ મારું મોત કાં બગાડો ? મારો બાપ તમને કંસાર કઢવવા ટાણે તમે કહેશો ઇ કરાવી દેશે. અને જો નઇ આપે તો હું કોઈ દી મારા માવતરના ઘરનો ઉંબરો નહિ ચડું. આટલાથી પાછા વળો તો તમારો પાડ !"

ધનબાઇએ ઘણાં કાલાવાલા કર્યા પણ ખોડો ખડિયો એકના બે ન થયો. ધનબાઈ મનમાં સમસમી ગઇ કે 'આ અણસમજુ ચારણને મારે કઇ રીતે સમજાવવો ? થોડા દીનો વખત પણ ન દીધો વાલીડાએ. ઠીક જીતવા ! ધનબાઇએ એક ઊંડો નિસાસો નાખ્યો. ખોડા ખડિયાના પત્થર હ્રદય ઉપર ભટકાઈને ઈ નિસાસો પાછો ધનબાઈના હ્રદયમાં સમાઈ ગયો.

ચાડધ્રાના પાદરમાં જ ધનબાઈને ઉતારી મૂકીને ખોડા ખડિયાએ ગાડું પાછું વાળી મૂક્યું. ધનબાઇ ઘરે આવી. દીકરીને આમ એચિંતી આઠ પહેલાં સાસરેથી એકલી આવેલ ભાળીને બાપુ ગમગીન થઈ ગયો : "બાપ ! કાં ધનબાઈ ! અટાણે એકલી મારી દીકરી ?" બાપે દીકરીના માથે હાથ મૂકતાં કહ્યું.

ધનબાઈ બાપુની છાતીમાં માથું ઘાલી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.

"મારી ધનબાઈ હુંઆમ સાસરેથી પાછી આવે ઈ સૂરજ આથમણે ઊગ્યા જેવું લાગે બેટા !" બાપ ગળગળો થતાં બોલ્યો.

ધનબાઈ શરમની મારી બાપ સાથે કાંઈ બોલી નઇ અને ત્યાંથી મા પાસે વ'ઇ ગઈ. કોડાની ટાઢા મીઠી કરવાનું ઠેકાણું ઈ માને બધી વાત કરી.

ઈ જમ જેવા જમાઈનું હવે હું મોઢું નઈ જોઉં. મારી દેવ જેવી દીકરી માથે આવા વખા પાડયા અને ઈ યે એક ભૂંડી વેઢવીંટીના વાંકયે ? ફટય છે." ધનબાઇની મા ભભૂકી ઊઠી.

"હશે હશે ચારણ્ય, આટલી જ વાત છે ને ? કાલ ઈ જમાઈને હું સોને રૂપે મઢી દઇશ. ધનબાઈના પગલે માતાજીએ મને ઘણુંય દીધું છે." ચારણુ ઠાવકાઈથી બોલ્યો.

"એ...ના...હો ! ઇ ભૂંડા મોંને ભઈડકાં જ હોય. હવે ઈના ઘરે મારે મારી ધનબાઈને નથી મોકલવી. તાવડીના તળા જેવા ઈ ખોડિયાને મારી મોતી જેવી દીકરી પરણાવી એના કરતાં તો તમે ઊંડો કૂવો ગોત્યો હોતને તો સારું થાત." ચારણબાઈનું માતૃહૃદય કકળી ઊઠયું.

"હોય ચારણ્ય ! જેવા એના લેખ. આપડાથી આખો ભવ થોડી દીકરીને ઘરે રખાય છે ? રૂઠયું મનાવીએ અને ફાટયું સાંધીએ એમાં જ આપણી શોભા કહેવાય." ગરવા ચારણે વાતને વાળી લેતાં કહ્યું.

બીજે દી ડગળા જેવા વેઢવીંટિયું હળવદના સોનીને ત્યાંથી બાપ ઘડાવી લાવ્યો. ગાડું જોડી, ધનબાઇને લઇને બાપ કવાડિયા ગયો. ખોડાભઈના પગમાં વેઢવીંટિયુંનો દાબડો મૂકીને ધનબાઈના બાપે કહ્યું : "લ્યો જમાઈરાજ ! આ મારી ફૂલપાંખડી. તેદી ધનુના કરિયાવર ભેળાં તમારા આ વેઢ – વીંટી ઘડાવેલાં તે પડયાં રહ્યાં. ઉતાવળમાં ભૂલી ગયાં છીએ, માફ કરો." અટંકી ચારણ ખોડાખડિયા પાસે નમી પડયો.

વેઢવીંટીના દાબડાને પાટુમારી ખોડોભઇ ગરજ્યા. "ના જોઇએ આ તમારી બાઈદાત. લઈ જાઓ પાછી. એ વેઢડા ને વીંટિયું મારે કાંઈ ન જોવે. હવે તમારી સાવકારી દેખાડવા આવ્યા છો ?" ખોડોભઇ સાસરા સામે ઘૂરકી ઊઠયા.

ધનબાઈનો બાપ ભૂખ્યો ને તરસ્યો ધનબાઈને લઇને ચાડધ્રા વયો આવ્યો. દીકરી ઘરે પાછી આવે ઇ મોટી ખોટ લાગે એવું માનનારો ચારણ ભાગીને ભૂકડો થઈ ગયો. દીકરાના પાડની દીકરીને આટ આટલો કરિયાવર કરવા છતાં સાસરિયાએ સંઘરી નઈ એના દુઃખે ધનબાઈનો બાપ ઢગલો થઇ ગયો.

દિવસો પછી દિવસો જવા લાગ્યા. કપાળમાં એક સૌભાગ્યનો ચાંદલો ને જમણા હાથની ચૂડલી સિવાય ધનબાઈએ તે દિવસથી બધા શણગાર ઉતારી નાખ્યા. કંકુવરણી કાયાને વ્રત–નીમનાં અપવાસ એકટાણાં કરી નીચોવી નાખી. જોગમાયા જેવી ધનબાઇએ સંસારનાં સુખને ભૂલી ઈશ્વર–ભજનમાં મન પરોવી દીધું. તપસ્વીની જેવું જીવન જીવવા લાગી. મનમાં ક્યારે ય ખોડા ખડિયા પ્રત્યે દ્વેષની લાગણી જનમી નહિ. ઉલટાની એના ભોળપણાની ચિંતાઓ કરતી રહી." અરેરે માની તો કાલ સવારે આંખ વીંચાઈ જશે પછી શું થાશે ઈ બચાડા જીવનું ? પછી એને 'ઓરો આવ્ય' એમ કોણ કહેશે ? હરિ હરિ." કહેતી વળી બબડતી : "દીક, આ અવતાર તો ઈશ્વરે બગાડયો, હવે આવતો ભવ સુધારજે મારા પ્રભુ !"

આમ ધનબાઈ છતા ધણીએ વિધવા જેવું જીવન જીવતી દિવસો કાપતી રહી. કડવા વેણનો એક હરફ ઉચ્ચાર્યા વિના ધનબાઈ પતિની મૂરતીને હૃદયમાં કુંડારી જુવાનીના વસમા કેડા વળોટી ગઈ.

એક દિવસે ધનબાઇ ખાતાં ખાતાં ઊભી થઇ ગઈ. બાપુને કહ્યું : "બાપુ ! સટ ગાડું જોડો, મારે કવાડિયા જાવું છે !"

"આટલાં વરસ પછી એકાએક કવાડિયા જવાનું કારણ દીકરી ?" બુઢા બાપે દીકરી સામે જોઇ કહ્યું.

"બાપુ ! કહું છું મોડું કરોમાં, મારે હવે ઈમનાથી છેટું પડે છે." ધનબાઇનું શરીર કાંપતું હતું.

બાપ કાંઇ સમજ્યો નહિ પણ દીકરીનો પડયો બોલ ઝીલનારો તરત સાબદો થયો. ગાડું જોડી, ધનબાઈને બેસાડી હાલી નીકળ્યો.

ચાડધ્રા ને કવાડિયા વચ્ચે સાત આઠ ગાઉનું અંતર. પાણી પંથા બળદિયાએ એક કલાકમાં ખોડા ખડિયાના આંગણામાં બાપ-દીકરીને ઉતારી દીધાં.

ઘરમાં આવીને ધનબાઇ જુએ છે તો ખોડા ખડિયાનું લોહી નીંગળતું શરીર પડયું છે. મા માથે પડી રડે છે. કવાડિયાના ભરવાડો સાથે ધીંગાણામાં ખોડાભાઇ ઘવાઈ ગયા હતા. શરીર શાંત થતું નથી. વારે વારે પછડાય છે. ધનબાઈએ ખોડા ખડિયાનું માથું ખોળામાં લીધું. મુખમાં પાવળું પાણી મૂકયું ત્યાં ખોડાભાઈનું પ્રાણપંખેરૂ ઊડી ગયું.

ધનબાઈએ અને તેના બાપે ખોડા ખડિયાના શબને ગાડામાં મૂકયું. ધનબાઈએ કહ્યું : "હાલો બાપુ હવે સટ ચાડધ્રા. આ ગામના પાદરમાં મારે નથી બળવું. જેના પાપે મારું ઘર ભાંગ્યું ઈ ગામને પાદર સતી થવામાં સત લાજે, હાલો સટ હાલો."

અને ખોડા ખડિયાના શબને ચાડધ્રે લાવ્યા. ધનબાઈના રૂંવે રૂંવે સત પ્રગટી ગયું હતું. ખોડા ખડિયાનું માથું ખોળામાં લઈ ગામને ઊગમણે પાદર ચે ખડકાવી ધનબાઈ બેસી ગઈ. ખોડા ખડિયાને જમણે અંગૂઠે આગ પ્રગટાવી અને ઘડી પલમાં ધનબાઈના શરીરને પણ આગે પોતાનામાં લપેટી લીધું. ગામે ધનબાઇની જે બોલાવી.

આજે ય ચાડધ્રાને પાદર ખોડાખડિયા અને ધનબાઈની ખાંભીઓ આ વાતની સાક્ષી પૂરતાં ઊભાં છે.



## છૂટાછેડા અને છેડાછેડી

પતિ – મને લાગે છે કે આપણે છૂટાછેડા લઈ લઈએ એ આપણા બન્નેના હિતમાં છે.

પત્ની – કઈ રીતે છૂટાછેડા લેશો ?

પતિ – કોર્ટમાં જઈને આપણે છૂટાછેડાની માંગણી કરીએ તો તુરત મળી જાય.

પત્ની – મારી તો બલાય કોર્ટમાં આવતી નથી.

પતિ – તો મારે એકલા કોર્ટમાં છૂટાછેડાની માંગણી કરવી પડશે.

પત્ની – તમ તમારે જાવને ! આપણા લગ્ન વખતે ગોરબાપાએ આપણી છેડાછેડી બાંધેલી. આપણા રિવાજ પ્રમાણે સુરધનબાપાની દેરીએ છેડાછેડી છોડવા આપણે ગયેલા. પણ તમને કોઈને ખબર ન પડે એમ છેડાછેડી છોડવા દીધા વિના મેં સરકાવી લીધેલી. આવીને મારા પટારાના ભંડકીયામાં સાચવીને મૂકી દીધી છે. પટારાની ચાવી મારી પાસે છે.. આ છેડાછેડી કોર્ટમાં રજૂ કર્યા વિના કંઈ રીતે આપણી છેડાછેડી છોડી શકશે ઈ તો કહો મારા વાલમ !

# આચમન

જ્યોતિર રાવળ

સંસારના તમામ ધર્મોએ વ્યક્તિમાત્રને બે વસ્તુ મેળવવા પર ભાર મૂક્યો છે એક છે પ્રેમ અને બીજું સત્ય. એમાં જે સત્યને પામે છે તે આડકતરી રીતે પ્રેમના દ્વારમાં આપોઆપ દાખલ થઈ જાય છે. અને પહેલા જે પ્રેમ મેળવે છે તેને જ્યારે સત્ય લાધે છે ત્યારે પ્રેમની યાત્રા પૂર્ણતાને પામે છે.

મહાત્મા ગાંધીનો જ દાખલો લઈએ. ગાંધીજીના જીવવાનું આ જ રહસ્ય હતું. ઈ. સ. ૧૯૨૨માં ગાંધીજીને પહેલી જ વાર યરવડા જેલમાં મોકલવામાં આવ્યા ત્યારે અંગ્રેજો જાણતા હતા કે ગાંધીજી તરફ હિંદુ–મુસલમાન સૌને માન હતું ને એ સંજોગોમાં એ કોમના કોઈપણ માણસને તો તેમની પાસે મૂકાય જ કેમ ?

બહુ વિચારના અંતે જેલના સુપ્રિન્ટેન્ડેન્ટે ગાંધીજીનું કામ કરવા એક નીગ્રોને મૂક્યો. સુપ્રિન્ટેન્ડેન્ટને એમ કે આ હબસીને તો હિંદી આવડતું નથી એટલે તેના મનમાં ગાંધી પ્રત્યે કોઈ ભાવ જાગવાનો પ્રશ્ન જ નથી.

પણ સુપ્રિન્ટેન્ડન્ટને કયાં ખબર હતી કે જ્યાં પ્રેમ છે ત્યાં ભાષા ગૌણ બની જાય છે.

એક વાર શૂટીંગમાંથી પાછા ફરતાં અમારો એક કેમેરામેન કે જે દક્ષિણનો હતો, તે અમને એક આર્ટીસ્ટ છોકરી કે જે ગુજરાતી હતી અને તેને તામીલ કે અંગ્રેજી આવડતું નહોતું. પેલાને પણ ગુજરાતી કે હિન્દીમાં સમજ પડતી નહોતી છતાં લાંબા સમય સુધી બન્નેનો સ્નેહ વિસ્તર્યો હતો. એવું જ આ કિસ્સામાં હતું.

એક દિવસ હબસીને વીંછી કરડયો કે તરત ગાંધીજી એ હબસી પાસે પહોંચી ગયા અને તેની ડંખવાળી આંગળી સારી રીતે ધોઈ, કપડાથી લૂછી– ડંખવાળી જગ્યા ચૂસી ઝેર ઓછું કરી તેની વેદના ઘટાડી દીધી.

ગાંધીજીએ એક જગ્યાએ કહ્યું છે, "હું ચોક્કસ માનું છું કે માણસજાતે જીવવું હોય તો ક્રમે ક્રમે અહિંસાનો, સત્યનો પ્રભાવ અથવા અમલ કર્યા વગર છૂટકો નથી. ટૂંકમાં સચ્ચાઈ અને પ્રેમની ભાવના હોય તો વ્યક્તિમાત્રનો પ્રભાવ વધે.

પ્રેમ એ જગતમાં સૌથી સફળમાં સફળ બળ છે. પણ પ્રેમ વરસાવવો એટલે ભળી જવું એવો અર્થ ઘટાવીએ તો તે મોહ કહેવાય. પણ આપણો જે વિરોધ કરે છે તેમના પર પ્રેમ દાખવી તેમની સેવા કરવી એ જ સાચો પ્રેમ છે.

*

તાત સજન સેવીયે દુરીજન તજીયે દૂર;
નિશ દિન રહીએ ન્યાયમેં એહી સંપતિકો મૂર.
જે હી અભાગી પુરુષકું, દેત પરાભવ દેવ;
નિચ કર્મ દેખત નહિ, હરત બુદ્ધિ તતખેવ.
જૈસે કી સોબત કરે, જૈસે પાસ વસંત;
જૈસો ઇચ્છે હોનકું. નર તૈસો નિપજંત.
જાકો જૈસો રૂપ ગુન – કહીએ તૈસી સાજ;
તાસો જાતિ સ્વભાવ કહી બરનત હે કવિરાજ.

# ઝેરી સર્પ કેવી રીતે કરડે છે !

વજુભાઈ વ્યાસ

પેલા કેન્સર રોગની માફક, કેન્સર થાય એટલે માનવીનું મૃત્યુ જ થાય તેવી રીતે સાપ કરડે એટલે માનવી મરી જ જાય એવી માન્યતા લાંબા સમયથી સમાજમાં ઘર કરી ગઈ છે. અને એવા કિસ્સા પણ બન્યા છે. ભાવનગર જિલ્લાના એક દવાખાનામાં સ્થાયી રહેતા એક ડોકટરને પગે સર્પ કરડયો અને ગણતરીની મિનિટોમાં જ એમનું હૃદય બંધ પડી ગયું.

સાપ કરડે એટલે ઝેરના પ્રભાવથી ગણતરીની મિનિટમાં જ હૃદય બંધ પડી જાય એવું ખરેખર દરેક વખતે બનતું નથી. માનવીના શરીરમાં ઝેરનો પ્રતિકાર કરવાની ગજબની શક્તિ રહેલી છે, અને એ શક્તિ માનવીને જીવાડવામાં છેવટ સુધી કામે લાગતી હોય છે, હૃદય એટલું કાચું-પોચું નથી કે માત્ર ઝેરી દંશથી એ બંધ પડી જાય ! પરંતુ ઝેર સિવાય નબળું માનસ, આઘાત કોઈ અજાણ્યુ ભય અને રોગ પ્રતિકાર કરનારી શક્તિને મંદ કરી-નાખનારું ઉત્તેજનાપૂર્ણ વર્તન એમાં મહત્ત્વનો ભાગ ભજવી રહે છે.

કોઈક ઝેરી સર્પનું ઝેર માનવીને મારી નાખવા માટે પૂરતું છે, પરંતુ જવલ્લેજ એવા સર્પ દેખા દે છે અથવા કરડે છે. અલબત્ કાળોતરા–ફણિધર જેવા સર્પનું ઝેર શરીરમાં ઉપદ્રવો ઉભા કરે છે. મોઢામાં-થી અને નાકમાંથી રક્ત ટપકવા લાગે, શરીરનો રંગ બદલવા માંડે, આંખોના પોપચા ઉપસે, ભારે થઈ આવે, ઘેન ચડી જાય, જીભ ઝલાવા માંડે અને પક્ષઘાત થયો હોય એમ ધીરે ધીરે શરીરના અન્ય અંગો ખોટા થવા લાગે...એવી વિવિધ અસરો જોવા મળે છે. જ્યારે ફૂરસા અને ખડચીતળા જેવા ઝેરી સર્પોના કરડવાથી થૂંક, નાક અને પેશાબમાં રક્ત આવે છે, તેમજ શરીરના કોઈને કોઈ ભાગમાંથી લોહી ટપકવા લાગે છે, દંશ પર સોજો આવી જાય છે. ઊંઘ-ઘેન વગેરે ઉપદ્રવો શરૂ થઇ જાય છે. હૃદય ધીમું પડવા લાગે છે.

જેમણે હજારો સર્પને પકડયા, પાળ્યા અને સર્પને બચાવવા આંતર રાષ્ટ્રીય ઝૂંબેશ ઉઠાવી હતી તે મદ્રાસ ખાતેના "સ્નેઈક પાર્ક ટ્રસ્ટ" ના માનદ નિયામક અને સર્પ અંગેના ખ્યાતનામ આંતરરાષ્ટ્રીય લેખક શ્રી રોમોલૂસ વ્હીટકરના કહેવા મુજબ દંશ દેનારા સર્પ મોટા ભાગના બીન-ઝેરી જ હોય છે, ઝેરી સર્પ ભાગ્યે જ દંશ દે છે, અને ઝેરી સર્પના દંશથી પણ ભાગ્યે જ માણસ મરે એટલું ઝેર ઈન્જેકટ થતું હોય છે, કયારેક એટલું ઝેર દંશ દ્વારા શરીરમાં ગયું હોય તો પણ એટલો સત્વરે માનવી મરણ પામતો નથી. ફણિધર નાગ કરડયા પછી પણ માનવી વગર દવાએ જીવતા જરૂર રહ્યા છે.

શરીરમાં કેટલું ઝેર ગયું, સર્પ કયા પ્રકારનો છે, કયા સંજોગોમાં કરડયો છે, કેટલું ઝેર પ્રસર્યું છે, કયા અંગ ઉપર દંશ માર્યો છે, કઈ ઋતુ – હવામાનમાં સાપ કરડયો છે, દંશ પામનાર માનવીની તંદુરસ્તી–શારીરિક શક્તિ કેટલી છે વગેરે ઘણી બાબતો પર ઝેરની અસર અવલંબતી હોય છે.

આપણે ત્યાં જોવા મળતા વિવિધ જાતિઓના સર્પોમાં સામાન્યતઃ કેટલું ઝેર રહેલું હોય છે તે જાણવા જેવું છે.

(અ) બધી જાતના ફણિધર સર્પોમાં ૧૫૦ મિલિગ્રામ ઝેર રહેલું હોય છે, તેમાંથી માત્ર ૧૨ મિ. ગ્રા. ઝેર માનવીને મારી નાખવા માટે પૂરતું છે, ફણિધર કરડે છે ત્યારે ઘણું બધું ઝેર ઠાલવી દે છે.

(બ) ખડચીતળો સર્પ પોતાની દાઢમાં ૧૦૦ મિ. ગ્રા. જેટલું ઝેર સાચવે છે, એમાંથી ૨૦

મિ. ગ્રા. ઝેર માનવને મારી શકે છે.

(ક) કાળોતરા સર્પમાં ૨૦ મિ. ગ્રા. ઝેર રહેલું હોય છે. તેમાંથી માત્ર ૬ મિ. ગ્રા. ઝેર મારી નાખવા માટે પૂરતું છે.

(ડ) ફૂરસા સર્પમાં ૧૫ મિ. ગ્રા. ઝેર રહેલું હોય છે. તેમાંથી માત્ર ૫ મિ. ગ્રા. ઝેર માનવીને મરણને શરણ કરી શકે છે.

(ઈ) લીલા રંગના ખડચીતળામાં ૧૦૦ મિ. ગ્રા. જેટલું ઝેર રહેલું હોય છે. તેમાંથી માત્ર ૧૪ મિ. ગ્રા. ઝેર માનવને મારવા માટે પૂરતું છે.

જ્યારે દરિયાના બધા સર્પો ઝેરી હોય છે, પરંતુ એ ભાગ્યે જ કરડે છે, અને કરડે ત્યારે મોત સિવાય કશું બાકી રહેતું નથી.

મુંબઈ જૂહુના દરિયા કિનારે પહેલાં અવાર-નવાર તરવૈયાઓ અને કુશળ ડૂબકી મારનારા માનવીઓના પણ મૃત્યુ અચાનક રીતે જ થઇ જતા હતા ત્યાંના જળચરોનું સંશોધન કર્યું ત્યારે ખ્યાલ આવ્યો કે આ જગ્યાએ ખારા પાણીના દરિયાઈ ઝેરી સર્પો વસે છે, એમના ઝેર સામે રક્ષણ આપતા ઈન્જેકશનો આપણે ત્યાં ભારતમાં બનતા નથી, બેન્ગકોકમાં જ બની શકતા આ ઈન્જેકશનો આપણે ત્યાં ઉપલબ્ધ ન હોવાથી આ સર્પોનો દંશ થયો હોય તેવા માનવીઓને બચાવી શકવાના પ્રયત્નો નિષ્ફળ જતા હતા.

મીઠા પાણીના બધા સર્પો બિનઝેરી હોય છે, જ્યારે ખારા પાણીના સર્પો અત્યંત ભયાનક ઝેર ધરાવતા હોવાનું જણાયું છે. મીઠા પાણીના કોઈપણ સર્પને ફૂલની માળા માફક હાથમાં રમાડી શકાય છે.

એ પણ જાણવું અત્યંત રસપ્રદ છે કે ઝેરી સાપ કરડયા પછી માનવી કેટલા સમયમાં મૃત્યુ પામે છે? ફણિધર નાગ કરડયો હોય તો માનવી આઠ કલાક કે તેથી ઓછા સમયમાં મૃત્યુ પામે છે, પણ સાપ કરડયાવેંત તુરત જ માનવનું મૃત્યુ થઇ જતું નથી, ધીરે ધીરે ઝેર ચઢતું જાય છે. દરમ્યાન યોગ્ય સારવાર મળી જાય તો એ ઝેરને હટાવી શકાય છે.

કાળોતરા સર્પનું ઝેર વધુ અસરકારક છે. સર્પદંશ થાય પછી ૫ કલાક અથવા તેથી ઓછા સમયમાં માનવને મૃત્યુને શરણે લઇ જતા આ ભયંકર ઝેરની સારવાર તુરત જ થવી જોઈએ. એ જ પ્રમાણે ખડચીતળા સર્પના ઝેરથી માનવી જલદી મરતો નથી પણ મરણની તક વિશેષ રહે છે કારણ કે એના દંશથી માનવીના શરીરમાં વિવિધ અંગોમાં અંદરને અંદર રક્તસ્રાવ શરૂ થાય છે. અને ધીરે ધીરે માનવી મરણ તરફ ગતિ કરે છે.

એ જ પ્રમાણે ફૂરસાનું ઝેર પણ શરીરમાં વિવિધ રીતે રક્તસ્રાવ શરૂ કરી બધા અંગોને શિથિલ કરી નાંખી મૃત્યુ તરફ માનવીને ઘસડી જાય છે.

જો કે સર્પ કરડયો હોય કે તુરત જ માનવી બેભાન થઈ જાય, શબવત્ બનીજાય, હૃદયની ગતિ અટકવા લાગે ત્યારે માનવું રહ્યું કે એ દંશ દેનાર સર્પના ઝેરના કારણે નહિ પણ માનવી ભયભીત બની જઈને હોશહવાશ ગુમાવી બેસે છે, ને બીકમાંને બીકમાં હૃદય બંધ થઈ જાય છે.

ટૂંકમાં કોઇપણ ઝેરીમાં ઝેરી સર્પ પોતાનું બધું જ ઝેર ઠાલવી દે તોપણ માનવી ૨૦ મિનિટ સુધી મૃત્યુ પામતો નથી, પરંતુ એથી ઓછા સમયમાં મરણ થઇ જાય તો એમ માનવું રહ્યું કે ઝેર કરતાં એ ભયથી વહેલો મૃત્યુ પામેલ છે.

સૌરાષ્ટ્ર ગુજરાતમાં રહેલા ઝેરી સર્પોમાં વધુમાં વધુ ઝેરી સર્પ કયો હશે? એ પ્રશ્ન સહેજે થાય. આમ તો દરિયાના ખારા પાણીનાં સર્પો વધુમાં વધુ ઝેરી સર્પો તરીકે ઓળખાય છે, પણ બહુધા એ કરડતા નથી. એ પછી કાળોતરા સર્પનું ઝેર આવે. ફણીધર નાગ કરતાં પણ બહુ ઝેરી અસર ધરાવતું એમનું ઝેર હોય છે, પણ દંશ આપતી વેળા વધુ માત્રામાં ઝેર ઠાલવી શકનાર ફણીધર સર્પનું

ઝેર પણ ઓછું ભયંકર નથી. ફણીધર સર્પને ઉદાર સ્વભાવના ગણવામાં આવે છે. તે જલ્દી કરડતા નથી, પણ કરડે ત્યારે રામ રમાડી દેતા વાર ન લાગે. ઘણીવાર એવું પણ જોવામાં આવ્યું છે કે ઋતુકાળ અને સર્પની ઉંમર તંદુરસ્તી પ્રમાણે ઝેરની માત્રા અને તીવ્રતામા વધઘટ થતી રહે છે.

સૌરાષ્ટ્રમાં ભાવનગર જિલ્લામાં અને સુરેન્દ્ર-નગર જિલ્લામાં સર્પદંશથી વધુ પ્રમાણમાં મરણ થાય છે એમાં ખડચીતળા, ફૂરસા અને કાળોતરાનું ઝેર કારણભૂત છે. જ્યારે જૂનાગઢ અને જામનગર જિલ્લાના વિસ્તારોમાં ફણિધર અને કાળોતરા, જ્યારે રાજકોટ, અમરેલી જિલ્લાઓમાં કાળોતરો, ખડચીતળો, ફણિધર વગેરે સર્પોના દંશથી મૃત્યુ પામતા માનવીઓનું પ્રમાણ વધારે છે.

ખડચીતળો સર્પ વધુ ડંખીલો અને વગર નોતર્યો કરડે એવો ભયંકર સ્વભાવનો હોય છે, દેખાવમાં નાનો પણ તીખા મરચા જેવો ખતરનાક ઝેરી સર્પ છે.

## બુદ્ધિ કોના બાપની ?

### ૧

સાંજ નમી ગઈ હતી. અંધકાર ઉતરી રહ્યો હતો. એક જુવાન સાઈકલ ઉપર સવારી કરીને માર માર જઈ રહ્યો હતો. ઘોડવું હતું અને ઢાળ મળ્યો. સાયકલે વેગ પકડયો. સાઈકલને બત્તી નહોતી.

વચ્ચે આવતા એક ચોક પાસે ફરજ ઉપર ઉભેલા પોલીસે દૂરથી બત્તી વિનાની સાયકલ આવતી જોઈને એને રોકવા માટે સીસોટી મારી.

"આઘા રહેજો. મારી સાઈકલને બ્રેક નથી. રોકવા જશો તો બેય અથડાઈ પડશું." સાઈકલ સવારે દૂરથી બૂમ મારી.

એની વાત સાંભળી પોલીસ બાજુ પર હઠી ગયો. સાઈકલ સવાર મનમાં ને મનમાં હસતો હસતો વેગથી પસાર થઈ ગયો. (બનેલી ઘટના)

### ૨

જૂનાગઢમાં એક સાઈકલ ઉપર બે જુવાનો બેસીને જઈ રહ્યા હતા. ચોકમાં પોલીસે સાઈકલ રોકી. સાઈકલનો નંબર લખ્યો. જુવાનોના નામ પૂછ્યા.

"શું ગુન્હો કર્યો જમાદાર સાહેબ!" એક જુવાને ઠાવકાઈથી પૂછ્યું. "સાઈકલ ઉપર ડબલ સવારી કરવી એ ગુન્હો છે."

"અમે અહીંના અજાણ્યા છીએ. રાજકોટથી ફરવા આવ્યા છીએ. રાજકોટમાં સીંગલ સવારી એ ગુન્હો ગણાય છે. ડબલ સવારી ફરજિયાત છે. અમને ખબર નહીં કે રાજકોટમાં એક અને જૂના-ગઢમાં બીજો કાયદો હશે!" જુવાને ગંભીર બની જવાબ આપ્યો.

"અચ્છા ! જાઓ" જમાદાર સાહેબે હુકમ કર્યો.

બન્ને જુવાનોએ મનમાં હસતાં હસતાં સાઈકલ મારી મૂકી. (બનેલી ઘટના)

## હાંક સુલેમાન ગાલ્લી !

એક જૂના ડીગ્રીધારી ડોકટર સરકારી ખાતામાં ડોકટર તરીકે લાંબા સમય સુધી ફરજ બજાવી. ત્યારબાદ ખાનગી પ્રેકટીસ શરૂ કરી. આ ડોકટર શરૂઆતથી જ સ્પીરીટનું લાયસન્સ ધરાવે. વખતોવખત લાયસન્સ તાજું થતું રહે એક વખત લાયસન્સની મુદત પુરી થતાં, લાયસન્સ તાજું કરવા ડોકટરે અરજી કરી.

જૂની ડીગ્રીઓથી અપરિચિત એવા નવા અધિકારીએ જવાબ આપ્યો. "તમે લખેલી ડીગ્રી જોતાં તમને લાયસન્સ ધારણ કરવાનો અધિકાર નથી." (બનેલી ઘટના)

# મારક રોગોનો મહારાજા હૃદય રોગ

બાલકૃષ્ણ વૈદ્ય

અત્યારે મારક વ્યાધિઓમાં મોખરે દેખાતો કોઈ રોગ હોય તો હૃદય રોગ છે. રોજ છાપાંઓ વાંચીએ છીએ, સાંભળીએ છીએ અને નજરે જોઈએ છીએ કે વાત કરતાં કરતાં હૃદયરોગનો હુમલો આવ્યો અને જીવ જતો રહ્યો. વાત કરવાની વેળા પણ રહી નહિ. એવો આ હૃદયરોગ દુનિયામાં દર વર્ષે લાખો માણસોનો ભોગ લેતો રહે છે. જેમ જેમ વિજ્ઞાન વધતું જાય છે, વિકાસ વધતો જાય તેમ તેમ હૃદયરોગનો વ્યાપ પણ વધતો જાય છે. સામાન્ય રીતે સ્ત્રીઓને હૃદયરોગનો હુમલો ઓછો આવે છે પણ હવે તો એ પણ આ વિકાસમાં આવતી જાય છે.

આમતો હૃદય માણસની મુઠી જેવડો નાનકડો માંસપિંડ છે. છાતીના ડાબા પડખે છઠી સાતમી પાંસળી નીચેના પોલાણમાં એનું સ્થાન છે. જો કે કોઈ કોઈવાર જમણે પડખે પણ હૃદય અપવાદ રૂપે જોવા મળ્યું છે. એક રતલથીય ઓછું એનું વજન હોય છે. પણ સમગ્ર જીવંત શરીરનું એ કેન્દ્ર છે. એ સતત લબ ધબ ધબક્યા કરે છે. એનો ધબકારો શરીરના છેડા સુધી સંભળાય છે. છાતી ઉપર હાથ રાખો કે હાથના અંગુઠાના મૂળમાં રહેલી નાડી પર હાથ રાખો. એ ધબ્કારા બરાબર સંભળાશે. દોડીને કે ડુંગરો અથવા નિસરણી ચડીને આવો તો હાથ મૂકયા વિના પણ ધબકારો સંભળાશે. એકદમ ચમકી કે બી જઈએ તો પણ એ ધબકારો વધી જતો હોય છે.

આ મુઠી જેવડો પિંડ કામ ઘણું મોટું કરે છે. આખા શરીરમાં એ લોહીને ફરતું રાખે છે. એક બાજુથી લોહીને નાડીઓ દ્વારા શરીરમાં ધકેલે છે અને બીજી બાજુથી શરીરમાં ફરીને પાછાં આવતાં લોહીને ગ્રહણ કરે છે. આ ક્રિયા દિવસ રાત જાગતાં અને ઊંઘમાં પણ ચાલતી જ રહે છે. ઘડીક પણ બંધ થઈ જાય તો જીવનું જોખમ ઊભું કરી દે છે. હૃદય દ્વારા લોહીના પરિભ્રમણની ક્રિયાનો અભ્યાસ યુરોપમાં બહુ મોડો થયો, પણ ભારતમાં તો વેદકાળથી આ ક્રિયા જાણીતી હતી. હૃદય નામ જ એ ઉપરથી પડયું છે. 'હૃ' એટલે લેવું 'દ' એટલે દેવું અને 'ય' એટલે ગતિ. લોહી શરીરમાં લેવું અને દેવું, આ ગતિ ચાલુ રાખનાર તે હૃદય. ચરક સંહિતાથીય પ્રાચીન ગણાય એવી ભેડ સંહિતામાં લખ્યું છે કે હૃદયમાંથી રસ નિસરે છે અને સમસ્ત શરીરમાં ફરીને પાછું હૃદયમાં આવે છે. ચરક કહે છે કે ગર્ભના પણ સારરૂપ જે રસ આખા શરીરમાં ફરે છે અને શરીરને જીવંત અને વૃદ્ધિંગત રાખે છે એ રસ હૃદયમાં રહેલો છે અને હૃદય એ રસને શરીરમાં ફરતો રાખે છે.

પરંતુ હૃદયના પિંડની આંતરિક રચનાની જેટલી વિગતો આધુનિક વિજ્ઞાને આપી છે એવી કોઈએ આપી નથી. હૃદયનાં પ્રત્યેક પેટા અવયવની ક્રિયાનું એમણે વિગતવાર વર્ણન આપ્યું છે, એ વર્ણન જોઈએ.

હૃદયનો પિંડ થર્મોસની પેઠે માંસના બે મજબુત પડોનો બનેલો છે. એ બન્ને પડ એક બીજાને એવી રીતે વળગી રહ્યાં છે કે લોહી આવતાં જતાં હૃદયનો જે સંકોચ વિકાસ સતત થતો રહે છે એને બાધ ન આવે અને અંદર આવતું જતું લોહી પણ સલામત રહે. હૃદયની રચના બબ્બે ખંડવાળા બે માળના મકાન જેવી છે, ઉપરનાં માળના બન્ને ખંડને ઓરીકલ કહેછે, નીચેનાં બન્ને ખંડને વેન્ટ્રીકલ કહે છે, જે નાડી શરીરમાંથી પાછું ફરેલું લોહી લાવે છે તે પ્રથમ, જમણા ઓરીકલમાં લોહીને ઠલવે છે. ત્યાંથી લોહી જમણા વેન્ટ્રીકલમાં ધકેલાય છે. ત્યાંથી એક નાડી નીકળીને ફેફસામાં જાયછે. શરીરમાં ફરીને આવતું લોહી, શરીરના બધા કોષોએ ગરમી પેદા

કરનાર ખોરાક રૂપી બળતણને વાપરી લઈને એનો ધૂમાડો-કાર્બન કાઢ્યો હોય છે તે લઈને આવ્યુ હોય છે. આપણે જે શ્વાસ લઈએ છીએ તેમા આવતો ઓક્સીજન-પ્રાણવાયુ આ લોહી સાથે ભળેછે અને લોહીનો કાર્બન પોતે લઈ લે છે અને ઓક્સીજન લોહીને આપે છે ઓક્સીજન અને કાર્બન ભેગા થવાથી કાર્બનડાયોક્સાઈડ બને છે. ઉચ્છ્વાસ વાટે તે બહાર નીકળી જાય છે અને ઓક્સીજન લઈને તાજુ થયેલુ શુદ્ધ લોહી બીજી નાડી દ્વારા હૃદયના ડાબા ઓરીકલમા ઠલવાય છે ત્યાથી તે ડાબા વેન્ટ્રીકલમા જાય છે ત્યાથી શરીરમા લોહી લઇ જનારી ધમની વાટે ધકેલાઈને આખા શરીરમા પહોચેછે

હૃદયપિંડ સતત સંકોચ વિકાસ કરતુ રહે છે હૃદય કમળ ઉઘડે છે અને બીડાય છે એ ક્રિયા ચારેય ખંડોમા એવા ક્રમથી ચાલતી રહે છે કે બન્ને ઓરીકલ સાથે ઉઘડે છે જમણામા શરીરમાથી પાછુ ફરેલુ લોહી આવે છે ડાબામા ફેફસામાથી શુદ્ધ થયેલુ લોહી આવે છે ઓરીકલ બીડાય છે અને બન્ને વેન્ટ્રીકલ ઉઘડે છે જમણા ઓરીકલનુ લોહી જમણા વેન્ટ્રીકલમાં જાય છે ડાબા ઓરીકલમાથી લોહી ડાબા વેન્ટ્રીકલમા જાય છે ફરી બન્ને ઓરીકલ ઉઘડે છે અને બન્ને વેન્ટ્રીકલ બંધ થાય છે જમણા વેન્ટ્રીકલમાથી લોહી ફેફસામા જાય છે અને ડાબા વેન્ટ્રીકલમાથી લોહી શરીરની ધમનીમા જાય છે. ચારેય ખંડો વચ્ચે એવા નાજુક પડદા છે જે ક્રમસર બંધ થતા અને ઉઘડતા રહે છે જેથી લોહી જે ખંડમા ગયુ ત્યાથી પાછુ ફરતુ નથી જો કે આ પડદાઓમા પણ વિકાર થાય છે અને ઓપરેશન દ્વારા અત્યારે એ મટાડાય પણ છે એની પ્રત્યેકની ગતિ નિયમિત તાલબદ્ધ રીતે ચાલ્યા કરે છે એમા પણ વિકૃતિઓ ઊભી થાય છે અને અનિયમિતતાઓ દૂર કરવાના ઉપાયો શોધાયા છે હૃદયની ગતિ અંગેના તમામ વિકારોને પકડનારૂ યંત્ર શોધાયુ છે એને કાર્ડીઓ-ગ્રામ કહે છે આજે એ યંત્ર ખૂબ વપરાય છે. નાનામા નાની વિકૃતિ પણ એમા નોંધાઈ જાય છે.

પરંતુ જેને હૃદયરોગનો હુમલો કહેવામા આવે છે, જેની વેદના અત્યંત ભયંકર હોય છે અને કોઇવાર તો પહેલે કે બીજે આચકે જ મૃત્યુ લાવી દે છે, એ તો જૂદી જ દિશાએથી આવે છે હૃદય વાટે લોહી જુદી જુદી નાડીઓ દ્વારા જેમ આખા શરીરને પહોચે છે તેમ હૃદય પોતને એક જ નાડી-કોરોનરી ધમની દ્વારા પહોચે છે જીવંત શરીરને જીવતુ રાખવા માટે ઓક્સીજન-પ્રાણવાયુની જરૂરત અનિવાર્ય છે. પ્રાણવાયુ ફેફસામા લોહી સાથે ભળીને હૃદય દ્વારા સમસ્ત શરીરમા પહોંચે છે શરીરના એકપણ કોષને જો ઘડીપણ પ્રાણવાયુ ન મળે તો એ કોષનું મોત થાય છે કોરોનરી ધમની દ્વારા મળતો પ્રાણવાયુ હૃદયના કોષોને જીવંત રાખે છે કોઈ સંજોગોમા જો લોહી અને એના દ્વારા પ્રાણવાયુ હૃદયને ઓછો મળે તો તરત હૃદયના કોશોમાં એની તંગી અનુભવાય છે બિલકુલ ન મળે તો કોષોનું મૃત્યુ પણ થાય છે. હૃદય સમગ્ર શરીરનુ જીવન કેન્દ્ર હોવાથી હૃદયનું મૃત્યુ સમગ્ર શરીરનું મૃત્યુ નોતરે છે

એક જ જગ્યાએ લાબો વખત બેસી રહેવાનું આવે, પરિસ્થિતિ નીરસ હોય તો કંટાળો આવે છે પહેલા નાના મોટા બગાસા ખાઈએ છીએ પછી જોરથી આળસ મરડીએ છીએ. એને લીધે સુસ્તી થોડો વખત ઓછી થાય છે અને સ્ફૂર્તિ આવેછે એ બતાવે છે કે એક સ્થાને નિષ્ક્રિય અને નિરસ રીતે બેસી રહેવાથી હૃદયની ગતિ મંદ પડે છે લોહીનું પરિભ્રમણ ધીમુ બને છે. એની સાથે પ્રાણવાયુ પણ શરીરને ઓછો મળે છે પ્રાણવાયુની તંગી શરીર સહી શકતુ નથી એથી વધારે પ્રાણવાયુ મેળવવા માટે બગાસા ઊભા કરે છે. અને શરીરને આળસ મરડવા જેવી ગતિ આપીને હૃદયની ગતિને વધારે છે એથી લોહી ઝડપથી ફરે અને પ્રાણવાયુ વધારે મળે.

એ જ સ્થિતિ હૃદયના કોષોમા પ્રાણવાયુની તંગી અનુભવાય ત્યારે બને છે હૃદયનો પિંડ અમળાય છે એની વેદના આળસ મરડવા કરતા અનેક ગણી વધાર અસહ્ય હોય છે વધારે તંગી ઉભી થાય એ વખતે હૃદયના જે કોષોને લોહી ન મળે તેનું મૃત્યુ પણ થાય છે જીવંત કોષોની વચ્ચે જડ બનેલા

મૃત કોષોની ફાયબર ઊભી થાય છે. એને ઈન્ફાર્કશન કહે છે. મૃત કોષો દૂર થાય તો પણ ત્યાં એનું ચાઠું રહી જાય છે અને કાર્ડીઓગ્રામમાં એ પકડાય છે. એને લીધે હૃદય પર આવી ગયેલા જૂના હુમલાઓનો ઈતિહાસ પણ મળી રહે છે. હૃદયને અમળાવવાની આ પીડાને એન્જાઈના કહે છે એથી હૃદયમાં ભયંકર શૂળ આવે છે. છાતીનાં પાટીઆં ભીંસાતાં હોય એવી વેદના થાય છે. કોઈ કોઇને અંધારાં અને ફેર આવે છે. પેટમાં ચૂંથાય છે અને ઉલટી થાય છે. કોઈને પાયખાને દોડવું પડે છે. શરીર એકદમ શિથિલ થઈ જાય છે. કોઈને એકદમ મૃત્યુ આવે છે. તો કોઇને ધીમે ધીમે આવે છે. જો સમયસર સારવાર મળી જાય, અથવા જીવન શકિત પોતે જ જે નાડીમાં લોહી અને પ્રાણવાયુનું વહન રૂંધાયું હોય તો તે નાડી પડતી મૂકીને બીજી પડખેની નાડી દ્વારા હૃદયને લોહી પહોંચાડવા જોર લગાડે છે અને જીંદગી બચી જાયછે, પહેલો હુમલો ઘણીવાર મારક નીવડે છે પણ એમાંથી જો બચી જવાયું તો કાયમ માટે બચી ગયા એવું હોતું નથી. ફરી ફરીને હુમલા આવતા રહે છે પરંતુ એની સામે ટક્કર ઝીલતાં શરીર શીખી ગયું હોય છે.

હૃદયમાં થતો દુઃખાવાનો પ્રત્યેક હુમલો હૃદય રોગનો જ હોય છે એવું નથી. કોઈ કોઈ વાર ખાધું પચ્યું ન હોય અને પેટમાં પડયું રહે ત્યારે એમાં આથો આવે, ગેસ થઈને એવો ઉપર ચડે કે છાતીમાં સખત ભીંસ લાગે, હૃદયમાં અસહ્ય શૂળ નીકળે ત્યારે એમ જ લાગે કે હૃદય રોગનો હુમલો આવ્યો છે. પણ વાયુનું શમન કરનારી દવા લેવાય, એક બે ઓડકાર આવી જાય, વાછૂટ થઈ જાય, અથવા તો ઉલટી થઇને પેટનો બગાડ બહાર નીકળી જાય ત્યારે સાવ શાંતિ થઈ જાય. છાતીમાં દુઃખાવો થવાનાં કારણ રૂપ બીજાં પણ મહત્ત્વનાં અંગો છે. શરદી થાય, ઠંડો પવન લાગે અને છાતીના સ્નાયુઓ અકડાઈ જઇને સખત દુખાવો કરતાં હોય છે. ફેફસા ઉપર રહેલાં ડબલ પડ-પ્લુરામાં સોજો આવે હૃદયનાં પડો ઉપર પણ સોજો આવે ત્યારે થતો દુઃખાવો પણ અસહ્ય હોય છે. બહુ ચિંતામાં ડૂબેલા માણસને પણ કોઈ વાર છાતીમાં સખત મુંઝારો ઉપડતો હોય છે. છાતીની ચામડી પર કખ (હર્પીઝ)ની નાની એવી ફોડલી પણ ભયંકર વેદના કરતી હોય છે. હૃદય રોગમાં જેવા ફેર આવે છે એવા જ ફેર કાનના મધ્યમાં રહેતાં પ્રવાહીમાં વિષમતા ઊભી થાય ત્યારે પણ આવતા હોય છે. પણ આ બધાંને હૃદય રોગના હુમલા સાથે કંઇ સંબંધ હોતો નથી પરંતુ દરદી હૃદય રોગનો હુમલો માનીને ગભરાઇ જાય છે.

હૃદયનું શૂળ ગમે ત્યારે ઉપડતું હોય છે. હૃદયમાંથી શરૂ થઈને એનું શૂળ જડબા અને ડાબા બાવડાં સુધી અને ઠેક ટચલી આંગળી સુધી પહોંચતું હોય છે કોઈ વાર છાતીની વચ્ચે જ દુઃખવા માંડે છે અને સહેજ પણ શ્રમ લેતાં દુઃખાવો વધી જાય છે. આરામ લેવાથી રાહત અનુભવાય છે. કોઈને જમ્યા પછી થોડું ચાલતાં કે શ્રમ કરતાં જ દુઃખાવો ઉપડી આવે છે. સખત ઠંડા પવનનું ઝાપટું પણ દુખાવો વધારી દે છે. દુઃખાવો ક્યારે ઉપડશે એ કોઈ કહી શકતું નથી. કાર્ડીઓગ્રામમાં કંઈ નીકળ્યું ન હોય અને ઘેર આવતા દુઃખાવો ઉપડે છે. મારી પણ નાખે છે.

હૃદય રોગના હુમલાનાં કેટલાંક કારણો તો આજે જાણીતાં થઇ ગયાં છે. હૃદયરોગ તરફનું વલણ વારસામાં ઉતરે છે. અતિશય ઘી તેલ વાળા, તળેલા પદાર્થો વાળો ખોરાક લેવાથી લોહીમાં ચીકાશ કોલેસ્ટ્રોલ વધે છે એ મુખ્ય કારણ મનાયું છે. લોહીનું દબાણ બહુ ઊંચું રહેતું હોય અથવા સીગારેટનું બહુ વ્યસન હોય, મગજ ઉપર ચિંતાનો બોજ રહેતો હોય, બેઠાડુ વ્યવસાય હોય, શરીર અતિ મેદસ્વી હોય, મધુમેહ કે ગઠીયા વા જેવો રોગ હોય અને પચાસ વર્ષથી વધારે ઉંમરનો પુરુષ હોય, આવા માણસોને હૃદય રોગનો હુમલો થવાની વધારે શકયતા રહે છે.

કેટલાક નિષ્ણાતો તો બે જ કારણોને મુખ્ય

માને છે. વધારે પડતી ચિંતા અને વધારે પડતો ચરબી વાળો ખોરાક.

સામાન્ય રીતે પચાસ વર્ષની ઉંમર પછીથી લોહી વહેનારી નાડીઓ કઠણ અને બરડ બનવા લાગે છે. એની સ્થિતિસ્થાપકતા ઘટતી જાય છે. વધારે પડતી ચિંતા પણ વૃદ્ધાવસ્થાને વહેલી લાવે છે. નાડીઓની સ્થિતિસ્થાપકતા ઓછી થતાં એમાં જ્યારે લોહીનું વહન થાય ત્યારે એનું દબાણ વધે છે. એમાં જો બેઠાડુ જીવન હોય અને ઘી, માખણ વગેરે મેદસ્વી ખોરાક વધારે લેવાય તો લોહીમાં ચિકાશ કોલેસ્ટ્રોલ વધે છે એ કારણે લોહીની નાની નાની અસંખ્ય કોશિકાઓ છૂટી ફરતી હતી તેના ગુચ્છ બંધાય છે અને નાડીઓના માર્ગને પૂરી દઈને શૂળ – એન્જાઈના અથવા મૃત્યુ પણ કરે છે.

લોહીનું દબાણ વધારે હોય એને તો આવા ગુચ્છ ખૂબ જ નડે છે. પરંતુ જેનું લોહીનું દબાણ ઓછું છે એના લોહીમાં પણ કોલેસ્ટ્રોલ વધે તો એને પણ હૃદય શૂળ કરે છે એટલું જ નહિ, કોલેસ્ટ્રોલથી બંધાયેલો કોશિકાઓનો ગુચ્છ જો મગજને લોહી પહોંચાડનારી નાડીમાં જઈને લોહીનો માર્ગ રૂંધી દે તો મગજના એ ભાગની સાથે જોડાયેલાં અંગોમાં પક્ષઘાત થઈ જાય છે અને જો નાડી તૂટી જાય તો મૃત્યુ પણ થતું હોય છે.

આ રોગ નવો નથી બહુ જૂનો છે. બે હજાર વર્ષ પહેલાં આયુર્વેદે એની નોંધ લીધી છે. ત્યારે જીવન બેઠાડુ ન હતુ અને સામાજીક પરિસ્થિતિ પણ આટલી હદે યાંત્રિક બની ન હતી તેથી હૃદય રોગના હૂમલા ભાગ્યે જ આવતા ત્યારે પણ આયુર્વેદે નોંધ્યું છે કે માનસિક આઘાત, મળમૂત્ર વગેરે કુદરતી વેગોનો અવરોધ, અપથ્ય આહાર, અજીર્ણ અને પરસ્પર વિરોધી ગુણવાળા પદાર્થોનું એક સાથે સેવન, બધાં ભેગાં થઈને આહાર રસને દૂષિત કરે છે દૂષિત રસ લોહીમાં ભળીને એને દૂષિત કરે છે. એથી હૃદ્રોગ થાય છે. હૃદયમાં શૂળ ભોંકાતી હોય, મથાતું હોય, ચીરાતું હોય, ભીંસાતું હોય એવી વેદના વાયુપ્રધાન રોગીને થાય છે. પિત્તપ્રધાન રોગીને અંધારાં આવવાં અને ચક્કર થાય છે. હૃદય બેસી જતું હોય એમ લાગે છે. અત્યંત થાક લાગે છે અને પરસેવો વળી જાય છે. કફપ્રધાન રોગીને હૃદય ઉપર ખૂબ ભાર લાગે છે. હૃદયને ઝકડી લીધું હોય એમ લાગે છે. શરીર બળ વગરનું લાગે છે. ત્રણેય દોષોવાળા રોગીમાં ત્રણેય દોષોનાં લક્ષણો વરતાય છે. દૂષિત થયેલો રસ નાડીને સાવ પૂરી દે ત્યારે મૃત્યુ થાય છે.

આયુર્વેદે એ પણ નોંધ્યું છે કે કોઈ વિષ શરીરમાં દાખલ થાય ત્યારે વિષના પ્રભાવથી લોહીની કોશિકાઓ અને કોષોનું ક્ષરણ થાય છે. અને ક્ષરણ થયેલા એ કોષો માર્ગને પૂરી દે છે. શરીમાં લાંબો વખત અજીર્ણ રહેવાથી જે આમ થાય છે. એને પણ આમ વિષ કહ્યું છે એ પણ લોહીના કોષોનું ક્ષરણ કરે છે ઉપરાંત વિષો સાથેનો વ્યવહાર આજે ખૂબ વધ્યો છે.

આયુર્વેદનું આ વર્ણન બતાવે છે કે હૃદ્રોગનું મૂળ આયુર્વેદ અને એલોપથીની દૃષ્ટિએ એક સરખું છે. તફાવત છે તે ઉપચારમાં અને પથ્યાપથ્યમાં. આ ભેદ ઉપર ધ્યાન અપાયું નથી પણ સમજવા જેવુ છે. આયુર્વેદ રોગનાં કારણ રૂપે ઘી માખણ વગેરે સ્નિગ્ધ પદાર્થોનો ઉપયોગને ગણતો નથી આયુર્વેદ તો ઉલટો માને છે કે ઉષ્ણ અને રૂક્ષ (લુખ્ખા) પદાર્થોનું વધારે પડતું સેવન કરવાથી હૃદયમાં વિકાર થાય છે. હૃદયમાં પ્રાણનું આશ્રયસ્થાન છે અને પ્રાણને તો સ્નેહ સાર માન્યો છે. સ્નિગ્ધ પદાર્થોના સેવનથી પ્રાણનું બળ વધે છે.

આયુર્વેદ માને છે કે રોગનું કારણ અજીર્ણ છે. જો આહારનું પાચન ન થાય તો અજીર્ણ થાય છે. અજીર્ણ ઉપર જમવાથી અજીર્ણ વધે છે અને આહાર રસનો આમ બને છે એ આમની ચિકાશ નાડીઓને – સ્રોતોને લેપી દે છે. અને માર્ગ સાંકડો અને અભિષ્યંદી – ચોંટે એવો કરે છે આમ ન થવા દેવા માટે શ્રમ, વ્યાયામ અને મિતાહાર

આવશ્યક છે. જરૂર છે ભોજનની અને જીવનની ખોટી રૂચિઓ અને ટેવો સુધારવાની.

અતિ ચિંતા પણ અજીર્ણ અને આમ કરે છે. શરીરનું લોહી પેટને બદલે મગજ ઉપર વધારે જાય તો પાચક અંગો બરાબર કામ ન કરે એ સ્વાભાવિક છે. ચિંતાનું મૂળ ભય, રાગ દ્વેષ, મોહ વગેરે છે. ટૂંકમાં રજસ તમસ છે. આયુર્વેદ કહે છે કે આહાર અને વિહાર બરાબર રહે તો સ્રોતોની પ્રસન્નતા–નિર્મળતા જળવાઈ રહે છે, હૃદયરોગ થતો નથી. ઉપચારમાં પણ ભેદ પડે છે. આધુનિક વૈદકમાં બે ઉપચાર મુખ્ય છે. હૃદયને લોહી પહોંચાડનારી નાડીમાં અવરોધ આવ્યો છે તે સહેલાઈથી પસાર થઈ જાય એટલી નાડીને પહોળી કરવી. માટે નાઇટ્રોગ્લીસરીનની ગોળી ચૂસવા અપાય છે. એથી નાડીનો માર્ગ તરત ખુલી જાય છે અને પ્રાણવાયુ ફરીથી મળતો થઈ જાય છે. બીજો ઉપાય એ અવરોધને–કોશીકાના ગુચ્છને ઓગાળી નાખવા માટેનો છે. એ માટેનો માથાનો દુઃખાવો મટાડવા વપરાતી એસ્પીરીન સાથે પરસેન્ટીન અપાય છે. આ બન્ને ઉપચારોથી તાત્કાલિક રાહત મળી જાય છે. દરદીની જીંદગી બચી જાય છે એ મોટો લાભ છે પણ એથી રોગ મટતો નથી. એ તો ફરી ફરીને હેરાન કર્યા જ કરે છે.

આયુર્વેદે કોશિકાના ગુચ્છ બનાવનાર અને સ્રોતોને લેપી દેનાર દોષોને દૂર કરવા માટે એ દોષોથી વિરૂદ્ધ ગુણવાળાં ઔષધો સૂચવ્યાં છે અને એના ઉપયોગ માટે પંચકર્મની પ્રક્રિયા સૂચવી છે જેનાથી પ્રત્યેક સૂક્ષ્મ નાડીમાં પણ પડેલા દોષ ને છુટો પાડી, ઓગાળીને આગળ ધકેલો દે છે. આયુર્વેદ માને છે કે દોષ એના મૂળ ઉદ્‌ભવ સ્થાનમાં આણું પ્રવણ ભાવથી પહોંચે જ છે. એ સ્થાન આમાશય–કોષ્ટ છે. ત્યાં આવેલા દોષને વમન કે વિરેચન દ્વારા સહેલાઈથી બહાર કાઢી નાખી શકાય છે. હૃદયને બળ આપનારી, વિષની સામે પણ ટકી શકે એવું હૃદયનું કવચ ઊભું કરનારી અને બળ વધારનારી ઔષધીઓ પણ સૂચવી છે.

આયુર્વેદની દૃષ્ટિએ હૃદય ફક્ત લોહીના પરિભ્રમણનું કેન્દ્ર નથી. હૃદય ઓજનું આશ્રય સ્થાન છે. ઓજમાં ઉર્જા રહેલી છે જે શરીરમાં ઊભી થતી વિષમતાઓને શમાવવા, આઘાતો ને જીરવવા, જંતુઓથી શરીરને બચાવવા અને મનને મજબુત રાખવા સતત પ્રયત્ન કરતી રહે છે. એટલે તો હૃદયને પ્રાણ, મન, બુદ્ધિ અને ચેતના તેમજ આ શરીર જેનું બનેલુ છે તે પંચ મહાભૂતો અને તેના સાર રૂપ કફ, પિત અને વાયુનું કેન્દ્ર માન્યું છે. એથી ચરકે હૃદય ને વિકારોથી મુકત રાખવા માટે જ્ઞાન અને ચિત્તના પ્રશમ ઉપર ખાસ ભાર મૂકયો છે.

હૃદય પિંડ એની મેળે ધબકે છે એની ગતિમાં વધ ઘટ કરનારૂં સ્વશાનિત જ્ઞાનતંતુઓનું તંત્ર છે જ. પણ મૂળ ધબકારો એની મેળે જ થતો રહે છે એનું કારણ આપણા શાસ્ત્રો કહે છે તેમ જિજિવિષા–જીવવાની વાસના છે. એની વ્યાખ્યા કરતા કહ્યું છે કે વાસના ભવાર્થ માટે છે એટલે કે સંસારનાં સુખદુઃખોના ઉપભોગ માટે છે. પરંતુ એ ઉપભોગનો પણ મૂળ હેતુ મોક્ષાર્થ છે. રજસ અને તમસમાંથી ઉભા થયેલાં બંધનો જ નહિ સત્વગુણના બંધનમાંથી પણ મુકત થવું એ મોક્ષ છે. આ દિશામાં વાસના જેટલી ઊર્ધ્વગામી બનશે એટલી હૃદયની સ્વસ્થતા વધશે.

*

એક મિયાં બીબી પાસે બહાદુરી બતાવે છે. દેખો બીબી સાહેબ, મૈંને એક આદમીકા હાથ કાટા, પાવકાટા, કમ્મર કાટી ઔર ઉસકા ટૂકડા ટૂકડા કર ડાલા."

ત્યારે બીબી કહે : "મિયાં સાહબ ઉસકા શીર કિસને કાટા."

મિયાં કહે : "વોહ તો કોઈ બદમાસ કાટ ગયા હોગા."

# કાગદી લીંબુની ખેતી

## લીંબુની ખેતી કેમ વધતી જાય છે?

રતિભાઈ અંધારિયા

કાગદી લીંબુંનું વાવેતર તાજેતરનાં વર્ષોમાં વધુ ને વધુ લોકપ્રિય થતું જાય છે ગુજરાતમાં ત્રણું હજારથી વધુ હેક્ટરમાં લીંબુની ખેતી થવાનો જે અંદાજ છે તેમાં દર વર્ષે વધારો થતો જાય છે. ખાસ કરીને ભાવનગર, રાજકોટ, વડોદરા અને ખેડા જીલ્લામાં તે ખેડૂતોને સારું વળતર આપે છે. એકલા ભાવનગર જીલ્લામાં છેલ્લા બે ત્રણુ વર્ષમાં એક લાખથી વધુ કાગદી લીબુ રોપાયા છે. લીંબુની ખેતી વધતી જાય છે કારણુ કે બીજા ફળઝાડોની સરખામણીએ તે વહેલો અને વધુ વળતર આપનારો પાક ગણાય છે. સોળથી અઢાર વર્ષના લીબુના ૭૫ ઝાડ વાળા એક બગીચાની આવક ૨૫ હજાર રૂપિયા સુધી મળી છે. અમારા ગામમાં એક ખેડૂતને પાચમાં વરસે ૨૦૦ લીબુંના ઝાડે કુલ ઉત્પાદન રૂપિયા પચીસ હજારનું આપ્યું. મારા એક ઓળખીતા ખેડૂત પાસે માત્ર ૫૦ લીંબુના છોડ છે. ૯ થી ૧૦ વર્ષની વયના આ ઝાડનો તેર હજાર રૂપિયે ઈજારો અપાયેલ છે.

આવકની સાથો સાથ લીબુના છોડ ઉછેરવા સહેલા છે. તને કાંટા હોવાથી ફળો ચોરી જવાનું બનતું નથી. વળી પંખાનો પણુ ઉપદ્રવ નથી થતો. ઉતાર્યા પછી તે તુરત બગડી જતાં નહીં હોવાથી ૧૫-૨૦ દિવસ રાખી શકાય છે કે તેને દૂર દૂરની બજારમાં મોકલી શકાય છે. ગુજરાતના લીંબુ ખટારા ભરીને છેક દિલ્હી કે કલકત્તા સુધી જાય છે. વળી તાજેતરમાં આરબ દેશોમાં પણુ તેની માંગ વધી હોવાથી ત્યાં નિકાસ થાય છે.

## કાગદી લીંબુ માટે કેવું હવામાન જોઈએ અને તે કેવી જમીનમાં વવાય?

જ્યાં હિમ પડે તેવી ઠંડી ઋતુવાળા પ્રદેશમાં કાગદી લીંબુ ન થાય. ગરમ પ્રદેશનું આ ફળઝાડ છે. વારવાર પવન ફૂંકાય કે તોફાની વટોળ ચડયા કરે તેવી હવા લીંબુને નુકશાન કરે છે. બહુ જ વરસાદ વાળો પ્રદેશ કે જ્યાં ભેજવાળું વાતાવરણુ રહ્યા કરે તેવું હવામાન પણુ લીંબુ માટે લાયક ન ગણાય ગરમ અને સામાન્ય ભેજવાળી આબોહવા કાગદી લીંબુના વિકાસ માટે ઉત્તમ ગણાય છે.

ખારવાળી અને પાણી વધુ વખત ભરાઇ રહેતું હોય તેવી ભારે ચીકણી જમીન સિવાય બધી જાતની જમીનમાં લીબુ થઈ શકે છે. પરંતુ ગોરાડુ અને ફળદ્રુપ તેમજ માથોડું ઊંડાઈવાળી જમીન લીંબુની ખેતી માટે ઉત્તમ છે. રેતાળ અને કાળી મિશ્ર જમીન જેમાં નિતાર સારો હોય તેવી જમીન પણુ લીંબુને માફક આવે છે.

## રોપ વાવવા કે કલમ?

લીંબુની ખેતી રોપ વાવીને પણુ થાય છે અને કલમનો પણુ ઉપયોગ થાય છે. તાજા લીબુમાંથી બીજ કાઢીને તુરત તેને કયારામાં રોપી તેમાંથી જે રોપડાં તૈયાર થાય તે વાવવાથી લાભ થાય છે. બીજને ૨૦ દિવસ બાદ વાવવાથી તેની ઉગાવાની શક્તિ ઘટે છે. માટે તાજા બીજ ચોપી દેવા. બીજમાંથી ઉછરેલ છોડ વધુ તાકાતવાળો અને રોગ કે વિપરીત પરિસ્થિતિનો કલમ કરતાં વધુ સામનો કરી શકે છે. કલમ રોપવાથી ફળ વહેલાં આવે છે પણુ તેના ઝાડ પ્રમાણુમાં નબળા રહે છે એવી એક માન્યતા છે. યોગ્ય માવજત અને ખાતર પાણી કે દવાનુ ધ્યાન રાખવામાં આવે તો કલમ રોપવામાં પણુ હરકત નથી એમ પણુ ઘણાનું માનવું છે. બી છાંટયા પછી રોપ ૨૦ થી ૩૦ દિવસે ઉગે છે. એક વષનો રોપ ચોપવામાં આવે છે.

કલમમાં દાબકલમ, ગુટી કલમ અને આંખકલમ એમ ત્રણુ રીતે રોપ તૈયાર કરી શકાય છે. તેમાં ગુટી કલમ સહેલી અને વધુ પ્રચલિત છે.

ગુટી કલમમાં ફળ આવતાં હોય તેવા ઝાડની એક કે દોઢ વર્ષની જૂની ડાળી ઉપર કાપ મૂકી ૨ થી ૩ સેં. મિ. જેટલામાં છાલ ઉખેડી તેના ઉપર માટી, ખાતર અને છાણનું મિશ્રણ ભેજવાળું કરી પોલીથીલીનનો નાનો કટકો બાંધી દેવામાં આવે છે. તેને ભેજ મળ્યા કરવા જોઈએ. આમ દોઢ કે બે માસમાં તે જગાએ મૂળ ફૂટશે અને કલમ તૈયાર થશે.

## કેવી રીતે વાવેતર કરવું ?

અત્યાર સુધીની પ્રચલિત રીત પ્રમાણે લીંબુને ઓરસ ચોરસ ૫ થી ૬ મીટરનાં અંતરે ચોપવામાં આવે છે. પરંતુ અમારા અનુભવે સાડાસાતથી આઠ મીટરનાં અંતરે એટલે કે બે છોડ વચ્ચે ૨૫ ફૂટ ઓરસ-ચોરસ અંતર રહે તે રીતે લીંબુનો બગીચો બનાવવો જોઈએ. કારણ કે દેશી તેમજ રાસાયણિક ખાતરો વધુ આપીએ તથા પૂરતો હવા પ્રકાશ મળી રહે તો એકંદરે ફાલ વધુ આવે છે જે સરવાળે વધુ નફાકારક છે.

ઉનાળામાં અનુકૂળતાએ ૬૦ સે.મી. ઊંડાઈ અને તેટલીજ પહોળાઈ અને લંબાઈ રાખી ખાડા કરી રાખવા. તેને પાંચ છ અઠવાડિયા તડકે તપવા દઈ પછી માટી, કાંપ અને દેશી ખાતર સરખા ભાગે લઈ ખાડા પૂરી દેવા. ચોમાસાનો પહેલો સારો વરસાદ પડે તે પછી વાદળછાયું આકાશ હોય ત્યારે એ ખાડામાં ૫૦૦ ગ્રામ દિવેલીનો ખોળ, ૧૦૦ ગ્રામ યુરિયા, ૨૫૦ ગ્રામ સુપર ફોસ્ફેટ અને ૧૦૦ ગ્રામ મ્યુરિએટ ઓફ પોટાશનું ખાતર ભેળવી રોપના મૂળ માટે છીછરો ખાડો કરી લીંબુનો રોપ ચોપી દેવો. ચોપ્યા બાદ છોડની આજુબાજુની જમીન પગથી ખૂબ દબાવવી અને ત્યારબાદ વરસાદના છાંટા ન હોયતો પાણી તુરત પાઈ દેવું. ઝરમર ઝરમર વરસાદ પડતો હોય તે સમય લીંબુ રોપવા માટે ઉત્તમ છે.

## કાગદી લીંબુને કેવા પ્રકારની માવજત કરવી ?

માવજતમાં મુખ્ય તો ખાતર, પાણી, ગોડ આપવાનો હોય છે અને રોગ કે જીવાત લાગે તો દવા છાંટવાની કાળજી લેવી પડે છે.

ખાતરની વાત જોઈએ તો લીંબુના છોડ એક વર્ષના થાય ત્યારે ૧ ટોપલી સારું ગળતિયું દેશી ખાતર, તેની સાથે ૫૦૦ ગ્રામ દિવેલીનો ખોળ, ૨૦૦ ગ્રામ યુરિયા, ૨૫૦ ગ્રામ સુપર ફોસ્ફેટ અને ૧૦૦ ગ્રામ મ્યુરિએટ ઓફ પોટાશ ખામણામાં વેરી, હળવો ગોડ કરી, પાણી પાઈ દેવું. પોટાશનું ખાતર ન હોય તો ૧ કિ. ગ્રા. લાકડાની રાખ નાંખવી. બીજે વરસે ૧lll વર્ષના પ્રમાણમાં તેટલો જ વધારો કરવો. આમ પાંચ વર્ષ સુધી આગલા વર્ષમાં પહેલાં વર્ષના હપ્તા જેટલો વધારો કરતા જવાથી છોડને પૂરતું પોષણ મળી રહે છે. છથી દશ વર્ષનાં ઝાડને ૬ થી ૮ ટોપલી છાણિયું ખાતર, પાંચ કિલો ગ્રામ દિવેલીનો ખોળ, ૧ કિ. ગ્રા. યુરિયા, ત્રણ કિ ગ્રા. સુપર ફોસ્ફેટ અને એક કિ. ગ્રા. મ્યુરિએટ ઓફ પોટાશ આપવું. આ ખાતર ફાલ આવવાના સમયે પાણી મૂકતી વખતે આપવું. દશથી વીસ વરસના ઝાડને આગળ બતાવેલ પ્રમાણ કરતાં દોઢું કે બમણું ખાતર આપવું જોઈએ. પાણીની માવજતમાં ચોમાસામાં જ્યારે વરસાદ ન હોય એટલે કે ખેંચાયો હોય ત્યારે પાણી અચૂક પાવું. ફાલ લેવાની શરૂઆત થાય ત્યાં સુધીમાં ઉનાળામાં દર ચારથી પાંચ દિવસે અને શિયાળામાં આઠ દિવસે પાણી આપવું. જેમ ઝાડ મોટા થતા જાય તેમ તેનાં ખામણાં મોટા બનાવવા જેથી તેમાં પૂરતું પાણી સમાય.

ઝાડને ફાલ બેસવો શરૂ થાય તેવે વખતે પાણી પાવામાં ફેરફાર કરવો જરૂરી છે. ચોમાસા દરમિયાન ફાલ લઈ લીધા પછી ચોમાસું ઉતરે પાણી પાવાનું બંધ કરવું. આમ કરવાથી લીંબુના ઝાડને પૂરતો આરામ મળી રહે છે. ત્યાર પછી છેક ડીસેમ્બરમાં ખાતર નાખી, ખામણાં તૈયાર કરી પહેલું આછું પાણી પાવું. ત્યારબાદ ૧૦ થી ૧૨ દિવસ પાણી ન પાવું અને જમીનને તણાવા દેવી. તે પછી પૂરતું પાણી પાંચથી સાત દિવસે પાયા કરવાથી એકદમ ફાલ આવવો શરૂ થઈ જશે. ફાલને લીંબુ બાજ્યા પછી

પાણીની ખેંચ ન પડે તેની ખાસ કાળજી રાખવી.

લીંબુના ખામણામાં નિંદામણ ન થવા દેવુ. ઉપરાંત દર ૧૫ દિવસે કોદાળીથી ગોડ કરવાથી જમીન પોચી રહે છે જેથી હવા અને ભેજ પૂરતા પ્રમાણમાં મૂળને મળી રહે છે.

અન્ય માવજતમાં ઝાડ નાના હોય ત્યારે જમીનથી ૬૦ સે મિ. એટલે કે ૨ ફુટ જેટલું થડ ચોકખું રહે તે માટે ઉગતી ડાળીઓ કાપી નાંખવી જેથી આગળ જતાં માવજત કરવી સરળ પડે અને મોટા ઝાડને પૂરતા હવા પ્રકાશ મળી રહે.

## રોગ અને જંતુઓ સામે શું પગલાં લેવાં ?

કાગદી લીંબુને મુખ્ય ત્રણ રોગો હેરાન કરે છે. એક પાંળિયા અગર તો માતા, બીજો ગુંદરિયો અને ત્રીજો સુકારાનો રોગ આવે છે.

માતાનો રોગ જીવાણુઓથી થાય છે. પાન ઉપર ભૂખરા રંગના નાના ગોળાકાર રંગના ટપકાં ઉપસેલાં દેખાય છે. રોગ વધે ત્યારે આવાં રોગના ટપકાં ફળ ઉપર અને થડ ઉપર પણ દેખાય છે. વધુ રોગ હોય તો પાન ખરી જાય છે, ડાળી સૂકાય છે અને ફળ ખરી પડે છે.

આવો રોગ લાગે ત્યારે રોગવાળી ડાળી કે પાન કાપી, બાળી નાંખવા અને બે મહિનાના અંતરે વરસમાં ત્રણથી ચાર વખત ૪-૪-૫૦નું બોર્ડો મિશ્રણ અથવા બીજી કોઈ ત્રાંબા યુક્ત દવા છાંટવી.

બળિયા રોગને કાબુમાં લેવા સ્ટ્રેપ્ટોસાઇકલીન દવા ૧૫ દિવસને અંતરે બે થી ત્રણ વખત છાંટવાથી વધુ લાભ થાય છે. ગુંદરીયો એ ફુગથી થતો રોગ છે. આ રોગથી થડના નીચેના ભાગમાં છાલમાંથી ગુંદર જરે છે અને સૂકાઈને નીચે પડે છે. પાણી લાગવાથી આ રોગ વધુ ફેલાય છે. વધુ ઉપદ્રવથી આ રોગમાં ડાળીઓ સૂકાઈ જાય છે.

આના ઈલાજ માટે થડની આજુબાજુ માટીનું ઢીંગલું બાંધવુ જેથી થડને પાણી અડે નહીં. આ ઉપરાંત ઓરિયો ફુંગીન ફુગનાશક હોવાથી સારું કામ આપે છે. ૧૫થી ૨૦ દિવસને અંતરે ચારથી પાંચ વખત ઓરિયોફુંગીન દવા છાંટવી. આ ઉપરાંત ત્રાંબાયુક્ત દવા પણ દર બે મહિને છાંટવાથી લાભ થાય છે.

કાગદી લીંબુને લીંબુનુ પતંગિયું, સફેદ માખી, લીંબુનું પાનકોરિયું, પાનકથીરી અને ફળ ચૂસનારાં ફૂંદા એ મુખ્ય ઉપદ્રવ કરતી જીવાત છે.

લીંબુના પતંગીયાની ઈયળ છોડ નાના હોય ત્યારે ખૂબ નુકસાન કરે છે. તે પાનની નસ રાખી કુમળા ભાગને ખાઈ જાય છે

થોડો ઉપદ્રવ હોય તો આવી ઈયળો પણ ઉપરથી હાથવડે વીણી લેવી તેનો નાશ કરવો. દવામાં કાર્બારિલ ૫૦ ટકા ઓગાળી શકાય તેવી ભૂકી, મેલાથીઓન ૫૦ ઈ. સી. અથવા ફોલીથીઓન દવા પાણીમાં ઓગાળી ૧૦ દિવસને અંતરે બે થી ત્રણ વખત છાંટવી.

સફેદ ફળ માખી બે રીતે નુકસાન કરે છે. તેના બચ્ચાં અને માખી પાનનો રસ ચૂસે છે જેથી પાન કરમાઈ જાય છે અને ફળ ઓછાં બેસે છે.

બીજું, તે મધ જેવો ગળ્યો અને ચીકણો પદાર્થ કાઢે છે તેને લઇ છોડ પર કાળી ફુગી થાય છે જેથી છોડ વધતો નથી. આના ઈલાજ માટે મેલાથીઓન ૫૦ ઈ સી. ૨૦ મી. લી. દવા ૧૦ લીટર પાણીમાં ભેળવી ૧૦ દિવસને અંતરે છંટકાવ કરવો.

લીંબુનું પાન કોરિયું પાનના લીલા કણને ખાઈ તેને ફીકકા પાડી દે છે પરિણામે તે ગોળ વળી જઈ સૂકાઈ જાય છે. આ જીવાતની ઈયળ લીંબુના બળિયાના રોગનો ફેલાવો પણ કરે છે. આના માટે ડાયઝીનોન ૨૦ ઈ. સી. નો છંટકાવ કરવો તે વધુ કારગત ઉપાય છે.

પણ કથરીનો ઉપદ્રવ હોય તો ગંધકની ભૂકી કે ચૂના ગંધકનો છંટકાવ એ ચોક્કસ ઉપાય છે. આ ઉપરાંત કોઈ પણ એક શોષક દવાનો છંટકાવ કરવો જોઇએ.

ફળ ચૂસનારા ફુદાને પ્રકાશપીંજરનો ઉપયોગ કરી ઝેરી દવાના દ્રાવણમાં તે પડે એટલે નાશ પામે છે.

## ફળનો ઉતારો ક્યારે અને કેટલો આવે?

કાગદી લીંબુની રોપણી પછી મોટે ભાગે ચોથે વરસે થોડો ઘણો ફાલ આવવો શરૂ થાય છે. બહુ સારી માવજત હોય અને કલમો રોપી હોય તો ત્રીજે વરસે પણ થોડાં ફળ બેસે છે. પરંતુ છઠ્ઠા વરસથી સારી રીતે ફળ આવવાની શરૂઆત થાય છે અને તે પછી ફાલ વધતો જાય છે.

આપણે ત્યાં કાગદી લીંબુનું ૬૦ ટકા ઉત્પાદન જુલાઈથી સપ્ટેમ્બરમાં, ૩૦ ટકા ઓકટોબરથી જાન્યુ. સુધીમાં અને બાકીનો ૧૦ ટકા ભાગ ફેબ્રુઆરીથી મે સુધીમાં મળે છે. આઠ વર્ષના સારી માવજતવાળા ઝાડને ૧૦૦૦ થી ૧૫૦૦ જેટલા ફળ આવે છે.

## ઉનાળામાં લીંબુની ખૂબ માંગ હોય છે ત્યારે વધુ ફળ ઉતરે તે માટે કોઇ ઉપાય ખરો ?

આને માટે એક બે ઉપાય છે. સામાન્ય રીતે ફૂલ બેઠા પછી ૫ થી ૬ મહિને ફળ તૈયાર થાય છે. આમ આપણે એપ્રિલ – મે માસમાં વધુ લીંબુ ઉતરે તેમ કરવું હોય તો ઝાડને નવેમ્બરના અંતમાં ફૂલ એટલે કે બહાર આવી જવો જોઇએ. નવેમ્બર, ડીસેમ્બરમાં બહાર આવે તે એપ્રિલ થી જૂન માસ સુધીમાં ફૂલો આવ્યા કરશે. આને માટે નવેમ્બરના પહેલાં બે મહિને એટલે કે સપ્ટેમ્બર ઓકટોબર મહિનામાં ઝાડના ખામણાં ગોડી મૂળિયા થોડા ઘણાં ઉઘાડા રાખીને પાણી બંધ કરી તાણ પડવા દેવી. આમ કૃત્રિમ આરામ આપવાથી નવે. કે ડીસે. માં ફૂલ બેસે એવું બને. આમ થાય તો ઉનાળામાં મોટા લીંબુ મળે છે. આ ઈલાજ હંમેશા સફળ થતો નથી તેવું પણ બને છે.

તાજેતરમાં 'હોર્મોન્સ' એટલે કે એક જાતના રસાયણોનો ઉપયોગ કરી વહેલો ફાલ લાવી શકાય તેવા પ્રયોગો થયા છે. તેના સાર રૂપે નીચે મુજબ હોર્મોન્સ છાંટવા જોઈએ.

૧. ઓગસ્ટના અંતમાં : સાયકોસીલ (સી.સી.સી.) ૧૦ લીટર પાણીમાં ૩થી ૫ મી.લી. ભેળવીને છાંટવું.

૨. ઓકટોબરના અંતમાં : ૨ ટોપલી છાણિયું ખાતર, ૧ કિ. ગ્રા. દિવેલીનો ખોળ + ૧ કિ. ગ્રા ઈફ્કો (૧૨:૩૨:૧૬) પ્રમાણમાં નાખવું.

૩. નવેમ્બર ૧૫મી : એન. એ. એ. ૧૦ લીટર પાણીમાં ૨ મી. લી. ભેળવી છાંટવું. તે બાદ નવે. ૩૦ મીએ બીજી વખત. ડીસે. ૧૫ મીએ ૩જી વખત અને ડીસે. ૩૦મીએ ચોથી વખત એન. એ. એ. રસાયણનો છંટકાવ ચાલુ રાખવો.

૪. ફેબ્રુ.ના બીજા અડવાડિયામાં : જીબરસિક એસિડ ૧ ગ્રામ ૧૦૦ લીટર પાણીમાં ભેળવવું અને સાથે અગાઉના માપનું એન. એ. એ. બન્નેનો છંટકાવ કરવો. પછી ૧૫ દિવસ બાદ બીજો છંટકાવ એજ પ્રમાણે કરવો જેથી ફળ મોટા, સપ્રમાણ અને લીસા બનશે.



કરત કુસંગ ચાહત કુશળ – એહ બડો અફસોસ,
મહિમા ઘટયો સમુદ્રકો, રાવણ વસ્યો પાડોશ

# પહેલો પમરાટ

ધીરેન ગાંધી

ઑગસ્ટ ૧૯૮૧ની ૧લી તારીખ. ભોંયતળિયે ગરીબ, મજૂર, લૂલાં લંગડાં વગેરે ભાઈબહેનો એકઠાં થતાં હતાં. મને કુતૂહલ થયું કે આટલાં બધાં ભાઈ-બહેનો કેમ એકઠાં થાય છે? વળી કેટલાકના હાથમાં ફૂલોની માળા હતી, કેટલાંકની આંખો આંસુથી છલકાતી હતી. બધાંના ચહેરા વિષાદનાં વાદળાથી ઘેરાયેલાં હતાં.

હું અચકાતા પગલે નીચે ઊતર્યો. જોયું તો અમારી નીચે રહેતા ચંપકભાઈનું અવસાન થયું હતું. ચંપકભાઈ કંઈ નેતા ન હતા, ધારાસભ્ય ન હતા, સમાજસેવક ન હતા. અને કોઈ લત્તાની કમિટીના પ્રમુખ પણ કોઈએ બનાવ્યા ન હતા. છતાંય આટલાં બધાં લોકો!

ચંપકભાઈ એટલે રખડતા રામ, ભમતા ભટકતા જોગી. ગમે ત્યારે ને ગમે તે વખતે ઘરે આવે. કોઈવાર દિવસો સુધી ન પણ આવે. અમારા લત્તામાં તેમજ આજુબાજુના લત્તામાં તેમની આબરુ પણ સારી નહિ. બધા જ માનતા કે તે ઉડાવગીર છે. તેથી સામાન્ય રીતે લત્તાવાસીઓ તેમનાથી દૂર જ રહેવામાં સલામતી જોતા.

ચંપકભાઈને પણ એની પરવા ન હતી. લત્તાવાસીઓએ જે અભિપ્રાય તેમના માટે બાંધ્યો હતો તેનો જરાય વિરોધ, ઉકળાટ કે અણગમો કદી વ્યક્ત કર્યો ન હતો. ઊલટાનું લત્તામાં કોઈ માંદું સાજું હોય, કોઈ કરવાવાળું ન હોય તો પૂર્વગ્રહ રાખ્યા વગર પ્રેમથી તેમનું બધું કામ કરી આપતા.

આમ ચંપકભાઈ પોતામાં મસ્ત રહી મનમાં જે ધૂન ચડે તે પ્રમાણે જ વર્તતા.

મકાન નવું બંધાતું હોય ને આડીઅવળી વળીઓ પડી હોય તો રાતટાણે ઉપાડી તેને ગરમ પાણી કરવા બાળી નાખવામાં પણ જરાયે સંકોચ કે આંચકો ન અનુભવતા. આમ નાની મોટી વસ્તુઓ તફડાવવાની ચંપકભાઈને આદત ખરી. ભલે લોકો ગમે તે બોલે તે માટે પોતાની પ્રત્યે પોતે તદ્દન બેફીકર હતા.

ચાર ભાઈઓનું બહોળું કુટુંબ. તેમાં તે સહુથી મોટા છતાં નાના ભાઈઓ તેમની અકળાવનારી આદતથી માન ન રાખતા. આથી તેમનું સ્થાન કુટુંબમાં હલકું રહેતું.

કુટુંબમાં અપમાનીત તથા પોતાના પ્રત્યેનો અણગમો છતાં ચંપકભાઈને કુટુંબના સભ્યો પ્રત્યે ખૂબ લાગણી. જરાય દુઃખની છાંટ નહીં. પોતાના બાળકો તરફ ભાઈઓનું વલણ અતડું જણ્યા છતાં પણ ચંપકભાઈને ભાઈઓનાં બાળકો પોતાનાં બાળકો જેટલાં જ મીઠાં ને વહાલાં. કંઈ પણ ગામમાંથી નાસ્તો કે ફળો લાવે તો કુટુંબના બધાં બાળકોને સાથે બેસાડીને મોજથી આનંદભર્યું વાતાવરણ ઊભું કરી દેતા. ભાઈઓનાં બાળકો પણ બાપુજી, બાપુજી, કહી મરી પડે. ત્યારે સહેજે ભાઈઓની વર્તણૂંક ચંપકભાઈના બાળકો માટે બદલાઈ જતી અને છાને ખૂણે હૃદય હેતથી ઉભરાઈ જતું.

ચંપકભાઈને તમે ઓલિયા જ કહેશો. જેટલો પ્રેમ બાળકો માટે તેટલો જ પ્રેમ પશુઓ પ્રત્યે રાખતા. ચંપકભાઈની પથારી બહાર વરંડામાં કરી રાખી હોય. રાત્રે મોડા મોડા આવે ત્યારે ઘણીવાર તેમની પથારીમાં કૂતરા પણ આરામથી સૂઈ રહે. આવે ત્યારે કૂતરાને ઉઠાડતા બોલે: "હવે તો ઊઠ, બહુ સૂતો. મને સૂવા દે." એમ કહી તે કૂતરાને જરા પંપાળી બાજુએ ખસેડી પોતે સૂઈ જાય ને કૂતરો તેની પડખે આખી રાત નિરાંતે પડયો રહે.

આવા ચંપકભાઈનું મૃત્યુ પણ જુઓ કેટલું શાંત, સરળ અને સ્વચ્છ. આવું મૃત્યુ તો પુણ્યનો

ખડકલો કર્યો હોય તેને જ સંભવી શકે ને? તો શું મૃત્યુએ થાપ ખાધી. કે પછી ચંપકભાઈની બીજી ઊજળી બાજુ હશે! ચંપકભાઈએ પોતાની અંધારી બાજુ જ લત્તાવાસીઓ કે ભદ્ર સમાજની વચ્ચે જાણી જોઈને રહેવા દીધી હશે ને અંધકારને તે વધુ કાળો રંગ ચડાવતા જ રહ્યા હશે. શા માટે? કહે છે કે સૂફી લોકો પોતા તરફ નફરત વધે તેવા પ્રયત્નો કરતા જેથી અંદરના રાગદ્વેષ વગેરે ઓગળી જાય. અને હુંપણું શમી જાય.

ચંપકભાઈ ચર્ચગેઈટથી બાર લોકલ ટ્રેનમાં આવતા હતા. હાથમાં બટેટાવડાનું પડીકાં બાળકો માટે લીધું હશે કે કાં કોઈ રસ્તામાં મળતાં ગરીબ-ગુરબાનાં બાળકોને આપવા.

વાંદરા ટ્રેન બદલવાની હતી. બધા ઉતારુઓ ઉતરી ગયાં. ચંપકભાઈ ખોળામાં પડીકા સાથે એક ખૂણામાં ભકિતભાવથી બેઠા હોય એમ બેઠા રહ્યા. મુંબઇમાં કોઇને કોઇની કંઈ પડી નથી હોતી, સહુ પોત પોતાનામાં મસ્ત.

ટ્રેન પાછી ચર્ચગેઈટ જવા ઉપડી. ત્યાંથી પાછી વાંદરા આવી પણ ચંપકભાઇ તો જેમ બેઠા હતા તેમ બેઠા રહ્યા. વાંદરા ગાડી ખાલી થઈ. ગાર્ડે નિયમ મુજબ ચક્કર માર્યું. ખાલી ગાડીમાં ચંપકભાઈ સિવાય કોઈ નહોતું. એ જ ડબ્બામાં એ જ બેઠકમાં એ જ સ્થિતિમાં બેઠા હતા. કશો ફરક નહીં. ગયે વખતે પણ ટ્રેન ખાલી થઈ ત્યારે ગાર્ડ આ ભાઈને આ સ્થિતિમાં બેઠેલા જોયા હતા. વિચારમાં પડયા. તપાસ કરવા ઉપર ડબ્બામાં ચડયા કે સૂઇ તો નથી ગયાને? જેવા સૂતા ચંપકભાઈના ખભે હાથથી હલબલાવે છે કે તરત નીચે નિર્જીવ ચંપકભાઈ ગબડી પડયા. મુંઝાયા. તરત રેલ્વે પોલીસને બોલાવી. ઊંચકીને નીચે ઊતાર્યા. ખિસ્સા તપાસ્યાં. પાકીટમાંથી સરનામું મળ્યું. તરત ખબર આપ્યા.

ચંપકભાઇનું મૃત્યુ થયું ત્યારે આજુબાજુ ટ્રેનમાં બેઠેલા કોઈને ખબર ન પડી કે ચંપકભાઇએ જીવનની છેલ્લી પળ તેમની સાથે ગાળી હતી. અરે ચંપકભાઈને પણ મૃત્યુ પહેલાની પીડાનો અનુભવ ન થયો, કે હવે હું આ દુનિયા છોડી રહ્યો છું.

કેટલું મૂગું મૃત્યુ? આ મૃત્યુને પુણ્યશાળી મૃત્યુ ન કહી શકાય?

આવા ચંપકભાઈના પાર્થિવ દેહને નમન કરવા, છેલ્લી અંજલિ આપવા આ બધાં લોકો ભેગાં થયાં હતાં. લત્તાના બધા વાસીઓ આ જોઈ આશ્ચર્યમાં ગરકાવ બન્યાં હતાં. બધાંને પ્રશ્ન મૂંઝવતો હતો. આટલાં બધાં લોકો આ રખડુ, ઉડાવગીર ચંપકભાઈના મૃત્યુ પર આંસુ સારે અને ફૂલો ચડાવે!

પણ જ્યારે ચંપકભાઈની બીજી બાજુ વિષે આવેલા લોકોની વાતોમાંથી જાણ્યું કે ગરીબ, ભૂખ્યાં, દુખ્યાંને જે કંઈ તે વખતે હાથમાં કે ખીસ્સામાં ખાવાના પડીકા કે પૈસા હોય તે પ્રેમથી આપી દેતા. ભલે ઘરમાં એકેય પૈસો કે અનાજ ન હોય. અરે ત્યાં સુધી કે ભજીયા કે બીજી ખાવાની વસ્તુનાં પડીકાં ખાસ પોતાનાં બાળકો માટે લાવ્યાં હોય તે પણ રસ્તામાં કોઇ ભૂખથી નંખાઇ ગયું હોય લાંબો હાથ કરે તો તે પડીકાં તેના હાથમાં જરાય કચવાતે મને નહીં પણ જે આનંદથી પોતાનાં બાળકોના હાથમાં મૂકે તેથી પણ વધુ રાજીપાથી મૂકી દેતા.

જે ચંપકભાઈના જીવંત શરીરને હાથ જોડતા કે તેની સાથે એક શબ્દ બોલતા અભડાતા લત્તાવાસીઓએ જ્યારે તેમનું બીજું સ્વરૂપ જાણ્યું ત્યારે તેમની આંખો પસ્તાવાથી મૃત્યુને નવડાવી રહી.

/ જીવતા ચંપકભાઈએ બીજે સુવાસ ફેલાવી હતી. પણ તેમના મૃત્યુએ લત્તામાં પ્રથમવાર પમરાટ પ્રસરાવ્યો.

*

અહિમુખ પર્યો સો વિષભયો, કદલી ભયો કપૂર
છીપ પર્યો સો મોતી ભયો સંગત કે ફલસૂર

# નાગરવેલનાં પાન–એક ઔષધી

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

નાગરવેલનાં પાનનો પરિચય આપતા અનેક વિચારોની હારમાળા ચાલે છે. કારણ કે એનાથી ભાગ્યે જ કોઈ અજાણ્યું છે, અને તેમાંય શહેરી જીવનમાં તો હોટલો અને પાનની દુકાનો જ વિશેષ દેખાય છે. આજના જમાનામાં પાન ખાવું એ મોજ-શોખ બની ગયેલ છે અને જ્યારે કોઇપણ પ્રકારનો વિવેક અને મર્યાદા છોડીને આખો દિવસ સવારના ઉઠીને તે રાત્રે સૂએ ત્યાં સુધી સતત પાન ચાવ્યા કરે તેવા લોકો જોઉં છું ત્યારે તો એક પ્રકારની ગ્લાનિ જ થાય છે.

જેમ અમૃત એની માત્રામાં લેવાય તો સંજીવનીરૂપ બને એવું જ આ પાન વિશે ગણાવું જોઈએ. એની જરૂરિયાતનું મહત્ત્વ જરાય ઓછું ન સ્વીકારીએ તોપણ એનો અતિયોગ તો દૂર જ થવો જોઈએ. એટલે આથી જ પાનનો જો આપણી પાસે વૈજ્ઞાનિક સ્પષ્ટ ખ્યાલ હોય, એની ગુણશકિતનો પરિચય હોય તો એ મર્યાદા આપોઆપ આવી જાય.

"તાંબુલસ્ય સખે ! ત્રયોદશ ગુણાઃ સ્વર્ગેઽપિ તે દુર્લભા" આવી ધન્વન્તરિ નિઘંટુની ફલશ્રુતિ છે. અને આથી જ આપણી ધાર્મિક પ્રક્રિયાઓથી માંડીને નાની મોટી અનેક શુભ પ્રવૃત્તિઓમાં એનો ઉપયોગ સ્વીકારાયો છે.

સામાન્ય રીતે આપણે ત્યાં નાગરવેલનાં પાનની બે થી ત્રણ જાતો જોવા મળે છે. બંગલા પાન સૌથી ઉત્તમ ગણાય છે. આમ છતાંય પાનની પેદાશ આજે તો વેપારી રીતે પણ રોજબરોજ વધતી જાય છે. આથી જ સૌરાષ્ટ્રના ચોરવાડથી માંડીને કલકત્તા અને ઉત્તરથી દક્ષિણના અનેક સ્થળે એનું વાવેતર કરવામાં આવે છે. ભારતીય નિઘંટુકારોએ આ નાગરવેલનાં પાનના સાત પ્રકારો ગણાવ્યા છે, શ્રીવાટી, અમ્લ-વાટી, સતસા, ગુહાગરે, અમ્લસરા, પટલિકા, લ્હેરા-નિવા, જેવા આ પ્રકારો છે.

નાગરવેલનો સૌથી મહત્ત્વનો ગુણ દીપન અને પાચક કરવાનો છે, અને સાથે જ એમાં એક એવુ મહત્ત્વનું ઉગ્ર જતુંનાશક તત્ત્વ પણ રહેલું છે કે જેના કારણે શરીર રચનામાં પેદા થનારા અનેક પ્રકારના જંતુજન્ય દોષોને દૂર કરી રોગો સામે પ્રતિકારની શક્તિ આપે છે.

નાગરવેલનાં પાન વિશે ડૉ. એન. ખોરીની નોંધ પણ જોવા જેવી છે. ડૉ. ખોરી લખે છે કે પાન ઉત્તેજક, પાચક, સડો દૂર કરનાર, પેટનો વાયુહરનાર, મોઢાની ખરાબ વાસ દુર કરનાર છે. અજીર્ણ, શૂળ જેવા નાનામોટા રોગોમાં એનો ઉપયોગ કરવામાં આવે છે. વૈજ્ઞાનિક સંશોધનને અંતે એવું જોવા મળ્યું છે કે નાગરવેલનાં પાનમાં જે એક ઊડી જનાર ઉગ્ર જંતુનાશક તેલ છે તેની શક્તિ આજે જેનો પ્રચાર વધતો જાય છે તે કાર્બોલિક એસિડ કરતાં પાંચગણી વધારે અને યુજેનોલ કરતાં બે ગણી વધારે છે. નાગરવેલનાં પાનનું આ શક્તિશાળી તત્ત્વ ચેવીકોલ છે.

"Chavicoal is a powerfull antiseptic 5–times stronger than carbolic acid and twice as stronger as eugenol."

સામાન્ય રીતે આપણો સમાજ ભોજન પછી પાન ખાય છે. કારણ કે ભોજનમાં જે પ્રકારનો મેંદાવાળો ચીકણો ખોરાક લેવામાં આવે છે તેને પચાવવા માટે પાચક અવયવોને ભારે મોટો શ્રમ કરવો પડે છે. આ શ્રમ થોડો હળવો થાય અને પરિણામે અવયવોને વિશેષ ઘસારો ન લાગે એ હેતુથી ખોરાકના પાચન માટે જે ડાયજેસ્ટ નામના પાચક રસોની જરૂર પડે છે તે આપણને આ પાન દ્વારા મળી રહે છે એટલું જ નહિ પણ મોઢામાં જે

પ્રકારની લાલાસ્રાવ-લાળ વહન કરનારી ગ્રંથિઓ છે તેને આ તાંબુલસેવનની ઉત્તેજન મળે છે અને પરિણામે કાર્બોહાઈડ્રેટ્સ મેંદાવાળા, સ્ટાર્ચજન્ય લોટવાળા ખોરાકની જે નાની રજકણો મોઢામાં દાંતના પોલાણમાં ભરાઈ રહે છે તેને આ સ્રાવના અસ્તિત્વથી દૂર કરી શકાય છે. આમ, મુખશોધન અને મુખવાસની દૃષ્ટિએ પાનની ઉપયોગિતા સ્વીકારવામાં આવે છે.

પાચનશક્તિની જે દરદોમાં સૌથી વિશેષ જરૂર રહે છે તેવાં દરદોમાં મધુપ્રમેહના દરદની ગણના કરવામાં આવી છે. "મધુપ્રમેહનો ખોરાક અને એની પાથ્યિક ચિકિત્સા" નામના ડૉ. બસુના ગ્રંથમાં એક મહત્ત્વની નોંધ મૂકતાં કહેવામાં આવ્યું છે કે :

From the Pan acting as a stimulus to the blow of saliva and thus helping in the digestion of carbo-hydrate-bood stuff. This habit is decidedly beneficial in diabetes.

મધુપ્રમેહના દરદીઓને જો ઔષધીય અનુપાન તરીકે નાગરવેલનાં પાનનો રસ આપવામાં આવે તો એથી ફાયદો જ થાય. ઉષ્ણવીર્ય શક્તિ, સ્વાદ અને રસમાં તીખો અને તુરો રસ ધરાવતું નાગરવેલનું પાન સ્વાભાવિક રીતે જ કફજ વાતજ દરદો ઉપર વાપરી શકાય છે. તુરો રસ કફનું શોષણ કરે છે. ઉષ્ણવીર્ય શક્તિ કફને પરિપક્વ કરી છુટો પાડે છે અને આથી જ એ શરદી, સળેખમ, ન્યુમોનિયા અને એવાં જ બીજાં ગળાનાં સ્વરનળીનાં દરદોમાં વાપરી શકાય છે.

વારંવાર શરદી થતી હોય, નાક વાટે ચીકણું સફેદ લીંટ પડતું હોય અને પરિણામે માથું ભારે થાય, શ્વાસ લેવામાં તકલીફ પડે અને કેટલીક વખત તો જુની શરદીના કારણે દમ જેવું પણ થઈ જતું હોય તેવા દરદીને નિયમિત નાગરવેલનાં પાનનો રસ મધ સાથે ચાટવાથી સારો ફાયદો થાય છે. એનાથી શ્વાસ નળીનો સોજો દૂર થાય છે. અને પૂર્વવત્ શ્વાસક્રિયા નિયમિત બને છે.

કફજ વિકૃત દૂર કરતું નાગરવેલનું પાન કફજ દોષના પ્રકાર જેવાં હાથીપગામાં પણ વાપરવાની ભલામણ કરવામાં આવી છે. આચાર્ય સંગસેન કહે છે કે નાગરવેલનાં સાત પાનની ચટણી બનાવી એમાં થોડું સિંધાલુણ મેળવીને જો નિયમિત ગરમ પાણી સાથે પીવામાં આવે તો સારો ફાયદો થાય છે.

નાનાં બાળકોને વારંવાર શરદી થતી હોય, છાતીમાં કફ ભરાઈ રહેતો હોય અને પરિણામે સસણી જેવું લાગતું હોય તેવી સ્થિતિમાં નાગરવેલનાં પાન બાળકની છાતી ઉપર મૂકી એના ઉપર ઘીના દીવાનો શેક કરવાથી ખૂબજ સ્વાભાવિક રીતે કફ પાકીને છૂટો પડી જાય છે. અને બાળકની છાતી હળવી બને છે. ફેફસાં મુક્તશ્વાસ લઈ શકે છે.

એવી જ રીતે આવી શરદીમાં તાત્કાલિક કાંઈજ મળી શકે તેવી પરિસ્થિતિમાં આ જ નાગરવેલનો ૧૫-૨૦ ટીપાં રસ કાઢી જરા ગરમ કરી, એમાં થોડું મધ મેળવી ચટાડી દેવાથી પણ આંતરિક રીતે કફને પકવવામાં બળ મળે છે. અને કફ ઝડપથી પાકી જાય છે.

આપણા સ્ત્રીસમાજમાં એવું એક વા અને કફ મિશ્રિત દરદ સુવાવડ દરમ્યાન કે પ્રસૂતાવસ્થામાં સ્તન દોષ તરીકે પ્રગટ થાય છે. જ્યારે કોઈને કોઈ રીતે ધાવણનો નિકાલ થતો નથી ત્યારે સ્તનમાં એનો ભરાવો થાય છે અને પરિણામે ચળ અને વેદનાની અસહ્ય પીડા દરદીને ભોગવવી પડે છે. આવી સ્થિતિમાં ધાવણને કોઈ ને કોઈ રીતે જલદી સૂકવી દેવાથી એ શોષાઈ જાય તેવા તાત્કાલિક ઔષધીય પ્રયોગની જરૂર પડે છે. આવા પ્રયોગમાં નાગરવેલનાં પાન સહેજ ગરમ કરીને સ્તનપ્રદેશ ઉપર બાંધવામાં આવે તો ધાવણ આવતું અટકે છે અને દરદી નિરાંત અનુભવે છે.

જ્યારથી આપણા સમાજમાં વિકૃત આહાર વિહાર શરૂ થયો ત્યારથી આંતરડાંનો ગેસ અને તેમાંય જેને ગામઠી ભાષામાં નળ ભરાઈ ગયા છે તેવી

સંજ્ઞા સાથે નિર્દેશ કરવામાં આવે છે તેવું કબજિયાત મિશ્રિત દરદ સૌથી વિશેષ પ્રમાણમાં જોવા મળે છે. સાચી ભૂખ લાગે નહિ, આમ છતાંય સહેજ પણ ખવાય એટલે પેટ ભારે થાય, ગેસ ભરાય, ઓડકાર આવ્યા કરે અને અજંપો રહે, કાં તો ઝાડા થઈ જાય અથવા કબજિયાત રહે અને પેટમાં જાણે કાંઈક ઠસાઈ ગયું હોય એવો ભાર લાગે તેવા, નળ ભરાઈ ગયા જેવા દરદમાં નાગરવેલનાં પાન નંગ ૭ અને ૧૦ ગ્રામ સરગવાની છાલ બન્નેને ૧૦૦ ગ્રામ પાણીમાં ઉકાળી ૨૦ ગ્રામ બાકી રહે ત્યારે ચોળી, ગાળી પીવડાવી દેવાથી નળબંધ વાયુ – મળદોષ દૂર થાય છે અને આરામ મળે છે.

સામાન્ય રીતે પારા અને ગંધકનું મિશ્રણ થતું હોય તેવી તમામ દવાઓ સાથે એક યા બીજા સ્વરૂપે નાગરવેલનાં પાનનો એક પ્રધાન અનુપાન તરીકે ઉપયોગ કરવામાં આવે છે, અને તેમાંય ઉત્તેજક ગરમી પેદા કરવા માટે એ અચૂક વપરાય છે.

પારાની બનાવટો સાથે નાગરવેલનાં પાનનો ઉપયોગ સ્પષ્ટ સમજણથી જ કરવામાં આવે છે. ગુજરાતના સફળ ચિકિત્સક સ્વ. જટાશંકર લીલાધર એમના "ઘરવૈદું" નામના બહુ મૂલ્ય ગ્રંથમાં જણાવે છે કે પારાની જે થોડીક પણ દોષ–ઝેર પેદા કરવાની અસર રહી હોય તો એ આ નાગરવેલના પાનના અનુપાનથી દૂર કરી શકાય છે. પારાના દોષનું મારણ નાગરવેલનાં પાન છે, અને આથી જ એનો ઉપયોગ કરવામાં આવે છે.

નાગરવેલનાં પાનની એક વિશિષ્ટ શક્તિ ઉત્તેજક ગરમી પેદા કરવાની છે એ દૃષ્ટિએ જાતીય રોગોમાં અને તેમાંય ઉત્તેજના માટે એનો ઉપયોગ સૂચવાયો છે. જાતીય સંબંધો એ કેવળ આજે તો ક્ષણિક ઉત્તેજનાથી સુપ્ત થઈ જાય છે અને પરિણામે ઉભય વર્ગને માનસિક અસંતોષ રહે છે. ભારતીય રસાયન અને વાજીકરણ સંસ્કારોમાં જે અનેક ઔષધીય બનાવટો સૂચવવામાં આવી છે તેમાં નાગવેલનાં પાનને આ દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ પ્રતિષ્ઠા આપવામાં આવે છે.

પાનની આ ફલશ્રુતિ પછી વાચક સ્વાભાવિક રીતે જ એના ઉપયોગ તરફ લલચાશે અને જે લોકો વિશેષ પ્રમાણમાં પાન ખાતા હશે તે લોકો પણ પોતે યોગ્ય માર્ગે છે એનું સમર્થન મેળવશે.

સામાન્ય રીતે આપણો પાન ખાનારો વર્ગ બજાર પાન ખાય છે. આ પાન ખાવામાં પણ દરેકને પોતાની પસંદગી હોય છે, અને તેમાંય તમાકુની વિશિષ્ટ જાતોવાળાં પાનનો આજે ખૂબ જ પ્રચાર વધી રહ્યો છે. પાન ઉપયોગી હોવા છતાંય આ પ્રકારનાં વિકૃત રીતે તૈયાર થતાં પાન હિતકર નથી. તમાકુમાં રહેલા નિકોટિનિક એસીડ અને પાન-ચુનાના વિશેષ ક્ષારોના સંયોજનથી દાંતના પડો ઉપર ખૂબ જ માઠી અસર થાય છે અને પરિણામે દાંત ખરાબ થવાની સંભાવના રહે છે. કેટલાક લોકો તો એવી રીતે આ તમાકુવાળાં પાન રાખી મૂકે છે જેને કારણે ચોક્કસ પ્રકારના રસાયણો દાંત સાથે પેઢામાં ભળે છે, ઊંડા ઊતરે છે અને દાંતની પકડશક્તિ નબળી પડે છે.

જેને કોઈને કોઈ જગ્યાએથી લોહી પડતું હોય એવાં રક્તપિત્તજન્ય વ્યાધિવાળાઓ, જેને વારંવાર ગૂમડાં, ચાંદા થતાં હોય તેવા રક્તવિકારથી થનારા રોગો, જેને ખૂબ જ તરસ લાગતી હોય કે તમ્મર – ચક્કર આવી જતા હોય, જેનાં ખોરાકમાં સ્નેહલ તત્ત્વોનું પ્રમાણ નહિવત્ હોય અથવા જે કેવળ સૂકો, લૂખો ખોરાક લેતા હોય, જે શારીરિક રીતે નબળા, અશક્ત હોય અને જેના મોઢામાં શોષ પડતો હોય તેવા લોકોએ પાનનો ઉપયોગ કરવો હિતકર નથી.

એવી જ રીતે ભૂખ્યા પેટે કે કોઈને કોઈ રીતે વિશેષ ઝાડા થઈ ગયા હોય કે રેચ લીધા હોય ત્યારે પાન નહિ ખાવાનો ભારતીય પંડિતોએ નિર્દેશ કર્યો છે.

પાન ખાવાનું જેમ મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું છે. તેમ એના અતિસેવનની એમાં રહેલાં ક્ષારજન્ય

ઉત્તેજક ઉષ્ણુ તત્ત્વોને કારણે એ ખળનો ક્ષય કરે છે અને પરિણામે શરીરની સર્વાંગ ધાતુઓનો નાશ થઈ આંખોની શકિત ક્ષીણુ થાય છે, વાળનું પોષણુ ઓછું થઈ વાળ સફેદ થાય છે. તેમજ જલદી ખરી જાય તેવી શકયતાઓ પણુ વધે છે. દાંત બગડે છે અને કેટલીક વખત જઠરાગ્નિ પણુ મંદ પડી જાય છે. આથી જ ક્ષય, રકતપિત્તનાં દરદો તેમજ રકતદોષમાં પાન ન લેવાનો સ્પષ્ટ આદેશ આપવામાં આવ્યો છે. આચાર્યશ્રી બાપાલાલભાઈ ગ. વૈદ્યે એમના 'દિનચર્યા' નામના ગ્રંથમાં આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા ધરાવતા આરોગ્ય અને વૈદકનાં માસિક લેન્સેટમાં પ્રગટ થયેલી એક નોંધ મૂકી છે તેમાં પાન – તમાકુ ખાવાથી કેન્સર થાય છે તેવો નિર્દેશ કરવામાં આવ્યો છે.

દુકાનદારી પાનનો એક બીજી રીતે પણુ નિર્દેશ કરવો જરૂરી છે. પંડિત ભાવમિશ્ર કહે છે કે પાન ઉપર જે ઉપસેલી નસો હોય છે તે જ્ઞાનતંતુઓને જડ બનાવે છે, અને આથી એ દૂર કરવાનો આપણા દેશમાં પ્રચાર થયો છે. ઘરગથ્થુ રીતે પાન ખાનારાઓ એ નસો કાઢીને જ પાન ખાય છે, પણુ દુકાનોમાં આવી નસો કાઢી નાખવાની શકયતા હોતી નથી તો પણુ ક્રમે ક્રમે છૂપા ઝેરની જેમ એની અસર થાય છે, અને એ નુકસાનકારી બને છે.

પાન ખાવું જોઈએ એમ સ્વીકારીએ તો ભોજન પછી પાન ખાઓ એમાં તમાકુ – કોકેન ન જ નાખો. એનાં બદલે દીપન – પાચન કરનારા સુગંધયુકત મસાલા નાખો. પ્રાચીન સમયમાં એલચી, કેસર, કસ્તુરી, જાયફળ, લવીંગ, ચણુકબાબ, કપુર વગેરે સુગંધયુકત દ્રવ્યો મેળવેલા મસાલા નાખવામાં આવતા. આજે ધાણા, વરીયાળી, કોપરું, ચણોઠીનાં પાન, એલચી અને જીનતાન જેવી સુંગધ મેળવીને પાન લઈ શકાય છે. પાન ખાવાની આ ફલશ્રુતિ છે.

*

## શરત

છગન અને મગન.

બે ભાઈબંધ.

એકવાર બન્ને તાનમાં આવી ગયા.

છગન – આજે તો શરત લગાડીએ.

મગન – ભલે થઈ જાય. બોલ શેની શરત લગાડશું.

છગન – હું કહું એમ તું કરી દે તો મારે તને સો રૂપિયા આપવા. ન કરી શકે તો તારે મને સો રૂપિયા આપવા.

મગન – ભલે. લાગી શરત.

છગન – તારા દાંતથી તારી આંખને બટકું ભરી દે.

મગને ભલે કહીને મોઢામાંથી દાંતનું ચોગઠું કાઢી તેનાથી આંખને બટકું ભરીને દેખાડયું.

છગન જોઈ રહ્યો. કદી કયાંય શરતમાં હાર્યો નથી અને આજે હારી ગયો. ખીસ્સામાંથી સોની નોટ ફેંકી પણુ કોઈ હિસાબે ખોયેલા રૂપિયા લેવાનો મનસૂબો કરી બોલ્યો – હવે બીજી શરત.

મગન – ભલે.

છગન – હવે તારી આંખને જીભથી લબકારા લેવડાવી દે તો મારે સો રૂપિયા આપવા. ન લેવડાવી શકે તો તારે મને બસો રૂપિયા આપવાના.

ભલે. દે તાલી. લાગી શરત. કહી મગને કાચની બેસાડેલી ખોટી આંખ કાઢીને જીભ માથે ફેરવી. એક બે નહીં અને પાંચ દશ લબકારા લીધા.

છગનને કપાતે કલેજે બીજી સોની નોટ દેવી પડી.

# દેવચંદ-સંગૃહીત વીરરસના દુહા

(આગલા અંકથી ચાલુ)

સંપાદક : હરિવલ્લભ ભાયાણી

પાયકુ પાયકિ રથુ રથિઇં,
અસવારિં અસવારુ ।
પઈ તઇં (?) બે દલ આકુલઈં,,
વાલઇં હિયડા-ખારુ ॥ ૪૨

'પાળા પાળા સાથે, રથ રથ સાથે અને સવાર સવાર-સાથે – એમ બંને દળમાં અથડામણ થઈ રહી અને સૌ પોતાના મનનો ખાર ઉતારવા લાગ્યા.'

ગયંવરિ ગયંવરુ ભડુ ભિડઇં,
ઇમ રાઉત ઝૂઝંતિ ।
ખગ્ગ-ખડકખડિ દેખિ કરિ,
કાયર રણિ મૂઝંતિ ॥ ૪૩

'ગજવર સાથે ગજવર વાળા સુભટ ભડતા હતા અને એમ રજપૂતો રણમાં ઝૂઝતા હતા. ખડગના ખડખડાટ જોઈ તે કાયરો મૂર્છિત થતા હતા.'

ફોડિય પખ્ખર જંરદ ઘણુ,
તુંયર તીર પડંતિ ।
નાસંતા ઇક મારિયઈં,
પરદલ ઈમ વિનડંતિ ॥ ૪૪

'ઘોડાના બખ્તર અને જાડા કવચને વીંધતાં તોમરતીર વરસી રહ્યાં હતાં. નાસી જતા કોઈક સૈનિકોને પૂરા કરી નાખવામાં આવતા હતા. એ રીતે સુભટો શત્રુદળને આકુળ વ્યાકુળ કરી રહ્યા હતા.'

એકણિ ભડિ સિરિ સેલિ સિઉ,
નિહણિય ફોડિઉ ટોપુ ।
ઘણુ ધરિ રાઉત મારિયઉ,
નિય-મણિ પૂરિઉ કોપુ ॥ ૪૫

'એક સુભટે બીજાના માથા પર ભાલાથી પ્રહાર કરીને તેના માથાનો ટોપ વીંધી નાખ્યો. ને તે રજપૂતને મારી નાખીને પોતાના મનનો ક્રોધાવેશ સમાવ્યો.'

એક સુહડ વલિ આપણુઉ,
કારઇ નવઉ પ્રપંચુ ।
અધ-સસિ બાણિહિં છેદિયા,
ઇક નર કિયા નિકુંચ ॥ ૪૬

'તો કોઈક સુભટે પોતાનો એક નવો પ્રપંચ રચ્યો. તેણે અર્ધચંદ્ર બાણ છોડીને સામા સુભટોની દાઢી બોડી નાખી.'

ઇક ચૂંચા (?), ઇક ઘાઈયા,
ઇક તહ રૂઠ ઉ લંતિ (?) ।
ઇક કાયર પાસહ (?),
જાવા માગુ કલંતિ ॥ ૪૭

'કેટલાકને ભૂચા કરી નાખ્યા હતા, કેટલાક વધેરાઈ ગયા હતા, કેટલાક...(?) તો કેટલાક કાયર નાસવાનો માર્ગ શોધતા હતા.'

પાઠ ભ્રષ્ટ હોઈને અટકળે કામચલાઉ અર્થ કર્યો છે.

## કાયરોનો બળાપો

દૈવઇ આપણુ પાડિયા,
ઇણિ જમ ગરણિ અકાલિ ।
સરગુ હુસ્યઇ મૂયા-પછઇં,
એ ભવ જાઈ (?) આલિ ॥ ૪૮

'દૈવે આપણે અકાળે આ જમના ખપ્પરમાં-મૃત્યુના મુખમાં ધકેલ્યા. સ્વર્ગ મળે તો મૂઆ પછી, જ્યારે આ ભવ તો આપણો એળે ગયો.'

કુણ જાણઇ સરગઉ નુહઇ,
એહુય કૂડી વાત ।
મરતા લાહઉ દાખવઇં,
એ સવિ દૈવહ ઘાત ॥ ૪૯

'કોને ખબર છે સ્વર્ગ હશે કે નહીં? એ બધી બનાવટની વાત છે. મરીએ ત્યારે જ સ્વર્ગનો

લહાવો મળે એ બધી ભાગ્યની વિપરીતતા જ છે.'

સરગિ ગિયા પાછઇ વલી,
કહિઉં ન કુણિ ઇક વાર ।
એહઉ દૈ વિહિં કારિયઉ,
મરિવા એ વ્યવહાર ॥ ૫૦

'સ્વર્ગે ગયા પછી પાછા વળીને કોઇએ એક વાર પણ કહ્યું નથી કે સ્વર્ગ કેવું છે. દૈવે આપણને મારવા માટે જ આવો વ્યવહાર ગોઠવ્યો છે.'

સીહાલંકી કામિણી,
મઈં પરિહરી અકાજિ ।
હિવડા અમ્હ મૂયાં-પછઇ,
રાંડ કહી સિઇ આજ ॥ ૫૧

'સિંહના જેવા કટિના લાંક વાળી સુંદરીને નિરર્થક છોડીને હું નીકળ્યો. હવે અમારા મર્યા કેડે લોકો તેને રાંડ કહીને બોલાવશે.'

ઇમ ઝૂરઈ મનિ આપણઇ,
કાયર ઘાય પડંતિ ।
હા અમ્હ દૈ વિહિ દંઠિયા,
મહિલી જેમ રડંતિ ॥ ૫૨

'ઘા પડતાં કાયરો એ પ્રમાણે પોતાના મનમાં દુઃખે ઝૂરતા હતા. "અરેરે! દૈવે અમને દંડયા" એમ પોકારતા તેઓ બૈરાની જેમ રડતા હતા.'

ઇક રથ કેરી વાટીયાં,
કાપિય વિચિ પઈસંતિ ।
ઈક ઘોડા ત્રાઠા-મિસિઇં,
કાયર પાય કરંતિ ॥ ૫૩

'કેટલાક કાયરો રથનાં દોરડાં(?) કાપી વચ્ચે પેસી જતા હતા, તો કેટલાક પોતાના ઘોડા ભડકીને ભાગ્યાને બહાને ભાગી નીકળતા હતા.'

## શૂરાઓનું રક્તસ્નાન અને સંગ્રામની સમાપ્તિ

ખગ્ગહ ઊપરિ માંજણઈ,
લોહીય ખલિ કરંતિ ।
સૂરા ભડ સામ્હા થઇ,
તૂંઅર-જલિ નાહંતિ ॥ ૫૪

'કેટલાક શૂરા સુભટો સંગ્રામસ્નાન કરતાં ખડ્ગની ઉપર પડીને લોહીથી અંગમર્દન કરતા હતા, તો કેટલાક સામી છાતીએ તોમરનીરના જળમાં નહાતા હતા.'

ઇમ રણિ અરજગુ વાપરિ,
ઉંડલિ લીધઉ પરયાસુ (?) ।
હેલઇં પરદલ ભાંજિયઉં,
હારી ગયા તિ મામ ॥ ૫૫

'એ પ્રમાણે સંગ્રામમાં અરગજો (શરીરે લગાડાતું સુગંધી દ્રવ્ય) (?) વાપરીને, શૂરાઓએ સામા દળને ઉંડળમાં લીધું અને તેમાં રમતવાતમાં ભંગ પાડયો : શત્રુઓ મામ હારી ગયા.'

ભડ-મહિલી કરવઉં કરી,
આવઇ તિણિ વારિ (?) ।
હીંડઇ સામી જોયતી,
ભીસણુ રિણહ મઝારિ ॥ ૫૬

'એ વેળા સુભટની સ્ત્રી .. કરીને આવી; પોતાના સ્વામીને ઢૂંઢતી તે ભ ંયુ રણભૂમિમાં અહીંથી તહીં હીંડતી હતી.'

દેખીઉ સામિઉ આપણઉ,
ગોરી હૂઉ ઉછાહુ ।
સૂતઉ સેલિં પ્રાઉ કરી,
બલિ કીજઉં તુય નાહ ॥ ૫૭

'ગોરીએ પોતાના પતિને જોયો અને તે ઉત્સાહિત થઇને બોલી ઊઠી : 'બાણોના ઘરવ કરીને તું સૂતો, હે નાથ હું તારી પર ઓવારી જાઉં છું.'

સુહડહ કેરી કામિણી,
પ્રિય-સઉં ગમણુ કરંતિ ।
કે કે કુમરણિ જે મુયા,
તેય નારાયઉ (?) ધરંતિ ॥ ૫૮

'સુભટની સ્ત્રીઓએ પોતાના પ્રિયતમ સાથે સહગમન કર્યું. પણ જેઓ કમોતે મર્યા તેઓ નરકે (?) પડયા.' (પૃ૩)

# આપણું આકાશ

જયમલ્લ પરમાર

ચંદ્ર પછી મંગળ અને શુક્રના ગ્રહોનું સર્વેક્ષણ-કરતા રોકેટો રશિયા અને અમેરિકા તરફથી છૂટી રહ્યા છે ને ભારતે પણ આકાશમાં ઉપગ્રહો તરતા મેલી આકાશયુગમાં પ્રવેશ કર્યો છે. આપણા મહાન ખગોળશાસ્ત્રી આર્યભટ્ટ, બન્ને ભાસ્કરાચાર્યોના નામ ઉપરથી આ ઉપગ્રહો આપણા દેશના સંદેશા વ્યવહાર અને ભૂમિસંપત્તિના સર્વેક્ષણ માટે તરતા મુકાયા છે.

આમ વિશ્વ જ્યારે અવકાશ યુગમાં પ્રવેશ કરી રહ્યું છે ત્યારે મિત્રોનો આગ્રહ થયો કે સામાન્ય માણસ પણ સમજી શકે એવી રસિક અને સરળ શૈલીમાં આકાશનો પરિચય અપાવો જોઈએ. એક વખત માનવી આકાશદર્શન કરતો થાય તો આપોઆપ એના વિજ્ઞાનમાં રસ લેતો થઈ જશે.

વિશ્વની અદ્ભુત રચના, આકાશની રમણીયતા, એની વિવિધવર્ણી છટા, એનો ચળકાટ, એની આકૃતિ અને ગતિ સાથે અનંતનો વિસ્તાર સમજવા માનવી યુગે યુગે પ્રયત્ન કરતો જ રહ્યો છે. આ અદ્ભુત, ભવ્ય વિરાટ અને વૈજ્ઞાનિક વિષયને વર્ષો પહેલાં સાપ્તાહિક 'ફૂલછાબ'માં લેખમાળા રૂપે અમે શરૂ કરેલ. ત્યાર બાદ ગ્રંથાકારે 'ગગનને ગોખે' નામે એની બબ્બે આવૃત્તિઓ પણ પ્રગટ થયેલી. 'ઊર્મિ-નવરચના'માં આકાશદર્શનના લેખો માસવાર અને ઋતુઓના આકાશના નકશા સાથે શરૂ કરીએ છીએ. એમાં ૧૨ માસના તારામંડળોનાં કલ્પનારંગી પરિચય સાથે તારામંડળો અંગે આપણી તેમજ પરદેશની પુરાણકથાઓ અને લોકકથાઓનો પણ સાથ લીધો છે. અને દર માસના રસિક ઋતુવર્ણન સાથે ભૌતિક ખગોળશાસ્ત્રની પ્રાથમિક મહત્ત્વની બધી બાબતોનો દર માસના લેખમાં સમાવેશ કરી લેવામાં આવ્યો છે.

## નકશા જોવા માટેની સૂચના

૧– ઋતુ ઋતુનો એક એમ આખા વરસના ૭ નકશા તૈયાર કરીને દર બબ્બે માસનો એક નકશો આપીને આખા વરસના આકાશને સમાવી લેવામાં આવશે.

૨– આકાશ પૂર્વ દિશાથી ઊગીને પશ્ચિમ તરફ આથમતું દેખાય છે. એથી પૂર્વ દિશા તરફ ફરતા રહેતા આકાશના સ્વરૂપનો ક્રમશઃ પરિચય આપવામાં આવેલ છે. તે મુજબ રૂઢિ અનુસાર ઉત્તર–દક્ષિણ નકશામાં મૂકવામાં આવેલ છે. એને બદલે પૂર્વ–પશ્ચિમ નકશા મૂકેલ છે.

૩– પૂર્વ દિશાએથી પશ્ચિમ તરફ નજર કરતાં ઉત્તર જમણી બાજુ તથા દક્ષિણ ડાબી બાજુ આવે તેને બદલે નકશામાં ઉલટા ક્રમમાં દેખાય છે. તે ભૂલ નથી પણ આ નકશા આપણા માથે આવેલા આકાશના છે; એટલે નકશા માથા ઉપર આકાશની જેમ ધરીને જોવાથી વાત સમજાઇ જશે.

૪– નકશામાં અક્ષરો ચારે તરફ અવળા–સવળા લખેલા દેખાય છે તે સકારણ છે. ચારે દિશા તરફ વારા ફરતી આકાશ જોતી વખતે તે તે દિશામાં નકશો ધરી રાખવાથી એ બાજુ દેખાતા તારાઓનાં નામ સવળાં દેખાશે.

૫– આકાશ હંમેશાં ચાર મિનિટ વહેલું ઉગતું દેખાય છે. એ મુજબ આપેલ તારીખથી આકાશ વહેલું મોડું જોવું હોય તો રોજની ચાર મિનિટને હિસાબે સમય બાદ કરીને કે ઉમેરીને જોવું.

૬– સંજ્ઞા ચિહ્નો નકશામાં આપ્યા છે તે પ્રમાણે જોઈ લેવું.

૧

# પુનિત હરણાં



૧. મૃગશીષ નક્ષત્ર, ૨. આર્દ્રા, ૩. બારણુજ, ૪. વ્યાધ, ૫. પ્રભીસ, ૬. પુનર્વસુ, ૭. નૌકા, ૮. અગ્નિ, ૯. પ્રજાપતિ, ૧૦. બ્રહ્મહૃદય

આખા દિવસના કામકાજના દોડાથી થાકી ગયેલા જનસમાજને આરામ આપવા રાતરાણી આવે છે. માનવી એ વખતે ઊંઘમાં પડયો હોય છે. એનાં થાકી ગયેલ અંગો પર રાતરાણી તારાજડીત વીંજણો ઢોળે છે અને માનવીને અંગેઅંગે ચેતન સીંચે છે. ગાઢ અંધારામાં યે ટમક ટમક થઈ પોતાના આત્મતેજે દીપતા એ તારાગણો નિદ્રા-ખોળે આળોટતા માનવી પર અગમ્ય રીતે પોતાનાં તેજનાં અમીવર્ષણ કરી જાય છે અને સવારના પહોરે માનવી નવચેતનવંતો થઈને પોતાની પ્રવૃત્તિ આદરી દે છે.

## તારાનાં અમીવર્ષણ

તારાનાં અમીવર્ષણ દ્વારા અજાણ્યે ચેતન ઝીલતો માનવી કદી એ દેવ-મુનિઓ તરફ નજર નાખવા નવરો નથી થતો. અજાણપણે ચેતન ઝીલવાને બદલે પોતાની દૃષ્ટિ વાટે જ એ અદ્‌ભુત જીવનરસ પીતો હોય તો ? 'લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોં ન ધોવા જવું' એવી કહેવત માનવી વ્યવહારમાં ઘડયા કરે છે ખરો, પણ જ્યારે વિશ્વનો સરજનહાર ચાદરડાંનો થાળ ભરીને તેજ-છંટકાવ કરવા રાત્રે શાંત પગલીએ પધારે છે ત્યારે માનવી તો પોતાને માથે ગોદડાં વધુ ને વધુ લપેટતો જાય છે અને પેલા ઘુવડની માફક આંખો મીંચી અંધકારનો આશ્રય લઈને જાણે કહેતો હોય છે, કે 'નથી જોઈતું, નથી જોઈતું એ જીવનતેજ. કદાચ એ જીવનતેજ અમારા જીવનની ચાલુ ઘરેડનો પાટો બદલી નાખશે. સંકુચિત માર્ગે દોડયાં જતાં અમારા જીવનને કયાંક પલટાવી નાખશે. પછી તો અમે જીવીએ કેવી રીતે ?'

# આપણું આકાશ

·જયમલ્લ પરમાર

ચંદ્ર પછી મંગળ અને શુક્રના ગ્રહોનું સર્વેક્ષણ કરતા રોકેટો રશિયા અને અમેરિકા તરફથી છૂટી રહ્યા છે ને ભારતે પણ આકાશમાં ઉપગ્રહો તરતા મેલી આકાશયુગમાં પ્રવેશ કર્યો છે. આપણા મહાન ખગોળશાસ્ત્રી આર્યભટ્ટ, બન્ને ભાસ્કરાચાર્યોના નામ ઉપરથી આ ઉપગ્રહો આપણા દેશના સંદેશા વ્યવહાર અને ભૂમિસંપત્તિના સર્વેક્ષણ માટે તરતા મુકાયા છે.

આમ વિશ્વ જ્યારે અવકાશ યુગમાં પ્રવેશ કરી રહ્યું છે ત્યારે મિત્રોનો આગ્રહ થયો કે સામાન્ય માણસ પણ સમજી શકે એવી રસિક અને સરળ શૈલીમાં આકાશનો પરિચય અપાવો જોઈએ. એક વખત માનવી આકાશદર્શન કરતો થાય તો આપોઆપ એના વિજ્ઞાનમાં રસ લેતો થઈ જશે.

વિશ્વની અદ્ભુત રચના, આકાશની રમણીયતા, એની વિવિધવર્ણી છટા, એનો ચળકાટ, એની આકૃતિ અને ગતિ સાથે અનંતનો વિસ્તાર સમજવા માનવી યુગે યુગે પ્રયત્ન કરતો જ રહ્યો છે. આ અદ્ભુત, ભવ્ય વિરાટ અને વૈજ્ઞાનિક વિષયને વર્ષો પહેલાં સાપ્તાહિક 'ફૂલછાબ'માં લેખમાળા રૂપે અમે શરૂ કરેલ. ત્યાર બાદ ગ્રંથાકારે 'ગગનને ગોખે' નામે એની બબ્બે આવૃત્તિઓ પણ પ્રગટ થયેલી. 'ઊર્મિનવરચના'માં આકાશદર્શનના લેખો માસવાર અને ઋતુઓના આકાશના નકશા સાથે શરૂ કરીએ છીએ. એમાં ૧૨ માસના તારામંડળોનાં કલ્પનારંગી પરિચય સાથે તારામંડળો અંગે આપણી તેમજ પરદેશની પુરાણકથાઓ અને લોકકથાઓનો પણ સાથ લીધો છે. અને દર માસના રસિક ઋતુવર્ણન સાથે ભૌતિક ખગોળશાસ્ત્રની પ્રાથમિક મહત્ત્વની બધી બાબતોનો દર માસના લેખમાં સમાવેશ કરી લેવામાં આવ્યો છે.

## નકશા જોવા માટેની સૂચના

૧– ઋતુ ઋતુનો એક એમ આખા વરસના ૭ નકશા તૈયાર કરીને દર બબ્બે માસનો એક નકશો આપીને આખા વરસના આકાશને સમાવી લેવામાં આવશે.

૨– આકાશ પૂર્વ દિશાથી ઊગીને પશ્ચિમ તરફ આથમતું દેખાય છે. એથી પૂર્વ દિશા તરફ ફરતા રહેતા આકાશના સ્વરૂપનો ક્રમશઃ પરિચય આપવામાં આવેલ છે. તે મુજબ રૂઢિ અનુસાર ઉત્તર–દક્ષિણ નકશામાં મૂકવામાં આવેલ છે. એને બદલે પૂર્વ–પશ્ચિમ નકશા મૂકેલ છે.

૩– પૂર્વ દિશાએથી પશ્ચિમ તરફ નજર કરતાં ઉત્તર જમણી બાજુ તથા દક્ષિણ ડાબી બાજુ આવે તેને બદલે નકશામાં ઉલટા ક્રમમાં દેખાય છે. તે ભૂલ નથી પણ આ નકશા આપણા માથે આવેલા આકાશના છે; એટલે નકશા માથા ઉપર આકાશની જેમ ધરીને જોવાથી વાત સમજાઈ જશે.

૪– નકશામાં અક્ષરો ચારે તરફ અવળા–સવળા લખેલા દેખાય છે તે સકારણ છે. ચારે દિશા તરફ વારા ફરતી આકાશ જોતી વખતે તે તે દિશામાં નકશો ધરી રાખવાથી એ બાજુ દેખાતા તારાઓનાં નામ સવળાં દેખાશે.

૫– આકાશ હંમેશાં ચાર મિનિટ વહેલું ઉગતું દેખાય છે. એ મુજબ આપેલ તારીખથી આકાશ વહેલું મોડું જોવું હોય તો રોજની ચાર મિનિટને હિસાબે સમય બાદ કરીને કે ઉમેરીને જોવું.

૬– સંજ્ઞા ચિહ્નો નકશામાં આપ્યા છે તે પ્રમાણે જોઈ લેવું.

૧

# પુનિત હરણાં



૧. મૃગશીષ નક્ષત્ર, ૨. આર્દ્રા, ૩. બારણુજ, ૪. વ્યાધ, ૫. પ્રભીસ,
૬. પુનર્વસુ, ૭. નૌકા, ૮. અગ્નિ, ૯. પ્રજાપતિ, ૧૦. બ્રહ્મહૃદય

આખા દિવસના કામકાજના દોડાથી થાકી ગયેલા જનસમાજને આરામ આપવા રાતરાણી આવે છે. માનવી એ વખતે ઊંઘમાં પડયો હોય છે. એનાં થાકી ગયેલ અંગો પર રાતરાણી તારાજડીત વીંજણો ઢોળે છે અને માનવીને અંગેઅંગે ચેતન સીંચે છે. ગાઢ અંધારામાં યે ટમક ટમક થઈ પોતાના આત્મ-તેજે દીપતા એ તારાગણો નિદ્રા-ખોળે આળોટતા માનવી પર અગમ્ય રીતે પોતાનાં તેજનાં અમીવર્ષણ કરી જાય છે અને સવારના પહોરે માનવી નવચેતન-વંતો થઈને પોતાની પ્રવૃત્તિ આદરી દે છે.

## તારાનાં અમીવર્ષણ

તારાનાં અમીવર્ષણ દ્વારા અજાણ્યે ચેતન ઝીલતો માનવી કદી એ દેવ-મુનિઓ તરફ નજર નાખવા નવરો નથી થતો. અજાણપણે ચેતન ઝીલવાને બદલે પોતાની દૃષ્ટિ વાટે જ એ અદ્ભુત જીવનરસ પીતો હોય તો ? 'લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોં ન ધોવા જવું ' એવી કહેવત માનવી વ્યવહારમાં ઘડયા કરે છે ખરો, પણ જ્યારે વિશ્વનો સરજનહાર ચાદરડાંનો થાળ ભરીને તેજ-છંટકાવ કરવા રાત્રે શાંત પગલીએ પધારે છે ત્યારે માનવી તો પોતાને માથે ગોદડાં વધુ ને વધુ લપેટતો જાય છે અને પેલા ઘુવડની માફક આંખો મીચી અંધકારનો આશ્રય લઈને જાણે કહેતો હોય છે, કે 'નથી જોઈતું', નથી જોઈતું એ જીવનતેજ. કદાચ એ જીવનતેજ અમારા જીવનની ચાલુ ઘરેડનો પાટો બદલી નાખશે. સંકુચિત માર્ગે દોડયાં જતાં અમારા જીવનને ક્યાંક પલટાવી નાખશે. પછી તો અમે જીવીએ કેવી રીતે ?'

પણ બધા માનવી કંઈ એવા અંધકારમાં વીંટાઈને નહિ પડયા રહે. ચાલો આપણે ઘર બહાર નીકળી આકાશ-ચંદરવાની નીચે ઊભા રહીને એ તારાગણોનાં દર્શન કરી લઈએ; પરંતુ અહીં પણ અંધકાર જ દેખાય છે ને ? હા, અંધકાર છે ખરો, પણ જુદી જાતનો. એમ તો ગોદડાં-વીંટયા માનવીની આંખોને પણ અંધકાર વીંટળાતો હોય છે અને અહીં સમગ્ર આકાશના ફલકને પણ અંધકાર પોતાના શ્યામલ હસ્તથી લીંપી રહ્યો છે-ફેર માત્ર એટલો છે, કે પેલા ગોદડાં-વીંટયા માનવીની આંખો શૂન્યને જ ભાળી શકે છે, જ્યારે આકાશી અંધકારની વચ્ચે તો કોટાનકોટિ તારકો વિવિધ રૂપરંગી આકૃતિઓ રૂપે તર્યા કરે છે અને માનવીની આંખો માટે અજબ આકર્ષણ ઊભું કરે છે. જાણે કોઈ મહાવધામણુહાર અંધાર-પછેડો ઓઢીને મોતીડાંનો થાળ ભરીને ભૂમિરાણીને વધાવી રહ્યો છે. એક વાર માનવી એની સામે નજર નાખે, પછી એ નજરને પાછી નહિ ખેંચી શકે, એવી એની ચુંબક શકિત છે.

## મહિનાનાં વ્યકિતત્વ

આ માસ માગશર. ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે ગીતા ઉપદેશતાં પોતાના અનુપમ સ્વરૂપો ગણાવતાં કહ્યું છે, કે 'માસાના માર્ગશીર્ષોઽહમ્ : મહિનાઓમાં હું માગશર છું', બધા માસમાં તેમને માગશર માસ કેમ અનુપમ લાગ્યો હશે ? એનો જવાબ તો માગશર માસની શ્યામલ રાત્રિઓ જ આપશે. બારે માસને પોતપોતાનું વ્યકિતત્વ છે. કોઇ માસની રાત્રિઓ વાદળ-ગોટાથી ગેડી-દડૂલે રમતી હોય છે, તો કોઈ માસની રાત્રિઓ પૂર્ણિમા-ચંદ્રના ધવલ પ્રકાશે દૂધમલિયા સાળુ ફરકાવતી હોય છે. કોઈ માસની રાત્રિઓ સમગ્ર દિનનાં ધૂળવંટોળથી નિસ્તેજ મુખે બેઠી હોય છે, તો કોઈ માસની રાત્રિઓ ટાઢને ચમકારે થીજી ગઈ હોય છે.

પણ માગશર માસની રાત્રિ તો જાણે આખો સમય બેઠી અંધારાં ઘૂંટયા કરતી હોય છે અને જેમ જેમ એ અંધારાં ઘૂંટતી જાય છે તેમ તેમ પેલા તારાગણોનાં તેજ વિશેષ ચમકતાં જાય છે. જાણે અંધકાર અને પ્રકાશ એકબીજાનું વિરોધી સ્વરૂપ છોડી દઈને એકબીજાની સહાયે પોતાનાં આંતરિક સૌંદર્ય દાખવી રહ્યા છે. તેમનાં અપરૂપ સૌંદર્ય માનવી નીરખી શકે તે માટે વાદળાંઓએ હમણાં આકાશ-પટની રજા લઈને કોઈ અગમ્ય સ્થાન તરફ વિહાર કર્યો છે. દિવસે પવન ફૂંકાય છે અને સાંજ નમતાં ઠંડીનો ચમકાર પણ દેખાય છે. પણ વાયુ અને ઠંડી બંને તીવ્ર સ્વરૂપ દાખવતાં નથી, તેથી ઊલટાં તેમના ખોળે આવેલ માનવીને વિશેષ તાકાત આપે છે.

આવાં કોઈ પણ આવરણો રહિત નિરભ્ર શ્યામલ તેજભરી રાત્રિઓ શ્યામસ્વરૂપ કૃષ્ણમહારાજને ગમી જાય, તો નવાઈ પણ શી ? તેથી જ તો તેમણે નહિ કહ્યું હોય ને, કે 'માસાના માર્ગશીર્ષોઽહમ્' ! આવી રૂપાળી રાત્રિઓને સુગંધિત કરવા માટે પેલી રાતરાણી પોતાની ગુલછડીઓના ગજરા રાતને સમયે સમયે ખુલ્લા મૂકી દે છે અને માગશરની રાતો મઘમઘી ઊઠે છે-આ તો જાણે સોનામાં સુગંધ ભળી.

આવો સૌંદર્યમય માગશર માસ કૃષ્ણના સમયમાં યુધિષ્ઠિર-શક ચાલતો, ત્યારે વર્ષના પ્રથમ માસ તરીકે ગણાતો; તેથી એનું બીજું નામ 'અગ્રહાયન' પડયું હતું. અગ્રહાયન એટલે વર્ષમાં મોખરે ચાલનાર માસ. પણ ત્યાર બાદ કોણ જાણે ક્યારે કાર્તિક માસ આપણા વર્ષમાં પ્રથમ સ્થાન પામી ગયો અને માગશર માસે ખસીને તેને સ્થાન આપી દીધું ? માગશર બીજો માસ થયો, છતાં એનું સૌંદર્ય કાંઈ થોડું જ ઓછું થયું છે ? મહાપુરુષો ગમે ત્યાં બેસે, એમની તેજસ્વિતા કાંઈ ઘટે છે ?

## અંધકારનું સૌંદર્ય

માગશરની રાત્રિઓ અંધકારનું સૌંદર્ય લાવે છે. એ સૌંદર્યમાં વધારો કરે છે એ માસમાં દેખાતાં તારાઓનાં નક્ષત્રમંડળો. સાંજ નમ્યા બાદ લગભગ ૯-૯ાા વાગે પૂર્વ તરફ નજર નાખજો, જાણે ચારે તરફ મોતીડાંના અસંખ્ય હાર લટકી રહ્યા હોય

તેમ લાગશે. કયો હાર જોવો અને કયો નહિ એની તેઓ રમ્ય મૂંઝવણ ઊભી કરી દેશે; પણ અસંખ્ય હાર વચ્ચે નવલખો હાર ધ્યાન ખેંચી લે, તેમ પેલું મૃગશીર્ષ નક્ષત્ર આંખને તરત જ પકડી લેવાનું.

## મૃગશીર્ષનાં દર્શન

'કયાં છે એ મૃગશીર્ષ નક્ષત્ર? પૂર્વાભિમુખે ઊભા રહીને જ જરા જમણી તરફ-(દક્ષિણ ભણી) નજર ફેરવશો, તો ચાર મોટા તારા દેખાવાના. ઉત્તર-દક્ષિણ તરફ તેઓ લંબચોરસ આકારે આડા પડયા છે. ગામડાના ગરીબ માણસનો ભાંગલો-તૂટલો ખાટલો જ જોઈલો. આપણા લોકો એને હરણી જ કહે છે અને તેમાંથી હરણનો આકાર પણ ઊભો કરી લે છે. એ લંબચોરસનો ઉત્તર તરફનો ઊગમણો તારો સહેજ આગળ પડતો છે-જાણે કોઈ હરણ ચાર પગ માંડીને ઊભું છે અને ઉત્તર તરફ છલાંગ મારવા તૈયારી કરી રહ્યું છે. ઉત્તર તરફ લંબાવેલા એ પગને આર્દ્રા નક્ષત્ર કહે છે. આર્દ્રા એટલે ભીનું, એ નક્ષત્રમાં વરસાદ વરસે તો પૃથ્વી જળબંબાકાર થઈ જાય અને આખું વરસ પણ વરસાદ ભરપૂર જાય, એમ ગામડાંના લોકો માને છે. તે પરથી ભડલી-વાક્ય કહેવાયું છે, કે 'જો વરસે આર્દ્રા, તો બારે માસ પાધરા.'

આ બંને નક્ષત્ર વિષે બીજું પણ એક ભડલી-વાક્ય છે, કે :

**માગશર ન વાયા વાવરા,**
**આદરા ન વૂઠા મેહ,**
**ભરજોબનમાં નાચો બેટડો,**
**ત્રણે હાર્યાં એહ.**

એટલે કે મૃગશીર્ષ નક્ષત્રમાં વાયુ વાય નહિ, આર્દ્રા નક્ષત્રમાં વરસાદ ન પડે અને માતાપિતાને ભરયૌવનમાં જો પુત્ર ન અવતરે, તો એ ત્રણે નિરર્થક ગયાં સમજવાં.

## ઘાઘ અને ભડલી

નક્ષત્રો વિષે આમ બોલનારે આ ભડલી છે કોણ? રખે માનતા, કે એ કોઈ ટાઢા પહોરની ગપ્પી છે. એનાં વાકયો તો છે સદીઓ જૂનાં અનુભવ-વાકયો; અને એ વાકયો મળ્યાં છે ભડલીના પિતા પેલા ઘાઘ પંડિત પાસેથી. ઘાઘ પંડિત તો હતા મહાન જ્યોતિષી, પણ ધંધો કરતા ઘેટાં બકરાં ચારવાનો. ઘેટાં-બકરાં ચારતાં એ દિન-રાત ખેતર, પહાડ અને ગાળીઓમાં પડયા રહેતા અને વાયુ, વાદળ, વીજળી, વરસાદ અને આકાશી નક્ષત્રો સાથે અહર્નિશ મૈત્રી સાધ્યા કરતા. વર્ષોની એ લગાતાર મૈત્રી પરથી તેમણે જે સૃષ્ટિના નિયમો જોયા તે તેમણે ભડલી પાસે મૂકયા અને ભડલીએ તે સાદી લોકભાષામાં રજૂ કર્યા. તે અનુભવ-વાકયો લોકોમાં ખૂબ જ પ્રચલિત છે અને તેના પરથી લોકો ચાલુ અને આવતા વર્ષનાં ભાવિ કલ્પી શકે છે.

આ ઘાઘ પંડિતને જ અન્ય પંડિતોએ વખાણ કરવાથી સિદ્ધરાજ જયસિંહે રૂદ્રમાળનો અવિચળ પાયો નાખવા માટે શેષનાગની ફેણ પર કયાં મેખ મારવી તે જાણવા બોલાવ્યા હતા ને? ઘાઘ પંડિતે બતાવેલી જગ્યાએ મેખ તો મારી, પણ ભરવાડ જેવા દેખાતા આ માણસના કથનમાં સત્ય હશે કે નહિ, તેની સિદ્ધરાજને શંકા જતાં ખીલી પાછી ખેંચી લીધી અને ત્યાંથી લોહીની શેડય છૂટેલી એવી દંતકથા છે ને? ઘાઘ પંડિતે કહ્યું, કે 'એ લોહી તો શેષનાગની ફેણનું.' ફરીથી એ જગ્યાએ ખીલી મારી, પણ એ દરમિયાન શેષનાગે દર્દથી ફેણ ફેરવી લીધી હતી અને ખીલીને ઠેકાણે પૂછડી આવી ગઈ હતી; તેથી જ મનાય છે ને, કે પૂછડી પર નખાયેલા પાયાવાળો રુદ્રમાળ અવિચળ ન રહી શકયો.

ઉત્તર તરફ છલંગ મારતું હરણ ત્યાંનું ત્યાં યુગયુગથી થંભી રહ્યું છે કાં? એના પર પારધીના બાણનો ઘા થઈ ચૂકયો છે. લંબચોરસના મધ્ય ભાગમાં નજર નાખો-જાણે હરણના પેટની મધ્યમાં એક સરખા તેજે ચળકતા અને સરખા અંતરે ગોઠવાયેલા ત્રણે તારાનું બાણ અગ્નિ-વાયવ્ય

ખૂણામા વીધાઈને બેસી ગયુ છે. બાણુ બહાર નીકળે નહિ અને હરણુ ડગ માડે નહિ.

આખુ આકાશ ફરી વળો, પણુ હરણુના પેટમા પડેલા એ બાણુ જેવા સમાતરે બેઠેલા અને સરખા પ્રકાશિત તારા તમને કયાયે જોવા નહિ મળે, એટલે જ કદાચ આ હરણુ પોતાના પેટને વીધતા છતા આવા રૂપાળા બાણુને સહન નહિ કરી રહ્યુ હોય !

એ ત્રણુ તારાની ઉત્તર – દક્ષિણુ તદ્દન નાના અને ઝાખા બીજા ત્રણુ તારા પડયા. એને કોઈ હરણુનું બચ્ચુ કહે છે, તો કોઈ હરણુનું પૂછડુ કહે છે. પેલા પ્રકાશિત બાણુની પાસે આ ત્રણુ તારા તરફ આખ ઝાઝો સમય નજર નહિ નાખે, પણુ એ ત્રણુ તારાની વચ્ચે એક અદ્ભુત નિહારિકા વસેલી છે કયારેક નરી આખે દેખાતી અને કયારેક ન દેખાતી એ નિહારિકાને જોવા માટે તો વૈજ્ઞાનિકો દૂરબીન માડીને બેસે છે અને તેનો અભ્યાસ કર્યા કરે છે. એ નિહારિકા શુ છે અને તેનું મહત્ત્વ શુ છે ? એની આગળ વાત.



(મૃગશીર્ષ નક્ષત્રમા દેખાતી અવ્યવસ્થિત નિહારિકા)

હરણીના દક્ષિણુ તરફ પડેલા પાછલા પગ જોયા ? એમાના પશ્ચિમ તરફના તારાને 'બાણુરજ' કહે છે. જાણે બાણુના ઘાથી હરણીનો પાછલો પગ ઠરડાઈ ગયો છે અને તેની ચાલ ખોડગતી બની ગઈ છે આ બાણુરજ તારાને અગ્રેજો રીગલ [Regal] કહે છે.

આટઆટલા પ્રકાશિત તારાથી શોભતુ આ હરણી – મૃગશીર્ષ નક્ષત્ર આજના દિવસોમા ઊગ મણા આકાશને સાજથી અજવાળતુ ને ઓપતુ આકાશ – વન વીઝયા કરે છે. એના તરફ નજર નાખતા જાણે એ બોલી ઊઠશે 'આમ જુઓ, મારા ભણી નજર કરો ' વગડાના હરણા આપણુને જોઈને નાસી જાય, આ હરણુ તો ઊલટુ ગોદડાના અધ કારમા નાસી જનારા માનવસમાજને તેજવર્ણા શબ્દોથી બોલાવ્યા કરે છે.

## નક્ષત્રોમા શિરોમણિ

આકાશમા તારામડળ તો ઘણા યે છે, પણુ આપણુ ધ્યાન ખેચનારુ, સોહામણુ અને વિસ્તાર વાળુ આ હરણી નક્ષત્ર તો સૌનું શિરોમણિ છે અસખ્ય માનવ–ટોળા વચ્ચે યે મહાપુરુષ પોતાના ગુણુશક્તિ વડે જુદો તરી વળે, તેમ અનેક તારા મડળો વચ્ચે આ હરણી નક્ષત્ર જુદુ તરી વળે છે. મહાપુરુષને સામાન્યજનો પણુ ઓળખતા હોય છે. તે રીતે ગામડાના અભણુ માણુસો પણુ આ હરણી નક્ષત્રને ઓળખતા હોય છે. તેઓ બીજા નક્ષત્રો ભલે ન ઓળખતા હોય, પણુ હરણી વિષે પૂછો, તો તેઓ આકાશમા એ નક્ષત્રને તરત જ ચીધી બતાવવાના, કારણુ કે રાત્રે 'વાસુ' સૂવા જતી વખતે કે વહેલી પરોઢમા 'પહર' ચારવા જતી વખતે આ નક્ષત્ર તેમનું હમેશનું સગાથી હોય છે. આ નક્ષત્ર નીરખીને જ તેઓ કેટલી રાત ગઈ, તેનો કયાસ કાઢતા હોય છે. જાણે હરણી નક્ષત્ર ગામડાના લોકોનું ઘડિયાળ બની ગયુ છે. આપણા ઘડિયાળ તો ટચૂકડા અને સોના, રૂપા કે લોઢાના બનેલા ગામડાના લોકોનુ આ હરણી–ઘડિયાળ તો અદ્ભુત તારામણિઓનું બનાવેલુ. કોનું ઘડિયાળ વિશેષ કિમતી ?

આ હરણી નક્ષત્રને ગામડાના લોકો ઓળખે છે, તેનું બીજુ પણુ કારણુ છે. આ સોહામણા

નક્ષત્રની આસપાસ લોકસમાજમાં અનેક કથાઓ કંડારાઈ ગઈ છે અને હરણી નક્ષત્રના દર્શને દર્શને તેઓ એ કથાને સંભાર્યા કરે છે. કેવી છે એ કથા?

## હરણાંની કથા

કહેવાય છે, કે એક વખત વનમાં ઘણાં હરણ રહેતાં હતાં, આ હરણનો શિકાર કરવા એક શિકારી સાંજને સમયે આવી પહોંચ્યો અને એક તળાવડીને કાંઠે શિવાલય પર ઝૂકી રહેલ બીલીના ઝાડ પર સંતાઈ ને બેસી ગયો. અંધારાં ઊતર્યે તળાવડીમાં હરણાં પાણી પીવા આવ્યાં અને શિકારીએ બાણ સાંધ્યું. બાણ સાંધતાં પાંદડાંનો ખડખડાટ થયો, હરણાં શિકારીને જોઈ ગયાં અને બાણ મારવાની શિકારીને ના પાડી. શિકારીએ કહ્યું: 'ઘેર બાળબચ્ચાં ભૂખે મરે છે. ન મારું તો શું કરું?' શિકારીની કંગાલિયત જોઈને હરણાંએ પોતાનાં બાળબચ્ચાંને સમાચાર આપીને સવારમાં પાછાં વળવાનું વચન આપ્યું. શિકારી રાહ જોતો બીલીના ઝાડ પર બેસી રહ્યો. હરણાંએ જઈને તેમનાં બચ્ચાંને વાત કરી. બચ્ચાં પણ કંગાલ શિકારીના કુટુંબનું પેટ ભરવા માબાપની સાથે સવારે સામે ચાલીને શિકારી પાસે હાજર થયાં. શિકારી આ પશુઓનું વચનપાલન અને પરોપકારવૃત્તિ જોઈને નમી પડયો, હરણાંને મૂકી દીધાં. શિવાલયમાં જઈને શિવની પૂજા કરી અને ત્યારથી હમેશને માટે શિકારનો ધંધો છોડી દીધો.

એ દિવસ હતો મહાશિવરાત્રીનો અતિ પુણ્યકારી દિવસ. એ શુભ દિવસના અને પ્રસંગના સંભારણારૂપે આપણા જનસમાજે હરણાં અને શિકારીને આકાશમાં સ્થાપી દીધાં. હજીયે પોતાનાં આત્મતેજે પ્રકાશતાં તેઓ વર્ષોથી આકાશમાં ચમકી રહ્યાં છે અને વચનપાલન તેમજ પરોપકારનો સંદેશો માનવજાતને દર રાત્રિએ પાઠવી રહ્યાં છે.

આ કથાનક ઉપરાંત આપણામાં એક બીજી પણ લોકકહેવત છે: 'હરણને શીંગડેથી આંસુ દડયાં.' હરણનાં શીંગડાં કેટલાં બધાં ઊંચાં હોય છે? છતાં ઠેઠ શીંગડે જઈને આંસુ કેવી રીતે દડયાં હશે?

## હરણનાં આંસુ

કહેવાય છે કે એક વગડામાં હરણ અને હરણી રહેતાં હતાં. બન્ને વચ્ચે અગાધ હેત. એક દિવસ કોઈ શિકારીએ હરણીને મારી નાખી...હરણ નાસી છૂટયો ખરો, પણ હરણી વિનાનું જીવન એને ખારું ઝેર જેવું થઈ ગયું. વનવગડામાં આથડતાં-ભટકતાં ચારે બાજુ એની નજર સામે હરણી તરવર્યા કરે. ન ખાય, ન પીએ, ન ઊંઘે, ન બેસે-બસ રખડયા કરે અને હરણી હરણી ઝંખ્યા કરે. આંખમાંથી આંસુ ચાલ્યાં જાય અને બાવરાની જેમ આથડયા કરે.

એક દિવસ વહેલી પરોઢમાં હરણીનું નામ જપતો, આંસુ સારતો એ વાડીઓ પાસેથી ચાલ્યો જતો હતો ત્યાં એક ખેડૂતે બીજી વાડીના ખેડૂતને બૂમ મારી: "હવે કોસ જોડશું ને? આ 'હરણી' પણ માથે આવી."

ખેડૂતે તો પરોઢિયે આકાશમાં માથે આવેલી 'હરણી' નક્ષત્રનું નામ લીધું હતું, પણ હરણીનું નામ કાને પડતાં હરણે પોતાની હરણીને માથે આવેલી માની ઊંચી નજર કરી. એને હરણી તો ઊંચે કયાંથી દેખાય? એને બદલે જાણે એના પર હસતા હોય તેવા તારા દેખાયા, આથી હરણની છાતી ભરાઈ અને આંખમાંથી વહેતાં આંસુ દડ દડ કરતાં ઊંચે નજર કરવાથી નમેલાં શીંગડાં પરથી નીચે દડી ગયાં. આ પરથી કહેવત રચાઈ, કે 'હરણને શીંગડેથી આંસુ દડયાં.'

ઉપરની બંને લોકકથાઓમાં હરણીને મારનાર શિકારી-પારધી કયાં?-એની ઓળખાણ આવતા હપ્તામાં કરીશું.

લોકકથાઓમાં જ આ મૃગશીર્ષ-હરણું આવું આવું પ્રાધાન્ય ભોગવે છે તેમ નથી. વેદકાલથી આપણા આર્યજનોનું પણ તેણે લક્ષ્ય દોરી લીધું છે અને તેના વિષે આર્યલોકોએ કથાઓ પણ રચી છે. 'ઐતરેય' ઉપનિષદમાં મૃગ અને વ્યાધની

ખૂણામાં વીંધાઈને બેસી ગયું છે. બાણ બહાર નીકળે નહિ અને હરણ ડગ માંડે નહિ.

આખું આકાશ ફરી વળો, પણ હરણના પેટમાં પડેલા એ બાણ જેવા સમાંતરે બેઠેલા અને સરખા પ્રકાશિત તારા તમને ક્યાંયે જોવા નહિ મળે, એટલે જ કદાચ આ હરણ પોતાના પેટને વીંધતા છતાં આવા રૂપાળા બાણને સહન નહિ કરી રહ્યું હોય !

એ ત્રણ તારાની ઉત્તર – દક્ષિણ તદ્દન નાના અને ઝાંખા બીજા ત્રણ તારા પડ્યા. એને કોઈ હરણનું બચ્ચું કહે છે, તો કોઈ હરણનું પૂછડું કહે છે. પેલા પ્રકાશિત બાણની પાસે આ ત્રણ તારા તરફ આંખ ઝાઝો સમય નજર નહિ નાખે, પણ એ ત્રણ તારાની વચ્ચે એક અદ્ભુત નિહારિકા વસેલી છે. ક્યારેક નરી આંખે દેખાતી અને ક્યારેક ન દેખાતી એ નિહારિકાને જોવા માટે તો વૈજ્ઞાનિકો દૂરબીન માંડીને બેસે છે અને તેનો અભ્યાસ કર્યા કરે છે. એ નિહારિકા શું છે અને તેનું મહત્ત્વ શું છે ? એની આગળ વાત.



(મૃગશીર્ષ નક્ષત્રમાં દેખાતી અવ્યવસ્થિત નિહારિકા)

હરણીના દક્ષિણ તરફ પડેલા પાછલા પગ જોયા ? એમાંના પશ્ચિમ તરફના તારાને 'બાણુરજ' કહે છે. જાણે બાણના ઘાથી હરણીનો પાછલો પગ ઝરડાઈ ગયો છે અને તેની ચાલ ખોડંગતી બની ગઈ છે. આ બાણુરજ તારાને અંગ્રેજો રીગલ [Regal] કહે છે.

આટઆટલા પ્રકાશિત તારાથી શોભતું આ હરણી – મૃગશીર્ષ નક્ષત્ર આજના દિવસોમાં ઊગમણા આકાશને સાંજથી અજવાળતું ને ઓપતું આકાશ – વન વીંઝયા કરે છે. એના તરફ નજર નાખતાં જાણે એ બોલી ઊઠશે . 'આમ જુઓ, મારા ભણી નજર કરો.' વગડાના હરણા આપણને જોઈને નાસી જાય, આ હરણ તો ઊલટું ગેદડાના અંધકારમાં નાસી જનારા માનવસમાજને તેજવર્ણા શબ્દોથી બોલાવ્યા કરે છે.

## નક્ષત્રોમાં શિરોમણિ

આકાશમાં તારામંડળ તો ઘણાં યે છે, પણ આપણું ધ્યાન ખેંચનારું, સોહામણું અને વિસ્તારવાળું આ હરણી નક્ષત્ર તો સૌનું શિરોમણિ છે. અસંખ્ય માનવ–ટોળા વચ્ચે યે મહાપુરુષ પોતાના ગુણશક્તિ વડે જુદો તરી વળે, તેમ અનેક તારામંડળો વચ્ચે આ હરણી નક્ષત્ર જુદું તરી વળે છે. મહાપુરુષને સામાન્યજનો પણ ઓળખતા હોય છે. તે રીતે ગામડાના અભણ માણસો પણ આ હરણી નક્ષત્રને ઓળખતા હોય છે. તેઓ બીજા નક્ષત્રો ભલે ન ઓળખતા હોય, પણ હરણી વિષે પૂછો, તો તેઓ આકાશમાં એ નક્ષત્રને તરત જ ચીંધી બતાવવાના, કારણ કે રાત્રે 'વાસુ' સૂવા જતી વખતે કે વહેલી પરોઢમાં 'પહર' ચારવા જતી વખતે આ નક્ષત્ર તેમનું હમેશનું સંગાથી હોય છે. આ નક્ષત્ર નીરખીને જ તેઓ કેટલી રાત ગઈ, તેનો ક્યાસ કાઢતા હોય છે. જાણે હરણી નક્ષત્ર ગામડાના લોકોનું ઘડિયાળ બની ગયું છે. આપણાં ઘડિયાળ તો ટચૂકડા અને સોના, રૂપા કે લોઢાના બનેલા ગામડાંના લોકોનું આ હરણી–ઘડિયાળ તો અદ્ભુત તારામણિઓનું બનાવેલું. કોનું ઘડિયાળ વિશેષ કિંમતી ?

આ હરણી નક્ષત્રને ગામડાના લોકો ઓળખે છે, તેનું બીજું પણ કારણ છે. આ સોહામણા

નક્ષત્રની આસપાસ લોકસમાજમાં અનેક કથાઓ કંડારાઈ ગઈ છે અને હરણી નક્ષત્રના દર્શને દર્શને તેઓ એ કથાને સંભાર્યા કરે છે. કેવી છે એ કથા ?

## હરણાંની કથા

કહેવાય છે, કે એક વખત વનમાં ઘણાં હરણ રહેતાં હતાં, આ હરણનો શિકાર કરવા એક શિકારી સાંજને સમયે આવી પહોંચ્યો અને એક તળાવડીને કાંઠે શિવાલય પર ઝૂકી રહેલ બીલીના ઝાડ પર સંતાઈ ને બેસી ગયો. અંધારાં ઊતર્યે તળાવડીમાં હરણાં પાણી પીવા આવ્યાં અને શિકારીએ બાણ સાંધ્યું. બાણ સાંધતાં પાંદડાંનો ખડખડાટ થયો, હરણાં શિકારીને જોઈ ગયાં અને બાણ મારવાની શિકારીને ના પાડી. શિકારીએ કહ્યુંઃ 'ઘેર બાળબચ્ચાં ભૂખે મરે છે. ન મારું તો શું કરું ?' શિકારીની કંગાલિયત જોઈને હરણાંએ પોતાનાં બાળબચ્ચાંને સમાચાર આપીને સવારમાં પાછાં વળવાનું વચન આપ્યું. શિકારી રાહ જોતો બીલીના ઝાડ પર બેસી રહ્યો. હરણાંએ જઈને તેમનાં બચ્ચાંને વાત કરી. બચ્ચાં પણ કંગાલ શિકારીના કુટુંબનું પેટ ભરવા માબાપની સાથે સવારે સામે ચાલીને શિકારી પાસે હાજર થયાં. શિકારી આ પશુઓનું વચનપાલન અને પરોપકારવૃત્તિ જોઈને નમી પડ્યો, હરણાંને મૂકી દીધાં. શિવાલયમાં જઈને શિવની પૂજા કરી અને ત્યારથી હમેશને માટે શિકારનો ધંધો છોડી દીધો.

એ દિવસ હતો મહાશિવરાત્રીનો અતિ પુણ્યકારી દિવસ. એ શુભ દિવસના અને પ્રસંગના સંભારણારૂપે આપણા જનસમાજે હરણાં અને શિકારીને આકાશમાં સ્થાપી દીધાં. હજીયે પોતાનાં આત્મતેજે પ્રકાશતાં તેઓ વર્ષોથી આકાશમાં ચમકી રહ્યાં છે અને વચનપાલન તેમજ પરોપકારનો સંદેશો માનવજાતને દર રાત્રિએ પાઠવી રહ્યાં છે.

આ કથાનક ઉપરાંત આપણામાં એક બીજી પણ લોકકહેવત છેઃ 'હરણને શીંગડેથી આંસુ દડ્યાં.' હરણનાં શીંગડાં કેટલાં બધાં ઊંચાં હોય છે? છતાં ટેક શીંગડે જઈને આંસુ કેવી રીતે દડ્યાં હશે ?

## હરણનાં આંસુ

કહેવાય છે કે એક વગડામાં હરણ અને હરણી રહેતાં હતાં. બન્ને વચ્ચે અગાધ હેત. એક દિવસ કોઈ શિકારીએ હરણીને મારી નાખી...હરણ નાસી છૂટ્યો ખરો, પણ હરણી વિનાનું જીવન એને ખારું ઝેર જેવું થઈ ગયું. વનવગડામાં આથડતાં–ભટકતાં ચારે બાજુ એની નજર સામે હરણી તરવર્યા કરે. ન ખાય, ન પીએ, ન ઊંઘે, ન બેસે–બસ રખડ્યા કરે અને હરણી હરણી ઝંખ્યા કરે. આંખમાંથી આંસુ ચાલ્યાં જાય અને બાવરાની જેમ આથડ્યા કરે.

એક દિવસ વહેલી પરોઢમાં હરણીનું નામ જપતો, આંસુ સારતો એ વાડીઓ પાસેથી ચાલ્યો જતો હતો ત્યાં એક ખેડૂતે બીજી વાડીના ખેડૂતને બૂમ મારીઃ "હવે કોસ જોડશું ને ? આ 'હરણી' પણ માથે આવી."

ખેડૂતે તો પરોઢિયે આકાશમાં માથે આવેલી 'હરણી' નક્ષત્રનું નામ લીધું હતું, પણ હરણીનું નામ કાને પડતાં હરણે પોતાની હરણીને માથે આવેલી માની ઊંચી નજર કરી. એને હરણી તો ઊંચે ક્યાંથી દેખાય ? એને બદલે જાણે એના પર હસતા હોય તેવા તારા દેખાયા, આથી હરણની છાતી ભરાઈ અને આંખમાંથી વહેતાં આંસુ દડ દડ કરતાં ઊંચે નજર કરવાથી નમેલાં શીંગડાં પરથી નીચે દડી ગયાં. આ પરથી કહેવત રચાઈ, કે 'હરણને શીંગડેથી આંસુ દડ્યાં.'

ઉપરની બંને લોકકથાઓમાં હરણીને મારનાર શિકારી–પારધી ક્યાં ? એની ઓળખાણ આવતા હપ્તામાં કરીશું.

લોકકથાઓમાં જ આ મૃગશીર્ષ–નક્ષત્રનું આવું પ્રાધાન્ય જોવા મળે છે એમ નથી. વેદકાળથી આપણા આર્યજનોનું ધ્યાન તેણે સતત દોરી રાખ્યું છે અને તેના વિષે આર્યલોકોએ કથાઓ પણ રચી છે. 'ઐતરેય' ઉપનિષદમાં મૃગ અને વ્યાધની

કથા આવે છે. પ્રજાપતિએ પોતાની દીકરી પર કુદૃષ્ટિ કરી. આથી દેવોએ પોતાનાં સ્વરૂપોમાંથી એક નિરાળો ભૂતવત નામે દેવ ઘડ્યો અને તેને કહ્યું: 'પ્રજાપતિએ ન કરવાનું કર્યું છે, માટે તેનો વધ કર.' પ્રજાપતિ મૃગનું સ્વરૂપ ધારણ કરી નાસી છૂટ્યા, ભૂતવત શિકારીનું સ્વરૂપ લઈને તેની પાછળ પડ્યા અને ત્રિકાંડ બાણ છોડી પ્રજાપતિનો વધ કર્યો.

આ કથા પ્રમાણે મૃગશીર્ષ નક્ષત્ર તે પ્રજાપતિ, અને તેની વચ્ચે પડેલા પેલા ત્રણ તારા તે ત્રિકાંડ બાણ.

## 'કાલપુરુષ'નું નૃત્ય

પણ આ બધા કરતાં યે મૃગશીર્ષ નક્ષત્ર વિશે ઉત્તમ કલ્પના છે શિવસ્વરૂપની. બંગાળમાં તો મૃગશીર્ષ નક્ષત્રને 'કાલપુરુષ' જ કહે છે. જે તારાઓથી લોકોએ હરણીના રૂપની કલ્પના કરી તેમાં શિવના ભયાનક સ્વરૂપની કલ્પના કેવી રીતે બંધબેસતી આવશે ?

જેને આપણે હરણના ચાર પગ કલ્પ્યા હતા એને તેઓ શિવનું શરીર કલ્પે છે. વચમાં પડેલા બાણને શિવને ખભે પડેલું જનોઈ કહે છે. આગળના બે તારાની વચ્ચે થોડાક ઝાંખા તારાનું ઝૂમખું પડ્યું છે એને તેઓ મસ્તક કહે છે અને શરીરની પશ્ચિમ તરફથી તારાઓની જે હાર માથા સુધી ચાલી જાય છે એને તેઓ મસ્તક પર નૃત્ય કરતાં તોળી રાખેલો હાથ કલ્પે છે. આટલી કલ્પના કર્યા પછી પગ કલ્પવા અઘરા નથી – જાણે નૃત્ય કરવા થેઈ થેઈ નાચતા આડા અવળા થઈ રહ્યા છે. કલ્પનાની ગેડ બેસાડવી જરા અઘરી છે, પણ જ્યારે એ ગેડ બેસી જાય ત્યારે મસ્તક પર હાથ દઈને પગના ધમધમાટથી આકાશને ધ્રુજાવવા ઊભા થયેલ શિવના તાંડવ – નૃત્યનો જ ખ્યાલ આપણી સમક્ષ ઊભો થાય.

આવી રીતે વેદોમાં અનેક સ્થળે મૃગશીર્ષ નક્ષત્ર વિષે ઉલ્લેખ આવ્યા કરે છે. તે બધા ઉલ્લેખો પરથી લોકમાન્ય તિલકે 'મૃગશીર્ષ' (Orion) નામે એક અંગ્રેજી પુસ્તક લખીને સાબિત કરી આપ્યું છે, કે વેદોનો રચનાકાળ લગભગ છ હજાર વર્ષ પહેલાંનો છે અને વેદોના રચનાકાળ સમયે આર્યો ઉત્તર ધ્રુવની આસપાસ રહેતા હતા.

આ માગશર માસના દેવ ચંદ્ર કહેવાય છે. માગશરના દેવ ચંદ્ર કેમ કહેવાતા હશે? ચંદ્રના રથનાં વાહક હરણાં છે અને મૃગશીર્ષ નક્ષત્રનું કલ્પનાચિત્ર હરણ છે તેથી? કે પેલા કાલપુરુષ શંકર પોતાના મસ્તક પર ચંદ્ર રાખે છે અને ચંદ્રમૌલિ કહેવાય છે તેથી, તેમને બળે ચંદ્રને આ સ્થાન મળી ગયું હશે ?

## શિકારીનો આકાર

જે મૃગશીર્ષ નક્ષત્રમાંથી આર્યોએ કાલપુરુષની કલ્પના કંડારી કાઢી તેમાંથી પાશ્ચાત્યોએ શિકારી (Orion–The Hunter)ની કલ્પના રચી નાખી છે. શિકારીનાં શરીર, હાથ અને પગ બરાબર શિવની પેઠે જ તેઓએ કલ્પ્યાં છે – ફેર માત્ર આટલો કરી નાખ્યો છે. વચલા ત્રણ તારાને આર્યોએ જનોઈ કલ્પ્યું, જેને પાશ્ચાત્યોએ શિકારીનો કમરબંધ કલ્પ્યો. એની નીચે લટકતા ઝાંખા ત્રણ તારા એ શિકારીના કમરબંધ સાથે બાંધેલું ખંજર. શિવનો મસ્તક પર તોળી રાખેલો હાથ તે શિકારીએ ઉગામેલો હાથ કલ્પ્યો છે. એના હાથમાં એક ગદા કલ્પી છે. એનો જમણો ખભો તો આર્દ્રા નક્ષત્ર, આ આર્દ્રાને આરબ લોકો 'બેટેલેજઉઝ' કહેતા. એનો અર્થ જ દાનવનો ખભો થાય છે. અંગ્રેજો આ અરબ્બી નામ પરથી હજી પણ આર્દ્રાને Betelegeuse કહે છે.

ડાબા ખભા પર તે સિંહનું ચામડું નાખીને આકાશજંગલમાં શિકારે નીકળ્યો છે. શિકાર કરવા જતી વખતે એની સાથે નાના–મોટા બે શિકારી કૂતરા, એકલશીંગી ઘોડો અને સસલું લઈને તે ઊપડ્યો છે. શિકારી પોતાની ગદા વૃષભ તરફ ઉગામીને દોડી રહ્યો છે. તેનાં આ બધાં સાથીઓનાં

ચિત્ર મૃગશીર્ષની આસપાસ પાશ્ચાત્યોએ રજૂ કર્યાં છે. એની ઓળખાણ હવે પછી કરીશું.

આ શિકારીએ જંગલમાં ઘણો ધમરોળ મચાવ્યો; જંગલમાં વસતાં માનવીઓને પણ હેરાન કર્યાં, તેના ત્રાસથી લોકો ત્રાહ્ય ત્રાહ્ય પોકારવા લાગ્યા. છેવટ દેવી જ્યુનોની મનેચ્છાથી એક મહા–વીંછી પૃથ્વીમાંથી સર્જાઈને આવી પહોંચ્યો. તેણે શિકારીને મહા ઝેરી ડંખ દીધો અને શિકારી અવસાન પામ્યો: જેમ ત્રાસ ગુજારનારા દૈત્યો દેવોની સાથે અમર થઈ ગયા છે; તેમ આ મહા શિકારી પણ પાશ્ચાત્યોની કલ્પનામાં અમર થઈ ગયો અને તેને હંમેશને માટે આકાશમાં સ્થાપી દીધો. એના અંત આણનાર વીંછી પણ વૃશ્ચિક નક્ષત્રને નામે મહાશોભાયમાન સ્વરૂપે આકાશમાં અમર થઈને બેઠો છે; પણ એની ઓળખાણને હજી વાર છે.

## ઇતિહાસમાં અજવાળાં

આ શિકારીના અંગ્રેજી નામ 'ઓરાયન'ને માગશર માસના વૈદિક નામ 'અગ્રહાયન' સાથે ઘણું સામ્ય છે. 'અગ્રહાયન'માંથી 'ઓરાયન' શબ્દ અપભ્રંશ થઈ ગયો હશે, એમ પંડિતોનું માનવું છે. આટલું માન્યા પછી પંડિતો કલ્પના કરે છે, કે જ્યારે આર્યો મૃગશીર્ષ નક્ષત્રને અગ્રહાયન કહેતા ત્યારે ભારતવાસીઓ, ગ્રીકલોકો અને જર્મનો વગેરે સાથે જ રહેતા હશે. એ પછી તેઓ પ્રવાસે નીકળ્યા હશે અને જુદા પડયા હશે.

આપણે મૃગશીર્ષ નક્ષત્ર વિષેની લોકકથાઓ શાસ્ત્રકથાઓ અને પાશ્ચાત્ય વાતો જાણી. એના જાણીતા તારાઓને પણ ઓળખી લીધા; પણ જે તારાને આપણે આર્દ્રા નક્ષત્રને નામે ઓળખ્યો તે તારો લાલ આંખો કરીને પોતાની વધારે ઓળખ આપવા તૈયાર થયો છે.

આર્દ્રાનો તારો ઠીક ઠીક પ્રકાશિત છે એમ આપણી આંખો આપણને કહે છે; પણ આ તારો કહે છે : 'તમારી આંખો જુએ છે એટલું જ સાચું છે એમ રખે માનતા: તમારી દૃષ્ટિ ઘણી મર્યાદિત છે. તમારી દૃષ્ટિ ન દેખી શકે તેવું ઘે મારામાં અને વિશ્વમાં ઘણું છે. મારું વિરાટ સ્વરૂપ સમજીને જ વિદાય થજો હો ? આ આર્દ્રાનો તારો આકાશમાં દેખાતા દાનવ તારાઓમાંનો એક છે. તમને થશે કે દાનવ તારો એટલે જેમ દાનવનાં કદ કદી કલ્પી શકાય નહિ, તેવું જ આ તારાઓનું છે. જેમ દાનવની આંખો લાલ લાલ હોય છે, તેમ આ તારાઓ પણ લાલ લાલ રંગે ચળકતા હોય છે.

## દાનવ તારા

માનવ અને માનવ સમાજ તેમના બાલ્યકાળથી પોતાની દૃષ્ટિને વિસ્તારી રહ્યા છે અને મોટી મોટી ચીજોને નીરખતા જાય છે. બાળક જેમ પ્રથમ ઘર, પછી ગામ, પછી દેશ અને પૃથ્વીને જ મહાન માનતો જાય છે તેમ માનવ-સમાજ પ્રથમ આ પૃથ્વીને જ મહાન માનતો. તે પછી જેમ એનું જ્ઞાન વિસ્તર્યું તેમ એને ખબર પડી, કે પૃથ્વી તો સૂર્યમંડળની એક સામાન્ય સભ્ય જ છે. સૂર્ય જ એનાથી એટલો બધો મોટો છે કે આવી ૧૩ લાખ પૃથ્વીઓ એમાં સમાઈ જાય; પણ આવડા મોટા અઢી કરોડ સૂર્યો સમાઈ જાય એટલો મોટો આ આર્દ્રા નક્ષત્રનો તારો છે.

વૃશ્ચિક નક્ષત્રમાં એક પરિજાત નામનો તારો છે એમાં તો વળી આપણા નવ કરોડ સૂર્યો સમાઈ જાય એવડો તે મોટો છે. સ્વાતિ નામના તારામાં આપણાં ૨૫-સૂર્યો સમાઈ જાય. તેમના આવડા મોટા કદને કારણે જ તેમને દાનવ તારાઓ-Giant Stars-કહેવામાં આવે છે.

આ દાનવ તારાઓ એમની વિશાળતાને કારણે જ મહત્ત્વ નથી ધરાવતા, તેઓ તો સમગ્ર તારાઓનો ઇતિહાસ શોધવામાં મદદરૂપ બન્યા છે. તેઓનું સ્વરૂપ આટલું બધું શા માટે વિરાટ છે ? તે તપાસતાં વૈજ્ઞાનિકોને માલૂમ પડ્યું છે, કે આ તારાઓ હજી પ્રાથમિક દશામાં છે. હજી તેઓ બંધાતા આવે છે. તારાઓ જ્યારે પ્રાથમિક દશામાં

હોય છે ત્યારે તેમનામાં બહુ ગરમી હોતી નથી. જેમ લોઢું થોડું-ઘણું તપેલું હોય છે ત્યારે લાલ હોય છે, તેમ આ તારાઓ પણ લાલ રંગે દીપતા હોય છે. આથી જ તેઓ રક્ત દાનવ (Red Giants)ને નામે ઓળખાય છે.



[ચિત્રની મધ્યે ટપકાસમ દેખાતા સૂર્યના પ્રમાણમાં થોડાક દાનવતારાઓના કદ સૂર્ય-વ્યાસ ૮૬૫,૦૦૦ માઈલ સ્વાતિ-વ્યાસ ૨૧,૦૦૦,૦૦૦ માઈલ આર્દ્રા-વ્યાસ ૨૧૫,૦૦૦,૦૦૦ માઈલ પરિજાત-વ્યાસ ૪૦૦,૦૦૦,૦૦૦]

જેમ 'હજી કાંઈક મોટું, હજી કાંઈક મોટું' વિચારતો માનવી વિશ્વનિયંતાના મહતો મહીયાન સ્વ-રૂપના એક વિભાગ જેવા આવા દાનવતારા સુધી પહોંચી ગયો છે, તેમ આ વિશ્વ શાનું બનેલું છે તે તપાસતો માનવી વિશ્વનિયંતાના अणोरणीयान्-સ્વરૂપના એક વિભાગ જેવા અણુ-પરમાણુ સુધી પહોંચી ગયો છે. પરમાણુઓના પણ તેમણે વિભાગીકરણ કર્યા છે અને પરમાણુ એક કેન્દ્ર(Nucleus)ની આસપાસ ભમતા વીજાણુઓ (Electrons)નું બનેલું છે તેમ શોધી કાઢયું છે. કેન્દ્રને વળગેલા આ વીજાણુઓ પતંગને છેડે દૂર સુધી લંબાતા એના પૂંછડાની જેમ સારી પેઠે જગ્યા રોકી લે છે. આ વિરાટ તારાઓમાં જેટલી ગરમી હોય છે તેથી કેન્દ્રથી વીજાણુઓ જુદા પડતા નથી અને તે ખૂબ વિશાળ સ્વરૂપ ધારણ કરીને બેઠા છે.

પણ આ વિશાળતા તો પેલા રબરના ફૂગા જેવી. ફૂગો મોટો હોય પણ કેટલો બધો હળવો છે? એ ફૂગાની જેમ આ તારા પણ હળવા હોય છે. અંદર ભાર જ નહિ ને! એને જોખીએ તો કેટલું ક વજન થાય? આર્દ્રાનો તારો અઢી કરોડ સૂર્યોને પોતાની અંદર સમાવી દે એટલો મોટો છે, પણ એને જોખીએ તો માંડ ૫ સૂર્યો જેટલું એનું વજન થાય.

## સમરૂપ તારા

આ તારાઓ સળગતા ગોળા છે જેમ અગ્નિના તિખારા પડયા પડયા પોતાની ગરમી છોડી છેવટ ઠંડા પડી જાય છે તેમ આ તારાઓ પણ ગજબ વેગથી પોતાની સપાટી પરથી ગરમી છોડી રહ્યા છે. જેમ જેમ તેઓ ગરમી છોડતા જાય છે, તેમ તેમ એમનો ફરવાનો વેગ વધતો જાય છે. અને ફરવાનો વેગ વધતા તેઓ પોતાના જ ભારથી પિસાતા જાય છે, પરિણામે તેઓનું કદ નાનું બનતા અને વેગ વધતા તેમની આંતરિક ગરમી પણ વધતી જાય છે અને કેન્દ્રથી વીજાણુ છૂટાં પડતા જાય છે અને જેવી રીતે પતંગનું ઊડતું પૂંછડું તોડીને પતંગની સાથે મૂકી દઈએ તો એ થોડી જગામાં સમાઈ જાય તેમ આ તારાઓનું કદ નાનું બનતું જાય છે. આવા તારાઓના કદ, વજન અને રંગ એક સમાંતર સ્વરૂપે ફરતા રહે છે તેથી તેમને 'સમરૂપ તારાઓ' (Main Sequence Stars) કહે છે. તેઓ વાદળી સફેદ અને પીળા એમ વિવિધ રંગે શોભતા હોય છે. આપણો સૂર્ય આ વર્ગનો જ તારો છે અને મોટા ભાગના તારાઓ આ વર્ગમાં

સમાઈ જાય છે.

## વામન તારા

પણ હજીયે તારાઓનો એક ત્રીજો વર્ગ બાકી રહે છે અને તે વામન તારા. જેમ જેમ તારાઓનો વેગ વધતો જાય છે, તેમ તેમ એની આંતરિક ગરમી વધતી જાય છે અને કેન્દ્રથી વીજાણુઓ તૂટતાં જાય છે. આવાં તૂટેલાં કેન્દ્ર અને વીજાણુઓને તારાઓનું પોતાનું વજન દબાવી દે છે. અને ઠાંસી ઠાંસીને થોડાક જ વિસ્તારમાં સમાવી દે છે. એમાંથી એકાદ મૂઠી ભરો તોયે સેંકડો ટન એનું વજન થઈ જાય! પકડતાં હાથ અને કલ્પતાં મન તૂટી જાય એવી જ વાત છે ને! આવા તારાઓ ગજબ ગરમીને કારણે અત્યંત તપાવેલા લોટાની માફક તદ્દન સફેદ રંગના બની જાય છે અને ઠાંસીને ભરાઈ જવાને કારણે તેમને સફેદ વામન (White Dwarfs) કહેવામાં આવે છે. ક્રમની દૃષ્ટિએ જોઈએ તો પેલા દાનવ તારા લાલગુલાબી ગાલે શોભતાં બાળક કહેવાય, સમાંતર સ્વરૂપી તારા વિવિધરંગી યુવાન કહેવાય અને આ સફેદ વામનો લાલ લોહી ગુમાવી બેઠેલા સફેદ પૂણી જેવા બની ગયેલ બુઢ્ઢા કહેવાય! વૃદ્ધ માણસો ઘસાઈ ઘસાઈને તથા કેડેથી વળી જઈને વામન જ બની જાય છે ને?

આવા વામન તારાઓમાં વાન માનેનો તારો (Van Maane's Star) ખાસ ધ્યાન દોરી લે છે. આ તારો માંડ આપણી પૃથ્વી જેવડો છે અને સૌથી નાનો તારો એ ગણાય છે, પણ જો એનું વજન કરવામાં આવે તો લાખો પૃથ્વીઓ એની પાસે નાની પડે.

કુદરતની પણ બલિહારી છે ને! એ વિરાટ પણ થઈ શકે છે અને વામન પણ થઈ શકે છે. વિરાટ થાય છે ત્યારે એનો બોજો હોતો નથી અને વામન થાય છે, ત્યારે એ બોજહીન બની જતી નથી. દુનિયાના સામાન્ય નિયમોથી એ અવળી વર્તે છે અને નિયમોથી પોતાનાં જીવન અને પ્રવૃત્તિઓને રૂંધી રહેલા માનવીઓ પાસે નિયમરહિત જીવનનો સુંદર દાખલો રજૂ કરી જાય છે.

આ દાનવ તારાથી માંડીને માનવ તારાઓ તેમના જીવનની એક બીજી વાત પણ કહી જાય છે. બ્રહ્મહૃદયનો તારો રાક્ષસી તારો છે. એ સૂર્ય કરતાં ૧૭૨૮ ગણો મોટો છે, પણ તેની આંતરિક ગરમી સૂર્ય કરતાં માત્ર (૫૦ લાખ ડિગ્રી સેન્ટીગ્રેડ) ચોથા ભાગની છે. (સૂર્યની આંતરિક ગરમી ૨૦૦ લાખ ડિગ્રી સેન્ટીગ્રેડ છે.)

તારો દાનવ સ્વરૂપમાં હોય છે ત્યારથી પોતાની ગરમી અવકાશમાં ફેંક્યા જ કરે છે. ગરમી પણ એક શક્તિ છે અને શક્તિને પણ વજન હોય છે. એથી દાનવ તારાની ગરમી ઘટતાં એનું વજન પણ ઘટતું જાય છે. આ સાથે તેની આંતરિક ગુરુત્વાકર્ષણની શક્તિ તેને સંકોચે છે અને વિકસાવે છે. તે કારણે તેની ગરમી ફેંકવાની શક્તિમાં વધારો – ઘટાડો થયા કરે છે. પણ ગરમી ફેંકતો ફેંકતો તે છેવટે સફેદ વામનની સ્થિતિમાં પહોંચવાનો જ. આ સ્થિતિએ પહોંચતાં તેણે બહાર ફેંકેલી ગરમી સાથે તેનું વજન પણ ઘટી જવાનું અને છેવટે તેનો નાશ થવાનો.

આપણો સૂર્ય પોતે આ રીતે દરેક સેકંડે ૪૦ લાખ ટન વજન ગુમાવી રહ્યો છે. અહોહોહો! કેટલો બધો વજન–નાશ! સૂર્ય થોડા જ દિવસમાં વજન ગુમાવીને નાશ પામશે કે શું? ના રે ના, એવી બીક રાખશો મા. આ વજન તો એના સમગ્ર વજનની સરખામણીમાં અણુસમ છે. એટલે તેનું સમગ્ર વજન નાશ પામતાં પહેલાં કરોડો વર્ષો નીકળી જશે.

બધા તારા આવા વજન-વિનાશને જ પંથે છે, તેમની વજન–વિનાશની ગણતરી પ્રમાણે જ તેમનો નાશ થાય તેમ પણ નથી. વજનનો વિનાશ થતાં તેઓ જેમ દુર્બળ થતા જવાના તેમ તેમની ગરમી (સાથે વજન) ફેંકવાની શક્તિ પણ ઘટી જવાની. જેમ અશક્ત થયેલા વૃદ્ધ માણસો પોતાની શક્તિ ઓછામાં ઓછી વાપરીને લાંબું જીવ્યે જાય છે, તેમ આ તારા લાંબું જીવવાના ખરા. છતાંયે વહેલોમોડો, છેવટ તેમનો વિનાશ તો ખરો જ.

## આકાશનું વિભાગીકરણ

આ હપ્તો પૂરો કરતાં પહેલાં આપણે

આકાશનું વિભાગીકરણ સમજી લઈએ.

જે આકાશની અંદર આવડા મોટા તારાઓ અને તારામંડળો વસેલાં છે તેને આડેધડ આપણે જોવા બેસીએ તો અજાણ્યો માણસ મહા અટવીમાં ભૂલો પડી જાય તેમ આપણે ભૂલા પડી જઈએ. એ માટે જ આપણા જ્યોતિષશાસ્ત્રીઓએ આખા આકાશને નીરખવા માટે ચોક્કસ વિભાગ કરી નાખ્યા છે.

જે આપણી પૃથ્વીના બે છેડા ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ છે, તેમ આકાશી ગોળાને પણ ઉત્તર અને દક્ષિણ ધ્રુવ છે. આપણી પૃથ્વીના બન્ને ધ્રુવને વચલે ભાગે પૃથ્વીના પેટાળ ઉપર થઈને ચાલી જતી રેખાને જેમ વિષુવવૃત્ત કહે છે તેમ આ બન્ને આકાશી ધ્રુવના વચલા ભાગે આકાશી ઘુમટમાં જે રેખા ચાલી જાય છે તેને પણ વિષુવવૃત્ત કહે છે. પણ આકાશી ફલક પરના જે ભાગ પરથી સૂર્યમહારાજ રાતદિન પોતાનો સુવર્ણરથ ખેડતા પરિભ્રમણ કરતા દેખાય છે તેને ક્રાન્તિવૃત્ત કહે છે.

આ ક્રાન્તિવૃત્તની આસપાસ ઘણાં આકર્ષક ને ભવ્ય તારામંડળો વસેલાં છે. જેમ એક શહેરથી બીજે શહેર જતા રાજમાર્ગની બન્ને બાજુ ગામ-ગામડાં વસેલાં હોય છે તેવી જ રીતે આ સૂર્યમહારાજના આકાશી રાજમાર્ગ ક્રાન્તિવૃત્તને તારામંડળના ગામ શોભાવી રહ્યાં છે.

આ ક્રાન્તિવૃત્તના બાર ભાગ પાડવામાં આવ્યા છે અને તેને રાશિ કહેવામાં છે. લાલ પાઘડી બાંધી કપાળમાં મોટો ચાંદલો કરી, પાઘડીમાં ટીપણું ખોસીને જોષી મહારાજ આંગળીના વેરવાં ગણતા, હોઠ ફફડાવતા નામ લેતા હોય છે તે જ આ રાશિઓ :–મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન. જે માર્ગનું રાશિઓએ વિભાગીકરણ કર્યું તે માર્ગનું નામ પણ રાશિઓ પરથી રાશિચક્ર પડી ગયું.

## સત્તાવીસ નક્ષત્રો

પણ આ રાશિઓ તો રામાયણ જેવડા મોટા ગ્રંથના કાંડ જેવી થઈ, જેમ કાંડના પણ અધ્યાય પાડવામાં આવે છે, તેમ આ રાશિઓના પણ ભાગ પાડવામા આવ્યા છે. આ ક્રાન્તિવૃત્તના બીજા સત્તાવિસ ભાગ પાડવામાં આવ્યા છે અને તેમને નક્ષત્ર કહેવામા આવે છે. આવડા મોટા આકાશ–પુસ્તકને પ્રકરણો ન હોય તો વાંચનાર મૂંઝાઈ જાય ને ? આ સત્તાવિસ નક્ષત્રો ક્રાન્તિવૃત્તની આસપાસ ઉત્તર કે દક્ષિણ તરફ ગોઠવાયેલાં છે. લોકો વાતો કરતાં હોય છે કે 'હમણા અમુક નક્ષત્ર ચાલે છે,' એનો અર્થ તે નક્ષત્રમાં સૂર્ય સંચાર કરે છે તેમ થાય. દરેક નક્ષત્રમાં સૂર્ય ૧૪ દિવસ રહે છે. જે નક્ષત્રમાં સૂર્ય હોય તે નક્ષત્ર એ દિવસમાં આપણને ન દેખાય, કેમકે નક્ષત્ર પાસે સૂર્ય એટલે સૂર્યના તેજથી તે ઢંકાઈ જાય.

આ દરેક નક્ષત્રને ઘેર ચન્દ્ર રોજ મહેમાન થઈને ઉતારો કરે છે અને ૨૭ા દિવસમાં આખું ચક્કર પૂરું કરી લે છે. પણ ચંદ્ર એ ચક્કર પૂરું કરે એ દરમિયાન પૃથ્વી સૂર્યની આસપાસ ફરતા અવકાશમાં દૂર નીકળી ગઈ હોય છે. તે અંતર પૂરું કરવા બિચારા ચંદ્રને બીજા બે દિવસ દોડવું પડે છે અને ૨૯ા દિવસમા એના નામનો ચદ્રમાસ પૂરો થાય છે. ચદ્ર દરેક નક્ષત્રની આમ રોજ મુલાકાત લે છે તેથી તેને 'નક્ષત્રનાથ,' નક્ષત્રપતિ વગેરે કહેવામાં આવે છે.

એક જ ગોળના બે જાતના વિભાગ : બાર રાશિઓ અને સત્તાવીસ નક્ષત્રો. એ પ્રમાણે દરેક રાશિને ભાગે સવાબે નક્ષત્ર આવે. આપણે આ પ્રકરણમાં જેની ઓળખાણ કરી તે મૃગશીર્ષ નક્ષત્ર અર્ધું વૃષભ રાશિમા આવે છે. અને અર્ધું મિથુન રાશિમાં આવે છે.

આ સત્તાવીસ નક્ષત્રોમાં બાર નક્ષત્રોનાં નામ બરાબર આપણા બાર માસ જેવાં છે. જેમ કે માગશર માસ અને મૃગશીર્ષ નક્ષત્ર, મહા માસ અને મઘા નક્ષત્ર, શ્રાવણ માસ અને શ્રાવણ નક્ષત્ર. આ દરેક નક્ષત્રની આસપાસ તે તે માસની પૂર્ણિમાએ ચદ્ર પોતાની રાવટી તાણીને આખી રાત પસાર કરે છે. નક્ષત્રથી માસને મહત્ત્વ મળ્યું અને માસથી નક્ષત્રને મહત્ત્વ મળ્યું. બંનેનું મહત્ત્વ વધારનાર તો પેલો નક્ષત્રનાથ ચંદ્ર જ ને ? [ક્રમશ:]



**શિશિર**

| | |
|---|---|
| જાન્યુઆરી તા. ૧ રાતના ૧૧-૦ | ફેબ્રુઆરી તા. ૧ રાતના ૯-૦ |
| ,, તા. ૧૫ ,, ૧૦-૦ | ,, તા. ૧૫ ,, ૮-૦ |



# આંગણાનું અજબ પંખી કાગડો

(બાલશ્રેણી)

જયમલ્લ પરમાર

કૂવા, કૂવા, કૂવા દેવા!
આંગણુ આવ્યા કાગદેવા,
આલો પાણીડાં,
ધોઉં ચાંચૂડી,
ખાઉં કોઠીંબું
બદૂક બદૂક વાગે!

ખેતરનીવાડ પાસે એક પાકું કોઠીંબું (ચીભડું) પડયું હતું. કાગડો તેને ખાવા ગયો. તરત કોઠીંબું બોલી ઊઠયું: 'પહેલાં તારી ગંદી ચાંચ ધોઇ આવ, પછી મને ખાજે.' કાગડે ચાંચ ધોવા માટે કૂવા પાસે પાણી માંગ્યું. કૂવો કહે: 'ઘડો લાવીને સીંચી લે ને! કોણ ના કહે છે?' પછી તો કાગડો ઘડા માટે માટી લેવા ટીંબા પાસે ગયો. માટી ખોદવા હરણ પાસે શીંગડી માગી જોઈ. હરણની શીંગડી પડાવવા કૂતરાની મદદ માગી. કૂતરાની ભૂખ મટાડવા ગાય પાસે દૂધની માગણી કરી. ભૂખી ગાયને ખવરાવવા માટે જંગલમાં ખડ લેવા ગયો. ખડ વાઢવા માટે દાતરડું લેવા લુહારની કોઢે પહોંચ્યો. એમ ઘણે ઘણે ઠેકાણે રખડીને જોઇતી ચીજો મેળવી અને છેવટે કૂવામાંથી પાણી કાઢયું. ચાંચ ધોઈ સાફ કરી અને પછી લહેરથી કોઠીંબું ઉડાવ્યું...બદૂક...બદૂક...

આવા ઉદ્યમી કાગડાને હંસ, કાબર કે કોયલ સાથે સરખાવીને કેમ ઉતારી પાડયો હશે?

હંસને એકધારું ઊડતાં જોઈને કાગડો કહે: 'એક જ રીતે ઊડતાં આવડે છે ને? એમાં શું? મને તો પચાસ રીતે ઊડતાં આવડે છે.' હંસ અને કાગડા વચ્ચે હરીફાઇ થઈ. દરિયો પાર કરવા ચાલ્યા. પ્રથમ તો કાગડાએ ઊંચે, નીચે, આડે, અવળે ઊડીને ઊડવાની પચાસ રીત બતાવી. પછી તો દરિયો શરૂ થયો. કાગડાભાઇ થાકયા. પાણી પર પાંખો પછડાવા લાગી. હંસ મદદે પહોંચ્યો અને પાંખ પર બેસાડીને એને બચાવી લીધો.

કાબર સાથે કાગડાએ ભાગમાં ખેતી શરૂ કરી. ખેતર ખેડતાં કાગડાની ચાંચ તૂટી. તેને સરખી કરાવવા એ લુહારને ત્યાં ગયો. ઘણા દિવસ થયા પણ કાગડો પાછો ન આવ્યો. કાબરે આવતાં રહેવાનો સંદેશો મોકલ્યો. એટલે ઢોંગી કાગડાએ કહેરાવ્યું, કે:

ઠાગાઠૈયા કરું છું,
ચાંચૂડી ઘડાવું છું,
જાઓ કાબરબાઇ! કાલ વહેલો આવું છું!

ખેતરમાં બાજરો ઊગ્યો. બાજરો નીંદવાની વખતે કાબરે કાગડાને બોલાવ્યો. જવાબ એનો એ આવ્યો. બાજરો મોટો થયો, પાક્યો, લણણી થઈ, ખળામાં આવ્યો-દરેક વખતે કાબરે સંદેશો કહેવરાવ્યો, પણ કાગડાનો એનો એ જવાબ આવ્યો.

છેવટે ખળામાં બાજરો તૈયાર થઈ ગયો, ત્યારે કાગડાભાઈ હાજર થયા; પણ કાબર એના સાથાની નીકળી. એણે બાજરાનો ઢગલો જુદો તારવ્યો અને બાજરાનાં ડૂંડામાંથી નીકળેલ ઠૂંસાનો ઢગલો જુદો કર્યો. ઠૂંસાંના ઢગલા પર બાજરાના થોડાક દાણા વેર્યા. નાના મોટા ઢગલામાંથી ગમે તે પસંદ કરવાનું કહેતાં કાગડાભાઈ તો ટપ લઈને મોટા ઢગલા પર બેસી ગયા. કાબરને ભાગે નાનો ઢગલો આવ્યો. કાગડાભાઈએ તો રાજી થઈને ત્યાં જ બાજરો ખાવાનું શરૂ કર્યું. થોડાક દાણા ખાધા બાદ ચાંચમાં ઠૂંસાં ભરાઈ ગયાં, ત્યારે જ તેને ખબર પડી કે લુચ્ચાઈ કરવા જતાં પોતે જ આબાદ બની ગયો છે!

'કોયલ સાથે એના રાગની સરખામણી કરતાં ભક્ત મીરાંબાઈએ પણ ભજનમાં ગાઈ નાખ્યું, કે:

કોયલ ને કાગડો એક જ રંગી,
પણ કડવી છે કાગડાની વાણી રે...

આમ, ઘણી રીતે કાગડાને બીજાં પંખીની સરખામણીમાં હલકો ગણી લીધા બાદ અપશુકનિયાળ પણ માની લીધો છે. સીતાજીને વનવાસ મૂકવા લક્ષ્મણ જતા હતા, ત્યારે પહેલી પોળમાં દાખલ થતી વખતે કાગડા બોલેલા. કાગડાના બોલ અપશુકનિયાળ મનાતા. બસ, સીતાજીને વનવાસમાં દુઃખ પડયાં તેનું કારણ કાગડાને જ ઠરાવી દીધો! એ પછી હજી યે ગામ-પરગામ જતી વખતે સામે કાગડા બોલે તો અપશુકન મનાય છે; અને લોકો પાછા ફરી જાય છે.

શા માટે કાગડાને બિચારાને આટલો બધો ઠરાવી દીધો હશે? તેના કાળા રંગ અને રાગને કારણે?

ચાલો એના રંગ નીરખીએ. ફળિયાના ઝાડ પર, આંગણાના ચોકમાં અને ક્યારેક ઓસરીના ઉંબરમાં તે આવી પહોંચે છે, એ વખતે ઝીણવટથી જોજો. એના શરીર પર બે જ રંગ છે: આખે શરીરે કાળો રંગ અને ગરદન ફરતો ભૂખરો ધોળો રંગ; પણ એનો કાળો રંગ તેજહીન નથી હોતો. સવારને પહોર સૂરજનાં બાળકિરણો તેના પર પડે છે; ત્યારે તેમાંથી જાંબલી અને લીલવા રંગના ચળકારા ઊઠતા હોય છે. એનો રંગ કોયલથી જરાયે ઊતરતો નથી. ભગવાનની થોડી મનાયેલી સમળી કરતાં તો એનો રંગ ઘણો સારો છે; છતાં એના રંગને કેમ ઉતારી પાડયો હશે?

હવે એનો કંઠ સાંભળીએ. મોટે ભાગે તો કાનને કઠોર લાગતો કા...કા...શબ્દવાળો જ એનો રાગ આપણે સાંભળીએ છીએ. પણ સવારને પહોરે ઊઠતાવેંત તેઓ એક સાથે કા...કા...શબ્દ બોલે છે, તેમાં ઘણી મુલાયમતા હોય છે. ઉનાળાને ખરે બપોરે લીંબડે બેઠેલા કાગડાને સાંભળજો. લીંબડાના ઝૂંડમાંથી કલૂં કલૂં કલૂંક...ટણણણ ટૂં રૅ...' એવા શબ્દોવાળો એનો રાગ ભારે મીઠો હોય છે. ઉનાળાના તડકામાં યે એમાંથી શાંતિ ઝરતી હોય છે. એનાં બચ્ચાં ખોરાકની રાહમાં જે કાલા બોલ બોલે છે, એમાં તો કોઈ પણ પંખીનાં બચ્ચાં જેવી જ મીઠાશ હોય છે; છતા યે એના રાગને કોયલના રાગ સાથે સરખાવીને ઉતારી પાડવામાં આવ્યો છે.

પણ એના આવા કઠોર રાગને પણ આવકાર દેનાર છે ખરાં. શહેરમાં શું કે ગામડામાં શું, સવારમાં પાણી ભરતી કે વાંસણો માંજતી બહેન કાગડાને ફળિયામાં આવી બેસતો જુએ તો બોલે: 'ઊડી ..બેસજે કાગડા...મારો ભાઈ આવતો હોય તો...' એમ કહીને હાથ ઊંચો કરે અને કા...કા... શબ્દ બોલતો કાગડો ઊડી બેસે, તો બહેન માને કે પરદેશ ગયેલો એનો ભાઈ થોડા વખતમાં આવી પહોંચવાનો.

એ જ રીતે પોતાના પતિથી દૂર પડેલી પત્ની પણ કાગડાના આગમનને શુભ માને છે; તથી ગુજરાતી તથા રાજસ્થાની કેટલા યે દુહામાં પત્નીએ

કાગડાને સંદેશવાહક તરીકે પતિ પાસે મોકલ્યાનો ઉલ્લેખ આવે છે.

પણ આ રીતે એને આવકાર દેનારાં ઘણાં થોડાં લોકો છે.

એને ઉતારી પાડવાનું તો કારણ બીજું લાગે છે. કાગડો આપણાં આગણાં, ઉકરડા અને પાદરના કચરાનો ભંગી છે. જ્યાં જ્યાં ગંદકી ભાળે, કોહેલું અનાજ કે સડેલું માંસ ભાળે, ત્યાં કાગડો જઈ પહોંચે. ગંદકી અને સડાને તે ખાઈ જાય. આખા પ્રદેશને સાફ કરી દે. ગંદકી સાફ કરનાર ભંગીઓની જેમ કાગડાને પણ લોકોએ હલકો ગણી લીધો છે.

પણ આટઆટલી ગંદકી ખાવા છતાં કાગડાનો દેહ કદી યે ગંદો જોયો છે ? એવું કોહાણ કે માંસ ખાધા પછી પણ એનું શરીર તદ્દન ચોખ્ખું હોય, ચળકાટ મારતું હોય- જાણે હમણાં જ સ્નાન કરી ચાલ્યો આવે છે !

એની નીડરતા અને ચાલાકીએ લોકોને થકવી દીધા હોય તો ના નહિ. ભારે ચકોર અને ચાલાક પંખી. હિંમતવાન તો એટલો કે માણસના હાથમાંથી યે ખાવાની ચીજ ઉપાડી જવામાં તે પાછો ન હઠે. ઘરમાંથી એઠા વાટકા કે પ્યાલા તો એ ઘણી વાર ચાંચમાં ભરાવી ઉડાવી જાય છે. કયારેક તપેલાં પણ ઘસડી જવાની હિંમત કરી નાખે છે રસોડા માથે એ ઝપટો મારતો હોય છે. બજારમાં કંદોઈઓને હેરાન કરતો હોય છે. રેકડીવાળાઓને પણ રાડ નખાવતો હોય છે. પોતાની ધારી ચીજ ઉપાડી ગયે છૂટકો કરે; છતાં કોઈના નિશાનમાં આવીને માર ખાય તો તો એ કાગડો નહિ.

ચકોર તો એટલો બધો કે એને મારવા પથ્થર ઉઠાવીએ, છતાં જો ઢોંગ કરતા હોઈએ, તો એ ઊડે જ નહિ; પણ છાનામાના પથ્થર લઈને સાચોસાચ ઊડીને મારવા જઈએ તે પહેલાં તો એ કયાં યે બેઠો હોય !

ચકોરપણાને કારણે જ આપણે ત્યાં કહેવતો પડી ગઈ છે, કે: 'લુચ્ચો છે એ તો કાગડા જેવો ! આંખ જો ને કાગડા જેવી ! એ કાગડો તો વાણિયાના મોઢામાંથી યે દહીંથરું કાઢી આવશે !'

લોકો તો વળી માને છે કે કાગડાને બે આંખ વચ્ચે એકજ ડોળો હોય છે. જે બાજુ જોવું હોય તે બાજુની આંખમાં તે ડોળો પહોંચી જાય છે અને કાગડો જોઈ લે છે. પણ આ વાત તદ્દન ખોટી છે. કાગડાની ચાંચ લાંબી અને આંખ સામે જ હોય છે, એ કારણે એને જે બાજુ જોવું હોય તે બાજુ આખું માથું વાળવું પડે છે. આ કારણે તેને એક આંખ છે તેમ મનાયું હશે.

અલબત્ત, આ કલ્પના પાછળ રામાયણનો પ્રસંગ છે ખરો. ઈંદ્રનો પુત્ર જયંત સીતાજીના રૂપ પાછળ ગાંડો થયેલો. સીતાજીને અડકવા માટે તેણે કાગડાનું રૂપ લીધું, અને સીતાજીના પગ પર ચાંચ મારી ગયો. રામ એને ઓળખી ગયા. તેમણે પાસે પડેલી સળીને બાણનું રૂપ આપીને કાગડા પર ફેંકી. તેમાંથી બચવા માટે તે ઈંદ્ર, બ્રહ્મા, શંકર બધા પાસે જઈ આવ્યો; પણ ન બચી શકયો. છેવટે રામના શરણે આવીને ક્ષમા માંગી એટલે રામે બાણ પાછું ખેંચી લીધું; પણ એના કુકર્મની સજારૂપે એક આંખ ફૂટેલી રાખી. લોકો માને છે કે ત્યારથી કાગડાને પણ એક જ ડોળો થઈ ગયો.

આ ચકોર કાગડો એકલો બેઠો હોય, ત્યારે એનો નિશાન ચીંધીને શિકાર કરવો મુશ્કેલ ગણાય છે; પણ એના ટોળામાંથી એકાદ મરે તો ટોળેટોળા ભેગાં થઈ જાય અને પિસ્તોલના છરાનો ભોગ બનીને કેટલા યે મરી જવાના. ઘણા રાજકુમારોને નિશાન-બાજીની શરૂઆત કાગડાના-શિકારથી કરવામાં આવે છે.

લોકોનો સંગ એને બહુ ગમે. જ્યાં જ્યાં માણસજાત પહોંચે ત્યાં કાગડો પહોંચી જવાનો. દૂરદૂરનાં જંગલોમાં પડેલા એકલ-દોકલ ઝૂંપડાં કે નેસ સુધી એ પહોંચી જાય છે, એથી દૂર એ નથી જતો. લોકો ત્યાંથી પાછા ફરે તો તે પણ આવતો રહે.

સવારના પહોરથી જ જુઓ તો એનું ઉજન દિયાળીલ અને ટોળાંમય. ગામડાંની આસપાસનાં

ઝાડોમાં એકી સાથે રાતવાસો કર્યો હોય, ત્યાંથી સવારના ૫-૬ વાગે તે જાગે. ૧-૧ાા કલાક એ જ ઝાડ પર બેઠા બેઠા કા.. કા...બોલ્યા કરે ને આમ-તેમ ઊડયા કરે. એ પછી ધીમે ધીમે ટોળાં બાંધીને ખોરાક મેળવવા જંગલ તરફ ઊપડે. એમની આ ટોળાં બાંધીને જંગલમાં જવાની રીત મનોહારી હોય છે. ગામને પાદરે ઝાડ પર સેંકડો કાગડા ભેગા થાય, તેમાંથી અમુક ટોળું વળીને ઊડવા લાગે, થોડે સુધી ઊડીને પાછા ફરે. વળી ઊડે, વળી પાછા આવે. એમાંથી થોડાક આગળ વધતા જાય; બાકીના બીજા કાગડાઓને સાથે લેવા પાછા ફરતા જાય. કલાક-દોઢ કલાક સુધી આ ક્રિયા ચાલે. એટલા વખત પછી તો ત્યાં એક પણ કાગડો બાકી ન હોય.

એવો જ દેખાવ સાંજનો. આખો દિવસ ખોરાક ખાઈને, ગોધણને પાછા ફરવાને વખતે એમનાં ટોળાં ગામ તરફ આવવા લાગે. અનેક કાગડાઓનાં ટોળાં હારબંધ ઊડતાં આવતાં હોય—ગામની ચારે તરફ જાણે પાણીનાં પૂર ધસ્યાં આવે છે! ગણીગણીને તથા જોઈજોઈને થાકીએ, પણ એમનાં પૂર ન તૂટે. ગામમાં કાગડા સિવાય બીજું પંખી જ વસતું નથી એમ લાગે. એક એક ગામમાં ઓછામાં ઓછા ૧૦-૧૫ હજાર કાગડા સહેજે હોય છે, એવી ગણતરી થઇ છે.

સંધ્યા-સમયે તેઓ આખા ગામને તેમના કાગારવથી ધ્રુજાવી મૂકે. મંદિરમાં થતા ઝાલરના ઘંટારવમાં ધીમે ધીમે તેમના અવાજ ડૂબી જાય અને તેઓ ઝાડ પર પોઢી જાય તે વહેલી પડે સવાર! સવારના ૭ સુધી એકધારી ઊંઘ ખેંચી કાઢે. અજવાળી રાતમાં ક્યારેક જાગીને કા...કા... કા... કરી મૂકે ખરા. એક ઝાડથી બીજે ઝાડે લટાર મારી આવે અને ઓછી ઊંઘવાળા લોકોની ઊંઘમાં ખલેલ પહોંચાડે અલબત્ત, તેના બદલામાં એવા લોકોની ગાળો ને પથ્થરો ખાવાં પડે ખરાં.

કાગડાનો ખોરાક જુઓ તો કચરો અને કોહાણ. ફળફળાદિ અને અનાજ પણ ખાય; પરંતુ ધારે તો એ માંસાહારી છે. અળસિયાં, સાપોલિયાં, તીડ કે વાણિયાને એ દેખ્યાં ન મૂકે. દિવસને વખતે ઉંદર નજરે પડે તો માર્યા વગર ન મૂકે. ચોમાસામાં દેડકાને દેખે તો જીવતા ન મૂકે. ચોમાસામાં ઉભરાઈ પડતી જીવાતને ખાધા કરે. આવાં જીવડાં ખાઈને તે ખેતીને ઘણો મદદગાર થાય છે. તેનો આ ગુણ જોઈને મલાયા, અને આફ્રિકામાં તેને લઈ જઈને ખાસ વસાવવામાં આવ્યો છે.

ગામને પાદર ખડકાતાં મરેલ ઢોરનાં હાડ-પિંજરોમાંથી માંસ ખાવા માટે તે ગીધ અને સમળીની સાથે પહોંચી જાય છે. જે ઘરના આંગ-ણામાં લીંબડો હોય તે આંગણું કાગડે વેરેલાં હાડકાં અને માંસના ટુકડાથી પવિત્ર થતું જ રહે! હાડકાં વેરવાને કારણે જ તેનું 'હાડિયો' એવું નામ પડી ગયું છે.

એને મનગમતો ખોરાક જોઈએ તેટલો મળી રહે છે. તે કારણે કાગડાની જાત વિકસતી જ જાય છે. આખા દિવસનું ઉદ્યમી જીવન તથા મનગમતા ખોરાકને કારણે એ જીવે છે પણ ઘણું. એનું આયુષ્ય લગભગ સો વર્ષનું મનાય છે. આટલું લાંબું જીવન ધરાવતો કાગડો મરણ પામતો ઓછો દેખાય છે; તેથી લોકો તો એને અમર જ માને છે.

કાગડો કેવી રીતે અમર થયો એની લોકોએ વાર્તા પણ ઉપજાવી કાઢી છે. દેવો અને દાનવોએ અમૃત મેળવવા સમુદ્રમંથન કરેલું. અમૃત નીકળ્યું ત્યારે દેવોની સાથે રાહુ અને કેતુ નામના દાનવો પણ ચંદની પાછળ છુપાઈને અમૃત પીવા લાગેલા. આ દાનવોની પાછળ લપાઈને કાગડો પણ અમૃતના છાંટા પી ગયેલો તેથી એ અમર બની ગયો!

આ કલ્પના એથી આગળ ચાલી છે. કાગ-ડાનું માંસ પણ જો ખાવામાં આવે તો અમર બની જવાય, એમ લોકો માને છે. આવી માન્યતાને કારણે જ્ઞાની અને ડાહ્યા રાજા વીર વિક્રમે પણ મોતને સમયે લાલચમાં પડીને કાગડાનું માંસ ખાધેલું, એમ કહેવાય છે. ડાહ્યા માણસો પણ ભૂલ કરી બેસે, ત્યારે રાજા વીર વિક્રમનો આ પ્રસંગ દાખલા

તરીકે અપાય છે.

લાંબું આયુષ્ય ધરાવતા કાગડાની સંખ્યા પર ઘુવડ કાબૂ રાખે છે. ઘુવડને કાગડાનાં ઈંડાં બહુ ભાવે છે. રાતે કાગડા સૂતા હોય ત્યારે ઘુવડ તેનાં ઈંડાં સાફ કરી જાય છે. આથી, દિવસને વખતે જો ઘુવડ નજરે પડે તો કાગડા એને દીઠું મૂકતા નથી. એકીસાથે આસપાસમાંથી કાગડા ભેગા થઈને તેની પાછળ તૂટી પડે, ચાંચોની ઝડી વરસાવે અને ક્યાંયે તગડી આવે.

ઘુવડને જ શા માટે? ગરુડ આવે તો ગરુડ અને સમળી એના માળા પાસે આવે તો સમળીની પાછળ પણ એ પડે. કાગડો કાંઈ ગરુડ કે સમળીને મારી શકે તેટલો જોરાવર નથી. પણ એની જાત ભારે સંપીલી છે. એક કાગડાના કકળાટે તો ઘડી વારમાં અનેક કાગડા આવી પહોંચે અને શત્રુ પર તૂટી પડે. એમના આવા સમૂહના જોરને લીધે જ તેઓ પંખી સમાજમાં કોઈ પણ પંખીને ડરાવતા ફરે છે.

એમનો આ સમૂહગત સ્વભાવ ખાવાને સમયે સ્વાર્થી બની જતો નથી. એકાદ કાગડો ખોરાકનો મોટો જથ્થો ભાળે કે તરત કા...કા...કા કરીને અન્ય કાગડાને બોલાવે; સૌ પોતપોતાનો ભાગ ઉઠાવીને દૂર જઈ બેસે અને ખાવા લાગે.

કાગડો અનાજ, જીવડાં, માંસ વગેરે ખાય ખરો, પણ એનો મનગમતો ખોરાક તો પંખીઓનાં ઈંડાં. ઝાડેઝાડ કે વાડેવાડમાં ક્યાંયે ઇંડાંની ગંધ આવે તો કાગડો પહોંચી જાય. પંખીનાં નાનાં બચ્ચાંને પણ ન છોડે. ઝાડની બખોલમાં ઊંડે ઊંડે મૂકેલાં ઈંડાં પણ બહાર ખેંચી કાઢે. પંખીસમાજમાં લગભગ અર્ધાં ઉપરનાં ઈંડાં કાગડા સાફ કરી નાખે છે, એવો અભ્યાસીઓનો અંદાજ છે.

બીજાં પંખીઓનાં ઈંડાં ઉડાવી જનાર કાગડો પોતાનાં ઈંડાં અને બચ્ચાંનું ભારે રક્ષણ કરે છે. જાહેર રસ્તા પર મોટે ભાગે લીંબડા પર એ માળા બાંધે છે. જાતજાતની લાકડીઓ, લીંબડાની સળીઓ અને ઘાસનાં મૂળિયાંથી તે માળાનું બાંધકામ કરે. માળાને ઝાડ સાથે મજબૂતીથી બાંધી દે. માળો બાંધવામાં કાગડો બધી ચીજો લાવતો જાય અને કાગડી માળો બાંધતી જાય. ભાવનગરમાં કૃષ્ણનગર આસપાસ આશરે સો જેટલા માળામાં અમે લોઢાના સળિયા જોયેલા. આસપાસ રખડતા સળિયાનો ઉપયોગ કરી કાગડાઓએ માળાને ભારે 'મજબૂતીથી બાંધેલા. ગમે એટલું જોર કરીએ, પરંતુ એક પણ વાળો ન ઊખડે. વળ દઈ દઈને ડાળી આસપાસ વીંટી દીધેલા.

મુંબઈમાં કાગડાના એક જોડાએ સોનારૂપાનાં ચશ્માનાં દાંડલાથી માળો બનાવેલ. એ દાંડલાની કિંમત આશરે ચારસો રૂપિયાની હતી. મદ્રાસના ટીન-બજારમાં ટીનનાં પતરાંનો બનાવેલો એક માળો હાથ લાગેલો.

કાગડાના માળા પરથી આપણા ખેડૂતો વરસાદની આગાહી કરે છે. તેઓ માને છે કે જે વરસે વરસાદ ઓછો પડવાનો હોય તે વરસે કાગડા ઊંચી ડાળે માળા બાંધે છે; અને જે વરસે વરસાદ વધારે પડવાનો હોય ત્યારે નીચેની ડાળોમાં બાંધે જે વરસે વાવાઝોડાં કે તોફાનની બીક હોય ત્યારે તેઓ ઝાડની વચ્ચોવચ્ચ માળા બાંધે છે.

જૂન-જુલાઈ માસમાં એ ચારથી છ ઈંડાં મૂકે. જે ઝાડ પર તેણે ઈંડાં મૂક્યા હોય તે ઝાડ પર બીજા પંખીને આવવા ન દે કે માણસને પણ પગ મૂકવા ન દે. એ જ વખતે લીંબડાં પર લીંબોળીઓ પાકે છે. કાગડાના માળાવાળા લીંબડે ક્યારેક લીંબોળીઓ ખાવા માટે ચડી જોજો! કાગડો અને કાગડી બંને તમારી પાછળ પડવાનાં અને ઠણક (ચાંચના ઘા) મારીને લોહી કાઢવાનાં.

એનાં ઈંડાંનો રંગ લીલાશ પડતો વાદળી હોય છે અને તેમાં આછા કાળા રંગનાં છાટણાં હોય છે. કાગડો-કાગડી બન્ને ઈંડાં સેવવા બેસે છે. ઇંડાંમાંથી બચ્ચાં નીકળ્યા બાદ કાગડો-કાગડી બંને બચ્ચાંને માટે ખોરાક લાવીને ખવરાવે છે અને ઉછેરી મોટાં કરે છે.

માણસજાત અને પંખીસમાજને હેરાન કરતા કાગડાને નર-કોયલ પહોંચ્યો છે. કાગડી ઈંડાં સેવવા બેસે કે નર-કોયલ પાસેના ઝાડ પર આવીને બેસે છે અને પોતાનો એકધારો ટહુકાર શરૂ કરે છે. કાગડો એનો એ ટહુકાર સહન નથી કરી શકતો, તેથી તેને નસાડવા તેની પાછળ પડે છે. આ રીતે નર-કોયલ કાગડાને દૂર ખેંચી જાય, કાગડી પણ એને મારવા માટે પાછળ દોટ મૂકે છે. પાછળથી માદા-કોયલ પોતાનાં ઈંડાં કાગડાના માળામા મૂકીને છટકી જાય છે. નર-કોયલને નસાડીને પાછી ફરેલી કાગડી એના સ્વભાવ અનુસાર ઈંડાં સેવવા લાગે છે. એને ખબર પણ નથી પડતી કે તેના માળામાં બીજાં ઈંડાં મુકાઈ ગયાં છે!

કોયલનાં ઈંડાં સેવ્યા પછી એમાથી બચ્ચાં નીકળે છે ત્યારે પણ કાગડો-કાગડી ભેદભાવ રાખ્યા વગર એમને ઉછેરે છે. કેટલીક વાર તો પોતાનાં બચ્ચાંને ય ધકેલીને કોયલનાં બચ્ચાંનું તેઓ વધારે લાલન કરે છે.

કોયલનાં બચ્ચાં ભારે બાઝકણાં હોય છે. પોતાનાં દૂધભાઈસમાં કાગડાના બચ્ચાંને તેઓ ચાંચો મારી મારીને ધકેલ્યા કરે છે, છતાં યે કાગડો-કાગડી તેમના પર રોષે ભરાતાં નથી, તેઓ મોટાં થતા હોય છે ત્યારે ખૂબ ખાઉધરા હોય છે. તેમને ખવરાવવા માટે કાગડા-કાગડીને ગમે તેટલા ફેરા ખાવા પડે, છતા તેઓ કંટાળતાં નથી.

એથી યે આગળ વાત-કાગડો છે માંસાહારી, કોયલ છે તદ્દન કણ-આહારી; એટલે કાગડો પોતાનાં બચ્ચાંને જીવડાં ખવરાવે છે, પણ કોયલનાં બચ્ચાંને ગમે ત્યાથી લાવીને ફળ-ફળાદિ ખવરાવે છે.

કોયલનાં બચ્ચાં મોટાં થાય છે ત્યારે કાગડો તેને બોલતાં શીખવે છે. બચ્ચા કા કા...શબ્દ બોલવાને બદલે કુઉ...કુઉ જવાબ આપે છે; છતાં કોયલને મારવા દોડતાં કાગડો-કાગડી એ બચ્ચાંને તો હેતથી જ ઉછેર્યા કરે છે. ક્યાં કાગડાનો એકેએક પંખીને હેરાન કરતો કઠોર સ્વભાવ અને ક્યાં પોતાનાં દુશ્મનનાં બચ્ચાંને યે આટલા વહાલથી ઉછેરતો હેતાળ સ્વભાવ! જાણે કાગડો બીજાં પંખીનાં ઈંડાં ખાવાનું પ્રાયશ્ચિત પારકાં જણ્યાંને વહાલથી ઉછેરીને વાળી રહ્યો છે!

ગૃહસ્થલોકોએ પોતાના ભોજનમાંથી પાંચ કોળિયા પશુ-પંખી માટે કાઢવા, એવો ધર્મ-વિધિ છે. તેમાં એક કોળિયો કાગડા માટે કાઢવામાં આવે છે. આ રીતે કાગડો પવિત્ર પંખી ગણાય છે.

એ કલ્પના આગળ વધી છે. અવસાન પામેલા પુરુષો પરલોક ગયા બાદ કાગડાને સ્વરૂપે શ્રાદ્ધ જમી જાય છે એવી માન્યતા છે. આખું વર્ષ કાગડાને દેખીને ઉડાડી મૂકતા આપણા લોકો ભાદરવા મહિનામાં શ્રાદ્ધ નાખતી વખતે, 'કા...ગ વાસ, કા...ગ વાસ' એવી લાંબી રાડો નાખીને બોલાવે છે અને પિતૃઓ માટે કરેલ ખીર-રોટલી ઘર માથે નાખીને તેમને ખવરાવે છે.



## કાશીનો કાગડો

જરા ગામ બહાર ફરવા આવો તો કાગડાની એક બીજી જાત બતાવું. શહેરમાં ક્યારેક લોકોની વસ્તી વચ્ચે તે આવે છે ખરો, પણ મોટે ભાગે તે વગડામાં ને જંગલમાં રહે છે.

આખે શરીરે એનો રંગ કાળો હોય છે.

આપણાં કાગડાની જેમ એને ગળે ભૂખરો કાંઠલો નથી હોતો. એનો કાળો રંગ પણ આપણા કાગળાથી વિશેષ કાળો ને ચળકાટ મારતો હોય છે. ચાંચથી પૂછડી સુધી કાળા રંગ સિવાય બીજું કાંઈ દેખાય જ નહિ. શરીરે પણ તે આપણા કાગડા કરતાં મોટો હોય છે.

કાઠિયાવાડમાં તેને 'ગિર–કાગડો' કહે છે. ગિરનાં જંગલોમાં તેનું રહેઠાણ છે તેથી કદાચ એ નામ પડી ગયું હશે. એનું બીજું નામ છે. 'કાશીનો'. કાશી તરફ આવા કાગડાઓની બીજી જાત થાય છે. જૂના સમયમાં આપણે ત્યાંથી લોકો કાશીની જાત્રાએ ગયા હશે, ત્યારે ત્યાં એવા કાગડા જોયા અને આ કાગડાને આવું નામ આપી દીધું હશે.

એનું જીવન પણ આપણા કાગડા જેવું જ. ફળફળાદિ, અન્નના કણ, ગરોળીઓ, ઉંદર, ઈંડાં અને મરેલ પશુનાં હાડકાં પરથી માંસ ખાતા ફરે અને આકાશમાં ઊંચે ઊંચે ઊડયા કરે.

એને દેડકા ખાવા બહુ ગમે. ખાય પણ વિચિત્ર રીતે. નીચે દેડકું જતું જુએ કે નીચે ઊતરીને તેને આકાશમાં ઊંચે સુધી ઉપાડી જાય. ત્યાંથી એને નીચે ફેંકીને ફેદા કાઢી નાખે. એ પછી નીચે ઊતરીને લહેરથી દેડકાના ફેદા વીણીવીણીને ખાધા કરે. [ક્રમશઃ]

*

પૃ. ૭૫૨થી ચાલુ]

પેલાએ તો લમણે હાથ દીધો. કે છે : "આ બાયડી ચેવી મલીસે ?"

"જો ગોંડી, અત્યારે તો બાયડીઓ, ભારેખમ થૈને ઘરમાં રે'છે."

"સારું, તાણે હું એ ય કરું !"

આ તો ઘંટી માથે લઈને ઊભી રહી.

ખેડૂત કે છેઃ "તું બળધિયા બોંધે છે કે નહિ ?" તાણે પેલી ઘરમાંથી બોલી, "શું બોંધું ? ભારેખમ થૈ ગૈ છું. હેંકું, એવું ચે ના ! કરવું શું ?"

ખેડૂતે ઘરમાં આવીને જોયું, ત્યાં તો આ બઈ, માથે ઘંટી લૈને ઊભી છે. આ ખેડૂતે તો કંટાળીને ફારગતી આલી દીધી.– ખાધું પીધું ને રાજ કર્યું–

વાર્તા કહેનાર :
મુ. લાડોલ — જોઈતાબા
તા. વિજાપુર, જિ. મહેસાણા — ઉ. વર્ષ–૮૫

*

એક ગૃહસ્થ–(પડોશમાં રહેતા એક ધંધાદારી જ્યોતિષીને) 'મારા પિતાશ્રીનું દુઃખદ અવસાન થયાનો તાર આવ્યો છે. મારે તુરત જવું પડે એમ છે. પાછળથી મારા ઘરનું ધ્યાન રાખજો."

જ્યોતિષી – બને જ નહીં.

ગૃહસ્થ – ધ્યાન રાખવાનું નહીં બને ?

જ્યોતિષી – એમ નહીં. તમારા પિતાશ્રીનું અવસાન થાય જ નહીં. મેં એમની કુંડલી જોઇ છે. પૂરા ૮૦ વર્ષની એમની આવરદા હતી. હજી તો એમને માંડ ૬૦ થયા હશે.

ગૃહસ્થ – એમની ઉંમર ૬૦ વર્ષની હતી એ સાચું નખમાં ય રોગ ન હતો. પણ આજે સવારે હૃદય રોગના હુમલાથી એમનું અવસાન થયું છે એ હકીકત છે.

જ્યોતિષી – "શરીર તો સૌના ક્ષણભંગુર ગણાય. આત્મા તો અમર છે ! શોક કરશો નહીં."

# ઉત્તર ગુજરાતની એક લાક્ષણિક લોકવાર્તા

જયંતીલાલ સો. દવે

[તળપદી લોકવાર્તાઓના અભાવે આપણે ત્યાં ઐતિહાસિક ઘટનાઓને લોકભાષામાં વણીને કહેવાતી વાર્તાઓ વિશેષ પ્રમાણમાં પ્રગટ થતી રહી છે. અહીં એવી તદ્દન તળપદી લોકવાર્તા ઉત્તર ગુજરાતની લોકભાષામાં શ્રી. જયંતીભાઈ લઈ આવ્યા છે. સં.]

એક ખેડૂત હતો. એ તો સેતર સેડવા જ્યો. એની વઉ કે : "અરે હું ભાત લઈને ચ્યાંણે પોકીશ ?" બઉ મોડું થ્યું. તાણે છોકરાં રોવા માંડયા, પેલી બઈ કે છે : "તમારે આવવું સે ? હેડો તાણે." આણે તો છોકરાંને કેડે વળગાડયાં. અને કમાડ આડું કર્યું. ત્યારે કમાડ ચઈડ દઈને બોલ્યું. બઈ કે છેઃ "તારે ય આવવું છે ?" આણે તો કમાડ ઉતાર્યું, અને ભાત સંગાથે બાંધી લીધું, અને છોકરાંને ય બાંધ્યાં. ત્યાં તો પાડું હતું એ રેંક્યુ. કે : "તારે ય આવવું સે ? તું ય હેંડ !" આણે તો પાડાને ય બાંધી લીધું. આ તો બધોય વરઘોડો હેંડયો આગળ. નેળિયે નેળિયે આગળ હેંડી. નેળિયા વચ્ચે ઊંટ બેઠેલું. ઊંટને કે છેઃ "ઊઠે છે કે કૂદું ? ઊઠે છે કે કૂદું ?" ઊંટ તો ના ઊઠયું. આ તો ઊંટને માથે કૂદી. અને ઊંટ ઊભું થઈને માંડયું દોડવા. ઊંટ ઉપર તો પેલી બઈ, ને કમાડ, ને છોકરાં, ને પાડું બધું લક્કડ ફક્કડ જાય નાઠું. પેલો ખેડૂત સેતર સેડતો'તો. ઈણે આ ભાળ્યું. કે આ શું ? એ તો જોઈને જાય નાઠો, જાય નાઠો. પેલી કે છે : "નાહશો નહિ, નાહશો નહિ, એ તો મું છું !" પેલો ખેડૂત કે છેઃ "આ વરઘોડો શું લેવા કાઢયો ?" પેલી કે : "શું કરું તાણે ? હેંડી એટલે કમાડ કડડ કરતું વાહે થ્યું, એને કહ્યું તું ય હેંડ, તાણે પાડું કે મારે આવવું સે, એને કહ્યું, તું ય હેંડ, છોકરાં રડતા'તાં તે એને ય લાઈ." કે : "લાઈ તો લાઈ, પણ આ ઊંટ માથે ચડીને ચ્યમ આઈ ? આવો વરઘોડો ચ્યમ કાઢયો ?" પેલી કે છે : "શું કરું ? ઊંટ નેળિયા વચ્ચે બેઠું'તું !"

ખેડૂત કે છે : "સારું તાણે, હું ખઉં, તું બે બળધિયા, પઈ આય." આ તો બળધિયા લઈને હેંડી તળાવે. ત્યાં તળાવે જઈને એક બળધિયો બબોળ્યો. આ બઈ કે છે : "બળધિયો તો કાણો થૈ જ્યો સે. પોણી પીવે એ બધું જતું જ રે'સે." તો એક ગધાડો ચરતો'તો. કે : "આ બળધિયો ચેવો રૂપાળો સે ?" આણે તો એક બળધિયાને મેલ પડતો ને ગધાડો હાંકી લાઈ ! પેલો કે છેઃ "તું ચ્યમ બળધિયાને બદલે ગધાડો લૈને આઈ ?" પેલી કે છેઃ "બળધિયો નહિ સારો !"

પેલો ખેડૂત તો બરાબર ખીજવાયો કે' છે :

"ઓ રાંડ ! અત્યારે બૈરાં ચેવા સે ? એક કણના બે કણ કરે સે. તું જ આવી રહી." આ તો ઘેર પાછી આઈ. કે : 'એક કણના બે કણ કીધાં.' આ તો મગની કોઠી હતી, તે ખાલી કરતાંકને મંડી ભેડવા. ઘર વચ્ચે મગનો ઢગલો કરીને બેઠી છે, અને ખેડૂત આયો.

કે : "શું કરે સે ?"

"એક કણના બે કણ કરું સું !"

પેલો ખેડૂત એવો ખીજવાયો, 'કે છેઃ "કભારજા ! ઘરની બાયડી હોય, તે તો કેવા ઘરસૂતર ચલવે ? અને તું તો લોઢી શેકે છે !"

આ તો પોગી સૂતરિયાને ત્યાં. કે : "ભઈ, સૂતર આલોને !" આ તો સૂતર લઈને આઈ. વેંટ વેંટ કરવા માંડી ઘર ફરતે. ત્યાં ખેડૂત સેતરેથી આયો. એણે તો ઢોળ છોડયું. કે : "આ બળધિયા બંધાવ !"

પેલી કે છે : "હું તો ઘરસૂતર ચલવું છું."

અનુ. પૃ. ૭૫૧ પર]

## મધ્યમ માર્ગ

બુદ્ધ પોતાના શિષ્ય સોમને પૂછે છે:

"તમે વીણા વગાડી શકો?"

"હા."

"વીણાના તાર બહુ ખેંચીએ તો બરાબર અવાજ નીકળે?"

"ના."

"ત્યારે વીણાના તારો ઢીલા રાખીએ તો શું થાય?"

"તો પણ એમાંથી બરાબર અવાજ ન નીકળે."

"ત્યારે વીણાના તારોને બહુ ન તાણીએ કે ઢીલા પણ મેલીએ તો બરાબર અવાજ નીકળે?"

"હા, તો પછી વીણામાંથી અવાજ નીકળે."

"ત્યારે એ જ રીતે હે સોમ! આપણી શક્તિને તાણ્યા કરવાથી કાંઈ વળે નહિ અને ઢીલી મૂકી દઈએ તો કામ ન આપે ને શરીર નકામું બને."

# શ્રી મોહનલાલ ખીમજીભાઇ ચંદારાણા ચેરિટી ટ્રસ્ટ

(રજિ. નં. ઇ ૨૨૫)

**ચલાલા**

**જિલ્લો-અમરેલી (સૌરાષ્ટ્ર)**

# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમાં અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા-બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલકત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્રની" મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

ગોંડલ. તારીખ ૧૩-૪-૧૯૮૧

ગોવિન્દલાલ એસ. દેસાઈ
પ્રમુખ
નગરપાલિકા, ગોંડલ.

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી રાજુલા તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

પો. બો. નં. ૧૭, ટાવર પાસે, રાજુલા સીટી (જી. અમરેલી)

"રજત જયંતિ વર્ષ"
નોંધણી ક્રમાંક: ૧૫૩૬
તા. ૧૦-૫-૧૯૫૬
(ઓડીટ વર્ગ અ)

તાર : "સહકાર"
ટેલીફોન: મુખ્ય ઓફીસ ૩૮
સીધી ખરીદી વિભાગ ૧૩૮
પ્રમુખ નિવાસસ્થાન ૧૨૩
મેનેજરશ્રી નિવાસસ્થાન ૧૪૮

| | |
|---|---|
| શેર ભંડોળ રૂ. | ૨,૮૪,૧૦૦=૦૦ |
| અનામત તથા અન્ય ભંડોળ રૂ. | ૧૨,૬૫,૬૬૭=૫૪ |
| થાપણો રૂ. | ૯,૬૪,૬૪૩=૪૦ |
| સભાસદ સંખ્યા- | ૨૨૩ |

: વ્યવસ્થાપક કમીટી મંડળ :

| | |
|---|---|
| શ્રી બાબુભાઇ પોપટભાઇ પટેલ | પ્રમુખ |
| શ્રી પીઠાભાઇ ડાહ્યાભાઇ | ઉપપ્રમુખ |
| શ્રી કરશનભાઇ ભગવાનભાઇ પટેલ | સભ્ય |
| ,, લાખાભાઈ મેઘજીભાઇ પટેલ | ,, |
| ,, રાણાભાઇ ગોવીંદભાઇ | ,, |
| ,, નાનાભાઈ સગાળભાઇ | ,, |
| ,, દયાળભાઇ ગોવિંદભાઇ પટેલ | ,, |
| ,, ભીમજીભાઇ લાખાભાઇ પટેલ | ,, |
| ,, પરશોતમભાઇ રામભાઈ પટેલ | ,, |
| ,, બાલુભાઈ ભાભાભાઇ | ,, |
| ,, ભીખાભાઇ લુણાભાઈ | ,, |
| ,, પાતાભાઇ જીવાભાઇ | ,, |
| ,, જમાલખાંભાઈ મુરાદખાંભાઇ પઠાણ | ,, |
| મોહનભાઇ નાનજીભાઇ પટેલ | બેંક પ્રતિનિધિ |
| ઓધવજીભાઇ કે. વાળા | મેનેજર |

ગ્રામ : "સહકાર"　　નોંધણી ક્રમાંક ૧૫૪૭　　ફોન { ગોડાઉન : ૧૫
　　નોંધણી તા. ૨૫-૬-૧૯૫૬　　દુકાન : ૫૯

"સહકાર ત્યાં સિદ્ધિ"

# શ્રી વેરાવળ-પાટણ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ.

ગુજરાત રાજ્ય **વેરાવળ** જિલ્લો : જૂનાગઢ.

દુકાન : નપાણિયા બજાર.

ગોડાઉન : ભાલકા રોડ

: સભાસદ સંખ્યા :

| | |
|---|---|
| મંડળીઓ | ૪૧ |
| વ્યક્તિ | ૨૭૩ |
| | ૩૧૪ |

: શેર ભંડોળ :

| | |
|---|---|
| રૂા. | ૧૨૧૯૫૦-૦૦ |
| રૂા. | ૫૧૯૦-૦૦ |
| | ૧૨૭૧૪૦-૦૦ |

ઓડીટ વર્ગ 'બ'

: બેન્કર્સ :
ધી જૂનાગઢ ડીસ્ટ્રીક્ટ સેન્ટ્રલ
કો-ઓપરેટીવ બેન્ક લિ. જૂનાગઢ
બ્રાન્ચ : વેરાવળ.

: ઓડીટર્સ :
શ્રી સ્પેશ્યલ ઓડીટર
સહકારી મંડળીઓ
જૂનાગઢ

શ્રી જે. બી. બારડ　શ્રી એમ. એ. ઝાલા　શ્રી કાળાભાઇ રણમલભાઇ ઝાલા
એકાઉન્ટન્ટ　મેનેજર　પ્રમુખ

ઊર્મિનવરચનાના ૧૨ વિશેષાંકોનો

## રૂા. ૧૫૦ નો સેટ રૂા. ૧૧૦ માં

| | | | |
|---|---|---|---|
| ૧ – લોકસાહિત્યમાં સિંહ | રૂા. ૧૫–૦૦ | ૭ – લોકભરત અને કંડાર | રૂા. ૧૫–૦૦ |
| ૨ – લોકસાહિત્યમાં નદી | રૂા. ૧૫–૦૦ | ૮ – ખાંભી અને પાળિયા | રૂા. ૧૫–૦૦ |
| ૩ – લોકસાહિત્યમાં નારી | રૂા. ૧૫–૦૦ | ૯ – મેઘાણી સ્મૃતિ અંક | રૂા. ૫–૦૦ |
| ૪ – સૌરાષ્ટ્રની ધર્મસાધના | રૂા. ૧૫–૦૦ | ૧૦ – ઇશ્વરભાઇ સ્મૃતિ અંક | રૂા. ૫–૦૦ |
| ૫ – ગુજ.સા.પ.અધિવેશન અંક | રૂા.૧૦–૦૦ | ૧૧– વનપ્રવેશ વિશેષાંક | રૂા. ૧૫–૦૦ |
| ૬ – લોકસાહિત્યમાં પક્ષીઓ | રૂા. ૧૫–૦૦ | ૧૨–હુહો દસમો વેદ | રૂા. ૧૫–૦૦ |

છૂટક અંક મગાવનારને પૂરી કિંમત ઉપરાંત પોસ્ટેજના ત્રણ રૂપિયા અલગ પડશે. આખો સેટ મગાવનારને પોસ્ટેજ નહિ આપવું પડે. વી. પી. થી અંકો નહિ મોકલાય.

વ્યવસ્થાપક

'ઊર્મિનવરચના' ૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ – ૩૬૦ ૦૦૧



# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઇ-૪૦૦૦૨૩
ના સૌજન્યથી

ગ્રામ : પીપલ બેંક | ટે. નં. ૩૬૭૪૪૬-૪૭

# ધી અમદાવાદ પીપલ્સ કો–ઓપરેટીવ બેંક લિ.

મુખ્ય કચેરી : પીપલ્સ બેંક બીલ્ડીંગ, પો. બો. ૧૩૩, ભદ્ર, અમદાવાદ

સ્થાપના સને ૧૯૩૨ | સુવર્ણ જયંતી વર્ષ ૧૯૮૧-૮૨

શાખાઓ : ખડીયા, સાબરમતી, મણીનગર, પાલડી, શાહપુર, સરસપુર તથા ધંધુકા

ટે. નં. : ૩૬૪૯૨૪ ૬૬૪૮૩ ૫૪૫૮૬ ૭૭૨૩૧ ૨૨૦૫૩ ૩૭૪૩૩૭ ૪૪

ચેરમેન શ્રી **હરિપ્રસાદ કેશરીપ્રસાદ ઠાકોર**

મેનેજીંગ ડાયરેકટર શ્રી **ડાહ્યાભાઈ કાલીદાસ પટેલ**

| | |
|---|---|
| (૧) ભરપાઈ થયેલ શેરભંડોળ... | રૂા. ૪૨,૫૨,૩૫૪ |
| (૨) રીઝર્વ તથા બીજા ફંડો... | રૂા. ૬૧,૫૯,૨૦૦ |
| (૩) થાપણો... | રૂા. ૯,૭૩,૯૩,૪૦૦ |
| (૪) કામકાજનું ભંડોળ... | રૂા. ૧૧,૬૭,૫૮,૮૦૦ |

(૧) બેંક છેલ્લાં ૫ વર્ષથી બેંકીંગની તમામ પ્રકારની સેવાઓ આપે છે.

(૨) બેંક માન્ય કરેલી કંપનીઓના શેરો સામે ધીરાણ આપે છે.

(૩) બેંક પબ્લીક ટ્રસ્ટનાં નાણાં સ્વીકારે છે.

(૪) બેંક બાંધી મુદતની થાપણ પર આકર્ષક દર આપે છે સમયમર્યાદા મુજબ વધુમાં વધુ ૧૧% ટકાના દરથી થાપણો સ્વીકારે છે. વ્યાજ દર ૭ મહીને આપવામાં આવે છે.

(૫) બેંકની કેશ-સર્ટીફીકેટ તેમજ નાની બચત યોજનાનો લાભ લો.

(૬) બેંકે મન્થલી ઇન્ટરેસ્ટ ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૭) બેંકે સ્વપ્નસિદ્ધ તથા વર્ષાસન ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૮) અમારી બેંકમાં મૂકેલી થાપણો ઇન્સ્યોરન્સ સ્કીમ નીચે સુરક્ષિત છે.

અનંત જોષી
મેનેજર

હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઇએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઇએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઇ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઇએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

–ગાંધીજી

રાષ્ટ્રીય એકતા



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી



ગુજરાત સરકારના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

ફોન નંબર { ઓફિસ ૪૦
પ્રમુખશ્રી ૫૬ }

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી વંથલી તાલુકા સહકારી ખરીદ – વેચાણ સંઘ. લી.

વંથલી (સોરઠ)

રજી. નંબર-૮૪૬ ઓડીટ વર્ગ – અ

,૩૦,૫૦૦=૦૦ વસુલ આવેલ શેર ભંડોળ ૪૬ સભ્ય સંખ્યા.
૧, ૩૦,૦૫૦-૦૦ મંડળીઓનું ૪૧ મંડળીઓ
૪૫૦-૦૦ વ્યકિતગત ૫ વ્યકિતગત

| | | | |
|---|---|---|---|
| ૩૭૯,૫૩૧-૦૦ | અનામત ભંડોળ | ૧૮,૯૭,૯૩૫-૦૦ | કાર્ય ભંડોળ |
| ૨૨૭,૭૩૬-૦૦ | અન્ય ભંડોળ | ૧,૦૧,૨૦૭૩-૦૦ | વર્ષ દરમ્યાન વેચાણ |

**જાહેર કરેલ ડીવિડન્ડ ૧૨%.**

સંઘ દરેક જાતના રાસાયણિક ખાતરો તેમજ સુધારેલી જાતના અને હાઈબ્રીડ બિયારણો પાક સંરક્ષણ સાધનો અને જંતુનાશક દવાઓ સાથે જીવન જરૂરિયાતની ચીજ - વસ્તુઓ, અંકુશિત કાપડ, સિંગતેલ, સિમેન્ટ, ખાંડ વગેરે સહકારી મંડળીઓ દ્વારા તેમજ સીધા ખેડૂતોને અગર વાપરનારને વ્યાજબી ભાવથી પુરા પાડવામાં સહાયરૂપ થાય છે.

**હાથાભાઈ શામજીભાઈ પટેલ**
મેનેજર

**ઓધાભાઇ સીદીભાઈ**
પ્રમુખ






## સંસ્થાની પ્રવૃત્તિઓ

૧– સમન્વય, રાજકોટ–જેમાં સુથારી, લુહારી, ઉદ્યાગ, ચર્મોદ્યોગ, તેલઘાણી ઉદ્યોગ, પોલી વસ્ત્ર, કંતાઇ ઉદ્યોગ તથા ગુજરાતમાં એક માત્ર 'કુટીર' ટોઇલેટ સાણુનું ઉત્પાદન કરે છે.

૨– જરી–રેશમ કેન્દ્ર, સુરત–કૃત્રિમ જરી તેમ જ રેશમના ઉત્પાદક

૩– ગ્રામશિલ્પ, અમદાવાદ–ખાદી તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓનું વેચાણકેન્દ્ર

૪– ચર્મશિલ્પ, અમદાવાદ–ચર્મોદ્યોગની તમામ પ્રકારની ચીજો વેચનાર

૫– ખાદી ઉત્પત્તિ–વેચાણ કેન્દ્ર, સુરેન્દ્રનગરઃ– ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, જેના દ્વારા લગભગ ૫૦ જેટલાં વણકર કુટુંબો તથા ૨૦૦ કાંતનારાઓને રોજી મળે છે.

૬– પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, વાંકાનેર

૭– અંબર કેન્દ્ર, ખેડીપરા, રાજકોટ, ધીયાવડ, પડધરી. પોલીવસ્ત્ર તેમ જ અંબર કેન્દ્રો દ્વારા લગભગ ૧૫૦ જેટલી બહેનોને રોજી મળે છે

'સમન્વય' : જયંત સોસાયટી : મવડી પ્લોટ
રાજકોટ–૩૬૦ ૦૦૪



હું તમને એક જડીબુટ્ટી આપું છું. જ્યારે જ્યારે તમને શંકા પડે, અથવા જ્યારે જ્યારે તમારી જાતનો ખ્યાલ જ પ્રધાન બની જાય, ત્યારે ત્યારે નીચેની કસોટી વાપરવી. તમે જોયેલા ગરીબમાં ગરીબ અને દુબળામાં દુબળા માણસનો ચહેરો તમારે સંભારવો; અને પછી તમારી જાતને પૂછવું કે, હું જે પગલું ભરવા માગું છું તે એને કંઇ ઉપયોગનું થઈ પડશે ખરું? તેનાથી એને કંઇ લાભ થશે ખરો? તેનાથી એને પોતાના જીવન અને ભાગ્ય ઉપરનો કાબૂ પાછો મળશે ખરો? એટલે બીજી રીતે કહીએ તો, ભૂખે મરતા અને આધ્યાત્મિક ભૂખમરો વેઠતા કરોડોનું સ્વરાજ એનાથી આવશે ખરું?

પછી તમારી શંકા અને તમારી જાત તમને ઓગળી જતી માલૂમ પડશે.

— ગાંધીજી

# શ્રી મોહનલાલ ખીમજીભાઇ ચંદારાણા ચેરીટી ટ્રસ્ટ

(રજી. નં. ઇ. ૨૨૫)

**ચલાલા.**

જિલ્લો-અમરેલી (સૌરાષ્ટ્ર)

*૨૫૮-૫*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

# ઊર્મિ નવરચના



## ભલાઈ – સાચી મૂડી

એમ કહેવાય છે કે, ખુદાએ આ પૃથ્વી બનાવી તે વખતે તે આમથી તેમ ડોલ્યા કરતી હતી. પ્રભુએ તેથી મોટા મોટા પર્વતો બેસાડયા.

આથી ફિરસ્તાઓ પ્રભુને પૂછવા લાગ્યા : હે માલિક ! તેં બનાવેલી વસ્તુમાં આ પર્વત કરતાં કોઈ વધારે બળવાન છે ખરું ?

ઈશ્વરે કહ્યું : હા, લોઢું આ ડુંગરાઓને તોડી શકે છે તેથી તે વધુ તાકાતવાળું છે.

ફિરસ્તાએ પૂછયું : ત્યારે લોખંડથી પણ કોઈ તાકાતવાળી ચીજ છે ?

ખુદાએ કહ્યું : હા, આતશ પોલાદથી જબરો છે, કેમ કે તે લોખંડને ગાળી છે.

એનાથી કોઈ જબરું છે ?

ખુદા કહે : હા, પાણી; કેમ કે પાણી આતશને બુઝાવી દે છે.

ફિરસ્તા કહે : એનાથી કોઈ બળવાન છે ?

ઇશ્વર કહે : હા, પવન છે; કેમ કે પવન પાણીને ચલાવે છે.

ત્યારે ફિરસ્તા પૂછે છે કે, હે દયામય પ્રભુ ! એનાથી કોઈ બળવાન છે ?

પ્રભુ કહે : હા, દાન આપનારો ભલો આદમી પોતાના જમણે હાથે આપીને ડાબા હાથથીય જો છૂપું રાખે, તો તે દાન આપનાર સર્વ કોઈને જીતી લેવાને સમર્થ છે.

દરેક સારું કામ તે દાન છે. તમારા ભાઈને હસીને બોલાવો, રસ્તો ભૂલેલાને તમે રસ્તો બતાવો, તરસ્યાને પાણી આપો – એ બધાં દાન છે. મનુષ્યે અહીં જીવતાં, પોતાના જેવાં માણસો તરફ યા પોતાનાં જેવાં પ્રાણી તરફ જે ભલાઈ રાખી હશે, તે જ તેની સાચી મૂડી છે. તે મરી જશે પછી લોકો પૂછશે કે, આ મરનારો પાછળ શું મૂકી ગયો ? પણ ફિરસ્તાઓ પૂછશે કે, મરનારે આગળથી કેટલાં ભલાઈનાં કામો કરીને અહીં મોકલ્યાં છે ? – ગાંધીજી

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ – ૧

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

જૂન '૮૧ : વર્ષ : પર : અંક : ૪ : સળંગ અંક : ૬૧૬



### જાહેરખબરો આપનારાઓને વિનંતી

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઑર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

### ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓકટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક-દેશમાં | રૂા. ૨૫-૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂા. ૬૦-૦૦ |

### લેખકોને—

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતા પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવુ માનવુ નહિ.

### એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય

૧૩, જાગનાથ પ્લૉટ

રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ

# કૃષ્ણજન્માષ્ટમી એ વત ઊજવશું !

તમે મીઠી વાંસળી વ્રજમાં વગાડી, અમે કોલાહલમાં દુનિયા જગાડી;
તમે ગોપાલ થઈને વને ધેન ચારી, અમે રાખી ઊકરડા ચરવા બિચારી.

તમે નાથ્યો હો ફણીધર નંદજાયા, અમે એને પોષવા દૂધ પાયાં;
નથી અમ કાજ આ જરિયે નવાઇ, પીય લેવું નિજના મળે તો ધરાઇ.

તમે સુંદર કુબજાને રૂપ દીધું, અમે બાંધી પ્રીત એનું પતન કીધું;
તમે જઇ મથુરા ગણ્યા દી રહ્યા છે, અમે તો સમૂળા ફના થઇ ગયા છે.

તમે ચપટી મિત્રના તાંદુલ ખાધા, અમે બાંધી દોસ્તી ખુદને જ ખાધા;
તમે રૂડા હેમના મહેલો બનાવ્યા, અમે પાડી ઝૂંપડાં પ્રભુને વસાવ્યા.

તમે આવી દ્રુપદજાની લાજ રાખી, અમે જીત્યા દાવમાં છે સર્વ સાખી;
નથી એ ગુમાવી હજુ પણ ખાનદાની, અસ્તિત્વમાં રાખી છે રીતિ પુરાની.

તમે ગીતા ગાઇને સંભળાવી આખી, અમે બીજા શ્રવણથી એ કાઢી નાખી;
તમે લીધી પ્રતિજ્ઞા શસ્ત્ર ના હાથ લેવું, અમે સમજ્યા એમ કે ગળું દાબી દેવું.

તમે અમને આમ તો ઘણું યે કહ્યું છે, અમારા એ દિલમાં જે કાંઇ રહ્યું છે;
અમે એનો ગમે તેવો અર્થ કરીએ, એવી શું પડી છે કે ઊંડા ઊતરિયે ?

અમે આવી રીત કદી ના બદલશું, કથા સાંભળવા બહુ ભીડ કરશું;
કીર્તન કરી ગામ આખું ગજવશું, કૃષ્ણજન્માષ્ટમી એ વત ઊજવશું

પિંગળશીભાઇ ગઢવી

# કલ્યાણકારિણી વાણીનો મહિમા પ્રમાણો

सक्तुमिव तितउना पुनन्तो
यत्र धीरा मनसा वाचमक्रत।
अत्रा सखायः सख्यानि जानते
भद्रैषां लक्ष्मीर्निहिता धिवाचि ॥
(ઋગ્વેદ ૧૦/૭૧/૨)

(જ્યાં ધૈર્યવાન જ્ઞાની પુરુષો જેમ ચાળણી વડે સત્તુ (લોટ) ચળાય તેમ મન - મનન દ્વારા વાણીને પવિત્ર કરતા રહે છે. ત્યાં (વાણીના) મિત્ર થઈ ચૂકેલા પુરુષો (વાણીની) મૈત્રીને એના પૂર્ણ અર્થમાં પ્રમાણે છે. આવા પુરુષોની વાણીમાં કલ્યાણકારિણી લક્ષ્મી આવીને વસેલી હોય છે.)

વિશ્વના મહાપુરુષોએ આપણે હમેશ નિર્મળ વાણીના આગ્રહ સેવીએ તે માટે જુદી જુદી રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. કોઈ કહે છે કે આ ગળું નાનું બનાવીને ઇશ્વર જાણે બેવડી ગળણી મૂકી છે. આપણે અંદર (ખોરાક) નાખીએ ત્યારે વિચાર કરીએ અને બહાર (વાણી) કાઢીએ ત્યારે પણ વિચાર કરીએ.

કોઈ વળી કહે છે કે કુદરતે બધેય નાનું મોટું હાડકું મૂકયું પણ જીભમાં હાડકું ન મૂકયું તેનું રહસ્ય મે બરાબર પકડયું છે. કુદરતને જીભથી કઠોર બોલાય તે જરાય પસંદ નથી.

[कुदरतको है पसन्द नहीं सख्ती बयानमें
इस लिये है दी नहीं हड्डी जबानमें ॥]

પેલો સુભાષિતકાર તો પોકારીને કહે છે કે સારી રીતે બોલાયેલી વાણી જ માણસનો સાચો શણગાર છે. वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते। અન્ય વિચારક વળી છૂટ આપે છે કે તમે ચોવીસે કલાક તમારી જીભ ઉપર પહેરો રાખો એમ હું કહેતો નથી. ફક્ત જ્યારે કડવું બોલવાનું મન થાય ત્યારે ઇશ્વર ખાતર ચોવીસ કલાક થોભી જાઓ. એટલી ધીરજ ન હોય તો પણ માફ, બસ, એક કલાક થોભી જાઓ!

બીજો મહાપુરુષ એનાથી આગળ છે. કહે છે કે આ કયાં બહારની વાત છે? આ તો તમારા અનુભવની વાત છે. તમે કડવુ વેણ બોલવા માગતા હતા કોઈ કારણે તમે બોલી શકયા નહિ અને એનું શુભ પરિણામ આવ્યું તે તમે અનુભવ્યું છે તો એ અનુભવને હવે વિશાળ પાયા ઉપર ગોઠવી દો એટલું જ કહેવુ છે.

મંત્રમાં રહેલા ચાળણી શબ્દને આમ વીર પુરુષોએ જુજવે રૂપે રજુ કર્યો છે.

કેટલાક આ માર્ગમાં આગળ વધ્યા હોય છે. ખરાબ બોલવાનું થોડો સમય ટાળી શકે છે. પણ એ નહિ બોલવા માટે એમના મનમાં એટલો વસવસો રહે છે કે કોઈ ને કોઈ વિકૃત સ્વરૂપે એ બહાર આવ્યા વિના રહેતો નથી પણ વિશ્વશાંતિના યજ્ઞમાં આપણી સાચી આહુતિ છે એ સમજણ પાકી જોઈએ માટે તો મનનથી એને કેળવવાનું કહ્યું છે.

સારી વાણીની મિતાચારી એકવાર મન સભાન રીતે કેળવી લે એ આનંદ જુદો હોય છે.

જીભ ઉપર મધ અને હૃદયમાં હળાહળ ઝેર તો નાટક છે. એમાં પળેપળ પંડ સાથે છેતરપીંડી છે. ત્યારે કેળવેલી વાણીની મૈત્રીમાં તો મન અને વાણી એકરૂપે વહેતાં હોય છે.

સાચું જ કહ્યું છે કે પછી પેલી કલ્યાણકારિણી લક્ષ્મીને આમંત્રણ દેવા જવું ન પડે કે તું આવ - એ આવેલી જ હોય અને એ લક્ષ્મીને પગલે પગલે શાંતિની શીતળતા આપણા સારાયે ચૈતન્ય ઉપર છાઈ રહેતી અનુભવાય છે. **- પ્રસાદ**

# અગ્રણીઓની અંતરંગ દ્વિધા ને લડાઈની વિમાસણ

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૯ મો) રતુભાઈ અદાણી

બીજે દિવસે સવારે અમે જૂનાગઢના ઉતારે ગયા ત્યારે રાજકોટના કેટલાક પોલીસ અધિકારીઓ એમને જૂનાગઢ રાજ્ય તરફથી મળેલી ફરિયાદને કારણે તપાસ કરવા માટે આવીને બેઠા હતા. સૌ પ્રથમ એમણે શ્રી જેઠાલાલ જોષીનું નિવેદન લીધું. શ્રી જેઠાલાલભાઈએ નિવેદન લખાવતાં જણાવ્યું કે: "જૂનાગઢના નવાબે પ્રજાની ઈચ્છા જાણવાની ખેવના કર્યા વિના, પાકીસ્તાન સાથે જોડાવાનો જે અવ્યવહારુ અને ખતરનાક નિર્ણય લીધો છે અને એ નિર્ણયની સામે કોઈ અવાજ ઉઠાવે નહીં એટલા માટે જૂનાગઢના નવાબી તંત્રે સમગ્ર રાજ્યમાં દમનનો જે દોર છૂટો મૂકયો છે એને પરિણામે જૂનાગઢ રાજ્યમાં રહેવું સલામત ન લાગતાં હજારો કુટુમ્બો જૂનાગઢ રાજ્યમાં આવેલ એમનાં મકાન, માલ, મિલ્કત છોડી હિજરત કરી રહ્યાં છે. એમાંનાં મોટા ભાગનાં લોકો રાજકોટ આવી રહ્યાં છે. રાજકોટમાં એમને સગવડ કરી આપવી એ જૂનાગઢ રાજ્યની જ નૈતિક ફરજ ગણાય. જૂનાગઢ રાજ્ય એ ફરજ ચૂકયું છે. એટલે જૂનાગઢથી હિઝરત કરીને રાજકોટ આવેલાં કુટુમ્બોને આશ્રય આપવા જૂનાગઢના ઉતારાનો કબજો લેવામાં આવ્યો છે. જૂનાગઢનાં લોકોનો આ ઉતારા ઉપર પૂરો અધિકાર છે."

ત્યાર પછી પોલીસ અધિકારીઓએ મારી કેફિયત નોંધવાનું શરૂ કર્યું. મને સ્મરણ છે ત્યાં સુધી મેં જણાવેલું કે: "જૂનાગઢ રાજ્યને પાકીસ્તાનમાં જોડાતું રોકવા માટે આરઝી હકૂમતને જૂનાગઢના નવાબને પ્રજાદ્રોહ કરવા બદલ પદભ્રષ્ટ કર્યા છે. જૂનાગઢ રાજ્યની મિલ્કત અને અધિકારો જૂનાગઢની આરઝી હકૂમતને પ્રાપ્ત થયેલ છે. જૂનાગઢનો ઉતારો પણ એ રીતે આરઝી હકૂમતની મિલ્કત બને છે. એટલે કોઈએ આ ઉતારા ઉપર ધાડ પાડી નથી. પણ આરઝી હકૂમતની લોકસેનાએ રાજકોટમાં આવેલી પોતાની મિલ્કત શાન્તિથી સંભાળી લીધી છે."

રાજકોટની પોલીસ આ પ્રકરણ આગળ ચલાવવા ઈચ્છતી ન હતી. એમને આ પ્રકરણ કોઈપણ રીતે માંડી વાળવું હતું. આ પ્રકરણ માંડી વાળવા માટે મારી કેફિયત એમને અનુકૂળ ન લાગી. કારણ કે આરઝી હકૂમતને રાજકોટ રાજ્યે માન્ય કરી ન હતી. એ દૃષ્ટિએ એ ગેર-કાયદેસર હકૂમત હતી. એટલે શ્રી જેઠાલાલભાઈના નિવેદન સાથે બંધ બેસે એવું નિવેદન માગ્યું. અને એ ધોરણે લખેલ નિવેદન ઉપર મેં સહી કરી આપી. રાજકોટની પોલીસે ત્યારબાદ શું કાર્યવાહી કરી તે એની તો અમને જાણ થવા પામી નહીં, જૂનાગઢ રાજ્યને એમણે શું જવાબ લખ્યો એની પણ અમને જાણ થવા પામી નહીં, પરંતુ ત્યાર બાદ રાજકોટ પોલીસ તરફથી કે રાજકોટ રાજ્ય તરફથી કોઈ હરકત કરવામાં આવી નહીં. જૂનાગઢનો ઉતારો એ આરઝી હકૂમતની ધોરણસરની છાવણી બની ગયો. ઉતારાના એક ખૂણે થોડાં મકાનો હતાં એમાં લોકસેનાના સૈનિકો માટે રહેવાની સગવડ કરવામાં આવી. ઉતારાના મુખ્ય મકાનમાં થોડા ખંડ ઉતારાનું કિંમતી રાચરચીલું સાચવવા માટે બંધ રાખવામાં આવ્યા. બાકીના બેત્રણ ખંડોનો આરઝી હકૂમતના પ્રધાનો અને અન્ય આગેવાનો માટે ઉપયોગ શરૂ કર્યો.

સવારે ઉતારાની આસપાસનાં બધાં મકાનોની ઝીણવટભરી તપાસ હાથ ધરવામાં આવી. રાત્રે આ બધાની ઉપરછલ્લી તપાસ તો કરેલી, પણ ઉતાવળ અને ધમાલને કારણે ઉતારાના છેવાડે આવેલ એક નાનકડા મકાનની તપાસ રહી જવા પામેલી. સવારે એ મકાનનાં બારણાં ખોલ્યાં તો ગિરની એલ-દના,

શંકરના ગણ જેવા બે સુંદર બળદબાપે બાંધેલા ઊભા હતા, રાત્રે એમને નહોતી નિરાણી નીરણ કે નહોતું પવાયું પાણી. બન્ને બળદ એક બીજાનાં મોઢાં ચાટતા ઊભા હતા, ભૂખ તરસની છાપ અછતી ન રહી, આખી રાત બન્ને બળદ ભૂખ્યા તરસ્યા રહ્યા એનું અમને ખૂબ દુખ થયું અને એની સારસંભાળ માટે પૂરતી વ્યવસ્થા કરવામાં આવી.

જૂનાગઢના ઉતારાનો કબજો લેવાયો, લોકોએ આ નાનકડા પગલાને ભારે ઉત્સાહથી વધાવ્યો. આરઝી હકૂમત અંગે લોકોના મનમાં વિશ્વાસની લાગણી પેદા થઈ પણ હવે પછીશું એ અમારે માટે મહત્ત્વનો પ્રશ્ન બની ગયો. જ્યાં ત્યાંથી મેળવેલાં પાંચ,૭ હથિયારો સિવાય અમારી પાસે કોઈ શસ્ત્ર સરંજામ હતો નહીં અને જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ કરવા માટે લોકસેનાના ચૂનંદા સાથીઓ થનગની રહ્યા હતા પણ શસ્ત્રો વિના આક્રમણ થઈ શકે નહીં, એટલે અમે જમે ત્યાંથી થોડા હથિયારો મેળવવાની તજવીજમાં પડયા.

રસિકભાઈ, પ્રેમચંદભાઈ, મનુભાઈ વસી અને હું હથિયારો મેળવવા માટે ઊપડયા મુંબઈમાં. હાથવાર ના વેપારી હાથવાર માટે લાયસન્સ-પરવાનો હોય એમને હથિયાર વેચી શકે. અમારી પાસે તો લાયસન્સ હતા નહીં, લાયસન્સ વિના પણ હથિયાર મળી શકે એમ હતા, પણ એને માટે માગી કિંમત ચૂકવવી પડે, અમારી પાસે તો નાણાંના પણ સાસા, છતાં અમે માગી કિંમત આપી ને એક નાળની ૧૨ બોરની બે બંધૂકો, ૩૫ પોઈન્ટની એક ઉત્તમ રિવોલ્વર, અને બે ત્રણ પિસ્તોલો ખરીદી. વધુ ખરીદવાની શક્તિ ન હતી. અને જે કંઈ ખરીદી કરીએ એ ગેરકાયદેસરની ખરીદી હતી. ખોદીએ ડુંગર અને નીકળે ઊંદર જેવો ખેલ હતો. ખરીદી ખરીદીને અમે માંડ પાંચ છ હથિયારો ખરીદી શકયા. વધુ હથિયાર ખરીદવાનું માંડી વાળવું પડયું. જે હથિયાર ખરીદ્યા એ પણ સહીસલામત રાજકોટ કેમ પહોંચાડવાં એ પ્રશ્ન હતો. આરઝી હકૂમત પ્રત્યે સમગ્ર રાષ્ટ્રની સહાનુભૂતિ. આરઝી હકૂમતના એક – એક પગલાં ઉપર આખા રાષ્ટ્રની નજર. પણ કોઈ સરકાર આરઝી હકૂમતની આવી ગેરકાયદેસર ગણાતી પ્રવૃત્તિ ખુલ્લી રીતે ચાલવા ન દે. આંખ આડા કાન કરે એટલું જ. મુંબઈ રાજ્યનુ એવું જ વલણ જાણવા મળ્યું, ચીવટ રાખાને અમારી પાછળ ન પડે, પણ નજરે ચડી જઈએ તો ધોરણસર પગલાં લેવાં પડે. આ સ્થિતિ જોઈ, અમે પૂરી કાળજી લઈને મુંબઈથી ખરીદેલાં હથિયાર રાજકોટ સહીલામત પહોંચાડયાં.

વધુ હથિયારો મેળવવાની ગડમથલ ચાલતી હતી. યાદ આવ્યું કે ૧૯૪૨ની લડત વખતે શ્રી છોટુભાઈ પુરાણીની હિંમતભરી અને કુનેહભરી આગેવાની નીચે કેટલાક મરજિયા જુવાનોએ પોલીસ ચોકી ઉપર હલ્લા કરેલા અને પોલીસો પાસેથી કેટલીક ૩૦૩ રાઈફલો હાથ કરેલી. એમની પાસે આ હથિયારોનો સંગ્રહ કયાંય સચવાયેલો હોવો જોઈએ. અમારા એક સાથી શ્રી સનતભાઈ અને બીજા મિત્ર, તેમજ ક્રાન્તિના રંગે રંગાયેલ યુવાન કાર્યકર શ્રી નીરૂભાઈ દેસાઈ દ્વારા આ હથિયારો મેળવવાનો અમે પ્રયાસ કર્યો, અને જેમની પાસે હથિયાર હતાં એમણે હથિયારોનો ઉપયોગ કરવાનું આ ખરું ટાણું છે એમ સમજી બધાં હથિયારો લોકસેનાને આપવાની તત્પરતા દાખવી. આ હથિયારોમાં એક સ્ટેન ગન, અને થોડી રાયફલો હતી, પિસ્તોલતો ગમે તે રીતે સંતાડીને લઈ જઈ શકાય. પણ આ સ્ટેન ગન અને રાયફલો રાજકોટ લાવવી કઈ રીતે? એ વખતે વીરમગામ સ્ટેશને જગાતનુ નાકું હતું. જતાં આવતા બધા જ પ્રવાસીઓની કડક જડતી લેવામાં આવતી, આ જકાત બારીમાંથી છટકવુ મુશ્કેલ હતું. પરન્તુ પોલીસમાં પણ આરઝી હકૂમત પ્રત્યે સહાનુભૂતિ અને શકય હોય ત્યાં સુધી મદદ કરી છૂટવાની લાગણી ધરાવતા થોડા સિપાહીઓ અને જમાદારો હતા. એમની મદદથી શ્રી છોટુભાઈ પુરાણીના સાથીઓ તરફથી મળેલ સ્ટેનગન અને રાયફલો સહીસલામત રાજકોટ પહોંચી ગયાં ભલે થોડા, પણ ચડિયાતા પ્રકારના

હથિયારો મેળવી શકાયા એનો અમે આનંદ માણ્યો પણ મૂળ સમસ્યા તો એમની એમ રહી. દસવીસ સૈનિકોને હથિયાર આપીને કેવળ એમના જોરે લડાઈના મેદાનમાં ઊતરી શકાય નહીં. કંઈ રીતે આગળ વધવું એની મથામણમાં અમારા કલાકો વીતવા લાગ્યા.

આરઝી હકૂમતની કચેરી તો હિજરતીઓની અને અન્ય પ્રશ્નોમાં ગળાડૂબ રહેવા લાગી. પણ બીજાં લોકોને એમાં રસ ન હતો. એમને તો જૂનાગઢ રાજ્યનો પ્રદેશ મેળવવા માટે આરઝી હકૂમત તરફથી ક્યારે આક્રમણ શરૂ થાય છે એમાં રસ હતો. અમારી મૂંઝવણ કે મથામણનો એમને ખ્યાલ ન જ હોય. ધીરે ધીરે લોકોમાં ચણભણાટ શરૂ થયો. ધીરે ધીરે જાહેરમાં ટીકાઓ શરૂ થઈ કે "આરઝી હકૂમત ગાજી એવી વરસી નહીં.' પણ આ ટીકાનો અમારે જે રીતે જવાબ આપવો જોઈએ એ તત્કાળ આપવા અમે અસમર્થ હતા.

લોકસેનાના થનગની રહેલા જુવાન મિત્રોને પણ લાંબો સમય નિષ્ક્રિય રાખવા એ જોખમ ભરેલું હતું. એટલે પ્રોળની અધૂરી સશસ્ત્ર તાલીમ આગળ વધારવાનું નક્કી કરવામાં આવ્યું. ભાડવાના દરબાર સાહેબે અને વાઘણિયા દરબાર સાહેબે શરૂઆતથી જ આરઝી હકૂમતને માન્યતા આપવાનો હિંમતભર્યો નિર્ણય જાહેર કરેલો. ત્યાર પછી પણ આરઝી હકૂમતને ઉપયોગી થવાની એમની પૂરી તૈયારી અને ધગશ. એટલે એમના સહકારથી અને એમની પાસેનાં શસ્ત્રોનો ઉપયોગ કરીને અમે ભાડવા, વાઘણિયા વગેરે સ્થળે લોકસેનાના સૈનિકોને તાલીમ આપવાનું શરૂ કર્યું. બધાને એકી સાથે તાલીમમાં મોકલી શકાય એમ હતું નહીં. વધારાના સૈનિકોને જૂનાગઢના ઉતારાની છાવણીમાં જ રહેવું પડતું. એ જ અરસામાં થોડા રસિક પ્રસંગો પણ બની ગયા.

એક સવારે શામળદાસભાઈ એમના ખંડમાંથી બહાર આવી, ઉપર ચડવાના દાદરની સામે ગોઠવાયેલી બેઠકમાં આવીને બેઠા. એ જ વખતે કેપ્ટન બાલમસિંહજી ત્યાંથી પસાર થઈ રહ્યા હતા. શામળદાસભાઈને સવારની ચા મળી નહોતી. વિલંબથી અકળાઈને બગાસું ખાતાં ખાતાં એમણે હાક મારી "એય જુવાન! જલ્દી નીચે જઈને ચા લઈ આવ" કેપ્ટન બાલમસિંહના મગજમાં ઝટાકો બોલી ગયો. પણ એમણે સમય સાચવી લીધો સડસડાટ નીચે જઈને ચાની ટ્રે લઈ ઉપર ગયા. શામળદાસભાઈની સામે પડેલ ટીપોઈ ઉપર ટ્રે મૂકી, સલામ કરી, સડસડાટ નીચે ઊતરી સીધા મારી પાસે આવ્યા. એમના ચહેરા ઉપર સખ્તાઈ ઊપસી આવેલી.

"રતુભાઈ! શામળદાસભાઈ અમને શું સમજે છે?" બાલમસિંહજીએ પ્રશ્ન કર્યો. હું એમનો આ પ્રશ્ન સમજી શક્યો નહીં.

"કેમ? શું સમજે છે એવો પ્રશ્ન કેમ ઉદ્ભવ્યો?" મેં પૂછ્યું.

"તેઓ મને કોઈ સામાન્ય ચપરાશી કે નોકર સમજતા લાગે છે." બાલમસિંહના શબ્દોમાં ધ્રૂજારી હતી.

"એવું શેના ઉપરથી માન્યું?"

"હું સવારે એમની પાસેથી પસાર થતો હતો એ વખતે એમણે ચા લઈ આવવા માટે જે મને હુકમ કર્યો એના ઉપરથી," કેપ્ટને ખુલાસો કર્યો.

"પછી?"

"મેં એમની અદબ જાળવવા માટે હુકમનો અમલ કર્યો ચાની ટ્રે આપી આવ્યો." બાલમસિંહના મોં ઉપર સહેજ હાસ્ય ફરક્યું. "તમને એમણે ઓળખ્યા નહીં હોય. નોકર સમજીને તમને ચા લઈ આવવા સૂચના આપી હશે. પણ તમે ગમ ખાઈને ચા આપી આવ્યા એ સારું કર્યું" મેં એમને શાન્ત પાડવા પ્રયત્ન કર્યો.

"શું સારું કર્યું? ફરી વખત આ રીતે મારું અપમાન કરશે તો હું સાંખી નહીં લઉં. તેઓ મને

ઓળખતા ન હોય તો તમારે એમને મારી ઓળખાણ આપવી જોઈએ. એમને કહી દેજો કે હું આવ્યો હતો થોડા જુવાનોને તાલીમ આપવા પણ ત્યારબાદ તમારી સાથે લડાઈના મેદાનમા લડી લેવા રોકાઈ ગયો છુ. અને એ પણ શામળદાસભાઈના કહેવાથી નહી, તમારી સાથે મહોબ્બત બધાઈ ગઈ છે એટલા માટે હુ પગારદાર સિપાહી કે નોકર નથી." બાલમસિહ રોષભર્યા અવાજે એકધારુ બોલી ગયા.

હુ બાલમસિહજીને લઈને ઉપર ગયો શામળદાસભાઈ ધીરે ધીરે ચાને ન્યાય આપી રહ્યા હતા. "શામળદાસભાઈ ! આ આપણા કેપ્ટન બાલમસિહજી પ્રોળમા તાલીમ આપવા આવેલા. પણ હવે આરઝી હકૂમતને પોતાની સેવા આપવા માટે રોકાઈ ગયા છે. આઝાદ હિન્દ ફોજ તરફથી બર્માની સરહદ ઉપર લડતા લડતા મોતના મોઢામાથી તેઓ પાછા ફર્યા છે.

એક વખત દુશ્મનના બોમ્બથી ઘવાઈને બેભાન બની ગયેલા એમને મૃત્યુ પામેલા સમજીને અન્ય સાથીઓ સલામત સ્થળે ચાલ્યા ગયેલા. કલાકો પછી તેઓ ભાનમા આવેલા. જખમોની દરકાર કર્યા વિના તુરત જ લડવા માટે એમની ટુકડી પસે પહોચી ગયેલ". મે મારી બાજુમા શાન્તિથી ઊભેલા બાલમસિહજીનો પરિચય કરાવ્યો.

"મને શી ખબર ? મે તો ધારેલુ કે તમે લોકસેનામા પગારથી રોકેલા સૈનિકો પૈકીના એક હશો." શામળદાસભાઈ ચાનો કપ ટીપોઈ ઉપર મૂકતા મૂકતા બોલ્યા. આ સાભળીને મારા મગજમા પણ ખટાકો બોલી ગયો. "શામળદાસભાઈ ! લોકસેનામા જોડાયેલા કાઠિયાવાડના જુવાનો પગારદાર સૈનિકો નથી. અને પગારદાર સૈનિકોની ભરતી કરવી હોય તો એ માટે આરઝી હકૂમત પાસે નાણાં પણ નથી. જૂનાગઢના નવાબે પાકિસ્તાન સાથે જોડાણ કર્યુ ત્યારથી ઊકળી ઊઠેલા અને ગમે તે ભોગે જૂનાગઢને પાકીસ્તાનમાં ભળતુ રોકવા માટે, લશ્કરી તાલીમ નથી છતા લડાઈના મોરચા ઉપર જાનની બાજી લડાવવા આવી પહોચેલા આ જુવાન મિત્રોમા કેટલાક જાહેર કાર્યકરો છે, કેટલાક વિદ્યાર્થી જુવાનો છે ફરી વખત લોકસેનાના કોઈ સૈનિકને નોકર કે પગારદાર લેખી અમારુ અપમાન કરશો નહી. બાલમસિહે તો અપમાન ગળીને તમારા આદેશનુ પાલન કર્યું. પણ હવે પછી કોઈને પણ આવો હુકમ કરશો તો લોકસેનાના કોઈ સૈનિક એનો અમલ નહી કરે"

આટલુ કહીને બાલમસિહ અને હું નીચે ઊતરી ગયા. શામળદાસભાઈ અમને દિઙ્મૂઢ બનીને જોઈ રહ્યા

થોડા દિવસ પછી શ્રી ઢેબરભાઈએ મને બોલાવ્યો થોડી વાર ગભીર બનીને મૌન રહ્યા પછી વાત શરૂ કરી "રતુભાઈ ! શામળદાસભાઈનુ એક બાબત ધ્યાન ખેચવુ પડે એમ છે."

"એવી કોઈ વાત છે ?" મે પૂછ્યુ.

"જુઓ આપણે રાજકોટ પરિષદ્ ચલાવીએ છીએ. આંદોલનો પણ ચલાવ્યા. પણ આપણે રહ્યા પ્રજાના સેવકો એમના સેવકો તરીકે આપણે સાદાઈ અને ગરીબીને વરેલા છીએ. આ આપણને એ જ શોભે." ઢેબરભાઈએ વાત આગળ વધારી.

"પણ એમા શામળદાસભાઈનુ ધ્યાન ખેચવા જેવુ શુ છે ?" મે પૂછ્યુ.

"તમે જોતા નથી ? આવ્યા ત્યારથી જાણે જૂનાગઢના નવાબનો વારસો મળ્યો હોય એમ ઠાઠમાઠથી રહે છે. આરઝી હકૂમતનું ભોજનાલય જુઓ. ઠાઠ ઠઠેરાનો કોઈ પાર નહી ઓછામા પૂરુ હમણા એમણે ભારે કિમત આપીને મોટર ખરીદી મુબઈમા આ બધુ ચાલે આપણે વરસોથી પ્રજાના સેવકો તરીકે જે ધોરણ અપનાવ્યા છે એ નષ્ટ થઈ રહ્યા છે" ઢેબરભાઈએ અતરની વાત ઠાલવી.

"ઢેબરભાઈ ! આ બાબતમાં શામળદાસ ભાઈનુ ધ્યાન ખેચવુ હોય તો એ કેવળ તમારે

જ અધિકાર, તમે કહેશો તો એ જરૂર તમારી વાત સ્વીકારશે," મેં કહ્યું, 'ના તમારે આ જવાદારી લેવી જોઈએ. આરઝી હકૂતના વ્યૂહ રચવામાં તમે એમની સાથે રાત દિવસ ગાળો છો, એટલે તમે એમને કહી શકશો." ઢેબરભાઈએ કહ્યું.

થોડી ચર્ચા પછી શ્રી ઢેબરભાઈનું મંતવ્ય, શામળદાસભાઈને જણાવવાની મેં જવાબદારી સ્વીકારી.

શામળદાસભાઈ આરઝી હકૂમતની કચેરી-એથી એમણે નવી ખરીદેલી મોટરમાં જૂનાગઢના ઉતારે આવી, કપડાં બદલાવી, હળવા થઈ એમના ખંડમાં આરામથી પલંગમાં લંબાવીને કોઈ પુસ્તક વાંચી રહ્યા હતા. હું એમના ખંડમાં ગયો.

"શામળદાસભાઈ! ઢેબરભાઈ એક બાબત તમને કંઈક કહેવા ઈચ્છે છે. પણ ગેરસમજ થાય એવી દહેશત હોઈ એ કામ મને સોંપ્યું છે." મેં બાજુની ખુરસીમાં બેઠક લીધી. "કહો. ખુશીથી કહો." શામળદાસભાઈએ પુસ્તક બાજુએ મૂક્યું.

"શ્રી ઢેબરભાઈને એમ લાગે છે કે પરિષદ-નો અત્યાર સુધીનો કારોબાર ખૂબ સાદાઈથી ચાલ્યો, આરઝી હકૂમતની રચના પછી આપણે સાદાઈનું ધોરણ છોડતા જઈએ છીએ." મેં વાતનો પ્રારંભ કર્યો.

"કઈ બાબતમાં મેં સાદાઈમાં તમારા ધોરણનો ભંગ કર્યો એ કહેશો?" શામળદાસભાઈએ ટાઢે કોઠે પ્રશ્ન કર્યો.

"તમે જાણો છો કે દરબાર સાહેબ અને ઢેબર-ભાઈના નેતૃત્વ નીચે કાઠિયાવાડમાં રાજકીયપરિષદ, સમગ્ર કાઠિયાવાડમાં લોકસંગઠન અને લોકસેવાની પ્રવૃત્તિ કરે છે. પણ હજી સુધી કાઠિયાવાડ રાજકીય પરિષદ પાસે પોતાનું કોઈ વાહન નથી. રાજકોટમાં જરૂર પડયે શ્રી ઢેબરભાઈ પણ ઘોડાગાડીનો ઉપયોગ કરે છે. અને આપણે તો આવતાં વેંત જ ભારે કિંમત આપીને મોટર ખરીદી. ઢેબરભાઈને આ રુચ્યું નથી." મેં ઢેબરભાઈની લાગણી ફરી સંભળાવી.

શામળદાસભાઈ આરામથી સૂતા હતા એ ઝબ દઈને બેઠા થઈ ગયા. એમનો ચહેરો બદલાઈ ગયો.

"ઢેબરભાઈને મારા વતી કહેજો કે હું અહીં કાઠિયાવાડ રાજકીય પરિષદ્ ચલાવવા નથી આવ્યો. જૂનાગઢનું રાજ્ય લેવા આવ્યો છું. હજી તો એક મોટર ખરીદી. કાલે બીજી પાંચ મોટર ખરીદવી પડશે. ઢેબરભાઈએ એની ચિંતા કરવાની હોય નહી."

"મોટરની વાત તો જાણે સમજ્યા. પણ ઢેબર-ભાઈને લાગે છે કે આરઝી હકૂમતની કચેરીમાં પ્રધાનમંડળ માટે જે રસોડું શરૂ કર્યું છે એમાં પણ બાદશાહી ઠાઠ ઠઠારો શરૂ કરી દીધો છે. તમારી વાત સાચી કે તમે પરિષદ્ ચલાવવા નથી આવ્યા. આરઝી હકૂમતના સરનશીન તરીકે આવ્યા છો. પણ લોકો પરિષદ્‌ને અને આરઝી હકૂમતને એક જ ગણે છે. નવાબની ગાદી મળ્યા પછી જેને જે કરવું પડે એ ભલે કરે. પણ અત્યારે તો પ્રજાના સેવકો તરીકે આપણે સૌએ સાદાઈનો આગ્રહ રાખવો જોઈએ.' મેં વાત આગળ ચલાવી. આ સાંભળી શામળદાસભાઈ ગર્જી ઊઠયા "રતુભાઈ! તમારા ઢેબરભાઈને કહેજો, મેં જાહેર કર્યું છે કે "જૂનાગઢનો કબજો લેવા માટે ભલે મારે વન વન રઝળવું પડે, અને કાગડા કૂતરાને મોઢે ચૂંથાવું પડે." પણ ચોખવટ કરી લઉં કે જીવતો છું ત્યાં સુધી નહીં, મરી ગયા પછી કાગડા કૂતરા ભલે મારી લાશ ચૂંથે–જીવતો છું ત્યાં સુધી જ શામળ-દાસ ગાંધી બત્રીસ જાતનાં ભોજન અને તેત્રીસ જાતનાં શાક આરોગશે. ઢેબરભાઈ ભલે રહે છે એનાથી પણ વધુ સાદાઈથી રહે. હું એની ઈર્ષા કરતો નથી. એમણે મારી ચિંતા કરવાની જરૂર નથી."

વાત આગળ વધારવાનો કંઈ અર્થ ન હતો થોડી હળવી વાતો કરી; મેં એમની વિદાય લીધી.

જૂનાગઢના ઉતારાને એક ખૂણે આવેલા મકાનમાં શરૂ કરેલી લોકસેનાની છાવણીના રસોડે એક વખત શ્રી રસિકભાઈ, બીજા થોડા મિત્રો અને હું ભોજન લેવા ગયા. ખીચડી શાક અને રોટલા પીરસાયા, ઘી પીરસાયું નહીં. મેં રસોડાનો હવાલો સંભાળતા સાથીને પૂછ્યું. "કેમ ઘી પીરસાણું નહીં ?"

"હમણાં થોડા વખતથી ઘી બંધ કર્યું છે." સાથીએ ટૂંકો જવાબ આપ્યો.

"કારણ ?"

"પછી કહીશ"

અમે ચોળાચોળ કર્યા વિના જમી લીધું. પણ આ નાનકડી વાતમાં કંઈક રહસ્ય હોવાની ગંધ આવતાં, ભોજન બાદ મેં આ સાથીને બોલાવીને ઘી બંધ કરવાનું કારણ પૂછ્યું.

"લોકો તો ટીકા કરે છે કે આરઝી હકૂમતના સૈનિકો પડયા પડયા ખીચડું બગાડે છે. એનો અમારી પાસે કંઈ જવાબ નથી.

અમારે કયારે મોરચા પર જવાનું છે એનો વિચાર તમારે કરવાનો પણ પાંચ સાત દિવસ પહેલાં આરઝી હકૂમતના જ એક પ્રધાનશ્રીએ આવી ટીકા કરી. આ ટીકા સાંભળી આપણા સૈનિકો સમસમી ઊઠયા. બધાએ સાથે મળી, ઘી, ગળપણ બધું બંધ કરી દીધું છે." અમારા સાથીએ ઘી ન પીરસવાનું કારણ વિગતથી કહી સંભળાવ્યું.

આવતી કાલથી ઘી ગોળ શરૂ કરવાની એમને સૂચના આપીને હું તરત જ શામળદાસભાઈ પાસે પહોંચ્યો.

"શામળદાસભાઈ ! લોકસેનાના સૈનિકો અહીં ઘી ગોળ ખાવા નથી આવ્યા. યુદ્ધના મેદાન ઉપર ખપી જવું પડે તો ખપી જવાની તમન્નાથી આવ્યા છે. પણ યુદ્ધના મેદાન ઉપર એમને કોરી ખીચડી ખવરાવીને મોકલાય નહીં. આપણે બત્રીસ જાતના ભોજન અને તેત્રીસ જાતના શાક જોઈએ તો આ સૈનિકો પડયા પડયા ખીચડું બગાડે છે એવી ટીકા વ્યાજબી છે ?" મેં થોડા ઉકળાટ સાથે કહ્યું.

"તમારી વાત સાથે હું સહમત છું. એમના ખાવા પીવામાં કરકસર કરાય જ નહીં. મરવુ પડશે તો એ મરવાના છે. હું જાણતો નથી કે કોણે આવી ટીકા કરી છે. કરી હોય તો એને મહત્ત્વ આપવુ નહીં. પણ વાત નીકળી છે તો કહુ કે પડયા પડયા મનેય અકળામણ થાય છે." શામળદાસભાઈ ગંભીર બની ગયા.

'અકળાવાથી અકળામણ દૂર થોડી થશે ? આપણા ભાવી પગલાં અંગે આપણે ગંભીરતાથી વિચારી જ રહ્યા છીએ.' મુશ્કેલીઓનો પાર નથી. નાણાં નથી હથિયાર નથી. પણ એ મુશ્કેલી તો પાર કરી જવાશે. મોટી મુશ્કેલી તો આપણા આગેવાન મિત્રોમાં પ્રવર્તતી દ્વિધા છે. શ્રી રસિકભાઈ, શ્રી જેઠાલાલભાઈ, શ્રી ગોકુળભાઈ, અન્ય સાથીઓ, લોકસેનાના જુવાન મિત્રો અને હું કોઈ પણ હિસાબે જૂનાગઢના પ્રદેશ ઉપર આક્રમણ કરવાનો આગ્રહ સેવીએ છીએ અને એને માટે તૈયારી પણ કરી રહ્યા છીએ જ્યારે આપણા કેટલાક આગેવાન મિત્રો 'લડાઈ લડવી એ આપણું કામ નથી.' એવી માન્યતા ધરાવે છે. જેઓ લડવાના મતના છે એમની આ અભિપ્રાય સાંભળીને હામ ભાંગી જાય છે. પણ આપણે સાથે બેસી આનો ફેંસલો કરી લેવો જોઈએ" મેં વિસ્તારથી મારી અકળામણ પણ વ્યક્ત કરી

"રતુભાઈ! આપણા આરઝી હકૂમતના પ્રધાનો પણ અકળાય છે. જો લડવું નહોતું તો અમને શણગાર્યા શીદને ? હવે એમને એમ પાછા તો ફરાય નહીં. દુર્લભજીભાઈએ તો આવીને કહ્યું કે આવી નાલેશી ભોગવવા કરતાં તો રૂપિયા રૂપિયાનું અફીણ ઘોળીને સૂઈ, જઈએ. પણ મને કહો કે તમને શું લાગે છે ?" શામળદાસભાઈ ટટ્ટાર થઈ ખૂબ ગંભીર બની ગયા.

"શામળદાસભાઈ ! સાચું કહું ? નાણાંની જોગવાઈ કરો અને હથિયારનો પ્રબંધ કરો. બાકીની

બાજી લોકસેના સંભાળી લેશે" મેં મારો સ્પષ્ટ અભિપ્રાય આપ્યો.

"નાણાંની ટહેલ તો નાખી છે. પણ આપણી જરૂરિયાતનો લોકોને ખ્યાલ નથી. ઘેર ઘેર ભીખ માગવા જવાય નહીં. મારું એ કામ પણ નહીં. નાણાં વિના આપણું કામ અટકતું હોય તો હું મુંબઈ જઈને મારું 'વંદેમાતરમ્' (દૈનિક પત્ર અને પ્રેસ) હરરાજ કરી જે ઊપજે એ નાણાં તમારા હાથમાં મૂકી દેવા તૈયાર છું." શામળદાસભાઈના ચહેરા ઉપર નાણાકીય રીતે ખુવાર થઈને પણ લડાઈ લડી લેવા માટેની તૈયારીના ભાવ વાંચી શકાયા.

"નાણાં માટે વંદેમાતરમ્ હરરાજ કરવું પડે તો કરવાની તમારી તૈયારી દાદ માગી લે છે. પણ એમ કરવાની જરૂર નહીં પડે. મહત્ત્વનો પ્રશ્ન હથિયારનો છે. અમે અમારી રીતે પ્રયત્નો કરી લીધા. બહુ સફળતા ન મળી. ભાલાં, ધારિયાં, દેશી ભડાકાની બંધુકો જેવાં શસ્ત્રોનું ઉત્પાદન કરવાની યોજના હાથ ધરવામાં આવી છે. પણ અદ્યતન શસ્ત્રોથી સજ્જ મનાતી જૂનાગઢની ફોજ સાથે આવાં હથિયારો લઈને આપણા જુવાનોને લડવા મોકલી, એમને હોમી દેવાની મૂર્ખાઈ ન થાય. આપણે અદ્યતન શસ્ત્રો મેળવવાનો પ્રબંધ કરવો જોઈએ. હવે મને લાગે છે કે આ વાતનો દોર તમારે જ હાથમાં લેવો જોઈએ. પરન્તુ ત્યાર પહેલાં લડાઈ લડવી છે કે કેમ એ અંગે આપણે સૌ સ્પષ્ટ થઈ જઈએ. અત્યારે આરામ કરો. આવતી કાલે આપણે મળીએ."

આટલી વાત કરી અમે છૂટા પડયા.

✻

એક દૂધવાળો દરરોજ વહેલી સવારે કલેકટરને ત્યાં દૂધ દેવા જાય. ઘંટડી વગાડે એટલે તપેલી લઈને પટાવાળો બારણું ઉઘાડે.

એક દિવસ પટાવાળો રજા ઉપર ગયેલો. ઘરમાં બીજું કોઇ નહીં. દૂધવાળાએ ઘંટડી વગાડી એટલે કલેકટર જાતે તપેલી લઈને બહાર આવ્યા.

"મારે તમને મળવાની અને એક વાત કરવાની કેદુની હોંશ હતી. પણ મેળ ખાતો ના'તો આજ ભારે મોકો મળી ગયો." દૂધવાળાએ દૂધની ટણુડી ભરતાં ભરતાં કહ્યું.

"એવી કઈ વાત છે?" કલેકટરે બગાસું ખાધું.

"વાત એમ છે સા'બ! મારે એક દીકરો છે. હવે જુવાન થઇ ગયો છે. ઢોર ચારવામાં કાંઇ શકરવાર નથી. એને તમ પાંહે પટાવાળામાં રાખી લ્યો ને!" દૂધવાળાએ બીજી ટણુડી ઠાલવી.

"તમારો દીકરો કેટલું ભણ્યો છે?" કલેકટરે સહાનુભૂતિ બતાવી.

"અમારે ભરવાડને ભણતર કેવું? અને વાત કેની?" દૂધવાળાએ જવાબ આપ્યો.

"ભણ્યો ન હોય તો નોકરી ન મળે." કલેકટરે જણાવ્યું.

"એને ન રખાય તો મને રાખી લો." દૂધવાળાએ તોડ કાઢયો.

"તમારી ઉમર તો પેન્શન ઉપર ઉતરવા જેવડી ગણાય." કલેકટરે દૂધવાળાની ધોળી મૂછો તરફ તાકતાં તાકતાં કહ્યું.

'ઈ તો ઈ. નોકરી નો મળે તો પેનશનનું કાંક કરી દો."

(કરશનભાઇ પાસેથી સાંભળેલું)